**ટ,** પું० [ સં. ट ] ગુજરાતી ભાષાના અક્ષરોમાંનો અગિયારમો વ્યંજન વર્ણ. જીભનું ટેરવું તાળવાને ઉપલે ભાગે અડાડવાથી આનો ઉચ્ચાર થાય છે. ટ અને બીજા ચાર અક્ષર મળીને ' ટવર્ગ ' કહેવાય છે અને તે બધા મૂર્દ્ધસ્થાની ગણાય છે.

**ટઈપડવું,** ક્રિ० અ० ઠેકઠેકાણે ભરચક ભરાઈ જવાથી તૂટીતૂટીપડે એમ 'થઈ જવું' તે; ગદગદી ને ટસટસ થઇ જવું; ભરચક ભરાઇ જવું અને તેમ થવાથી દદડી પડે એવું થઇજવું તે. ખસ, રોગ, ફોલ્લા વગેરેથી. બધાં છોકરાં ખસથી ટઇ પડે છે. અર્થાત્ ખસે ભરાઈ ગયાં છે. ટાઇ-ટૈજવું.

**ટક,** અ० ગણાય તેવી રીતે રહી રહીને થતો ટકોરાનો અવાજ; કટ, પટ, જેવો રણકો; ઠોકાનો રણકો; અવાજ.

**ટકટક,** અ० એક પછી એક 'ટક' એમ કરીને થતો એવો અવાજ. ઉ० ટક ટક ટક થાયે ઘડિયાળ, જો હું ચાલ્યો કહે છે કાળ. ( ૨ ) સ્ત્રી० ટક ટક એમ બોલ્યા કરવું તે; બડબડ્યા કરવું તે; ખોટી તકરાર; બકવા, લવારો; બકબકાટ; નકામું ટાયલું કર્યા કરવું તે ( ૩ ) એક નજરે જોયા કરવું તે; ટગર ટગર; એક દૃષ્ટિએ વગર ખોલે ચાલે એકજ વસ્તુ સામે જોયા કરવું તે.:-આશ્ચર્યથી ટપકો સાંભળવાથી કે ઉંડા વિચારથી ટકટક જોયા કરવું.

**ટકટકવું,** ક્રિ० અ० ટકટક એમ થવું; ટકટક થાય એમ વાગવું. (૨) બડબડવું; તકરાર કરવી ( ૩ ) મીટ માંડીને જોયાકરવું.

**ટકટકાટ,** પુ० ટક ટક થવું તે; ટકોરાના રણકા પડ્યા કરવા તે; ખડખડાટ. (૨ ) તકરાર કર્યા કરવી તે; બડબડવા, અથવા રહીરહીને ગણગણ્યા કરવું તે; વારવાર ટકટક કરવું તે, ડપકારપ બકબકાર; ટોક ટોક કરવું તે.

**ટકટકારો,** પુ० ટકટક થયા-કર્યા કરવું તે; ટકટક; લવારો; બકબકાટ.

**ટકટકિયું,** વિ० ટકટક કર્યા કરે એવું; તકરારી; લવારો કર્યા કરનાર; ખાલી માથું ફોકાવે એવું; ગણગણ્યા, બડબડ્યા ને તકરાર કર્યા કરે એવું; ચીકણું; વળીવળીને કંટાળો આપે એવું.

**ટકવું,** ક્રિ० અ० સ્થિર-મક્કમ-ઉભા રહેવું; તેગમાં કે બીજી કોઇ કસોટીની અંદર સ્થિરતા પકડી અમુક વખત લગી ઉભવું.:- એ આપનો ભાર વાદમાં નહિ ટકે. (૨) ભારી રહેવું; નીભ્યા કરવું:-આની ને આવી હાલતમાં ટકશે. (૩) ઘણો વખત લગી એક ઠેકાણે સ્થિર રહેવું; સ્થિતિ કરી રહેવું; ખોટી થવું; ઝાઝી વાર રહેવું:-આ દૂરે તે ત્યાં બહુજ ટક્યો. (૪) ઘણો વખત આવવું; વાપરવા કામમાં લેવા છતાં લાંબા વખત સુધી ચાલ્યા કરવું; પહોંચવું; કામમાં આવ્યા કરવું; નીભવું; ચાલવું:- આ વસ્તુ ટકે એવી છે.

**ટકાઉ,** વિ० ટકે એવું; વાપર સાથે નીભે એવું, લાંબો વખત પહોંચે એવું; મજબુત; ખિંચું; ચિરસ્થાયી

**ટકાર,** પું० [ સં ] 'ટ' અક્ષર; 'ટ' એવો ઉચ્ચાર તે; ટવર્ણ.

**ટકાવ,** પુ० ટકવાપણું; ટકી રહેવાપણું તે; ટકયા અથવા ચાલ્યા કરવું તે. ખેચી જાય, ગાળી નાંખે, ઉડાડી દે એવી કસોટીઓમાં ટકવું, સ્થિર ઉભા રહેવું, સ્થિતિ કરીને ક્રમ રહેવું તે; કસોટીની વચ્ચે પોતાની સ્થિતિ જાળવી રાખવી તે; અંદર-માં-ઉપર-વચ્ચે બરાબર ઉભા રહેવું તે. ક્રિ० પ્ર० ટકાવ કરવો, ટકાવ રાખવો, 'ટકવું' ના અર્થમાં વપરાય છે.

**ટકાવવું**, ક્રિ૦ સ૦ ટકે, પહોંચે, નીભે, ચાલે એમ કરવું; ચલાવવું; નિભાવવું.

**ટકિયો**, પું૦ ટેકિયો; ટેકણ; પાયો. જૈનવોરો જમતી વખતે દિવ્યણ નીચે જે લાકડા અથવા ધાતુનું ટેકણ રાખે છે તે.

**ટકો**, પું૦ ત્રણ તાંબિયા સિક્કાનો જુમલો તે; ત્રણ પૈસા તે. હાલ જેમ આનો શબ્દ વપરાય છે તેમ પહેલાં 'ટકો' શબ્દ વપરાતો. કરમાં અને દાનદાપામાં ટકો ને ટકાની ગણતરીએ દેણગીઓ દેવાતી:–રાતડાને ટકો દાપાનો આપો. (૧) દશાંશની ગણતરીમાં સોનો જે શતાંશ તે; સોમો ભાગ તે. પ્રમાણ બતાવવામાં અને વ્યાજમાં એનો વ્યવહાર થાય છે:–સેંકડે સાઠ બાસેક ટકા સ્ત્રીઓ હતી સેંકડે પાંચ ટકા વ્યાજ પરવડે તો ઘણુંએ છે (૩) [ સં. ટંક ] છાપવાળો રૂપાનો સિક્કો; રૂપિયો:–ટકાગણો એવો કોણ છે. બંગાળમાં 'ટોકો' એમ રૂપિયા માટે બોલાય છે. ક્રિ૦ પ્ર૦ ટકા કરવા=રોકડે વેચી પૈસા-સિક્કા એકઠા કરવા (૨) મહા ધૂર્ત, ઠગ, ફોસલાવી અને ફુમાવી પોતાનો સ્વાર્થ સાધી લે એવાને માટે આમ કહેવાય છે:–એ તો તમારાએ ટકા કરે=તમને એ વેચી ખાય તેવો છે. ટકા ચઢાવવ=દલાલી-કમિશન તરીકે જે દર વધારી કહેવો તે; અસલ કિમ્મત ઉપર દલાલી વગેરે વતીનો ભાવ વધારી દેવો. (૨) વખાણવું; વધારવું; બહલાવવું; મરચું મીઠું ભરભરાવવું; અતિશયોક્તિ કરવી – ટકા ચઢાવીને વાત ન કરશો રૂ૦ પ્ર૦ ટકાની પિંજારી=માલ વગરની વસ્તુ તે; હલકી, તુચ્છ વસ્તુ તે. ટકાનું માણસ=ઓછું પાત્ર; હલકું માણસ; નેચ; નષ્ટ. ટકાના ત્રણ શેર=કશી ગણતરીમાં નહિ એવું; તુચ્છ; જેનું લેખું નહિ એવું; સસ્તામાં ગણી કાઢેલું હોય એવું; જેનો કોઇ ભાવે પૂછે નહિ એવું. કહે૦ ટકાની ડોસી અને ઢબ્બો મુંડામણ=અસલ કિમ્મત કરતાં ખરચ વધારે. ટકો મળે પણ તક ન મળે=પૈસા કરતાં વખતની કિમ્મત બહુ મોટી છે અર્થાત્ ગુમાવેલો ટકો-પૈસો રૂપિયો કોઇ વાર મળી આવે છે પણ જે તક-લાગ ગયો તે ફરીને મળતો નથી. ટકે શેર ભાજી ટકે શેર ખાજાં=લાયક નલાયક મોટું નાનું, કે સારૂં ખોટું બધાને સરખું ગણવું તે; અવિવેક. ગાય ગધેડી ને ગોળ ખોળ એક સરખાં ગણાય એના જેવી ઢંગધડા વગરની જે રીત તે.

**ટકોટક**, અ૦ ટંકોટંક; કાંઠા, કિનારી લગી ભરપુર ભરાયેલું હોય તેમ; તટ લગી; તીરપર્યંત; ઉપર થઇને છલકાઇ જાય તેમ.

**ટકોર**, સ્ત્રી૦ મરોડની બોલી. મશ્કરીમાં–હસતાં હસતાં સામાના દોષ ખોડ કે કામ ઉપર સખત ટીકા કરવી તે; હસવામાં મહેણું મારવું; ખોટું ન દેખાય તેવી ટીકા કરવી તે; આક્ષેપ; અવજ્ઞા; ટહુકો; પરિહાસ; વક્રોક્તિ, વ્યાજોક્તિ; મશ્કરીમાં ઠોક દેવો તે. ક્રિ૦ પ્ર૦ ટકોર કરવી=હસતાં હસતાં મર્મનો બોલ મારવો; મશ્કરીમાં ઠોક દેવો; દોષ બતાવવો. (૨) ટોક; ટોકણી, ઠોક; ધ્યાન રાખી-તપાસ રાખતાં રાખતાં હાથ તળેના, નાના અને અધીન માણસને વખતો વખત ટોકતા રહેવું તે; ઠપકાનો ભય; ખીજવાનો, લડવાનો ડર અને તે ડરને લઇને કાળજી તે. (૩) નીધેગાની, તપાસ; કામલેવાની ચોકસી; દાબ, ધાક:–એને માથે જરા ટકોર હોય તો સારી ટકોર વગર છોકરૂં ભણે નહિ તો. ક્રિ૦ પ્ર૦ ટકોર રાખવી=ઠપકાની ધાસ્તી-ધાક રાખવી તે; તપાસ-સંભાળ ને ટોકણી રાખવી.

**ટકોરખાનું**, ન૦ ટકોરા પાડી વખત જણા-

વનારાઓને બેસવાનું સ્થાન તે; વખત વખતના પ્રમાણે ટકોર પાડી ઘડિયાળાં વગાડનારાઓને માટે બાંધેલી દેરડી ઉપરની ઉંચી જગા તે. (૨) ચાર ચાર ઘડીએ ચોઘડિયાં વગાડનારાઓનું જે ખાતું તે; ઘડિયાળાં અથવા ચોઘડિયાં વગાડનારા વાજાંવાળા ઢોલીઓ અને સરણાઇઓવાળાઓની જોડીઓનો સમુદાય તે. ક્રિ૦ પ્ર૦ ટકોરખાનું બેસારવું=લગન વિવાહના કે જાગ જગનના મોટા સમારંભમાં ચોઘડિયાં જણાવવા માટે મંડપને આગલે દરવાજે ઉંચી બેઠક ઉપર ટકોરા પાડી તથા વાજાં વગાડી 'અમુક ચોઘડિયું થયું' એમ જાહેર કરવા માટે ઢોલીઓની ટોળીઓ બેસારવી તે.

આગલા વખતમાં જ્યારે ઘડિયાળો ન હતી ત્યારે કાળનું માપ કરનારાઓ 'કેટકેટલો વખત થયો' તે લોકને જણાવવાનું જાહેર કામ સરકારી કે પંચ વગેરેના ખરચે કરતા. રાજદ્વારે હમેશ કાળ માપનારાઓ રોકાયેલા રહેતા અને તેઓ ચાર ચાર ઘડીએ ટકોરા પાડી તથા વાજાં વગાડી અમુક સમય થયો એમ જાહેર કરતા. મોટાં શહેરોમાં બધે આવી જાતની ગોઠવણ રહેતી. 'ઘડિયાળાં' ચોઘડિયાં કે ટકોરખાનાં' વાગ્યાં એમ કહેવાતું. ઉ૦ ઘડીએ બેઘડીએ ઘડિયાળડાં વાગેરે. પ્રા કા.

**ટકોરવું**, ક્રિ૦ સ૦ ટકોરા મારીને કહેવું; ખંતથી કામ કરે એમ ટપલી મારીને કહેવું; ટોકવું; વખતો વખત સાવધાન રહી કાળજીથી કામ કરવા ઠપકો દેતા રહેવું; ચાનક આપ્યા કરવી; ચેતવતા રહેવું; જાગ્રત રાખવું; તપાસ રાખવી અને ઠોક દેતા રહેવું (૨) ઇસારત કરવી; જણાવવું; હાંકવું; પ્રેરવું; કાર્ય શિથિલ પડી જાય નહિ તે માટે ગોદો મારતા રહેવું; તેજ-જાગ્રત કરતા રહેવું; રોકવું.

**ટકોરી**, સ્ત્રી૦ ટોકરી: ઘંટડી; ઠોકાથી-આઘાતથી વાગે એવી ધાતુની એક બનાવટ; નાનો ઘંટ. (૨) આંગળીના સાંધાને તરછોડી કરવામાં આવતો જે હલકો પણ ઝડપદાર આઘાત તે; ઠોક; જોરદાર ધક્કો; ઠસકેલો; આંગળીની ઠોકર; ખડખડે-ટકોર પડે એવી થાપટ તે. (૩) ધાતુ ઉપર હલકી ઠોકર લાગતાં થતો જે ઝીણો રણકો તે. (૪) નાનો મુદ્‌ગર; મોગરી; અને તેના આઘાતથી થતો એવો અવાજ તે:-એક ટકોરી મારતાં ભાગી જાય તેવું નાજુક છે.

**ટકોરો**, પું૦ ટક એવો જે અવાજ તે; રણકો; ઠોકાનો અવાજ. (૨) ટક એવો અવાજ થાય તેમ આઘાત કરવો તે; મોગરીનો હલકો આઘાત, ઠોક; ઠોકર; થાપટ. ક્રિ૦ પ્ર૦ ટકોરો મારવો=ઠોક દેવો; આઘાત કરવો. અવાજ થાય એવો ઠોક મારવો. ખડખડાવી જોવું; તપાસી જોવું; પરીક્ષા કરી જોવી. ટકોરો મારી જોવું=ચાંપી ખડખડાવી જોવું. રૂ૦ પ્ર૦ બારને ટકોરે=બરોબર બારૂ વાગે, બાર વાગતા હોય-બારના ઠોકાના અવાજ થતા હોય તે વખતે.

**ટકોળ**, સ્ત્રી૦ ટકોર; ઠોક; ઠઠ્ઠા મશ્કરી; મજાક.

**ટકોળિયું**, વિ૦ ટોળી; મજાકી; ઠઠ્ઠાખોર.

**ટક્ક**, પું૦ પંજાબ તરફ આવેલા એક પ્રાંતનું પ્રાચીન નામ. ટક્કદેશ ચિનાઇ યાત્રાળુઓના પ્રવાસમાં આ દેશનું નામ આવે છે.

**ટક્કર**, સ્ત્રી૦ બે જણાઓએ એક બીજાની સામે માથાં અફાળતા, પ્રહાર કરતા કે વાદવિવાદ ચલાવતા બરોબર ટકી રહેવું તે; પાછા નહિ હઠતાં એક સરખા ઉત્સાહ અને જોરથી એક બીજાની ઉપર આઘાત કરતા ઉભા રહેવું તે; ભાગી જવું કે પાછા

નહિ હઠી જવું તે:–ઘેટાઓની ટક્કર. (૨) ઠોકર. (૩) કપાળનો એક તરફનો દુખતો ભાગ તે. ક્રિ૦ પ્ર૦ ટક્કર લેવી=સામા ભીડ્યા રહેવું; પાછા નહિ પડી જવું; સામો મારો હિમ્મતથી ઝીલવો. ટક્કર લાગવી=ઠોકર લાગવી; ટકોર વાગવી; ધક્કો પહોંચવો. ટક્કર મારવી=સામાના કરતાં સરસ નીવડવું; ઉત્તમ હોવું; ટક્કર ચઢવી=તકરારને લીધે કપાળ દુખવું; માથું ચઢી જવું. ટક્કર ઝીલવી=સામા આઘાત સહન કરવા ને ટકી રહેવું; સામો હુમલો ઝીલવો; સામાના વાદવિવાદ અને આઘાતોની સામે ટકી રહેવું.

**ટગટગ,** અ૦ એક નજરે જોયા કરવું તે; ટગરટગર; ટગમગ.

**ટગમગ,** અ૦ ટગટગ. (૨) વિ૦ ટગુમગુ; એકે તરફ સ્થિર નહિ રહેવું; મુશ્કેલીએ સ્થિર રહેવું; ડગમગ. ઉ૦ ટગમગ પગ ટકતો નહિ, ખાઇ ન શકતો ખાજ.

**ટગર,** સ્ત્રી૦ [ સં ] એક સરખી વાંકી નજરે જોવું તે; કટાક્ષ; મોહનું એક નજરે જોવું તે.

**ટગરટગર,** અ૦ એક નજરે; મીટ માંડીને જોવું તે; ટગટગ; વગર બોલવે ચાલવે માત્ર એક નજરે જોયાજ કરવું તે. બાળક કેવું ટગરટગર જુએ છે.

**ટગરડી,** સ્ત્રી૦ ટેગરડી; ટેકરીનો આકાર તે; કિનારી ઉપર શિખર નીકળેલું હોય તેમ રાખેલું એવું તે; કાંગરા ચઢાવી હોય એવું તે; હદ મર્યાદાની બહાર ધસી રહેલું હોય એવું તે–ટોપલી ઉપર છાણાંની ટગરડી. પેટની ટગરડી–ટેકરી. (૨) તગ તગ થતું હોય એવું ને ચડેલું તે.

**ટગરમગર,** અ૦ ટગરટગર.

**ટગુમગુ,** વિ૦ વયમાં ઢળી જાય વળી જરા ટટાર રહે ને નમી પડે એવું; અસ્થિર; પરાણે ટકી કે ઉભું રહી શકે એવું; ડગ ડગતું; બેહાલ; ડોલડોલા. ( ૨ ) એવી હાલતનું કે થોડીવાર સારૂં રહે અને માંદું પડે એવું; પરાણે મુસીબતે નીભતું હોય એવું:–ડોસાની તબિયત ટગુમગુ ચાલ્યા કરે છે.

**ટચ,** અ૦ ફટકો પડતાં થતો એવો અવાજ; લાકડા વગેરે ઉપર ઘા પડતાં થતો એવો અવાજ. ( ૨ ) લગાર વારમાં; ઘા કરતાં વાંત:–ટચ દઇને. (૩) ટચ એવો અવાજ થાય તેમ ( મારવું તે. ) ઝટ; એકદમ, વિચાર કર્યા વગર:–ટચ લઈને કાપી નાંખ્યું. ચપટી વગાડતાં, સાથે, જરાવારમાં:–ટચલઇને કામ કરી દઇએ.

**ટચ,** સ્ત્રી૦ કાપવાથી અને ઘસવાથી નીકળતો કે નીકળેલો જે સોના રૂપાનો ખરો કસ તે; કસોટી; શુદ્ધાશુદ્ધતાની જે અમુક અંશ જેટલી કસોટી તે; સ્વરૂપાંશ–નિર્ણય:–આ સોનાની ટચ કઢાવો, જો સો ટચ નીકળશે તો તેટલો ને ઓછીવત્તી નીકળશે તો તેના પ્રમાણમાં ભાવ આપીશું. અંશાંશની જે છાપ તે; કાપ; ચિહ્ન; વર્ગાંશ. સત્તાણું ટચનું સોનું. રૂ૦ પ્ર૦ સો ટચનું સોનું=સર્વોત્તમ, સારામાં સારૂં ને ઉંચામાં ઉંચું છે, એમ સારામાં સારાપણું ને એકમાં શ્રેષ્ઠત્વ બતાવવાને માટે બોલાય છે–સો ટચનો માલ છે, નહિ સો તો પચ્નાશો.

**ટચકડી,** સ્ત્રી૦ બે આંગળાઓનાં ટેરવાં જોરભેર દાબીને છુટાં પાડતાં થતો જે અવાજ તે. (૨) ટચુકડી; ઠિંગણી; નીચી; નાની ( સ્ત્રી. )

**ટચકારી,** સ્ત્રી૦ ટચકી. (૨) ડચકારી; જીભને ઉંચી ચડાવી એકદમ નીચે પાડવાથી થતો એવો અવાજ.

**ટચકાવવું,** ક્રિ૦ સ૦ ટચકા મારી મારીને કા-

પવું; ઉપરા ઉપરી ઘા કરીને કાપી નાંખવું; મારવું; હથિયારથી ટચકા મારી મારીને કાપવું; ઉપરા ઉપરી ઘા કરીને કાપી નાંખવું; મારવું; છુંદવું; ઝટકા મારવા.

**ટચકિયું**, ન૦ કમ્મરનું એકદમ રહી જવું તે; કરોડના કમ્મર નજીકના સાંધાનું એકદમ પકડાઇ જવું તે; કમ્મર સજ્જડ થઇ જવી તે. (૨) સાંધા અને હૃદય એકદમ કામ કરતાં રહી જવાથી થતું મરણ; શરીર યંત્ર એકદમ અટકી પડીને મરણ થાય એવો મરકીનો રોગ; ઓચિંતું-એકદમ મરણ થવું તે; ટુંટિયું.

**ટચકું**, ન૦ નાક અને આંગળી વગેરેનું ગોળ ટેરવું; ગોળશિખર-માથું-છેડાનો ગોળ અવયવ:-નાકનું ટચકું. (૨) નાનું ટાણું; સાધારણ પ્રસંગ. આ શબ્દ 'ટાણા' ની સાથે જોડાયેલો વપરાય છે.:-ટાણું ટચકું. ઉ૦ ટાણે ટચકે એ અહિંયાં આવે છે, એના દિયરની ખબરો પૂછે છે; નાતી ધોતી થઇ વહુવારુ, વર પરદેશ રહે તે ન સારૂં. (૩) ડિંગલું; કકડો.

**ટચકો**, પું૦ 'ટચ' એવા અવાજ સાથે પડતો જે ઘા-જખમ તે. (૨) ઘા પડતાં થતો અવાજ તે; ઝટકાનો અવાજ.:- માણસ તો દીઠું નહિ પણ ઉંડી ઝાડીમાંથી ટચકા સંભળાયા ને ત્યાં જઇને જોયું તો આંબાના થડમાં કેટલાક ટચકા પડેલા જોવામાં પણ આવ્યા. (૩) માન-ભંગથી ખોટું લાગવું તે; ઝાટકો લાગવો; રીસ એર ટેકની લાગણી થવી તે; ખોટું લાગી આંબળો ચઢવો તે.:-વહુને ટચકો તો બહુએ લાગે છે. ક્રિ૦ પ્ર૦ ટચકો લાગવો= ખોટું લાગીને રીસ ચઢવી; ટેકની લાગણી ઉત્પન્ન થવી. રીસ:-એમાં શું કહ્યું તે ટચકો લાગ્યો.

**ટચટચ**, અ૦ એવો અવાજ થાય તેમ; એક પછી એક પડતા ઘાનો ત્વરા અને પરંપરા દેખાડે છે; એક પછી એક ઝટકાના અવાજ થતા ગયા છતાં તેણે તો જોયા વિચાર્યા વગર ટચટચ બધાં ડાળ કાપી નાંખ્યાં.

**ટચરો**, પું૦ [ સં. ધૃષ્ટ ] ઢચરો; ઢચ્ચર; ડોસો. આ ટચરો બેઠો બેઠો જુવાનિયાને ચડાવે છે.

**ટચલીઆંગળી**, સ્ત્રી૦ હાથ પગની છેલ્લી ને સૌથી નાની-ટુંકી આંગળી તે; કનિષ્ઠિકા. વિંટી તો ટચલી આંગળીએ શોભે.

**ટચાક**, વિ૦ ખાલી ભભકો કરનાર; છીછરો; શેખીખોર; દોઢડહાપો; ઉપરથી બહુ દેખાવ કરનારો; આછકલો; ઢંગી, મોટાઇમાં તણાનાર.

**ટચાકડી**, સ્ત્રી૦ ટચાક સ્ત્રી. (૨) ચુટકી વગાડવી તે; ફટાકડી; ચપટીનો અવાજ. (૩) નાની બંદુક; ઘોડો પડવાથી ટચ દઇને જેની જામગરી સળગી ભડાકો થાય એવી પિસ્તોલ તે; છોકરાંની અથવા ખીસાની પિસ્તોલ.

**ટચાકો**, પું૦ સાંધાના ખેંચાવાથી કે મરોડથી થતો 'ટચ' એવો અવાજ તે; સાંધાનો કડાકો; ટચ એવો અવાજ. ક્રિ૦ પ્ર૦ ટચાકા ફોડવા=આંગળાં મરોડી કે ચોળી અથવા ખેંચીને અવાજ કરવો; આળસ ખાવી; સુસ્તી કાઢવા અંગ મરોડવાં. (૨) દુખડા લેવાં.

**ટટવાણી**, સ્ત્રી૦ ટટ્ટુ જેવી નાની ઘોડી; ટટ્ટુ જાતિના ઘોડાની માદા.

**ટટવું**, વિ૦ નાનું ઢિંગણું. (૨) ન૦ ખચ્ચર. ટટવું=નાનું ને નબળું છતાં જાતે ઘોડું હોય તે. ખચ્ચર નહિ પણ વ્યંગમાં-ઘોડાની નબળાઇ બતાવવાને 'ખચ્ચર' એમ કહેવાય છે.

**ટટળવું**, ક્રિ૦ અ૦ ઝૂકવું; ઝઝૂમવું; ઉપરથી નીચે ભણી લટકવું; લબડવું; અંતરાળે

રહેવું. (૨) આશાએ આશાએ ઇચ્છિત વસ્તુની આસપાસ ફરવું; તે મેળવવાને આતુર રહેવું; જોઇ જોઇને તે મેળવવાનાં ફાંફાં મારવાં. (૩) આશામાં દુઃખમાં અને ભાવનામાં તલસવું; રિબાવું; પીડાવું; ખાલી વલખાં મારવાં. (૪) કણકણવું; રોવું; કંકાસ કર્યા કરવો; ઝંખવું; તલપવું:-ભૂખે ટટળવું. (૫) નિષ્ફળ જવું; રહી જવું; નહિ પ્રાપ્ત થવું:-અમે જમ્યા ને તમે ટટળ્યા. વા ખાતા રહી જવું; ઝોલા ખાવા.

**ટટળાટ,** પું૦ ટટળવું તે; વલોપાત; કોઈ ઇચ્છિત વસ્તુ મેળવવાનું જે દુઃખ, રુદન, કંકાસ અને વલખાં તે; તલસ્યા કરવાપણું તે.

**ટટળાવવું,** ક્રિ૦ પ્રે૦ ટટળે એમ કરવું; આતુર-કંકાસ ને વલોપાત કરતું આશામાં ને આશામાં રાખવું; તલસાવવું; ઝંખાવવું; રિબાવવું; કણકણ્યા કરે એમ કરવું; આશા આપી આપવું નહિ અને આતુર રાખવું:-ગરીબ લોકને ટટળાવશો નહિ. છોકરાંને ટટળાવવાં નહિ.

**ટટાર,** વિ૦ પોતે પોતાની મેળે ઉભું સીધું રહી શકે એવું તે; રીધું વગર આશ્રયે ઉભું રહેવાની શક્તિવાળું; કૌવતવાળું; સશક્ત; હોંશિયાર; તંદુરસ્ત; પોતે પોતાની મેળે બેસી ઉઠી-ચાલી શકે એવું:-ડોસા પાછા ટટાર થયા. (૨) સીધું; પછવાડે ખુંધ નીકળેલી ન હોય એવું; સોટાજેવું; અક્કડ. (૩) તેજ; સતેજ; જાગ્રત; સાવધાન.:-વરસાદનાં ફોરાં થયાં એટલે તમામ ઝાડપાન ટટાર થઇ ગયાં. રૂપિયાનો ખણખણાટ સાંભળી સુતેલો ચોર ટટાર થયો. ક્રિ૦ પ્ર૦ ટટાર થવું=વગર આશ્રયે પોતાના બળ ઉપર ઉભા રહેવાય એવા થવું; શક્તિ આવવી; પુનરુજ્જીવન પ્રાપ્ત થવું; તેજ-જાગ્રત થવું. ટટાર ઉભા રહેવું=વગર આશ્રયે સીધા ઉભા રહેવું; છાતી કાઢીને હોંશિયારીથી-અક્કડ ઉભા રહેવું.

**ટટ્ટી,** સ્ત્રી૦ વાંસની-જાવલાંની-ચીપોની સાદડી; પડદો કે આંતરો કરવાને કામ આવે એવી રીતે વાંસ, સરકટ, બરૂ, જવાસા, ઘાસ વગેરેને ગુંથીને બનાવેલું પતરા કે પાટિયા જેવું જે પડ તે. (૨) ભિંત તરીકે ભરેલાં જે કામઠાં-જાવળાં વગેરે તે; ઘાસ, છોટાં, કરાંઠી વગેરેની ભિંત તે. (૩) વળા, ચીપો, નેતર વગેરેની સળીઓનો પડદો તે; અંતરપટ; બારી બારણાંમાં ભરવવાની ગુથેલી જાળી; ચક. (૪) વીરણના વાળા અથવા જવાસાનો ચક. ઉનાળામાં બારી બારણાંમાં આવી ટટ્ટીઓ નાંખી તેને પાણી છંટાય છે કે જેથી ઠંડો પવન આવે. આડ; ભિંત; આંતરો:-ઘર વચ્ચે ટટ્ટી ભરી લો.

**ટટ્ટુ,** ન૦ નાનું ઘોડું; બરડ; નબળું ઘોડું; ઠિંગણું ઘોડું. કહે૦ ટટ્ટુ મારે તેજી કંપે=નાના નમાલા ને ધમકાવ્યાથી મોટું અને બળવાન હોય એ પણ બીએ-ધ્રુજે. (૨) ઉપાય; ઇલાજ; ટેકો.:-એમાં મારું કંઇ ટટ્ટુ ચાલે તેમ નથી (૩) ચલણ; દોર.:-ઘરમાં એનું ટટ્ટુ ચાલે છે. ડગુમગુ ચાલવું; ઠીકઠાક-રાહે રાહે થવું, બનવું, નીભવું તે. ટટ્ટુથી ચાલતા સાધારણ કામ ઉપરથી 'ટટ્ટુ' એવું કહેવાય છે:-વેપાર વણજમાં કંઇ એનું ટટ્ટુ ચાલતું નથી. સાધારણ રીતે કોઇ પણ કામકાજ ગડબડાવે જવું તે.:-તે બિચારો ટુંકા પગારવાળો ને બઅરવાડ એટલે જેમ તેમ કરીને પોતાનું ટટ્ટુ ચલાવ્યે જાય છે. રગડગગ કામ ચાલવું તે. કામકાજ, ધંધો રોજગાર, વગસગ; બળ સિપારસ વગેરે માટે 'ટટ્ટુ' ચાલવું

એમ કહેવાય છે.:-આજકાલ એનું ટટ્ટુ ચાલતું નથી.
**ટટ્ટો**, પું० 'ટ' અક્ષર; ટકાર.
**ટડપડ**, સ્ત્રી० (ટૈડપૈડ) બળ જોર કે સત્તા હોય નહિ અને ખાલી દોર તોરનો દેખાવ કરવો તે; ડફાંસ મારવી તે; શક્તિ વગર સામા થવાજવું તે; ખોટી-ખાલી હોંશિયારી કરવાજવું તે; ગર્વ, અમલ, જોર બનાવવાનો યત્ન કરવો તે. (૨) ઉદ્ધતાઇ; છાક; ઉછાંછળાઇ; ખોટી ધાંધલ; અમલ બજવણી; દિમાક; જોરસોર. (૩) તાકીદ ઉતાવળ; સિતાબી; દોડધામ:-બહુ ટૈડપૈડ ના કરતો. ટડપડ કરવા જઇશ તો મારી નાંખશે. ટૈડપૈડ.
**ટડપડાટ**, પું० પ્રતીકાર; વારણ; અવરોધ; વિપક્ષતા. (૨) શેખી, ટૈડપડાટ; ઉદ્ધતાઇ; દમકસપણું; ખોટો અમલ ચલાવવો તે.
**ટણક**, વિ० કશા છતાં ચાનક ન લાગે એવો ઠોઠ. (૨) બટકણ.
**ટણકો**, પું० બહુ ખોટું લાગવું તે; ખૂબ લાગણી દુખાઇ ગર્વનો ટેક ચઢવો તે; તીવ્ર લાગતી થવી તે; ખૂબ રીસ ચઢવી તે; ઝટકો, ચપકો. ક્રિ० પ્ર० ટણકો લાગવો= મહેણા-ટાંણાને લીધે ક્રોધ ચઢવો-રીસ ચઢવી; ચપકો લાગવો; આગ ઉઠવી; દાઘ લાગવો. રીસ; ક્રોધ.:-એમાં ટણકો શાનો લાગે છે?
**ટણચ**, સ્ત્રી० એક જાતનો સાપ. તણછ. પાતળો ને ટુંકો ઉડણસાપ. એમ કહેવાય છે કે બે ડાળીઓ સાથે વિંટાઇ શરીરને વળ આપી એકદમ ડાળીએ છોડી દઇ વળના જોરે ઉડે છે.
**ટણિયો**, પું० ટણો.
**ટણો**, પું० સ્ત્રીની જનનેંદ્રિયમાં કપાસિયા જેવડો કુમળી ચામડીનો જે દાણો દેખાય છે તે; ભીલવો; મદનછત્ર.
**ટન**, પું० [ સં. Ton ] વજન, માપ, કે ભરતનું એક મોટું પ્રમાણ. જુદાં જુદાં જોખ માપમાં ટનનું જુદું જુદું પ્રમાણ ગણાય છે. ચોપન મણ વજન તે ટન.
**ટપ**, અ० ઝટ લઇને ટપકું પડે તેવી રીતે; એક પછી એક ગળવું, ઉઝવું, વિંણવું, પડવું વગેરે ક્રિયાઓની ચાલુ ઝડપ દેખાડે છે.:-ટપ ટપ પાણી ગળવા માંડ્યું; ટપ ટપ ઉચકી લીધું. ટપ ટપ બોર પડ્યાં. (૨) એવો અવાજ થાય તેમ:-ટપ ટપ થવું=ટપકાં પડતાં હોય એવો અવાજ થયા કરવો. (૩) ઝટ; તાબડતોબ; તરત.:- તારો બાપ કેમ મુઓ તો કહે કે, તાવ આવ્યો ને ટપ મુઓ. (૪) ના० પાતળાં પાટિયાંની નાની કોઠી; પીપ:-સાકરનુંટપ.
**ટપકટપક**, અ० એક પછી એક ટપકાં પડ્યા કરે તેમ; ટપકાં પડ્યા કરવાં તે. ક્રિ० પ્ર० ટપક ટપક થવું=એક પછી એક ટપકાં પડ્યા કરવાં; ગળવું; ચૂવું.
**ટપકવું**, ક્રિ० અ० પ્રવાહી પદાર્થે ટીપારૂપે ધીમે ધીમે નીચે પડવું; ગળવું; ચૂવું; ટપકે ટપકે ગળવું; ટીપાંને રૂપે ખરવું. (૨) છાપરામાંથી વરસાદના પાણીનું નીચે ગળવું; ચૂવું. (૩) આગળાને ટીપાં ટીપાં રૂપે વહીજવું.
**ટપકાવવું**, ક્રિ० સ० ટપકે એમ કરવું. ટીપ પાડવાં. (૨) ટુંકાણમાં લખી લેવું; ઉપર ટપકે નોંધવું; ધ્યાનમાં રાખવાને નોંધી લેવું; નોંધ રૂપે લખી રાખવું.
**ટપકિયું**, ન० ટપ દઇને મરણ થવું તે; જોતજોતામાં-થોડા વખતમાંજ મરણ થઇ જાય એવો એક રોગ; તરત મરણ નિપજાવનારી મરકી; એવી જાતની મરકી અથવા વ્યાધિ કે જે થયા પછી ટપ-ઝટ મરણ થાય છે.-એને ટપકિયું આવે.
**ટપકી**. સ્ત્રી० ચપટં અને ગોળ નાનું બિંદુ; નાનો

ગાંઠો; બિંદી:-કપાળમાં ટપકી કર. (૨) બિનાકારી કરેલી અબરખની નાની ગોળ પતરી; ટીલડી; કપાળે-ગાલે ચોડવાની રંગિત નાની ગાંઠ્યા જેવી ટીપકી -ટીલડી ટપકી એમ બોલાય છે અને ચાંલ્લો કપાળે અને ગાલે તેની પત્રરચના કરતાં ચોડે છે. ઉ૦ ટીલડીટપકી ચાટ છળી પડી. (૩) સોના રૂપાનો ઢોળ ચડાવેલો ઝીણો ચપટો ગોળ પાટ; જર-કસબી ભરતમાં વપરાતો ધાતુનો નાનો ગોળ ચકચકિત ચાંલ્લો, વચમાં કાણાંવાળો ચપટો ગાંઠો. (૪) બુટ્ટી; ઝીણી ગોળ કુંડાળી:-જેમ ટપકી.

ટપકું, ન૦ નાનું સરખું ગોળ ચિહ્ન, બિંદુ; બિંદી; ટુંદડું; નાનો ચાંલ્લો; ઝીણું ગોળ લાંછન. ઉ૦ સાત ભાત જગાવનું ટપકું, કરું તારે ગાલેરે, મારી ગોરી સુવાળીનાર, નજરે નવ લાગેરે. (૨) ટીપું; છાંટો; ફોરું; કણ:-એક ટપકું એ વરસાદ પડ્યો નથી. ટપકું પાણીએ પાય તેવો નથી. (૩) મીંડું; શૂન્ય; અનુસ્વાર:-અને માથે ટપકું કર એટલે અં થાય. (૪) ચિહ્ન; નિશાન; ખૂણ:-જે રકમ મળે તેની ઉપર ટપકું કરતા જજો. (૫) 'ટીપું' એવા અર્થમાં વપરાય છે:-ટપકું તેલ આપજો. (જરિ, ધાતી માફક)

ટપેકો, પું૦ જન્મકાળના ગ્રહો વગેરેનું જે ટાંચણ તે; જન્માક્ષર; જન્મપત્રિકા. (પારસીમાં)

ટપટપ, અ૦ ટીપાં પડવાથી થતો એવો અવાજ; ટપ ટપ એવો અવાજ થવો તે. (૨) ચામડાના કકડા ઉપર ચપટી વસ્તુ આમ તેમ ફેરવવાથી થતો અવાજ; હજામની ટપટપી ઉપર અસ્ત્રો ઘસતાં થતો એનો અવાજ તે. (૩) ચટપટ; તરત; મોઢામોઢ-વગરે વાર વિચાર કરવાને યોભ્યા વગર; મુખ જેમ બોલે તેમ; સ-ધરે-સામે-જોકખ-ખામગનો કરતો નથી અને ટપટપ સામે જવાબ કેમ આપે છે? (૪) એક પછી એક જર કર; ઉતાવળે ઉતાવળે; વાર ન લાગે એમ:-ટપટપ બધું કામ કરનો. ૫૦. એક પછી એક; અનુક્રમે; વિગતવારી; અથાર્થાંતર. (૫) ન૦ પાછળો ભાગ; ઉતાર; અનુ-ભવ્યો અને નહિ રમનારો ખડખડ-અને પાછળી ટપટપ અમની નથી જે હોય તે ગોટાળા કરી દે.

ટપટપાટ, પું૦ ટપટપ થવું તે; ટપટપ એવો અવાજ તે; ટપટપ કરવું તે. (૨) ચાપલૂ. (૩) બકવાસ; બબાટ; બોલબોલા.

ટપટપિયું, વિ૦ ટપટપ કરનારું, ટપટપ થાય એવું. (૨) ન૦ ટપટપી; ચામડાની સલાકી.

ટપટપી, સ્ત્રી૦ ચામડાના જે કકડા ઉપર હજામો અસ્ત્રાને ટપટપ કરે છે તે.

ટપલી, સ્ત્રી૦ ધીરે રહીને કોઈ વસ્તુ ઉપર હાથનાં આંગળાં મારવાં તે; હલકી લાપોટ; ધીરેથી હાથ અડાડવો-મારવો તે; ધીમો તમાચો; હલકી થાપટ-લાપોટ અને તમાચો ગામ-ભાગે મરાય છે અને ટપલી માથે મરાય છે. હાથનાં આંગળાં એકઠાં રાખીને મારેલી હલકી ઝાપટ તે. ક્રિ૦ પ્ર૦ ટપલી મારવી=હલકી ને લાડની લાપોટ મારવી. (૨) મહેણું મારવું; ટાણો દેવો. (૩) ટપકો દેવો; ખડખડાવીને કહેવું. ટપલી મારવી ને ખાવી= કહીને સાંભળવું. મશ્કરી કરવી તો મશ્કરી સહન પણ કરવી; વહેવારમાં સરખા રહેવું; સમાન રહેવું તે. રૂ૦ પ્ર૦ ટપલી મારીને કહેવું=જાણીને કહેવું. તમે મોટા છો ટપલી મારીને કહેજો.

ટપલું, ન૦ હાંલ્લાં ઘડવાનું કુંભારનું એક ઓજાર; હાથાવાળી લાકડાની ચપટી હથોડી; લીલા હાંલ્લાને ટપેરવાનું ઓજાર.

**ટપલો**, પું० મોટી ટપલી. (૨) મહેણું; ટાણો; ટપ્પો. (૩) તહોમત; બટ્ટો; આળ; બદનામી; દોષ. ક્રિ० પ્ર० ટપલો મારવો=ટાણો મારવો. ટપલો મૂકવો=આળ મૂકવું. ટપલાબાજી=ટપાટપી કરવી તે; એક બીજાને હાથથી હલકી ઝાપટ મારવી, મહેણાં મારવાં અને મશ્કરીઠઠ્ઠાની ગમ્મત કરવી તે.

**ટપવું**, ક્રિ० અ० ઉપર થઇને જવું; વધવું; સારા કે ખોટા કામમાં બીજાના કરતાં વધારે સારા કે ખોટા થવું; કૂદીજવું; ટપીજવું

**ટપસટપસ**, જુ० ટપુશટપુશ.

**ટપસિયાં**, જુ० ટપુશિયાં.

**ટપાટપ**, સ્ત્રી० સામસામે મોટેથી સવાલ જવાબ થવા તે; બોલચાલ; ટપાટપી; લડાલડી, રાઢવડવાડ:-તમારે ઘણી ઘણિયાણીને રોજ ઉઠીને આ શી ટપાટપ ? (૨) અ० ઉપરાઉપરી ટીપાં પડતાં હોય તેમ. (૩) ઝટપટ; તરત; ટપટપ. ક્રિ० પ્ર० ટપાટપ કરવી=બોલચાલ કરવી; લડીપડવું; ગરમાગરમ વાદવિવાદ ચલાવવો.

**ટપાટપી**, સ્ત્રી० બોલચાલ; રાઢવડવાડ; લડાલડી; ટપાટપ. ક્રિ० પ્ર० ટપાટપી કરવી=લડાલડી કરવી. વાદવિવાદ કરવો; તંત તાણવો. (૨) લાપોટઝાપોટ કરવી; ચઢા ઉતરી કરવી.

**ટપારવું**, ક્રિ० અ० વારંવાર કહેવું. (૨) મારવું; ઠોકવું. જુ० ટપેરવું; મઠેરવું.

**ટપાલ**, સ્ત્રી० એક ઠેકાણેથી બીજે ઠેકાણે કાગળપત્તરો પહોંચાડવાની વ્યવસ્થા તે; ડાગ. (૨) કાગળપત્તરો પહોંચાડવા-વહેંચવાની વ્યવસ્થા કરનારા ખાતાની મારફતે પરદેશથી આવેલા કાગળો તે, ટપાલદ્વારા આવેલું જે કંઇ હોય તે (૩) કાગળપત્તરનો કોયળો દેશ પરદેશ સાથે ચાલતા વ્યવહારના કામકાજનું જે લખાણ તે; ચીઠીચપાટી, કાગળપત્તર, પત્રવ્યવહાર વગેરે તે.

**ટપાલી**, પું० ટપાલવાળો; ટપાલમાં આવેલા કાગળો વહેંચનારો; કાસદ; એક ગામથી બીજે ગામ કાગળપત્તરો લઇ જનારો.

**ટપાવવું**, ક્રિ० અ० બીજાથી સરસ થવું; ટપીજવું.

**ટપીજવું**, ક્રિ० અ० બીજાથી સરસ થવું; સારા ખોટા ગુણ કે કાર્યમાં સામાના કરતાં વધારે આગળ પડતા હોવું; વધીજવું; કૂદીજવું; છલંગ મારવી; ઉપર થઇને જતા રહેવું:-છોકરો તમને ટપીજાય એવો છે.

**ટપુશટપુશ**, અ० ટપ ટપ અથડાઇ અવાજ કરે એમ; ધીરેધીરે; ઝોલાં ખાઇ ખાઇને; અવાજ થાય અને ઘસેરડાતું ધીરૂં ચાલતું હોય તેમ. (૨) ખરા વગરના ફાટ્યા તૂટ્યા જોડા પગમાં પગે ઘસડાતા ને પગલેપગલે ટપ પટ પાનીએ અફળાતા રહે એમ ચાલવું તે.'-આમ ટપુશટપુશ કરતા ક્યારે પહોંચશો ? (૩) ટપલી ભરાતી જાય અને કાર્ય થતું જાય તેમ; હલકેથી અવાજ થતો જાય તેમ ફૂટવું તે.:-ક્યારનો શું ટપુશટપુશ કરે છે ઝટ લઇને પાર લાવને ?

**ટપુશિયાં**, ન० ફાટ્યાં તુટ્યાં ખરા વગરનાં ઘસરડતાં ખેંચવાં પડે એવાં ખાસડાં; ટપુશટપુશ થાય એવાં ખાસડાં; જે પહેરીને ઝપાટાબંધ ચલાય નહિ એવાં ખાસડાં તે. (૨) અનાજ વગેરે ઝાટકતાં સૂપડાને આગલે ભાગે આવતી ધૂળ ઉડાડી મૂકવાને જે ઝાટકો-ટપલી મારીને તરછોડ દેવામાં આવે છે તે.

**ટપેરવું**, ક્રિ० અ० ટપલાથી મઠેરવું; ઘાટ લાવવાને માટે હલકે હાથે ટીપવું હાંલ્લાં કોડીઓ વગેરેને (૨) ટપલીથી મારવું; ઠોકવું; ઠઠબવું. (૩) ભોગવવું.

**ટપોટપ**, અ૦ એક પછી એક ટપટપ થતું હોય તેમ; ઉપરાઉપરી; એક પછી એક ઝટપટ; ટપટપ; તરત એક પછી એક એમ.:-વાઘ ઉપર આવશે એમ સમજી વાંદરાં ટપોટપ નીચે કૂદીપડ્યાં.

**ટપ્પ**, અ૦ ટપ; ઝટ લઈને; ટપ એવા અવાજ સાથે ઝટ:-ઉની ઉની રોટલી તેણે પકડી ન પકડીને ટપ્પ દઈને નીચે નાખી દીધી.

**ટપ્પો**, પું૦ રસ્તો કાપવામાં અમુક લંબાણનો આંતરો તે; છેટું; અંતર; લંબાણ પટ. (પથ).:-ક થી ખ લગીનો ટપ્પો કઠણ છે. (૨) ઘણા લાંબા માર્ગમાં અમુક અમુક અંતરે પડતા વિસામા તે; મુકામ; સ્થાન; મજલ.:-પહેલા ટપ્પા ઉપર તો કંઈ પણ ખાવાપીવાનું મળ્યું નહિ પણ બીજે ટપ્પે ચા પાણી મળતાં તેનો લાભ લીધો. (૩) ગાયનમાંનો ઉચલો અને વિરામ લઇ ઉલટાવવાની ટુકોનો ક્રમ તે; ગાયનનો એક પ્રકાર.:-ધ્રુપદ, ખ્યાલ, ટપ્પા વગેરે. (૪) સામો ચોકનો ચોકઠો તે; મહેણા-ટાણા રૂપ બોલ; છક્કડ; ચોકનો; ચાબખો.:-સાસુને વહુએ સારો ટપ્પો માર્યો.

**ટમારોચ**, વિ૦ ભરપુર; છલકાઇ જાય તે પ્રમાણે ભરેલું:-ગોળી ટમારોચ ભરી છે.

**ટમારો**, પું૦ ઘરગતુ સરસામાન. (૨) અચો; ધચુંમલો.

**ટમુકડિયું**, ન૦ ઘીમાં કાલવેલો જલેબી કે લાડુનો ભુકો; કેલ. ગુજરાતના ગોળ બ્રાહ્મણો કરે છે. (૨) નજીક; નાનું: ઢિંગણું.

**ટમુડો**, સ્ત્રી૦ નાની બેઠા ઘાટની લોટી; કસલી. (૨) નાની નાજુક ઢિંગણી છોકરી; ટમુકડી.

**ટમો**, પું૦ પાનામાં પાડેલો હાંસિયો; કિનારીઓ તરફની ખાલી જગા. (૨) જુનાં હસ્તલિખિત ગ્રંથોનાં પાનામાં જે તળે ઉપર હાંસિયામાં લખેલી ટીકા હોય છે તે; વચમાં અસલ લેખ ને આગળ પાછળ લખેલો જે તાત્પયાર્થ તે; ટીકા; ભાષાન્તર ?

**ટમટમવું**, ક્રિ૦ અ૦ પડું પડું થઇ રહેવું; વરસાદ આવવાની તૈયારી થઇ રહી હોય એમ વાદળનું ઘેરાઇ ઝીણે ઝીણે ફોરે ટપકી રહેવું; મુસળધાર વરસાદ પડતા પહેલાં વાદળોનું પાણીની ભરપુરતાને લીધે ટપક ટપક થઇ રહેવું; નીતરી રહેવું તે; ઝઝુમી રહેવું; તૂટીપડે એમ થઇ રહેવું:-વરસાદ ટમટમી રહ્યોછે. (૨) આતુરતાથી કોઈ વસ્તુ ઉપર ઝઝુમી રહેવું; આશાભેર જોયા કરવું; ઉપર ને ઉપર સ્પર્ધા-રક્ષા કરવું; વિંટલાયા કરવું; બણબણ કરવું; વાટ જોઇ આતુર થઇ રહેવું:-એ તો બિચારો ક્યારનો ટમટમી રહ્યો છે.

**ટમટમાટ**, પું૦ ટમટમ થઇ રહેવું તે: ઉપરને ઉપર ઝઝુમી રહેવું તે; આશામાં ને આશામાં તલપી રહેવું તે. (૨) ટમટમ એવા અવાજનું થઇ રહેવું (૩) ઉતાવળ;ત્વરા.

**ટલ્લો**, પું૦ ધક્કો; ટોલ્લો; હડસેલો: ચોટ. (૨) ફેરો; આંટો; વાયદો.

**ટવળવું**, ક્રિ૦ અ૦ ટળવળવું, આશા ને આતુરતાથી વલવલવું; ઝંખવું; ગડમથલ કરવી; તલસવું. (૨) રિબાવું; પીડાવું; હેરાન થવું:-છોકરાં ભૂખે ટવળે છે,

**ટરપેનટાઈન**, ન૦ [ अं. Turpentine ] એક જાતનાં ઝાડોના ગુંદરમાંથી દારૂની માફક ગાળીને કાઢેલું તેલ. આટલાંટિક મહાસાગરમાંના કેટલાક ટાપુઓ અને અમેરિકાનાં જંગલોમાં ટરપેંટાઈન નામનાં ઝાડો પુષ્કળ ઉગે છે ખજુરીનાં ઝાડને છેદીને જેમ તાડી કાઢવામાં આવે છે તેમ આ ઝાડોને છેદી ટોચકાં બાંધી

તેમાંથી નીકળતો રસ ઝીલી લેવામાં આવે છે. આ રસ ઠરી જઇને ગુંદર થાય છે. એ ગુંદરને સળગી ઉઠે નહિ એવી ખડુ ગંભળ ભરેલી ભઠ્ઠીમાં પાણી નાંખીને ઉકાળતાં ગ્યાસ-વરાળરૂપ ટરપેનટાઇન છુટું પડે છે. આ તેલ વારનિશના રંગો બનાવવામાં અને દવા વગેરેમાં કામ આવે છે. આપણે અહિં વાયુનાં દરદો ઉપર તે ચોળવાના ઔષધ તરીકે વપરાય છે.

**ટશિયો**, પું૦ ભોંક, ઉઝરડો કે દબાણની ફાટમાંથી લોહીના ટીપાનું બહાર આવવું-લોહીનું બહાર ધસી આવવું તે; ટસર; ધ્રાગો; છાંટો; ટીપું. (૨) તરડ; ચીરો; કાપ; છેદ.

**ટસ**, સ્ત્રી૦ બાજુ; ફોર; પ્રાંત. (૨) મીટ; સરત; અનિમેષ દૃષ્ટિ બાંધવી તે:-તે કેવો એક ટસે જોઇ રહ્યો છે. એક ટસે ને ટસે= એક સરખી અમિમેષ દૃષ્ટિએ.

**ટસટસ**, અ૦ ચુસાતાં થતો એવો અવાજ. (૨) ટગરટગર.

**ટસટસવું**, ક્રિ૦અ૦ ઝપાટે ખેંચાતાં-ચુસાતાં અવાજ સાથે તણાવું; ચુસાવું; ટીપેટીપું તણાઇને જવું. (૨) ગદ્‌ગદ્ થઇ જવું; ઢીલું અને પોચું પોચું થઇ જવું. (૩) તંગ થઇ જવું; કચકચવું; ફાટુંફાટું થઇ રહેવું. ચસચસવું.

**ટસટસાટ**, અ૦ ચસચસાટ; કંઇ પણ પાછું રહે નહિ એમ; તમામ ચુસાઇ જાય તેમ.

**ટસટસાવવું**, ક્રિ૦ સ૦ ચસચસાવવું; ખેંચીને તમામ લઇ લેવું.

**ટસર**, સ્ત્રી૦ જોરથી સપાટી ઉપર ધસી આવેલી લોહી-રસી વગેરે પ્રવાહીની રેખા; સપાટી ઉપર દેખાય તેમ બહાર આવેલી લોહીની ધાર; છાંટો; ટશિયો. (૨) રેખ, ખુણો; આંખમાં દેખાતી ઝીણી લાલ રગ. ઉ૦ રૂપાળી ટસરો રાતડી. બ્રહ્માનંદ. આંખના ખુણા-બાજુ.

**ટસંજા**, સ્ત્રી૦ સંધ્યાકાળ; સમીસાંજ.

**ટહુકારો**, પું૦ દુઃખને લીધે થાકી જતાં ફેફસાંમાંથી શ્વાસોચ્છ્વાસ દરમિયાન થતો જે થાકલાનો અવાજ તે; દુઃખનો ઉદ્‌ગાર; અશક્તિ અથવા દુઃખને લીધે શ્વાસ લેતાં ને મૂકતાં એની મેળેજ થઇ જતો ઉદ્‌ગારો. (૨) ટહુકવું તે; ટહુકો.

**ટહેલ**, સ્ત્રી૦ ટહેલ.

**ટહાડ**, ટાડ, ઠાઢ.

**ટહાડું**, વિ૦ ઠંડું; શીતળ; ગરમ નહિ એવું; અનુષ્ણ; ટાઢું. (૨) વાસી:-ટહાડું ખાવું. (૩) મંદ; ધીરું; નહિ ઉતાવળું; શાંત; ધીમું; નહિ ગરમ.:-કામમાં ટહાડું; સ્વભાવે ટહાડું.

**ટહુકડો**, પું૦ કોયલનો લાંબો સાદ; લલકાર; ટહુકો; ટૌકો. (૨) મોરનો લંબાઇને નીકળેલો અવાજ; કેકા.

**ટહુકવું**, ક્રિ૦ અ૦ કોયલ અને મોરનું તાણીલંબાવીને બોલવું; મોર કોયલનું બોલવું; મધુરે શબ્દ કરવો. ઉ૦ ટહુકે કોયલડી ને મોર જો.

**ટહુકાર**, પું૦ ટહુ એવો અવાજ તે; ટહુકો; ટહુ એમ કરવું તે. ઉ૦ મોરોના ટહુકાર શાંત પડતા સણાય છે કે કહિં. સી.ષ.

**ટહુકો**, પું૦ ટહુકવું તે; ટૌકો, ટાહુકો; મોર અને કોયલનું લહેકાવીને લાંબા સૂરે બોલવું તે; એક એકવારનું મોર કોયલનું ટહુકવુ તે. ઉ૦ વનમાં કોયલડી ટહુકા કરેરે. (૨) ચાલતી વાતમાં હાજિયો પૂરવો તે; ટેકો; હુંકારો. (૩) પૂરવણી; પૂરતી; વધારો; મરચું મીઠું ભભરાવવું તે; બનાવટની કરવી તે; ટેકો-ઉત્તેજન આપવું તે. લહેકો; ઘુમાવી-તાણીને ખૂબ બોલવું તે.

**ટહેલ**, સ્ત્રી૦ (ટલ) વસ્તીને બોધદાયક

સુભાષિત સંભળાવીને ભીખ માગવી તે; ધર્મ, નીતિ ને વ્યાવહારિક અસરનાં ટુચકાં ગાઈ વસ્તીને પ્રબોધવી અને તેના બદલામાં તેઓ જે કંઇ આપે તે દાન લેવું એવી એક ભીખની પ્રજાબોધક રીત (૨)સુભાષિત લલકારતા લલકારતા વસ્તી વચ્ચે આમ તેમ ફરવું, ફેરા આંટા મારવા તે, ટેલ; ટહલ ક્રિ૦ પ્ર૦ ટહેલ નાંખવી=સુભાષિત *ગભળાવવાં; સુભાષિત સંભળાવી ભીખ માગવી. (૨) ફેરા આંટા ખાવા; એક બાબત સિદ્ધ કરવાને તેની પાછળ પગ તોડવા.:-રોજ ટહેલ નાખ્યા કરો એટલે અમારે ઝખ મારીને તમારૂં કામ કરવું પડે.

**ટહેલવું**, ક્રિ૦ અ૦ ડોલતા ડોલતા ને ગાતા કે વિચાર કરતા કરતા આમ તેમ ધીરે ધીરે ફેરાઆંટા મારવા; આમ તેમ ફેરાઆંટા ખાવા; અમુક મર્યાદાવાળા ભાગ-વિસ્તારમાં ખુશાલ અંતકરણે આમ તેમ ફર્યા કરવું; ઘરમાં, ખંડમાં કે શેરીમાં આમ તેમ આંટા મારવા.

**ટહેલિયો**, પું૦ ટહેલ નાંખનારો; ટહેલનાંખીને ભીખ માગનારો બ્રાહ્મણ. (૨) વગર નોતરે-માગીને મેળવેલા નોંતરામાં જમનારો; જ્યાં જમણ હોય ત્યાં જઈ નોતરું માગી લઇ જમનારો બ્રાહ્મણ; ઘોલનૈયો બ્રાહ્મણ; જમણવારમાં પહેલેથી નહિ નોંતરાયેલો પણ જમતી વખતે જમવાને તૈયાર થઈ આવેલો ને નોંતરું માગી લઇ જમવાનો ધ ધોજ લઇ બેઠેલો હોય એવો બ્રાહ્મણ.'-પાંચ ટહેલિયા આવ્યા છે તેને જમાડો, હરી પરમાર્થ છે. ઉ૦ ટહેલિયા ભટની ટહેલ છે, દાતારને મન સહેલ છે.

**ટળવળવું**, ક્રિ૦ અ૦ ભૂખ અથવા દુઃખથી તરફડિયાં મારવાં, ખાવાપીવાને અથવા જીવવાને વળખાં મારવાં; તરફડવું; વલવલવું; આમ તેમ બાચોડિયાં મારવાં, ફાંફાં મારવાં. (૨) ભૂખ અથવા દુઃખથી રિબાવું; પીડાવું; પિલાવું; હેરાન થવું; દુઃખ ભોગવવું; સંતાપ સહન કરવો. ઉ૦ બાળક ભૂખે ટળવળે (૩) સંતાપ કર્યા કરવો; ઝૂરીમરવું; ઝંખવું; વટવટવું. આતુર રહ્યા કરવું, ઉ૦ પ્રેમ માટે પ્રાણી ટળવળે

**ટળવળાટ**, પું૦ ટળવળવું તે; આમ તેમ વળખાં મારવાં તે; ફાંફાં; બાચોડિયાં. (૨) વલોપાત, કકલાણ; ઝરણ; ઝંખના; વલવલાટ. (૩) શોક; સંતાપ; ચિંતા; અફસોસ.

**ટળવું**, ક્રિ૦ અ૦ વટવું; દૂર થવું; આઘું જવું; જતું રહેવું. (૨) નિરસ્કારથી ખસવું; દીસતા રહેવું. (૩) મટવું; સારું થવું; દરદ-પીડા જવી; ફેર પડવો. (૪) જવું. છૂટવું; મુક્તથવું:-એ અહિંથી ટળ્યો. પીડાટળી.અણગમો નિરસ્કાર અને અભાવ દેખાડે છે.

**ટળાટું**, ન૦ તલાટીનું કામ તે

**ટળીજવુ**, ક્રિ૦ અ૦ નાશથવો; જતું રહેવું; મટીજવું.'-હવે એ દુખ ટળીગયું.

**ટંક**, પુ૦ [ સં. टंकक=ટકો ] છાપ મારેલો-ટકિલો સિક્કો; રૂપિયો. ઉ૦ ન આણશો મનમાં આશંક; તમ આવ્યા પામ્યા લખ ટંક. પ્રેમાનંદ (૨) વેળા; વખત; વાર; અમુક એક એક વખતનું જે કાર્ય તે ભોજન-દોહન વગેરે.'-બે ટંક જમવાના બાર આના. હવે તો ગાય એક ટંક દોહે. (૩) અ૦ એકજ વાર, એક ચોકસ વખતપરજ એમ '-એક ટંક ખાવું મંસારી મહેનતુ માણસને પાલવે નહિ. એકે ફેરે; એક જ વખતે, એક તડાકે.:-તે એક ટકે દોઢ શેર અન્ન ખાય છે.

**ટંકણખાર**, પું૦[ સં टंक-क्षार ] ધાતુ વગેરેને ટાળી-ગાળી નાંખે એવો એક જા-

તનો ખાર, ક્ષાર-મીઠું. આ ખાર ધાતુઓ ગાળવામાં કામ આવે છે. Borax. ઉ૦ પ્રીતિ એવી કીજીએ, કે જેવો ટંકણખાર, આપ જળે પર રીઝવે, ને ભાગ્યાં સાંધે હાડ. હિમાલયની પેલી તરફનાં સરોવરો જે ટિબેટના ચંગનાથ અને બીજા ભાગોમાં આવેલાં છે તેના પાણીનું બાષ્પીભવન થઇ ટંકણખાર બને છે. કાશ્મીરની દક્ષિણે અને પંજાબમાં તે ખાણોમાંથી પણ મળી આવે છે. કેટલેક ઠેકાણે તે શુદ્ધ મળી આવે છે અને કેટલેક ઠેકાણે બીજા કચરા સાથે ભળેલો મળી આવે છે. એને શુદ્ધ કરવાની રીતો સહેલી છે. આગળ ટિબેટમાંથી આવતો ટંકણખાર વિલાયત જતો પણ હાલ બનાવટી ટંકણખાર બનાવવામાં આવેલો હોવાથી તે ઝાઝો પરદેશ જતો નથી. હિંદુસ્તાનમાં તેનો પુષ્કળ ઉપયોગ થાય છે. ધાતુઓ ગાળવામાં અને ઓષધોમાં તે ખૂબ વપરાય છે.

**ટંકશાળ,** [ સં. ટંકશાલા ] ધાતુનાં ચકતાં ઉપર ટાંકણું ઠોકીને ચિહ્ન કે આકૃતિ પાડવાનું કારખાનું; સોના રૂપા અને તાંબા વગેરે ધાતુઓના ચલણી સિક્કા પાડવાનું કારખાનું. આવું કારખાનું સરકાર પોતાના તાબામાં રાખી ચલાવે છે અને તેમાં જેવાં ટાંકણાથી જેવા સિક્કા પાડવામાં આવે છે તેવા સિક્કા બીજાને પાડવા દેવામાં આવતા નથી. ગુર્જર સાહિત્યનો જાણીતો વેદાંતી કવિ અખો અમદાવાદની ટંકશાળનો વડો હતો.

**ટંકશાળી,** પુ૦ ટંકશાળનો વડો; ટંકશાળવાળો; ટંકશાળનો અમલદાર.

**ટંકાર,** પું૦ [સં.] ધનુષની પણછના તરછોડનો અવાજ તે; ધનુષની દોરી-ગુણ તાણીને મૂકી દેવાથી થતો જે થડકારાનો ધ્વનિ તે. (૨) લડાઇની તૈયારી સૂચવનારો-શત્રુને સાવધાન થવાની સૂચના આપનારો હથિયારોનો જે ખણખણાટ-અવાજ તે. (૩) ઉપોદ્ઘાત; પ્રસ્તાવના; ચેતવણી; સૂચના; પગરણ. ઉ૦ ટંકાર ધ્વનિ આર્યનાં ચરિતની પ્રસ્તાવનાના સમો. કીધો ધનુષનણો ટંકાર. ગીરધર. (૪) વિસ્મય. ઝણકાર; પણછનો શબ્દ. મનમાં વિણાસુંટા ઉપજાવે એવો અવાજ તે.

**ટંકાવવું,** ક્રિ૦ સ૦ ટાંકણાથી ખણાવવું; ધાતુ અને પથર વગેરે ઉપર વેલબુટ્ટા, અક્ષર, ભાત કે ખાડાએથા પડાવવા; લીસું હોય તેને ખડબચડું કરાવવું:-ઘંટી ટંકાવવી. વિંટીપર તમારું નામ ટંકાવો. ટાંકણાથી ટાંકવું. (૨) ટાંકા ભરાવવા; સોય દોરાથી ટાંકા મારી ચોંટાડાવવું; બારીક પણ મજબુત ટાંકાથી સંધાવી જોડીદેવું:-બોરિયું ટંકાવવું. (૩) નોંધાવવું; અક્ષરે ટુંકામાં લખાવવું:-જે ખરચ થાય તે તરતજ મળે માટે જરા ટંકાવતા જજો. ટપકાવરાવવું.

**ટંકિત,** વિ૦ [સં] ટાંકેલું; ખણેલું; અંકિત; ચિહ્નિત; કોરેલું.

**ટંકેટંક,** અ૦ એક ચોકસ વખતથી બીજા ચોકસ વખત લગી; એક વખતથી બીજા વખત સુધી એમ. (જમવા કરવાના નિયમિત વખત હોય છે તેવા એકથી બીજા વખત લગી એમ.):-મહારાજ આજ સારી રીતે જમ્યા એટલે કાલ ટંકેટંક જમવાના. ફેરે ફેરે; હરવખત; યોગ્ય વખતેજ; એક એક ફેરે.:-ટંકેટંક સરખું દૂધ નીકળે છે. (૨) ટાંકોટાંક; મોં લગી; ભરપુર ભરેલું હોય તેમ; છલાછલ; ટંકોટંક.

**ટંકોટંક,** અ૦ ટંકેટંક; વખતસર; નિર્મિત વખત લગી (૨) છલાછલ; ભરપુર; કિનારી-કાના લગી ભરપુર હોય તેમ. (૩) વારોવાર; વખતોવખત.

**ટંગ**, પું૦ ટાંગો; ટાંટિયે; પગ:-એકટંગ= એક પગવાળો-લંગડો.

**ટંગડી**, સ્ત્રી૦ પગનાં ટેકા જેવાં હાડકાનો જે બાગ તે; પગથી ઘુંટણ લગીનો જે લાંબો અવયવ તે; નળા અને સાથળનાં લાંબાં હાડકાંવાળો જે પગ તે; પગ; ચરણ. (૨) પગના નળા ઢંકાય એવું સિવેલું કમ્મરની નીચે પહેરવાનું વસ્ત્ર તે; સુંથણી; લેંઘી; ચોરણી. ૨૦ પ્ર૦ ટંગડી ઝાલવી= નાસી જાય છટકી જાય નહિ તેમ પગેથી પકડવું.

**ટંગાવું**, ક્રિ૦ અ૦ અદ્ધર રહેવું; લમડવું; લટકીરહેવું; ઝુલીરહેવું; વચગાળે લબડતા રહેવું:-તે ડાળે ટંગાયો. (૨) ક્રિ૦ સ૦ લટકાવવું, લબડાવવું; ચોઢવું, ઝૂલતું રહે એમ મૂકવું:-તેણે ભિંતે છબિઓ ટંગાવી. તે મોતી ટંગાવે છે, વગેરે. (૩) ફાંસી દેવું; લબડાવીને મારી નાંખવું; ઉંચે બાંધવું. એને ફાંસી ટંગાવ્યો. એને કોણ ઉંચે ટંગાવે છે. (૪) આશ્રિત થઇ રહેવું; કોઇને આધારે હોવું. એનો ગમાર મોટા ભાઇની કમાઈ ઉપર ટંગાઇ રહેલો છે

**ટંટાખોર**, વિ૦ જ્યાં ત્યાંથી ટંટા કરે એવું; લડકણું; કજિયાખોર.

**ટંટો**, પું૦ કજિયો; લડાઇ; અણબનાવ; તકરાર; બોલાબોલ.

**ટંડેર**, વિ૦ મોટું.

**ટંડેલ**, વિ૦ મોટું; બહુ ઉંચું. શઢ-ધ્વજાના દંડ જેવું લાંબું અને ઉંચું તે:-આવી ઉંચી ટંડેલ ખુરસી શા કામની? ઉંચો ટંડેલ.

**ટંડેલ**, પું૦ વહાણ ઉપરનો મુખ્ય ખલાસી તે; સુકાની; સારંગ.

**ટાઉટાઉ**, અ૦ હુ હુ એવો અવાજ બનાવે છે, ભસ ભસ કરતા કાનને ફોડી નાંખતા કુતરાના ધાંધાટનો ભાવ રાખે છે; બહુ બકવાદ કરવો તે:-અમસ્તો શા માટે કુતરાની ટાઉટાઉ કર્યા કરે છે.

**ટાઇપ**, ન૦ [અં. Typo] ઉપસેલા અવળા અક્ષરનું બીબું; છાપવા માટે જુદા જુદા અક્ષરોના જે સીસાના ખીલાઓ તે; છાપવાના અક્ષરનો બિંબો; છાપ

**ટાઇપરાઇટર**, ન૦ [અં.] તમામ અક્ષરોનાં બીબાંનું એક એવી ગોઠવણીવાળું યંત્ર કે જેથી માળુમ હાથે લખતો હોય તેમ દરેક બીબા ઉપર આંગળીઓ દાબીને લખતો હોય તેમ કાગળ ઉપર છાપી શકે. હાથે લખવા જેટલીજ ઝડપથી આ યંત્ર ચલાવી કારકુનો ઓફિસોના પત્રવ્યવહાર વગેરેનાં લખાણો કાગળ ઉપર જેમ જોઇએ તેમ છાપી શકે છે. ગમે તેવા સારા ને સ્પષ્ટ હસ્તાક્ષર કરતાં પણ આ છાપેલું લખાણ વાંચવામાં સરલ ને સુગમ થઇ પડે છે.

**ટાકણું**, ન૦ ટાંકણું; ટાંકવાનું ઓજાર; છીણી અણીવાળા ખીલા જેવું પત્થર ટાંકવાનું વિંઝણું (૨) ટાણું; પ્રસંગ; અવસર; સંધિ-જોગ; લાગ:-સારું ટાકણું નથી. ટાકણે કામ થાય.

**ટાકર**, સ્ત્રી૦ ટકોરી; રણકો થાય એવો જે ટકોરનો આઘાત તે; ઠોકર:-માથામાં ટાકર મારી.

**ટાકરડી**, સ્ત્રી૦ આંગળા વાળીને તેના વેઢાના હાડકાથી હાલ્યા માથા કે અવાજ થાય એવા પાત્ર ઉપર જે હલકો આઘાત કરવો તે; ઠોકર. (૨) ટકોરી મરાય અને ટકોરી મારતાં ખડખડે એવી કઠણ રણકી જમીન તે.

**ટાચકટુચક**, વિ૦ ટાપટીપ કરાય એટલું; ઉપર ટપકે ચાલી શકે એટલું; થોડું ઘણું ન ચાલે જોઇએ એટલું; ફાલતું; પરચુરણ; કામ પુરતું ઘરેણું, સરસામાન વગેરે માટે વપરાય છે જે કંઇ ટાચકટુચક

(ઘરેણું) જોઇએ તે એની ગરીબ રાંડી-રાંડ માએ કર્યું. ચોર જે કંઇ ટાચકટુ-ચક હાથ આવ્યું તે લઇને નાસી ગયો પકડાયો નહિ.

**ટાચકો,** પું૦ . તડિંગ લઇને વાગે અને ટચ જેવો અવાજ કરે તે ટાચકો; હાથ પગની આંગળીઓના સાંધાને ખેંચતાં કે મરો-ડતાં જે અવાજ થાય છે તે ટાચકો:-ટાચકા ફોડવા અથવા વગાડવા એમ કહે-વાય છે. (૨) લખોટી જેવા લાકડાના મણકાનું ઘોડિયે-પાલણે લટકાવવાનું તે-મજ છોકરાંને રમવાનું ઝુમખું. લાકડાના ગોળ મણકાનું રમકડું (૩) વૃષણ; અંડ; ગોળી. (૪) મહેણાટાણાની કડવા વચ-નની જે તીખી લાગણી થવી તે; ટેકની રીસ ચટવી તે; મનમાં સ્વાભિમાન પૂર્વક ખોટું લાગવું તે; ખૂબ રીસ ચડવી તે.:-તમને શાનો ટાચકો લાગે છે?

**ટાચમ,** સ્ત્રી૦ ઘટ; ખોટ; ઓછ.

**ટાટ,** સ્ત્રી૦ શણ અથવા રેસાના વણાટનું જાડું કપડું; ગુણપાટ. (૨) મોટી છછરી થાળી; તાસક જેવો થાળો તે. (૩) વિ૦ અક્કડ; દાબીને અંબળાને કે મંરડી ચઢાવીને સ-ખત કરેલું હોય એવું; સક્કસ; સજ્જડ; કઠણ; કડક.:-બારણું ટાટ થઇ ગયું છે. સાંકળ ટાટ છે. કમાન ટાટ થઇ જાય એવી કુંચી આપશોમાં. (૪) મત્ત; ચક-ચૂર; ખૂબ ચઢેલ; કેફના ખૂબ જોરમાં-રંગમાં હોય એવું.:-ભાઇ સાહેબ લાલ-પાણીથી ટાટ થયેલા છે (૫) જેને લાજ આબરૂની કે લોકની દરકાર ન હોય એવો; બેશરમ; નિર્લજ્જ.:-એને શું? એ તો નાગોટાટ છે.

**ટાટપટી,** સ્ત્રી૦ જાડું સુતળીનું કપડું.

**ટાટલું,** ન૦ વાસણ; ઠામ. ક્રિ૦ પ્ર૦ ટાટલું કરવું-એઠાં વાસણ માંજવાં.

**ટાટવું,** ન૦ ટાયડું; નબળું ઘોડું.

**ટાટિયાં,** ન૦ વાંસના સળિયાનાં છાટિયાં-ફલક તે; કામડાનાં બારણાં; અંતરપટ. (૨) ગાડામાં સાલિયા આગળ વાંસની ચીપોના કકડા સજ્જડાસજ્જડ મૂકી-ગોઠવીને બના-વેલી જે આડ તે; આંતરો.'

**ટાટી,** સ્ત્રી૦ ટટ્ટી.

**ટાટું,** ન૦ દર્ભની સળીઓનું આસનિયું; ઘા-સનું આસનિયું. (૨) કામડાં વગેરેની ચીપો ગુંથીને બનાવેલી નાની સાદડી. (૩) ખંસ, કામડાં વગેરેની ભિંત, આંત-રો તે; ફડેતાળ. સાંઠા અથવા સાંઠા જેવી સીધી સોટીઓ વગેરેને સાથેસાથે બાંધીને બનાવેલો જે અંતરપટ તે. (૪) કામડાનું સાદડું-બારણું; ઝાંપો. (૫) ઘાસની ભિંતોનું ઝુંપડું. ઘાસ લાકડાં સળીઓ અથવા વાંસને એક બીજા સાથે જોડી દઇને બનાવેલી આડ. ક્રિ. પ્ર૦ ટાટું ભરવું=આંતરો ભરી લેવો. નાનું ઝુંપડું ઉભું કરવું.

**ટાઢ,** સ્ત્રી૦ [ સં. શીતાર્ત ] વાતાવરણમાંની ગરમી ઓછી થઈ જતાં શરીરને જે ઠં-ડકની અસર લાગે છે તે; શીતાર્તતા; ઠંડી; રૂધિરની ગરમી એકદમ ઘટી જઈ શરીરને જે કણુકણી ચઢી આવે છે તે; એક જાતના તાવ આવતા પહેલાં શરી-રમાં જે ઠંડી અસર ઉત્પન્ન થઈ એક પછી એક કંપારીઓની વેળ-મોજાં આવે છે તે; શીતતા; શૈત્ય; હિમાળુતા. ક્રિ૦પ્ર૦ ટાઢ આવવી=ઠંડક લાગતી હોય એવી અસર થવી; મેલેરિયા નામના તાવની કણુકણી આવવી. (૨) કંટાળો-કંપારી આવવી; નહિ ગમવું; અરુચિ, નાપસંદગી .:-કામ કરવાની વાત નીકળી કે એને ટાઢ આવે છે; ટાઢ વાવી; ટાઢચઢવી= અણગમો થવો.'દુઃખ લાગવું'. ટાઢ પ-

ડો=હવામાંની ઉષ્ણતા અદૃ ઉતરી જઇ ટંડી લાગવા માંડવી. ૨૦ પ્ર૦ ટાઢતડકો= સુખદુઃખ; સમય સમયની સારી માઠી અસરો તે.:-કુંવરે ટંડ ટાઢતડકો જોયો છે? ટાઢ કેરા મારે=ટાઢવાઈ ચડે નહિ એવું ધિંગું ધડ-જબરું હોય તે.:-કાસ્મીરી શાલ ઓઢી એટલે ટાઢ કેરામારે= અર્થાત્ ટાઢનું કંઇ ચાલે નહિ. કહે૦ ટાઢ જાય રૂવે ને આદન જાય સુવે. ટાઢ ટાઢ કરીએ નહિ ને ટાઢનાં માર્યાં મરીએ નહિ: ટાઢ વાય સહુને ને ટાઢ ન વાય વહુને.

**ટાઢક**, સ્ત્રી૦ ટાઢું લાગવું તે; ટાઢી અસર તે; શીતળતા-ઠંડક. (૨) પાણીના અંશથી જે ઠંડી લાગવી તે. (૩) નિરાંત; શાંતિ તે; મન વગેરેને જે સંતોષ વળવો તે; સંતોષ; શાતા; અનુદ્વેગતા; મનસ્તાપનું શમન તે. ક્રિ૦ પ્ર૦ ટાઢક કરવી=ઠંડાં ને પરિપોષક દ્રવ્યથી તપેલા રૂધિરનું તર્પણ કરવું તે; ગરમીના રોગ ઉપર શીતવીર્ય ઓષધ ખવરાવવાં-પાવાં તે.(૨) મનસ્તાપ રહે નહિ એમ ધનાદિકનો જોગવ કરી નિરાંત કરવી. ટાઢક વળવી=અગન શમવી, ચિંતા મટવી ને નિરાંત થવી તે.

**ટાઢકિયું**, ન૦ ઠંડક ઉત્પન્ન કરે એવું ભીનું લુગડું; ટાઢક કરે એવી વસ્તુ તે ઉનાળાને દિવસે શરીરે ઠંડક રહેવાને માટે લોકો જે ભીનો લુગડાનો કકડો ઓઢે છે તે. (૨) ગોળા કે લોટામાંનું પાણી ઠંડું રહે તે માટે તેની ઉપર જે ભીનું લુગડું વિંટાળવામાં આવે છે તે; ઉસેચ.

**ટાઢા**, પુંo ડામ. જેમ તપાવેલા લોઢાના શરીર ઉપર ગરમ ડામ દેવાય છે તેમ અત્યંત ઠંડા લોઢાના પણ ડામ દેવામાં આવે છે. જેમ ગરમી ત્વચાને બાળે છે તેમ અતિ ટાઢક પણ બાળે છે અને એ જે અત્યંત ટાઢાના ડામ તે ટાઢા કહેવાય છે. (૨) મર્મ વચનના જે ચપકા દેવા તે; ઠંડા પણ અંદરથી બાળી મૂકે એવાં જે વચન, મહેણાં તે. ક્રિ૦ પ્ર૦ ટાઢા દેવા= મર્મનાં મહેણાં મારવાં. 'ટાઢા' નું બ. વ. આ શબ્દ બહુ વચને વપરાય છે.

**ટાઢિયોતાવ**, પુ૦ રોગ, એકાંતરે કે ચોથે દિવસે નિયમિત વખતે ટાઢ વાઇને આવતો તાવ તે; શીતજ્વર; મેલેરિયાનો તાવ.(૨) જોઇનેજ કંટાળા-કમકમી ચડીઆવવી તે; અણગમો-અભાવ,ત્રાસઉત્પન્ન થવો તે:- કામ જોઇનેજ એને તો ટાઢિયોતાવ આવે છે.

**ટાઢી**, સ્ત્રી૦ અગ્નિને ટાઢો પાડ્યાં રહેલું જે અવશેષ તે; રાખ; રાખોડી; સેવી; વાની; ભભૂત; ભસ્મ. ક્રિ૦ પ્ર૦ ટાઢી વાળવી= ચિતાની રાખને ઉપાડી-વાળી લઈ નદી વગેરેમાં નાખીદેવાની ક્રિયા કરવી; વાની વાળવી.

**ટાઢીશીયળ**, સ્ત્રી૦ શીતળા સાતમ; શ્રાવણ સુદિ સાતમ ( સુરત તરફ ) ને શ્રાવણવદિ સાતમ ( અમદાવાદ તરફ ). આ સાતમને દિવસે ટાઢા પાણીએ નહાવું અને ટાઢું ખાવાનું માહાત્મ્ય છે. લોકો તેને એક વ્રત-તહેવાર તરીકે પાળે છે અને કચરાની શીતળા દેવી કરી તેની પૂજા કરે છે.

**ટાઢું**, વિ૦ ગરમ નહિ એવું; અનુષ્ણ; શીતળ; ઠંડું; દઝાય નહિ એવું; પાણીના અંશને લીધે શીતળ લાગે એવું. (૨) ગરમી શાંત પાડે એવું; તાપ શમાવનારું; ઠંડક કરે એવું:-આ ચંદન લગાડો એટલે ટાઢું લાગશે. (૩) ધીમું; ધીરું; રસળતું; મંદ. (૪) ચંચળ નહિ એવું; ઝટ ઉશ્કેરાય કે ધુંવાંપુંવાં થઈ જાય નહિ એવું (૫) શીળું; કાંગલું; ગરીબ; મોળું. (૬ )ધમક કે ચળકતું જાણે તેજ ન હોય એવું; ઝાંખું;

ફીકું.:–ટાઢો રંગ. (૭) ધરાયેલું, સંતુષ્ટ; જેણે નિરાંત કરેલી છે એવું; શાંત; તુષ્ટ.:–એ તો હવે જમી ટાઢો થઈને બેઠો. (૮) નરમ; શાંત.:–ટાઢા મિજાજનો માણસ હમેશ ફાવે છે. ક્રિ૰ પ્ર૰ ટાઢું કરવું=શાંત પાડવું; ઉશ્કેરાયેલી હાલત હોય તેને નરમ કરવી; ગંતોખવું. ટાઢું પડવું–ટાઢા થવું=શાંત પડવું; નિરાંત વાળવી; બહુ તેજ ઉશ્કેરણીવાળા ન થવું. ટાઢાં પાટિયાં કરવાં=ખાઇ પીને નિરાંત કરવી; ખાઇ પી નિરાંત કરીને બેસવું. ટાઢું પાણી રેડવું=ગરમ–ઉશ્કેરણીની અસર ઉપજે નહિ એમ કરવું; ઉશ્કેરણી કે એવીજ કોઇ ઉગ્ર ક્રિયા ઉદ્‌ભવતી હોય તેને દાબી દેવી–દબાઇ જાય તેમ કરવું; માંડીવાળે એમ કરવું; ન થવા પામે એમ કરવું. રૂ૰પ્ર૰ ટાઢા પહોરનું=નિરાંત કરી આનંદે બેઠેલાઓના ઉઠતા–ખાલી તરંગ જેવું; ગપ જેવું; ગમ્મતના વખતનું; નવરાશનું; મોજના નિઃસ્વાર્થ કાળ ક્ષેપ કરવાના વખતનું. ટાઢું લોહી=સ્વાભાવિક શાંતમિજાજનું, મંદ; નહિ ઉશ્કેરાય એવું. (૨) ઉંઘતું–નિદ્રામાં પડેલું –છોકરાને ટાઢા લોહીમાંજ મારી નાંખ્યા–અર્થાત્ ઉંઘતા હતા તેવામાંજ. ટાઢો માર=દેખાય નહિ પણ બહુજ સાલે–અસર કરે–પીડે એવો માર, જેથી લોહી નીકળે નહિ અને શરીર ઉપર ઘાય–મારની નિશાની ઉઠે નહિ એવો ગડદાનો માર તે; છુપોમાર. ટાઢાંઉનાં=પ્રસંગટનાં; ગાઢા સંબંધના–કૌટુંબિક સંબંધનાં–ખાનપાન તે. (૨) સંસારનાં સુખદુઃખ. ટાઢુંબોળ=ઘણુંજ ટાઢું; વાસી. ટાઢુંમીઠું=સુખદુઃખનું; રહસ્યનું; આંતરિક સુખ દુઃખનું; હેતનું.:–તમે ટાઢામીઠી વાત કરી લો. ટાઢુંશીળું=ટાઢું અને વાસી; આગલા દિવસનું રાખેલું.

ટાઢો, પું૰ ડામ. ક્રિ૰ પ્ર૰ ટાઢો દેવો=ડામ દેવો. (૨) મહેણાં મારવાં; અસરકારક બોલ કહેવા.

ટાઢોડિયું, ન૰ ટાઢકિયું;–ઠંડકિયું; શરીર ઉપર ઓઢી રાખવાનું બીજું લુગડું. (૨) પાણી ટાઢું કરવાનું પાત્ર. (૩) ઠંડક ઉત્પન્ન કરે એવું જે કંઇ હોય તે. (૪) ઝાકડું, દુર્દિન; ચાલુ ને ચાલુ વરસાદ પડતો રહેવાથી ઉત્પન્ન થયેલી શરદી–ઠંડીનો વખત તે. શિયાળામાં માવઠું થતાં હવાની ઠંડી સાથે વરસાદની ઠંડી એકઠી મળી જે શરદી ઉત્પન્ન કરે છે તે:–આ ટાઢોડિયામાં નહાયા તો જરૂર પટકાઇ પડશો.

ટાઢોડું, ન૰ ચાલુ વરસાદ પડવાથી ઉત્પન્ન થયેલી જે શરદી તે; દુર્દિન; ટાઢોડિયું; ઝાકડું; જસડલું.

ટાણું, ન૰ અમુક નિયમિત કાર્ય કરવાનો જે ચોકસ વખત તે; સમય; વખત.:–ખાવા ટાણે આવ્યો. કટાણે આવ્યો. (૨) સંજોગ સંધિ; લાગ.:–ટાણું જોઇને વાત કરીએ. ટાણું આવે ત્યારે કાર્ય સાધી લેજો. (૩) સારું માઠું કોઇ કાર્ય કરવા ઉજવવાનો વખત તે; અવસર; પ્રસંગ તે. એને સારુ ટાણું આવે. વિવાહ, સીમંત જનોઇ, મરણ વગેરેને લઇ સારાં માઠાં વ્યવહારનાં કાર્ય કરવાનો ને સગાં જ્ઞાતિ જનો વગેરેને ભોજન–ખાનપાન આપવાનો પ્રસંગ આવે તે 'ટાણું' કહેવાય છે.:–ટાણાસર નાત કરે એમાં શું? વગર ટાણે ઉત્સાહ લાવીને હોંશથી નાત કરે ત્યારે ખરું. ક્રિ૰ પ્ર૰ ટાણું માંડવું=ઉજવણી કરવી; નાત જમાડવી; વૈવાહિક કાર્યનો અવસર ઉજવવો. સારું ટાણું આવવું=લગ્ન–ખાસ કરીને સીમંતાદિકનો અવસર આવવો. ધાર્મિક કે પ્રજાકીય ઉત્સવનો પ્રસંગ, વારતહેવાર. ટાણુંટચકું=

નાનો અવસર; વારતહેવારનો અવસર; વારતહેવાર. ઉ૦ ટાણેટચકે એ અહિંયાં આવે છે, એના દિયરની ખબરો પૂછે છે. રૂ૦ પ્ર૦ ટાણાસર=યથા અવસરે. ટાણું કાઢવું=પૈસા ખરચીને અવસરને યોગ્ય રીતે ઉજવવો.:-અમે તો ઘણાંએ ટાણાં કાઢી નાખ્યાં.

**ટાણુંટચકું**, ન૦ નાનું ટાણું. (૨) વારતહેવારનો અમુક ચોકસ પ્રસંગ તે.

**ટાપટીપ**, સ્ત્રી૦ ઉપર ઉપરથી ઠીકઠાક કરી સારૂં દેખાય તેમ કરવું તે, ઠીક કાર્યકરવું તે; સારૂં દેખાય તેમ કરવું તે; તાલમેલથી શણગારવું તે; સંસ્કાર; શિષ્ટાચાર; વિધિ; ચાપચીપ, પહેરવેશ સમાર્યા કરવો, ટીલાં ટપકાં કરવાં ને સારૂ-રૂપાળું દેખાવાય તેમ કરવું તે. (૨) ડોળ; દંભ, ઉપરનો ખાલી ભભકો. (૩) ભાગ્યુતૂટ્યું ઠીકઠાક કરવું તે, થાગડથીગડ કરી સારૂં દેખાય એમ કરવું તે, ટીપકારી મારવી ધોળવુંને સાફસૂફ રાખવું વગેરે તે. (ઘર આદિને) દોષ, એબ, ખામી, ભાગતૂટ છુપાવવાની તજવીજ તે, યુક્તિબંધ ગોઠવી સારૂં દેખાય-મજબુત લાગે એમ કરવું તે. ક્રિ૦પ્ર૦ ટાપટીપ કરવી=ઉપર ઉપરથી સારૂં દેખાય એમ કરવું, સમારવું, શણગારવું; સંસ્કાર કરવો. માણસે રૂપાળા દેખાવાને જે વિધિ-તાલમેલ કરવી તે; ફુટડાઇને માટે ટાપટીપ. કહે૦ ટાપટીપ ને ધોળકું =ઉપર ઉપરથી સારૂં ને અંદર કંઇ માલ નહિ એવું.

**ટાપટીપિયું**, વિ૦ ખાલી દેખાવ કરનારૂં, ડોળી, ફની, ઉપર ઉપરથી શણગરાઇને રહેતું હોય એવું. (૨) સારૂં દેખાવાની તજવીજ કે તાલમેલ કર્યા કરવાની જેને આદત હોય એવું. દીર્ઘસૂત્રી. (૩) તકરોદી.

**ટાપલી**, સ્ત્રી૦ ટપલી.

**ટાપસી**, સ્ત્રી૦ એક માણસ કંઇક વાત કરતું હોય તેમાં બીજાએ પોતાની તરફથી ઉમેરો કરવો તે, મૂળવાત કરનારને ઉદ્દેશીને ટેકો આપવો તે, કોઇની વાતમાં બીજાએ પૂરતી કરવી-અનુમોદન આપવું તે. (૨) હાજિયો પૂરવો; હુંકારો ભણવો; રસથી સાંભળવું અને ચાલતી વાતને ઉત્તેજન મળે એમ વચમાં વચમાં બોલ્યા કરવું તે. ક્રિ૦ પ્ર૦ ટાપસી પૂરવી=ટેકો-પૂરતી-ઉમેરણ થાય એમ કરવું; અનુમોદન કે ઉત્તેજન મળે એમ કરવું. સાહેદી પૂરવી, ઉત્તેજન આપવું.

**ટાપી**, સ્ત્રી૦ ટપલી, ટાપલી. (૨) ટીપીને છો બેસાડવાનું લાકડાનું નાનું ઓજાર; છો બરાબર બેસી જાય તે માટે તેને ટીપવાનું નાનું ઓજાર. (૩) આંગળાંના છેડાની હલકી થાપટ; હાથનાં આંગળાંનો હલકો આઘાત-પ્રહાર. ક્રિ૦ પ્ર૦ ટાપી મારવી= કૂટવું. ઠપકો દેવો.

**ટાપુ**, પુ૦ જેની ચારે બાજુએ પાણી હોય એવો જમીનનો ભાગ; બેટ; દ્વીપ,નાનો બેટ.

**ટાપુવા**, પુ૦ [ટાપવા.] આડણિયો ને વેલણ લઇ વણેલા નહિ પણ હાથના પંજાઓ વચ્ચે કણકનો લોચો લઇ આમ તેમ ટપલી દઇ દઇને ઘડેલા રોટલા. ટાપુવોનું બ. વ:-મા મરી જશે એટલે જન્મારો છોકરાઓને બિચારાને ટાપુવા ટીપવાના તો છેજસ્તો ! કંઇ કન્યા મળવાની છે ? ટાપુવો ટીપીખાવો=રોટલો કરી ખાવો.

**ટાબોરા**, પુ૦ [સં.તાલ] બે હાથેલીઓ એક બીજાની સાથે અફાળીને કરેલો અવાજ તે, હાથેલી અને આંગળાંને કોયલા જેવાં કરી જોરથી એક બીજા સાથે અફાળીને અવાજ કરવો તે, તાબોટા-ટા. ભારે અવાજે પાડેલી તાળી તે તાબોટા. ક્રિ૦ પ્ર૦ ટાબોટા કૂટવા-પાડવા ને વગાડવા એમ કહેવાય છે.

**ટામેટાં**, ન૦ એક જાતનું ગોળ શાક ફળ. આને કેટલાક લોક વિલાયતી વેંગણ કહે છે. આની ખેતી કરતાં પ્રથમ ધરૂ કરવામાં આવે છે, પછી નવેમ્બરમાં ફરીને કયારા કરી રોપે છે અને વેલો વધવા માંડતાં કયારાની આસપાસ કરેલા માંડવા ઉપર ચઢાવવામાં આવે છે.

**ટાયડું**, ન૦ તુરીઆર ઘોડું–નાનું તે ટાયડું. ટાયડી=નાની ઘોડી. (૨) જેને ત્યાં ઘોડા ઘોડેસ્વાર રહેતા હોય એવો ગરાસિયો; મનસબદાર; નાની જેવી રાજ્યસત્તાવાળો જે તે; જમીનદાર–સરદાર. પાદશાહી વખતમાં ને રજપૂત રાજ્ય કાળમાં કેટલાક સરદારોને લશ્કર માટે અમુક સ્વાર રાખવા ને પાળવાની સત્તા સાથે જાગીર આપી થોડીક હકુમત આપતા તે. તવાઇ ગયેલું તે ટાયડું.

**ટાયલું**, વિ૦ જેમાં તત્ત્વ ન હોય એવું; માલ વગરનું; સારહીન; ખાલી બકવાદ જેવું; એકની એક સામાન્ય કે બોલનારના વખાણના પિંજણથી ભરેલું–( બોલવું કે લખાણ તે ) ( ૨ ) ન૦ માલ વગરનું બોલવું તે; તત્ત્વ–સાર વગરની જે લંબાણ વાત–ભાષણ કે લેખ હોય તે. ક્રિ૦ પ્ર૦ ટાયલું કરવું=માલ વગરની વાતને લંબાવવી તે; પોતાનાં વખાણ કર્યા કરવાં, એકની એક વાતનું વારંવાર પિંજણ કર્યા કરવું. ટાયલું કૂટવું=માલ વગરની વાતચીત કર્યા કરવી. ( ૩ ) કુથલી-ખાલી બડાઇ કે નિંદા તે; જેમાં કંઈ નવું જાણવાનું ન હોય તે.

**ટાલ**, સ્ત્રી૦ માથાના જે ભાગમાંથી વાળ જતા રહ્યા હોય તે ભાગ; માથા ઉપર કે બીજા કોઇ ભાગ ઉપર જ્યાં થોડા ભાગમાં નવા વાળ ઉગતા ન હોય તે ટાલ. વૃદ્ધાવસ્થામાં માથે ટાલ પડે છે. જેને માથે ટાલ પડે તે સુખી અથવા પૈસાદાર કહેવાય છે. ક્રિ૦ પ્ર૦ ટાલ પડવી=અમુક ભાગમાંથી વાળનાં મૂળ નાબુદ થવાં. (૨) બીજાનો બોજો ઉપાડી ઉપાડીને માથાના વાળ ઘસાઇ જવા–અર્થાત્ બહુ પરિશ્રમ લીધેલો હોય ત્યારે આમ કહેવાય છે. ટાલ પાડવી=આંટણ પડે–માથેથી વાળ જતા રહે એટલી વાર રોકવું; વારંવાર ટોકયા કરવું:–ટોકીને ટાલ પાડી પણ એને કયાં લાજ છે.

**ટાલકી**, સ્ત્રી૦ ટાલ; નાનીટાલ. (૨) તાલકી, માથાની વચલી ખોપરી.

**ટાલકું**, જુ. તાલકું.

**ટાલી**, સ્ત્રી૦ ગોળ અથવા ચોરસ કાપલી; નાનો લુગડાનો કકડો. ચંદરવામાં જુદા જુદા રંગના કપડાના નાના કકડાઓ એક સાથે સિવી લે છે તેમાંનો અકેકેક તે.

**ટાલું**, ન૦ તાલુ.

**ટાહુકો**, પું૦ ટહુકાર; સાદ; ઘાંટો; લાંબો ભારે ને તીણો અવાજ; હોકારો; પોકાર; બરડો. ક્રિ૦ પ્ર૦ ટાહુકો દેવો=બોલાવવું:– તમે જાઓ ત્યારે મને ટાહુકો દેજો, હું એ તમારી સાથે આવીશ. (૨) હુંકારો; હાં, હાં, એમ બોલી પોતે સાંભળે છે, પોતાનું ધ્યાન છે એમ જણાવ્યા કરવું તે:–વાતમાં ટાહુકો પુરનાર તો કોઇ જોઇએ જ. (૩) ઉત્તેજક અવાજ; ઉમેરણી; બીજાના બોલવાને ટેકો આપવા ખાતર જે કંઇ કહેવું–બોલવું તે; ઉમેરણી, અનુમોદન:–તું ટાહુકો પુરાવીશ તો કામ થશે. ક્રિ૦ પ્ર૦ ટાહુકો પૂરવો=અનુમોદન આપવું; વચમાં વચમાં બોલીને વાત કરનારને ઉત્તેજન આપ્યા કરવું; સાહેદી પૂરવી ઉમેરણ કરવું. ટહુકો, ટોકો. (૪) કોયલ અને મોર વગેરેનો ટહુકાર તે.

**ટાળણ**, ન૦ ટાળેલું તે; સારું સારું લઈ લેઇ રહેવા દીધેલું અવશેષ તે; ટાળી મૂકેલું તે. (૨)ચાળી ધોળીને કાઢીનાંખેલું તે; ચળામણ, ઝડકામણ; ચોથ; છોડાં.

**ટાળણટાળણ**, ન૦ વિંણીને લેતાં અને તો- ળાતાં રદ તરીકે પાછું કાઢી નાંખેલું તે; સારું સારું ઉપાડી લઇ કાચું-બગડેલું નહિ પણ તાજું એવું જે પાછળ પડયું મૂકેલું તે; છાંડેલું તે; પાછલું કચરાજેવું કનિષ્ઠ પ્રકારનું એવું તે.:-સારા સારા વર વિંણાઈ ગયા-વરાઇ ગયા•હવે તો કોઇ ટાવણટાળણનો લુલો લંગડો રહ્યો હશે તો મળશે. શાક ભાજી-કેરી વગેરે ફળા- દિક માટે વપરાય છે.

**ટાળવું**, ક્રિ૦ સ૦ [ સં. त्यज ] દૂર કરવું; ખસેડવું; અળગું કરવું; છોડી દેવું; આવતું બંધ થાય એમ કરવું; રદ બાતલ કરવું. ( ૨ ) પકડેલું-ધરેલું કે અંગીકાર કરેલું હોય તેવાને છોડી કે તજી દેવું.:- વિવાહ-કન્યા ટાળવી. ( ૩ ) મટાડવું; સારૂં કરવું; કાઢવું:-આટલું દુઃખ ટાળો એટલે ગંગા નહાયા. (૪) સારૂં લઇલેઇ નઠારૂં-નમાલું હોય તે છોડી દેવું અથવા કાઢી નાંખવું:-ચળામણ ટાળવું.

**ટાળી**, સ્ત્રી૦ તાળી.

**ટાળેલું**, વિ૦ પડયું રહેવા દીધેલું; બીજાએ નહિ લીધેલું; છાંડેલું:-ટાળેલો વર, ટા- ળેલી કન્યા.

**ટાગે**, સ્ત્રી૦ ટોળાઇ; ટાળાઇ; મજાક; મશ્કરી; ટોળ. (૨) વ્યંગ ચેષ્ટા; મર્મથી હસવું- ચેકડી કરવી તે:-ટાગેઓ કરવી.

**ટાળો**, પું૦ [ સં. ताल ] તાલ; તાકડો; લાગ; મેળ મળી જવો તે; પ્રસંગ; અવ- સર; સંધિ; સંજોગ; જોગ. (૨) વાળું તે; વાયદા કર્યા કરવા તે. ( ૩ ) ટાળવું તે. (૪) ખેલ; તમાસો; ચમત્કાર. ક્રિ૦ પ્ર૦ ટાળો મળવો=જોગાન જોગ આવી મળવો; તાકડો બેસવો; તાલ આવવો. ટાળોદેવો= વાયદો કરવો. વર કન્યાનો ટાળો મળેછે= ગ્રહ-અનુકૂલ ગ્રહનો જોગ આવે છે; તે- મનો વિવાહ થઇ શકે એવો સંજોગ છે. જોશીએ કહ્યું એમાંનો કંઇ ટાળો મળેછે, કહ્યા પ્રમાણે કોઇ વાત બનેલી હોય કે બનતી હોય એવો દાખલો મળ્યો છે? ટાળો=દાખલો; કહેવા પ્રમાણે મળતો આવતો જોગ; બનાવ બનવો તે.

**ટાંક**, પું૦ [ સં. टंक ] ટાંકણાવતે ખોદી કોરીને પાડેલો સિક્કો તે; પૈસો. (૨) ટકો; રૂપિયો. ( ૩ ) એક પૈસાભાર જેટલું વ- જન તે.:-નવટાંક. શેરના આઠમા ભાગ જેટલું તે. એક શેરના ૭૨ પૈસાભાર- ટાંક કહેવાય છે. (૪) કલમની લેખંડની કત-ચાંચ; લોઢાની કલમનું મોં; લેખંડનો કિત્તો. (૫) અમુક નક્કી કરેલો જે વખત તે; અમુક વખત એમ જે તે; ઇશ્વરે જે ટાંક મારી હશે તેમાં મીનમેખ થવાની નથી. છાપ, લેખ, સિક્કો. જે ટાંક પડ્યા તે પડયા. (૬) લખત; વાર-બે ટાંક દૂધ દે છે. ક્રિ૦ પ્ર૦ ટાંક મારવો=છાપપાડવી; અમુક મુદત નક્કી કરવી.

**ટાંકણી**, સ્ત્રી૦ સોય જેવો નાનો પાતળો પણ માથાવાળો પીતળનો ખીલો; કપડાની કે કાગળની ગેડ ઉકલી જાય નહિ તે માટે મારવાની પીતળની નાની ખીલી; માથા વાળી પીતળની સોય જેવી સળી. ( ૨ ) ઉંડાણે ખોતરવાનું સુતાર વગેરેનું એક હથિયાર. ( ૩ ) ટાંકવાનું કામ તે. ક્રિ૦ પ્ર૦ ટાંકણી ભોંકવી=ટાંકણીની અણી ઘો- ચવી, ચટકો દેવો.

**ટાંકણું**, ન૦ કંસારા, સુતાર, અને સલાટ વગેરે કારીગરીનું કોતર કામ કરવાનું ગોળ અણીવાળું ઓજાર; ખજુવા-ખો-

તરવા કે ટાંકવાનું જે ઓજાર તે. (૨) સપરમો દહાડો; સારા માઠા અવસરનો વખત; ટાણું. (૩) જોગ; જોગવાઇ; સંધિ. (૪) અગત્યનો–અમુક સમય તે.:–આ ટાંકણે તું કેમ આવ્યો ?

**ટાંકર,** વિ૦ લુચ્ચો લફંગો; રંડીબાજ.

**ટાંકલી,** સ્ત્રી૦ ટાંકણી; માથાવાળી પીતળની સોય. (૨) નાનું ટાંકું; પાણી ભરી રાખવાની ભોંયમાં ઘાલેલી છોબંધ કોઠી; ઘડિયાળી; ટાંકી. (૩) ઘી તેલ વગેરે કાઢવાપીરસવાની નાની ડોઇ જેવી ચમચી; પળી.:–ખીચડીમાં ટાંકલી ઘી મૂકવું. (૪) ટાંકી; ચાંદી.

**ટાંકલું,** ન. નાનું ટાંકું.

**ટાંકવું,** ક્રિ૦ સ૦ ટાંકણાના ઠોક મારીને ખોદવું; ખાડા પાડવા; ખણવું. (૨) લીસું હોય તેને ખડબચડુ બનાવવું; સપાટી ઉપર નાના નાના ખાડા પાડવા, કરકરૂં કરવું.:–ઘંટી ટાંકવી. (૩) સિવી–બાંધી કે સંધાડીને વળગાડવું; લટકાવવું.:–ખીસું–કસ ટાંકવી. છબિ ભિંતે ટાંકવી. (૪) ટાંકા ભરવા; ટેભા દેવા. (૫) સાથે જોડવું; સામેલ રાખવું:–અરજી સાથે પાછલો જવાબ ટાંકવો. (૬) ઉતારો આપવો; નોંધી રાખવું; વાત વિચાર વગેરેની ટુંકી નોંધ કરવી; ટપકાવવું.

**ટાંકી,** સ્ત્રી૦ ટાંકલી; પાણી ભરી રાખવાની છોબંધ કોઠી કે નાનો કોઠાર; નાનું ટાંકું (૨) પ્રવાહી ભરી રાખવાની લોખંડ કે ધંતુની ટાંકા જેવી બનાવટ. (૩) પાણી ભરાઇ રહે એવી છોબંધ ખાળકુડી (૪) ગુણ; અસર; ટેકી.:–ઘણુંએ ઓસડ કર્યાં પણ કશાથી ટાંકી લાગી નહિ પછી શું કરીએ ? (૫)સ્ત્રી પુરૂષના છુપા અવયવો પર થતો એક ચેપી ને ઝેરી રોગ કે જેથી ઉપરની ચામડી જતી રહી ચાંદ પડે છે અને તેમાંથી પાણી તથા રુધિર વગેરે ઝમ્યા કરે છે.:–ટાંકીનો રોગ.

**ટાંકું,** ન૦ વરસાદ અથવા કુવા વગેરેમાંથી આણેલું પાણી ભરી મૂકવાને જમીનની અંદર સારી મજબુત છોથી બનાવેલો કોઠલો; જમીનની અંદર ખણીને બનાવેલી છોબંધ મોટી ટાંકી.:–ગુજરાતનાં મોટાં શહેરોમાં ઘેરેઘેર ટાંકાં હોય છે. (૨) ઘીમાં પાણી નાંખી હલાવીને ઠારેલું જે ખાવાનું ઘી તે;પાણીથી ઠારેલી ઘીની પતરીઓ.:–શિયાળાનો દહાડો અને કંસાર ઘીનું જમણ હોય એટલે લોકો ટાંકા કર્યા વગર રહે નહિ. (૩) તાકું; મોટો ગોખલો.

**ટાંકો,** પું૦ સોય દોરાથી કરેલી એક એક સાંધ તે, ટેભો; તળે ઉપર ભોક પાડીને દીધેલો દોરાનો બીડો અથવા બંધ તે; કોઇ ચીજ બીજાની સાથે જોડાયેલી રહેવાને માટે મારેલો જે બખિયો તે.:–જોડાને સારા ટાંકા મારજો. (૨) સિવણ; ટેભો.:–એને તો ટાંકો મારતાં પણ આવડતો નથી. ક્રિ૦ પ્ર૦ ટાંકો મારવો=સિવવું; સાંધવું:–ગેરાઇ આટલો ટાંકો મારી આપો–અર્થાત્ સિવી આપો.

**ટાંગ,** સ્ત્રી૦ [ सं. टंक ] પગના નળાનો લાંબો અવયવ તે, નળો; પગની એડીથી ઘુંટણ લગીનો ભાગ તે. (૨) [ जंघा ] ઘુંટણની ઉપરનો સાથળનો ભાગ તે, જાંગ. (૩) ટાંગો; પગ; ચરણ.

**ટાંગણ,** ન૦ ટટ્ટુ; નાનું નમાલું ઘોડું. (૨) ઠિંગણું બેડોળ માણસ તે.

**ટાંગવું,** ક્રિ૦ સ૦ [ सं. टंक् ] થાંભલે અથવા ભિંતે ચોટવું, લટકતું રહે એમ વળગાડવું; લબડાવવું; લટકાવવું, કોઇક આધાર સાથે ઝુલતું રહે એમ બાંધી–જડી રાખવું.:–છબિ ટાંગવી.

**ટાંગાટોળી,** સ્ત્રી૦ ટાંટિયા અને ખભા ઝાલીને

લબડતું ઉપાડવું તે: પગ અને માથા આગળથી ધરવું અને વચમાંથી ઝુલતું રહે એમ ઉચકી લેવું તે, ટિંગાટોળી.:–જો ના હિંડે તો એને ટાંગાટોળી કરી નિશાળે લઇ જાઓ.

**ટાંગો**, પુ० પગ; ચરણ; પાદ. (૨) જાંઘના મૂળ આગળનો સ્ત્રીનો છુપો અવયવ; યોનિ.:–ટાંગો મારવો=એક ખરાબ ગાળ છે. (૩) હલકી પણ મજલ ખેડવે મજબુત ઘોડા ગાડી; ટપ્પા ગાડી. મુસાફરોને જલદી લઇ જનારી ઘોડાઓની ગાડી તે ગાડીની ગોઠવણ.:–ત્યાં ટાંગાબાંગા મળે છે? બળદની ગાડી તે છકડો, ને ઘોડાની ગાડી તે ટાંગો. જે અંતરાળ વચ્ચે ટાંગાની ગોઠવણ હોય ત્યાં અમુક અમુક અંતરે ઘોડા બદલવાની ગોઠવણ રાખે છે.

**ટાંચ**, સ્ત્રી० જપ્તી; કલમબંધી. (૨) કલમની અણીપરનો ત્રાંસો કાપ; કત. (૩) કસોટી કરવાનો ટચકો; ટાંકણાનો આઘાત.:–એને ટાંચ મરાય તેમ નથી, અર્થાત્ એવું ખચિત અને સુદૃઢ છે કે તેની ઉપર કોઇ આઘાત કરી શકે તેમ નથી. (૪) ખૂટ; ઘટ; ઓછ; કમીના, કસર; ખોટ :–અહિં કોઈ વાતે કશી ટાંચ નથી. તંગી; કમી હોવું તે. ક્રિ० પ્ર० ટાંચ મારવી=જપ્ત કરવું; ખસે–આઘું પાછું થાય નહિ એમ એકદમ સખત દેખરેખ તળે મૂકી દેવું; કબજે કરી લેવું. ટાંચ મારવી. ટાંચ મૂકવી=જપ્તી મૂકવી.

**ટાંચણ**, સ્ત્રી० ઉપર ટપકે લખી રાખવું તે, નોંધ, યાદદાસ્તને માટે ટુંકામાં જે થોડું થોડું લખી લેવું તે. ક્રિ० પ્ર० ટાંચણ કરવી=ટુંકામાં લખી રાખવું; ટપકાવી લેવું. (૨) થોડી થોડી ટીકાને રૂપે નોંધ કરવી તે; જૂજ નોંધ; નાની ટીકા.

**ટાંચણી**, સ્ત્રી० ટાંકણી. (૨) નોંધ.

**ટાંચમ**, સ્ત્રી० ટાંચ.

**ટાંચવું**, ક્રિ० સ० [ સં. टंक ] અણીદાર હથિયાર કે ઓજારથી ગોદા મારવા; ટાંકવું. (૨) સોય ઇત્યાદિથી વળગાડવું; ટેભા દેવા; ટાંકા મારવા. (૩) કતમારવી; અણી કાપવી; છાંટવું. (૪) અણીદાર કે ધારદાર હથિયારે છુંદવું; ટચકા ઉપર ટચકા મારવા (૫) કસર કરવી; આપવા મેલવામાં ટાંચ રાખવી.

**ટાંચું**, વિ० ટાંચવાળું; ઓછું; કમી; ઉણું; કમ. (૨) ન० વાંકું; આડું; દુભણું.:–માતાને ટાંચું પડે એમ ના કરતા. ક્રિ० પ્ર० ટાંચું પડવું=કમી પડવું; દુભાવું; વાંકું પડવું.:–નણંદને શું ટાંચું પડયું જે રિસાયાં?

**ટાંટાટરડું**, વિ० ટાંગાટેડું; હિંડનાં હિંડતાં જેના પગ મચરડાઈ જતા હોય એવું; રાંટું. (૨) ડહાપલું; ચિબાવલું.

**ટાંટિયો**, પુ० [ સં. जंघा. प्रा. टंका ] પગનો નળો; પગ; ચરણ. રૂ० પ્ર० ટાંટિયા જોરમાં છે=વિજયની હોંશમાં છે; ઉમંગમાં છે; સહાય અને સાધન વગેરે હોવાનો અર્થ બતાવે છે. ટાંટિયા ભાગ્યા છે=ના ઉમેદ થઇ ગયો છે; નિરાશ થયેલો છે; ઉત્સાહમાં નથી; નાસીપાસીથી કામ કરે છે; પછડાયો છે; થાકયો છે; હોંશ નથી, એવો અર્થ રાખે છે. પેટમાં ટાંટિયા છે=કપટ છે; ડોળ–ઢોંગ છે. ટાંટિયા કહ્યું કરતા નથી=બહુજ થાકી જવાયું છે, પગચાલી શકતા નથી. ટાંટિયા તોડ=પગ દુખવવા તે; નકામ પગ તોડવા–ફેરઆંટા કર્યા કરવા તે દોડધામ; ફેરાઆંટા; આવજા :–પોલિસમાં ફરિયાદ કરવી એટલે બીજું કંઈજ નહિ પણ ટાંટિયાતોડ ઉભી કરવી. ક્રિ० પ્ર० ટાંટિયા અકડાઇ જવા=ટાંટિયા ઝટ હાલે ચાલે નહિ એવા થઇ જવા;

જકડાઈ જવા, રહી જવા, એકાસને અને એક સ્થિતિએ રહેવાથી પગનું ચલનવલન બહેર મારી જવું-ઝટ ન થાય એમ થઈ જવું. ટાંટિયા આવવા=નાના બાળકને ચાલતાં આવડવું; બાળક હિંડતું થવું. (૨) નવો ઉત્સાહ આવવો; માંદ-આળસ જતું રહી નવી ઉમેદ ઉભી થવી ટાંટિયા ઉલાળવા=પગ ઉંચા લેવા. (સંભોગ સંબંધી ગ્રામ્ય. અશ્લીલ પ્રયોગ છે.) ટાંટિયો કાઢવો=આવતું બંધ કરવું; અવર જવર બંધ પડે એમ કરવું; આવી-મળી શકાય નહિ તેમ કરવું. (૨) લાગવગ ને અવરજવર તોડી નાંખવી. ટાંટિયા કાપવા=મૂળથી છેદન કરવું; કોઈ માણસનો બીજા માણસ આગળ ટકાવ થાય નહિ એમ કરવું. મોઢે મીઠું બોલી પાછળથી કાપી નાંખવું. ટાંટિયા ગળે આવવા=પોતે પોતાની મેળે ફસાઈ પડવું; શોખથી ગમ્મતથી કે હસવાથી કોઇ કામ કરવા જતાં સંકટમાં આવી પડવું; ગભરાઇ જવું; ગુંચવણ-અમુંઝણમાં આવી પડવુ. ટાંટિયો ટકવો=સ્થિર મન રાખી કાયમ રહેવું-ખેમવું; એક ઠેકાણે ઠરીને રહેવું-ટકવું.:-એનો ટાંટિયો ઘરમાં ટકતો નથી ? ટાંટિયો ટાળવો=ટાંટિયો કાઢવો. ટાંટિયા તૂટવા=પગની ફેંચો-પિંડીઓમાં પીડા થવી થાકથી ને ઝાડાથી અશક્તિને લીધે ટાંટિયા તૂટે છે. ટાંટિયા પહોળા થઇ જવા=હારી થાકી જવું; ગભરાઇ નાહિમ્મત થઇજવું; નિર્બળ નિ:સત્ત્વ થઇ જવું; હારી ફે ફે થઈ જવું. ટાંટિયા ભાગી નાંખવા=ના હિમ્મત કરી નાંખવું; નાસીપાસ કરવું; ઉત્સાહ ઉતારી નાંખવો. ટાંટિયા રંગવા=પગના નળા ઉપર માર મારીને અશક્ત કરવું; પગ ભાગી નાંખવા; પગે માર મારવો. ટાંટિયો વાળવો=આરામ લેવો; પગતોડ ને હાયદોસ છોડી નિરાંતે બેસવું.

**ટાંઠર**, સ્ત્રી૦ તકરાર; કજિયો. (૨) કંપ; ધ્રુજારી.

**ટાંડું**, ન૦ [સં. સ્થલ-તલ તાંડું] મુકામ કરવો તે; પડાવ નાંખવો તે; ઉતરવું તે; મુકામ; પડાવ. વણજારાઓની પેઠે મજલે મજલે વિરામ કરવો-પોઠ પાડવી તે; પોઠનો મુકામ-ઉતારો. ઉ૦ હામ હામ ટાંડું પડે, વણજારારે, પુરનાયક મોટું નામ, સમજ મન મારારે. (૨) પોઠ; પ્રાણીઓની હારકતાર; ઠાઠ; ધાડ; ઉ૦ છોકરાં જણ્યા એક ટાંડો. ખાપુસાહેબ. વણજાર. ઉ૦ ટાંડુ ચલાવે ચો દિશે વણજારારે. (૩) કામકાજ કરવાનું નહિ અને ખાઇ પીને સારી રીતે મોજમઝા-રમત ગમ્મત કરવાનો અવસર-પ્રસંગ તે; ખૂબ આનંદ ભોગવવાનો ને આરામનો દિવસ તે. કહે૦ વણજારાની મા ટાંડાં દેખી રહી છે.

**ટાણું**, ન૦ જનોઇ, લગન, સીમંત કે આનંદોત્સવનો અવસર તે; સ્નેહી સંબંધી વગેરેએ એકઠાં થઈ ખાવું પીવું ગાવું અને આનંદ ઉડાવવો તે; આનંદોત્સવનો સંધિજોગ તે. (૨) સારા પર્વનો-તહેવારનો જોગ તે; શ્રાદ્ધાદિક-વૃદ્ધો પાછળ કરવાની ક્રિયાઓનો જોગ તે. (૩) યોગ્ય સમય; એકાદ ચોકસ વખત; અમુક સારા માઠા પ્રવર્તમાન વાતાવરણનો અવસર તે.:-રોવાને ટાણે કંઇ ગવાય. દીવાટાંણે આવજે. (૪) લાગ; તક. (૫) જોગવાઇ. ૨૦ પ્ર૦ ટાણું ટચકું=નાનો આનંદોત્સવ; સાધારણ સગસંબંધીને મળી બેઠી એકઠાં થઇ ખાવાપીવાનો સુદિવસ-અવસર તે; લગાર જેટલું પણ ટાણું તે. ટાંણાસર=વખત ઉપર; યોગ્ય સમયે; ખરોખર વખતે. ક્રિ૦ પ્ર૦ ટાંણું આવવું=સ્નેહી સગાંઓને બોલાવી

આનંદ મંગળ કરવાનો વખત આવવો. (૬) ખાસ અવસરનું ખરચ તે. ટાંણું કાઢવું=આવેલો અવસર લોક રૂઢિએ ઉજવવો; ટાંણાંનું ખરચ ખૂટણ ઉઠાવી લેવું.:–મોઢે મુંછ તો છે નહિ તો પછી ટાંણાં કાઢવામાં એ શું સમજે. (૭) નાત જમાડવી ને ખરચ કરવું તે.:–ટાંણે ટાંણાની વાત. સારૂં ટાંણું=સારા–શુભ પ્રસંગનો અવસર તે, વિવાહ, જનોઈ અને સીમંત વગેરે. ખાસ–અધરણી=વહુને સારૂં ટાંણું આવશે.

**ટાંપ**, સ્ત્રી૦ ટીપા કે મીંડા જેવું નાનું ચિહ્ન; નિશાન; પૂર્ણ વિરામ.

**ટાંપણી**, સ્ત્રી૦ ટાંપી રહેવુ તે; આતુરતાથી જોવા ભેટવા કે લઇલેવાને તત્પર થઈ રહેવું તે; તલપી રહેવું તે.

**ટાંપવું**, ક્રિ૦ સ૦ જોવા, ભેટવા કે લઇલેવા આતુરતાથી તત્પર થઇ રહેવું; ટીકી રહેવું; તલપી રહેવું; આતુરતાથી મન અને ચક્ષુસાધ્ય વિષય ઉપર તલપ મારવાને લાગ શોધતા બેસી રહેવું. (૨) નિશાન–ચિહ્ન કરવું; ટાંપ મૂકવી.

**ટાંપાટરડું**, વિ૦ રાંટું; ચાલતાં ચાલતાં જેના પગ આમ તેમ અંબળાઈ જતા હોય એવું.

**ટાંપું**, ન૦ અમુક અંતરે 'જઇ આવવું' તે; જે કારણે પંથ–મજલ કરી હોય તે કારણ ચરિતાર્થ–સિદ્ધ થઇ ન શક્યું હોય તો તે મજલ કરી આવવી તે ટાંપુ કહેવાય છે; જેનું પ્રયોજન સિદ્ધ થયુ ન હોય એવું જઈ આવવું તે; ફેરો; આંટો; ગામોતરે જઇ આવવું તે:–ગયો તો ખરો પણ બાપ અહિં રહી જવાથી ટાંપુ પડ્યું. યજમાનના કામકાજને માટે બ્રાહ્મણ અને હજામ વગેરે જે ગામોતરાં–ફેરાઆંટા ખાઈ આવે છે તે.:–ગોર! વહુને મોકલે કે ન મોકલે પણ તમે તો વહેવાઇને ત્યાં એક ટાંપુ ખાઈઆવો. ક્રિ૦ પ્ર૦ ટાંપુ કરવું=કાર્ય થાય કે ન થાય પણ જઈ આવવું તે. ટાંપાં ખાવાં=આવી આવીને ખાલી–પાછા જવું:–ઉઘરાણીવાળાને પાંચ ટાંપાં ખવરાવ્યા વગર કોણ જંઇ પરખાવેછે.

**ટાંપુંટૈયું**, ન૦ યજમાનની વતી ગામગામોતરે જવું આવવું તે; ફેરાઆંટા ખાવાનું કામ કરવું તે.:–દુકાને આવીને બેસે અને શેઠ કહે તેમ કહિં ટાંપુંટૈયું ખાતો રહે તો વળી નોકરીનું ઠેકાણું પડે.

**ટાંસ**, પું૦ જુ૦ તાસ; છોલની ઝળકી.

**ટિકાયત**, વિ૦ જેને વડા તરીકે પહેલું તિલક થતું હોય તે; મુખ્ય; વડો. (૨) પાટવી; અભિષેકને યોગ્ય.:–ટિકાયત ગોસ્વામીની સ્વારી શ્રીજીમાં રહે છે.

**ટિકિટ**, સ્ત્રી૦ [ અં Ticket ] ટિકટ; અમુક છાપ મારેલી, અમુક હક કે પરવાનગી આપનારી અને અમુક બાબતસર અમુક જોઇએ તેટલુંજ લખેલી કે છાપેલી કાગળની નાની કાપલી.:–પોસ્ટ ટિકિટ; રેલવેની ટિકિટ; નાટકની ટિકિટ. (૨) પૈસા લઇ આપેલો કાગળના નાના ટુકડાપરનો પરવાનો. (૩) પેટી, કબાટ, સીસી વગેરેમાં શું છે? અને કોનું કેમ છે? વગેરે ટુંકમાં દર્શાવનારી તેની ઉપર ચોઢેલી નાની કાપલી તે; ચીઠી. સરકારી મહોર છાપવાળી કાપલી. ટિકિટ મારવી=ચોઢવી. ટિકિટ લેવી–ખરીદવી.

**ટિક્કડ**, ન૦ તિક્કડ; જાડો રોટલો.

**ટિક્કી**, સ્ત્રી૦ વચ્ચે કાણાવાળી પાતળી ને ગોળ નાની ચકતી; ચાંદી; ટીલડી:–ઝીકટિક્કીનું ભરત. (૨) જેને માટે ઉદ્યમ ચલાવ્યો હોય તે વસ્તુ પ્રાપ્ત થવી તે; ઠેકાણે પડવું તે.:–તેણે નોકરીને માટે મહેનત તો કરી પણ કંઇ ટિક્કી લાગી નહિ. (૩) ગુણ થવો તે; સારી અસર ઉપજવી તે; ટેકી:–ધણીએ દવાઓ કરી પરંતુ એકેકની ટિક્કી

લાગી નહિ. (૪) યાગ લાગવો તે; વગ; સિફારસ.:-એ સાહેબ આગળ તમારી કંઈ ટિકી લાગશે નહિ. (૫) બિંદી; બે ભમરો વચ્ચે જે ઝીણું ટપકું-તિલક કરવું તે; ટપકું, નાનો-ઝીણો ચાંલ્લો.

**ટિકકો,** પું૦ મોટું ટીલું; ચાંલ્લોઃ ગાજરિયો. (૨) દાબીને, ચાંપીને કે જોરથી મારીને પાડેલી છાપ તે; આઘાત, વ્રણ. (૩) ડામ.:-એના કપાળમાં ટિકકો ટિક એવો અવાજ થાય તેમ અથવા ટચ એવો અવાજ થાય તેમ જોરથી આઘાત કરીને પાડેલું ચિહ્ન. ક્રિ૦ પ્ર૦ ટિકકો કરવો= ડામ દેવો, ચાંલ્લો કરવો, નિશાન કરવું.

**ટિચાવું,** ક્રિ૦ અ૦ આમ તેમ રખડવું; ભોમિયા નહિ હોવાને લીધે કોઇ સ્થળ શોધી કાઢવા માટે આમ તેમ ફેરાઆંટા ખાવા પડવા. -કોટમાં કેટલે બધે ઠેકાણે ટિચાયો ત્યારે તમારી ઓફિસ જડી. (૨) આમ તેમ અફળાવું; ગોબાવુ:-આ ઘડો બહુ ટિચાયો છે. અથડાવું; અફળાવું; કુટાવુ. (૩) કામ કરનારાઓ સાથે રહીને કામ કરતાં ને પિલાતા પિલાતાં અનુભવ મળવો; ઘણે શ્રમે પ્રાપ્ત થવું.-વર્ષો લગી ગુમાસ્તીમાં ટિચાશો ત્યારે મુનીમ થવાશે.

**ટિટ્સિન,** ન૦ (તિન્ત્સિન.) નામદાર બ્રિટિશ સરકારના તાબાનું પેકિંગથી એંશી માઈલ ઉપર પિહો નદીના મુખ ઉપર આવેલુ ચીનમાંનું એક મોટું બંદર અને તેની આસપાસનો જિલ્લો. ટિટ્સિન મુંબાઇ જેવડું મોટું શહેર છે.

**ટિંટોડી,** સ્ત્રી૦ [सं. टिटिभ] ટિટોડી; જળાશય નદી વગેરે નજીક રહેનારૂં કાબર જેવડું એક પંખી. આ પંખીમાનો નર ટિંટોડો અને માદા ટિંટોડી કહેવાય છે, છતાં તેમની આખી જાતિ નરને નામે નહિ પણ નારીને નામે ઓળખાય છે. એમ કહેવાય છે કે ભવિષ્યમાં બનનારા બનાવોની આ પંખીને અગમચેતી થાય છે. ટિંટોડીના માળા જોઇ વરસાદ કેવો થશે, તે ગામડિયા કહે છે. જો નિચાણમાં તેનો માળો હોય તો જાણવું કે વરસાદ થવાનો નથી અને જો બહુજ ઉંચે હોય તો જાણવું કે ઘણો વરસાદ થશે અને ભારે રેલ આવશે. એમ કહેવાય છે કે મહા ભારતના યુદ્ધની પણ એને અગમચેતી થઇ હતી. એક પ્રાચીન કાવ્યમાં આનો રમણીય ભાવ છે. ઉ૦ ટિટોડી કહે તજી, એરે, ભૂમિપર ભાર થશે, અઢાર અક્ષૌણીરે દળ અટવાઇ જશે-ટિંટોડી કહે.

**ટિંટોડો,** પુ૦ ટિટોડીનો નર. આપણા કવિઓએ ટિટોડાને દૈવવાદી ગણ્યો છે અને ટિટોડીને પુરૂષાર્થવાદી ગણી છે. ટિટોડી શબ્દમાં આપેલા પદ્યમાં પ્રારબ્ધ ને પુરુષાર્થનો તે દંપતી વચ્ચેનો વાદ છે અને તેની એવી મતલબ છે કે, મહાભારતના યુદ્ધની અગમચેતી થવાથી ગર્ભવતી ટિંટોડીએ તેના નરને કહ્યુ કે, મોટું યુદ્ધ થવાનું છે માટે બચ્ચા-છડાંના રક્ષણ માટે આ સ્થાન છોડી દઇ બીજે ઠેકાણે જવું જોઇએ. ટિટોડાએ કહ્યું કે દૈવ બળવાન છે અને પ્રારબ્ધમાં હશે તે થશે માટે ન જવું. મહાભારત યુદ્ધનુ મંડાણ થયુ તેમાં પહેલે દહાડેજ ભીમનો હાથી રણમાંથી નીકળતાં તેનો ઘંટ ઇંડાં ઉપર પડ્યો અને છેલ્લે અઢારમે દહાડે સાંજે એક ઘાયેલ ઘોડો નાસતાં તેની ઠેસથી ઘંટ ઉછળીને દૂર જઇ પડ્યો. આ રીતે ટિંટોડીનાં ઇંડાંનું રક્ષણ થયું, વગેરે કથાપ્રસંગ છે.

**ટિપ્પણ,** ન૦ [सं] થોડી સમજુતી દાખલ લખેલી નાની ટીકા. (૨) યાદદાસ્ત માટે કરેલી ટુંકી નોંધ; ટીંપણ. (૩) લંબાણ

બાબતનું ટુંકાણમાં બનાવેલું જે ઓળિયું તે; ટીપણું; ટીપ; યાદી.

**ટિપ્પણી**, સ્ત્રી૦ [સં] ટિપ્પણ (૨) ટીપણી; પાણીની તંગી; કોઈ જરૂરની વસ્તુની અછત; જેમ:-એડનમાં પાણીની ટિપ્પણી પડે છે. (૩) ટીપવું તે; ટપટપ ઝુડીઝુડીને સજ્જડ થાય તેમ કરવું તે; છો ઉપર સારી ટિપ્પણી થવા દેજો કે જેથી ઉખડે નહિ. (૪) ટીપકારી; ઈંટોના સાંધાઓમાં છો ભરવી તે. (૫) છોને ટીપી બેસાડવાનું કડિયાના મજુરોનું ઓજાર; થાપી.

**ટિપ્પો**, પું૦ ટપ્પો; ટપ એવો અવાજ કરનારો આઘાત.:-લખોટાનો ભમરડાનો ટિપ્પો. (૨) ભારે ટપલી-ટપલો. (૩) સામો બોલ; દોષ કાઢનારો. ટપ દઈને દોષ દેખાડી આપવો કે મહેણું મારવું તે.

**ટિલાયત**, વિ૦ તિલકને યોગ્ય; મુખ્ય; વડું; મોટું; પાટવી.

**ટિંખળ**, ન૦ જેમાંથી હસવું આવે અને ગમ્મત થાય એવું બોલવું ચાલવું તે; હસાવે ને આનંદ ઉપજાવે પણ જેમાં સભ્યતા કે ગાંભીર્ય હોય નહિ એવી વાણીવાળી વાતચીત કે હાથ મો-શરીરના ચાળા તે; એવો ઢોંગસોંગ અથવા બોલ કે જેમાંથી ગમ્મત મળે. (૨) મશ્કરી; મજાક. (૩) ગતકડું; ઢોંગસોંગ; હાસ્યરસને ઉત્પન્ન કરે એવી વાણીની છટા અને અંગનો ચાળો તે. ક્રિ૦ પ્ર૦ ટિંખળ કરવું=ગમ્મત મળે ને હસવું આવે તેમ કરવું; ખરું નહિ પરંતુ ગમ્મત ખાતર કંઈક કરવું; મશ્કરી કરવી; ઢોંગ-ચાળા કરવા. રૂ૦ પ્ર૦ ટિંખળમાંથી તોફાન=હસવાનું ખસવું; મશ્કરી-મજાકમાંથી ટંટો થઈ જવો તે.

**ટિંખળી**, વિ૦ ટિંખળ કરે અને કરાવે એવું; ગમતી; ગનકડાબાજ; મજાકી.:-વાંદરાની જાત બહુ ટિંખળી હોય છે. ઠઠ્ઠાબાજ; મશ્કરો.

**ટિંગાટોળી**, સ્ત્રી૦ બે જણે મળી ત્રીજાને પગ અને ખભા પકડી ઝુલતો ઉપાડી લેવો તે; ટાંગાટોળી. (૨) પગ ઝુલતા રહે અને બન્ને બાજુ બે જણ બે બગલમાંથી ઉપાડી લે તે.

**ટિંગાવું**, ક્રિ૦ અ૦ એકાદ આધારનો આશ્રય લઈ લબડવું તે; લટકવું; અમુક આધારે ઝુલતા રહેવું. કોઈને-બીજાને આશ્રયે રહેવું; ટકવું; લબડતુંરહેવું; ભરાવું; ટંગાવું:-હું આ છબિ ભિંતે ટિંગાવું ? ગોરલોકનું જીવન યજમાનો ઉપર ટિંગાઈ રહેલું છે.

**ટિટિં**, અ૦ ટેં ટેં ટિટિં એવો દુઃખ કે કાયરતાનો ઉદ્ગાર-અવાજ તે.

**ટિંડોરું**, ન૦ એક વેલનું શાક ફળ; ઘિલોડું; બિંબફળ. આ મીઠાં ને કડવાં-વાવેતરનાં ને જંગલી એમ બે જાતનાં થાય છે. મીઠાં ફળ અંગુઠા જેવાં જાડાં લીલાં ને લીસાં થાય છે, અને તે શાકના કામમાં આવે છે.:-ટિંડોરાંનું શાક. મીઠાં ઘોલાં.

**ટિંપું**, ન ટપકું; બુંદ; પ્રવાહી દ્રવ્યનો નાનો છાંટો તે બિંદુ-ટીપું; જળનો કણ; ફોરું. ક્રિ૦ પ્ર૦ ટિંપાં પડવાં=ટપકવું પરસેવો ઉતરવો; કઠણ-મુશ્કેલ પડવું.:-કામ પુરું કરતાં ટિંપાં પડશે. ટિંપાં પડાવવાં=થકવી નાંખવું; હેરાન કરવું; ખૂબ મહેનત લેવરાવવી. કહે૦ ટિંપેટિંપે સરોવર ભરાય=થોડે થોડે મોટું કામ થાય, ડગલે ડગલે ડુંગર ચડાય. ટિંપુએ પાણી નહિ પાવું=કંઈ પણ આપવું મેલવું નહિ; જરાય ગાંજ્યું જાય કે દયા ખાય એવું ને હોય તેવા બખીલ-નિર્દય અને ધુર્ત માણસને માટે આમ કહેવાય છે. ટિંપું પાવું=ઘટતું હોય તે ઉપરથી આપવું; થોડું વધારે આપવું-માગવું.:-ભરવાડણ અચ્છેરિયો

ભરીને રેડે છે પછી ઉપરથી ટિંપુંએ પાડતી નથી, બાકી દૂધ તેલ વગેરે વેચનાર બીજા તો ટિંપું પાડે છે. ૨૦ પ્ર૦ મધનું ટિંપું=બહુ પ્રિય હોય એવું તે. એ માખનું 'મધનું ટિંપુ છે, અર્થાત્ એ માખ=મધ લોલુપ અને તે તેને પ્રિય મધનું ટિંપુ= બહુજ પ્રિય છે.

**ટિંબ,** સ્ત્રી૦ નાનું ચિહ્‌ન; ટાંપ.

**ટિંબરવાં,** ન૦ ટિંબરુનાં ફળ.

**ટિંબરુ,** ન૦ એક જાતનુ ઝાડ અને તેનાં ફળ તે. આનાં ઝાડ જંગલોમાં ઉંચાં થાય છે. પાન મોટાં ને લાંબા હોઇ તમાકુની બીડીઓ વાળવાના કામમાં આવે છે. બોર જેવાં તેને ફળ થાય છે. ફળોનો રસ દવા તરીકે કામ આવે છે એમા ટેનિકએસિડ હોય છે.

**ટિંબો,** પુ૦ માટીનો ઢગ; ટેકરો; નાનો ડુંગર; ઢગલો. ટિંબાટેકરા=ચઢઉતરનો ભાગ તે; ખાડા ટેકરા; નાના મોટા માટી પત્થરના ટેકરા-ડુંગરા તે ઉ૦ વાંકી વાટે ટિંબાટેકરા, ભયાનક બોય. પ્રેમાનંદ. ( ૨ ) રાફડો. એક તરફ કીડીઓનો ટિંબો ને બીજી તરફ ઉંદરે સાપને રહેવા કરેલો ટિંબો. દર બહાર કાઢેલી ખોદાણની માટીનો ઢગ તે. (૩) વસ્તુઓનો ખૂબ જમાવ; ઢગલો; ખડકલો. -એણે કામ ચઢાવી દઈને ઠુમારેના ટિંબા કરી મૂકયા છે.

**ટિંહુક,** અ૦ મોરનો એવો અવાજ તે.:- વરસાદ ચઢયો ત્યારના મોર ટિંહુક ટિંહુક કરે છે. ( ૨ ) પરાજિતને ચીઢવવાને ઠેંગો દેખાડી ઓઠે એવો અવાજ કરવો તે:- લેતો જા-ટિંહુક ! કેકાર, કેકા.

**ટીકવું,** ક્રિ૦ અ૦ ઝીણી આંખ કરી ધારીને બહુ ધ્યાનથી જોવું; ધારી ધારીને જોવું; હૃદયમા કોઇ ઉંડો ભાવ-વાત્સલ્ય-પ્રેમ કે સ્વાર્થ રાખીને એકટસે કોઇ સામું જોયા કરવું તે; નીચા નમી ઉંચા થઇ બરોબર જોવામાં આવે તેમ ધારીને જોવું.

**ટીકા,** સ્ત્રી૦ [સં] કોઇ અઘરો વિષય, પદ કે શબ્દ વગેરે સમજાવવાને કરેલું જે વિવેચન તે; સમજુતીનું લખાણ, ખુલાસો; વિવરણ.:-આ પુસ્તકપર સારી ટીકા થવી જોઇએ. વિવેચન; ચર્ચા; ઊહાપોહ; વ્યાખ્યાન; ગુણદોષનું કથન. ( ૨ ) વિરુદ્ધ-કટાક્ષમાં ચર્ચા કરવી તે; કોઇ કામ કાજ વિષય અને જાતિ ઉપર ટોળમાં તેની વિરુદ્ધ બોલવું તે. ( ૩ ) ચેકડી; મજાક; મશ્કરી; વ્યંગમાં બોલવું તે.:-એ તમારા પોશાકની ટીકા કરતો નથી. ક્રિ૦ પ્ર૦ ટીકા કરવી=વિવેચન કરવું. કટાક્ષમાં બોલવું; વ્યંગ કરવો. ટીકા થવી=ચુંથણાં પડવાં. ચહેરચુંથ; વગોણું; નિંદા.

**ટીકાકાર,** પું૦ [સં] ટીકા કરનારો; વિવેચક. (૨) મશ્કરો; ટોળી; મજાકી. (૩) નિંદક.

**ટીકી,** સ્ત્રી૦ ટિકી [ સં તિલક ]નાની ગોળ ચકચકાટ ટપકી; ટીપકી :-ઝીકટીકીનું ભરત. (૨) બિંદી; ઝીણું-ટપકી જેવું ટીલું; ટપકું; નાનું છુંદણું. ક્રિ૦ પ્ર૦ (ટીકવું ઉપરથી) ટીકી જોવું=એક ટસે ધારીને જોવું, સામું જોવું; સંભાળ લેવી; મોં દેખાડવું. (૨) બારીક નજરે જોવું.

**ટીકો,** પુ૦ ટિકો; લાંબો ગુજરડો-ગાજરિયો. ( ૨ ) ડામ; હડસેલો; કોઇ નહિ એમ:- એના કપાળમાં શું ટીકો!

**ટીચકારી,** સ્ત્રી૦ કોઇની પીઠ પાછળ હુરે કરવી તે; શેખીની મજાક; મોંથી સીતકાર કે જીભથી ડચકારો બોલાવી મશ્કરી કરવી તે; ટિચાવાના અવાજની માફક જીભને મોંની ડાખલીમાં ટિચાવી મગરૂરીભેર હસવું તે. (૨) ખડાયની ટેરાઈ. ક્રિ૦ પ્ર૦ ટીચકારીઓ કરવી=શેખીમાં મગરૂર બની કોઇની હે બોલાવવી કે મજાક કરવી તે.

**ટીચકારો**, પું૦ ટીચવાનો અવાજ તે; મોટો 'ટચ' એવો અવાજ તે. (૨) ડચકારો; દેશાઈનો અવાજ. ૨૦ પ્ર૦ ટીચકારા=મકર કુંદીઓ; ચામોદિયાં; મત્સરનો ઉન્માદ. ક્રિ૦ પ્ર૦ ટીચકારા કરવા=મકરકુંદીઓ કરવી; કોઈની પાછળ મોટેથી હસવું ડચકારા કરવા ને શેખી મારવી.

**ટીચકું**, વિ૦ ઘણું નાનું; સરાસરી-જેવડું હોવું જોઈએ તે કરતાં વધારે નાના કદનું; ઠીગણું. (૨) ના૦ ઉપરનો પાતળો નાનો નાજુક અંત; નાનું શિખર કે મથાળું; ટેરવું; અણિયું:-નાકનું ટીચકું ચઢાવીને શી વાત કરે છે?

**ટીચવું**, ક્રિ૦ સ૦ બે વસ્તુઓ એક બીજા સાથે અથડાય એમ કરવું, ઠોકાય તેમ ફેંકવું:-લખોટા અને સોગટાં ટીચવાં. (૨) અફાળવું; કૂટવું; ટચકા-ઘા મારવા; છુંદવું ગોબા પડે-સપાટી ખાડાખૈયાવાળી થઈ જાય એમ કરવું:-આ ઘડો પાણી કાઢવામાં વાપરીને ટીચી નાખ્યો. (૩) ભાગવું બેડોળ બનાવી દેવું. (૪) ગળચવું; ખાવું; અકરાંતિયા થઈખાવું (તિરસ્કાર-છણકામાં વપરાય છે)-તેં ટીચ્યું એટલે ગામ જમ્યું? (૫) મારવું; ઠોકવું; ધડવું.

**ટીચો**, પું૦ ગોબો; ટિચાયાથી પડેલો ખાડો-આંક તે.

**ટીટિયારો**, પું૦ બ૦ ટિં ટિં ટં ટં એમ થવું કરવું તે; કજિયો; કંકાસ; લડાઈ, બખેડો; બડબડાટ; કકળાટ. (૨) સાધારણ તકરાર; બોલચાલ થયા કરવી તે; રોજની રોજ પંચાતી થયા કરવી તે; ખટખટ બડબડ-વહાણું વાય કે રોજ આ શા ટીટિયારો-બન્ને ભાઈ જુદા થઈ જાઓ એટલે પત્યું.

**ટીટિયાણું**, ન૦ કકળાણ; બોલાબોલ ને રોકૂટ; ક્લેશકંકાસ.

**ટીડ**, જુ૦ તીડ

**ટીડારાણો**, પું૦ મોટું તીડ; તીડોનો નાયક.

**ટીપ**, સ્ત્રી૦ નામ રકમ વગેરેની ટુંકામાં નોંધ તે; ખરડો; ઉઘરાણાનો કાગળ; લખણી. (૨) સ્મરણ માટે ટુંકામાં રાખેલી નોંધ; ટાંચણ; વિગતનું ઓળિયું; યાદી. (૩) ટુંકી ટીકા; સક્ષિપ્ત વિવેચન. (૪) ગુનેગારને કરવામાં આવતી કેદખાનાની સજા; શિક્ષા. (દંડ નહિ):-ટીપ મારે તે સારી કે જાતે વેઠી લેવાય પણ દંડ કરે તે ખોટો, કે જેથી કુટુંબનાં દુઃખી થાય. (૫) તંગી; તાણ. (૬) ઈંટેલ ભિંતની ઈંટો વચ્ચેના સાંધાઓમાં છો-ચુનો-પુરવો તે:-આ ભિંતને ટીપ દો એટલે બસ, છો કરવાની જરૂર નથી. ક્રિ૦ પ્ર૦ ટીપ કરાવવી=ભિંતની ઈંટોની સાંધોમાં ચુનો લગાડાવવો. (૭) ઉંચો સૂર લેવો તે:-ટીપના સૂરમાં ગાવું. (૮) નાની ખાલદી; લોઢાનું વાસણ. (૯) અનુક્રમણી. ક્રિ૦ પ્ર૦ ટીપ કરવી. ટીપ મારવી. ટીપ ભરવી. ટીપ આપવી, વગેરે જુદાજુદા અર્થને અનુસરી ક્રિયાર્થ પ્રયોગો કરવામાં આવે છે.

**ટીપણિયો**, વિ૦ ટીપણું રાખનારો; ટીપણું જોઈ આપવાના કામથી આજીવિકા કરનારો-ટીપણિયો બ્રાહ્મણ-જોશી. (૨) ટીપણી કે ટીપ કરનારો.

**ટીપણી**, સ્ત્રી૦ ટિપ્પણી.

**ટીપણું**, ન૦ [ સં. टिप्पणी ] તિથિ, વાર, નક્ષત્ર અને યોગ વગેરેની ટુંકી નોંધનું ઓળિયું તે, પંચાંગ; પંચાંગને લગતી ટુંકી નોંધનો કાગળ તે (૨) ટુંકામાં સર્વ વિગત ટાંકેલી હોય એવી અનુક્રમણી તે; ઘણી બાબતોનું ટુંકાણ ટાંચણ તે. (૩) કાગળો સાંધી સાંધીને બનાવેલું મોટું ભુંગળું તે; લાંબું ઓળિયું, લંબાણ પિંજણની જેમાં નોંધ હોય એવું જે તે; -ભુંગળભટિયું; જન્મ સંબંધીની લંબાણ હકીકતની ટીપનો

કાગળ તે; જન્મ સંબંધી નોંધ. (૪) વહી; પેઢીનામું; વંશાવલી; કૌટુંબિક હકીકત.:-તારા કુટુંબનું ટીપણું હમણાં ઉકેલતો ના. ક્રિ૦ પ્ર૦ ટીપણું જોવું=તિથિ વાર નક્ષત્ર વગેરે જોઇ તેનું સારૂં માઠું ફળ કહેવું તે; કાળ નિર્ણય કરવો; ગ્રહનાં બળાબળ જોવાં તે. ટીપણું વાંચવું=લખાણ પિંજણ કરવું. ટીપણું ઉકેલવું=ગઇ ગુજરી બાબતો કાઢી ઝઘડો વધારવો. રૂ૦ પ્ર૦ ટીપણાં પાણીમાં બોળવાં=ભવિષ્ય કહેલું હોય તે ખોટું પડવું.

**ટીપરી,** સ્ત્રી૦ અરધા શેરનું માપ; અનાજ વગેરેનું એક નાનું માપિયું. બે ટીપરીનો શેર. મુંબાઇ અને દક્ષણમાં અનાજ જોખીને નહિ પણ ભરીને મપાય છે. મુંબાઇમાં બે ટીપરીનો શેર ચાર શેરની પાલી અને સોળ પાલીનો ફરો, એ માપે દાણાની લેવડદેવડ થાય છે અરધો શેર અનાજ માય એવડું લાકડા, લોઢા કે તાંબાનું નાનું પાત્ર તે ટીપરી.

**ટીપવું,** ક્રિ૦ સ૦ ઉપર ઠોકવું; ઘણના પ્રહાર કરવા; ઘા મારવા; ઘડવું. (૨) બેસે-ચોટી જાય તેમ ઠોકી બેસાડવું; ટપણવું; ટાપી મારીને બેસાડવું.-ચુનો-છો ટીપવી. (૩) ભાગવું; ભુકો કરવો; વાટવું; જીર્ણ થાય એમ કરવું.-મરડિયા ટીપીને ચુનો કાઢવો. (૪) ટપલી મારવી; મારવું; ઠોકવું, ઝૂડવું.:-છોકરાને ટીપીનાંખ્યો

**ટીપીનાંખવું,** મારવું; ખૂબ ઠોકવું (૨) મારીને બેસાડી દેવું; હરાવવું; સરખું-ચપટ યથજાપ એમ કરવું

**ટીપું,** ન૦ (ટિપું) છેક નાના કણના સ્વરૂપે પડેલું કે રહેલું જે અતિ અલ્પ પ્રવાહી તે; ન્હોરૂં; બિંદુ; કણ; લવ; બુંદ. કહે૦ ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય=થોડું થોડું કરતાં ઘણું થાય.

**ટીપુસુલતાન,** પું૦ મ્હેસુરનો એક પ્રખ્યાત સુલતાન. સન ૧૭૪૯ થી ૧૭૯૯ માં હયાત હતો. એ હૈદરઅલ્લીનો શાહજાદો હોઇ સને ૧૭૮૩ માં શ્રીરંગપટ્ટનમાં ગાદીએ બેઠો હતો. તે પરાક્રમી, ક્રૂર અને ધર્માંધ સુલતાન હતો. બે વાર તેને ઇંગ્રેજોની સાથે વિગ્રહ થયો હતો, જેમાંના છેલ્લા ૧૭૯૯ ના વિગ્રહમાં તે હાર્યો હતો. એજ વર્ષના મેમાં તે મરણ પામ્યો હતો હિંદુસ્તાનના ઇતિહાસમાં, વાર્તાઓમાં ને ચરિત્રોમાં તેની વિશેષ હકીકત જોવી.

**ટીબ,** સ્ત્રી૦ ઝંઝેરી; એક જાતનું ભરત

**ટીમણ,** ન૦ મુસાફરી દરમિયાન ખાવાને માટે રાખેલું ખાદ્ય તે; ભાથું; વાટમાં ખાવાનું તે. (૨) ખાટુંવડુ; લગનને આગલે દહાડે સગાં સંબંધી વગેરેને જમાડતાં તે. ક્રિ૦ પ્ર૦ ટીમણ કરવું=ભાથું કરવું (૨) વાટમાં ખાવા માટે જે કંઇ સાથે રાખ્યું હોય તે ખાવું કે ટીમણ બંધાવવું=મુસાફરીએ જનારને રસ્તામાં ખાવા માટેનું ખાવું આપવું-રૂની ગાંસડીમાં રખાવવું તે.

**ટીમર,** સ્ત્રી૦ ટેકરી; ડુંગરી; ટિંબો. ઉ૦ એટલે આવી ટીમર ગોરધનતણી. ભાગવત.

**ટીલડી,** સ્ત્રી૦ [ सं. तिलक ] ચાંલ્લાને ઠેકાણે સ્ત્રીઓના કપાળમાં ચોટવા માટે લાલ લાખ લગાડીને બનાવેલી અબરખની નાની અને ગોળ ટીકડી; ચાંલ્લો; ચાંલ્લા જેવી ગોળ ટીપકી. (૨) બિંદી; ચાંદ ઉ૦ ગાને ટીલડી તપે લેલાટ જો. ક્રિ૦ પ્ર૦ ટીલડી ચોટવી=કપાળમાં ટીલડી લગાડવી. (૩) નાનો ચંદ્રક; આખ-મોરના પિંછાંમાંની ટીલડી=રંગદાર ચિત્ર વિચિત્ર ગોળ ટપકું.:-ટીલડીઓવાળાં પિંછાની ચમરી.

**ટીલવું,** વિ૦ જેના કપાળમાં ટીલાનું ચિહ્ન

હોય એવું; ચાંદરું. (૨) ટીલાં ટપકાં કરનાર.

**ટીલવો**, પું० [ सं. तिलक ] લોકના તિલક રૂપ એવો જે તે; તિલક કરવાને યોગ્ય એવો જે તે—બ્રાહ્મણ. તિલક—ટીલું કરનારો તે ટીલવો—તિરસ્કારના અર્થમાં—ભણેલો ગણેલો કે જ્ઞાની નહિ પણ માત્ર બાહ્યચિહ્નવાળો જાતે બ્રાહ્મણ તે. આગળ તિલકભૂત હોય પૂજ્ય એવા અર્થમાં વપરાતો આ શબ્દ ભિક્ષુ ગાંમડિયાથી હાલ તિરસ્કારના અર્થે વપરાય છે

**ટિલિયો**, પુ० ટીલવો

**ટીલી**, સ્ત્રી० [ सं. तिलक ] ટીલડી; લાલ લાખ લગાડેલી નાના ચાંદલા જેવી કરેલી અબરખની ગોળ ચકતી, કે જે સ્ત્રીઓ ચાંલ્લાને ઠેકાણે કપાળે ચોઢે છે; મોતી નંગ વગેરે મિનાકારીનો નાનો લાંબો ચાંદલો; નખલો. (૨) રંગનું ડામનું કે ગુંજનું ચિહ્ન; નાનું ટીલું; ડાઘ; કલંક; લાંછન. રૂ० પ્ર० કાળીટીલી=આબરૂ—ઇજ્જતને જે ખરાબ લાંછન લાગવું તે; અપવાદ; આળ; ખરાબ આરોપ; અકીર્તિ; અપજશ; બુરું બોલાવું તે (૨) ભુંડાપણું; હલકાઇનું નામ.

**ટીલું**, ન० [ सं. तिलक ] ચંદન કંકુ વગેરેનું કપાળમાં જે ચિહ્ન કરવામાં આવે છે તે; તિલક; ચાંદલો; ત્રિપુંડ્ર. ક્રિ० પ્ર० ટીલું કરવું=કપાળે કંકુ વગેરે લગાડવું. (૨) કપાળમાં ચોડવું; લગાડવું; માથે નાંખવું; ઓઢાડી દેવું ટીલું ઘસવું=સુખડને પાણીસાથે ઘસીને તિલક કરવા જેવું જાડું બનાવવું ટીલું ચાટી જવું=મામાનું ખાઇ જવું; આપણી પાસેથી કંઇ લાભ મેળવવા આવનારનુંજ સામું આપણે કંઇ ખાઇ જવું તે. ટીલું ચાટી જવું; છેતરવું; ઠગવું; સામું લઇ લેવું. (૨) ભાંખીચૂમ જેવી ડગાસ હાલતમાં રહેવું અને મામાનું કાંઇપણ હજમ કરી જવું તે.

**ટીલો**, પુ० મોટું ટીલું; ચાંલ્લો; ગાજરિયો. (૨) ડામ; ડાઘ. (૩) તસિયો; ધોળો કે લાલ મોટો લાંબો આંકો.

**ટીશી**, સ્ત્રી० [ सं. तूल ] વનસ્પતિમાં નવો—તાજો ફૂટતો અંકુર; કુંપળ. (૨) નહિ પહોળા થયેલા પાંદડાની ગોળ વિંટલી; ફૂલની પાંદડીઓની ખીલ્યા પહેલાંની વિંટા જેવી સ્થિતિ તે; અણીદાર કળી. (૩) ટોચ; શિખર; પ્રાંત; અણી; તગરડીની ટોચ. (૪) પતરાજ; લાપરી; બડાઇ; શેખી; ગરૂરી; અભિમાન; હુંપદ લેવું તે.:—મૂર્ખા ખાલી ટીશી કરતો ના, નહિ તો માર્યો જઇશ.

**ટીશીખોર**, વિ० શેખીખોર.

**ટીસલી**, સ્ત્રી० ટીશી.

**ટીસો**, પું० ગેડીદડાની રમત; તેનો એક પ્રકાર. (૨) ક્રોધ ચિહ્નાય તેમ ઠૈયો દેખાડી ડચકારો કરવો તે. ટીહો!

**ટીહો**, પું० ઠૈયો દેખાડી મોઢેથી મશ્કરીનો સીત્કાર કરવો તે. સાંઢ પાડા વગેરેને 'ટીહો' ની ચીઢ પડે છે અને જો તે અવાજ તેમની સામું જોઇ કરવામાં આવે તો ઉશ્કેરાય છે.

**ટુંક**, સ્ત્રી० ટોચ; શિખર.:—ગિરનારની બીજી ટુંક ઉપર જજો. (૨) કવિતાની કડી; પદ; ચરણ:—ગીતની એક ટુંક બોલ એટલે મને બધુ યાદ આવશે. જુઓ० ટુંક, ટૂંક, ટુંકું.

**ટુકડાખાઉ**, વિ० રોટલાના કકડા માગી ખાનાર; ભિખારી; આમ તેમ ગમે ત્યાંથી કકડો કકડો માગી લાવી તે ઉપર ગુજરાન ચલાવનાર (૨) હલકું; ક્ષુદ્ર તુચ્છ.

**ટુકડાખોર**, વિ० (ના०) ટુકડાખાઉ.

**ટુકડી**, સ્ત્રી० એક મોટા સમુદાયમાંનો નાનો ભાગ; ટોળી; એક ઉપરીના હાથ તળે

મૂકેલા થોડાક સૈનિકોનો સમૂહ-મંડળી તે; પલટણના ઘણાક ભાગોમાંનો એક ભાગ. (૨) કકડી; કરચ. (૩) જથો; વર્ગ. સરખા પોશાકવાળા સમાન અભ્યાસવાળા થોડા જણની નાની મંડળી-ટોળી તે.

**ટુકડો,** પું૦ [ सं. स्तोक ] આખામાંથી તોડેલો એક નાનો ભાગ; કકડો. (૨) ગ્રાસ; બચકું:-રોટલાનો ટુકડો. ક્રિ૦ પ્ર૦ ટુકડા માગી ખાવા=અહિં તહિંથી રોટલાના કકડાની ભીખ માગવી તે; બચકું બચકું માગીને ખાવું; ભીખવું. કહે૦ ટુકડે ટુકડે બિસ્મિલ્લા=વારંવાર વિવેચન ભક્તિ કે સ્તુતિ વગેરેનો વિધિ કર્યા કરવો તે. (૨) થોડે થોડે બધું હજમ કરી જવું તે.

**ટુક્કલ,** સ્ત્રી૦ (પું૦) ગોળ કમાનની મોટી પતંગ; બહુ મોટો કનકવો.

**ટુચકી,** સ્ત્રી૦ વચલી આંગળી અને અંગુઠાથી કરવામાં આવતો અવાજ તે; ચપટી. (૨) એ અવાજ થતાં લાગે એટલો અલ્પ સમય તે; ક્ષણ; વિપળ; જરાવાર:-ટુચકી વગાડવામાં આવું છું. (૩) આંગળીઓનાં બે ટેરવાં વચ્ચે રહે એટલો અલ્પ જથો તે; ચપટી:-તપખીરની ટુચકી; ટુચકી લોટ

**ટુચકો,** પું૦ એવી એક નાની વાત અથવા બીના, કે જેથી રસ-રંગ જામે, ગમ્મત મળે અને રસ ઉત્પન્ન થાય; ફકરો; ટાહુકો; નાનો કથા ભાગ. (૨) વિષય; વસ્તુવિશેષ (૩) મંતરજંતર સંબંધી ભણવામાં આવતાં નાનાં નાનાં વાક્ય તે. (૪) મંતર તંતરનો નાનો પણ અમરકારક પ્રયોગ; વહેમ મટાડે એવું કંઇક જાદુ અને તેનો પ્રયોગ-અખતરો; ઇલમ. (૫) ઇસારો. (૬) નાનો કકડો; અમુક આખાનો એકાદો નાનો વિભાગ; અંશ:-આંબલીનો ટુચકો. ટુકડો. ક્રિ૦ પ્ર૦ ટુચકો કરવો=વહેમ મટવાને માટે જાદુ જેવો નાનો પ્રયોગ કરવો તે. જાદુઈ અડપલું પ્રતીકાર.

**ટુટક,** વિ૦ તૂટેલું હોય એવું; સળંગ-આદિથી અંત લગી ન હોય એવું; ખંડિત. (૨) બરોબર મળતું ન હોય એવું; અનુસંધાન-સંબંધ વગરનું; છુટુંછુટું; નહિઆખું.

**ટુટફાટ,** સ્ત્રી૦ તૂટી ને ફૂટી જવું તે; જુદું-છુટું પડી જવું તે; વિભેદ; કુસંપ; ફૂટ; અણબનાવ; વિગ્રહ; સંબંધ ભંગ થવો તે. (૨) ભાગી તરડાઈ જવું તે; સંગીન, ઘન કે જમાવટી પદાર્થમાંની ભાગફોડ તે.:-બાંધકામ-ચુના કામની ટુટફાટ હોય તે મરામત કરી લેજો; ભાગ્યુતૂટ્યું હોય તે. ક્રિ૦ પ્ર૦ ટુટફાટ થવી=તૂટી અને ફાટી જવું તે; નુકસાન થવું; મતભેદ પડવો; કુસંપ થવો; સંબંધ તૂટી જવો, સુસંપતા-એકમત એકમતપણું નહિ રહેવું તે.

**ટુટવું,** ક્રિ૦ અ૦ આખામાંથી જુદું થવું; છુટું પડવું; એકાકારતાનો ભંગ થવો; જમાવટ નહિ રહેવી; જુદું પડી જવું; ભાગવું; તૂટીજવું. (૨) જોડાયેલા-સંધાયેલા કે સંબંધમાં રહેલા અવયવોનું જુદું પડવું તે. (૩) મતભેદ, વિભેદ પડવો; અંતરાય પડવો.:-એની દોસ્તી ટુટી છે. (૪) તરડાવું; ચિરાવું.-કાચ ટુટી ગયો છે. (૫) બંધનું નરમ પડી જવું; શક્તિ ઘટીજવી. એ બિચારો કામકાજ કરીકરીને ટુટી ગયો છે. (૬) એકદમ ધસી જવું; કોઇની ઉપર ધસી-હલ્લો કરી કતલ ચલાવવી તે.:-રજપૂતો મરણિયા થઇ તેમની ઉપર ટુટી પડ્યા. ( જુ૦ તૂટવું. )

**ટુંટીચાર,** પું૦ તૂટક ચાર તે; એક પાસાના ત્રણ દાણા અને બીજાનો એક, એમ બે મળીને ચાર દાણા પડવા તે; તૂટક ચાર દાણાનો દાવ પડવો તે. સોગટાંબાજીમાં. (૨) નાડીના બંધ શિથિલ પડી ગયા હોય એવું તે; કમજોર; જીર્ણ શરીરનું માણસ.

બહુ કામકાજ કરવાથી કે ચિંતાથી દદ-બંધ બાંધાનું નહિ રહેલું એવું જે તે.

**ડુમડુમી,** સ્ત્રી૦ ડુમડુમ એવો રણકો-અવાજ કાઢનારી નગારી-થાળી વગેરે તે; ડુમડુમી ઢોલની જોડે વગાડવાની નાની નગારી.

**ડુમણુ,** ન૦ મંતર તંતર ગંભંધી જે વહેમી ક્રિયા પ્રયોગ વગેરે તે. કામણની સાથે જોડાઈને વપરાય છે.:-કામણ ડુમણ શીખેલી. (૨) ઠુંઠું પૈડું તે; રીસ; ઓછપનું વાંકું. (૩) કણુક ગદડવાનું જે ઘી કે તેલ તે.

**ડુવા,** પું૦ (ડુઓ.) ખાડા; ગોબા.:-આંખોમાં ડુવા પડી ગયા. (૨) ઉંડાં દર; બોક; નારાં:-કોઢ થયો તેમાંથી ઠેક ઠેકાણે માંસમાં ડુવા પડી ગયા. (૩) ટપકાં; બિંદુ; તર્પણ થાય એવું સિંચન.:-બાળકની આંખમાં તેલના ડુવા મૂકવાથી આંખ લિંબુની ફાડ જેવી મોટી થાય છે.

**ડુવાલ,** પું૦ [ પોર્ટુ૦ અં૦ Towal ] ભીનું શરીર લુછવાનો જાડા વણાટનો લુગડાનો નાનો કકડો; અંગ-લુછો-અંગુછો; શરીર હાથ વગેરે લુછવાનો રૂમાલ. મિ. કરકરિયા કહે છે કે, આ શબ્દ ઈંગ્રેજીમાંથી નહિ પણ પોર્ટુગિઝમાંથી આવેલો છે.

**ડુવો,** પુ૦ ખાડો; ગર્ત; બોક. (૨) ટપકું; ટીપું; બુંદ; પ્રવાહીનું ફોરું. (૩) જેવડે ડુવા મૂકવામાં આવે છે તે; પેલ; પુમડું. (૪) ઘા; લાગણી દુઃખાય એવો ચમરો તે. જુવો. (જમીનમાં) ક્રિ૦ પ્ર૦ ડુવો પડવો=ખાડો-નારૂં પડવું. ડુવા પાડવા=ટપકાં મૂકવાં. ડુવા દેવા=ચુંટલા ખણવા; ઠુંપ-મહેણાંના ડોક મારવા. (જુ. ડુવા)

**ઠેંક,** સ્ત્રી૦ સ્વમાનનો ટેક; હુંપદ; સ્વાભિમાનની લાગણી.:-એને ઠુંક છે. (૨) લાજ; શરમ.:-એને જરાય ઠુંક નથી. (૩) ઠુંકું; નહિ લંબાણ; સંક્ષિપ્ત:-ઠુંક વખતમાં શી તૈયારી થાય?

**ઠુંકડુ,** વિ૦ ઠુંકું; નહિ લાંબું.

**ઠુંકાક્ષરીલિપિ,** સ્ત્રી૦ આડા ઉભા લીટાઓ અને અમુક અમુક પ્રકારે તેને સાથે જોડી લઈ ટુંકામાં ઉતાવળે શબ્દો અને ભાષણો લખી લેવાની રીત. હાલ ભાષણ વગેરેના જમાનામાં આનો ખૂબ ઉપયોગ થવા માંડ્યો છે. ઠુંકાક્ષરીલિપિનું અને ટાઈપરાઈટિંગનું કામ આવડવું એ કારકુનની હાલ મુખ્ય લાયકાત ગણાય છે. લગભગ દરેક દેશમાં અને દરેક ભાષામાં જુદી જુદી એક હજાર રીતો હાલ ચાલુ થયેલી છે.

**ઠુંકારવું,** ક્રિ૦ અ૦ તોછડે બોલાવવું; ઠુંકારો કરવો; ત્વંકારે બોલવું.

**ઠુંકારો,** પું૦ [ સં. त्वंकार ] તું એવો તોછડો બોલ તે; તોછડાઈથી કોઈને સંબોધવું તે; 'તું' એમ કહેવું; અસભ્ય બોલે બોલાવવું તે. ક્રિ૦ પ્ર૦ ઠુંકારો કરવો=તોછડાઈથી કોઈને સંબોધવું; તું એમ કહી અસભ્ય વાણીએ બોલવું; હલકી અસભ્ય વાણી વાપરવી તે. ઉ૦ તેજી ન સહે ચાબખો, શર ન સહે ઠુંકાર.

**ઠુંકું,** વિ૦ લાંબું નહિ એવું; લંબાઈ, ઉંચાઈ અને વિસ્તારમાં બહુ મોટું નહિ એવું; લાંબાથી ઉલટું. ઠુંકું દોરડું=લાંબું નહિ એવું. ઠુંકું માણસ=નહિ ઉંચું એવું. ઠુંકું ખેતર=બહુ વિસ્તારવાળું નહિ એવું. (૨) સાર રૂપ; જોઈએ તેટલું; સંક્ષિપ્ત:-ઠુંકું વાક્ય-લખાણ. (૩) થોડું; ઓછું; નાનું; અલ્પ.:-ઠુંકું ખરચ. (૪) સરભર ન થઈ રહે એવું; અપૂર્ણ; નહિ પૂરતું. ઠુંકો પગાર. (૫) સાંકડું-નહિ બેસતું આવતું.:-આ પહેરણ ગળેથી ઠુંકું છે. (૬) અદૂર.:-ઠુંકો રસ્તો. (૭) અચિર.:-ઠુંકું આયુષ્ય. ઉણું; કમ. ક્રિ૦ પ્ર૦ ઠુંકું કરવું=ઓછું કરવું; નહિ બહુ લંબાવવું; તોડી-

નાંખવું; કમતી કરવું; થોડામાં પતાવવું. ટુંકુંટચ=બહુજ ટુંકું. ટુંકામાં=થોડામાં–સાર રૂપમાં, ઓછામાં. કહે૦ લાંબા સાથે ટુંકો જાય મરે નહિ તો માંદો થાય=મોટાની સ્પર્ધામાં નાનાને કંઈ ને કંઇ નુકસાનજ થાય, માટે મોટાની સ્પર્ધા કરવી નહિ. ટુંકી નજર=મન હૃદયની વિશાળતા નહિ તે; બુદ્ધિ નહિ દોડાવવી તે. (૨) કંજુસાઇ; કૃપણતા; અનુદારવૃત્તિ.

**ઠુંટમુંટ**, વિ૦ ટુંટિયાંવાળીને મુગું મુગું થઇ પડી રહેલું; હાલે ચાલે નહિ તેમ બોલે પણ નહિ એવી સ્થિતિમાં પડી રહેલું:–તાવ આવ્યો ત્યારના આમ ઠુંટમુંટ પડ્યા છે. (૨) ભાગેલું તૂટેલું હોય એવું:–ઠુંટમુંટ ખાટલી.

**ઠુંટણું**, વિ૦ ટુંકું; હાથે ખોડવાળું.

**ઠુંટિયાં**, ન૦ ઢિંચણમાંથી પગ વાળી રાખવા તે; પગને વાળીને ટુંકા રાખવા તે. ટાઢ વાતાં અને રોગ–પીડા થતાં માણસ પગને ટુંકા કરી વાળી રાખે છે તે. ક્રિ૦ પ્ર૦ ટુંટિયાં વાળવાં=પગને ઢિંચણમાંથી વાળી દઇને પડી રહેવું તે. (૨) કોઇ વાત ખુલાસે કહેવી નહિ કે મોકળે મને કાર્ય નહિ કરવું તે; સંકોચ કરવો:–આ ઝુલણિયો વિવાહ છે માટે સારી રીતે ખરચ કરજો, ટુંટિયાં વાળતા નહિ.

**ઠુંટિયું**, ન૦ ટુંટા કરી નાંખનારું એક સાંસર્ગિક તાવનું દરદ; તાવ આવે અને સાંધા રહી જાય એવો એક સંસર્ગી મરજ; એક જાતનો ઉડતો વાતવ્યાધિ. સન ૧૮૭૨–૩ માં ગુજરાતમાં ટુંટિયાનો મરજ ફાટી નીકળ્યો હતો. આખા દેશમાં ઘેરેઘેર લોકો આ વ્યાધિમાં સપડાયા હતા. એમાં તાવ આવતો અને શરીરના સાંધા સજડ રહી જતા. દરદીથી કશી હિલચાલ થતી નહિ. નર્મકોશમાં 'કોલેરા' એમ લખ્યું છે અને દા. ત્રિ. મો. શાહવાળા વૈદકમાં ટુંટિયાને કોલેરા ગણી તે પ્રમાણે વિવેચન કર્યું છે પણ ટુંટિયું તે કોલેરા કે કોગળિયું નહિ પરંતુ–બળિયા–ઓરી અને અછબડા જેવો સાંસર્ગિક વાતજ્વરનો એક પ્રકાર છે. ઈંગ્રેજીમાં Dengue fever=Infectious eruptive fever with acute pain in joints. Ox. Dc. (૨) ઢિંચણમાંથી પગ વાળી રાખવા તે; ઢિંચણમાંથી પગ વાળીને શ્વાનકુંડળી કરી સૂઈ રહેવું તે. ટુંટિયું વાળીને પડી રહેવું. છેલ્લું સને ૧૯૧૩–૧૪ માં ટુંટિયું ગુજરાતનાં કેટલાંક શહેરોમાં દેખાયું હતું.

**ઠુંઠું**, વિ૦ [ સં. रूण्ड ] ભાગેલા અથવા રહી ગયેલા હાથનું; જેને હાથે ખોડ હોય તે; જેનો પંજો તૂટી ગયેલો કે વળી ગયેલો હોય તે; ઠુઠું; ખોડવાળા હાથનું. (૨) હાથના અવયવો જેના કામ કરી શકતા ન હોય તે; ટુંકા–નાના અવળા ને જુઠા હાથવાળું.

**ઠુંડી**, સ્ત્રી૦ કુવામાં રેતીનું પડ આવતાં ચણતર રહી શકતું નથી ત્યારે કણઝીનાં પાટિયાંનું એક મોટું ચકરડું કરી અંદર ઉતારે છે એ ચકરડું તે ટુંડી અથવા કઠવો કહેવાય છે. એ ટુંડી ઉપર પછી કંડ અથવા ઈંટોથી કુવાનું ચણતર ચણવામાં આવે છે.

**ઠુંડું**, વિ૦ ટુંડું; વાંકા હાથનું; વળી ગયેલા હાથવાળું; લુલું

**ઠુંડો**, વિ૦ જન્મઠુંટો; ટુંકા હાથવાળો. (૨) ઠગ; ધૂર્ત.

**ઠુંપણ**, ન૦ ટુંપવું તે; ટુંપવાનું કામ તે; ચુંટી નાંખવું; મૂળમાંથી ખેંચી નાંખવું તે. (૨) નિંદણ. (૩) ખૂબ ગુંદવુ તે; મસળવું તે. (૪) ટુંપવાનું જે ઘી અથવા તેલ તે.

**ઠુંપણું**, ન૦ ટુંપવું તે. (૨) ટુંપવા–ખુંટવાનું ઓજાર. (૩) વાળ ટુંપવાની ક્રિયા તે.

**ટુંપરઇીજવું**, ક્રિ૦ અ૦ વાયુથી શરીરનું સાંધેમાંધે રહીજવું; અકડાઇજવું.

**ટુંપવું**, ક્રિ૦ સ૦ ચીપિયા કે ચપટીથી વાળ ખેંચી નાંખવા; ચુંટવું; તોડવું. (૨) ફને ડાળામાંથી ચુંટી જુદું કરવું. (૩) મહેણાં મારી શરમિંદું કરવું; નીચું જોવરાવવું; ઠોક મારવા; પીખી નાંખવું. (૪) ગલગ્રાને ટુમા વડે ગદડવું; આંગળી આંગળીને ખેંચવું અને ફસણવું-કચડવું.

**ટુંપિયો**, પું૦ કોટે પહેરવાનું ગુંચણીવાળું સોનાનું ઘરેણું; ગળચવો; ગોપ.

**ટુંપો**,-પું૦ દાબીને સજ્જડ કરી નાંખવું તે; ગળામાં કંઇ ઉતરે નહિ એમ હરડિયો દબાવવો તે; શ્વાસ બંધ થાય તેમ ગળું દાબીને સજ્જડ કરી દેવું તે. ઉ૦ ટુંપો ન દીધો દાઇએ કરી દૂધ પીતી. ગુ૦ જુ૦ વાર્તાઓ. (૨) બીજાથી ખવાય ગુજાય કે લાભ લેવાય નહિ એમ કરવું તે; હરકત કરવી તે; બંધ; દાબ; રુખન પકડ; ફાંસો. ક્રિ૦ પ્ર૦ ટુંપો દેવો=ગળું-હરડિયો દાબવો.

**ટુંબો**, પું૦ મહેણું; ઠોક.

**ટૂંક**, સ્ત્રી૦ ટોચ; શિખર. (૨) કવિતાની કડી; પદ; ચરણ.

**ટૂટ**, સ્ત્રી૦ તૂટી જવું તે; અણબનાવ; વિગ્રહ; વાંધો; જુદું પડી જવુ તે.:-દોસ્તીમાં ટૂટ પડી છે (૨) ફાટ; તરડ; ચીરો. (૩) અછત; ખોટ. ક્રિ૦ પ્ર૦ ટૂટ પડવી=ભંગ પડવો; સળંગપણું તૂટી જવું; ફૂટ પડવી.

**ટેક**, પું૦ અમુક નિશ્ચય ઉપર આગ્રહથી રહેવું તે; બોલેલાને ગમે તેમ કરીને પણ વળગી રહેવાનો આગ્રહ તે; અમુક મુદ્દાની વાત પર મુસ્તાક રહેવું તે; પણ, નિશ્ચય. (૨) અચળતા; નિશ્ચલતા; દૃઢતા. (૩) આબરૂ; સાખ; ભાર; સ્વાભિમાનપણું. (૪) કવિતામાં રાગનો પહેલો ઢાળ બનાવનારી ટૂંક; આસ્તાઇ; ધ્રુવપદ, ક્રિ૦ પ્ર૦ ટેક રાખવો=નિશ્ચય ઉપર રહેવું; પણે પળવું. (૨) સામાની સાખ-આબરૂ રાખવી; સંબંધી કે મિત્રનો બોલ-નિશ્ચય પળે-મરજી થાય એમ કરવું:-ઈશ્વરે મારો ટેક રાખ્યો. ટેક છોડવો=નિશ્ચય મૂકી દેવો; નમતી આપવી. ટેક છોડવવો, મુકાવવો; ટેક તજવો. રૂ૦ પ્ર૦ ટેકનું પુતળું=અભિમાન ટેકજ ન હોય એવું જે તે; સ્વાભિમાની; એક નિશ્ચયવાળું; આગ્રહી માણસ તે.

**ટેકણ**, ન૦ ટેકાના કામમાં આવે એવું જે તે; કોઈ વસ્તુને પડતી, હાલતી અટકાવવા કે અદ્ધર રાખવાના કામની ચીજ; ટેકો; ઠેસી; અટકણ; ફાડ; ફાંસ :-બારણા આગળનું ટેકણ જરા આઘું કરો કે જેથી કમાડો અથડાયા કરે નહિ. (૨) અઢિંગણ; આધાર; આશ્રય.:-ઘરડા માણસને હાથનાં લાકડીનું જરા ટેકણ જોઇએ. ટકવનારી, મૂકેલું હોય એમ રહ્યા કરવામાં મદદ કરનારી વસ્તુ:-પડિયા, પડિયાં, કુંડાં વગેરેને બેસણી હોતી નથી માટે ટેકણ જોઇએ:-છોકરા તરફથી કંઇક ટેકણ થાય ( આશ્રય મદદ મળવા માંડે ) તો હું પેનશન લઉં.

**ટેકરી**, સ્ત્રી૦ સપાટી ઉપર ઉપસી રહેલી જગા તે; નાનો ટેકરો. (૨) ડુંગર; ઉંચી જમીન; કુદરતી કે કૃત્રિમ ઉંચી જગા.

**ટેકરો**, પું૦ મોટી ટેકરી; પૃથ્વીની સપાટી ઉપર ખૂબ ઉપસી આવેલી અથવા માણસોએ માટી પત્થર વગેરે નાંખીને કરેલી ઉંચી જમીન; ડુંગરો; માટી, પત્થર અથવા બીજી કોઇ વસ્તુનો ઢગ. ટેકરાટેકરી=ઉંચાનીચી જમીન; ડુંગરાળ જમીન.

**ટેકવવું**, ક્રિ૦ સ૦ આધારે મૂકવું; ટેકો મળી રહે એમ રાખવું; ટેકાથી ઉભું-સ્થિર રાખવું; અમુક આધારના આશ્રયે રાખવું; આધાર આપવો; ઠેરવવું; અદ્ધર ઉભું રાખવું; ઝિલાઇ રહે એમ કરવું.:-એજ

થાંભલા ઉપર છાપરૂં ટેકવવાનું છે.

**ટેકવું**, ક્રિ૦ અ૦ અઢિંગવું; આધારે રહેવું. (૨) થોભવું; ઉપર ઝિલાઈ રહેવું.

**ટેકાવવું**, ક્રિ૦ સ૦ ટેકો આપવો; બીજાને આધારે મૂકવું; નિભાવવું; ચલાવવું.

**ટેકી**, સ્ત્રી૦ નાનો ટેકો; થાભલો. (૨) ટીકી; ટીકડી (૩) ટેકારૂપ થઈ પડવું-આધાર મળવો; સારી અસર થવા માંડવી તે; ગુણ લાગવો તે:-કોઇ ઓસડ (નો ગુણ લાગે) ની ટેકી લાગે તો સારૂ. (૪) વિ૦ ટેકવાળું; ટેક મૂકે નહિ એવું; પોતાના નિશ્ચયને વળગી રહેનારું; ટેકીલું; આગ્રહી. ક્રિ૦ પ્ર૦ ટેકી લાગવી=સારી અસર થવા માંડવી.:-મરનાર એટલે એકે ઓસડની ટેકી લાગી નહિ.

**ટેકીલું**, વિ૦ ટેકવાળું; આગ્રહી; સ્વાભિમાની એક નિશ્ચયવાળું; ટેક રાખનાર.

**ટેકો**, પું૦ જેને આધારે કોઈ વસ્તુ ઉભી-બેઠી કે અદ્ધર રહે તે; આધાર; સ્તંભ; થાંભલો; મોટી ટેકી. (૨) આશ્રય; આધાર; સહાય; મદદ; આશરો. (૩) કોઇના બોલવાને સંમતિ આપવી તે; અનુમોદન; પુરતી; હાજિયો. ક્રિ૦ પ્ર૦ ટેકો આપવો=અનુમોદન-સંમતિ આપવી. ટેકો કરવો=મદદ કરવી; સહાય થવું. ટેકો રાખવો=બળથી ધરી રાખવું; સંભાળ પૂર્વક-ખંતથી મદદમાં રહેવું.

**ટેચ**, સ્ત્રી૦ કચકચ; તકરાર. (૨) અહંતા; ગર્વ, મગરૂરી.

**ટેટી**, સ્ત્રી૦ નદીનાં ભાઠાં ને રેતાળ જમીનમાં થતું આરિયાં અને તડબુચની જાતનું એક મીઠું વેલાફળ; ચક્કરટેટી. આ ફળ લોટા જેવડું ગોળ અને લંબગોળ ખડબચડી પાતળી પોળી છાલનું થાય છે. એની અંદરનું દળ-ગર લાલ મીઠું ને કણીદાર હોય છે.

**ટેટું**, ન૦ બરનું મૂળ. (૨) પગની ઘુંટી અને ઢિંચણ વચ્ચેનો માંસવાળો અવયવ તે.

**ટેટો**, પું૦ બોર જેવડું પણ ઠીલા વગરનું ઝીણાં બીવાળું વડનું ફળ. વડની જાતિનાં પિંપર વગેરે ઝાડને ટેટા થાય છે. અંજીર અને ઉમરડાંની માફક ટેટામાં પણ ટાંકણીના માથા જેવાં બીના રેસા હોય છે. (૨) ફટાકો; ફટાકડો; બંદુકનો દારૂ ભરી જામગરી રાખી કાગળના ડુચાઓ વિંટીને બનાવેલી આંગળીથી માંડી હાથના કાંડા જેવી જાડી દારૂખાનાની એક બનાવટ કે જે જામગરી સળગાવતાં મોટા અવાજ સાથે ફુટે છે. ટેટાની પેટીઓ ચીનથી આવે છે અને ગુજરાતમાં દિવાળી ઉપર ઘેરઘેર છોકરાં તે ફોડે છે. (૩) ફૂલી કે સુજીને થયેલો અથવા વરાળથી પડ ઉપસીને બનેલો પોકળ આકાર. કહે૦ વડ તેવા ટેટા ને બાપ તેવા બેટા=જેવું બી તેવું ફળ.

**ટેડું**, જુઓ૦ ટેઢું.

**ટેઢું**, વિ૦ જરાક નમતું-ઢળતું રહેતું હોય એવું; મરોડદાર; તાનમાં ઢળતું રહેતું; બાંકું. (૨) વળેલું; વાંકું; નહિ સીધું; અસમ સપાટીવાળું; કમાન જેવું. (૩) અહંતાના મદવાળું; મત્સરવાળું; ગર્વી; રોફી; મિજાજી. (૪) વિચિત્ર.

**ટેઢાઈ**, સ્ત્રી૦ વાંક; વક્રતા. (૨) મરોડ; રોફ. (૩) બેપરવાઇ; ગુમાન; ગર્વ. (૪) મમત; શેખી. (૫) કડકપણું; મિજાજ. રૂપ, બળ, સૌભાગ્ય, માન વગેરેના અભિમાનની ગરૂરી.

**ટેઢાપણું**, ન૦ ટેઢાઇ.

**ટેપ**, સ્ત્રી૦ [ અં. Tape ] પાતળી લાંબી અસ્તર ભરવાની-માપણીની પટી; ટીપ. (૨) સજા.

**ટેબલ**, ન૦ [ અં. Table ] ઉભે ઉભે કામ કરનારાઓને કામ ગખવાની, ખુરસી ઉપર બેમીને ખાનારને માટે ભાણાં મૂક-

વાની અને લખનારને માટે લખવાનાં સાધન રાખવાની ઉંચી પાટ કે બાંકડા જેવી પાટિયાંની બનાવટ; મેજ; મોટી ઘોડી-ત્રિપાઇ.

**ટેભો**, પું૦ (ટભો.) સિવણનો ટાંકો; બખિયો. કપડાની બે બાજુઓને અથવા ઘાના ચીરાની બે બાજુઓને સાંધી નાંખવા-તેમને જોડવાને મારેલા ટાંકા તે. ક્રિ૦ પ્ર૦ ટેભા દેવા=ટાંકા મારવા. ટાંકા કરતાં ટેભામાં મજબુતાઇનો વિશેષ અર્થ રહેલો છે. આંટી મારીને લીધેલો 'ટાંકો' તે બખિયો.

**ટેરવવું**, ક્રિ૦ સ૦ ખાટલો ભરતાં તેના પાયાને વારંવાર ઉંચો નીચો કર્યા કરવો તે; વારંવાર ઉંચુનીચું કરવું તે; બરોબર આવે અને સેરે પડતું રહે એમ કર્યા કરવું. (૨) વખતો વખત સહાય કર્યા કરવી; મદદ આપવી; કોઇને કોઇ મુશ્કેલ કામમાં સહાયતા આપતા રહેવું. (૩) આગળ ધરવું; અનુમોદન આપવું; પુરતી કર્યા કરવી.:-તમે એનો પાયો ટેરવતા રહેજો. રૂ૦ પ્ર૦ પાયો ટેરવવો=પુરતી કર્યા કરવી; સહાય આપતા રહેવું; ટેકો કર્યા કરવો.

**ટેરવું**, ન૦ નાક, જીભ અને આંગળી વગેરેનો જે પાતળો છેડો તે; પ્રાંત; અણી. રૂ૦ પ્ર૦ જીભને ટેરવે=મોંઢે; પાઠે. આંગળીને ટેરવે=લાંબું ગણવું પડે નહિ એમ, તૈયાર; સહેજ કહીએ દેવાય-ગણી અપાય એમ. કહે૦ આંગળીને ટેરવે રમાડવું=એવું વશ અધીન કરેલું કે જેમ કહે તેમજ કરે. મુગ્ધ બનાવી દેવું; ઉપર ઉપર રમાડવું રહસ્ય જાણવા ન દેવું, સમજાવી દેવું. છેતરવું. આંગળીને ટેરવે ફેરવવું=ઇચ્છા પ્રમાણે કરાવવું ને ભમાવવું

**ટેરો**, પું૦ પડદો; અંતરપટ. (૨) પથ્થર જેવું કઠણ હોય તે.:-કાચું ટેરા જેવું.

**ટેલ**, સ્ત્રી૦ (ટહેલ) જોઇતું મળે તોજ બોલતા બંધ રહેવું એવા આગ્રહથી યાચકો વસ્તી વચ્ચે જે બોધવચન બોલતા બોલતા ફરે છે તે-યાચનાની એક રીત. ટેલભટ=ટેલિયો.:-ટેલિયા ભટની ટેલ છે દાતારને મન સહેલછે. ટેલટકોરા=ઉપરચોટિયું કામ કાજ કરવું તે.

**ટેલવું**, ક્રિ૦ અ૦ અમુક પદ કવિતા વગેરે ગાતા ગાતા આમ તેમ ફર્યા કરવું; અમસ્તા ઘરમાં આમ તેમ ફેરા આંટા મારવા; ફરવું; ટહેલવું; ટેલ કરવી.

**ટેલિયો**, પું૦ ટેલભટ; ટેલ નાંખનારો બ્રાહ્મણ; ટેલ નાંખીને આજીવિકા કરનારો યાચક. (૨) ઘોલૈયો; વગર નોતરે જમનારો બ્રાહ્મણ; યાચક બ્રાહ્મણ.

**ટેલ**, પું૦ ચીનના મહા રાજ્યનો એક ચલણી સિક્કો. ટેલનું વજન આપણા ત્રણ તોલા ને નવ વાલ જેટલું અને તેની કિમ્મત રૂપિયા અઢી જેટલી એટલે ત્રણ શિલિંગ ચાર પેન્સ જેટલી છે. ચીનમાં ફ્રાંસની માફક તોલ માપ વગેરે દશાંશની રીતે ચાલતાં હોવાથી એક ટેલના ૧૦ મેસ, ૧ મેસની ૧૦ કુંદરી, અને ૧ કુંદરીના ૧૦ કાસ ગણાય છે.

**ટેવ**, સ્ત્રી૦ અમુક કાર્ય વારંવાર અને ઘણી વાર-બહુ કાળ લગી કરવાથી મન અને શરીરને તેની જે અસર થઇ જાય છે તે; શરીર અને મનનું જે પરિચયથી અમુક બાબત તરફનું વલણ તે; આદત; મહાવરો; હેવા; ખાસિયત; ખો; વૃત્તિ-વલણ. (૨) વર્તણુંક; રીતભાત; વહીવટ; રીત; ગુણ. ટેવ સારી તેમ ખોટી પણ હોય છે ખોટી ટેવ=લત; વ્યસન; કહેવાય છે. સ્વભાવ એ કુદરતી વલણ છે અને ટેવ કૃત્રિમ પાડયું પડે અને કાઢયું જાય એવું વલણ છે.:-એને અફીણ ખાવાની ટેવ પડેલી છે. ક્રિ૦ પ્ર૦ ટેવ પડવી=લત

લાગવી; હેવા પડવો; રિઢા થવું. ટેવ પાડવી=(સારા ગુણો માટે) મહાવરો પાડવો.:–વહેલા ઉઠવાની ટેવ પાડવી. ૯૦ પડી ટેવ તે તો ટળે કેમ ટાળી.

**ટેવરાવવું**, ક્રિ૦ પ્રે૦ ટેવ પડે એમ કરવું; ટેવ પડાવરાવવી.

**ટેવવવું**, ક્રિ૦ સ૦ ટેવ પાડવી; મહાવરો કરાવવો; પરિચયમાં લાવવું.

**ટેવવું**, ક્રિ૦ સ૦ જોયા કરવું. (૨) ધારવું; અટકળ કરવી. (૩) સહવાસ કરાવવો.

**ટેવાવું**, ક્રિ૦ અ૦ ટેવ પડી જવી; લત પડવી; પરિચિત થવું; હળવું.

**ટેસી**, સ્ત્રી૦ ટીસી.

**ટેં**, એવો ધાક–બ્હાકનો અવાજ. (૨) વિ૦ (અ૦) થાકેલું; થાકીને લોથ થઈ ગયેલું; હારેલું એવું; લોથ જેવું; નિઃસત્ત્વ; સાવ બેહાલ.:–એ તો થાકીને ટેં થઈ ગયો.

**ટેંટું**, વિ૦ થાકીને નિઃસત્ત્વ–નિશ્વસ થઇ ગયેલું હોય એવું; ટેં થઇ ગયેલું; દરિદ્રી; જેનાથી કંઇ પણ થઇ શકે નહિ એવું. (૨) કેફથી ચકચૂર; ઘેંઘટ; બેહાલ. (૩) વ્યસની; અફીણી. (૪) નિઃસત્ત્વ, કાયર અને વ્યસનમાં ડુબડુબાં થઈ રહેલા ગરાસિયા–નાના ગામ ધણી કે તાલુકદારો માટે આમ બોલાય છે.:–હવે કાઠી કે ગુજરાતી ટેંટાંમાં કંઇ રહ્યું નથી? વ્યસન અને મોટાં ખરચોમાં તે તો પોલાં ઢંઢ થઇ ગયાં છે. (૫) એક વનસ્પતિ ને તેનાં મૂળિયાં. અતિસાર વગેરે ઉપર વૈદ્યો આનો ઉપયોગ કરે છે.

**ટેંટેં**, સ્ત્રી૦ ટીડપીડ કરવી તે; જીકરનું બોલવું તે; અણગમાનો બડબડાટ; ચેંપેં. (૨) દુઃખથી કાયર થઈ જવાને લીધે અણગમાનું આર્યું નાનાં, નિર્બળ બાલકનું રહી રહીને કંગાલ રો રો કરવું તે; ખાલી દુઃખ ઉત્પન્ન કરે એવી દયા ભરેલું રડવું તે:–છોકરું બિચારું આખો દિવસ ટેંટેં કર્યા કરે છે. બરાડવું; આરડવું; રેંકવું.

**ટેંબો**, પું૦ ટેકરો; ટિંબો.

**ટોક**, પું૦ ટોકવું તે; ટોકણું–ટોકણી; સોંપેલા કામ સંબંધીની પડપૂછ, તપાસ તજવીજ કરવી અને તે સંભાળથી બરોબર કરાવવા માટે ઠપકો–દાબ દેતા રહેવું તે:–ટોક હશે તો છોકરો ભણશે ખરો. (૨) નજર; દૃષ્ટિ; આંખ બેસવી તે.

**ટોકણી**, સ્ત્રી૦ વારંવાર ટોકવું; પડપૂછ કર્યા કરવી ને ખોડ જણાય તો ઠપકો દેવો તે; ટોક; ટોકણું. (૨) નજર લાગવી તે; ટોકાવું તે.

**ટોકણું**, ન૦ ટોક; ટોકણી.

**ટોકર**, સ્ત્રી૦ ઠોકર; હડફેટ; ઓચિંતો આઘાત.:–બિલોરી કાચનો સામાન છે માટે બહુ સંભાળથી લઇ જજો, સહેજ ટોકર લાગતાંને વાર ભાગી જશે. ટક્કર; અથડાવું તે; ઠેસ.

**ટોકરી**, સ્ત્રી૦ નાની ટકોરી, ઘંટડી; ઘુઘરી. (૨) ઘંટની જીભ.

**ટોકરો**, પું૦ મોટા ગોળ મણકા જેવો ઘંટ; ઘુઘરો; ટકોરા બંધ વાગે એવો ધાટ.

**ટોકવું**, ક્રિ૦ સ૦ સારી ચાલે ચલાવવા અને સોંપેલું કામ બરોબર કરાવવા તથા પાર ઉતારવાને કે કોઇ વસ્તુ કે વાત યાદ દેવરાવવાને માટે વારંવાર પડપૂછ કરવી અને ખોડ જણાય તો ઠપકો દેતા રહેવું તે; પુછપરછને તપાસ કરી ઠપકો દેવો કે કંઈ કહેતા રહેવું; પ્રેરણા, ખંત ને સંભાળ રાખવાનું કહ્યા કરવું; પૂછવું; પચારવું; યાદ આપવું; માગવું; ઉઘરાણી કરતા રહેવું. (૨) વહાલથી અચંબાથી કે ઇર્ષ્યાથી કોઇના કોઇ એક કાર્ય તરફ વહાલ ભરી, વિસ્મયવાળા કે અદેખી આંખે જોવું; નજર બેસાડવી; લગાડવી:–મારા છોકરાને એણે

ટોકયો ત્યારનો માંદો છે. અજ્ઞાન લોકોમાં અને બૈરાંમાં એવી માન્યતા છે કે, વહાલ, વિસ્મય કે અદેખાઇની આંખનું જોવું ખરાબ અસર કરે છે આને નજર લાગવી કે ટોકવું ટોકાવું કહેવામાં આવે છે. બૈરાં આવા ઉપદ્રવના કેટલાક વહેમી ઉપાયો -'નજર બાંધવી, મીઠું દેવતામાં નાંખવું વગેરે કરે છે.

**ટોકળો**, પું૦ મોટી જૂ; જૂનો નર; વકરેલીજૂ.

**ટોકિયો**, ન૦ જાપાનનું રાજધાની શહેર. પહેલાં 'યેડો' નામે પ્રસિદ્ધ હતું: સને ૧૮૬૮ માં જાપાનની રાજધાની બન્યા પછી તેની વસ્તી અને શોભામાં ઘણો વધારો થયો છે. દુનિયાંનાં મોટાં શહેરોમાંનું ટોકિયો પણ એક ગણાવા માંડ્યું છે.

**ટોચ**, સ્ત્રી૦ ઝાડ વગેરેનો છેક ઉપલો ભાગ; સૌથી ઉંચી માંજર; શાખા. (૨) પર્વત, મહેલ વગેરેનો ઉપલો ભાગ; શિખર; મથાળું. (૩) છેલ્લી ઉંચી ડાળી; છેલ્લો ઉંચો ભાગ. (૨) પર્વત, મહેલ વગેરેનો ઉપલો ભાગ; શિખર; મથાળું. (૩) છેલ્લી ઉંચી અણી; પ્રાંત, ઉપર ઉપર જતાં જે કોઈ વસ્તુનો છેલ્લામાં છેલ્લો ઉપલો છેડો તે ટોચ; છગાર. (૪) મહેણું; ટુંબો. (૫) ભોક; કાણું; ટોચાવાથી પડેલો ખાડો; ચ્યાર.

**ટોચકી**, સ્ત્રી૦ નાનું ટોચકું.

**ટોચકું**, ન૦ કોઇ પદાર્થનું ઉપલું નાનું ગોળ મથાળું; ગોળ ડચકા જેવો છેડો; મોગરો. ઉ૦ પ્યાલા ઢાંકણ ટોચકું રસપૂરે. નર્મ. (૨) માથું; મસ્તકઃ-ટોચકું કડાડી દે એવો છે. ટીચકું; ખુંટું અણિયું.:-નાકનું ટોચકું ચઢાવીને હિંડે છે.

**ટોચવું**, ક્રિ૦ સ૦ ટાંકણાના આઘાત કરીને ખોદવું, ખોતરવું; ખુંટી અણીવાળા છીણીથી ટુવા પાડવા અથવા ઉખાડવું. (૨) ખુંટી અણીના ઓજારથી ગોદા-ઘા મારવા. (૩) ડખલવું. (૪) કાગળ વગેરેમાં ભોકકાણું પાડવું; ટાંકણી કે સોયો ઘોચવો.

**ટોટી**, સ્ત્રી૦ બંદુકમાં મૂકીને ફોડવાની દારૂ અને ગોળીવાળી તાંબાની ખોલી. (૨) હોકાની નેહના મોં ઉપર બેસાડેલી મિસોટી જેવી નાની રૂપાની નળી. (૩) ડિંટડી; ડિંટડીના જેવી રબ્બરની છોકરાં ચગળી શકે એવી નળી. (૪) કાનના વેહની વાટ; કાનનું એક ઘરેણું.

**ટોટો**, પું૦ વેપાર ધધામાં જે નુકસાન જાય તે; ખોટ; જે ઓછું-પટતું આવે તે.:-નફો ટોટો. (૨) ગળાનો હરડિયો (૩) એક આતસબાજીની બનાવટ. ક્રિ૦ પ્ર૦ ટોટો ઝાલવો=ગુંગળાય એમ કરવું; ખસીચસકી શકે નહિ એમ ગળેથી પકડવું. ટોટો પીસવો=હરડિયો દાબવો; મારી નાંખવું; બહુ વિતાડવું-દુઃખ દેવું. ટોટો પડવો -પુરતું નહિ હોવું; તંગી જણાવી; ઓછું પડવું.

**ટોડાગરાસ**, પું૦ કોથળી સાંધ. જુ૦ ટોડો.

**ટોઠા**, પું૦ ઘઉં, બાજરી કે જુવારના આખા બાફેલા દાણા તે; ઘઉં, બાજરી, જારનો ભાત-ઘુઘરી. ઉત્તરાયણને દિવસે ગાયોને ખવરાવવા માટે ઘઉં વગેરેને આખાંજ બાફી નાંખીને ટોઠા બનાવવામાં આવે છે. ભિલ્લ અને ગામડિયા લોકો આખા અનાજને બાફી તેમાં ઘી ગોળ નાંખી ખાય છે અને નાતના જમણ તરીકે પણ ટોઠાનો ઉપયોગ કરે છે.:-તારા ટોઠા ખાઉં=અર્થાત્ તારા બારમાના ટોઠાનું જમણ ખાઉં. આવી તેમનામાં ગાળ છે. બાકળા. આખા અડદ બાફ્યા હોય તે ટોઠા નહિ પણ બાકળા કહેવાય છે.

**ટોડર**, પું૦ ડમરો; ડમરાની માંજર.

**ટોડરમલ**, પું૦ સોળમા સૈકામાં લાહોર ખાતે

એક ગરીબ ખતરીને ત્યાં ટોડરમલનો જન્મ થયો હતો. તેનાં માબાપ ગરીબ હતાં તેમાં વળી તે નાનો હતો ને પિતા મરણ પામવાથી તેની માતાએ મહા કષ્ટથી તેને ઉછેર્યો હતો. થોડું ભણીને તે સૂરવંશના પાદશાહોની નોકરીએ વળગ્યો હતો. જાતિ હોંશિયારીથી ગણિતનો અભ્યાસ વધારી તે એક અચ્છો મોજણીદાર અને જમા બંધી કરનાર નીવડયો હતો. સને ૧૫૫૩ માં અકબર પાદશાહે તેને પોતાની નોકરીમાં લઇ મોટું લસ્કર આપી ગુજરાતમાં જમાબંધી કરવા તથા મહેસુલ વસુલ કરવા મોકલ્યો હતો. ગુજરાતમાં પૂર્ણ યશ મળવાથી અકબરે તેને બંગાળ મોકલ્યો હતો. ત્યાં પણ જમાબંધીના કામમાં તેને યશ મળવાથી 'રાજા'નો ખિતાબ આપ્યો હતો. અકબર પાદશાહના મોટા ને નામાંકિત અમલદારોમાંનો તે એક આગેવાન નર હતો. ગુજરાત ને બંગાળમાં તો રાજા ટોડરમલનું નામ બહુ જાણીતું છે.

**ટોડલો,** પું૦ ટોલ્લો. કાઠિયાવાડીઓ આવા શબ્દોમાં હકાર બોલે છે ને ગુજરાતીઓ સંયુક્તલકાર બોલે છે.:-ચાંલ્લો=ચાંદલો, સાલ્લો=સાડલો અને સુલ્લો=સુંડલો તેમ ટોલ્લો=ટોડલો.

**ટોડી,** સ્ત્રી૦ માલકોશ રાગની એક રાગિણી. આ સવારના પહેલા પહોરમાં ગવાય છે. આના જુદા જુદા બાર તેર ભેદ છે. (૨) ટોડાના રજપૂતની કુંવરી જ્યાં પરણી હોય ત્યાં ટોડી કે ટોડીરાણી એમ કહેવાય છે. રાજવંશોમાં આગળ પિયેરને નામે રાણીઓ ઓળખાતી :-મૈથિલી=સીતા. વૈદેહી=સીતા. વૈદર્ભી=દમયંતી, ગાંધારી, જોધપુરી બેગમ વગેરે.

**ટોડો,** પું૦ પુરુષને પગે પહેરવાનું-હાલના ચાંદની માફક કોઈ પરાક્રમને માટે રાજ્ય તરફથી અપાયેલું પદક રૂપ જાડું સાંકળું. શૂરવીરોને પરાક્રમ કરવા બદલ અને ભાટો વગેરેને કવિત્વ બદલ રાજ્ય તરફથી ટોડો બક્ષીસ મળતો. અદ્યાપિ દેશી રાજ્યોમાં ભાટ અને બીજા લોકો તે પહેરે છે. હાલની સરકાર પણ શરૂઆતમાં ટોડા બક્ષીસ કરતી. (૨) જંજાળની જાડી જામગરી. (૩) જેમાં હજાર રૂપિયા ભરેલા હોય એવી થેલી, કોથળી; અને તે પરથી ટોડો=હજાર. શેઠનો હુકમ થયો કે તરત ગુમાસ્તાએ પાંચ સાત ટોડા લાવીને નાંખ્યા અને કહ્યું કે લો જેને રૂપિયા જોઇતા હોય તે ગણી લેવા માંડો. ટોડા ગરાસ=વાર્ષિક હજાર રૂપિયા મળ્યા કરે એવી જે દેસાઇગીરી કે વતનબંધી તે. (૪) ટોલ્લો. ઉ૦ રોમાવલી દ્રુમ કુચટોડા, ઉર માંડવડું ઓવારો. પ્રે. (૫) મિનારો; ઝરૂંખાદાર ઉંચો સ્તંભ; રાજમહેલો, મંદિરો, મસજિદો અને દેવળોની જે ખૂબ ઉંચી શિખરબંધી તે. ઉ૦ ટોડે ટીલું કરતાં ગગનને, દેવળો દડ થઇ ગયાં. ઉત્સાહ, અભિમાન, પ્રેમ અને કીર્તિનો જે અસહ્ય ઉછાળો તે. (૬) મોખરો; ભાગોળ; મહોરો અગ્રભાગ. ગામને ટોડે તોરણ બાંધિયાં.

**ટોણો,** પુ૦ ઠોક; મહેણું; ટાણો.

**ટોપ,** પુ૦ સૈનિકને માથે પહેરવાની લોખંડની ટોપી. ઉ૦ સજ્યાં કવચ શ્રાયુધ ને ટોપ. (૨) મોટી છતરી; છત્ર; ખુંપડો. (૩) તપેલું; પતેલી; પહોળા મોંનું વાસણ. મુંબાઈ ને સુરત તરફ આ શબ્દ બહુ વપરાય છે. (૪) શિલીન્ધ્ર; બિલાડીનો ટોપ; હાડકાં ને લાકડાં વગેરે ખોદાવાથી તેની ઉપર ઉગતી એક વનસ્પતિ. (૫) જુ૦ તોપ.

**ટોપરાપાક,** પુ૦ લીલા ટોપરાને છણીને તેના છીર-ખમણને ચાસણી પાઇ બનાવેલો ખાવાનો એક પદાર્થ; કોપરાપાક. ( ૨ )

માર; ગડદામુક્કી થવાં-પડવાં તે.

**ટોપરું**, ન૦ નાળિયેરની અંદરનું મીઠું ને તેલી દળ-પડ; કોપરું ટોપરા જેવું=મીઠું; સ્વાદિષ્ટ; લહેઝતદાર. કઠણ છતાં દાંતે ઝટ ચવાય અને ચવાતાં ચવાતાં સ્વાદ આપે એવું. આ પાણી મીઠું ટોપરા જેવું છે. કાકડી ટોપરા જેવી લાગે છે.

**ટોપલી**, સ્ત્રી૦ વાડકા જેવી પણ મોટી વાંસની ચીપોની બનાવટ; બોચિયું; સુલ્લી.

**ટોપલો**, પું૦ મોટી ટોપલી; સુલ્લો; પહોળા મોંનું વાંસની ચીપોનું પાત્ર. (૨) ભાર; બોજ; જોખમ; જવાબદારી.:-તું તારે માથે રાજ્યનો ટોપલો લઇને શા માટે ફરે છે? (૩) ભારબોજ.:-અપજશનો ટોપલો.

**ટોપી**, સ્ત્રી૦ બનાત અથવા ભરત ભરેલા કપડાનું સિવેલું માથા ઢાંકણું; નાનો કપડાનો ટોપ તે; પાઘડી કે ફાળિયાના ઘાટની માથે પહેરવાની બનાવટ તે. (૨) ટોપી પહેરનારી પ્રજા તે.:-જર્મન ટોપી. ઉ૦ કિહાં કરૂં ફરિયાદ તખ્તપર બેઠી ટોપી. ક્રિ૦ પ્ર૦ ટોપી પહેરવી=નિર્લજ્જ થવું; દેવાળું કાઢવું; વ્યવહાર-લોકાચારને તજી દેવો. ટોપી પહેરાવવી=મૂર્ખ બનાવવો; પૈસે ટકે ખરાબ થઇ જાય એમ કરવું; ખરાબ કરવું; દેવાળું કઢાવવું. ટોપી ઘાલવી-મૂકવી=દેવાળું કાઢવું. ઉ૦ ટોપી પહેરણમેં શીન ગુન, નહિ વેરા નહિ વેઠ; ખાવો ખાવો સૌ કહે ને સુખે ભરાયે પેટ.

**ટોપીવાળો**, પું૦ ટોપી પહેરનારી પ્રજાઓમાંનો કોઇ પણ ઇસમ તે; યુરોપિયન, ફિરંગી; ટોપી પહેરનારો; સાહેબ.

**ટોપલી**, સ્ત્રી૦ કથલી; લોટી; નાનો કળસિયો.

**ટોયલું**, ન૦ પહોળા મોંનું ઘી તેલ વગેરે કાઢવાનું-રાખવાનું વાસણ.

**ટોચું**, ન૦ દાણાનું માપિયું; ટીપરી.

**ટોયો**, પું૦ અનાજનાં ખેતરો વચ્ચે ઘાલેલા ઉંચા માળાઓ ઉપર ચઢી બૂમો પાડીને પાકને ખાઇ જતાં પંખીઓ ઉડાડનારો માણસ.

**ટોરપિડો**, સ્ત્રી૦ [ અં. Torpedo ] ગિલ્લીના આકારનું બન્ને તરફ અણીવાળું નાશકારક સ્ફોટક દ્રવ્યથી ભરેલું વિજળીના બળથી પાણીની અંદર તીરની માફક ચાલ્યું જઇ દુશ્મનના વહાણનો નાશ કરનારું એક યંત્ર; એ યંત્ર જેમાં હોય એવી જળસંચારી બોટ-સમમેરિન.

**ટોલ**, પું૦ [ અં. Toll ] પૂલ, મોટો જાહેર રસ્તો, બજાર અથવા બીજા કોઇ પણ જાહેર બાંધકામના વાપર માટે લેવાતો કર તે; વેરો; દાણ; જકાતી કર. મોટા રસ્તાઓ, પૂલો, સડકો વગેરે વાપરનાર પાસેથી જે કર લેવામાં આવે છે તે.

**ટોલ્લો**, પું૦ બારણાની બન્ને સાખના ઉપલા ભાગ ઉપર જે દિવાલની બહાર નીકળતું લાકડું હોય છે તે; બારસાખની બન્ને બાજુએ જે બે ડોઇયા હોય છે તે. (૨) ઘડિયાળનો ટકોરો. (૩) ખોઇ ઉપર મારવામાં આવતો જે ફટકો તે; તે ફટકાનો અવાજ તે. (૪) ઉડાડવું તે; ધોખો; વાયદો. (૫) ટોડો. ક્રિ૦ પ્ર૦ ટોલ્લે મૂકવું=વિસરી જવું; ભૂલી જવું; રહેવાદેવું; ઉચે મૂકવું. ટોલ્લો મારવો=ખોટું કહીને ઉડાવવું; ખોટું સમજાવીને પતાવવું કાઢી મૂકવું; વાયદો કરવો; ઉડાવવું. (૬) ઘેર; આંગણે; પાસે.-એને ટોલ્લે કોઇ સુખી થયું નથી. ( એના ઘરની સાથે સંબંધ બાંધીને. ) ઘર.

**ટોળું**, ક્રિ૦ સ૦ બૂમ પાડીને પંખી ઉડાડવાં; તૈયાર થયેલા પાકનું ખેતરમાં રહીને પંખીઓથી રક્ષણ કરવું. (૨) બાળક અથવા માંદા માણસના મોંમાં રહી રહીને ચુમડા કે ચમચીવડે પાણી નાખવું; ટીપે

ટીપે થોડી થોડી વારે ગળું માં ભિંજાયેલું રહે તેમ પાણી પાયા કરવું.:-ગળચુલી ટોવી. ઉ૦ ધોળ્યાં વખની ગળથુલી શે ના ટોય. હો જીજી-ગુ. જુ. વાર્ત્તાઓ. મિંચવું; છીપવું.,-જીવદયા પ્રતિપાળ જૈન લોકો ઉનાળાને દહાડે મોટી પોળોમાં બપોરને વખતે ભાહુતી માણસો પાસે 'પુવડ બાળ ટો, બાળ ટો' એવી ટહેલ નંખાવે છે.

**ટોળ**, સ્ત્રી૦ (ન૦) હસવું આવે અને ગમ્મત મળે એવી જે ક્રિયા, ઢોંગ સોંગ અને બોલીચાલી તે; ગમ્મત; હસવાનું. (૨) મસ્કરી; મજાક; ઠઠ્ઠો. (૩) અડપલું; છેડતી. (૪) નકલ; બનાવટ. (૫) ટોળું; સમૂહ; જથો. ક્રિ૦ પ્ર૦ ટોળ કરવું=હસવું આવે અને ગમ્મત થાય એમ કરવું; મશ્કરી કરવી; અડપલું કરવું. કહે૦ ટોળ વગર કંઇ હસવું આવે ? અર્થાત્ કારણ વગર કઇ કામ થાય ?

**ટોળક**, પું૦ ટોળકિયા બ્રાહ્મણમાંનો એકાદજણ. (૨) વિ૦ ટોળકિયાનું.:-ટોળક મંડળ.

**ટોળકી**, સ્ત્રી૦ નાની ટોળી; મંડળી; ચોકડી

**ટોળવું**, ક્રિ૦ સ૦ નિભાવવું.

**ટોળિયો**, પુ૦ ટોળ કરનારો; મસ્કરો, ગમ્મત કરાવે તેવો માણસ તે; કોઇથી બીએ નહિ અને ટોળ કરે એવો તે; ટિંખળી.

**ટોળી**, સ્ત્રી૦ નાનું ટોળું તે; મંડળી; થોડાજણનો સમુદાય તે; ટોળકી; સમૂહ.:-ચાર જણની ટોળી-ચોકડી. આ શબ્દ નઠારૂં કામ કરવામાં એક બીજાની સાથે સામેલ રહેનારાઓ માટે વપરાય છે.:-ચોરની ટોળી; જુગારીઓની ટોળી.

**ટોળું**, ન૦ ઘણાજણનું એકઠું થવુ તે; મંડળ ઘણા માણસોનો સમુદાય તે; સંઘ; સમૂહ; જથો.:-લોકનું ટોળું; પંખીનું ટોળું. ક્રિ૦ પ્ર૦ ટોળેમળવું=એકઠા થવું; એક સાથે અમુક એકાદું કાર્ય કરવાને એકચિત્ત થવું. ઉ૦ ટોળે મળી સૌ સુંદરી, ગીત માતાનાં ગાય. (૨) ઝેરો; ઘચુંબલો.

**ટોળેટોળાં**, ન૦ ટોળા ઉપર ટોળાં તે; ઘણાં ટોળાં તે; ઉપરાઉપરી આવતા પ્રાણીઓના સમૂહ તે; એક પછી એક એકજ વર્ગના પ્રાણી-માણસોની જમાવટ-પરંપરાઓ તે.

**ટોંક**, ન૦ રજપૂતસ્તાનમાંનું એક દેશીરાજ્ય. જેપુર ને બુંદીકોટા વચ્ચે બનાસ નદી ઉપરનું શહેર. એના રાજ કર્ત્તા રોહિલા પઠાણ મુસલમાન છે. ઉપજ ૧૨ લાખની છે. જુઓ રજપૂતસ્તાનનાં દેશીરાજ્યો.

**ટોંચ**, સ્ત્રી૦ ટોંચવાથી પડેલો ખાડ; ભોક તે; ટોંચવું તે; આઘાત. (૨) ટાણો; મહેણું. (૩) જપતી; જાપતો; તકેદારી; પડપૂછ; તપાસ. (૪) ફાચર; ફાંસ. (૫) ટકોર; ઠોકર.:-એને કોઇ ટોંચ મારનાર છે ?

**ટોંચણું**, ન૦ ટાંકણું.

**ટોંચવું**, ક્રિ૦ સ૦ ટાંકણાથી ખોદવું; ટાંકા-ટચ્ચા-મારવા; ટાંકવું (૨) ઠપકો આપવો. (૩) કાગળમાં ઝીણું કાણું પાડવું.

**ટૌકાર**, પું૦ ટૌ એવો ઉચ્ચાર તે.

**ટૌકારવ**, પું૦ ટૌ ટૌ થઇ રહેવું તે; ટહુકાર.

**ટૌકો**, પુ૦ કોયલ અથવા મોરનો પોકાર; શબ્દ; સાદ તે; લાંબો સાદ; બૂમ. (૨) ચાલતી વાતમાં હાજિયો ભણવો કે રંગ પુરવો તે. (૩) ધારો; સાદ. હાક; બરકો.:-તું નિશાળે જાય ત્યારે મને ટૌકો પાડજે. ક્રિ૦ પ્ર૦ ટૌકો કરવો=લાંબે સાદે બોલવું; લહેકાવીને સાદ પાડવો; બોલાવવું. ટૌકો પુરવો=વાતમાં વચ્ચે વચ્ચે રંગ-રસ પુરવો, હાજિયો ભણવો. ઉમેરણી કરી આપવી; હાજી હાજી કરવું એટલું જ નહિ, પણ તે વાતને ઉત્તેજન મળે એમ કરવું.

**ટૌટો**, અ૦ ટુ ટુ એવો અવાજ તે; કુતરાના

બસવા જેવો કંઇ બની શકે નહિ એવો ખાલી અવાજ તે. ક્રિ૦ પ્ર૦ ટી ટી કરવું=ખાલી બોલ બોલ કરવું; ભસવું; અમસ્તુ કાન ફૂટે એમ બોલ્યા કરવું; બને કંઈ નહિ ને ખાલી ભસ્યા કરવું તે.

ટેલિગ્રાફ, પું૦ [ અં Telegraph ]ધાતુના તાર મારફતે વિજળિક પ્રવાહથી દૂરસુધી સંદેશો મોકલી આપવાનું યંત્ર તે; વિજળિક તારનો સંદેશો; તાંબાના તારમાં થઈ ને એક છેડેથી બીજે છેડે સપાટાબંધ ચાલી જતા વિદ્યુત્પ્રવાહની મારફતે એક ઠેકાણેથી તારના બીજા છેડા લગણ અક્ષરની અમુક સંજ્ઞાઓદ્વારા જે કંઇ જણાવવું હોય તે જણાવી શકાય એવો ખ્યાલ પ્રથમ ગેલિલિયોને આવ્યો હતો, છતાં તે પછી ઘણે લાંબે વખતે તાર યંત્રની ખરેખરી શોધ થઇ હતી. છેક સને ૧૮૩૭ માં લોહચુંબકતી સોયવાળું ટેલિગ્રાફ યંત્ર તૈયાર કરવામાં આવ્યું. હિંદુસ્તાનમાં ૧૮૫૧ માં કલકત્તા અને ડાયમંડ હારબર વચ્ચે પહેલું આ યંત્ર શરૂ કરવામાં આવ્યું હતું. હાલ દુનિયાંના સઘળા દેશો વચ્ચે તારનાં દોરડાં ને યંત્ર ગોઠવાઇ ગયાં છે અને કરોડો શબ્દના સંદેશા તે મારફતે ચલાવવામાં આવે છે. ઇંગ્લંડને હિંદુસ્તાન વચ્ચે તારનો સંદેશો માત્ર બાર મિનિટમાં જાય છે.

ટેલિફોન, ન૦ [ અં. Telephone ] એક છેડા ઉપર બોલેલું બીજા છેડા ઉપર સંભળાય એવું જે યંત્ર તે. (૨) એ યંત્રદ્વારા સંભળાયેલો સંદેશો. ઓગણીસમા સૈકાના છેલ્લા ભાગમાં આ યંત્ર સંપૂર્ણતાએ પહોંચી લોકોના ઉપયોગમાં આવવા લાગેલું છે. હાલ દુનિયાંનાં મોટાં મોટાં શહેરોમાં ઘેરેઘેર તે ચાલુ થઈ ગયું છે અને દૂર લંબાણ ઉપર તેની મારફતે વાતચીત કરતી હોય તોપણ થાય છે.

ટ્રાન્સવાલ, ન૦ દક્ષિણ આફ્રિકામાં લગભગ સવાલાખ ચોરસ માઈલના વિસ્તારનું આ સંસ્થાન બોઅર લડાઇમાં અંગ્રેજ સરકાર જીત્યાથી સન ૧૯૦૨-૩ થી આપણા બ્રિટિશ સામ્રાજ્યમાં આવ્યું છે. આમાં વીસ જિલ્લાઓ છે. મુખ્ય શહેર પ્રિટોરિયા છે. ટ્રાન્સવાલની વસ્તી લગભગ અગિયાર લાખ માણસની છે. એમાં પચાસ હજાર એકર જમીન ઉપર ખેતીવાડી થાય છે. સામ્રાજ્યના ગવર્નરના હાથ નીચે ત્યાંના બોઅર લોકો સ્વરાજ્ય ભોગવે છે. ક્રેમ્બેઝી નદીથી કેપટાઉન લગીનું બ્રિટિશ લશ્કર પ્રિટોરિયાના કમાંડર ઇન ચિફના હાથમાં મૂકી તેને મોટા પાંચ વિભાગોમાં વહેંચી નાંખેલું છે.

ટ્રામવે, સ્ત્રી૦ [અં] સડક ઉપર દોરેલા લોઢાના પાટા ઉપર ભારબરદારી પશુઓથી અથવા યાંત્રિક શક્તિથી ચલાવવામાં-ખેંચવામાં આવતાં ગાડાં કે ગાડીઓની જે ગોઠવણ તે. આગગાડી ચાલુ થયા પૂર્વે ઇગ્લાંડ અને અમેરિકામાં ભારે વજન ભરેલાં ગાડાં વગેરે ફેરવવા માટે આવી ગોઠવણો ચાલુ થઇ હતી. એક અમેરિકન કંપનીએ સન ૧૮૭૪ માં મુંબાઇમાં ટ્રામવે ચાલુ કરી હતી.

## ઠ.

**ઠ**, પું૦ [ સં. ઠ ] ગુજરાતી ભાષાની લિપિના મૂળાક્ષરોમાંનો ત્રેવીસમો અને વ્યંજનોમાંનો બારમો વર્ણ–અક્ષર. આ મૂર્ધસ્થાની મહાપ્રાણ છે.

**ઠકઠક**, અ૦ ઠોકાવાનો એવો અવાજ તે; લાકડા ઉપર મોગરી જેવું ઓજાર ઠોકાવાથી રહી રહીને પ્રતિ પ્રહારે થતો એવો અવાજ.:—આ શું ઠકઠક થાય છે ? (૨) ફરતા પૈડાના ભાગનાથી અથવા ચાલતા યંત્રના ચક્કરના ભંગાણથી થતો અવાજ તે; કોઇ વસ્તુ રહી રહીને જમીન વગેરે સાથે અફળાવાથી નિયમિત અંતરે થયા કરતો જે ટપકારાનો અવાજ તે

**ઠકરાઇ**, સ્ત્રી૦ ઠાકોરપણું કરવું ભોગવવું તે; ઠાકોરપણું; ઠકરાત. (૨) શેઠાઈ; મોટાઇ. (૩) અમલ બજવણી; જોહુકમી.:–ઠકરાઇ કરતાં તો સૌને આવડે

**ઠકરાણાં**, ન૦ ઠાકોર લોકનાં જનાનખાનામાં રહેનારાં બૈરાં તે; ઠકરાળાં. (૨) ઠકરાણી; ગરાસણી.

**ઠકરાણી**, સ્ત્રી૦ [સં.ઠક્કુરરાજ્ઞી] ઠાકોરની સ્ત્રી; નાનીરાણી; ગરાસણી; સરદાર બાનુ. (૨) અમલ ચલાવનારી; શેઠાણી; જબરમાન અને જોહુકમીવાળી સ્ત્રી.

**ઠકરાત**, સ્ત્રી૦ ઠકરાઈ; ઠાકોરપણું. (૨) ઠાકોર તરીકે અમલ કરવાની જે સત્તા તે. (૩) જેનાથી ઠાકોરપણું આવે છે એવી જાગીરતે.

**ઠકરાળાં**, સ્ત્રી૦ ઠકરાણી; જનાનખાનામાં રહેનારી અમીર–સરદારોની સ્ત્રીઓ. (૨) નાના નાના ઠાકોરોની જાગીરો તે.

**ઠકરાણું**, ન૦ ઠાકોરનું ગામ; જાગીરના વહીવટવાળું નાનું રાજ્ય તે.

**ઠકાર**, પું૦ [ સં. ] ઠ એવો અક્ષર અને ઉચ્ચાર તે; ઠટ્ઠો.

**ઠક્કર**, વિ૦ કેટલીક જાતિઓની અટકનું ઉપનામ.:–ઠક્કર વસનજી પ્રેમજી. (૨) ના૦ એક જાતિ, નાત (૩) ઠાકોર.

**ઠગ**, વિ૦ ઠગી લેનાર; ઠગારૂં; લુચ્ચું; ખંધું; ધુતારૂં; છેતરી–ભમાવીને ઠગી લે એવું.(૨) પું૦ ઠગારો; ધુતારો; ઠગાઇ કરનારો તે. (૩) ઠગ નામની લુંટારૂઓની એક જાતિ; મુસાફરો યાત્રાળુઓ વગેરેને આડુંઅવળું સમજાવી તેમની સાથે મળી જઈ ભૂલ થાપ આપીને લુટી લેનાર ઘાતકી ચોરનો ધધો કરનારા ધુતારા–લોકો તે. મધ્ય હિંદુસ્તાન એટલે જબલપુર, બુંદેલખંડ,કાશી, પ્રયાગ ને ગયા તરફ સો પોણો સો વર્ષ પહેલાં ઠગ લોકોનો બહુ ત્રાસ હતો. ચાર માસ ખેતીનું કામ આટોપ્યા પછી આઠ માસ તેઓ ટોળાં બંધાઇ લુંટફાટનું કામ કરતા હતા. દસરાને દહાડે તેઓની ટોળીઓ પોતાના ગુરુને ત્યાં દીક્ષા લેવા જતી. ગુરુ તેમને આશીર્વાદ ને તેમના ભોગને ગુંગળાવી મારવાને રેશમી રૂમાલ આપતા. મુસાફરો વગેરે સાથે સાહુકારની માફક ભળી જઇ તેની માલમિલકત જાણી લઇ તેઓ તેને ગળે પેલા રૂમાલ વિંટાળી ગુંગળાવી મારતા. હજારો યાત્રાળુઓને તેઓ આ રીતે ગુંગળાવીમારીને લાખો રૂપિયાનો માલ ચોરી લેતા. નામદાર સરકારે આ લોકોનો દોર ૧૮૩૨–૪૦ માં તોડી નાખ્યો.

**ઠગણું**, વિ૦ ઠગારું; ઠગે એવું. (૨) ફતવાખોર; લુચ્ચું; ઢોંગી.

**ઠગબાજી**, સ્ત્રી૦ ઠગવાની જે કળા તે; કેમ ઠગવું તેની આવડત તે. (૨) ઠગાઇનો ધધો તે; દગો કરવો તે; ઢોંગસોંગ; પ્રપંચ; દગો.

**ઠગવિદ્યા**, સ્ત્રી૦ ઠગવાની કળા તે; ઠગબાજી;

ઠગવાની ચતુરાઇ તે; ઠગાઇ કરવાની આ-વડત તે; કેમ ઠગવું તેને લગતી આવડ-કળા તે.

**ઠગવું**, ક્રિ૦ સ૦ ભોળવીને લઇ લેવું; ખોટું ખરું સમજાવી કોઇની પાસેથી કંઇ પડા-વી-છીનવી લેવું; કપટથી લેવું; છેતરવું ધૂતવું; ફોસલાવવું. જોર જુલમથી નહિ પણ ભૂલ થાય ખવરાવી સમજાવીને પડા-વીલેવું તે.

**ઠગવેડા**, પું૦ [ સં. ઠગ-વૃત્તિ ] ઠગપણું કરવું તે; ઠગાઈ ચલાવવી તે; ઠગની માફક વર્તન કરવું તે; ઠગવૃત્તિ.

**ઠગાઈ**, સ્ત્રી૦ ઠગપણું; ઠગવિદ્યા, ધૂર્તતા; ઠગવું તે.

**ઠગારું**, વિ૦ ( પું૦ ઠગારો, સ્ત્રી૦ ઠગારી ) ઠગે એવું જે તે; ઠગે એવું; ઠગાઈ કર-નાર; ઠગાઇથી ભરેલું; પ્રપંચી; લુચ્ચું; ઢોંગી.

**ઠગાવું**, ક્રિ૦ અ૦ છેતરાવું; ધુતાવું; ભૂલ થાપ ખાવી; ભુલાવામાં પડવું; ફોસલાઇ જવું; ફસાવું.

**ઠઠ્ઠાખોર**, વિ૦ મશ્કરી ઠઠ્ઠા કરનારું; મજાકી; કોઇને ચીડવી હસવાનું ઉભું કરે એવા સ્વભાવનું; ચીડવી-હસે એવું; સામાની મશ્કરી કરી કરીને ગમ્મત મેળવનાર; મશ્કરું.

**ઠઠ્ઠાબાજી**, સ્ત્રી૦ એક બીજાની ચેષ્ટાળીઓ કરવી હસવું અને ખોટી ગમ્મતમાં વખત ગાળવો તે; ઠઠ્ઠા મશ્કરી કર્યાં કરવી તે; ટિખલ કર્યા કરવાં-કોઇને ખાલી ચીડવવું અને ખાખી હસવું વગેરે તે.

**ઠઠ્ઠો**, પું૦ [સં.] ‘ઠ’કાર. (૨) હસવા ગાળ ખાવા કે ગમ્મત મેળવવા માટે કોઇ ચિડાય તેમ તેની મશ્કરી કે અડપલું કરવું તે; ચેષ્ટા; મજાક. ઠઠ્ઠો એકલો નહિ પણ મ-શ્કરી સાથે જોડાઇને વપરાય છે.:-ઠઠ્ઠા મશ્કરી. ઠેકડી-ચેકડી કરવી તે. વળી બહુ વચને ઠઠ્ઠા એમ બોલાય છે.

**ઠઠ**, સ્ત્રી૦ [ સં. સ્થા ઉપરથી ) ઘણા એકઠા થયેલા હોય એવું જે તે; માણસ વગેરેનો ખૂબ ભરાવો. જમાવ તે; ટોળાબંધ પ્રાણી-લોકનો જમાવ; ટોળું; સમૂહ; જથો તે. (૨) ભીડ; ગીરદી. ક્રિ૦ પ્ર૦ ઠઠ મળવી= ખૂબ લોક પ્રાણીનું એકઠું થવું. ઠઠ જામવી.

**ઠઠકારવું**, ક્રિ૦ સ૦ ઠપકો દેવો; ઠોક દેવો; ધધડાવવું.

**ઠઠણવું**, (ઠણઠણવું) ઠઠ-એવો અવાજ થવો, ખખડવું. (૨) રીસનું રોવું.

**ઠઠમઠ**, સ્ત્રી૦ ઠીકઠાક કરી ઓરી આપવું વ-ગેરે તે; અર્થાત્ કોઇ કાર્ય કરનારને તેને જોઇતી સામગ્રી જેમ જોઇએ તેમ તૈયાર આપ્યા કરવી વગેરે સંબંધી જે કામ તે; ખટપટ; ઠીકઠાક કરવાની તજવીજ તે.:- રસોઇયો રસોઇ કરે તોપણ વહુએ તેની ઠઠમઠમાં રહેવું જોઇએ એવો ડોસીનો હુ-કમ હતો. (૨) સેવા સંબંધી કામકાજ; સારવાર; વહીવટ; કારભાર; ઠીકઠાક કરી આપવાનું, સંભાળ રાખવાનું વગેરે જે સેવાનું કામકાજ તે. (૨) ચાકરી; બર-દાસ; મહેમાનગીરી; સેવા.:-ગરીબ હોવા છતાં તેણે ખૂબ ઠઠમઠ રાખી હતી.

**ઠઠરવું**, ક્રિ૦ અ૦ શણગરાવું; પોતે ને પોતે ઠઠારો કરવો. (૨) ધ્રુજવું; થરથરવું.

**ઠઠવું**, ક્રિ૦ અ૦ ઠાઠ કરવો; રચવું; બનવું; કરવું. ઉ૦ ઠાઠ ઠઠવા. ભાગવત.

**ઠઠવેઠ**, સ્ત્રી૦ ઠઠમઠ; સારવાર; સરભરા; સેવા; ચાકરી; બરદાસ; સંભાળ રાખવી ને સેવા કરવી તે; ઉઠવેઠ.

**ઠઠળવું**, ક્રિ૦ અ૦ કોરડા જેવા આમ તેમ હાલ્યા કરવું; નકામું રઝળવું; રખડવું; ઠોઠ જેવા ઉપર નીચે થયા કરવું; નહિ બ-ફાતાં ઉકળીને ઉછળતા પાણી સાથે ઉછ-

ળ્યા ને ખડખદ્યા કરવું તે:–આ ગાંગડુ મગ તપેલીમાં ઠઠળ્યા કરે. (૨) ખળખળી જવું; જીર્ણ થઇજવું; વૃદ્ધાવસ્થાથી નાતવાન થઈજવું; ઠડળવું.

**ઠઠાડવું**, ક્રિ૦ સ૦ અડાડી દેવું; બીજાની સાથે સામેલ કરી દેવું; ભેળાવી દેવું; ઠીકઠાક કરીને બીજાની સાથે મૂકીદેવું. (૨) ખરું ખોટું જેમ વખતને અનુકૂલ હોય તેમ ભળતું બોલી દેવું; ઘુસાડી દેવું; ખંધબેસતુ કરી નાંખવું; બેસાડી દેવુ:–તમે એને બીજા વર્ગમાં ઠઠાડી દીધો તે બિચારો સુખેથી મુસાફરી કરી શકયો. અડાવી દેવું

**ઠઠારવું**, ક્રિ૦ અ૦ ઠઠારો કરાવવો; લુગડાં ઘરેણાં વગેરેથી આકર્ષક લાગે એવું કરવું; ઠાઠમાઠ કરાવવો; શણગારવું; ઠાઠ કરાવવો; સારૂં–દેખવકુ દેખાડ એમ કરવું. (૨) બનાવવું; કૃત્રિમ બનાવટ કરવી.

**ઠઠારો**, પું૦ ઠીકઠાક; ભભકાબંધ; કોઇનું પણ ધ્યાન ખેંચાય એવી રચના, ધામધુમ કે વસ્ત્રાલંકારથી સુશોભિત–સુઘડ થઈ રહેવું અથવા બની બનાવી દેવું તે; ઠઠારવું તે; ખૂબ ઠાઠ કરવો તે; શણગરાવું તે:–ભાભી તો ખૂબ ઠઠારો કરીને આવ્યાં છે.

**ઠઠોરી**, સ્ત્રી૦ ઠઠોલી, મજાક; મશ્કરી; હસવા જેવું કરવું તે.

**ઠઠોળી**, સ્ત્રી૦ મશ્કરી; ઠઠોરી.

**ઠણુક**, સ્ત્રી૦ ધાતુનો ઘાટ ઠપકાવાથી થઇ થઇને રહીજતા અવાજોમાંનો દરેક એક એક રણુકો તે. (૨) રહી રહીને આવતા રોવામાંનું દરેક આંતરા આંતરાનું અકેકું રૂદન ડુંચું તે. (૩) ઠણુકાતું–ઠપકાતું હોય તેમ રહી રહીને વાગતો–લાગતો જે આંચકો કે નરમ આઘાત, ઘોચ તે; સળક, ભોક, શલાઘાત; ધબક–કારો, ફરકવું તે, ફરક:–ચામડી તસતસ થઈ ગઇ છે અને અંદર રહી રહીને ઠણુક આવે છે પણ હજી ગુમડું ફાટતું નથી.

**ઠણુકવું**, ક્રિ૦ અ૦ અફળાયાથી–ઠેકાથી ખડખડવું; ઠણત્કાર થવો; (ધાતુનો ધાતુના વાસણ કે ઘરેણા જેવા ઘાટનો) ઠણુકોરણુકો થવો. (૨) હલકેથી અફળાઇને વાગવું–લાગવું:–નવાં ઝાંઝર પગે ઠણુકે છે. દુખે છે. (૩) નરમ આઘાત કે અંદરથી ઘોંચ–પીડ થવી.:–પરૂ થવાને ગડ, અંદરથી ઠણુકે છે, ત્યારે સોય ભોકાતી હોય એવું થાય છે. રહીરહીને વાગવું, રોવું આવવું; અણુમનાપણાનો ઉભરો નીકળવો.:–કેમ થોડી થોડી વારે ઠણુકે છે ?

**ઠણુકારવું**, ક્રિ૦ સ૦ ઠણુકે એમ કરવું; પગમાં પહેરેલા છડા–ઝાંઝરને ઠમકો આપવો; ઠપકારાથી–ખડખડે એમ કરવું; એવી રીતે જોરથી પગને લહેકાવી–મરોડથી મૂકવો કે જેથી ઘરેણું ખડખડે. (૨) ઝાપટવુ; ઠપકો દેવો. (૩) ઠોકવું; મારવું; વગાડવું.

**ઠણુકો**, પું૦ [ सं ठणत्कार ] ધાતુ ઠપકાયાથી નીકળતો અવાજ; રણુકો. (૨) છાતીને ઠપકાવીને કાઢવામાં આવતો રૂદનનો અવાજ; અણગમતાપણાનું–લાડનું ઠણુઠણુતું રૂદન તે; ઠણુકલો. (૩) ટાઢની કંપારી; ધ્રુજારી; કંપ. (૪) ધટકો; સણુકો.

**ઠણુઠણુ**, સ્ત્રી૦ ખાલી અખંડ ધાતુ પાત્રમાંથી તે ઠોકતાં નીકળતો એવો અવાજ; ખાલી વાસણનો અવાજ. (૨) ખાલીપણું બતાવે છે, કંઈ નથી એમ; ખાલીખમ. કહે૦ ઠણુઠણુપાળ, ને મદનગોપાળ, અર્થાત્ બહાર આડંબર છે પરંતુ અંદર તો કંઈ નથી, ઘંટડી વાગે છે એમ. રૂ૦ પ્ર૦ ઠણુઠણુ પાક=માર; રોવું પડે એવો માર પડવો તે. ક્રિ૦ પ્ર૦ ઠણુઠણુ થવું=ખડખડવું; વાગવું. ઠણુઠણુ કરવું=અણુગમો કર્યા કરવો; ઠણુઠણાવું; રોવું.

**ઠણઠણવું**, ક્રિ૦ અ૦ ઠણ ઠણ એવો અવાજ થવો; ખડખડવું; વાગવું. (૨) રહીરહીને ઠણકલા કર્યા કરવા; રહીરહીને રોવું; કણકણવું.

**ઠણઠણાટ**, પુ૦ ઠણઠણવું તે; ઠણઠણ એવો અવાજ થવો તે; ખડખડાટ; વાસણો ખડખડવાં-અથડાવાથી નીકળતો અવાજ તે. (૨) ઠણકલા કરવા તે; અણગમો; કણકણાટ; રીમ-દુભર્ણુંતુ લાડથી રહી રહીને રડવું વગેરે તે.

**ઠણત્કાર**, પુ૦ [ સં. ] ઠણણણ એવો અવાજ થવો તે, ઠણકારો; ધાતુ વગેરેનો રણકાર; ઘુંઘરી ઝાંઝ વગેરેના તીણા અવાજનો રણકો થયરહેવો તે રણત્કાર.

**ઠનસાવું**, જુ૦ ઠંસાવું.

**ઠપ**, અ૦ કોઇ ચીજ એકદમ અફળાવાથી કે પછડાવાથી નીકળતો એવો અવાજ; ટપ; ધબ.

**ઠપકવું**, ક્રિ૦ અ૦ ઠપ એવો અવાજ થઈ નીચે પછડાવું; ઠોકાવું; અફળાવું; અથડાવું.

**ઠપકારવું**, ક્રિ૦ સ૦ ઠપ એવો અવાજ થાય તેમ મારવું-અફાળવું; અથડાવવું; મુક્કા વગેરેથી મારવું; ટીપવું; ઠોકવું. (૨) આકરા થઇ જઇ ઠપકો દેવો; ખીજવું, ઝાડિયો કાઢવો.

**ઠપકો**, પુ૦ કોઇને કંઈ ખોટું કામ કરવામાટે કડવા આકરા બોલમા દાબીને કહેવું તે; ખોટુ કામ કરવા માટે વઢવું તે; ખીજવું તે; શિખામણ દેવી તે; ઠોક દેવો તે ક્રિ૦ પ્ર૦ ઠપકો આપવો=ઠોક દઇને કહેવું; ખીજવું; ઠપકો દેવો. ઠપકો ખાવો=ભૂલ-કરવા માટે કોઇ કંઇ આકરાં વચન કહે તે સહન કરવાં; દોષમાં આવવું તે; ઠપકો મળવો. (૨) આળ; કહેતી; ઉપાલંભ; કલ ક. (૩) દોષ; વાંક ભૂલ; ખોડ; ખામી:-ઠપકો નહિ આવવા દઉં. ઠપકા પાત્ર=દોષી, ખીજવું પડે એવા સ્ખલનને યોગ્ય. રૂ૦ પ્ર૦ ઠપકો ઠેસ=સહેજસાજ દોષ-ગુનો; ઉપાલંભ જેવું-ભૂલચૂક જેવુંતે; મોટા નાના કંઇ પણ દોષ તે:-જોજો કશો ઠપકોઠેસ આવે નહિ ?

**ઠપકવું**, ક્રિ૦ અ૦ અથડાવું; અફળાવું; ઠપઠપ થવું. (૨) સોવાઇને ઠોક ખાવા.

**ઠબકવું**, ક્રિ૦ અ૦ અથડવું. (૨) રખડવું; ઠપકવું.

**ઠબલાવું**, ક્રિ૦ અ૦ કુટાવું; પિટાવું; પછડાવું.

**ઠબકારવું**, ક્રિ૦ સ૦ ઉપરથી ઠોકવું બેસાડવું; ઉપરથી ઠોક દેવો (૨) ઠપકો દેવો; વઢવું; ખીજવું.

**ઠમક**, સ્ત્રી૦ ઠેકે ઠેકે-પછાડે પછાડે-પગલે પગલે ઝાંઝર છડા વગેરેનો જે એક એક અવાજ થાય છે તે; દરેક ડગલે, દરેક તરછોડે, હિલચાલે અવાજ થવો તે. ગાય ચાલતાં કેવા ઠમક ઠમક ઘુઘરા વાગે છે. (૨) ઠોક પડે; અફાળ થાય એમ પગ મૂકીને ચાલવાની મરોડ; પદવિક્ષેપ; ચાલવાની એક ઢબ-તરેહ તે. સ્ત્રીઓના પગનું એવી લટકથી મુકાવું કે જેથી ઝાંઝર કે ઘુઘરાવાળાં ઘરેણાંનો અવાજ થાય. એક પછી એક અવાજ થવો તે. ઠુમક; મરોડ; લટક; લહેકો; વરણાગી. ઉ૦ ઠમક ઠમક ચાલો, ચાલતાં લાજ રાખો, નહિ અમ ઘર આવાં, છાજશે સત્ય ભાખો.

**ઠમકઠમક**, અ૦ ઠમઠમ થાય તેમ; ઠોકાઇને ઘરેણું ખડખડે એમ (ચાલવું તે.) ચટક મટક. (૨) રહીરહીને વાજાનું ખડખડવું તે.

**ઠમકવું**, ક્રિ૦ અ૦ ઠમઠમ થવું; ધાતુના પાત્રનું કે ઘરેણાનું ખડખડવું; રહી રહીને ખાચો ખાઇ ખાઇને ઠમ ઠમ એમ થવું; ખળખળવું; ઠેકઠેકે વાગવું. ઘેડકાવાળી જોબનના જોરવાળી ચાલે ચાલતાં ધમ-

કારાથી ખડખડવું તે. ઉ૦ ઠમકે કલ્લાંને કોખી પાયે.

**ઠમકારો,** પું૦ ઠમ દઈને જે અવાજ થવો તે; ઠમ એવો ધાતુનો જે રણુકો તે; ઠુમકો.

**ઠમકો,** પું૦ ચાલતાં આવતો કમ્મરનો જે ઝોક અને લાંકની લટક તે; સ્વાભિમાન પૂર્વક જોબનના જોરથી ચાલતાં ડગલે ડગલે પગ ઉપાડીને મૂકતાં ગતિને ઝોક-ઘરેણું ખડખડે અને ચાલપર ધ્યાન ખેંચાય એવો મરોડ તે; ઠુમકો; ઠેકડી ખાઈને, જોરથી જમીનને ઠોક દઈને ચાલવાનો જે ચાળો તે; લટકો; ગતિ મરોડ; અંગભંગ ને કમ્મરને ઝોક દેઈ ચાલવું તે. ૨૫, અવંકાર, હંસ વગેરેનું ગતિના ચલન વલનમાં દેખાવું તે.:-શું રતનબાઈનો ઠમકો! (૨) લહેકાતી ચાલને ઠેકડિયાં પગલાં ભરવાથી ઘરેણાનો જે અવાજ થવો તે; લહેક. લાંકલચક. ક્રિ૦ પ્ર૦ ઠમકો કરવો=ઘરેણાં લુગડાં પહેરી લહેકંતી ચાલે આમ તેમ અંગ મરોડીને ચાલવું.

**ઠમઠમવું,** ક્રિ૦ અ૦ ઠમઠમ એવો અવાજ થવો; ઠમઠમ થવું; ઠોક ખાઇ ખાઇને વાગવું-ખડખડવું; ઉછળી અથડાઇને-અફળાઇને ખણખણવું' ઉ૦ પાયે નેપુર ઠમઠમે ને કાને ઝબકે ઝાલ જો.

**ઠમઠમ,** અ૦ એવો અવાજ તે; ધાતુને કંઇ અફળાવાથી કે ઘરેણું બીજાની સાથે અફળાવાથી નીકળતો એવો અવાજ. ક્રિ૦ પ્ર૦ ઠમઠમ થવું=ડપકારાવું.

**ઠમઠમાટ,** પું૦ ઠમઠમ થવું તે; ખડખડવું તે. (૨) ખાલી ભભકો; આડંબર; ધમધમાટ. (૩) પતરાજ; ફુલાસ; ખાલી દમ. (૪) છણછણાટ; નાચી રહેવું-કૂદી રહેવું તે; થનથનાટ તે.

**ઠમણી,** સ્ત્રી૦ દાગઘોડી; બે પાટિયાં ભેગાં કરીને વાંચવાની ચોપડી જોઇએ તેટલી પહોળી ને ઉંચી રહે તે માટે બનાવેલી ઘોડી; વાંચવાની ચોપડી મૂકવાની ત્રિપાઇ.

**ઠઠ્ઠા,** ન૦ ગુજરાત, રણ અને સિંધની વચ્ચે કરાંચીથી પૂર્વે પચાસ માઇલ ઉપર સિંધુના પશ્ચિમ કિનારા ઉપર આવેલું એક શહેર. નગરઠઠ્ઠા=કિનારા ઉપરનું નગર એ નામે પ્રસિદ્ધ છે. સિંધના નીચલા ભાગમાં રહેતા માંડ લોકોની વસ્તી ઉપરથી તેનું અસલનામ ' માંડીવાડી ' હતું અને મનાવરી, મનાહબૂરી, ને મિનાગરી વગેરે નામે તે પરદેશી મુસાફરોએ વર્ણવાયેલું છે. કેટલીકવાર નાશ પામી પામી તે ફરીફરીને વસેલું હોવાથી તેનુ તળ અને સ્થળ બદલાઇ ગયાં છે. સત્તરમા સૈકામાં તે આબાદીમાં હતું. રેશમી વણાટ વગેરેનું કામ ત્યાં સારું થાય છે. એમ કહેવાય છે કે આગલા એક રાજાએ ચીનથી કારીગર બોલાવી ચિનાઇ માટીનાં વાસણનો ઉદ્યોગ ખીલવ્યો હતો અને ત્યાંથી તે સિંધમાં ફેલાયો હતો. ગેઝીટીયર વગેરેમાં વિશેષ હકીકત માટે જોવું. ( ૨ ) આ નામનો તાલુકો. કરાંચી જિલ્લામાં ૧૩૨૩ ચોરસ માઇલના વિસ્તારનો છે.

**ઠર,** પું૦ થર.

**ઠરઠરાવ,** પું૦ પાકો કરાર; છેવટનો નક્કી બંદોબસ્ત કરવો તે; વિગતવાર કરાર કરવો તે.

**ઠરઠામ,** ન૦ ઠરીને રહેવાનું ઠેકાણું તે; રહેવા સુવાનો બંદોબસ્ત તે.

**ઠરઠેકાણું,** ન૦ નક્કી ઠેકાણું તે; વ્યવસ્થિત રહેવા સુવાનો બંદોબસ્ત તે. ( ૨ ) વ્યવસ્થા; ગોઠવણ; રચના; બંદોબસ્ત. (૩) પત્તો; તજવીજ; કામ-ધંધે લાગવું કરવું તે; ભાળ; સંયોજન.'-એનું કંઇ ઠર ઠેકાણું પડયું નથી.

**ઠરડ**, સ્ત્રી૦ ઠરડાઇ જવું તે; વાંકા-ઢીલા તૂટી-ચાર થઇ જવું તે; ઠૂસ; તેલ; મહેનતથી પાણી પાણી થઇ જવાવું તે. (૨)અભિ-માન ઉતરી જવું તે; સીધા થઇ જવું-થાકી જવું તે:-કામ કરી કરીને ઠરડ નીકળી ગઈ. ( ૩ ) પું૦ લોઢા કે ધાતુના સળિયાનો જે વાંક તે; થરડાટ.:-સારા લુહાર પાસે તરાકનો ઠરડ કઢાવો ને રેંટિયો ચાલુ કરો.

**ઠરડાવું**, ક્રિ૦ અ૦ વંકાવું; થરડાવું; એક છેડાથી બીજા છેડા સુધી એક સરખું સીધું નહિ હોવું; વાંકા વળી જવું. (૨) વંકાવું; રિસાવું; ખોટું લાગવાથી વાંકું ચાલવું; વિરુદ્ધ રહેવું-હિંડવું તે; મો મરડીને ચાલવું.

**ઠરવું**, ક્રિ૦ અ૦ [ સં. स्थित ] સ્થિર થવું; ઉભા રહેવું; ગતિ રોકાવી; ચલન, ચંચળતા મટવી; સ્થિર રહેવું:-જરા ઠરો હું આવું છું. ( ૨ ) ધીરું પડવું; સબુરી રાખવી; ખોટી રહેવું. ( ૩ ) થોભવું; ટકવું; ઘણીવાર રહેવું:-એ તો ત્યાં ઠર્યો. (૪)મુકરર થવું; નક્કી થવું; નિશ્ચયથવો:-લગ્ન ઠરશે. (૫) જામવું; પરમાણુઓનું એકઠું થવું; નીતરીને બેસવું:-કચરો નીચે ઠરશે. (૬) જાડું થવું; ઘટથવું. ઘી ઠરવું. (૭) ટાઢું પડવું; શાંત થવું; થકવું; સીઝવું:-ખીચડી-રસોઈને જરા ઠરવા દો. ( ૮ ) બંધાઇ જવું; જોડાવું, બાઝી જવું:-સુરસું ઠરવું; પાણી ઠરવું. ( ૯ ) ટાઢથી સંકોચાઇ જવું; ખૂબ ટાઢ વાવી; ઠંડા થઇ જવાવું; ચઢી જવાવું:-ટાઢે ઠરીજવું. (૧૦) કિમ્મત-ભાવ નક્કી થવો; નિશ્ચય કરવો; સાટું નક્કી કરવું=ઘઉંનો ભાવ ઠરાવો. ઠરશે તો લઇશું(૧૧) બંદોબસ્ત થવો; ગોઠવણ થવી:-વિવાદ ઠરતા નથી. ( ૧૨ ) પ્રસન્ન થવું; ખુશી થવું; સંતોષ વળવો. ઉ૦ આજે કુમાર! ઠરી આંતરડી અમારી. રાજીથવું. (૧૩) મિંચાવું લીન થઇજવું; આળસમાં પડવું:-આંખ ઠરી જાય છે. (૧૪) નિરાંત વળવી; તૃપ્તિ થવી; ઉજાગરો મટવો. ક્રિ૦ પ્ર૦ પેટ ભરવું; આંખ ઠરવી. રૂ૦ પ્ર૦ ઠરી ઠામ બેસવું=નિવૃત્ત થવું; થાકીને છેવટનું બેસવું; ચંચળતા તજી દેવી.

**ઠરાવ**, પુ૦ ઠરાવવું-નક્કી કરવું તે; ' અમુક કામ આમજ કરવું ' એમ ઠેરવવું-ઠરાવવું તે; નિશ્ચય કરવો તે; નિર્ણય; સિદ્ધાંત. સરકારની આજ્ઞા તે. ( ૨ ) સરત; કરાર; કબાલો. ( ૩ ) બંદોબસ્ત. ક્રિ૦ પ્ર૦ ઠરાવ કરવો=નિશ્ચય કરવો.

**ઠરાવપત્ર**, ન૦ કરારનામું; નક્કી કરેલી બાબતનું લિખિત પત્રક તે; સાટું; બોલી.

**ઠરાવવું**, ક્રિ૦ સ૦ નક્કી કરવું.(૨) જમાવવું.

**ઠરીઠામ**, અ૦ નક્કી ઠેકાણે; સ્થિર એમ; થીર જગાએ; નિવૃત્તસ્થિતિમાં.

**ઠરેલ**, વિ૦ જેના વિચારો સ્થિર થયેલા હોય એવું; શાણું; ડહાયું; ગંભીર; પુખ્ત.

**ઠલવવું**, ક્રિ૦ ઠાલવવું.

**ઠલવાવું**, ક્રિ૦ અ૦ ખાલીથવું; એક પાત્રમાંથી બીજા પાત્રમાં પડવું; ખાલી થઈ જવું. અમુકમાંથી નીકળી જવું; 'ભરાવું' થી ઉલટું ઠલવાવું; નીકળીજવું.

**ઠવણી**, સ્ત્રી૦ ઠમણી; પુસ્તકને વાંચવા માટે ખુલ્લું રહે તેમ રાખવા-મૂકવાની લાકડાની ઘોડી તે.

**ઠસ**, અ૦ સજ્જડસજ્જડ થઇ ગયેલું હોય તેમ; સંકડાયેલું. ખીચોખીચ ભરાઈ ગયેલ હોય તેમ; ઠંસાયેલી હાલતમાં હોય એમ; ભરચક; જરાએ માગ ન હોય તેમ; ઠસોઠસ. (૨) ઠબ; જડ, સક્કસ; થાકી-હારી મંદ પડી ગયેલું હોય એમ:-એનું પેટ બહુ ખાવાથી ઠમ થઇ ગયું છે. ઠૂસ;

નરમ; ઢીલું; શિથિલ; લોથ; રૂ.ક્રિ૰ પ્ર૰ ઠસ થઇ જવું=પુરાઇ જવું, થાકી-હારી-નરમ પડીજવું: શિથિલ પડીજવું.

**ઠસકબાજ,** વિ૰ રોફદાર; ગર્વી, અભિમાની; તોરદાર-વાળું. (૨) ભભકાદાર, તેજસ્વી; દીપતું; શોભતું; ઠસ્સાદાર.

**ઠસકાદાર,** વિ૰ રોફદાર; ભભકાદાર; શોભીતું. (૨) તોર ને અભિમાનનું ભરેલું; રૂપ વૈભવનું ગર્વી. (૩) જાજરમાન.

**ઠસકો,** પુ૰ મગરૂરીનો ઉદ્ધત દેખાવ તે; ગર્વાલોક; તોરની છાલકાઇ, છર; તરછોડ. (૨) ઝલેહ; ભભક.

**ઠસણિયું,** ન૰ ઠેસ-ફાચર-અટકણ તરીકે વાપરવાનું, જે કંઇ હોય તે; આડખીલી; ઠેસી; ચાંપ. કમાડ વગેરેની આડે મૂકવાની ફાચર; ખીલી; ઠેસણિયું.

**ઠસવું,** ક્રિ૰ અ૰ [ સં. स्था ] સ્થિર થઇ બેસવું; સારી પેઠે મનમાં ઉતરવું; ધ્યાનમાં આવવું; મનમાં નક્કી રૂપે બેસવું; સજ્જડ ચોંટવું, વિસરી જવાય નહિ તેમ સમજમાં આવવું.

**ઠસાઠસ,** અ૰ (વિ૰) ઠસ-ભરચક ભરાઈ જઈ જરા પણ માગ રહ્યો ન હોય એમ; ભરપુર; સંપૂર્ણ; સજ્જડાસજ્જડ, ઠાંસીને ભરાયેલું હોય એવું-એમ; ઠસોઠસ.

**ઠસાવવું,** ક્રિ૰ સ૰ કોઇના મનમાં અમુક વાત-બાબત 'આમજ છે' એવું સજ્જડ બેસાડવું; મનમાં ઉતારવું; મગજ ઉપર અમુક બાબત ન ભુલાય તેવી રીતે સચોટ બેસાડી દેવી તે; ઠસે એમ કરવું તે; છાપ પાડવી; સજ્જડ કરી નાંખવું; એવું સમજાવવું કે જે સમજ્યું ભુલાય નહિ, એટલુંજ નહિ પરંતુ તેની વિરૂદ્ધ હોય તે માનેજ નહિ એવું કરવું.

**ઠસોઠસ,** અ૰ ઠમાઇ-ઠાંસીને ભરેલું હોય એમ. વિ૰ ખૂબ દાબીને ભરપુર ભરેલું હોય એવું.

**ઠસ્સાદાર,** વિ૰ રૂપ, વૈભવ, યૌવન વગેરેના ગર્વની છટાવાળું; ભભકાદાર; તોર ને ભભકવાળું; મનથી અભિમાની અને રૂપ વૈભવથી શોભાયમાન હોય અથવા રહેતું હોય એવું; ઝલેહદાર, ગરૂરીદાર; રોફદાર; જાજરમાન.

**ઠસ્સાબંધ,** વિ૰ રોફભેર; ઠમામબંધ. (અ૰) ઠમભેર; મરોડમાં; તોરમાં; ગરૂરીમાં:-વહુ કેવી આણી તરફ જોયાએ વગર ઠસ્સાબંધ ચાલી ગઇ. સ્વાભિમાનભેર; રૂપ, વૈભવ, યૌવન અને શણગારની છટાની મરડાઇ-મરોડબંધ.

**ઠસ્સો,** પુ૰ ધન, વૈભવ, યૌવન, માન અને સજાવટની મગરૂરીનો જે ગર્વી લટકો તે; ભભકદાર-જાજરમાનપણાનો ઉડતો રોફદાર દેખાવ કરવો તે; ભભકની છટા; લહેરી લટકો; ડોળ; શીકલ; રોફદારપણું; તેમજ પોતાના સૌંદર્ય પહેરવેશ વગેરેની ઉત્તમતાનો ગર્વાલોક તે. રોફ; તોર; છર; છેલાઇ; સુંદરતાની ગંભીર ગરૂરી તે.

**ઠળિયો,** પુ૰ ફળમાંનો કઠણ બીજરૂપી કણ; ઠીલો; બિયો; બી; ગોટલો:-બોરનો જાંબુનો ઠળિયો. (૨) સ્ત્રીઅંડ; શંકવાકાર ચામડીની જે કરચલી તે; પાનપડી જેવી ત્વચાની જનનેંદ્રિય આગળની ગેડ.

**ઠંગરાવું,** ક્રિ૰ અ૰ ઠંડું થવું; ઠિંગરાવું; ઠરી જવું. (૨) રહી જવું; અકડાઇ જવું.

**ઠંઠેરવું,** ક્રિ૰ સ૰ હાડકાં ભાગી નાંખવાં, ઠોકવું; મારવું. (૨) ઝિંઝી-હલાવીને સાંધામાંથી નરમ-ઢીલું કરી નાંખવું; ખંખેરવું; જંજેડવું. (૩) ખૂબ ઠપકો આપવો; ઝાપટી નાંખવું. રૂ૰ પ્ર૰ ઠંઠેરી કાઢવું=મારી-ઝાટકીને દૂર કરવું; હમેશ માટે કાઢી મૂકવું.

**ઠંઠેરવું,** ક્રિ૰ સ૰ હાડકાં ભાગે એમ કરવું;

અધકચરું કરવું; ખોખરું કરવું.:–લે આટલી સુંઠ ઠંઠોરી આપ. (૨) છેતરવું. (૩) મારીને કાઢી મૂકવું.

**ઠંઠોળી,** સ્ત્રી૦ ઠી, ઠી, કરીને હસવું તે; હાસ્ય; હસવા જેવી મશ્કરી; મજાક.

**ઠંડ,** સ્ત્રી૦ ઠંડી; ટાઢ; ટાઢક. (૨) શૈત્ય; હીકળ; શરદી.

**ઠંડક,** સ્ત્રી૦ ટાઢક; ઠંડી; શીતળતા. (૨) શાંતિ; શાંતતા; મોંધ; મંદપણું; અનુદ્વેગતા. ક્રિ૦ પ્ર૦ ઠંડક કરવી=ગરમી શાંત પડે એમ કરવું; સામોપચાર કરવા. (૨) પોતાને જરૂર જોગી વસ્તુ અને કામ કરી લઇને બેસવું; ઉદ્વેગ કે પંચાતી ન રહે એમ કરી બેસવું; નિરાંત કરવી ઠંડક વળવી=વાતાવરણમાંથી ગરમી ઓછી થવી. મન ટાઢું પડવું–નિરાંત થવી; ચિંતા જતી રહેવી. ઠંડક રાખવી=ઉતાવળા નહિ પડીજવું; ધીરજ રાખવી.

**ઠંડકિયું,** ન૦ ઠંડક આપે એવું ભીનું કપડું તે; તાપની વખતે ભીનું કરીને ઓઢવાનું અંગવસ્ત્ર. (૨) વિ૦ ઠંડા મિજાજનું; ટાઢા મનનું.

**ઠંડાઈ,** સ્ત્રી૦ ધીમાપણું; ટાઢક; ઠંડક. (૨) આળસ; સુસ્તાઇ; શાંતતા.

**ઠંડાશ,** સ્ત્રી૦ ટાઢક; ઠંડાપણું. (૨) ધીમાપણું ઠંડક.

**ઠંડિલ,** ન૦ [સં. स्थंडिल] વેદિ; ચોતરો; હવન કરવાની નાની ઓટલી. ક્રિ૦ પ્ર૦ ઠંડિલ જવું=ઝાડે ફરવા જવું; ખેતરમાં કળશિયે જવું. જૈન.

**ઠંડી,** સ્ત્રી૦ હવામાં ફેરફાર થવાથી કે શિયાળાને લીધે હવા ટાઢી થવી તે; શૈત્ય; અત્યંત ટાઢું લાગવાથી–ટાઢી હવાથી કે શરીરની ગરમી ઓછી થવાથી જે ટાઢ કની અસર લાગે છે તે (૨) શરદી ક્રિ૦ પ્ર૦ ઠંડી લાગવી. ટાઢ વહાવી. ઠંડી પડવી. ઠંડીની ઋતુ.

**ઠંડું,** વિ૦ ઠંડીવાળું; ટાઢું; શીતળ; ઓછી ગરમીવાળું. (૨) ધીમું; મંદ; મોળું.(૩) સુસ્ત; આળસુ (૪) વાસી.(૫) નિરાંતિયું; ઉતાવળું નહિ એવું; અનુદ્વેગી. ક્રિ૦ પ્ર૦ ઠંડું પડવું=ગરમી ઓછી જઇ જવી; ઉતાવળું જતુ રહેવું. મિજાજ હેઠે બેમવો, મનનુ આંદોલન મંદ પડવું. ઠંડુ પાડવું=શાંત કરવું; ટાઢું પડે એમ કરવું; શાંત પાડવું. ઝગડો પતાવવો; ઉભરો–શોક ક્રોધ ઉમળકો શાંત કરવો. રૂ૦ પ્ર૦ ઠંડુગાર=બહુજ ઠંડું. ઠંડુગાર થઇજવું=છેક શાંત પડી જવું; મૌન થઇજવું. ઠંડા લોહીનું =શાંત સ્વભાવનું. નિરાંતનું; સુખ ચેનનું; વગર શ્રમનું. ઠંડી મશ્કરી=વ્યંગનું બોલવું ઠંડુ પાણી રેડવું; કોઇ વાત ટાઢી પડે એમ કરવું; ચર્ચા ન થવા દેવી; દાબી દેવું; હોલવવું નિરાશ કરવું. ઠંડો માલ= બેઠેલો માલ. ( ઠંડુ પડવું=ઝળેહ ઉતરી જવી, રંગની ધમ્મક–ઝગકો ઝાંખી થઇ જવી, તે ઉપરથી ઘણો વખત થવાથી કે બીજી કોઇ રીતે માલની ધમ્મકનું સહેજ નરમ થઇ જવું તે ) ઠંડે પેટે=વગર ગભરાવે, નિરાંતે; ધીરે રહીને; ધુવાંપુવાં થઇ ગયા વગર.

**ઠંસાવું,**–( ઠન્સાવું ) ક્રિ૦ અ૦ સજડાસજડ ભરાવું; એક બીજા સાથે ખૂબ દબાઇ–બેંચડાઇને રહેવું; દબાઇને રહેવું; માગ ન હોય તોપણ કચરાઇને–જકડાઇને રહેવું. (૨) પરાણે પિવાવું; પીવાથી કાઠોકાઠ ભરાઇ જવું, ન માય એમ ભરાઈ જવું. દારુ વગેરે પિનારાઓ માટે આમ બોલાય છે, ખાવા માટે, અપચા માટે, કફથી સજડ થઇ જવા માટે વપરાય છે. ઠાસવું=પીવું, ખાવું. –ઠંસાય તેટલો દારૂ ઠાસ. ભજિયાં

ખાઇ ઠંસાઇ ગયો. એનો કોઠાને છાતી ઠંસાઇ ગયાં, કફથી છાતી ઠંસાઇ ગઇ.

**ઠા**, પું૦ સ્થિરતા; ઠેકાણું; સ્થૈર્ય. (૨) ઠરઠેકાણું; રહેઠાણ. (૩) બંધ.:-એનો કંઇ ઠા નથી.

**ઠાઉકું**, વિ૦ ઠરેલ; ગંભીર; ડહાયું; શાણું; અનુદ્ધત; ઠાવકું.

**ઠાકઠીક**, વિ૦ બરોબર સફાઈથી રચેલું-ગોઠવેલું હોય એવું; વ્યવસ્થિત; રીતસરનું; ટાપટીપ બંધ; સંભાળ-સાચવીને સારી રીતે બનાવેલું તેમજ ગોઠવેલું-વ્યવસ્થાપૂર્વક રચેલું કહેલું એવું:-એને બધુંએ ઠાકઠીક જોઇએ છીએ. સુઘડાઇ-સફાઈવાળુ; સટરપટર નહિ એવું. ઠીકઠાક પણ બોલાય છે.

**ઠાકર**, ન૦ જમીનદાર, ગરાસિયા-ભિલ્લ વગેરે તે; જમીનદારોની હકુમતિયા જાતિ, નાત. (૨) ઠાકોર.

**ઠાકરડા**, પું૦ જમીનદાર અને વળી થોડોક રાજ અધિકાર ધરાવતા અસલ ભિલ્લ લોકોના વંશજો; નાના નાના ભિલ્લ રાજાઓ અથવા ગામ ધણીઓના વંશજ ભિલ્લ તે. નર્મદા પ્રદેશના અને ગુજરાતના આગલા વતનીઓના વંશજો; ભિલ્લ; કોળી વગેરે તે. એક વચન ઠાકરડો=ભિલ્લ, ભીલ; ઠાકોર. સ્ત્રી૦ ઠાકરડી.

**ઠાકરવાળ**, સ્ત્રી૦ વાણિયાઓની એક નાત.

**ઠાકરાં**, ન૦ ઠાકોર જાતિના રજપૂત, કોળી, ભિલ્લ વગેરે લોક તે, ઠાકોરોનાં સંતાનો તે. (૨) ઠકરાણાં; ઠાકોર લોકની સ્ત્રીઓ.

**ઠાકરિયા**, વિ૦ (પું૦) ઠાકોરનો રૂપાળો મજાનો જુવાન છેલ છબીલો છોકરો; ઠાકોર, અને ઠાકોર પુત્ર એવો; રૂપાળો; છેલછબીલો; વરણાગિયો; માન-રાજમાનને યોગ્ય એવો; રાજેશ્રી; રાજથી. વહાલ ને માન ભર્યું સંબોધન. ઉ૦ ગુંદરપાક સુંદરરે, જમજો ઠાકરિયા! પ્રેમાનંદથાળ (૨) વિંછીની એક જાતિ; ચોબિયા જેવાં રાજસી-આ ગળથી બારે લહેરખાંવાળા વિંછી તે-ઠાકરિયા વિંછી.

**ઠાકોર**, પું૦ [સં. ठक्कुर] નાના નાના ભિલ્લ કોળી અને રજપૂત રાજાઓના ભાયાતો અને વંશજો તે; જમીનદાર, લડાયક ભિલ્લ રજપૂત વગેરે જાતિની જે પ્રજા તે-ઠાકોર. (૨) નાનો રાજા; ગામધણી; ગરાસિયો; તાલુકદાર તે. (૩) દેવની મૂર્ત્તિ-પ્રતિમા તે; જુદા જુદા ગમે તે દેવની પૂજવાને માટે રાખેલી મૂર્ત્તિ કે છબિ તે. વિષ્ણુ-કૃષ્ણની મૂર્ત્તિ તે.:-ઠાકોરસેવા=દેવસેવા; પૂજા કરવાના દેવોની જે મૂર્ત્તિઓ વગેરે તે. કહે૦ ઠાકોર ગયા ને ઠગ રહ્યા=સારા ગયા ને નઠારા રહ્યા એમ.

**ઠાકોરજી**, પું૦ દેવ; દેવતા; વિષ્ણુ, કૃષ્ણ વગેરે પૂજ્ય દેવની મૂર્ત્તિ તે; શ્રીકૃષ્ણની મૂર્તિ. સ્વરૂપમાં આ શબ્દ કંઈક રૂઢ થયો છે. ઠાકોરજી=શ્રીકૃષ્ણ પરમાત્મા.

**ઠાગલી**, સ્ત્રી૦ ટપકારો થાય એમ અદ્ધર ને અદ્ધર મારેલી જે ઠોકર તે; મોઇ દંડાની રમતમાં એકવાર જમીન ઉપરથી દંડો મારી મોઈ ઉડાડી તે ફરીને ભોંય પડે ત્યાર પહેલાં અદ્ધર ને અદ્ધર તેને ફરીને દંડાનો ઝપાટો લગાવવો તે ઠાગલી; ઉડતી મોઇ ભોંય પડતા પહેલાં તેને દંડાનો જોરથી ફટકો મારવો તે:-ઠાગલી વાળવી, ઠાગલી મારવી=એકવાર ઉડેલી મોઇને ફરી અદ્ધરપીજ બીજો જોરદાર ફટકો મારી દૂર ઉડાડવી તે.

**ઠાગું**, ન૦ ઠેઠું ફરનાર લુટારો; ઠાઠો કરનાર; કોઈ જાણે નહિ તેમ આગળથી સંતલસ કરી આગળ જતાં એકાદું કામ કરવાને એકઠા થઈ જવાની જે ગોઠવણ તે; ઠાગો.

**ઠાગો**, પું૦ ઠરાવ; સંતલસ; સંકેત; અમુક વખતે અને અમુક જગાએ અમુક કામ

કરવાને માટે આ પ્રમાણે એકઠા થવું, એવી જે આગળથી કરેલી ગુપ્ત ગોઠવણ તે; એકઠા થવાની છુપી ગોઠવણ તે.:–હું ધારું છું, તેંજ એ ઠાગો કર્યો હશે નહિ તો બધા મિત્રો અહિં એકજ સાથે ક્યાંથી આવી મળે? (૨) દંડાથી મોઇને અદ્દર ને અદ્દર ફટકો મારવામાં આવે તે; ઠાગલી.

**ઠાક,** પું૦ [ સં. स्थग् ] ચકિત બનાવી દે એવી રચના, બનાવટ, કે શોભા તે; દબદબો; દિમાક; ભભકો. (૨) શોભા; ઠઠારો; ટાપટીપ; રોફ; ઘરેણાં કપડાની સજાવટ તે. (૩) સારી વ્યવસ્થા; બધી યુક્તિદાર ગોઠવણ સંપૂર્ણ સોઈ ને સગવડ તે; ધામધુમ; ખૂબ ભભકાવાળી તૈયારી. (૪) દેખાવ; આલોક; (૫) ધાંધલ; આડંબર; ડોળ; ધતિંગ; ધિંગાણું. ક્રિ. પ્ર૦ ઠાઠ કરવો; ઠાઠ મચાવવો; ઠાઠમાઠ.

**ઠાઠડી,** સ્ત્રી૦ શબને સ્મશાનમાં ઉચકી લઇ જવાની વાંસની નીસરણી જેવી પાલખી; ઠરકટી; નનામી; ખાટલી; જનાજો; ડોળી.

**ઠાઠમાઠ,** પું૦ ઠઠારો; ઠાઠ; ધામધુમ; દિમાક. (૨) આડંબર; ડોળ. (૩) મોટી તૈયારી; દબદબો. (૪) શોભા; શણગાર.

**ઠાઠિયું,** ન૦ સખળડખળ થઇ ગયેલું જુનું અને ભાગ્યુંતૂટ્યું ગાડું; ઠપ ઠપ થયા કરે એવું ગાડું. (૨) જર્જરિત; સાલપોલિયું. ક્રિ૦ પ્ર૦ ઠાઠિયું બેસી જવું=ઠપકાતું ઠપકાતું પરાણે ચાલતું ગાડું. ખાતું એકદમ પડી ભાગવું; ડગુમગુ ચાલ્યા કરતું હોય એવું જે કંઇ ખાતું–કામ તેનું બેસી જવું તે.

**ઠાઠી,** વિ૦ ઠાઠ કરનારું–રાખનારું; ઠાઠવાળું. (૨) ભભકાદાર. (૩) ડોળી.

**ઠાઠીલું,** વિ૦ ઠાઠી; દાંભિક; આડંબરી; ઠાઠમાઠ સાથે રહેનારું.

**ઠાઠું,** ન૦ કલેવર; હાડકાંનું બંધારણ; હાડપિંજર; કમ્મર અને છાતીનાં મોટાં હાડકાંનું ખોખું તે–ચોકઠું; પ્રાણીઓનું શરીર જે વડે ટેકવાઇ રહે છે એવી જે હાડકાંની રચના–બનાવટ–ઉભણી તે. (૨) કમ્મરનું મોટું હાડકું કે જેની સાથે પગનાં હાડકાં જોડાયેલાં હોય છે તે; હાથનું હાડકું; પોલું ખોખું. (૩) ઢીકળ; ઘણા વરસાદને લીધે જે ટાઢ વાય છે તે; ટાઢોડિયું.:–ઠાઠું વાય છે. (૪) જુની ભાગી તૂટી ઢાલ; કોઇ પણ ખળખળી ગયેલી વસ્તુ; હાલી ગયેલું–જર્જરિત ચોકઠું કે ખોખું વગેરે તે. (૫) બાજરિયાંને એક છોડેથી નીકળેલા ફણગા તે. (૬) ગાડાનો પાછલો ભાગ. ક્રિ૦ પ્ર૦ ઠાઠાં ભાગવાં–રંગવાં=હાડકાં ભાગવાં, કમ્મરના થાપાના હાડકાંને–સાંધાઓને ભાગવા.

**ઠાણ,** ન૦ [સં. स्थान] સ્થાન; જગા; ભાગ; તબેલામાં જેટલી જગામાં ઘોડો બાંધ્યો રહે છે તેટલી જગા તે ઠાણ. (૨) થેક; આસેચ; આધાન; ઘોડાનું ઘોડીપર ચેકવું તે:–ઘોડી–પશુની માદાને જેટલાં બચ્ચાં થયાં હોય તેટલાં ઠાણ થયેલાં કહેવાયછે. (૩) સ્ત્રી૦ તરેહ; વા; મિજાજ; ઢબ; રીત, લટકાં; નખરાં; ગરરી; ટાપટીપ.:–ગમે તેટલી ઉતાવળ હોય તોય તું તો તારી ઠાણમાની ઠાણમાંજ.

**ઠાણિયો,** પું૦ ઘોડાનું ઠાણ સાફસૂફ કરનારો; રાવત; ગોડાવાળો. (૨) ઉંચી જાતિનો ઘોડો કે જે ઘોડીઓને ઠાણ દેવરાવવાને રાખેલો હોય તે (૩) મોટો, લુચ્ચો લફંગો; ટેકો.

**ઠાણું,** ન૦ [ સં. स्थान ] સ્થાન; સ્થળ; ઠામ; ઠેકાણું; જગા જુ૦ થાણું

**ઠામ,** વિ૦ માલમ હોય એવું; જાણીતું.

**ઠામ,** ન૦ [ સં. स्थान ] રહેવાનું ઠેકાણું;

રહેઠાણ; મુકામ. (૨) બેસવાની જગા; આસન; સ્થળ.:–તું નાતમાં વહેલો જાય તો ત્રણ જણનાં ઠામ રાખજે. (૩) ભાંડ; વાસણ; ઠોબરું; પાત્ર :–ઘી ભરવાનું ઠામ ફૂટી ગયું. (૪) થાળ; થાળી; પતરાળી; ભાણું. જમવા બેસનાર માટે પાટલો, પાણીપાત્ર, અને થાળા વાડકા વગેરે મૂકી જે ગોઠવણ કરવી તે.:–પરોણા નહાય એટલામાં તમે ઠામ માંડી તૈયારી કરો. ક્રિ૦ પ્ર૦ ઠામ કરવું=ગમે તેમ કરીને સ-માવું; પોતાને બેસવા–રહેવા–રળવા–ઘર માંડવાની ગોઠવણ કરી લેવી; ઠેકાણે પડવું; જગા કરવી. ઠામ બેસવું=નાતરે જવું; બીજું ઘર–વર કરવો. ઠામ બેસાડવું=રાં-ડેલીને ફરીને નાતરે દઇ ઠેકાણે પાડવી; પુનર્લગ્ન કરાવી આપવું. રૂ૦ પ્ર૦ ઠામ-ઠામ=ઠેરઠેર; ઠેકઠેકાણે; ઠામે ઠામ=જ્યાં ત્યાં; બધે ઠેકાણે. ઠામ ઠેકાણા વગરનું= કંઇ ગોઠવણ–વ્યવસ્થા કરેલી ન હોય એવું; અનિશ્ચિત; અવ્યવસ્થિત; ડગુમગુ; ડામાડોળ. (૫) વિ૦ દૃઢ; ચોકસ; ઠેકાણે; વ્યવસ્થામાં; સ્વાસ્થ્યમાં.:–એ બધુ કરશે પણ એનો જીવ ઠામ રહેવાનો. એનું મન ઠામ છે. સ્થિર; અચળ. કહે૦ ઠામ તેવી ઠીકરી ને મા તેવી દીકરી.

**ઠામણું**, ન૦ વાસણ; ભાંડ; પાત્ર.

**ઠામપાલટો**, પુ૦ ઠામમદલો; રહેવા સુવાની જગામાં ફેરફાર તે:–માંદા માણસને ઠામ પાલટાની જરૂર છે. ઠામપાલટો થયો એ-ટલે મને ઉંઘ નહિ આવવાની.

**ઠામુકું**, વિ૦ નિઃશેષ, તમામ; તદ્દન, સાવ, બિલકુલ; મુદ્દલ; મુકરર.

**ઠામેઠામ**, અ૦ ઠેકાણે ઠેકાણે; ઠેરઠેર.

**ઠાર**, વિ૦ (ના૦) સુતારનું નેકનામ; [ સ. **સૂત્રધાર** ઉપરથી ] મુખ્ય મેરો સુતાર; શિલ્પી તે:–ઠાર ! તમારે આખી ઇમા-રત તૈયાર કરવાની છે.

**ઠાર**, પું૦ ઓસ; ઝાકળ. (૨) અત્યંત ઠંડક પડવી તે; ચઢોઠિયું; હીકળ. (૩) ઠામ; ઠેકાણું; જગા.:–તેણે ઠાર. (૪) અ૦ નિઃ શેષ; તદ્દન; જીવથી.:–સુલતાને તેને ઠાર માર્યો. ક્રિ૦ પ્ર૦ ઠાર મારવું=જીવ ન રહે તરત–ને ને તે જગાએ મરણ પામે એમ મારવું. ઠારકરવું=જીવથી–તરત મરી જાય જીવતું રહે નહિ, એમ મારવું. (૫) સજડ; નિરૂપાય, નિઃસત્ત્વ થઈ ગયું હોય તેમ.:–આ વખતના સટ્ટામાં તો તે ઠાર થઇ ગયો, અર્થાત્ ફરીને બેઠો થાય એવો રહ્યો નહિ.

**ઠારક**, વિ૦ ઠારનાર; હૃદયને સંતોષ આપનાર; આનંદ આપનાર, અભિરામ.

**ઠારકો**, પું૦ ઠરવા–સંતોષ–આનંદ પામવાપણું તે; નિરાંત; જોઇને ઠરવાપણું તે–હારકો. ક્રિ૦ પ્ર૦ ઠારકો ઠારવો=આનંદ–સંતોષ આપવો.

**ઠારવું**, ક્રિ૦ સ૦ ઠંડુ પાડવું; ટાઢું કરવું; ઠંડું થઇને બંધાય–ઘટ થાય એમ કરવું; ઠરી જાય એમ કરવું. ઘી–લાહુ, ધાતુનો રસ વગેરે. (૨) ટાઢું પાડવું; ગરમ કે બળતું હોય તેને હોલવવું. શાંત પાડવું, બુઝાવવું.: –દેવતા ઠારો–કોયલા ઠારવા. ( ઓટારા - હોલવવા ) (૩) પ્રવાહીમાંનાં રજકણ નીચે બેસે એમ કરવું; કચરો નીચે બેસે–ઠરે એમ કરવું; સત્ત્વ, ઘટ–થાય બાઝે એમ કરવું.:–મેલા પાણી–ચકુદેલા કાઢાને ઠારો. (૪) ચિંતા મટાડવી; નિરાંત વળે એમ કરવું; સંતોષવું; પ્રસન્ન કરવું :–કહે૦ ઠારો તેવાં ઠરજો ને બાળો તેવાં બળજો.

**ઠારોઠાર**, અ૦ ઠામે ઠામ.

**ઠાલવવું**, ક્રિ૦ સ૦ ખાલી કરવું; એક પાત્ર-

માંથી બીજા પાત્રમાં નાંખવું; ઓછું કરવું; બહાર કાઢી નાંખવું.

ઠાલિયું, ન૦ ૨ કાઢી લીધેલું ઠાલું.

ઠાલું, વિ૦ ખાલી; ભર્યા વગરનું; જેમાં કંઈ નીરમ–સત્ત્વ ન હોય એવું. (૨) નહિ વાસેલું; સાંકળ–તાળું નહિ મારેલું હોય એવું; આડું કરેલું:–તું ઠાલું વાસીને ગઈ તે પવને ઉઘડી ગયું. બારણું ઠાલું વાસજે. (૩) નકામું; ફોગટ; અમસ્તું.

ઠાલુમાલું, વિ૦ તદ્દનખાલી; જેની પાસે કંઈ બોજ, સત્ત્વ કે સારરૂપ વસ્તુ ન હોય તેવું:–ઠાલોમાલો=જેની પાસે કંઈ પણ હોય નહિ એવો. (૨) અમસ્તો; ખાલી; નકામો. (૩) કંઈ વસ્તુ–બોજ જેની પાસે ન હોય એવો:–ગામથી આવ્યો ને ઠાલોમાલો આવ્યો?

ઠાવકાઇ,–સ્ત્રી૦ અનોદ્ધત્ય; બોલવા ચાલવામાં ને વાત વિચારમાં ઉદ્ધતપણું નહિ તે; ધીરું ગભીર વિવેકી વર્તન તે; ગંભીરાઈ; શાણપણું; ડહાપણ; ઠાવકાપણું; વિવેકિતા; મર્યાદ શીલતા.

ઠાવકું, વિ૦ [ સં. સ્થા. ] સ્થિર વિચાર વર્તનવાળું, ગભીર; અનુદ્ધત; ગભીર; વિવેકી; મલાજાદાર; ડહાપણ; શાણું; ધીરા વિવેકી અનુદ્ધત ચરિતનું.

ઠાવું, વિ૦ ઠાવકું.

ઠાંઠું, વિ૦ ઠગણું; ધૂર્ત. (૨) ન૦ ભાણું; પીરસેલી થાળી.

ઠાંઠું, ન૦ દાઢું; ખોખું; હાડપિંજર; ચોકઠું. (૨) હાડકું; હાડકાનું ખોખું.

ઠાંડું, ન૦ ખીટી, ખીલો; ખુંટો.

ઠાંસ, સ્ત્રી૦ ઠાસવાની લાગણી, ઠાંસવું પડે એવું થવું તે, લુખી ઉધરસ, અને તેનો સળવળાટ:–રહી રહીને ઠ્રાસ આવે છે. (૨) ઠાંસવું તે; ઠાસવું પડે તે. (૩) પોતાના બળ–જોર–ધન વગેરેનું જે મોટું–પણ ખોટું અભિમાન તે; અહંતા; અભિમાન; ખાલી દમ, મિજાજ મારવો તે; અકડાઈ; બડાઈ; ઠંસ ક્રિ૦ પ્ર૦ ઠાંસ મારવી=બડાઈ કરવી; પોતાનું ગૌરવ કરવું; ખાલી મોટાઇ–અહંતા બતાવવી.

ઠાંસવું, ક્રિ૦ સ૦ ઠાબા ઠોકીને ભરવું; પૂરવું; ગડબવું:–તકિયામાં ઠાસીને રૂ ભરજો ગોદા મારી ગડબી દબાવીને અંદર બેસાડવું, ચબદીને ઘાલવું:–બંદુકમાં દારૂ ઠાંસવો. (૨) ખૂબ ઠાંસીને ખાવું કે પીવું; દદ કરવું; ઢિંચવું; ગળચવું:–તેણે પાંચ લાડુ ઠાંસ્યા. ખૂબ ચા ઠાસી. (૩) મનમાં ઉનારવું; ઠસાવવું; બેસાડવું; બંધ કરવું. (૪) ઠાસો ખાવો; ગળું સાફ કરવું; ઉધરસ ખાવી; ખેંખેં કરવું.

ઠાંસી, જુઓ ખાંસી. ઠાંસી નહિ પણ ઠાંસો, એમ બોલાય છે.

ઠાંસો, પુ૦ આંગળીઓની અંદર અંગુઠો રાખી મુઠીવાળી તેનો જે ધક્કો, હડસેલો, ગોદો મારવો તે; ઠાંસના હોઇએ તેમ સીધી લીટીએ મુઠી નાંખવી. ઠાંસાબાજી=ગુમ્માબાજી; મુક્કાઓથી લડવું તે; મુક્કાબાજી. (૨) ઠાંસવું તે; મોટી ઉધરસ ખાવી તે; ગળું સાફ કરવાને જોરથી ખુંખારવું તે; મોટી લુખી ઉધરસ (૩) ઠાંસવાનું–તાણાના તાર–વહાણની દોરીઓ સજડ બેસાડવાનું ઓજાર તે.

ઠિઠોળી, સ્ત્રી૦ ઠેકડી; મશ્કરી; હસવા જેવી મશ્કરી.

ઢિંગણું,–વિ૦ પ્રમાણ સર ઉચું નહિ એવું; સરાસર પ્રમાણ કરતાં વધારે નીચું તે, નાનું; ઠેકું; નહિ ઉંચું; નીચું ને જાડું; વામન સ્વરૂપ; વામનજી (૨) ઠરી ગંઠાઇને નીચું રહી ગયેલું હોય એવું. પું૦ ઢિંગણો. સ્ત્રી૦ ઢિંગણી.

ઢિંગરાવું, ક્રિ૦ અ૦ પવનની અથવા પાણી-

ની અત્યંત ઠંડકથી સંકુચિત થઇ જવું; સંકોચાવું; ચઢીજવું; બંધાઇ જવું; કાઠિન્યને પ્રાપ્ત થવું તે. (૨) ટાઢું પડી જવું; તેજી ઉડી જવી. (૩) અપ્રતીકાર થઇ જવું, ગંઠાઇ જવું; ન ચઢે કે ઓગળે એવાં થઈ જવું. (૪) ખૂબ ટાઢ-શૈત્ય લાગવું; ઠરી જવું:-હિમાલયમાં તો ટાઢે ઢિંગરાઇ જશો માટે કાંબળા રાખજો.

ઢિંગાઢોળી,-સ્ત્રી૦ એક બીજાની મશ્કરી કરવી અને પછી 'ઢીઢી' એમ દાંત દેખાડી હસવું તે; ઠઠ્ઠાબાજી; અસભ્ય બોલી ચાલી અને અડપલાં વગેરે કરીને સમ વયનાં માણસોએ આપસ આપસમાં ગધ્ધા મસ્તાઇની ગમ્મત મેળવવી તે. (૨) મશ્કરીઓની વાતો કરવી-હસવું અને અમસ્તો વખત ગાળવો તે; રસળાટ; ખોટી નમાલી ગમ્મતમાં વખત કાઢવો તે.

ઢિંઢિયું, જુ૦ ઢીઢિયુ.

ઢિંઢું, ન૦ કોઈપણ ભાંગીતૂટી કામ ચલાઉ સાધારણ ચીજ-વસ્તુ.:-આટલું ઘરનું ઢિંઢું રહેલું છે. તરવારનું ઢિંઢું; ઢીઢું. (૨) વિ૦ નકામું; કામ વગરનું; કહેવા બતાવવા કે માનવા માત્ર હોય તે.

ઠીક, વિ૦ ઘણું સારું પણ નહિ તેમ નઠારુંએ નહિ એવું તે; સામાન્ય; સાધારણ. (૨) જોઇએ તેવું; કામમાં આવે એવું. (૩) અ૦ વારૂ; ભલે; અસ્તુ; હાહુકાર-ને હોકાર દેતા બોલાય છે; ચાગાશીના અને વ્યંગના-રીસ દેખાડવાના અર્થમાં વપરાય છે. 'ખબર લઇશ, જોઈ લઇશ' એવા જોરદાર સૂચક અર્થમાં પણ વપરાય છે.:-તે ગાળો ભાંડે છે-પણ ઠીક છે, પછી વાત. 'કેમ છે?' એવા પ્રશ્નના ઉત્તરમાં પણ બાધેભારે ઠીક (સારું) છે એમ બોલાય છે. ૨૦ પ્ર૦ ઠીકઠાક=નાલમેલથી-ઉપરની ટાપટીપથી સારૂ લાગે એમ કરી મૂકેલું. આઘુંપાછું; વ્યવસ્થિત; બરાબર, જ્યાં જેવું જોઇએ ત્યાં તેવું કરેલું હોય એવું. ક્રિ૦ પ્ર૦ ઠીક થવું=સારું થવું; જેવું જોઇએ તેવું થવું. મટવું (મંદવાડમાંથી) ઠીક કરવું=જેમ ઘટે તેમ કરવું; જેવું જોઇએ તેવું કરવું; સારું કરવું. મટાડવું. સમારવું; સુધારવું; સ્વચ્છ કરવું; ઉપયોગમાં આવે-ચાલુ થાય એમ કરવું; જેવી જોઇએ તેવી હાલતમાં આણવું.:-વૈદે ઠીક કર્યું. શાક ઠીક કર્યું. અનાજ ઠીક કર્યું, ઘર ઠીક કર્યું. ઘડિયાળ ઠીક કરી. ભાગ્યુંતૂટ્યું ઠીક કર્યું. ઘંટી ઠીક કરી. દાઝ હોલાયાના અર્થમાં-સારૂ કર્યું, યોગ્ય જ કર્યું:-એને માર્યો તે ઠીક કર્યું. ઠીક લાગવું=સારૂ થતું જણાવું; મટતું હોય એમ લાગવું; ગુણ પડતો-લાભ થતો અને મન ગોઠતું હોય એમ જણાવું. શોભવું; સારૂ દેખાવું. આ પાઘડી તમને ઠીક લાગે છે ઠીક પડવું=સારૂ પડવું; ગોઠવું; ગમવું, પસંદ પડવું; ભાવવું; રુચવું; અનુકૂળ આવવું; ફાવવું; આ દવા મને ઠીક પડી. આ ઠેકાણે એને ઠીક પડે છે. બંગલા કરતાં એને ઘેર ઠીક પડે છે. દૂધ એને ઠીક પડે છે. કલમ કરતાં હોલ્ડર ઠીક પડે છે. ગાળાથી લોટો પકડવો ઠીક પડશે. તમને અંદર ઠીક નહિ પડે. ઠીકઠાક થવું=ટાપટીપ કરી તૈયાર થવું; વ્યવસ્થિત રહેવું; ઘણુગરાઇ રહેવું; ઠાઠમાઠમાં-આઘુંપાછું નહિ તેમ સફાઇ ભભકામાં-વ્યવસ્થાપૂર્વક રહેવું કરવું:-ઠીકઠાક થઇ ક્યાં જશો? તે ઘેર આવે તે પહેલાં બધું ઠીકઠાક થવું જોઇએ. આરોપાઇ જવું-ને વ્યવસ્થિત થઇ જવું જોઇએ.

ઠીકઠાક, અ૦ જેમ જોઇએ તેમ; બરોબર; યથાવત્. ક્રિ૦ પ્ર૦ ઠીકઠાક કરવું=વ્યવસ્થા પૂર્વક ગોઠવવું; આમ તેમ વેરાયેલું

પડેલું હોય તેને સૌને ઠેકાણે મૂકી વ્યવસ્થા કરવી.

**ઠીકરી**, સ્ત્રી૦ માટીના વાસણની નાની કકડી; નાનું ઠીકરું, પાતળી માટીની પાકી ઠીબનો કકડો. કહે૦ ઘડા જેવી ઠીકરી ને મા તેવી દીકરી=જે જેવું તેનું તેવું. ઠીકરી ઘડો ફોડી જાય=નાની ચીજ વખતે મોટાનું માન લઈ લે, સાધારણ વસ્તુથી મોટું કામ થઈ જાય.

**ઠીકરું**, ન૦ માટીના પકવેલા વાસણનો કકડો તે; કપાળ, ઠીબ; મડા અને ગાગર જેવાં ગોળ માટીનાં વાસણના પેટાનો કકડો. ક્રિ૦ પ્ર૦ ઠીકરું ફોડવું=આજીવિકાનું સાધન તોડી નાંખવું. ભોપાળું ઉઘાડું પાડવું; રહસ્ય ખુલ્લું કરી દેવું. ભુંડું કરવું. થોડું થોડું ઘણે ઠેકાણે કામ કરવું ને છોડી દેવું; ઘણો અનુભવ લેવો. અમે એના કરતાં ઘણાં ઠીકરા ફોડ્યા છે (૨) પાત્ર; ભાણું; થાળી; ભિક્ષાપાત્ર.:-ઠીકરામાં ધૂળ નાંખવી; ઠીકરું ફોડી નાંખવું=ગુજરાન અટકી જાય એમ કરવું. ઠીકરું ફૂટવું=ઉઘાડું પડી જવું. ખાણું ખરાબ થવું. ઠીકરું મોકલવું=કાળોતરી મોકલવી. ઠીકરું ફેરવવું=ભીખ માગવી. કહે૦ સાસુ ફોડે તે કલેડાં ને વહુ ફોડે તે ઠીકરાં=મોટો ભુંડું કરે તે પણ સારું ને હલકો-નાનો માણસ મોટું સારું કામ કરે તે પણ ખોટું. (૨) નસીબ; ભાગ્ય.:-એનું ઠીકરું ફૂટી ગયું.

**ઠીકઠીક**, અ૦ વાહવાહ; ઠીક; કામ ચલાઉ જેવું તેવું છે એમ; ઉત્તમે નહિ અને અધમે નહિ એવું.-એ તો જે છે તે ઠીકઠીક જ છે, નહિ બોલવામાં નવ ગુણ.

**ઠીગડું**, જુઓ થીગડું.

**ઠીઠિયું**, વિ૦ ભાગ્યુંતૂટ્યું, સામાન્ય; સાધારણ એવું; ઠીડું.

**ઠીઠી**, અ૦ મશ્કરી ઠઠ્ઠા કરીને અવાજ થાય એમ મોટેથી હસવું તે; અટ્ટહાસ્યનો અવાજ; દાંત દેખાય તેમ મોટેથી હસવું તે:-ઠીઠી હસે છે શું?

**ઠીડું**, ન૦ ભાગીતૂટી વાપરવામાં ન આવે તેવી ચીજ; ઉતરી ગયેલું-જીર્ણ થઈ ગયેલું એવું જે કંઈ તે.-તરવારનું ઠીડું પડી રહ્યું છે. ઘરમાં એક પેટીનું ઠીડું (ખોખું) માત્ર છે. જૂનું વાસણ કે જીર્ણ વસ્તુ.

**ઠીબ**, સ્ત્રી૦ ઘડા કે માટલાનો પેણી જેવો તળિયાનો મોટો કકડો; કપાળ; કલેડું; કટાહ; મોટું પહોળું ને ઉંડું ઠીકરું.

**ઠીલો**, પુ૦ કોઈ ફળમાંનું કઠણ કાટલાવાળું બી; ઠળિયો; કળિયો:-બોરનો ઠીલો.

**ઠીસરું**, ન૦ ઠીડું. (૨) હસીને અડપલું કરવું તે; મશ્કરી.

**ઠીસિયારી**, સ્ત્રી૦ મશ્કરી; ચેષ્ટા.

**ઠુઠવાવું**, ક્રિ૦ અ૦ ટાઢે ચઢી જવું; ટાઢ વાવાથી સંકોચાઈ અને ધ્રુજી જવું; કોકડું વળી જવું, ધ્રુજતાં-દાંત કડકડાવતાં ટાઢે હેરાન થવું; ટાઢથી પીડાવું; ટાઢથી થરથરવું:-આખી રાત ટાઢે ઠુઠવાયો.

**ઠુઠવો**, પુ૦ મોટેથી રોવું તે; રોવાનો મોટો અવાજ; અવાજ થાય એમ એકદમ મોટેથી રોવું તે:-એણે તો અને દેખીને ઠુઠવો મૂક્યો. ક્રિ૦ પ્ર૦ ઠુઠવો મૂકવો=મોટેથી-ગળું ખોલે તેમ રોવું; ખૂબ લાગણીથી ભેંકડો મૂકવો, ગદ્ગદ્ થઈ ગયેલા હૃદયમાંથી મોટે અવાજે રોવું. દુખ-શોક વગેરે યાદ કરી કરીને મોટેથી રોવું. સાસરાનું નામ દેતાંજ ઠુઠવો મૂકે છે.

**ઠુમકો**, પું૦ પતંગ ગોથ ખાય તે માટે દોરને ખેંચવો ને એકદમ ઢીલો મૂકવો તે; આંચકો, ઝોલો દેવો તે. ક્રિ૦ પ્ર૦ ઠુમકા દેવા=દોરને ખેંચવી ને વળી ઢીલી મૂકવી અને એમ કરી પતંગને લોટાવી દેવા વારંવાર આંચકા મારવા તે.

**ઠુમરી,** સ્ત્રીં ગાવાના એક રાગની તરેહનું નામ. જેમકે દાદરાઠુમરી; કેદારઠુમરી વગેરે. છોકરા ચકલે બેસી લાવણીઓ ને ઠુમરીઓ લલકારે છે.

**ઠુમરો,** પુંં જારના દાણા જેવો પત્થરનો મણકો:-ઠુમરાની માળા. બાવા અને સાધુઓ પહેરે છે. (૨) છડેલી જારનો ભાત-ટોઠા; જારનું ભરડકું.

**ઠુસકી,** સ્ત્રી૦ મળદ્વારામાંથી વાયુ નીકળતાં થતો ઝીણો ફૂત્કાર તે.

**ઠુસકું,** ન૦ ઠૂઠવો મૂકીને રોવું તે; રહી રહીને રોતાં થતું ઉંડા શ્વાસનું દરેક આવર્તન તે. ઠુસકાં મૂકી મૂકીને રડે છે તેને શું સમજાવીએ. ઠુસકું. (ઠુઠુ, એવો અવાજ થાય તેમ રોવું તે.)

**ઠુંગણ,** ન૦ ઠુંગો કરવો તે; અફીણ ખાધા કે પીધા પછી મુખ મીઠું કરવાને અફીણિયા લોક જે કંઇ થોડુંક કાચુંકોરું ખાય છે તે.

**ઠુંગણી,** સ્ત્રી૦ ઠુંગણ; ઠુંગો.

**ઠુંગવું,** ક્રિ૦ અ૦ ઠાંસીને ખાવું; એકલા એકલા સવાદે ખાવું. (૨) અફીણ ખાધા પછી કંઇક કાચુંકોરું ખાવું; મિઠાઈ, કોપરું વગેરે અમલ કરીને ખાવાં તે:-તમે ઠુંગીને બેઠા એટલે બીજાની શી ફિકર.

**ઠુંગાર,** પું૦ ઠુંગણ.

**ઠુંગો,** પું૦ અફીણિયા લોક અફીણ ખાઇ અથવા કસુંબો પીધા પછી અમલની ખુમારી માટે જે કંઇક કાચુંકોરું ખાય છે તે; અફીણ ખાધા પછી ખાવાનું જે કંઇ કાચુંકોરું-મિઠાઇ વગેરે હોય તે. ઠુંગાપાણી કરવાં, એમ કહેવાય છે. અમલ કર્યા પછી લેવાતો નાસ્તો.

**ઠુંઠું,** વિ૦ પંજો કે આંગળાં કપાઇ ગયેલાં હોય એવા બુઠ્ઠા હાથવાળું; જેના હાથનો પંજો તથા પકડ ન હોય તે. (૨) ધાર કે અણી ઘસાઇ ગઇ હોય એવું; ધારવગરનું; અણી વગરનું; બુઠ્ઠું. હથિયાર-ઓજાર-છરી વગેરે. (૩) ના૦ ડાળાં પાંખડાં કાપી નાંખેલું બોડું ઝાડ; ડાળાં વગરનું થડ; ઉપરનો ફાલ-ફેલાવ કાપી લીધેલો હોય એવું ઝાડ અથવા રોપો તે. (૪) સાધારણ ઝાડ:-ખેતરમાં માત્ર બે ઠુંઠાં ઉભાં છે. રૂ૦: પ્ર૦ ઠુંઠામાં ઠેલવું=પોતામાં ઠોંસો મારવાની શક્તિ ન હોય તેમ છતાં બીજાને પોતાના ઠુંઠા (હાથ)થી આગળ ઠેલવો, અર્થાત્ જ્યાં લગી બને ત્યાં સુધી યત્ન કરી સામા માણસને ઉડાવવો. (૨) નહિ ગણકારવું; નહિ લેખવવું; સાંભળ્યું ન સાંભળ્યું, જોયું ન જોયું કરી પોતાનું કામ કાઢી લેવું; ઘલાવ્યા કરવું; નિભાવવું; જાણે 'જાણતાજ નથી' એવી રીતે બીજાને ઉડાવ્યા કરવું. કહે૦ ઠુંઠી ચુડો પહેરવા ગઇ ત્યારે મરૂડિયો માંદો પડયો.

**ઠુંઠી,** સ્ત્રી૦ હડપચી.

**ઠુંબરો,** પું૦ જારના ટોઠા-ઘુઘરી; બાકળા. (૨) જારના બાફેલા દાણા જેવો ધોળો પત્થરનો મણકો. આ મણકાઓની બાવાલોક માળા પહેરે છે. ઠુમરો-રાઠ. ઠુમરાની માળા.

**ઠુંશ,** સ્ત્રી૦ સ્વાભિમાન; ગર્વ; ખોટો-ખાલી મમત; અહંતા; બડાઇ; ટાંય; પોતાની હોંશિયારીનો ગર્વ અને મમત:-તમારી ભાભીને બહુ ઠુંશ છે.

**ઠુંસણો,** પું૦ ઠુંસો; ઠોંસો; ઠોક; ગોદો; હડસેલો. (૨) મહેણું; ટાણો:-પિયેરમાં રહીને ભોજાઇઓના ઠુંસણા ખાય તેના કરતાં વિધવાઓ હકવાળા સાસરામાં સમાય કરે તે શું ખોટું? નિરસ્કાર; અ-

જુગમાના ગોદા; ટાણા વગેરે તે. હુંસલા, એમ બહુવચને વપરાય છે.

**હુંસો,** પું૦ મુઠીવાળીને ગોદો મારવો તે; ઠોક; હડસેલો; સામા હાથનો ધક્કો મારવો તે; ઠોસો.:-બે હુંસા લગાવ્યા ત્યારે માન્યું. ગાલમાં હુંસો માર્યો તેથી દાંત પડી ગયો.

**હૂશ,** સ્ત્રી૦ હૂસ; હૂસ; ઠેડ; અકડાબો; ધાણ; હાડકાં પાંસળી નરમ થઈ જાય એવી ખૂબ મહેનત પડવી તે; સત્વ જતું રહેવું તે; બહુ થાકી જવું તે.:-કામ કરી કરીને હૂશ નીકળી ગઈ. (૨) શ્વાસ.

**ઠેકડિયો,** વિ૦ ઠેકડિયું, ઠેકડા મારનારું.:-ઠેકડિયા રાહું. (રાહું=તીર.) પું૦ (૨) છાપ-ગરો; છીપો; છાપનારો.

**ઠેકડી,** સ્ત્રી૦ મશ્કરી.

**ઠેકડો,** પું૦ ઠેકડો; કુદકો; છલંગ. (૨) ક-લ્લાંની નીચે નાના પાયા જેવાં રૂપાનાં જે ટેકણ મૂકવામાં આવે છે તે; કડાં ને કલ્લાં ઉપર મૂકવામાં આવતા પાયા જેવા ઠુંકા મોગરા.

**ઠેકવું,** ક્રિ૦ સ૦ પાછલા પગ ઉપર જોર રાખી આગલા પગ લંબાવી ઉંચું ઉછળવું; કૂદવું; ફાળ ભરવી; ઉંચે ઉછળી કુદકો મારવો; જુઓ ઠેકવું. (૨) ચઢવું; ઓલંગી જવું. (૩) કપડા કે કાગળ ઉપર બીજું ઠોકીને છાપવું; ઠોકવું.

**ઠેકાણું,** ન૦ [સં. સ્થાનક] રહેવાની જગા; મુકામ; વાસસ્થાન; ઘર.:-ભૂતનું ઠેકાણું આંબલી. (૨) સ્થાન; સ્થળ; જગા:-તું કયે ઠેકાણે રહે છે? (૩) એકાદી મુકરર જગા; આસન; બેઠક. તું તારે ઠેકાણે બેસી જા (૪) વિશ્વાસ; ખાતરી; નિશ્ચય.:-એનું કંઈ ઠેકાણું નહિ, આવે પણ ખરો ને નએ આવે. (૫) સ્થિરતા; દૃઢતા; એક બાબતપર દૃઢ હોવું તે; અચલતા.:-એનું મન ઠેકાણે રહેતું નથી. એના બોલનું-કોલનું ઠેકાણું નહિ, ફરી પણ જાય. જીવ ઠેકાણે રાખીને કામ કરજો. (૬) ધ્યાન; અવધાન; લક્ષ:-કામકાજ કરવામાં મન ઠેકાણે રાખવું. (૭) પત્તો; પગરણ; પ્રારંભ; કરવા જેવી કંઈક પ્રાથમિક તૈયારી તે.:-હજી તો રસોઈનું ઠેકાણુંએ નથી. (૮) પાયો; મૂળ. (૯) બોલવા કરવામાં ધારાધોરણ નહિ તે. (૧૦) સીમા; હદ; આંકો.:-દારૂ પીવામાં કંઈ ઠેકાણું રાખે છે? ખાવા બેઠો તો પછી ખાધાનું ઠેકાણું નહિ. (૧૧) વિવેક; સદસદ્ વિચાર કરવાની શક્તિ તે. ક્રિ૦ પ્ર૦ ઠેકાણું કરવું=વગે પાડવું; યોગ્ય સ્થાને ગોઠવી દેવું; ધંધે વળગાડવું; સ્ત્રી-કન્યા હોય તો તેને સારે ઘેર પરણાવવી. મારી નાંખવું; કાસલ કાઢવું. ઠેકાણે આવવું=થાકી-હારીને કબુલ કરવું; સુધરવું; રસ્તે આવવું; પાંશરૂ થવું. ઠેકાણે કરવું=મારીને દાટી દેવું; સંતાડી દેવું; વાપરી નાંખવું; પત્તો લાગે નહિ એમ કરી નાંખવું. ઠેકાણે રહેવું=નીતિના-વ્યવહારના માર્ગ ઉપર રહેવું; નહિ ફાટી જવું; રસ્તા બહાર નહિ નીકળી જવું; જીરવવું. ઠેકાણે મૂકવું=વ્યવસ્થા કરી દેવી; સુરક્ષિત સ્થાનમાં ગોઠવી દેવું; સાચવીને લાભકારક હોય એવે ઠેકાણે મૂકવું. ઠેકાણે લાવવું=સમજાવીને રસ્તા ઉપર લાવવું; પાંશરૂ કરવું; વ્યવહારને અનુસારે એવું બનાવવું; ડહાપું-સભ્ય થાય એમ કરવું; મારી ઠોકીને નીતિપર આણવું. ઠેકાણે=બદલે; જગાએ.:-બ્રાહ્મણને ઠેકાણે ભરડો. ઠેકાણે પાડવું=ધંધે વળગાડવું. વ્યવસ્થા કરી નાંખવી; વાપરી નાંખવું.:-રાખ્યું તે ઠેકાણે તો પાડવુંને.

**ઠેકો,** પું૦ નરધાં કે ડફ ઉપર જોરથી તાલ દેવો તે; ઠોક; ઠોકો; જોરદાર-મોટો તલા

તે. (૨) ગાયનમાં મોટા યતિ આગળ જે તાલ લેવો-પાડવો તે; ઠોક મારવાનો જે વિરામ તે; ઠોક લેવાનો જે અવકાશ તે. ગાયનનાં તાનનો વાદિત્ર ઉપર ઠોક મારવો; આંગળાં કે અંગુઠો જોરથી ઠોકવો તે. (૩) થેકડો. (૪) આંચકો; ઝોક. ક્રિ૦ પ્ર૦ ઠેકો ધરવો-લેવો.

**ઠેઠ,** અ૦ આરપાર; સળંગ; સાદ્યંત; અંત લગી; એક છેડાથી બીજા છેડા લગી એમ. (૨) નક્કી કરેલા છેટા લગી; મુકરર જગા સુધી, ઠેરવેલી જગાની છેક નજીક લગી:-મેં જાણ્યુ સામો મળશે પણ મળ્યો નહિ એટલે મારે ઠેઠ અમદાવાદ જવું પડયુ (૩) સરખું; સીધુ, નાક સામી વાટે. ક્રિ૦ પ્ર૦ ઠેઠ જવુ= અંત લગી-છેલ્લામાં છેલ્લી હદ લગી જવું તે.-હું એને ઠેઠ પ્રિવિ-કૌંસિલ સુધી લઇ જઇશ, ને ઠેઠ પહોચાડીશ ઠેઠ પહોચાડવું =છેક છેલ્લામાં છેલ્લી કસોટીએ લઇ જવું; બરોબર શિક્ષા દેવી; ખરેખરું વિતાડવું; પાધરું કરવું; ત્રાસ પોકરાવવો

**ઠેઠનું,** વિ૦ અંદરની બધી બાબતનું જાણીતું; ભોમિયુ-પહોચેલું; ધૂર્ત, ચોટલી લઇ જાય એવું, કાવા દાવા બાજ:-તું તો મને ઠેઠનો મળ્યો.

**ઠેઠુ,** પું૦ શરૂઆતથી ચોરી કરવાને પાછળ લાગેલો ચોર, મુસાફર જ્યાથી નીકળ્યો હોય ત્યાંથીજ તેની સાથે નીકળેલો અને લાગ મળતાં ચોરી કરવાની દાનતવાળો તેની હકીકતથી ભોમિયો ચોર. (૨) તપાસ રાખનારો ચોર, જે ચોર ચોરી કરવા ગયો હોય તેની તપાસ રાખનારો તેનો સાથી ચોર; ચારખુ. (૩) બધી વાતનો જાણકાર; અથેતિ વિગત જાણનાર:-એને કોઈ પાકો ઠેઠુ મળેલો.

**ઠેપલી,** જુ૦ ચેપલી.

**ઠેપાડું,** ન૦ જાડ વણાટનું કપડું. (૨) ધોતિયું. (૩) બાધરાપાટ.

**ઠેબુ,** ન૦ અડબડિયું.

**ઠેબો,** પું૦ ટેભો.

**ઠેભો,** પું૦ ટેભો.

**ઠેર,** અ૦ [ सं. स्थल ] ઠેકાણે; ઠામે; અમુક સ્થાનપર જગાએ; ખરી જગાએ; અસલ સ્થળે:-ગમે તેટલુ ફરો પણ પાછા ઠેરના ઠેર. (૨) ચલન-ચૈતન્ય રહિત હોય તેમ; તરત ગત પ્રાણ થઇ જાય અને હાલેચાલે નહિ તેમ; ઠાર. ક્રિ૦ પ્ર૦ ઠેર કરવું=જ્યાં ઉભેલું બેઠેલું હોય ત્યાંનું ત્યાં નિર્જીવ કરી નાંખવું; ઠેરમારવું.

**ઠેરઠેર,** અ૦ સ્થળેસ્થળ; ઠેકઠેકાણે; દરેક દરેક જગાએ. કહે૦ ઠેર ઠેર કુતરાં ભસાવવાં= ઠેકઠેકાણે બુરું બોલાવરાવવું; નિંદા કરાવરાવવી. જ્યાં ત્યાં ભટકયા કરવું. ઠામેઠામ અટકચાળાં કરવાં.

**ઠેરવવું,** ક્રિ૦ સ૦ ઠરાવવું; કોઇ વાત વસ્તુનું ચોકસ ઠેકાણું કરવું; નક્કી કરવું; મુકરર કરવું; મૂલ ઠરાવવું. (૨) સ્થિર કરવું; દઢ ઉભું રહે-ટકે એમ કરવું; ધ્રુજે-ફરી-હાલી જાય નહિ એમ કરવું; ચાંપીને માંડવું-મૂકવું:-અક્ષર ઠેરવવા. દોર ઉપર-પ્રવાહમાં-પગ ઠેરવવો. (૩) અટકાવવું; ઉભું રાખવું; રોકવું. અમદાવાદ તરફ 'ઠરવવું' અને સુરત તરફ 'ઠેરવવું' એમ બોલાય છે.

**ઠેરવું,** ક્રિ૦ અ૦ ઠરવું, જામવું; બાઝી જવું; ઠંડકથી બંધાઇજવું. (૨) બનવું; થવું; સામસામે બોલચાલ થવી; ઝગડો લાગવો:-બન્ને બાઇને ઠેરી ગઇ. તેને તે જગાએ અને તરત ને તરત ખૂબ બોલાચાલ થઇ જવી તે.-વાત કરતા કરતામાં ઠેરી ગઇ.

**ઠેરાવ,** પું૦ ઠરાવ;-મુકરર-નક્કી વિચાર તે;

નિશ્ચય; નિર્ણય સિદ્ધાંત; સંકલ્પ. (૨) કરાર; કબાલો; સાટું. (૩) બંદોબસ્ત. બહુ વિચાર કર્યા અને છણ્યા પછી ઘણા જણે અમુક કાર્ય 'આમજ કરવું' એવો જે નક્કી વિચાર કર્યો હોય તે. સુરતી ને પારસીઓ ઠેરાવ કહે છે, અમદાવાદ તરફ ઠરાવ.

**ઠેરાવું**, ઠગવું; ટકાવું; દઢ ઉભા રહેવાવું. (૨) ઠરવું; સ્થિરથવું.

**ઠેલમઠેલા**, સ્ત્રી॰ સામ સામે એક બીજામાં જે ઠેલાઠેલ થાય તે; ધક્કાધક્કી; ભીડાભીડ, ગીરદી; સામ સામે ધક્કા મારવા પડે એવી જે ધિંગામસ્તી-ભીડ વગેરે તે. (૨) હોંસાતુસી; આગ્રહ. ક્રિ॰ પ્ર॰ ઠેલ મઠેલા કરવી=એક બીજાને ઠેલ્યા કરવું તે; ભરચક થઇ જવાથી સમાસ કરવાને આઘા પાછા થવું.:-વરસાદ આવ્યો રેલમરેલા ને ડોસીને ઘેર ઠેલમઠેલા.

**ઠેલવું**, ક્રિ॰ સ॰ હડસેલવું; ધકેલવું; આઘું-ઉંડું જાય એમ કરવું; ધક્કો મારવો. (૨) આગળ જાય તેમ કરવું; દૂર લઇ જવું; ખસેડવું; ખેંચવું; તાણવું. (૩) ધક્કો મારીને દૂર કાઢવું. (૪) ઘાલવું; જોરથી ઉંડુ પેસાડવું.:-લાકડીને ઠેલો એટલે આખી નીકળે. લગન આઘુ ઠેલો.

**ઠેલાઠેલ**, સ્ત્રી॰ સામસામું એક બીજાને ઠેલઠેલ કરવું; ધક્કા દેવા તે; સામસામે ધકેલ્યા કરવું તે; ઠેલમઠેલા; એક બીજાને ઠેલ ઠેલ કરવું તે.

**ઠેશ**, સ્ત્રી॰ ચાલતા ચાલતાં ઓચિંતી કોઇ વસ્તુ પગે અથડાવી તે; પગને સામી ગતિએ વચમાં પડેલી વસ્તુનો ધક્કો વાગવો તે; ઠોકર; ચરણચોટ. (૨) હળવી જેવી તેવી લાત મારવી તે; પગથી કોઈ ચીજને ધીરેથી ધક્કો મારવો તે. (૩) ખત્તા; ખાસડાં વગરના પગનું સામેની ચીજ સાથે અથડાઇ વાગવું તે; અથડાવું તે. (૪) છક્કડ; નુકસાની. ક્રિ॰ પ્ર॰ ઠેશ ખાવી=જોરથી ગતિ કરતા પગને સામેની ચીજ એકદમ અથડાવી તે. અથડાઇ પડવું; ઠોકર ખાવી. ઠેશ મારવી=લાત મારવી, તુચ્છગણી કાઢવું; દરકાર નહિ કરવી; સામે પડેલું હોય તોપણ પગને હડસેલે તુચ્છ॰ ગણી દૂર નાખી દેવું. (૨) ફાંસ મારવી; કોઇને ખબર પડે નહિ તેમ કોઇ કામ બગાડવું, ન સુધરે-થાય તેમ કરવું. ઠેસે ચઢાવવું=ટોલ્લે ચઢાવવું; દરેક ઠેકાણેથી ઠોકર મારવી; ઘણા જણે મળીને ઉડાડી દેવું, તુચ્છ ગણી હડસેલે ચઢાવવું.

**ઠેસણિયું**, ન॰ એકાદી વિંટી-બારણું કે ચાંપ વગેરેને બંધમાં અટકાવવા રાખવાનું અટકણિયું; ઠેસી; અટકણ; ચાપ-કમાનને છટકતી અટકાવનારી ખીલી; ફંસ; કેચર.

**ઠેસવું**, ન॰ ઠેસ; પગનો ઓદો-ધક્કો તે; ધીરી લાત મારવી તે (૨) ચાલતાં ચાલતાં કોઇ વસ્તુ સાથે પગ અથડાવો તે. (૩) ધોકો; ઠોકર; ધક્કો.

**ઠેસી**, સ્ત્રી॰ ચાપ કે કમાન છટકી જાય નહિ તે માટે મૂકેલી ખીલી; અટકણ; ઉવાળી.

**ઠેં**, અ॰ ખાવાથી, થાકથી કે અદ્ભુત દેખાવ જોવાથી સ્તબ્ધ થઇ ગયુ હોય તેમ; ધરાયેલું હોય તેમ, થાકીને લોથ થઇ ગયેલું હોય તેમ, કે ચમત્કાર-ભભકો-તેજ જોઇને ચકિત થઇ ગયુ હોય તેમ; છક, આભુ. (૨) વિ॰ ચકિત, દિઙ્મૂઢ; નિ:સત્ત્વ. ક્રિ॰ પ્ર॰ ઠેં થઇ જવું=થાકીને છેક નરમ થઇ જવુ; થક થઇજવું; મૌન થઇજવું.

**ઠેડ**, સ્ત્રી॰ ઠૂસ; ઠુંસ, આડદાળો, નિઃસત્ત્વ થઇ જવાવું તે; ખૂબ મહેનત પહોંચવાથી થાકીને લોથ જેવા થઇ જવાવું તે.-આ-

જે તો કામ કરી કરીને ઠૈક નીકળી ગઇ. [ સં. સ્થૈર્ય ] ધીરજ જતી રહેવી તે; સ્થિર નહિ રહેવું તે

**ઠોક**, પુ૦ ઠોકવું તે, ઠોકવાનો જે આઘાત તે; પ્રહાર; ગડદો; ઝપાટો; સપાટો (૨) મહેણું મારવું તે; બોલી મારવી તે, ટપલો; ટાણો, બોલરૂપે ફટકો મારવો તે. લોકના ઠપકાના પ્રહાર; ફટકો; ઝટકો. ઉ૦ લોકોના ઠોક ખાકી, સુજપર પડવા, માંડિયા છે હવે આ પ્રતિમા. (૩) રણકો; મોગરીના એક ફટકાનો અવાજ તે.:-ચાર થયા ઉંદ ત્રડિયાળપર ચાર ઠોક-મોગરીના પ્રહાર કર. (૪) ઠપકો. (૫) પશ્ચાત્તાપ, શિક્ષા; નસિયત મળે એવો ફટકો પડવો તે. ક્રિ૦પ્ર૦ ઠોક મારવા=ટપલા દેવા.

**ઠોકઠાક**, સ્ત્રી૦ રહી રહીને કોઇ કોઇ ઠેકાણે કંઇ ઠોકીને ઠોકના અવાજની ગડબડ કરવી તે; ખડખડાટ. ક્રિ૦ પ્ર૦ ઠોકઠાક કરવી=આમતેમ ઠોકવું કરવું તે. ઠપકપ થાય એમ કરવું તે.

**ઠોકમઠોકા**, સ્ત્રી૦ એમ તેમથી સામ સામે વાર વાર ઠોકાવું તે, ઠોકઠાક.

**ઠોકર**, સ્ત્રી૦ સપાટી ઉપર સ્થિર પડેલી અને બીજી સપાટી ઉપર ગતિ કરતી એવી બે વસ્તુઓનું એક બીજાને અથડાવું તે,ગતિમાન વસ્તુનું સ્થિર વસ્તુ સાથે અથડાઇને પડી જવું તે; પ્રત્યાઘાત લાગવો તે; ઠેસ; ધક્કો; હડસેલો. (૨) નુકસાન; ખોટ; હાનિ. (૩) નસિયત મળે એવી થાપડ, બોધદાયક ભૂલ; શિક્ષા; ખત્તા. ક્રિ૦ પ્ર૦ ઠોકર ખાવી=નસિયત મળે એવી ભૂલ-થાપડ ખાવી. (૨) અખડાવું; અથડાઇ પડવું. ઠોકર મારવી=ઠેસ મારવી, કોઇ વસ્તુ જે અમુક પરિણામ તરફ જતી હોય તે તેમાથી અટકી-પડી જાય એમ કરવું; નિષ્ફળ જાય એમ કરવું. (૨) અડચણની સામે થઇને સરસ કામ કરી બતાવવું. ઠોકર વાગવી; અફળાવું; અથડાવું; ઠેસ હલકી લાત વાગવી; ખત્તાખાવા.

**ઠોકરાવું**, ક્રિ૦ અ૦ ઠોકર ખાવી-વાગવી; અફળાવું; ઠેસે ચઢવું; ચાલતાં એકાએક પગે વાગવું. ( ના. ધા. ) ઠોકર લાગવી તે; ઠોકરાવું.

**ઠોકવું**, ક્રિ૦ સ૦ એક વસ્તુને બીજી વસ્તુ ઉપર જોરથી અફાળવી-મારવી; અફળાવવું, મારવું; આઘાત-પ્રહાર કરવો.-એરણપર હથોડો ઠોકવો તે (૨) માંગમારવો; ગડદા, મુક્કા, કે પ્રહારે કરવા; મુક્કા મારવા : એ છોકરાઓએ એક બીજાને ખૂબ ઠોકયા. (૩) વગાડવું; અવાજ થાય તેમ કરવું; બમ બજાવવું. (૪) નસિયત કરવી (૫) ગપ ચલાવવી; ખોટું ઉડાડવું.(૬) પ્રહાર કરી અંદર જાય-વાગે-ચોટે એમ કરવું; બેસાડવું. (૭) સંગ કરવો; પ્રેરવું. ઠોકીને લેવું=જોરથી મેળવવું.

**ઠોકાઠોક**, સ્ત્રી૦ વારવાર ઠોકઠોક કરવું તે; ઠોકમઠોકા. (૨) ઠોકવાથી થતી ગડબડ-ધોધાટ તે.

**ઠોકારવું**, જુ૦ ઠોકવું; બેસાડવું.

**ઠોકો**, પુ૦ મોગરી વગેરેથી ઘડિયાળ વગેરે ઉપર કરેલો જે એક આઘાત-પ્રહારતે;એક વારનું ઠોકવું તે; એક ઠોક તે ઠોકો. (૨) ઠોકવાથી થતો અવાજ; એક રણકો :- એક ઠોકો થયો. (૩) ઠોકનારો, જોરેપુરૂષ તે. જડ-અરસિક ડામી.

**ઠોઠ**, વિ૦ (ના૦) જેનામા અકલ ન હોય તે; જડ; જડસો; ભણીભણીને ભૂલે એવો; અભણ; કંઇપણ નહિ ભણેલો; મૂર્ખ, બેવકૂફ. ઉ૦ હાલો ઠોઠ નિશાળે જઇ. ક૦ દ૦ ડા૦

**ઠોઠિયું**, ન૦ કુલ્લીનું ફૂદશિયું

**ઠોબરૂં**, ન૦ સાધારણ ઉપયોગનું ધાતુ અથ-

વા માટીનું વાસણ; હાંલ્લું:-ઘરમાં એ ઠોબરાંએ લહેણદાર રહેવા દેતો નથી.

**ઠોબલું**, ન૦ ઠોબરું, (૨) વિ૦ બેડોળ; ઘાટ-વગરનું; બોળું; રાબડબોથું; અઘતુર.

**ઠોબારી**, પુ૦ મૂર્ખ; ઠોઠ.

**ઠોચો**, પું૦ સપાટી ઉપર ઉભો નીકળી રહેલો ખુંટો; ગરજો; કરચો. (૨) ઠોકર વાગે એવો સપાટી ઉપરનો ઘુટ્ટો ખીલો; અણી રહિત ટટાર ઉભો રહેલો ખરચો;સપાટી-ની બહાર સીધો નીકળી રહેલો લાકડાનો મોભ, પીઢ, વળી વગેરેનો જે છેડો-અંત ભાગ તે; ખીલડો. ( જે માંકડીમાં રહે છે તે. ) ઠોધયો. ઘંટીના નીચલા પડના મધ્ય બિંદુ ઉપર જે ઉભો ખીલો રહે છે તે.

**ઠોર**, પું૦ તળાને ખાંડ ચઢાવેલો જાડો રોટલો; ઘઉંના તળેલો રોટલાને ચાસણી પાવાથી બને છે. (૨) ન૦ ઠામ; ઠેકાણું;જગા.:-તે ઠોર કોણ બેઠું છે. (૩) અ૦ ઠાર; ત્યાંને ત્યાંજ તરત; સ્થળપ્રાય; જમીન દોસ્ત હોય તેમ.:-ઠોર કરવું, ઠોર મારવું =જીવથી મારી નાંખવું. (૪) પું૦ પૈસો. ઠોરમુદી=મુદીપર મુદી રાખીને રમવાની નાનાં છોકરાંની એક રમત.

**ઠોરવું**, ક્રિ૦ અ૦ ઠોરમુદીની રમતમાં એક બીજાની મુદી ઉપર મુદી માંડવી તે.

**ઠોરીલેવું**, ક્રિ૦ અ૦ ઠોરવું; ખુંચી લેવું; (૨) જીતીલેવું.

**ઠોલવું**, ક્રિ૦ અ૦ ચુંટી-તોડી ખાવું:-કાગડો ગધેડાને ઠોલે છે.

**ઠોવાવું**, ક્રિ૦ અ૦ અટકવું; થોભવું.

**ઠોવું**, ક્રિ૦ સ૦ રોકવું; અટકાવવું.

**ઠોસો**, જુઓ૦ ઠાંસો.

**ઠોળિયાં**, ન૦ લોળિયાં, સ્ત્રીઓને કાનની બુટે પહેરવાનાં ઘરેણાં.

**ઠોળિયું**, વિ૦ મૂર્ખ; અભણ; અણુસમજુ ને વળી રખડાઉ; અંટોળ. (૨) ઉડેલતબિયતનું; ઢંગધડા વગરનું; ખાલી દેખાવનું. (૩) ટટ્ઠા મશ્કરિયું; મજાકી; ખાલી હસે અડપલા ને ટોળ કર્યા કરે એવું.

**ઠોળિયો**, પું૦ મજાક ટટ્ઠા કરનારો; મૂર્ખ-અણુસમજુ કંઇ પ્રતિષ્ઠા-ભારબોજ વગરનો અંટોળ; દાંડિયો; ડાંડગો. ઠોળિયા-બાજી=ટીકી હસવું, ગમે તેમ બોલવું-મશ્કરી કરવી ને વખત કાઢવો તે; હસવું; ને ટટ્ઠા કર્યા કરવા તે. ઠોળિયાવાજું=ભાર બોજ વગરનું નાગું ને નિર્લજ્જ માણસનું ટોળું તે; મશ્કરાઓનું ટોળું.

**ઠોંસવું**, ક્રિ૦ અ૦ ઉધરસ ખાવી; ઠાંસવું; ગળું સાફ કરવાનો યત્ન કરવો.(૨)દાબી-ચાંપીને ભરવું; ચગદીને ભરવું; (૩)ખુબ-દાબીને ખાવું.

**ઠોંસાબાજી**, સ્ત્રી૦ ગદ્દામસ્તી; મારઝુડ;ધીંગાધ.

**ઠોંસો**, પુ૦ ઉધરસનો ઠાંસો. (૨) મુદીવાળીને સીધી લીટીએ ગોદો મારવો તે; હડસેલો; ધક્કો. કહે૦ ઠોંસો મારવો ને ઠોંસો ખાવો =વ્યવહારમાં બરોબર રહેવુંજ પડે એવા અર્થમાં વપરાય છે.

# ડ.

**ડ,** પું૦ [सं. ड्] ગુજરાતી મૂળાક્ષરોમાંનો ચોવીસમો અને વ્યંજનોમાંનો તેરમો મૂર્ધ-સ્થાની વર્ણ.

**ડઈયાં,** ન૦ મુઠીવાળી અંગુઠો ઉંચો રાખી સામો માણુસ ચિઢાય તેમ મશ્કરીમા તેને દેખાડવો તે; ડૈયાં; ડાય, ટીકો, તને કંઇ મળવાનું નથી એમ કહી બતાવવું તે–રાજી થવું તે.

**ડકડક,** અ૦ એવો એક અવાજ; એવા અવાજનું અનુકરણાત્મક ઉચ્ચારણ; જીભને ઉંચી કરી નીચે અફાળવાથી થતો એક અવાજ તે; ડાખલી.:–પેલા છાપરાના ખુણાગાં ડકડક થાય છે. ઘરોળી, ઉંદર અને સાપ વગેરેના મુખમાથી નીકળ્યા કરતો એવો અવાજ.

**ડકાર,** પુ૦[सं]ડ અક્ષર અને ડ એવો ઉચ્ચાર તે; ડ એવો ઉચ્ચાર કરવો તે; ડકો.

**ડકાળ,** પુ૦[सं.दुष्काल] દુકાળ; વરસાદ નહિ આવવાથી અનાજ તથા પાણીની તંગીનો સમય તે; ખોટ–તંગીનો વખત. (૨)તંગી; તાણ; ખોટ.:–પાણીનો કયાં ડકાળ છે? કહે૦ ડકાળમાં કોદરા મોંઘા=તંગી હોય ત્યારે તુચ્છ વસ્તુ પણ દુર્મિલ થઈ પડે એવા અર્થમાં આ કહેવત વપરાય છે

**ડકકો,** પુ૦[અં. Dock] વહાણોમાં માલ ચઢાવવા ઉતારવા માટે દરિયા કિનારે બાંધેલો જે ઘાટ તે; ફુરજો; ગોદી. દરિયા કિનારે બાંધેલો પુસ્તો કે જેની આગળ આવીને વહાણો ઉભાં રહે ને માલ ચઢાવાય ઉતરાય તે જગા. વહાણો આવીને ઉભાં રહે એવો દરિયાનો ઓવારો.

**ડખલ,** સ્ત્રી૦ અડચણ; હરકત; નડતર. (૨) બેની વચમાંનું ત્રીજું કે જે અડચણ કરે એવું હોય; આડખીલી; ફાંસ. (૩)પંચાત; ધાલમેલ; વાંધા પડતી ને અણગમતી બાબત–કામ–માણસ તે.

**ડખલિયું,** ન૦ શાક દાળ વગેરેને ડખોળી–ભેળીને બનાવેલું જાડુ પેય તે; રગડા જેવું કઢેલું ઢીલું શાક અથવા શાક અને કઠોળને એકઠા ઘુમરડી બનાવેલી જાડી દાળ તે; ડખું. (૨) વિ૦ વચમાં ફાંસ–આડખીલીરૂપ થઇ પડે એવું.

**ડખું,** ન૦ શાક અને કઠોળને ભેગાં રાંધીને બનાવેલું પેય. દાળ પાતળી ને ડખું જાડું હોય છે. ડખલિયું.

**ડખો,** પુ૦ વચમાં નડે–હરકત કરે એવું જે કંઇ તે, પંચાતી; ઘોટાળો; અડચણ કરે એવી બાબત; વાંધો; આડખીલી, ઝગડો; લડાઇ. (૨) ગુંચવણ; ગડબડ; અવ્યવસ્થા; ખીચડો. ક્રિ૦ પ્ર૦ ડખો ઘાલવો=કોઇ કામ વ્યવસ્થાપૂર્વક ચાલે નહિ એમ તેની વચમાં ઝગડો નાંખવો કે વાંધો કાઢવો તે.

**ડખોળવું,** ક્રિ૦ સ૦ પ્રવાહી પદાર્થને ખૂબ હલાવવો; ડહોળા નાંખવું; વલોવવું. (૨) હલાવીને એકઠું કરવું; મિશ્રથાય–ભળી જાય તેમ કરવું. (૩) ચુંથી–સંડોવી નાંખવું; આમ તેમ નીચું ઉંચું–ઉપર તળે કરવું; ઘુમરડવું; છણવું ડહોળાંડહોળ કરવી, વલોવ્યા કરવું.

**ડગ,** ન૦ ડગલું; પગલું, ઉ૦ કહો મિત્ર મારા કેમ કરવું, હવે કેણી મગા ડગ ભરવું. લલિતાદુઃખદર્શક.

**ડગડગ,** વિ૦ આમતેમ ડગી જતું હોય એવું; ડગડગતું. (૨) અ૦ આમ તેમ ડગવાથી હાલતું ને અવાજ કરતું હોય તેમ; ડગડગતું હોય તેમ. ક્રિ૦ પ્ર૦ ડગડગ થવું=આમતેમ ડોલવું–નમી જવું. (૨) 'ડગડગ' એવો અવાજ થવો.

**ડગડગવું**, ક્રિ૰ અ૰ આમ તેમ ડોલવું-નમવું; ડગડગ થવું; હાલવું; બરોબર નહિ ગોઠવાવાથી આમ તેમ નીચું ઉંચું થવા કરવું. (૨) વિચાર-વાતમાં આમ તેમ ફરવું; નિશ્ચય ઉપર દૃઢ નહિ રહેવું; ઢચું પચું થવું.

**ડગડગો**, પું૰ મનમાં એક નિશ્ચય નહિ હોવો તે; મનમાંનો અનિશ્ચય; ખનરો; વહેમ, શંકા; સંશય; ઢચુપચુપણું. (૨) અવિશ્વાસ; ખાતરી નહિ હોવી તે, હગદગો:-શું તમને હજી કંઇ ડગડગો રહે છે?

**ડગમગ**, અ૰ ડગડગ; ડોલમડોલા થતું હોય તેમ. (૨) વિ૰ અસ્થિર.

**ડગમગવું**, ક્રિ૰ અ૰ સ્થિર નહિ રહેવું-હોવું; ડોલવું; હાલવું; આમ તેમ નમી-લચી જવું. (૨) ઢચુપચુ થવું; નિશ્ચય ઉપર નહિ રહેવું; વિચાર-વાત વગેરેનું ફરી જવું; દૃઢતા ઉપર નહિ રહેવાવું.

**ડગમગાટ**, પું૰ ડગમગવું તે.

**ડગર**, સ્ત્રી૰ રાહ; વાટ; આવતા પ્રસંગ વગેરેની પ્રતીક્ષા કરવી તે. (૨) ધરડ; ચીલો ગાડાવાટ.

**ડગરી**, સ્ત્રી૰ ડોકરી; ડોસી.

**ડગરો**, પું૰ ડોકરો; ડોસો.

**ડગલી**, સ્ત્રી૰ નાનાં છોકરાં અને સ્ત્રીઓને પહેરવાની અસ્તરવાળી અંગરખી, જાડું બદન, અસ્તરવાળી બંડી.

**ડગલું**, ન૰ એક પછી એક પગ ઉપાડીને મૂકવાં તે; ડગ; પગલું; કદમ. (૨) એક પછી બીજો પગ ઉપાડીને મૂકતાં તે બે પગ વચ્ચે જે છેટું-અંતરાળ પડે છે તે; બે પગલા વચ્ચેનું અંતર તે.-એક ડગલું જમીન (૩) એક જગા-કે બિંદુથી જે કંઇ આગળ વધારો કરવો તે.:-મેં બતાવ્યું તેથી એક ડગલુએ આગળ વધતો ના. ક્રિ૰ પ્ર૰ ડગલું ઓળખવું=પગલું પારખવું; વલણ જોવું. ડગલું ભરવું=કંઇ કામ કરવા તત્પર થવું; આગળ ચાલવું. રૂ૰ પ્ર૰ જોઇને ડગલું ભરવું=સંભાળી-વિચાર કરીને કામ કરવું. કહે૰ ડગલે દૂર તે દેશાવર દૂર.

**ડગલો**, પું૰ અસ્તરવાળો ગરમ અથવા સાદો અંગરખો; ગળાથી ઘુંટણ લગીનું બાયવાળું જાડું પુરુષને પહેરવાનું સિવેલું વસ્ત્ર. કોટ; વાઘો.:-ડગલો ડગલો થાય છે ને શિયાળો વધી જાય છે.

**ડગવું**, ક્રિ૰ અ૰ હાલવું; ધ્રુજવું; ડોલવું; ડગમગવું. (૨) ખમવું; દૂર જવું. (૩) પાછું ફરવું, હઠવું. (૪) તાબે થવું.

**ડગળવું**, ચગળવું.

**ડગળી**, સ્ત્રી૰ લાકડા-લુગડાની નાની થીગડી; ચકતી; સપાટી ઉપરની કકડી; દાટી; ગોળ કે ચોરસ કોઇ આકારની સપાટી ઉપરથી કોરી કાઢેલી પટી. (૨) જુઓ ડાગળી, મગજની સમજશક્તિ. ગાબડી, ડગળી ખસી જવી=ગાંડા થઇ જવું. ડગળીછંદ=ગાંડું; ઘેલું.

**ડગળું**, ન૰ લાકડાનો કે દળદાર ફળફળાદિનો જાડો કકડો; ફાડિયું; વચમાંથી કાઢેલો જાડો કકડો; ચીર, ચીરો; કકડો. (૨) બચકું ભરવાથી પડેલો રોટલા વગેરેનો જાડો કકડો; બચકું. મોટો કકડો. (લાકડાનો).

**ડગુમગુ**, વિ૰ આમ તેમ હાલતું; આમ તેમ ડોલડોલા થઇ જતું હોય એવું; ડગડગતું. (૨) અસ્થિર; અદૃઢ; અનિશ્ચિત. આમ કે તેમ ઢળી-ગડબડી પડે એવું.

**ડચ**, અ૰ મોઢાની બખોલમા જીભ અફાળી કરવામાં આવતો એવો નકારવાચક, પ્રેરક ને આશ્વાસક અવાજ.:-તેણે ડચકારી બોલાવી ના કહી. ડચકારી કરી બળદને હાંક્યા અને ડચકારી પંપાળી ગાયને ખીલે

બાધો. જીભ થડકાવીને કરાતો એવો અવાજ-ઉચ્ચાર; ડચકારો. (૨) પુ૦ હોલાંડનો રહેવાસી; વલંદો; નેધરલેંડનો વતની:-ડચલોક સૌથી પહેલાં સમુદ્ર ખેડવા લાગ્યા.

**ડચકારવું**, ક્રિ૦ અ૦ ડચકારો કરીને પ્રેરવું; શાંત પાડવું કે અટકાવવું. હાંકવું; હાંકોટવું. (૨) ઉશ્કેરવું; પ્રેરવું; ધસાવવું; ઉત્તેજિત કરવું:-બારીએ ગાયોને ડચકારીને એકઠી કરી. ખેડુતે ડચકારી પોતાના કુતરાને છોડી મૂક્યો.

**ડચકારી**, સ્ત્રી૦ ડચકારાથી કંઈક ધીમો મોંની બખોલમાં જીભને થડકાવીને કરવામાં આવતો અવાજ; ડાખલી.

**ડચકારો**, પુ૦ મોંની બખોલમાં જીભ થડકાવવાથી થતો એવો અવાજ તે; મોટી ડચકારી લાડમાં પ્રેરણા કરવામાં, ઉશ્કેરવામાં અને ગમતમાં ડચકારો કરાય છે. ક્રિ૦ પ્ર૦ ડચકારો કરવો=સનો કરવો; ઉશ્કેરવું; ઉત્તેજવું:-ગાડીતે ડચકારો કર્યો - એટલે બળદ પવનને વેગે ચાલવા માડ્યા.

**ડચકિયું**, ન૦ ડચકું.

**ડચકું**, ન૦ પાણી ઉતરતાં કે શ્વાસ લે મૂક કરતાં ગળાની બારીમાથી નીકળતો એવો કષ્ટીનો અવાજ; શ્વાસ લેતાં, રોતાં, બોલતા અથવા કંઇક ગળે ઉતારતાં મુશ્કેલી પડતી તે, અને તેને લીધે હરડિયો તણાઇને થતો અવાજ તે, ઘોટ લેવો પડવો તે:-ડચકાં ખાઇ ખાઇને શું બોલે છે? (૨) અનાચી. વાયુ લેતાં મૂકતા ગળું ને હરડિયો ખેંચવો તે.:-બે ડચકાં આવ્યા પછી મરી ગયો.

**ડચકો**, પુ૦ ઉપરથી પોચું અને અંદરથી કઠણ ઢેફું; ગાંઠિયો, ગાંઠ; દડબું.:-માટી નહિ ગળવાથી ગારમાં ડચકા રહેલા છે. (૨) સપાટી ઉપર તરી આવેલી ગાંઠ, ગઠ્ઠ, શિખર તે. (૩) લોદો; જાડો મોગરો. પોચી અને ઢીલી વસ્તુમાં=અપરિપક્વ-અણગળ રહી ગયેલી જે કઠણ ગાંઠા જેવી ચીજ તે.

**ડચુરો**, પું૦ અન્નનળ પુરાઇ ગયો હોય તેમ ગળું ઓચિંતું સજડ થઇ જવું તે; ખાટી તુરી લુખી ને વિકારી વસ્તુ ગળામાં જવાથી, અત્યંત શોક હર્ષ અથવા દુઃખની લાગણી ભર્યા રોવા, બોલવા કે હસવાથી ગળામાંનો નળ સીકડાઇ ગયો હોય તેમ થવું તે, અન્નનળનું બંધાઇ-ભરાઇ જવું તે. રાયણાં ખાવાથી ગળે ડચુરો બાઝે છે. ડચુરો બાઝવો, રહેવો, એમ-કહેવાય છે. શ્લેષ્માદિકથી ગળું ભરાઇ જઇ શ્વાસ થુંક વગેરેની આવજામા મુશ્કેલી પડતી તે:-એને ડચુરો બાઝ્યો છે માટે ખુલ્લે મોઢે રોવા દો હમણાં, ગભરામણ ઓછી થઇ જશે. શોક, દુઃખ, રુદન વગેરેના રોકાણને લીધે ગળામાં-છાતીમા ભિડાણ-રૂધામણ જેવી અસર થાય તે.

**ડચ્ચો**, પું૦ ડટ્ટો; દાટો. (૨) ગાભો; ઠણુચો.

**ડજન**, વિ૦ [अं. Dozen] બાર; સમુદાયમાં બાર; એક જથે બારનું (બંડલ) જેમાં એક જાતની બાર વસ્તુઓ સાથે રાખેલી હોય એવું (પડીકું), જથામાં બાર તે આપણામાં જેમ કોડી (૨૦) ની ગણતરીએ વસ્તુ-જથે પાડવામા આવે તેમ. યુરોપ તરફ બારની ગણતરીએ જથા પડાય છે. બાર ડજનનું ગ્રોસ.

**ડટણ**, વિ૦ ડટ્ટણ; દટાયેલું રહે એવું; જમીનની અંદરનું:-ડટણજાજરૂ.

**ડટંતર**, ન૦ ભૂકંપથી, જ્વાળામુખીથી, ઝંઝાવાતથી કે મોટા વાવાઝોડાથી પૃથ્વી ઉથલપાથલ થઇ અથવા અસાધારણ ભારે ધૂળ અથવા રેતીનો વરસાદ વરસી વસ્તીવાળા પ્રદેશો દટાઇ જવા તે; મોટા વાવાઝોડાંથી

શહેરો અને ગામડાં દટાઇને પાયમાલ થઇ જવાં તે; દાટી દે એવી આપત્તિનો અવસર-બનાવ તે. (૨) પ્રજાનો-વસ્તીનો સામટો નાશ કરે એવી સ્થિતિ તે; કહેર. જૈસાં કેટવામાં-રાજિયામાં 'ડટંદર' આવ્યાં એમ કહે છે. જળપ્લાવનથી ઉલટું જે ધૂલિપ્લાવન તે.

**ડટાવું**, ક્રિ૦ અ૦ દાટેલા થવું; દટાવું; જમીનમાં પુરાવું.

**ડટ્ટો**, પું૦ ભુકી કે પ્રવાહી ભરવાના સાંકડા મોંના વાસણ-પાત્રને મોઢે દેવાનો લાકડાનો, સુંથરાનો કે કાગળનો ડુચો તે; દાટો; ગોળ નાળચા જેવા મોં ઉપર મારવાનો કે કાણામાં ઘાલવાનો બેસતો લાકડાનો કે બીજો ડુચો કે કકડો; બુચ-દાટો.

**ડડ્ડો**, પું૦ [સં.] ડકાર; ડ એવો અક્ષર તે.

**ડણું**, ન૦ જાડુંડફણું; જાડું ટુંકું અને બેડોળ નાના ધોકા જેવું લાકડું. (૨) તોફાની ઢરાઇ ગાય-ભેંસને ગળે બાંધવાનું જાડું ડફણું, કે જેથી તે નાસી શકે નહિ. ડહેરો. (૩) ખૂબ જાડું ટોકળું.

**ડપકાણું**, ન૦ ડપકામણું.

**ડપકામણું**, ન૦ ડર દેખાડવો તે; ડારો દેવો તે; ધમકી; ધાક.:-શું તારા બાપનું ડપકામણું બતાવે છે.

**ડપકી**, સ્ત્રી૦ સપાટી ઉપર શરીર ન દેખાય તેમ પાણીની અંદર પેસવું-ઉંડા ઉતરવું તે; ડબકી; બુડકી; ડુબકી. ક્રિ૦ પ્ર૦ ડપકી મારવી=પાણીની અંદર ઉંડા પેસવું. (૨) એકદમ નજર બહાર જતા રહેવું; દૂર ખસીજવું; કેટલોક વખત ગેરહાજર રહી જવું.:-તમે ત્યાંથી ઠીક ડપકી મારી ગયા.

**ડપકું**, ન૦ પાણીમાં ઝબોળાઇ બહાર નીકળવું તે; ઝબકોળિયું; ડુબકું; શરીરને પાણીમાં ઝંપલાવવું તે; પાણીમાં ઉંડા ઉતરવું તે. ક્રિ૦ પ્ર૦ ડપકું મારવું=પાણીમાં ઝંપલાવવું; શરીરને પાણીમાં ઝબોળી કાઢવું તે; સ્નાન કરવું; નહાવું.:-મારીવતી ગંગાજીમાં એક ડપકું મારજો. (૨) ખસીજવું; દૂર થઇજવું.:-અહિંથી ડપકું મારી જા.

**ડપકો**, પું૦ કોઈ પ્રવાહી-સેલ્લ પદાર્થનું મોટું ટિંપું કે લોંદો પડવો તે; મોટો છાંટો, લચકો. સાક, ઘી, દહિં વગેરેનો ડપકો; ડબકો. (૨) ડાઘ; ધાબું. છાંટા-લચકાથી વસ્ત્ર કાગળ કે સુંદર સપાટીનું બગડવું તે. (૩) વહેમ; શંકા; ખતરો; વાંધો. (૪) ફાળ; ધ્રાસકો; ચરેરો. (૫) લોટ સાથે ભાજી કે શાકની કચુંબર મેળવીને તળી કાઢેલા ગાંઠિયા; ભાજી ને કણકના નાના મોટા તળેલા ગોળા કે ગાંઠિયા તે-લોટનાં ભજિયાં. ક્રિ૦ પ્ર૦ ડપકો પડવો=વહેમ પડવો. વાંધો-ખતરો પડવો; શંકા આવવી; ફાળ પડવી; ભય લાગવો; ચરડકો પડવો.

**ડપટ**, વિ૦ [સં. દ્વિપદ=હિં.દુપટ ]બમણું; બેગણું; ઘણું; પુષ્કળ. (૨) દાટેલું-સંતાડેલું હોય એવું; ભોંયમાં રાખેલું; ગુપ્ત; છાનું; ભંડારેલું. (૩) ઠેકાણે કરી દેવું-નજરે પડે નહિ એમ છુપાવી દેવું તે.:-એને જે આપશો તે એ ડપટ કરી દેશે; અર્થાત્ દાટીને સંતાડી દેશે. ક્રિ૦ પ્ર૦ ડપટીદેવું= સંતાડી દેવું; કોઈ જાણે નહિ તેવે ઠેકાણે ઘાલી દેવું.

**ડપટવું**, ક્રિ૦ સ૦ દાટીને સંતાડવું; ભેવડા જાપતામાં રાખવું; ઉંડાણમાં કોઈ જાણે નહિ તેવી રીતે છુપાવવું; પેટીમાં બંધ કરવું ને પેટીને વળી ભોંયમાં ઘાલી દઇ કોઇને પત્તો લાગે નહિ એમ છુપાવી દેવી તે; સંતાડી રાખવું. (૨) લુચ્ચાઇથી હાથ કરી લેવું; કોઇને હાથ લાગે નહિ એમ કયાંનું કયાંહિ છુપાવી અદશ્ય કરીદેવું.:-જે કંઇ એના હાથમાં આવ્યું તે એણે

ડપટી દીધું. (૩) દબાવી બેસવું; ગાંડતળે ઘાલીદેવું.

**ડપટીબેસવું,** દબાવી બેસવું; બગલમાં ઘાલીદેવું; ડપટવું.

**ડપોરો,** પું૦ જેમાં બંગાળી ખાંડ-સુર ભરાઇ આવતું તે ખેપડનો ગુણપાટનો થેલો; ગુણપાટનો ખાંડનો કોથળો એવડા કોથળા ઉપરથી બંગાળી ખાંડ 'ડપોરા'ની ખાંડ એવે નામે ઓળખાતી. દુ=બે પટ=પડનો કોથળો તે ડપોરો. એ ખાંડ સહેજ ભિંની રેતી જેવી આવતી અને દાબવાથી દબંડું થતી ને છુટી કરતાં ભભરી થઇ જતી.

**ડફ,** ન૦ [फा.] લાકડાની ચુડીપર મઢેલા ચામડાનું એક વાજું; લાકડાના ગોળ કાંઠાની એક બાજુએ ચામડું જડવાથી આ વાજું બને છે; નગારી કરતાં તે મોટું ને ઘુઘરીઓ કે નાની ઝાંઝો જડેલું હોય છે. (૨) એકદમ પોચી વસ્તુમાં બીજી કઠણ વસ્તુ ઘોચતાં થતો એવો અવાજ; ગફ; અવાજ-પોસો અવાજ થાય તેમ ઝટ દઇને; ત્વરાથી.:-ડફ દેઇને તેણે ડફણું માર્યું.

**ડફડાવવું,** ક્રિ૦ સ૦ વહાણ-હોડી-હંકારવાં. (૨) દમભિડાવવો; બીવરાવવું; દાબ દેવો, શેહદેવી. (૩) સંગ કરવો. (૪) દફડાવવું; કોઇના લખાણની ચોરી કરવી; એમનું એમ ઉતારી લેવું; પારકા લખાણને પોતાના તરીકે ઉતારી લેવું.

**ડફડું,** ન૦ ડફ.

**ડફણ,** ન૦ દફન, દાટવું તે.

**ડફણાવવું,** ક્રિ૦ સ૦ દટાવવું; ભૂમિદાહ દેવાની ક્રિયા કરાવવી. (૨) ડફણે મરાવવું. (૩) ખરાબ કર્મ કરાવવું.

**ડફણું,** ન૦ સાધારણ-સફાઇદાર નહિ કરેલી નાની લાકડી, જાડીને ટુંકી-ગધેડાં હાંકવાની લાકડી. (૨) સાધારણ કામ કરે એવું હમેશ હાથમાં રાખવાનું હથિયાર-નકામા જેવી તરવાર. કહે૦ તેજીને ટુંકારો ને ગધેડાને ડફણાં.

**ડફલાવવું,** ક્રિ૦ સ૦ ડફ ડફ થાય એમ કરવું, ગોદાટવું; ધાલકાદથી હચમચાવી દેવું, સોખત કરવી. (૨) પીડાવવું; વિતાડવું; હેરાન કરવું; અહિંતહિં અથડાવી મુઝાવવું; મુશ્કેલીમાં નાંખવું.

**ડફાંસ,** સ્ત્રી૦ પોતાનાં પુરાક્રમ ગાવાં તે; ફુલ મારવી તે; પોતાની મોટાઇ, પોતાની ચાબાશી અને પોતાની બડાઇની વાતો કરવી તે. (૨) ગપ; જુઠી વાતનો તડાકો. ક્રિ૦ પ્ર૦ ડફાંસ મારવી=પોતાનું પોકળ પરાક્રમ બતાવવું; પોતાનાથી ન બની શકે એવી વાત પોતે બનાવી એવું જણાવી શાબાશી લેવી.:-ઉત્તરકુંવર બહુ ડફાંસ મારે છે માટે ગાયો વાળીઆવવા આજ તેમને મોકલો.

**ડફોળ,** વિ૦ બેવકુફ; મૂર્ખ; અણસમજુ; અભણ; નિરક્ષર; ઝાઝી ઉંડી બુદ્ધિ ન હોય એવું. (૨) અદક્ષ; અચતુર; ઝટ કોઇ વાત કે બાબત સમજી શકે નહિ એવું.

**ડફ્ફલ,** વિ૦ વાથી ફુલીગયેલું; જેનાથી ઝટ ચલાય કે બેસાય ઉઠાય નહિ એવું.

**ડબકવું,** ક્રિ૦ અ૦ ડુબકી મારવી; પાણીની અંદર જવું.(૨) દબાવું.

**ડબકાણું,** ન૦ બીક બતાવવી તે; શેહ; ધાક.

**ડબકામણું,** ન૦ ડબકાણું; બીક બતાવવી તે.

**ડબકી,** સ્ત્રી૦ ડપકી.

**ડબકું,** ન૦ ડપકું.

**ડબકો,** પું૦ ડપકો.

**ડબગર,** પું૦ નગારાપર ચામડાં મઢનારી એક જાતિ ને તેમાંનો પુરુષ; ચામડાં ઉપર રંગ ચઢાવવાનો અને નગારાં મઢવા તથા રંગવાનો ધંધો કરનાર. ચામડાં છત્રીઓ વગેરે ઉપર રોગાન અને રંગ ચઢાવનારો;

રોગાનનું કામ કરનાર; રંગારો.'–ડબગ રવાડો.

**ડબડબ,** અ૦ એક પછી એક એમ, ઉતાવ- ળે એક પછી એક ક્રમે, સપાટામા, ટપો- ટપ; એક એકની પછી–ઉપર તરતજ:– ડબડબ તેણે બધુ ઉપાડી લીધુ (૨) બુ- ડતા ડોગળે ડોગળે–ડુપકે ડુપકે પાણી પિ વાઇ જવાય તેમ; કોળિયે–કોળિયે ઝટ ઝટ ખાઇ–પી જવું તે '–ડબડબ મોમાં મૂકવા લાગ્યો. (૩) એક પછી એક ટપકે ટપકે, ઝટ દઇને એક એકની પાછળ બીજુ પડતું–ગરતું હોય તેમ –ડબડબ આંસુ પાડવા માંડયાં

**ડબડી,** સ્ત્રી૦ નાનું ડબડુ, ઢેપલી (૨) દાબડી. (૩) કુલ્લી

**ડબડું,** ન૦ દડબું, ઢેપું, દબડું. (૨) સાંકડા મોંનું અને પહોળા પેટાનું ઘી તેલ વગેરે ભરવાનું ચામડાનું પાત્ર; કુલ્લું.

**ડબડો,** વિ૦ (પુ૦) કુલ્લા જેવો; ગોલ; જાડો હોવાથી અચચળ, 'પોદળા' જેવો.

**ડબરુ,** ન૦ ચામડાનો રસ કરીને બનાવેલું પાતળા પડનું કુલ્લું (૨) વિ૦ ફીકુ; નિ:સત્ત્વ, દેકરાયેલું * ડબરુ જેવું=પાતળા પડના કુલ્લાથી જેમ તેની અંદર ભરેલું પ્રવાહી દેખાય છે અને પડમાની નસ- લીઓ અને તતુઓ જણાય છે તેમ લો હીનું પાણી થઇ જવાથી જેની ચામડી તગતગતી હોય એવુ, થોયરવાળુ. લાબો વખત તાવ આવવાથી છોકરો ડબરુ જેવો થઇ ગયો (૩) પોતે પોતાના ભારને ન સહન કરે અને તે ભારને લીધે હાલી ચાલી શકે નહિ એવુ–જેમ ભરેલું કુલ્લુ જ્યાં મૂકયુ હોય ત્યાજ રહે છે તેમ–આ લસથી શરીરની જાડાઇ વગેરેથી મદ, અચચળ હોવુ તે '–હું તો દિવસે ઉંઘ- વાથી ડબરુ જેવો થઇ ગયો.

**ડબરો,** પુ૦ તાબાં પિત્તળનો ડબો

**ડબલીન,** ન૦ આયર્લેંડનું મુખ્ય શહેર, લિફ઼ે નામે નદી ત્યા શહેર વચ્ચે થઇને વહે છે શહેરના પૂર્વ ભાગમા સુંદર ઇમારતો ને જોવા લાયક જગાઓ છે ડબ્લિન.

**ડબલું,** ન૦ ડબગરે બનાવેલું ચામડાનું વા- સણ, કુલ્લું (૨) વગર પકવેલું હાલ્લું

**ડબવું,** દબાઇ જવુ, શેહમા ઢીલા–મદ પડી જવુ. તે તમારાથી ડબે તેવો નથી.

**ડબાડબ,** અ૦ એક પછી એક એમ; ઝપો ઝપ, ડગડબ; ઝાલઇને; ક્રમે ક્રમે કરી દેવું એવો અર્થ બતાવે છે. એક પછી એક સપાટાબધ કરાતું હોય એમ ડમોડમ.– પછી ડબાડબ તેઓ ઉઠી ઉઠીને ચાલવા માંડયા.

**ડબાવવું,** ક્રિ૦ સ૦ દબાવવુ, દબાય તેમ ક- રવું; ચપાવવું, ચગદવુ; અમુક વજનની નીચે અથવા બીડામાં મૂકવું, ચાંપવુ; ચપટ થાય એમ કરવુ. (૨) શેહમાં લેવું; દાબ દેવો; ધમકાવવુ, ભય દેખાડવો (૩) દાબીને ખાવુ. (૪) હોઇયાં કરી જવુ.

**ડબાવું,** ક્રિ૦ અ૦ દબાવું; ચપાવું (૨) શેહમાં લેવાવું, નરમ થઇ જવુ, દમી જવુ (૩) નુકસાનમાં આવવું, કોઇ ભાર તળે આવીજવુ.–તે રૂના વેપારમાં જરા ડબાયો છે

**ડબી,** સ્ત્રી૦ દાબડી, ઢાંકણાવાળી બહુજ નાની પેટી ધાતુ અથવા લાકડાની દાબલી ઉં૦ ચશ્મા તો વસમાં થયાં, ડબીએ વાળ્યો દાટ જીવે ફરીને જીવતા થયો ન એવો ઘાટ

**ડબું,** ન૦ ઓધરાળો, ટુંકી કડછી દાળ, દૂધપાક વગેરે પીરસવાનુ દાથાવાળું પાત્ર

**ડબુક,** અ૦ ડુબતું હોય તેમ, પાણીની સપાટી ભાગતા અને પડેલી વસ્તુ બુડતાં થતો એવો અવાજ, એક પછી એક 'ડબ'

એવો અવાજ થતો હોય તેમ. (૨) ડબ એવા અવાજ સાથે તરતજ, જલદી.:-માછલી ડબુક દઈને બુડી ગઈ. શકુન્તલાની આંગળીએથી પેલી વિંટી ડબુક લઇને સરોવરમાં પડી ગઈ.

**ડબુચો,** પું૦ ડુચો, ધાગો; ફાટેલો ને વળી મેલો લુગડાનો કકડો. (૨) મેલાં ફાટેલાં લુગડાંનો લોચો; ખરાબ ગંદા લુગડાના કકડા તે:-એની પાઘડી જોને ડબુચા જેવી!

**ડબુસો,** પું૦ વહાણનો પાછલો ભાગ.

**ડબેલ,** વિ૦ દબાયેલું; ઉપકાર, સત્તા કે ધનના દબાણમાં હોય એવું; ઓશિયાળું; ઓસિંગણ, તાબેદાર.:-હું કંઇ તારો ડબેલ નથી.

**ડબો,** પું૦ ડબ્બો, ઢાંકણવાળું તપેલી જેવું વાસણ. (૨) ચારે તરફથી બંધ કરી શકાય તેવી લાકડા કે ધાતુની પેટી; બંધ કરાય તેવું કોઇ વસ્તુ રાખવાનું મોટું વાસણ, અથવા પ્રાણીઓ રહે એવું વાડોલિયું.:-રેલવેનો ડબો. (૩) હરાયાં ઢોર પુરવાનો બંધિયાર વાડો (૪) ગોળ મધ્યમ કદનું ઘડિયાળ. (૫) ગોળ દડા જેવી અમદાવાદી પાઘડી

**ડબોળવું,** ક્રિ૦ સ૦ પ્રવાહીમાં બુડાડવું; બોળવું; ઝબોળવું. (૨) અપવિત્ર કરવું; બગાડવું.

**ડબ્બી,** સ્ત્રી૦ દાબડી; ડાબલી; નાનો ડબો; ઢાંકી દાબીને કોઇ વસ્તુ મુકાય એવી બનાવટ.

**ડબ્બો,** પું૦ દાબડો; ડબો; કોઇ વસ્તુ-ખાસ ખાવાનું ઢાંકીને મુકાય એવું પિત્તળનું પનેલી જેવું પાત્ર.:-ખાવાનો ડબ્બો, ઘરેણાનો ડબ્બો. (૨) કાગળનું ગોળતકિયા જેવું ચિનાઇ ફાનસ. (૩) દીવો કરવાને તેલ ભરવાનો ખડિયો. (૪) કોળિયો; બુક; મોભરવું તે.

**ડભાયણું,** ન૦ જેનાથી દઝાવાય-દઝાય તે; જેનાથી ડામ પડે તે; ખોયણું; ડમૈણું; ડામ દેવાનો લોખંડ કે ધાતુનો સળિયો. (૨) મહેણા ટોણાનું કારણ થઇ પડે એવો ઉપકાર લેવો તે. (૩) ભયનું ઠેકાણું.

**ડમકો,** પું૦ સવારીમા રખાતાં 'ડંકા' નિશાન' નામનાં ઘોડા કે ઉંટ ઉપરનાં વાજાંમાંનું જાડા ચામડાનું એક મોટું ઢોલ; ગણગણતો ભારે અવાજ કરતું નાનું ઢોલ.

**ડમખળ,** ન૦ તોસ્તાન; સવારીમાં ભભકાને અને સગવડને ખાતર રખવામાં આવતાં પશુ અને સરસામાન વગેરેનો જે સમુદાય વગેરે તે (૨) ધાંધલ; ધમાલ; ઝટ ઉપાડી ફેરવી કે અળુંપાછુ કરી શકાય નહિ અને મહેનત આપે એવું જે તે, મન અને શરીરને અશાંતિ અને શ્રમ આપે એવું જે પંચાતી ભરેલું કામ કે વસ્તુઓ તે. (૩) ગોટાળો, ને ઘોઘાટ થઇ રહે એવું જે કંઇ તે; માણસો, સરસામાન, પશુઓ વગેરેની પંચાતી તે; લડાઇ ટંટાનું ઘર એવું જે કંઇ તે.:-અહિંયાં આ બધું ડમખળ શા માટે જોઇએ?

**ડમડમ,** અ૦ જાડા ચામડાના ઢોલનો હવામાં ધુજતો એવો અવાજ, ધમધમ; ઢમઢમ. (૨) ન૦ ડંકા નિશાનના વાજાંમાંનું એક ઢોલ; શૂર ઉત્પન્ન કરે એવા થડકતા અવાજનું લશ્કરી ઢોલ. (૩) કલકત્તાની ઇશાન કોણ પર પાંચ માઇલ ઉપર એક લશ્કરી છાવણીનું નાનું ગામ છે તે:-ડમડમની છાવણી. સન ૧૮૫૭ પહેલા ડમડમની છાવણીમાં બંદુકનાં કાર્તુસ બનાવવાનું કારખાનું ખોલવામાં આવ્યું તું બળવા વખતે ડમડમમાં ગડબડ થઇ હતી તેથી તે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

**ડમડમાક,**-પું૦ 'ડમડમ' એવો અવાજ તે; ડમડમ એમ વાગતા ઢોલનો જે ધમધમો તે.

**ડમડોળ,** અ૰ ડમકાના આમડાની માફક તંગ થયેલું હોય તેમ; ખેંચાઈ ચડીને તંગ થયેલું એવો અર્થ બતાવે છે.:–એનું પેટ તો ચારે કુમે ડમડોળ થઇ ગયું છે; ઢમઢોમ; તંગ; સખત અડેલું એવું. (૨) અસ્થિર; ચંચળ; અદૃઢ. (૩) અપૂર્ણ હાલતમાં હોય એવું; હજી દૃઢ થવાનું કે પુરૂં થવાનું બાકી હોય એવી હાલતનું.

**ડમણિયું,** ન૰ એક અથવા બે બળદની માણસને બેસવાની કઠેડાવાળા નાની ને સાદી બનાવટની ગાડી; ડમણી

**ડમણી,** સ્ત્રી૰ એક બળદની કઠેડાવાળી નાની ખુલ્લી ગાડી; એક્કો. (૨) નાની અને હાથ દોઢ હાથની જાડી સાધારણ લાકડી; પશુ કુતરાં વગેરેને હાંકી કાઢવાની નાની લાકડી; દંડીકા જેવડી લાકડી.

**ડમણું,** ન૰ ટુંકી ને જાડી નાની લાકડી; દંડીકા જેવી પણ છોલીને ઠીક નહિ કરેલી એવી સાદી લાકડી; ડફણું.

**ડમરવું,** ક્રિ૰ અ૰ ડમરા જેવી નાની વનસ્પતિને ફુલ કે મંજરો આવવી; ફાલવું; મહોર આવવો; કુસુમોદ્ભવ થવો; પ્રફુલ્લિત થવું.

**ડમરુ,** ન૰ ડુગડુગી જેવું ફિનારીએ લખડતી રાખેલી દોરીની ગાંઠના આઘાતથી વાગતું ચામડું મઢેલું વાજું; ડાખલું. આ શિવનું વાજું કહેવાય છે અને એના નાદમાંથી અક્ષરોને લગતાં વ્યાકરણનાં પહેલાં ચોદ સૂત્ર બનેલાં કહેવાય છે. ઉ૰ ડમરુ વાગે નાચે શિવ અને બેસે બેચરારિ. (૨) વિ૰ [ સં. दमिन् ] ઇંદ્રિયોને કાબુમાં રાખનારું. આ અર્થમાં 'દદાપું' સાથે વપરાય છે.:–દદાપુંડમરુ.

**ડમરો,** પું૰ એક જાતનો ડાંખળી ને પાંદડાંમાં વાસવાળો તુલસીની જાતનો છોડ; સુગંધિવાળા રોપાઓમાંનો એક રોપો. સર્વાંગ ગંધવાળી એક નાના ખાંટવા જેવી વનસ્પતિ. તુલસીની માફક આને પણ માંજરો આવે છે.

**ડમાક,** પું૰ રોફ; ભભકો; દમામ; બાજરમાનપણું. પોષાકનો, ઠાવકા–આદેશક મોનિ અથવા ભારે જોહુકમીવાળી વાણીનો દેખાવ તે. દિમાક; ઠાઠ, મોટાપણાનો ગર્વ.

**ડર,** પું૰ ભય, બીક; ધાસ્તી; બો. ક્રિ૰ પ્ર૰ ડર રાખવો=ડર ધરવો=બીવું.

**ડરકણ,** વિ૰ બીકણ; ડરપી; બીરૂ.

**ડરગી,** સ્ત્રી૰ ડોસી.

**ડરગો,** પું૰ ડોસો.

**ડરપવું,** જુઓ૰ ડરવું; બીવું.

**ડરપી,** વિ૰ બીકણ; બીરુ; ડરકણ.

**ડરવું,** ક્રિ૰ અ૰ બીવું; ભય ધરવો; ડરપવું; બો લાગવો. કહે૰ ડરના તો કરના નહિ, ને કરના તો ડરના નહિ.

**ડરામણું,** વિ૰ ભયંકર; બિયામણું; ડર લાગે એવું.

**ડરાવવું,** ક્રિ૰ સ૰ બીવરાવવું; ધાસ્તી આપવી, ભય લગાડવો. (૨) મર્યાદામાં રાખવું; શેહ રાખવી. ડરી જાય એમ કરવું તે.

**ડરૂ,** વિ૰ ધાસ્તીથી જડ ભયભીત થઇ જાય એવું; ચકિત–સ્તબ્ધ, અવયવ હાલતા બંધ થઇ જાય એવી હાલતનું. (૨) ડરકણ; બીકણ; બીરૂ.

**ડસ,** પું૰ દંશ; ડંશ. ઉ૰ ડસ રાખે દિલમાંહિ, વેર કોઇક દિન વાળે. શામળ.

**ડસકડસક,** અ૰ એક એકની પાછળ પડતાં ડિપાંની હાર તે; ડબકડબક; ઉપરાઉપરી.

**ડસકલા,** પું૰ ડસકલાં, ડસકલો.

**ડસકલાં,** ડસકલો.

**ડસકલો,** પું૰ વાછડાની કે બોડાની હાથપગ બંધાઇ રહે એવી બેડી; ટેo હાથ બહુ સજ્જડ રહેવાથી ચુંભાય એવા બીડાવાળો

લાકડાનો પેચગાળો. ચોર-કેદી વગેરેના હાથ બંધાઇ રહે એવો લાકડા કે લોઢાનો પેચ; કડી; બેડી.:-આને હાથે ડસકલા નાંખો. ડસકલા બહુવચને વપરાય છે. હેડ મોટી ને ભારે હોઇ પગ જકડી લેવાના કામમાં આવે છે અને તેમાં જેને ઘાલ્યું હોય તે હરીફરી શકતું નથી. ડમકલા પહેરનાર હરી ફરી શકે છે. ડસે-ચુમે-ડંખે તે ડસકલો. પગના ભારે ઘરેણાને પણ ડસકલા કહે છે.

**ડસકું**, ન૦ હર્ષ કે શોકનું બોલવા અથવા રડવાથી શ્વાસ નળી ભરાઇ જવાથી થોડે થોડે વખતે લંબાણ ઉંડો શ્વાસ લેવો પડે તે; શ્વાસ લેતાં રહી રહીને ડચકાં ખાવાં પડે તે. ક્રિ૦ પ્ર૦ ડસકાં લેવાં=રડી રહ્યા છતાં રહી રહીને જે શોક-હાય-ત્રાસ ને શ્રમનો ઉંડો શ્વાસ ચાલે તે; રહી રહીને-સંભારી સંભારીને રોવું તે. ડસકેચઢવું=રડી રહ્યા છતાં ઉંડો શ્વાસ લેતાં વારંવાર ડચકા ખાવાં, એકદમ રડવું નહિ રહી જતાં ઉંડાં શ્વાસ લેવાતાં વળી વળીને રડી જવાનું તે. ડસકાંખાવાં=રોઇ રહ્યા પછી રહી રહીને ઉંડો શ્વાસ લેવાને ડચકાં આવવાં તે. રડતાં બોલવું; રહી રહીને ઉંડા શ્વાસ લઈ લઇને ધીમેથી બોલવું-રડવું.

**ડસડસવું**, ક્રિ૦ અ૦ દુઃખ શોક અથવા ક્રોધને જોરથી મનમાં રોકી રાખવા; મનમાં ને મનમાં રૂંધાવું; પિલાવું; રોકી-ખાળી રહેવું. (૨) ગદ્‌ગદ થઈ રહેવું.:-હું તો દુઃખે ડસડસી રહી છું. અંતઃ શોકે મુઝાઇ ગદ્‌ગદ થઇ જવું. અકળાઇ રહેવું. (૩) ડસકાં ખાળીરાખવાં.

**ડસવું**, ક્રિ૦ સ૦ કરડવું; બચકું ભરવું, ચપટી ભરાઇ હોય તેમ ચામડી બે ડાચાની વચ્ચે લઇ સર્પાદિક જનાવરે દાંત મારવો; લોહી નીકળે એમ જોરથી કરડવું. (૨) મરણાંત અસર થાય એવો ડંખ દેવો; ઝેર ચઢે એમ કરડવું; હૃદયને દુઃખની લાગણી થાય એમ કરડવું. ઉ૦ જેને ડસીઓ શ્યામ ભુજંગ. કહે૦ ડસ્યે વિખ ના વળે એવું=મારીલું; જેનો કંઈ પણ પ્રતીકાર થાય નહિ એવું; કારી ઉંડા દ્વેષભાવવાળું.

**ડહાપણ**, ન૦ [સં. दाक्षिण्य] વિવેક ને વિનયવાળી ચાલચલગત, રીતભાત તે; વિવેકથી ચાલવાપણું; ડહાપણું; શાણપણ. (૨) ચાતુર્ય; ચતુરાઇ; પ્રસંગને વિચારી ચાલવાપણું. ક્રિ૦ પ્ર૦ ડહાપણ ડહોળવું=કોઇ વાત કે વિચારની અંદર માથું મારી તેમાં પોતાની આવડત બતાવવી; પતરાજ કરવી; શેખી કરવી. સારા ખોટા કે યુક્તાયુક્ત વિચાર માટે વગર પૂછયે વચમાં માથું મારવું. ઉ૦ દિલમાં ડહાપણ ડહોળવા તે લાગ્યું તત્કાલ.

**ડહાયું**, વિ૦ [સં. दक्ष] કર્તવ્યાકર્તવ્યનો વિચાર કરીને ચાલે એવું; પ્રસંગ વિચારીને કામ કરનાર; દુનિયાંદારીમાં સારી સમજવાળું; શાણું. (૨) મર્યાદશીલ; જેની આંખમાં અને મનમાં વિવેક વિનય વગેરે હોય એવું; શરમાળ; વિવેકી. (૩) ભણેલું ગણેલું. (૪) હોંશિયાર, આવડવાળું. ક્રિ૦ પ્ર૦ દોઢ ડહાયું=દોઢચતુર; પતરાજ કરનારું; કોઇ વાત અથવા કામકાજમાં પોતાનું ડહાપણ બનાવવા આગળ પડનાર સમજુક; પ્રસંગને પારખી સારાસારનો પૂર્ણ વિચાર કરીને કામ કરે એવી વિવેકી સમજણવાળું.

**ડળકડળક**, અ૦ બિંદુરૂપે એક પછી એક ક્રમે નીકળતું-ગળતું હોય તેમ; એકપછી એક ઉપરાઉપરી; ટપટપ; ધારા-માળા રૂપે પડતાં ટપકાંની માફક (૨) એક પછી એક ઉપરાઉપરી પરપોટા-જળકણની

જેમ.:-ડળકડળક આંસુ કેમ કાઢી નાંખેછે?

**ડળકવું**, ક્રિ૰ અ૰ લોલુપથવું; મળકવું; રસ-રાગ-પ્રેમમાં લીન થઇ જવું; ઉંડા ઉતરીજવાવું; લાલચથવી.

**ડળવું**, ક્રિ૰ અ૰ લાલચથી ગદ્‌ગદ્ થઇજવું; ઉંઘ-રાગ-રસ-સ્વાદ વગેરે વિષયોમાં એકતાર થઈજવું; તદાકારતાએ પહોચીજવું; ઢળી-નિમગ્ન થઇજવું; ગુંગ-ઉંડાણમાં ઉતરીજવાવું; પ્રતિરોધ-સંયમશક્તિ ગળી જઇ નિરુપાય થઇ-અધીન થઇજવાવું:-લાવ લાવ હું બિંદી બનાવું, ભમર પર લાડીરે, એવા મુનિઓના મન ડળી જાય એવી પ્રાણુ પ્યારીરે-કા. પી (૨) એમ ને એમ-જે સ્થિતિમાં હોય તેની તે સ્થિતિમાં નિષ્ક્રીય થઇજવું; એમના એમ ક્રમરકાઇ-વિલીન થઈજવું; અંદરના બળને ભારે ભાગી ફાટીપડવું; પોતાની મેળે ઢગલો થઇ જવું:-માટલી-કોઠી ડળી ગઇ. (૩,) અંદરના વિપાકે વિલીન થઈજવું; ખોખારૂપ થઈજવું; અંદર ધસી પડવું:-કુવો-ઢાંકું ભરાઇ ગયું એટલે વાળું-છાર ડળીગઇ.

**ડળી**, સ્ત્રી૰ ઘોડાના સાજમાંનું ઉનનું જાડું ગોદડી જેવું કપડું; ઢળી; બેસના પહેલાં ઘોડાની પીઠપર નાંખવાનો જાડો ને પેચો ઉનનો કકડો.

**ડંકાપલ્લવી**, સ્ત્રી૰ નગારા ઉપર ડંડા મારી સમજાવવાની એક સાંકેતિક ભાષા તે; ડંકાની સંખ્યા અને ધીમા ઉતાવળા કે ભારે અવાજથી અમુક અર્થ સમજવાની જે ગોઠવણ તે; એક સાંકેતિક ભાષા. ક૰ રપલ્લી, નેત્રપલ્લવીની માફક ડંકાપલ્લવી. તાર ટોગ પાડવાની સાંકેતિક ભાષામાં આવે છે -ખટ વાગે કે નોબતે ડંકા પડે એટલે ઉઠીને કૃચ કરવી. ઉ૰ ડંકો વાગ્યો ને લશ્કર ઉપડ્યું.

**ડંકો**, પું૰ [ સં. દંડ ] લાકડાનો નાનો ને પાતળો કકડો; બિલ્લસ કે તેથી લાંબો જાડાઇના પ્રમાણ પ્રમાણે લાંબો દંડીકો. (૨) સાંઠા-વાસ વગેરેનો એક ગાંઠાથી બીજા ગાંઠાની વચલો-નગારાં વગેરે વગાડવાનો લાકડાનો કકડો.:-શેલડીનો ડંકો, નગારાનો ડંકો-ડાંડિયો. (૨) લાકડીનો કકડો કે મોગરી, નગારા અથવા ધાતુને મારતાં નીકળતો આઘાત જનિત અવાજ તે; ટકોરો; પ્રહારનો અવાજ તે.:-ત્રણ વાગ્યા ત્યારે ઘડિયાળમાં માત્ર બેજ ડંકા થયા. (૩), જયજયકાર, જયઘોષ; વિજય કે લોકના ધન્યવાદનો વાતાવરણમાં પડતો પડઘો તે; નામના; પ્રખ્યાતિ; વાહ વાહ.:-દાદાભાઇ! ડંકો થયો દેશ અને પરદેશ. (૪ ડુગડુગી જેવું જાડા ચામડાનું એક વાજું. આ વાજું રાજ્યચિહ્‌નમાંનું એક ગણાય છે અને રાજા વગેરેની સવારી આગળ તે ઘોડા કે ઉંટ ઉપર મુકી તેનો અવાજ કરવામાં આવે છે:-ડંકો નિશાન અને છડી. (૫) જાહેરાત. ટકેરો. (૬) ધાક; હાક; વિજયહેર. ક્રિ૰ પ્ર૰ ડંકો વગાડવો=જેજેકાર કરવો. હાક વગાડવી. નામના-ખ્યાતિ મેળવવી; નામ કાઢવું. ડંકો દેવો=વિજયની સ્વારીએ ચઢવું; ઉત્સાહભેર મોટું કાર્ય કરવાને ઉપડવું:-નગારે ડંકો દેવો=સ્વારીએ જવાને બોલાવવું; એકઠું કરવું. વિજયનો ઉદ્યોગ આરંભવો.

**ડંખ**, પું૰ [ સં. દંશ ] દંશવું-ડંખવું તે; કરડવું તે; ચટકો દેવો-ભરવો તે; તીણાદંત અથવા અણીદાર આંકડો ભોંકવો તે; ઉંડુ આઘાત; ત્વચામાં ભોંક કે ઉંડ પડે એવી કરડ:-આગ નોળથી વિંછીં ડંખ ઉપર મારી જશે. ચોટ; ચટક, ચટકો. (૨) આંકડો; અણી; ઝેર ભરેલો અને

તરછોડતાં ભોંકાઇ જાય એવો તીણી અ-
ણીવાળો વિંછી ને મચ્છર વગેરેનો અવયવ
તે.:-ડંખ કાપી લઇ વિંછીને છુટો મૂકી દો.
(૩) ચણચણે-સાલે એવો હૃદયમાં થયેલો
કઠણ વાણી વગેરેનો આઘાત તે; ઉંડું
અંતઃકરણ દુખાવું તે. (૪) ઝેરી લાગણી;
દ્વેષ; ઉંડી વેરભાવના તે; વેર-ઝેર રખાવે
એવી મનમાં સાલી રહેલી ચોટ તે.

**ડંખવું**, ક્રિ૦ અ૦ ચટકો અથવા ડંખ દેવો;
ચટકવું; આંકડો મારવો; ઝેરી અણિયું
ભોકવું; ટોચવું. (૨) ચીપટી ભરાવી;
ચામડીને ભોકાયા માફક લાગવું.:-નવો
જોડો ડંખે છે. (૩) અંતઃકરણ દુખાવું;
અસર થવી; મનમાં સાલવું; લાગણી
થવી; ખટકવું.:-એતે માટે મારું મન
ડંખે છે. (૪) વેર ઝેરની તીખી ચાલુ
લાગણી રહેવી.

**ડંગ**, અ૦ આશ્ચર્યથી દિઙ્‌મૂઢ બનવું તે;
ચકિત; સ્તબ્ધ; વિસ્મયમાં ડુબી ગયેલું
હોય એમ. જુ૦ દંગ.

**ડંગો**, પુ૦ દંગોફિસાદ; બંડ; તોફાન.

**ડંગોરું**, ન૦ ડંગોરો.

**ડંગોરો**, પું૦ [ સં. दंडक ] જાડી ટુંકી લા
કડી; ધોકો; નાની-ટુંકી ડાંગ.

**ડંડ**; પું૦ [ સં दंड ] દંડ.

**ડંડવું**, જુ૦ દંડવું

**ડંડાઇ**, સ્ત્રી૦ ડાંડાઇ; દાંડિયાપણું; કોઇ કરાર
કે કામકાજની બાબતમાં વ્યવહારથી ઉ-
લટા-મારફાડિયા જેવા થઇને ચાલવું તે;
લુચ્ચાઇ; દોંગાઇ. વ્યવહારની રીતે નહિ
પરંતુ દંડ દેખાડીને વર્તવાની જે વૃત્તિ તે;
ડંડાબાજી. એકવાર કબુલ કરી બળાભિ-
માનથી ફરી જવાપણું તે.

**ડંડાવું**, ક્રિ૦ અ૦ દંડાવું; દંડ આપવો પ-
ડવો; નુકસાન આવવું; ગેરલાભ થવો;
શિક્ષા થવી; સહન કરવાનો વખત આવવો.

**ડંડિયો**, પું૦ બે કકડા જોડીને બનાવેલો સા-
ડ્લો. રાતી ભોંય અને અંદર ધોળી લી-
ટીઓ હોય એવું સ્ત્રીઓને પહેરવાનું લુગડું.
ડંડિયું=વિ૦ દંડ-થાંભલાપરનું:-એક ડં-
ડિયો મહેલ.

**ડંડીકો**, પું૦ દંડીકો; દાંડિયો; નગારું-ઢોલ
વગાડવાની નાની પાતળી લાકડી. (૨)
પેરાઇ; સરકટ અને વાંસ વગેરેના સાંઠાની
બે ગાંઠો વચ્ચેનો સીધો ભાગ તે; દંડો;
માથાવાળો લાકડાનો સળિયો.

**ડંડુકો**; પું૦ [सं. दंड] નાનો લાકડી જેવો
પાતળો લાકડાનો કકડો:-વળીના ડંડુકા;
નાની ટુંકી લાકડી; ડંડો.

**ડંડો**, પું૦ [सं. दंड] દંડો; એક હાથ લં-
બાઇની નાની-ટુંકી લાકડી; ડંડુકો; ડાં-
ડિયો. (૨) લાંઠ; મારફાડ કરી કે આંખ
દેખાડીને કામ કાઢી લે એવો ને લુચ્ચો
માણસ; પૈસાટકા વગરનો, ખાલી દમ ભ-
રાવી-દોંગાઇ ચલાવીને ગુજારો કરનારો;
ફગડંડ; ડાંડ; નાગો; બેશરમો.

**ડંણું**, ન૦ ડહેરો; તોફાની ઢોર ઉતાવળું નાસી
શકે નહિ તે માટે તેના આગલા પગો વચ્ચે
રહે એવી રીતે તેને ગળે બાંધવાનું આડું;
જાડું લાકડું; ડણું.

**ડંફાણ**, સ્ત્રી૦ ડંફાસ; બડાઇ મારવી તે; પો-
તાની મોટાઇ-બળ વગેરેની બઢાવી બ-
ઢાવીને વાત કરવી તે.

**ડંફાસ**, સ્ત્રી૦ બડાઇની વાત.

**ડંબર**, ન૦ [सं. आडम्बर] ડોળ; ફટાટોપ;
દેખાવ; ફુલારો. (૨) ધટા; ધુમ્મટ; ઘેરા-
વો.:-મેઘાડંબર. 'ડંબર' ક્યાંહિં વપ-
રાતું નથી !

**ડંભારણ**, ન૦ ડામ પડે એવું જે તે; ભોરણું.
(૨) ડબસામણું. (૩) ઉપકાર કર્યાનું મ-
હેણું; વાગ્બાણ.

**ડંભાવવું**, ક્રિ૦ સ૦ ડામ દેવરાવવો; વિકાર
થતો અટકાવવા માટે બાળી મૂકવું;
ચપકા દેવરાવવા; લોઇા લેવા.

ડંશ, પું૦ કીનો; ઉંડા વેરની દાઝ.
ડંસ, પું૦ [સં. दश] દંશ; ડંખ. (૨) કીનો.
ડંસવું, જુ૦ ડંખવું.
ડાઇ, સ્ત્રી૦ ડહાપણનું કામ તે; સારી સમજની સુલેહ; સંધિ; સમાધાની.:-લડાઇમાં ફલાણા ઠાકોરે પહેલાં ડાઇ કરી.
ડાઇનો ઘોડો, પું૦ છોકરાંની ઘરમાં રમવાની એક રમત. 'દહિનો ઘોડો' ઘાસ ખાનારો નહિ પણ દૂધ દહિં ખાનારો ઘોડો=છોકરો. આ રમતમાં એક છોકરાની આંખો ઉપર બીજો છોકરો હાથ રાખે છે ને પછી રમનારા છોકરાઓને સંતાઇ જવાનું કહે છે. જેની આંખો તેઓ સંતાઇ જાય ત્યાં સુધી દાબી રાખેલી હોય છે તેને છુટો મૂકતાં આંખો દાબનારો કહે છે કે-દહિંનો ઘોડો પાણી પીતો રમતોજમતો છુટસુટ.
ડાક, ન૦ [સં. ढक्का] એક જાતનું ચામડાનું વાજું; ડુગડુગિયું; નાનું ઢોલ; શંકરનું આ ખાસ વાદિત્ર ગણાય છે. ડાકલું, ડાખલું. ઉ૦ ડાકડમરુ શિવજી વિજયાના ભોગી.
ડાક, સ્ત્રી૦ કાગળ પત્તરો અને મુસાફરોને એક ઠેકાણેથી બીજે ઠેકાણે પહોંચાડવાની કાસદો અને ટાંગાઓ વગેરેવાળી ગોઠવણ તે; ટપાલ. ડાક ગાડી=ટપાલ લઇ જનારી ગાડી-મેલ. ડાક બંગલો=મુસાફરોને ઉતરવાનું મકાન; ધર્મશાળા; મુસાફરખાનું.
ડાકચોકી, સ્ત્રી૦ ટપાલવાળાઓ અને મુસાફરોને વિશ્રાંતિ લેવાનું અને તેઓનું લુંટારાઓથી રક્ષણ કરવાને અમુક અંતરે રાખેલી રક્ષકોની ગોઠવણવાળું થાણું; ટપ્પાચોકી. આવે ઠેકાણે કાસદો અને ઘોડાઓ બદલાય છે. વળી જકાતી માલ હોય તો તેની તપાસ થાય છે અને જકાત લેવાય છે, તેમજ તેઓની આવજામાં ખલેલ પડે નહિ ને લુંટારૂઓ તેમને હેરાન કરે નહિ તેની દેખરેખ પણ રખાય છે.
ડાક્ટર, પું૦ [સં. Doctor] વૈદ; ચિકિત્સક. (૨) પંડિત; મોટો વિદ્વાન; કવિવર.
ડાકડમાક, પું૦ ભભકો; રોફ; મોટો ઠાઠમાઠ. ઉ૦ કાઢી નાંખો એ ડાકડમાક.
ડાકડમાળ, ન૦ ભાગ્યો તૂટ્યો પરચૂરણ સરસામાન; ભાગ્યાતૂટ્યા સરસામાનનો જથો, -ખાલી ભગવો તે.
ડાકણ, સ્ત્રી૦ [સં. डाकिनी] સ્ત્રી જાતિનું એક ભયંકર ને હઠીલું ભૂત; પિશાચિણી. એમ કહેવાય છે કે, ડાકણનો બરડો પોલો હોય છે, અને તે બહુજ ભુખાળવી હોય છે. (૨) મેલી વિદ્યા જાણનારી સ્ત્રી; જાદુગર બાઇડી; જેની ખાઉધર તરીકે નજર લાગે એવી સ્ત્રી; દેખાવે ભયંકર હોય એવી સ્ત્રી. (૩) ગાજરમાંની લીલી નસ; ગાજરનું ડિંટું ને અંદરનો કઠણ રેસો. કહે૦ ડાકણ પહેલી ઘરનાંને ખાય. ડાકણ કુંડાળું=ઉતારની આસપાસ પાણીનું જે કુંડાળું કરવામાં આવે છે તે. ડાકણ કુંડું=ડાકણ કુંડાળું. ડાકણ કોઠો. ડાકણ કોઠા=છોકરીઓ ધૂળની પાળ કરી સાત કોઠા પાડી જે રમત રમે છે તેમાંનો દરેક અકેકો કોઠો તે.
ડાકણી, સ્ત્રી૦ ડાકણ. (૨) વિ૦ ડાકણ જેવી; નઠારી ભુખાળવી ને ભયંકર સ્ત્રી. ખાઉધરી.
ડાકણુ, વિ૦ ડાકણ જેવું; ખાઉધરું; ભુખાળવું; ખાઉખાઉ કર્યા કરે અને નજર લગાડે એવું (માણસ)
ડાકલિયો, પું૦ ડાખલિયો; ડાખલું વગાડનારો; ભુવાનો શાગરિદ. ઉ૦ ભુવા ડાકલિયા બોલાવિયા.

**ડાકલી**, સ્ત્રી૰ દાખલી; છજુ.

**ડાકલું**, ન૰ ડાખલું.

**ડાકિયું**, વિ૰ દૃષ્ટિવિકાર ઉત્પન્ન કરે એવું; ડાકણની માફક વળગે એવું. (૨) ખાઉ ધરૂં.

**ડાકુ**, ન૰ લુંટ. (૨) લુંટારો. (૩) ધાડ પાડવી તે

**ડાકો**, પું૰ લુંટ. (૨) લુંટારો.

**ડાખલું**, ન૰ [સં.ડાક] નાના ઢોલના આકારનું ડુગડુગિયું વાજું; ડાક; ડાકલું; ભુવાવાધરી અને ભૂતપ્રેત કાઢનારા ને ધુણાવનારાઓને વગાડવાનું વાજું. ક્રિ૰-પ્ર૰ ડાખલું બેસાડવું=નવરાત્રિમાં માતાના સ્થાપન આગળ ડાખલું વગડાવવું તે. (૨) ભૂત કઢાવવાને માટે ભુવાઓને બોલાવી ભૂત ધુણીને જાય નહિ ત્યાં લગી રોજ વગડાવવું તે; ડાખલું માંડવું.

**ડાગ**, જુ૰ ડાઘ. (૨) ધાબું.

**ડાગવું**, ક્રિ૰ અ૰ નોંધવું; ઉતારી લેવું; લખવું. દિવાની અદાલતોમાં વપરાય છે.

**ડાગળી**, સ્ત્રી૰ વિવેકી વિચારનું કેન્દ્ર સ્થાન; ભેજું; સારાસાર વિચાર કરીને કાર્ય કરવાની જે સમજશક્તિ સ્થાન તે; મગજ. (૨) અક્કલ; બુદ્ધિ, મતિ; સમજણશક્તિ (૨) ગોળ દાટા જેવી પગી; થીગડી; ગાબડી.

**ડાગળો**, પુ૰ વિદૂષક; જાડકણુ; રંગલો. (૨) ગાડાનો વાંસો. (૩) દટ્ટો.

**ડાઘ**, પું૰ [સં. દાગ] સ્વચ્છ ને એક રંગી સપાટી ઉપર પડેલો કાળો કે વિરંગી ડપકો તે; રંગ કે મેલનું ધાબું; એક રંગની ભૂમિ ઉપર પડેલો બીજા રંગનો લિસોટો, છાંટો કે ડપકો તે; ડાઘ, દાગ. (૨) કલંક; લાંછન; આળ; બટ્ટો. (૩) કીનો વેર; ખાર.

**ડાઘાડુઘી**, સ્ત્રી૰ એક રંગી સપાટી–ભૂમિપર પડેલ. છાંટા ડપકા કે લિસોટા વગેરેનાં ધાબાં તે; ધાબાં, છાંટા, છેકા વગેરે પડેલું હોવું તે; મલિનતા; ગદવાડ જેવું જે તે; ચહેરાયેલું; છેકછાક થયેલું અને તેથી એકરંગી–એકધારૂં નહિ રહેલું હોય એવું જે તે. ઉ૰ ડાઘાડુઘી નવ દેખીએ. ક. દ. ડા.

**ડાઘિયું**, વિ૰ ખારીલું; વેરીલું.

**ડાઘિયો**, પુ૰ મસ્તાન કુતરો; મોટો જબરો ને ફાડી ખાય એવો ભયંકર કુતરો; ઝેરીલો કુતરો.

**ડાઘી**, ત્રિ. ખારીલું.

**ડાઘુ**, પું૰ [સં. दाहक] બાળનાર; મડદાને સ્મશાનમાં લઇ જઈ બાળનારો; મડદાને બાળવા જનાર; ખાંધિયો.:–તેને ડાઘુમાં જવું પડે માટે અહિંથી ઉઠયો નહિ.

**ડાઘેલ**, વિ૰ ડાઘવાળું. (૨) ખારીલું; જેના અંતરમાં વેરનો ડાઘ–દાહ લાગી રહેલો હોય એવું; (૩) બળેલું; દઝાયેલું.

**ડાઘો**, પું૰ ડાઘ. (૨) વકરેલો કુતરો. (૩) તંદુરસ્ત, તાજો જબરો ને વકરેલો હોય એવો જે તે. (માણસ) દોગો.

**ડાચાકુટ**, સ્ત્રી૰ ખાલી બોલ બોલ કરવું તે; માથાઝીક.

**ડાચાબળિયું**, વિ૰ બોલતાં થાકે નહિ એવું; બહુ બોલકણું.

**ડાચું**, ન૰ તળે ઉપરનાં બે જડબાં ને ઓઠ નાકવાળો મોઢાનો ભાગ તે; મોં; મુખ; મોહું; ચાડું. (૨) જડબાં બહાર નીકળી આવવાથી ભયંકર અને તરેહવાર દેખાતું લાંબું સુકું મોં તે (૩) જડબું; લાંબું મોં.

**ડાટ**, પુ૰ દાટ; દટંતર; દટાઇને પાયમાલ થઇ જવું તે; દટાયાથી નાશ થવો તે; ઉંધું વળી જવું તે; મોટું નુકસાન થઈ જવું તે; સત્યાનાશ જવું તે, જેનો ઉપાય થઇ શકે

નહિ એવો ભાર આવી પડવો કે ઘાણુ વળી જવો તે. ઉ૦ ડોસીએ તો ડાટ વાળ્યોરે, હૈયાનો હરખ ટાળ્યો રે. ક્રિ૦ પ્ર૦ ડાટવાળવો=તદ્દન ખરાબ કરવું, ઉંધું વાળીદેવું; ધૂળધાણી કરી નાંખવુ.

**ડાટણું**, ન૦ ડાટાનું કામ કરે એવું જે તે; દાટા કે મુખબંધ તરીકે વપરાય એવું જે તે; બારસાખની ઉપરનું—નીચે જેવો ઉંબરો તેવુંજ • ઉપલા ચોકઠામાં બેસતું લાકડું તે. (૨) ડાટવાનું જે કામ તે; ડાટવું તે.

**ડાટવું**, ક્રિ૦ સ૦ દાટવું; જમીન ખણીને તેમાં ઘાલવું-પુરીદેવું તે; જમીનમાં સંતાડવું; જમીનમાં ખાડો ખોદી કોઇ પણ વસ્તુને તેની અંદર મૂકી ઉપર માટી વાળી દેવી તે. (૨) ભૂમિદાહ કરવું; ખોદી ઘાલવું:—હિંદુ સિવાય બીજી પ્રજાઓ પોતાનાં મડદાંને દાટે છે. (૩) દાબીદેવું; નહિ ચર્ચવું કેનહિ ખુલ્લું કરવું:—એ વાતને હાલ ડાટી દો. કહે૦ ડાટ્યા ભૂલે પણ લખ્યા ન ભૂલે.

**ડાટી**, સ્ત્રી૦ ગીરદી; ભીડ; ભરાવો; દાટી; દટી.

**ડાટો**, પું૦ દાટો; શીશી કુલ્લું વગેરે સાંકડા મોંનાં પ્રવાહી ભરવાનાં વાસણનું સાંકડું ને નાળચા જેવું મોં બંધ કરવાનું લાકડા કે કપડાનું ઢાંકણ તે; દટ્ટો; ડુચો; નાળચા જેવા મોંમાં બેસી રહે એવો જાડો લાકડાનો કકડો કે લુગડાનો—કાગળનો ડુચો તે. ક્રિ૦ પ્ર૦ ડાટો દેવો= બંધ કરવું; ડુચો દેવો. ડાટો મારવો=બંધ કરવું; નાળચામાં દટ્ટો ઘાલવો, બંધ કરવું; દ્વાર પુરવું. ડાટા કરવા=ઉપવાસને આગલે દિવસે પેટપૂર ખાવું. જુ. દાટો.

**ડાઢ**, સ્ત્રી૦ દાઢ [સં. दंष्ट्रा] જડબાંમાંના તળે ઉપરના ખોરાક ચાવવા-દળવાના જે દાંત તે. (૨) પકડ. ક્રિ૦ પ્ર૦ ડાઢમાં ઘાલવું= ખાઇ જવાનો પક્કો ભાવ કરવો, લક્ષમાં લેવું, ખાઇ જવાનો મનસુબો કરવો. જુ૦ દાઢ.

**ડાઢરખી**, સ્ત્રી૦ અવાળુ.

**ડાઢિયાળો**, પું૦ દાઢીવાળો; પુખ્ત ઉમ્મરે પહોચેલો—જેને દાઢી મુંછ ફુટેલાં હોય એવો મરદ આદમી.

**ડાઢિયું**, ન૦ રોજદાર; દનૈયું મજુર; દાઢિયું.

**ડાઢી**, સ્ત્રી૦ દાઢી; ગાલ હડપચી અને ગળા ઉપરના નિમાળા—વાળનો સમૂહ તે. (૨) હડપચી.

**ડાઢું** ન૦ ગાલ હડપચી ને ગળા ઉપર પુખ્ત વયના પુરૂષને આવતા વાળનો જથો તે; દાઢું; ચિબુક.

**ડાપણ**, ન૦ ડહાપણ; ડહાયાપણું; શાણપણ.

**ડાફરિયાં**, ન૦ જડે કે પત્તો લાગે નહિ તેમ છતાં આમ તેમ જોયા કે તપાસ્યા અથવા શોધ્યા કરવું તે, ફાંફાં. ધ્યાન—અવધાન વગર જોવું રખડવું તે; વિસ્મયથી કે મનના અસ્થૈર્યથી આમ તેમ ચકિત થઇ જોવું કે રખડવું તે. (૨) રામાટામા કરવા તે; ખાલી શૂન્ય મન હોવા છતાં દેખાવ કરવો તે:—એ ઘોડી ઉપરજ ફાઇલ છે ને શા માટે અમસ્તો ડાફરિયાં મારે છે?

**ડાફુ**, ન૦ ડાચું ફાડીને એકદમ બચકું ભરવા જવું તે; લોંતિયુ. (૨) બચકું; કરડ:—કુતરાએ બે ડાફાં ભર્યાં. (૩) ચોર.

**ડાફોળિયાં**, ન૦ ખાલી શૂન્ય—અનવધાન મને આમ તેમ જોવું—વગખાંમારવાં તે; ફાંફાં; ડાફરિયાં:—શહેરમાં આમતેમ ડાફોળિયાં મારવા જતો ના, નહિ તો કદિક ગાડી તળે કચરાઇ જઇશ.

**ડાબ**, પું૦ દાબ; દબાણ તે; ધાક; અંકુશ; બીક; રોફ:—છોકરાં ઉપર ડાબ ગઅને નહિ તો ગંઠશે નહિ. (૨) ડાબવું તે.

**ડાબડિયું,** વિ૰ દાબડીના જેવું; દાબડી ઘાટનું:-ડાબડિયું તાળું.

**ડાબડી,** સ્ત્રી૰ ઢાંકણાવાળું નાનું પાત્ર; ડબી; દાબલી.

**ડાબડો,** પુ૰ ઢાંકણાવાળું મોટું પાત્ર; ડબો; દાબલો:-ઘરેણાંનો દાબડો ડોસીએ સંતાડી દીધો. ટીમણનો ડાબડો ભૂલી ગયા તો પછી ભૂખે ઠોકાશો. (૨) ગોળ પડઘી જેવો આખો નખ:-ઘોડા અને ગધેડાને પગે ચિરાયેલો નખ નહિ પણ આખો દાબડો હોય છે.

**ડાબણ,** ન૰ દબાણ; ભાર; બોજો કે જેની નીચે મૂકેલી વસ્તુ દબાય તે. (૨) દાબવું તે; દાબવાની ક્રિયા તે; દાબવાનું યંત્ર તે; ડાબણિયું.

**ડાબણિયું,** ન૰ દાબવાનું યંત્ર; જેનાથી વસ્તુ દબાય તે. (૨) પોલા મોનું વાસણ. (૩) બારસાખના ચોકઠા ઉપરનું દબાણ રાખનારૂં લાકડું-પાટિયું.

**ડાબરિયું,** જુ૰ 'ડાબણિયું.

**ડાબલિયાળ,** વિ૰ ડાબિયાળ; ડાબી બાજુએ રહીને હિંડનાર-કામ કરનાર; ડાબોડી.

**ડાબવું,** ક્રિ૰ સ૰ નીચે મૂકેલી વસ્તુ ચગદાય-ચંપાય એમ કરવું તે; દાબવું; ચાંપવું; નીચે કે અંદર જાય એમ કરવું. ( ૨ ) અટકાવવું; બંધ પાડવું. ( ૩ ) છુપાવવું; સંતાડવું; નહિ જાહેર થવા દેવું. ( ૪ ) લાંચ આપવી; નરમ પાડવું. પીલવું ચગદવું; ઠેલવું; ઘાલવું; મૂકવુ, ઉપડે-ઉંચું થાય નહિ એમ કરવું.

**ડાબાજમણી,** અ૰ વારાફરતી બન્ને બાજુએ; જેમ વારો આવે તેમ ડાબી અને જમણી તરફ; દક્ષિણ ને ઉત્તર બન્ને દિશા તરફ વારા ફરતી ફરતું રહે તેમ.

**ડાબિયેલ,** વિ૰ ડાબોડી, ડાબી બાજુએ જેને કામ કરવું ફાવતું હોય એવું.

**ડાબું,** વિ૰ પૂર્વ ભણી મોં કરી ઉભા રહેતાં આપણા શરીરની ઉત્તર તરફની બાજુ તે; બે હાથમાંનો ઉત્તર તરફનો હાથ તે ડાબો; પૂર્વ તરફ મોં રાખીને ઉભા રહેતાં ઉત્તર ભણીનું (અંગ) તે સંબંધી; જમણાથી ઉલટું; સવ્ય. (૨) અળખામણું, અણમાનીતું; અળગું:-એને ડાબો કરો એટલે બસ.

**ડાબોડી,** વિ૰ ડાબે હાથે કામ કરનાર; જેને ડાબે હાથે કામ કરવાની આદત પડેલી હોય એવું.

**ડાભ,** પું૰ [ સં૰ दर्भ ] પાતળી સાંકડી ને ધારદાર પાનડાંવાળું એક ઘાસ; કુશ; જંગલી કાશ.

**ડાભડો,** પું૰ જંગલી-વધારે આકરો દર્ભ તે. (૨) દાબડો; ડબ્બો.

**ડાભોડિયું,** વિ૰ ડાબોડી.

**ડામ,** પું૰ [ સં. दग्धम् ] ચામડી ઉપર ગરમ વસ્તુનું જે ચકામું પડે છે તે; ગરમ ધાતુ કે દેવતા અડકવાથી ચામડી બળી જઇ જે ડાઘ પડે છે તે અને ચામડી બળતાં જે તીવ્ર દુઃખની અસર થાય છે તે; ચપકો; ગરમ ધાતુ કે અંગારાનો સ્પર્શ અને તેનો ડાઘ તે. (૨) ટીકો; ચાંલ્લો; ચપકો; કંઇ નહિ એવો અર્થ પણ રાખે છે:-એના કપાળમાં શું ડામ ? (૩) ટાઢો. જેમ ગરમ ધાતુ વગેરેના ચપકાથી ચામડી બળી જાય છે તેમ અત્યંત ટાઢી વસ્તુના સ્પર્શથી પણ ચામડી બળે છે અને એવી ટાઢી વસ્તુનો જે ચપકો તે ટાઢો કહેવાય છે. કેટલાંક દરદોના ઉપાય તરીકે ડામ દેવાય છે. પ્રત્યાઘાતક-સામી અસર કરવી એ ડામ ચિકિત્સાનું લક્ષણ છે. ક્રિ૰ પ્ર૰ ડામ દેવા= ગરમ ધાતુથી ચપકા દેવા. ડામ ચાંપવા= દઝાડવું; ચપકા દેવા. રૂ૰ પ્ર૰ એને આપ-

વાનું નથી એવા અર્થમાં ' એમ કહેવાય છે કે ' એને શું ડામ દે! '

**ડામચિયો**, પું૦ ગોદડાં મૂકવાની ઘોડી, પાટ

**ડામણ**,—ન૦ ઘોડાં ગધેડાં દોડીને નાસી જાય નહિ તે માટે બન્ને છેડે ગાળાવાળું જે લાકડું તેમને પગે બાંધવામાં આવે છે તે. (૨) રેંટિયાના આરાઓ ઉપર જે દોરી બાંધવામાં આવે છે તે (૩) અંગરખાની ચાળનું ઓટણ. (૪) સુકાનને ડાબી તરફ ફેરવી વહાણને જમણી તરફ વાળવું તે.

**ડામર**, પું૦ લાકડાં અને ખનિજ કોલસાની ધુણીમાંથી ભગતો એક જાતનો કાળો ખરડ પદાર્થ, રાળ; સુકાં લાકડાંની ધુણી અથવા વરાળનો જામેલો કચરો કે જે ઉનો કરતાં લાખની માફક ઢીલો થાય છે તે. ડામરનાં કાળાં ગચિયાં આવે છે. તે ભાગમાં બરડ હોવાથી ટકડા થઈ ઉડી જાય છે. એના ભુકાને વાસણમાં ભરીને દેવતા ઉપર મૂકવાથી ખદખદીને ઓગળે છે. લોઢા ઉપર કાટ ચઢે નહિ અને લાકડું ખડી જાય નહિ તે માટે ડામર લગાડાય છે જર્મન રસાયનીઓએ ડામરમાંથી ખાંડ અને જુદી જુદી જાતના રંગો બનાવવાનું શોધી કાઢયું છે.

**ડામવું**, ક્રિ૦ સ૦ ગરમ ધાતુ કે અંગારાથી ચામડી ઉપર ચપકો દેવો; દઝાડવું; બાળવું. (૨) ઘોડાં ગધેડાને પગે ડામણ બાંધવું

**ડામાડોળ**, વિ૦ આમ તેમ ડગમગતું હોય તેવુ; આમ તેમ ડોલ્યા કરતું હોય તેવું (૨) ડગુમગુ; અસ્થિર, ચચળ; એકકે બાજુ તરફનું નમણ નક્કી નહિ જણાય એવી સ્થિતિમાં રહેલું.

**ડામીસ**, વિ૦ [અં.] જેને બદનામી લાગેલી હોય તે; જે ગુનેગાર ઠરી કેદખાને જઈ આવેલો હોય તે; જાણીતો—છપાયેલો ચોર—ગુનેગાર. (૨) નાપાક; નીચ.

**ડામેલ**, વિ૦ ડામેલું; જેને ડામ દીધેલો હોય એવું.

**ડાયરો**, પું૦ ડહાયા ડહાયા માણસોનો જે સમુદાય તે; ડહાયાઓનો મેળાવડો; ગવર્ણું, (૨) નાત—જમણ.

**ડાયું**, વિ૦ ડહાયું; શાણું; વિવેક વિનયવાળું.

**ડાયુંડમ**, વિ૦ ઘણું ડહાયું, ધીરૂ—શરમાળ.

**ડારો**, પું૦ ડર દેખાડવો તે; ધમકી, બીક; ભય બતાવવો તે; દહેશત. ઉ૦ ડોસે ડારો દઇ કહ્યું, હસવું ને થઇ હાણ

**ડાલર**, પું૦ [ અં Dollor ] ચીન તરફ, આફ્રિકાના અને અમેરિકાના ચાલતો ચાંદીનો એક ચલણી સિક્કો. ડાલરની કિમ્મત ચાર શિલિંગને દોઢ પેન્સ એટલે આપણા ત્રણ રૂપિયા ને દોઢ આના જેટલી ગણાય છે

**ડાલું**, ન૦ [ સં. डल्लक ] ખાણનો ટોપલો; વાંસ કે ઘાસની ગુંથણીનું કરંડિયા જેવું પાત્ર; ઘાસ, લાકડાં કે હલકી ધાતુનું કંઈ ભરવા મૂકવાનું વાસણ.

**ડાહપણ**, ન૦ ડહાપણ.

**ડાહ્યું**, વિ૦ [ સં. दक्ष ] ડહાપણવાળું; શાણું; સમજુક. (૨) બહુ ચીકણું, ઉંડો વિચાર કરનારૂં; ચિબાવલું, દોઢ ચતુર. ઉ૦ વહુવારૂ માણસરે, ડાહ્યાં બહુ થાશો માં, જળ ભરવા એકલડા રે, જમુના જાશો મા. ૨૦—૫૦ દોઢડાહ્યું=બહુ ચીકણું, ચિબાવલું. કહે૦ ડાહી સાસરે ન જાય ને ગાંડીને શિખામણ દે ડાહ્યો તે ઘરડો ડાહ્યો દીકરો દેશાવર ભોગવે ને ડાહી વહુ ચુલામાં પેસે. મૂર્ખ મિત્ર કરતા ડાહ્યો દુસ્મન સારો. ડાહીના ગાડા ને ગાંડીના ડાહ્યા.

**ડાળ**, ન૦ છોડ કે ઝાડના મુખ્ય થડમાથી નીકળતા ફાંટાઓમાંનો એકેક તે, શાખા; —ફાંટા, ક્રિ૦ પ્ર૦ ડાળે વળગવું=આશ્રય—આજીવિકાને સાધને બાઝવું, મધે લાગવું,

તારણ-ઉદ્ધાર-બચાવ થાય એમ કરવું. કહે૦ જે ડાળે બેસવું તે ડાળ ન કાપવી =જેનો આશ્રય લીધો હોય તે સાચવવું; છેદવું નહિ.

**ડાળખી**, સ્ત્રી૦ નાની ડાળી; કુંપળિયું; શાખા.

**ડાળખું**, ન૦ નાનું ડાળું; ઘણી ડાળખીઓ વાળી શાખા; ડાળ; શાખા પ્રશાખાવાળો ઝાડ કે છોડનો પાંદડાંવાળો અવયવ.

**ડાળાંપાંખડાં**, ન૦ ડાળીઓ ને પાંખડીઓ સાથે હોય તે; શાખા પ્રતિશાખા.

**ડાળી**, સ્ત્રી૦ નાનું ડાળું; શાખા; કિસલય.

**ડાળું**, ન૦ છોડ કે ઝાડના થડમાંથી નીકળેલો ફાંટો તે; શાખા; ડાળ. રૂ૦ પ્ર૦ ડાળાં પાંખડાં જુદાં કરવાં=ડાળીઓના ફાંટા અને પાંદડાંવાળા પલ્લવ વગેરે છુટું કરી નાંખવું. (૨) સાંધા-સંબંધ જુદા પાડી દેવા. આ છોકરાંને વિજોગ પડાવવો. (૩) છિન્ન ભિન્ન કરી નાંખવું.

**ડાંક**, પું૦ મોટી અને લીલી માખ. (૨) નંગને તેજ મળવા માટે તે જડતા પહેલાં તેની નીચે જે ચકચકિત પતરી મૂકવામાં આવે છે તે. (૩) ધાતુના સાંધા પુરવાને જે ભુકી મૂકવામાં આવે છે તે; રાય.

**ડાંખળી**, સ્ત્રી૦ છોડ કે ઝાડની જે નાની ને નાજુક ડાળી તે; કિસલય; જેને મહોર અને ફૂલ-ફળ વગેરે લાગે છે તે ડાળી. (૨) નાની ડાળીઓના કકડા તે; ફૂલ અને શિંગની પાંખડીઓનો ભુકો-રજ તે; ગોતર, ઘાસની સળીઓ.

**ડાંખળું**, ન૦ ડાળખું, ડાળી, કિસલય; કુંપળ. (૨) ડાળીનો સુકો કકડો; શાખાનો એક નાનો ભાગ-સુકો કે લીલો. (૩) ડાળીઓના કકડા-ભુકો.

**ડાંગ**, સ્ત્રી૦ મોટી લાંબી અને મજબુત લાકડી; છેડે લોખંડ જડેલી વાંસની લાકડી.

**ડાંગર**, સ્ત્રી૦ [સં. કડંગર] જેમાંથી પીળા કે લાલ ચોખા નીકળે છે એવું છાલાંવાળું ઘાસિયા ધાન્ય; શાલી; ભાત.

**ડાંગેર**, સ્ત્રી૦ જુઓ૦ ડાંગર.

**ડાંડ**, પું૦ દંડાથી-મારથી કામ લેનારો; અસભ્ય-લાંઠ માણસ. (૨) બૈરાં છોકરાં વગેરેનો માણસ; છડો-વાંઢો. (૩) લબાડ -લુચ્ચોલફંગો, ધૂર્ત-ઠગ. બેશરમો; લંઠ માણસ.

**ડાંડગાઇ**, સ્ત્રી૦ ડાંડાઇ.

**ડાંડગો**, પું૦ ડાંડ; લંઠ; લુચ્ચો; બેશરમો.

**ડાંડલી**, સ્ત્રી૦ ડાંલ્લી; ડાળી; ડાળખી; મૂળા વગેરેનાં પાંદડાં વચ્ચેની કુમળી કુંપળ. (૨) ડાંડી, નાનો હાથો.

**ડાંડલો**, પું૦ ડાંલ્લો, ડાંડો; કુમળી શાખા. (૨) પાનની અંદરનો રેસો; કુમળી ડાળીનો ફણગો-અંકુર. (૩) દંડો; હાથો; યંત્રાદિકનાં ચક્કર ફેરવવાનો હાથો; પકડ; આધાર તરીકે પકડાય એવો ખીલો:-વિમાનનો ડાંડલો. (૪) કાને પહેરવાની પાંદડી, વાળી કે વાળાનો લાંબો આંકડો.

**ડાંડા**, પું૦ જુવારના લીલા સાંઠાના કકડા; સ્વાદિષ્ટ રસભરેલા તાજા લીલા સાંઠાની પેરાઇઓ; હુડાં.

**ડાંડાઇ**, સ્ત્રી૦ ડંડાબાજી; લુચ્ચાઇ, ઠગવિદ્યા. (૨) જુઠું બોલી-ફરી જઇને કે ઓવરાવીને કામ કરવાની રીત-વૃત્તિ તે; દોંગાઇ. (૩) દંડો દેખાડીને ફરી જવાની રીત તે; નાગાઇ, ડાંડપણું કરવું તે.

**ડાંડિયાટોળી**, સ્ત્રી૦ ડાંડ માણસોની મંડળી; લુચ્ચા લફંગા ને જુઠા ઠગ દગલબાજોની ટોળી તે.

**ડાંડિયારસ**, પું૦ ભિલ્લાદિક લોકો હોળી અથવા બીજા તહેવારને પ્રસંગે સ્ત્રી પુરુષ એક સાથે કુંડે પડીને ડાંડિયા રમે છે. તે; એક પુરુષ અને એક સ્ત્રી એમ ગોળ કુંડાળે રહી દાંડિયાની રમત રમવી તે; રસિક

ખેલન; રાસ ખેલન; દાંડિયા રમવા તે. આ રમતમાં લડાયક ઢબે વાગતા ઢોલને લીધે દાંડિયા રમનાર વીર રસના ખૂબ તાનમાં ચઢી જાય છે માટે આને 'દાંડિયારસ' કહેવામાં આવે છે. આ એક અસલી અનાર્ય ભિલ્લ લોકનો નાચ છે. એમ કહેવાય છે કે, શ્રીકૃષ્ણ દરેક ગોપી દીઠ એક એક સ્વરૂપ ધારણ કરી રાસ-ડાંડિયાની રમત રમ્યા હતા.

**ડાંડિયું**, વિ૦ ડાંડાઇ કરનારૂં, ડાંડની માફક વર્તનારૂં-ચાલનારૂં; લુચ્ચું; ઠગારૂં; ધૂર્ત; લફંગું; ખીવરાવીને કામ કરાવી લે એવું. (૨) ન૦ લાંબા ધોતર કે સાલ્લાની વચલો ફાટેલો (ઘસાઇ ગયેલો) ભાગ કાઢી નાંખી બન્ને તરફના બે નહિ ઘસાઇ પિસાઇ ગયેલા કકડા સાંધીને બનાવેલું ટુંકું લુગડું.

**ડાંડિયો**, પું૦ ડાંડાઇ કરનારો; ડાંડ; લુચ્ચો; લફંગો. (૨) ડાંડી વગાડતાં વગાડતાં બધે ફરીને ચોકી કરનારો; રૈન ફરનારો; ડાંડી પીટનારો. (૩) લાકડાંનો ટુકો કકડો; ડંડુકો, દંડો; ઢોલ-નગારાં વગેરે વગાડવાનો લાકડાનો ડંકો.

**ડાંડી**, સ્ત્રી૦ જેના બન્ને છેડાઓ તરફ સમાનાંતર તાજવાનાં પલ્લાં રહે એમ કેન્દ્રથી પકડવાની લાકડી; તાજવાંની લાકડી (૨) પંખા વગેરેનો નાજુક પાતળો હાથો. (૩) દંડીકો મારવાથી વાગે એવી થાળી-ઘડિયાળ કે ચામડાનું વાજું તે. થાળી પીટવી-ડાંડી પીટવી, ડાંડી પિટાવ=ઢંઢેરો. (૪) ધજા ચઢાવવાની લાકડી, વાવટા કાઠી. (૫) સીધી કિનારી; એક સરખી સીધી ધાર તેઃ-નાકની ડાંડી.

**ડાંડો**, પું૦ લોઢા અથવા લાકડાનો લાંબો ને જાડો કકડો તે; ડંડૂકો; હાથો; લાઠો; આધાર માટે કે યંત્રાદિક ફેરવવા માટે પકડવાનો જે ખીલો તેઃ-વિમાનનો ડાંડો. (૨) દંડુકો, દંડો; જાડો અને ટુંકો લાકડીનો કકડો. (૩) લાટ; ધરી; લટ્ટો. (૪) પરાઇ; મુસળ. (૫) ફણગો; ગરજો; અંકુર; પ્રરોહ

**ડાંભવું**, ક્રિ૦ સ૦ ડામવું; દઝાડવું; અગ્નિ કે અગ્નિમાં તપાવેલી ચીજ ચાંપવી; દાખીને અડકાડવી. (૨) વિકાર પામે નહિ અથવા વિફરે નહિ તેમ કરવું; ખાળીચાંપીને દાબીદેવું.

**ડાંભો**, પું૦ એક વનસ્પતિ છોડ; એક ભાજી.

**ડાંલ્લો**, પું૦ કુમળો વનસ્પતિનો અંકુર;કુમળી શાખા. (૨) દંડ; ડંકો; નાનો લાકડી જેવો કકડો. (૩) હાથો; ખીલડો.

**ડાંસ**, પું૦ પાણીની સપાટીપર કે જમીનપર રહેતું ડંખ દેનારું પાંખોવાળું એક જંતુ; મચ્છર. મચ્છર કરતાં ડાંસ લગાર મોટા હોય છે.

**ડિંગ**, ન૦ (સ્ત્રી૦) ખોટી-બનાવટી વાત;ગપ; કાઇને ભ્રમમાં નાંખવાને કહેલી કે ઉડાડેલી અફવા; ખાલી બડાઇની વાત; ગર્ભછાંટ. ક્રિ૦ પ્ર૦ ડિંગ મારવી=ખોટી વાત ઉડાડવી; બડાઇ બતાવવાને બનાવટી જોડકણું જોડી કાઢવું. રૂ૦ પ્ર૦ ડિંગમારવી=અધિકાર ન હોવા છતાં અધિકાર છે એમ ખોટું જણાવી સત્તા ચલાવવી તે. ડિંગમારું=ખોટી બનાવટી મોટી-ગપ-વાત ઉડાવનાર.

**ડિંગરી**, સ્ત્રી૦ એક જાતની ભાજીનું શાક.

**ડિંગલું**, ન૦ સપાટી અથવા હદની બહાર દેખાતું અણિયું; અંતભાગ; શિખર; ટોચ; મથાળું; માથું:-જોત જોતામાં ડિંગલું ઉડાડી મૂકશે. (૨) કોઇ છોડ કે શુવેર વગેરેનો કુમળો શિખાંતનો ભાગ; નવો તાજો ગાંઠની ઉપર ફૂટી નીકળેલો અંકુર; શાખાપ્રાંત અને તેનો ઝટકે કાપીને જુદો

પાડેલો કકડો.:-થુવેરનું ડિંગલું. ઝટકો મારીને કાપી નાંખેલો શાખા ઉપરનો નાજુક કુમળો અવયવ-ભાગ તે. (૩) પાન વગરની બોડીરાડી દૂધ ભરેલી શાખા.

**ડિંગળ**, ન૦ ઘણી ડિંગોનો સમુદાય તે; બનાવટી-ખોટી વાતો તે; ખાલી બનાવટ; ખોટે ખોટું-ગપસપિયું જે વિતંડ તે; બનાવટી લાંબી વાત કે જોડકડું તે. (૨) ગાયન કે ગીતના રાગોનું લાબું પિંગળ તે. ડિંગળ ભાષા=ખોટી બનાવટની બાની; ડીડવાણું.

**ડિંટ**, ન૦ ડિંટું; ફળ જે ઠેકાણેથી ડાળી સાથે જોડાયેલું હોય છે તે ભાગ; ફળ, શિંગ વગેરેનો તે ભાગ કે જે ડાળી સાથે જોડાયેલો હોય છે. (૨) મૂળ; બીજ; જેમાંથી નવો ફણગો થાય છે તે વસ્તુ કે સ્થાન. ક્રિ૦ પ્ર૦ ડિંટ જવું=જડમૂળથી નાશ થઇ જવો; જેમાંથી નવી ઉત્પત્તિ થવાનો સંભવ હોય તે અવયવનો નાશ. ડિંટ કાઢવું=જડ મૂળથી કાઢી નાંખવું; નખોદ કાઢવું; કોઇ અવશેષ રહે નહિ એમ કરવું.

**ડિંટડી**, સ્ત્રી૦ થાનનું ટોચકું; સ્તન ઉપરનો બોરિયા જેવો અગ્ર ભાગ તે; સ્તનાગ્ર; ચુચુક.:-રજપૂતાણીની ડિંટડીએ ધાવેલો હોય તે તો કદાપિ ડરેજ નહિ.

**ડિંટકું**, ન૦ ડિંટું; અણિયું; અગ્રભાગ.

**ડિંટવું**, ક્રિ૦ સ૦ ડિંટામાંથી તોડવું; જે ઠેકાણેથી ડાળીને ફળ લાગેલું હોય તે ઠેકાણેથી તેને તોડીને ડાળી-ડાંખળીથી જુદું કરવું તે; ફળ, શિંગ ને ફૂલ વગેરેને તેના અગ્રથી જુદાં પાડવાં.:-ગુવારફળી ડિંટવી. (૨) ફળને લાગી રહેલી શાખા-ડાંખળીઓ તોડી નાંખવી, જુદી કરવી.:-કેટલાક લોક કેરાંને ડિંટીને આથે છે ને કેટલાક વગર ડિંટે આથે છે. ડિંટાવાળાં હોય તે ચપચપ પકડીને ખવાય છે.

**ડિંટી**, સ્ત્રી૦ ડિંટડી.

**ડિંટું**, ન૦ ફળનો તે ભાગ કે જે શાખા સાથે લાગેલો હોય છે; ડાળી અને ફળને જોડનારો જે ભાગ તે; ફલાગ્ર; શાખાનો અગ્રભાગ; વનસ્પતિનું કે અવયવનું અણિયું. (૨) ફૂલની ડાંખળી, ફૂલને લાગી રહેલી-જેની ઉપર ફૂલ આવેલું હોય તે નાની સળી જેવી શાખા.:-મરચાનાં ને ફૂલનાં ડિંટાં. (૩) મૂળ; જેમાંથી નવો પ્રરોહ નીકળે છે તે બીજનો અવયવ ભાગ.

**ડિંડ**, વિ૦ વાણિયાની એક જાતિ-નાત.

**ડિંડવાણું**, ન૦ ગોટાળાવાળું હોય એવું; ગડબાડરયું; ખરુંખોટું જાણીતું અજાણીતું એવું; અનિશ્ચિત ઠરઠેકાણા વગરનાં કામકાજ, વહીવટ વગેરે તે; ખોટું ખરું હમેશ જુઠે જુઠું ગેરવહીવટે ચાલતું હોય એવું જે કંઈ તે; જુઠું ખોટાઈ; અંધેરકરતુક. (૨) ગોટાળો; ગોલમાલ; અંધેર; ગેરવહીવટ; ખોટેખોટું તે. (૩) ખાલી ફટાટોપિયું જે કંઇ અધેર તે.:-આવું ડિંડવાણું લાંબો વખત નહિ ચાલે. ક્રિ૦ પ્ર૦ ડિંડવાણું ચલાવવું=ખોટે ખોટું-ઉપરથી થાથા થાબડી કરી જુઠાણું ચલાવવું તે.

**ડિંડવું**, ન૦ અંદરથી પોલું-પોચું માવો ભરેલો હોય એવું ફળ તે; ડોડું; ડોડવું; જિંડવું; છોડાવાળું અંદરથી પોચું એવું ફળ.:-આકડાનાં ડિંડવાં, ધંતુરાનાં ડિંડવાં. ખસખસ-અફીણનાં ને કપાસનાં ડિંડવાં. (૨) વનસ્પતિની કુમળી શાખા અથવા તેનો કકડો.:-થોરનાં ડિંડવાં બાફીને બાંધવામાં આવે છે.

**ડીચકું**, ન૦ ફળને શાખા સાથે જોડી રાખનારો અગ્ર ભાગ તે; ડિંટું. (૨) સપાટીપર ઉપસી આવેલો નાની ગાઠ જેવો સોચો તે; વરસોળી જેવી ગાંઠ-ગુંજ તે;

સપાટીની બહાર નીકળેલો જે ભાગ તે; અસંપૂર્ણ નાનો અવયવ. (૩) ટોચકું; શિખર; ગાંઠ જેવું ઉંચું અણિયું.:-નાકનું ડીચકું=ટેરવું.

**ડીચો**, પું૦ એક જાતનું પખી.

**ડીફવું**, ક્રિ૦ સ૦ મુશ્કેલીથી બનાવવું, કંટાળાથી મહા મહેનતે પુરું કરવું.

**ડીફીનાંખવું**, ક્રિ૦ સ૦ જેમતેમ કરીને પાર મૂકવું; કોઇ પણ પ્રકારે પુરું કરવું.

**ડીંડું**, ન૦ લીલી કુમળી ડાળાનો કકડો; પાન વગરનો લીલી શાખાનો અગ્રભાગ.:-થોરનું ડીંડું. (૨) જાડી ને ટુંકી લાકડી; નાની પરોણી; ગધેડાં હાંકવાની ઠરણી. (૩) લાકડાનો ટુંકો નાનો કકડો.:-તેણીને ટુંકારે ને ગધેડાને ડીંડાં-ડિંડું-ડિંડાં.

**ડીબું**, ન૦ ડચકો; ગાંઠ જેવું સપાટી ઉપર ઉપસી આવેલું ડીચકું તે; ઢેકો. (૨) ખીલું.

**ડીબો**, પું૦ ડચુરો; ડુમો; શોકના આવેગથી છાતી ભરાઇ આવી રહાય કે બોલાય નહિ એવું થઇ આવવું તે; છાતીની મુંઝવણ તે. (૨) મોટો લખોટો.

**ડીમચું**, ન૦ ઢીમચું; વેઢો; લાકડાનો બેડોળ કકડો.

**ડીલ**, ન૦ શરીર; અંગ (૨) દિલ; મન.

**ડીસાવાળ**, વિ૦ વાણિયાની એક નાત; બ્રાહ્મણ, વાણિયા કે બીજી વર્ણની એક ઓળખ.

**ડુઓ**, પું૦ ડુવો; રગડો; જાડું પ્રવાહી; તેલ દિવેલની નીચે ઠરેલો મેલ; અથાણાનો રસકસ. (૨) ડુચો; પ્રવાહી પદાર્થ પીરસવાનું હાથાવાળું વાસણ.

**ડુકરી**, સ્ત્રી૦ ભુંડણ, ડુકરની માદા.

**ડુકરો**, પું૦ ભુંડ; શુકર; નરડુક્કર. (૨) ગંદો ને જાડો ચરબી ભરેલો આણસ; ઢાંગો.

**ડુકાવું**, ક્રિ૦ અ૦ ચુકવું; ભુલાવું; ભૂલ ખવરાવવી તે; ડાયકીની રમતમાં છોકરાઓ બોલે છે કે-તેણે મને ડુકાવ્યો.

**ડુકીજવું**, તાકીજવું.

**ડુક્કર**, [સં. શૂકર] જાડું ગંદું અને કાતી જેવી લાંબી રાક્ષીવાળું ઘેટા જેવું ચોપગું પ્રાણી; ભુંડ; શૂકર; વરાહ; સુવર. આની મહેનસાજ ફરકવાળી ઘણી જાતો થાય છે ગામડાં કે શહેરોમાં થતી અને ગલીચ જણાતી જાત ભુંડ કહેવાય છે અને જંગલમાં રહેતી મોટી રાક્ષીવાળી જાત સુવર કહેવાય છે સુવર બહુ જોરાવર હોઇ તેના સપાટામાં આવનાર પ્રાણીને બહાર નીકળેલી કાતી જેવી રાક્ષીથી ચીરી નાંખે છે.

**ડુગડુગિયું**, ન૦ પહોળા નળા જેવું ને બન્ને મોઢે ચામડું મઢેલું હોઇ ગાંઠવાળા દોરીથી હલાવતાં વાગતું એવું વાજિત્ર; ડમરું; ડાખલું; ડુગડુગી. મદારીનુ ડુગડુગિયું.

**ડુગડુગી**, સ્ત્રી૦ ડુગડુગિયું; ડમરું; નાનું ડાખલું.

**ડુચો**, પું૦ મોટા વાડકા જેવું ટુંકા ડાંડાનું પ્રવાહી વસ્તુ પીરસવાનું વાસણ;ઓધરાળો.

**ડુચડો**, પું૦ ડુચો; ચિંથરનો ડબુચો, લોચો કે દારો તે. (૨) ગાભો;ચિંથરાનો જથો. (૩) ડુચો; જાડી પિછી-પોળવાની. (૪) મોટો કોળિયો; ગ્રાસ.

**ડુચવું**, ક્રિ૦ સ૦ પાણીના પાત્રને ઓઠ અડાડી પીવું; પાત્રને મોઢે માંડવું. (૨) ડુચા ભરવા; ગળવું; દારો મારવો. (૩) મોટે કોળિયે ખાવું.

**ડુચો**, પું૦ જુના લુગડાનો ફાટેલતુટેલો કકડો; ચિંથરું; ગાભો. (૨) ચિંથરાંનો લોચો; ગાભાઓના લોચાનો દારો. (૩) મોં ભરાઈ જાય એવો મોટો કોળિયો. ક્રિ૦ પ્ર૦ ડુચા કાઢવા = થકવી નાંખવું; ફાડી તોડીને કકડે કકડા કરી નાંખવું; ધમકાવવું. ડુચો મારવો=બંધ કરવું; પ્રવાહી કે ચૂર્ણ બહાર નીકળી પડે નહિ તે માટે સાણું-કાણું ચિંથરાં દાબીને બંધ

કરવું. મૌન રહેવું. મોઢે ડુચો મારો. (૪) તૂર; સુ થો :–ફટાકાના ડુચેડુચા ઉડી ગયા. ડુચા ઉડી જવા=રેજ રજ જેટલા કકડા–ગાભા થઇ આમ તેમ ઉડી જવા (૫) વિ૦ અશિક્ષિત; રાભો; કંઇ સ્વાદ રૂપ કે રસની કિમ્મત–તુલના વગરનો :–એ તો ડુચો છે' એને ગાય ગધેડાની શી ખબર? (૬) ખેડુત; કણબી; ગામડિયો.:–તમે ડુચા બાપડા શહેરીની સફાઇમાં શું સમજો.

**ડુણાઇજવું**, ક્રિ૦ અ૦ રંધાતાં દાઝયાથી ખ-રાબ વાસવાળું થઇજવું; દાઝયાથી વાસ કાઢતું થવું; રંધાતાં દાઝીજવું; દુણાઇજવું.

**ડુણાવું**, ક્રિ૦ અ૦ દુણાવું; રંધાતા અનાજનું દાઝવું; દાઝયા જેવી વાસવાળું થવું. (૨) મનમાં ચણચણવું; મનની અંદર ને અંદર બળવું–કઢવું.

**ડુપકી**, સ્ત્રી૦ ડુબકી; પાણીની અંદર પેસીજવું તે; માથે પાણી ફરી વળે તેમ પાણીની સપાટીની અંદર જઇ થોડીવાર અદૃસ્ય રહેવું તે.

**ડુપટ્ટો**, પું૦ બન્ને બાજુએ લબડતું રહે એમ પુરુષે ખભે નાંખવાનું વસ્ત્ર; ખેસ; દુપટ્ટો; પિછાડી, ચસોડો.

**ડુબકી**, સ્ત્રી૦ ડુપકી; પાણીમાં ડુબી રહેવું તે; માથા ઉપર પાણી ફરી વળે એમ પાણીમાં ઝંપલાવું તે. ક્રિ૦ પ્ર૦ ડુબકી મારવી=પાણીમા પેસવું; પાણીમાં ઉંડા ઉતરવું. (૨) ગુમ થવું; અદૃસ્ય થવું; દૂર ખસી જવું.'–તમે તે વખતે ક્યાં ડુબકી મારી ગયા હતા?

**ડુબવુ**, ક્રિ૦ અ૦ પાણીની અંદર જવું; પા-ણીમાં ગરક થઇ જવું; પાણી કે પ્રવા-હીમાં અદૃસ્ય થઈ જવું; (૨) પાણી કે પ્રવાહીમાં બુડી જઈ ગુંગળાઇ મરવું; બુડવું. (૩) પાપી થવુ; કર્મ બાધવાં. (૪) સંસારની દુગ્ધાથી રિબાવું. (૫) દબાઇ જવું; ગરક થઇજવું; નુકસાનમાં આવ-વુ; તલ્લીન થઈજવું.

**ડુબળું**, જુ૦ દુબળું.

**ડુબળો**, પું૦ દુબળો.

**ડુબાડવું**, ક્રિ૦ સ૦ કોઇ ડુબે એમ કરવું; બુડાડવું; પાણી કે પ્રવાહી ઉપર ફરીવળે એમ કરવું. (૨) નુકસાન આપવું; ગેર-લાભ થાય એમ કરવું; ડુબાવવું. (૩) ચકચુર કરી નાંખવું; તલ્લીન કરવું.

**ડુબાડુબ**, વિ૦ ડુબે ને જરા દેખાય એમ થઈ રહેલું હોય તેવું; લગભગ ડુબ્યા જેવુંજ થઈ રહેલું હોય તેમ; ડુબડુબાં.

**ડુબામણું**, વિ૦ ડુબી જવાય એવું; માથે પાણી ફરી વળે એટલું ઉંડું.:–પૂર ઉતરી ગયાને ઘણો વખત થયો, હવે ડુબામણું પાણી નથી.

**ડુબાસ**, પું૦ દુબાસ; વહાણનો દલાલ; વહા-ણો ભાડે રાખી આપવા માલ ચઢાવવા ઉતારવાની ગોઠવણ કરી આપનારો માર-ફતિયો.

**ડુમચી**, સ્ત્રી૦ [ फा ] ઘોડાની પીઠ ઉપરથી સાજ ખસી જાય નહિ તે માટે પુંછડાનો મૂલ સાથે બાંધવામાં આવતી સાટ. (૨) ઘોડાનો થાપો. (૩) વિ૦ કુંજરાયેલું.

**ડુમડુમ**, અ૦ ઠોકતાં ઢોલકામાંથી નીકળતો એવો અવાજ.

**ડુમાસ**, ન૦ દુમાસ, એક જાતનું કપડું.

**ડુમો**, પું૦ દુમો, બીકથી અથવા શરમથી કોઇ જોડે બોલતાં શરમ લાગવી તે; ડચુરો. દુઃખ કે શોકના અતિશયે છાતી ભરાઇ આવવી તે.

**ડુલવું**, ક્રિ૦ અ૦ જતું રહેવું; ખતમ થઇ જવું; બદલાના સુમારમાં નહિ રહેવું; કિમ્મતે ભરપાઇ થઈજવું.:–વાડી વજીફા વર્ષો વીતતાં વ્યાજમાં સાવ ડુલી ગયાં. (૨) બુડી–ડુબી જવું; ગરક થઇજવું;

સમ પ્રમાણમાં નહિ રહેવું; હારમાં જતું રહેવું. (૩) અમુકની આગળ કુછબિશાદમાં નથી, એવા અર્થમાં વપરાય છે.

**ડુવો**, પું૦ રમડો; જુઓ ડુઓ.

**ડુસકું**, ન૦ ડસકું; માનસિક દુઃખ અથવા શારીરિક થાકને લીધે ઉનાવળે ચાલેલો શ્વાસ સરખો થતાં વચમાં વચમાં જે મોટો અને ઉંડો શ્વાસ લેવો પડે છે તે; રોવાથી ઉશ્કેરાયેલા શ્વાસને બેસતાં જે ઉંડા નિઃશ્વાસ લેવાય છે તે; રોઇ રહ્યા પછી રહી રહીને જે ડચકાં આવે છે તે.

**ડુસવું**, ક્રિ૦ અ૦ દાબી-ચાંપીને ભરવું; મોટે મોટે કાળિયે ખૂબ ખાવું; અકરાંતિયાપણે ખાવું કે પીવું તે.:-લાડુ તો ડુચે ડુચે ડુસે રે.

**ડુંખ**, સ્ત્રી૦ શાખાગ્ર; અણીની કુમળી પાંખડી; કિસલયની અણીનો ભાગ તે. ઝાડ-છોડના શાખાગ્ર કરતાં વેલના અગ્રભાગ માટે આ શબ્દ બહુ વપરાય છે. (૨) બે ત્રણ પાંદડાંની તાજી બહુજ કુમળી અને ફુટતી ઉપરની ડાળખી. ઉ૦ ડુંખ સાહીને તોડયા છે ડમરા, રઘુપતિરામ.

**ડુંખરાવવું**, ક્રિ૦ સ૦ ધોંટો કાઢીને બીવરાવવું; ડરી જાય તેમ ખીજવવું; ડરાવવું; ભય બતાવવો.

**ડુંગર**, પું૦ [સં. તુંગ] જમીનની સપાટીથી ઘણો ઉંચો નીકળેલો ને થોડા વિસ્તારને રોકતો પથર કાંકરા કે માટીનો મોટો ટેકરો તે; નાનો પર્વત; મોટા પર્વતમાંના જે ઢોળાવવાળા ઉંચા ઉંચા ટેકરા તે, પહાડ. ક્રિ૦ પ્ર૦ ડુંગર નવરાવવો=ડુંગરપરની વનસ્પતિ બાળી મૂકવી; દવ લગાડવો. ભિલ્લ લોકો મંદવાડ કે બીજા કોઇ વહેમને વખતે ડુંગર નવરાવવાની બાધા રાખે છે. આથી ડુંગર ઉપર ચોમાસામાં ઉગેલું ને શિયાળા ઉનાળામાં સુકાઈ ગયેલું ખરસલું બળી જઇ ડુંગરો ચોખ્ખો થાય છે. કહે૦ ડુંગરા દૂરથી રળિયામણા=મોટા માણસ ને મોટી ચીજ દૂરથીજ સારી લાગે છે પાસે જતાં કે પરિચય પાડતાં તે તેવી સારી કે લાભકારક જણાતી નથી, અર્થાત્ મોટી વસ્તુ દૂરજ સારી.

**ડુંગરવટ**, વિ૦ પહાડી; ડુંગરાળ. (૨) ના૦ ડુંગરમાંનો રસ્તો.

**ડુંગરાળ**, વિ૦ પહાડી; જેમાં ઠેકઠેકાણે ડુંગરા હોય એવું. (પ્રદેશ.) ૨ ડુંગરનું.

**ડુંગરી**, વિ૦ ડુંગરનું; ડુંગરમાં થતું-નીપજતું; ડુંગર સંબંધી. (૨) સ્ત્રી૦ ટેકરી; નાનો ડુંગર.

**ડુંગરો**, પું૦ નાનો પર્વત; પહાડ; મોટો ટેકરો. (૨) મોટો ઢગ.

**ડુંગળાવું**, ક્રિ૦ સ૦ ચીમળાવું; કુંજરાઇ જવું; છોડ કે વેલાની વૃદ્ધિ અટકવી તે. (૨) વેલાનાં ફળ કોઇ કારણે જેવડાં થવાં જોઇએ તેવડાં નહિ થતાં ચીમળાઇ નાનાં થઇજવાં તે.

**ડુંગળી**, સ્ત્રી૦ મૂળા વગેરેની જાતિનું એક અતિ ઉગ્ર વાસવાળું અને ઉપરાઉપરી વિંટાયેલાં કોમળ પડની ગાંઠ જેવું કંદમૂળ; પ્યાજ; પલાંડું; રાજગરી; કૃષ્ણાવળી; કંદિ. આ કંદ શાકના કામમાં આવે છે પરંતુ ઉગ્રગંધી હોવાથી સારા લોક તેને ખાતા નથી.

**ડુંગો**, પું૦ માટીનો હુક્કો; ધંતુરી; ચલમ. (૨) ડુંગો; રાતે ચોરી કરનારો; ચોર. (૩) વિ૦ ધૂર્ત; લુચ્ચો; છેતરી જાય પણ છેતરાય નહિ એવો. (૪) માતેલો.

**ડુંચવું**, ક્રિ૦ સ૦ ડુચવું, ડુચે ડુચે-મોટે કોળિયે ખાવું; દાબીને-અકરાંતિયાપણે ખાવું.

**ડુંચું**, વિ૦ મેલું ગંદું-સાબડગોથું; ટાપટીપ વગરનું; સાદું; ડુચા જેવું; ગામડિયું.(૨) ના૦ ઘાસનો પુંજો; ગમાણનું કે ઢોરને પગે અટવાયેલું ઘાસ તે.

**ડુંટી,** સ્ત્રી૦ દુંટી; નાભી. ૨૦ પ્ર૦ ડુંટીનો વાળ=જેની એકકે વલે નહિ એવું તે. કહે૦ ડુંટીનો વાળ નહિ તોડયામાં ને નહિ ઓડયામાં. જેનો કંઇ ઉપાય જ થઈ શકે નહિ એવું તે. ડુંટીનો ઉમળકો–અંતઃકરણનો–અંતરના પ્રેમ ભાવનો ઉછાળો તે. ડુંટીનું હસવું = અંતરના ભાવનું હાસ્ય તે.

**ડુંટો,** પું૦ સપાટી ઉપર તરી નીકળેલો ફુલેલો ગાંઠ જેવો ભાગ તે; ડચકો; ગાંઠો; ટેકો; ડુંટી ઉપરની ચામડીનો ગઠ્ઠો.:–ડુંટાવાળી કોઠીઓ હવે કોઇ વાપરતું નથી. મોટી ફાંદ જેવી સપાટી ઉપર થોડો ઉપસેલો ભાગ તે. ગોળ કે લંબ ગોળ સપાટી ઉપર નીકળેલી આગળ દેખાતી અણી. પાયરીની કેરી તેના ડુંટાને લીધે તરત ઓળખાઇ આવે છે. ડુંટાળી કેરી.

**ડુંડ,** સ્ત્રી૦ [સં. તુંડિ–નાભી.] પેટનો બહાર ધસતો ને લબડતો ચોલો; ફાંદ.

**ડુંડાળું,** વિ૦ ફાંદવાળું; મોટા પેટનું.

**ડુંડાળો,** પું૦ મોટી ફાંદવાળો–ગણપતિ; ગણેશ. ઉ૦ ડુંડાળો દુઃખ ભંજનો, સદાય બાળે વેષ, પ્રથમ પહેલો પૂજીએ, ગૌરીપુત્ર ગણેશ. દુંડાળો.

**ડુંડી,** સ્ત્રી૦ દાંડિયાથી વગાડવાની નાની નગારી અથવા ધાતુની થાળી; ડાંડી; ખડો–પટહ.:–ડુંડી પિટાવવી=ડુંડી વગડાવવી અને તેના અવાજથી એકઠા થયેલા લોકના ટોળાને જે કહેવાનું હોય તે જાહેર કરવું.:–શહેરમાં એવી ડુંડી પિટાઇ છે કે, કોઇએ રાતને વખતે બારી બારણાં ખુલ્લાં મૂકવાં નહિ. લોકને એકઠા કરવા માટે વગાડવાનું નાનું વાજિત્ર.

**ડુંડું,** ન૦ જેમાં અનાજના કણ બાઝે છે તે છોડ ઉપરનું કિસલય; કણસલું; કણનો ડોડો.:–બાજરિયું; જારિયું ઇગ્યો વગેરે. જેમાં દુધિયા કણ હોય તે ડુંડું અને કઠણ–સંપૂર્ણ કણ થયા હોય તે બાજરિયું કે જારિયું એમ કહેવાય છે.

**ડુંડો,** પું૦ મોટું ડુંડું તે. (૨) ફરમો; પત્તો. (૩) ડુંટો; બહાર ધસી નીકળેલો અવયવ.

**ડુંભી,** વિ૦ મિંઢું; કપટી; મનમાં ને મનમાં વાત રાખે એવું.

**ડુંસવું,** ક્રિ૦ સ૦ મોટે મોટે કોળિયે ખાવું. (૨) ઓઠે અડકાડીને પીવું–ચુસવું.

**ડૂર,** ન૦ પરાળ; ડાંગરનું ઘાસ.

**ડૂલ,** સ્ત્રી૦ સ્ત્રી પુરૂષોને કાને પહેરવાનું એક ઘરેણું; મરચી; અકોટી નીચેનું ઝુમખું. (૨) ખેતરમાં ઉગતું એક જાતનું નકામું ઘાસ. (૩) ડુલી જવું તે; કિમ્મતની મર્યાદાની ઉપર જતું રહેવું તે; અમુક વસ્તુની કિમ્મત–શોભા ગુણ ધર્મ આગળ કુછ બિસાદમાં ન ગણાય એવું થઇ ગયેલું તે; કુરબાન.:–હિંદવાણીના ઓઠ ને હડપચી ઉપરના છુંદણા આગળ બુખારા અને સમરકંદની પાદશાહી ડૂલ.

**ડૂશ,** સ્ત્રી૦ ડૂસ; ડુંશ; અડદાળો; ઘણો પરિશ્રમ પડવાથી શક્તિ ખૂબ કમી થઇ જવી તે; ખૂબ શક્તિ વાપરી–વપરાવી નાંખી થકવી નાંખવું તે:–એણે તો આખો દહાડો મારી ડૂશ કાઢી નાંખી. જોરભંગ; બળક્ષય.

**ડેગ,** સ્ત્રી૦ [फा. देग] પહોળા મોનું ખીચડી–દાળ વગેરે રાંધવાનું મોટું વાસણ; દેગ; મોટી દેગડી.

**ડેગડી,** સ્ત્રી૦ નાની દેગ. (૩) પાણી ગરમ કરવાનું પહોળા મોંનું વાસણ; પહોળા મોંનો કળશ–ઘડો.

**ડેગડો,** પું૦ પાણી ભરવાનું પાત્ર; હાંડો; દેગડો.

**ડેડકું,** ન૦ દેડકું.

**ડેફરાવું,** ક્રિ૦ અ૦ પેટ ઉપસવું. (૨) ડેફરાઈ

જવું; લોહીનું પાણી થઇ જવું; લાલી ઉતરી જવી અને શરીર ફીકું લોહી રહિત નિર્માલ્ય નિઃસત્વ લાગવું; ફેફર ચઢવી; આછા આછા સોજા આવ્યા હોય એવું થઇ જવું.

**ડેફરું**, ન૦ મોટું ઉપસેલું એવું પેટ.

**ડેર**, પું૦ જે લાકડામાં રવૈ–વલોણાનો વાંસ ફરે છે તે ગોળીના મોં ઉપર ઢંકાઇ રહે એવું લાકડું. (૨) સ્ત્રી૦ [ फा. ] વાર; ખોટી; વિલંબઃ–અબી ડેર મત કરો.

**ડેરાવું**, ક્રિ૦ અ૦ ઉંઘથી, ઘેરાવું; ઉંઘના જોરથી મન અને આંખો ડહોળાઇ જવાં, ડહેરાવું; મંદ–આળસવાળા થઇજવાવું; ઘેરાવું; પરાભૂત થવું. ઉંઘથી બેજે બેજે આંખો મિંચાઇ જવી.

**ડેરું**, ન૦ દેવમંદિર, દેવસ્થાન; દેરૂં. ઉ૦ ડેરૂ દેખી દેવનું દર્શન કરવા જાય. શામળ. (૩) ભિલ્લ અને બીજા અનાર્ય લોકોનો સાધેલો એક દેવ; એક મેલી દેવતા, કે જેને તેઓ શત્રુ સામે છોડી મૂકતાં તેનો નાશ કરતી કે પીડા દેતી માને છે તે. રબારી, ભિલ્લ, વાઘરી વગેરે લોકો ડેરૂ મૂક્યુ એમ કહે છે.

**ડેરો**, પું૦ તંબુ, કપડા–કનાતનું કામ ચલાઉ ઘર; બાજુએ તથા ઉપરથી કપડાં બાંધી બનાવેલું રહેવાનું–ઉતરવાનું સ્થાન (૨) મુકામ; છાવણી, પડાવ, સવારી–નદી ઉપર લશ્કરે ડેરા તાણ્યા=તંબુ ઠોકી છાવણી નાંખી. ક્રિ૦ પ્ર૦ ડેરો કરવો=પડાવ નાખવો; તંબુ ઉભો કરવો. ડેરા દેવા=કામ સિદ્ધ થયા વગર ખસવું જ નહિ એવા નિશ્ચય સાથે અડગ પથારી નાંખવી તે; હઠીલો મુકામ કરવો તે. (૨) ડહેરો; હરાયા ઢોરને નાસતાં ફાવે નહિ તે માટે તેના આગલા બે પગ વચ્ચે ને ઘસડા[illegible] બાંધવું [illegible] જાડું લાકડું તે; હેરો.

**ડેલી**, સ્ત્રી૦ [सं. देहली] ડહેલી; ખડકી; ઘરનો આગલો ભાગ, મોટા ઘર કે મકાન આગળ સિપાઇ વગેરે લોકને બેસવા માટે કાઢેલો પડાળીનો ભાગ; દેવડી (૨) પોળના ખાંચાનો ભાગ, નાનો ડેલા જેવો રવેશ–રહેઠાણનો ભાગ તે.

**ડેલું**, ન૦ ડહેલું; ગાડી ઘોડા રહે તથા બંધાય અને ઘોડા ગાડી પેસે નીકળે એવા મોટા દરવાજાવાળું છાપરૂ–મકાન તે; ગાડી ઘોડા રાખવાનું મકાન; તબેલો. (૨) નાની પોળનો દરવાજો અને તેની ઉપરનું બાંધકામ તે. ( ૩ ) પહોળા બારસાખનો દરવાજો અને તેનો આવજાનો માર્ગ તે, દરવાજાનાં મોટાં બારણાં વગેરે. પહોળા બારણાવાળો મકાનનો જે આગલો દરવાજો તે.

**ડેલો**, પું૦ ડહેલું.

**ડેહકાણી**, પું૦ [फा. दिहकान] ગામડિયો; ગમાર; મૂરખો; જંગલી માણસ.

**ડેંડવું**, ન૦ પાણીનો સાપ; પાણીમાં રહેનારો નિર્વિષ સાપ તે.

**ડૈચું**, ન૦ મશ્કરી ઠઠ્ઠામાં કે સામાને ચીડવવા માટે મુઠીવાળીને અંગુઠો દેખાડવો તે, 'લે તો જા' એમ કહેવાને બદલે "ટિકો, ડામ" એવું અંગુઠાને ઇસારે જણાવવું તે.

**ડોઇ**, સ્ત્રી૦ [ सं दर्वी ] દેગ કે ઉંડા નળામાંથી ઉનું પ્રવાહી ઉલેચવાનું લાકડાના હાથાનું મોટા વાડકા જેવું, અથવા મોટી પળી જેવું પાત્ર તે.

**ડોઇયો**, પું૦ મોટો ખીલો; સપાટી–સરહદની બહાર રહેલો ગરજો; હાથો. ડોઇનો અથવા ઉલેચણાનો હાથો. (૨) હાથાવાળો ગોળીમાંથી પાણી લેવાનો ઉલેચણો; ડોઇ; ડોયો. (૩) નાળિયેરને કોરીને બનાવેલો બદનો; થોડું પાણી રહે એવું ઠામ. (૪)

ઉલકો; નાળિયેરની કોપરું ખોતરી લીધેલી આખી કાચલી; જેમાં હુક્કાનો મેર અને નેહ ઘાલવામાં આવે છે તે હલકો.

**ડોક,** સ્ત્રી૦ ધડ અને માથા વચ્ચેનો અવયવ; ગળું; કોટ; માથાને ધડની સાથે જોડનારો જે નળાકાર શરીરનો ભાગ તે; ગરદન. ક્રિ૦ પ્ર૦ ડોક ઉંચી કરવી=સામે થવું. ઉંચું જોવું. કામમાંથી પરવારવું:–એવું કામ બતાવો કે આખો દહાડો ડોક ઉંચી કરાય નહિ.

**ડોકરી,** સ્ત્રી૦ ડોસી (તુચ્છકારમા)

**ડોકરું,** વિ૦ ઘરડું.

**ડોકરો,** પુ૦ ડોસો.

**ડોકલી,** સ્ત્રી૦ વાઢી કુલ્લુ કે બરણીમાંથી ઘી તેલ વગેરે પ્રવાહી કાઢવાની પાળી.

**ડોકાબારી,** સ્ત્રી૦ ડોકું ઘાલીને બહાર જોવાય એવી અરધી બારી તે. (૨) મોટા દરવાજા કે ડહેલાના એકાદ બારણામાંની નાની બારી તે. ઉ૦ હું હતી ડોકાબારી તેમાં સરર દઇને સંચર્યો. લલિતાદુઃખ દર્શક.

**ડોકાવવું,** ક્રિ૦ સ૦ ડોકું બહાર કાઢીને જોવું.

**ડોકાવું,** ક્રિ૦ અ૦ વારંવાર ડોક બહાર ઝુકાવ્યા કરવી; ડોકિયાં કર્યા કરવા.

**ડોકિયું,** ન૦ ડોક બહાર કાઢીને જોવું તે; ડોક લંબાવીને નજર નાંખવી તે; નજર; જોવું તે. ક્રિ૦ પ્ર૦ ડોકિયું કરવું=ડોકું અંદર ઘાલીને કે ડોક લંબાવીને જોવું–નજર કરવી તે. મળવું; ખબર કાઢવી; સંભાળ લેવી; કુશળતા જોઇ જવી; સંભાવના રાખવી:–બજારમાં જતાં આવતાં એને ત્યાં ડોકિયું કરતો આવજે. ડોકિયાં કરવાં=કોઇનું રહસ્ય જોવાને નજર કર્યા કરવી, છાનું જાણવા સાંભળવાનો યત્ન કરવો.

**ડોકી,** સ્ત્રી૦ ડોક; ગળું; ગરદન.

**ડોકું,** ન૦ ડોક ઉપર રહેલો શરીરનો જે ભાગ તે; માથું; મસ્તક; શિર; ધડની ઉપરનો ભાગ તે; ઉત્તમાંગ. ક્રિ૦ પ્ર૦ ડોકું આપવું=પ્રાણ–માથું આપવું. ડોકું કાપવું=ગળું કાપવું–વિશ્વાસ ઘાત કરવો; ફસાવીને મારીનાંખવું. ડોકું કાઢવું=ઓચિંતા આવીને હાજર થઇ જવું; એકદમ પ્રકટ થવું. ડોકું ઉંચું કરવું=સામે થવું; હિમ્મત કરવી; કામમાંથી ફરાગત થવું તે. ડોકું ધુણાવવું=માથું હલાવીને હા ના કહેવી, સંમતિ આપવી:–તમે ડોકું ધુણાવ્યું હશે, નહિ તો એ આવું કામ કરે નહિ. ડોકું ઘાલવું=કોઇ વાત કે કામમાં વચે પડવું; રસ લેવો; જીવ ઘાલવો; ખંતથી મચવું. ડોકુંખોવું=માથું ગુમાવવું; જીવ આપવો–ખોવો. ડોકું મૂકવું=જીવની દરકાર નહિ રાખવી:–ચોર ડોકું મૂકીને ચોરી કરવા જાય છે.

**ડોકો,** પુ૦ કડબનો સાઠો; મલોખું.

**ડોખલ,** ન૦ ભુંજરવાડ, છોકરાંનું ટોળું.

**ડોખલી,** સ્ત્રી૦ પળી; ઘી તેલ કાઢવાની ચમચી.

**ડોઘલી,** સ્ત્રી૦ નાનું ડોઘલું; નાનો સાદો અને પહોળા મોંનો માટીનો ઘડો.

**ડોઘલું,** ન૦ પહોળા મોંનો જરા ઉભા ઘાટનો માટીનો સાદો ઘડો; ડોચકું. આની બનાવટ, ઘાટ ને પરિપક્વતા બરોબર હોતી નથી. પાણી કરતાં પદાર્થ ભરવાના કામમાં વધારે આવે છે:–બરફીનું ડોઘલું. (૨) વિ૦ સાદું–ટાપટીપ વગરનું ને બહુ ઉંડી ચતુરાઇ રહિત; ભોળું; ઝટ ન સમજી કે ચેતી જાય એવું (માણસ) ડોઘું.

**ડોઘું,** વિ૦ અચતુર; સાબડભોળું; ટાપટીપ ને રોફરંગ વગરનું.

**ડોઘો,** પુ૦ મૂરખો; રાભો, બોથડ.

**ડોચકું,** ન૦ ડોકું, માથું. (૨) ટોચ; શિખર. (આમ–તુચ્છકારાર્થે વપરાય છે.):–હમણાં

જોત જોતામાં ડોચકું ઉડાડી મૂકશે.

ડોટ, સ્ત્રી૦ [સં. द्रु.] દોટ; હડી; ઉતાવળે દોડવું તે. ઉ૦ એમ કહીને દીધી ડોટ, કરડયા પહેલાં ઝાલી કોટ. શામળ,

ડોટાવવું, ક્રિ૦ સ૦ દોટાવવું; દડો ઉતાવળે દોડી-ગડબડી જાય એમ કરવું; ફટકો મારી દડાને દોડાવવો.

ડોટી, સ્ત્રી૦ એક જાતનું લુગડું, ઓઢવાનું જાડું લુગડું:-ડગળા ને ડોટી.

ડોટો, પું૦ ફટકો; ઝપાટો; જેથી દડો દોડે એવો ગેડીનો આઘાત તે.

ડોઠ, સ્ત્રી૦ હોંશ; કોડ. (૨) વિ૦ ઢીટ.

ડોડકું, ન૦ તુરિયાની જાતનું પણ તેનાથી નાનું જાડું ને આછી ધારવાળું એક વેલનું શાકફળ; ડોડા જેવું ફળ તે. રૂ૦ પ્ર૦ ડોડકાં છોલવાં=વા ખાતા-બગાસાં ખાતા નાસીપાસ થઇને નિરુદ્યમી જેવા બેસી રહેવું; ધારેલો અર્થ નહિ સરતાં અથડાતા જ રહીજવું. (૨) બહુ ચતુરાઈ કે મહેનત ન હોય એવું સાદું કામ કર્યા કરતા રહેવું અને તેની કંઇ તુલના થવી નહિ તે. —તમે તો અહિં બેઠા બેઠા ડોડકાં છોલ્યા કરો. અમે ડોડકાં છોલતા રહ્યા અને તેઓ ફાવી ગયા.

ડોડવું, ન૦ ફળ અથવા કણુસલાનો ફણગો તે; ફૂટતો ડોડો; ફલાંકુર; નાનું ડોડું-કણુસલું; ઉગતું ફળ. (૨) જિંડવું; કાલું; કાચું ફળ. (૩) એક જાતનું ડોડકાં જેવું ફળ થાય છે તે. ફૂલ અને ફળના ગર્ભવાળો ડોડો. કપાસનાં ને ખસખસનાં ડોડવાં.

ડોડવો, પું૦ ફૂલ અને ફળાગમ-ગર્ભનો જે ડોડો-ઝુમખો-ગુચ્છ તે; ઘણાં કણુસલાં અથવા ફૂલ ફળના સમુદાયવાળો વગર ખીલેલો ગોટો તે. કળ વગેરેનો ડોડવો-ડોડો-જિંડવું; કાલું.

ડોડળવાં, ન૦ ફૂલી ગયેલાં આંખનાં પોપચાં; ડોડા જેવાં થઇ ગયેલાં પોપચાં.

ડોડાવું, ક્રિ૦ અ૦ ડોડા આવવા માંડવા; ફલોદ્દગમ થવો; ડોડા નીકળવા; કણુસલાં આવવાં.

ડોઢાળું, વિ૦ ડોડાવાળું.

ડોડિયા, સ્ત્રી૦ ડોડીવાળા રજપૂતોની એક જાતઃ-ડોડિયા રજપૂત.

ડોડી, સ્ત્રી૦ વગર વાવ્યે સીમમાં થતી એક મીઠા સ્વાદની કુમળી વેલ. આ વેલના કુમળા અંકુર કાચા તેમ ભાજી તરીકે ખવાય છે. એને નાનાં લીલાં ફળ થાય છે તે ડોડાં કહેવાય છે અને અથાણા તરીકે વપરાય છે. એ ડોડાં પાકી સુકાઇને ફાટતાં તેમાંથી એક ઝીણું કાળું બી નીકળે છે તેને કપાસની માફક બહુજ ઝીણા ને સુંવાળા છતાં આછા તંતુઓ લાગેલા હોય છે સીમમાં હવાની અંદર તે ઉડયા કરે છે. જવાસાની માફક તે અનાવિષ્ટિને વખતે બહુ ફૂટી ફાલી નીકળે છે. ગરીબ લોક તેની ઉપર નિર્વાહ કરે છે.

ડોડી, સ્ત્રી૦ ડોડાના જેવા આકારનું એક ઘરેણું. નાનાં નાનાં ડોડાંના ઘાટના પોટલિયા જેમાં સાથે ગાંઠેલા હોય એવું કોટે પહેરવાનું અથવા કાંણી ઉપર બાંધવાનું એક ઘરેણું. (૨) પોટલિયો. (૩) આકડાનું ફળ. આ ફળ કેરી જેવું થાય છે અને તેમાંથી સુંવાળાં લાંબાં તંતુઓ વળગેલાં બી નીકળે છે. એને તૂર કહે છે ને તે હવામાં ઉડે છેઃ—તુચ્છ માણસ આકડાના તૂરની માફક ઉડી જાય છે=નાશ પામે છે.

ડોડું, ન૦ ડોડીનું ફળ. આ ફળનું શાક અને અથાણું થાય છે. ઉ૦ દૂધિયાં ને ડોડાંરે, ગવારતણી ફળિયો. થાળ.

ડોડો, પું૦ ફળના ગર્ભવાળો નવો ફૂટતો અંકુર; કણુસલાં અને સિંગોની માફક ડેટ-

લાંક અનાજ અને ફળ ઝાડને બાજરિયા જેવો જે બીજનો કોશ ઉત્પન્ન થાય છે તે; ફળવાળું ડુંડું; કેળ અને કેવડા વગેરેને ફૂલ ને ફળ આવતા પહેલાં કુમળી પાંદડીઓથી વિંટાયેલો અંકુર ફૂટે છે તેઃ– કેળનો ડોડો.

**ડોઢ,** સ્ત્રી૰ એક પટ આખો અને બીજો પનો અડધો જોડેલો હોય એવું પટ–વસ્ત્ર અથવા વસ્ત્રની દોઢ તે. (૨) વિ૰ જુઓ૰ દોઢ.

**ડોઢડાયું,** વિ૰ ચિબાવલું, દોઢ ડહાયું–ડાહ્યું.

**ડોઢાં,** ન૰ દોઢાં; દોઢ દોઢના ગુણાકારના પાડા તે.

**ડોઢિયું,** ન૰ પૈસો; જનાદી; તાંબિયો. મુંબાઇમાં બોલાય છે. ડોઢિયાં=પૈસો. (૨) ફ્લાટ મારીને દોઢ પને બનાવેલું જે કપડું તે; અરધેથી ફાડીને સાંધો નાંખી બનાવેલું વસ્ત્ર.

**ડોઢી,** સ્ત્રી૰ મોટાં મંદિર અથવા મહેલ આગળ પહેરાના માણસોને બેસવા માટે કાઢેલી પડાળી–ઓસરી તે; દેવડી; દોઢી.

**ડોઢું,** વિ૰ દોઢું; દોઢગણું.

**ડોણી,** જુઓ૰ દોણી.

**ડોબરૂં,** ન૰ ભાગેલું માટીનું વાસણ.

**ડોબું,** ન૰ ભેંશ; મહિષી. (૨) વિ૰ જાડું, ધીમું ને ફદલ જેવું. (૩) અણસમજુ; અચતુર; બેવકૂફ; અનિપુણ. કહે૰ ડોબાં ચારવાં=જેમાં કંઇ આવડતનું કામ ન હોય એવું સાદું કામ કર્યા કરવું; ખાલી વખત ગુમાવવો; ડોબાં મુડવાં=નવરા રહેવું.

**ડોયણું,** ન૰ ખોઇ બાંધવાનું ઘોડિયાનું લાકડું; ડંડુકો–દોલણું; જેને દોલ–ઝોળી બાંધવામાં આવે છે તે; બે તરફનાં બે લાકડાંમાંનું એક તે.

**ડોયો,** પું૰ ડોઇયો.

**ડોરણું,** જુઓ૰ ડોયણું; દોલણું.

**ડોલ,** સ્ત્રી૰ કુવામાંથી પાણી કાઢવાનું અથવા પાણી ભરવાનું લબડતું ઝલાય એવી કડીવાળું ચણતું કે ધાતુનું પાત્ર; પાણી ગળી જાય નહિ એવા જાડા કપડાનો નાનો કોસ; બોખ. (૨) પાણી ભરવાની લબડતી ઝલાય એવી આંકડીવાળી કુંડી–પવાલી.

**ડોલકાચિંડો,** પું૰ જેનું ગળું રાતું હોય એવો કાચિંડો; કાંકીડો.

**ડોમચી,** સ્ત્રી૰ નાની ડોલ.

**ડોલણિયું,** વિ૰ ઝુલતું; આમ તેમ ડોલ ડોલ થાય એવું; અસ્થિર; ચંચળ. (૨) ન૰ દોલણું.

**ડોલમડોલા,** વિ૰ આમ તેમ ડોલી જતું હોય એવું; ડોલતું હોય તેમ; ડગુમગુ; અસ્થિર; અદઢ; ડગમગતું આમતેમ ધબતું.

**ડોલર,** ન૰ એક જાતનું ફૂલ. ઉ૰ ઓરસળીનું વસ્ત્ર,' ડોલરનો કમખોરે. ફ૰

**ડોલરિયો,** પું૰ જેની મંજરીઓ હવામાં આમ તેમ ડોલીને રમણીયતા ઉત્પન્ન કરતી હોય એવું એક ફૂલઝાડ. (૨) વિ૰ જેનાં ફૂલ અથવા જિંડવાં હવામાં ઝુલતાં રહે છે એવો છોડ, કપાસ વગેરે.

**ડોલવું,** ક્રિ૰ અ૰ [સં. दुल] આમ તેમ નમી જવું; ડગુમગુ થવું; ડગમગવું; દોલવું. (૨) આમ તેમ ઝોલાં ખાવાં; ઝુલવું. (૩) ધુણવું; વિંઝાવું; નમવું ને વળી ઉંચા થવું.:–એ તો ઘેનથી ડોલે છે; દોલવું.

**ડોલું,** ન૰ ઝુકીને નીચું નમી જવું તે; ઝોળો ખાવો તે; ઝોકું; ઢળીજવાનું તે. ઉંઘ અને ઘેનને લીધે માથું નમી પડવું તે:– આખી રાત જાગ્યો પણ મેં ડોલુંએ ખાધું નથી. (૨) ગોથું; છક્કડ.

**ડોલો,** પું૰ તાબુત.

**ડોળું,** ક્રિ૰ સ૰ રગડા જેવા પદાર્થમાં ભેળી દેવું; એકમેક કરીનાંખવું; બહુ હલાવી રગડો કરી મેલવો; ફેણ ચઢે તેમ કરવું; ફેંણવું.

**ડાસલાં**, ન૦ પારસીઓ પુર્વજોની યાદગીરી માટે જે વાર્ષિક ક્રિયા કરે છે તે; જરથોસ્તી લોક તેમના પિતરોની તુષ્ટિ માટે વર્ષો વર્ષ સાંવત્સરિક ક્રિયા કરે છે તે. ડાસા=ઘરડેરા—ની યાદગીરીની ક્રિયા તે ડાસલાં. ક્રિ૦ પ્ર૦ ડાસલાં બેસવાં=પડી ભાગવું; ઠંડા કે નરમ થઇ જવું; ઉપાડેલું કામ ભાગી પડવું; નાસીપાસ થઇ જવું; દેવાળું આવવું.:—એનાં તો ડાસલાં બેસી ગયાં, અર્થાત્—એનું ભાગી પડ્યું.

**સલી**, સ્રી૦ ડાસી. તિરસ્કાર—ઠઠ્ઠામાં કંટાળામાં આમ બોલાય છે.

**ડાસી**, સ્રી૦ મોટી ઉમ્મરની સ્રી; વૃદ્ધ સ્રી; બુઢી બૈરી, વૃદ્ધા. ડાસી શાસ્ત્ર=બૈરક શાસ્ત્ર; ઘરડાં બૈરાંએ પાડેલી સાંસારિક રૂઢિઓ તે. ડાસી મારવી=સહેલું—સુનરૂં કામ કરવું તે; જેમાં કંઈ પરાક્રમ કે બળનું કામ ન હોય એવું કામ કરવું તે. ૧૦ પ્ર૦ ડાસીનો રેંટિયો=ધીમે ધીમે પણ નિયમિત કામ યથાજ કરે એવો જે ક્રમ તે; ચાલુ કામ; ધાર્યું નહિ એવું જે કામ તે. ડાસીએ ડાટવાળવો=ડાસીને પૂછવાથી ઉંધું ખણાવું; ડાસીને પૂછવાથી બગું આકરૂં પાડવું તે; ડાસીએ કામ બગાડી નાંખવું તે. કહે૦ ડાસી મુઆનો ભય નથી પણ જમ પલકયાનો ભય છે=સહેજ સાજ બગાડ કે હાનિ થાય તેનો ભય નહિ પણ તેનો રસ્તો ઉઘડે તેનો મોટો ભય એવા અર્થમાં વપરાય છે; પેધું પડયાનો ભય. ડાસી ને અસ્વાર સાથેનાં સાથે=ઉતાવળિયો હોય પણ આરામી—અનિયમિત હોય તે અને ધીરો પણ નિયમિત ને ખંતીલો હોય તે હમેશ સાથે જ રહે છે—અર્થાત્ ઉતાવળિયો આગળ જઇ રૂસળે છે ત્યારે ડાસી નિયમિત ચાલ્યા કરે છે એટલે પ્રમાણમાં બન્ને સરખાં ઉતરી રહે છે.

**ડાસીવાણિયો**, પું૦ કપડાંનો વેપારી; લુગડાં વેચવાનો ધંધો કરનારો તે—દોશીવાણિયો.

**ડાસું**, વિ૦ ઘરડું; વૃદ્ધ; ઘણી મોટી ઉમ્મરે પહોંચેલું.

**ડાસુંઠગરૂં**, ન૦ ડાસો કે ડાસી જે કાંઇ ધરડું હોય તે. (૨) વિ૦ ઘરડુંવરડું; અશક્ત નિર્માલ્ય—જીર્ણ થઈ ગયેલું હોય એવુંતેવું.

**ડાસો**, પું૦ ઘરડો—ઉમ્મરે પહોંચેલો પુરુષ; બુઢ્ઢો; વૃદ્ધ.

**ડાહ**, પું૦ ઉંડા પાણીનો ખાડો; ધરો. નદી કે તળાવમાં જ્યાં સરેરાશ પાણી કરતાં ઉંડું પાણી રહેતું હોય એવો ભાગ.

**ડાહોળવું**, જુ૦ ડહોળવું.

**ડાળ**, પું૦ તુવેર વગેરે કઠોળ ભરડતાં આખો રહી ગયેલો જે દાણો તે. ક્રિ૦ પ્ર૦ ડાળ પાડવા=પોચું પોચું ભરડવું તે; અરધી પડધી દાળ પડે અને અરધા પડધા આખા દાણા રહે એમ ભરડવું તે. ડાળ કાઢવા=ચાલણી વગેરેથી આખા દાણા જુદા પાડવા. (૨) મહુડાનું બી—તેલી બીજ. આ લાલ નાની ખારેક જેવડાં બી હોય છે. આ બી પીલતાં તેમાંથી જાડું ગીહું ને ઠંડીમાં ઠરી જાય એવું તેલ નીકળે છે. (૩) વિ૦ મૂર્ખ; અભણ; ઓછી અક્કલનો—માણસ, આ ડાળ જેવો છે. ગાગડું; નહિ સુધરેલો; જેવો ને તેવોજ રહેલો હોય એવો.

**ડાળ**, ન૦ (ડૉળ) ઘાટ; આકાર; ઠાઠું; અમુક જેવા ઘાટનું ચોકઠું. (૨) છબિ; ચહેરો; સુરત; સ્વરૂપ. (૩) તરેહ; રીત. (૪) ચિહ્‌ન; નિશાન. (૫) ઢંગ, દેખાવ; આડંબર, ભભક; ઠાઠ.

**ડાળકી**, સ્રી૦ નાની ડાલ;

**ડાળઘાલુ**, વિ૦ દાંભિક; દંભી; ઢોંગી; ડાળી. ખોટો દેખાડો કરનાર; બેડસાઇખોર.

**ડોળચાલણી,** સ્ત્રી૰ દાળમાંથી આખા દાણા જુદા પાડવાની ચાળણી તે.

**ડોળદાર,** વિ૰ અમુક ઘાટને મળતું; ઘાટીલું. સારા ઘાટનું; ડોળવાળું.

**ડોળવવું,** ક્રિ૰ સ૰ ડોળ કાઢવું; સહેજ મળતો આકાર આણવો; ડોળિયું કરવું; અમુકના જેવી રૂપરેખા તાણવી; ઘાટ લાવવો.

**ડોળવા,** પું૰ ઘાણી વગેરેમાં કૂટયા વગર રહી ગયેલા દાણા; ઓગણા.

**ડોળવું,** ક્રિ૰ સ૰ સોઇને ઉપર ઉપરથી ગબડાવી કાઢવું. ( ૨ ) ડહોળવું; વલોવવું; ધુમરડવું; ઓળવું; છણવું:–આંખો ડોળવી. ( ૩ ) વિસ્તારવું; ફેલાવવું; વધારવું; બહોળું કરવું.–એ બહુ વેપાર ડોળે છે.

**ડોળિયું,** ન૰ મહુડાના ડોળનું તેલ. આ તેલ ઘીમાં ભેળ કરવાના કામમાં આવે છે. (૨) ડોળિયું; અમુક આકાર કે ઘાટનું જે પૂર્વ રૂપ તે; રેખાકૃતિ; રૂપરેખા; નમુનાનો નકશો. (૨) મુસદ્દો.

**ડોળિયો,** પું૰ ડોળાવાળો; ભોઇ; ડોળી રાખનારો. ડોળિયો બળદ=ક્ષાંમાં શિંગડાંવાળો બળદ.

**ડોળી,** સ્ત્રી૰ [ સં. दोला ] એક માણસને બેસાડી કે સુવાડીને લાકડાએ ભરવી ઉંચકાય એવી ઝુલતી ઝોળી; માંદાં માણસ કે મુસાફરને ઉંચકી લઇ જવાની માંચી; કાવડ માફક લબડતી રહેતી પાલખી. (૨) મોંકાણ; કાણ; માઠી ખબર. ( ૩ ) વિ૰ ડોળી; દંભી; આડંબરી.

**ડોળું,** વિ૰ ડહોળાયેલું હોય એવું; મેલું;ગંદું; નહિ નિતરેલું રગડાવાળું.

**ડોળો,** પું૰ આંખમાંનો કાચ જેવો દેખાતો જે લંબ ગોળ અવયવ તે; આંખનો ગોળો. ( ૨ ) આંખનો વચલો ભાગ. ( ૩ ) આંખ; ચક્ષુ. ( ૪ ) દૃષ્ટિ; નજર. ( ૫ ) નીઘા; ધ્યાન; લક્ષ; સંભાળ. ( ૬ ) ચાંલ્લો–પિંછામાંનો ચંદ્રક. ક્રિ૰ પ્ર૰ ડોળા ઉઘડવા=સમજ પડવી; જ્ઞાન આપવું; શુદ્ધિ આપવી ચાનક લગાડવી. ડોળા કાઢવા=ક્રોધ બતાવવો; *ક્તરાજ–ગુસ્સે થઇને મોટી આંખે* કોઇની સામે જોવું તે; ધમકી કે ભય દેખાડવો. ડોળા ઉંચે જવા=ગર્વ ચઢવો; અભિમાન આવવું; તોર આવવો. ડોળા ખેંચાવવા=રાહ જોવરાવવી; ખોટી કરવું; વાર લગાડવી; આંખ તણાવવી; આતુર રાખવું., ડોળા ફાડવા=જોવું; નજરે જોવું:–લે ડોળા ફાડ. કહે૰ ડોળે દીઠું બને નહિ ને સાથે રહેવું ગમે નહિ. રૂ૰ પ્ર૰ ડોળો હોવો=ચોટ હોવી=તેનો ડોળો હિંદ પર હતો. ડોળો ખુંપવો=ફાવવું; લલચાવુ, લોભાવું. ડોળો દેખાડવો=ભય–ધાસ્તી બતાવવી. ડોળો ચુખવો=નીઘા રાખવી, સંભાળ લેતા રહેવું; તકેદારી રાખવી. (૭) *દોહદ; ગર્ભવતી સ્ત્રીને જે ભાવના થાય* છે તે. (૮) ઓઝણું; પહેલું આણું. રજપૂતોમાં છોકરી જે પહેલી વાર–સાસરે જાય તે ઓઝણું કે ડોળો કહેવાય છે.

**ડોહાળો,** પું૰ ડહોળા રગડો; જાડું પ્રવાહી. (૨) કસુંબો.

ઢ.

**ઢ**, પું૦ [ સં. ढ ] ગુજરાતી ભાષાની લિપિના મૂળાક્ષરોમાંનો પચ્ચીસમો અને વ્યંજનોમાંનો ચૌદમો વર્ણ–અક્ષર; ઢકાર. ડનો મહાપ્રાણ. ( ૨ ) ભણીગણી શકે નહિ અને જેને કશું આવડતું ન હોય એવા વિદ્યાર્થી અથવા માણસને ઢ એમ કહેવાય છે; ઠોઠ; બુચટ; જડસો; મૂર્ખ; બેવકુફ; આવડ ગરનો.

**ઢઉઓ**, પું૦ ઢણુવો; માલ વગરનો–નામર્દ માણુસ; દેખાવે ખાસો હોય પણ જેનામાં કંઇ પુરુષત્વ ન હોય એવો માણુસ; બડવો; નમાલો.

**ઢકાર**, પું૦ [ સં ] ઢઢ્ઢો; ઢ એવો અક્ષર અને ઉચ્ચાર તે. ( ૨ ) ઢ જેવો=બેવકુફ.

**ઢગ**, પું૦ ઢગલો; અમુક વસ્તુઓનો મોટો એકત્ર જથો તે; અન્ન, માટી, સરસામાન, કચરો વગેરેના જથાનો એકત્ર કરેલો સપાટી ઉપર ઉંચો દેખાતો ટેકરો તે; ઘણું અત્યંત એવા અર્થમાં વપરાય છે. ક્રિ૦ પ્ર૦ ટગ કરવો=ઢગલો કરવો; કોઇ પણ વસ્તુનો એકદમ સામટો જથો એક ઠેકાણે એકઠો કરવો.

**ઢગરાં**, ન૦ કમ્મર નીચેના ગાંડની બન્ને બાજુઓ તરફના જે મોટા ને ભારે માંસલ અવયવો તે; કુલાં; થાપા.

**ઢગરું**, ન૦ કમ્મર નીચે અને સાથળની ઉપર ગાંડની બે બાજુએ જે માંસલ અવયવો હોય છે તેમાંનો અકેકે તે; કુલો; નિતંબ.

**ઢગરો**, પુ૦ ઢગરું. ( ૨ ) હલકા પગારનો સિપાઈ.

**ઢગલી**, સ્રી૦ નાનો ઢગલો.

**ઢગલેઢગલા**, અ૦ ઘણુંએ; થોકેથોક; પુષ્કળ. અતિશયતા બતાવે છે.:–અહિં તો ઢગલે ઢગલા ચાક મળે છે.

**ઢગલો**, પું૦ કોઈ પણ વસ્તુનો એકજ ઠેકાણે એકઠો કરેલો મોટો જથો તે; ગંજ; રાશિ; ઢગ; અંબાર. ( ૨ ) ટેકરો. ક્રિ૦ પ્ર૦ ઢગલો થઇ જવું=શરીરને ટટાર નહિ રાખી શકાવું; નંખાઇજવું; ચક્રાઘાતથી કપાઇને કલેવર એકઠું થઇ જવું. ઉભું નહિ રહે એવું થઈ જવું તે–અથવા દુઃખ કે શોકની લાગણીથી ટટાર નહિ રહેવાવું. નાસીપાસ થઇજવું નિઃસત્ત્વ થઇજવું; નીચે બેસી જવાવું; શરીરનું ઢગલાની માફક ભેળું થઇજવું. ઘણુંના અર્થમાં વપરાય છે.:—ખૂબ, પુષ્કળ.:—ઢગલો કામ છે.

**ઢગો**, પુ૦ મૂર્ખ બેવકુફ માલ વગરનો માણુસ.

**ઢચરો**, પું૦ ઘરડો—જીર્ણ થઇ ગયેલો માણુસ; ડોસો. (તિરસ્કારમાં) ખડ્ડુસ.

**ઢચુપચું**, વિ૦ કરવું કે નહિ કરવું, એવા વિચાર ઉપર અદ્ધબદ્ધ રાખેલું, અનિશ્ચિત; નહિ નક્કી કરેલું; અદ્ધબદ્ધ રાખેલું હોય એવું; ધચુપચું; નહિ નક્કી એવું, ડગુમગુ.

**ઢચ્ચર**, લિ૦ જીર્ણ, ખોખા જેવું; બહુ ઘરડું; ઉતરી ગયેલું.:–ઘરડું–ઢચ્ચર

**ઢઢણાવવું**, જુઓ૦ ઢણઢણાવવું.

**ઢઢ્ઢો**, પું૦ ઢ, ઢકાર; ઢ એવો અક્ષર અને ઉચ્ચાર તે. ( ૨ ) બેવકુફ; મૂર્ખ; આવડ વગરનો–અભણ માણુસ, ઠોઠ. (૩) પતંગ અથવા કનકવામાંનો જે વચલો–કન્ની બાંધવામાં આવે છે તે સળિયો.

**ઢણુકવું**, ક્રિ૦ અ૦ આમ તેમ નકામા–ખાલી ફર્યા કરવું, રઝળવું; વગર કામે ઘર ગણ્યા કરવા; ભટકવું, હરાયા ઢોરની માફક રખડવું. ઉ૦ માર ઢણુકતું ઢોર ઢણુકે છે બધા નગરમાં રે. દયારામ.

**ઢણુઢણ**, અ૦ ઢોલમાંથી નીકળતો એવો અવાજ.

**ઢણુઢણવું**, ક્રિ૦ અ૦ ઢણુઢણ થવું; વાગવું; ઢણ–એવો અવાજ નીકળવો. (૨) જોરથી બધું એક સાથે હાલી ઉઠવું; ઢણકારના જોરે ધ્રુજવું.

**ઢણુઢણાવવું**, ક્રિ૦ સ૦ ઢણુઢણ થાય એમ કરવું; વગાડવું. ( ૨ ) ધમધમાવવું; ગજાવવું; ધ્રુજાવી દેવું; ધણધણાવવું; કંપાવવું.

**ઢબ**, સ્ત્રી૦ કોઇ ક્રિયા સંબંધી તે કરનારની એકાદી ખાસ રીત તે; તરેહ; પધ્ધત; લઢણ; વલણ; છટા.:—પાઘડી મૂકવાની-બાંધવાની ઢબજ જુદી છે. બોલવા લખવાની ઢબ સારી છે.

**ઢબછબ**, સ્ત્રી૦ રીતભાત; પદ્ધતિ; લઢણ. (૨) આવડની ચંચળાઇ; કાર્ય કરવાની છટા; ચાળો; વર્તણુક; અભિનય.

**ઢબવું**, ક્રિ૦ અ૦ ઢબ એવા અવાજ સાથે લોપ થવું; બુડી જવું; અદૃશ્ય થવું. (૨) ઝાઝો મંદવાડ ખાધા વગર એકદમ થોડા મંદવાડમાં જ મરી જવું; થાતિમાં મરણ થવું:–તાવ આવ્યો અને એક બે દિવસમાં ડોસો ઢબી ગયા. (હલકા અર્થમાં વપરાય છે. )

**ઢબીજવું**, મરીજવું.

**ઢબુ**, પું૦ તાંબાનો બેવડિયો પૈસો; જાડો ડગળા જેવો ભારે પૈસો; બે પૈસાનો એક પૈસો-સિક્કો. કહે૦ ટકાની ડોસી ને ઢબુ મુંડામણ. ( ૨ ) સ્ત્રી૦ ઢિંગલી; છોકરીઓને રમવાની ચુંથરાની બાવલી; ઢબુડી; બાળકી; છોકરી. નાની છોકરીઓ રમતાં ગાય છે.–મારી ઢબુને મોકલો. ઢબ્બુ.

**ઢબુકવું**, ક્રિ૦ અ૦ વાગવું; ઢોલનું ગર્જવું; ઢબઢબ થવું. ઉ૦ છંટાએ નીર ને ઢબુકે ઢોલ. દયારા

**ઢબુડી**, સ્ત્રી૦ કપડાંમાં વિંટાળેલી નાની બાવલી; ચિંથરાની બાવલી; ઢિંગલી.

**ઢબુરવું**, ક્રિ૦ સ૦ દેખાય નહિ તેમ કપડાંમાં ઘાલી દેવું; કપડામાં સંતાડવું; છુપાવવું; ( ૨ ) ખૂબ ઓઢાડીને પવન લાગે નહિ તેમ બાળકને સુવાડવું; ઢાંકી દેવું; ઉઘાડું રહે નહિ એમ ઓઢાડવું. ( ૩ ) ઢબુડવું=મારવું; ધીબવું; ઉ૦ ઢોંગીને ઢબુરશે પહેલાં, કહેશે કૃત્ય તારાં જણાય. ધીરો.

**ઢબુલો**, પું૦ ઢિંગલો; મોટી ઢિંગલી. ( ૨ ) જાડો ને જડ માણસ તે; અણસમજુ; ભોટ; ઢોર; ઢબુવા જેવો તે.

**ઢબુવો**, પું૦ ઢબુ; બેવડો પૈસો. ( ૨ ) ભડવો. (૩) જાડો ને જડ એવો જે તે.

**ઢબો**, પું૦ ભડવો. (૨) બેવકુફ; મૂર્ખ

**ઢમકવું**, ક્રિ૦ અ૦ ઢોલનું વાગવું; ધમકવું; ખડખડવું; ગાજવું; અવાજ કરવો. ઉ૦ ઢોલા ઢમકયા રે વરવહુના હાથ મળ્યા. સ્ત્રીગીત. ધમધમ થવું.

**ઢમકારો**, પું૦ ઢોલનો અવાજ; ધમકારો; ગર્જન.

**ઢમકો**, પું૦ ઢોલમાંથી નીકળતો ભારે અવાજ તે; ઢોલની ગર્જના.:–મારવાડમાં ઢોલને ઢમકે કોસ ફેરવાય એવા ઘણા ઉંડા કુવાં હોય છે.

**ઢમઢમ**, અ૦ ઢોલ–પડઘમ વગેરે ચામડે મઢેલાં વાજાંનો અવાજ.

**ઢમઢોલ**,–વિ૦ બહારથી મોટા ભારે દેખાવવાળું પણ અંદરથી પોલું એવું; અંદરથી પોલું ને ઉપરથી મોટા આડંબરવાળું; ઉપરના દેખાવનું, ( ૨ ) ખાલી, મિથ્યા આડંબરી. કહે૦ ઢમઢોલ ને મહિં પોલ.

**ઢમાક**, અ૦ ઢોલનો અવાજ.

**ઢરડકો**,–પું૦ 'ઢરડડ' એવો અવાજ તે; અપાનવાયુ સરતાં થતો એવો અવાજ.

**ઢરડવું**, ક્રિ૦ અ૦ 'ઢરડડ' એવો અવાજ કરવો અપાનવાયુ મૂકવો. (૨) તાણવું; ખેંચવું; ઘસડવું.

**ઢસડવું**, ક્રિ૦ સ૦ તાણવું; ખેંચવું; જમીન સાથે ઘસાય તેમ ખેંચવું તે. (૨) તાણી ને-પરાણે લઈ જવું:-કચેરીમાં ઢસડયો.

**ઢસરડવું**, ક્રિ૦ સ૦ જમીન સાથે ઘસાતું રહે તેમ ખેંચવું; તાણવું; ગબડતું કે ચેકતું નહિ એમ-ચપટ જમીનને અડી રહે ને ખેંચાય તેમ તાણવું.

**ઢસરડો**, પું૦ જમીન૰ઉખડે તે અને ઘસરડાતી વસ્તુ ઘસાય કે બગડે તે ઉપર ધ્યાન નહિ આપતાં જ્યાં ત્યાં ખેંચવું તે; સારૂં થાય છે કે ખોટું તે નહિ જોતાં માત્ર આંખ મીચીને કામ કરવું તે; ઢગલાને-જથાને ગમે તે રીતે પુરો કરવા ઉપર લક્ષ રાખીને કરેલું કામ તે. (૨) કામનો બોજો; પુષ્કળ કામ હોવું તે; નિત્ય કરવાના એકને એક જાતના કામકાજનો જે ભાર વહ્યા કરવો તે:-એ બિચારી ઘર કામનો ઢસરડો ખેંચ્યા કરે છે. વહેવું; તાણવું, ખેંચવું તે.

**ઢસલું**, વિ૦ ઢીલા મન-સ્વભાવનું; પોચું; આળસુ. (૨) સ્વમાનની લાગણી વગરનું; સાદું; ટાપટીપિયું નહિ એવું; ભોળું; નિર્માની; લાગણીરહિત; ઢસોર.

**ઢસું**, ન૦ રેતીનો દડ; ઝીણી ધૂળ.

**ઢસોર**, વિ૦ માર અને ઠપકા સાંભળીને જેનું શરીર ને મન ટુંકની લાગણી રહિત થઈ ગયેલું હોય એવું; મારવાથી કે ઠપકાથી જેને કંઈ અસર લાગતી ન હોય એવું; નિર્લજ્જ; જેની લાગણીઓ બહેર મારી ગયેલી હોય એવું:-વારંવાર લડવા અને મારવાથી માણસ ઢસોર થઈ જાય છે. નઠોર. (૨) ઢીલું; માન, સ્વચ્છતા, કે તેઓની જેને બહુ કાળજી ન હોય તેવું; એદી; આળસુ; ઉંઘઉંઘ કરનાર ને અસર રહિત.

**ઢહ**, અ૦ ઢસ; અતિશયના દર્શક અવ્યય:—ઢીલોઢસ-ઢ.

**ઢળકતું**, વિ૦ એકાદ બાજુ તરફ નમતું; વાંકું-આડું પડતું; લચતું; ઉપરથી નીચેની બાજુ તરફનું; લબડતું; ઝુલતું; ઢાળપડતું.

**ઢળકવું**, ક્રિ૦ અ૦ ઢળતું-નમતું રહેવું; ઢોળાવદાર હાલતમાં હોવું; નમતું-ઝુલતું રહેવું; ઢાળ પડતું રહેવું; લટકવું. (૨) સફાઈદાર-ઢાળને લીધે સુંદર દેખાવું; નમતું રહેવાથી સારૂં લાગવું:-ઢળકતી માથે પાઘ.

**ઢળવું**, ક્રિ૦ અ૦ પ્રવાહીનું પાત્રમાંથી બહાર નીકળી જવું; વાસણમાંથી વહેવું; પ્રવાહીનું નીચે પડવું. (૨) વાંકું વળવું; ઝુલી જવું; નમવું. (૩) બીબામાં પડવું; રેડાવું; પ્રવાહીનું ઠરવું; અમુક આકારમાં આવવું; (ધાતુ વગેરે માટે) તરફ જવું; લચવું. (૪) સરવું; લપસવું. ઢળી પડવું= અમુક એક બાજુએ ફરીજવું; દઢ નહિ રહેવું; ડગીજવું. (૨) કબુલ થઈ જવું; માની લેવું. (૩) બેસીજવું, સૂઈજવું.

**ઢળાવવું**, ક્રિ૦ સ૦ ધાતુ વગેરેને ગાળી-પ્રવાહી બનાવરાવી તેને અમુક ગમતા ઘાટના બીબામાં ઠરાવવું; ગાળેલી ધાતુના રસનો આકાર પડાવવો; ભરાવવું. (૨) ઢોળાય તેમ કરાવવું.

**ઢળિયાં**, ન૦ સાડા પાંચના ગુણાકારના આંકનો ધડિયો તે. ઉઠાં=૩ા ઢીયાં=૪ા અને ઢળિયાં તે પાા ગણાય છે.

**ઢળિયું**, ન૦ ઢેફું; રોડું; માટી ને રેતીનો ગોળો.

**ઢળ્યા**, અ૦ છોકરાને તેની મા લાડમાં આળ દે છે તે-રડયા, પીટયા.

**ઢંકાવું**, ક્રિ૦ અ૦ (ઢાંકવુંનું કર્મણિ) ઉઘાડું હોય તે છવાવું-બંધ થવું; અચ્છાદિત થવું; વસાવું, વિંટાવું; આવરણ થવું. (૨) બંધ થવું; બિડાવું; જાહેરમાં ચાલતું અથવા ચર્ચાતું હોય તે બંધ પડવું; છાનું રહેવું.

(૩) વિસારે પડવું; ઓછું થઇજવું; ગુપ્ત રહેવું:–ઢંકાયેલો હીરો. ઑઠે પડી જવું:–એ ઢંકાઇ ગયો ને આ અજવાળામાં આવ્યો.

**ઢંગ,** પું૦ જેમાંથી નિયમ, સ્વચ્છતા, આવડ અને ચારિત્ર જણાઈ આવે એવું વર્તન–રીતભાત તે; ચાલચલગત; ચેનચાળા; આચાર; રહેણીકરણી વગેરે તે. ઉ૦ વહુ વર રો'ઢંગે, આવડો શો આસંગોરે. દયારામ. ક્રિ૦ પ્ર૦ ઢંગે રહેવું=વિવેક-મર્યાદામાં રહેવું; રીતભાતે ચાલવું. (૨) ઠામ ઠેકાણું; વિશ્વાસ કરવા યોગ્ય એક સરખી વૃત્તિ–એ ઢંગ વિનાનો છે=અર્થાત્ એક સરખા વર્તન ઉપર રહે એવો માણસ નથી. (૩) વેષ; પહેરવેશ:–એના ઢંગ તો જુઓ, પાઘડીએ રંગ નહિ અને કપડે ઉજળામણુ નહિ. ઢંગવગરનું=વર્તનની સ્થિરતા વગરનું. સમુદાચાર રહિત. ઢંગધડો=ઠેકાણું; વિશ્વાસ; નક્કીપણું; નિયમબદ્ધતા-નિયમાનુસારીત્વ; કબજો, બંધ નહિ તે

**ઢંઢાર,** વિ૦ મોટું પણ અંદરથી ખાલી અને બિયામણું; ટ ડેલ–જબરજસ્ત.

**ઢંઢેર,** વિ૦ ઢંઢાર.

**ઢંઢેરો,** પું૦ ડાંડી પીટી લોકને એકઠા કરી અમુક બાબત જણાવવી તે; લોકને અમુક બાબત જાહેરમાં એકઠા કરીને કહેવી કે કહેવરાવવી તે. ઢંઢેરોપીટવો=જાહેર કરવું; લોક જાણે તેમ કરવું. (૨) ફજેતી કરવી; છાની વાત ઉઘાડી પાડવી.

**ઢઢોળવું,** ક્રિ૦ સ૦ ઉંઘતા માણસને જગાડવા માટે ખૂબ હલાવવો; આમ તેમ ફેરવવું; હચમચાવવું.

**ઢાકઢોળ,** પું૦ ડોળ; આકાર; ઘાટ.

**ઢાકળો,** પું૦ રીતભાતનો વર્તાવ; ઢંગ; વર્તણુક. (૨) ડહાપણ; સમજદારી. (૩) શરમ; નમ્રતા; લાજ; વળોક; વિવેક. (૪) ઠેકાણું; ખાતરી લાયકપણું; બક્ષીવાર.

**ઢાકોઢુમો,** પું૦ રાતે સુતા પહેલાં અનાજ ઘી તેલ વગેરે સરસામાન હોય તે જોઇ તપાસીને ઢાંકવો–ઠેકાણે મૂકવો વગેરે કામ તે; ઉઘાડાં ઢાંકવાં, ઠેકાણે મૂકવાં તે.

**ઢાઢી,** પું૦ ગાઇ બજાવીને આજીવિકા કરનારા જે લોક તે; એવા લોકનો જે સમુદાય તે; એક નાત. (૨) સરણાઇવાળા વાઘરી વગેરે તે.

**ઢાણુંઢોકળું,** ન૦ મૂળાક્ષરમાંનો નમઃ સિદ્ધંનો ઢકાર.

**ઢાલ,** સ્ત્રી૦ દુસ્મનનો ઘા–ઝટકો ઝીલવાનું તવા જેવું ચામડું–સાધન તે. કાચબાની પીઠના હાડકાની કે ગેંડાના જાડા ચામડાની ઢાલ બને છે. જ્યારે તરવારો અને ભાલાઓની લડાઇઓ ચાલતી ત્યારે ઢાલોનો બહુ ઉપયોગ થતો હતો. (૨) શત્રુના ઝપાટા–કે ચોટ સામે રક્ષણ આપનાર જે કંઇ તે; શરણું સાધન; રક્ષણ કરનાર; રક્ષણહાર. ઉ૦ સજ્જન એસા કીજીએ, ઢાલ સરીખા હોય, સુખમેં રહેવે પીઠપેં, દુઃખમેં આગે જોય. રૂ૦ પ્ર૦ અડીવેળાની ઢાલ=ખરે–સંકટને સમયે બચાવી લે એવો માણસ; પ્રસંગે શરણ આપે એવો.

**ઢાલગર,** પુ૦ ઢાલ બનાવનારો. ( ૨ ) ઢાલ બનાવનારા લોકની નાતમાંનો એકાદ માણસ; ડબગર; મોચીની એક જાત.

**ઢાળ,** પુ૦ ઉપરથી નીચે જતી જમીનની સપાટીનો ઉતાર તે; ઢોળાવ; ઉતાર; ઉપરથી નિચાણ તરફ ઢળતી સપાટી તે. (૨) તરેહ; સંબંધ; વ્યવહાર; સંબંધ. (૩) ઘાટ; આકાર; સ્વરૂપ. (૪) રીતભાત; ચાલ; વર્તણુક. (૫) ફળતર; ખેતરમાંના ઉભા પાકનો થોડાક ચાસ કાપી જોઇ અડસટો કાઢવો તે; અંદાજ. (૬) રાહ; ગત; ઢબ; ગાવાની રીત તે. એક રાગ. ઉ૦ રાગ ઢાળનું નામ ન જાણું, અહંબુદ્ધિ કવિની

વડે. આળસ. (૭) ઢંગ. (૮) યોગ; તાલ. ક્રિ૦ પ્ર૦ ઢાળ પડવો=ઢાળ વગેરે નું મનું–ઢળતું રહેવું. ઢાળ ઉતરવો=યોગ આવી લાગવો; તાલ બેસવો; કોઈ વસ્તુ કે વાતની સાધનતાનો સંધિ મળવો. ઢાળ ઉતારવો=પાર લાવવો; જેમ જોઈતું–પડતું કે યોગ્ય હોય તેમ કરવું. બરોબર ઢળતું રાખવું:–છાપરાનો ઢાળ ઉતારજો કે જેથી પાણી પડે એવું જ નીચે આવે. ઢાળે પાડવું=રાગે પાડવું; સમાધાનીથી વ્યવસ્થિત રીતે ચાલે એમ કરવું.

**ઢાળકી**, સ્ત્રી૦ સોના રૂપાને ગાળીને પાડેલી લગડી–ગોળી તે.

**ઢાળકો**,–પું૦ ઢંગ; વર્તણૂક. (૨) કામકાજની સફાઈ. (૩) અમલ; બુદ્ધિ:–એનામાં કંઈ ઢાળકો નથી. (૪) મોટી ઢાળકી.

**ઢાળણી**, સ્ત્રી૦ કરસણને કાપીને નીચે પાથરવાની ક્રિયા; કાપણી; ઢાળવું તે. (૨) જેમાં સોના રૂપાનો રસ કરી ઢાળવામાં આવે છે તે. (૩) બીબાં પાડવાની–ઢાળવાની આવડત.

**ઢાળણું**, ન૦ કોઠી વગેરેની ઓએ સાલ્લા ઉપર જે આડું લુગડું બાંધે છે તે.

**ઢાળવું**, ક્રિ૦ સ૦ પાકેલા કરસણને કાપીને નીચે નાંખવું; કાપવું; કાપણી કરવી તે (૨) નીચે નાંખવું; સુવાડી દેવું; પાથરવું:–ખાટલો ઢાળવો. (૩) ખરાવવું; વેરવવું; ટપકાં પાડવાં; નિગાળવું:–આંસુ ઢાળવાં. (૪) રેડવું; રસ કરી તેને ઢારવો; ચકતું, લગડી કે કોઈ આકાર–બીબું પડે એમ ધાતુના રસને યંત્રમાં કે ખાડામાં રેડવો; નાખવું; ભરવું. (૫) કળતર કરવું; ઉભા અનાજનો અંદાજ કાઢવો.

**ઢાળિયું**, ન૦ ઢાળકી. (૨) ઢાળવાળું ખેતર–જમીન તે. (૩) એકજ બાજુવાળું છાપરું:–એક ઢાળિયું ઘરા ઢાળવાળું.

**ઢાળિયો**, પું૦ કાપણી કરનારો માણસ (૨) નીચેથી ઉંચી જમાડી–ખેતરમાં પાણી લઈ જવાને બાંધેલી ઢંગી પાળી તે (૩) સોના રૂપનો પાયલો.

**ઢાળો**, પું૦ મુસાફરી કરતાં એકાદ ઠેકાણે બેસીને એઆર પછી વિસામો લેવો તે; વિસામ, આરામ; થોડીવાર થાક ખાઈ જરાક આરામ લેવો તે. (૨) ઢંગ; રીતભાત; ચાળો; ઢાળકો.

**ઢાંકડું**, ન૦ ઢાંકણું તે.

**ઢાંકણ**, ન૦ જેનાથી કોઈ વસ્તુ ઢંકાય તે; આચ્છાદન; આવરણ; પડલ. (૨) રક્ષક; સંભાળ લેનાર અને દોષાદિકનું સંવરણ કરનાર એવું જે તે. કo બાપનું ઢાંકણ બેટડો ને ઘરનું ઢાંકણ નાર. રખેવાળ.

**ઢાંકણિયું**, ન૦ ઢાંકણ તરીકે વપરાતી એવી કોઈ પણ એકાદી નાની ચીજ; જેનાવડે નીચેની વસ્તુ ઢંકાતી હોય એવું જે તે. (૨) વિ૦ ઢાંકનારૂં. ઢિંચણનું ઢાંકણિયું હાડકું ભાંગી ગયું છે. ખોપરી જેવું હાડકું; ઢાંકણી.

**ઢાંકણી**, સ્ત્રી૦ માટીના વાસણનું મોં ઢાંકવાનું જે છાબડું કોડિયું તે; ચકોરું; માટીનું નાનું ગોળ પાતળું ચપણિયું:–દીવાની ઢાંકણી. જેનાથી કોઈ વસ્તુ ઢંકાય એવી નાની ગોળ ને ચપટી ચીજ.

**ઢાંકણું**, ન૦ પેટી પટારા, કંડિયા અને ડબી ડબા વગેરેની એક બાજુ જે ખુલ્લી કરાય ને ઢંકાય એવી હોય છે તે–બાજુને બરોબર બેસતું આવી રહે એવું જે ઢાંકણ–ઢાંકવાનું તે; બારણું; ફલક; પટલ વગેરે. ઢંકાય એવું પાત્ર કે બીજું જે કંઈ હોય તે. ઉ૦ ઢીલું ન હતું ઢાંકણું, જખરૂં ફોયું ભોર. ક૦ દ૦ ડા૦

**ઢાંકપિછોડો**, પું૦ ઢાંકવાનો જે પિછોડો તે; ઢાંકવાની જે જુક્તિઓને કાવાદાવા તે;

કોઈ વાત, વસ્તુ કે દોષ ગુનાને અમુક બહાનાં બતાવીને ઢાંકવાની તજવીજ કરવી તે; છુપાવવા, ચર્ચાતી અટકાવવા કે દાબી દેવાને યત્ન કરવો તે; ચાપડથીબડ કરવું તે

**ઢાંકવું**, ક્રિ૦ સ૦ ઉઘાડું હોય તેને બંધ કરવું; વાસવું; ખુલ્લી બાજુ કે મોં ઉપર આવરણ કરવું; આવરવું. (૨) છાવું; આચ્છાદવું:-છાપરૂં ઢાંકવું. (૩) સંતાડવું; છુપાવવું દેખાય નહિ તેમ કરવું; ઓઢવું:-મોં-માથું ઢાંક. (૪) છાનુ રાખવું; દાબી દેવું; નહિ ઉઘાડુ પાડવું:-એ બાબત ઢાંકી દો. ગુનો ઢાંકશો નહિ.

**ઢાંકોઢુમો**, પું૦ ઉઘાડું ઢાંકવું બંધ કરવું વગેરે કામ તે.

**ઢાંકયું**, વિ૦ ઢાંકેલું; છુપું-છાનું. ઢાંકયું ભાણું ઉઘાડુંજ છો આવેને ?

**ઢાંખર**, અ૦ ઢાંકર, ઢોરની આગળ અમસ્તોજ આવતો શબ્દ:-ઢોરઢાંખર.

**ઢાંગરૂં**, ન૦ આરિયું; ચીભડું. એક જાતની મોટી ને જાડી કાકડી.

**ઢાંઢું**, ન૦ મરી ગયેલું ઢોર.

**ઢાંઢો**, પું૦ પુખ્ત ઉમ્મરનો બળદ; ઉતરી ગયેલો-હાડપિંજરથી મોટા ખોખ જેવો બળદ તે.

**ઢિગાર**, પું૦ ઢગલો; ઢગ, રાશિ.

**ઢિક**, સ્ત્રી૦ ઢીક; હલકો ઠુંસો.

**ઢિકડં**, વિ૦ કોઇ એક. અમુક, ફલાણું.

**ઢિકણી**, સ્ત્રી૦ પીંવા ખાંડવાની ઉલાળીને સાંબેલું મારવાની ખાંડણી.

**ઢિકણું**, વિ૦ આ કે બીજું; અમુક એકાદ; ફલાણું.

**ઢિકવો**, પું૦ નદી અથવા તળાવમાંથી નીક કાઢીને કરેલો ઢિંચણ સમાણું પાણી રહે એવો ખાડો:-ઢિકવો કુવો. (૨) નદી કે તળાવમાંથી ખેતરોમાં પાણી લેવાને ખાડો ખોદી તે ઉપર કરેલો ઉલાળિયો ઝીલો તે.

**ઢિંગડમલ**,-પું૦ ધિંગલમ; ધિંગો-શરીરે પોષાતો ને મજબુત-મલ્લ જેવો માણસ તે. ઉ૦ એ ઢિંગડમલ ધુતારો રે. પ્રા. કા.

**ઢિગઢિંગી**, સ્ત્રી૦ ડુગડુગી; જેમાંથી ઢિંગઢિંગ અવાજ નીકળે છે એવું એક વાજું, ઉ૦ પટહ ઢોલ વાગે છે ત્યાં ઢિગઢિગી. રઘુ. યજ્ઞ. પ્રે.

**ઢિંગલી**, સ્ત્રી૦ છોકરીઓને રમવાની લુગડાની બનાવેલી નાની બાવલી; પુતળી. (૨) નાજુક બાંધાની ઢિંગણી સ્ત્રી. (૩) નાની રૂપાળી રમાડવાં જેવી છોકરી.

**ઢિંગલું**, ન૦ લુગડાનું પુતળું. (૨) નાનું રમાડવા જેવું છોકરૂં.

**ઢિંગલો**, પુ૦ પુરુષ જાતિનું લુગડાનું પુતળું, બાવલું. (૨) નાનો ઢિંગણો પુરુષ; ગટકી.

**ઢિંચ**, સ્ત્રી૦ ઢિંચવાપણું; પીવાનું અકરાંતિયાપણું, પીબ; પાન લોલુપતા.

**ઢિંચણ**, પું૦ પગનાં ઉપલા ને નીચલાં હાડકાંને જોડનારી-જાંગ ને નળાને જોડનારો જે વચલો અવયવ-સંધિ ભાગ તે; ઘુંટણ. ક્રિ૦ પ્રિ૦ ઢિંચણ ભાગવા=ઉઠી કે ચાલી શકે નહિ એમ કરવું. (૨) નાહિમ્મત થઇ જવું. (૩) જીવન શક્તિ-બળનો નાશ થવો. ઢિંચણ માંડવા=ભાંખોળિયે પડવા માંડવું. (બાળકનું.)

**ઢિંચણિયું**, વિ૦ ઢિંચણ જેટલું-ઉંચું; ઢિંચણપુરતું. (૨) ન૦ જૈનો વગેરે કેટલાક લોક જમવા બેસતાં ઢિંચણ તળે જે ટેકણ રાખે છે તે, ટેકણિયું. એ લાકડાનું ને ધાતુનું બને છે.

**ઢિંચવું**, ક્રિ૦ સ૦ અકરાંતિયાપણે પીવું; વારંવાર તેમજ ખૂબ પીધા-પાન કરવું; પી પી કરવું તે:-પાણી શું ઢિંચ્યા કરે છે ?

**ઢિંચાં**, ન૦ સાડાચારનો ગુણાંક, ઉઠાં પછીનો આંક. ૧ ૪||=૪||, ૨ ૪|| ૯, ૧૦ ૪|| ૪૫ વગેરે.

**ઢીક**, સ્ત્રી૦ હલકો ગડદો-ધાપટ મારવી તે;

ગોદો; ગુમ્મો; મુક્કી; ઠાંસો. (૨) ઢોર જે માથાનો હડસેલો મારે છે તે. ક્રિ૰ પ્ર૰ ઢીક મારવી=ઠાંસો મારવો.

**ઢીકડું**, વિ૰ અમુક; કોઈ એકાદ; ઢીકણું.

**ઢીકણું**, વિ૰ અમુક; કોઈ એકાદ; ઢીકડું.

**ઢીકલી**, સ્ત્રી૰ લડાઈ દરમિયાન શત્રુ ઉપર પથ્થર ફેંકવાનું યંત્ર, ગફણી. ઉ૰ ઉપરથી ઢીકલી ઢાલથ, લોઢી ગઢ વછૂટથ. કા. પ્ર. આગળના વખતમાં ઉંચા મોરચા ઉપર ગોઠવેલા ઉંટડા જેવા યંત્રની મારફત દુશ્મન ઉપર પથ્થરનો વરસાદ વરસાવવામાં આવતો હતો, એ હાલની તોપનું કામ કરતી.

**ઢીકો**, પું૰ ગોદો; ગડદો; મુક્કો.

**ઢીચ**, વિ૰ ઢીમચા જેવું જાડું ને દઢ તે.

**ઢીઠ**, વિ૰ [સં. ધૃષ્ટ] ધીટ; બેશરમ; દઢ.

**ઢીબવું**, જુ૰ ધીબવું; ગુમ્માનો માર મારવો.

**ઢીમ**, સ્ત્રી૰ સોનાની લગડી; ગોળી.

**ઢીમચું**, ન૰ લાકડાની ચપટી ગાંઠ; ઓઢચું; જાડો ને ટુંકો લાકડાનો કકડો. (૨) ઘેર થાપેલી કચરાની જાડી રોડી. (૩) ઠિંગણું—ગટકો માણસ.

**ઢીમડું**, જુ૰ ઢીમણું.

**ઢીમણું**, ન૰ શરીર ઉપર વાગવાથી કે જીવજંતુ કરડવાથી આવેલો સોજો તે; સોથ શરીર ઉપર લોહી બંધાઈ જઈને વા માંસના સોજાથી કઠણ થયેલો જે ભાગ તે; ગઢ; ગાંઠ.

**ઢીમર**, પું૰ [સં. ધીવર] માછી; મચ્છીમાર; માછલાં પકડનારો; ધીવર.

**ઢીમસું**, જુ૰ ઢીમચું.

**ઢીસું**, જુ૰ ઢીમણું.

**ઢીલ**, સ્ત્રી૰ વાર; વિલંબ; ખોટી. (૨) ઢીલું કરવું-મૂકવું તે:-પતંગની દોરમાં ઢીલ મૂક. (૩) આળસ અથવા બેપરવાઈથી કોઈ કાર્ય કરવામાં વખત જવા દેવો તે; ધિમાશ; ઢંઢાશ; આળસ. ક્રિ૰ પ્ર૰ ઢીલ કરવી=વાર લગાડવી.

**ઢીલગંદું**, વિ૰ પોચું; ઢીલું; નરમ સ્વભાવનું. (૨) બીકણ; પ્રસંગ-અણીને વખતે ફસકી જાય એવું.

**ઢીલું**, વિ૰ તંગ નહિ એવું; નહિ ખેંચેલું; ઝુલતું; લબડતું:-નરમાં ઢીલાં પડી ગયાં. ખાટલાની પાટી ઢીલી છે. (૨) નહિ સજ્જડ એવું; નહિ કસેલું; પોચું:-આ ગાંઠ ઢીલી છે. બાળકની સુથણીનું નાડું ઢીલું બાંધવું. (૩) રગડા જેવું; નરમ; પ્રવાહી:-ઢીલી દાળ. (૪) નહિ કઠણ; પોચું. (૫) પલળે-અસર કરે એવું; આર્દ્ર; નજીરી-સહન કરી શકે એવું:-એનું મન બહુ ઢીલું છે. (૬) હિમ્મત રહિત; અકઠોર; નરમ-પોચું:-જરા ઠપકો દેતાંએ તે ઢીલો થઇ જાય છે કોઇને રોતું જોઇને તે બહુ ઢીલો થઇ જાય તેવો છે. (૭) નહિ સખત; નરમ. ક્રિ૰ પ્ર૰ ઢીલું પડવું=રગડા જેવું એકતાર કરવું. પોચું કરવું; નરમ કરવું. ઢીલુંઢસ=બહુજ ઢીલું. ઢીલું પડવું-ઢીલું થવું; ઢીલું મૂકવું, વગેરે.

**ઢુકવું**, ક્રિ૰ પાસે-નજીક જવું.

**ઢુંડાં**, ન૰ જેમાં બાજરીના દાણા ખંધાય છે તે બાજરિયામાંનાં એક એક દાણાને ધારણ કરનારાં નાનાં ગુચ્છ જેવાં ફોતરાં-ઘર. બાજરિયામાંનાં દાણા ધારણ કરનારાં ફૂલ. આ બાજરિયાનાં દાણા કાઢી લીધા પછી રહેલાં ફૂલ ઢોરને ખવરાવવામાં આવે છે. ઢુસાં; ઢુંડું; કણ વગરનાં ચોથા.

**ઢુંડું**, ન૰ ઢુંડાંનું એક વચનરૂપ.

**ઢુંકડું**, અ૰ [સં. ઢૌક] પાસે; નજીક; વખત પ્રમાણે ને છેટા-લંબાણ પ્રમાણે. અતિ દૂર નહિ તે. ઉ૰ લગન આવ્યાં ઢુંકડાં. ઢુંકડું ઢચ=બહુજ પાસે.

**ઢુંગ**, પું૰ ઢોંગ; ફેસફતવા.

**ઢુંગલું**, ન૦ ઝાડના નાના રોપાને ઢોર ખાઇ જાય નહિ તે માટે તેની આસપાસ તે ઢંકાઇ રહે એવી ઝાંખરાંની જે ઘટા-વાડ કરવામાં આવે છે તે; કાંટાવાળાં ઝાંખરાંની ઘટાદાર વાડ. (૨) ઝરડાં ઝાંખરાં વગેરેની ગુફા; નાની મઢુલી જેવું જે તે.

**ઢુંઢવું**, ક્રિ૦ સ૦ [સં. ढुंढ्] શોધવું; ખોળવું; મેળવવા માટે આમ તેમ તપાસ કરવી.

**ઢુંઢિયો**, પું૦ [સં. ढुंढ्] શોધ કરનારો; અહિંસા શોધનારો. કોઇએક નાનો સરખો પણ જીવ મરવો જોઇએ નહિ, એવી ઢુંઢ તપાસ રાખનારો જે અહિંસા ધર્મમાંનો એક તે. એ નામે ઓળખાતા સંપ્રદાયનો અનુયાયી તે; જૈન-શ્રાવકોનો એક સંપ્રદાય અને તે સંપ્રદાયનો જે એકાદો માણસ તે. (૨) મેલો-ગલીચ રહેનારો માણસ તે.

**ઢુંઢણી**, સ્રી૦ એક જાતની રમત; ખડિયો; ખાડો.

**ઢુંઢવું**, ક્રિ૦ સ૦ [સં. ढुंढ्] ઢુંઢવું; શોધવું. (૨) ખેતરમાંથી અનાજ વ્યતિરિક્ત છોડ-ઘાસ કાઢી-શોધી શોધીને કાઢીનાંખવું; રાંપી દેવી તે.

**ઢુંઢસાં**, ન૦ ઢુંડાં; જેમાં બાજરીના કણ રહે છે તે; ચોય-ઢુંડાની અંદર જેમાં બાજરીના કણ ગોઠવાયેલા હોય છે તે. (૨) ચોથાં; જેમાં કણરૂપી સત્ત્વ રહેલું નથી એવું કણસલું. (૩) ધૂળ, કંઇ નહિ, એવા અર્થમાં વપરાય છેઃ-એ શું મારશી ઢુંઢસાં ?

**ઢુંઢું**, ન૦ ઢુંડું; બાજરિયામાંનું કણ રહિત ખાલી કણસલું.

**ઢુંસાન**, ન૦ ઢુંડાં અને બીજું-ઝીણું ઘાસ વગેરે; ઝીણા ઘાસનો જથ્થો; ચોય. (૨) પોચ; ફોતરાં.

**ઢુંસો**, પું૦ ઢુંડાં વગેરે તે. (૨) પોચો લાકડા ને ઘાસનો ગર તે; ભુકો. (૩) લાકડાંનો વહેર; અથવા છોલ. (૪) ઘઉંનો મોટો જાડો ભાખરો. (૫) ઘોંસો; જાડો કાંબળો.

**ઢૂસ**, સ્રી૦ ઢૂસ; તાકાત-શક્તિ ગળીજવી તે. (૨) વિ૦ ફૂસ; પોચું બોલે એવું; ફદલ રદ, કંઇ અનાજ નહિ કરતાં ખાલી જાય તેવું.

**ઢેક**, વિ૦ છેલ્લું. છોકરાઓ રમતમાં વાપરે છે.

**ઢેકલી**, સ્રી૦ નાનો ઢેકો; સપાટી ઉપર ઉપસી આવેલી નાની ગાંઠ; ગડબ; નાની ટેકરી.

**ઢેકલો**, પું૦ ઢેકો; સપાટી ઉપર ઉપસી રહેલો હાડકા વગેરેનો ગોદો તે; હાથ, પગ, છાતી કે પીઠ ઉપરનું કોઇ હાડકું વાંકું વળી સપાટી ઉપર ટેકરા જેવું થઇ રહેલું હોય તે; ખુંધ.

**ઢેકુટ**, સ્રી૦ માથાકુટ; માથાઝીક; રાત દહાડાની કડાકૂટ તે. (૨) પંચાતી.

**ઢેકો**, પું૦ સપાટી ઉપર ઉપસી રહેલો જે ભાગ તે; ટેકરો; ઉંચો રહેલો કોઇ પણ સપાટીમાંનો એકાદો ભાગ-અવયવ તે. (૨) શરીરની સપાટી ઉપર વળી ગયેલા હાડકાને લીધે ઉપસી રહેલો ભાગ તે; ખુંધ. (૩) કમ્મરના હાડકાના આંકડા-અંકોડા તે; બસ્તિ; બેસણીના હાડકાની કોર તે.:-કેમ ઢેકો મરડીને બેઠો, કુલો. ક્રિ૦ પ્ર૦ ઢેકો નમાવવો=અંગ વાળીને-કમ્મર નમાવીને મહેનત કરવી; મહેનત પડે એવું ખંતથી કામ કરવું; જાત ભાગવી. ઢેકા ઢૈયા=ખાડાખૈયા; નીચી ઉંચી જમીન તે; અસમ જમીન તે; ઢેકા વગેરે.

**ઢેખાળી**, સ્રી૦ નાની ઇંટ; ઇંટનો ભુકો; ઇંટના કકડા.

**ઢેખાળો**, પું૦ ઇંટનો મોટો કકડો; જુનીકોરાએથી ખંડિત થયેલી પણ દગડા જેવી આમ તેમ અફળાતી રહેલી ઇંટ;

રોડું. (૨) કંઈ નહિ; શૂન્ય.:–એને શું મળવાનું છે? ઢેખાળા? ૨૦ પ્ર૦ ઢેખાળાની પેઠે અથડાવું=કંઈ લાભ હાનિ કે અડચણ વગર જ્યાં ત્યાં રખડયા કરવું. (૨) અતિશયતા બતાવે છે. કંઈ હિસાબમાં નહિ એમ, મેળ-નિયમ નહિ એમ. :–ઢેખાળાની માફક રવડે છે. દેહની કે માન આબરૂની દરકાર વગર મહેનત કર્યા કરવી તે; નિરુપયોગી ને કિમ્મત વગરની તુચ્છ વસ્તુ તે ઢેખાળો.

ઢેડ, પું૦ [પ્રા. ઢેયરો]. જેને અડતાં અભડાવાય એવો-ગલીચ હલકો ધંધો કરનારો અનાર્ય માણસ; અસ્પર્શ્ય જાતિના અનાર્યોમાંનો એકાદ; હલકા ધંધા કરનારા અનાર્ય લોકનો એક સમૂહ-નાત તે. (૨) હલકો-પાજી અને મલિન વૃત્તિનો માણસ; લડવાડિયો; ખરાબ નીચ સ્વભાવનો માણસ.:–એ ઢેડનું નામ ના દેતા. (૩) ક્રોધ. (૪) વિ૦ ભ્રષ્ટ; સંકર; ગંદું.:–ઢેડ ગુજરાતી. ઢેડ ફજેતી=જાહેરમાં એક બીજાના દોષ કાઢીને લડવું તે. વારંવાર લડવું ને વળી એક થઈ જવું એવી રીતે બન્નેએ એક બીજાના ભવાડા કરવા તે; લોકોમાં ખોટું પરસ્પર વગોણું કરાવવું તે. કહે૦ ઢેડનું છોકરું ઢેબરે રાજી=હલકો માણસ હોય તે જૂજથી ખુશી થાય. ઢેડ મુઓ ને આભડછેટ ગઈ=હમેશની પીડા મટી. ઢેડવાડામાં તકે પેઠો=ત્રાસ ત્રાસ ને ફોવી થઈ રહેવું તે.

ઢેડવાડો, પું૦ ઢેડ લોકને રહેવાનો મહોલ્લો તે; ઢેડવાસ. હિંદુસ્તાનનાં ગામડાંમાં બધે ઠેકાણે ગામની પરવાડે ઢેડ લોકોને રહેવાનો વાસ જુદો હોય છે. (૨) ગંદી અસ્વચ્છ જગા; કંટાળો અને ચીતરી ચઢે એવી ખરાબ જગા-માણસ વગેરે તે. તકરારી -જંપવા દે નહિ અને ગંદકી કર્યા કરે એવું જે (માણસ વગેરે) તે.:–મારી ૫ ડોશમાં તમે આ કયાંથી લાવીને ઢેડવાડો ઘાલ્યો? (૩) ગંદકી; કચરો પુંજો વગેરે તે આ ખુણામાં કેમ ઢેડવાડો રાખ્યો છે. આ ઢેડવાડો અહિંથી કાઢી નાંખો. પીડાકારી એવું જે તે ઢેડવાડો.

ઢેડાઉ, વિ૦ ઢેડ સંબંધી, ઢેડે વણેલું બનાવેલું તે; જાડું; નહિ સફાઇદાર; ગામઠી; સાદી કારીગરી રહિત અનાવટનું.:–ઢેડાઉ કાપડ હવે કોણ વાપરે છે?

ઢેડિયો, પું૦ ઢેડ

ઢેડી, સ્ત્રી૦ ઢેયડી; ઢેડની સ્ત્રી.

ઢેડું, ન૦ ઢેડ ઇત્યાદિનું ટોળું; ઢેડ વાઘરી, ને હલકાં ભિખારી વગેરે તે; એંઠી બાજ-પતરાળી લુટનારા લોકો-ભિખારીઓ. (૨) ધાડું; ટોળું. (૩) વિ૦ ઢેડાઉ.

ઢેઢિયો, પું૦ ઢેડ.

ઢેઢો, પું૦ ઢેડ.

ઢેપલી, સ્ત્રી૦ કોઈ ચૂરણ-લોટ જેવા પદાર્થને પ્રવાહીમાં કરમોવી પલાળી તથા દાબીને બનાવેલી નાની ચપટી થાબડી; પહોળી થાયરડી; દબડી; ચેપલી; ચપટું ઢેપું તે.

ઢેપલું, ન૦ નાનું ઢેપું; ચોસલું; ચકતું; ચૂરણને કસણી દાબીને કરેલું દબડું (૨) સપાટીથી ઉંચો થયેલો-સુજેલો શરીરનો ભાગ.

ઢેપું, ન૦ [સં. स्तेप] રેતી માટી કે બીજા કોઇ ચૂરણનો પલળી દબાણને લીધે બાઝી ગયેલો એક આકાર; દબડું; બાઝી ગયેલું મરોડું; ચીકણા પદાર્થનો જરા સખત લોચો; ચોસલું; ચકતું; ગડબ; રોડું; દગડું.

ઢેફું, ન૦ ઢેપું.

ઢેબરિયો, વિ૦ ઢેબરાં લઇને આવેલો-એકઠો થયેલો-સંઘ, મેળો; થોડોજ વખત રહેવા એકાદ ટંક ખાવું પડે તો તે માટે ઘેરથી

સાથેજ ટીમણુ લઈ આવેલો એવો લોક સમુદાય તે:-નદી કિનારે ઢેબરિયો મેધ ભરાય છે.

**ઢેબરું**, ન૦ ટીમણ માટે તળીને અથવા તેલ કે ઘી લગાડીને બનાવેલા રોટલા. ઢેબરાના લોટમાં મસાલો-ગળપણ વગેરે નાંખવામાં આવે છે ને તવા ઉપર જરા જરા ઘી કે તેલ મૂકી તળી કાઢવામાં આવે છે. ટીમણુના રોટલા તે. રૂ૦ પ્ર૦ ઢેબરાં બાંધીને=ગાંઠનું ગોપીચંદન ખરચીને. ખાસ માથે વહોરીને; ગાંઠનું ગુમાવીને. કહે૦ ઢેડનું છોકરું ઢેબરે રાજી=હલકો-ગરીબ માણસ સાદી સાધારણ વસ્તુથી પણ રીઝે એવા અર્થમાં વપરાય છે.

**ઢબો**, પું૦ શરીરની સપાટી ઉપર સોજા વગેરેના કારણે ઉપસેલો જે ભાગ તે; ટેકરો; સોજો; ગડબ.

**ઢેમણો**, પું૦ એક ઔષધિ.

**ઢેયડી**, સ્રી૦ [પ્રા. ઢેયરો] ઢેડની સ્રી.

**ઢેર**, પુ૦ ઢગલો. ઉ૦ દ્રવ્ય અધર્મે કીધો ઢેર, ઉપમા દેવા એક કુબેર. દયારામ.

**ઢેરી**, સ્રી૦ ઢગલી.

**ઢેલ**, સ્રી૦ મયૂરી; મોરની માદા; મોરડી.

**ઢેલડી**, સ્રી નાની મયૂરી.

**ઢેશકું**, ન૦ પોદળો. (૨) કંઠી.

**ઢેષકાં**, ન૦ લોળિયાં.

**ઢેસરો**, પું૦ ઢોરે જે પોદળો મૂકયો હોય તે.

**ઢેસલો**, પું૦ ઢેપરો.

**ઢંક**, વિ૦ તાલું; ગબ્બર; પૂર્ણ ભરેલું; આકંઠાંત ભરપુર; પૈસે ટકે પૂર્ણ

**ઢંકવો**, પું૦ છાછરા કુવામાંથી અથવા નદી કે તળાવમાંથી થોડી ઉંચી જગા વા ખેતરમાં પાણી લેવાને માટે બનાવેલો યંત્ર; થોડી મહેનતે પાણી ઉલેચીને ઉપર લેવાની કરામત.

**ઢંકુડી**, સ્રી૦ નાનો ઢંકવો.

**ઢંગી**, વિ૦ આળસુ; સુસ્ત; એદી.

**ઢંચવો**, પુ૦ લાંબી પુંછડીવાળો કાળો જંગલી ચકલો.

**ઢેઢ**, વિ૦ ખૂબ નમી-તરડાઇ-વકાસી ગયેલું:-વાંકુંઢેડ.

**ઢેકું**, ન૦ માટીની ગડબ; ભેખડ. (૨) પાણીમાંનો ખાડો.

**ઢેયો**, પું૦ ઢેફાંનો ઢગલો; ભેખડોનો ઢગ; ટેકરો. પોચો રેતીનો ઢગ:-ઢેકાઢૈયો. (૨) ખાડો; ખાંચો.

**ઢોકડું**, ન૦ રૂ અથવા ભુસાની પોચી માટી ગાંસડી; ધોકડું. (૨) શરીર-કાયા.

**ઢોકળાં**, ન૦ અડદ અને ચોખાના લોટને પલાળી આથો આણીને બનાવેલો ખાવાનો એક પદાર્થ; ઇદડાં. (૨) વચમાંથી જાડાં દબડાં.

**ઢોકળિયું**, વિ૦ જેની વચમાં ફુલેલી ઢોકળી નીકળેલી હોય એવું (વેલણ). (૨) વચમાંથી જાડું ને ફુલેલું હોય એવું; ઢોકળી જેવું તે.

**ઢોકળી**, સ્રી૦ વચમાંથી જાડી ને ઉપસેલી એવી નાની ગોળ દબડી, ચકતી; જાડી નાની ટીકડી. (૨) બે હાથેળીઓ વચ્ચે દાબીને બનાવેલી અને દાળમાં ચડાવેલી ખાવાની જાડી રોટલી. (૩) માંસના લોચાની ગાંઠ; ગડબ; નાનો ગોટલો. (૪) સાંકડા પટાની ઇંટ. દાળ ઢોકળી=દાળ અને દાળમાંજ બાફેલાં નાનાં તિકકડનું જમણ તે.

**ઢોચકી**, સ્રી૦ સાદી બનાવટનું નાનું લોટું; માટીનો સાદો નાનો કળશ; ધડો.

**ઢોઢો**, પું૦ શાળમાં આડા વાણા નાંખવા માટે કાતરામાં ઘાલવાની બરૂ કે સરકટના કકડા ઉપર જે કોકડી કરવામાં આવે છે તે. ઢોઢા ભરવા-પુરવા=તાણાને માટે બરૂના કકડા ઉપર તાર વિંટાળી આપવા. તાણાનાં તાર લંબા કરેલા હોય છે અને

વાણાના તાર એક સળી ઉપર વિંટાળી કાંસકામાં ઘાલી આડા વચમાં નાંખવામાં આવે છે, એ તારની જે કોકડી તે ઢેઢો.

**ઢોઢો**, પું૦ સ્ત્રીની જનનેંદ્રિય.

**ઢોયણું**, ન૦ ( ઢોલણું-ઢોલણું. ) બાળકની ઝોળી-ખોયના ચારે છેડા સરખા અંતરે પહોળા રહે તેમ રાખવાનાં નાકાવાળાં લાકડાં, દંડિકા; ડોલણાં; ઢોણું. ઢોયણાને બે છેડે બે કાણાં હોય છે તેમાં ખોયના છેડાનાં નાકાં ભરવવામાં આવે છે આથી ખોય પહોળી રહે છે.

**ઢોર**, ન૦ ખેતી, સ્વારી અને દૂધ દહિં માટે પાળવામાં આવતાં મોટાં ચોપગાં જનાવર તે; પશુ. ગાય, બળદ, ઘોડા, ભેંશ વગેરે. (૨) જનાવર; જંગલમાં ઘાસ વગેરે ચરીને રહેનારાં પ્રાણી. ( હિંસક નહિ -પળાય એવાં. ) મનુષ્યના જેવી જેને વાણી અને વિચાર કરવાની બુદ્ધિ નથી તે. (૨) વિવેક-વિચાર રહિત; અણસમજુ; મૂર્ખ; જેને ઝાઝી ગતાગમ પડે નહિ એવું માણસ; બરોડ. (૩) માલ; ધનઃ-ચોર ઢોર એકઠાં કરો. અર્થાત્ ચોરને અને તેણે ચોરેલા (ઢોર) માલને. કહે૦ ઢોરના ચાવ્યામાં કુચો પડે પણ માણસના ચાવ્યામાં ન પડે. અર્થાત્ માણસની બતરીસીએ ચડયું તે પાયમાલ થઈ જાય.

**ઢોરઢાંખર**, ન૦ ઢોરઢાંકર; ઢોર વગેરે.

**ઢોલ**, ન૦ અંદરથી પોલા ખોખાને મોંએ જાડું ચામડું જડીને બનાવેલું વાદ્ય; વાજું; નગારૂં; તંગ-ખેંચીને જડેલા ચામડા ઉપર દંડિકો ઠોકતાં ઢમઢમ બોલે એવું વાજું. પટહ. ક્રિ૦ પ્ર૦ ઢોલ વાગવું=સૌ જાણે તેમ થવું; જાહેર થવું; ઢમઢમ થઇ રહેવું. -ચોરી થઈ ત્યારે શું ઢોલ વાગશે? ના. તે તો કોઇ જાણશે પણ નહિ. ઢોલ વગાડવું=જાહેર કરવું. સૌ કોઇ જાણે તેમ કરવું; ચાહન કરવું. વાગતે ઢોલે જવું-ચાહન જવું, છ ચોક-ચોરી છુપીથી નહિ પણ સૌ જાણે તેમ જવું અને તે નહિ અટકાવી શકાવું. ૨૦ પ્ર૦ ઢોલને ઢમકે પાણી આવવું=મારવાડમાં કુવા એટલા ઉંડા હોય છે કે કોસિયાને કોશ કાંઠે આવતાં તરીલાના બળદ ઉભા રખાવવા માટે ઢોલે દંડો દેવો પડે છે. ઢોલે દંકો દેવો=સ્વારી એ ચડવું; ઉત્સાહ ભેર સૌ કોઇને જાહેર થાય તેમ-ચાહન કોઇ કામ કરવાને તત્પર થવું.

**ઢોલક**, ન૦ નાનું ઢોલ; પખાજ.

**ઢોલકી**, સ્ત્રી૦ નાનું ઢોલ; નગારી. ક્રિ. પ્ર૦ ઢોલકી બજાવવી=નાચનારની પાછળ ફરવું અને તેના નાચને ધાટેઘાટ નગારૂં વગાડવું. (૨) વખાણ કે ખુશામત માટે હાજી હા કરવું; સામો માણસ કહે તેને બળવું જ બોલવા મંડી જવું. બન્ને તરફની ઢોલકી બજાવવી=જે જેમ બોલે તેને તેમજ હા, હા કહીને ઉત્તેજન આપવું, એક રીતે સારૂં સારૂં કહ્યા કરવું.

**ઢોલકું**, ન૦ ક્ષુદ્ર નગારૂં; જેવું તેવું નાનુષ ઢોલ. ક્રિ૦ પ્ર૦ ઢોલકું કૂટવું=સમજ્યું ન સમજ્યું જ્યાં ત્યાં ખરૂંખોટું હાજી હા કરવું અને ખોટું ઉત્તેજન આપવું. તાનમાં તાલ બેતાલ જોયા વગર જેમ ફાવ્યું તેમ ઠોકવું; બોલવું તે.

**ઢોલડી**, સ્ત્રી૦ નાનો રંગિત ખાટલો; પલંગડી.

**ઢોલણી**, સ્ત્રી૦ ઢોલડી.

**ઢોલાણ**, ઢોળાવ; ઢાળ; ઉપરથી નીચે તરફ ઢળતો જતો પ્રદેશ; ઢળતો ભૂભાગ.

**ઢોલિયો**, પુ૦ મોટો રંગિત ખાટલો; પલંગ. ઉ૦ ત્યારે ઢળાવું અમર ઢોલિયો. કહે૦ ઢોલિયો તળાઇએ શોભે=હાથી અંબાડી એ શોભે એમ; જો યોગ્ય ઉપકરણ હોય તોજ વસ્તુ શોભે ઢોલિયો-ધરકથીએ ન શોભે.

**ઢોલી**, પું૦ ઢોલ વગાડવાનો ધંધો કરનારો; ઢોલ, નગારાં વગેરે વગાડવામાં જેમની આજીવિકા હોય તે. ઢોલ વગાડવાનો ધંધો કરનાર વર્ગ; રાવળિયા વગેરે. કહે૦ ઢોલીને ત્યાં વિવાહ તે છંદે છંદે નાચે=ઘરનો કસબ તે ગમે તેમ કરે; આપણકુલી જાતિના લોક પોતાના હાથની વાત હોય તેનો સહેજે દુરૂપયોગ કરે.

**ઢોલો**, પુ૦ [ સં. नायक. नायकनुं ढोल्ल ને પ્રિયાનું ધણ-ઘેણુ પ્રાકૃતમાં આદેશ રૂપે થાય છે.) પ્રિયતમ; નાયક; વર; ધણી. (૨) મૂર્ખ; કંઇ સમજે નહિ એવો-જડસો; અચતુર; છળપ્રપંચ કે કાવાદાવામાં ઝાઝું સમજી શકે નહિ એવો માણસ.ખાઇ પીને બેસી રહે એવો-સ્થૂલ સારો દેખવડો પણ ચંચળ નહિ એવો; કામ ચાતુર્યથી અનભિજ્ઞઃ-ઢોલો મારૂ.

**ઢોસું**, ન૦ કુથકું.

**ઢોસો**, પું૦ ઠુંસો. (૨) જાડો બાખરો;

**ઢોળ**, પુ૦ તાંબાપીતળ ઉપર સોના રૂપાની જે ઝળકી ચઢાવવામાં આવે છે તે; ખડુ જ આછું પડ-થર, પાસ. (૨) ખોટો, તકલેદી ભભકો-દેખાવ તે; ટાપટીપ; આડંબર; દંભ; ખોટી શોભા. ક્રિ૦ પ્ર૦ ઢોળ ચઢાવવો=ઉપર ઉપરથી સારૂ ભભકાદાર દેખાય તેમ કરવું; સાફસૂફ ને ટાપટીપથી શોભે એમ કરવું. ખાલી શોભા-સારાપણું દેખાય તેમ કરવું; ઓપ આપવો.

**ઢોળવું**, ન૦ ઢળી પડે એવું સારી બેસણી વગરનું ઢાચકું.:-ગાંડ વગરનું ઢોળવું=આમ તેમ-ગમે તેમ ઢળી પડે એવું; અનિશ્ચિત સ્વભાવનું, ફરી જાય એવું માણસ.

**ઢોળવું**, ક્રિ૦ સ૦ પ્રવાહીને પાત્રમાંથી બહાર નાંખવું; રેડવું; વહેવરાવવું; છાંટવું; અભિષેક કરવો.:-હાથિણીએ કળશ ઢોળ્યો. પ્રવાહી તેના પાત્રમાંથી બહાર નીકળે એમ કરવું; ઢળે તેમ કરવું. (૨) ઘોળવું; લેપન કરવું. (૩) વિંઝવું; હલાવવું; પવન નાંખવો; પંખો નાંખવો. ઉ૦ કાળજડાની કોર હું તમને વિંઝણુએ વા ઢોળું, રાજ. (૪) બરબાદ કરવું; ઉશેટી દેવું; નિરર્થક ગણી કાઢીનાંખવું.:-ખાટી છાશ ઉકરડે ઢોળો.

**ઢોળાવ**, પું૦ ઢળતો-ઉંચેથી નીચે ઉતરતા ઢાળવાળો પ્રદેશ; ભૂભાગ; ઢાળ; ગરાડ; ટેકરાનો ઉતાર તે. (૨) ઉતરતા ઢાળવાળો જે ઘાટ તે; ઘુમ્મટની-ઘડાની બાજુઓનો ઉતરતો ઢળતો ઘાટ.

**ઢોળાવું**, ક્રિ૦ અ૦ રેડાવું; છંટાવું; ઢળવું; પ્રવાહીનું તેના પાત્રમાંથી બહાર નીકળવું. (૨) વિંઝાવું; ઉડવું; આસપાસ ઘુમાવું. ઉ૦ મારા કિયા બાઇને ચમર ઢોળાય.

**ઢોળીપાડવું**, ક્રિ૦ સ૦ ઉપરથી ઉભેથી નીચે નાંખી દેવું; ધક્કો મારીને બેઠેલા, ઉભેલા કે ગોઠવેલાને સુવાડી દેવું; ઢળી પડે એમ કરવું. ઉ૦ ઉંચે મોકલ્યું બગાસુ કે જા બગાસા તું, તારું કહ્યું નહિ માને તો ઢોળાપાડીશ હું. (૨) કોઇને માથે નાંખી દેવું; પોતાનો દોષ છુપાવી તે બીજાની ઉપર મૂકી દેવો; જોખમ ઓઢાડવું; દોષારોપ કરવો; બીજાને શિર ઓળવવું:-તેણે પોતાનું આળ મારે માથે ઢોળી પાડ્યું. (૩) જમીનદોસ્ત કરી નાંખવું; સુવાડી દેવું; નાશ કરવું; તમામ બરબાદ કરવું.:-પિવાય નહિ તો ઢોળીનાંખવું.

**ઢોળો**, પું૦ ઢાળ; ઢોળાવ; કઢણ.

**ઢોંગ**, પુ૦ ખોટો દેખાવ કરવો તે; ખરેખરૂં હોય તેથી જુદું બહાર દેખાડવું; સમજાવવું તે; દંભ; આડંબર; દેખાવ. (૨) ધુતારાપણું; કપટીપણું; પ્રપંચ. (૩)ચાળા; મજાક; ઠઠ્ઠા; પરિહાસ. (૪) બહાનું; મિષ; ખોટું કારણ (૫) વેષધારીપણું; વેષ;

ખેલ; રમત. (૬) ખોટું ધતિંગ; ખોટારૂ. ક્રિ૦ પ્ર૦ ઢોંગ કરવો=ખોટો દેખાવ કરવો; ખોટું દુઃખ, દૈન્ય રોવું વગેરે તે. ઢોંગ ચલાવવો=અંદરથી સારતત્ત્વ રહિત પણ બહારથી મોટા આડંબરવાળું, ધતિંગ ચલાવવું. ધર્મ, વગેરે માટે. ઢોગ માંડવો=ધુતારાપણું માંડવું; તોફાન-સામું માણસ અંજાઈ જાય-ડરી જાય એવું ખોટું ધિંગાણું મચાવવું.

**ઢોંગી,** વિ૦ ઢોંગ કરનાર; દંભી; આડંબરી. (૨) ધુતારો; અંદરથી એક અને બહારથી બીજો દેખાવ કરનાર; નહિ સાચો; દિમાકી.

**ઢોંચ,** વિ૦ જીર્ણ; ખળખળી ગયેલું; ખખ. ધરડો ઢોંચ.

**ઢોંચરૂં,** ન૦ ઢોરચર, ગોતું; ખાણ; ટાઢું અને સ્વાદ રહિત-ધૂળધાણી ખાવાનું તે. (૨) વિ૦ બહુ ટાઢું, વાસી; બેસ્વાદ; ઓતા જેવું.

**ઢોંઢફોડો,** પું૦ [ મ. ] પત્થર ફોડનારો-ઘડનારો તે; શલાટ.

**ઢોંડો,** પું૦ પત્થર; પહાણો. (૨) મોટો અને ધરડો ખખ બળદ. (૩) વિ૦ મોટા ઉંચા હાડપિંજરવાળો; ખૂબ મોટો; ઉમ્મર લાયક; પ્રૌઢ.:-મોટો ઢોંડો થયો હવે કંઇ સમજે છે કે નહિ? (૪) મૂર્ખ; અક્કલ વગરનો; જડસો; બેવકુફ; બુદ્ધિ વગરનો.

**ઢોંણું,** ન૦ ઢાયણું; ખોઇ પહોળી રાખવાનો દંડિકો.

**ઢોંવો,** પું૦ ઢોઓ; ભડવો; બેઅદબી જોયા કરે એવો માણસ; ગોલો; નામરદો; પોતાની સ્ત્રીને પોતાના કાબુમાં રાખી શકે નહિ એવો ઢાલો.

---

## ણ.

**ણુ,** પું૦ [ સં. ण ] ગુજરાતી ભાષાની લિપિનો છવ્વીસમો મૂળાક્ષર અને પંદરમો વ્યંજન વર્ણ-અક્ષર. ત્રીજો અનુનાસિક.

આ અક્ષરથી શરૂ થતો કોઈ પણ શબ્દ ગુજરાતી ભાષામાં નથી.

---

# ત.

**ત**, પું૦ [સં૦ त्] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો સત્તાવીસમો અને વ્યંજનોમાંનો સોળમો દંતસ્થાની વ્યંજન વર્ણ—અક્ષર; તકાર; તત્તો.

**તઇયાર**, જુઓ તૈયાર.

**તઇયારતમ**, જુઓ તયાર.

**તઇયારી**, તૈયારી.

**તઈં**, અ૦ તહિં; ત્યાં.

**તઉ**, વિ૦ તાઉ; તૌ; તીખું; ગરમ મિજાજનું; ઝટ ઉશ્કેરાઇ જાય એવા સ્વભાવનું; જલદ; આકળું:—એ તો તઉ માણસ છે.

**તક**, સ્ત્રી૦ [फा.] લાગનો વખત તે; કોઇ કાર્ય સિદ્ધ કરવા માટેનો યોગ્ય અવસર હોય તે; કાર્યસિદ્ધિ કાળ; યોગ્ય સમય; પ્રસંગ; યોગ; જોગવાઈ; લાગ; સંધિ. (૨) મોસમ; વેળા; રત; પાક વગેરેનો સમય તે. ક્રિ૦ પ્ર૦ તક મળવી=લાગ મળવો; કાર્ય કરવાને યોગ્ય અવસર પ્રાપ્ત થઇ જવો. તકખોવી, તક ગુમાવવી. તક સાચવવી=પ્રસંગાનુસાર સમય વિચારી કાર્ય કરી આપવું તે; ભીડ ભાગવી; 'અણીનો અવસર છે' એમ વિચારી તે પ્રમાણે વર્તી લેવું તે; ખરેખર વખતે મદદ કરવી. તક જોવી=યોગ્ય સમય આવતા લગી રાહ જોવી. કહે૦ તક તેવો તડાકો. ગઇ તક બ્રાહ્મણે વાંચતો નથી. તકનાં વાજાં તકેજ વાગે. (૩) અ૦ [સં.अं-सक] લગી; સુધી; પર્યંત:—કાલતક.

**તકતક**, વિ૦ તેજ મારતું હોય એવું; ચકચક; ઝગઝગ; તગતગ; ઝળઝળાં:—એનું મોઢું તકતક થાય છે. અંદરના ભરાવાથી તસતસ થઇને સુંવાળી ચાગડીએ તેજ દેખાવું તે.

**તકતકતું**, વિ૦ ઝળકઝળક થતું; ચકચકતું; તેજ મારતું; તગતગતું.

**તકતકવું**, ક્રિ૦ અ૦ તકતક થવું; ચકચકવું; ઝળકવું; તગતગવું. સુંવાળી નાજુક ચામડી વગેરેનું ખેંચાઇ તંગ થઈ ઝળાંઝળાં થઇ રહેવું.

**તકતી**, સ્ત્રી૦ [अ. तख़्त] લાકડાની, કાચની કે ધાતુની પાતળી પણ ખુણાદાર ચકતી; નાની પાતળી ચોખુણ આકૃતિ; ચોકી. (૨) પાતળી ચીપ; પાટી; ફળી. (૩) એક જાતનું ઘરેણું.

**તકતો**, પું૦ તખતો; અરીસો; દર્પણ. (૨) મોટી તકતી; પાતળી પણ લાંબી પહોળી કાચ કે પત્થરની છાટ.

**તકદીર**,—સ્ત્રી૦ (ન૦) [अ] નસીબ; ભાવી; કિસ્મત; ભાગ્ય; સર્જિત; પ્રારબ્ધ; છઠ્ઠીનો લેખ. કહે૦ તકદીર આગળ તદબીરનું કંઇ ચાલતું નથી.

**તકરાર**, સ્ત્રી૦ [अ.] બે અથવા ઘણા જણ વચ્ચે અમુક મતભેદને લઇ જે સંવાદ કે બોલચાલ થાય તે; વિવાદ; ખરા ખોટાનો ઝગડો, મત ફેરની બોલાબોલ; હુજ્જત; કજિયો; વઢવાડ; ટંટો. (૨) કારણ; સબબ; હેતુ; દલીલ:—એની તકરાર ખોટી છે. (૩) વાંધો; વિરુદ્ધતા. (૪) વિવાદ કરવાની રીત. (૫) માથાફોડ; ખોંચ; આગ્રહ; હાના કર્યા કરવી તે. ક્રિ૦ પ્ર૦ તકરાર કરવી—ચલાવવી=વિવાદ કરવો; વાદ ચલાવવો. (૨) લડાઇ કરવી. તકરાર લેવી=સામે થવું; આમ થવું જોઇએ એમ હેતુ પુરઃસર વાદ લઇને જણાવવું. (૨) પારકી લડાઇ વહોરી લેવી; વિરુદ્ધ પડવું. તકરાર સાંભળવી=સામાની દલીલો ને કારણો હોય તે સાંભળી લેવાં;

ક્રિયાદને તેનાં કારણ જાણી લેવાં.

**તકરારિયો,** પું૦ જેને તકરાર કરવાની ટેવ હોય એવો માણસ; માથાફોડિયો.

**તકરારી,** વિ૦ તકરાર કરનાર. (માણસ.) જેમાં વાંધો નીકળે–તકરાર કરવીજ પડે એવું (કામ.):–આ તકરારી જમીન છે.

**તકલદી,** જુ૦ તકલેદી.

**તકલાદી,** જુ૦ તકલેદી.

**તકલીફ,** સ્ત્રી. [અ.] મુસીબત; વિપત્તિ. (૨) દુઃખ; ક્લેશ; કષ્ટ.

**તકલેદી,** વિ૦ [ अ. तक्लीदी ] મજબુત તેમજ ટકાઉ નહિ એવું; નાજુક; બળ કે સત્ત્વરહિત; અદૃઢ; સહેજ આંચકો લાગતાં ઉથલી પડે કે ભાગી જાય એવું; કમજોર; કાવલું; કામચલાઉ. (૨) કાચુંપોચું; નબળું. (૩) બનાવટી; ઉપરથી સારૂં અને મજબુત લાગે પરંતુ અંદરથી ટકાઉ સત્ત્વવાળું ન હોય એવું. તકલીદી; કાગદી; ફેશું.

**તકસીર,** સ્ત્રી૦ [અ.] ભૂલ; ચૂક; કસુર; વાંક; દોષ; અપરાધ; ગુનો. તકસીરવાર=ગુનેગાર; અપરાધી.

**તકાજો,** પું૦ પ્રેરણા.

**તકાદો,** પું૦ [अ. तक़ाज़ा] કોઇ પણ કાર્ય ઝટ કરી નાંખવાનું સામા માણસ પર દબાણ કરવું તે; તગાદો; માગતું લહેણું પતાવી દેવાને કરવામાં આવતો જે આગ્રહ તે; ચાંપીને ઉઘરાણી કરવી તે. (૨) જબરજસ્તી કરવી તે; હુકમના જોરથી કામ લેવું તે. માગતા લહેણાની ઉઘરાણી બાબત વપરાય છે.:–લોકો ઉપર તકાદો કરીને નાણાં વસુલ કરી લો. ક્રિ૦ પ્ર૦ તકાદો કરવો=દબાણ–જોર વાપરવું; ચીવટાઇથી માગણી કરવી.

**તકાર,** પું૦ [સં] તત્તો; ત અક્ષર અને ત એવો ઉચ્ચાર તે.

**તકાવવું,** ક્રિ૦ સ૦ નજરમાં ઘાલવું; તાકવું; પોતાને મળે અથવા લાગ પડે તો સારૂં એવી દાનત રાખવી; લેવાની ઇચ્છા કરવી; લાગ જોતા રહેવું. (૨) તાકે એમ કરાવવું; નિશાન માંડતાં શીખવવું.

**તકાવી,** સ્ત્રી૦ [અં૦] તગાવી; ખેતીને માટે ઓજાર, બી, અને ખેતીને ઉપયોગી સાધન સરકાર તરફથી ઋણરૂપે ખેડુતને આપવામાં આવે તે; ધન–રોકડ વગેરે તે.

**તકાસવું,** ક્રિ૦ સ૦ પોતાને લાગ પડે એવી દાનત રાખવી; લાલસા રાખવી; લાગ ફાવે તો લઇ લેવા–પચાવી પડવા ઉપર નજર રાખતા રહેવું. લાલચવાળી વાંકી નજરે મેળવવા ઉપર લક્ષ–નિશાન રાખવું; ઇચ્છવું.:–કોઇનું બુરૂં તકાસવું નહિ, સારૂં તકાસો ને જુઓ સારુંજ થશે.

**તકિયો,** પું૦ [फ़ा. तकीय ] અઢેલીને બેસાય એવું પોચું જાડું ગદેલું; બરડા પાછળ મૂકવાનો કે માથા તળે ઘાલવાનો રૂ ભરેલો પોચો નાની મોટી ગાંસડી જેવો ગુંહુસો તે; મોટું જાડું ઓસીકું. (૨) અઢેલીને બેસાય એવો ચુનાનો ગચ્છ; ચોતરા–ઓટલાની બાજુનો અઢેલાય એવો જે ભાગ તે. (૩) ફકીરને પડી રહેવાનું સ્થાન; ચોતરો તે; પીર વગેરેનું સ્થાન.:–કાણિયાંનો તકિયો.

**તકેદારી,** સ્ત્રી૦ ધમધોકાર કામ ચાલુ રહે એવી કડકીની નજર રાખવી તે; તડાકા બંધ શેહમાં ને શેહમાં હુકમભેર કામ લેવાનું રહે એવી દેખરેખ રાખવી તે; જાપતો; ચાંપતી તપાસ–સંભાળ રાખવી તે; આગ્રહ ને ખંત રાખીને કામ લેવું તે; ખૂબ સંભાળ રાખવી તે. જાગતી ચોકી રાખવી તે; જેમાંથી કાંઇથી ચસકાય નહિ અથવા ગફલત કે થાપ દેવાય નહિ એવી ચોકસી રાખવી તે.

**તક્ષ,** પું૦ [સં] પંજાબની ઉત્તર પશ્ચિમ હિ-

શાએ આવેલો એક પ્રાંત. હ્યુએન્સંગે તેના પ્રવાસમાં આનું વર્ણન આપેલું છે.

**તક્ર**, સ્ત્રી૦ [ સં ] છાશ; દહિં ભાગી–વલોવીને માખણ કાઢી લીધા પછી રહેલું પ્રવાહી; ત્રાંક. (૨) ભાગેલું દહિં; મઠો. તક્રપ્રમેહ=છાશના જેવો પિશાબ આવે એવો એક રોગ.

**તક્ષક**, પું૦ (સં) પાતાળમાં રહેતા મોટા આઠ નાગોમાંનો એક નાગ. ઋષિ કશ્યપ અને કદ્રુથી એનો જન્મ થયો હતો. જનમેજય રાજાના સર્પ યજ્ઞમાં સાત નાગકુળ બળી જવાં છતાં આસ્તીક મુનિએ તક્ષક અને તેના કુળને બચાવી લીધું હતું. ઉ૦ મારા પિતાની કેડે ચાલ્યો કાળોનાગ, તેને ખાજો તક્ષકનાગ. હાલના ઇતિહાસની દૃષ્ટિએ જોનારા કહે છે કે, તક્ષકકુળને નામે ઓળખાતી એક આખી જાતિ હતી. ટિબેટ ને ચીન તરફના કેટલાક લોક પોતાને તક્ષક વંશના માને છે. જનમેજયે તક્ષશિલા જીતી તક્ષકો વગેરેનો નાશ કર્યો તે ઉપરથી સર્પ સત્રની આખ્યાયિકા ચાલી છે.

**તક્ષશિલા**, સ્ત્રી૦ ઉત્તર પંજાબમાં આવેલું એક પ્રાચીન નગર અને તેની આસપાસનો પ્રદેશ. બૌધ્ધોની જાહોજલાલી દરમિયાન એની આબાદી હતી અને પાટલિપુત્રથી તે બીજે નંબરે ગણાતું હતું. હ્યુએન્સંગે એનું વર્ણન કરેલું છે. તે એક મોટું વિદ્યાપીઠ હતું. ચાણક્ય તક્ષશિલાનો રહેવાસી હતો.

**તખત**, ન૦ ( फा. तख़्त ) રાજગાદી; સિંહાસન; રાજા–પાદશાહને કચેરી ભરીને બેસવાનું મૂલ્યવાન સુંદર આસન તે. (૨) ઉચ્ચસ્થાન; ઉત્તમસ્થાન; અગ્રસ્થાન; મોખરો.:–તમે તો તખતની જગા લઈ બેઠા હતા. તખતનશીન=રાજગાદીએ બેઠેલો; જેને રાજ્યાભિષેક થયેલો હોય તે. તખ્ત, તખ્તે તાઉસ=મયૂરાસન, શાહજહાંને છ કરોડ રૂપિયા ખરચી આ સિંહાસન બનાવરાવ્યું હતું. તખ્તનશીન=રાજ્યગાદી ઉપર બેઠેલો–રાજા.

**તખતી**–સ્ત્રી૦ પાતળી ચોખુણ ચિપાટ; ફળું; પાટી. (૨) બીબું; જેની અંદર અમુક આકાર ખોદી–કોતરી કાઢેલો હોય અને તેમાં ધાતુ વગેરેનો રસ રેડતાં અમુક આકાર પડતો હોય એવી બનાવટ; અક્ષરની તખતીઓ–બીબા. (૩) કાગળનો તાવ.

**તખતો**, પું૦ (फा. तख्तह्) પાતળું ચોખુણ પાટિયું; ફળું; પાંટ; છાટ. (૨) મોં જોવાનો કાચનો ચોખુણ આકાર; આરસી; દર્પણ; ચાટલું–લો. (૩) ચીતરેલી કાચની પાટી; ચિત્ર કાઢેલો કાચનો ચાટલો.

**તખ્ત**, જુઓ તખત.

**તખ્તેતાઉસ**, ન૦ મોરની આકૃતિનું સુંદર ને મૂલ્યવાન સિંહાસન. શાહજહાંન પાદશાહે ખરાં મોતી ને જવાહીર જડાવી છ કરોડનું એક સિંહાસન કરાવ્યું હતું તે. બર્નિયરના પ્રવાસમાં એનું વર્ણન છે.

**તગડ**, સ્ત્રી૦ ( તગ–ગેડવું ઉપરથી ) દોડાદોડી; પગ દોડ; રખડપટ્ટી; અથડામણ; કાળની ધાઇ–તડીમાર હોવાને લીધે વારંવાર આમ તેમ ફેરા આંટા ખાવાનો જે પરિશ્રમ પડવો તે; તગડ; (કય) ઉતાવળે ઘણાં કામ પાછળ દોડાદોડ કરવાની હોય તે. (૨) ઉતાવળે દોડાવવું તે; દોડ; રખડ; ધાઇ; દોડધામ; ધમાલ.:–મોસમમાં તગડ થાય પછી કંઇ નહિ.

**તગડવું**, ક્રિ૦ સ૦ આમ તેમ ઉતાવળે દોડાવ-દોડાવ કરવું તે; દોડાવવું; આમ તેમ ફેરા આંટા ખવરાવવા; જહિં તહિં જરા જરામાં દોડાવ્યા કરવું; તગેડવું; રખડાવવું; ફેરા ખવરાવવા; નાહક દોડાદોડ કરાવવી. જોરથી મારીને દોડવાની ઝાઝી શક્તિ ન હોવા

છતાં પણ દોડાવવું; બળાત્કારે કામ લેવું; ખેંચવુ; તાણવું; ઘસરડવું.:–આ ટટવાને હવે કેટલાં વર્ષ તગડશો–તગેડશો.

**તગડિયો,** પું૦ ત્રણસેર ભરત તે; વાણ ભરેલો ખાટલો કે જેમાં ત્રણ ત્રણ સેરો ખુટાડીને મુંજ કે ભિંડી ભરેલી હોય, ત્રણ ખુટતી સેરે ભરેલા વાણનો ખાટલો. (૨) તગડિયુ ભરત.

**તગડો,** પું૦ ત્રણ એ સંખ્યાનું ચિહ્ન, ત્રણનો આંક તે, ૩.

**તગણું,** વિ૦ ત્રણ ઘણું; ત્રમણું; એક પછી એક ત્રણ ફેરી હોય તેટલું; ત્રણગણું.

**તગતગ,** અ૦ ચકચક; ચળક ચળક; ઝગમગ, સફાઇથી તગતું હોય તેમ. ક્રિ૦ પ્ર૦ તગ તગ થવું=ઝળાંઝળા થવું; તેજ મારવુ; દીપવું (૨) બે ચાઇ ને તંગ થવું; તંગ થવાને લીધે ચકચકવું.

**તગતગવું,** ક્રિ૦ અ૦ ચળક ચળક થવું; ઝગઝગવું; દીપવું. (૨) ચંચળ અને સંજ્ઞા રહિત હોવા છતાં માત્ર ખાલી ઝાંખું ઝાખું ઝળકયા કરવું; જરા જરા ઝાખી ઝળકી ચમકયા કરવી:–બધું અંગ જુદુ પડી ગયુ છે, સંજ્ઞા જતી રહી છે છતાં માત્ર બે ડોળા તગતગ્યા કરે છે.

**તગર,** ન૦ એક ફૂલઝાડ. (૨) એક ઓષધિ, એક ઝાડ, કાસ્મીર ને અફગાનિસ્તાન ઉપરાંત માદ્યગાસ્કર ને જંજીબારમાં તગરના ઝાડ થાય છે એના લાકડામાં અને તેલમાં સુગંધિ રહે છે.

**તગવું,** ક્રિ૦ અ૦ તગતગવું; તેજ મારવું, પ્રકાશવું, દીપવું, ઝગઝગવું.

**તગાજો,** જુ૦ તગાદો

**તગાદો,** પું૦ તગાદો; ચાપની ઉઘરાણી તે; ઝટ પતાવી દેવાનું દબાણ કરવું તે

**તગારું,** ન૦ [फा. तगारह] માટીની ગાર અથવા ચુનાનો કેલ ભરવાનુ કડાઇ જેવુ લોખંડનું પાત્ર તે; કટાહ; કઢાયા જેવું વાસણ–ટોપલી. (૨) મોટું ફુલેલુ પેટ, હોજરૂ. ઉ૦ જમ્યા જમાર્યું જેટલું, જડુ રામ ભટ નેટ, વધ્યુ તગારું દેખીને, હસતાં દુખે પેટ. ખુલાખી ક્રિ૦ પ્ર૦ તગારું ભરવું=ચાંપીને જમવું; ખાવું.

**તગાવી,** સ્ત્રી૦ [अ. तक़ावी] વ્યાજ સાથે પાછા આપવાની શરતે સરકાર કે જમીનદારે ખેડુતને ખેતી કરવાને અગાઉથી નાંણા આપવા તે.

**તગેડવું,** ક્રિ૦ સ૦ દોડાવવું, આમ તેમ ઉતાવળે દોડાદોડ કરાવવી; રખડાવવુ. (૨) જોરથી હાંકવું. થાકી જાય તેમ અહિં તહિં ફેરવવુ.

**તગેડો,** પું૦ ઘણાં કામને લીધે આમ તેમ દોડાદોડી કરાવવી–થવી તે, વખતસર કામ આટોપી લેવાને પડતી જે ધાઈ તે; રખડ; અથડામણ; આમ તેમ ફરવાની મહેનત; તરત કામ કરી નાંખવાની ધમાલ; પગતોડ.

**તજ,** સ્ત્રી૦ [ सं. त्वच् ] તમાલની લાલ, તીખી, મીઠી અને સુગંધવાળી છાલ; દાલચીની; જાવંત્રીના ઝાડની સુકી છાલ; તજની ગણના ગરમ મસાલામાં છે.

**તજગરો,** પું૦ ઉપર ઉપરથી તપાસ લેવી તે, હિસાબ, સાર; ખરી હકીકત શુ છે તેનું તાત્પર્ય તપાસી લેવુ તે ક્રિ૦ પ્ર૦ તજગરો લેવો=હિસાબ લેવો; સાર જોઇ લેવો; પાર લેવો. તજકિરા=તજકરો=તજવીજ, ચર્ચા, જીકર લેવી તે.

**તજન,** ન૦ ત્યજન; ત્યાગ.

**તજવીજ,** સ્ત્રી૦ [ फा. तजवीज ] તપાસ, શોધ (૨) યુક્તિ, કરામત. (૩) યત્ન; કોશીશ, મહેનત (૪) ચોકસી; બંદોબસ્ત, સંભાળ. ક્રિ૦ પ્ર૦ તજવીજ કરવી=તપાસ કરવી, યત્ન કરવો, ચોકસી કરવી. તજ-

વીજ રાખવી=સંભાળ રાખવી; ભાળ લેતા રહેવું; ફેંસલો; નિર્ણય.

**તજવીજદાર,** પું૦ કોઈ કામકાજ વગેરે બરોબર ચાલે છે કે નહિ ? તેમાં કંઈ ગરલત કે ધાલમેલ થાય છે કે નહિ? અને ફરિયાદ હોય તો તે શું છે? વગેરે બાબતની તપાસ કરી ચોકસી રાખનાર અધિકારી તે.

**તજવું,** ક્રિ૦ સ૦ [ સં. त्यज् ] તજી દેવું; છોડી દેવું; છોડવું; ત્યાગ કરવો; મૂકી દેવું; વરજવું; દૂર કરવું; છાંડવું. ફરીને સંગ નહિ કરવા માટે છોડી દઈ જતા રહેવું; હમેશને માટે પરિત્યાગ કરવો.

**તજાગરમી,** સ્ત્રી૦ ચામડીની ગરમાઇ; ચામડી ઉપર ગરમીની અસર દેખાવી તે; અંદર નહિ પરંતુ બહિરંગ ઉપર જે ગડગુમડ–ચાઠાં વગેરે ગરમીની અસર જણાય તે. (૨) ચામડી લુખી થાય એવો એક રોગ તે.

**તજાવવું,** ક્રિ૦ સ૦ તજી દે એમ કરાવવું; ત્યાગ કરાવવો; છોડાવવું; સંગ–આદત મુકાવવી; ફરીને સંગ કરે નહિ એમ હમેશને માટે મૂકી દેવરાવવું; દૂર કરાવવું; છુટું કરાવવું.

**તજ્ઞ,** વિ૦ [સં.] તત્ત્વજ્ઞ; તત્ત્વને જાણનાર. (૨) જ્ઞાની.

**તટ,** પું૦ [સં.] નદી, સરોવર કે સમુદ્રનો કાંઠો તે; કિનારો; તીર. (૨) ઢોળાવવાળો પ્રદેશ; તળેટી; ઉતરતા ઢાળનો ભાગ.:—કુચતટ. (૪) તડ, તૂટવાનો અવાજ. (૪) પાળ; આડ; બંધ; ઘોરો; કિનારની હદ ઉપરનું બાંધકામ. ( ૫ ) કોર; છેડો; અંત. (૬) અ૦ સમીપ; પાસે; નજદીક.

**તટપટ,** પું૦ બે કિનારાઓ વચ્ચેનું જે તળું —જળ–વહેણનો ભાગ તે.

**તટસ્થ,** વિ૦ [સં.] તટ ઉપર ઉભું રહેલું–વહેણમાં નહિ ઉતરેલું પડેલું તે; અળગું રહેલું; દૂર ઉભેલું; અલગ; ઝગડામાં નહિ પડેલું; પક્ષકારોમાં નહિ ભળતાં અલગ થઇ ઉભેલું:–તટસ્થ રહેલાં રાજ્યોએ હવે વચમાં પડી લડનાં રાજ્યોનું સમાધાન કરવું જોઈએ. ઉદાસીન; નિરપેક્ષ.

**તટિની,** સ્ત્રી૦ [ સં. ] નદી; સરિતા. ( ૨ ) ઉંચા કિનારાઓવાળું ઝરણું.

**તડ,** ન૦ [સં. तट] એકાદ આખા મંડળમાં પડેલી ફૂટ તે; પક્ષ; જ્ઞાતિ વગેરે સમુદાયોમાં પડેલો અલગો વિભેદ; ભાગ; તડો; પક્ષ.:–મોઢ બ્રાહ્મણોનાં ત્રણ તડ. (૨) સ્ત્રી૦ તરડ; ચીરો; ફાટ; ફૂટ; બરડ વસ્તુમાં પડેલો માગ–ચીરો તે. (૩) ન૦ રેતીના રણમાં પાણી ને ઝાડપાનવાળી લીલી જગા તે; શાદ્વલ (મોટું). ક્રિ૦ પ્ર૦ તડપડવાં= બે કે વધારે ભાગ–વિભેદ–કે પક્ષ પડવા તે. એક સમુદાયનાં માણસોએ બે કે વધારે ભાગમાં વહેંચાઇ જવું. આંતરો; ભેદ; જુદાપણું.:-તમારે ને એને તડ છે?

**તડક,** સ્ત્રી૦ તરડાઇ જવાપણું તે; ફાટ; બરડપણું; તાપ વગેરેથી ફાટી જવાપણું તે. (૨) કડકી; ભંગશીલતા. ( ૩ ) તણુખ; ઝાટકો; સળક; પાકતા અવયવમાં થતી પીડ તે; ધટકો.

**તડકવું,** ક્રિ૦ અ૦ તાપ વગેરેથી ચિરાઇ—ફાટી જવું; ચિરાડા પડી જવા. ( ૨ ) નંકાવું; ઉડીજવું; તડ એવા અવાજ સાથે તૂટી જવું:–ચુડો–છો તડકી ગઇ. ( ૩ ) બીવું; ડરવું; ગભરાઇ જવું; થરથરીજવું.

**તડકાવવું,** ક્રિ૦ સ૦ ( ટેડકાવવું ) દમ બિડાવવો; બીવરાવવું; થથરાવી દેવું; ધમધમાવી નાંખવું; ધમકી આપવી; ડરાવવું; ધમકી સાથે ખૂબ ખીજવું; ધૂળ કાઢી નાંખવી; ફાટી જાય એમ કરાવવું.

**તડકું**, જુ૦ તડકો.

**તડકો**, પું૦ [सं. तप, प्रा. तिरिक्खी] સૂર્યનાં કિરણનો જ્વલંત ગરમ પ્રસાર તે; તાપ; સૂર્યનો ઉજ્જવળ પ્રકાશ તે; આતાપ. (૨) આકરો સમય; મુશ્કેલ વખત; દુઃખનો—દુર્ભાગ્યનો સમયઃ—તડકોછાંયડો=ચડતી પડતીનો વખત; સુખદુઃખનો વખત. તડકછાંયડો-(તલકછાંયડો.) છોકરાંની એક રમત.

**તડતડ**, અ૦ કોઈ વસ્તુ ફાટતાં-ચિરાતાં કે ભાગતાં થતો એવો અવાજ; તૂટવાનો અવાજ. ઉ૦ હાથ ઝાલીને બાંય મરોડી; તડતડ ચોળી તૂટી. મીરાં.

**તડતડવું**, ક્રિ૦ અ૦ ટાઢ, તાપ કે ખાર લગાવાથી કોઈ ચીજનું ફાટ ફાટ થવું તે; ફાટું ફાટું થવું; લુખું પડી જવાથી કે કોઈ આકરી વસ્તુ લાગવાથી સુંવાળી સપાટીનું તરડાઈ જવું:—શિયાળાને દહાડે નદીમાં નહાયાથી ચામડી તડતડે છે. (૨) ફાટું ફાટું થાય તેમ તંગ પડવું; ભચરડાઈને તૂટું તૂટું થાય એમ થવું:—ચોળી તડતડે છે. (૩) તડતડ એવા અવાજ સાથે ફાટીને ઉડવું; તણખા ઉડવા. આ કોયલા બહુ તડતડે છે. (૪) ભાગું ભાગું એમ થવું; ફૂટવું.

**તડતડાટ**, પું૦ તડતડ થવું તે; તડતડ એવો જે અવાજ થવો તે; ભાગવા-તુટવાનો જે અવાજ તે; જોરથી ઉપરા ઉપરી તડતડ થવું તે. (૨) વગર અટકચે બોલી જવું તે; સપાટાબંધ જે તે તડતડ બોલી દેવું—બોલી દેવાની જે ઉતાવળી ચંચળ-છટા તે:—છોકરો ઉભો કર્યો કે તરત તડતડાટ બોલવા લાગ્યો. (૩) કડકાઈ કે તોરનો જે તનમનાટ-ઝાકોટો-ઝણકો તે. (૪) મિજાજની જે ત્વરિત તીછડાઈ અને ગુસ્સાનો જોરદાર જુસ્સો તે.

**તડતડિયું**, વિ૦ તડતડ થાય એવું; તરડાઈ જાય એવું; તડતડ એવા અવાજ સાથે ફૂટનારું; કડક; બરડ; તૂટી જાય એવું. ગરમી લાગતાં ફૂટે એવું:—તડતડિયા કોયલા.

**તડતડિયો**, પું૦ તડતડ એવા અવાજ સાથે ફૂટીને ઉડેલો તણખો; સ્ફુલિંગ ગરમી લાગતાં તડતડ થઈ ફૂટે એવો કોલસો. (૨) ઘસતાં તડતડ થઈ છેવટ ભડકો થાય એવી દારૂખાનાની એક કરામત.

**તડદઈને**, અ૦ તરતજ; જરા પણ વિચાર કે વાર નહિ કરતાં તરતજ; ફટદઈને; ઝટદઈને; સપાટાબંધ; નિર્વિલંબે. (૨) તડ એવો અવાજ થાય તેમ:—તડદઈને એક તમાચો ખેંચી કાઢવો.

**તડપડ**, સ્ત્રી૦ (ટેડપેડ) તડીને-ગુસ્સે થઈ ધસીને પટપટ સામા જવાબ આપવા તે; સત્તા-શક્તિ વગરનું બળ બતાવવું તે; ખાલી મિજાજ-ગુસ્સો કરવો તે. (૨) શેખાઈ; ઉદ્ધતાઈ; ચાપલ્ય; દોઢડહાપણ; ચિબાવલાવેડા કરવા ને મિજાજ મારવો તે. (૩) આનાકાની; ખોટી બહોંશ; ખોટી વિરૂદ્ધતા:—બહુ તડપડ કરશે તો તમાચો મારીને બેસાડી દેવો પડશે.

**તડપડાટ**, પું૦ ખાલી વગર શક્તિનો તરવરિયો-ઉપરચોટિયો મિજાજ કરવો તે; ખોટું બળ-જોસ દેખાડવો ને શેખાઈ મારવી તે; કંઈ વળે નહિ અને ખાલી બડબડાટ કરવો તે; ટેડપેડ કરવી તે; નકામો ગુસ્સો ને છણછણાટ કરવો તે.

**તડફડવું**, ક્રિ૦ અ૦ તરફડવું; અસહ્ય દુઃખમાથી છૂટવાને માટે-પોતાને કંઈ અવલંબન મળે અને કોઈ રીતે દુઃખ-વેદનાની અકળામણ ઓછી થાય એવા સ્વાભાવિક જીવસ્નેહને લીધે આમ તેમ અંગ ફેરવી ગડમથલ કરવી; દુખ અથવા સંક-

ટમાંથી છૂટવા માટે આમતેમ હાથ પગ વગેરે અફાળવા; ફાંફાં મારવાં; સહાય-આરામને માટે વળખાં મારવાં. (૨) દુઃખથી પીડાતા જીવે અંગ ફેલાવી આમતેમ ગોથાં ખાવાં; અંગ પછાડવાં; દુઃખની વ્યાકુળતાથી અવયવોનું આમતેમ તણાવું ને લંબાવું તે; પછાડા મારવા.

**તડફડાટ,** પું૦ તડફડવું તે; ધમપછાડ; આમતેમ પગ પછાડવા અફાળવા તે. વળખાં; ફાંફાં; પછાડા. (૨) પાંખો ફડફડાવતાં થતો અવાજ; હાથ પગ આમતેમ નાંખવાથી થતો ક્ષોભ તે; વિંણાચુંટા; ગભરાટ; હાંફળાફાંફળા પડીજવું તે.

**તડબુચ,** ન૦ એક જાતનું મીઠા પ્રવાહીથી ભરપુર ગરવાળું ફળ; કલિંગડ.

**તડબુચી,** સ્ત્રી૦ તડબુચની વેલ; કાલિંગડની જાતિનો એક વેલો.

**તડભડ,** અ૦ તરત મોઢેજ; જેવું લાગે તેવું ને તેવુંજ ખરું કે ખોટું મોઢામોઢ કહી દેવું તે. (૨) કોઇ વાંધાનો તરતજ નિકાલ આવે તેમ; જેમનું તેમ; ખરેખરું; જેવું ને તેવુંજ-શરમ રાખ્યા વગર.:-એ તો એવો ખરાવાદી છે કે જેવું જોશે તેવું જ તડભડ ( તડનેફડ ) કહી દેશે. વગર વિ-લંબે-વગર વિચારે કે વગર શરમ રાખવે.

**તડવી,** પુ૦ તડનો આગેવાન; આગેવાન પક્ષકાર; અમુક વિભાગનો જે પટેલ-કરતા કારવતા માણસ તે

**તડવું,** ક્રિ૦ અ૦ હથિયાર ઉગામીને સામે થવું; એકદમ ધસીને કોઇની સામે ઉઠવું; મારવા દોડવું; સામો હુમલો કરવો. ક્રિયાપદ તરીકે કવચિતજ વપરાય છે જ્યારે કૃદંત તરીકે-તડીને બહુ વપરાય છે.:-તડી તડીને મારવા શું આવે છે ? ધસીને; રીસ ચઢાવીને હાથ કે હથિયાર ઉગામીને.

**તડંગધુમ,** અ૦ ઢોલકના અવાજનું અનુકરણરૂપ; તડિંગધુમ. (૨) ખૂબ તંગ થયેલું કે ટકોરી મારતાં ઢોલકની માફક અવાજ આપે. વાદના નાદે ચઢેલાનો પરિહાસાત્મક એવો મુખોદ્ગાર.

**તડાક,** અ૦ તડ એવો તરત અવાજ થાય તેમ; તત્તજ; તાબડતોબ; તડદઇને.: તેણે તડાક લાકડી મારી. (૨) અવાજ સાથે તરતજ અસર દેખાડે એવું; તરત ફૂટે અસર કરે એવું.:-તડાક છિંકણી, સુંઘતાંને વાર તરત ઉપરાઉપરી ખૂબ છિંકો ખવરાવે એવી છિંકણી. (૨) સ્ફોટનો અવાજ, ચટપટ, તરતજ.

**તડાકભડાક,** અ૦ તરત ભડાકો થાય તેમ; જેવું મનમાં આવ્યું તેવું તરત જ બોલી દેવું તે; તાબડતોબ; મોઢામોઢ તરત; સવાલ તેવોજ ઉત્તર આપે તે. તડાકને ભડાક =તરતને તરત; ભડાકાની પેઠે. તડાક ભડાકિયું=તરતજ જેવું ને તેવુંજ કહી દેવાના ખરાવાદી સ્વભાવનું (માણસ.):-શેઠ કશો વિચાર કે આનાકાની કરશે નહિ, જેવું તે પૂછશે તેવો તડાક ને ભડાક ઉત્તર આપી દેશે.

**તડાકાબંધ,** અ૦ ઝટ થાય તેમ; ચપટી વગાડતામાં; ઝપાટાબંધ; તાબડતોબ. (૨) ખૂબ જોરને ત્વરાથી; જેવો તડ એવો અવાજ થાય કે તરત; જરાએ અંતર વગર.

**તડાકિયું,** વિ૦ તડાક એવો અવાજ કરે એવું; ભડાકિયું; મોટી મોટી ફૂલની ખાલી વાત કરનારૂં; ગપ્પી; ટાઢા પહોરની મોનિ ગમે તેવી વાતો કર્યા કરનારૂં; વાતોડું; ગપ્પાં માર્યા કરે એવું. ખોટી ગપ્પો મારી ફૂલનારૂં; ફૂલણજી. જેની વાતમાં સત્યાંશ બહુ જૂજ હોય એવું.

**તડાકી,** વિ૦ ગપ્પી; બડાઇ ભરી મોટી મોટી વાતો બોલનારૂં; ખાલી ખોટીજ વાતનો ગોળો ગબડાવનારૂં; જેના કહેણમાં ઝાઝો

ખાઇ પીને તાગડધિનામાં રહેનારો માણસ; ખા-પીમાં તંગ-ગરત રહેનારો. (૨) બાવો; જોગી; જતિ; બેફિકરો.

**તડી,** સ્ત્રી૦ ( સં. તતિ ] એકની પાછળ એક એમ ચાલતી ધારા-પરંપરા તે; ધારા; દરેડો; ઝડી; ધારાસાર (૨) તડોતડ પડયા કરતું હોય એવું તે; ઉપરાઉપરી પડવું તે; ધારા પડતી હોય-તેમ તડોતડ-ઝપાટાબંધ એક પછી એક પડયા કરતું હોય એવું તે. (૩) તડીતડીને-લોકનું પડવું ને હોંસાતુંસી કરવી તે; ભીડ ને ધાઇ થઇ રહેવી તે:-શું લે ? બશેર ત્રણ શેર કંટોલાં લઇને એક બાઇ બેઠી એટલે લેનારાઓની તો તેની ઉપર તડી પડી રહી; તડીને=ધસીને.

**તડુકવું,** ક્રિ૦ અ૦ ક્રોધની તણતણી ખાઇને મોટેથી દપકાને રૂપે બોલવું; ગાજવું; ગર્જવું; ધારા કાઢીને ધમકી આપવી વા દપકો દેવો; ધુંતાળવું; પડઘો પડે એવે ધારે બોલવું.

**તડુકો,** પુ૦ તાડુકો; મોટો ધારો; ગર્જના; એકદમ કુપિત થઇ કાઢેલો ધારો; કોઇને દાબી દેવા કે વારવાને જોરથી ચિલ્લાઇને બોલવું તે; સામો માણસ ડરી જાય એવો મોટો ક્રોધ ભેર પાડેલો પોકાર; ધરકિયુ.

**તડુશતડુશ,** અ૦ તગડતગડ; દોડે ને વળી ધીમું પડે-વળી ફટકાવે એટલે દોડે એમ.:-રજવાડી સવારો બિચારા તડુશતડુશ કરતા ત્યાં આવ્યા ત્યારે દરબાર ખાંજે મુકામે પહોંચ્યા.

**તડુસવું,** ક્રિ૦ સ૦ [ સં. તાડ્ ] મારવું; ધીબવું; ઝાપટવું (૨) ખૂબ ખાવું; પેટ ભરીને જમવું. (૩) ખએરવું; ઝટકવું; ઝુડવું:-કણસલાં તડુસવાં=ઝુડાથી ઝુડવાં.

**તડેડાટ,** પું૦ તડતડ થવું તે; તૂટવા-ફાટવાનો અવાજ તે.

**તડેમડોડે,** અ૦ એકપગે; તત્પર; અતિ આતુર હોય તેમ. તો-ટોડે અંક્રોડે=ટોચને છેલ્લે કાંગરે એમ, અર્થાત્-માત્ર કહેવા જેટલીજ રાહ જોઇ રહેલ બધી રીતે તત્પર થઇ રહેલું હોય એમ.:-વહુ તો કે દહાડાની તડે મડોડે થઇ રહી હતી, એ તો સાસુ કાંઇ બોલતાં નહિ એટલે ક્યાં જાય ?

**તડોતડ,** અ૦ ઉપરા ઉપરી, તડતડ; એક પાછળ એક વાગ્યા કરે એમ. ઉ૦ તડોતડ તમાચા મારિયા, મારારાજ. ગીત.

**તડોવડ,** વિ૦ સમોવડ; સરખે સરખા.

**તણ,** વિ૦ ત્રણ; બે ને એક; ૩.

**તણુખ,** સ્ત્રી૦ બળતરાની રહી રહીને જે અસર થાય તે; રહી રહીને થતી ઓચિંતી અંગારો ચંપાયો હોય એવી તીવ્ર વેદના તે; બળબળતો ઝાટકો. ઉનાળુ ગડગુમડમાં બહુ તુણખ નાંખે.

**તણખલી,** સ્ત્રી૦ ઝીણી સળીનું ઘાસ; ઘાસની પાતળી પાનદ; તરણું; તરખલું.

**તણખલું,** ન૦ [ સં. તૃણ. ] તરણું; ઘાસની કડછી; સળી; ઘાસની સળી કે પાનદનો નાનો કકડો તે. ( ૨ ) તુચ્છ વસ્તુ;=જેની કંઇ કિમ્મત નહિ એવું તે.

**તણુખિયો,** વિ૦ તણુખ આવતી હોય એવો; બળબળતી ચસક-ચીમકી લાગ્યા કરે એવું;તીવ્રવેદના સણકાના-ઝાટકાવાળો.:-તણુખિયો વા-પરમિયો. ( ૨ ) બંધાઇ ગયેલી નસ-રગને લીધે જેનો પગ તરછોડ ખાતો હોય એવો; સહેજ લંગડાતો, બળદ.

**તણુખો,** પું૦ બળતા કોયલામાંથી ઉડેલી બળતી ચીનગારી; સ્ફુલિંગ; બળતાં લાકડાં કે કોયલાની રજ.

**તણુછ,** સ્ત્રી૦ પાંતળો અંબાળાદને ઉતો એક સાપ. ( ૨ ) એક પ્રાણી. (૩) ઝાટકો;

નસ ખેંચાવાથી આવતો અસકો; અણજાતી વેદના. ( ૪ ) એક જાતનું ગીકણું લાકડું. ( ૫ ) ઝાડના સારા.

તણછિયું, વિ૦ લખતા તોડતું ઝપકા કરવા તે.

તણછાવું, ક્રિ૦ અ૦ નસ બંધાવાથી ખેંચાવું; અવયવ તણાવો; સંગડાવું.

તણછો, પું૦ વણછો; છાયા. ઝાડની છાયાની મર્યાદાનો ભાગ.

તણાવું, ક્રિ૦ અ૦ પાણીના વેગ સાથે જવું; વહેતા જવું; કોઇ શક્તિના જોરને લીધે તેની તરફ ખેંચાઇ જવાવું. (૨) ખેંચાવું; ઘસડાવું. ( ૩ ) ફુલ થઇ જવું; આઘા પડી જવું; આઘા પાછા થઇ જવું:-રોરા તણાઇ ગયા. ( ૪ ) તસનસ થવું; તંગ થવું; ખેંચાવું:-સુકાયું એટલે તણાયું. ( ૫ ) ઉંચે જવું; ભાવમાં વધવું:-ઘી તણાયું ને તેલ ઉતર્યું. ( ૬ ) શરમમાં લેવાવું. તે તમારી શરમે તણાયો. ( ૭ ) ગજા ઉપરાંત થઇને કરવું તે; પરાણે કરવું:-તેણે તણાઇને નાત કરી.

તણાવો, પું૦ રથની સાંગી નીચેનો દોર; ધરી ને ધુંસરી વચ્ચે બાંધેલી રાશ.

તણી, સ્ત્રી૦ કુંડાળામાં ફરતો બળદ બહાર જતો રહે નહિ તે માટે નાથની સાથે બાંધેલી રાશ-દોરી. (૨), પ્રત્યય.

તણું, અ૦ છઠ્ઠી વિભક્તિનો કવિતા વગેરેમાં આવતો પ્રત્યય:-ગામતણું વર્ણન સુણીએ.

તતકાળ, જુઓ તત્કાળ.

તતક્ષણ, જુઓ તત્ક્ષણ.

તતખેવ, અ૦ તરત; તેજ વખતે; સદ્ય.

તતડવું, ક્રિ૦ અ૦ તડતડ થવું:- શેકાતા કણનું તડતડ થઇને ઉછળવું. તેમજ તે ફાટતાં તડતડ એવો અવાજ નીકળવો. ( ૨ ) ચોપડેલી ચીકણી ચીજ સુકાવાથી ચામડી તણાવી-ખેંચાવી. ( ૩ ) સળગતાં લાકડાં કે કોયલામાંથી તડતડ એવો અવાજ નીકળવો; સ્ફુલિંગ ઉડવા. ( ૪ ) તીખા થઇ તાડુકીને બોલવું; તણખા ઝરે-કોપાવેશમાં આવી જઇને બોલવું:-સહેજ વાત પૂછી તેમાં શા માટે તતડી જાઓ છો ?

તતડાવવું, ક્રિ૦ સ૦ તડતડ થાય એમ કરવું. શેકવું; તડતડ એવો અવાજ નીકળે એમ કરવું. ( ૨ ) ખેંગી-તાણીને બાંધવું. ( ૩ ) જોરથી બોલીને ધમકાવવું.

તતડિયું, વિ૦ જેમાંથી તડતડ અવાજ નીકળે એવું; તતડીને તણખા ઉડે એવું.

તતડિયો, પું૦ તડતડ થઇને ઉડેલો તણખો, સ્ફુલિંગ.

તતથેઇ, અ૦ નાચ-ભવાઇના તાનનો ઉદ્ગાર; ધનધનાટ દર્શક ઉદ્ગાર. નાચનારની એક ગત ( ગતિ ) પુરી થતાં જ તેને ઉત્તેજન આપવાને બજાવનારા આ ઉદ્ગારનો ઉદ્ઘોષ કરી મૃદંગ વગાડે છે. તત-ના-થઇ=નાચનો ઉદ્ગાર.

તતિ, સ્ત્રી૦ [ સં. ] શ્રેણી; પંક્તિ; આવલી; હાર. ( ૨ ) વિસ્તાર

તતિંગ, ન૦ નહિ ધારેલું એવું ઓચિંતું જ વચમાં થઇ આવેલું ટિંખલ-ધતિંગ:-વળી આ શું તતિંગ જાગ્યું.

તતુડી, સ્ત્રી૦ નાનું તતુડું; તુ તુ એવો અવાજ નીકળે એવું ફુંકે વાગતું વાજું.

તતુડું, ન૦ વાંકું કામઠા જેવું મોઢેથી પહોળું રણશિંગું.

તતઃ અ૦ [ સં. ] પછી; તે બાદ. ( ૨ ) કારણકે.

તત્, પું૦ [ સં. ] બ્રહ્મ; પરમાત્મા:-ૐ તત્સત્. (૨) સ૦ તે, તત્કાલ.

તત્કાળ, અ૦ [ સં. ] તેજ વખતે; તરત; તાબડતોબ.

તત્કાલીન, વિ૦ તેજ વખતનું; તે સમયે બનેલું તે.

**તત્ક્ષણ**, અ૦ [ સં. ] તેજ પળે; તત્કાળ; તાબડતોબ.

**તત્તો**, પું૦ તકાર, ત, અક્ષર અને ઉચ્ચાર.

**તત્ત્વ**, ન૦ [ સં. ] છેલ્લામાં છેલ્લો સારકસ તે; નિષ્કર્ષ; અર્ક; તોર. ( ૨ ) મૂળ; બીજવસ્તુ. ( ૩ ) સત્ય; કેવળ સત્ય; માયા રહિત મૂળ અસ્તિત્વ ( ૪ ) અસલ પદાર્થ. મૂળ પાંચ પદાર્થમાંનો અકેકેક તે. ( ૫ ) બ્રહ્મ; પરમાત્મા; ચેત. વાસ્તવિક સ્થિતિ, યથાર્થતા; જગતનું મૂળ કારણ તે. સાંખ્યમાં ૨૫ તત્ત્વ, યોગમાં ઈશ્વર સાથે ૨૬ તત્ત્વ માન્યાં છે.

**તત્ત્વગ્રાહી**, વિ. તત્વને ગ્રહણ કરનાર.

**તત્ત્વજ્ઞ**, વિ૦ [ સં. ] તત્ત્વને જાણનાર નામ તરીકે પણ વપરાય છે. બ્રહ્મજ્ઞાની; દાર્શનિક, ઈશ્વર અથવા બ્રહ્મને જાણનાર.

**તત્ત્વજ્ઞાન**, ન૦ [ સં. ] તત્ત્વનું જે જ્ઞાન—જાણવાપણું તે; બ્રહ્મ, આત્મા અને સૃષ્ટિ એ ત્રણના યથાર્થ સંબંધમાં જ્ઞાન તે. બ્રહ્મજ્ઞાન; પરમાત્મા સંબંધી ઝીણી ને ઉંડી સમજ તે; બુદ્ધિગુણ વિશેષ કાર્ય કારણનું શાસ્ત્ર. આ જગત અને પોતે શું? તે સંબંધી સાચી સમજણ તે.

**તત્ત્વજ્ઞાની**, વિ૦ [ સં. ] તત્ત્વનું જેને જ્ઞાન હોય તે; બ્રહ્મજ્ઞાની; જીવેશ્વર ભેદને સમજનાર; વેદાંતી—તત્ત્વજ્ઞ.

**તત્ત્વતા**, સ્ત્રી૦ [ સં. ] યથાર્થતા; વાસ્તવિકતા.

**તત્ત્વદર્શી**, પું૦ [ સં. ] તત્ત્વ જોનારો; તત્ત્વજ્ઞાની.

**તત્ત્વમસિ**, [ સં. ] તે તું છે, અર્થાત્ આ દૃશ્યમાન જગતમાં જે કંઈ દેખાય છે તે સઘળું તું જ છે, એવા અલૈક્ય બોધનું યજુર્વેદમાંનું એક વાક્ય. આમાં રહેલા રહસ્યથી આ વાક્ય-મહા વાક્ય કહેવાય છે એનું શ્રવણ મનન, અને નિદિધ્યાસન મોક્ષ આપનારું ગણાય છે. આ એક વાક્ય છતાં જાણે તત્ત્વબોધક એક શબ્દ હોય એમ વપરાય છે.

**તત્ત્વવિદ્યા**, સ્ત્રી૦ [સં.] તત્ત્વ સંબંધી જે જ્ઞાન તે; દર્શનશાસ્ત્ર.

**તત્ત્વવેત્તા**, પું૦ [સં.] તત્ત્વ જાણનારો; તત્ત્વજ્ઞાની, તત્ત્વજ્ઞ, દાર્શનિક.

**તત્પદ**, ન૦ [ સં. ] તે પદ; બ્રહ્મત્વ, બ્રહ્મનું જે પદ તે. નિર્વાણ; પરમપદ. વેદાંતમાં ત્રણપદ માનેલાં છે. એક ત્વંપદ, બીજું તત્પદ અને ત્રીજું અસિપદ.

**તત્પર**, અ૦ [ સં. ] સજ્જ; ઉદ્યત; તૈયાર. ( ૨ ) આતુર. ( ૩ ) વિ૦ ચતુર; હોશિયાર.

**તત્પરતા**, સ્ત્રી૦ [ સં. ] તૈયારી, તત્પર થવાની ક્રિયા તે. ( ૨ ) દક્ષતા, નિપુણતા; હોશિયારી,

**તત્પરાયણ**, વિ૦ [ સં. ] તેને શરણે હોય એવું; તદાસક્ત.

**તત્પુરુષ**, પુ૦ [ સં. ] બે શબ્દો એકઠા કરીને બનાવવામાં આવતા એક શબ્દ અથવા પદના વ્યાકરણની રીતિએ જે કેટલાક ભેદ છે તેમાંનો એક ભેદ; એક સમાસ વિશેષ ( ૨ ) ઇશ્વર.

**તત્ર**, અ૦ [ સં. ] ત્યાં, તે ઠેકાણે; તે જગાએ.

**તત્રભવાન**, આ શબ્દ બહુ મોટા દરજ્જાના માણસનું નામ લેતાં ને લખતા માનાર્થે વપરાય છે:—તત્રભવાન સમ્રાટ, માનનીય; પૂજ્ય, શ્રેષ્ઠ.

**તત્રસ્થ**, વિ૦ [સં.] ત્યાં રહેલું; ત્યાંનું.

**તત્રાપિ**, અ૦ [સં.] ત્યાં પણ; તથાપિ.

**તત્સમ**, પું૦ [ સં. ] ગુજરાતી વગેરે પ્રાકૃત ભાષાઓમાં વપરાતો મૂળ-વર્ગમાંનો સંસ્કૃત જેવોજ શુધ્ધ રહેલો જે શબ્દ તે:—સર્વ; કર્મ.

**તથા,** અ૦ [ સં. ] અને; ને. ( ૨ ) તે પ્રમાણે. ( ૩ ) તેમ; તે રીતે. ( ૪ ) એવું તેવુંના અર્થે. ( ૪ ) ના૦ ખન ખન; કાળજી; પંચાત. ( ૫ ) ગરજ; તમા; સ્પૃહા. ( ૬ ) વિસ્તાર; લંબાણ.

**તથાગત** વિ૦ [ સં. ] તે પ્રમાણે ગયેલ; નિર્વાણને માર્ગે પડેલ; બુદ્ધ; જેને જ્ઞાન પ્રાપ્ત થયેલું છે તે; જીવન્મુક્ત; બુદ્ધ ધર્મના જ્ઞાનીઓમાં બહુ ઉંચી કોટિએ ચઢેલો જ્ઞાની.

**તથાપિ,** અ૦ [ સં. ] તો પણ; તોય; છતાં પણ.

**તથાસ્તુ,** અ૦ [સં.] તેમ થાઓ; એવું હો. આશીર્વાદાત્મક ઉદ્ગાર.

**તથી,** સ્રી૦ તિથિ,

**તથ્ય,** વિ૦ [ સં. ] સત્ય; સાચું; યથાર્થતા, ( ૨ ) ખરું; ગુણકારી, તથ્યભાષી=સાચે સાચું કહેનાર; સત્યવાદી.

**તદ્દન,** અ૦ બિલકુલ; સાવ; તમામ; નર્યું; હુબેહુબ.

**તદનંતર,** અ૦ [ સં. ] તે પછી; ત્યાર-બાદ; પછી.

**તદનુસાર,** વિ૦ તેને અનુકૂળ; તે પ્રમાણે; એવું.

**તદપિ,** અ૦ [સં.] તોપણ; તથાપિ.

**તદબીર,** સ્રી૦ [ અ. ] તજવીજ; પેરવી; યુક્તિ; ત્રેવડ. ( ૨ ) ધારેલું કામ પાર પાડવાનું સાધન; ઉપાય; યુક્તિ; યત્ન.

**તદા,** અ૦ [સં.] ત્યારે, તે વખતે, તે સમે.

**તદાકાર,** વિ૦ [ સં. ] તેના જેવા જ આ-કારનું; તેના જેવુંજ; તન્મય, તદ્રૂપ; એકાગ્ર; એક ધ્યાન-ચિત્ત હોય એવું; તેવી આકૃતિવાળું,

**તદુપરાંત,** અ૦ તે ઉપરાંત; વધારામાં, તે બાદ, પછી.

**તદુપરિ,** અ૦ [સં.] તે ઉપર; વળી.

**તદ્વત,** અ૦ (સં.) તેના જેવું; તે માફક.

**તદ્ભવ,** પું૦ [સં] ગુજરાતી વગેરે પ્રાકૃત ભાષાઓમાં ચાલતો તે શબ્દ કે જે મૂળ સંસ્કૃતમાંથી વિકૃત થયેલો હોય; સંસ્કૃત શબ્દનું અપભ્રંશ રૂપ તે.:-હસ્ત=હાથ. અડધું; કપૂર વગેરે.

**તદ્રૂપ,** વિ૦ [સં૦] તેના જેવું; તેના સરખું; તેના જેવાજ રૂપનું હોય એવું; તદાકાર, સમસ્વરૂપ, સમાન; સદૃશ.

**તદ્રૂપતા,** સ્રી૦ [ સં ] સમાકારતા; સમસ્વ-રૂપપણું; સાદૃશ્ય; સમાનતા.

**તદ્ધિત,** વિ૦ (ના૦) પ્રત્યયાદિક લાગીને બ-નેલું; તે કે જે પ્રત્યય લાગવાથી અસલ શબ્દના બીજા અર્થવાળા શબ્દ બનાવ-નારૂં તે. વ્યાકરણમાં સાધિત શબ્દ બનાવવા-નો એક પ્રકાર ને તેના પ્રત્યયો વગેરે તે.

**તન,** પું૦ [ સં. तनुज ] છોકરો; પુત્ર. ઉ૦ અર્જુન કેરો તન. (૨) ન૦ [ સં. तनु ] દેહ; શરીર; વપુ; કાયા. (૩) મન; દિલ. રુ૦ પ્ર૦ તન મન ને ધન=મહુજ પ્રિય; પોતાના જેવું જ પ્રિય; એકાત્મ.:-એજ એને તો હમણાં તન મન ને ધન લાગે છે. સર્વસ્વ.:-એ મને તન મન ને ધન છે. તન મન અને ધનથી તમે મદદ કરો તો કામ થાય. એક જીવપણું, તમે તન મન ને ધન ગણીને ચાલો છો તેથી કાર્ય થાય છે. તન મન ને ધનથી=સર્વ પ્રકારે; બધી રી-તે; કોઇ વાતે કમ નહિ પાડતાં. તન દઇ-ને=ખરેખરી ખંત અને મહેનત લઇને-કા-ળજીથી=કણબિયો ખેતરમા તન દઇને-દિલ લગાડીને કામ કરે છે.

**તનક,** વિ૦ [ સં. तनु ] નાનું; નાજુક; થો-ડું; અલ્પ.

**તનખ,** સ્રી૦ તણખ; આગ લગાડી હોય એવો ચટકો; સળક. (૨) બેસને બળદની એક ખોડ.

**તનખાં,** [ फा. ] પું૦ તણખો; ચીનગારી; સ્ફુલિંગ. (૨) પગાર; વેતન; મુસારો.

**તનડું,** ન૦ તન; શરીર. કવિતામાં વપરાય છે.

**તનદુરસ્ત,** વિ૦ તંદુરસ્ત; આરોગ્ય; નીરોગી; શરીરે સારૂં હોય એવું; સ્વસ્થ. (૨) જાડું; રીંગું; પુષ્ટ.

**તનદુરસ્તી,** સ્ત્રી૦ તંદુરસ્તી; આરોગ્ય; નીરોગતા; સુખાકારી; નિરામયતા. શરીરની નીરોગી હાલત તે; કરાર.

**તનતાપ,** પું૦ શારીરિક દુઃખ તે; શરીર સંબંધીનો જે તાપ તે.

**તનનન,** અ૦ વીણા વગેરે તંતુ વાદ્યના રણુકાર-ઘડકાર-પ્રકંપનની ધ્વન્યાત્મક ઝણુઝણીઃ-એને તનનન તનનન આવડે છે. તાન બાજીના અર્થમાં આનો ઉપયોગ થાય છે. કહે૦ ધનેનાં ત્યાં તનેનાં=જ્યાં પૈસો ટકો હોય ત્યાં તાનબાજી થાય.

**તનબદન,** વિ૦ [हिं] તનમનરૂપ; દિલ અને દેહરૂપ; એક મન દેહરૂપ હોય એવું; જીગ્રજાન; અતિપ્રિય; જેમની વચ્ચે કશો ભિન્નભાવ રહેલો ન હોય એવાંઃ-એ બે તો તનબદન એકજ છે. (૨) વિશ્વાસુ; વફાદાર.

**તનમન,** અ૦ કોઇ બાબતમાં બહુ જ આતુર-ઉત્સુક થઈ રહેલું હોય તેમ; થન થન કરી રહેલું હોય તેમ; કુદી નાચી રહેલું; એકતાર ને એકપગે ( અમુક કામ કરવાને ) તૈયાર થઇ રહેલું હોય એવું. :-વહુ તો તનમન તનમન થઇ રહ્યાં છે પણ શું કરે ?

**તનમનાટ,** પું૦ તનમન તનમન થઇ રહેલું-કરવું તે; થનથનાટ; કોઇ બાબત કરવાની જે અતિઉત્સુકતા તે; અતિ આતુરતા દર્શક ઘેલાપણું-ઉતાવળાપણું બતાવવું તે; ઔત્સુકમનો જે હરખ દેખાડવો તે; આતુરતા.

**તનમનિયાં,** ન૦ એક જાતનાં ઉજળાં દેદીપ્યમાન રંગનાં કલકલ હસતાં દેખાતાં હોય એવાં સુંદર ફૂલ. (૨) લળક લળક થતાં કાનનાં તરલ ઝુમણાં; ચાલતાં હાલતાં કાનનાં તરલ સુંદર મોતી-હીરાનાં લટકણિયાં ઉ૦ લાવલાવ આ મોતીના કાપ, તરલ તનમનિયાં રે; તારે કમનીય કાને પેરાવું, લોલક લટકણિયાં રે. કા૦ પીયૂષ.

**તનય,** પું૦ [सं.] પુત્ર; છોકરો; દીકરો.

**તનયા,** સ્ત્રી૦ (सं.) પુત્રી, છોકરી; કન્યા.:-જનકતનયા=સીતા.

**તનિયો,** પું૦ તન ઢંકાય એવું સિવેલું વસ્ત્ર; વાઘો; અંગરખું; કબજો. ઉ૦ ગોપી ટોપી તનિયો લાવી, બાળમુકુંદને કાજેરે. (૨) લંગોટ; કોપીન; જાંઘિયો.

**તની,** સ્ત્રી૦ દોરી; તાંતણો; તાર. (૨) કસ. (૩) કાકડી.

**તનુ,** ન૦ [सं.] શરીર. (૨) વિ૦ કૃશ; પાતળું; કોમળ; નાજુક. નાનું; અલ્પ; થોડું. (૩) વિરલ; આછું. (૪) સુંદર.

**તનુજ,** પું૦ [सं.] પુત્ર; છોકરો.

**તનુજા,** સ્ત્રી૦ [सं.] પુત્રી; કન્યા; છોકરી.

**તનુતા,** સ્ત્રી૦ [सं.] લઘુતા; નાનાપણું. (૨) દુર્બળતા. (૩) નાજુકપણું.

**તનૂરુહ,** પું૦ (ન૦) (सं.) વાળ; રોમ; કેશ. રૂંવાં

**તનોડો,** પું૦ સ્ત્રીને કાનની લાળીએ પહેરવાનું એક જાતનું ઘરેણું.

**તન્મય,** વિ૦ [सं.] કોઇ કામકાજમાં એકાગ્રતા તે; અમુકના જેવુંજ થઇ ગયેલું હોય એવું; એક સ્વરૂપ; એકરૂપ; તદાકાર; તેના જેવું સરખુંજ; એકતાર; દત્તચિત્ત.

**તન્મયતા,** સ્ત્રી૦ (सं.) તદાકારતા; એકતારતા, એકાગ્રતા; તેનામય-તેની સમાનજ થઇ જવાપણું તે; એક તનમનપણું; એક ધ્યાનપણું; લીનતા.

**તન્માત્ર,** ન૦ (सं.) તન્માત્રા; પાંચ મહાભૂત-

ના ગુણ જે રૂપ રસાદિક તેની સંજ્ઞા; અપંચીકૃત શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધનું નામ. (૨) અ૦ સહેજસાજ; તિલમાત્ર; જરાક.

**તન્વંગી,** સ્ત્રી૦ (સં.) નાનાં નાજુક અંગવાળી સ્ત્રી; નાજુકડી

**તન્વી,** સ્ત્રી૦ (સં.) નાજુકડી; નાની અને નાનાં નાજુક સુકુમાર અંગવાળી સ્ત્રી.

**તપ,** ન૦ (સં.) ચિત્તને શુદ્ધ અને વિષયોથી નિવૃત્ત કરવાને આચરવામાં આવતાં દેહને કષ્ટકારી વ્રત અને નિયમ તે; તપસ્યા; કોઇ એક કાર્ય સિદ્ધ કરવાના પકડા ઠરાવથી જેટલું પડે તેટલું દેહ કષ્ટ વેઠી લેવું તે; મનના નિશ્ચયથી દેવપ્રસન્ન કરવાને, કે હરકોઇ ઇષ્ટ વસ્તુ મેળવવાને, કે સાધવાને અતિ આકારું વ્રત આચરણ કરવું તે; વ્રતચર્યા; તપવું તે. (૨) તાપ; તાવ; ધીકડી ક્રિ૦ પ્ર૦ તપ કરવું–તપવું=વર્તવું આગ્રહપૂર્વક આચરણ કરવું. કહે૦ તપને અંતે રાજ્ય ને રાજ્યને અંતે તપ.

**તપખીર,** સ્ત્રી૦ નાકે સુંઘવા માટે બનાવેલું તમાકુનું ચૂર્ણ; છિંકણી. (૨) સકરિયાંનો અથવા બીજી કોઇ વનસ્પતિના કંદનો લોટ તે; શિંગોડાનો લોટ.

**તપખીરિયું,** વિ૦ તપખીર જેવા રંગનું; તમાકુ જેવા રંગનું.

**તપગચ્છ,** પું૦ જૈનધર્મનો એક ફાંટો–વિભાગ તે

**તપત,** સ્ત્રી૦ થોડો તાવ તે, ધીકડી; જ્વર; હલકો તાવ.

**તપન,** પું૦ (સં) સૂર્ય; રવિ. ઉ૦ તપન તપે છે સર્વેદા, જે મહા ભવનનો ભૂપરે. (૨) આંચ; દાઝ. (૩) ગરમી; ધુપ. તાપ; ધૂળ તડકો પડવો તે.

**તપનચ્છદ,**–ન૦ સૂર્યમુખી ફૂલનું ઝાડ. સૂર્ય પૂર્વમાં હોય ત્યારે તે તરફ, માથે હોય ત્યારે ઉભાં ને આથમે ત્યારે પશ્ચિમ તરફ નમતાં રહેતાં ફૂલ ને તેનો રોપો તે. ઉ૦ તપનચ્છદ ઉભાં થઇ ગયા.

**તપલોક,** પું૦ તપોલોક; ઉપરાઉપરિ રહેલા સાત લોક કહેવાય છે તેમાંનો છઠ્ઠો લોક તે. તપોલોકમા તપસ્વીઓ–ઋષિઓ રહે છે.

**તપવવું,** ક્રિ૦ સ૦ (સં. तप् ) ગરમ કરવું; ઉનું કરવું; તપાવવું તપ્ત કરવું. (૨) રાહ જોવરાવવી; લાંબો વખત ખોટી રાખવું, વાટ જોવરાવવી. (૩) ક્રોધે અસંયગુસ્સે થાય એમ કરવું. (૪) દુઃખ દેવું; સંતાપવું; કલેશ કરાવવો

**તપવું,** ક્રિ૦ અ૦ (સં) ઉનું થવું; ગરમ થવું. (૨) ખોટી થવું; રાહ જોતા ઉભા રહેવું; વાટ જોતા બેસી રહેવું. (૩) ગુસ્સે થવું; મિજાજ ખોવો; ગરમ–આકળા થઇ જવું. (૪) તપ કરવું; વ્રત કરવું. ઉ૦ તપ તપવા બેઠા છે.

**તપશ્ચર્યા,** સ્ત્રી૦ (સં.) તપ કરવું તે; તપનું જે આચરણ તે; તપ; વ્રત કરવાં ને દેહ દમવો તે; તપશ્ચરણ; તપસ્યા.

**તપસી,** પું૦ તપસ્વી; જોગી કહે૦ તપસી પડયા લપસી.

**તપસીલ,** સ્ત્રી૦ તફસીલ (અ.) વિગત; દરેક બાબતની જુદી જુદી હકીકતનો ફોડ તે; બ્યાન; વૃત્તાંત. તપસીલવાર=દરેક બાબતનું બ્યાન હોય એવું; વિગતવાર. ફેરિસ્ત, કેફિયત; વિવરણ.

**તપસ્યા,** સ્ત્રી૦ તપ, વ્રતચર્યા.

**તપસ્વિતા,** સ્ત્રી૦ (સં.) તપસ્વીપણું; તપસ્વી અવસ્થાનો ભાવ તે.

**તપસ્વિની,** સ્ત્રી૦ (સં.) તપ કરનારી–વ્રતધારી સ્ત્રી; તાપસી, જોગણ.

**તપસ્વી,** પું૦ (સં.) તપ કરનારો; વ્રતધર; તાપસ, તપોધન; હમેશ તપ–વ્રતાચાર કર્યા કરનાર સાધુ માણસ; ઋષિ, યોગી.

**તપાડવું**, ક્રિ૦ સ૦ તાપ આપવો; તાપ લાગે એમ કરવું; તાપ ખવરાવવો; ગરમ થાય એમ કરવું. (૨) ખોટી કરવું; રાહ જોવ-રાવવી. ખોટી કરી કરીને થકવવું.

**તપાવવું**, ક્રિ૦ સ૦ ગરમ કરવું; ઉનું કરવું. (૨) ગુસ્સો ચઢાવવો. (૩) રાહ જોવ-રાવવી.

**તપાસ**, સ્ત્રી૦ ( અ. ) સત્યાસત્યની ચોકસી કરવી તે; પૂછપરછ; તજવીજ. (૨) શોધ; ખોજ. (૩) પરીક્ષા; અન્વેષણ; વિમર્શ.

**તપાસણી**, સ્ત્રી૦ તપાસવાનું જે કામ તે; તપાસ; તજવીજ; ચોકસી, (૨) શોધ; ખોળ કરવી તે. (૩) પરીક્ષા; નિરીક્ષણ.

**તપાસવું**, ક્રિ૦ સ૦ બારીકીથી જોવું; ખરૂં ખોટું શું છે તેની તપાસ ચલાવવી તે; ચોકસી કરવી. (૨) સંભાળી જોવું; બરોબર છે કે નહિ તે જોવું; તજવીજ રાખવી. (૩) સરખાવી જોવું; મુકાબલો કરવો.(૪) કસી જોવું; ખરૂં શુ ને કેટલું છે તે જોવા જાણવાને ખોજ કરવી; આંકવું. ૩૦ પ્ર૦ સાક્ષી તપાસવો=જુબાની લેવી. ઘર તપાસવું=ગજુ વિચારવું. કોનો દોષ છે? તેની પ્રથમ પોતામાં તપાસ કરવી; પોતાનું સંભાળવું.

**તપિત**, વિ૦ ગરમ થયેલું; તપી ગયેલું.

**તપિયો**, પુ૦ તપ કરનારો; જોગી. (૨) કોઈ બીજાને માટે જપ તપાદિક કરનાર માણસ.

**તપી**, પું૦ તપ કરતાર માણસ; તપસ્વી;જોગી.

**તપેલી**, સ્ત્રી૦ તાંબા પીતળનું મોટી વાડકી જેવું રસોઇ કરવાનું વાસણ—નાનું તપેલું; પતેલું; ચુલે ચઢાવવાનું નાનું વાસણ.

**તપેલું**, ન૦ તાંબા પીતળનું ગોળ ઉભા ઘાટનું ને પહોળું રાંધવાનું વાસણ; પતેલું. (૨) વિ. ગરમ; ઉનું થયેલું.:—તપેલું લોઢું. ગુસ્સે થયેલું, ક્રોધે ભરાયેલું.:—તપેલું મગજ.

**તપેસરી**, વિ૦ તપના ઐશ્વર્યવાળું; તપના સારા ફળને પ્રાપ્ત થયેલું.:—એ તપેસરી જીવ છે તે ગૃહસ્થને ત્યાં સ્વર્ગનાં સુખ ભોગવવા જન્મ્યો છે.

**તપો**, વિ૦ તપગચ્છનો શ્રાવક

**તપોધન**, પું૦ (સં.) તપ એજ જેનું ધન છે તે; તપસ્વી; ઋષિ. (૨) દેવસ્થાનોમાં સેવા પૂજા કરવાનો ધંધો કરનારી બ્રાહ્મણની એક જાત.

**તપોનિધિ**, પું૦ (સં.) તપનો ભંડાર; ઋષિ; તાપસ; યોગી.

**તપોબળ**, ન૦ (સં.) તપનો પ્રભાવ તે; તપનું સામર્થ્ય તે; તપનું બળ—જોર તે.

**તપોલોક**, પુ૦ (સં.) જન લોક અને સત્ય લોક વચ્ચે રહેલો એક પુણ્યલોક તે.

**તપોવન**, ન૦ (સં.) ઋષિઓ—તપસ્વીઓને રહેવાનું ને તપ કરવાનું જે સ્થાનક-વન તે; ઋષિ આશ્રમ. ઉ૦ આ જાઉં સુંદર તપોવન માંહિ આજે, જોવા બિજો જગત ચંદિર રામ નામે. પ્ર. ના.

**તપોવૃદ્ધ**, વિ૦ (સં.) તપસ્યાથી જે મોટા ગણાતો હોય તે; તપવડે કરીને શ્રેષ્ઠ.

**તપ્ત**, વિ૦ (સં.) તપી ગયેલું; ગરમ; ઉનું—ઉષ્ણ. (૨) ક્રોધે ભરાયેલું; ક્રોધના આવેશથી ગરમ થઇ ગયેલું. (૩) દુઃખ શોક સંતાપથી વ્યાકુળ; દુઃખી.

**તપ્તમુદ્રા**, સ્ત્રી૦ (સં.) ભગવાનના આયુધના ચિહ્નવાળા ધાતુના સિક્કાની શરીર ઉપર ગરમ છાપ લેવી તે; આયુધ નામ વગેરે કોતરેલાં હોય એવી ધાતુની મુદ્રાનો ડામ લેવો તે; ડમાયેલી છાપ; છાપનો ડામ તે. આગળ તેમજ હાલ કેટલાંક તીર્થોમાં સાધુઓ અને વૈષ્ણવ યાત્રાળુઓ આવી મુદ્રાઓ હાથ ઉપર મરાવે છે. દ્વારકામાં તપ્તમુદ્રા લેવાય છે.

**તપ્પો,** પું૦ બે ગામ કે વિશ્રામ વચ્ચેનું જે લંબાણ અંતર તે; છેટું; ટપ્પો.

**તફડવું,** જુ૦ તરફડવું

**તફરકે,** અ૦ ચોરી છુપીથી ઉઠાવી લીધેલું હોય એમ; એમનું એમ જોવું તે તેવું જ ઉચાપત. ક્રિ પ્ર૦ તફરકે કરવું: ઉચાપત કરવું; એમનું એમ અદ્ધર ઉઠાવી લેવું તફરકે થવું=ઉચાપત થવું; ઉચકાઇ–લુટાઇ જવું; આમ તેમ ગમે ત્યાં ચોરાઇ, વેરાઇ કે ઉચાપત થઈ જવું.

**તફસીલ,** જુ૦ તપસીલ

**તફાવત,** પુ૦ (अ. तफरीक) સ્થળ ને કાળ વચ્ચેનું અંતર; છેટું:-બે ગામ વચ્ચે ઝાઝો તફાવત નથી, બે મિત્રોની ઉમ્મરમાં બહુ તફાવત છે. (૨) જુદાપણું; ભિન્નત્વ:-બે ભાઇના ચહેરા ને મિજાજમાં બહુ તફાવત. (૩) ફેર, ફરક; ઓછાવત્તાપણું:-ગઇ કાલને આજમાં રોગના જોશમાં તફાવત છે. ભાવમાં તફાવત છે; ન્યૂનાધિકત્વ. (૪) ભૂલચૂક; ખોડ; હેરફેર, અનુરોધ; ભેદ:-આગલી ને હાલની સદી વચ્ચે તફાવત છે.

**તફો,** પુ૦ [अ.] વિભાગ, પક્ષ; તડના માણસોનો સમવાય–જથો; તરફના માણસો; અમુકપક્ષ–વિચારથી એકત્ર થયેલા માણસોનો જે સમૂહ તે.:-તમારા તફાના માણસોને હુકમ કરો.

**તબક,** સ્ત્રી૦ (अ. तबक़) તાસક; રકેબી; ટુંકા કાનાની છાછર; છીબું. (૨) છજ્જો મજલો; માળ; મકાન–દેવળ વગેરેનો ઉપલો ભાગ.

**તબકડી,** સ્ત્રી૦ તબક; તાસક; ટુંકા કાનાનું છીબું, નાની રકેબી.

**તબકકો,** પુ૦ [ अ. तबक़ा ] સ્થિતિ; હાલત; દશા; પરિસ્થિતિ:-આટલે તબકકે પહોંચ્યા પછી શું થાય ? (૨) માળ; મેડો; મજલો; એક એકથી ચઢતી ઉતરતી તગરડીઓ–પર–ચણતરની રચનાઓ તે; ઉતરડ, પાયરી, પરથાર; ધોરણ; થતો. (૩) ખંડ; વિભાગ.

**તબડક,** અ૦ ઘોડાની દોડનો એવો અવાજ તે; દોડતા ઘોડા વગેરેના પગની પછાડનો અવાજ તે; પગરવ:-તબડક તબડક કરતા બે ત્રણ ઘોડેસ્વાર આવી લાગ્યા, તબડક તબડક ઘોડો દોડે છે.

**તબડકતોઇ,** અ૦ ઉપરા છપરી ઘોડાઓના પગરવની તબડકી વાગતી હોય તેમ; તબડક તબડક થતું હોય તેમ:-બે સ્વાર તબડકતોઇ આવ્યા. એક એકની પાછળ ઘોડા દોડાવતા તરતજ,:-આવ્યા ને વળી આ તબડકતોઇ ચાલ્યા.

**તબડકી,** સ્ત્રી૦ દોડતાં ઘોડાના પગ ભોંય અફળાવાથી થતો જે ચાલુ અવાજ તે, દોડતા ઘોડાનો પગરવ. ( ૨ ) દોડનો અવાજ; નાસતાં થતો અવાજ તે. ( ૩ ) દોટ; દોડ; હડી,:-છોકરો તો તેને જોઇ તબડકી મારી ગયો–તબડકી મૂકવી=દોટ મૂકવી, તબડકી વાગવી પગરવ–ડાબલા ખડખડવા,:-ઘોડા દોડયા ને તબડકી વાગી એટલે મોરોએ ટિંહુકાર કરી મૂકયો.

**તબડાવવું,** ક્રિ૦ સ૦ અનાજ કે કઠોળને પાણીમાં નાખી ખદખદાવવું; જાડું પ્રવાહી થાય તેમક રવું,ફિકાળવું. (ધેશ, રાબ.) ( ૨ ) દમ ભરાવવો; ધમકી આપવી; દમ દેવો.

**તબડુક,** વિ૦ દેખાવે ભવ્ય પણ બુદ્ધિ વગરનું; ભોટ; મૂઢ. ( ૨ ) ફૂલેલું; અંદરથી પોલું ને બહારથી સ્થૂલ દેખાતું; કમ અક્કલ.

**તબલચી,** પુ૦ [ फा. तबल + ची ] તબલાં ને નરઘા વગાડનાર; ગાનારને તબ-

સાથી તાલ પુરાવનારો ને બજાવનારો; ગાનારનો વાદિત્રવાહક સાથી.

**તબલાં**, ન૦ ( તબલું ) ( अ. तबला ) કુંડી ઉપર ચામડું મઢીને બનાવેલું ઢોલક. આને જેમ જોઈએ તેમ તંગ કરવામાં આવે છે. તે ચાલુ તંગ રહી મેંજનો રણકો કાઢે માટે કણુક લગાડવામાં આવે છે, એની સાથે નાની પખાજ જેવું જે ઢોલક આંતરાના સરમાં હલક પુરવાને વગાડવામાં આવે છે તે નરઘું કહેવાય છે.

**તબલું**, ન૦ તબલાં.

**તબિયત**, સ્ત્રી૦ (अ. ) તંદુરસ્તી; શરીરની નીરોગી શાંત ને સુખી અવસ્થા-હાલત તે. ( ૨ ) મનની સમધાત અવસ્થા; મનઃસ્થિતિ; સ્વભાવ; મિજાજ; મન અને દેહની સુવ્યવસ્થિત હાલત.

**તબિયતી**, વિ૦ ઘડીએ ઘડીએ જેની તબિયત -મિજાજમાં ફેરફાર થતો હોય એવું; (માણસ) વાયલ; રંગી; ચઢાઉ; તરંગી.

**તબીબ**, પું ( अ ) હકીમ; વૈદ; દાકતર.

**તબીબી**, વિ, વૈદક સંબંધી;-તબીબી ધંધો. ( ૨ ) ના૦ વૈદું.

**તબેલો**, પુ૦ [ अ. Stable ] ઘોડા-બળદ બાંધવાની ને ગાડી રાખવાની જગા; જેમાં ભાગ પાડેલા ન હોય અને બારણું ઢોર તથા ગાડી વગેરે પેસે એવું મોટું હોય તે ઘરઃ અઠાળી; કોઢિયું.

**તમ** ન૦ [सं.] અંધારું; અંધકાર. (૨) તમોગુણ; અજ્ઞાન.

**તમણ**, સ્ત્રી. ચર; ચારી; તમાણુ; તમેણુ.

**તમણું**, વિ૦ ત્રણગણું; ત્રિપટ.

**તમતમાટ**, વિ૦ તમતમ થાય એવું; તીખું. (૨) ચામડીને આકરું-લાગે, ઝમઝમ થાય એવો જે વનસ્પતિ કે ખોરાક વગેરેનો ગુણ તે; તિખારો.

**તમતમું**, વિ૦ જીભ અથવા ચામડીને લાગતાં ચરચરે-ઉત્તેજક લાગે એવું જે તે; તીખું; તમતમે એવું; રસેંદ્રિયને ઉત્તેજન આપે એવું. તીખું ને તમતમું એમ કહેવાય છે. તમતમ થાય એવું; ચામડીમાં ચરચરાટ-બળતરા ઉત્પન્ન કરે એવું.

**તમર**, ન૦ એક જાતનું લાકડું. (૨) તમ્મર.

**તમરિયાં**, ન૦ એક જાતનાં બાળવાનાં લાકડાં.

**તમરું**, ન૦ [सं. झिल्लि] ભેજવાળી જમીનમાં રહેતું ધાતુના રણકા જેવો એક સરખો અવાજ કરનારું અંગુઠાના ટેરવા જેવડું મેલા રંગનું જીવડું. આ જીવડું બહાર જોવામાં આવતું નથી પણ તેનો પુષ્કળ અવાજ થતો સંધ્યાકાળે અને રાતે સૌ કોઈના સાંભળવામાં આવે છે. તે એક સાથે ઘણાં બોલે છે. એને પાંખ હોય છે પણ ઉડતાં નથી. ઠેકડા મારીને ચાલે છે. તમરાને તરસ બહુ લાગે છે ને વારંવાર લાગતી તરસ છિપાવવા જતાં પુદું જેમ દીવામાં પડીને મરી જાય છે તેમ તે પાણીમાં પડીને મરણ પામે છે. તમરું મોંએ અવાજ કાઢતું નથી પણ માદાનું મન ખેંચવાને નર તમરું પોતાના પગ એક બીજા સાથે ઘસીને અવાજ કાઢે છે; આ જીવડાની બે ત્રણ જાતો થાય છે. તમારાનો અવાજ વરસાદ આવવાની આગાહી રૂપ ગણાય છે.

**તમા**, સ્ત્રી૦ [अ] દરકાર; પરવા; ગરજ. ઓશિયાળ; જરૂર; અગત્ય; સ્પૃહા. ક્રિ૦ પ્ર૦ તમા રાખવી. (૨) કમીના; કચાશ; ખામી; ખોટ:-એને શી તમા છે.

**તમાકુ**, સ્ત્રી૦ (તંબાકુ, પુ૦ ) [ टोब्याको= બીડી] પહોળાં જાડાં પાંદડાંનો એક નાનો છોડ; વનસ્પતિ. (૨) એ છોડનાં પાનની બનાવટો તે સુખો-કો, તપખીર; ભાંગ, ગડાકુ, બીડી-ચીરૂટ વગેરે. તમાકુ અસલ અમેરિકાની વનસ્પતિ છે. અમેરિકાની

શોધ પહેલાં તે દુનિયાના કોઇ ભાગમાં જાણીતી નહતી. સન ૧૪૯૨ માં જ્યારે કોલંબસે અમેરિકા ખંડ શોધી કાઢ્યો ત્યારે તેણે ત્યાંના જંગલી અમેરિકનોને બીડી પીતાં જોયા હતા. તમાકુનું અસલ અમેરિકન નામ ' કોહિબા ' છે, પણ તેની બીડીને ' ટાબ્યાકો ' કહે છે, તે ઉપરથી આ તમાકુ એવું નામ દુનિયામાં ચાલુ થયેલું છે. અમેરિકાના લોકો આ વનસ્પતિની ખેતી કરતા અને તેનો ચાવવામાં, સુંઘવામાં ને પીવામાં ઉપયોગ પણ કરતા હતા. યુરોપિયનોને અમેરિકા જતાં એનું વ્યસન લાગ્યું અને તેમણે પછી દુનિયાં ઉપર તેનો ફેલાવો કર્યો. અકબર પાદશાહના અમલ લગી તમાકુ શું છે? તે પણ આપણે જાણતા નહતા. યુરોપિયનો તે હિંદુસ્તાનમાં લાવ્યા અને જેમ બીજી નઠારી વસ્તુ કે વાત ઝટ ફેલાય છે, તેમ તેની ખેતી અને ઉપયોગ હિંદુસ્તાનમાં ફેલાઇ ગયો. તમાકુમાં ઝેરી તેમજ હાનિકારક દ્રવ્ય રહેલ છે. જુ૦ તમાકુનો ઇતિહાસ.

**તમાચો**, પું૦ હાથના આંગળાં અને થાપવાની જે થાપડ ગાલ ઉપર મરાય છે તે; ગાલ પર પોચો હાથ મારવો તે; લપડાક; લાપટ. (૨) જાણી ઉપર-યોગ્ય વખતે જે સપાટો લગાવવો તે; વચનથી, કાર્યથી કે યુક્તિથી એક માણસને તેના આગ્રહી કાર્યથી અ હાલી દેવો કે પાછો પાડી નાખવો તે. રોફ દેઇને ઠંડો કરી નાંખવો તે. પ્રસંગે લાગણી થાય તેવો બોલ મારવો તે; ફટકો; સપાટો; થાપટ.

**તમાણુ**, સ્ત્રી૦ તમેણુ; સાંય ખોદીને બનાવેલો ચુલો; ચર; ચ્યારી.

**તમામ**, અ૦ [અ.] લગારે બાકી-અવશેષ રહે નહિ તેમ; જરીએ જરી; બધુએ; સર્વ:-તું તારો તમામ માલ હવે અહિંથી લઇ જા. (૨) વિ૦ પુરૂં; સંપૂર્ણ; બધું. (૩) બિલકુલ, તદન; ખલાસ.

**તમામી**, સ્ત્રી૦ રેશમ અને કસબી તારના વણાટની સાડી.

**તમાલ**, ન૦ [સં] ઘેરા લીલા રંગનાં પાંદડાંની પટાવાળું એક નાનું ઝાડ; આ ઝાડ બાગમાં બાગઝાડ તરીકે ઉછેરવામાં આવે છે. કુદરતી રીતે વનમાં પણ તે થાય છે. તે એક જથે સાથે ઉગે છે અને જ્યારે ખૂબ ઘટાદાર થાય છે ત્યારે વનને પણ કાળો લીલો દેખાવ આપે છે. ઉ૦ ધાડાં તમાલો અને, બીએ બાળમુકુંદ. ગી. ગો. એનાં પાંદડાં મસાલા તરીકે વપરાય છે પણ લોકો તેને તજનું ઝાડ કહે છે તે ખોટું છે. તજનું ઝાડ તમાલથી જુદું છે. તમાલપત્ર ઓસડમાં આવે છે

**તમાલપત્ર**, ન૦ [સં] એક ઔષધિ તરીકે વપરાતાં તમાલનાં પાન તે.

**તમાસગીર**, વિ૦ [ફા.] ખેલ-તમાસો વગેરે જોનાર; પ્રેક્ષક. (૨) તમાસો જોનાર ને કરનાર.

**તમાસો**, પું૦ [ફા૦ તમાશા] લોક જોવા મળે એવો બનાવ તે; જાદુગરની બાજિગરીઓની, ભવાઇયાની અને નાટકી વગેરે ખેલાડીઓની વેષ અને ઢોંગસોંગવાળી રમત તે; ખેલ; કૌતુકથી લોક એકઠા થઇને જુએ એવે ઢંગરંગ ખેલ ચાલ ને ધિંગાણું તે (૨) ફજેતી. (૩) ગમત આપે એવો ફજેતો. (૪) તાણાતાણ; ધાલમેલ; ગડબડ; કાર્ય વિડંબના:-સાહેબ ઉતાવળે માગે અને જડે નહિં, અહિં તહિં ફાંફાંશે ઉધલાનું પણ થાગ લાગે નહિ અને બાઈ હું શોધું તે જાણે છતાં બોલેય નહિ ને મારો તમાસો જોયા કરે. ક્રિ૦ પ્ર૦ તમાસો જોવો-જોવા ટરવું.

તમાસો કરવો=ફજેતી ઉડાવવી. કહે૦ તમાસાને તેડું ન હોય.

**તમે**, સ૦ તું નું બહુવચન. તમો; આપ.

**તમેણુ**, સ્ત્રી૦ તમણુ, તમાણુ; ભોંયખોદીને કરેલો ચુલો; ચારી.

**તમો**, સ૦ તમે, આપ.

**તમોગુણ**, પુ૦ [ સં ] પ્રકૃતિનો એક ગુણ; અજ્ઞાન-અંધકાર-અજ્ઞાન જન્ય ગુણ માયાના સત્ત્વ, રજ ને તમ, ત્રણ ગુણો ગણેલા છે તેમાંનો છેલ્લો ગુણ. (૨) ક્રોધ; આકળો સ્વભાવ તે; ઝાંઝી-તીખો ગુણ.

**તમોગુણી**, વિ૦ જેનામાં તમોગુણનું પ્રમાણ વધારે હોય તે. ( માણસ વગેરે. ) (૨) ક્રોધી; આકળું; ઝાંઝી; અતિ તીખા અને સારાસાર વિચાર વગરજ કાર્ય કરે એવા સંહારક સ્વભાવનું.

**તમ્મર**, ન૦ [સં. તિમિર] સખત આઘાતથી નબળાઇથી કે બીજા કોઇ બનાવના જોવા સાંભળવાથી મગજ ઉપર તીવ્ર અસર થઇ આવી દર્શન અને સંજ્ઞા જતી રહે એવું થવું તે; અંધારાં; ચક્કર; માથું ફરી જવું તે; લાગણીના આવેશથી ઘુમાઇ જવાવું તે. (૨) ફેર; ચકરી, અંધારાં. (રોગનો) દઢતા-સ્થિર ઉભા રહેવાવાનો અવિશ્વાસ; ઇંદ્રિયો-અવયવો ઉપરના કાબુનું ડગુમગુ થઈ જવું તે.:-ઉંચા બુરજ ઉપરથી નીચે જોતાં તો મને તમ્મર આવે છે. (૩) ચક્કર ચક્કર ફરી અવયવો સાધ્ય નહિ રહેવાથી સંજ્ઞા જતી રહી પડી જવાવું તે.:-ડાંગ વાગી કે તરત તમ્મર ખાઇ બિચારો જમીનપર પડ્યો.

**તયાર**, જુ૦ તૈયાર.

**તર**, સ્ત્રી૦ દૂધ ને દહિં ઉપર બાઝતી-ઠરતી તેમાંના ચીકણા મીઠાસત્ત્વની પોપડી; મલાઇ, પ્રવાહીમાના સત્વનું સપાટી ઉપર બંધાયેલ પડ. સાર; સત્ત્વ. (૨) નાની ખાડી. (૩) પહોળી હોડી. (૪) વિ૦ રસકસવાળું; ભરપુર ભરાયેલું; તૃપ્ત; સત્ત્વાળું. (૫) મસ્ત; ચકચૂર; (૬) માતબર; તાલેવન; પૈસાદાર. (૭) સરસ; તાજું; ભરેલ. (૮) અ૦ ત્યારે. કવિતામાં.

**તરઈ**, સ્ત્રી૦ દોસ્તદારોની મંડળી.

**તરક**, જુ૦ તર્ક. (૨) તુર્ક; તરકડો; હલકી જાતિનો મુસલમાન:-ઢેડવાડામાં તરક પેઠો.

**તરકચીો**, પું૦ [ફા.] ટપકું; ટિંપું. વણાટમાં ટિપાં ટિપાંવાળી ભાતવાળું કપડું તે.

**તરકટ**, ન૦ કોઇને ઠગવા કે ફસાવવા માટે રચેલી જે બાજી-રચના તે; ખોટી બનાવટ-જાળ; કાવતરૂં; દગો; પ્રપંચ, કપટજાળ; લુચ્ચાઈ. ક્રિ૦ પ્ર૦ તરકટ ઉભું કરવું=કોઇને ફસવનારી બનાવટ-પ્રપંચ જાળ ઉભી કરવી; ખોટે ખોટું-ખાલી તોફાન-પોકળ રચવું તે તરકટ પકડવું; રચવું વગેરે.

**તરકટી**, વિ૦ કુભાંડી; તરકટ રચવા-કરવાનો જેનો સ્વભાવ હોય એવું; ખોટે ખોટી ખાલી બનાવટો ઉભી કરનાર; પ્રપંચી; કપટી; ખોટી વાતો બનાવીને કોઇને ફસવવાની જાળ ઉભી કરનાર માણસ તે; કાવતરાખોર.

**તરકડિયો**, પુ૦ તરકડાની માફક એલફેલ ગમે તેમ બોલનારો; ભવાઇમાં મસ્કરાનો વેષ લેનારો; જોકર; મસ્કરો; ભાંડ; વિદૂષક.

**તરકડી**, સ્ત્રી૦ તુર્કની સ્ત્રી; હલકી જાતના મુસલમાનની સ્ત્રી. (૨) નિર્લજ્જ ને લડકણી-લડવા બોલવામાં મર્યાદા કે શરમ રાખે નહિ અને સહેજમાં ખીજવાઇ લડવા માંડે એવા સ્વભાવની કંગાલ સ્ત્રી. (૨) એક જંગલી વેલ. કહે૦ તરકડી સતી થઇ.

**તરકડો**, પું૦ હલકી જાતિનો મુસલમાન તે: (૨) નિર્લજ્જ બેશરમ અને લંઠ માણસ.

**તરકવું**, ક્રિ० અ० તર્ક કરવો; અદ્ધર ઉડતા વિચાર કરવા. (૨) અટકળ કરવી.

**તરકસ**, ન० [फा.] તીરનો ભાથો.

**તરકાણું**, ન० તુરકાણું. તુર્ક સિપાઇઓની ટુકડી. (૨) તુર્ક મુસલમાન.

**તરકારી**, સ્ત્રી० લીલું શાક; ભાજી; શાકભાજી. મુખ્ય શાક નહિ પણ સાદું-લીલો ભાજી પાલો તે. (૨) ઉપલકિયું જે તે; પરચૂરણ; હાથ ઉપરનું થોડું ઘણું મળતર તે :-તરકારી નીકળે એટલું લઇને પણ કામ કરી આપે, એવા લાંચિયા નોકરો છે.

**તરકી**, ન० કાળા રંગનું સારસ જેવું મોટું ભૂચર પંખી. આ પંખી અસલ અમેરિકાનું વતની છે, પણ હાલ તો તે બધા દેશોમાં મરઘાંની માફક પાળવામાં આવે છે. પાંખોનો ઉપયોગ તે કવચિતજ કરે છે.

**તરકીબ**, સ્ત્રી० [ फा. ] યુક્તિ; વ્યવસ્થા; ગોઠવણ.

**તરકોશી**, ન० ત્રણ થાંભલાનું વહાણ.

**તરખડ**, સ્ત્રી० ઉઠવેઠ; આવજત; ચાકરી. (૨) વ્યવસ્થા; ગોઠવણ; તજવીજ; સંભાળ. (૩) ભાંજગડ; પંચાત. કોઇની સુવા, બેસવા, ખાવા, વગેરે સંબંધી બધી સંભાળ લેવી અને તજવીજ રાખવી વગેરે તે :-એની એવી તરખડ કોણ રાખે.

**તરખલી**, સ્ત્રી० [ सं. तृण+खड ] ઝીણી સળીનું ઘાસ. ઘોડા વગેરેને માટે વપરાતું ઝીણું નાજુક ઘાસ તે. (૨) સાનું તરખલું; ઝીણી પાનક. (૩) રજ.

**તરખલું**, ન० [ सं. तृण ] ઘાસની પાનક વગેરેનો નાનો કકડો તે; તરણું. એનીમેળે ઉગેલા ખડનો કકડો.

**તરખુણિયું**, વિ० ત્રણ ખુણાવાળું; જેને ત્રણ ખુણા હોય એવું; ચોરસ નહિ પણ ત્રણ બાજુવાળું.

**તરગાળો**, પું० ગાવા બજાવવાનો ને ભવાઇનો ધંધો કરનારી એક જાતનો માણસ તે; એ નામની એક નાત ને તેમાંનો દરેક જણ. (૨) ભવાઇયો. (૩) તપોધન.

**તરઘટ**, પું० તલપટ; ઉંબરો.

**તરઘાયો**, પું० મોટા અને બેડોળ જેવો જે આકાર-સ્વરૂપ તે. (૨) મોટા પહોળા પાત્ર ઉપર ચામડું મઢીને બનાવેલો મોટો ઢોલ; (૩) સ્થૂળ-જાડું અને ભારે-તેમ લેતાં ઉંચકતાં ફાવે નહિ એવું (છોકરું) તે. તરેહવાર આકારનો જડ જેવો ભારે તે. તરઘાયો ઉંચકાવવો હોય ત્યારે બાળીને દિયરજી કેવા યાદ આવે છે (૪) નાતની રસોઇ કરવાનું એક જબરું જાડું ને ભારે વાસણ; મોટા પહોળા મોંનો દેઘ.

**તરછ**, પું० તિરસ્કાર કરવાનો જે જુસ્સો તે; બીજાને તુચ્છ ગણવાપણાનું જે અહંકારી વર્તન તે; તુચ્છકારી કાઢવાનો જોસ; તોર; અભિમાન, અહંકાર; અહંકારી ઔધત્ય; તોછડાઇ બગેરે મદ. (૨) જોર; અભિમાનનો વેગ.

**તરછટ**, અ० તદન; છેક બિલકુલ નહિ હોય એમ; તમામ; નિરવશેષ; સાવ.:-ધઉં તરછટ થઈ ગયા છે -તરછટ ગાડો થઇ ગયો.

**તરછોડ**, પું० તિરસ્કાર; છીટકાર; તરછોડી નાંખવું તે. (૨) હાથ પગ જેવા એકાદ અવયવને તરછોડી નાંખવા જેવો જે આંચકો લાગવો તે. હાથ પગ જોરથી વિંઝાવાથી થયેલી અસર તે

**તરછોડવું**, ક્રિ० સ० તિરસ્કાર કરી-જોરથી છીટકારીને દૂર કરવું, તાણી તંગ કરીને એમદમ એવી રીતે છોડી દેવુ કે જેથી દૂર જઇ પડે; દૂર કરવું, અપમાન કરી કાઢીમૂકવુ; તુચ્છકારવું; ધિક્કારવું; જોરથી વછોડી દૂર કરવું. વળગેલુ તોડીને નાખી દેવુ. તિરસ્કાર કરી સંબંધ તોડી નાંખવો.

**તરજ**, પું૦ ત્રાસ; ભય. (૨) જોર; આવેશ-વેગ; તરછ.

**તરજાત**, વિ૦ હલકી જાત.

**તરજુમો**, પું૦ એક ભાષાના લખાણ કે ભાષણનું બીજી ભાષામાં બરાબર શબ્દે શબ્દ ઉતારવું તે; એક ભાષાનું બીજી ભાષામાં અવતરણ કરવું તે, ભાષાન્તર; એક ભાષાનો અર્થ બીજી ભાષામાં બોલવો અથવા ઉતારવો તે.

**તરડ**, સ્ત્રી૦ તેડ; ફાટ, ચીરો. માટીનાં વાસણ, ભિંત કે લાકડા વગેરેમાં જે ફાટ પડે તે. ચીકણા-સુકાતાં બરડ થતા પદાર્થમાં તેના પરમાણુઓનો સંબંધ જુદો પડી જવો તે.

**તરડવું**, તરડાવું. ફટકીજવું; ફાટવું.

**તરડાટ**, પું૦ તરડાવું તે; તરડ થઇને ફાટવું તે. (૨) અભિમાન જન્ય વંકાઈ તે; કરડાટ; વક્રતા; અહંકારી-હુંપદની વિરૂદ્ધતા; અભિમાનથી રીસ ચઢાવી અતડા રહેવું તે; ઠઠ્ઠી, મરોડ; મરડ; ગર્વ; સ્વાભિમાન.

**તરડાવું**, ક્રિ૦ અ૦ તરડ પડવી, ફાટવું; ચિરાવું; ફટકી જવું, ચીકણા પદાર્થનું સુકાતાં ફાટી જવું; અફળાવાથી, અસંત ગરમી લાગવાથી અથવા દબાણથી સંગીન-સળંગ લિંપણ પડ-પ્રસ્તારનું છિન્નભિન્ન થઇ જવું. (૨) વાંકું થઇજવું; ત્રાંસુ થઇ જવું; ખેંચાઇ કે તણાઇને કોણભંગ-અથવા સમતાભંગ થવો. કતરાઇ જવું.- આખ તરડાઇ એટલે આથા ભૂકી (૩) વંકાઇને વિરૂદ્ધ ચાલવું એ મારાથી તરડાતો રહે-ફરે છે.

**તરણ**, ન૦ [સં. तृण] તરણું; તણ. (૨) વિ૦ ત્રણ; તણ; ૩. (૩) ન૦ જેથી તરાય તે; તરવાનું પાત્ર-વસ્તુ તે, હોડી; નાવ.

**તરણતારણ**, વિ૦ તરનાર અને તારનાર; બીજાને તરવાના ઠામ રૂપ ને વળી તારનાર-ઉદ્ધારનાર, પરમેશ્વર.

**તરણિ**, પું૦ [સં.] સૂર્ય; રવિ; આદિત્ય.

**તરણું**, ન૦ [ સં. तृण ] ઘાસનું પાંખડું; ઘાસની પાનડીનો કકડો; તરખલું; તરણ. (૨) તુચ્છ વસ્તુ તે; હલકું-નમાલું એવું જે કંઈ તે ૩૦ પ્ર૦ તરણાને તોલે=કંઇ ગણતરીમાં નહિ એમ; તરણા જેવું તુચ્છ એમ; કંઈ માલ-કિમ્મતનું નહિ એવું; નમાલુ:-એને તો એ તરણાને તોલે પણ ગણતો નથી. તરણાનો મેરૂ=કાગનો વાઘ. નાનાનું એકદમ મોટું સ્વરૂપ બનવું બનાવવું તે. નાની વાતને એકદમ મોટું રૂપ આપી દેવું તે. અવનવી ઉથલપાથલ થવી તે.:-ભગવાન ધારે તો તરણાનો મેરુ ને મેરુનું તરણ, એક ક્ષણમાં કરી નાખે.

**તરત**, અ૦ તેજ વખતે; તાબડતોબ; જલદીથી; તુરત.

**તર-તપાસ**, સ્ત્રી૦ તાજી તપાસ, તજવીજ; શોધ; પૂછપરછ

**તરતમ**, ન૦ [ સં. तारतम्य ] સાર, મુખ્યાર્થ તે.

**તરતીબ**, સ્ત્રી૦ આચાર; શિક્ષા; ચારિત્ર્યનું શિક્ષણ; કેમ બોલવું, બેસવું અને વર્તવું વગેરે સંબંધીનું જે ખાસ શિક્ષણ તે; કવાયત; કેળવણી. (૨) વ્યવસ્થા; ગોઠવણ; જેવી જોઇએ તેવી સારી સગવડ વગેરે તે. (૩) સંભાળ, સારવાર; માવજત.

**તરતુ**, વિ૦ સપાટી ઉપર ઉપસી રહેલું, ઉંચુ રહેલું; ઉપર રહેલું. (૨) ચઢતું; વધતું; બીજાથી વધારે બહાર પડતું હોય એવું. (૩) સુભાગી; સારૂ:-પરસાળથી ઓરડો તરતો જોઈએ. એનું કપાળ તરતું છે. એ તરતી હાલતમાં છે. કલ્યાણ-શુભ પરંપરાઓવાળું.

**તરધારું,** વિ૦ ત્રણ ધારવાળું; મોટે કકડે ભાગેલું કે ભરડેલું (અનાજ). (૨) જે મિશ્રણમાં ત્રણ વસ્તુઓ સરખે ભાગે હોય એવું.:-તરધારી લાપસી=જેમાં ઘી ખાંડ ને જાડો લોટ સમ ભાગે હોય એવો કંસાર. તરધારો શિરો.

**તરપત** વિ૦ [ सं. ] તૃપ્ત.

**તરપણું,** વિ૦ દુબળું; પાતળું.

**તરપંખો,** પું૦ ત્રણ પાંખડાંવાળો હુંડો. (૨) ત્રણ પાંખવાળું. તરપખી કમોદ.

**તરપિંડી,** સ્રી૦ કાર્તિક માસમાં ત્રણ પિંડ દાનવાળું જે શ્રાદ્ધ કરવામાં આવે છે તે; ત્રણ પિંડનું શ્રાદ્ધ, ને તેને લગતી ક્રિયા.

**તરપેટ,** સ્રી૦ જ્યાં ત્રણ પથ-રસ્તા મળતા હોય તે જગા; તરભેટો.

**તરફ,** સ્રી૦ [ अ. ] બાજુ; પક્ષ:-તેણે તેની તરફ ખેંચી છે. (૨) અ૦ ગમ; બાજુ; ભણી; મેર.

**તરફડવું,** ક્રિ૦ અ૦ અસહ્ય વેદના કે દુઃખથી આમતેમ અંગ પછાડવાં, ફર્યા, કરવું, તે; અર્થાત હાલતે આમતેમ ગોથાં ખાવાં; લોચવું: આકળવિકળ થઇ આમતેમ અછાડપછાડ માર્યા કરવી. (૨) કોઇ મુશ્કેલ કામ પાર પાડવાનાં ફાંફાં મારવાં તાપ ઉતાપથી આકળવિકળ થયા કરવું. તડફડવું.

**તરફડાટ,** પું૦ તરફડવું તે, આમતેમ વેદના કે ચિંતાથી ગોથાં ખાખા કરવાં તે. કંપ, ધ્રુજારી; શરીરની અછાડપછાડ; આમતેમ ફાંફાં મારવાં તે.

**તરફડિયું,** ન૦ તરફડાય એવું જે તે; તરફડાટ થાય એવું જે દુઃખ દરદ તે.

**તરફદાર,** વિ૦ અમુક પક્ષવાળો; પોતાની બાજુએ હોય તે; પક્ષ ખેંચનાર.

**તરફદારી,** સ્રી૦ કોઇ એક બાજુ-પક્ષ લેવી તે; તરફેણ. (૨) બીજાના વિચારને પોષવાના પક્ષમા રહેવું તે, વગ; સહાય; કુમક. ક્રિ૦ પ્ર૦ તરફદારી કરવી-ખેંચવી=સામાના મતને પુરતી આપવી; મદદ કરવી; સહાય થવું.

**તરફાળ,** પું૦ ત્રણ પડ-ફાળવાળી પિછોડી તે.-ચોફાળ

**તરફી,**-વિ૦ તરફનું; પક્ષભણીનું; બાજુનું; તરફેણમાં હોય એવું.:-એકતરફી=એક જ તરફનું. ઉ૦ એક તરફી અમલ રે ચલાવ્યો.

**તરફેણ,** સ્રી૦ તરફદારી, અમુક એકાદો પક્ષ લેવો તે; એકાદા પક્ષમાં રહેવું તે; પક્ષ; બાજુ; તરફ, ક્રિ૦ પ્ર૦ તરફેણ કરવી-ખેંચવી૦ એક બાજુનું બોલવું. અમુક એકાદા પક્ષને અનુમોદન આપવું. (૨) ખેતીવાડીનું એક ઓજાર; દાંતી.

**તરફોડવું,** ક્રિ૦ સ૦ તરફોડા-છીટકાર-સીત્કાર કરવા; તરછોડી નાંખવું; છણકાગુસ્સાના બોલ બોલવા; તરછોડવું; તર્જવું. અણગમો-તિરસ્કાર બતાવવો.

**તરફોડા,** પું૦ તરછોડવું તે; તિરસ્કારથી અવગણના કરવી તે; તર્જન; તિરસ્કાર; ધુત્કાર; છણકો; છાકોટો; ધુરકિયાં કરવાં તે.: -હું કઇ જેઠાણીના તરફોડા સહું નહિ.

**તરબડવું,** ક્રિ૦ અ૦ ઉકળતાં તળે ઉપર થવું; જાડા પ્રવાહીનું ઉકળવું.

**તરબિયત,** સ્રી૦ [ अ. ] ખાસ કળા અથવા ચારિત્ર્યને લગતું જે શિક્ષણ તે, તાલીમ; કવાયત; કેળવણી; શિક્ષણ. (૨) ચાલચલગત; વર્તન; રીતભાત. ઉ૦ લશ્કરની તરબિયત નમુના જેવી છે. મું. સમાચાર.

**તરબુચ,** ન૦ તડબુચ; કલિંગડ. રૂ. પ્ર૦ તરબુચ જેવું=ફાયકા જેવુ, પહોળું, જાડુ અને ચંચળાઇ વગરનું; કાળું ને કદરૂપું.

**તરબોળ,** વિ૦ આખુંએ પલળીને પાણી પાણી થઇ ગયેલું હોય એવું; તળિયા બોળ -તળિયા લગી આખુંએ રચપચ થઇ ગયુ હોય એવુ; પાણીથી તદન નાશ પામેલું;

પાણી પાણી થઇ ગયેલું, પ્રવાહીથી રચી-પચી ગયેલું. (૨) લાચ; તદન; સાવ.

**તરભાણી,** સ્ત્રી○ [ સં. ताम्रभाण्ड ] નાનું તરભાણું; રકેબી જેવું તાંબાપીતળ કે રૂપાનું તર્પણ કરવાનું પાત્ર.

**તરભાણું,** ન○ [ સં. ] દેવ નવરાવવાનું અથવા તર્પણ કરવાનું દેવસેવાને લગતું થાળી ઘાટું એક વાસણ; તર્પણભાણ્ડ કહે○ વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો=બીજાનું ગમે તે થાઓ પણ આપણો સ્વાર્થ પુરેપુરો થાઓ એવી જે માત્ર પોતાનોજ સ્વાર્થ સાધવાની વૃત્તિ તે.

**તરભેટો,** પું○ જ્યાં ત્રણ ગામોના સીમાડા એકઠા થતા હોય તે જગા.

**તરમતરા,** અ○ અંદરના ભરાવાના જોસથી તંગ થઇ ગયેલું હોય તેમ; તડતડ-ફાટું ફાટું થઇ રહેલું હોય એવું; તસતસ.

**તરમરિયાં,** તનમનિયાં.

**તરમરી,** સ્ત્રી○ એક નાજુક કારીગરીવાળું ઘરેણું.

**તરલ,** વિ○ [ સં. ] ચંચળ; અસ્થિર; ઘણીવાર નહિ ટકે એવું.

**તરલતા,** સ્ત્રી○ [ સં. ] એક ઠેકાણે ઝાઝીવાર નહિ ટકવાપણું; અસ્થિરતા; ચંચળતા; તરલપણું; ઝબુક થઇ તરત ફીટી જવું, એવી જે અચિર સ્થિરતા તે.

**તરવર,** ન○ [ સં तरुवर ] મોટું ઝાડ, તરૂવર. (૨) અ○ [ સં त्वरित ] ત્વરાથી ઉપર નીચે થતું હોય તેમ; ઘણા જંતુઓનું ત્વરાથી તળે ઉપર થવું તે. ઉપર ઉપર રહેવાને ઘણાઓનો એક સાથે થતો સંક્ષોભ તે. તળે ઉપર થઇ રહેવું. ક્રિ○ પ્રં○ તરવર તરવર થવું=ઉપર ઉપર તરવાને મથવું; ઉપર ઉપર તરતું હોવું; ખદબદવું. (૨) અતિ ચંચળતામાં રહેતું હોય તેમ: આમતેમ ત્વરાથી જતું આવતું બોલતું ને બહાર પડતું હોય તેમ, પોતાને તરતું-આગળ પડતું દેખાડવાને યત્ન કરતું. ત્વરાથી બોલતું; ચઢી તડતડીને બોલતું એવું. અજંપામાં રહેતું એવું; આમતેમ હાલ હાલ-ધુમધુમ કરતું ત્વરાથી ફરફર કરતું હોય એવી સ્થિતિનું તે. અતિઆતુર; ચંચળાઇ ને ત્વરા દર્શાવતું.:-તમારી વહુ બહુ તરવર તરવર કરી રહી છે.

**તરવરવું,** ક્રિ○ અ○ તરવું અને તેમાં સૌથી ઉપર દેખાવું, ઉપર ઉપર તરવું-ચઢવું; ત્વરાથી ઉપર ઉપર તરવાનો યત્ન કરવો. ઘણા જીવનું એક બીજાને દાબી ઉપર ઉપર તરતા રહેવાને ત્વરાથી મથવું.

**તરવરાટ,** પું○ તરવર તરવર કરવું-થવું તે; ખૂબ હાથ પગ પછાડવા ને ધમાલ કરી મૂકવી તે; આગળ પડવાને કે ઉપર દેખાવાને માટે ખૂબ હિલચાલ કરવી તે, ધાંધલ; ઉતાવળે દોડધામ કરી મૂકવી તે. (૨) તરફડાટ, ધમપછાડ. અતિત્વરાથી હુમાવું તે. કોઇ પણ કામકાજ કરવાની અતિઆતુરતાવાળી ત્વરિત હિલચાલ તે. અધીરાઇ; ચાંચલ્ય.

**તરવંક,** ન○ વક્રતા.

**તરવાડી,** વિ○ [ સં. त्रिवेदी ] ત્રણ વેદનો અભ્યાસ કરનાર; એવી અટક.:-તરવાડી હરસુખરામ.

**તરવાડો,** પું○ તાડ-ખજુરી○ છેદનારો, તાડી કાઢનારો.

**તરવાયો,** પું○ ત્રણ પાયાવાળી ઘોડી-સ્ટૂલ; ત્રિપાઇ; માંચી

**તરવાર,** સ્ત્રી○ [ સં तरवारि ] દોઢ બે હાથ લબાઇનું છેડેથી સહેજ વાંકું તીખા સોટાનું ધારદાર ઝટકો મારી કાપવાનું હથિયાર; સમશેર; ખડ્ગ; અસિ. રૂ○ પ્ર○ તરવારની ધાર પર રહેવું=જીવ સટોસટની જોખમદારીએ-જાગ્રત-સાવધાન રહીને કા-

મ કરવું; ચેતતા ને ચેતતા-ખૂબ કાળજી-વાળા રહેવું. ખરેખરા કાર્યપર રહેવું તે. કડક અમલમાં જાગ્રત રહીને ફરજ બજાવવી તે. સચિંત રહેવું. કહે૦ લાકડાની તરવારે મહીનો ખાવો=ડોળ=દમામથી ચલાવી લેવું; ખાલી દેખાવ રાખીનેજ કાર્ય-કર્યાં કરવું; ઉપર ઉપરના ખાલી દેખાવે જ કાર્ય કાઢી લેવું; સત્ત્વવગર-શક્તિ વગરજ શક્તિવાળા કાર્યનો નિભાવ કરી લેવો. તરવાર, રાજા, ક્ષત્રિય અને વીર-પુરૂષનો હમેશ હાથમાં રાખવાનું સુંદર હથિયાર. ક્રિ૦ પ્ર૦ તરવાર બાંધવી=વીર-બનવું, સેનાની થવું; લડવાને અગ્રેસર થવું. તરવાર પકડવી=સાગે થવું.

તરવારિયો, પું૦ ઝટ તરવાર લઇને સામો થઇ જાય એવો શૂરવીર; તરવાર વાપરવામાં બહાદુર; તરવારથી લડનારો વીર લડવૈયો; યોધ્ધો; લડવાની ઇચ્છાવાળો. (૨) છાતીવાળો; હિમ્મતવાળો; જુસ્સાદાર લડવૈયો; સિપાઈ. (૩) વિ૦ જલદ સ્વભાવનો; મારતેમિયા.

તરવાવું, ક્રિ૦ અ૦ તણાઇને તૂટી જવું; સરડાઇ જવું; માંસ ગળી જઇ નાડીઓનું ઢીલા પડી જવું. (૨) અતિશય મહેનતથી તાવ=તાપની ગરમીથી અથવા બીજા કોઈ રોગ વગેરેથી ગળાને શિથિલ પડી જવું. (૩) ગાય ભેંશ વગેરેના કાચા ગર્ભનું પડી જવું. તરવૈજવું; ગર્ભપાત થવો.

તરવું, ક્રિ૦ અ૦ [ સં. तॄ ] પાણીની સપાટી ઉપર રહેવું; પાણીના અંદર નહિ જતાં ઉપર રહેવું:-લાકડું પાણીમાં તરે છે (૨) પ્રાણીએ કોઇ પણ યુક્તિએ પાણીની સપાટી ઉપર રહેવું:-માણસ ને પ્રાણીઓ પાણી ઉપર તરે છે પાણીની સપાટીપર રહીને ચાલવું:-બતક હંસ વગેરે પાણી પર તરે છે. (૩) પાણી ઉપર થઇને એક તરફથી બીજી તરફ જવું; પાર જવું; ઓલંગવું:-તે ઇંગ્લિશચેનલ તરી ગયો. (૪) ઉપર નીકળી આવવું:-કીડો તરી આવ્યો. (૫) સારી હાલતમાં આવવું; ઉન્નતાવસ્થા પ્રાપ્ત થવી:-તે આ દસકામાં તર્યો. (૫) મોક્ષ મળવો; મુક્ત થવું:-રામ નામે તે ચોરાશીના ફેરામાંથી તર્યો. પાર ઉતરવું-પડવું. ઉપર ઉપર રહેવું; ઉડવું. (૬) ના૦ સીસું; ધાતુ.

તરસ, સ્ત્રી૦ [ सं. तृषा ] પાણી પીવાની ધખ તે; સોસ; પ્યાસ; પાણીની ભૂખ. (૨) અમુક વસ્તુ માટે અંદરની જે સ્વાભાવિક માંગ તે; ઇચ્છા; આતુરતા; લાલસા; ભૂખ. (૩) ન૦ એક ફાડી ખાનારું પ્રાણી; જરખ. આ પ્રાણી કુતરાના વર્ગનું તેના જેવડું ને તેના જેવા લાંબા મોંનું હોય છે. એનો રંગ બદામી ને પુંછડીવાળવાળી ટુંકી હોય છે. રાતે શિકારે નીકળે છે ને મુએલાં પ્રાણીને તાણી જાય છે. મડદાંની શોધમાં તે શ્મશાનમાં રખડે છે તેથી કેટલાક લોક આને પીરખોદિયો પણ કહે છે. આનાં ડાચાં મજબુત હોઈ તે બારે શિકારને ઘસરડી શકે છે. મોટા તરસ બહુ તો નાના ગધેડા જેવડા હોય છે.

તરસવું, ક્રિ૦ અ૦ તલસવું; આતુર રહેવું; ઉત્સુક રહેવું; વલવલવું; મળવાને માટે બહુજ આતુર થઇ રહેવું;- ઇચ્છા કર્યા કરવી (૨) મેર લેવાને ટાંપી રહેવું. ઝંખવું. ઉ૦ તરસ રહી તરસાય રહી, દરસન બીન અખિયાં તરસ રહી.

તરસાડ, સ્ત્રી૦ તાડ-ખજુરનાં પાંદડાં; જાવલી.

તરસાવવું, ક્રિ૦ સ૦ આતુર-મળવા ભેટવાને ઉત્સુક રાખવું; ઝંખાવવું; રાહ-વાટ જોવરાવવી; તલપી રહે તેમ કરવું; મળવાને આતુર રાખવું; ઝંખના કરતું રાખવું; ઝુરાવવું.

**તરસાળું**, ન૦ નીચેનું તળિયું; નીચલો પરિણામી ભાગ; અંત; છેડો; છેવટનો નિકાલ-પરિણામ તે; તળિયું.-તરસાળે ખોટ નથી=છેવટને ભાગે-પરિણામે-છેલ્લે સરવાળે ખોટ નથી. (૨) અંદાજ :-તરસાળું.

**તરસાળો**, પું૦ અંદાજ; છેલ્લો તળિયાનો સુમાર તે; છેલ્લો પરિણામી આથરો. (૨) છેલ્લો પરિણામ-અંત.:-તરસાળે ખોટ નથી.

**તરસ્યું**, વિ૦ જેને તરસ લાગેલી હોય તેવું; પ્યાસી; પાણી પીવાને ઇચ્છતું; પાણીનું ભૂખ્યું; તરસવાળું.

**તરંગ**, પું૦ [ સં. ] પાણીની લહેર; મોજું; લોઢ; છોળ; ઘોડો. (૨) મનનો બુટો; ખ્યાલ; કલ્પના; કાલ્પનિક વિચારોનાં આવર્તન તે. ક્રિ૦ પ્ર૦ તરંગે ચઢવું=લહેરે ચઢવું; કાલ્પનિક વિચારોને ખરા જેવા માની ખીલવું; અગમનિગમની કલ્પનાઓ કરવી; બડાઇની વાતમાં આનંદ લેવો.

**તરંગિણી**, સ્ત્રી૦ જેમાં તરંગ ચાલતા હોય એવી-લહેરોવાળી નદી; સરિતા.

**તરંગી**, વિ૦ જેમ મનમાં વિચાર આવે તેમ કરનાર; એક વિચાર કે નિશ્ચય ઉપર દૃઢ નહિ રહેતાં જેવા જેવા જુદા તરંગો ઉઠે તેવા તેવા રંગમાં ચાલ્યો જાય એવો-માણસ. કલ્પના ને ખ્યાલ ઉપર કામ કરનાર;-ખ્યાલી; જેવો વિચાર આવે તેવા રૂપમાં તણાયે જાય એવું; અદૃઢ કે ચંચળ મનનું; વાયેલ; મનમાં આવે તેમ કરે એવું; મનસ્વી. (૨) મોજી; લહેરી.

**તરાક**, સ્ત્રી૦ [ સં. તર્કુટી ] સુતર કાંતવાની રેંટિયામાની સીધી લોખંડની સળી તે; ત્રાક; તર્કુ.

**તરાગડો**, પું૦ તાંતણો; તાર; સુતરનો દોરો. (૨) જનોઈ.

**તરાજવું**, જુઓ ત્રાજવું.

**તરાડ**, સ્ત્રી૦ ત્રાડ, મોટી બુમ; રાડ; ભરાડ; ગર્જના; ભયંકર ચીસ. ક્રિ૦ પ્ર૦ તરાડવું=ત્રાડવું; મોટી બુમ પાડવી; ગર્જવું. (૨) પું૦ લાગ; તક; જોગ. ક્રિ૦ પ્ર૦ તરાડ ખાવો=જોગ બનવો.

**તરાણા**, પું૦ એક તરેહનું ગાયન; તરાના.

**તરાપ**, સ્ત્રી૦ કોઇ વસ્તુ પકડી લેવા એકદમ તેની ઉપર હાથ નાંખવો અથવા ધપવું તે; એકદમ કોઈ ઉપર કૂદી પડવું-અથવા ઝપટ મારવી તે; ધસારો; ઝપટ. (૨) કુદકો; ફાળ; છલંગ; તલપ. ક્રિ૦ પ્ર૦ તરાપ મારવી=એકદમ ધસારો કરવો; ઝપટ લગાવવી; ઉછળી પડવું.

**તરાપો**, પું૦ પાણીને હેલકારે-છુટાં પડી જાય નહિ પણ એક સાથે જ તરતાં રહે તે માટે ઘણાંક લાકડાં કે વાંસને એક બીજાની સાથે બાંધી બનાવેલો જે પાટ-સમુદાય કે વાંસ કે લાકડાંને એક એકની સાથે બાંધી લઇને બનાવેલો તરે એવો ભારો એક સાથે જોડાઇ રહીને તરતાં લાકડાંનો ફાટ. (૨) એક બીજાને આશ્રયે જોડાઇ રહેલો સમુદાય; એક સાથે જોડાયેલો સમૂહ, મંડળ, સંસાર, ભવ સાગર તરવાને એક સાથે જોડાયેલું કુટુંબ; વહન, વેણ, નાવ. સ્ત્રી પુરૂષને તેમનો પરિવાર વગેરે સાથ, સાથવારો. ક્રિ૦ પ્ર૦ તરાપો ભાગવો-વેરાવો=એક સાથે જોડાયેલાં ઘણાંમાંનું મુખ્ય જતું રહેવું; સંસાર ભાગવો; મંડળ-કુટુંબનું તૂટી જવું.

**તરામણ**, વિ૦ તરવું પડે એટલું; તરી શકાય તેટલું; છાતીપુર અથવા તથા વધારે ઉંડાણ પાણી હોવું તે.-નદીમાં તરામણાં પાણી છે.

**તરાવવું**, ક્રિ૦ સ૦ તરે એમ કરાવવું; તરતાં શીખવવું; બીજાની પાસે તરાવવું એમ કરાવવ

**તરિયા**, પું૦ ચોખામાં રહેલા વગર છડાયેલા દાણા; ચોખામાંના ડાંગેરના કણ; ડાંગેર સાથે ઉગેલા સામાની જાતિના બંટ કે જે ડાંગેર ખંડાતાં જેવા અને તેવાજ રહે છે તે; બંટિયા. (૨) દાણા; બીજકણ; જેમાંથી તરૂ થાય છે તે. ઉ૦ તાપીની તીરે તરિયા વાવ્યા રન્નાદે. (૩) કસબના તારઃ-તરિયા તોરણ જેમાં આસોપાલવનાં પાન, નાળિયેરના વર્ગ ચડાવેલા ડોડા અને ચળકતા કસબના તાર હોય એવું તોરણ તે, ભરતનું તોરણ.

**રિયો**, પું૦ તીજે દહાડે આવતો તાવ. તારિયો તાવ.

**તરી**, સ્ત્રી૦ પ્રવાહીમાંનો ચીકણો ને સત્ત્વવાળો પદાર્થ; તર; મલાઈ; ગાઢો રસ; કાંપ. પુર ઉતરી જતાં જમીન ઉપર જે ચીકણી મુલાયમ કાળી માટી ઠરેલી દેખાય છે તે; કાંપરડી. આ તરી એક ઉત્તમ ખાતર-ગણાય છે. સિંધુ ને નીલ નદીઓની રેલથી આખા દેશ ઉપર તરી ઠરે છે ને તેથી ત્યાં સારા પાક ઉતરે છે. (૨) જળમાર્ગઃ-સિકંદર વળતાં તરીને માર્ગે ગયો.

**તરીકે**, અ૦ પ્રમાણે; મિસાલે, પેઠે; માફક. અમુકની સમાન, રૂપ.-ભાઈ તરીકે.

**તરીલું**, ન૦ વધારાનું ધુંસરૂં; બે બળદ કે ઘોડાઓથી, ન ખેંચાય એટલો ભાર જ્યારે ગાડામાં હોય ત્યારે તે તાણવાને વધારાનું બીજી જોડ માટે જે ધુસરૂં લગાડવામાં આવે છે તે. જોરથી તાણવાનું જે તે. (૨) સંસારની ધુરા તે; તણાય તેટલો ભાર તાણ તાણ કરવો તેઃ-તરીલાં તાણવાં.

**તરુ**, ન૦ [સં.] ઝાડ; વૃક્ષ. (૨) ધરુ; ડાંગેર, તમાકુ અને મરચી વગેરેના મૂળવાળા ફરીને રોપવાના રોપા-છોડ તે.

**તરુણ**, વિ૦ [ સં. ], વયમાં નાનું; નાની ઉમ્મરનું. (૨) જુવાન; નાનપણ ઉતરી સમજણવાળી ઉમ્મરે આવેલું; શરીરની વધ વગેરે થઈ સંપૂર્ણ ખીલવણીમાં આવેલું; જોબનવંતુ.

**તરુણાવસ્થા**, સ્ત્રી૦ [સં.] જુવાની; યૌવન; યુવાવસ્થા.

**તરુણી**, સ્ત્રી૦ જુવાન સ્ત્રી, યૌવના; જોબનવંતી. (૨) સ્ત્રી.

**તરુવર**, ન૦ [સં.] મોટું ઝાડ; ઝાડોમાં સારૂં ઉંચું ને મોટું ઝાડ તે. ઉ૦ તરુવર! જો મારી વતી, કહિં દિસે ભૂપાળ, વૈદર્ભી વનમાં વલવલે.

**તરેરાટ**, પું૦ તડતડાટ; તરરર થવું તે. (૨) ગુસ્સાના જુસ્સાનો આવેગ; તણતણી; કંપારી. (૩) ધુમ; ધોરો; બરાડ; પોકાર. (૪) ચાંચલ્ય; ચપળતા; કોઈ પણ હિલચાલની તેજી; તરવરાટ.

**તરેરી**, સ્ત્રી૦ તણેણી; ઝણેણી; રોમાંચ; શરીર એકદમ કંપનો તરંગ ફળી વળવો તે; તણાઈ જવું તે; ગુસ્સાના જુસ્સાની ધ્રુજારી. [ક્રિ. પ્ર. તરેરી ખાવી=રોમાંચ થવો; ગુસ્સાની ધ્રુજારીઓના તરંગ આવવા; તરરર થવું.

**તરેરો**, વિ૦ (પું૦) આકરો; તીખો; જલદ મિજાજી. ઉ૦ પ્રગટ થઈને ખુંખારી બોલ્યો, તીખો ને તરેરો રે. નળાખ્યાન.

**તરેલું**, જુઓ તરીલું.

**તરેહ**, સ્ત્રી૦ [અ.] ભાત; જાત; વેલ, બુટ્ટા અને ચિત્ર વગેરેની અમુક ભાત તે. (૨) રીત; પ્રકાર.

**તરેહવાર**, વિ૦ જાતજાતનું; વિવિધ પ્રકારનું; વિચિત્ર. (૨) અમુક એકજ જાત, પ્રકાર કે ધોરણનું નહિ એવું; અમુક પ્રકારનું નહિ એવુંઃ-એની સાથે કામ પાડશો માં, એતો તરેહવાર માણસ છે.

**તરોઈજવું**, ક્રિ૦ અ૦ ગાય ભેંસ વગેરેનો

કાચો ગર્ભ પડી જવો; ગર્ભપાત થવો (પશુની બાબતે) (૨) તણાઇને ગળી જવું; માંસ સુકાઈ જઇ હાડ ચામડી થઇ જવું; તરવાઇજવું.

**તરેહત**, સ્ત્રી૦ કળા; હીકમત.

**તરોપો**, પું૦ નાળિયેર.

**તરોવડ**, સ્ત્રી૦ ત્રેવડ; ખુલાસો. ઉ૦ સમજુ સાખી આડધી ઓચરે, તેની તરોવડ પંડિત શું કરે ? અખો.

**તર્ક**, પું૦ [સં.] નહિ જાણેલી બાબત બાબે પોતાના જ્ઞાનથી જે અનુમાન કરવું તે; ખ્યાલ; ધારણા; કલ્પના. (૨) નવા વિચારનો બુટ્ટો. (૩) અમુક જાણેલી વાત ઉપરથી તેના ભવિષ્ય સંબંધી વિચાર બાંધવો તે. (૪) બુદ્ધિની પહોંચ; અટકળ. (૫) કાર્ય ઉપરથી કારણ ને કારણ ઉપરથી કાર્ય નક્કી કરવાની જે વિચાર સરણી તે; તે સંબંધી શાસ્ત્ર અથવા વિદ્યા; હેતુવાદ શાસ્ત્ર. (૬) જ્ઞાન; વિચાર શક્તિ; અર્થવાદ.

**તર્કટ**, ન૦ તરકટ; કારસ્તાન; કાવતરું; પ્રપંચ.

**તર્કબાજ**, વિ૦ તર્ક કરનાર; કલ્પક; વિચાર ચલાવવામાં હોંશિયાર.

**તર્કવિતર્ક**, પું૦ તરેહવાર-વિવિધ પ્રકારે વિચારો કરવા તે; સારા ખોટા બન્ને બાજુના ભય હર્ષ અને શોક વગેરે સંબંધી કલ્પનાના વિચારો; ખ્યાલ; આમતેમ વિચાર દોડાવવા કે ચલાવવા તે.

**તર્કવિદ્યા**, સ્ત્રી૦ [સં.] હેતુવિદ્યા; અર્થવાદ.

**તર્કશક્તિ**, સ્ત્રી૦ [સં.] કલ્પનાશક્તિ.

**તર્કશાસ્ત્ર**, ન૦ [સં.] તર્ક કેમ કરવો, તે સંબંધી જેમા વિચાર હોય તે; ન્યાયશાસ્ત્ર; આન્વીક્ષિકી વિદ્યા.

**તર્કારી**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ (૨) ભાજીપાલાનું શાક; તરકારી. શાકતર્કારી.

**તર્કી**, વિ૦ [સં.] તર્ક કરનાર; મીમાંસક; કલ્પક. (૨) તુર્કી; તુર્ક લોકનો દેશ. (૩) કાળા રંગનું પાંખવાળું. મૂળે અમેરિકાનું વતની એક ભૂખર પંખી.

**તર્જન**, ન૦ [સં.] તરછોડી - નાંખવું તે; ધુત્કારી કાઢવું તે; ધુત્કાર; છીટકાર; તિરસ્કાર; તર્જની ઉપર કંઇ વળગ્યું-ચોટયું હોય તેને જેમ આંગળીએ તરછોડી દૂર કરીએ છીએ તેમ તરછોડી દૂર કરવું તે. (૨) બીજાને તુચ્છ ગણાવી પોતાની સરસાઇ દાખવવી તે; પોતાની શ્રેષ્ઠતા આગળ બીજું તુચ્છ છે. એમ સરસાઈ-તુલનામાં સામાનો છીટકાર બતાવવો તે.

**તર્જના**, સ્ત્રી૦ તરછોડ; તુચ્છતા; તિરસ્કાર; અવગણના; તુચ્છકાર અવહેલના.

**તર્જની**, સ્ત્રી૦ [સં.] અંગુઠા પાસેની આંગળી; પહેલી આંગળી.

**તર્જવું**, ક્રિ૦ સ૦ ધુત્કારી-તરછોડી કાઢવું; તુચ્છ ગણવું; તુલનામાં સરખું નહિ પણ નાખી દેવા જેવું-ગણી કાઢવું; તરછોડવું.

**તત**, અ૦ [ हिं ] તુરત; તરત; તેજ વખતે; જલદીથી; તત્ક્ષણ; એને એજ વખતે.

**તર્પણ**, ન૦ [ સં. ] પિતૃઓની તૃપ્તિ માટે જળ આપવું તે; પિતૃઓ જેથી તૃપ્ત થાય તે; પાણીની અંજલીઓ આપવી તે. (૨) તૃપ્તિ.

**તર્પવું**, ક્રિ૦ સ૦ તર્પણ કરવું; પિતૃઓની તૃપ્તિ માટે પાણીની અંજલીઓના અર્ઘ આપવા. (૨) તૃપ્ત કરવું; સંતોખવું; પ્રસન્ન કરવું.

**તર્પિત**, વિ૦ તૃપ્ત થયેલું સંતુષ્ટ; સંતોષ પામેલું; પ્રસન્ન થયેલું. ઉ૦ લાભે સુતાર્થ પિતુ તર્પિત તે મૃગોથી. પ્રતિમાનાટક.

**તલ**, પું૦ [ સં. तिल ] જેમાંથી તેલ નીકળે છે તે બી અને તેનો છોડ. તલ નાના ચપટા ત્રિખુણિયા કાળા, ધોળા ને કાબરા થાય છે. ગુવારની સાથે તેમજ એકલા એનો પાક કરવામાં આવે છે. (૨) ચામડી

ચાર ખાનાંવાળી તલની શિંગ. ઉ૦ તલનાં તે તો તલસરાં, શિંગે સર્વ કઠોળ; થાય ચણાના પોપટા. ક. દ. ડા. (૨) તલના છોડની સુકી સાંઠિયો.

**તલસવું**, ક્રિ૦ અ૦ આતુર-ઇચ્છાને લીધે અકળાવું; આકુળવ્યાકુળ થયા કરવું; અત્યંત આતુર રહેવું; તડફડવું; ખાલી ફાંફાં વળખાં મારવાં. ઉત્કટ ઇચ્છાવાળી લાગણીનાં જોસથી કાયર થઇ રહેવું. ઉ૦ તલસ રહી, તલસાય રહી, દરસન બીન અખિયાં તલસ રહી.

**તલસાંકળી**, સ્રી૦ ગોળની ચાસણીમાં તલ નાખીને બનાવેલો ખાવાનો પદાર્થ; તલની ગોળ કે ખાંડવાળી મિઠાઇ. ઉ૦ તલસાંકળીરે, ગળમાણું ને ગોળ, રૂડી આરોગો રસ રોટલીરે, ઠાકોર મારા ઠીક. થાળ.

**તલાક**, સ્રી૦ [ अ. ] તાળી લઇ-સમજુતી કરી સ્ત્રી પુરુષે લગ્ન સંબંધમાંથી છુટું થવું તે; છેડાછુટકો; છેડો ફાડી આપવો તે; ફારગતી.

**તલાટી**, પું૦ મહેસુલ વસુલ કરનાર મહેતો, ગામડાની જમા બંધી કરનાર સરકારી નોકર; કુલકરણી.

**તલાટું**, ન૦ તલાટીનું કામકાજ તે; તલાટીના હોદ્દાને લગતું કામકાજ કરવું અને અમલ બજાવવો તે; મહેતાગીરી.

**તલાતલ**, ન૦ [ सं ] સાત પાતાળમાંનું ચોથું પાતાળ તે.

**તલાબત**, સ્રી૦ [ अ ] બરોબરી; સ્પર્ધા, હરિફાઈ. (૨) સામાવાળિયો.

**તલાલીન**, વિ૦ તળિયે જઇ બેઠેલું; એકતાર થઇ ગયેલું; તલ્લીન; ડુબી ગયેલું.

**તલાવ**, ન૦ તળાવ; નાનું સરોવર; ચોમાસાનું પાણી ભરી રાખવા માટે તળિયેથી ખોદી આસપાસ પાળ બાંધીને બનાવેલો મોટો અને પહોળો ખાડો તે.

**તલાસ**, સ્રી૦ તપાસ; શોધ; તજવીજ.

**તલી**, સ્રી૦ નાના-ઝીણા તલ. (૨) તળી; જોડામાંનો ચામડાનો કકડો. (૩) છાતીમાંનો ઢાકળા જેવો એક અવયવ.

**તલ્પ**, ન૦ ( सं. ) શય્યા; પથારી.

**તલ્લાક**, સ્રી૦ તલાક. આ શબ્દ ગાળમાં વપરાય છે.:-જયુતી પર તલ્લાક. નર્મ.

**તલ્લીન**, વિ૦ ( सं. ) કોઇ કામ કે બાબતમાં ગરક થઈ ગયેલું એવું; એકરૂપ; નિમગ્ન; ડુબી ગયેલું; એકતાર; એકમનઃ -રાગમાં તલ્લીન થઈ ગયો.

**તલ્લીનતા**, સ્રી૦ એકતારપણું; એક સ્વરૂપતા; નિમગ્નતા. ( એકધ્યાનપણું )

**તવ**, સ૦ તારું. (૨) અ૦ ત્યારે; તે વખતે.

**તવરવું**, જુ૦ તરવરવું.

**તવંગર**, વિ૦ ( फा. ) ધનવાન; પૈસાદાર; તાલેવાન; શ્રીમંત. કહે૦ તવંગરના તેજમાં સૌ અંજાય=ધનવાનની હાએ હા સૌ કરે; તેની શેહમાં ખેંચાય. તવંગર પાછળ તણાઓ નહિ અને ગરીબને ધિક્કારો નહિ. ધનવાન પાછળ ખેંચાવું નહિ અને ગરીબને ધિક્કારવું પણ નહિ.

**તવાઈ**, સ્રી૦ તાવી નાંખે એવો પ્રસંગ તે; કસોટી; કમબખ્તી; આફત; ધાડ. (૨) ભીડ.

**તવારીખ**, સ્રી૦ ( अ ) રાજાઓની કારકિર્દીનો તારીખવાર હેવાલ તે; ઇતિહાસ; ખરી બનેલી વર્ષાનુક્રમે ગોઠવાયેલી રાજકીય વિગત-હકીકત તે; વૃત્તાંત; બીના.

**તવાવું**, ક્રિ૦ અ૦ ધાતુનું અગ્નિમાં શુદ્ધ થવું; તાપથી ગળી જવું. (૨) રોગથી નબળા પડીજવું; સુકાવું; ગળાવું; પાતળા પડીજવું. રિબાવું; પિલાવું. તવાઇજવું=તાપથી કે ચિંતાથી સુકાઇજવું; પાતળા-વજનમાં ઓછા થઈજવું.

**તવી**, સ્રી૦ લોખંડની કલાઢી; નાનો તવો; લોઢી.

**તસ્કરી,** સ્ત્રી૦ ચોરી; ચોરનું કામ–ધંધો તે; તસ્કરનું કામ.

**તસ્તાનું,** ન૦ કાચ, માટી કે ધાતુનું મળ-મૂત્ર ઝીલવાનું વાસણ.

**તસ્દી,** સ્ત્રી૦ મહેનત; શ્રમ; હરકત, અડચણ; અગવડ (પીડા.)

**તસ્માત્,** અ૦ [सं.] તેટલા માટે; તે કારણથી; તેથી.

**તહ,** ન૦ (પું૦) [फा.] બે પક્ષ વચ્ચે થયેલો કરાર; સંપ–મૈત્રીનું લખત.

**તહકીબ,** વિ૦ [अ.] ચોકસ; નક્કી.

**તહકુબ,** અ૦ [अ.] બંધ; થોડીવાર બંધ રાખવું તે; બંધ પાડવું; મોકુફ; મુલતવી રાખવું તે. અદબદ બંધ રાખવું–કરવું તે; અધુરે બંધ કરવું.

**તહનામું,** ન૦ [फा.] મૈત્રીના કરારનો લેખ; સંધિપત્ર; અમુક અમુક સરતો કબુલ રાખી બે દુશ્મન પક્ષ વચ્ચે જે સમાધાનીનું લખત થાય તે; સલાહના કરારનો લેખ.

**તહરે,** જુઓ૦ તરેહ.

**તહસીલ,** સ્ત્રી૦ [अ] જમીન ઉપર સરકાર તરફથી લેવાતો જે કર તે; મહેસુલ; જમાબંધી; સલામી. (૨) જમીન ગામોના સમૂહ બાંધી જમાબંધી કરી–અર્થાત્ જમીનનો કર આકરી બનાવેલો દેશનો એક નાનો ભાગ તે; તાલુકો; પરગણું.

**તહસીલદાર,** વિ૦ પરગણા અથવા તાલુકાની મહેસુલ વસુલ કરનાર અમલદાર; જમાબંધી ઉઘરાવનાર; મામલતદાર; મહાલકરી; રેવન્યુ અધિકારી.

**તહસીલનામું,** ન૦ જમાબંધીનો ચોપરો.

**તહાં,** અ૦ ત્યાં.

**તહિં,** અ૦ [सं. तस्मिन्] ત્યાં.

**તહેનાત,** સ્ત્રી૦ [अ] સેવા ચાકરી કરવાને મોટા માણુસની આગળ હાજર ને હાજર રહેવું તે; સેવા કરવાને તત્પર રહેવું તે; હજુર. (૨) તાબેદારી; સેવા ચાકરી.

**તહેવાર,** પું૦ [फा.] મુસલમાની દીનમાં ફરમાવેલો પાક દિવસ; ટાણું ખુશાલીનો દહાડો.

**તહોમત,** ન૦ [अ.] દોષ; આરોપ, અપવાદ; આળ; બટ્ટો. ક્રિ૦ પ્ર૦ તહોમત મૂકવું; આળ ચઢાવવું; અમુક ખોટું કામ કર્યું છે એમ કહેવું. (૨) ગુનો; દોષ; અપરાધ; તોહમત.

**તહોમતદાર,** વિ૦ અપરાધી, ગુનેગાર; દોષી; જેની ઉપર આરોપ મુકાયેલો હોય તે; આરોપી.

**તહોમતનામું,** ન૦ તહોમત એક તરફથી સાબીત થયું છે એવો અભિપ્રાય આરોપીને જણાવવો તે; આરોપનામું; એક પક્ષે દોષ થયેલો છે એવો મત તે.

**તળ,** [सं. तल] તળિયું; નીચલી સપાટી તે; તળું; નીચલો ભાગ. (૨) મૂળ; અસલ. (૩) પાયો; જે વિસ્તાર ઉપર બાંધકામ થયેલું હોય તે સ્થળ તે; સ્થાન; ઠામ; અસલ જગા.:–તળ અમદાવાદનો રહેવાસી.

**તળઘટ,** પું૦ જેની ઉપર ઉપલા ચોકઠાનું સંઘટ્ટન કરાયેલું હોય તે નીચલો મજબુત પાટ, ઉમ્બરો.

**તળધર,** વિ૦ [सं. तल+धृ.–ઉપરથી) બીજાએ આપેલી તળ–જમીન ઉપર રહેનારો; વસાવેલો; સાંથી; કણબી. (૨) વસવાયું. (૩) ઋણી; દેવાદાર; ઓશિયાળું; તાબેદાર; દબાયેલું ઉ૦ નથી તળધર તમારાં જે કરે કામ બીજાં. બા. ના.

**તળપ,** સ્ત્રી૦ છલંગ; ફાળ; કુદકો; ચેકડો. (૨) તલબ; ઇચ્છા; ભાવના.

**તળપદ,** ન૦ જે જમીનના તળ ઉપર ગામ વસેલું હોય તે જગા; ગામના તળની જમીન; ગામતળું. (૨) અસલ જગા;

ગામ ખેતરો વગેરેવાળી સપાટ જમીનનો ભાગ તે. (૩) જેની ઉપર ખેતીવાડી કરનારા લોકોની વસ્તી હોય તે પ્રદેશ; ગામડિયાઓને રહેવાનો-ગામઠી ભૂભાગ.

**તળપદું**, વિ૦ મૂળ-અસલ ગ્રામ્ય વસ્તીનું; સ્થાનિક; ગામઠી; ખેતીવાડી કરનારી-તળ નાંખીને એક સ્થાને રહેલી ખેડુત જાતિનું; મૂળવતનનું:-તળપદી ભાષા=અસલ ખેડુત લોકો પોતાના વાસમાં બોલતા હોય તે ભાષા, ગામઠીભાષા.

**તળપવું**, ક્રિ૦ અ૦ કૂદવું; ઠેકડો મારવો; ઓળંગી જવું; છલંગ મારવી.

**તળવાવું**, ક્રિ૦ અ૦ તાપ અને થાકથી પગનાં તળિયાંનું શેકાઇ જવું; ગરમીથી લુખાં થઇજવું; દાઝીને રૂક્ષ થઇજવું; -રેતીમાં ચાલવાથી પગનાં તળિયાં તળવાઈ ગયાં. (૩) અત્યંત તાપ ને થાક લાગવાથી લખલખ થઇ જવું:-પગ તળવાઇ ગયા.

**તળવું**, ક્રિ૦ સ૦ ઘી અથવા તેલને ગરમ કરી તેમાં અનાજ, શાક કે વસાણાંને પકવી લેવાં તે; ઘી તેલમાં પકવીને ખરૂ કરીલેવું; ચઢવી-શેકીલેવું;

**તળાંઈ**, સ્ત્રી૦ ખૂબ રૂ ભરીને બનાવેલું સુવાનું ગોદડું; ગદેલું; રૂ ભરેલી જાડી ને પોચી ગોદડી; રૂએલ બિછાનું. (૨) પું૦ તાડ. તાડમાં નર ને માદા ઝાડ હોય છે તેમાં નર ઝાડને તળાઈ ને માદા ઝાડને તાડ કહે છે.

**તળાટી**, પું૦ તલાટી; ગામની જમાબંધી ઉઘરાવનાર અને જમીન તથા મહેસુલ વગેરેનું દફતર રાખનાર સરકારી નોકર; કુલકરણી; ગામ ઉપર રહી ગામની વસુલાત સંબંધીનું કામકાજ કરનાર મહેતો.

**તળાતળ**, ન૦ તલાતલ; એક પાતાલ.

**તળા-તાંદળા**, પું૦ તળેલા-શેકલા તાંદુલ-ચોખા તે; ગમરા. ડાંગેરની ધાણીના કણ તે ક્રિ૦ પ્ર૦ તળાતાંદળા કરવું=શેકલા તાંદુલના જેવું એક બીજાને જરાએ લાગતું વળગતું રહે નહિ એવું કરવું. ક્રિ૦ પ્ર૦ તળાતાંદળા=છુટે છુટું; એક બીજાને લગારે વળગણ-સ્નેહ-ચિકાશ રહે નહિ એવું તે:-તમે તળાતાંદળા કરીને આપ્યા તેવું હું ન કરત.

**તળાવ**, ન૦ [સં. તડાગ] વરસાદનું પાણી ભરાઇ રહેતું હોય એવો જમીન ઉપરનો કુદરતી ખાડો તે; વગર બાંધેલું કુદરતી જળાશય; નાનું સરોવર.

**તળાવટ**, ન૦ ખોટી યુક્તિ; ઢંગ; ઢોંગ; જુગતી. અમુક કાર્ય સાધી લેવાની બનાવટ; તજવીજ; ચતુરાઈ.

**તળાવડી**, સ્ત્રી૦ નાનું તળાવ તે; તળાવડું.

**તળાવડું**, ન૦ નાનું તળાવ; જેમાં પાણી ભરાઈ રહ્યું હોય એવો નાનો ખાડો; ખાબોચિયું.

**તળાવો**, પું૦ ધરો સાથે સંબંધ રાખતાં ગાડાની પિંજણી તળેની આડી. ઉ૦ કોઇના તળાવાને કોઈની પિંજણી. આમેરું.

**તળાંસવું**, ક્રિ૦ સ૦ પગનાં તળિયાંને દાબવાં; પગ ચાંપવા; ચંપી કરવી; તળિયાં-કે ગોઠણ ને સાથળો થાકથી કડ થઇ ગઈ હોય તેને ધીરે ધીરે દાબીને ઢીલ કરવી; પગને દાબવા અને પંપાળવા તે:-ચરણ તળાંસવા.

**તળિયાઝાટક**, અ૦ તળિયા લગી ઝાટકીને લીધું-ખતમ કર્યું હોય તેમ; તમામ; અનવશેષ; તળિયે પણ કંઇ રહેવા પામેલું હોય નહિ તેમ. (૨) ખાલીખમ. (૩) આરપાર; સાવ; ખતમ.

**તળિયારું**, ન૦ તળિયું; તળું; નીચેનો-અંદરનો તલ ભાગ તે:-તું તારું તળિયારું નક્કી કરીને બેઠો તે બસ છે.

**તળિયું**, ન૦ કોઇ પણ ચીજનો તળેનો ભાગ તે; છેલ્લી નીચલી સપાટી; બુંદું; તળ; તલવિભાગ. (૨) પાયો; પરથાર; મંડાણવાળો ભાગ. (૩) ઉંડાણનો ભાગ; જેની ઉપર આધાર રખાય તે ભાગ; અંતઃકરણ. (૪) અસલસ્થાન, આસન; વિશ્રાંતિનું સ્થળ; સર્વ સાધનનું મૂળ.:–તળિયું ટાઢું કરીને ડોસો વાનપ્રસ્થ થયો છે.

**તળી**, સ્ત્રી૦ તળની–જોડામાં પગના તળિયાને અડીને રહેતી ચામડાની જે સુંવાળી પટી તે; સુખતળી; નીચેની પટી તે.

**તળું**, ન૦ જોડાનું નીચેનું પડ તે; તળિયું; નીચેનું ચામડાનું પડ તે. (૨) જેની ઉપર ઉપલી બનાવટ ઉભેલી હોય તે મંડાણ. પાયો; તલસ્થાન; બેસણી; નીચલો ચપટ બેસીને રહેતો ભાગ.:–કોઠીનું તળું.

**તળે**, અ૦ નીચે; હેઠે; તળિયે. રૂ૦ પ્ર૦ તળે ઉપર થવું=બહુજ આતુર થઇ જવું; જરા પણ વાર થતાં અકળાઇ જવું; બહુ આતુરતાથી રાહ જોવી; તલપાપડ થઇ જવું. તળે પડવું=પરસ્વાધીન થઇ જવું; બીજાને કબજે પડવું, સ્વાતંત્ર્ય ગુમાવી બીજાને વશ–બીજાને અધીન રહેવું પડે એવી સ્થિતિમાં પડવું; અધીનાવસ્થામાં પડવું.

**તળેટી**, સ્ત્રી૦ તલાટી, પર્વતની નીચેનો ભાગ –પ્રદેશ તે; ડુંગરનો નીચલો ભાગ.

**તળ્યુંતાવ્યું**, વિ૦ તળેલું અને તાવેલું એવું; ઘીમાં અને અગ્નિમાં પકવેલું એવું; શુદ્ધ; પવિત્ર; અભડાય નહિ એવું; અણુસખડી એમ કહેવાય છે કે–તળેલું અન્ન અભડાતું નથી. કહે૦ તળ્યુંતાવ્યું ને કાશીએ જઇ આવ્યું, એનો દોષ નહિ–તે પવિત્રજ ગણાય.

**તંગ**, પું૦ [ફા.] ઘોડાની પીઠ પરનો સામાન ખસી જાય નહિ તે માટે તેની છાતી અને પેટ વચ્ચે ખેંચીને બાંધવામાં આવતો બંધ તે. ક્રિ૦ પ્ર૦ તંગ કસવો=ખેંચીને પટો બાંધવો.

**તંગ**, વિ૦ ટુંકું અને પરાણે પહોંચી રહે એવું; અપર્યાપ્ત. (૨) સખત; ટાટ; ટાઈટ; તડિંગતુમ. (૩) બેસતું; કરચલી વગરનું; તણાઇને આવી રહેતું. (૪) કસી–ખેંચીને બાંધેલું; ભિડાતું; સીકુડાતું. (૫) કઠણ; વિષમ; તંગીની હાલત હોય એવું; છૂટ વગરનું.–તંગ હાલત.

**તંગડી**, સ્ત્રી૦ ટાંટિયા ઢંકાય એવી બેસતી ને ટુંકી ચોરણી. (૨) ટાંટિયો; પગ.:–તંગડી પકડીને નાંખી દીધો.

**તંગલ**, ન૦ એકવડા વાળાનું છોકરાંને કાને પહેરવાનું કુંડળ.

**તંગાસ**, સ્ત્રી૦ તાણ; તંગી; ભીડ; સંકોચ; ઓછપ; કમીના.

**તંગિયો**, પું૦ તંગડી; નાની સુથણી. (૨) તંગ આવીને રહે એવો કબજો.

**તંગી**, સ્ત્રી૦ તંગાસ; ભીડ; સંકોચ. (૨) ઓછપ; અછત; કોતાઇ. તાણ; ન્યૂનતા. (૩) નાણાંની ભીડની કે મોંઘવારીની મુંઝવણ તે; માઠી હાલત; લાચારી. ક્રિ૦ પ્ર૦ તંગી વેઠવી=ભીડ સહેવી. તંગી પડવી= તાણ પડવી; ઓછું મળવું.

**તંટો**, પું૦ ટંટો; કજિયો.

**તંડુલ**, પું૦ [સં.] ચોખા; ચાવળ; ભાત. ડાંગેરને છડીને કાઢેલા કણ.

**તંત**, પું૦ [સં. तन्तु.) તાર; લાંબો દોરો; ખેંચતાં જેનો પાર–છેડો આવે નહિ એવો તાંતણો:–તંત તાણવો. (૨) કટ કટ કરતાં જેનો પારજ આવે નહિ એવી લાંબી તકરાર; કંટાળો ઉત્પન્ન કરે એવો વાદવિવાદ. (૩) મમત; જીદ; હઠ; ચકસ. વારંવાર એકની એક–એની એજ બાબત આગળ આણી કજિયો લંબાવ્યા કરવો

તે:-ડોસો એક વાત પકડે છે તેનો તંત-જ મૂકતો નથી.

**તંત**, વિ૦ ચાલુ ને ચાલુ એક સરખું; લાંબું; અનંત. (૩) અગમનિગમ એવું.

**તંતર**, જુઓ તંત.

**તંતરવું**, ક્રિ૦ સ૦ ઉતરવું; ભોળવવું; તંત્રાદિકથી વશ કરી ભ્રમમાં નાંખીને ધુતી લેવું; આંજી નાંખવું; ભોળવીને પોતાનું કરી લેવું. ઉ૦ તરવું, તસ્કરવું ને તંતરવું-××આડે આપ કળાય.

**તંતુ**, પું૦ [સં.] તાંતણો; દોરો; રેસો. (૨) ઝીણો ને પાતળો હલકો તાર, રેસો. (૪) ઝીણી નસ-નાડી, રગ, વાળ જેવો લાંબો રેસા-દોરાનો આકાર તે. (૪) પાતળા દોરા જેવો કીડો; વાળો. તંતુ વાદ્ય=તંગ તારના થરકાટથી જે અવાજ કાઢે એવાં વાજાં તે:-સારંગી; સિતાર; એક તારો; બીન વગેરે. (૫) અસલ; મૂળ; બીજાંકુર; જેમાંથી વૃક્ષ-વંશ વધીને મોટાં થાય છે તે-મૂળભૂત રેસા. (૬) શરીરમાંના સૂત્રરૂપ નાજુક અવયવો અથવા સૂત્રરૂપ નાની નાડીઓના સમૂહો તે. જ્ઞાનતંતુ; મજ્જાતંતુ.

**તતેતંત**, અ૦ એક રેસા-છેડાની પાછળ બીજા રેસા-તારનો છેડો લાગેલોજ હોય તેમ; એક એકની પાછળ ચાલુને ચાલુજ રહેલું હોય તેમ; હારકતાર; બરોબર; લગભગ એક સરખુંજ હોય તેમ. ઉ૦ પછી બાહુકે ગણીને જોયા, નીકળ્યાં તતેતંત.

**તંત્ર**, ન૦ (પું૦) [ સં ] કોઇને ભોળવવા કે ભરમાવવાનો એક ચમત્કારિક પ્રકાર, મંત્ર શાસ્ત્રનો એક પ્રયોગાત્મક ભાગ. મોહ લગાડવો, વશ કરવું, પોતાની ઇચ્છા પ્રમાણે કાર્ય થાય એમ કરવુ વગેરે કેટલીક અર્થ સિદ્ધિઓની સાધનાનો એક યૌગિક પ્રકાર. (૨) એક બીજાના આશ્રયે રહેલી ઘણીક વસ્તુઓ કે બાબતોનો એક કાર્ય નિર્વાહક સમુદાય સંબંધ તે; પ્રબંધ; સંયોજના-રચનાવાળી ઘટના તે; વ્યવહારના સારા કાર્યભાર અને નિભાવને માટે કરેલી ગોઠવણ-રચના-યોજના વગેરે તે. રાજ્યતંત્ર. (૩) ઓષધિ. (૪) હેતુ; સિદ્ધાંત (૫) યુક્તિ. કાર્યસાધક કૌશલ્યની રીત.

**તંત્રી**, પું૦ તંત્ર-વ્યવહાર કાર્ય ચલાવનાર; ખટલો ચલાવનાર; યોજના-રચના કરનાર અને વ્યવસ્થા પૂર્વક કાર્ય ચલાવનાર; અધિપતિ:-બુદ્ધિ પ્રકાશના તંત્રી. (૨) એકવાદ્ય.

**તંદુલ**,-જુઓ તંડુલ.

**તંદોડો**, પું૦ સ્ત્રીના કાનનું એક ઘરેણું.

**તંદ્રા**, સ્ત્રી૦ ( સં. ) શારીરિક અથવા માનસિક થાકને લીધે આળસ આવે તે; નિદ્રાનું પૂર્વરૂપ; નિદ્રાની અસર; આછી ઉંઘ; ઉંઘતું ઘેન; આળસ.

**તંદ્રાળુ**, વિ૦ આળસુ; નિદ્રાળુ; આંખમાં ઉંઘ ભરાણી હોય એવી હાલતનું.

**તંબાકુ**, જુઓ તમાકુ.

**તંબુ**, પું૦ જાડા દોરીના કપડાનું ઘુમ્મટદાર ઘર; પટગૃહ. ક્રિ૦ પ્ર૦ તંબુ તાણવો= વચમાં મોટો થાંભલો ઉભો કરી તેની ચારે બાજુએ ઘુમ્મટની માફક કપડું ખેંચીને ઘર કરવું. તંબુ ઠોકવો=તંબુના કપડાના છેડા બાંધવાને માટે મોટા વચલા થાંભલાની આસપાસ ખીલીઓ ઠોકવી.

**તબુરી**, સ્ત્રી૦ તુંબડાની બનાવેલી નાની સારંગી; કીનરી; નાનો તંબુરો.

**તબુરો**, પું૦ તુમ્બડાને કાણું પાડી તેમાં એક દંડ ઘાલી ત્રણ લોઢાના અને એક પીતળનો તાર બાંધી બનાવેલુ વાજું; એક જાતનું તંતુવાદ્ય. ( ૨ ) જાડું ને ફુલી ગયેલુ એવું જે તે. તંબુરાજેવું=સ્થૂલ; જાડું ને બેડોળ:-એનું મોં નર્યું તંબુરા

જેવું છે. ખાઇપીને તાજું થયેલું એવું.

**તંબોળ,** પું० ( सं ताम्बूल ) નાગરવેલનાં ખાવાનાં પાન. (૨) પાન કાથો ચુનો ને સોપારીનો લાલ નિગાળ; લાલ પ્રવાહી. તંબોળ છાંટવો=કન્યાએ પાન ચાવી તેનો લાલ નિગાળ વરની ઉપર મોઢેથી પીચકારી મારીને નાંખવો ( ૩ ) લાલ રંગ. (૪) લગન જનોઇ વગેરે માંગલિક અવસરો ઉપર ગાનારી સ્ત્રીઓને પાન પતાસાં કે સોપારી શકુન તરીકે આપવાં તે. ( ૫ ) ગળાનો એક રોગ.

**તંબોળિયો,** પું० પાન સોપારી વેચનાર. ( ૨ ) શકુનનાં પાન સોપારી કે પતાસાં વહેંચનારો. ( ૩ ) વિ० પાન ઉપરનું, તંબોળિયો નાગ, પાનની વચલી નસને વળગેલો તંતુમય જીવડો. એમ કહેવાય છે કે, એ જીવડો ખાવામાં આવે તો ક્ષયરોગ થાય. તંબોળિયો ખઇ.

**તંબોળી,** પું० નાગર વેલનાં ખાવાનાં પાન અને મુખવાસનો બીજો સરસામાન વેચનારો. ( ૨ ) આ ધંધો કરનારી એક નાત.

**તા,** પું० તાવ; કાગળનું ફરદ; કાગજનો મોટો કકડો; ધા–૨૪ ની ચોકડીઓનો એક કાગળ, તાર; તાસ. (૨) તાપ, ગરમાવો–આપવો તે; તાવવું તે.:–લોઢાને તા આપવો. (૩) બડાઇ બતાવવાને મુંછ ઉપર હાથ ફેરવવો તે; ફુંપદ દાખવવું તે. વિજયનું અભિમાન લેવું–પોતે પોતાને ધન્યવાદ આપવો તે (૪) અ० વિશેષણનું નામ બનાવતાં લગાડાતો એક સંસ્કૃત પ્રત્યય.:–મિષ્ટ=મિષ્ટતા; દુષ્ટ=દુષ્ટતા, વગેરે.

**તાઈ,** પુ० મુસલમાનની એક હલકી નાત; પિંજારો; વણકર:–તાઈ પિંજારા=હલકા લોક; લડવાડિયા લોક. મહાત્મા કબીર જાતનો તાઇ હતો.

**તાઉ,** વિ० તો; ગરમ; જલદ; આકળું:–તે તાઉ મિજાજનો માણસ છે.

**તાઉસ,** न० ( अ० ताउस ) નીચલી બાજુએ મોરના મુખ જેવો આકાર ને ઉપલી બાજુએ પિંછાં લગાડેલાં હોય એવો આકાર બનાવી કરેલો તંબુરો; મોરના જેવું લાગે એવું એક તંતુવાદ્ય. ( ૨ ) મોર; મયૂર.

**તાક,** સ્ત્રી० તાગ; સુતર કાતવાની લોખંડની લાંબી સોય. ( ૨ ) નિશાન પાડવાની જે સારી આવડ તે; નેમ; ચોટ; સરત.:–એની તાક એવી છે કે નિશાન પડયા વગર રહેજ નહિ. ( ૩ ) છાશ.:–તાકને ભાત ખાનાર. (૪) પું० તાકડો.

**તાકડી,** સ્ત્રી० ત્રાક, પરવિંટો.

**તાકડો,** પું० યોગ્ય–ચોટનો વખત; લાક; લાગ; સંધિ; ટાણું; ટાંકણું. (૨) વખત; અવસર. ( ૩ ) તાગડો; તાંતણો. તાકડો સાધવો=યોગ્ય વખત જોઇને- તે વખતે કામ કરવું.

**તાકત,**–સ્ત્રી० ( अ. ताक़त् ) તાકાત; શક્તિ; બળ; જોર. (૨) મગદુર; સામર્થ્ય; સહી શકવાપણું. (૩) હિમ્મત.

**તાકવું,** ક્રિ० स० કોઇ હેતુસર ધારી ધારીને જોવું; કોઇ ચીજ તરફ તે લેવા અથવા પાડવા એક નજરે જોયા કરવું; નિશાન બાંધવું; સરત જોડવી. (૨) અમુક લાભ ખાતર એકાદી બાબત તરફ ખૂબ લક્ષ રાખવું; લાભની–લોભી–ઇચ્છા યુક્ત દૃષ્ટિ માંડવી. (૩) ઇચ્છવું; ચિંતવું:–કોઇનું એ બુરું તાકવું નહિ.

**તાકીદ,** સ્ત્રી० [फा.] ઉતાવળ; જલદી; ત્વરા; તરત જરૂર હોવી તે.:–ચાલ આ કામ હાથમાં લે, એની તાકીદ છે. (૨) તાબડતોબ બજા લાવવાનું કહેવું તે; ફરમાન; વગર વિલંબે ઝટ કરવાની આજ્ઞા–હુકમ.

(૩) ચૂક કરશે અથવા જેવી આજ્ઞા છે તે પ્રમાણે નહિ થાય તો 'આમ આમ કરવામાં આવશે' એવી જોહુકમી-ચેતવણી તે; ધમકી.: તાકીદ આપીને કાઢી મૂક્યો. મનાઇ હુકમ:-તાકીદ અપાવવી.

**તાકુ**, ન૦ ભિંતમાંનો મોટો ગોખલો; હટારિયું.

**તાકો**, પું૦ વણાટ કામનું એક સરખી પહોળાઇનું લાંબું અને લાંબું પટ; અમુક ગજ, હાથ કે માપનો વણેલો પટ તે; થાન.

**તાકોડી**, વિ૦ તાકયું નિશાન પાડનાર; ધારેલું-તાકેલું નિશાન પાડે એવું; સરત-નિશાન ચૂકે નહિ એવું.

**તાગ**, પું૦ છેડો; પાર; અંત. (૨) નીવેડો; નિકાલ. (૩) પરણીને વિદાય થતા વર તરફથી સસરાના ગામના બ્રાહ્મણોને જે દક્ષિણા આપવામાં આવે છે તે. ઉ૦ પાપે ગયાંતા પૈડોલે ટકો ન આપ્યો તાગ, કન્યા રે'જો વાંઝણી ને વરને ખાજો વાઘ. ચારણિયા.

**તાગડધિન્નાં**, ન૦ [ સં. ત્રિકટ-ધીન ] મોજમઝા કરવી તે; રંગરાગ; ખુશીથી ખાવું પીવું, કામકાજ કરવું નહિ ને મોજમાં રહેવું તે. (૨) ખાનપાનની નચિંતાઇ હોવી તે; ખાઇપીને ગાનતાનમાં મશગુલ રહેવા જેવી સ્થિતિ તે; ધનાદિકની પુષ્કળ સોઇ સગવડ હોવી તે.

**તાગડો**, પું૦ તંતુ; તાંતણો; તાણો; સુતરનો દોરો. (૨) લાગ. કહે૦ તાગડે તેવડ રાખવી=સંભાળીને તાણો વાપરવો. (૨) પરિણામ ઉપર ખરચનો અડસટ્ટો બાંધવો; લાંબે છેડે શું થશે તેનો વિચાર રાખવો. શરીર કંઇ તાગડો છે કે તોડી નંખાય?

, ક્રિ૦ અ૦ પરવારવું; છુટા થવું; જે કંઇ કામ કરવાનું હોય તે પુરું કરી તેઆથી મોકળા થવું. (૨) છોડી દેવું; તજી દેવું; મુકી દેવું. (૩) તાગ કાઢવો; પાણી કેટલું અને કેટલું ઉંડું છે તેનું આપ-આશરો કાઢવો.

**તાગિયો**, પું૦ રેશમ તાણનાર; રેશમના તાર સમારનારો તે; રેશમને ઠીક કરી કરાવી તૈયાર કરનાર કારીગર વર્ગ:-તાગિયાનું મહાજન.

**તાગી**, જુઓ ત્યાગી.

**તાણું**, ન૦ [ સં. ત્રાણ ] ત્રાગું; ન્યાય મેળવવાને માટે પોતાના જીવપર જોરાવરી કરવી તે; દેણદાર નાણાં ન આપતો હોય તો તેને આગણે બેસી લાંઘણ કરવી તે; પોતાના દેહને દમવો તે; રાજાની પાસે ઇનસાફ મેળવવાને ઘણા જણમાંના કેટલાકે જીવ આપવો અથવા જીવ આપવાને તૈયાર થવું તે. સામાની પાસે પોતાનું ધાર્યું કરાવવાને માટે સામાને હથિયારથી કે જોરથી આરજીજ કર્યા વગર તેની સામે પોતાના જીવ-ઉપર જોર કરવું તે. રાજ્ય તરફના જુલમ અટકાવવા, દેવાં લહેણાં કે જામીનગીરીઓ પતવવા અને આત્મ કલ્યાણ સાધવા માટ વગેરે લોકો આગળ તાગાં કરતા હતા. ક્રિ૦ પ્ર૦ તાગું કરવું =જીવ પર જોરાવરી કરવી. (૨) તોફાન મચાવવું તે; ઢોંગ; ફિસાદ.

**તાછ**, પું૦ ટાંકણાથી પડેલી પત્થરની રેખો-કકડીઓ તે; ચકચકતી કરચો; છોલ. (૨) સોના રૂપાના દાગીનાને ટાંકણાથી છોલતાં પડેલી હાંસો-પાસા તે; ઉખડેલી કરચો-છોલ તે. (૩) છોલનો ચકચકાટ; ઓપ. ક્રિ૦ પ્ર૦ તાછ મારવો=છોલીને ચળકતું કરવું; તાછવું. ઝળકી આણવી.

**તાછવું**, ક્રિ૦ સ૦ ટાંકણાથી છોલવું-ખોદવું-કોરવું. ( ૨ ) ધારવાળા ઓજારથી છોલ ઉખાડીને ચકચકતું કરવું; સમારવું; ઝળકી આણવી; હાંસ-પાસા પાડવા.:—તાછેલા દાગીના. સોના કે રૂપાનાં તાછેલાં સાંકળાં.

**તાજ**, પું૦ [ फा. ] રાજાના માથાનો મુગટ; રાજાનું શિરોભૂષણ; રાજાને માથે પહેરવાનું એક કિમતી રાજચિહ્ન. (૨) તે ઉપરથી રાજ્ય. (૩) મુગટ; સર્વત્ર ઉપરતું-ચઢિયાતું--ઉપરીપણાની શોભાનું ચિહ્ન. આ શબ્દ બીજા શબ્દ આગળ જોડાઇ શ્રેષ્ઠત્વ, સર્વોપરી શોભાના અર્થે વપરાય છે. શિરતાજ. (૪) ગંજીફામાં રાજ્યચિહ્નવાળું જે પાનું તે.

**તાજખાનું**, ન૦ તાચખાનું, તાછખાનું, સંડાસ; કોંટિયો; જાજરૂ.

**તાજગી**, સ્ત્રી૦ તાજાપણું; નવા તાજા લોહી-જીવનની તેજી-હોંશિયારી; આરામ મળવાથી આવેલી નવી સ્ફુર્તિ. (૨) તન્દુરસ્તી; આરોગ્ય. (લાલી) લીલાપણું; લિલાશ.

**તાજણ**, સ્ત્રી૦ ઘોડી.

**તાજણો**, પું૦ સાટકો; કોરડો; ચાબુક. ઉ૦ તીક્ષ્ણ નેત્રનો તાજણો. ભાલણ.

**તાજવું**, ન૦ ત્રાજવું; કાંટા-જોખતું પલ્લું. (૨) છુંદણાંની એક આકૃતિ; છુંદણાં:—તાજવાં ટોચાવવાં. (૩) ક્રિ૦ સ૦ [सं. त्यज] તજવું; છોડી દેવું.

**તાજાકલમ**, સ્ત્રી૦ [ फा. ] મુખ્ય લેખ પુરો થયા પછી યાદ આવેલી વધારાની બાબત છેડે ઉમેરવી તે; ઉમેરો; છેડે કરેલો વધારો; નવું લખાણ.

**તાજિયો**, પું૦ તાજ-ઘુમ્મટદાર કબરનો આકાર તે; તાબુત; મડદું મૂકવાની પેટી યા કબરનો આકારદર્શક નમુનો.

**તાજીમ**, સ્ત્રી૦ [ अ. तार्जिम ] મોટા માણસને વિવેકસર માન આપવાની રીતિ; માન આવકાર આપવાની રૂઢિ; વિવેક; અદબ. રાજા પાદશાહની મુલાકાત દરમિયાન વિવેકથી તેમને માન આપવાની રીત તે:—તાજીમતવાજે એમ કહેવાય છે.

**તાજું**, વિ૦ [ फा. ताज़ा ] તરતનું; તરત થયેલું-બનાવેલું-પ્રકટેલું હોય એવું; નવું; જેને ઘણો વખત થયો ન હોય એવું. (૨) લીલું; નહિ કરમાયેલું; અમ્લાન. નહિ વાસી; નહિ જુનું. (૩) પૈસાથી ભરપુર; તર:-ઘરનો તાજો માણસ છે=પૈસાદાર છે. સત્ત્વવાળું.

**તાજુબ**, વિ૦ [ अ. ताज्जुब ] અનવવો-નહિ ધારેલો એવો બનાવ બનેલો જોઇ કે સાંભળીને લાગેલી નવાઇ તે; આશ્ચર્યાન્વિત; ચકિત; દંગ; વિસ્મય ઉપજેલો હોય એવું; છક્ક થઇ ગયેલું. (૨) ના. વિસ્મય; આશ્ચર્ય.

**તાજુબી**, સ્ત્રી૦ વિસ્મયતા; નવાઇ:-તાજુબીની વાત.

**તાજેકલમ**, જુ૦ તાજાકલમ.

**તાજેતર**, વિ૦ તાજે તાજું; તરતનું જ હોય એવું; જેને બિલકુલ વખત લાગ્યો ન હોય તેવું. (૨) હાલનું; બિલકુલ તાજું.

**તાજેસ**, ન૦ પ્રાયશ્ચિત્ત.

**તાટ**, ન૦ રેસાના વણાટનું કપડું; શણનું કપડું, કે જેના કોથળા તાડપત્રી વગેરે થાય છે. (૨) મોટી ઢંકા કાનાની થાળી; મોટી તાસક; ખુમચો. (૩) વિ૦ સાંકડું પડતું હોય એવું; સંકડાતું; ભિડાતું; બેસતું; તંગ. (૪) અક્કડ; અનત; કડક; કેફ કે ગર્વની મગરૂરીમાં હોય એવું. (૫) ખેંચાતું સખત; કઠણ; ઝટ ઉઘડે નહિ એવું; નહિ ઢીલું:—આ ડબાનું ઢાંકણું બહુ તાટ છે. 'ટાટ' એમ પણ બોલાય છે.

**તાટસ્થ્ય**, ન૦ [ सं. ] તટસ્થપણું; અલગપણું; માધ્યસ્થ.

**તાટી**, સ્ત્રી૦ કામડાંનો પડદો; તટ્ટી, ટટ્ટી; આંતરો.

**તાટું**, ન૦ ટાટું; વાંસની ચીપો-કામડાંનો પ-

ડો; ઝાંખરાં અથવા વાંસને આડા ઉભા એક એકની સાથે બાંધી બનાવેલું બારણું; ઝાંપો; ઢાંકણું. (૨) વાંસ કે ઘાસની નાની ચટાઇ. બ્રાહ્મણો નદી કિનારે પાથરીને બેસે છે તે. (૩) નાનું તાડછાંનું ઝુંપડું; પર્ણકુટી.

**તાડ**, પું૦ [ સં. તાલ ] ઘણું કરીને દરિયા કિનારા ઉપરની જમીનમાં ડાળાં પાંખડાં વગર ખૂબ ઉંચું વધતું–ખજુરી–નાળિયેરીની જાતિનું એક ઝાડ. ઇરાની અખાતના બન્ને કિનારા ઉપર, સિલોન, ને દક્ષિણ હિંદુસ્તાનનાં બન્ને કિનારાઓ તરફ તાડ પુષ્કળ ઉગે છે. આ ઝાડ જથામાં થાય છે. એક તામીલ કવિ કહે છે કે, તાડમાંથી એંશી જાતની જુદી જુદી બનાવટો બનાવાય છે. એના રસનો દારૂ, ખાંડ ને સરકો બને છે. એના રેસાનાં દોરડાં અને પાંદડાંનું છાજ થાય છે. તાડનાં પાંદડાં દખ્ખણમાં હજુ કાગળ તરીકે વપરાય છે અને તેની ઉપર પુસ્તકો લખાય છે. કહે છે કે કુમારપાળ રાજાએ ગુજરાતમાંથી તાડનું નિકંદન કઢાવ્યું હતું.

**તાડકા**, સ્ત્રી૦ [ સં. ] સુકેતુ નામે યક્ષની પુત્રી, ધુંધુ દૈત્યના પુત્ર સુંદની સ્ત્રી અને મારીચની માતા. બ્રહ્માના વરથી હજાર હાથી જેટલું એને બળ પ્રાપ્ત થયું હતું. સુંદના મરણ પછી મારીચ સાથે તે અગસ્ત્ય ઋષિને પજવવા લાગી, એટલે ઋષિએ શાપ દીધો તેથી રાક્ષસપણાને પામી. વિશ્વામિત્રને યજ્ઞમાં અડચણ કરતાં રામચંદ્રે એને મારી નાંખી હતી.

**તાડગોળા**, પું૦ તાડનાં ફળ; ગલેલી. મદ્રાસ ઇલાકામાં ને સિલોનમાં ખોરાક તરીકે વપરાય છે.

**તાડછું**, ન૦ તાડનું પાંદડું; તાડપત્ર. (૨) લાંબું ચિપાટિયું; પાતળું આરાનું–ચીપ જેવું લાકડું. (૩) તાડ પત્રની કોઇ બનાવટ, પંખા, જાવલી વગેરે તે.

**તાડન**, ન૦ [ સં. ] સોટી–લાકડીથી મારવું તે; માર; ઠોક.

**તાડપત્ર**, ન૦ ( સં. તાલપત્ર ) તાડનું પાંદડું; તાડછું. (૨) તાડના પાંદડાના પાના જેવા કકડા કરી દૂધ પાણીમાં ઉકાળી ખીલાથી લખવાના કામમાં લેવાય છે તે. હિંદમાં બહુ પ્રાચીન કાળથી તાડપત્ર ઉપર પુસ્તકો લખાય છે કાગળ કરતાં તાડપત્ર ઘણો લાંબો વખત લગી રહી શકે છે. અસલના પુસ્તક ભંડારોમાંથી હજી પણ જુનાં પુસ્તકો તે પર લખાયેલાં મળે છે.

**તાડપત્રી**, સ્ત્રી૦ તાડનાં પાંદડાંનું છાજ; જાવલી. (૨) વરસાદમાં પલળે નહિ તે માટે માલ વગેરે ઉપર ઢાંકવાનું મીણિયું–શણનું કપડું.

**તાડવું**, ક્રિ૦ અ૦ ( સં. તાડ્ ) મારવું; પીટવું; ઠોકવું. (૨) ( સં. ત્રાડ ) તાણીને બોલવું; ભરાડવું; તાડૂકવું.

**તાડિયું**, ન૦ તાડના પાનાનો કકડો; ચીપ; ફાડિયું. (૨) સોપારીનું ફડસિયું. (૩) રેંટિયાનું પાંખું; રેંટિયાના ચક્રના પાતળા આરામાંનો એકાદ આરો.

**તાડી**, સ્ત્રી૦ તાડને છેદી તેમાંથી કાઢેલું પાણી; તાડને છેદવાથી ઝરપેલો રસ. તાડ, નાળિયેરી, ખજુરી અને નાનાં એ જાતિનાં ઝાડવાં જે ખજુરાં કહેવાય છે તેને પાંદડાના થડમાંથી–ડુંખમાંથી છેદીને ઘડવામાં ઝીલેલો રસ તે તાડી કહેવાય છે. તાજા રસને 'નીરો' કહે છે. સૂર્યોદય થયા પછી એ રસને શીઘ્ર ચઢી ઉભરણ આવે છે, અને જો રાખી મૂકયો હોય તો ખૂબ ખાટો 'સરકો' થાય છે. તાડી કેફી હોવાથી લોકો કેફી પીણા તરીકે વાપરે છે. એમાંથી

દારૂ પણ ગળાય છે. તાજા રસમાં ચુનો નાંખવાથી તે ઉભરાતો કે ખાટો થતો નથી. એને ઉકાળી ગોળ ને ખાંડ બનાવવામાં આવે છે.

**તાડુકવું**, ક્રિ૦ અ૦ તડુકવું; તાણીને બોલવું, ગર્જવું; ભારે-મોટે ઘોટે અવાજ કરવો. (૨) ગુસ્સે થઇ ખીજવું; મોટે ઘોટે અવાજ કરવો. (૨) ગુસ્સે થઇ ખીજવું; મોટે ઘોટે ગાજીને ઠપકો દેવો; ક્રોધે ભરાઇને મોટેથી ઠપકો દેવો

**તાડુકો**, પું૦ તડુકીને બોલવું તે; ગર્જન-ના; ધડધડાટ. (૨) મોટો ઘોટો; હાકોટો; ગુસ્સામાં આવી નિષેધ-વારણ કરવાને પાડેલી બૂમ; ઠપકા અર્થે ભારે ને મોટે ઘોટે બોલવું તે.

**તાડો**, પું૦ અંદરના માંસના લોચાઓ સૂજી ચામડી તણાઇને થતી જે પીડા તે; ફાટફાટ થવું તે; તડતડ થવું તે; ફાટ. (૨) ધમકી; જોરો; આગ્રહ; હઠ.

**તાઢી**, સ્ત્રી૦ ટાઢી; રાખ; ભસ્મ. ક્રિ૦ પ્ર૦ તાઢી વાળવી=ચિતાની રાખ વિસર્જન કરવી તે.

**તાણ**, સ્ત્રી૦ [ સં. તન્ ] શરીર તણાવું તે; શરીરની રગો-હાથ પગ ને બરડાની કરોડનું તણાઇ-ખેંચાઇ જવું તે. (૨) વાઇ, ફેફરું; હિસ્ટિરિયા; શરીર તણાય અને મોઢે ફીણ આવે એવો એક જાતનો વાયુનો રોગ ક્રિ૦ પ્ર૦ તાણ આવવી=ગ્રહી રહીને શરીરમાંના સ્નાયુઓ વાયુના જોરથી ખેંચાવા. ફેફરું-હિસ્ટિરિયાનો હુમલો થવો. (૨) તંગી; અછત. ક્રિ૦ પ્ર૦ તાણ પડવી=પુરતું નહિ મળવું. (૩) નદી વગેરેના વહેતા પાણીનું તણાઇ જવાય એવું જે જોર તે; ખેંચ; તાણીજવાપણું તે, વહેણનું જોર. (૪) આગ્રહ; હઠ; તાણીને રાખવું તે; દબાણ.

**તાણખેંચ**, સ્ત્રી૦ આગ્રહ; દબાણ. (૨) જોરથી આમતેમ ખેંચવું-તાણવું તે; ખેંચતાણ.

**તાણમતાણા**-સ્ત્રી૦ આમ તેમ ખેંચી-તાણી જવું તે; એક આમ ખેંચે અને બીજો બીજી ગમ ખેંચે એવું થવું તે ક્રિ૦ પ્ર૦ તાણમતાણા કરવી=બન્ને બાજુથી આગ્રહ થવો; તણાવું તે. (૨) ખેંચમખેંચા; જેને જેમ ફાવે તેમ તાણી જાય એવી સ્થિતિ તે; લુંટાલુંટ.

**તાણવું**, ક્રિ૦ સ૦ ( સં. તનુ=લાંબુ કરવું.) પોતાની તરફ આણવું; આકર્ષવું; જોરથી ખેંચવું. (૨) ધસરડવું; ગડબડાવવું; જોરથી આગળ વધારવું-લઇ જવું; ઉપાડીને અદ્ધર અથવા જમીનને અડતું રહે એમ લઇ જવું; ઉઠાવી જવું; ઉચકી ઉપાડી જવું:-બળદ ગાડું તાણે છે. વાઘ એ બકરાં તાણી ગયો. (૩) લાંબું કરવું; લંબાવવું; વધારવું:-તાર તાણવા. (૪) આગ્રહ કરવો; ખેંચી પકડવું; હઠ ધરવી. (૫) પક્ષ કરવો; તરફેણ કરવી:-તું તારા મિત્રનું તાણે છે. (૬) હોય તેટલું જોર વાપરવું:-ઘોટો તાણવો. (૭) પરાણે લાગું કરવું; મારી મચરડીને બેસાડવું:-તાણીને અર્થ કાઢો છો. (૮) કાઢવું; નિકાળવું; ભરવું:-પાણી તાણવું. (૯) દોરવું; આંકવું:-અહિં લીટી તાણો. (૧૦) આગળ ચલાવવું, વધારવું. નિભાવવું:-હજી એક વર્ષ તાણો તો સારૂં. રૂ૦ પ્ર૦ તાણી કાઢેલું=અસ્વાભાવિક જન્મે જન્મેલું. નબળું, દુર્બળ પાતળું છોકરું-માણસ. તાણીને=મોટેથી:-તાણીને બોલવું. તાણીતુસી-તોસીને=પરાણે; મુશ્કેલીએ; કજુસાઇથી; આમતેમ કરીને:-તે બિચારો તાણીતુસીને આટલું કરે છે.

**તાણાતાણ**, સ્ત્રી૦ તાણમતાણા; ખેંચાખેંચ.

**તાણિયો**, પુ૦ જતરડાથી ખેંચીને ધાતુના તાર બનાવનારો; તાર તાણનારો.

**તાણું**, વિ૰ તેરને ત્રણ જેટલું (સંખ્યામાં) ૯૩.

**તાણો**, પું૰ સાળ પર ચઢાવેલા જે લાંબા તાર-સૂતર તે; લાંબા-ઉભે પટે આવનારા તાર તે. આડા પને આવતા તાર-તાંતણા જેથી કપડું વણાય છે તે વાણો કહેવાય છે. આડા ઉભા તાર સાથે બોલતાં ' વાણોતાણો ' કહેવાય છે.

**તાત**, પું૰ [ સં. ] બાપ; જનક; પિતા.

**તાતા**, પું૰ બે હાથેળીઓ વચ્ચે ટીપીને બનાવેલો રોટલો; ભાખર.:-તાતા કોણ ટીપી આપશે. આ શબ્દ બાળકોમાં વપરાય છે:-આ! મને તાતા ને દૂધ આપ. (૨) બે હાથેળીઓ એક બીજા સાથે અફાળતાં નીકળતો અવાજ. (૩) નાચવાના તાનનો ઉદ્ગાર.:-તાતા થૈ.

**તાતું**, વિ૰ ગરમ; ઉનું; તપેલું. (૨) આકળા સ્વભાવનું; ગરમ મિજાજનું; આકળું. (૩) ઉગ્ર; ચંડ; જલદ.:-તાતું તેલ. (૪) તાજું; તરતનું; મસાલાદાર તીખું.:-તાતાં તંબોળ. (૫) ઝળાંઝળાં થઇ રહે એવું; તાજું ઉતારેલું-ઓપેલું હોય એવું.:-તાતી તરવાર, જાજરમાન; તેજસ્વી; મદથી ખીલ્યાથી શોભતું-ભરેલું.:-તાતુંમાતું. ક્રિ૰ પ્ર૰ તાતેધાએ=તરતજ; વગર વિલંબે; અમુક બનાવ બન્યો હોય તેવે સમયે જ; આવેલે વખતે; યોગ્ય પ્રસંગે.

**તાતુંમાતું**, વિ૰ તાજું ને ભરેલું એવું; પુષ્ટ; માંસલ ને તેજસ્વી; શરીરે પોષાતું ને જાજરમાન. ઉ૰ તાતીમાતી ઉપડતી છે છાતી, ગોરીજો ગુજરાતી. ક. દ. ડા.

**તાત્કાળ**, અ૰ [ સં. ] તત્કાળ; તરતજ; વગર વિલંબે; તેજ વખતે.

**તાત્પર્ય**, ન૰ ( સં. ) ભાવાર્થ; હેતુ; ધારણા. (૨) સાર; નીતિસાર. (૩) શીખ; બોધ; ટુંકામાં બતાવેલી નસિયત.

**તાદાત્મ્ય**, ન૰ ( સં. ) તત્સ્વરૂપ; અભેદ સંબંધ; તદાકારતા.

**તાદૃશ**, વિ૰ (સં.) તેના જેવા દેખાવનું તાદૃક.

**તાન**, સ્ત્રી૰ ગાતાં જે પલટા લેવા તે; ગાનની એક તરેહ. ( ૨ ) ન૰ ધુંદ; લેહ; કોઇ કામ કરવામાં દિલ લાગી રહેવું તે. (૩) રઢ; મોહ; ખૂબ આસક્તિ. ( ૪ ) જોસ; બળ; ઉત્તેજિત જુસ્સો. (૫) ઉન્માદ; મસ્તાઇ; તોફાન. ક્રિ૰ પ્ર૰ તાન ચઢવું-કોઇને ઉત્તેજન આપવાથી ખૂબ જુસ્સો-જોર આવવું. (૬) અતિઆસક્તિની ઘેલછા.

**તાનો**, પું૰ ટાણો; મહેણું (૨) તામસ-મહેણાની લાગણીના ક્રોધનો આવેશ.

**તાપ**, પું૰ (સં. તપ્) સૂર્યની ગરમી; સૂર્ય પ્રકાશ; તડકો.:-તાપનો વખત. (૨) અગ્નિની ગરમી; આંચ; દેવતાનો ધખધખાટ. (૩) જેથી શરીર ગરમ થાય છે તેવો એક વ્યાધિ; જ્વર; તાવ. (૪) ઘામ; ઉકળાટ; ગરમીનો ગભરાટ. ( ૫ ) પ્રતાપ; દોર; કરબ; હાક; ધાક; ડર. ક્રિ૰ પ્ર૰ તાપ આપવો=ગરમ ઉનું કરી જોવું (ધાતુને) ડર દેખાડવો. તાપ દેવો=ધમકી આપવી. તાપ સહેવો-ખમવો=દોર-રૂઆબ વેઠવો. (૬) સંતાપ; દુઃખ.

**તાપડિયાં**, ન૰ તાપોડિયાં; તાપને લીધે થતાં ગુમડાં તે.

**તાપડું**, ન૰ શણનું અથવા ઝાડના રેસાઓનું જાડા વણાટનું કપડું.

**તાપણી**, સ્ત્રી૰ ઘાસ-સરોટાં કે પાતળાં લાકડાં-ઝેડનું બળતું તે; તાપવાને માટે જમીન પર સળગાવેલો દેવતા. (૨) દેવતા પડેલો-ભરેલો હોય એવી તાપવાની જગા, કે પાત્ર તે; સગડી.

**તાપણું**, ન૰ તાપણી. ભડકે બળે પણ અંગારા પડે નહિ એવો ભડકિયો દેવતા તે; ઝટ ઓલાઇ જાય તેવું ભડકાનું બળતું.

ઉ૦ ફ્રામજીસનું તાપણું અને જાંબુડાનો મહોર, એનો આવરદા બહુ ટુંકો; એ અર્થે વપરાય છે.

**તાપત્રય,** પું૦ [ સં. ] આધિ, વ્યાધિ અને ઉપાધિ, એ ત્રણ દુઃખ-સંતાપો તે. આધિ ભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક, એ ત્રણ આ સંસારમાં મોટાં દુઃખ ગણાય છે તે.

**તાપવું,** ક્રિ૦ અ૦ [ સં. तप्. ] દેવતા આગળ બેસીને ગરમ થવું; ટાઢ જવાને તપવું. (૨) ઉભા થવું; ગરમ થવું. (૩) ક્રિ૦ સ૦ તપ કરવું; દેહ દમીને વ્રતાદિક કરવાં. (૪) સંતાપવું; દુઃખદેવું; પીડવું.

**તાપસ,** પું૦ [ સં. ] તપ કરનારો; તપસ્વી; યોગી; વ્રતી.

**તાપિચ્છ,** ન૦ એક જાતની વનસ્પતિ; એક છોડવો; તમાલ. સંસ્કૃત કાવ્યોમાં એનાં વર્ણન આવે છે.

**તાપી,** સ્ત્રી૦ [ સં. ] સાતપુડા પર્વતમાંથી નીકળી સુરત જિલ્લામાં થઈ ખંભાતના અખાતને મળતી ગુજરાતની એક મોટી નદી. સુરત શહેર એના કિનારા ઉપર આવેલું છે. તાપી, હિંદની પવિત્ર નદીઓમાંની એક ગણાય છે. સંસ્કૃત પૌરાણિક ગ્રંથોમાં એનું માહાત્મ્ય વર્ણવેલું છે.

**તાપોટો,** પું૦ તાપનો જુસ્સો તે; સખત તાપની જે ભારે ગરમી તે; ધામ; કઢારો. (૨) તાપને લીધે થયેલો ફોલ્લો તે. સખત તાપ; ખરા મધ્યાહ્નના તડકાની ખૂબ ગરમ અસર તે.

**તાપોડિયું,** ન૦ તાપને લીધે થયેલું ગુમડું તે; ગરમી-ધામને લીધે થતો ફોલ્લો. વૈશાખ વદિ અને જેઠમાં ઘણા કઢારાના તાપથી રુધિર ગરમ થઈ શરીર ઉપર જે ગડ ગુમડ થઈ આવે છે તે, તાપોડિયાં કહેવાય છે.

**તાબડતોબ,** અ૦ તરતને તરતજ; એકદમ-જલદી; સત્વર; જરા પણ વિલંબ વગર; હુકમ થતાંને વાર-તરત; ચપટી વગાડતાં વાંતઃ-ખબર આવી કે તાબડતોબ તૈયારી કરી.

**તાબુત,** ન૦ ( अ. ) તાબૂત; મહમદ પેગંબર સાહેબની દીકરીની દીકરીના દીકરા હસન અને હુસેન લડાઈ લડતાં વીર મરણે મરી ગયા હતા તેમની યાદગીરીમાં મુસલમાન લોકો મહોરમ મહિનામાં જે કબર જેવા ઘાટ બનાવે છે તે; તાજિયો. ( ૨ ) મહોરમના શોક સ્મારક પહેલા અગિયાર દિવસો ( ૩ ) મોટું સુંદર પણ જીવ વગરનું હોય તે; પુતળા જેવું તે.-જેવું=વિ૦ જડ; ચૈતન્ય રહિત; ભડકેલું; દિઙ્મૂઢ થઈ ગયેલું હોય એવું.

**તાબે,** અ૦ ( अ. , કબજે; વશ; સર; કોઇની સત્તામાં હોય તેમ; અમલમાં; સત્તા તળે. ક્રિ૦ પ્ર૦ તાબે થવું=વશ થવું; આજ્ઞામાં રહેવું.

**તાબેદાર,** વિ૦ તાબામાં હોય તેવું; હાથ-સત્તા નીચેનું; અધીન. ( ૨ ) ઉતરતા દરજ્જાનું; હુકમમાં-સત્તામાં રહેનાર (૩) પરાધીન; પોતાની મરજી પ્રમાણે નહિ વર્તી શકનાર. (૪) હજુરી.

**તાબેદારી,** સ્ત્રી૦ બીજાના તાબામા હોઇએ એવી જે હાલત તે; પરાધીનતા; પરતંત્રતા. ( ૨ ) બીજાની સત્તા નીચે રહીને કામકાજ કરવું તે; નોકરી; સેવા ધર્મ તે; કોઇના અમલ-હુકમમાં રહીને તે બતાવે-વર્તાવે તે પ્રમાણે વર્તવાની જે હાલત તે.

**તાબો,** પું૦ [ अतबअ. ] કબજો; હવાલો; ધલાકો; અધિકાર; ભોગવટો. સ્વાયત્તતા. તાબાનું માણસ=કબજાનું માણસ, નોકર-સેવક વશ હોય તે.

વાનો ધંધો કરનારો તે. અમદાવાદ, સુરત, પેંઠ અને કાશી વગેરે મોટાં શહેરોમાં કસબ તૈયાર કરનારા તારકસોની વસ્તી પુષ્કળ છે.

**તારક્ષ,** પું૦ ( સં. ) ગરુડ.

**તારણ,** ન૦ [ સં. તૃ ] મુક્તિ; છુટકારો; રક્ષણ; તારવું તે. ( ૨ ) તારવી કાઢેલું જે તે. ( ૩ ) જે પાણીમાં અમુક ચીજ તારવવામાં આવેલી હોય તે પાણી. (૪) સટ્ટા વગેરે ધંધો કરનારાઓને વાયદા વખતે ખોટ જાય તો પુરી કરવા માટે આગળથી જે નાણાં અનામત રાખવાં પડે છે તે. નફો કે ખોટનો હિસાબ કરતાં જે નાણાં બચતાં હોય તે.

**તારતમ્ય,** ન૦ [ સં. ] ભાવાર્થ; મુદ્દો; સારાંશ. [ ૨ ] તફાવત; ફેર; ઓછુંવત્તું.

**તારપછી,** અ૦ ત્યારપછી; તે બાદ.

**તારવવું,** ક્રિ૦ સ૦ [ સં. તૃ ] એક ચીજ બીજી સંમિશ્ર ચીજોમાંથી ઉપર આણી જુદી કાઢી દેખાડવી; ખાતાંવાર જમે ઉધારનો આંકડો નક્કી કરવો; એકાદી ચીજ બીજામાંથી તારવી જુદી પાડવી. [ ૨ ] દબાઈ ગયેલી ચીજને ઉંચી આણવી. ( ૩ ) પાણીમા તરતી લેવું. ( ૪ ) નફો તોટો કાઢવો. ( ૫ ) ઉપર ઉપરથી લઈ લેવું.

**તારવું,** ક્રિ૦ સ૦ ( સં. તૃ ) તરીને પાર જાય એમ કરવું; પાર ઉતારવું; પાપ; દુઃખ, મુસ્કેલી વગેરેમાંથી મુક્ત કરવું; જ્ઞાન બોધથી સંસારમાંથી મુક્તિ અપાવવી; ઉદ્ધારવું; પડી ગયેલી હાલતમાંથી ઉચ્ચ હાલતમાં આણવું. પિતૃઓની મુક્તિ થાય તેમ કરવું. બચાવવું; રક્ષણ કરવું.

**તારા,** પું૦ તારો; આકાશમાં દેખાતું ગ્રહ મંડળ ( સમુદાય રૂપે. ) ગ્રહો, નક્ષત્રો વગેરે:–તારા મંડળ. ( ૨ ) ચકચકતી ગોળ ચકતીઓ, ટીપકીઓ:–તારા ટીપકી. ( ૩ ) આંખની કીકી; આંખમાંની ગોળ તેજસ્વી તખતી તે. ના૦ વાળી વાનરની સ્ત્રી, અંગદની માતા. સત્યવાદી હરિશ્ચંદ્ર રાજાની રાણી. દેવોના ગુરુ બૃહસ્પતિની સ્ત્રી. એને ચંદ્ર હરી ગયો હતો ને તેનાથી તારાને બુધ નામે પુત્ર થયો હતો, જે ચંદ્રવંશી રાજાઓનો આદિ પુરુષ ગણાય છે.

**તારાજ,** અ૦ ( વિ૦ ) [ फा. ] બળીને ભસ્મ થઇ ગયેલું હોય–નામ નિશાન પણ રહેલું ન હોય એમ; પાયમાલ; ફના; લાસ; જમીનદોસ્ત; નષ્ટપ્રાય:–બેગમપુરા આગમાં તારાજ થઇ ગયું. ખરાબેહાલ.

**તારાટપકી,** સ્ત્રી૦ તારાની માફક ચકચક થાય એવી નાની ઓપેલી ધાતુની ચકતીઓ તે; કસબમાં વપરાતા સોનેરી રૂપેરી તારા.

**તારાપીડ,** પું૦ [ સં. ] ચંદ્રમા. ( ૨ ) કાશ્મીરનો એક રાજા. ( ૩ ) બાણભટ્ટ કૃત કાદમ્બરી કથાના નાયકનો પિતા.

**તારામંડળ,** ન૦ [ સં. ] તારા–ગ્રહોનો જે સમુચ્ચય તે; ગ્રહ મંડળ. જેની અંદર ઝીણા તારા જેવા ચકચકિત પરમાણુઓ તેજને લીધે ચળકતા દેખાય છે એવા ઘણી જાતના અકીક પત્થરોમાંનો એક પત્થર; લાલ ભુંખરા રંગનો ને અંદરના તેજદાર પરમાણુઓને લીધે તારા મંડળ જેવો લાગતો પત્થર–અકીક. આની સ્ત્રીઓને હાથે પહેરવાની બંગડીઓ; વિંટીઓ; નંગ, અને રમકડાં વગેરે થાય છે:–તારામંડળની બંગડીઓ.

**તારામૈત્રક,** ન૦ [ સં. ] ઓચિંતી આંખે આંખ મળતાં ઉત્પન્ન થયેલી પ્રીતિ–મોહ–પ્રેમની મૈત્રી તે; આંખે આંખ મળતાં ઉપજેલી અન્યોન્ય પ્રતિ સ્નેહની ઇચ્છા તે.

એવી જે દેખાડવાની જુક્તિ તે. (૩) બહાનું; નિમિત્ત.

**તાલમેલિયું,** વિ૦ તાલમેલ—ઉપર ઉપરની અચ્છી યુક્તિઓ—ગોઠવણો અને પ્રસંગને અનુસરતો ઢોંગસોંગ કરી જાણનાર તે; ખંધું; ઉપર ઉપરથી સારૂં દેખાડી ધામધુમ કરી પોતાનું કામ કાઢી લેનાર.

**તાલવ્ય,** વિ૦ ( સં. ) તાળવાનું; તાળવા સંબંધી; જેનો ઉચ્ચાર તાળવે જીભ અડકીને થતો હોય એવું. અક્ષરો—ઇ. ચ વર્ગ ય ને શ તાલવ્ય કહેવાય છે.

**તાલાવેલી,** સ્ત્રી૦ ક્યારે મળાય અને કેમ થાય, એવી જે અતિ આતુરતા તે; ઔત્સુક્યની જે અતિશયતા તે; જીવનું તલપાપડ થવું તે; ચટપટી. ઉ૦ તાલાવેલી લાગી છે તમમાં બિહારીલાલ. ( ૨ ) ગભરાટ; ઉદ્વેગ.

**તાલીમ,** સ્ત્રી૦ [ फा. ] શારીરિક કેળવણી; તરતીબ, લશ્કરી સિપાઇઓને જે શારીરીક અને લડાઇને લગતું વ્યાવહારિક જ્ઞાન આપવામાં આવે છે તે; કવાયત. ( ૨ ) હુન્નરકળા, નાચ ગાયન અને ઉદ્યોગ વગેરે ધંધાને લગતું જે વ્યાવહારિક શિક્ષણ તે; કારીગર કે ધંધાદારીના હાથ નજે રહીને લેવાતું જે પ્રાથમિક જ્ઞાન—શિક્ષણ તે. શિક્ષા; બોધ; કેળવણી. ( ૩ ) કસરત કરવાનું ઠેકાણું; અખાડો. ક્રિ૦ પ્ર૦ તાલીમ આપવી=અમુક કળા અથવા ધંધાનું શિક્ષણ આપવું; પાવરધું કરવું. તાલીમ લેવી=શિક્ષણ લેવું; અનુભવ લેવો.

**તાલીમબાજ,** વિ૦ કસરત લેનારો; કસરતી. ( ૨ ) ધૂર્ત્ત; ઉંધું ચતું સમજાવીને કામ કાઢી લેનાર; ખેલાડી; ઠગ.

**તાલીમબાજી,** સ્ત્રી૦ યુક્તિથી અને કંઇક ધૂર્તતાથી કામ કાઢી લેવાની કળા; ધૂર્તપણું; ઠગબાજી; થાપ દેવાની યુક્તિ તે. આડું અવળું સમજાવી, ધૂર્તતા કરીને કામ સાધી લેવું તે.:—અહિં તારી તાલીમબાજી ચાલવાની નથી.

**તાલુ,** ન૦ ( સં. तालु ) તાળવું; મોંની બખોલમાંનો ઉપલો ભાગ.

**તાલુકદાર,** પું૦ જેના કબજામાં થોડાંક ગામ કે વાંટા હોય એવો ગરાશિયો; એક નાના ગામ ગરાસનો ધણી; રાજા. ( ૨ ) ગામ અથવા તાલુકાનો વહીવટ કરનાર સરકારી અમલદાર; ગામનો મુખી—રાજા. આગલા વખતમાં જમાબંધી માથે લેનાર ઇજારદારો હતા, તેઓ વખત જતાં તાલુકાના ધણી થઇ પડતા, તેવા ઇજારદારોમાંનો અકેક તે.

**તાલુકદારી,** સ્ત્રી૦ તાલુકાનો વહીવટ કરવાનું જે કામ તે; તાલુકદાર તરીકે વહીવટ કરવો તે. ( ૨ ) તાલુકાની મહેસુલ—જમાબંધી વગેરેના ઇજારાનું કામકાજ. (૩) વિ૦ તાલુકદાર સંબંધી.

**તાલુકો,** પું૦ ( अ. ) જમાબંધી અને મહેસુલની ઉઘરાતની સગવડ માટે સરકારે દેશના જે નાના નાના ભાગ પાડેલા હોય છે તેમાંનો અકેક તે; પરગણું. ( ૨ ) સંબંધ; લાગતું વળગતું હોવું તે:—છુટી જમીન પણ સદરહુ મકાન સાથે તાલુકો રાખે છે. તાબો; કબજો.:—તે મારા તાલુકાનું છે.

**તાલે,** ન૦ ( अ. ) નશીબ; ભાગ્ય.

**તાલેમ,** જુ૦ તાલીમ.

**તાલેવર,** જુ૦ તાલેવંત.

**તાલેવંત,** વિ૦ પૈસાદાર, તવંગર; શ્રીમંત. (૨) નસીબદાર.

**તાલેવાન,** વિ૦ પૈસાદાર; ગૃહસ્થ

**તાવ,** પું૦ ( સં. ताप ) શરીરની અંદરની ગરમી કોઇ અંદરના વિકારથી વધી જઇ શરીર ઉનું—ગરમ, થવું તે; શરીરની

સાધારણ ગરમીનું વધવું તે; જ્વર; તાપ; બોખાર. તાવના જુદા જુદા ભેદ છે, જેવાકે—ટાઢિયો, એકાંતરિયો અને ચોથિયો, વગેરે. ક્રિ૰ પ્ર૰ તાવ આવવો—શરીર ગરમ થવું. (૨) નહિ ગમવું; નહિ ગોઠવું. (૨) તપાવવું તે; તાપ દેવો તે એક તાવ. (ધાતુને) (૩) કામનો લાગો પહોંચે એક પૂરો કકડો. (૪) નીચા વળેલા મૂંછના આંકડા ઊંચા કે ચડાવી અભિમાન લેવું તે:—મૂંછે તાવ દેવો.

તાવડી, સ્ત્રી૰ રોટલા તળવા વગેરેના કામનું રાંધણીમાંનું એક લોખંડ કે ધાતુનું વાસણ; પેણી; કડાઈ; અર્ધ ગોળાકૃતિ પાત્ર; ઘડા વગેરેની આડી ઠીબ.

તાવડો, પું૰ મોટી તાવડી; પેણો; કડા. શેલડી, દૂધ વગેરે ઉકાળવાનું મોળના અરધા ભાગ જેવું મોટું વાસણ. મોટું કડાયું.

તાવણી, સ્ત્રી૰ (સં. तप्) તાવવું તે; તાપ આપીને શુદ્ધ કરવું તે; કકડાવવું તે; માંખણનું ઘી બનાવવાની ક્રિયા તે તાવવું તે; તાપ દેવો તે: તાપ દેવાની ક્રિયા.

તાવતરિયો, પું૰ તાવ અને તાવ જેવા રોગાદિક તે; રોગદોગ; અનારોગ્યતા; તાવ વગેરે તે:—બાઇનો તાવતરિયો જમે ગંગલી ઘોયણને લ્યો. એને કદીએ તાવતરિયો આવશે નહિ.

તાવદાન, ન૰ (फा.) ખુરસીના ઘાટની પાલખી. (૨) કાગળ પત્તર રાખવાની ખાનાંવાળી પેટી. તાવદાન પણ કહેવાય છે. (૩) બારીનો કાચ.

તાવરણું, વિ૰ તામસી; આકળા સ્વભાવનું.

તાવરસું, ન૰ પહેલી વારજ ખેડવામાં આવેલી જમીનનું પહેલું મહેસુલી વર્ષ. (૨) વિ૰ પહેલી ખેડનું (ખેતર.)

તાવવું, ક્રિ૰ સ૰ (સં. तप्) શુદ્ધ કરવાને ખૂબ ઊનું કરવું; તાપ દેવો; ધાતુના ઘાટ ઘડવાને તેને તપાવવી. (૨) ઢીલી ખોરાક ખાવું ભેગાએલો દોષ હો તે જોરને ખાવાના જુદી પાડવાને ગરમી આપવી તે (૩) ખરા ખોટાની પરીક્ષા કરવી; ધમકી આપવી; કસી જોવું; તાપ દઈ નાખી જોવું. (૪) કમજોર ઉપર ઉપર તપાસ કરવી; ખરૂં ખોટું ઠરાવવાને દમ દઈ જોવો.

તાવિત, વિ૰ (સં. तापित) તાવેલું જેની શુદ્ધિ અશુદ્ધિની—તપાવીને તપાસ કરેલી હોય એવું; શુદ્ધ; ચોખ્ખું. તાવિત નાણું.

તાવી, સ્ત્રી૰ નાનો તવો; લોઢી; ધાતુનું રોટલી શેકવાનું કલેડું.

તાવીજ, ન૰ (अ.) તાવીત; મંતરેલો દોષ ભૂત. પ્રેત, જાદુ કે રોગ પીડાને દૂર કરનારો તંત્ર. ભૂત પીડા, રોગ પીડા કે બીજી પીડાઓને દૂર કરવા તથા અવિશ્વમાં થનારી જાદુ વગેરેની અસરોને અટકાવવા માટે ભોજપત્ર વગેરે ઉપર મંત્ર કે આકૃતિઓ પાડેલી ચીઠી-ચીજ તે; માદળિયું વગેરે પહેરવામાં આવે છે તે.

તાવીત, જુ૰ તાવીજ.

તાવેથો, પું૰ લોઢાનું કે બીજી ધાતુનું તવીમાંથી રોટલો ઉખાડવાનું હાથેળી જેવા ચાપવાવાળું રાંધણીનું એક ઓજાર; તાબેથો; એક છેડા ચોરસ હોય એવું પાતળા પાનાવાળું અને પાના આગળ ધાતુના સળિયા જેવા હાથાવાળું વતરણું. (૨) ચામડી ઉપર દાઝયા જેવા ડાઘ તે; ચાંદો, ચમોટો.

તાશેરો, પું૰ તાસીરો; તાસ; ઘાટ; તામ.

તાસ, પું૰ [अ] તાસક જેવી કાંસાની ઘડિયાળ; ઝાલર. (૨) કલાક; અઢી ઘડી જેટલો વખત. (૩) છોલ; છોલની ઝળકી; ઘસી કે કાપીને આપેલો ઓપ; ચળ·

કાટ; લખોટીને આણેલો ઓપ; ઓપ-વાળો કસબ.:-તાસની બંગડી. તાસની ( કસબની ) સાડી. (૪) લહેઝત; સ્વાદ; મઝા; રંગ. ઉ૦ અખા ! તો જ દિસે આતમા, જા નાવે રસના તાસમાં. (૫) એક જાતનું કપડું; તાસતો. ઉ૦ પાંચ વસ્ત્રના પંચવીસ વાધા, ચાર ચોકડી તાસ વહુજી ! મોમેરૂં.

**તાસક,** સ્ત્રી૦ ધાતુના પતરાની છાછરી થાળી; તાટ; મોટી તબકડી. (૨) તપેલી પર ઢાંક-વાનું પતરાનું વાસણ; છીબું. ( ૩ ) ચા પીવાની તબકડી. (૪) ચિત્ર અથવા ભાત વાળી પાન ગુલાબ મૂકવાની સુંદર પહોળી અને ઉતળી બનાવટ.

**તાસકડી,** સ્ત્રી૦ નાની તાસક.

**તાસકી,** સ્ત્રી૦ તબકડી.

**તાસતો,** પું૦ એક જાતનું રેશમી કે સુતરનું કપડું; તાસ્તો.

**તાસીર,** સ્ત્રી૦ [ અ ] આકાર; ઘાટ. (૨) છાપ; પ્રતિબિંબ; તરેહ; સિકલ; છાયારૂપ.:- હુકમે તાસીર ને સોબતે અસર. (૩) સ્વાદ ઉપજે એવી જમાવટ; સુસંગતા; મઝા; લહેઝત. ( રસોઈ વગેરેની )

**તાસીરો,** પું૦ તાસીર; તાલ; ઘાટ; મઝા; લહેઝત.:-બધો બહુ સારો તાસીરો આ-વ્યો છે.

**તાસું,** ન૦ [ અ ] તાસક કે પેણી જેવા ધાતુના વાસણને મોંએ તંગ ચામડું મઢી લઈને બનાવેલું એક જાતનું નગારૂં; જાડા દંડુકાથી નહિ પરંતુ પાતળી સોટીઓથી પેટ ઉપર રાખીને વગાડવાનું વાજું; તાસ ઉપર ચઢેલા ચામડાનું વાજું. ' તાસાં ' એમ બહુ વચને બહુધા બોલાય છે.:- . તાસાં સરણેઓ. (૨) સ૦ તેને.

**તાળ,** સ્ત્રી [ સં. તાલ ] ગાયનમાં, રાગ વધ-રેમાં અમુક સ્વર ઉપર ભાર દેવાને કે યતિ બતાવવાને જે તાળી કે ઠેકો દેવા-આપવામાં આવે છે તે; તાલ. (૨) તાલ લેવાની ઝાંઝ; તાલ આપવાનું હાથનાં આંગળાંમાં ઘાલી વગાડવાનું નાનું વાજું તે. (૩) કાંસાની નાની જાડી તાલમાં ખડ ખડાવવાની છાલીઓ તે. ઉ૦ તાળ બજાવે ને નાચે નરસૈંયો.

**તાળવું,** ન૦ [ સં. તાલુ ] મોંની બખો-લનો ઉપલો ભાગ. (૨) માથાના ગોળાનો છેક ઉપલો ભાગ; ખોપરી. કહે૦ તાળવે ગોળ લગાડવો=લાલચ બતાવવી.

**તાળાકુંચી,** સ્ત્રી૦ તાળુ ને કુંચી બેઉ તે. (૨) ભાગ્યનો પડદો. ક્રિ૦ પ્ર૦ તાળાકુંચી કરવી=ખૂબ સંભાળી-ચોકસી કરવી; સં-ભાળી-બરોબર બંધ કરવુ તે.:-તમે તમારાં તાળાકુંચી કરીને જજો. (૩) કોઇ વસ્તુ ને સુરક્ષિત રાખવાનું ઠેકાણું, સંચ, પેટી, તિજોરી વગેરે તે:-તમે તમારું જવાહીર તાળાકુંચીમાં ઘાલીને જજો. અર્થાત્ સુર-ક્ષિત રહે એવે ઠેકાણે મૂકીને.

**તાળી,** સ્ત્રી૦ [ સં. તાલ ] બે હાથેળીઓને એક બીજી સાથે અફાળવાથી થતો જે અવાજ તે; તાલ. ગાયન ગાતાં જે તાળ લેવાની તે બે હાથને એક બીજા ઉપર મારીને લેવામાં આવે છે. તાળ તરીકે આનંદના જયઘોષ તરીકે તાળી પાડવામાં આવે છે. વધાવી લેવાને અથવા ઉત્સાહ-ઉત્તેજન આપવાને પણ તાળી પાડવામાં આવે છે. નવરાત્રીમાં-મંગળ પ્રસંગે સ્ત્રી-ઓ ને કદિ પુરુષો ગોળ ફરતાં ને તાળી પાડતાં ગરબી-ગરબા ગાય છે. રૂ૦ પ્ર૦ તાળી પડવી=કે બોલાવવી; ફજેતી કરવી; નાસીપાસી મળતાં પ્રેક્ષકોમાં મશ્કરી થવી. હાંસી થવી. તાળી પાડવી=હાંસી કરવી. (૨) ઉત્તેજન આપવું; જે બોલવી. તાળી આપવી=પોતાની હુંશિયારીના હર્ષમાં મિત્રના

હાથમાં હાથ મારી આનંદ અભિમાન લેવું. (૨) બીજાને હસવું. (૩) ટેકો આપવો. તાળી લેવી=બીજાની વિરુદ્ધ પક્ષની હારના આનંદની ખુશાલીથી મલકાવુંને મશ્કરી કરવી. તાળીવાગવી=ગરબા ગવાવા. ૬૦ એકલડાં કયમ રહેવાય ? વાગે તાળી રે.

**તાળુ**, ન૦ ( સં. तालु ) તાળવું.

**તાળું**, ન૦ ( સં. तालक ) ઘરનાં કે પેટી પટારાનાં બારણાં બીજાથી ઉઘાડી ન શકાય તે માટે લગાડવામાં આવતી ધાતુ લોખંડની કળ તે; દ્વાર યંત્ર; કુંચી-ચાવી વગર બારણું ઉઘડી શકે નહિ એવી બારણાને દેવામાં આવતી લોઢાની એક બનાવટ. (૨) ઉઘડે નહિ એવું જે યંત્ર તે; બંધ રહેવું, નહિ ઉઘડવું તે. મર્યાદ; શરમ-આંખને મોઢે તાળુ છે. ક્રિ૦ પ્ર૦ તાળું મારવું=ઉઘડે નહિ એવી કળ લગાડવી; બંધ કરવું; તાળુ દેવું. તાળુ દેવાવું=બંધ/પડી જવું; ઉછેદિયું થવું; કુટુંબ-વંશ પરંપરા ચાલતી બંધ પડી જવી, નસંતાન જવું. બોલવાનું બંધ થઇ જવું. પુરું થવું; બાઝ્ય ફરી વળવું. તાળું ભાગવું=જોર જુલમથી-બળ જોરીથી કામ કરવું; ચોરી કરવાને ઘર ફોડવું.

**તાળો**, પું૦ ટાળો; હિસાબ ખરો છે કે ખોટો, તે જાણવાની યુક્તિ; સામસામી બે બાબતોનું એક બીજા સાથે બરોબર મળતાપણું તે; મેળ; સાબીતી; પ્રમાણ; દાખલો. (૨) જોગ; સંયોગ. (૩) આનુકૂલ્ય. ક્રિ૦ પ્ર૦ તાળો મેળવવો=બન્ને બાજુનો સરવાળો એક સરખો આવી રહે એમ કરવું; મેળ મેળવવો. જોગ સાધવો. વરવધૂના ગ્રહોનું આનુકૂલ્ય તે.

**તાળોટો**, પું૦ ટાળોટો; જોરથી બે હાથની હાથેલીઓ એક એક ઉપર અફાળી મોટો અવાજ કરવો તે; તાળીથી મોટો અવાજ તે; મોટી તાળી તે. ક્રિ૦ પ્ર૦ તાળોટા પાડવા=આમાની મજાક કરી હસવું-ખખાળવું તે; હાંસી કરવી; ફજેતી કરવી.

**તાં**, અ૦ ત્યાં; તે ઠેકાણે.

**તાંડવ**, [ સં. ] પુરૂષનું ઉદ્ધત નૃત્ય; શિવનો નાચ; પુરૂષનું જોરથી નાચવું ખેલવું તે; તંડુ મુનિએ શોધી કહેલું નૃત્ય.

**તાંત**, સ્ત્રી૦ બકરાંની પાતળી ચામડીની રસી-દોરી તે; પાતળો રગ-નાડી જેવો ત્વચાનો તૂટે નહિ એવો લાંબો તંતુ તે. કામઠાની પણછ, રેંટિયાની માળ અને મોટે ભાગે પિંજણની દોરી તરીકે વપરાય છે. તાંણવાથી તૂટે નહિ એવું ચીકણું-ચીવટ જે તે. (૨) હીરા વગેરે નંગથી જડાવ દાગીનો. રણ. વાવાભાઈ. રૂ૦ પ્ર૦ તાંત જેવું =ખૂબ ચીકણું; તાણતાં લાંબું થાય પણ તૂટે નહિ એવું. એકતાંત થવું=મળીજવું; સંપીજવું; એકમેકમાં ભળીજવું. કહે૦ તાંતતૂટવી=આશા-તંતુ તૂટીજવો. કુસંપ થવો, ભેદપડવો.

**તાંતણો**, પું૦ [ સં. तन्तु ] સુતર રેશમ વગેરેનો નાનો તાર તે; તંતુ; દોરો; દોરડો; સુતર. (૨) રેસો; વનસ્પતિની છાલનો લાંબો તાર. (૩) જનોઈ.:-કોટે તાંતણો નાંખ્યો એટલે કંઇ બ્રાહ્મણ થવાયું ? કહે૦ તાંતણો છે તે તોડી નંખાય ?=જીવન કંઇ તાંતણા જેવું સહેજ નાશ કરાય એવું નથી. તાંતણે જીવ ટંગાવો=હમણાં શું થશે ને શું નહિ ? એવી ફિકરમાં રહેવું; ઉચાટ થવો.

**તાંતરડી**, સ્ત્રી૦ પાતળો ઝીણો લાંબો તાંતણો તે; ખેંચાઇ ખેંચાઇને સૂક્ષ્મ થઇ ગયેલો તાર. (૨) તરવાઈ ગયેલું હોય એવું તે; નાજુક બાંધાનું; કૃશ.

**તાંતરવું**, ક્રિ૦ સ૦ આડાઅવળા આમ તેમ તાંતણા નાંખવા; તંતુજાળથી ગુંચવવું.

(૨) મંત્રતંત્રાદિકથી ભમાંવવું; તંત્રવિદ્યાવડે વશકરવું; તંતરવું.

**તાંતેડી,** સ્ત્રી૦ તાંતરડી; તાંતણાનો ખેંચતાં પાતળો થવા છતાં પણ તૂટે નહિ એવો જે ચીવટ તંતુ તે. વાધરડી. કૃશ શરીર વાળું તે.

**તાંતો,** પું૦ તાંતણો; તાર; દોરો; તંતુ. (૨) પંક્તિ; હાર; લહાર.

**તાંત્રિક,** પું૦ ( સં. ) તંત્રશાસ્ત્રવેત્તા; મંત્રતંત્રાદિક જાણનારો.

**તાંદળજો,** પું૦ લીલાં ટુંકાં લંબગોળ પાનની એક ભાજી-શાક. ઉ૦ તાંદળજાની ભાજી ને મહિં ઝાઝું મીઠું રે. આ ભાજી રેચક અને દોષઘ્ન ગણાય છે.

**તાંદળા,** પું૦ [ સં. तण्डुल ] સામો, કાંગ ને બીજાં ખડ ધાન્યને ખાડતાં છોડાં ઉખડી જઈ નીકળેલા જે ચોખ્ખા કણ તે; ચોખા (૨) ભરડેલાં મરીની ફૂડસો, કોદરી; ચોખ્ખો સામો તે. રૂ૦ પ્ર૦ તરીનાંદળા=ચોખા ને તરિયા જેવું; જુદેજુદું.

**તાંદુલ,** પું૦ ( સં. तंडुल ) તાંદળા; ચોખા; ડાંગેરને ખાંડતાં જે કણ નીકળે છે તે

**તાંબડ,** ન૦ તાંબા પીતળનું દેવસેવાનું વાસણ; તરભાણું (૨) તાંબાની બનાવટ તે.

**તાંબડ,** વિ૦ તાંબાના રંગનું; લાલ; સહેજ રાતું.

**તાંબડી,** સ્ત્રી૦ તામડી; તાંબાનું પહોળા મોનું પાણીપાત્ર; વટલોઇ. ક્રિ૦ પ્ર૦ તાંબડી ફેરવવી=ભીખ માગવી; વટલોઇ ફેરવવી. ( ૨ ) વટલોઇએ ઘી પીરસવું.

**તાંબડો,** પું૦ ઘડાથી મોટું પાણી ભરવાનું વાસણ; દેગડો; હાંડો.

**તાંબાકુંડી,** સ્ત્રી૦ તાંબા પીતળનું બેસણી વાળું ઉંડું પાણી કાઢવાનું વાસણ; તાંબાનું તગારું:-તાંબાકુંડી તે નવાણુ સોહામણી, માંહિં ભરિયાં રે ગંગાનાં નીર, સાહેલીનો.

**તાંબિયો,** પું૦ તાંબાનો લોટો; તાંબાનું પાણી પાત્ર. ( ૨ ) કાંસિયો; વાડકો; મોટી વાડકી. ( ૩ ) તાંબાનો સિક્કો; પૈસો.:-મોટી મિલકતમાંથી એને એક તાંબિયોએ મળવાનો નથી.

**તાંબું,** ન૦ ( સં. ताम्र. ) આછા રાતા રંગની એક અસલ ધાતુ; તામ્ર; ત્રાંબું. એમ કહેવાય છે કે લોઢાની પણ પહેલાં તાંબું શોધી કાઢવામાં આવ્યું હતું. તાંબું ને કલાઇના મિશ્રણમાંથી વાસણો ને હથિયારો બનતાં. ઇંગ્લાંડથી તાંબું ને તાંબાની બનાવટો આવવા માંડી તે પહેલાં હિંદુસ્તાનના દરેક ભાગમાં તાંબાની ખાણો ને તેને શુદ્ધ કરવાની ક્રિયાઓ ચાલતી હતી. હાલ હિંદુસ્તાનને તાંબા માટે બીજા દેશો ઉપર આધાર રાખવો પડે એવી સ્થિતિ છે. રજપુતાના અને બીજે કેટલેક ઠેકાણે હજી તે કાઢવામાં આવે છે. પીતળ, જર્મન સિલ્વર અને કાંસું, તાંબાને જસત અને કલાઇ સાથે મેળવવાથી થાય છે. ક્રિ૦ પ્ર૦ તાંબુ ખાવું=વીર્યવાન-જુવાન બનવું. રૂ. પ્ર૦ તાંબાનો રૂપિયો=ખોટા રૂપિયા જેવું જે તે; બાહલી; લાંબો વખત ટકે નહિ એવું-આખરે ખોટું પડવાનું એવું તે તાંબાની તોલડી તેર વાનાં માગે=ઘર ચલાવવામાં ઘણી વસ્તુઓની જરૂર પડે છે.

**તાંબૂલ,** ન૦ ( સં. ) નાગર વેલનાં ખાવાનાં પાન તે. ( ૨ ) નાગરવેલના પાનની કાથો ચુનો સોપારી વગેરે નાંખીને વાળેલી બીડી-પટ્ટી તે.

**તાંબૂલી,** સ્ત્રી૦ ( સં. ) નાગરવેલ.

**તાંસળું,** ન૦ પેણી જેવો છાછરો કાંસાનો મોટો વાડકો; નાંસળી, પહોળી વાડકી;

તાંસિયો. ( ૨ ) રાંધેલું અન્ન ખાવા લેવાનું વાસણ; ભાણું; પીવા જેવું કે ચાટવા-સબડાવવા જેવું ખાવાનું ખાવાનું વાસણ. રૂ૦ પ્ર૦ તેરતાંસળી=જુદી જુદી ભાણા વ્યવહાર ન હોય એવી જાતિઓ તે; શંભુમેળો.

તાંસિયો, પું૦ કાંસિયો; વાડકો, તાસળું.

તાંહાં, અ૦ સા. કવિતામાં વપરાય છે.

તિકટ, સ્ત્રી૦ ટિકિટ; રજાચીઠી; પાસ.

તિકકડ, પું૦ જાડો બેડોળ રોટલો; ભાખરો; હાથવતે ટીપીને બનાવેલો રોટલો. ક્રિ૦ પ્ર૦ તિકડ ટીપવા=રોટલા કરવા, રાંધવું. એકલા પુરૂષે કંટાળાથી અને અનાવડથી જેમતેમ રાંધીખાવું.

તિકત, વિ૦ ( સં. ) તીખું; આકરું; ચામડી બળે એવું. ( ૨ ) ના૦ મરિયાં; મરી.

તિખાશ, સ્ત્રી૦ તિખાપણું; તીખું લગાડે એવો જે વસ્તુનો ગુણ તે; તીખું લાગવું તે. ( ૨ ) થોડું તીખું હોય તે ( ૩ ) સ્વભાવની જે ઉગ્રતા તે; આકરાપણું; સામાને આકરૂં લાગે એવું બોલવામાં આકળાપણું; જલદપણું.

તિગ્માંશુ, પુ૦ ( સં. ) ગરમ કિરણવાળો તે-સૂર્ય; સુરજ.

તિજોરર, પું૦ ( અ. ) જેના હવાલામાં નાણું રહેતાં હોય તે, કીલીદાર, ખજાનચી; જામદાર ભંડારી; તિજોરી જેના હાથમાં રહેલી હોય તે.

તિજોરી, સ્ત્રી૦ નાણાં રાખવાની જગા; ભંડાર, જામદારખાનું; કોષ; કોષાગાર (૨) રોકડ નાણું, દાગીના અને દસ્તાવેજ વગેરે કિંમતી વસ્તુઓ રાખવાની મજબુત -લોઢા ( લાકડાની ) પેટી. ( ૩ ) નાણું લેવા આપવા ને રાખવાનું સ્થાન, જગા તે -તિજોરીઓફિસ=નાણાં ખાતાની કચેરી. ( ૪ ) નગદ નાણાં -જ્યાં સરકારી તિજોરી રહેતી હોય ત્યાં આપણીએ માયા રાખવી.

તિતાલી, વિ૦ તડનડ સમજ્યું ન સમજ્યું બોલી દે એવું; તીખા સ્વભાવનું; છિછરું. ( ૨ ) ક્રોધી, ઝટ ગુસ્સે થઇ જાય એવા જલદ મિજાજનું. આમ તેમ ગમે તેવું બોલી દે અથવા કરે એવું; આકરા મિજાજનું.

તિતિક્ષા, સ્ત્રી૦ [ સં. ] ધીરજ; સબુરી; ખામોશ; ક્ષમાશીલતા; સહિષ્ણુતા.

તિત્તિર, ન૦ મરઘા કુકડાંના જેવું એક સીમક્ષેત્રવાસી પંખી; તેતર.

તિથિ, સ્ત્રી૦ ( સં. ) ચંદ્રની કળાઓની વધઘટના પ્રમાણે પંદરમા ભાગ, જેટલો જે કાળ તે; પખવાડિયાનો પંદરમો ભાગ. -તેના જેટલો સમય તે; ચંદ્રની ગતિને અનુસરતો દિવસ, રોજ તે; તારીખ; દહાડો; રોજ; એક દિવસ. ( ૨ ) મરણાદિકનો સાંવત્સરિક દિવસ; ઔર્ધ્વદૈહિક ક્રિયા કરવાને માટે ઠરાવેલો વ્યવહારમાં ચાલતો બારમાનો દિવસ તે; જે દિવસે સવત્સરી આવતી હોય તે દિવસ.:-એની તિથિ સાચવજો એટલે ઘણુ એ છે.

તિમિર, ન૦ ( સં. ) અંધારૂં; અધકાર ઉ૦ તિમિર હરણ કર્તા, આપ બે ખેલનારો. ( ૨ ) અજ્ઞાન. ( ૩ ) તમ્મર; દૃષ્ટિદોષ; આંખ આડે પડદા હોય અથવા મૃગજળ દેખાતાં હોય એવાં કુડાળાં વળવાં તે; સ્પષ્ટ નહિ દેખાવું તે; અધારાં.

તિમિંગલ, પું૦ ( સં. ) મોટું માછલું, મગરમચ્છ. ( ૨ ) મગધર.

તિરસ્કરિણી, સ્ત્રી૦ [ સં. ] પડદો; ચક; આડો અંતરપટ.

તિરસ્કાર, પુ૦ [ સં. ] તરછોડી તુચ્છ ગણી નાખવું તે; તુચ્છકાર; ધિક્કાર, અ-

નાદર, ફિટકાર. ક્રિ૦ પ્ર૦ તિરસ્કાર કરવો=તુચ્છકારવું; તરછોડી નાંખવું; તુચ્છકાર કરવો.

તિરસ્કૃત, વિ૦ ( સં. ) તિરસ્કારી કાઢેલું; તરછોડેલું; તુચ્છ ગણી કાઢી-નાંખેલું; તરછોડી નાંખેલું.

તિરસ્ક્રિયા, સ્ત્રી૦ ( સં. ) તિરસ્કાર કરવો તે; તિરસ્કાર; અનાદર.

તિરાહિત, જુઓ ત્રાહિત; પારકું.

તિરોધાન, ન૦ ( સં. ) અંતર્ધાન; દેખાતું બંધ થઈ જવું તે.

તિરોભાવ, પું૦ ( સં. ) અભાવ; નહિ હોવાપણું; અદૃશ્યતા.

તિરોહિત, વિ૦ અંતર્હિત; અદૃશ્ય રહેલું એવું.

તિર્યક્, વિ૦ ( સં. ) વાંકું; આડું; સીધું નહિ પણ વાંકવાળું

તિર્યંચ, ન૦ ( સં. ) પેટે ચાલનારાં હલકાં પ્રાણીઓ. (૨) પંખીઓ.

તિલ, પું૦ ( સં. ) તલ; જેમાંથી તેલ કાઢવામાં આવે છે તે બી; હવનનું ધાન્ય. તલના કણ ચપટા ને બહુ નાના હોવાને લીધે અલ્પત્વ બનાવવાને અર્થે વપરાય છેઃ-તિલમાત્ર=જરાક. તલ-તિલભાર=રજને છેક થોડું તે

તિલક, ન૦ [ સં. ] ધર્મ સંપ્રદાય દેખાડવાને તેના અનુયાયીઓ કપાળમાં ચંદનાદિકથી જે અમુક તરેહનું ચિહ્ન કરે છે તે; ટીલું; ત્રિપુંડ; ચાંલ્લો વગેરે. ઉ૦ તિલક કરતાં ત્રેપન થયાં ને જપ માળાનાં નાકાં ગયાં અખો. (૨) ભૂષણ રૂપ હોય એવું જે તે; વિભૂષણક; શોભાવનારો.:-રઘુકુળ તિલક રામચંદ્ર.

તિલકિયું, ન૦ તિલક કરવાનું બીબું; મુદ્રા. (૨) તિલક રાગ-ચંદન, કંકુ વગેરે ભિં-જાવી રાખવાનું પાત્ર; કંકાવટી. (૩) વિ૦ તિલક કરનારું.

તિલાટ, વિ૦ તિલક-રાજ્ય તિલકને યોગ્ય; પાટવી, વડું; મુખ્ય; મોટું. ( ૨ ) ગાદી વારસ વડો રાજકુંવર. (૩) પૂજ્ય; પહેલી પૂજાને યોગ્યઃ-તિલાટ મહારાજ; વડો, મોટો ગાદીનો વારસ.

તિલાણો, પું૦ કોમળ સ્વર જેમાં ઘણા આવે એવો એક રાગ.

તિહાં, અ૦ ત્યાં (કવિતામાં).

તી, સ૦ તેઃ-તી હારે. (૨) 'ત્રિ' નો અપભ્રંશ; ત્રણની સંખ્યા બતાવે છે.. .

તીકમ, પું૦ ( સં. ત્રીવિક્રમ ) શ્રી કૃષ્ણ--તીકમજીનું મંદિર. ઉ૦ તીકમજી તેતવામાં રહેજો. (૨) મુંદરની-હાથાની બન્ને બાજુએ પાનાં કાઢેલાં હોય એવી જમીન વગેરે ખોદવાની કોદાળી; એંડવો.

તીક્ષ્ણ, વિ૦ [સં.] તરત લાગી જાય એવું; ખૂબ બારીક ધારનું; છેદવા-કાપવાની શક્તિ વિશેષ હોય એવું; સહેજમાં કાપી નાંખે એવી આકરી અણી અથવા ધારવાળું તે.:-તીક્ષ્ણ આયુધ, તીખું; આકરું; કડક. (૨) તરત સમજી જાય એવી બુદ્ધિનું; સુબુદ્ધિ; ચપળ; ચાલાક. (૩) ઉગ્ર; તેજ; તરત અસર થાય એવું; આકળું; આળસ વગરનું; ઝડપી, તિગ્મ; છેદક;લાગણી દુખવે એવુંઃ-તીક્ષ્ણ વચન.

તીખટ, વિ૦ તીખું; તિખાશ ઉપર હોય એવું.

તીખાં, ન૦ મરી. બહુવચને વપરાય છે.

તીખું, વિ૦ [ સં. તીક્ષ્ણ ] જીભ કે ચામડી પર ચરચરાટ ઉત્પન્ન કરે એવું; તિગ્મ. (૨) ગરમ લોહી-મિજાજનું; ઉગ્ર; આકળું. (૩) જલદ; તેજદાર; પાણીવાળું:-તીખો ઘોડો. આકરું; ગરમ; તનનાટવાળું. (૪) ના૦ ખૂબ લોઢું; પેનાદ;

ધારવાળાં હથિયાર બનાવવાનું લોઢું. તીખુંતમ=બહુ તીખું. તીખુંતમતમું=ખુબ તીખું લાગે એવું; ગરમાગરમ. તીખું આગ=આગ જેવું ગરમ તે ઝટ ઉશ્કેરાઇ જાય-તપી જાય એવું:-તીખા સ્વભાવનો માણસ.

**તીજ**, સ્ત્રી૦ [ સં. તૃતીયા ] પખવાડિયાનો ત્રીજો દિવસ તે; ત્રીજી તિથિ:-અખાતીજ. અણપૂછ્યાં મહુરત તે તેરસ ને તીજ.

**તીજું**, વિ૦ ક્રમે ત્રણ ઉપરનું; ત્રણ એ સંખ્યાનો ક્રમ બતાવે છે; ત્રીજું.

**તીટ**, ન૦ કાજળ; મેશ:-તીટનું ટપકું.

**તીડ**, ન૦ વનસ્પતિ અને પાકનો નાશ કરનારાં તીતીઘોડાની જાતનાં ઉડતાં જીવડાં. બહુવચને વપરાય છે. આ જીવડાં એક મોટી આફત જેવાં ગણાય છે, કારણ કે તે એટલી મોટી સંખ્યામાં ઉત્પન્ન થાય છે કે કોઇ કોઇવાર મોટા પ્રાંતોના પ્રાંતો પાક અને વનસ્પતિ ખાઇ જઇ તેઓ ઉજ્જડ કરી નાંખે છે. તીડની માદા રેતાળ જમીનમાં દર પાડી રોજ પચાસથી સો ઇંડાં મૂકે છે અને એક મહીનામાં તે પુખ્ત ઉમ્મરે પહોંચે છે. અસંખ્ય જીવ એકઠા થતાં ખોરાકને માટે ઉડવા માંડે છે. મોટાં વાદળાં જેવાં તેનાં ટોળાં આકાશને ઢાંકી દે છે અને જ્યાં વનસ્પતિ અને પાક દેખે છે ત્યાં ઉતરી પડે છે. એક મજબુત મોટું ઝાડ તેની ઉપર પડેલાં તીડને ભારે ભાગી પડે છે અને જે ભાગમાં તે ઉતર્યાં હોય તે ભાગમાં એક લીલું પાંદડું કે પાકનો કણ પણ તેમનાથી બચવા પામતો નથી. ગરમ તેમજ ઠંડા મુલકોમાં બધેજ તે ઉતરી પડે છે. ઘણા પ્રાચીન કાળથી તીડો, એક મોટી આફત સમાન ગણાય છે. હિંદમાં વાયવ્ય સરહદ, રજપુતાના, સહારાદની તળેટીઓ અને બીજા રેતાળ પ્રદેશોમાં તીડો ઉત્પન્ન થાય છે. ઋતુનો વરસાદ થઇ રેતી ભિંજાઇ છે એટલે તીડની માદાઓ તેમાં ઇંડા મૂકે છે. એક મહીનામાં તે પુખ્ત થાય છે અને આસપાસની વનસ્પતિ ખાઇ વળી ફરીને ઇંડાં મૂકે છે અને તે જીવ મોટા થાય ત્યાર સોરો-પાક તૈયાર થાય છે એટલે તેઓ મોટાં ટોળાંમાં તેની ઉપર તુટી પડે છે. એક દિનસમાં ૩૬ માઇલ લગી તે ઉડે છે. હિંદુસ્તાન, ચીન મિસર અને આફ્રિકામાં વારંવાર તેઓ પાકનો ઘાણ કાઢી નાંખે છે. જેવા ઝપાટે તે ઉત્પન્ન થાય છે તેવાજ ઝપાટાબંધ મરી જાય છે અને તેમનાં 'કહોતાં ખોખાથી હવા' બગડી ઉજ્જડ થયેલો દેશ પાછો મરકી જેવા રોગમાં ફસાય છે.

અગણિત સંખ્યાને લીધે અત્યંતતા બતાવવાને 'તીડનાં ટોળાં' એમ કહેવાય છે,:-તીડનાં ટોળાંની માફક શત્રુનું દળ દેશ ઉપર ચઢી આવ્યું. તીડોનાં ખોખાંનો ખોરાક તરીકે પણ કેટલાક જંગલી લોકો ઉપયોગ કરે છે. તીડોને લીધે અનાજનો જ નહિ પણ વનસ્પતિ સુદ્ધાંનો નાશ થાય છે. હિંદ, સિરિયા, મિસર, ચીન અને યુરોપના પાકવાળા મુલકોમાં જ્યારે તે ઉતરી પડે છે ત્યારે ત્યાં ત્રાસ ત્રાસ થઈ રહે છે.

**તીણું**, વિ૦ ( સં. તીક્ષ્ણ ) બહુ ઝીણી છેદી-કાપી નાખે એવી અણી અથવા ધારવાળું; સૂક્ષ્મ આકરી ધારનું ( હથિયાર ):-આ છરીની ધાર તીણી છે. ઝીણું, પાતળું અને કાપવાની શક્તિવાળું તે. (૨) જાડું કે ભારે નહિ એવું છતાં તીવ્ર; આરપાર નીકળી જાય એવું; ઉંડે-સંભાળે જનું રહે એવું; ઝીણું ને લાંબુ:-તીણો અવાજ.

**તીતર,** ન० ( સં. तित्तिर ) ખેતરો-સીમમાં રહેતું પાંખવાળું પણ ભૂચર કુકડાની જાતનું એક પંખી; તેતર.

**તીતી,** સ્ત્રી० ચકલી.

**તીતીઘોડો,** પું० ઘાસ ઉપર થતું લાંબા પગ અને નાની પાંખવાળું એક જીવડું. તે આમ તેમ કૂદતું અને ક્વચિત થોડું ઉડતું ફરે છે. શલભ (૨) ચંચળ મનનું ને આમ તેમ ફર્યા કરતું માણસ; ઉતાવળિયો માણસ. તીતીઘોડા જેવું=ખાલી ધાંધલ કરનારૂં અને માલ વગરનું; અસ્થિર મનનું.

**તીન,** વિ० (हिं) ત્રણ રૂ० પ્ર० તીન પાંચ= પતરાજ; શેખી:-જો તીન પાંચ કરવા ગયો તો ગામડિયા લોક છડી નાંખશે.

**તીર,** પું० [સં.] ભાલા જેવું ફળું લગાડેલી ખરૂ અથવા સરકટની એક વાસ લાંબી સોટી કે જે ધનુષ્ય ઉપર ચઢાવી દૂર ફેંકાય છે; બાણ. (૨) નદી તળાવ વગેરે જળાશયનો કાંઠો; કિનારો. ઉ० તીરે ઉગ્યાં તરૂ કદંબકના પરાગે. જમનાંની તીરે મારો વહાલો. ( ૩ ) આડટેકી; વાંકીફાંટ. રૂ० પ્ર० પાંશરૂં તીર=તીર જેવું સીધું. કહે० વાગ્યો તો તીર નહિ તો તક્કો=કાર્ય થયું તો ઠીક અને ન થયું તોપણ ઠીક, યત્ન તો કરવોજ, એ અર્થે વપરાય છે.

**તીરકસ,** વિ० ખેંચેલા તીર જેવું વાંકું; વચમાં ખેંચીને ઘાલેલું-સીધું નહિ પણ ત્રાંસું તે; સીધી લીટીનું નહિ પણ કોણવાળું; વક્ર; આડું; કામઠામાં જેમ આડો તીર હોય તેમ રહેલું. (૨) ના० જાળિયું; આડી-વાંકી ઇંટો મૂકીને બનાવેલું નાનું જાળિયું. (૩) ગોળનો એકાદો ભાગ તે.

**તીરછું,** વિ० ( તીરસું-તીરસદૃશ ) તીરની માફક આડું રહેલું; વાંકું, કોણ પડતું; આડું; કતરાતું.

**તીરથ,** જુ० તીર્થ.

**તીરથવાસી,** વિ० (ના०) તીર્થમાં વાસ કરી રહેલ; વાનપ્રસ્થ. (૨) તીર્થયાત્રામાં ફરતું; તીર્થ કરનાર યાત્રાળુના અર્થમાં વપરાય છે. ઉ० ×× આવ્યા તીરથવાસી. હુંડી.

**તીરપાઈ,** સ્ત્રી० ત્રણ પાયાની બેસણી, ઘોડી; તિપાઈ; નાનું ગોળ ટેબલ-મેજ.

**તીરવો,** પું० બાણમાર્ગ; જ્યાંથી છૂટી જેટલે પડે તેની વચલો માર્ગ-પ્રમાણ-છેટું તે; શરમાર્ગ; બાણ જેટલે દૂર જઇ શકે તેટલો અંતરાળ તે; શર અંતરાળ.

**તીરંદાજ,** પું० (फा.) તીર જેટલે દૂર લગી જાય-વાગે એટલું જે અંતર તે. (૨) તીર મારવામાં બાહોશ હોય એવો જે માણસ તે; તીરથી નિશાન પાડનારો; જેને તીર મારતાં બહુ સારૂં આવડતું હોય તે; તીરંબાજ.

**તીરંબાજ,** પું० તીર મારવામાં અતિકુશળ એવો જે તે; તીરનો ખેલાડી; ધનુર્ધર; ધન્વી; કામઠાબાજ; તીરંદાજ.

**તીરંબાજી,** સ્ત્રી० તીર ખેલન; તીરથી નિશાન પાડવાની જે કળા-ચતુરાઈ તે; ધનુર્વિદ્યા. (૨) અમુક નિશાન માંડી તેને તીર મારવાની જે શરતની રમત તે; તીર મારતાં કેવાં આવડે છે તેની પરીક્ષાને લગતી જે કવાયત તે; નિશાનપર તીર મરાવવા તે. (૩) આગલા વખતમાં થતી એક ક્રૂર શિક્ષા. રાજદ્રોહ અથવા લોકદ્રોહના અપરાધીને વસ્તીવાળી જાહેર જગાએ જમીનમાં અરધો દાટવામાં આવતો ને પછી જેને તેને તેની ઉપર તીર મારવાનું ફરમાન થતું. તીરંબાજો ચારે તરફથી તીર મારી તેને વિંધી નાખતા ને અપરાધી રિબાઇ રિબાઇને મરણ પામતો. (૪) ચારે તરફથી ખુબ રગડવું-હેરાન કરવું તે. ક્રિ० પ્ર० તીરંબાજી કરવી=ચારે

તરફથી તીર મારી મારીને મારી નાંખવું. ખૂબ હેરાન કરવું. પંચ ઇંટાળી કરવી; કાયર કરવું.

**તીર્થ**, ન૦ ( સં. ) પુણ્યસ્થાન; ધર્મક્ષેત્ર; પાપ મુક્તિ થાય એવાં જે પવિત્ર સ્થળ તે; પુણ્યભૂમિ; દેવસ્થાનની જગાઓ. તીર્થ ત્રણ વિધનાં છે. ૧ જંગમ; ૨ માનસ; ૩ સ્થાવર. ( ૨ ) વિષ્ણુ-વિપ્ર પાદોદક. ક્રિ૦ પ્ર૦ તીર્થ કરવું=પાપથી છૂટવા માટે પુણ્યભૂમિમાં ફરવું. પવિત્ર નદીઓ ને જળાશયોમાં સ્નાન કરવાં તથા દેવસ્થાનોમાં દર્શન કરતા ફરવું. તીર્થ મુંડાવું=જ્યાં ઘટિત હોય ત્યાંજ તે કાર્ય થવું. (વ્યંગાર્થે) બીજે સ્થળે સુલભ હોય તે નહિ કરતાં અમુક જગાએ પરવશતાએ કરવું પડવું તે; સ્થાનપર-ગેરલાભે પણ કામ કરવાની ફરજ પડવી તે. તીર્થ રાજ=પ્રયાગ; જ્યાં ગંગા જમના ને સરસ્વતીનો સંગમ થાય છે તે સ્થાન. તીર્થોદક=તીર્થનું પવિત્ર જળ. ઉ૦ સોનાના ઘડુલા સદર્ભ ફુલ ને તીર્થોદકે પૂર્ણ છે.

**તીર્થયાત્રા**, સ્ત્રી૦ તીર્થોમાં ફરવું તે; પુણ્ય પવિત્ર દેવસ્થાનાદિક સ્થળો પ્રતિ પ્રવાસ કરવો તે; તીરથજાતરા; જાતરા. તીર્થગમન.

**તીર્થરૂપ**, વિ૦ તીર્થ સમાન-માબાપ, વડીલ વગેરે તે. બાપ;-તમારા તીર્થરૂપને પૂછીને જવાબ દેજો. ઉ૦ ગયુ ઓધવે ક્યાં તીરથરૂપ મોટા નિરખતાં, ઉ. રા. ચરિત. °સ્વરૂપ, વિ૦ તીર્થ સમાન. ગુરુજનને લગાડાતું વિશેષણ, પુણ્યસ્વરૂપ.

**તીર્થંકર**, પું૦ [ સં ] જૈન મતમાં મનાતો મોટો અવતારી આચાર્ય; જિન. (૨) તત્ત્વજ્ઞાની.

**તીવ્ર**, વિ૦ ( સં. ) તીક્ષ્ણ; તીખું ( ૨ ) અતિ ઉનું. (૩) દુઃસહ. (૪) કડુ, અદુજ કડવું-તીખું, આકરૂં. (૫) કઠણ; ગરમ, તેજ, ઉતાવળું.

**તીવ્રતા**, સ્ત્રી૦ (સં.) તીક્ષ્ણતા. (૨) ગરમી; ઉષ્ણતા. ( ૩ ) આકરાપણું. (૫) ઉતાવળ. (૫) દુઃસહતા.

**તીસ**, વિ૦ ત્રીસ; ત્રણ વાર દશ તે; પચીસ ને પાંચ (૨) તેનું.

**તીસમારખા**, વિ૦ જોહુકમી કરનાર; જહેલ; ગરમ મિજાજી. ( ૨ ) બડાઇખોર; ફુલણજી.

**તુઇ**, સ્ત્રી૦ તોઇ; કસબની પાતળી લાંબી દોરી; કિત. (૨) તુઇ, નાનો પોપટ. (૩) અ૦ પંખીનો એવો ઉચ્ચાર.

**તુઅેર**, સ્ત્રી૦ [ સં. તુષર ] લાલ ને ધોળા છોડાવાળું અંદર પીળી દાળ-બીજવાળું એક દ્વિદલ ધાન્ય; તુવર; તૂવર.

**તુક**; સ્ત્રી૦ ટૂક; પહાડ-પર્વતનું શૃંગ-શિખર. (૨) કવિતાની કડી; પદ; ચરણ. ( ૩ ) લાજ; શરમ. ( ૪ ) ટેક; સ્વાભિમાન; સ્વમાનની લાગણી.

**તુકડી**, સ્ત્રી૦ તુગડી; ટૂકડી; અમુક નાની સંખ્યાનો એક જથો; ટોળી; માણસોની બહુ મોટી સંખ્યામાંથી જુદો પાડેલો અમુક સંખ્યાનો એક વિભાગ લશ્કર-પોલિસના સિપાઇઓ વગેરેનો (ચોર, મજુર) વગેરેનો વિભાગ.

**તુકડો**, પું૦ કકડો; વિભાગ. રોટલા વગેરેનો. રૂ૦ પ્ર૦ તુકડે તુકડે=થોડે થોડે; ભાગશે ભાગશે; કકડા-વિભાગ પાડીને એક પછી એક રહીને; કકડે બચકે; એક ભાગ અત્યારે બીજો તે પછી એમ રહી રહીને એકાદ કામ પુરૂં કરવું તે:-તુકડે તુકડે ક્યારે પાર આવશે, એકદમ લાવોને ?

**તુકમ**, ન૦ [ફા.] વીર્ય; બીજ; જેમાંથી પ્રાણીની ઉત્પત્તિ થાય છે તે તત્ત્વ (૨) વંશ; કુળ. કહે૦ તુકમે તાસીર અને સો

બતે અસર:-જેવું બીજ હોય એવો આકાર-સીકલ થાય અને જેવી સોબત-સંગ હોય તેવી મન ઉપર અસર થાય. તુખમ.

**તુકમરિયાં**, ન૦ એક જાતનાં મરીના જેવાં બિયાં. આ બિયાં ઓસડ તરીકે વપરાય છે.

**તુકલ**, સ્ત્રી૦ તુક્કલ; ટુક્કલ; મોટો કનકવો–પતંગ. બંટડી અને નાનું ફાનસ ધારણ કરી શકે એવો મોટો પતંગ. એની દોર પણ જાડી હોય છે.

**તુક્કો**, પું૦ તક્કો; ટક્કો; ટચકારો; અથડાવાનો અવાજ તે (૨) બુટ્ઠો તીર; ફળાને ઠેકાણે ઘંગારૂં જડેલું–ખોસેલું હોય એવો બાણ. કહે૦ વાગ્યો તો તીર નહિ તો તુક્કો (ટક્કો)=થયું તો ઠીક અને ન થયુ તોપણ ઠીક, યત્ન કર્વામાં શું ગયું, એવા અર્થમાં વપરાય છે.

**તુખમ**, જુ૦ તુકમ.

**તુચ્છ**, વિ૦ [સં.] કંઇજ કામનું નહિ એવું; જેને ધિક્કારીએ એવું; માલ વગરનું. (૨) છેક નીચી જાતનું; સત્ત્વ વગરનું. તુચ્છ ધાન્ય. (૩) હલકું; અધમ. (૪) અલ્પ; જેની કંઇ ગણના ન હોય એવું. ક્રિ. પ્ર૦ તુચ્છકારવું=તરછોડવું. તુચ્છ ગણવું, તુચ્છ માનવું; વગેરે=નહિ લેખવવું; હલકુ ગણવું. દરકાર નહિ કરવી તે.

**તુચ્છકાર**, પું૦ તુચ્છ ગણી નાંખવું તે; તિરસ્કાર; અનાદર; અવગણના; ફિટકાર. ક્રિ૦ તુચ્છકાર કરવો=તિરસ્કાર કરવો; હલકું–માલ વગરનું છે, એમ કહી કાઢી મૂકવું–નાંખી દેવું; અવગણના કરવી. 'જા નીચ અધમ ' એમ મોઢામોઢ કહીને હાંકી કાઢવું.

**તુચ્છકારવું**, ક્રિ સ૦ તુચ્છ ગણી કાઢવું; તિરસ્કાર કરવો; ફટફટ કરી નાંખવું; અવગણના કરવી. મોઢામોઢ હલકટને કંઇ માલ વગરનું છે એમ કહી કાઢી નાંખવું–ત્યાગ કરવો–તજી દેવું તે. (૨) ઉતારી પાડવું; હલકું ગણી કાઢવું.

**તુજ**, સ૦ તારું કવિતામાં.

**તુટક**, વિ૦ તૂટેલું; ખંડિત; નહિ આખું:–આ તુટક ગ્રંથ છે. (૨) છુટું; કકડે કકડે –ભાગે ભાગે વેચાતું–અપાતું:–તે તુટક માલ લેતો આપતો નથી; છુટક. (૩) છુટું પડી ગયેલું. (૪) અધુરું; અપૂર્ણ.

**તુટફાટ**, સ્ત્રી૦ તૂટેલું અને ફાટેલું–ચિરાયેલું હોય એવું જે તે; ગાબડાગુબડી; સાંધની દુરસ્તી વગેરે તે.:–આ મકાન વેચાતું લેતાં પહેલાં જે કંઇ તુટફાટ હોય તે સમારી લેવી. (૨) સંપ સ્નેહમાં પડેલો જે ખતરો તે; બગાડ; સ્નેહ મૈત્રી ભંગ–વાંધો વચકો તે; વિગ્રહ; ઉંચાં મન હોવાં તે.:–બે સ્નેહીઓ–મિત્રો વચ્ચે તુટફાટ થાય તે દુશ્મનને હસાવે અને તેમનું સંયુક્ત બળ તોડે. (૩) કમી પડવું વગેરે તે; ઘાસ; ખરાબાત; કોઇ રીતે પડેલી–થયેલી ઓછપ; નુકસાની વગેરે તે.:–એની તુટફાટ તમે પુરી કરી આપજો.

**તુટવું**, ક્રિ૦ અ૦ તૂટવું; ખેંચાવાથી જુદું પડી જવું; સળંગ જે તંતુ સંબંધ હોય તે છુટો પડી જવો.:-દોરડું તુટવું. (૨) મૈત્રી–સ્નેહ સંબંધ હોય તેમાં ભેદ પાડવો; દોસ્તીમાં કલહ થવો; અનુબંધ જતો રહેવો; સારાસારી નહિ રહેવી.:–એ બે મિત્ર વચ્ચે હમણાં તુટયું છે. અમેરિકાને જર્મનીનો સંબંધ તુટયો. (૩) એકદમ ઉપરથી પડવું; જોસબંધ એકજ ઠેકાણે છુટથી પડવું; આંખળિયાં કરવાં; સખત મારો ચલાવવો; જોસબંધ પડવું:–બધાં વાદળ તૂટી પડયાં. શાહબુદીનનું સૈન્ય એકદમ રજપૂતો ઉપર તુટયું. (૪) નાશ પામવું; છિન્નભિન્ન થવું; વિખરાઇ–ધુજ

ધાણી થઇ જવું.;-ઔરંગઝેબના કર્તુકે દિલ્લીની પાદશાહી તુટી.

**તુટીચાર**, પું૦ સોગટાં-બાજીની રમતમાં એક પાસાપર ત્રણ અને બીજા પર એક એમ ચાર પડે તે દાવ. (૨) વિ૦ જેના શરીરના બંધ ઢીલા થઇ ગયા હોય એવું; નિર્બળ; અશક્ત.

**તુઠવું**, ક્રિ૦ અ૦ તુષ્ટમાન થવું; પ્રસન્ન થવું; રાજી-ખુશ થવું; ત્રુઠવું. કહે૦ માળી તુઠ્યો ( ત્રુઠ્યો ) ફુલ લે. વરદાન આપવા બક્ષીસ દેવાને તૈયાર થવુ.

**તુણવું**, ક્રિ૦ સ૦ [સં. तूण] કંતાઇ-ખેંચાઇ ગયેલા વાણાતાણાના દોરા જેમ ને તેમ ભરી લઇ ઠીક કરવું; તંતુઓ નાંખવા; કસબ અને રેશમ વગેરેના વણાટના તાર જે આઘાપાછા થઇ ગયા હોય તે નવા નાંખી સમારવું; ભરવું.

**તુણિયાર**, વિ૦ તુણવાનું કર્મ કરનાર; તુણિયો.

**તુણિયો**, પું૦ તુણવાનું કામ કરનારો; તુણિયાર, કંતાઇ ગયેલાં રેશમી કપડાં અને ખેંચાઇ તુટી ગયેલા કસબ વગેરે ઠીક કરનાર.

**તુત**, ન૦ ગપ; અફવા. (૨) જુઠાણું; ખોટાઇ. (૩) ખોટી જાળ; પ્રપંચ; તર્કટ; કાવતરૂં. (૪) ખોટે બહાને એક જાતનો બખેડો-સંક્ષોભ ઉભો કરવો તે; બવાઇ; ભવાડો; તોફાન; ધતિંગ, તુત. રુ૦ પ્ર૦ તુતેતુત= જુઠની જાળ-પરંપરા-જુઠેજુઠું.

**તુતક**, ન૦ વહાણને મથાળે બનાવેલી જે પાટિયાંની જમીન સપાટી તે; વહાણ-સ્ટિમર વગેરેનો ઉપલો ભાગ; વહાણની અગાસી.

**તુતંગ**, ન૦ તુત; ખોટાઇ; જુઠાણું. ( ૨ ) ખોટી બનાવટી જાળ-પ્રપંચ-કાવતરૂં તે. (૩) કૌતૂહલજનક ધાંધલ તે.

**તુતિયો**, પું૦ તુત કરનારો; ગપ્પી; પ્રપંચી; ગપ્પીદાસ.

**તુતી**, સ્ત્રી૦ એક નાનું પંખી; પોપટી. (૨) મેના.-તુતીનામું.

**તુતુ**, ન૦ કુતરું. બાળ ભાષામાં વપરાય છે.:-બા ! આ તુતુ છે ? ( ૨ ) અ૦ કુતરાને બોલાવવાનો શબ્દ. કહે૦ તુતુ કહેતાં આવે ને હડહડ કહેતાં જાય=સ્વમાન રહિત માણસ; જેને માનાપમાનની બિલકુલ અસરજ ન હોય એવું-બેશરમ. ટેક રહિત માણસ માટે આ કહેવત કહેવાય છે. ( ૩ ) હીહી; તુચ્છકારનો અવાજ.

**તુતેતુત**,-જુ૦ તુત; જુઠેજુઠું.

**તુનવું**, જુ૦ તુણવું.

**તુમડી**, સ્ત્રી૦ (સં. तुंबी) તુંબડી; નહી-દુધીની જાતિનો એક વેલો અને તેના ફળનું ગર કાઢી લીધેલું કોટલું.:-તુમડીનો વેલો. આને ગોળ ઘડા જેવાં ફળ થાય છે, કુમળાં ફળનું ( મીઠાં હોય તો ) શાક થાય છે. ફળ મોટું પાકું થતાં તેનું કોટલું-કાચલું કઠણ થાય છે. સાધુઓ બાવાઓ વગેરે ગરીબ લોક તેમાંથી ગર કાઢી નાંખી પાણી વગેરે ભરવાના કામમાં લે છે. એ તુંબું વીણા અને કીનરી વગેરે તંતુવાદ્ય બનાવવાના કામમાં પણ આવે છે. તુમડીનાં ફળ તુમડાં કહેવાય છે.

**તુમડું**, ન૦ ( સં. ) તુંબડું; તુમડીનું ફળ. (૨) તુમડીના ઘડા જેવા ફળના કોટલાનું પાત્ર; ઘડા કે લોટા જેવું તુમડીના ફળનું બાવા સાધુ વગેરેનું પાણીપાત્ર તે. નાના કોટલાને તુમડી કહે છે. ગોળ તુમડાનાં વીણાનાં તુંબાં કરવામાં આવે છે. મોટાં લાંબાં તુમડાં તરવાને કામ લાગે છે. (૩) માથાના હાડકાનું ગોળ ખોખું તે; કપાળાસ્થિ; માથું. રુ૦ પ્ર૦ તુમડાં

ચાળવવાં=બે પક્ષને લડાવવા, તુમડાં ફોડવાં=માથાં ફોડવાં. પારકે તુમડે તરવું=બીજાની સહાયથી કામ કરવું; બીજાનો આધાર લેવો. (સ્વબળે નહિ એમ.) પોતાને તુમડે તરવું=આપ બળથી કાર્ય કરવું, તુમડીમાં કાંકરા=અર્થ નહિ સમજાય એવો અવાજ; પર ભાષામાં બોલાતું નહિ સમજાતું હોય ત્યારે આમ કહેવાય છે.

**તુમલું**, ન૦ માથાની ઉપલું હાડકું, તલકાનું હાડકું; ખોપરી,રૂ૦ પ્ર૦ તુમલું તુટી જવું=માથું ભાગી જવું, (૨) બહુ પરિશ્રમ –મહેનત–માથાકુટ પડવી,

**તુમાન**, સ્ત્રી૦ (ફા.) લેંઘી; ચોરણી; મોટો ઢીલો સુરવાળ,

**તુમાર**, પું૦ [ફા.] બે પક્ષ વચ્ચેનો તે પત્ર, અથવા પત્રવ્યવહાર, કે જેની ઉપર ચઢ ઉતર અમલદારોના અભિપ્રાયોની નોંધ થયેલી હોય; નિકાલ માટે સરકાર આગળ રજુ થયેલી અરજ અને તેની ઉપર જુદી જુદી પાયરીના અધિકારીઓએ આપેલા અભિપ્રાયનું ટાંચણ વગેરે તે. ક્રિ૦ પ્ર૦ તુમાર ચલાવવા=લિખિત અભિપ્રાય મંગાવવો; અમુક નિર્ણય કરતા પહેલા થયેલા પ્રશ્ન ઉપર અમલદારોના અભિપ્રાય મંગાવી જેવા તે (૨) કામ લંબાવવું. પત્ર વ્યવહાર ચલાવવો:–તુમારી કારકુન. તુમારી કામકાજ.

**તુમૂલ**, વિ૦ [સં.] ઘોંઘાટ અને ધમ્માચકડીવાળું; જેમાં વિવિધ કોલાહલ અને માણસ પશુ વગેરેની ધાંધલ થઈ રહેલી હોય એવું; રણસંકુલ; ગડબડિયું. સખત; કપરૂં.:–તુમુલ યુદ્ધ. ધિંગાણું મચી રહેલું–થઇ રહેલું હોય એવું.

**તુરત**, જુઓ તરત

**તુરંગ**, પું૦ [સં.] ઘોડો; અશ્વ. (૨) તરંગ; મોજો. (૩) મનસો વિચાર; તર્ક; બુદ્દો; ખ્યાલ. (૪) ન૦ [ફ્રા.] કેદખાનું; કારાગૃહ.

**તુરંગમ**, પું૦ [સં.] ઘોડો.

**તુરંગી**, વિ૦ જેમ મનમાં આવ્યું હોય તેમ કરનાર; ખ્યાલી; સ્વચ્છંદી; મનમોજી.

**તુરા**, પું૦ તુવરના દાણા. (૨) છોગાં.

**તુરાઈ**, સ્ત્રી૦ મુખથી ફુંકીને વગાડવાનું એક વાજું. (૨) સાળવીનું એક ઓજાર.

**તુરાશ**, સ્ત્રી૦ તુરાપણું; તુરોસવાદ તે. (૨) સહેજ તુરું હોય એવું તે.

**તુરિયું**, ન૦ એક જાતનો વેલો અને તેનું ફળ. આરિયાંની સાથે ચોમાસામાં તે થાય છે તુરિયાં શાકમાં વપરાય છે.

**તુરી**, પું૦ સાળનો કાઢલો; વાણો ભરવાનું સાળવીનું ઓજાર. (૨) બે તરફ અણીવાળો ખીલો (૩) ઘોડો; અશ્વ. (૪) ઢેડ લોકનો ભવાઈયો; નાટકી ઢેડ (૫) ભવાઈનું એક વાજું.

**તુરીય**, વિ૦ [સં.] ચોથું. તુરીયાવસ્થા=તત્ત્વજ્ઞાન પ્રમાણે જીવાત્માની બ્રહ્મારૂપની ચોથી અવસ્થા તે. (૨) બ્રહ્મ. તુરીયવર્ણ=ચોથો વર્ણ–શુદ્ર.

**તુરીયાવસ્થા**, સ્ત્રી૦.[સં.] બ્રહ્મા સ્થા. જુઓ તુરીય.

**તુરીયાતીત**, વિ૦ [સં.] યોગની ચોથી અવસ્થાને પસાર કરી ગયેલું; તુરીયથી અતીત–આગળ ગયેલું; ચોથી અવસ્થાથી ભિન્ન. (૨) બ્રહ્મ; ઈશ્વર. ઉ૦ તમે તુરીયાતીત કહાવો દયારામ.

**તુરું**, વિ૦ ખાટા ખારા, ગળ્યા, તીખા કે મોળા એકકે સ્વાદમાં નહિ એવું; કષાય; મિશ્રસ્વાદનું; મોંમાંના રસોત્પાદક પિંડોને લુખા કરી નાખે એવા સ્વાદનું; બગરું; બેસ્વાદું; અપરિપકવાવસ્થાના સ્વાદનું. કેરીના ગોટલી અને અપરિપકવ ફળોના કાચા સ્વાદને 'તુરો' કહેવાય છે;

કોચાંનો સ્વાદ:-તુરી સોપારી. ચિકાશ રહિત; લુખ્ખું; મુલાયમ નહિ લાગતાં મોનાં છુટું છુટું થઈ જઈ રસપિંડોને લુખા કરી નાખે એવા સ્વાદનું.

તુરો, પુ૦ તોરો; ફૂલનો નાનો પણ ભપકાદાર-ગુચ્છાદાર હાર. (૨) સર્વોપરિ-ભૂષણ રૂપ:-એ તો મંડળીનો તુરો છે. છોગુ; કલગી; શેખર.

તુર્કી, ન૦ તુર્ક લોકોનો મુલક-રાજ્ય તે; તુર્કસ્તાન. હાલ યુરોપના ઇસ્લામી ગળપનો મુલક ખાસ તુર્કી કહેવાય છે. તુર્કીના બે ભાગ પાડેલા છે, જેમાં પશ્ચિમ તરફનો ભાગ બોસ્ફરસની સામુદ્રધુનીની પેલી તરફ યુરોપમાં છે અને પૂર્વ તરફનો ભાગ એશિયામિનર ને અરબસ્તાનને લગતો છે. (૨) કાળા રંગનું મોરથી નાનું ને કુકડાથી મોટું એક ભૂચર પખી. આ પખી અસલ અમેરિકાનું વતની છે પણ હાલ બધે ઠેકાણે જોવામા આવે છે. એની ચાંચની નીચે ગળા આગળ બકરાના ગળાના આંચળ જેવી લાલ ચામડી લબડતી હોય છે.

તુર્ત, જુ૦ તરત.

તુર્ય, જુ૦ તુરીય.

તુલ, જુ૦ તૂલ મોલ, અનાજનો લીલો છોડ; કરસણ. (૨) છોડ, દીતરું; પાનદ. (૩) કરસણની મંજરી-ફૂલ ઉપરનાં જે નાનાં નાનાં દીતરાં જેવાં ફૂલનો ભરાવો તે.

તુલના, સ્ત્રી૦ [સં] એક વસ્તુને બીજી વસ્તુ સાથે તોળી સરખાવવી તે; સરખાપણું; એક ને બીજી વસ્તુ સાથે સમબાવમા મુકી જોવું-કિમ્મત-સરખામણી કરવી તે; બરોબરી. (૨) ઉપમા. ક્રિ૦ પ્ર૦ તુલના કરવી=કિમ્મત કરવી; સરખાવી જોવું; સમાના કરી જોવી; સરખાવવું. (૨) કદર કરવી; બુજ જાણવી. કસોટીપડછો કરવો. તોલ; કિમ્મત, કદર; બુજ.

તુલા, સ્ત્રી૦ [સં.] તોળવાનું યંત્ર; કાંટો, ત્રાજવા. (૨) તોળવું તે; વજન કરવું, માપ કાઢવું તે. તોળાવું તે. ક્રિ૦ પ્ર૦ તુલા કરાવવી=પોતાની બારોબાર બીજી ચીજ જોખાવવી. (૨) પુણ્ય માટે, કોઈ દોષ નિવારણાર્થે કે રાજ્યાભિષેક સમયે સુવર્ણાદિ બરોબર પોતાનું વજન કરાવરાવી તેનું દાન કરી દેવું તે. (૩) વજન; માપ; પ્રમાણ. (૪) સરખાપણું; સમાનતા સાદૃશ્ય. (૫) જોખ; કાટલાં. (૫) એક રાશિ; તોળારાશિ.

તુલાદાન, ન૦ [સં.] પોતાની બારોબાર સુવર્ણાદિક તોળાવી તે દાનમાં આપી દેવું તે. રાજ્યાભિષેક વગેરે પ્રસંગે કરવામાં આવતી એવી ક્રિયા તે.

તુલિત, વિ૦ [સં.] તોળેલું, અમુકની સાથે તુલામાં મુકેલું. સરખું; સમાન; બરોબરીનું.

તુલીક, અ૦ સુધી; લગી; ત્યાં પર્યંત:-વરસાદ આવ્યા તુલીક ચોગો જતા તુલીક રહેો.

તુલું, વિ૦ તુપમાન, પ્રેમઘેલું; ભોળું; સામાનું સ્વરૂપ નહિ સમજતાં પોતે ખુલ્લા દિલે તેની સ્તુતિ કરનાર.

તુલ્ય, વિ૦ [સં] સરખું; સમાન; બરોબરીનું; સમોવડ. (૨) સદૃશ; સમ, સધર્મ. (૩) ઉપમા:-તુલ્યયોગિતા.

તુવર, સ્ત્રી૦ [સં. તુવર] એક જાતનું હિંદી ધાન્ય; એક કઠોળ. તુઅેર. તુવરના દાણા ગોળ થાય છે. તેની ઉપરનું છેડું લલ કે પીળું અને અંદરની બે ફાડ મિયા ભાગે પીળા રંગના પડના રંગની હોય છે. એની દાળ થાય છે. તુવર ચો-

માસામાં વવાય છે અને છેક શિયાળામાં કે તેના છેવટના મહીનાઓમાં પાકે છે કઠોળમાં તુવર સૌથી સારામાં સારૂં ને બહુ વપરાતું મુખ્ય કઠોળ છે.

**તુવેર,** સ્ત્રી૦ તુએર; તુવર; તૂવર.

**તુષ,** ન૦ ( સં. ) છોડાં; ફેતરાં; કુશકા. ( ડાંગેર વગેરેનાં ) ઉ૦ તાંદુલા મૂકી તુષને વળગી રહ્યો નરસિંહ મહેતો. ૨૦ પ્ર૦ તુષાઘાતી=પણી વલોવનાર; કુશકા કુટનાર; જેમાં કંઇ અર્થ ન હોય એવું નકામું કામ કરનાર.

**તુષમાન,** વિ૦ ( સં. ) ખુશી-રાજી થયેલું; સંતોષ પામેલું; પ્રસન્ન થયેલું.

**તુષાર,** પું૦ (સં.) હિમ; બરફ. ( ૨ ) ઠંડું ઝાકળ; ઓસ. (૩) આકાશમાં ઠરી ગયા પછી કંકર રૂપથઇ પડતું હિમ; કરા ઉ૦ તુષાર મુક્તાફળ મોકલાવી, મેંઘે વિયોગી ધરિણી રિઝાવી.

**તુષ્ટ,** વિ૦ (સં.) જેને સંતોષ મળેલો હોય એવું; તોષ પ્રાપ્ત; પ્રસન્ન; સંતુષ્ટ.

**તુષ્ટમાન,** વિ૦ સંતોષ પામેલું; રાજી; ખુશી; પ્રસન્ન થયેલું એવું.:-સો, ભાઇ તો તમારી પર તુષ્ટમાન થયા. ઉ૦ નળરાયને થયા તુષ્ટમાન. નળાખ્યાન.

**તુષ્ટિ,** સ્ત્રી૦ [સં.] સંતોષ; પ્રસન્નતા; તોષ; ખુશાલી. ઇચ્છા તૃપ્ત થયા આવેલો આનંદ તેઃ-તુષ્ટિપુષ્ટિ એમ કહેવાય છે.

**તુષ્ટિદાન,** ન૦ [ સં. ] તોષ આપવો તે; સંતોષવું તે.

**તુશી,** સ્ત્રી૦ સ્ત્રીઓને ગળે પહેરવાનું એક ઘરેણું.

**તુશીપાટિયાં,** ન૦ તુશીનાં લહેરિયાં તે; તુશી

**તુહિન,** વિ૦ ( સં. ) ઠંડું; ટાઢું; શીતળ. તુહિનાદ્રિ=હિમાલય. તુહિનાંશુ=શીતળ કિરણવાળો-ચંદ્ર.

**તુળસી,** સ્ત્રી૦ ( સં. ] આવચીઆવચીના જેવો ઉપવાસવાળો એક છોડવો; વૃંદા; બહુપત્રી; મંજરી; સુભગા. આ છોડ જથામાં ઘણુંખરે થાય છે. એનાં પાન અને મોજરો વિષ્ણુને ચઢે છે. આ છોડ વિષ્ણુ ભગવાનને ઘણો પ્રિય મનાય છે એટલુંજ નહિ પણ તેને તેમની સ્ત્રી રૂપ ગણવામાં આવે છે. તુળશી બે જાતની થાય છે અને દવા તરીકે વપરાય છે. બ્રાહ્મણ વગેરે તેને પવિત્ર માની પોતાનાં આગણે વાવે છે.

**તુળસીકયારો,** પું૦ તુળસી જેમાં વાવેલી હોય તે જગા; તુળસીનો આલવાલ; તુળસી વાવવા તથા ઉછેરવાને બનાવેલું ને બાધકામ-કયારો તે; તુલસી વાવવાની જમીન-હામ વગેરે તે. બ્રાહ્મણવાડામાં અને ઢેડવાડામાં તુળસીકયારા બાંધેલા હોય છે એટલું જ નહિ પણ એ તેની મુખ્ય ઓળખ કહેવાય છે. તુળસીકયારો અને તેને લગતી જમીન પવિત્ર દેવભૂમિ ગણાય છે.

**તુળસીદાસ,** પું૦ હિંદી ભાષાનો એક મોટો ને નામાંકિત ભક્ત કવિ. એમનું રામાયણ ને પ્રકીર્ણ નીતિની કવિતાઓ બહુજ વખણાય છે. ઉ૦ દયા ધર્મકા મૂલ હે, પાપ મૂલ અભિમાન, તુળસી દયા ન છોડીએ, જબ તક ઘટમેં પ્રાન.

**તુળસીપત્ર,** ન૦ [ સં. ] તુળસીનું પાંદડું તે વિષ્ણુને ધરાવવાની દરેક વસ્તુમાં તુળસી પાન મૂકવું પડે છે. આ પાંદડું પવિત્ર ગણાય છે.

**તુળસીવિવાહ** પું૦ [ સં. ] તુળસીને વિષ્ણુ સાથે પરણાવવાની એક ધાર્મિક ક્રિયા તે. કાર્તિક સુદિ અગિયારસને દિવસે વૈષ્ણવો તુળસી વિવાહ કરે છે. આ નિમિત્તે વૈવાહિક ક્રિયા હોમ વગેરે કરવામાં આવે છે.

**તુળા,** સ્ત્રી૦ તુલા.

તુણું, વિ૦ તુચ્છ.

તું, સ૦ [ सं. त्वम् ] નાના અને ઉતરતા દરજ્જાના માણસને સંબોધવાનો શબ્દ, બીજો પુરુષ એક વચન; તમેનું એક વચનરૂપ. કનિષ્ઠપણું, વહાલ અને ભક્તિ દેખાડતાં આ રૂપે બાળક, સ્ત્રી, માતા, ને પરમેશ્વરને 'તું' સર્વનામથી વ્યવહરાય છે. અપમાન વાચક પણ છે:—તું કોણ માત્ર ? જેની સાથે વાત કરતા હોઇએ તે વ્યક્તિવાચક સર્વનામ. પર, બીજું સામું તે:—હું તે હું ને તું તે તું હું તે તું નહિ.

તુંકાર, પું૦ ( सं. ) તું એવો ઉચ્ચાર તે; તુંકારો (૨) તુચ્છકાર.

તુંકારો, પું૦ તુંકારો; તુચ્છકાર; અપમાન લાગે એવો શબ્દ તે.

તુંગ, વિ૦ ( सं. ) ઉંચું; ઉન્નત; શિખરની માફક ઉંચું અને આગળ પડતું હોય એવું; ઉચ્ચ.

તુંગભદ્રા, સ્ત્રી૦ દક્ષિણની એક નદી. તુંગા અને ભદ્રા નામે બે નદીઓ મળ્યા પછી ચાલતા પ્રવાહને આ સંયુક્ત નામ અપાયેલું છે. તુંગભદ્રા કરનુર આગળ કૃષ્ણા નદીને મળે છે.

તુંદું, ન૦ હળનો તે ભાગ કે જેમાં હળપુણી અને ચવડું રહે છે તે. ચાસ પહોળો થાય એવો હળપુણી ઉપરનો હળનો નિતંબ ( ૨ ) મોટું કોથળા જેવું ભારે ને ફુલેલું પેટ; તુંગ-ઉંચું થઇ આવેલું. ફુલેલું હોય એવું જે તે. (ગ્રામ્ય.):—પોતે તુંદું ભરીને બેઠા એટલે બીજાની શી ફકર? (૩) વિ૦ જાડું; ભરાઉ; સ્થુલ.

તુંડ, ન૦ ( सं. ) મુખ. ( ૨ ) ચાંચ. (૩) સુંઢ. વક્રતુંડ=ગણપતિ

તુંતાં, અ૦ તું અને તેં એમ; તુંકારે-તુચ્છકારે બોલવું તે; અપશબ્દે તિરસ્કારથી વાત કરવી તે. ( ૨ ) ગાળ દઇને લડવું-ટપકો દેવો તે; પતગજ-બેહુકમી કરવી તે:—સાહેબ ! આપ આપના ઘરના મોટા તુંતાંથી વાત કરતા ના ?

તુંદ, જુઓ તુંડ ( ૨ ) વિ૦ ઉતાવળિયા ગરમ સ્વભાવનું, તુંદ મિજાજી.

તુંદાઇ, સ્ત્રી૦ માયા કરેલપણું; ચપચપ ચાપલ્યથી સામું બોલવું તે; ઉદ્ધતાઇ; આગળ પડીને સારૂ ખોટું બોલવું તે.

તુંબ, જુઓ તુંબડી.

તુંબડી, સ્ત્રી૦ ( सं. तुम्बी ) એક જાતની વેલી; નહી; જેને ઘડા જેવાં શાક ફળ થાય છે તે વેલો. તુંબડી કડવી અને મીઠી બે જાતની થાય છે. મીઠી તુંબડીનાં ફળ લાંબાં ને ગોળ બેઉ જાતનાં શાક તરીકે વપરાય છે જ્યારે કડવી તુંબડીનાં ગોળ ઘડા જેવાં ફળ સુકવી તેની અંદરનો ગર કાઢી નાંખી ( કોટલું ) વાસણ-પાત્ર તરીકે વપરાય છે ( ૨ ) તુંબડીના ફળના કોટલાનું નાના ઘડા કે લોટા જેવું પાત્ર તે; તુંબડું. સાધુ બાવા વગેરે લોટાને ઠેકાણે આવાં તુંબડીના ફળનાં કોટલાં વાપરે છે અને તે તુંબડી-તુંબડી કે તુંબડું કહેવાય છે. તુંબીપાત્ર. રૂ૦ પ્ર૦ તુંબડીમાં કાંકરા જેવું=ખાલી-અર્થ રહિત બોલવું તે, સામો માણસ સમજે નહિ એવું ( બોલવું તે. ) ક્રિ૦ પ્ર૦ તુંબડી ઝાલવી=ભેખ લવો. એકલા-જોખમ વગર મુસાફરી કરવા તૈયાર થવું.

તુંબડું, ન૦ [ सं. तुम्बो ] તુંબડીનું ફળ તે; નહી. ( ૨ ) તુંબડીના ફળના કોટલાનું ઘડા કે લોટા જેવું પાત્ર અથવા ખાલી ખોખુ—કોટલું. ( ૩ ) માથાનું ગોળ ઘડા જેવુ હાડકુ; ખોપરી; માથું. (૪) વિ૦ ફુલેલું; જાડું; સ્થૂલ:—એ તુંબડું હિંચકે બેસે તો હિંચકો તુટી જ

પડે. રૂ૦ પ્ર૦ તુંબડાં લડાવવાં=બે પક્ષને માથાં ફૂટે એમ લડાવી મારવા, કુસંપ કરાવવો; સાચાં જુઠાં કરીને લડાઈ કરાવવી. કહે૦ પોતાને તુંબડે તરવું=આપ બળથી પોષણ-કાર્ય વગેરે કરવું. તુમડું.

**તુંબર**, પું૦ એક ગંધર્વ; સ્વર્ગનો એક ભક્ત ગવૈયો. ( ૨ ) તુંબડાનું તંતુવાદ્ય; કીનરી; વીણા. ( ૩ ) એક ઋષિ.

**તુંબલી**, સ્ત્રી૦ માથાની ખોપરી.

**તુંબલું**, ન૦ માથાનું ઉપલું હાડકું.

**તુંબી**, સ્ત્રી૦ [ સં. ] તુંબડી. ( ૨ ) તુંબડાંના કોટલાનું પાત્ર.

**તુંબીપાત્ર**, ન૦ [ સં. ] તુંબડાનું લોટું.

**તુંબીફળ**, ન૦ તુંબડું.

**તુમ્બરુ**, પું૦ [ સં. ] એક ગંધર્વ; સ્વર્ગ ગાયક. ( ૨ ) એક તપસ્વી.

**તુંહિ**, સ૦ એક તુંજ; તે બાજું કોઇ નહિ પરંતુ તુંજ પોતાને ભૂલી ગયેલો જીવાત્મા પરમાત્માને શોધે છે ત્યારે તેને પોતાનો બોધ કરવા જ્ઞાની કહે છે કે, તે તુંજ છે. વેદાંતના तत्त्वमसि મહાવાકયના અર્થમાં ચાલે છે.

**ત્વમેવ**, સ૦ તુંજ એક એમ.

**તૂઇ**, સ્ત્રી૦ ટૂઇ; એક પંખિણી; ( પોપટી ? ) એ પોપટ જેવું બોલે છે. ( ૨ ) તોઇ; કસબી-જરીની નાની કિનાર-દોરી-પટી તે.

**તૂટ**, સ્ત્રી૦ તૂટી જવું તે; ભંગાણ; ફુટ. કોઇ આખી ચીજનો એકાદ ભાગ જુદો પડી જવો તે.:-ભાગતૂટ; તૂટફાટ. ( ૨ ) સ્નેહ; મૈત્રી કે સુસંબંધમાં પડેલો વિરોધ; વિભેદ, વિગ્રહ; ખતરો, કુસંગ; ફાટફુટ. (૩) ઓછપ; કમીપણું ખોટ; તંગી.

**તૂણ**, ન૦ ( સં ) તીર રાખવાનું ભાથું; ભાથો; તીરમ્યાન.

**તૂણવું**, ક્રિ૦ સ૦ દોરાથી ભરવું વાણે તાણેથી સમારવું.

**તૂત**, ન૦ જુઠાણું; બનાવટ; જુઠે જુઠું એવું જે તે; તદ્દન ખોટું-જુઠું તે.:-તુતેતુત ચલાવવું. ખોટી-બનાવટી-ગપ ચલાવવી. અંદર કંઇજ સત્ય કે સાર ન હોય એવું જુઠાણું; પોલંપોલ ચલાવવું તે. ( ૨ ) કાવતરું; તર્કટ; દગલબાજી; (૩) નખરાં; ચેશ. (૪) ગપ; અફવા; ખોટીવાત.

**તૂપ**, ન૦ [ म ] ઘી; ઘૃત.

**તૂર**, ન૦ (સં. तुर ) આકડાનાં, સીમળાનાં, અને ડોડીનાં વગેરે કેટલીક વનસ્પતિનાં હલકાં ને તંતુએવાળાં બિયાં કે જે તેમનો ડોડો ફાટતાંજ હવામાં આમ તેમ ઉડી જાય છે તે; હલકું તંતુવાળું સહેજમાં ઉડી જાય એવું જે તે. આકડાની ડોડીમાંથી આવાં તતુવાળાં બિયાં હવામાં ઉડતાં ફરે છે તે પરથી એમ કહેવાય છે કે, આકડાના તુરની માફક ઉડી જશે. ( ૨ ) તુરાઇ. (૩) એકવાજું.

**તૂર્ય**, વિ૦ ચોથું. ( ૨ ) ના. એક વાજું.

**તૂલ**, ન૦ ( સં. तुल ) કપાસના છોડ.(૨) કોઈ પાક-અનાજ વગેરેના ખેતરમાંના લીલા છોડ; કરસણ; મોલ.

**તૂષ્ણી**, અ૦ ( સં. ) મૌન; ચૂપ; મુંગું થઇ બેઠેલું હોય એમ.

**તૃણ**, ન૦ [ સં. ] સળી જેવું જે ઘાસ તે; તરણું, તરખલું; ખડ; છોડની પાતળી પાંદડ. ( ૨ ) હલકો પૈસો. રૂ૦ પ્ર૦ તૃણવત્=તરણા જેવું; હલકું; તુચ્છ. તૃણવત્ ગણવું=તરણા જેવું તુચ્છ ગણવું; કંઇ પણ દરકાર નહિ કરવી.

**તૃણક**, ન૦ તૃણ; ઝીણું તરણું.

**તૃણચર**, વિ૦ તરણાં ચરનાર; ઢોર; પશુ. ઉ૦ અન્નચર, તૃણચર વારિચર.

**તૃણાવર્ત**, પુ૦ કૃષ્ણાવતારમાં થયેલો એક તોફાની રાક્ષસ.

તૃતીય, વિ૦ ( સં ) ત્રીજું.

તૃતીયા, સ્ત્રી૦ ( સં. ) ત્રીજ; પખવાડિયાની ત્રીજી તિથિ:-અક્ષય તૃતીય.

તૃતીયાંશ, પું૦ (સં.) ત્રીજો અંશ તે; ત્રીજો ભાગ-હિસ્સો.

તૃપ્ત, વિ૦ ( સં. ) ધરાયેલ; સંતુષ્ટ; સંતોષ પામેલું.

તૃપ્તિ, સ્ત્રી૦ (સં.) ધરાયેલી હાલત; સંતોષ ઇચ્છા પરિપૂર્ણ થવી તે.

તૃષા, સ્ત્રી૦ (સં.) તરસ; પિપાસા. ( ૨ ) તૃષ્ણા; ઇચ્છા; આકાંક્ષા.

તૃષાતુર, વિ૦ ( સં. ) તરસથી વ્યાકુળ તરસ્યું; ઇચ્છાવાળું.

તૃષાર્ત, વિ૦ (સં.) તરસે પીડાતું, તૃષાતુર.

તૃષાળુ, વિ૦ તરસ્યું.

તૃષિત, વિ૦ [ સં. ] તરસ્યું. ઉ૦ તૃષિત વછને પાયું નીર. દલપ.

તૃષ્ણા, સ્ત્રી૦ [ સં. ] મનની ઇચ્છા-લોભ-લાલચ તે; કામના; લાલસા. (૨) તૃષા; તરસ; પિપાસા.

તૃષ્ણાક્ષય, પું૦ મનની ઇચ્છાઓનો નાશ તે; ઇચ્છા-કામના નહિ થવી તે; શાન્તિ.

તૃષ્ણાળુ, વિ૦ તૃષ્ણાવાળું; તરસ્યું; જેને તૃષ્ણા હોય તેવું.

તે, સ૦ [ સં. તદ્ ] વાત કરનાર અને સાંભળનાર નહિ પણ જેને માટે વાત થતી હોય એ ત્રાહીત; તૃતીય પુરુષ સર્વનામ; 'જે'નો સંબંધ બતાવનારો શબ્દ; પ્રાણી, વસ્તુ, કે વિષય વગેરે ઓળખાવનારો (નામ)ને ઠેકાણે આવતો શબ્દ.

તેખડ, સ્ત્રી૦ તજવીજ; ખોજ; ખંત; કરકસર. (૨) તેખડું.

તેખડું, ન૦ ત્રણ જણ વચ્ચે જે સાટું થાય તે; ત્રણ જણનું સાટું; ત્રણ અથવા વધારે પક્ષ વચ્ચે એક બીજાને કન્યા લેવા દેવાનો જે કરાર તે. બે પક્ષ સામસામે કન્યા લે દે તે સાટું અને એથી વધારે આજૂએ ગ ઘને ઘ ઘને અને ઘ ગને એમ કન્યાનો ઉતાર કરવાની યુક્તિ તે. તેખણું, તેખળાં કહેવાય છે:-સાટાં તેખડાં.

તેખળાં, ન૦ જુ. તેખડું.

તેગ, સ્ત્રી૦ તરવાર; સમશેર; ખડગ. નાની તરવાર:-તેગ બહાદુર.

તેગા, સ્ત્રી૦ તરવાર.

તેગાર, પું૦ વિત્ત; છત.

તેજ, ન૦ [ સં. ] પ્રકાશ; રોશની; ઝગઝગાટ. (૨) પાંચતત્ત્વમનું એક ઝગઝગતું તત્ત્વ. (૩) ગરમી; ઉનાશ. (૪) દબદબો; દમામ; ભભકો. (૫) શોભા; દેદીપ્યમાનપણું. (૬) આનપ્રતિષ્ઠા; શેહ; છાયા; શરમ. (૭) ઉત્સાહ; હોંશ, (૮) જોસ; બળ, જોર. (૯) વિ૦ તીક્ષ્ણ; તીખું; આકરું. (૧૦) ચચળ; સ્ફુર્તિવાળું; જાગ્રતિવાળું; જાગ્રત. જાજરમાન. (૧૧) ઉત્સાહ-હોંશથી ભરપુર; ઝગઝગાટ. (૧૨) જીવંત; નહિ મંદ એવું; બળુકતું. ક્રિ૦ પ્ર૦ તેજ પડવું=ઝંખાઇ જવું; શેહ પડવી; દબાઇ જવું. તેજ મારવું=ચકચકવું; દીપવું. તેજ પાડવું; રૂઆબ પાડવો; છાપ મારવી; શેહ પાડવી=તેજમાં અંજાવું=શરમ પડી જવી; દબાઇ જવું; સામા મોટા માણસની શેહથી નહિ બોલાવું.

તેજણ, સ્ત્રી૦ ઘોડી; ચંચળ-તનમનાટિયા ઘોડી.

તેજપ્રમાણે, અ૦ એ રીતે; એમ; તેમ.

તેજસ્વિતા, સ્ત્રી૦ તેજ; તેજસ્વીપણું; ચળકાટ, ઝગઝગાટ; શોભા; ઉજ્જ્વળતા; રૂઆબ; ભભકો; શેહ પડે એવો દમામી દેખાવ.

તેજસ્વિની, સ્ત્રી૦ તેજદાર સ્ત્રી; તેજસ્વી સ્ત્રી. (૨) જેમાં નક્ષત્રાદિક ઝગઝગાટ કરી રહ્યાં હોય એવી રાત્રિ; જ્યોતિષ્મતી.

**તેજસ્વી**, વિ૦ ( સં. ) તેજદાર; ઝગઝગ થઇ રહે એવું. (૨) સુંદર; શોભીતું; દમામદાર દેખાવનું. (૩) ચંચળ; ઉત્સાહી. (૪) બળવાન; કોઇને પણ શેહ પડે એવું; રૂઆબી. (૫) ઉમદા.

**તેજાનો**, પું૦ શરીરને તેજી આપે-ધમધમાટ કરી નાંખે એવાં જે દ્રવ્યો તે; જે ખાવાથી શરીરમાં હોંશિયારી-ગરમી આવે તે, વનસ્પતિ દ્રવ્ય. તજ; લવિંગ, ઇલાયચી વગેરે. ગરમ મસાલો. ઉ૦ તેજાનામાં તમાકુ ને વરણાગીમાં વાળ, જુવાનીમાં જુગટું ને બાઠબંધીમાં ગાળ.

**તેજાબ**, પું૦ [ फा. ] ગંધક વગેરે કેટલાંક દ્રવ્યમાંથી બનતું અતિ જલદ પ્રવાહી-સત્ત; અમ્લદ્રાવ; અત્યંત ખાટું જલદ પ્રવાહી. એસિડ. Acid.:-ગંધકનો તેજાબ.

**તેજાળ**, વિ૦ તેજવાળું; પ્રકાશિત.

**તેજી**, પું૦ તીખા સ્વભાવનો ઘોડો; અશ્વ; તુરંગ. કહે૦ તેજીને ટુંકારો ને ગધેડાને ડફણાં=ચંચળ-જેને સ્વાભિમાનની તીવ્ર લાગણી હોય તેને સહેજ થેં કું કહેતાં પણ સમજી જાય છે અને મૂર્ખ અભિમાન રહિત હોય તે માર મારતાં પણ સમજે નહિ. ટકુ માર્યે તેજી કંપે=નાના-હલકાને કંઇ કહેતાં મોટું અને ચંચળ હોય તે ડરે કે રખેને મારી એ વલે થાય, તેથી ધરતી ચાલે ચાલે. ઉ૦ તેજી ન સહે ચાબખો શૂર ન સહે હુંકાર.

**તેજી**, સ્ત્રી૦ તેજસ્વિતા; તેજદારપણું; પ્રકાશ; તેજ; ચળકાટ; ઝળકાટ. (૨) ઉજળામણ. (૩) ઉત્સાહ; હોંશ; જાગર્તિ. (૪) આરોગ્યની લાલી અને સ્ફૂર્તિ. (૫) ઉત્કર્ષ; ચડતી; બઢતી. (૬) ચડતો ભાવ બોલાવો તે, વૃદ્ધિ; ભાવતાલનું ઉંચે જવું-વધવું તે. મોંઘ, મોંઘવારી.

**તેજીમંદી**, સ્ત્રી૦ ભાવની વધઘટ થવી તે; ચડતો ભાવ તે તેજી ને ઉતરતો ભાવ તે મંદી; ગડઉતર થતા ભાવોની રૂખ ઠે.:-તેજીમંદી બેહના મોઢા થાય.

**તેજોમય**, વિ૦ (સં.) તેજરૂપ; તેજયુક્ત; તેજસ્વી; ઝગઝગાટ; ખૂબ તેજવાળું હોય એવું જે તે.

**તેટલામાં**, અ૦ અમુક કાર્ય વાત-વિચાર ચાલતા હોય તે દરમિયાન; તે વખતમાં; તે સુમે; તે વેળા એમ.

**તેટલું**, વિ૦ અમુકના જેટલું હોય એવું; અમુક પ્રમાણનું. સંબંધી અર્થમાં અમુક માપ, વજન અને સંખ્યા બતાવે છે.:-તમે જેટલું કરો તેટલું થોડું જ છે.

**તેટલે**, અ૦ દરમિયાન; તેટલામાં.

**તેડ**, સ્ત્રી૦ ( તેઅડ-તૅડ ) તટ; કાંઠો; કિનારો; તીર. ઉ૦ તાપીની તેડે તરિયા વાવ્યા રમાદે. (૨) બાજુ; તરફ; પક્ષ. ઉ૦ આણી તેડે ગંગા ને પેલી તેડે જમનાં, વચમાં સરસ્વતી નદી વહે છે.

**તેડવું**, ક્રિ૦ સ૦ ઉંચકવું; છોકરાને કમ્મરે, ખભે કે માથે ઉંચકવું:-છોકરો તેડીને ક્યાં ચાલી ? (૨) સાથે લેવું; સંગાથે લઇ લેવું. ઉ૦ મને જુદ્ધમાં સાથે તેડોરે, બાળારાજારે. સામેલ રાખવું. (૩) કોઇ જગાએ કોઇને બોલાવવું; આવવાનું કહેવું; નોતરવું; ઇજન કરવું; જમવા બોલાવવું; આમંત્રવું. ઉ૦ માતાજીરે ! તેં જાણે જમાઇ તેડ્યો જમવાને. આણું દેવું; ઘેર બોલાવવું.:-હવે વહુને તેડવી છે ? (૪) હુકમથી-બળથી કે પ્રેમથી માણસ મોકલીને બોલાવી મંગાવવું:-એને રાજાએ તેડ્યો છે. ઉ૦ વહેવાઇને આવ્યો છે તેડીરે.

**તેડાગર**, વિ૦ તેડી આવનાર; તેડાં કરનારું માણસ તે.:-આ કન્યાશાળામાં તેડાગર રાખો.

**તેડું**, ન૦ આવવાનું કહેવું તે; આમંત્રણ; નોતરું; ન્જન; બોલાવવું તે. (૨) આણું (૩) સત્તાવાળા તરફથી હજુરમાં હાજર રહેવાનું કહેણ તે; હાજર થવાનો હુકમ; હુકમ લઇ આવનાર સાથે જવાનો મામલો; તેડી-ઉંચકી જનારનું ઉંચકી જવાનું કહેણ. ઉ૦ ઓરડીએ બેઠાં ઓરે ! બાબલડી ! ગ્રુહનાં તેડાં કોને આવ્યાં, હો જી. હોકારીને બોલાવવું તે:-તેડું હકારું એમ કહેવાય છે. પહેલું આમંત્રણ ને પછી હકારું.

**તેણી**, સ૦ તે-સ્ત્રી. પારસી અને સુરત મુંબાઇ તરફના હિંદુઓ તે સર્વનામ સ્ત્રીને માટે વાપરતાં 'તેણી' એમ બોલે છે:-તેણીએ ના કહી, તેણી આવશે ત્યારે જવાશે.(૨) તરફ, બાજુ, ગમ, પાસ, મેર, વાર. વગેરે અવ્યયોની પૂર્વે તેને ઠેકાણે પણ તેણી બોલાય છે:-તેણીતરફ=તે તરફ; તેણીગમ. તેણી પાસ જતા નહિ. એણી મેરે તેણી મેરે. તેણીવાર=તે વખતે.

**તેણીગમ**, અ૦ તે તરફ.

**તેણીવાર**, અ૦ તે વખતે.

**તેતર**, ન૦ [ સં. तित्तर ] કુકડા જેવું પાંખોવાળું પણ ભૂખર-ખેતરોમાંથી દાણા વિંણી ખાનારું પંખી.

**તેતરીસો**, વિ૦ તેત્રીસ વાર સોની રકમ-સંખ્યા તે. (૨) તેતરીસમો. તેતરીસો દુકાળ. તેતરીસની સાલનો.

**તેત્રીસ**, વિ૦ ત્રીસ ને ત્રણ તે.

**તેથી**, અ૦ તે માટે; વાસ્તે; સારુ; તેને લીધે; તેટલા માટે.

**તેનાઈજવું**, ક્રિ૦ અ૦ પાકપર આવી જવું; ફૂલ-માંજરો આવવી. તૈયાર થઇજવું.

**તેનાત**, જુઓ૦ તહેનાત.

**તેપન**, વિ૦ પચાસ ને ત્રણ; ૫૩.

**તેમ**. અ૦ તે રીતે; તે પ્રમાણે.

**તેર**, વિ૦ દસ ને ત્રણ; ૧૩.

**તેરમું**, ન૦ માણસના મરણ પછીનો તેરમો દિવસ.

**તેરસ**, સ્ત્રી૦ પખવાડિયાની તેરમી તિથિ:-આણુપૂછ્યું મહુરત તે તેરસ ને ત્રીજ.

**તેરીખ**, સ્ત્રી૦ વ્યાજ ગણવાનો દિવસ તે; વ્યાજ ગણવામાં જે સમય-દૈનિક વ્યાજની રૂઢિ ચાલે છે તે. ( ૨ ) વ્યાજનો જે દૈનિક સુમાર-દર તે.:-પાંચ આનાની તેરીખે.

**તેરીજ**, જુઓ૦ તેરીખ.

**તેરીમેરી**, અ૦ ગાળભેળ; તુંકારેતુંકારે બોલચાલ થવી તે; પનરાજી.:-અહિં તેરીમેરી કરશો તો માર ખાશો. (૨) દોર તોર ચલાવવો તે; જોહુકમી.

**તેરો**, પું૦ તેરની સાલનો ( દુકાળ-સમય વગેરે તે. )

**તેલ**, ન૦ [ સં. तैलम् ] તલ નામના બિયાંમાંથી નીકળતું જે ચીકણું ચીકટ પ્રવાહી તે. વનસ્પતિ, પ્રાણી કે જમીનમાંથી મળતું એવું પ્રવાહી કે જે બળે. તલ, અળસી, એરંડી, વગેરેમાંથી, વહેલ, માછલાં ને પ્રાણીની ચરબીનું તેલ અને કેરોસીન, પેટ્રોલ વગેરે જમીનમાંથી મળતા ખનીજ પ્રવાહી. (૨) સત્વ; કસ:-એણે તો કામ કરાવી કરાવીને તેલ કાઢી નાંખ્યું. ક્રિ૦ પ્ર૦ તેલ કાઢવું=પીલવું. ખૂબ મહેનત આપીને થકવી નાંખવું; સત્ત્વ ખેંચી લેવું; હંફાવવું, તેલ ઘાલવું=સ્ત્રીઓએ શોક મૂકવો. તેલ નીકળવું=ખૂબ મહેનત-કડાકુટ પડવી, તેલપુરવું=ફરીફરીને વધારવું; નહિ ઓલવવા દેવું, સળગાવવું. ઉશ્કેરવું, ઉત્તેજન આપવું. તેલરેડાવું=ફાળ પડવી, શું થશે અને કેમ કરીશું ? એવી ચિંતા ઉત્પન્ન થવી. કહે૦ તેલમા માખ બૂડવી=એકદમ શિથિલ શાંત થઇ જવાવું; ચૂપ થઇજવું; નહિ બોલા-

૫ ચલાય નહિ એવી શેવ પડી જવી; દબાઇ જવાવું.

**તેલણ**, સ્ત્રી૦ તેલવાળી; ઘાંચણ.

**તેલાળું**, વિ૦ તેલવાળું; ચીકણું; ચીટ્ટાયેલું. (૨) તેલિયું.

**તેલાં**, ન૦ (તેલું એકવચન) નવરાતરમાં માતાના વ્રત તરીકે એક કે ત્રણ ઉપવાસ કરવામાં આવે છે તે; એ ત્રણ ઉપવાસ દરમિયાન ફરાળમાં પણ તેલનો ઉપયોગ કરવામાં આવતો નથી, અતેલિયાં તે તેલાં. નવરાત્રિ દરમિયાન કરવામાં આવતું માતાનું એક વ્રત.

**તેલિયું**, વિ૦ તેલ જેમાં હોય એવું; તેલવાળું. (૨) ચીકણું; ચીકટ.

**તેલિયો**, પું૦ ઘાંચી; તેલ પીલવાનો ને વેચવાનો ધંધો કરનારો માણસ. (૨) તેલ પૂરું પાડનારો; સાચાઓ વગેરેમાં તેલ ઉંજવાના કામ ઉપર રાખેલો નોકર તે.

**તેલિયોરાજા**, પું૦ શરીર ઉપર ને લુગડાંમાં તેલથી ભરાયેલો અને તેલમાં જોઇ ભવિષ્ય કહેનારો એક તાન્ત્રિક ભિખારી; તેલથી નહાનારો જાચક.

**તેલી**, પું૦ તેલ કાઢવાનો ને વેચવાનો ધંધો કરનારો; ઘાંચી. (૨) વિ૦ તેલિયું; જેમાં તેલ રહેલું હોય એવું (તૈલી તે): તેલીબિયાં.

**તેવડ**, સ્ત્રી૦ [ સં. તૄ=તરવું. ત્રિવૃત્તિ] ધર્મ, અર્થ અને કામ, તેમજ વધારો, ખોટ ને નિભાવ, એ બધી બાબતનો વિચાર કરીને વર્તવું તે તેવડ-ત્રેવડ; કરકસર.:–તેવડ ત્રીજો ભાઇ. (૨) તજવીજ; ગોઠવણ; સોઇ; સગવડ. ઉ૦ ત્રિકમજી તેવડમાં રહેજો; તાણુંતણું છે કામજી.

**તેવડવું**, ક્રિ૦ સ૦ ધર્મ, અર્થ અને કામ, ત્રણે વાત સચવાય તેમ કરવું તે; સંભાળીને કરકસરથી પણ વ્યવહારને બાધ આવે નહિ, તેમ વહેવાર ચલાવવો તે. (૨) લેખવવું; ગણવું. ઉ૦ હુંને તેવડે તૃણ માત્ર=મને તૃણ માત્ર ગણે છે. (૩) ત્રણ પડ થાય તેમ કરવું; ત્રણપડ કરવાં.:–ચાદરને તેવડજો એટલે–ઓઢાશે. (૪) બહેન ભાણેજો અને દીકરી જમાઇ વગેરેને વ્યવહારાનુસાર નોતરવાં, અને તેમનો સત્કાર કરવો–રીતભાત વગેરે કરવાં તે; વ્યાવહારિક રીતભાત કરવી; વ્યવહાર કરવો.:–એ ક્યાં વ્યવહારમાં રહેલો છે. બહેન ભાણેજોને તો કદી તેવડતો નથી.

**તેવડું**, વિ૦ તેના જેટલું. સંબંધી અર્થમાં લંબાઇ પહોળાઇ, ઉંચાઇ અને પ્રમાણ વગેરે બતાવે છે. (૨) ત્રિપટ; ત્રણ ગણું.:–એવડાં તેવડાં નાંખ્યાં આણીને હાલ કોણ માલ ખરી દે. (૩) ત્રણ પડવાળું.:–પિછોડી તેવડી કરીને ઓઢો; ચાદર તેવડી કરો.

**તેવતેવડું**, વિ૦ એક બીજા સમાન–સમવયનું હોય એવું; સરખું સમાણું; સમવયસ્ક. ઉ૦ મળી તેવતેવડી સાહેલીઓ, પ્રીતે ગરબા રે ગાય.

**તેવામાં**, અ૦ તેટલામાં; તેવે; અમુક કાર્ય બની રહ્યું હોય તે દરમિયાન.

**તેવારે**, અ૦ તે વખતે; ત્યારે; તે સમે.

**તેવાસ્તે**, અ૦ તે માટે; તેથી.

**તેવીસ**, વિ૦ વીસ ને ત્રણ; ૨૩.

**તેવું**, વિ૦ [ સં. યતૂ-તાવત્ ] અમુક જેવું તે; તેના સરખું; એવું; અમુકના જેવા ગુણ, ધર્મ, રૂપ, રંગવાળું; તે પ્રકારનું. રૂ૦ પ્ર૦ જેવું તેવું=સાધારણ; કામ ચલાઉ; વિશિષ્ટ ગુણોવાળું નહિ એવું; સામાન્ય:–એ શહેર કંઇ જેવું તેવું નથી.

**તેવે**, અ૦ તે વખતે; તેટલામાં; તે વખત દરમિયાન.

**તેહ**, સ૦ તે. કવિતામાં વપરાય છે.

**તેહેનાત**, સ્ત્રી૦ [ અ. ] મોટા માણસની

આજ્ઞા ઉઠાવી લેવાને અને તેનું કામકાજ સેવાચાકરી કરવાને તેની પાસે રહેવું તે; ખીજમત; હજુર; સેવા; સાનિધ્ય, સમુપસ્થિતિ. કોઇ અમલદાર, મોટા માણસ કે માંદા માણસની સેવાચાકરી માટે તેની નજીક ને નજીક તેને જોઈતું કરતું આપવાને હુકમ-થાય તે ઉઠાવવાને રક્ષા કરવું તે; સેવામાં રહેવું તે. (૨) તાબેદારી; અધીનતા. ક્રિ૦ પ્ર૦ તેહેનાતમાં રહેવું=સેવા ચાકરી કરવાને-હુકમ ઉઠાવી લેવાને હાજર ને હાજર રહેવું; ખીજમતમાં રહેવું.

**તેહેવાર**, પું૦ [ फा. ] મુસલમાની દીનનો પાક દિવસ તે; વ્રત ઉત્સવ વગેરે પાળવાનો-આનંદમાં ગાળવાનો દિવસ; ખુશાલીનો-ચાલુ કામ ધંધો નહિ કરતાં ખુશી ખુશાલીમાં અને ખાણીપીણીમાં આનંદ ભેર રહેવાનો દિવસ.

**તેહેસીલ**, સ્ત્રી૦ [ अ. तहसल ] જમીનનું જે સરકારી ભાડું-કર-મહેસુલ તે. (૨) સરકારી મહેસુલ જમા કરવી તે; જમીનનો કર ઉઘરાવવો અને સરકારી તિજોરીમાં ભરવો તે; તેને લગતું કામ. સરકારી વજે, સાંથ; કર તે. (૨) જમીનનો કર ઉઘરાવવાને મોટા વિસ્તારમાં પાડેલા જે નાના નાના ભાગ તે; તાલુકા; જમાબંદીની સગવડને માટે પાડેલો મુલકનો એક ભાગ; મહાલ; પ્રાંત; પરગણું.

**તેહેસીલદાર**, પું૦ તાલુકા કે પરગણાની મહેસુલ ઉઘરાવનાર સરકારી અમલદાર; મહાલકરી; મામલતદાર.

**તેં**, સ૦ તમેનું એક વચન

**તેંગળ**, ન૦ એક કડીના વાળાનું ઘરેણું.

**તેંદું**, ન૦ ટેંટું; અભિમાનના બોલને આ શબ્દ લગાડવામાં આવે છે. (૨) વિ૦ માલ વગરનું; આળસુ; વ્યસની; ઢહેરું; જેનાથી કંઇ બની શકે નહિ એવું; નિર્માલ્ય.

**તેંતાળીસ**, વિ૦ ચાળીસ ને ત્રણ; ૪૩; તેતાળીસ.

**તેંત્રીસ**, વિ૦ ત્રીસ ને ત્રણ; ૩૩; તેત્રીસ.

**તેંસઠ**, વિ૦ ત્રણને સાઠ; ૬૩; તેસઠ; ત્રેસટ.

**તૈક્ષ્ણ**, ન૦ [ सं. ] તીક્ષ્ણતા; તીખાપણું છરી વગેરેના વાઢની જે શક્તિ તે.

**તૈજસ**, વિ૦ તેજવાળું; તેજસ્વી.

**તૈડ**, સ્ત્રી૦ તરડ; તડ; ત્રડ; ફાટ; ચીરો; ભિંગ; ભાણડ, કાપ વગેરેમાં પડેલો જુદો આંકો; આંતરો; બે ભાગ વચ્ચે રહેલો આંતરો.

**તૈડાવું**, ક્રિ૦ અ૦ તરડાવું; ફાટવું; ચિરાવું; જુદું પડવું. (૨) ઉલટા પડવું; વંકાવું; વિરુદ્ધ હોવું; વિરુદ્ધ રહેવું.

**તૈડિયો**, વિ૦ તરડાઈ ગયેલો; ઉગ્રપણાથી અળગો થઈ ગયેલો:-તૈડિયોગવાર. (૨) તરડાઇ, ફાટી કે ચિરાઇ જાય એવો:-તૈડિયો પત્થર. (૩) આકરા સ્વભાવનો; ભળતો નહિ રહે એવો જે તે; અતડો.

**તૈણ**, વિ૦ બે ને એક જેટલી સંખ્યા તે, તણ; ત્રણ; ૩.

**તૈણું**, ન૦ [ सं. तृण ] તરખલું; તણ; ઘાસની પાતળી પાનંદ વગેરેની કડછી; તરણું. (૨) તુચ્છવસ્તુ.

**તૈયાર**, વિ૦ [ फा. ] કોઈ પણ કામ તેની પૂર્ણતાએ પહોચેલું હોય તેવું; પરિપૂર્ણ; પુરું થઇ રહેલું હોય એવું; પરિપક્વ:-રસોઇ તૈયાર છે; કેરી તૈયાર થઇ ગઇ છે. (૨) સજ્જ; તત્પર; કાર્ય કરવાને, ઉપડવાને તમામ સાધન સહિત પરવારીને રાહ જોતું એવું.-ચાલો હું તો તૈયાર જ છુ. લશ્કર તૈયાર છે. (૩) તરત રજુ કરાય એવી સ્થિતિનું; તરત રજુ કરાય એવું; હાજર. ક્રિ૦ પ્ર૦ તૈયાર કરવું=અ૦

નાવવું; ઉપયોગમાં આવે એમ કરવું; પુરૂં કરવું; સંપૂર્ણાવસ્થામાં આણવું. તૈયાર થવું =કામકાજથી પરવારી તથા સાધન સામગ્રી એકઠી કરીને કોઇ પણ કામ કરવાને સજ્જ થવું તે. (૨) પાકવું; પરિપક્વ થવું:–કેરીઓ તૈયાર થઇ; ઉપયોગમાં લેવાય એવું થવું; પરવારી લેવું; પરવારવું.

તૈયારી, સ્ત્રી૦ કોઇ પણ કાર્ય પાર પાડવાને માટે તેનાં સઘળાં સાધન વગેરે મેળવી એકઠાં કરી સજ્જ થવું તે; સજાઇ; સજ્જ થઇ રહેવું તે; કાર્ય થવાનો છેક નજીકનો વખત તે; તત્પર થઇ રહેવું તે; તત્પરતા. ઉપડવાનો વખત; ઉપડવાને જોઇતાં સાધન સાથે કરેલી સજાઇ. (૨) છેલ્લો સમય; મરણ સમય:–ડોસા તૈયારીમાં છે. ક્રિ૦ પ્ર૦ તૈયારી કરવી=સજ્જ થવું; પરવારવું, તયારી.

તૈલ, ન૦ [ સં. ] તેલ; ચીકટ.

તૈલંગ, વિ૦ તિલંગ દેશનું; તિલંગ સંબંધી.

તૈલંગી, વિ૦ તિલંગ દેશનું. (૨) એ નામે ઓળખાતી બ્રાહ્મણની એક નાત.

તૈલાભ્યંગ, પું૦ [ સં. ] શરીરે તેલનું મર્દન કરવું તે. ઉ૦ તૈલાભ્યંગ સ્વપ્ને નવ ઇચ્છે. સુદામાખ્યાન.

તૈલી, વિ૦ તેલવાળું;જેમાં તેલ હોય એવું:–તૈલીબિયાં. (૨) તેલ વેચનારો; ઘાંચી; તેલી.

તૈં, અ૦ તહિં; ત્યાં.

તો, અ૦ 'જો'ના પ્રતિયોગીરૂપે વપરાતો અવ્યય:–જો ખાઇશ તો જીવીશ. (૨) ત્યારે:–એમ છે તો લાવો. (૩) નિશ્ચયાર્થે:–રૂપિયા છે તો ખરા પણ આપવાના નથી. (૪) લાડ અને મશ્કરીના અર્થમાં: –પાસે તો આવ. બેસ તો ખરો. (૫) હવે, સામે થવાના અર્થમાં:–તો ચાલશે કેમ નહિ ? વિચારને વજન આપવામાં અને નિશ્ચય દેખાડવામાં 'તો'નો બહુ ઉપયોગ થાય છે:–ગુલાબ બોલી તો ખરી પણ પછી શરમાઇ ગઈ.

તોઇ, સ્ત્રી૦ કસબની દોરી–કિનારી તે:–તોઇરીત.

તોક, સ્ત્રી૦ જાડી ને ભારે બેડી; લોઢાની ભારે હાંસડી; ડહેરો. (૨) કોશ, હળપુણી; ઘાંચીની કોશ. ગળામાં નાંખવાની ભારે વજનની પીડાકારક બેડી; પાશ; જંજીર:–હોકારો થતાં ગરાસિયાને શૂર ચઢ્યું તે તેનાજ હાથમાંની કોશ ઘાંચીને ગળે વિંટાળી તોક નાંખી. ઘાંચીએ તે કાઢી નાંખવાની વિનંતિ કરી ત્યારે કહ્યું કે પાછો જ્યારે હોકારો થાય ને મને શૂર ચઢે ત્યારે આવજે કાઢીશ.

તોકવું, જુ૦ ટોકવું.

તોકે, અ૦ તો; ઉત્તરમાં કહે કે; એટલે; એમકે; તોપણ.

તોખાર, પું૦ ઘોડો; અશ્વ. ઉ૦ ચઢીઓ રણતોખાર.

તોછડાઈ, સ્ત્રી૦ તોછડાપણું; અવિવેક; હલકાઇ; અસભ્યતા. વિવેક રહિત બોલવા ચાલવા ને વર્તવાની જે ઢબ–રીત તે. (૨) હલકાઈ; કોઇના ભારબોજ વગર તુંકારે બોલાવાની બેહૂદિ તે. (૩) ઉદ્ધતાઇ; બેઅદબી; અમર્યાદપણું.

તોછડું, વિ૦ તિરસ્કાર યુક્ત; અસભ્ય; વિવેક રહિત, અમર્યાદ; બેઅદબ. (૨) ટુંકું; અસંપૂર્ણ:–આ લુગડું તમને તોછડું પડે છે.

તોજી, સ્ત્રી૦ [ અ. ] જમીનનો કર–મહેસુલ તે; સાંથ. (૨) સાર; સત્ત્વ.

તોટક, પું૦ [ સં. ] ચાર સગણનું એક એક ચરણ હોય એવો છંદ; વૃત્ત.

તોટાવું, ક્રિ૦ અ૦ ટાંચું પડવું; ઓછું રહેવું; કમી પડવું.

તોટી, સ્ત્રી૦ ટોટી; ચૂઇ; ચૂસણી; ડિંટડી.

તોટો, પું૦ ટોટો; ખોટ; કમી પડવું–આવવું તે; ઓછ; કમીના, નુકસાન. (૨) ગજાનો

કુકેરો; હરકિયો.:–એક બીજાના તોટા પીસવા તે શું સારું ?

**તોડ**, પું૦ તોડી ફોડીને કાઢેલો જે રસ્તો–છેવટનો પરિણામ તે; નિકાલ; નિર્ણય; ફડચો; ફેંસલો; વળગાટ મટાડવો તે; અગવડ ગુંચ કાઢી નાંખવી તે. (૨) સમાધાન; માંડવાળ. (૩) પગમાંના માંસના લોચાઓ અને રગોના સંકોચની પીડા તે; પગની ફેંચોનું કળતર. (૪) ઉપાય; રસ્તો. ક્રિ૦ પ્ર૦ તોડ કરવો–કાઢવો=નિકાલ કરવો–કાઢવો. તોડ લાવવો=એક કે બીજી રીતે જે તે છેવટ લાવવું; નિકાલ કરવો; પુરૂં કરવું. તોડ થવા=પગના માંસના લોચાઓમાં ખેંચ જેવી પીડા થવી. તોડ મૂકવો =એકાદ માર્ગ કાઢી આપવો. તોડીફાડીને જુદું કરવું=તકરાર રહે નહિ એમ કરી આપવું; માંડી વાળવું.

**તોડજોડ**, પું૦ સમાધાની; નિકાલ; બેઉ બાજુને સમજાવીને તેમની વચ્ચેનો ઝગડો પતાવી નાખવો તે.

**તોડવું**, ક્રિ૦ સ૦ ( સં. तोड्ड ) જોડાયેલું હોય તેને ખેંચીને છુટું પાડવું; ચુંટવું. તંતુવાળી ને ચીકણી ચીજનો એકાદ ભાગ તેના મોટા ભાગમાંથી ખેંચી–આમળીને જુદો કરવો. (૨) ભાગવું; ફોડવુ.–તેણે મોટો કાચ જડતાં જડતાં તોડી નાંખ્યો. (૩) બંધ થઇ જાય એમ કરવું.:–તેણે કાસ કાઢીને નદી તોડી નાંખી. આવક તોડી. (૪) બોલેલું ખોટુ કરવું:–વચન તોડવું:–વચન તોડવું નહિ. (૫) ઉખાડી નાંખવું. ખેંચી નાંખવું.:–વાળ તોડવા. અરધેથી તૂટી જાય એમ કરવું. (૬) વિણી લેવું; ડિંટવું; સમારવું.:–કેરી તોડી; શાક તોડવું–મોળવું. સુવારફળી તોડીને તૈયાર કરવી. (૭) મૂકી દેવું, છોડી દેવું; બંધ કરવું. એણે દોસ્તદારી તોડી.

**તોડી**, સ્રી૦ ટોડી; એક રાગણી

**તોડેમકોડે**, અ૦ બંદુક ભરી કોટને કાંગરે તૈયાર થઈ ઉભા રહેવું તેમ; કાર્ય કરવાને એકદમ ઉતાવળિયા થઇ રહેવું તે; એક પગે; તત્પર ને આતુર થઇ રહેવું–ઉતાવળિયા થઇ રહેવું તે.:–વરની સાથે જવાને વહુ તો કેદહાડાનાં તોડેમકોડે થઇ રહ્યાં છે. ટોડેમકોડે.

**તોડો**, પું૦ ટોડો; ઉંચો મિનારો; ઉચું શિખર; જયસ્તંભ. (૨) પુરુષો એક પગે જે મોટું ભારે સાંકળું પહેરે છે તે; પરાક્રમ બદલ મળેલી પગમાં પહેરવાના ઘરેણાની બક્ષીસ. આગળ વીર ને પરાક્રમી પુરુષોને રાજાઓ તેમના વીરત્વ ને પરાક્રમ માટે મોટો મેળાવડો કરીને તોડા પહેરાવતા હતા. અદ્યાપિ ભાટ લોકો તે પહેરે છે, દેશી લશ્કરમાંના શૂરવીરોને છેક અદ્યાપિ લગી ઈંગ્રેજ સરકાર પણ તોડા બક્ષીસ કરતી.

**તોતડું**, વિ૦ તોતળું.

**તોતળું**, વિ૦ સડસડાટ નહિ પણ તૂટતા શબ્દે અને શુદ્ધ ઉચ્ચારે નહિ બોલતું એવું; કાલું; 'તતત' એમ થઈ જતું હોય એવું ( ભાષણ બોલવું તે. ):–બાળકના મજેના તોતળા શબ્દો કેવા વહાલ ભર્યા લાગે છે. વાણિયા તોતળું બોલે છે. અશુદ્ધ; યથાસ્થાન નહિ ઉચ્ચરાતું એવું. (૨) જેનાથી શુદ્ધ–સ્પષ્ટ બોલાતું ન હોય એવું ( માણસ ):–એ બાપડો તોતળો છે. જીભ ટુંકાઈ ને અવાજ તૂટી જાય એવું જે ભાષણ–બોલવું તે.

**તોતો**, પું૦ પોપટ; શુક; તોતળું તોતળું પણ માણસના જેવું બોલનારૂં પંખી.

**તોપ**, સ્રી૦ દારૂના જોરે દૂર સીસાના ગોળા ફેંકવાનું મોટું નળાકાર યંત્ર, બંદુકના જેવો પણ તેથી ઘણી મોટી શત્રુ ઉપર

ગોળા ફેંકવાની નલિકા જેવી બનાવટ; ટોપ. (૨) ખોટી મોટી વાત; ગપ; અફવા. ક્રિ૦ પ્ર૦ તોપ મારવી=ખોટી વાત ફેલાવવી, જુઠે જુઠી અફવા ઉડાવવી; ખોટું-બનાવટી તરકટ કહેવું. કોઇના હૃદયને આંચકો લાગે એવી ખોટી વાત કહેવી, તોપચી=ગપ્પી. (૩) માથાનું શસ્ત્રથી રક્ષણ થાય એવી ધાતુની જે ટોપી તે; માથાનું રક્ષણ કરે એવી ટોપી-બખ્તર તે.

**તોપખાનું**, ન૦ ઘણીક તોપો અને તે ફોડવાનો સરસામાન વગેરે તે; તોપો અને તેનો સરંજામ તે. લશ્કરમાં તોપની લડાઇ માટે બનાવેલી જે એક ટુકડી હોય છે તે. (૨) ગપગોળો.

**તોપચી**, પું૦ તોપની નેમ-નિશાન માંડનારો; નિશાન માંડી તોપફોડનારો માણસ; ગોલંદાજ; તોપમાંથી ગોળા મારનાર. (૨) વિ૦ ગપ્પી; અફવા ઉડાડનાર.

**તોપણ**, અ૦ તેમ છતાં; તથાપિ; તોય.

**તોફા**, વિ૦ ( અ ) સર્વોત્તમ; સરસ. (૨) ભારે; કિમતી.

**તોફાન**, ન૦ ( અ ) ઉદ્ધત વર્તન તે; અશાંત વર્તન; મસ્તી; ધિંગાણું. ઉછળાઉછળી, પડભાગ-ભાંગફોડ; કુદાકુદ, દોડાદોડી; અજંપો. (૨) વાવાઝોડું; વંટોળિયો; પવનનું જોરથી વહેવું તે. ધાધલ, દંગો; હુલ્લડ. (૩) હજારની કોથળી. (૪) જાભગરી. (૫) ટોલ્લો.

**તોફાની**, વિ૦ તોફાન કરનાર; હુલ્લડી; મસ્તાઇ ખોર. (૨) ઉધલાતું; ઉછાંછળું

**તોફારી**, વિ૦ સેળભેળિયું; ખીચડો. (૨) પરચૂરણ.

**તોફે**, અ૦ ઉમદા, સર્વોત્તમ હોય એમ; અસાધારણ; ઉત્તમ એમ.:-આ માલ તોફે છે.

**તોફો**, અ૦ સરસમાં સરસ હોય એવો; સર્વોત્કૃષ્ટ.

**તોબરો**, પું૦ ( फा. तुबर् ) ઘોડાને ચંદી આપવાની ચામડાની કોથળી. તોબરામાં ચણા વગેરે ભરી તેમાં ઘોડાનું મોં આવી રહે તેમ પહેરાવવામાં આવે છે. (૨) રીસે-ક્રોધે ધુમરાયેલું હોય એવું જે મોં તે. ક્રિ૦ પ્ર૦ તોબરો ચઢવો=રીસ ચઢવી; તોબરા જેવું મોં થવું. કહે૦ તોબરો ચઢાવો એટલે હણહણાટ મટશે.=લાંચ રૂશ્વત આપી એનું કંઇ કરો એટલે બડબડશે નહિ.

**તોબા**, અ૦ સ્ત્રી૦-ત્રાસ-કંટાળાનો ઉદ્‌ગાર; હાય; કળકળાટી, રિબાવાથી-જુલમ-સીતમ થવાથી ત્રાસને લીધે બોલાતો બોલ. પસ્તાવાનો શબ્દ-માફ માગવાના અર્થમાં વપરાય છે. ત્રાહિના અર્થમાં બોલાય છે. ક્રિ૦ પ્ર૦ તોબા પોકારવી=ત્રાસ ત્રાસ થઇ રહેવો. જુલમથી કંટાળી શરણ શોધવું; લહાયલેવા થવા. તોબાખત=હેરાન કરી -રગડીને લખાવેલો દસ્તાવેજ.

**તોમર**, ન૦ ( सं. ) લડાઇનું એક આયુધ. પોલાદના તીક્ષ્ણ કાંટાવાળું માથું લગાડેલી લાકડી. કડિયાળી-ભાલાભાલા જેવાં ફળાંવાળી લાકડી. ઉ૦ કરદત્ત તોમર કરી વડે રણની સીમા ઘેરાય છે. (૨) એક રાગ.

**તોય**, ન૦ ( सं. ) પાણી; જળ. (૨) અ૦ તોપણ; તથાપિ.

**તોયદ**, પું૦ (सं.) પાણી આપનારો-મેઘ; વરસાદ.

**તોયધર**, પું૦ (सं.) મેઘ; વરસાદ.

**તોયધિ**, પું૦ [ सं. ] સમુદ્ર; દરિયો.

**તોયનિધિ**, પું૦ [ सं. ] સમુદ્ર; દરિયો.

**તોયપણ**, અ૦ તોપણ; તોય; તથાપિ; છતાં.

**તોર**, સ્ત્રી૦ તગ; સત્ત્વ; મલાઇ.

**તોર**, પું૦ મિજાજ, અહંકાર; દુપદ; રૂપ, યોવન, ધન, માન વગેરેનો જે ગર્વ તે;

અહમહમિકાની જે ઉન્છૃંખળતા તે. (૨) ભભકો; ઠાઠ; દમામ. અભિમાની ઓપ્યલ.

**તોરડી**, સ્ત્રી૰ જુઓ૰ તોલડી.

**તોરણ**, ન૰ (સં.) ઘરને બારણે, દરવાજે કે ભાગોળે આસોપાલવનાં લીલાં પાંદડાની જે માળા બાંધવામાં આવે છે તે; મંગળ પ્રસંગ બતાવવાને બારણાને શોભાવવા બાંધવામાં આવતી જે કપડાની, ભરતકામની કે લીલાં પાંદડાંની માળા તે. ઉ૰ બાંધ્યાં તોરણ બારણે નયનનાં લાંબાં,ન ઇંદીવરે. ક્રિ૰ પ્ર૰ તોરણ બાંધવું=બારણાને દીપાવવાને ફૂલ પાનનો શણગાર કરવો. વધાઈના આનંદના આડા હાર કરવા. પોતાની વધાઇ બતાવવી.:–જગદેવ પરમારે બહોતેર ગામની ભાગોળે એક રાતમાં તોરણ બાંધ્યાં. તોરણે આવવું=અમુક કાર્ય પાર પાડવાને લગભગ તેની નજીકમાં જવું. વરનું પરણવા માટે ચોરી નજીક જવું તે.:–બ્રાહ્મણોમાં તો તોરણે આવેલો વર પાછો જાય. રૂ૰ પ્ર૰ લીલેતોરણે=તોરણ કરમાયે નહિ તે પહેલાં કન્યા આપ્યા વગર વરને પાછો વાળવો તે; કંઇ પણ લીધા વગર નાસીપાસ થઇને પાછા ફરવું પડે તે.:–ભાઈ ત્યાં આગળ હોંશથી આવ્યા પણ એમણે તો લીલેતોરણે પાછા કાઢયા.

**તોરણિયું**, ન૰ તોરણ. (૨) વિ૰ તોરણવાળું; જેને તોરણ બાંધેલું હોય એવું. (૩) આંગણા આગળનો–મહોલ્લાનો ભાગ (૪) મોખરાનું; મુખ્ય.

**તોરી**, સ્ત્રી૰ મદાંધતા; ગર્વનો છાક; દુર્બોધ્યતા; અહંકાર; અહમહમિકા; (૨) રીસ; છણક; ઉદ્ધતના. (૩) વિ૰ તે રવાળું; મિજાજી, અહંકારી. (૪) તરંગી; ચાપલ; સ્વાભિમાનની કડફીવાળું. (૫) કસારી માફક રાતે તીણા અવાજ કરતારાં એક જાતનાં જીવડાં.

**તોરો**, પું૰ પાઘડીનો કસબ; પાઘડીના બે છેડાઓ પર જે જર હોય છે તે; પલ્લો; પાલવ. (૨) શિરપેચ; કલગી; છોગું. (૩) કેટલાંક ફૂલપાન સાથે બાંધીને બનાવેલો ગુચ્છ; ગોટો. (૪) લબડતો રહે તેમ પાઘડીમાં ખોસવાનો ફૂલનો ટુંકો હારડો. (૫) સૌથી સરસ તે; આગેવાન; મુખ્ય; અગ્રણી. (૬) ફુંપદનો જુસ્સો; ગર્વ દર્પોદ્ધતા; અભિમાનનો છક; ઉદંડપણું. (૭) ભભકો; રૂઆબ; દમામ. (૮) સાવણુંનો એક ભેદ. આમાં શિવનો મહિમા હોય છે. (૯) રીસ; ક્રોધ; ફુંપદની ઉદ્ધતતાનો છણકો તે.

**તોલ**, પું૰ ( સં. तुल ) તોળવું તે; વજન કરવું તે; વજન; માપ; ભારેપણું. (૨) તુલના; સરખાપણું; કિમ્મત; પરીક્ષા. (૩) સંમાન; આબરૂ; સાખ. ક્રિ૰ પ્ર૰ તોલ કરવું=તોળવું; જોખવું, વજન કરવું તોલ કરાવવો=કિમ્મત કરાવવી; પોતાને માટે સામાના મનમાં હલકો વજન રહિતપણાનો વિચાર આવે તે. ઉ૰ એ છે જનમની ઉછાંછળી, મારો થઇ જાય તોલ, આઘા રહો રૂડા રાજવી. કા.

**તોલડી**, સ્ત્રી૰ કાળું માટીનું વાસણ; હાંલ્લી; રાંધવા ખાવાનું માટીનું કાળું વાસણ. કહે૰ ટકાની તોલડી તેરવાનાં માગે=સંસાર ચલાવવાને સો ચીજ જોઇએ. નાનો પાટિયો. તોલડી તનતન કરે છે, અર્થાત્ ખાલી ચણો ને વાગે ઘણો. એવા અર્થમાં વપરાય છે.

**તોલડું**, ન૰ હાંલ્લું; નાનું ફૂલ–ઝાડ વાવવાનું કુંડું તિરસ્કારના અર્થમાં. (૨) ભિક્ષુનું પાત્ર.

**તોલું**, ન૰ દસશેર જેટલું જે એક જથે વજન તે; દસશેર જેટલું જોખેલું જે વજન તે. ચાર તોલાંએ મણ, ચાળીસ શેરનું

પાંચ સાત તોલાં દાળ જોઇએ છીએ. (૨) ઘી ભરવાનું નાનું વાસણ; નાનું પાડુંડું (૩) ઝોકું ઉંઘ કે આળસમાં માથું ઝૂકી જવું તે:-કચેરીમાં બેઠાં બેઠાં કેમ તોલાં જોખે છે?

**તોલે**, અ૦ સમાનતામાં; બરોબરીમાં; સરખાપણામાં:-એની તોલે ના આવે. બરોબરી કરે તેમ.

**તોલો**, પું૦ છન્નુ રતિ જેટલું વજન તે; ૩૨ વાલ ભાર. સોનારૂપાનું વજન કરવામાં વપરાતું પરિમાણ. બે ગદિયાણાનો તોલો; એક બ્રિટિશ કલદાર રૂપિયા ભાર તે.

**તોશાખાનું**, ન૦ (फा.) ભંડાર; તિજોરી; સરકારી માલ મિલકત ને નાંણાં જ્યાં રહેતાં હોય તે જગા. તોશાલ.

**તોષ**, પુ૦ (સં.) તુષ્ટિ; જે કંઇ મળ્યું કે મળતું હોય તેટલું બસ છે, એવી જે મનની તૃપ્તિ તે; મનની તૃપ્તિનો આનંદ; સંતોષ.

**તોસદાન**, ન૦ વધારાનો દારૂ ને ગોળીઓ વગેરે રાખવાની સિપાઇની જે ખલેચી તે. (૨) દફતર રાખવાનો કાથળો.

**તોહમત**, ન૦ [ अ ] તહોમત; ગુનો; અપરાધ; દોષ. (૨) આળ; બટ્ટો.

**તોહોમત**, જુ૦ તોહમત.

**તોળવું**, ક્રિ૦ સ૦ [ સં. तोल् ] તોલ-વજન કરવું; પરિમાણ કાઢવું; જોખવું; ભારેપણાનું પરિમાણ કાઢવું. (૨) સરખાવી જોવું; સમાનતા કરી જોવી; પરખવું; માપવું; કિમ્મત કરવી. બીજાની સાથે બરોબરી કરી જોવી. ઉ૦ ખરા ખોટાનો કઇ તોલ તોળો. (૩) ઉપાડવું; ભાર ઝીલવો; ઉંચકવું; ધારણ કરવું.

**તોળાટ**, પુ૦ તોળનારો; ત્રપારો.

**તોળામણી**, સ્ત્રી૦ તોળવાનું મહેનતાણું તે; તોળામણ; જોખામણી.

**તોળાવું**, ક્રિ૦ અ૦ જોખાવું; કોઇ ચીજની બરોબર ઉંચકાવું.

**તોંતરો**, પું૦ તોતેરની સાલનો દુકાળ તે. સાલ તે.

**તોંવર**, વિ૦ રજપૂતોના અમુક વર્ગની આનુવંશિક ઓળખ.

**ત્યક્ત**, વિ૦ [ સં. ] તજેલું; છોડી દીધેલું; ઉત્સૃષ્ટ.

**ત્યમ**, અ૦ તેમ; એ રીતે. ઉ૦ જ્યમજ્યમ પડે વીપતડી, ત્યમત્યમ આવે જ્ઞાન.

**ત્યાગ**, પું૦ ( સં. ) તજી દેવું તે; છોડવું-મૂકી દેવું તે; સંસારની માયાને તજી દઈ વૈરાગ્ય ધર્મ પાળવો તે; સંસાર છોડી દેવો તે. (૨) આપી દેવું તે; બીજાના લાભમાં જતું કરવું, છોડી દેવું તે; દાન. (૩) વૈરાગ્ય; તજી દેવાપણું તે; સંસાર અને માયાની ભાવનાઓથી અળગા રહેવાપણું: ભાવના-ઇચ્છા રહિતતા. સાધુ-સંન્યાસી કે જોગી જતિ થઈ જવું ને થઇ જવાપણું તે.

**ત્યાગવું**, જુ૦ તજવું; છોડી દેવું; વર્જવું.

**ત્યાગી**, પું૦ જેણે સંસાર, સંસારિક સુખો અને માયાનો ત્યાગ કરેલો હોય એવો જે તે; વેરાગી; બાવો; જોગી જતિ. જેણે સંસારનો ત્યાગ કરેલો હોય તે. ઉ૦ ત્યાગી ન ટકે રે સંસારમાં. ( ૨ ) દાનવીર; દાન આપનારો; દાતા.

**ત્યાજ્ય**, વિ૦ [ સં ] તજવા જેવું; છોડી દેવા જેવું; નહિ રાખવા લાયક; તજી દેવા જેવું; તજવાને યોગ્ય.

**ત્યારનું**, અ૦ તે વખતનું; તે સમયનું.

**ત્યારે**, અ૦ [ સં तदा ] તે વખતે; તે વેળા એ; ત્હારે; તહારે. (૨) તો; હોવે તો:-ના લાવશો ,તે ત્યારે?

**ત્યાશી**, વિ૦ એંશી ને ત્રણ; ૮૩

ત્યાં, અ૦ તે ઠેકાણે; તે જગાએ; ત્હાં તિહાં; તત્ર.

ત્રગડો, પુ૦ ત્રણનો આંક, ત્રણનું સંખ્યા દર્શક ચિહ્ન, અક્ષર, આંકડો, તગડો.

ત્રગણું, વિ૦ ત્રણ ગણું; ત્રણવાર વધારે એવું.

ત્રણ, વિ૦ બે ને એક, ૩. રૂ૦ પ્ર૦ ત્રણ ટકાનું=હલકું નીચું; મોટી આબરૂ ઇજ્જત ન હોય એવું. ત્રણ પાયાનું=અચોક્સ મનનું; ડગુમગુ થઈ જાય એવું; ગાડુ ઘેલું; સમજરહિત. કહે૦ ત્રણ ખુણાની ટોપી=જેમ ફેરવીએ તેમ ફેરવાય એવું; બધી બાજુએ સરખું હોય એવું. ત્રણ ટિખળ ને હળમેખળ=ત્રણ જણ હોય ત્યાં નક્કી કામ થાય નહિ.

ત્રણેક, અ૦ ત્રણને આશરે.

ત્રપા, સ્ત્રી૦ [ સં. ] લજ્જા; શરમ

ત્રભાણું, ન૦ [ સં. તર્પણપાત્ર ] તર્પણ કરવાનું તાંબાનું થાળી જેવું પાત્ર; તરભાણું.

ત્રમઝટ, અ૦ ખૂબ ઝપાટે; ઉપરા ઉપરી પડવું-વરસવું વગેરે તે; ઝાપટેઝાપટાં.— ત્રમઝટ વરસાદ વરસતો હતો. સાતત્ય દેખાડે છે.

ત્રમણુ, વિ૦ ત્રણ ગણું.

ત્રય, વિ૦ ( સં. ) ત્રણ; ૩.

ત્રયી, પુ૦ ( સં. ) ત્રણ વેદ તે; ઋક યજુ ને સામ.

ત્રયોદશ, વિ૦ ( સં. ) તેર, દસ ને ત્રણ; ૧૩

ત્રયોદશા, સ્ત્રી૦ તેરમું; મરણ પામેલાનો જે તેરમો દિવસ તે.

ત્રયોદશી, સ્ત્રી૦ ( સં. ) તેરસ; તેરમી તિથિ તારીખ તે.

ત્રવટું, વિ૦ ત્રણ વાટ જ્યાં એકઠી થતી હોય તેવું ( સ્થાન. )

ત્રવાડી, વિ૦ ( સં. ત્રિવેદી ) ત્રણ વેદ જાણનાર; બ્રાહ્મણોમાં ત્રયીના અભ્યાસીઓની અટક. કહે૦ ત્રવાડીના ત્રણસેં કુવા તોય ત્રવાડી તરસે મુવા: સાધન હોવા છતાં પણ દોઢ ડહાપણમાં રહેવા જતાં ફળ મળે કે કાર્ય થાય નહિ એવા.

ત્રષ્ણા, જુ૦ તૃષ્ણા.

ત્રસ, પુ૦ પોતાની મેળે હાલી ચાલી શકે એવો જીવ. (૨) જંગમ.

ત્રસકો, પુ૦ છાંટો, ડબકો, લોચો. (૨)ચીરો, તચિયો. (૩) નિમાસો. (૪) જંપ, નિરાંત.

ત્રસ્ત, વિ૦ [ સં ] ભડકેલું; બીનેલું; ત્રાસ પામેલું. ઉ૦ એ ત્રસ્ત બાલ મૃગસી ચલદૃષ્ટિવાળી.

ત્ર્યબક, પુ૦ શિવ, ત્ર્યબક.

ત્રંબાળુ, ન૦ તાંબાની મોટી નોબત; તાંબાનું વાજિંત્ર. ઉ૦ સખી તેરસે ત્રંબાળુ ગાજેરે.

ત્રાક, સ્ત્રી૦ તરાક; સુતર કાંતવાની જે લાંબી રેંટિયા સોય તે.

ત્રાકડી, સ્ત્રી૦ સુતર કાતવાની જે ફરકડી અને ફરકડીમાંની સળી તે

ત્રાગડું, ન૦ ત્રાગુ કરવાનું જે સાધન-હથિયાર તે. (૨) વડા પૂરી વગેરે તળી કાઢવાનો જે લાંબો સોયો તે

ત્રાગડો, પું૦ તંતણો; તતુ; દોરો. (૨) જનોઈ. (૩) જેની ઉપર સુતરને વળ આપવામાં આવે છે તે ફીરકી, ફરકડી. (૪) તતુ પરંપરા; તંતુજાળ. તાગડો.

ત્રાગું, ન૦ બીજાની પાસેથી પોતાને ગમતું કાર્ય કાઢી લેવાને બળ નહિ વાપરતા દયા ઉશ્કેરે, સામાને હીણું લાગે એવું પોતે દુખ વેઠવુ અથવા પોતાના જીવ ઉપર જોરાવરી કરવી તે, લ્હેણું લેવાને લાંઘવું; કર માફ કરાવવાને કે જુલમ અટાવવાને માટે બાળકોને મારવા કે પોતે પોતાની ઉપર જબરજસ્તી કરવી તે. આગળ જુલમી રાજાઓના વખતમાં રાજાના જુલમ અથવા અન્યાય સામે ભાટ અને ચરડા કે છોકરા જીવ આપતાં તે ત્રાગુ કહેવાતું.

ભાટ લોકો ત્રાગાં કરવામાં આગળ પડતા.
**ત્રાજવું**, ન૦ તાજવું, (સં. તુલા) જોખવાનું યંત્ર; કાંટો; જોખ. (૨) કાંટાનાં બે પલ્લામાંનું એક પલ્લું તે; જોખની ટોપલી. (૩) છુંદડાંની એક ગોળ આકૃતિ તે.:–ત્રાજુડીના જેવાં છુંદડાં પાડેલાં હોય તે. લાડવા ને ત્રાજવાં. ક્રિ૦ પ્ર૦ ત્રાજવું ન મળવું=સુભાગી થવું; સારો દિવસ આવવો; પ્રતિષ્ઠા વધવી.
**ત્રાજુડી**, સ્ત્રી૦ નાનાં તાજવાં તે.
**ત્રાજુડું**, ન૦ તાજવું, ત્રાજવું. (૨) પલ્લું.
**ત્રાટું**, ન૦ કામડાંની આડ–ભિંત–પડદો તે; વાંસ–સરાંઠી–વગેરેનો આંતરો તે.:–ઘર વચ્ચે ઉભું ત્રાટું ભરી લઇને બે ભાઇઓ જુદા રહ્યા.
**ત્રાડ**, સ્ત્રી૦ ભારે ચીસ; ગઢ; મોટી બૂમ; ગર્જના; તાણીને ભારે ઘાંટે મોટી બૂમ પાડવી તે. ભય ઉપજાવવા અથવા ભય લાગવાથી જે મોટો ઘાંટો પાડવો તે. તડતડીને બોલવું તે.
**ત્રાડવું**, ક્રિ૦ અ૦ તાણીને મોટે ભારે ઘાંટે બોલવું; તડતડીને ભારે અવાજ કાઢવો; ખિજાઇને ક્રોધથી સામાને ત્રાસ પડે એમ જોરથી બોલવું તે. (૨) ભયંકર મોટી બૂમ પાડવી; ગર્જવું; મોટેથી ઘુરકવું; સિંહ, વાઘ ને હાથી વગેરેનું ભારે બોલવું. ઉ૦ જેમ કોઇ મોટો મેગળ ત્રાડે.
**ત્રાડો**, પું૦ તાડો; ગુમડાના સોજાથી ચામડી ને માંસના લોચા ખેંચાઇને થતું જે દુઃખ તે; ગુમડું ફેલાવાથી ને સોજાનું જોર હોવાથી ચામડીમાં તરમ તરમ થવું તે. એક અવયવને દુઃખ થતાં તેની રગેરગ આવેલા બીજા અવયવપર દુઃખ થાય તે.
**ત્રાણ**, ન૦ (સં) રક્ષણ, ઉ૦ ત્રાણ કરો ત્રિપુરેશ્વરી હો બહુચરી. (૨) શરણ; આશ્રય. (૩) કવચ.
**ત્રાણું**, વિ૦ નેવું ને ત્રણ; ૯૩.
**ત્રાતા**, પું૦ (સં) રક્ષણ કરનાર; શરણ આપનાર; બચાવનાર. (૨) પાલક; તારનાર.
**ત્રાપડ**, જુ૦ ત્રાપડું.
**ત્રાપડું**, ન૦ જાડા રેસાઓનું કપડું; ભિંડી, શણ કે અંબાડા વગેરેના રેસાના વણાટનું કપડું.
**ત્રાપો**, પું૦ તરાપો; પાટિયાં કે લાકડાં એક એકની સાથે બાંધીને તરતાં મૂક્યાં હોય તે; ઘણા ઘટકાવયવનો એક સાથે જોડાયેલો સમવાય–સમૂહ તે. (૨) પેન; યાન; કાચું નાવ; એક બીજાની સહાયથી તરતો–ચાલતો જે વહેવાર કે વહીવટ તે; તારણનું સાધન.:–પાણી ભરી જતાં એનો ત્રાપો તૂટી ગયો.
**ત્રાસ**, પું૦ (સં) કંટાળો–અકળાઇ ત્રાસી જવું તે; કંટાળો; કમકમાટી; ધ્રુજારો; કામ કરતાં, સાંભળતાં કે જોતાં ભય ને કમકમાટ થવો તે. (૨) જુલમ; કહેર; ધાક; ડર; ભય. (૩) તાસ; તાસક; તાંબાની છબરી થાળી તે; કથરોટ.
**ત્રાસક**, સ્ત્રી૦ તાસક; નાની છબરી થાળી; રકેબી; છીબું.
**ત્રાસદાયક**, વિ૦ ત્રાસ દે–આપે એવું; કંટાળા ભરેલું; કમકમાટ ઉપજે એવું.
**ત્રાસદાયી**, વિ૦ ત્રાસ આપે એવું; કમકમાટ આપનારું; જુગુપ્સિત; કંટાળો જવાય એવું.
**ત્રાસવું**, ક્રિ૦ અ૦ ત્રાસ થવો; કંટાળવું; કમકમવું. (૨) બીવું; ભય લાગવો; થરથરવું; ધ્રુજવું; થરકીજવું. ઉ૦ હું તો ત્રાસી નાસી દૂર થઇ. (૩) હબકીજવું.–કતલ થતી જોઇને તે તો ત્રાસી ગયો.
**ત્રાસું**, જુ૦ ત્રાંસું.
**ત્રાહિ**, અ૦ (સં)રક્ષણ કરો; બચાવો; તારો; આવા અર્થમાં વપરાય છે. (૨) તોબા;

ગજબ; એવા કંટાળા ને ત્રાસનો ઉદ્‌ગારઃ-ત્રાહિ, ત્રાહિ. ( ત્રાહ ) ત્રાહ પોકરાવી. બચાવો બચાવો-રક્ષણ કરો, તોબા તોબા, આ જુલમથી એવા પોકાર પડાવરાવ્યા.

**ત્રાહિત**, વિ૦ ઓળખાણ કે સંબંધવાળું નહિ એવું; પરાયું; પક્ષકાર બે જણથી જુદું એવું; અજાણ્યું; સંબંધ કે લાગતું વળગતું ન હોય એવું. બે જણ અથવા કજિયામાં જે બે પક્ષ પડેલા હોય તેમના કોઇના પણ તરફનું નહિ એવું.

**ત્રાહે**, જુ૦ ત્રાહિ; તોબા; ત્રાહ.

**ત્રાહો**, અ૦ તોબા; ગજબ; ત્રાસની વાત. કંટાળાનો-ધ્રુજારાનો ઉદ્‌ગાર. ઉ૦ ત્રાહ ત્રાહની તાળી પડે ને નગર ઉજાડ્યું જાયરે.

**ત્રાંબટ**, વિ૦ ( ના૦ ) તાંબાનું ( પાત્ર ) તાંબાપાત્ર; ત્રાસક.

**ત્રાંબડી**, સ્ત્રી૦ [સં તાસ ઉપરથી ) તાંબાની વટલોઈ; ગગરો; તાંબડી. તાંબાનું પ્રવાહી ભરવાનું-ઘી પીરસવાનું પાત્ર.:-ત્રાંબડીએ ઘી પીરસાય તોજ જય મળે. ત્રાંબડી ફેરવવી=ઉપર ઘી પીરસવું. ( ૨ ) ભીખ માગવી.:-એ તો બિચારો ગામમાં ત્રાંબડી ફેરવીને ગુજરાન ચલાવે છે. તામડી.

**ત્રાંબાકુંડી**, જુ૦ તાંબાકુંડી.

**ત્રાંબારાય**, સ્ત્રી૦ રહેણ-સાંધો મેળવવા-ધાતુમાંની ફાટ પુરવા માટે તાંબાના ભુકા સાથે કરેલી જે મેળવણી તે. તાંબારાય.

**ત્રાંબિયો**, પું૦ તાંબાનો સેરો; કળશિયો. (૨) પૈસો; તાંબાનો જૂજ કિમ્મતનો સિક્કો. એક ત્રાંબિયો પણ તેને મજુરીનો મળનાર નથી.

**ત્રાંબું**, ન૦ જુ૦ તાંબું.

**ત્રાંસ**, પું૦ વાંક; વક્રતા. (૨) આડઃ આંતરો; ફાંસ; ફાંસો; જેથી અટકાવ થાય તે, સીકડવું, બંધ કરવું તે. દાબીને માર્ગ બંધ કરવો તે; છેદ.-ગજે ત્રાસ દો. (૩) વજન; કાટલું. ( ૪ ) તાંસળી; તાંબાનો મોટો વાડકો.

**ત્રાંસળું**, ન. તાંસળું; કાંસાનો છીછરો વાડકો.

**ત્રાંસાં**, ન૦ તાસાં; પડઘાળાં ને ચપટાં નગારાં; પેટકુટિયાં પેટ ઉપર રાખી નેતરની પાતળી સોટીઓથી વગાડવાનાં નગારાં.

**ત્રાંસિયો**. પું૦ ત્રાંસ.

**ત્રાંસું**, વિ૦ વાંકું; ત્રિકોણ પડે એમ રહે એવું; આડકતરૂં; આડું; ખુણા પડતું; કતરાતું. ( ૨ ) ડોળો તરડાઇ ગયો હોય એવું; કતરાતું જોતું; બાડું.

**ત્રિ**, વિ૦ [ સં ] ત્રણ.:-ત્રિગુણ=ત્રણ ગુણ. ત્રિભુવન.

**ત્રિક**, ન૦ ત્રણનો સમુદાય તે; ત્રણનું જોડું.

**ત્રિકટુ**, ન૦ ( સં. ) ત્રણ તીખાં-ગરમ ઓષધો તે; સુંઠ, મરી અને પિંપરનું સમ ભાગ ચૂર્ણ-મિશ્રણ તે.

**ત્રિકમ**, પુ૦ વિષ્ણુ.

**ત્રિકાળ**, પુ૦ ભૂત, વર્તમાન અને ભવિષ્ય, એ ત્રણ કાળ તે; સવાર, બપોર ને સાંજનો વખત તે.:-બ્રાહ્મણના છોકરાએ ત્રિકાળ સંધ્યા કરવી જોઇએ.

**ત્રિકાળજ્ઞ**, પુ૦ ત્રણે કાળની વાત જાણનાર; ભૂત, વર્તમાન ને ભવિષ્ય જાણનાર માણસ તે, જોશી; જ્ઞાની.

**ત્રિકાળદર્શી**, વિ૦ ત્રણ કાળ જોઇ શકનાર; ત્રિકાળજ્ઞ; જ્ઞાની.

**ત્રિકાંડ**, વિ૦ ( સં. ) જેને ત્રણ કાંડ-ગાંઠા હોય એવું; ત્રણ પ્રકરણવાળું.

**ત્રિકુટ**, વિ૦ ( સં. ) ત્રણ શૃંગવાળું.

**ત્રિકોણ**, પુ૦ ( સં. ) જેને ત્રણ ખુણા હોય તે; ત્રણ બાજુ ને ત્રણ ખુણાવાળી આકૃતિ તે.

**ત્રિકોણમિતિ**, સ્ત્રી૦ ( સં ) બાજુઓ અને તેના મેળાપના ખુણાઓ ઉપરથી માપ લેવાની જે ગણિત પદ્ધતિ તે; ગ્રહાદિકનાં

અંતર અને માપ આ વિદ્યાથી થાય છે. દરિયાઇ ખાતામાં અને તોપના ગોળાઓ ફેંકવાને નિશાન નક્કી કરવામાં પણ આ વિદ્યા બહુ ઉપયોગી થઇ પડે છે.

ત્રિગુણ, પું૰ ( સં. ) ત્રણ ગુણ તે; રજ, તમ ને સત્ત્વ, એ ત્રણ ગુણનો સમુદાય તે.

ત્રિગુણાત્મક, વિ૰ જેમાં ત્રણે ગુણ રહેલા હોય તે; ત્રણે ગુણવાળું.

ત્રિજટા, સ્ત્રી૰ એક રાક્ષસી. એ અશોક વનમાં સીતા પાસે રહેતી હતી.

ત્રિજ્યા, સ્ત્રી૰ ( સં ) મધ્યબિંદુથી પરિઘ લગીની લીટી તે; આરાની લીટી. (૨) પણછ; ધનુષ્યની દોરી.

ત્રિતાપ, પું૰ ( સં ) ત્રણ જાતના તાપ તે; આધિદૈવિક આધિભાૈતિક અને આધ્યાત્મિક, આધિ, વ્યાધિ ને ઉપાધિ.

ત્રિદશાલય, ન૰ ( સં. ) સ્વર્ગ; દેવલોકને રહેવાનું સ્થાન.

ત્રિદંડી, પું૰ ( સં. ) એક સંન્યાસી. જેણે બુદ્ધિથી વાગદંડ, મનોદંડ અને કાયદંડ ને હઠાવ્યા હોય એવો અને તે દેખાડવાને ત્રણ દંડને એકઠા બાંધીને જે જમણા હાથમાં રાખે છે તે ત્રિદંડી સંન્યાસી કહેવાય છે.

ત્રિદોષ, પું૰ ( સં. ) વાત, પિત્ત અને કફ એ ત્રણેનો કોપ તે; એ ત્રણેથી ઉત્પન્ન થયેલો રોગ તે; સુઆરો; સન્નિપાત. કફથી છાતી જડાઇ જાય અને વળી તાવનું જોર ઘણું હોય એવો રોગ.

ત્રિદોષજ, વિ૰ ત્રણ દોષમાંથી ઉત્પન્ન થયેલું; સુઆરામાંનું. (૨) વાત, પિત્ત ને કફ એ ત્રણે દોષને લીધે ઉત્પન્ન થયેલો જે રોગ તે.

ત્રિધા, અ૰ ( સં ) ત્રણ પ્રકારે; ત્રણે રીતે; ત્રણ ભાગે.

ત્રિનયન. પું૰ ( સં. ) ત્રણ નેત્રવાળો તે; શિવ; મહાદેવ.

ત્રિપક્ષી. સ્ત્રી૰ મરનારને જે દિવસે ત્રણ પખવાડિયાં થતાં હોય તે દિવસે કરવાનું શ્રાદ્ધ તે; ત્રિપંખી.

ત્રિપથગા, સ્ત્રી૰ (સં) ત્રણ રસ્તે જનારી તે; સ્વર્ગ, મૃત્યુ ને પાતાલ એ ત્રણે ઠેકાણે વહેતી એવી જે નદી તે; ગંગા; ભાગીરથી.

ત્રિપાત, વિ૰ ત્રિપાદ; ત્રણ પાયાનું; માલ વગરનું, લેંધું; કાચી સમજનું.

ત્રિપુટી, સ્ત્રી૰ ત્રણનો સમુદાય તે; બ્રહ્મા, વિષ્ણુ ને શિવ, એ ત્રણ દેવ તે. જાણવાનું તે; જાણવા જોગ હોય તે ત્રણવાનાં ( જ્ઞાતૃ જ્ઞાન ને જ્ઞેય ) કર્તા કર્મને ક્રિયા, તે ત્રણવાનાં.

ત્રિપુરારિ, પું૰ ( સં. ) ત્રિપુર દૈત્યને તેનાં ત્રણ નગરને નાશ કરનાર જે શત્રુ તે; શંકર; શિવ; મહાદેવ.

ત્રિપુંડ્ર, ન૰ ( સં. ) ત્રણ લીટી–આંકાનું શિવમાર્ગીઓ કપાળમાં જે આડું ટીલું કરે છે તે; તિલક.

ત્રિફલા, સ્ત્રી૰ ( સં. ) હરડાં, બેડાં અને આંબળાંનું સમભાગ ચૂર્ણ કે મિશ્રણ તે; હરડાં, બેડાં ને આંબળાનો સમભાગ તે.

ત્રિભંગી, વિ૰ ( સં. ) ત્રણ ઠેકાણેથી વળેલો. (૨) ના૰ જેમાં ત્રણ યતિ આવે છે એવું એક વૃત્ત. ઉ૰ જય જય જગ બાપા કુડમતિ કાપા, તુજ કરજે; તુજ ભવજળ તારણ, અધમ ઉદ્ધારણ, દિલ ધરજે.

ત્રિભુવન, ન૰ ( સં. ) ત્રણ ભુવનનો સમાહાર તે; સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ, એ ત્રણ લોક તે; ત્રિલોક. ઉ૰ ત્રિભુવન પાવન તુલસીજીનો વિ'વારે.

ત્રિયા, સ્ત્રી૰ ( સં. ) સ્ત્રી; પત્ની. ઉ૰ જેના ધણીમાં ન મળે ઢંગ ત્રિયા તેની ફરે

ઉઘાડે અંગ.

**ત્રિયામા**, સ્ત્રી૦ ( સં. ) રાત્રિ; રજની; રાત.

**ત્રિરાશિ**, સ્ત્રી૦ (સં) ત્રણ સંખ્યા કાઢવાની જે રીત તે.

**ત્રિલોક**, પું૦ (સં.) ત્રણ લોકનો સમુદાય તે; દેવલોક; મૃત્યુ લોક ને નાગલોક તે; ત્રિભુવન.

**ત્રિલોચન**, પું૦ (સં.) ત્રણ નેત્રવાળા તે; શંકર; શિવ; મહાદેવ.

**ત્રિવર્ગ**, પું૦ (સં) ધર્મ, અર્થ અને કામ તે.

**ત્રિવલી**, સ્ત્રી૦ ( સં. ) પેટ ઉપર ચામડીના જે ત્રણ વાટા પડે છે તે. આ તંદુરસ્તીનું અને સારા ભાગ્યનું નિશાન છે.

**ત્રિવિક્રમ**, પું૦ (સં) ત્રણ પગલાંથી ત્રણ ભુવન આવરનાર તે; વિષ્ણુ.

**ત્રિવિધ**, વિ૦ (સં) ત્રણ પ્રકારનું; ત્રણ જાતનું:-ત્રિવિધતાપ.

**ત્રિવિષ્ટપ**, ન૦ (સં) સ્વર્ગ; દેવલોક.

**ત્રિવેણી**. સ્ત્રી૦ ( સં. ) ત્રણ નદીઓના પ્રવાહ જ્યાં આગળ જઈ એકઠા થતા હોય તે સ્થાન. પ્રયાગ. અલ્હાબાદ આગળ ગંગા યમુના અને સરસ્વતી એ ત્રણ નદીઓનો સંગમ થાય છે માટે તે ત્રિવેણી ધામ કહેવાય છે. (૨) ત્રણ નાડીઓનો સમુદાય તે:-ઇડા, પિંગલા અને સુષુમ્ના.

**ત્રિવેદી**, વિ૦ ( સં. ) ત્રણ વેદ જાણનારો. (૩) બ્રાહ્મણોમાં ચાલતી એક અટક.

**ત્રિશંકુ**, પું૦ ( સં ) સૂર્યવંશનો-પૃથુરાજાનો પુત્ર. આ રાજાએ વસિષ્ઠ ઋષિને કહ્યું કે મને એવો યજ્ઞ કરાવો કે, જેથી હું સદેહે સ્વર્ગમાં જાઉં. વસિષ્ઠે તેને ના પાડી પછી તેણે વિશ્વામિત્રને એ ઇચ્છા જણાવી. તેમણે યજ્ઞ કરાવ્યો પણ દેવ હાજર થયા નહિ. પછી વિશ્વામિત્રે પોતાના તપોબળથી તેને સ્વર્ગમાં મોકલ્યો. ઇંદ્રે તેને ત્યાંથી નીચે નાખ્યો પણ પડતાં પડતાં વિશ્વામિત્રે તેને અંતરિક્ષમાં રાખ્યો. આથી ભાષામાં એવી વાત-કહેતી ચાલે છે કે, 'ત્રિશંકુની ગતિ' અર્થાત્ અધવચાળ એટલે નહિ ઘરના ને નહિ વનના, એવી સ્થિતિ તે.

**ત્રિશૂલ**, ન૦ (સં) એવી લાકડી કે હથિયાર કે જેને એક છેડે ત્રણ અણીદાર પાનાં-ફૂળાં હોય; ત્રિશીર્ષક, પિનાક આ શિવનું આયુધ કહેવાય છે.

**ત્રિષ્ટુપ**, પું૦ ( સં ) અક્ષરમેળ વૃત્તનો એક વર્ગ તે.

**ત્રિસંધ્યા**, સ્ત્રી૦ ( સં ) સવાર, બપોર અને સાંજ, એ ત્રણ સમયના જે સંધિકાળો તે. આ કાળોમાં બ્રાહ્મણો ઇશ્વર સ્તવનાદિ કરે છે. ત્રણ સંધિ કાલ તે.

**ત્રિંશ**, વિ૦ ( સં ) ત્રણ વાર દશ દશ જેટલી સંખ્યા તે; ૩૦.

**ત્રીજ**, સ્ત્રી૦ પખવાડિયાનો ત્રીજો દિવસ તે, ત્રીજી તારીખ-તિથિ.

**ત્રીજું**, વિ૦ ત્રણની સંખ્યા ઉપરનું.

**ત્રીઠ**. સ્ત્રી૦ પીડા, દુઃખ.

**ત્રીસ**, વિ૦ (સં. ત્રિંશત્) ત્રણ વાર દશ દશ તે; ૩૦.

**ત્રુઇ**, સ્ત્રી૦ ફૂંકીને વગાડવાનું એક વાજું; રણશિંગું.

**ત્રુઠવું**, ક્રિ૦ અ૦ રીઝવું, પ્રસન્ન થવું; કુરબાન થવું. ઉ૦ જેને ત્રુઠયા શ્રી ભગવાન.

**ત્રેખડ**. સ્ત્રી૦ તજવીજ; સંભાળ ભરી કરકસર; ખંત; કાળજી. (૨) એકની કન્યા બીજાને બીજાની ત્રીજાને ને ત્રીજાની પહેલાને એમ આપવાની જે ગોઠવણ તે.

**ત્રેખડું**, ન૦ સામસામે નહિ પરંતુ ત્રીજાને વચમાં રાખી ત્રિપટ કરવું તે; કન્યા લેવા દેવાની ગોઠવણી તે. સાટુંત્રેખડું, એમ કહેવાય છે.

**ત્રેતા**, પું૦ ( સં ) ચાર યુગોમાંનો બીજો યુગ.

તે ૧૨૯૬૦૦૦ વર્ષનો ગણાય છે. કાર્તિક સુદિ નવમીએ તેની ઉત્પત્તિ માની છે. ત્રેતાયુગ.

**ત્રેપન.** વિ૦ પચાસ ને ત્રણ; ૫૩.

**ત્રેવટી,** વિ૦ ત્રણ કટોળની (દાળ.)

**ત્રેવડ.** સ્ત્રી૦ કરકસરથી ઘર ચલાવવાની ને ખરચ કરવાની ચતુરાઈ-આવડ તે. કહે૦ ત્રેવડ ત્રીજો ભાઈ.

**ત્રેવડું,** વિ૦ ત્રણ પડવાળું; ત્રણ બાજુથી સંબંધવાળું; ત્રણગણું.

**ત્રેવીસ,** વિ૦ વીસ ને ત્રણ; ૨૩.

**ત્રેવડવું,** ક્રિ૦ સ૦ રૂઢિ ને અનુસરતી રીતે અતિથિ, બહેન, ભાણેજ, પુત્રો અને સગાં વહાલાંનો સત્કાર કરવો તે, જેને જેમ ઘટિત હોય તેમ આપવું મેલવુ તે, જેને જેમ ઘટિત હોય તેમ નોતરવું; દાન દક્ષિણાથી સત્કારવું વગેરે વ્યવહાર સાચવવો.

**ત્રેસઠ,** વિ૦ સાઠ ને ત્રણ તે; ૬૩.

**ત્રેંતાળીસ,** વિ૦ ચાળીસ ને ત્રણ તે; ૪૩.

**ત્રૈલોક્ય,** (સં) ત્રણ લોકનો સમુદાય; ત્રણે લોક તે.

**ત્રોટી,** સ્ત્રી૦ સ્ત્રીના મનની ખુટનું ઘરેણું.

**ત્રોડ.** જુ૦ તોડ; નિકાલ.

**ત્રોતારી,** સ્ત્રી૦ ત્રણ તારવાળું વાજું.

**ત્રોફો,** પું૦ સોપારીની માંજર; સોપારીનો ડોડો.

**ત્રોવું.** ક્રિ૦ અ૦ તરોઈ જવું; કાચો પશુ ગર્ભ ગળી જવો. (૨) શરીર દુર્બળ થઈ નંખાઈ જવું.

**ત્વ,** અ૦ [સં] સંસ્કૃત પ્રત્યય-'પણું' ના અર્થમાં વપરાય છે.:-સસત્વ=સાચાપણું. દુષ્ટત્વ=નઠારાપણું. અમ્લત્વ=ખટાશ.

**ત્વક્,** સ્ત્રી૦ (સં) ચામડી.

**ત્વગિંદ્રિય,** સ્ત્રી૦ (સં) સ્પર્શની ઇંદ્રિય તે; ચામડી: જેને સ્પર્શનું જ્ઞાન હોય તે ઇંદ્રિય.

**ત્વદીય,** સ૦ (સં.) તમારૂં.

**ત્વચા,** સ્ત્રી૦ (સં.) ચામડી. (૨) છાલ.

**ત્વરા,** સ્ત્રી૦ (સં.] ઉતાવળ; તાકીદ; ઝપટ; ધાઇ.

**ત્વરિત,** વિ૦ (સં.) જલદી; ઝટ; ઝટપટ; (૨) ઉતાવળું; તરતાતરત; તાબડતોબ; તાકીદે.

**ત્વંપદ,** ન૦ (સં) તારાપણું; હું એવું જે પદ તે.

**ત્વાં.** સ૦ (સં) તને.

# થ.

થ, પું૦ ( સં ) ગુજરાતી વર્ણમાળાનો અઠ્ઠાવીસમો અને વ્યંજનોમાંનો સત્તરમો અક્ષર. ત નો મહાપ્રાણ. દંતસ્થાની વર્ણ.

થઈચુકવું, ક્રિ૦ અ૦ થઇરહેવું; પુરૂં થઇ જવું; કંઇ પણ અવશેષ નહિ રહેવું. (૨) મરીજવું; પ્રાણ જતા રહેવા. (૩) તોડ આવી જવો; નિકાલ થઇજવો.

થઇને, અ૦ આરપાર; માંથી; વિંધીને, વચમાંથી; ને માર્ગે.:-મુંબાઈ થઇને તેમજ કલકત્તે થઇને પણ વિલાયત જવાય છે. (૨) બનીને.:-ઘેલા થઇને બોલો છો પણ કાળજું તો ચોકસ રાખો છે.

થઇરહેવું, ક્રિ૦ અ૦ પુરૂં થઇ જવું; નહિ હોવું; સમાપ્ત થવું. (૨) મરીજવું; પ્રાણ જતારહેવા. ( ૩ ) આધીન-વશ થઇને રહેવું; સામાને મળતા હાજી હા કરતા વશ ને પ્રિય થઇરહેવું.:-સામાને પોતાનો કરીને રહીએ કે સામાના થઇને રહીએ.

થકવવું, ક્રિ૦ સ૦ થાકે તેમ કરવું; ખૂબ પરિશ્રમ આપવો; થકવી નાંખવું; થાકી જાય તેમ કરવું. (૨) હરાવવું; પરાજય આપવો; શ્રમ આપીને નિર્બળ કરવું. (૩) કંટાળે એમ કરવું. પજવવું; હેરાન-કાયર કરવું.

થકાર, પું૦ ( સં ] થ; થત્તો; થ એવો અક્ષર અથવા ઉચ્ચાર તે.

થકિત, વિ૦ (સં સ્થગિત) સ્થિત, ચિત્રવત્ વગર હાલતે ચાલતે સ્થિર થઇ રહેલું હોય તેવું; દિઙ્મૂઢ; ચકિત; જડજેવું; વિસ્મય-અચંબાથી છક્ક થઇ ગયેલું એવું.

થકી, અ૦ ગુજરાતી પાંચમી વિભક્તિનો પ્રત્યય; લીધે; મારે. (૨) માંથી. અંદરથી.

થકું. વિ૦ ( સં. સ્થા ) નીવતી; તરતું; વતીનું; જેનો બોજો જોખમ બીજાની ઉપર હોય એવી રીતનું:-જવાહીર ઈ રાખીએ પણ તે તમારાથકું રાખીશ.

થટ, સ્ત્રી૦ જમાવ; ભીડ. (૨) સમૂહ; ટોળું:-લોકની થટ મળી છે.

થટ્ટો, પુ૦ ચેકડી; મશ્કરી. (૨) મોટેથી હસવું તે; ઉપહાસ.:-થટ્ટામશ્કરી.

થડ, ન૦ ઝાડનો મૂળ ઉપરનો ને ડાળાં પાંખડાંની નીચેનો જે જાડો ભાગ તેઃ જેમાંથી નીચે મૂળ અને ઉપર શાખાઓ નીકળેલી હોય તે વચલો ભાગ. (૨) જેમાંથી શાખાઓ વગેરે નીકળેલાં હોય તે મૂળભૂત વસ્તુ; ઉત્પત્તિસ્થાન; મૂળ; સંભવસ્થાન; બીજ; મુખ્ય વસ્તુ વિશેષ.:-થડ પકડો એટલે ડાળાં પાંખડાં તરતજ હાથ લાગશે.

થડકવું, ક્રિ૦ અ૦ ઉછળતાં ચાલવું; ધબકારા સાથે ચાલવું:- હૃદયનું ને નાડીનું થડકવું. (૨) ભયથી કંપવું: ભયને લીધે અથવા મનોવિકારને લીધે રૂધિરનું ઉછળીને ચાલવું અને તેને લીધે ધ્રુજવું.:-સિંહગર્જના સાંભળી ત્યારનું એનું હૃદય થડકે છે. ગરીબ પર ઘા કરતાં એનું હૃદય અંતઃકરણ થડકે છે. (૩) અટકીને-ખાંચા ખાઇ ખાઇને ચાલવું-બોલવું; અટકવું; થરડાવું; અચકાવું; બોલતાં અમુક અક્ષર ઉપર ભાર આવવો.:-તે બોલતાં થડકાય છે. ઉ૦ થડકે તો ગુરૂ થાય. (૪) ફડકડવું. વેગને અટકાવ નડવાથી થંભીને જોરથી ઘસરડાવું-ધ્રુજતું ચાલવું.

થડકો, પું૦ થડકીને થતો આઘાત-અટકાવ તે; થડકારો; એકદમ ગતિ અટકવાથી લાગતો જે આંચકો તે. (૨) બોલ-શબ્દ કે અક્ષર ઉપર પડતું જે ઓચિંતા અટકાવતું-રોધતું જોર તે.

**થડથડવું**, ક્રિ૦ અ૦ બરોબર ગોળાકારે નહિ ફરવું; ઉછળાતું–તરડાતું ફરવું તે. (૨) થડ થડ એવો અવાજ થવો. તરાક અથવા ધરીનું વળીજવું, થરડાઇને અવાજ સાથે ગોળ ફરવું; ધ્રુજવું.

**થડવું**, ક્રિ૦ અ૦ વળ ચડવો, અંબળાવું.

**થડાથડ**, અ૦ થડ થડ એવો અવાજ થાય તેમ; ઉપરાઉપરી; એક પછી એક વગર વિલંબે:–થડાથડ બે ત્રણ લપડાકો લગાવી દીધી.

**થડિયું**, ન૦ થડ; વૃક્ષ વનસ્પતિનો મૂળ ઉપરનો જે જાડો ભાગ તે.

**થડી**, સ્ત્રી૦ ગાંસડીઓ, છાણાં, કપડાંના તાકા વગેરેનો ઢગલો; મોઢવું; અનાજ ભરેલી ગુંણોને એક બીજાની ઉપર ચઢાવી ગોઠવીને બનાવેલો જે ગંજ તે; ગંજી.

**થથડાવવું**, ક્રિ૦ સ૦ ધમધમાવવું; ઠપકો આપવો; ધમકાવવું.

**થથરડો**, પુ૦ જાડો લેપ; એક એકની ઉપર આગળ પડતો દેખાય–સપાટીની બહાર જણાય એવો લેપ તે:–કપાળે થથરડો કરીને કયાં આવ્યા ? જાડું ને ઉપરા ઉપરી જેમ તેમ લગાડેલું એવું જે તે.

**થથેડવું**, ક્રિ૦ સ૦ જાડું ને ભરચક થાય તેમ ઉપરા ઉપરી લગાડવું–ચોપડવું; જાડો લેપ કરવો.

**થથેડો**, પુ૦ થથરડો; જાડો લેપ, ઉપરાઉપરી ચોપડેલું હોય એવું જે તે.

**થથેરો**, પુ૦ થથરડો; જાડો લેપ, ખૂબ જાડો લપેડો. (૨) ઉપરાઉપરી ચઢાવેલું હોય એવું; ઘચુંમલો, ભિનરડ; ભરાવો.

**થથો**, પુ૦ થ; થકાર; થ, એવો અક્ષર ને ઉચ્ચાર તે.

**થનકથનક**, અ૦ થન થન; ભોંય પગ ટકે નહિ એમ, ઉતાવળે નાચવું તે.

**થનથન**, અ૦ ભોંયપર પગ ટકે નહિ એમ બડી ચંચળાપ્રમાણે નાચી કુદી રહેવું તે. આનંદમાં-તાનમાં મલકાઇ ખૂબ ચાંચલ્ય બનાવવું તે. ક્રિ૦ પ્ર૦ થન થન થઇ રહેવું=નાચ થઈ રહેવો.

**થપડાક**, સ્ત્રી૦ લપડાક; થાપડ, ધપ્પો.

**થપલી**, સ્ત્રી૦ થપોલી; ગારા જેવી વસ્તુની બેઠી ઢગલી; છાણા જેવી પાથરીને હારેલી ઢગલી:–કસારની થપેલી.

**થપોલિયું**, ન૦ થપોલી; થપેલી.

**થપોલી**, સ્ત્રી૦ નાની છાણા જેવી હેઠી–પાથરેલી ઢગલી; લેંદા જેવી નરમ વસ્તુની ગોળ બેઠી ગરગોલી; બેઠા ઘાટની લાડુડી.

**થાપડ**, સ્ત્રી૦ વાગતા થપ એવો અવાજ થાય એવો પોંચાનો આઘાત; ધપ્પો; થપડાક; થાપટ. ગાલ ઉપર મારવામાં આવતી લપડાક તે થપ્પડ. (૨) ઝપટ:–બે થપ્પડ મારીને રસ્તામાં લુંટી લેશે.

**થમણી**, સ્ત્રી૦ થાપણ.

**થયું**, અ૦ થવુંનું ભૂતકાળનું રૂપ; થઇ ગયું. (૨) બસ; રહેવા દો એમ; ભરાયું, પરિપૂર્ણ થઇ રહ્યું એમ. ઉ૦ ચાલો ચાલો થયુ થયુ બેશ, હવે દોની જાવારે; કયાંક કાઢગો પાછો વેષ, મોહી રહ્યા મા'વારે.

**થર**, પુ૦ ઈંટ; માટી; રેત, અથવા મેલનું પડ તે, લપેટો, લેપ; વળુ. (૨) ઓળ; હાર; એક સરખું પાથરણું; પથારો. એક એકની ઉપર એક એમ વળા કે પડ ચઢેલા હોય તે–આવર્તન.

**થરક**, પુ૦ ભય; બીક; ધાક. (૨) કંપારો; ધ્રુજ; થરકવું તે.

**થરકવું**, ક્રિ૦ અ૦ ભય કે બીકથી ધ્રુજવું; કંપવું; થરથર થવું. નાડીઓનું અથવા તારોનું થરથર થવું તે.

**થરડવું**, ક્રિ૦ સ૦ ફરતાં–ઘુમતાં કંપે એમ કરવુ, વાંકું કરી નાંખવું:–કાંતતાં આવડે નહિ ને રેંટિયે બેઠી તેથી ત્રાક થરડાઈ.

(૨) થરથર થવું; ધ્રુજવું; કંપવું. થરથર થાય એમ કરવું.

**થરડાઇ,** સ્ત્રી૰ વક્રતા; વાંકાપણું. (૨) અહંકાર–ગર્વ; દર્પ; થરડાટ.

**થરડાટ,** પું૰ થરડાઇ; ગરૂરી; ગર્વ. (૨) વક્રતા; વાંકાપણું.

**થરડાવું,** ક્રિ૰ અ૰ બરોબર સીધું નહિ હોવું; વચમાંથી અથવા એકાદ છેડેથી જરા વાંકું હોવાથી ગોળ ફરતાં થરથરવું; વાંકું થઇ જવું સમીતર સીધું નહિ રહેવું:–ત્રાક થરડાઇ ગઇ. ઢાલિયો થરડાઇ ગયો; રોંટા થઇ જવું.

**થરથર,** અ૰ ધ્રુજવું–કંપવું તે; રહી રહીને ડગતું–કંપતું હોય તેમ. (૨) ના૰ ધ્રુજ; કંપ; થરેરી; કંપનો તરંગ–મોજું તે.

**થરથરવું,** ક્રિ૰ અ૰ કંપવું; ધ્રુજવું; થર થરવું.

**થરથરાટ,** પુ૰ ધ્રુજારો; થરથરવું તે; કંપ; ચડકારો. (૨) ત્રાસ; અત્યંત ભયની લાગણી; બીક, ધ્રુજારી થઇ આવે–રૂંવાં ઉભાં થાય એવી જે દહેસત તે. ભય વિસ્મય અને જોતાં ચીતરી ચઢે અને શરીર કંપી જાય એવું થવું તે.

**થરથરી,** સ્ત્રી૰ ધ્રુજારી; કંપ. (૨) કબુતરની એક જાતિ.

**થરમામિટર,** ન૰ [અં.] ગરમી માપવાનું એક યંત્ર.° આ યંત્રમાં એક છેડે થોડો પારો રહે એવી ગોળ કુલ્લીને ઉપર બંધ મોંની લાંબી નળી હોય છે. નળી ઉપર આંકડા માંડેલા હોય છે તેથી ગરમીની વધ ઘટ સમજાય છે.

**થરમો,** પુ૰ દમોરો, એક જાતનું કપડું.

**થરવું,** ક્રિ૰ સ૰ થર ચઢાવવા; એક એકની ઉપર એક પડ ચઢાવવાં; ખાણમાં અનાજ ભરતાં પુળા, પરાળ કે ઘાસના આગળ પાછળ અને વચવચમાં ઉપરાઉપરી ઘાસના થર દેવા તે

**થરી,** સ્ત્રી૰ પાતળું થરનું પડિયું. મોટી માટીની કોઠીનાં એક એકની ઉપર એક ચઢાવવાનાં પડિયાં ને તેમાંના ખાંચા તે. થળી=પાતળી ગોદડી.

**થરેરવું,** ક્રિ૰ અ૰ ધ્રુજવું; કંપવું. ત્રાસ પામી જવું; ડરી–ધ્રુજી જવું.

**થરેરી,** સ્ત્રી૰ કંપારી; ધ્રુજ. ક્રિ૰ પ્ર૰ થરેરી જવું=ત્રાસ પામી જવું, ત્રાસી જવું; ભયથી ડરી જવું. (૨) ધાક; બીક; ભય.

**થવું,** ક્રિ૰ અ૰ [ સં. अस्–स्थ=थवुं ] ક્રિયા ચાલવી.:–રસોઇ થાય છે. (૨) બનવું; અમુક ઘાટ, રસ કે રૂપવાળું બનવું.:–કાચનાં વાસણ થાય છે. (૩) નીપજવું; ઉત્પન્ન હોવું; જન્મવું.:–ખેતરમાં અનાજ થયું ને ગાયને બે વાછરડાં થયાં. (૪) પ્રકૃતિ બદલાવી.:–અણુગળ પાણી પીવાથી રોગ થાય છે. (૫) બનાવ બનવો; અંતિમ ફળ આવવું.:–લોભથી ખરાબી થઇ. (૬) ગુજરવું; વહી જવું.:–ચાર વર્ષ થયાં. (૭) અમુક આકારે હોવું; બનવું; ઉપજવું; ઉદ્ભવવું; ઉગવું; ફુટી નીકળવું; હયાતીમાં આવવું; આકાર, સ્વરૂપ, વલણ લેવું. રૂ૰ પ્ર૰ થઇ ચૂકવું=થઇ રહેવું; ઓઢું પાડવું; પુરૂં થવું; જન્મીને મરી જવું; ખૂટી જવું, પુરૂં થઇ જવું. થતું નથી=નહિ બનવું. (૨) રજસ્વલા હોવું. વસંત ભાભીથી થતું નથી ત્યારે તમે શા માટે મને બોલાવતા નથી? કહે૰ થવા કાળને કોઇ ડહાયુ નથી=ગમે તેટલું ડહાપણ કરીએ તોપણ થવાનું હોય તે તો થાય છેજ.

**થળ,** ન૰ [ સં. स्थल ] સ્થળ; જગા; ઠેકાણું; સ્થાન; ઠામ. થળકમળ=જમીન પરનું કમળ–ગુલાબ. જમીન:–થળ અને

જળ. થળ મારગે અને જળ મારગે. નિશ્ચિત ઠામ; રહેવાનું ઠેકાણું; વાસસ્થાન; થળવાસી ને જળવાસી.

**થળી,** સ્ત્રી૦ [ સં. સ્થલી ] જગા; બાગની-વનસ્પતિ પૂર્ણ જગા; જમીન. (૨) સોની અને કંસારાનું એક ઓજાર.

**થંટી,** સ્ત્રી૦ ઠંડી; ટાઢ.

**થંભન,** ન૦ [ સં. સ્તંભન ] થંભી રહેવું તે; ઉભું રહેવું-અટકવું તે; ધારણ; થોભવું તે.

**થંભવું,** ક્રિ૦ અ૦ [ સં સ્તંભ ] ઉભા રહેવું; અટકવું, થોડીવાર થોભવું. ઉ૦ અટી થંભ્યા, થંભ્યાં જળ, સવન વહ્નિ પ્રશમિયા. (૨) બંધ પડવું; નહિ નીકળવું; પ્રવૃત્તિ મૂકી દઇ અકર્મ કૃત થઇ રહેવું. (૩) વિસામો લેવો; થાક ખાવાને ઉભા રહેવું. કાર્ય કરતા અટકી જવું.

**થાક,** પું૦ હિંડવાથી કે કામ કરવાથી અવયવોનું જે શિથિલ થઈ જવું તે; શરીરને અને મનને ખૂબ કામ કરવાથી-પહોંચેલી જે મહેનત તે; શ્રમ, પરિશ્રમ; આયાસ; શ્રાંતિ. (૨) સુસ્તી; તંદ્રા. ક્રિ૦ પ્ર૦ થાક ઉતરવો. થાક ખાવો; થાક ચઢવો; થાક લાગવો. (૩) એકને એક કામ કરવાથી જે અભાવ થવો તે; કંટાળો આવવો તે. નિઃસત્ત્વતા; અભાવ; અવસાદ.

**થાકલો,** પું૦ થોડીવાર થાક ખાઇ લેવો તે; ચાલુ કામની અંદર થોડીવાર વિસામો કરી લેવો તે; કામ કરતાં કરતાં થોડીવાર થોભી જવું તે.;-થાકલા લઈ લઈને ચાલે છે. (૨) આરામ; આસાએસ. ક્રિ૦ પ્ર૦ થાકલા ખાવા=પરાણે રહીરહીને કામ કરવું; કામ કરતાં કરતાં વારંવાર અટકી જવું તે; આરામ લેવો.

**થાકવું,** ક્રિ૦ અ૦ કામ કરવાથી શિથિલ થવું; પરિશ્રમ પહોંચવો; થોડીવાર અટક્યા વગર કામ ન થાય એવી હાલતમાં આવી જવું. (૨) હારવું; મનથી ને અવયવોથી કામ નહિ થઇ શકવું. (૩) કંટાળવું; નિર્વેદ આવવો.

**થાક્યુંપાક્યું,** વિ૦ થાકેલું; શ્રમિત; કામ કાજ કરવાથી શિથિલ થયેલું; ખિન્ન; કંટાળેલું.

**થાગ,** પું૦ પાર; છેડો; અંત; તાગ.;-એનો ક્યારે થાગ આવશે. (૨) તળિયું; સ્થળ.

**થાટ,** જુ૦ ઠાઠ.

**થાણદાર,** પું૦ થાણાનો અમલદાર; ફોજદાર; સિપાઇઓની ટુકડીનો ઉપરી. (૨) તાલુકાનાં થોડાં થોડાં ગામનો બંદોબસ્ત રાખનાર અધિકારી.

**થાણદારી,** સ્ત્રી૦ થાણદાર તરીકે કરવાનું જે કામકાજ તે; થાણદારપણું.

**થાણું,** ન૦ [ સં. સ્થાન. ] જકાત કે કર લેવા માટે અથવા ચોરી કે તોફાનના બંદોબસ્ત માટે નિયોજાયેલા સિપાઈઓ અને તેમના ઉપરી અધિકારીને બેસવા કે રહેવાનું ઠેકાણું; પોલિસને જાપતો રાખવાને રહેવાનું સ્થાન; ચોકી; નાકું. (૨) ખામણું.

**થાણેદાર,** જુ૦ થાણદાર.

**થાથા-થાબડી,** સ્ત્રી૦ પંપાળી, રાખવું તે; થાબડીને શાંત રાખવું તે; બાળક વગેરે રડે કે તોફાન ન કરે તે માટે તેને સુવાડી થાબડવું તે; હાજી હા કરીને પ્રસન્ન રાખવું; જેમ કહે તેમ કરી કરીને શાંત રાખવું તે; લડાવવું; પંપાળવું તે; જેમ તેમ કરી પ્રસન્ન રાખવું તે. (૨) ઢાંક પિછોડો.

**થાન,** ન૦ તાકો; વણાઇને તૈયાર થયેલું સળંગ લાંબું લુગડું તે. (૨) સ્તન; ધાવ.

છોકરાએ માથું મારવાથી વદુનું થાન પાકયું છે. (૩) નાકું. (૪) સ્થાન; ઠેકાણું. (૫) આસન; અધિકારવાળી જગા; ગાદી. પેરેલને થાને બેઠા તો પરલાઇ કરવી.

**થાનક**, ન૦ [ સં. સ્થાન. ] ઠામ; ઠેકાણું; જગા. (૨) આસન; ગાદી; બેસવાનું-રહેવાનું સ્થાન.:-ભૂતનું થાનક આંબલી.

**થાપ**, સ્ત્રી૦ થાપડ; ઝપાટો; જોરથી હાથ મારવો તે. ( ઢોલક-નરઘાં પર ) (૨) માટી અથવા છાણમાટીની ગાર પાથરી થાબડીને જમીન સરખી કરવી તે; સ્થડ કરવો તે; માટીનો ઘર. (૩) ભુલવવું તે; છેતરપિંડી; ધોખો.

**થાપટ**, સ્ત્રી૦ ખુલ્લાં આંગળાવાળા પંજાનો ઝપાટો તે; લપડાક; થપડાક; ખુલ્લા હાથની ઝપટ.

**થાપડવું**, જુ૦ થાબડવું.

**થાપડી**, જુ૦ થાબડી.

**થાપરો**, પું૦ હોડીમાં માલ ચઢાવવાની પાટિયાંની જમીન. (૨) ટોડી.

**થાપણ**, સ્ત્રી૦ મુડી; પુંજી; દસ્તો; જમા કરેલાં-એકઠાં કરેલાં નાણાં. ( ૨ ) વેપાર કરવાને પંત્માળે કાઢેલું જે પહેલું નાણું તે. (૩) ચણાની જાડી પૂરી.

**થાપન**, ન૦ [સં. સ્થાપન] મૂર્તિ બેસાડવી તે; થાપવું-સ્થાપવું તે; બેસાડવું તે; દેવાદિની પ્રતિષ્ઠા કરવી તે. (૨) વાદ વિવાદ ચલાવી અમુક બાબત પુરવાર કરવી તે.

**થાપના**, સ્ત્રી૦ [ સં. સ્થાપના ] સ્થાપના; સ્થાપવું-બેસાડવું તે; પ્રતિષ્ઠા કરવી તે. (૨) ટેકો; પુષ્ટિ.

**થાપવું**, ક્રિ૦ સ૦ [સં. સ્થા] સ્થાપવું; બેસાડવું; નિર્માણ કરવું; વાદવિવાદથી પુરવાર કરવું; ન ખસે-હટે એમ સ્થિર-સજાડ કરવું.-થાપવું અને ઉથાપવું બેય એને આવડે છે. ( ૨ ) માટી દાબીને જમીન મજબૂત કરવી; થાપ દેવી; સ્થડ કરવો. (૩) છાણ માટી વગેરેના લોચાને દાબીને જમીન પર કે ભિંત પર બેસાડવું; પહોળા ચપટા હાથે દાબવું.:-છાણાં થાપવાં. ગોઠું કરીને બેસાડવું; સ્થિર કરવું; ચપટ દાબવું.

**થાપી**, સ્ત્રી૦ કેલ-ચુનો ટીપવાનું લાકડાનું નાનું ચપટું લાકડું; કડિયાનું એક નાનું ટપલા જેવું ઓજાર; ટાપી.

**થાપેડું**, ન૦ થેપાડું; સુરવાળ કે ચડ્ડિયાની માફક કમ્મરે વિંટાળવાનું જાડું કપડું; પોતિયું.

**થાપો**, પું૦ કમ્મરના ગોળ અસ્થિને કરોડનો છેલ્લો ભાગ અડે છે તેની ડાબી ને જમણી બે બાજુએથી બે પગનાં હાડકાંના સાંધા આવે છે. આ બે સાંધાપરના માંસથી ભરપુર જે જાડા ચપટા અને ભારે અવયવો તે; જાંગની ઉપરનો કમ્મરની પકડનો અવયવ તે; ઢગરાંનો ઉપલો ભાગ; કુલા; ઢગરા તે. ( ૨ ) મોભારિયું. ( ૩ ) હાથો; પંજો:-કંકુના થાપા.

**થાબડવું**, ક્રિ૦ સ૦ પહોળા પોચા પંજાએ દાબવું; ચપટે પંજે ઠોકવું-મારવું; લોંદા જેવી વસ્તુને પહોળે પોચે-પંજે ચપટ બેસાડવી; પંપાળવું; ચાપવું; ધીમે ને હળકે હાથે હળવે હળવે ઠોકવું. (૨) સમજાવી પટાવી જ્યાં ત્યાં કરી ઉશ્કેરાટું-શેતુ રાખવું. (૩) ચોળીને ચપટ બેસાડવું; હારવું.:-કંસાર થાબડવો.

**થાબડી**, સ્ત્રી૦ લોંદા જેવા પદાર્થની પોચે હાથે ચપટ દબાવીને બનાવેલી થપોલી; છાણા જેવી ચપટ દાબીને બેસાડેલી ઢગલી. (૨) થાપી.

**થામ્ભેલો**, જુ૦ થાંભલો.

**થાવર**, વિ૦ [સં. સ્થાવર] ખસેડી શકાય નહિ એવું; અચલ; ઉચકી લઈ જવાય નહિ એવું:-થાવર મિલકત.

**થાળ**, પું૦ [સં. સ્થાલી] મોટી પણ નાની ટુંકી કિનારની થાળી; મોટી પહોળી ને છીછરી થાળી; કથરોટ:-થાળ ભરીને ચ-ગ મોતીડે. (૨) ખાવાના વિવિધ પદાર્થો ભરીને તૈયાર કરેલો જે ભોજનનો ખુમ-ચો તે; ભોજન દ્રવ્યો ને નૈવેદ્ય:-ઠાકો-રને ધરાવવાના ખાદ્ય પદાર્થોના વર્ણનનું કાવ્ય તે.-આ થાળ ગાય શીખે ને સાં-ભળે, તેનાં કોટિક દુઃખ ટળી જાય.

**થાળી**, સ્ત્રી૦ [ સં. સ્થાલી ] ધાતુના પત-રાનું ઉંચી કિનારીવાળું ગોળ છીછરૂ પાત્ર; ભોજન પાત્ર; ખાવાનું મૂકવાનું છીછરૂં કાનાવાળું ચપટું ને ગોળ વાસણ; થાળ; ખમુચો; ટાટ. રૂ૦ પ્ર૦ થાળી જેવડું કપાળ=મોટું કપાળ. ( સૌભાગ્ય દેખાડે છે. ) ક્રિ૦ પ્ર૦ થાળી વગાડવી-પિટાવવી=ધાતુનું પાત્ર ખડખડાવી લોક ભેળા કરીને જાહેર હિત-ચેતવણી જાહેર કરવી તે. થાળી પિટાઈ=ગાજી વગાડીને લો-કને જાહેર કર્યું. કહે૦ થાળી નાંખી હોય તો ભોંય પડે નહિ=માણસોની ખૂબ ગીરદી; દદી; સંકીર્ણતા; ભીડ; ખૂબ જમાવ થયે-લો હોય એવી ભીડ.

**થાણું**, ન૦ લાકડાનું એક ગોળ ચોકઠું કે જેમાં ઘંટી રહે છે તે. (૨) કુવાના મોં ઉપર પાણી ઠાલવવાને માટે બાંધેલી છા-બંધ કિનારવાળી જગા. કુવા વગેરેના મોં ઉપરનું જે ઢળતું બાંધકામ-ચોકડી તે. (૩) મૂળ વગેરેની જમાવટવાળી જગા; સૂત્ર ગ્રંથિસ્થાન. (૪) સ્થળ; સ્થાન; ઠેકાણું. ક્રિ૦ પ્ર૦ થાળે પડવું=સ્થિર થવું; વ્યવ-સ્થામાં આવીજવું; ઠેકાણે પડવું; વ્યવ-સ્થિત થઈજવું. જામવું.

**થાળો**, પું૦ મોટી થાળી; ખુમચો.

**થાંથું**, વિ૦ [સં સ્થૂલ] જડ-અચંચળ; વ-સ્તુને તરત નહિ ઓળખી જાય એવું; સુસ્ત; મંદ. (૨) મેલું-ગંદું ગોબરું ર-હેતું હોય એવું; ટાપટીપ-સફાઈ વગેરેનું; ભોળું ને સાદું; ઝટ સમજી, ચાલી કે કામ કરી શકે નહિ એવું; બોથડ; અા-ળસી:-બ્રાહ્મણનાં બૈરાં થાંથાં. ગુ. જુ. વાર્તાઓ.

**થાંદલો**, પું૦ પેડુનો બહાર ધસી લબડતો એવો ભાગ; ફાંદ. (૨) ભારે અને દુધા-ળાં પયોધર.

**થાંભલી**, સ્ત્રી૦ નાનો થાંભલો-ટેકો.

**થાંભલો**, પું૦ [સં સ્તંભ.] છાપરાને કે બી-જા કોઇ ભારને ધારણ કરવાને મૂકવામાં આવતો લાકડાનો ઉભો ટેકો તે; સ્તંભ; થંભ; થંભો.

**થાંભો**, પું૦ થંભ; સ્તંભ. (૨) વર કન્યાને સ્નાન કરાવતાં ચારે બાજુ ચાર દહિંથરાં ઉતારે છે તે.

**થિયોસોફી**, સ્ત્રી૦ [ અં. ] તત્ત્વમીમાંસા; અધ્યાત્મવિદ્યા.

**થી**, અ૦ પાંચમી વિભક્તિનો પ્રત્યય.

**થીગડથાગડ**, ન૦ સાંધસુંધ; નાનાં મોટાં થી-ગડાં મારવાં ને સાંધી લેવું વગેરે તે. (૨) માટી સુનાના કામમાં ખાબડખુબડ પુરી લેવાં તે; કંઇ પડયુંખર્યું અથવા ઉખડયું હોય તે ઠીકઠાક કરવું તે; મરામત. (૩) જેમ તેમ કરીને ચલાવી લેવાય એવું કરવું-રાખવું તે.

**થીગડી**, સ્ત્રી૦ નાનું થીગડું; પટી; કપડા કે ચામડામાં પડેલા કાણા ઉપર લગાડેલી કાપલી.

**થીગડું**, ન૦ મોટી થીગડી; પટી, કાણા ઉપર લગાડવાની કાપલી.

**થીજવું**, ક્રિ॰ અ॰ ગરમીને લીધે જે પ્રવાહી સ્થિતિ હોય તે ટાઢથી ઘટ્ટ થવી; ઠરવું; બાઝીજવું; જામવું; ઘટ્ટવું; ઠરી જવું; પ્રવાહી ગાઢું થઈને બાઝીજવું.

**થીજીજવું**, ક્રિ॰ અ॰ થીજવું; ઠરીજવું.

**થીનું**, વિ॰ ઘટ્ટ જાડું-જાડું થયેલું; ઠરેલું. ગાઢું; જામેલું.

**થીર**, વિ॰ [ સં. स्थिर ] હાલે નહિ એવું; અચલ; દૃઢ; અડગ; સ્થિર.

**થીરતા**, સ્ત્રી॰ ( સં. स्थैर्य ) સ્થિરતા; અડગતા; દૃઢતા; કાયમપણું.

**થીરથુમડું**, ન॰ કમુસલાનો જથો.

**થીવર**, વિ॰ ( સં स्थविर ) વૃદ્ધ; ઘરડું; મોટું. (૨) દૃઢ.

**થુ**, અ॰ થુંકવું તે; થુંકતાં થતો એવો અવાજ; થૂત્કાર. (૨) ધિક્કાર; તુચ્છ એવો ભાવ, કંટાળો અથવા ધિક્કાર બતાવવાનો ઉદ્ગાર. (૩) પાંચમી વિભક્તિને અર્થે:– શોધ્યા વિના વર ક્યાંયે મળે. પિયેરથુ. થો, વપરાય છે. થી, થકી, થુ. થો.

**થુઇ**, સ્ત્રી॰ ફોગ; રદ બાતલ; અમુક ઠરાવ કરાર, બંધી, માફ.॰ અમુક વખત લગી અમુક કરાર કે બંધીમાંથી મુક્તિ તે; ના મંજુરી.:–થુઇ કરીને જા, અને સદી કરીને પાછો અમારી રમતના નિયમોથી બંધા, એવા અર્થમાં વપરાય છે.

**થુએર**, જુ॰ થુવર.

**થુથુ**. અ॰ થુંકવાનો એવો અવાજ; થૂત્કાર. ( ૨ ) તિરસ્કાર દર્શક ઉદ્ગાર; ધિક્કાર; ફટફટ. અળખામણું; તુચ્છ ગણાઇ ગયેલું હોય તેમ; રદ; માલ વગરનું; તુચ્છ રૂપ:–એ જ્યાં ગયો ત્યાં થુથુ થયો. ખરચ કર્યું ને થુથુ થઇગયું. ક્રિ॰ પ્ર॰ થુથુ થઇજવું=નિંદ્ય ગણાઈ જવું; તુચ્છ અળખામણું, અપ્રિય ગણાઈ જવું:–એનો અમલ થુથુ થઇગયો.

**થુપો**, પું॰ રમકડાં ખેંચી લીધેલો ખાલી કચરો; કુચો. ગાલી ગાલીને રસ શોષિત કરેલો થુંકી નાંખવા જેવો જે સત્વહીન કચરો તે.

**થુમડું**, ન॰ કમુસલાનો જથો; ઠલ્યો.

**થુલિયો**, પું॰ બાળક ( દુધમલ ) ના મોંમાં, –જીભ–હોઠ વગેરે ઉપર થતો ઝીણી ઝીણી પીળી ફોલ્લીઓનો રોગ; બાળકનો મુખરોગ. (૨) સપાટી ઉપરની મીળી ફુગ; ઝીણાં ફુલનો થર-પડ તે.

**થુલી**, સ્ત્રી॰ કણની ઉપલી છોલવાળો જાડો લોટ; ઘઉં વગેરેની જાડી કણીઓ તે. (૨) ઘઉંના જાડા કણીવાળા લોટની લાપસી તે; કમુકીદાર–રવાનો કંસાર તે.:– ગામના લોક મોળી થુલી ને દૂધ ખાય છે.

**થુલું**, ન॰ ઘઉં વગેરે અનાજ દાણાનાં ઉપલા ફોતરાંને લાગી રહેલો રવો તે; જાડો લોટ અને છોડાં વગેરેનો ભુકો તે; આરો–લોટ ચાળતાં જે જાડા કણના કકડા અને ઉપરના તુષ ભાગનો કચરો તે; ચળામણ.

**થુવર**, [ સં स्थूवर ] કાંટા કાંટાવાળાં ડાળખાંનું એક ઝાડવું; કાંટાવાળો રોપો. ગામ ખેતરો વગેરેની આસપાસ વાડ કરવાના કામમાં આવે છે. ચોમાસાની શરૂઆતમાં એને પાંદડાં આવે છે. એનાં ડાળાં જાડાં કોમળ ને દુધિયાં હોય છે. થુવરના રોપા ઘણાં વીર્ય થતાં ઉંચા ને ફેલાઇ મજબુત મોટા બને છે. એનું પોચું લાકડું રમકડાં ને ચુડીઓ વગેરે ઉતારવાના કામમાં આવે છે.

**થુવેર**, પું॰ થુવર.

**થુવેરિયો**, પું॰ થોરિયો; થુવર.

**થુંક**, ન॰ મોંમાં ઉત્પન્ન થતું ચીકણું પ્રવાહી

પ્રવાહી; મોનું ચીકણું પાણી. મોંને ભીનું રાખવાને તેમાં ઉત્પન્ન થતો જે લાળ રસ તે. ક્રિ૦ પ્ર૦ થુંક ઉડાડવું=ખાલી બકબકાટ કરવો; સાર વગરનું બોલવું; મોંની લડાઈ લડવી; ગાળભાંડવી; ગાળાગાળી કરવી.

**થુંકવું**, ક્રિ૦ અ૦ મોંમાંના ચીકણા ફીણુવાળા પ્રવાહીને જીભ થડકાવી અંદરના પવન મારફતે બહાર ફેંકીદેવું; થુંક બહાર કાઢી નાંખવું. (૨) તિરસ્કાર—અભાવ બતાવવો; અવગણના કરવી. રૂ૦ પ્ર૦ થુંકેલું ગળવું =વેણ નહિ પાળવું; વચન ભંગ થવું.

**થૂ**, અ૦ થુંકવું તે.:—મૂર્ખના મોં પર થૂ. (૨) ધિક્કાર.

**થૂઇ**, જુ૦ થુઇ.

**થૂળ**, વિ૦ [ સં. स्थूल ] જાડું; સ્થૂલ.(૨) બાજરીના ડુંડા—બાજરિયા ઉપર આવતાં તેની સપાટીને ઢાંકી દેતાં ઝીણાં ઝીણાં ફૂલ.

**થેઇકાર**, પું૦ નાચના તાનનો ઉદ્ઘોષ તે; નાચના આનંદનો ધ્વનિ. (૨) નાચતાં થતો ઘુઘરાનો ચાલુ રણકાર તે; થૈથૈ થઇ રહેવું તે.

**થેઇથેઇ**, અ૦ નાચ રંગ ઉડી રહેવા તે; નાચની રમઝટ ઉડી તે. (૨) આમ તેમ ઝુલતું ડોલતું ઉભું થવું તે.:—બાઇ થેઇ થેઇ કરે.

**થેક**, સ્ત્રી૦ જુવારના દાણા જેવો એક ખાવાનો પદાર્થ. આ મૂળિયાંમાંથી મળે છે. (૨) કુદકો; ઉડ્ડણ.

**થેકડી**, સ્ત્રી૦ મશ્કરી; મજાક; ચેષ્ટા. (૨) ચોકડી.

**થેકડો**, પું૦ છલંગ; કુદકો; ફાળ; થેકીને પડવું તે. (૨) ચોકડો.

**થેકવું**, ક્રિ૦ અ૦ થેકડો મારવો; કુદવું; ઉછળી—કુદીને હિંડવું; ઉછળવું. (૨) આધાન કરવું; ચઢવું. (૩) ઠોકીને છાપ પાડવી; બીબાથી કપડા ઉપર છાપ પાડવી. છીંદરીઓ થેકવી. કુદીને ચઢવું; તળપવું.

**થેપ**, પું૦ (સ્ત્રી૦) જાડું લિંપણ તે; જાડો લેપ; ખરડ; સ્થડ.

**થેપડો**, પું૦ લાદ માટીનું કુંડું ( કુંભારનું. ) (૨) પોપડો; ઉખડેલો થેપ તે; (૩) જાડો ખરડ—લેપ તે.

**થેપણી**, સ્ત્રી૦ થેપવાની ક્રિયા તે.

**થેપલી**, સ્ત્રી૦ બેઠા ચપટ થેપની ઢગલી; થાબડી—દાબીને બેસાડેલી સોંદા જેવા પદાર્થની જાડી અને ચારે તરફ પ્રસરતી ઢગલી; થપેલી; બેઠા ગોળ ઘાટની થપોલી; ચોસલું.:—લાબસીની થેપલી.

**થેપવું**, ક્રિ૦ સ૦ સોંદા જેવા પદાર્થને અથવા માટી કે ગારને જાડી જાડી દાબીને બેસાડવી તે; જાડું લિંપવું; ઠોકીને બેસાડવું; જાડો લેપ કરવો.

**થેપાડું**, ન૦ જાડું ધોતિયું.

**થેબડી**, સ્ત્રી૦ પહોળી નાની વાડકી. (૨) થપોલી; થેપલી.

**થેબો**, પુ૦ જુ૦ થેબો.

**થેરૂં**, અ૦ થકી; ભણી; બાજુએ થઇને. ઉ૦ પિયેરમારું અહિંથેરૂં નથી છેટું રે.

**થેલી**, સ્ત્રી૦ કોથળી.

**થેલો**, પું૦ કોથળો; ગુંણ; અનાજ વગેરે ભરવાની મોટી કોથળી.

**થૈકાર**, પું૦ ( સં. ) નાચવાની ખુશાલીનો અવાજ; નાચમાં ઘુઘરાઓ અને વાજાં વગેરેનો ધ્વનિ અને તેના સાતત્યની મચી રહેલી જે ધુન તે. જમીન ઉપર પગ અડ્યો ન અડ્યો લાગે એમ થનથન નાચી—કુદી રહેવું તે.

થૈથૈ, અ૦ ( સં. ) થેઇ થેઇ; થૈકાર. પૃથ્વી ઉપર પગનો ઠેકો વાગે તેમ નાચી કૂદી રહેવું તે; નાચનાં ઘુઘરાનો ને રમઝટનો થનથનાટ તે. ઉ૦ થૈથૈ રાસ રમાડે વહાલા. ધિંદ્રાબીન મેં થનકાર થૈથૈ, બીજું ન્હૈ ન્હૈ નહિ, ધિંદ્રાબીનમેં.

થોક, પું૦ જથો; સમૂહ; ટોળું. (૨) ખરકલો; જુડો.

થોકડી, સ્ત્રી૦ જુડી; એક સરખી વસ્તુઓનો જથો; ખરકલો તે. ૭૨૭ કાગળની ચાર થોકડીનો એક ધાવ. એક એકની ઉપર ગોઠવેલી વસ્તુઓનું બંડળ—જથો. (૨) થેલી; કોથળી.

થોકડો, પુ૦ જથો; ગંજ; સમૂહ; ઢગલો.(૨) મોટી ગાંસડી.—રૂનો થોકડો.

થોકેથોક, અ૦ જથાબંધ હોય તેમ; વિ૦ પુષ્કળ, બહુજ; ગાંસડેગાંસડા.

થોડબોલું, વિ૦ ઓછુ બોલનાર; મિતભાષી (૨) શરમાળ, ઘટતું થોડું અને મીઠું એવું બોલનાર. સ્ત્રીઓ માટે આ એક મોટો ગુણ કહેવાય છે. ઉ૦ થોડબોલી વિહારી.

થોડું, વિ૦ [ સં. स्तोक ] ઘણું વધારે નહિ એવું; નહિ ઘણું, કિંચિત્; લગાર; જરા. ઉ૦ થોડું લખ્યુ ઘણું કરીને વાચજો. રૂ૦ પ્ર૦ થોડું ઘણું=કેટલોક ભાગ; કેટલુક. થોડે થોડે=જરા જરા કરીને. થોડામાં થોડું=અલ્પ; જરાક. થોડીવારનો મહેમાન=મરણને કાંઠે. કહે૦ થોડું બોલે તે થાબસો કોરે=ઓછુ બોલે અને ઘણું કરી બતાવે એવું. થોડા સોં મીઠા=દરેક બાબત મર્યાદામા રહે તે સારી. થોડામાં ઘોડું =થોડું હોય તેમાંથી વળી બગાડ થાય તેમ. થોડે નફે બમણો વકરો=હલકી ગાદ્દલી ઘણું દોડે.

થોડક, વિ૦ જરાક.

થોડેથોડે, અ૦ જરાજરા કરીને; ધીમેધીમે.

થોથ, સ્ત્રી૦ પોચ; સળી ને કણ રહિત થયેલી ડાંગર; ખોખા.

થોથડી, સ્ત્રી૦ અંગારામાં પકવેલી શેકેલી બાખરી.

થોથર, સ્ત્રી૦ ચહેરા ઉપર નબળાઇના સોજાની ફિકાશ તે; નબળાઇમાં ખટાશ ખાવાથી મોઢું સુજી આવવું તે.

થોથારિયું, ન૦ લંબાણ વિગનવાળું—નમાલું લખાણ; નમાલો લંબાણ અર્થહીન કાગળિયુ; જેમાં લંબાણ ટાયલું કરેલું હોય એવા કાગળનું ભુંગળું.

થોથું, ન૦ માલ વગરના લખાણવાળું પુસ્તક; નકામું ટાયલું ભરેલું હોય તે. કહે૦ પોથાં તે થોથાં ને ડાચા તે સાચા. (૨) સળેલી—સળીને પોલી થઇ ગયેલી વસ્તુ. (૩ બુટ્ટો તીર; જેને સોખંડનું ફળું લગાડેલું ન હોય એવું બાણ.

થોથો, પુ૦ મૂળ અને પાનની વચલો કેળનો થાંભલો, થડ તે.

થોભ, પુ૦ પાર; છેડો; અંત.—લોભને થોભ ન હોયે. (૨) અટકાવ; પ્રતિરોધ.

થોભણ, ન૦ અટકણ; અડિંગણ.

થોભવું, ક્રિ૦ અ૦ અટકવુ; ઠરવું; ખોટી થવું, દમખાવો. (૨) પકડવું; ઝાલવું.

થોભા, પું૦ થોભિયા.

થોભાવવું, ક્રિ૦ સ૦ અટકાવવું; ઉભું રાખવું; અચકાવવું. ( ૨ ) બંધ પાડવું. (૩) ખોટી કરવું; રાહ જોવરાવવી. (૪) ધારણ કરવું, પકડી રાખવું.

થોભિયો, પું૦ મુછના છેડા આગળ ગાલ ને લ્હપચીને ઢાંકતો વાળનો ગુચ્છો.

**થોર**, પું૰ શુવર.

**થોરિયો**, પું૰ શુવર. રૂ૰ પ્ર૰ થોરિયા રોપવા =વેર કરવું; કાંટા વેરવા. જેની તેની સાથે અણબનાવ કરવો.

**થોરી**, સ્ત્રી૰ પરદેશી થોરિયો તે; પંજા જેવાં પહોળાં લોલાં ને ખરડ તીણા કાંટાવાળાં ઘેરાવવાળાં ઝાડવાં. શુવરની માફક થોરી પણ વાડો કરવાના કામમાં આવે છે.

**થોરો**, પું૰ ઢંગ.

**થોલ**, પું૰ લાગ; દાવ; ઘાટ; મોખ. ( ૨ ) અવસર; અનુકૂલ પ્રસંગ. ( ૩ ) થાપડ; પોલ. (૪) વળ; વાક્:-થોલને ઘાએ લાકડું ફાટે. (૫) તાલ; સગવડ:-એસવાનો થોલ નથી.

**થોલો**, પું૰ શરીરનો બહાર લબડતો માંસલ અવયવ ફાંદ:-પેટનો થોલો.



દ, પું૦ [ સં. द ] ગુજરાતી વર્ણમાળાનો ઓગણત્રીસમો ને વ્યંજનોમાંનો અઢારમો અક્ષર. (૨) આપનાર અથવા દેનાર એવો અર્થ બતાવનારો પ્રત્યય:—સુખદ=સુખ આપનાર; જલદ=જળ આપનાર-વરસાદ.

દઈ, પું૦ [ સં. दैव ] ભાગ્યનો દેવ; ઈશ્વર; પરમેશ્વર:—દઇ જાણે એનું શું થશે? ભવિષ્યની દેવના; ભાગ્ય દેવી. (૨) સ્ત્રી૦ દુ:ખ, પીડા; રોગ. દાઝવા તથા વાગવા વગેરેથી ઉત્પન્ન થયેલી શરીરપરની વ્યથા:— ભાઇને દઇ થઇ છે માટે નિરાંતે સુવા દે. બાળભાષામાં છે.

દઈત, પું૦ [ સં. दैत्य ] દૈત્ય; રાક્ષસ. (૨) ભયંકર દેખાવનો અને ક્રૂર સ્વભાવનો માણસ. (૩) ખૂબ મોટું અને ભયંકર એવું જે કંઇ હોય તે.—મોટા દઇત જેવો કુતરો.

દઈતા. જુ૦ દયિતા.

દઉ, જુ૦ દવ.

દકાર, પું૦ [ સં. ] દ એવો અક્ષર ને ઉચ્ચાર તે; દદો.

દકાળ, પું૦ દુકાળ; ડકાળ.

દકાળિયું, વિ૦ દુકાળને લીધે ભૂખથી પીડિત; ભૂખ વેઠવાથી નિર્બળ થઇ ગયેલું હોય એવું. (૨) દુ:ખી. (૩) ડકાળિયું; બુભુક્ષિત; મુઉ.

દક્ષ, વિ૦ [ સં ] ચતુર; પ્રવીણ; ડહાપું; કાબેલ. (૨) જેના હાથમાં કસબ હોય એવું; આવડતવાળું. (૩) એક પ્રજાપતિ. દક્ષકન્યા=સતી.

દક્ષણા, જુ૦ દક્ષિણા.

દક્ષણાતું, વિ૦ દક્ષિણ દિશાનું, તે તરફના મોંનું; દક્ષિણાતું; દક્ષિણ તરફનું:—ચબુતરેથી દક્ષણાતા જજો.

દક્ષણી, જુ૦ દક્ષિણી.

દક્ષતા, સ્ત્રી૦ [ સં. ] ચતુરાઇ; પ્રવીણતા; કાબેલિયત. (૨) ડહાપણ; શાણપણું. (૩) ચંચળાઈ; ચાલાકી; ઝટ કામ કરવાની સારી આવડત તે.

દક્ષપ્રજાપતિ, પું૦ આ પ્રજાપતિ બ્રહ્માના જમણા અંગુઠામાંથી ઉત્પન્ન થયા હતા. સ્વાયંભુવ મનુની પુત્રી પ્રસૂતિ વેરે તે પરણ્યા હતા. તેમને સત્યાવીસ કન્યાઓ થઇહતી. પુરાણોમાં એમના સંબંધી કથાઓ છે.

દક્ષિણ, વિ૦ [ સં. ] સૂર્ય તરફ મુખ રાખીને ઉભા રહેતાં જમણા હાથ તરફની બાજુ તે; જમણું; સવ્ય. દક્ષિણ દિશા. (૨) ના૦ પૃથ્વીની અથવા અમુક દેશની જમણી બાજુએ આવેલો દેશ-મુલક તે.

દક્ષિણા, સ્ત્રી૦ [ સં ] પુણ્ય તરીકે બ્રાહ્મણને આપવામાં આવતી જે રોકડ રકમ તે; રોકડ દાન તે. (૨) લાંચ. (૩) પારિતોષિક.

દક્ષિણાભિમુખ, વિ૦ [ સં. ] દક્ષિણ તરફના મોંનું; દક્ષિણ તરફ જેનું મોં હોય એવું. શંખ ઘર વગેરે.

દક્ષિણાયન, ન૦ [ સં. ] સૂર્યની દક્ષિણ તરફની ગતિનો જે છ માસિક સમય તે; ઉત્તરાયણથી ઉલટો. કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક અને ધન રાશિઓમાં થઇને સૂર્યનું પસાર થવું તે.

દક્ષિણી, વિ૦ દક્ષિણ તરફનો-મુલકનો રહેવાસી; દખણી.

દખ, ન૦ દુ:ખ.

દખણા, સ્ત્રી૦ દક્ષિણા.

દખણી, વિ૦ દક્ષિણી; દખ્ખણનો રહેવાસી; મરાઠો.

દખમું, ન૦ [ फा. ] પારસી-જરથોસ્તીનાં શબ જ્યાં ઠેકાણે પાડવામાં આવે છે તે જાળીદાર કુવો અને તેની આસપાસનું બાંધકામ વગેરે તે; જરથોસ્તીનાં મડદાં ઠેકાણે પાડવાનું મકાન. ક્રિ૦ પ્ર૦ દખમે ચઢાવવું=અવલમંજલ પહોંચાડવું.

દખલ, સ્ત્રી૦ ડખલ; આડખીલી; વચમાં આડે આવતી એવી જે હરકત તે; પ્રત્યવાય, અડચણ; ફાંસ. કોઈ કામકાજને અથવા ગતિને તેને રસ્તે ચાલી જતાં થતી

બાધા તે; વધરો; વિઘ્ન:—તું તો સામો દખલ કરે છે.

દખ્ખણ, પું૦ દક્ષિણ.

દગડ, નં૦ [सं. दृशद] પત્થર; પહાણો. (૨) ભારે ને જડ જેવું જે તે. રૂ૦ પ્ર૦ રગડ દગડ=જેમ તેમ; ધીરે ધીરે; જ્યાં ત્યાં ચાલતું હોય એવું; એનું કામ હમણાં તો રગડ દગડ ચાલે છે પણ આગળ ઉપર મારી વ્યવસ્થા કરવી પડશે. ઠીકઠાક; જેવું તેવું. (૨) ભારે ગચિયું.

દગડાચોથ, સ્ત્રી૦ ભાદરવા સુદિ ચોથ તે. આ દિવસે ચંદ્ર જુએ તો આળ આવે છતાં ચંદ્ર જોનારો માણસ તેજ વખતે કોઇની ગાળ ખાય તો પછી આળ આવે નહિ, આવી એક વહેમી માન્યતાને લીધે લોકો ચંદ્ર જોઇ ગાળ ખાઇ લેવાને લોકને છાપરે પત્થર ફેંકે છે. આ ઉપરથી દગડાચોથ કહેવાય છે.

દગડું, નં૦ દગડનો–પત્થરનો ભારે કકડો; ચોસલું; ગચિયું. (૨) થાંભલાની ને ભારવટિયાની વચમાં મૂકવાનું લાકડાનું ચોસલું–કકડો તે; શરૂ ને ભરણું બેઉની ગરજ સારે જેવું જાડું ને મજબુત લાકડું.

દગડો, પું૦ પત્થર; મોટું ઢેફું.

દગદગો, પું૦ ડગડગ થતો વિચાર તે; શક; વહેમ, ખતરો; દ્યુપચ્યું; શંકા; અવિશ્વાસ. :—એ બાબત તમે કંઈ દગદગો રાખશો નહિ.

દગલબાજ, વિ૦ [फा.] આમ કહે અને તેમ કરે એવો; કપટી; એક વાત કહે અને બીજી વાત કરે એવો પ્રપંચી; વિશ્વાસઘાતી; સારૂં સારૂં બતાવી ભુંડું કરનાર. ઉ૦ દગલબાજ દુપટ નમે, ચિત્તા ચોર કમાન.

દગલબાજી, સ્ત્રી૦ કહેવું કંઇ અને કરવું બીજું એવું જે વિપરીત વર્તન તે; ઠગાઇ; કપટ, દગો, વિશ્વાસઘાત.

દગાખોર, વિ૦ દગો રમનાર, કપટ કરનાર; ઠગ; કપટી.

દગાબાજ, વિ૦ દગલબાજ.

દગાબાજી, સ્ત્રી૦ દગો રમવો–કરવો તે; દગલબાજી; એક બાબત કહેવી અને બીજી બાબત કરવી એવું જે વર્તન ચલાવવું તે; ઠગાઇ; કપટ; છળ; છળબાજી.

દગો, પું૦ [फा.] કહેવું કંઇ અને કરવું બીજું તે; કપટ; છળ. (૨) વિશ્વાસઘાત, ફરેબ.

દગ્ધ, વિ૦ [सं] બળેલું; દાઝેલું.

દજન, વિ૦ [अं.] એકજ જાતની બાર વસ્તુઓની જુડી તે; બારનું જૂથ ડઝન.

દઝાડવું, ક્રિ૦ સ૦ દાઝે એમ કરવું; અંગારથી અથવા ગરમ વસ્તુથી દાઝે એમ કરવું; ડામવું; બાળવું, દેવતા ચાંપવો.

દઝાપો, પું૦ બળતરા; મનસ્તાપ, જીવ દાઝયા કરે એવું જે તે, ઉંડો કારી ઘાનો સંતાપ:—છોકરીના રંડાપાનો દઝાપો.

દઝોડિયું, વિ૦ અરધું બળેલું એવું તે; ખોરણું; દાઝેલું એવું. ગંગાને કિનારે બધાંએ શબને દઝોડિયાં કરી જળમોઇ કરાવવામાં આવે છે.

દટંતર, નં૦ મોટા અને ભયંકર વાવાઝોડાથી ઉડેલી ધૂળમાં ગામો અને મુલકો દટાઇ જવાં તે; પ્રચંડ વાયુએ ઉડાડેલી દાટી દે એટલી ધૂળનું તોફાન; દટાઇ જવા રૂપી આપત્તિ; એક ભયંકર ઇતિ. કહે૦ બારે વર્ષે બાવો બોલ્યા તો કહે કે બચ્ચા! દટંતર આવશે. રેતાળ મુલકોમાં ઘણીવાર પવને ઉડાડેલી ધૂળથી ગામો અને લાંબા વિસ્તારવાળી જમીનો દટાઈ જાય છે, રેતીનાં રણ નજીકના પ્રદેશમાં ઘણી વાર દટંતર આવે છે; ધૂલિપ્રલય.

દટાવવું, ક્રિ૦ પ્રે૦ કોઈ દાટે એમ કરાવવું; જમીન ખોદી તેમાં કોઇ વસ્તુ મૂકી ઉપર માટી પુરાવવી; જમીનમાં ખોદી ઘલાવવું.

દટાવું, ક્રિ૦ અ૦ જમીનમાં, માટી તળે પુરાવું; માટીથી ઢંકાઇ જવું; કોઇ પણ

વસ્તુ કે કામથી ભરાઇ ઢંકાઇ જવું:—એવા કેટલાક કામમાં દટાઇ ગયા છો; તે તો કહો ?

**દટ્ટન**, ન૦ દટાવું તે, દટાઇ જવું તે. કહેં૦ પટ્ટન સો દટ્ટન. ધૂલિ પ્રલયમાં નાશ પામવું તે. (૨) વિ૦ દાટેલું; જેનું મોં બંધ કરેલું હોય એવું, દટાયેલું જ રહે એવું:—દટ્ટન બજાર.

**દટ્ટો**, પું૦ દાટો; શીશીનું સાંકડું મોં અથવા નળ કે નાળચાનું સાંકડું મોં બંધ કરવાનો ડુચો તે. શીશીઓ, ઉલકા; નળીઓ વગેરેમાંથી પ્રવાહી ઢળી જાય નહિ કે ચૂર્ણ વેરાઇ જાય નહિ તે માટે તેના નાના સાંકડા મોંમાં ચપસાઇને આવે એવું છુટું ઢાંકણુ તે.

**દડ**, પું૦ ઝીણી રેતીનો જથો તે; રેતાળ જમીનનો ટપ્પો તે; માટીની જમીન નહિ પણ પગ ખુંપી જાય એવી રેતીવાળી જમીન તે. (૨) ઝીણી રજોટીનો થર; રજોટી; ગર્દ; પવનથી ઉડીને પડેલો કચરો. પોચી જમીન.

**દડકો**, પું૦ લચકો; લોંદો. (૨) પોદળો.

**દડઘો**, પું૦ ઘણું જાડું ને ભારે ધાતુનું વાસણ.

**દડદડ**, અ૦ ઉપરા ઉપરી રેલતું હોય તેમ; એક પછી એક એમ વહેતું; ખળખળ:—એની આંખમાંથી દડદડ આંસુ પડયાં. (૨) ચાલુ પડતી ધારાનો એવો અવાજ—વહેણ તે.

**દડદડવું**, ક્રિ૦ અ૦ દડદડાટ વહેવું; ઝરવું; નિતરવું; ધારા—રેલાબંધ પડવું; ધારા પડતી હોય તેમ વહેવું; રેલા ચાલવા:—પાણીએ દડદડતાં કપડાં પહેરી લીધાં.

**દડદડાટ**, પું૦ દડદડ થવું તે. (૨) અ૦ દડદડ થતું હોય તેમ; ઉપરાઉપરી રેલાબંધ વહેતું હોય તેમ.

**દડદડી**, વિ૦ દડદડાટ રેલો ચાલે એવી; ઘટ્ટ પણ નહિ અને છેક પાતળી પાણી જેવીએ નહિ એવી ઢીલી:—દદરી—દાળ.

**દડબ**, સ્ત્રી૦ ઢેપું: ચકતું: ચોસલું. (૨) ગડબ; નાની ગાંઠ; સોજો; સુજન; ટેપલી; ગડી.

**દડબડ**, અ૦ દડમજલ; ઉતાવળે ચાલતાં અવાજ થાય તેમ; એક પછી એક ઉપરાઉપરી દોડાદોડ કરતું હોય તેમ; ધડબડ. ઉ૦ રાતે તો માંડે રંજાડ દડબડ જાણે આવી ધાડ. દડબડ દડબડ=ટુંકે પણ અતિ ઉતાવળે—પગલાંનો અવાજ થાય એવી ચાલે ચાલતું હોય તેમ. એકદમ દોટ મૂકીને. ઉ૦ ત્યારે દડબડ ચાલ્યો પાણી.

**દડબડવું**, ક્રિ૦ અ૦ દોટ મૂકીને ઉતાવળે દોડવું.

**દડબડાટ**, પું૦ દડદડ થવું તે. (૨) અ૦ દડબડતું હોય તેમ. ઉતાવળે; એકદમ ઝપાટે.

**દડબડી**, સ્ત્રી૦ ઉતાવળી દોટ; એકદમ મુંડીઓવાળીને નાસવું તે.:—એકદમ દડબડી મૂકી.

**દડબલું**, ન૦ લાદ માટીની નાની કોઠી.

**દડબવું**, ક્રિ૦ સ૦ દાબીને પુરવું; ઠાંસીને ભરવું:—બંદુકમાં દારૂ દડબવો.

**દડબું**, ન૦ ચોસલું; ચકતું; ઢેપું. (૨) લોંદો; લચકો.

**દડમજલ**, અ૦ જરાએ થોભ્યા—વિશ્રાંતિ લીધા વગર ચાલ ચાલ કરવું તે; ચાલુ ચાલ્યા કરવું તે, રસ્તામાં વિશ્રાંતિ લીધા વિના ચાલુ ધીરા કે ઉતાવળે ચાલ્યા કરવું:—દડમજલ કુચ કરતો તે દિલ્હી જઇ પહોંચ્યો.

**દડવું**, ક્રિ૦ અ૦ માટી બેસાડી દેવી, થેપવું; જમીનને દાબી ઠોકીને સરખી કરવી. (૨) ખળી કરવી. (૨) ગડબડવું; ગડવું; ગડગડ ગડબડવું.

**દડાવવું**, ક્રિ૦ સ૦ થાકી જાય તેમ દડમાં દોડાવવું, રગડવું.

**દડાવું**, ક્રિ૦ અ૦ સાફ થવું. (૨) દડાની માફક ગડબડવું.

**દડિયો**, પું૦ [ सं. द्रोण ] દળ—પાંદડાંનો વાડકો; પડિયો; દલનો કટોરો; પાંદડાંનો પડો.

**દડી,** સ્ત્રી૦ ચિથરાં અથવા ફૂલ વગેરેની ગોળી; નાના લાડુ જેવો ગોળ આકાર તે. (૨) સૂતર કે દોરાનું ગોળ પિલ્લું; નાનો વિટલો; કોકડી.

**દડૂક,** અ૦ ઉતાવળી ગતિને લીધે હેલાખાતું હોય તેમ; ડોલતું-ડગુમગુ થતું હોય તેમ; ઉછળી ઉછળીને દોડતું:–નાનો કીકો કેવો દડુક દડુક ચાલે છે.

**દડુલી,** સ્ત્રી૦ દડી; નાનો દડો.

**દડુલો,** પું૦ દડો; સૂતરનો, દોરડીનો, ગુથરાંનો અથવા ફૂલનો ગોળ આકાર; લાડુ જેવો ગોળો. ઉ૦ સોનાની ગેડી ને રૂપલા દડુલેરે. સ્ત્રી ગીત.

**દડો,** પુ૦ ચિંથરાં, રુચા કે ફૂલનો જે ગોળ ઘાટ તે; મોટી દડી; લાડુ જેવો ગોળ આકાર:–પૃથ્વી દડા જેવી ગોળ છે

**દણું,** ન૦ [ सं. दम्=दमन ] હરાયા ઢોરને ગળે તેના બે પગની વચ્ચે અથડાતું રહે એમ બાંધવાનું લાકડું; ડહેરો.

**દતવું,** ક્રિ૦ સ૦ આપવું; દેવું. (૨) દાન લઇ આવવું:–એ કંઇ દતી આવ્યો. રળી આવવું, કોઇએ આપેલું લઈ આવવું.

**દત્ત,** વિ૦ [ सं. ] આપેલું, દીધેલું:–દત્તપુત્ર=કોઇએ આપેલો છોકરો. દત્તવિધાન=બીજાને છોકરો આપી દેવાનો જે વિધિ વગેરે તે. ખરાં માબાપે 'આપ્યો' એવું જે વિધાન કરવું તે.

**દત્તક,** પું૦ [ सं. ] ખરા બાપે બીજાને આપી દીધેલો જે છોકરો તે; અમુક વિધિ કરી કોઇ પાસેથી લીધેલો જે છોકરો તે.

**દત્તાત્રેય,** પુ૦ એક ઋષિ અત્રિ અને અનસૂયાનો પુત્ર–એ બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વરના અવતાર રૂપે ગણાય છે. એ મોટા યોગી પુરુષ હતા. એમનું ચરિત ભાગવતમાં છે.

**દદડવું,** ક્રિ૦ અ૦ દડદડ થવું; રેલેરેલે વહેવું; નિગળવું; ચૂવું; દડદડવું; ઝરીજવું.

**દદામું,** ન૦ [ सं. डिण्डिम् ] દડદડ એવા અવાજે વાગનારૂં વાજું; એક જાતનું ઢોલ, તાંસા જેવું વાજું. ઉ૦ ઢોલ દમામાં ગડગડે. લશ્કરની આગળ વગાડવાનું શૂર ચઢાવે એવું એક વાજું.

**દદુડી,** સ્ત્રી૦ ધાર; ધારા; શેઢ, ઝીણા કાણામાંથી પ્રવાહીનું દડદડાટ બહાર વહેવું તે.

**દદુડો,** પું૦ ધાર; રેલો; મોટી દદુડી.

**દદ્દો,** પુ૦ દ અક્ષર અને તેનો એવો ઉચ્ચાર તે, દકાર.

**દદ્રુ,** સ્ત્રી૦ [सं.] ચામડી પર ગોળ ચમાંઠાં પડી જઇ થતો એક ખુજલીવાળો ખણુનો રોગ; દાદર; ધાદર. ખરજવા જેવો ચામડીનો રોગ.

**દધિ,** ન૦ [ सं. ] દહિં; મળી ગયેલું દૂધ. દધિજાત=માખણ. (૨) દહિંના દરિયામાંથી નિકળેલાં ચૌદ રત્ન. દધિસુતા=લક્ષ્મી.

**દધિજા,** સ્ત્રી૦ [ सं. ] લક્ષ્મી.

**દધીચિ,** પુ૦ [ सं. ] એક મુનિ. આ મુનિ બહુ ઉદાર હતા. દેવોને એમ કહેવામાં આવ્યુ કે, જો દધીચિનાં હાડકાંનું ઇંદ્ર શસ્ત્ર બનાવરાવે તો દૈત્યો મરાય. આ ઉપરથી દેવો ને ઇન્દ્ર તેમની પાસે ગયા અને તેમનાં અસ્થિની માગણી કરી. દેવલોકના કલ્યાણ માટે તરતજ તેમણે હા પાડી–અર્થાત્ પોતાના મરણને માટે બીક કે પ્રાણને માટે પ્રીતિ રાખી નહિ પણ પોતાનો દેહ દેવને અર્પણ કરી દીધો. દેવોએ તેનું વજ્ર બનાવ્યું અને દૈત્યોને જીત્યા.

**દનુ,** સ્ત્રી૦ દક્ષપ્રજાપતિની એક કન્યા. એ કાશ્યપને પરણી હતી અને તેને પેટ દાનવો ઉત્પન્ન થયા હતા.

**દનુજ,** પુ૦ દનુના પુત્રો તે, દૈત્યો, દાનવો; રાક્ષસો.

**દનૈયું,** ન૦ ( દન્નૈયુ ) એક દિવસની મહેનતનું જે લવાજમ તે; રોજ; દહાડી. (૨) રોજ ને રોજનું કામું નામું તે. (૩) રોજ ને રોજ રોકડે લવાજમે મજુરી કર-

નાર. (૪) રોજ ને રોજ પ્રકટ થતું એવું; રોજિંદું; દૈનિક-વર્તમાનપત્ર.

**દપકામણ**, ન૦ (ડબકામણ.) ઉપકાર યાદ આપીને વખતો વખત દાબી દેવાનું જે બહાનું તે; ઉપકારની યાદ કે જેને લીધે નમવું-દબાઇ જવું પડે તે. (૨) ઠોકતું કારણ; ધમકી; દાબી દેવાનું મિષ.

**દપટ**, વિ૦ (દુપટ) બમણું; ઘણું વધારે; પુષ્કળ. (૨) જમીનની અંદર છુપાવેલું; જમીનમાં દાટેલું; બહાર દેખાઇ નહિ આવે એમ જમીનની અંદર ઉંડું બંધ કરીને રાખેલું.:-દપટ ખાળકુવો, દપટ જાજરૂ.

**દપટવું**, ક્રિ૦ સ૦ લુચ્ચાઇથી લઇ જઇ સંતાડી રાખવું; ઝટ જડે કે હાથ આવે નહિ તેમ છુપાવી-સંતાડી રાખવું. (૨) બહાર દેખાય નહિ ને જડે પણ નહિ એમ જમીનમાં દાટી દેવું. (૩) સંઘરી રાખવું.

**દપોટો**, પું૦ ઉંચાં લુગડાં જેમાં બાંધ્યાં હોય તે ગાંસડી. (૨) એક જાતની ખાંડ; દબોટો.

**દફણાવવું**, ક્રિ૦ સ૦ હોડી હંકારવી. (૨) દાટવું.

**દફતર**, ન૦ [फा.] સરકારી અથવા ખાનગી કામકાજના કાગળપત્તરો અને હિસાબના ચોપડા ને પત્રકો વગેરે તે; ચોપડીઓ ને લખવાનાં સાધનો વગેરેનો થેલો કે કોથળી તે. કચેરીનું દફતર અને નિશાળિયાનું દફતર. (૩) ચોપડી.

**દફતરખાનું**. ન૦ દફતર રાખવાની જગા કે ઓરડો તે. (૨) પુસ્તકાલય; લાઇબ્રેરી; કિતાબખાનું.

**દફતરદાર**, પું૦ દફતરી કામ કરનારાઓનો ઉપરી અમલદાર. (૨) સરકારની જમાબંદીનો વહીવટ કરનાર ને તેની નોંધ વગેરે રાખનાર અમલદાર.

**દફતરદારી**, સ્ત્રી૦ દફતરદારના ઓહ્દાને લગતા કામકાજનો વહીવટ કરવો તે, દફતરદારનું કામ તે.

**દફતરી**, પુ૦ દફતર લખનાર અને રાખનાર.

**દફન**, ન૦ [आ. दफन] મડદાને દાટવાની ક્રિયા તે; દાટવું તે; ભૂમિદાહ, દાટીને ઠેકાણે પાડવું તે.

**દફનાવવું**, ક્રિ૦ સ૦ દાટવું; જમીનમાં ખોદી ઘાલવું; ગાડવું.

**દફે**, વિ૦ [आ.] આમતેમ ફેંદીનાંખીને માંડી વાળવું તે; વિખેરી નાંખેલું, નાશ કરેલું; પતાવેલું, પરિપૂર્ણ કરી આપેલું. (૨) અ૦ જથે; સામટી રીતે; સાથે.:- એકદફે-વારે. (૩) પાયમાલ થઈ આમતેમ પડેલું.:-રફેદફે. ક્રિ૦ પ્ર૦ રફેદફે કરવું=ચુંથા-છુટું છુટું કરી નાંખવું, કામમાં આવે નહિ એમ છુટું પાડી નાંખવું. દફે કરવું=પુરૂં કરવું; પાયમાલ કરવું; વેરી નાખવું.

**દફેદાર**, પું૦ લશ્કરી સિપાઇઓની નાની ટુકડીનો ઉપરી; જમાદાર; રિસાલદાર. (૨) ઉંચા દરજ્જાનો સિપાઇ; પોલિસ ખાતાનો અમલદાર.

**દફેદારી**, સ્ત્રી૦ દફેદાર તરીકે જે કામ કરવું તે; દફેદારના ઓહ્દાનું કામ તે.

**દફોળ**, વિ૦ બેવકુફ; મૂર્ખ, કમઅક્કલનું, ડફોળ.

**દબડાવવું**, ક્રિ૦ સ૦ ધમકાવવું; ધમકી આપવી; દમ બિડકાવી ડરાવવું. (૨) હલકું પાડવું. (૩) હલકારવું. (૪) દાબીને-ચાંપીને ખાવું. અમલદારી તોર-સત્તાના તોરથી દમ દઇ ગભરાવવું-ડરાવવું; બીવડાવવું.

**દબદબો**, પુ૦ [फा. दबदबा] મોટાઇ કે પદવીને શોભતો જે ઠાકમાઠ તે; ભભકો; દમામ; વૈભવ; જાહોજલાલી. (૨) ગૌરવ; પ્રભાવ. (૩) દબદબ થતું-મોદું એવું જે તે, અપચાવાળી પેટ-પેડુની જે હાલત તે; દબદબ, ધડધડ પેટમાં થતું-પેટમાંનું અપરિપાક અન્ન તે-અપચો.

**દબવું**, ક્રિ૦ અ૦ દબાઇ જવું; નરમ પડી જવું; શેહ પડવી.

દબાણુ, ન૦ દબાવવું તે; દાબ; આભાર નીચે હોવાપણું. (૨) આગ્રહ, બોજ, કોઇને દબાવીને કહેવું તે. (૩) ભાર, બોજો, ઉપરનું જોરદાર ઢાંકણુ. (૪) દબાવવાને માટે વસ્તુ ઉપર મૂકવાનું જે વજન તે. ક્રિ૦ પ્ર૦ દબાણુ કરવું=અમુક કામ કરવાનો આગ્રહ કરવો; દાબવું. દબાણુ નીચે આવવું=આગ્રહને લીધે કરવું પડવું; દબાણુ ચલાવવું.

દબામણુ, ન૦ દબાવવાની જે વસ્તુ-બોજ તે. (૨) આગ્રહ. (૩) કોઇ વસ્તુ દબાવરાવવાને માટે આપવું પડતું લવાજમ.

દબામણી, સ્ત્રી૦ દબામણુ.

દબાવવું, ક્રિ૦ સ૦ ભારતળે મૂકવું, ચાંપવું, સંકડાય-ચપટ થઇ જાય એમ કરવું; ઉપસેલું હોય તેને નીચે બેસાડવું; થોડા વિસ્તારમાં સમાવવું, ચગદવું, અંદર ઠાંસવું; જોરથી હેઠે બેસાડવું. (૨) આગ્રહ કરવો, બોજ કરવી, ફરજ પાડવી; શરમમાં નાંખવું. (૩) દબડાવવું, ધમકી આપવી. [૪] તાબે-કબજે રાખવું. [૫] ચાંપીને ખાવું.

દબીજવું, શેહમાં પડવું, નરમ થઇ જવું, દબાવું, નિઃસત્ત્વ થઇ જવું, જોસ ઉતરી જવો.

દબેલ, વિ૦ દબાયેલું, ઓશિયાળું; કોઇના ઉપકારમાં હોય એવું; તાબેદાર, ઓશિંગણુ; અધીન, તાબાનું.

દમ, પું૦ [ फा. दमीदन ] પ્રાણીઓ નાકવાટે જે હવા લે મૂક કરે છે તે, શ્વાસોચ્છ્વાસ, શ્વાસ. (૨) પ્રાણવાયુ, જીવ. [૩] ફેફસાંમાં કફ ભરાઇ જવાથી શ્વાસ લેવા મૂકવામાં મુશ્કેલી પડે એવો એક રોગ, હાંફણુ, શ્વાસ. [૪] ઔષધિમાંનો અસર કરનારો ગુણ, સ્વાદ, રસ, સત્ત્વ તે.:-રસોઇમાં કંઇ દમ નથી. [૫] જોર; કૌવત; શક્તિ :-સિપાઇમાં કંઇ દમ નથી. [૬] જોરથી ધુમાડો ખેંચવો તે.:-ગાંજાના બે દમ માર્યા કે ઢળી પડ્યો. (૭) દિમાક; શેહ, ભારબોજ, વજન, રૂઆબ, ઉપરનું જોર, ભભકો. ક્રિ૦ પ્ર૦ દમ રાખવો=રૂઆબ દેખાડવો, શેહ પાડવી. રાખવી.હિમ્મત રાખવી. અભિમાન રાખવું. દમ ખાવો=વિશ્રાંતિ લેવી, થાક ખાવો. શેહ ખાવી, ડરી જવું. દમલેવો=શ્વાસ કાઢી નાંખવો, થકવી નાંખવું, ખૂબ સતાવવું, દુઃખ દેવું, હેરાન કરવું. દમ નીકળી જવો=મરી જવું, મૃત્યુ થવું. બેહાલ-કાયર થઇ જવું, કંટાળી જવું, થાકી જવું, દમ દેવો=ધમકી આપવી, સજાની બીક જતાવવી. દમ ભિડાવવો= ખાલી રૂઆબ દેખાડવો. દમ કાઢવો=ઠંફાવી નાંખવું. રૂ૦ પ્ર૦ દમમાં ને દમમાં કામ લેવું=ખાલી રૂવાબથી ચલાવી લેવું; ભભકે-ઉપરને રૂવાબે કામ લઇ લેવું. દરદમ=હમ્મેશ. એકદમ=ઝટ, તરત. દમગોટીલો=છોકરાઓની એક રમત. [ सं दमः ] શાંતિ રાખવી તે, શમ; શાંતિભાવ, [૨] દમવું તે, પીડા. (૩) દંડ; શિક્ષા, સજા. [૪] દાન્તિ, ક્લેશ સહેવાપણું, ધૃતિ, ક્ષમા દમ. દમશમ.

દમક, સ્ત્રી૦ ઝગક; ચમક; તેજની લબકઝાટી; ઝળુક. (૨) વિ૦ પીડનાર; દુઃખ દેનાર, દમન કરનાર.

દમકવું, ક્રિ૦ અ૦ ઝળુકવું; તેજસ્ફોટ થવો, ઝળકવું, ચમકવું; પ્રકાશવું; તેજ મારવું. ઉ૦ દામિની દમકે ઘન ગરજે ને દાદુર દુરદુર કરતા. [૨] વાગવું; અવાજ થવો. ઉ૦ દમકે ઢોલ દમામાં.

દમગોટીલો, જુઓ દમ.

દમઘોષ, પું૦ મહાભારત કાળનો ચેદિદેશનો રાજા ને શિશુપાળનો બાપ.

દમડી, સ્ત્રી૦ હલકી કિમ્મતનો એક સિક્કો પાઇ જેવો. હાલ ચલણમાં નથી. પૈસો. દમડીભાર-દમડીપૂર=દમડી જેટલા વજનનું; જરાક; જરા જેટલું. કહે૦દમડી દમ-

ડી કરતાં રૂપિયો થાય. કાંકરે કાંકરે પાળ બંધાય. ચમડી તોડે પણ દમડી ન તોડે=જીવ જાય તોપણ પૈસો ખરચે નહિ એવું. દમડીએ ઉંટ મળે પણ દમડી ક્યાં છે ?=પૈસો એવી ચીજ છે કે તેનું સો મળે–મોંઘું હોય ને કોઇ દમડીએ ઉંટ આપે પણ પૈસા વગર તે લેવું શેણે ? એવા અર્થમાં આ કહેરત કહેવાય છે.

**દમડો**, પુ૦ પૈસો, હલકો સિક્કો (૨) જીવ, પ્રાણ; દમ.

**દમણ**, ન૦ દખ્ખણ ગુજરાતમાંનું એક બંદર. એ હાલ પોર્ટુગીઝને તાબે છે. —દહાણુ દમણ. (૨) પીડન, સતવણી, દમવું તે, દમન —નાગદમણ.

**દમણી**, સ્ત્રી૦ બળદ જોડાય એવી નાની ગાડી, ડમણી, ડમણિયુ.

**દમણું**, ન૦ મોટુ ગાલ્લું, ડમણિયુ (૨) પીડન, પીડા, સંતાપ, દમ્યા કરે એવુ જે કંઇ હોય તે, દમન.

**દમદમાટ**, પુ૦ દબદબો, ઠાઠમાઠ. (૨) અ૦ દમ દમ થાય તેમ. દમામબંધ, સડસ ડાટ. (૩) રોફ, ભભકો, જોહુકમી

**દમન**, ન૦ [ सं ] દમવું તે, પીડા, સતાપ, દુઃખ (૨) રગડીને વશ કરવુ તે, દમી દમીને વશ કરવું તે :—ઇંદ્રિયદમન. રગડાટ, ખળતરા, દાઝ

**દમપરદમ**, અ૦ વારવાર. ઉપરાઉપરી. (૨) એક ઉપર એક ચલમના સપાટા લેવા તે

**દમરો**, જુ૦ ડમરો.

**દમલું**, વિ૦ દમના રોગવાળુ, દમિયલ.

**દમવું**, ક્રિ૦ સ૦ [ सं दम् ] આગ્રહથી મન મારવુ. ભાવના બળ તોડવું, મન ઇદ્રિયોને વશ કરવી. —ઇદ્રિયદમન. (૨) પીડવુ; સતાવવું, રગડવુ, સતાપવુ, દુખદેવુ, નડવું.

**દમાક**, પુ૦ શેહ પડે એવો દેખાવ રોફ, ભભકો.

**દમામ**, પુ૦ રોફ; ભભકો; ઠાઠમાઠ; તેજી દેખાવ.

**દમિયલ**, વિ૦ દમના રોગવાળું, દમિયું.

**દમોદમ**, અ૦ બરોબર સરખું થયેનું હોય તેમ, સરસાઇથી.

**દયણું**, ન૦ દળવાના જે દાણા તે, દળણુ દરણુ.

**દયા**, સ્ત્રી૦ કોઇનું દુઃખ–વિપત્તિ જોઇને તેના પ્રતિ જે નરમ અને સહાય કરવાની લાગણી થાય છે તે, કરૂણા, અનુકંપા. દુઃખીને માટે માણસના હૃદયમાં ઉપજતી મયા. (૨) રહેમ નજર ક્રિ૦ પ્ર૦ દયા આવવી, દયા ઉપજવી. દયા કરવી. કહે૦ દયા ડાકણને ખાય=દયા કરવા જતાં ફસાવાય.

**દયામણું**, વિ૦ દયા ઉપજાવે એવું તે, કરૂણ. (૨) ગરીબ, દીન. ગરીબીથી કે દુઃખથી વિનાઈ ગયેલુ હોય એવું.

**દયાવંત**, વિ૦ દયાળુ.

**દયાવાન**, વિ૦ દયાળુ,

**દયાસિંધુ**, પુ૦ દયાસાગર.

**દયાળ**, વિ૦ દયાળુ

**દયાળુ**, વિ૦ દયાવાન, જેના હૃદયમાં દયાભાવ હોય તે.

**દયાળુતા**, સ્ત્રી૦ દયાવૃત્તિ તે.

**દયિત**, વિ૦ [ सं ] પ્રિય, વહાલું. (૨) પુ૦ વહાલો પતિ, વલ્લભ.

**દયિતા**, સ્ત્રી૦ [ सं ] વહાલી સ્ત્રી, પ્રિયા, પ્રેયસી. (૨) સ્ત્રી

**દર** પુ૦ ભાવ, કિમ્મતનો આધાર, કિમ્મત. (૨) જેમાં ઉસ–ખાર થાય છે એવી જમીન, ખારોટ, સાધારણ ખાર અગર. (૩) ન૦ જમીન દિવાલ વગેરેમાં પડેલું બાખું, પોલ, કાણું, બોક. સાપ, ઉંદર કીડીઓ વગેરે જીવજંતુને રહેવાનું ઘર. (૪) માર્ગ, રસ્તો, વાટ. (૫) અ૦ પ્રત્યેક, હરેક, એક એક જુદે જુદું એમ.

**દરએક**, જુ૦ દરેક.

**દરકાર**, સ્ત્રી૦ [ फा ] ગરજ, તમા, જરૂરિયાત. :—એને તમારી ક્યાં દરકાર છે? (૨) કાળજી, ચિંતા, ફિકર. :—એને છોકરાંની દરકાર નથી.

**દરખાસ**, જુઓ દરખાસ્ત.

**દરખાસ્ત**, સ્ત્રી૦ અમુક આમ કરવું, એવી જે નમ્ર સૂચના તે. બીજાના અભિપ્રાયને માટે રજુ કરેલો પોતાનો મત તે' પ્રતિજ્ઞા, પ્રમેય, પ્રસ્તાવ, કર્તવ્યનિર્દેશ (૨) સરકારી હુકમનો અમલ કરવા દેવાની જે અરજ તે. :—હુકમનામું બજાવવાની દરખાસ્ત. ક્રિ૦ પ્ર૦ *દરખાસ્ત કરવી—મૂકવી, લાવવી. દરખાસ્ત પસાર થતાં ઠરાવ કહેવાય છે. પ્રસ્તાવ સૌ પસંદ કરે એટલે સિદ્ધાંત કહેવાય.

**દરઘા**, સ્ત્રી૦ [ फा. ] પીર પૂજવાનુ ઠેકાણું, ઇસ્લામી સંતની બેઠક; પીરની બેઠક. (૨) મુસલમાન પાક પુરૂષ—સંત જનનું એક ધામ કે જે મસજિદથી કંઇક જુદી બાંધણીનું વિશાળ ચોકવાળું હોય છે. (૩) આંગણું, બારણું. (૪) મકાન, મઠી, દરગા.

**દરગુજર**, સ્ત્રી૦ માફ કરવું તે, સાંખી જવું; ક્ષમા કરી દોષ હોય તે લક્ષમાં નહિ લેવા તે, અખાડા કરવા તે, જવા દેવું; દોષને જતા કરવા ક્રિ૦ પ્ર૦ દરગુજર કરવું= ક્ષમાની દૃષ્ટિએ સામાના દોષો જતા કરી ચલાવી લેવું. (૨) ક્ષમા; માફી.

**દરજણ**, સ્ત્રી૦ દરજીની બાઈડી; દરજી જાતિની સ્ત્રી. સિવવાનો ધંધો કરનારી ઓરત.

**દરજી**, પુ૦ સિવવાનો ધંધો કરનાર માણસ, મેરાઇ; કપડાં સિવવાનો ધંધો કરનારી જાતિ—નાત. કહે૦ દરજીનો છોકરો જીવે ત્યાં લગી સિવે.

**દરજ્જો**, પુ૦ [ आ ] પદવી, માનમરતબો, હોદ્દો· અધિકાર. [૨] વર્ગ; પાયરી; મોટાઇનો જે અધિકાર તે. [૩] લાયકાત યોગ્યતા.

**દરડ**, સ્ત્રી૦ દોડ. (૨) દડ.

**દરણું**, ન૦ દળણું· દળવાના દાણા તે.

**દરદ**, ન૦ [ फा. ] શરીરને થતું જે દુઃખ તે. પીડા, વ્યથા. (૨) રોગ; વ્યાધિ. (૩) મનનું દુઃખ તે; અંતર સંતાપ. (૪) મર્મ; છુપોભેદ.

**દરદાગીનો**, પુ૦ અલંકાર વગેરે; ઘરેણું ગાંઠું.

**દરદાવો**, પુ૦ હક દાવો; અધિકાર.

**દરદી**, વિ૦ દુઃખી, જેને દરદ થયેલું હોય તે. (૨) માંદું, રોગી. (૩) પ્રેમ પીડાથી પીડિત; ઘાયેલ, :—દરદ દિલ દરદીનું દરદીજ જાણે રસિક, અનુભવી.

**દરપણ** ન૦ દર્પણ

**દરબાર**, પું૦ [ फा. ] રાજસભા; રાજાને સભા ભરવાનું—રહેવાનું મકાન; રાજમહેલ, રાજવાડો. (૨) રાજાની કચેરી. રાજ્યકાજ ચલાવવાનું ઠેકાણું. (૩) રાજા, પાદશાહ. નાનો સામંત રાજા, ઠાકોર, તાલુકદાર, ગરાસિયો. :—દરબાર ક્યાં ચાલ્યા? (૪) રાજા જેવો ભોળિયો, ઉદાર અને મોજી માણસ, ભોળો, ઉદાર. ખુલ્લા દિલનો માણસ. (૫) નાનો રાજ્ય પ્રદેશ; નાનું રાજ્ય ને તેનો ધણી તે. (૬) સરકાર.

**દરબારી**, વિ૦ દરબારને લગતુ, દરબાર સંબધી, દરબારનું.

**દરભ**, પું૦ દર્ભ.

**દરમાયો**, પું૦ [ फा. ] નોકરને આપવાનું જે માસિક લવાજમ તે, મહીનો, મહીના માટે આપવાની બદલાની—મહેનતની રકમ, પગાર.

**દરમિયાન**, અ૦ [ फा. ] અમુક નિશ્ચિત કાળની અંદર; વચલા વખતમાં; વચગાળેમાં, અંદર, વચ્ચે.

**દરમિયાનગીરી**, સ્ત્રી૦ વચમાં પડીને કામ કરવું તે, વચ્ચે રહેવાપણું.

**દરરોજ** અ૦ હરહમેશ, હમેશ; નિત્ય, પ્રતિ દિવસ.

**દરવાજો**, પું૦ [ फा. ] શહેર અથવા મોટા મકાનમાથી બહાર નિકળવા જવા-આવવાને માટે રાખેલું મોટું બારણું; હાથી

વગેરે આવજા કરી શકે એવું મોટું-વિશાળ બારણું—રસ્તો; માર્ગ.

**દરવાણી**, પું૦ દરવાન. ઉ૦ કાયા નગરમાં હોશે હાહાકાર જો, દશે ને દરવાણી થાશે વેગળા. સો. ભ.

**દરવાન**, પું૦ [ फा. ] દરવાજો સાચવનારો સિપાઇ; દ્વારપાળ.

**દરવેશ**, પું૦ દેશેદેશ ફરનારો મુસલમાન માગણ; ભિક્ષા માગતો દેશેદેશ ફરતો એવો ફકીર.

**દરશન**, જુ૦ દર્શન.

**દરશાવું**, જુ૦ દર્શાવું.

**દરશનિયું** ન૦ કાચ, સ્ફટિક અને સોનાના મણકાનું સ્ત્રીઓ અને બાળકોને હાથને કાંડે પહેરવાનું બેરખા જેવું એક ઘરેણું.

**દરસવું**, ક્રિ૦ અ૦ દેખાવું.

**દરસાલ**, અ૦ વર્ષોવર્ષ, પ્રતિવર્ષ.

**દરાખ**, સ્ત્રી૦ જુ૦ દ્રાક્ષ.

**દરાજ**, સ્ત્રી૦ [ सं. दद्रु ] ચામડી ઉપર થતો ખુજલી આવ્યા કરે એવો ગોળ ચકરડાં—ચાઠાંનો રોગ; ખુજલીનો રોગ.

**દરાજિયું** વિ૦ દરાજના રોગવાળું; લુખસિયું.

**દરિદ્ર**, વિ૦ [ सं.] નિર્વાહ અને જીવનની જરૂરિયાતો માટે તંગી વેઠે પણ ઉદ્યોગ કરે નહિ એવા સ્વભાવનું; અનુદ્યોગી, આળસુ. (૨) ગરીબ, દીન, કંગાલ. (૩) ચંચળાઇ વગરનું, અચેત-જડ જેવું, એદી. (૪) ના૦ નિર્ધન અને નિરુત્સાહી એવો માણસ, જેનામાં કંઇ માલ ન હોય એવો માણસ.

**દરિદ્રતા**, સ્ત્રી૦ ગરીબી; દૈન્ય; કંગાલિયત; આળસુપણું. (૨) નિર્ધનતા.

**દરિદ્રપણું**, ન૦ દરિદ્રતા; દળદરીપણું.

**દરિદ્રી**, વિ૦ દરિદ્ર; ગરીબ; આળસુ; નિર્ધન; કંગાલ.

**દરિયાઈ**, વિ૦ [ फा. ] દરિયાને લગતું; સમુદ્ર સંબંધી; દરિયાનું:—દરિયાઈ ફોજ. (૨) એક જાતનું રેશમી કપડું. ચિનાઇ રેશમી કાપડ—દરિયાપર થઇને આવતું તેથી.

**દરિયાફ**, સ્ત્રી૦ [ फा. ] કારણ સાથે મન લેવું તે; ઠરીને વિચાર કરવો તે; સગ-ખોટાનું તોલ કરવું તે; ધારણા; ખ્યાલ; દરિયાફ્ત.

**દરિયાવ**, પું૦ [ फा. ] દરિયો. ઉ૦ દિયર દિલનો દરિયાવ ઇશ્વર આપેને, દેરાણી રાણીરાવ, દુખડાં કાપેને. ક. ફ. ડા.

**દરિયો**, પું૦ [ फा ] પૃથ્વી ઉપરનો ખારા પાણીનો મોટો જળવિસ્તાર તે; સમુદ્ર; સાગર; જળનિધિ; મોટો વિશાળ જળ સમુચ્ચય. ક્રિ૦ પ્ર૦ દરિયો ઓળંગવો=સમુદ્ર ઉપર થઇને સામેના ખંડમાં જવું; સફર કરવી. દરિયો ખેડવો=દરિયા પાર રહેલા દેશો સાથે વેપાર કરવા જવું; દરિયાપારનો વેપાર કરવો. રૂ૦ પ્ર૦ દરિયા જેવું પેટ રાખીએ. એ તો દિલનો દરિયાવ છે. વિશાળતા બતાવવાને માટે વપરાય છે. કહે૦ દરિયો કે દરબાર=અર્થાત્ દરિયાનો કે દરબાર-રાજાનો આશ્રય લીધો હોય તોજ દળદર ફીટે. દરિયામાં રહેવું ને મગ્ગર સાથે વેર=પાણીમાં રહેવાનું હોય અને મગ્ગર સાથે વેર હોય એ કેમ પાલવે ? ન પાલવે માટે સંપ કરીને રહેવું જોઇએ.

**દરી**, સ્ત્રી૦ ગુફા; પર્વત-ખડકમાંની ફાટ તે.

**દરેક**, અ૦ પ્રત્યેક; એકેએક.

**દરેડવું**, ક્રિ૦ અ૦ ધાધોડેપડવું; દરેડેપડવું; નિગળવું; ધારે ગળ્યાકરવું; ચૂવું; ગળવું, વહેવું; ઝરવું:—શરીરે લોહી દરેડે છે. (૨) ધારા પડે એમ નાંખવું; દાણા ઓરવા; દરેડા પડે તેમ કરવું. અનાજ વાવવાની ચાવણના મોંમાં મુઠીએ મુઠીએ બીના દાણા નાંખવા.

**દરેડો**, પું૦ ધોધવો; ધાધોડો; ધાર; પ્રવાહી પદાર્થની જાડી ધાર. (૨) અનાજ-દાણા, રેતી વગેરેની જાડી ધાર તે:-કોથળો ઉંચો કર્યો એટલે તો ઉંદરે પાડેલા બાકામાંથી ચોખાનો દરેડો થવા માંડ્યો.

**દરો**, સ્ત્રી૦ [ सं. दूर्वा ] દ્રો; ધરો; અણખેડ

**દલાલી**, સ્ત્રી૦ દલાલનું કામ તે. (૨) દલાલની હકસાઇ; આડત; કમિશન. ક્રિ૦ પ્ર૦ દલાલી ખાવી=સોદો કરાવવાની તેમાંથી હકસાઈ લેવી; ચોકઠું બેસાડી હકસાઇ લેવી.

**દલાલુ**, ન૦ દલાલી.

**દલિત**, વિ૦ [ સં. ] દળેલું; ચૂર્ણિત; ભાગેલું, કચરેલું.

**દલીલ**, સ્ત્રી૦ [ અ. ] કોઇ બાબતની મુદ્દાસર તકરાર તે; અમુક બાબત આમ હોવાથી આમ પુરવાર થાય છે, એમ બતાવવું તે; સબબ; કારણ. ક્રિ૦ પ્ર૦ દલીલ કરવી=વિવાદ ચલાવવો; મુદ્દા રજુ કરવા.

**દલ્લો**, પું૦ થાપણ; પુંજી; મિલકત.

**દવ**, પું૦ [ સં. ] વાંસે વાંસ અથવા લાકડે લાકડાં ઘસાવાથી ઉત્પન્ન થયેલો અગ્નિ તે. વનની આગ. વનમાં એની મેળે સળગી ઉઠેલી જે આગ તે; દાવાનળ. (૨) વન; જંગલ; અરણ્ય. (૩) સંતાપ; બળતી પીડા; બળતરા. (૪) ઓસ; ઝાકળ; હવાને મલિન કરતી હવામાંની પાણી રૂપ લેની વરાળ,–ધુમ્મસ. ક્રિ૦ પ્ર૦ દવ બળવો જંગલ બળવું. ગોટી પાયમાલી કરનારો બનાવ બનવો. દવ બાળવો–લગાડવો=ઉત્પાત થાય એવું કરવું; નાશકારક કામ પેટાવવું–કરાવવું.

**દવન**, ન૦ દહન. ઉ૦ દુઃખ દવન સીતારામ.

**દવરાવવું**, ક્રિ૦ સ૦ આધાન કરાવરાવવું; બીજ ન ખાવવું. ( પશુમાં ):–ભેંશ દવરાવવી.

**દવલું**, વિ૦ અળખામણું.

**દવા**, સ્ત્રી૦ [ અ ] ઓસડ; જડીબુટ્ટી; રસાયન વગેરે. ક્રિ૦ પ્ર૦ દવા કરવી=ઓસડ કરવું, (૨) ઉપાય કરવો, વ્યંગમાં–સખત પગલાં ભરી ઠેકાણે લાવવું.

**દવાઇ**, સ્ત્રી૦ ઓસડ; દવા. (૨) હુકમ; આજ્ઞા; આણ.

**દવાખાનું**, ન૦ જ્યાં દવા મળતી હોય તે ઠેકાણું; ઔષધશાળા.

**દવાગીર**, વિ૦ આશિષ દેનાર, આશીર્વાદ સારનાર–આપનાર.

**દવાડિયું**, વિ૦ બળ્યું ન બળ્યું થયેલું હોય એવું; અર્ધદગ્ધ; થોડું બળી–દાઝીને હોલાઇ ગયેલું હોય એવું:–કાશીમાં મડદાને દવાડિયું કરી ગંગામાં હડસેલી મૂકે છે.

**દવાત**, સ્ત્રી૦ રૂશનાઇનો ખડિયો ને કલમદાન તે.

**દવાતી**, વિ૦ કારકુન; મહેતો; દવાતવાળો.

**દવાદારૂ**, ન૦ ઓસડવેસડ; સારવાર; ઓસડ ને ઉપાય કરવા તે.

**દવેખ**, પું૦ બળાપો; ઉંડો ઉગ્ર–કારી સંતાપ; મનસ્તાપ.

**દશ**, વિ૦ [ સં. ]પાંચ ને પાંચ જેટલી અથવા પાંચથી બમણી સંખ્યા તે; ૧૦, આઠ ને બે, દસ.

**દશક**, પું૦ [ સં. ] એક આખી રકમનો દસમો ભાગ તે; દસમો ખંડ ભાગ તે. (૨) દશનો જથો; દસકો.

**દશકંધર**, પું૦ દસમાથા–ગળાંવાળો રાવણ. દશકંધ, દશગ્રીવ.

**દશદિશ**, સ્ત્રી૦ [સં.] પૂર્વ, પશ્ચિમ, ઉત્તર ને દક્ષિણ એ ચાર બાજુઓ, ચાર ખુણા અને ઉપર હેઠળ મળીને જે દસ બાજુઓ તે. ઉ૦ દમે દિશાએ સોર મચ્યો. દસે દિશા ગર્જિત થઈ રહી હતી

**દશધા**, અ૦ દસપ્રકારે; દસરીતે; દસવિધ.

**દશન**, પું૦ [સં] દાંત.

**દશનાવલી**, સ્ત્રી૦ [સં] દાંતની હાર; દંતપંક્તિ.

**દશમ**, સ્ત્રી૦ [સં] પખવાડિયાની દશમી તિથિ તે.

**દશમી**, સ્ત્રી૦ દશમનો–દસમો દિવસ તે; દશમ. (૨) દૂધે બાંધીને બનાવેલી રોટલી; પાણીને બદલે દૂધ વાપરીને બનાવેલું તે.

**દશમું**, વિ૦ [સં દશમ] દસમા દિવસ ઉપરનું; સંખ્યાએ દસ ઉપર આવતું. દશમું દ્વાર=તાળવું.

**દશમૂળ**, ન૦ [સં] દશ જાતની ઓષધિનાં મૂળ તે.

**દશમોડ**, પુ૦ દિઙ્મૂઢ; દિશાભ્રમ થવો તે. દશમોડ થવી=દિશા ભુલાઈ જવી

**દશહરા**, ન૦ [સં] જેઠ સુદિ પડવેથી દશમ લગી મોટા તીર્થોમાં જે ઉત્સવ વગેરે થાય છે તે વ્રત ગંગોત્સવ પુરાણો ઉપરથી જણાય છે કે, જેઠ સુદિ દશમ મંગળવાર અને હસ્ત નક્ષત્રમાં ગંગાએ પૃથ્વી પર આગમન કર્યું હતું ગંગાસ્નાન દસ પાતક હરે છે માટે આ ઉત્સવ—વ્રતનું નામ દશહરા પડેલું છે ગંગા=દશહરા= દસ પાતક ટાળનારી પડવેથી દશમ લગી રોજ ગંગાસ્નાન કરવું, ગંગાની પૂજા કરવી ને દસમે દિવસે દસ બ્રાહ્મણોને દાન વગેરે આપવું, એ આ વ્રતનો મુખ્ય વિધિ છે આપણા લોકમા ગંગા દશહરા એમ કહેવાય છે

**દશા**, સ્ત્રી૦ [સં] સ્થિતિ, હાલત (૨) પડતી હાલત —હમણાં તો આ દશા છે દીના વસ્થા (૩) જન્મકાળ ઉપરથી ગ્રહાદિકના સંબંધને લઇ સારા ખોટા વખતને લગતો જે અમુક કાળ ગણાય છે તે —સૂર્યની દશા (૪) ગાડી ઉંજવા માટે પૈડામા ઘાલવાની જે તેનવાળી ચિંદરડી તે (૫) વણાટની છેવટે છુટા રહેતા તાતણાના છેડા, આનરી, દશી.

, પુ૦ વિષ્ણુના દશ અવતાર—જન્મ તે. મત્સ્ય, કૂર્મ, વરાહ, નૃસિંહ, વામન પરશુરામ, રામ, કૃષ્ણ બુદ્ધ અને કલ્કિ

**દશાહ**, પુ૦ (દશ×અહ) દસમો દિવસ મરણ દિવસથી ગણતાં આવતો દશમો દિવસ દસમું

**દશાંશ**, પુ૦ [સં दश+अंश] દસમો હિસ્સો તે એક આખી ચીજનો—રકમનો દશમો ભાગ તે (૨) દસ વસને કકડે ગણી શકાય એવા નાના અંશો આણવાની એક હિસાબી રીત અપૂર્ણાંકમાં જ્યારે આમ લખાય છે ત્યારે દશાંશ રીતે ૧ એમ લખાય છે અને સહસ્રાંશ ૦૦૧ એકડાની પાછળ મીંડાં મૂકીને આ શંચિહ્નથી બનાવાય છે.

**દશી**, સ્ત્રી૦ કપડાના છેડા ઉપરની આંતરી પાલવના છુટા તંતુઓ.

**દશીવીશી**, સ્ત્રી૦ દસવીસ વરસની વારા ફેરતી આવતી સારી માઠી હાલત તે, ચઢતી પડતી, સુખદુઃખ, તડકોછાંયડો

**દશેરા**, પું૦ વિજયાદશમી, આસો સુદિ ૧૦

**દશૈયાં**, ન૦ પરણેલા વરને તેના સસરા તરફથી વારા ફરતી જે દશ જમણ આપવામાં આવે છે તે. ઉ૦ દશૈયા જમવાને રણ્યા સોમપ્રદીપ

**દશોદ**, વિ૦ દસમો ભાગ

**દશશેર**, વિ૦ વજનમાં દસ વાર શેર જેટલું

**દશશેરી**, સ્ત્રી૦ દસશેર વજન જોખાય એવુ એક કાટલું દશશેરો

**દશશેરો**. પુ૦ દશ શેર વજન જોખાય એવુ એક વજન, કાટલું

**દસ**, જુઓ દશ

**દસકત**, પુ૦ [ फा दस्खत] અક્ષર, હરફ, અમુક ઉચ્ચારનું ચિહ્ન (૨) હાથનુ લખાણ (૩) સહી —અહિં તમારા દસકત કરો ક્રિ૦ પ્ર૦ દસકત ઘુંટવા=મરોડદાર અક્ષરના ખાડામાં કલમ ફેરવ્યા કરવી કે જેથી તેનો મરોડ હાથે ચઢી જાય

**દસકો**, પુ૦ દસદસનો જથો તે (૨) દસવરસ.

**દસક્રોઈ**, ન૦ રાજનગર ફરતો દસ કોશ જેટલો વિસ્તાર તે રાજનગરને લગતુ પરગણું અમદાવાદ જેમા મુખ્ય નગર છે એવા દસ કોશ વિસ્તારનો તાલુકો

**દસમ**, સ્ત્રી૦ પખવાડિયાની દસમી તિથિ.

**દસરા**, પુ૦ આસો સુદિ દશમનો દિવસ અને તહેવાર વિજયાદશમી રૂ૦ પ્ર૦ દસરાનો પાડો મારવો=ખાવી બડાઇ મારવી કહે૦ જે ઘોડું દસરાને દિવસે ન દોડ્યુ તે શા કામનું ?=પ્રસંગે બતાવાય તેજ હોશિયારી ખરી

**દસાદ**, સ્ત્રી૦ દસમા દિવસની મરણોત્તર ક્રિયા

કરવી તે; દસમાનો દિવસ અને તે દહાડે કરવાનું ક્રિયમાણુ વગેરે તે.

**દસી,** જુ૦ દશી.

**દસીવીસી,** દશીવીશી.

**દસુંદ,** સ્ત્રી૦ દસમે હિસ્સે આવે એટલી આવપદ તે; દસમે ભાગે મળે એવી વાર્ષિક ઉપજ. (૨) દસમો ભાગ. ઉ૦ દસુંદ આવે પાપની. નરભેરામ.

**દસુંદિ,** જુ૦ દસોંદી

**દસોંદી,** વિ૦ અમુક ઉપજનો દસમો ભાગ મેળવનારો—બારોટ; ભાટ, ચારણ તે. ઉ૦ રૂડા દસોંદી રખિયલતણા, સિરદાર નામ શુભ સેવ. શામળ.

**દસ્કત,** પું૦ અક્ષર; હરફ.

**દસ્કતશિક્ષક,** પું૦ દસ્કત સારા કાઢતાં શીખવનાર—મહેતાજી; દેપિસ્તાં ઘુંટાવનાર. (૨) વિ૦ જેથી અક્ષરનો મરોડ શિખાય એવું; અક્ષર સારા કાઢતાં શીખવનારૂં:—દસ્કત શિક્ષક કોપીબુકો.

**દસ્ત.** પું૦ [फा.] હસ્ત; હાથ; કર. (૨) સત્તા; અખતિયાર; કાબુ. ઉ૦ તને આપું અનુપમ વસ્ત, કોઈનો મુજ પર હોયં ન દસ્ત. (૩) ઝાડો; મળ; જુલાબ.

**દસ્તાન,** ન૦ સ્ત્રીઓને માસે માસે જે રજ આવે છે તે; અડકાવ.

**દસ્તાનું,** ન૦ દસ્ત ઝીલવાનું જે પાત્ર તે; માંદા માણસને મળમૂત્ર કરાવવાનું જે સગવડવાળું ઠામ તે. દસ્તાના.

**દસ્તાવેજ,** પું૦ [फा.] તરત અવેજ આપવો પડે એવો જે લેખ તે; લેણું દેણું સંબંધી લખાણ; કોઇ વસ્તુ આપ લે કરનારાઓ વગે થયેલું જે લખાણ તે; લખત; લેખ; ખત; લખેલો આધાર—દાખલો તે. સરકારી સનંદ અને લખાણો વગેરે તે.

**દસ્તાવેજી,** વિ૦ લેખી.

**દસ્તુર,** સ્ત્રી૦ [अ] રીત; રિવાજ; ચાલ; ધારો; શિરસ્તો. (૨) વેરો; કર; દાપું. (૩) પારસી બ્રાહ્મણ—ગોર.

**દસ્તુરી,** સ્ત્રી૦ હકસાઇ; સુખડી; દાપું.

**દસ્તો,** પું૦ ખાંડવાનો નાનો દંડા જેવો મુદ્ગર; પરાર; હાથો; લોખંડનો ખાંડણીનો દંડુકો. (૨) ચોવીસ કાગળની થોકડી.

**દસ્સેમ,** જુ૦ દશમ.

**દહન,** ન૦ બાળવું તે; જ્વલન. દહનક્રિયા=બાળવાની ક્રિયા તે. હિંદુનાં શબને અમુક ક્રિયા કરી ચિતા ખડકીને બાળવું તે.

**દહવું,** ક્રિ૦ બાળવું.

**દહાડી,** અ૦ રોજ; હમેશ; વારંવાર (૨) દાઢી. કહે૦ દહાડીનું લાગ્યું અને ભવનું ભાગ્યું.

**દહાડો,** પું૦ દિવસ; દિન; વાર; મિતિ; તિથિ; તારીખ. (૨) મરનાર પાછળ કરવામાં આવતું તેની ક્રિયાનું જમણ:—નારો દહાડો ખાવ. ૩ ભાગ્ય; સિતારો; સારૂં માઠું જે ભવિતવ્ય તે:—એનો દહાડો ફર્યો; એનો દહાડો વાંકો છે. ૪ ગર્ભ; આધાન:—નવી વહુને દહાડા છે. દહાડાવાળી=ગર્ભવતી. ૫ વખત; સમય; વાર:—એક દહાડો તે મને મળી ગયો. ક્રિ૦ પ્ર૦ દહાડા કાઢવા=જેમ તેમ કરીને નિભાવવું; કાળક્ષેપ કરવો. દહાડા ભરાઈ જવા:—એના દહાડા ભરાઈ ગયા છે:—એના સુભાગ્યનો સમય પુરો થવા આવ્યો છે. આયુષ્ય પુરૂં થવા આવ્યું છે. દહાડા ભાગવા=નકામા પડયા રહેવું; વખત ગુમાવવો. દહાડા રહેવા=ગર્ભ રહેવો. દહાડો આથમવો=પડતીનો વખત આવવો. દહાડો ઉઘડવો=સારી સ્થિતિમાં આવવું. દહાડો રૂઠવો=દૈવ પ્રતિકૂલ થવું. દહાડા ચઢવા=ગર્ભના દિવસ ગણાવા માંડવા. દહાડો વળવો=ફાવવું; લાભ થવો. એની સેવા કરવાથી કંઇ તારો દહાડો વળશે નહિ. વકિ દહાડો=ખરાબ ભાગ્ય; દુર્દશા; પડતીનો વખત. કહે૦ દહાડે ડોબાં ચારે ને રાતે હીરા પારખે.

**દહિં,** ન૦ [सं दधि] જામેલું—આઝેલું દૂધ તે;

દધિ. (૨) જામેલું પ્રવાહી. રૂ૦ પ્ર૦ દહિં દૂધમાં=બેઉ બાબત સંભાળવી; અમુક નક્કી કર્યા વગર બંને તરફ ઢળતા રહેવું; બંને બાજુ રહેવું; ગોળ ગોળ રાખવું.:—દહિં દૂધમાં પગ રાખવો.

દહિંથરું ન૦ દહિંના જેવીજ પોચી પૂરી; પરસુદીના લોટમાં ખુબ મોણુ નાંખીને તળી કાઢેલી પૂરી; ઘઉંનું એક પકવાન

દહિંવડું, ન૦ તળીને તરત દહિંમાં પલાળી રાખેલું વડું તે; દહિંમાં આથેલી ધારી; દહિંમાં ખાટવેલું અડદનું વડું.

દહોવું, ક્રિ૦ સ૦ [सं दुह] દૂધ કાઢવું.:—ગાય દહોવી. (૨) કોઇ પણ વસ્તુમાંનું સત્ત્વ ખેંચી કાઢવું; તત્ત્વ ખેંચી કાઢવું; તત્ત્વ લઇલેવું; કમાવું ખાટવું; લાભ મેળવવો.

દળ, ન૦ [सं दल] સૈન્ય; લશ્કર.:—હયદળ ગજદળ. (૨) પાંદડું; પાન. (૩) જાડાપણું; ફળાદિકની અંદરના માવાની-ગરની જાડાઇ ઘટપણું.:—કોપરાનું-કેરીનું દળ. દળદાર કેરી. (૪) કઠોળ વગેરે દ્વિદલ ધાન્યનાં બે પડમાંનું એક પડ તે; અરધિયું; એક એક ફાડિયું. (૫) શેકેલા અથવા તળેલા ભાખરા કે મુઠિયાનો ભૂકો, ઘસોટ.:—દળનો લાડુ; શેકેલો અથવા પકવેલો લોટનો ભુકો. (૬) લંગરાવો; જથો.

દળણું, ન૦ [सं दल्] દળવાના દાણા તે; દરણું; દયણું, ર, લ, ડ, વગેરેને ઠેકાણે ઘણા શબ્દોમાં ય બોલાય છે તેમ આમાં પણ ળ ને ઠેકાણે મોટે ભાગે ય બોલાય છે.:—દયણું. ક્રિ૦ પ્ર૦ દળણું કરવું=દાણાને ઝાટકી વિણી દળવાને યોગ્ય બનાવવા. રૂ૦ પ્ર૦ દળણા દળવાં=સખત મહેનત કરવી; ઘણી મહેનતે થોડું કમાવું ને તેમાંથી જેમ તેમ નિર્વાહ કરવો:—"આએ દળણાં દળીને છોકરાં ઉછેર્યાં,

દળદર, ન૦ દરિદ્રતા; દૈન્ય; ગરીબાઇ.:—ભીખથી કંઇ દળદર ફીટે, કંઇ ઉદ્યોગ ધંધો કરે તો કોઈવારે દળદર જાય. [૨] ગંદું ગોબરૂં એવું જે તે; જેથી ઘણા ઉત્પન્ન થાય તે. [૩] આળસ; આળસાઇ; નિરુદ્યોગપણું; અનુત્સાહ; આળસ કર્યા કરવાપણું.:—કાગળ લખવાનું આટલું બધું શું દળદર ! ટાઢાપણું.

દળદાર વિ૦ જાડું: દળવાળું; જાડાથરનું; માવાદાર. (૨) ભારે.

દળદ્રી, વિ૦ દરિદ્રી; આળસુ

દળવાદળ, ન૦ વાદળોનું દળ હોય એવું જે તે, ઘણીક પરંપરાઓથી સંકીર્ણ થઇ ગયેલું હોય એવું તે, ઘણી બાબતોના સમવાયથી ગુંચવાઇ ભરાઇ ગયેલું એવું તે, જેમાં કંઇ સુઝ પડે નહિ એવું તે અંધાધુંધ તે ઉ૦ ચપળ સકળ એ અચળ નહિ, દળવાદળ દનપત્ત. (૨) સૈન્યના સમૂહોની ભરતી હોય એવું તે.

દળવું, ક્રિ૦ સ૦ [सं. दल] આખી વસ્તુને ભાગીને બારીક કરી નાંખવી; કણને બારીક વાટી નાંખવા;-પત્થરના બે પડવાળી ઘંટીથી-ચક્કીથી અનાજનો લોટ કરવો. (૨) ચીરી, ભાગી તોડી કચરીને બારીક આટા જેવું કરી નાંખવું; બારીક કરવું; ચૂર્ણ કરવું, કચરી નાખવું, ભરડવું. રૂ૦ પ્ર૦ દળેલું=દળવું=ચાવેલું=ચાવવું, પિષ્ટપેષણ, ખાલી મહેનત કરવી; કંટાળો આવે એવું કામ કરવું પડે તે. ફાડી-ચીરી=નાખવું. ૨ ચાલુ સંતાપથી મનનું દુખાયા કરવું.

દળાઈ, સ્ત્રી૦ દળામણ.

દળામણ, ન૦ દળવાનું લવાજમ-મજુરી તે. (૨) ભુસું; થોથ; દળાતાં જે ફોતરાંનો ભુકો પડે છે તે. રૂ૦ પ્ર૦ દળ્યાનું દળામણ=જેટલી મહેનત પડી હોય તેટલા પ્રમાણનો યોગ્ય વાજબી બદલો તે, મહેનતનું જે યથાર્થ ફળ તે.

દળામણી, સ્ત્રી૦ દળાઇ, દળામણ.

દળી, સ્ત્રી૦ જેનાં બે પડની અંદર રૂ કે ઉન ભરેલું હોય એવું જાડું-દળદાર પાથરણું

તે; ગોદડી; ઘોડાના સાજમાંની તે ગોદડી કે જે પહેલીજ પીઠ ઉપર નંખાય છે.

**દંગ**, વિ૦ દિઙમૂઢ; ચકિત; અજબ; આશ્ચર્યાન્વિત; વિસ્મયાહત, થક્ક; દિઙ.:-તે દંગ (દિઙ) થઇ ગયો.

**દંગડી**, સ્ત્રી૦ ઘાસ વેચવાની લાટી; ઘાસબજાર,

**દગલ**, પું૦ ટંટો; કજિયો: તકરાર: ઝગડો.

**દંગો**, પું૦ બંડ—તોફાન મચાવવું તે; હુલ્લડ કરવું તે; બખેડો; ફિતુર. રૂ૦ પ્ર૦ દંગો ફિસાદ=લડાઈ ટંટો; હરામીનો ઝગડો. તોફાન. ક્રિ૦ પ્ર૦ દંગો કરવો=બંડ ઉઠાવવું; હુલ્લડકરવું.

**દંડ**, પું૦ [ સં. ] હાથમાં ઝાલવાની લાકડી; જેષ્ટિકા; લાડી. (૨) વેત્ર; છડી. ( રાજદંડ ) (૩) શિક્ષા; સજા; નસિયત. (૪) શિક્ષારૂપે જે નાંણું કઢાવવું તે. ધનદંડ, ફટકા કે બંધનને બદલે અમુક સિક્કા લેવાની જે સજા તે.:-પાંચ રૂપિયા દંડ. (૫) ટુંકો સીધો કડક કકડો-અવયવ તે; ખભાથી કોણી લગી અને કોણીથી પંજા લગીનો દંડુકા જેવો જે સીધો અવયવ તે. ભુજદંડ. (૬) ચાર પગલાંના પ્રમાણનું માપ તે.:-પાંચ દંડ જમીન. (૭) કસરતનો એક પ્રકાર કે જેમાં શરીરને દડની માફક કડક રાખી ઉંચા નીચા થવાય છે. સવારમાં પાંચ દંડ કાઢવા એટલી કસરત બસ છે. (૮) કડક હુકમ આજ્ઞા-શિક્ષારૂપી કાનુન તે. શત્રુનું વારણ કરનારો, ને ભયનો નાશ કરનારો જે દંડુકો તે, રક્ષણનું સાધન. રાજ્યદંડમાં-વધ, અર્થગ્રહણનું બંધન અને તાડનનો સમાવેશ થાય છે મુદ્દગર; ધોકો; જોર, બળથી નમે નહિ એવું સીધું જાડું લાંબું લાકડું તે.

**દંડક**, ન૦ દખ્ખણમાં આવેલા એક વનનું નામ. દંડકારણ્ય.

**દંડફેરોઈ**, સ્ત્રી૦ ગુનેગારોને દંડની સજા કરવાથી થયેલી ઉપજ; દંડ; અર્થ ગ્રહણ ઉપજ તે.

**દંડવત**, અ૦ દંડની માફક લાંબા થઇને; દંડ માફક.:-દંડવત પ્રણામ=લાંબા થઇ નમસ્કાર કરવો તે; દંડાની માફક લાંબા થઇ પગે લાગવું તે.

**દંડવું**, ક્રિ૦ સ૦ ગુનેગારને-અપરાધીને અર્થ ગ્રહણથી, બંધનથી, અથવા તાડનથી નસિયત આપવી તે; સજા કરવી. દંડ કરવો તે. દંડવું, શિક્ષાદેવી-આપવી તે. (૨) હાનિ નુકસાન કરવું; ગેરલાભ થાય નકારા કૃત્યનો બદલો મળે એમ કરવું તે.:-મનુષ્યના દંડથી છૂટશે તો દૈવ દંડશે. ગમે તે કોઈ પ્રકારની શિક્ષા કરવી તે. ઉ૦ રાજા દંડે તે સૌ જાણે ને દૈવ દંડે તે કોઈના જાણે. દુખવવું, પીડવું; હેરાન કરવું: પૈસો કઢાવવો.:-એણે પ્રજાને દંડીને પૈસો મેળવ્યો છે.

**દંડાતોડ**, વિ૦ દંડને તોડી નાખે એવું. (૨) લાકડીએ ઝગડો પતાવવો તે.

**દંડિત**, વિ૦ દંડાયેલું.

**દંડિયો**, પું૦ ચોકડી ભાતનો સ્ત્રીઓને પહેરવાનો સાલ્લો. (૨) વિ૦ દંડ-સ્તંભ ઉપર ઉભેલો મહેલ તે.:-એકદંડિયો મહેલ. જેમાં ઓખાને એકાંતવાસે રાખી હતી. ઉ૦ એક દંડિયો મહેલ કરાવો, અણુમાનિતીને ત્યાંહી રખાવો. (૩) લુચ્ચો; દાંડિયો; ઠગ; ધૂર્ત.

**દંડી**, પું૦ એ નામનો એક સંસ્કૃત ભાષાનો કવિ; કાવ્યાદર્શ; દશકુમાર ચરિત વગેરેનો કર્તા. શંકરાચાર્ય ને એ સમકાલીન હતા. (૨) દંડધારી સંન્યાસી.

**દંડીકો**, પું૦ નાની લાકડી. (૨) નાનો કકડો; પેર.

**દંડુકો**, પું૦ જાડી ટુંકી લાકડી; ઘોકો.

**દંડેરો**, પું૦ આમ નહિ કરવામાં આવે તો આવો આવો દંડ થશે એવા હુકમની જે જાહેરાત તે; દાંડી; નગરપડો.

**દંડેલ**, વિ૦ દાંડિયો; છગ; પ્રપંચ; દાંગાઇ ઉઠાઇ કરી રળી ખાનારો; દંડામાં—

તોફાનીમાં જેની ગણના હોય એવો-માણસ-ધૂર્ત; ઠગ. ઉ૦ બાળપણમાં બુદ્ધપણમાં ડાપણમાં દંડેધ ગયો, પર ઉપકારી કામ ન કીધું જોતાં જનમ ગયો. ક. ન. ડા. (૨) દંડાયેલો.

**દંડો**, પું૦ ટુંકી અને જાડી લાકડી, ટુંબગેડી-હાથો. (૨) ગિલ્લી-(મોઈ) ઉડાડવાની લાકડી:-મોઈદંડો. (૩) લુચ્ચો; ધુર્ત; ઠગ; દાંડગો તે. અનમ્ર; કડક સ્વભાવ અને ઉદ્ધત વર્તનનો માણસ.

**દંત**, પું૦ [ સં. ] દાંત. (૨) હાથીદાંત. (૩) તીણું-ભાલાજેવું ફળું: દાંતો.

**દંતકથા**, સ્ત્રી૦ [ સં. ] મુખપરંપરા ચાલતી આવેલી જનવાર્તા; ખરી વા ખોટી પણ લોકોમાં કાનોકાન કહેવાતી આવેલી કથા-આખ્યાયિકા તે.

**દંતધાવન**, ન૦ દાતણ. ચાવી કુચો - પાડીને દાંત ઘસાય એવી બાવળ આવળ વગેરેની ડાખળાનો કકડો. (૨) દાંત ઘસી મોં સાફ કરવું તે.

**દંતપત્ર**, ન૦ [ સં ] કિનારી પર દાંતા પાડેલા હોય એવું કાનની બુટે પહેરવાનું એક ઘરેણું; ઝાલ; બુલેર; એરિંગ.

**દંતલું**, વિ૦ જેના દાંત બહાર નીકળેલા હોય એવું; આગલા દાંત હોઠની બહાર દેખાતા રહેતા હોય એવું; દાંતલું. દાંતરો, દાંતલી.

**દંતસ્થાની**, વિ૦ [સં.] જેના ઉચ્ચારનું સ્થાન દાંત છે એવું; દંત્ય. દાંતને જીભ અડક્યાથી જેનો સ્પષ્ટ ઉચ્ચાર થાય છે એવું. દંતસ્થાની ને ઓષ્ઠસ્થાની અક્ષરો વગેરે તે.

**દંતાળ**, વિ૦ દાંતાવાળું; જેને દાંતા કે ફળાં હોય એવું. (૨) ના૦ ખેડેલા ખેતરમાંથી નકામા છોડ તાણી નાંખવાનું ખેડુતનું એક ઓજાર; દંતાળી; પંજેટી.

**દંતાળી**, સ્ત્રી૦ દાંતાવાળું ખેડુતનું એક ઓજાર; પંજેટી.

**દંતાળું**, વિ૦ દાંતાવાળું.

**દંતિયો**, પું૦ દાંતિયો; પહોળા ને જાડા દાંતાવાળો કાંશકો. (૨) ખરેરો.

**દંતી**, વિ૦ દાંતવાળું: બહાર નીકળેલા દાંતવાળું. (૨) પું૦ દંતૂશળવાળો મોટો હાથી મોટા દાંતવાળો હાથી તે.

**દંતુડી**, સ્ત્રી૦ ઉગતો નાનો ઝીણો ને તીણો દાંત તે: ફુટતો નાનો દાંત. ( બાળકનો ) નવા દાંતની કલિકા તે.

**દંતુશ**, જુઓ દંતુશળ.

**દંતુશળ**, પું૦ શરની માફક બહાર નીકળેલો હાથીનો દાંત તે.

**દંતેડું**, ન૦ દંતિયો; દાંત વકાશીને કરડવા ધસવું તે. (૨) ચીઢભરેલો તિરસ્કાર.

**દંત્ય**, વિ૦ દાંતની સહાયથી જેનો ઉચ્ચાર થાય છે તે.

**દંપતી**, ન૦ [ સં. ] વહુવરની જોડ; જોડું; ધણીધણિયાણી; સ્ત્રીપુરુષ.

**દંભ**, પું૦ [ સં. ] ખોટો દેખાવ તે; ડોળ; મનમાં એક અને બહાર દેખાડવાની વાત બીજી તે; ઢોંગ; કપટ.

**દંભિક**, વિ૦ દંભવાળું; કપટી; ઉપલક્ષિયા દેખાવનું; ઢોંગી.

**દંભિયું**, વિ૦ દાંભી.

**દંભી**, વિ૦ કપટી; ઢોંગી; ડોળી.

**દંશ**, પું૦ [સં.] ડંખ; ઝેરી કીટ લાગવો તે; ચટકો. વિંછી અને ભમરાનો દંશ. (૨) હૃદયમાં ચટકયા કરે એવી ઝેરી-વેરી લાગણી તે. (૩) ઝેરી આણીનું બચકું તે; દંતાઘાત; દંતક્ષતિ.-સર્પદંશ. (૪) મર્મ; સાર; ભાવાર્થ. (૫) મનમાં મેલ રાખવો તે; કીનો, દાઝ-અદાવતનું ઝેર.

**દંશિત**, વિ૦ ડંખેલું. કરડેલું. (૨) ઝેરી લાગણીવાળું; ડંશીલું.

**દંશી**, સ્ત્રી૦ આંતરી; પાલવના છેડાના તાંતણા.

**દા**, પું૦ દાવ, લાગ; વારો. (૨) અ૦ દેનાર, આપનાર દાયક; એવો અર્થ બતાવનારો પ્રત્યય:—સુખદા.

દાઈ, સ્ત્રી૦ જણાવનારી; સોયાણી, પ્રસુતાને મદદ કરનારી. (૨) દેનાર, આપનાર, એવો અર્થ બનાવનારો પ્રત્યય.:-સુખદાઇ. (૩) દઇ=પીડા: દુઃખ. બાળભાષાનો શબ્દ.:- બેટા ! દીવો ઝાલવા જઇએ તો દાઇ થાય

દાઇયેણ, સ્ત્રી૦ સોયાણી.

દાઇદુશ્મન, પું૦ દુશ્મન વગેરે દુઃખદેનાર લોક.

દાઉદી, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ: ગુલદાવરી.

દાક્તર, પું૦ [અં] વિદ્વાન, કવિ;પંડિત.:-દાક્તર સર ભાંડારકર. (૨) ચિકિત્સક: વૈદ્ય

દાબડી, સ્ત્રી૦ ડબી; દબી; બંધ થાય અને ઉઘડે એવી નાની ધાતુ વગેરેની પેટી-પ્યાલી જેવી બનાવટ તે. ડાબડી. ઉ૦ ઊસો ગજમાં દાબડી મેલી ચઢિયા માળ.

દાબડો, પું૦ શ્રમ; મહેનત, દુઃખાતિશય (૨) ડબો; બંધ કરાય એવું પાત્ર; દાબ્યાથી ઢાંકણું બેસે એવું વાસણ.

દાખલ. અ૦ [આ.] કોઈમાં પેઠેલું હોય તેમ; અંદર ગયેલું હોય તેમ, લબ્ધ પ્રવેશ [૨] હાજર, રૂબરૂ રજુ થયેલું હોય તેમ. (૩) સારૂ, માટે, પેટે. (૪) ગણતરીમાં ગણાયેલું હોય તેમ. ક્રિ૦ પ્ર૦ દાખલ થવું=અંદર પેસવું; માં-જવું, અમુકમાં ગણાવું; પ્રવેશ મળવો. દાખલ કરવું=ઘાલવું, બેસાડવું, અમુકમાં ગણાવું. હાજર થવું, રૂબરૂ આવી પહોંચવું.-નિશાળમાં દાખલ થયો. બહાર ગયોએ ખરો અને તમે બોલાવો ત્યાર પહેલાં આવીને અહિ દાખલ પણ થઇ ગયો. તરીકે; અમુકની માફક.: તેણે મિત્ર દાખલ ગણી કામ સોંપ્યું.

દાખલો, પું, પ્રમાણવસ્તુની સાહેદત આપવી તે; દૃષ્ટાંત; ઉદાહરણ: એક વાતની સાબીતીમાં બીજી તેવીજ-તેને મળતી વાત દેખાડી આપવી તે; પુરાવો; નિશાની. (૨) હિસાબ; અમુક રીતિએ બનતી એકજ જાતની ગણતરી તે, વ્યાખ્યાની પુરવારી કરનારી ગણતરી કરી બતાવવી તે, સમ વારતા: સમાન બાબત. (૩) અનુભવ; નમિપત. ક્રિ૦ પ્ર. દાખલો આપવો=ઉદાહરણ-સાહેદત આપવી. દાખલો ખાવો=મળવું; મેળ મળવો; પત્તો લાગવો; જોગ બેસવો:-હું તો ઘણુંએ મથ્યો પણ કંઇ દાખલો ખાધો નહિ. કામ થવું; જડવું; મેળાપ થવો. દાખલો બેસાડવો=બીજાને નસિયત મળે એમ કરવું. ધાક પડે-ફરીને બીજું કોઇ અમુક કાર્ય ન કરે એવું-ઉદાહરણ રૂપ થઇ પડે-એમ કરવું તે.

દાખવવું ક્રિ૦સ૦ દેખાડવું; બતાવવું. જણાવવું. (૨) જાહેર કરવું.

દાગદેવો ક્રિ૦ સ૦ બાળવું; અગ્નિ અડાડવો.

દાગળી સ્ત્રી૦ ડાગળી; માથ અથવા કાણા ઉપરની ગોળ પતરી: કાણાને બેસતો ગોળ ચપટો દાટો અથવા ઢાંકણું; લાકડાની થીગડી; ગાબડી. [૨] બુદ્ધિ; મતિ; શુદ્ધિ. (૩) કેન્દ્ર; ચણિયારૂં. ક્રિ૦ પ્ર૦ દાગળી ચસકવી=મતિ ભ્રમ થવો; સહેજ ગાંડછા આવવી; વાયે ચઢવું; સમતા ઉપરથી ખસી જવું; મન ફરીજવું.

દાગીનો પું૦ (फ़ा) ઘરેણું, ભૂષણ: અલંકાર. [૨] ગાંસડી; એક સાથે બાંધેલી ચીજ; વસ્તુ; રકમ, નંગ:-રેલમાં પાંચ દાગીના ચઢાવ્યા હતા અને ત્રણ ઉતર્યા.

દાઘ, પું૦ ડાઘ; ડામ; દાઝ; દાઝવાથી પડેલું વ્રણ. (૨) બળવું તે; ધીક: દહન [ ૩ ] કાળી ટીલી; લાંછન. ક્રિ૦ પ્ર૦ દાઘ દેવો=અગ્નિ સંસ્કાર કરવો; બાળતું દાઘ લાગવો=બળે એવો જખમ થવો, ચણચણ્યા કરે એવી ઉંડી અસર થવી; લાંછન લાગવું

દાજ જુ૦ દાઝ.

દાજણું, જુ૦ દાઝણું.

દાઝ, સ્ત્રી૦ દાઝવું તે; કોઇનું દુઃખ જોઇને દયાની લાગણી થઇ આવવી તે; દયા; અનુકંપા. (૨) આપણને નહિ ગમતા બીજાના કામથી મનમાં જે ક્રોધ આવવો તે [illegible] તે ચીઢ; આ

વેશ [૩] દ્વેષ, વેર; કીનો, (૪) સંતાપ; બળતરા (૫) દાઝેલું-બળેલું એવું તે; ખરપડું: પોપડી:-દૂધપાકની શીરાની દાઝ, ક્રિ૦ પ્ર૦ દાઝ આવવી=મનમાં ગુસ્સાનો જોસ આવવો (૬) ઇર્ષા; અદેખાઇ. દાઝે બળવું=ઈર્ષા આવવી; અદેખાઇ થવી [૨] ચિડાવું; બળવું.

દાઝણું નં૦ દઝાય એવું જે તે, ચાલતાં પગ બળે-એવું-રેત-જમીનનું તપવું તે; તાપથી પૃથ્વી દઝાય એવી થવી તે (૨) મધ્યાહ્નની લગભગનો વખત (૩) દઝાય એવું; ગરમ.

દાઝવું ક્રિ૦ અ૦ ઉની વસ્તુ કે દેવતા અડવાથી બળવું; ઉનું લાગવું; ઘણી ગરમીને લીધે દગ્ધ થવું-બળવું-ઘણા કોયલા મુકેલા હોવાથી શાક દાઝયું; ભાત દાઝ્યો, આંગળી દાઝી ગરમ ચીજ ચંપાતી. (૨) કોઇના દુઃખે દુઃખી થવું; બીજાની ખાતર માટે મનમાં અનુકંપા દયા આવ્યા કરવી – મેંગે દુઃખે દાઝે એવું કોણ છે? દયા આવવી. (૩) બળવું; સંતાપ થવો; બળતરા થવી એ તેને દુઃખે દાઝે છે. (૩) ઇર્ષા-દ્વેષ આવવો; સંતાપ થવો; ગરમ લાગવું.

દાઝીલું, વિ૦ જેના મનમાં દાઝ હોય એવું બળકણું; દ્વેષીલું; ઇર્ષાળું, કીના રાખનારું, અદેખું; બળિયેલ.

દાઝેમરવું ક્રિ૦ અ૦ દ્વેષ-ઇર્ષા, કરી,જાતે,તે, જાતે બળી મરવું; બીજાનું સારું જોઇ મનમાં સંતાપ કર્યા કરવો. (૨) ચિડાવું; દ્વેષ કરવો, બીજાનું કંઇ પણ સારું હોય તે નહિ ખમાવું.

દાટ, વિ૦ દટાઈ જવાય એવું, ભરપુર; ભરચક: સંકીર્ણ. [૨] ગજબ. ઉ૦ ડોસીએ દાટ વાળ્યો.

દાટવું, ક્રિ૦ સ૦ ડાટવું; જમીન અથવા મીઠી વસ્તુમાં દોરી નાંખવું; માટી કે વસ્તુથી પુરી દેવું; જણાય નહિ તેમ સંતાડી દેવું; પુરી દેવું. નહિ નજરે પડે એમ નાખી દેવું.

ઉ૦ ફાટી આંખે ફરે જે કોઈ ફાંગડા, તેનું માટીમાં દાટવું મુખ, અદબ શીખો એટલી.

દાટી, સ્ત્રી૦ દટ્ટી; ભીડ; ભરાવો; ગીરદી.

દાટો, પુ૦ ડાટો; ડટ્ટો.

દાડ, જુ૦ દાઢ

દાડમ, ન૦ [ सं. दाडिम ] દાડિમ; મીઠા રસદાર દાણાવાળું એક ફળ; અનાર. દાડમના દાણા—કળિયા લાંબા લાલ ને મોતી જેવા ધોળા હોવાથી સુંદર દાંત-દંતાવલીને તેની ઉપમા આપવામાં આવે છે. દાડમ લીલાં તેમજ સુકાં પણ વેચાય છે, એટલે તેનો લીલા અને સુકા મેવામાં સમાવેશ થાય છે

દાડમડી, સ્ત્રી૦ દાડમનો રોપો; દાડમનું ઝાડ. બીજાં ઝાડ જેવું મોટું થતું નથી.

દાડમિયા, વિ૦ દાડમના કળિયાના રંગનું. દાડમના કળિયાનો રંગ કીરમજી લાલ હોય છે. દાડમિયો ખાર=દાડમના રસનો ખાર તે.

દાડી, અ૦ દહાડી; રોજરોજ, નિત્ય, હમેશ. (૨) વારંવાર. (૩) દાડી આખો દાડી=વારંવાર.

દાડો, પુ૦ દહાડો, દિવસ; દિન. (૨) મરનારની પાછળ તેનું જે ક્રિયા ખરચ કરવામાં આવે છે તે આખો દાડો-વારંવાર-ને મને આખો દાડો હેરાન કરે છે.

દાઢ, સ્ત્રી૦ [ सं. दंष्ट्रा ] મોંમાંનો ખોરાકનો ભુકો કરવાના જે અંદરના મજબુત દાંત તે; ચાવવાના દાંત. દાઢ આવવી=દાઢનાં દુઃખ થવું; દાઢ દુઃખવી. દાઢ સળકવી=મન થઇ આવવું-ખાવાનું લેવાને અથવા લાભ મેળવવાને. દાઢ ગળી થવી=મિષ્ટાન્ન ભાવવું. દાઢે લાગવું=ભાવવું; સ્વાદ પડવો. દાઢમાં ઘાલવું=અમુક વસ્તુ મેળવવાનો ઠરાવ કરવો; મન ઉપર લેવું; વેર લેવા ને ધ્યાનમાં રાખવું. દાઢ ફુટવી=સમજ આવવી.

દાઢા, પું૦ લોખંડના દાંતા તે.

દાડિયો, પુ૦ રોજિંદો મજુર; એક દહાડાનું રોકડ રોકડું લવાજમ લઇને કામ કરનાર.

દાઢિયું. એક દિવસ કામ કરવાની સરત-વાળો મજુર.

દાઢી, સ્રી૦ (સં. दाढिका) નીચલા જડબા-નો ભાગ તે; હડપચી; ગળાની ઉપરનો નાક અને બે કાનની વચ્ચેનો આગલો અવયવ; નીચલા હોઠની હેઠેનો ભાગ તે [૨] આ અવયવ ઉપર ઉગેલા વાળનો જથો તે. દાઢી અને હોઠ ઉપર માત્ર પુરુષનેજ વાળ ઉગે છે તેથી દાઢિયાળો=પુરુષ, જુવાન મરદ. રૂ૦ પ્ર૦ દાઢી રાખવી=એક કહેવત, બ્રાહ્મણોનું અમુક માગણી કે વાત બર લાવવાનું સાધનઃ-જનરા વેરો કાઢી નંખાવવાને બ્રાહ્મણોએ દાઢી રાખી. દાઢીમુંછ મુડાવવાં-ઉતરાવવાં=અમુક આમન પ્રાયશ્ચિત્ત આપવું; પશ્ચાત્તાપ કરાવવો, પવિત્ર-શુદ્ધ કરાવવું દાખલ હલકો દંડદેવો તે. દાઢીમાં હાથ ઘાલવો=આજીજી કરવી; માફી માગવી; નમીપડવું; કાલાવાલા કરવા. દાઢી ફૂટવી=જુવાની આવવી. કહે૦ દાઢીની દાઢી ને સાવરણીની સાવરણી=ગાંધીના ગાંધી ને પોઠીના પોઠી; મમયાનુસાર કામ બજાવવું તે. દાઢીના દોઢસો ને ચોટીના ચારસો=ઠગની સામે ઠગવિદ્યા વાપરવી તે; લોભ આપી ભુલવીને છુટી જવું.

દાઢું, ન૦ દાઢી ઉપરના વાળનો જથો-જુટ તે; દાઢી ઉપર ચડેલી હજામત. દાઢું ચડી જાય ત્યાં લગી તને હજામત કરાવવાની સુઝ પડતી નથી ?

દાઢો, પું૦ દહાડો.

દાણ, ન૦ માલ ઉપર સરકાર તરફથી જે લ-વાજમ લેવાય છે તે; જકાત; કર; હાંસલ; વેરો. ટોલ: દાણચોરી=જકાતી માલ છુપી રીતે લઈ જવો લાવવો તે; દાણ આપ્યા વગર માલ પસાર કરી દેવો તે. દાણ-લીલા=શ્રીકૃષ્ણ અને દૂધ દહિં વેચનારી ગોપીઓ વચ્ચે દાણ લેવા સંબંધી થયેલી રસિક રકઝક તે,

દાણા, પું૦ અનાજ; અન્ન; કણ. (૨) કણ; મોગરો; ગડી; ગાંઠ; કાંગરો, (૩) મણકો. ક્રિ૦ પ્ર૦ દાણો પાડવો=હળમાં કણ પડે-ગડી પડે એમ કરવું; ગડી-ગાંઠ-ગાંઠિયા-પામા-દાર કણ પડે એમ કરવું:-દાણો પડે એવો મગજ કરજે. દાણા ઉતારવા=ભૂતપ્રેતનો વળગાટ કે ઝપટ વગેરે કંઈ વહેમ છે કે નહિ, તે દેખાડવા માટે, દરદીને માથે દાણા ફેરવી નાખવા તે. દાણા ભરવા જવું=મરી જવું. બહુવચનતે વપરાય છે, એકવચન દાણો.

દાણાદાર, વિ૦ દાણાદાણાવાળું; કણદાર,

દાણાપીઠ, સ્રી૦ કણપીઠ.

દાણિયું, ન૦ સાભાગ્યવતી સ્રીઓને કોટે પ-હેરવાનું કોડિયાં અને સોનાની ડોડીવાળું ગાંઠવાળું ઘરેણું; મરેણું. [૨] અરધું અનાજ અને અરધાં ફોતરાંવાળું ખાણ; ઢોરનું.

દાણી, પું૦ દાણ લેનારો.

દાણો, પું૦ અનાજ; અન્ન. (૨) કણ; ગડી; ગાંઠ. (૩) મોગરો; ગોળ ગરગોલી; મણકોઃ-મોતીનો દાણો.

દાણોદુણી, ન૦ અનાજ વગેરે તે; અનાજ ને તેને અંગે જોઈતી બીજી સામગ્રી; કઠોળ વગેરે તે.

દાણોપાણી, ન૦ અન્નજળ; ખાવાપીવાનું. (૨) સર્જિત; નસીબ.

દાતણ, ન૦ આવળ, બાવળ, કરંજ કે બી-જી વનસ્પતિની પાતળી સોટીનો કકડો, કે જે ચાવી કુચો કરીને દાંત સાફ કરવાને વપરાય છે તે; લીલી ડાંખળાનો કકડો. રૂ૦ પ્ર૦ દાતણની ચીરીએ=પાકો ઉપવાસ; દાતણ સિવાય મુખમાં કંઈજ ઘાલ્યું ન હોય તેમ; ભૂખ્યું:-સવારનો તે દાતણની ચીરીએજ છે=બિલકુલ ખાધું નથી એમ.

દાતણપાણી ન૦ દાતણ અને પાણી વગેરે તે. રૂ૦ પ્ર૦ દાતણપાણી કરવું=પ્રાતઃકર્મ કરવાં. [૨] ખાવુંપીવું; હાજરી કરવી-વારુ હવે દાતણ પાણી કરીને જજો.

દાતણિયો, પું૦ દાતણ કરનારો. હાં હાંરે કિયાભાઇ દાતણિયા. [૨] દાતણ વેચનારો.

દાતરડી, સ્ત્રી૦ નાનું દાતરડું.
દાતરડું, ન૦ ઘાસ અને કરસણ વગેરે વાઢવાનું ઝીણા દાંતાવાળું છેડેથી વાળેલું કાતું; ઘાસ વગેરે કાપવાનું ખેડૂતનું એક ઓજાર.
દાતા, પું૦ [ સ] આપનારો; દેનારો; દાતાર.
દાતારી, સ્ત્રી૦ દાતારપણું; આપવાપણું; સખીપણું.
દાથરિયું, ન૦ માટીનું વાસણ; માટીની કથરોટ.
દાથરી, સ્ત્રી૦ કોથળી; તોબરી, સુક્કું ને ઢીલું ચામડા-લુગડાનું ભરણું, ( ૨ ) માટીનું પાત્ર, શકોરી.
દાથરો, પું૦ મુઠિયાં-પાતરાં વગેરેને વરાળથી ચઢાવવા માટે તપેલામાંના પાણીમાં મૂકવામાં આવતો સાંકડો માળો. ( ૨ ) મોઢું અને પહોળું જાડું માટીનું ભાંડ, કુલે તેવું ચામડાનું ભરણું.-થેલા જેવું તે; તોબરો;-એના મોંનો દાથરો ચઢ્યો છે. (૩) વાટવો; ખલેચી.
દાદ, સ્ત્રી૦ ફરિયાદ; દુઃખ માટે અરજ કરવી તે; પોતાને થતા ગેર ઇન્સાફનો બદલો માગવો તે. [ ૨ ] સભાળ; ખબર.[ ૩ ] ઇન્સાફ; ન્યાય, દાદમાગવી=ગેરલાભનો બદલો-પ્રતીકાર માગવો. દાદ સાંભળવી= ફરિયાદને ધ્યાનમાં લેવી. દાદલેવી=સંભાળ લેવી.
દાદર, પું૦ માળપર ચઢવાની નિસરણી; સીડી. [ ૨ ] દરાજ; ચામડીપર થતો ગોળ ચકાંમાંનો એક ખુજલીરોગ.
દાદરબારી, સ્ત્રી૦ દાદરનું બારણું તે, છજાનું બારણું; નાના દાદર ઉપરનું બેચવા કે વાસવાનું બારણું તે. ( ૨ ) છજો.
દાદરો, પુ૦ માળે ચઢવા ઉતરવાનાં પગથિયાં તે. માળે ચઢવા ઉતરવાનાં પગથિયાવાળી લાકડાની બનાવટ-એક ઘાટ, નિસરણી; સીડી. ( ૨ ) નિસરણી ઉપરનું બારણું. મેડે ચઢવાનું દ્વાર, [ ૩ ] એક રાગની તરેહ; ઉતરતા અને ચઢતા સૂરવાળો એક રાગ. (૪) તાળાની અંદરની કળ; તાળામાંના પડદા વગેરે.
દાદી, સ્ત્રી૦ માબાપની માતા તે. [ ૨ ] દાદ માગનારો, વાદી; ફરીયાદી.
દાદુપંથી, પું૦ દાદુના ( વેદાંતીવૈષ્ણવ ) પંથને માનનારાઓમાંનો એકદ જણ. ઇ. સ ૧૬૦૦ ની લગભગમાં અમદાવાદમાં દાદુનો જન્મ થયો હતો. તે અમદાવાદ અને અજમેર તરફ કપાસ પિંજવાની મજુરી કરતો હતો, છતાં બહુ જ્ઞાની હતો. વેદાંત પર એણે ગ્રંથો લખ્યા અને અજમેર તથા જેપુર તરફ પોતાના મતનો પ્રસાર કરી એક પંથ સ્થાપ્યો, તે દાદુપંથ કહેવાય છે. દાદુપથીઓ માથે ચાર ખુણાવાળી ટોપીઓ પહેરે છે.
દાદુર, ન૦ [સં. દર્દુર] દેડકું; ભેક; મંડુક.
દાદો, પુ૦ માબાપનો બાપ તે.
દાધર, સ્ત્રી૦ દાદર; એક ત્વચારોગ.
દાધવું, ક્રિ૦ અ૦ બળવું.
દાધામળ્યું, વિ૦ ગાંડિયું; અર્ધદગ્ધ; દાધારિંગું
દાધાધારિંગું વિ૦, ગાંડિયું
દાધારિંગું વિ૦ ગાંડિયુ; અર્ધદગ્ધ.
દાધેલ, વિ૦ બળેલું.
દાન, ન૦ (સ.) ધર્મબુદ્ધિથી કોઇ વસ્તુ બ્રાહ્મણ અથવા ગરીબને મફત આપી દેવી તે. પુણ્યાર્થે આપવું તે, દયા ભાવથી આપવુ તે દાન. [૨ ] ભીખ, બક્ષીસ, ઇનામ વગેરે રૂપે આપવું તે. [ ૩ ] હાથીના લમણામાંથી નીકળતો ચીકણો રસ-મદ તે. (૪) દસકો. [ ૫ ] દસનો ઘડિયો-એક દાન દમ. ( ૬ ) વારો; ફેરો; ખેપ, દાવ આપવા તેઃ-મારી દાન આપો. (૭) [ ફ ] રાખનાર; ધારણ કરનાર એવો અર્થ બતાવનારો પ્રત્યયઃ-કલમદાન=કલમો રાખવાનું ભુગળું. પાનદાન=પાન રાખવાની પેટી. જાણનાર સમજનાર=કદરદાન=ગુણ જાણનાર. ક્રિ૦ સ૦ દાન આપવું કરવું=ક-

ચાખાતર અથવા પુણ્ય થાય તે માટે મફત આપી દેવું. ૨૦ પ્ર૦ દાન દક્ષિણા=દાન અને તેની ઉપર જે કંઇ રોકડ આપવું તે; ધર્માર્થે મળતી વસ્તુઓ વગેરે તે. કહે૦ દાન ઉપર દક્ષિણા=દાન આપવું અને તેની ઉપરાંત વળી-રોકડ આપવું તે; ખાતર પાછળ દિવેલ જેવું. ઉપકારના બદલામાં અપકાર.

**દાનત,** સ્ત્રી૦ [ फा दिनायत ] અંત:કરણમાંની છુપી સ્વાર્થ વૃત્તિ તે; પોતાને માટે લેવા-ખાવાની મનમાંની ઇચ્છા તે; નિષ્ઠા; ચિત્તવૃત્તિ; ( ૨ ) ન્યાયબુદ્ધિ, અંતરનો ભાવ તે. ક્રિ૦ પ્ર૦ દાનત બગડવી=કોઇની વસ્તુ લેવા ખાવાની આંતર વૃત્તિ થવી તે. ન્યાયબુદ્ધિમાં બગાડ થવો; પોતાનું ન હોય તે પોતા માટે લેવાનુ મન થવું તે. કહે૦ દાનત તેવી બરકત=જેવી સારી માઠી ચિત્તવૃત્તિ હોય તેવોજ લાભ ગેરલાભ થાય.

**દાનપાત્ર,** વિ૦ દાન આપવાને યોગ્ય; દાનને લાયક.

**દાનવ,** પું૦ [ सं. ] દૈત્ય, રાક્ષસ:-દેવદાનવ, દનુના પુત્રો તે.

**દાનવી** વિ૦ દાનસબંધી; દાનવનું.

**દાનવીર** પું૦ ખૂબ દાન આપનારો; સખી.

**દાનશીલ** વિ૦ દાનેસરી; ઉદાર; સખી.

**દાનસ્તુ** વિ૦ સારી દાનતવાળું. [ ૨ ] પ્રમાણિક, યથાર્થ ન્યાય આપે એવું; સનિષ્ઠ, સમજુક.

**દાનાઈ,** સ્ત્રી૦ ( फ ) ડહાપણ; વિવેક. ( ૨ ) ભયમનમાઇ; નેકી; પ્રમાણિકતા.

**દાનાવ,** વિ૦ ( फा.) ડહાયું; શાણું; સમજુક. ( ૨ ) ઉદાર.

**દાનિશમંદ,** વિ૦ સમજુ, વિવેકી.

**દાની,** વિ૦ દાન આપનાર.

**દાનેસરી,** પું૦ દાનવીર. વિ૦ ખૂબ દાન દેનાર.

**દાનેશ્વરી,** પું૦ દાનેસરી; દાનવીર.

**દાનો,** પું૦ દાનાવ; સમજુ; ડહાયો; વિવેકી; પ્રમાણિક; સન્નિષ્ઠાવાળો. કહે૦ દાનો દુશ્મન સારો પણ મૂર્ખ મિત્ર ખોટો.

**દાપુ,** ન૦ હક કરીને લેવાનું દાન તે; હકનું માગણું; લાગો.

**દાબ** પું૦ દબાણ કરવું તે; દબાણ; મના; અટકાવ; ઉપરથી દબાવવું તે. (૨) આગ્રહ; જોરો. (૩) ધાક; શેહ; દાક. ક્રિ૦ પ્ર૦ દાબ બેસાડવો=સામાની ઉપર શેહ બેસાડવી; ભાર-બોજ પાડવો; ધાક બેસાડવી. દાબ રાખવો=સામો માણસ બીતો-ડરતો રહે એમ કરવું તે; શેહ રાખવી; અંકુશ રાખવું

**દાબડદીબડ,** અ૦ જેમ ઢંકાયલું રહે તેમ; એમનું એમ; જેમ હોય તેમને તેમ; છુપાછુપ; દાબી રાખીને જેમનું તેમ; દાબેલું રાખીને ક્રિ૦ પ્ર૦ દાબડદીબડ ચલાવવું=જેમનું તેમ ચલાવ્યા કરવું; ખરી વાત અથવા હાલત જાહેર કર્યા વગર ઢાંકયું ઢુંકયું ચલાવ્યા જવું.

**દાબડી,** સ્ત્રી૦ ડાબડી; ગોળ અથવા ચોખુણ નાની ડબી તે.

**દાબડો,** પું૦ ડાબડો; ધાતુ અથવા લાકડાનો ગોળ અથવા લંબચોરસ ઢાંકણાવાળો એક ઘાટ તે; મોટી દાબડી:-ઘરેણાંનો દાબડો, કરંડિયાના ઘાટનું ધાતુપાત્ર તે, દાબીને વાસવાના ઢાંકણાવાળું તપેલી જેવું વાસણ.

**દાબણ,** ન૦ દાબવું તે; દબાણ. (૨) દબાવે એવું જે જોર તે. (૩) સખતી; અંકુશ.

**દાબવું,** ક્રિ૦ સ૦ દબાવવું તે; ચાંપવું; ચગદવું. (૨) ચોળવું; નિચોવવું; ધકેલવું. (૩) લગાડવું. (૪) ઉતાવળે-જોર દઇને હાંકવું હિંડવું. દાબીને હાંકોટીને-દાબીને ચાલો.

**દાભ,** પુ૦ ડાભ; દર્ભ.

**દાભડી,** સ્ત્રી૦ દાબડી.

**દામ,** પું૦ [ फा.] પૈસો, ધન; વિત્ત, ( ૨ ) કિમ્મત; મૂલ. કહે૦ દામ કરે કામ અને લુંડી કરે સલામ.

દામણ, ન૦ ઘોડા અથવા ગધેડાના બે પગ વચ્ચે બાંધવાનું દોરડું. (૨) ગ્રામી બાજુ:— ખલાસિયા આમ બોલે છે, ગોસદામણ.

દામણી, સ્ત્રી૦ સ્ત્રીઓને કપાળે બાંધવાનું હીરામોતીનું જડાવ એક ઘરેણું; લલાટિકા.

દામણું, વિ૦ ગરીબડું; દયામણું. (૨) બોલિયામણું. (૩) નેતરું; જાડી દોરી; દોરડું.

દામની, સ્ત્રી૦ વિજળી.

દામર, પું૦ ડામર.

દામિની, સ્ત્રી૦ [સં] વિજળી. (૨) દામણી.

દામી, ન૦ [સં. દંપતી] જોડ; સમોવડિયું; બરોબરિયું; જેમ:–એની દામીનું સભામાં કોણ છે? મોટી કામ તે લાઇ રહ્યા આગળ, નહિ બીજો તમારો કોઇ દામી હો. (૨) દામવાળો–પૈસાવાળો તે; ગૃહસ્થ; ધની. વિ૦ દામીનું=જોડનું; જેટાનું; બરોબરી કરે એવું:–એની દામીનો વર બતાવ!

દાય, પું૦ [સં. દા.] આપવાનો ભાગ તે; હિસ્સો; માબાપની મિલકતમાંનો પુત્રોનો જે જન્મસિદ્ધ હકનો હિસ્સો તે.–દાયભાગ=ભાઇયો ભાગ.

દાયક, અ૦ આપનાર–દેનાર એવો અર્થ બનાવનારો પ્રત્યય તે:–સુખદાયક; દુઃખદાયક.

દાયકો, પું૦ દસનો સમુદાય તે.

દાયજો, પું૦ વારસ તરીકે જે કંઇ મળે તે; માબાપ તરફથી પુત્રીને જે કંઇ આપવામાં આવે છે તે; સ્ત્રીધન; શુલ્ક; સ્ત્રીને માબાપ કે સાસરિયાં વગેરે તરફથી મળેલી બક્ષીસ. દાયભાગ; ભાઇયોભાગ. રીતની ભેટ સોગાદ તે; પુરત.

દાયણ, સ્ત્રી૦ સોયાણી; દાઇ.

દાયતું, વિ૦ ભાઇયોભાગ પાડી શકાય તેવું. દાયતું ખેતર=દાયજામાં મળેલું ખેતર; પસાયતું.

દાયભાગ, પું૦ ભાઇયોભાગ; વારસ તરીકેનો જે હિસ્સો તે; ભાગ. બાપની મિલકતના ભાઇઓ વચ્ચે પડતા જે ભાગ અને વારસાને ક્રમતા કાયદા પ્રમાણે વિભાગેની વહેંચણી તે.

દાયરો, પું૦ સમુદાય, ટોળું જથો.

દાયા, સ્ત્રી૦ દાઇ, જન્માવનારી તેમજ છોકરાં ઉછેરનારી, છોકરાંની સંભાળ રાખનારી; ધાત્રી.

દાયિની, અ૦ [સં૦ દા૦ ઉપરથી.] આપનારી, દેનારી. આવો અર્થ બનાવનારો નારીજાતિનો પ્રત્યય:–સુખદાયિની.

દાયી, અ૦ આપનાર, દેનાર અર્થદર્શક પ્રત્યય:–સુખદાયી.

દાર, અ૦ [ फा. ] વાળું અર્થ બતાવનારો પ્રત્યય:–મશીદાર; ચોકીદાર; જમીનદાર. [૨] સ્ત્રી૦ સ્ત્રી:—દારા.

દારવું, ક્રિ૦ સ૦ [ સં દ ] ચીરવું; ફાડવું; વિદારવું; કાપવું. કું૦ ગજતાળાં દાર્યાં શીર્ષ.

દારા, સ્ત્રી૦ [ સં. ] સ્ત્રી; પત્ની; બાઇડી, ઉ૦–દારા પરણી ગયા નવી ઘેર, મ. ન. દિ.

દારિદ્ર, ન૦ [ સં. ] દરિદ્રતા; દળદર, દૈન્ય; ગરીબાઇ.

દારૂ, ન૦ એક જાતનું ઝાડ; અને તેનું લાકડું. દેવદાર.

દારૂ, પું૦ મહુડાં, દ્રાક્ષ, ખેપટી, જવ વગેરેમાંથી બનાવેલો એક પ્રવાહી કેફી પેય પદાર્થ; ઘેન ચડે એવું એક પેય; સુરા; મદ્ય; આસવ (૨) ગંધક, સુરોખાર અને કોલસાના ચૂર્ણનું સળગી ઉઠે એવું એક ભરભરું ચૂર્ણ–મિશ્રણ; અગ્નિનો સ્પર્શ થતાં વાંત–સળગી ઉઠે એવી એક મેળવણી. કહે૦ દારૂને દેવતા=બે એવા પદાર્થો કે જે મળતાંવાંત ભડકો થઇ ઉઠે–ફાટી પડે.

દારૂખાનું, ન૦ આતસબાજી, દારૂકામ; જુદીજુદી રીતે ફૂટે અને જુદા જુદા રંગમાં ઉડે એવી બંદૂકના દારૂની બનાવટો તે. (૨) બંદૂક અને તોપ માટેનો દારૂ અને તેની બનાવટો રાખવાનું જે સરકારી મકાન તે.

**દારૂગોળો,** પું૦ બંદૂક અને તોપ ફોડવાની દારૂની ગોળા અને ગોળીઓ વગેરેની જે બનાવટો તે અને તેનો સંગ્રહ તે અગ્નિ-અસ્ત્રનો સંભાર-સરંજામ તે.

**દારૂડિયો,** પું૦ દારૂ પીનનારો, મદ્યપ. ( ૨) અવિવેકી–ઉદ્ધત.

**દારુણ,** વિ૦ તોબા તોબા કરાવે એવું; દુ-મુલ, ભયંકર; ભારે.

**દારૂબાજ,** પું૦ દારૂડિયો; દારૂપીવાની આદત-વાળો–વ્યસની.

**દારૂહળદર,** સ્ત્રી૦ મોટી હળદર; લાલરંગનો એક કંદ ને તેની ગાંઠો તે; એક ઓષધિ.

**દારો,** પુ૦ ઉછાળો; મોઈને વાગેલો ઉડણ ટોલો.

**દારોગો,** જુઓ દરોગો.

**દાલચીની,** સ્ત્રી૦ તેજાનામાંનો એક પદાર્થ; તજ.

**દાવ,** પું૦ રમનમાં આવતો વારો તે. ( ૨ ) સોગટાંની રમતમાં પાસા પરનાં ટપકાંના જે આંક પડે છે તે. છક્કોદાવ ( ૩ ) લાગ; તક, અનુકૂલ વખત; ફાવવું તે, તાલ. ક્રિ૦ પ્ર૦ દાવ આપવો=તકઆપવી, રમવાનો વારો આપવો. દાવસાધવો=અ-નુકૂલ વખતનો લાભ લઇ લેવો, દાવપ-ડવો=રમનમાં ધારેલા આંકની સંખ્યા આવવી. ૪ વન.

**દાવદી,** સ્ત્રી૦ એક જાતનું ફૂલ, દાઉદી.

**દાવપેચ,** પું૦ જુક્તિ લડાવવી તે, ઉલટું સુ-લટું સમજાવી પટાવીને કામ કાઢી લેવાની બાજી તે, કપટકળા; છળભેદ, પ્રપંચ.

**દાવગીર,** પુ૦ દાવો કરનારો; હકદાર; વાદી.

**દાવાગ્નિ,** પું૦ [ સં. ] વનમાં સળગી ઉઠતી આગ તે, દવ; દાવાનળ.

**દાવાદળ,** ન૦ આકાશમાં ધૂળેટું થઇ આવવું તે; વાવાઝોડું; પવનને લીધે ધૂળ ઉડીને દિશાઓ ઢંકાઇ જવી તે; પવનનું તોફાન; કાળાં વાદળનો ઘેરાવો.

**દાવાદાર,** પું૦ દાવાવાળો; વાદી.

**દાવાનળ,** પું૦ ( સ ) દાવાગ્નિ; દવ; જંગમ-માં પવનને લીધે વાંસ વગેરે એક બીજા સાથે ઘસાઇને સળગી ઉઠતો અગ્નિ તે.

**દાવું,** ક્રિ૦ અ૦ સંયોગ પામવો; ગર્ભ ધારણ કરવો. પ્રે૦ દવરાવવું.

**દાવો,** પું૦ પોતાપણાનો હક બનાવવો તે; હક કરવો તે; માલીકપણું દાખવવું તે, ( ૨ ) પોતાનું સ્વામિત્વ પુરવાર કરાવી લેવાને પોતાના હક માટે સરકારને અરજ કરવી તે. 'મારૂં છે' એમ પોતાપણું સાબીત કરવાની દરખાસ્ત તે. ક્રિ૦ પ્ર૦ દાવો કરવો=હક કરવો. હકની પુરવારી માટે સરકારને અરજ કરવી તે; દાવો માંડવો; મુકરદમો.

**દાસ;** પું૦ ( સ ) ચાકર; નોકર સેવક [ ૨ ] ગુલામ; હુડો.

**દાસત્વ,** ન૦ ( સ ) દાસપણું; ચાકરી, ગુલામી.

**દાસી,** સ્ત્રી૦ ( સ ) ચાકરડી; હુડી; સ્ત્રીસેવક આયા, [ ૨ ] રાખ; દાસીપુત્ર રાખનો છોકરો,

**દાસ્તાન,** ન૦ [ ફ ] મોટી વાર્તાનું પુસ્તક; કિસ્સો. ( ૧ ) પોથું.

**દાસ્ય,** ન૦ [ સ ] દાસત્વ; દાસપણું.

**દાહ,** પું૦ ( સં ) બળવું તે; આગ; અગ્નિ લ-ગવો–બળવો તે. ( ૨ ) ઘણી ગરમી લાગવી તે; બળતરા; ગરમીની અસર. ( ૩ ) દઝ-ડકીને ભૂખ લાગવી તે; બળ્યું બળ્યું થઇ રહે એમ થવું તે; બાળવું તે:–અગ્નિ દાહ.

**દાહક** વિ૦ [ સં ] બાળનાર; દાહકરે એવું; બળતરા ઉપજાવે અથવા બાળી મૂકે એ-વું જે તે,

**દાહકતા,** સ્ત્રી૦ ( સં ) બાળવાપણું; ગરમી; અગ્નિનો જે ગુણ તે.

**દાહડો,** જુઓ દહાડો.

**દાહિમા,** પું૦ રજપૂતોની એક અટક અથવા જાતિ, પૃથુરાજનો મુખ્ય પ્રધાન આ જાતિનો દાહિમો હતો.

**દાહ્ય,** વિ૦ [ સં ] બાળવા જેવું. ( ૨ ) બાળી નાંખે એવું.

દાળ, સ્ત્રી० [ સં. दल ] કઠોળના કણમાંના બે પડમાંનું એક એક પડ જુદું પડેલું હોય તે, દ્વિદલ કઠોળને ભરડીને તેનાં જે જુદાં પાડેલાં દળ–ફાડો તે. (૨) ભરડેલા કઠોળનાં દળનું લેજ્ઞ અને પેયખાણું તે [૩] ધંડા-માંનો પીળો ભાગ જેવો પદાર્થ તે. (૪) બળિયા સેપકના ફોલ્લા ઉપરનું સુકાયેલું છોડું તે. ક્રિ૰ પ્ર૰ દાળ પાડવી કઠોળને ભરડી તેનાં દળ છુટાં કરવાં દાળ ઓરવી=રસોઈની શરૂઆત કરવી. [ ૨ ] આજીવિકા ચલાવવી. દાળભાત=દાળ ને ચોખાનું જમણ તે. ઢીલીદાળ ખાનાર=પોચો, નિર્બળ.

દાળરોટી, સ્ત્રી૰ દાળને રોટલીનું ખાણું તે (૨) રોટલો; ખોરાક; આજીવિકા; પોષણ; સામાન્ય નિર્વાહ ચાલે એવો ખોરાક તે.:– ખુદા સૌને દાળરોટી આપે છે.

દાળિયા પું૰ શેકતાં જેનાં છોડાં નીકળી ગયાં હોય એવા ચણા અથવા ચણક વગેરેની દાળ કે છોડાં રહિત દાણા તે. ચણાના દાળિયા. શેકેલી દાળના પોચા કણ તે.

દાળિયો, પું૰ દાળ બનાવનારો વેચનારો તે; દાળનો વેપાર કરનારો તે. [૨] કઠોળની છોડા રહિત શેકાયેલી ફાડ તે.

દાંડ, પું૰ ડાંડ, શઠ, ડાંડિયો, ડાંડાઇ કરનારો; ઠગ; ઠેગો. (૨) વઠિ, નહિ પરણેલો તે; નફિકરો.

દાંડાઇ, સ્ત્રી૰ દાંડપણું; લુચ્ચાઇ. ઠેગાઇ, શાઠય.

દાંડિયો પું૰ ડાંડિયો; લુચ્ચો ઠેગો.

દાંડી, સ્ત્રી૰ ડાંડી, નાનો દંડો. [૨] નાના દંડાથી વગાડાય એવી ધાતુની ઘડિયાળ કે થાળી અથવા ઠોલકી. ક્રિ૰ પ્ર૰ દાંડી પિટાવવી=જાહેર કરવું.

દાંડો, પું૰ ( સં दंडक ) જાડો દંડુકો; દંડો. (૨) દસ્તો; પરાઇ ખાંડણીનું નાનું લોખંડ કે લાકડાનું મુસળ. ( ૩ ) પાલખી વગેરેની બહાર નીકળેલું લાકડું; હાથો; બહાર નીકળેલો દાંત જેવો ભાગ તે; દાંતો. ( ૪ ) હાથો, પકડવાનો–હાથમાં ઝાલવાનો દંડુકો; વિમાનનો દાંડો.

દાંત, પું૰ ( સં दंत ) ખોરાક ચાવવાના પ્રાણીઓના મોંમાંના હાડકાંના દાંતા–ખીલા તે; દંત; દશન; કાપવાના, ચીરવાના અને ચાવવાના એમ દાંતના ભેદ છે. [૨] કાંસકીનો કણો, ( ૩ ) વેર, કીનો, ક્રિ૰ પ્ર૰ દાંત ઉગવા=દાંતઆવવા. (૨) હસવું આવવું [૩] મોમા થવાનું, બળ આવવું. દાંત છીંડવા ઉપડવા=દાંત બેસવા, દાંતનો ક્ષત પડવો. દાંત કડકડવા=ખૂબ ટાઢ ચઢવી, ધ્રુજ આવવી, દાંત કકડાવવા=ગુસ્સો કરવો; કીનો દેખાડવો, દાંત કરડવા=આભા થઇ જવું; હબક લાગવી; આશ્ચર્ય ચકિત થઇ જવું; હાય ખાવી. દાંત કાઢવા=હસવું; મોટેથી હસવું (૨)દાંતિયાં કરવાં,ચીડવું,ખીજવવું. દાંત બેસવા=દાંતનો ક્ષત પાડવો, કરડવું દાંતથી કપાવું, દાંત પીસવા=દાઝ દેખાડવી, ગુસ્સો કરવો, દાંત પાડવા=કરાવવું, (૨) નિઃશસ્ત્ર કરવું. દાંત ફૂટવા=નવા દાંત આવવા માંડવા દાંત દેખાડવા=હસવું, ખડખડ હસવું, [ ૨ ] વચનભર કરવાને સોંપેલું કામ નહિ થઈ શકવાથી મોં વિકાસીને ઉભા રહેવું, અનાવડ અશક્તિ દેખાડવી, ફિક્કા પડી જઈ હસી નાખવું. દાંત મઢાવવા=દાંતે રેખો લેવડાવવી. દાંત હોવા=બળ–શક્તિ સામર્થ્ય હોવું:–દુશ્મનને આવવાવવા દાંત છે–અર્થાત્ ખાઇ જાય એવો જોરાવરછે. દાંત બંધાવા=વાયુભ્રમ વાઇ કે મૂર્ચ્છાને લીધે ડાચું નહિ ફાટી શકવું તે, દાંત બંધાઇજવા, દાંત ખીલી બેસવી, એમ કહેવાય છે. દાંતઅંબાવા=ખટાશથી દાંત નરમ પડી જવા, ન ચવાય એવા થઇ જવા; હારી જવું, પાછા પડવું, પશ્ચાત્તાપ થવો. દાંત કાકરવા=જમણની=ખાવાની ઉમેદ કરવી. (૨) ઉશ્કેરવું, ચઢાવવું. ૩૦પ્ર૦ દાંત ખાટા કરવા=દરાવવું પશ્ચાત્તાપ કરે એવી સ્થિતિએ પહોંચાડવું

કર્મજોર–બળહીન કરી નાંખવું. દાંતે ચઢવું=વગોવાવું. મીઠું–સ્વાદ લાગવું. દાંત ખીલી બેસવો=વાઇ અથવા ફેફરાથી દાંત બંધાઇ જવા. દાંતમાં છેડો ઘાલવો=મર્યાદા–આબરૂથી રહેવું–સ્ત્રીએ. દાંત ટીંટિયારો=નિત્યનો કંકાસ. દાંતે મેશ હોવી=પૈસાદાર હોવું. દાંતે તરણું લેવું=મનુષ્યપણાનું તમામ અભિમાન મૂકી દઇ–પશુની માફક નમી પડવું, કાલાવાલા કરવા, છેક હલકા બની જઇ માગીમાગવી. દાંતે જીભ લેવી=લોક લાજથી આપઘાત કરવો; જીભ કરડીને મરી જવું. દાંતે આવવું=મચાક બચાક લડવું. દાંતે લાગવું=સ્વાદ પડવો; ભાવવું; ખાવાનું મન થયા કરવું, લળકા પડવો. કહે૦ પેટમાં દાંત હોવા=મનમાં કપટ–વેર–કીનો હોવો. અન્નને ને દાંતને વેર=ખાવાપીવાના વાખા; અત્યંત દીનાવસ્થા તે. હાથીના દાંત=કહેવું એક અને કરવું બીજું એવો દગો તે. દાંત ઉપર દરઘા ને મડદા ઉપર મિટ્ટી=નહિ કરવાનું હોય ત્યાં મોટું કામ કરવું ને કરવા જેવું હોય ત્યાં કંઇ નહિ કરવું તે.

**દાંતરું**, વિ૦ દાંતનું.

**દાંતવું**, વિ૦ જેના દાંત બહાર નીકળેલા હોય એવું.

**દાંતિયાં**, ન૦ દાંત દેખાય તેમ મો પહોળું કરીને કરડવા ધસવું તે. (૨) ચીઢિયાં, ખીજનો દેખાવ, દાંતિયુંનું સ્ત્રી૦ વચન. ક્રિ૦ પ્ર૦ દાંતિયા કરવાં=કરડવા ધસવું, મો વકાસીને ચીઢવું, તરફેડા કરવા,

**દાંતિયું**, ન૦ કોઇ સામે દાંત દેખાડવા તે ચીઢવું તે. (૨) હુચ્છકાર; તરફેડો.

**દાંતિયો**, પું૦ એક તરફ દાંતાવાળી કમાન જેવી કાંસકી. (૨) પહોળા દાંતાની કાંસકી

**દાંતી**, સ્ત્રી૦ દાંતા દાંતાવાળું ખેડુતનું એક ઓજાર; માણા–યાવળ. [૨] દાતરડાના ઘાટનું પણ દાંતા વગરનું, માત્ર ધારવાળું જાડું અને ટુંકા હાથામાં બેસાડેલું હથિયાર: બાવળ વગેરેનાં ડાળાં કાપવા–ખાંપવાનું ધારવાળું વાંપના હાથામાં બેસાડેલું દાતરડું, નાની કુહાડીનું કામ કરે એવું હથિયાર, ( ૩ ) કાંસકીના દાંતામાં દાળ વગેરેના દાણા ઘાલી બાકીના દાંના વધારે સજડ રહે એમ કરેલી કાંસકી લીખો ને ઝીણી જૂઓ કાઢવાની (૪) નાનાં બાળકને દાંત આવતા હોય ત્યારે પહેરાવવાનું ઘરેણું, વાઘનખ, ઘુવડનો નળો વજ્જર બટ્ટુ વગેરે તે. [૫] ખાણ, ચીરો, ફાટ.

**દાંતો**, પું૦ [ સં દંત ] કાંટા જેવો પણ ચપટો અને અણીદાર કાંટો, કાંટો, ઉભી ખીની જેવી અણીદાર વસ્તુ તે. દાંત, કાકર.

**દાંદર**, ન૦ દાદર જેવું ચામડી ઉપરનું એક દરદ તે.

**દાંભીક**, વિ૦ [ સં. ] દંભી, ડોળી, ઢોંગી.

**દાંભો**, પું૦ એક જાતની લાંબ ડાંડીની ભાજી.

**દીએર**, પું૦ [ સં देवर–दियरो] વરનો નાનો ભાઇ તે. કહે૦ દિએર ઉપર દીકરી જણી છે ? પોતાની શક્તિ ઉપરજ આધાર છે બીજા પર નહિ એમ સ્વશક્તિ બતાવતાં બોલાય છે.

**દિઓર**, પું૦ દિએર. [ ૩ ] વહુનો ભાઇ તે, સાળો. ગામડામાં એક ગાળ તરીકે વપરાય છે.

**દિક**, સ્ત્રી, [ સં] દિશા, બાજુ.

**દિક્ત**, સ્ત્રી૦ [ સ ] આનાકાની, હરકત, શક.

**દિકામાળી**, સ્ત્રી૦ રાજગધ અથવા સુંદર નાનતી વનસ્પતિના ફૂલના ડોડા ઉપરનો રસ ગુંદર તે–દિકામાળી કમા દ્રવ્ય કડવું ને બિલાડીના મૂતર જેવી ગંધવાળું હોય છે. આનો ઉપયોગ પેટમાંના કચરમ મારવા માટે થાય છે કોંકણમાં આનાં ફૂલને અનંત કહે છે આ વનસ્પતિ દક્ષિણ હિંદુસ્તાનમાં થાય છે. ચીનમા પણ તે પુષ્કળ થાય છે. ચીના અને જાપાની વૈદો તેને ઔષધિ તરીકે વાપરે છે.

**દિક્પાલ**, પું૦ દિશાનું રક્ષણ કરનારો દેવ. (૧) દિશામાં રહેલો કાલ્પનિક હાથી. પૌરાણિક રીતે આઠ દિશાના આઠ હાથી ગણાય છે, દિગ્પાળ.

દિગમુઢ, જુઓ દિક્મૂઢ.
દિગર, વિ૦ [ फ ] વિશેષ, બીજું (૨) અ૦ લખવા કારણ કે, વધારામાં.
દિગંત, પું૦ [ सं ] દિશાનો અંત, ક્ષિતિજ.
દિગંતર, ન૦ દિશાઓનો ગાળો, (૨) દિગંત. ક્ષિતિજ. ઉ૦ દિગંતરો અંબરથી છવાય.
દિગંતરેખા, સ્ત્રી૦ [ सं ] દિશાનો અંત દેખાડનારી લીટી, ક્ષિતિજ. પૃથ્વી ને આકાશ મળી જતાં હોય એવું દેખાડનારી દૃષ્ટિ મર્યાદા તે.
દિગંબર. વિ૦ [ सं ] દિશાઓ જેના વસ્ત્ર રૂપ છે એવું, નાગું, નિર્વસ્ત્ર. (૨) પું૦ મહાદેવ, શંકર. [૩] નાગો સાધુ. [૪] નગ્નાવસ્થામાં રહેનારો યતિ. જૈનનો એક ભેદ, સંપ્રદાય તે.
દિગબરી, વિ૦ [ सं ] જૈન સાંપ્રદાયિક. દિગબર મતને લગતુ. (૨) સ્ત્રી૦ દુર્ગા.
દિગ્ગજ. પું૦ [ सं ] દિશાઓમાં રહેલા કાલ્પનિક હાથીઓમાંના એક તે. આઠ દિશાના આઠ હાથીઓ ગણાય છે તે.—ઐરાવત, પુંડરીક, વામન, કુમુદ, અંજન, પુષ્પદંત, સાર્વભૌમ અને સુપ્રતીક. (૨) પ્રૌઢ પુરૂષ. (૩) દિક્પાલ.
દિગ્દર્શન ન૦ [ सं ] દિશા દર્શાવવી તે; ઉપર ચોટિયું જે કંઇ અવલોકન તે, સૂચન.
દિગ્વિજય, પું૦ [ सं ] ચારે દિશાઓમાં વિજય વર્તાવવો તે, રાજાએ ચારે દિશાના રાજાઓને જીતી લેવા તે. મોટો વિજય.
દિગ્વિજયી, વિ૦ જેણે ચારે દિશાઓ જિતી લીધી હોય તે, મોટો જય કરનારો, ચક્રવર્તી.
દિઙમૂઢ, વિ૦ ( सं ) ચારે તરફ દિશાઓ સિવાય બીજું કંઈ જેને સૂઝતું ન હોય એવું, ચકિત, તદ્દરૂપ, ચિત્રિત, છક્ક, વિસ્મયાહત, આશ્ચું:—મંત્રના ચમત્કારથી એ તો દિઙમૂઢ થઇ ગયો.
દિતિ સ્ત્રી૦ [ सं ] દક્ષપ્રજાપતિની પુત્રી, કશ્યપની સ્ત્રી અને દૈત્યોની માતા તે, અદિતિની બહેન.
દિદાર, પું૦ ( फ ) શરીરનો અથવા મોંનો દેખાવ, ચહેરો, સ્વરૂપ, રૂપ રંગ, વગેરેનું દર્શન તે, દેદાર, સુરત. (૨) હાલત, ઢંગ, ગાંડા ઘેલા હાલ.
દિદારી, સ્ત્રી૦ સ્વરૂપ, ઢંગ, હાલ હવાલ.
દિધવાન, વિ૦ દીધેલું–આપેલું એવું જે તે. દિધવાન ફળ=જેવું આપેલું મેલેલું હોય તેવું પ્રાપ્ત થાય તે, જેવું આપ્યું હોય તેવું મળે તે દિધવાન વેર=આપેલું વેર અર્થાત્ અમુક વેર વાળજે એમ કહીને સોંપેલું જે તે, ઊંડું નહિ ભૂલી જવા જેવું વેર તે:—બે કુટુંબ વચ્ચે દિધવાન વેર હતાં. પરંપરા ઉતરતું રહે એવું કારી વેર તે.
દિન, પું૦ [ सं ] દિવસ, દહાડો.
દિનકર, પું૦ [ सं ] સૂર્ય, રવિ.
દિનમણિ, પું૦ [ सं ] સૂર્ય, રવિ. આદિત્ય,
દિનાર, પું૦ [ सं ] સોનાનો સિક્કો, મહોર, સોનૈયો.
દિનાંત, પું૦ [ सं ] દિવસનો અંત; પાછલો પહોર; સાંજ.
દિનેશ, પું૦ [ सं ] સૂર્ય, રવિ.
દિપાવડું, વિ૦ રૂપાળું, સુશોભિત, સુંદર, દીપે એવું.
દિપાવવું, ક્રિ૦ સ૦ શોભાવવું, સારૂં–સુંદર દેખાય તેમ કરવું. ( ૨ ) ઝગઝગાટ બનાવવું, ( ૩ ) આબરૂ ઈજ્જતથી માન વધારવું:—"એણે તો કુટુંબને દિપાવ્યું= ઉજળું કર્યું
દિબાચો, પું૦ પુસ્તકમાંની વસ્તુ વગેરેનો પ્રસ્તાવ તે; ઉપોદ્ઘાત, પ્રસ્તાવના; મુખબંધનું લખાણ.
દિમાખ, પું૦ દિમાક; અહંકાર; અભિમાન; ગર્વ, મગરૂરી. [૨] રોફ; ભભકો; રૂઆબ.
દિમામ, પું૦ ઠાઠ; ભભકો, દમામ; દંભ.
દિમેટી, સ્ત્રી૦ ઝીણીઝીણી બુટ્ટીઓવાળું એક જાતનું કપડું.
દિયર, પું૦ વરનો નાનોભાઇ.
દિયરવટું, ન૦ દિયરનું ઘર માંડવું તે; દિયર સાથે નાતરૂં કરી રહેવું તે.
દિયેર, પું૦ દિએર; વરનો નાનો ભાઇ તે.

દિયેરિયો, પું૦ વરનો નાનો ભાંઇ. ઉ૦ હરિ દિયેરિયા; દાડમડી રોપાવો મારા બાગમાં.

દિયોર, પું૦ સાળો [ ગ્રામ્ય ]

દિલ, ન૦ [ ફા. ] મન; ચિત્ત; અંતઃકરણ. ( ૨ ) કાળજું, હૃદય. [ ૩ ] ઇચ્છા, મરજી, [ ૪ ) ચાહના; પ્યાર; પ્રીતિઃ—દિલ દેખીએ તો રહીએ. ક્રિ૦ પ્ર૦ દિલ ઉઠી જવું=ઉદાસ થવું; ખંત-પ્રીતિ નહિ રહેવી, દિલ ઉતારી નાંખવું=પ્રીતિ-પ્રેમ કમી કરવો. દિલચોંટવું=મન લાગવું, દિલ ઠરવું=મનને ગમવું. દિલ આપવું=મન આપવું; આંતરિક ઇચ્છા હોય તે જણાવવી. દિલલેવું=સામાનું મન જાણી લેવું. દિલમાં દાઝવું=સામાને માટે મનમાં દયાભાવ ઉત્પન્ન થવો. દિલ ઉંચું થવું=મન ખાટાં થવાં, પ્રીતિમાં વિચ્છેદ પડવો. દિલ ઘાલવું =મન ઘાલવું, ધ્યાનમાં લેવું, ખંતથી કામ કરવામાંડવું, દિલબગાડવું-મનબગાડવું. એક દિલ=એકમન. દિલનો દરિયાવ=મોટામનનો =ઉદારમનનો ઉ૦ દિયેર દિલનો દરિયાવ ઇશ્વર આપોને, દેરાણી રાણી રાત. ક૦ દ૦ ડા.

દિલગીર, વિ૦ [ ફા. ] નાખુશ, અપ્રસન્ન; ઉદાસ; શોકાતુર.

દિલગીરી, સ્ત્રી૦ ઉદાસી; નાખુશી; અપ્રસન્નતા; શોક; દુઃખની અસર તે; ખિન્નતા, બેચેહેની; બેકરારી.

દિલદાર, વિ૦ ફા. જીવ સમાન વહાલું એવું; પ્રાણપ્રિય; જીવજાન. ( ૨ ) આશકમાશૂક ૩ ઉદાર; ખુલ્લાદિલનું.

દિલદારી, સ્ત્રી૦ જીવજાનપણું; પ્રાણપ્રિયતા. ( ૨ ) ઉદારતા.

દિલભર, વિ૦ મનભરાય એવું; પ્રિય; વહાલું. હૃદયમાં ઉમળકો આવે એવું.

દિલપસંદ, વિ૦ મનગમતું; દિલને પસંદ પડે એવું. [૨] મજેનું; રૂપાળું

દિલાઇલામા, પું૦ ટિબેટમાં પૂજાતી બુદ્ધની મૂર્તિ અને તેને પૂજનારો જે મુખ્ય આચાર્ય તે. ટિબેટમાં ધર્મસત્તા અને રાજ્યસત્તા દિલાઇલામાના હાથમાં રહે છે. જે ઠેકાણે બુદ્ધના અવતારની મૂર્તિ રહે છે તે મંદિર.

દિલાવર, વિ૦ ( ફા. ) મોટા દિલનું; ઉદાર; સખી, ( ૨ ) હિમ્મતવાન.

દિલાવરી, સ્ત્રી૦ ઉદારતા; દાનશીલતા; મનની મોટાઇ. ( ૨ ) બહાદુરી.

દિલાસો, પું૦ આશ્વાસન; ધીરજ આપવી તે; સાંત્વન; સબુરી આપવી તે. ક્રિ૦ પ્ર૦ દિલાસો આપવો-દેવો=ધીરજ આપવી; સાંત્વન કરવું. દિલાસોલેવો=મન સાથે સબુરીને ધીરજ પકડવાં. સમદુઃખતા દેખાડવી તે; ઉદાહરણથી મનવાળવું-રજાવવું તે.

દિલોજાન, વિ૦ ( ફા ) અત્યંત વહાલું; જીવજાન; પ્રાણપ્રિય.

દિલોજાની, સ્ત્રી૦ પ્રાણપ્રિયતા, દિલોજાનીથી =ખરેખરાપ્રેમથી.

દિવસ, પું૦ ( સં ) દહાડો; દિન; દી; વાર; સૂર્યોદયથી સૂર્યાસ્તલગીનો વખત તે. (૨) રાતનો પણ જેમાં સમાવેશ થાય છે એવો એક સૂર્યોદયથી બીજા સૂર્યોદય લગીનો જે સમય તેઃ—૨૪ કલાકનો દિવસ—૬૦ ઘડીનો દિવસ. ૩૦ પ્ર૦ દિવસ ગણવા= રાહજોવી, કોઇ આવવાની કે કોઇના મરણની શોક શમવાને આજ એક, કાલ બે, એમ દિવસો ગણવા તે-અર્થાત્ જોતજોતામાં કાળ વહી જવો તેઃ—દિવસ ગણતાં માસ ગયા ને વરસે આવરિયાં, સુરત ભૂલી સાહેબા ! તે નામે વિસારિયાં. ભાપા. ( ૩ ) સુભાગ્ય; ચઢતીનો સમય.:—હમણાં એના દિવસ છે=ચઢતી છે. ક્રિ૦ પ્ર૦ દિવસ ઘેર નહિ હોવો=સુભાગ્ય નહિ હોવું; અવળો વખત હોવો; વાંકા દહાડા હોવા. ( ૩ ) દહાડો; મારમું, ઉત્તર ક્રિયાખરચ. મરી ગયું તેનાં દિવસ પાણી કરવાં જોઇશે. દિવસ ફરવો—ભાગ્ય ઉઘડવું, સુભાગ્ય ખુલવું. ચઢતો દિવસ=પ્રતિદિન સારું થતું રહેતું હોય એવો સમય; સ્હોજવાણીનો વખત. આધાન રહી ગર્ભનું ચઢવું તે. પ્રતિદિવસ=રોજરોજ; નિરંતર; હમેશ,

દિવસેદિવસ=જેમ દિવસથતા જાય તેમ તેમ. ' દિવસે દિવસ તે નઠોર થતો ચાલ્યો.
દિવા, અ૦ ( सं ) દિવસે.
દિવાકર; પું૦ ( सं ) સૂર્ય; રવિ.
દિવાન, પું૦ ( फा ) વજીર; વડો કારભારી; સચીવ; પ્રધાન. ( ૨ ) ઓરડો; ખંડ. ( ૩ ) પ્રકરણ; બાબ.
દિવાનખાનું, ન૦ મુલાકાત માટેનો સુશોભિત ખંડ-ઓરડો તે. [ ૨ ) એક જડાવ હાર.
દિવાનગીરી, સ્ત્રી૦ વજીરાત; પ્રધાનવટું.
દિવાનાપણું, ન૦ ઘેલછા; ગાંડપણ; ઘેનાઈ.
દિવાની, વિ૦ ( फा ) લેણદેણ સંબંધી ઇ ન્સાફનું-દિવાની અને ફોજદારી,
દિવાનું, વિ૦ ( फा ) ઘેલું; ગાંડું; મગજ ખસી ગયેલું હોય એવું.
દિવારાત, અ૦ રાત્રિદિવસ; હરહમેશ; રાતદિવસ.
દિવાલ, સ્ત્રી૦ ( फा. ) માટી ઈંટો, વગેરેનું ઉંચું ને ઉભું ચણતર તે; ભિંત. ( ૨ ) ભારે કિમ્મતનો ઘોડો; શરીરથી પ્રચંડ ઘોડો અથવા હાથી તે.
દિવાલગીરી, સ્ત્રી૦ ભિંતે ટંગાય એવી દીવી; મીણબત્તીના દીવાની એવી બેઠક કે જે નીચે મુકાય તેમ ભિંતે પણ લગાડાય.
દિવાસો. પુ૦ આષાડ વદિ અમાસની પર્વણી તે. અસાડ વદિ અમાસનો દીપદાન દેવાનો તહેવાર. કહે૦ દિવાસો તે સો પર્વનો માસો.
દિવાળી, સ્ત્રી૦ આસો વદિ અમાસનો મોટો દીપોત્સવનો તહેવાર; સંવત્સરનો છેલ્લો દિવસ. પશ્ચિમ હિંદુસ્તાનમાં દિવાળીના પાંચ દિવસ બહુ મોટા ઉત્સવના ગણાય છે. લોકો તેને જેટલા બને તેટલા આનંદથી ઉજવે છે. વાઘબારસ, ધનતેરસ, કાળીચૌદસ, દિવાળી ને બેસતુંવર્ષ. [ ૨ ] આનંદ ઉત્સવનો કોઇ પણ દિવસ તે. ઉ૦ આજ મારે દિવાળીનો દિન જો. રૂ. પ્ર૦ દિવાળીના દહાડા=આનંદ મોજમઝાના દિવસો તે. કહે૦ એવો તે મોફળિયો ગાંડો હોય કે દિવાળીને દહાડે ઘેંશ ખાય?=એવું કોણ ગાંડું હોય કે જે આનંદ ન માણે?
દિવાળું, જુઓ દેવાળું.
દિવેટ, સ્ત્રી૦ દીવાની વાટ તે; બત્તી; રૂ અથવા સુતરની દીવો બળે એવી ગોળ અથવા ચપટી બનાવટ. ઉ૦ રાતે તો મોટે રંજાડ, દીવાની દિવેટ લઇજાય. દિવટ.
દિવેલ, ન૦ દીવે બાળવાનું તેલ તે; એરંડિયું. કહે૦ ખાતર ઉપર દિવેલ=ખાતર પડવાથી નુકસાન થયું હોય તેમાં વળી તેનું પગલું દઢાવવા પાછળ દિવેલ બાળવાનું ખરચ. [ ૨ ) શક્તિ; સત્વ; તેજસ્વિતા; પહોંચ: -એનામાં કંઇ દિવેલ નથી. કહે૦ દિવેલ હશે ત્યાં લગી દીવો બળશે=ખરચી પોંહચશે ત્યાં લગી કાર્ય થશે. દિવેલે કંઇ દેવાળું આવશે નહિ-દિવેલ નહિ વાપરવા થી-દીવો બાળવામાં કરકસર કરવાથી કંઈ બચશે નહિ ને દીવા પાછળ દિવેલ બાળવાથી કંઇ ખૂટશે નહિ, અર્થાત્ એકાદ ક્ષુલ્લક બાબત સંભાળવાથી કંઇ લાભ થતો નથી.
દિવેલિયું, ન૦ દિવેલ ભરવા ઉલેચવાનું પાત્ર. ( ૨ ) ફાનસમાં દીવો કરવાનું નાનું ધાતુનું કોડિયું. ( ૩ ) વિ૦ દિવેલવાળું દિવેલનું, ચીકટ. ( ૪ ) દિવેલ ભરેલાં નાના કોડિયા હોય એવા ગાય બળદની ખરીએ પડેલા નાના નાના ખાડામાં પાણી ભરાયાં હોય એવું:-વરસાદને લીધે કયારામાં દિવેલિયાં થયા છે, પાણી ભરાયાં નથી.
દિવેલી; સ્ત્રી૦ જેમાંથી દિવેલ પીલી કાઢવામાં આવે છે તે બીજ; એરંડી.-રતાળ જમીનમાં દિવેલીનો પાક સારો થાય છે.
દિવેલો, પુ૦ એરંડો; જેનાં બીજ પીલવાથી દિવેલ નીકળે તે રોપો:-દિવેલાનાં પાન પાઘડીમાં ઘાલે માથું નહિ દુઃખે.
દિવ્ય, વિ૦ [ सं ) સ્વર્ગીય, દૈવતાઇ; અદ્ભુત:-દિવ્ય સ્ત્રી. વૈશંપાયન કહે સુણ રાજા, દિવ્યકથા કહું મોટી, ( ૨ ) મનોજ્ઞ; સુંદર, રળિયામણું, ભભકાદાર. ( ૩ ) અ

ધરી પ્રતિજ્ઞા; સત્ય તારવવાને માટે સોગન કે વ્રત=પ્રતિજ્ઞા લેવરાવવી તે. ધખધખતી સાંકળો દહોવી; અગ્નિપર ચાલવું; કકકકતા તેલમાંથી વિંટી કાઢવી, વગેરે આસ્રદિવ્ય કહેવાય છે. ઉ૦ કૃષ્ણ કહે હું દિવ્યજ કરૂં, ને તાતા તેલ મહિં કર ધરૂં.

દિવ્યચક્ષુ, ન૦ ( सं ) જ્ઞાનચક્ષુ.

દિવ્યજ્ઞાન, ન૦ ( सं ) સ્વર્ગીયજ્ઞાન; દેવતાજ્ઞાન.

દિવ્યસ્ત્રી, સ્ત્રી૦ અપ્સરા; દેવાંગના; અતિ સુંદર સ્ત્રી.

દિવ્યાંગના, સ્ત્રી૦ ( सं ) દિવ્યસ્ત્રી; અપ્સરા.

દિવ્યાંબર, ન૦ [ सं. ] સુંદર કિમતી વસ્ત્ર.

દિશ, સ્ત્રી૦ દિશા; બાજુ; તરફ.

દિશા, સ્ત્રી૦ [ सं ] કોઇપણ એકાદ બાજુ તે; તરફ; પાર્શ્વ. જે બાજુ સૂર્ય ઉગે છે તે પૂર્વ દિશા. [ ૨ ] કોઇપણ ઉદ્દેશિત એવો માર્ગ તે; રસ્તો. [ ૩ ] ઝાડો ક્રિ૦ પ્ર૦ દિશાજવું-દિશાએ જવું=ઝાડે ફરવા જવું. દિશા બાંધવી=અમુક એકાદ બાજુ નક્કી કરી તે તરફ જવું. ભુલાપડાયુ હોય તેણે પોતે કયાંથી આવ્યો અને કેણી તરફ જવાનું છે, તે સંબંધી વિચાર કરવો.

દિષ્ટયા, અ૦ ( सं ) ભલા, ઇશ્વરકૃપાએ; તમારૂં ભલુ કરેતે. સંસ્કૃતમાં એવારણે અને ગુજરાતીમાં તિરસ્કારે-અવમાને વપરાય છે,:—દિસ્તોરણો; પાપમટયું.

દિસતું, વિ૦ દેખાતું; ભાસતું; નજરેપડતું.

દિસવું, ક્રિ૦ અ૦ દેખાવું; નજરેપડવું; જણાવું; ઝવું.

દિંગ, અ૦ છક્ક; આભું; ચકિત. તારી વાત સાંભળીને તો એ દિંગ થઇ ગયો.

દિંગલું, ન૦ ડિંગલું; થોરિયાના ડિંડવાનો ઉપલો ભાગ તે; શાખાની ઉપરનો ઝટકો મારીને ઉડાડી દેવાય એવો અલગ કુમળો ભાગ-અવયવ તે. ૨ કકડો; શરમો; ટુકડો; દંડોકો; પેર. [ ૩ ] ટોચકું; મથાળું; શિખાંત.

દિંડવું ન૦ જિંડવું; ડોડો; પોટો. ( ૨ ]૨સકસ, દૂધ ભરેલું તાજુ ને કોમળ શાખાંત; પેરઃ-થોરિયાનું દિંડવું બાળીને બાંધો, પાકુ. કુંવરનું પાકુ.

દિંડી, સ્ત્રી૦ એક મરાઠી રાગિણી. ગુજરાતી લાવણી જેવો એક રાગ.

દિંડું, ન૦ [ડિંડું; ડિં,; વનસ્પતિનો તાજો દૂધ ભર્યો કકડો-ટુકડોઃ-થોરિયાનું દિંડું.

દી, પું૦ દિવસ; દહાડો. [ ૨ ] વખત, અવસરઃ-સારો દી આવ્યો. ( ૩ ) સિતારો ગ્રહ; દશાઃ-એનો દી ફર્યો.

દીકરી, સ્ત્રી૦ [ सं. दारिका ] પુત્રી; છોકરી; છોડી; બેટી; તનયા. રૂ૦ પ્ર૦ દીકરીએ દીવો=છોકરીના છોકરાથી ઘર ઉઘાડું રહેવું તે. કહે૦ દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય=બન્ને એવાં ગરીબ છે કે પોતાના જીવન પ્રશ્નમાં પણ પોતાનો અવાજ ધરાવતાં નથી. દીકરીને ગાળ ને વહુને શિખામણ=ટકુ મારે તેણી કપે સાસુ તેની દીકરીને ગાળ દે તે ઉપરથી વહુએ સીધા ચાલવાની શિખામણ લેવી એમ.

દીકરો પું૦ ( सं दारक ) પુત્ર; છોકરો; છૈયો; તનય. કહે૦ દીકરા મોટા થા પરણાવીશું=વાયદે વખત કાઢી નાખવો; દીકરો એક અને દેશાવર ઘણાં=કામ કરનાર એક અને ધંધા તથા ઠેકાણાં ઘણાં, તે કેમ બને એમ. દીકરો રળે ચાર પહોર ને રૂપિયો રળે આઠે પહોર.

દીક્ષા, સ્ત્રી૦ [ सं ] કોઇ એક ઉદ્દેશે અમુક કાર્ય કરવાનું વ્રત-નિયમ ધારણ કરવો તે; અમુક યજ્ઞ વગેરે કરવાનું કામ માથે લેવું તે; વ્રત, ક્રિયા વગેરે કરવાનાં કર્મના આરંભનો નિયમ લેવો તે.

દીક્ષિત, વિ૦ જેણે દીક્ષા લીધેલી હોય તે; વ્રતી. [૨] એક ઉપનામ, અટક.

દીન. વિ૦ (सं) ગરીબ; કંગાલ. [૨] નરમ સ્વભાવનું; ભોળું; રાંક. (૩) લાચાર.

દીન, ન૦ ( अ )ધર્મ; મજહબ; મુસમાની ધર્મનુ એક નામઃ-મજહબ પ્રમાણે કરવુ તે. [ ૨ ] ધાર્મિક ધિંગાણું=દીનઉકવુ.

દિવસેદિવસ=જેમ દિવસ થતા જાય તેમ તેમ. દિવસે દિવસ તે નઠોર થતો ચાલ્યો.
દિવા, અ૦ ( सं ) દિવસે.
દિવાકર; પું૦ ( सं ) સૂર્ય; રવિ.
દિવાન, પું૦ ( फा ) વજીર; વડો કારભારી; સચીવ; પ્રધાન. ( ૨ ) ઓરડો; ખંડ. ( ૩ ) પ્રકરણ; બાબ.
દિવાનખાનું, ન૦ મુલાકાત માટેનો સુશોભિત ખંડ-ઓરડો તે. [ ૨ ) એક જડાવ હાર.
દિવાનગીરી, સ્ત્રી૦ વજીરાત; પ્રધાનવટું.
દિવાનાપણું, ન૦ ઘેલછા; ગાંડપણ; ઘેલાઈ.
દિવાની, વિ૦ ( फा ) લેણુદેણુ સંબંધી ઇન્સાફનું:-દિવાની અને ફોજદારી,
દિવાનું, વિ૦ ( फा ) ઘેલું; ગાંડું; મગજ ખસી ગયેલું હોય એવું.
દિવારાત, અ૦ રાત્રિદિવસ; હરહમેશ; રાતદિવસ.
દિવાલ. સ્ત્રી૦ ( फा. ) માટી ઇંટો વગેરેનું ઉંચું ને ઉભું ચણતર તે; ભિંત. ( ૨ ) ભારે કિમ્મતનો ઘોડો; શરીરથી પ્રચંડ ઘોડો અથવા હાથી તે.
દિવાલગીરી, સ્ત્રી૦ ભિંતે ટંગાય એવી દીવી; મીણબત્તીના દીવાની એવી બેઠક કે જે નીચે મુકાય તેમ ભિંતે પણ લગાડાય.
દિવાસો. પું૦ આષાડ વદિ અમાસની પર્વણી તે. અસાડ વદિ અમાસનો દીપદાન દેવાનો તહેવાર. કહે૦ દિવાસો તે સો પર્વનો માસો.
દિવાળી, સ્ત્રી૦ આસો વદિ અમાસનો મોટો દીપોત્સવનો તહેવાર; સંવત્સરનો છેલ્લો દિવસ. પશ્ચિમ હિંદુસ્તાનમાં દિવાળીના પાંચ દિવસ બહુ મોટા ઉત્સવના ગણાય છે. લોકો તેને જેટલા બને તેટલા આનંદથી ઉજવે છે. વાઘબારસ, ધનતેરસ, કાળીચૌદસ, દિવાળી ને બેસતુંવર્ષ. [ ૨ ] આનંદ ઉત્સવનો કોઇ પણ દિવસ તે. ઉ૦ આજ મારે દિવાળીનો દિન છે. રૂ. પ્ર૦ દિવાળીના દહાડા=આનંદ મોજમઝાના દિવસો તે. કહે૦ એવો તે ગોકુળિયો ગાંડો હોય કે દિવાળીને દહાડે ઘેંશ ખાય?=એવું કોણ ગાંડું હોય કે જે આનંદ ન માણે ?
દિવાળું, જુ૦ દેવાળું.
દિવેટ, સ્ત્રી૦ દીવાના વાટ તે; બત્તી; રૂ અથવા સુતરની દીવો બળે એવી ગોળ અથવા ચપટી બનાવટ. ઉ૦ રાતે તો મોડે રંજાડ, દીવાની દિવેટ લઇજાય. દિવટ.
દિવેલ, ન૦ દીવે બાળવાનું તેલ તે; એરંડિયું. કહે૦ ખાતર ઉપર દિવેલ=ખાતર પડવાથી નુકસાન થયું હોય તેમાં વળી તેનું પગલું ઢંઢોળવા પાછળ દિવેલ બાળવાનું ખરચ. [ ૨ ) શક્તિ; સત્વ; તેજસ્વિતા; પહોંચ: -એનામાં કંઇ દિવેલ નથી. કહે૦ દિવેલ હશે ત્યાં લગી દીવો બળશે=ખરચી પહોંચશે ત્યાં લગી કાર્ય થશે. દિવેલે કંઇ દેવાળું આવશે નહિ-દિવેલ નહિ વાપરવાથી-દીવા બાળવામાં કરકસર કરવાથી કંઇ બચશે નહિ ને દીવા પાછળ દિવેલ બાળવાથી કંઇ ખૂટશે નહિ, અર્થાત્ એકાદ ક્ષુલ્લક બાબત સંભાળવાથી કંઇ લાભ થતો નથી.
દિવેલિયું, ન૦ દિવેલ ભરવા ઉલેચવાનું પાત્ર. ( ૨ ) ફાનસમાં દીવો કરવાનું નાનું ધાતુનું કોડિયું. ( ૩ ) વિ૦ દિવેલવાળું દિવેલનું, ચીકટ. ( ૪ ) દિવેલ ભરેલાં નાના કોડિયા હોય એવા ગાય, બળદની ખરીએ પડેલા નાના નાના ખાડામાં પાણી ભરાયાં હોય એવું:-વરસાદને લીધે ક્યારામાં દિવેલિયાં થયાં છે, પાણી ભરાયાં નથી.
દિવેલી; સ્ત્રી૦ જેમાંથી દિવેલ પીલી કાઢવામાં આવે છે તે બીજ; એરંડી:-રતાળ જમીનમાં દિવેલીનો પાક સારો થાય છે.
દિવેલો, પુ૦ એરંડો; જેનાં બીજ પીલવાથી દિવેલ નીકળે તે રોપો:-દિવેલાનાં પાન પાઘડીમાં ઘાલો માથું નહિ દુઃખે.
દિવ્ય, વિ૦ [ सं ) સ્વર્ગીય, દેવતાઇ; અદ્ભુત:-દિવ્ય શ્રી. વૈશંપાયન કહે સુણ રાજા, દિવ્યકથા કહું માંડી, ( ૨ ) મનોહર; સુંદર, રળિયામણું, ભભકાદાર. ( ૩ ) અ-

લગાડ્યા કરે એવા સ્વભાવનું; ટાપટીપિયું; ઘણીવખત લગાડે એવું; ઢીલું; ટાઢુ. [૨] આળસુ. ચિરક્રિય; ટાયલું.

**દીર્ઘસૂત્રીપણું**, ન૦ દોઢડહાપણ; વાર વાગે એમ કરવાપણું તે; આ સારૂ અથવા આ સારૂં નહિ એમ ગડભાગમાં કાર્યને વિલંબમાં નાંખવાપણું તે.

**દીર્ઘાયુ**, વિ૦ ( સં ) ઘણાં વર્ષ જીવે એવું; લાંબા આવરદાવાળું; મોટા આયુષ્યનું. આશીર્વાદમાં વપરાય છેઃ–બેટા ! દીર્ઘાયુ રહો.

**દીર્ઘિકા**, સ્રી૦ [ સં ] લાંબા આકારનો કુવો –હોજ; વાવ. ( ૨ ) ટાંકો; ઘરમાં બાગમાં પાણી ભરી રાખવાની મોટી કુંડી કે કુંડ હોય તે. નહાવાનો પાણી ભરેલો હોજ–વાપિકા.

**દીલ**, ન૦ દિલ; મન, હૃદય, અંતઃકરણ. [૨] ડીલ; શરીર.

**દીવડિયો**, પું૦ દીવો. કવિતામાં વપરાય છે. ઉ૦ દીવડિયો અજવાળોરે.

**દીવડું**, ન૦ દીવો કરવાને માટે બનાવેલું કણુકના લોચાનું કોડિયું.

**દીવડો**, પું૦ દીવો; દીપક.

**દીવાદાંડી**, સ્રી૦ સમુદ્ર કિનારે પાણીની સપાટીની નજીક જ્યાં ખડક હોય ત્યાં આવતાં વહાણ તેને અથડાઇને ભાગીજાય નહિ તે માટે એવા ખડક આગળ ઉંચો મિનારો ચણી તે ઉપર દીવો રાખવાની ગોઠવણ કરેલી હોય છે તે; દૂરથી દીવા દેખાય તે માટે ખડકો આગળ કરેલો દીવો રાખવાનો મિનારો તે સ્તંભ–હંડની માફક ઉભું કરેલું ચેતરણીનું ચણતર કામ તે. કોલાબાની દીવાદાંડી ભગવાદાંડી આગળ થઇને વહાણ મુંબાઈ જાય છે.

**દીવાબત્તી**, સ્રી૦ દીવો વગેરે; દીવો ને બત્તી–વાટ વગેરે દોવાની સામગ્રી તે. દીવો ધૂપ વગેરે તે.

**દીવાસળી**, સ્રી૦ દીવો કરવાની જે સળી–સળેખડી તે; ઘસવાથી સળગીને ભડકો થાય એવી જવાળાગ્રાહી મેળવણી જેના એક છેડા ઉપર લગાડેલી હોય અને નાની શળીઓવાળી દેવતા પાડવાની બનાવટ તે. અં. મેચીસ. મોઢે ગંધક લગાડેલા ઓયાંના કકડા તે.

**દીવી**, સ્રી૦ દીપિકા; દીવો મૂકવાની લાકડા અથવા ધાતુની ઉભી બનાવટ તે.

**દીવેટિયો**, પું૦ મશાલચી; મશાલવાળો. ઉ૦ અડતાળીસ અગ્નિનાં રૂપ છે, થયા દિવેટિયા સૌ ત્યાંય. ગિરધર.

**દીવો**, પું૦ દીપ ( ૨ ) પ્રકાશી રહે એવું જે કંઇ તે; તેજસ્વી; શોભારૂપ થઇ રહે એવો જે તે.

**દીસ**, પું૦ દિવસ.

**દીસવું**, ક્રિ૦ અ૦ દેખાવું; જણાવું. ઉ૦ રૂડા દીસો છો રાજેશ્વર મંદિર આવતાંરે. દયા. (૨) સૂઝવું; આંખે દેખાવુ.

**દુ**, ન૦ એકથી દસલગીના આંકને બે એ ગુણવાનો ઘડિયો–પાડો તે, બીજો ઘડિયો–બીજા આંકઃ–એક દુ દુય, બે દુ ચાર. દુ [ બેનો ઘડિયો ) બોલ. ( ૨ ) બમણું; –દુપટ. દુ=બેઃ–દુભાષિયો.

**દુઆ**, સ્રી૦ ( ફા ] આશિષ. આશીર્વાદ. ઉ૦ સીતકારી જોઇ દુઆ દેતાં,ઘરડો ડોસો થજે કરી કહેતાંઃ–દુઆગીર=શુભેચ્છક; આશિષ દેનાર, સેવક.–પારસી વગેરેમાં લખાય છે.

**દુઓ**, પું૦ જેમાં ટપકાંથી અથવા બીજા કોઇ ચિહ્નથી બેનો આંક પાડેલો હોય એવો પાસો અથવા પાનું. ગંજીફાનું બે ટપકાંવાળું પાનું.

**દુકાન**, સ્રી૦ ( ફા ) વેપારીની તેનો માલ રાખવાની તથા વેચવાની જગા તે; હાટ.

**દુકાનદાર**, પું૦ દુકાન ચલાવનારો; દુકાન રાખનારો; વેપારી.

**દુકાનદારી**, સ્રી૦ દુકાનદારપણું તે; દુકાનરાખી માલ વેચવાનો ધંધો કરવો તે. [ ૨ ) વેચવાની આવડત તે. જાહેરમાં માલ વેચવાનું કામ કરવુ તેઃ–દુકાનદારી કરવી એ તો વાણિયાનો ધર્મ છે.

દીનતા, સ્ત્રી० ગરીબી; દીનપણું. [૨] લાચારી.
દીનત્વ, ન० ( सं ) દીનતા; ગરીબાઇ.
દીનદયાળ, વિ० ગરીબ ઉપર દયા કરનાર; પરમેશ્વર.
દીનદાર, વિ० [ फा ] ધર્મના ફરમાન મુજબ ચાલનાર.
દીનપણું, ન० ગરીબી; કંગાલિયત. ( ૨ ) લાચારી.
દીનબંધુ, વિ० ગરીબનો બેલી, પરમેશ્વર.
દીનવત્સલ, વિ० ગરીબ ઉપર પ્રેમ રાખનાર, –પરમેશ્વર.
દીનવાણી, સ્ત્રી० આજીજી; કાલાવાલા; લાચારી ભર્યું બોલવું તે. ઉ० વદે દીનવાણી મૃત્યુજાણી, નેત્ર ભરતો નીર પ્રેમાનંદ.
દીનાનાથ, પું० ( सं ) ગરીબનો બેલી–પરમેશ્વર.
દીનાર, પું० ( सं ) આગલા વખતનો એક ચલણી સિક્કો; મુદ્રા; મહોર.
દીપ, પું० ( सं ) દીવો; બત્તી; જ્યોતિ. ( ૨ ) [द्वीप] હાથી. ઉ० એક માળવ દેશ અધીપ, તેણે લીધો વેચાતો દીપ. દીપકલ્યાણ=સંધ્યાકાળે ગાવાનો એક રાગ. દીપદાન=મુએલાપાછળ દીવો કરવો તે ' કાર્ત્તિકસ્નાન કરતાં ચડિયામાં દીવો કરી નદીમાં વહેતો મૂકવો તે.
દીપક, પું० [ सं ] દીપ; દીવો. [ ૨ ] વિ० ઉત્તેજક. દીપકચાપક=જે ઔષધ જઠરાગ્નિને વધારે અને અન્નને પચાવે એવું હોય તે.
દીપન, વિ० ( सं ) દિપાવે એવું જે તે; તેજ કરે–પ્રકાશિત કરે એવું.
દીપમાળ, સ્ત્રી० દીવાઓની માળા–હાર તે; હારે હારે દીવાઓ કરવા માટે બનાવેલી જે રચના તે; દીપઝાડ.
દીપવું, ક્રિ० અ० ઝગઝગવું; ચળકવું; ઝળાં ઝળાં થવું. [૨] શોભવું; સુંદર દેખાવું; ખીલવું; સારૂં લાગવું:–આ હાર તને દીપે છે. ( ૩ ) હાશિયારી દેખાવી; હોલાતાં અંત આવતા આવતાં સારૂં લાગવું, ઝળકવું તેજમારવું. ઉ० ભલે દીપે થોડો–સમય ગરજાતિ રણવિષે, અજવાળું–તેજ–પ્રકાશ આપવો.
દીપિકા, સ્ત્રી० ( सं ) દીવો મૂકવાની ઉંચી બેસણી તે; દીવી. ( ૨ ) મશાલ.
દીપોત્સવ, પું० [ सं ] દીવાઓ કરીને ઓચ્છવ કરવો તે, દીવાઓનો ઉત્સવ તે.
દીપોત્સવી, સ્ત્રી० દિવાળી. ઉ० ગોકુળમાં થઇ દીપોત્સવી. દશમ.
દીપ્ત, વિ० ( सं ) પ્રકાશિત; જ્વલિત; ઝગઝળતું.
દીપ્તિ, સ્ત્રી० ( सं ) પ્રકાશ; પ્રભા; દ્યુતિ.
દીબો, પું० ડુમો; એકદમ છાતી ફૂલાઇ જઇ બોલવું બંધ થવું તે.
દીર્ઘ, વિ० ( सं ) લાંબું; વધારે વખત લાગે એવું; મોટું; જબરૂં. (૨ ) લાંબો ઉચ્ચાર તે; લંબાયેલા ઉચ્ચારનું. દીર્ઘસ્વર, પિંગળમાં બે માત્રાના ઉચ્ચારવાળું. હ્રસ્વદીર્ઘ=લઘુગુરુ.
દીર્ઘદર્શી; ( सं ) લાંબે લગી જોઇ–વિચારી શકે એવું; ડહાપું; ચતુર, ( ૨ ) પંડિત.
દીર્ઘદૃષ્ટિ, સ્ત્રી० [ सं ] લાંબીનજર; આગળ ઉપર શું થશે તેનો વિચાર તે, અગમચેતી; દુરંદેશી. ( ૨ ] વિ० લાંબી નજરવાળું, આગળ ઉપર શું થશે અથવા અમુક કાર્યનો કેવો પરિણામ આવશે તેનો જેને વિચાર હોય એવું:–એ દીર્ઘદૃષ્ટિ માણસ છે એટલે પરિણામ માટે વિચાર કર્યા વગર નહિ રહો હોય.
દીર્ઘવર્તુલ, ન० ( सं ) અંડવૃત્ત, લંબગોળકુંડાળુ તે.
દીર્ઘસૂત્રતા, સ્ત્રી० ચિકાશ; ચીકણાપણું; વિચાર કરવામાં અથવા ટાપટીપ કરવામાં કોઇ કાર્ય કરતાં ઘણી મુદત વખત લાગી જાય એવી જે પ્રકૃતિ તે. મંદતા; શૈથિલ્ય; વિલંબ કરવાની ટેવ તે. [ દોઢડહાપાપણું; ચાપચીપિયાપણું.
દીર્ઘસૂત્રી, વિ० ચાપચીપિયું; ચીકણું; દોઢડહાપું; કોઇપણ કામકાજ કરવામાં વિચાર કરીકરીને અથવા ટાપટીપ કરીકરીને વાર

... ને વિંહારવાં પાળવાં વગેરે જે જંજાળ તે.

દુજવું, ક્રિ. અ. ધીરેધીરે ઝર્યા કરવું; સ્ત્રવવું; નીકળવું–નીગળવું; ગળવું; વહેવું; ટીપેટીપે બહાર ઝરવું. દુઝવું. દૂધ, રસ, પરુ વગેરે પ્રવાહીનું અંદરના ભાગમાંથી ધીરેધીરે બહાર નીકળ્યા કરવું તે.:—ભેંશ દુજે છે. અર્શ દુજે છે. ૨) હમેશ ગળતા–રહેવું–આવ્યા કરવું; ગળ્યા કરવું; આવક થયા કરવી.:—રાજાને ઘેર આખો દેશ દુજે છે. ભરતી થયા કરવી.

દુજુ, વિ૦ બીજું. ઉ૦ તુજ સરીખો તુજ, તુજ અવર ન દુજો કોઇ.

દુઝણ, વિ૦ દુઝનારું; દુઝતું હોય એવું. દૂધ આપતી ગાય ભેંશ વગેરે.

દુઝણું, વિ૦ દુઝતું હોય એવું; દૂધ આપતું. ના૦ ગાયભેંશ વગેરે જે દૂધ દેતાં હોય તે. :–બચ્ચાં છોકરાંવાળાને ઘેર દુઝણું જોઇએ.

દુઝતું, વિ૦ ઝરતું; ગળતું; સ્ત્રવતું; વહેતું; થોડે થોડે પ્રવાહીને બહાર ટપકાવતું હોય એવું.:–દુઝતા અર્શ. દુઝતાં ગડગુમડ વગેરે. જેમાંથી રસી વગેરે ઝરતી હોય એવું. (૨) દૂધ આપતું; દૂધ દેતું.:— દુઝતી ભેંશની લાટુ સૌ ખાય. (૩) હમેશ ઉપજ આપ્યા કરતું હોય એવું; કંઇ ને કંઇ લાભ આપ્યા કરતું હોય એવું; કમાવી આપતું–લાભકરતું.

દુઝવું, ક્રિ૦ અ૦ દૂધ દેવું; પ્રવાહીનું ધીમેધીમે હમેશ બહાર નીકળ્યા કરવું; દૂધ, રસ, રસી, પરુ, કે સત્વનું સ્ત્રવવું; ઝરવું; નીગળવું. (૨) કમાણી મળ્યા કરવી; ઉપજ આવ્યા કરવી.:–એને ઘેર બે ગાય દુઝે છે. અર્શ દુઝે છે. સોએ વરસે લિંબડો દુઝે છે=રસ આપે છે.

દુઝાણું, ન૦ દુઝણું; દૂધ દેતું ઢોર.

દુણવું, ક્રિ૦ અ૦ બળવું; દાઝવું; સિઝવું; અંદર ને અંદર બળીને ગંધાવું.:—દાળ દુણાઇ. દૂધ દાઝ–બાસુદી દુણાયેલી છે. (૨) મનમાં બળવું; અંતરમાં મુઝાવું; નારાજ થવું; સિદાવું; મનમાં ને મનમાં કકાપો થવો. તે દુણે છે. ક્રિ૦ સ૦ નારાજ રહે એમ કરવું; એવું વર્તન ચલાવવું કે જેથી સામું માણસ મનમાં ને મનમાં સિદાય–બળ્યા કરે; રગડવું; સંતાપવું; સતાવવું.

દુણું, વિ૦ ઊણું; ઓછું. (૨) ના. મન બળે એવું નારાજ–નાખુશ કરનારું કામ તે; નહિ પસંદ પડે એવું જે કંઇ તે; વાંકું.:—એને દુણું પડવા દેતો નહિ એટલે બસ. દુણાવાનું કારણ તે.

દુણો, પું૦ દાઝ; ચોટ; બહુ ગરમીને લીધે ચડતાં દાઝેલું તે.

દુદડા, પું૦ બાળકની જોડીઓ.

દુધ, જુઓ દૂધ.

દુધાળ, વિ૦ ખૂબ દૂધ આપે એવું; દુધેલ.:—દુધાળ ભેંશ.

દુધાળું, વિ૦ દુધાળ; દુધેલ. (૨) દૂધવાળું; દૂધમિશ્રિત.

દુધિયું, વિ૦ દૂધના રંગનું; ધોળું; દૂધ જેવું. (૨) દૂધથી ઉત્પન્ન થયેલું;—દુધિયા દાંત (૩) ના. તુંબડા જેવી ગોળ દુધી તે.

દુધી, સ્ત્રી૦ એક જાતની વેલી અને તેનું ફળ; નાઇ, નદી. શાક તરીકે ખવાય છે. દુધીને ચણાદાળનું શાક.

દુધીપાક, પું૦ દુધીની કચુંબર–છીણ નાખીને બનાવેલો ખાવાનો પદાર્થ તે. દુધીનો હલવો વગેરે.

દુધેલ, વિ૦ દુધાળ.

દુધેલી, સ્ત્રી૦ વાડા ઉપર થતી એક જંગલી વેલી. એનાં પાન કે ડુખ તોડતાં દૂધ નીકળે છે. (૨) શેલડીનો રસ; ચોખાનો લોટ ને દૂધ ઉકાળીને બનાવેલો પદાર્થ.

દુનિયા, સ્ત્રી૦ [ફા૰] જગત; વિશ્વ; સૃષ્ટિ. (૨) લોક; આલમ. (૩) મૃત્યુલોક; માણસ જાત. ક્રિ૦ પ્ર૦ દુનિયા પાર કરવું=લોક ગણનામાંથી–સમુદાયમાંથી બહાર કાઢી નાખવું; દેશ પાર કરવું. દુનિયામાંથી જવું =લોક વ્યવહારમાંથી નીકળી જવું. કહે૦ દુનિયા દોરંગી=લોકનો ઢંગ તે; આમે બોલે ને તેમે બોલે એવું. દુનિયાં કોઇથી જિતાઇ છે?=લોકનું–સર્વેનું મન મેળવી લેવું તે બહુ કઠણ છે; લોક ગમે તેમ બોલે

દુકાની, સ્ત્રી૦ બે પાઈ. મુંબાઇમાં બે પાઇને દુકાની અને ચાર પાઇને ઢબિયું કહે છે. [ ૨ ] દાઢી ને કાન ઢંકાય તેમ માથું બાંધવું તે; બોકાની.

દુકાળ, ( સં. दुष्काल ) વરસાદ નહિ આવવાથી અથવા અતિશય આવવાથી ઘાસ અને અનાજ વગેરેની તંગીનો સમય તે, દુષ્કાળ, ડકાળ, તંગીનો વખત; અછતનો કાળ. (૨) અછત—તંગી હોય તે, અભાવ, દુર્ભિક્ષ હોવું તે;—નાતમાં કંઇ કન્યાઓનો દુકાળ નથી. પુષ્કળ હોવું તે સુકાળ અને સુકાળથી ઉલટું તે દુકાળ. ક્રિ૦ પ્ર૦ દુકાળ પડવો=અછત થઇ જવી; મુસ્કેલીએ પણ મળે નહિ એવું હોવું તે. કહે૦ દુકાળમાં અધિક માસ—તેરમો મહીનો=તંગી ચાલતી હોય તેમાં વળી મુસ્કેલી-લંબાણે જાય એવું થવું તે. થોડામાં વળી ઘણો વખત લેવો પડવો તે, પીડાપર પીડા.

દુકાળી, સ્ત્રી૦ એક સાથે ઘણા દુકાળ પડવા તે, ચાલુ દુકાળો પડયા હોય એવો સમય તે, ડકાળી;—સાત ડકાળી, ઉ૦ વર્ષ બાર જે પડતી દુકાળી. કાળીદાસ.

દુકૂળ, ન૦ ( સં. ) રેશમનું બારીક વણાટનું વસ્ત્ર.

દુકૃત, ન૦ [ સં. ] પાપ. ઉ૦ કોટિવિધન ભય દુકૃત ગયું. પ્રીતમ.

દુખ, ન૦ દુઃખ

દુખડું, ન૦ દુઃખ. [ ૨ ] મીઠડું, ઓવારણું. ક્રિ૦ પ્ર૦ દુખડાં લેવાં=ઓવારણાં લેવાં; આશીર્વાદના અર્થમાં વહાલ ભેર સામા માણસનું દુઃખ દૂર થઇ જાએ એમ ઇચ્છવું. એક લાડકો—વહાલનો ભાવ.

દુખણખાઈ, સ્ત્રી૦ એક એવી જાતનું કીડી જેવું જીવડું કે જે કરડવાથી દુખતાં ઢીમણાં થાય છે. ઝિમેલ.

દુખણાં, જુઓ દુખડું. મીઠડાં ઓવારણાં.

દુખણું, ન૦ દુખવું તે, શરીરની અંદર ધીરે ધીરે દુખ્યા કરે એવું જે તે. [૨] પ્રસવ થતા પહેલાં પેટમાં જે સાધારણ દુઃખ થાય છે તે. વેણો આવતા પહેલાંનો ઝીણો દુખાવો તે.

દુખવવું, ક્રિ૦ સ૦ દુઃખ થાય તેમ કરવું. (૨) ખોટું લગાડવું. ઉ૦ રખે દુખવો સામા જીવને, નરભેરામ

દુખવું, ક્રિ૦ અ૦ દુઃખ થવું, પીડા થવી. અંદરથી દુઃખ થવું. કહે૦ દુખે પેટ અને કૂટે માથું—જેની જરૂર હોય તે નહિ અને બીજાની વાત કરવી તે, ખરી વસ્તુ.

દુખાવ, જુઓ દુખાવો.

દુખાવવું, ક્રિ૦ સ૦ દુઃખ થાય તેમ કરવું. (૨) કોઇને માઠું લાગે તેમ કરવું.

દુખાવું, ક્રિ૦ અ૦ કોઇના અડવાથી કે કંઇ લાગવાથી રોગી અવયવમાં દુઃખ થવું. (૨) મનમાં દુઃખ થવું; દુભાવું; માઠું લાગવું.

દુખાવો, પું૦ દુખવું તે; દુઃખ થવું તે; પીડા; દરદ; વેદના. (૨) વેણની પીડ તે.

દુખિયારું, વિ૦ દુઃખી; જેને દુઃખ થયેલું હોય તે; દુખિયું.

દુખિયું, વિ૦ દુઃખી; જેને દુઃખ પડેલું હોય તે

દુગદુગી, સ્ત્રી૦ [સં. डमरु] ડમરુ—ડાખલાના જેવું બન્ને બાજુ ચામડે મઢેલું ને એક હાથમાં રાખીને હલાવતાં દોરીએ બાંધેલું ગરગોલીઓથી વાગતું મદારીનું વાજું, ડુગડુગી, હાથ પકડીને હલાવવાથી વાગતી નગારી. (૨) નાનાં છોકરાંની કોટે પહેરાવવાનું હાલરું; રામનામી માળા. ઉ૦ દુગદુગી માળાને માદળિયાં. મોભિરૂ.

દુગન, વિ૦ ( સં. द्विगुण ) બમણું-ઉતાવળું. (૨) જેટલા વખતમાં એક ચીજ ગવાતી હોય તેથી અડધા વખતમાં ગાવાની ઝડપવાળું તાન.

દુગ્ધ, ન૦ (સં.) દૂધ,

દુગ્ધા, સ્ત્રી૦ પીડા; પંચાતી; વિડંબના, આપદા, (૨) જેમાંથી નીકળવાની મુશ્કેલી પડે અને વિલંબ થયા કરે એવું ધર્મસંકટ તે; અડચણ. દુધમલ બચ્ચાં છોકરાં

ને વિંદારવી પાળવી વગેરે જે જંજાળ તે.

**દુજવું**, ક્રિ. અ. ધીરેધીરે ઝર્યા કરવું; સ્રવવું; નીકળવું—નીગળવું; ગળવું; વહેવું; ટીપેટીપે બહાર ઝરવું. દુઝવું. દૂધ, રસ, પરૂ વગેરે પ્રવાહીનું અંદરના ભાગમાંથી ધીરેધીરે બહાર નીકળ્યા કરવું તે.:—ભેંશ દુજે છે. અર્શ દુજે છે. ૨) હમેશ ગળતા—રહેવું—આવ્યા કરવું; ગળ્યા કરવું; આવક થયા કરવી.:—રાજાને ઘેર આખો દેશ દુજે છે. ભરતી થયા કરવી.

**દુજ્જું**, વિ૦ બીજું. ઉ૦ તુંજ સરીખો તુંજ, તુંજ અવર ન દુજો કોય.

**દુઝણ**, વિ૦ દુઝનારું; દુઝતું હોય એવું. દૂધ આપતી ગાય ભેંશ વગેરે.

**દુઝણું**, વિ૦ દુઝતું હોય એવું; દૂધ આપતું. ના૦ ગાયભેંસ વગેરે જે દૂધ દેતાં હોય તે. :—બચ્ચાં છોકરાંવાળાને ઘેર દુઝણું જોઇએ.

**દુઝતું**, વિ૦ ઝરતું; ગળતું; સ્રવતું; વહેતું; થોડે થોડે પ્રવાહીને બહાર ટપકાવતું હોય એવું.:—દુઝતા અર્શ. દુઝતાં ગડગુમડ વગેરે. જેમાંથી રસી વહ્યા કરતી હોય એવું. (૨) દૂધ આપતું; દૂધ દેતું.:— દુઝતી ભેંશની પાટુ સૌ ખાય. (૩) હમેશ ઉપજ આપ્યા કરતું હોય એવું; કંઇ ને કંઇ લાભ આપ્યા કરતું હોય એવું; કમાણી આપતું—લાભકરતું.

**દુઝવું**, ક્રિ૦ અ૦ દૂધ દેવું; પ્રવાહીનું ધીમેધીમે હમેશ બહાર નીકળ્યા કરવું; દૂધ, રસ, રસી, પરૂ, કે સરવનું સ્રવવું; ઝરવું; નીકળવું. (૨) કમાણી મળ્યા કરવી; ઉપજ આવ્યા કરવી.:—એને ઘેર બે ગાય દુઝે છે. અર્શ દુઝે છે. સોએ વરસે લિંબડો દુઝે છે=રસ આપે છે.

**દુઝાણું**, ન૦ દુઝણું; દૂધ દેતું ઢોર.

**દુણવું**, ક્રિ૦ અ૦ બળવું; દાઝવું; સિઝવું; અંદર ને અંદર બળીને ગધાવું.:—દાળ દુણાય દૂધ ॥॥—આસુદી દુણાયેલી છે. (૨) મનમાં બળવું; અંતરમાં મુઝાવું; નારાજ થવું; સિદાવું; મનમાં ને મનમાં કઢાપો થવો. તે દુણે છે. ક્રિ૦ સ૦ નારાજ રહે એમ કરવું; એવું વર્તન ચલાવવું કે જેથી સામું માણસ મનમાં ને મનમાં સિદાય—બળ્યા કરે; રગડવું; સંતાપવું; સતાવવું.

**દુણું**, વિ૦ ઊણું; ઓછું. (૨) ના. મન બળે એવું નારાજ—નાખુશ કરનારું કામ તે; નહિ પસંદ પડે એવું જે કંઇ તે; વાંકું.:—એને દુણું પડવા દેશો નહિ એટલે બસ. દુણાવાનું કારણ તે.

**દુણો**, પું૦ દાઝ; ચોંટ; બહુ ગરમીને લીધે ચઢતાં દાઝેલું તે.

**દુદડા**, પું૦ બાળકની જોડીઓ.

**દુધ**, જુઓ દૂધ.

**દુધાળ**, વિ૦ ખૂબ દૂધ આપે એવું; દુધેલ.:—દુધાળ ભેંશ.

**દુધાળું**, વિ૦ દુધાળ; દુધેલ. (૨) દૂધવાળું; દૂધમિશ્રિત.

**દુધિયું**, વિ૦ દૂધના રંગનું; ધોળું; દૂધ જેવું. (૨) દૂધથી ઉત્પન્ન થયેલું.:—દુધિયા દાંત. (૩) ના. તુંબડા જેવી ગોળ દુધી તે.

**દુધી**, સ્ત્રી૦ એક જાતની વેલી અને તેનું ફળ; નાઇ, નહી. શાક તરીકે ખવાય છે. દુધીને ચણાદાળનું શાક.

**દુધીપાક**, પું૦ દુધીની કસુંબર—છીણ નાખીને બનાવેલો ખાવાનો પદાર્થ તે. દુધીનો હલવો વગેરે.

**દુધેલ**, વિ૦ દુધાળ.

**દુધેલી**, સ્ત્રી૦ વાડો ઉપર થતી એક જંગલી વેલી. એનાં પાન કે ડુખ તોડતાં દૂધ નીકળે છે. (૨) શેલડીનો રસ; ચોખાનો લોટ ને દૂધ ઉકાળીને બનાવેલો પદાર્થ.

**દુનિયા**, સ્ત્રી૦ [ફા૦] જગત; વિશ્વ; સૃષ્ટિ. (૨) લોક; આલમ. (૩) મૃત્યુલોક; માણસ જાત. ક્રિ૦ પ્ર૦ દુનિયા પાર કરવું=લોક ગણનામાંથી—સમુદાયમાંથી બહાર કાઢી નાખવું; દેશ પાર કરવું. દુનિયામાંથી જવું =લોક વ્યવહારમાંથી નીકળી જવું. કહે૦ દુનિયા દોરંગી=લોકનો ઢંગ તે; આમે બોલે ને તેમે બોલે એવું. દુનિયા કોણથી જિતાય છે?=લોકનું—સર્વેનું મન મેળવી લેવું તે બહુ કઠણ છે; લોક ગમે તેમ બોલે

પણ આપણે તો કર્તવ્ય હોય તે કરવું–કરવું નહિ; એવા અર્થમાં વપરાય છે.

દુનિયાદારી, સ્ત્રી૦ લોકવ્યવહાર; લોકનો એક બીજા સાથે વર્તવાનો સામાન્ય વહેવાર તે; લોકાચાર; લોકમાં રહેવા–ચાલવાને માટે જે રીત રાખવી જોઇએ તે; વહેવાર રીત; નીતિ; દુનિયાં જેમ ચાલતી હોય તેમ ચાલવું તે. ઉ૦ બાકી દુનિયાદારીનું ન જ્ઞાન, ભણી ગયું એટલું. ભા. ના. લોકમાં રહેવાની જે નીતિરીતિ વગેરે તે: દુનિયા જેમ કરતી હોય તેમ કરવું તે.

દુપટ, વિ૦ બે પડવાળું; બેવડું; બમણું.

દુપટ્ટો, પું૦ પુરુષે ખભે રાખવાનું છુટું ઉપરણું તે; ખેસ; બે ખભેથી બે પટની માફક શરીરપર પડી રહે એવું વસ્ત્ર.

દુપ્પટ, બમણું, બેવડું, દ્વિગુણ.

દુબળું, વિ૦ [ સં દુર્બલ ] કમજોર; જેનામાં બળ ન હોય તેવું. (૨) ભરેલા શરીરનું નહિ એવું; સુકલકડી; પાતળું. (૩) ગરીબ; દીન; ધનહીન. કહે૦ દુબળા બળદને બગાઇઓ ઘણી=નબળાને પીડાઓ પણ ઘણી હોય, દુબળું ઢોર કુશકે રળિયામણું=દેડકું ઠીકરું ઠેબરે રાજી, દુબળી વાડે છિંડું પડે=ફાટેલું હોય તે ફાટે.

દુબળો, પું૦ ગરીબ–ગુલામીકરનારા લોકની એક જાતિ–વર્ગ. સુરત જિલ્લાના દક્ષિણ ભાગમાં ગુલામી જેવી હલકી સેવાથી ગુજારો કરનારી એક અનાર્ય જાતિ. ભિલ્લની એક જાત.:—દુબળા લોક. સ્ત્રી૦ દુબળી.

દુભણ, સ્ત્રી૦ મન દુખાવું તે; મનમાં દુઃખ થવું તે; નારાજી; નાખુશી; ખોટું લાગવું–દુભાવું તે; મનદુખાવું તે. કહે૦ પાછલી દુભણ કરતાં આગલી દુભણ સારી.

દુભવવું, ક્રિ૦ સ૦ નારાજ કરવું; મન દુખવવું; ખોટું લગાડવું; નાખુશ કરવું. ઉ૦ ચોડા સારું મેં દુભવ્યો નાથ. ઓખાહરણ.

દુભાવું, ક્રિ૦ સ૦ દુઃખ લગાડવું; મન દુખવવું; નારાજ કરવું. (૨) જીવ બાળવો.

દુભાવું, ક્રિ૦ અ૦ નારાજ થવું; નાખુશ થવું; મનમાં બળવું; ખોટું લાગવું.

દુભાવો, પું૦ દુઃખ થાય–ખોટું લાગે એમ કરવું તે; દુઃખ; દુભણ.

દુભાષિયો, પું૦ બે ભાષા બોલનારો; એક ભાષાની મતલબ બીજી ભાષામાં બોલી બતાવનારો–સમજાવનારો.

દુમ, સ્ત્રી૦ [ફા૦] પુંછડી.

દુમચી, સ્ત્રી૦ [ફા] ઘોડાની પીઠ ઉપર સાજ સજડ રહે તે માટે ખેંચીને બાંધવાનો પટો; જીન તંગ રાખવાનું ચામડું. (૨) મસાલ અને અફીણ વગેરે રાખવાની ચામડાની ચંચી; નાની કોથળી.

દુમદુમ, અ૦ એવો અવાજ; દુમદુમ, એવા વાજાના નાદસાથું.

દુમવું, ક્રિ૦ સ૦ [ સં. दम् ] દમવું; દુઃખ દેવું; પીડવું; છાનું–ઘરમાં–એકાંતમાં કોઇનું મન બાળવું–દુભાવવું તે. (૨) મન બાળવું; લાગણી દુખવવી નારાજ રાખવું. (૩) ખિન્ન કરવું.

દુમાયેલું, વિ૦ મનમાં દુભાયેલું; મનથી નારાજ થયેલું; ખિન્ન; અપ્રસન્ન; મનોભંગ થયેલું.

દુમાસે, ન૦ એક જાતનું કપડું

દુમો, પું૦ હર્ષ, શોક વગેરેના આવેશથી નહિ બોલાય, નહિ રડાય એવી જે હાલત તે; ડચુરો; શોક હર્ષ વગેરેના આવેશનું રોકાણ તે. ક્રિ૦ પ્ર૦ દુમો ભરાઇ આવવો =શોકાદિકના અતિશયને લીધે જડ થઇ જવાવું તે; નહિ બોલી કે રડી શકાવું તે.–દુમો.

દુરબીન, ન૦ (સ્ત્રી૦) [ફા.] દૂરની વસ્તુ પાસે દેખાય એવી રચનાવાળું કાચનું યંત્ર.

દુરસ્ત, વિ૦ [ફા] ઠીકઠાક; જેવું જોઇએ તેવું; બરોબર; લાયક; માફક; યથાયોગ્ય. (૨) ખરું; વાજબી; યોગ્ય; ઘટે તેવું. (૩) ઠીક; વારુ. ક્રિ૦ પ્ર૦ દુરસ્ત કરવું=બગડેલું હોય તેને જેવું હોય તેવું કરવું;

દુશ્મનાવટ, સ્ત્રી૦ દુશ્મનાઇ; વેર; અદાવત.
દુષ્કર, વિ૦ ( સં ) દુઃખે કરીને થાય એવું; અઘરૂં; મુશ્કેલ; કઠણ.
દુષ્કર્મ, ન૦ [ સં ] નઠારૂં કર્મ; પાપ; હીણું કામ.
દુષ્કાળ, પું૦ દુકાળ; કહાળ; અનાવૃષ્ટિથી અનાજ વગેરે નહિ પાકવાથી ઉત્પન્ન થયેલી તંગીનો વખત તે.
દુષ્ટ, વિ૦ ( સં ) ખરાબ; અધમ; નઠારૂં. (૨) પાપી; નઠારૂં કામ કરનાર.
દુષ્ટતા, સ્ત્રી૦ [ સં ] દુષ્ટપણું; અધમતા.
દુષ્ટા, વિ૦ ( સ્ત્રી૦ ) નઠારી સ્ત્રી; ખરાબ-પાપી સ્ત્રી.
દુસરૂં, વિ૦ બીજું; અવર; નહિ ધારેલું એવું. અન્ય:—એમ કરશો તો દુસરી થશે. ખરાબી થશે.
દુસ્તર, વિ૦ [ સં ] મુસ્કેલીએ તરાય એવું; નહિ તરાય—પાર ઉતરાય એવું; અઘરૂં; કઠણ; મુસ્કેલ.
દુહાગણ, વિ૦ (સ્ત્રી૦) ધણીથી દુભાવાયેલી; અણમાનીતી; અળખામણી.
દુહિતર, સ્ત્રી૦ દીકરી, છોકરી. (૨) દોહીતર એવા માણસ પાછળ ભાદરવા મહિનામાં દુધના—સુખડીના લાડુ કરીને વહેંચવા—ખવરાવવામાં આવે છે તે.
દુહિતા, સ્ત્રી૦ ( સં ) દીકરી, છોકરી.
દુહો, પુ૦ દોહરો; બેચરણનું એક નાનું અનુષ્ટુપ જેવું પદ્ય.
દૂંટી, સ્ત્રી૦ પેટના નળાની વચ્ચે જે આંત્ર ગુંજ હોય છે તે; નાભી. ગર્ભસ્થાનમાં બાળક આની સાથે જોડાયેલા નાળથી પોષાય છે. રૂ૦ પ્ર૦ દુંટીનો ઉમળકો=અંતરનો સ્નેહભાવ. દુંટીની દાઝ=ઉંડું વેર તે. કહે૦ દુંટીનો વાળ, નહિ તોડવામાં નહિ બોડવામાં=જેને એકે ઉપાય ન હોય એવી બાબત માટે કહેવાય છે.
દૂંટો, પું૦ ચામડીની સપાટી ઉપર ઉપસેલી ગુંજ જેવું હોય તે. [૨] ઉપસીને બહાર નીકળેલી ચથેડી.
દૂંદ, સ્ત્રી૦ પેટનો થેલો; મોટું ભારે ને લબડતું પેટ તે; ફાંદ,
દૂંદાળું, વિ૦ દુંદવાળું; ફાંદ નીકળેલી હોય એવા મોટા લબડતા પેટનું. [૨]. ગણપતિ; ગણેશ. ઉ૦ દુંદાળો દુઃખ ભંજનો, સદાય બાળે વેષ; પ્રથમ પહેલો પુજીએ ગૌરિપુત્ર ગણેશ.
દૂંડિયો, પું૦ ડાંડી પીટનારો.
દૂંડી, સ્ત્રી૦ ડાંડિયાથી વગાડવા જેવી જાડી થાળી; ડાંડી; અમુક બાબત જાહેર રોશન કરવા લોકને એકઠા કરવાનું ડાંડિયાથી વાગે એવું ધાતુનું પાત્ર. ક્રિ૦ દુંડીપિટાવ=લોક જાણે તેમ કર; જાહેર કર.
દૂંડું, ન૦ ડુંડું; બાજરી—જુવાર વગેરેનું કણસલું.
દૂંડો, પું૦ ડોડો; ભારે કણસલું. [ ૨ ] ડાંડીઓ.
દુંદુભિ, ન૦ [સં.] એક જાતનું વાજું; ભેરી; આનક.
દુઃ, અ૦ [સં] નઠારૂં ને ખરાબ એવો અર્થ બતાવનારો ઉપસર્ગ, જુ૦ દુર્.
દુઃખ, ન૦ [ સં ] શરીરની અથવા મનની વ્યથા—પીડા તે; અસુખ; કષ્ટ; [૨] હરકત; અડચણ; સંકટ; દુખડું=દુઃખ. દુખડાં લેવાં=ઓવારણાં લેવાં. રૂ૦ પ્ર૦ દુઃખે પાપે=જેમ તેમ કરીને, દુઃખનાં ઝાડ ઉગવાં=ઘણાં દુઃખ પડવાં; દુઃખની પરંપરાઓ થઇ જવી. દુઃખનું વાદળ=મોટું દુઃખ તે; મોટા દુઃખનો ભય તે. દુઃખવટે જવું=હારી જવું; મન વળાવરો જવું; ખરખરે જવું.
દુઃખદ, વિ૦ દુઃખ દે એવું; દુઃખ દેનારૂં.
દુઃખદાયક, વિ૦ દુઃખ આપનારૂં.
દુઃખદાયી, વિ૦ કષ્ટકારી; દુઃખ દે એવું; કલેશકારક.
દુઃખિત; વિ૦ (સં.) દુઃખી, પીડિત.
દુઃખી, વિ૦ દુઃખ સહેતું; જેને દુઃખ હોય તે.
દુઃસહ, વિ૦ દુઃખે કરીને સહન કરાય એવું; નહિ સહન થાય એવું; ન ખમાય એવું.
દુઃસંગ, પું૦ [સં.] નઠારી સોબત તે; કુસંગ.

દુઃસ્વપ્ન, ન૦ [સં.] નઠારૂં—અશુભ સ્વપ્ન તે.

દૂત, પું૦ (સં.) જાસુસ; હેર; ચાર; સદેશો લઇ જનારો. [૨] સિપાઇ; છુપી બાતમી ખબર લાવનાર લઇ જનાર.

દૂતત્વ, ન૦ [સં.] દૂતપણું; સદેશા અને ખરખબરો લાવવા લઇ જવાનું કામકાજ તે; જાસુસી.

દૂતિકા, સ્ત્રી૦ દૂતી.

દૂતી, સ્ત્રી૦ (સં.) એક બીજા પર પ્રેમવાળાં સ્ત્રી પુરુષ વચ્ચે છાના સંદેશા લઇ જવા લાવવાનું કામ કરનારી દાસી; આશક માશુકનો મેળાપ કરાવી આપનાર સ્ત્રી; કુટણી; દૂતત્વ કરનારી સ્ત્રી.

દૂધ, ન૦ [ સં. दुग्ध ] જીવતાં બચ્ચાં જણનારાં પ્રાણીઓની માદાઓના સ્તનમાંથી બાળકના પોષણ માટે નીકળતો ધોળો પ્રવાહી. (૨) કેટલીક વનસ્પતિમાંથી નીકળતો ધોળો રસ. રૂ૦ પ્ર૦ દૂધમાં કાળું હોવું. તરત જણાઇ આવે એવો નાનો પણ દોષ હોવો તે 'દૂધે મેહ વરસવા: બહુ લાભકારક—સારૂં આનંદજનક કામ થવું. દૂધે ધોઇને આપવું—પ્રમાણિકપણે સન્નિષ્ઠા રાખી આપવું. દૂધમાંથી પોરા કાઢવા—ખાલી ખોટો દોષ કાઢવો, દોષનો સંભવ ન હોય તેમાંએ દોષ શોધવો. ઉ૦ પ્ર૦ દૂધ દેવું—લાભ કરવો; મૌથી વધારે સારૂં કરવુંઃ—એ તને શું દૂધ દે છે ? દૂધ ચઢવું પાનો ચઢવો (૨) કણુસલામાં કણ બંધાવા ને ડુંડામાં ધોળો રસ ભરાવો. [વ્યંગમાં] આતુર નહિ હોવું; પ્રેમ નહિ હોવો. તારા વગર એને કંઇ દૂધ ચઢવાનું નથી—અર્થાત્ તે કંઇ તારે માટે તલસી રહેલ નથી. કહે૦ ઉજળું એટલુ દૂધ ન ધારવું. અર્થાત્ સમ સ્વરૂપથી ભુલાવું નહિ. દૂધે દાઝયો છાશનેએ ફુંકીને પીએ =સમ સ્વરૂપે ભુલાવુ તે. દૂધ પાઇને ઉછેરેલો સાપ—પાળી પોષીને મોટો કરેલો પણ જાતનો નઠારો માણસ હોય તે. દૂધના દૂધમાં અને પાણીના પાણીમાં—જેવી સારી માઠી રીતે ધન મેળવ્યું હોય તેવી સારી માઠી બાબતમાં વપરાય એમ. જેટલું પ્રમાણિકપણે મળેલું હોય તે રહે ને બીજું જતું રહે.

દૂધપાક પું૦ દૂધને ખૂબ ઉકાળી તેમાં ભાત કે સેવ વગેરે નાંખી બનાવેલો ખાવાનો પદાર્થ તે; દૂધમાં પકાવેલો ખોરાક, દૂધપાક પૂરી=એક જમણ.

દૂધપાણી, ન૦ દૂધના જેવું પાણી તે. પાણીમાં તેલ અને ખારો નાંખવાથી પાણી જે દૂધ જેવું થાય છે, તે. આવું પાણી કેટલાંક શાક ઉપર છાંટવામાં આવે છે કે જેથી તે સારાં ચઢી જાઇ સુંવાળાં થાય છે. ગુવારફળી ઉપર દૂધપાણી છાંટો.

દૂધપીતું, વિ૦ દૂધ પીને ઉછરનારૂં, દૂધમલ, દૂધ ઉપર જીવનારૂં; દૂધાધારી, રૂ૦પ્ર૦ દૂધ પીતું કરવુંઃ બાળકને પાણીમાં ગભરાવી મારી નાંખવું. 'આગલા વખતમાં રજપૂતો અને પાટીદારો વગેરે પોતાની છોકરીઓને દૂધપીતી કરતા હતા. છોકરીથી કદી કંઇ લાંછન આવે એવી બીકથી એ ઘાતકી કામ કરવામાં આવતું. ઉ૦ દૂંપો ન દીધો 'દાઇએ કરી દૂધપીતી,' ધોળી ગળથુલીમાં દીધાં શે ના વીખ—હોજીજી.

દૂધભાઈ, પું૦ જન્મે કરીને નહિ પરંતુ એકજ ધાવને ધાવીને ઉછેરેલા હોય એવા બે ભાઇ—દૂધભાઈ કહેવાય છે. દૂધથી ભાઇપણાવાળા તે.

દૂધમલ વિ. દૂધાધારી (બાળક) દૂધપર જીવનારૂં. (૨) દૂધ પાઇને ઉછેરેલું; દૂધ પીને મોટું જોરાવર થયેલું. મા મરી જવાથી દૂધ પાઇને ઉછેરેલું હોય એવું. ઉ૦ તેડાવો દૂધમલ ભાણેજ કે ઓડને લખી કાગળ મોકલોરે. જયમારાસ.

દૂધાળ, વિ૦ પુષ્કળ દૂધ દે એવું; ખૂબ દૂધ દેનારૂં:—આ દુધાળ ભેંશ છે. ઘીઆળ ને દુધાળ. દૂધ જથામાં થોડું દે પણ તેમાંથી ઘી જથામાં ઘણું નીકળે એવા ઢોરને ઘીઆળ અને જથામાં દૂધ ઘણું ને ઘી થોડું કરે તેને દૂધાળ કહે છે.

દૂધાળું, વિ૦ દૂધવાળું, દૂધનું. (૨) દુઝણું:- દૂધાળાં ઢોર લોક ઘેર રાખે છે ને ઉથી ગયેલાં બંધાવી દે છે. (૩) જેમાં દૂધ સામેલ હોય એવું (ભોજન).

દૂધિયું, વિ૦ દૂધનું; જેમાંથી દૂધ જેવો રસ નીકળે એવું. (વનસ્પતિ) ઉંબરો, વડ અને બીજી કેટલીક વનસ્પતિની કુંપ તોડતાં તેમાંથી દૂધ નીકળે છે. આવો ઝાડ પાલો દુધિયાં ઝાડ કહેવાય છે. (૨) દુંબડા જેવું દૂધીનું ફળ.

દૂધી, સ્ત્રી૦ જુ૦ દુધી: નહી

દૂયમ, વિ૦ બીજી પંક્તિનું; અધિકારમાં ઉતરતું હોય એવું તે.

દૂર, વિ૦ અ૦ (સં.) આઘે; છેટે; વેગળે. સ્થળ અને સમયને માટે વપરાય છે. ક્રિ૦ પ્ર૦ દૂર કરવું-તજીદેવું; ઉપેક્ષા કરવી; વેગળે કાઢવું. આંખથી દૂર તે મનથી દૂર. પાસે હોય તે બધી રીતે પ્રેમપાત્ર થાય ને લાભ મેળવે, દૂર રહેવાથી મનથી પણ ઓછા પરિચયે ભુલાઇ જવાય. દૂરદર્શી પંડિત; લાંબી નજર પહોંચાડીને કામ કરનાર તે.

દૂરસ્થ, વિ૦ [સં.] વેગળે રહેલું દૂર. રહેલું હોય એવું દૂરનું.

દૂર્વા, સ્ત્રી૦ (સં.) એક જાતનું નાનું જમીન પર ફેલાઇ રહેતું લીલું ઘાસ; દરો; ધરો; લીલું-કાળું ને કુમળું ઝીણું ઘાસ.

દૂલી, ન૦ વૈરાં અને છોકરાંના કાનનું એક ઝુલતું ઘરેણું.

દૂષક, વિ૦ (સં.) દોષ કાઢનાર; છિદ્રશોધક. (૨) દોષ લગાડનાર; લાંછન આપનાર.

દૂષણ, ન૦ (સં) દોષ; ખોડખાંપણ. [૨] વાંક. અપરાધ; (૩) ભૂલ; ખોડ; ક્ષતિ. [૪] અપલક્ષણ; એબ.

દૂષિત, વિ૦ (સં.) દોષ લાગેલો હોય એવું; દોષવાળું. [૨] બગડેલું; ખરાબ થયેલું; ખરાબ અસર થયેલી હોય એવું; સ્વગુણ ભ્રષ્ટ. (૩) અસહ્યપેલું: લાંછનવાળું. (૪) ગુનેગાર; અપરાધી. આળ ચઢેલું હોય એવું. અમુક દોષની અસરવાળું.

દૃગ, ન૦ [સં.] જોવું તે; દૃષ્ટિ; નજર. (૨) આંખ; નેત્ર. ઉ૦ દૃગરસ ભર મોહે દિલ છાઇ રહી, મ. નજુ.

દૃગંચળ, પું૦ આંખનો ખુણો.

દૃઢ, વિ૦ [સં.] ડગે-હાલે નહિ એવું; મજબુત; પાકું; નક્કી થયેલું; સિદ્ધ, ફરે નહિ એવું; સ્થિર; અડગ; મક્કમ; અચલ.

દૃઢતર, વિ૦ વધારે દૃઢ, મક્કમ; કોઇ રીતે ડગમગે નહિ એવું; ગાઢ.

દૃઢતા, સ્ત્રી૦ [સં.] દૃઢપણું; મક્કમપણું. [૨] ધીરજ; ધૈર્ય; હિમ્મત-હામ; સ્થિરતા; મજબુતી.

દૃઢભાજક, વિ૦ (સં.) બાકીમાં શૂન્યજ રાખે એવો અથવા જેની પછી ભાગ જાય નહિ એવો. (ભાજક-આંક તે.) ગણિતની બાજક રીતિમાંની એક રીત.

દૃઢીભૂત. વિ૦ સજડ; હાલે-ડગમગે નહિ એમ સજ્જડ કરેલું; સિદ્ધ કરેલું એવું.

દૃશદ, પું૦ [સં.] પત્થર, પહાણ. ઉ૦ રૂડયા જ્યારે સર્વે, દૃશદ પણ કાઠિન્ય તજીને. મ નજુ.

દૃશ્ય, વિ૦ (સં) જોવા જેવું; દર્શનીય. (૨) ના. દેખાવ; આલોક. ચિત્ર.-આ દૃશ્ય સારૂં છે. દૃશ્યકાવ્ય-જોવા જેવું કાવ્ય-નાટક; રૂપક.

દૃશ્યમાન, વિ૦ દેખાતું-જણાતું હોય એવું.

દૃષ્ટ, વિ૦ [સં.] જોયેલું; દીઠેલું. (૨) જાણેલું.

દૃષ્ટા, (સં દ્રષ્ટા) વિ૦ જોનાર; દેખનાર. ઉ૦ અનંત બ્રહ્માંડનો દૃષ્ટા આપ. અખો. (૨) જેનેસુઝયું હોય તે; જેને સત્ય સમજાયું જણાયું હોય તે. મંત્રદૃષ્ટા, મૂળ મંત્ર જાણનાર. રચનાર તે. વેદ મંત્રના બનાવનાર ઋષિઓ તે મંત્રોના દ્રષ્ટા કહેવાય છે.

દૃષ્ટાંત, ન [સં.] દાખલો; ઉદાહરણ; અમુક બાબતના સમર્થનમાં તેવાજ બનાવને ટાંગવો તે; દાખલાની વાત.

દૃષ્ટાંતિક, વિ૦ દાખલો આપવા જેવું; ઉદાહરણમાં મુકાય તેવું; દાખલા તરીકે મૂકવા જેવું ?

દષ્ટિ, સ્ત્રી. (સં.) જોવું તે; નજર. (૨) જોવાની જે શક્તિ તે (૩) ધ્યાન; લક્ષ; વલણ:—સંસાર તરફ એની દષ્ટિજ નથી.

દષ્ટિગોચર, વિ૦ દષ્ટિ પહોંચી વળે એવું; નજરે આવે એવું; નજરે પડે તેવું.

દષ્ટિદોષ, પું૦ (સં.) દર્શનેંદ્રિયની જે ખામી તે. (૨) નજરચૂકથી રહી ગયેલો જે દોષ—ખામી તે. (૩) ભ્રમ; ભુલાવો. (૪) સારી માઠી દષ્ટિએ જોવાથી થયેલો જે અપાય તે; નજર લાગવી તે.

દષ્ટિપાત, પું૦ નજર પડવી તે; દષ્ટિનું પડવું તે. જોવાવું; નજર કરતાંવાંત જણાવું—દેખાવું તે.

દષ્ટિમર્યાદા, સ્ત્રી૦ (સં.) નજર જેની આગળ જઇ શકતી નથી તે, આકાશકક્ષા; ક્ષિતિજ. (૨) હદ; મર્યાદા; સીમા.

દષ્ટોદષ્ટ, અ૦ નજરોનજર; આંખેઆંખ મળવી તે; પ્રત્યક્ષ થવું તે. ઉ૦ કેમ મળે દષ્ટોદષ્ટ, નળાખ્યાન.

દે, અ૦ દેવીના અર્થમાં સ્ત્રીના નામ આગળ જોડાય છે. :—રૂપદે=રૂપદેવી. (૨) દેહવાળા એવા અર્થે પણ વપરાય છે. :—ગોરાદે ઉ૦ ગોરાદે તારા ગુણ કેમ વિસરે. (૩) ક્રિ. ધા. આપ. દેવું=આપવું.

દેઈ, સ્ત્રી૦ [ સં. દેહ ] શરીર; તનુ; કાયા; માય, (૨) દેહધારી પ્રાણી.

*દેખણહાર, વિ૦ દેખનાર; જોનાર.*

દેખત, અ૦ દેખતાંજ; તરત ને તરત; જોતજોતામાં; હમણાંજ; નજર તળે. (૨) દેખાડે કે તરત.

દેખતું, વિ૦ જેની આંખે દેખાતું હોય એવું; નહિ આંધળું. (૨) ભણેલું—અક્ષર વાંચી જાણે એવું—તેમજ સમજુ; સમજણું.

દેખરેખ, સ્ત્રી૦ કોઈ વસ્તુ કે કામ દેખતા—જોતા રહેવું તે; તપાસ; સંભાળ. (૨) તકેદારી; જાપતો; નાસી—ભાગી જાય નહિ અથવા ન કરવાનું કરે નહિ વગેરે બાબતની સંભાળ રાખવી તે. ક્રિ. પ્ર. દેખરેખ રાખવી=સંભાળવું; જોતા—તપાસતા રહેવું.

દેખવું, ક્રિ. સ૦ [ સં. દૃશ્ ] જોવું; નજરે પડવું; આંખથી કોઇ વસ્તુનું દર્શન કરવું; દષ્ટિએ પડવું. (૨) લખ્યું વાંચી સમજી શકવું; ઉકેલતાં આવડવું; ચક્ષુરિન્દ્રિયદ્વારા સમજવું.

દેખા, અ૦ દેખાવું તે; પ્રત્યક્ષ જણાવું તે; નજર સામે આવવું તે. :—ઈશ્વર કંઇ દેખા દેતો નથી પણ તેનાં કાર્યથી સમજાય છે. તમે બહુ દહાડે દેખા દીધી.

દેખાડ, પું૦ દેખાડવું તે; દર્શન કરાવવું તે; બતાવવું તે. :—હુંડી દેખાડ

દેખાડવું, ક્રિ૦ સ૦ સામાને દેખાય તેમ કરવું; બતાવવું; જોવડાવવું; દર્શાવવું; નજરોનજર કરાવવું. :—નાટક ભજવી દેખાડવું, લખી દેખાડવું. (૨) સમજાવવું.

દેખાડો, પું૦ દેખાવ કરવો તે; ખુલ્લું—સામાને જણાય એમ કરવું તે; દર્શાવવું તે; મોટાઇ—ગૌરવ, કામકાજ વગેરે બીજાના જોવામાં આવે તેમ રાખવું તે. :—તમે આ બધું દેખાડો કરવા માટે કરો છો. ક્રિ. પ્ર. દેખાડો કરવો=ગૌરવ બતાવવું-બીજાની નજરે પડે એવો દેખાવ કરવો.

દેખાદેખી, સ્ત્રી૦ જેવું જેવું દેખાય તેવું તેવું કરવું તે; એકનું દેખી બીજાએ, બીજાનું ત્રીજાએ એમ જે દેખાદેખી કરવાની પરંપરા તે; એક બીજાનું જોઇ તેવું તેવું અનુકરણ કરવું તે; સરસાઇ; સ્પર્ધા; હરિફાઇ; અનુકરણ. દેખાદેખી કરવી=એક એકનું દેખી તેમ કર્મ કરવું તે; વાદ કરવો; વાદે ચઢવું તે.

દેખાવ, પું૦ દેખાય એવું જે તે; દેખાવું તે; આલોક; દશ્ય. નજરે પડતો જે આકાર ઘાટ—ઘાટ વગેરે તે; રૂપ—સ્વરૂપ; પ્રદર્શન. :—ભાષણમાં તેણે કંઇ સારો દેખાવ કર્યો નહિ. જોવા જેવું જે તે. ઉ૦ દેખાવ દેખો દયિતે ! મઝેનો.

દેખાવડું, વિ૦ દેખાવમાં સારૂં; સુંદર; જોવા જેવું; રૂપાળું, શોભીતું; રઢિયાળું; ફૂટડું.

દેખાવું, ક્રિ૦ અ૦ નજરે પડવું; સૂઝવું. (૨)

જણાવું. (૩) સમજવામાં આવવું. :—એને પોતાની ભૂલ દેખાઇ.

**દેખીતું**, વિ૦ દેખાતું હોય એવું; ખુલ્લું; સ્પષ્ટ; નહિ છુપું–પ્રત્યક્ષ.

**દેગ**, સ્ત્રી૦ [ फा. देग ] પાણી ભરવાનું અથવા રાંધવાનું મોટું ને કળશ જેવું ગોળ તાંબાનું વાસણ; દેગડો, દેગડી, દેગડું.

**દેગડી**, સ્ત્રી૦ પાણી ભરવા અને ગરમ કરવાનું નાના ઘડા જેવું તાંબા પીતળનું વાસણ; નાનો ઉનામણો.

**દેગડું**, ન૦ બે ઘડા પાણી માય એવું પાત્ર; નાની દેગ; દેગડો.

**દેગડો**, પું૦ દેગ; હાંડો. દેગડો, દેગડી, દેગડું.

**દેજ**, ન૦ દેણ; દેવાનું તે; આપવાનું તે (૨) વરવાળા તરફથી કન્યાવાળાને જે જમણ આપવામાં આવે છે તે.

**દેડકી**, સ્ત્રી૦ દેડકાની માદા.

**દેડકું**, ન૦ જમીન અને પાણીમાં રહેનારૂં ચાર પગવાળું પણ પુંછડી વગરનું એક નાનું પ્રાણી દેડકું પાણીમાં તરે છે અને જમીન ઉપર કુદકા મારે છે.

**દેડકો**, પું૦ મોટું દેડકું. કહે૦ કુવાનો દેડકો= ટુંકી નજરનો માણસ; પોતે રહેતો હોય તેથી વધારે વિસ્તાર ઉપર જેની નજર પહોંચતી ન હોય એવો; ટુંક અનુભવ અને ઓછા જ્ઞાનવાળું તે; બહારના અનુભવ વગરનું.

**દેણ**, ન૦ દેવાનું તે; દેવું; કરજ; ઋણ. (૨) મહેસુલ; સાંથ; ગણોત. (૩) ઉપકારનું દબાણ. (૪) વિ૦ દેનાર, આપનાર એવો અર્થ બતાવનારો પ્રત્યય. :—સુખદેણ. (૫) પૂર્વજન્મનું માગતું હોય તે.

**દેણદાર**, વિ૦ જેણે કરજ આપવાનું હોય તે; કરજદાર; દેવાદાર; ઋણી.

**દેણિયાત**, પું૦ જેને બીજાને નાણું આપવાનાં હોય તે.

**દેણું**, ન૦ દેણ; કરજ; દેવું; ઋણ.

**દેતવા**, જુ૦ દેવતા.

**દેદાર**, ન૦ દેખાવ; દિદાર.

**દેદીપ્યમાન**, વિ૦ [સં.] દીપતું; ઝગઝગાટ; સુશોભિત.

**દેન**, ન૦ [સ્ત્રી૦] શકિત; બળ; જોર; તાકાદ, હિમ્મત; હામ. :—એની દેન નથી કે તેની સામું બોલે [૨] બાળવું તે; દહન કરવું તે. [૩] ગાય; પેનું; ધેન.

**દેર**, પું૦ [ सं. देवर ] વરનો–પતિનો નાનો ભાઇ; દિયર. [૨] સ્ત્રી૦ વાર; વિલંબ; ખોટી; ઢીલ.

**દેરડી**, સ્ત્રી૦ દેરી; નાનું મંદિર. (૨) ઉપરા ઉપરી ગોઠવેલાં વાસણ વગેરેની ઉતરડ; ગંજ; થયેરડી; ( સાગરમેઠિયાની )

**દેરાણી**, સ્ત્રી૦ દિયરની વહુ તે (સ્ત્રીને.) ઉ૦ દિયર દિલનો દરિયાવ ઇશ્વર આપોને, દેરાણી રાણી રાવ, કુમતિ કાપોને.

**દેરાસર**, ન૦ ઘરમાં દેવ રાખવાનું હાટિયું. સિંહાસન તે. (૨) દેવમંદિર; દેરૂં. જૈનો દેવ મંદિરને ઘણું ખરું દેરાસર કહે છે.

**દેરાસરી**, વિ૦ દેરાસરમાં રહી તેમાંના દેવની નિયમિત પૂજા કરનાર. (૨) દેવનો ગોખલો.

**દેરી**, સ્ત્રી૦ દેરડી; નાનું દેરૂં. (૨) દેરી=વાર; વિલંબ; ખોટી; ઢીલ. ઉ૦ દેરી મત કરો.

**દેરૂં**, ન૦ જેમાં દેવ દેવી વગેરેનું સ્થાપન કરેલું હોય એવું ઘુમ્મટદાર મકાન. ઉ૦ દેરૂં દેખી દેવનું દર્શન કરવા જાય. શામળ. (૨) અનાર્ય–જંગલી લોકની એક જાત. જુ. દેરૂં. રબારી ભિલ્લ વગેરે લોકો તેને સાધ્ય કરવાથી બીજાને નુકસાન કરી શકાય એવું માને છે.:—તેણે દેરૂં મૂકયું ને તે મરી ગયો. દેરૂં, દેવળ ને મંદિર દેવસ્થાનમાં ગણાય છે.

**દેલી**, સ્ત્રી૦ ડેલી; રાજમહેલ, દરબાર અથવા મોટા ગૃહસ્થના મકાનના આગલા ભાગમાં હજુરિયાઓને બેસવાની જે પડાળી અથવા ચોરો હોય છે તે. (૨) તબેલા જેવું ગાડીઘોડા રાખવાનું નાનું મકાન.

**દેલું**, ન૦ ડહેલું; ગાડીઘોડા રાખવાનું મકાન.

**દેલો**, પું૦ ડહેલું.

**દેવ**, પું૦ [સં.] ઇશ્વર; પરમેશ્વર. (૨) ઇશ્વરી અંશવાળું સ્વર્ગમાં રહેનાર ઉત્તમજન;

સુર; અમર; અજર. (૩) રૂપ ગુણ વગેરેથી પૂર્ણ સારો માણસ. (૪) સ્વામી; શેઠ; માલીક; ઉપરીજન તે; અન્નદાતા; રાજા. કહે૦ છાણાના દેવને કપાસિયાની આંખો=જેવો દેવ તેવા તેના અલંકાર. માન્યો ત્યાં લગી દેવ નહિ તો પત્થર=જ્યાં સુધી ભાર રહે ત્યાં લગી બોજ, પછી કંઇ નહિ. રૂ૦ પ્ર૦ દેવ તેવી પૂજા=જેવો દેવ તેવું તેનું આતિથ્ય. દેવ કાશીએ જવા=પુરવાતન જતું રહેવું. દેવ ગયા ડુંગરે ને પીર ગયા મક્કે, ટોપીવાળાના રાજ્યમાં ઢેડ મારે ધક્કે=જાતિ-વર્ણ ભેદની છોછ જતી રહી એમ.

**દેવઋણ**, ન૦ [સં] દેવને ભક્તિ પૂજા વગેરેથી પ્રસન્ન-તુષ્ટ કરવા રૂપી જે માણસની ફરજ તે. દેવને પૂજન બલિ વગેરે આપવાં તે. આર્ય બાળક ત્રણ ઋણ સાથે જન્મે છે. દેવઋણ, ઋષિઋણ અને પિતૃઋણ.

**દેવકન્યા**, સ્ત્રી૦ દેવની કુમારિકા તે; અત્યંત રૂપાળી એવી જે કન્યા તે. ઉ૦ દેવકન્યા આણી આપું તો કવણ ભીમકકુમારી.

**દેવકી**, સ્ત્રી૦ વસુદેવની સ્ત્રી અને શ્રીકૃષ્ણની માતા તે. ઉ૦ દેવકીબાઇના જાયારે.

**દેવચલ્લી**, સ્ત્રી૦ દેવચકલી; દુર્ગાચલ્લી.

**દેવડ**, સ્ત્રી૦ દેવું પાછું આપવું તે, દેવા-આપવાનો જે વહીવટ તે; દેવું તે. લેવડદેવડ; એમ વપરાય છે. આપવા લેવાનો સંબંધ વહીવટ તે=લેવડ દેવડ. દેવડ એકલો વપરાતો નથી.

**દેવડાવવું**, ક્રિ૦ પ્રે૦ અપાવવું. (૨) ધારણ કરવું; લેવું; મરાવવું; લગડાવવું.-તેણે અંગરખાપર છાપાં દેવડાવ્યાં. વરકન્યા પાસે પિતરાઇઓની સાખે થાપા દેવડાવો. ડામ દેવડાવવો. (૩) બંધ કરાવવું.:-તેણે બારણાં દેવડાવ્યાં.

**દેવડી**, સ્ત્રી૦ રાજમહેલ, દરબાર અથવા મોટા માણસના ઘર આગળ હજુરિયા-રખેવાળા-સિપાઇઓને બેસવાનો ચોરો હોય છે તે. પહેરેગિરોની બેઠકી. (૨) દેવડા રજપૂતની કન્યા તે.:-દેવડીરાણી.

**દેવતરસ્યો**, પું૦ બપૈયો; ચાતક. એમ કહેવાય છે કે આ પંખી ઉપરેથી પડતાં વરસાદનાં ફોરાંનું જળ-પાણી પીએ છે. ફોરાં તે અદ્ધર મોંમાં લેઇ લે છે. ગળું કાણું હોવાથી તેની તરસ છીપતી નથી અને તે 'તરસ્યો તરસ્યો' એમ બોલતો ઉડયા કરે છે.

**દેવતા**, પું૦ દેવ. સંસ્કૃતમાં આ શબ્દ સ્ત્રી લિંગે છે.

**દેવતા**, પું૦ અગ્નિ; આતસ. ક્રિ૦ પ્ર૦ દેવતા કરવો-પાડવો=અગ્નિ સળગાવવો. દેવતા ઝરવો=ક્રોધના અતિશયથી આંખો વિકરાળ બની જવી; બહુ ક્રોધ ચઢવો. દેવતા મૂકવું=બળયું ટળયું કરવું; દીવતુ રહ્યું. દેવતામાં ઘી હોમવું=બળયું, ઉશ્કેરવું: મુઉં. દેવતા ઉડી જવા=ઇંદ્રિયોની સંજ્ઞા જતી રહેવી. લહાય; આગ. ગરમ દેવતા જેવું=બહુ ગરમ. દીવો દેવતા બંધ=વ્યાવહારિક આપલેનો બહિષ્કાર તે.

**દેવતાઇ**, વિ૦ દેવકૃત હોય એવું; અદ્ભુત; અલૌકિક; અજબ; અસાધારણ; દેવ જેવું -સુંદર.

**દેવદર્શન**, ન૦ દેવનાં દર્શન કરવાં વગેરે તે.

**દેવદાર**, ન૦ શીતકટિ બંધમાં અને પહાડો ઉપર થતું એક મોટું વૃક્ષ અને તેનું લાકડું.

**દેવદાય**, ન૦ દેવસ્થાનનું ખરચ; દેવને દેવાનું તે.:-રાણીએ પછી દેવદાયમાં પાંચ ગામ આપ્યાં.

**દેવદિવાળી**, સ્ત્રી૦ કાર્તિક સુદિ અગિયારસે દેવ નિમિત્તે જે દીપદાન આપવું તે; તુલસી વિવાહનો તહેવાર. (૨) કાર્તિક સુદિ પૂર્ણિમાનો દિવસ.

**દેવદૂત**, પું૦ [સં] દેવનો દૂત તે; ફિરસ્તો; પાર્ષદ.

**દેવનગરી**, વિ૦ દેવનાગરી; જેમાં સંસ્કૃત લખાય છે તે-લિપિ-અક્ષરો; બાળબોધ.

**દેવર**, પું૦ [સં.] વરનો નાનો ભાઇ તે; બીજો વર; દિયર. ઉ૦ દયિતા દેવરને છાંટતી, કટિબંધન તાણી બાંધતી. ગિરધર.

દેવરાજ, પું૦ [સં] દેવોનો રાજા તે; ઇન્દ્ર.
દેવરિયો, પું૦ દિયર. ઉ૦ દેવરિયા મુનિવર ધ્યાનમાં રહેજો. રાજુલરાસ. સીતા સુણીને દેવરિયાની વાણી. મુક્તાનંદ.
દેવર્ષિ, પું૦ [સં] દેવઋષિ. (૨) નારદ.
દેવલાં, ન૦ જુદાજુદા દેવતાઓની મૂર્તિઓનો સમુદાય તે; દેવ સેવામાંના દેવ તે.
દેવલોક, પું૦ [સં.] દેવોને રહેવાનો પ્રદેશ તે; સ્વર્ગ; ત્રિવિષ્ટપ. રૂ૦ પ્ર૦ દેવલોક પામવું =મરીને દેવલોકમાં જવું; મરણ પામવું.:—અમુક દેવલોક પામ્યું છે તે જાણજો.
દેવસ્થળ, ન૦ દેવની જગા તે; દેવભૂમિ.
દેવસ્થાન, ન૦ દેવનું સ્થાન તે; મંદિર; દેવની જગા; દેવમંદિર; દેરું.
દેવળ, ન૦ પ્રાર્થના કરવાનું સ્થાન. (૨) દેરું; મંદિર; દેવસ્થાન.
દેવાડવું, ક્રિ૦ સ૦ ચોઢવું; લગાડવું; ચાંપવું; મારવું. (૨) ખાવું. (૩) અપાવવું.
દેવાતન, ન૦ દૈવત; દેવપણું; દેવશક્તિ તે.
દેવાદાર, પું૦ દેણદાર; જેને માથે ઋણ હોય તે; કરજદાર.
દેવાધિદેવ, પું૦ [સં.] દેવનો પણ દેવ એવો જે મોટો ઇશ્વર તે; પરમેશ્વર.
દેવાર્ચન, ન૦ [સં.] દેવપૂજન તે; દેવની સેવા કરવી; તેને ઉપહાર ધરવા વગેરે તે; દેવપૂજા.
દેવાલય, ન૦ [સં.] દેવમંદિર તે; દેરું; દેવળ.
દેવાળિયો, પું૦ જેણે દેવાળું કાઢયું હોય તે; માગનારાઓને આપવાનું જેની પાસે કંઇ ન હોય તે; કરજ અદા ન કરી શકનારો: નાદાર.
દેવાવું, ક્રિ૦ અ૦ બંધ થઇજવું; ભિડાઇ જવું. (૨) પૂરીજવું; નાશ થઇજવું. રીસમાં–અશુભમાં બોલાય છે:—એને ઘેર શું દેવાઇ ગયું છે?
દેવાળું, ન૦ દેવું આપવાની અશક્તિ તે, માગનારાઓને આપવાની ના પાડવી તે; નહિ આપી શકાવું તે; હાથ દેખાડવા–અવળી પાઘડી મૂકવી તે; સાખ બુડવી તે; નાણું પાછાં આપવાની ના પાડવી તે; નાદારી. ક્રિ૦ પ્ર૦ દેવાળું કાઢવું–કુંકવું=માગનારાઓને આપવાને કશું નથી એમ જાહેર કરવું; દેવું આપવાને કંઇ નહિ હોવું. કહે૦ દીવે શું દેવાળું આવવાનું છે?=દીવો બાળવાથી કંઈ દેવાળું આવતું નથી.
દેવાંગના, સ્ત્રી૦ [સં.] દેવની સ્ત્રી તે; દેવી; અંમરી; સ્વર્ગમાં રહેનારી અત્યંત રૂપાળી સ્ત્રી. (૨) અપ્સરા; પરી.
દેવાંશી, વિ૦ [સં.] જેનામાં દેવ જેવું રૂપ ને તેજ હોય તે; સુંદર; ક્રાંતિમાન.
દેવી, સ્ત્રી૦ [સં.] ઇશ્વરની સ્ત્રી રૂપ માનેલી શક્તિ; ઇશ્વરી; પરમેશ્વરી; માતા; અંબા; મોટી સ્ત્રી રૂપ શક્તિ તે.:—દેવી પૂજા. દેવી ભાગવત. (૨) દેવની સ્ત્રી તે; દેવાંગના. (૩) રાણી–પટરાણી. સંસ્કૃત નાટકો વગેરેમાં ઉચ્ચ નાયક વગેરે તેમની સ્ત્રીને 'દેવી' કહે છે. સ્ત્રી જેમ પતિને 'આર્યપુત્ર' કહે છે તેમ પતિ સ્ત્રીને 'દેવી' કહે છે. ક્રિ૦ પ્ર૦ દેવી આવવી=ધ્રુજવું; કંપવું; થરથરવું.
દેવું, ન૦ બીજા પાસેથી વ્યાજે લીધેલું જે નાણું તે; કરજ; ઋણ; દેણુ. ક્રિ૦ પ્ર૦ દેવું કરવું=બીજા પાસેથી વ્યાજે નાણું લેવું, કરજ કરવું. દેવું દેવું=આપવાનું હોય તે પતાવી દેવું.
દેવું, ક્રિ૦ સ૦ [ સં. दा. ] આપવું; પોતાનું હોય તે બીજાનું કરવું. (૨) રજા છૂટ આપવી. (૩) બંધ કરવું; વાસવું:—બારણાં દેવાં. સહાયકારક ક્રિયાપદ તરીકે બીજા ધાતુઓ સાથે ક્રિયા પૂર્તિમાં વપરાય છે.:—ભરીદેવું; આપીદેવું.
દેશ, પું૦ [સં.] અમુક સરહદવાળો એક જ જાતિના લોકોથી વસાયેલો જમીનનો જે મોટો વિસ્તાર તે; કુદરતી હદવાળો ભૂભાગ; મુલક–જનપદ. (૨) જન્મભૂમિ; વતન. (૩) રાજ્ય. (૪) કોઇપણ વસ્તુનો

અમુક હદવાળો એક વિભાગ તે; અમુક સ્થાન; અવયવ. (૫) વિષય; વસ્તુ, વાત; બાબત, રૂ૦ પ્ર૦ દેશ તેવો વેષ=જેવો દેશ હોય તેવું પહેરવું ઓઢવું–ચાલવું વગેરે તે. કહે૦ દેશ છોડીએ પણ દેશાચાલ ન છોડીએ.

**દેશકાળ**, પું૦ દેશ અને કાળમાં વર્તમાન જે સ્થિતિ હોય તે; વતમાન લોક, સમુદાચારનું સ્વરૂપ–વલણ તે.

**દેશના**, સ્ત્રી૦ ઉપદેશ; બોધ.

**દેશનિકાલ**, પું૦ ગુના–વાંક બદલ માણુસને જન્મભૂમિમાંથી બહાર દેશાવર કાઢી મુકવો તે; દેશવટો; વિવાસન.

**દેશવટો**, પું૦ દેશનિકાલ; દેશમાંથી બહાર રહેવું તે; પરદેશ ફર્યા કરવું તે.

**દેશાઈ**, પું૦ દેશના રક્ષણને માટે અને મહેસુલ વસુલ કરવાના બદલા તરીકે જે અમુક રાજ્ય તરફથી જમીન ભોગવતો હોય તે; જમીનદાર; વાંટાદાર; જાગીરદાર તે. (૨) ભરવાડ; રબારી.

**દેશાઈગીરી**, સ્ત્રી૦ દેશાઈની જે પદવી તે. (૨) દેશાઈપણાનો હક તે (૩) ગરાસ; તોડો; દેશાઈ તરીકે સરકારમાંથી મળતું સવાજમ તે.

**દેશાખ**, પું૦ ગાવાના એક રાગનું નામ.

**દેશાખી**, સ્ત્રી૦ એક રાગિણી; હિંદોળ રાગની રાગિણી.

**દેશાચાર**, પું૦ [સં.] દેશનો જે આચાર તે.

**દેશાચાલ**, પું૦ [સં.] દેશમાં ચાલતી જે રીત ભાત–વર્તન વગેરે તે; દેશમાં ચાલતા જે વહીવટ તે.

**દેશાટન**, ન૦ (સં દેશ+અટન) દેશમાં ફરવું; પ્રવાસ કરવો તે; જુદા જુદા દેશોમાં પ્રવાસ કરવો તે; દેશદેશ ફરવું તે:–માણસે દેશાટન તો અવશ્ય કરવું જોઈએ.

**દેશાણ**, સ્ત્રી૦ એક દેશી રાગિણી. (૨) દેશાઈની સ્ત્રી તે.

**દેશાભિમાન**, ન૦ (સં) દેશને માટે જે અભિમાન–માન હોય તે; દેશનું અભિમાન તે; પોતાના સ્વદેશ માટે તે આવો સારો છે એવું અભિમાન હોવું તે.

**દેશાભિમાની**, વિ૦ જેને પોતાના દેશનું અભિમાન હોય તે; સ્વદેશ તરફ માન રાખનાર; અમુક 'મારા દેશનું' એવી મમતા–અહંતાવાળું.

**દેશાવર**, ન૦ [સં] અવર–બીજો દેશ તે; પોતાનો દેશ નહિ તે; પરદેશ.

**દેશાંતર**, ન૦ [સં.] દૂર દેશ તે; દેશથી દૂર જે મુલક હોય તે; દૂરનો દેશ; દેશાવર; પરદેશ.

**દેશી**, વિ૦ દેશનું; દેશસંબંધી; પોતાના મુલકનું હોય તેવું:–આ દેશી બનાવટનું વહાણ છે.

**દેશી**, સ્ત્રી૦ એક રાગની રાગિણી–જે દેશજનને ગમતા અમુક ઢાળે ગવાતી હોય તે; ઢાળ; ગરબી, વગેરે.

**દેશીજન**, ન૦ પોતાના દેશનું જે માણસ તે.

**દેશેદેશ**, અ૦ ઘણા મુલકોમાં; સઘળે ઠેકાણે

**દેશોદેશ**, અ૦ સઘળે; મુલકેમુલક; દેશેદેશ.

**દેહ**, પું૦ [સં] શરીર; તન; કાયા; બદન. રૂ૦ પ્ર૦ દેહપડવો=મરણ પામવું. દેહ ત્યાગ કરવો=મરી જવું. કહે૦ દેહને તે દેવને=પોતે જે ખાઈએ તે દેવને પણ ધરાવીએ; અર્થાત્ જેવું મળતર વા ગજું હોય એવી સેવા થાય. દેહના દંડ તે દેહ ભોગવે=દેહને લગતી જે પીડા હોય તે દેહને ભોગવવીજ પડે.

**દેહદશા**, સ્ત્રી૦ દેહની જે હાલત તે; દેહસ્થિતિ; પોતાના દેહનું ભાન તે. ઉ૦ દેહદશા ગઈ ભૂલીજી. દયારામ

**દેહદંડ**, પું૦ [સં.] દેહને ભોગવવું પડે એવું જે દુઃખ તે; રોગ–વ્યાધિ અથવા શરીર સંબંધિની પીડા તે. (૨) દેહને હાનિકારક એવી જે શિક્ષા તે:–કોઈ અવયવનું છેદન વગેરે. જેમકે ચોરના હાથ–કાંડાં કાપી નાંખવાં; દેહ ઉપર જેનો અમલ કરવામાં આવે એવી શિક્ષા તે. નાક કાપી નંખાવવું વગેરે શિક્ષાઓ તે દેહદંડ.

**દેહરું**, ન૦ દેરું; મંદિર; દેવસ્થાન.

**દેહલડી**, સ્ત્રી૦ દેહ; કાયા; નાજુક બદન તે. કવિતામાં વપરાય છે. ઉ૦ મળવાને ઇચ્છે મંન કે દેહલડી દાઝે દે. દશમ.

**દેહલી**, સ્ત્રી૦ [સં.] ઉંબરો; તળપટ; બારસાખની બેસણી તે.

**દેહાત્મવાદી**, વિ૦ [સં.] દેહ એજ આત્મા છે બીજું કંઇ નથી, એમ માનનાર; નાસ્તિક; ચાર્વાક.

**દેહાંત**, પું૦ [સં.] દેહનો જે અંત-છેડો તે; દેહ પડી જવો તે; મરણ; મોત; મૃત્યુ.

**દેહાંતદંડ**, પું૦ દેહનો અંત આણે એવી જે શિક્ષા તે; મરણ-મોતની શિક્ષા; જીવ લેવાની શિક્ષા તે.

**દેહાંતર**, ન૦ [સં.] એક દેહમાંથી બીજા દેહમાં જવું તે; ફરીને-બીજો અવતાર લેવો તે. એક દેહ છોડી દઇ બીજો દેહ ધારણ કરવો તે.

**દેહી**, વિ૦ [સં.] જેને દેહ-શરીર છે એવું; (પ્રાણી) દેહવાળો જે કોઇ પણ જીવ તે-દેહી; દેહ ધારણ કરેલો હોય એવું; શરીરી; માણસ. પ્રાણી, જીવ વગેરે તે.

**દેહેશત**, સ્ત્રી૦ [ फा. दहशत् ] બીક; ધાસ્તી; ડર; ભય. (૨) ધાક.

**દૈંડવું**, ન૦ નાનો ને ઝેર વગરનો સાપ (૨) પાણીમાંનો સાપ. (૩) રોચકું; વનસ્પતિનો પોચો ઉપલો અંકુર; પ્રરોહ; ઉપલી શાખા. ચોરિયાનું દૈડવું-ડૅડવું.

**દૈ**, જુઓ દઇ; દુઃખ; પીડા. (૨) દૈવ. ૨૦ પ્ર૦ દૈજાણે=દૈવજાણે.

**દૈત્ય**, પું૦ [સં.] દિતિના પુત્રો તે; અસુર; રાક્ષસ; દાનવ. આ દુષ્ટ અને દેખાવે પણ ભયંકર મનાય છે. દેવના ઓરમાન ભાઇઓ તે દૈત્ય. કહે૦ દૈત્યને દયા શી=ક્રૂરને દયા ક્યાંથી હોય? દૈત્ય જેવું=મોટું ને ભયંકર એવું; વિકરાળ.:-મોટો દૈત્ય જેવો સાપ નીકળ્યો હતો.

**દૈનંદિન**, વિ૦ [સં.] રોજનું રોજ; હમેશનું. (૨) અ૦ દરરોજ; પ્રતિદિન.

**દૈનિક**, વિ૦ રોજિંદું; નિત્યનું.:—દૈનિક વર્તમાન પત્રો.

**દૈન્ય**, ન૦ [સં.] દીનતા; ગરીબાઇ; લાચારી; કાર્પણ્ય. (૨) રાંકડાપણું.

**દૈર્ઘ્ય**, ન૦ [સં.] દીર્ઘતા; લંબાણ તે; વિસ્તાર; લંબાઇ.

**દૈવ**, ન૦[સં.]પ્રાણીનાં સુખ દુઃખાદિકના બનાવો બનવાનું જે નિર્માણ તે; હોનાર; નસીબ; ભાગ્ય. જેની આપણને સૂઝ નથી-જે દૈવકૃત છે તે. કહે૦ દૈવ આગળ કોઇ ડહાયું નથી=ગમે તેની લાંબી સમજ હોય પણ થનાર જાણવામાં આવતું નથી. દૈવના ઘરની વેઠ-પીડા; ન ટાળી શકાય તેવું માણસ તે. દૈવગતિ ન્યારી છે=દૈવ શું કરનાર છે તે જણાતું નથી. દૈવને ધ્યાન હોય=ભાગ્યમાં હોય તે થાય છેજ, એમાં દયાથી અન્યથા થતું નથી.

**દૈવગતિ**, સ્ત્રી૦ દૈવજોગ; અકસ્માત, યદૃચ્છા.

**દૈવજોગ**, પું૦ હોનાર બનાવનું બની આવવું તે; ઇશ્વરેચ્છા; નહિ જાણી કલ્પી શકાય એવો જે અણચિંતવ્યો યોગ-બનાવ તે.

**દૈવજ્ઞ**, પું૦ [સં.] દૈવને-બનનાર બનાવને જાણનારો તે; જોશી; ગણક.

**દૈવત**, ન૦ દૈવપણું. (૨) શક્તિ; સત્વ; બળ; જોર; સામર્થ્ય, (૩) જીવ; માલ; સાર; દેવતા.

**દૈવાધીન**, વિ૦ [સં.] દૈવને વશ હોય એવું; દૈવપર જેનો આધાર હોય એવું; મનુષ્યને-પુરુષાર્થને વશ નહિ એવું.

**દૈવિક**, વિ૦ [સં] દેવ સંબંધી; દેવ જેવી બુદ્ધિવાળું. (૨) અલૌકિક; દેવતાઇ; અદ્ભુત; આધ્યાત્મિક; પારમાર્થિક.

**દૈવી**, વિ૦ દૈવ સંબંધી; (૨) અદ્ભુત; અસાધારણ; અજબ.

**દૈવ્ય**. ન૦[સં.] દૈવ; ભાગ્ય.

**દૈશિક**, વિ૦ [સં.] દેશનું; દેશ સંબંધી.

**દૈહિક**, વિ૦ [સં.] દેહનું; દેહસંબંધી; શારીરિક. ઉ૦ ખટ દૈહિક શત્રુને ન જો, પણ વારી શકના ભણીગણી.

**દો**, વિ૦ બે; દ્વિગુણ. કહે. દો દિનકી જુવાની=થોડા વખતનો તનમનાટ.

**દોઆબ**, પું૦ બે નદીઓનાં પાણીનો જેને લાભ મળતો હોય એવો દેશ; બે અથવા વધારે નદીઓ વચ્ચેનો પ્રદેશ.

**દોઇતર**, પું૦ માનાં માબાપ પાછળ નાત જમાડવી તે; દોહિત્ર તરફનું જમણ. (૨) મુએલા માણસ પાછળ ભાદરવા સુદિ આઠમની લગભગમાં જે કોઈ જમણ સુખડીના લાડુ નાતમાં વહેંચવામાં આવે છે તે અને તેને લગતી ક્રિયા.

**દોકડો**, પું૦ રૂપિયાના સોમા ભાગનો નાનો ચલણી સિક્કો; હલકી કિમ્મતનો પૈસો; રૂપિયાના સો નાના નાના હલકી ધાતુના સિક્કામાંનો એકેક તે. કહે. દોકડે ઉંટ મળશે પણ દોકડો ક્યાં ?=વસ્તુ ગમે તેટલી સોંઘી હોય તોપણ પૈસા વગર ક્યાંથી લેવાય ? (૨) વસ્તુ છે પણ તે ખરીદવાનો દોકડો ક્યાં ? એવા અર્થમાં વપરાય છે. વ્યાજ ગણવામાં દોકડાના વળી સોળ આના ગણાય છે; દોકડા વ્યાજ=સેંકડે બાર ટકાનું વ્યાજ. દમડી પણ કહેવાય છે.

**દોકાન**, સ્ત્રી૦ દુકાન. દોકાનદાર–દુકાનદાર. દોકાન માંડવી=વેપાર કરવો.

**દોખમું**, ન૦ [ફા.] દખમું; જરથોસ્તીઓના મડદાં ઠેકાણે પાડવાનું સ્થાન; પારસીઓના શબને અવલમંજલ પહોંચાડવાનું સ્થળ. આ સ્થળ કૂવા જેવું હોય છે. તેમાં શબને ખુલ્લું મૂકવામાં આવે છે. ગીધ વગેરે પંખીઓ તેનું માંસ ખાઇ ગયા પછી હાડપિંજર એક ઉંડા કુવામાં નાંખવામાં આવે છે ત્યાં તે ગળી જાય છે. ઇરાનીઓની શબને ઠેકાણે પાડવાની આ રીત ઘણી જુની છે.

**દોગોટીલો**, પું૦ લુગડાનો ગોટીલો કરીને રમવાની એક રમત. ક્રિ૦ પ્ર૦ દોગોટીલો કર્યા કરવો=આમ તેમ ખાલી રઝળવામાં વખત કાઢી નાંખવો; રમ્યા કરવું.:–છોકરાને નિશાળે મૂક્યો એટલે દોગોટીલો કરતો રહે.

**દોજખ**, ન૦ [ફા.] પાપી જીવને રાખવાનું એક દુઃખદાયક સ્થાન; યમલોકમાં દુષ્ટ કર્મના માણસોના જીવને શિક્ષા કરવાને રાખેલું સ્થાન.

**દોણાયની**, સ્ત્રી૦ બદનામી. આળ.

**દોટ**, સ્ત્રી. દોડવું તે; હડી; દડબડી; ઉતાવળે દોડી જવું તે. (૨) દોડવાની ઝડપ. ક્રિ૦ પ્ર૦ દોટ મૂકવી=આંખો મીચીને સાહસ કરવું;:–દે દરિયામાં દોટ રાખણવાળો રામ છે.

**દોટવું**, ક્રિ૦ અ૦ આળોટવું; લોટવું; જમીન ઉપર પડીને ગડબડવું. ઉ૦ દંડવતે દયાળ મળે તો, બોરિંગ ભૂમિમાં દોટે. નરસિંહ.

**દોટાદોટ**, સ્ત્રી૦ આમ તેમ દોડાદોડ કરી મૂકવી તે; ઉતાવળે કામ કરવું તે; દોડાદોડ. (૨) ઉતાવળ; ધાઇ. ગભરાઇને આમતેમ નાસભાગ કરવી તે. (૩) અ૦ જલદી; તાબડતોબ.:–દોટાદોટ આવજો.

**દોડાવવું**, ક્રિ૦ સ૦ ગેડીનો ફટકો મારીને દડાને જમીન ઉપર ગડબડાવવો; દડો ગડબડ થતો જાય એમ કરવું. ઉ૦ દડુલો દોટાવીઓ. દયારામ.

**દોઠાં**, ન૦ પરસુલીની જાડી પૂરીઓ.

**દોટી**, સ્ત્રી૦ એક જાતનું જાડું કપડું. (૨) કન્યાના બાપને વહેવાઇ તરફથી મળતી બક્ષીસ.

**દોડ**, સ્ત્રી૦ દોડવું તે; દોટ; હડી; દડબડી. (૨) ઉતાવળી ચાલ તે; દોડવાની ઝડપ તે. (૩) ઉતાવળ; ધાઇ. રૂ૦ પ્ર૦ પગદોડ=ફેરા આંટા ખાવાની મહેનત તે; પરિશ્રમ; ચાલી ચાલીને આમ તેમ જવા આવવાને માટે જે શ્રમ લેવો પડે છે તે:—બહુ પગદોડ ના કરતો. દોડ કરવી: વિશ્રાંતિ લીધા વગર ખંતથી પાછળ ને પાછળ મચ્યું રહેવું: પુઠે લાગ્યા રહેવું.

**દોડકાં**, ન૦ ગલકાં જેવાં પણ લંબાઇમાં નાનાં શાકનાં ફળ; દોડકીનાં ફળ. રૂ૦ પ્ર૦ દો-

દડકા ઉલાળવા=નવરા નકામા બેસી રહેવું; વા ખાવો; કાર્ય સિદ્ધિ નહિ થતાં ખાલી રાહ જોતા નકામા બેસી રહેવું. કુંવારા–અનુદ્યોગી રહી જવું.:–લક્ષ્મી ચાંલ્લો કરવા આવી ત્યારે ઉંહું કર્યા કર્યું ને હવે દોડકાં છોલતા રહ્યા. ડોડકાં.

**દોડકી,** સ્ત્રી૦ દોડકાંની વેલ. તુરિયાં અને ગલકાંની વેલના જેવી આ વેલ ચોમાસામાં થાય છે અને શરદ ઋતુમાં તેને દોડકાં આવે છે.

**દોડધામ,** સ્ત્રી૦ દોડાદોડ અને ધમ્માચકડી કરી મૂકવી તે; આમ તેમ ઉતાવળાં કામ કરવું ને ધમચકડ કરવી તે; દોડમદોડા. (૨) ઉતાવળ; ધાઇ. ઉતાવળે કોઈ કામ કરી નાંખવાની ગડબડ દોડધામ.

**દોડમદોડા,** સ્ત્રી૦ ઉતાવળે કરવામાં આવતી દોડાદોડ તે; ગાભરા ગાભરા આમ તેમ દોડવું ને ઉતાવળ કરવી તે; દોડાદોડ–ડી; ઉતાવળા પડી જવું તે.

**દોડવું,** ક્રિ૦ અ૦ લાંબાં પગલાં ભરી બહુ ઉતાવળા ચાલવું; નાસવું; પોડવું. (૨) જોરભેર આગળ વધવું; ઉતાવળા આગળ વધવું. ૨૦ પ્ર૦ દોડનારો થાકે=ઉતાવળે જોરથી ચાલે તે થાકી જાય.

**દોડાદોડ,** સ્ત્રી૦ આમ તેમ દોડવું તે. [૨] ઉતાવળ; ધાઇ; દોડમદોડા.:–અમારે કંઇ દોડાદોડ નથી.

**દોડાવવું,** ક્રિ૦ પ્રે૦ દોડે એમ કરવું; ઉતાવળે ચલાવવું, નસાડવું.

**દોડાવું,** ક્રિ૦ દોડી શકાવું. (૨) ડોડાવું, ડોડા–ફણસલાં આવવાં; ફૂળ અનાજ વગેરેને ફળ ફૂલ આપવા માડવાં.

**દોડી,** સ્ત્રી૦ દોડી, એક જંગલી કુમળી મીઠી વેલ, ઢોર ને માણસના ખાધામાં આવે છે. અંગુઠાના આકારનાં એને ફળ થાય છે તેનું અથાણું કરાય છે. એ ફળ ડોડાં–પાકીને ફાટતાં તેમાંથી રૂના જેવા લાંબા તારવાળાં બી નીકળે છે. [૨] કુમળે થતાં ફળઃ–આકડા દોડી–આકડાની કેરીઓ. [૩] પોટલિયો.

**દોડું,** ન૦ ડોડું, ડોડીનું ફળ. (૨) વિ૦ એક અને બીજાનું અડધું તે; દોઢું.

**દોડો,** પું૦ ડોડો; ફળના ફૂલનો ફણગો; ફૂલ ને ફળના અંકુરાનો ગરેહ–પાથી વિંટાયેલો વિંટો તે.

**દોઢ,** વિ૦ એક અને બીજાનું અર્ધું તે. [૨] વધારે; હદ ઉપરાંતઃ–દોઢડહાપણું દોઢચતુર=ચિબાવલું. દોઢપણો=ગૈકળ; અડધું ગાંડું; દાધારંગું.

**દોઢવવું,** ક્રિ૦ સ૦ દોઢ ગણું કરવું; એક અને બીજું તેના અરધ માપ જેટલું એમ કરવું. (૨) વધારીને વાત કરવી.

**દોઢવું,** ક્રિ૦ દોઢવવું; દોઢું કરવું. (૨) દોરવવું.

**દોઢા,** ન૦ દોઢે ગુણાતો જાય એવો આંકનો ઘડિયોઃ–સવાયા, દોઢા ને અઢિયા શીખ, એટલે આણુપાણના હિસાબ તરત આવડશે.

**દોઢિયાં,** ન૦ દોઢિયું, પૈસોઃ–દોઢિયાં વગર વેપાર થાય છે?

**દોઢિયું,** ન૦ ત્રણ પાઇનો તાંબાનો સિક્કો; પૈસો; કાવડિયું; જનાવાદી; જંઇ; પા આનો. મુંબાઇમાં પૈસાને દાઢિયું કહે છે. (૨) દોઢપને સિવેલું વસ્ત્ર, [૩] બેવડું નહિ પણ અસલ લંબાઇનું દોઢું એવું; પચિયા તરીકે પહેરવાનું ધોતિયું; ઓઢણિયું વગેરે.

**દોઢી,** સ્ત્રી૦ રાજમહેલ–દરબાર કે મોટા ગૃહસ્થના ઘરના આગલા ભાગમાં સિપાઇઓ અને મળવા આવનારાઓને બેસવા માટે કાઢેલી ઓસરી, ખડાળી તે; દેલ્ડી, દેહલી–ઉમરાની બહાર કાઢેલી માંડવી.

**દોઢું,** વિ૦ એક ને અરધું એવું તે, (૨) દોઢે ગુણાય એવો આંકઃ–

**દોણી,** સ્ત્રી૦ સં. દ્રોણી. દૂધ રાખવાની પાટુડી, પારિયો, દૂધ દહિં ને છાશ વગેરે ભરવાનું માટીનું પાત્ર; દોહણી, દહોણી, કહે૦ છાશ લેવા જવું ને ગાંડ પછાડી દોણી=શરમાવું–અચકાવું શા માટે? કોઇપણ કાર્ય જો કરવું હોય તો તે કરતાં શા માટે શરમાવું–કરવું–C૦ દોણી નંકાશે મારી ચોળી છંટાશે, પ્રા. કા.

દોણ્યું, ન૦ દોણી.
દોત, પું૦ ખડિયો; દવાત.
દોતીતો, પું૦ ખડિયો કલમ લઇને કચેરીઓ આગળ બેસી અરજીઓ લખી આપવાનું કામ કરનારો; અરજીઓ લખનારો.
દોથો, પું૦ (બે હતથો) ખોબો; બે હાથ ભરાય એટલો જથો તે; સુંડો.
દોદશ, અ૦ બેઉ બાજુએ; બધી તરફ; આમ તેમ ચારે દિશાએ:–ફુલકું પડ્યું ને લોક દોદશ નાસી ગયા. ઉ૦ નહોર્યું છાજ ને જુની વળી, ભિંતો દોદશ, બેવડ વળી, પ્રેમાનંદ,
દોદરું, જુ૦ દોદળું.
દોદળું, વિ૦ ખળખળી ગયેલું; જીર્ણ, નબળું, અફળાઈ કુટાઇને ભાગી જાય એવું થઇ ગયેલું; મજબુત, સશક્ત નહિ એવું. આ હવેલીનો કરો જરા દોદળો છે માટે ચોમાસા પહેલાં ઉતરાવી નાખો.
દોધક., પું૦ [ સં ] અગિયાર અક્ષરનો એક છંદ–રાગ. ઉ૦ તે ધનના ધણિ ધર્મ તમારો. આમાં ત્રણ ભગણ ને છેલ્લા બે ગુરુ અક્ષર આવે છે.
દોપિરતાં, ન૦ કાગળના કકડા એક બીજા ઉપર ચોઢીને બનાવેલું જાડું અક્ષર ઘુટવાનું પુંઠું:–દોપિરતા ઘુંટવા બેસ.
દોબડું, ન૦ એક જાતનું વાજિત્ર.
દોયલું, વિ૦ ( સં દુઃખ પ્રા દુહં ) દુઃખે કરીને મેળવાય એવું; મુશ્કેલ; અઘરું, ઉ૦ દુઃખ દોયલાંરે, કર્મે લખ્યાં'તાં જો યૌવને સુખ ભોગમાં રે, શાને ઉછેરી તો શીયરે.
દોર,. પું૦ ( સં. દોર ) સુતર, સિંડી, શણ, નાળિયેરના રેસા અને બીજા હરકોઇ તંતુઓને એક સાથે વણી આંબળીને બનાવેલું લાંબું ને મજબુત દોરડું તે. [૨] અમલદારોનો રોફ, જોહુકમી; સત્તાનો લખલખાટ; અભિમાનનો ઉકાળો, અધિકાર; અમલ:–દોરતોર.
દોરડી, સ્ત્રી૦ રસી, પાતળું દોરડું; રજ્જુ. કહે૦ દોરડી બળે પણ આંબળો ન જાય.
દોરડું, ન૦ સુતર, સિંડી અને નાળિયેરનાં છોતાં વગેરેના તંતુઓને એક બીજાની સાથે વણીને બનાવેલો જાડો અને લાંબો આકાર તે, દોર, રજ્જુ.
દોરડો, પું૦ પાતળો દોરો; સિવવાનો દોરો: વણી દીધેલો તંતુ, તાર; સુતર. [૨] જાડો દોરો. (૩) હાથે અથવા ગળે બાંધવાનો ઉન, રેશમ વગેરેની દોરીનો મંતરેલો કે મંતરીને ગાંઠો વાળેલો કકડો તે.
દોરવું, ક્રિ૦ સ૦ અશક્ત–આંધળાને રસ્તો દેખાડવા માટે તેનો હાથ પકડીને ચલાવવું; ધીરે ધીરે હાથ પકડીને પોતાની સાથે ચલાવી લઇ જવું (૨) પોતાના મતને અનુસરાવવું. (૩) આંકવું; સીધી લીટીઓ તાણવી. [૪] ચિહ્ન કરવું, રેખાટવું; મુદ્રા ડામવી:–પાડો આંકવો, આંકેલો સાંઢ [ જાહેરમાં ગમે ત્યાં જવા–ફરવાની જેને છુટ અપાયેલી છે એવું બનાવવાને ]
દોરવવું, ક્રિ૦ સ૦ શરીરને બેસતો ઘાટ આવે તે માટે કપડાના કકડાને એક બીજાની સાથે સિવી લેવાં. (૨) પોતાને વિચારે કે મતે ચલાવવું.
દોરાટવું, દોરા ભરી લેવા.
દોરંગુ, વિ૦ બે જાતના રંગનું, બહુરંગી. (૨) મનરંગી; જેવો જેવો વિચાર મળે તેવો તેવો મત લઇ લે એવું; ચંચળ મનનું; વિચિત્ર એક તરેહનું નહિ એવું:– દુનિયા દોરંગી છે.
દોરિયો, પું૦ જેના વણાટમાં થોડે થોડે અંતરે જાડા દોરાની ભાત હોય એવું કપડું. [૨] પાણી ભરવાનો ઘડો. સોનાની ગુંથેલી સેરોનું ઘરેણું. ઉ૦ આપું રે હજને દોરિયો. નૃસિંહ.
દોરી, સ્ત્રી૦ ઝીણા તંતુ અથવા રેસાઓને સાથે સાથે વણી–આંબળીને બનાવેલો લાંબો આકાર; રજ્જુ; રસી; દોરડી. [૨] સુકાન, ચાવી.–એની દોરી તેના હાથમાં છે જેમ હલાવે–નચાવે તેમ નાચે. [૩] જેના ઉપર આધાર રહેતો હોય તે.

આધારભૂત વસ્તુઃ-જીવન દોરી, આયુષ્યનો તાર=તંતુ. ઉ૦ મારી એની મેળે, જીવન દોરી જતાં જરૂર રામ.

**દોરીછટ**, વિ૦ બન્ને છેડેથી દોરી પકડીને છાંટ પાડેલી હોય તેવું સીધું, દોરાના બે છેડાઓ વચ્ચેની સમાનતા જેવું સરખું.

**દોરો**, પું૦ સુતર, રેશમ કે શણ વગેરેનો રેસો; તંતુ; તાર (૨) ઘણા તંતુઓ સાથે વણી આમળીને બનાવેલો લાંબો આકાર તે; રજ્જુ; રસી. (૩) ગુંથેલી સોનાની સેરોનું ગળે પહેરવાનું ઘરેણું; ઉતરી. (૪) મંતરેલ સૂત્ર; હાથે કે ગળે બાંધવાનું. (૫) કંદોરો; કટિસૂત્ર. ક્રિ૦ પ્ર૦ દોરો કરવો–મંતરીને રક્ષાસૂત્ર બનાવવું. રૂ. પ્ર૦ દોરાધાગો–મંતરેલો દોરો વગેરે તે. દોરા ચીઠી–સારા થવા માટે મંતરાવેલું રક્ષાસૂત્ર કે ચીઠી વગેરે તે.

**દોલ**, પું૦ હિંચકો, ઝુલો. (૨) સ્ત્રી૦ તંગી; ભીડ; કમીના. ઉ૦ રાજકુંવરને શાની દોલ. અખો.

**દોલત**, સ્ત્રી૦ [फा] પૈસો; પુંજી; દ્રવ્ય ધન: ગર્વ. [૨] માલમિલકત; એકંદરે સંપત્તિ તે. રૂ. પ્ર૦ દોલતજ્યાદા–દોલત ઘણી થાઓ, એવા અર્થનો આશીર્વાદ [ ૨ ] ધનવાનના પુત્ર.

**દોલતમંદ**, વિ૦ દોલતવાળો; ધનવાન; પૈસાદાર.

**દોલા**, સ્ત્રી૦ [सं.] હિંચકો; ઝુલો. (૨) ડોળી.

**દોલાગ્ર**, પું૦ ભિતમાંનું કબાટ; ભંડારિયું.

**દોલાયંત્ર**, ન૦ [सं.] હિંચકો આવે–ઝુલાવી શકાય એવી એક બનાવટ; હિંચકાની ગોઠવણ તે. (૨) એક મોટા પાત્રમાં હિંચકાની માફક લટકતું રહે એવું બીજું પાત્ર રાખવાની ઔષધિ બનાવવાને કરવામાં આવતી કરામત તે વૈદકમાં કેટલીક પર્પટી વગેરે ઔષધિઓ દોલાયંત્રથી બનાવાય છે.

**દોલાયમાન**, વિ૦ [सं.] ડગમગતું; હાલતું; ઝુલતું, હિંચકા ખાતું. (૨) ફરી જાય એવું; ભ્રમિત; ચંચળ મનનું.

**દોલિકા**, સ્ત્રી૦ [सं.] ડોળી; દોલા.

**દોલી**, સ્ત્રી૦ [सं] દોલા; ડોળી.

**દોશી**, પું૦ (દેશું દોશી.) ભોળો; સરલસ્વભાવનો; નિખાલસ. (૨) ઉદાર; સખી; દાનશીલ; છુટા હાથનો.

**દોશીવાણિયો**, પું૦ કાપડનો વેપારી; કાપડિયો. દોશી–ણી

**દોષ**, પું૦ [सं.] ભૂલ; ચૂક; દૂષણ [૨] ખોડ ખાંપણ; બરોબર નહિ હોવાપણું તે; ખામી; ઘટ. (૩) ગુનો. વાંક, અપરાધ. (૪) કાળાટીલી, લાંછન. (૫) પાપ. ક્રિ૦ પ્ર૦ દોષ કાઢવો=ખોટ કાઢવી, ખામી કાઢવી તે. દોષ ચઢાવવો=આળ ચઢાવવું. દોષ દેવો= કાળાટીલી આપવી; ખામી કહેવી. દોષ દૃષ્ટિ=ખોડ ખાંપણ શોધનારી નજર તે, આળકારક નજર. દૃષ્ટિદોષ=નજર પડવાથી થયેલું દુઃખ, અશુભ.

**દોષા**, સ્ત્રી૦ [ सं. ] રાત્રિ: રજની. દોષાકર= ચંદ્રમા.

**દોષિત**, વિ૦ [सं.] દોષવાન, ગુનેગાર, અપરાધી. (૨) પાપી, જેને કંઇ દોષ લાગેલો હોય એવું.

**દોષી**, વિ૦ [सं.]દોષવાળું, જેનામાં દોષ હોય તેવું, અપરાધી.

**દોસ્ત**, વિ૦ જેમની વચ્ચે સ્નેહભાવ બંધાયેલો હોય તેમાંનું અકેકું; પ્રીતથી વળગેલું. (૨) ના૦ મિત્ર, ભાઇબંધ, સાથી. (૩) સ્નેહી, યાર, સોબતી.

**દોસ્તદાર**, પું૦ [ फा. ] મિત્ર, ભાઇબંધ, સોબતી, સ્નેહી, યાર.

**દોસ્તદારી**, સ્ત્રી૦ મૈત્રી, ભાઇબંધી, સખ્ય.

**દોસ્તી**, સ્ત્રી૦ ભાઇબંધી. મૈત્રી, સખ્ય, સોબત.

**દોહણી**, સ્ત્રી૦ [ सं दोहनी ] પશુઓની માદાઓના આંચળમાંથી દૂધ દોહી લેવાનું માટીનું કે ધાતુનું માટલી જેવું વાસણ, દદોણું. પાટુડું. પાટિયો, ગોરસિયું.

**દોહણું**, ન૦ દોહણી. (૨) દોહવાના ઉપયોગનું એવું જે તે. (૩) દહોવું તે. દોહવાનું કામ તે. ઃ–પાંચ પચીસ ગાયનું

દોહણું એક જણીથી કેમ બને ?

**દોહદ**, પુંં [ સં. ] ગર્ભિણી સ્ત્રીને જે ખાવા પીવા વિહરવાની અભિલાષા-ઇચ્છા થાય છે તે, અભાવા, લાલસા. દોહદવતી=ગર્ભિણી ગર્ભવતી.

**દોહન**, નં૦ દહોવું તે, દહોઇ કાઢવું તે. (૨) સત્વ, સાર, ચુંટી કાઢેલાં પદ્ય-ગદ્ય વગેરે તે.:-કાવ્યદોહન.

**દોહરો**, પુંં૦ દહોરો, દુહો, અનુષ્ટુપ જેવું ચારપદનું એક નાનું પદ્ય. એના પહેલા ચરણમાં તેર અને બીજામાં અગિયાર માત્રાઓ આવે છે. ગુજરાતીમાં તે સાધારણ પદ્ય છે, દોહા, એને ઉલટાવીને બોલતાં સોરઠો થાય છે. દોહરો ઘણા ઢાળે ગવાય છે. ઉ૦ શું જેશો તનની છબિ, એમાં નથી નવાઇ, દેખો મુજ મનની છબિ, ભલા પરીક્ષક ભાઇ. કંદર્પકાં૦

**દોહવું**, ક્રિ૦ સ૦ પશુની માદાઓના આંચળમાંથી દૂધ કાઢવું. (૨) થોડે થોડે સારરૂપ સત્વ ખેંચી લેવું, સાર લઇ લેવો. રૂ૦ પ્ર૦ દોહવાઇ જવું=સત્વયોવાઇ નીકળી જવું, બીજાના ખેંચવાથી સત્વ જતું રહેવું, સત્વહીન થઇજવું.

**દોહિત્ર**, પુંં૦ દીકરીનો દીકરો તે, દૌહિત્ર.

**દોહેલું**, વિ૦ અઘરૂં; મુશ્કેલ; દુઃખે પાર પડે તેવું; દુષ્કર.

**દોંગાઇ**, સ્રી૦ ધૂર્ત્તતા; શઠતા; દોંગાપણું.

**દોંગું**, વિ૦ લુચ્ચું; ઠગ; ધૂર્ત્ત; શઠ. (૨) જાડું, માંસલ; ભરેલા શરીરનું.

**દૌત**, પુંં૦ ખડિયો.

**દૌત્ય**, નં૦ [ સં ] દૂતનું કામ તે; દૂતપણું તે.

**દૌર્બલ્ય**, નં૦ [ સં. ] દુર્બળતા; નબળાઇ; કમજોરી.

**દૌવારિક**, પુંં૦ [ સં. ] દ્વારરક્ષક; પ્રતીહારી; દરવાન.

**દૌહિત્ર**, પુંં૦ [ સં. ] દુહિતાનો પુત્ર; દોહિત્ર; દીકરીનો દીકરો.

**દૌહિત્રી**, સ્રી૦ [ સં. ] દીકરીની દીકરી.

**દ્યુતિ**, સ્રી૦ [ સં. ] પ્રકાશ; તેજ; પ્રભા; કાંતિ; ભભક. (૨) જ્યોત; જ્વાળા; ઝાળ. ઉ૦ દ્યુતિ જેષમ ભવભાલ નેત્રજન્મા.

**દ્યૂત**, નં૦ [ સં ] હોડવાળી હારજીતની રમત; જુગટું; જુગાર; સરત બકીને દાવ ખેલવો તે.

**દ્યોત**, પુંં૦ [સં.] પ્રકાશ; તાપ. (૨) જ્યોત; ઝાળ.

**દ્યોતક**, વિ૦ [ સં ] અજવાળું પાડનાર; દર્શાવનાર; દેખાડનાર. દર્શક.

**દ્યોતન**, નં૦ [ સં. ] પ્રકાશન; દર્શન. દીપી-પ્રકાશી રહેવું તે.

**દ્યૌ**, સ્રી૦ [સં.]આકાશ. વ્યોમ; ગગન.(૨)સ્વર્ગ.

**દ્રઢિમા**, સ્રી૦[સં.]મજબુતાઇ; દૃઢતા; અકમ્પપણું.

**દ્રવ**, પુંં૦ [ સં. ] ગળેલો-ઝમેલો રસ તે; ઘન દ્રવ્યનું જે પ્રવાહી તે; ઓગળેલો પાણી જેવો પાતળો રસ; ગળીને બનેલો રસમય પદાર્થ તે;. નિગાળ.

**દ્રવવું**, ક્રિ૦ અ૦ દ્રવ-રસરૂપ થવું; ઓગળવું; પીગળવું; ગળવું; પ્રવાહી થવું. (૨) ગદ્‌ગદ્ થઇજવું; ઢીલું થવું. લાગણીઓથી રસમય બની જવું. (૩) ઝરવું; નીગળવું; સ્રવવું; પ્રવાહી રૂપે ઝળવું; ટપકી જવું; ગળીપડવું.

**દ્રવિત**, વિ૦ [ સં. ] ગળીને પ્રવાહી થયેલું; રસમય થયેલું; ગળેલું; ઓગળેલું. (૨) ગદ્‌ગદિત; નરમ, ઢીલું; પોચું.

**દ્રવીભૂત**, વિ૦ [ સં. ] ગળી-ઓગળી ગયેલું હોય એવું; રસમય-પ્રવાહી થઇ ગયેલું. (૨) લાગણીઓની અસરથી ગદ્‌ગદ્ થઇ ગયેલું હોય એવું; પોચું; ગળી પડે એવું.

**દ્રવીકરણ**, નં૦ [સં.] ઓગળીને પ્રવાહી-રસમય થઇ જાય એમ કરવું તે; ઓગાળવું તે; રસમય કરવું તે.

**દ્રવ્ય**, નં૦ [ સં. ] પૈસો; ધન; નાણું. (૨) વસ્તુ; પદાર્થ; ચીજ. નવ પદાર્થોમાંનું એક એક તત્ત્વ તે. ૧ પૃથ્વી, ૨ પાણી, ૩ તેજ, ૪ વાયુ, ૫ આકાશ, ૬ કાળ, ૭ દેશ, ૮ આત્મા ને ૯ બુદ્ધિ.

**દ્રવ્યવાન**, વિ ધનવાન; પૈસાદાર.

**દ્રાક્ષ**, સ્રી૦ [ સં. ] ખાટા મીઠા રસવાળા નવુમખાદાર ફળતીનાં અ વેલ એકને

તેનાં લીલાં સુકાં ફળ તે; મધુરરસા; કિસમિસ; આંગૂર. દરાખ. દ્રાક્ષાસવ-દ્રાક્ષનો કાઢો. આસવ તે; મસાલો નાંખીને દ્રાક્ષનો કાઢા જેવો રસ બનાવવામાં આવે છે તે; દરાખનો દારૂ. દરાખની મિઠાશ એવી તો સારી હોય છે કે કોઈપણ મિઠાશને તેની ઉપમા આપવામાં આવે છે.:-મીઠું દરાખ; દ્રાક્ષ જેવું મીઠું.

**દ્રાવક,** વિ૰ [ સં. ] ગાળી-ઓગાળી નાંખે એવું. (૨) ઝરાવી દે એવું. (૩) રસવી-લાગણીઓની અસરથી ગદગદ કરી નાંખે એવું; ઢીલું કરી નાંખે એવું.:-હૃદયદ્રાવક.

**દ્રાવણ,** ન૰ [ સં. ] ઘનરૂપ તજીને પ્રવાહી રૂપમાં-ગળીને બનેલું રસમય તત્ત્વ તે; ઓગળીને બનાવેલું પ્રવાહી તે; પ્રવાહી કરેલું હોય એવું જે તે; દ્રવરૂપ બનાવેલું તે.

**દ્રાવિડ,** વિ. [ સં. ] દ્રવિડ દેશનું; દ્રવિડ સંબંધી.:-દ્રાવિડ બ્રાહ્મણો.

**દ્રુ,** ક્રિ૰ અ૰ ગળવું; ઝરવું; ટપકવું; નીગળવું.

**દ્રુત,** વિ૰ [ સં. ] ગળેલું; ઝરેલું; ટપકેલું. (૨) ઉતાવળે પડેલું; ઉતાવળે આમતેમ વિંજાઇ ગયેલું.

**દ્રુતવિલંબિત,** ન૰ [ સં. ] બાર અક્ષરનો એક ગણમેળ છંદ; વૃત્ત. એમાં ન, ભ, ભ ને ર, ગણ આવે છે. ઉ૰ ભવનમાં વનમાં કહિં ના ગમે.

**દ્રુપદ,** પું૰ પચાલ દેશનો મહાભારતના સમયમાં એક રાજા; દ્રૌપદીનો પિતા. દ્રોણ ને દ્રુપદ એ બે ભારદ્વાજ પાસે ધનુર્વિદ્યા શીખતા રહ્યા હતા. ભણીને ગયા પછી દ્રુપદ રાજા થયા ત્યારે દ્રોણ એકવાર શાળાના ગોઠિયાને ભાવે તેમની પાસે કંઈ માગવા ગયા. દ્રુપદે કહ્યું કે, ચાલ ભિખારડા ! ભિક્ષુકને અને રાજાને તે મૈત્રી હોય ? દ્રોણને આથી બહુજ ખોટું લાગ્યું. પછી પોતાના શિષ્ય પાંડવો પાસે દક્ષિણામાં તેને બંધાવી મગાવ્યો અને તેનું અરધું રાજ્ય લઈ લેઇ છુટો મૂકયો. વળી કહ્યું કે 'જો હવે આપણે સમાન થયા ને મૈત્રી શોભી.' દ્રુપદને ઘણું લાગી આવવાથી દ્રોણને મારે એવો પુત્ર માગવાને યજ્ઞ કર્યો. દ્રષ્ટદ્યુમ્ન ને દ્રૌપદી તે યજ્ઞથી થયાં. દ્રષ્ટદ્યુમ્ને મહાભારતના યુદ્ધમાં કપટથી દ્રોણને માર્યા.

**દ્રુમ,** ન૰ [સં.] ઝાડ; વૃક્ષ; પાદપ; તરુ. ઉ૰ પૂછ્યું ઉંચા દ્રુમને, તારી ગગને ગઇ ડાળ, તરુવર ! જો મારોવતી, કહિં દિસે ભૂપાળ. ભૂલી. પ્રેમાનંદ.

**દ્રોણ,** પું૰ [સં.] એક માપ; મુંડો. (૨) દડિયો; પડિયો.

**દ્રોણ,** પું૰ [સં.] ભારદ્વાજના પુત્ર અને કૌરવ પાંડવના ધનુર્વિદ્યાના ગુરુ. તે યુદ્ધવિદ્યામાં બહુજ નિપુણ હતા. મહાભારતના યુદ્ધમાં એ કૌરવોના પક્ષમાં સેનાપતિ હતા. કૌરવ પાંડવોમાં તેઓ દ્રોણાચાર્ય કહેવાતા હતા. તેમને અશ્વત્થામા નામે પુત્ર હતો.

**દ્રોહ,** પું૰ [સં.] પેટમાં પેસીને દગો દેવો તે; અનિષ્ટચિંતન; અપક્રિયા. છુપો વધ તે. સમજાવવું એક રીતે અને વર્તવું ઉલટી રીતે-સામાને ગેરલાભ થાય એમ તે. ક્રિ૰ પ્ર૰ દ્રોહ દેવો.=છુપી રીતે દગો દેવો.

**દ્રોહી,** વિ૰ [સં.] દ્રોહ દેનાર; દ્રોહ વૃત્તિનું; કપટી; લુચ્ચું.

**દ્રૌપદી,** સ્ત્રી૰ પચાલ દેશના રાજા દ્રુપદની કુંવરી અને પાંચ પાંડવોની સ્ત્રી. તે સ્વયંવરથી પાંડવોમાંના અર્જુનને વરી હતી. યુધિષ્ઠિર રાજા દ્યુતમાં એને હાર્યા હતા. દુઃશાસને તેને ચોટલો ઝાલી સભામાં આણી વસ્ત્ર ખેંચ્યાં હતાં. બહુ સહનશીલતાથી તેણે સ્વામીની સાથે આ અપમાન સહન કર્યું અને બાર વર્ષ વનમાં તેમની સાથે રહી તથા તેરમું વર્ષ અજ્ઞાતવાસમાં રહેવા નામ બદલીને રાજાની રાણીઓના ચોટલા વાળવાને રહી. ત્યાં રાજાના સાળા કીચકે તેને દુઃખ દીધું. આખરે તેણે પોતાના પતિઓને ઉશ્કેરી રાજ્યમાટે મહા યુદ્ધ કરાવ્યું અને પટરાણી થઇ.

**દ્વંદ્વ,** ન૰ [ સં ] જોડ; જોડું, જોડકું, જુમલ

મિથુન, યુગ્મ. [૨] રહસ્ય. [૩] ઝગડો કલહ; કંકાસ. (૪) એ નામનો એક શબ્દ-સમાસ વ્યાકરણમાં [૫] બીરૂબીરૂએ માત્ર બે જણે લડવું તે. દ્વંદ્વયુદ્ધ=બીરૂબીરૂનું યુદ્ધ, બે પક્ષમાંના એકેક જણ વચ્ચે લડાઈ થવી તે.

દ્વંદ્વયુદ્ધ, ન૦ [ સં ] સરખે સરખા માત્ર બે જણાએજ લડવું તે.

દ્વાદશ, વિ૦ ( સં ) બાર, દસને બે. ૧૨.

દ્વાદશા, ન૦ મુએલા માણસની ક્રિયા કરવાનો બારમો દિવસ; બારમું.

દ્વાદશી, સ્ત્રી૦ [ સં ] પખવાડિયાની બારમી તિથિ તે, બારસઃ-વામનદ્વાદશી.

દ્વાપર, પું૦ [સં] ચાર યુગમાંનો ત્રીજો યુગ તે.

દ્વાર, ન૦ [ સં ] બારણું; દરવાજો, ઘર વગેરે આધાર જગામાંથી બહાર નીકળવાનો માર્ગ તે; બહાર અને અંદર જવા આવવાનો માર્ગ-વિવર રસ્તો તે. ( ૨ ) આંગણું. ( ૩ ) રસ્તો; માર્ગ.

દ્વારકા, સ્ત્રી૦ આગલા સોરઠ અને હાલના કાઠિયાવાડ દ્વીપકલ્પના છેક પશ્ચિમ નાકા ઉપર આવેલી અસલી યાદવવંશીઓની શ્રીકૃષ્ણની રાજધાની. દ્વારકાયાત્રાના એક મોટા ધામ તરીકે આખા હિંદુસ્તાનમાં જાણીતું છે. ૨૦ પ્ર૦ દ્વારકાની છાપ=સર્વમાન્ય, પ્રસિદ્ધપત્ર, સારીપ્રસિદ્ધિ.

દ્વારપાળ પું૦ [ સં ] બારણું સાચવનારો માણસ; દરવાન; પ્રતીહાર, વત્રધર; કંચુકી.

દ્વારા, અ૦ મારફત; માર્ગે; થી-થકી:-લોક દ્વારા શા માટે કહેવરાવે છે ?

દ્વારામતી, સ્ત્રી૦ દ્વારકા. ઉ૦ દ્વારામતી પતિને જઇ કહેજો. રૂકિમણીવિવાહ.

દ્વારિકા, સ્ત્રી૦ દ્વારકા. ઉ૦ દ્વારિકાના વાસીરે.

દ્વિ, વિ૦ [ સં ] બે.

દ્વિગુણ, વિ૦ બમણું; બેગણું, બેવડું.

દ્વિજ, પું૦ ( સં ) બ્રાહ્મણ, વિપ્ર. ( ૨ ) પંખી, અંડજ. બે વાર જન્મેલું તે.

દ્વિજરાજ, પું૦ દ્વિજમાં રાજા જેવું જે તે, ઉત્તમ બ્રાહ્મણ; વિપ્રવર્ય. [૨] ગરુડ; હંસ.

દ્વિતીય, વિ૦ [ સં ] બીજું; બીજા નંબરનું.

દ્વિતીયા, સ્ત્રી૦ બીજ, બીજતિથિ. ( ૨ ) બીજી વિભક્તિ.

દ્વિધા, અ૦ [ સં ] બે પ્રકારે, બે રીતે, બે ભાગે વહેંચાયેલું હોય તેમ.

દ્વીપ, પું૦ [ સં ] જેની ચારે પાસ પાણી વિંટાયેલું હોય એવો જમીનનો ભાગ તે, બેટ, ટાપુ. પૃથ્વી ઉપર સાત દ્વીપો છે તેમાંના જંબુદ્વીપમાં આપણે છીએ. ( ૨ ) હાથી; ગજ.

દ્વીપી, પું૦ બરફનો ચિત્તો; વાઘ.

દ્વીપકલ્પ, પું૦ ત્રણ બાજુએ પાણીથી વિંટાયેલો જમીનનો ભાગ તે, જમીનનો જે ભાગ પાણીમાં ધસી ગયેલો હોય તે-કાઠિયાવાડ દ્વીપકલ્પ; હિંદી દ્વીપકલ્પ.

દ્વેષ, પું૦ [ સં ] ખાર, કીનો, વેર. અદેખાઇ ઝેર, ઈર્ષા.

દ્વેષભાવ, પું૦ દ્વેષની લાગણી તે; વેરભાવ; અદાવત.

દ્વેષી, વિ૦ ઝેરીલું, ખારીલું, વેરી, કીનાખોર; મનમાં વેરભાવ રાખે એવું.

દ્વૈત, ન૦ (સં) જુદાપણું, બેપણું, ભિન્નતા. (૨) જુદાપણું; ભેદ ભાવ. ઉ૦ ગોરિ ! કંકણ તો ત્યારે મળશે, જ્યારે દ્વૈતનાં અંતર ટળશે, દ્વિભાંત તે. ઉ૦ મુજમાં સૌ હું સર્વાતીત, હું છું ત્યાં નહિ દ્વૈતાદ્વૈત, અખો.

દ્વૈતમત, ન૦ ( સં ) જગત અને ઈશ્વર એ બે જુદાં છે એવું જે મત તે; જીવ, જગત અને ઈશ્વર બધું માત્ર એકજ છે એવું મત નહિ તે, બેપણું માનવું તે; એકથી વધારે બેને માનવાનું મત તે.

દ્વૈતવાદી, વિ૦ [ સં ] જીવેશ્વર એક બીજાથી ભિન્ન છે એવા મતનું.

દ્વૈપાયન, પું૦ વ્યાસ, પરાશર અને સત્યવતીના પુત્ર.

## ધ.

ધ, પું૦ ( સં ] ગુજરાતી વર્ણમાળાનો ત્રીસમો અને વ્યંજનોમાંનો ઓગણીસમો અક્ષર. [ ૨ ] ધનવાળો કુબેર.

ધક, સ્ત્રી૦ ધકાવીને-દાબીને ઉતાવળે કામ લેવું તે; ત્વરા. ( ૨ ) તરસ, સોસ; ધખ, તાવ વગેરે આતસને લીધે થતા ધખારાને શાંત પાડવાને માટે વારંવાર પાણી લેવાને થતી જે માગ-ઇચ્છા તે.

ધકાર, પું૦ [ સં ] ધક્કો, ધ, એવો અક્ષર અને ઉચ્ચાર તે.

ધકારવું, ક્રિ૦ સ૦ ઝડપથી કામ ચલાવવું. ઉતાવળ કરવી; ધમકારાબંધ-નગર વિરામ લીધે કાર્યને આગળ ને આગળ ચલાવવું; ત્વરાએ કામ લેવું, ધકેલવું;-ધકાવો સાંજ પડવા આવી અને બધું કામ જતા પહેલાં તૈયાર જોઇશે; જલદી કરવું.

ધકેલવું, ક્રિ૦ સ૦ ધક્કો મારીને આગળ ઠેલવું-વધારવું, જોરથી આગળ ખસેડવું, હડસેલવું. ( ૨ ) મોકલવું, આગળ જાય તેમ કરવું, જતી વસ્તુઓ સાથે અડાડી દેવું:-આ બે પારસલ બુક પોસ્ટમાં ધકેલી દોને, પહોંચતું કરવું. રુ૦ પ્ર૦ ધકેલપંચા દોઢસો=ત્વરાથી આગળ ધુસાડી દીધું એટલે ચાલ્યું જાય, ઉતાવળમાં એ તો એમનું એમ ચાલે, એવા અર્થમાં, આ પ્રમાણે બોલાય છે. વળી આશરે અડાવી દીધું ને ચાલ્યું, એવો પણ અર્થ રાખે છે.—મેં તો ધકેલપંચા દોઢસો ઉતાવળમાં કહી દીધું પણ ખરું પડયું ને ચાલ્યું ગયું.

ધકોરા, પું૦ બુઠો તીર; ફળાને ઠેકાણે ઈંગોરો કે ગાથાવાળો ખાલો બેસાડેલો હોય એવો તીર. (૨) ૩ અથવા ઉનની મોટી પોચી ગાંસડી.

ધકકંધકકા, સ્ત્રી૦ એકમેકને ધક્કા મારવા તે; ધક્કાધક્કી; ઠેલાઠેલ. (૨) ભીડ; ગીરદી;

ધકકામુકકી, સ્ત્રી૦ ઘણી ગીરદી અથવા ભીડાભીડ હોવાથી એક બીજામાં ઠેલાઠેલ અને વખતે મુક્કી ચાલે એવું તે; ધાંધલ; સંક્ષોભ; ઠેલંઠેલા થવી તે. આગળ વધવાને અથવા માગ કરવાને પીડ ને ખભાનો અથવા છેવટ મુક્કીનો ઉપયોગ થતો હોય એવી જે ભીડ તે. (૨) હાથોહાથિયા મારામાર થવી તે.

ધકકો, પું૦ પીડ કે ખભાથી હડસેલવું તે; આંચકો; હડસેલો; ઠેમલો. (૨) આફત; નુકસાન; તોટો;-વેપારમાં જબરો ધક્કો લાગ્યો. ( ૩ ) જઇ આવવું પડવું તે; આંટો; ફેરો; ચક્કર.:—બે ધક્કા ખાધા પણ તે મળ્યો નહિ. [૪] ડક્કો; ધાટ; ઓવારો. [૫] રેલવે મારફત આવતા માલ ઉતારવાને બાંધેલો ચોતરો. ક્રિ૦ પ્ર૦ ધક્કો મારવો=ફેરો ખાવો. ધક્કે ચઢવું=વાયદે પડવું; આઘું ઠેલવું;

ધખ, સ્ત્રી૦ :ઝંખના; મનમાં રમ્યા કરતી ધારણા; વલોપાત. (૨) તરસ; સોસ. (૩) ધગધગવું તે; ગરમી; તપારો.

ધખમખ, સ્ત્રી૦ ઉતાવળ; ત્વરા; ધાઈ.

ધખવું, ક્રિ૦ અ૦ ધીકવું, ખૂબ ઉનું થવું; ખૂબ તાપ થવો. (૨) ખિજાવું; ગુસ્સે થવું; ભડકવું.

ધખારો, પું૦ ધખધખાટ; બાફ; તપારો; અતિ ગરમી. (૨) શોચના; ઝંખના; અમુક આમ કરવું અથવા આમ થશે, એવો જે વિચાર વારંવાર મગજમાં ઘુમ્યા કરવો તે; મનમાં પેસી ગએલી ભ્રમણા.

ધખાવવું, ક્રિ૦ સ૦ ખૂબ ઉનું કરવું; ધખધખાવવું; ખૂબ લગાડવું; ઘણી ગરમી થાય એમ સળગાવવું. (૨) ભડભડાવવું.

ધગડું, ન૦ સિપાઇને માટે તુચ્છકારનો વપરાય છે. (૨) ગાંડની બન્ને બાજુ પરનો જાડો ને માંસલ અવયવ-ભાગ તે; કુલો; થાપો; બેસણીનો અવયવ.

ધગડો; પું૦ કુલો; થાપો. (૨) લંગોટી વાળવાથી જેનાં ધગડાં ખુલ્લાં દેખાતાં રહેતાં હોય એવો બાવો; સાધુ [ તિરસ્કારમાં. ]

**ધગધગતું**, વિ૦ ખૂબ ગરમ થયેલું; ધગતું—ઝળઝળ બળી રહેલું હોય એવું; તાતું; ઝળઝળ થતું:—ધગધગતો ડામ.

**ધગધગવું**, ક્રિ૦ અ૦ ઘણા જોરથી બળવું; સખત ગરમી નીકળે એમ સળગવું; ઘણું જ ગરમ થવું; ઝળઝળ બળવું.

**ધગા**, તાપ; ગરમી.

**ધગારી**, સ્ત્રી૦ ધીકડી; શરીરમાં જે આછો તાવ હોય તે; જીર્ણજ્વર:—તાવની ધગારી.

**ધચુપચુ**, અ૦ ઢચુપચુ; કરવું ન કરવું એવો જે અનિશ્ચય તે; સંકલ્પ વિકલ્પ; નક્કી નહિ એમ:—અમારે જવાનું ધચુપચુ છે.

**ધજ**, વિ૦ ( સં. ધ્વજ ) ઉન્નત; ઉંચું; શ્રેષ્ઠ; સર્વોત્તમ; શ્રીકાર. (૨) બરછા જેવું ટટાર; ખગડદાર; સશક્ત; જાજરમાનઃ—હજી તો ડોસો કકડધજ છે.

**ધજા**, સ્ત્રી૦ [ સં. ધ્વજા.] મકાન કે મંદિર ઉપર ખોસેલી પવનમાં ફરફરતી રહે એમ ભગવા લુગડાનો કકડો બાંધેલી લાકડી; પતાકા; વાવટો; ઝુંડો; દૂરથી દેખાય એમ ઉંચે પવનમાં ફરફરતું રાખેલું અમુક ચિન્હ—રંગવાળું કપડું વગેરે તે; નેજો. ક્રિ૦ પ્ર૦ ધજા ચઢાવવી=શત્રુનું નગર વગેરે લઇ તેની ઉપર પોતાનો વિજય થયેલો દેખાડવો; સરકરવું. (૨) ફત્તેત કરવું; લોકમાં જાહેર કરવું; લોકમાં જાહેર કરવું. ધજા બાંધવી=જય મેળવવો. લોકમાં જાહેર કરવું; ફત્તેતી કરવી. ઉ૦ ઉટડિયાની ધોળી ધજા વેગળેથી દેખાય. જયનું નિશાન. ધજા ઉડાડવી=જેજેકાર કરાવવો; ડંકો વગાડવો.

**ધજાગરો**, પું૦ ધજા પકડનારો માણસ. [૨] ધજાનો ડાંડો તે.

**ધટ્રી**, સ્ત્રી૦ બાળકની ટુંકી મુટકી; કૌપીન; લંગોટી મારવાનું રેશમી અથવા સૂતરનું ટુંકા પનાનું કપડું.

**ધડ**, ન૦ ( દે. ધડ ) માથા વગરનું શરીર; શિર રહિત કલેવર; કબંધ:—ધડ કેટલી-એવાર ઝુઝ્યું—લડ્યું. ( ૨ ) મૂળાધાર; પાયો:—ધડ વગરની વાત છે. [૩] અ૦ પહેલે; પ્રથમ, આગળ, મૂળથી; શરૂઆતથી:—ધડથીજ મેં એને કહ્યું હતું. (૪) વગર વિલંબે; આચકો ખાધા વગર; એકદમ; તરત; વિચાર કર્યા કે વાટ જોયા વગર; એકદમ સપાટે. કશા કારણ્યા વગર એકદમ ધડ દઇને મારવા લાગ્યો. ધડ દઇને તમાચો ચોઢી દીધો.

**ધડક**, સ્ત્રી૦ ધડકવું તે; થડક, ધ્રુજારો, કંપ; હૃદયની ધ્રુજ તે; ભય—બીક વગેરેથી છાતીનું ધ્રુજવું તે. (૨) ભય, સોફ, બીક; ફડકારો;—એને ધડક પેસી ગઇ.

**ધડકણ**, વિ૦ થરથર થાય એવું, બીકણું; ડરકણ; કાયર. ઉ૦ કિયા ધડકણને ધીર, કિયા ગુણ હીણ ને દાતા. શામળ.

**ધડકધડક**, અ૦ ધડકતું હોય તેમ, હૃદયનું જોરથી ચાલવું તે; ધડધડ થવું તે, ઉપસવું ને બેસી જવું એમ થવું તે; ભયથી—સોફથી ઉછળતું હોય તેમ; ધબધબ. ફટકફટક;—વાઘ નાસી ગયો અને પોતે બચી ગયો તેમ છતાં હજી એની છાતી જોને કેવી ધડક ધડક થાય છે. ઉછળવું, જોરથી ચાલવું તે.

**ધડકવું**, ક્રિ૦ અ૦ જોરથી ધ્રુજીને ચાલવું; જોસને ઝપાટે ઉંચુંનીચું થવું, ધારતી—ભય લાગવાથી ઉછળવું; ધબધબ થાય તેમ ચાલવું. ક્રિ૦ પ્ર૦ છાતી ધડકવી=ભય વગેરેના કારણથી હૃદય જોરથી ધબકવું. ઉ૦ અણુંધે ઉર ધડકે નહિ, પાડે વાઘ બરાડ, વઇદરભી વનમાં વલવલે. પ્રેમાનંદ, એની છાતીએ ધડકી નહિ=મગજે બીધો નહિ. (૨) દયા આવી નહિ; 'શું કરું છું' એમ લાગ્યું નહિ.

**ધડધીબ**, અ૦ ઓચિંતું તૂટી પડતું હોય તેમ; ધડધડ એમ થઇને તરત.—ધડધીબ નીચે પડ્યો.

**ધડધડ**, અ૦ ધારાબંધ પડતું હોય તેમ, પડતી ધારાઓના અવાજનું અનુકરણાત્મક રૂપ; ઉપરાઉપરી પડતી ચીજનો અવાજ તે, ધડધડ પાણી પડવા માંડ્યું. (૨) એ-

એકદમ જોરભેર; ધડેડાટ. (૩) થડથડ; ઉપરાઉપરી; તેણે તો ધડધડ એને તમાચા ચોઢી દીધા.

ધડધડાટ, પું૦ ધડધડ થવું તે; ઉપરાઉપરી પડતી વસ્તુઓનો ધડધડ એવો જે અ-વાજ તે. (૨) રોફ, સપાટો, ચીમકી, તે-જદાર દેખાવ. [૩] ધડધડ કે ફડફડ થાય તેમ;—ફટાકડા સળગાવ્યા એટલે ધડધડાટ દાદર ઉતરી પડયો.

ધડબડધડબડ, અ૦ ધબધબ, એવો અવાજ થાય તેમ. ઉ૦ રાતે તો માડે રંજાડ, ધડબડ જાણે આવી ધાડ.

ધડમધડા, સ્ત્રી૦ મારામાર, ધડાધડ, ધડોધડ. એક બીજાપર માર પડવો તે. લડાઇ, ટંટો. [૨] અ૦ ઉપરાઉપરી; એક પછી એક, ધડોધડ એમ.

ધડાકાબંધ, અ૦ સપાટાબંધ, ગર્જના સાથેજ, ચપટી વગાડતામાં, એકદમ. ધડાકો કરતા-ની સાથેજ;—એની પાસેથી તો હું ધડાકા-બંધ નાણું લઇશ.

ધડાકો, પું૦ જોરદાર મોટો અવાજ; ભડાકો, ભારે અવાજ. ઉ૦ ભલો બુરો તોપ તણો ધડાકો, હવા વિષે હોય જતો હડાકયો. (૨) સાંભળનાર ચોંકે એવી વાત—બોલવું તે, ભડાશ, ખોટી વાત. (૩) જોરભેર મારે-લો સપાટો, ઝપાટામાં કરી નાંખેલું કામ વગેરે તે,—તેં ઠીક ધડાકો માર્યો=બહુ જ-લ્દી કામ પતાવ્યું. શરમ રાખ્યા વગર જે કંઇ કહેવાનું હોય તે આદેશક વાણીએ સામે મોઢે કહી દેવું તે.

ધડાધડ, અ૦ ઉપરા ઉપરી અવાજ થાય તેમ; તડાતડ; ઉપરાઉપરી, એક પછી એક—ધડધડ. ઉ૦ પાછળ માર ધડાધડ પડશે, કોઇ એક મંદ ચાલતાં. દયારામ.

ધડાધડી, સ્ત્રી૦ જોરમાં ચાલેલી મારામારી, સામ સામે ધડાધડ ફટકાવવામાં આવે તે, જોરથી ચાલે એવી મારામારી કે બોલા-બોલી તે. [૨] ઉતાવળ, ત્વરા, ધાઇ; ધ-માલ, ધમ્મંધમ્મા.(૩)અગત્ય, જરૂર. (૪) લેવાની પડાપડી, તડી પડી રહેવી તે. ખૂબ હોંસાતુંસી ને બીડાબીડ થઇ હેવી તે;-મવારમાં ધરાકો ધડાધડી કરે છે.

ધડી, સ્ત્રી૦ ઘણો માલ જોખવાને માટે પલ્લામાં કાયમનું જે વજન બાંધવું તે, કાટલાં કરતાં વધારે ભારે વજનનો એક સંતોલો બાંધવો તે,—જુઓ અઢી મણની ધડી બાંધી છે. ક્રિ૦ પ્ર૦ ધડી બાંધવી=અમુક વજનનો સંતોલો બાંધવો—કરવો તે. [૨] અડસટ્ટો; આશરો.

ધડીમધડીમ, અ૦ ધડ એવો અવાજ થાય તેમ; ઉપરાઉપરી આઘાત કરવા તે; ઉ-પરાઉપરી; તડાતડ.

ધડીમલો, પું૦ ધડ એવો અવાજ થાય તેમ જોરથી છાતી કૂટવી તે, એકદમ જોર ભેર કૂટી નાખવું તે, જોરથી બે હાથે છાતી કૂટવી તે. [૨] દે માર જોસથી હો-હારીને રીસ—ઉભરો કાઢવો તે. ક્રિ૦ પ્ર૦ ધડીમલો લેવો=કોઇની સામે જઇ જોરથી કૂટવું તે.

ધડુકવું, ક્રિ૦ અ૦ ઘાંટા કાઢીને બીવડાવવું; જોરથી ખીજવું; દમ ભરાવવો; ગર્જના કરવી.

ધડુસવું. ક્રિ૦ સ૦ મારવું; પીટવું.

ધડો, પું૦ તાજવાનાં બે પલ્લાં અને દાંડ બન્ને તરફનાં સમ વજનથી એક સરખ રહેવા માટે ઉંચા રહેતા પલ્લામાં જે ભાર રાખવો તે; બે પલ્લાં સમવજનસર રહે તેમ કરવાને રાખવાનું જે એક તરફનું વજન તે. (૨) જે વાસણમાં ચીજ આપવાની હોય તે વાસણની બરોબર વજન બીજા પલ્લામાં મૂકી પલ્લાં સમાંતર કરવાં તે. [૩] નિત્ય એક સરખી સમસ્થિતિ તે, એકજ ધોરણસર રહેવાપણું તે.[૪] નિયમ; ટેક; સમતા. (૫) રોજરોજ નિયમિત રહેતાં શીખવું તે, એક સરખો અભ્યાસ તે. (૬) નિશ્ચયપણું, દૃઢતા. [૭] અંકો, હદ, સીમા. ક્રિ૦ પ્ર૦ ધડો કરવો=બે પલ્લાં સરખાં રહે એમ કરવું. [૨] તોલ કરવો. ધડો બેસવું=ફાંઢા પડવું, નાસીપાસ થવું.

ને ઠેકાણે બેસવું. ધડે રહેવું=અંદાજસર રહેવું; હદે રહેવું. ધડો આપવો=કાંટાનાં પલ્લાંની અસમતાની ઘટ મજરે આપવી લેવી. (૨) દાખલો-શીખ-નસિયત મળે તેમ કરવું.

ધણુ, ન૦ ટોળું; સમૂહ. ગોધણ. ( ૨ ) ધન. [ ૩ ] સ્ત્રી૦ અપ્રરણિયાત. [ ૪ ] અ૦ અંદરથી પોલી વસ્તુ ઉપર થયેલા આઘાતથી નીકળતો એવો અવાજ.

ધણુધણવું, ક્રિ૦ અ૦ જોશમાં બળવું; જ્વાળાના જોશથી હવામાં ધણુધણ એમ થવું. [ ૨ ] અંદરથી પોલી ને હવા ભરેલી પાતળી સપાટી ઉપરનો આઘાતનો અવાજ થવો. [ ૩ ] જોશ-અવાજના જોરથી કંપવું—ધ્રુજવું, અને સાથે સાથે ગાજી રહેવું તેઃ-તોપના મારાથી શહેરનાં મકાનો ને બુરજો ધણુધણવા લાગ્યા.

ધણુધણાવવું, ક્રિ૦ સ૦ ધણુધણ થાય એમ કરવું; ધમકાવવું; મોટેથી ઠપકો આપવો.

ધણિયાણી, સ્ત્રી૦ પરણેતર સ્ત્રી; વહુ; બાઈડી; પત્ની, ભાર્યા. ( ૨ ) જેની માલીકી-સત્તા હોય તે સ્ત્રી; શેઠાણી. કહે૦ ધણીધણિયાણી રાજી તો કયા કરે મિયાં કાજી=વાદી પ્રતિવાદી અથવા પક્ષકારો સંપે તો પછી વાંધો પતવનાર શું કરનાર છે, અર્થાત્ વાંધો રહ્યો નહિં ત્યાં પતવનારનું કામજ શું રહ્યું ?

ધણિયાતું, વિ૦ જેની ઉપર ધણી-માલીક હોય તેવું; ધણીપણાવાળું; સ્વામિત્વવાળું. ( ૨ ) ખાનગી-વ્યક્તિની માલીકીનું:—આ તો ધણિયાતી જમીન છે.

ધણિયાપું, ન૦ ધણીપણું; સ્વામિત્વ. ઉ૦ સજની ધણિયાપું ન ધરાય, કે એક બદામનું રે લોલ. ક. દ. ડા.

ધણી, પું૦ માલીક; જેની સત્તા હોય તે; સ્વામી, પતિ. [ ૨ ] મુખી; ઉપરી. રૂ૦ પ્ર૦ ધણીમુવું=જેનોધણી-માલીક મરી ગયેલો હોય એવું. માલીક રહિત [ ઢોર માટે ) વિધવા [ સ્ત્રી માટે ) ક્રિ૦ પ્ર૦ ધણી કરવો=નાતરૂં કરવું; બીજા પુરુષને પતિ તરીકે સ્વીકારવો. કહે૦ ધણીને સૂઝે ઢાંકણીમાં ને પડોશીને સૂઝે આરસીમાં=ધણીને સૂઝે તે ખરૂં. ધણીની માનીતી બારગામ ઉજડ કરે=રાજાને-સ્વામીને માનીતું માણસ ગમે તેમ કરે. ધણીવગરનાં ઢોર સુનાં=ધણી વગર ખરી સંભાળ કોઇ લઇ શકતું નથી. ધણીનો કોઇ ધણી છે ? ઇશ્વરની ઉપર કોઇ નથી. (ધણી=ઇશ્વર) ધણીનું ધાર્યું થાય=ઇશ્વરની ઇચ્છા હોય તેમ થાય. ધણી કહે ધાને ચોર કહેશે નાસ=મન્ને સા સૌના લાભનું બોલે. ધણી ધણિયાણીનાં ટંટા=એમાં કંઇ માલ નહિ=માકકુસના તાપણા જેવું-એ ટંટા તે કંઇ ટંટા જેવો કહેવાય નહિ.

ધણીધોરી, વિ૦ માલીક ને સંભાળ રાખનાર, મુખ્ય માણસ તે; વાલી; રક્ષક.

ધણીરણી, પું૦ કુલમાલીક; જેને સંપૂર્ણ સ્વામિત્વ હોય તે.

ધત, અ૦ તુચ્છકાર દર્શક શબ્દ; ધુતકારી કાઢવું તે. [ ૨ ] પું૦ પુરુષની ગુહ્યેંદ્રિય. રૂ૦ પ્ર૦ ધતપર મારવું=ન લેખવવું.

ધતવું, ક્રિ૦ અ૦ ધુતીને લઇ લેવું; દગાઇથી લેવું; ધુતવું.

ધતિંગ. ન૦ તોફાન; મસ્તી. [ ૨ ] જુઠોઢોંગ; ખાલી-ધામધુમિયો જે દેખાડો કરવો તે; ફેલફતુરો; ઔખરૂં; ડોળી ધામધુમ; ઢોંગધતિંગ.

ધધ્ધો, પું૦ [ સં ] ધકાર; ધ એવો અક્ષર અને ઉચ્ચાર તે.

ધધડાવવું, ક્રિ૦ સ૦ જોરથી-મોટે અવાજે ધમકાવવું; ઠપકો દેવો; ખુમખીજવું; ધ્રુજી જાય તેમ ધમકાવવું. ( ૨ ) જોરથી ધમધમ થાય તેમ કામ ચલાવવું.

ધધણાવવું, ક્રિ૦ સ૦ ધણુધણ એવો અવાજ થાય અને ધ્રુજે એમ કરવું; બીએ એમ ઠપકો દેવો; આટકીનાખવું; દમદેવો.

ધન. ન૦ ( સં ) દ્રવ્ય; પૈસો; દોલત; નાણું; માલમિલકત; સંપત્તિ; વિત્ત આ શબ્દ બીજા શબ્દની આગળ જોડતાં ઐવિત્ત—

શ્વર્ય વગેરેનો સંગ્રહ-સમુદાય એવો અર્થ બતાવે છે.:-વિદ્યાધન. (૨) વિ૦ ધન્ય; રૂડું; સારૂં; સુભાગી. ઉ૦ હું તમને પૂરૂં મારાં ધન ગણુ ગોર રે. ( ૩ ) નવમી રાશિઃ-ધન, મકર, કુંભ ઇત્યાદિ. કહે૦ ધન તો ઠેકાને લ્યાએ હોય=ધન એ કંઇ પ્રતિષ્ઠા-ગૌરવ નથી, પણ ચારિત્ર્ય એ પ્રતિષ્ઠા છે. ધન, જોબન, અને ઠકરાઇ એ સદાકાળ રહેનાં નથી, અર્થાત્ ચંચળ છે. ધનના ખુદસ્પતિ=લાગ-લાભનો સમય તે ધનકરતાં મન વધે=ધનથી જે ગૌરવ નથી મળતું તે મોટા મનથી મળે છે. ધનથી કોઇ ધરાતું નથી=લક્ષ્મીની તૃપ્તિ નથી માટે સંતોષ રાખવો જોઇએ. ધન ઘડી ધન દહાડે=અતિ સારો સમય-મંગળ અવસર હો. શામાશ=કે૦ તે જન જીવ્યો ધન, જેણે પાળ્યાં દીનજન.

**ધનતેરશ,** સ્ત્રી૦ આસો વદિ તેરશ. આ દિવસ દિવાળીના તહેવારોમાં આવે છે અને તે દહાડે ધનનું પૂજન કરવામાં આવે છે.

**ધનદ,** વિ૦ ( સં ) ધન દેનારૂં, ધનની પ્રાપ્તિ કરાવે એવું. ( ૨ ) પું૦ કુબેર, ધનપતિ.

**ધનધન,** અ૦ ધન્ય ધન્ય, અહોભાગ્ય-શાબાશ શાબાશ; ભલે ભલે; બહુ સારૂં-મંગળમય; શુભ અવસર એમ બતાવવાને માટે વપરાય છે. ઉ૦ ધનધન બીડી તારાં પાન, ચઢે મહાદેવનેરે ડોલ.

**ધનપતિ,** પું૦ [ સં ] અઢળક ધનનો માલીક; મોટો ધનાઢ્ય તે. ( ૨ ) કુબેરભંડારી. ઉ૦ રૂડા હારે હર્ખ્યો, ધનપતિ અનુભવતીં જનના.

**ધનપાળ,** વિ૦ ધનનું પાલન-રક્ષણ કરનાર; ધન સાચવનાર; ભંડારી. [ ૨ ]કુબેર.

**ધનરેખા,** સ્ત્રી૦ નસીબમાં કેટલું ધન છે તે દેખાડનારી હાથ ઉપરની આડી-લીટી તે; ધનપ્રાપ્તિ દેખાડનારૂં હાથપગ ઉપરનું ચિહ્ન તે.

**ધનવંત,** વિ૦ ધનવાળો; પૈસાદાર; ગૃહસ્થ; ધનાઢ્ય. ઉ૦ ધનવંતાની બેટીરે.

**ધનવાન,** વિ૦ ( સં ) ધનવંત; પૈસાદાર; માલભર; શ્રીમંત. કે૦ પ્ર૦ ધનવાનનો કચરો ને ગરીબનો પેટભરો.

**ધનંજય,** પું૦ [ સં ] અર્જુન.

**ધનંતર** વિ૦ ધનેતર; ખૂબ ધનવાન હોય એવું તે, ધન, બળ અને ઐશ્વર્યથી માતબર. ( ૨ ) સર્વોપરિ, મોટી ગોઠું હોય એવું [ ૩ ] મોટો ધનુર્ધર હોય એવોઃ—હું તો મોટા ધનંતરીઓ દરકાર રાખતો નથી. બળવાન, ધનથી મોટો એવો તે ધનન્તર.

**ધનાઢ્ય,** વિ૦ ( સં. ) ધનપૂર્ણ, ખૂબપૈસાવાળું; પૈસાથી ભરપૂર હોય તે: ધનવાન; શ્રીમંતઃ—ચાંપાનેરમાં તે સમયે ધનાઢ્ય વેપારીઓની ખોટ ન હતી.

**ધનાધ્યક્ષ** પું૦ [ સં ] ધન-કોશનો ઉપરી તે, કોષાધિપતિ.

**ધનારખ,** ન૦ [ સં ધનાર્ક ] ધનરાશિમાંથી સૂર્ય પસાર થતો હોય તેટલા દિવસનો સમય તે બ. વચને વપરાય છે. લગ્નાદિક વિધિને માટે એ દિવસો તજવા યોગ્ય ગણાય છેઃ—ધનારખ ગીનારખમાં પછી લગનનું મહુરત નહિ આવે ? માટે વેળા છતાં ચેતજો.

**ધનાશરી,** જુ૦ ધનાશ્રી.

**ધનાશ્રી,** સ્ત્રી૦ એક રાગ-રાગિણી આ રાગિણી રાત્રિના ત્રીજા પ્રહરમાં ગવાય છે. પ્રાચીન કવિઓના કેટલાક રાગ-ઢાળોમાંનુ એક પદ.

**ધનિક,** વિ૦ [ સં ] ધનવાન, પૈસાદાર; ગૃહસ્થ.

**ધનિષ્ઠા,** ન૦ [ સં ] ચોવીસમું નક્ષત્ર.

**ધની,** વિ૦ ( સં ) પૈસાદાર; ધનવાન, ગૃહસ્થ, માતબર.

**ધનુ,** ન૦ [ સં ] કામઠું, કમાન; ચાપ, તીર નાંખવાની વાંસ અને તાંતવાળી એક બનાવટ તે. [૨] ચાર હાથનું પ્રમાણ. ધનુર્વિદ્યા=ધનુષ્ય ઉપર તીર ચઢાવીને મારવાની આવડ તે; ધનુષ્યબાણ વાપરવાની કળા.

**ધનુર,** ન૦ ધનુષ્યની માફક કરોડની આકડીથી

સ્વર્ણ વગેરેનો સંગ્રહ-સમુદાય એવો અર્થ બતાવે છે:-વિદ્યાધન. (૨) વિ૦ ધન્ય; રૂડું; સારું; સુભાગી. ઉ૦ હું તમને પૂછું મારાં ધન તારૂ ગોર રે. ( ૩ ) નવમી રાશિ-ધન, મકર, કુંભ ઇત્યાદિ. કહે૦ ધન તો ઢોરને ત્યાંએ હોય=ધન એ કંઇ પ્રતિષ્ઠા-ગૌરવ નથી, પણ ચારિત્ર્ય એ પ્રતિષ્ઠા છે. ધન, જોબન, અને ઠકરાઇ એ સદાકાળ રહેતાં નથી, અર્થાત્ ચંચળ છે. ધનના ઉત્પત્તિ=આગે-લાભનો સમય તે ધનકરતાં મન વધે=ધનથી જે ગૌરવ નથી મળતું તે ગૌરવ મનથી મળે છે. ધનથી કોઇ ધરાતું નથી=લક્ષ્મીની તૃપ્તિ નથી માટે સંતોષ રાખવો જોઇએ. ધન ઘડી ધન દહાડે=મને મારો સમય-મંગળ અવસર હો. ચાલાક=રૂ૦ તે જન જીવ્યો ધન, જેણે પાળ્યાં દીનજન.

ધનતેરશ, સ્ત્રી૦ આસો વદિ તેરશ. આ દિવસ દિવાળીના તહેવારોમાં આવે છે અને તે દહાડે ધનનું પૂજન કરવામાં આવે છે.

ધનદ, વિ૦ ( સં ) ધન દેનારૂં, ધનની પ્રાપ્તિ કરાવે એવું. ( ૨ ) પું૦ કુબેર, ધનપતિ.

ધનધન, અ૦ ધન્ય ધન્ય, અહોભાગ્ય-શાબાશ શાબાશ; ભલે ભલે; બહુ સારૂં-મંગળમય; શુભ અવસર એમ બતાવવાને માટે વપરાય છે ઉ૦ ધનધન બીલી તારાં પાન, ચઢે મહાદેવને રે લોલ.

ધનપતિ, પું૦ [ સં ] અઢળક ધનનો માલીક; મોટો ધનાઢ્ય તે. ( ૨ ) કુબેરભંડારી. ઉ૦ રૂડા હારે હમ્યો, ધનપતિ અનુભવ-તીજનના.

ધનપાળ, વિ૦ ધનનું પાલન-રક્ષણ કરનાર; ધન સાચવનાર; ભંડારી. [ ૨ ]કુબેર.

ધનરેખા, સ્ત્રી૦ નસીબમાં કેટલું ધન છે તે દેખાડનારો હાથ ઉપરનો આંકો-લીટી તે; ધનપ્રાપ્તિ દેખાડનારૂં હાથપગ ઉપરનું ચિહ્ન તે.

ધનવંત, વિ૦ ધનવાળો; પૈસાદાર; ગૃહસ્થ; ધનાઢ્ય. ઉ૦ ધનવંતાની બેટીરે.

ધનવાન, વિ૦ ( સં ) ધનવંત; પૈસાદાર; માતબર; શ્રીમંત. ર૦ પ્ર૦ ધનવાનનો કચરો ને ગરીબનો પેટભરો.

ધનંજય, પું૦ [ સં ] અર્જુન.

ધનંતર વિ૦ ધનેતર; ખૂબ ધનવાન હોય એવું તે, ધન, બળ અને ઐશ્વર્યથી માતબર. ( ૨ ) સર્વોપરિ, સૌથી મોટું હોય એવું [ ૩ ] મોટો ધનુર્ધર હોય એવો:—હુ તો મોટા ધનંતરનીએ દરકાર રાખતો નથી. બળવાન, ધનથી મોટો એવો તે ધનન્તર.

ધનાઢ્ય, વિ૦ ( સં.) ધનપૂર્ણ. ખૂબપૈસાવાળું; પૈસાથી ભરપુર હોય તે: ધનવાન: શ્રીમંત:—ચાંપાનેરમાં તે સમગે ધનાઢ્ય વેપારીઓની ખોટ ન હતી.

ધનાધ્યક્ષ પું૦ [ સં ] ધન-કોશનો ઉપરી તે, કોષાધિપતિ.

ધનારખ, ન૦ [ સં ધનાર્ક ] ધનરાશિમાંથી સૂર્ય પસાર થતા હોય તેટલા દિવસનો સમય તે આ વચને વપરાય છે. લગ્નાદિક વિધિને માટે એ દિવસો તજવા યોગ્ય ગણાય છે.—ધનારખ મીનારખમાં પછી લગનનું મહુરત નહિ આવે ? માટે વેળા છતા ચેતજો.

ધનાશરી, જુ૦ ધનાશ્રી.

ધનાશ્રી, સ્ત્રી૦ એક રાગ-રાગિણી આ રાગિણી રાત્રિના ત્રીજા પ્રહરમાં ગવાય છે. પ્રાચીન કવિઓના કેટલાક રાગ-ઢાળોમાંનુ એક પદ.

ધનિક, વિ૦ [ સં ] ધનવાનુ, પૈસાદાર; ગૃહસ્થ.

ધનિષ્ઠા, ન૦ [ સં ] ચોવીસમું નક્ષત્ર.

ધની, વિ૦ ( સં ) પૈસાદાર; ધનવાન, ગૃહસ્થ, માતબર.

ધનુ, ન૦ [ સં ] કામઠું, કમાન; ચાપ, તીર નાખવાની વાંસ અને તાંતવાળી એક બનાવટ તે [૨] ચાર હાથનું પ્રમાણ. ધનુર્વિદ્યા=ધનુષ્ય ઉપર તીર ચઢાવીને મારવાની આવડ તે; ધનુષ્યબાણ વાપરવાની કળા.

ધનુર, ન૦ ધનુષ્યની માફક કરોડની આકડાયા

માણસ વાંકો વળી જાય એવી તાણ-ખેંચનો રોગ તે; એક વાતરોગ, ઘા-જખમ થયેલો હોય અને કંઇ ખાટું ખાવામાં આવે તો ધનુર થાય છે. ધનુરવા આ અસાધ્ય રોગ મનાય છે. પીઠ-કરોડમાંથી તેની આંચકી શરૂ થાય છે ને ધનુષ્યની માફક માણસ એવડ વળી જાય છે.

ધનુર્ધર, વિ૦ [ સં ] ધનુષ્ય ધરનાર, ધનુર્ધારી; ધન્વી. ( ૨ ) ધનુષ્યબાણથી લડનાર. ( ૨ ] શૂરવીર.

ધનુર્ધારી, વિ૦ ( સં ) ધનુર્ધર, ધન્વી. ઉ૦ ધનુર્ધારીતણું બાણ, પ્રાણ લે એક પ્રાણીનો, હંધી નાખે ભૂમિ એક, બુદ્ધિમાનની યુક્તિ તો.

ધનુર્માસ, પું૦ [ સં ] ધનસંક્રાંતિનો મહીનો; જે મહીનામાં ધનસંક્રાંતિ હોય તે. [ ૨ ] ધનસંક્રાંતિમાં સવારના પહોરમાં જે ખાસ ભોજન કરાવવું તે. એ ભોજનમાં લાડુ અને પરચૂરણ શાક દહિં ને ખીચડી થાય છે.

ધનુર્વા, પું૦ કરોડની આંચકીનો એક જીવલેણ વાતરોગ; ધનુર.

ધનુર્વિદ્યા, સ્ત્રી૦ [ સં ] ધનુષ્યબાણ વાપરવાની કળા તે; કેમ ધનુષ્ય વાપરવું તેને લગતું શિક્ષણ તે.

ધનુર્વેદ, પું૦ [ સં ) ધનુર્વિદ્યા, યજુર્વેદનો ઉપવેદ.

ધનુષ્ય, ન૦ [ સં ] ધનુ: ચાપ; કોદંડ, કમાન, કામઠું. [ ૨ ] અર્ધગોળાકાર આકૃતિ તે, કમાન:—ઇન્દ્રધનુષ્ય

ધનેરૂ, ન૦ અનાજમાં સળો કરનારૂં એક નાનું જીવડું, કીડું. આ જીવડાં ઘઉં, જાર વગેરેમાં થાય છે.

ધનેશ, પું૦ [ સં ) ધનનો ઉપરી; કુબેર.

ધન્ય, વિ૦ ( સં ) કૃતાર્થ, ભાગ્યશાળી. ( ૨ ) શ્લાઘ્ય, સારૂં, શુભ, મંગળ. [ ૩ ] અ૦ વાહવાહ, શાબાશ.

ધન્યભાગ્ય, ન૦ [ સં ] અહોભાગ્ય, સુભાગ્ય. [ ૨ ] સુસમય, મંગળપ્રસંગ, સુદૈવ.

ધન્યવાદ, પું૦ શાબાશી; વાહ વાહ; ધન્ય છે, એમ કહેવું લખવું=જણાવવું તે, અભિનંદન; જય આપવો તે.

ધન્યા, વિ૦ સ્ત્રી૦ સુખી; સુભગા.

ધન્વંતરી, પું૦ [સં.] દેવતાઓનો વૈદ; રોગ મટાડનારો સારામાં સારો જે વૈદ તે. (૨) ભોજની સભાનાં નવ રત્નમાંનો એક પંડિત.

ધન્વી, પું૦ [સં] ધનુર્ધર; ધનુષ્ય બાણ વાપરવામાં કુશળ હોય એવો લડવૈયો.

ધપકારો, પું૦ જુ૦ ધબકારો.

ધપવું, ક્રિ૦ અ૦ આગળ વધવું; મોખરે થઇને ઘુમવું; આગળ પગલું ભરવું; વધવાને ટાપી રહેવું.

ધપાધપ, સ્ત્રી૦ સામસામી ધપ્પા મારવા તે; ધપ્પાબાજી.

ધપાધપી, સ્ત્રી૦ ધપાધપ.

ધપ્પાબાજી, સ્ત્રી૦ સામાસામી ધપ્પા મારવા તે; ધપાધપી.

ધપ્પો, પું૦ પીઠ અથવા માથા ઉપર પહોળો કરીને પંજો મારવો-ઠોકવો તે; ધબ્બો: ખભા ઉપર થાપડ મારવી તે; થકડાક મારવી તે; થપડાક. રૂ૦ પ્ર૦ ધપ્પો ખાવો ને મારવો=સમવ્યવહાર ચલાવવો તે.

ધફો, પું૦ ઢગલો.:—ધૂળનો ધફો.

ધબ, અ૦ પોલી થાપડનો અવાજ તે. (૨) અવાજ થઇ ઝળકીને એકદમ શાંત થઇ જવું તે; બંધ પડી જવું તે; સાવ શૂન્યકાર થઇ રહેવું તે. દીવો ગયો એટલે અંધારૂં ધબ.:—દહાડે તો જાણે ટગુમગુ ચાલે પણ રાત પડી એટલે તો ધબાય નમ:

ધબકવું, ક્રિ૦ અ૦ ધબ ધબ થવું; ધડકવું; ઉછળવું.:—હૃદય ધબકે છે. કંપવું; ધ્રુજવું.

ધબકારો, પું૦ ભારે ચીજ ઉપેથી નીચે પડતાં થતો મોટો અવાજ તે; જોરથી બે ચીજો અફળાતાં થતો અવાજ તે.:—મેડા ઉપર શાનો ધબકારો થયો ? કંપ; ઉછાળો.:—દાક્તર ભુંગળી મૂકે છે તેથી તેને હૃદયનો ધબકારો સંભળાય છે. ધબધબ થવું તે; ધબાકો.

ધબડકો, પું૦ એકદમ કરી નાખેલો ગોટાળો; શૂન્યકાર; અંધારૂં; ઉંધું કરી નાખવું તે;

બગાડી નાંખવું તે:–આ શો ધબડકો વાળ્યો ? સબડકા વગર ધબડકો. (૨) ઉપરા ઉપરી ધબધબ થવુ તે; ધબ એવો અવાજ. ક્રિ૦ પ્ર૦ ધબડકો વાળવો=ખરાબ કરી નાંખવું; જેમાં કંઈ ગતાગમ પડે નહિ એવો ગોટાળો કરી નાંખવો.

ધબધબ, અ૦ એવો અવાજ; એક પછી એક ધબકાર થયા કરવો તે. ઉ૦ ધમધબ થયા કરવું તે. ઉ૦ ધબધબ ધ્રુએ તે રોટલા વગર રૂએ.

ધબધબો, પું૦ ઉંચેથી નીચે પડતો પાણીનો જે મોટો પ્રવાહ તે; ધોધ; પાણીના મોટા જથ્થાનું નીચે વહી પડતાં થતું જે ધાંધાટિયા વહેણ તે. ગરસપ્પાનો–નાયગારાનો ધબધબો.

ધબવું, ક્રિ૦અ૦ દેવાળું કાઢવું; બંધ પડી જવું. (૨) ઢળવું; વૃદ્ધાવસ્થાની નબળાઇને લીધે ઘણું ઓછું થયા વગર મરી જવું.:–ડોસો ઉઠ્યા ત્યારે હોશિયાર હતા અને એક કલાક પછી તો ઢળી–ધબી ગયા. (૩) ધબધબ–થાપડો–ધપ્પા મારવા તે.:–છોકરાને ધબી નાંખ્યો. ધીબવું.

ધબાકો, પું૦ મોટો અવાજ; ધબકારો. ધબ દઇને થયેલો મોટો અવાજ; ધબકારો. ધબ દઇને મોટો ધબાકો થયો.

ધબાયનમઃ, અ૦ થઇ ચૂકયુ એમ; શૂન્યકાર–અંધારૂ. કંઇ નહિ જેવું થઇ રહેવું તે.:–ઘરમાં હોય ત્યાં લગી સઝે ને કાઢી નાંખ્યાં એટલે ધબાયનમઃ–થઇ ચૂક્યું !

ધબોડવું, ક્રિ૦ અ૦ જોરે હાથે ધબધબ થાય એમ મારવુ; ધબ્બા મારવા તે. (૨) સામા માણસને આમનેમ સમજાવી તેને બઝાડી–ગળે ભેરવી દેવું.:–નઠારો માલ ધબોડનો ના હોકે ?

ધબોધબ, અ૦ ઉપરા ઉપરી ધબધબ થાય એમ.:–તેણે ધબોધબ બે ચાર ધબ્બા માર્યા. સામાવાળાઓએ તો ધબોધબ લાકડીઓજ મારવા માડી.

ધબ્બાબાજી, સ્ત્રી૦ ધપ્પાબાજી.

ધબ્બો, પું૦ ધપ્પો; ચપટા હાથની થાપટ તે; થાપડ.

ધમ, અ૦ ઢોલ ઠોકતાં થતો એવો અવાજ; નરઘાંના બાયાનો અવાજ. (૨) ના. ઠોકતાં ધમ એવો અવાજ નીકળે એવું વાજું; ઢોલ; નગારું. (૩) ધબ. રુ૦ પ્ર૦ ધમપાંચશેરી=ધારણમાં ન રહે એવું કાટલું; ઘાટઘુટ વગરનું ભારે કાટલું. માથાકુટનું કામ; જેમાં કંઇ સાર ન હોય એવું ખાલી કપાળ ફૂટવા જેવું–શ્રમ–વહેમનું કામ; અતેરૂં.

ધમક, સ્ત્રી. જોશ; શૌર્ય; આવેશ. (૨) તેજ; લખલખાટ; સુરેખપણું; ઝળકી, પ્રભા.:–એના કીરમજી રંગની ધમક જ ઓર છે. [૨] ધમધમ થાય તેવું. [અ૦] ધમકારે. ઉ૦ ધમક ધમક ચાલો, ચાલતાં લાજ રાખો, નહિ અમ ઘર આવો, ચાલશો સત્ય જાણો. [૩] તોર; તનમનાટ; ઉત્સાહાતિશય; રોફ; રૂઆબ; દમદમાટ; ભભક; દબદબો.

ધમકવું, ક્રિ૦ અ૦ ધમધમ થવું; ધમ એવો અવાજ થવો, ગાજવું; વાગવુ; અવાજ કરવો; ઢમકવુ. [૨] થરથરવુ, ધ્રૂજવું; કંપવું. [૩] ઝગકી મારવી; સૌંદર્ય ઉડવું.:–આ રંગ કેવો ધમકે છે ?

ધમકાર, પું૦ ધમ એવો અવાજ થવો તે; ધમકારો.

ધમકારો, પું૦ ધમાર.

ધમકાવવુ, ક્રિ૦ સ૦ ધમધમી–ડરી ધ્રૂજી જાય એમ કરવું; શિક્ષાનો ભય બતાવવો; બીવડાવવું; ધમકી આપવી; ઠપકો દેવો; જોરથી મોટેથી બોલીને 'અમુક તમુક કરીશ' એમ કહી ભય દેખાડવો. [૨] જોશથી કામ ચલાવવું; ડરાવવું.

ધમકી, સ્ત્રી૦ બીક બતાવવી તે; શિક્ષા કરવાનો ભય દેખાડવો તે; બીક; ધાસ્તી, રોફ; ડરાવવું તે. ક્રિ૦ પ્ર૦ ધમકી આપવી=ભય દેખાડવો:–મારવા–ખૂન કરવાની ધમકી આપવી.-

**ધમેડો**, પું૦ ગડદો; ધીમેડો; ધપ્પો; જોરથી મુક્કી મારવી તે.

**ધમચકડ**, સ્ત્રી૦ ધમધમ એવું થાય તેમ ઘુમાવું તે; ગડબડ; મસ્તી તોફાન; ધાંધલ; મારામારી; બહુ ઉતાવળે ઘણા માણસોનું મોટેથી બોલવું તે; એક બીજાને મારવું ખેંચતાણ કરવી કે બીજી રીતે ઘુમાવું તે; ધમાલ. [૨] અ૦ ખૂબ ઉતાવળે; સપાટાબંધ થઇ જાય એમ:-એણે તો મીલનું કામ ધમચકડ આગળ ચલાવવા માંડ્યુ છે.

**ધમણ**, સ્ત્રી૦ પવન ભરવી ને જોરથી તેને પાછો ફુંકવા માટ પહોળું થાય અને સિંકાય એવું ચામડાનું કોથળા જેવું યંત્ર. [૨] અસારામ અને ગડી કરાય-વળાય એવું-ગાડી ઉપર રાખવાનું છાપર-છત્ર:-ખુલ્લી ચંદનીની મોજ માણવી હોય તો બગીની ધમણ ઉતરાવો, તાપ તડકો હોય ત્યારે ધમણનું કામ. ધાતુ ગાળનારા-સોની લુહાર વગેરેની અગ્નિ ધમવાની થેલી. ક્રિ૦પ્ર ધમણ ચાલવી=જોરથી શ્વાસ ચાલવો. ઉ૦ ચાલે શ્વાસ જે નાકની વાટ, જાણે ધમણતણો ફુંફવાટ.

**ધમણવું**, ક્રિ૦ સ૦ ધમણથી પવન ફુંકવો; પવન ફુંકીને અગ્નિ સળગાવવો; ધમણથી અગ્નિ પ્રજ્વલિત કરવો. [૨] ફુગ્ગા પવન ભરેલો અને બહાર કાઢવો; પવન નાખ નાખ કરવો.:-હું તો ક્યારનીએ સઘડી ધમણું છું. જુ૦ ધમવું. [૩] ફુંગરાવવું; ચઢાવવું; આજી નાંખવું; ચઢાવવું; સતેજ રાખ્યા કરવું; નહિ ઠંડું પડવા દેવું; ઉત્તેજન આપ્યા કરવું.

**ધમધમ**, અ૦ એવા અવાજ તે. [૨] ઢોલ; નગારું. [બાળભાષામાં]

**ધમધમવું**, ક્રિ૦ અ૦ ગરમીના જોસ વધી જવા, ગરમ ગરમ થઇ જવું; ઘણા તાપથી ધૂજી જવું; ધુવાંપુવાં થઇજવું; જોસથી આકળા પડીજવું. [૨] ધમણવા ફુંકવું; પ્રજ્વલિત કરવું; ધમણ હલાવવી. [૩] ધ્રૂજવું; કંપવું; ધમધમ થઇ રહેવું. ઉ૦ ધમધમતી વસુધા પદ પ્રહરે.

**ધમધમાટ**, પું૦ ધમધમ થઇ જવાય એવું જે તે; ધમધમાટો; ગરમી તેજનો જે ભાવ તે; તિખાશ; ગરમી. (૨) ધમધમ એવા અવાજનો જે ઘોંઘાટ તે; ધમધમ થઈ રહેવું તે. [૩] દોર; તોર; તેજી; લખલખાટ. વિ૦ ગરમ-તેજ કરે એવું. દાળ તો ધમધમાટ થઇ છે. તીખું, આકરું. રોફ, જોસનો ઉછાળો.

**ધમધમાવવું**, ક્રિ૦ સ૦ ધમકી આપવી; બીજવું. [૨] જોરથી ફુંકીને સળગાવવું; ગરમ થાય-ધમધમ થાય એમ કરવું. [૩] જોરથી કામ ચલાવવું. [૪] ધુજાવી નાંખવું; કંપાવવું, ધુવાંપુંવાં કરીનાંખવું.

**ધમધોકાર**, અ૦ સપાટાબંધ; હોંસ અને ઉતાવળ સાથે; ધમધોકારે; એકદમ ઉત્સાહ ભરી ઝડપથી.:-તેણે હવે ધમધોકાર કામ ચલાવવા માંડ્યું છે. કામના સપાટાથી આસપાસ ધમધમાટ થઇ રહે એમ.

**ધમની**, સ્ત્રી૦ નાની ભુંગળી; પાતળી નળી. (૨) ઝીણી નાડ તે; નસ. [૩] અગ્નિ ધમવાની ભુંગળી-માનીની.

**ધમપછાડ**, સ્ત્રી૦ ધમકઇને પછડાઇ જવા જેવી ઉતાવળ તે; ધાંધલ; અતિત્વરા કરવી તે. (૨) આકુળ વ્યાકુળ થઇ જવું તે; કોઇ વસ્તુ વાત કે દુઃખ વગેરેને લીધે ખૂબ આકળા પડી જવું તે; અધીર થઇ જઇ પડીઆખડી જવાય એમ કરવું તે.

**ધમપછાડા**, પું૦ ખૂબ ધાંધલ મચાવવી તે; આકળા થઇ ખૂબ ભરાડા અને પછાડા ખાવા તે. કોઇ કાર્ય કે દુઃખને લીધે અતિ વ્યાકુળ થઇ જીવ પટકી નાંખવો તે. (૨) નગારું વૈતરું કરવું તે. (૩) અત્યંત શોક બતાવવો તે.

**ધમપાંચ્છેરી**, સ્ત્રી૦ ધમ એવો વાગતો અવાજ થાય એવો પાંચ શેરની રુદા-રોડું-પત્થર તે; ક્રોધ, શોક કે કઠાપાથી મોટો ભારે પત્થર લઇ કપાળ કૂટી નાંખવું તે; છાતીને

માથાં ફૂટવાં તે; ફૂટીને કઢાપો કરાવવો તે. :–આ વાત સાંભળી રામો તો ધમપાચ્છેરી લેશે. ક્રિ૦ પ્ર૦ ધમપાચ્છેરી લેવી=માથું ફૂટીને કઢાપો કરવો. ધમ પાચ્છેરી આપવી=પથરો મૂકવો–કઢાપો કરાવવો; ખાલી કલેશ કરાવવો; ચીઢવવું.

**ધમવુ** ક્રિ૦ સ૦ અગ્નિ સળગાવવા–તેજ કરવાને પવન નાંખવો; ધમણ ચલાવવી; વિંઝણાથી પવન વહાવો. (૨) સમજાવી પટાવીને સામાની પાસેથી કંઇ ને કંઈ કાઢી લેવું; ફુંકીને લઇ આવવું; સટોરવુ.:–મારી પાસેથી એ કંઇ ધમી જાય તેમ નથી=લાભ મેળવી જાય તેમ નથી. ધમીજવું=લઇજવું; ચોરવું; સમજાવીને ઉપાડી લઇ જવું; લાભ લઇ લેવો. ત્યાંથી તમે કંઇ ધમી લાવ્યા.

**ધમરોળ**, પું૦ રોકકળ; રોવું, કૂટવું ને પછાડા ખાવા તે; રોઇને ધાંધલ મચાવવી. (૨) ભારી મરણથી હાહાકાર વર્તાઇ રહેવો તે; ગજબ થઇ જવો તે. રોકકલાણનું તોફાન તે.

**ધમાચકડી**, સ્રી૦ ધમધમ થાય એવું ધાંધલ તે; ધાંધલ; ગરબડ; ધમાધમ થઈ રહે એવી મસ્તી તે. (૨) બોલચાલ; લડાલડી; મારામારીનું ફકલાણ; ટંટોફિસાદ; ઉદમાત, ધમ્માચકડી.

**ધમાધમ**, સ્રી૦ એક બીજાની ઉપર ધબોધબ મારવુ ને લડવું તે; મોટેથી બોલી બખાળો તોફાન કરવુ તે. (૨) ઉતાવળ; ધાઇ;

**ધમાધમી**, સ્રી૦ મારામારી; લડ લડ.

**ધમાર**, પુ૦ ગાયનમાં એકતાલ અથવા એ તાલે ગવાતુ ગાન.

**ધમાલુ**, ન૦ મોટી ને બેડોળ બાંધણીની પાઘડી. :–આ મોટું ધમાલુ પહેરીને આવ્યા.

**ધમારવું**, ક્રિ૦ સ૦ પશુને નગરાવવું.

**ધમાસો**, પુ૦ એક ઓષધિ; ખડસલિયો; ધાસના એક જાત. ૨. પ્ર૦ ધળ ને ધમાસો=કંઇ નહિ–વાતમાં કંઇ માલ નથી એમ.

**ધમ્માધમ્મી**, સ્રી૦ ધમાધમી; મારામાર; લડાલડ.

**ધમ્મિલ**, પું૦ [સં.] વાળ; કેશ; ચોટલોનો જુડો.

**ધર**, વિ૦ (સં.) ધરનાર, રાખનાર.:–મણિધર; ગંગાધર. (૨) ના૦ હળ–ગાડાં વગેરેની ધુંસરીનો જે ભાગ બળદની કાંધ પર રહે છે તે. (૩) જ્યારથી બળદ જોડાતો થાય ત્યારથી ગણાતું વરસ.:–ત્રણ ધર આ બળદ મેં રાખ્યો પણ એકકે કલક્ષણ જોયું નહિ. (૪) ધીરજ; નિશ્ચય; ભરોસો (૫) ધડ; મૂળ; શરૂઆત. (૬) અ૦ પહેલેથી; આરંભથી. ઉ૦ ધરથી જાણ્યા ધુતારાના ઢંગ જો. (૭) ધુંસરી; ધુરા.:–ધર ધરવી=માથે લેવું.

**ધરખવું**, ક્રિ૦ અ૦ હારવું. ઉ૦ કહ્યો વિચક્ષણ સુરખોરે, ધર્મ કઠિન જોઇ ન ધરખોરે.

**ધરણ**, ન૦ ઢાળ; ક્રમ; રીત; ગત–ચાલ–રાગતી. (૨) પાળ; પૂલ. (૩) ધરવું તે; આશ્રય; સહાય; ધારણ કરે એવું જે તે. શરણ.

**ધરણી**, સ્રી૦ [સં.] પૃથ્વી; ભૂમિ. (૨) ભોંય; જમીન.

**ધરણીધર**, પું૦ [સં.] પૃથ્વીને ધારણ કરનાર શેષ–નાગ; કચ્છપ. (૨) પર્વત; ગિરિ.

**ધરણું**, ન૦ બાંયધરી; જામીની; માથે લેવું તે; વિશ્વાસ કરવો તે.:–હવે સાખ ગઈ–કોણ એનું ધરણું ધરવાનું છે? ધીર. (૨) તરાગું; જબરજસ્તી.

**ધરતી**, સ્રી૦ પૃથ્વી. (૨) જમીન; ભોંય. ૩ પ્ર૦ ધરતીનો છેડો=આડો આંક; હદ.:–માએ છોકરાને માર્યો ત્યારે ધરતીનો છેડો આવીજ રહ્યોને–હદ થઇને? ધરતીપર પગે ન મૂકવો=અભિમાનથી અદ્ધર હિંડવું ઉદ્દત થઇજવું; કોઇને નહિ લેખવવું તે ક્રિ૦ પ્ર૦ ધરતીમાં પેસી જવું=ઘણું જ શરમાઇ જવું; અત્યંત હીણું લાગવું.

**ધરતીકંપ**, પું૦ પૃથ્વી ધ્રુજવી તે; ધરતી ડોલવી તે. પૃથ્વીની અંદરના ભાગમાં રહેલી ગરમીથી ઓગળેલા દ્રવ્યના ઉભરાના જોરથી જમીનને આંચકો લાગવો તે. અંદરનો ઓગળેલો રસ, ગરમી, વરાળ વગેરે પૃથ્વી

ફોડીને બહાર નીકળે તે પહેલાં ધરતી ધમધમી ડોલે છે ને પછી તે ઉપરથી નવી ફાટ પાડી અથવા જુના જ્વાળામુખીના સ્ફોટમાંથી બહાર નીકળે છે. જાપાન અને ઈટલી તરફ વારંવાર ધરતી કંપ થાય છે.

**ધરદહાડો**, અ૦ જેવો ને તેવોજ વખત રહેવો તે; ગરીબી હોય તો તે, વાંઝિયાપણું હોય તો તે; ને દુઃખ હોય તો તે.:–એને તો બિચારીને ધરદહાડો ને ધરઘડીજ રહી.

**ધરપકડ**, સ્ત્રી૦ ધડપકડ; કાયદાથી એકદમ ઘણા માણસોને પકડવા તે; પકડાપકડી; ઝાલાઝાલ.:–ગયાં ત્રણ વર્ષમાં બંગાળખાતે ઘણી ધરપકડ થઇ છે.

**ધરપચ**, સ્ત્રી૦ ખોટી ધારતી; ખાલી ધામધુમ; પંચરાજ. (૨) બડાઈમેર–ઉડી જવા–કામ કરવા વગેરેનો ઉતાવળ કરવી તે.:–એમ ચૂપચાપ શાની, ધરપચ કર્યા કરે છે!

**ધરપત**, સ્ત્રી૦ ધીરજ; સબુરી. (૨) વિશ્રામ; મંતોષ; દૃષ્ટિ તૃપ્તિ. કહે૦ ધાન ધરપત અને ઘી સંપત.

**ધરમોળ**, અ૦ ધરામોળ થઇ ગયું હોય તેમ; નામ નિશાન રહ્યું ન હોય તેમ થઇ જવું તે; સાવ ઉધું મારવું તે:–એણે ધરમોળ ઘાલ્યું. સત્યનાશ. ક્રિ૦ પ્ર૦ ધરમોળ જવું=બીજ પણ નહિ રહેવું; સાતનાશ પામવું ધરમોળ ઘાલવું=વણસાડવું; સદંતર પાયમાલ કરવું; તદન બગાડી નાંખવું.

**ધરમધક્કો**, પું૦ ફોગટ ફેરો; ખાલીજવું આવવું પડે તે.

**ધરમૂળ**, ન૦ પ્રારંભ; શરૂઆત; મુખ્ય મૂળ તે:–બધી વાત મને ધરમૂળથી કહો પહેલેથી તમે ધરમૂળ જાણો નહિ ને શા માટે ટાપશી પુરો છો.

**ધરવવું**, ક્રિ૦ સ૦ તૃપ્ત થાય એમ ખવરાવવું–સંતુષ્ટ કરવું; શાંતિ (ભૂખની) કરાવવી. (૨) પકડાવવું; ઝલાવવું.:–દેરને ધરાવીને ઘેર લાવજે. ઉંચું ધરાવજે એટલે સુકાશે.

**ધરવું**, ક્રિ૦ સ૦ [સં ધૃ] પકડવું; ઝાલવું. (૨) પહેરવું: (૩) વેષ લેવો–રૂપ લેવું: (૪) જન્મ–અવતાર લેવો–ધારણ કરવો; ધારણ કરવું. ઉ૦ ધરિયો ભમરા કેરો વેષ (૫) આગે મુકવું; આગળ રજુ કરવું; અર્પણ કરવું.:–ઠાકોરજીને થાળ ધરવા. હાથ ધરવો. (૬) ધ્યાનમાં લેવું; લક્ષ પર રાખવું. જો તમે આ વાત મનપર ધરશો તો થશેજ. (૭) રાખવું; ઢળતાથી વળગી રહેવું.:–ધ્યાન ધરવું. રૂ૦ પ્ર૦ કાન ધરવું=અરજ સાંભળવી, ધ્યાનમાં લેવું. (૨) કબુલ કરવું ભૂલ કબુલ કરવી. (૩) વશ કરી લેવું; ગરીબ–આજ્ઞાધારક બનાવી દેવું; ફરજે પાડવી. ઉ૦ કનૈયાનો કાન ધરીને સહી, હાજર કરૂં તારી હજુરમાં અહિ. મોં ધરવું=વચમાં પડવું; માથું મારવું. હાથ ધરવો=પરણવું; શરણ આપવું, સહાય થવું.

**ધરા**, સ્ત્રી૦ [સં] પૃથ્વી; ભૂમિ. જમીન.

**ધરાધર**, પું૦ [સં.] પર્વત; ગિરિ.

**ધરાધરી**, અ૦ સાથે, જોડે. (૨) બેશક; અલબત. (૩) તમામ; અમુક સુદ્ધાં, બધુએ.:–કોડિયા ધરાધરી સા લઈ ગયો.

**ધરાર**, અ૦ અલબત; બેશક. (૨) વિ૦ ધરાળ; ભારે નમતું.

**ધરાવવું**, ક્રિ૦ સ૦ ધરવું. (૨) ઓશિયાળા થવા જેવુ કોઇનુ કંઇ પોતાની પાસે રાખવું; દરકાર–ગરજ રાખવી:–હું માબાપની રૂણ ધરાવતો નથી=ઓશિયાળો નથી=ઓશિયાળો નથી કે તેમની પણ મને શેહ પડતી હોય. (૩) પકડાવવું; ઝલાવવું. (૪) પાસે મૂકવું નવેદ કરવું.:–થાળ ધરાવવા. (૫) તૃપ્ત કરવું; સંતોષપમાડવું.

**ધરાવું**, ક્રિ૦ અ૦ તૃપ્ત થવું (ખાઇને) પેટ ભરાવાથી સંતોષ થવો. જોઇતુ હોય તેટલું મળવાથી પરિપૂર્ણ થઇજવુ.:–ત્રિભુવનથીએ કોઇ ધરાયો નથી, જુઓને રાજા રાવણ એને શું ન હતું?

**ધરાળ**, વિ૦ ધુંસરી તરફ વધારે ભાર હોય એવું. ગાડાની કાંધ તરફથી વધારે ભારે હોય તે ધરાળ ને પછાડી બાજુ વધારે ભાર હોય ત્યારે ઉલાળ એમ કહેવાય છે.

**ધરિત્રી**, સ્ત્રી૦ [ સં. ] પૃથ્વી; ભૂમિ.

**ધરી**, સ્ત્રી૦ ગાડીનાં બે પૈડાંને ધરનારી જે લાકડાની આડી તે; જેમાં ઘાલેના લઠ્ઠા ઉપર ચાક ફરે છે તે. જેની બન્ને બાજુએ વાહનનાં પૈડાં-ચાક રહે છે તે; નાડી. ક્રિ૦ પ્ર૦ ધરી ઝીલવી=ભાર વહેવો; આધારભૂત થવું. (૨) જેની ઉપર અથવા જે મધ્યબિંદુની આસપાસ ચાક અથવા ગોળો ફરે છે તે:-પૃથ્વી તેની ધરી ઉપર ફરે છે તેથી રાત ને દહાડો થાય છે.

**ધરૂ**, પું૦ ધ્રુવ. [ ૨ ] અ૦ નક્કી.

**ધરૂ**, ન૦ ઉખાડીને રોપવા માટે ઉછેરેલા છોડ-કરમણ તે. ડાંગેર, તમાકુ, અને કેટલાંક ફળઝાડનાં બી વાવીને તેને થોડાં ઉછરવા દેવામાં આવે છે. તે થોડાં ઉછર્યાં પછી મૂળ સાથે જમીનમાંથી ખેંચી કાઢી બીજી જે જે જગાએ રોપવાં હોય ત્યાં ખોડાય-ચંપાય છે. આવા રોપવાને માટે તૈયાર કરેલા જે નાના છોડ તે ધરૂ કહેવાય છે. ધરૂ વાવ્યું કહેવાય નહિ પણ રોપ્યું કહેવાય છે. વાવવું=જમીનમાં બી પ્રેરવાં ને રોપવું=નાના છોડ જમીનમાં ખોડવા ઘાલવા તે. ડાંગેર વગેરે વાવ્યા કરતાં રોપ્યાથી સારાં ફાલે છે.

**ધરૂવાડિયું**, ન૦ જેમાં ધરૂ કરવામાં આવતું હોય એવું નાનું ખેતર; જેમાં ધરૂ ઉછેરવામાં આવતું હોય તે જમીન.

**ધરો**, પું૦ જેની બે બાજુએ ચાક પરોવવામાં આવેલાં હોય એવી ગાડી-ગાડાની વચલી આડી; નાડી. [૨] પાણી ભરેલો ઉંડો ખાડ; જેમાં પુષ્કળ પાણી રહેલું હોય એવો. નદી તળાવમાંનો ઉંડો ખાડો; વગર બાંધેલો કુવો. ક્રિ૦ પ્ર૦ ધરામાં નાખવું=નાશ કરવું; ઉશેટી દેવું; દૂર કરવું, એવા અભાવ ને તિરસ્કારમાં વપરાય છે. [૩] સ્ત્રી૦ દરો; ધ્રો; નાનું ને કુમળું લીલું ઘાસ; દુર્વા. કહે૦ ગધેડા પાસે ધરો ભેળવાવવી=સારી વસ્તુ અપાત્રને હાથે ખરાબ કરી નંખાવવી.

**ધર્મ**, પું૦ [ સં. ] ઇશ્વર સંબંધી જે આસ્તિક મંતવ્ય તે; ઇશ્વર માણસને જગત-પ્રાણી વગેરે તરફની આપણી જે ફરજ તે; ઇશ્વરને ઓળખવાનો તેનાથી ડરીને ચાલવાનો અને તેનું ભજન કીર્તન વગેરે કરવાનો જે પવિત્ર માર્ગ તે; પુણ્યમાર્ગ; સુકૃત; શ્રેયમાર્ગ; અવશ્ય કરવા અને પાળવા યોગ્ય જે આચારવિચાર ને કર્તવ્ય વગેરે તે. (૨) કોઈપણ પદાર્થમાં રહેલો તેનો ખાસ ગુણ તે. (૩) ન્યાય; ઇનસાફ. [૪] સારા વિદ્વાન માણસોએ નક્કી કરેલો વર્તન ક્રમ તે. (૫) વિદ્વાન, ગરીબ ને અનાથ વગેરેને પુણ્યાર્થે જે કંઇક આપવું તે. (૬) પ્રાણીઓને પુણ્ય પાપનાં ફળ આપનારો દેવ તે; યમ.-રૂ૦ પ્ર૦ ધર્મોજ્ય= ધર્મથી વૃદ્ધિ છે; ધર્મથી જીતાય છે ને શ્રેય છે બ્રાહ્મણો ત્રણે વર્ણને આ પ્રમાણે આશિષ દે છે. કહે૦ ધર્મો જે ને પાપે ખે=ધર્મથી જય અને પાપથી ક્ષય થાય છે. ધર્મની ગાયના દાંત શા જોવા=મફત મળતી વસ્તુમાં સારા-ખોટાપણું શું જોવું ? ધર્મની ગાય=ગરીબ, બુદ્ધુ જીવ શીળું તે. ધર્મનો કાંટો=જેની ઉપજ પુણ્યદાનમાં અપાતી હોય એવો જોખ; ધર્મ કરતાં ધાડ આવવી=કોઇનું કલ્યાણ કરવા જતાં આપત્તિ આવી પડવી. ધર્મના કામમાં ઢીલથી=સુકૃત કરવામાં વાર લગાડવી નહિ. ક્રિ૦ પ્ર૦ ધર્મ કરવો=પુણ્ય દાન કરવાં તે.

**ધર્મકર્મ**, ન૦ [ સં ] ધર્મનું-પુણ્ય-દાન-ઉપકારનું જે કામ તે; સુકૃત. (૨) આસ્તિક મંતવ્યનો વિધિ વગેરે તે, યજન અને ક્રિયમાણ વગેરે.

**ધર્મક્રિયા**, સ્ત્રી૦ ( સં ) ધર્મ સંબંધી વિધિ તે.

**ધર્મક્ષેત્ર**, ન૦ [ સં ] પવિત્ર સ્થળ; ધામ; પુણ્ય ક્ષેત્ર; ધર્મ દાન કરવાને યોગ્ય સ્થળ તે (૨) કુરુક્ષેત્ર; પાણીપતની રણભૂમિ, થાણેશ્વર આગળનો સપાટ પ્રદેશ કે જ્યાં કૌરવો અને પાંડવો વચ્ચે મહાભારતનું યુદ્ધ થયું હતું તે.

**ધર્મગુરૂ**, પું૦ [સં.] ધર્મનો ઉપદેશ કરનારો

તે; આચાર્ય; ધર્મ સંબંધી શિક્ષા દેનારો ગોર; બ્રાહ્મણ.

**ધર્મજ્ઞ**, વિ૦ [સં.] ધર્મ જાણનાર; પવિત્ર–શુચિ આચાર રાખનાર, પવિત્ર અને આસ્તિક વિચારે વર્તનાર; કર્તવ્યાકર્તવ્ય સંબંધી તત્ત્વને જાણનાર.

**ધર્મદાન**, ન૦ [સં] સુશીલ, વિદ્વાન અને ગરીબ માણસના સુખસેવને માટે અન્ન, વસ્ત્ર વગેરે આપવું તે; પુણ્યદાન; કોઇપણ પ્રાણીના ઉપકારને માટે નિઃસ્વાર્થે કંઈ આપી દેવું તે

**ધર્મધુરંધર**, વિ૦ ધર્મની ધુરાને ધારણ કરનાર; ધાર્મિક કાર્યો કરવામાં એક્કો; દાનવીર; મોટો ધર્મ કરનાર.

**ધર્મપત્ની**, સ્ત્રી૦ [સં] પરણેલી સ્ત્રી; ધાર્મિક કાર્યની સહચારિણી.

**ધર્મપરાયણ**, વિ૦ [સં] ધર્મને વળગી રહેનાર; ધર્મરત; ધર્મ ઉપર બહુજ શ્રદ્ધાવાન; ધર્મનો આસ્તિક તે.

**ધર્મપુસ્તક**, ન૦ [સં.] ધર્મને લગતો ગ્રંથ તે, જેમાં ઇશ્વર સંબંધી અને માણસનાં કર્તવ્ય સંબંધી શિક્ષાનો ઉપદેશ કરેલો હોય તેવું લખાણ–નિબંધ.

**ધર્મયુદ્ધ**, ન૦ [સં] અમુક નીતિના સિદ્ધાંતો સાચવીને લડવું તે; દયા, ધર્મ, ઇનસાફ વગેરેને અનુસરતા નિયમો રાખે સત્યને માર્ગે લડવું તે (૨) ધર્મને માટે આસ્તિક મંતવ્યથી તેના ઉત્કર્ષને માટે લડવું તે; માણસ જાતિને શોભે તેવા નિયમોસર લડવું તે.

**ધર્મરાજ**, પું૦ [સં] યમ. (૨) યુધિષ્ઠિર.

**ધર્મશાસ્ત્ર**, ન૦ [સં] મનુષ્યના આલોક અને પરલોક સંબંધી શ્રેયના અને શુભાચાર વિચારના નિયમોનું જે નિબંધન તે, ધર્મ પુસ્તક. (૨) મનુષ્યના સુવર્તન સંબંધી જે નક્કી કરેલા નિયમો વગેરે તે.

**ધર્મશાળા**, સ્ત્રી૦ ધર્મોપદેશ માટેનું સ્થાન; જ્યાં ધર્મનો ઉપદેશ થતો હોય અને જ્યાં ધર્માર્થ અન્નાદિક વગેરે ગરીબ અનાથ અને પ્રવાસીને મળતાં હોય એવું સ્થાન–મકાન. સાધુઓ, યાત્રાળુઓ અને મુસાફરોને ઉતરવાનું સ્થાન; મુસાફરખાનું; સરા.

**ધર્મસભા**, સ્ત્રી૦ [સં.] ધર્મ સંબંધી વિચાર ને ઊહાપોહ કરનારું મંડળ અને તેનું સ્થાન તે, ધર્મનો ઉપદેશ દેનારું મંડળ. (૨) ન્યાયસભા; ધર્મ સંબંધી નિર્ણય આપનારી મંડળી તે.

**ધર્મસંકટ**, ન૦ આમ તેમ બન્ને બાજુએ ધર્મ નહિ–કર્તવ્યભંગ કરવો પડે એવી જે મુશ્કેલી તે; આમ કરતાં કે તેમ કરતાં ધર્મને–ધોકો લાગે એવો પ્રસંગ તે.

**ધર્માચાર્ય**, પું૦ [સં] ધર્મનો ઉપદેશ કરનાર તે; ધર્મગુરુ

**ધર્માઉ**, વિ૦ ધર્મવાળું; ધર્મમાટેનું; ધર્માદા.

**ધર્માત્મા**, પું૦ [સં.] દાનવીર; ધર્મ ઉપર શ્રદ્ધાવાળો હોય તે

**ધર્માદા**, વિ૦ ધર્મને અર્થે આપેલું હોય એવું; પુણ્ય માટે આપેલું; લોક શ્રેયને માટેનું. ધર્મના દાન તરીકે હોય તે.

**ધર્માધિકાર**, પું૦ [સં] ધર્મનો અધિકાર તે; ધર્માચાર્ય; ધર્મનો સત્તાવાળો.

**ધર્માધિકારી**, વિ૦ ધર્મના અધિકારવાળું ના. ધર્મ બજાવવાની જેને સત્તા–અધિકાર હોય તે, આચાર્ય; ગુરુ. (૩) ધર્મ જાણવાને યોગ્ય સમજવાળો જે તે.

**ધર્માધ્યક્ષ**, પું૦ [સં] ધર્મનો અધ્યક્ષ તે; ધર્માચાર્ય; ધર્મગુરુ.

**ધર્માર્થ**, વિ૦ [સં.] ધર્મને માટે હોય તેવું; ધર્મ માટેનું.

**ધર્મિષ્ઠ**, વિ૦ આસ્તિક. ધર્મ ઉપર શ્રદ્ધાવાળું; ધર્મરત; ધર્મબુદ્ધિવાળું.

**ધર્માંધ**, વિ૦ [સં.] ધર્મને માટે કંઈપણ જુએ નહિ એવું; ધર્મઘેલું ધર્મઘેલું

**ધર્માંધતા**, સ્ત્રી૦ ધર્મને માટે અંધાપણું, ધર્મ-ઝનુનપણું.

**ધર્માંધપણું**, ન૦ ધર્માંધતા; કંઇ જોયા વિચાર્યા વગર અંધ થી ધર્મને માનવાને અનુસરવાપણું તે.

ધર્મિષ્ઠ, વિ૦ [ સં ] ધર્મ જેને ઇષ્ટ છે એવું; ધર્મબુદ્ધિવાળું; ધર્મપરાયણ. (૨) આચાર વિચારવાન્; પવિત્રતાથી રહેનાર. (૩) નીતિમાન; પ્રામાણિક.

ધર્મી, વિ૦ ધર્મિષ્ઠ.

ધર્મોપદેશ, પું૦ [ સં. ] ધર્મનો ઉપદેશ તે; ધર્મશિક્ષા; ધર્મનો બોધ.

ધર્મ્ય. વિ૦ ધર્મવાળું; ધર્મસંબંધી; ધર્મયોગ્ય; ધર્મને બંધબેસતું.

ધવ, પું૦ [ સં. ] પતિ; વર:–સધવા, વિધવા. (૨) સંતોષ.

ધવડાવવું, ક્રિ૦ સ૦ માતાએ પોતાના સ્તનમાંથી બાળકને દૂધ પિવડાવવું–ચુસાવવું; ધવરાવવું; ધાવવા દેવું; માતાએ બાળકને દૂધથી પોષવું.

ધવલ, વિ૦ [ સં. ] ધોળું; સફેત; સ્વચ્છ; શુભ.

ધવા, સ્ત્રી૦ ગયેલું રુધિર નવું આવી શરીર ને મન વગેરે કંઇક સ્વસ્થ લાગવાં તે; શરીરમાં લોહી–માંસ ને કૌવત આવવું તે; સ્વાસ્થ્ય પ્રાપ્ત થવું તે. ક્રિ૦ પ્ર૦ ધવાવળવી=શરીર સ્વસ્થ થઇ તેજ આવવું; શાતા–શાંતિ મળવી; આરામ થવો. (૨) અકસ્માત વગેરેથી લાગેલા આંચકાની ખરાબ–અવસ્થા સ્થિતિમાંથી કંઇક સ્વાસ્થ્ય મળવું તે.

ધવાડવુ, ક્રિ૦ સ૦ માતાએ બચ્ચાને સ્તન–આંચળમાંથી દૂધ ચુસવાડવું. ધવરાવવુ.

ધસમસતું, વિ૦ શ્વાસભર્યું, ઉતાવળું; ગાભર; ધસાને આવતું; દોડતું.

ધસવું, ક્રિ૦ અ૦ જોસથી આગળ વધવું; સામે થવું; ધપવુ; સંમુખ જવું. (૨) નમવું; સીમામાંથી ખસવું; બહાર નિકળવું; ખસાને નીચે પડવું.

ધસારો, એકદમ જોરથી ધસવું તે, આગળ વધવુ તે; હલ્લો; ધસીને જવું તે; સામે થવું તે:–શત્રુના સૈન્યે ધસારો કર્યો ક્રિ૦ પ્ર૦ ધસારો કરવો=મામાની ઉપર ચડી જવું; હલ્લો કરવો.

ધસાવરો, પું૦ ધસારો.

ધંતર, ન૦ ધુતી લેવાની કળા તે; પેચ–યુક્તિથી પડાવી લેવું તે. ક્રિ૦ ધંતરવું=ધુતી લેવું; સમજાવી–ભોળવીને લઇ લેવું. મંતરની પહેલાં આવે છે:–ધંતરમંતર=જાદું.

ધંતરમંતર, ન૦ છેતરવું અને ભોળવી ભમાવવું વગેરે તે; જાદું; ચમત્કાર ઉપજાવે એવું જે કંઈ તે. ઉ૦ ધંતરમંતરરૂપ હતું જે જે, તે તે થયું મંત્રવાળું. ધંતરમંતરથી કંઇ થતું નથી.

ધંતરવું, ક્રિ૦ સ૦ છેતરવું; છળવું.

ધંતુરો, પું૦ એક જાતનો ઝેરી છોડવો અને તેનાં બી. ધંતુરાનાં ફૂલ રણશિંગાં જેવાં થાય છે અને શંકરને ચઢે છે. તેનાં બી ખવડાવ્યાથી માણસ બેભાન થાય છે.

ધંધ, અ૦ ઘણું મસ્ત એમ; ચકચૂર હોય તેમ:–અંધધંધ. (૨) ધમમાણ; યુદ્ધ. (૩) ઉપાધિ. ઉ૦ શબ્દ, સ્પર્શ રૂપ, રસ, ગંધ, વ્યસને જીવ પમાડયો ધંધ. અખો.

ધંધાદાર, વિ૦ ધંધો કરનાર; ધંધાવાળો; ઉદ્યમી. (૨) કારીગર; કસબી;

ધંધાદારી, સ્ત્રી૦ ધંધો ચલાવવાનું કામ તે; ધંધો કરવાપણું, (૨) હમેશ ધંધો કરતો હોય તે; અમુક ઉદ્યમનો જે ચાલુ અભ્યાસ તે; ધંધાવૃત્તિ. (૩) કામકાજ; ઉદ્યમ.

ધંધાધારી, ધંધાદારી.

ધંધાર્થી, વિ૦ ધંધો એજ જેનો અર્થ હોય એવું; ધંધાર્થુ.

ધંધાર્થુ, વિ૦ ધંધો કરનારું; ઉદ્યમી; કામગરું.

ધંધો, પું૦ જેમાંથી કંઇ લાભ મેળવવાનો હોય એવો વ્યવસાય; પ્રવૃત્તિ; જેમાંથી રળતર થાય એવું કામકાજ; રોજગાર; ઉદ્યમ. (૨) કામ; અભ્યાસ; મહાવરો. ક્રિ૦ પ્ર૦ ધંધો કરવો=વ્યપાર–રોજગાર કરવો, માલની આપ લેનો ઉદ્યમ કરવો. ધંધો માંડવો=રળવાનું ક્ષેત્ર બનાવવું; કોઇ બાબતને રળવાના રૂપમાં મૂકવી; પ્રવૃત્તિનું રૂપ આપવું:–ખોતખોલ કરવાનોજ ધંધો માંડયો છે. રૂ૦ પ્ર૦ ધંધો રોજગાર=કામકાજ; ઉદ્યમ. કહે૦ ધંધો કરે ધન તો ન મળે, પણ ધાન્ય તો મળે ધંધો થોડો ને ધાંધલ ઘણી. ધંધો ધંધાને વધારે

ધા, અ૦ [ સં ] પ્રકારે; રીતે; ગણું:–દ્વિધા–શતધા. (૨) એમ; એ રીતે.

ધાઇ, સ્ત્રી૦ સ્તન; થાન.

ધાઉડી, સ્ત્રી૦ એક જાતની ઓષધિ.

ધાક, સ્ત્રી૦ (પું) બીક; ભય; ડર; દહેસત; ધાસ્તી. (૨) દાબ, શેહ; અંકુશ. (૩) બહેરાશ; શબ્દપ્રકાર–કાને ધાક પડી છે.

ધાકડી, સ્ત્રી૦ ગોદડી.

ધાગવું, ક્રિ૦ અ૦ ધાકમાં હોવું.

ધાગડિયો, પું૦ ઉદમાત; મસ્તી; તોફાન; દોડી બોલીને ધાંધલ કર્યા કરવી તે:–બાળકો આખો દહાડો ધાગડિયો કરે છે.

ધાગો, પું૦ દોરો, તાંતણો; જુની રસી. (૨) જુનું ફાટેલું કપડું.

ધાટી, સ્ત્રી૦ લક્ષણ; ચાલ, તરેહ; રીત; પદ્ધતિ.

ધાડ, સ્ત્રી૦ લુંટારૂઓનો હલ્લો–હુમલો તે; ટોળાબંધ ધસીને પડવું તે (લુંટવાને) લુંટારૂઓનો ધસારો. (૨) ઉતાવળ; ઝપટ; ધાઇ; ત્વરા. કાગળની કંઇ ધાડ નથી, પાણી લાવ. (૩) દરોડો; ઘણા જણનું સામટું ધસવું તે. ક્રિ૦ પ્ર૦ ધાડ આવવી=ટોળાં ધસી આવવાં. કહે૦ જ્યાં રોજ ધાડ પડે ત્યાં બીક શી? (૪) હાર; પંક્તિ; યૂથ; સમૂહ ઝુંડના માફક છોકરાંની તો ધાડની ધાડ છે.

ધાડપાડુ, વિ૦ ધાડ પાડનારો; લુંટારો; દરોડો પાડનાર.

ધાડાધાડ, સ્ત્રી૦ ઘણી ત્વરાનું તે; ઝડપ; ઉતાવળ; દોડાદોડી.

ધાડું, ન૦ લુંટારૂઓનું ટોળું; સમૂહ.

ધાણક, ન૦ ધાણા.

ધાણા, પુ૦ દવા તરીકે તેમજ મસાલા તરીકે વપરાતા બીજવાળા તુવેર જેવા અને પોચા દાણા તે. એની ભાજી કોથમીર કહેવાય છે. ધાણાદાળ=ધાણાની શેકું ચડાવેલી મીંજો.

ધાણિયાધડ, પુ૦ થોડા કસવાળા ઘઉં.

ધાણિયો, પુ૦ રજાઇ, સુજની.

ધાણિયોગુંદર, પું૦ વાક વગરનો–ચિકાશ રહિત ગુંદર તે.

ધાણી, સ્ત્રી૦ જાર, જવ, અને બાજરી વગેરેના શેકવાથી ફૂલીને ફાટેલા દાણા તે. શે-કાઇ ફૂલીને ફાટેલા અનાજના કણ:–ધાણીદાળિયા. ક્રિ૦ પ્ર૦ ધાણી ફૂટવી=ફડફડ થવું; પેણીમાં નાંખેલા દાણાનું ફૂલીને ફાટતાં ફડફડ ઉછળવું. (૨) ઉપરા ઉપરી શબ્દો નિકળવા–તે બોલવા ઉઠ્યાં એટલે તો જાણે ધાણીજ ફૂટવા માંડી. ફૂલીને નહિ ફાટેલા પણ શેકાયલા કણ 'આગિયા' કહેવાય છે.

ધાત, સ્ત્રી૦ [ સં. ધાતુ ] મૂળ ભૂતતત્ત્વ; મનુષ્યના શરીરમાંનું ચીકટ, ચીકણું અને આધારભૂત સત્ત્વ; વીર્ય. (૨) પૃથ્વીના પેટામાંથી મળતું કઠિન ને ગરમીથી ઓગળે એવું એક દ્રવ્ય —સોનુ, લોઢું વગેરે ધાતુઓ. (૩) અનુક્રમે ગોઠવેલી વિગત;યાદી, કોષ્ટક; ગણિતનો કોઠો–પાડિયો. ક્રિ૦ પ્ર૦ ધાતજવી=પિશાબમાં ધોળું સત્ત્વ જવું. મોઢે ધાત જવી=ઉંઘમાં મોંમાંથી લાળ દદડવી.

ધાતવું, ક્રિ૦ અ૦ ફાવવું, સવળ પડવું, અનુકૂલ પડવું. (૨) છાજવું.–આ કામ કરવું મને ધાતતુ નથી.

ધાતા, પુ૦ [ સં. ] બ્રહ્મા.

ધાતુ, સ્ત્રી૦ [ સં. ] જમીનમાંથી મળતું કઠણ પણ આંચથી ઓગળે એવું દ્રવ્ય, ધાતુ–સોનું લોખંડ વગેરે તે (૨) પુ૦ ક્રિયાપદનું મૂળભૂત ટુંકું રૂપ. (૩) શરીરમાંનું સત્ત્વ, વીર્ય.

ધાતુક્ષય, પું૦ [ સં. ] શરીરમાંથી ધાતુનો નાશ થઇ જવો તે, નિર્બળતા ઉત્પન્ન કરનારો એક રોગ

ધાતુપાત્ર, ન૦ [ સં. ] ધાતુનાં બનાવેલાં વાસણ તે.

ધાતુપુષ્ટ, વિ૦ [સં.] ધાતુને નીરોગી પટ બનાવે એવું (ઓસડ–દ્રવ્ય વગેરે.)

ધાતુવાદી, વિ૦ કીમિયાગર.

ધાતુવિકાર, પુ૦ [ સં. ] વીર્ય–સત્ત્વનો બગાડો તે

ધાત્રી, સ્ત્રી૦ [ સં. ] ધવરાવીને બાળકને ઉછેરનારી માતા તે, ઉપમાતા, ધાવ; ધાઇ. (૨) હરડે.

ધાન, ન૰ [ સં. धान्य ] અનાજ. (૨) રાંધેલું અન્ન; દાળભાત વગેરે. રૂ૰ પ્ર૰ ધાન મુઉં=ધાન માટે ટળવળતું.

ધાના, પું૰ અન્ન-ખાવાનું પુષ્કળ હોય તે; ખાવા પીવાની તંગી નહિ તે. કહે૰ ધાના ત્યાં પાના ( પીનાર-ભોગવનાર) નહિ ને પાના ત્યાં ધાના નહિ, એ જગતમાં જ્યાં ને ત્યાં જોવામાં આવે છે.

ધાનિયું, વિ૰ રાંધેલું નરમ-પોચું અન્ન ખાઇને જીવનારૂં; દાળભાત ઉપર રહેનારૂં. ( રોટલા રોટલી પર નહિ ) (૨) ગરમું; ધાન ઢાંકવાનું ઢાંકણા વગરનું કમા જેવું વાસણ.

ધાન્ય, ન૰ [ સં. ] અનાજ; દાણા. (૨) રાંધેલું અન્ન.

ધાપ, સ્ત્રી૰ ઉતાવળમાં ચૂક થવી તે; કામની ધાઇમાં ભૂલી જવાવું તે:-મેં સરવાળો લેતાં ધાપ—ખાધી. (૨) લપટ ઝપટમાં છળભેદથી પોતાનો લાભ લઇ લેવો તે; થપ્પડ મારીને—ફુલાવીને ભ્રમમાં નાંખીને લઇ લેવું તે. (૩) ફરેબ; ખોટો વિશ્વાસ; સમજાવી છટકી જવું તે. ધાપ આપવી, ધાપ ખાવી, ધાપ મારવી, ધાપ દેવી, એમ ક્રિયાપ્રયોગે વપરાય છે.

ધાપલાં, ન૰ રિસાયલાને રીઝવવાને અથવા સારૂ લગાડવાને માટે શરીર થાબડીને મલાવડાં કરવાં તે, અનુનય; છેડયા પછી રાજી કરવાને-સારૂ લગાડવાને થાપડવું ને ગેલ કરવું તે. (૨) સમજાવટ; મલાવડાં—મલાવડાં; સવાહન; પંપાળવું તે; મીઠાં મીઠાં વચન બોલવાં અને હાથ ફેરવવો તે. ધાપલું, ક્રિ૰ પ્ર૰ ધાપલાં કરવાં=સારૂ લગાડવા, રીઝવવા કે પ્રેમભાવ ઉશ્કેરવાને પ્રિયવચન કહેવાં ને સ્નેહ ભર્યો હાથ ફેરવવો. ગેલ કરવું; ગેલમાં અંગ પસવારવાં. રીસવી ને પછી મનવવાનો-પ્રસન્ન કરવાનો યત્ન કરવો.

ધાબડધિંગુ, વિ૰ શરીરે ભરેલું અને વળી મહેનત—અભ્યાસ સહન કરી શકે એવું; સશક્ત; ક્ષમ; સહન કરે એવું; શરીરે મજબુત ને ઘડાયેલું.

ધાબડવું, ક્રિ૰ સ૰ માથે મારવું; છેતરી—ભરમાવી—વખાણ કરીને ખોટું નકાર હોય તે બીજાને વેચવું-મઝાડવું તે; ધાબડીને સમજાવીને આપવું; પહેરાવી દેવું; ઠોકવું. (૨) લુચ્ચાઇથી કોઇની પાસેનું કંઇક આપણે લઇ લેવું; છેતરવું; ઠગી લેવું; અથવા આપવું. લેનારને માથે પડે એવી વસ્તુ આપવી.

ધાબળી, સ્ત્રી૰ કાંબળી; ઉનનું જાડું ને જાડાવણાટનું ઓઢવા અથવા પાથરવાનું કપડું.

ધાબળો, પું૰ કાંબળો; ભુરસ.

ધાબું, ન૰ છાપરાને ઠેકાણે કરેલો છોબંધ પરથાર; અગાસો. (૨) જેની ઉપર છાપરાને ઠેકાણે છોબંધ અગાસી કરી નાંખેલી હોય એવું તે. મસજિદો, મંદિરો અને દેવળો વગેરેનાં મકાનો, ઘણુંખરૂં એવાં કરવામાં આવે છે, તેથી ધાબાને નામે ઓળખાય છેઃ—કાજીને ધાબે. ( ૨ ) રંગ, ઘી વગેરેનો ડાઘ તે; જેનો ડાઘ ધોવા છતાં પણ છૂટ જાય નહિ એવો બેરંગી ડાઘ તે (૩) દૂધનું ભેટુંઃ—એ ધાબાં દૂધ ભમ છે; દૂધની હેલ. (૪) ફાંદો; છટકું. ( લાવરી પકડવાનું).

ધાબું, જુ૰ ધાબું.

ધામ, ન૰ [સં.] રહેવાનું અથવા બેસવાનું નિર્ભયતાનું સ્થાન; સારૂં ને કાયમ રહેવાનું જે સ્થાન તે; રહેઠાણ; અસલ-હમેશ રહેવાની જગાઃ—આ જંગલ વાઘનું ધામ છે. (૨) ઘર; હવેલી; મકાન; (૩) મંદિર; દેવળ; દેવસ્થાનની જગા. (૪) પવિત્ર પુણ્યસ્થળ; તીર્થસ્થાનઃ—આ વર્ષે અમે ચારે ધામની યાત્રા કરી આવ્યાં.

ધામણ, સ્ત્રી૰ એક જાતનો જાડો અને બહુ કાતેલ ઝેર વગરનો સાપ; અજગરથી ઉતરતી અને નાના કદની એક સર્પ જાતિ, ધામરેણું.

ધામણી, સ્ત્રી૰ જાડી ભેંસ; શરીરે ખૂબ ભરાયેલું હોય એવું ઢાબું.

**ધામધુમ**, સ્ત્રી૦ ઉતાવળે અને ઘોંઘાટ સાથે ચાલતું કામ તે; ગડબડ; શુભ કામ કે ઉત્સવની તૈયારીની ગડબડ, દોડાદોડી ધાલ મેલ અને ઉતાવળ તે; રંગરાગ અને ઉત્સાહ ભરેલો દેખાવ તે. ઉત્સવ; સત્કાર; અને લગ્નાદિક ઉજવવાની તૈયારીની જે ધાંધલ તે:—નામદાર ગવર્નરની પધરામણી ખાનગી હોવાથી સ્ટેશન ઉપર કંઇ ધામધુમ કરવાની ન હતી.

**ધામધુમિયું**, વિ૦ ધામધુમવાળું; ઉત્સવ વગેરેના ઉત્સાહવાળી તૈયારીની ઉતાવળમાં ગાભરૂં. (૨) દમામી.

**ધામરોળું**, ન૦ ખૂબ જાડો અને આળસુ સાપ; અજગરની જાતનો એક મોટો જાડો અને હાલવે ચાલવે બહુજ ધીમો સાપ. અત્યંત સ્થૂલ; અને સ્થૂલ આળસુ એવા માણસને પણ ધામરોળું કહેવામાં આવે છે.

**ધામા**, પું૦ (ધામો.) [ સં. धाम ] કાયમનો પડાવ નાંખવો તે; સ્થિતિ કરવી તે; આગળ વધવાનું ન હોય અને કાયમ કેટલોક વખત બેસવા રહેવાનો નિશ્ચય હોય એવા અર્થમાં બહુવચને આ શબ્દ વપરાય છે.:—એ દુવારકાં, એમ કહી અમે ત્યાં ધામા નાંખ્યા. લાંબો વખત રહેવું—સ્થિતિ કરવી તે. ક્રિ૦ પ્ર૦ ધામા નાંખવા=લાંબા વખત માટે પડાવ નાંખવો. ધામા ધાલ્યા, એમ પણ કહેવાય છે.

**ધામેણું**, ન૦ પહેલા આણા વખતે કન્યાને આપેલો જે સામાન તે; દરિયાવર; રીત; દાયજો.

**ધામો**, પું૦ [ સં. धाम ] પડાવ; સ્થિતિ; કાયમનો વસવાટ તે. (૨) અતીતની બીખ. રૂ૦ પ્ર૦ ધામોધામ=તીર્થેતીર્થ જવું તે.

**ધાર**, સ્ત્રી૦ [ સં. धारा ] પાણીની દદુડી—શેડ તે;પ્રવાહીનો પાતળો સેરડી જેવો પ્રવાહ તે. પાણીની—દૂધની—તેલની ધાર પડે છે. (૨) હથિયાર—ઓજારની કાપે એવી પાતળી તીણી કોર; અણી; તરવાર; છરી વગેરેના પાનાની કાપે એવી પાતળી બાજુ તે.(૩) કોરણ, છેડો; અંત. ક્રિ૦ પ્ર૦ ધાર કાઢવી=હથિયારની પાતળી કોરને ઘસીને વધારે તીણી ને કાપે એવી બનાવવી. ધાર ચઢાવવી=ધાર કાઢવી (૨) ઉશ્કેરવું; ઉત્તેજિત કરવું; ચઢાવવું; ફુંગરાવવું.

**ધારક**, વિ૦ ધરનાર; ધારણ કરનાર.

**ધારણ**, ન૦ ધરવુ તે.:—તેણે શસ્ત્ર ધારણ કર્યાં. (૨) ધણો ભાર તોળવાને માટે બાંધેલો સંતોલો તે; ધડી:—જુઓ, સવા ચચ્ચાર મણની પાંચ ધારણો થય. (૩) થાંભલો. (૪) ભારવટિયો; પાટડો. જેની ઉપર ધર—છાપરા વગેરેનો બોજ રહે છે તે. ઉ૦ હિંડોળા બાંધ્યા ધારણે. (૫) ધીરજ; આશ્વાસન; ધૈર્ય.:—આવે દુઃખને વખતે એના જીવને ધારણ આપજો. ક્રિ૦ પ્ર૦ ધારણ કરવું=ધરવું; પહેરવું; સજવું.:—પછી રામે વલ્કલ ધારણ કર્યાં.

**ધારણા**, સ્ત્રી૦ મનમાં જે ધારેલું હોય તે; મનસુબો; વિચાર; ખ્યાલ. (૨) તર્ક; કલ્પના. (૩) ઇચ્છા; ભાવ. (૪) માન્યતા; મંતવ્ય; મનમનો ઠરાવ—સંકલ્પ; હેતુ.:—એને ચોરી કરવાની ધારણા હતી, પણ શું કરે ! ઝલાઇ ગયો એટલે ફેરવી વાળ્યું.

**ધારણાંપારણાં**, ન૦ એકાંતરે ઉપવાસ કરવાનું વ્રત; એકાંતરી.

**ધારણિયો**, પું૦ થાંભલો. (૨) ભારવટિયો.

**ધારદાર**, વિ૦ ધારવાળું; કાપી નાખે એવી કિનારીવાળું; તીણું.:— ધારદાર હથિયાર.

**ધારવવું**, ક્રિ૦ સ૦ અનાજ તથા કણવાળી વસ્તુની દળીને ઝાળવીને શિખર—ધારવાળી કરવી કે જેથી તેમાંની નઠારી વસ્તુ નીકળી જાય; દરીયા ઉપણવું; હવ કરીને સારીલેવું.

**ધારવું**, ક્રિ૦ સ૦ [ સં. धृ ] મનમાં આણવું—લેવું; કલ્પવું; મનમાં વિચાર કરી રાખવો તે; વિચારવું; તર્ક કરવો. (૨) માનવું. (૩) ઇચ્છવું; ભાવના રાખવી. (૪) અનુમાન કરવું; અટકળવું; અંદાજ કરવો.

ધારા, સ્ત્રી૦ [ સં. ] ધાર; દદુડી; શેઢ. (૨) ઓળ; આવલી; હાર.

ધારાવાડી, સ્ત્રી૦ ધારાની વાડ કરવી-મર્યાદા બાંધવી તે; દૂધ પાણી વગેરેની ધારનું કુંડાળું કરવું તે; અમુક હદમાં અનિષ્ટ આવે નહિ તે માટે આણ ફેરવવી તે.:-હવન કરીને માતાને નામે ગામ પાછળ દૂધની ધારાવાડી દીધી.

ધારાશાસ્ત્રી, પું૦ કાયદા કાનુન વગેરે જાણનારો મોટો સનંદી વકીલ તે; કાયદાનો ખાં; મોટા ન્યાયશાસ્ત્રી; બારિસ્ટર.

ધારાસાર, પું૦ ઉપરાઉપરી-ધોધોડે પાણી પડવું તે; ધારાઓનો વરસાદ વરસવો; ઝડીએ વરસાદ પડવો તે; ઝડીઓ પડવી તે.

ધારાળું, વિ૦ ધારવાળું; જેને ધાર કાઢેલી હોય એવું; કાપી નાંખે એવું.

ધારાળો, પું૦ ધારવાળું હથિયાર રાખનારો; ચક્રધારી. (૨) ભીલ; કોળી વગેરે હથિયારબંધ થઇને ફરનાર લોક તે:-આ ગામમાં ધારાળાની વસ્તી છે.

ધારાસભા, સ્ત્રી૦ કાયદા-ધારા બાંધનારી મંડળી તે; દેશની સુવ્યવસ્થા માટે નિયમો બાંધનારી સરકારી તેમજ પ્રજાકીય સભાસદોની પરિષદ.

ધારિયું, ન૦ ખેડુતનું ઝાડનાં ડાળાં ખાંપવાનું ટુંકા હાથા ને છેડે બેસાડેલા કાકર નહિ પણ ધારવાળા દાતરડા જેવું હથિયાર; ટુંકી ધારવાળા દાતરડાની વાંસી, દાંતી. (૨) એક જાતનું વણાટમાં સોનેરી રૂપેરી ભાત કસબ-જરી હોય એવું કપડું:-ધારિયાની સાડી—ચોળી, ખંડ.

ધારિષ્ટ, ન૦ [ સં. ] સહન કરવાની શક્તિ; ઠરેલ વૃત્તિ; દુઃખ આફત આવી પડતાં નહિ ગભરાતાં ધીરજ રાખવી તે.

ધારી, અ૦ ધરનાર એવે અર્થે વપરાતો પ્રત્યય.:-વેષધારી; જટાધારી.

ધારો, પું૦ [ સં. ધારા ] કોઇ પણ કાર્ય ચલાવવા માટે તેની સુવ્યવસ્થા રાખવાને બનાવેલા નિયમોની રચના તે; નિયમ; કાનુન; કાયદો. (૨) રીત; રિવાજ; પ્રથા, વહીવટ.

ધારોડી, સ્ત્રી૦ ધાર; દદુડી, ધારા.

ધાર્મિક, વિ૦ ધર્મશીલ; ધર્મસંબંધી; ધર્મનું આચરણ કરનાર.

ધાર્યુંકરવું, ક્રિ૦ જે ધારેલું હોય તેમાંથી નહિ ડગતાં તેજ કરવાનો ચાલુ આગ્રહ રાખવો તે; ધાર્યા પ્રમાણેજ કરવું તે.

ધાવ, સ્ત્રી૦ બાળકને ધવડાવવાને રાખેલી સ્ત્રી; ધાત્રી; ધવડાવનારી તે. ધાવભાઈ=એક સ્ત્રીને ધાવીને ઉછરેલા જુદાં માબાપના બે છોકરામાંનો એકેક તે; દૂધભાઈ

ધાવડી, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ અને તેનાં ફુલ.:-ધાવડીનાં ફૂલ દ્રાક્ષારસમાં આવે છે.

ધાવણ, ન૦ માતાના સ્તનમાંથી બાળકના પોષણ માટે નિકળતું પ્રવાહી; માનું દૂધ; ક્રિ૦ પ્ર૦ ધાવણ સુકાવવું-ઝાડાવવું.

ધાવણી, સ્ત્રી૦ બાળકને મોંમાં ઘાલીને ચુસવાની લાકડાની વાગે નહિ એવી લાંબી ગોળ કકડી; ચુસણિયું; ચુસણી.

ધાવણું, વિ૦ ધાવતું હોય તેવું; ધાવણ ઉપર રહેનારૂં. (નાનું બાળક) (૨) ધાવણથી પોષણ પામે એટલી ઉમ્મરનું. (૩) નાનું ને ધાવતું તે:

ધાવન, ન૦ [ સં. ધાવ ] ધાવું તે, દોડવું તે; દોડ; ધેપ.

ધાવરી, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ.

ધાવરૂં, ન૦ લોહી વિકારને લીધે મોં અને હાથ વગેરે અવયવનું સુજી આવવું તે; સહેજ ખજુજ આવી ચામડી સુજવી તે. (૨) ધાઓ ધાઓ! એવી બુમને બદલે વગાડવાનું રણશિંગું તે; દ્રારાઈ.

ધાવવું, ક્રિ૦ સ૦ [ સં. ધે ] બાળકે માની છાતીનું દૂધ ચુસવું; છાતી—સ્તનમાંનું દૂધ પીવું,

ધાવિત, વિ૦ [સં.] દોડેલું; ભાગેલું; નાઠેલું.

ધાવું, ક્રિ૦ અ૦ [ સં. ધાવ ] દોડવું; મદદે જવું, નાસવું; ધોડવું, એકદમ દોડી જવું.

(૨) ધ્યાન ધરવું; ભજવું. (૩) થવું; ઉ૦ કુષ્ટને દુર્મતિ ધાઇ, સુએ વિસરી ગયો નિજભાઈ. રૂ૦ પ્ર૦ ધાવે તે પાવે=ફરે તે ચરે. કહે. ધાન મળે પણ પૈસો મળે નહિ=ફરીને મહેનત કરે તો પેટ ભરાય કંઇ ધનવાન થવાય. નહિ (૪) વિ૦ સરખું; સમાન.

ધાસકો, પું૦ એકદમ બીક લાગવી તે. ભય અથવા શોકનો સખત આઘાત તે, ફાળ; ચીચરવટો; ચોંકવું તે—ધ્રાસકો.

ધાસતી, જુ૦ ધાસ્તી.

ધાસ્તી, સ્રી૦ બીક; ભય; ડર; દહેશત. (૨) ફિકર; ચિંતા; કાળજી. ક્રિ૦ પ્ર૦ ધાસ્તી લાગવી=બીવું; ડરવું. ધાસ્તીપડવી=ચિંતા થવી.

ધાંખ, સ્રી૦ ઝંખના.

ધાંખડી, સ્રી૦ ઝંખના. ઉ૦ સખી ! મોહન મળવાની એક, અંતર મારે ધાંખડી, જોઇ જોઇ જીવણની વાટ, ખોઇ મેં તો આંખડી. વ્રજમાનંદ.

ધાંખના, સ્રી૦ ધંખના; ઝંખના. [૨] ધ્યાન; કાળજી.

ધાંખવું, ક્રિ૦ સ૦ ઝંખવું. (૨) ધારી ધારીને જોવું; નિહાળવું. ઉ૦ જશોદા થઇ મનમાંહિ ઝાંખી, જોતી હરિનું વદન ધાખા ધાખી હારકો.

ધાંખો, પું૦ કાળજી, ચિંતા. [૨] શક; વહેમ. ઉ૦ ઘર દહાડાનો ધાખે ધાખે ધાય. નિરાંતભક્ત.

ધાંગલું, ન૦ બારણાના ચોકઠાની વચલાં લાકડાં તે, ખુસો. (૨) જે પાતળા છેડાઓ—અગ્નિપર બારણું ઉધાડવાસ થાય છે તે. ફ્રાંગવુ.

ધાંગો, પું૦ ભારો; વચોો; નાનો સેરો. (૨) રેખ; રેસો; સહેજ અંશ માત્ર તે :—ગળ ફાયાં સોટીનો ધાંગો જણાય છે

ધાંધલ, સ્રી૦ [ દે૦ દંદુલિય ] ગડબડ; તોફાન. ક્રિ૦ પ્ર૦ ધાંધલ કરવી=ગડબડ કરવી; તોફાન કરવું (૨) ઉતાવળે અને બહુ કામકાજ કરે છે એમ બતાવવું તે, ઉતાવળ કરવી; ગભરા થઇ જવાય એમ કરવું. ગડબડાટ; ધમાલ, ધિંગામસ્તી.

ધાંધલિયું, વિ૦ ગભરાટ અને ઉતાવળથી કોઇનું ધ્યાન ખેંચાય એમ ધમાલ કરી મૂકનાર; તોફાની, ગડબડિયું.

ધિક્, અ૦ [ સં. ] ધટ; તુચ્છ. તુચ્છકાર અર્થે વપરાય છે લાજમ; શરમ, ધિક્ હજો અવતાર.

ધિકાવવું, ક્રિ૦ સ૦ ખૂબ સળગાવવું; ભડભડાટ બળે એમ કરવું.

ધિક્કાર, પું૦ [ સં. ] તુચ્છકાર; ફટકાર, તિરસ્કાર.

ધિક્કારવું, ક્રિ૦ સ૦ ધિક્કાર કરવો; તુચ્છકારવું; તુચ્છ હલકું ગણવું; તિરસ્કાર કરવો.

ધિણોજો, પું૦ ધુધવાયેલો; અરેખો; લુચ્ચો; ઠગ.

ધિબાવવું, ક્રિ૦ સ૦ ધીબ એવો અવાજ થાય એમ મારવું; પીટવું; ધબધબ મારવું; કૂટવું.

ધિમાશ, સ્રી૦ ધીમાપણું, મંદતા; શિથિલતા, ઠંડાશ.

ધિંગડમલ, વિ૦ ધિંગું અને મલ જેવું; થાકે કંટાળે નહિ અને માર કે મહેનત સહન કરે એવું; ઝટ થાકી કે કંટાળી જાય નહિ એવું: ખડતલ. (૨) પું૦ રોડલમલનો ભાઇ.

ધિંગાઇ, સ્રી૦ ધિંગાપણું બહુ કુમાશ હોતી તે. મરતા; ચીવટપણું. ઝટ હારે કે નહિ એવું:બધારણ—વજાટ તે. (૨) ધિંગાણું કરવુ તે; મસ્તીતોફાન; ઉત્પાત

ધિંગાણું, ન૦ ધમચાક કરી મસ્તી તે; કૂદાકૂદ, વળગાઝમી, મસ્તી, તોફાન; મારામાર કરતાં ધીંગાર ને ધમકારા બહુ થાય એવી ગડબડ. (૨) કજિયો, લડાઇ. (૩) ખૂબ જુદ ચાલી રહેવું તે. ક્રિ૦ પ્ર૦ ધિંગાણું કરવું=ધમાકુ ને હોકારો કરી ખૂબ ગડબડ મચાવવી તે; વળગાઝુમી કરવી.

ધિંગું, વિ૦ જાડા વણાટ અથવા બંધારણનું; ફાટે તૂટે કે ફસકી જાય નહિ એવું ચીવટ; ચીકણું; મજબુત.:—જાડપોતું ને વળી ધિંગું. (૨) સહન કરે—ઝટ નરમ પડી જાય નહિ એવું; ખડતલ, મજબુત—બાંધાનું.

ધી, સ્ત્રી૦ [ સં ] બુદ્ધિ; અક્કલ; મતિ. ઉ૦ આપેલી સદસદ્ધીએ, એની આપણુ ચાલીએ; ત્યાં પાપાપાપ છે કોને, જ્યાં એનો એજ છે બધે.

ધીક, જુઓ ઢીક.

ધીકડી, સ્ત્રી૦ સહેજસાજ ધીકતું હોય એવું જે તે; ઝીણો તાવ; તાવની થોડી ગરમી હોવી તે; બરાગળ.:—તાવ ગયો છે તોપણ રાતે ધીકડી ભરાય છે. તાવની કંઇક ગરમી રહે—તે ધીકડી.

ધીકડું, ન૦ તાવની સહેજ ગરમી તે.

ધીકધીકતું, વિ૦ ખૂબ ગરમીના જોસવાળું; ભડભડાટ બળતું; ગરમાગરમ; ધગધગ થતું હોય એવું.:—માથે ધીકધીકતી સગડી લઇને બળિયા કાકાની ઓળગો કરી તોય ના વળ્યું.

ધીકવું, ક્રિ૦ અ૦ ભડભડાટ બળવું; ખૂબ ગરમી હોવી; જોસમાં સળગી રહેવું; ગરમીની આંચથી ધગધગ થઇ રહેવું. ઉ૦ હૈયામાં હોળી ધીકે. (૨) જોર—જોસમાં ચાલવું; પૂર્ણ આબાદી—ભઢતીમાં હોવું; ખરેખરા લાભમાં બહુ સારી રીતે પુષ્કળ વેપાર—કામ ચાલવું.:—હાલ એની પેઢીનો વેપાર ધીકે છે; ધીકતો વેપાર તે.

ધીજ, સ્ત્રી૦ માણસ અપરાધી કે નિરપરાધી છે તે જાણવાની એક રીત; અધરી પ્રતિજ્ઞા; દિવ્ય. જેને માથે આરોપ હોય તેની પાસે કકડકતા તેલમાંથી વીંટી કઢાવવી, ધગધગતો લોઢાનો ગોળો તેના હાથ માં લેવરાવવો, ચણા ચવરાવવા એને તેમ કરતા છતાંએ જ્યારે તે દાઝે નહિ અથવા તેને કશું થાય નહિ ત્યારે તે નિરપરાધી ગણાય. અસલ આવી પાંચ જાતની ધીજ—દિવ્ય પરીક્ષા થતી. તુલા, અગ્નિ, જળ; વિષ, અને કોષ, અઘરા સોગન લેવરાવવા તે.

ધીટ, ન૦ સંકટ; દુઃખ માનાપમાન વગેરે ખમી શકે એવું; છાતીવાળું; સહનશીલ. (૨) જેને કોઇની શેહ કે શરમ પડે નહિ એવું; હિમ્મતવાન; ડરે કે શરમાય નહિ એવું; બહાદુર.

ધીબ, અ૦ ધબ અથવા ધીબ એવો બોંચી વસ્તુ ઉપરના આઘાતનો અવાજ. એકદમ તૂટી પડતાં થયેલો અવાજ.:—ધીબ લઇને નીચે પડયો.

ધીબકારો, પું૦ ધીબ એવો અવાજ થવો તે; ધબકારો.

ધીબકો, પું૦ મુક્કો; ગડદો.

ધીબવું, ક્રિ૦ સ૦ ધબ કે ધીબ એવો અવાજ થાય તેમ મારવું; કૂટવું અથવા પછાડવું—આઘાત કરવો તે; મુક્કીથી મારવું; ટીપવું; ઘડવું.

ધીબાધીબ, અ૦ ઉપરાઉપરી ધીબધીબ થવું તે; એક ઉપર એક ઉપરાઉપરી મુક્કીઓ—ગડદા મારવા તે.:—બે ત્રણજણે ચોરને ધીબાધીબ મારવાજ માંડયો ત્યાં શું કરે ?

ધીમર, પું૦ [ સં. धीवर ] માછી; માછલાં પકડનારો; ઢીમર.

ધીમંત, વિ૦ [ સં. ] બુદ્ધિમાન; અક્કલમંદ.

ધીમું, વિ૦ કામ કરવે, ચાલવે, બોલાવે વગેરે ક્રિયાઓમાં ધીરૂં; મંદ તે; વાર લગાડે એવું. (૨) શાંત સ્વભાવનું; ઠંડું; ટાઢું; હળવું. (૩) અચંચળ; નહિ ઉતાવળિયું; જડ; ચેતન—સ્ફુર્તિ રહિત.

ધીમેધીમે, અ૦ હળવે હળવે; આસ્તે આસ્તે; શાંતિએ; ઉતાવળે નહિ એમ.

ધીર, સ્ત્રી૦ ધીરજ; ધૈર્ય. (૨) વિ૦ ધીરજવાન; ગભરાય નહિ એવું; સહન કરી રહે એવું; સ્થિરવૃત્તિનું; ઠરેલ :—રણધીર. (૩) સ્ત્રી૦ ધીરવું તે, ભરોસો; સાખ; પતીજ.:—વેપારીઓમાંથી એની ધીર ઉતરી ગઇ. (૪) વિશ્વાસ અને વ્યાજ ઉપર આપવું—લેણુદેણુ ચલાવવું તે; ધીરવું તે:—ધીરધાર.

ધીરગંડુ, વિ० નેતાવગરનું; આમતેમ ગમે ત્યાં ઢળી જાય એવું; અનિશ્ચિત પ્રકૃતિનું. (૨) કરકું; બીકું; ઢીલગંડું.

ધીરજ, સ્ત્રી० ધીર; ઠરેલવૃત્તિ; આકળાપણું નહિ પણ સબુરી; હિમ્મત. ક્રિ૦ પ્ર૦ ધીરજ રાખવી=ધીરધરવી. ધીરજ પકડવી વગેરે.

ધીરતા, સ્ત્રી० ધૈર્ય; ધીરજ; મન સ્થિર રાખવાપણું; શાંતતા; સબુરી. (૨) ધીરાપણું; ડહાપણ.

ધીરધાર, સ્ત્રી० આપ લેનો વહેવાર તે, લેવડદેવડ. ક્રિ૦ પ્ર૦ ધીરધાર કરવી=વ્યાજ વટંતરનો ધંધો કરવો; લોકને વ્યાજે નાણાં આપવાનો ધંધો કરવો તે.

ધીરપ, સ્ત્રી० વ્યાજે અથવા ઉછીતું નાણું ધીરવું તે. ધીર; સાખ; પતીજ.

ધીરવું, ક્રિ० સ० પાછું આવવાને વિશ્વાસે વ્યાજે અથવા ઉછીતું નાણું આપવું; ધીરધાર કરવી (૨) વિશ્વાસપર મૂકવું; સોંપવું, વિશ્વાસે રહેવું.:–હું તો એને જરાએ ધીરૂં નહિ.

ધીરા, સ્ત્રી० ધીર સ્વભાવની સ્ત્રી, ઠરેલ–પ્રૌઢા સ્ત્રી:–ધીરાનાયિકા, કવિતા સાહિત્યમાં એનાં લક્ષણ ને ભેદ વગેરે હોય છે.

ધીરૂં, વિ० નહિ ઉતાવળું; શાંત સ્વભાવનું; ધીમું. (૨) ટાઢું; હળવું; ઠંડું. (૩) ધીર સ્વભાવનું હોય તેવું. કહે० ધીરા સો ગંભીર=ધીરૂં તેજ ડહાપણું–સારૂં.

ધીરેધીરે, અ० હળવે હળવે, ધીમે ધીમે, આસ્તે.

ધીરો, પું० ટેરો, ચાંભલો.

ધીરોદાત્ત, પું० [ સં. ] સાહિત્ય શાસ્ત્ર પ્રમાણે સુલક્ષણ ધીરા સ્વભાવનો નાયક તે.

ધીવર, પું० [ સં. ] માછી; ઢીમર.

ધીશ, પું० [ સં. ] અધિપ, બુદ્ધિમાં સૌથી ચઢિયાતો તે.

ધ્રુજવું, ક્રિ० અ० [સં. ધ્રુ] ટાઢ, રોગ, અને ક્રોધાદિકની અસર અથવા ધાસ્તીથી શરીરનું હાલવું તે; થરથરવું; કંપવું; આમ તેમ અંગો વગેરેનું દોલાયમાન થવું તે. (૨) બીવું; ભય લાગવો; થરથરી જવું; ડગવું; આમ તેમ કે ઉપર તળે થવું; ડગમગવું, ધ્રૂજવું, ધ્રુજવું; થરકવું.

ધ્રુજારી, સ્ત્રી० શરીરનું કંપી–હાલી ઉઠવું તે; એકાએક ધ્રુજવું તે, કંપારી; થરેરી; ફફડાટ; શરીરપર ટાઢ રોગ, ક્રોધ કે ભયને લીધે જે થરકાટ થઇ આવવો તે:–નહાયો કે તરત ધ્રુજારી આવી. (૨) ઘૃણા; ચીતળી; ભારે અણગમાની અસરનો કંપ–આભાવ તે.

ધ્રુજારો, પું० કંપારો; થરકાટ, (૨) ભય; ત્રાસ.

ધ્રુજાવવું, ક્રિ० સ० ધ્રુજે તેમ કરવું; કંપાવવું; હલાવવું. (૨) ગભરાવવું, થરથરાવવું; ધાંટા કાઢીને બીવરાવવું; ધમધમાવવું.

ધુણવું, ક્રિ० અ० આવેશથી માથું અને શરીર હલાવવું; જોરથી માથાને નીચે ઉંચે અને આજુબાજુએ ઘુમાવવું; ધ્રુજવું ને મસ્તક હલાવવું. દેવી ને ભૂત વગેરે અંગમાં આવ્યાં છે એમ જાણી–માનીને ધ્રુજવું ને માથું ઘુમાવવું તે. રૂ૦ પ્ર૦ હા–ના કરેવું, ઉ૦ માથું ધુણે મનકું કહ્યું ન કરવું (૩) ઉશ્કેરાવું.

ધુણાવવું, ક્રિ० સ० ધુણે એમ કરવું; માથું અને શરીર હલાવવા માંડે એમ કરવું. (૨) કોઈ તરકીબથી નાણું કઢાવવું; સમજાવવું; અમુક કાર્ય કરવાને ઉશ્કેરવું; અમુક વિચાર અથવા કાર્ય કરવાને ચઢાવવું; નિશ્ચયથી ડગમગાવવું (૩) ધ્રુજાવવું; હલાવવું.

ધુણી, સ્ત્રી० ધુમાડી; લાકડાં વગેરે વસ્તુઓ બળતાં તેમાંથી નિકળતી ધુંધરી–કાળી ને હળવી હવા–વરાળ તે. (૨) બાવા વેરાગી પોતાની બેઠક નજીક જે ધુમાતો અગ્નિ રાખે છે તે; એ અગ્નિનો કુંડ; અતીતનો અગ્નિ. (૩) વેરાગીનું સ્થાન કે જ્યાં તેની બેઠક નજીક એક ખાડામાં ચાલુ અગ્નિ ધુમાયમાં કરતો હોય.

ધ્રુત, વિ० તુચ્છકારેલું; તુચ્છ ગણીને ફેંકી દીધેલું; તરછોડી નાખેલું. (૨) અ० છટ, કુત્ત નહિ એમ; એ શું: છિ. તુચ્છકારના અર્થમાં કુતરાં વગેરે ને તુચ્છકારતાં–કાઢી

મુકતાં બોલાય છે. ક્રિ૦ પ્ર૦ ધુતએ કરવું= કંઇ વિસાદમાં નહિ ગણવું, તુચ્છ ગણીને ઉપેક્ષા કરવી, કાઢી મુકવું.

ધુતકારવું, ક્રિ૦ સ૦, તુચ્છ ગણીને કાઢી મેલવું; અપમાન કરી તુચ્છ વસ્તુની માફક ઉપેક્ષા કરવી; તરછોડી નાખવું; તિરસ્કાર કરવો.

ધુતવું. ક્રિ૦ સ૦ છળ કરીને લઇ લેવું; ઠગવું; ધૂતવું.

ધુતારણ, સ્રી૦ ધુતારી–ઠગણી સ્રી.

ધુતારૂં, વિ૦ ધુતી લે એવું: ઠગારૂં; પટાવી સમજાવી કે છેતરીને સ્વાર્થ સાધી લે એવું ધુતારો, ધુતારી. ઉ૦ ધુતારી ધુતવાને આવી રે.

ધુતારો, પું૦ ધૂતીને સ્વાર્થ કાઢી લેનારો; કપટથી–છેતરીને હરી લેનારો; ઠગનારો. ઉ૦ કામણગારો ધુતારો કહુ કર ગયો રે. જાણ્યા જાણ્યા ધુતારાના ઢંગ.

ધુતાવું, ક્રિ૦ અ૦ ઠગાવું; છેતરાવું; કોઇ ધુતી ગયુ હોય એવી હાલતમાં આવવું.

ધુધુ, અ૦ જોરદાર ફુંકથી અને ઢોલ ઉપર થયેલા આઘાતથી થતો એવો અવાજ; ઢોલ–નગારાનો અવાજ તે. (૨) ન૦ ઢોલ અથવા નગારૂ. બાળભાષામાં. :–જો ભાઇ ધુધુ વાગે છે.

ધુન, સ્રી૦ લેહ; તાન; લગની; કોઇ બાબતનો ખુબ ભાવ–મોહ થઇ રહેવો તે; મનની એકજ બાબત તરફની જે અતિશયતા તે. (૨) નિમગ્નતા; સારી ખોટી–લાભની કે ગેરલાભની પણ એકસરખી, તે કરવાની આતુર લાગણી તે; રઢ. (૩) મનના તરંગનો જોસ; તરંગી ભાવના. ક્રિ૦ પ્ર૦ ધુન આવવી ધુન ચડવી. તરંગી–ઝુદો.

ધુન, સ્રી૦ [સં] ગાનધારા; ચાલુગાન, રાગની પરંપરા. વેદની ધુન ધુન્ય–ધ્વનિ પરંપરા.

ધુની, સ્રી૦ નદી; સરિતા ઉ૦ ધુની કરે અપણ તોયરાશિને (૨) ધુન; ધ્વનિ.

ધુન્ય, સ્રી૦ ધુન.

ધુપડું, ન૦ ધુપેલ

ધુપવું, ક્રિ૦ સ૦ ધુપ દેવો, ધુમાડો કરવો.

ધુપિયું, ન૦ ધુપ કરવાનું પાત્ર; નિરંજન; નાની સગડી જેવું લઇને ફરાય એવું ધુપ કરવાનું વાસણ તે

ધુપેલ, ન૦ કેટલીક વનસ્પતિની ધુમાડી દઇ તૈયાર કરેલું સ્રીઓને–માથે ઘાલવાનું–વાળમાં નાંખવાનુ તેલ તે; સુગંધી તેલ; ધુપથી સુવાસિત કરેલું તેલ. ઉ૦ વનમાં નહિ મળે તેલ ધુપેલ ક. દ. ડા.

ધુપેલિયું, ન૦ ધુપેલ રાખવાનુ નાનું કચોળું–પ્યાલી.

ધુપેલિયો, પું૦ ધુપેલ બનાવનારો. (૨) ધુપેલ વેચનારો. (૩) વિ૦ ધુપેલના કામનો. :– ધુપેલિયો વાનો આપો.

ધુમ, ખૂબ; પુષ્કળ; અઢળક; બેસુમાર. (૨) અ૦ સારી પેઠે; ઝડપ ન જોસમાં. તે ધુમ ગાંજો પીએ છે.

ધુમધામ, સ્રી૦ ઝડપ ને જોસભરી હિલચાલ તે. (૨) ભભકો; ઠાઠ. (ધામધુમ)

ધુમર, ન૦ ધુમસ (ધુમ્મસ) ઝાકળવાળી ધુંધળી હવા તે.

ધુમસ, પું૦ રાતે અને પરોઢીએ ગરમ હવા પાણીરૂપ થઇ આછી છાંટે વરસે છે તે; વાતાવરણપાની વરાળનું ઠંડકને લીધે પાણીને રૂપે ફેરવાઇ જવુ તે, આછામાં આછા પાણીના કણો–પરમાણુઓની વાતાવરણનું અપારદર્શક થઇ ધુંવળુ થવુ તે, ઓસ, ઝાકળ; ઠાર. :–દરિયા કિનારે પહેલી રાતે અને પરોઢીએ ખૂબ ધુમસ વરસે–પડે છે.

ધુમાડિયું, ન૦ ચુનાની અથવા ભઠ્ઠીની ધુમાડી જવાને રાખેલી જાળી, ભિંતમાનું પોલાણ અથવા ભુંગળું તે, ધુમાડી જવાનો જે મારગ તે; ચીમની

ધુમાડી, સ્રી૦ ધુણી, બળતામાંથી નીકળતી કાળી ને બળતી હવા તે ર૦ પ્ર૦ ધુમાડીના બાચકાભખાતી ખોટો પ્રયત્ન તે; ફાંફાં. ઉ૦ ધુમાડીના બાચકા ભરતા શું રંધાય? અર્થાત્ ધુમાડીમાં મુઠીઓ ભરીએ તેથી કંઇ હાથમાં આવે નહિ

ધુમાડો, પું० બળતી વસ્તુમાંથી નીકળતી કાળી ને હળવી હોવાથી ઉંચે જતી જે હવા તે; ધુણી; ધુમાડી તે; ધૂમ ધુણી તે. (૨) ફળફળાદિની વિકારી હવા અથવા અત્યંત રજોટીથી મલિન થયેલી જે હવા તે. રૂ૦ પ્ર૦ ધુમાડાના બાચકા=વ્યર્થ પ્રયત્ન; ફાંફાં. ઉ૦ જેવા ધુમાડાના બાચકા, તેવો સકળ સંસાર. ક્રિ૦ પ્ર૦ ધુમાડો કાઢી નાંખવો=ખંખેરવું; ધમકાવી ને નરમ પાડી નાંખવું; મારવું; આપટવું; ધૂળ કાઢી નાંખવી; ખંખડાવી નાંખવુ. કહે૦ નવા ઘરમાં ધુમાડો=સ્વચ્છ સારે ઠેકાણે તેને મલિન કરે એવું જે કામ કરવું તે; સારે ઠેકાણે નઠારી વસ્તુની યોજના તે.

ધુમાતું, વિ० ધુંધવાતું; ધુમાડો કાઢતું; ધુંણીવાળું—ભડભડાટ બળતું નહિ એવું. (૨) ગુંગળાતું; રીસથી—અણગમતી બાબતથી નાખુશ હોય એવું; કકળતું. (૩) ચીઢિયું.

ધુમાવું, ક્રિ૦ અ૦ અગ્નિનું—લાકડા વગેરેનું ભડભડાટ નહિ બળતાં ધુમાડાવાળું હોવું; ધુણીવાળું હોવું; ધુંધવાવું. (૨) ધુણીવાળું થવું; ધુણીએ ભરાઇ જવું; ધુણીનું ધુમાવું.

ધુમાર, પું० ગાયનમાં આવતો એક તાલ; ધમાર.

ધુમો, પું० ધુમાડો. (૨) સરકારી જમીનનું મહેસુલ.

ધુર, ન० ધુંસરું; ધુરા; જુંસરું.

ધુરપત, સ્ત્રી० ધરપત; તૃપ્તિ; સંતોષ.

ધુરંધર, વિ० [સં.] ધુંસરું ધરનાર; ધોરી; આગેવાન; અગ્રેસર; મુખી; આગળો. (૨) મોટું; ભવ્ય, ભભકાવાળું. (૩) ઉત્તમ; શ્રેષ્ઠ; સર્વોપરી.

ધુશળ, ન० ધુંસરું.

ધુશળમુસળ, ન० વરને પોંખવાનાં વનરણાં. ધુંસરું; મુસળ; ત્રાક વગેરે. ઉ० ધુશળમુસળ ત્રાક રવૈયો લાવ્યાં, વિવેક કરીને તેને શિશ ચઢાવ્યાં. ગિરધર.

ધુસકો, પું० એકાએક જોરથી રડવું તે; ભેંકડો મૂકવો તે.

ધુસ્કો, પું० ધુસકો.

ધુંધવાટ, પું० ધુંધવાવું તે; ભડભડાટ જ્વાળાએ નહિ બળતાં ધુણી થઇ થઇને અગ્નિનું ઝાંખું બળવું—ધુમાવું તે. ધુમાડો થયા કરવો તે. (૨) માણસનું મનમાં ને મનમાં અણગમતી બાબત માટે રીસે રહ્યા કરવું તે; રીસ; બળાપો; કમનપણું.

ધુંધવાવું, ક્રિ૦ અ૦ દેવતાનું ધુણી થઇ થઇને બળવું; ગોટાવું; જ્વાળાએ નહિ બળવું પણ ધુણી કાઢ્યા કરવી; ધુમાડો થવો.

ધુંધળાવું, ક્રિ૦ અ૦ ધુણીથી ઝાંખું થવું; રજથી મલિન થયેલા વાતાવરણથી પ્રકાશનું મંદ પડવું; સૂર્ય અથવા તડકાનું ઝાંખું થવું, અંધરાવું; ઝાંખા થવું.

ધુંધળું, વિ० ધુણીવાળું થયેલું હોય એવું; અસ્વચ્છ; તેજદાર નહિ એવું; ઝાંખું; દેખાય ન દેખાય એવું; અંધરાયેલું; અસ્પષ્ટ; અસ્ફુટ; નિસ્તેજ.

ધુંધી, વિ० ખૂબ કામમાં રોકાયેલું રહેતું હોય એવું; ધાંધલિયું.

ધુંવર, જુ० ધુમર.

ધુંવાંપુંવાં, વિ० ગદ્‌ગદ થઇ જવું તે; અતિ ઉતાવળા—આતુર થઇ જવું તે; ગાભરાઇ; ઉતાવળું ને ગાભરા પડી જવું તે. ક્યારે—ને અમુક કાર્ય કરું એવી જે તાલાવેલી લાગી રહેવી તે.

ધુંવો, પું० ધુમાડો; ધુમ; ધુણી. (૨) બાફ ડામાંથી ધુણીને રૂપે નીકળતી હવાનું ઠરીને થતું પ્રવાહી, ધુણીનું પ્રવાહી—સત્ત્વ, મુએ.

ધુંસ, સ્ત્રી० હવામાં સણસણાટ—અવાજની રમઝટ થઇ રહેવી તે; ચાલુ અવાજને લીધે હવામાં જે ધમધમાટ થઇ રહે છે તે. ઉ० પડે રે નગારાંની ધુંસ, ભમર તારી જાનને રે. (૨) આકાશની અત્યંત ઝીણી ફરફર

ધુંસરી, સ્ત્રી० ધુર; જુંસરું હળને ગાડી વગેરેને જોડાતા બળદ અને પોઠ વગેરેની

ખાંધ ઉપર જે આડું લાકડું મુકવામાં આવે છે તે; ધુંસરૂં.

ધુંસરૂં, ન૦ હળ અને ગાડી વગેરે ખેંચાવા માટે તેનું જે આડું લાકડું બળદની ખાંધ ઉપર મુકાય છે તે; ધુંસરી; જુંસરી; ધુર; જેનાથી વહન અદ્ધર ધરાય અને ખેંચાય તે.

ધુંસો, પું૦ ઉનના જાડા વણાટનું ઓઢવાનું કપડું; ઉનની જાડી પિછોડી; કાંમળી.

ધૂખળું, ન૦ ધૂળકોટ; ધુળટું; ધૂળકોટ. (૨) વિ૦ ધૂળ ઉડવાથી ઝાંખું લાગતું, ધુંધળું થયેલું હોય એવું.

ધૂત, વિ૦ [સં.] વિંઝાયેલું; હલાવાયેલું. (૨) તરછોડેલું.

ધૂન, સ્ત્રી૦ અવાજની પરંપરાનો જે ઘોર તે. (૨) શર, ગાડામળ. (૩) લત; લેહ. :–એને જે કંઇ કરવાની ધૂન ચઢી તે કરવાનો; મનનો જુસ્સાદાર તરંગ.

ધૂપ, પું૦ [સં.] વનસ્પતિ વગેરે દેવતામાં નાંખતાં જે સુગંધીવાળો ધુમાડો નીકળે છે તે; સુગંધીદાર ધુણી ને દ્રવ્ય તે (૨) તડકો; તાપ. ક્રિ૦ પ્ર૦ ધૂપ કરવો–દેવો=જેમાંથી સુગંધીદાર ધુણી નીકળે એવી વસ્તુને દેવતામાં નાંખી બાળવી; સુગંધીદાર ધુણી આપવી.

ધૂપછતરી, સ્ત્રી૦ તાપ નિવારવાને ઓઢવાની છત્રી તે.

ધૂપદાન, ન૦ ધુપિયું; ધૂપ કરવાનું પાત્ર; ધૂપધારણું.

ધૂપધારણું, ન૦ ધૂપદાન; ધુપિયું.

ધૂપસળી, સ્ત્રી૦ બળતાં સુગંધી આપે એવી દ્રવ્યો નાંખીને બનાવેલી ધૂપ કરવાની સળી તે, અગરબત્તી.

ધૂમ, અ૦ ધમ એવો અવાજ થાય તેમ; ધીબ.

ધૂમ, સ્ત્રી૦ ધુણી; ધુમાડો. (૨) વિ૦ ખૂબ; પુષ્કળ; પારવિનાનું. :–ધૂમ કામ ચાલે છે. ધૂમમાર્ગ=ઉપાસનાનો માર્ગ.

ધૂમકેતુ, પું૦ [સં.] પુંછડિયો તારો; ધુમાડી નેબ્યુલાના ગોળા તે ધૂમકેતુઓ. આકાશમાં આવા ઘણા કેતુઓ છે. તે લંબગોળ કક્ષાએ આકાશમાં ફરે છે અને જ્યારે સૂર્યની પાસે આવે છે ત્યારે તેમની પુંછડી મોટી દેખાય છે. એ પુંછડી શું છે? તે બરોબર નક્કી થયું નથી પણ જુદા જુદા વિદ્વાનોના જુદા જુદા મત છે. ધૂમકેતુનો દેખાવ અશુભકારક ગણાય છે.

ધૂમ્ર, પુ૦ [સં.] ધુમાડો; ધુંણી (૨) કાળો રતાશ પડતો રંગ; લાલ રંગ તે. (૩) શિલારસ (૪) જ્યોતિષ પ્રમાણે એક યોગ.

ધૂમ્રપાન, ન૦ [સં.] ધુમાડાનું પાન કરવું તે. કેટલાક જોગીઓ ઉંધે માથે ઝાડે લટકી નીચે ધુણી સળગાવી તેની ધુમાડીનું પાન કરે છે. (૨) તમાકું–ગાંજો–બીડી વગેરે પીવાં તે.

ધૂમ્રલોચન, વિ૦ ધુમાડીથી–ગાંજા વગેરે કેફી વસ્તુના પાનથી જેની આંખો લાલ થઇ આવેલી હોય તે; લાલ આંખવાળું. (૨) કબુતર; હોલો.

ધૂર્ત્ત, વિ૦ [સં.] આડુંઅવળું સમજાવી પોતાનું કાર્ય સાધનાર; લુચ્ચો; ઠગ; ધુતવાનું કામ કરનાર. (૨) કાબેલ; ચતુર; સપડાય નહિ એવો; કામેત

ધૂર્ત્તતા, સ્ત્રી૦ ઠગાઇ, લુચ્ચાઇ; ધુર્તપણું; કપટ

ધૂર્ત્તપણું, ન૦ ધુર્તતા.

ધૂર્ત્તવિદ્યા, સ્ત્રી૦ ધુર્તતાની કળા–આવડ તે.

ધૂસર, વિ૦ ધુંધળું; ધુમાડી અથવા રંગે કે વરસથી ઝાંખું (૨) તપખીરિયા; બદામી.

ધૂળ, સ્ત્રી૦ [સં. ધૂલિ] રસ્તામાંનો માટોડી તરણાં વગેરેનો ભુકો; ગેહું; રેત. ક્રિ૦ પ્ર૦ ધૂળ ઉડવી=ઉજડ થઇ જવું; ગાઇ વસ્તુ ઉભી નહિ હોવી ક્યાં રંગમહેલ હતો ત્યાં આજ ધુળ ઉડે છે; ધુળ ઉડાડવી=ફજેત તોફાન મચાવવું; નકામુ બોલવું. ધુળ કરવું=બરબાદ કરી નાંખવું; બગાડી દેવું. ધુળ ખાવી=ભુખે મારવી; અમસ્તું પેટ ભરવું. ધુળ ઘાલવી=ફજેત થવું; કજિયો કરવો ધુળ ચાટતીકરીરી જવું; પરાભૂત થઇ જવું. ધુળ જવું=વ્યર્થ જવું. ધુળ નાંખવી=ભરવું–જવું કરવું; ઉપેક્ષા કરવી. કાળું કરવું, ઢાંકવું; જવા દેવું.

ધુળ પડવી=ધિક્કાર હોવો; વ્યર્થ જવું; ફટ-પડવી; શરમ ભરેલું હોવું.–ધુળ પડી એ જીવતરમાં. ધુળ ફાકવી=જખ મરાવવી; હરાવવું; હરાવીને પાયમાલ કરી નાખવું ધુળ ફાકવી=હારી જવું; ત્રાસ ત્રાસ થવું; જખ મારીને જેમ કહે તેમ કરવું. ટેક છોડી દેવો. ધુળ મળવું=બગડી જવું; ધાર્યું હોય તેમ ન થવું, ધુળવાળવી=દાટવું; ઉપેક્ષા કરવી. ધુળ કાઢી નાંખવી=ખૂબ ઠપકો દેવો; ઝાટકી નાંખવું. રૂ૦ પ્ર૦ આડીવાટની ધુળ=કંઇ નહિ; રાખ. ધુળને પાડે-નાખવી કિસ્મતે, પાણીને મૂને. ધુળ-ગજાની વાત=માલ વગરની બાબત; સહેજ સહેજમાં; જેનો કંઇ અર્થ નહિ એવી બાબત તે. ઢેફાં ભાગીને ધુળ=જેમાં કઈ લાભ ન હોય એવું કામ-નકામી મહેનત લેવી તે; પાણી ડહોળવા જેવું તે ધુળનો એ ખપ પડે=આધારણમાં સાધારણ ચીજ પણ વખતે કામ લાગે. કશાની માટે ઉપેક્ષા કરવી નહિ. આંખમાં ધુળ નાખવી=છેતરવું; જાહેરમાં છેતરવું; પ્રુસ્રી રીતે ઠગી જવું. કહે૦ ઉંટ ધુળે ધુળ=કંઇ નવું નહિ એવું સાર વગરનું કામ કરવું તે, પાણી વલોવવા જેવું કામ તે

ધૂળકટ, પું૦ ખૂબ ધુળ ઉડીને વાતાવરણ ભરાઈ જવું તે; કોરણ."

ધૂળકોટ, પું૦ ધુળકટ; કોરણ; વાવાઝોડું

ધૂળધમાસ, અ૦ કંઇનહિ; માલવગરની વાત તે.

ધૂળધાણી, સ્ત્રી૦ ખરાબી; નુકસાન; બરબાદ. (૨) ખરાબ થવું તે; વેરાઈ વિખરાઇ નકામ જવું તે બગડી જવું તે.:–એણે બધું ધુળધાણી કરી નાંખ્યું. ક્રિ૦ પ્ર૦ ધુળધાણી કરવું=બગાડી નાંખવું.

ધૂળધોયું, વિ૦ બજારની અને સોનીના હાટ આગળની ધુળ ઝાટકી તથા ધોઇને સોનાની રજ શોધનાર. ના૦, ધુળધોયો.

ધૂળીપડવો, પુ૦ ધુળપડવો; હોળી પછીનો દહાડો, ફાગણ વદિ એકમ તે.

ધૂળેટી, સ્ત્રી૦ ધુળીપડવો: ફાગણ વદ એકમનો દિવસ તે

ધૃતરાષ્ટ્ર, પું૦ દુર્યોધનાદિક સો કારવ ભાઈઓના પિતા ને પાંડવોના કાકા. એ આંધળા હતા. કૌરવ પાંડવ વચ્ચે થયેલા મહાભારતના યુદ્ધ વખતે તેઓ જીવતા હતા. સંજય નામનો ભાટ કુરુક્ષેત્રમાં બનની બધી બાબત રાતે તેમનો કહેતો હતો.

ધૃતિ, સ્ત્રી૦ [ સં. ] ધીરજ; ધૈર્ય. (૨) સંતોષ; તૃપ્તિ. (૩) દમ, જોર.

ધૃષ્ટ, વિ૦ [ સં. ] બાધક; શરમાય નહિ એવુ ચોખ્ખે ચોખ્ખું કહી દે એવું; હિમ્મતવાળું; બહાદુર; નિડર; પરિણામનો વિચાર કર્યા વગર ગમે તેને ગમે તેવું કહેણું કહે એવું. (૨) નિર્લજ્જ; ઉ૦ વજીએ ધૃષ્ટ ધીરું, માગ્યુ ન માગવાતણું.

ધેડ, પું૦ અસ્પર્શ જાતિનો પુરુષ, ઢેડો. (૨) એક હલકીવર્ણ–જાતિ નઠારૂં–દુર્વૃત્ત માણસ તે.

ધેડગુજરી, સ્ત્રી૦ અશુદ્ધ–અસંસ્કારી ગુજરાતી તે, જેમાં ગુજરાતી અને હિંદી ઉર્દુ અને અંગ્રેજી વગેરે ભાષાઓના શબ્દ સંમિશ્ર થયેલા હોય એવી ગુજરાતી બોલી તે.

ધેડફજેતી, સ્ત્રી૦ ઢેડ જેમ સહેજ સહેજમાં લડે અને વળી પાછા એકઠા થાય અર્થાત લડવાનો ટેક-નો જરાએ રાખે નહિ અને ખાલી બવાડો કરે તેમ અમસ્તી ફજેતી કરવી તે, ટેક વગરની લડાઈ તે.

ધેડિયું, વિ૦ ઢેડાઉ (૨) ઢેડ સરખુ, નીચ.

ધેડો, પુ૦ ઢેડ; ઢેડિયો હલકી અસ્પર્શ વર્ણનો માણસ.

ધેણુ, સ્ત્રી૦ પહેલીજ વારની ગર્ભવતી ને થવુ આવેલી હોય એવી સ્ત્રી, અધરણિયાત, ધન (ધન્ય ઉપરથી)

ધેન, સ્ત્રી૦ ગાય રૂ૦ પ્ર૦ કોની ધેન વિયાય છે=કોની હિમ્મત છે?

ધેનુ, સ્ત્રી૦ [સં.] ગાય.

ધેરવાવું, ક્રિ૦ ઘોડાને પાણી ચડવુ

ધેંગું, વિ૦ ધિંગું, મજબુત

ધૈર્ય, ન૦ [સં.] ધીરજ, સબુરી, હિમ્મત; ધૃતિ

**ધૈવત**, પુ૦ [સં.] ગાયનશાસ્ત્ર પ્રમાણે એક સૂર. સાત સ્વરમાંનો છઠ્ઠો સ્વર.

**ધો**, પુ૦ કપડું જેટલી વાર ધોવાય તેટલી વારમાંનું દર–એક ધોવાવું તે; એક એક વારનું ધોવાનું તે ધો. ઃ–આ લુગડાંને ત્રણ ધો થયા એટલામાં તો તદ્દન ફાટી ગયું. (૨) ધોડવું તે; દોડ; દોડવાનો તોર.

**ધોઈલો**, પું૦ જેમ ધોતા હોય તેમ માર મારવો તે. (૨) અડદિયો લાડુ; અડદાળું.

**ધોકડું**, ન૦ રૂની મોટી ગાંસડી. (૨) ધોયકણું. (૩) દેહ; કાયા.

**ધોકણું**, ન૦ ધોવાનો જાડો દંડીકો; ધોયકણું; પાયો.

**ધોકલો**, પું૦ ધક્કો; હડસેલો.

**ધોકારાબંધ**, અ૦ ઝડપ અને જોસથી; ઝપાટાબંધ; ઉતાવળે.

**ધોકારે**, અ૦ ધોકારાબંધ; ઉતાવળે, ત્વરાથી.

**ધોકાવવું**, ક્રિ૦ સ૦ ધક્કો મારીને આગળ વધારવું; ઉતાવળે ચલાવવું; જલદી કરવું.

**ધોકો**, પું૦ જાડી અને ટુંકી લાકડી; સોટી; લઠ. (૨) ધક્કો લાગવો તે; ગડદો, માર; આઘાત. (૩) નુકસાન; ટોટો; હરકત; આપદા; અડચણ. ઃ–રૂના વેપારમાં એને ધોકો લાગ્યો

**ધોખવું**, ક્રિ૦ અ૦ ભૂખ્યા તરસ્યા રાહ જોઈને નકામા બેસી રહેવું; નકામા બેસીને ઝોકાં ખાધા કરવાં; ઝુરવું; નકામા ખોટી થવું; રાહ જોતા બેસી રહેવું.

**ધોખો**, પું૦ ધોકો; નુકસાન; ટોટો. (૨) ફિકર–ચિંતા. (૩) દગો; દ્રોહ. (૪) ખોટું લગાડવું તે.

**ધોડવું**, ક્રિ૦ અ૦ ઉતાવળા દોડવું; નાસવું, ધાવું; દોડવું. ધોડ=દોડ; ધાવન. ધોડાવવું=દોડાવવું. ઢોરાં ધોડાવ્યાં.

**ધોણ**, ન૦ ધોવાનાં લુગડાં તે. (૨) ધો. (૩) ધોવાનો કસબ–આવડ.

**ધોત**, વિ૦ [સં. ધૌત] ધોયેલું; સ્વચ્છ. (૨) ધોળું; ઉજળું.

**ધોતપનોત**, અ૦ રફેદફે થઇ જવું તે. (૨) વિ૦ ઉદાર રહેતાં ધોવાઇ જાય એવું; પનોતા ગણાવાને ધોવાઇ જાય એવા સ્વભાવનું; ઉદાર (૩) કોરકું.

**ધોતર**, ન૦ ધોતિયું; પોતિયું; પુરુષને કમ્મરે પહેરવાનું મોટું લાંબું વસ્ત્ર. ઉ૦ મારે ગુરુનાં ધોતર નથી ધોવાં, કુંવર! ચાર્યો ઘેર મામી મનાવે.

**ધોતલી**, સ્ત્રી૦ છોકરાને પહેરવાનું નાનું ટુંકું ધોતિયું.

**ધોતાળ**, વિ૦ [સં. ધૌત] ઉદાર; સખી; છુટા હાથનું; ખરચાળ; ઉડાઉ.

**ધોતાળપણું**, ન૦ ઉદારતા; ખરચાળપણું; જાને ધોવાઇ જવાય એવી જે ઉદારતા અને ખરચાળપણું તે.

**ધોતિયું**, ન૦ ધોવાય અને પહેરાય એવું પુરુષોને કમ્મરે પહેરવાનું વગર સિવેલું વસ્ત્ર; ધોતર; પોતિયું; થેપાડું. રૂ૦ પ્ર૦ ધોતિયાં ઢીલાં થઇ જવાં=ડરી જવું; ભય લાગવો; થરથરી જવું; બીવું. કહે૦ ધોતિયામાં આખું જગત નાગું=અંદરખેળે સૌ સરખું–માત્ર વહેવાર પુરતી ઉપરની ટાપટીપ હોય; માંના ઘર વ્યવહારમાં સરખા. ધોતિયું ઉંચું કરીએ તો આપણેજ નાગા દેખાઇએ=અંતરપટ દૂર કરવામાં માલ નહિ; ઢાંકણ હોય તેજ સારૂં.

**ધોતી**, સ્ત્રી૦ નાનું ધોતિયું; ધોતની. કહે૦ ધોતીપોતી જતના ચાળા અને ટીલાંટપકાં હાથના ચાળા=લુગડાંલત્તાંની ટાપટીપ પૈસો હોય ત્યારે થાય અને ટીલાંટપકાંની ટાપ–ટીપ તંદુરસ્તી હોય ત્યારે થાય.

**ધોતીજોડો**, પું૦ રેશમી અથવા કસબી કિનારના ધોતિયાની જોડ તે. સારા સરેખ વણાટ અને સુંદર કોરનાં ધોતિયાં તે. ખાસ કરીને રેશમી કોરનાં ધોતિયાં માટે વપરાય છે.

**ધોધ**, પું૦ પહાડીના ઉચેથી પડતો–જોરથી ધસતો દદુડો તે. ધો ધો એવા અવાજને જોર સાથે મહાર ધસતો કે વહેતો પાણીનો પ્રવાહ તે ધોધ. લોહીનો ધોધ

ચાલ્યો. ધોધરો. :–અમેરિકામાંના નાયગારાના ધોધનું નામ જાણો ને ગુરપાણીજી ના કે ગરસપ્પાના ધોધનું નામે જાણો નહિ એ સ્વદેશ સંબંધી કેટલું અજ્ઞાન !

ધોધડો, જુ૦ ધોધ.

ધોધવો, પું૦ ધોધ; ધાધોડો; દદુડો; ધોધો એવા અવાજ સાથે વહેતો–ધસતો પાણીનો પ્રવાહ–મોટી ધાર તે

ધોધો, અ૦ પાણીના જોરદાર ધસારાનો અવાજ.

ધોનારવું, ક્રિ૦ સ૦ મારવું; ઝાપટવું.

ધોબણ, સ્ત્રી૦ ધોબીની સ્ત્રી; ધોબી જાતિની સ્ત્રી તે.

ધોબાં, ન૦ ઈંટ; ઈંટાળો.

ધોબી, પું૦ મેલાં કપડાં ધોવાનો ધંધો કરનારે; ધાવક; રજક. (૨) મેલાં કપડાં ધોવાનો ધંધો કરનારા લોકનો એક વર્ગ તે. (૩) મૂર્ખ; બેવકુફ માણસ. કહે૦ ધોબીનો કુતરો નહિ ઘરનો અને નહિ ઘાટનો=બે ઠેકાણે જીવ રાખીને કામ કરતાં એકે સધવાય નહિ અને એકે ઠેકાણેથી અર્થ સરે નહિ એમ. બેઉ બગડે–રખડી પડાય એવા અર્થમાં વપરાય છે. અહિંનાએ નહિ અને ત્યાંનાએ નહિ એવું તે

ધોબીકણું, ન૦ ધોકરણું; પાયો.

ધોબીગટ્ટો, પું૦ જે ઠેકાણે ધોબીઓ કપડાં ધુએ છે તે–ઘાટ–આરો.

ધોબીઘાટ, પું૦ ધોબીઓને કપડાં ધોવાનો જે ઓવારો તે.

ધોળું, વિ૦ જેને કંઇ આવડતું ન હોય, તેમ જેને ઝાઝી ઉંડી સમજ પણ ન હોય એવું; ઝટ સમજી જાય એવું નહિ તે, જેને આવડ હોય નહિ તે; માંડુ; ભોળું; અણુકસબી. અચતુર; બેવકુફ.

ધોબો, પું૦ હાથેળીમાં પાડેલો કસુંબો–પેય ભરવાનો જે ખાડો તે. અંજલી; પોશ; કસુંબો પીવાનું નાનું છાલિયું (૨) વિ૦ મૂર્ખ; ઠોઠ

ધોભી, જુ૦ ધોબી.

ધોમ, પું૦ સખત–મારમારનો તડકો પડવો તે; બપોરનો તાપ તડકો.:–ધોમ ધખે છે, અત્યારે ક્યાં જશો ? આ છાયામાં જરા આરામ લો ક્રિ૦ પ્ર૦ ધોમ ધખવો=મારમારનો તાપ પડવો. (૨) ખૂબ ક્રોધ ચઢવાથી રાતાપીળા થઇ જવું. ઉ૦ ધોમ ધોખીઓ અપારરે. ભો. ભગત.

ધોયલો, પું૦ ધોઇલો; કપડાને ધોવા માટે ઝુડાય છે તેમ ઝુડવું–મારવું તે; ખૂબ માર મારવો તે. ક્રિ૦ પ્ર૦ ધોયલો કાઢવો=ખૂબ ઝુડી નાખવું (મારથી–મહેણાંથી)

ધોરણ, ન૦ [ સં. ] અમુક કામકાજ કરવાની જે નિયત રીત તે; નક્કી કરેલી નિયમિત રીત તે, પદ્ધતિ; વહીવટ. (૨) નિશ્ચય; ખાતરી. ક્રિ૦ પ્ર૦ ધોરણ રાખવું=અમુક નિયમિત–નિશ્ચિત રીત રાખવી. રૂઢિ કામ કરવાનો નક્કી નિયમ તે; માપ, પરિમાણ. (૩) અંદાજ. (૪) વર્ગ.:–પાંચમું ધોરણ

ધોરીડો, પું૦ ધોરી–મુખ્ય–મોટા–ધુંસરે જોડાય એવો બળદ.

ધોરિયો, પું૦ ગાડા કે ગાડીને બે બળદ જોડતાં તેમની વચ્ચે રહેતું લાકડું; ધોલ; ઉધ. (૨) પાણી લઇ જવાની નીક. (૩) ધોરી બળદ. (૪) ધોરો; કઠેડો.

ધોરિંધર, જુ૦ ધુરંધર.

ધોરી, વિ૦ મોટું; મુખ્ય; આગેવાન :–ધોરી નસ, ધોરી મોભ. (૨) જબર; ભારતાણ–સહે એવું. –ધોરી બળદ. (૩) પું૦ બળદ.

ધોરો, પું૦ અગાસી અથવા ધાબાની કોરે પડી જવાય નહિ તે માટે ચણેલી થોડી ઉંચી ભિંત તે; હેવારખી; કઠેડાની ભિંત. (૨) ઓટલાને છેડે અઢિંગીને બેસવામાટે તકિયા જેવું કરેલું ચણતર તે. (૩) ખાઇ પીને તાજોમાજો થયેલો જાડો ને બેફિકરો માણસ તે. ક્રિ૦ પ્ર૦ ધોરો પાડવો=વણાટમાં બે તાર સાથે નાખવા તે.

ધોલ, સ્ત્રી૦ લપડાક; તમાચો; લાપોટ. ક્રિ૦ પ્ર૦ ધોલ મારવી=તમાચો મારવો; ફટકો દેવો. (૨) ટાણો મારવો; પાણુ-પાડવું, સખત જવાબ આપવો.

ધોવડાવવું, ક્રિ૦ પ્ર૦ ધુએ એમ કરાવવું; સ્વચ્છ–પાણીથી ગંદકી–મેલ નીકળી–જતો

રહે એમ કરાવવું. (૨) પાવન કરાવવું; પંક્તિ અપાવવી.

ધોવણ, ન૦ કોઇ વસ્તુ ધોઇ હોય તેનું પાણી તે; ધોવરામણ; નિચાળ:—ચોખાનું ધોવણ. (૨) ધો; ધોવું તે. આ ધોબીનું ધોવણ કંઇ એટલું બધું સારૂં નથી.

ધોવાણ, ન૦ ધોવાઇ જવું તે; ધોવાયેલું હોય એવું થઇ જવું તે, પાણી—પૂરના વહેવાથી માટી કે ચુના વગેરેના બાંધકામનું તણાઇ જવું તે.:—ભારે વરસાદ અને રેલના પાણીથી લોઢાની સડક ઉપર ઠેકઠેકાણે ધોવાણ થઇ ગયાં છે એટલે આગગાડી વખતસર આવતી નથી. (૨) ધોવરામણ.

ધોવું, ક્રિ૦ સ૦ પાણીથી સાફ કરવું; પાણીવડે મેલ કાઢવો, કપડાં વગેરેને પાણીમાં પલાળી ઝાટકીને સ્વચ્છ કરવાં. (૨) પવિત્ર કરવું; પક્તિ આપવી; નાતમાં લેવું. એને હજી અમદાવાદની નાતે ધોયો નથી રૂ૦ પ્ર૦ હાથ ધોવા=તજી—છોડીદેવું; આશા મૂકવી; પરવારી જવું. પાપ ધોવું=નિંદા કરવી; કુથલી કરવી; કોઇનાં પાપ કર્મની વાતો કરવી. ધોવાઇ જવું=સત્વ જતું રહેવું; ધન—શક્તિ વગેરે ઘટી જવાં. :—અદેખીમાં શરીરે અને મોટાઇના જમણવારોમાં પૈસે ટકે ધોવાઇ જવાનું ધોઇ નાખવું=ધોવાની માફક ખૂબ મારવું. સત્વ—ધન રહિત કરવું. ધોઇ પીવું=અવગણના કરવી; ઉપેક્ષા કરવી. (૨) કંઇ કામનું નહિ રહેવું. નકામ પડવું.:—મુદત ગઇ હવે એની હુંડીને શું ધોઇપીએ. ધોઇવાળવું=પાણી ફેરવવું; કર્યું કરાવ્યું બધું ભુસાઇ જાય એમ કરવું; રદ કરી નાખવું; અપજશ લેવો :—થોડા માટે કંજુસ થઇ આગલાં ઉદાર કામોને એણે ધોઇ વાળ્યાં.

ધોળ, ન૦ સ્ત્રીઓને ગાવાનું ગીત; ગીત; ગાન (૨) ગીતનો એક ઢાળ ધોળમંગળ=મંગળધોળ=સારા અવસરે સ્ત્રીઓ જે ગીતો ગાયછે તે.

ધોળવું, ન૦ ઢોળવું; માલવું; ગોરસું. (૨) દહિં ભાંગીને કરેલો રગડો; મઠો. ઉ૦ પાણી વિના જેમ દહિં ડોળવું, તે ભાગે ખરૂં પણ થાય ધોળવું.

ધોળવું, ક્રિ૦ સ૦ ભિંતને ચુનો લગાડી ધોળી કરવી; ચુનો લગાડવો. (૨) ઉકાળવું; બાળવું; કરવું.

ધોળાશ, સ્ત્રી૦ ધોળાપણું; ધવલતા; સફેતી

ધોળિયો, પું૦ ધોળો બળદ.

ધોળીમુશળી, સ્ત્રી૦ એક ઓષધિ. આ ધોળા રંગનાં મૂળિયાં હોય છે. તે શક્તિ આપે છે. વસાણામાં તેનો ઉપયોગ થાય છે.

ધોળું, વિ૦ દૂધ અને રૂના રંગનું; ઉજળું; ખડી કે ચુના જેવું; ધવલ. (૨) સ્વચ્છ. (૩) ફીકું; નિસ્તેજ; જેમાં મુખ્ય રંગ ઓછો હોય એવું. રૂ૦ પ્ર૦ ધોળું ફગ=સાવ ધોળું; તદન ધોળું. ધોળું પુણી જેવું=રૂ જેવું ધવલ તે; જેમાં લાલાશનો અંશે રહ્યો ન હોય એવું; તદન ફીકુ ક્રિ૦ પ્ર૦ ધોળાપર કાળું કરવું=શાહીથી ધોળા કાગળપર લખવું; મહી કરવી. ધોળામાં ધૂળ પડી=વૃદ્ધાવસ્થાને વગોવી. કહે૦ ધોળિયા! ધાડ આવી તો કહે ધણીને ઘેર=જેને ધણીપણું છે તેને ગુમાવવાનું છે બીજાને શું! નોકરને લાભ હાનિની શી દરકાર ?

ધોળેદહાડે, અ૦ ખુલ્લે દિવસે; જાહેરમાં સૌ કોઇ દેખે જાણે એમ. ઉ૦ ધોળેદહાડે ધાડ પડે.

ધોળેશરી, સ્ત્રી૦ રૂની અધિદેવતા; રૂની દેવી: રૂના વેપારીઓ ધોળેશ્વરીના સોગન ખાય છે.

ધોંડો, પું૦ પત્થર; પહાણ (૨) ઉમ્મરે પહોંચેલો અને શરીરે ખીલેલો પણ અક્કલનો બારદાન એવો માણસ (૩) પત્થર ફોડો.

ધોંસરૂં, ન૦ ધુરા; ધુંસરી તે

ધોંસો, પું૦ ધુસો; ઉનના જાડા વણાટનો કામળો.

ધૌત, વિ૦ [ સં. ] ધોયેલું. (૨) ઉજળું; સ્વચ્છ,

ધૌર્ત્ય, ન૦ [ સં. ] ધૂર્તપણું; ધૂર્તતા.

ધ્યાતા, પું૦ [ સં. ] ધ્યાન ધરનારો; ધ્યાનાર.

ધ્યાન, ન૦ [ સં. ] ઉંડો વિચાર; મગ્ન હોવું તે. (૨) મન; ચિત્ત; લક્ષ (૩) ખંત; કાળજી. (૪) સ્મૃતિ; સ્મરણ. (૫) પસંદ પડવું તે ક્રિ૦ પ્ર૦ ધ્યાનમાં લેવું=લક્ષપર લેવું; મનમાં લેવું. ધ્યાનમાં આવવું=પસંદ પડવું; ગમવું; સારું છે એમ લાગવું. ધ્યાનમાં ઉતરવું=મન-વિચારને ગોઠવું; ખાતરી-વિશ્વસનીય લાગવું; ગમવું; બરાબર-યોગ્ય-લાગવું; સમજાવું. એકચિત્તતા, બધેથી મનને ખેંચી લઇ એક વસ્તુ કે વાત ઉપર સ્થિર રાખવું તે એકજ બાબત ઉપર બધી ઇંદ્રિયોનું વલણ તે.

ધ્યાની, વિ૦ ઉંડો વિચાર કરનાર; ધ્યાન ધરનારો.

ધ્યાવું, ક્રિ૦ અ૦ [ સં. ધ્યૈ. ] ધ્યાન ધરવું; વિચારવું; ચિંતવું. મનમાં જોયા અને વિચાર્યા કરવું.

ધ્યેય, વિ૦ [ સં. ] ચિંતવવાયોગ્ય, ચિંતનીય.

ધ્રાગો, પું૦ દોરો; દોરડો. (૨) ચિંથરું; ફાટેલું કપડું.

ધ્રાવું, ક્રિ૦ અ૦ આખરવું. ઉ૦ । જુગતી જાણ્યા વિના એકલું ધ્રાય, તો અખા એકને નવનીત થાય (૨) તૃપ્ત થવું, ધરાવું; સંતોખાવું; પેટ ભરાવું; ભૂખ ભાગવી.

ધ્રાશકો, પું૦ ઓચિંતો ત્રાસ લાગવો તે; બુરા વિચારનો-ભયનો ધક્કો લાગવો તે, ફાળ. (૨) ચિંતા, ફિકર. ક્રિ૦ પ્ર૦ ધ્રાશકો પડવો

ધ્રાસ્કો, પું૦ ધ્રાશકો.

ધ્રાંગલું, ન૦ કમાડને જડેલું જે આડું લાકડું તે, ભુસો.

ધ્રાગો, પું૦ તસિરો; છોરો; બહાર ઝરેલું પ્રવાહીનું ઝીણું બિંદુ

ધ્રાંઠ, ન૦ એક જાતનું ઘાસ. વલ્લભ સંપ્રદાયના ભક્તો આની કંઠીઓ પહેરે છે.

ધ્રુ, ન૦ ઘર, ડાંગર વગેરેના છોડ કે જે એક ઠેકાણેથી ઉખાડી બીજે ઠેકાણે રોપવાના કામમાં આવે છે. (૨) ધ્રુવ

ધ્રુજવું, જુઓ ધુજવું, કંપવું.

ધ્રુજારો, જુઓ ધુજારો.

ધ્રુપદ, ન૦ ગાયનમાં એક ઢાળ; એક જાતનું પુષ્ઠ ગાયન. અસ્તાઈ, આંતરો અને આભોગ એવાં ત્રણ અંગ તે (૨) જુઓ ધ્રુવપદ

ધ્રુવ, પું૦ [ સં ] પૃથ્વી જે આંસ-છેડાઓ ઉપર પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે તે ઉત્તર અને દક્ષિણ તરફના બે છેડાઓ-અણીઓ તે:-ઉત્તર ધ્રુવ ને દક્ષિણ ધ્રુવ. (૨) ઉત્તર દિશા તરફ ક્ષિતિજથી સહેજ ઉંચે જે તારો દેખાય છે તે. (૩) ઉત્તાનપાદ રાજાનો વિષ્ણુભક્ત પુત્ર (૫) જ્યોતિષ્યમાં બારમો યોગ. (૬) વિ. અચળ; દઢ, નિશ્ચિત, નક્કી; ન ડગે એવું.

ધ્રુવપદ, ન૦ [ સં. ] અચળસ્થાન, કદી ચળે નહિ એવું પદ તે. (૨) ટેક; મેરો.

ધ્રુવવૃત્ત, ન૦ [ સં. ] પૃથ્વીના ગોળાપર ઉત્તર અને દક્ષિણ ધુરોની તરફ સાડી તેવીસ અક્ષાંશની જે રેખાઓ તે. (૨) એ રેખાઓમાં આવેલો પ્રદેશ તે.

ધ્રુશકો, પું૦ પોક, મોટે ઘાંટે રડવું તે :-એણે ધ્રુશકો મૂક્યો.

ધ્રોલિયું, ન૦ છાશ ભરવાનું મોટું દહાણું.

ધ્વજ, પું૦ [ સં. ] ધજા, પતાકા, વાવટો; નેજો. (૨) ગર્વ; અહંકાર. (૩) અગ્ર, શિખર; ટોચ. (૪) સૌથી સારું એવું જે તે, ધ્વજ..-ધજમાલ.

ધ્વનિ, પું૦ [ સં ] સ્પષ્ટ સમજાય નહિ એવો શબ્દ-અવાજ તે, સ્વર, નાદ. મૃદંગ નગારા વગેરેનો ધ્વનિ. (૨) દૂર અવાજ થતો હોય તેનો ગણગણાટ-ઘોર તે. (૩) વાક્યનો ભાવાર્થ તે; હેતુ આશય, અર્થ વિશેષ (૪) રસસૂચક જે વાક્યાર્થ-પદાર્થ વ્યંજકતા તે, વ્યંગવાળું કાવ્ય તે.

ધ્વનિત, વિ૦ [ સં ] શબ્દિત, સ્વરિત; અવાજના શોરવાળું, ગર્જિત; નાદિત

ધ્વંસ, પું૦ [ સં. ] નાશ, પાયમાલી, ભ્રંશ; અધઃપતન

ધ્વાંક્ષ, પું૦ [ સં. ] કાગડો, વાયસ.

ધ્વાંત, ન૦ [ સં. ] અંધારું, અંધકાર.

**ન,** પું૦ [ સં. ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાંનો એકત્રીસમો અને વ્યંજનોમાંનો વીસમો દંતસ્થાની અક્ષર; નનો. ( ૨ ) અ૦ નકારાર્થે એકલો અથવા બીજા શબ્દ સાથે જોડાઇને વપરાય છેઃ-ન ના, નકર. નનામું, વગેરે કહે૦ ન આવડે બીખતો વેદું શીખ. ન કરે નારાયણ ને ગઢવી ઘોડે ચડે. ન જાણે જેથી તે જાણે ડોસી. ન દીઠાનું દીઠું માર મહુડાં ને મીઠું. ન મળે નારી તો સદાય બ્રહ્મચારી. નમામા કરતાં કાણોમામો સારો. ન બોલ્યામાં નવગુણ. ન મળ્યાનો વેવલો.

**નઇ,** સ્ત્રી૦ દુધી. શાક કરવાનું એક ફળ. ( ૨ ) નહિ.

**નઇડે,** અ૦ પાસે; નજીક, આંખ આગળ. ( ૨ ) પાડે; મોઢે.

**નઇડો,** પું૦ ભીલ લોકની એક જાતિમાંનો પુરુષ.

**નંઇયું,** ન૦ નખ આગળ પૂરી થતી ચામડીનો જે આંતરો તે; ટેરવા ને નખ આગળની ચામડીનો ભાગ; નેયું.

**નકટું,** વિ૦ નાક વગરનું; ટેક કે શરમ વગરનું; નિર્લજ્જ; બેશરમ; તિરસ્કાર કરીને કાઢી મૂક્યું હોય, તોપણ ફરીને વળગતું જાય એવું. કહે૦ નકટાની નાત. એમ કહેવાય છે કે એક જણનું જ્યારે ગુનાસર સરકારે નાક કાપી નાંખ્યું ત્યારે તે પોતાને કોઇ નિંદે નહિ તેથી એકદમ નાચવા કુદવા લાગ્યો. કોઇએ પૂછ્યું ત્યારે કહ્યું કે, નાક જવાથી મને નારાયણ દેખાય છે. ભોળિયા લોક તેમ કર્યું અને સૌ પછી પોતાને પ્રભુ દેખાય છે એમ કહેવા લાગ્યા, અને એ પ્રમાણે તેમનું એક ટોળું બંધાયું નાત બની; નારાયણી ટોળું. નકટીનું નાક કાપે નહિ એવું-બુઠું=ધાર વગરનું.

**નકતો,** પું૦ હસવું આવે ને નવાઇ લાગે એવી વાત; ચમતકારી તર્ક તે; ખુટ્ટો. ( ૨ ) તમાસો; કોઇ વિસ્મયથી જોઇ રહે એવું જે તે.

**નકરામણ,** ન૦ નકારવાની નુકસાની તે; હુંડી વગેરે ન સ્વીકારતાં જે નુકસાની આપવી પડે તે-નકરામણું; નકારવાનો બદલો.

**નકરું,** વિ૦ કર વગરનું; જેની ઉપર કર-ધારો આપવાનો ન હોય એવું:-નકરી જમીન. જેની ઉપર ઋણ કે બીજું કંઇ આપવા લેવાનું હોય નહિ એવું; લફરા વગરનું; ચોખ્ખું; કાંઇ ખર ખરાબોત વગરનું; નર્યું. ( ૨ ) અ૦ કેવળ; માત્ર; સાવ-એકલું એમ.:-નકરો ને બકરો-જેને કેઇ લાગતું વળગતું અથવા સરમંબંધ ન હોય તેવો એકલવાયો-દાંડ માણસ.

**નકલ,** સ્ત્રી૦ [ અ. ] આબેહુબ ઉતારો તે; મૂળના જેવીજ બીજી બનાવટ-લખાણ-કળા કામ વગેરે તે, અનુકરણ. ( ૨ ) બીજાનો વેષ, રીતભાત અને હિલચાલ વગેરે જેમ હોય તેમ કરી દેખાડવું તે; ચાળા. ( ૩ ) મસ્કરી; મજાક; ચેષ્ટા. ક્રિ૦ પ્ર૦ નકલ કરવી-એક મૂળ લખાણનો બીજો તેવોજ ઉતારો કરવો; અસલની પ્રમાણે બીજું કરવું. નકલમાં અક્કલ શી-અનુકરણ કરવામાં બુદ્ધિની શી જરૂર !

**નકલખોર,** વિ૦ નકલ કરનારો; ચાગા પાડનાર, બીજાનો વેષ ભજવનાર.

**નકલંક,** વિ૦ [ સં. ] કલંક રહિત; લાંછન વગરનું. ઉ૦ હું નકલંકી નાર. નકલંકું, નકલંકી, નકલંકો. શુદ્ધ; સચ્ચરિત.

**નકલી,** વિ૦ નકલરૂપ; અસલ નહિ પરંતુ તેના જેવું બનાવેલું તે, બનાવટી; નહિ અસલ; અસલપરથી ઉતારેલું-સમ બનાવટનું તે. ( ૨ ) નકલ કરનાર, વેષ કાઢી બતાવવામાં ચતુર; મસ્કરો; નકલ કરવામાં કુશળ હોય તે. ( ૩ ) કસબી; કારીગર.

**નકવેસર,** સ્ત્રી૦ નાકે પહેરવાનાનું મરેયું;

વાળી; કાંટો; નથ. ઉ૦ નકવેસર ચીણુક મોહાય. દયારામ.

**નકશી,** સ્ત્રી૦ લાકડાપર, પથરપર કે ધાતુના પતરાપર કોતરીને પાડેલી જે ભાત-તરેહ તે; કોતરણી; મુદ્રણ. (૨) પત્થર વગેરે ઉપર ટાંકણાથી તરેહ પાડવી તે; ઝીણી કોતરણીનું ખોદકામ તે.

**નકશીગર,** પું૦ નકશી કોતરનારો; સલાટ; સોની વગેરે.

**નકશીદાર,** વિ૦ નકશીવાળું.

**નકશો,** પું૦ પાટી, કપડું, કાગળ કે બીજી કોઇ સરખી સપાટીવાળી વસ્તુ ઉપર એકાદ મકાન, વન કે આખા પ્રદેશનો નાનો પણ માપસર જે ચિતાર પાડેલો હોય તે; ચીતરેલો દેખાવ. (૨) છબિ; તસવીર; છાયા સ્વરૂપ. (૩) અસલની તેના જેવીજ નકલ તે. (૪) ચિત્તાકર્ષક સુંદર-મજેનો દેખાવ; મોહક છટા; ભભકો.

**નકસ,** સ્ત્રી૦ નોખ; ટેક; આબરૂ; સાખ; નાક:-મારી નકસ ન જાય તે સંભાળજો.

**નકામું,** વિ૦ કામનું નહિ તે; જેનું કામ-ઉપયોગ ન હોય એવું; વ્યર્થ; નકામ. (૨) નિર્ઉત્ર, ફળ કે લાભ વગરનું. (૩) નિરુદ્યમી; જેને કામકાજ હોય નહિ એવું; નવરું. (૪) મિથ્યા; અમસ્તુ. ઉ૦ નકામી નાના નથી ચાલતારી.

**નકાર,** પું૦ નન્નો. (૨) નિષેધ; ના કહેવી તે; નસ્વીકારવું તે; ના; નકારો. ક્રિ૦ પ્ર૦ નકાર વાસવો-ના કહેવી.

**નકારવું,** ક્રિ૦ સ૦ ના પાડવી, નહિ કરે એમ કહેવું; ના કહેવી.

**નકારું,** વિ૦ ખરાબ; નઠારું; નરસું; દુષ્ટ; નહિ બોલાવવા જેવું (૨) મમતી; ઉછાંછળું.

**નકાશો,** પું૦ નકશો.

**નકાસ,** પું૦ ઢોરને કાપીને વેચવાનું બજાર; કસાઇવાડો. (૨) ફાંસી દેવાની જગા.

**નકાળજું,** વિ૦ કાળજા વગરનું; નિર્ભય; મનથી ડરે નહિ એવું. (૨) સાહસિક.

**નકીબ,** પું૦ [ અ ] રાજા, આચાર્ય અને અમલદાર વગેરેનો ઓદ્દો પોકારનારો ચોપદાર.

**નકીર,** સ્ત્રી૦ લીટી.

**નકુચી,** સ્ત્રી૦ સાંકળ ભરવવાની નાની કડી.

**નકુચો,** પું૦ જેમાં સાંકળ ભરવવામાં આવે છે તે, બારસાખમાંનો અંકોડો-કડી-આંકડો. (૨) કાંટો.

**નકુલ,** પું૦ [ સં. ] નોળવો. (૨) પાંડવોમાંનો એક ભાઇ; માદ્રીનો પુત્ર.

**નકો,** પું૦ હરાયા ઢોરને મોઢે બાંધવાની જાળી-મહોરી. હરાયા ઢોરને મોઢે અને નાકે દોરીની મહોરી પહેરાવી તેનો એક છેડો આગલા પગે બાંધવામાં આવે છે કે જેથી ઢોર નાસી શકતું નથી. ક્રિ૦ પ્ર૦ નકો દામવો-ઢોરને મહોરું ઘાલવું; દામણાની જાળી મોંએ બાંધવી.

**નક્કર,** વિ૦ નહિ પોલું; સંગીન; જેની અંદર પોલાણ ન હોય તે. (૨) જડ, ઘન; એક સરખું ભારે; વજનદાર. (૩) કઠણ. (૪) ઉપર જુદું અને અંદર જુદું એવું જે તે; એકજ તરેહનું બહિરંતર નહિ એવું:-લાખેલ દાગીના; ગાભાના દાગીના ને નક્કર-સોનાના દાગીના. નક્કુર.

**નક્કી,** વિ૦ ખાતરી કરેલી હોય એવું; ખરું. (૨) પાકું; ચોકસ. (૩) અ૦ નિશ્ચે; જરૂર; ખચીત; ખરેખર. ક્રિ૦ પ્ર૦ નક્કી કરવું-ઠરાવવું, ફરે નહિ એમ સિદ્ધ કરવું; અમુક વાત, વખત, કામ વગેરેને માટે જે કંઇ કરવું હોય તેનો પાકો ઠરાવ કરવો; ચોકસ કરવું.

**નક્કુર,** વિ૦ નક્કર; સંગીન; જેમાં કુડ ન હોય એવું.

**નકોરડું,** વિ૦ જેમાં કંઇ પણ ખાધું પીધું ન હોય એવું. (૨) નહિ વાપરેલું; તાજું; નવું. નકોરડી આઠમ, નકોરડો ઉપવાસ.

**નક**, પું૦ [ સં. ] મગ્ગર.

**નક્ષત્ર**, ન૦ [ સં. ] તારાઓનું એક ઝુમખું તે. જ્યોતિષ પ્રમાણે આવાં સત્તાવીસ ઝુમખાં છે. ( ૨ ) તારો; તારક. ( ૩ ) સત્તાવીસની સંજ્ઞા અશ્વિની, ભરણી, રોહિણી વગેરે નક્ષત્રો છે.

**નક્ષત્રનાથ**, પું૦ [ સં. ] ચંદ્રમા. ઉ૦ નક્ષત્ર નાથને લાંછન નવ ભામે. નળાખ્યાન.

**નક્ષત્રી**, વિ૦ ક્ષત્રિય રહિત; ક્ષત્રિય ન હોય તેવી. ઉ૦ ભૂ નક્ષત્રી કરી ભૃગુનાથ, ગયું બળ પરાક્રમ તે સાથ.

**નખ**, પું૦ [ સં. ] હાથ પગની આંગળીઓના છેડા ઉપરનું તીણું ને વાંકું જે હાડકું તે; આંગળાંને છેડે જે હાડકાની વાંકી અણી હોય છે તે. માણસ, પશુ અને પખી વગેરે પ્રાણીઓનાં આંગળાંની આગળ જે બહાર નીકળેલું પાતળુ ને અણીદાર હાડકું હોય છે તે. ક્રિ૦ પ્ર૦ નખ ઉતરાવવા-વાળની માફક વધતા નખને ટુંકા કરાવવા; નખ લેવા-નખ કાપી લેવા, કરડી કે કાપીને કાઢી નાંખવા. ( ૨ ) વીસની સંખ્યા બતાવવાની સંજ્ઞા:-વીસનખી. ર૦ પ્ર૦ નખ ખુંપવો-પેસવું હોવાથી નખ દાખલ થવો; પેસવું. નહિ સહેલું; કઠણ; અઘરું; નહિ ચાલે એવું; વગેરે બતાવવા માટે આમ બોલાય છે:-નવા દિવાનના કારભારમાં નખ નહિ ખુપે. નખ જેટલું-નાનું:-નાની છું નખ જેટલી. નખમાંએ રોગ નથી-ખરેખર તદુરસ્ત છે; કંઇ પણ રોગનું ચિહ્ન નથી એમ. કહે૦ આંગળીથી નખ વેગળા તે વેગળા-દૂર તે દૂર જ; એવા અર્થમાં વપરાય છે. નખ કપાય તેની આંગળીને અસર થતી નથી તેમ આંગળીનું દુઃખ નખને લાગતું નથી એટલો જે જુદાપણાનો ભેદ તે ભેદ.જ.

**નખતેલ**, [ ગ્ર. નફત્ ] વનસ્પતિમાંથી તેમજ જમીનમાંથી મળતું જ્વાળામાહી એક તેલ તે; ટરપેંટાઇન; રોકઓઇલ. આ તેલ જરા પીળચટું ને પાણી જેવું પાતળું હોય છે તથા હવામાં ખુલ્લું રહેતાં ઉડી જાય છે. અગ્નિ અડતાં તે ધોળી જ્વાળાએ બળે છે.

**નખરાં**, [ ગ્ર. નખ્રત્ ] હાસ્ય આણે ને મોહ ઉત્પન્ન કરે એવા ચેનચાળા તે; આકર્ષક હાવભાવ; હાથ, પગ, આંખ, મુખ વગેરેને લીલા પૂર્વક હલાવવાં તે; અંગાદિક મરોડ; લટકાં; શૃંગારચેષ્ટા; ચાળા. ટાપટીપ ને શોભાવાળી બોલની, આંખની ને અંગની જે મોહક હિલચાલ ને છટા વગેરે તે:-એક નૂર કપડાં ને હજાર નૂર નખરાં. પ્રીતિ ઉપજાવે ને કામ ઉશ્કેરે એવું ગેલ. નખરૂં એક વચન.

**નખરાંબાજ**, વિ૦ લટકાળી; લીલાવતી; લહેકાળી; હાવભાવ ચતુરા.

**નખલા-કોર**, સ્ત્રી૦ નખના જેવા ચંદ્રકોની તરેહની પટી તે; ઝીણી નખિયાં ભાતની કિનારી.

**નખલો**, પું૦ નખના જેવા ચંદ્રાકાર ઘાટનો ચાંદલા ને કાનનું ઘરેણું તે. ( ૨ ) ચહેરો; સુરત. ( ૩ ) વાંકડી-નખિયા તરેહ ખોદવાનુ સુતારનું ટાંકણું તે. ( ૪ ) રેશમની પાતળી પણ વળ દીધેલી દોરી તે. ( ૫ ) નખક્ષત તે; નખનો ઘા, વલુરો, નખભેઠ.

**નખશિખ**, અ૦ [ સં. ] પગનાં આંગળાંના નખથી તે માથા ઉપરની શિખા લગી:-પહેલાં તો તેણે તેને નખશિખ જોઇ લીધો. ઉ. નખશિખ રૂપ મનોહર ન્યાળી.

**નખાગ્ર**, પું૦ [ સં. ] નખનો આગળનો ભાગ તે; નખની અણી. ઉ૦ શિરના કેશ નખાગ્રે લુંએ. દયારામ.

**નખાલસ**, વિ૦ નિખાલસ; નિષ્કપટી; ખુલ્લા મનનું; ભોળું.

**નખિયાં**, નં૦ નખથી પડેલા જે ક્ષત-ઓડા-આંકા તે. (૨) નખ વડે રેસા તાણી ફાડીને જોયેલી શાક કરવાની પાપડી તે. ક્રિ૦ પ્ર૦ નખિયાં ભરવાં-નખ મારવા વેલુરા ભરવા.

**નખી**, વિ. [ સં. ] નખવાળું (પ્રાણી) જેને મોટા મોટા ફાડી નાખવાના નખ હોય એવું. (૨) નં૦ વાઘ રિંછ વગેરેના નાનાં બાળકને જે પહેરાવવાનો સોનેમઢેલો નખ તે, જેમાં નખ મઢેલો હોય એવું બાળકનું હાલરૂં.

**નખેતર**, ન૦ નક્ષત્ર. (૨) વિ૦ અશુભ; નહિ સારૂં; હીણું; નખોદ.

**નખેદ**, વિ૦ [ સ. निषिद्ध ] નિષિદ્ધ; નહિ સારૂ, અશુભ, હીણું; નઠારૂં

**નખોદ**, ન૦ વંશમાં કોઈ ન રહેવું તે; મૂળથી ખોદાઇ જવું તે; સત્યાનાશ ક્રિ૦ પ્ર૦ નખોદ ઘાલવું-પાયમાલ કરવું; ધુળ કરવું; બગાડી નાંખવું. નખોદ જવું-ઓગળ વંશ ચાલે નહિ એવું થઇ જવું; વંશમાં કોઇ ન રહેવું. નખોદવાળવું-ધુર કરવું; બગાડી નાખવું. કહે૦ નવરો બેઠો નખોદ વાળે-નિરુદ્યમી માણસ પાયમાલી આણે, ધુર કરે.

**નખોદપાટી** સ્રી૦ ઉજડ પાટી.

**નખોદિયું**, વિ૦ જેનો આગળ અંકુર ન રહેલો હોય એવું, નખોદિયાનું; જેનો વંશવેલો રહેલો હોય નહિ એવાનું (ધન-માલ વગેરે તે)-નખોદિયું ધન કોણ ખાય! (૨) નં૦ જેનું નખોદ ગયેલું હોય તેની માલ મિલકત વગેરે તે. ન વારસું એવું જે તે-એને મુઆને બે વર્ષ નખોદિયા ખર્યાં

**નખોદિયો**, પુ- વાંઝિયો, જેને વારસમાં પુત્ર પુત્રી કોઇ ન હોય એવો તે (૨) એક ગાળ; નઠારો-દુષ્ટ માણસ, એવું જે પ્રવચન તે.

**નખોરિયું**, ન૦ નખે ઓરીને ચામડીપર પાડેલો ક્ષત-વેલુરો તે; નખનો ઉઝરડો તે. (૨) નખ મારવો તે, આંગળીનો ધક્કો દઈ નખ લગાડવો તે: નખાય મારવો તે; ચાંદવું; અડપલું:-તે નખોરિયું કર્યું હશે નહિ તો તે બોલે એવો નથી. નખોરિયું કરવું-ચાંદવું અડપલું કરવું. (૨) ભાગ કરી આપવો, ક્ષત પાડવો.

**નગ**, [ સં. ] પર્વત; પહાડ નગદુહિતા-પાર્વતી.

**નગણું**, વિ૦ ગુણ નહિ જાણે એવું; અવગુણિયું; નગુણું. ઉ૦ નગણા નરનેજ ઘણોજ કહે, પણ નારી સમી ન નમેરી દિસે.

**નગદ**, વિ૦ [ સ. नक्त ] સંગીન; નહિ પોકળ; જડ; નક્કર -નગદ નાણું. રોકડ, સિક્કા રૂપે હોય એવું; મૂલ્યવાન; કિંમતી. વજનવાળું; ભરેલું; ભારે હોય એવું; ભરપૂર

**નગદી**, સ્રી૦ નગદનાણું તે, સિક્કા-સોનારૂપાની પાટ વગેરે જે કિંમતી અવેજ તે-દેવાળા પછી કંઇ નગદી નથી, થોડી માલ મિલકત કદાપિ હશે.

**નગર**, ન૦ [ સ. ] પુર, શહેર -રાજનગર.

**નગરચર્ચા**, સ્રી૦ શહેરમાં લોકો જે બાબત ચર્ચતા હોય તે; ગામગપાટા; શહેરના લોકોમાં ચાલતી વાત તે -વિક્રમરાજા દરરોજ રાતે વેષ બદલીને નગર ચર્ચા જોવા નિકળતો

**નગરચો**, પું૦ છોકરાઓની એક રમત.

**નગરપડો**, પું૦ નગરના તમામ લોકને દાંડી-વાળા પિટાવી અમુક ફરમાન-વાત જાહેર કરવી તે, નગરના લોકને જાહેર કરવું તે, દાંડી પિટાવવી તે. ઉ૦ નગરપડો વગડાવીઓ, વર્તાવી છે આણ, જે નહિ આવે રણવિષે, તેના લઇશુ પ્રાણ.

**નગરશેઠ**, પું૦ નગર-શહેરમાં સૌથી મોટો

જે શેઠિયો તે; મહાજન; મુખી.

**નગરી,** સ્ત્રી૦ [ સં. ] પુરી- નાનું શહેર. ઉ૦ કોણ રાયની બેટી ને કોણ તારૂં ના-મરે, કયીરે નગરીની મરાસણી.

**નગરૂં,** વિ૦ ગુરુ વગરનું; કોઇને પણ ગાંઠે નહિ એવું; નપરોળ; બેશરમ. નિરંકુશઃ–નગરો સાપ. નગુર.

**નગારખાનું,** ન૦ નગારાં વગાડનારાઓને બે-સવાની જગા. ( ૨ ) જુદી જુદી જાતનાં વગાડવાનાં વાજાં તે. ( ૩ ) ટકોરખાનું. કહે૦ નગારખાનામાં તૂતીનો અવાજ કોણ સાંભળે છે ?–જ્યાં મોટો સમારંભ ચાલી રહેલો હોય ત્યાં નાની વસ્તુ વગેરેનો શો હિસાબ ! અર્થાત્ મોટામાં નાનાને કોણ પૂછે–ગણે.

**નગારચી,** પું૦ નગારાં વગાડનારો તે; ઢોલી.

**નગારૂં,** ન૦ [ અ. नक़ारह ] દંડો ઠોકતાં અવાજ કરે એવી અંદરથી પોલી ને ઉપ-રથી ચામડે મઢેલી બનાવટ તે; પીટવાથી વાગે એવું વાદ્ય; પટહ; લાકડાનો નળા-કાર કે લાકડા, માટી કે ધાતુનો કુંડા જેવો મોઢે ચામડું મઢીને બનાવેલો દંડીકા મા-રીને વગાડવાનો એક ઘાટ–આકાર તે. ( ૨ ) ડંમકો. ( ૩ ) મોટું જાડું ને માં-સથી ભરેલું એવું તે:–મોટું નગારૂં. નગારા જેવી. જાડું–સ્થૂલ.

**નગીનો,** પું૦ [ फा. नगीना ] જડાવ દા-ગીનો. ( ૨ ) રત્ન; હીરો; મણિ ( ૩ ) દેખાવડો ચતુર ને હોશિયાર એવો જે તે.

**નગુણું,** વિ૦ ગુણ જાણે નહિ એવું; કૃતઘ્ન; કરેલા ઉપકારને ગણે નહિ એવું.

**નગોડ,** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ, ઔષ-ધિ:–નગોડનાં પાન.

**નગ્ન,** વિ૦ [ સં. ] નાગું; વસ્ત્ર રહિત. ( ૨ ) ઢાંકણ રહિત; ઉઘાડું; ખુલ્લું:–નાગી તરવાર. ( ૩ ) નિર્લજ્જ; બેશરમ. ( ૪ ) લુચ્ચું.

**નઘરોળ,** વિ૦ જેને ચિંતા કે કાળજી ન હોય એવું; માનાપમાનની અસર વગરનું; બે-ફિકરૂં; માત્ર શરીર વધારી જાણેલું હોય એવું; જડભરત; નઠોર; અસર વગરનું.

**નચવવું,** ક્રિ૦ નચાવવું.

**નચાવવું,** ક્રિ૦ સ૦ નાચ કરાવવો; નાચે એમ કરવું; નચવવું:–ગણિકા નચાવવી. ( ૨ ) રમાડવું; ખિલાવવું; લડાવવું; ડુલા-વવું; છૂટથી જેમ કરવા ચહાય તેમ કરવા દેવું. ( ૩ ) કુદાવવું; ઉછાળવું. ( ૪ ) જેમ કરવાનું કહે તેમ કર્યા કરવું; આજ્ઞા પ્રમાણે વર્તા કરવું. ઉ૦ જેમ ખુંદી ખમું છું રે, નચાવી નાચું છું. દયારામ.

**નચિંત,** વિ૦ [ સં. ] ચિંતા રહિત; બેફિકર. ( ૨ ) અ૦ ચિંતા રહિત હાલતમાં હોય તેવી રીતે; ચિંતા ન હોય તેમ

**નચિંતતા,** સ્ત્રી૦ નચિંતપણું; સ્વાસ્થ્ય.

**નચિંતપણું,** ન૦ નચિંતતા.

**નચુકી,** સ્ત્રી૦ નાનો નકુંચો.

**નચુકો,** પું૦ નકુંચો.

**નછરૂં,** વિ૦ જુદું; અલગું; ભિન્ન.

**નછોરવું,** વિ૦ જેને છોકરૂં ન હોય તેવું; છોકરાં વગરનું; નાદાન.

**નજદીક,** અ૦ [ फा. ] પાસે, પડોસમાં; કને; નજીક.

**નજર,** સ્ત્રી૦ [ अ. ] દૃષ્ટિ; જોવું તે. ( ૨ ) ધ્યાન; લક્ષ. ( ૩ ) મહેરબાની, કૃપા. ( ૪ ) ભેટ, બક્ષીસ ( ૫ ) સ્નેહ–વહા-લના કે અદેખાઇના જોવાથી માણસને થતી નઠારી અસર તે:–મીઠી નજર બેઠી છે. જીવતી ડાકણની નજર લાગી છે. સારા ખોટા ભાવનાવાળા ઈક્ષણથી થતી અસર. આ અસર મટાડવાને-નજર ઉતારવી, બોધવી ને બાળવી એમ કહેવાય છે. એક વાડકામાં મરચાં મીઠું ને દિવેલ નાંખી તે

એક થાળીમાં ઉંધો પાડી ઉપર પાણી નાંખવામાં આવે છે. વાડકો થાળી સાથે ચોંટી જાય તો બરોબર નજર બંધાઈ એમ કહેવાય છે. હવાના દબાણથીવાડકો ચોંટે છે. (૫) ઇચ્છા; ભાવ; મન, બુદ્ધિ. ઉ૦ નજર ન કરો નાથા ઘેર જવાનીરે.

ક્રિ૦ પ્ર૦ નજર કરવી–સામું જોવું; મહેરબાની, કરવી; લક્ષ આપવું. નજર ખેં-ચવી–ધ્યાન ખેંચવું. નજર બેસવી–જોરથી નજરની અસર થવી. (૨) ધ્યાનમાં આ-વવું; બુદ્ધિ પહોંચવી. નજરઉતારી નાંખવી–મહેરબાની ઓછી કરવી. નજર ઘાલવી–:નત બગાડવી. નજર પહોંચવી–બુદ્ધિ પહોંચવી. નજરમાંઘાલવું–ધ્યાનમાં રાખવું. ાજર ચોરવી–એક નજર ન થવા દેવી; ખે નહિ એમ કરવું. નજરે ચઢવુ–દેખા વી, નજર તળે રાખવું–દેખરેખમાં રાખવું.

રૂ૦ પ્ર૦ કરડી નજર–ઇતરાજી રા-ખવી તે; અપ્રસન્ન ગુસ્સે રહેવું તે મીઠી ાજર–દયા–પ્રેમ ભાવ હોવો તે; ક્ષમા .ષ્ટિ રાખવી. ટુંકી નજર–અનુદાર દૃષ્ટિ; ;મબુદ્ધિ; સાંકડું મન હોવું તે; પરિણામનો ાવચાર ન આણે એવો સ્વભાવ તે. નજરે નજર મળવી–આંખ મળવી; સામ સામે મળવું; નજર એક થવી. નજરનો ખેલ–ચમત્કારિક બાબત તે; અમુકની હાજરીને લીધે બનનારી બાબતનું સારૂં ખોટું બનવું તે; શેહ પડવી, વગેરે તે.

**નજરકેદ,** સ્ત્રી૦ [ અ. ] આંખ તળેથી બહાર ન જાય તેમ રોકી રાખવું તે; અમુક હદની બહાર જવાય નહિ એવો જે પ્રતિબંધ તે.

**નજરચુક,** સ્ત્રી૦ દૃષ્ટિદોષ; બરોબર ધ્યાન નહિ હોવાથી થયેલી ભૂલ તે.

**નજરચોર,** પું૦ નજરચોરનાર; સરત ચુકવી હાથ કરી લેનાર.

**નજરબંધી,** સ્ત્રી૦ જાદુથી અથવા હાથ ચાલાકીથી જોનાર જોઈ શકે નહિ એમ કૌતૂક કરી દેખાડવું તે; જોનારથી જણાય, સમજાય નહિ એમ કરવું તે; લોકની આં-ખને ભુલાવામાં નાંખવી તે.

**નજરબાગ,** આંગણામાંનો બગીચો.

**નજરબાજ,** વિ૦ આસપાસ નજર રાખનાર; સાવધાન. (૨) તર્કશક્તિવાળું; ઝટ સમજી જાય તેવું. ( ૩ ) દીર્ઘદૃષ્ટિ.

**નજરાણું,** ન૦ મુલાકાત કરતાં ધરવાની ભેટ; રાજા, અમલદાર કે મોટા માણસને મળતાં તેની નજર આગળ જે ભેટ મુકાયછે તે. ( ૨ ) ભેટ; ભેટ કરેલી–કરવાની ચીજ તે.

**નજરાનજર,** જુ૦ નજરોનજર.

**નજારયું,** ન૦ નજર ન લાગે તે માટે બા-ળકને ગળે પહેરાવવાનું હાલરૂં. ( ૨ ) ન-જર ન લાગે તે માટે બાળક કે વરને શણગારી તથા આખ આંજીને તેને ગાલે જે કાળું ટપકું કરવામાં આવે છે તે. ઉ૦ આંજી આંખડીરે, માએ ગાલે નજ-રિયું કીધું. દયારામ.

**નજરોનજર,** અ૦ આંખે આંખ; નજર સામે; જાહેર–દેખતા દેખત; બેઉ ખુલ્લી આંખે જોતા હોય ને થાય એમ; ખુલ્લી આંખે. પ્રત્યક્ષ જોયું હોય એમ:–મેં તેને નજરોનજર જોયાને ?

**નજલો,** પું૦ ચાળીસ વર્ષ પછી મસ્તકમાંથી નીચે ઉતરતો રસવિકાર; એક રોગ:–ન-જલો આંખે ઉતરે તો આંખ, કાને ઉતરે તો કાન અને દાંતે ઉતરે તો દાંતનું ઠાચું થઇ જાય છે. ગરમીથી થતો એક રોગ. ક્રિ૦ પ્ર૦ નજલો ઉતરવો–માથામાંથી કોઈ જાતનો રસવિકાર નીચે આવવો–રોગી અસર થવી.

**નજીક,** અ૦ પાસે; કને; નજદીક; નહિ દૂર; અદૂર.

**નજીવું**, વિ૦ જીવ વગરનું; માલ વગરનું; સાર રહિત; નકામું. ( ૨ ) સામાન્ય; સાધારણ; સહેજ.

**નજીસ**, [વિ. ] અ. ] નીચ; હલકું; દુષ્ટ સ્વભાવનું; હીણું. ( ૨ ) ખરાબ; ગલીચ; ગંદું; મેલું.

**નજુમ**, પું૦ [ અ ] જ્યોતિષ; જોશ; ગ્રહ જોઈને ફળ કહેવું તે.

**નજુમી**, વિ૦ જોશ જોનાર; જોશી; જ્યોતિષી.

**નટ**, પું૦ [ સં. ] ખેલ કરનારો; વેષ ભજવનારો; નર્તક; નાચી કુદીને ગમત કરાવનારો. ( ૨ ) દોર પર નાચ કરનારો; બજાણિયો. ( ૩ ) એ નામનો એક રાગ.

**નટખટ**, વિ૦ કોઇથી ગાંજ્યું જાય નહિ એવું; બાહોશ; સાવધાન; ચુકે નહિ, છેતરાય નહિ અને ગફલતમાં રહે નહિ એવું-બધી બાજુએ ધ્યાન રાખીને કામ કરે એવું ચતુર તે.

**નટડી**, સ્ત્રી૦ નાચ કરનારી; નટની સ્ત્રી; નટી. ( ૨ ) બજાણિયણ. ( ૩ ) નાના પ્રકારના વેષ લે અને ખુબ નખરાંમાં રહે એવી સ્ત્રી.

**નટનાગર**, પું૦ ફાંકડાઇયો-ઝાપટીપથી સુંદર પોષાકથી સફાઇદાર છટામાં રહેનારો-છેલ પુરુષ તે.

**નટવર**, પું૦ [ સં. ] નટોમાં ઉત્તમ એવો જે તે; છેલ-ફક્કડમાં ફક્કડ એવો તે. છેલ બટાઉ.

**નટવાઈ**, સ્ત્રી૦ નાચણવેડા; નટનું કામકાજ તે; ભવાઇ; નટવેડા. (૨) આકાશ ચઢીની રમત.

**નટવિદ્યા**, સ્ત્રી૦ [ સં. ] નટની જે વિદ્યા તે. નૃત્યાદિક કેમ કરવાં તે સંબંધીનું જે જ્ઞાન-શિક્ષણ વગેરે તે.

**નટવું**, ક્રિ૦ અ૦ નાચવું; નૃત્ય કરવું; ખેલવું; દોરપર નાચ-ખેલ કરવા તે.

**નટવો**, પું૦ નટ.

**નટી**, સ્ત્રી૦ [ સં. ] નટની સ્ત્રી તે; નાટકમાં સૂત્રધારની સ્ત્રી તે. નાટક વગેરે ખેલની શરૂઆતમાં મધુર ગાયનથી શ્રોતાઓને રંજન કરનારી મુખ્ય ખેલાડીની નૃત્યાદિકમાં કુશળ સ્ત્રી.

**નટેશ્વર**, [ સં. ] મોટો નટ તે; નટોમાં ઈશ્વર જેવો જે તે. ( ૨ ) મહાદેવ; શિવ; શંકર.

**નઠારૂં**, વિ૦ [ સં. नष्ट ] ખરાબ; નરસું; સારાથી ઉલટું. ( ૨ ) અપશબ્દ; ગાળ જેવું; અસભ્ય; ન સારૂં લાગે એવું.

**નઠોર**, વિ૦ જેને શિખામણ-ચાનક ન લાગે એવું; નફટ; નિર્લજ; ધૃષ્ટ.

**નડ**, સ્ત્રી૦ હરકત; અટકાવ; અવરોધ; અંતરાય; આડખીલી.

**નડતર**, ન૦ અડચણ; અંતરાય; અવરોધ.

**નડવું**, ક્રિ૦ સ૦ વચમાં આવી હરકત કરવી; અટકાવવું. ( ૨ ) વિઘ્ન કરવું. ( ૩ ) પીડા કરવી; સતાવવું; દુ:ખ દેવું; વિતાડવું.

**નડાવ**, પું૦ હરકત; નડ; અટકાવ.

**નણદલ**, સ્ત્રી૦ નણંદ; નણદી. ઉ૦ નણદલ આવી મીરાંબાઇની રે. દયારામ.

**નણદી**, સ્ત્રી૦ વરની બહેન; નણંદ. ઉ૦ નણદી કેમ નાથ ન આવ્યા. ક૦ દ. ડા.

**નણદોઇ**, પું૦ નણંદનો વર.

**નણંદ**, સ્ત્રી૦ [ સં. ननांदृ ] વરની બહેન; નણદી.

**નતવાળિયો**, પું૦ મુંવાની પછવાડે વરસ સુધી દરરોજ જે બ્રાહ્મણ જમાડયા કરવો તે.

**નતીજો**, પું૦ અંત; છેડો; પરિણામ. ( ૨ ) નિકાલ.

**નથ**, સ્ત્રી૦ નાકનું ઘરેણું; વેસર; વાળી. નાની શી નથ મારા નાકમાં સમાય, મોટી પહેરૂં તો મારી નથ ઝોલાં ખાય, ઝીણા મારૂજી૦ ( ૨ ) નથી; છે નહિ. કાઠિયાવાડમાં વપરાય છે.

**નથડી**, સ્ત્રી૦ ( નથની ) વાળી; નકવેસર. ( ૨ ) વિટલી.

**નથન**, ન૦ નાથ ઘાલવી તે; નાથવું તે; કબજે રાખવું તે; અંકુશ.

**નથની**, સ્ત્રી૦ નથ; વાળી; નકવેસર. ઉ૦ તારી નથનીનું મોતી બતાવ, ગોરી ખોલી ઘુંઘટો.

**નથાવું**, ક્રિ૦ અ૦ નાથવાળા થવું; અંકુશમાં આવવું; લગામવાળા થવું.

**નથી**, ક્રિ૦ [ सं. नास्ति ] છે નહિ; નથ.

**નદ**, પું૦ [ सं. ] મોટી ને ભારે નદી:–સિંધુ; બ્રહ્મપુત્ર; શોણ.

**નદારત**, અ૦ (નદારદ) પાસે નથી; કંઈજ છે નહિ–એવા અર્થે વપરાય છે.

**નદાવા**, અ૦ દાવો–હક રહેલો નથી; હવે પછી કોઇ રીતે હક કરીને મગાય નહિ–એવા અર્થમાં વપરાય છે:–અમરામ નદાવા આપ્યું.

**નદી**, સ્ત્રી૦ [ सं. ] પાણીનો જે પ્રવાહ પર્વત વગેરેમાંથી નીકળી જમીન ઉપર વહી સમુદ્ર અથવા સરોવરને જઇ મળે છે તે; સરિતા. રૂ૦ પ્ર૦ નદી નાવ સંજોગ–નદીને નાવના સમાગમ જેવું. (૨) પ્રવાહીનો જે રેલો ચાલે તે.:–લોહીની નદીઓ ચાલી.

**નદીનાળું**, ન૦ નાની નદી–વહેળા વગેરે તે.

**નધણિયાતું**, વિ૦ ધણી–માલીક વગરનું; નવારસું; ધણી રહિત; જેનું કોઇ માલીક હોય નહિ એવું તે.

**નનડવું**, ક્રિ૦ અ૦ કનડવું; પજવવું; દુઃખદેવું.

**નનામી**, સ્ત્રી૦ ઠાઠડી; શબને ઉપાડી જવાના વાંસની ખાટલી. ક્રિ૦પ્ર૦ નનામી બાંધવી. ઠાઠડી બાંધવી.

**નનામું**, વિ૦ નામ વગરનું; લખનારનું નામ ન હોય તેવું. (૨) સહી–હસ્તાક્ષર વગરનું. નામ વગરનું હોય તેવું–અથવા જેનું નામ દેવાય નહિ એવું–અતિથદ વગેરે માટે વપરાય છે.:–નનામો ટુંકા ઉપરાવવા આવશે માટે જમી લો.

**નનૈયો**, પું૦ નકાર; ના; નનો.

**નન્નો**, પું૦ [ सं. ] નકાર; ન એવો અક્ષર અને ઉચ્ચાર તે. કહે૦ એક નન્નો સો દુઃખ હણે.

**નપગું**, વિ૦ પગ વગરનું; મૂળ–થડજ ન હોય એવું; ફુટાંગ; ખોટું; અસત્ય. (૨) લંગડું.

**નપાર**, વિ૦ નઠારૂં; પૂત કરે નહિ એવું; હલકું; નઠારૂં.

**નપાણિયું**, વિ૦ પાણી વગરનું; નિર્જળ; પાણી મળી શકતું ન હોય એવું. (૨) પાણી પાયા વગર ઉછરેલું–ફળેલું એવું.

**નપુંસક**, વિ૦ [ सं. ] પુરુષ ચિહ્ન રહિત; જેનામાં વંશવૃદ્ધિ કરવાની શક્તિ ન હોય એવો (પુરુષ) નામર્દ; કાયર; ઘર વગરનો; પુરુષત્વ રહિત. (૨) હિજડો; ખોજો. (૩) સ્ત્રી કે પુરુષ બન્નેમાંથી એકેમાં ન હોય એવું; નાન્યતર જાતિનું:–છોકરૂં; ઘોડું, વગેરે.

**નપ્તા**, પું૦ [ सं. ] પુત્રનો પુત્ર; પૌત્ર. નપ્ત્રી–પૌત્રી; પુત્રીની પુત્રી.

**નફકરૂં**, વિ૦ ફિકરવગરનું; દરકારવગરનું; ચિંતા રહિત.

**નફટ**, વિ૦ બેશરમ; બેઅદબ; નિર્લજ્જ.

**નફટાઈ**, સ્ત્રી૦ બેશરમપણું; નિર્લજ્જતા; નઠોરપણું.

**નફર**, પું૦ [ अ ] ચાકર; ગુલામ.

**નફરાન**, પું૦ [ अ ] ચાકર; ગુલામ.

**નફેરી**, સ્ત્રી૦ એક જાતનું વાદ્ય.

**નફો**, પું૦ [ अ ] ખરચ ને ખરીદી બાદ કરતાં રહેલી જે કમાણી તે; લાભ; મજતર; ફાયદો.:–નફોટોટો.

**નફેરફ**, પું૦ [ अ ] હલકું કામ કરનારો ચાકર; હુંડો; ગુલામ:–ચાકરનફર.

**નબકવું**, ક્રિ૦ નહિ માંડવું; નહિ પૂત કરવું; નહિ માન્યા કહેવું

**નબઈ**, વિ૦ કોઇને ગાંઠે–ગણકારે નહિ એવું; કોઇને માન્યા કરે નહિ એવું; હઠફૂંખરું; બેપરવાહ; ન સમજે એવું.

**નબળાઇ,** સ્ત્રી૰ નિર્બળતા; નબળી હાલત; અસામર્થ્ય; અશક્તિ; કમજોરી.
**નબળું,** વિ૰ નિર્બળ; અશક્ત; કમજોર. (૨) નઠારૂં; ખરાબ; દુષ્ટ. (૩) અશક્ર; ના- મર્દ; બાયલું; બળવગરનું; નરમ.
**નબંધીનાત,** સ્ત્રી૰ કાયદા-નિયમ-ઢંગઢાળ વગરની નાત તે; કોઇ પણ જાતના નિ- બંધન રહિત નાત તે.
**નબંધીવિજા,** ન૰ કબજામાં-બંધનમાં ન રહે એવી રાળી તે.
**નબાપું,** વિ૰ બાપ વગરનું; અનાથ.
**નબાબ,** જુ૰ નવાબ.
**નભ,** ન૰ [ सं. ] આકાશ.
**નભરસું,** વિ૰ નઠારૂં; ખરાબ. (૨) બેસ્વાદ; કડુકષાય. (૩) બેડોળ; વરવું.
**નભવું,** ક્રિ૰ અ૰ ટકવું; ચાલવું; નીભવું; જારીરહેવું; જેમ તેમ કામમાં આવ્યા કરવું; કોઇ વસ્તુ હોય ન હોય તોપણ વ્યવહાર જારીરહ્યા કરવો. નીભવું.
**નભાવ,** પું૰ નિભાવ; ગુજારો; ટકાવ; ગમે તે રીતે ચાલ્યા કરવું તે.
**નભાવવું,** ક્રિ૰ સ૰ નિભાવવું; ચલાવવું; ગુ- જારો કરી લેવો.
**નમણ,** ન૰ [ सं. नमन ] નમવું તે; નમન. (૨) દેવ પૂજાનું પવિત્ર જળ-નિર્માલ્ય વગેરે તે.
**નમણું,** વિ૰ નમેલું; નત; નીચુ વળેલું હોય એવું; ઢળતું ઉ૰ નમણું રૂડુ નાક. (૨) વાંકું; આડું. (૩) નતિ; નમીપડવું તે.
**નમતું,** વિ૰ બીજાની સરખામણીમાં નીચે ઢળતું-રહેતું હોય તેવું; નીચેની બાજુએ રહેતું:-નમતું જોખવું. (૨) નમન કરતું; વિવેકી; સભ્ય; શીલવાળું; નીચે પડતું; નમીજતું; ઢીલું; નરમ: નમતી દોરી.
**નમન,** ન૰ [ सं ] નમવું તે; નમસ્કાર; તમીને માન આપવું તે. (૨.) ગ્રંથને આ- રંભે ઇશ્વર સ્તુતિ કરવી તે.
**નમનતા,** સ્ત્રી૰ નમ્રતા; નરમાશ. (૨) ગરી- બાઈ; સાલસાઇ.
**નમનતાઈ,** સ્ત્રી૰ નમ્રતા.
**નમર્દાઇ,** સ્ત્રી૰ નહિ મર્દપણું; નપુંસકતા; હિ- ચકારાપણું.
**નમવુ,** ક્રિ૰ અ૰ [ सं. नम् ] નીચા વળવું; કોઇ પણ ચીજનું જમીન તરફ વળવું. (૨) નીચું નમીને વંદન કરવું; વંદવું; પગે લાગવું. (૩) તાબે થવું; અભિમાન- બળ તજી શરણે થવું; નીચું પડવું. (૪) હલકું થવું.
**નમસ્કાર,** પું૰ [ सं. ] નીચાપડીને પગે લાગવું તે; બે હાથ જોડી માથુ નમાવી વંદવું તે. કહે૰ પડયા તો કહે નમસ્કાર- પોતાનો દોષ છુપાવવા આમ કહેવાય છે. ઉ૰ નીચી તમીને નમસ્કાર કરૂંછું, મારાં ડુંગરવાળાં દેવીરે.
**નમાજ,** સ્ત્રી૰ [ फा नमाज़ ] મહમદીય ધર્મમાં બતાવેલી ઇશ્વર સ્તુતિ તે; ખુદાની બંદગી ક્રિ૰ પ્ર૰ નમાજ પઢવી-બંદગી કરવી
**નમાજી,** વિ૰ બંદગી કર્યાકરનાર; સ્તુતિ-ભક્તિ કરનાર; ઇશ્વરભક્ત.
**નમાબાપું,** વિ૰ માંબાપ વગરનું; અનાથ.
**નમાયું,** વિ૰ મા વગરનું; માતા રહિત. ન- માઇ, નમાયો૰-નમાયાં છોકરાં.
**નમાર,** પું૰ એની મેળે ઉગેલી ડાંગેરના ચોખા; નીવાર; ( સામો.).
**નમારમુડું,** વિ૰ જેને આગળ પાછળ કંઇ સ્નેહસંબંધ કે વ્યવહારની ચિંતા-રહેલી ન હોય તેવું: એકલવાયું. (૨) નિરંકુશ; સ્વચ્છંદી:-નમારમુડો, નમારમુડી.
**નમાલું** વિ૰ માલ વગરનું, સત્વહીન; કંઇ કામનું નહિ એવું.
**નમાવવું,** ક્રિ૰ સ૰ નીચું કરવું; જમીન તરફ

વાળવું; વાંકું-ઢાળ પડતું કરવું, તેમજ ઉંચી સ્થિતિમાં હોય ત્યાથી નીચી સ્થિતિમાં-નિચાણમાં લાવવું-કરવું. (૨) તાબે કરવુ; હલકું પાડવું; હઠાવવું; ઉતારી નાંખવું; નરમ પાડવું; કડકી ઓછી કરવી.

**નમુછિયું**, વિ૦ મુછરહિત; જેને મુછો હોય નહિ તેવું, શરૂઆતથી જેને મુછો આવી જ ન હોય તેવું-વો-પુરુષ :-નમુછિયો મરદ. (૨) જેને લાજ-ટેક હોયજે નહિ એવું; બેશરમ.

**નમુનાદાર**, વિ૦ નમુના રૂપ હોય તેવું- અનુકરણીય, જેનો ઘાટ, રૂપ, અને ગુણ ઉત્તમ-અનુકરણ કરવા જેવાં હોય એવુ. (૨) સુદર; સુશોભિત; ઉત્તમ

**નમુનો**, પું૦ [ फा० नमुन ] અનુકરણ કરવા જેવી જેની આકૃતિ ને ગુણ વગેરે હોય તે; આદર્શ; અનુકરણીય વસ્તુ; માસલો; વાનગી; તરેહ; જાત વગેરે તે (૨) એકસરખી આકૃતિ ગુણ અને જાતવાળી વસ્તુના સમૂહમાંનુ એકાદ તે; જેના ઉપરથી આખા સમૂહનું સ્વરૂપ સમજાય એવું એક દર્શક તે :-તમારા કાગળનો એક નમુનો મોકલજો.

**નમેરૂં**, વિ૦ મહેર વગરનુ, દયા રહિત; નિર્દય; જેને દયાની-મહેરબાની કરવાની લાગણીજ ન હોય તેવુ; ક્રૂર. નમેરો, નમેરી. ઉ૦ અસિ ! નાથ નમેરો નાવ્યો; હા ! નાથ નમેરો નાવ્યો.

**નમોનમઃ**, અ૦ નમન, નમને એમ; દેવાદિકને નમસ્કાર કરતાં ઉચ્ચરવાનો ઉદ્ગાર.

**નમ્યું**, ન૦ નમતું એવું તે; નતિ, નમી પડવું તે :-તે નમ્યું આપે એવો નથી.

**નમ્ર**, વિ૦ [ सं ] નીચું વળેલું, જમીન તરફ ઢળતું. (૨) ઢીલુ, પોચું, નહિ કઠણ. (૩) ગરીબ; રાંક; સાલસ (૪) તાબેદાર; હુકમસર; આજ્ઞાંકિત.

**નમ્રતા**, સ્ત્રી૦ [ स ] નરમપણું. (૨) સાલસાઈ; વિવેક. (૩) તાબેદારી; આજ્ઞાંકિતપણું; અધીનતા.

**નમ્રપણું**, ન૦ નરમાશ; નમ્રતા.

**નય**, પું૦ [ सं ] ન્યાય; નીતિ. ઉ૦ નય જાણે નવ તત્વના. વિનયવિનય.

**નયન**, ન૦ [ स ] આંખ; નેત્ર. :-નયન કમળ.

**નર**, પું૦ [ सं ] પુરુષ; મરદ; ભાયડો, પશુ પખી વગેરેમાં જેને પુરુષ ચિહ્ન હોય તે; માદામાં ગર્ભાધાન કરનારો; પુરુષ વાચક પ્રાણી ને જીવજંત વગેરે તે (૨) બરકવામાંનુ તે બરકડું કે જેમાં ખીલો હોય; મિજાગરો. (૩) શૂરવીર માણસ; પાણીવાળો કહે૦ નર એકને હજાર હુન્નર નરો વા કુંજરો વા=માણસ અથવા હાથી ગમે તે કોઈ એક. ઉડાવવાનો જવાબ દેતાં વપરાય છે

**નરક**, ન૦ [ सं ] પ્રાણીને તેના મરણ પછી શિક્ષા ભોગવવાને રહેવાનું સ્થાન, પાપસ્થાન (૨) માણસ અથવા જનાવરનો મળ તે, વિષ્ટા; દુર્ગંધવાળો ખરાબ-પદાર્થ. (૩) દુ ખ પડે એવું અત્યત ખરાબ સ્થળ. ક્રિ૰ પ્ર૦ નરકમાં જવુ=મુઆ પછી ખરાબ સ્થાને જવુ, દુઃખ ભોગવવાં પડે એવે સ્થળે વાસ થવો. નરકમાં પડવું=ખરાબ સ્થાનમાં નીચા દુ ખદાયક સ્થાનમા પડવુ. નરકનો ટોપલો=અપજશનો બોજો.

**નરગોટો**, પુ૦ હડિયો.

**નરઘાં**, ન૦ હલકા ભારે તાલના ઠેકા દેવાનું ઢોલ જેવું ચામડે મઢેલુ એક જોડીવાદ્ય. નરઘાંમાં જેનો અવાજ ઝીણો તે માદા નરઘું, ને જેનો અવાજ મોટો તે નર નરઘુ કહેવાય છે. તે તતુવાદ્યની સાથે ઉપયોગમા આવે છે. -નરઘાં સારંગી. ગાયનસાજ.

**નરજળો**, પું૦ નજલો.

**નરણું**, વિ૦ સવારનું કંઇ ખાધું પીધું હોય નહિ એવું, અભુક્ત; નયણું. :–નરણે કોઠે પાણી પીએ તો છાતીએ વાગે. (૨) ઋણ-રહિત; અઋણી.

**નરતું**, વિ૦ નઠારૂ; ખોટું; ખરાબ.

**નરદમ**, અ૦ તદન; નર્યું; સાવ; બિલકુલ; તમામ. (૨) વિ૦ એકજાતનું; શુદ્ધ; ચોખ્ખુ. :–જુના સિક્કા નરદમ સોનાના પડતા. (૩) કિમતી; તત્ત્વવાળુ–ભારે.

**નરનાથ**, પું૦ [ સં ] માણસોનો નાથ–પતિ તે, રાજા. (૨) પરમેશ્વર

**નરનારાયણ**, પું૦ [ સં ] નર અને નારાયણ તે; અર્જુન ( નર ) અને કૃષ્ણ (નારાયણ) તે, તે બે સખાઓનું એક સ્વરૂપ.

**નરપતિ**, પું૦ ( સં ) રાજા.

**નરપલુ**, વિ૦ નરમ; પાતળુ; દુબળુ (૨) અટકચાળુ.

**નરભે**, અ૦ [ સં निर्भय ] નચિંત હોય તેમ.

**નરસૈ**, પું૦ ગુજરાતનો એક કવિ. એણે પ્રસ્તાવિક કવિતા બહુ સારી લખી છે. ઉ૦ કહે નરભો ખરને ખાર શો, મિસરી ભર કે મરડિયા

**નરમ**, વિ૦ સુંવાળું; ખડબચડુ નહિ એવુ. મુલાયમ; નહિ કઠણ. :–નરમ રૂવા. નરમ બિછાનું. (૨) ધીરૂં; નહિ આકળુ; સાલસ; રાંક. (૩) સહેજ વાતમાં ગભરાઇ જાય એવુ; પોચું (૪) વાંકું વળે–મરડાય નહિ એવુ (૫) નહિ ગાઢુ. (૬) ઓછુ; કમ, થોડુ, અલ્પ :–તાવનુ જોર નરમ છે. (૭) ઢીલુ; નહિ ગાઢુ, રગડા જેવુ, પ્રવાહી. :–નરમ દાળ. ક્રિ૦ પ્ર૦ નરમ કરવુ. નરમ પાડવુ=ઢડુ પાડવુ

**નરમાઈ**, સ્રી૦ નમ્રતા. ઉ૦ નરમાઇ નિર્મળ નીરખી. શામળ

**નરમાદા**, ન૦ નર અને નારી તે; પુરુષ અને સ્રી. (૨) બરડવાંમાંના તે બે જાતના બરડવાં કે જેમા એક ખીલાવાળુ હોય અને બીજું તેને–ખીલાને ધારણ કરનાર છિદ્રવાળું હોય તે.

**નરમાશ**, સ્રી૦ નમ્રતા, સાલસાઇ, ભલમનસાઇ (૨) સુંવાળાપણું, કુમાશ.

**નરમેધ**, પું૦ [ સં ] તે યજ્ઞ કે જેમાં બલિ માણસનો હોય, પુરુષમેધ.

**નરમો**, પું૦ એક જાતનો કપાસ.

**નરવર**, પું૦ [સં] પુરુષમા શ્રેષ્ઠ તે, રૂપાળો–રાજા.

**નરવુ**, વિ૦ [ સં. नरुज ] રોગ વગરનું; આરોગ્ય; સાજુંતાજુ ઉ૦ નરવું જોબન હોય પુત્ર, દોલત, તન નરવુ. શામળ. (૨) વગર ભેળનું; ચોખ્ખુ, શુદ્ધ.

**નરવો**, પું૦ છડેછાટ, જેને કોઇ જાતની સાંસારિક પીડા રહેલી હોય નહિ એવો તે. (૨) તે જમીન, કે જેની ઉપરનો મહેસુલી કર હમેશને માટે એક સરખોજ નક્કી થયેલો હોય.

**નરવો**, અ૦ છડેછાંટ. (૨) જેની ઉપર મહેસૂલ કાયમનું હોય તે.

**નરસ**, વિ૦ રસ વગરનું, નઠારૂં; ખરાબ; નરસું.

**નરસાઇ**, સ્રી. નઠારાપણું.

**નરસું**, વિ૦ નઠારૂં

**નરાજ**, સ્રી૦ ખોદવાનું ઓજાર; નક્કર લોહ દંડ; જેને એક છેડે અણી કાઢેલી હોય અથવા પાનુ હોય એવો લોઢાનો દંડીકો.

**નરાણી**, જુઓ૦ નરેણી.

**નરાતાળ**, અ૦ નરદમ; તદ્દન; બિલકુલ. નરાતાળ ગાંડો

**નરાળવું**, વિ૦ અશુક્ત; નિરાહાર ( ૨ ) નિરાળુ; ચોખ્ખુ, નિર્મળ:–આજ સૂરજ નરાળવો ઉગ્યો છે.

**નરેડાટ**, વિ૦ ઉજડ; વેરાન. ઉ૦ વન કીધુ નરેડાટ. નળાખ્યાન.

**નરેણી**, સ્ત્રી૦ નખ લેવાનું હજામનું એક નાનું ઓજાર. કહે૦ નરેણી તો નખજ કાપે.

**નરેનરૂં**, અ૦ નર્યું; નરદમ; તદન; તેજએકલું; તેજમાત્ર.

**નરેન્દ્ર**, પું૦ [ સં. ] નરમાં ઇન્દ્ર જેવો તે; રાજા; નૃપતિ.

**નરોત્તમ**, પું૦ નરોમાં ઉત્તમ તે; પુરુષોત્તમ; પરમેશ્વર.

**નર્તક**, પું૦ [ સં. ] નાચનારો; નટ; ભવૈયો ઉ૦ સારા નર્તક આપણે ચરિત છે, શ્રી રામનું ખેલ ને–

**નર્તકી**, સ્ત્રી૦ નટી. (૨) નાચનારી

**નર્તન**, ન૦ નાચવું તે; નૃત્ય; નાચ.

**નર્મ**, ન૦ [ સં. ] ગમત; મોજ; મશ્કરી; ઠઠ્ઠા. (૨) નમ્ર; પોચું.

**નર્મદા**, સ્ત્રી૦ [ સં. ] નરમદા; રેવા. ગુજરાતની એક પવિત્ર ને મોટી નદી.

**નર્યું**, વિ૦ એકદમ મળતું ભળતું હોય એવું; આબેહુબ. ઉ૦ જોને સુમન ! નર્યો તારો ભાઇ. કા. પી.:–દાળ તો નર્યું પાણીજ પાણી.

**નલિકા**, સ્ત્રી૦ [ સં. ] નળી; ભુંગળી

**નલિકાયંત્ર**, ન૦ [ સં. ] નળી જેવું અથવા જેને નળી હોય એવું યંત્ર તે; દૂરબીન.

**નલિની**, સ્ત્રી૦ કાળાં કમળની વેલ.

**નવ**, વિ૦ [ સં. ] નવું; નવીન; તરતનું; તાજું:–નવવધુ, નવપલ્લવ. (૨) આઠ ને એક–દસમાં એકકમ તે. (૩) અ૦ નહિ; નકાર બતાવે છે. કહે૦ નવગજની જીભ= બહુ બોલવાપણું. નવમું સાડીતેર ન વેતરતો=વધારે ના વેતરતો; કંઇ એરલાભ થાય એવું ના કરતો.

**નવખંડ**, પું૦ [ સં. ] જેટલી પૃથ્વી છે તેટલી બધીએ; તમામ પૃથ્વી; જુદા જુદા તમામ દેશ. ઉ. નવેખંડમાં નામના.

**નવઘરૂં**, ન૦ નવગ્રહના હીરા જેમાં જડેલા હોય તેવો દાગીનો. (૨) માથે બાંધવાનું જરિયાનનું મહોળિયું

**નવચંડી**, સ્ત્રી૦ [ સં. ] નવદુર્ગાની સ્તુતિ, પૂજન અને હોમ વગેરે કરવાં તે; નવચંડી પાઠ અને હોમ હવન વગેરે તે. (૨) નવ દુર્ગાઓ તે. ૧ શૈલપુત્રી, ૨ બ્રહ્મચારિણી, ૩ ચંદ્રઘંટા, ૪ કુષ્માંડા, ૫ સ્કંધમાતા, ૬ કાત્યાયની, ૭ મહાગૌરી, ૮ કાલરાત્રિ અને ૯ સિદ્ધિદા.

**નવજોત**, સ્ત્રી૦ જરથોસ્તી બાળકને સદરો કસ્તી પહેરાવવાનો સંસ્કાર તે.

**નવજોબન**, ન૦ નવી–આવતી ને આવેલી જુવાની તે; નવયૌવન.

**નવજોબના**, સ્ત્રી૦ નવયૌવના; જોબનવંતી.

**નવટાંક**, વિ૦ પાશેરનું અરધું; નવટંક–પૈસાભાર તે, પાંચ રૂપિયાભાર વજન–જેટલું; શેરના આઠમા ભાગનું.

**નવટાંકિયું**, ન૦ નવ પૈસાભાર–કે પાંચ રૂપિયાભાર જેટલું પ્રવાહીમાપનું પાત્ર, અથવા તોળાય એવું માપિયું–કાટલું વગેરે તે.

**નવટાંકી**, સ્ત્રી૦ નવટાંકભારનું માપિયું અથવા કાટલું તે; અદપાશેરી

**નવડો**, પું૦ નવ એ સંખ્યાનો આંકડો; ૯; નવનો આંક–ચિહ્ન

**નવતર**, વિ૦ નવું; તરતનું આવેલું હોય એવું; નવીન. (૨) અજાણ્યું; હમેશનું નહિ એવું:–પોળમાં નવતર કુતરૂં આવ્યું કે તરત પોળનાં બધાં કુતરાં તેની ઉપર તૂટી પડવાનાં.

**નવધા**, અ૦ [ સં. ] નવ પ્રકારનું; નવ રીતે; જુદી જુદી નવ રીત–પ્રકાર હોય એમ. :–નવધાભક્તિ.

**નવધાભક્તિ**, સ્ત્રી૦ [ સં. ] નવ પ્રકારની ભક્તિ તે.

**નવનવું**, વિ૦ નવું નવું; નવીન.

**નવનિધ,** અ૦ જે જોઇએ તે હોય એમ; સર્વે પ્રકારના નિધિ–ભંડાર ભરેલા હોય તેમ; નવેનિધ ( નિધિ ) હોવા તે–અર્થાત્ બધી રીતે સુખ સગવડ અને જોઇતું કરતું હોવું તે. નવેનિધ ને અષ્ટમાસીધ.

**નવનીત,** ન૦ [ સં. ] માખણ

**નવનેજા,** પું૦ ઘણી મુશ્કેલી પડવી તે; બહુ પરિશ્રમ પડવો તે.:–એ પક્ષવાળાઓને એકઠા કરતાં નવનેજા પડશે.

**નવપલ્લવ,** પું૦ નવાં પાનનો ઝુમખો તે; કિસલય; કુંપળ; નવાં પાનવાળી ડાળી. ઉ૦ નવપલ્લવયુક્ત દિસે તરુઓ, મધુરે સ્વર ગાન કરે વિહગો.

**નવમલ્લિકા,** સ્ત્રી૦ [સં] એક ઘટાદાર પાંદડાંવાળી વેલ. વસંત ઋતુમા ખીલતી વેલ.

**નવમી,** સ્ત્રી૦ [ સં ] પખવાડિયાનો નવમો દિવસ તે; નોમ.

**નવયૌવન,** ન૦ [ સં ] નવી જુવાની તે; જોબન.

**નવયૌવના,** સ્ત્રી૦ નવજોબનવતી; તારુણી.

**નવરત્ન,** ન૦ [ સં. ] નવ જાતના–રંગના જે કિમતી પત્થર તે. ૧ હીરા, ૨ માણેક, ૩ મોતી, ૪ પાનું, ૫ પોખરાજ, ૬ ગોમેદ, ૭ લસણિયો, ૮ પરવાળું અને ૯ નીલમ.

**નવરસ,** પું૦ [ સં ] શૃગાર, હાસ્ય, કરુણા, રૌદ્ર, વીર, ભયાનક બીભત્સ, અદ્‌ભુત અને શાંત, એ નવ રસ કાવ્યશાસ્ત્ર મા કહ્યા છે.

**નવરંગ,** વિ૦ નવા રંગનું; સુંદર; સુશોભિત. (૨) લલિત; મોહક.

**નવરંગી,** સ્ત્રી૦ નવા રંગવાળી એવી તે; ગુલાબી, છેલછબીલી; જોબન અને લટકાવાળી.

**નવરાત,** સ્ત્રી૦ [ સં. નવરાત્રી ] ચૈત્ર અને આસો મહીનાના શુકલ પક્ષની પહેલી નવ તિથિઓ તે. આ તિથિઓમાં દુર્ગાપૂજન અને ગાનતાન કરવામાં આવે છે.

**નવરાત્રી,** સ્ત્રી૦ નવરાત. ઉ૦ નવા નવરાત્રીના દહાડારે, શરદતણી સુખ રાતલડી.

**નવરાવવું,** ક્રિ૦ સ૦ સ્નાન કરાવવું; નહાય તેમ કરવું. (૨) ઠગવું; છેતરવું.

**નવરાશ,** સ્ત્રી૦ કામ ન હોય એવી વેળા તે; કામ નહિ તે; અવકાશ; ફુરસદ; પરવાર.

**નવરૂં,** [ સં. ન+વૃ ] નહિ વરાયેલું; નહિ કામે લાગેલું એવું; કામ ધંધો જેને હોય નહિ એવું તે; જે કંઇક કરવું ન હોય–બેસી રહ્યું હોય તે. કહે૦ નવરો બેઠો નખોદ વાળે=જેને કામ ધંધો ન હોય તે ખોટાં કામ કરે. ખોટાં કામ કર્યા કરવાં તે–નવરાની નિશાની. નવરો હજામ પાટલા મુડે=કામ વગરનું માણસ જે તે કંઇ ખોટું કામ કર્યા કરે. નવરો વાણિયો કાટલાં સાંખે=ઉદ્યોગી માણસને કામ ન હોય તો પણ કામ કાઢે–અર્થાત્ ઉદ્યોગી વાણિયો કંઇ કામ ન હોય તો કાટલાંને સાંખી જુએ કે જેથી આપવામાં અને લેવામાં પોતાના લાભમાં કયું કાટલું વાપરવું, તે સમજાય. કહે૦ નવરા રે તું કામ કર, ખાટલો ઉકેલીને વહાણુ ભર.

**નવરો,** પું૦ વર; પતિ. મરાઠીમાં.

**નવરોજ,** પું૦ [ फा. ] વસંતઋતુમાં પડતો એક સરખા માનનાં રાત્રિ દિવસવાળો દિવસ; વસંતનો તે દિવસ કે જે દિવસે, દિવસ અને રાત્રી સરખાં હોય છે., પારસીઓ આગળ દિવસથી વરસ બદલતા હતા. એક જરથોસ્તી તહેવાર.

**નવલ,** વિ૦ નવું. નવલશા હીરજી=શેઠાઇનું ડોળ કરનાર; જાણે મોટો ધનાઢ્ય; પૈસે ટકે ભરપૂર હોય એવો; ધોતાળ.

**નવલકથા,** સ્ત્રી૦ કલ્પિત વાર્તા; કાદમ્બરી; નવી તાર્કિક સાંસારી કથા તે.

**નવલખ,** વિ૦ નવ લાખ તે; નવલાખ જેનું

મૂલ થાય–હોય એવું:-નવલખી હવેલી=નવલાખની હવેલી=જેલ; કેદખાનું. ઉ૦ નવલખ તારા–મારા ગુંજામાં ઘાલે

**નવલખું**, વિ૦ નવ લાખની પુંજીવાળું.

**નવલું**, વિ૦ નવું. ઉ૦ પ્રીતલડી પ્રાણેશ્વરીની તોડી, નટવર નવલી કોની સંગે, જોડી, પ્રીતલડી.

**નવલોહિયું**, વિ૦ નવા લોહીનું; જુવાન–જાજરમાન–ઉગ્ર સ્વભાવનું; જુવાન. ઉગ્ર–ઉછળતા લોહીનું–જેને બહુ સારાસાર વિચાર થાય નહિ એવું; ઉદ્ધત.

**નવસર**, વિ૦ નવસેરહું; જેને નવ સેરો હોય એવું. ઉ૦ તૂટ્યો મારો નવસર હાર જો.

**નવસાર**, પુ૦ નવસાગર; ધાતુઓ ગાળવાનો એક ખાર.

**નવસો**, પું૦ વરરાજા. ભરૂચ જિલ્લામાં બોલાય છે. (૨) વિ૦ નવ વાર ૧૦૦ની સંખ્યા તે; હજારમાં સો કમ તે; ૯૦૦. નવસો નવાણું નદીઓ–નાડીઓ.

**નવસ્તું**, વિ૦ વસ્ત્ર વગરનું; નાગું; શરીરપર કપડું એ ન હોય એવું.

**નવાઇ**, સ્ત્રી૦ નવું લાગે–વિસ્મય ઉપજાવે એવું જે તે; આશ્ચર્ય ઉપજાવે એવું તે. (૨) રોજ જોવામાં ન આવે તેવી નવી બાબત કે બીના તે; અચરત. (૩) નવું એવું જે તે.

**નવાજવું**, ક્રિ૦ સ૦ વધાવવું; બક્ષીસ આપવી; પદવી આપવી; દાનાદિક આપવાની મહેરબાની કરવી, કૃપા બતાવવી.

**નવાજસ**, સ્ત્રી૦ [ फा. नवाजिस ] પ્રસન્નતા; બેટમોગાત, બક્ષીસ.

**નવાજુની**, સ્ત્રી૦ નવી અથવા જુની એવી વાતચીત વગેરે તે; તાજી ખબર; નવા સમાચાર; નવું કે જુનું જે કંઈ જાણવા જેવું હોય તે:–તમારા ગામની કંઇ નવા જુની હોય તો કહો !

**નવાણ**, ન૦ કુવા, વાવ, તળાવ વગેરે જળાશયો તે; પ્રવાસીના ઉપયોગ માટે ધર્મવૃત્તિથી બંધાવેલાં સાર્વજનિક જળાશય. ઉ૦ નવાં નવાણ કરાવિયાં પંડિત સભા ભરાય. *નિર્જળ ગામ નવાણ કરાવો; વાવ્ય કુવા નદી તીર તળાવો.* ક. દ. ડા.

**નવાણું**, વિ૦ સોમાં એક કમ: ૯૯. કહેવત નવાણું ઓસડ સોમું નહિ. નવાણું ટકા બાદ=તદન ખોટું. નવાણુંનો ધક્કો=સંગ્રહ કરવાની લાલચ–લોભ લાગવો તે.

**નવાબ**, પું૦ [ अ ] નાના રાજ્યનો મુસલમાન હાકેમ; મોટા પાદશાહ તરફથી રાજ્યના કોઇ વિભાગ ઉપર અમલ કરનારો, સુબો. (૨) એક ઈલિકાબ.

**નવાબી**, સ્ત્રી૦ નવાબના હોદ્દાનું જે કામકાજ અને અમલ બજવણી તે; નવાબનો દરજ્જો; નવાબ સંબંધી:–નવાબી કારભાર ચાલે છે. (૩) આપખુદી. અહિં તમારી નવાબી નહિ ચાલે.

**નવાર**, પું૦ [ स. नीवार ] અણખેડ જમીનમાં એની મેળે થતું એક અન્ન અનાજ–ડાંગેર; સામાના જેવી પણ તેથી સારી એની મેળે થયેલી શાલિ–નીવાર.

**નવારસ**, વિ૦ વારસ વગરનું; નવારસું; નધણિયાતું; જેનો વારસ ન હોય તેવું.

**નવારસું**, વિ૦ જેનો કોઈ વારસ ધણી ન હોય તેવું; ન ધણિયાતું.

**નવાલો**, પુ૦ કોળિયો; કવલ.

**નવાંકુર**, પુ૦ નવો અંકુર તે, કણગો–પ્રરોહ તે

**નવાંધું**, (વિ૦) વાંધા વગરનું; ખુલ્લું; સ્પષ્ટ, તદન; નિષ્કુલ: નવાંધું. જુદું કરી નાંખો.

**નવીજુની**, વિ૦ નવી અથવા જુની બાબતો જેવી (બાબત તે); નવું કે જુનું.

**નવીન**, વિ૦ નવું; નૂતન.

**નવીસંદા**, પું૦ [ फा. नविस्तन ] નવી નવી કલ્પનાઓથી લખનારો; લેખક. (૨) લહિયો; કારકુન.

**નવું**, વિ૦ થોડા વખત ઉપર બનેલું; જેની જાણ થયાને થોડો કાળ થયો હોય તેવું; તરતનું; તાજું. (૨) ફેરફારથી બદલાયેલું; ફરી ગયેલું. (૩) રોજ જોવામાં આવતું ન હોય તેવું; નવીન. (૪) તાજું; લીલું. (૫) શરૂ થતું; આરંભાતું; બદલાતું. રૂ૦ પ્ર૦ નવે જન્મ આવવું=મરી જવું. નવો રાજા નવી પ્રજા=એકડે એકથી માંડવું. નવો નિશાળિયો નવ દહાડા=નવો નવો ઉત્સાહ ને પછી કંઇ નહિ એમ. નવો જોશી ને જુનો વૈદ=જોશી તાજા જ્ઞાનવાળો અને વૈદ અનુભવી જ્ઞાનવાળો હોય તે સારો, એવા અર્થમાં.

**નવુંજાનું**, વિ૦ નહિ જાણેલું; તરતનું અને આગલું બેઉ; નહિ જણાયેલું નવું તેમજ જાનું તે. (૨) હળીમળી ગયેલું; નવું પણ જાણવામાં આવ્યાથી જુના જેવું તે:–ભાઇ આવ્યા અને નવાજુનાએ થઇ ગયા=ભાના જેવા જાણવામાં આવી ગયા –નવાઇ રૂપ ન રહ્યા એમ. (૩) આફત લડાઇ કે મરણ જેવો બનાવ બનવાથી ફેરવાઇ ગયેલું હોય એવું:–રેલ અને આગથી સુરત તો ઘણીએ વાર નવુંજાનું થઇ ગયું.

**નવુંનક્કોર**, અ૦ (વિ.)જરાએ જાનું થવા પામેલું નહિ એમ; નહિ સુંથાયેલું–જેવું ને તેવું જ રહેલું હોય એમ; તદન નવું.

**નવુંસવું**, વિ૦ તરતનું; તાજું; નવુંજ હોય–અપરિચિત હોય એવું:–એ તો નવોસવો માણસ-વિદ્યાર્થી છે; નવોસવો શહેરમાં ગયેલો તે ભૂલો પડયો.

**નવેણ**, સ્ત્રી૦ નહ્વેણુરસોડું; નહાયા ધોયા વગર જેમાં–જવાય કે અડકાય નહિ એવી જગા. (૨) કોઇને અડકાય નહિ એવી જમતા પહેલાંની પવિત્ર હાલત; જમવા જમાડવાની શુદ્ધ સ્થિતિમાં હોવું તે. (૩) રાંધણીની ધુણીવાળી ભિંતો વગેરે ધોળવી તે. જમીન લિંપવી તે, અભોટ અને ભિંત ધોળવી તે નવેણ. ક્રિ૦ પ્ર૦ નવેણ ધોળવી=રસોડાની અથવા જ્યાં રસાઇ કરાખેલી હોય ત્યાંની ભિંત વગેરે ધોળીને સાફ કરવી.:–બ્રાહ્મણો ગેડથી રોજ નવેણ ધોળે છે.

**નવેણિયું**, વિ૦ નવેણમાં રહેલું હોય એવું; રસોઇ અને રસોડામાંનું–પવિત્ર એવું.(૨) ચોખ્ખું; સ્વચ્છ; શુચિ. (૩) ન૦ રસોડામાં પહેરવાનું કપડું. નવેણિયો=રસોઇયો; નવેણમાં–રહેલો માણસ તે.

**નવેનામે**, અ૦ ફરી ફરીને; પહેલાં વાત કરેલી હોય તેમ; જાણે સામો માણસ જાણતોજ ન હોય તેમ.

**નવેલી**, સ્ત્રી૦ નવોઢા; નવી પરણેલી સ્ત્રી. ઉ૦ સ્વેદ સલિલથી નહાઇ નવેલી, હાંફતી નાચતી નટવર ઘેલી. ગી. ગો

**નવેલો**, પું૦ નહિયું.

**નવેસરથી**, અ૦ ફરીથી શરૂ કરીને; નવું મંડાણ માંડીને; પહેલેથી; ધડમૂળથી; ફરીને.

**નવેળી**, સ્ત્રી૦ ઘર પાછળની નાની સાંકડી ગલી; છિંડી; ખંચાળી. (૨) પાણી જવાનું બાખું–નીક.

**નવેળું**, ન૦ બે ઘર વચ્ચેની સાંકડી ગલી–જગા.

**નવોઢા**, સ્ત્રી૦ [ सं. ] તરતની પરણેલી વધૂ–સ્ત્રી; નવવધૂ. (૨) એ નામની નાયિકા.

**નવ્યાશી**, વિ૦ નેવ્યાશી, નેઉમાં એક કમ; એંશી ને નવ; ૮૯.

**નવ્વાણું,** વિ૦ સોમાં એક કમ; ૯૯.

**નવ્વો,** પું૦ તે પાસો અથવા પત્તું કે જેની ઉપર નવ ટપકાં કે નવનો આંક પાડેલો હોય તે. (૨) સૈકામાંનો નવમો સંવત્સર.

**નષા,** નેસ.

**નષ્ટ,** વિ૦ [ સં. ] નાશ પામેલું; ખરાબ થઇ ગયેલું; પાયમાલ. (૨) નઠારૂં, ખરાબ; હીણું.

**નશીકવું,** ક્રિ૦ લિંટ કાઢવા નાક સીટકારવું; નાકમાંથી વાયુનું જોર દઇને લિંટ કાઢવું. નસીકવું-નાક નશીકવું. (૨) કાઢીને નાખી દેવું.

**નશીબ,** જુ૦ નસીબ.

**નસ,** સ્ત્રી૦ [ અ ] રગ; શિરા; નાની ને ઝીણી નાડ. (૨) પાન અને ફળ વગેરેનો પાતળો રેસો-તંતુ તે. ક્રિ૦ પ્ર૦ નસ પકડવી=મૂળ કારણ શોધી કાઢવું; મન ફાવે તેવી રીતે મૂળ સ્થળેથી પકડવું. રૂ૦ પ્ર૦ નસેનસ જુદું=તદ્દન અસલ; રૂંવેરૂંવે જુદું. નસેનસ વ્યાપી જવું=સર્વાંગે વ્યાપ્ત થઇ જવું; પૂર્ણ ચઢી જવું (ઝેર વગેરે.)

**નસકોરી,** સ્ત્રી૦ નાકમાંનો નાજુક ચામડીનો પડદો, નસકોરામાંની કુમળી ચામડી. નસકોરી ફૂટવી=નાક ઉપર આઘાત થવાથી અથવા અત્યંત ગરમીથી નાકમાંથી લોહી પડવું રૂ૦ પ્ર૦ નસકોરીએ ફૂટશે નહિ=કંઇ પણ હાનિ-શરીરને-પહોંચશે નહિ '-તમે ફિકર કરશો મા અમે એની નસકોરીએ ફૂટવા દઇશું નહિ

**નસકોરૂં,** ન૦ નાક, નાસિકા. (૨) નાકનાં બે કાણાંમાંનું એક તે. રૂ૦ પ્ર૦ નસકોરાં ફૂલવાં=ગર્વ આવવો, અભિમાન ચઢવું નસકોરામાં ઉંદર ચાલવા જવાં=અભિમાનમાં આવીને લેખવવું નહિ, મોટાઇ ધારણ કરવી

**નસલ,** સ્ત્રી૦ [ ફા. નસ્લ ] જડ, મૂળ, જમીનમાં રહેલો મૂળાંકુર. (૨) વંશ, ગોત્ર, કુળ. (૩) પગલું, નિશાની, પત્તો. ક્રિ૦ પ્ર૦ નસલ કાઢવી=મૂળ ખેંચી નાખવું

**નસવાન,** વિ૦ નિર્બળ, અશક્ત, કમજોર.

**નસંતાન,** ન૦ સંતાન-છોકરાંનો અભાવ તે; નિર્વંશ જવો તે, કુળનું નિકંદન જવું તે, ઘર બેસવું તે.

**નસાડવું,** ક્રિ૦ સ૦ નાસી જાય તેમ કરવું; ભગાડવું; હાંકી કાઢવું. રૂ૦ પ્ર૦ નસાડી મૂકવું=નાસી જાય તેમ કરવું. નસાડી જવું=કાઢીને લઇ જવું-બીજાના કબજામાંથી ભગાડી જવું. સ્ત્રી-બાળક વગેરેને. (૨) હરાવવું, પરાજય કરી નાસે તેમ કરવું; નહિ ઉભું રહેવા દેવું.

**નસિયત,** સ્ત્રી૦ [ અ ] શિક્ષા, સજા (૧) શિખામણ; બોધ. ક્રિ૦ પ્ર૦ નસિયત મળવી=શીખ મળવી, ખો ભૂલી જવાય તેમ થવું; સજા થવી. નસિયત લાગવી=બોધ મળવો, શિખામણ આપવી.

**નસિયું,** વિ૦ આગ્રહી, હઠીલું; પકડયું હોય તે કદાપિએ મૂકે નહિ એવું, આગ્રહી. રૂ૦ પ્ર૦ એક નસિયું=જે પકડયું હોય તે મુશ્કેલીઓ ને દુખ વેઠવા છતાં પણ મૂકે નહિ એવું.

**નસીબ,** ન૦ [ અ ] ભાગ્ય, કર્મ, કિસ્મત કહે૦ નસીબ બે ડગલાં આગળનું આગળ=જ્યાં જઇએ ત્યાં ભાગ્ય તો છેજ, ભાગ્ય વગર મળતું નથી. નસીબનો આગળો=નસીબનો વાંકો-અભાગી

**નસીબદાર,** વિ૦ ભાગ્યશાળી (૨) પૈસાદાર :-નસીબદાર લોક અહિં રહે છે

**નસીબો,** પું૦ નસીબ, ભાગ્ય. ( ) નસીબમાં માડો પ્રસંગ-વખત કાળ તે '-શું કરીએ નસીબો પાધરો નહિ.

**નસેસલો,** પું૦ ખાવિંદો, મડદું ઉપાડી જવાનું કામ કરનારો. પારસીમાં

**નસો,** પું૦ બદ્ધો

**નસોતર**, ન૦ એક ઓષધિ. આ વનસ્પતિનો ગુણ મારક છે અને તે જુલાબ આપવાની દવા તરીકે વપરાય છે.

**નસ્તર**, ન૦ [ फा. ] દુઃખ દરદ ઉપર વાઢકાપ કરવાનું તીણું હથિયાર. જુદી જુદી જાતનાં વાઢકાપનાં કામ માટે જુદા જુદા આકારનાં નસ્તર હોય છે. ક્રિ૦ પ્ર૦ નસ્તર મૂકવું=દવાથી ન મટે એવા દરદનો વિકાર દૂર કરવાને કાપવું.

**નહર**, જુ૦ નહેર.

**નહાણ**, ન૦ નહાવું તે; સ્નાન. (૨) નહાવાનું તે; આશૌચ. (૩) સ્ત્રીએ રજસ્વલા થવું તે.

**નહાનપણ**, ન૦ બચપણ; બાલ્ય.

**નહાનું**, જુ૦ નાનું.

**નહાર**, ન૦ નાહર; વરૂ.

**નહાવણ**, ન૦ સ્નાન; નહાવું તે. (૨) સ્ત્રીએ રજસ્વલા થવું તે.

**નહાવણિયું**, ન૦ જેની ઉપર બેસીને સ્નાન કરાતું હોય તે લાકડાનો વેઢો–પાટલો.

**નહાવું**, ક્રિ૦ અ૦ નાવું; સ્નાન કરવું; પાણીથી શરીર ધોવું–સાફ કરવું, આશૌચ ઉતારવું; અંગોળ કરવું રૂ૦ પ્ર૦ નહાઇ ધોઈ ઉઠવું=સ્ત્રીએ સુવાવડમાંથી સાજાં તાજાં થઇ ઉઠવું. નહાઈ ધોઇને બેસવું=ધન–માલમિલકત ઉડાવી દઇ કોરડા થઇ બેસવું; કુટુંબ પરિવારના મરી જવાથી એકલા ડોળ થઇ રહેવું; આશા તૃષ્ણા છોડી દેવી; પરવારી જવું. નહાઇ નાંખવું=આશા છોડી દેવી; પાછું મળવાની આશા નહિ રાખવી. નહાતીધોતી=માથે આવેલી; જેને અટકાવ આવતો જતો થયો હોય એવી સ્ત્રી. ઉ૦ નહાતીધોતી થઇ વહુવારૂ, પિઉ પરદેશ તે નહિ સારૂં. ક્રિ૦ પ્ર૦ નહાવું નિચોવવું=ખટરાગમાં ઉતરવું; નહાવું અને પછી પલાળેલું કપડું નિચોવી લેવું વગેરે તે; પરિશ્રમ લેવો. વક્રોક્તિમાં લાગતું વળગતું નથી, એવા અર્થમાં વપરાય છેઃ–એમાં મારે શું નહાવું નિચોવવું છે! અર્થાત્ મને શો સંબંધ છે? (ખોવું, ગેરલાભ હોવો–) મને તેમાં શો ગેરલાભ કે ખાધ ખોટ છે?

**નહિ**, અ૦ [ स. ] ન, ના, નિષેધાર્થે વપરાય છે.:–નહિ કરવું=ન કરવું. નહિ જવું=ના જવું. રૂ૦ પ્ર૦ નહિ જેવું=પાયમાલ થયેલું; જાણે હોયજ નહિ એવું. કહે૦ નહિ મામા કરતાં કાણો મામો શો ખોટો!

**નહિતર**, અ૦ નહિ તો; અથવા તો. સરતને અર્થે વપરાય છેઃ–આઠ લગી રાહ જોઇશ નહિતર જાઇશ.

**નહિયું**, ન૦ નખનું મૂળ; નખ આગળની ચામડી. (૨) નેયું; દુધી.

**નહી**, જુ૦ નહિ.

**નહૂષ**, પું૦ એક પુરાણ પ્રસિદ્ધ રાજા; યયાતિનો પિતા.

**નહેર**, સ્ત્રી૦ [ अ. नहर ] સરોવર અથવા મોટી નદીમાંથી કાઢેલો પાણીનો ફાંટો; કાંસ.

**નહેરિયું**, ન૦ નાની નહેર; નહેળિયું.

**નહોર**, પું૦ પંજાના નખ; મોટા અણીવાળા નખ તે. (૨) નખના ઉઝરડા તે.

**નહોરિયું**, ન૦ નહોરનો ઉઝરડો તે.

**નળ**, ન૦ પાણી લાવવા તથા કાઢવાને બનાવેલી નળી–ખાળ જેવી અથવા નીક જેવી બનાવટ. (૨) ધાતુ વગેરેની પાણી લાવવા કાઢવા બનાવેલી ગોળ નળી. (૩) પેટમાંનું અંદરથી પોલું આંતરડું:–નવબંધ વાયુ. નળ ભરાઇ જવા.

**નળવાઈજવું**, ક્રિ૦ અ૦ શરીરે છેકજ અશક્ત થઇજવું.

**નળાકાર**, વિ૦ ગોળ નળના આકારનું; ગોળ ને પોલું એવું તે.

**નળિકા,** સ્ત્રી૦ નળી.

**નળિયું,** ન૦ નળા જેવો માટીનો અર્ધગોળ પકવેલો ઘાટ; નેવું; નાળ. (૨) નાસી પાસીનો ફટકો :–એના કપાળમાં નળિયું.

**નળી,** સ્ત્રી૦ [ सं. नलिका ] પાતળી ગોળ ને અંદરથી પોલી સળી કે લાકડી જેવી બનાવટ તે; ભુંગળી. (૨) ચાડું.

**નળો,** પું૦ ઘુંટણ અને પગની પાટલી વચ્ચેનો નળ જેવો દંડાકાર પગનો ભાગ તે. (૨) પેડુથી છાતી લગીનો જે ભાગ તે. (૩) મોટી પનાલી–નળી તે.

**નળોકડી,** સ્ત્રી૦ સાંકડી વાટ, નાળ; ગલી; નવેળી.

**નંકાવું,** ક્રિ૦ અ૦ કાચનું ભાગવું; ફૂટીજવું; નંદાવું.

**નંખાવું,** ક્રિ૦ અ૦ નાંખી શકાવું; દુર્બળ થઇ જવું. (૨) ઉલટી થવી.

**નંગ,** ન૦ પડેલ પાડેલો હીરાનો કકડો; હીરાકણી. (૨) ચીજ; દાગીનો; એકએક વસ્તુ વિશેષ તે. (૩) વિદ્યાકળાથી શોભતો માણસ.

**નંદ,** પુ૦ વાણિયો. –નંદના ફંદ ગોવિંદ જાણે. (૨) આનંદ. (૩) મગધનો એક મોટો રાજા.

**નંદન,** પુ૦ [ सं. ] પુત્ર; દીકરો. (૨) ઇન્દ્રનો બાગ

**નંદવવું,** ક્રિ૦ સ૦ નંદવાય તેમ કરવું; ભાગવું; ખંડિતકરવું, કકડો કરવો.

**નંદવાવું,** ક્રિ૦ અ૦ ખંડિતથવું, કકડા થવા.

**નંદવું,** ક્રિ૦ સ૦ ભાગવું; કકડા કરવા. (૨) નિંદવું

**નંદા,** સ્ત્રી૦ [ सं. ] આનંદ; મઝા. (૨) નણંદ.

**નંદિની,** સ્ત્રી૦ [ सं. ] પુત્રી; છોકરી. ઉ૦ નૃપનંદિની તુજ પત્ર લઇને ઘેર જઇ ભોજન કરી, રૂડી ચંદ્રિકાની રાત્રીમાં પથે પળ્યો હું સુંદરી.

**નંદી,** પું૦ [ सं. ] શિવનો પોઠિયો; આખલો.

**નંબર,** પુ૦ [ अ ] આંક; આંકડો; અમુક સંખ્યાનો આંક તે.

**ના,** અ. પૂછેલા સવાલનો નકાર તે. નિષેધ કરવાનો, તેમજ અપ્રમાણના, અશક્તિ અને ગેરહાજરી વગેરે બતાવવાના અર્થમાં વપરાય છે; નકાર; હાનું ઉલટું તે ના. (૨) અભાવ–નકારદર્શક પ્રત્યય તરીકે પણ બીજા શબ્દની આગળ જોડાય છે. :–નાખુશી, નામરજી, વગેરે.

**નાઈ,** પુ૦ હજામ ગાયજો.

**નાઇકા,** સ્ત્રી૦ નાયિકા

**નાઈડી,** સ્ત્રી૦ પૈડાની ધરી. (૨) ધુસરૂ બાંધવાનો ચામડાનો દોર. ( નાભી )

**નાઈબ,** જુ૦ નાયબ.

**નાઈલાજ,** વિ૦ [ फा. ] જેનો ઇલાજ ન હોય તેવું; નિરુપાય.

**નાઉમેદ,** વિ૦ [ फा. ] નિરાશ; નાસીપાસ; આશાભંગ

**નાઉમેદી,** સ્ત્રી૦ નાસીપાસી; નિરાશા.

**નાએક,** જુ૦ નાયક.

**નાક,** ન૦ [ सं. नासिका ] મોં–ચહેરા ઉપરતુ એ આંખો અને મોં વચ્ચેનું ઉંચું બે કાણાંવાળું ટીચકું; નાસિકા; શ્વાસ લેવાનો ચહેરા પરનો ઉંચો અને કાંણાવાળો અવયવ; ઘ્રાણેંદ્રિય; સુંઘવાની ઇંદ્રિય. (૨) શોભન ચિહ્ન; જેનાવડે આસપાસનું ગૌરવ હોય તે વસ્તુ, વિચાર; માણસ વગેરે તે. (૩) સ્વર્ગ (૪) આબરૂ; માન; ટેક; શોભા. ક્રિ૦ પ્ર૦ નાક જવું=નોખ–ટેકની–શોભાની બાબત જવી તે. નાક કપાવું=શોભા–આબરૂ જવી. નાક ઘસવું=પસ્તાવો બનાવવો. નાક નીચું થવું=આબરૂ જવી. નાક ઉંચું રહેવું=ટેક–આબરૂ રહેવા. નાક લેવું=હળવું–નીચું પાડવું; ભ્રષ્ટ કરવું; ઇજ્જત લઇલેવી. રૂ૦ પ્ર૦ ગામનું

નાક=ગામમાં સૌથી વધારે ગૌરવવાન, જેનાવડે સૌ શોભતું હોય એવું તે. નાક લઇને જવું=શી શોભા-સારાપણાને લઇને જવું, શરમ આવવી. :-એની પાસે તે શું નાક લઇને જાય? નાકની દાંડી સામુ જવું=સીધેસીધું જવું. નાકપર માખ પણ નહિ બેસવા દેવી=જરા પણ લાંછન જેવી વાત સહન નહિ કરવી. એના નાકમાં ગધ માતી નથી=બહુ અભિમાન હોવું. નાકમાં તીર ઘાલવું=નાથવું; બળજોરીથી વશ કરવું. નાકાલીટી તાણવી=ત્રાસ ત્રાસ પોકારવવી. કહે૦ નાક નીચું અને પેટ ઉચું; નાક કટ્ટા તો કટ્ટા પણ ઘી તો ચટ્ટા નાકની વાટે દાણો ન ગળાય

**નાકકટું,** વિ૦ જેનું નાક કપાઇ ગયેલું હોય એવું. (૨) નિલર્જ્જ; બેશરમ.

**નાકબુલ,** વિ૦ [ फा. ] નામંજુર; કબુલાતમાંથી ફરી ગયુ હોય તેવું; અમાન્ય.

**નાકારો,** પું૦ નકાર; નિષેધ તે.

**નાકાલીટી,** સ્રી૦ ત્રાસી કંટાળીને શરણે જઇ પગે લાગવું તે; જમીને નાક ઘસાય તેમ નમીને માફ માગવી તે; તોબા તોબા તે. ક્રિ૦ પ્ર૦ નાકાલીટી તાણવી=ત્રાસ ત્રાસ થઇ જવું; કાયર-દુઃખી-હેરાન થઇ જવુ તે નાકાલીટી ખેંચાવવી=ત્રાસ ત્રાસ કરવું, તોબા-પોકરાવવું; ખૂબ જુલમ વાપરી હેરાન હેરાન કરીનાંખવું.

**નાકાં,** ન૦ ડાંગેર વગેરે અનાજના કણનાં અણિયાના કકડા તે; કણનાં અણિયા જે ખાંડતાં ખરી પડેલાં હોય તેનો ભુકો. :- નાકાં ને કુશકું.

**નાકું,** ન૦ ઘણા રસ્તા જ્યાં મળતા હોય તે-અથવા એકાદ રસ્તાનો છેલ્લો ભાગ તે, જ્યાંથી ઘણે સ્થળે જવાતું હોય તેસ્થાન; બાર; દરવાજો. ( ૨ ) ગલીનો-માર્ગનો અંત ભાગ, છેડો, હદ તે ( ૩ ) કાણું; બાખું; પોલ; વેહ. :-સોયનું નાકું. ( ૪ ) જકાત લેવાનું ઠેકાણું; થાણું; ચોકી.

**નાકેદાર,** પું૦ નાકા ઉપર રહીને જકાત લેવા -ઉઘરાવવાનું કામ કરનારો તે; થાણેદાર.

**નાકેદારી,** સ્રી૦ નાકેદારનું કામ તે; થાણદારપણું; નાકું સાચવવાનું કામ તે.

**નાકેબંધી,** સ્રી૦ નાકાં બંધ કરવાં તે; નાકે નાકે ચોકી મૂકી દેવી તે.

**નાકેસ,** વિ૦ અધરૂ; અપૂર્ણ.

**નાકોરૂં,** ન૦ નાકું.

**નાકૌવત,** વિ૦ કૌવત ન હોય તેવું; અશક્ત; નિર્બળ.

**નાકૌવતી,** સ્રી૦ અશક્તિ; નબળાઇ.

**નાખવું,** ક્રિ૦ સ૦ નાંખવું; જોરથી દૂર ફેંકવું; ઉડાડવું; ઉશેટવું. (૨) નીચે-ભોંય ઉપર પડે તેમ કરવું. (૩) ઉમેરવું=ચોપડામાં પાનું નાખ્યું (૩) ભોંય પર પાથરવું; બિછાવવું. .-અહિં જાજમ નાખો. (૪) પેટમાથી પાછું કાઢવું; ઓકવું (૫) આરોપવું, પહેરાવવું. :-કોટમાં હાર નાંખ્યો. (૯) ઢંકાય તેમ કરવું. :-પડદો-બુરખો નાંખ્યો. (૬) ગમે તેમ ઉપર મૂકવું. :-હમણાં તે મેડીએ નાખ. (૬) સોંપવું; હવાલે કરવું :-(૭) ભરવું; લગાડવું; સંચારવું. :-તેલ નાંખવુ. (૮) નીરવું=ઘાસ નાખવું. આ કામ મારે માથે નાંખ્યું છે. બીજા ધાતુ અને ક્રિયાપદ સાથે જોડાતાં ક્રિયાની પૂર્ણતા બતાવે છે. કાપીનાખવું, મારીનાખવું, વગેરે. રૂ૦ પ્ર૦ નાખી મૂકવું=રઝળાવ્યા કરવું; પડી રહેવા દેવું. નાખ્યા ન પહોંચવા=પોતાનાં બળ અને શક્તિની બહાર હોવું; પ્રયત્ને નહિ પહોંચાય એવું હોવું તે. નાંખી નજરે પહોંચે નહિ એવું=બહુ વેગળું-વિચારમાં પણ જેની મર્યાદા જણાય નહિ એટલું બધું વેગળું. હાથ

નાંખવો=ઝુંટ મારવી. આબરૂ પર હાથ નાંખવો=ગેરવર્તણૂક ચલાવવી; લાજ લુંટવી. વચ્ચે પડવું. :-તેણે મારા કામમાં હાથ નાંખ્યો.

**નાખુદા,** પું૦ [ फा. ] વહાણ ચલાવનારો; ટંડેલ; સારંગ.

**નાખુશ,** વિ. [ फा. ] નહિ રાજી; દિલગીર.

**નાખુશી,** સ્ત્રી૦ નહિ ખુશી તે; નામરજી; અપ્રસન્નતા; કમન.

**નાગ,** પું૦ [ सं. ] સાપ; ભુજંગ. (૨) એક જાતના લોક; ઉપદેવ. એ પાતાળમાં રહેતા કહેવાય છે. (૩) હાથી. જેને ફેણ હોય એવો મોટો સાપ તે નાગ. ૨૦ પ્ર૦ કાળો નાગ=મહૂજ ઝેરી સાપ.

**નાગઈ,** સ્ત્રી૦ બેઅદબી; નિર્લજ્જપણું (૨) દાંડાઈ; લુચ્ચાઈ. (૩) વ્યવહાર વિરૂદ્ધ બોલવું ચાલવું અને વર્તવું વગેરે તે. નાગાઇ; નાગે.

**નાગકન્યા,** સ્ત્રી૦ [ सं. ] નાગની કુમારિકા તે. (૨) પાતળી સુંદર સ્ત્રી તે.

**નાગકેસર,** ન૦ [ सं. ] એક વનસ્પતિ-ઓષધિ; કબાબચીની.

**નાગડું,** વિ૦ નાગું. ( ૨ ) એકવડા શરીરનું; નાજુક; નિર્બળ.

**નાગડો,** પુ૦ નાગો-લુચ્ચો લફંગો તે. ( ૨ ) બાવો-સાધુ.

**નાગણ,** સ્ત્રી૦ નાગેણ; નાગની માદા તે; સાપણ. ઉ૦ હું કાળી નાગણ થઇ ડસુ ગણિકાને.' લીલાવતી. (૨) કોટમાં પહેરવાનું સોનાનું ગુંથેલું ઘરેણું. (૩) હાથણી.

**નાગણી,** સ્ત્રી૦ નાગણ.

**નાગદંતી,** સ્ત્રી૦ એક વનસ્પતિ-ઓષધિ. (૨) ઝાલર; ઝુલ; તોરણને આકારે પત્થર-ઇંટ વગેરેની કમાન જેવી આકૃતિ કાઢેલી હોય તે.

**નાગપાંચમ,** સ્ત્રી૦ નાગદેવતાની પૂજા કરવાનો શ્રાવણ વદિ પાંચમનો દિવસ તે. નર્મદાની પેલી તરફ સુદિ પાંચમ પળાય છે.

**નાગપાશ,** પું૦ [ सं. ] નાગના ગુંછળા જેવો ફાંસો તે. નાગ જેમ પોતાના શરીરના વિંટા પાડે છે તેમ ગોળાકારે વિંટ નખાય એવી કવાયત-વ્યૂહ વગેરેની રચના તે; શત્રુને છટકામાં લેવાની દોરી -ગાળા ગાંઠવાળી બનાવટ તે.

**નાગર,** વિ૦ [ सं. ] નગરવાસી; શહેરનો રહેનાર; ચતુર, સભ્ય, વિવેકી તે. ( ૨ ) વડનગરના રહેવાસી સુધરેલા સભ્ય બ્રાહ્મણોની એક નાત તે; તે નાતનો એક એક જન તે.

**નાગરણ,** સ્ત્રી૦ નાગર જાતિની સ્ત્રી.

**નાગરણું,** ન૦ નાંગરણું; લોટા-ગગરો વગેરે ઉંચવવાં ઠીક પડે તે માટે તેને મોઢે ગાળો કરીને બાંધેલી દોરી તે; ગાળો; ફાંસો. (૨) હળ અને ધુસરી બાંધવાનું દોરડું તે.

**નાગરતા,** સ્ત્રી૦ નાગરપણું; નાગર બ્રાહ્મણની જે રહેણીકરણી ચતુરાઇ વગેરે તે; નાગરિકતા. (૨) મુસદ્દીપણું; પ્રપંચાદિકની આવડ તે.

**નાગરપણું,** ન૦ નાગરતા.

**નાગરમોથ,** સ્ત્રી૦ એક વનસ્પતિના મૂળની ગાંઠો તે; એક ઓષધિ; મોથ.

**નાગરવેલ,** સ્ત્રી૦ એક જાતની હાથેળી જેવડાં મઝેનાં પાનની વેલ તે. આ વેલનાં પાન કાથો ચુનો લગાડી ખાવાના-મુખવાસના કામમાં આવે છે.

**નાગરવેલી,** સ્ત્રી૦ નાગરવેલ.

**નાગરસ,** પું૦ અમૃત; સુધા.

**નાગરિકતા,** સ્ત્રી૦ નાગરતા; નાગરપણું. (૨) સભ્યતા; વિવેક; ચતુરાઇ.

**નાગરી,** વિ૦ નાગરનું; નાગર સંબંધી. :-નાગરી રીતરિવાજ. (૨) સુંદર સારૂં; સુધરેલું. :-નાગરી લિપિ. :-દેવનાગરી અક્ષર.

(૩) સ્ત્રી૦ નાગરની સ્ત્રી; નાગરણ.

**નાગલાં,** ન૦ નાગનાં બચ્ચાં. (૨) નાનાં નાનાં સાપોલિયાં તે.

**નાગલી,** સ્ત્રી૦ ઝીણા ઝીણા લાલ દાણાનું એક અનાજ; બાવટો. દખ્ખણમાં નાગલીને ગુજરાતમાં બાવટો કહેવાય છે એના રોટલા પણ લાલ થાય છે.

**નાગલું,** ન૦ સાપોલિયું; નાગડું.

**નાગલોક,** પું૦ [સં] નાગ, નાગા, એવે નામે ઓળખાતી એક અસલી પ્રજા તે. (૨) સાપ વગેરે. (૩) નાગનો દેશ તે; પાતાળ.

**નાગળ,** ન૦ હળને ધુંસરી બાંધવાની રાશ તે (૨) લંગર. ઉ૦ રહેણી હૃદયમાં રાખોરે, નાગળ નિશ્ચયતણાં નાખોરે. ભોજો.

**નાગું,** વિ૦ [ સં नग्न ] કમ્મરે વસ્ત્ર ન હોય એવું; નગ્ન; ઉઘાડા શરીરનું. (૨) ઢાંકણ વગરનું; ઉઘાડું; ખુલ્લું. :–નાગી તરવાર. (૩) લાજ વગરનું; નિર્લજ્જ; બેશરમ. (૪) ભુંડાળું. : નાગુ બોલવું નહિ. (૫) દેવાળિયું; લઇને આપવાની દાનત વગરનું; વહેવારમાં નહિ રહેલું એવું; સાખ વગરનું; લુચ્ચું; ઠગ. કહે૦ નાગો નહાયે શું અને નિચોવે શું? નાગાને કુલે બાવળિયો ઉગ્યો તો કહે કે, મને છાંયડો થયો.

**નાગુંપુંગું,** વિ૦ બિલકુલ વસ્ત્રજ જેની પાસે ન હોય એવું; તદન નાગું.

**નાગેન્દ્ર,** પુ૦ [ સં. ] મોટા નાગ. (૨) મોટા હાથી.

**નાગેળું,** ન૦ ગાળો; ફાંસો; નાંગરણ; સરકિયા ગાંઠ.

**નાગોરિયો,** પું૦ છોકરાઓની એક રમત. એક એક ઉપર નવ ઠીકરી મૂકી તેની ઉપરની દડીને દોટ મારી ઉડાડવાની રમત તે.

**નાઘેરી,** વિ૦ ઢોર પાળી ઉછેરનાર. (૨) નાઘેરે ઉછેરેલ. :–નાઘેરી ભેંસો.

**નાચ,** પું૦ નાચવું તે; નૃત્ય. (૨) રામજણીએ નાચવું ને લટકા કરીને ગાવું તે. (૩) જેમાં નાચ થવાનો હોય એવો મેળાવડો –મિજલસ તે. (૪) ગાવું અને ગાવાના તાનમાં મકલાઇને કુદવું–થનથનાટ કરવો તે. રૂ૦ પ્ર૦ નાચ નચવવો=જેમ ગમે તેમ નચાવવું, રમાડવું; ખેલવવું; મનમાં આવે તેમ કરવા દેવું.

**નાચકો,** પું૦ ગર્વનો છણકો.

**નાચણ,** સ્ત્રી૦ નાચનારી સ્ત્રી; વેશ્યા; રામજણી. (૨) ગેલમાં નખરાં કરતી કુદીને ફિરે અને ચેનચાળા કર્યા કરે એવી નાટકી સ્ત્રી

**નાચણવેડા,** પું૦ નાચણ જેવા ચેનચાળા કર્યા કરવા તે.

**નાચણિયો,** પું૦ નાચવા કુદવાનો ધંધો કરનારો; નાચી–વેષ કાઢીને પેટ ભરનારો, ભવાયો: (૨) નાટકમાં વેષ લેવાનું કામ કરનારો; ખેલાડી.

**નાચનારી,** સ્ત્રી૦ નાચ કરનારી સ્ત્રી; રામજણી; વેશ્યા. કહે૦ નાચનારીના પગ અને ગાનારીનું મોં કદીએ સાજાં રહે નહિં=જે જેવું હોય તેવું જણાયા વગર રહેજ નહિ.

**નાચવું,** ક્રિ૦ અ૦ ગાયનના તાલ સર ઝાંઝરવાળા પગ ઠોકીને થનથનાટ કરવો તે; ઘુઘરા પહેરેલા પગની ચાળવણી કરી ગાયનમાંના તાલને ઠેકા દેવો ને પગ ઉપર થેઇ થેઇકાર કરવો તે. (૨) કુદવું; ઉપાડી ઉપાડીને પગ દેવા–ઠોકવા. (૩) બીજો જેમ ચઢાવે પાણી પાય તેમ કરવું; થનથનાટ કરવો. કહે. નાચવું નહિ ત્યારે બારણું વાંકું=નહિ કામ કરવું હોય ત્યારે હજાર વાંકાં કઢાય. નાચીકુંદીને પગ સામું જોવું=ગમે તેમ કરીએ પણ આખરે પોતાનેજ મોમવું પડે એમ.

**નાચાર,** વિ૦ [ ફા. ] લાચાર; નિરાધાર; નિરાશ્રિત. ( ૨ ) ગરીબ; દીન; કંગાલ. (૩) નિરુપાય.

**નાચારી,** સ્રી૦ લાચારી; નિરાધારતા ( ૨ ) ગરીબાઇ; દૈન્ય. (૩) નિરુપાયતા.

**નાજર,** પું૦ [ અ. ] કેદીઓનો અને કચેરીને લગતા કામકાજનો હિસાબ રાખનારો અમલદાર. (૨) ખોજો; હિજડો.

**નાજુક,** વિ૦ [ ફા. ] દુઃખ સહેવાય નહિ એવી પ્રકૃતિનું; સુકુમાર; મોટાઇએ, જાડાઇએ અને શક્તિએ ઠગ છતાં સુકુમાર એવું; કોમળ. (૨) માતળું; નરમ; સુંવાળું. ( ૩ ) બારીક; ઝીણું; અલ્પાકાર ( ૪ ) તકલદી; અશક્ત; નબળું. ( ૫ ) અલ્પ; થોડું. (૬) જરા પણ જોર લાગતાં ભાગી જાય એવું. (૭) તરત ભાન થઇ જાય એવું.

**નાજુકડું,** વિ૦ નાજુક. સ્રી૦ નાજુકડી.

**નાજુકાઇ,** સ્રી૦ નાજુકપણું; સુકુમારતા; દુર્બળતા.

**નાજુકી,** સ્રી૦ નાજુકાઇ.

**નાઝણાસાંકળ,** સ્રી૦ નોઝણાસાંકળ; સાંકળની માફક આંટી દઇને પગ બાંધવાનું દોરડું; સેલો ચાળવાનો દોર.

**નાટ,** પું૦ એક જાતનું કપડું. (૨) નૃત્ય.

**નાટક,** ન૦ [સં.] અમુક પ્રસંગની કથા વાર્તાના વિષય ( વસ્તુ ) ને લઇ નટલોક તેવે વેષે અને વાણીએ તેના જેવુંજ અનુકરણ કરી બતાવે છે તે, જેમા નટલોક અમુક વેષ લઇ નાચે ગાય અને હાવભાવ કરી બતાવે તે દૃશ્ય; વેષ ભજવવો તે, ભવાઇ; ખેલન. (૨) ગદ્ય ગદ્યમાં લખાયેલો ભજવાય તેવો ચટકદાર લેખ તે; દૃશ્યકાવ્ય; રૂપક. સાહિત્યમા આના ઘણા ભેદ છે. ( ૩ ) બખાડો; ફજેતો; તમાસો. :–હવે એમનું નાટક કરવું રહેવા દો અને મુદ્દાની વાત કરો. ગમ્મત પડે અને હસવું આવે એમ બીજાના ચાળા પાડવા તથા બોલવું. ગાલવું વગેરે તે; ગતકડું.

**નાટકકાર,** પું૦ નાટક લખનાર અને બનાવનાર. કવિ–સૂત્રધાર.

**નાટકચેટક,** ન૦ હાસ્યવિનોદ; ટિખળ.

**નાટકશાળા,** સ્રી૦ નાટક ભજવવાને માટે ખાસ સગવડ કરીને બાંધેલું મકાન કે મંડપ તે.

**નાટકી,** વિ૦ નાટક સંબંધી. (૨) નાટક કરનારો; ભાંડ.

**નાટારંગ,** પું૦ નાટકના જેવા રાગવાળા–ઢંગ વગેરે તે.

**નાટ્ય,** વિ૦ [ સં ] નાટકનું; નાટક સંબધી. નાટ્યશાસ્ત્ર=નાટકના નિયમોનું શાસ્ત્ર તે. :–ભરત નાટ્યશાસ્ત્ર.

**નાઠાબારી,** સ્રી૦ નાસી જવાનો માર્ગ તે; છુટકબારી; કબુજત–બંધનમાંથી છટકી જવાની જે ખુંચ તે, છટકામાથી નિકળી જવાનો પેચ તે.

**નાડ,** સ્રી૦ જેની મારફતે શરીરમાં લોહી ફરે છે તે નળી; રક્તવાહિની; શિરા; રગ. (૨) મૂળ; બળ, આદિકારણ, બીજભૂત વસ્તુ. (૩) આળા ચામડાને આમળીને બનાવેલો દોર; નાડી. ક્રિ૦ પ્ર૦ નાડ જોવી=રુધિરથી ધબકતી શિરા જોઇને શરીર વિકારની પરીક્ષા કરવી તે, રોગની તપાસ કરવી. મૂળ તપાસવું, ભાવ પારખવો. નાડ હાથમાં આવવી=રોગ પરખાવો; નિદાન થવું આદિ કારણ જણાવું; બીજભૂત વસ્તુ સમજાવી. :–કેટલી તપાસ કરી ત્યારે એની નાડ હાથમાં આવી– અર્થાત્ શું કારણ–હેતુ છે તે સમજાયું નાડ હાથમાં હોવી=મૂળ કબજે હોવું કે જેથી આઘુંપાછુ થાય નહિ; ચોટલી હાથમાં હોવી. કહે૦ નાડે નર્યા તો વૈદ ઝખ મારે=જો શરીરે તદુરસ્ત હોઇએ તો પછી

વૈદનું શું કામ પડનાર છે ? સ્વરૂપ; ભાવ; વલણ. :–તમે એની નાડ જોતા રહેજો= એ કેમ અને ક્યાં ફરે છે અને ક્યાં ઉતરે કે જાય છે વગેરે સ્વરૂપ–વલણ જોતા રહેજો.

**નાડણ,** જુ૦ નાડ.

**નાડવું,** ક્રિ૦ સ૦ દોરડીથી જકડીને બાંધવું; હળ અથવા ગાડા સાથે ધુંસરૂં બાંધવું.

**નાડાછડી,** સ્ત્રી૦ રંગિત સુતરની ગુંછળી; બે અથવા વધારે રંગના સુતરનો કાળકો–લચ્છો.

**નાડાછોડ,** સ્ત્રી૦ નાડું છોડ–છોડ કરવું તે; નાડું છોડવું પડવું તે ( લાક્ષણિક ) લઘુશંકા; હાજત લાગ્યા કરવી તે.

**નાડી,** સ્ત્રી૦ [ सं. ] રક્તવાહિની; શિરા; નાડ. (૨) ધુંસરૂં બાધવાની ચામડાની રાશ.

**નાડું,** ન૦ ઉન, રેશમ કે સુતર વગેરેનો પાતળો ટુંકો દોરડો; નાની દોરી. :–ચણિયા–સુરવાળનું નાડું. (૨) અંબોડો બાંધવાની દોરડી; ગુંથેલું–વણેલું સુતર તે; નાડાછડી વગેરે. ( ૩ ) કસ; શરીર ઉપર કપડું તંગ ખેંચાઇને રહેવા માટે બાંધવાનો દોરડો તે. :–કમખાનું નાડું. (૪) આંકો; હદ. રુ૦ પ્ર૦ નાડું બાંધી રાખવું=અમુક હદ–અથવા આંકો બાંધી આગ્રહ ધરી રાખવો તે. :–આટલું આવે તોજ વેચવું એમ કંઈ નાડું બાંધી રખાય છે ! ક્રિ૦ પ્ર૦ નાડું છોડવું=દોરીથી જે બંધ બાંધ્યો હોય તે ઢીલો કરવો–છોડી નાંખવો. હિમ્મત મૂકી દેવી; હારી જવું; ઢીલા થઇ જવું, નાડાછોડ=ગભરાટ. :–ચોરની વાત સાંભળી એટલામાં નાડાછોડ થઈ ગઈ.

**નાણ,** ન૦ નહાણ; નહાવું તે. (૨) અટકાવ–ઋતુ આવવો (સ્ત્રીને) તે. :–વહુ બે નાણ નાહી તે નાહી.

**નાણવું,** ક્રિ૦ સ૦ માપવું; તપાસવું; સાંખી જોવું; અજમાવવું; અનુભવ કરીને જાણી લેવું. (૨) ન–આણવું.

**નાણાવટ,** ન૦ નાણાવટી–શરાફોનું બજાર; ચોકસીબજાર; જ્યાં નાંણાની આપલે અને પરખ થતી હોય તે બજાર.

**નાણાવટી,** પું૦ [ सं. नाण+वृत्ति ] નાણાં આપે ને લે એજ જેની વૃત્તિ-ધંધો હોય તે; શરાફ; નાણાં ધીરનો ને લેવા પારખવાનો ધંધો કરનારો તે; સાહુકાર. (૨) સાખવાળો; તરત નાણાં ગણી આપે એવો આબરૂદાર વેપારી તે; પૈસાદાર; વેપારી.

**નાણાવટું,** ન૦ નાણાવટીનું જે કામ-ધંધો તે; શરાફી; નાંણાંની ધીરધાર–આપલે કરવી તે; નાણાવટીપણું તે. જુદા જુદા સિક્કાઓનાં નાણાં પારખવાં, લેવાં અને આપવાં વગેરે ચાળવણીનો જે ધંધો તે. વ્યાજ કમિશન–વટાવ વગેરે લઇને નાણાંની ઉથલપાથલ કર્યા કરવી તે; વહીવટ, ચલાવવો તે; નાણાવટીપણું કરવું તે.

**નાણું,** [ सं. नाणक ] વ્યવહાર માટે ચાલતા સિક્કાઓ અને પૈસો ટકો તે; ચલણી પૈસા રૂપિયા વગેરે તે; ચલણમાં ચાલતું ધાતુ વગેરેનું સરકારી છાપનું ચલણ તે. (૨) પૈસો; ધન; દોલત. (૩) મૂલ; કિમ્મત. નહાણું=નહાવું તે. કહે૦ નાંણાના ખેલ=નાણાથી બધું થાય છે નાણા વગર કંઇ થતું નથી.

**નાત,** સ્ત્રી૦ [ सं. ज्ञाति ] અમુક રીતરિવાજો અને ધર્મ વગેરેને લીધેહિંદુઓમાં પડેલા જે નાના મોટા લોકસમુદાય તે; જ્ઞાતિ; અમુક ગામ, દેશ વગેરે ઉપરથી એકસરખી રહેણીકરણીના લોકનો સંસાર વ્યવહારના નિભાવ માટે બંધાયેલો જથો તે. (૨) નાતીલાઓનું જમણ તે; જ્ઞાતિભોજન. કહે૦ નાત ગંગાનો પ્રવાહ= નાતને કંઇ પ્રાયશ્ચિત લાગતું નથી–તેનાથી સૌ પવિત્ર થાય છે, એવા અર્થમાં વપરાય

છે. નાતનું નોતરૂં ને પરણનું પાણી, એમાં સપાડું શું=ગોરો મારવો ને ખાવો; જમવું અને જોડાવું, એમાં ઉપકાર કે મપાડા જેવું કંઈ હોયજ નહિ એમ, નાતનું છોકરૂં નાતમાં વરે.

**નાતરાળ**, વિ૦ જેણે નાતરૂં કરેલું હોય તે સ્ત્રી; નાતરાની સ્ત્રી.

**નાતરિયું**, વિ૦ નાતરૂં કરવાની છૂટવાળું; જેમનામાં નાતરાં થતાં હોય તે; પુનર્લગ્નના પ્રતિબંધ વગરનું. :–નાતરિયાનાત. (૨) નાતરાનું-સંબંધી :–નાતરિયા બાયડી: નાતરિયો ગોર. (૩) ભેળયું; વિજાતીય; એકજ જાત-તરેહનું ન હોય એવું; એક આખામાં બે જાત હોય એવું. :–નાતરિયા કાપડું=એક તરેહની બાંય રેશમી લુગડાની અને બીજી સુતરેલ હોય તેવું.

**નાતરૂં**, ન૦ ધણી મરી ગયા પછી અથવા પરણેલા ધણીથી છુટાછેડા મેળવી સ્ત્રીએ બીજા પુરુષ સાથે સંબંધ બાંધવો, તે; પુનર્લગ્ન; પુનર્વિવાહ; ઘરઘરણું. (૨) જોડાનો એક ભાગ જતો રહી તેની જગોએ બીજો ભાગ જોડાય તે; જોડમાં જે વિધર્મય થયો હોય તે. :–સભામાં ગયા ત્યાં બદલાઇ જવાથી જોડામાં નાતરૂં થયું કહે૦ ખીચડીમાં ગોળ નહિ અને નાતરામાં ધોળ નહિ=ખીચડીમાં ગોળ ન ઘટે ને નાતરામાં ગીત મગળ ન શોભે.

**નાતવરો**, પુ૦ નાતના લોકને જમાડવા તે; જ્ઞાતિભોજન આપવું તે.

**નાતવાન**, વિ૦ [ ફા ] નબળું, અશક્ત; નિર્બળ. (૨) લાચાર; નિરાધાર. તરવાઈ ગયેલું હોય એવું તે.

**નાતાલ**, વિ૦ [ અં. Natal ] ઇસુના જન્મ સંબંધી; તેમના જન્મની યાદગીરીને લગતું ખ્રિસ્તીઓ તા. ૨૫ થી ૩૧ ડિસેમ્બર સુધી જે તહેવારો પાળે છે તે સંબંધી.

**નાતીપીતી**, વિ૦ નહાતીધોતી, જેને ઋતુ આવતો થયો હોય એવી (સ્ત્રી)

**નાતીલું**, વિ૦ નાતનું; જ્ઞાતિમાંનું; આખા સમૂહમાંનું એકાદ તે. ઉ૦ નાનીશા જતીલાથી ગંપ કરી ચાલે ગસાર.

**નાતો**, પુ૦ સંબંધ; નિસબત; મેળ; ઘરવટ; પરિચય; સ્નેહસંબંધ; વ્યવહાર સંબંધ.

**નાથ**, પુ૦ [ સં. ] સ્વામી; પતિ. (૨) માલીક; ધણી. (૩) ઈશ્વર; રાજા ઉપરી વડીલ. (૪) જોગી લોકના એક વર્ગની અટક. :–ગોરખનાથ. (૫) ઢોરને વશ રાખવાને તેના નાકમાં પરોવી રાખેલી દોરી તે; નથ; નાક વિંધીને ઘાલેલી દોરડી તે અંકુશ; જેની અટક માણસ પશુ વગેરેને કાબુમાં રાખે એવું તે.

**નાથાણું**, ન૦ તાજવાની દાંડીના બે છેડાનાં કાણાંમાં પરોવેલી પલ્લાં લટકાવવાની દોરી તે.

**નાથવું**, ક્રિ૦ સ૦ નાથ ઘાલવી; નિંધવું; અંકુશમાં-કબજામાં લેવું; દાબમાં આણવું. આ ઘોડાને હવે નાથો. અટકથી કામ કરે એવી સુંગલમાં લેવું; પલોટવું.

**નાદ**, પુ૦ [ સં. ] સૂર; અવાજ; ઘોર. (૨) છંદ; ટેવ; લત. (૩) તોર; ગર્વ; અભિમાન.

**નાદર**, વિ૦ [ અ ] ઘણુ સરસ; ઉત્તમ; શ્રેષ્ઠ

**નાદાન**, વિ૦ [ અ ] અણસમજુ; છોકરવાદ; અજ્ઞાન; અવિચારી (૨) મૂર્ખ, બેવકુફ.

**નાદાનપણું**, ન૦ નાદાનિયત; છોકરવાદી, અજ્ઞાનતા; અણસમજુપણું.

**નાદાનિયત**, સ્ત્રી. નાદાનપણું; છોકરમત; અજ્ઞાનતા. (૨) મૂર્ખતા; બેવકુફી.

**નાદાની**, સ્ત્રી૦ નાદાનપણું; છોકરવાદી. (૨) અણસમજ; અજ્ઞાન. (૩) મૂર્ખાઈ; બેવકુફી.

**નાદાર**, વિ૦ [ ફા. ] જેની પાસે કંઇ પણ હોય નહિ એવું; ગરીબ; દીન; કંગાલ. (૨) દેવાળિયું.

**નાદારી,** વિ૦ નાદારને લગતું; નાદાર સંબંધી. :-નાદારી કોરટ. (૨) સ્ત્રી૦ દેવાળું. (૩) દેવાળિયા હાલત; પાસે કંઇ પણ નહિ હોવાપણું; માગતું દેવું આપી શકાય નહિ એવી જે હાલત તે; ગરીબી; દીનાવસ્થા; નિર્ધનતા. (૪) રાંકપણું; દૈન્ય; બેહાલપણું; નિષ્કિંચનપણું.

**નાદી,** વિ૦ જેને નાદ લાગેલો હોય તે; છંદી; અમુક બાબતને વ્યસને ચઢેલ. (૨) અભિમાની; તોરી.

**નાધડું,** વિ૦ નાનું.

**નાન,** ન૦ [ फा. ] મુસલમાન ભઠિયારા જે મોટી રોટી બનાવે છે તે. (૨) લાઘવ; નાનાં બાળકસાહી ઘર-કુટુંબની જે સ્થિતિ તે; જેમાં મોટું માણસ રહેલું હોય નહિ એવી સ્થિતિ તે; સગીર બાળક-જુવાન સર જે ઘર વગેરે હોવું તે; ઓછ, આઘેડ માણસનો અભાવ તે. :-એના જવાથી નાન પડી. (૩) કમીપણું; ઓછપ; હલકાપણું.

**નાનકડું,** વિ૦ નાનું.

**નાનડિયું,** વિ૦ નાનું.

**નાનપ,** જુઓ નાન.

**નાનપણ,** ન૦ બચપણ; બાલ્યાવસ્થા.

**નાનમ,** સ્ત્રી૦ હલકાઈ; હલકાપણું, લાંછન; ખોડ; દોષ. :-એમાં શી નાનમ છે. (૨) નહિ મોટાઇ જેવું તે; ગરીબી જેવું તે; નાનાપણું.

**નાના,** વિ૦ વિવિધ; ઘણાએક; તરેહતરેહના.

**નાનું,** વિ૦ [ सं. लघु-लहान ] ઉમ્મરે કમ એવું; બાળક. ઉ૦ મારે બાળે નાનું બાળ જો. (૨) લંબાણ પહોળાણમાં ને વિસ્તારમાં કમ એવું. :-નાનું બારણું અને નાનું ખેતર-દેશ. (૩) થોડી મહેનતનું ને થોડો વખત ચાલે એવું. :-નાનું કામ. (૪) સાંકડું. :-નાનું બાપું-કાણું. (૫) ટુંકું; નહિ લાંબુ. :-નાની લાકડી, નાની ગલી. (૬) કદે કમ હોય એવું. :-નાનો ગોળો-ઢગલો. (૭) નહિ ઉચું; નીચું. :-નાનો મિનારો, નાનું ઝાડ. (૮) ઝીણું; બારીક.:-નાની જીવાત, નાનો કણ. (૯) નાજુક; સુકુમાર. ઉ૦ નાની શી નારી ને નાકે રે મોતી, પિઉ પરદેશ ને વાટડી જોતી. (૧૦) સાધારણ; સામાન્ય. :-નાની વાતને મોટું રૂપ આપતા નહિ. મોટાથી ઉલટું; છોટું; અલ્પ; લઘુ. (૧૧) નહિ વૃદ્ધ; જુવાન; તરૂણ. :-બે છોકરાં થયાં તોય વહુ હજી નાનીને ? (૧૨) હલકું; નહિ ભારે. :-નાનો ભારો; નાની ઘડી. (૧૩) આબરૂ-ઇજતમાં કમ; અપ્રતિષ્ઠિત. :-એમ કરવાથી તું કંઇ નાના બાપનો થઇ જવાનો છે. રૂ૦ પ્ર૦ નાના બાપનું= હલકું; અપ્રતિષ્ઠિત વંશનું. નાનાં છોકરાંની રમત=નહિ સુગમ-સહેલું એવું. :-આ કંઇ નાનાં છોકરાંની રમત નથી. કહે૦ નાનાથી મોટું થવાય=ચઢતાં ચઢતાં મોટું થવાય. નાનાને પણ સાંભળવું જોઇએ એવા અર્થમાં પણ વપરાય છે. નાનો પણ રાઇનો દાણો=નાનું જાણીને ઉપેક્ષા કરવી નહિ-પણ તીખું હોય. નાનુ કાણું મોટું વહાણ બુડાડે= નાનાની ઉપેક્ષા મોટો ગેરલાભ કરે છે માટે અલ્પતાથી અસાવધાન રહેવું નહિ; કાંકરી ઘડો ફોડે.

**નાનુંધાપું,** ન૦ બળદની નાથ.

**નાનુંસુનું,** વિ૦ જેવુંતેવું; નજીવું; સાધારણ. :-આ કંઇ નાનુંસુનું કામ નથી ?

**નાનેરું,** વિ૦ નાનું; ઘણું નાનું. :-નાનેરૂં બાળ.

**નાનો,** પું૦ માનો બાપ; દાદો.

**નાનોબો,** પું૦ જુવાન માણસોનો સમવાય તે.

**નાન્યતર,** વિ૦ [ सं. ] નરનારી બેમાંથી એકેમાં નહિ એવું; નપુંસક લિંગનું. વ્યાકરણ પ્રમાણે નર જાતિ કે નારી જાતિમાં

નહિ એવું તે. :-પાકું, કાચું.

**નાપતું,** વિ० બાપ પરે નહિ એવું. :-નાપતું વચન.

**નાપસંદ,** વિ० [ फा. ] પસંદ નહિ એવું; નહિ ગમતું; મનને નહિ રુચતું હોય એવું; અપ્રિય; નહિ ભાવતું.

**નાપસંદગી,** સ્ત્રી० પસંદ નહિ પડવું તે; અપ્રસન્નતા; અરુચિ; અભાવ; અપ્રિયતા.

**નાપાક,** વિ० [ फा. ] નહિ પાક તે; અપવિત્ર; મેલું; ખરાબ; પાપી; અશુચિ.

**નાપાકી,** સ્ત્રી० અપવિત્રતા. ખરાબી, નાપાક હાલત.

**નાપાકવી,** ક્રિ० અ० ના કહેવી; નકાર વાળવો.

**નાપાસ,** અ० [ अं. Pass ] નહિ પાર જવાયું તે; પાર ઊતર્યું નહિ તે (પરીક્ષામાં) નહિ પસાર થઈ જવાયું તે. :-ગઈ પરીક્ષામાં છોકરો નાપાસ થયો. ક્રિ० પ્ર० નાપાસ થવું=નહિ પાર જવાવું; નહિ પસાર થવાવું; નહિ ફતેહમંદ નીવડવું; નારાસીપાસ થવું; પાછા પડવું; હારી જવું.

**નાપિણી,** સ્ત્રી० હજામણી; વાંળંદણ.

**નાપિત,** પું० [ सं. ] હજામ; વાંળંદ; વાળંદ; ઘાંયજો.

**નાપીક,** જુ० નાપિત.

**નાફરમાન,** વિ० આજ્ઞા પ્રમાણે નહિ વર્તનાર; હુકમને તાબે નહિ થનાર; અનાજ્ઞાંકિત અવિધેય; અનાધીન; અવજ્ઞાકરનાર.

**નાફરમાની,** સ્ત્રી० [ फा. ] હુકમ નહિ માનવો તે; આજ્ઞાભંગ; અવજ્ઞા; અવગણના; અનાદર; ફરમાન નહિ માનવું તે (૨) વિ० જાંબુડિયા રંગનું.

**નાબુદ,** વિ० [ फा. ] હોયજ નહિ એમ કરી નાંખેલું હોય એવું; ખેદાનમેદાન; જમીનદોસ્ત; પાયમાલ; સમૂળો નાશ કરેલો હોય તેવું; નિર્મૂળ. ક્રિ० પ્ર० નાબુદ કરવું=નિર્મૂળ કરવું; જાણે હોય જ નહિ એવું કરી નાંખવું.

**નાબુદી,** સ્ત્રી० સત્યાનાશ; પાયમાલી; નિર્મૂળપણું; નાશ; ઉચ્છેદન. (૨) ખરાબી, બગાડ.

**નાભ,** ન० નાભ; ડૂંટી.

**નાભિ,** સ્ત્રી० [ सं. ] મધ્યભાગ; કેન્દ્ર; ડુંટી.

**નામ,** [ सं. ] કોઈપણ પ્રાણી અથવા વસ્તુ જે શબ્દે ઓળખાય તે; સંજ્ઞા; અભિધાન. (૨) વ્યાકરણ પ્રમાણે શબ્દના પાંચ વર્ગમાંનો એક કે જે વડે પ્રાણી પદાર્થને બોલાય ને ઓળખાય છે. (૩) ખ્યાતિ; કીર્તિ; જશ; પ્રસિદ્ધિ; નામના. (૪) ખ્યાતિએ મેળવેલું અભિધાન-પદવી તે. ક્રિ० પ્ર० નામ કાઢવું=પ્રસિદ્ધ થવું; જશ મેળવવો; ઓળખાવું. નામ બોળવું=અપકીર્તિ કરવી; આબરૂ ખોવી; જશ ખોવો; ધિક્કાર મળવો-થવો; નામ બુડાડવું. નામે લખવું= દોષ નાંખવો; આરોપ મૂકવો. નામ પાડવું= અમુક આંક ઠરાવવો; જે તે નક્કી કરવું. (૫) અ० સમારે જણાવે :-ઘરડીમાં નામ ગણવાનું નથી. ઉ० નામ રહંતાં ઠાકરાં, નાણાં નહિ રહંત. કીરતી કેરાં કોટડાં પાડ્યાં નહિ પડંત. કહે० નામ મોટાં ને દર્શન ખોટાં=નામે ભારે અને જોઈએ ત્યારે કંઈ નહિ, એવું જે તે.

**નામક,** વિ० નામનું.

**નામકરણ,** ન० [ सं. ] બાળકનું પ્રથમ નામ પાડવું તે; નામ કરવું તે. (૨) નામ પાડવાનો જે વિધિ તે; સોળ સંસ્કારમાંનો નામ પાડવાનો એક સંસ્કાર તે.

**નામકર,** વિ० નામકર; નાકબૂલ; ફરી જવું-એકવાર હા કહીને પછી ફરી જવું-નહિ કબુલ રાખવું તે. ક્રિ० પ્ર० નામકર જવું =ના કબુલ કરવું; હા કહ્યા પછી ના પાડવી તે. કાને હાથ દેવા; નાબુકર.

**નામજાદું,** વિ० [ फा. ] લોકમાં સારી રીતે

જાણીતું; જેનું નામ જાહેરમાં બોલાતું હોય એવું; પ્રખ્યાત; લોકમાં જેના નામની પ્રસિદ્ધિ હોય તે.

**નામજોગ,** વિ૦ નામનું; નામ ઉપર હોય તેનેજ મળે એવી-હુંડી વગેરે. :-નામજોગ અને શાહજોગ, એમ બે રીતની હુંડીઓ લખાય છે.

**નામઠામ,** ન૦ નામ અને રહેવાનું ઠેકાણું બેઉ તે; પત્તો. :-નામઠામ લખી આપજો, એટલે સુરત જઈશ ત્યારે મળીશ.

**નામણદીવો,** પું૦ રામણદીવો; કુલેકાની અને વરઘોડા વગેરેની પાછળ ચાલતી સ્ત્રીઓમાંની મુખ્ય યજમાનપત્ની જે દીવો સાથે રાખે છે તે.

**નામદાર,** વિ૦ [ फा. ] જેનું નામ-નામના જાહેર હોય એવું; લોકવિખ્યાત જાણીતું; પ્રખ્યાત; મોટા નામવાળુ; પદવીધર. :-નામદાર મહારાજા.

**નામદારી,** સ્ત્રી૦ પ્રસિદ્ધિ; પ્રખ્યાતિ.

**નામધાતુ,** પું૦ નામ ઉપરજ ક્રિયા પ્રત્યયો લાગે એવો જે શબ્દ તે. :-ગોદો=ગોદારવું

**નામધારી,** વિ૦ ખરેખરૂં નહિ પણ જેણે માત્ર નામજ ધારણ કરેલું હોય એવું; ઢોંગી; બનાવટી; ખોટા નામનું; કપટ નામ વાળું; ખોટું નામ ધારણ કરેલું હોય એવું

**નામના,** સ્ત્રી૦ જેનું નામ લોકમાં ગવાતું હોય તે; પ્રખ્યાતિ; પ્રસિદ્ધિ; જાહેરાત. (૨) કીર્તિ; આબરૂ; નામની ખ્યાતિ તે; જશ બોલાવો-ગવાવો તે. ઉ૦ કુળવંત છે જગ નામનારે. દયારામ. નામના મેળવવી=ખ્યાતિ મેળવવી.

**નામનિવેશ,** પું૦ નામ અને નિવાસ તે; ઠામ-ઠેકાણું ને નામ વગેરે તે.

**નામનિશાન,** ન૦ નામ અને રહેઠાણની નિશાની વગેરે પત્તો તે. (૨) નામ અથવા ઓળખાય-ખબર પડે-સમજાય એવાં ચિહ્ન વગેરે તે. :-નામનિશાન વગર કેમ ખબર પડે ?

**નામનું,** વિ૦ નામ માત્ર હોય એવું; માત્ર દેખાડવાનું. :-નામનું નોંતરૂં-જમવાનું નહિ. (૨) ખોટું; મિથ્યા; નકામુ; વ્યર્થ હોય તેવું.

**નામરાશિ,** વિ૦ નામે એક રાશિનું; નામની રાશિએ મળતું જ્યોતિષ પ્રમાણે અમુક અક્ષરો અમુક રાશિના, એમ ગણેલું છે અને તે રાશિના અક્ષરથી જે બે જણનાં નામ શરૂ થતાં હોય તે એકજ રાશિના એટલે નામરાશિ કહેવાય.

**નામર્દ,** વિ૦ [ फा. ] મર્દમાં નહિ તેવું; પુરુષત્વહીન, જેનામાં મંજોગ શક્તિ ન હોય તેવો-પુરુષ; નપુંસક. (૨) જનાની; બાયલો; અશૂર; કાયર. ( ૩ ) બીકણ; હિચકારો. કહે૦ નામર્દ રડે દામને ને મર્દ રડે નામને=જેનામાં રળવાની શક્તિ નથી તે પૈસા માટે વળખાં મારે છે, ને જે મર્દ છે તે તો પૈસા માટે નહિ પણ નામના માટે યત્ન કરે છે.

**નામર્દાઈ,** સ્ત્રી૦ નાકૌવતી; અશક્તિ; અપુરુષત્વ; નહિ મર્દપણું (૨) બાયલાપણું; કાયરતા; હિચકારાપણું. (૩) અશૂરપણું.

**નામર્દી,** નામર્દાઈ.

**નામલેણું,** ન૦ નામ લેવું તે; નામના; નામ યાદ કરવાનું-સંભારણું તે. :-ભલા તેને દીકરો છે તો તેનું નામલેણું છે.

**નામવર,** વિ૦ [ फा. ] સારી નામના વાળું; જાણીતું; પ્રખ્યાત.

**નામવું,** ક્રિ૦ સ૦ નીચું નમાવવું; ઢાળવું. ઉ૦ બાળી કામિની કંથ, નેત્રને નીચાં નામે. શામળ. ( ૨ ) ફરવું; વળવું. ઉ૦ જોઈ ગૃહસ્થને આનંદ પામ્યા, પુત્ર જોવાને ઘર ભણી નામ્યા. પ્રેમાનંદ. (૩) નમાવીને પાડવું; રેડવું. (૪) ઢોળવું; નાંખવું; ધારકરવી.

**નામંજુર,** વિ૦ [ फा. ) નાકબુલ; રદબાતલ; અમાન્ય.

**નામંજુરી,** સ્ત્રી૦ નહિ સ્વીકારવું તે; અ-

સ્વીકાર; નહિ કબુલ રાખવું તે.

**નામાભિધાન,** ન૦ [ सं. ] નામ; સંજ્ઞા; ઓળખ.

**નામાવળી,** સ્ત્રી૦ [ सं. नाम+आवली. ] નામોની ટીપ-યાદી તે; અનુક્રમે એક પછી એક નામ લખેલાં હોય તે

**નામાંકિત,** વિ૦ [ सं. ] નામે કરીને લોકમાં ઓળખાતું હોય એવું; પ્રખ્યાત; પ્રસિદ્ધ; જાણીતું.

**નામી,** વિ૦ પ્રસિદ્ધ નામવાળું; નામાંકિત. ઉ૦ ગામી નામી ને મહીપતિ, જરને વશ વર્તી રહે. શામળ.

**નામીચું,** વિ૦ નામાંકિત; જાણીતું; પ્રખ્યાત; લોકવિશ્રુત; જાહેર. કહે૦ નામીચો ચોર માર્યો જાય.

**નામું,** ન૦ જુદે જુદે નામે જમે ઉધાર થયેલાં નાંણાંનો હિસાબ તે; જમે ઉધારનો નામવાર હિસાબ લખવો તે નામું. ( ૨ ) હક; દાપુ. (૩) વાર્તા; ખબર. (૪) નામ લખવાં તે. કહે૦ ભણ્યો ગણ્યો તે નામું લખે ને અભણ રહ્યો તે દીવો ધરે. ઉ૦ ગમારીને નામું લખે ને ઉંટે ચઢીને છુપે. પ્રા.

**નામુંઠામું,** ન૦ નામવાર હિસાબ અને તેની બરોબર વિગત-ઠામ, ઠેકાણું વગેરે તેમાં આપવું તે; વિગત વાર નામનો જમે ઉધાર હિસાબ તે.

**નામુકર,** વિ૦ નાકબુલ; નાપાડવી તે.

**નામુનાસિબ,** વિ૦ [ फा. ] નાલાયક; અઘટિત; અયોગ્ય.

**નામુરાદ,** વિ૦ [ फा. ] નાઉમેદ; નિરાશ; આશાભંગ.

**નામે,** અ૦ નામ ઉપર; ખાતે. :–મારે નામે માલ આપો. (૨) નામથી.

**નામેનામ,** અ૦ એ નામનું એમ; એક નામના બે હોય એમ. ( ૨ ) વિ૦ એક એજ નામનું. :–તમારે નામે નામ મારા ઘરનું માણસ છે

**નામોશી,** સ્ત્રી૦ હીનપદ; આળ; કલંક. (૨) શરમ; લાજ; ગેરિયત. (૩) લોકમાં આબરૂ જવી તે; બેઆબરૂ; અપજશ. :–એ નામોશી કોણ લે ?

**નામ્ય,** અ૦ કબજામાં. (૨) વિ૦ અધીન; વશ.

**નાયક,** પું૦ [ सं. ] કોઈ મંડળ અથવા ટોળાનો ઉપરી તે; મુખી; આગેવાન; મુખ્યજન. ઉ૦ પુરનાયક ઘોડે ચઢયો વજાડી રે. ( ૨ ) નાટક અથવા ભવાઈ કરનારાઓનો વડો; સૂત્રધાર; મોટો આગેવાન નટ; ભવાયો ભવાયામાં નાયક સંબોધન માનથી બોલાવવામાં વપરાય છે. (૩) સરદાર; મુકાદમ; સેનાપતિ; સિપાઇઓનો વડો; જમાદાર. :–આ થાણાનો નાયક કોણ છે ? થાણદાર. ( ૪ ) વાર્તા અથવા નાટકમાંનો મુખ્ય-આગેવાન પુરુષ તે; મુખ્ય વ્યક્તિ. :–નવલકથાનો નાયક સારા વર્ણવાળો નથી. (૫) સાહિત્યશાસ્ત્ર પ્રમાણે વિદ્વાન, ચતુર, રસિક ને ડાહ્યો જુવાન તે; આશક; પ્રિયપુરુષ. પ્રેમની રીતે ચતુર નાયક પુરુષના સાહિત્યમાં કેટલાક પ્રકાર બતાવેલા છે. દોરનાર ઉપરી; આગેવાન; નેતા. :–નાયક વગરનું ટોળું.

**નાયકડા,** પું૦ ભિલ્લ અને બીજી અનાર્ય જાતિઓમાંના એક લોક; ભિલ્લ; જંગલી લોકની એક જાતિ તે. પંચમહાલ ને માળવા વચ્ચે આ લોકોની વસતી છે.

**નાયકણ,** સ્ત્રી૦ નાયકેણ; નાયકણી; રામજની; નાચગાયન કરનારી સ્ત્રી. ( ૨ ) વેશ્યા. નાયકણુવેડા.

**નાયકા,** જુ૦ નાયિકા.

**નાયકેણ,** જુ૦ નાયકણ, નાયકણી.

**નાયડી,** સ્ત્રી૦ નાયડી; નાભી; જેમાં પૈડાના આરા પરોવેલા હોય છે તે વચલું ઢીમચું (૨) પાતળું ચામડાનું દોરડું; તાંતનીરાશ

જ્યાં ઘણી શ્રેણિઓ મળતી હોય તે મધ્ય ભાગ.

**નાયબ,** વિ० [ फा. ] તાબાનું; હાથ નીચેનું. :–નાયબદિવાન. નાયબ.

**નાયિકા,** સ્ત્રી० [ सं. ] પ્રેમરસમાં પાવરધી રંગીલી જુવાન સ્ત્રી. કાવ્યશાસ્ત્રમાં એના મુખ્ય ત્રણ અને તેના ઘણાક પેટા ભાગ પડેલા છે. :–સ્વીયા, પરકીયા અને સામાન્યા, વગેરે. (૨) પ્રિયસ્ત્રી; પ્યારી. (૩) નાટક અને અથવા વાર્તાનું જે મુખ્ય સ્ત્રી પાત્ર તે; મુખ્યસ્ત્રી; અગ્રેસર સ્ત્રી. (૪) દુર્ગા; દેવી; શક્તિ. (૫) ગણિકા; નૃત્ય ગાયન કરનારી સ્ત્રી; વેશ્યા.

**નાર,** સ્ત્રી० નારી; સ્ત્રી; બાયડી. (૨) પાણી; જીવ; સત્ત્વ.

**નારકી,** વિ० [ सं. ] નરક સંબંધી; નરકનું. :–નારકી જીવ.

**નારખું,** ન० ચમરખું. (૨) નાથડીમાં જે સોખંડની ચુડી ઘાલવામાં આવે છે તે. એમાં લટ્ટુ રહે છે.

**નારદ,** પું० [ सं. ] એક પરમ વિષ્ણુભક્ત ઋષિ; બ્રહ્માના પુત્ર–દેવર્ષિ. એ વીણા વગાડતા અને હરિગુણ ગાતા ત્રણે લોકમાં ફર્યા કરે છે. (૨) બે જણાને લડાવી મારવાના સ્વભાવવાળો માણસ; મમરો મૂકી આઘો રહે એવા સ્વભાવનો માણસ.

**નારદવેડા,** પું० કોઇ બે જણ વચ્ચે ગડભડાટ થાય એમ કરવું તે; બે જણને લડાવી મારવાની કળા તે; નારદના જેવી લડાવી મારવાની વૃત્તિ તે; એકને આમ અને બીજાને તેમ કહી તેમની વચ્ચે ઝગડો કરાવવાનો જે સ્વભાવ તે; નારદપણું.

**નારંગી,** સ્ત્રી० [ सं. नारंग ] રતુંબડા પીળા છોડાનું પોચું અને ખટમધુરા રસની પેશીઓવાળું લાડુ જેવડું એક ફળ; અને તેનું ઝાડ. (૨) વિ० નારંગીના રંગનું; રતુંબડા પીળા રંગનું. :–નારંગી રંગ. નારંગિયા રંગની સાડી.

**નારાચ,** ન० [ सं. ] એક તીક્ષ્ણશસ્ત્ર, ભાલો; તીરનું ફળું. (૨) તીર; બાણ; શર; ફેંકવાનું અસ્ત્ર. (૨) એક અક્ષરમેળે છંદ–વૃત્ત.

**નારાજ,** વિ० નહિ રાજી તે; નાખુશ; અપ્રસન્ન; અસંતુષ્ટ (૨) ગુસ્સે હોવું તે; કોપાયમાન. કમન હોવું તે.

**નારાજી,** સ્ત્રી० નાખુશી; અપ્રસન્નતા. (૨) કતરાજી; કમન.

**નારાયણ,** પું० [ सं. ] જળમાં પોઢેલા ભગવાન; શેષશાયી–વિષ્ણુ. (૨) સંન્યાસીને નારાયણ કહીને નમન થાય છે. નારાયણ તેલ=ઔષધિ મિશ્ર દવાનું તેલ. નારાયણબલિ=પિતરોની તૃપ્તિ માટે આપવામાં આવતો બલિ તે. મરનાર અને પતિત આદિના પ્રાયશ્ચિત્ત માટે કરવામાં આવતી ક્રિયા તે.

**નારાયણી,** સ્ત્રી० [ सं. ] નારાયણની શક્તિ તે; દુર્ગા; દેવી; લક્ષ્મી.

**નારિયેલ,** ન० નાળિયેર; શ્રીફળ; જેમાંથી કોપરું નીકળે છે તે ફળ.

**નારિયેલી,** સ્ત્રી० નાળિયેરી; તાડના જેવું જેને શ્રીફળ થાય છે તે ઝાડ.

**નારી,** સ્ત્રી० [ सं. ] સ્ત્રી; બાયડી; વનિતા; ઔરત. (૨) પાણીમાં થતી એક જાંબુડિયા ને ધોળા ફૂલની વેલ; નાળો. કહે० નારી ઝારી ને વેપારી, બહાર ઉજળાં ને મહિં મેલા.

**નારીકુંજર,** પું० સ્ત્રીઓનો હાથી, એવી રીતે સ્ત્રીઓનું એક એકની ઉપર ગોઠવાવું કે જેથી કુંજર–હાથીની આકૃતિ બની રહે; સ્ત્રી પુતળીઓની એવી રીતની રચના કે હાથીનું સ્વરૂપ જણાય. અસલ આવી પુતળીઓના હાથીની છાપનાં કાગળ છપાતાં અને લોકમાં તે વખાણાતા ઉ૦ નારી

કુંજરનાં ચીર.

**નારૂ,** ન૦ ગામમાં વસાવેલો હલકાં કામ કરનારા જંગલી લોકનો સમુદાય તે; લુહારનું કામ કરનાર. ગામનું કામ કરે અને ગામની જાહેર ઉપજમાંથી ગુજારો કરે, એવા હલકા-જંગલી કામગરા લોક. વસવાયાં:- કંદોઈ, કાછિયા, કુંભાર, માળી, હજામ, સુતાર, ઢોર ઉછેરનાર, તંબોળી, સોની, ધોબી, કોળી, લુહાર, ઢેડ અને ચમાર વગેરે.

**નારૂકારૂ,** ન૦ ઢોર અને ઘરવાખરા સાથે ગામેગામ ફરતા રહેતા તથા લુહારનું અને બીજું પરચૂરણ કારીગરીનું કામ કરનારા જંગલી-હલકી જાતિના લોક તે. ઉ૦ અમો મોટા ઘરની વહુવારૂ, તમે કાનકુંવર નારૂકારૂ, કેમ સંગ અસમ શોભે વારૂ ? ખસો અળગા, અડશોની અલબેલા.

**નારૂ,** ન૦ માંસલ અવયવમાં પડેલું કહોતું કાણું; માંસમાં પડેલો સડાનો ઊંડો ભોક તે; કાણાં, વેહ; ચાંદુ-રાં. :-ચામડીમાં નારાં પડી ગયાં છે અને તેમાંથી ગંધાતી રસી-પરુ નિગળે છે.

**નાલ,** જુઓ૦ નાળ, અને ન્યાલ

**નાલ,** સ્ત્રી૦ ઘોડાના પગના ડાબલા જેવી લંબગોળ એક બાજુથી ખુલ્લી લોખંડની કડી.

**નાલકી,** સ્ત્રી૦ એક જાતની ખુરસી જેવી પાલખી

**નાલંદ,** ન૦ મગધમાં આવેલું એક પ્રાચીન શહેર-ગામ. બૌદ્ધકાળમાં આ ગામમાં બુદ્ધોનું મોટું વિદ્યાપીઠ હતું. ચીનથી હિંદુસ્તાનમાં યાત્રા કરવા આવેલા ચીના મુસાફરોએ તેની મોટાઇનાં ઘણાં ઘણાં વખાણ કરેલાં છે. તે કાળે નાલંદ અને તક્ષશિલા એ બે મોટામાં મોટાં વિદ્યાપીઠ હતાં. હજારો દેશી વિદેશી વિદ્યાર્થીઓ ત્યાં રહીને શાસ્ત્રાભ્યાસ કરતા.

**નાલાયક,** વિ૦ [ फा. ] નહિલાયક તે; કામમાં આવે નહિ એવું; નકામું. ( ૨ ) અયોગ; અઘટિત; અસભ્ય. (૨) ગેરવાજબી; અયુક્ત.

**નાલાયકી,** સ્ત્રી૦ નહિલાયકી તે; અયોગ્યતા. ગેરવાજબીપણું. અસભ્યપણું; અનાવડ; અયુક્તપણું.

**નાલાસ,** સ્ત્રી૦ [ फा. ] બદગોઈ; ગીબત; નિંદા; આળ મૂકવું તે.

**નાલેસી,** સ્ત્રી૦ [ फा. 'नालिश् ] બદગોઈ; નિંદા. :-નાલેસીની ફરિયાદ. ( ૨ ) શરમ લાગે એવું તે; નહિ શોભે-ઘટે એવું તે.

**નાવ,** ન૦ [ स. नौ ] નાનું વહાણ; હોડી.

**નાવડી,** સ્ત્રી૦ નાની હોડી.

**નાવડું,** ન૦ હોડકુ.

**નાવણ,** ન૦ નહાવું તે; સ્નાન. ( ૨ ) ઋતુસ્નાન.

**નાવણિયું,** ન૦ નહાવા બેસવાનું લાકડુ-પાટલો, જેની ઉપર બેસીને સૌ નહાતું હોય તે. (૨) સ્નાન (કવિતામાં)

**નાવણિયો,** પુ૦ ઉનામણો.

**નાવલિયો,** પુ૦ નાવલો, નાથ; પતિ; સ્વામી.

**નાવલો,** પુ૦ ધણી; સ્વામી; પતિ.

**નાવાકેફ,** વિ૦ [ फा. ] અજાણ; નહિ જાણીતુ; અજાણ્યું.

**નાવારસ,** વિ૦ વારસ વગરનું; નધણિયાતું; વારસો લેનાર કોઇ હોય નહિ એવું.

**નાવિક,** પુ૦ [ सं. ] વહાણ ખેડનારો; વહાણવટી; વહાણ ચલાવનારો ને વહાણનો માલીક. (૨) સુકાની; ટંડેલ.

**નાવી,** પુ૦ હજામ.

**નાવું,** ક્રિ૦ અ૦ નહાવું; સ્નાન કરવું; પાણીથી શરીર ધોવું.

**નાશ,** પું૦ [ स. ] કોઇ પણ વસ્તુને ભાગી

તોડી તેનું નામ ન રહે એમ કરવું-થવું તે; નાબુદી; પાયમાલી; વિધ્વંસ; સંહાર. (૨) નુકસાન; ટોટો. (૩) ખરાબી.
**નાશક**, વિ૰ [ સં. ] નાશ કરે એવું; સંહારક.
**નાશકારક**, વિ૰ નાશ કરે એવું; સંહારક.
**નાશવંત**, વિ૰ [ સં. ] નાશ પામે એવું; ફના; અસ્થિર.
**નાશી**, વિ૰ નાશ પામે એવું. પ્રત્યય. બીજા શબ્દ સાથે જોડાય છે. અવિનાશી=નહિ નાશ પામે એવું; ફક્નાશી.
**નાશેહ**, સ્ત્રી૰ શેહમાંથી રાજાને ખસેડવો તે; શેહરહિત કરવું તે; નહિ શેહમાં હોવું તે.
**નાસ**, પું૰ [ સં. नासा ] નાકથી ધુણી-વરાળ વગેરે દમમાં લેવાં તે. રોગ મટાડવા માટે.
**નાસણું**, ન૰ નાસવું તે; નાસરડું.
**નાસતપાસ**, સ્ત્રી૰ જાણવાની ઇંદ્રિયોથી પરખી લેવું તે; તજવીજ કરી જોવી તે; ખાતમી કાઢી જોવી તે; તપાસ; ભાળ.
**નાસભાગ**, સ્ત્રી૰ આમ તેમ નાસતા ને ભાગતા રહેવું તે; ભાગાભાગ.
**નાસરડું**, ન૰ પું૰ પુંઠ બતાવી નાસી જવું તે; ભાગવું તે; નાસણું.
**નાસરી**, સ્ત્રી૰ ગુજરાતી હિસાબમાંની એક ગણતરી. એની બાર બદામ ગણાય છે.
**નાસવું**, ક્રિ૰ અ૰ ભયથી દૂર ભાગવું; ખસવું; છેટે જતા રહેવું. (૨) ઉતાવળે દોડવું; હડી-કાઢવી. (૩) છુપાતા ફરવું; જતા રહેવું; સંતાવું.
**નાસા**, સ્ત્રી૰ [ સં. ] નાક; નાસિકા. નાસામણિ=નાકની ચુની.
**નાસાગ્ર**, પું૰ [ સં. ] નાકનું ટેરવું.
**નાસાનાસ**, સ્ત્રી૰ ભાગાભાગ; આમતેમ દોડાદોડી કરવી તે.
**નાસાનાસી**, સ્ત્રી૰ ભાગાભાગ.
**નાસિકા**, સ્ત્રી૰ [ સં. ] નાક.
**નાસીપાસ**, વિ૰ [ फा. ] નાઉમેદ; નિરાશ.
**નાસીપાસી**, સ્ત્રી૰ નાઉમેદી; નિરાશા.
**નાસુર**, ન૰ નાક અને કંઠ વગેરેમાં પડતું સડાનું છિદ્ર; રસી દ્રઝતું નારૂ.
**નાસ્તિ**, સ્ત્રી૰ [ સં. ] નહિ હોવું તે; અભાવ; શૂન્ય; નહિ હયાતી હોવી તે.
**નાસ્તિક**, વિ૰ [ સં. ] ઈશ્વર નથી એવી મતિનું; ઈશ્વરના અસ્તિત્વને નહિ માનનારૂં, વેદ અને શાસ્ત્રો ઉપર જેને આસ્થા ન હોય તે. (૨) પું૰ આસ્થા વગરનો માણસ; વેદને નહિ માનનારો; ચાર્વાક; દિગંબર; લૌકાયતિક.
**નાસ્તિકતા**, સ્ત્રી૰ [ સં. ] ઈશ્વરને, વેદને કે ધર્મશાસ્ત્રને નહિ માનવાપણું; યજ્ઞ કરવામાં કંઇ સાર નથી, પરલોક છેજ નહિ અને ઈશ્વર રહિત જગત છે એવી જે માન્યતા તે.
**નાસ્તિકપણું**, ન૰ નાસ્તિકતા.
**નાસ્તો**, પું૰ [ फा. ] સવારના પહોરમાં જે થોડું ખાવું તે; શિરામણ તે.
**નાહ**, પું૰ ધગધગતો અંગારો.
**નાહક**, અ૰ [ फा. ] કારણ વગર; વૃથા; ખાલી; અમસ્તુ.
**નાહકનું**, વિ૰ ગેરવાજબી; અમસ્તુ; મિથ્યા.
**નાહણું**, ન૰ નહાવું તે; સ્નાન; અંઘોળ; નહાવણ.
**નાહર**, ન૰ વકરેલું વરૂ; વરૂની જાતિનું હિંસક પ્રાણી; નહાર.
**નાહવણ**, ન૰ સ્નાન; અંઘોળ. ઉ૰ નાહવણ કરો મહારાજ; નાહવણ કરીને ઉભા રહ્યા. થાળ. (૨) અડકાવ; ઋતુ, સ્નાન તે.
**નાહવું**, ક્રિ૰ અ૰ નહાવું; સ્નાન કરવું.
**નાહિયેણ**, સ્ત્રી૰ ભાટણ. (ભરૂચનો ઇતિહાસ.)
**નાહી**, નહિ. કવિતામાં વપરાય છે.
**નાળ**, પું૰ [ સં. नाल ] અંદરથી પોલી લાંબી નળી. (૨) ગર્ભમાંના બાળકની

દુંટી સાથે જોડાયેલી તે નાડી કે જેની મારફતે બાળકનું ગર્ભમાં પોષણ થાય છે. બાળક જન્મતાં તે કાપી નાંખવામાં આવે છે. એનો એક છેડો જે બાળકની દુંટીને લાગેલો હોય છે તે પછી સુકાઇને ખરી પડે છે. (૩) ઘોડા અને બળદના પગ નીચે નખ ઘસાય નહિ તે માટે જડવામાં આવતી લોઢાની નખના ઘાટની ચપટી કડીઓ–પતરીઓ તે. ઘોડાના નખના દાબડાના આકારની લોખંડની પટી કે જે બૂટ–જોડાને તળિયે પાનીવાળે ભાગે જડાય છે તે. એડીએ જડાતી લોઢાની ચપટી અર્ધ લંબગોળ પટી. (૪) સ્ત્રી૦ નેળ; સાંકડો બે તરફ વાડવાળો રસ્તો; નાળિયું; ગલી. (૫) નેવનું પાણી ઝીલવાની લોઢા કે તાંબાના પતરાની નીક. ( ૬ ) નેવું; નળિયું. છાપરૂ ઢાંકવાનું. :–નાળનો કકડો, પડ–પર–નાળ. કહે૦ નાળનાં ગાડાં કંઇ નાળમાં રહે છે ?=ઉદ્યોગ ને યત્ન કરવાથી મુશ્કેલીઓ વખત લાગવા છતાં પણ ઉકેલાય છે.

**નાળકું**, ન૦ નાળચું.

**નાળચું**, ન૦ ઘડા જેવા વાસણમાં ભરેલા પ્રવાહીની ધાર કરવાની નળી; નળી જેવું સાંકડું ને લાંબું મોં; આબખોરા અને ઝારીની કૂખે લગાડેલું પ્રવાહી નામવાનું ભુંગળું; નાળવું.

**નાળબંધ**, વિ૦ બળદ અને ઘોડા વગેરે ભારબરદારી પ્રાણીઓને પગે નખના આકારની લોઢાની પતરીઓ જડવાનું કામ કરનાર; ઘોડાને પગે નાળ જડનારો.

**નાળવું**, ન૦ નાળચું. ઝારી અને વાદીનું ખાળવું; ભુંગળી.

**નાળિયું**, ન૦ સાંકડો લાંબો રસ્તો; નેળ; માળ; ગલી; બન્ને બાજુએ વાડ હોય એવો માંગ ને પૈડાના ચીલાથી ખણાઇ ઉંડો થઇ ગયેલો સાંકડો માર્ગ; બે ખેતરો વચ્ચેનો માર્ગ.

**નાળિયેર**, [ સં. नारिकेल ] એ નામનું એક ફળ. એની ઉપર રેસાવાળી છાલ, છાલની નીચે કઠણ કાટલું અને કાટલામાં કોપરૂં હોય છે. એ કોપરૂં પોચાવાળા ચયલા ભાગમાં સહેજ ઘોળું ને મીઠું પાણી રહે છે. લીલાં–તાજાં નાળિયેરનું પાણી લોકો પીએ છે. સુકા કોપરાની કાચલીઓ પીલતાં તેમાંથી તેલ નીકળે છે. વનસ્પતિમાંથી નીકળતાં તેલોમાંનું આ તેલ એવું છે કે જે ઠંડી ઋતુમાં ઠરી જાય છે. કોપરેલ કેટલેક ઠેકાણે લોકો ખાય છે. શ્રીફળ. લીલું સુકું કોપરૂં તો સૌ લોકો ખાય છે. એની ખીર–ખમણની મિઠાઇ પણ બને છે. તે કોપરાપાક કહેવાય છે. રૂ૦ પ્ર૦ નાળિયેર આપવું=નોકરીમાંથી રજા આપવી; રૂખસદ આપવી. નાળિયેર મોકલવું=વિવાહનું માગું કરવું. નાળિયેર સ્વીકારવું=વિવાહનું માગું કબુલ રાખવું. ખડખડિયું નાળિયેર=અનાવડને લીધે અપમાનથી રૂખસદ મળવી તે. નાળિયેરી પુનમ=શ્રાવણ સુદિ પુનમ. ઉ૦ ક્યાંના તે આવ્યાં બીડલાં, મોતીવાળા ભમરજી, ક્યાંનાં આવ્યાં નાળિયેરરે, મોતીવાળા ભમરજી.

**નાળિયેરી**, સ્ત્રી૦ નાળિયેરનું ઝાડ.

**નાળિયેરો**, પું૦ ઉલકો; નાળિયેરનું કોપરૂં કાઢી લીધેલું આખું કાટલું.

**નાળું**, ન૦ વરસાદનાં, નદીનાં અથવા દરિયાનાં પાણી જેમાંથી ભરાય ને વહી જાય તે વહેકળો; વહેળો. (૨) ઝરો; નાની નદી.

**નાળો**, પું૦ પાણીમાં થતો એક જાતનો વેલો.

**નાંખ**, સ્ત્રી૦ નંખાવું તે; ઉલટી; વમન.

**નાંખવું**, ક્રિ૦ સં૦ વેગથી ફેંકવું; ઉછેટવું; જુ૦ નાખવું.

**નાંગર,** ન૦ લંગર; વહાણની મોટી ખિલાડી.
**નાંગરણું,** ન૦ નાગરણું; ગાળો.
**નાંગળ,** સ્ત્રી૦ વહાણની ખિલાડી; નાંગર; લંગર. (૨) અટકાવ; અવરોધ.
**નાંગળવું,** ક્રિ૦ સ૦ વહાણ થોભાવવું તે; લંગરવું: ભરતી ઓટમાં હોડી કે વહાણ આગળ પાછળ તણાઇ જાય નહિ તે માટે નીચે જમીનમાં ખુંપી જાય એમ દોર બાંધેલી ખિલાડીથી રોકવું તે. (૨) ભેતરવું.
**નાંગણું,** ન૦ નાડું; ખોરિયું ઘાલવાની પાતળી દોરી-સડીનો ગાળો. :-અંગરખાના કોઠા પાસેનું નાંગણું તૂટી ગયું છે. ગાજ; કાણું.
**નાંદિયો,** પુ૦ પોઠિયો; મહાદેવનો નંદી.
**નાંદી,** સ્ત્રી૦ [ સં. ] નાટકના પ્રારંભની કવિતા, કે જેમાં સ્તુતિ, જોનારને આશીર્વાદ અને નાટકની વસ્તુનું સૂચન હોય તે.
**નાંદીશ્રાદ્ધ,** ન૦ [ સં. ] મંગળ સમારંભની શરૂઆતમાં પિતૃઓની પ્રસન્નતા માટે કરવામાં આવતું શ્રાદ્ધ તે; શ્રાદ્ધનો એક પ્રકાર.
**નિ,** અ૦ [ સં. નિર્ ] નિષેધ, અભાવ અને નહિ એવો અર્થ બતાવનારા પ્રત્યય તરીકે શબ્દની પાછળ જોડાય છે. :- નિઃશબ્દ (૨) નિશ્ચય બતાવે છે. એની આગળ વિસર્ગ છે. નિ-નિ:સંગ. નિર્મળ-મળરહિત.
**નિકટ,** અ૦ [ સં. ] પાસે; નજીક; સમીપ.
**નિકર,** પુ૦ [ સં. ] સમૂહ; જથો. (૨) અ૦ નહિતર; નહિ તો. :-ઝટ ચાલો નિકર હું જઇશ.
**નિકષ,** સ્ત્રી૦ [ સં. ] શરાણ; ધાર કાઢવાનો પત્થર.
**નિકસવું,** ક્રિ૦ અ૦ નિકળવું; સરીજવું.
**નિકળવું,** ક્રિ૦ અ૦ અંદરથી બહાર આવવું. :-ઘર બહાર નિકળ. (૨) ફૂટવું; ઉપસવું; ઉગવું. :-ખળિયા નિકળ્યા, ગુમડું નિકળ્યું; ફણગા નિકળ્યા. (૩) બંધનમુક્ત થવું; છૂટવું. :-તે કેદમાંથી નિકળ્યો. (૪) માલમ પડી આવવું; જડવું; છુપાયેલું મળવું. :-સો રૂપિયામાંથી બે તાંબાના નિકળ્યા. (૫) પ્રસિદ્ધિમાં આવવું; જાહેર પુરુષ તરીકે જાણીતા થવું. :-એના બાપ કરતાં એ સારો નિકળ્યો. (૬) જણાઇ આવવું. જાહેર થવું. :-ખૂબ મિલકત નિકળી. (૭) ઉપજવું; ઉઠવું. :-આ કલમથી અક્ષર સારા નિકળતા નથી. (૮) ઉપડવું; ખુલ્લા થવું; બોલાવું. :-આજે કેવો સાદ નિકળ્યો. (૯) મનમાંથી બહાર આવવું. :-એની વાત નિકળી (૧૦) નવું અમલમાં આવવું. :-હમણાં આ કાયદો નિકળ્યો (૧૧) નિભવું; ગુજર થવું. :-એના દહાડા કેમ નિકળશે ? નિકળી જવું=વ્યવહાર-મર્યાદા છોડીને નાસી જવું; સ્ત્રીએ પતિનું ઘર મૂકી બીજા પુરુષ સાથે જતા રહેવું. (૨) ખતમ થઇ જવું; રદજવું. :-મુકરદમો નિકળી ગયો. નિકળીરહેવું=બંધથવું; ઝરવું-વહેવું અટકવું.
**નિકંદન,** ન૦ સમૂળો નાશ; જડમૂળથી ઉખડી જવું તે; કચ્ચરઘાણ નિકળી જવો તે. ક્રિ૦ પ્ર૦ નિકંદન જવું=સમૂળો નાશ થવો; નિર્વંશ જવો; કચ્ચરઘાણ નિકળી જવો. (૨) અ૦ મૂળમાંથી ઉખાડી નાંખેલું હોય તેમ. ઉ૦ કૌરવકુળ નિકંદન કાઢયું, તેનો કર્યું વિસ્તાર.
**નિકા,** પુ૦ [ અ ] નેકાં, સમસંબંધ વિવાહ. ક્રિ૦ પ્ર૦ નિકા પઢાવવાં=લગ્ન કરાવવાં. નિકા પઢવાં=લગ્ન કરવાં (૨ એક જાતનું શાકફળ.
**નિકાનીકાચરી,** સ્ત્રી૦ નિકા નામના ફળના મીઠું ચઢાવી સુકવેલા કકડા; કાચરી.
**નિકાય,** પું૦ મુકામ; રહેઠાણ. (૨) ઘર.
**નિકાલ,** પું૦ ગુંચવણનો અંત લાવવો તે,

તોડ; નિવેડો. (૨) અંત; છેડો; છુટકો; ઉકેલ. (૩) ફડચો; ફેંસલો; બંધ પડેલું ખુલ્લું કરવું અથવા ગુંચવાયેલું ફકરો આગળ વધે એમ કરવું તે; સમાધાની–ઠરાવ. ક્રિ૦ પ્ર૦ નિકાલ કાઢવો=છેડો લાવવો, તોડ કાઢવો.

નિકાસ, સ્ત્રી૦ વેચાણ માલ વગેરેનું પરદેશ જવું તે; નિર્ગમન; આયાતથી ઉલટું તે. નિકાસ વેપાર=પરદેશ માલ મોકલવાનો જે વેપાર તે.

નિકાસી, વિ૦ નિકાસ કરનાર. (૨) પરદેશ મોકલવાનું હોય તે. –કેટલાએક નિકાસી માલ ડક્કા પર પડેલો છે.

નિકુંજ, સ્ત્રી૦ [ સં. ] વનસ્પતિની ગીચ ઘટા તે; ઉંડો અને ગાઢો વનસ્પતિએ છાયેલો ઘોઘરો; વેલીઓથી છવાયેલી ખાલી ગુફા, લતાગૃહ.

નિકૃષ્ટ, વિ૦ [ સં ] અધમ, બહુજ ખરાબ. (૨) દુષ્ટ; હલકું.

નિકેતન, ન૦ [ સં. ] ઘર; મહેલ, મંદિર. ઉ૦ નરનાથ નિકેતનની નિકટે.

નિકોરી, સ્ત્રી૦ કોસનું પાણી જે રસ્તે ખેતરમાં જાય છે તે; નીક, મોરી.

નિક્ષેપ, પુ૦ [ સં ] નાખવું તે, આક્ષેપ, ફેંકવું તે; મૂકવું તે.

નિખર્વ, વિ૦ [ સં ] સો અબજ જેટલી સંખ્યા તે, એક હજાર કરોડ; ૧૦૦,૦૦૦,૦૦,૦૦,૦૦.

નિખાર, પુ૦ ખારાના પાણીથી ધોઇને ખેળ કાઢી નાંખવી તે (કપડાની) ખૂબ ખખાળી નાંખવું તે, કપડાને પહેલી વાર ખૂબ ધોઇ નાંખવું તે. ક્રિ૦ પ્ર૦ નિખાર કાઢવો=કપડાને પહેલીવારનું ધોઇને સાફ કરવું. (૨) ખેળ, કાંજી કપડાની ખેળ કાઢી નાંખવી. (૩) મોટા ઓટે, પાણીનું ઘણુંમાં ઘણું ઓસરી જવું તે. ભરતી ઓટના પાણીની જે છેલ્લામાં છેલ્લી હતરે તે નિખાર.

નિખારવું, ક્રિ૦ સ૦ ખેળ નિકળી જાય તેમ કરવું; કપડાને ખૂબ ખંખાળીને ધોઇ નાંખવું.

નિખાલસ, વિ૦ જેના મનમાં કપટ ન હોય તેવું; ખુલ્લા દિલનું. (૨) શુદ્ધ; અકલુષિત. (૩) ચોખું; સાલસ.

નિખિલ, વિ૦ [ સં ] સર્વ, સઘળું; તમામ, બધું.

નિગડ, સ્ત્રી૦ [ સં. ] હાથીના પગમાં નાખવાની સાંકળ (૨) બેડી; જંજીર. (૩) હેડ.

નિગમ, પુ૦ [ સં ] વેદ; ધર્મશાસ્ત્ર (૨) ઈશ્વર.

નિગમવું, ક્રિ૦ સ૦ ટાળવું, નાશ કરવો. અ૦ વહીજવું; ગુજરવું.

નિગળવું, ક્રિ૦ અ૦ ટપકવું; ઝરવું; ટીપેટીપે ખરવું; ઝમવું, ભીની થયેલી વસ્તુમાંથી નાના નાના બિંદુએ પડ્યા કરવું. ઉ૦ આંસુ નિગળતાં. નિગળને વાને.

નિગાળ, પું૦ નિગળતાં પાછળ રહેલું, ગાળતાં રહેલો કચરો. (૨) ટપકીને પડેલું હોય તે; ખરી–પડેલું–ગરેલું–ઝમેલું તે. :–વાગોનતા જમીન પર પડેલો નિગાળ (૩) ગાંઠો રસ; કસ, સત્ત્વ.

નિગાળો, પું૦ નિગળેલું જે તે. ઉનરેલા રેલાનો ડાઘ, ઓઘરાળો.

નિગુ, સ્ત્રી૦ બેડી; જંજીર.

નિગૂઢ, વિ૦ [ સં. ] છુપું, નહિ દેખાય એવું; ગુપ્ત (૨) ઉંડું, બહાર જણાય નહિ એવું.

નિગહબાની, સ્ત્રી૦ [ ફા ] નજર રાખ્યા કરવી તે, દેખરેખ, સંભાળ, તપાસ, ચોકસી.

નિગોદ, સ્ત્રી૦ ખાણી.

નિગ્રહ, પુ૦ [ સં ] નિબંધ; બંધન, રોધ; અટકાવ (૨) સીમા, હદ. (૩) દંડ; વારણ (૪) નીગ્ર નિગ્રહસ્થાન=બંધનસ્થાન, કબજે

આવે-બધાઇ જાય એવુ જે સ્થાન તે, નિકળાય નહિ એવુ સ્થાન

**નિધલવું,** ક્રિ૦ અ૦ કરસણને કુંડાં આવવાં. અનાજના છોડવાને કણુ આવવા કરસણ પાક ઉપર આવી જવુ (૨) પાકવું-નવી ઉત્પત્તિ માટે ફૂલવું, ફલિતથવુ

**નિઘર્ષણ,** ન૦ [ સ ] ઘસારો, સંઘર્ષ, ઘસાવુ તે

**નિઘટ,** પું૦ વૈદક કોષ

**નિઘંટુ,** પુ૦ [ સ ] નામસંગ્રહ, કોષ, વૈદિક શબ્દોનો કોષ

**નિઘા,** સ્રી૦ [ ફા ] મહેરબાની, કૃપાદૃષ્ટિ. (૨) સભાળ, સાવચેતી

**નિઘેબાની,** સ્રી૦ કૃપાદૃષ્ટિ (૨) સંભાળ, સંભાવના (૩) દેખરેખ, તપાસ, જાપતો

**નિઘોષ,** પું૦ અવાજ.

**નિચાણ,** વિ૦ નીચુ હોય એવુ નીચે જતું-ઢાળ પડતુ (૨) ન૦ નીચુ તે

**નિચિંત,** વિ૦ [ સ ] બેફિકર, નચિંત, ચિંતારહિત

**નિચોલ,** ન૦ ઉપર ઓઢવાનુ વસ્ત્ર, પિછોડી (૨) આચ્છાદન, ઉપવસ્ત્ર (૩) ચોળી

**નિચોવવુ,** ક્રિ૦ સ૦ દાબીને પ્રવાહી વગેરે બહાર કાઢવુ, ચગાળીને-આમળીને, વસ્ત્રમાથી પાણી કાઢી નાખવુ, દબાવીને નિતારવુ કપડા નિચોવવા (૨) દબાણ ચલાવી-જુલમ કરી નાણાં વગેરે કઢાવવુ તે, કસ રહે નહિ એમ કરવુ, તમામ સત્વ દાબીને લઇ લેવુ —તેણે પ્રજાને નિચોવવામા બાકી રાખી નહિ

**નિછામણુ,** ન૦ માટલી-ગોળીનું વીછળામણુ તે ધોવરામણુ

**નિછારો,** પુ૦ ગંદુ પાણી જવાનું ઠેકાણું નીક, મોરી

**નિછાળવુ,** ક્રિ૦ સ૦ વીછળવુ પાણી ઉછાળી ધોવુ

**નિજ,** વિ૦ [ સ ] સ્વકીય પોતાનું જાતનું (૨) ખાસ —નિજમંદિર

**નિજવુ,** ક્રિ૦ અ૦ [ મ ] ઉઘવુ, નિદ્રા કરવી

**નિજાનંદ,** પુ૦ [ સ ] પોતામા જેને પરમ આનંદ હોય તે, બ્રહ્મ

**નિટોળ,** અ૦ નક્કી, નિશ્ચે

**નિઠ,** અ૦ નક્કી

**નિઠવુ,** ક્રિ૦ [સં નિસ્તૄ] અ૦ ખુટવુ, ઓછુ થવુ, વીતવુ, પમાર થવુ —આજે તો દહાડે કેમે કર્યો નિઠતો નથી (૨) નીભવુ, ગુજરવુ જવુ —જન્મ કેમ નિઠશે (૩) અંત આવવો

**નિઠિયો,** પુ૦ ઠગી, ચોર

**નિડર,** વિ૦ ડર વગરનુ, કોઇથી બીએ નહિ એવુ, નિર્ભય, અભય હોય તે (૨) છાતી વાળુ, બહાદુર ક્રિ૦ પ્ર૦ નિડર રહો= નિર્ભય રહો

**નિતરવુ,** ક્રિ૦ અ૦ ટપકવુ પાણી ઝર્યા કરવુ, ચુવુ

**નિતરાણુ,** ન૦ નિતારી લીધેલુ જે પાણી વગેરે તે

**નિતરામણુ,** ન૦ ઠરેલા પ્રવાહીની ઉપરનું પાણી તે રજ અથવા ભારે વસ્તુ નીચે બેસ પછી ઉપરનું સ્વચ્છ પાણી તે, નિતાર, નિતારતા નીકળેલુ તે

**નિતર્યું,** વિ૦ નિતરેલું, જેમાનો ડહોળો-રજ વગેરે નીચે બેસી ગયા હોય અને ઉપર સ્વચ્છ ચીજ (પ્રવાહી) રહેલુ હોય એવુ ડહોળ રજ, કે કચરા વગરનું, સ્વચ્છ, અમલ, નિર્મળ —નિતર્યું પાણી.

**નિતમ્બ,** પુ૦ [ સં ] જાંગ ઉપરનો જે માસલ અવયવ તે, કટિ પશ્ચાદ્ભાગ, થાપો, ઢગરા (૨) ઉંચો ને ઉતરતો ઢોળાવ તે

**નિતંબિની,** સ્રી૦ [ સ ] નિતમ્બવાળી સ્ત્રી, જેના નિતમ્બ ભારે ને દળતા હોય તે સ્ત્રી પોતાના થાપાવાળી સ્ત્રી, સુંદર મનાતી હોઇ કાવ્યોમા નિતંબિની શબ્દ વપરાયેલો છે

નિતારવું, ક્રિ૦ સ૦ રેજ અથવા ડહોળો નીચે ઠર્યા પછી ઉપર રહેલું નીરજ પાણી લઈ લેવું-કેતારવું તે; તૃણાદિક આવે નહિ એમ સ્વચ્છ પાણી ઉતારી લેવું તે.

નિત્ય, અ૦ [ સં. ] રોજ; હમેશ; હરરોજ; સર્વકાળ; સતત. (૨) ચાલુ; જારી, સનાતન. રૂ. પ્ર૦ નિત્ય ઉઠીને=વારંવાર; હરહમેશ:-નિત્ય ઉઠીને આ શા ભવાડો?

નિત્યકર્મ, ન૦ [ સં. ] દ્વિજ વર્ણે કરવાની હમેશનાં પૂજા-વ્રતાદિક તે.

નિત્યતા, સ્ત્રી૦ અવિનાશીપણું; શાશ્વત રહેવાપણું; કાયમપણું;-ન નાશ પામવાપણું તે; હરહમેશ હયાત રહેવાપણું તે.

નિત્યાનંદ, પું૦ [ સં ] નિત્યે આનંદ-આનંદ રહેવો-હોવો તે; સદાનંદ; પરબ્રહ્મ.

નિત્યાનિત્ય, વિ૦ કાયમ અને નહિ કાયમ એવું; સ્થિરાસ્થિર.

નિત્યે, અ૦ રોજે; હમેશાં.

નિદરડી, સ્ત્રી૦ ઉંઘ; નિદ્રા૰ કવિતામાં ને કાઠિયાવાડમાં વપરાય છે.

નિદર્શન, ન૦ [ સં. ] દર્શન; ઉદાહરણ. નિદર્શના=એક કાવ્યાલંકાર.

નિદાઘ, પું૦ [ સં. ] ઉનાળો; ગરમીની મોસમ, ગ્રીષ્મકાળ.

નિદાન, ન૦ [ સં. ] રોગનું મૂળ કારણ: વ્યાધિ કેમ થયો તેના હેતુ સંબંધી વિચાર-તપાસ તે; રોગ નિર્ણય (૨) પરિણામ; છેવટ. એજ નિદાન. (૩) જરૂર, ખચીત.

નિદિધ્યાસ, પું૦ [ સં. ] સાંભળેલી વસ્તુનું ચાલું ચિન્તન તે.

નિદિધ્યાસન, ન૦ [ સં ] સાંભળેલી અને વિચાર પર લીધેલી બાબતને ફરી ફરીને યાદ કર્યા કરવી તે:-શ્રવણ, મનન અને નિદિધ્યાસન.

નિદેશ, પું૦ આજ્ઞા; હુકમ; ફરમાન

નિદ્રા, સ્ત્રી૦ [ સં ] પ્રાણીઓને થાક ચઢવાથી થતી વિરામની આળસુ અસર તે; ઉંઘ.

નિદ્રાયમાન, [ સં. ] ઉંઘતું; ઉંઘમાં પડેલું. નિદ્રાવશ.

નિદ્રાળુ, વિ૦ [ સં. ] ઉંઘમાં આવેલું; આળસ ભરેલું; (૨) ઉંઘણસી.

નિધડક, વિ૦ બેધડક.

નિધણિયાતુ, વિ૦ ધણી વગરનું; નવારસ.

નિધણિયું, વિ૦ ધણી વગરનું; નવારસ.

નિધન, ન૦ [ સં. ] મોત. ઉ૦ પતિ નિધનનું દુઃખ મોટું. વિ૦ નિર્ધન, ગરીબ.

નિધાન, ન૦ [ સં. ] આધાર:-ગુણનિધાન. (૨) નિધિ; પાત્ર

નિધિ, પું૦ [ સં. ] ભંડાર; કોઠાર; સંચય. (૨) કુદરતી ખાણ, આધાર:-ગુણનિધિ. નવનિધિ કહેવાય છે -પદ્મ, શંખ, ચક્ર, કચ્છપ, મુકુંદ, કુંદ, નાલ, ખર્વ તે મહાપદ્મ.

નિનાદ, પું૦ [ સં ] નાદ; અવાજ; સોર.

નિપજ, સ્ત્રી૦ ઉત્પન્ન; પેદાશ (૨) લાભ; નફો. (૩) ઉત્પત્તિ. (૪) ફળપાક તે; નિષ્પન્ન તે:-ઉપજનિપજ.

નિપજવું, ક્રિ૦ અ૦ છેવટ પરિણામ આવવું તે, ફળથવું; પ્રાપ્તિ થવી; લાભ મળવો. નિષ્પન્ન થવું; પાકે—પરિણામે ઉતરવું; પેદાથવુ.

નિપજાવવું, ક્રિ૦ સ૦ બનાવવું, તૈયાર કરવું, પકાવવું. (૨) ઉત્પન્ન કરવું; પેદાકરવું; રૂપ આપવું.

નિપટ, અ૦ છેક; તદન. (૨) વિ૦ બેશરમ.

નિપાત, પુ૦ [ સં ] પડીજવું તે; પાયમાલ થવું-નાશ પામવુ તે, પતન; પાત. (૨) મરણ પામવુ તે; મોત; મરણ.

નિપાવવુ, ક્રિ૦ સ૦ બનાવવું, તૈયાર કરવું; પેદાકરવુ, ઉત્પન્ન કરવુ (૨) પકાવવું ઉ૦ ખીરને નિપાવું ક્ષણ એકમાં, જમતા

જાઓ જોગીર જ૭.

**નિપાળો,** પુ૦ નેપાળો.

**નિપુણ,** વિ૦ [ સં ] કાબેલ; પ્રવીણ; કુશળ. (૨) ચતુર; પાવરધું.

**નિપુણતા,** સ્ત્રી૦ [ સં. ] પ્રવીણતા, કૌશલ્ય; કાબેલિયત. (૨) આવડ; હોશિયારી.

**નિબંધ,** પું૦ [ સ. ] બાંધવું-રચવું તે; રચના; કોઇ પણ બાબત ઉપર મુદ્દાસર લખાયેલો લેખ. ( ૨ ) કાયદો; ધારો, ખરડો.

**નિબંધન,** [ સ ] અટકાવ, પ્રતિરોધ; બંધન.

**નિભવુ,** ક્રિ૦ અ૦ ઘણો વખત ચાલવું; ટકવુ; ચાલ્યા કરવું; જારીરહેવું. ( ૨ ) પુરૂં થવું, જેમ તેમ કરીને ચાલવુ.

**નિભા,** પું૦ નિમાડો; કુંભારની હાલાં પકવવાની ભઠ્ઠી

**નિભાઉ,** વિ૦ કામ ચલાક; થોડા દિવસ ચાલે એવુ.

**નિભાડો,** જુ૦ નિમાડો.

**નિભાવ,** પુ૦ નિભવુ તે, ચાલવુ તે, ગુજરાન; ભરણ પોષણ અને જીવન વ્યવહારનો ક્રમ ચાલ્યા કરવો તે ( ૨ ) ટકાવ. ક્રિ પ્ર૦ નિભાવ કરવો=જેમ તેમ કરીને ચલાવવુ, થોડામાં પુરૂં કરવું.

**નિભાવણ,** વિ૦ નિભાવનાર; ચલાવનાર

**નિભાવવુ,** ક્રિ૦ સ૦ જેમ તેમ કરીને જીવન વ્યવહાર ચલાવવો; જેમ તેમ ગુજરાન કરવુ. (૨) ટકાવવું. (૩) ચલાવી લેવુ, કામકાજ આવડે ન આવડે તોપણ ચલાવ્યા કરવું, કેળવવાને-શીખવાડવાને માટે દોષ નહિ જોતાં ઉદાર બુદ્ધિએ મને ચલાવવું; રસ્તે પાડવું

**નિભાવો,** પુ૦ નિભાવ; ગુજારો. :-નિભાવો થાય એટલે બસ

**નિર્ભર,** વિ૦ ભારે, મજબુત, સંગીન; ભરેલું.

**નિભૃત,** વિ૦ [ સં. ] જ્યાં કોઈ હોય નહિ એવું (સ્થળ) નિર્જન; એકાંત.

**નિભ્રાંત,** વિ૦ [ સ. ] ભ્રાંતિ રહિત; શક વગરનું. (૨) નિશ્ચિંત; બેફિકર.

**નિમ,** પું૦ નિયમ; ધારો.

**નિમક,** ન૦ [ फा. ] મીઠું; લુણ.

**નિમકહરામ,** વિ૦ જેનું મીઠું ખાધું હોય તેનેજ અપકાર કરનાર; લુણહરામ; બેઈમાન, દગાખોર.

**નિમકહરામી,** સ્ત્રી૦ લુણહરામી; કૃતઘ્નતા.

**નિમકહલાલ,** વિ૦ જેનું અન્ન ખાધુ હોય તેનો ઉપકાર નહિ ભૂલનાર; ઉપકારને માનનાર, આભારમાં રહેનાર.

**નિમકહલાલી,** સ્ત્રી૦ ઉપકૃત રહેવું તે; જેનું અન્ન ખાધુ હોય તેનો ઉપકાર નહિ ભૂલવાપણું; કૃતજ્ઞતા.

**નિમગ્ન,** વિ૦ [ સં. ] બુડેલું; રચીપચી રહેલું, ગરક; મચેલું. (૨) મસ્ત, એકતાર.

**નિમજ્જન,** ન૦ [ સ. ] સ્નાન, પાણીમાં ડુબકી મારીને નહાવુ તે. (૨) બુડવુ તે, પાણીની અંદર જતાં રહેવું-ડુબી જવુ તે.

**નિમણુંક,** ન૦ યોજના, અમુક કામકાજ કે જગા વગેરે ઉપરની જે યોજના તે. (૨) કામ વગેરેની વહેંચણ તે, સુંપરત. (૩) ગોઠવણ, બંદોબસ્ત (૪) ઠરમાયો; પગાર, સાલિયાણું :-તમારા કુટુંબને સરકાર તરફથી અમુક નિમણુંક મળશે. આજીવિકા.

**નિમતાણો,** પુ૦ તપાસ

**નિમંત્રણ,** ન૦ [ સ. ] નોતરું; આમંત્રણ; બોલાવવુ તે.

**નિમંત્રવું,** ક્રિ૦ સ૦ નોતરવુ, આમંત્રવુ.

**નિમવું,** ક્રિ૦ સ૦ [ સ નિર્મા ] યોજવું; યોજના કરવી; કામ ઉપર બેસાડવુ. (૨) ઠરાવવું, બંદોબસ્ત કરીને રાખવુ. ( ૩ ) નક્કી કરી આપવુ, વહેંચી આપવું, ગોઠ-

વશ કરી આપવી -નિમી આપવું=અમુક અ ટલું મળ્યાજ કરે, એમ કરાવી આપવું (૪) નિયમ લેવો, વ્રત-બાધા ધરવી -કાશીએ જઇને કહોળું નિમ્યું =નહિ ખાવાનું વ્રત લીધું (૫) ધોરણ બાંધી આપવું આંકીઆપવું

**નિમાજ,** સ્ત્રી૦ [ ફા નમાજ્ ] બંદગી કરવી તે, પ્રાર્થના, સ્તુતિ કરવી તે (૨) પ્રાર્થનાના વચન ક્રિ૦ પ્ર૦ નિમાજ પઢવી=બંદગી કરવી, ભક્તિ કરવી કહે૦ નિમાજ પઢતાં મસજિદ કોટે. વળગી=ધર્મનું કામ કરવા જતા લફરૂ લાગવું

**નિમાજી,** વિ૦ નમાજ પઢયા કરનાર ભક્ત નમાજ પઢવા ઉપર બહુ લક્ષ રાખનાર

**નિમાડો,** પુ૦ કુંભારની હાંલ્લાં, નળિયા વગેરે માટીની બનાવટ પકવવાની ભઠ્ઠી

**નિમાળા,** પુ૦ પ્રાણીઓની ચામડીમાંથી બહાર નીકળી વધતા કાળા તંતુઓ તે, વાળ કેશ

**નિમિત્ત,** ન૦ [ સ ] ઉદ્દેશ, ધારણા, હેતુ કારણ, સબબ (૨) યોગ, લાગ, સાધન (૩) બહાનું, આળ, બે તાનું તહોમત -નિમિત્ત લેવું=બહાનું લેવું (૪) છિદ્ર માખમેસણું

**નિમિષ,** ન૦ નિમેષ

**નિમીલન,** ન૦ [ સ ] મિચાઇ જવું તે મરણ આંખો મિચાવી તે

**નિમે,** અ૦ [ સ નિમ ] અર્ધું એમ, અરધે ભાગે -નિમે ભાગ પાડો બે બરોબર અરધા ભાગ પાડો (૨) ભાગે પડતું હોય તેમ -નિમે વહેંચણી

**નિમેખ,** જુઓ૦ નિમેષ

**નિમેષ,** સ્ત્રી૦ [ સં ] આંખ ઉઘડે ને બંધ થાય એટલો થોડો વખત તે, પલક, પલકારો, મટકું લહેજો (૨) જરા, લગારે

**નિમ્ન,** [ સ ] નીચું, નીચ (૨) ગભીર -નિમ્નનાભી.

**નિમ્નગા,** સ્ત્રી૦ [ સ ] નીચે-ઢળતે ઢળતે ઢોળાવે વહેનારી તે, નદી, સરિતા

**નિયત,** વિ૦ [ સ ] નક્કી કરેલું નિમી આપેલું (૨) જોડેલું, આસક્ત -નિયતાંજલિ (૩) સેવાપર, નક્કી કરાવેલું હોય તેવું નિયમિત મળતું એવું

**નિયતિ,** સ્ત્રી૦ [ સં ] ભાગ્ય, દૈવ (૨) નિયમ

**નિયમવું,** ક્રિ૦ સ૦ નિયમિત કરવું, નિયમમાં આણવું

**નિયમિત,** વિ૦ [ સ ] નિયમસર હોય એવું, મુકરર, ઠેરવેલું

**નિયંતા,** પુ૦ [ સ ] જગતમાંના પ્રાણી પદાર્થને નિયમે ચલાવનાર તે, બધી ચીજને નિયમે પ્રવર્તાવનાર જે પરમેશ્વર તે ઉ૦ નિરતા નાથને, અમે નમી નમી કરીએ પ્રણામ, નિયતા નાથને દોરનારો માગધિ, શાસ્તા

**નિયન્ત્રણા,** સ્ત્રી૦ કાબુ અંકુશ

**નિયામક,** વિ૦ નિયમથી ચલાવનારો, કબજે રાખનારો સુકાની, નાવિક, અનુશાસક

**નિયુક્ત,** વિ૦ [ સ ] યોજેલું, જોડેલું

**નિયુત,** વિ૦ [ સં ] દસ લાખ

**નિયોગ,** પુ૦ [ સ ] આજ્ઞા, પ્રેરણા (૨) વિધવાએ પુત્રને માટે દિયેર સાથે સંબંધ કરવો તે, જોડાવું-સામેલ થવું તે યોજના કરવી તે

**નિરખ,** પુ૦ ફલાણે ભાવે વેચવું એમ નક્કી કરી મૂકેલું તે. (૨) તપાસ પરીક્ષા ક્સ

**નિરખવું,** ક્રિ૦ સ૦ ધારી ધારીને જોવું, નિહાળવું (૨) કસવું, પરીક્ષાકરવી

**નિરધાર,** અ૦ નિર્ધાર, નક્કી નિશ્ચે કવિતામાં વપરાય છે ઉ૦ પ્રાણ જશે નિરધાર

**નિરધારવું,** ક્રિ૦ સ૦ નિર્ધારવું; નક્કી કરવું; ઠરાવવું; મુકરર કરવું. :–વર્સતપંચમીનાં લગ્ન નિરધાર્યાં છે.

**નિરનિરાળું,** વિ૦ જુદેજુદું; અલગ અલગ; એક બીજાને સંબંધ ન હોય એવું. :– જણે જણને નિરનિરાળું કામ સોંપો.

**નિરપરાધી,** વિ૦ નહિ અપરાધી; નિર્દોષ; નહિ ગુનેગાર; બેકસુર.

**નિરપેક્ષ,** વિ૦ [ સં. ] અપેક્ષા રહિત; અનપેક્ષ; નહિગરજુ; સ્વતંત્ર.

**નિરર્થક,** વિ૦ [ સં. ] અર્થકર ન હોય એવું; નકામું; નિષ્ફળ; વૃથા; ફોગટ

**નિરંકુશ,** વિ૦ [ સં. ] અંકુશ વગરનું; બેદાબ; જેને કોઇનો દાબ–અંકુશ ન હોય તેવું; સ્વતંત્ર; ઉચ્છૃંખલ; ઉદ્ધત. ( ૨ ) સ્વતંત્ર.

**નિરંજન,** વિ૦ [ સં. ] અંધકાર–અજ્ઞાન રહિત; તેજોમય બ્રહ્મ.

**નિરંતર,** અ૦ [ સં. ] વચમાં આરામ પડ્યો ન હોય તેમ, ચાલુ, સદાકાળ, સતત; જારી; હમેશ.

**નિરાકરણ,** ન૦ [ સં. ] નિવારણ; નિવેડો; તોડ; ફેંસલો. (૨) છેવટ; પરિણામ. (૩) નાકબુલ કરવું–રદબાતલ કરવું તે.

**નિરાકાર,** વિ૦ [ સં. ] આકાર રહિત; જેને કંઇ રૂપ ન હોય એવું; બ્રહ્મ.

**નિરાધાર,** વિ૦ [ સં. ] આધાર–આશ્રય રહિત; જેને કંઇ અવલંબન ન હોય એવું (૨) ટેકા વગરનું

**નિરામય,** વિ૦ [ સં. ] નિરાતંક; રોગ વિનાનું; વ્યાધિરહિત; તંદુરસ્ત.

**નિરાલંબ,** વિ૦ [ સં. ] આલંબન રહિત; નિરાધાર; અશરણ. (૨) અદ્ધર.

**નિરાશ,** વિ૦ [ સં ] નાઉમેદ; આશાભંગ.

**નિરાશા,** સ્ત્રી૦ નાઉમેદી; નાસીપાસી; આશા અફળ જવી તે.

**નિરાશી,** સ્ત્રી૦ નાઉમેદી.

**નિરાશ્રય,** વિ૦ [ સં. ] જેને કંઇ આશ્રય ન હોય એવું; અનાથ; લાચાર; નિરાધાર.

**નિરાશ્રયી,** વિ૦ આશ્રય વગરનું; જેને આધાર ન હોય તેવું; લાચાર; ગરીબ.

**નિરાશ્રિત,** વિ૦ [ સં. ] જેને કોઇનો આશ્રય રહેલો ન હોય તે; અનાથ; અશરણ; ગરીબ.

**નિરાહાર,** વિ૦ [ સં. ] જેણે ભોજન કરેલું હોય નહિ એવું; ભૂખ્યું; ઉપવાસી.

**નિરાળું,** વિ૦ જુદું; ન્યારું; અલગ; આઘું. નિરનિરાળું–જુદેજુદું

**નિરાંત,** સ્ત્રી૦ નચિંતતા; ફુરસદ; પરવાર; કઇ કામકાજ કરવાનું અને ચિંતાનું કારણ ન હોય એવી સ્થિતિ તે; ઉજાગરા વગરની હાલત. (૨) સુખ; ચેન. ક્રિ૦ પ્રે૦ નિરાંત થવી–વળવી=ચિંતા રહિત થવું; ફિકર જતીરહેવી.

**નિરાંતે,** અ૦ નચિંતતાએ; ફુરસદે. (૨) સુખે.

**નિરિંદ્રિય,** વિ૦ [ સં. ] ઇંદ્રિય શૂન્ય; ઇંદ્રિય રહિત. (૨) જડ; ચેતન–જ્ઞાન રહિત હોય તે

**નિરીક્ષણ,** ન૦ [ સં. ] બારીક તપાસ; ધારી ધારીને જોવું તે; અવલોકન.

**નિરીક્ષા,** સ્ત્રી૦ [ સં. ] બારીક તપાસ.

**નિરૂ,** જુઓ૦ નર્યું; નરદમ.

**નિરૂક્ત,** ન૦ [ સ. ] વેદ વેદાંગને લગતું જે શાસ્ત્ર તે.

**નિરૂત્તર,** વિ૦ [ સં ] ચૂપ; ઉત્તર કરે નહિ એવું કરી દેવું તે; મૌન. ક્રિ૦ પ્ર૦ નિરુત્તર કરી દેવું=ચૂપ કરીદેવું.

**નિરુત્સાહ,** વિ૦ [ સં ] ઉત્સાહ વગરનું; આળસુ.

**નિરુત્સાહી,** વિ૦ જેને ઉત્સાહ નહોય એવું; મંદ; આળસુ

**નિરુદ્યોગ,** વિ૦ [ સ ] નિરુદ્યમ; બેકાર; નવરૂં; ઉદ્યોગ નહોય તેવું ( માણસ ).

કઈ લાભ ન હોય એવું; નકામું; નજીવું; હલકું; અસાર, માલ વગરનું. :-આવી નિર્જીવ બાબતમાં માથું મારવું ન જોઈએ.

નિર્જીવતા, સ્ત્રી૰ નિર્જીવપણું; પ્રાણ-ચેતન રહિતપણું; જડતા.

નિર્ઝર, પું૰ [ સં. ] વહેળો; ઝરો; નાની નદી; ઝરણું

નિર્ણય, પું૰ [ સં. ] તોડ; નિશ્ચય. (૨) છેલ્લો ઠરાવ; ફેંસલો; હુકમનામું. (૩) નક્કી કરેલી ગોઠવણ

નિર્ણીત, વિ૰ નક્કી કરેલું; ઠરાવેલું; જેનો તોડ આણેલો હોય તેવું.

નિર્દય, વિ૰ [ સં. ] દયા વગરનું; ક્રૂર; ઘાતકી; દયાહીન.

નિર્દાવા, વિ૰ ફરીતે દાવો થાય નહિ એવું-લખત વગેરે.

નિર્દિષ્ટ, વિ૰ [ સં. ] હુકમ કરેલો હોય એવું; આદિષ્ટ. (૨) બતાવેલું; સોંપેલું.

નિર્દેશ, પું૰ [ સં. ] આજ્ઞા; હુકમ. (૨) દેખાડવું તે; બતાવવું તે; વર્ણન, ઉચ્ચાર.

નિર્દોષ, વિ૰ [ સં ] નિરપરાધ; બેકસુર; દોષ રહિત; બેગુનાહ. (૨) નિષ્કપટ; નિખાલસ, ભોળું; ભલું, પાપ વગરનું, દૂષણ રહિત.

નિર્દોષી, વિ૰ નિરપરાધી; જેણે દોષ-ગુનો કર્યો હોય નહિ એવું.

નિર્ધન, વિ૰ [ સં. ] ધનરહિત, જેની પાસે ધન-પૈસો હોય નહિ એવું; ગરીબ; દીન.

નિર્ધનતા, સ્ત્રી૰ ધન રહિત હાલત તે; ગરીબાઈ; દૈન્ય.

નિર્ધનિયું, વિ૰ જેની પાસે પૈસો ન હોય એવું; ગરીબ; કમાલ.

નિર્ધની, વિ૰ ધન વગરનું; ગરીબ.

નિર્ધાર, પું૰ નિશ્ચય; નક્કી કરેલો વિચાર; ઠરાવ તે. (૨) અ૰ ખચીત; નક્કી.

નિર્ધારવું, ક્રિ૰ સ૰ નક્કી કરવું; નક્કી ઠરાવવું; નિશ્ચે કરવું. :-વસંતપંચમીનાં લગ્ન નિર્ધાર્યાં છે.

નિર્બળ, વિ૰ [ સં. निर्बल ] બળરહિત; કમજોર. (૨) અશક્ત; તાકાત વગરનું; શક્તિહીન; દુર્બળ (૩) ગરીબ; દીન.

નિર્બળતા, સ્ત્રી૰ કમજોરી; નબળાઈ, અશક્તિ.

નિર્બળપણું, ન૰ નિર્બળતા.

નિર્ભય, વિ૰ [ સં. ] ભય રહિત; ભય વિનાનું. :-નિર્ભયસ્થાન. (૨) નિડર; હિમ્મતવાળું; ડરે-બીએ નહિ એવું-માણસ.

નિર્ભયતા, સ્ત્રી૰ ભય નહિ હોવાપણું; ભય રહિત સ્થિતિ તે; નિડરતા.

નિર્ભર, વિ૰ [ સં. ] ભરેલું, ભરપુર, અતિશય.

નિર્ભર્ત્સના, સ્ત્રી૰ [ સં ] તુચ્છકાર; તુચ્છ ગણવું તે. (૨) કંટાળો; અભાવ.

નિર્ભાગી, વિ૰ હીનભાગ્યનું; અભાગી; નિભાગ્ય. નિર્ભાગિયું=ભાગ્ય વગરનું; અકર્મી; હતભાગી. ઉ૰ નિર્ભાગિયોરે, મોસાળથી ઘેર આવિયો.

નિર્ભાગ્ય, [ સં. ] અભાગ્ય; અભાગિયું; કમનસીબ; ભાગ્ય વિનાનું.

નિર્ભ્રાંત, વિ૰ [ સં. ] ભ્રાંતિ ન રહે એવું, વગર વહેમનું. (૨) નક્કી; જરૂર; બીન ચૂક.

નિર્ભેદ્ય, વિ૰ [ સં. ] નહિ ભેદાય એવું, ભેદાય-ચિરાઇ જાય નહિ એવું.

નિર્ભેળ, વિ૰ ભેળસેળ વગરનું, તદ્દન એક જાતનું; જેમાં બીજું ભળેલું ન હોય એવું.

નિર્મળ, વિ૰ [ સં. ] મળી-મેલ વગરનું; સ્વચ્છ; જેમાં કચરો ન હોય એવું પાણી વગેરે. (૨) નિર્ભેળ; નર્યું-તદ્દન એક જાતનું. (૩) નહિ ઝાંખુ, ડાઘાડુઘી કે મેલ વળગેલો ન હોય તેવું=દર્પણ વગેરે. (૪) અંતરાય; આડ; ધુ-

**નિર્વિકાર,** વિ૰ [ સં ] વિકાર રહિત; અ-આડા વગરનું.

**નિર્વિકારી,** વિ૰ વિકાર કરે નહિ એવું.

**નિર્વિઘ્ન,** વિ૰ [ સં. ] વિઘ્ન રહિત; અડ-ચણ વગરનું.

**નિર્વિવાદ,** વિ૰ [ સં. ] જેને માટે વિવાદ કરવાની જરૂર ન હોય એવું; બીનતક-રારી; અબાધિત. ( ૨ ) નક્કી; જરૂર; ખચીત; નિશ્ચે.

**નિર્વિષ,** વિ૰ [ સં. ] વિષ રહિત; જેમાં ઝેર ન હોય એવું. ( ૨ ) હાનિ કરે નહિ એવું; ગરીબ; સાલસ. ( ૩ ) વેર-ઝેર વગરનું; ભોળું; નિખાલસ.

**નિર્વીર્ય,** વિ૰ [ સં. ] વીર્ય-બળ પરાક્રમ વગરનું; સત્ત્વહીન; નપુંસક; બાયલું; ન-માલું; પુરુષત્વરહિત

**નિર્વેદ,** પું૰ [ સં. ] અણગમો; અભાવો; કંટાળો. ( ૨ ) વૈરાગ્ય. ઉ૰ અંતરમાં ઉપજે નિર્વેદ. અખો.

**નિર્વેધ,** વિ૰ [ સં. ] વેધ વગરનું; અબાધ; અડચણ વિનાનું.

**નિર્વ્યસની,** વિ૰ જેને કશુ વ્યસન-ટેવ-ન હોય તેવું; વ્યસનવગરનું.

**નિલય,** ન૰ રહેઠાણ; મુકામ; ઘર.

**નિલવટ,** ન૰ કપાળ; ભાલ. ઉ૰ માને નિ-લવટ ટીલડી શોભે. નિલવવટ ચંદ્રપ્ર-કાશ. પ્રે.

**નિલાજરૂં,** વિ૰ બેશરમ; નિર્લજ્જ.

**નિલાપ,** ન૰ લિલામ; હરાજી; ઉઘરાણી.

**નિવડવું,** ક્રિ૰ અ૰ નીકળી આવવું; ગુણ અવગુણ ખીલી અમુક તરેહનું સ્વરૂપ પ્રકટ થવું; વય, શિક્ષણ અને અનુભવ પછી જે પ્રકટીકરણ થવું તે. ( ૨ ) પડાઇ-અથડાઇ કુટાઇને રીઢું થવું; નિ-બડવું; પાકું રઢ-ઝટ ન ઘરે એવું થવું:-નિવડેલો ઘડો ફોડી નાંખ્યો. ( ૩ ) ક્રિ૰ સ૰ વિંણવું; ચુંટવું; પસંદ કરવું; જોઇ તપાસીને પસંદ કરી લેવું. રુ૰ પ્ર૰ નિ-વડે વખાણ=જ્યારે રીઢું થઇ સ્વરૂપમાં પ્રકટી નીકળે અને તે વખને પસંદ કરાય ત્યારે ખરૂં એમ; કસોટીમાંથી પસાર થઇ સારૂ નીકળી આવે ત્યારે વખાણવું બરો-બર કહેવાય ત્યાં લગી નહિ. કેળવાવું; કસોટીએ ચઢી નીકળવું; થઇ આવવું:-દિવાનનો છોકરો સારો અને રાજાનો કુંવર નેઠ નિવડયો.

**નિવપન,** ન૰ [ સં. ] પિતૃઓને બલિપિંડ અને તર્પણ આપવું તે; શ્રાદ્ધ સારવું તે. નિવપન ક્રિયા=શ્રાદ્ધક્રિયા

**નિવર્તવું,** ક્રિ૰ અ૰ [ સ. નિ+વૃ ] પાછું વળવું; પાછા હઠવું; છોડી દઇને ખસી જવું. ( ૨ ) ટળવું; મટવું; નવરા થવું; ફરાગત થવું; છુટાથવું.

**નિવાજવું,** ક્રિ૰ સ૰ નવાજવું; સરપાવ, પ-દવી અને માલમિલકત વગેરે આપી સંતોખવું, નવાજેસ આપવી, કઇ આ પીને કૃપા દેખાડવી; સુખી ને ખુશી કરવું; મહેરબાની જાહેરકરવી; પ્રસન્નકરવું.

**નિવાડો,** જુઓ નિવેડો.

**નિવારક,** વિ૰ નિવારણ કરનાર; ટાળક; મટાડનાર; પાછું હઠાવનાર; ટાળનાર. ઉ૰ ત્રણે તાપ નિવારક. ( ૨ ) રોકનાર; અ-ટકાવ કરનાર.

**નિવારણ,** ન૰ [ સ. ] નિવારવું તે; વાર-ણ, રોકાણ; પાછુ હઠાવવું તે; ટાળવું-મટાડવું તે.

**નિવારવું,** ક્રિ૰ સ૰ [ સં. નિ વૃ ] પાછું હઠાવવું; આવતાં અટકાવવું; દૂર કરવું; ટાળવું; મટાડવું; રોકવું; વારવુ; નહિ આવવા દેવું.

**નિવારિત,** નિ૰ વારેલું; રોકેલું; અટકાવેલું.

**નિવાસ,** પુ૦ [ સં ] રહેવાનું ઠેકાણું, રહેઠાણ, ઘર ( ૨ ) પડાવ, મુકામ, વસવા-રહેવાનું સ્થાન. ઉ૦ જોજે તું ત્યાં, શુક શિખવતી, નાગરીના નિવાસ

**નિવાસી,** વિ૦ [ સં ] રહેઠાણ કરીને રહેનાર-તમે કહિંના નિવાસી છો

**નિવૃત્ત,** વિ૦ [ સં ] પાછું ફરી આવેલું, વળેલું, છુટું થયેલું પરવારેલું, અળગુ થયેલું, ફારગ

**નિવૃત્તિ,** સ્ત્રી૦ [ સં ] ઉપાધિમાંથી અળગા રહેવું તે, ફારગત થવું તે, છુટકારો ( ૨ ) રાહિયત નિરાંત, શાંતિ, પરવાર, ફુરસદ ( ૩ ) પાછા ફરવું તે, ઉપાધિથી દૂર થઈ જઈ શાંત એકાંત વાસ કરવો તે, સંસારની જાળમાંથી નિવૃત્ત થવું તે ઉ૦ નિવૃત્તિ કહે મારા નાથજી! વણજારારે

**નિવેડો,** પું૦ તોડ, ફેસલો ચુકાદો ( ૨ ) પરિણામ, છેવટ છેડો, પાર ઉ૦ મુજથી ન છૂટે, આપને છોડવો, મારો ક્યિને કાગ નિવેડો દયારામ. ક્રિ૦ પ્ર૦ નિવેડો લાવવો=પાર લાવવો, તોડ લાવવો નિવેડો આણવો વગેરે-આનો ક્યારે નિવેડો છેડો-પાર-આવશે ?

**નિવેદન,** ન૦ [ સં ] નમ્રતાથી જણાવવું તે વિનયથી કહેવું તે ( ૨ ) અરજ. ક્રિ૦ પ્ર૦ નિવેદન કરવું=નમ્રતાથી પોતાને જે કહેવાનું હોય તે સામાને કહેવું, અરજ ગુજારવી જણાવવું તે

**નિવેદવું,** ક્રિ૦ અ૦ નમ્રતાથી ધીરે રહીને કહેવું-જણાવવું ( ૨ ) અરજ કરવી, વિનય પૂર્વક જે કહેવાનું હોય તે મધુ ધીરેથી કહેવું ઉ૦ નિવેદ જે આ સર્વ વૃત્ત નંદિ ! મારીવતી ત્યાં જઈ પાદ વદી

**નિવેશ,** પુ૦ [ સં ] પડાવ, મુકામ, છાવણી-સેનાનિવેશ. ( ૨ ) દાખલ થવું તે, પ્રવેશ

**નિશ,** જુઓ૦ નિશા.

**નિશદિન,** અ૦ રાત દહાડો, હરહમેશ.

**નિશભોર,** અ૦ રાત દહાડો ઉ૦ સખી મને વિકળ કરી છે એની વાસળીએ રે, ખુમી જેની ખસતી નથી નિશભોર દયારામ

**નિશા,** સ્ત્રી૦ [ સં. ] રાત, રાત્રિ, રજની ( ૨ ) કેફ, નિશો, ઘેન, ગરરી ( ૩ ) મસાલો વગેરે વાટવા-કચરવાની પત્થરની નાની છાટ-શિલા તે નિશાતરો

**નિશાકર,** પુ૦ [ સં ] રજનીકર, ચંદ્ર, શશિ

**નિશાચર,** પુ૦ [ સં ] રાત્રિએ ભટકનારો રાક્ષસ ચોર, કાળા કર્મ કરનારો ( ૨ ) રાતે શિકારે નીકળનારાં હિંસક પશુ અને પખીઓ વગેરે તે

**નિશાચરી,** સ્ત્રી૦ રાક્ષસી

**નિશાણ,** જુઓ૦ નિશાન

**નિશાતરો,** પુ૦ મસાલો અને દાળ વગેરે વાટવાનો ગોળ પથ્થ , ઉપરવટણો

**નિશાન,** ન૦ ઓળખવાનું ચિહ્‌ન ખૂણું આંકો, લીંગ, રેખા લાંછન, વગેરે તે ( ૨ ) બાણ અને ગોળી વગેરે મારવાને માટે નક્કી કરેલું જે બિંદુ-ટાપ તે ( ૩ ) ધ્વજા વાવટો, જરીપટકો ઝુંડો-નિશાનનો હાથી ( ૪ ) ઘડિયાળા અમુક કાળ-સમય થયો એમ બતાવવાને વગાડવામાં આવતા વાજાં, ચોઘડિયા ઉ૦ બાણાસુરની નગરીમાં ગડગડિયાં નિશાન રે લશ્કરની ઉ૦ ઉપરની નોબત તે ઉ૦ પાડવના નિશાન વાગ્યાં ગિરધર ( ૫ ) ધારેલી બાબત ધાર્યા, ચો૦

ક્રિ૦ પ્ર૦ નિશાન તાકવું=ધારેલે-નક્કી કરેલે સ્થાને ચોટ લગાવવી; નિશાન મારવું=ધારેલું કામ પાર પાડવું. નિશાન ઉડાડવું=ધારણા હોય તે સફળ કરવી; ઇચ્છાપુરી કરવી.

**નિશાનબાજ,** વિ૦ તાકોડી; નિશાન પાડનાર; નિશાનપર ધાર્યો તીર અથવા ગોળી મારી જાણનાર.

**નિશાનબાજી,** સ્ત્રી૦ નિશાનપર તીર કે ગોળી લગાવવાનો મહાવરો કરવો તે. નિશાન પાડવાની સરતની રમત તે.

**નિશાની,** સ્ત્રી૦ ચિહ્ન; ઓળખ; ખૂણ; ઓળખવાને માટે કરેલું-ધ્યાનમાં રાખેલું જે ચિહ્ન, આંકો, ટપકું આકૃતિ વગેરે તે. (૨) યાદગીરીને માટે આપેલી વસ્તુ-ચીજ તે. (૩) છાપ; લાંછન, લાખું; લીટો; ઘસરકો. (૪) પગલી.

**નિશાપતિ,** પું૦ [ સં. ] ચંદ્ર; શશી

**નિશાળ,** સ્ત્રી૦ છોકરા છોકરીઓ વગેરેને ભણવાની જગા; વિદ્યાર્થીઓને ભણવાનું સ્થાનક-મકાન; મદ્રેસા; શાળા. ઉ૦ ચોપડી વિશાળ નિશાળ ચણાવો.

**નિશાળગરણું,** ન૦ નાના છોકરાનું પહેલું વહેલું નિશાળે જવું તે. (૨) છોકરાને પહેલ વહેલો નિશાળે મૂકતાં કરવામાં આવતો વિધિ તે.

**નિશાળિયો,** પુ૦ નિશાળે જનારો છોકરો; વિદ્યાર્થી; છાત્ર; શિષ્ય; ભણનારો. ઉ૦ નવો નિશાળિયો નવ દહાડા.

**નિશો,** પું૦ [ फा. ] કેફ; ઘેન; મગજપર થતી જુસ્સાની અસર તે.

**નિશોતર,** ન૦ એક જાતની વનસ્પતિના મૂળિયાં; એક ઓષધિ. એનો ગુણ ઉષ્ણ અને સારક છે.

**નિશ્ચય,** પુ૦ [ સં ] ગનથા નક્કી કરેલું હોય તે; મનનો જે દઢ-ન ફરે એવો વિચાર-અભિપ્રાય તે; નિર્ણય; ઠરાવ; નક્કી કરેલો મનસુબો. (૨) ખાતરી; પતીજ; ભરોસોઃ-તે આજે આવશે એ નિશ્ચય છે. ખાતરી છે. (૩) નિવેડો; તોડ; નિર્ણયઃ-એનો જે તે કંઇ નિશ્ચય કરો-લાવો.

**નિશ્ચલ,** વિ૦ [ સં. ] ન ચળે એવું; ડગમગે કે હાલે નહિ એવું; અચળ; સ્થિર; દઢ બેઠેલું-ચોટેલું; ખમે-ફરે ચળે નહિ એવું તે.

**નિશ્ચલતા,** સ્ત્રી૦ અચળતા. ડગુમગુ નહિ થવાપણું. (૨) દઢતા; સ્થૈર્ય.

**નિશ્ચિંત,** વિ૦ [ સં. ] ચિંતા રહિત; બેફિકર.

**નિશ્ચિંતપણું,** ન૦ બેફિકરાઈ, ચિંતારહિત હાલત તે; નિરાંત

**નિશ્વાસ,** પુ૦ નિસાસો.

**નિષાદ,** પું૦ એક અનાર્ય જાતિ; ભિલ્લ. (૨) ધીવર; માછી. (૩) ચંડાળ.

**નિષિદ્ધ,** વિ૦[ સં. ] મના કરેલું; નકારિત; નહિ કરવું, એમ જેને માટે ફરમાવેલું હોય તે (૨) નઠારું; ખરાબ.

**નિષેધ,** પુ૦ [ સં. ] પ્રતિષેધ; નકાર; ન કરવું એમ ફરમાવવું તે; નકારવું તે

**નિષેધક,** વિ૦ નિષેધ કરનાર; મના કરનાર; ના પાડનાર; વિરુદ્ધ મત આપનાર.

**નિષેધવું,** ક્રિ૦ મના કરવું; ના કરવું એમ કહેવું; નકારવું; ના પાડવી.

**નિષ્ક,** પુ૦ [ સં. ] સોનાનો સિક્કો; મહોર; દીનાર, ચાર સિક્કાની મહોર.

**નિષ્કપટ,** વિ૦ જેના મનમાં કપટ ન હોય એવું; ખુલ્લા-ભોળા મનનું; સરલ સ્વભાવનું; નિખાલસ

**નિષ્કપટી,** વિ૦ નહિ કપટી તે; નિખાલસ; ભોળું. (૨) નિષ્કપટ.

**નિષ્કરુણ**, વિ૦ [ સં. ] કરુણા શૂન્ય; જેનામાં કરુણા હોય નહિ તે; કઠોર હૃદયનું.

**નિષ્કર્મ**, વિ૦ અકર્મ; કર્મ-કામકાજ નહિ કરનાર; જે કંઇ કામ કે હિલચાલ કરતું ન હોય તે. ( ૨ ) આળસુ; કામ વગરનું; નવરું.

**નિષ્કર્ષ**, પું૦ [ સં. ] ખેંચી કાઢેલું જે તે; સત્ત્વ; સાર; તત્ત્વ; મતલબ; સંક્ષિપ્તાર્થ. અર્ક.

**નિષ્કલંક**, વિ૦ [ સં. ] કલંક રહિત; લાંછન વિનાનું, નિર્દોષ; જેને કંઇ બટ્ટો-ડાઘ લાગેલો ન હોય એવું, ખોડખાપણ વગરનું, ચોખ્ખું; શુદ્ધ-પવિત્ર.

**નિષ્કંટક**, વિ૦ [ સં. ] કાંટા વગરનું; કંઇ હરકત કે આડખીલી રહેલી ન હોય એવું, જેમ ગમે તેમ ખુંદી-બેઠી-ચાલી શકાય ને કંઇ અડચણ આવે નહિ એવું; બાધા વગરનું; સ્વતંત્ર.

**નિષ્કામ**, વિ૦ [ સં. ] મોક્ષ સિવાય-ઈશ્વર પ્રાપ્તિ સિવાય બીજા કોઇ પણ ફળની ઇચ્છા ન હોય તેવું, કામના-ઇચ્છા રહિત, નિઃસ્વાર્થ; બદલાની આશા વગરનું.

**નિષ્કારણ**, અ૦ વગર કારણે; કંઇ પણ કારણ ન હોય તેમ, બીનજરૂર; ફોકટ. ( ૨ ) અમસ્તું; કારણ વગર.

**નિષ્ક્રાંત**, વિ૦ [ સં. ] ગયેલું; નિર્ગત; બહાર નીકળી જતું તે, રંગભૂમિપરથી ગયેલું.

**નિષ્ણાત**, વિ૦ [ સં. ] નિપુણ, કુશળ; હોશિયાર; સારી પેઠે જાણનાર.

**નિષ્ઠા**, સ્ત્રી૦ [ સં. ] પૂર્ણ ભક્તિભાવને વિશ્વાસ હોવો તે, આસ્થા; ઇતબાર; પતીજ; સંપૂર્ણ ખાતરીથી વળગી રહેવું તે-મને એમાં નિષ્ઠા છે. ( ૨ ) ધારણા; આશય, વિચાર; મનસૂબો:—એની નિષ્ઠા સારી નથી, અર્થાત્ ખરાબ ધારણા છે. ક્રિ૦ પ્ર૦ નિષ્ઠા રાખવી=ભાવથી વિશ્વાસ રાખવો.

**નિષ્ઠુર**, વિ૦ [ સં ] નિર્દય; ક્રૂર. ( ૨ ) કઠણ; સખત.

**નિષ્ઠુરતા**, સ્ત્રી૦ નિર્દયતા; ક્રૂરતા. ( ૨ ) કઠોરતા; સખતાઇ; દયાહીનતા.

**નિષ્પક્ષપાત**, વિ૦ પક્ષપાત રહિત; એકે તરફ નહિ એવું; વાદી પ્રતિવાદી કોઇ તરફ નહિ ઢળતું; સ્વતંત્ર; કોઇ પક્ષ તરફનું નહિ એવું—નિષ્પક્ષપાત ન્યાયે બોલવું.

**નિષ્પક્ષપાતી**, વિ૦ એકકે બાજુની તરફદારી કરે નહિ એવું; એકકે પક્ષ તરફ ઢળાતે નહિ પણ પોતાને યોગ્ય લાગે તેમ કહે અને કરે એવું; સીધું; સ્વતંત્ર વિચારવાળું, નહિ તરફદારી કરનાર.

**નિષ્પત્તિ**, સ્ત્રી૦ [ સં. ] નીકળી આવેલું જે તે, ઉત્પન્ન, ફળ; સાર. ( ૨ ) સિદ્ધિ

**નિષ્પાપ**, વિ૦ [ સં. ] પાપ રહિત, નિર્દોષ; શુદ્ધ; પવિત્ર.

**નિષ્પ્રયોજન**, વિ૦ [ સં ] પ્રયોજન રહિત. અ૦ કારણ વગર, અકારણ; ન કામ.

**નિષ્ફળ**, વિ૦ [ સં ] ફળ-પરિણામ રહિત ( ૨ ) અ૦ ફોગટ, મિથ્યા; વ્યર્થ, ખાલી. ઉ૦ નિફળે નહિ ને સિધ્ધે નહિ એવું યથા થશે.

**નિસબત**, સ્ત્રી૦ [ અ. ] સંબંધ, વળગણ; નાતો. ( ૨ ) હવાલો; સંભાળ; અખત્યાર. ( ૩ ) અ૦ મારફત.

**નિસરણી**, સ્ત્રી૦ ઉંચે ચઢવાને ઉપર ઉપર પગ મુકાય એવાં પગથિયાંવાળી રચના અથવા લાકડાની બનાવટ તે, સીડી,

સોપાન.

**નિસરવું**, ક્રિ૦ અ૦ બહાર આવવું; ઘર, દર અથવા અંદરના ભાગમાંથી આગળ ચાલી નીકળી આવવું:–દરમાંથી વિંછી નિસર્યો. નીકળવું.

**નિસર્ગ**, પું૦ [ સં. ] સ્વભાવ. (૨) વિ૦ કુદરતી; સ્વભાવસિદ્ધ.

**નિસાતરો**, જુ૦ નિશાતરો.

**નિસાસો**, પું૦ નિશ્વાસ. (૨) નિરાશામાં અથવા દિલગીરીમાં લાંબો શ્વાસ લઇ નીચે મૂકવો તેઃ (૩) હાય; અકળામણને લીધે દુઃખ દેનારને જે શાપ દેવામાં આવે છે તે.:–ગરીબના નિસાસા ના લેતો. ક્રિ૦ પ્ર૦ નિસાસો નાંખવો=કંઇ નહિ ચાલવાથી નહિ મળવા-વળવાથી નિરાશાનો શ્વાસ મૂકવો તે; નાસીપાસીનો શાપ દેવો તે.

**નિસૂદન**, ન૦ [ સં. ] મારી નાંખવું તે; વધ; ઘાત.

**નિસ્તરવું**, ક્રિ૦ અ૦ પાર પડવું; પુરું થવું; પાર આવવો; છૂટવું. (૨) તરવું.

**નિસ્તારો**, પું૦ [ સં. ] પાર; ઉદ્ધાર; મુક્તિ; મોક્ષ; તારણ. (૨) છુટકો; નિકાલ; તોડ. ઉ૦ અખા ગહન એ ચાલ્યું જાય, રામ જાણે નિરતારો થાય. મન માન્યું કરે કોઇનો નથી આવ્યો નિરતારો. રત્નો. નિષ્કૃતિ. ઉ૦ છાપાં તિલક તુલસીની માળા, સાધુ સંગ નિરતારા. મિરાંબાઇ.

**નિસ્તેજ**, વિ૦ [ સં. ] તેજ વગરનું; ઝાંખું. ફીકું. (૨) સુરત. મંદ; પ્રકાશ; ધુંધળું; ઝળકી-લખલખાટ વગરનું.

**નિસ્પૃહ**, વિ૦ [ સં ] સ્પૃહા રહિત; બેદરકાર; બેપરવા; તમાવગરનું. (૨) કોઇની પણ સહાયની ઇચ્છાજ રાખતું ન હોય તેવું.

**નિસ્પૃહતા**, સ્ત્રી૦ નહિ સ્પૃહા તે; બેપરવાઇ; કોઇની સહાયની ઇચ્છા નહિ રાખવાપણું.

**નિસ્પૃહી**, વિ૦ સ્પૃહા વગરનું; કોઇની કંઇ પરવા રાખે નહિ એવું; નિરપૃહ.

**નિહંતા**, પું૦ [ સં. ] હણનારો; ઘાતક; મારનારો.

**નિહાલ**, ન્યાલ; સુખી.

**નિહારિકા**, સ્ત્રી૦ [ સં. ] ઝાંખાં ધુમ્મસ અને વરાળ ભરેલાં વાદળાં જેવા આકાશમાં ફરતા હવામય સમૂહો; વરાળના ગુબાળા-ગોટા.

**નિહાળવું**, ક્રિ૦ સ૦ ધારી ધારીને જોવું; નિરખવુ.

**નિંદક**, વિ૦ નિંદા કરનાર; ગોગતખોર; નિંદાખોર.

**નિંદણ**, જુ૦ નીદણ.

**નિંદવું**, ક્રિ૦ અ૦ પુંઠ પાછળ ભુંડું બોલવું; નિંદા કરવી. (૨) નીંદવું.

**નિંદા**, સ્ત્રી૦ કોઇની પુંઠ પાછળ ભુંડું બોલવું તે; બદગોઇ; ગીબત; ચુગલી.

**નિંદાખોર**, વિ૦ નિંદક; ગીબતખોર.

**નિંદિત**, વિ૦ [ સં ] જેની નિંદા થયેલી-થતી હોય તેવું; લોક જેને માટે સારૂં કહેતા ન હોય તે. (૨) નઠારૂં; ખરાબ; વગોવાયેલું; હલકું.:–નિંદિત કામ ન કરવું.

**નિંદ્ય**, વિ૦ [ સં. ] નિંદા કરવાજોગ; ધિક્કારવાજોગ. (૨) ખરાબ; નઠારૂં:–નિંદ્યકામ.

**નિંબ**, પું૦ [ ફા. ] લિંબડો.

**નિઃશંક**, અ૦ શંકા કરવાનું કારણ ન હોય તેવું-તેમ; બેશક; બેધડક.

**નિઃશેષ**, અ૦ કંઇજ બાકી રહેલું ન હોય તેમ; તમામ; લગારે લુમાર; બિલકુલ; અનવશેષ.

**નિ:સત્ત્વ**, વિ૦ [ સં. ] સત્ત્વ રહિત, માલ વગરનું. (૨) નિર્માલ્ય; કમજોર. (૩) ગરીબ; દીન. સત્ત્વ પ્રેમથી લેવાયેલું હોય તેવું, કુચાઝેલું.

**નિ:સંગ**, વિ૦ [ સં. ] સંગ રહિત; નહિ લાગતું વળગતું રાખતું હોય એવું; અતડું; અળગું; આસંગ નહિ રાખતું. ઉ૦ આમ નિ:સંગ રહો તે શું સારું ? જુઓ સંસારની આંખે, વારૂ. કુટુંબ, માણસ વગેરેથી, અતડા ને એકલા–દૂર રહેવું તે.

**નિ:સંદેહ**, વિ૦ [ સં. ] નિ:શંક; સંદેહ રહિત; જરૂર; ખચીત; સંદેહ નથી એમ તે. નિ:સંદેહ પડશે ને પડશેજ.

**નિ:સંશય**, વિ૦ નિ:સંદેહ; નિ:શંક; જરૂર, અચૂક.

**નિ:સ્નેહ**, વિ૦ [ સં ] સ્નેહ રહિત; પ્રીતિ વગરનું; જેને કોઇ પર સ્નેહ થતો ન હોય તે; નહિ માયાળુ.

**નિ:સ્વાદ**, વિ૦ [ સં. ] સ્વાદ વગરનું, સ્વાદ રહિત.

**નિ:સ્વાર્થ**, વિ૦ [ સં. ] સ્વાર્થ રહિત, પરાર્થ હોય એવું.

**નિ:સ્વાર્થી**, વિ૦ સ્વાર્થી નહિ એવું તે; પરાર્થી; પોતાનો નહિ પણ બીજાનો લાભ હોય એવું કામ કરનારૂં; નિ:સ્વાર્થ વૃત્તિનું.

**નીક**, સ્રી૦ પાણી વહેવરાવવાનો, ઢાળ પડતો બાંધેલો કે ખોદેલો, સાકડો રસ્તો, પાણીનો રસ્તો.

**નીકા**, પુ૦ [ અ. ] બે, ચાર જણને સાક્ષી રાખી સ્રી પુરુષે ધણી ધણિયાણી તરીકે રહેવાને બધાવું તે. નીકા પઢવા=મુસલમાની ધર્મ પ્રમાણે પતિ પત્ની તરીકે રહેવાને ધર્મ પ્રમાણે બંધાવું.

**નીકું**, ન૦ વિ૦ [ હિં ] ગોખ્ખુ, સ્વચ્છ (૨) પસંદ પડે એવું; સારૂ.

**નીગળવું**, ક્રિ૦ અ૦ રેલાને રૂપે વહેવું; ધીરે ધીરે વહેવું. (૨) ટપકતું ઝરવું.

**નીઘા**, સ્રી૦ નજરે; કૃપાદ્રષ્ટિ. (૨) કાળજી; સંભાળ; મહેરબાની; શરત.

**નીચ**, વિ૦ [ સં. ] જાતે અને સ્વભાવે; હલકું–નઠારૂં તે; હીણી જાતનું, હલકા–દુષ્ટ સ્વભાવનું; અધમ; ખરાબ; અનુત્તમ; નિંદ્ય. (૨) અપજશ મળે એવું, હલકું; ઉ૦ વળો વળો નીચાની છોડૂં મોટાની ચાકરી, અમીરી ઘર આપણાં, મારા રાજ. કુજાતનું; હલકા કુટુંબનું.

**નીચલું**, વિ૦ નીચેનું; નીચે હોય તેવું; તળેનું:–નીચલું ડાચું. (૨) હેઠેનું, જેની ઉપર બીજું હોય એવું–નીચલો ગાળ બાડે રાખો. (૩) ઉતરતું; ઢાળ પડતું; નીચેની બાજુનું–નીચલો રસ્તો.

**નીચું**, વિ૦ નીચ; હલકું; કુજાત, નઠારૂં; દુષ્ટ.–નીચું કામ. (૨) નહિ ઉંચું; ઉતાવળું નહિ એવું ધીરૂ:–નીચે સૂરે ગાઓ; હલકી, હલકનું. (૩) નિચાણમા હોય તેવુ, ઉતરતું; અનુન્નત; ઢળતું, અધ. નમતું. નીચું જોઇને ચાલીએ. રૂ૦ પ્ર૦ નીચુ જોવુ; શરમાઇ જવું; લજાવુ, ખરતવું; હીણું લાગવુ. નીચા જોયું=શાંઠ. નવાણું, શરમાળ. ઉ૦ નીચા જોયો આખલો ને ઉંચા જોઇ નાર, એકલ હડો વાણિયો, એ ત્રણેને ગરદન માર. બાપા

**નીચે**, અ૦ નીચલી તરફ, હેઠળ; હેઠે; તળે,

**નીડ**, પું૦ [ સં. ] પંખીનુ ઘર; માળો; ગોખો.

**નીતિ**, સ્રી૦ [ સં. ] સત્ય અને વ્યવહારને બાધ આવે નહિ એવી જે રીત તે, કોઇ પણ કામ કે વ્યવહાર સારી રીતે ચલાવવાને માટે નક્કી કરેલો વર્તન માર્ગ તે, નય; સદાચાર.

**નીતિમાન,** વિ૦ સદાચારી; સદ્ગુણી; ન્યાય-યોગ્ય હોય તે પ્રમાણે કરનાર- વર્તનાર.

**નીતિશાસ્ત્ર,** ન૦ [ સં૦ ] મનુષ્યે વ્યવહારમાં, રાજ્યમાં- અને વર્તનમાં કેમ રહેવું તથા ચાલવું તેના જે નિયમો તે.

**નીદણ,** ન૦ ખેતરમાં કરસણ ભેગું જે નકામુ ફાલતું ઘાસ ઉગેલું હોય તે. ( ૨ ) નીદી કાઢેલું ઘાસ તે.

**નીદવું,** ક્રિ૦ અ૦ અનાજના ખેતરમાંનું નકામુ ઘાસ મૂળથી ખેચી નાખવું; ઉખાડી વિંણી વિણીને તાણી નાખવું તે; ચુંટી કાઢવું.

**નીપ,** પુ૦ [ સં ] એક જાતનું ફુલઝાડ.

**નીમ,** પુ૦ નિયમ

**નીમહકીમ,** પુ૦ સેભાગે વૈદ; ઉંટવૈદ.

**નીમા,** પુ૦ નીભા; નિંભાડો; કુમારની હાલ્લાં વગેરે પકવવાની ભઠ્ઠી. ( ૨ ) મોટો પ્રયોગ; એક સામટો ઘણા ઉપગ કરેલો અખતરો; એક વખતનું આખુ કામ તે:-એનો તો નીમા બગડયો.

**નીમી,** સ્ત્રી૦ હુડી

**નીર,** ન૦ [ સં. ] પાણી, જળ; ઉદક. ( ૨ ) સત્વ; શૌર્ય; બળ; તેજ; નૂર.

**નીરણ,** ન૦ ઢોરને નીરવાનું જે ઘાસ તે.

**નીરદ,** પું૦ [ સં ] મેઘ

**નીરવુ,** ક્રિ૦ સ૦ ખાવાને આપવું, ઢોરના મોં આગળ ઘાસ નાખવુ; આગળ મૂકવુ

**નીરસ,** વિ૦ રસ વગરનું.

**નીરો,** પું૦ ખજુરામાંથી નીકળેલો તાજો રસ; તરતની નીકળેલી તાડી

**નીરોગી,** વિ૦ [ સં ] રોગ રહિત; નહિ રોગી; તંદુરસ્ત

**નીલ,** વિ૦ [ સં. ] આસમાની-ભૂરૂ; કાળુ.

**નીલકંઠ,** પું૦ [ સં ] મહાદેવ; શિવ. ( ૨ ) મોર.

**નીલમ,** ન૦ આસમાની હીરો.

**નીલી,** સ્ત્રી૦ ગળી. ઉ૦ નીલી પાવે જે કરસણો. સામળ.

**નીલુ,** વિ૦ ભૂરૂં-આસમાની.

**નીલોત્પલ,** ન૦ [ સં. ] કાળુ કમળ; ઇંદીવર.

**નીવાર,** પુ૦ [ સં ] એક જાતનું અનાજ, એક જાતના ચોખા. ઉ૦ નીવારોદન મિષ્ટ ઉષ્ણ મધુરુ, સત્તાવડી પ્યાગીને. ઉ. રા. મ.

**નીવી,** સ્ત્રી૦ [ સં ] ચણિયોના નાડાની ગાંઠ, કમ્મરે પહેરવાના લુગડાની જે ગાંઠ નાભી આગળ વળાય છે તે

**નીસા,** સ્ત્રી૦ કેફ; અમલ. ( ૨ ) ભરોસો; પતીજ.-ખાતર નીસા. ( ૩ ) મસાલો વાટવાની પત્થરની નાની છાટ.

**નીહાર,** પુ૦ [ સં. ] ઝાકળ; ધુમ્મસ.

**નુકતી,** સ્ત્રી૦ રાજગરાના લોટની ખાંડ પાયેલી ઝિણી ગોળી.

**નુકસાન,** ન૦ [ સ ] કોઇ પણ બાબતમાં ખામી-તોટો પડવો-આવવો તે, ગેરલાભ; ગેરફાયદો, તોટો. ( ૨ ) બગાડ, ખરાબી. ( ૩ ) નાશ; હાનિ. ( ૪ ) હરકત; અડચણ; વાંધો; જાન. ક્રિ૦ પ્ર૦ નુકસાન કરવું=ગેરલાભ થાય તેમ કરવું; હાનિ પહોચાડવી. ( ૫ ) ખામી; છિદ્ર; દોષ.-આ લુગડું નુકસાનવાળુ છે.

**નુકસાનકારક,** વિ૦ ગેરફાયદાકારક.- નુકસાન કરે એવું; અપકારક.

**નુકસાની,** સ્ત્રી૦ નુકસાન; ગેરફાયદો. ( ૨ ) ખોટ; તોટો; લોસ હાનિ:-એમાં તને થી નુકસાની લાગી. ( ૩ ) ખોટની પુરતી તે, ખોટનો બદલો તે-તમારે નુકસાની આપવી પડશે.

**નુકતો**, પું૦ નકતો; કૌતુક ઉત્પન્ન કરે એવો બનાવ-વાતનો ટુચકો તે (૨) નવો મુદ્દો; વિચિત્ર ફાર્સ તે. (૩) કોયડો, જેમાં કંઈક અરપષ્ટ સમજવાનું રહેલું હોય એવું કથન તે. (૪) ટિખળ, હસવા જેવી બાબત-વાત. (૫) અરબી ને ફારસી અક્ષરો ઉપર સ્વરના ચિહ્ન તરીકે જે નાનાં-મીંડા વગેરે મૂકવામાં આવે છે તે.

**નુગરું**, વિ૦ ગુરુ વગરનું; નખદ; જે કોઇને ગાંઠે નહિ એવું હોય તે – નુગરો સાપ=ઉતરે નહિ એવો સાપ.

**નૂતન**, વિ૦ [ સં. ] નવું; નવીન. (૨) તરતનું; તાજું નૂતનતા=નવાપણું; નવીનતા.

**નૂપુર**, ન૦ [ સં. ] સ્ત્રીઓને પગે પહેરવાનું ઘુઘરીઓવાળું વાગતું ઘરેણું; ઝાંઝર; નેપુર.

**નૂર**, ન૦ [ અ. ] તેજ, પ્રકાશ; કાંતિ; ચળકાટ. (૨) શૌર્ય; પાણી. (૩) ભાડું. (વહાણમાં માલ લઇ જવાનું).

**નૂરી**, સ્ત્રી૦ [ હિં ] પોપટની જાતનું લાલ રંગનું એક પખી.

**નૃત્ય**, ન૦ [ સં ] નાચવું તે, નાચ. નૃત્યકાર=નાચ કરનારો.

**નૃપ**, પું૦ નરોને પાળનારો તે-રાજા

**નૃપતિ**, પું૦ રાજા નૃપાળ.

**નૃપાળ**, પું૦ રાજા.

**નૃશંસ**, વિ૦ અત્યંત પાપી-નઠારો ક્રૂર હોય તે.

**નૃશંસતા**, સ્ત્રી૦ અતિ નીચ-પાપીપણું; ક્રૂરતા; નઠારાપણું, દુષ્ટતા.

**નૃસિંહ**, પું૦ નરને સિંહના મિશ્ર આકારનો વિષ્ણુનો ચોથો અવતાર. (૨) ગુજરાતનો આદિ કવિ. (૩) નર-પુરૂષમાં નરોમાં સિંહ જેવો એવો જે શરવીર રાજા તે.

**ને**, અ૦ અનેનું ટુંકું રૂપ; અને; તથા:-હું ને તું (૨) બીજી વિભક્તિનો પ્રત્યય-રામને. (૩) ક્રિયાપદના લહેકાના આજ્ઞાર્થ રૂપનો અને ની-ને રૂપે આવી પ્રતિ ઇચ્છા દર્શાવે છે-આપને ? ખાને ? (૪) વિ૦ એનુને અર્થે કવિતામા વપરાય છે:-ગોરમા ઘરડો ને ભરથાર કે આપ્યો મુજનેરે શોલ (૫) સ્ત્રી૦ ને; નેહ; ને; હોકામાંથી ધુમાડો ખેંચવાની પાતળી અરણી વગેરેની અંદરથી પોલી લાકડિયાળી નળી.

**નેઉ**, વિ૦ નેવું, સોમાં દસ કમ તે, ૯૦ (૨) નળિયું; નાળ. (૩) છાપરાના નળિયાથી વરસાદના પાણીના જે ધાધોડા પડે છે તે. (૪) એ ધાધોડા જે ઠેકાણે પડે છે તે જગા.

**નેક**, વિ૦ [ फा. ] પ્રમાણિક; સાચું; ન્યાયી; પાક, ઇમાનદાર. (૨) નીતિમાન, સદાચારી, ભલું (૩) સખી (૪) પું૦ હદ, મર્યાદા, ઉ૦ ઓઢાણે જીવ અનેક તાર્યા, શુ વર્ણવું નથી નેક નરભેરામ, જેને ત્રુઠી શારદા, નેક રહી ના ન્યૂન, વિદ્યા દેવણ વિશ્વમાં, તે વિણ સઘળું શૂન્ય. સામળ. ક્રિ૦ પ્ર૦ નેક બાધવો=અમુક ભાવે અમુક વેચી કરી શકાય એમ ઠરાવવુ તે નેકનજર=પ્રમાણિકપણે વર્તનારે, ચોખ્ખી દાનતનુ નેકનામ=તેણમાં જે જાણીતું હોય તે. નેકનામદાર=ભલા નામવાળો, જેનું નામ. નેકી માટે પ્રખ્યાત હોય તે.

**નેકી**, સ્ત્રી૦ [ फा ] પ્રમાણિકતા; ઇમાનદારી. સાધાપણું. (૨) કોઇનુ ભલું ઇચ્છવાની બુદ્ધિ-વૃત્તિ તે, સન્નિષ્ઠા, સુધાપણું.

**નેકો**, પું૦ અમુક હદનો નેક, આંકો; અમુક

થાય અમુક ન થાય એવો ધારો; નિયમ; બંધ; પ્રમાણ:-આપવાલેવામાં.

**નેગવું**, ક્રિ૦ પ્ર૦ ખાવું; જમવું.

**નેચો**, પું૦ [ फा ] હોકાની ગુચ્છાદાર નેહ

**નેજનું**, ન૦ બારસાખના સોમલા પાસેનું ઢાકણ; દાટો; વાટ. (૨) મોતિયાનો ટેકો; ફાંસડો.

**નેજારો**, પું૦ [ फा ] કટાક્ષ; આંખના અણુ-સારા-ભાલા; નેત્રબાણ.

**નેજું**, ન૦ [ फा. नेजह ] નાની બરછી ઉપરની ધજા; ઘોડેસ્વારના ભાલાને વળ-ગાડેલો વાવટો. (૨) ભાલાનું ફણું; બરછીનું પાનું. ઉ૦ ધજા ફરકે ને નેજા ચળકે, નિશાને બળિયા ધાવરે. લજ્જારામ.

**નેજો**, પું૦ વાવટો. ઉ૦ તારા નેજા ફરકતા. (૨) ભાલો: બરછી.

**નેટ**. અ૦ નક્કી; જરૂર; ખચીત.

**નેટી**, સ્ત્રી૦ ખણખોદ; તપાસ, પડપૂછ.

**નેડે**, અ૦ પાસે; નજીક; કને.

**નેડો**, પુ૦ સ્નેહ; પ્રેમ, અનુરાગ ઉ૦ નદ-કુંવરસુ નેડો લાગ્યો, તે પ્રાણ ગયે ન છુટાય મિરાંબાઇ

**નેણ**, [ सं. नयन ] આંખ, નેન, ચક્ષુ નેણકટારી=કટાક્ષ.

**નેતર**, ન૦ પાણીમાં અને ખૂબ ભેજવાળી જમીન પર થતા એક જાતના લાંબી પેરનો વેલા-સાંઠા; વેતસ: એ જેમ વાળી-એ તેમ વળે એવાં સ્થિતિસ્થાપક હોય છે. એની સોટીઓ, લાકડીઓ વગેરે બને છે, (૨) પાતળી સોટી:-નેતર લઇને મહેતાજી ઉઠયા એટલે છોકરાઓ ચૂપ થઇ ગયા.

**નેતરું**, ન૦ વલોણું તાણવાની રસી; વલોણા-ના વાંસને ફેરવવાને ત્રણ ચાર આંટા દઇ વળગાડેલી દોરી. ઉ૦ કાળીનાગનાં નેતરાં રે લોલ.

**નેતા**, વિ૦ [ सं. ] દોરનાર; આગેવાન; મુખ્ય નાયક. (૨) બળ, પ્રમાણ જણાઇ જવું તે; પોતાનું સામર્થ્ય સમજાવું તેઃ-ડોસાને હવે તેના નેતા પહોંચ્યા તો ?

**નેતિ**, અ૦ [ सं. ] ના એટલુંજ નહિ એમ; એ નહિ, એ નહિ, એમ; એ નહિ પણ વધારે; અનંત. બ્રહ્મના સ્વરૂપની જિજ્ઞા-સાએ પુછાયેલા પ્રશ્નના ઉત્તરમાં ગુરુએ અપાતો જવાબ. આવા તેવા છે, એમ નહિ પણ એવો નહિ, એવો નહિ. ઉ૦ નેતિ નેતિ વેદભણે.

**નેત્ર**, ન૦ [ सं. ] આંખ; નયન; ચક્ષુ. નેત્ર બાણ=કટાક્ષ. ઉ૦ નેત્રબાણ વાગ્યાં હોય તે જાણે. નેત્રપલ્લવી=આંખના અણુસારાથી સમજાવવાની ભાષા:—કરપલ્લવી.

**નેત્રવૈદ**, પુ૦ [ सं. ] આંખનાં દરદોનો વૈદ તે.

**નેત્રાંબુ**, ન૦ [ सं. ] આંસુ; આંખનું પાણી.

**નેન**, જુ૦ નેણ.

**નેનસુખ**, ન૦ ઝીણા વણાટનું સુતરાઉ કપડું.

**નેપથ્ય**, ન૦ [ सं. ] નાટકમાં રંગભૂમિની પાછળનો નટોને વેષ પહેરવા જવાનો પડદો નાંખીને જુદો પાડેલો આંતરો તે. (૨) રંગભૂમિપરનો પડદો.

**નેપાળો**, પું૦ એક ઉગ્ર રેચક ઓષધિ. રૂ૦ પ્ર૦ નેપાળો આપવો=દમ દેવો; બીક બ-તાવવી; રેચ આપવો.

**નેપુર**, ન૦ નૂપુર; ઝાંઝર.

**નેફો**, પું [ फा. नेफ ] સુરવાલ-ચણિયાની તે ખોલ કે જેમાં નાડું રહે છે; ચોયણ ઉપરની સરકિયાની ખોલ.

**નેમ**, પું૦ નિયમ. ઉ૦ નેમ વરત કંઇએ નથી કર્યાં (૨) સ્ત્રી૦ નિશાન; તીર મારવાને

ધારેલું બિંદુ તે. ( ૩ ) અમુક નક્કી કરેલો હેતુ-આશય-વિચાર તે. ( ૪ ) હદ; મર્યાદા. ક્રિ૦-૫૦ નિમ ચૂકવી=નિશાન નહિ પડવું; ધારેલો હેતુ ભૂલી જવાવો.

**નેમી**, સ્ત્રી૦ [ સં૦ ] પૈડાની પરિધ; ચક્રધાર. (૨) કુવા ઉપરની પાણી તાણવાની ગરગડી.

**નેરું**, ન૦ ચોમાસામાં પાણી વહેતું હોય તે વહેળો; કોતર. (૨) વિ૦ ન્યારું.

**નેવ**, વિ૦ નેવું; સોમાં દસકમ; ૯૦. ( ૨ ) નેવું; નળિયાં. ( ૩ ) જ્યાં નેવાંના ધાધોડા પડતા હોય તે જગા ને નળિયાંથી પડતી પાણીની ધારાઓ તે. ૨૦ પ્ર૦ નેવે મૂકવું=ભૂલી જવું; વિસારી મૂકવું; ઉંચું મૂકવું; નહિ યાદ રાખવું; તજી દેવું; ઉપેક્ષા કરવી. કહે૦ નેવનાં પાણી મોભ ચઢ્યાં=નહિ થવા જેવું થયું; અસંભવિત હોય તેવું બનવું. અવળે રસ્તે જવું; ઉલટ સુલટ થઇ જવું. નેવે પાણી આવ્યાં=રેલા ચાલે એટલો વરસાદ વરસ્યો.

**નેવર**, ન૦ ઝાંઝર.

**નેવલ**, સ્ત્રી૦ બેડી. (૨) ઘરેણું.

**નેવસે**, અ૦ નેવે. ઉ૦ આષિરે વરસાદ ને નેવસે પાણી.

**નેવાણી**, સ્ત્રી૦ નેવનાં પાણી પડવા માટે રાખેલી બે ઘર વચ્ચેની સાંકડી લાંબી ગલી; નવેળી.

**નેવું**, વિ૦ સોમાં દસકમ; ૯૦. (૨) ન૦ નળિયું; નાળ.

**નેવ્યાશી**, વિ૦ એંશીને નવ; ૮૯.

**નેશ**, વિ૦ [ સં. નેષ્ટ ] ખરાબ; નઠારું; દુષ્ટ. (૨) હીણું; કમનસીબ.-નેશપગલાંની=નહિ ઇચ્છવા યોગ્ય.

**નેસડો**, પું૦ ગાયો ને ગોવાળોને રહેવાનું સ્થાન તે; રબારીવાડો. ( ૨ ) ગાયોને રાખવાનો વાડો; ગૌશાળા.

**નેસ્તી**, પું૦ ખોરાક માટે જોઇતી ચીજો વેચનારો; મોદી; પરચૂરણ ઘરગતું વસ્તુઓ, અનાજ, વગેરે વેચનારો. જે વેપારી તે.-નેસ્તીની દુકાન.

**નેહ**, પું૦ [ સં. સ્નેહ ]. પ્રેમ; પ્યાર; સ્નેહ. (૨) સ્ત્રી૦ હુકાની લાકડાની નળી.

**નેહર**, જુઓ નહેર.

**નેહરી**, સ્ત્રી૦ નેહ. ઉ૦ સુવાને કાજે સાથરેરે, પહેરવાનું વસ્તર જાડું, શીતળ જળે 'મારી દીકરીરે, નહિ નેહરી ને નાડું. પ્રેમાનંદ.

**નેહમી**, અ૦ હમેશ; સદા; રોજ.

**નેળ**, સ્ત્રી૦ નળોકડી, નાળ; ઝાડી વચ્ચેનો અથવા ઝાડમાં થઇને જવાનો સાંકડો રસ્તો. કહે૦ નેળનાં ગાંડાં શું નેળમાં રહેશે?

**નૈ**, સ્ત્રી૦ હુકાની લાકડાની નળી.

**નૈર્ઋત**, વિ૦ [ સં. ] દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેની દિશા; ખુણો. નૈર્ઋતખુણો.

**નૈગમ**, પું૦ [ સં. ] વણિક; વાણિયો, વેપારી.

**નૈડ**, પું૦ પુરૂષેંદ્રિય; લિંગ.

**નૈપુણ્ય**, ન૦ [ સં. ] નિપુણતા; કુશળતા; બાહોશી; આવડ.

**નૈમિત્તિક**, વિ૦ [ સં. ] નિમિત જન્ય; પ્રાસંગિક; હમેશાનું નહિ એવું.

**નૈયત**, સ્ત્રી૦ દાનત; વૃત્તિ; મનોગતાર્થ. (૨) નિષ્ઠા.

**નૈયાયિક**, વિ૦ [ સં. ] ન્યાય શાસ્ત્ર જાણનાર; ન્યાયમાં પારંગત હોય તે.

**નૈયું**, ન૦ નખ ને લગતી ચામડી; નખ નજીકનું માંસ. (૨) દુખો. ઉ૦ નૈયાનાં શાર્ફ તારે; અતિ અનોપમ છે. ચાળ.

**નૈરાશ્ય**, ન૦ [ સં. ] નિરાશા; નાસીપાસી.

**નૈર્ગુણ્ય**, ન૦ [ સં. ] નિર્ગુણત્વ; ત્રણ ગુણાતીતપણું.

**નૈવેદ્ય**, ન૦ [ સં. ] નવેદ; દેવને નિવેદન કરવાનું જે દ્રવ્ય-સામગ્રી તે; પરસાદ; પ્રસાદ.

**નૈષધ**, પું૦ [ સં. ] એક પ્રાચીન દેશનું નામ. નૈષધનાથ=નળરાજા. ઉ૦ નૈષધનાથ વાટે મળ્યા.

**નૈષ્ઠિક**, વિ૦ [ સં. ] કર્મ ઉપર નિષ્ઠાવાળો; જન્મારો બ્રહ્મચર્ય રાખી ગુરુને ત્યાં રહી કર્મ કરનારો (બ્રહ્મચારી તે.)

**નૈસર્ગિક**, વિ૦ [ સં. ] સ્વાભાવિક; સહજ; કુદરતી.

**નો**, અ૦ નહિ. (૨) છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય. રામનો. (૩) રૂપીઃ-મનનું આકાશ=મન-રૂપી આકાશ.

**નોકર**, પું૦ [ ફા. ] પગાર લઈ કામ કરનારો; મહેતો; ચાકર; માણસ. (૨) દાસ; સેવક; ખિદમદગાર.-નોકર ચાકર.

**નોકરિયાત**, વિ૦ નોકરી એ જેની વૃત્તિ હોય તેવું; નોકરી કરનારું; પગારદાર માણસ; નોકરીવાળું. (૨) પરસ્વાધીન.

**નોકરી**, સ્ત્રી૦ નોકર તરીકે જે વૃત્તિ કરવી તે; નોકર વૃત્તિ; ચાકરી. સેવા; ખિદમદગીરી. (૨) નોકર તરીકે રહીને કરવાનું જે કામ તે. (૩) નોકરની જગા તે.

**નોકારસી**, સ્ત્રી૦ નોકાર મંત્રની દીક્ષાવાળાઓનું મોટું જમણ તે; શ્રાવકોની ચોરાસી; જૈનોનું મોટું જમણ.

**નોખ**, સ્ત્રી૦ (પું૦) છટા; ખુબી. (૨) બાંટ; ડોળ. (૩) ટેક; વટ; આબરૂ (૪) આગળની શોભા; સુશોભિતપણું; મોખરો; મુખવટો. ક્રિ૦ પ્ર૦ નોખ રાખવી=ટેકની-શોભા રાખવી. નોખ લેવી. આબરૂ લેવી.

**નોખદાર**, વિ૦ મોખરાનું. (૨) છટાદાર; ખુબીવાળું. (૩) મુખવટે બહુ સારું-શોભિતું તે.

**નોખું**, વિ૦ જુદું; અળગું; ઈલાયદું. ક્રિ૦ પ્ર૦ નોખું કરવું=જુદું કરવું; છુટું પાડી દેવું. નોખું બોલવું=ફરીને બોલવું; જુદું-જુદું બોલવું.

**નોઝણાસાંકળ**, સ્ત્રી૦ કમાડને બારસાખને જોડી રાખનારી સાંકળ તે; સરડિયો સાંકળી.

**નોઝણું**, ન૦ જોડી રાખનારું-છુટા નહિ થવા દેનારું જે દોરડું તે; સેલો. દોહતી વખતે ગાય કુદી જાય નહિ અથવા પાટુ મારી દોહોણી પાડી નખાવે નહિ તે માટે તેના પાછલા બે પગ બાધી રાખવાનું દોરડું. ક્રિ૦ પ્ર૦ નોઝણું બાંધવું=સેલો વાળવો.

**નોટ**, સ્ત્રી૦ [ સં ] સિક્કાને ઠેકાણે વપરાતો ચલણી કાગળ. (૨) ચીઠી. (૩) નોંધ; ટિપ્પણ; ઉતારો; નોંધ.

**નોતર**, સ્ત્રી૦ નોતરવું તે; નોતરવાનું જે કામ તે.:-દિવાન સાહેબ બે ભાયાતોને લઈ ભાઈબંધ રાજાઓની નોતરે ગયા છે. (૨) નોતરવાથી આવેલી જે મહેમાન મંડળી તે:-ત્રણ રાજાઓ નોતરમાં આવ્યા છે.

**નોતરવું**, ક્રિ૦ સ૦ જમવા તેડવું; ઈજનદેવું; બોલાવવું; નિમંત્રવું; આમંત્રણ કરવું.

**નોતરિયો**, પું૦ નોતરો દેનારો; ગોર.

**નોતરું**, ન૦ નિમંત્રણ; જમવાને મળવા મ-ળવા બોલાવવું તે; આમંત્રણ; ઈજન. ક્રિ૦ પ્ર૦ નોતરું કાપવું=સમવાય-નાતમાંથી નિમંત્રણ કાઢી નાંખવું. કહે૦ નાતનું નોતરું ને પરબનું પાણી.

**નોધલું**, વિ૦ નાનું. નોધલિયો=નાનો.

**નોધારું**, વિ૦ આધાર વગરનું; આશ્રય રહિત;

એકલવાયું; અહર; રેખા વગરનું.

**નોબત,** સ્ત્રી૦ મોટું નગારૂ; ઉંટ ઉપર રાખી વગાડવાનું મોટું લડાઇનું નગારૂં (૨) દેવમંદિરમાંનું મોટું નગારૂ. ઉ૦-કાંકરિયા ઉપરરે કે નોબત વાગે છે, ગુપચીઓ માંનારે કે જોધમલ જાગે છે. કાંકરિયા.

**નોમ,** સ્ત્રી૦ [ स. नवमी ] પખવાડિયાનો નવમો દિવસ.

**નોય,** નહોય

**નોર,** નૂર. (૨) નહોર; પશુ-પંખીના પંઝાનો નખ.

**નોરતું,** નં૦ નવરાત્રિઓમાંનો એકેકો દિવસ તે.:-બે નોરતાં ગયાં.

**નોરપડવું,** ક્રિ૦ હાર પાડવું; ચાલતું થવું.

**નોરા,** પું૦ નહોરા; કાલાવાલા; આજીજી; નહોર ભરવી જોરથી અટકાવવું-બહુ આગ્રહ કરવો તે. (૨) નહોર ભરાવીને, ઉભા રહેવાનું સ્થાન. (જ્યાં કોસ ખેંચીને ગયેલા બળદ ઉભા રહે છે તે સ્થાન) ક્રિ૦ પ્ર૦ નોરા કરવા-ખૂબ આગ્રહ કરવો.

**નોરિયું,** નં૦ નખથી કરેલો ઉઝરડો; નખ મારવો તે; નખે પાડેલો આંકોઃ-બિલાડીએ નોરિયાં ભર્યાં.

**નોહરા,** પું૦ નોરા; કાલાવાલા.

**નોહે,** નહોય.

**નોળ,** પું૦ નકુળ; નોળિયો (૨) જોડી પાતળાં નહિ પણ નોળિયા જેવાં પેટ છાતી વગેરેથી સરખા ઘાટનો, તદરસ્ત, અને વસ્ત્ર વગરનો એવો તે.:-નાગોનોળ.

**નોળવું,** ક્રિ૦ સ૦ મમોતાયી, ઘસીને ગોરસ ઘોવું-સાફ કરવુ તે; ફેરવી ફેરવીને ધોવું.

**નોળિયો,** પું૦ નોળ; શરીરે લાંબા વાળવાળું એક હાથ લાંબું એક ચોપગું જનાવર. એ સાપને દેખે ત્યાંથી મારે છે.

**નોળીકર્મ,** નં૦ શરીરનો મળ દૂર કરવાની એક યૌગિક ક્રિયા; નાકેથી પાણી લઇ મોઢે ને મોઢેથી લઇ નાકે કાઢી નાંખવાની ક્રિયા; (૨) લુચ્ચાઇ.

**નોળીનોમ,** સ્ત્રી૦ શ્રાવણ સુદિ નોમ.

**નોળુ,** ન૦ નાનું સાપોલિયુ.

**નોંક,** જુઓ નોખ.

**નોંકાર,** પું૦ જૈનોનો એક દીક્ષામંત્ર.

**નોંકારસી,** સ્ત્રી૦ શ્રાવક-જૈનોનું જાહેર મોટું જમણ તે.

**નોંધ,** સ્ત્રી૦ યાદદાસ્તને માટે કરેલું જે ટાંચણ તે; વિગત વગરનું જે ટુંકું લખાણ તે; ટિપ્પણ. (૨) ઓઠ. નોંધપોથી=રોજનિશિ; ડાયરી; નોંધ કરવાની ચોપડી.

**નોંધવું,** ક્રિ૦ સ૦ ટિપ્પણ કરવું; ટપકાવવું; ટુંકામાં લખી લેવું; ઉપર ટપકે યાદદાસ્ત માટે લખી લેવું. (૨) નામે દાખલ કરવું; લિસ્ટમાં જોડવું.

**નોંમ,** જુઓ નોમ.

**નૌ,** નં૦ [ सं ] વહાણ, મછવો.

**નૌકા,** સ્ત્રી૦ વહાણ; હોડી.

**નૌકાગમન,** નં૦ સમુદ્રયાત્રા; સફર, વહાણમાં બેસીને જવું તે.

**નૌકાશાસ્ત્ર,** નં૦ વહાણવટું, ચલાવવાની-સમુદ્રે ખેડવાની વિદ્યા.

**નૌતમ,** વિ૦ [ सं. ] નવું; નવું અને સુશોભિત.

**નૌસૈન્ય,** નં૦ [ सं. ] દરિયાઇ લશ્કર.

**ન્યક્કાર,** પું૦ [ सं. ] તુચ્છકાર, અવગણના.

**ન્યગ્રોધ,** પું૦ [ स. ] પિંપળો, પિંપરનેવડની જાતનું એક ઝાડ.

**ન્યસ્ત,** વિ૦ નાખેલું; મૂકેલું.

**ન્યાત,** સ્ત્રી૦ જ્ઞાતિ; નાત, એક જ તરેહના રીતરિવાજવાળું લોકનું એક મંડળ તે.

ન્યાતીલું; વિ૦ નાતનું.
ન્યાય, પું૦ [ સં. ] ઇનસાફ. કારણ ઉપરથી અથવા પ્રતિજ્ઞા ઉપરથી અનુમાન શોધી કાઢવાની વિદ્યા; કેટલાંક કારણ ને પ્રમાણ ઉપરથી કાર્ય સંબંધી તર્ક કરવાની વિદ્યા તે. (૨) કાયદો; ધારો; રિવાજ. (૩) વાજબીપણું; સાચવટ; રાસ્તી. (૪) અમુકની માફક છે એવી કહેતીઓ તે ન્યાય.:—કાકીને ન્યાયે; કાકતાલીય ન્યાય, વગેરે. સત્યાખ્યાન. તત્ત્વ પરીક્ષણ શાસ્ત્ર તે.
ન્યાયસભા, સ્ત્રી૦ [ સં. ] ઇનસાફ આપવાનો વિચાર કરનારી મંડળી (૨) ઇનસાફદારોને એકઠા થવાનું સ્થાન.
ન્યાયાધીશ, પું૦ ઇનસાફદાર; જડજ; ન્યાય આપનારો.
ન્યાયાધીશી, સ્ત્રી૦ અદાલત; ઇનસાફદારની કચેરી.
ન્યાયાસન, નં૦ ઇનસાફદારને બેસવાનું સ્થાન—બેઠક.
ન્યાયી, વિ૦ ન્યાય આપે એવું; રાસ્ત; વાજબી ઇનસાફી.
ન્યારું, વિ૦ જુદું; નિરાળું. (૨) અજાયેબ જેવું.
ન્યાલ, વિ૦ ઇચ્છા પાર પડી હોય તેવું; કૃતાર્થ; દ્રવ્યથી ભરપુર ભરેલું.
ન્યાસ, પું૦ [ સં. ] મૂકવું તે; સ્થાપન; મૂકેલું એવું જે તે.
ન્યાળવું, ક્રિ૦ નિહાળવું; ધારી ધારીને જોવું. ઉ૦ હું રહી મોહન મુખ ન્યાળી.
ન્યુસપેપર, ન૦ [ સં. ] સમાચાર પત્ર.
ન્યૂન, વિ૦ [ સં. ] ઓછું; ઉણું. કઈ:—ન્યૂનાધિક=ઓછુંવત્તું.
ન્યૂનતા, સ્ત્રી૦ [ સં. ] ઓછપ; કમીના.
ન્હોવું, નહાવું, સ્નાનકરવું; નાહવું.

**પ,** પું૦ (સં. प्) ગુજરાતી વર્ણમાળાનો બત્રીસમો અને વ્યંજનોમાંનો એકવીસમો ઓષ્ઠસ્થાની પહેલો વર્ણ; પકાર; પપ્પો. (૨) વિ૦ (पा. પાળવું પીવું.) પાળનાર. નૃપ; ભૂપ. (૩) પીનારઃ-મદ્યપ. શબ્દને છેડે પ્રત્યય રૂપે જોડાય છે.

**પઈ,** સ્ત્રી૦ આનાના બારમા અને પૈસાના ત્રીજા ભાગ જેટલી કિમ્મતનો તાંબાનો નાનો ચલણી સિક્કો; અડધી. (૨) બીબાંનો ભંગાર; ખીચડો.:-ટાઈપની પઈ એક પીપમાં એકઠી કરી રાખી છે. પાઇ; પૈ.

**પઇડું,** ન૦ પૈડું; ચાક; ચક્ર.

**પઇડો.** પું૦ બાવળના બીનો કાતરો; બાવળની શિંગ; પૈડો, પૈડા. આ શિંગો ઢોરને ખવરાવવામાં આવે છે.

**પઇતું,** ન૦ (સં. पत्र) નાનો અને પાતળો કકડો; ગોળ પાતળુ ફોડવું-શાક વગેરેનું. (૨) કાતળી; શેલડીનો શરમો. પત્તું, પઇતો; પીતો.

**પઇસો,** પું૦ આનાના ચોથા ભાગ જેટલી કિમ્મતનો તાંબાનો ચલણી સિક્કો; દોકિયું; જંઈ, જનાદી; કાનડિયુ (૨) ધન; દોલત; સંપત્તિ; લક્ષ્મી:-દુનિયા પઈસાની પઇસાની. (૩) ઉભરાનો ખળકો; ગરમ પરપોટો.:-પઇસા પડે એવું પાણી ઉકાળજો.

**પકડ,** સ્ત્રી૦ પકડવાપણું; ઝાલ; ગ્રહણ શક્તિ; ગ્રાહ; ધરણ. (૨) ઝાલી રાખવાનું જોર તે; કાંડાબળ. (૩) કોઇ વસ્તુ ખસી કે ચસકી શકે નહિ એમ સજ્જડ ઝાલી રાખવાનું ઓજાર; સાંડસી; ચીપ; જંતરડો. (૪) દાબ; કબજો, સુંગલ. (૫) શોધી કાઢવાની આવડ-ચાલાકી તે. (૬) સામાને સજ્જડ ઝાલવાનો કુસ્તીમાંનો એક દાવ. રૂ૦ પ્ર૦ પકડ પકડવી=જ્યાંથી ઝાલવું જોઇએ ત્યાંથી બરોબર ઝાલવું તે; રગ પકડવી તે; છટકી જાય નહિ એમ પકડવું તે; સીકડવું તે.:-આ સાણસીની પકડ બહુ સારી છે.

**પકડવું,** ક્રિ૦ સ૦ (સં. प्रकर्ष्) ખસી કે સરી જાય નહિ તેમજ.છુટી કે નાસી જાય નહિ એવી રીતે જોરથી ઝાલી રાખવું તે. (૨) નાસી ગયેલાને; છુપાયેલાને કે નહિ જણાયેલાને શોધી કાઢવો તે. (૩) કેદ કરવું; કબજે લેવું; ગ્રહી રાખવું; ઝાલવું; ધરવું. (૪) અટકાવવું; રોકવું; નહિ જવા દેવું તે. રૂ૦ પ્ર૦ કાન પકડવો=કબુલ કરવું; માનવું. કાન પકડાવવો=કબુલ કરાવવું; ભૂલ મનાવવી. (૨) ઠપકો દેવો; શિક્ષા લેવી; બળજોરી કરવી.:-દેખ બિચારી બકરીનો પણ કોઇ ન જાતાં પકડે કાન. હાથ પકડવો=આશ્રય આપવો; સહાય કરવી; ઉદ્ધાર કરવાનું માથે લેવું. પરણવું. રંગ પકડવો=રંગ બરોબર બેસીને ખીલી રહેવો; બરોબર રંગાવું. જોઇએ તેવો રંગ ચઢી રહેવો તે. પરિપકવાવસ્થાએ પહોંચવું; ખરેખરા સ્વરૂપમાં ખીલી રહેવું.

**પકડાવવું,** ક્રિ૦ પ્રે૦ ઝલાવવું; ધરાવવું. (૨) તાબે-કબજે કરાવવું.

**પકડાવું,** ક્રિ૦ અ૦ ઝલાવું; ધરાવું. (૨) પોતાની મેળે તાબે થવું. (૩) ખુલ્લું થઇ જવું; જાહેરમાં ઉઘાડા પડી જવું; ઝલાઈ જવું; મુદ્દા માલ સાથે પકડાઇ જવું તે.:-કાશીજી આજ ભલાં પકડાયાં. (૪) જડવું; મળી આવવું.:-એ ભૂલ પકડાઇ.

**પકલું,** વિ૦ પાંખો પસારાય એટલું-એવું-મોકળું; ખુલતું; વિશાળ; પોકળું; મોટું.

**પકવવું,** ક્રિ૦ સ૦ [સં. पच्] પાકે એમ કરવું; પરિપકવ કરવું-ફળ ફળાદિને ખાવા યોગ્ય રસવાળાં થાય તેમ કરવું.:-કેરી પકવી.

(૨) અનાજ વગેરેને પાણી નાંખી ઉકાળીને ખવાય એવાં કરવાં; રાંધવું; સિઝાવવું; રાંધવું. (૩) ખોટી કરવું; રાહ જોવરાવવી; અકળાવવું; તપાવવું.

**પકવાન**, ન૦ [સં. પક્વાન્ન] પકાવેલું જે અન્ન-ખાવાની ચીજ તે; તળીને બનાવેલો ખાવાનો મિષ્ટ પદાર્થ. જલેબી, ઘેબર, ખાજાં અને દહિંથરાં, સુતરફેણી વગેરે પકવાન કહેવાય છે. પાંચવાનીનાં પકવાન.

**પકવાસા**, પું૦ છાપરાના સાકટાને જડવાની ચીપો તે. (૨) ખપરડા.

**પકવાસી**. સ્ત્રી૦ ચરખો; સંધરડો.

**પકાર**. પું૦ (સં) પ એવો અક્ષર અને ઉચ્ચાર તે; પપ્પો.

**પકડાઇ**, સ્ત્રી૦ ( સં. पच्. पक्व ઉપરથી ) ખંદાઇ; બીજાની જુક્તિ-પ્રપંચની જાળમાં નહિ સપડાતાં પોતાનું કામ કાઢી લેવાની ચતુરાઇ તે; કાબેલિયત; પકાપણું.

**પકડું**, વિ૦ ખંડું; કાબેલ; પાકું; નહિ છેતરાય એવું. (૨) પુખ્ત; સ્વાર્થ સમજે એવું. (૩) તૂટે, ભાગે કે ગળી જાય નહિ એવું; મજબુત; સુદૃઢ:-પકું ચણતર; પક્કી માટલી; પકડો ઠરાવ (૪) નક્કી; પૂર્ણ; નિશ્ચે :-હું તે પકું સમજું છું. (૫) પાકી ગયેલું:-પક્કાં પક્કાં બોર વિંણી લેના. (૬) જીર્ણ; જર્જરિત; ઘરડું; મરણોન્મુખ:-ડોસો હવે પકું પાન છે.

**પકકેપકકું**, વિ૦ પાકું; જરાએ કાચું નહિ એવું.

**પકવ**, વિ૦ (સં) પાકું; પરિણત; પુખ્ત. (૨) રદ્ધી-શેકાઇ ગયેલું, રંધાયેલું. [૩] જીર્ણ; ગલિત. (૪) પરિપૂર્ણાવસ્થાએ પહોંચેલું.

**પકવાન્ન**, જુઓ પકવાન.

**પકવાશય**, ન૦ (સં) જેમાં અન્નાદિકનો પાક થાય છે તે અવયવ; ઓજરી, પેટ.

**પક્ષ**, પું૦ (સ્ત્રી૦) (સં) પંખીનો ઉડવાનો અવયવ; પાંખ. (૨) ચંદ્રની ક્ષયવૃદ્ધિનો બે અઠવાડિયાં જેટલો ૧૫ દિનનો કાળ તે. પખવાડિયું:-કૃષ્ણપક્ષ; શુક્લપક્ષ. (૩) પડખું; પાસું; બાજુ:-વામ પક્ષે સ્ત્રી બેસે. (૪) તરફેણ; ઉપરાણું; બાજુ. (૫) વિચાર; મત; અભિપ્રાય. (૬) અમુક વિચારવાળાઓનો એક સમૂહ તે; તડ; એકાભિપ્રાયવાળાનું ટોળું. (૭) વિવાદનો જે વિષય તે. ક્રિ૦ પ્ર૦ પક્ષ ખેંચવો-તાણવો-ધરવો-લેવો તે. કહે૦ પક્ષે ચોરી પક્ષે ન્યાય, પક્ષ વગરનો પાણો જાય.

**પક્ષકાર**, વિ૦ (સં) અમુક એકાદા પક્ષનું જે તે; તરફદાર. (૨) સામાવાળિયું

**પક્ષકારી**, વિ૦ પક્ષ કરી રહેલું; પક્ષનું, તરફેણ કરનારું. (૨) સ્ત્રી૦ તરફદારી.

**પક્ષઘાત**, જુઓ પક્ષાઘાત.

**પક્ષપાત**, પું૦ [સં] અમુક એકાદા પક્ષ તરફ પડવું-ઢળી જવું તે; તરફદારી-તરફેણું કરી તે; ન્યાય કે સત્ય નહિ જોતાં અમુક પક્ષ તરફના થઇ જઇ તેના લાભનું કામ કરવું તે.

**પક્ષપાતી**, વિ૦ પક્ષપાત કરનાર; વગિયું; અમુક એકાદા પક્ષ તરફ ઢળી જઇને કામ કરનાર.

**પક્ષમંત્રી**, પું૦ [સં] અમુક એકાદો પક્ષ લઇ તેની તરફથી મંત્ર કરનારો; વકીલ; એલચી ; પક્ષવાદી.

**પક્ષવાદી**, પું૦ અમુક પક્ષે રહીને વાદવિવાદ ચલાવનાર; વકીલ.

**પક્ષાઘાત**, પું૦ [સં] શરીરના એકાદ પાસાનું રહીજવું તે, એક બાજુના અંગનો આઘાત-હિલચાલ બંધ પડીજવી તે; એક તરફનું અંગ અટકી જાય એવો સુનકારવાયુનો રોગ તે.

**પક્ષાપક્ષી**, સ્ત્રી૦ તરફદારી; પક્ષ લેવો-કરવો તે; પક્ષકાર થઇ જવું તે; એકેક પક્ષ પક્ષમાં

વહેંચાઇ જવું તે. (૨) શખરખાવટ; અમુકે અમુકની અને બીજાએ વળી બીજાઓની તરફેણ લઇ લેવી તે; લાગવગે વહેંચાઇ જવું તે; લાગવગથી કામ કરવું તે.

**પક્ષાંતર**, ન૦ [સં] પક્ષભેદ; તરફદારી. (૨) પક્ષભેદ રાખવો તે.

**પક્ષિણી**, સ્ત્રી૦ પંખીની માદા; પંખિણી.

**પક્ષી**, ન૦ [સં] પાંખવાળું-ઉડનારૂં પ્રાણી; પંખી; વિહંગમ. (૨) પક્ષકાર. (૩) પક્ષનું.

**પક્ષીય**, વિ૦ [સં] પક્ષનું.

**પક્ષે**, અ૦ પડખે, બાજુએઃ-પક્ષે રાખજો પોલિસનેરે. (૨) ગમે તે એક તરફ; એકાદ બાજુએ.

**પખ**; જુઓ પક્ષ.

**પખડવું**, ક્રિ૦ સ૦ પછાડવું.

**પખવાજ**, સ્ત્રી૦ [સં પક્ષ=વાદ્ય] બેઉ બાજુએથી ઠોકીને વગાડાય એવું વાદ્ય; પખાજ.

**પખવાડિયું**, ન૦ [સં પક્ષ+વાર] એક પક્ષના (૧૫) દિવસો જેટલો સમય તે, બે અઠવાડિયાનો વખત; પક્ષ રૂ૦ પ્ર૦ પખવાડિયાં લેવાં=અમુક રોગ વગેરેનું વખતો વખત ઉમળવું ન ઉભરાઇ આવવું તે.

**પખવાડું**, જુઓ પખવાડિયું.

**પખવાની**, સ્ત્રી૦ કાનનો વેહ વધારવાને વપરાતી ખોઇયાની સળી

**પખાજ**, સ્ત્રી૦ પખવાજ, બેઉ બાજુએથી ઠોકીને વગાડી શકાય એમ ચામડું મઢેલું વાજું; મૃદંગ; ઢોલ જેવું પણ તેના કરતાં હલકો ને તીણો અવાજ આપે એવું વાદ્ય.

**પખાજી**, પુ૦ પખાજવાળો-પખવાજ વગાડનારો માણસ.

**પખાલ**, સ્ત્રી૦[સં પય=ખલ] પાણી ભરી લાવવાની ચામડાની મોટી ગુંણ કે કોથળી, મશક; ઢોરની પીઠપર નખાય એવી પાણી ભરવાની ગુંણ. કહે૦ પખાલનો વાંકને પાડાને ડામ રૂ૦ પ્ર૦ પખાલ જેવું= લેહલૂર; શરીરે ભારે અને માંસલ એવું. (૨) મોટું. પખાલ જેવું પેટ. (૨) [પ્રક્ષાલન] ખૂબ પાણીવડે ધોવું તે; ધો; ધોવું. ક્રિ૦ પ્ર૦ પખાલનું કામ કરવું, પખાલ કરવી= દેવ મંદિરમાંથી સાંજે નિર્માલ્ય-ચઢાવેલાં ફૂલ અને બીલી વગેરે કાઢી નાખી ખળકે પાણી નાંખી ધોઇ નાંખવું તે; પાણીની છોળે ધોવુંઃ-પૂજારી પખાલ કરીને નીકળ્યો.

**પખાલચી**, પુ૦ પાડા કે બળદ ઉપરની ચામડાની ગુંણમાં પાણી ભરી લાવનારો.

**પખાલણ**, સ્ત્રી૦ પખાલીની સ્ત્રી. (૨) પખાલે પાણી લઇ, આવનારી સ્ત્રી. પખાલીની નાતની સ્ત્રી.

**પખાલી**, પુ૦ પખાલ રાખી પાણી ભરી લાવવાનો ધંધો કરનારો. (૨) એ ધંધો કરનારા લોકોની નાત; એક જાતિ.

**પખાળવું**, ક્રિ૦ સ૦ [સં પ્રક્ષાલ્] ખૂબ પાણીએ ધોવું; પાણી નાંખીને ધોવું-સાફ કરવું; ખંખાળવું. ઉ૦ ગુરૂજીકેરા પાદ પખાળી, કુંમકુમ ચંદન ચરચ્યાં.

**પખિયારૂં**, ન૦ બે ચીપ વચ્ચેનો એવો સાંધો કે જેથી એ બેઉ ચીપો જેમ વાળવી-ફેરવવી હોય તેમ ફરી શકે; સાંધો ઉઘાડી ખુલ્લો કરાય એવો આખી બનાવટનો એક સાંધાવાળો ભાગ તે; પસિયારૂંઃ-કબાટનું પખિયારૂં; મિજાગરું. (૨) જે બિંદુની આશ્રયે રહીને આમતેમ ફરાય તે ચૂળિયાર.

**પખું**, ન૦ પક્ષ, બાજુ; તરફ. ઉ૦ પ્રીતિ ઘણી મોસાળ, પ્રીત ઘણી શ્વશુર પખાની. શામળ.

**પખે**, અ૦ વિના; સિવાય.

**પખોડવું**, ક્રિ૦ અ૦ પછાડવું.

**પગ**, પુ૦ [સં. પાદ] જે અવયવ ઉપર પ્રાણી ઉભું રહે છે અને ચાલે છે તે, ચરણ, પાદ; ટાંટિયો, ટંગો. (૨) જેની ઉપર કોઇ આકાર કે ચોકઠું ઉભું રંખાય છે તે, પાયો. (૩) આધાર; રુદાની વાત

અથવા વસ્તુ વગેરે તે:–નપગી વાત=આધાર–મુદ્દા વગરની વાત તે–ગપ; અફવા.

ક્રિ૰ પ્ર૰ પગ આવવા=બાળકે હિંડવા શીખવું; બાળકે ટટાર ઉભા રહી ચાલવા માંડવું તે; હિંડતાં આવડવું. (૨) પોતાની ઉપર આધાર રાખી કાર્ય કરવાની શક્તિ આવવી; અંળ આવવું; સશક્ત થવું. પગ ઉઠાવવો=પગ ઉપાડવો. (૨) નીકળી જવું; ખસી જવું. પગ ઉપાડવા=ઉતાવળા ચાલવું. પગ કરવા=જતા રહેવું.:–એના ઘરમાંથી પછી પૈસાએ પણ પગ કર્યા. પગ કાઢવો=જવું આવવું બંધ કરવું; ખસી જવું; તજીદેવું, જવાનું બંધ કરવું:–ઘરમાંથી પગ કાઢતો નહિ. પગ ઘાલવો=દાખલ થવું; પેસવું; યત્ન પૂર્વક કોઇ બાબતમાં–ઘરમાં કે કુટુંબમાં ઘુસી રહેવું. (૨) માથું મારવું; વચ્ચે ઘુમવું; હેતુપૂર્વક કામમાં વચ્ચે પડવું. પગ છુટો કરવો=ચાલવાની કસરત લેવી; ચોડું ચોડું ફરી આવવું; ફરવું તે. પગ ટકવો=સ્થિર દૃઢ–કાયમ થઇ રહેવું; જંપીને સ્થિર મને રહેવું–બેસવું તે:–ઘરમાં એનો પગ ટકતોજ નથી=ભટાર ફર્યા કરે છે. પગ ટાળવો=કોઇનો કોઇને ત્યાં થતો અવરજવર બંધ કરવો; પગ દે નહિ એમ ખસેડવું; દૂર કરવું. પગ ઠરવો=સ્થિર–દૃઢ રહેવું; સ્વસ્થ થઇ રહેવું:–ઘરમાં એક ઘડીએ એનો પગ ઠરતો નથી. પગ તળે ઘાલવું=દબાવી બેસવું. (૨) નીચું પાડી દેવું; તુચ્છ ગણવું. પગ થવા=ઉપડી–ઉંચકાઇ જવું. પગ થાકવા=થાકી–હારી જવું; નિરુત્સાહ થવું; કંટાળી જવું. પગ ધોઇ પીવા=અતિ ઉપકાર માનવો; આભારી રહેવું ગુણ ઓશિંગણ થવું. પગ નહિ ઉપડવો=શરમાવું; લજવાવું; કોઈ ઠેકાણે જવાને દિલ નહિ ચાલવું. પગ નીકળી જવો=પરિચય અને અવરજવર હોય તે બંધ પડી જવો; જવા જેવું નહિ રહેવું. પગપર પગ ચઢાવી બેસવું=આરામથી બેસી રહેવું; કામકાજની કાળજી નહિ રાખતાં આરામથી રહેવું ને ગપ્પાં માર્યા કરવાં તે. પગ પેમારવો=પગ ઘાલવો. પગ પાછા પડવા=શરમાવું; જવાને દિલ નહિ ચાલવું; જવાનો ભાવ નહિ થવો. (૨) હારવું; નાસીપાસ થવું. પગ પાણી પાણી થઇ જવા=ભયથી કે નાઉમેદીથી ઢીલા થઇ જવાનું; હિમ્મત જતી રહેવી; નહિ ઉભું રહી શકાવું. પગ પેસવો=લાગવગ ચાલવી; દાખલ થવાવું; પ્રવેશ મળવો. પગ બાંધીને રહેવું=સુખ દુઃખને નહિ ગણગારતાં દૃઢમને એક ઠેકાણે સ્થિર રહેવું; દૃઢતાથી અમુક એક સ્થાનમાં રહ્યા કરવું તે. પગ ભર થવું=સ્વાશ્રયી બનવું; પોતાની શક્તિ–બળ ઉપર ઉભા રહી શકાય એવા બનવું; જામવું; સ્વાવલંબી થવું; પોતે પોતાનું સંભાળી–કરી લઇએ એવા સશક્ત થવું. પગ ભાગવા=બળ તોડી નાંખવું; હરાવવું; આગળ વધવાનું જોર તોડી નાંખવું. (૨) મારવું; ઠોકવું, લંગડું કરવું. પગ ભાગી બેસવું=નિરાશ થઇ જવું; આગળથીજ કંઇ બનશે નહિ એમ માની લઇ હતાશ થઇ જવું. પગ ભારે થવો=જવાને દિલ નહિ ચાલવું; એકવાર નહિ જવાયું એટલે ફરીને જતાં શરમ આવવી, આચંકાવું તે. પગ માંડવો=શરૂઆત કરવી; પગ ધરવો; આરંભ કરવો. પગ વધારવા =ધીરે ધીરે રોકાણ કરવા માંડવું. (૨) લાગવગ વધારતા જવું. પગ વાળવો=પરવારવું; કામથી ફારગત થઇ આરામ લેવા બેસવું. પગ વાળીને બેસવું=નિરાંત લેવી; જંપવું; નવરા થઇ આરામ લેવો.

૨૦ પ્ર૰ પગે કમાડ ઠેલવું=પરોક્ષે કાર્ય કરવું; પોતે અલગ રહી કરવાનું હોય તે

કરાવવું, પલીતો મૂકવો; પગે કરવું=બાળકને હગાવવું; ઝાડે ફેરાવવું. પગે કીડીઓ ચઢવી=કામ કરવાથી કંટાળવું. પગે પડવું=નમવું; માફી માગવી. (૨) શરણે જવું; આજીજી કરવી. પગે માથું મૂકવું=હારીને શરણ લેવું; નમી પડવું. પગે મેંદી મૂકવી=બેસી રહેવું; હિંડવાનો કંટાળો આવવો; ચાલવાનું આળસ. પગે લાગવું=નમવું; કરગરવું; માફી માગી લેવી. પગે લાગ્યા=કંટાળ્યા; થાકયા.

પગનો આખો=ચાલવાના કંટાળાવાળો. પગનો ભાંગલો=ચાલવાનો આળસુ. પગનો સબળો=સશક્ત. પગ તળેની વાટ=જાણીતો રસ્તો. પગ તળે મોત=ક્ષણ ભંગુરતા. પગથી માથા લગી=પૂર્ણ; હાડોહાડ. પગ તળે બળતું=પોતાનો દોષ હોય તેમ; પોતે દોષી હોઇ બીજાના દોષ કાઢવા અથવા ટીકા કરવી તે.

કહે૦ પેટમાં પગ હોવા=પહોંચેલા હોવું, ઉપરથી ભોળા ને અંદરથી કપટી-કામેલ હોવું તે. પગ જોઇને પાથરણું તાણવું=ગજા પ્રમાણે કામ કરવું.

**પગચંપી**-સ્ત્રી૦ પગની ફેંચો દબાવવી અથવા દબાવરાવવી તે; ચંપી; સંવાહન.

**પગતું**, વિ૦ મોકળું; પહોંચતું, મોટું; વિશાળ.

**પગતોડ**, સ્ત્રી૦ પગ થાકી જાય એમ રખડવું તે; ધક્કા ખાવા; અમસ્તા ફેરા આંટા ખાવા તે.

**પગથાર**, પું૦ પરથાર; કેટલાંક કેકાં પગથિયાં પછી કરેલું પહોળું મોટું પગથિયું.

**પગથારિયું**, ન૦ મોટું ને પહોળું પગથિયું.

**પગથિયું**, ન૦ જેની ઉપર પગ ઠરાવી-મૂકીને ચઢાય એવું પાટિયું; લાકડું કે માટી અથવા ચુના અથવા પથરનું સ્થાન તે; પગ સ્થિર નાખવા જેવું જે તે; ઉંચે ચઢવાને માટે ઉપરા ઉપરી પગ મુકાય એવી જે બનાવટ-ગોઠવણ તે. (૨) પગ મૂકવાનો નાનો પરથાર-ઓટલી વગેરે તે.

**પગથી**, સ્ત્રી૦ પગે ચાલવાનો મોટા રસ્તાની બાજુનો નાનો માર્ગ તે; વાટ; શેરડી; નાનો સાંકડો રસ્તો; મોટા રાજમાર્ગની બે બાજુએ માણસને ચાલવાને બાંધેલો ફરસબંધીનો માર્ગ. (૨) પગના ઘસારાને લીધે પડેલી વાટ; પગલાથી પડેલી શેરડી:-પગથીપર ચાલીએ એટલે ગાડીઘોડાની બીક નહિ.

**પગદંડો**, પું૦ ઉભા રહીને થોડું ઘણું ફરાય હરાય એમ થવું તે; ટેકાને માટે કે જોવાને માટે લાકડી રાખવી પડે નહિ અને કામ પુરતું પગ અને દૃષ્ટિમાં બળ રહેવું તે; કામ ચલાઉ હરફર કરવાની શક્તિ તે. (૨) થોડું ઘણું મદદગાર સહાયકારક થવું-હોવું તે:-વા તદન મટી ગયો નથી, પણ પગદંડો થયો છે. મોતિયો કઢાવ્યાપછી પગદંડો આવે છે, નાનું છોકરૂં મોટું કામ તો શું કરે ? પણ પગદંડો કરે.

**પગપેસારો**, પું૦ કોઇ કોઇ ઠેકાણે પગ પેસાડવો તે; દાખલ થવાવું તે; આવજાનો પ્રવેશ-પરિચય થવો તે. (૨) ઓળખાણ,-પિછાણ થવું તે. (૩) લાગવગ=પગપેસરો.

**પગપાળો**, પું૦ પગે ચાલનારો; ઘોડેસ્વાર નહિ પણ પગે ચાલતો રણભૂમિમાં ઘૂમનારો સિપાઇ-લડવૈયો; પાળો; પેદળ સિપાઇ. (૨) વાહન કે રસાલા વગર એકલોજ પગે ચાલી જનારઃ-રાજા ત્યાંથી પગ પાળોજ ચાલી નીકળ્યો. (૩) પગે ચાલીને પંથ કરનાર; કાસદ.

**પગર**, પું૦ અનાજનો ઢગ; પગોર.

**પગરખું**, ન૦ (સં पद्-रक्ष) પગનું રક્ષણ કરે એવું ચામડાનું ટુંકું મોજું; ખાસડું; ગોજડી; જોડો; ચાલતાં પગનું રક્ષણ થાય એવી જે ચામડાની સાદી બનાવટ તે. ૨૦ પ્ર૦ પગરખામાં પગ ઘાલવો=બરોબરી કરવી:-હાલ એના પગરખામાં પગ ઘાલે એવો કોણ છે ?

**પગરણુ**, ન૦ (સં પ્રકરણ) જનોઇ અને વિવાહ વગેરે મંગળ કાર્યારંભ તે; ઉત્સવ સમારંભ; મંગળ કાર્યનું મંડાણુ; કોઈ અવસર ઉજવવાનો પ્રસંગ—આરંભ કરવો તે. ઉ૦ મેં તો કોડે પગરણુ માંડીયાંરે. સ્રીગીત.

**પગરવ**, પું૦ પગે ચાલવાથી થતો ઘસારો—અવાજ; હિલચાલ.

**પગરવટ**, સ્રી૦ પગના ઘસારાથી પડેલો માર્ગ; પગમો ઘસારો તે.

**પગરવટો**, પું૦ પગવાટ; શેરડી. (૨) અવર જવર. (૩) પગથી પડેલો ઘસારો તે.

**પગરસ્તો**, પું૦ વાહને જવાય નહિ પણ પગે ચાલીને જવાય એવો માર્ગ તે.

**પગેલી**, સ્રી૦ પગલાંની હારકતાર તે; પદપંક્તિ. (૨) શેરડી; નાનો પગરસ્તો.

**પગલું**, ન૦ જમીન દબાઈને પડેલું પગના તળિયાંનું ચિહ્નન અથવા ભીના કે રંગવાળા પગની કોઇ સપાટી કે ફલક ઉપર પડેલી છાપ તે; ડગલું; ડગ. (૨) બે ડગ વચ્ચેનું અંતર તે; હાથ-ફૂટ સવા ફૂટ જેટલું છેટું—માપ તે:—પાંચ પગલાં જમીન. (૩) જેમાં પગની છાપ કે આકાર પાડેલો હોય એવી ધાતુ કે પત્થરની તખતી—ચોરસું—આચારજીનાં પગલાં. (૪) જેમાં પગની છાપ હોય એવી સોના રૂપાની ચોકી—એક ઘરેણું:—શ્રીનાથજીનું પગલું; સોક્ય પગલું. ક્રિ૦ પ્ર૦ પગલાં કરવાં=પધારવું. પગલું કાઢવું=કોઇ માણસ કે ચોર આવ્યો અને કયે રસ્તે ગયો તે તેનાં પગલાને અનુસરી શોધી કાઢવું; તપાસ કરવી. પગલાં ભરવાં=કાયદાસર સામે થવું; ફરિયાદ કરવી; ઉપાય કરવો. પગલે ચાલવું=અનુસરવું; બીજાએ જેમ કર્યું હોય તેમ કરવું.

**પગવાટ**, સ્રી૦ પગે ચાલીને જવાનો રસ્તો તે. (૨) જમીન ઉપર થઈને જવાનો રસ્તો; ખુશકી રસ્તો; સ્થલમાર્ગ.

**પગાર** પું૦ [પોર્ટું] નોકરને તેના કામના બદલા તરીકે આપવામાં આવતો દરમાયો; નોકરીનો નાણાંથી અપાતો બદલો—લવાજમ તે; અઠવાડિયે, મહીને અથવા અમુક મુદતે નોકરીના બદલામાં ઠરાવેલી જે મહેનતાણાની રોકડ રકમ તે; મુસારો; વેતન. (૨) વિ૦ મોકળું; વિશાળ. ઉ૦ ચોકાં ચોટાં પોળ પગાર. શામળ. ક્રિ૦ પ્ર૦ પગાર આપવો. પગાર કરવો. પગાર ખાવો=વખતપર—પ્રસંગે કામ કરવાને માટે બંધાયેલા રહેવું.

**પગારદાર**, વિ૦ જેને પગાર મળતો હોય તે; નોકર; પગારવાળો; પગાર ખાનારો; પગાર લઈને કામ કરનાર; ભાડુતી.

**પગી**, પું૦ પગલાં જોઇ ચોર કોણ છે તે અને ચોરી કરી કયાં થઈને ગયો છે તે, પારખી કાઢનારો માણસ; પગલું કાઢનારો; ચોરીનો પત્તો મેળવી આપનારો. કુડી મુઆ પગીઓ સહુ; પગનું ઘેરનું ઘેર. શામળ. (૨) જન્મતાં જેના પગ પહેલાં આવ્યા હોય તે.

**પગેપડવું**, ક્રિ૦ અ૦ નમવું; હાથ જોડી પગ આગળ પડવું—નમી પડવું; પ્રણામ કરવા. (૨) વિનવવું; આજીજી કરવી; પગે લાગી માફ માગવી; શરણુ લેવું.

**પગેપરણું**, ન૦ પગે પડતાં ભેટ મૂકવી—આપવી તે; પગે લાગતાં પગ આગળ મૂકવાનું જે નજરાણું તે. ઉ૦ સાસુ કહે વહુ! પગેપરણાં શાં લાવ્યાંરે.

**પગેરૂં**, ન૦ પગલું; પગલું કાઢવું તે:— પગેરૂમાં પકડાયો. (૨) વિ૦ પગપ્યાદું; પગે ચાલીને જનારૂં.

**પગેલાગણું**, ન૦ પગે લાગવું તે; હાથ જોડી પગ આગળ પડીને માન આપવું તે; પ્રણામ; પ્રણિપત:—તમારી ગુણઆલિંગણ વહુનું પગેલાગણું.

**પગો**, પું૦ પુનણી ભાતનું સ્રીઓને પહેરવાનું લાલ કપડું. (કાળા રંગનું તે અંગો ને

લાલ રંગનું તે પગો.)

**પગોર,** પું૦ અનાજ ભરેલાં કુંડાં–બાજરિયાં કે ઉબીઓનો ખળામાં કરેલો ઢગલો.

**પઘડબંધ,** પું૦ પાઘડી બાંધનારો; પાઘડીએ બાંધવાનું કામ કરનારો માણસ.

**પઘડબંધી,** સ્ત્રી૦ પાઘડીએ બાંધવાનો ધંધો તે:-એ તો બિચારો પઘડબંધી કરીને ગુજારો કરે છે.

**પચક,** પું૦ રસાઇયો; રંધવારો.

**પચકડી,** સ્ત્રી૦ પિચકારી.

**પચકણું,** વિ૦ બીકણુ; પોચું; ઢીલું.

**પચકાણ,** ન૦ જૈનોનો ઉપવાસને લગતો એક વ્રત પ્રકાર; પચખાણ.

**પચકારી,** સ્ત્રી૦ પિચકારી.

**પચખાણ,** જુઓ પચકાણ.

**પચન,** ન૦ પાચન થવું તે; ખાધેલું હજમ થઇ જવું તે; પચવું તે.

**પચપચ,** વિ૦ ઢીલું; પોચું; ગદગદું.

**પચપચું,** વિ૦ પોચું; ઢીલું; ગદગદું. (૨) નહિ ઠરેલું; કુચા ને પાણી–પ્રવાહીનો મેળ ખાધેલો ન હોય તેવું.

**પચરકિયું,** વિ૦ પિચકારી વાગે અથવા શેડ ઉડે એવું; ઢીલું; પાણીપાણીવાળું.

**પચરકી,** સ્ત્રી૦ પિચકારી; શેડ; ધાર.

**પચરંગ,** વિ૦ પાંચ રંગ જેમાં હોય એવું; ત્રિરંગી.

**પચરંગી,** વિ૦ પાંચ રંગવાળું; રંગબેરંગી. વિવિધ જાતનું–રંગનું હોય એવું. પાંચ રંગ તે. ધોળો, કાળો, લાલ, લીલો ને પીળો.

**પચવવું,** ક્રિ૦ સ૦ પચાવવું; પચે તેમ કરવું. (૨) પકવવું; રાંધવું.

**પચવું,** ક્રિ૦ અ૦ [સં. पच्] ખાધેલું હજમ થવું; ખોરાકનું જઠરરસ સાથે મળીને ગળી જવું. (૨) ગળીજવું; એકતાર થઇ જવું; રસબસ થવું; ઉ૦ પ્રાણી ! પ્રપંચમાં શું પચી રહ્યો. (૩) નિરાંતે ભોગવાવું; કશી અલવલ વગર કામમાં આવીજવું:-એને તો અનર્થનો પૈસોએ પચે છે. (૪) વ્યાપી રહેવું.

**પચારવું,** ક્રિ૦ સ૦ [સં. प्र+चर् ] ફેલાવવું; પસારવું; પ્રવર્તાવવું. (૨) સામાનો હેતુ જાણવાને માટે ટકોરમાં–આડકતરી રીતે કહેવું; ઇસારો કરવો; યાદ આવે, ગુટકી લાગે એ પ્રમાણે પરોક્ષે કહેવું; ટાણા રૂપે જણાવવું.

**પચાવ,** પું૦ પચવું તે; પચાવો; ખાધેલા ખોરાકનું ગળી જઇ શરીરમાં ખપી–મળી જવું તે; હજમ થઇ જવું તે; પચન.

**પચાવવું,** ક્રિ૦ સ૦ પચે એમ કરવું; હજમ કરવું; ગળીને બીજા સાથે મળીજાય–એકાકાર થઇ જાય એમ કરવું. (૨) અસલની સાથે ભળી જાય અને નિરાંતે ઉપભોગ કરાય એમ કરવું; પોતાના ઉપયોગનું કરી નાંખવું; ઉપયોગમાં લઇ લેવું.

**પચાસ,** વિ૦ બે પચ્ચીસ અથવા પાંચ વાર દસ દસ જેટલું; ૫૦.

**પચુલાં,** ન૦ હુલવણાં; આપલાંધાપલાં.

**પચુસણ,** ન૦ [સં पर्युषण] જૈનોના ઉપવાસ-વ્રતના દિવસો તે.

**પચ્ચીસ,** વિ૦ વીસ ને પાંચ; ૨૫.

**પચ્ચીસી,** સ્ત્રી૦ પચ્ચીસ વર્ષની આસપાસનો જુવાનીનો વખત તે:-ગ્રંથ્થા પચ્ચીસી. (૨) જેમાં પચ્ચીસ દવ્ય–ઓસડિયાં હોય તે; પચ્ચીસ વાનાં જેમાં હોય તે.

**પચ્છમ,** વિ૦ [સં. पश्चिम] પાછલું; અગમથી ઉલટું:-પચ્છમ બુદ્ધિનું. (૨) આથમણું; સર્યાદિક ગ્રહો જે તરફ અસ્ત પામે છે તે તરફનું:-પચ્છમ દિશા. કહે૦ અગમ બુદ્ધિ વાણિયો ને પચ્છમ બુદ્ધિ બ્રાહ્મ; તરત બુદ્ધિ તર્કડો તે ગોદો મારે ધમ્મ.

**પછાડવું,**-ક્રિ૦ સ૦ ઉંચું કરીને જોરથી નીચે નાંખવું; જોરથી નીચે નાંખવું; અફાળવું; પટકવું. (૨) જોરથી નાખી દેવું; પાડી નાંખવું. (૩) નુકસાન કરવું.

**પછવાડી**, સ્ત્રી૦ પાછળ લાગવું તે; પીછો; પુંઠ; કેડો. (૨) કાયર કરવું; ખંતે પાવું તે. (૩) પછાડી.

**પછવાડું**, ન૦ પાછળનું તે; પાછલું એવું તે; પૃષ્ઠ; પુંઠ. (૨) કેડો.

**પછાડ**, સ્ત્રી૦ શરીર પછડાય એમ કરવું તે; પછડાવું તે; પછાડો:-રીસમાં ને રીસમાં એણે પછાડ ખાધી.

**પછાડવું**, ક્રિ૦ સ૦ [સં. પ્ર+ક્ષિપ્] જોરથી નીચે અફાળવું-નાખીદેવું; અફળાય એમ કરવું; પટકવું. (૨) ઉંચકીને જમીન પર નાખવું; પટકીદેવું; પટકાય તેમ કરવું; (૩) હરાવવું.

**પછાડો**, પું૦ આમ તેમ શરીર નાંખી દેવું તે; ગુલાંટો-ગોથાં ખાવાં તે. (૨) ફાંસમાંથી અથવા મુશ્કેલીમાંથી છુટવાને ફાંફાં મારવાં તે.

**પછાડી**, સ્ત્રી૦ ઘોડાના પાછલા પગે બાંધવાનું દોરડું તે (૨) પાછલા પગ બાંધવા તે:-ઘોડાને પછાડી બાંધવી તે.

**પછાડું**, ન૦ પાછળનો ભાગ; પુંઠ.

**પછવાડે**, અ૦ પાછળ; પુઠે. (૨) છેલ્લે; અંતે.

**પછાડો**, પું૦ જમીન ઉપર શરીર અફળાય એમ પડવું તે; ઉથલો; ગુલાંટ; ગોથ; પછડાવું તે; અફળાવું તે. (૨) મુશ્કેલીમાંથી નિકળવાને જોરથી યત્ન કરવો તે.

**પછાત**, અ૦ (સં. પશ્ચાત્) પાછળ; પછવાડે; પુઠે. (૨) વિ૦ પાછળ રહી ગયેલું.

**પછી**, અ૦ કેડે; થોડીવાર રહીને; પાછળથી; પછે; તદનંતર.

**પછીત**, સ્ત્રી૦ ઘરની પાછલી દિવાલ.

**પછીતિયું**, ન૦ ગાડાના માંચડાની પાછળ-પાંજરીની બન્ને બાજુએ બેસી રહે એવું પાટિયું; પાંજરીવાળા ગાડાનું પાછલું બારણું તે.

**પછેડી**, સ્ત્રી૦ ઓઢવાનું સુતરેલ જાડું કપડું-ચાદર; ચોફાળ; ઓછાડ (૨) જાજમ; પિછોડી. ક૦ પ્ર૦ પછેડીવા=પછેડીની જાડાઈ જેટલું એમ. અર્થાત્ વરસાદનું એટલું નાનું અને સ્થાનિક ઝાપટું થવું કે જેથી જમીનનું જાડા કપડાં જેટલુંજ પડ પલળે:-પછેડીવા વરસાદ થયો તેથી શું વળ્યું ?

**પછેડો**, પું૦ જાડો ને ધિંગો ચોફાળ; મોટી જાડી પિછોડી-પછેડી તે; મોટો ઓછાડ. પિછોડો. (૨) ભ્રમ; ખોટી સમજ બેસાડી દેવી તે; જેના વગર બીજું દેખાયજ નહિ એવી નજરબંધી તે:-અંધારપછેડો. ઉ૦ અંધાર પછેડો ઓઢાડ્યો વહાલે મારે અમને રે. ઢાંકપછેડો=છાવરવું તે; દાબડ દીબડ રાખી બહાર બહુ જાહેરમાં આવે નહિ તેમ કરવું તે; ઢાંકી-છુપાવી રાખવું તે; ખુલ્લું પડી જાય નહિ એમ કરવું તે:-તમે ઢાંકપછેડો ના કરો.

**પજવવું**, ક્રિ૦ સ૦ વિતાડવું; હેરાન કરવું; કાયર કરવું; દુઃખ દેવું. (૨) ચીડવવું; રંજાડવું; અકળાવવું; સતાવવું.

**પજાવો**, પું૦ નીભા; કુંભારની ઇંટ અને નળિયાં વગેરે પકવવાની ભઠ્ઠી.

**પટ**, ન૦ [સં.] પના કરતાં ઘણી વધારે લંબાઈનું કપડું; વસ્ત્ર; લુગડું:-પટકુળ (૨) લંબાણુ-આનાંવાળાં કે ચીતરેલા કપડાની પટીઓની રચનાવાળું કપડું અથવા પાટિયું તે; બાજીનું પાટિયું-પાથરણું.:-ચોપટ. (૩) પાટી જેવું સપાટ લાંબું પત્તુ-પતરું તે; પાટિયું; ફલક; ચોરસ કે લંબ ચોરસ તખતી તે.:-ચિત્રપટ. (૪) સફાઇદાર સપાટીની બેસણી તે. શિલાપટ. ચોરસું. (૫) લંબાઈએ વધારે પણ પહોળાઇએ થોડો એવો વિસ્તાર તે; લંબાણુ સાંકડો પટો; પાટો; ચીરરવટો તે. જમીનનો કકડો. (૬) પહોળાઈ; પહોળાઇનો વિસ્તાર તે.:- નદીનો પટ. (૭) પાસવ; પનો. (૮) આંતરો; આડ; પડદો:-અંત-

૨પટ. (૯) પડ; થર; લેપ.:–બે ત્રણ પટ ચઢાવો:–ઘણાં પટનો તાકો ને દરેક પટ એક વારનું. (૧૦) અસર લાગવી તે; પાસ. (૧૧) છાપ; ચિહ્ન. (૧૨) યાદી; નોંધ.

**પટ,** વિ૦ ઘણું; પડવાળું; વધારે:–દુપટ; ત્રિપટ.

**પટ,** અ૦ તરત; તત્કાળ; ચટ; ઝટ:–ઉભો થવા જાય છે અને પટ પડે છે. (૨) જરૂર; નક્કી; ખચીત; વગર વાર કરવે; બિન અજર.

**પટક,** સ્ત્રી૦ પતન; પટકવું તે; ઉંચું કરીને નીચે અફાળવું તે; ઝીક; ઝાપટ.

**પટકવું,** ક્રિ૦ સ૦ ઉંચું કરીને નીચે નાંખવું; જમીન વગેરે સાથે અફળાય એમ ઉંચેથી એકદમ જોરથી નીચે નાખી દેવું; ફેંકી-દેવું. (૨) પછાડવું; મારવું. (૩) છેતરવું; ફોસલાવવું.

**પટકાવવું,** ક્રિ૦ સ૦ નીચે નાંખી દેવરાવવું; અફળાવવું; પછડાય એમ કરાવવું.

**પટકાવું,** ક્રિ૦ અ૦ પછડાવું; અફળાવું. શરીર પછડાય એમ નીચે પડવું. (૨) ઠગાવું.

**પટકૂલ,** ન૦ ઉચ્ચી જાતનું સરસ કપડું; સુંદર વસ્ત્ર; પટોળું.

**પટકો,** પુ૦ લુગડાનો ટુંકો કકડો; માથે બાંધવા જેટલું મોટું છેટિયું; છોગલો. (૨) કાછો.

**પટણી,** વિ૦ પાટણનું; નાગરિક.:–પટણી પટોળાં. (૨) પાટણનો રહેવાસી. પાટણવાસી; એક અટકનો જનસમુદાય.:–પટણીવાડ.

**પટપટ,** સ્ત્રી૦ એવો અવાજ; એક પછી એક પડતી ચીજની પટકનો ચાલુ અવાજ તે. (૨) તડતડ; ચટચટ; એક પછી એક ઉતાવળે; ટપોટપ એમ.:–આ ચોપડીઓ નીચેથી તું મને પટપટ આપ્યા કરજે. (૩) સ્ત્રી. ડપકાના કે કકળાટના અર્થે ખાલી–નકામું બોલબોલ કરવું તે; બડબડાટ; કણકણ; કોઇની વિરૂદ્ધ લવારો.:–શા માટે ખાલી પટપટ કર્યા કરે છે? ક્રિ૦ પ્ર૦ પટપટ કરવું=બબડવું; કકણવું; બોલબોલ કરવું; અવાજ કાઢ્યા કરવો. ટપટપ:–એ તો પટપટ સામા જવાબ આપે છે.

**પટપટવું,** ક્રિ૦ અ૦ પટપટ થવું; પટપટ એવા અવાજનું નીકળવું. (૨) કણકણવું; લવારો કરવો, બડબડ કર્યા કરવું.

**પટપટારો,** પુ૦ પટપટ કરવું તે; પલકારો. (૨) બડબડાટ; બખાબખા કરવું તે; વિરૂદ્ધમાં સામું બોલબોલ કર્યા કરવું તે; વિરૂદ્ધ લવારો; ખોટી વાકચાતુરી, નકામું બોલબોલ કરવું તે; કજિયો; કણકણ.

**પટપટાવવું,** ક્રિ૦ સ૦ પટપટ, એવો અવાજ થાય એમ કરવું. (૨) મટમટાવવું; આંખનાં પોપચાંને ઉઘાડમીચ કરવાં તે.:–આંખ પટપટાવો.

**પટપટિયું,** વિ૦ પટપટ કરનારૂં; લવારીખોર. (૨) ન૦ લાકડાનું રમકડું. (૩) હજામનું ઓજાર; ટપટપિયું.

**પટપીત,** ન૦ પીળું વસ્ત્ર; પીતાંબર.

**પટરાણી,** સ્ત્રી૦ પટાભિષેક વખતે પરણેલી જે મુખ્ય અને માનિતી રાણી તે; રાજાની મોટી રાણી; માનિતી રાજપત્ની.

**પટલ,** ન૦ [સં.] ઢાંકણ; આચ્છાદન; પડદો–છત્ર જેવું ઢાંકણનું પડ તે; પડળ; પડ. (૨) સમૂહ; જથ્થો; ટોળું.

**પટલાઇ,** સ્ત્રી૦ પટેલપણું; પટેલનો અધિકાર તે. (૨) પટેલની કામગીરી તે.

**પટલાણી,** સ્ત્રી૦ પાટીદારણ; પટેલની સ્ત્રી.

**પટવારી,** પું૦ પાટોપાટ લખાણ જમીનની પાટોનું મહેસુલ ઉઘરાવી આપનારો; જમીનની વીઘા–પાટો રાખી તેની મહેસુલ ભરનારો. (૨) તલાટી; મહેસુલનો જુમ્મો માથે રાખનારો અધિકારી તે.

**પટવાસ**, પુ૦ [ સં. ] તંબુ; કપડાનું ઘર; રાવટી.

**પટવો**, પુ૦ રેશમની દોરીઓ વણનારો તેમજ તેની ગુંથણીનું કામ કરનારો; રેશમની દોરીથી સોનાના મણકાને ગુંથી આપનારો. (૨) એ જાતનો ધંધો કરનારી નાતનો એકએક માણસ તે:-પટવારોરી.

**પટહ**, ન૦ [સં.] નગારું, ઢોલ.

**પટંતર**, ન૦ કપડાની આડ તે; અંતરપટ; આંતરો; પડદો. ( ૨ ), અંતર; જુદાઇ; ભિન્નભાવ; ભેદ.

**પટંતરે**, અ૦ પરોક્ષે; ગર્ભિત રીતે; આડકતરી રીતે; ખુલ્લે ખુલ્લું નહિ એમ. ઉ૦ પૂછી વાત પટંતરે; સાચું બોલ સુજાણ. સામળ.

**પટંતરો**, પુ૦ આંતરો; પડદો. (૨) ભિન્નભાવ; ભેદ; જુદાઇ.

**પટાઉ**, વિ૦ પટાવી-ફોસલાવી જાય એવું; ધૂર્ત; પટાવીને કામ કાઢી લે એવું.

**પટાકડી**, સ્ત્રી૦ પટ એવો અવાજ થાય એમ કરવું તે; જોરથી આંગળીઓ છટકાવી અવાજ કરવો તે, ચપટી. ( ૨ ) જેમાથી ' પટ ' એવો અવાજ થાય તે; નાનો ભડાકો થાય એવી કરામત-બનાવટ તે; ફટાકી; પિસ્તોલ; તમંચો; પટ પડે અને અવાજ થાય એવું હથિયાર તે;-એની પટાકડીથી હું ડરી જઇશ નહિ.

**પટાકો**, પુ૦ પટ; એવો અવાજ તે; બે ચીજોના અફળાવાથી થતો એવો અવાજ. (૨) ફટાકો; હળવો ધડાકો.

**પટાક**, પુ૦ ઘોડાનો તંગ. (૨) તરત.

**પટાટા**, પુ૦ [અં.] ગાંઠાગાંઠાવાળો એક કંદ; બટાકા; ગાંગડી.

**પટાદાર**, વિ૦ જેણે ખેતર-જમીન વગેરે માલમિલકત અમુક વર્ષની બાંધણીથી રાખેલાં હોય તે; જેને ભોગવટાનો હક મળેલો હોય તે; જેણે પટાથી અમુક વર્ષ ને અમુક ભાડાથી કોઇ ચીજ રાખેલી હોય તે. (૨) જેમાં પટ-જાડા આંકા-લીટા પાડેલા હોય એવું તે, અટાપટાવાળું. (૩) પટાવાળો; સિપાઇ; અમુકના નામ નિશાનના પટા-તખતીથી ઓળખાય એવો તે. (૪) પટબંધ-પાટોપાટ જેણે ખુબ જમીન સાથે રાખેલી હોય તે; પાટીદાર; જમીનદાર.

**પટાપટ**, અ૦ પટપટ; ઉપરાઉપરી; એક પછી એક તરત -એ તો પટાપટ જવાબ આપે છે. (૨) ટપટપ એમ; સામસામે બોલચાલ થવી તે.

**પટાપટી**, સ્ત્રી૦ જેમા જાડાપાતળા લિસોટા પાડેલા હોય તેવું તે; નાના અને જાડા પાતળા આડાઅવળી પટા પાડવા તે. (૨) બોલબોલા; ઝગડો.

**પટાબાજ**, વિ૦ પટા ખેલી જાણનારો; ચારે તરફથી શરીરનું રક્ષણ થાય એમ લાકડી કે હથિયાર ફેરવી જાણનારો (૨) યુક્તિથી કામ લેઇ જાણનાર; ખેલાડી; દાવપેચ જાણનારો.

**પટામણી**, સ્ત્રી૦ પટાવવું તે; પટાવી જાણવાપણું; પટાવવાની આવડ તે; કાલાં ઘેલાં કાઢી તથા મીઠું મીઠું બોલી અથવા સગ જાવી સાચવીને કામ કાઢી લેવાની યુક્તિ અથવા આવડ તે; ફોસલામણી, પટામણું.

**પટામણું**, ન૦ પટામણી; પટાવવું તે (૨) વિ૦ પટાવી જાય એવું, મીઠું, મીઠું બોલી-સમજાવીને કામ કાઢી લે એવું.

**પટારી**, સ્ત્રી૦ નાનો પટારો તે, પેટી,

**પટારો**, પુ૦ મોટી પેટી; લાકડાનાં પાટિયાંની બંધ કરી તથા ઉઘાડી શકાય તેવી મજબુત ચોરસ બનાવટ. તે સીસમ જેવા લાકડાથી જડી ને બહુ મજબુત અને મોટી બનાવેલી હોય છે.

**પટાવત,** પું૦ સૈનિક સેવા બજાવવાના બદલામાં રાજ્યની જમીનના પટ–મોટા ભાગ ભોગવનારા ગરાસિયા, સામંત લોકો; નાના નાના જમીનદાર. રાજકુટુંબના અને બીજા, રાજ્યમાં લાભ તેમજ ભાગ ધરાવનારાઓ તે. લશ્કરી મદદ આપવાની શરતે–રાજ્યની જમીન ભોગવનારાઓ તે. (૨) રાજાના મોટા અધિકારવાળા મુખ્ય જમીનદારો તે.

**પટાવવું,** ક્રિ૦ સ૦ મીઠું મીઠું બોલી આશા આપી સમજાવવું–ભરમાવવું; છેતરવું; ઠગવું. સમજાવી લેવું; પ્રિય વચને આશ્વાસન આપી શાંત કરવું–રાખવું તે. ફોસલાવવું, વહાલું. મીઠી અને પ્રિય વાણીએ ઉશ્કેરવું; શાંત રાખ્યા કરવું; થાબડાથાબડી કર્યા કરવી.

**પટાવાળો,** પું૦ સરકાર અથવા અમુક સંસ્થાનો નોકર છે એમ બતાવનાર પટા–તખતીવાળા ચિહ્નનો પટો પહેરનારો નોકર; સિપાઈ; ચપરાસી.

**પટિયાં,** ન૦ વાળના સફાઈદાર પટા તે, સુંદર દેખાવા માટે કપાળ ઉપર વાળના સફાઈદાર પટા પાડવામાં આવે છે તે; વાળને ઢળતી પાટે હોળાને સારા લાગે એમ રાખવા તે.

**પટી,** સ્ત્રી૦ બહુ પહોળો નહિ પણ લાંબો ઘણો એવો લાકડા, લુગડા કે કાગળનો કકડો–ચીરો તે; ચિંદરડી; ચીપ; લંબાણ પટે ફાડેલો–ચીરેલો કકડો. (૨) ખપાટી. (૩) મલમ ચોપડેલી લુગડા કે કાગળની નાની ગોળ કે ચોરસ કકડી. (૪) થીગડી, પાતળી લાંબી ને સાંકડી ચિંદરડી તે. ક્રિ૦ પ્ર૦ પટી મારવી. પટી ચોટવી.

**પટુ,** વિ૦ [સં] દક્ષ; ચતુર; પાવરધું; પ્રવીણ; કસબી (૨) ચતુર; ચંચળ; ચાલાક. (૩) ડહાપણ; શાણું. (૪) સ્ફુટ.

**પટુડાવેડા,** પું૦ ડહાપણ વેડા; ચિબાવલાવેડા. શાણપણ.

**પટુતા,** સ્ત્રી૦ [સં.] ચંચળાઈ; ચતુરાઈ. (૨) આવડ; પ્રવીણતા.

**પટુત્વ,** ન૦ [સં.] ચંચળાઈ; પટુપણું.

**પટેલ,** પુ૦ સંઘનો, નાતનો કે અમુક ટોળાનો વડો તે. (૨) તલાટી સાથે રહીને કામ કરનારો; ગામનું મહેસુલી કામ કરનાર વડો; મુખી. (૩) મોટા જમીનદાર અથવા ખેડુત; પાટીદાર; કણબી.

**પટેલિયો,** પુ પટેલ. (૨) પાટીદાર. (૩) નાતના સંઘનો વડો તે.

**પટેલી,** સ્ત્રી૦ પટલાઈ.

**પટો,** પું૦ લાંબો અને જાડો રંગિત કટકો–લિસોટો. (૨) ચામડા અથવા કપડાનો કમ્મરે બાંધવાનો અથવા ખભે નાંખવાનો પાટો; કમરબંધ; ચપરાસની પાટી. (૩) અમુક સરતોએ કરેલો વહીવટ કરવાનો અથવા ભોગવટાનો કરાર તે; મુદતી કરારી લખાણ; સનંદ. (૪) સામાનો ઘા ઝિલાય એમ પોતાના શરીરની આસપાસ લાકડી અથવા તરવાર ફેરવવી તે; પોતાની જાતના રક્ષણને માટે લાકડી કે તરવાર ફેરવતાં આવડવી તે; તે ફેરવવાની કળા અથવા આવડત :–પટા ખેલવા–રમવા. (૫) પહોળાઈએ કમ અને લંબાઈએ ઘણું વધારે એવું ચિંદરડું–ચીરો તે. જમીનનો કે લુગડા વગેરેનો. (૬) આંકો; લીટો; રાળ. (૭) બેધારી સીધી તરવાર; ગુપ્તી. (૮) મોટી પટી; થીગડી.

**પરોપટ,** અ૦ એક પછી એક પટપટ એમ; ટપોટપ; તરત; એકદમ; વગર વિલંબે; પટપટ–સપાટાબંધ. (૨) વારો ફરતી તરત ને તરત.:–કહ્યું કે તરત પરોપટ ઉઠીઉઠીને ચાલવા ગયા.

**પટોળ,** ન૦ [ સં. पटोल ] એક જાતની વનસ્પતિ અને તેનું ફળ તે.

**પટોળી,** સ્ત્રી૦ એક જાતનું સુંદર રંગિત કપડું:-પાટણની પટોળી.

**પટોળું,** ન૦ [ સં. पटोलं ] મુલાયમ કુમાશનું એક જાતનું રંગિત સ્ત્રીઓને પહેરવાનું કપડું. ઉ૦ બાળું પાટણ દેશ, જિસે પટોળાં નીપજે. રાણકદેવી.

**પટ્ટ,** વિ૦ મોટું; વડું; મુખ્ય.:-પટ્ટપ્રધાન. (૨) અ૦ તરત; ઝટ; પટ.

**પટ્ટન,** ન૦ [સં. पत्तन] નગર; શહેર.:-પટ્ટન સો દટ્ટન. (૨) પાટણ. ઉ૦ પટ્ટનપુરથી પ્રથમ વસેલું.

**પટ્ટિકા,** સ્ત્રી૦ [ ભં. ] પટી; ચીપ; ચીર; ચિંદરડી.

**પટ્ટિશ,** ન૦ [સં.] એક હથિયાર. તે કુહાડી જેવું અને હાથાવાળું હોય છે.

**પટ્ટી,** સ્ત્રી૦ ઉપરા ઉપરી ગેડનાં પડ આવે એમ વાળેલી ગડી તે; પડ-પડવાળી તે પટી.:-પાનપટ્ટી; બીડી. ( ૨ ) પટી; ચિંદરડી; ગોળ કે ચોરસ નાનીસી થીગડી તે; ડગળી.

**પટ્ટુ,** ન૦ પટુ.

**પટ્ઠો,** પુ૦ ( સં. पुष्ट ) ખાઇ પીને અલમસ્ત બનેલો હોય એવો તે. ( ૨ ) વિ૦ મસ્ત મજબુત; જેનું શરીર પુષ્ટ ને સંગીન હોય તે; પત્થર જેવો તે.

**પઠણ,** સ્ત્રી૦ પરઠણ; સાટું; બોલી; સરત; કરાર.

**પઠન,** ન૦ પાઠે કરવું તે; ગોખેલું ભણતર. (૨) વાંચન.

**પઠનીય,** વિ૦ [સં.] ભણવા યોગ્ય; પાઠય.

**પઠવું,** જુઓ૦ પરઠવું.

**પઠંગ,** પુ૦ [ સં. प्रसंग ] સહવાસ; પરિચય. ( ૨ ) વગસગ; લાગ. ( ૩ ) ચાલ; રિવાજ.

**પઠાણ,** પું૦ અફગાનીસ્તાન તરફના મુસલમાનોની એક જાત; મુસલમાનની એક અટક. (૪) વહાણની પીઠ.

**પઠિત,** વિ૦ [સં.] પાઠે કરેલું; ભણેલું; જેનો અભ્યાસ કરેલો હોય તે; બોલેલું.

**પઠે,** અ૦ પેઠે; માફક; પેઠે

**પડ,** ન૦ વળું; થર; અસ્તર, (૨) દળ; પતું, પાતળું આચ્છાદન; ફોતરૂં. (૩) ગડી; કલ્લી. (૪) પડદો; આંતરો.

**પડખુ,** ન૦ [ સં. पार्श्वं ] પાસું; બાજુ. (૨) કોઇ ચીજની બાજુ તરફનો ભાગ તે; પાસા તરફનો ભાગ. (૩) પક્ષ; તરફેણ; તડ (૪) સહાય; કુમક; મદદ.

**પડગોરવ,** પુ૦ ગોરવનું સામું જમણ આપવું તે; બદલાનું જમણ; સામો વિવેક કરવો તે.

**પડઘમ,** સ્ત્રી૦ મોટું ઢોલ; દાંડિયાથી ઠોકીને વગાડવાનું મોટું ચર્મવાદ્ય.

**પડઘી,** સ્ત્રી૦ વાડકા, પ્યાલા અને લોટા વગેરે તળે ઉઠાણી જેવી બેસણી તે. (૨) લાડુ અથવા માટીના ગોળાને જોરથી જમીન ઉપર પછાડતાં તેની તળેની બેસી ગયેલી બાજુ તે:-લાડુને સારી પડઘી પાડજે. (૩) [પ્રતિઘોષ] ઘોડાના પગની તબડકી તે; જમીન ઉપર ઘોડાના પગ પડતાં થતો એવો ચાલુ અવાજ તે. ઉ૦ પડઘી વાગે ઘોડીલાતણીરે.

**પડઘો,** પુ૦ [ સં. प्रतिघोष ] વનકુંજમાં, દેવળના ઘુમ્મટમાં અને મોટા વાવ કુવાદિ નવાણોમા થતા અવાજની સાથે વાતાવરણમાંથી સામો અવાજ થાય છે તે; પ્રતિઘોષ; પ્રતિધ્વનિ; પડછંદો. ક્રિ૦ પ્ર૦ પડઘો પાડવો=ડંકો વગાડવો.

**પડછંદ,** પુ૦ પડઘો; પ્રતિધ્વનિ. (૨) વિ૦ [સં प्रचंड] મોટું; કદાવર; પડછંગ.

**પડછંદો,** પું૦ પડછાયો, ઓળો.

**પડછાયો,** પુ૦ પ્રતિચ્છાયા; ઓળો; છાંયડો. (૨) પ્રતિબિંબ. પાણી, દર્પણ, તડકો વ

ગેરેમાં છાયારૂપ દેખાવું તે. (૩) નિષિદ્ધ વસ્તુ-માણસ વગેરેની છાયા પડવી તે. ક્રિ૦ પ્ર૦ પડછાયો પડવો=નહિ ઇચ્છવા યોગ વસ્તુ વગેરેના ઓળાનો બાધ લાગવો; અશુભ ઓળો પડવાથી બગડવું તે.

**પડછો,** પું૦ સરખામણી માટે સામે રજુ કરવું તે.:-ચાલ તારો માલ પડછે નાંખ. સરખામણી; મુકાબલો; દાખલો; દૃષ્ટાંત. ક્રિ૦ પ્ર૦ પડછે નાંખવું. (૨) સોટા જેવો સીધો ઉંચો અને કડક એવો જે તે; બરછા જેવો જે તે.

**પડતર,** વિ૦ પડી રહેલું; ખેડીને વાવ્યા વગર રાખેલું હોય એવું (ખેતર-જમીન વગેરે):-પડતર જમીન; પડતર ખેતર; ખાલી; નહિ રોકેલું. ખરાબાની જમીન. (૨) નહિ વેચાયેલું; પડી રહેલું.:-જુનો પડતર માલ. (૩) ખરીદ કરતાં આપવી પડેલી જે કિમ્મત હોય તેટલાનું; ખરીદ કિમ્મતનું; બેઠેલા દર મુજબનું; બેસરણ પ્રમાણેનું.:-પડતર કિમ્મતે માલ આપીશું અને નફો નહિ લઇએ.:-પડતર ભાવ=પડેલી જે કિમ્મત તે. પડતર ભાવે આપ્યુ છે.

**પડતલી,** સ્ત્રી૦ ગડાકુ ભરવાની ચામડાની લાંબી કોથળી.

**પડતાળવું,** ક્રિ૦ સ૦ ઉખાડી નાંખવું; ખોદી નાંખવું; ફેરવી-તળે ઉપર કરીનાંખવું. (૨) અફાળવું; ઝીકવું. (૩) સરખાવવું; મેળવવું.

**પડતી,** સ્ત્રી૦ પડતી-નબળી હાલત તે; ઉતરતી સ્થિતિ તે; અસ્ત; અવદશા; અપકર્ષ; ઉત્તરાવસ્થા. (૨) નતિ; નમતી; પ્રતિદિન પાત થયે જવો તે. ચઢતીથી ઉલટ તે પડતી.

**પડતીદશા,** સ્ત્રી૦ નબળી ને પડી જતી હાલત-સ્થિતિ તે; અવદશા; આપત્કાળ.

**પડતીરાત,** સ્ત્રી૦ જામતી-વધેલી રાત; મોડી રાતે એમ. ઉ૦ પડતી રાતે પધારજો, પ્રીતમ કોઇ નથી બેઠું જાણવાહોજી. દયારામ.

**પડતું,** ન૦ પડવું તે; ઉંચેથી નીચે નંખાવી દેવું તે.:-પડતું મૂકવું. (૨) ઘૂસવું તે; ટોળામાં અમુક સ્થાનમાં, નંખાવી દેવું-આંધળિયાં કરીને એકદમ પેસોજવું તે.:-એ તો જ્યાં ત્યાં પડતાં નાંખે છે. (૩) વિ૦ ઢળતું; નમતું; નીચેની બાજુએ જતું; ઉતરતું; ઉંચેથી નીચે આવતું; ખરતું. ઉ૦ કયી વહુ તે ગામની ગરાસણીરે, પાતેલાં ઝીલે છે ફૂલરે, પારેવો કોણેરે ઉડાડીઓરે.

**પડતો,** પું૦ પડછો; બળ; શક્તિ; પરતો; પ્રત્યય.

**પડથાર,** પું૦ [ સં. ° परिस्तृ ] પરથાર; સરખી-સપાટકરેલી એવી જમીન; ઓટલી; ચોક.

**પડદી,** સ્ત્રી૦ નાનો પડદો; અંતરપટ; આંતરો. (૨)=ઇંટની ભિંત; પાટિયાંનો પડદો.

**પડદું,** ન૦ લુગડે બાંધેલું ધામ.

**પડદેનશીન,** વિ૦ પડદાનું; પડદામાં રહેનારૂં; મર્યાદશીલ; ઓઝલનુ.

**પડદેપોશ,** વિ૦ પડદેનશીન; પડદામાંનું; પડદે ધાલેલું; ઓઝલમાં-જનાનામાં રહેતું હોય એવું તે.

**પડદો,** પુ૦ [ अ. पर्दह् ] ઇંટ, પાટિયાં, ધાસ, અને કપડાં વગેરેનું આવરણ તે; આડ; આંતરો. ઇંટનો પડદો=ભિલ્લું, પાટિયાંનો પડદો, ફડેકાળ, ઘાસનો પડદો-ટાટું અને કપડાનો પડદો તે અંતરપટ. (૨) પાણી, પવન અને તાપ પડતો અટકાવવાનું આચ્છાદન તે. છત્ર; ઢાંકણ; છત્ન; વિતાન; ચંદરવો. (૩) નજર પડે નહિ અને પેલી તરફ બહાર દેખાય એવું આવરણ તે; ચક; ટટ્ટી. (૪) અવગુંઠન; બુરખો. (૫) સારંગી અને સતારના જુદા જુદા સૂર કાઢે એવા તારની ગોઠવણ તે. (૬) જેની ઉપર હવામાં થયેલા અવાજનો તરંગ અથડાઇને સંભળાય છે તે કાનમાંની નાજુક ત્વચાનો

ઢાળ.:-કાનનો પડદો. (૭) ઓઝલ; જનાનો. (૮) લાજ; શરમ; મર્યાદા; મલાજો. (૯) વિવેક; અદબ. (૧૦) ગુપ્તવાત; રહસ્ય. (૧૧) અંગરખાનું આગલું કોઠા નીચેનું વચલું કપડું. (૧૨) ચામડી; છાલ વગેરેનું જે પાતળું પડ-ફોતરૂ વગેરે તે. (૧૩) કમાડ; બારણું; ઢાંકણું; દ્વારફલક. ક્રિ૦ પ્ર૦ પડદો ઉઘાડવો=ખુલ્લું કરવું; જાહેર કરવું; ઢાંકેલું હોય તે ઉઘાડું કરવું. પડદો કાઢી નાંખવો=શરમ-ઓઝલ કાઢી નાંખવો; લાજ મૂકી દેવી; મોકળું કરવું. પડદામાં રાખવું=જનાનામાં રાખવું; છાનું રાખવું. પડદો ખોલવો=છાની વાત હોય તે ઉઘાડી પાડી દેવી; ખુલાસો કરવો. પડદો ફૂટી જવો=છુપી બાબત ઉઘાડી પડી જવી; કપટ હોય તે ખુલ્લું પડી જવું. પડદો રાખવો=ભિન્નભાવ રાખવો; છુપાવવું. રહસ્ય રાખવું. પડદો પડવો=ઢંકાઇ જવું; બંધ પડવું. પડદો પાડવો=છુપાવી દેવું; દાબી દેવું; ઢાંક પિછોડો કરવો. રૂ૦ પ્ર૦ પડદા પાછળ હોવું=નજરે પડે નહિ એમ હોવું. કહે૦ પડદા પાછળ રહીને ઘા કરવો=છુપાઇને મારવું; દગો કરવો. પડદાબીબી=લાજુલાડી; શરમાળ માણસ. પડદાની વાત=છાની વાત; અંતરની વાત.

**પડનાળ,** સ્ત્રી૦ [ સં. प्रणालिका ] પાણી ઝીલીને વહેવરાવવાની ધાતુની નીક. (૨) વહીવટની પરંપરા તે.

**પડપડવું,** ક્રિ૦ અ૦ પડપડ એમ થવું; ફડફડવું; પડપડ એવો અવાજ થવો.

**પડપડાટ,** પું૦ પડપડ થવું તે. (૨) સડસડાટ; ઝટપટ.

**પડપડિયાં,** ન૦ પડપડ એવા અવાજ સાથે ઝાડો થયા કરવો તે; અતિસારથી પીડાવું તે; ઝાડાના દરદથી પીડાયા કરવું તે. ક્રિ૦ પ્ર૦ પડપડિયાં બોલાવવાં=અતિસારથી પીડાવું

**પડપું,** ન૦ વિ૦ સુકાઇને પાપડી જેવું થઇ ગયેલું હોય તે; દુર્બળ થઇ ગયેલું હોય એવું તે.

**પડપુછ,** સ્ત્રી૦ પુછપરછ; પુછગાછ. (૨) તપાસ કરી-વિગત પૂછવી તે

**પડબીડિયું,** ન૦ લખેલા કાગળ બીડવાની કાગળની કોથળી; કાગળનું ઘર; કાગળ બીડાય એવી પડી.

**પડબીડો,** પું૦ બીડેલા કાગળનો લખોટો.

**પડભિંતિયું,** ન૦ ભિંતની અંદર અથવા બે ભિંતોની વચ્ચે માલ મિલકત છુપાવી રાખવાને કરેલો સંચ તે; ભિંતમાં અર્ધેકાથે રાખીને કરેલું ભંડારિયું; બે ભિંતો વચ્ચે રાખેલો અવકાશ.

**પડવરસી,** સ્ત્રી૦ બરદાસ; સંભાવના; ચાકરી. (૨) પરોણાગત.

**પડવાયો,** પું૦ ખાટલાના પાયા તળે મૂકવાનો લાકડાનો ગોળ કકડો. (૨) જમવા બેસતાં કેટલાક લોક પગ તળે જે અઢિગણું રાખે છે તે

**પડવામ,** પું૦ પિછોડીના લુગડાથી પવન ઉડાડવો તે. ખળીમાંના ફોતરાં ને ઢુંસાંવાળા અનાજને સાફ કરવા-ઉપણવા માટે પવન નાંખવો તે. ક્રિ૦ પ્ર૦ પડવામ નાંખવો=પવન નાખવો.

**પડવું,** ક્રિ૦ અ૦ ( સં. पत् ) કોઇ પણ ચીજનું ઉંચેથી નીચે આવવું; ખરવું; ગરવું. ( ૨ ) ઉભું હોય તેનું આડું થવું; નમવું; વાંકુંવળવું. ( ૩ ) ઓછુ થવું; બંધથવું ( ૪ ) ઘટીજવું. ( ૫ ) સેવાઇ જવું; મ્લાન થઇજવું; ઝાંખા થઇજવાવું. (૬) વચમાં નડવું; હરકત થવી. ( ૭ ) હોવું:-તમે મોટા માણસ પડયા. ( ૮ ) આળસુ રહેવું, નકામું બેસી રહેવું. (૯) કામમાં ગુંથાવું; માથે લેવું. ( ૧૦ ) ઘા વાગવાથી જમીન પર પડી મરવું;

ખપીજવું; માર્યા જવું. (૧૧) તાબે થવું; કર્યા વગર નહિ ચાલવું. (૧૨) અમુક ભાગે-કિમ્મતે વહેંચાતું-આવવું.:-ત્રણની રાશ પડી. (૧૩) છાયા રૂપ બનવું; સ્વરૂપે આવવું.:-વિલાયતી રંગ કાળો તો પડશેજ. (૧૪) આવીઅડવું; પ્રાપ્તથવું.:-માથેપડયું તે કરવું. (૧૫) નિર્ભયતાથી ઘૂમવું; ઝંપલાવું :-તે મેદાન પડયો. (૧૬) ઉઠવું; પ્રકટવું.:-એની છબિ સારી પડી. (૧૭) પુઠે લાગવું.:-તે એની પાછળ પડ્યો છે. ક્રિ૦ પ્ર૦ સમજ પડવી=સમજાવું. ઉજડપડવું=વેરાન થઇજવું. ધાડ પડવી=ફેલટવું; ઘણાનો એક સાથે ધસારો થવો. ખાતરપડવું=ચોરીથવી. રસ્તો પડવો=માર્ગ પડીજવો. ગળે પડવું=બાઝવું; વળગવું. નામ પડવું=અમુક નામે ઓળખાવું. ગળું પડવું=ગળાનો કાકડો ઢીલો થઇજવો, તાળવું બેસીજવું. અવાજ પડવો=સંભળાવું. ફીકા પડવું=ઝાંખા થઇ જવું ખાસડાં પડવાં=ફજેતો મળવો. નરમ પડવું=કમીથવું. પગેપડવું=નમી જવું; આજીજી કરવી-માફ માગવી. રસ્તે પડવું=ચાલ્યા જવું. મરીજવું.:-ડોમો પરવારીને રસ્તે પડયા. માથે પડવું=કામમાં નહિ આવવું, બોજારૂપ થઇ પડવું. આગળ-બહાર પડવું=જાહેરમાં આવવું. હાથ પડવો=સારી પેઠે મળી આવવું. ભારે પડવું=કઠણ-મુશ્કેલ લાગવું. નહિ ચલાવી લેવા રૂપ થઇજવું. બંધ પડવું=અટકી જવું. ઉઘાડા પડવું=ખુલ્લા થવું; જાહેરમાં આવી જવું. કહે૦ પડતાપર પાટુ. પડયા તો કહે નમસ્કાર થયા. પડશે તેવા દેવાશે. પડપડ, તો કહે સદાબડી. પડયો પોદળો ધૂળ લઇને ઉઠે. રૂ. પ્ર૦ પડી પડોજે ભાત, ફાટે પણ ફીટે નહિ.

**પડવે**, પડવો; પક્ષનો પહેલો દિવસ.

**પડવૈયો**, પું૦ લાકડાનો કકડો; પાયાનું ટેકણ.

**પડવો**, પું૦ [ સં પ્રતિપદ્ ] પખવાડિયાનો પહેલો દિવસ; પહેલી તારીખ.

**પડસુદી**, સ્ત્રી. પરસુદી; મેદો.

**પડળ**, ન૦ [ સં. પટલ ] આંખે આવેલુ છારીનું પડ-ઢાંકણ તે. (૨) અંતરપટ; આડો પડદો તે; અંધારી. પડળ ઉતરાવવાં=આંખ ઉપર આવેલી અંધારી-મોતિયો ઉતરાવવો તે. ભાન ઠેકાણે લાવવું.

**પડા**, પું૦ આંગળાં અને હાથની છાપ-ચિહ્ન તે; થાપા; સ્વસ્તિક. ઉ૦ આજ આનંદનો ઓઘ; કંકુકેરા પંડા પડયારે. મિરાંબાઇ.

**પડાઇ**, સ્ત્રી૦ પતંગ.

**પડાઉ**, પું૦ દરિયાને કિનારે કિનારે અને છાછરી ખાડીઓમાં માલ વગેરે લઈ જનારૂં નાનું વહાણ; મોટો મછવો.

**પડાઉ**, વિ૦ પડાવી લીધેલું હોય એવું; પાડી-ઝુંટવી લીધેલું. (૨) પાડી લેનાર. (૨) પડી રહેલું; ઠંડુ પડી ગયેલું.:-પડાઉ માલ.

**પડાક**, અ૦ તરતજ; ચટ લઇને, એકદમ; ઝટ:-એ કંઇક બોલ્યો કે તેણે પડાક લાકડી ઉપાડી. (૨) ઓચિંતું; એકાએક; વગર વિલંબે.:-પડાક હાથ પકડી લીધો.

**પડાપડ**, સ્ત્રી૦ ઉપરાઉપરી-એક એકની ઉપર પડવું તે, કોઇ ચીજ લેવા કે આપવાને માટે ધસારો કરવો તે. (૨) સરસાઇ; સ્પર્ધા; હોંસાતુંસી; ધમાલ; ધાણ; અતિ ઉતાવળ.

**પડાપડી**, સ્ત્રી૦ ઉપરા ઉપરી પડવું તે; ધમાલ; હોંસાતુંસી. પડાપડ.

**પડાવ**, પું૦ તળ નાંખીને ઉતરવું, પડવું તે; મુકામ; છાવણી.

**પડાવવું**, ક્રિ૦ સ૦ પડાવી લેવું; જોરથી અથવા ફોસલાવીને લઇ લેવું; આંચકી લેવું; ખુંચીલેવું.

**પડાળ**, ન૦ છાપરાના બે ઢોળાવમાંનું એક

તરફનું છાપરું તે; મોભની બે બાજુઓ-માંની એક બાજુ તે.:-આગલું ને પાછલું પડાળ.

**પડાળિયું**, વિ૰ પડાળવાળું:-એક પડાળિયું.

**પડાળી**, સ્ત્રી૰ ચોક ઉપરના લાંબા અને છુટા -બારણાં વગરના ખુલ્લા ભાગ ઉપર એક અથવા બે પડાળિયાં છાપરાવાળા ઓરડા -ખંડ તે. ખુલ્લાં છાપરાં; અડાળી.

**પડિયું**, ન૰ ઘંટીનું પડ તે; પડ. (૨) કાબર ચીતરો સાપ; પૈડકું.

**પડિયાણ**, ન૰ પડતર; નહિ વાવેલું ખેતર.

**પડિયો**, પું૰ દડિયો; પાંદડાને સળીઓ મારીને કરેલી કટોરી; વાડકી.

**પડી**, સ્ત્રી૰ પાંદડાને વાળીને બનાવેલી પડીકી.

**પડીકું**, ન૰ ચૂર્ણ જેવી વસ્તુની કાગળ અથવા પાંદડાની પડીકી તે; પુડી.

**પડીક્કમણ**, ન૰ શ્રાવક લોક પાપ નિવારણાર્થે સ્તુતિ કરે છે તે; માફીની પ્રાર્થના.

**પડીદાર**, પું૰ દાંડી પીટનાર.

**પડો**, પું૰ મોટી પડી અથવા પડીકું તે:-કંકુનો પડો. (૨) જુડો; ભારી; નાનો પુળો. :-તમાકુનો પડો. ( ૩ ) [ સં. पटह ] નગારું; ઢોલ.-પડો વગડાવવો. રૂ૰ પ્ર૰ નગરપડો=ઢંઢેરો. ઉ૰ નગરપડો વજડાવીઓ, વર્તાવી છે આણ, જે નહિ આવે રણવિષે, તેના લઇશું પ્રાણ. સામળ.

**પડોપાંદડી**, સ્ત્રી૰ સુગંધિદાર વનસ્પતિનાં પાંદડાંનો જુડો; સુગંધિદાર પાનના જુડાની પડીકી. આ વનસ્પતિ લુગડાંમાં મૂકવાના કામમાં આવે છે.

**પડોસ**, પું૰ [ સં. प्रति+वास ] જોડાજોડ કે આસપાસ-નજીકનો જે વાસ તે; નજીકનો જે વસવાટ તે; પાસેનો વાસ તે. (૨) નજીક રહેનાર; પાસે અથવા આસપાસ રહેનારા લોકો તે.:-સારો પડોસ રાખવો. (૩) પાસે; નજીક.

**પડોસણ**, સ્ત્રી૰ પડોસમાં રહેનારી સ્ત્રી; પાસેના ઘરમાં રહેનાર બૈરી:-પડોસણ સારી હોય તો સ્ત્રીઓને બેસવા ઉઠવાનું ઠીક પડે.

**પડોસી**, વિ૰ પડોસી-શી. પાસેનાં ઘરોમાં રહેનાર તે; નજીકના વાસવાળું; પાસેના ઘર-ગામનું હોય તે; મહોલ્લાનું. અડોસી પડોસીરે, મળે મહેણાં મારે.

**પઢ**, પું૰ વડોબીરુ; આગેવાન.

**પઢવું**, ક્રિ૰ સ૰ બોલવું; ઉચ્ચરવું; અવાજ કરવો. ઉ૰ પઢેરે પોપટ રાજારામના, સતી સીતા પઢાવે. (૨) ભણવું; લખતાં વાંચતાં શીખવું. ( ૩ ) પાઠે મોઢે કરવું; ગોખવું; મુખપાઠ કરવું; પાઠે કરવું. પઢત મૂર્ખ=ભણેલો મૂર્ખ; ભણેલો પણ ગણેલો નહિ તે; વિદ્વાન પણ મૂર્ખ.

**પઢાવવું**, ક્રિ૰ સ૰ શિખવાડવું; ભણાવવું. (૨) બોલાવવું; બોલતાં શિખવવું. (૩) પાઠે કરાવવું.

**પઢેલું**, વિ૰ ભણેલું; શીખેલું.

**પણ**,-ન૰ પ્રતિજ્ઞા; સરત; હોડ ( ૨ ) ટેક; મમત્વ. (૩) સોગન; વચન; નીમ.

**પણ**, અ૰ વધઘટ કે વિરોધ બતાવનારો અવ્યય. તમે જશો પણ હું કદી નહિ જાઉં. પરંતુ; કિંતુ; તોપણ; છતાં. (૨) નામ કરણ પ્રત્યય.:-નાનપણ, બચપણ.

**પણઘટ**, પું૰ પનઘટ; પાણીઘાટ; જળાશયનો કાંઠો કે જ્યાં બૈરાં પાણી ભરવાને જાય છે તે. ઉ૰ પણઘટપર જઇ-બગલાની પેરે બેસું, વેનચરિત્ર.

**પણછ**, સ્ત્રી૰ ( સં प्रत्यंचा ) કામઠાના બે છેડા તણાય એમ બાંધેલી દોરી; તાંત અથવા વાંસની ચીપ તે; જેની ઉપર તીર રાખી ખેંચીને છોડાય છે તે; મૌર્વી.

**પણતર**, ન૰ પરણેતર; પરિણય; પરણેતર.

**પણી**, સ્ત્રી૰ નાની જુડી; ભારી.:-મુળાપણી.

**પણું**, અ૰ નામકરણ પ્રત્યય.:-પ્રમાણિકપણું;

નીચપણું. (૨) ગુણ અને સ્થિતિ બતાવે છે. પણ:-બાળપણું-બાળપણ.

**પણે**, અ૦ તહિં; ત્યાં; પેલે ઠેકાણે; પેલી બાજુએ; ઓલીકોર.;-મારી ચોપડી પણે પડી હશે.

**પણો**, પું૦ રેતી અને ધૂળ મિશ્રિત દડ. (૨) પનો; ટેટી જેવા પાકા ફળની કચુંબરમાં ખાંડ નાખીને બનાવેલો ખાવાનો પદાર્થ.

**પણ્ય**, વિ૦ (સં.) વેચાઉ; વેચવાનું તે. (૨) વેચી શકાય એવી વસ્તુ; બજાર, વેચવા જેવી ચીજ તે પણ્યસ્ત્રી=વેશ્યા.

**પત**, સ્ત્રી૦ સાખ; આબરૂ; ટેક; પણ; પ્રતિજ્ઞા.:-ઈશ્વર મારી પત રાખશે. (૨) પ્રત્યય; પતિવાર; પતીજ; વિશ્વાસ. (૩) ગળતકોઢ; પાંડુરોગ; પંડરોગ. આંગળાં, હાથ અને નાક વગેરેમાંથી રસી ઝરે અને એમ કરતાં કરતાં ધીરે ધીરે બધા અવયવો ખરતા જાય, એવો મહા ભયંકર ચેપી અને અસાધ્ય એક રોગ. ક્રિ૦ પ્ર૦ પત ખોવી=સાખ જતી રહેવી; આબરૂ જવી. પત રાખવી =ટેક રાખવો. પ્રતિજ્ઞા પાળવી તે.

**પતકરવું**, ક્રિ૦ સ૦ ગાંઠવું; માનવું; વશ વર્તવું; ગણગારવું.:-તમે જાઓ, મને પત કરશો નહિ.

**પતજડી**, સ્ત્રી૦ પાનખર ઋતુ.

**પતત્રી**, પું૦ [સં.] પંખી; પક્ષી. (૨) ગરૂડ.

**પતન**, ન૦ (સં.) પડવું તે; પાત; પડવું. ક્રિ૦ પ્ર૦ પતન થવું=પડવું.:-શરૂ પતન ભય.

**પતરવેલિયાં**. ન૦ ભજિયાં કરવાના કામમાં આવતાં અળવીનાં મોટાં પાન તે. (૨) એ પાનનાં ભજિયાં તે; પાતરાં. અળવીનાં પાનને ચણાનો લોટ ચોપડી ચઢવી તળીને કરેલા કકડા તે.

**પતરાજ**, સ્ત્રી૦ શેખી; ડફાંશ; ફુલ; ખાલી બડાઇ કરવી તે; પતરાજી.

**પતરાજી**, સ્ત્રી૦ પતરાજ; ચેપેં. ખોટી બડાઇ; ગર્વ; અભિમાન; ફુંપદ.

**પતરાજીખોર**, વિ૦ બડાઇખોર; ખોટી ફુલ હાકયા કરનાર; મિથ્યાભિમાની; ઊાળી; દંભી.

**પતરાવળ**, સ્ત્રી૦ પતરાળાંની ઓળ-હાર તે; પતરાળી. (૨) પતરાળું.

**પતરાવળી**, સ્ત્રી૦ [સં. पत्रावली] પતરાળી.

**પતરાળી**, સ્ત્રી૦ પતરાળાંની હારકતાર તે. ઉ૦ પતરાળી પુરી સરસ પડીઆ હારોહાર. (૨) પતરાળું, ભાણું.:-હાલ મોંઘા વખતમાં તો બાર આનાની પતરાળી થાય છે. (૩) ભાણું; પીરસણ.:-મંદિરમાંથી પતરાળી મંગાવો.

**પતરાળું**, ન૦ ખાખરાનાં, મહુડાનાં, અને વડ વગેરેનાં પાંદડાંને સળીઓ નાંખી બનાવેલો ગોળ પતરા જેવો આકાર તે. જમણવારમાં થાળીને ઠેકાણે વપરાતી પાંદડાંની તાસક જેવી ગોળ બનાવટ તે.

**પતરી**, સ્ત્રી૦ પાતળી ફેતરી; પાતળી છોલ; ચપટું નાનું પતરૂં તે.:-પતરીવાળો રૂપિયો.

**પતરૂં**, ન૦ (સં. पत्र) પાંદડા જેવો પાતળો ને ચપટો ધાતુનો ઘાટ તે; ટીપીને ચપટું કરેલું ધાતુનું મોટું પાત્ર. (૨) મોટી કથરોટ; છછરી થાળી; તાસ; તાસક.:-આ મોટા પતરામાં લોટ બાંધજો.:-બરફીનાં ત્રણ પતરાં વપરાયાં. (૩) છોલ; ફેતરું. તાંબાનાં, લોઢાનાં અને જસતનાં મોટાં મોટાં પતરાં થાય છે તે.

**પતવવું**, ક્રિ૦ સ૦ સમજુતી કરવી; વાંધાનો તોડ કાઢવો; સમાધાન કરવું. (૨) ચૂકવી આપવું; આગતું લહેણું હોય તે જોડ તોડથી પુરૂં કરી નાંખવું; પુરૂં કરવું; અંત આણવો.

**પતવાળ**, સ્ત્રી૦ પતરાવળ.

**પતવાળી**, સ્ત્રી૦ પતરાળી.

**પતવું**, ક્રિ૦ અ૦ પુરૂં સમાધાન થઈજવું; નિકાલ થવો; તોડ આવવો; સમાધાન થવું (૨) માંગતું લહેણું હોય તે ભરપાઇ થવું; ચૂકવું. પતી જવું=અંત આવવો. ચૂકી જવું:-શેઠ પતી ગયા એટલે હવે તમારૂં લહેણુંએ પતીગયું જાણવું.

**પતળવું**, ક્રિ૦ અ૦ રૂસવું; ગુસ્સે-નારાજ થવું. (૨) ફરી જવું; નાસુકરજવું; પલટાઈ જવું. (૩) પલળવું, નરમ થવું. (૪) પિગળવું; ગળીજવું.

**પતંગ**, પું૦ (સં.) હવામાં ઉંચે ચઢે એવી પાતળા કાગળની એક બનાવટ; કનકવો. (૨) એક જાતનું પીળું ને સુગંધિદાર લાકડું. પતંગના લાકડામાંથી રંગ નીકળે છે અને ગુલાલ બને છે. (૩) તીડ; તીતીઘોડો. (૪) ફૂદું; પતંગિયું; ચોમાસામાં થતું રંગબેરંગી નાજુક ને મોટી પાંખનું જીવડું. (૫) પંખી. (૬) સૂરજ. ક્રિ૦ પ્ર૦ પતંગ ચગાવવો=હવામાં પતંગ-કનક ચઢાવવો.

ફુદાની પાંખ ઉપરના અને પતંગના લાકડામાથી નીકળતા રંગને ઉડી જતાં વાર લાગતી નથી તેથી થોડા વખતમાં ઉડી જાય એવી ભભકને માટે કવિઓએ 'પતંગરંગ'ની ક્ષણ ભંગુરતા માટે ઉપમા યોજેલી છે ઉ૦ આ તન રંગ પતંગ સરીખો, જાતા વાર ન લાગેજી.

**પતંગિયું**, ન૦ રંગ બેરંગી પાંખોવાળું ચોમાસામાં થતું એક જીવડું; ફૂદું. પતંગિયાંની પાંખો નાજુક અને બહુજ સુંદર રંગની છાંટવાળી હોય છે. કેટલાંક મોટાં પતંગિયાંની પાંખો તો હાથેળી જેવડી મોટી અને બહુજ ખુબસુરત-ભભકવાળા રંગની છાંટદાર હોય છે. આ જીવ તેજ ઉપર આંધળો થઇ તૂટી પડે છે. તાપણીમાં અને દીવામાં પડી તે બળી મરે છે, તે ઉપરથી મોહાંધતા માટે પતંગિયાની આહૂત પડવું, એમ કહેવાય છે.

**પતંજલિ**, પુ૦ (સં.) એક મોટો વૈયાકરણી અને યોગી. એની મુનિમાં ગણના છે પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણ ઉપર એમણે ભાષ્ય કરેલું છે. તેમ સાંખ્ય દર્શનની સામે યોગ લખી ઈશ્વર છે, એમ દર્શાવી આપ્યું છે.

**પતાકડું**, ન૦ કાગળ અથવા પોંઠાનો નાનો કકડો તે; પત્તું; પત્ર તે; પુંઠાના કાગળનો કકડો; પતરાનો કકડો. (૨) કાગળ; ચીઠી; પત્રિકા.'-એક પતાકડું લખવાનો એ તમને વખત ન મળ્યો?

**પતાકા**, સ્ત્રી૦ [સં.] ધ્વજા; વાવટો; નિશાન; નેજો. ઉ૦ ધજાપતાકા ફરકે.

**પતાવવું**, ક્રિ૦ સ૦ કરજ અથવા કજિયાનો તોડ કરવો-કાઢવો તે; પુરૂં કરવું; સમાધાન કરવું; ટુંકાવવું; સમાપ્ત કરવું. (૨) ગતાખવું.

**પતાસાં**, જુઓ પતાસું.

**પતાસું**, ન૦ ખાંડની ચાસણીની ગોળ પરપોટિયા ચકતી તે; ખાંડની એક મિઠાઇ; ખાંડની ચાસણીની ચપટી ગોળ ટીકડી-ગોળી તે. બ વ. પતાસાં.

**પતાળ**, જુઓ પાતાળ.

**પતાળિયું**, વિ૦ પાતાળના પરમાણમાં ક્ષય આવે એવું; ઉંડા મનનું,-જેનો ભેદ કાઇને ખબર પડે નહિ એવું.

**પતિ**, પું૦ [સં.] સ્ત્રીનો ધણી તે; વર; સ્વામી; કંથ. (૨) માલીક; ધણી; શેઠ; સર્વાધિકારી: પૃથ્વીપતિ=રાજા. લંકાપતિ=લંકાનો રાજા અથવા માલીક તે. પતિપત્ની=વરવહુ; ધણીધણિયાણી, માટી બૈયર.

**પતિત**, વિ૦ [સં] પડેલું; પડી ગયેલું. (૨) જાતિ, ધર્મ, અને નીતિ વગેરેમાંથી નીકળી ગયેલું (૩) પાપી, દુષ્ટ.

**પતિતપાવન**, વિ૦ [સં.] પાપીને પાવન કર-

નાર; તારનાર; પડેલાનો ઉદ્ધાર કરનાર.:-પતિતપાવન સીતારામ=દુષ્ટ, પાપી ને વંઠી ગયેલાને સુધારનાર-તારનાર એવા રામ.

**પતિયાર**, પુ૦ [सं. प्रत्यय] વિશ્વાસ; ભરોસો; ખાતરી; પ્રતીતિ. પતીજ. (૨) શાખ; આબરૂ. (૩) શ્રદ્ધા; દૃઢભાવ. ક્રિ૦ પ્ર૦ પતિયાર ખોયો=વિશ્વાસ ઉઠાડી દીધો. સાખ ગુમાવી.

**પતિયું**, વિ૦ પતવાળું; પાંડુરોગિયું; કોઢિયું.

**પતિરાં**, ન૦ ધોળાં લવારાં; નાના ધોળાં બકરાં.

**પતિવ્રત**, ન૦ (सं) મન, વચન અને કર્મથી એક પતિનેજ ભજવાનો જે નિયમ-નિશ્ચય તે; શીયળ; પતિ ભક્તિ તે. (૨) સતીત્વ; દૃઢ નિશ્ચયે પતિ પરાયણ રહેવું તે.

**પતિવ્રતા**, સ્ત્રી૦ સાધ્વી; પતિવ્રત પાળનારી સ્ત્રી તે; સતી: પતિપરાયણા સ્ત્રી; પ્રતિપ્રાણા.

**પતીજ**, સ્ત્રી૦ [सं. प्रतीति] પ્રતીતિ; ભરોસો; વિશ્વાસ; ખાતરી; દૃઢ શ્રદ્ધા. (૨) સાખ; આબરૂ-ક્રિ૦ પ્ર૦ પતીજ ખોવી. પતીજ પડવી; પતીજ રાખવી, વગેરે.

**પતીજવું**, ક્રિ૦ અ૦ થઇ રહેવું; પુરૂં થઇ જવું; અંત આવી જવો. (૨) ભરપાઇ થઇ જવું; માગના લહેણાનો નિકાલ થઈ જવો; તોડ આવવો; ખલાસ થઇ જવું; તોડ આવવો. (૨) મરી જવું.:-ડોસી એક રાતમાંજ પતી ગઇ.

**પતુણો**, મકેનમાં પુણા, પોણાને ઠેકાણે વપરાતો શબ્દ.

**પતેલી**, સ્ત્રી૦ તપેલી; ટોપ. સુરત ને મુંબાઇ તરફ વપરાય છે

**પત્તન**, ન૦ શહેર; નગર; મોટું ગામ; રાજધાનીનું શહેર, પાટણ.

**પત્તર**, ન૦ (सं. पात्र) પાત્ર; વાસણ. (૨) ભિક્ષા લેવાનું વાસણ; તોલડી; ચકોરૂં; કડવા નાળિયેરનું મોટું કાચલું; કાઢિયું. કહે૦ ભીખ ન આપે ને પત્તર ફોડે. (૩) પતરાળું; ભાણું; ભોજનપાત્ર.-કોઇના પત્તરમાં ધૂળ નાખવી.

**પત્તર**, સ્ત્રી૦ પત; પતીજ; આબરૂ; ઇજ્જત.:-ક્રિ૦ પ્ર૦ પત્તર રગડવી=આબરૂ બગાડવી. (૨) હેરાન કરવું. પત્તર ફાડવી=હેરાન કરવું; દુઃખદેવું; રગડવું.

**પત્તરવડિયાં**, ન૦ અળવીના પાંદડાના ભજિયાં.

**પત્તિ**, પુ૦ [सं.] પાયદળ; પેદળ; પગે ચાલતું લશ્કર તે. (૨) પગપાળો; પ્યાદું.

**પત્તું**, ન૦ [सं. पत्र] પાંદડું. (૨) જાડા કાગળનો કકડો; રમવાનું પાનું (કાગળનું).

**પત્તો**, પું૦ ઠામ ઠેકાણું; નામ નિશાન; રહેવાનું-વસવાટનું સ્થાન તે; સરનામું. (૨) ઓળખ; શોધ; ખબર; પાર; ભાળ. ક્રિ૦ પ્ર૦ પત્તો મળવો=ઠેકાણું જડવું; શોધ મળવી, પત્તો લાગવો.

**પત્થર**, પું૦ [सं. प्रस्तर] પહાણો; પથરો. (૨) ઇંટ માટી ને ચુનાનું સખત ઢેફું; ઇંટાળો. કહે૦ પત્થર એટલા દેવ કર્યા.

**પત્ની**, સ્ત્રી૦ [सं.] પરણેત સ્ત્રી; વહુ; ભાર્યા. -ગુરૂપત્ની=ગુરુની સ્ત્રી. પતિપત્ની=વરવહુ; ધણીધણિયાણી.

**પત્ર**, ન૦ [सं.] પાંદડું; પાન. (૨) ત્વચા-છાલ જેવી પાતળી વસ્તુ. ભુર્જપત્ર; ભોજપત્ર. (૩) ધાતુનું પાતળું પતરૂં; પાનું; વરખ. (૪) ઘાસ અને ચિંથરાં વગેરેની પાતળા પતરા જેવી બનાવટ; કાગળ. (૫) લખેલો કાગળ; ચીઠી; લેખ; પત્રિકા. ઉ૦ પ્રમોદ પામી પિઉપત્ર પેખ્યો. (૬) છાપું; ખબર-સમાચારનાં છાપેલાં કાગળિયાં તે; વર્તમાનપત્ર; છાપેલું જાહેર લખાણ તે.

**પત્રક**, ન૦ જુદી જુદી બાબતોની વિગત, નામ અને હિસાબી આંકડા વગેરેની તપ-મીલવાળો મોટો કાગળ અથવા ચોપડી

તે; કોઠા, ખાનાં પાડીને આપેલી વિગતવાળું લખાણ; તેવા લખાણવાળો કાગળ અથવા લાંબી ચોપડી.

**પત્રકાર,** પું૦ છાપું લખનાર અને પ્રસિદ્ધ કરનાર; વર્તમાન પત્રનો માલીક-અધિપતિ; પેપર કાઢનાર-છાપીને પ્રકટ કરનાર.

**પત્રભંગ,** પું૦ [સં] કસ્તૂરી અને કેસર વગેરેથી કરેલી ભાતવાળી અર્ચા તે, પત્રલેખા.

**પત્રાળી,** સ્રી૦ પતરાળાંની હારકતાર. (૨) પતરાળું; ભાણું. ઉ૦ પત્રાળી પુરી સરસ પડીઆ હારોહાર.

**પત્રાળું,** ન૦ પતરાળું; ખાજ.

**પત્રાવલી,** સ્રી૦ [સં.] પત્રલેખા; પત્રભંગ.

**પત્રિકા,** સ્રી૦ [સં.] નાનો પત્ર-કાગળ; ચીઠી; રૂક્કો.

**પત્રી,** સ્રી૦ પતરી; ખપેટી; ચીપ. (૨) પત્રિકા.:-જાયપત્રી.

**પનું,** ન૦ પનૈ.

**પથ,** પું [સં.] માર્ગ; રસ્તો; પંથ.

**પથરણું,** ન૦ પાથરણું; જમીન ઉપર પાથરવાના કામનું જે જાડું અને રંગીત કપડું તે; જાજમ; સેતરંજી વગેરે તે (૩) ગોદડું તળાઇ વગેરે પાથરણું તે. (૪) મરણ પામેલા માટે શોક દર્શાવવા આવનારાઓને બેસવા માટે પાથરવામાં આવતી જાજમ તે; શોક કરવા લોકો આવે એટલો દસ દિવસનો અને મોટા મરણે વર્ષ દિવસનો શોકનો વખત તે. શોક સમય. ક્રિ૦ પ્ર૦ પથરણું ઉપાડવું= શોક કરવાનું કાઢી નાંખવું. પથરણે જવું= શોક કરવા જવું.

**પથરાણ,** ન૦ માટી વગેરે પાથરીને કરેલી ઉંચી જમીન. વેદી; રંગભૂમિ.

**પથરાવું,** ક્રિ૦ અ૦ પડી, પથ્થ અને ભીંટ ... આસપાસનો ... ગોઠીને ... કવું; ફેલાવું; પ્રસરી રહેવું. (૨) ફરીવળવું; વ્યાપીજવું.

**પથરી,** સ્રી૦ પત્થરની કણી; કાંકરી. (૨) લીસા કાચા પત્થરની લંબ ચોરસ કકડી, કે જેની ઉપર હજામો અસ્રો ઘસે છે; સલાટી. (૩) મૂત્રાશયમાં બંધાયેલો ક્ષાર વગેરેનો ગઠ્ઠો;-પથરીનો રોગ. પથરી થવી -બંધાવી કહેવાય છે. અશ્મરી. (gravel, strangury) મૂત્રકૃચ્છ

**પથરો,** પું૦ [સં. प्रस्तर] પાષાણ; પહાણો; પત્થર; માટી કાટ અને ખાર વગેરેનો નક્કર ગઠ્ઠો. (૨) જડ વસ્તુ; જેનામાં ચલન વલન ન હોય એવી સ્થાવર ને અત્યંત કઠણ ચીજ. (૩) હરકત; અડચણ; અટકાવ કરે એવી આડખીલી; વિઘ્ન. (૪) જડ; અચેત; મંદ. (૫) કંઈ નહિ એમ; ધૂળ-રાખ એમ; અસંભવ બતાવતાં વપરાય છે:-એમાં શું મળવાનું છે, પથરો? રૂ૦ પ્ર૦ પથરા જેવું=મંદ; શિથિલ; આળસુ; ધીરૂં; ટાઢું. એ તો ટાઢો પથરા જેવી છે. ક્રિ૦ પ્ર૦ પથરો નાંખવો=આડખીલી આણવી; થતું કાર્ય અટકે એમ હરકત કરવી; ખોરો વાંધો કાઢી કે ખાલી આશા આપી કોઇ કામ રઝળાવવું તે.

**પથારવું,** ક્રિ૦ પથરવું.

**પથાર,** ક્રિ૦ પથારો.

**પથારી,** સ્રી૦ [प्रा. पत्थारी] જમીનપર ઘાસ વગેરે નાંખીને કરેલું સૂવાજેવું તે; ગોદડાં વગેરેને પાથરીને કરેલું બિછાનું; સાથરો; સેજ; શય્યા. ઉ૦ કેમ ... ... મારી, ... ... તમામ પથારી. (૨) સૂવાને માટે પાથરવાનું ... ... ... ... તે; બિસ્તરો; ગોદડાં વગેરે તે. (૩) ... ; ... ; ... ... પથારી નાંખી. (૪) ... ; ... ... ... હાથ ... ... ... પથારી ...

નાની પથારી જાણી લેવી. ક્રિ૦ પ્ર૦ પથારી કરવી=ગોદડાં બિછાવવાં. મુકામ નાંખવો. માંદા થવું. પથારી સેવવી=મંદવાડને લીધે નહિ ઉઠાવું; માંદગી ભોગવવી. પથારી વશ =આસન્નાવસ્થા; ખાટલામાંથી બહાર નહિ નીકળાય એવી અવસ્થા તે. પથારીએ પડીને ખાવું=નઠારાં કામનાં માઠાં ફળ ભોગવવાં.

**પથારો,** પું૦ મોટી પથારી; સાથરો. (૨) કોઈ પણ ચીજ અથવા ચીજોનો ઘણો વિસ્તાર રોકતો ઢગ તે; પ્રસાર; વિસ્તાર.

**પથિક,** પું૦ [સં.] મુસાફર; પ્રવાસી; વટેમાર્ગુ.

**પથિરો,** પું૦ ફેલાવો; પ્રસાર; ઢગ. (૨) પદાર્થ; વિષય; બાબત. ઉ૦ પાંચ પથિરાથી પરા થયા, એક બ્રહ્મ રહ્યું ભાસીરે; કર્મના પાથલા કાપી નાંખ્યા, જ્યારે ઓળખિયા અવિનાશી. ભો. ભક્ત.

**પથી,** પું૦ મુસાફર; પ્રવાસી; વટેમાર્ગુ; પાંથ.

**પથ્થર,** પું૦ પત્થર; પાષાણ. કહે૦ પથ્થર એટલા દેવ કરવા=પોતાના શ્રેય માટે જ્યાં કહિં દૈવત દેખાય ત્યાં દેવને પ્રસન્ન કરવાનો યત્ન કરવો; ભૂલાં ભમવું. શ્રદ્ધાથી જ્યાં ને ત્યાં દેવાર્ચન કર્યા કરવા. પથ્થર એંચવો=ઘંટી તાણવી. પથ્થરની છાતી= કઠણ હૃદય. પથ્થરનો ભમરડો=મૂર્ખ; કદીએ ભણે નહિ એવો-માણસ તે. પથ્થરપર પાણી=જેની કંઈ અસર થાય નહિ એવું ફોગટ કામ પથ્થરપરની જડ=અસ્થિર-તરત ઉખડી જાય એવી વસ્તુ ને વાત વગેરે તે. પથ્થરને બચકું ભરે તો દાંત ભાગે=જબરા સાથે ક્રોધ કરીને લડવા જતાં સામો ગેરલાભજ થાય એમ. પથ્થર કરતાં ઈંટ કુણી=કંઈક સારું, એવા અર્થમાં વપરાય છે. આવ પથરા પગપર પડ=વિપત્તિને આમંત્રવી તે; જાતે દુખ હોરી લેવું તે.

**પથ્થરિયો,** પું૦ પથ્થરનો. (૨) પથરી.

**પથ્ય,** વિ૦ [સં.] હિતકારક; રુચતું; બંધ બેસતું; હિતકર. (૨) ન૦ પરહેજી; કપરી; હિતાહિત ખોરાક ખાવા ન ખાવાની રીત તે; પાનાપાન વિચાર.

**પદ,** ન૦ [સં.] પગ; પાય; ચરણ. ઉ૦ પ્રભુ પદપંકજ સેવો. (૨) પગની ભોંયપર પડતી છાપ તે; પગલું; પગનું ચિહ્ન. (૩) ચાલતાં બે પગલાં વચ્ચે રહેતું જે અંતર તે; એ અંતર જેટલું માપ તે. (૪) *દરજ્જો; પદવી; હોદ્દો.:-ગામલતદારને* પદે પહોંચ્યો છે. (૫) સ્થાન; ઠેકાણું; જગા; સ્થળ. (૬) બારાખડી; વ્યંજનમાં સ્વરો ભળવાથી થતાં જે રૂપ તે.:-કકકાનાં પદ. (૭) વાક્ય અથવા મોટા શબ્દનો એકાદો ભાગ તે.:-દૂધ ભાત, એમાં દૂધ એ પૂર્વ પદ ને ભાત ઉત્તર પદ છે. (૮) કવિતાની ટુક; લીટી; અથવા એકાદ કડી તે; ચરણ.:-વંશસ્થના દરેક પદમાં બાર અક્ષર હોય છે. (૯) ગણિતમાં ઘણા આંકડાઓમાંના તે આંકડા કે જે એક સમૂહમાં ગણાતા હોય તે. (૧૦) ચતુર્થાંશ; પા ભાગ તે. (૧૧) થાળી, વાડકો ને લોટો, એ ત્રણ વાસણનું જે દાન આપવામાં આવે છે તે; જમવાને જોઈતાં પાત્રનો સમૂહ તે. મુએલાં પાછળ અને કેટલાંક વ્રતોનાં ઉદ્યાપનોમાં આવાં પદનાં દાન આપવાનો રિવાજ છે.

**પદક,** ન૦ [સં.] ઓદ્ધાના અમુક ચિહ્નવાળું ચકતું તે; ચાંદ; ચોકી; લોલક; પગલું. - મંત્ર વગેરે તાંત્રિક જંત્રના કોઠા વગેરેની જેમાં આકૃતિ આંક કે છબિ વગેરે પાડેલી હોય એવી નાની ચકતી તે. (૨) સિક્કો. ઉ૦ સોના સાંકળી પદક જડાવ ગીરધર.

**પદચ્છેદ,** પું૦ [સં.] વાક્યમાંના શબ્દોને વ્યાકરણની રીતે છૂટા પાડી બતાવવા તે

વિભક્તિ, લિંગ, વચન વગેરે સાથે વાક્યમાંના દરેક શબ્દને જુદો પાડી બનાવવો તે.

**પદચ્યુત**, વિ૦ (સં.) પદ-અધિકાર-ઓદ્દા ઉપરથી પડેલું-કાઢેલું તે, પદભ્રષ્ટ; સ્થાન પરથી કનારી નાખેલું-ખસેડેલું તે

**પદડી**, સ્ત્રી૦ ગડાકુ રાખવાની ચામડાની કોથળી; વાટવી.

**પદન્યાસ**, પું૦ [સં.] પદવિન્યાસ; પગલા ભરવાની છટા-ચતુરાઇ, સુંદર ચાલ તે

**પદપંકજ**, ન૦ [સં.] પદરૂપી કમળ; ચરણકમળ

**પદબંધ**, પું૦ [સં.] શબ્દોના સમૂહોની રચના; કવિતા કરવી તે; પદ્ય રચના. ઉ૦ પદબંધ મનોહર થાય. શબ્દો અને શબ્દોના સમૂહોની સારી સંકલના કરવી તે ગવાય એવી શબ્દોની ગુંથણી તે; કાવ્ય, કવિતા.

**પદભ્રષ્ટ**, વિ૦ [સં.] અધિકાર ઉપરથી ભ્રષ્ટ થયેલું; પદચ્યુત, ઓદ્દા ઉપરથી ઉઠાડી મૂકેલું તે.

**પદમ**, જુઓ૦ પદ્મ.

**પદમણી**, સ્ત્રી૦ પદ્મિણી. સુંદર ને નાજુક બાંધાની સુભાગી સ્ત્રી. ઉ૦ પાટણના નૃપ નથી તુજ મહેલે, પદમણી ગણી

**પદર**, પું૦ [સં. પટાંત] પાલવ, પહેરવાના વસ્ત્રનો છેડો તે.-શે તારે પદરે બાંધ. (૨) લાંક. ૨૦ પ્ર૦ પદરનું=પોતાની ગાંઠનું; પોતાનું, પારકું-બીજાનું નહિ:-તે રૂપિયા તેણે પદરના આપ્યા. (૩) ચરણ; આશ્રય.

**પદરખાનું**, ન૦ ભઠિયારખાનું, રસોડું; વીશી.

**પદરજ**, સ્ત્રી૦ (સં) ચરણ ધૂલિ; પગની રજ તે; પાયરેણુ

**પદલાલિત્ય**, ન૦ [સં.] કવિતામાં શબ્દોના પરોવી જે લલિત રચના તે.

**પદવિગ્રહ**, પુ૦ [સં.] પદચ્છેદ.

**પદવી**, સ્ત્રી૦ [સં.] માનવાળી જગા; ઓધ્ધો; દરજ્જો; પાયરી; ઉચ્ચસ્થાન; મોટું પદ; પ્રતિષ્ઠા (૨) ઉપનામ, ઇલકાબ. ક્રિ૦ પ્ર૦ પદવીએ ચઢવું=માન મળે એવી જગાએ નિમાવું-જવું; મોટા નામધારી થવું; ઓધ્ધે ચઢવું. પદવી ઘટવી=પ્રતિષ્ઠા ઓછી થવી; ઓધ્ધેથી ઉતરી પડવું. પદવી વધવી=મોટા નામજાદા થવું. (૩) પંક્તિ; હાર

**પદાતી**, પુ૦ પગપાળો સૈનિક તે; પાળો. (૨) પાયદળ લશ્કર (૩) પગે ચાલનારો જેની પાસે વાહન ન હોય તેવો સિપાઇ, પેદળ

**પદારથ**, જુઓ૦ પદાર્થ.

**પદાર્થ**, પુ૦ [સં.] વસ્તુ; ચીજ, દુનિયામાંની કોઇ પણ એકાદી ચીજ તે (૨) તત્ત્વ; ભાવ; સત્ત્વ. (૩) વાની; ખાવાની ચીજ. (૪) અર્થ; સારુ પદ-વાક્યનો જે અર્થ હો તે; મૂળ અર્થ હોય તે. (૫) ધાતુ. દર્શનશાસ્ત્રને મતે ઘણા પદાર્થો છે. વૈશેષિકવાળા સાત, ગૌતમ-ન્યાયવાળા સોળ, સાંખ્યવાળા પચીસ, યોગવાળા ઇશ્વર સુદ્ધાં છવ્વીસ અને વેદાંતવાળા બે પદાર્થ માને છે

**પદાર્થવિજ્ઞાન**, ન૦ [સં.] દુનિયામાંની જુદી જુદી ચીજોના ધર્મ-ગુણ સંબંધીનું જેમાં જ્ઞાન હોય તે વિદ્યા-જ્ઞાન.

**પદાવવું**, ક્રિ૦ અ૦ હોકારીને નરમ પાડીદેવું; ડગાવવું; ગભરાવવું; દમદેવો, હગાવીદેવું; ત્રાસી જાય-ડરી જાય તેમ ઠપકો દેવો; ખડખડાવવું; હાકોટવું તે.

**પદી**, વિ૦ પ’વાળુ. દ્વિપદી.

**પદું**, ન૦ પદ; ઓધ્ધો, ધંધા વગેરેને લગતો અધિકાર તે -ગોરપદું.

**પદેઠવું**, ક્રિ૦ સ૦ ખૂબ કામમાં લેવું; રગડવું; થકવી નાંખવું; દોડાવવું; ઢીલુ થઇ જાય

તેમ કામ કરાવવું. (૨) ઘસવું; વાપરવું; જેવો ગમે તેવો ઉપયોગ કરવો.

**પદોડવું**, ક્રિ૦ સ૦ પદૈડવું; રગદોળવું.

**પદ્ધતિ**, સ્ત્રી૦ [ સં. ] કામ કરવાની ધાટી-રીત તે, રૂઢિ; ઢબ. ( ૨ ) વિધિ; તરેહ. (૩) ક્રમ; હાર; ઓળ. (૪) રસ્તો; માર્ગ; શ્રેણિ. 'નિયમિત કાર્ય કરવાનું જે અમુક ધોરણ-ગોઠવણ વગેરે તે. તરાહ, ધરા, વર્ણ.:-પદ્ધતિસર કામ કરવું=અર્થાત્ જેની ચાલુ રીત હોય તે પ્રમાણે કામ કરવું તે.

**પદ્મ**, ન૦ [સં.] રાતું કમળ. (૨) સો અબજ કરોડ જેટલી સંખ્યા તે. (૩) અંગુઠા કે આંગળીઓના ટેરવા ઉપરનું રેખાચક્ર. (૪) શરીરમાંનું નાડીચક્ર. [૫] સ્થાન; જગા. [૬] એક વ્યૂહ. (૭) રતિબંધ; એક આસન-યોગાસન.

**પદ્મરાગ**, પું૦ [ સં. ] રાતા રંગનો મણિ; માણેક.

**પદ્મા**, સ્ત્રી૦ [ સં. ] લક્ષ્મી; સૌભાગ્ય દેવી. (૨) મજીઠ.

**પદ્માસન**, ન૦ [સં.] પગપર પગ ચઢાવી ઝટ છૂટે નહિ એવી પલાંઠીએ બેસવું તે; યોગ સાધવા જુદી જુદી રીતે બેસવાની જે ઢબો છે તેમાંની એક ઢબ.

**પદ્મિની**, સ્ત્રી૦ [સં.] રૂપ, ગુણ, ચતુરાઇ અને સ્ત્રીત્વની સર્વ લાયકાતોવાળી સુંદર સ્ત્રી. રતિશાસ્ત્ર લખનારાઓએ સ્ત્રીના જે ચાર વર્ગ પાડ્યા છે તેમાં પહેલા વર્ગની સ્ત્રી તે. ( ૨ ) કમલિની; રાતાં કમળની વેલ તે.

**પદ્ય**, ન૦ [સં.] પદબંધ કવિતા તે; કાવ્ય; ગવાય એવી છંદશાસ્ત્રના નિયમે બનાવેલી જે શબ્દ અને પદોની રચના તે; ગીત; ગાયન.

**પધરામણી**, સ્ત્રી૦ બહુ માન પૂર્વક પોતાને ઘેર બોલાવવું અને સત્કાર કરવો તે; માનથી બોલાવી બેસાડીને ભેટ વગેરે ધરી વદાય કરવું તે.:-ગામમાં કોઇએ મંદારાજની પધરામણી કરી કે નહિ ? (૨) માનભેર આવવું જવું તે; આગમન અને અને પ્રત્યાગમન તે; પધારવું તે; વદાય થવું તે.

**પધરાવવું**, ક્રિ૦ સ૦ માનભેર તેડી લાવી બેસાડવું; ભક્તિ ભાવથી આમંત્રી લાવવું. (૨) પ્રતિષ્ઠા કરવી; આદરથી બેસાડવું. સ્થાપના કરવી.:-ઘરમાં મહાદેવ પધરાવ્યા. (૩) માન ભેર વળાવવું-વદાય કરવું; વિસર્જન કરવું.:-દેવને નદીમાં પધરાવ્યા. ( ૪ ) માથે મારવું; આપીદેવું; ઓઢાડી દેવું.:-ખોટો માલ હોય તે કોઇ પરદેશી આડતિયાને પધરાવી દો.

**પનઘટ**, પું૦ જળાશયનો કિનારો કે જ્યાંથી લોક પાણી ભરી જતા હોય તે; કુંવાકાંઠો. ઉ૦ પનઘટપર જઈ બગલાની પેર બેસ. વેનચરિત્ર. પનઘટ પર બાભી ! વારંકો' કેમ લાગી.

**પનડો**, પું૦ સ્ત્રીઓના કાનનું એક ઘરેણું.

**પનાદાર**, વિ૦ પહોળાઇમાં વધારે હોય એવું; પહોળું; જેનો પનો મોટો હોય એવું :-આ પનાદાર લુગડું છે.

**પનારો**, પું૦ પિછાન; ઓળખાણપાળખાણ; પરિચય; ભાઈબંધી.

**પનાહ**, સ્ત્રી૦ [ફા.] સંભાળ; દેખરેખ. (૨) આશ્રય; ઓથ. (૩) રક્ષણ

**પનિયાં**, ન૦ જુતિયાં; ખાસડાં; પગરખાં; પિંજર.

**પનિહાર**, સ્ત્રી૦ પાણી ભરનારી; પાણિયારી.

**પનિહારણ**, સ્ત્રી૦ પાણિયારી.

**પનિહારી**, સ્ત્રી૦ પાણિયારી.

**પનીર**, ન૦ દૂધમાં સરકો, તેજાબ કે આથો લાવનારાં દ્રવ્ય નાખી બનાવેલું ગાઢું

ઠરિ. દૂધમાંનો કેસીન નામનો પદાર્થ તેમાંથી સ્નેહ-માખણ અને પાણીનો ભાગ દૂર કરતાં બહુ ઘટ થઇ જઇ આ પદાર્થ બને છે. મુસલમાનો અને યુરોપિયનો પનીર ખાય છે. શુદ્ધ દૂધનું, મલાઇ કાઢી લીધેલા દૂધનું અને એકલી મલાઇનું એમ ત્રણ જાતનું પનીર થાય છે.

**પનું**, ન૦ ફળાદિકની કચુંબરનો, મસાલો નાંખીને બનાવેલો એક ખાવાનો પદાર્થ; પણું; પણો; પનો.

**પનો**, પું૦ [ फा. ] કપડાની પહોળાઇ તે; પહોળપણ. (૨) જણો; શકરટેટીની કચુંબરનો મીઠો મઠો.

**પનોતી**, સ્ત્રી૦ જ્યોતિષ પ્રમાણે ખરાબ દશા; શનિ અને રાહુ વગેરેની આકરી દશાઓ પનોતી કહેવાય છે. એ દશાઓ લોઢા અને તાંબા વગેરેને પાયે બેસતી કહેવાય છે, અને તે તેને અનુસરતાં સારાં માઠાં ફળ આપે છે. (૨) જુઓ પનોતું.

**પનોતું**, વિ૦ પનાવાળું-પથરેલું; વિસ્તારવાળું; બહોળું, એટલે કે બહોળા કુટુંબનું. (૨) સુભાગી; ભાગ્યશાળી; સુખી. પુ૦ પનોતો; સ્ત્રી૦ પનોતી. રૂ૦ પ્ર૦ પિયેર પનોતી= બહોળા કુટુંબી પિયેરની અને પિયેરિયાંને લાભ કરનારી. સાસરિયાં તરફ નહિ તેથી વધારે પોતાના પિયેર તરફ મમતા રાખનારી ને તેમનું સારૂં કરનારી:-વહુ! જુદાં રહીને પિયેર પનોતાં ના થતાં, નહિ તો એની કમાઇ જણાશે નહિ.

**પન્નગ**, પું૦ [सं.] સાપ; વ્યાલ, ભુજંગ.

**પપનસ**, ન૦ પપેનસ; લિંબુની જાતનું ફળ ઝાડ ને ફળ તે. કોંકણમાં પપનસની પુષ્કળ વાવણી થાય છે. પપનસનું ઝાડ છ સાત હાથ ઉચું થાય છે. એની બે જાત છે, એક લાલ ગરની ને બીજી ધોળા ગરની. વર્ષમાં બે વાર તેને ફળ આવે છે.

**પપીતા**, પું૦ એક જાતના વેલાનાં કરપટા જેવાં બી. આ મલાય ભાષાનો શબ્દ છે અને આના વેલા ફિલિપાઇન તથા કોચીન ચાયનામાં ઉગે છે. જેસ્યુઇટ લોકોએ પોતાના ગુરુના નામ પરથી આને 'ઇગ્નેશિયા' નામ આપ્યું હતું. આ બીમાંથી સ્ટ્રીકનિયા ને બ્રુશિયા નામના બે ઝેર નીકળે છે. ગાંઠિયા તાવની મરકીમાં લોકો આ બી દોરામાં પરોવી હાથે બાંધે છે ને એમ માને છે કે, તેથી પ્લેગ અટકે છે.

**પપેટી**, સ્ત્રી૦ પપેતી; પારસી નવા વર્ષનો તહેવાર.

**પપૈયો**, પું૦ એક વર્ષાયુ ફળઝાડ. એનું ફળ પપૈયું કહેવાય છે. (૨) બપૈયો; ચાતક. (૩) ફેલશો; ફેફોલો.

**પપ્પો**, પું૦ પકાર; પ અક્ષર ને તેનો ઉચ્ચાર તે. (૨) પાટીદાર; કણબી.

**પબેડો**, પવાડો.

**પમરવું**, ક્રિ૦ અ૦ વાસ ઉડવી-ફેલાવી; મેં ધાવું; મોહવું. (૨) પ્રસરવું; ફેલાવું; વ્યાપી જવું:-ઝેર પમરીગયું.

**પમાડવું**, ક્રિ૦ સ૦ કોઇને કંઇ મળે એમ કરવું; પ્રાપ્તિ કરાવવી:-સુખ પમાડવું. પામે એમ કરવું.

**પય**, ન૦ [सं.] પાણી; જળ. (૨) દૂધ.

**પયસ્વિની**, સ્ત્રી૦ [सं.] દૂધ આપનારી ગાય.

**પયુ**, ન૦ (પાય) ઉરૂં; ઓલાણુ; કોસ ખેંચીને બળદો ઢાળ પડતી જે જગામાં ઉતરે છે તે માર્ગ.

**પયોધર**, પુ૦ ( ન૦ ) [सं.] સ્તન; થાન; આંચળ. ઉ૦ પીએ રુધિર પયના પીએ, લગી પયોધર જોક. (૨) મેઘ; વરસાદ. (૩) દરિયો; સાગર.

**પયોધિ**, પું૦ [सं.] દરિયો; સાગર.

**પયોનિધિ**, પુ૦ [सं.] દરિયો; સાગર; સમુદ્ર.

**પર**, વિ૦ [सं.] પરાયું; પારકું; નહિ પોતાનું

તે. (૨) અન્ય; બીજું; અળગું; અવર. (૩) શ્રેષ્ઠ; ઉત્તમ; સર્વોપરિ એવું. (૪) દૂર; આઘે (૫) કેવળ. (૬) હલકું; અવળું.

**પર**, ન૦ નાનાં સુંવાળાં પિછાં તે; નાજુક રૂંવાં તે; પાંખનાં નાનાં પિંછાં. ક્રિ૦ પ્ર૦ પરઆનવાં=પિંછાં આવવાં. પર મૂકવાં=પિંછાં ફૂટવાં.

**પરઇ**, સ્રી૦ પરાઈ; પરે; ખાંડણીનો દસ્તો તે. (૨) પરાઈ=બીજાની; પારકી. ઉ૦ પરાઈ વાત ન કીજીએજી.

**પરકમણું**, ન૦ [સં. परिक्रमण] પ્રદક્ષિણા; આસપાસ ફરવું તે.

**પરકમા**, સ્રી૦ પ્રદક્ષિણા.

**પરકર**. પું૦ [સં. परिकर] કમરપટો; કંદોરો.

**પરકાયપ્રવેશ**, પું૦ બીજાના ખોળિયામાં પેસવું તે; પરકાયપ્રવેશ વિદ્યા.

**પરકીય**, વિ૦ [સં.] પારકું; પરાયું. (૨) બીજાનું.

**પરકીયા**, સ્રી૦ [સં.] પરસ્ત્રી; બીજાની સ્રી; પોતાની પરણેતર નહિ તે. નાયિકા ભેદમા સ્વકીયા પરકીયા અને સામાન્યા, એમ ત્રણ ભેદ છે.

**પરખ**, સ્રી૦ પારખ; પરીક્ષા; પારખવું તે.

**પરખવું**, ક્રિ૦ સ૦ પારખવું; પરીક્ષા કરવી.

**પરખાણ**, ન૦ વહાણના વચલા થાંભલાને લગાડેલું આડું લાકડું કે જેની સાથે શઢ બાંધવામાં આવે છે તે.

**પરખામણી**, સ્રી૦ પરખાવવાનું લવાજમ તે. (૨) પરખવાની જે આવડત તે.

**પરખાવવું**, ક્રિ૦ સ૦ પરીક્ષા કરાવવી; તપાસરાવવું; કસ કઢાવવો. (૨) આપવું; દેવું.:–એણે તને શું પરખાવ્યું ?

**પરખાવું**, ક્રિ૦ અ૦ ઓળખાવું.:–નઠારાં કામે પરખાયો. જાણીતા થવું; જાહેર થવું. (૨) સમજાવું; પરીક્ષા થવી.:–આ તો હીરો હવે પરખાયો.

**પરખિયો**, પું૦ પારખનારો; પારેખ; પરીક્ષા કરતારો.

**પરગજુ**, વિ૦ બીજાની ગરજ સારનાર; પોતાનો લાભ ન જોતાં બીજાનું ભલું કરતે; ઉદાર; પરોપકારી.

**પરગણું**, ન૦ [फा.] વ્યવસ્થા રાખવા માટે પાડેલો દેશનો જે એકાદો નાનો વિભાગ તે.

**પરગામ**, ન૦ બીજે ગામ. (૨) પરદેશ; બહારગામ; પોતાનું ગામ–વતન નહિ તે.

**પરગામી**, વિ૦ બીજા ગામનો રહેવાસી. (૨) પરદેશી; બહાર ગામનો.

**પરઘર**, ન૦ પરગૃહ; બીજે ઘેર; પારકે ઘેર. ઉ૦ પરઘર જઈએ ન કામેજી.

**પરચક્ર**, ન૦ [સં.] પરદેશી રાજ્ય તે; વિદેશીઓનો રાજ અમલ તે, પરધુરા; વિદેશી રાજ્ય તે.

**પરચુરણ**, વિ૦ [સં. प्रकीर्ण] જુદું જુદું; છુટક; વેરાતું થયું; પ્રકીર્ણ; પરચૂરણ. (૨) ખુરદો; મહોર કે રૂપિયાને વટાવતાં જે હલકું ચલણી–નાણું આવે છે તે.

**પરચો**, પુ૦ પરતો; પડછો; પ્રતાપ; ચમત્કાર. (૨) બળ; શક્તિનો દેખાડો.

**પરછંદ**, પું૦ પડઘો.

**પરછંદો**, પું૦ પડઘો; પ્રતિધ્વનિ. ઉ૦ પંડેપંડ પડે પડછંદો.

**પરછાયો**, પું૦ છાયો; ઓળો; પ્રતિચ્છાયા; પડછાયો.

**પરજ**, સ્રી૦ આંગળાં કપાઇ જાય નહિં તે માટે તરવારની મુંઠ ઉપર હૂક જેવી જે જીભ હોય છે તે. (૨) એક રાગ; પરજિયો; રાજિયો. (૩) સુરત જિલ્લા તરફના અભણ પહાડી લોકની એક જાત. કાળીપરજ (૪) ઢાલમાંની મુંઠ; પકડ તે.

**પરજળવું**, ક્રિ૦ અ૦ [સં.प्र+ज्वल्) બળવું; સળગવું; ભડભડ બળવું; જગવું. (૨)

ચિંતા થવી; દુઃખ લાગવું-થવું; અનુકંપાની લાગણી થવી; ચરચરવું.

**પરજંક**, પું॰ [ સં. पर्यंक ] પર્યંક; પલંગ; ઢોલિયો.

**પરજાન**, સ્ત્રી॰ જાન; પારકી જાન; (સંબંધીની નહિ.) ઉ॰ જોજન એક પરજાન વળાવી, મદન મહેતો આવ્યાજી. હરિદાસ.

**પરજાપત**, પું॰ પ્રજાપતિ. (૨) કુંભાર; ઓઝો.

**પરજાળવું**, ક્રિ॰ પ્રે॰ [સં. प्र+ज्वल्] પર જળે-બળે એમ કરવું; બાળવું; સળગાવવું; ભડકો કરવો.

**પરજિયો**, પું॰ એક રાગ-ઢાળ તે. રોતાં ગવાય ને શોકની લાગણી ઉપજાવે એવો રાગ-રાજિયો. કૂટતાં ને રોતાં એવાં ગાય છે. (૨) એક જાત અને એવી સાખ.

**પરઠ**, સ્ત્રી॰ પરઠવું તે; પરઠણ; સાટું; સરત.

**પરઠણ**, સ્ત્રી॰ પરઠેલું; સાટું, સરત; કબુલાત. 'હું આમ કરું તો તારે પણ કરવુંજ, એવી આગળથી બાંધણી કરવી તે.

**પરઠવું**, ક્રિ॰ સ॰ [ સં. परि+घट् ] પેઠવું; આગળથી બાંધણી કરવી તે; નક્કી કરવું; ઠરાવવું; ભવિષ્યમાં જે આપવા લેવા કે કરવાનું હોય તે આગળથી નક્કી કરી લેવું તે; સરત કરવી; સાટું કરવું. કરાર કરવો. (૨) જવું; પ્રયાણ કરવું. ઉ॰ તરણી તારે આશરે પરઠું હું પરદેશ. (૩) મોકલવું; ભેજવું:-પરઠ્યું આપે તેમાં શાનો પાડ.

**પરઠો**, પું॰ ઠરાવ; સરત; કરાર; પરઠેલું જે, હોય તે. ઉ॰ નારદ કહે તમે ટાળી મૂક્યા છે, ગાલવને ઘેર યાગ, દેવ માત્રે પરઠો પરહી, કાઢ્યો તમારો પાગ. પ્રેમાનંદ.

**પરડ**, સ્ત્રી॰ પંચાત; પીડા; માથાફોડ; એકની એક બાબત વારવાર ચર્ચવી કિંવા ચહેર્યાં કરવી તે.-આ શી નકામી પરડ. (૨) સુરકેલી; લમણાઝિંક (૨) લફરૂં. (૩) એવો અવાજ; હગવું કાઢતાં ને વાયુ બહાર નીકળતાં થતો એવો અવાજ.

**પરડી**, સ્ત્રી॰ પત્રી; બાવળની કાચી શિંગો અને પાંદડાં વગેરે તે.

**પરડું**, ન॰ પૈડું; ચાક; ચક્ર:-ગાડી ગાડાને બે પરડાં અને રથ તથા ચારઠને ચાર પરડાં હોય છે.

**પરડો**, પું॰ બાવળની શિંગ. આ શિંગો ધોળા ઝાંખા રંગની થાય છે ને તે ઢોરને ખવરાવવાના કામમાં આવે છે.

**પરણ**, ન॰ ( સં. पर्ण ] પાંદડું; પાન. ઉ॰ હુતદ્રવ્ય આદે યજ્ઞ સામગ્રી, અન્ય પરણ પુરોડાશ. ગિરધર. (૨) પરણવું તે; પરિણય:-જનમ, મરણ ને પરણ.

**પરણવું**, ક્રિ॰ અ॰ [ સં. परिणय ] દેશના ચાલ પ્રમાણે સ્ત્રીપુરૂષે એક બીજાને એકનિષ્ઠ થઇ રહીને સંસાર માંડવા બંધાવું; શાસ્ત્ર કે કાયદાની રીતે પતિપત્ની થઇ રહેવાને કુંવારા છોકરાછોકરીએ એકથવું -જોડાવું-સાથ કરવો તે. એક બીજા સાથે બંધાવું-જોડાવું; વિવાહ કરવો; લગ્ન કરવા. (૨) સરતથી-કરારથી બંધાવું. કહે॰ પરણે તેનાં ગીત=જેવો ને જેનો વખત હોય તેમ કરવુ. પરણે પાનેતર નહિ, ને અપરણીએ ચીર=પ્રસગે ન કર્યું તે પાછળથી શું કરે ? પરણ્યો પીડાએ મરે અને કુંવારો કોડે મરે. પરણ્યાને પાળે ને જણ્યાં ને જીવાડે એમાં શાનો પાડ ? પરણ્યા પહેલાં અધરણી=સુવા પેલી ચોક.

**પરણાયું**, ન॰ શકોરૂં; મોટું કોડિયું; ચપણિયું.

**પરણાવવું**, ક્રિ॰ પ્ર॰ છોકરો કે છોકરી પરણે તેમ કરવું; વર કે કન્યાનાં લગ્ન કરવાં. વિવાહ કરવો. (૨) ગળે ઘાલવું; પધરાવી દેવું; બઝાડી દેવું:-આ પહલેલો માલ બહાર ગામના આડતિયાને પરણાવી દો.

**પરણિયત**, વિ॰ વિવાહિત; પરણેલું. (૨) ના॰ વર; પતિ.

**પરણેતર**, ન૦ પરણવું તે; પરણવાનો વિધિ તે. (૨) પરણેલું તે. પરણેત ને પરણેતર. ઉ૦ સસરો પહેલા પરણેતનો, જાણે સઘળો ધર્મ. શામળ.
**પરણેયું**, ન૦ ચપણિયું; શકોરૂં; કોડિયું.
**પરણ્યો**, પું૦ પરણેલો હોય તે; વર; પતિ; ધણી. ઉ૦ જેનો પરણ્યો પર ઘેર જાય.
**પરત**, અ૦ [સં.] પાછું:-પરત આપ્યું=પાછું આપ્યું.
**પરતક્ષ**, જુ૦ પ્રત્યક્ષ.
**પરતવું**, ક્રિ૦ સ૦ ( સં. परि+वर्ति ) ફરી ફરીને વાટવું; ઘુંટવું; લસોટવું; ખરલ-કરવું:-મીંદાને પરતીને લુગદી બનાવો.
**પરતંત્ર**, વિ૦ (સં.) પોતાની ઇચ્છા પ્રમાણે ચાલી કે વર્તી શકે નહિ એવું; નહિ સ્વતંત્ર; પરાધીન; પરવશ; પરના કહેવા કે હુકમ પ્રમાણે જેને કરવા તથા ચાલવાનું હોય એવું; તાબેદાર.
**પરતંત્રતા**, સ્ત્રી૦ [સં.] પરવશપણું; પરાધીનતા; તાબેદારી.
**પરતંત્રપણું** ન૦ નહિ સ્વતંત્રતા તે; પરતંત્રતા; તાબેદારપણું.
**પરતાપ**, પું૦ પ્રતાપ.
**પરતી**, સ્ત્રી૦ નાનો ફાળકો; ફીરકી:-રેશમની આંટીઓ ઉતારવાની ફાળકી.
**પરતીત**, સ્ત્રી૦ (સં. प्रतीति) પતીજ; ખાતરી; વિશ્વાસ; ભરોસો.
**પરતો**, પું૦ [સં. प्रताप] પ્રતાપ દર્શન તે; પ્રતાપાભાસ; સામાને વિશ્વાસ આવે-પડે એવો પોતાનો પ્રતાપ-બળનો ભાસ કરાવવો તે. (૨) હાજરાહજુરપણું; જાગર્તિ દેખાડવી તે; ચમત્કાર. (૩) છાયા; આભાસ-પડછો.
**પરત્વે**, અ૦ [સં.] ને લીધે; વડે; યોગે.
**પરથાર**, પું૦ પગ મૂકવાનો ઓતરો-ભૂમિકા તે; ખાડા ટેકરા ભાગી એક સરખી કરેલી જમીન અથવા જરા ઉંચી કરેલી સપાટ ઓટલી જેવી જગા; પહોળું પગથિયું. (૨) સ્થડ; તળ. (૩) પથારી; શય્યા. ઉ૦ કદી ના મળે બહેની ભરથાર, કુમાર કાળો શયનેરે, તો તો પાડું હું પરથાર, કુમાર કાળો શયનેરે સોલ. દિવાળીબાઈ.
**પરદાદો**, પું૦ દાદાનો બાપ તે; બાપના બાપનો બાપ.
**પરદુઃખ**, ન૦ પારકાનું દુઃખ-પીડા તે.
**પરદુઃખભંજન**, વિ૦ બીજાની પીડા ભાગનાર; પોતાના સુખનો વિચાર નહિ કરતાં બીજાનું દુઃખ ભાગવાની વૃત્તિવાળું તે; પરોપકારી; ઉદ્ધાર:-રાજા વિક્રમના જેવો પરદુઃખભંજન કોણ છે ?
**પરદેશ**, પું૦ [સં.] પોતાનો દેશ-વતન નહિ એવો જે મુલક તે; વિદેશ.
**પરદેશી**, વિ૦ પારકા દેશનું; વિદેશી.
**પરદો**, પું૦ પડદો; ચક.
**પરધન**, ન૦ બીજાનો પૈસો; પારકું ધન.
**પરધર્મ**, પું૦ પોતાનો ધર્મ નહિ તે; બીજો ધર્મ; પોતાના ધર્મથી જુદો ધર્મ તે.
**પરધર્મી**, વિ૦ અધર્મી; બીજા ધર્મનું; જુદો ધર્મ પાળનારૂં જે તે.
**પરનાતી**, વિ૦ બીજી નાતનું; પરનાતનું; પોતાની નાતનું નહિ તે.
**પરનાર**, સ્ત્રી૦ પરસ્ત્રી.
**પરનાળ**, સ્ત્રી૦ પાણી ઝીલવા તથા વહેવરાવવાની ધાતુની નાળ-નીક તે. પ્રનાલિકા.
**પરનાળિકા**, સ્ત્રી૦ પરનાળ. (૨) પરંપરાથી ચાલી આવતી જે રૂઢિ કે રીત તે; ધારા; -પદ્ધતિ; ચાલુ વ્યવહારની શ્રેણિ તે.
**પરપુરૂષ**, પું૦ [સં.] પતિ નહિ એવો બીજો પુરૂષ તે; પોતાનો પતિ નહિ તે.
**પરપુષ્ટ**, પું૦ [સં.] કોકિલ; કોયલ. એમ કહેવાય છે કે, કોયલ કાગડીના માળામાં પોતાનાં ઇંડાં મૂકે છે અને કાગડી તેને

પોતાનાં ધારી સેવે છે. ઇંડાંમાંથી નીકળ્યા પછી પણ. કાગડી તેમને ચણ આપી પોષે છે, પરંતુ જ્યારે તે બોલે છે ત્યારે કાગડીથી સમજાય છે કે તે પોતાનાં બચ્ચાં નથી એટલે તેમને પોતાના માળામાંથી ઉડાડી મૂકે છે. આ ઉપરથી કોયલ પરથી પોષાયેલી કહેવાય છે.

**પરપેંઠ**, સ્રી૦ ત્રીજીવાર લખાયેલી હુંડી તે.

**પરપોટિયું**, વિ૦ પરપોટા જેવું; ક્ષણભંગુર. થાય થાય ને ફીટી જાય એવું.:-પરપોટિયા કંપનીઓ.

**પરપોટી**, સ્રી૦ નાનો પરપોટો.

**પરપોટો**, પું૦ પાણી ઉપર થતો હવાથી ભરેલો ફુકો. બુદબુદ. (૨) ફેફરો; ફોલ્લો; (૩) ભરમ; ખોટો અને ખાલી દેખાવ તે; ફટાટોપ.

**પરબ**, સ્રી૦ [સં. प्रपा] માર્ગે જતા આવતા તરસ્યા લોકોને મફત પાણી પાવાની જગા તે. (૨) વટેમાર્ગુને મફત-ધર્માદા પાણી પાવું તે. શહેરો અને ગામડાંમાં જવા આવવાના ધોરી રસ્તાઓ ઉપર મુસાફરોને મફત પાણી પાવાની જે ગોઠવણ તે. પરબ મંડાવવી, એ મોટા પુણ્યનું કામ ગણાય છે. (૨) [સં-पर्व] પર્વ; તહેવાર; રૂડો દિવસ.

**પરબડી**, સ્રી૦ [સં. पारावत.] કબુતર, ચકલાં અને પંખી વગેરેને ચણ અને પાણી નાખવાને માટે ઉભું કરેલું એક થાંભલા ઉપરનું પાંજરૂં. શહેર અને ગામડામાં પંખી અને ખિસકોલીઓ વગેરે પ્રાણીઓને દાણા નાખવા તથા પાણી પાવા માટે ઉભો કરેલો એકદંડિયો ચબુતરો. માણસોને માટે ધર્મશાળા ને સદાવ્રત, પશુઓને માટે હવાડા અને પાંજરાપોળો, તેમ પંખીઓ અને બીજાં નાનાં નિર્દોષ પ્રાણીઓને ખાવા પીવાનું મળવા માટે પરબડીઓ બંધાવવામાં પણ પુણ્ય ગનાય છે.

**પરબિયો**, પું૦ પરબ ઉપર પાણી પાવાને રહેનારો; પરબ ચલાવનારો.

**પરબીડિયું**, ન૦ લખેલો કાગળ મૂકીને બંધ કરવાની કાગળની કોથળી.

**પરબુદ્ધિ**, સ્રી૦ [સં.] બીજાની સમજ તે; (૨) વિ૦ બીજાની સમજ પ્રમાણે ચાલનાર; પરમતિયું; પારકાની બુદ્ધિએ કામ કરનાર; પોતાની બુદ્ધિ-સમજ વગરનું હોઇ બીજાની સમજ પ્રમાણે વર્તનાર તે.

**પરબ્રહ્મ**, ન૦ પરમ-સૌથી શ્રેષ્ઠ દેવ તે; પરમેશ્વર; ચિદાત્મા; પરમાત્મા.

**પરભવ**, પું૦ બીજો જન્મ; આ અવતાર નહિ પણ આગલો અથવા પાછલો અવતાર તે. (૨) પ્રભવ.

**પરભવવું**, ક્રિ૦ સ૦ [સં. प्र+भू] ઉત્પન્ન થવું; ઉપજવું. (૨) નહિ લેખવવું; અનાદર કરવો. (૩) હમવવું; થકવવું.

**પરભા**, સ્રી૦ [સં. स्पृहा] પરવા, દરકાર; સ્પૃહા. (૨) પ્રભા.

**પરભાતિયું**, ન૦ [સં. प्रभात] મળસકામાં ગાવાનો એકરાગ-ઢાળ. (૨) મળસકામાં ગાવામાં આવતું કીર્તન; પ્રભાતે ગાવાનો ઇશ્વર સ્તુતિનો એક રાગ-પાઠ તે. (આ રાગ ઝુલણા છંદ જેવો છે.):-ઘરડાં વરડાં ખાટલામાં પડયાં પડયાં પરભાતિયાં ગાતાં હતાં.

**પરભાર્યું** અ૦ બારોબાર; ઘેર-સ્થાનપર આવ્યા કે મૂળ માણસને જણાવ્યા વગર એમને એમ; બીજાને જણાવ્યા વિના. (૨) વિ૦ પારકું; બીજાનું. (૩) અજાણ્યું; નાહિત; પિછાન રહિત:-પરભાર્યા માણસ સાથે વાત કેમ થાય? પરભાર્યું કે પોતાનું -કશાયનું એને જ્ઞાન નથી.

**પરભુ**, પું૦ પ્રભુ; પરમેશ્વર.

**પરભોગી,** વિ૰ પોતાની નહિ પણ પારકી વસ્તુનો ભોગ લેનાર.

**પરમ,** વિ૰ [ સં. ] ઘણુંજ; પુષ્કળ; ખૂબ; પરિપૂર્ણ; અતિશય.:–એની મુલાકાતથી મને પરમ આનંદ થયો. (૨) શ્રેષ્ઠ; સર્વોત્તમ; સર્વોપરી એવું.:–પરમ પુરૂષાર્થ; પરમેશ્વર. (૩) એક મૂકીને બીજું–અર્થાત્ ત્રીજું:–પરમ દિવસે=આગળ અથવા પાછળના એક દિવસ પછીનું.

**પરમપદ,** ન૰ [સં.] શ્રેષ્ઠ પદ; અતિ ઉંચી પદવી. (૨) મુક્તિ; મોક્ષ.

**પરમપ્રિય,** વિ૰ (સં.) બહુજ વહાલું; અતિપ્રિય.

**પરમહંસ,** પું૰ (સં) જેને કશો ભિન્નભાવ કે વ્યવહારાદિકની સ્પૃહા ન હોય એવો–સર્વત્ર બ્રહ્મ જોનારો સંન્યાસી તે. (૨) બ્રહ્મ.

**પરમાટી,** સ્ત્રી૰ માંસ. ઉ૰ અમે પરમાટીના ભોગી=માંસાહારી.

**પરમાણ,** અ૰ નક્કી; નિશ્ચે. (૨) વિ૰ યુક્ત; ખરૂં; ધન્ય. ઉ૰ એ રીતે ખાંડવવન બાળ્યું; પૃથાપુત્રે પરમાણ. કંઇક પરાક્રમ કરો તો તો જીવ્યું પરમાણ. (૩) પ્રમાણ; પુરાવો.

**પરમાણવું,** ક્રિ૰ સાચું માનવું.

**પરમાણાં,** ન૰ પ્રમાણપત્ર; પુરાવા, દાખલા; ખાતરીપત્ર ઉ૰ ગરડગડ ગયા, પહોંચ્યાનાં પરમાણાં કોણે મોકલ્યાં નહિ. ધારો.

**પરમાણુ,** ન૰ [ સં. ] ઝીણામાં ઝીણો જે અણુ તે. જેનો ભાગ થઈ શકે નહિ એવો ખૂબ બારીક અણુ–કણ તે.

**પરમાણું,** ન૰ પ્રમાણ; પુરાવો; દાખલો. (૨) માપ. (જોડાનું):–પરમાણું આપીને જોડો કરાવ્યો તોય પગે બેઠો નહિ.

**પરમાણે,** અ૰ પ્રમાણે; પેઠે; માફક; રીતે

**પરમાત્મા,** પું૰ [સં.] પરબ્રહ્મ; ચિદાત્મા. (૨) વિષ્ણુ. (૩) શિવ; શંકર; મહાદેવ.

**પરમાનંદ,** પું૰ (સં) પરિપૂર્ણ આનંદ તે. ખરેખરી ખુશાલી મળવી તે; બ્રહ્માનંદ; સંપૂર્ણ સુખ સ્થિતિ–બીજી વાંછારહિતપણું તે.

**પરમાર્થ,** પું૰ [સં.] જે સાગમાં સારૂં કામ તે પરમાર્થ; શ્રેષ્ઠ અર્થ; ઉત્કૃષ્ટ વસ્તુ તે પરમાર્થ. (૨) પ્રાણીનું હિત–કલ્યાણ થાય એમ કરવું તે; પુણ્ય કર્મ. (૪) સુખ. (૪) મોક્ષ. ચાર પુરુષાર્થમાંનો છેલ્લો જે મોક્ષ અર્થ–ઉદ્દેશ તે.

**પરમાર્થી,** વિ૰ પરમાર્થ કરનાર તે; લોક કલ્યાણ કરવાનો ઉદ્દેશ રાખનાર; પરોપકારી. (૨) પ્રાણીઓનું કલ્યાણ થાય એવું; કોઇને સુખ થાય એવું હિતકારી તે; પોતાના અર્થનું નહિ પણ પ્રાણીના હિતઅર્થનું હોય એવું તે.:–શેઠ ! આ પરમાર્થી કામ છે.

**પરમિયો,** પું૰ જનનેંદ્રિયને લાગુ પડતો એક રોગ. આમાં પેશાબવાટે પરૂ રુધિર અને બગડેલી ધાતુ પડયા કરે છે તથા અત્યંત પીડા થાય છે; પરમો.

**પરમેશ,** પું૰ [સં.] પરમેશ્વર તે; મહાદેવ.

**પરમેશ્વર,** પું૰ [ સં. ] મોટો ઇશ્વર, સૌથી ઉપરનો મોટો દેવ તે.

**પરમેશ્વરી,** સ્ત્રી૰ [સં.] મોટી દેવી તે; આદ્યશક્તિ તે.

**પરમેષ્ઠી,** પું૰ ( સં. ) બ્રહ્મા. ( ૨ ) વિષ્ણુ; શાલગ્રામ.

**પરમો,** પુ૰ પરમિયો; વ્યભિચારથી થતો એક મહા પીડાકારી જનનેંદ્રિયનો રોગ.

**પરરાજ્ય,** ન૰ [સં.] બીજા–વિદેશી રાજાનો અમલ તે: વિદેશીરાજ્ય.

**પરલી,** સ્ત્રી૰ [સં. પલ્લી] ઘરોળી

**પરલોક,** [સં.] આ લોક નહિ તે; મુઆ પછી જીવ જે લોકમાં જાય છે તે લોક; લોકાંતર; સ્વર્ગ; દેવલોક; અપરલોક. ક્રિ૰

પ્ર૦ પરલોક જવું-વસવું=મરણ પામવું. ઉ૦ પરલોક વસી પરંતુ તું ગુણ તારે - સઘળે ગવાય છે. આલોક અને પરલોક બેઉ સુધારવા.

**પરવ**, (સં. પર્વ) સારો દહાડો; તહેવાર; અવસર (૨) પુણ્ય દાનનો સંધિ. (૩) ગાંઠો; કાતળી; પેરાઇ:-પરવે પરવે મિઠાશ ઓછી. (૪) (સં પ્રપા) મુસાફરોને મફત પાણી પાવું તે અને તેમ કરવાની રસ્તા ઉપરની જે જગા તે.;-ધનવાનો મોટા રસ્તાઓ ઉપર વટેમાર્ગુને પાણી પાવાને પરવો મંડાવે છે.

**પરવડ**, સ્ત્રી૦ પાલવવુ તે; પરવડતું હોવું તે.

**પરવડતું**, વિ૦ પાલવતું; પોષાતું; અનુકૂળ પડતું; અમુકના ગજા પ્રમાણે હોતું

**પરવડવું**, ક્રિ૦ અ૦ પાલવવું; પોષાવું; રુચવું; બોજવું; અનુકૂળ પડવું (૨) ગમવું; ગોઠવું; પસંદપડવું.

**પરવણી**, સ્ત્રી૦ (સં. પર્વણી) દાન ધર્મનો સંધિ, અવસર. તહેવાર;-અમાવાસ્યા પુણ્ય પરવણી.

**પરવરતાવવું**, ક્રિ૦ સ૦ પ્રવર્તાવવું; ચલાવવું; ચાલુકરવુ; ફેલાવવું; પ્રસારવું.

**પરવરદગાર**, (ફ.) સર્વેનું પાલન કરનારો; પરમેશ્વર.

**પરવરવુ**, ક્રિ૦ અ૦ જવું; સિધાવવું. ઉ૦ એ અશ્વ ત્યાંથી પરવર્યો તે.

**પરવરશી**, સ્ત્રી૦ (ફા. પર્વરીશ) પરવસી; બરદાશ. (૨) લાલન પાલન, પોષણ.

**પરવસી**, સ્ત્રી૦ બરદાશ; સેવા ચાકરી, સંભાળ; સારવાર. (૨) સંવાહન; પંપાળવું તે.

**પરવશ**, વિ૦ [સં.] પરાધીન; પરતંત્ર; બીજાને તાબે હોય એવું; નહિ સ્વતંત્ર તે. ઉ૦-પરવશ પડી પ્રેમદા ક્યાંપેરે દિન સેશે. દલપતરામ.

**પરવશતા**, સ્ત્રી૦ બીજાને વશ હોવાપણું; પરાધીનતા; પરતંત્રતા.

**પરવશપણું**, ન૦ પરવશતા; પરાધીનતા.

**પરવળ**, ન૦ ઘિસોડી-ટિંડોરીના જેવા વેલાનાં શાક ફળ. આ ફળ લંબ ગોળ ને સખત લીલા આંબાના જેવા આંકાવાળા છોડાના ટિંડોરા જેવાં થાય છે. એનાં બી તુવર જેવાં ગોળ હોય છે ને શાકમા તે બહુ વખણાય છે.

**પરવા**, સ્ત્રી૦ દરકાર; સ્પૃહા; જરૂર. (૨) કાળજી; ચિંતા; ખંત.

**પરવાડ**, સ્ત્રી૦ [સં. પરિ+વાટ] ગામ વસતીની છેવટનો ભાગ તે; ગામ કે શહેરનો છેવાડો ભાગ તે; ગામ નજીકનો તેની આસ પાસનો ભાગ તે.:-જ્યાં જોશો ત્યાં ગામની પરવાડે હલકા લોકોનો વાસ હશે.

**પરવાનગી**, સ્ત્રી૦ (ફા) રજા; છૂટ; અનુજ્ઞા; આજ્ઞા. વડીલ કે ઉપરીને પૂછીને જવું આવવું; કામકાજ કરવું કે ગેરહાજર રહેવાની છુટ તે. પરવાનગી માગવી-આપવી કે લેવી, એમ કહેવાય છે.

**પરવાનો**, પુ૦ અમુક કાર્ય કરવાનો જે લેખી હુકમ-પરવાનગી તે; છુટપત્ર; રજાચીઠી

**પરવાર**, પું૦ (સં. પરિવાર) પરિવાર. વસ્તાર; (૨) ફુરસદ; નવરાશ; નવરાઈ.

**પરવારવું**, વિ૦ જેને કંઈ કામ ધંધો હોય નહિ તેવું; નવરૂં; નિરુદ્યોગી; બેકાર; નમાગ્યુંડુ.

**પરવારવું**, ક્રિ૦ અ૦ કામથી ફારેગત થવું; નવરા થવુ; કરવાનુ હોય તે કરીને મુક્ત થવુ; છુટાથવું; બધુ આટોપી રહેવું તે.

**પરવારી**, સ્ત્રી૦ મારવાડના જેવી એક જાતિ.

**પરવાળું**, ન૦ [સં પ્રવાલ] ખૂબ ચળકતા લાલ રંગનો શંખની જાતનો એક ખડક -મણિ, દરિયામાંનાં જીવડાએ બનાવેલું જુંગળી જેવું ઉપરથી લાલસુરેખ છીપિયું.

- સમુદ્રમાં એક જાતનાં જીવડાં પરવાળાંનાં ઘર બનાવે છે. આ પરવાળાંની નાની નાની ભુંગળાઓ જેવા કકડાઓની માળાઓ બને છે. એઠની રતાશ માટે પરવાળાંની ઉપમા અપાય છે.

**પરવિંટો**, પું૰ રેંટિયા ઉપરથી સુતર ઉતારી લેવાનો ફાળકો.

**પરસાળ**, સ્ત્રી૰ [સં. प्रति+शाला] ચોકની સામેનો ઓરડો–ખંડ તે પરશાળ, એની પછી ઓરડો; ચતુસ્શાળા; પ્રતિશાળા; પડશાળ.

**પરશી**, સ્ત્રી૰ ફરશી.

**પરશુ**, ન૰ ( સં. ) કુહાડો; કુહાડા જેવું લોઢાનું હથિયાર–ઓજાર તે. હાલ જેને ફરશી કહેવામાં આવે છે તે; કુઠાર.

**પરશુરામ**, પું૰ [સં.] એક મોટા વીર્યવાન અને શૂરવાર ઋષિ–ભાર્ગવ. એમણે એકવીસવાર પૃથ્વી નક્ષત્રી કરી હતી.

**પરસ**, સ્ત્રી૰ ઝાકળ; ધુમ્મસ; ઓસ. ( ૨ ) ઓસ પડવાનો વખત; મોઠું મળસકું. ક્રિ૰ પ્ર૰ પરસ ચરાવવાં=મળસકે બળદ ચરાવવા તે.

**પરસન**, વિ૰ પ્રસન્ન.

**પરસવું**, ક્રિ૰ અ૰ [ સં. स्पृश् ] અડકવું; સ્પર્શ કરવો; અડવું. ઉ૰ ચરણ પરસ્યા પ્રેમથી. (૨) પરખવું; ઓળખવું; જાણવું. (૩) ભજવું.

**પરસાદ**, પું૰ પ્રસાદ.

**પરસાદી**, સ્ત્રી૰ પ્રસાદી. (૨) માર; ઠોક.–એને થોડી પરસાદી આપો.

**પરસુલી**, સ્ત્રી૰ ધોએલા ઘઉંનો ઝીણો આટો; ઘઉંનો બારીક લોટ; મેંદો. ઉ૰ લોટ પડે મરસુલી, કેમરજાનીરે.

**પરસેવ**, સ્ત્રી૰ બીજાની સેવા કરવી તે; ચાકરી; નોકરી.

**પરસેવો**, [સં. प्रस्वेद] ઘામને લીધે રોમકૂપમાંથી ચીકણું પાણી નીકળે છે તે; પ્રસ્વેદ. ક્રિ૰ પ્ર૰ પરસેવો છુટવો=ઘામ થઇ શરીમાંથી પાણી નીકળવું. પરસેવો વગવો=મહેનત પડવી. કહે૰ ખરા પરસેવાનું ધન= મહેનત કરીને મેળવેલું ધન. પરસેવો પાડવો=ખુબ મહેનત કરવી.

**પરસ્ત**, વિ૰ આસક્ત, વળગેલું; લાગેલું; પરાયણ. (૨) પૂજક; બુતપરસ્ત.

**પરસ્તી**, સ્ત્રી૰ પરાયણતા; અધીનતા. (૨) સ્તુતિ; પ્રાર્થના.:–બુતપરસ્તી.

**પરસ્ત્રી**, સ્ત્રી૰ (સં.) પરનાર; પરકીયા; બીજાની સ્ત્રી તે.

**પરસ્પર**, અ૰ (સં.) એકમેકમા; અન્યોન્ય; મોહોમોહે; આપસઆપસમાં.

**પરસ્મૈપદ**, (સં.) સંસ્કૃતમાં ધાતુના બે વર્ગ છે તેમાનો એક વર્ગ તે; કર્મકભેદ.

**પરસ્વાધીન**, વિ૰ (સં) બીજાને તાબે હોય તેવું; સ્વાયત્ત નહિ તેવું; પરાધીન; પરવશ; પરતંત્ર.

**પરસ્વાધીનતા**, સ્ત્રી૰ ( સં. ) પરવશપણું; પરતંત્રતા; પરાધીનતા.

**પરસ્વાધીનપણું**, ન૰ પરાધીનતા.

**પરહરવું**, ક્રિ૰ સ૰ [ સં. परि+हृ ] છોડી દેવું; છોડવું. (૨) ત્યાગ કરવો; છાંડવું. ઉ૰ પરહરવા વન તે વસે મનસ્વી. સાચુંસ્વપ્ન.

**પરહસ્તગત**, વિ૰ બીજાને હાથ ગયેલું.

**પરહેજ**, વિ૰ (फा.) બંધી; કેદ; કબજામાં હોય તેવું; પરવશ. (૨) અળગું રહેલું; દૂર રહેલું; દાબમાં રહેલું; કેદી; બંધનમાં રાખેલું–રહેલું એવું તે. પરહેજગાર=કયરી પળનાર. [૨] બંધી.

**પરહેજી**, સ્ત્રી૰ (फा.) ખાવા પીવામાં અમુક વસ્તુઓથી અળગા રહેવું તે. પથ્ય; કયરી. (૨) અટકાવ; પ્રતિબંધ–બંધી.

**પરંતુ**, અ૦ (સં.) પણ; તેપણ. (૨) અને; તથા; કિન્તુ.
**પરંદું**, ન૦ (ફા.) પંખી; પક્ષી.
**પરંપરા**, સ્ત્રી૦ [સં.] ધારા; ઘણા કાળથી ચાલુ રહેલી રીત–રિવાજ વગેરે તે; અનુક્રમ; પરીપાટી; નિયમ; ધાડી; ઉનાર. (૨) અ૦ જેમ ચાલ્યુ આવતું હોય તેમ.
**પરંપરાગત**, વિ૦ પરંપરાથી ચાલતું આવેલું ક્રમાનુસારી; રિવાજને લઇને પ્રાપ્ત થયેલું.
**પરા**, સ્ત્રી. [સં.] નાદનું અમલ સ્વરૂપ તે, શબ્દનું આદિરૂપ. (૨) ઉચ્ચગતિ. (૩) ગાયત્રી. (૪) અ૦ પાછુ; તરફ; ભણી
**-પરાઇ**, સ્ત્રી૦ દસ્તો; ખાંડણીનો લોખંડનો પાયો; પરાર. (૨) વિ૦ પારકી.
**પરકાષ્ઠા**, સ્ત્રી૦ [ સં. ] મુશ્કેલી; શ્રમ, મહેનત, પરમ કષ્ટ પડવું તે. (૨) છેલ્લી હદ; અંત–મર્યાદા; પરિસીમા.
**પરાક્રમ**, ન૦ [ સં. ] જાતબળનું, પોતાની અક્કલ હોશિયારીનુ જે લોકમાં વાહવાહ બોલાય એવું કામ તે, આત્મબળ; સામર્થ્ય; શૌર્ય તે. (૨) બીજાને મદાત કરી પોતે વિજયી થઇ બહાર–જાહેરમાં આવવું તે; શૌર્યથી જે નામના કરવી તે. ક્રિ૦ પ્ર૦ પરાક્રમ કરવું=આત્મબળથી વિજય મેળવવો.
**પરાક્રમી**, વિ૦ [સં.] પોતાના જાત બળથી જીતનાર; શૌર્ય કરનાર; સામાને દાબી દઇ વિજય મેળવનાર. (૨) શૂરવીર; વિક્રમી; વિજયી; જેણે પરાક્રમ કરીને નામના મેળવી હોય તે; બળવાન; જોરાવર.
**પરાગ**, પુ૦ [ સં. ] ફૂલમાની રજોટી તે, પુષ્પરજ; કુસુમરેણુ (૨) વાસ.
**પરાગંદા**, અ૦ પરગામ નાસી જવું તે. પલાયન.
**પરાજ**, સ્ત્રી૦ ઉભા કાનાની તાસક જેવી મોટી થાળી.
**પરાજય**, પું૦ [સં.] પરાભવ; હારવું તે; હાર.
**પરાજિત**, વિ૦ (સં) હારેલું; બીજાથી જિતાયેલું; પરાભૂત, જિત.
**પરાજ્ઞુ**, ન૦ વીસ વીઘા જેટલા વિસ્તારનું જમીનનું માપ.
**પરાટ**, સ્ત્રી૦ બકરાના વાળની દોરડી કે જે ગધેડા ઉપર ગોદડી નાંખીને બાંધવામાં આવે છે.
**પરાણી**, સ્ત્રી૦ પરણી; પરોણી. ગાડાગાડીના બળદ હાંકવાની નાની લાકડી; નાનો પરાણો. ઉ૦ તરુણી પરાણી જેવી.
**પરાણે**, અ૦ મરજી ઉપરાંત; બળાત્કારે; જોરાવરીએ. (૨) મુશ્કેલીએ; બહુ આગ્રહે; મહા મહેનતે; કષ્ટથી.
**પરાણો**, પું૦ [ સં. પ્રાઘૂર્ણ ] આદરસત્કારને યોગ્ય, પોતાને ઘેર આવેલો બહારનો માણસ તે; મેમાન. [ ૨ ] અતિથિ; અભ્યાગત (૩) મોટી પરાણી; આરવાળી લાંબી લાકડી કે જેવડે હળ તથા ગાડીએ જોડેલા બળદોને હાંકવામા આવે છે.
**પરાત**, સ્ત્રી૦ છાશનું પાણી; પગથ.
**પરાત્પર**, વિ૦ પરથી પણ પર એવું તે; શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ એવું; ઉંચામાં ઉંચું; માયાથી-પર–અતિરિક્ત હોય એવું. (૨) બ્રહ્મ, શ્રીભગવાન.
**પરાધીન**, વિ૦ [સં.] પરવશ; પરતંત્ર.
**પરાધીનતા**, સ્ત્રી૦ [સં.] પરવશતા; પરતંત્રતા.
**પરાધીનપણું**, ન૦ પરાધીનતા,
**પરાન્ન**, ન૦ (સં) પારકું અન્ન; જમણનું ભોજન તે; મફતનું ખાવું તે.
**પરાપૂર્વ**, (સં) આગળ આગળનું; જુનું–ચાલતું આવેલું; અસલનું.
**પરાપૂર્વથી**, અ૦ અસલથી; આગળના વારાથી.
**પરાભવ**, (સં.) પરાજય, હાર. (૨) પરિભવ; તિરસ્કાર.

**પરાભૂત**, ( સં. ) હારેલું; પાછું પડેલું; પરાજિત.

**પરામર્શ**, પું૦ [સં] વિચારવું તે; ઊહાપોહ કરવો તે; તર્કવિતર્ક; વિમર્ષણ; વિવેચન.

**પરાય**, સ્ત્રી૦ ખાંડણીનો દસ્તો; પરાર.

**પરાયણ**, વિ૦ (સં) લગતું; વળગી રહેલું; આસક્ત; અનુરક્ત, સંબંધી; આશ્રિત; તાબેદાર; ભક્તથી–આશાથી વળગેલું

**પરાયું**, વિ૦ પારકું; બીજાનું.

**પરાર**, અ૦ એક વચમાં મૂકીને બીજું તે; ત્રીજાપર:–પરારને વર્ષ–પેલે વર્ષે એક આગલું અથવા એક પાછલું મૂકીને તેની પરનું જે તે; પરાર.

**પરાર્ધ**, સ્ત્રી૦ (સં.) છેલ્લી ગણ્યા; એકડો ને સત્તર મીંડાવાળી સંખ્યા તે (૨) વિ૦ બ્રહ્માના અરધા આયુષ્ય જેટલું.

**પરાવર્તન**, ન૦ (સં) પાછું ફરવું તે. પ્રતિક્ષેપ. (૨) પ્રતિબિંબ; પડછાયો.

**પરાવૃત્ત**, વિ૦ [ સં ] પાછું ફરેલું; વળેલું; ઉલટાવેલું. (૨) પાછું આવેલું; ફરી આવેલું. (૩) કાંટાળેલું.

**પરાશ**, સ્ત્રી૦ છાસ ઉપરનું પાણી.

**પરાશર**, પું૦ [સં] એક ઋષિ; વ્યાસના પિતા.

**પરાળ**, ન૦ ડાંગેરનું ખરસલું. અનાજનું પોલું ઘાસ, (સાંઠા નહિ.)

**પરાં**, અ૦ દૂર, આઘે–આમ–તેમ.

**પરાંગના**, સ્ત્રી૦ [ સં. ] પરસ્ત્રી.

**પરાંગમુખ**, વિ૦ [સં.] ઉલટી બાજુ તરફ મોંવાળું; વિમુખ. (૨) ઉલટું; વિરુદ્ધ; આડું.

**પરાંત**, વિ૦ બાકી વધેલું; છેલ્લા વધારાનું.

**પરાંતવું**, ક્રિ૦ અ૦ પરવારવું; ફરાગત થવું.

**પરિ**, અ૦ [સં.] સર્વ બાજુએથી, ચારે તરફથી એવો અર્થ ઉપજાવનારો ઉપસર્ગ. (૨) અતિશય; ઘણુંજ; એવો અર્થ પણ રાખે છે:–પરિજન, પરિવાર, અને પરિપૂર્ણ વગેરે.

**પરિક્રમ**, પું૦ [સં] ચારે તરફ ફરવું તે; પ્રદક્ષિણા; વિહાર.

**પરિક્રમણ**, ન૦ [ સં. ] આસપાસ ફરીવળવું તે; ફેરો ફરવો તે; પ્રદક્ષિણા.

**પરિક્રમા**, સ્ત્રી૦ પ્રદક્ષિણા.

**પરિખા**, સ્ત્રી૦ (સં) શહેરની આસપાસ જે ખાઇ કરેલી હોય તે

**પરિગ્રહ**, પુ૦ (સં.) દાન વગેરે ગ્રહણ કરવું તે; આદાન; સ્વીકાર. (૨) સ્ત્રી; પત્ની; ભાર્યા.

**પરિઘ**, પુ૦ (સં) ઘેર; ઘેરાવો; ગોળની ચારે તરફ ફરતી કોર તે. (૨) ઓગણીસમો યોગ. (પંચાંગપ્રમાણે)

**પરિચય**, પુ૦ (સં.) સહવાસ; ઓળખાણ; પિછાન; મેળાપ; અભ્યાસ; મહાવરો.

**પરિચર્યા**, સ્ત્રી૦ [સં] સેવા; ચાકરી; બરદાશ. (૨) શુશ્રૂષા; ખુશામત. (૩) તહેનાત;

**પરિચારક**, પુ૦ [સં] સેવક; ચાકર; દાસ

**પરિચારિકા**, સ્ત્રી૦ [સં] દાસી; અનુચારિકા.

**પરિચિત**, વિ૦ (સં.) પરિચયવાળું; જાણીતું; ઓળખીતું; સહવાસવાળું.

**પરિચ્છિન્ન**, વિ૦ (સં) જુદું પાડેલું; છુટું કરેલું. (૨) નિરૂપણ કરેલું.

**પરિચ્છેદ**, પું૦ [સં] અવધિ; સીમા. (૨) ભાગ; પ્રકરણ, અધ્યાય વગેરે તે.

**પરિજન**, ન૦ (સં) પરિવાર; ખટલો; આસપાસનાં–તહેનાતમાં રહેનારાં જે માણસો તે; પોષ્યવર્ગ.

**પરિણત**, વિ૦ ( સં. ) પક્વ, પાકેલું. (૨) પુખ્ત.

**પરિણય**, પુ૦ [સં] વિવાહ, લગ્ન.

**પરિણામ**, પુ૦ (સં) કોઇ પણ કામનું છેવટ તે; છેલ્લું ફળ, નિષ્પન્ન; અંતફળ; છેડો; છેવટ. (૨) તોડ; નિકાલ; નતિજો.

**પરિણામદર્શી**; વિ૦ શો પરિણામ આવશે, તેનો વિચાર કરી જાણનાર; અગમ બુદ્ધિયું.

પરિતપ્ત, વિ૦ (સં.) ખૂબ તપેલું; આસપાસની પીડાઓથી ઘેરાયેલું; ગતપ્ત.
પરિતાપ, પુ૦ (સં.) સંતાપ; અકળામણ; દુઃખ; શોક; પીડા. (૨) પ્રતાપ; ફિકર; ચિંતા.
પરિતાપિત, વિ૦ ( સં. ) દુઃખિત; પીડિત; અકળાયેલું.
પરિતુષ્ટ, વિ૦ (સં.) સંતુષ્ટ; સંતોષ પામેલું; પ્રસન્ન, રાજીથયેલું.
પરિતૃપ્ત, વિ૦ [સં.) તૃપ્ત થયેલું; ભર્યુંપૂર્યું; મળવાથી સંતુષ્ટ થયેલું એવું. (૨) ધરાયેલું
પરિતોષ, પુ૦ (સં.) સંતોષ; તુષ્ટિ.
પરિત્યાગ, પુ૦ (સં) છોડી દેવું તે; તજીદેવું તે, વર્જન.
પરિત્રાણ, ન૦ (સં.) કવચ; અંગ–અવયવરખું તે; રક્ષણ; સાચવનાર; જેનાથી રક્ષણ થાય એવું તે; વારણ; નિવારણ.
પરિદેવન, ન૦ (સં) શોકનું રોવું તે; વિલપન; આક્રંદ.
પરિધાન, ન૦ (સં.) પહેરવાનું વસ્ત્ર તે. (૨) વસ્ત્ર; લુગડું. (૩) પહેરવું તે.
પરિધિ, પું૦ [સં. ઘેરાવો; મંડળનો વિસ્તાર તે. (૨) પરિવેશ; સૂર્યચંદ્રની આસપાસ થતું તેજનું કુંડાળું તે.
પરિપક્વ, વિ૦ [સં.] પાકેલું. (૨) પ્રૌઢ.
પરિપક્વતા, સ્ત્રી૦ સંપૂર્ણ પાકેલી અવસ્થા–હાલત તે. (૨) પુખ્તપણું.
પરિપાક, પું૦ પરિપક્વતા. (૨) કર્મફળ.
પરિપાટી, સ્ત્રી૦ (સં) પદ્ધતિ; ઘાટી; ચાલુ ધારો–રિવાજ તે, કામ કરવાની રીત વલણ તે. [૨] અનુક્રમ; આનુપૂર્વી.
પરિપાલન, ન૦ (સં.) પાલન કરવું–પાળવું તે, સારી રીતે નિભાવવું–સાચવી–જાળવી રાખવું તે. (૨) જેમ ચાલતું હોય તેમ ચલાવ્યા કરવું તે.
પરિપાલના, સ્ત્રી૦ પાળવું તે; પરિપાલન
પરિપૂર્ણ વિ૦ [સં] ભરપુર ભરેલું એવું. સંપૂર્ણ; પુરેપુરું; કડીકાટ
પરિપૂર્ણતા, સ્ત્રી૦ [સં] પરિપૂર્ણત્વ; સંપૂર્ણતા.
પરિભવ, [સં] અનાદર, અવગણના; અવમાન; તિરસ્કાર. ઉ૦ પરિભવે પુર વાસના મંતરી. માસુરવર્મ.
પરિભાષણ, ન૦ [સં] સામો ઉત્તર આપવો તે; આલાપ. (૨) મહેણાંરૂપ બોલવું તે; ઉપાલંભ.
પરિભાષા, સ્ત્રી૦ [સં] સંકેત શબ્દ અથવા સૂત્ર. શાસ્ત્રનાં અર્થોમાં જે સંક્ષિપ્ત શબ્દો અને વાક્યોથી અમુક અર્થ ઘટાવેલો હોય તે શબ્દ, વાક્ય અથવા સૂત્ર તે (૨) શૈલી.
પરિભ્રમણ, ન૦ [સં] આસપાસ ફરવું તે; ભમણું; પ્રદક્ષિણા કરવી તે. (૨) ભટક્વું પાછળ પાછળ ફરવું તે. ગોળ ચકરાવે ફરવું તે; પૈડાનું–મંડાનું વગેરે
પરિમળ, પું૦ [સં] સુગંધ; સૌરભ, પીમળ ઉ૦ પરિમળવાળો પ્રભાતમાંરે શીતળવાયુ વાય, વહાલા
પરિમાણ, ન૦ [સં] માપ; માપું; વજન; કદ. (૨) સંખ્યાની ગણતરી કે ઘેરાવો. (૪) અંદાજ; આશરો. (૫) પ્રમાણ; ખાતરી; વિશ્વાસ–આજ આવશે કે નહિ, તેનું શું પરિમાણ?
પરિમિત, વિ૦ અંદાજસરનું; વજનસર, હદમાં હોય તેવું; માફકસરનું, માપ જેટલું; ઘટિત; થોડું.
પરિમિતિ, સ્ત્રી૦ [સં] માપ, પ્રમાણ; પરિમાણ. (૨) હદ; મર્યાદા. (૩) ઘેર; ઘેરાવો.
પરિમેય. વિ૦ [સં] થોડું; અલ્પ, માફકસરનું. (૨) હદ જેટલું; ગણી–તોળી શકાય તેટલું
પરિયટ, પું૦ ધોબી; લુગડાં ધોનારો. પાગ-

. રણુ પરિયટ પ્રેર, ઝાપટી ઝીકે ત્યારે, અંગદે સમર્યા રામ, તનથી ફસ્યો ત્યારે. સામળભટ્ટ.

**પરિયંક**, પું૦ (સં. પર્યંક) પલંગ; સુંદર ઢોલિયો.

**પરિયાણુ**, ન૦ [સં. પ્રયાણ] પ્રસ્થાન; પાછળ જવું તે; પ્રયાણ; ચાલવું તે. ઉ૦ રાજાએ કર આયુધ ધર્યાં, પ્રેમદા પુંઠે પરિયાણુજ કર્યાં, સામળ.

**પરિયો**, પું૦ પેઢીનામું; વંશાન્વય.:-પંડ્યાજીનો પરિયો પૂછ્યો તો કહે દીકરાનું નામ હાકલિયો. પરિયા=પેઢીના પૂર્વજો; બાપ દાદા. (૨) વંશજો.:-જે જાય જાવે તે પરિયાના પરિયા ચાલે એટલું લાવે.

**પરિરંભણુ**, ન૦ [સં.] રગડ; ચંપી; મસળ; દબાવવું-ચોળવું તે. ધસડ. ઉ૦ પરિરંભણુ કરતા પાણી, મુખે સ્તુતિ કરતા દીનવાણી. ગિરધર.

**પરિવર્તન**, (સં.) ફરી વળવું તે; ફરીજવું-ફેરફાર તે.:-બહુ પરિવર્તન થયું. (૨) આવર્તન; ફરી ફરીને ફરવું તે; પરાવર્ત; ભ્રમણ. (૩) વિનિયમન.

**પરિવાદ**, પું૦ (સં.) અપવાદ; આરોપ. (૨) ઠપકો; ઉપાલંભ. (૩) કહેતી.

**પરિવાદિની**, સ્ત્રી૦ [સં.] સાત તારની વીણા.

**પરિવાર**, પું૦ [સં.] છોકરાં છોકરાં અને કુટુંબ કબીલો તે; વસ્તાર. (૨) પરિજન; પોષ્ય વર્ગ; કુટુંબ; નોકર ચાકર અને આશ્રિત વગેરેનો સમુદાય તે.

**પરિવૃત**, વિ૦ (સં.) વિંટાયેલું; વેષ્ટિત; આવૃત.

**પરિવેશ**, ન૦ [સં.] પરિવેષ; તેજનું મંડળ; જગકુંડું. ઉ૦ શશાંક પુંઠે પરિવેશ થાય. (૨) વેષ્ટન; ઘેર; પરિધિ.

**પરિવેષ્ટન**, ન૦ [સં.] કોઈ ચીજની આગળ પાછળ બધે વિંટાયેલું જે પડ વગેરે તે; આચ્છાદન; ઢાંકણુ. (૨) બારદાન; બાંધણુ. ઓછાડ; ગલેફ; વેષ્ટિત થઈ રહેલું જે કંઈ હોય તે. (૩) ફોટલું; ઉપલો જાડો થર.

**પરિવ્રાજક**, પું૦ [સં.] જેણે સંસાર અને માયા મમતાનો ત્યાગ કરેલો હોય તે; સંન્યાસી.

**પરિશિષ્ટ**, ન૦ [સં] વધરાનું જે લખાણુ તે; વધારો; ઉમેરણ; પુરવણી.

**પરિશેષ**, વિ૦ (સં.) વધેલું; વધારાનું. (૨) ના. શેષ; બાકી.

**પરિશ્રમ**, પું૦ [સં.] સારી રીતે મહેનત કરીલેવી તે. મહેનત; તસ્દી; શ્રમ લેવો તે. ક્રિ૦ પ્ર૦ પરિશ્રમ આપવો=તસ્દી આપવી; મહેનત સેવરાવવી.

**પરિષદ**, સ્ત્રી૦ [સં.] ઘણા જણનું એકઠા થઈ કોઈ કાર્યને માટે બેસવું તે; બેઠક; સભા; મેળાવડો. (૨) મંડળી (૩) શાળા. (૪) સેવક; દાસ.

**પરિસર**, પું૦ (સં.) પ્રદેશ; મુલક; વિસ્તારવાળી જમીન; સપાટ પ્રદેશ.

**પરિસંખ્યા**, સ્ત્રી૦ [સં.] ગણના કરવી તે; ગણતરી; અનુક્રમે ગણવું તે; ગણના.

**પરિસીમા**, સ્ત્રી૦ (સં.) હદ; મર્યાદા; અવધી; છેડો; અંત. (૨) સરહદ.

**પરિહાર**, પું૦ [સં.] તજવું-દૂર કરવું તે; ત્યાગ; ક્રિ૦ પ્ર૦ પરિહાર કરવો=ત્યાગ કરવો.

**પરિહાસ**, પું૦ (સં.) હસવું તે; મશ્કરી મજાક; ઠઠ્ઠો.

**પરી**, સ્ત્રી૦ (ફા.) અલૌકિક સ્ત્રી; મોં માણસનું શરીર ઘોડાનું અને હાથની પાછળ પાંખોવાળી સુંદર કલ્પિત સ્ત્રી; કિન્નરી; અપ્સરા.

**પરીક્ષક**, વિ૦ (સં.) પરીક્ષા કરનાર; તપાસ લેનાર; ગુણાવગુણની તુલના કરનાર; સારું ખોટું સમજનાર.:-એ ઘોડાનો પરીક્ષક છે. નિરૂપક.

**પરીક્ષણ,** ન૦ (સં) પરીક્ષા કરવાનું કામ તે. (૨) પરીક્ષા કરવી તે. (૩) તપાસ; તજવીજ; સામાના જ્ઞાનની પરીક્ષા કરવાની જે આવડ તે (૪) પરખ, પરીક્ષા.

**પરીક્ષા,** સ્ત્રી૦ (સં પરિ-ઈક્ષ) ગુણાવગુણનું તોલન કરવુ તે. જ્ઞાનનો સુમાર જોવો તે કસોટી, તપાસ, તજવીજ. (૨) પારખ; પરખ ક્રિ૦ પ્ર૦ પરીક્ષા કરવી=સારૂં ખોટું જોઇ લેવુ તે, ગુણાગુણની તુલના કરી લેવી. પરીક્ષા લેવી=તાવી જોવુ, તપાસવું. (૩) દિવ્ય.

**પરીક્ષાપત્ર,** ન૦ (સં.) પરીક્ષાના પ્રશ્નોનું પત્રક તે, પ્રશ્નપત્ર.

**પરીખ,** વિ૦ નાંણા પારખનાર; ખરા ખોટા નાંણાં ઓળખનાર; નાણાનો પરીક્ષક. (૨) શરાફનો ધધો કરનારની સાખ; ઉપનામ તે'-પરીખ કેવળચદ મલીચંદ.

**પરીઘ,** પુ૦ ઘેર, ઘેરાવો.

**પરીઘરો,** પુ૦ માલમતા; મિલકત.

**પરીસો,** પુ૦ દુખદરદ, પીડા. (૨) અડચણ.

**પરૂ,** ન૦ રૂધિર વિકારથી માસ પાક થઇ ગડ ગુમડ કે ફોલ્લામાંથી જે પીળો જાડો રૂધિર મિશ્ર પ્રવાહી નીકળે છે તે, પાચ (૨) નાનુ ગામ; શહેરની બહારનો વરૂવાટ તે -માધવપરૂ.

**પરેત,** ન૦ [સં. પ્રેત-પરેત) પ્રેત; મડદું; મૃત. (૨) ભૂત; પિશાચ ક્રિ૦ પ્ર૦ પ્રેત ભોજન=મુવાની પાછળ કરાવાતુ જે ભોજન તે પ્રેતલાડવો. (૩) વિ૦ અકરાતિયુ.

**પરેશાન,** વિ૦ (फा.) ધૂર્ત; ખધુ; ચતુર, ચાલાક.

**પરેસ્તાન,** ન૦ (फा) પરીઓને રહેવાનો દેશ તે; મનુષ્યથી ઉચો લોક તે, સ્વર્ગ.

**પરોક્ષ,** અ૦ [સં]સાંભળનાર હાજર ન હોય તેમ, પછવાડે; પુઠે; અપ્રત્યક્ષ; નજરે ન પડે તેમ; ગેરહાજરીમા. (૨) સામે મોએ નહિ એમ; બીજાની દ્વારા (૩) પડદા પાછળ રહીને'-પરોક્ષે કેમ વાત કરે છે.

**પરોગ,** પુ૦ અંત; છેડો; છેવટ.

**પરોઢ,** પુ૦ પ્રભાત; મળસકું; પરોડ.'-પરોઢે ઉઠીને લખવું એટલે હાથ વળે. મોટે પરોઢે =મહુ વહેલા.

**પરોઢિયું,** ન૦ પરોઢ; પરોડ; પ્રભાત; મળસકું. કહે૦ જુવાનીનું રળ્યું ને પરોઢિયાનું દળ્યુ.

**પરોણાગત,** સ્ત્રી૦ પોતાને ઘેર આવેલા માણસની સારી આગતા સ્વાગતા કરવી તે, આતિથ્ય, સારો સત્કાર કરવો તે; બરદાશ.

**પરોણાચાકરી.** સ્ત્રી૦ અતિથિની સેવા કરવી

**પરોણો**, પું૦ બળદ હાંકવાની આરવાળી મોટી લાકડી. (૨) અતિથિ.

**પરોધ**, પું૦ ( સં. पुरोहित ) ક્ષત્રિયોનો ગોર; ક્ષત્રિયનું ક્રિયા કર્મ કરાવનાર બ્રાહ્મણ; ક્ષત્રિયના પુરોહિતોની એક નાત-સાખ તે

**પરોપકાર**, પું૦ [સં.] બીજાનું હિત કરવું તે; પર ઉપકૃતિ; અન્ય જનને ઉપકાર કરવો તે; પરહિત. ક્રિ૦ પ્ર૦ પરોપકાર કરવો=બીજાને ઉપકાર કરવો. કોઇનું પણ સારે પાપ-સામ પાપ એમ કરવું; બીજાનું કામ કરવું.

**પરોપકારિતા**, સ્ત્રી૦ (સં.) પરોપકાર કરવાપણું; પરોપકૃતિ તે; પરોપકારપણું.

**પરોપકારી**, વિ૦ (સં.) બીજાને ઉપકાર કરનાર; લોકહિતનાં કામ કરનાર; પરગજુ.

**પરોવવું**, ક્રિ૦ સ૦ ઘાલવું; અંદર નાંખવું:-સોયના નાકામાં દોરો ઘાલવો. ઉપર ઘાલવું:-દોરામાં કીડિયાં પરોવવાં, ઉ૦ વાળે વાળે મોતી પરોવ્યાં. (૨) લગાડવું; લક્ષ પૂર્વક કરવું:-વાચવા લખવામાં મન પરોવવું. (૩) મનપર લેવું; જવાબદારી સમજીને કરવું; ચિત્ત ચોંટાડવું:-કામકાજમાં જીવ પરોવ એટલે ગમશે. (૪) ગોરવવું; લટકાવવું; બાંધવું; ટાંગવું:-આ કાગળ કાગળિયામાં પરોવ.

**પર્ચ**, પું૦ ( અં. Porch. ) સાડાસોળ ફીટ લંબાઇનું એક માપ (જમીન માપવાનું)

**પર્જન્ય**, પું૦ (સં.) વરસાદ; મેઘ.

**પર્ણ**, ન૦ [સં.] પાંદડું; પાન. (૨) પત્ર.

**પર્ણકુટી**, સ્ત્રી૦ ( સં. ) પાંદડે અને ઘાસે છાયેલી ઝુંપડી; મઢી.

**પર્ણશય્યા**, સ્ત્રી૦ [ સં. ] સાથરો; પાંદડાં પાથરીને બનાવેલું બિછાનું.

**પર્ણશાળા**, સ્ત્રી૦ [ સં. ] મઢી; પર્ણકુટી; ઉટજ.

**પર્યટન**, ન૦ (સં.] મુસાફરીએ ફરવું; યાત્રા; પ્રવાસ; આમ તેમ અટન કરવું તે; ભમણ; ફરી ફરીને ફેરા મારવા તે

**પર્યવસાન**, ન૦ (સં.) અંત; છેડો; છેવટ. (૨) પરિણામ; નિકાલ; તોડ.

**પર્યંક**, પું૦ (સં) પલંગ; ઢોલિયો.

**પર્યંત**, અ૦ (સં.) સુધી; લગી.

**પર્યાકુળ**, વિ૦ (સં) બહુજ આતુર; આકુળ-વ્યાકુળ. ઉત્સુક; ઉતેજાર. (૨) અધીર; ઉતાવળું-આકળું.

**પર્યાણ**, ન૦ પ્રયાણ; ચાલવું તે; નીકળી પડવું. (૨) પલાણ:-પછી ત્યાંથી કર્યું પર્યાણ.

**પર્યાપ્તિ**, સ્ત્રી૦ ( સં ) ભરપુરપણું; પૂર્ણતા. (૨) તૃપ્તિ; સંતોષ (૩) અંત; સીમા; હદ.

**પર્યાય**, પું૦ (સં.) એકજ અર્થના બે ત્રણ શબ્દોમાંનો એકાદ શબ્દ તે; સમાનાર્થક શબ્દ:-ચંદ્ર, ચંદિર, ચંદ્રમા; શશાંક. વગેરે. ( ૨ ) રીત; રસ્તો. ( ૩ ) યુક્તિ; બહાનું.

**પર્યાલોચન**, ન૦ (સં.) ફરીને બરોબર વિચારવું-વિવેચન કરવું તે; સંપૂર્ણ આલોચન તે.

**પર્યુષણ**, ન૦ પજુસણ.

**પર્યેષણ**, ન૦ (સં.) તપાસ; તજવીજ,

**પર્વ**, ન૦ (સં.) સૂર્યનું એક રાશિમાંથી બીજી રાશિમાં જવાનું થાય તે સંધિ. સારા-તહેવારના દિવસનો સંધિ-અવસર તે; તહેવાર; સારો દિવસ; આનંદ ઉત્સાહનો દિવસ તે. (૨) શેરડી ને નેતર વગેરેના એક ગાંઠાથી બીજા ગાંઠા લગીનો ભાગ તે; પેર; પેરિયું. ( ૩ ) આંગળાંના સાંધા વચ્ચેનો ભાગ; ટેરવું. ઉ૦ આંગુની પર્વ સંધાડ અનિ. રાસ. (૪) પ્રકરણ; વિભાગ પુસ્તક વગેરેનો.

**પર્વણી**. સ્ત્રી૦ પર્વનો દિવસ તે; પર્વનો અ-

વસર; તહેવાર; પુણ્ય દિવસ. અમાસ, પુનમ વગેરે પર્વના દિવસ તે.

**પર્વત**, પું૦ (સં.) પૃથ્વીની સપાટી ઉપર ઉપસી રહેલો મસ ઉંચો ટેકરો તે; પહાડ; ડુંગર; ગિરિ. [૨] સાતની સંજ્ઞા.

**પલ**, ન૦ માંસ. ઉ૦ જહામિ, બાળે અહોર મર્મ. ન દહે કબમ પલ ચર્મ; દયારામ. (૨) પળ; ક્ષણ.

**પલક**, સ્ત્રી૦ (ફા.) આંખ બંધ થઇને ઉઘડે એટલો સમય તે. બહુજ થોડો વખત તે. ક્ષણ. ઉ૦ પલક પલકમાં બનાવે ભજુ તેજ બાવે. નવલરામ.

**પલકદરિયાવ**, પું૦ ઘણો વરસાદ વરસવો ને પાણી પાણી થઇ રહેલું તે. (૨) સ્થળને ઠેકાણે જળ ને જળને ઠેકાણે સ્થળ કરે એવો પરમેશ્વર.

**પલકવું**, ક્રિ૦ અ૦ ઝબુકવું; ચમકવું; સ્ફુરવું. (૨) રાજી થવું, ખુશી થવું. ચક ચકવું; રહી રહીને પ્રકાશવું.

**પલકારો**, પું૦ આંખની ઉઘડમીચ તે; ઝબકારો; ચમકારો; સ્ફુરણ; એકદમ તેજનો ભબુકો થવો ને બંધ પડવો તે. (૨) આંખ ઉઘડે ને મિચાય એટલો અલ્પ સમય તે. પળ; ક્ષણ.:-એક પલકારામાં આવતો. ઇસારો તે; નેત્ર પલ્લવી; અણુસારો. ક્રિ૦ તેહ નેણુતણે પલકારે. ક્રિ૦ સ૦ પલકારો કરવો=આંખનો ઇસારો કરવો.

**પલકાવવું**, ક્રિ૦ સ૦ આંખ મીચવી ઉઘાડવી તે; પટપટાવવું; ઝબકાવવું.

**પલકો**, પું૦ સ્પંદ-મીચકારો. (૨) તેજનો ભબુકો.

**પલટણ**, સ્ત્રી૦ [પોર્તુ.] પાયદળ લશ્કરનો એક સમૂહ તે. પાગા, આમાં ૫૦૦ થી ૮૦૦ સિપાઇઓ રહે છે. ત્રણ ચાર પલટણ મળીને એક રેજીમેન્ટ થાય છે:-બીલ પલટણ. પેરીસ.

**પલટવું**, ક્રિ૦ સ૦ [પ્રા. પલ્લટ્ટઇ] ફેરવવું; બદલવું; ફેર બદલ કરવું. ઉ૦ પલટી આવ્યા પીતાંબર કોનાં, પહેરી લાવ્યા આ લહેરિયાં કોનાં? પ્રા, કા.

**પલટાવું**, ક્રિ૦ અ૦ બદલાવું; ફરી જવું:-આનો રંગ પલટાયો. ફરવું; બદલાઇ જવું. ક્રિ૦ સ૦ બદલી નાંખવું; ઉલટાવી દેવું; ફેરવી નાંખવું. ઉ૦ પરણીઆવીને પ્રીત પલટાવી.

**પલટો**, પું૦ ઉથલો; ખરજ સ્વરથી ઉતરવું ને ચઢવું તે; સ્વરને ઉતારવો ચઢાવવો તે. (૨) ઉલટી તરેહ તે; પટાબાજીમાં એક વાર સવળી અને બીજીવાર અવળી રમતવિંઝણી લેવી તે; આમ તેમ બેઉ બાજુએ હાથ ફેરવવો તે.

**પલવટ**, સ્ત્રી૦ (સં. परिवृत) પાલવ કમ્મરે બાંધવો તે; ઝુલતું-લમકતું વસ્ત્ર કસીને કમ્મરે કે છાતીએ બાંધવું તે; ધાટડી; કચ્છ. ઉ૦ હું તો પ્રેમસ પલવટવાળું રે. ભોજેભગત.

**પલવવું**, ક્રિ૦ અ૦ વિનવવું; રીઝવવું.

**પલવાડ**, સ્ત્રી૦ પરવાડ; વાડ.

**પલળવું**. ક્રિ૦ અ૦ [સં. पप्लु] ભિંજાવું; પાણીવાળા થવું.

**પલંગ**, પું૦ જરીવાળો મોટો ખાટલો; ઢોલિયો.

**પલંગડી**, સ્ત્રી૦ નાનો પલંગ; ઢોલડી.

**પલંગપોશ**, પું૦ પલંગ ઉપર શોભાને માટે પાથરવાનું ભાતીગલ સુંદર કપડું; ઓછાડ.

**પલાણ**, ન૦ ઘોડા વગેરે પશુઓની પીઠપર ચઢી બેસવું તે; ઉપર ચઢી બેસવું-પલાણવું તે. (૨) ઘોડા વગેરેની પીઠપર નાખવાની ડળી તે; ખોગીર વગેરે. (૩) સવારીના કામમાં લેવું તે.

**પલાણવું**, ક્રિ૦ સ૦ સવારી કરવી; ઘોડા કે પશુની પીઠપર ચઢી બેસવું. (૨) સવા-

રીના કામમાં લેવા માંડવું; અંદ્રશ્યમાં લય પીક પણ ચડવું. (૩) પળોટવું; કામમાં લેવા માંડવું.

**પલાણો**, પું૦ કૂરમાના ઢાંઇપ બેસાડવા તેની ઉપર ઠોકવાનો લાકડાનો ટકડો.

**પલાયન**, ન૦ નાસી જવું તે; પોબારા ગણવા તે; ભાગીજવું તે.

**પલાયિત**, વિ૦ નસાડેલું; ભગાડેલું.

**પલાવ**, પું૦ [ સં. પલાન્ન. ] ચોખામાં માંસ અને મસાલો નાંખીને બનાવવામાં આવતી એક વાની. નાનપલાવ; પુલાવ; પેલાઓ

**પલાવટ**, સ્ત્રી૦ ભીલની એક જાત.

**પલાશ**, પું૦ [સં.] ખાખરો. (૨) ખાખરાનાં ફૂલ.

**પલાળવું**, ક્રિ૦ સ૦ [સં. પ્લુ.] ભીનું કરવું; પાણીવાળું કરવું. (૨) સમજાવવું, ગળે ઉતારવું, ન માનતું હોય તેને સમજાવીને મનાવવું.

**પલાંખાં**, ન૦ આંકના ઘડિયાંમાના ગુણાંક પૂછવા તે.:-બાર તરી? જ-છત્રી છત્રીસ, કેમ થાય? તગડે છગડે.

**પલાંખી**, સ્ત્રી૦ આંકમાંની ગુણાંક શ્રેણિ.

**પલાંઠી**, સ્ત્રી૦ પગ પર પગ ચઢાવીને બેસવાની એક રીત; રૂ૦ પ્ર૦ પલાંઠી મારવી=ચપટ બેસવું; નિરાંતે બેસવું. દૃઢ થઈ બેસવું. પલાંઠી વાળવી=પગપર પગ ચઢાવી બેસવું. ઠડા કલેજે બેસવું.

**પલાંઠો**, પું૦ પહોળી પલાંઠી; મોટી પલાંઠી; રૂ૦ પ્ર૦ પલાંઠો મારીને બેઠો=મક્કમ થઈ નિડરતાથી બેઠો.

**પલાંડુ**, સ્ત્રી૦ [સં.] ડુંગળી; કાંદા; પ્યાજ.

**પલિત** વિ૦ [સં.] પળિયાંવાળો; જેના કેશ ધોળા થઇ ગયા હોય તે.

**પલિતો**, પું૦ જામગરી; બળતો કાકડો, બંદૂક, તોપ કે દારૂથી ભરેલી કોઈ પણ ચીજને એક છેડે રંજકના દારૂને સળગાવવા ગખેલી રસી; બત્તી તે. (૨) ભળેખડું; પેચ; જેથી ધમાધમ, ઝગડ કે લડાઈ થાય એવી વાત કે બાબત તે; ફડકું:- તમે તો પલિતો મૂકીને વેગળા રહો ને વેગરવું પડે મારે.

**પલીત**, ન૦ (फा.) ભૂતપ્રેત. (૨) ગેલું દૈવત. (૩) વિ૦ ધરડું; બિહામણું.

**પલેવણ**, ન૦ ઝાપટિયામાં કે સાવરણીમાં ભરાયેલાં છીવાં ખંખેરી નાંખવાં તે.

**પલોટવું**, ક્રિ૦ સ૦ પળોટવું; કામકાજમાં જોડવું; કેળવવું; પાવરધું કરવું.

**પલ્લવ**, પું૦ [સં.] નવાં પાંદડાંવાળી ડાળી, કૂંપળિયું; લીલાં તાજાં પાનનું ડાળું (૨) નવા આવેલાં પાન અને તેનો ગુચ્છો તે, તાજાં કુમળાં પાનનો સમૂહ; કિસલય. (૩) પાલવ; કપડાની પહોળાઇવાળો કોર-ભાતદાર છેડો (૪) અળતો; લાલરંગ.

**પલ્લવિત**, વિ૦ [સં.] નવાં પાન આવેલાં હોય એવું; નવાં પાનના ફાલથી લહેલુર થઇ રહેલું.:=પલ્લવિત વૃક્ષો. (૨) વિસ્તૃત; ખીલેલું; શોભે એવું બનાવેલું; ગણગારેલું; વધારી સુધારીને સુંદર કરેલું. લખાણ વગેરે.

**પલ્લવી**, સ્ત્રી૦ આંગળીઓના છેડા કે આંખનાં ચલન વલનથી પ્રેરિત કરીને વિચાર જણાવવાની રીતિ તે; ઇસારાની ભાષા:- કરપલ્લવી, નેત્રપલ્લવી. વગેરે.

**પલ્લાઉત્તર**, પું૦ ટુંડીનો વર; ખોસાનો વર; પહેરામણીનો વર. (૨) જેને મોટું પલ્લું આપવું પડતું હોય એવો વર.

**પલ્લી**, સ્ત્રી૦ નાનું ગામડું; પઈ. (૨) ધીરોડી દીવડી.

**પલ્લું**, ન૦ ત્રાજવાની દાંડીની બન્ને બાજુએ લટકતાં રાખવામાં આવતાં છાબડામાંનું દરેક તે; ત્રાજુડું. એક પલ્લામાં કાટલાં-વજન અને બીજામાં તોળવાની વસ્તુ

મુકાય છે. એ બે બાજુનાં પાત્રમાંનું એકાદું પાત્ર-છાબડું તે પલ્લું. (૨) વર તરફથી કન્યાને અપાતા દાગીના ને રોકડ વગેરે તે. ઓધન; શુલ્ક -પલ્લાની કન્યા ને પહેરામણીનો વર (૩) શિકાની માફક લબડતું રહે એવું જે કંઈ તે

**પલ્લો**, પુ૦ પાલવ; લુગડાનો છેડો; પહેરેલા કે શરીરે બાંધેલા વસ્ત્રનો જે છુટો રહેલો છેડો તે ઉ૦ પાઘડીનો પલ્લો પુછડા સમાનજી. (૨) બે સ્થાન વચ્ચેનું અંતર તે; ટપ્પો; છેટું:-ગામથી નદી લગીનો પલ્લો જરા લાંબો છે.

**પલ્વલ**, ન૦ ( સં. ) નાનું તળાવ તલાવડી; સર.

**પવઇ**, પુ૦ પવાઈ; પવૈ, હિજડો; નપુંસક; વ્યંઢળ. (૨) બાયલો-નિર્માલ્ય કાયર માણસ કહે૦ પવઇને તે વળી પાનો ચઢે ?

**પવન**, પુ૦ (સં) સ્પર્શથી આપણને સમજાતું એક મહાતત્ત્વ; વા, વાયુ, સમીર. ક્રિ૦ પ્ર૦ પવન પર ચઢવું=હવાઇ વિચાર કરવા; ખોટી ઉમેદો કરવી કે બડાઇ મારવી; ખૂબ ખીલીને બોલવું. પવન ભરાવો=ખીલવું; ગાંડી ઘેલી વાતો ને વિચાર કરવા. પવન લાગવો=સંગતિ દોષ લાગવો, સોબતની અસર થવી. પવનમાં ઉડીજવું =જરાએ ટકાવ નહિ થવો; તુચ્છ થઇ જવું. (૨) મિજાજ; મનનું વલણ, ભાવનાઓ, મનમાના વિચારનું સ્વરૂપ:-સાહેબ આગળ બેસવું ઉઠવું પણ પવન કેણી તરફનો વાય છે તે જાણીને બોલવું, નહિ તો ચૂપ રહેવું.

**પવનચક્કી**, સ્ત્રી૦ પવનથી ચાલતી ઘંટી. (૨) પવનના જોરથી ફરતા ચક્કરવાળું યંત્ર

**પવનપાવડી**, સ્ત્રી૦ એક જાતનું કલ્પિત આકાશયાન, પવનમાં ઉડનાઇ યાન; વિમાન; એરોપ્લેન. આકાશમાં પવનના જેવા વેગથી માણસને લઇને ચાલ્યું જાય એવું નાનું વિમાન. જુની વાતોમાં પવન પાવડીયા આકાશ માર્ગે ઉડીગયાની હકીકત આવે છે.

**પવનવેગી**, વિ૦ પવનના જેવા વેગવાળું; વાયુવેગી; ઘણુંજ ઉતાવળું. ઉ૦ પવનવેગી ઘોડા જોતરી રથ કીધો તૈયાર.

**પવાડવું**, જુ૦ પાવું

**પવાડી**, સ્ત્રી૦ અબરાઈ.

**પવાડો**, પું૦ બવાડાની-ફજેતાવાળી કવિતા તે; રાસડો. સારા ખોટા બનાવ ઉપર બનાવેલું ટુંકું નાનું કાવ્ય.

**પવાલું**, ન૦ પાણી પીવાનું નાના નળા જેવું પાત્ર; પ્યાલુ, જામ. (૨) મોટું ઉભા ઘાટનું વાસણ. જમણવારોમાં વપરાય એવું મોટી પવાલી.

**પવિ**, સ્ત્રી૦ [ સં ] ઇન્દ્રનું બહુજ કઠણ-ભાંગે નહિ એવું હથિયાર; વજ્ર.

**પવિત્ર**, વિ૦ [સં.] શુદ્ધ; નિર્મળ; દોષ-વિકાર રહિત.:-પવિત્ર જળ (૨) સંસ્કારવાળું. શાસ્ત્રની રીતે દોષ રહિત કરેલું, દોષ અને માલિન્ય રહિત; પાવન; શુચિ (૩) કુડ કપટ રહિત; ચોખ્ખા મનનું. (૪) શુદ્ધ સચ્ચરિતનું.

**પવિત્રતા**, સ્ત્રી૦ (સં) પવિત્રાઇ; પવિત્રપણું; ચોખ્ખાઇ; શુદ્ધપણું.

**પવિત્રપણું**, ન૦ પવિત્રતા.

**પવિત્રાઈ**, સ્ત્રી૦ પવિત્રતા.

**પવિત્રાં**, ન૦ શ્રીકૃષ્ણ પરમાત્માના પ્રસાદ રૂપી રેશમનો તેમને ધરાવેલો દોરો. હરિના નામની હીરની આટી. વૈષ્ણવ મંદિરોમાં પવિત્રા બારસને દિવસે તે ઠાકોરજીને ધરાવી વૈષ્ણવો ધારણ કરે છે.

**પવિત્રી**, સ્ત્રી૦ શ્રાદ્ધાદિકને પ્રસંગે પહેરવાની દર્ભની વીંટી.

**પવિત્રું**, જુ૦ પવિત્રાં

**પશમ**, ન૦ (फा. पश्म) ઝીણા વાળ; ના-

જુક કેશ (૨) હિમાલયમાં થતાં એક જાતનાં બકરાનાં વાળ, કે જેનાં ગરમ લુગડાં બને છે. રૂવાં; ઉન.

**પશમી,** વિ૦ ઉનનું-ગરમ કાપડે.

**પશમીના,** પું૦ [ ફા. ] હિમાલયમાં થતાં બકરાંનાં રૂંવાંનો પોષાક; ગરમ પોષાક.:-પશમીની શાલ.

**પશલી,** સ્ત્રી૦ પસલી; પોશ; અરધો ખોબો. (૨) ભાઇ તરફથી બહેનને આપવામાં આવતી બક્ષીસ.:-ભાઇપશલી.

**પશુ,** ન૦ [ સં. ] ચારપગું વનચર પ્રાણી; ઢોર; જનાવર; હેવાન.

**પશુતા,** સ્ત્રી૦ પશુપણું; હેવાનિયત.

**પશુપતાકા,** સ્ત્રી૦ જેની ઉપર પશુનું ચિહ્ન હોય એવું અસ્ત્ર.:-પશુપતાકાસ્ત્ર.

**પશુપતિ,** પું૦ [ સં. ] મહાદેવ; શંભુ; શિવ. (૨) ગોવાળ.

**પશુપંખી,** ન૦ જમીન પર ચાલનારાં તેમજ ઉડનારાં બન્ને પ્રકારનાં પ્રાણીઓ તે.

**પશ્ચાત્,** અ૦ [સં.] પછી; પાછળથી; છેલ્લે.

**પશ્ચાત્તાપ,** પું૦ (સં.) પસ્તાવો; અનુતાપ; શોક; દિલગીરી ક્રિ૦ પ્ર૦ પ્રશ્ચાત્તાપ થવો =કાર્ય કર્યા પછી તેના ખોટાપણા માટે પુરિતાપ થવો તે; પસ્તાવો થવો.

**પશ્ચિમ,** (સં.) જેણી તરફ સુરજ આથમે છે તે બાજુ; આથમણી દિશા. (૨) વિ૦ પાછલું; પુંઠળનું; છેલ્લું.:-પશ્ચિમ બુદ્ધિ= પાછળથી ઉત્પન્ન થયેલી મતિ તે. ઉ૦ અગમ બુદ્ધિ વાણિયો અને પશ્ચિમ બુદ્ધિ બ્રહ્મ; તરત બુદ્ધિ તરકડો, તે ગોરો મારે ગમ્ય.

**પશ્યંતી,** સ્ત્રી૦ (સં.) શબ્દ-અવાજના સ્વરૂપની ચાર સ્થિતિઓમાંની બીજી સ્થિતિ તે. પરા, પશ્યંતી, મધ્યમા, અને વૈખરી.

**પસાર,** ન૦ વહાણાનું ચરવું તે; ચાકળભર્યું ઘાસ ઢોરને ચવરાવવું તે. ક્રિ૦ પસર ચરાવવું.

**પસરવું,** ક્રિ૦ અ૦ પસરી-ફેલાઇ જવું; ફેલાવું; આગળ પાછળ મોટા વિસ્તાર ઉપર પથરાવું; વ્યાપી જવું; વિસ્તૃત થવું. (૨) ફૂલવું; ખીલવું; વધવું. ઉ૦ શ્યામ સુંદર તને મળ્યા દિસે છે, તે અંગે તું પસરાઇ. દયા.

**પસલી,** સ્ત્રી૦ (સં. પ્રસૃતિ) એક હાથના પોંચાનો ખાડો તે; અરધો ખોબો; અંજલી; પોશ. ઉ૦ પ્રભુ દાવાનળ તમે પીધોરે, સર્વે દેખતાં પસલીમાં લીધોરે. ગોવિંદ. (૨) પોશમાં રહે એટલું તે. ઉ૦ પસલી ચોખા ને પૈસો, આપે શ્રી રણછોડ. કવિ. (૩) ભાઇ તરફથી બહેનને આપવામાં આવતી બક્ષિસ તે. ઉ૦ પસલી આપવા બહેનજતણી; જરૂર જાશે મારો ધણી. (૪) વિંટી.

**પસલો,** પું૦ ખોબો.

**પસવારવું,** ક્રિ૦ સ૦ ધીમે ધીમે હાથ ફેરવવો; પંપાળવું; બળદ-પશુને હાથ ફેરવી ડચકારી શાંત પાડવું; કલાવવું; ઠંડુ પાડવું. (૨) ચાંપવું; સારૂં લાગે એમ શરીરને સ્પર્શ કરવો.

**પસંદ,** વિ૦ (ફા.) મનને ગમતું; દિલ રીઝતું; ભાવતું; ગમતું; રુચતું. (૨) ખુશ; રાજી. [૩] અનુકૂળ પડતું; મનમાનતું. (૪) ઘણામાંથી ચુંટી કાઢેલું. ક્રિ૦ પ્ર૦ પસંદ કરવું=મનને ગમતું હોય તે તારવવું; ચુંટી કાઢવું. પસંદ પડવું=મન ગમવું.

**પસંદગી,** સ્ત્રી૦ મનની રુચિ; દિલચાહ; રાજીખુશી. (૨) મંજુરી; કબુલાત. (૩) ચુંટણી; વરણી; પસંદ કરવું તે. મનોભાવના; મનને ગમતી વસ્તુને ચુંટવી અથવા સ્વીકારવાની ભાવના તે ક્રિ૦

પ્ર૦ પસંદગી કરવી=ઘણામાંથી મનને ગમતી એકાદ વસ્તુને ઉપાડી લેવા અનુમતિ આપવી અથવા ઇચ્છા કરવી તે પસંદગી પામવી=બીજાને પસંદ પડવુ; રુચવુ તે.

**પ્રસાય**, સ્ત્રી૦ બક્ષીસ; ખુશી થઇને અથવા સેવાના બદલામાં આપેલી જમીનની બક્ષીસ તે. કૃપાદાન; ખુશીની દેણગી; પસાયતું. ઉ૦ આપ્યાં લાખ પસાય.

**પસાયતું**, ન૦ સેવાના બદલામાં અથવા મર્યાદા તરીકે આપેલી જમીન તે:–અમને પોષાક અને બાપાને પસાયતાં પેઢીદર પેઢી ચાલ્યા કરે એવી જમીનની બક્ષીસ તે (૨) ગામના વસવાયાને ગામના કામ કાજ કરવાના બદલા તરીકે જે જમીન આપેલી હોય તે:–વસવાયાંનાં પસાયતા કોઇ રાજા લઇ લેતો નથી.

**પસાર**, પું૦ ફેલાવો; વ્યાપ્તિ, આસપાસના તમામ ભાગમાં વ્યાપી જવું તે:–આ ચોપડીનો પ્રસાર બહુ સારો થયો. પ્રચાર લોકમાં કે મોટા વિસ્તાર ઉપર ફેલાઇ જવુ તે. (૨) પ્રવેશ; પેસારો:–તારે ત્યાં એનો પગ પસાર થવા ન દેતો.

**પસાર**, વિ૦ આરપાર જતું રહેલું. અંદર થઇને ગયેલુ; પારઉતરેલું; એક છેડેથી બીજે છેડે નિકળી ગયેલુ હોય એવું (૨) અ૦ પાસ; કસોટીમાથી નિકળી ગયો હોય તેમ, પાર ઉતરવું તે:–એક છોકરો પરીક્ષામાં પસાર થયો. (૩) સુચવું તે, પસંદ પડવુ તે, મન ગમવું તે.–આ વર પસાર થયો. ક્રિ૦ પ્ર૦ પસાર કરવું=અંદર થઇને કાઢીનાખવુ, એક છેડેથી બીજે છેડે કાઢીનાંખવું:–દેશને ઘરમાંથી પસાર કર્યો પાસ કરવું, પસંદ કરવું, ચુટવું. પસાર થવું=પામ થવું; પરીક્ષામાથી પારપડવું.

**પ્રસારવું**, ક્રિ૦ સ૦ (સં. પ્ર+સૃ.) ફેલાવવું, ચારે તરફ ફળી વળે–વ્યાપી જાય એમ કરવું; વિસ્તારવું, ઘણા લોકમાં અને મોટા વિસ્તાર ઉપર પ્રસરી જાય એમ કરવુ. (૨) લંબાવવુ; વધારવું. આગળ ધરવુ.–હાથ પસારવો=લાંબો કરવો, આગળ ધરવો. (૩) પ્રાપ્ત કરવું; અંદર થઇને જવા દેવુ; અંદર થઇને કાઢવું. ઉ૦ રંગ બેરંગી પસારી–માયા તોરી રંગબેરંગી પસારી.

**પસારી**, સ્ત્રી૦ ફેલાવ; વિસ્તાર; લંબાઇ.

**પસારો**, પું૦ ફેલાવ. (૨) ધીરે ધીરે પેસવું તે.

**પસિયારૂં**, ન૦ ખીલી ઘાલવાનું નાકું. (૨) પાખિયું, બેડવું કલ્લા બગડી વગેરે ગોળ ઘાટનો ઉઘડે ને બંધ થઇ શકે એવો એક ભાગ તે.

**પસીનો**, પું૦ (સં. પ્રસ્વેદ) પ્રાણીઓના શરીરની ચામડીના બારીક છિદ્રોમાંથી તાપને લીધે નિકળતુ પાણી તે, પરસેવો; પ્રસ્વેદ ક્રિ પ્ર. પસીનો પાડવો=મહેનત કરવી

**પસ્તાગિયો**, પું૦ શાકભાજી વેચનારો, કાછિયો.

**પસ્તાનું**, ન૦ (સં. પ્રસ્થાન) બહારગામ જવા ઉપડવુ તે; જવુ તે. (૨) ગામ જવાને સારા મહુરતમાં ઉપડવાના સ્થાનમાંથી ઉપડી જઇ સમુયને માટે બીજે ઠેકાણે ચોબવુ તે, ઉપડવાનું મહુરત સાચવવું તે –આજે સારૂં છે માટે પસ્તાનું કરો અને કાલે ગાડીએ બેસજો.

**પસ્તાવું**, ક્રિ૦ અ૦ કામ કર્યા પછી 'તે ખોટુ થયુ' એવો પરિતાપ થવો તે; દિલગીર થવુ, શોક–ખેદ થવો.

**પસ્તાવો**, પું૦ પશ્ચાત્તાપ, અફસોસ, દિલગીરી, વિમાસણ (૨) શોક.

**પરતાળ**, સ્ત્રી૦ પીટણી, કોઈ ઉપર ઉપરા છપરી ઠોક મારવા તે, ટોક. ટીપણી. ક્રિ૦ પ્ર૦ પસ્તાળ પાડવી=વારવાર ઠોક મારી જવું.

**પસ્તાં**, ન૦ [फा. पिस्त] એક ઝાડનાં તૈલી બિયાં; એક જાતનો સુકો મેવો–મસાલો. ઈરાન, અરબસ્તાન, અને ભૂમધ્ય સમુદ્ર પાસેનાં જંગલોમાં એનાં ઝાડ થાય છે. પસ્તાં, પિસ્તાં મિઠાઇ વગેરેમાં નાખવાનાં કામમાં આવે છે, એનો રંગ લીલો હોય છે અને તેલ રેશમ રંગવાના કામમાં આવે છે,

**પસ્તી**, સ્રી૦ બીજાની તરફથી લડનાર.

**પસ્તુ**, જુ૦ પસ્તાં.

**પહર**, જુ૦ પસર.

**પહાડ**, પું૦ સાધારણ સપાટીથી ઉંચો મોટો માટી કે પત્થરનો કુદરતી ઢગલો; માટી ને પત્થરની સપાટીથી ઉંચી જમીન; ટેકરો; ગઢ; ડુંગરો; પર્વત. (૨) મોટો જાડો દગડ–પત્થર તે; કોઇપણ કદે મોટી સંગીન વસ્તુ–વાત વગેરે તે. રૂ૦ પ્ર૦ પહાડ જેવું=ભવ્ય તેમજ સંગીન; મોટું; જાજરમાન. ગંભીર; ન ઉકલી–પહોંચી વળાય એવું:–કંઇ કામ કરતાં તરત મોટી પહાડ જેવી વાત લાવીને વચમાં નાંખે છે. દુસ્તર; દુર્ગમ્ય. (૩) જુ૦ પાડ; ઉપકાર.

**પહાડી**, વિ૦ પહાડ જેવું, મોટા પર્વત સમું. (૨) કદાવર અને જાજરમાન; કદે મોટું ભવ્ય અને તેવુંજ સંગીન તે. (૩) પહાડનું:–પહાડી લોક.

**પહાણ**, પું૦ પત્થર; પથરો; દગડ. (૨) ભારે અને જડ એવું તે. (૩) જડ; મંદ; અચેતન:–ટાઢી પહાણ.

**પહાણવું**, ક્રિ૦ સ૦ રંગવા માટે કોરૂં લુગડું પોવું; નિખારવું.

**પહાણો**, પું૦ [सं. पाषाण] પહાણ; પથરો. (૨) ઇંટાળો; જાડો ને સખત મોટો કાંકરો; શિલા. (૩) વિ૦ મૂર્ખ; જડ; અચેતન; મુઢ. (માણસ)

**પહુંઆ**, પું૦ પૈઆ.

**પહેડી**, જુ૦ પેઢી.

**પહેરણ**, ન૦ પહેરવાનું તે. ઉ૦ પહેરણ ચાલો પાંદડી. પહેરવાનું વસ્ત્ર; લુગડું. ઉ૦ બારે પહેરણ આછા સાળુરે. (૨) પુરૂષને શરીરે પહેરવાનું ખુલતું કુડતું; કફની, અથવા સદરા જેવું સિવેલું બદન; કેડિયું.

**પહેરણું**, ન૦ પહેરવાનું તે; પહેરવાનું લુગડું:–પહેરણામાં સૌ નાગા. (૨) પહેરવાની ધાટી–રીત તે:–મદ્રાસી બૈરાંનું પહેરણું તોછડું. (૩) પુરુષ અવયવ; આંગની પાટલી ને ગુહ્ય ભાગ વગેરે તે:–પહેરણેથી પકડયો.

**પહેરવું**, ક્રિ૦ સ૦ વસ્ત્ર અને દાગીના વગેરે શરીરપર ધારણ કરવા તે; ધરવું; સજવું; ધારણ કરવું. (૨) ઘાલવું; અંદર દાખલ કરવું; પોચવું; પેસાડી દેવું:–તરત કટાર પહેરાવી દીધી.

**પહેરવેશ**, પું૦ પહેરવાની જે તરેહ–રીત તે; કપડાં વગેરે પહેરવાની રીત તે. (૨) કપડાં વગેરે પહેરવાથી જણાતો જે દેખાવ તે. (૩) પહેરવાનાં કપડાં તે; પોશાક:–આ કોનો પહેરવેશ છે? આવો પહેરવેશ પહેરાય?

**પહેરામણી**, સ્રી૦ કન્યાનો બાપ વરને અને તેની તરફનાં માણસોને જે બક્ષીસ આપે છે તે; કન્યાના બાપ તરફથી વરના સત્કારમાં જે ભેટ અપાય છે તે; કન્યા લેવા બદલ વરને જે કંઇ ભેટ આપવાનું ઠરાવાય છે તે. ઉ૦ પહેરામણી ભલી ભાંત દામી, થંભુને બહુ સ્નેહથી, કરજોડી પછી હિમાદ્રી કહે, મેં આપ યોગ્ય દીધું નથી. રૂ૦ પ્ર૦ પહેરામણીનો વર=જેને કન્યા ઉપરાંત ભેટ–રોકડ વગેરે આપવું પડે એવો કુળવાન વર, કુંડાનો વર.

**પહેરાવવું**, ક્રિ૦ સ૦ પહેરે તેમ કરાવવું; ધારણ કરાવવું; પેરાવવું; સજાવવું. (૨)

ઘાલવું; શણગારવું. (૩) ગળે ઘાલવું; ઓઢાડવું; જેમ તેમ કરી બઝાડી દેવું. (૪) અંદર દાખલ કરવું; ઘાલી દેવું. તેણે તરત પેટમાં છરી પહેરાવી દીધી.

**પહેરેગીર**, પું૦ ચોકિયાત; રખવાળ; ગારદી; પહેરો ભરનારો.

**પહેરો**, પું૦ [ સં. प्रहर ] ચોકી; તપાસ; જાપતો; રક્ષા. (૨) સંભાળ; નીઘેબાની. (૩) હવાલો.

**પહેલ**, સ્ત્રી૦ આગેવાન થવું તે, પ્રથમ બહાર પડવું તે; બીજા કોઇ કંઇ કરે તેની પૂર્વે કાર્ય કરવાને બહાર પડવું તે; પ્રારંભ; મંડાણ; શરૂઆત:–તેણે પહેલ કરી ત્યાર પછી બીજા બહાર પડયા. (૨) ન૦ રૂના લોચાની પોચી થપેલી; પોચી નાની રૂની ગાદી:–આંખે દૂધનાં પહેલ મૂકો.

**પહેલવહેલું**, વિ૦ શરૂઆતનું; આરંભનું; આદિ; પહેલપ્રથમ. (૨) તરત; તાબડ તોબ:–રણછોડલાલે પહેલવહેલી સુતરની મીલ કાઢી.

**પહેલવાન**, પું૦ [फा] જુવાન જોરવાળો ને બાહોશ માણસ, મરદાનગીના દાવપેચ રમી જાણનારો સશક્ત માણસ. (૨) શૂરવીર; બહાદુર અને લડાઇમાં આગળ ધસી પડે એવો શારીરિક બળવાળો માણસ; જુવાન જોધ.

**પહેલવી**, સ્ત્રી૦ ઇરાનમાં ચાલતી એક પ્રાચીન ભાષા; જુની ફારસી ભાષા.

**પહેલાં**, અ૦ પૂર્વે; અસલ; અગાઉ; અતીતકાળમાં; શરૂઆતમાં.

**પહેલું**, વિ૦ પ્રથમ, શરૂઆતનું; આરંભનું. (૨) મુખ્ય; જરૂરનું:–પહેલું સુખ તે જાતે નર્યા.

**પહોટવું**, જુ૦ પોટવું.

**પહોઢાડવું**, જુ૦ પોઢાડવું.

**પહોર**, પું૦ [ સં. प्रहर ] ત્રણ કલાક જેટલો વખત તે; દિવસનો ચોથો ભાગ. (૨) અ૦ આવતે અથવા ગયે વર્ષે. હોણથી ઉલટું પહોર.:–શ્રાવણ બેઠો, હવે તે વરસાદ હોણ આવશે કે પહોર ?

**પહોરો**, પું૦ નીઘેબાની; તપાસ રાખવી ને ચોકી કરવી તે; તકેદારી; જાપતો; ચોકી; સિપાઇઓની કડક નજર તળે રખાવવું તે પહોર પહોરને અંતરે તપાસ લેવાય અને નવા નવા માણસો રોકાય, એવો જે જાપતો તે.:–મધરાતે પહોરો બદલાય છે.

**પહોળાઈ**, સ્ત્રી૦ પહોળપણું; પહોળાશ; લંબચોરસમાં લંબાઇની સામેની બાજુનો જે વિસ્તાર તે; પનો; આડું માપ તે, વિસ્તાર; પૃથુતા.

**પહોળાશ**, સ્ત્રી૦ પહોળાઇ, પહોળપણું; પનો.

**પહોળિયું**, ન૦ પહોળો રૂપિયો; કલદાર રૂપિયો; મુંબાઇગરો રૂપિયો તે.

**પહોળું**, વિ૦ [ સં. पृथु ] લંબાઇની બે કિનારીઓ વચ્ચે રહેતા વિસ્તારવાળું; પનાદાર; પહોળાઈ હોય એવું; ટૂંકું કે સાંકડું નહિ એવું; ભગતું, આડા વિસ્તારવાળું; ચોડું:–પહોળું ઘર–લુગડું, જમીન વગેરે. (૨) મોકળું; ખુલ્લું; વિસ્તૃત. (૩) ઢીલું; છુટું; રમતું. (૪) સામ સામેની કિનારીઓ એક બીજાથી દૂર રહેતી હોય એવું; નહિ બીડેલું; ખુલ્લું; ખીલેલું; પૃથુ; વિશાલ. ક્રિ૦ પ્ર૦ પહોળું કરવું=વિસ્તૃત કરવું; ખુલ્લું કરવું, ફાડવું, મોકળું કરવું, પાથરવું; છુટું છુટું કરી નાખવુ

**પહોંચ**, સ્ત્રી૦ પહોંચવું તે; 'પહોંચ્યુ છે' એવું લખી આપેલી ચીઠી; પાવતી; રસિદ:–તે રૂપિયાની પહોંચ મોકલી આપજો (૨) સમજશક્તિ; બુદ્ધિબળ, ચતુરાઇ, પ્રપંચ સમજી જઇ કાર્ય કરવાની હોશિયારી તે.:–એનામાં કંઇ ઝાઝી પહોંચ નથી પહોંચી વળવાની શક્તિ તે

**પહોંચવું**, ક્રિ૦ અ૦ ધારેલે ઠેકાણે જવું; સંબાધને છેડે જઇઅડવું; પુગવું. (૨) હાથમાં આવવું; મળવું; બીજાએ મોકલેલી વસ્તુ પ્રાપ્ત થવી. ઉ૦ પ્રમોદ પામી પિક પત્ર પહોંચ્યો. (૩) પાસે જઇ લાગવું; પકડી પાડવું; પાસે :-એપિયાને ઘોડે સ્વાર અરધે રસ્તે પહોંચશે.:-જવાને વખત થયો ત્યારે તારાથી એને પહોંચાશે નહિ. (૪) પુરા પડવું; કાવાદાવામાં-સ્પર્ધામાં ફાવવું; ટક્કર લેઇ શકાવી.:-સાસુ નણંદ અને દિયર સૌને વહુ પહોંચશે; દુશ્મનના કાવાદાવાને હું પહોંચી વળીશ. (૫) સમજવું; કાવાદાવા-પેચ-પ્રપંચ જાણવા; કાબેલિયત-ચતુરાઇ અને સ્વાર્થ સાધવાની પક્કી સમજ હોવી તે.:-એ બડો પહોંચેલો છે. પહોંચેલું; પહોંચેલી. ઠગોથી ઠગાય એવો નથી, કામકાજ કાઢી લેવામાં પહોંચેલો છે.

**પહોંચી**, સ્ત્રી૦ પુરૂષને પહોંચે પહેરવાનું જડાવ ઘરેણું.

**પહોંચું**, ન૦ પહોંચો; પાંચ આંગળના મૂળ આગળનો હાથનો ભાગ તે. (૨) કાંડું.

**પહોંચેલું**, વિ૦ મળેલું; જેને પ્રાપ્ત થયું જેઇએ તેને પ્રાપ્ત થયેલું. (૨) પક્કું; ખંધું; ચતુર; ચાલાક; ઠાવું; ન છેતરાય એવું.

**પહોંચો**, પું૦ આંગળીઓના મૂળ આગળનો હાથનો ભાગ; કાંડું; મણિબંધ.

**પળ**, સ્ત્રી૦ [ સં. પલ ] ઘડીનો સાઠમો ભાગ તે; ક્ષણ.:-પાંચ ઘડી ને પચાસ પળ.

**પળકવું**, ક્રિ૦ અ૦ ટળકવું; ખાવાની આશાએ આવવું; કંઇ લેવા કે ખાવાને આવવું.:-ડોસી મુઆનો ભય નથી પણ જમ પળકયાનો ભય છે.

**પળમાત્ર**, અ૦ ક્ષણમાત્ર; લગારેકવાર.

**પળવું**, ક્રિ૦ અ૦ જવું; નાસવું. (૨) ભોગું અથવા જેમ તેમ નીભવું; પોષણ થવું. (૩) ચાલ્યા કરવું; પરંપરા રહ્યા કરવું; અમલમાં રહેવું.:-પાદશાહી વારામાં બક્ષીસ કરેલાં ગામ અને જમીન એમના કુટુંબમાં અદ્યાપિ પળ્યાં જાય છે. (૪) કેશ પાકીજવા.:-જુવાનીમાં માથું પળી ગયું.

**પળસી**, સ્ત્રી૦ પળશી; રાજી કરવાને પગચંપી કરવી તે; ખુશામત; મન મનવવાને માટે ખૂબ મહેનત કરવી અને આજીજી કર્યા કરવી તે; બહુ માનથી ખૂબ શ્રમ લઇને સામાનું મન મેળવી લેવાનો યત્ન કરવો તે; ધાપલાં. ઉ૦ પળશી કરતા પાતળિયારે, રાધાજીને રિઝવવા.

**પળા**, સ્ત્રી૦ પાલવવું પડે એવું તે; બાળક, માંદું, ઘરડું અને અશક્ત એવું જે તે; સંભાળ લેવી-રાખવી પડે એવું તે; પાલન કરવું પડે એવું તે. (૨) પાલન પીડા; દુ:ખ; આપત્તિ; કંટાળો ઉપજાવે કરે એવું કામ. (૩) સેવા; ચાકરી; ખીદમતગારી; પંચાતી.

**પળિયાં**, ન૦ (સં. પલિત) પાકીને ધોળા થઇ ગયેલા વાળ; ધોળા થયેલા કેશ તે.

**પળી**, સ્ત્રી૦ કુલ્લામાંથી કે સાંકડા મોંની બરણી વગેરેમાંથી તેલ વગેરે પ્રવાહી કાઢવાની ઉભા દાંડાની ડોઇ, કડછી કે ચમચો તે. (૨) જેમાં એક પલભાર પ્રવાહી માપ એવો ચમચો.:-બે પળી તેલ.

**પળો**, પું૦ મોટી પળી.

**પળોટવું**, ક્રિ૦ સ૦ કામ શીખવાડવા માંડવું; પહેલ વહેલાં કામમાં જોડવું; કેળવવા માંડવું; શીખવાડવા માંડવું; થોડે થોડે માહિતગાર કરવા માંડવું; પાવરધું કરવું; કામે લગાડવું; યોજવું; જોડવું.

**પંક**, પું૦ (સં.) કાદવ; કીચડ; કચરો. (૨) પાપ; દોષ.

**પંકજ**, પું૦ (સં.) કમળ ફૂલ. (૨) કાદવ-પાણીમાં ઉત્પન્ન થયેલું એવું તે.

**પંકજિની**, સ્ત્રી૦ ( સં. ) કમળફૂલની વેલ. આ વેલ પાણી ઉપર પથરાય છે.

**પંકાયેલું**, વિ૦ વખણાયેલું; નામીચું, પ્રખ્યાત; લોકમાં પંકાતું હોય એવું.

**પંકાવું**, ક્રિ૦ અ૦ ઠામ ઠામ ઓળખાવું; શૌર્યનાં, પરાક્રમનાં, અને ગુણનાં લોકોમાં વખાણ થવાં; અમુક સારે ખોટે નામે ઓળખાવું; લોકમાં જાણીતા થવું; પ્રખ્યાત થવું.

**પંક્તિ**, સ્ત્રી૦ [સં] હાર; ઓળ; પંગત. (૨) વર્ગ; ટોળી; સાથ. રૂ૦ પ્ર૦ પંક્તિભેદ=એક ઓળે જમવા ન બેસાય એવો જે ભેદ તે. ક્રિ૦ પ્ર૦ પંક્તિ આપવી=પોતાના જેવું ગણવું; પોતાની સાથે જમવા બેસવાનો હક આપવો; પાવન કરવું, પંક્તિ પાવન=જાતિને પવિત્ર કરે એવું; પવિત્રાચારવાળું; શોભારૂપ, પુણ્યસ્વરૂપ.

**પંખ**, સ્ત્રી૦ પાંખ; પંખીને ઉડવાના ઉપયોગમાં આવતો હાથના ઠેકાણાનો પંખાની માફક સંકોચાય અને પહોળો થાય એવો અવયવ.

**પંખવા**, પું૦ એક પાસાનું અટકી જવું તે; પક્ષાઘાત.

**પંખાળિયું**, ન૦ સુંખળાંવાળી ડાંગેર.

**પંખાળી**, સ્ત્રી૦ એક જાતની કમોદ-ડાંગેર. અમદાવાદ જિલ્લામા આ ડાંગેર વખાણાય છે.

**પંખિણી**, સ્ત્રી૦ પંખીની માદા તે; સ્ત્રી પંખી.

**પંખિયું**, વિ૦ પાંખવાળું. (૨) એક બાજુનું. ( ૩ ) ન૦ પાંખિયું; ગોળ કડા-કલ્લાનો સાંધાવાળો-પા ગોળ કકડો; ઉઘડે ને બંધ થાય એવો વર્તુલનો એક નાનો ભાગ.

**પંખી**, ન૦ [ સં. पक्षी ] પગથી જમીન ઉપર ચાલે અને પાંખથી હવામા ઉડે એવું પ્રાણી; વિહંગમ; પક્ષી. રૂ૦ પ્ર૦ પંખીનો માળો=આઇલી-કાંમ ચલાક રહેઠાણ તે. (૨) પંખીનો મેળો=અમુક કાળ પુરતોજ મેળાપ; વખત આવે સૌ સૌને ઠેકાણે વેરાઇ જાય એવા પ્રસંગને લઇને થયેલો મેળાપ તે.

**પંખીડું**, ન૦ પંખી; પક્ષી; વિહંગમ. ઉ૦ પિઉને કે'જે જઇ પંખીડાંરે, ઘેર તારી ગોરાંદે ગભરાય

**પંખેરૂ**, ન૦ પંખી; નાનું નાજુક પંખી તે.

**પંખો**, પું૦ હવાને હલાવી પવનની લહરીઓ ઉત્પન્ન કરવાનું હલકું પતાકડું; પાટિયું; વિંઝણો. (૨) પૈડા ઉપરનું ઢાંકણું. ક્રિ૦ પ્ર૦ પંખો ખાવો=પવન ખાવો, ઘામ મટાડવો. પંખો ખેંચવો=પંખો આમતેમ હાલ્યા કરે એમ દોરડીથી તાણવો તે. પંખો નાંખવો=ઠંડું પાડવું; પવન ઢાળવો.

**પંગત**, સ્ત્રી૦ પંક્તિ; હાર; ઓળ; ઘાલ. ઉ૦ બેઠી પંગત પાટલે ધરી 'અખોટિયાં અંગ. ક દ. ડા.

**પંગુ**, વિ૦ [સં.] લંગડું. (૨) પાંગળું.

**પંચ**, વિ૦ [સં.] પાંચ. (૨) ન૦ પાંચ ડહાપા માણસની મંડળી; પાંચ મુખ્ય મુખ્ય માણસો તે. (૩) પાંચ મુખ્ય માણસોની મંડળીમાંનો વડો તે. ક્રિ૦ પ્ર૦ પંચ નિમવું. ઠરાવવું=કોઇ બાબતનો નિર્ણય કરાવવાને માટે પાંચ ડહાપા માણસ ચુંટી કાઢવા તે. પંચ ભરવું=એક જાતિ સમવાયમાંના તમામ માણસોની સભા બોલાવવી તે. કહે૦ પંચ બોલે તે પરમેશ્વર=પંચનું કહેલું યુક્તજ હોય એમ. કહે૦ પંચની લકડી એકકા બોજ=સમવાયમાંના માણસને અકેકું જણાય નહિ અને માગણને પેટપુર થઇ પડે.

**પંચઇટાળી**, સ્ત્રી૦ પંચની-લોકોની પાસે જાહેરમાં ઇટાળાનો માર મરાવવાની જાહેર ફજેતી થાય એવી શિક્ષા તે; જુદી જુદી તરેહના દંડમાંનો એક જાહેર દંડ

**પંચક**, વ૦ [ સં. ] ધનિશાના ઉત્તરાર્ધથી રેવતીના અંત લગી આવતાં પાંચ નક્ષત્રનો-પાંચ દિવસનો સંજોગ; પાંચ દિવસનો એક સમય-યોગ. (૨) પાંચનો સમુદાય-ઝુમખું.

**પંચકડું**, ન૦ પંચક; પાંચનો સમાહાર-સમુદાય તે; એક સાથે પાંચવાનાં હોય તે.

**પંચકલ્યાણી**, વિ૦ કલ્યાણકારી પાંચ ચિહ્ન જેનીપર હોય એવું; પાંચ શુભ ચિહ્નવાળું:-પંચકલ્યાણી ઘોડો.

**પંચકેશ**, પુ૦ [ સં. ] શરીરનાં પાંચ સ્થાન ઉપરના વાળ તે.:-માથું, ઉપલો હોઠ, બે બગલ અને અધો ભાગ, એ પાંચ ઉપરના વાળ તે. અમુક વ્રત સાધન માટે એ પાંચ અવયવપરના વાળ રાખવા તે. ક્રિ૦ પ્ર૦ પંચકેશ રાખવા=જ્યારે બ્રાહ્મણ રિસાય છે ત્યારે પંચકેશ રાખે છે. પાંચ ઠેકાણાના વાળ નહિ લેવરાવવાની બાધા તે.

**પંચકોણ**, વિ૦ પાંચ ખુણાવાળું; જેને પાંચ ખુણા હોય એવી આકૃતિ.

**પંચકોશ**, પુ૦ [સં.] આત્માને આવર્ણ કરનારાં શરીરમાંનાં પાંચ ખાનાં તે; શરીરમાંના પાંચ પડવિભાગ:-અન્નમય; પ્રાણમય; મનોમય; વિજ્ઞાનમય અને આનંદમય, એમ પંચકોશ.

**પંચકયાસ**, પુ૦ પાંચ ડહાયા માણસ પાસે જાહેર કસ કરાવવો તે; જાહેર પરીક્ષણ; પંચ જે કસોટી કરે તે. (૨) લવાદીથી નિકાલ કરવો તે; નિર્ણય; જાહેર તોડ.:-પંચકયાસ થઇ ગયા પછી માલને બાળવાની રજા આપવામાં આવશે. પંચકયાસ કરી જપતીદારે મિલકત કબજે લેવી.

**પંચગવ્ય**, ન૦ [સં] ગાયના અંગનાં પાંચ વાનાં તે, દૂધ, દહિ, ઘી, મૂત્ર અને છાણ, તે પંચગવ્ય. આ પાંચવાનાં પવિત્ર ગણાય છે અને શુદ્ધિ માટે વપરાય છે.

**પંચગૌડ**, પુ૦ [સં.] પૂર્વ હિંદુસ્તાનના જુદા જુદા પણ એક બીજાને લગતા ગૌડ નામે જાણીતા પાંચ પ્રાંત: બંગાળના પાંચ વિભાગ; (૨) અને તેમાં રહેનારા બ્રાહ્મણો તે.:-સારસ્વત, કાન્યકુબ્જ, ઉત્કલ, મૈથિલ અને ગૌડ. મધ્ય બંગાળ તે ગૌડ. ઉ૦ ગોરી પૂછે ગૌડલા ! કોણ ભલેરો દેશ, સંપત હોય તો ઘર ભલાં, નહિ તો ભલો વિદેશ. ગૌડ બ્રાહ્મણ=બંગાળી બ્રાહ્મણ તે.

**પંચતત્ત્વ**, ન૦ [ સં. ] જગદુત્પત્તિના કારણ રૂપ પાંચ મુખ્ય બીજ તે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ. આને પાંચ મહાભૂત પણ કહે છે.

**પંચતંત્ર**, ન૦ [ સં. ] વિષ્ણુશર્મા નામે પંડિતે બનાવેલું નીતિશાસ્ત્ર. આ પુસ્તક અસલ સંસ્કૃતમાં છે અને પશુપંખીની વાતોને રૂપે તેમાં ધર્મ, નીતિ અને વ્યવહારનું ઉંચા પ્રકારનું શિક્ષણ ઉપદેશેલું છે. પંચોપાખ્યાન.

**પંચત્વ**, ન૦ પાંચતત્ત્વપણું; પાંચતત્ત્વ સ્વરૂપ તે; પાંચપણું. (૨) મરણ; મૃત્યુ. ક્રિ૦ પ્ર૦ પંચત્વ પામવું=પાંચ તત્ત્વપણાને પામવું-પ્રાપ્ત થવું-મરણ પામવું. વિલીન થઇ જવું; દેહ રૂપે નહિ પણ તત્ત્વરૂપે થઇ જવું=નાશ પામવું.

**પંચપાત્ર**, ન૦ [ સં. ] પાણી ભરવાની ઉભા ઘાટની કટોરી; પ્યાલું; પવાલું:-પંચપાત્ર અને આચમની.

**પંચપ્રાણ**, પુ૦ [સં] પ્રાણરૂપ જે પાંચ વાયુઓ તે; શરીર જેનાથી જગતું ને કામ કરતું રહે છે તેમાંના પાંચ વાયુ તે.-પ્રાણ, અપાન, સમાન, ઉદાન, ને વ્યાન.

**પંચબાણ**, પુ૦ [ સં. ] પાંચ પ્રકારનાં પુષ્પ જેના બાણરૂપ છે એવો દેવ; કામદેવ; પંચશર; મદન; મન્મથ; સ્મર એનાં બાણરૂપ પાંચ ફૂલ તે આ:-અરવિંદ, અશોક, નવમલ્લિકા, આંબો અને નીલોત્પલ.

**પંચભાગ**, પું૰ ગૃહસ્થના ઘરમાં થતા ઘરગતુ નાના નાના દોષના નિવારણુ અર્થે પાંચભૂત બલિભાગ દાન તરીકે આપવામાં આવે છે તે; ભૂતયજ્ઞ ભાગ. ગૃહસ્થના ઘરમાં રસોઇ માટે નિકળતા અન્નમાંથી જે ચપટી ચપટી અન્ન દાન તરીકે કાઢવામાં આવે છે તે:–પચભાગ આપવો. ભૂતબલિ.

**પંચભૂત**, ન [ સં. ] પંચતત્ત્વ તે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ તે. આમાંથી જગત ઉત્પન્ન થાય છે.

**પચમ**, વિ૰ પાંચમું.

**પચમકાર**, પુ૰ પાચ મકારનો સમુદાય તે: –મદ્ય,-માંસ, મત્સ્ય, મુદ્રા ને મૈથુન્ય.

**પંચમાસી**, સ્ત્રી૰ ગર્ભવતી સ્ત્રીના પહેલા ગર્ભને પાંચ મ્હીનાની લગભગ જે સંસ્કાર કરવામાં આવે છે તે; પાંચ મહીના તે પંચમાસી. ઉ૰ પચમાસીનાં મુહુરત પુછાવો, વહુને મૈરે વધામણી કાવો.

**પંચમાંશ**, પું૰ [ સં. ] પાંચમો ભાગ તે, પાંચમો અંશ.

**પંચમી**, સ્ત્રી૰ [ સં. ] પખવાડિયાનો પાચમો દહાડો; પાંચમી તિથિ તે પાંચમ.:– વસંતપંચમી.

**પંચમુખી** વિ૰ પાંચ મોંવાળુ; પચાનન.

**પંચરત્ન**, ન૰ [ સં. ] જુદી જુદી જાતના–રંગના પાંચ રત્નનો સમુદાય તે:–સોનું, મોતી, હીરા, માણેક અને પાનું.

**પચરસિયું**, વિ૰ જેમાં પાંચ રસ હોય તેવું; વિવિધ રસવાળું. (૨) નાના રસવાળું તે.

**પંચરંગી**, વિ૰ પાંચ રંગનુ; જેમાં જુદા જુદા રંગો બળેલા હોય એવું, વિરંગી; તરેહ તરેહવાર રંગોવાળું. ( ૨ ) સેળભેળિયું; સંકર; મિશ્ર જાતિના–રંગ વગેરે વાળું; તરેહવાર. (૩) આડુંઅવળું; અવળું સવળું.:–એનું પંચરંગી બોલવું છે. બોલતાં પચરંગી બોલાય છે.

**પંચરાઉ**, વિ૰ સેળભેળિયું; મિશ્ર; સંકર; બે ચાર જુદી જુદી જાતનું; પરચૂરણ:–પચરાઉ અનાજ. પંચરાઉ શાક. ( ૨ ) છુટક વહેંચાતું; પ્રકીર્ણ. એની દુકાને પંચરાઉ વકરો થતો નથી, જથે વકરો થાય છે.

**પંચરાશિ**, સ્ત્રી૰ ગણિતમાં બેવડી ત્રિરાશિની રીત તે; પાંચ પદ ઉપરથી છઠ્ઠું ઉપજાવવાની રીત ગણતરી તે. (૨) પંચવડું.

**પંચવક્ત્ર**, વિ૰ પાચ મુખવાળું. ( ૨ ) હનુમાન; બ્રહ્મા વગેરે પચમુખી દેવ.

**પંચવટી**, સ્ત્રી૰ ગોદાવરી નદી ઉપરનો એક પ્રદેશ, કે જ્યા વનવાસ નિકળેલા રામ સીતા અને લક્ષ્મણ ઘણો વખત રહ્યાં હતાં ૨ મોટું ચકલું, કે જ્યાં પાંચ રસ્તાઓ આવી મળતા હોય.

**પંચવદન**, ન૰ [સં.] પંચવક્ત્ર; જેને પાંચ માથાં–મોં હોય તે; હનુમાન વગેરે દેવ. વિ૰ પચમુખી; પાંચ મુખવાળું.

**પંચવાયકા**, સ્ત્રી૰ પાંચ જણને મોઢે બોલાતી વાત; લોકાભિપ્રાય; લોકમત; સ્વાભાવિક લોકોદ્ગાર; સામાન્ય સત્ય; પાંચ સારા માણસોનો નૈસર્ગિક ન્યાય ઉદ્ગાર. (૨) અફવા, ગામગપાટો; ચર્ચા.–પચવાયકા ખરી પડે.

**પંચશર**, પુ૰ [ સં. ] કામદેવ, મદન; સ્મર; પંચબાણ

**પંચાગ્નિ**, પું૰ [ સં. ] સનાતન ધર્મ પ્રમાણે સાધકને સેવવાના જે પાંચ અગ્નિઓ તે. અન્વાહાર્ય, પચન, ગાર્હપત્ય, આહવનીય, સભ્ય અને આવસથ્ય. તપ કરનારા આ પાંચ અગ્નિઓનું સેવન કરતા. પંચાગ્નિ સાધવો–તપવો, એ એક કઠિન તપ છે. દાસ બાવાઓ પંચાગ્નિ સાધે છે.

**પંચાજીરી**, સ્ત્રી૰ ખસખસ, અજમો, કોપરું, ચારોળી ને ખાંડ એ પાંચવાનાંનું ચૂર્ણ જન્માષ્ટમીના પારણાને દિવસે સવારમાં પંચાજીરી પ્રસાદ તરીકે વહેંચવામાં આવે છે. (૨) પાંચજીરાંનું ચૂર્ણ; પંચજીરક. એનો ગુણ પાચક છે.

**પંચાણું**, વિ૰ નેઉ ને પાંચ; ૯૫.

**પંચાત**, સ્ત્રી૰ પાંચ સભ્ય માણસો પાસે ન્યાય છણાવવો તે; નિર્ણય કરાવવો તે :- પંચાત કરાવો જે થાય તે ખરૂં. (૨) પાંચ જણે કોઇ બાબત વિચાર ચલાવવો તે; ભાંજગડ કરવી તે; ભાંજગડ; ઊહાપોહ; ચર્ચા; તપાસ વગેરે. (૩) તકરાર; ખટપટ. (૪) પીડા; ચિંતા; ફિકર. (૫) મુશ્કેલી; ગુંચવાડો.

**પંચાતખોર**, પુ૰ પંચાતિયો. (૨) વિ૰ પંચાતિયું; ભાંજગડિયું. (૩) કોઇ પણ બાબતની ચર્ચા-તકરારમાં માથું મારીને ઘુસનાર; ચર્ચા રસિયો.

**પંચાતનામું**, ન૰ પંચાત કરવાની સત્તા આપનારો લેખ તે. (૨) પંચાતિયાઓએ કરેલા નિર્ણયનો લેખ તે.

**પંચાતિયું**, વિ૰ પંચાત કરનારૂં. (૨) પંચાત કરાવવી પડે એવું, તકરારી; ગુંચવણિયું મુશ્કેલ.

**પંચાતી**, સ્ત્રી૰ ભાંજગડ, તકરાર (૨) પીડા; દુઃખ. (૩) મુશ્કેલી; વિટંબના. (૪) વિ૰ પંચાત કરનારો.

**પંચાનન**, વિ૰ [ સં. पंच+आनन ] પાંચ મોવાળું, પાંચ મોંનું. (૨) પું૰ શિવ. (૩) સિંહ.

**પંચામૃત**, ન૰ [સં.] અમૃતરૂપ પાંચ વસ્તુઓનું મિશ્રણ તે દૂધ, દહિં, ઘી, મધ ને ખાંડનું મિશ્રણ તે (૨) ઉપરની પાંચ ચીજોએ ઠાકોરજીને નવરાવ્યા પછી એ નવાણનું આચમન તે. ક્રિ૰ પ્ર૰ પંચામૃત લેવું=નવાણ જળનું આચમન લેવું.

**પંચાયત**, સ્ત્રી૰ પંચાત; પંચાતી તે. (૨) ન૰ મંડળી; પંચ; સભા; સાજનું.-પારસી પંચાયત. (૩) પંચાયતન.

**પંચાયતન**, ન૰ [ સં. पंच+आयतन ] પાંચદેવનો સમૂહ તે; પાંચ મૂર્તિઓનો એકો સમુદાય તે; જેમાં પાંચ દેવોની મૂર્તિઓ કે પ્રતિમાઓ હોય તે.:-રામ પંચાયતન.

**પંચાવન**, વિ૰ પચાસ ને પાંચ; ૫૫.

**પંચાશી**, વિ૰ એંશી ને પાંચ; ૮૫. પંચ્યાશી એમ પણ બોલાય છે.

**પંચાળ**, પું૰ ઠગ, લુચ્ચો.

**પંચાંગ**, ન૰ (સં) જ્યોતિષનો જેમાં પાંચ અંગ બતાવેલાં હોય એવું તિથિવારિયું; ટીપણું. તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ, એ પાંચવાનાં નિત્ય ક્રમે આવેલાં છે તે બતાવનારૂં રોજપત્રક.

**પંચિયું**, ન૰ નાનું ધોતિયું. ( કાઠિયાવાડ ) કોર વગરનું ટુંકું ધોતિયું.

**પંચી**, સ્ત્રી૰ ચુની; સ્ત્રીઓના નાકનું નાજુક હીરાકણીઓ જડિત્ર ઘરેણું; જેમાં પાંચ રંગના રત્નની ચુનીઓ બેસાડેલી હોય એવું નાસાભૂષણ; કાંટો. (૨) મશ્કરી; મજાક.

**પંચીકરણ**, ન૰ પાંચ તત્ત્વનું એકીકરણ તે; દેહમાં એકત્ર થઇ રહેલાં પાંચ મહાભૂતનો સમન્વય તે. (૨) પાંચ તત્ત્વો શરીરમાં કેવે કેવે રૂપે એક થઇને રહેલાં છે તેની સમજુતીનું વેદાંતમાંનું એક પ્રકરણ તે; એ નામનું પુસ્તક.

**પંચીગર**, પું૰ વિંટીઓ અને નાકની ચુનીઓ વગેરેમાં નાજુક હીરાકણીઓ જડવા-બેસાડવાનું કામ કરનારો કારીગર તે; જડિયોસોની.

**પંચેન્દ્રિય**, સ્ત્રી૰ ( સં. ) પ્રાણી-માણસના

શરીરનાં કાન, ચામડી, આંખ, જીભ, અને નાક તે. સાંભળવાની, સ્પર્શથી જાણવાની, જોવાની; સ્વાદની અને સુંઘવાની જે પાંચ ઇંદ્રિયો તે. ઉ૦ પંચેન્દ્રિયતણી પ્રેરી, બુદ્ધિ કામ કરે સદા.

**પંચોતેર,** વિ૦ સિત્તેર ને પાંચ; ૭૫ પંચોતેર; એમ બોલાય છે.

**પંજર,** ન૦ [ સં. ] પિંજર; પાંજરૂં.

**પંજાબી,** વિ૦ પંજાબનું વતની; પંજાબનું. (૨) કદાવર; મજબુત; જોરાવર; શરીરે સંપૂર્ણ ખીલેલું-જોર જોરમાન એવું; પેહેલવાન.

**પંજેઓ,** પું૦ જાહેર ખળભળાટ તે; ભવાડો; ફજેતો. (૨) લોકો ચર્ચા જુએ અને ખૂબ તકરાર-બખાળા થાય એવું જાહેર તોફાન-ભવાડો તે.

**પંજો,** પું૦ કાંડાની આગલો ભાગ; આંગળાં અને હાથેળીવાળો હાથનો જે અવયવ તે. (૨) પકડ, કબજો; તાબો:–એ મારા પંજામાં આવેલો છે. (૩) પશુઓના પગનો નખવાળો ચપટો અવયવ:–વાઘનો-બિલાડીનો પંજો. ક્રિ૦ પ્ર૦ પંજામાં આવવું=સપડાવું; તાબામાં આવવું; પકડાવું; ફસાવું. પંજામાં લેવું=કબજે-પકડમાં લેવું; તાબે કરવું; ખસી ન જાય એમ હાથમાં લેવું; સપડાવવું. પંજો પકડવો=કાંડું ઝાલવું; પકડવું.

**પંઝેરવું,** ક્રિ૦ સ૦ નિભાવવું. (૨) વેઠવું; સહેવું.

**પંઝેટી,** સ્ત્રી૦ પંજેઠી; દાંતાવાળું લાકડાનું ઓજાર; ખેડુત લોકનું વાડમાંથી ઝરડ તાણી લેવાનું ઓજાર; છેંટલો; ત્રણ પાંખાની લાંબી લાકડી.

**પંડ,** (સં. पिण्ड) માટી કે કણકનો ઢીલો ગોળો; મોટો લોંદો; પેંડો; કણક અથવા ભાતના નાના નાના ગોળા તે:–પંડ મૂકવો. (૨) શરીર; દેહ; કાયા. ઉ૦ પંડે પણ એ વરને પોંખ્યું મહિરે. (૩) પાંડુરોગ; રૂધિર ક્ષય; કમળો; લોહીનું ફીકું પડી જવું તે.–પંડરોગી. કહે૦ પંડ સુધીની પથારી=જ્યાં સુધી જીવે ત્યાં સુધીનો ઝાટકો-મેંઢવાડ તે. પંડ સલામત તો પઘડિયાં બહોતેરી-(બહુથરી)=જીવતો નર ભદ્રા પામશે; જીવીશું તો સૌ મળશે.

**પંડાણી,** સ્ત્રી૦ પંડયાણી; પંડિતાણી; પંડિતની સ્ત્રી. (૨) ગોરાણી.

**પંડિત,** પું૦ ( સં. ) શાસ્ત્રાદિક ખૂબ ભણેલો માણસ; વિદ્વાન; ભણેલો અને બુદ્ધિશાળી; ડાહ્યો ને શાણો-સમજુ માણસ તે.

**પંડિતતા,** સ્ત્રી૦ [ સં. ] પંડિતપણું; પંડિતાઇ. (૨) આવડત; અમુક વિદ્યા કે શાસ્ત્રમાં કુશળતા તે; ચતુરાઇ.

**પંડિતપણું,** ન૦ પંડિતતા; પંડિતાઇ; વિદ્વત્તા.

**પંડિતા,** સ્ત્રી (સં.) પંડિત એવી સ્ત્રી; શાસ્ત્રાદિક ભણેલી ગણેલી-ચતુર સ્ત્રી; વિદુષી, વિદ્વાન સ્ત્રી, બુદ્ધિશાળી કુશળ સ્ત્રી.

**પંડિતાઈ,** સ્ત્રી૦ પંડિતતા; પંડિતપણું; શાસ્ત્રકૌશલ્ય; વિદ્વત્તા.

**પંડુ,** વિ૦ ફીકું; પીળું (૨) ન૦ જેમાં લોહી ફીકું થઇ જાય છે એવો એક રોગ.

**પંડે,** અ૦ જાતેપોતે; ખુદ; પોતાની જાતદેહ સાથે; સ્વદેહે:–રાજા પંડે રણે ચડયો. મેં પંડે જોયું.

**પંડોપંડ,** અ૦ જાતોજાત; ખુદપોતે જ. (૨) હાજરાહજુર; સાક્ષાત; આપોઆપ.

**પંડોળું,** ન૦ (સં. पटोल) એક વનસ્પતિ શાક; એની સુરી ને સાપ જેવી લાંબી શિંગ થાય છે.

**પંડયો,** પું૦ [સં. पण्डित] વિદ્વાન બ્રાહ્મણ; પુરોહિત; ગોર. (૨) ગામડી મહેતાજી; નાના છોકરાંને ભણાવનારો બ્રાહ્મણ શિક્ષક. ઉ૦ ખોખલે પંડયે પત્રજ આપ્યું મહેતાજીને રાય, મામેરું.

પંતિયાળું, વિ૦ ઘણા જણે મળીને કરેલું ભદિયારું.:–પંતિયાળો વેપાર. (૨) ન૦ ઘણા જણની પાતી–ભાગ જેમાં હોય એવું મોટું ધંધાદારી કામ તે; ભાગિયા ભાગનો વેપાર કે વહીવટ તે; ભાગીદારી કામ.:–પંતિયાળું વહેંચવું. પંતિયાળાના હિસાબ.

પંતુજી, પું૦ (સં. પંડિત) ગામઠી નિશાળ ભણાવનારો બ્રાહ્મણ તે; નાનાં છોકરાંને એકઠાં કરી તેમને સાધારણ વ્યાવહારિક જ્ઞાન આપનારો મહેતાજી.:–એ જુના પંતુજીની શાળાએ ભણેલો હોઇ ખડો હિસાબી છે. (૨) ભોળો સાદા સીધા સ્વભાવનો વિદ્વાન–ભણેલો પણ ગણેલો નહિ એવો.

પંથ, પું૦ (સં.) માર્ગ; રસ્તો, વાટ. (૨) ધર્મ–મત; સંપ્રદાય; માર્ગ; પક્ષ.:–નાનક પંથ. (૩) અભિપ્રાય; મત; વલણ; વર્તનમાર્ગ.:–અમે એ વાતમાં જુદા પંથના છીએ. (૪) વિ૦ પ્રથમ; પહેલું; શરૂઆતનું.:–પંથવર.

પંથક, પું૦ પંથ કરનારો; પ્રવાસી, મુસાફર. (૨) ભેપિયો.

પંથવર, પું૦ બાળવર; પહેલીજ વાર પરણનો હોય એવો વર તે. એથી ઉલટું બીજવર.

પંથી, પું૦ પ્રવાસી; મુસાફર; દેશ પરદેશ ફરનારો. (૨) વિ૦ મતનું; સંપ્રદાયનું.:–નાનકપંથી.

પંદર. વિ૦ દસ ને પાંચ; ૧૫.

પંદરમું, વિ૦ પંદર ઉપરનું. (૨) ન૦ મરનારની પંદરમી તિથિ તે.–પંદરમાનો માસિયો.

પંપા, ન૦ (સં.) પંચવટી અને કિષ્કિંધા વચ્ચે આવેલું એક પુરાણ પ્રસિદ્ધ તળાવ. રામાયણમાં એનું વર્ણન છે.

પંપાળવું, ક્રિ૦ સ૦ શરીર ઉપર ધીમે ધીમે વહાલથી હાથ ફેરવવો; હેત કરવું; લાડ લડાવવું. (૨) જે અવયવપર વાગ્યું હોય તે અવયવપર હાથ ફેરવી દુઃખ કમી કરવું; આશ્વાસન આપવું; દુઃખ લાગે નહિ શાંત પડે એમ કરવું. (૩) છાવરવું; ઢાંકવું; ફસાવવું; નહિ ખોટું લાગવા દેવું.

પંપોયો, પું૦ ઈટનો મોટો કકડો; ઇંટાળો; ગોળ મોટો કાંકરો.

પંપોળવું, ક્રિ૦ અ૦ ધક્કા મારવા; ફંફોસવું.

પા, પું૦ (સં. પાદ) ચતુર્થાંશ; ચોથો ભાગ તે; ચોથિયું. (૨) પાનો મણિયો–પાશેર તે; પાયાં.:–એક પા પાય, બે પા અડધો, ત્રણ પા પોણો, ચાર પા એક.:–એનો પા (ભાગ) તો મને આપો અર્થાત્ ચોથો ભાગ તો આપો. (૩) પાયો.

પાઈ, સ્ત્રી૦ પૈ; પૈસાના ત્રીજા ભાગ જેટલી કિંમતનો તાંબાનો એક નાનો ચલણી સિક્કો; અડધી. (મુંબાઇમાં) બાર પાઇનો આનો. રૂપિયાની ૧૯૨ પાઇ.

પાઇકા, પું૦ પૈકા; છાપવાનાં એક જાતનાં બીબાંના અક્ષર. પાઇકા; સ્મોલ પાઇકા; ડબલ પાઇકા ગ્રેટ–મોટા એમ. નાના મોટા બીબાના અક્ષરોની એક છાપના અક્ષરો તે. :–આખી ચોપડી પાઇકામાં છાપવાની છે.

પાઇન, ન૦ (ઈં. Pine) ઠંડા ને પહાડી પ્રદેશનું થતું એક ઝાડ. આની ઘણી જાતો થાય છે. એનાં પાંદડાં સોય જેવાં ઝીણાં ને નાજુક હોય છે. તે લગભગ સો ફીટ જેટલું ઉંચું વધે છે. પાઇનની કેટલીક જાતમાંથી સાગ જેવું ઇમારતી લાકડું, ડાર અને ટરપેનટાઇન નીકળે છે. આપણે એને 'સરૂ' નાં ઝાડ કહીએ છીએ ને તે બાગોમાં ઉછેરવામાં આવે છે.

પાઇયો, પું૦ પૈયો; પાયો; પગ. (૨) મૂળ. (૩) તળ; તળિયું. (૪) કોઇ પણ મસ્તવું

મંડાણું સ્થાન મૂળાધાર તે.:-એનામાં પાઉંચો નથીને ? અર્થાત્ મૂળાધાર-જેથી સ્થિરતા રહે એવું કંઇ તે; સારી સમજ. :-પાઉંચા-પીયા વિનાની વાત.

**પાઉડર,** પું૦ (અં.) ભુકો; ચૂર્ણ; જેર.

**પાંઉં,** પું૦ (અં.) ઢાકળો જેવો પોચો રોટલો. (૨) પગ. પાંઉંજેર=ઝાંઝર.

**પાઉંડ,** પું૦ [અં.] ઇંગ્લાંડ ને યુરોપમાં ચાલતો સોનાનો સિક્કો; ગીની; મહોર. હિંદુસ્તાનમાં એની કિમ્મત ૧૫ રૂપિયા ઠેરાવેલી છે. (૨) રતલ; સાડત્રીસ આડત્રીસ રૂપિયાભારનો જોખ-વજન તે; શેર.

**પાક,** પું૦ (સં. पच्) પકવેલું અન્ન તે; રાંધેલી-(તળીને) બનાવેલી મિઠાઈ; રસોઇ. (૨) જમીનમાંથી જે અન્ન ફળ શાક વગેરે ઉત્પન્ન થાય છે તે; પેદાશ; નિપજ. (૩) ચઢી-સુકાઇને કોઇ વસ્તુ જે વાપરવા -ખાવા યોગ્ય થાય તે. મીઠાનો પાક સારો નથી. (૪) દૂધ, ઘી, આસણી વગેરેમાં રાંધી આથી કે રાખીને તૈયાર કરેલો પદાર્થ:-દૂધપાક; મેથીપાક. (૫) શરીરના વિકારનું બહાર પડવું તે; માંસાદિકનું-ગડગુમડ ને બાદી ફોલ્લા વગેરેનું સડવું તે.-ગડપાક, મુખપાક. (૬) ફળાદિક મિઠાશ આવી ખાવાને યોગ્ય થવાં તે.

**પાક,** વિ૦ (फा.) પવિત્ર; શુદ્ધ (૨) ચોખ્ખું; પ્રમાણિક:-પાક દાનત.

**પાકચર,** વિ૦ થોડું પાકેલું.

**પાકટ,** વિ૦ પાકેલું.

**પાકણું,** વિ૦ સહેજ સહેજમાં પાકી જાય એવું; પાકવાની આસિયતવાળું.

**પાકદોસ્તી,** સ્ત્રી૦ (फा) સ્વાર્થ વગરની મિત્રતા; જેમાં વિકાર કે દોષ ન હોય એવી નિખાલસ દોસ્તદારી તે.

**પાકમહોબત,** સ્ત્રી૦ ખરી-સ્વાર્થ વગરની પ્રીતિ તે; પવિત્ર પ્રેમ.

**પાકવું,** ક્રિ૦ અ૦ જમીનપર ઉગીને ફળવું; અનાજ વગેરેનું ફળીને તૈયાર થઇજવું; ઉગવું; ઉપજવું; પેદા થવું. (૨) ઝાડને ફળ આવવાં; ફલોત્પત્તિ થવી.:-રાયણ સો વર્ષે પાકે-ફળે છે. (૩) ફળાદિકનું પરિપકવ થવું; મિઠાશ આવવી.:-કેરીઓ પાકી. (૪) (૫) વિકાર થવો; આસવું સડવું. (૬) ફળવું; વળવું; લાભ થવો; કામ થવું.:-આજનો દિવસ પાક્યો. (૭) કાયર થવું; અકળાવું; થાકવું; ખીદી ખીદી થવું.:-એના સવારાથી માથું પાકીગયું. પાકીને સુસેહ કરશે. (૮) મુદત થવી:- હુંડી આવતી કાલે પાકશે. (૯) હારી જવું. (૧૦) ઉઠવું; નીકળવું.:-છોકરા સારા પાક્યા નહિ.

**પાકશાસન,** પું૦ [સં.] દેવનો રાજા; ઇન્દ્ર.

**પાકશાસ્ત્ર,** ન૦ રસોઇ-બનાવવાની-કરવાની વિદ્યા તે.

**પાકશાળા,** સ્ત્રી૦ રસોડું; રસોઇનું સ્થાન.

**પાખી,** સ્ત્રી૦ કારીગરો અને નાના ધંધાદારીઓ જે રજા પાળે છે તે; અણોજો; અકતો. તહેવાર, શોક પ્રદર્શન વગેરે કારણોને લીધે કામધંધો બંધ રાખવા તે:-કાલે પાખી પાળજો. (૨) બંધી; પ્રતિબંધ; એકસંપે રહી કામ બંધ રાખવું તે; કામે નહિ વળગવાની મનાઇ.

**પાકું,** વિ. (સં. पक्व) પરિપકવ થયેલું; ગળાને મિઠાશવાળું થયેલું:-પાકું ફળ. (૨) ગરમીથી દૃઢ-મજબુત થયેલું; બળીને પાણીમાં ગળે નહિ એવું થયેલું:-પાકી ઇંટ; પાકું હાલ્લું. (૩) ગરમીથી સીઝેલું; ચડેલું; શેકાયેલું; ખરું થયેલું; રંધાયેલું.-પાકી સુખડી (૪) પુરું; પૂર્ણ; નહિ અપૂર્ણ; સિદ્ધ; દૃઢ:-પાકું કામ કરજે. (૫) ઠરેલ; વળેલું: પાકા અક્ષર. (૬) પુખ્ત; આધેડ:-પાકી ઉમ્મર થઈ. (૭) દૃઢ; ન

ચણે; અન્યથા ન થાય એવું; કાયમનું.
:-પાકું લખત કરજો. પાકું ચણતર. (૮)
ઠગાય નહિ એવું; હોંશિયાર: કાબેલ;
પ્રૌઢ.:-એ પાકો માણસ છે. (૯) મુદત
થયેલી હોય એવું; વખતસરનું; વાયદાસ-
રનું.:-પાકી હુંડી. (૧૦) ઉડી જાય નહિ
એવું; ટકે એવું-પાકો રંગ. (૧૧) વૃદ્ધ;
ઘરડું; જર્જરિત થઇ ગયેલું:-ડોસો પાકું
પાન એને ખરતાં શી વાર ? (૧૨) લુચ્ચું;
ઠગારું; ધૂર્ત.:-પાકો ધંટ. (૧૩) થાકી
ગયેલું; કંટાળી-હારી ગયેલું; કાયર. કહે૦
પાકી કોઠીએ કાના ન ચઢે=મોટપણે ભ-
ણાય નહિ ને ઉપદેશ પણ લાગે નહિ.

**પાક્ષિક**, વિ૦ [સં.] પખવાડિયાનું-પક્ષ-સં-
બંધી; પખવાડિક (૨) પખવાડિયે પખ-
વાડિયે નીકળતું-આવતું જતું; પખવાડિયા
સેતું હોય એવું. (૩) એક બાજુ-તરફનું.

**પાખ**, સ્ત્રી૦ પક્ષ; તરફેણ; બાજુ.

**પાખર**, ન૦ (સં. प्रखर) હાથી ઘોડાની
ગરદન અને પીઠપર નાંખવાનું બખ્તર;
સાજ. લડાઇમાં જતાં શરીરના રક્ષણ માટે
ઓઢાડવાનું બખ્તર અને સ્વારીમાં શણ-
ગાર તરીકે ઓઢાડવાનો રૂપેરી સોનેરી
ઝૂલનો ઓઢો તે પાખર; સાજ; સામાન;
દળી વગેરે. ઉ૦ ઘોડે પાખર માંડિયાં
ઝૂલ; ઓઢો; હાથી ઘોડાનો શણગાર.

**પાખરવું**, ક્રિ૦ સ૦ ઘોડાને બખ્તર ચઢાવવું;
હાથી ઘોડાને સૈન્યમાં લઇ જવા તૈયાર
કરવા. (૨) પલાણ-સ્વારીને માટે સોનેરી
ફૂલના ઓઢા અને સાજ નાખી ઘોડાને
તૈયાર કરવો; સાજ-સામાન નાખવો;
સ્વારીને માટે ઘોડો તૈયાર કરવો. હાથી
ઘોડાને શણગારવા. ઉ૦ પાણીપથાને
પાખરિયા, ઉજ્વળ જેની કાયરે. રાતો
ઘોડો રણ પાખર્યો, શ્વેત દિસે શણગાર
જેને. પાખરીઓ તોખાર-સાગળ.

**પાખંડ**, (સં. पाखंड) જોનાર સાંભળનારને
ખરૂં લાગે એવો દેખાવ કરવો તે; ઢોંગ;
ખરૂં નહિ પણ કૃત્રિમ ધાંધલ તે; બના-
વટી જુઠાણું; ખોટું રોવું; ખોટું બોલવું;
ને ખોટો દેખાવ કરી બીજા પ્રેક્ષકો-જો-
નારાઓને ખરા જેવું લાગે એવું ધતિંગ
કરવું તે; દંભ; ફતવો.

**પાખંડી**, વિ૦ ઢોંગી; ફતવાખોર; દંભી. (૨)
નાસ્તિક; ઉંધા; ઢોંગી.

**પાખાડો**, પું૦ રાસડો; નિંદાની બાંગકવિતા.
ઉ૦ ભૂંડો જે પાખાડા ચઢે, ભૂંડો જે
વણ વાંક લડે. સામળ.

**પાખા**, અ૦ પાખે; સિવાય; વગર. ઉ૦ વ્યા-
કુળ થઇ છુ પ્રીતમ પાખી, કળ ન પડે
ક્ષણું રે લેશ, દયારામ.

**પાખું**, વિ૦ આછું; ઓછું; વિરલ; છુટું છુટું;
નહિઘટ. (૨) અ૦ પાસે.

**પાખે**, અ૦ પાખી; સિવાય; વગર. ઉ૦ જળ
પાખે જેમ પાછળી.

**પાખો**, પું૦ કરેવાળો.

**પાગ**, ન૦ પગ; પાય; પદ.

**પાગઠું**, ન૦ પગ મૂકવાનું સ્થાન; પાદપીઠ;
સ્ટુલ; પગથિયું. (૨) ઘોડાના સાજની
બન્ને બાજુએ પગ રાખવાનું હોય છે તે;
પેંગડું; પાવડિયું. ઉ૦ પાગઠે પગ દેઈ
ચઢોરે જિયાવર ઓગીત. (૩) ઓપડીને
વખતે જઇને ઉભું રહેવાય એવું જે અ-
વલંબન-સ્થાન તે; આશ્રય સ્થાન; ઓ-
ળખાણ, મદદ, પક્ષ કરે એવા માણસનું
ઓળખાણ તે:-એને સારાં પાગઠાં છે
એટલે આ વખતે મદદ મળશે.

**પાગડું**, ન૦ ઘોડાપર બેસનારના પગ જેમાં
રહે છે તે; પેંગડું; પાવડું; પાગઠું.

**પાગર**, ન૦ વહાણનો આગલી કે પાછલી ત-
રફનો ખીલો કે અંકોડો તે; કોઇ વસ્તુ
પ્રસરી જવાને સુગમતાવાળી બાજુએ

બાંધવાનું સ્થાન.--જોખમાયેલી સ્ટિમરને પાગરે બાંધીને લઇ ગયા.

**પાગરણ**, ન૦ પથારી; પાથરવાનો સામાન; બિસ્તરો; જેમાં સેતરંજી, નાનું ગાદલું, ઓસીકું ને રજાઈ વગેરે હોય તે (૨) સાહિત્ય; જુદી જુદી અમુક વસ્તુઓ. (૩) શણગાર; અલંકાર વગેરે તે.

**પાગલ**, વિ૦ પોલું; પોકળ. (૨) ગાંડું; ઘેલું. પાગલદાણા=પોકળદાણાનું સ્ત્રીઓને પહેરવાનું ઘરેણું.

**પાગલાગણું**, ન૦ પગેલાગણું; પગે લાગવું તે; નમન; પગેપરાણું. (૨) નવી વહુએ સાસુ વગેરે વડીલોને પગે લાગતાં ધરવાનું નજરાણું, બક્ષીસ.

**પાગા**, સ્ત્રી૦ પાયગા, ઘોડેસ્વાર લશ્કરની ટુકડી (૨) લશ્કરી ઘોડાઓ રાખવાનો તબેલો.

**પાગિયો**, પું૦ ઉપાડવામાં-કોઇ કામ કરવામાં ઉશ્કેરનારો અને તેમાં સામેલ રહી કામ કરનારો; સાથી, ભાગિયો, પડખે રહેનારો મિત્ર-સહાયક તે (૨) ચેપ કરનારો. (૩) ચીપ બેસાડવાની પુલ્દીવાળી રેખ; તારિયો.

**પાઘ**, સ્ત્રી૦ પાઘડી; શિરોભૂષણ.

**પાઘડી**, સ્ત્રી૦ માથે બાંધવાનું કસબી છેડાઓવાળું પને ટુંકું પણ લંબાણે ઘણું એવું ઝીણું અને આછા પોતનું કપડું. (૨) માથે પહેરવાને લાંબા ટુકા પનાના કપડાનો વિંટાળીને બનાવેલો અમુક ઘાટ -આકાર તે, શિરોભૂષણ; માથે ઘાલવાને બનાવેલો કપડાનો વિંટો-ઘાટ. પાઘડીઓ તરેહ તરેહ ઘાટની બંધાય છે -ગુજરાતી દક્ષિણી; કચ્છી, મુસલમાની વગેરે. ગુજરાત અને દક્ષિણમાં પુરુષોનો મોટો ભાગ પાઘડીઓ પહેરે છે. ખોખું. પારસીની પાઘડી ખોખું કહેવાય છે ક્રિ૦ પ્ર૦ પાઘડી ઉતારવી=પગે લાગવું; માફી માગવી; કરગરવું; આજીજી કરવી. (૨) આબરૂ ગુમાવવી; છેતરાવું. પાઘડી ફેરવવી=ફેરવી બોલવું, નામુકર જવું; દેવાળું કાઢવું. પાઘડી બંધાવવી=બક્ષીસ આપવી; સરપાવ આપવો; પોષાક દેવો; શાબાશી આપવી, તારીફ કરવી. (૨) શોક મુકાવવો. કહે૦ પાઘડીનો વળ છેડે નીકળે= જે તે ગુંચવાડો છેડે-પરિણામે પતી જાય; અંતે નિકાલ આવે. રૂ૦ પ્ર૦ પાઘડીપનો= પહોલાણે કમ અને લંબાણે ઘણું એમ:- બજાર પાઘડીપને વસેલું છે. બે હાથે પાઘડીઝાલીને હિંડવું=ફિતાવળિયા નહિ થતાં વહેવારૂ રીતે ધીરેથી, કામ કરવું; સીધે રસ્તે સંભાળીને ચાલવું. પાઘડી પહેર્યે મોટો ન થવાય? પાઘડી પહેરવાથી મોટા થવાતું નથી પણ ઉમ્મર, સમજ અને ચારિત્રથી મોટા થવાય છે

**પાઘડું**, ન૦ જેમ તેમ વિંટાળેલી પાઘડી. (તુચ્છકારમાં બોલાય છે.)

**પાચ**, ન૦ ગણગુમડમાથી નીકળતી જાડી પીળી બેરંગી રસી; પરૂ.

**પાચક**, વિ૦ પચાવનારૂં, પચવે એવું (૨) પું૦ રસોઇયો.

**પાચન**, ન૦ પચવું-પચાવવું તે; પચીજવું તે. (૨) પચાવવાની શક્તિ તે.

**પાછડવું**, જુઓ પછાડવું.

**પાછલું**, વિ૦ નહિ આગલું; પછવાડેનું; પાછળનું; પુંઠનું; (૨) ગુદસ્ત; ગયું; પૂર્વનું; પહેલાંનું. (૩) છેલ્લું.

**પાછળ**, અ૦ પુંઠે; પછવાડે.

**પાછું**, વિ૦ અસલ આવ્યાની બાજુ તરફનું; પુંઠ તરફનું, પાછલું; નહિ આગલું. (૨) અ૦ ફરીથી, બીજીવાર; વળી. (૩) જે તરફથી આવ્યું હોય તે બાજુએ; પુંઠે; પછવાડે. રૂ૦ પ્ર૦ પાછી પાની નહિ

હાંકવી=નહિ કચાશ રાખવી. જેટલો લાભ લેવાય તેટલો લેવો, બાકી રાખવું નહિ એમ; નહિ પાછા પડવું તે; મચ્યા રહેવું. પાછું વાળીને જોવું=શું થશે તેનો વિચાર રાખવો નહિ તે; પાછળ શું થાય છે અથવા થશે તેનો વિચાર કરવો નહિ તે; ભવિષ્ય વિચારવું. ક્રિ૰ પ્ર૰ પાછું વળવું= ઉલટી થવી; ખાધેલું અન્ન પાછું નીકળી જવું. [૨] આગળ નહિ વધતાં પાછા અસલ સ્થાન તરફ આવવું.

**પાછોટિયું**, ન૰ ગાડાના પાછલા ભાગમાં પાંજરીને છેડે જે બારણા જેવું પાટિયું રાખવામાં આવે છે તે; પાછલો આંતરો; પાછળનું જે તે. (૨) પાછલું-કપડાની અંદરનું ખીસું તે.

**પાછોતરું**, વિ૰ મોસમના પાછલા ભાગનું:-પાછોતરો વરસાદ. પાછોતરે વાવેતર

**પાછોવાડિયાં**, વિ૰ પાછલા ભાગનાં.

**પાજ**, સ્ત્રી૰ પાળ; પૂલ; સેતુ. (૨) [ ફા. પ્યાજ ] કાંદાના પડોની વચમાં જેવું નાજુક ઝીણું પડ હોય છે એવા નાજુક ઝીણા પોતાનું રેશમી કપડું તે.

**પાજણી**, સ્ત્રી૰ ટેવ; આદત. (૨) સુતરને ચીવટ અને કડક કરવા માટે પાવાની કાંજી તે.

**પાજી**, વિ૰ કંજુસ; બખીલ. (૨) નીચ વૃત્તિનું; નઠારું; હલકું, અત્યંત નીચ તે. (૨) બદમાસ.

**પાટ**, સ્ત્રી૰ ( સં. पट्टम् ) ખાટલાના જેવું પણ ઉપર પાટિયાં જડીને બનાવેલું બેસવાનું મોટું ચોકઠું; મોટી પહોળી પાટલી; બાંક; બાંકડો. (૨) પાટિયાનું સુશોભિત આસન-બેઠક તે; સિંહાસન; ગાદી.:-રાજપાટ; (૩) જમણવાર વખતે જમણવાર કરનારને માન આપવા આવતાં નાતીલા અને બીજા ગૃહસ્થોને માટે કરવામાં આવતી બેઠક; બેઠકને લગતી ઓવણ તે.:-શહેર ચોરાસી કરી ત્યારે સો શેઠિયા પાટે આવ્યા હતા. (૪) કપડાનું થાન; તાકો; લાંબો ને લાંબો કપડાનો મોરો કકડો તે; સ્રાળ; બહુ લાંબા થાનમાંનું એકાદ ગડીનું પટ. (૫) ટુંકા પનાનું થાન; તાકો; અમુક માપનાં અમુક સંખ્યા જેટલાં કપડાં તૈયાર થાય એટલા પટનું કપડું તે.:-ચાધરાપાટ. (૬) ધોળું જાડીપોતું કપડું:-ગાદરપાટ. (૭) અધરણી બાળી સ્ત્રીને પહેરવાનું કપડું. (૮) ઓળાઓળ કપડાના હીણ પાથરવા તે; પથરણા તરીકે જમીન ઉપર પાથરવાનું તે; પથરણા તરીકે જમીન ઉપર પાથરવાનાં લાંબા પટ-સાલ્લા તે.:-પાટ પાથરી તે પર પીયુને ચલાવી લઇ જવી જોઇએ. ક્રિ૰ પ્ર૰ પાટ બેસવું-સભ્ય થઇ ઉંચા અધિકારપર બેસવું; માન ધારણ કરી આડંબરથી બેસવું.:-ઓ ઉંદર મારી મીનીબાઇ પાટ બેઠાં. રાજગાદીપર બેસવું; સિંહાસનપર બેસવું; ઉચ્ચાસને બેસવું. ઉ૰ ઔં આવી વત્સ, કુરુનંદન! ભાગ્યશાળી; પાટે બિરાજ અમતે ગુરુતુલ્ય આની.

**પાટડી**, સ્ત્રી૰ જાડો, પહોળો ને મજબુત લાંબો લાકડાનો કકડો; બારવટિયો. રૂ૰ પ્ર૰ પાટડી-જેવું-વિશાળ છાતી અને મજબુત બાંધાનું:-પાટડી જેવી જુવાનજોધ વહુ જોતજોતામાં ફાટી પડી.

**પાટડો**, પું૰ જેની ઉપર પીઢો જડાય છે તે; બારવટિયો.

**પાટનગર**, ન૰ રાજધાનીનું શહેર; જ્યાં રાજા રહેતો હોય તે શહેર; મુખ્ય શહેર.

**પાટલ**, પું૰ [સં.]-એક જાતનું ફુલઝાડ.(૨) વિ૰ લાલ; ગુલાબી.

**પાટલાઘો**, સ્ત્રી૰ પહોળા ચપટા શરીરની મોટી ઘો તે. બે જાતની ઘોમાં એક

પાટલાથી અને બીજી ચંદનથી, અથવા ઉડણુથી કહેવાય છે.

**પાટલાસાસુ**, સ્ત્રી૦ મોટી સાળી.

**પાટલી**, સ્ત્રી૦ લાંબી સાંકડી પાટ; બાંક:–શાળામાં છોકરાઓને બેસવાની પાટલીઓ નથી. (૨) નાનો પાટલો. (૩) રેલના ડબ્બામાં ઉતારૂઓને બેસવાનું પાટિયું તે. (૪) ઘોડાગાડીની આગળ હાંકનારને બેસવાની પાટિયાની બેઠક તે. (૫) પગનો પંજો; ઘુંટીથી આંગળા લગીનો પગનો ચપટો અવયવ તે. ઉ૦ લાવ લાવ હું અ અળતો લગાડું, પોથીમાં પલાળીરે, તારી નાજુક પગની પાટલીએ ને પાનીએ પ્યારીરે.' (૬) સ્ત્રીઓને હાથે પહેરવાનું ચપટું ઘુઘરિયાળું ઘરેણું; ચપટી સોનાની બંગડી તે. (૭) કમ્મરે પહેરેલા લાંબા કપડાની સાંકડી ગેડનાં પડ તે.–પાટલી ખોસ. (૮) ગેડ; સાંકડી નાજુક ગેડ તે.'–પાટલી વાળીને નિચોવવું'; પાટલી વાળીને રંગવું'.

**પાટલો**, પું૦ ભોંયથી બે ત્રણ આગળ ઉંચું રહે એવું પાટિયાનું આસન; પાટિયાની બેઠક. ક્રિ૦ પ્ર૦ પાટલો કરવો=પાટલે બેસાડીને દક્ષિણા બક્ષીસ વગેરે આપવા; સત્કાર કરવો; પહેરામણી આપવી. પાટલો ગોઠવો=અનુકૂળ પડવું; બધ બેસતું આવવું; ગમવું; કરાર વળવો.:–એની સાથે ક્યારે પાટલો ગોઠે છે. પાટલો પડવો=ફતેહ મળવી; અનુકૂળ પડવું; યોગ્યતા પર જઇ બેસવાનું થવું. ત્યાં એનો પાટલો પડશે. વગ ચાલવી, શેહ પડવી. ત્યાં કોઇનો પાટલો પડે એમ નથી. પાટલો ફરવો=નહિ ચાલવું; જરૂર પડવી; કામ નહિ ચાલવું.:–એના વગર પાટલો નહિ ફરે.

**પાટવ**, ન૦ (સં.) ચંચળાઇ; ચાલાકી. (૨) ચતુરાઇ: કુશળતા: નૈ૦

**પાટવણુ**, સ્ત્રી૦ પાટવી પુત્રની વહુ; મોટી વહુ તે.

**પાટવીકુંવર**, પું૦ રાજાનો વડો કુંવર તે; જેને ગાદી મળવાની હોય તે કુંવર; યુવરાજ.

**પાટિયાં**, ન૦ ભાત પાડેલાં નાનાં નાનાં પતરાંને એક સાથે સાંધીને બનાવેલું સ્ત્રીઓને ગળે પહેરવાનું એક ઘરેણું; તુસી:–તુસીપાટિયાં.

**પાટિયું**, ન૦ લાકડાને વહેરીને પાડેલાં પાતળાં પડમાનું દરેક પડ તે; લબો ઘણો પહોળો થોડો અને પાતળો આગળ અર્ધ આંગળનો લાકડાનો કકડો તે. (૨) સાધારણ લંબાઇનો પાતળો લાકડાનો કકડો.:–સેવોનું પાટિયું. નામ ઠામ લખેલો લાકડાના પડનો કકડો તે. નામનું પાટિયું. (૨) પાંસળું; છાતીની પેટીપરનાં હાડકાં તે–પાટિયાં:–પાટિયાં બેસવાં=છાતી બેસી જવી; હબકી જવું; હારી ત્રાસી જવું. પાટિયાં રંગાઇ જવાં=ખૂબ માર પડવો; હાડકાં રંગાઇ જવાં; કચરાવું–પછડાવું; દેવામાં–ખોટમાં આવી પડવું; ઝપટાઇ જવું. પાટિયાં=હાંલ્લાં. પાટિયાં માંજવાં=ખાઇપી એઠવાડ કાઢી કરીને પરવારવું; ખાવાનું ખાઇપી તેને લગતું કામકાજ આટોપી લેવું તે; ફૂલામુકામ કરવું.

**પાટિયો**, પું૦ પહોળા મોંનો માટીનો ઘડો–ઘાટ. (૨) દહિં મેળવવાનું છછરૂં શકોરૂં.:–દહિંનો પાટિયો; ગોરસું. ક્રિ૦ પ્ર૦ પાટિયો કલપવો=મુએલાં પાછળ અમુક વિધિ કરી માટીનો પહોળા મોંનો ઘડો ને ફળાહિકનું દાન આપવું તે; ઘરો વાળવી

**પાટી**, સ્ત્રી૦ નાનું પાતળું પાટિયું કે જે ખડી લગાડી ધૂળ નાંખીને નાનાં બાળક લખવાના કામમાં લે છે તે. વેપારીઓ એની ઉપર રોજનો કાચો હિસાબ પણ લખે છે. (૨) સુતરની બે આંગળ પનાની ખૂબ

લાંબી વસ્રાટની પટી:-ખાટલાની પાટી. (૩) પા આગળની વણેલી કે ગુંથેલી પટી; નાડું. (૪) ટોપલી; મુંલ્લો:-પાટીવાળો=ટોપલી સાથે રાખી મજુરી કરનારો. (મુંબાઇમાં) પાટીવાળો=મજુર. (૫) મંડળી; ટોળી; ટુકડી:-પોલિસપાટી. પાર્ટી. (૬) એક એકને લગતાં ખેતરોની જમીનની હારો તે; લંબાણે ખેતીની જમીનના ટુકડા તે. (૭) ચપટ-સપાટ કરી નાંખવું તે.:-પાટીવાળી નાંખી=સાફ કરી નાંખ્યું. પાટીવાળવી=ધૂળધાણી કરવું. રૂ૦ પ્ર૦ પાટીપર ધૂળ નાંખવી=ભણવું; લખતાં વાંચતાં શીખવું:-એણે પાટીપર ધૂળજ ક્યારે નાંખી છે? અર્થાત્ ક્યારે ભણ્યો છે?

**પાટીગણિત**, ન૦ અંકગણિત; સંખ્યાના આંકડાઓથી ગુણવા ભાગવા વગેરે ગણતરી કરવાની રીત તે. (બીજગણિત નહિ.)

**પાટીદાર**, પું૦ ખેતરોની હારની હાર, અર્થાત્ એકએકને શેઢે એકલત્તે ઘણી જમીન જેના તાબામાં હોય તે જમીનદાર, ખેતરવાળો. (૨) ખેડુત; ખેતી કરનારો તે. (૩) ખેતી કરનારી એક ઉચ્ચ વર્ણ; કણબી. પાટીદાર=જમીનનો માલીક અને કણબી=ખેડુત-જમીનને ખેડનાર વાવનાર, અને પાટીદારને સાંથ દેનાર. (માલીક-ગામધણી નહિ.) પાટીદાર અથવા કણબીના ત્રણ તફા છે. લેઉઆ, કેડવા ને આંજણા.

**પાટીર**, ન૦ [સં] ચંદનવૃક્ષ અને તેનું લાકડું; સુખડ. (૨) ખેતર.

**પાટુ**, સ્ત્રી૦ પગની હડફટ; પગથી આઘાત કરવો તે; લાત. દુઝણાં ઢોરની પાટુ. ઘોડા ગધેડાની હડફટ લાત કહેવાય છે ગડદાપાટુ=હાથ અને પગે કરીને માર મારવો તે. કહે૦ દાઝયાપર ડામ ને પડતા પર પાટુ=પડેલા ઉપર પ્રહાર કરવો તે; દુ:ખીને દુઃખ દેવું તે. દુઝણી ભેંસની પાટુ સૈ ખાય=લાભને અંગે સૌ કોઈ થોડું ઘણું દુઃખ વેઠી લે; લાભ હોય ત્યારે દુઃખ કે તિરસ્કારને કોઇ લેખામાં ગણે-નહિં.

**પાટુડી**, સ્ત્રી૦ નાનું મટકું; માટીનું હાંલ્લું. (૨) ઘી ચોપડ રાખવાનું અથવા દહિં જમાવવાનું માટીનું વાસણ.

**પાટુડું**, ન૦ પાટુડી.

**પાટો**, પું૦ પહોળાઈ કરતાં લંબાઇમાં વધારે હોય એવો લોઢાનો, ચામડાનો કે લુગડાનો ચોસરવટો; ચપટો લાંબો કકડો. (૨) લુગડાની ચિંદરડી; ઘા વગેરે ઉપર બાંધવાનું સાંકડું લાંબું લુગડું:-આંખનો પાટો. (૩) પાતળો સાંકડો લાંબો લોઢાનો પરો:-રેલનો પાટો. (૪) લોઢાનો ગોળ વિંટલો. ગાડીના પૈડાનો પાટો. (૫) ગમવું-ગોઠવું તે; રાશ; અનુકૂળતા:-પતિ પત્નીને પાટો ગોઠતો નથી. ક્રિ૦ પ્ર૦ પાટો ગોઠવો=અનુકૂળ પડવું; રાશ આવવી; એક બીજાને એકબીજા સાથે સહેવું-વર્તવું ગમવું તે; સારી રીતે મળતાવડે નીભવું-ચાલવું તે.

**પાટોઠી**, સ્ત્રી૦ પાટુડી. (૨) છાણમાં ચણાનો લોટ ઉકાળીને કરેલાં ઢોકળાં.

**પાટોપાટ**, અ૦ એક એકની જોડાજોડ સાથે; હારોહાર; પરસ્પર-સળંગ; એક બાજુ તરફનું ઓળાઓળ ચાલુ એમ:-પાટોપાટ સળગવું.

**પાઠ**, પું૦ [સં.] નક્કી કરેલું મોઢે ભણવાનું-તૈયાર કરવાનું તે. (૨) સ્તુતિઓનું વાચન, દેવનું ભજન; દેવદેવીની સ્તુતિનું પારાયણ કરવું તે; વેદ, અને બીજાં પવિત્ર ધાર્મિક પુસ્તક વંચાવવાં તે. (૩) શિક્ષા; બોધ; નસિયત:-એને તમે સારો પાઠ આપ્યો=નસિયત આપી. રૂ૦ પ્ર૦ પાઠે કરવું=મોઢે કરવું. પાઠશક્તિ=કોઇ બાબત પાઠે રાખવાની શક્તિ તે; યાદદાસ્ત.

**પાઠક,** પું૦ [ સં. ] વેદનો પાઠ કરનારો, વેદિયો.

**પાઠપૂજા,** સ્ત્રી૦ દેવસ્તુતિ અને દેવસેવા વગેરે બ્રાહ્મણનું નિત્યકર્મ તે.

**પાઠવવું,** ક્રિ૦ સ૦ મોકલવું; ભેજવું. રવાના કરવું.

**પાઠશાળા,** સ્ત્રી૦ [ સં. ] ભાષા અને શાસ્ત્ર વગેરે ઉચ્ચ વિષયો શીખવવાની નિશાળ; શાળા.

**પાઠાફેર,** વિ૦ સહેજસાજ ફેર હોય એવું; થોડા ફેરવાળું; બરોબર મળતું ન હોય એવું. માલ પાઠાફેર લાગવાથી લીધો નહિ; નમુનાથી-અસલથી સહેજ ફેર હોય એવું.

**પાઠાંતર,** ન૦ અસલ પાઠ-પદથી જુદું પદ તે; રચનામાં ફેરફાર હોવો તે; બળતુંજ પદ તે. બીજું-વાક્ય-પદ કે વાંચન તે.

**પાઠી,** વિ૦ [ સં. ] પાઠ કરનાર; જે વેદાદિકનો પાઠ કરતો હોય તે. ( ૨ ) અભ્યાસીઃ-વેદપાઠી.

**પાઠું,** ન૦ પીઠ ઉપરનું ગડ; માંસપાક. આ જાતનો માંસ પાક ઝટ મટતો નથી અને ઘણીવાર એને લીધે મનુષ્યનું મરણ થાય છે. ( ૨ ) કુવામાંથી માટી અને કચરો કાઢવાની ટોપલી. ( ૩ ) પીલી રસ કાઢી લીધેલી શેલડીનો કુચોઃ-ગોળના તાવડા તળે પાઠા બાળવામાં આવે છે. ( ૪ ) પાતળું લાંબું પાંદડું.

**પાડ,** પું૦ ઉપકાર; આભાર; એહસાન. ક્રિ૦ પ્ર૦ પાડ માનવો=આભાર માનવો. પાડ ચઢાવવો=ઉપકૃત કરવુંઃ-ઘડો ચઢાવો તો તમારો પાડ.

**પાડપડોસ,** પુ૦ પાસે પાસે જે વાસ-વસ્તી હોય તે; પાસે પાસેના ઘરનાં જે રહેવાસીઓ તે; આસપાસનો વાસ તે.

**પાડવું,** ક્રિ૦ સ૦ [ સં. पत् ] પડે તેમ કરવું; ભોંય નાખવું, નીચે આવે એમ કરવું; ગેરવવું; ખરાવવુંઃ-કેરી અને બોર પાડવાં; પાન પાડવાં. (૨) હરાવવું; પરાજિત કરવું; મારી નાંખવું.-તેણે શત્રુને પાડયો. (૩) આકાર ચિહ્ન, સ્વરૂપ આ લેખવું; કોતરવું; લખવુંઃ-છબિ પાડવી. આ કાગળમાં તમે બે અક્ષર પાડો. ક્રિ૦ પ્ર૦ વાટ પાડવી=લુંટ ચલાવવી; ધાડ પાડવી; લુંટી લેવું. રસ્તો પાડવો=માર્ગ કરવો; અમુક રીતે વર્તવાનું બીજાઓને બતાવવું-શીખવવું તે. શિરસ્તો પાડવો=અમુક રીતે થાય-થયા કરે એમ કરી આપવું; ટેવ પાડવી. ખાતર પાડવું=ભિંત કોચીને ચોરી કરવી. કામ પાડવું=કામને લીધે અનુભવ થવો; પ્રસંગમાં આવવુંઃ-એની સાથે કામ પાડી જુઓ પછી વાત.

**પાડસી,** સ્ત્રી૦ ફટાકી; પતરાજ.

**પાડાખાર,** પુ૦ પાડાઓ વચ્ચે જેવો અંટસ -વેર હોય છે તેવું આકરૂં વેર તે, પાકો અંટસ. એક બીજાને જોતાજ વેરનો ભડકો સળગી ઉઠે એવો જે કારી અંટસ તે. કોઇ વાતે અને કોઇ પણ રીતે જરાએ બને નહિ એવો વેરભાવ

**પાડાપાડોસ,** જુ૦ પાડાપડોસ.

**પાડાપાડોસી,** જુ૦ પાડપડોસી; નજીક નજીકનાં રહેવાસીઓ તે.

**પાડી,** સ્ત્રી૦ ભેંશનું માદા બચ્ચું; નાની ભેંશ. કહે૦ લાડી પાડીનાં નિવડે વખાણ=વહુ અને પાડી જ્યારે મોટાં થાય અને સારાં નીકળે ત્યારે ખરૂં. જાગતાની પાડી ને ઉંઘતાનો પાડો=સાવધાન હોય તે લાભ મેળવી જાય અને અસાવધાન-આળસુને ગેરલાભ થાય.

**પાડીલું,** વિ૦ પાડ-ઉપકાર ઘણો, ગેમ સમજે

ગોનું; ગુપ્ત; ગુજ્ઝ સમજે એવું. (૨) ઉપકારમાં હોય એવું.

**પાડું**, ન૦ ભેંશનું બચ્ચું.

**પાડુવા**, સ્ત્રિ૦ નગારા; ક્રમજોર; અશક્ત. (૨) દુષ્ટ; નઠારા.

**પાડો**, પું૦ ભેંશનો નર; મહિષ. (૨) મહોલ્લો; પોળ.:—પોળપાડો. (૩) ઘડિયો; ઘડો; કોઠો; પાક.:—તેરાનો પાડો. પાડો આવડતો હોય તો બોલ. (૪) રૂઢિ; રીત. રૂ૦ પ્ર૦ પાડા મુંડવા=નવરા—નકામા બેસી રહેવું ને ટાયલાં કરવાં

**પાડોવાડિયું**, વિ૦ પાસેનું; નજીકનું.

**પાડોશ**, જુ૦ પડોસ.

**પાડોશણ**, સ્ત્રી૦ પાસેના ઘરમાં રહેનારી સ્ત્રી; પડોસમાં રહેનારો બૈરી તે.

**પાડોશી**, પું૦ પડોસમાં રહેનાર તે. ઉ૦ આડોસીપાડોશી રે, અણે મહેણાં મારે.

**પાણ**, સ્ત્રી૦ ચતુર્થાંશ; ચોથિયું; ચોથો ભાગ. (૨) ચોથો ભાગ દેખાડનારી 'કાના' જેવી ઉભી લીટી.:—લાખની પાણ. આણ પાણના હિસાબ. (૨) ખેતરને પાણી પાવું તે; પાન; પાણીનું સિંચન.:—બે ત્રણ પાણે હવે ડાંગેર તૈયાર થઇ જશે. (૩) પહાણ; પથરો.

**પાણકો**, પું૦ પાણી પાનારો.

**પાણકોરૂં**, ન૦ જેને ઝટ પાણી લાગે નહિ એવું કપડું; પાણી પડે અને ખરી જાય એવું કપડું. (૨) ગજિયાની જાતનું કપડું.

**પાણતી**, પું૦ ખેતરમાં પાણી પાનારો; પાણેતી.

**પાણિ**, પું૦ [સં.] હાથ; કર.:—ચક્રપાણિ.

**પાણિગ્રહણ**, ન૦ [સં.] લગ્ન; પરણવું તે; હાથ ઝાલવો તે.

**પાણિનિ**, પું૦ એક મુનિ. આ મુનિ મોટા વૈયાકરણી હતા. તેમણે સંસ્કૃત ભાષાનું સંપૂર્ણ વ્યાકરણ બનાવેલું છે, તે અષ્ટાધ્યાયી—પાણિનિ સૂત્ર કહેવાય છે.

**પાણિયારી**, સ્ત્રી૦ પાણી ભરનારી સ્ત્રી; પનીહારી. (૨) નાનું પાણિયારૂં; ચોકડી ઉપર એક બે ખામણાંવાળી પાણીની માટલી વગેરે મૂકવાની ગોઠવણ તે; પાણીવાસણ મૂકવાનો નાનો પથર.

**પાણિયારૂં** ન૦ પાણી અથવા પાણી ભરેલાં બેડાં માટલાં વગેરે રાખવાની ઘરમાંની ખાસ ઓરડી અથવા ચોકડી વગેરે સાથે બાંધેલી ઉભોબંધ જગા; પાણી રાખવાની જગા તે પાણિયારૂં. કહે૦ પાણિયારાનો મુનસફ=ઘરકૂકડો માણસ; ઘરમાં બેસીને ફડાકા મારનારો, બહાર જેનાથી કંઇ બોલાતું હોય નહિ એવો.

**પાણિયું**, વિ૦ પાણીવાળું.:—પાણિયું નાળિયેર. (૨) પાણી વાળનારૂં (ખેતર—ક્યારામાં.)

**પાણી**, ન૦ [સં. पानीय.] પીવાના ઉપયોગમાં આવતો જીવનના આધાર રૂપ સ્વાદ અને રંગરહિત એક પ્રવાહી પદાર્થ; ઉદક; જળ; સલિલ; પાંચ તત્ત્વોમાંનું અતિ અગત્યનું એક તત્ત્વ. (૨) લાવણ્ય; લખલખાટ; તેજ; નૂર.:—મોતી—હીરાનું પાણી. (૩) શૌર્ય; જુસ્સો; તેજી; દમ.:—પાણીદાર. (૪) ટેક; વટ; સાખ. (૫) આબરૂ; યશ; માન. (૬) બળ; જોર; શક્તિ. (૭) સોના રૂપાનો રસ; ઢોળ. (૮) ધાર—વાઢ. (૯) વીર્ય; ધાતુ. (૧૦) રૂપ; સ્વરૂપ. રૂ૦ પ્ર૦ પાણી ઉતરવું=ટાઢું પડવું. જુસ્સો જતો રહેવો; તેજ કમી થવું; સાખ—આબરૂ જતી રહેવી. મહેનત પડવી. શ્રમ પહોંચવો. પાણી ઉતરાવવું=મહેનત કરાવવી; આમળ કરાવવો; મુશ્કેલી પાડવી. પાણી કરવું=ઉડાડી દેવું; ગુમાવવું; ફના કરી નાંખવું. પાણી ચઢાવવું=ઉશ્કેરવું; ઉત્તેજિત કરવું. પાણી ચઢવું=ગુસ્સો આવવો; શૂર ચઢવું; ઉશ્કેરાવું. પાણી છાંટવું=ઠંડું પાડવું; શાંત કરવું; લડાઇ—ઝગડાને વધતા અટકાવવો.

પાણી છૂટવું=ખટાશ વગેરે જોવાથી અને ખોરાકની સોડમથી મોંમાં લાલા આવવી; ખાવાની ભાવના થવી; મન થવું; ભાવથી દ્રવવું. પરસેવો વળવો. પાણી જવું–ભરવાજવું; પાણી ભરી લાવવાને માટે જવું. પાણી પાણી કરવું=ઢીલું કરી નાંખવું; નરમ કરવું; ગદ્‌ગદ્ કરી નાખવું. પોતાના મતને મળતું કરી નાંખવું; શાંત પાડી ખુશી કરી દેવું; ચકવવું. પાણીપાણી થઈ જવું=થાકથી નવાઈ જવું; પરસેવો વળી જવો; નરમ થઈ જવું; ઓગળી જવું. પાય તેટલું પાણી પીવું=બીજો માણસ કરાવે તેમ કરવું, બીજો કહે તેમ બોલવું કરવું, વગેરે તે. પાણી પાવા જવું=મરી જવું; પાછળ જવું. પાણી પાવું=લોઢાના હથિયારની ધાર કડક થવા માટે તેને ઉનું કરી પાણીમાં બોળવું; તીક્ષ્ણતા આણવી. પાણી ફરવું=રદ જવું; બરબાદ થવું. પાણી ફેરવવું=ધૂળધાણી કરી નાંખવું; બગાડી નાખવું. પાણી ભરવું=બીજાની સરખામણીમાં કંઈ વિસાતમાં નહિ હોવું; ઝખ મારવી; નહિ ચાલવું, ગણતરીમાં નહિ ગણાવું. પાણી ભરાવવું=બીજા કરતાં સારાં હોવું; બીજાને તુચ્છ જેવો ગણાવવો. મોટા કહેવાવું; ઉતારી પાડવું. પાણી મરવું=પડતું કે આવતું પાણી વહી નહિ જતાં એકાદ ઠેકાણે પચવું; અંદર ઉતરવું તે:–ઝીણો વરસાદ આવે ત્યારે જમીનમાં પાણી મરે. ચુનાનું પાણી ભિંતમાં મરે છે મળી જવું; લોભ મોહાદિકથી પક્ષપાત થવો; પ્રેમ લાગવો; ફાવી જવાવું; લાંચ રૂશવત પહોંચવી; લાગવગ લાગવી. પાણી મૂકવું=પ્રતિજ્ઞા લેવી; નિયમ કરવો; પણ લેવું, તજી દેવું; અમુક રીતે નહિ કરવું એવું પણ લેવું; છોડી દેવું. પાણી લાગવું=હવા પાણીની તંદુરસ્તી ઉપર ખરાબ અસર થવી; પાણી વિકાર થવો. પાણી બદલવું=સ્થલાંતર કરવું. પાણીને મૂલે જવું=સસ્તામાં વેચાઇ જવું; જૂજ કિમ્મતે વેચાવું. પાણીથી પાતળા કરી નાખવું=ફજેત ઉતારી પાડવું; શરમિંદું કરી નાંખવું; હલકું પાડવું; માન ભંગ કરવું. પાણી લેવું=આબરૂ લેવી; સાખ તોડવી; માનભ્રષ્ટ કરવું. પાણીથી પણ પાતળા થવું=બહુ કંજુસાઇ કરવી બહુ નરમ થઇ–વિવેકથી વર્તવું. શરમાઇ જવું. પાણીમાં બોળવું=રદ કરવું; નકામ કરવું. પાણીમાં મુઠીઓ ભરાવવી=ભરમમાં રમાડવું; ખાલી મહેનત આપવી; આશામાં રમાડવું. પાણીમાં ઉતારવું=જોખમમાં નાંખવું; એહસાન પહોંચાડવું. પાણી આવવું=પૂર આવવું; જોસ ચઢવો. લોહીનું પાણી કરવું=બહુ મહેનત લેવી; ખૂબ સમજાવું; માથાકૂટ કરવી; જાત તોડીને મહેનત કરવી પાણી ખોવું=સાખ–આબરૂ ખોવી. પાણી પાવું=સેવા ચાકરી કરવી; બરદાસ લેવી; સારવાર કરવી.:–ડોસા સમજો; આમ કરશો તો ઘરડપણમાં કોઇ પાણી પાશે નહિ. પાણી વલોવવું=ખાલી –નિરર્થક મહેનત કરવી. પાણીછલું કરવું=ફેતારી પાડવું, રડાવવું; શરમિંદું કરી નાખવું. માથે પાણી ઘાલવું=મોટા ને લાંબા મંદવાડમાંથી ઉઠવું. સુવાવડમાંથી ઉઠવું પાદડે પાણી પાવું=હેરાન કરવું; પોતાની ઇચ્છા પ્રમાણે બીજાને બળાત્કારે ચલાવવું; જુલમ કરવો. ૨૦ પ્ર૦ પાણીનો પરપોટો=ક્ષણભંગુર વસ્તુ; જેને જોતામાં થાય ને નાશ પામે એવું. ઉ૦ પાણીના પરપોટા શા, દેહની મમતા કશી ? પાણી=દેશ–સ્થાન શક્તિ–બળ બંધારણને સ્વભાવનું વલણ વગેરે તે –કાઠિયાવાડનું પાણી એનામાં નથી.

**પાણીદાર**, વિ૦ પાણીવાળું; તેજદાર. (૨) આકરૂં; કડક.

**પાણીપત્રક**, ન૦ તલાટીનું તે દફતર કે જેમાં ખેતર, તેમાંનાં ઝાડ, અને પાક વગેરેની નોંધ લેવાય છે.

**પાણીપંથુ**, વિ૦ પાણીના રેલાની પેઠે માર્ગ કરે-કાપે એવું; ઉતાવળે ચાલનારૂં. પાણી પંથો=પાણીની માફક ચાલનારો ઘોડો.

**પાણીપોચું**, વિ૦ પાણીથી પચપચું; જેમાં પાણીનો અંશ રહેલો હોય એવું; પાણીથી ગદગદું તે.

**પાણીફેર**, પું૦ પ્રાણીબદલો; સ્થલાંતર કરવું તે; એક જાતનાં હવા પાણીમાંથી બીજી જાતનાં હવાપાણીવાળા ભાગમાં જઇ રહેવું તે. (આરોગ્ય સુધારવા)-અમે તો અહિં બે મહીના પાણીફેર માટે આવેલા છીએ.

**પાણીભરો**, પું૦ પાણી ભરવાનું કામ કરનારો; જળધરિયો.

**પાણો**, પું૦ પથર; પાષાણ. (૨) ઠોઠ વિદ્યાર્થી.

**પાત**, પું૦ ( સં. પત્ ) પડવું તે; પતન:-અશ્રુપાત.

**પાતક**, ન૦ ( સં. ) પાપ; દોષ; અનુતાપ; અન્યાય.

**પાતકી**, વિ૦ [સં.] પાપી; દોષી; અન્યાયી.

**પાતર**, સ્ત્રી૦ વેશ્યા; છિનાળ; અનીતિએ ચાલનારી ખરાબ સ્ત્રી. (૨) ખાટલામાં ચાર ચાર શેરની પાંતી તે.

**પાતરવડિયાં**, ન૦ અળવીનાં પાન અને તેનાં ભજિયાં તે.

**પાતરાં**, ન૦ અળવીના પાનનાં ભજિયાં.

**પાતરી**, સ્ત્રી૦ પાંદડાનો ઝુકો તે. પાતળા નાની ચપટી કકડીઓ:-કઠોળમાં પાતરી બહુ રહે છે. (૨) પતરી, કપોટી; પાતળી છાલ-પડ તે. (૩) લીલા પાન-કેળપાનથી બાંધેલું પડીકું તે.:-ફૂલપાતરી.

**પાતરૂં**, ન૦ પાન; પાંદડું; દલ.

**પાતળ**, સ્ત્રી૦ પાતળું અને ઝીણું સ્ત્રીઓને પહેરવાનું કપડું-ઢબળીમાં. ગવન, સાલ્લો. ( ૨ ) વિ૦ પાતળું; નહિ જાડું તે.:-પાતળપેટી.

**પાતળપેટી**, સ્ત્રી૦ પાતળા પેટવાળી; તનહરી; મરોડદરી; પાતળા નાજુક પેટવાળી સ્ત્રી.

**પાતળિયો**, પું૦ સ્થૂલ નહિ પણ સમભાગ ખાલેલા બાંધે ઉંચો ને રૂપાળો પુરૂષ.

**પાતળું**, [ સં. પ્રતનુ ] દળ-જાડાઇ ન હોય એવું; અસ્થૂલ; નહિઘટ્ટ-ભરેલું એવું; ઝીણું; સૂક્ષ્મ; જાડાથી ઉલટું; સુકાઇ ગયેલું, કૃશ; બારીક; પાંખું; આછું.

**પાતાળ**, ન૦ [સં] પૃથ્વીની તળેનો કલ્પિત પ્રદેશ; નીચલો પ્રદેશ; અધો લોક; નાગ લોક. પુરાણની રીતે આકાશ, પૃથ્વી ને પાતાળ એ ત્રણ લોક કહેવાય છે. (૨) ઉંડો ખાડો-કુવો તે. પાતાળ પાણી=પૃથ્વીના બહુ ઉંડા ભાગમાં રહેલું પાણી તે. ક્રિ૦ પ્ર૦ પાતાળ ફોડવું=પૃથ્વીની અંદરનું ખૂબ ઉંડુ તળ ફોડીને પાણી કાઢવું તે. મહા મુશ્કેલ કામ કરવું તે. પાતાળનાં પુતળાં હલાવવાં=બહુ મુશ્કેલ કામ પણ ધીરજથી કોઇ જાણે નહિ એમ પાર પાડવું; ગૂઢ હૃદયનું પણ મુશ્કેલમાં મુશ્કેલ અને ન મનાય એવું કામ પણ બજાવે એવા માણસને માટે આમ કહેવાય છે. ઉંડા ને કાળેલ મનનું; છુપો ને ન સમજાય એવાં કાવતરાં કરી જાણનારૂં. રૂ૦ પ્ર૦ પાતાળમાં પગ હોવા=દેખાવ કરતાં અંદરથી બહુ બાહોશ ને ઉંડું-કપટી હોવું તે. મહા કુશાંડી અને ન સમજાય એવી ઉંડી ખટપટ કરી જાણે એવું તે. પાતાળમાંથી વાત લાવવી=ગમે ત્યાંથી ગમે તેવી પણ

છુપી બાતમી મેળવવી તે; બાતમી મેળવવામાં અત્યંત બાહોશી બતાવવી તે.
પાતાળમાં પેસી જવું=ઊંડુ ઉતરી જવું; બહુ ઉંડાણમાં જતા રહેવું. ખૂબ શરમ લાગવી; નાસું જોઈ જવું; બહુજ ખેદ અને શરમ ભરેલુ લાગવ ઓટે પડી જવું. જાહેરમાંથી નીકળી જઇ અધારે પડીજવું.

**પાતાળજંત્રી**, પદે ગેલી છુટી; છુપી બાત મીઓ મેળવવામાં બહુજ બાહોશ એવું.

**પાતાળદેઠડી**, સ્ત્રી૦ બહુ ખટપટી અને ઉંડા હૃદયની સ્ત્રી.

**પાતિક**, ન૦ પાપ; પાતક (૨) દોષ.

**પાતિવ્રત્ય**, ન૦ [સં] પતિ સેવાનું વ્રત તે. પતિ એજ સર્વસ્વ માની તેનીજ સેવા અને તેનામાંજ અનુરાગ રાખવા રૂપી જે સ્ત્રીધર્મ તે; પતિવ્રતાનું વ્રત તે.

**પાતી**, સ્ત્રી૦ કાગળ.

**પાતુ'**, ન૦ પાંદડુ.

**પાતેલી**, સ્ત્રી૦ તપેલી.

**પાતેલું**, ન૦ તપેલું.

**પાત્ર**, ન૦ [સં.] વાસણ; ઠામ; ભાંડ. (૨) તળિયાની જમીન; તળું; તળિયું; તળ (૩) નાટકમાં વેષ ભજવનાર વ્યક્તિ; વેષ લેનાર જન. (૪) વિ૦ લાયક; યોગ્ય :— શિક્ષાને પાત્ર–શિક્ષાપાત્ર.

**પાત્રતા**, સ્ત્રી૦ [સં.] યોગ્યતા, લાયકાત; લાયકી.

**પાત્રી**, સ્ત્રી૦ લીલા પાંદડામાં બાંધેલી ફૂલની પડીકી.

**પાથરણ**, ન૦ પાથરવાનું લુગડું; પાથરણું; જાજમ.

**પાથરણું**, ન૦ જાજમ; પાથરવાનું જે તે, પથરણું

**પાથરવું**, ક્રિ૦ સ૦ [સં. પ્રસ્તૃ] ફેલાવીને પહોળું કરીને નાંખવુ; બિછાવવુ; વિરતારી–પ્રસારીને જમીનપર નાંખવું; વેરવું; ફેલાવવું; પહોળું કરવું

**પાથરો**, પું૦ વાઢેલી ફસલ; કાપણી કરીને આડો નાખેલો પાક.

**પાથેય**, ન૦ [સં] ભાતું; સીધુ; રસ્તામાં ખાવા માટે સાથે રાખેલો ખોરાક.

**પાદ**, ન૦ [સં] પગ; ચરણ. (૨) ચોથિયુ; અનુર્ધાંશ. (૩) કવિતાની એક કડી; ચરણ. પાદપૂજ=પગ ધોવા ને ચંદન લગાડવું તે. પાદગ્રહણ=નમીને પગે લાગવું તે; અભિવંદન.

**પાદપ**, ન૦ [સં] ઝાડ; વૃક્ષ.

**પાદપીઠ**, ન૦ [ સં. ] ઉંચા આસન ઉપર બેઠેલાને પગ મૂકવાની સુંદર માચી તે; પગ મૂકવાની ત્રિપાઈ–ચોકી–બેસણી તે; ઉ૦ સામન્ત શીર્ષાંકિત પાદપીઠ; સૌરાષ્ટ્રને શોભન આભિનારે; પ્રમાણુ કીધા શિરને નમાવી, મેતાવની તેપણ ના મનાતી. પદ્માસન.

**પાદપૂર્તિ**, સ્ત્રી૦ [સં.] અધૂરતુ પદ પુરી આપવું તે. કવિની આ એક મોટી આવડ ગણાય છે કોઇવાર પહેલા ત્રણ પદ બનાવી ચોથા પદની પૂર્તિ માગવામાં આવે છે, અને કોઇવાર એક પદ બનાવી બીજાં ત્રણની પૂર્તિ માગવામાં આવે છે

**પાદર**, ન૦ [સં. પદ્ર] ગામની બહાર આવેલી ખુલ્લી જમીન, ગામની નજીકનો ખુલ્લો પ્રદેશ; ભાગોળ અને સેઢાણુ વચ્ચેનો વિસ્તાર તે. પ્રયોગ:—ગામને પાદરે આવીને ડેરા નાંખ્યા. (૨) ગામની આસપાસ ગૌચારાની ખુલ્લી જમીન હોય તે.

**પાદવું**, ક્રિ૦ અ૦ અધોવાયુ કાઢવો, વા છોડવો.

**પાદશાહ**, પુ૦ [ફા.] મોટા મુસલમાન રાજા તે; મહારાજા–દિલ્હીનો પાદશાહ.

**પાદશાહજાદી**, સ્ત્રી૦, પાદશાહની પુત્રી–કુંવરી.

**પાદશાહજાદો,** પું૦ પાદશાહનો પુત્ર-કુંવર તે

**પાદશાહી,** સ્ત્રી૦ પાદશાહોનો રાજ્ય અમલ તે; પાદશાહનું રાજ્ય તે; પાદશાહની સત્તા તે. (૨) પાદશાહનું પાદશાહ ગણેલી:-પાદશાહી મહોરસિક્કો.

**પાદળ,** ન૦ પેદલ; પાયદળ.

**પાદુકા,** સ્ત્રી૦ [સં.] પગે પહેરવાના લાકડાના ખડા; પાવડીઓ. (૨) પગલાં; મોટા આચાર્યોનાં પગલાંની તખતીઓ તે.

**પાદોદક,** ન૦ [સં.] પગ ધોયાનું પાણી; ચરણોદક.

**પાદ્ય.** ન૦ [સં.] પગ ધોવાનું પાણી:-અર્ઘ્ય પાદ્ય.

**પાદ્રી,** પુ૦ [પ્રો. પાદ્રી] પાદરી, ખ્રિસ્તી ધર્મનો ઉપદેશક; ખ્રિસ્તી ધર્મગુરુ.

**પાધર,** વિ૦ જેની ઉપર ઝાડઝૂંડ કે ઘરબાર ન હોય એવું; ખુલ્લું સપાટ; ઉજડ; ખાડો ટેકરો ઝાડ કે બાંધકામ જેવું કંઇ જ્યાં આડે અફળાવાનું હોય નહિ એવું સપાટ; વસ્તી અને વનસ્પતિ રહિત મેદાન. ઉ૦ -કુંવર કરજો ઝુપડાં ને પાધર વહેશે પૂર -ભડળી. મેદાનમેદાન.:-એનું પાધર થાઓ

**પાધરૂં,** વિ૦ વાંકુંચુંકું નહિ એવું, સીધું; નહિ આડું એવું; પાંસરૂં. (૨) કુડ કપટ રહિત; સરળ, સાધે રસ્તે-ન્યાયને માર્ગે ચાલ્યું જાય એવું. (૩) બારોબાર; કહિં અટક્યા વગર; એક છેડેથી બીજે છેડે સળંગ.-મેલ પાધરી કલકત્તે જાય છે. (૪) તરત; એકદમ; તાબડતોબ.-પાધરો જ એ બોલી ઉઠ્યો. (૫) સંમુખ; સામું; દેરીષ્ટ. ઉ૦ આવ્યો જા પાધરી વારે. નાકની દાંડીએ પાધરો ચાલ્યો જા. (૬) કોઇની મારફત વગર; બારોબાર, વચમાં કોઇને રાખ્યા વગર:-હું પાધરો સાહેબ પાસે જઇનેજ ઉભો રહ્યો. રૂ૦ પ્ર૦ પાધરૂં દોર=દોરીષ્ટ=સીધું સપાટ; નીતિએ-વ્યવહાર ને રૂઢિએ ચાલે એવું; આડુંઅવળું કુમાર્ગે જાય કે તોફાન મસ્તી કરે નહિ એવું:-એ છોકરો તમે મને સોંપો હું એને પાધરો દોર કરી આપીશ; અર્થાત્ એની બદફેલી ને રોંગાઇ મસ્તાઇ બધુ કાઢી નાખીશ.

**પાન,** ન૦ [સં.] પીવું તે:-મધુપાન. (૨) પીણું; પીવાની વસ્તુ. (૩) પીવાનું પાત્ર -પ્યાલ્યું. (૪) પાંદડું; પત્ર. (પં) પૃષ્ઠ. (૬) નાગરવેલનું પાંદડું:-પાનપટી. (૭) સ્ત્રીઓના ચોટલામાં પાનના જેવી વાળને આમ તેમ હોળીને આકૃતિમાં પાડવામાં આવે છે તે; વાળ હોળના પાડેલા સેંથાની સાથે પાન જેવો આકાર તે. ક્રિ૦ પ્ર૦ પાન કરવું=પીવું. પાન ચાવવું=મુખવાસ કરવો રંગારંગ આરામ કરવું. પાન આપવું=સત્કાર કરવો; મળવા આવેલા તરફ વિવેક બતાવવો. કહે૦ જે મોઢે પાન ચાવ્યા તે મોઢે કોયલા ચાવવા= રંગમા ભંગ કરવો; સારું-મંગળ કામ કર્યા પછી બુરૂ-અશુભ બોલવું-કરવું તે; વચને પળવું-ફરવું નહિ તે.

**પાનખર,** વિ૦ જેમાં ઝાડના પાંદડાં ખરીપડે છે તે. -પાનખર ઋતુ-વસંત. માઘ ફાગણમાં ઝાડનાં જુના પાંદડા ખરી જાય ચૈત્રમા નવા આવે છે. એ કાળ પાનખર મોસમનો કહેવાય છે. ઉ૦ પિંપર પાન ખરંતા હસતી કુંપળિયાં; મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડિયાં. ભાવા.

**પાનચાળવણી,** સ્ત્રી૦ ઉંધુંચતું-ઉલટું રમતાં આવડવું તે; પ્રપંચના ખેલ ખેલી જાણવા રૂપી આવડ-ચતુરાઇ તે; દાવ-ચતુરાઈ. (૨) તર્ક પહોંચે નહિ એમ ધ્યાન રાખી વસ્તુને આઘી પાછી કરવી તથા ફેરવવી વગેરે તે; વ્યવસ્થા કરવાનું ચાતુર્ય પાનને ફેરવતા રહે નહિ તો સડી જાય છે તે

ઉપરથી. ઉ૦ પાન સડે ઘોડો અડે વિદ્યા અવિચળ જાય, તવે રોટી જલ જતી, કહો ચેલા કયમ થાય? ઉત્તર ફેરવ્યા વગર. ભાષા—આ બધી વસ્તુ ચાળવણી વગર બગડે છે.

**પાઠન,** સ્ત્રી૦ જુવાર–બાજરી વગેરેના છોડનું લાંબું પાંદડું તે. એના છોડના સાંઠાના ગાંઠામાંથી લાંબા પાન બન્ને બાજુ ફૂટે છે. પાનોઠ. ઉ૦ સીધે લિલે શેલડિયે સુસાંડે, ગાંઠે ફૂટી પાનઠની કલડિ, જુવારનાં ખેતરથી જુવંતી, સીમા જુઓ કાનવની હસંતી.. કા. પી.

**પાનડી,** સ્ત્રી૦ પાંદડી; પાનની–પાંદડાની નાની નાની કકડીઓ તે; ચીટી. (૨) સ્ત્રીઓને કાને પહેરવાનું પાંદડાં પાંદડાં જેવું ઘરેણું. (૩) નાનાં કુમળાં પાંદડાં તે.

**પાનડું** ન૦ પાંદડું; પાનું; પત્ર

**પાનદાન,** ન૦ [ फा दास्तन ] મુખવાસ માટે નાગરવેલનાં પાન રાખવાનો ડાબડો અથવા પેટી તે; પાનદાનિયું; પાનપેટી.

**પાનદાનિયું,** ન૦ પાનદાન.

**પાનદાની,** સ્ત્રી૦ પાનદાન.

**પાનપરો,** પું૦ પાનનો બાંધેલો જુડો; જથો તે.

**પાનફુલિયું,** વિ૦ ફૂલફટાકિયું; લાડકોડમાં ઉછેરેલું; સુકુમાર; નાજુક તબિયતનું. (૨) જેણે દુઃખ–દુનો વા કેમ વહાય છે તે જોયું કે અનુભવ્યું હોય નહિ એવું. સમજમાં પણ બહુ ઉંડું નહિ એવું; કાચું પેલું.

**પાનબાજરિયું,** ન૦ નદીના ખાડામાં થતી એક જળ વનસ્પતિ; એના સાંઠાની વચ્ચે બાજરિયા જેવું ડુંડું થાય છે. ઘા બાજરિયું.

**પાનબીડી,** સ્ત્રી૦ નાગરવેલના પાનને કાથો ચુનો લગાડીને બનાવેલી નાની બીડી તે; પાનપટી.

**પાનસોપારી,** સ્ત્રી૦ પાનની પટી, એલચી ને સોપારી વગેરે સત્કાર કરી આપવાં તે; મુખવાસ; તાંબૂલ:–પરોણાઓને પાનસોપારી આપો.

**પાનાં,** ન૦ રમવાનાં આંક માંડેલાં પતાકડાં તે; ગંજીફો. (૨) પુષ્પ. (૩) વરખ; સોનેરી રૂપેરી તાવ તે. બારસાખે પાનાં લગાડવામાં આવે છે.

**પાનિયું,** ન૦ પાનું; પત્ર. (૨) પાન મૂકવાની દાબડી.

**પાની,** સ્ત્રી૦ પ્હાની; પહાની; ઘુંટીની તળેનો પાછલો માંસલ અવયવ તે; પેની. ઉ૦ તારી નાજુક પગની પાટલિયે ને પાનીએ પ્યારીરે.

**પાનું,** ન૦ પત્ર; પતું; પતાકડું; પતરૂં; કપોટી જેવું પડ. (૨) પાન; પાંદડું; દલ. (૩) પૃષ્ઠ; ચોપડીમાં બાંધેલા કાગળનું જે અડકેકું પતું–પડ તે. (૪) સોના રૂપાનાં પાતળાં વાળા જેવાં પત્તા–પડ તે; વરખ (૫) લેખંડની ધારદાર ચીપ; ખરા લોઢાનું અણી ને ધારવાળું ચપટું ફળું તે:–તરવારનું પાનું. (૬) લીલા રંગનું નંગ; લીલું રત્ન. (૭) જીવન સંબંધ; એક બીજાની સાથે બંધાતું–ચોપડીના પાનાં માફક તે; અવતાર–જન્મારો એક સાથે જોડાવો તે; આ જન્મ સંબંધ. ઉ૦ કર્મે દાસતરે ધાતા તારે લખવું હતું, રાજકુમારિ ત્યારે શાને પાનું પાડિયું. કા. પી. ક્રિ૦ પ્ર૦ પાનું પડવું=જન્મ લગીનું જોડાણ થવું; સંબંધ બંધાવો. પાનું શોધવું=મામતા લહેણાની પતાવટનો હિસાબ શોધી કાઢવો. અર્થાત્ આ જન્મમાંથી પતાવટ થવાનું પાનું કાઢવું–મરણ મોકલવું; મૃત્યુ આવવું.

**પાનેતર,** ન૦ પરણતી કન્યાને પહેરવાનું તેના મોસાળ તરફનું ધોળું રેશમી વસ્ત્ર; કન્યાવસ્ત્ર.

**પાનો**, પું૦ [સં. પ્રસ્નુ] પ્રેમ ને શોર્યનો ઉભરો; રસાવેશ; બાળકને જોઇ માતાના સ્તનમાં દૂધ ભરાઈ આવવું તે. (૨) પોરસ. (૩) જુસ્સો; પાણી; શૌર્ય.:-પર્વને પણ પાનો ચઢે એવું ભાષણ કર્યું.

**પાનોઠ**, સ્ત્રી૦ પાનઠ.

**પાન્ય**, સ્ત્રી૦ પાણીમાં-રહેબચામાં થતી એક વનસ્પતિ વેલ.:-પાન્યના વેલા. (૨) જેમ વળ આવતો જાય તેમ ભિંડીનાં ફેલાં મૂકયા કરવાં તે; વાણ; પાટી, દોરી વગેરે આંબળીને તૈયાર કરતાં છીટાં-ફેલાં એક પછી એક અનુસંધાને મૂકવામાં આવે છે તે. (૩) ફેલું; પલીતો:-તું પાન્ય મૂકજે એટલે ભડાક જાગશે.

**પાપ**, ન૦ [સં.] દુષ્કૃત; નઠારૂં કામ તે; દુરિત; કિલ્બિષ; કલ્મષ; અધર્મનું કામ. (૨) દોષ; ગુનો; અપરાધ; અનર્થ (૩) હત્યા; હિંસા; પ્રાણીને મારવું તે. રૂ૦ પ્ર૦ પાપનો ઘડો ફૂટેજ ફૂટે= નઠારાં કામ ઘણાં થાય એટલે તેનું નઠારૂં ફળ આવેજ આવે. પાપમતિ=નઠારાં કર્મ કરવાની બુદ્ધિ. વ્યભિચાર વૃત્તિ. પાપના પોટલા=દુષ્કર્મનો સંચય.

**પાપગ્રહ**, પું૦ (સં.) જ્યોતિષ પ્રમાણે શનિ, રાહુ, અને મંગળ વગેરે દેખીતા પાપગ્રહ ગણાય છે અને તે દુર્બુદ્ધિ ઉપજાવી હાનિ કરે છે, અશુભકારી ગ્રહ તે. નઠારો-હીણું કરે એવો ગ્રહ તે.

**પાપઘ્ન**, વિ૦ [સં.] પાપને હણનારૂં; પાપનો નાશ કરનારૂં તે.

**પાપડ**, પું૦ (સં. પર્પટ) મગ, મઠ, અડદ અને ચણા વગેરેના લોટમાં મીઠું, હિંગ વગેરે નાંખી વણીને સુકવેલી પાતળી રોટલી, જે શેકી અથવા તળીને ખવાય છે. સૌથી સારા પાપડ અડદના થાય છે. લગ્નાદિક અવસરો ઉપર ગુજરાતમાં સ્ત્રીઓ ઘેર અવશ્ય પાપડ વણાવે છે. વડીઓ પાપડ એ અવસરના મંગળાચરણ જેવાં ગણાય છે. રૂ૦ પ્ર૦ પાપડ પાડું=બહુ પોચું; નરમ સ્વભાવનું; બીકણ.

**પાપડખાર**, પું૦ પાપડની બનાવટમાં વપરાતો ખારો; સંચોરો; સોડા.

**પાપડિયોખારો**, પું૦ સંચોરો.

**પાપડી**, સ્ત્રી૦ વાલની કુમળી ચપટી શિંગ. એનું શાક થાય છે. (૨) પર્પટી; શેકીને ચકતાં પાડેલાં હોય એવો પદાર્થ:-ગોળ પાપડી=સુખડી. પાપડી જેવું=સુકાઇ-દુબળું થઇ ગયેલું હોય એવું.

**પાપણી**, સ્ત્રી૦ પાપી સ્ત્રી.

**પાપા**, અ૦ ધીરે ધીરે પગલાં માંડવાં તે; નાના બાળકનું ચાલવું.:-ભાઇ પાપા કરો. (૨) તાતા; રોટલો.

**પાપિણી**, સ્ત્રી૦ પાપી સ્ત્રી.

**પાપિયું**, વિ૦ પાપી; પાપ કરનારૂં; હત્યારૂં.

**પાપિષ્ઠ**, વિ૦ [સં.] પાપી; અધર્મી.

**પાપી**, વિ૦ પાપ કરનાર; દુરાચારી; નઠારૂં કામ કરનાર. (૨) અપરાધી, ગુનેગાર. અધર્મી; કહે૦ પાપીનો આવરદા ખૂટે નહિ=નઠારો-દુષ્ટ માણસ બહુ જીવાય.

**પામણહાર**, વિ૦ પામનાર.

**પામર**, વિ૦ [સં.] નીર્ધન; અશક્ત (૨) કંગાલ; રાંક. (૩) મૂર્ખ; અજ્ઞાન.

**પામરતા**, સ્ત્રી૦ પામરપણું. (૨) અજ્ઞાન-નહિ જાણવા-સમજવાપણું તે.

**પામરી**, સ્ત્રી૦ પામીરની બનાવટનું રેશમી અથવા ઉનના નાજુક વણાટનું તથા સુંદર ભરેલી કોરનું અને ખભે નાંખવાનું-ઓઢવાનું કપડું; નાજુક વણાટની ઉંચી કસબી શાલ. ઉ૦ ચારે છેડે તે ચાર ફુમતાં, વચમાં જડિયા છે મોર-રાય છબિલીરે પામરી.

**પામવું**, ક્રિ૦ સ૦ પ્રાપ્ત કરવું; મેળવવું. (૨)

ખમવું; સહેવું. (૩) તાબે થવું; શરણે જવું. (૪) જાણવું; સમજવું. ક્રિ૦ પ્ર૦ પામી જવું=જાણી-સમજી જવું.:-તમારો શું ઇરાદો છે તે હું ક્યારનોએ પામી ગયો છું.

**પાય,** પું૦ પગ; ચરણ. ક્રિ૦ પ્ર૦ પાયે લાગવું=પગે લાગવું; નમવું; પાયે પડવું=પગે લાગવું. (૨) માફ માગવી; ક્ષમા ચહાવી.

**પાયકિસ્ત,** વિ૦ ઉજડ; વેરાન; ખેદાનમેદાન.

**પાયખાનું,** ન૦ [સં.] સંડાસ; જાજરૂ; કાંટિયો.

**પાયગા,** સ્રી૦ [ફા] ઘોડેસ્વાર લશ્કરની એક નાની ટુકડી; ઘોડેસ્વાર પલટણનો એક ભાગ. (૨) લશ્કરી ઘોડાઓનો તબેલો.

**પાયજામો,** પું૦ બે પગે ચઢાવવાનું સિવેલું કમ્મર લગીનું કપડું; સુરવાળ; સુંથણો; ચોરણો.

**પાયતખ્ત,** ન૦ [ફા] જે શહેરમાં રાજા રહેતો હોય અને જ્યાં રાજગાદી હોય તે સ્થાન. (૨) રાજપાટ; સિંહાસન; રાજગાદી.

**પાયદળ,** ન૦ પગે ચાલનારું લશ્કર; પેદલ; ઘોડેસ્વાર નહિ તે-પ્યાદલ.

**પાયમાલ,** વિ૦ ખરાબખસ્ત થઈ ગયેલું; નાશ પામેલું; તારાજ. (૨) બેહાલ; જેની પાસે કંઈજ રહેલું હોય નહિ એવું; નાદાર; ગરીબ.

**પાયમાલી,** સ્રી૦ ખરાબી; દુર્દશા. (૨) વિનાશ; બેહાલી.

**પાયરી,** સ્રી૦ ઉપર ઉપર ચઢતો ક્રમ તે; શ્રેણિ. (૨) સીડી; નિસરણી; પગથિયાંની પરંપરા તે. (૩) પગથિયું; પગ મૂકવાનું તે. (૪) પદવી; ઓધ્ધો. (૫) દરજ્જો; ગૌરવ; પ્રતિષ્ઠા. ક્રિ૦ પ્ર૦ પાયરી ચઢયો=અધિકારના ક્રમમાં આગળ વધ્યો. (૬) પંક્તિ; હાર; ઓળ. (૭) કેરીની એક જાત. પાયરીના ફળને ડુંટો હોય છે.

**પાયલ,** પું૦ ઘુઘરા.

**પાયલી,** સ્રી૦ ચાર આની; ચાર આનાની કિમ્મતનો ચાંદીનો ચલણી સિક્કો; પાવલું. (૨) પાલી; અન્ન ઇત્યાદિકનું ભરત કાઢવાનું ચાર શેર માય એવું માપ.

**પાયલું,** ન૦ પાવલું; ચાર આનાનો ચલણી સિક્કો.

**પાયસ,** દૂધની એક બનાવટ.

**પાયમાન્ન,** ન૦ [સં] દૂધપાક; ખીર.

**પાયુ,** પું૦ [સં] ગુદા; મળદ્વાર; ગાંડ. (૨) અપાન.

**પાયો,** પું૦ ખાટલાનો-ખુરસીનો-ત્રિપાઈનો પગ-ટેકો તે. (૨) ધોવાનું જાડું ટુંકું લાકડું; ધોયકણું (૩) ભિંતના તળનું ચણતર; તળેનું-મૂળ બાંધકામ કે જેની ઉપર દિવાલનો અને મકાનનો ભાર-વજન રહે છે. (૪) નીચેની બાજુ; મૂળ; ચપટ બેસીને રહેતી હોય તે બાજુ. (૫) આધાર-આશ્રય. (૬) ઘી ગોળને સાથે કકડાવવું તે.:-સુખડીનો પાયો સારો કર્યો હોય તે પછી કંઈ હરકત નહિ. (૭) જેની ઉપર કોઈ વસ્તુ ઉભી રહે અથવા ટેકાવાય તે રૂ૦ પ્ર૦ ઓછો પાયો=અચોકસ મન ઓછી સમજ; ઘેલછા. દોઢપાયો=હાધારેશું; અણસમજી. ત્રણપાયાનું=કમઅક્કલ. ક્રિ૦ પ્ર૦ પાયા પાડવા=ધોવા માટે કપડાને ભીનું કરીને ધીબવું; ધોકણે ધોબવું; ધોવું. પાયો ટેરવવો=ઉત્તેજન આપવું; મદદ કરવી. ખાટનો ભરવામાં વધારે નહિ પણ દોરીવાણને અંદર લેવાને પાયો ઉપાડવા જેટલી મદદ-ટેકો આપવો તે. પાયો રોપવો=પગ ઘાલવો. પાયો નાંખવો=દઢ થઇ રહેવું. મૂળ ઘાલવાં. ખીલો-આધાર:-બેંશ કુદે તે પાયા વરાણીએ=પાયો મજબુત હોવાથી કુદવાનું ફાવે. પાકે પાયે કામ કરવું=

મક્કમ=ચૂકે કે ભાગી પડે નહિ એમ કામ કરવું. જ્યોતિષ પ્રમાણે પનોતીઓની બેસણી લોઢાને તાંબાને કે સોનાને પાયે હોય છે અને તે તે પ્રમાણે તેનાં ફળ અનુમાનવામાં આવે છે.

**પાર**, પુ૦ છેડો; અંત; આરો.:-આ કામનો ક્યારે પાર આવશે? (૨) હદ; સીમા. (૩) કાંઠો; તીર; કિનારો.'-આ પાર, કે પેલે પાર. (૪) એક છેડાથી બીજા છેડા લગી જવું તે; બન્ને સીમાઓની વચ્ચે થઈને જવું તે.:-પાર નીકળી જવું પાર પડવું. (૫) મનોભાવ; મર્મ; ભેદ:-(૬) ઉમ્બરો; આગણું; આશ્રય.:-માને પારે જઈ આવ્યો. ઉ૦ શિવ પારે એમ શોભા થાય, કુંવરી પૂજા કરવા જાય સામળ. ઉ કર્મસંવાદ. (૭) કરસણ કાપીને સુકાવા માટે નાને નાને જથ્થે નાંખવું તે:-જુવાર કાપીને પાર નાંખ્યો. (૮) સ્ત્રી૦ લાખેલું માટલું; બરણી (૯) અ૦ તમામ; ખલાસ:—જમાદારને સાધ્યો એટલે જાણું કે બેડો પાર. ક્રિ૦ પ્ર૦ પાર ઉતરવું=બે સીમા-હદની વચમાં થઈને જતા રહેવું-તરી જવું; કોઈ એક બાબત એક છેડાથી બીજા છેડા લગી સારી રીતે કરી નાંખવી તે:-આ સંસારની પાર ઉતર્યો પાર ઉતારવું=તરાવી લઈ જવું; કોઈપણ કામ-મામતમાંથી-પારગ કરવું:-સંસાર પાર ઉતાર્યો અર્થાત્ સંસારમાંથી મુક્ત કર્યો પાર પમાડવું=પલેપાર પહોંચાડવું; પુરૂં કરાવવું. પાર કરવું=પુરૂં કરવું; ખલાસ કરવું. ખાઈને સમાપ્ત કરી નાંખવું. પાર પાડવું=પુરૂં કરવું; સંપૂર્ણ કરાવવું. પાર આવવો=નિકાલ આવી જવો; પુરૂં થવું. પાર પામવો=સમજવું; મનોભાવ-મર્મ સમજવો'-પરમેશ્વરના કામનો કોણ પાર પામ્યું છે? પાર જવું=ઉતરવું; એક કિનારેથી બીજે કિનારે નીકળી જવું. પાર લાવવો=પુરૂં કરવું; મુક્તિ આપવી; દુઃખમાંથી છૂટવું-મરણ આવવું.:-હવે ઈશ્વર આ જિંદગીનો પાર લાવે તો સારૂં.

**પારકું**, વિ૦ [ સં. पारक्य] પરકીય; પરાયું; પોતાનું નહિ તે; બીજાનું. કહે૦ પારકી આશ સદાય નિરાશ. પારકે પૈસે દિવાળી. પારકાં છોકરાંને જતી કરવાં. પારકે ભાણે મોટો લાડવો. પારકે પુત્રે સપુત્રા. પારકે રોટલે જાડી કોર. પારકી ભૂલ પહેલી દેખાય. પારકી હવેલી જોઈ પોતાની ઝુંપડી ન બળાય. પારકા પેટપર પાટુ. પારકી ચેહમાં કોણ બળી મરે. પારકી પીડા કોણ વહોરે. પારકી મા કાન વિંધે. પારકી માના મળવા. પારકી લેખણ પારકી શાહ, મતું કરે મારા માવજીભાઈ. પારકે પાટલે બેસવું ને વળી ખુંખારા કરવા. પારકાં પોતાનાં ન થાય? પારકું ખાવું ને મકરકુદીઓ કરવી. રૂ૦ પ્ર૦ પારકો દેશ=પરદેશ; પરરાજ્ય.

**પારખ**, સ્ત્રી૦ પરીક્ષા; કદર; બુજ; સારૂં નરતું પારખવાની શક્તિ તે. (૨) વિ૦ પરીક્ષક; પરીક્ષા કરનાર.

**પારખવું**, ક્રિ૦ સં૦ [ સં. परि+ईक्ष ] સારા નરતાની પરીક્ષા કરવી તે; ગુણ અવગુણ. ખોડખાંપણ અને શુદ્ધાશુદ્ધતા કેવી ને કેટલા પ્રમાણમાં છે તે સમજવું-શોધી કાઢવું તે. (૨) ઓળખવું, પિછાનવું; સમજવું; બુજ જાણવી; કદર કરવી.

**પારખું**, ન૦ પરીક્ષા; સારૂ નરતું સમજવાની શક્તિ તે; કદર; બુજ; પરીક્ષા; કિમ્મત. (૨) વિ૦ પરીક્ષક.'-હીરાપારખું. ક્રિ૦ પ્ર૦ પારખું જોવું=પરીક્ષા કરવી; ખાતરી કરી જોવી; અનુભવ લેવો; તપાસ રાખવી; કસી જોવું. પારખું દેખાડવું=સામાને ખાતરી થાય

એમ પોતાની શક્તિ બતાવી ખાતરી કરી આપવી.

**પારણુ,** જુ૦ પારણું.

**પારણાં,** ન૦ [ સં. पारणं ] વ્રત અથવા ઉપવાસને અંતે પહેલું વહેલું ભોજન તે; ઉપવાસ કર્યા પછી પહેલ વહેલું ખાવું તે :-અગિયારસનાં પારણાં. (૨) પાલણું.

**પારણિયું,** ન૦ પાલણું; કઠેડાવાળો નાના બાળકનો ઝુલો.

**પારણું,** ન૦ પાલણું; નાના બાળકને સુવાડીને ઝુલાવવાની એક બનાવટ; દોલ-કઠેડાવાળી માંચીનું ધોડિયું. રૂ૦ પ્ર૦ પારણાં બંધાવાં=છોકરાં થવાની આશા રહી ન હોય તે પછી છોકરાં થવા-વાઝિયાપણુનો અંત આવવો; વંશ ચાલવો; સંતાન થવાં. મોટી વયે પણ એને ત્યાં બાધા આખડીઓ કરતાં કરતાં પારણાં બંધાયાં.

**પારતંત્ર્ય,** ન૦ [સં.] પરતંત્રતા; પરાધીનપણું.

**પારદ,** પું૦ [સં] પારો; રસરાજ.

**પારદર્શક,** વિ૦ આરપાર દેખાય એવું; જેમાંથી સામી બાજુ જણાય એવું; આ કાચ જોઈએ તેવો પારદર્શક નથી.

**પારધ,** પારધી.

**પારધી,** પું૦ [ સં. पापर्धी ] પાપ એકઠાં કરનારો, પ્રાણીઓને મારનારો; શિકારી. ઉ૦ પારધીએ અજગર માર્યો.

**પારમાર્થિક,** વિ૦ [સં.] પરમાર્થ સંબંધી, પરહિતનું; પરમાર્થ યુક્ત.

**પારલૌકિક,** વિ૦ [સં.] પરલોક સંબંધી.

**પારવનું,** વિ૦ અનંત; પુષ્કળ.

**પારવું,** ક્રિ૦ સ૦ નીંદવું; મૂળમાંથી ઉખાડવું; ઉખાડી નાંખવું.

**પારસ,** વિ૦ મોટું. (૨) ઉત્તમ.

**પારસજાંબુ,** ન૦ મોટાં જાંબુ.

**પારસણ,** સ્ત્રી૦ પારસી સ્ત્રી.

**પારસનાથ,** પું૦ [ સં. पार्श्वनाथ ] મોટા જૈન તીર્થંકર.

**પારસપિંપળો,** પું૦ એક જાતનો પિંપળો. (૨) જેની આગળ પાછળ કોઈ હોય નહિ એવો સ્વતંત્ર માણસ.

**પારસબેસવું,** ક્રિ૦ મોટા થઈ-નિરુદ્યમી થઈ બેસી રહેવું તે; પાટ ચઢી બેસવું. એમ કહેવાય છે કે ચોમાસું બેસતાંજ નર બગલાના પગ ઝલાઈ જવાથી તે માળામાં બેસી રહે છે અને માદા-બગલી તેને ચણ લાવી આપે છે. બગલી તેના માથામાં ચાંચથી ટકોર મારી ખાવાનું આપતી હોવાથી લોકમાં 'બાળ બગલા સુખ' એવી કહેતી ચાલે છે. બીજી બાજુ એમ કહેવાય છે કે બગલી ઇંડાં મૂકે છે અને બગલો તે સેવવા બેસે છે.

**પારસમણિ,** પું૦ મોટો મણિ; ઉત્તમ રત્ન. (૨) એક એવો મણિ કે જેના સ્પર્શથી લોઢું સોનું થઈ જાય છે. અયસ્કાન્ત.

**પારસાત,** અ૦ [ સં. पार्श्वात ] થી; થકી. પાસેથી. ખતપત્તરમાં લખાય છે.

**પારસાલ,** ન૦ ગત વરસ; પોર.

**પારસી,** પું૦ [ સં. पारसीक ] જરથોસ્તી ધર્મના અસલ ઇરાનના રહેવાસીઓ તે. સાતમા સૈકામાં ઇરાન છોડી પોતાનો પવિત્ર અગ્નિ લઈ હિંદ આવતા રહેલા ઇરાની આર્યો; એમની વસ્તી ગુજરાતમાં ખાસ કરીને સુરતજિલ્લામાં બહુ છે.

**પારસોઆવવું,** ક્રિ૦ ઢોરે સવાણે આવવું.

**પારાસોમૂકવો,** ક્રિ૦ પાનો મૂકવો; ઢોરે આંચળમાં દૂધ આવવા દેવું.

**પારસોવું,** ક્રિ૦ [ સં. प्र + स्रु ] પાનો મૂકવો; આંચળમાં દૂધનો પ્રવાહ વહેવા દેવો; પ્રફુલ્લ થવું; દૂધે ભરાવું:-ખાણની ઉતાવળે કંઈ ભેંસ પારસોવે ?

**પારંગત,** વિ૦ [સં.] એક છેડેથી બીજા છેડા

લગી જતું રહેલું; સંપૂર્ણ આદીનગાર; પુરેપુરૂં જાણકાર. (૨) હોંશિયાર; કુશલ; કાબેલ; પારગયેલું.

**પારપર્ય**, વિ૦ કુલાનુસાર; પરંપરાથી ચાલુ રહેલું હોય એવું તે.

**પારપાર**, અ૦ આ પારથી પલે પાર; આરપાર; સંપૂર્ણ, પુરેપુરૂં.

**પારા**, પુ૦ દાંતનાં મૂળ આગળના માંસના લોચા તે; જેમાં દાંત દટાયેલા છે તે પેઢાનું માંસ:-પારાની હવાથી દાંતના પારા સુજીને ઢીલા થઇ જાય છે. (૨) એક જાતનું ઘરેણું.

**પારાપાર**, અ૦ આ પારથી પેલે પાર.

**પારાયણ**, ન૦ [સં.] વેદ, પુરાણ અથવા ધર્મ ગ્રંથનું અથેતિ વાચન કરવું તે:-વેદ પારાયણ. પુરાણ પારાયણ. હાલ શ્રીમદ્ ભાગવતનો પાઠજ પારાયણ કહેવાય છે.

**પારાયણિક**, વિ૦ પારાયણ સંબંધી.

**પારાવત**, ન૦ [સં.] કબુતર; પારેવો.

**પારાવાર**, વિ૦ પુષ્કળ. (૨) ના. [સં.] સમુદ્ર; દરિયો.

**પારિજાત**, જુ૦ પારિજાતક.

**પારિજાતક**, ન૦ [સં.] સ્વર્ગનું એક પુષ્પઝાડ; હારશૃંગાર; હારસંગો. સુરતરૂ; દેવવૃક્ષ. પૌરાણિક રીતે એમ કહેવાય છે કે, દેવો અને દાનવોએ દરિયો વલોવીને જે ચૌદ રત્ન કાઢયાં તેમાંનું એક આ પણ હતું. આનાં ફૂલ પીળાં ને દાંડી લાલ રંગની હોય છે. એનો કેસરિયો રંગ પણ થાય છે.

**પારિતોષિક**, ન૦ [સં.] સંતોષ આપે એવી બક્ષીસ તે; ઇનામ.

**પારિપત્ય**, ન૦ [સં] હાર. (૨) શિક્ષા.

**પારિપાર્શ્વિક**, પુ૦ [સં.] સૂત્રધારને સહાય કરનારો નટ.

**પારિભાષિક**, વિ૦ [સં.] અર્થ બોધક (પદ); સાંકેતિક નાનું વાક્ય અથવા શબ્દ તે. વ્યાકરણ; રસાયન વગેરે શાસ્ત્રોના ગ્રંથોમાં અમુક અર્થ બતાવવાને બનાવેલા જે ખાસ સાંકેતિક શબ્દો, અને તેને લાગતું; પરિભાષા સંબંધી.

**પારી**, સ્ત્રી૦ પૂર; રેલ. (૨) પત્થર તોડવાની નરાજ.

**પારૂષ્ય**, ન૦ [સં.] કઠોરતા; કઠણાશ.

**પારેખ**, પું૦ પરીક્ષા કરનારો, ખોટા ખરા સિક્કા તપાસનારો શરાફ તે.

**પારેઠ**, વિ૦ બાખડી; ઘણો વખત થયાં વિયાયેલી હોય એવી (ભેંશ વગેરે)

**પારેવલો**, જુ૦ પારેવો.

**પારેવું**, ન૦ પારેવો.

**પારેવો**, પું૦ (સં. पारावत) કબુતર. ઉ૦ પારેવો કેણેરે ઉડાડીઓરે.

**પારો**, પુ૦ [સં. पारद] ચળકતી પ્રવાહી જેવી એક ભારે ધાતુ; પારદ; રસરાજ. (૨) નાનો ગોળો, ગોળી; છરો. બંદુકનો. (૩) દાંત જેમાં દટાયેલા છે અને દાંતના સાંધાની વચ્ચે જે માંસ આવેલું છે તે; દરેક પારો કહેવાય છે. કહે૦ કાચો પારો ને બ્રહ્મજ્ઞાન વગેરે.

**પારોઠ**, વિ૦ અવાવર-હવામાં ખુલ્લું પડી રહેવાથી કઠણ થઇ ગયેલું; બરડ. (૨) બોદાઇ-પોચું પડી ગયેલું.

**પારોપાર**, અ૦ એક છેડાથી બીજા છેડા લગી-આરપાર. (૨) કાંઠાકાંઠ.

**પાર્ચમેંટ**, ન૦ [અં.] ચામડા જેવો ચીવટ કાગળ; ચર્મપત્ર, કમાવેલા નાજુક પાતળા ચામડા ઉપર આગળ લખાણ લખવામાં આવતા તે પત્ર. બ્રિટિશ મ્યુઝિયમમાં ચર્મપત્ર-પાર્ચમેન્ટ ઉપર લખાયેલાં લખાણોના નમુના છે.

**પાર્થિવ**, વિ૦ [સં.] પૃથ્વી સંબંધી, પૃથ્વીનું; માટીનું. (૨) માટીનાં શિવલિંગ બનાવી

તેની પૂજા કરવી તે. (૨) ના૦ રાજા, ભૂપાળ (૩) જડ.

**પાર્લામેંટ**, સ્ત્રી૦ [અં.] ઇંગ્લાંડની રાજસભા. રાજ ચલાવવા માટે લોકોએ ચુંટી કાઢેલા પ્રતિનિધિઓની સભા

**પાર્વણ**, વિ૦ [ સં. ] પર્વ ઉપરનું; અમાવાસ્યા વગેરે પર્વનું:-પાર્વણશ્રાદ્ધ.

**પાર્વતી**, સ્ત્રી૦ [ સં ] શંકરના પત્ની; પર્વતના રાજા હિમાલયની પુત્રી; દુર્ગા દેવી; ઉમા.

**પાર્શ્વ**, ન૦ [ સં. ] પાસું, બાજુ; પક્ષ; પડખું.

**પાર્શ્વનાથ**, પું૦ (સં.) જૈનોના આદિ તીર્થંકર

**પાર્ષદ**, પું૦ [સં] પોળિયો; હજુરિયો. (૨) અંગત સેવક.

**પાલ**, સ્ત્રી૦ જમીન અને ખોડાઓમા થતી લીલ જેવી વનસ્પતિ અને તેના કહોવાણની પાણી ઉપર બાઝતી છારી; ભીની ભેજવાળી અને લીલોતરીની લીલથી ઢંકાઇ રહેલાં પાણી અને જમીનવાળો જે પ્રદેશ તે, અને ત્યાંનું પાણી વગેરે પાલનાં પાણી એટલે ગદ્ગદ્ થઈ રહેલી લીલના કહોવાણથી બગડેલા પાણી તે, એ પાણી તંદુરસ્તીને બગાડી નાખે છે. (૨) પાલખ; છાજલી; આડીટટ્ટી, કનાત-અંતરપટ:-પાલ તણાવી. ( ૩ ) વિ૦ પાળનાર:-ભૂપાલ; નૃપાલ.

**પાલક**, વિ૦ પાલન કરનાર; પાળનાર. (૨) એક જાતની ભાજી.

**પાલખ**, સ્ત્રી૦ ભિંત જેમ ઉંચી થતી જાય તેમ તેમ તેની ઉપરનું ચણતર ઉંચું ને ઉંચું લેવાને તેની બન્ને બાજુએ કડિયા અને મજુરોને બેસીને કામ કરવાને બાંધવામાં આવતી છાજલી, પાલ તે.

**પાલખડી**, સ્ત્રી૦ પાલખી કવિતામાં વપરાય છે.

**પાલખી**, સ્ત્રી૦ એક બે માણસ બેસે અને માણસો ઉચકીને ચાલે એવું વાહન; સુધારેલા-ડોળી અથવા માંચી જેવું વાહન; સુખપાલ; પાલ; મેના, મિયાનો; ડોલ.

**પાલટ**, વિ૦ પલટેલું હોય એવું; ફેરવેલું, ઉલટું -ઉલટપાલટ જુબાની. ઉલટ પાલટ તપાસ.

**પાલટવું**, ક્રિ૦ સ૦ ફેરવવું; પાસું બદલવું; ઉલટાવવું; ઉથલાવવું ફેરવીદેવું ઉલટું સુલટું કરીનાંખવું.

**પાલટો**, પુ૦ સામો ઉપયો; બદલો; પ્રત્યાઘાત; ગોથ: બોલતાં ચુ બોલ્યો ને પછી પાલટો માર્યો.

**પાલન**, ન૦ પાળવું તે.-પાલનપોષણ

**પાલનપોષણ**, ન૦ પાળવું ને પોષવું તે, નિભાવન; ઉછેરવું તે; બરદાસ.

**પાલનહાર**, પું૦ પાળનારો. (૨) પરમેશ્વર.

**પાલવ**, પુ૦ (સં. પલ્લવ) પહેરવા ઓઢવાના અને માથે બાંધવાના લુગડાનો છેડો તે, બરેલો, કસબી છેડો તે, ફાંટ; કપડાની સુશેભિત બે બાજુઓ તે, પલ્લો. (૨) આશ્રય; શરણ.

**પાલવડો**, પું૦ પાલવ; છેડો; ફાંટ. ઉ૦ પાલવડો મેલોને મોહનલાલજી

**પાલવવું**, ક્રિ૦ સ૦ પાલનપોષણ કરવું; જેમ તેમ કરીને પાળવું, ઉછેરવું; સંભાળવું. ( ૨ ) પરવડવું, અનુકૂળ આવવું; પોષાવું; વિચારવું, બોલવું

**પાલિયુ**, વિ૦ પાલનું, પાલ-ભેજવાળી-ભીની ને ગદગદી રહેતી જમીન અને તેની ઉપરની લીલ જેવી ખરાબ વનસ્પતિ ઉપરનું -પાલિયુ પાણી.

**પાલિશ**, વિ૦ [ અં. ] ખૂબ ચળકતું કરેલું એવું તે, ઝળકી ચઢાવેલું-પોલિશ

**પાલી**, સ્ત્રી૦ અનાજાદિકનું ભરીને માપ કરવાનું ચાર શેર માપ એવું પાત્ર, પવાલી. સોળ

પાલીનો ફેરો. પાલી ચોખા. (૨) બાવળના ઝીણા પાન અને શિંગો વગેરેનો ભુકો તે; બાવળની પાલી. (૩) પવાલી; પ્યાલો (૪) હાર; ઓળ.

**પાલું**, ન૦ લિંપેલી ટાટાની ભિંત તે. (૨) પવાલું પ્યાલો.

**પાલો**, પુ૦ તાજાં પાંદડાંવાળા કુપળિયા વગેરે તે; ઝાડના પાનાં વગેરે તે. (૨) વનસ્પતિ; જેને પાંદડા થાય છે એવી વનસ્પતિ તે. લીલું ઘાસ પાંદડાં વગેરે ઢોરને ખાવા-ચરવાનું તે.

**પાલોરિયું**, ન૦ કાંટાવાળો પલ્લવ ડાળી તે; પાન કાંટા ને ફૂલ વગેરેવાળુ ઝરડું:-દેવની સેવા કરનાર શુ ખાય પાલોરિયાં.

**પાલોવવું**, ક્રિ૦ પલ્લવવાળું થવું; નવાં પાન આવવા; ફાલવુ; ઝાડ વનસ્પતિ વગેરે વરસાદને લીધે સારાં ફાલી ફૂલી રહેવા તે. પ્રફુલ્લ થવું.

**પાંવ**, પું૦ પગ, ચરણ (૨) પાશેર. (૩) ચોથો ભાગ; ચતુર્થાંશ (૪) વિ૦ પા ભાગનું.

**પાવક**, પું૦ (સં) અગ્નિ; દેવતા. (૨) વિ૦ પાવન કરનાર. ઉ૦ નિત્યે પાવક પરજળે મૃત સજીવન થાય, તેથી મહેલ ઉચેરડો એ એધાણી રાય.

**પાવઠડું**, ન૦ પગ મૂકવાનું ઠેકાણું; પગથિયું. ઉ૦ મે તો પહેલે પાવઠડે પગ મૂકયો, મને છુટી સમાણા નીર. (૨) પાવડુ; પાવડો; પેગડુ. ઉ૦ પાવઠડે પગ દેઇ ચઢોરે, જિયાવર.

**પાવડિયું**, ન૦ લાંબા હાથાનો લાકડાનો પાવડો કે જેવડે ખાળ-મોરીનો કચરો વગેરે ભેગો કઢાય છે. છાણ મુતર ઉસરડવાના કામ માટે કોદિયા ન બેલાઓમાં રખાય છે.

**પાવડી**, સ્ત્રી૦ પાદુકા; પાવડા; ખડા; લાકડાના જોડા; જેની ઉપર પગ મૂકીને ચલાય તે. જેથી અદ્ધર મુસાફરી થાય એવી એક આકાશયાનની રચના:-પવનપાવડી.

**પાવડું**, ન૦ પાવડો; પેંગડુ.

**પાવડો**, પુ૦ માટી અને કચરો વગેરે ઉસરડાય એવુ પહોળા ચપટા પાનાનું ઓજાર. (૨) પગ મૂકવાનુ તે; પેંગડું.

**પાવતી**, સ્ત્રી૦ પહોંચ; રસીદ.

**પાવન**, વિ૦ (સં.) પવિત્ર; શુદ્ધ; પાપરહિત. પતિત પાવન=ભ્રષ્ટ થયેલાને પવિત્ર કરનાર.

**પાવરધું**, વિ૦ જાણીતું; માહીતગાર. (૨) કુશળ; હોશિયાર; સારી આવડવાળું; અનુભવી.

**પાવરો**, પુ૦ તાબરો.

**પાવલાં**, ન૦ પગે પહેરવાના ટપુસિયાં; હલકાં ખાસડા; પાતળી પાવડીઓ.

**પાવલિયો**, પુ૦ પગ; ચરણ.

**પાવલી**, સ્ત્રી૦ પા રૂપિયાનો નાનો ચાંદીનો સિક્કો. ચાર આનાનો સિક્કો.

**પાવલું**, ન૦ ચાર આનાનો સિક્કો.

**પાવલોપા**, અ૦ ચતા સુઇ નાના બાળકને પગ ઉપર બેસાડી પગ ઉંચા નીચા કરી ઝુલાવવું તે; પગપર બાળકને ખેલાવવું તે. ઉ૦ પાવલોપારે પાવલોપા, મામાને ઘેર જમવા જા. વગેરે.

**પાવસ**, ન૦ વરસાદ. (૨) ચોમાસું.

**પાવળિયો**, પુ૦ ડાખલું વગાડનારો.

**પાવું**, ક્રિ૦ સ૦ પીએ તેમ કરવું; પીવરાવવું. (૨) સિંચવું. (૩) ક્રિ૦ અ૦ જડવું; મળવું; પ્રાપ્ત થવું.

**પાવૈ**, પુ૦ સ્ત્રી કે પુરૂષ એકકેમાં નહિ એવું માણસ; હિજડો; નપુસક.

**પાવૈયો**, પુ૦ હિજડો; નપુંસક, ફાતડો.

**પાવો**, પુ૦ વાંસની ભુંગળીનું ફુંકીને વગાડવાનુ વાજું; વાસળી, વેણુ

**પાશ**, પું૦ [સં.] ફાંસો; ફાંદો; અટિ; બાંધ-

વાનું દોરડું. (૨) જાળ; સપડાવવાની ક- રામત; બંધન. (૩) રંગ; અસર; ગુણાશ; સંગ=સોબતની અસર તે; નઠારાના પાશ લાગ્યા વગર રહે નહિ. છાપ.

**પાશલી,** સ્ત્રી૦ નાની પાશ; ટુંકી દોરડી–અ- થવા તેનો પકડનો ગાળો તે.

**પાશંગ,** પું૦ તાજવાનાં બે પલ્લાં સમતોલ રાખવા માટે એક તરફ જે વજન રાખ- વામાં આવે છે તે; ધડો.

**પાશિયું,** ન૦ નાનું દોરડું. (૨) રાંપડી.

**પાશેર,** વિ૦ શેરનો ચોથો ભાગ તે; શેરના ચોથા ભાગ જેટલું.

**પાશેરિયું,** વિ૦ જેમાં પાશેર માતું હોય તેવું માપ; વજન તે.

**પાશેરો,** પું૦ શેરના ચોથા ભાગ જેટલા વ- જનનું કાટલું તે. (૨) જેમાં પાશેર માતું હોય એવું વાસણ.

**પાશો,** પું૦ પાસો; રૂપાનો ઢાળકો.

**પાષાણ,** પું૦ પથ્થર; પહાણ.

**પાષાણભેદ,** પું૦ એક વનસ્પતિ–ઓષધિ.

**પાષાકરવો,** ક્રિ૦ એવી રીતે સેવું કે જેથી કાંકરી નીચે ને પાછળ રહે; કાંકરી ની- કળી જાય એમ સેવું.

**પાસ,** પું૦ [અં. Pass] રજાચીઠી. (૨) સંગ–સોબતની અસર તે. (૩) પસાર થવું તે; ફતેહમંદ નીવડવું તે; પાર નીકળી જવું તે; પસાર. (૪) અ૦ નજીક; પાસે.

**પાસલો,** પું૦ ધાતુ વગેરેનો લંબ ચોરસ ક- કડો તે; પાસો; ચોરસ–ચાર ખુણાવાળો લાંબો કકડો–ગજિયો તે.

**પાસવાન,** પું૦ પાસે રહેનારો–નોકર; હજુ- રિયો. (૨) સોબતી.

**પાસવું,** ક્રિ૦ સ૦ કોમળ કરવું; ખટવવું; રંગ ચુસે એવું કરવું; સોબતની અસર ઉપ જાવવી; અમરવાળું કરવું. હાથીદાંત અને બીજી જન્તુઓને રંગ પાવા–ચગવવા માટે પહેલાં બીજા કોઇ મિશ્રણમાં નાંખી રંગ ધારણ કરવાને યોગ્ય બનાવવાં. કહે૦ પાસ્યાં એટલાં રંગવાં પડશેને ?

**પાસાતાણિયો,** પું૦ સોના રૂપાના પાસલાને ખેંચી ખેંચીને તાર બનાવનારો; તાર- તાણિયો.

**પાસું,** ન૦ પક્ષ; પડખું; બાજુ; કલાંઠ; પડ- ખાની બાજુ તે. ક્રિ૦ પ્ર૦ પાસું વાળીને સુવું=નિચંતે સુવું; નચિંત થઇ રહેવું; કાળજી–ચિંતા નહિ હોવી તે. પાસ સે- વવું=પાસે રહીને ગુણ–અવગુણ ગ્રહણ કરવા; સોબતથી અસર લેવી; સહવાસમાં રહી શિક્ષણ મેળવવું; અનુભવ લેવો. (૨) તરફેણ; કોર. રૂ૦ પ્ર૦ પાસું બદલવું= ફેરવી તોળવું. પાસું ભરડવું=વલણ ફેર- વવું; કોર ભરડવી.

**પાસે,** અ૦ નજીક; સોડે. (૨) હાથમાં; સત્તા- તાબામાં. (૨) આગળ

**પાસો,** પું૦ આંક–નંબર પાડેલો હાથીદાંત વગેરેનો પાસલો. બાજી રમનાર વાપરે છે તે. રમલનો પાસો (૨) ચોખૂણ પાસલો ચોરસ કકડો. (૩) કિસ્મત; ભાગ્ય. (૪) પ્રસંગ; અવસર; પ્રયોગ. ક્રિ૦ પ્ર૦ પાસે રમવું=દ્યુત રમવું; બાજી ખેલવી; સરતથી રમવું. પાસો નાંખવો=ભાગ્ય અજમાવી જોવું; અજમાશ ખાતર કોઇ કાર્ય કરવું; લાભાલાભ કે જયપરાજયની દરકાર નહિ રાખતાં અખતરો કરી જોવો; સાહસ કરવું. સવળો પાસો પડવો=લાભ–જય મેળવો. રૂ૦ પ્ર૦ પોબારનો પાસો=ફતેહનો પ્રસંગ; ચડતીનો દહાડો. પાંશરો પાસો=સુભાગ્ય; સારૂ કિસ્મત હોવું તે. હલરો પાસો=દુ- ર્ભાગ્ય. સવલો ને અવળો પાસો, એમ પણ બોલાય છે. પાસાખેલ=કિસ્મતની બાજી. જુગાર.

**પાસ્તર,** પું૦ પાછોતરો પાક તે; બીજો પાક.

**પાહડી**, સ્ત્રી૦ નાની બકરી.:-પાહડીનું મૂતર.

**પાળ**, સ્ત્રી૦ નીક, નદી કે તળાવ વગેરેનું પાણી આમ તેમ રેલાઇ જાય નહિ તે માટે બાંધેલી જે નાની મોટી તટબંધી તે; આડ; ઈંટ કે માટીએ બાંધેલી-ઉંચી કરેલી કિનાર; વહેણની બાંધેલી બાજુ-ઉંચું ચણતર. (૨) કોર; કોરણ; બાજુ; તરફેણ. (૩) હદ; સીમા; મર્યાદા. (૪) તીર; તટ; ઘાટ; કિનારો. ઉ૦ પાળે ઉભા પડાણ પાતળા. ગુજરી. ક્રિ૦ પ્ર૦ પાળ તોડવી= મર્યાદા તોડવી. પાણી પહેલાં પાળ બાંધવી=ભવિષ્યનો વિચાર કરવો; આગળથી ઉપાય કરવો; ભવિષ્યના ભય સામે ઉપાય લઇ રાખવો.

**પાળક**, વિ૦ પાળનાર.

**પાળણ**, ન૦ પાલન.

**પાળવું**, ક્રિ૦ સ૦ [સં. पाल्] ભરણપોષણ કરવું; ઉછેરવું; મોટું કરવું; નિર્વાહ કરવો. (૨) બરદાસ લેવી; મેવાચાકરી કરવી અને પોષવું:- ગાય-ભેંશ પાળવાં. (૪) પોષવું અને કેળવવું; માયાળુ બનાવવું; હેળવવું:-પંખી, અને જંગલી જનાવર વગેરે પાળવાં. (૪) આશ્રય તળે રાખવું; સંભાળમાં રાખી પોષવું; રક્ષણ કરવું અને કેળવવું (૫) વળગી રહેવું; સુરત રહેવું; નહિ ફેરવવું; મક્કમ રહેવું.:-વચન પાળવું. (૬) અનુવર્તવું; માથે ચઢાવવું; માનવું.:-માબાપની આજ્ઞા પાળવી. બજાવવું:-હુકમ પાળવો.

**પાળિયું**, ન૦ નાની પાળ-આડ તે; માટીનું બાણુ-નાનો ટેકરો; ખુંટ.

**પાળિયો**, પું૦ માટીની મોટી ઉંચી આડ; બાંધ; આંતરો. (૨) નિશાન; સીમા દેખાડનારો ટેકરો-બાણુ-ખૂંટ-ખૂણ. (૩) પરાક્રમ કરીને મરણ પામેલા શૂરવીર અને સતી સ્ત્રીઓની યાદગીરીમા તેમની સમાધ ઉપર ચણાવેલી દેરડી અથવા લેખ સાથે ઉભો ખોડેલો પત્થર તે.:-ઝાલાનો પાળિયો.

**પાળી**, સ્ત્રી૦ છરી; શાક મોળવાનું નાનું કાતું. (૨) મુકરર કરેલો અમુક દિવસ તે; નિયમિતવાર.:-હજામની પાળી. (૩) આવર્તન; વારી; ફેરો.

**પાળું**, વિ૦ પગે ચાલનારૂં; વાહન વગરનું; ચાલીને જનારૂં.:-પગવાળું-પળનાર-હિંડનારૂં.

**પાળો**, પું૦ પગે ચાલનારો-લડવૈયો; પદાતિ; પેંદલ. (૨) જેને વાહન મળેલું ન હોય ને ચાલીને નોકરી બજાવતો હોય તે; સિપાઇ. ઉ૦ પાંચ અગાઉએ પાળો ને દસ ગાઉએ અસવાર, હાં ગોરીમાં ગુણ નહિ કે ક્યાં નાવશો ગમાર. ભાષા.

**પાંઉ**, પું૦ પગ; ચરણ. (૨) જાડો પોચો રોટલો; લોફ; પાઉં.

**પાંક**, પું૦ પોંખ; પુંખ; તાજા હુડા-કણસલાના શેકેલા દાણા; તાજા અન્નની ધાણી.

**પાંકડ**, વિ૦ વાંઝિયું. (૨) અફળ; અફળરૂપ. (૩) ઉજ્જડ; વેરાન; લુખું.

**પાંકવું**, ક્રિ૦ સ૦ પહોંચવું. (૨) ધરવું; લેવું (૩) ઇચ્છવું; ધારવું.

**પાંકયું**, વિ૦ ધારેલું; ઇચ્છેલું.

**પાંખ**, સ્ત્રી૦ [સં. पक्ष] પંખી અને માછલાં વગેરેને હાથની બાજુએ ઉડવા-તરવાનો જે અવયવ હોય છે તે; પક્ષ. (૨) બાજુ; આડફેટાનો ભાગ; મૂળ વસ્તુની બે બાજુઓ તરફનો વિસ્તાર વગેરે તે.:- જર્મન લશ્કરની પાંખ તોડી નાંખી. (૩) ઇમારત, સ્તંભ વગેરેની બાજુઓ સચવાય એવો બહાર પડતો છાપરા વગેરેનો બે તરફ ઝૂલતો ભાગ તે; છાપરાની બહાર નીકળેલી બાજુઓ. (૪) છાયા; ઓથ; સોડ; આશ્રય. (૫) પોખ. ક્રિ૦ પ્ર૦ પાંખમાં ઘાલવું=સોડમાં લેવું; આશ્રય આપવો. પાંખમાં ભરાવું=છાયામાં-આશ્રમમાં

જેઇ રહેવું. પાંખો આવવી=પોતે પોતાનું સંભાળી-ભરીપોષે એવી સ્થિતિએ પહોંચવું; મોટાં થવું; સ્વાશ્રયી થવું. પાંખો ફૂટવી=મોટા થવું; ઉમ્મર લાયક થવું; સ્વાશ્રયે કામ કરવાની શક્તિ પ્રાપ્ત થવી. પાંખ કાપી નાંખવી=ઓથ તોડી નાંખવી; અસહાય-બનાવી દેવું. પાંખો વિંઝવી=મહાલવું; આમતેમ ઘૂમીને જોર બતાવવું; ધમાલ-ધાંધલ મચાવવી; સહાયના જોરમાં રહેવું-ઘૂમવું. પાંખો વિસ્તારવી=ફેલાવું; પહોળા થવું; આગળ-બાજુના ભાગ દબાવવા; વંશવેલો વધવો; પરિવારનો વિસ્તાર ફેલાવો.

**પાંખડી**, સ્ત્રી૦ નાની નાજુક કુમળી ડાળીનો ગુચ્છો; નાજુક પાનવાળી કુમળી ડાળી. (૨) ફૂલની પાંદડી; પુષ્પદલ; પુષ્પદલ. (૩) નવાં પાનનો અંકુર; અંગ્રાંકુર. (૪) પાંગોરું; પાંખ. (૫) વંશની એક શાખા; કુળનો અંકુર. રૂ૦ પ્ર૦ ફૂલ નહિ તો ફૂલની પાંખડી=જે કંઈ ભૂજ મળે તે; શક્તિ અનુસાર ભાવથી-પ્રેમથી ધરાવવું-આપવું તે.

**પાંખડું**, ન૦ પાંદડાના ઝુમખાવાળી ડાળી; નાની શાખા. (૨) એક બાજુનો વિસ્તાર; પાર્શ્વાંકુર. (૩) કુલ-વંશાંકુર; નાની કુટુંબ શાખા. (૪) પાંખ.

**પાંખલડી**, સ્ત્રી૦ પાંખ. (૨) પાંખડી. કવિતામાં વપરાય છે.

**પાંખવું**, ક્રિ૦ સ૦ પોંખવું; અક્ષત-મોતી-ફૂલ વગેરે ઉછાળી વધાવી લેવું; સત્કાર કરવો; વધાવવું.

**પાંખાવું**, ક્રિ૦ અ૦ વધાવું; માન પામવું. (૨) દાણાથી ડુંડનું ભરાઇ જવું; પાંખ પડાય એવું કરસણનું દાણાદાર થવું.

**પાંખાળું**, વિ૦ પાંખવાળું; જેને ઉડવાની પાંખો હોય એવું (પંખા.) ઉ૦ એ પાંખાળો ઓલતો નહિ રૂપાળો રાગ. (૨) ફળાંવાળું; ફાંટાળું; ફાંટાવાળું:-ત્રણ પાંખાળું ત્રિશૂલ.

**પાંખિયું**, ન૦ એક બાજુનો ઘટકાવયવ; પાર્શ્વભાગ; ખંડક-એક વિભાગ:-તાળાનું-ટલ્લાનું પાંખિયું. (૩) શાખા ફાંટો-વિભાગ:-વાઘેલાઓનું એક પાંખિયું મળે તો આખું વંશ-વૃક્ષ તૈયાર કરી શકાય. (૩) જોડકામાંનો એક ભાગ; પાનું; ફળું:-કાતરનું પાંખિયું. (૪) તડ; પક્ષ. (૫) ડાળી; શાખા; અંકુર.

**પાંખું**, વિ૦ વિરલ; આછું; છુટુંછુટું.

**પાંખું**, ન૦ ફાંટો; ફળું; પાનું; થળ; અંકુર. ચાર પાંખાવાળું ચાકુ. (૨.) ફોણું; શિખર.

**પાંગત**, સ્ત્રી૦ પાંગથ; ખાટલા-પથારી-વગેરેમાં જે તરફ પગ રહે છે તે ભાગ; પગ તરફનો ભાગ તે પાંગત. (૨) ખાટલાને ભરેલા વાણને તંગ કરવાને બાંધેલી દોરીઓ તે. ઓસિકાથી ઉલટી બાજુ. કહે૦ ઓસિકે માથું રાખો કે પાંગતે માથું રાખો પણ ગાંઠ વચમાંની વચમાંજ.

**પાંગરણ**, ન૦ [ સં. પ્રાવરણ ] પગ આગળ નાંખવાનું-ઓઢવાનું-ઢાંકવાનું લુગડું તે; પાથરણું. (૨) પંચિયું; ટૂંકું ધોતિયું; પોતડી. ઉ૦ પાણી લાવું એક પલકમાં; ક્ષણ નહિ લાગે વાર; પાંગરણ નાનું પહેરીને, ભુવન બેઠા ભરથાર. શામળ.

**પાંગરવું**, ક્રિ૦ અ૦ પાંખે, પાંદડે અને ડાળીએ કરીને ખીલવું; નવાંકુરે ખીલી રહેવું; નીઘલવું; ઘટાટોપ થવું; પ્રફુલ્લ થવું; ફાલવું. (૨) ડોડાવું; નવાં ફૂલ પાનવાળું થવું; હરખથી અવયવે અવયવે ફૂલી-ફાલી રહેવું; નવજોબન થવું; પોપાવું; ખીલી રહેવું.

**પાંગરું**, ન૦ ઝુલા અને ઝોળાને ધરી રાખનારી ઝૂલની દોરીઓ-સેરો-સાંકળોમાંની

ઓદ તે:-પાલણા-ઘોડિયાનાં પાંગરાં. દોરીઓ આંકળા વગેરે. (૨) તાજુડીને ધરી રાખનારી દોરી-શેર તે:-પલ્લાનાં પાંગરાં નાનાં છે. (૩) જેમાં ગોળા-ઈંટાળા મૂકવામાં આવે છે તે-ગોફણના પલ્લાની બે તરફની સેરો-દોરડીઓ તે. (૪) બહાર પડતો ને ઝૂલતો બાજુઓ તરફનો અગ્ર ભાગ; સુકાન તરફનો વહાણનો છેડો-અ-ગ્ર:-ભાગેલી બોટને સ્ટીમરને પાંગરે બાંધી લીધી. પાંગરાં, પાંગરો.

**પાંગળું**, વિ० [ સં. પંગુ ] પગે ખોડવાળું; ચાલતાં લગડાતું હોય અથવા ચાલી શકતું ન હોય એવું તે; પંગુ; લુલું; લંગડું. (૨) સહાય વગર કંઇ પણ કરી શકે નહિ એવું; અસહાય, હિલચાલ કરવાને અશક્ત. પાંગળા ગાડી=જન્મથી પગે ખોડવાળાને ફરવા ફરવા માટે બનાવેલી નાની ગાડી તે.:-પતિયાં-ચાલવાને અશક્ત માણસો ને ભિખારીઓ જે નાની ગાડી રાખે છે તે. (૨) ડેલણ ગાડી; નાનાં બાળકને ચાલતાં શીખવાની ગાડી તે. (૩) આધાર રહિત; ટેકા વગરનું:-પાંગળો ઇનસાફ. રૂ० પ્ર० દળપાંગળું=બહુ મોટા લશ્કરવાળું; લશ્ક-રના અતિશય-બહુપણાને લીધે જેનાથી ઝટ આગળ વધી શકાય નહિ એવું તે. :-કનોજનો રાજા જયચંદ તેની પાસે બહુ મોટું લશ્કર હોવાથી દળપાંગળો કહે-વાતો. પાંગળા થવું=મદદ વગર કંઇ કરી શકાય નહિ એવા થવું.:-મોટા ઘરનાં બૈરાં ચાકરનફર વગેરે પાંગળાં.

**પાંગું**, ન० ઢોર. (૨) વિ० પાંગળું.

**પાંગોઠું**, ન० હાથ અને પગના ઘટકાવયવ તે; શરીરના મુખ્ય ભાગમાંથી નીકળતા અવ-યવનો પહેલો ભાગ તે; હાથનો ખભાથી કોણી લગીનો ભાગ તે. ( ૨ ) હાલવા ચાલવાના અને કામ કરવાના અવયવોના સાંધા અને મૂળ તે.:-પાંગોઠાં ચાલશે ત્યાં સુધી કામકાજ કરશે. ક્રિ० પ્ર० પાંગોઠાં ભાગવાં=હલાય ચલાય નહિ એવો માર મારવો. (૨) હાલવા ચાલવાની શક્તિ કમ થઇ જવી. ટંગડું; બાંયડું-બાવડું.

**પાંચ**, વિ० [સં પંચ ] ચાર ને એક તે; ૫. (૨) કેટલાક; થોડાક:-પાંચ માણસ બેઠા હોય ત્યાં સંભાળીને રીતસર બોલવું. (૩) મોટું; વજનમાં ભારે એવું:-પાંચ-શેરની ગાગ. પાંચમણનો છોકરો કેડે લ-ઇને કેમ હિંડાય? રૂ० પ્ર० પાંચવર્ષનું= જુવાન, હજી જેના જીવનનાં ઘણાં વરસ બાકી હોય એવું; હયાત અને આશીર્ભર્યું. :-હજુ તો એનો કાકો પાંચવર્ષનો બેઠો છે. પાંચશેરી કૂટવી=નકામી માથાફોડ ક-રવી; ખાલી વાદવિવાદ ચલાવવો; માથા-ઝીક કરવી ક્રિ० પ્ર० પાંચશેરી બાંધવી= કોઇની પંચાતી વહોરી લેવી; પારકી પંચા ગળે ઘાલવી. પાંચે આંગળીએ પૂજવું= સારી સેવા ભક્તિ કરવી; ઇશ્વરનો સારી રીતે પ્રસાદ મેળવવો; ભાવ-શ્રદ્ધાથી પર-મેશ્વરને ભજવા-ભજેલા હોવા' જોઇએ એવા અર્થમાં વપરાય છે.:-પેલે જન્મ પાંચે આંગળીએ ઇશ્વર પૂજેલા કે (જેથી આ જન્મમાં આવાં સારાં સુખ વૈભવ ભોગવે છે. પાંચલોકમાં પૂજાવું=જાહેરમાં માનપાન મળવું. કહે० પાંચનો ગોવાળ ત્યારે પ-ચ્ચીમનોએ ગોવાળ=આટલું તેમ તેટલું-વધારે એવા અર્થમાં. પાંચ વર્ષનો ઘર-ધણી ને સો વરસનો સુતાર=ઘરધણી કહે તે કરવા જેવું ને કારીગર કહે તે નહિ. જેને લાગતું વળગતું હોય તે કહે તે ખરું. પાંચ વસાનું, આદમી અને વીસવસાનું વસ્તર. પાંચ આંગળીઓ કંઇ સરખી હોય છે? પાંચ ત્યાં પરમેશ્વર=પંચ કહે તે ખરું.

**પાંચડો**, પું૦ પાંચનો આકડો તે. ૫.

**પાંચદ્દસ**, અ૦ થોડાક.

**પાંચપટો**, પું૦ રેશમી પટા અને સુતરેલ પોતનો વણાટ-લુગડું. ઉ૦ પાંચ પટાનો ઘાઘરો.

**પાંચભૌતિક**, વિ૦ પાંચ મહાભૂત સંબંધી; પાંચ ભૂતમાંનું-તેને લગતું.

**પાંચમ**, સ્ત્રી૦ [ સં. પંચમી ] પખવાડિયાની પાંચમી તિથિ તે; પંચમી.

**પાંચાળી**, સ્ત્રી૦ દ્રૌપદી; દ્રુપદ રાજાની કુંવરી.

**પાંચું**, ન૦ પાચનો આંક-ઘડિયો તે. ઉ૦ એક પાંચું પાચ, બે પર્યાં દસ.

**પાંચેમ**, જુ૦ પાંચમ.

**પાંચ્છેરી**, સ્ત્રી૦ પાંચશેર વજનનું કાટલું તે; પાંચશેરનો જોખ.

**પાંજણ**, સ્ત્રી૦ સુતરને ખેળ પાવાનો સાંચો. (૨) ટેવ; હેવા.

**પાંજણી**, સ્ત્રી૦ પાંજણ.

**પાંજર**, ન૦ પાધર.

**પાંજરાપોળ**, સ્ત્રી૦ અશક્ત અને ઘરડા ઢોર તથા અપંગ પ્રાણીઓને જ્યા પાળવા ને સાચવવામા આવતાં હોય એવું સ્થાન, અશક્ત-અપગ પ્રાણીઓને રાખી તેમનું પાલનપોષણ અને દવાદારૂ કરવાનું સ્થાન તે (૨) અનાથાશ્રમ. ક્રિ૦ પ્ર૦ પાંજરાપોળમાં મોકલવું=ઘર ખટલામાં પીડારૂપ લાગવાથી દૂર કરવું; બીજાની દયા ઉપર છોડવું.

**પાંજરિયું**, વિ૦ પાંજરીવાળું; જે ગાડાને પાંજરી હોય તે.

**પાંજરી**, સ્ત્રી૦ ગાડાંમાં ભરેલી વસ્તુ વેરાઈ જાય નહિ તે માટે તેના માંચડાની ચારે તરફ રાખવામા આવતી કામડાની જે ઉંચી ટટી તે, ગાડાનું ઘાસનું પાંજરું.

**પાંજરું**, ન૦ [ સં. પંજર ] પખીઓ રાખવાનું નાનું 'જાળીદાર' ઘર; પંજર, પિંજર. (૨) જંગલી જનાવરને ગોંધી રાખવાનું મોટું જાળીદાર ઘર; મોટા સળિયા ભરેલો વાડો, અથવા ગાલ્લી. (૩) કચેરીમાં ગુનેગાર અને સાક્ષીને ઉભા રહેવાનો કઠેડાવાળો આંતરો તે. (૪) ટેકાટેકીવાળો ઉભો રહે એવો માળો; ખોખું, કલેવર.-પાપપાંજરૂં. ઉ૦ ક્ષર શરીર આ પાપ પાંજરૂં, સ્મરૈણ તેહનું શું કરી મરૂં રૂ૦ પ્ર૦ પાંજરાનો પોપટ=જેમ બોલાવે ને જેમ કરાવે તેમ કરે એવો અધીન જન.

**પાંડવ**, પું૦ [ સં. ] પાંડુ રાજાના પાચ પુત્રો તે; મહાભારતના મુખ્ય નાયકો (૨) વિ૦ પાંચ.-પાંડવ લાડુ ગોઠવ્યા.

**પાંડિત્ય**, ન૦ [ સં. ] પંડિતાઈ; પડિતપણું, વિદ્વત્તા.

**પાંડુ**, વિ૦ [ સં. ] ફીકું; તેજરહિત; ઉડી ગયેલા રગનું. (૨) ધોળું. (૩) કમળાવાળું :-પાંડુરોગિયું. પાંડુ રોગ=જેમાં લોહી ફીકુ ને સહેજ પીળું પડી જાય એવો રોગ.

**પાંત**, સ્ત્રી૦ પાગત. (૨) પક્તિ; પંગત.

**પાંતરી**, સ્ત્રી૦ જાર બાજરીની પાનડીનો ભુકો-કરચો તે, મગમઠનાં પાનાંનો ભુકો; પાંદડાંની રજ. (૨) નાના નાજુક પાંદડાં તે (૩) વિ૦ ત્રીસને પાંચ, ૩૫

**પાંતરીસ**, વિ૦ ત્રીસ ને પાંચ, ૩૫.

**પાંતી**, સ્ત્રી૦ ભાગે આવતો હિસ્સો તે, ભાગ, વાંટણીનો વિભાગ. (૨) પક્ષ, બાજુ (૩) રીત, દસ્તુર. ઉ૦ રાજા રાજ્ય કરે જુગ જીતી, ન્યાયની પાતીએ નર નાનારે ગો. ભગત. ( ૪ ) ભાગીદારી; જેમા ઘણા જણના ભાગ હોય એવું કામ-ધંધો વગેરે તે; પતિયાળું.-પાંતીના હિસાબ; પાંતીભાગ, અથ. પાંતીએ વહેંચાઈને ગળતો લાભ તે. ડેવિડંટ-ભાગ તે

**પાંથ**, પું૦ [સં.] પાન્ય; વટેમાર્ગુ; મુસાફર

**પાંથિક**, જુ૦ પાંથ.

**પાંથી**, સ્ત્રી૦ માથાની વચ્ચે બે તરફ વાળ હોળતાં પડતો જે પંથ–મારગ તે; સેંથો; સીમંત. ક્રિ૦ પ્ર૦ પાંથી પુરવી=સૌભાગ્યવતી સ્ત્રીએ પાંથીમાં કંકુ કે સિંદુર ભરવું તે. હિંદુસ્તાન તરફ આ ચાલ છે. વાંકી પાંથી.

**પાંદડી**, સ્ત્રી૦ નાનાં ટુંકાં ટુંકાં પાન તે. (૨) જાર બાજરીની પાનડોનો અથવા કઠોળનાં પાનનો ભુકો તે; ચીટી; રજ. (૩) સ્ત્રીઓને કાને પહેરવાનું મોતીનું ઝુમણું; કર્ણભૂષણ. (૪) ચામડી ઉપર દબાયાથી પડેલી ભાત–આંકા તે; માકણ ચાંચડ કરડયાથી ચાંમડી ઉપર પડેલી લાલ ભરચક ચાંદીઓ–ચમોઠાં તે; સોળનાં ( સઓળ ) વળિયાં; પાન જેવી ભાત.

**પાંદડું**, ન૦ [સં. पत्र] પત્ર; પાન; પાનું; પાતરૂં. ક્રિ૦ પ્ર૦ પાંદડું ફરવું=આડ-વિઘ્ન જતું રહેવું; ભાગ્ય ફરવું; કાળ બદલાવો; સંયોગ આવવો; ધન મળવું ને સુખી થવું. પાંદડે પાણી પાવું=હેરાન કરવું; દુઃખી કરવું; જુલમ ગુજારવો; જેમ મનમાં આવે તેમ કરાવવું; ખીદી ખીદી કરી નાંખવું. કહે૦ પુરષના કરમ આડે પાંદડું=ભાગ્ય ફરતાં વાર લાગે નહિ, એક પાંદડું જેમ ઉડી જાય છે તેમ આડ-વિઘ્ન જતું રહે અને ધન વૈભવ પ્રાપ્ત થાય, એવા અર્થમાં વપરાય છે.

**પાંન**, ન૦ પાંદડું. (૨) એક વેલ.

**પાંપણ**, સ્ત્રી૦ ( સં. पक्ष्म ) આંખના પોપચાની કિનારી ઉપરના વાળ તે; આંખ ઉપરનું પાતળી ચામડીનું ઢાંકણ ને તેની કોરપરના વાળ.:–પાપણ ભિંજાય એટલાએ આંખમાં પાણી આવ્યાં નહિ.

**પાંપલું**, વિ૦ બહુજ ગરીબ–શીળું; સહેજમાં ઢીલું થઇ જાય એવું; બહુજ નાજુક પ્રકૃતિ અને સ્વભાવનું–માણસ; બાયલું.

**પાંસરૂં**, વિ૦ એક સરખું સીધું; વાંક વગરનું, સરલ. (૨) વાંધા વગરનું; દોષ રહિત; ઠીક; સારૂં.:–કામકાજમાં તો પાંસરો છે. ખરી વાત કહે તો તો પાંસરૂંજ છેને. (૩) ડહાપું; ડાહ્યું; સદાચારી; સભ્ય; સચ્ચરિત; સરલ.:–છોકરો પાંસરો નથી તેથી માર ખાય છે. (૪) નહિ અંજળીતરૂં; ચાંદવાં કરે નહિ એવું.:–છોકરૂં તો પાંસરૂં ના રહે, ડહાપું થઇને બેસી રહે તો તો ગમેસ્તો. સવળું, સીધાસીટીનું, પાંસરૂં દોર=સીધુંસદાક. ક્રિ૦ પ્ર૦ પાંસરૂં કરવું=સીધું કરવું; અવળે રસ્તે ચાલતું હોય કે સારી રીતે વર્તતું ન હોય તેને મારી પીટીને સારા માર્ગપર લાવવું તે; મારવું; ઝાપટી નાંખવું; સીધે રસ્તે ચાલે એવી ધાક બેસાડવી.

**પાંસળી**, સ્ત્રી ( સં. पार्श्वास्थि ) છાતીનાં હાડકાંમાંની જે દરેક પાતળી ચપટી ને અર્ધ ગોળ વધેલી હાડકી તે; પાર્શ્વક; પાંસળું; છાતીના ઢાંકણાનું હાડકું. અધપાંસળી–ત્રણ પાંસળી=ચકરમ, અરધું ગાંડા જેવું તે. ઠેકાણા વગરનું; વાયેલ. જેના પેટમાં વાત રહે નહિ એવું; નાના પેટનું.

**પાંસળું**, ન૦ છાતીનું ચપટું અને ગોળ વળેલું હાડકું. (૨) હાડકાં. ક્રિ૦ પ્ર૦ પાંસળાં ભાંગવાં=માર મારવો.

**પાંસઠ**, વિ૦ પાંસેઠ, પાંસઠ; સાઠને પાંચ; ૬૫.

**પાંસુ**, સ્ત્રી૦ ( સં. ) ધુળ; રજ. પાંસુલ=ધુળવાળું.

**પાંસેઠ**, વિ૦ સાઠ ને પાંચ; ૬૫.

**પિઉ**, ( સં. प्रिय ) પ્રિયપતિ; વર; સ્વામી. ઉ૦ અપૈયારે પિઉ પિઉ ઉચરે.

**પિઉડો**, પું૦ પિઉ; પતિ; વહાલો. ઉ૦ જેનો પિઉડો પરઘેર જાય.

**પિક**, સ્ત્રી૦ ચાવેલાં તાંબુળનો રસ–થુંક તે;

પાન સોપારી કે તમાકુ ચાવીને તેના રસની પિચકારી મારવી તે. ઉ૦ કહો શાને મુખ લહોયુ મુજ છેડલે, જુઓ રંગ લાગ્યો તંબોળની પિક જો. દયારામ. (૨) કોયલ; કોકિલા

**પિકદાની,** સ્ત્રી૦ પિક, તંબોળની થુંક નાખવાનું વાસણ; પિચદાની.

**પિચોટી,** સ્ત્રી૦ છેલ્લાં આંતરડાનો ગોટો તે; અંડ અને આંતરડાં, પિછોગી

**પિચ્છ,** ન૦ (સં) પિંછું:–મોરપિચ્છની કલગી (૨) પુછડું.

**પિછાન,** ન૦ ઓળખાણ: પરિચય. ( ૨ ) માહિતી.

**પિછાનવું,** ક્રિ૦ ઓળખવું; જાણવું (૨) માહિતી હોવી, પરિચય–ઓળખાણ હોવું.

**પિછો,** પુ૦ કેડો; પાછળ પડવુ તે, ક્રિ૦ પ્ર૦ પિછો લેવો=ખંતથી કોઈની પાછળ પડવું; ખણખોજ કરવી; બારીક તપાસ રાખવી; પુંઠ પકડવી.

**પિછોડી,** સ્ત્રી૦ ઓઢવાનું જાડું અને પહોળું વસ્ત્ર; ચાદર. (૨) ખેસ; ઉપરણો. ક્રિ૦ પ્ર૦ પિછોડી ઓઢવી=સર્વસ્વ ગુમાવી રોવા બેસવું; નાદાર થઇ જવું; પોતે જાતે ખોટમા પડવું.

**પિછોડો,** પુ૦ મોટી પિછોડી.

**પિજન,** જુ૦ પિંજણ

**પિટાપીટ,** સ્ત્રી૦ ઉપરા ઉપરી છાતી કુટીકુટીને રોવું તે; ગયેલાનો શોક કર્યા કરવો. કુટાકુટ.

**પિટાપીટ,** સ્ત્રી૦ કુટ્કુટ, રોકકળ, કૂટવું ને રોવુ તે. રડારોળ. (૨) મારામાર, મારામારીના ધાંધલ. સામસામી અથવા ઉપરાઉપરી કુટણી પડવી તે.

**પિટાવવું,** ક્રિ૦ સ૦ કુટાવવું. (૨) મરાવવું; ઠોકાવવું. ( ૩ ) ગડાવવું:–થાળી પિટાવવી.

**પિતર,** પું૦ ( સં. पितृ ) બાપ; પિતા. (૨) બાપના પૂર્વજો તે; બાપના વંશજો. (વિ૦ ) બાપનું; પિતાનું.

**પિતરાઇ,** પું૦ પિતાના મૂળ વંશનો માણસ તે; કાકા, કાકાના વંશજો તે; એક પિતામાંથી ઉત્પન્ન થયેલા સાત પેઢી લગીના વંશજો તે; પિતરાઈ દાવે=એક પિતાપણાનો હક તે. (૨) વેર; દાયભાગ સંબંધી હકનું વેર તે

**પિતરાણ,** સ્ત્રી૦ પિતરાઇની સ્ત્રી તે. ( ૨ ) પિતાના વંશાન્વયે જન્મેલી તે; પિતરાઇ–કાકાની પુત્રી તે પિતરાણ બહેન.

**પિત્રાણી,** સ્ત્રી૦ પિતરાઇ–કાકાના છોકરા છોકરાઓની સ્ત્રીઓ તે; પિતરાણીઓ.

**પિતા,** પું૦ (સં.) બાપ, તાત; જનક:–પિતા પુત્રનો સ્નેહ.

**પિતામહ,** પું૦ બાપનો બાપ; દાદો. ( ૨ ) પૂર્વજ. (૩) બ્રહ્મા.

**પિતામહી,** સ્ત્રી૦ બાપની મા; દાદી. માની મા તે માતામહી.

**પિતુ,** પું૦ બાપ; તાત

**પિતૃ,** [ સં. ] બાપ. ( ૨ ) પૂર્વજ. (૩) માબાપ.

**પિતૃઋણ,** ન૦ (સં.) પુત્રે પિતા અને પૂર્વજો પ્રતિ ઋણ (કરજ) અદા કરવાનું તે, અર્થાત્ સંસાર માંડી વંશ ચાલુ રાખવો અને પિંડ મૂકનાર પુત્ર ઉત્પન્ન કરવો વગેરે તે. બ્રાહ્મણ ધર્મશાસ્ત્ર પ્રમાણે દ્વિજ ત્રણ ઋણ સાથે જન્મે છે, એટલે ૧ દેવઋણ, ૨ ઋષિઋણ, અને ૩ પિતૃઋણ.

**પિતૃપક્ષ,** પુ૦ ( સં. ) બાપ તરફના સગાં વહાલાં તે. ( ૨ ) પિતૃઓને પિંડ દેવાનું શ્રાદ્ધનું પખવાડિયું તે; સરાધિયાં; ભાદરવા સુદિ પુનમથી વદિ અમાસ લગીનો કાળ તે; પ્રેતપક્ષ.

**પિતૃભક્તિ,** સ્ત્રી૦ (સં.) બાપની સેવા ચા-

કરી કરવી અને તેમને ભજતા રહેવું તે; ભાવથી પિતા તરફની ફરજ બજાવવી તે.

**પિતૃલોક,** પું૦ ( સં. ) પિતરોને રહેવાનું સ્થાન તે; પૂર્વજોનું વાસસ્થાન.

**પિત્ત,** ન૦ [સં] શરીરમાંનો પીળો તીખો ને ખાટો એક રસ-પ્રવાહી; લોહીમાથી ઠરે ને જેએ છુટો પાડેલો પીળો પ્રવાહી; એક શારીરિક ધાતુ. વાત, પિત્ત અને કફ એ ત્રણમાંનું એક પ્રવાહી સત્વ.

**પિત્તજ્વર,** પુ૦ (સં) પિત્ત વિકારથી ઉત્પન્ન થયેલો તાવ તે.

**પિત્તપ્રકૃતિ,** સ્રી૦ (સં.) ગરમ મિજાજ. તીખો સ્વભાવ તે.

**પિત્તળ,** ન૦ [ સં. ] તાંબા અને જસતની મેળવણીથી બનતી ઝાંખા પીળા રંગની ધાતુ; એક મિશ્રધાતુ. (૨) વિ૦ ફટકિયું; માલ વગરનું, અસલ નહિ-ખરૂ નહિ એવું:-પિત્તળ માણસ છે. ઓછુંપાત્ર.

**પિત્તળિયું,** ન૦ પીતળિયુ; છાલિયુ.

**પિત્તાશય,** ન૦ કાળજું; શરીરમા પિત્ત રહે છે તે અવયવ.

**પિત્તો,** પુ૦ સ્વભાવનું આકરાપણું તે; મિજાજ; મનની ક્રોધજન્ય ગરમી તે.

**પિત્રાઇ,** જુ૦ પિતરાઇ. પિતરાણુ, વગેરે.

**પિધેલ,** વિ૦ જેણે પીધું હોય તે; દારૂ વગેરેનું જેણે પાન કરેલુ હોય તે. (૨) છાકટું; મત્ત

**પિનાક,** ન૦ ( સં. ) શિવનું ધનુષ્ય. (૨) શૂલ.

**પિનાકી,** પુ૦ (સં) શિવ, મહાદેવ.

**પિપર,** સ્રી૦ (સં. पिप्पली) પિપર; પીપર; એક તીખા અને પાચક ઓષધિ; આના વેલા જેવા છોડ થાય છે અને નાના બાજરિયા જેવી ઝીણા દાણાથી ભરેલી તેની શિંગ હોય છે. દેશી ઓસડિયાંમાં એનો ગુણ વર્ણવેલો છે.

**પિપરમિંટ,** પુ૦ (अं. Peppermint) પિપરનો અર્ક તે; પિપરનું તેલ; પિપરનું પિપરનું પ્રવાહી અને તીખું સત્વ તે. આની વાસ સારી હોવાથી ગળી ટીકડીઓ વગેરેને તેનો પાસ આપવામાં આવે છે.

**પિપળીમૂળ,** ન૦ પિપરના છોડનાં મૂળ તે; એ મૂળ ગાઠા ગાઠોવાળા હોય છે અને શરીરને ગરમી આપી વા તોડવામાં તેનો ગુણ સારો છે. પિંપળીમૂળ.

**પિપળો,** પુ૦ પાન જેવાં પણ પહોળાં ગોળ પાનનું એક મોટું અને પવિત્ર ગણાતું ઝાડ; વડ અને પિપરની માફક આ ઝાડ પણ ફેલાય છે અને ઘણો વખત હયાત રહે છે. અશ્વત્થ. ક્રિ૦ પ્ર૦ પિપળે દીવો કરવો=જાહેર કરવુ; સૌ કોઇના જાણવામાં ને જોવામાં આવે એવી રીતે ખુલ્લું મૂકવું. પિપળો ઉગવો=નખોદ જવું. પિપળો ફાટવો=એક પછી એક ઘણા માણસનું આવવું-ઉભરાવું તે; રેલ ચાલવી; દરોડોપડવો.

**પિપાસા,** સ્રી૦ [સં.] પીવાની ઇચ્છા તે; તૃષા; તરસ.

**પિપીલિકા,** સ્રી૦ [સં.] કીડી. રૂ. પ્ર૦ પિપીલિકા માર્ગ=ધીરેધીરે કાર્ય કરવાની રીત તે; ખણીખણીને ધીરેધીરે ખાવું તે. પિપીલિકાવૃત્તિ=સંગ્રહ કરવાનું વલણ તે.

**પિમળ,** સ્રી૦ [ સં. परिमल ] સુગંધ; વાસ; ફોરમ; ખુશબો.

**પિમળવું,** ક્રિ૦ અ૦ ફોરવું; સોડવું; વાસ નીકળવી-ઉડવી તે.

**પિયર,** ન૦ [સં. पितृगृह] સ્રીને માબાપનું ઘર તે; મહીરૂ; મહિયેર.

**પિયળ,** સ્રી૦ કપાળમાં કંકુ ચંદન વગેરેનો લેપ તે; આડ; પત્રલેખા

**પિયાજ,** ન૦ ડુંગળી, કાંદા.

**પિયાનો,** પું૦ [ સં. ] ધાતુના તારને ટકોરીઓ વાગીને ધીરો ને મધુરો સુર કાઢે એવી કરામતવાળું એક વાજું; એ ધીરે ને મધુરે-ઘંટડિયે અવાજે વાગે છે.

**પિયારૂં,** વિ૦ પ્યારું; વહાલું. (૨) પારકું; પરાયું. ઉ૦ તું જાને પિયારા પાણી; તને ચપટી આપીશ ધાણી. સ્ત્રીગીત.

**પિયાવો,** પું૦ ખેતરમાં પાણી વાળનારો; ખેતરને પાણી પાનારો માણસ.

**પિયેર,** ન૦ મહિયેર; માબાપનું ઘર તે. રૂ૦ પ્ર૦ પિયેરપનોતી=પિયેરવખું. (૨) બહોળા પિયેરવાળી; પિયેરમાં માનવાળી-આગેવાન-વહાલી તે.

**પિયેરિયાં,** ન૦ સ્ત્રીને બાપના વંશનાં જે સગાં તે. ઉ૦ પિયેરિયાંનો ધરી પક્ષ મારાં, સુણ્યાં નહિ મેં વચનો તમારાં.

**પિયો,** પું૦ આંખનો મળ તે.

**પિરસણ,** ન૦ પિરસવું તે. (૨) ભાણું આપવું તે.

**પિરસવું,** ક્રિ૦ સ૦ [ સં. परिवेषण ] રાંધેલી રસોઇ ભાણામાં મૂકવી; પતરાળી પૂરવી; ખાવાનું આપવું-મેલવું. રૂ૦ પ્ર૦ ખાંડ પિસરવી=મીઠું મીઠું અને સારૂં લાગે એવું બોલવું.

**પિરામીડ,** પું૦ [ અં ] મુએલાની યાદદાસ્ત માટે મિસરીઓ જે મોટી ઘેરો બાંધતા હતા તે; મરનારના સ્મારક તરીકે આગળના પ્રજાઓનો જે મોટાં સંગીન બાંધકામ ઉભાં કરતા તે. મિસરના પિરામીડો જાણીતા છે.

**પિરોજ,** પું૦ આશમાની રંગનું પારદર્શક રત્ન-પત્થરો; ઇન્દ્રનીલ; વૈડૂર્યમણિ

**પિરોજું,** વિ૦ આશમાની; નીલું.

**પિલવણ,** ન૦ એક જાતનું ઝાડ.

**પિલવું,** ક્રિ૦ સ૦ દાબી-કચરીને રસ કાઢવો; નિચોવવું. (૨) રિબાવવું; કનડવું.

**પિલુ,** પું૦ એક જાતનો રાગ-ઢાળ. (૨) મરઘીનું બચ્ચું.

**પિલુડી,** સ્ત્રી૦ એક જાતનું ઝાડ.

**પિલો,** પું૦ ફણગો.

**પિલોડિયું,** ન૦ પિલો; ફણગો; થડ અથવા મૂળમાંથી ફૂટેલો અંકુર તે.

**પિંલ્લુ,** ન૦ સુતર અથવા દોરાનું ગુંછળું; દડી; દોરને વિંટાળી બનાવેલો પિંડો; દડો.

**પિશંગ,** વિ૦ [ સં. ] પીળું; પીળા ધુમળા રંગનું. ઉ૦ કેવળ પિશંગ વરણી, લઘુ શિથિલ વળી સુકા શરીરવાળી.

**પિશાચ,** ન૦ (પું) સંસારથી અસંતુષ્ટ રહેલો જીવ મુઆ પછી જે રૂપ લે છે તે; પ્રેત; ભૂત; પ્રેત અવતાર. (૨) નઠારો-ઘણોજ ખરાબ માણસ તે.

**પિશાચણી,** સ્ત્રી૦ પિશાચસ્ત્રી; ભૂતડી.

**પિશાચી,** સ્ત્રી૦ ભૂતડી (૨) વિ૦ જંગલી લોકોની ભાષા; પ્રાકૃત ભાષાઓમાંની એક ભાષા. એમ કહેવાય છે કે, બૃહત્કથા પિશાચીભાષામાં લોહીથી લખાઇ હતી.

**પિશાબ,** પું૦ [फा.] મૂત્ર; મુતર.

**પિશિતાશન,** પું૦ [स.) માંસ ખાનારો; રાક્ષસ; દૈત્ય.

**પિશુન,** વિ૦ [स] ચાડિયું; દ્રોહી; નીચ. (૨) ક્રૂર; ઘાતકી; અતિદુષ્ટ.

**પિષ્ઠ,** વિ૦ [सं.] પીસેલું; દળેલું; વાટી નાંખેલું (૨) લોટ; આટો; ભુકો.

**પિષ્ટ,** ન૦ છોતું; પાંખડું:-સાવરણીનાં પિષ્ટાં કાઢી નાંખ્યાં.

**પિસવી,** સ્ત્રી૦ પિશવી; કોથળી; થેલી

**પિસવું,** ક્રિ૦ સ૦ દળેવું; વાટવું; કચરવું; ચગદવું. (૨) જોરથી દાબવું:-દાંત પિસીને. (૩) મર્દવું; ખૂબ બારીક વાટવું; લસોટવું; ઘુંટવું.

**પિસવો,** પું૦ સિસોડો; ફુંકવાથી ચંપનો મા

ફક વાગે એવું માટીનું-ધાતુનું અથવા લાકડાનું વાજું. (૨) પાવો.

**પિસ્તાળીસ,** વિ૰ ચાળીસ ને પાંચ તે; ૪૫.

**પિસ્તોલ,** સ્ત્રી૰ તમંચો; નાની ખીસામાં રહે એવી બંદુક.

**પિહેર,** ન૰ પિયર.

**પિળ,** સ્ત્રી૰ પિયળ; આડ.

**પિળચટુ,** વિ૰ સહેજસાજ પીળું હોય એવું; ફીકું.

**પિળવુ,** ક્રિ૰ સ૰ પીળું કરવું; પીળા રંગે કે હૂંકુએ ખરડવું-રંગવું તે; રંગોળવું. દાઢી પિળવી=વહેવાઇઓએ સામસામે એક બીજાની દાઢીઓ બીનાં કંકુથી રંગવી.

**પિળાટ,** પું૰ પીળામણ.

**પિળાશ,** સ્ત્રી૰ પીળાપણું.

**પિળિયું,** ન૰ હળદરથી રંગેલું કન્યાવસ્ત્ર; બ્રાહ્મણેતર જ્ઞાતિઓમાં પરણતી કન્યા પાનેતરને ઠેકાણે પિળિયુ પહેરે છે. ૨ પીળું વસ્ત્ર.

**પિંખવું,** ક્રિ૰ સ૰ ચાંચવડે પાડેલાં પિંછા ચુંટી નાંખવાં-ચુંટવું; પહોળું કરી-વિખેરી તેમાથી ચુંટવા જેવુ હોય તે તાણીને કાઢી નાખવું; ફેંદવું; વેરવું; વલુરી નાખવું; વિંઝોટી-વિઝોડી નાંખવું. (૨) ગભરાવી દેવું:-મને પડોસીએ પંખી નાંખી.

**પિંગળ,** ન૰ (સં.) કવિતાના તાલ માપનું એક શાસ્ત્ર; છંદવિવેક. (૨) પિંગળ નામના ઋષિ જેણે કવિતાનાં તાલ માપ ગોઠવ્યાં હતાં. (૩) લાંબુંલચ લંબાણ ટાયલું; ઓળાયુ. આ શું મોટું પિંગળ. ક્રિ૰ પ્ર૰ પિંગળ કરવું=લંબાણ કરવું; વધારવું; લાંબું કરવું.

**પિંગળા,** સ્ત્રી૰ શ્વાસોચ્છ્વાસ લેવાની મુખ્ય નાડી -જુંબળી; શરીરમાંની એક મુખ્ય નાડી. (૨) ગોરોચન. (૩) ગોપીચંદની રાણી.

**પિંગાણી,** સ્ત્રી૰ ધુપેલની છલુડી; કચોલું.

**પિંછ,** ન૰ [ સં. पिच्छ ] પિંછું. (૨) પુંછડું.

**પિંછી,** સ્ત્રી૰ નાજુક રૂવાંદાર પિંછાંની જુડી; ચામર; વાળની જુડી; ઝાપટણી. (૨) ઝીણાં રૂંવાંની જુડીની કલમ-ચિત્ર કલમ. ચિતારાની. (૩) વાળનો અથવા વનસ્પતિ રેસાઓનો જુડો; કુચો.-ધોળવાનો. (૪) ચિત્રની આવડ; ચિત્રકામ.:-રવિવર્માની પિછી આગળ બધું રદ સમજવું.

**પિંછું,** ન૰ પંખીના ઉડવાના અવયવનાં રૂંવાદાર રેસાં તે; રૂવાંદાર ,ઉડવાનાં અવયવમાંનું એકેકું પિચ્છ. (૨) પુછડી.,રૂ૰ પ્ર૰ પિંછાનું પારેવું=સહેજ-નાની શી વાતનું મોટું પિંજણ તે; કાગનો વાઘ. કહે૰ પિંછાં ખોસે કંઇ મોર થવાય છે?

**પિંજણ,** ન૰ પિંજવું તે; લંબાવવું; ચુંથવું-ફેંદવું તે; કંટાળો આપે એવું ટાયલું; લંબાણ ચર્ચા-ચકચાર કર્યા કરવી તે; વારવાર એકની એક વાત કર્યા કરવી તે. (૨) પિંજવાનું ઓજાર; પિંજાર. (૩) ઝીણી ઘુઘરીઓવાળું ઝાંઝર. ઉ૰ પાયે પિંજણ રણઝણે ભાલણ.

**પિંજણિયો,** પું૰ પિંજનારો. (૨) પિંજારને થરકાવવાનો મોયેવો. (૩) રથનાં પૈડાં નીકળી જાય નહિ તે અર્થે નાયડી આગળ રખાતું કમાનદાર લાકડું તે. ઉ૰ કોના તળાવા ને કોનો પિંજણિયો, બળદો આણ્યા બે માગીજી. પ્રેમાનંદ.

**પિંજણી,** સ્ત્રી૰ પિંજવું તે; પિંજવાની ચતુરાઇ-સારી આવડત તે.:-ફુલી પિંજારણની પિંજણી સારી હોવાથી સૌ તેને ગોદડાં ભરવા બોલાવે છે.

**પિંજણું,** ન૰ પિંજવું તે (૨) ચકચાર; ચર્ચા; કુથલી; ટાયલું

**પિંજર,** ન૰ ( સં. पंजर ) પાંજરૂં. ઉ૰

પોપટડા પિંજર તાહરે, સરસ ઘડાવીશ સોનાનું. (૨) દેહ; શરીર., ઉ૦ પિંજર દાઝ્યો પાણીએ.

**પિંજરું**, ન૦ પાંજરું.

**પિંજવું**, ક્રિ૦ સ૦ વારંવાર ઉથલાવી ઉથલાવીને છુટું પાડવું; ફોદે ફોદો જુદો પાડવો. પુમડે પુમડું અને રેસે રેસા ફેંદી-ઉડાડીને જુદા કરી નાંખવા.:-રૂ પિંજવું. (૨) ચર્ચવું; એકાન્તે એક બાબત વારંવાર કહ્યા કરવી; ટાયલું કરવું. ચુંથવું. (૩) ઝાપટીને છુટું પાડવું; ઢોળવું.

**પિંજામણ**, ન૦ પિંજવાની મજુરી તે; પિંજામણી. (૨) ચર્ચાર.

**પિંજામણી**, સ્ત્રી૦ પિંજવાની મજુરી.

**પિંજાર**, સ્ત્રી૦ રૂ વગેરે પિંજવાનું કમાન જેવું ઓજાર; પિંજણ.

**પિંજારણ**, સ્ત્રી૦ પિંજારાની સ્ત્રી. (૨) પિંજવાનું કામ કરનારી.

**પિંજારી**, સ્ત્રી૦ રૂ પિંજવાનું કામ કરનારી સ્ત્રી. (૨) પિંજારા જાતની સ્ત્રી; પિંજારણ. (૨) એક પંખી.

**પિંજારો**, પું૦ પિંજવાનું કામ કરનારો. (૨) પિંજારા જાતિનો પુરૂષ.

**પિંડ**, પુ૦ (સં.) ભાત અથવા લોટનો બિલ્વાકાર ગોળો-લોંદો તે.:-પિંડ વાળવા-મૂકવા તે. (૨) ગ્રાસ; કોળિયો. (૩) દેહ; શરીર. ઉ૦ પિંડ પડે પણ એ વરને પોખું નહિ રે. ક્રિ૦ પ્ર૦ પિંડ મૂકવો=શ્રાદ્ધ સારવું; પિંડ દેવા-આપવા તે. કહે૦ પિંડે તેવું બ્રહ્માંડે=સમભાવ રાખવો તે. પિંડ પોષુ=સ્વાર્થી; પોતાનું પેટ ભરવામાં જ સમજે એવું.

**પિંડજ્ઞાન**, ન૦ [ સં. ] દેહ સંબંધી સમજ તે; પોતા સંબંધી જ્ઞાન તે; સ્વ સ્વરૂપનું ભાન તે.

**પિંડદાન**, ન૦ પિતૃઓ નિમિત્તે શ્રાદ્ધાદિક કરી અન્નદાન આપવું તે; પિંડ અર્પણ કરવો તે; શ્રાદ્ધ કરવું તે.

**પિંડરોગી**, વિ૦ પાંડુ રોગવાળો; લોહી ફીકું પડતું જાય એવા રોગવાળું. (૨) કમળાના રોગવાળું.

**પિંડારો**, પુ૦ [ સં. पिण्डार ] ગોવાળિયો; ગોપાળ. ઉ૦ મૂક્યા પિંડારિયા પ્રેરી, તેણે રાધાને લીધી ઘેરી. પ્રેમાનંદ. (૨) લુટારો; પિંઢારા. મધ્ય હિંદમાં આગળ લુંટારૂઓની ટોળીઓ ફરતી અને મુસાફરો તથા યાત્રીઓને ઠગી લુટતી, તેમનો એકાદો ચોર માણસ તે. એ લોકનો મોટો ત્રાસ હતો.

**પિડી**, સ્ત્રી૦ ગોળાકાર ચપેલી-દેપવી તે, (પગની એડી આગળની) ઘુંટીને ઢિંચણના સાંધાની નાની ગોળ હાડકી તે. (૨) ગોળ અને જરા ચપટી ગોળી-ચેપલી તે; લંબગોળ ઘાટ તે; શિવલિંગ.:-શિવની પિંડી. (૩) ગુંછળું; દડી; વાળેલું નાનું પિલ્લું.

**પિંડું**, ન૦ પિલ્લુ; દોરીનું ગુંછળું-દડી તે; ગુંડાળું.

**પિડો**, પું૦ [સં. पिंड] પિંડ; કણક અથવા માટીનો ગોળો તે; લાડવો; માટીનો મોટો લોંદો.:-ચાક ઉપર પિંડો. (૨) પેંડો; ચેપલી.

**પિંઢારી**, વિ૦ પિંઢારિયું; ગરોડીએ બનાવેલું; માટીની ભિંતોનું.

**પિંઢારિયું**, વિ૦ માટીની ભિંતોનું (ઘર). ગામમાં થોડાં ઘર ઇટેલ ને બાકીનાં પિંઢારિયાં છે.

**પિંપર**, સ્ત્રી૦ [ સં. पिप्पली ] એક તીખી ઓષધિ. એની ઝીણાં તીખાં બીવાળી કાળી-લીલી શિંગો હોય છે (૨) વડ અને પિંપળાની જાતનું એક દૂધિયા ઝાડ.

એની ડાળીઓ અને ટેટા આગળ જે ગુંદર થાય છે તે લાખ તરીકે વપરાય છે:–ખાવાની પિંપર. વડની માફક એને પણ વડવાઇઓ ફૂટે છે.

**પિંપળી,** સ્ત્રી૦ પિંપર. (૨) નાનો પિંપળો.

**પિંપળીમૂળ,** ન૦ એક વનસ્પતિનાં તીખાં મૂળિયાં; પિંપળીમૂળના ગંઠોડા.

**પિંપળો,** ( સં. पिप्पल ) અશ્વત્થ; એક પહોળા અણીદાર પાનાનું ઝાડ. હિંદુઓમાં તે બહુ પવિત્ર અને વિષ્ણુના વાસવાળું ઝાડ ગણાય છે. ક્રિ૦ પ્ર૦ પિંપળે દીવો કરવો=જાહેર કરવું; સૌ કોઇ જાણે એમ કરવું. પિંપળો ઉગવો=નસંતાન જવું. નિર્વંશ જવો; ઉછેદિયું થવું. પિંપળો ફાટવો=કોઇ પણ ચીજ કે માણસોનું ખૂબ ઉભરાવું; મોટી સંખ્યા-જથામાં બહાર આવવું. પીપળો.

**પી,** અ૦ ફટ; ધિક; તુચ્છકાર-હિહિ કરવામાં વપરાય છે.

**પીક,** સ્ત્રી૦ પાક; અનાજ; ફળ; વનસ્પતિ અને બીજી ચીજનું ઉત્પન્ન-પેદાશ તે; પાક; મોલ. સુપીક=વિ૦ સારો પાક આપનારૂં; રસાળ; ફળદ્રુપ. (૨) પીકું; પાન-તમાકુ વગેરેના ચર્વણનો રસ અને તેની પિચકારી મારવી તે.

**પીછ,** ( સં. पिच्छ ) પીંછું:–મોરપીછ. પંખીની પુંછડી તે: પાંખનો રૂવાંદાર-વાળ. પીછાં ઉડવાને ઉપયોગી છે.

**પીંછી,** સ્ત્રી૦ રૂંવાની-વાળની જુડી ચિતરવા-રંગ પુરવાની ઓાવડ તે.:–રવિવર્માની પીછી તો ઓરજ છે. (૨) પિંછાંની જુડી; કલગી; ચામર; પિંછાની લળકતી-માંજર તે. વાળ અથવા પિંછાની કે ખજુરી વગેરેના રેસાઓની જુડી-ચમરી. માંખો વગેરે ઉડાડવાની અથવા જળ ઝાપટી નાખવાની નાના દંડિકાને છેડે કપડું-તંતુ વગેરે બાંધી બનાવેલી ઝાટકણી તે; માર્જની; કુચો.

**પીછું,** ન૦ પિંછું. ક્રિ૦ પ્ર૦ પીછું મારવું=હુકમી સહી કરવી; બિલાડું ખેંચી આપવું. પીછાનું પારેવું=રજનું ગજ.

**પીછો,** પું૦ પછવાડે લાગવું તે; કેડો. ક્રિ૦ પ્ર૦ પીછો લેવો=પાછળ પડવું; કોઇનાં પગલાં-છિદ્ર જોવાં; ખંતીલી તપાસ રાખવી, પુંઠ પકડવી; રગડવું. પીછો પકડવો=પુંઠે લાગ્યા રહેવું.

**પીંજત,** ન૦ પિંજવું તે. (૨) ટાયલું; ખાલી ચર્ચા કરવી તે; લંબાવવું તે.

**પીટણી,** સ્ત્રી૦ પીટવું તે; માર; ઠોક. ( ૨ ) કૂટવું તે; કૂટણું.

**પીટવું,** ક્રિ૦ સ૦ મારવું; ધાબવું; ઉંચું કરીને નાખી દેવું-પછાડવું.

**પીટયું,** વિ૦ જેને નામે પિટાય તે; પિટાયેલું; રડયું; લાકડી ગાળ.:–મારો પીટયો. (૨) કંટાળામાં-ગુસ્સામાં બળ્યું, ટળ્યુંના અર્થમાં બોલાતો ઉદ્ગાર.:–પીટયો પારજ આવ્યો નહિને ?

**પીઠ,** સ્ત્રી૦ [ સં. ] બેઠક; આસન; સ્થાન; જગા. (૨) પાયો; પડથી, મૂળાસન-મુખ્ય સ્થાન-આસન.:–વિદ્યાપીઠ. ( ૩ ) [ સં. पृष्ठ ] પ્રાણીની કરોડનો ભાગ તે; બરડો; વાંસો.:–ઘોડાની પીઠ પર બેસવું. ( ૪ ) બજાર; માલનું ક્રયવિક્રયસ્થાન. વિક્રયસ્થાન. :–કણપીઠ. (૫) બજાર ભાવ; રૂખ; ભાવતાલ :–હમણાં પીઠ સારી નથી, આગળ ઘરની પીઠ સારી હતી. ક્રિ૦ પ્ર૦ પીઠ ઉઘાડી પાડવી=અસહાય બનાવી દેવું. (૨) ભેદ ઉઘાડી નાંખવો. ઢાંકણ-મલાજો કાઢી નાંખવો પીઠ દેખાડવી. પાછા ફરીને નાસવું; પીઠ બતાવવી, પીઠ ઠોકવી= ઉત્તેજન આપવું. (૭) વખાણ કરવાં-શાબાશી આપવી. પીઠ ઢાંકવી=પાછળથી મદદ

કરવી; ઉઘાડું ન પડે એમ કરવું; પાછળ સારું દેખાય-દીઠું પડે નહિ એમ કરવુ. પીઠ થાબડવી=ઉત્તેજન આપવું; પોરસ ચઢાવવો પીઠ ધરવી=પાછળ મદદ. કરવામાં સામેલ રહેવું: જોર આપવું. પીઠ પર હાથ ફેરવવો=પંપાળવુ; આશ્વાસન આપવું—પીઠ પાછળ મૂકવું=ઓળવવુ; સંતાડવું. વ્યંગમાં-ઉપયોગમાં લેવુ; નહિ મૂકી રાખવુ. પીઠ પુરવી=મદદ કરવી; સહાયમાં રહેવું. પીઠ ફેરવવી=મત બદલી નાખવો; ફરીજવું; વલણ બદલવું, ઉલટા ફરી જવું. (૨) તજવુ; તરછોડી નાખવુ પીઠ લેવી=પાછળ પડવુ; પુઠ પકડવી. પીઠ આવવી=વાસો છોલાઇને ગદગદી જવો. :—ગધેડાને પીઠ આવે એટલે કુંભાર કાંઠી મૂકે. પીઠ પાડવી=સ્વારીમાં પળોટવુ; બેસવા દે એવું બનાવવુ. પીઠનું જોર=પાછળનું જોર-સહાય તે; જેને કુટુંબ પરિવાર કે સહાયકો હોય એવુ તે; મદદની આશાવાળું; પાછળ જેનું પડી ભાગવા દે નહિ એવા માણસો હોય તે.

**પીઠિકા**, સ્ત્રી૦ બાજઠ; રંગીતપાટ (૨) વંશાવલી. (૩) પ્રકરણ, વિગતવાર હેવાલનો એક ભાગ તે. (૪) ધોરણ; વર્ગ; ભૂમિકા.

**પીઠી**, સ્ત્રી૦ [સં. पिष्ट] હળદર અને સુગંધિ વસાણાનું ચૂર્ણ; વર કન્યાને શરીરે ચોળવાનું એક સુગંધિ દ્રવ્ય-ચૂર્ણ. એ ચોળવાથી ચામડી સહેજ પીળી-ગોર દેખાય છે. ઉ૦ પીઠી ચઢેલ ખડચંપક પુષ્પ જેવા. વગેરે ક્રિ૦ પ્ર૦ પીઠી ચોળવી=પીઠીનું શરીર ઉપર મર્દન કરવુ

**પીઠું**, ન૦ બજાર, દાણાનું પીઠું. વેચવાનુ સ્થાન-દુકાન; હાટ તે દારૂનું પીઠું. દારૂ તાડી વગેરે કેફી પીણાં વેચવાની દુકાનો પીઠાં કહેવાય છે.

**પીડ**, સ્ત્રી૦ [સં पीडा] પીડા; દુઃખ. (૨) ચુંક; આંકડી. (૩) આપદા; મુશ્કેલી; સંકટ (૪) દાંતે ભૂકવાના રંગતા લુગડી

**પીડવું**, ક્રિ૦ સ૦ [સં. पीड्] પીડા કરવી; દુઃખ દેવુ; વિતાડવું, કષ્ટ દેવુ.

**પીડા**, સ્ત્રી૦ [સં] પીડ; દુઃખ; વેદના. (૨) આપદા; કલેશ; વ્યથા. (૩) કાળજી, ચિંતા. (૪) પંચાત; આથાફોડ.

**પીડાકારી**; વિ૦ પીડાકારક; દુઃખ-કલેશ કરાવે એવું:—આ બે ગ્રહ તમને પીડાકારી છે

**પીડાવું**, ક્રિ૦ અ૦ પીડા પડવી; રિબાવું; દુખીથવું.

**પીડિત**, વિ૦ [સં] પીડાયેલું, દુઃખી (૨) હેરાન.

**પીઢ**, વિ૦ મુખ્ય, આગેવાન, વૃદ્ધ, માનનીય. :—પીઢ માણસ.

**પીઢ**, સ્ત્રી૦ મેડાના નાના નાના આડા ભાલ તે, જેની ઉપર મેડાનાં પાટિયા જડવામાં આવે છે તે-આડાં લાકડા.

**પીઢિયાં**, ન૦ પીઢો તે. (૨) દાઢનાં પેઢાં.

**પીત**, ન૦ પિત્ત; કાળજામાં ઉત્પન્ન થતો પીળો કડવો ને તીખો રસ તે. એક ધાતુ. (૨) પાંણી પાવું તે. પાઇને ઉછેરેલું શાક-મોલ વગેરે તે. (૩) વિ૦ પીળું.

**પીતપાપડો**, પું૦ ખડસલિયો, એક ઓષધિ.

**પીતલ**, ન૦ [સં. पित्तल] તાંબા ને જસતની મેળવણીથી બનતી ઝાંખા પીળા રંગની એક મિશ્રધાતુ, પિત્તલ

**પીતળિયું**, ન૦ પીતળની વાડકી

**પીતાંબર**, ન૦ [સં] કોરવાળું પુરૂષને પહેરવાનું પીળું રેશમી કપડું. (ધોતીજેવુ)

**પીતાંબરી**, સ્ત્રી૦ નાનું પીતાંબર

**પીતુ**, ન૦ લપોટી નાખનારાને ઉભા રહેવાની આંકેલી જગા.

**પીન**, વિ૦ [સં.] જાડું, પુષ્ટ, ભરેલું; ભારે.

**પીનસ**, ન૦ સળેખમ; જખમ.
**પીપ**, ન૦ [ પોર્ટ્. ] ગોળ નળો; પ્રવાહી ભરવાની નળા જેવી લાકડાની કોઠી.
**પીપર**, સ્ત્રી૦ [सं. पिप्पली] પિપર.
**પીપિયો**, પું૦ બૂમ; ચીસ; રાડ (૨) તંગીની ધાંધલ; લેવાલી માટે ભુમાભુમ થઇ રહેલી તે.:-કેરીના તો બજારમાં પીપિયા પડે છે.
**પીપી**, સ્ત્રી૦ મોઢે ફુંકીને વગાડવાનું નાનું ભુંગળું; ફુકતાં વાગે એવી ભુગળી; પીપુડી કહે૦ ગાજરની પીપુડી વાગી તો વાગી નહિ તો કરડી ખાધી.
**પીયૂષ**, ન૦ [सं.] અમૃત; સુધા.
**પીમળાટ**, પું૦ [सं. परिमल.] વાસ; ગંધ; સોડ; ફોર.
**પીર**, પું૦ [फा.] દેવત્વ પામેલો મુસલમાન સંત. (૨) અમીર; ઉમરાવ. કહે૦ પીરનો મહિમા મુજાવર વધારે=લાગતા વળગતા હોય તેજ પ્રતિષ્ઠા પાડે. દેવ ગયા ડુંગરે ને પીર ગયા મક્કે, પરધર્મીના રાજ્યમાં હેડ મારે ધક્કે.
**પીરજાદો**, પું૦ પીરનો છોકરો તે; પીરજાદો. (૨) સંત માણસ.
**પીરસવું**, ક્રિ૦ સ૦ [सं. परिविष्] રાંધેલું અન્ન-ખોરાક ભાણામાં મૂકવો.
**પીરાનપીર**, પું૦ મોટામાં મોટો માણસ; મોટો-ઉમરાવજાદો. (૨) દેવનો દેવ.
**પીલવું**, ક્રિ૦ સ૦ કચરવું, ગદડવું; મસળવું; દબાવવું. નિચોવવું. (૨) દાબી-કચરીને રસ વગેરે કાઢવા:-શેલડી પીલવી. તલ પીલવા.
**પીલવો**, પું૦ પીલવાનું યંત્ર; કોલ-હુ. (૨) એક વૃક્ષ; પીલુડી.
**પીલુ**, ન૦ મરઘીનું બચ્ચું.
**પીલુડી**, સ્ત્રી૦ એક જાતનું ઝાડ; નાનો પીલવો.
**પીલો**, પું૦ છોડનો અંકુર; ફણગો. (૨) થડના સાંધામાંથી ફૂટેલું કુમળું ડાળું.
**પીવર**, વિ૦ [सं] જાડું; પુષ્ટ; ભરાઉ. (૨) ઘટ્ટ; ગાઢું; સજડાસજડ ભરેલું.
**પીવું**, [ सं. पा ] પ્રવાહી ગળામાં, અંદરના ભાગમાં ઉતારવું; ગળવું; પેટમાં લેવું; પાન કરવુ. (૨) ચૂસવું; ધાવવું. (૩) મોંમાં ધુમાડો લેવો; ધુણી ગળે ઉતારવી. (૪) શોષવું; અંદર લઇ લેવું:-રેતાળ જમીન તરત પાણી પી જાય છે. જુના ઘડો ઠીક પાણી પીએ છે. ખાવું. (૫) નહિ લેખવવું-ગણકારવું; નહિ લક્ષ આપવું:-છોકરાં તમને પી ગયાં, હવે કદીએ ભાર પડશે નહિ.
**પીસવું**, ક્રિ૦સ૦ દળવું; કચરવું; જોરથી દબાવવું; ચપડવું.
**પીસવો**, પું૦ સિસોડો; મોટી પીપુડી.
**પીસું**, વિ૦ ઝીણું; બારીક. (૨) ન૦ ઝીણો જીવ.
**પીળ**, સ્ત્રી૦ પિયળ; આડ; આસકા; કેસરચંદનનો પીળો લેપ તે.
**પીળક**, વિ૦ પીળું; ફીકું.
**પીળચટું**, વિ૦ સહેજ પીળું; ભુંખરું; ફીકું; પીળું.
**પીળવું**, ક્રિ૦ સ૦ પીળું કરવું; રંગવું; ખરડવું:-કંકુએ હાથ પીળવા; દાઢી પીળવી.
**પીળું**, વિ૦ [सं. पीत] હળદરિયા રંગનું; સોનાના રંગનું; કેસરના વર્ણ જેવા રંગનું.
**પુકરવું**, ક્રિ૦ અ૦ હિહિ કરી નાખવું; હસી કાઢવું
**પુકાર**, પું૦ પોકાર; બૂમ; ધાંટો; બરકો.
**પુકારવું**, ક્રિ૦ સ૦ બોલાવવું; બરકવું; પોકાર કરવો; પોકારવું.
**પુખરાજ**, પું૦ પોખરાજ, એક જાતનું રત્ન.
**પુખ્ત**, વિ૦ [ फा. ] પાકી બુદ્ધિનું; સમજુ;

કસોટીએ ચઢેલું; પાકું; અનુભવી; વયે વધેલું;

**પુગતું**, વિ૦ પહોંચે-ચાલે એટલું; પહોંચતું; પુરતું.

**પુગવું**, ક્રિ૦ સ૦ પહોંચવું; પુરતું થઈ રહેવું. (૨) ચાલવું; નભવું. (૩) મળવું.

**પુગાડવું**, ક્રિ૦ સ૦ પહોંચાડવું; પ્રાપ્ત થાય એમ કરવું; પુરૂ પાડવું. (૨) સ્વાધીન કરવું.

**પુચકારી**, સ્ત્રી૦ બાળકને શાંત કરવા હોઠ સંકોચી વહાલનો અવાજ કરવો તે.

**પુચ્છ**, ન૦ [સં] પુંછડી; દુમ.

**પુછગાછ**, સ્ત્રી૦ પુછપરછ.

**પુછપરછ**, સ્ત્રી૦ પૂછવું; તપાસ કરવી-સવાલ કરવો તે.

**પુછપાછ**, સ્ત્રી૦ પૂછવું તે.

**પુછવું**, ક્રિ૦ સ૦ [સં પૃચ્છ્.] મોઢેથી બોલી સવાલ કરીને કોઇ બાબત જાણવા માગવી-સવાલ કરવો; કંઇ જાણવાની વાણીથી જિજ્ઞાસા કરવી. રૂ૦ પ્ર૦ વગર પુછે=નિઃશંક મને, વગર રજા લીધે; છૂટથી. પુછયા વગર પાણીએ પીએ નહિ=બીજાને પુછયા વગર સાધારણ કામ પણ કરે નહિ એમ; પરાવલંબી. પુછવું સૌને ને કરવું મનનું ધાર્યું=સૌની સલાહ લેવી પણ કરવું તો પોતાનું મન કહે તેમજ. પુછતાં પંડિત થવાય=પુછવાથી સૌ આવડે જણાય. પુછીપુછીને લંકા જવાય=પુછવાથી બધું થઇ શકે. (૨) માગવું. (૩) ગણવું; લેખવું; દરકાર કરવી -એને કોણ પુછે છે? (પૂછવું)

**પુછાપુછ**, સ્ત્રી૦ વારવાર પૂછવું તે. પૂછપૂછ કર્યા કરવું તે. (૨) તપાસ; તજવીજ; શોધાશોધ.

**પુછાવવું**, ક્રિ૦ પ્રે૦ કોઇ પુછે એમ કરવું; કોઇની પાસે સવાલ કરાવવો. (૨) જવાબ મગાવવો; તપાસ કરાવવી.

**પુટ**, ન૦ [સં.] બે કોડિયાં એક એકની ઉપર એક એમ ઢાંકીને બનાવેલું જોડકું તે; એક બીજા પર બે કોડિયાં મૂકીને બનાવેલો જે ઘાટ-યંત્ર તે. (૨) કોઇ ચીજને સંપૂર્ણ પકવવા-મારવા માટે તેને તળે ઉપર-બેઉ બાજુએથી તાપ-ગરમી આપવામાં આવે છે તે. સંપુટ, સંપુટમાં મૂકેલી વસ્તુને ચારે તરફ કપડ છાણું કરી ગરમી આપવી જોઇએ એમાં પકવેલી વસ્તુ તે પુટપાક કહેવાય છે. અંદર ને અંદર સિઝાવું તે. ઉ૦ પુટપાક સમો નિત્યે રામનો કરુણા રસ.

**પુટ**, પું૦ પાડો; ગળી, ગુંદા. (૨) પડિયો; દડિયો; (૩) પાસ; અસર; મિશ્રણ; ગુણ-અસર પાવી-ચઢાવવી તે. ગજપુટ, સહસ્રપુટી અબરખ. ક્રિ૦ પ્ર૦ પુટ દેવો. પાસ ચઢાવવો. (૪) કાચલું.

**પુટોદક**, ન૦ [સં.] કાચલાની અંદરનું પાણી; નાળિયેર અથવા તેવીજ જાતના બીજા કોઇ ફળની અંદરના ભાગમાંનું પાણી. (૨) નાળિયેર

**પુઠલો**, પું૦ પુડો; કઠોળના ખીરાનો ખારો માલપુવો.

**પુઠી**, સ્ત્રી૦ પડીકી; પડી, જુડી.

**પુડો**, પું૦ લોટના ખીરાની તેલ અથવા ઘીમાં તળીને બનાવેલી પોચી પોળી; સહેગી-પુડલા તે ગંજા. પુડા=માલપુવા અને ખારા પુડા; તળવાથી જેમાં ખાજલી-કાણાં પડી ગયાં હોય એવી પોચી તળેલી પોળી (૨) કાણાં-બાકાં બાકાંવાળું-ખાજલીવાળું મીણનું ઘર; મધમાખીએ તેનાં ઇંડા મૂકવા અને મધ ભરવાને બનાવેલું જાળીદાર મીણનું ઘર.-મધપુડો. ઉ૦ મધપુડો રૂડો રચે માખી રાખી માપ. (૩) જુડી-જુડો, પડો, પુળો. ઘાસ પાન વગેરેના જથાની જુડી.

**પુણ્ચૌદું**, વિ૦ અસત્ય; જૂઠું; અયોગ્ય; ગેરવાજબી; જેમાં સત્યાંશ ન હોય એવું. :–એ માણુસ પુણ્ચોદું બોલે એવો નથી.

**પુણુણું**, ક્રિ૦ અ૦ નઠારૂં ફળ આવવું; નઠારો ખરાબ પરિપાક–પરિણામ આવવો; ખોટું ફળ મળવું. પરિણામે પીડા–દુઃખ રૂપ થઈ આવવું. પુણુવું. ઉ૦ પુણુશે શાપ એને એ, નંદી ને અનરણ્યનો. સી. હ.

**પુણિયું**, વિ૦ પોણું; આખામાંથી પા ભાગ જેટલું ઓછું એવું; ચારમીના ત્રણ ભાગ જેટલું. (૨) ન૦ મોટીથી સહેજ નાની ચુડી તે; આખી કરતાં સહેજ નાની એવી ચુડી. ગુંણ; જુડી વગેરે તે. (૩) પા ભાગ કમ–ઓછું હોય એવી ચીજ. (૪) લહેંચી.

**પુણી**, સ્ત્રી૦ (દે૦) કાંતવા માટે બનાવેલો પિંજેલા રૂનો નાનો લાંબો આકાર; પિંજેલા રૂનો ધોળો ને પોચો લાંબો ગાભો. રૂ૦ પ્ર૦ પુણી જેવુ=વાકતેજ–રૂધિર રહિત, ફીકું; નિસ્તેજ.

**પુણ્ય**, ન૦ [સં.] સુકૃત ફળ; શુભ–સારો પરિપાક તે; સુફળ. (૨) સારૂં ભાવી તે: ધર્મ; શ્રેય; સુકૃત; સારૂં કર્મ તે. (૩) ઇશ્વર પ્રાપ્તિ થવાની શુભાશા તે; ધર્મ બુદ્ધિ; સવાબ; નેકી. ( ૪ ) વિ૦ શુભ, શુદ્ધ; પવિત્ર; પાવન.:-પુણ્યચરિત્ર ક્રિ. પ્ર. પુણ્યે પાપ ઠેલાય=સારાથી નઠારાનો થોડો ઘણોએ ઘટાડો થાય. પુણ્ય ત્યાં જય= સારાનો જય થાય; સારાનો પરિણામે જય છે. પુણ્ય આડે આવે=પડતી–મરણમાંથી બચાવ થતાં કોઇ આગલા પુણ્યને ઉદ્દેશી આમ કહેવાય છે. પુણ્ય પરવારવું =સારા કર્મનાં ફળ ખૂટી જવાં; આની બનવું. પુણ્ય કરતાં વારે તેને ધાસે જમને દ્વારે=સારૂ કામ કરતાં અટકાવે તેને નઠારૂ ફળ મળે.

**પુણ્યક્ષેત્ર**, ન૦ પવિત્ર સ્થાન; જ્યાં રહેવાથી સત્કર્મનો લાભ થાય એવું સ્થાન તે.

**પુણ્યદાન**, ન૦ ધર્મદાન.

**પુણ્યશાળી**, વિ૦ સારાં કર્મવાળું; સુભાગી; સુખી. (૨) ધર્મદાન કરનારૂં; સદ્વૃત્તિ વાળું; સુકૃતની લાગણીથી કોઇને કંઇ આપે કે દુઃખ ફેડે એવું.

**પુણ્યશ્લોક**, વિ૦ જેનું નામ સારામાં સારૂં ગણાતુ હોય એવું; જેનું નામ ઉચ્ચારવાથી પણ પુણ્ય હાંસલ થાય એવું; પવિત્ર અને સચ્ચરિત. નળ, યુધિષ્ઠિર અને જનાર્દન પુરૂષોમાં અને જાનકી ને દ્રૌપદી સ્ત્રીઓમાં પુણ્યશ્લોક ગવાયાં છે. ઉ૦ પુણ્યશ્લોકે ગને પરહરી. નળાખ્યાન.

**પુણ્યાત્મા**, પું૦ (સં.) પરમાર્થી, પવિત્ર અને ધર્મ વૃત્તિનો માણુસ તે; સારી સુશીલવૃત્તિનો તેમજ ધર્મ પરાયણ પવિત્ર માણુસ તે.

**પુણ્યાહવાચન**, ન૦ [ સં. ] આજ સુદિવસ–મંગળ દિવસ છે, એમ કોઇ ધર્મકાર્ય વિધિ કરતા પહેલાં ત્રણ વાર બોલવું તે; પુણ્ય દિવસ, પુણ્ય દિવસ પુણ્ય–અહ =દિવસ એમ બોલવું તે. દેવ અને બ્રાહ્મણને માટે પુણ્યાહવાચન અને શૂદ્રને માટે સ્વસ્તિ શબ્દ વપરાય છે.

**પુતળવિધાન**, ન૦ જેનું પરદેશમાં મરણ થયું હોય અથવા જેનું શબ મળ્યું ન હોય તેના શબને બદલે પુતળું કરી તેને અગ્નિસંસ્કાર વગેરે વિધિ કરવો તે; પુતળું કરી તેને મરનારના નામથી છેલ્લો વિધિ કરવો તે.

**પુતળિયું**, ન૦ સોના રૂપાનું પુતળાની છાપવાળું ગોળ ચગદું; પુતળાની છાપવાળો સિક્કો; ચોક રૂપિયાની કિમ્મતની અસલી દેશી મહોર. (૨) જેમાં પુતળિયાં પરોવેલા હોય એવો હાર. દબાણી મીંગ ચા.

ધાપિ પુતળિયોહાર પહેરે છે.

**પુતળી**, સ્ત્રી૦ [સં પુત્તલી] માટી ધાતુ અથવા લાકડાની સ્ત્રી જેવી આકૃતિ તે, મૂર્તિ, બાવલી. (૨) ઉંચી હોવાને લીધે પાતળી દેખાતી દેખાવડી સ્ત્રી; સુંદર સ્ત્રી. ઉ૦ હાંતની પુતળી સી. (૩) કીકીમાં જે સામા માણસની આકૃતિની છાયાકૃતિ પડે છે તે. (૪) મનુષ્યાકૃતિની છાપવાળો સિક્કો તે

**પુતળું**, ન૦ માટી ધાતુ અથવા લાકડા વગેરેની જે જન જનાવરની આકૃતિ તે, પ્રતિમા; પ્રાણીની પ્રતિકૃતિ; પ્રાણીના જેવા ઘાટની માટી વગેરેની રમકડારૂપ બનાવટ તે; મૂર્તિ; આકૃતિ ( ૨ ) લોટ. પોતાની સમજથી કંઇ કરી શકે નહિ એવું-પરાધીન માણસ, અણસમજુ-જડ તે. નામનું; દેખાડવાનું હોય એવું :-રાજા તો પુતળા જેવો છે, બધો તંત્ર દિવાન ચલાવે છે.

**પુત્ર**, પું૦ [સં ] પુરુષ સંતાન, દીકરો, છોકરો; આત્મજ. કહે૦ પુત્રના લક્ષણ પા લણામાંથી=શરૂઆતથીજ નીવડ કેવી નીકળશે તે તો જણાઈ આવે, સુલક્ષણ શરૂઆતથીજ જણાય.

**પુત્રવતી**, વિ૦ છોકરાવાળી, જેને છોકરો થયેલો હોય તેની સ્ત્રી. (૨) છોકરાવાળી, છોકરાની મા.

**પુત્રિકા**, સ્ત્રી૦ [સં.] પુત્રી; છોકરી; દીકરી, આત્મજા.

**પુત્રી**, સ્ત્રી૦ [સં.] પુત્રિકા; છોકરી; દીકરી. એકની એક છોકરી, છોકરા જેવીજ ગણાય છે, પુત્ર સમાન છોકરી તે, આત્મજા.

**પુત્રીજ**, પું૦ [ સં. ] છોકરીનો છોકરો તે, દૌહિત્ર.

**પુત્રેષ્ટિ**, સ્ત્રી૦ [સં ] પુત્ર નિમિત્તક યાગ તે, પુત્રની પ્રાપ્તિ માટે કરવાની ઇષ્ટિ તે.

**પુત્રૈષણા**, સ્ત્રી૦ [સં.] પુત્ર પ્રાપ્તિની એષણા-ઇચ્છા તે; પુત્રકામના.

**પુદગલ**, વિ૦ સારા આકારનું; શોભિત; સુંદર.

**પૂનમ**, સ્ત્રી૦ શુકલ પક્ષનો છેલ્લો-પૂર્ણ ચંદ્રમા ઉગે તે દિવસ; પૂર્ણિમા; પુનેમ.

**પુનમિયું**, વિ૦ પુનમે પુનમે અમુક, વ્રત અથવા અમુક દેવનાં દર્શન કરવાનો જેણે નિયમ રાખેલો હોય તે, પુનમે અમુક વ્રત અવશ્ય કરનાર, પુનમને માનનાર (૨) પુનમનુ, તેને લગતુ.

**પુનમિયા**, પુ૦ જવ જેવા છોડામાં થતા ધઉ તે, જેમ ચણા પોપટામા થાય છે તેમ આ ઘઉં પોપટા જેવાં છોડાના કોટલામાં થાય છે. એને ખાંડતા ચોખા ઘઉ બહાર નીકળે છે.

**પુનરપિ**, અ૦ [સં ] ફરીને, બીજીવાર; વળી, ફેર

**પુનરાગમન**, ન૦ [સં.] ફરી આવવુ તે, બીજીવાર આવવુ; પાછુ ફરીને આવવું તે

**પુનરાવૃત્તિ**, સ્ત્રી૦ [સં ] બીજીવારનું આવર્તન તે, ફરીને એના એજ બાબત બીજી વાર કરવી-કાઢવી-પ્રસિદ્ધ કરવી તે

**પુનરુક્તિ**, સ્ત્રી૦ [સં ] એકની એક બાબત ફરીને કહેવી તે, બીજીવારનુ કથન તે, એનું એજ ફરી ફરીને બોલવુ તે

**પુનર્જન્મ**, પું૦ [સં ] એકવાર મરી જઇ ફરીને ઉત્પન્ન થવું તે, બીજો અવતાર તે, ફરીને જન્મ લેવો-આવવો તે, બીજો જન્મ. (૨) મરણાંત સુસ્કેલી-ઘાતમાંથી થયેલો બચાવ તે:-આ મંદવાડમાંથી ઉઠયો તેતો એનો પુનર્જન્મજ થયો. (૩) ફરી ફરીને પ્રાણીઓના જન્મ થાય છે એમ માનવુ તે.

**પુનર્ભવ**, પું બીજો અવતાર, બીજો જન્મ; પુનરુત્પત્તિ: ફરીને પેદા થયેલું તે (૨) ફરી થનાર.

**પુનર્ભૂ**, સ્ત્રી૰ ( સં. ) ફરીને પરણેલી સ્ત્રી; બીજીવાર જેણે ઘર કર્યું હોય તે; નાતરાની સ્ત્રી.
**પુનર્વસુ**, પું૰ [સં.] પાંચ તારાના ઝુમખાનું બનેલું સાતમું નક્ષત્ર.
**પુનર્વિવાહ**, પું૰ [ સં. ] પુનર્લગ્ન; ફરીને-બીજીવાર વિવાહ કરવો તે; નાતરૂં.
**પુનિત**, વિ૰ [સં.] પવિત્ર; શુદ્ધ. (૨) સારૂં; સુંદર.
**પુનેમ**, સ્ત્રી૰ પુનમ; પૂર્ણિમા.
**પુનઃ**, અ૰ [સં] ફરીને; વળી; બીજીવાર.
**પુનઃપુનઃ**, અ૰ ફરી ફરીને; વારંવાર; આખો દહાડો; ઘડીઘડી. ઉ૰ પુનઃ પુનઃ પ્રેમ ધરી ધરીને, વિલોકતાં નેત્ર ભરીભરીને.
**પુપલી**, સ્ત્રી૰ નાના છોકરાની ઇંદ્રી; ચકલી; પપુલી.
**પુપુ**, અ૰ એવો અવાજ.
**પુમ**, સ્ત્રી૰ ઝીણા કોમળ તંતુઓ તે, બારીક રૂંવાડાં તે. ( ૨ ) રજકણ જેવા અત્યંત બારીક તંતુઓના છેડા-કકડા તે; રૂવાંટી.
**પુમડું**, ન૰ પુમનો ચપટીમાં રહે એટલો જથો તે; ચપટીએ પકડાય-ચપટીમાં રહે એટલો રૂનો નાનો ગાભો; રૂનો લગારેક જેટલો લોચો. રૂ અને રૂના જેવાં રૂંવાંનો નાનો જથો તે. (૨) પાણી ઓસડ કે અત્તરમાં ભિંજવેલો રૂ કે રૂંવાંનો ગાભો, લોચો. નાનું પોતું.:-એ તો પુમડું પાણીએ પાય એવો નથી.
**પુમાન**, પું૰ [ સં. ] નર; નરજાતિ તે. (૨) પુરૂષ; માણસ.
**પુર**, ન૰ [ સં. ] નગર; શહેર; પત્તન. (૨) વિ૰ ભરેલું. (૩) અ૰ આગળ; અગ્રે. પુરપતિ=રાજા. ઉ૰ પુરપતિ કહે પખાલીને જો તું ચાલીએ જાય. ક૰ દ૰ ડા. પાટણપુરથી પ્રથમ વસેલું. ઇત્યાદિ.
**પુરજો**, પું૰ પુરચો; ટો.
**પુરણ**, ન૰ પુરવાનું-ભરવાનું જે તે; પુરણી. (૨) ગળી રોટલીનાં બે પડ વચ્ચે ભરવાનો મસાલાદાર ગળ્યો માવો; ચણા કે તુવેરની દાળ ને ખાંડ કે ગોળ ભેળી કઇ બનાવેલો માવો.:-પુરણપોળી. (૩) વિ૰ પૂર્ણ; ભરેલું; ભરપુર; કાંઠાકાંઠ.
**પુરણપોળી**, સ્ત્રી૰ ગળો-ગળ્યો માવો ભરીને તૈયાર કરેલી બે પડવાળી રોટલી; પોળી.
**પુરણી**, સ્ત્રી૰ પુરવું તે. ( ૨ ) વધારો; ઉમેરણ:-તમે વાતમાં પુરણી કરો. (૩) પુરવાનું-ખાડા વગેરેમાં ભરવાની જે વસ્તુ, માટી-રેતી વગેરે તે.:-પુરણી નંખાવો. (૪) ઉશ્કેરણી; ચઢાવો.
**પુરત**, સ્ત્રી૰ વરકન્યાનાં માબાપે સાટા પ્રમાણે આપવા ઠરાવ્યું હોય તે પુરૂં કરી આપવું તે. કન્યાનાં માબાપ તરફથી પહેરામણી-રીત-નાતના રિવાજ પ્રમાણે જે કંઇ આપવાનું હોય તે; પહેરામણી; રીત; દેણગી. (૨) પુરાત. (અ૰) આગળ; અગ્રે.
**પુરતું**, વિ૰ જોઇએ તેટલું; પુરૂં થઇ રહે એટલું; પૂર્ણ.
**પુરપાટ**, અ૰ સપાટાબંધ; રેલના પાણીના વોહ પ્રમાણે. ઉ૰ હેષારવે હોંસાતુસી કરીને છલંગો મારતા, ક્ષુભિતાબ્ધિના તરંગ શા, પુરપાટ ઘોડા આવતા.
**પુરબિયો**, પું૰ ચોબો; ઉત્તર પૂર્વ બાગ તરફનો હિંદુસ્તાનનો રહેવાસી તે.
**પુરવણી**, સ્ત્રી૰ ઉમેરાતું લખાણ વગેરે તે; વધારો; ઉમેરણી; પરિશિષ્ટ. (૨) ઉત્તેજન; ઉશ્કેરણી; ચઢવણી.
**પુરવવું**, ક્રિ૰ સ૰ પુરાવવું; કોઇ પુરે એમ કરવું; કોઇની પાસે પુરાવવું.
**પુરવાર**, વિ૰ સાબીત; સિદ્ધ; નક્કી. (૨) પ્રમાણ આપીને સિદ્ધ કરેલું.
**પુરવારી** સ્ત્રી૰ સાબીતી; પુરવાર કરી આપવું તે; પ્રમાણથી સિદ્ધ કરી આપવું તે.

**પુરવી**, સ્ત્રી૦ સાંજે ગવાતા રાગનો એક ઢાળ; ગાવાની છટાનો લહેકો.

**પુરવીદાણા**, પું૦ એલાયચી જેવા સુગંધિવાળા એક જાતના તેજાનાના દાણા. એ મિઠાઇ વગેરેમાં નંખાય છે.

**પુરવું**, ક્રિ૦ સ૦ [ સં. પૂર્ ] પોલું, ખાલી કે ખાડા જેવું ખોદેલું હોય તેમાં બીજી કોઇ વસ્તુ ભરવી-નાંખવી તે; ભરવું; પુરૂં અથવા સપાટીએ સરખું કરવું.:-આ ખાડામાં માટી પુરજો.-દર પુરવું. (૨) રંગ અથવા રંગિત ચૂર્ણ વગેરેથી ચિત્ર કે આકાર કરવો-પાડવો તે.:-સાથિયા પુરવા; રંગોળી પુરવી. (૩) વાયુ; પવન ભરવો; રાગ નીકળે એમ કરવું; વગાડવું.:-વેણું પુરજો; વાંસળી પુરવી. (૪) ઉમેરવું; વધારવું. (૫) ઉશ્કેરવું; ઉત્તેજન આપવું. (૬) દાટવું; માટીથી ઢાંકી દેવું કે ઉંડુ ઘાલવું. (૭) બંધ કરવું; કેદ કરવું. (૮) પુરૂં કરવું. રૂ૦ પ્ર૦ અન્ન પુરવું=પાળવું; પોષણ કરવું; પુરું કરવું. રંગ પુરવો=ખીલવવું; શોભાવવું;

**પુરશ્ચરણ**, ન૦ [સં.] અમુક કાર્યની સિદ્ધિને માટે પંચોપચાર મંત્રનો યોગ કરવો તે; મંત્રનું પાંચ પ્રકારે સાંગ આચરણ કરવું તે.:-ગાયત્રી પુરશ્ચરણ.

**પુરસીસ**, સ્ત્રી૦ [ફા] પુછપરછ; તલાસ.

**પુરસ્કૃત**, અ૦ [ સં. ] આગળ કરીને.

**પુરસ્કૃતિ**, સ્ત્રી૦ [સં] આગેવાની; સરદારી.

**પુરંદર**, પું૦ [સં.] ઇન્દ્ર; દેવનો રાજા.

**પુરંધ્રિ** સ્ત્રી૦ [સં.] આધેડ ઉમ્મરની સ્ત્રી, ઘરમાં કરતી કારવતી જે સ્ત્રી હોય તે. ઉ૦ પુરંધ્રિનાં રોપે, કુસુમ સરખાં ચિત્ત કુમળાં. મ ન. દ્વિ.

**પુરઃસર**, અ૦ [સં.] આદિ લઇ; સાથે; પૂર્વક.:-બુદ્ધિપુરઃસર.

**પુરા**, અ૦ [ સં. ] પૂર્વે; પહેલાં; આગળ; અસલનેવારે.

**પુરાણ**, ન૦ [સં] વેદાર્થને વિસ્તારતું પાંચ લક્ષણવાળું કથાનક-આખ્યાન તે; ધર્મ ઇતિહાસ અને વ્યવહારના જુની કથાઓનો સંગ્રહ તે-પુરાણ. પુરાણનાં પાંચ લક્ષણઃ- સર્ગ; પ્રતિસર્ગ, વંશ, મન્વન્તર, અને વંશાનુચરિત ગણાય છે. (૨) લાંબું અને કંટાળો ઉત્પન્ન કરે એવું ટાયલું તે; વારંવાર જે સબંધી ચર્ચા થઇ ગયેલી હોય એવું પિંજણ તે.:-તારૂં પુરાણ-ના કાઢતો. (૩) વિ૦ જુનું; પ્રાચીન; આગલું. પુરાણપુરૂષ.

**પુરાણિક**, વિ૦ પુરાણનું-પુરાણને લગતું-સંબંધી. (૨) પુરાણી.

**પુરાણી**, પું૦ [સં.] પુરાણની કથાઓ વાંચી સંભળાવનારો; આગલા વખતનો ઇતિહાસ અને વ્યવહાર જાણનારો તથા સમજાવનારો. સુતપુરાણી. આગળ બ્રાહ્મણો નહિ પણ ભાટ લોકો પુરાણીનો ધંધો કરતા. તે પછી વેવંચા પુરાણીનું કામ કરતા. વેવંચાના ચોપડાઓમાં પુરાણને બંધ બેસતી કથાઓ વ્યવહાર અને વંશાન્વય વગેરે લખાતું.

**પુરાણું**, વિ૦ જુનું; આગલું; અસલનું.

**પુરાંત**, સ્ત્રી૦ પુરાંત; જમા તરફના આંકડા સાથે મેળવવાને માટે જે આંકડો-રોકડ રહેલો હોય તે; પુરવાનો-બે બાજુ સરખી કરવાનો આંક-રકમ તે; સીલક; વધારો; બાકી; શેષ.:-દેવાવરને ચોપડે કંઇ પુરાંત નથી.

**પુરાતન**, વિ૦ (સં) અસલનું; જુનું; આગલા વખતનું.

**પુરાવું**, ક્રિ૦ અ૦ ભરાવું; સરખું થવું.

**પુરાવો**, પું૦ પ્રમાણ; સાબીતી. (૨) સાક્ષી; જુબાની. (૩) દાખલો; ખાતરી થાય એવું કથન.

**પુરી**; સ્ત્રી૦ (સં.) નગરી; રાજધાનીનું શહેર (૨) પૂરી.

**પુરીષ**, ન૦ (સં.) નરક; વિષ્ટા; મળ.

**પુરૂં**, વિ૦ પુરણ ભરેલું; જેટલાની જરૂર હોય તેટલું; પૂર્ણ; ભરપુર. ક્રિ૦ પ્ર૦ પુરૂં કરવું ભરણપોષણ કરવું; ગુજરાન કરવું; નિભાવવું; જેટલું હોય તેટલામાં ચલાવવું. રૂ૦ પ્ર૦ પુરૂં નહિ પડવું=સંતોષ નહિ આપી શકાવો; સમાધાન નહિ થવું; નહિ પહોંચી વળાવું; નહિ પહોંચાવું.

**પુરૂષ**, પું૦ (સં.) નર; મરદ; માણસ; ભાયડો; જેના શરીરમાં પ્રજા ઉત્પન્ન કરવાનું બીજ હોય તે; પુમાન; નર. (૨) ધણી; સ્વામ; વર; ભાયડો; માટીડો. રૂ૦ પ્ર૦ પુરૂષપુર=પુરૂષની ઉંચાઇ જેટલું; મથોડું. આ કુવામાં બે પુરૂષપુર-બે પુરૂષ પાણી છે.

**પુરૂષતા**, સ્ત્રી૦ પુરૂષપણું; પુરૂષત્વ.

**પુરૂષત્વ**, ન૦ [સં.] પુરૂષપણું; મર્દાઇ; શૌર્ય બળપરાક્રમ.

**પુરૂષાતન**, ન૦ મર્દાઇ; પુરૂષપણું. (૨) બળ; પરાક્રમ.

**પુરૂષાર્થ**, પું૦ [સં.] પુરૂષાવતારનું જે પ્રયોજન તે પુરૂષાર્થ; પુરૂષે સાધવાના જે ચાર મોટા અર્થ તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ (૨) પરાક્રમ; બળ; કાર્યક્ષમતા.

**પુરૂષાર્થી**, વિ૦ [સં.] પુરૂષાર્થવાળો; પુરૂષાર્થ સાધનાર. (૨) પરાક્રમી; પુરૂષને યોગ્ય અર્થ સાધી લેવાના બળ ને હોંશવાળો; પોતાના બળથી કામ કરીને પાર પાડનારો માણસ તે.

**પુરૂષોત્તમ**, પું૦ [સં.] પુરૂષમાં ઉત્તમ એવો જે તે; વિષ્ણુ

**પુરૂષોત્તમમાસ**, પું૦ મળમાસ; અધિકમાસ.

**પુરેપુરૂં**, વિ૦ સંપૂર્ણ; કંઇ બાકી ન હોય તેવું; આખું; તમામ; સઘળું.

**પુરોડાસ**, પું૦ [સં.] યજ્ઞમાં હોમતાં બાકી રહેલું જે હુતદ્રવ્ય તે; યજ્ઞનો પ્રસાદ; હવિષ; જવનો યજ્ઞમાં હોમવાને બનાવેલો એક પદાર્થ.

**પુરોહિત**, પું૦ [સં.] ધર્મકર્માદિ કરાવનારો; કુલગોર; પુરોધા.

**પુલક**, ન૦ [સં.] રૂંવું; રોમાંચ.

**પુલકિત**, વિ૦ રૂવાં ઉભાં થયાં હોય એવું; કંટકિત; રોમાંચિત.

**પુલાક**, ન૦ ચોખાનું ઓસામણ; તુચ્છ ધાન્ય.

**પુલાવ**, પું૦ એક મસાલાદાર ખોરાક:-નાનપુલાવ.

**પુલિન**, પું૦ [સં.] પાણીની બહાર નીકળેલો, નદીની રેતથી બનેલો રેતાળ બેટ; બાહું; ધોવાયેલી રેતીનો કિનારો; પાણી વચ્ચે નીકળેલો કોરી સ્વચ્છ જમીન અથવા કિનારો તે.

**પુલિંગ**, વિ૦ પુલિંગ; પુરૂષવાચક; નરજાતિનું; નરજાતિ તે.

**પુલ્લી**, સ્ત્રી૦ [સં.] ગરગડી.

**પુષ્કર**, પું૦ [સં.] સાતદ્વીપમાંનો એક દ્વીપ. (૨) નળરાજાનો ભાઈ. (૩) ન૦ તળાવ. (૪) ભુરૂં કમળ.

**પુષ્કરમૂળ**, ન૦ એક વનસ્પતિ જે દવાના કામમાં આવે છે.

**પુષ્કરિણી**, સ્ત્રી૦ [સં.] તળાવડી.

**પુષ્કળ**, વિ૦ [સં.] ઘણું; બહુજ; જોઇએ તેથી વધારે.

**પુષ્ટ**, વિ૦ [સં] પોષાયેલું; ઠીંગુ; જાડું; શરીરે ભરેલું.

**પુષ્ટિ**, સ્ત્રી૦ (સં) પોષણ; પુષ્ટ થવાય એવું -પોષણ મળવું તે; ભરાવો; વધારો; પુષ્ટતા. (૨) ઉત્તેજન; મદદ; ટેકો; અનુમોદન; ઉશ્કેરણી. (૩) બળ; જોર.

**પુષ્ટિકારક**, વિ૦ પુષ્ટિ કરે એવું; પૌષ્ટિક; કૌવતદાર.

**પુષ્ટિમાર્ગ**, પું૦ (સં.) વિષ્ણુ ધર્મની પર-

પરામાં શ્રીમદ્ વલ્લભાચાર્યે ઉપદેશેલો નિર્ગુણભક્તિ-ઈશ્વર પ્રતિ શુદ્ધ પ્રેમભક્તિ રાખવાનો માર્ગ તે. વિષ્ણુ ધર્મની પ્રણાલિકામાં ઘણા માર્ગ હોવાને લીધે શ્રીમદ્ વલ્લભાચાર્યનો માર્ગ, 'પુષ્ટિમાર્ગ' ને નામે ઓળખાયો છે. એમાં પુષ્ટિનો અર્થ પોષણ નહિ પણ શ્રીકૃષ્ણ પરમાત્માની કૃપા એવો કરવામાં આવે છે. પુષ્ટિમાર્ગ એટલે નિર્ગુણ ભક્તિ માર્ગ. આ સંપ્રદાય-માર્ગ ઉપર પુષ્ટિ માર્ગીય સિદ્ધાંત અને પુષ્ટિમાર્ગનાં લક્ષણ વગેરે મોટાં નાનાં પુસ્તકો લખાયેલ છે. વિશેષ જાણવા ઇચ્છનારે તે જોવાં.

**પુષ્પ**, ન૦ [સં] બીજના અંકુરનું ફૂટવું તે; રજોદ્ભવ; ફૂળની ઉત્પત્તિ પહેલાં થતો વિકાસ તે. (૨) ફૂલ; કુસુમ; સુમન.

**પુષ્પક**, ન૦ (સં.) એક વિમાન.

**પુષ્પધન્વા**, પુ૦ (સં.) કામદેવ

**પુષ્પબાણ**, પુ૦ (સં) કામદેવ; મદન.

**પુષ્પવૃષ્ટિ**, સ્ત્રી૦ ફૂલ વરસાવવા તે, ફૂલ વધાવો; ફૂલ વેરવાં-ઉછાળવાં તે.

**પુષ્પાંજલિ**, સ્ત્રી૦ (સં) ખોબામાં ફૂલ લઇ હરખ અને માનથી સામા માણસની સામે ઉછાળી નાંખવાં તે; ફૂલનો અર્ઘ આપવો તે; પુષ્પે વધાવવું તે. (૨) માર; મારમારવો-ઝાપટવું તે. ક્રિ૦ પ્ર૦ પુષ્પાંજલી આપવી=ઠોકવું, મારવું; પીટવું.

**પુષ્પિત**, વિ૦ (સં.) ફુલેલું, ફૂલ ફલી રહેલા હોય એવું.

**પુષ્પિતાગ્રા**, પુ૦ (સં.) વિષમ પદનો એક અક્ષર મેળ છંદ. એના પહેલા ચરણમાં બાર અને બીજામાં તેર અક્ષર આવે છે, પહેલા ચરણમાં ન, ન, ર, ય એ ચાર ગણ અને બીજામાં ન, જ, જ, ર અને છેલ્લો ગુરૂ આવે છે.

**પુષ્ય**, ન૦ (સં) આઠમું નક્ષત્ર

**પુસ્તક**, ન૦ (સં.) કાગળ કે બીજી ચીજનાં પાનાંની બાંધેલી ચોપડી; ગ્રંથ; વહી; કિતાબ; પોથી.

**પુસ્તકશાળા**, સ્ત્રી૦ જ્યાં જુદી જુદી જાતનાં પુસ્તકોનો સંગ્રહ હોય તે સ્થાન; પુસ્તકાલય; કિતાબખાનું.

**પુસ્તકાલય**, ન૦ [સં.] પુસ્તકશાળા કિતાબખાનું

**પુસ્તી**, સ્ત્રી૦ કાગળની કાપલીઓનો કચરો, કાપલીઓ (૨) ભિંતના પાયાની મજબુતીનું ચુનાકામ તે; ભિંતની કમ્મરની મજબુતીનું બાંધકામ તે.

**પુસ્તો**, પું. ગરનાળાની બાજુનું-પાણીનો ધક્કો ઝીલે એવું ચુનાગચ્ચીનું બાંધકામ; ઘાટ; ઠક્કો; પાજને મજબુતી આપનારું બાંધકામ; હાથણી.

**પુળિયુ**, ન૦ ઘાસની નાની જુડી; નાનો હળવો પુળો

**પુળી**, સ્ત્રી૦ ઘાસની જુડી, ખડની ભારી.

**પુળો**, પું૦ ઘાસ અથવા અનાજ ખંખેરી લીધેલા કરસણના સાંઠા વગેરેની જુડી તે ક્રિ૦ પ્ર૦ પુળો - મૂકવો=સળગાવવું; આગ લગાડવી (૨) અગ્નિ સંસ્કાર કરવો. (૩) મન ઉપરથી ભૂંસી નાખ્યું છે, એમ ગણીને કાઢી નાંખવું; બળ્યું ટળ્યું કરવું પુળો દેવો=બળ્યું; ખેર ગયું એમ ગણી મનમાંથી લાગણી કાઢી નાંખવી; જતું કરવું; નામ દેવાનું બંધ કરવું.

**પુકરવું**, ક્રિ૦ અ૦ પુઉ એવો અવાજ કરવો તે. તુચ્છકારમાં બે હોઠ દાબી પુક એવો અવાજ થાય તેમ પવન ફુંકવો તે, ઠીસ કરવી; હુરિયો કરવો

**પુંકેસર**, ન૦ [સં.] જેમાં પુરૂષ બીજ હોય એવા ફૂલમાંના રેસાઓ, ફૂલના તે રેસા-કેસરાં કે જેમાં પુરૂષ બીજ હોય વનસ્પતિ શાસ્ત્ર પ્રમાણે સ્ત્રી પુરૂષ બીજના

સયોગ વગર ફ્ળોત્પત્તિ થતી નથી. કેટલાંક ઝાડ પુંકેસરનાં=નર જાતિનાં ને કેટલાંક સ્ત્રીકેસરનાં જુદાં જુદાં હોય છે. કેટલાંકમાં બેઉ એકજ ઠેકાણે હોય છે પુંકેસરવાળા ફૂલમાંથી મધમાખ પુંકેસરની રજ–પરાગને કણ તેના શરીરે લગાડી સ્ત્રી કેસરવાળા ફૂલ પર જાય છે ત્યાં સ્ત્રી કેસર પરનો ચીકણો પદાર્થ મધમાખીના શરીરપર આવેલા પુંકેસરની રજને પકડી લે છે અને તેથી ફ્ળોત્પત્તિ થાય છે.

**પુંખ**, પું૦ પોખ. (૨) પાંખ, છાપરાનો બે કરાઓની બહાર ઝુલતો રહેતો ભાગ તે. (૩) તીરની પછુચ ઉપરની બેસણુનો પિંછાં લગાડેલો ભાગ.

**પુંખડું**, ન૦ પાંખડું, ફૂંપળિયું; નાની ડાળી. (૨) પવનનું લહેરિયું; તરંગ

**પુંખણું**, ન૦ તીરને ફ્ળાની ઉલટી બાજુનો પણ ફ્ળાં ભરવવાનો ભાગ તે; તીરનો પિંછાં લગાડેલો ચપટીમાં પકડીને બેચવાનો ભાગ તે.

**પુંખવું**, ક્રિ૦ સ૦ પોખવું. ( સં. પ્રોક્ષ ) દાણા ફૂલ છાંટવાં, ખેતરમાં અનાજના કણ વેરવા, ચાવળથી દાણાની ચાસમાં ધાર પાડવી તે; વાવવું. મુઠીએ મુઠીએ ખેતરમાં દાણા છાંટવા તે. પુંખવું–પોંખવું કહેવાય છે:–બે વીઘા જુવાર પુંખી. (૨) દાણા છાંટી–ઉછાળી વધાવી લેવું, વધાવવું; માન ભેર વધાવી આવકાર આપવો. વ્યંગમાં યોગ્ય જવાબ આપવો.–તેમ છતાં પ્રાદનાદ અમારા કસ્બા ઉપર ચઢી આવશે તો અમે તીરો અને ગોળીઓને પૂંખે પુંખી લઇશું.

**પુંખાળું**, વિ૦ પુંખ–પાંખવાળું'–શાર્દૂલનાં પિંછાંથી પુંખાળા મોટા તીર હવામાં સણસણાટ કરતા છૂટવા માંડયા..

**પુંગવ**, પું. (સં.) ગાયનો નર, ગોધો; આ ખલો. (૨) શબ્દને છેડે આવતાં ઉત્તમ; શ્રેષ્ઠ–આગેવાન. મુનિપુંગવ; ગજપુંગવ, વગેરે.

**પુંગીફ્ળ**, ન૦ (સં.) સોપારી, ફોફ્ળ.

**પુંછ**, ન૦ પુંછડું

**પુંછડલું**, ન૦ પુછડું. ઉ૦ પુંછડલું કપાંથી લાગિયું, મારા કુંવર કોડીલા.

**પુંછડિયું**, વિ૦ પુછડાવાળું; જેના પાછલા ભાગમાં પુછડુ હોય એવું:–પુંછડિયો તારો. (૨) પુછડાવાળું–વાંદરાજેવું–ચાંદવું; અટકચાળું.

**પુંછડી**, સ્ત્રી૦ નાનું પુછડું. કહે૦ કુતરાની પુછડી ભોંયમાં ઘાલી રાખો તોય એવીને એવી. અર્થાત્ વાંકી ને વાંકીજ. જે જેનો જેવો સ્વભાવ કે સ્વરૂપ બંધાઇ ગયા તે કોટિ ઉપાયે ફરે નહિ.

**પુંછડું**, ન૦ (સં. पुच्छ) ઉડનારાં, તરનારાં, અને ચાર પગ કે પેટે ચાલનારાં પ્રાણીઓની પુઠનો અવયવ; પુચ્છ; પુંછડી. (૨) પાછળ વળગ્યુ ને વળગ્યુ રહે એવું અણગમતું માણસ; હેરાન કરનારૂં માણસ; લફરૂં; પીડા સમ લાગે એવું તે; પાપ. (૩) પાછલો ભાગ, છેડો; અંત. (૪) અપદ્વાર; ગુદા; પુંઠદ્વાર. (૫) ધ્વજકાજ; પદ્વી વગેરે (તિરસ્કારમાં) ક્રિ૦ પ્ર૦ પુછડે પછાડવું= ગુસ્સાના બખાળા કરવા. પુછડામાં પેસવું= ખુસામત કરીને કોઇને વળગતા ફરવું; શરણે જવું, ઘુસતા જવું. પુછડુ ઘુડી જવું=ડરી ગભરાઇ જવું. (૨) ઝાડા થઇ જવા. પુછડું પકડવું=હઠ ધરવી, એકાદી વાતને વળગી રહેવું; આગ્રહ ધરવો. પુંછડું ફાટવું=બીક લાગવી, ડરી જવાવું; ભય લાગવો પુછડું બળવું=રીસ ચઢવી; ખોટું લાગવું; પોતાને લાગતું વળગતું હોય એવું સાંભળવાથી અપ્રિય લાગવું.

**પુંછવું**, ક્રિ૦ સ૦ લોવું; લુછવું.

પુંજ, પું૦ (સં.) ઢગલો; રાશિ.

પુંજણી, સ્ત્રી૦ ભિંડી અથવા સુતરની મુલાયમ સાવરણી; પુંછણી.

પુંજી, સ્ત્રી૦ દોલત; ધન, પૈસો; ગર્થ.

પુંજો, પુ૦ ઘર વગેરેમાંનો કચરો ને કસ્તર વગેરે તે; વાસીદું.

પુંઠ, અ૦ પાછલી બાજુ તે; પીઠ; વાંસો. (૨) કેડો; પીછો. ઉ૦ તોય પુંઠ ન મૂકીરે ત્યારે જાણો સાચું છે. દયારામ.

પુંઠરખું, વિ૦ એકનિષ્ઠ પાછળ પણ પોતાના માનેલા માણસનું રક્ષણ-ઉપરાણું લે અને બીજાનાં આક્ષેપોનું વારણ કરે એવું; ભક્તિમાન (૨) પુંઠના કપડાને ઘસારો લાગે નહિ તે માટે કમ્મર નીચે લટકતો રહે એમ બાંધવાનો ચામડા કે ત્રાપડાનો કકડો તે; પુછિયુ.

પુંઠળ, અ૦ પાછળ; પછવાડે; પરોક્ષે; મોંએ નહિ એમ. ઉ૦ લોક પુંઠળ બોલેરે, હું તો મોઢે કહું છું; વહુવારૂ માણસરે, ડાહ્યાં બહુ થાશોમાં. દયા

પુંઠાં, ન૦ દાળમાં રહેલાં છોડાં-ફોતરાં તે; કઠોળનાં છોડાં. (૨) પુંઠું; ચોપડી-પોથી વગેરેનું, પાનાંનું રક્ષણ થાય તેમ તેને વિંટાળેલું તેની ઉપર બાંધેલું જાડું કાગળ કે ચામડા વગેરેનું પડ-ઢાંકણ તે; જાડું બોર્ડ-પાટિયું વગેરે તે.

પુંઠિયાં, ન૦ (પુઠિયું) જેમાં આરા ઘાલવામાં આવે છે તે પૈડાની સાંધના ભાગો. (૨) જેના બળ ઉપર ઉભા રહેવાય તે સાંધાના અવયવો. ક્રિ૦ પ્ર૦ પુઠિયાં ફાટવાં=ડર લાગવો; બીવું; ભયભીત થવું; જોરથી ઉભા નહિ રહેવાવું. સાહેબ પાસે જતાં સૌનાં પુઠિયાં ફાટે છે.

પુંઠું, ન૦ કઠોળ વગેરેનું છોડું છોતરૂં. (૨) ચોપડીનાં પાનાંનું રક્ષણ થાય તેવું તેની ઉપરનું જાડું કાગળ, કપડાં કે ચામડાનું ઢાંકણું. (૩) પાયાનું-મૂળનું બંધારણ તે; કાયમની-ઝટ ઘટે નહિ એવી પુષ્ટિ મળવી તે; શરીરની મજબુતી-ભરાવો થવો-બંધારણ બંધાવું તે.ઃ-ઉછરતા જુવાનોને વસાણાં ને પાક ખવરાવ્યા હોય તો 'પુંઠું' બંધાય.

પુંઠે, અ૦ પાછળ; પછવાડે. ક્રિ૦ પ્ર૦ પુઠે પડવું=ખતે પડવું; ખોદણી ખોધા કરવી; છિદ્ર શોધ્યા કરવું. ચીઢવવું; વિતાડવું; પજવવું. પીછો લેવો; જાપતો રાખ્યા કરવો; છુપી તપાસ રાખવી પાછળ પાછળ ફરવું. ઉ૦ કાનુડો મારી પુઠે પડ્યોરે પુઠે લાગવું=કામ કાઢી લેવાને લાગ્યા ને લાગ્યા રહેવું; વારંવાર આગ્રહ ને આજીજી કર્યાં કરવી.

પુંઠેવાળ, વિ૦ છેલ્લુ-પાછલી વયમાં થયેલું છેલ્લું છોકરૂં તે; પાછળથી થયેલું; પુંઠનું છેવટનું તે.ઃ-એ પુંઠેવાળ છોકરા વધારે વહાલાં છે.

પુંડરીક, ન૦ [ સં. ] ધોળું કમળ પુંડરીકાક્ષ=કમળ જેવા આંખોવાળું. (૨) કાદંબરી કથાનો ઉપનાયક.

પુંડ્ર, ન૦ [સં.] તિલક, ટીલું; ત્રિપુંડ.

પુંધિયું, ન૦ દાડિયું ધોતર; નાનું-બે સાંધાનું પંચિયુ. (૨) બેસણીએ બાંધવાનો ચામડાનો કકડો

પુંનાગ, પુ૦ [સં] એક જાતનું ઝાડ; નાગકેસરનું ઝાડ. (૨) મોટો હાથી.

પુંપરો, પુ૦ છોકરો; દીકરો; પુત્ર.

પુંબડું, ન૦ પુમડું; રૂનો નાનો ગાભો. (૨) નાજુક-નાનું ગાભલું તે પુમડા જેવડું=નાનું ને સુકોમળ એવું; જેના ઉપર વજન મૂકી શકાય નહિ એવું.

પુંભડી, સ્ત્રી૦ બેનરમાં છોડને વળગી રહેલું રૂ.

પુંલિંગ, વિ૦ [સં] નરજાતિનું; પુરૂષ જાતિનું.

**પુંવા,** પું૦ પોંવા; ડાંગેરને પલાળી શેકી તથા ખાંડીને બનાવેલા ચોખા-ચપટા મમગ.

**પુંશ્ચલી,** સ્ત્રી૦ પુરૂષોગમ કરનારી–અનીતિવાળી સ્ત્રી; વેશ્યા.

**પુંસવન,** ન૦ [સં] પહેલીવાર ગર્ભ ધારણ કરનારી સ્ત્રીને છોકરૂં કરનારી–છોકરૂ પુત્ર રૂપે જન્મે તે માટે કરવાનો પહેલો સંસ્કાર; પુત્ર સંતાન કરવાનો સંસ્કાર.

**પુંસ્ત્વ** ન૦ [સં] પુરૂષપણુ; પુરૂષત્વ.

**પૂંકરવું,** ક્રિ૦ અ૦ પૂંક એવો અવાજ કાઢવો. (૨) મુતરવું; ભૂકરવું.

**પૂછવુ,** જુ૦ પુછવુ.

**પૂજ,** ન૦ મીંડું; શૂન્ય. (૨) પુંજ, અનુસ્વાર; બિંદુ.

**પૂજક,** વિ૦ [ સં. ] પૂજા કરનારો; પૂજારી; અર્ચનકાર.

**પૂજન,** ન૦ [સં.] પૂજા, સેવા; ચાકરી, ખરદાસ; અર્ચન.

**પૂજનીય,** વિ૦ [સં.] પૂજા કરવા જોગ; પૂજવા જેવુ; માન્ય; સેવા–અર્ચન કરવા યોગ્ય.

**પૂજવુ,** ક્રિ૦ સ૦ પૂજા કરવી, દેવ–ગુરૂ, વગેરેની સેવા કરવી; દેવાદિની મૂર્તિઓને નવરાવી ચંદન ચઢાવી ધૂપ–દીપ કરી સ્તુતિપાઠ ભણવા તે. (૨) ભજવું, અર્ચવું; આદરાતિથ્ય કરવું, માનપાન આપી સેવા કરવી.

**પૂજા,** સ્ત્રી૦ [સં.] પૂજન; પૂજવું તે; દેવાદિકને પ્રસન્ન કરવા તેમને ચંદન પુષ્પ વગેરે ચઢાવી આરાધવા તે; સેવા; આરાધના; અર્ચન. ક્રિ૦ પ્ર૦ પૂજા કરવી=સેવા કરવી. (૨) મારવું, ઠોકવુ; કુંદીપાક આપવો. પૂજા લેવી=આતિથ્ય સ્વીકારવું. પૂજાપાત્રી= સેવા; સંધ્યાવદન દેવ સ્તુતિ પાઠ વગેરે નિત્યકર્મ તે

**પૂજાપો,** પું૦ દેવને ચઢાવવાનાં–પૂજાનાં દ્રવ્યો તે; ચંદન પુષ્પ, ધૂપ વગેરે.

**પૂજારી,** પુ૦ પૂજા કરનારો; પૂજક; દેવાદિકની સેવા કરનારો માણસ.

**પૂજિત,** વિ૦ [ સં. ] પૂજેલું.

**પૂજ્ય,** વિ૦ [સં.] પૂજવા યોગ્ય; પૂજનીય. (૨) વડીલ; મોટું; માન્ય.

**પૂત,** વિ૦ [ સં. ] શુદ્ધ; પવિત્ર. (૨) પું૦ પુત્ર; છોકરો.

**પૂપ,** ન૦ ધોળું બગડે લોહી; વિકૃત લોહી; પરૂ; પાચ.

**પૂર,** વિ૦ ભરેલું; ટાંકાટાંક; સંપૂર્ણ. (૨) જોઇએ તેટલું; પુરૂ થાય એટલુ; તર; ખસઃ–પેટપૂર. (૨) ન૦ [સં.] રેલ; પાણીનો ઉછાળો ને વોહ તે. (૩) ફુલારો; જથો. અમુક પ્રમાણ જેટલુ; અમુક શુમારે હોય તેટલુંઃ–રતિપૂર; એક ગ્રંથપૂર લખાણ.

**પૂરણ,** વિ૦ [ સં. પૂર્ણ ] પુરૂં; ભરેલું. (૨) બસ; યથુ–બહુ છે એમ. (૩) ન૦ ગળી રોટલીમાં ભરવાનો દાળ ને ગોળનો બનાવેલો માવો. વેઢમીમાં ભરવાને બનાવેલી ગળી લચકા દાળ.

**પૂરત,** સ્ત્રી૦ પહેલુ; પહેરામણી; કન્યાને તેના પિતા તરફથી અપાતી રીત.

**પૂરવું,** ક્રિ૦ અ૦ ભરવું; પોષવું. (૨) ઉમેરવું; વધારવું. ઉ૦ સુંદરી કો સૂર પંચમ પૂરી, રસ ભરી રાગ મિલાવે. ગીતગોવિંદ. (૩) ભરી આપવું; બદલે આપવું.

**પૂરિત,** વિ૦ [સં.] ભરેલું; પૂર.:–જળપૂરિત ઘટ.=પાણી ભરેલો ઘડો. (૨) સંતુષ્ટ.

**પૂરી,** સ્ત્રી૦ ઘઉં વગેરેની તળેલી રોટલી–ભાખરી કે તેના જેવી વણેલી ગોળ બનાવટ; પૂરિકા.

**પૂરૂ,** વિ૦ પુરૂં; આખુ; સઘળું. (૨) સમાપ્ત; સંપૂર્ણ; અધેતિ–બહુ

**પૂર્ણ,** વિ૦ [સં.] સકળ; પુરૂં; ભરપુર; આખું.

**પૂર્ણચંદ્ર,** પું૦ [સં.] સોળે કળાએ પ્રકાશતો

પુનમનો ચંદ્ર તે. ચંદ્રનું આખું બિંબ દેખાવું તે.
**પૂર્ણબ્રહ્મ**, ન૦ પરબ્રહ્મ; જેમાં માયાનું નામ ન હોય એવું નિર્વિકાર નિરંજન સ્વરૂપ તે.
**પૂર્ણમાસી**, સ્ત્રી૦ પુનમ; પૂર્ણિમા.
**પૂર્ણાનંદ**, પું૦ [ સં. ] સંપૂર્ણ આનંદમય હોવું તે.
**પૂર્ણાહુતિ**, સ્ત્રી૦ હોમાદિકની સમાપ્તિ; યજ્ઞાદિકમાં છેલ્લા બલિદાનનો સમય અને દિવસ તે.
**પૂર્ણાંક**, પું૦ [સં.] પુરો–આખો આંકડો અથવા રકમ તે; જેનો ભાગ પડેલા ન હોય એવો આંકડો તે.
**પૂર્ણિમા**, સ્ત્રી૦ પુનમ; શુકલ પક્ષની પૂર્ણચંદ્રવાળી તિથિ તે.
**પૂર્ણોપમા** સ્ત્રી૦ [સં.] ઉપમાનાં ચારે અંગ ઉપમાન, ઉપમેય, સાધારણ ધર્મ અને ઉપમાવાચક શબ્દ હોય તે–પૂર્ણોપમા. જેમકે–પદ્મના જેવી છે લાલ, મુગ્ધા ! તારી હથેળિયો. જેમાં આ ચારમાંનું એકાદ અંગ ન હોય તે લુપ્તોપમા કહેવાય છે અને તેના વળી બીજા ભેદ છે.
**પૂર્તિ**, સ્ત્રી૦ [સં.] ઉમેરણ; ખૂટતું–અપૂર્ણ–અધુરૂં હોય તે પુરૂં કરવું તે; વધારો:–પાદપૂર્તિ.
**પૂર્વ**, [સં.] સૂર્યોદયની બાજુ; ઉગમણ. (૨) આગલું; અસલનું.
**પૂર્વક**, અ૦ સાથે:–માનપૂર્વક.
**પૂર્વજ**, વિ૦ પહેલાં જન્મેલું; અગ્રજ; મોટું.
**પૂર્વજ**, પું૦ પહેલાં થઈ ગયેલા પિતામહ વગેરે પિતરો; બાપદાદા; વડવાઓ.
**પૂર્વજન્મ**, પું૦ [ સં. ] વર્તમાન જન્મની પહેલાનો જન્મ તે; આગલો અવતાર. ઉ૦ મારાં પૂર્વજન્મનાં પાપ, આવી મળિયાંરે.
**પૂર્વજિયું**, ન૦ પૂર્વજોના પરિતોષ માટે થતી ક્રિયા અને બ્રહ્મભોજન વગેરે તે; બ્રાહ્મણે —ાર વર્ણના લોક કાર્તિક અંદીનાર્યાં વડવાઓ નિમિત્તે બ્રહ્મભોજન કરે છે તે.
**પૂર્વદત્ત**, વિ૦ [સં.] આગળ આપેલું.
**પૂર્વદ્વાર**, ન૦ આગલું બારણું. (૨) પૂર્વ તરફનું બારણું.
**પૂર્વપશ્ચિમ**, વિ૦ (અ૦) પૂર્વથી પશ્ચિમ લગીનું; પૂર્વ પશ્ચિમ સુધી સળંગ.
**પૂર્વપક્ષ**, પું૦ [સં.] ઉત્તર આપવા માટે વાદીએજ પ્રથમ વિરૂદ્ધ–સામા મતની વસ્તુની રજુઆત કરવી તે; પ્રશ્ન કર્યા જેવી વસ્તુ પ્રથમ આગળ ધરવી તે સિદ્ધાંત વિરૂદ્ધ કોટિ તે; શાસ્ત્રીય પ્રશ્ન (૨) શુકલપક્ષ; અજવાળિયુ.
**પૂર્વરંગ**, પું૦ [ સં ] મંગળાચરણનું ગાયન તે; નાટક વગેરે પ્રયોગ કરતા પહેલાં સભાને ખુશ કરવા અને વિઘ્નાદિની શાંતિ થવા માટે શરૂઆતનું ગાયન કરવામાં આવે છે તે.
**પૂર્વરાત્ર**, સ્ત્રી૦ પહેલી રાત; આગલી રાત.
**પૂર્વવત્**, અ૦ પહેલાંની માફક; આગળની પેઠે.
**પૂર્વાપર**, વિ૦ આગલી પાછલી બન્ને વસ્તુઓ વચ્ચે બરોબર જમાવટ રહેતી હોય તેમ; યથાનુક્રમ; ક્રમાનુસાર; આગળ પાછળના સંબંધસર. (૨) અદ્દતર બરોબર અનુક્રમમાં રહેલું હોય તેમ.
**પૂર્વાફાલ્ગુણી**, સ્ત્રી૦ અગિયારમું નક્ષત્ર.
**પૂર્વાભાદ્રપદા**, ન૦ પચ્ચીસમું નક્ષત્ર.
**પૂર્વાભિમુખ**, વિ૦ પૂર્વ તરફના મોઢાનું; જેનું દ્વાર પૂર્વ તરફનું હોય એવું.
**પૂર્વાર્દ્ધ**, ન૦ આગલું અરધ તે; પૂર્વ દિશા તરફનું અરધિયું તે.
**પૂર્વાવસ્થા**, સ્ત્રી૦ [સં.] આગલી અવસ્થા તે; પૂર્વસ્થિતિ; પહેલાની હાલત–વય તે.
**પૂર્વાશ્રમ**, પું૦ [સં.] આગલો–પહેલાંનો આશ્રમ તે; પહેલી અવસ્થાની સ્થિતિ તે. આગલો વખત.

**પૂર્વાષાઢા**, સ્રી૦ [સં.] વીસમું નક્ષત્ર.

**પૂર્વી**, સ્રી૦ એક રાગિણી.

**પૂર્વીદાણા**, પું૦ એક જાતનું વસાણું; મોટી એલચી અથવા તેના દાણા. આ એલચીને ઠેકાણે વપરાય છે.

**પૂર્વે**, અ૦ આગળ; અગાઉ; અસલવારે; અસલના વખતમા. (૨) જે બાજુએ સૂર્ય ઉગે છે તે દીશાએ. (૩) આગળ કહ્યું તેમ.

**પૂર્વોક્ત**, વિ૦ [સં] પહેલાં કહેલું; અગાઉ કહેલું-બોલાયેલું.

**પૂર્વોત્તર**, વિ૦ [સં.] પૂર્વથી ઉત્તર લગીનું; આગલું પાછલું; પૂર્વાપર. (૨) પૂર્વ અને ઉત્તર તરફ-એટલે ઇશાન તરફ.

**પૂલ**, પું૦ નદી નાળાં વગેરે ઉપર થઇને જવાને માટે બાંધેલો પાજ-પાલખ તે; બે કિનારા વચ્ચે લાકડાં કે લોઢાના ભાલ નાંખી બાંધેલો રસ્તો; હોડીઓ દોરડાં વગેરેથી જવાયઆવાય એમ બનાવેલો માર્ગ તે; સેતુ; પાજઃ-નર્મદાનો પૂલ બહુ મજબુત બાંધણીએ બાંધેલો છે.

**પૃચ્છક**, વિ૦ [સં.] પૂછનાર; પ્રશ્ન કરનાર. (૨) જિજ્ઞાસુ; જાણવા માગનાર. (૩) શોધક; ખણખોદિયુ; તપાસ કરનારૂં પૂછનારૂં.

**પૃચ્છા**, સ્રી૦ જિજ્ઞાસા; જાણવાની ઇચ્છા તે; પ્રશ્ન; સવાલ કરવો તે; પૂછવું તે.

**પૃથક્**, અ૦ (સં.) જુદું; અલગું એમ; છુટું હોય તેમ; અલગ.

**પૃથક્કરણ**, ન૦ (સં) છુટું છુટું કરી નાખવું તે; - જુદું કરવું તે; કોઇ વસ્તુનાં તત્ત્વોને જુદાં કરવાં તે.

**પૃથક્ક્રિયા**, સ્રી૦ તત્ત્વો-શબ્દો વગેરે જુદા પાડવાનું કામ તે; અલગ કરવાનું જે કાર્ય તે; પૃથક્કરણ તે.

**પૃથા**, પુ૦ (સ્રી૦) રિવાજ; રીત; રવૈયો; સંપ્રદાય; ધારો; નિયમ.

**પૃથિવી**, સ્રી૦ (સં.) પૃથ્વી, ભૂ; ધરા; મહી. (૨) ભોંય; જમીન.

**પૃથુ**, વિ૦ (સં.) પહોળું; સ્થૂલ; વિશાળ; મોટું; વિસ્તીર્ણ.

**પૃથ્વી**, સ્રી૦ (સં.) જેની ઉપર આપણે વસીએ છીએ તે જમીનનો એક મોટો ગોળો; ધરા; મહી; ભૂ. (૨) જમીન; ભોંય; માટી અને પત્થર વગેરેનો બનેલો મોટો ઘન પદાર્થ. (૩) પાંચ મહા તત્ત્વમાંનું એક તત્ત્વ. (૪) ખેતર. (૫) અંકુર. (૬) જેની પર સ્થિતિ કરાય એવો પદાર્થ. રૂ૦ પ્ર૦ પૃથ્વી રસાતલમાં જાય એવું=અત્યંત ભુંડું; ન સહેવાય, મહા પાપ રૂપ ગણાય એવું. પૃથ્વી સારી છે કે સૌને ચાલવા દે છે=પૃથ્વી બહુ ક્ષમાવાળી છે. વિશેષ-પૃથ્વી એ સૂર્યમાળામાંનો ત્રીજો ગ્રહ છે. તેને ચંદ્ર ઉપગ્રહ છે અને તેની સાથે તે બીજા ગ્રહોની માફક સૂર્યની આસપાસ ફરે છે. પૃથ્વી સહેજ બેઠી ગોળ છે એનો વ્યાસ આઠ હજાર માઇલ છે. ૩૬૫ દિવસમાં તે સૂર્યની આસપાસ ફરે છે. પૃથ્વી ઉપર પોણા ૭ કરોડ ચોરસ માઇલ કોરી જમીન છે અને બાકીના, ત્રણ ભાગ જેટલું પાણી=સમુદ્ર છે. હાલના શોધકો અને ગણતરીબાજો કહે છે કે પૃથ્વી નવ કરોડ વર્ષ ઉપર અસ્તિત્વમાં આવી હશે. પૃથ્વીના અંદરના ભાગમાં અત્યંત ગરમી છે. શરૂઆતમાં પૃથ્વી વરાળમય હતી એમ પણ કેટલાક કહે છે. આપણા પૌરાણિકમતે પૃથ્વી જળમાંથી ઉત્પન્ન થઇ હતી અને ભગવાને વરાહ રૂપ લઇ એક દૈત્યને મારી તારી હતી. પૃથુરાજાના નામ ઉપરથી પૃથ્વી નામ પડેલું છે.

**પૃથ્વીનાથ**, પું૦ રાજા; નૃપતિ; ભૂપતિ.

**પૃથ્વીપતિ**, પું૦ રાજા; ભૂપાળ.
**પૃષ્ટ**, વિ૦ (સં.) પૂછેલું, વિચારેલું.
**પૃષ્ઠ**, વિ૦ પાછલું. (૨) ના૦ પાછલો ભાગ; વાંસો; પીઠ; પાછલી બાજુ. (૩) ઉપલી એક સરખી સપાટી તે; પાનું; પત્ર.
**પેઈનકિલર**, ન૦ (અં.) દુઃખને દૂર કરનારી એક દવા; પીડાહારક ઔષધ. ચુંક દુખાવો વગેરે મટાડે (દુખાવાને દફે કરે) એવી દવાનું નામ છે
**પેખણ**, ન૦ (સં. પ્રેક્ષણ) જોવું તે.
**પેખણું**, ન૦ જોવાનું; દેખાવ.
**પેખવું**, ક્રિ૦ સ૦ (સં. પ્રેક્ષ્) જોવું; ધારીને જોવું, નિહાળવું.
**પેખામાખોર**, વિ૦ કૃતવાખોર; ફિતુરી
**પેગંબર**, પું૦ (ફા) માણસ માટે ઈશ્વરનો સંદેશો લઈ આવનાર-દેવદૂત. લોકને ઈશ્વરનું જ્ઞાન આપનાર મોટો ઉપદેશક; મોટો ધર્માચાર્ય:—મહમદ પેગંબર. (૨) અવતારી પુરુષ.
**પેગામ**, પું૦ (ફા.) સંદેશો; કહેણું; કહાવી મોકલેલું કથન; ખબર. ઉ૦ આગળ આવે છે, મારી કૃપાનો માટો, ત્યાંને પેગામ પોચડાવો, હોજીજી જી ગુ.
**પેચ**, પું૦ (ફા.) દાવ; તાલ, યોગ્ય પ્રસંગ. (૨) છુપી યુક્તિ, ફાંદો, છટકું; છળ; પ્રપંચ. (૩) ફેર, આંટા ચઢાવાય એવી ખીલી, સ્ક્રૂ (૪) આંબળો; આંટો (૫) કળા, કરામત. ક્રિ૦ પ્ર૦ પેચ રચવો=છટકું માંડવું, યુક્તિ લગાવવી. પેચ દેવો આંટો ચઢાવવો, ખીલી બિડાવવી. પેચ કરવા=પતંગના દોરીઓ વચ્ચે આંટા નાખવા, પેચ લઢાવવા=એક બીજાની પતંગ ઉપર આંટી નાંખવાની રમત કરવી (પતંગની) પકડ, બીરો; ચપેટી. પેચમાં આવવું=સકંજામાં-દાવમાં આવવું. પેચ છોડવા=આંટી કાઢી નાખવી. પેચદેવો=આંબળો-વળદેવો.
**પેચદાર**, વિ૦ આંટાવાળું; ચઢ ઉતર બેઠેલો વાળું. (સ્ક્રૂ જેવું) ૨ જુગતીદાર; દાવ ખેલી જાણે એવું; પેચી.
**પેચી**, વિ૦ દાવપેચ જાણનારું; જુગતીબાજ.
**પેચોટી**, સ્ત્રી. આંમોઇ.
**પેજ**, સ્ત્રી૦ કાજી; ચોખાની રાબ.
**પેજાર**, સ્ત્રી૦ [ફા.] જુતી; ખાસડું; મોજડી પેંજાર.
**પેટ**, ન૦ શરીરની વચલો મોં તરફનો કોથળી કે થેલા જેવો, ભાગ-અવયવ તે; છાતી અને પેઢું વચ્ચેનો ભાગ, ઉદર. (૨) જેમાં ખોરાક જાય છે તે ચામડાની-શરીરની અંદરની થેલી; ઓજરી, જઠર, અમાશય. (૩) પેટની નીચેનો તે સ્ત્રી અવયવ, કે જેમાં ગર્ભ રહી મોટો થાય છે, ગર્ભાશય. (૪) મન, અંતર.—પેટની વાત. (૫) સંતાન; છોકરું:—પેટનાં પેટ=છોકરાંનાં છોકરા. (૬) ગુજરાન-આજીવિકા — પેટ કરાવે વેઠ, પેટ વાજાં વગડાવે. (૭) ઝાડો, દસ્ત.—બે પેટ આવે એટલે સાકરનો શિરો ખાવો. (૮) એકસંપીલું કુટુંબ, ગોત્ર ઘર તે (૯) કોઈ ચીજ કે ઘાટ તે. (૯) કોઈ ચીજ-ઘાટ વગેરેનો-આગળ વધેલો પોકળ ભાગ તે, પેઢું. ક્રિ૦ પ્ર૦ પેટ આવવું=ઝાડો થવો. પેટ ચઢવું=વાયુથી પેટ ફુગાવું; પેટમાં વાયુનો ભરાવો થવો. (૨) છુપી વાત છુપી નહિ રાખી શકાવી; નહિ જીરવાવું, કોને કહું ને ફરાગત થાઉં એમ થવું. પેટ દુખવું=મનમાં સંતાપ થવો; મન દુખાવું — દુખે પેટ ને કૂટે માથું. પેટ વધવું=સ્થૂલ થવું. ગર્ભ રહીને વધવો પેટ વાંસે ચોંટવું=ભૂખ્યા થઈજવું પેટ ફૂલવું=પેટ વધવું. પેટ બળવું=અંતર નાગવું અથવા

દાઝવું તે. પેટ બાળવું=ખાવા પીવામાં ખૂબ કરકસર કરવી. પેટમાં બાળવું=દિલસોજી રાખવી. પેટને ભાડું આપવું=જીવન નિભાવવા માટે ખાવું; ભોજન કરવું. પેટ ખોલીને વાત કરવી=ખુલ્લે મને વાત કરવી; કશુંએ નહિ છુપાવવાનાં જેમ કહેવાનું હોય તેમ કહેવું તે. પેટ ટાઢું થવું=સંતોષ મળવો. નિરાંત થવી પેટમાં પેસવું=ખુશામત કરી સામાના આપ્ત બની જવું. મોટું પેટ રાખવું=ઉદાર દિલ રાખવું; ગુના હોય માફ કરવા. પેટ ભરવું=આજીવિકા ચલાવવી. પાપે પેટ ભરવું=ખોટાં કામ કર્યાં કરવાં. પેટ તણાવું=ધરાઇને ખાવું; સંતોષે ખાવું. પેટ પોષવું=પોતાનું એકલાનું કરવું. પેટ ગળે આડવું=અકરાંતિયાં થઈ ખાવું; ધરાઇ જવાવું. પેટ આપવું=મન આપવું; ખાનગી વાત ચીત કહેવી, ખરો હેતુ-મુદ્દો હોય તે જણાવી દેવો. પેટ છુટીજવું=ઝાડો થઇ જવો. પેટ જુદાં થવાં=ભેદ પડવો. પેટ દાબીને રહેવું=મન મારીને રહેવું. પેટે પહાણ પડવો=ખરાબ-પરાક્રમ હીણ છોકરાં થવાં; છોકરી જન્મવી. ઉ૦ શી પહાણ પડયો નહિ પેટરે, ધિક પુત્રની એ વાતો. પેટ પર છરી મૂકવી=આજીવિકા તોડવી. પેટ પાડવું=અંતરનું માણસ ફૂટવું; પોતાનો માણસ બગાડવો. આત્મજન જ પોતાનું ભુંડું કરે તે. પેટ પાણી નહિ પડવા દેવું=નહિ જંપવા દેવું; અકલ્યાણ કર્યાં કરવું. પેટ પેટલાદ જવું=ભૂખને લીધે અકળાઇ જવું. પેટ ફોડવું=ભરમ ભાગવો; છુપી વાત કહી દેવી. પેટની પૂજા કરવી=ખાવું, જમવું. પેટમાં આગ લાગવી=અંતર બળવું. ભુખ્યા થવું. સંતાપ થવો. પેટમાં તેલ રેડાવું=ફાસકો પડવો; ચિંતા થવી. પેટમાં પેસી નીકળવું=મર્મ જાણવું, પેટમાં રાખવું. પેટમાં ઉતારવું=ગળી જવું. ધ્યાનમાં લેવું. કહે૦ પેટની વેઠ=આજીવિકાને માટે પ્રવૃત્તિ કરવી એમ. પેટ ચોળીને શૂળ=જાતે દુઃખ ઉત્પન્ન કરવું. પેટ અવતાર લેવા જેવું=પવિત્ર બહુજ ભલું. પેટ ધરાસે મૂકવું=ખાવાનીએ દરકાર રાખ્યા વગર, ખાવાને માટે રાખેલું હોય તેએ વેચી નાખવું. પેટ બળેલું=અંતરે દાઝેલું=મનથી જેને સંતાપ થયેલો હોય એવું-જેની આંતરડી દાઝેલી હોય એવું-ભૂખ્યું.:- પેટનો બળ્યો ગામ બાળે. સાંકડા પેટનું=આછકલું; જેના પેટમાં કંઇ સમાય નહિ એવું; અનુદાર; કંજુસ; બખીલ. પેટમાં તેલ રેડાવું=ફાળ પડવી; ચરેરો પડવો. પેટમાં દાંત=અંતરમાં વેર. પેટમાં પગ હોવા=ઉપરથી દેખાય નહિ પણ હરામી-લુચ્ચું હોય એવું; પેટમાં પાળી=મનમાં વેર હોવું તે. પેટે પાટા બાંધવા=ભૂખ્યા રહેવું; ભૂખ વેઠવી. ઠંડે પેટે=વગર સંતાપે, નિશ્ચિંતપણે. પેટમાં પાળી મારવી=પોતાને હાથે પોતાનું બગાડવું. પેટ ફાટે ત્યાં પાટો ક્યાં?=પોતાના માણસો ફૂટેલા હોય ત્યાં શું ગુપ્ત રહે પેટમાં ન મળે પળી પાણી ને નામ મેરા દરિયાવખાન=શારીરિક બળ-જોર હોય નહિ ને નામ જોયુ હોય તો મોટું, એવા અર્થમાં વપરાય છે. પેટવરામાંથી પુણ્યવરો=ખાવાના ભેગું થોડું પુણ્યનું પણ કાઢવું, કારણ તેમ કરતાં કંઇ જણાતું નથી.

**પેટપુર**, વિ૦ પેટ ભરાય તેટલું; પેટને પુરૂં થાય એટલું. (૨) સંતોષ થાય એટલું; પુરૂં થાય તેટલું.:-પેટપુર પગાર તો આપવો જોઇએજ.

**પેટબેસણું**, ન૦ વારંવાર ઝાડો થયા કરવો તે; ઝાડો.

**પેટભરું**, વિ૦ પેટ ભરી જાણનારું; એકલપેટું; ખાવાની કે રળવાનીજ કાળજીવાળું–બીજી દરકાર, કાળજી કે ગુણાવગુણને નહિ સમજે એવું; કમઅક્કલ.

**પેટવરો**, પું૦ ખોરાકી ખરચ; ખાવા પીવામાં થતો વ્યય તે. કહે૰ પેટવરા ભેગો પુણ્ય વરો=ઘરગતુ ખરચ ભેગું થોડું પુણ્યદાન પણ કરવું એમ.

**પેટવવું**, ક્રિ૦ સ૦ સળગાવવું; લગાડવું; ચેતવવું. (૨) ભડકો થાય એમ સળગાવવું; અગ્નિ લગાડવો:–દીવો પેટવવો.

**પેટવું**, ક્રિ૦ અ૦ સળગવું; લાગવું. (૨) ભડકો થવો; જ્વાળાએ બળવું.

**પેટારો**, પું૦ પટારો; મોટી પેટી.

**પેટિયું**, વિ૦ પેટને સાટે મજુરી કરનારું માત્ર ખોરાક પુરતાજ સવાજમે કામ કરનારું:–પેટિયા નોકર. (૨) પેટનું પુરું થાય એટલું જે તે; પેટ ભરવા જેટલુંજ મળતર તે; રોજ; પેટનું ખરચ.

**પેટી**, સ્ત્રી૦ ધાતુ કે લાકડાનો ઘોડઘાસ થાય અને અંદર સરસામાન મુકાય એવો એક ઘાટ તે; મંજુસ; પેટારો; (૨) છાતી ઢંકાય ને ચપટ બેસતું આવે એવું બહાય વગરનું બદન, કબજો. (૩) અમુક જથો, (પેટીમાં માય તેટલો) ચીનમા હજારો પેટી અફીણ ખપે છે. પેટી જેવું=ચારે તરફથી બંધ

**પેટું**, ન૦ પરિધમાં આવી જતું હોય એવું તે; પરિધ–મંડળમાંનું એક અંગ–ભાગ તે; ઘટક; અવયવ; વિભાગ; અંશ. (૩) વચલો ફુગેલો ભાગ તે; વચલો ફુગાવો. –ભિંતને પેટું નીકળ્યું છે ઉપસેલું પોકળ. પેટાખાતું=મોટા ખાતામાંનું ઉપખાતું તે. પેટા રકમની અંદર આવી જતી રકમ તે. પેટા ભાગિયો=ભાગમાંનો ભાગિયો તે.

**પેટે**, અ૦ વતી; બદલે; સાટે; સંબંધે.

**પેટ્રોલિયમ**, ન૦ (અં Petroleum) જમીનની અંદરની ખડકોમાંથી મળતું એક જાતનું ખનીજ તેલ. કેટલેક ઠેકાણે તે પાણીની સપાટી ઉપરથી પણ મળી આવે છે. યાંત્રિક બળ ઉત્પન્ન કરવામાં અને બાળવામાં તેનો ઉપયોગ થાય છે.

**પેઠ**, અ૦ પેઠમ, માફક; સમ; ગોડે:–આ કોની પેઠ ચાલે છે?

**પેઠણ**, અ૦ પેઠ, માફક; પેઠે. (૨) પેંઠણ મામનું. (૩) પૈઠણ.

**પેઠે**, અ૦ માફક; અમુકની જેમ, રીતે; પ્રમાણે; મિસાલે

**પેઢાં**, ન૦ જેમાં દાઢો ખુંપાયેલી રહે છે તે કઠણ માંસની કિનાર; દાઢો અને દાંતના મૂળ આગળના માંસની પેસીઓ. દાંત આવતાં પહેલાં અને દાંત પડી ગયા પછી રહેલો ઘોડાની નાળના આકારનો માંસની કિનારવાળો મોમાંનો દાબવા ચગળવાનો અવયવ તે.

**પેઢી**, સ્ત્રી૦ [સં. પીઠ] શરાફી દુકાન–સંસ્થા તે; દુકાન; વેપારનું સ્થાન; કોઠી:–મગનભાઈની પેઢીએ હુંડીઓ વટાવજો. (૨) વંશાન્વય; પુરુષ પરંપરા; કુટુંબ પરંપરા તે; વેલો; એક પછી એક વંશનો ચડતો અનુક્રમ તે. પેઢીઓગત=પેઢી દર પેઢી ચાલ્યું આવતું હોય તેવું; વંશી ઉતરી આવતું.

**પેઢીનામું**, ન૦ વંશાનુક્રમનો લેખ તે; વંશપત્ર

**પેડુ**, ન૦ પેટની નીચેનો ભાગ તે; ડુંટી નીચેનું પેટ. (૨) દાંતના મૂળનું માંસ.

**પેણી**, સ્ત્રી૦ પૂરી અને ભજિયાં વગેરે તળવાનું ચકોરા જેવું વાસણ; કઢાઈ; કટાહ; તાવડી.

**પેણો**, પું૦ મોટી પેણી, તાવડો; કઢાઈ.

**પેદ**, (પૈએ૬) સ્ત્રી૦ પગની શક્તિ; શરીરબળ. (૨) કામ કરાવી મનુષ્યની કાર્ય કરવાની

શક્તિને રંજ કરી નાંખવી તે; કુસ; થકવી નાંખવું તે; કમજોર થઇ જાય એવી મહેનત લેવી અથવા લેવરાવી તે,—આજ આખો દહાડો સાહેબે પેદ કાઢી નાંખી. પાધ=પગનું બળ તે.

**પેદળ**, ન૦ પગે ચાલનારૂં દળ-લશ્કર તે; પાયદળ. (૨) પગપાળું:=પેદળ કાશીયાત્રા કરવાનો મારે નિયમ છે.

**પેદા**, વિ૦ [फा.] નવું થયેલું; ઉપજેલું; ઉદ્‌ભવેલું. ક્રિ૦ પ્ર૦ પેદા કરવું; ઉત્પન્ન કરવું; નવું ઉપજાવવું; જન્માવવું; ઉપજાવવું. (૨) કમાવું; ઉત્પન્ન કરવું, રળવું; લાભ કરવો; ઉપાર્જન કરવું:-મારી બધી મિલકત મેં પોતે પેદા કરેલી છે.

**પેદાશ**, સ્ત્રી૦ [फा.] પેદા થયેલું-કરેલું તે, ઉત્પન્ન; ઉપજ. (૨) ઉત્પત્તિ; જન્મ. (૩) ફળ; વરતરિ. (૪) કમાઇ; આવક. (૫) લાભ; નફો; ખાટવું તે.

**પેધવું**, ક્રિ૦ અ૦ ટેવાવું; આદત પડવી; વારંવાર ખાટી જવાની ટેવ પડવી. (૨) પરિચિત થઇ જવું; આવવું-ફાવવું; સહેલું-સુગમ પડીજવું; લાભ મેળવી જવાની આદત પડવી; પળોટવું:-ડોસી મરવાનો ભય નહિ પણ જમ પેધ્યાનો ભય છે.

**પેધું**, ન૦ કોઇ કામ કે લાભ લઇ જવાની ટેવ તે; આદત; વારવાર લાભ લઇ જવાનું સહેલું પડીજવું-સુગમ લાગી રહેવું તે; ટેવ; લખકો ક્રિ૦ પ્ર૦ પેધું પડવું લાગી જવાની ટેવ પડવી; સહેલથી કામ કાઢી લેવાની ટેવ.

**પેન**, સ્ત્રી૦ (अं. pen) પથરપાટી પર લખવાની પથરની સળી; કલમ; લેખણ.

**પેનસીલ**, સ્ત્રી૦ સીસાપેન; કાગળ ઉપર લખવાની સીસાની-પ્લમ્બેગો નામના પદાર્થની સળીની કલમ તે.

**પેની**, સ્ત્રી૦ (अं.) પેન્સ; આઠ પાઇ જેટલી કિમ્મતનો ઇંગ્લંડમાં ચાલતો એક નાનો સિક્કો.

**પેય**, વિ૦ (सं) પીવાનું, પીવા જેવું સ્ત્રે; પીવાને યોગ્ય. (૨) ના. કાંજી.

**પેર**, સ્ત્રી૦ પ્રકાર; રીત. (૨) તજવીજ; ગોઠવણ; જુગતી (૩) સ્થિતિ; હાલત. (૪) હદ. (૫) જમરૂખ; જામફળ.

**પેરણ**, ન૦ પહેરવાનું તે; વસ્ત્ર; લુગડું. ઉ૦ પેરણ ચાલો પાંદડા, ખાવા વનફળ ફૂલ. ક. દ. ડા. (૨) ગળેથી પહેરવાનું સાદું છુટું ટુંકી કફની જેવું અંદન. પહેરવાનું જે તે; પહેરવું તે; પહેરવામાં વાપરવાનું તે:-મારે પેરણ દક્ષણી ચીરજો.

**પેરણું**, ન૦ કમ્મરેથી પહેરવાનું વસ્ત્ર તે; જેનાથી કમ્મર ને પગ ઢાંકવામાં આવે છે તે વસ્ત્ર. (૨) લંગોટ.

**પેરવી**, સ્ત્રી૦ તજવીજ; ગોઠવણ, સોઇ-સગવડ. (૨) યુક્તિ; તલાવટ; યત્ન. કોઇ પણ કામ સાધવાને માટે કરવાની બધી રીતની ગોઠવણ તે. ક્રિ૦ પ્ર૦ પેરવી કરવી: તજવીજ-તપાસ કરવી; શોધ ચલાવવી.

**પેરવું** ક્રિ૦ સ૦ [सं. प्रेर्] મોકલવું; પ્રેરણા કરવી; અમુક કાર્ય કરવાને ગતિ આપવી; મોજવું. (૨) વાવવું; જમીનમાં અનાજના દાણા છાંટવા કે જેથી ઉગી નીકળે.

**પેરવેષ**, પું૦ પહેરવેષ; પોષાક; પહેરવાની છટા તે; પહેરવાની ઢબ રીત તે.

**પેરાઇ**, સ્ત્રી૦ કાતળી; શેલડી અને વાસ વગેરેના સાંધામાનો બે ગાંઠાઓ વચ્ચેનો ભાગ તે.

**પેરામણી**, જુઓ૦ પહેરામણી.

**પેરાવવું**, જુઓ૦ પહેરાવવું.

**પેરાં**, ન૦ બે ગાંઠા વચ્ચેના શેલડીના કકડા તે; પેરાઇઓ.

**પેરે**, અ૦ પેઠે; રીતે; માફક; પ્રમાણે. ઉ૦

વૈશપાયન એણીપેરે બોલ્યા, સુણ જન- મેજયરાય.

**પેરેગીર,** પું૦ પહેરેગીર.

**પેરો,** પું૦ પહેરો. (૨) ફેરો

**પેલ,** સ્ત્રી૦ પહેલ. (૨) ન૦ પિંજેલા પોચા રૂની થપેલી; થાબડી પોચો રૂનો લોચો; માસની ચેપલીઓ.:–એને શરીરે તો પેલ પડે છે. માંસની થાપીઓ દેખાય છે.

**પેલડું,** વિ૦ પહેલું ઉ૦ અ બા પેલડીનો વાંકો અ બોડલો જો.

**પેલવ,** વિ૦ [ સં. ] સુકુમાર; નાજુક; કુમળુ; સુ વાળુ.

**પેલવાન,** જુ૦ પહેલવાન.

**પેલાં,** અ૦ પહેલાં; આગળ, પૂર્વે.:–પેલાં એમ હતું પણ હાલ એમ નથી.

**પેલીગમ,** અ૦ તે તરફ; બીજી–સામેની બા જુએ.

**પેલીતરફ,** અ૦ સામી બાજુએ, પેલીગમ.

**પેલીમેર,** અ૦ તે બાજુએ; બીજી પાર, સામે; સામેની બાજુએ.

**પેલું,** સ૦ ફલાણું તે, અમુક; ઓલ્યું. દર્શક સર્વનામ. સામેનું આગલું–પૂર્વનું તે. (એમ) ઉ૦ સખી ઠકીના લખ્યા લેખ, તે કથમ ફરશેરે; મારી પેલા જનમની પ્રીત, આવી મળશેરે.

**પેલેદહાડે,** અ૦ ચોથે દિવસે:–કાલ=બીજે, પરમ ત્રીજે, અને પેલે=ચોથે દહાડે એમ. સોમવારે બોલતા ગુરુવાર પેલો દહાડો કહેવાય. પાછળથી ગણે તો શુક્રવાર પેલો દહાડો ગણાય.

**પેશ,** વિ૦ [ ફા ] પાર, ખર; ફલિત; સફળ. (૨) મુખ્ય, પ્રતિષ્ઠિત ક્રિ૦ પ્ર૦ પેશ જવુ=પાર પડવુ, ખર આવવુ; સફળ થવુ; પુરા પડવું પેશ પહોંચવું=પાર ઉતરવુ. પેશ પહોંચાડવું=શિકસ્ત આપવી; માન કરાવવું, ઠેકાણે આણવું

**પેશકસ,** પું૦ મહેસુલ; ખંડણી વગેરે આગળથી નક્કી કરી લેવાતો કર. (૨) આગળથી ખડણી વસુલ કરી લેનારો માણસ

**પેશકશી,** સ્ત્રી૦ આગળથી ભરવાની મહેસુલ, ખંડણી કે સાથ જે નક્કી કરવામા આવ્યુ હોય તે. (૨) ખડણી વગેરે ઠરાવવાનુ કામ તે

**પેશકાર,** પું૦ મહેસુલ ઠરાવનારો અમલદાર. (૨) હજુરિયો.

**પેશગી,** સ્ત્રી૦ કામ થવા કરાવા માટે આગળથી અપાતું લવાજમ

**પેશવા,** પું૦ મુખ્ય પ્રધાન, સત્તાવાળો વઝીર, પટપ્રધાન. , સતારાના રાજાના જે પટ પ્રધાનો પુનામાં સત્તાવાળા થયા હતા તે.

**પેશવાઇ,** સ્ત્રી૦ પેશવાઓનો રાજ્યકાળ–અમલ તે, પેશવાની કારકિર્દીનો સમય (૨) ઠાઠ; રાજવૈભવ, (૩) પેશવાઓના જેવો અમલ–કારભાર ચલાવવો તે. દોરતોર.

**પેશવાજ,** પું૦ રામજણીનો ઓઢો; નાચનારીઓ જે ઝુલતો લાંબો અને ખૂબ ઘેરવાળો જભ્ભો પહેરે છે તે.

**પેશાબ,** પું૦ [ ફા. ] પિશાબ; મૂતર. ક્રિ૦ પ્ર૦ પેશાબ કરવો=મુતરવું. પેશાબખાનું= મુતરડી.

**પેશી,** સ્ત્રી૦ [ સં. ] કળી, ગડી, ગાંઠ (૨) પોટલી; લુગદી; લોચો. (૩) અંગને વિંટાયલી નાજુક ચામડી તે, કોઈ બીજાની આસપાસ વિંટાયેલું મુલાયમ ચીકણું પડ–આચ્છાદન તે પાતળાં ભરાઉ પડનો નાનો વિટનો–ખજુરની પેશી, માંસની પેશી. (૪) ફેડવું; પોતો, એક આખા માંના ઘણાક છુટેછુટા લબા અને ગોળ રેસાવાળા ભાગ, કકડા, લોચા તે (૫) અડદની દાળ.

**પેશો,** પું૦ [ ફા. ] ધધો; ઉદ્યોગ, કામ

**પેષણ**, ન૦ [ સં. ] દળવું અથવા ચૂર્ણ કરવું તે. (૨) ઘંટી; નિશાતરો.

**પેસનીકળ**, સ્ત્રી૦ પેસવું અને નીકળવું તે; વાર વાર અંદર જવું ને બહાર આવવું તે; ધાલમેલ, અતિપરિચય; ઘરવટ; સહવાસ; ગાઢ મિત્રતા તે.

**પેસવું**, ક્રિ૦ અ૦ અંદર જવું; દાખલ થવું; ઘૂસવું.

**પેસાર**, પું૦ પેસવું તે; પેસવાપણું. (૨) પરિચય, સહવાસ.

**પેસારવું**, ક્રિ૦ સ૦ દાખલ કરવું; ઉંડું ઉતારવું; પેસાડવું.

**પેસાવું**, ક્રિ૦ અ૦ દાખલ થવાવું; અંદર જવાવું.

**પેસિફિક**, પું૦ પાસિફિક; પૃથ્વી ઉપરનો સૌથી મોટો અને ઉંડો મહાસાગર. એ એશિયા અને અમેરિકાની વચ્ચે આવેલો છે.

**પેસ્તર**, વિ૦ (फा.) આવતું; હવે પછીનું:- પેસ્તરસાલ.

**પેહેરવું**, જુ૦ પહેરવું.

**પેહેલવી**, સ્ત્રી૦ ઇરાનની જુની ગાથા ભાષા.

**પેળ**, પું૦ [સં] વૃષણ; અંડ.

**પેળવો** પું૦ પેળ.

**પેંજાર**, સ્ત્રી૦ [फा.] પગરખું; જોડું. (૨) મોજડી ઉ૦ તારા સરખી નાર તે તો મારા પગની પેંજાર.

**પૈ**, સ્ત્રી૦ આનાના બારમા ભાગ જેટલી કિમ્મતનો એક નાનો ચલણી સિક્કો. (૨) ભાગેલાં તૂટેલાં બીબાંનો ખુરદો-ભંગાર. એકઠાં થઇ ગયેલાં બીબાંનો જથો, ખીચડો.

**પૈકી**, વિ૦ માનું; અંદરનું; માહેલું.-તમારા પૈકી ગમેપણ એક જણે આ વાત જાહેર કરી લાગે છે પાંચ રૂપિયા પૈકી એકનો ખુરદો છે.

**પૈઠણ**, સ્ત્રી૦ પરઠણ; કરાર; બોલી; સાટું:- કન્યા દેવાની પૈઠણ પહેરામણીની પૈઠણ નહિ, કંકુ ને કન્યા પણ દે.

**પૈઠવું**, ક્રિ૦ સ૦ પરઠવું; કરાર કરવો; સાટું કરવું; ઠરાવવું, ભાવ-બદલો લેવાનું નક્કી કરવું; પરઠવું:-ભાવ પૈઠીને પછી લેવું.

**પૈઢો**, પું૦ ચૂલ ઉપર લાકડાં ખોસીને કરેલું ઓઢું તે.

**પૈડું**, ન૦ મધ્યબિંદ-નાભિમાંથી પરિઘ લગી આરા ઘાલી બનાવેલી ગોળ આકૃતિ તે; ચક્ર; ચાક ગાડી ગાડાં અને યંત્રો વગેરેનાં પૈડાં; ચક્કર. ક્રિ૦ પ્ર૦ પૈડું ફરવું-ચાલવું; પ્રવૃત્ત થવું; કામ થવું-ચાલવું. તમારા વગર પૈડું ફરશે નહિ.

**પૈડો**, પું૦ બાવળનાં બીજની શિંગ, કાતરો.

**પૈતું**, ન૦ પીતો; શાક અથવા ફળનો ગોળ કકડો; ગોળ ચકતું; ફોડવું.

**પૈતૃક**, વિ૦ [सं.] પિતૃ સંબંધી; બાપીકું.

**પૈશાચ**, વિ૦ [सं.] વિવાહનો એક પ્રકાર. આઠ જાતના વિવાહોમાં ઉંઘતી, ઘેનવાળી, બેભાન એવી કન્યાને કપટ કે છળથી ઉપાડી જઇ પરણવું તે-વિવાહ. (૨) વિ૦ પિશાચ સંબંધી.

**પૈશાચી**, સ્ત્રી૦ [ સં. ] પ્રાકૃત ભાષાઓમાંની એક જુની પ્રાકૃત ભાષા. બૃહત્કથા એ ભાષામાં પ્રથમ લોહીથી લખાઇ હતી. એની ઉપરથી કથાસરિત્સાગર બનેલ છે. માગધી શૌરસેની, પૈશાચી, અને અપભ્રંશ વગેરે જુની ભાષાઓમાંની એકભાષા.

**પૈશુન-ન્ય**, ન૦ [सं.] પિશુનતા; ખળતા; દુષ્ટતા. (૨) ચાડીચુગલી કરવાપણું તે. નીચતા, હલકાઇ.

**પૈસાદાર**, વિ૦ ધનવાન; માતબર, શ્રીમંત. કહે૦ પૈસાદારનો છોકરો દુઃખે રમે.

**પૈસો**, પું૦ આનાના ચોથા ભાગ જેટલી કિમ્મતનો તાંબાનો સિક્કો; જંઇ, દોઢિયું. (૨) ધન, દોલત; લક્ષ્મી. રૂ૦ પ્ર૦ પૈસો ટકો-માલમિલકત. ક્રિ૦ પ્ર૦ પૈસો ખાવો;

ધન કે માલમિલકત ભોગવવી. (૨) લાંચ લેવી. પૈસા ખોટા કરવા–પૈસા–લહેણું ખુદી ડાડવું–નહિ આપવું. પૈસાના કાંકરા કરવા= ખૂબ ખર્ચવું; હદથી વધારે અને વગર સમજે ખરચી નાંખવુ. પૈસાનું પાણી કરવું–પૈસા ઉડાવી દેવા. પૈસાનું સૌ સગું–બધો સંબંધ માયા વગેરે પૈસાને લઇને છે. કહે૦ પૈસો તો ઢેડને ઘેરે હોય–પૈસો કંઇ મોટાઇ નથી, પૈસા પર નહિ પણ ગુણ ને જ મ ઉપર મોટાઇ ને મમતા છે. પૈસાને પાંખો હોય છે–તે ઝટ ઉડી જાય છે. પૈસાનાં કંઇ ઝાડ ઉગે છે? પૈસાના કંઇ વેલ આવે છે.

પો, સ્ત્રી૦ પુણ્યાંક; વધાઇનો અંક; બાજીમાં ૧૦–૨૦–ને ૩૦ ઉપર એક વધારે ગણાય તે; દાવનો મુબારકબાદીનો વધારાનો અંક. (૨) જય. ૨૦ પ્ર૦ પોબાર–લીલાલહેર; જયજયકાર; સુભાગ્યનો વખત. ઉ૦ સિંહ મુછ ભોરિંગ મણિ, કૃપણું ધન સતી નાર, જીવ જતે પર કર જશે. પડ પાસા પોબાર.

પોઇ, સ્ત્રી૦ એક જાતનો વેલો અને તેનાં પાન ચોમાસામાં આ વેલો ખીલે છે ને તેના પાનનાં ભજિયાં થાય છે. (૨) ગાડરની હગાર.

પોઇસ, સ્ત્રી૦ [ફા.] દૂર ખસો; સંભાળીને માર્ગ આપો; દૂર ઉભા રહો, એવો ગાડીવાનનો પોકાર તે.

પોક, સ્ત્રી૦ મોટે ઘાંટે રડવું તે; મોટેથી નામ દઇને રડવું તે; ઠુમકો મૂકવો તે. (૨) પોકાર; રાડ

પોકરાણ, ન૦ પોકેપોક મૂકીને રડવું તે; ઉપરા ઉપરી ઘણાં જણે સાથે મોટેથી રડવુ તે. (૨) બુમાબુમ; હોકારાહોકાર; મોટો પોકાર, કકલાણ

પોકળ, વિ૦ પોલું; અંદરથી અવકાશવાળું તે; ખાલી. (૨) અર્થ વગરનું; અમર્યાદ. (૩) ખોટું; જુઠું:–પોકળ શ્રાદ્ધ. પોકળ શ્રાદ્ધ કરવું=મોટેથી પોક મૂકીને રોવું તે.

પોકળી, સ્ત્રી૦ અવકાશ; આકાશ; ખાલી જગા તે.

પોકાર, પું૦ મોટેથી બૂમ મારીને બોલવું તે; બરાડો; બૂમ; રાડ; ઘાંટો; સાદ. (૨) મોટે ઘાંટે નામ દઇને બોલાવવું તે.

પોકારવું, ક્રિ૦ સ૦ મોટે ઘાંટે બોલાવવું; ઘાંટો પાડવો; બૂમ પાડવી; બરાડવું; બરકવું. મોટો સાદ કાઢવો. (૨) શરણ માગવું.

પોકેપોક, સ્ત્રી૦ ધ્રુસકેધ્રુસકા; બુમેબુમ; પોકપર પોક મૂકવી તે. (૨) મોટેથી રડીને શોક કરવો તે; મોટેથી વારંવાર ઘાંટો પાડી પાડીને રડવું:–એ તો પોકે પોક મૂકીને રડ્યો.

પોખરાજ, પું૦ આછા પીળા રંગનો કિંમતી પત્થર હીરો; પીળું રત્ન.

પોખવું, ક્રિ૦ સ૦ પોસવું; પાળવું; ખવરાવવું ને પાળવું; પોષણ કરવું. ઉ૦ કુટુંબ પોખ્યું કમાઇને પ્રીતમ. (૨) સંતોષ આપવો.

પોગળ, વિ૦ પોલું; અંદરથી ખાલી અને ખોટું હોય એવું. (૨) ન૦ તદન ખોટું જુઠાણું; ખોટારું; ભોપાળું; ટાપટીપ; ખાલી દેખાવ. ક્રિ૦ પ્ર૦ પોગળ નીકળવું= જુઠાણું ઉઘાડું પડીજવું, છેવટે ખરી વાત બહાર આવી, ખોટારાનો ભેદ ખુલ્લો પડી જવો.

પોગળી, સ્ત્રી૦ ગાસડી.

પોચ, સ્ત્રી૦ ડાંગેર વગેરેના દાણા કે જેની અંદરનો ચોખો–કણ કાં તો થયેલોજ હોય નહિ અથવા ખવાઈ ગયેલો હોય, કણ રહિત છોડુ–પોચ; બીજ વગરનું કુચરું–કોટલું ઉ૦ પોચ કૂટતાં લાભ ન લેશજી દયારામ. (૨) નરમપણું; ઢીલાપણું; કમીપણું. (૩) બુદ્ધિમતા; સમજ

શક્તિ; હોશિયારી; પ્રાવીણ્ય; કુશળતા; સમજી-ચેતી જવાની જે ચતુરાઈ-ચંચળાઇ તે.=બાથમાં ઝાઝી પોચ નથી તો. (૪) પહોંચ; પાવતી; પહોંચ્યાનું પરમાણું.

**પોચકણું**, પું૦ પોચો જે કણ-દાણો તે; સત્વ-ગર વગરનો દાણો. (૨) વિ૦ ઢીલું; પહોચું; નમ્ર. (૨) બીકણું; ડરકું; બાયલું; દમવગરનું.

**પોચકું**, ન૦ છાણનો થોડોક લચકો; છાણનો લોદો. ક્રિ૦ પ્ર૦ પોચકો નાખવો=બીવું; ડરવું; ભયથી નરમ થઈજવું; 'શું થશે?' એમ મનમાં ભય ધરી ડરવું. ક્રિ૦ પ્ર૦ પોચકો નાખવા=ડરી ડરીને પાછા હઠવું; મનમાં ભય લાવ્યાં કરવો; ડરથી ગભરાવું. બીજવું; ડગુમગુ થવું.

**પોચું**, વિ૦ ઢીલું; ગદગદું; નરમ; નેહબાવતી દબાય એવું. (૨) કોમળ; સુકુમાર; મૃદુ. (૩) બીકણ; હિમ્મત વગરનું; હૃદયબ્જેર; નબળું. (૪) ગરીબ; સાલસ.

**પોટકી**, સ્ત્રી૦ નાની ગાંસડી; પોટલી.

**પોટકું**, ન૦ નાની પોટલી; ગાંસડી; બચકો.

**પોટલિયો**, પું૦ નાની ઘોડેસ્વાર પાસે રહે એવી મશક. (૨) મશકના આકારનો સોનાનો પોલો મણકો.-આદળિયાની આગળ પાછળ પોટલિયા કારીગરીના છે. (૩) કુલ્લું. ક્રિ૦ પ્ર૦ પોટલિયે જવું=ઝાડે ફરવા જવું.

**પોટલી**, સ્ત્રી૦ પોટકી; બચકી.

**પોટલું**, ન૦ પોટકું; બચકું; ગાંસડી. રૂ૦ પ્ર૦ પોટલે પોટલા=પુષ્કળ; ખૂબ.

**પોટલો**, પું૦ ગાંસડો; મોરો, બચકો.

**પોટાસ**, પું૦ [ અં. ] ઉગ્રક્ષાર; ધાતુ અને વનસ્પતિની ભસ્મનો ક્ષાર.

**પોટીસ**, સ્ત્રી૦ [ અં. ] સોજો ઉતારવાને અથવા ગડગુમડને પકવવા માટે ઘઉંના આટાને કે અળસીમાં શુકાને ખદખદાવીને બનાવવામાં આવતી લુગદી.

**પોટેસિયમ**, ન૦ [ અં. ] પોટાસ-ક્ષારમાંનું એક મુખ્ય તત્ત્વ.

**પોઠ**, સ્ત્રી૦ [ સં. પુટ ] બેવડો કોથળો; પ્રાણીની પીઠ ઉપર નાખતાં એક ભાગ ડાબે અને બીજો જમણે પડખે રહે એવો કોથળો; ગુણ તે; દેશ પરદેશ અનાદિક લઈ જવાને માટે બળદ વગેરેની પીઠપર નાખીને લઈ જવાય એવી વણજારાઓની ગુણો તે. (૨) એ ગુણો અને તે વહેનારાં બળદ વગેરે પ્રાણીઓનો સમુદાય કાફલો-સમૂહ તે. ટાંડું; વણજાર; સંઘ;સાથ. રૂ૦ પ્ર૦ પોઠ પડવી=ગમે તેમ રસ્તામાં કે ઘરમાં પોતાના સરસામાન અને રસાલા સાથે મુકામ કરવો તે. માણસોએ જેમ તેમ ભોંયપર પથારીઓ કરી ટોળે પડવું તે.

**પોઠિયો**, પું૦ નંદી; શિવને સ્વારી કરવાનો બેલ તે. (૨) પોઠ ઉપાડનારો બળદ તે.

**પોઠી**, પું૦ પોઠનો બળદ; નાનું વણજારનું બળદિયું. (૨) વણજારો.

**પોડવું**, પહોડવું; પોઢવું.

**પોડું**, ન૦ લિંપણનું પડ; પોપડો. (૨) છોડું; ફોતરું.

**પોઢણ**, ન૦ પોઢવું; સૂવું તે. ઉ૦ પોઢણ કરો મહારાજ. થાળ. (૨) પોઢવાનું જે કંઇ તે; પલંગ.-પોઢણ છત્ર પલંગ જો.

**પોઢવું**, ક્રિ૦ અ૦ સૂવું; સારી રીતે સફાઇદાર શયનમાં નિરાંતે સૂવું તે. ઉ૦ ઉનાં ઉનાં ખાજાં, ઉતરતી જલેબીરે; તેરે જમીને ધન ઢોલિયે પોઢયારે, સ્ત્રી ગીત. લાંબો નચિંત આરામ લેવાને સૂવું. આવો તે પધારો, તેમ સુઓ ને પોઢો માનાર્થે વપરાય છે. દેવનું, રાજાનું ને મોટા માણસનું પોઢવું ને સામાન્ય માણસનું સૂવું, કહેવાય છે.

**પોઢાડવું**, ક્રિ૦ સ૦ સુવાડવું; આરામ-નિદ્રાને

માટે સંભાળથી સારા રૂંવાળા બિછાના વગેરેમાં સુવાડવું તે. ઉ૦ બાળકને પોઢા ડુરે સોના પારણેરે.

**પોણ**, ન૦ પોંખ; ક્રસલુને પાણી પાવું તે.:–પાછોતરો વરસાદ નહિ એટલે એક બે પાણ પાય ત્યારે પાક તૈયાર થાય. (૨) પું૦ સં. पाणि, હાથ, કર. (૩) સ્રી૦ આખી વસ્તુનો ચતુર્થાંશ બતાવનારી નાની ઉભી લીટી; ચોથો ભાગ, ચતુર્થાંશ.–ગમે તેટલું પણ લાખની પાણ. અર્થાત્ થોડું થોડું કહેવાય તોપણ સરવાળે ઘણું એમ. (૪) ત્રણ ચતુર્થાંશ જેટલું; પુણું; ત્રણ ભાગ.:–પોણિયું.

**પોણિયું**, ન૦ ત્રણ ચતુર્થાંશ જેટલું હોય એવું તે. આખું નહિ પણ પોણા ભાગ જેટલું તે; આખામાં પા કમ હોય એટલું તે વાસણ, ચુડી વગેરે. પોણિયું તપેલું. પોણિયાં=મોટી આખી ચુડીના પોણા ભાગ જેટલી પટીનાં બલૈયાં તે. (૨) વિ૦ ખેતરમાં પાણી પાનાઈ માણસ તે; પાણિયુ.

**પોણીસો**, વિ૦ નવ્વાણું પુર્ણાંક અને ઉપલા એકના ત્રણ ભાગ તે. નવ્વાણું ને બાર આના; પોણોસો=૭૫ અને પોણીસો=૯૯ાા.

**પોણુ**, વિ૦ ત્રણ ભાગ જેટલું; આખામાં પા કમ હોય એટલું, ત્રણ ચતુર્થાંશ ૩૦ પ્ર૦ પોણચોદુ=ગેરવાજબી, અપ્રમાણિક; જુઠું. પોણા બ્બાર=નામર્દ; નબળુ; કમજેર.

**પોણોસો**, વિ૦ સોમાં પા ભાગ કમ હોય એવું પુણીસો, ૫ ચોતેર; ૭૫ ત્રણ પચીસ.

**પોત**, ન૦ [ સં. प्रौत ] વાણા તાણાની ઘટના તે, વણાટનું ઘટપણું તે, કુમાસ (૨) કપડું, વસ્ત્ર; પટ (૩) જેમાં ભાત કે રંગ વગેરે ન હોય એવું સ્વચ્છ સુશાયમ સુરેખ કપડું, ચાદર તે.:–સાળુનું પોત; ક્રૂરદ. (૪) મરનાર સ્રીને માટે તેના પિયેર તરફથી જે ઉપલાં વસ્ત્ર આપવામાં આવે છે તે.:–પોત નાખવું કેટલાક લોકમાં વિધવા થનાર સ્રીને તેના પિયેર તરફથી જે કપડાં અપાય છે તેને પોયત, અને મરનાર સ્રીનાં સામરિયાંને તેની સજામાં મૂકવાને પિયેરિયાં તરફથી જે છાબડી અપાય છે તેને પોત કહે છે. (૫) ક્સ ખોલવવી તે; શરીરમાંથી લોહી નાઢી નંખાવવું તે (૬) શક્તિ, બળ, પાણી (૭) જાતિ સ્વભાવ–જાસલ સ્વભાવનો જે આવિર્ભાવ તે, અસલ સ્વરૂપ; જાત; રૂપ.:–હવે એણે પોત પ્રકાશ્યું. (૮) મછવો; બતેલો; નાની હોડી. (૯) બાળક; બચ્ચું.

**પોતડી**, સ્રી૦ નાનું ધોતિયું; ધોતી.

**પોતવું**, જુ૦ પહોંચવું.

**પોતાનું**, સ૦ સ્વકીય; પોતીકુ, જાતનું, ખાસ ગત. ક્રિ૦ પ્ર૦ પોતાનું કરવું–કરી રાખવું=ખાસગત બનાવી રાખવું; અંતરંગ–ઇષ્ટ બનાવી રાખવું. પોતાથી ઉલટું પારકું.

**પોતાપણું**, ન૦ આપપણ, હુંપણું; વ્યક્તિત્વ.

**પોતિયું**, ન૦ ધોતિયું, પુરૂષને કમ્મરે વિંટાળીને પહેરવાનું વસ્ત્ર તે ક્રિ૦ પ્ર૦ પોતિયા કાઢવા=ગભરાવું; ડરીજવું. પોતિયાં છુટીજવાં=મહુજ ડરીજવુ, બેમેલ થવી, નાહિમ્મત બનીજવું.

**પોતી**, સ્રી૦ ધોતી.

**પોતીકું**, સ૦ પોતાનું; સ્વકીય, પારકું નહિ તે, અંગત

**પોતું**, ન૦ મહેસુલ તરીકે ઠરાવેલા નાણાંનુ ભરણું, વસુલ થયેલી મહેસુલનો સરકાર તિજોરીમાં ભરવાનો અવેજ (૨) લુગડાનો લોચો, નાનો કકડો, મસોતું (૨) ધોળવા રંગવાની પિછી, કુચડો તે ક્રિ૦ પ્ર૦

પોતું ફેરવવું=લુસીનાંખવું. પોતુંવહાલું= કરેલી વસ્તુને ધૂળ મેળવવી.

**પોતે,** સ૦ જાતે; ખુદ; આપોઆપ.

**પોથી,** સ્ત્રી૦ પુસ્તકનાં છુટાં પાનાંને અથવા ચોપડાં ચોપડીઓને એક કપડામાં બાંધીને બનાવેલી પોટકી. (૨) ચોપડી; પુસ્તક; ગ્રંથ; લખેલાં કે છાપેલાં પાનાંનો એકઠો સંગ્રહ તે. (૩) અળતાનું લાખના રાતા રંગનું પહેલ. રંગ બનાવનારાઓ રાતો રંગ બનાવી તેમાં રૂનો પહેલ ચઢાવી સુકવી રાખતા. જ્યારે રંગની જરૂર હોય ત્યારે લોકો એ પહેલ–જે પોથી કહેવાતી તેને પાણીમાં પલાળી રાતો રંગ કાઢતા. દાંત રંગવામાં, ચુડીઓ રંગવામાં અને મેંદીને ઠેકાણે પગે મુકવામાં કોઇ કોઇવાર એનો ઉપયોગ થતો. ઉ૦ લાવ લાવ હું અળતો લગાડું, પોથીમાં પલાળીરે, તારી નાજુક પગની પાટલીએ ને પાનીએ પ્યારીરે. કહે૦ પોથામાંનાં રિંગણાં=એ તો માત્ર કહેવાનું રતો.

**પોથું,** ન૦ મોટી પોથી; મોટું લંબાણ પુસ્તક (૨) છુટાં પાનાંવાળા પુસ્તકનું પોટલું. કહે૦ પોથાં તે થોથાં ને ડાચાં તે સાચાં= પુસ્તકમાં હોય તે કામ આવે નહિ અને મોઢે હોય તેનો તો તરત ઉપયોગ થાય માટે તે ઉપયોગી.

**પોદળો,** (સં. પુદ્ગલ) છાણનો લોંદો; છાણની–ગાય ભેંસ વગેરેની હગારની ઢગલી, જથો તે. (૨) પોચો–ઢીલો ઢગલો. પોદળા જેવું=સ્થૂલ અને પડ્યું કે બેઠું ત્યાંથી ઉઠીજ શકે નહિ એવું; ટાઢું; અચંચળ; ધીમુ; આળસુ.

**પોપ,** પું૦ ( અં ) રોમન કેથોલિક ધર્મનો વડો ધર્માચાર્ય; રોમનો બીશપ. રૂશિયાના ગ્રીકચર્ચનો વડો આચાર્ય તે.

**પોપચું,** ન૦ આંખઉપરનું ચામડીનું ઢાંકણ.(૨) ઘુઘરીની ફાડ. (૩) દાણા વગરની શીંગફાડ.

**પોપટ,** પું૦ લીલા રંગનું, વળેલી રાતી ચાંચનું અને જેમ શિખવાડીએ તેમ બોલે એવું પંખી; શુક; તોતા. (ક્રિ૦ પ્ર૦ પોપટ બનાવવું=ચપ ચપ બોલી જાય એવું બનાવવું. જે કાંઇ બોલાવવાનું હોય તે વગર સમજે બોલી જાય એમ કરવું; શીખવીને હોશિયાર કરવું. પોપટજી બનાવવું=જેમ બોલાવીએ તેમ બોલે એવું કરવું. પોપટ પાળવો=હુલાવી ફુલાવી રાખવું. પોપટ પાળવો–પંપાળીને રાખવું.

**પોપટડો,** પું૦ પોપટ; શુક કવિતામાં વપરાય છે. પોપટડા પિંજર તાહરે; સરસ ઘડાવીશ સોનાનું. ક૦ દ૦ ડા૦

**પોપટો,** પું૦ પોપરો.

**પોપટિયું,** વિ૦ પોપટના રંગનું; લીલું:– પોપટિયા સાડી. (૨) ગોખણિયું; વગર સમજતું.

**પોપટી,** સ્ત્રી૦ પોપટની માદા; શુકી. (૨) એક જાતની વેલ. (૩) વિ૦ લીલું.

**પોપઢું,** ન૦ પોપટી નામની વેલનું ફળ.

**પોપરો,** પું૦ ચણાની શિંગ; નાના ફુક્કા જેવી શિંગ તે. ઉ૦ થાય ચણાના પોપટા શેલડી સાકર ગોળ, ક૦દ૦ડા. (૨) પોપટ.

**પોપડી,** સ્ત્રી૦ ધાતુની, લાકડાની, જમીનની અથવા બીજી કોઇ પણ ચીજની સપાટી ઉપસીને ઉખડેલી પતરી; પડ; નાનો પોપડો; કપોટું.

**પોપનસ,** ન૦ [સં. પનસ.] પપનસ; નાની નાની મીઠું ને ખાટું પાણી ભરેલી કળીઓવાળું એક ફળ. એ બાગમાં થાય છે. એની નાની મોટી કેટલીક જાતો છે. ફળ મોટાં લંબગોળ થાય છે.

**પોપલાં,** ન૦ ફાંફાં; ખાલી નકામી માથાકુટ. ( ૨ ) લાડના કાલાં કાઢવાં તે; લાડની સુકુમારપણાની નાજુકી બતાવવી તે

**પોપલું**, વિ૦ પોચું; નરમ; નાજુક. (૨) કંઈ સહન કરે નહિ એવું; સુકુમારને કાલું ઘેલું; પંપાળી રાખેલું; લડાવેલું—લાડકું કરી નાંખેલું. (૩) કંઈ અને નહિ અમે ખાલી આમતેમ ફાંફાં મારતું એવું. (૪) ન૦ અંકુરવાળો ભાગ; નાજુક ફણગો.

**પોપા**, પું૦ પોપો; કાજળ આંજ્યા પછી બાળકને ગાલે કે હાથેજીએ પાડેલું ટપકું; નજરિયું. કાજળનો ડાઘ. (૨) એક ખોટા ભયનું નામ; અજ્ઞાત વ્યક્તિ:—પોપા લઈ ગયા. બાળકને કોઈ વસ્તુ ભુલાવવાને બતાવવાની બિભીષિકા.

**પોપાભાળું**, વિ૦ ઓપાગાળું; સામા માણસને શરમિંદું પાડવાને માટે ઢોંગ કરી મોટેથી રોઈ બખાળા કરી મૂકે એવું; જરા જરામાં મોટેથી રડી—ઢોંગ કરનારું; બખાળિયું; ઢોંગી; ફતવાખોર.

**પોપું**, વિ૦ ઘણા લાડથી શરીરે અને સ્વભાવે (૦) નરમ થઈ ગયેલું; પોચું; બીકણું; ડરકું. રૂ૦ પ્ર૦ પોપાંબાઈ=મૂળે શરીરે અને સ્વભાવે નરમ, તેમાં વળી બાઈ માણસ; એ ટલે બહુજ નાજુક, શરમાળ અને નરમ સ્વભાવની સ્ત્રી વ્યક્તિ, તે ઉપરથી પોપાં બાઈનું રાજ્ય=દેક નરમ—પોચું=પોચા અમલનું રાજ્ય એટલે જેમ ફરે તેમ ચાલે, કોઈનો ડર કે ભયજ નહિ એવા અર્થમાં 'પોપાંબાઈનું રાજ્ય' એમ કહેવાય છે. (૨) પોમલું; વખાણ ઘેલું:—ખરે બપોરે ભણ્યાં (બંડ—ખાંધસ—અથવાથી ફાટી નિકળેલું બંડ) અને પોપાંબાઈનું રાજ્ય.

**પોપૈયા**, પું૦ પાપૈયો; એક જાતનું વધોયું ફળઝાડ. આ ઝાડ વાડીઓ, ખેતરો અને બીજે અમે ત્યાં બી નાંખવાથી ઉગી નિકળે છે. તાડની માફક તે દસ બાર હાથ ઉંચું થાય છે અને તેનાં પાંદડાંના થડ આગળના સાંધા પાસે ફળ બાઝે છે. ફળ મોટી કેરી જેવાં અંદર ઘણાંજ કાળાં બી વાળાં થાય છે. એ ફળ કાચાં કચુંબર કરીને અને પાકાં થતાં કાપીને ખવાય છે. એમાંથી એક જાતની વાસ નિકળે છે પણ ગળપણ, પુષ્કળ હોય છે. આ ઝાડમાં નર માદા એવી બે જાત છે. નર ઝાડને ફળ થતાં નથી, તેમ માદા ઝાડો હોય અને નજીક નર ઝાડ ન હોય તોપણ ફળ થતાં નથી. ઘણાં માદા ઝાડ વચ્ચે એકાદ બે નર ઝાડ હોય તો પુષ્કળ ફળ થાય છે. પોપૈયાનું પેપસિન નામે સત્વ અન્નપાચક છે.

**પોબાર**, પું૦ બાર અને વધાઈનો એક વધારે તે; વધાઇ આવવી તે; વિજય; ફતેહ; સફળતા—ધારેલા કામમાં ધાર્યા પ્રમાણે થવું તે:—એ તો જ્યાં દાવ નાખે છે ત્યાં પોબાર પડે છે. તે એવો ખુશામત પ્રિય માણસ છે કે, જરા છાપરે ચઢાવી વાત કરશો એટલે તરત પોબાર! ક્રિ૦ પ્ર૦ પોબારા ગણવા=છાનામાના નાસી જવું; ચુપચાપ વટાણા વાવી જવો.

**પોમલું**, વિ૦ પહેલે સપાટેજ મોહ પામી જાય એવું; હરખઘેલું; શ્રદ્ધામુગ્ધ, પોમાઈ જાય એવું. (૨) પોચું.

**પોમાવું**, ક્રિ૦ અ૦ મોહ પામી હરખાઈ જવું; મલકાઈ જવું; પલકેજવું. (૨) ગાંડાં ઘેલાં થઈજવું.

**પોયણ**, સ્ત્રી૦ નાનાં તળાવડાં અને વહેળાઓમાં થતી એક ફૂલવેલ; પોયણી. એનાં ફૂલ રાતે ખીલે છે ને દહાડે બિડાઈ જાય છે.

**પોયણી**, સ્ત્રી૦ પોયણ; તળાવોમાં થતી કમળવેલ જેની રાત્રીએ ખીલનારી—ચંદ્રવિકાશી ફૂલની વેલી. એનાં પાંદડાં પાણી ઉપર પથરાઈ રહે છે; કુમુદિની.

**પોયણું**, ન૦ પોયણીનું ફૂલ; રાતે ખીલનારૂં

અને દિવસ થતાં કરમાઇ જનારૂં કમળ. એ લાલ અને પીળા એક રંગનાં થાય છે.

**પોયું**, નo ગેડી દડો રમનારાઓએ નક્કી કરેલી બન્ને બાજુ તરફની હદ-સીમા તે; જ્યાં દડો પહોંચાડવાથી જીત ગણાય, એમ નક્કી કરેલું હોય તે જગા; પૈતું; પોતું.

**પોર**, અo [ સં. પૂર્વ ] ગયે વર્ષે-આવતે વર્ષ. ગયું કિંવા આવતું વર્ષ દર્શાવતાં પોર એમ બોલાય છે.

**પોર**, નo બાળક; છોકરૂં. (૨) પહોર; પ્રહર.

**પોર‌વવું**, પરોવવું.

**પોરસ**, પુંo સંતોષાનંદની પ્રફુલ્લતા તે; તૃપ્તિનો આનંદ તે; સુખાનંદનો સંતોષ તે. પ્રફુલ્લતા.

**પોરસાવું**, ક્રિo અo પ્રફુલ્લ થવું; સંતોષાવું. આનંદે ફૂલવું; ખીલવું; આનંદે ઉભરાવું; સ્નેહરસે ભરાવું. પાનો મૂકવો.

**પોરિયા**, પુંo છોકરો.

**પોરી**. સ્ત્રીo છોકરી.

**પોરકું**, વિo ગઇ સાલનું; ગુજરતનું; ગયા વરસનું.-પોરકી ડાંગેર.

**પોરેગીર**, પુંo પહેરેગીર; પહોર પહોર વાર ચોકી રાખનારો તે.

**પોરા**, પુંo પાણીમાં થતો તંતુ જેવો બહુજ બારીક જીવ; પોરા. કહેo દૂધમાંથી પોરા કાઢવા=જ્યાં દોષનો સંભવ ન હોય ત્યાં પણ દોષ જોવો; બહુ ઝીણવટ=ચિકાશ કરવી તે. (૨) પ્રહર. (૩) કાળ; સમય.-આજ સાચાનો પોરો નથી. (૪) કુવામાંથી પાણી કાઢવાની ડોલ.

**પોર્ટુગીઝ**, વિo પોર્ટુગાલનું; પોર્ટુગાલનું વતની; ફિરંગી.

**પોરયો**, પુંo પોરિયો; છોકરો.

**પોલ**, નo પોલું એવું તે; દર; કાણું; બખું. (૨) અંદર-માંહેલા ભાગમાં અવકાશ હોય એવું તે; અંદરથી ભરેલું નહિ એવું તે. (૩) ગપ. ક્રિo પ્રo પોલ ચલાવવી=ગપ ચલાવવી. (૪) ગોદડું; ગદેલું. ઉo પોલ રૂડેરાં પાથર્યાં, આવળમાં ભરી એહ, ખમા ખમા સૌકો કરે, નારી સાથે નેહ. સામળ.

**પોલકારવું**, ક્રિo અo કાણું પાડવું; પોલું કરવું; પોલ પાડવું; કોચવું.

**પોલકારિયું**, નo પોલકારીને-કોચીને પાડેલું બાકું; બોક; પોલું કરવું તે.

**પોલકારૂં**, નo બાકું; કાણું; બોક.

**પોલકું**, નo બચ્ચાં અને સ્ત્રીઓનું એવું ફૂલેલું બદન, કે જે અંદરથી પોલું રહે. બીજાંઓને આવે એવું નહિ પણ પોચું અને ફૂલેલું રહે એવું; છાતી પેટ ને પીઠ ઢંકાય એવું કુડતું.

**પોલંપોલ**, અo પોલંપોલ; અંધેર; જ્યાં કશી અવસ્થા હોય નહિ એવું-અનિયંત્રિત; ખોટી.

**પોલરૂં**, વિo પોલું; અસાર. (૨) કાચું. (૩) જેમાંથી નવા શેલડીના ફણગા (નકળે) છે તે; સાંઠા ઉપરની આંખો-ઓખ્નાંકુર; બિયારૂં.

**પોલાણ**, નo પોલું તે; અંદરથી ખવાયેલું, પોલું અને અવકાશવાળું તે; જેની અંદર અવકાશ હોય એવું તે; નહિ ભરેલું એવું તે.

**પોલાદ**, નo ખરૂં લોઢું; તીખું લોઢું.

**પોલારવું**, ક્રિo પોલું કરવું; કાણું પાડવું. (૨) કોચવું; ખાતર પાડવું. (૩) દર પાડવું. ઉo ઉંદરડીએ નવાં ઘર પોલાર્યાં, ધુતારી ઘેલુ ઉંદરડી. સ્ત્રીગીત.

**પોલારૂં**, નo પોલું હોય એવું તે; બખાઇ; પોલ. (૨) વિo અંદરથી અવકાશવાળું; પોલું.

**પોલાળ**, વિo પોલવાળું; જેમાં પોલ હોય તે.

**પોલેપોલ**, અo અંધેર

**પોલીસ**, સ્ત્રીo [અં] શહેર અને ગામનું રક્ષણ કરનારી તથા વ્યવસ્થા રાખનારી અમલ કાજ: ગુના પકડનાર અને લોક વ્યવસ્થા

રાખનાર ખાતું અને તેના સિપાઇઓ વગેરે; કોટવાળી-સિપાઇ.

**પોલું**, વિ૦ પોકળ; અંદર કંઇ હોય નહિ એવું; ખાલી; અંદર અવકાશવાળું હોય એવું. (૨) બહારના ભભકાનું; ઉપરની સફાઇવાળું.

**પોલુવાં**, ન૦ પહેલ, પિંજેલા અને પોચા રૂના ગદેલાં, પોચી ગાદી.

**પોવું**, ક્રિ૦ સ૦ પરોવવું; સોય વગેરેના નાકામાં દોરો ઘાલવો તે. (૨) દોરામાં મણકા વગેરે ઘાલવા તે. (૩) ઇચવું; બદી ગળીમાં નાંખવું.

**પોશ**, સ્ત્રી૦ [ સં. પ્રસૃતિ ] પસલી; ખોબો પોશભરવી=વધાઇ લેવી; પોશ ભરાવવી= વધાઇમાં ખોબો ભરાય એટલી બક્ષીસ રૂપિયા વગેરે આપવું. ઉ૦ પોશ ભરૂરે શગ મોતીડે. (૨) શેપ. (૩) વિક્રમ સંવતનો ત્રીજો મહીનો.

**પોશા**, પું૦ પોષણ.

**પોશાક**, પું૦ [ ફા. ] પહેરવાનાં વસ્ત્ર તે; કપડાં. (૨) પહેરવેશ; અમુક તરેહથી પહેરેલાં લુગડાંનો દેખાવ-પોષાક. (૩) શેબાસ; ખીલત; માનમા-રાજીપામાં અને સારા કામની કદરમાં કપડાં વગેરેની બક્ષીસ આપવી તે.:-રાજાએ તરતજ દિવાનનો પોશાક પહેરાવ્યો.

**પોશાગીર**, પું૦ તાલીમબાજ; પહેલવાન; કસરતી જુવાન. (૨) સુંદર પોશાક પહેરીને ફરનારો; સફેદ ચોર; ઠગ

**પોશાળ**, સ્ત્રી૦ જૈનોને પૂજા વગેરે કરવાનું સ્થાન; ઉપાશ્રય.

**પોશિંદું**, વિ૦ [ફા.] કદરદાન; કિમ્મત કરી જાણનાર; આદક; મદદ-આશ્રય આપનાર; મુરબ્બી

**પોશી**, વિ૦ પોષની-પોશ મહિનાની.:-પોશી પુનમ.

**પોષક**, વિ૦ [ સં. ] પોષણ કરનાર; પાલક; ખાવા પીવાનું આપનાર; પાળનાર. (૨) પુષ્ટિ આપનાર; વધારનાર, ટેકો આપનાર, મદદગાર.

**પોષણ**, ન૦ [ સં. ] ગુજરાન; ખોરાકી; પોષવું તે; ખાધખોરાકી ગુજરાન. (૨) ટેકો; મદદ.

**પોષણીય**, વિ૦ [ સં. ] પોષવાલાયક; પાળવા જેવું.

**પોષધશાળા**, સ્ત્રી૦ પૂજા કરવાની જગા; ઉપાશ્રય.

**પોષવું**, ક્રિ૦ સ૦ પોષણ કરવું; પાળવું; ખવરાવવું પીવરાવવું; ગુજરાન ચલાવવું. (૨) પુષ્ટિ આપવી; પરિપાલન કરવું; ઉત્તેજન ટેકો-મદદ આપવી.

**પોષાવું**, ક્રિ૦ અ૦ પોષણ થવું. (૨) પાલવવું; પરવડવું. (૩) કદર-કિમ્મત થવી. (૪) પુષ્ટ થવું; વધવું; પુરાવું-ભરાવું. મદદ મળવી; માન ને ખાનપાન મળવાં

**પોષાક**, પું૦ પોશાક; પહેરવેશ, સેબાસ.

**પોષાકી**, સ્ત્રી૦ પોષણ-ખાનપાન વસ્ત્ર વગેરે આપવું તે. (૨) પહેરવેશ; કપડાં.

**પોષિત**, વિ૦ [ સં. ] પાળેલું; પોષણ આપીને ઉછેરેલું.

**પોષ્ય**, વિ૦ [ સં. ] પોષણ કરવાને યોગ્ય; પોષવા લાયક. ઉ૦ પોષ્યવર્ગ વિસારીને, પોતાનું પેટ જે ભરે. પોષ્યવર્ગ=પોષવા લાયક આપ્તજન સેવક-પરિજન વગેરે તે; કુટુંબ-પરિવારનાં માણસો તે; આશ્રિતજન.

**પોસ**, પું૦ અળીયાનું જિંડવું; જેમાં ખસખસ થાય છે તે કોટલું-ડોડો. પોસના ડોડા એમ કહેવાય છે. એ શેકના કામમાં આવે છે. (૨) વધાઇની બક્ષીસ; જન્મદિવસ, નવું વર્ષ વગેરે પ્રસંગોએ આશ્રિત જનને આપવામાં આવતી વધાઇ.:-દિવાળીની પોસ. (૩) વિક્રમ સંવતનો ત્રીજો મહીનો.

**પોસનારોઠા**, પું૦ અફિણનાં જિંડવાં.

**પોસાતું**, વિ૦ પરવડતું; પાલવતું; અનુકૂળ પડતું. (૨) શરીરે ભરેલું; પોષણ પામતું. (૩) ઘટિત; યોગ્ય.:-પોસાતું હોય તેવું બોલજો.

**પોસાવું**, ક્રિ૦ અ૦ પરવડવું; પાલવવું. (૨) પોષણ થવું; પુષ્ટ થવું; ભરાવું; લોહીમાંસ આવવાં. (૩) ઘટવું ?

**પોસ્ટ**, સ્ત્રી૦ [અં] અમુક દર લઇ દેશ પરદેશ કાગળો મોકલવા લાવવાનું કામ કરનારૂં ખાતું-સંસ્થા; ડાગ; ટપાલ. પોસ્ટમેન =ટપાલી; કાગળ વહેંચનારો.

**પોસ્તી**, વિ૦ પોચું; ઢીલું; નરમ.

**પોહ**, પું૦ પહો, પ્હો; બામફાટ; પ્રભાત; સવાર.:-પોહ ફાટતાંજ લડાઇ શરૂ થઇ. (૨) અ૦ ઢોરને પાણી પાવાને ઉચ્ચરાતો એવો ઉદ્ગાર.

**પોહરો**, પું૦ પહેરો.

**પોહોર**, પું૦ [સં.] પ્રહર; દિવસ અથવા રાતનો ચોથો ભાગ તે; ત્રણ કલાક જેટલો વખત તે. (૨) અ૦ ગયે વર્ષે; આવતે વર્ષે, એમ.:-હવે આવજો પોહોર.

**પોળ**, સ્ત્રી૦ [સં. प्रतोली] ખડકી-દરવાવાળો મહોલ્લો; શેરી; ખડકી; બંધિયાર ફળિયું.

**પોળાઇ**, સ્ત્રી૦ પહોળાપણું; લંબાઇ સામેનો વિસ્તાર તે. (૨) મોકલાશ પનાનો વિસ્તાર તે.

**પોળિયું**, ન૦ પહોળિયું; પહોળો સિક્કો; મુંબાઇગરો રૂપૈયો; કલદાર રૂપિયો.

**પોળિયો**, પું૦ પ્રતીહાર; દરવાન. ઉ૦ પોળિયે આડે રહીને પૂછ્યું કે, પોઠમાં શું એ ભર્યું રે લોલ. (૨) પોળની ખડકીએ રહેનારો તે.

**પોળી**, સ્ત્રી૦ (સં. पूलिका) પાતળી ને પોચી રોટલી; પડવાળી રોટલી. (૨) મગપણવાળો માવો મૂકીને બનાવેલી પડવાળી તળેલી રોટલી:-પૂરણપોળી. ઉ૦ બળી ઉતરતી પોળીને ખીર, ભોજન મન ભાવતાં.

**પોળું**, જુ૦ પહોળું.

**પોંક**, જુ૦ પોંખ.

**પોંકવું**, પોંખવું.

**પોંક્યિું**, પોંખિયું.

**પોંખ**, પું૦ (સં. प्रोक्ष) જાર, બાજરી અને ઘઉં જવ વગેરેનાં તાજા દાણા ભરેલાં ડુંડાં ને દેવતા ઉપર ધરીને પાડેલી લીલી -નરમ ધાણી.

**પોંખણાં**, ન૦ પોંખવાનાં સાધનો તે; વર વહુને વધાવી લેવાંનાં ધુંસરી, મુસળ, વલોણાનો વાંસ, ત્રાક ને સળિયો વગેરે તે.

**પોંખણું**, ન૦ ડૂંડું; કણસલું; જેમાં તાજા નવા દાણા ભરાયેલા હોય તે ઉંબી; બાજરિયું વગેરે. (૨) પણછ પર માંડવાનું તીરનું મૂળ તે.

**પોંખવું**, ક્રિ૦ (સં. प्र+उक्ष्) પરણવા આવેલા વરને અને પરણી આવેલી વહુને તેમની સાસુઓએ માંડવામાં કે ઘરમાં દાખલ થતાં વધાવી લેવાં તે; અક્ષત, ફૂલ અને પોંખણાંથી વધાવવું; પવિત્ર જળ ને મંગળ વસ્તુઓનું પ્રોક્ષણ કરવું તે.

**પોંખિયું**, બે અથવા વધારે કકડાઓથી બનેલી વસ્તુનું એક બાજુનું અંગ-અવયવ તે; બાજુનો ભાગ-કકડો; ફાંટો; ફાંટો.:-આ તાળાનું પાંખિયું ખોવાઇ ગયું છે. (૨) એકાદ પક્ષ-બાજુ તરફનું તે; ડાળું; શાખા વગેરે તે.:-વાઘેલાઓનું એક પોંખિયું, ધોળકા તરફ ઉતરી પડી ત્યાં આબાદ થયું.

**પોંચ**, સ્ત્રી૦ પહોંચ; પાવતી; રસીદ. (૨) ઉંડી સમજ; અક્કલ; બુદ્ધિમતા:-એનામાં કંઇ ઝાઝી પોંચ નથી.

**પોંચી**, સ્ત્રી૦ પહોંચી; પુરુષને પહોંચે પહેરવાનું જડિત ઘરેણું; કાંડાનું ઘરેણું.

**પોંચો**, પું૦ કાંડાથી આંગળાં લગીનો હાથનો ભાગ તે; કાંડું; પહોંચો. ક્રિ૦ પ્ર૦ પોંચા કરડવા=ત્રાસ-હબક ઉત્તરવી; કંપારી છુટે એવું ક્રૂર-અમાનુષિક કામ કે બનાવ જોઇ અફસોસ કરવો તે (૩) દયા બતાવવી. (૩) હાર ખાઇજવી; હારવું.
**પૌંઆ**, પું૦ પૌંવા
**પૌગંડ**, ન૦ (સં.) બચપણું; નાનપણ; પૌગંડાવસ્થા=બાલ્યાવસ્થા (૧૬ વરસ લગીની).
**પૌત્ર**, પું૦ (સં.) પુત્રનો પુત્ર; દીકરાનો દીકરો.
**પૌત્રી**, સ્ત્રી૦ [સં.] પુત્રની પુત્રી.
**પૌનર્ભવ**, પું૦ વિધવાએ પુનર્લગ્ન કર્યા પછી થયેલો છોકરો તે.
**પૌર**, ન૦ [સં.] શહેરમાં રહેનાર માણસ; નાગરિક; શહેરી. પૌરજન=શહેરમાં રહેનારાઓ તે; શહરના માણસો. (૨) નાગર; સભ્ય; વિવેકી માણસો તે.
**પૌરક**, પું૦ ( સં. ) ઘરની પાસેનો ભાગ; નજરબાગ.
**પૌરાણ**, વિ૦ પુરાણ સંબંધી; પુરાણનું.
**પૌરાણિક**; (સં.) પુરાણ વાંચનાર; જાણનાર તે; પુરાણી. (૨) વિ૦ પુરાણનું.
**પૌરાંગના**, સ્ત્રી૦ [સં.] શહેરમાં રહેનારી રીત ભાતવાળી સુંદર સ્ત્રીઓ તે; નગરસ્ત્ર; નગરની સ્ત્રીઓ.
**પૌરૂષ**, ન૦ [ સં. ] પુરૂષપણું; મર્દાઇ. (૨) બળ; પરાક્રમ. (૩) વિ૦ પુરૂષ સંબંધી.
**પૌરૂષેય**, વિ૦ પુરૂષનું જેમાં કર્તૃત્વ હોય એવું તે; પુરૂષે કરામેલું; પુરૂષનું.
**પૌર્ણમાસ**, પું૦ [સં.] પૂર્ણિમાને દિવસે કરાતો યજ્ઞ તે.
**પૌર્ણમાસી**, સ્ત્રી૦ પૂર્ણિમા; પુનમ.
**પૌર્ણિમા**, સ્ત્રી૦ [સં.] પુનમ.
**પૌલોમી**, સ્ત્રી૦ [સં.] ઇન્દ્રાણી.
**પૌષ**, પું૦ [સં.] પોસ મહીનો.
**પૌષ્ટિક**, વિ૦ [સં.] પુષ્ટિકારક; શરીરને પુષ્ટ બનાવે એવું:-પૌષ્ટિક ખોરાક.
**પૌંડરીક**, ન૦ [સં.] ધોળું કમળ; ધોળાં કમળનું બનાવેલું તે.
**પૌંડ્ર**, ન૦ [સં.] વૈષ્ણવી ઉભું ટીલું. (૨) ભીમસેનના શંખનું નામ.
**પૌંવા**, પું૦ પૌંઆ; ડાંગેરને પલાળી શેકી ખાંડીને બનાવેલા ચપટા ચોખા તે ઉ૦ પૌંવા. દૂધ અશન કરે, પ્રીતે કાંતા કંથ. –
**પ્યાજ**, ન૦ એક જાતનું ઝીણા પોતનું રેશમી કપડું. (૨) કાંદો; ડુંગળી; રાજગરી.
**પ્યાજી**, વિ૦ બહુ ચીકણા ને હલકા સ્વભાવનું; સહેજ સહેજમાં ઉતરી પડે એવું; મિજાજી ને હલકો સ્વભાવનું માણસ તે.
**પ્યાદીમહાત**, સ્ત્રી૦ સેતરંજની રમતમાં પાયદલ-મહોરાથી રાજાને આંતરી લેવો તે; પ્યાદાથી રાજાને શેહ પહોંચાડવી તે.
**પ્યાદું**, વિ૦ પગપાળું; પગે હિંડનાર. (૨) પાયદળ-મહોરૂં પ્યાદો=પગે ચાલીને લડનારો સૈનિક (ઘોડેસ્વાર નહિ.)
**પ્યાર**, પું૦ સ્નેહ; પ્રેમ; વહાલ; પ્રીતિ.
**પ્યારૂં**, વિ૦ વહાલું; પ્રિય.
**પ્યારી**, સ્ત્રી૦ વહાલી સ્ત્રી; પ્રિયા.
**પ્યાલી**, સ્ત્રી૦ નાનો પ્યાલો; પવાલી; કટોરી.
**પ્યાલું**, ન૦ પવાલું; કટોરો. (૨) કચોલું.
**પ્યાલો**, પું૦ મોટું પવાલું; કટોરો:-ઝેરનો પ્યાલો પી ગયો.
**પ્યાસ**, સ્ત્રી૦ પાણી પીવાની ઇચ્છા તે; તરસ; તૃષા.
**પ્ર.** અ૦ [સં.] શબ્દની આગળ આવતા કેટલાક ઉપસર્ગોમાંનો એક ઉપસર્ગ. ક્રિયાપદની આગળ આવતાં મોખરે, આગે, આગળ વગેરે અર્થ બતાવે છે, વિશેષણની આગળ જોડાતાં ઘણું અને વધારે એવો અર્થ બનાવે છે અને નામની આગળ આવતાં, આરંભ, પ્રાધાન્ય, ઉત્કર્ષ, ખ્યાતિ, ઉત્પત્તિ વગેરે અર્થ બતાવે છે. વળી જુ-

દાર્ય; ભિન્નતા; સ્વચ્છતા; લંબાણ; અતિશયતા; સંપૂર્ણતા અને સંતોષ, એવા અર્થો પણ બતાવે છે.

**પ્રકટ**, વિ૦ [સં.] સ્પષ્ટ; ખુલ્લું; ઉઘાડું. (૨) પ્રસિદ્ધ; જાહેર; પ્રકાશ.

**પ્રકટિત**, વિ૦ [સં.] પ્રકાશિત; જાહેર, પ્રસિદ્ધ કરેલું; પ્રકાશ કરેલું.

**પ્રકટીકરણ**, ન૦ [સં.] પ્રકટ કરવું તે; પ્રકાશન.

**પ્રકર**, પું૦ [સં.] ઢગલો; સમૂહ. (૨) અગુરુ ચંદન.

**પ્રકરણ**, ન૦ [સં.] ગ્રંથના જુદા જુદા વિષયોમાંનો એકાદ વિષયવિભાગ તે; પુસ્તકના વિષયનો અમુક ભાગ–ખંડ તે. પાદ; અધ્યાય; પરિચ્છેદ, બાબ; સર્ગ વગેરે તે. (૨) વિષય; બાબત; વાતનો પ્રસંગ; વસ્તુ વિશેષ. (૩) પ્રસ્તાવ; પ્રસ્તાવના.

**પ્રકર્ષ**, પું૦ [સં] ઉત્કર્ષ.

**પ્રકંપ**, પું૦ [સં] થરથરાટ; કંપારો; ધ્રુજારો; થરથરવું–હાલવું–ધ્રૂજવું તે.

**પ્રકામ**, વિ૦ [સં] કામનાવાળું; મનગમતું, યથેપ્સિત.

**પ્રકાર**, પું૦ [સં] ભેદ; જાત. (૨) રીત તરેહ. (૩) બાબ. (૪) નમુનાનો ઘાટ.

**પ્રકાશ**, પું૦ [સં] તેજ; દીપ્તિ; રોશની; અજવાળું; ઉજેશ. (૨) ચળકાટ; ભભક (૩) તડકો; આતાપ. (૪) પ્રસિદ્ધિ; જાહેરાત. (૫) અ૦ ચાહેન; ખુલ્લી રીતે; જાહેરમાં.:-કહેવું હોય તે પ્રકાશ કહો, પાછળ નહિ. ક્રિ૦ પ્ર૦ પ્રકાશ કરવું=ખુલ્લું કરવું; જાહેરમાં મૂકવું; બહાર પાડવું; ઉઘાડું કરી નાંખવું.

**પ્રકાશક**, વિ૦ પ્રકાશ કરનાર; બહાર પાડનાર:-ગ્રંથ પ્રકાશક. (૨) અજવાળું કરે એવું; ઉજેશ કરનાર.

**પ્રકાશકતા**, સ્ત્રી૦ પ્રકાશ કરવાપણું; તેજસ્વિતા: પ્રકાશ કરવાની શક્તિ તે. (૨) ઉજળાપણું; ચકચકાટપણું.

**પ્રકાશન**, ન૦ પ્રકાશ થવું તે. (૨), જાહેર થવું–બહાર પડવું તે.

**પ્રકાશવું**, ક્રિ૦ અ૦ ઉજેશ આપવો; તમતગવું; ઝગઝગાં થવું; તેજમારવું; ચકચકવું; દીપવું. (૨) ઝગઝી દેખાવી; તેજ જણાવું. (૩) બળવું; ઝગઝગવું. (૪) ખુલ્લા દેખાવું–જણાવું. (૫) તપવું. (૬) જાગવું; ચૈતન્યવાળું હોવું.

**પ્રકાશિત**, વિ૦ [સં] જાહેર કરેલું: પ્રસિદ્ધ કરેલું. (૨) તેજદાર; ચળકતું; પ્રકાશેલું. (૨) દર્શિત; જણાવેલું; જાહેરમાં આણેલું–છપાવેલું.

**પ્રકાશી**, વિ૦ પ્રકાશવાળું; પ્રકાશ કરનાર; પ્રકાશ આપે એવું.

**પ્રકાંડ**, વિ૦ [સં] વિસ્તીર્ણ; બહોળું. (૨) ઉત્તમ; પ્રશસ્ત. (૩) ન૦ થડ.

**પ્રકીર્ણ**. વિ૦ [સં] પરચૂરણ; નાના પ્રકારનું–મિશ્ર. (૨) વિસ્તૃત; ખુલ્લું.

**પ્રકીર્તિત**, વિ૦ કહેલું; કથિત; ગાયેલું; વખાણેલું.

**પ્રકુપિત**, વિ૦ કોપેલું; ગુસ્સે થયેલું.

**પ્રકૃત**, વિ૦ સાધારણ; પ્રસ્તુત; વર્તમાન; ચાલુ. (૨) મળેલું; પ્રાપ્ત.

**પ્રકૃતિ**, સ્ત્રી૦ [સં] મૂળ સ્વભાવ; જન્મ સ્વભાવ. (૨) સ્વરૂપાવસ્થા; અસલ હાલત; સ્થિતિ; કુદરત; મૂળબંધારણ. (૩) આધાર શક્તિ; અનાદિ માયા. (૪) તબિયત; આરોગ્ય; શરીર ને મનની અવસ્થા–સ્થિતિ તે:-સ્થિતિ તે. આજે એની પ્રકૃતિ સારી નથી. વિકૃતિથી ઉલટું તે. (૫) રૈયત; પ્રજાજન; લોક. (૬) પ્રધાન:-પ્રકૃતિ મંડળ.

**પ્રકૃતિજન્ય**, વિ૦ [સં] સ્વભાવજન્ય.

**પ્રકૃષ્ટ**, વિ૦ [સં.] તાણેલું; ખેંચેલું, આણેલું.

**પ્રકોપ**, પું૰ [ સં. ] ઉછાળો; વાત પિત્ત ને કફનો બગાડો તે. ( ૨ ) ગુસ્સો; કોપવું તે; ખૂબ ખંતરાજે થવું તે.

**પ્રકોષ્ઠ**, પું૰ [ સં. ] કોણીની ઉપલો ભાગ, જ્યાં કડું પહેરાય છે તે, મણિબંધ.

**પ્રક્રમ**, પું૰ [ સં. ] ઉપક્રમ; પ્રથમારંભ.

**પ્રક્રમણ**, ન૰ [ સં. ] જવું-ફરવું તે; ફેરો આંટો કરવો તે; ગમન.

**પ્રક્રમા**, સ્ત્રી૰ આસપાસ ફરવું તે; પ્રદક્ષિણા.

**પ્રક્રિયા**, સ્ત્રી૰ રીત; રૂઢિ; કોઇ કાર્ય કરવાની રીતિ તે. (૨) કર્મ; ક્રિયા; કામ. (૩) વ્યવસ્થા; ગોઠવણી. ( ૪ ) શબ્દ જોડવા-બનાવવાની રીત તે.

**પ્રક્ષાલન**, ન૰ [ સં. ] ધોવું-પખાળવું તે; માર્જન.

**પ્રક્ષિપ્ત**, વિ૰ [ સં ] નાંખેલું; ફેંકેલું; ઉમેરેલું

**પ્રખર**, વિ૰ [ સં. ] અત્યંત ગરમ; આકરૂં. (૨) સખત; તીખું. (૩) બખતર.

**પ્રખ્યાત**, વિ૰ [ સં. ] વિખ્યાત; નામાંકિત; પ્રસિદ્ધ; જાણીતું; જાહેર.

**પ્રખ્યાતિ**, સ્ત્રી૰ [ સં. ] વિખ્યાતિ; પ્રસિદ્ધિ; નામના. (૨) ઓળખ.

**પ્રગટ**, વિ૰ ચાહન; ખુલ્લું; જાહેર. (૨) પ્રત્યક્ષ. ઉ૰ પ્રગટ પારખું એહ. સામળ. ક્રિ૰ પ્ર૰ પ્રગટ કરવું=પ્રસિદ્ધ કરવું. બહાર-જાહેર પાડવું ઉત્પન્ન કરવું.

**પ્રગતિ**, સ્ત્રી૰ વધારો; આગળ વધવું તે; નીતિરીતિ, ચાલચલગત, વિદ્યા-વ્યવહાર વગેરેમાં આગળ વધવાપણું તે; ઉન્નતિ-પ્રતિગમન તે આ શબ્દ છેક હમણાંજ મરાઠી ઉપરથી ગુજરાતી સાહિત્યમાં વપરાવા માંડયો છે. ઉત્કર્ષ; અભિવૃદ્ધિ; વર્દ્ધન; ઉચ્ચલન.

**પ્રગટવું**, ક્રિ૰ અ૰ સળગવું; લાગવું; ઉત્પન્ન થવું; પેદા થવું. ઉ૰ ક્યાં પ્રગટયો મજદેશ દવાનળ, જ્વાળમુખી ગગને ચઢી ગાજ્યો. ક૰ દ૰ ડા૰ તમારા કુટુંબમાં એકદીવો પ્રગટયો. નિપજવું; નિકળી આવવું. (૨) જાહેરમાં આવવું; ખુલ્લું પડવું; દેખડવું; ઝગઝગીરહેવું.

**પ્રગમવું**, ક્રિ૰ અ૰ પરગમવું; પસરવું; વ્યાપવું:-પેટમાં હજી ઓસડ પ્રગમ્યું નથી. રગે રગ વ્યાપીજવું;

**પ્રગલ્ભ**, વિ૰ [ સં. ] ઉછાંછળું; ઉદ્ધત; અણસમજુ ને ઉત્સાહી એવું તે. (૨) બહાબોલું, નિડર-વાચાળ; શરમાયા વગર બોલે એવું; અલેલું. (૩) તીખાસ્વભાવનું; શૂર; બાહોશ.

**પ્રગલ્ભતા**, સ્ત્રી૰ ઉછાંછળાઇ; ઔદ્ધત્ય. (૨) વાચાળપણું; ચીબાવલાપણું; અલેતાઈ-અલેતાપણું.

**પ્રગલ્ભા**, સ્ત્રી૰ અલેતી નાયિકા; નિડર બોલકણી ને ઉત્સાહી નાયિકા.

**પ્રઘાત**, પું૰ [ સં. ] ચીલો; ખણાઇને પડેલો માર્ગ; રીત; ચાલ; રિવાજ.

**પ્રઘૂર્ણ**, પું૰ [ સં. પ્રાઘૂર્ણ ] પરોણો; અતિથિ.

**પ્રચાલિત**, વિ૰ [ સં. ] ચાલતું આવેલું; ચાલુ કરેલું હોય એવું; ચાલુ.

**પ્રચંડ**, વિ૰ [ સં. ] મોટું અને જાજરમાન (૨) ઉગ્ર; દુર્ધર્ષ; તીવ્ર. (૩) આકરૂં, ગરમ; જલદ, તીખું.

**પ્રચંડતા**, સ્ત્રી૰ ઉગ્રતા; તીવ્રતા. (૨) આકરાપણું. (૩) કદની સ્વભાવની ઉન્નત-મોટાઇ તે.

**પ્રચાર**, પું૰ [ સં. ] ચાલ; રૂઢિ; રીત; રિવાજ. (૨) ફેલાવ; પ્રસાર.

**પ્રચારવું**, ક્રિ૰ સ૰ રેડવું; સિંચવું; છાંટવું; ગેરેગ-અવયવે અવયવ બધે વ્યાપી જાય એમ રહાવવું-ચારવું-નાખવું તે.-ઘી પ્રચારવું. (૨) ફેલાવવું; પ્રસારવું; વ્યાપી જાય એમ કરવું; રૂઢિમાં આવે એવી રીતે

અમલમાં મુકાવવું. (૩) ટાણા રૂપે કહી દેખાડવું; આગળ ઉપકાર કર્યો હોય તે સામાની સમજમાં આવે એમ મહેણા તરીકે કહી બતાવવો; ચાંપી-નાણી જોવું; ટાણો મારવો; યાદ આવે તેમ કરવું.:- વહેવાણુ આગલી વાત આખરે પ્રચારી ગઇ, પરંતુ હું તે વાત ગળી ગઇ નહિ તો ચકમક ઝરતે.

**પ્રચારિત**, વિ૦ ચલાવેલું ફેલાવેલું; લોકમાં પ્રસારેલું.

**પ્રચાલક**, વિ૦ ચલાવનાર; શરૂઆત કરીને પ્રવર્તમાન કરનાર.

**પ્રચૂર**, વિ૦ [ સં. ] બહુ; પુષ્કળ; ઘણું; મસ.

**પ્રચ્છન્ન**, વિ૦ [ સં. ] ગુપ્ત; છાનું. (૨) ઢાંકેલું; નહિ ખુલ્લું-ઉઘાડું.

**પ્રચ્છાદન**, ન૦ [ સં ] આચ્છાદન; ઉપલું ઢાંકણ. (૨) ચાદર; પ્રચ્છદપટ; પિછોડી.

**પ્રજળવું**, ક્રિ૦ અ૦ બળવું; સળગવું; લાગવું. ઉ૦ મારે હૈયે હોળી પ્રજળે.

**પ્રજા**, સ્ત્રી૦ [સં.] સંતતિ; છોકરાં. (૨) રાજ્યના રહેવાસી લોક; રૈયત; પ્રકૃતિ; જન; માણસ. (૩) બચ્ચાં. કહે૦ જેવો રાજા તેવી પ્રજા. પ્રજાવડે રાજા અને રાજાવડે પ્રજા.

**પ્રજાગર**, વિ૦ [ સં. ] જાગતું; ઉંઘ રહિત. (૨) ઉજાગરો; જાગરણ.

**પ્રજાપતિ**, પું૦ [ સં. ] બ્રહ્મા. (૨) પ્રજાને ઉત્પન્ન કરી પાળનાર તે; દક્ષ વગેરે. (૩) પ્રજાનો ઇશ્વર તે; રાજા (૪) પરજાપતિ; કુંભકાર; કુંભાર.

**પ્રજાપાલ**, પું૦ [ સં. ] પ્રજાનું-રૈયતનું પાલન કરનારો; રાજા.

**પ્રજાપાલન**, ન૦ પ્રજાનું પાલન-કરવું તે; પ્રજાની રક્ષા કરવી અને સંભાળ રાખવી તે (૨) પ્રજાને સુખી ને સંતોષી રાખી તેનું રક્ષણ કરવાનું રાજાનું જે કામ તે.

**પ્રજાવતી**, સ્ત્રી૦ છોકરાંવાળી સ્ત્રી. (૨) ભોજાઇ.

**પ્રજાસત્તાક**, વિ૦ પ્રજાની સત્તાનું હોય એવું; જેમાં પ્રજાનો બહુમત એજ સત્તા ગણાય એવું; પ્રજાની સત્તાથી ચાલતું હોય એવું; પ્રજાની સત્તાવાળું-રાજ્ય.

**પ્રજાળવું**, ક્રિ૦ સ૦ બાળવું; લગાડવું; સળગાવવું.

**પ્રજ્ઞ**, વિ૦ જ્ઞાની; અક્કલવાળું; બુદ્ધિશાળી. (૨) ડહાપણું; શાણું; સમજુ. (૩) ન૦ વિદ્વાન; પંડિત.

**પ્રજ્ઞા**, સ્ત્રી૦ [ સં. ] બુદ્ધિ; સમજશક્તિ; અક્કલ. પ્રજ્ઞાચક્ષુ=અંધ.

**પ્રજ્વલિત**, વિ૦ [ સં. ] બળતું; ભડભડ સળગેલું; લાગી ગયેલું એવું.

**પ્રણત**, વિ૦ [ સં. ] નત; નમન કરવાને નીચું પડેલું. (૨) વિનયી.

**પ્રણમવું**, ક્રિ૦ અ૦ પ્રણામ કરવા; નમીને પગે લાગવું.

**પ્રણય**, પું૦ [ સં. ] પ્રેમ; સ્નેહ; પ્રીતિ. (૨) પ્રેમપ્રાર્થના.

**પ્રણયિની**, સ્ત્રી૦ પ્રિયા; વહાલી સ્ત્રી; ભાર્યા.

**પ્રણયી**, વિ૦ સ્નેહાળ; પ્રીતિવાળું; વહાલું. (૨) ના૦ પ્રિયવર; વહાલો સ્વામી.

**પ્રણવ**, પું૦ [ સં. ] વેદનો મંગળમય પ્રથમોદ્ગાર; ૐકાર.

**પ્રણામ**, પું૦ [સં.] નીચા નમીને પગે લાગવું તે; નમસ્કાર; પ્રણિપાત.

**પ્રણાલિકા**, સ્ત્રી૦ [ સં. ] પ્રણાલી; પાણીને વહી જવાની નીક; પડનાળ. ( ૨ ) નહેર. (૩) ખાડી. (૨) પરંપરા; રૂઢિ; રીત; પદ્ધત

**પ્રણાશ**, પુ૦ નાશ.

**પ્રણિધિ**, પુ૦ [ સં. ] છુપો દૂત; ચાર; જાસૂસ. ૯૦ બંધુવત્સલનાએ, કે યથ કેરવી તથા પ્રણિધિ રૂપ, શી અર્થે આપ્યા છે ? તેનાં મુજને જણાય ના રૂપ.

**પ્રયુત,** વિ૦ [ સં. ] દસ લાખ.

**પ્રયોગ,** પું૦ [ સં. ] અખતરો; અજમાયેશ દાખલ કોઇ ચીજ કરી જોવી તે; આમ આમ કરવાથી શું થાય છે, તે જોવાને–બનાવવાને જે કંઇ શરૂઆતનું કામ કરી જોવું તે. (૨) યુક્તિ; તજવીજ. (૩) કાયદો; નિયમ; ધારો. (૪) વ્યાકરણ પ્રમાણે કર્ત્તા અને કર્મનો ક્રિયા સાથે સંબંધ દર્શાવનારી રચના તે. કર્ત્તરીપ્રયોગ, કર્મણિપ્રયોગ વગેરે. (૫) સાધનાં; અનુષ્ઠાન; વિધિ; ફળસિદ્ધિને માટે અમુક રીતે મંત્રાનુષ્ઠાનપૂર્વક અમુક ક્રિયા કરવી તે.

**પ્રયોજક,** વિ૦ [ સં. ] યોજનાર; પ્રેરક; શરૂઆત કરવાનું દેખાડનાર; યોજના કરનાર.

**પ્રયોજન,** ન૦ [સં.] કારણ; સબબ. (૨) હેતુ; મતલબ; ઉદ્દેશ. (૩) આવશ્યકતા; જરૂર.

**પ્રયોજ્ય,** વિ૦ [ સં. ] યોજવાલાયક; જોડવા યોગ્ય.

**પ્રરોહ,** પું૦ [સં.] અંકુર; ફણગો.

**પ્રલય,** પું૦ [સં.] સૃષ્ટિનો અંત આવવો તે; માણસો અને પ્રાણીઓનો સદંતર નાશ થઇ જવો તે; અમુક યુગો પછી પૃથ્વી રસાતળ જવી તે. (૨) મોટી આફત–સંહારકાળ; કાળો કહેર વર્તાઇ જવો તે.

**પ્રલાપ,** પું૦ [સં.] મોટેથી ગમે તેમ બોલવું–રોવું તે; શોક, મોહ, અને દુઃખ વગેરેને લીધે મોટેથી બોલીને રડવું તે. (૨) બેલઃ ફેલ–ગમે તેમ બોલવું–બબડવું તે; જલ્પ; બડબડાટ. (૩) વિલાપ.

**પ્રલેપ,** પું૦ [સં.] લેપ; લેપ; લિંપવું–ચોપડવું તે; વિલેપન; ફેરવાળો.

**પ્રલોભન,** ન૦ [ સં. ] લોભાવે એવું જે તે; લલચાવનારું તે; લોભ કરાવે એવું તે.

**પ્રલ્લે,** જુઓ પ્રલય. ક્રિ૦ પ્ર૦ પ્રલ્લે થવું=બળીને ભસ્મ થઇ જવું; સત્યાનાશ જવું. પ્રલ્લેકાર=નાશ; તદ્દન પાયમાલ થઇ જવું તે; અજબ; વિનાશ.

**પ્રવચન,** ન૦ [સં.] વ્યાખ્યાન; વિવેચન; એકાદી વાત લઇ તેને આગલા પાછલા વિષયો સાથે વિસ્તારી સ્પષ્ટ કરીને કહેવી તે.

**પ્રવર,** ન૦ [સં.] ગોત્ર અથવા કુટુંબની આંતરિક શાખા–પ્રશાખાઓ વગેરે તે. અસલ ગોત્ર અને તેમાં થયેલા મુખ્ય આગેવાનોને નામે તેનું વિશેષ ઓળખાણ આપવું તે.:–ગૌતમ ગોત્ર અને તેનાં ત્રણ પ્રવર–ગૌતમ, ઔતથ્ય, ને આંગિરસ તે. (૨)વિ૦ મુખ્ય; આગેવાન; મુખી.

**પ્રવર્તક,** વિ૦ [ સં. ] પ્રવર્તાવનાર; પ્રવર્તનકારી; ફેલાવનાર. (૨) પ્રવૃત્તિજનક.

**પ્રવર્તન,** ન૦ [સં.] ચાલ ચલગત; વર્તન તે; પ્રવૃત્તિ કરવાની રીત તે; પ્રવૃત્તિ.

**પ્રવર્તમાન,** વિ૦ [ સં. ] ચાલુ; ચાલતું; અમલમાં હોય એવું. (૨) ફેલાયેલું.

**પ્રવર્તવું,** ક્રિ૦ અ૦ ફેલાવું; પ્રસરવું; લોકમાં ચાલુ થવું. (૨) અમલમાં આવવું. વર્તવું; ચાલવું.

**પ્રવર્તાવવું,** ક્રિ૦ સ૦ ફેલાવવું; પ્રસારવું; ચલાવવું. (૨) અમલમાં–ગતિમાં મૂકવું; લોકમાં ફેલાય તેમ કરવું. (૩) વળાવવું; આપીદેવું.

**પ્રવાસ,** પું૦ [ સં. ] પરદેશવાસ તે; વિદેશમાં વસવા જવું તે. (૨) મુસાફરી; દેશવિદેશમાં ફરવું તે; પંથ કરવો–મુસાફરી કરવીતે.

**પ્રવાસી,** વિ૦ પોતાનું–અસલ નહિ એવા વાસમાં વસેલ તે; બીજા–અન્યવાસમાં રહેલું. ઉ૦ અરે શુકા ! પિંજરના પ્રવાસી. ક. દ. ડા. (૨) મુસાફર; પાંથ; વટેમાર્ગુ; પ્રવાસે નિકળેલું તે.

**પ્રવાહ,** પું૦ [સં. ] પવન, પાણી અને વાણી વગેરેનું જે વહન–વહેવું તે; સ્રોત; રેલો; ખળકો; વોંદ; ધારા; વહન તે. (૨) સાંસારિક કામકાજ અને વ્યવહારનો જે નિરંતર ચાલુ ક્રમ તે. (૩) એક પછી એક ચાલુ પરંપરા ચાલ્યા કરવી તે; ધ-

સારાબંધ બહાર–આગળ ને આગળ વહે જવું તે. (૪) ગતિ; વોહ વગેરે તે:– એની જીભે સરસ્વતી બેઠેલી છે એટલે એની વાણીનો પ્રવાહ અખંડિત ચાલ્યાજ કરે છે રાહ; ધોરણ; રવાલ.

**પ્રવાહી,** વિ૦ પ્રવાહે વહે એવું તે; રેલે એવું; ધારા–પરંપરાએ ચાલ્યું જાય એવું–પાણી; તેલ; પવન; વાણી વગેરે.

**પ્રવાળ,** ન૦ પ્રવાલ; પરવાળું. પ્રવાળી=પરવાળાંની માળા તે.

**પ્રવિષ્ટ,** વિ૦ [સં.] પેઠેલું; દાખલ થયેલું;ઘુસેલું.

**પ્રવીણ,** વિ૦ [ સં. ] નિપુણ; કુશળ; હોશિયાર; કાબેલ; ચતુર. (૨) આવડતવાળું; કોઇ કામ બહુ સારી રીતે કરી જાણે એવું; માહિતગાર.

**પ્રવૃત્ત,** વિ૦ [સં.] ચાલુ; ચાલતું; પ્રવૃત્તિમાં મચેલું.

**પ્રવૃત્તિ,** સ્રી૦ [ સં. ] જીવનને ટકાવવા અને શોભાવવાને માટે યત્ન કરવો તે; વ્યાપાર; વ્યવસાય; પ્રવર્તન તે; આજીવિકા, યશ, અને ઇંદ્રિયોની પરિતૃપ્તિ માટે નાના પ્રકારના વિષયોમાં પ્રવૃત્ત થવું તે; ધાવ; ભમણ. (૨) ઉદ્યોગ; કામકાજ વગેરે સંસારની મોહમાયાની જાળમાં આમ તેમ સુખ શોધતા–અથડાતા ફરવું તે; નિવૃત્તિથી ઉલટો વ્યવસાય તે.

**પ્રવૃદ્ધ,** વિ૦ વધેલું; મોટું થયેલું. (૨) પુખ્ત.

**પ્રવેશ,** પુ૦ [સં.] પેસવું તે; દાખલ થવુ તે; ઘરમાં–કોઇ હદમાં અથવા રંગભૂમિ ઉપર જવું તે. (૨) કોઇ સ્થાનની અંદર દાખલ થવું–પેસવું તે. (૩) નાટક વગેરેનો એકાદ વિભાગ–બાબ તે; વસ્તુનિર્દેશક એકાદ નાનો વાદવિવાદ તે; નાટકમાં એક પછી એક જુદા જુદા ભાગ ભજવી બતાવનારાં પાત્રોનું રંગભૂમિ ઉપર આવવું તે; પ્રવેશક; વિષ્કંભક.

**પ્રવેશક,** પું૦ સામાન્ય પાત્રોની પાસે આવતા અંકની વસ્તુ દર્શાવવાને માટે પહેલા અને છેલ્લા નહિ એવા અંકોની આગળ મૂકવામાં આવતો વાર્તાલાપ તે; વિષ્કંભક.

**પ્રવ્રજિત,** વિ૦ [ સં. ] ત્યાગી; જેણે ચોથા –ભિક્ષુ આશ્રમનો આશ્રય લીધો હોય તે. (૨) સંન્યાસી; વૈરાગી.

**પ્રશમન,** ન૦ [ સં. ] ઠંડું પાડવું તે; શાંત કરવું તે; ટાઢું પાડવું તે. (૨) શાંતિ.

**પ્રશસ્ત,** વિ૦ [સં.] વખાણવા લાયક; સ્તુતિ પાત્ર (૨) ઉત્તમ; શ્રેષ્ઠ; ઉંચું.

**પ્રશસ્તિ,** સ્રી૦ [ સં. ] પ્રશંસાનો લેખ–લખાણ તે; યશલેખ. રાજા અથવા મોટા પરોપકારી માણસની સુકૃતિ–પુણ્યકૃતિના વર્ણનવાળો લેખ અથવા લખાણ તે.

**પ્રશસ્ય,** વિ૦ [ સં. ] વખાણવા લાયક.

**પ્રશંસક,** વિ૦ વખાણનાર; સ્તુતિ કરનાર.

**પ્રશંસનીય,** વિ૦ વખાણવા લાયક. (૨) ઉત્તમ; સારૂં–શ્રેષ્ઠ.

**પ્રશંસા,** સ્રી૦ [ સં ] વખાણ; સ્તુતિ; યશ ગાવો–કીર્તિ કરવા તે; સ્તુતિ.

**પ્રશાસક,** વિ૦ શાસન કરનાર; અમલ બજાવનાર. (૨) રાજા; અમલદાર.

**પ્રશાંત,** વિ૦ ખૂબ શાંત; ટાઢું; ઠંડું. (૨) નીરવ; મૌન.

**પ્રશ્ન,** પું૦ [ સં. ] પૂછવું તે; પૃચ્છા; સવાલ.

**પ્રશ્નપત્ર,** ન૦ પ્રશ્નનું લખાણ તે; સવાલપત્રક; પરીક્ષા લેવાને માટે લખીને પુછેલો પ્રશ્ન તે.

**પ્રશ્નમાળા,** સ્રી૦ પ્રશ્નાવલી; સવાલોનો સમૂહ તે; ઉપરાઉપરિ પુછેલા સવાલો તે.

**પ્રશ્નાર્થ,** વિ૦ પ્રશ્નવાળા અર્થનું તે; પ્રશ્ન સંબંધિ; પ્રશ્ન તરીકે પુછાયેલું.

**પ્રશ્નોત્તરી,** સ્રી૦ પ્રશ્ન અને ઉત્તરની જેમાં પરંપરા હોય તે; પ્રશ્ન અને તેનો ઉત્તર એવું જે લખાણ, વિવાદ વગેરે તે; સવાલ જવાબવાળી રચના.

**પ્રકોપ**, પું૦ [ સં. ] ઉછાળો; વાત પિત્ત ને કફનો બગાડો તે. (૨) ગુસ્સો; કોપવું તે; ખૂબ ઉતરાજ થવું તે.

**પ્રકોષ્ઠ**, પું૦ [ સં. ] કોણીની ઉપલો ભાગ, જ્યાં કડું પહેરાય છે તે, મણિબંધ.

**પ્રક્રમ**, પું૦ [ સં. ] ઉપક્રમ; પ્રથમારંભ.

**પ્રક્રમણ**, ન૦ [ સં. ] જવું-ફરવું તે; ફેરો આંટો કરવો તે; ગમન.

**પ્રક્રમા**, સ્ત્રી૦ આસપાસ ફરવું તે; પ્રદક્ષિણા.

**પ્રક્રિયા**, સ્ત્રી૦ રીત; રૂઢિ; કોઇ કાર્ય કરવાની રીતિ તે. (૨) કર્મ; ક્રિયા; કામ. (૩) વ્યવસ્થા; ગોઠવણી. (૪) શબ્દ જોડવા-બનાવવાની રીત તે.

**પ્રક્ષાલન**, ન૦ [ સં. ] ધોવું-પખાળવું તે; માર્જન.

**પ્રક્ષિપ્ત**, વિ૦ [ સં ] નાંખેલું; ફેંકેલું; ઉમેરેલું.

**પ્રખર**, વિ૦ [ સં. ] અત્યંત ગરમ; આકરું. (૨) સખત; તીખું. (૩) બખતર.

**પ્રખ્યાત**, વિ૦ [ સં. ] વિખ્યાત; નામાંકિત; પ્રસિદ્ધ; જાણીતું; જાહેર.

**પ્રખ્યાતિ**, સ્ત્રી૦ [ સં. ] વિખ્યાતિ; પ્રસિદ્ધિ; નામના. (૨) ઓળખ.

**પ્રગટ**, વિ૦ ચાહન; ખુલ્લું; જાહેર. (૨) પ્રત્યક્ષ. ઉ૦ પ્રગટ પારખું એહ. સામળ. ક્રિ૦ પ્ર૦ પ્રગટ કરવું=પ્રસિદ્ધ કરવું. બહાર-જાહેર પાડવું. ઉત્પન્ન કરવું.

**પ્રગતિ**, સ્ત્રી૦ વધારો; આગળ વધવું તે; નીતિરીતિ, ચાલચલગત. વિદ્યા-વ્યવહાર વગેરેમાં આગળ વધવાપણું તે; ઉન્નતિ-પ્રતિગમન તે. આ શબ્દ છેક હમણાંજ મરાઠી ઉપરથી ગુજરાતી સાહિત્યમાં વપરાવા માંડયો છે. ઉત્કર્ષ; અભિવૃદ્ધિ; વર્ધન; ઉચ્ચલન.

**પ્રગટવું**, ક્રિ૦ અ૦ સળગવું; લાગવું; ઉત્પન્ન થવું; પેદા થવું. ઉ૦ કયાં પ્રગટયો વજ્રદેશ દવાનળ, જ્વાળામુખી ગગને ચઢી ગાજ્યો. ક૦ દ૦ ડા૦ તમારા કુટુંબમાં એ દીવો પ્રગટયો. નિપજવું; નિકળી આવવું. (૨) જાહેરમાં આવવું; ખુલ્લું પડવું; ઉઘડવું; ઝળકીરહેવું.

**પ્રગમવું**, ક્રિ૦ અ૦ પરગમવું; પસરવું; વ્યાપવું.-પેટમાં હજી ઓસડ પ્રગમ્યું નથી. રગે રગ વ્યાપીજવું;

**પ્રગલ્ભ**, વિ૦ [ સં. ] ઉછાંછળું; ઉદ્ધત; અણસમજુ ને ઉત્સાહી એવું તે. (૨) બકાબોલું; નિડર-વાચાળ; શરમાયા વગર બોલે એવું; અલેતું. (૩) તીખાસ્વભાવનું; શર; બાહોશ.

**પ્રગલ્ભતા**, સ્ત્રી૦ ઉછાંછળાઇ; ઔદ્ધત્ય. (૨) વાચાળપણું; ચીબાવલાપણું; અલેતાઇ-અલેતાપણું.

**પ્રગલ્ભા**, સ્ત્રી૦ અલેતી નાયિકા; નિડર બોલકણી ને ઉત્સાહી નાયિકા.

**પ્રઘાત**, પું૦ [ સં. ] ચીલો; ખણાઇને પડેલો માર્ગ; રીત; ચાલ; રિવાજ.

**પ્રઘૂર્ણ**, પું૦ [ સં. પ્રાઘૂર્ણ ] પરોણો; અતિથિ.

**પ્રચલિત**, વિ૦ [ સં. ] ચાલતું આવેલું; ચાલુ કરેલું હોય એવું; ચાલુ.

**પ્રચંડ**, વિ૦ [ સં. ] મોટું અને જાજરમાન (૨) ઉગ્ર; દુર્ધર્ષ; તીવ્ર. (૩) આકરું; ગરમ; જલદ; તીખું.

**પ્રચંડતા**, સ્ત્રી૦ ઉગ્રતા; તીવ્રતા. (૨) આકરાપણું. (૩) કદની સ્વભાવની ઉન્નત-મોટાઇ તે.

**પ્રચાર**, પું૦ [ સં. ] ચાલ; રૂઢિ; રીત; રિવાજ. (૨) ફેલાવ; પ્રસાર.

**પ્રચારવું**, ક્રિ૦ સ૦ રેડવું; સિંચવું; છાંટવું; રગેરગ-અવયવે અવયવ બધે વ્યાપી જાય એમ રસાવવું-ચારવું-નાંખવું તે.-પી પ્રચારવું. (૨) ફેલાવવું; પ્રસારવું; વ્યાપી જાય એમ કરવું; રૂઢિમાં આવે એવી રીતે

અમલમાં મુકાવવું. (૩) ટાણા રૂપે કહી દેખાડવું; આગળ ઉપકાર કર્યો હોય તે સામાની સમજમાં આવે એમ મહેણા તરીકે કહી બતાવવો; ચાંપી-નાણી જોવું; ટાણો મારવો; યાદ આવે તેમ કરવું.:– વહેવારુ આગલી વાત આખરે પ્રચારી ગઇ, પરંતુ હું તે વાત ગળી ગઇ નહિ તો ચકમક ઝરતે.

**પ્રચારિત**, વિ૦ ચલાવેલું ફેલાવેલું; લોકમાં પ્રસારેલું.

**પ્રચાલક**, વિ૦ ચલાવનાર; શરૂઆત કરીને પ્રવર્તમાન કરનાર.

**પ્રચૂર**, વિ૦ [ સં. ] બહુ; પુષ્કળ; ઘણું; મસ.

**પ્રચ્છન્ન**, વિ૦ [ સં. ] ગુપ્ત; છાનું. (૨) ઢાંકેલું; નહિ ખુલ્લું-ઉઘાડું.

**પ્રચ્છાદન**, ન૦ [ સં ] આચ્છાદન; ઉપલું ઢાંકણ. (૨) ચાદર; પ્રચ્છદપટ; પિછોડી.

**પ્રજળવું**, ક્રિ૦ અ૦ બળવું; સળગવું; લાગવું. ઉ૦ મારે હૈયે હોળી પ્રજળી.

**પ્રજા**, સ્ત્રી૦ [ સં. ] સંતતિ; છોકરાં. (૨) રાજ્યના રહેવાસી લોક; રૈયત; પ્રકૃતિ; જન; માણસ. (૩) બચ્ચા. કહે૦ જેવો રાજા તેવી પ્રજા. પ્રજાવડે રાજા અને રાજાવડે પ્રજા.

**પ્રજાગર**, વિ૦ [ સં. ] જાગતું; ઉંઘ રહિત. (૨) ઉજાગરો; જાગરણ.

**પ્રજાપતિ**, પું૦ [ સં. ] બ્રહ્મા. (૨) પ્રજાને ઉત્પન્ન કરી પાળનાર તે; દક્ષ વગેરે. (૩) પ્રજાનો ઇશ્વર તે; રાજા (૪) પરજાપતિ; કુંભકાર; કુંભાર.

**પ્રજાપાલ**, પું૦ [ સં. ] પ્રજાનું-રૈયતનું પાલન કરનારો; રાજા.

**પ્રજાપાલન**, ન૦ પ્રજાનું પાલન કરવું તે; પ્રજાની રક્ષા કરવી અને સંભાળ રાખવી તે. (૨) પ્રજાને સુખી ને સંતોષી રાખી તેનું રક્ષણ કરવાનું રાજાનું જે કામ તે.

**પ્રજાવતી**, સ્ત્રી૦ છોકરાંવાળી સ્ત્રી. (૨) ભોજાઇ.

**પ્રજાસત્તાક**, વિ૦ પ્રજાની સત્તાનું હોય એવું; જેમાં પ્રજાનો બહુમત એજ સત્તા ગણાય એવું; પ્રજાની સત્તાથી ચાલતું હોય એવું; પ્રજાની સત્તાવાળું-રાજ્ય.

**પ્રજાળવું**, ક્રિ૦ સ૦ બાળવું; લગાડવું; સળગાવવું.

**પ્રજ્ઞ**, વિ૦ જ્ઞાની; અક્કલવાળું; બુદ્ધિશાળી. (૨) ડહાપણું; શાણું; સમજું. (૩) ન૦ વિદ્વાન; પંડિત.

**પ્રજ્ઞા**, સ્ત્રી૦ [ સં. ] બુદ્ધિ; સમજશક્તિ; અક્કલ. પ્રજ્ઞાચક્ષુ=અંધ.

**પ્રજ્વલિત**. વિ૦ [ સં. ] બળતું; ભડભડ સળગેલું; લાગી ગયેલું એવું.

**પ્રણત**, વિ૦ [ સં. ] નત; નમન કરવાને નીચું પડેલું. (૨) વિનયી.

**પ્રણમવું**, ક્રિ૦ અ૦ પ્રણામ કરવા; નમીને પગે લાગવું.

**પ્રણય**, પું૦ [ સં. ] પ્રેમ; સ્નેહ; પ્રીતિ. (૨) પ્રેમપ્રાર્થના.

**પ્રણયિની**, સ્ત્રી૦ પ્રિયા; વહાલી સ્ત્રી; ભાર્યા.

**પ્રણયી**, વિ૦ સ્નેહાળ; પ્રીતિવાળું; વહાલું. (૨) ના૦ પ્રિયવર; વહાલો સ્વામી.

**પ્રણવ**, પું૦ [ સં. ] વેદનો મંગળમય પ્રથમોદ્‌ગાર; ૐકાર.

**પ્રણામ**, પું૦ [ સં. ] નીચા નમીને પગે લાગવું તે; નમસ્કાર; પ્રણિપાત.

**પ્રણાલિકા**, સ્ત્રી૦ [ સં. ] પ્રણાલી; પાણીને વહી જવાની નીક; પરનાળ. (૨) નહેર. (૩) ખાડી. (૨) પરંપરા; રૂઢિ; રીત; પદ્ધત.

**પ્રણાશ**, પું૦ નાશ.

**પ્રણિધિ**, પું૦ [ સં. ] છુપો દૂત; ચાર; જાસુસ. ઉ૦ બંધુવત્સલતાએ, કે થઇ કૈકેયી તણા પ્રણિધિ રૂપ, શે અર્થે આવ્યા છો ? તેનાં મુજને જણાય ના રૂપ.

**પ્રણિપત,** ન૦ [ સં. ] કાલાવાલા; આજીજી; નમન.

**પ્રણિપાત,** પું૦ [સં.] નમસ્કાર; પ્રણામ.

**પ્રણીત,** વિ૦ [ સં. ] બનાવેલું; રચેલું.

**પ્રત,** સ્રી૦ નકલ; એક વસ્તુ; ફરદ; સરખાં કદ સ્વરૂપ ને વસ્તુવાળી ઘણી ચીજોમાંની જે એક તે; એક વસ્તુ.:-૫૦૦ પ્રત છપાવી.

**પ્રતાપ,** પું૦ [સં.] તેજ પ્રભાવ તે; કાંતિની ભભક તે. (૨) દૈવત; પરાક્રમ; શક્તિ-તેજ બળ તે; શૌર્ય. (૩) મોટાઇ; યશ; કીર્તિ. (૪) લાગવગ.

**પ્રતાપી,** વિ૦ પરાક્રમી, પ્રતાપવાળું; શૂરવીર જેની શેહ પડે એવું તે.

**પ્રતાપન,** ન૦ [સં] બીજાને તપાવવું-સંતાપવું તે; જુલમ; સીતમ.

**પ્રતારણા,** સ્રી૦ [સં] વંચના; છેતરપિંડી કરવી તે; ઠગાઇ.

**પ્રતિ,** અ૦ [સં] તરફ, ભણી, પાછું, ફરીને; સામું; ઉલટું; વિરૂદ્ધ, વગેરે અર્થ બતાવનારો ઉપસર્ગ.:-પ્રતિકૂલ; પ્રતિબળ; પ્રતિદિન, વગેરે. તે તમારા પ્રતિ બોલતો નથી.

**પ્રતિ-ઉત્તર,** પું૦ સામો જવાબ; ઉત્તર આપવો તે; સામે જણાવવું બોલવું કે લખવું તે; પ્રતિબોલ; પ્રતિલેખ; જવાબ. ઉ૦ પ્રતિઉત્તર દે ન કેશવ, અપશબ્દો શિશુપાલ બહુ વદે. રત્ન. વસલ.

**પ્રતિકૂલ,** વિ૦ [ સં. ] નહિ ગમતું; નહિ માફક આવતું; અણગમતું; નહિ રૂચતું. (૨) વિરૂદ્ધ; સામું; ઉલટું; વિપરીત.

**પ્રતિકૂલતા,** સ્રી૦ અણગમો; અરાજીપો; વિરૂદ્ધતા.

**પ્રતિકૃતિ,** સ્રી૦ [ સં. ] છાયાચિત્ર; છબિ; પ્રતિમા.

**પ્રતિગ્રહ,** પું૦ [સં.] સ્વીકાર; સ્વીકરણ. (૨) દાન લેવું તે.

**પ્રતિજ્ઞા,** સ્રી૦ [ સં. ] પણ; નિયમ; સાધ્ય નિર્દેશ. (૨) પૂર્વપક્ષ. (૩) સોગન.

**પ્રતિદિન,** અ૦ રોજ; નિત્ય; હમેશ.

**પ્રતિધાવત,** ન૦ [સં.] સામે દોડવું તે; પુંઠે પડવું તે.

**પ્રતિધ્વનિ,** પું૦ [ સં. ] પડઘો; પડછંદો; પ્રતિનાદ

**પ્રતિનાયક,** પું૦ મુખ્ય નાયકનો સાથી તે. (૨) સામાવાળિયો.

**પ્રતિનિધિ,** પું૦ [સં] મુખત્યાર; વકીલ. (૨) અવેજી.

**પ્રતિપક્ષ,** પું૦ [સં] સામો પક્ષ તે. વિપક્ષ. (૨) શત્રુ; દુસ્મન.

**પ્રતિપક્ષી,** પું૦ સામાવાળિયો; બીરૂ; પ્રતિવાદી.

**પ્રતિપત્તિ,** સ્રી૦ [સં.] મનોમન ગનાવું તે; ખાતરી થવી તે; મનોનિશ્ચય; ખાતરજમા; પ્રતીતિ; પુરવારી.

**પ્રતિપદા,** સ્રી૦ [ સં. ] પખવાડિયાનો પહેલો દિવસ તે; પડવો; પહેલી તિથિ.

**પ્રતિપાદન,** ન૦ [સં.] પ્રમાણ આપી પુરવાર કરવું તે; સાબીત કરવું તે; સિદ્ધ કરવું; પોતાના કહેવાને બીજા મુદ્દાઓથી ખરૂં ઠરાવવું તે; ખાતરી કરી આપવી તે.

**પ્રતિપાલન,** ન૦ પાળવું તે; પરિપાલન; રક્ષણ.

**પ્રતિપાળ,** પુ૦ પાળનારો; પાલનપોષણ કરનાર.:-જીવ દયા પ્રતિપાળ જૈન.

**પ્રતિબંધ,** પું૦ [સં] અટકાવ; આડ; મના; અવરોધ; ખાળવું તે; બંધી.

**પ્રતિબંધક,** વિ૦ [ સં. ] પ્રતિબંધકારક; બંધનકર્તા; અટકાવનાર; રોકાણ કરનાર.

**પ્રતિબિંબ,** ન૦ [ સં. ] છાયાકૃતિ; પાણીમાં અથવા કાચમાં કે ઓપ ઉપર પડેલું જે સામું આબેહૂબ ચિત્ર-દરૂપ તે.

**પ્રતિબિંબિત,** વિ૦ [સં.] બિંબિત-સામી

બાજુએ આબેહુબ છાયા રૂપે પડેલું એવું; સામું દેખાઈ રહેલું; સામે પ્રતિચ્છાયા રૂપે જણાતું; એક ચીજનું જાણે બીજું રૂપ જ ન હોય એમ દેખાઇ રહેલું; ભાસમાન.

**પ્રતિબોધ**, પું૰ [સં.] સારી રીતે સમજાવવું-બોધ થાય એમ કરવું તે; સમજણ આપવી તે. (૨) જાગર્તિ; જાગ્રત થવું-સમજાવું જ્ઞાન થવું તે.

**પ્રતિબોધવું**, ક્રિ૰ સ૰ [સં.] સામાને બોધ થાય એમ કરવું; સમજાવવું; જાગ્રત કરવું; જ્ઞાન આપવું; સૂઝ પાડવી; શિખામણ આપવી.

**પ્રતિભા**, સ્રી૰ બુદ્ધિ; અક્કલ; સમજણ. (૨) કાંતિ; દીપ્તિ. તેજ બુદ્ધિમાનપણું તે. ઉ૰ પ્રતિભાવાન, વાચાળ, જાણ ઝાઝા વૃતાંતના.

**પ્રતિભાગ**, પું૰ [ સં ] સામો હિસ્સો તે; ભાગ; ફાળો; પાંતી.

**પ્રતિભાન**, ન૰ તાત્કાલિક બુદ્ધિ; સમયસૂચકતા; એકદમ ભાન થઇજવું તે.

**પ્રતિભાવ**, પું૰ [સં.] સમભાવ; તુલ્યભાવ તે.

**પ્રતિભાસ**, પું૰ [ સં ] સામે કંઈ જણાવું તે; એકદમ કંઇ દશ્ય કે જ્ઞાનનું ઉદ્ઘાટન થવું તે; દેખાવું, જણાવું, સમજવું; અમુકના સરખું ભાન થવું તે. (૨) પ્રતિબિંબ; પ્રતિચ્છાયા, જ્ઞાન કે દશ્યનો સામો આભાસ થવો તે. (૩) પ્રકાશ; તેજ.

**પ્રતિમ**, વિ૰ સરખું; સમાન; જેવું.

**પ્રતિમા**, સ્રી૰ [ સં ] કાષ્ઠ પાષાણાદિકનું પુતળું તે; મૂર્તિ. કોઈ આકૃતિની માટી, કાષ્ઠ, ધાતુ, પત્થર અથવા બીજી કોઇ ચીજની તેના જેવીજ આકૃતિ તે.

**પ્રતિયોગી**, પું૰ [ સં ] સામાવાળિયો; શત્રુ; દુશ્મન. (૨) અવેજી; બદલે યોજાયલો માણસ, વગેરે. (૩) ભાગિયો. (૪) સમોવડિયો. (૫) ધુરી; જોડમાનો-જોડિયો.

**પ્રતિરૂપ**, ન૰ સરખાપણું; સમત્વ. (૨) પ્રતિમા; મૂર્તિ; પ્રતિકૃતિ.

**પ્રતિરોધ**, પું૰ [ સં ] અટકાવ; રોકાણ. (૨) તિરસ્કાર.

**પ્રતિલોમ**, વિ૰ [ સં ] ઉતરતું; હલકું; કનિષ્ઠ; ન્યૂનાધિક હોય એવું; વિલોમ; ઉતરતી પંક્તિ-વર્ણનું. પ્રતિલોમજ=ઉત્તમ વર્ણના પુરુષથી અધમ-ઉતરતી વર્ણની માતાને પેટ જન્મેલું તે. પ્રતિલોમ જાતિ=ઉતરતી વર્ણ, હલકી-નાત તે.

**પ્રતિવચન**, ન૰ [ સં ] સામો જવાબ તે; પ્રત્યુત્તર; જવાબ; સામોબોલ

**પ્રતિવાદણ**, સ્રી૰ વજનો જવાબ દેનાર સ્રી તે; દાવાનો-જવાબ દેનારી-વાદણ.

**પ્રતિવાદી**, પું૰ [ સં ] સામો વાદ કરનારો; પ્રતિપક્ષી; સામાવાળિયો; વાદીની સામે જવાબ આપનારો.

**પ્રતિવારણ**, ન૰ [ સં ] નિવારણ; સામેથી વારવું તે.

**પ્રતિવાર્ત્તા**, સ્રી૰ [ સં ] જવાબમાં જણાવેલી હકીકત તે; સામેથી મળેલી બીના-વાત.

**પ્રતિવાર્ષિક**, વિ૰ [સં] વાર્ષિક; વર્ષોવર્ષનું; વર્ષોવર્ષ ફરીફરીને આવતું; દર વરસનું.

**પ્રતિવાસર**, અ૰ [ સં ] પ્રતિદિન; દરરોજ; હમેશ.

**પ્રતિવિધાન**, ન૰ પ્રતીકાર; ઇલાજ. (૨) ઠાઠમાઠ; રચના.

**પ્રતિશબ્દ**, પું૰ [ સં ] પડઘો; પડછંદો; આપણા બોલનો હવામાંથી સામો બોલ સંભળાય તે.

**પ્રતિષેધ**, પું૰ [ સં ] નિષેધ.

**પ્રતિષ્ઠા**, સ્રી૰ [ સં ] માન, આબરૂ, ઇજ્જત, ભારઓજ; ગૌરવ. (૨) વિધિપૂર્વક મૂર્ત્તિ ઉપર કરવામાં આવતો એક સંસ્કાર. ક્રિ૰ પ્ર૰ પ્રતિષ્ઠા કરવી=મૂર્ત્તિમાં વિધિસર દેવત્વ મૂકવું.

**પ્રતિષ્ઠિત,** વિ૦ [ સં ] માનવંત; આબરૂદાર; ઈજ્જતવાળું; પ્રતિષ્ઠાયુક્ત; ગૌરવાન્વિત (૨) વિખ્યાત; જાણીતું; આગેવાન.

**પ્રતિસ્પર્ધા,** સ્ત્રી૦ [ સં ] હરીફાઈ; સરસાસરસી; ચડસાચડસી.

**પ્રતિસ્પર્ધી,** વિ૦ સામાવાળિયો; શત્રુ; દુશ્મન; હરીફ; વાદીલો.

**પ્રતિહત,** વિ૦ [ સં ] પાછુ મારેલું; હઠાવેલું; હરાવેલું; નિરાશ.

**પ્રતીકાર,** પું૦ [ સં ] ઉપાય; ઇલાજ; ચિકિત્સા.

**પ્રતીત,** સ્ત્રી૦ પતીજ; ભરોસો; વિશ્વાસ; ખાતરી.

**પ્રતીતિ,** સ્ત્રી૦ [ સં ] પતીજ; વિશ્વાસ; ખાતરી. સંપૂર્ણ જ્ઞાન, સારી રીતે સાફ સમજાવું તે.

**પ્રતીપ,** પું૦ [ સં ] એ નામનો અર્થાલંકાર, કે જેમાં ઉલટ ઉપમા અપાય છે; અર્થાત્ ચંદ્ર કે જેની ઉપમા મુખને અપાય છે તે મુખ આગળ ચંદ્રમા કંઈજ નથી એવી ચડાતીને ઉપમા આપવી તે. ઉ૦ તારાં નેત્ર સમાન કાન્તિમય જે, તે પદ્મ ડુબ્યાં જળે.

**પ્રતીક્ષા,** સ્ત્રી૦ [ સં ] રાહ; વાટ. (૨) આશા; અપેક્ષા.

**પ્રતીહાર,** પું૦ [ સં ] દ્વારપાળ; પોળિયો; દરવાન.

**પ્રતીહારી,** સ્ત્રી૦ [ સં ] દ્વારપાલિક; અંતઃપુરની સ્ત્રી નોકર

**પ્રતોદ,** પું૦ [સં] આમખો; ચાબુક; પરોણી.

**પ્રત્યક્ષ,** વિ૦ [ સં ] નજર સામેનું; ઇંદ્રિયોથી સાફ સમજાતું; હાજરાહજુર. ઇંદ્રિય જ્ઞાન. ૭ પ્રકારનું પ્રત્યક્ષ કહેવાય છે. મનથી, આંખથી, કાનથી, નાસિકાથી, જીભથી અને ચામડીથી જણાય-સમજાય એવું તે પ્રત્યક્ષ, અપરોક્ષથી ઉલટું.

**પ્રત્યક્ષપ્રમાણ,** ન૦ [ સં ] ઇંદ્રિયોથી સ્પષ્ટ જણાતું અને અનુભવાતું હોય એવું જે જ્ઞાન તે; નજરો નજર જણાતું હોય તે; ખુલ્લું પ્રમાણ. જેની ખાતરીને માટે બીજાં સાધનની જરૂર રહેતી ન હોય એવું ઇંદ્રિય ગ્રાહ્ય પ્રમાણ-પુરાવો તે.

**પ્રત્યય,** પું૦ [ સં ] વ્યાકરણ પ્રમાણે નામ, વિશેષણ અને ક્રિયાપદ વગેરેને છેડે લગાડવામાં આવતા અમુક અર્થ બતાવનારા અવ્યયો જેવા અક્ષર તે. (૨) વિશ્વાસ, ભરોસો. (૩) પ્રતિજ્ઞા. (૪) હેતુ.

**પ્રત્યવાય,** પું૦ [ સં ] બાધ; હરકત; અડચણ; વાંધો; વિરૂદ્ધતા.

**પ્રત્યંચા.** સ્ત્રી૦ [સં] પણછ; કામઠાની દોરી.

**પ્રત્યાખ્યાન,** ન૦ [ સં ] ઠપકો; રોક; મહેણું. (૨) નિરાકૃતિ; નિરાકરણ.

**પ્રત્યાઘાત,** પું૦ [ સં ] પાછોઠેલો-વળતું જોર તે; સામો ધક્કો; ધક્કો મારતાની સાથે જે સામો આંચકો લાગે તે. (૨) પડઘો; પાછંદો.

**પ્રત્યાહાર,** પું૦ [ સં. ] વ્યાકરણ પ્રમાણે પહેલા ને છેલ્લા અક્ષરના મેળાપથી બનેલી અમુક અક્ષરો અને નિયમો વગેરે બતાવનારી જે સંજ્ઞા તે; સંક્ષેપ શબ્દ; અમુક અમુક બાબતો બતાવનારી પારિભાષિક સંજ્ઞા-સંક્ષેપ તે. (૨) પીછેહઠ; વળી જવું તે, પાછુ એંચી લેવું તે. (૩) સંયમ; ઇંદ્રિયોને કબજે રાખવી તે.

**પ્રત્યુત્તર,** પું૦ [સં.] સામો-વળતો જવાબ આપવો તે; ઉત્તર; જવાબ.

**પ્રત્યુત્પન્ન,** વિ૦ [સં.] તરત ઉત્પન્ન થયેલું; તરતાતરત સૂઝેલું; તાત્કાલિક; હાજરાહજુર; સવાલ થવાની સાથેજ સામો યોગ્ય જવાબ જેના મનમાં ઉત્પન્ન થાય છે એવુ પ્રત્યુત્પન્ન મતિ-તરતબુદ્ધિ; હાજરજવાબી.

**પ્રત્યુપકાર**, પું૦ [સં.] ઉપકારની સામે ઉપકાર કરવો તે; સામો ઉપકાર.

**પ્રત્યૂષ**, પું૦ [ સં. ] પ્રભાત; ભળભાંખળું; પરોઢ.

**પ્રત્યે** અ૦ પ્રતિ; તરફ; ભણી.

**પ્રત્યેક**, અ૦ એકેએક; દરેક.

**પ્રથમ**, વિ૦ [સં.] પહેલું; મુખ્ય; અગ્રનું. (૨) સારું; શ્રેષ્ઠ. (૩) અ૦ પહેલેથી; શરૂઆતમાં; પહેલે.

**પ્રથમા**, વિ૦ [સં.] પહેલું-વિભક્તિ.

**પ્રથા**, સ્ત્રી૦ [સં.] લોકમાં જાણીતી પ્રસિદ્ધ રૂઢિ તે, વહીવટ; માર્ગ; ધારો; પદ્ધતિ; (૨) રીત; ચાલ. (૩) ટેવ; આદત.

**પ્રથિત**, વિ૦ [સં.] વિખ્યાત; જાણીતું; પ્રસિદ્ધ. (૨) વિસ્તરેલું; ફેલાયેલું. જાહેર; જેનું નામ લોકમાં જાણીતું થઇ ગયેલું હોય એવું.

**પ્રદક્ષિણા**, સ્ત્રી૦ [સં.] આસપાસ ફરી વળવું તે; પરિક્રમા; ફેરો; ફેરા ફરવા તે.

**પ્રદર**, પું૦ [સં.] સ્ત્રી જાતિની જનનેંદ્રિયમાંથી રક્ત ને ધાતુ પડે તે-રોગ. અસ્રગ્દર. (૨) પાલવ; પલ્લું.

**પ્રદર્શન**, ન૦ [સં.] સૌ કોઇ જુએ એમ ખુલ્લું મૂકવું-મૂકેલું તે; જોવાને મૂકવું તે; દેખાડવા મૂકેલું જે તે; દૃશ્ય.

**પ્રદર્શિત**, વિ૦ [સં] દેખાડેલું; દર્શન કરાવેલું; દાખવેલું; બતાવેલું.

**પ્રદાન**, ન૦ [સં.] દાન આપવું તે; પુણ્ય નિમિત્તે આપવું તે; બદલાની ઇચ્છા વગર સામાના લાભ-ઉપકાર માટે આપવું તે. (૨) બક્ષીસ.

**પ્રદીપ**, પું૦ [ સં. ] દીવો; બત્તી; દીપ; દીવડો.

**પ્રદીપન**, ન૦ [સં.] દીપાવે એવું તે; દીપાવનાર; તેજ કરનાર; ઝળાંઝળાં થવું તે; ઉશ્કેરાવું; તેજ થવું તે. (૨) વધારનાર; ઉઘાડનાર; ચેતવનાર; રૂચિ કરાવનાર:-ક્ષુધા પ્રદીપન.

**પ્રદીપ્ત**, વિ૦ [ સં. ] બળીને ઝળઝળાટ થઇ રહેલું; ઝળઝળાટ; પ્રકાશિત; ભડભડાટ બળ્યા કરતું હોય એવું. (૨) તેજ; જાગ્રત; દીપેલું; ઉત્સાહિત; ઉશ્કેરાયેલું.

**પ્રદેશ**, પું૦ [સં.] વિશાળ ભૂભાગ; દેશ; ભૂમિ; વિસ્તીર્ણ જગા; મુલક. (૨) વિદેશ; પરદેશ. (૩) અંગુઠો અને તર્જની પહોળાં કર્યાં હોય એટલું પ્રમાણ, જગા તે. ( ૪ ) હદ; સીમા; આંતરો ( ૫ ) જગા; સ્થાન.

**પ્રદોષ**, પું૦ [ સં. ] સાંજ સવારનો સંધ્યા કાળ તે. સાંજનો સૂર્ય આથમી જઇ અંધારું થાય તે દરમિયાનનો સમય તે. ઉ૦ પ્રદોષ વીતી ન હતી પડી નિશા, હતી હજી આરૂણ વારૂણી દિશા. ( ૨ ) સોમવારે સાંજે એક વાર જમવાનું મહાદેવ-શંકરનું એક વ્રત. આ વ્રત તેરસને દિવસે ખાસ પાળવામાં આવે છે. ઉ૦ સોમ પ્રદોષનો મહિમા ઘણો. (૩) દોષ; ગુનો. પ્રદોષવ્રત=તેરસે એકવાર સાંજે જમવાનું વ્રત.

**પ્રદ્યુમ્ન**, પું૦ [સં.] કામદેવ. ( ૨ ) શ્રીકૃષ્ણનો એક પુત્ર તે; અનિરૂદ્ધનો પિતા તે.

**પ્રધાન**, વિ૦ [સં] મુખ્ય; વડું; મોટું; પહેલું. (૨) પું૦ મંત્રી; દિવાન; વજીર.

**પ્રધાનવટું**, ન૦ દિવાનગીરી; વજીરાત; મંત્રી તરીકેની કારકિર્દી તે. (૨) પ્રધાનપણું; મંત્રીત્વ.

**પ્રધાવન**, ન૦ [ સં. ] દોડ; દોડવું-ધાવું તે; દોડાદોડી કરવી તે. ( ૨ ) હાયવલાળ; આમ તેમ ફાંફાં મારવાં તે.

**પ્રપંચ**, પું૦ (સં.) સંસાર; દુનિયા. (૨) માયા, ભ્રમ. (૩) છળ; કપટ; પ્રતારણ (૪) કાવતરું; છુપા સ્વાર્થવાળી કોઇ બાજી

તે; ફેસાવટ. (૫) વિપર્યાસ. (૬) વિસ્તાર

**પ્રપંચી,** વિ૦ કપટી; કાવતરાંખોર; દગલબાજ ઠગ; ધૂર્ત; લુચ્ચું; સ્વાર્થી ખટપટી-જાળવાળું; મનમાં શું હોય અને બહારથી-ઉપરથી શું દેખાડતું હોય એવું.

**પ્રપા,** સ્ત્રી૦ [ સં. ] વટેમાર્ગુને રસ્તે જતાં પાણી પાવાની જગા તે; પરબ.

**પ્રપાઠક,** પું૦ [સં.] વેદ ભણનારાઓને પાઠ કરવાનો અધ્યાય કે બીજો જે બતાવેલો અમુક વાચનનો વિભાગ તે; નાનો અધ્યાય; પ્રકરણ; બાબ.

**પ્રપાત,** પું૦ [ સં. ] પડવું તે; પતન; પાત. (૨) ધુસરો; ફંદી-ઉછળીને ઉંચેથી નીચે પડવું તે. (૩) પડી જવું-હારીજવું-સ્થિતિ-પાયરી પરથી ઉતરી જવું તે. (૪) ધોધ.

**પ્રપિતા,** પું૦ [ સં. ] પિતામહનો પિતા તે; દાદાનો બાપ.

**પ્રપૌત્ર,** પું૦ [સં.] પુત્રનો પુત્ર તે.

**પ્રફુલ્લ,** વિ૦ [સં.] ફૂલેલું; ખીલેલું; ઉઘડેલું (ફૂલ.) પ્રસન્ન; ખુશાલ; મોજ આનદમાં હોય એવું.

**પ્રફુલિત,** વિ૦ પ્રફુલ્લ.

**પ્રબળ,** વિ૦ [ સં. ] બળવાન; જોરાવર; સશક્ત. સામું બળ વાપરવાને શક્તિમાન; કસદાર.

**પ્રબંધ,** પું૦ [ સં. ] સારી રીતે બંધાયેલું-રચાયેલું હોય એવું તે; અમુક રીતિએ ગોઠવાયેલું-બનાવેલું-ગદ્ય અથવા પદ્ય લખાણ તે.:-નાગપ્રબંધ. (૨) નિબંધ; અટકાવ. (૩) બંધ; બાંધ; દોર વગેરેની તાણી-કસીને બાંધેલો જે આંટો વગેરે તે

**પ્રબુદ્ધ,** વિ૦ [ સં. ] જાગત; જાગેલું (૨) અમુક આનંદ જેમ જાણવી જોઇએ તેમ તેના જાણવામાં આવેલી હોય એવું; ખરી વાત-જેને સમજાયેલી હોય એવું; જાણીતું.

**પ્રબોધ,** પું૦ [ સં.] જાણવા-સમજવામાં આવવું તે; જ્ઞાન થવું તે; બોધ; સમજણ; જ્ઞાન; યથાર્થ જ્ઞાન તે. (૨) જાગૃતિ; હોંશિયારી. (૩) શિક્ષા; શિખામણ; નસિહત. (૪) સાવચેતી.

**પ્રબોધિની,** વિ૦ જાગ્રત કરનારી; ઉઠવાની.:-પ્રબોધિની એકાદસી; દેવદિવાળી; કાર્તિક સુદિ અગિયારસ.

**પ્રભવ,** પું૦ [ સં. ] જન્મ થવાનું કારણ, હેતુ; જન્મ હેતુ. (૨) જન્મ-ઉત્પત્તિનું મૂળ તે; ઉદ્ભવ; ઉગમ; ઉદય; ઉત્પન્ન થવું તે.

**પ્રભા,** સ્ત્રી૦ [ સં. ] પ્રકાશ; તેજ; દ્યુતિ; અજવાળું. (૨) કાન્તિ; ઓજ. (૩) વડાઇ; મોટાઇ; પ્રભુતા. (૪) સ્પૃહા; ગરજ; તમો; દરકાર; ઝળઝળાટ; લખલખાટ.

**પ્રભાકર,** વિ૦ [ સં. ] ઝળઝળાટ કરનાર. (૨) સૂર્ય; સૂરજ. (૩) અગ્નિ-ચંદ્ર વગેરે.

**પ્રભાત,** ન૦ [સં] પ્રાતઃકાળ; ઉષા; મળસકું. (૨) સવારનો વખત. (૩) એ નામનો એક રાગ.

**પ્રભાતિયું,** ન૦ પ્રભાતે ગાવાના રાગનું સ્તુતિપદ.

**પ્રભાવ,** પું૦ [સં.] પ્રતાપ; તેજ; રોફ. (૨) શક્તિ; બળ, દૈવત; પ્રભુતા. (૩) ગુણ; અસર. (૪)) રૂવાબ; દમામ.

**પ્રભુ,** પું૦ [સં] ઇશ્વર; પરમેશ્વર. (૨) રાજા; માલીક; શેઠ. (૩) ધણી; સ્વામી. રૂ૦ પ્ર૦ પ્રભુનું માણસ=ભોળું માણસ.

**પ્રભુતા,** સ્ત્રી૦ [સં.] ઇશ્વરના; પ્રભુપણું. (૨) ઐશ્વર્ય; જાહોજલાલી; વૈભવ. (૩) રાજા-માલીક-ધણીપણું તે. (૪) વડાઇ; મોટાઇ. (૫) સત્તા; રાજ; દોર; જોરૂદસ્તી.

**પ્રભૃતિ,** અ૦ [સં.] આદિ લઇને; અમુકથી માંડીને.:-ઇન્દ્ર પ્રભૃતિ દેવતાઓ.

**પ્રમત્ત,** વિ૦ [સં.] ઘેલું; ગાંડું. (૨) ઉન્મત્ત; છકી ગયેલું. (૩) બાકડું. કેફમાં હોય

એવું; નિશાવાળું. (૪) જેનું મન ઠેકાણે ન હોય એવું; ધ્યાનરહિત; પ્રમાદી.

**પ્રમત્તતા**, સ્ત્રી० ઘેલછા; ગાંડાઇ. (૨) પ્રમાદીપણું. (૩) કેફનું બેભાનપણું. (૪) ધન અને અધિકાર વગેરેની તુંડાઇ; અભિમાનની ગરૂરી તે; છાક.

**પ્રમદવન**, ન० [સં.] અંતઃપુર પાસેનો બગીચો; સ્ત્રીઓને હરવા ફરવાનો રાજમહેલ પાસેનો ખાનગી–મલાજો સચવાય તેવો બાગ.

**પ્રમદા**, સ્ત્રી० [સં.] મદવાળી સુંદર સ્ત્રી.

**પ્રમા**, સ્ત્રી० [સં.] પ્રમિતિ; પ્રમાણ; સાબીતી.

**પ્રમાણ**, ન० [સં.] પ્રમા; સાબીતી; પુરાવો; સાખ. (૨) દાખલો; ઉદાહરણ; પડછો. (૩) ખાતરી; ભરોંસો; વિશ્વાસ. (૪) માપ; અંદાજ; આધાર. (૫) વિ० સત્ય; સિદ્ધ; ખરૂં; માન્ય; કબુલ. ઉ० સજની પિઉનું વચન પ્રમાણ. ક० દ० ડા०

**પ્રમાણપત્ર**, ન० ખાતરીપત્ર; સરટિફિકેટ. (૨) દાખલો.

**પ્રમાણવું**, ક્રિ० અ० કબુલ કરવું; માનવું; આધાર રાખવો. (૨) જાણવું. (૩) ગણવું. (૪) માપવું.

**પ્રમાણિક**, વિ० [સં.] મનથીજ સત્ય હોય તે કરનાર; ઇમાનદાર; અસત્ય કે ઠગબાજી નહિ કરનાર પણ સત્ય–પોતાને જેમ ન્યાય્ય લાગે તેમ કરનાર; એકવચની; સનિષ્ઠાવાન; દાનતદારીવાળું; અદલ ઇનસાફી; વિશ્વાસુ.

**પ્રમાણિકપણું**, ન० નેકી; ઇમાનદારી; સત્ય લાગે તેમજ કરવાપણું; નિષ્ઠા; સત્યતા; ખોટું–પક્ષપાત વગેરે નહિ કરવાપણું તે; પ્રમાણિકતા.

**પ્રમાણિકા**, સ્ત્રી० એક અક્ષરમેળ છંદ.

**પ્રમાણે**, અ० આ રીતે; આમ. (૨) પેઠે ગોઠે; માફક.

**પ્રમાતામહ**, પું० [સં] માના દાદાનો બાપ તે.

**પ્રમાદ**, પું० [સં.] આળસાઇ; બેદરકારી; બેપરવાઇ; અનવધાનતા; કાળજી નહિ રાખવી તે. (૨) ગફલત; ભૂલ; ચૂક; ઉપેક્ષા.

**પ્રમાદી**, વિ० આળસુ; એદી; બેદરકાર; અનવધાની બેકાળજીવાળું; અસાવધ; કાળજી વગરનું. (૨) સાઠ સંવત્સરોમાંનો ૨૭મો સંવત્સર.

**પ્રમિતિ**, સ્ત્રી० [સં.] પ્રમાણ.

**પ્રમુખ**, વિ० આગેવાન; અગ્રેસર; મુખ્ય; વડું; પ્રધાન. (૨) મુખી; સરનસીન; અધ્યક્ષ.

**પ્રમુખપદ**, ન० પ્રમુખની પદવી–સ્થાન તે; પ્રમુખપણું; આગેવાન તરીકે જગા લેવી તે; આગેવાન થવું તે; વડપણ; અધ્યક્ષનું સ્થાન તે.

**પ્રમુદિત**, વિ० [સં.] હરખાયેલું; હર્ષાન્વિત; પ્રસન્ન થયેલું; આનંદી.

**પ્રમેય**, વિ० [સં.] માપવા–પ્રમાણ કાઢવા યોગ્ય; અનુમાન કરવા લાયક. (૨) પ્રમાણો રજુ કરીને પુરવાર કરવાલાયક. (૩) વિવાદ ચલાવીને નક્કી કરવાનો જે પ્રશ્ન–વિચાર તે; મુકદ્દમો–દાવો–નિર્ણયને માટે ઉભો કરેલો સવાલ–મુદ્દો.

**પ્રમેહ**, પું० [સં.] પરમિયો; પુરુષને મુત્રદ્વારેથી ગરતા લોહીપરુનો પીડાકારી ને ચેપી રોગ; બહુમૂત્રનો રોગ.

**પ્રમોદ**, પું० [સં.] આનંદ; હરખ.

**પ્રમોદવું**, ક્રિ०સ० ખુશી કરવું; આનંદવું; હરખાવું.

**પ્રમોહ**, પું० [સં] મૂર્છા; મોહ; ભ્રમ.

**પ્રયત્ન**, પું० [સં.] કોઇ કામ પાર પાડવાને માટે દરેક રીતે મહેનત લઇ ઉદ્યોગ કરવો તે; પ્રયાસ; મોટી તજવીજ; ખંતથી કાર્ય કરવાની મહેનત લેવી તે.

**પ્રયાણ**, ન० [સં.] જવું તે; પ્રસ્થાન; ગમન; કુચ કરવી તે.

**પ્રયાસ**, પું० [સં.] શ્રમ; મહેનત; યત્ન.

**પ્રયુક્તિ**, સ્ત્રી० [સં.] વિશેષ જુગતી વાપરવી તે; દાવપેચથી કામ કરવું તે; પ્રયોગ; પ્રયોજન.

**પ્રયુત**, વિ૦ [ સં. ] દસ લાખ.
**પ્રયોગ**, પું૦ [ સં. ] અખતરો; અજમાયેશ દાખલ કોઇ ચીજ કરી જોવી તે; આમ આમ કરવાથી શું થાય છે, તે જોવાને-બનાવવાને જે કંઇ શરૂઆતનું કામ કરી જોવું તે. (૨) યુક્તિ; તજવીજ. (૩) કાયદો; નિયમ; ધારો. (૪) વ્યાકરણ પ્રમાણે કર્ત્તા અને કર્મનો ક્રિયા સાથે સંબંધ દર્શાવનારી રચના તે. કર્તરીપ્રયોગ, કર્મણિપ્રયોગ વગેરે. (૫) સાધના; અનુષ્ઠાન; વિધિ; ફળસિદ્ધિને માટે અમુક રીતે મંત્રાનુષ્ઠાનપૂર્વક અમુક ક્રિયા કરવી તે.
**પ્રયોજક**, વિ૦ [ સં. ] યોજનાર; પ્રેરક; શરૂઆત કરવાનું દેખાડનાર; યોજના કરનાર.
**પ્રયોજન**, ન૦ [સં.] કારણ; સબબ. (૨) હેતુ; મતલબ; ઉદ્દેશ. (૩) આવશ્યકતા; જરૂર.
**પ્રયોજ્ય**, વિ૦ [ સં. ] યોજવાલાયક; જોડવા યોગ્ય.
**પ્રરોહ**, પું૦ [સં.] અંકુર; ફણગો.
**પ્રલય**, પું૦ [સં.] સૃષ્ટિનો અંત આવવો તે; માણસો અને પ્રાણીઓનો સદંતર નાશ થઇ જવો તે; અમુક યુગો પછી પૃથ્વી રસાતળ જવી તે. (૨) મોટી આફત-સંહારકાળ; કાળો કહેર વર્તાઇ જવો તે.
**પ્રલાપ**, પું૦ [સં.] મોટેથી ગમે તેમ બોલવું -રોવું તે; શોક, મોહ, અને દુઃખ વગેરેને લીધે મોટેથી બોલીને રડવું તે. (૨) એલફેલ-ગમે તેમ બોલવું-બબડવું તે; જલ્પ; બડબડાટ. (૩) વિલાપ.
**પ્રલેપ**, પું૦ [સં.] ખેડ; લેપ; લિંપવું-ચોપડવું તે; વિલેપન; કરેવાળો.
**પ્રલોભન**, ન૦ [ સં. ] લોભાવે એવું જે તે; લલચાવનારૂં તે; લોભ કરાવે એવું તે.
**પ્રલ્લે**, જુઓ પ્રલય. ક્રિ૦ પ્ર૦ પ્રલ્લે થવું=અ-ગ્નીને ભસ્મ થઇ જવું; સત્યાનાશ જવું. પ્રલ્લેકાર=નાશ; તદન પાયમાલ થઇ જવું તે; મઝ્‌મ; વિનાશ.

**પ્રવચન**, ન૦ [સં.] વ્યાખ્યાન; વિવેચન; એકાદી વાત લઇ તેને આગલા પાછલા વિષયો સાથે વિસ્તારી સ્પષ્ટ કરીને કહેવી તે.
**પ્રવર**, ન૦ [સં.] ગોત્ર અથવા કુટુંબની આંતરિક શાખા-પ્રશાખાઓ વગેરે તે. અસલ ગોત્ર અને તેમાં થયેલા મુખ્ય આગેવાનોને નામે તેનું વિશેષ ઓળખાણ આપવું તે.: -ગૌતમ ગોત્ર અને તેનાં ત્રણ પ્રવર-ગૌતમ, ઔતથ્ય, ને આંગિરસ તે. (૨)વિ૦ મુખ્ય; આગેવાન; મુખી.
**પ્રવર્તક**, વિ૦ [ સં. ] પ્રવર્તાવનાર; પ્રવર્તનકારી; ફેલાવનાર. (૨) પ્રવૃત્તિજનક.
**પ્રવર્તન**, ન૦ [સં.] ચાલ ચલગત; વર્તન તે; પ્રવૃત્તિ કરવાની રીત તે; પ્રવૃત્તિ.
**પ્રવર્તમાન**, વિ૦ [ સં. ] ચાલુ; ચાલતું; અમલમાં હોય એવું. (૨) ફેલાયેલું.
**પ્રવર્તવું**, ક્રિ૦ અ૦ ફેલાવું; પ્રસરવું; લોકમાં ચાલુ થવું. (૨) અમલમાં આવવું. વર્તવું; ચાલવું.
**પ્રવર્તાવવું**, ક્રિ૦ સ૦ ફેલાવવું; પ્રસારવું; ચલાવવું. (૨) અમલમાં-ગતિમાં મૂકવું; લોકમાં ફેલાય તેમ કરવું. (૩) વળાવવું; આપીદેવું.
**પ્રવાસ**, પું૦ [ સં. ] પરદેશવાસ તે; વિદેશમાં વસવા જવું તે. (૨) મુસાફરી; દેશવિદેશમાં ફરવું તે; પંથ કરવો-મુસાફરી કરવીતે.
**પ્રવાસી**, વિ૦ પોતાનું-અસલ નહિ એવા વાસમાં વસેલ તે; બીજા-અન્યવાસમાં રહેલું. ઉ૦ અરે શુકા ! પિંજરના પ્રવાસી. ક. દ. ડા. (૨) મુસાફર; પાંથ; વટેમાર્ગુ; પ્રવાસે નિકળેલું તે.
**પ્રવાહ**, પું૦ [સં. ] પવન, પાણી અને વાણી વગેરેનું જે વહન-વહેવું તે; સ્રોત; રેલો; ખળકો; વોહ; ધારા; વહન તે. (૨) સાંસારિક કામકાજ અને વ્યવહારનો જે નિરંતર ચાલુ ક્રમ તે. (૩) એક પછી એક ચાલુ પરંપરા ચાલ્યા કરવી તે; ધ-

સારાબંધ બહાર-આગળ ને આગળ વહે જવું તે. (૪) ગતિ; વેહ વગેરે તે:- એની જીભે સરસ્વતી બેઠેલી છે એટલે એની વાણીનો પ્રવાહ અખંડિત ચાલ્યાજ કરે છે રાહ; ધોરણ; રવાલ.

**પ્રવાહી**, વિ૦ પ્રવાહે વહે એવું તે; રેલે એવું; ધારા-પરંપરાએ ચાલ્યું જાય એવું-પાણી; તેલ; પવન; વાણી વગેરે.

**પ્રવાળ**, ન૦ પ્રવાલ; પરવાળું. પ્રવાળી=પરવાળાંની માળા તે.

**પ્રવિષ્ટ**, વિ૦ [સં.] પેઠેલું; દાખલ થયેલું;ઘુસેલું.

**પ્રવીણ**, વિ૦ [સં.] નિપુણ; કુશળ; હોશિયાર; કાબેલ; ચતુર. (૨) આવડતવાળું; કોઇ કામ બહુ સારી રીતે કરી જાણે એવું; માહિતગાર.

**પ્રવૃત્ત**, વિ૦ [સં.] ચાલુ; ચાલતું; પ્રવૃત્તિમાં મચેલું.

**પ્રવૃત્તિ**, સ્ત્રી૦ [સં.] જીવનને ટકાવવા અને શોભાવવાને માટે યત્ન કરવો તે; વ્યાપાર; વ્યવસાય; પ્રવર્તન તે; આજીવિકા, યશ, અને ઇન્દ્રિયોની પરિતૃપ્તિ માટે નાના પ્રકારના વિષયોમાં પ્રવૃત્ત થવું તે; ધાવ; ભ્રમણ. (૨) ઉદ્યોગ; કામકાજ વગેરે સંસારની મોહમાયાની જાળમાં આમ તેમ સુખ શોધતા-અથડાતા ફરવું તે; નિવૃત્તિથી ઉલટો વ્યવસાય તે.

**પ્રવૃદ્ધ**, વિ૦ વધેલું; મોટું થયેલું. (૨) પુષ્ટ.

**પ્રવેશ**, પું૦ [સં.] પેસવું તે; દાખલ થવું તે; ઘરમાં-કોઇ હદમાં અથવા રંગભૂમિ ઉપર જવું તે. (૨) કોઇ સ્થાનની અંદર દાખલ થવું-પેસવું તે. (૩) નાટક વગેરેનો એકાદ વિભાગ-ખાખ તે; વસ્તુનિર્દેશક એકાદ નાનો વાદવિવાદ તે; નાટકમાં એક પછી એક જુદા જુદા ભાગ ભજવી બતાવનારાં પાત્રોનું રંગભૂમિ ઉપર આવવું તે; પ્રવેશક; વિષ્કંભક.

**પ્રવેશક**, પું૦ સામાન્ય પાત્રોની પાસે આવતા અંકની વસ્તુ દર્શાવવાને માટે પહેલા અને છેલ્લા નહિ એવા અંકોની આગળ મૂકવામાં આવતો વાર્તાલાપ તે; વિષ્કંભક.

**પ્રવ્રજિત**, વિ૦ [સં.] ત્યાગી; જેણે ચોથા -ભિક્ષુ આશ્રમનો આશ્રય લીધો હોય તે. (૨) સંન્યાસી; વેરાગી.

**પ્રશમન**, ન૦ [સં.] ઠંડું પાડવું તે; શાંત કરવું તે; ટાઢું પાડવું તે. (૨) શાંતિ.

**પ્રશસ્ત**, વિ૦ [સં.] વખાણવા લાયક; સ્તુતિ પાત્ર. (૨) ઉત્તમ; શ્રેષ્ઠ; ઉંચું.

**પ્રશસ્તિ**, સ્ત્રી૦ [સં.] પ્રશંસાનો લેખ-લખાણ તે; યશલેખ. રાજા અથવા મોટા પરોપકારી માણસની સુકૃતિ-પુણ્યવૃત્તિના વર્ણનવાળો લેખ અથવા લખાણ તે.

**પ્રશસ્ય**, વિ૦ [સં.] વખાણવા લાયક.

**પ્રશંસક**, વિ૦ વખાણનાર; સ્તુતિ કરનાર.

**પ્રશંસનીય**, વિ૦ વખાણવા લાયક. (૨) ઉત્તમ; સારૂં-શ્રેષ્ઠ.

**પ્રશંસા**, સ્ત્રી૦ [સં.] વખાણ; સ્તુતિ; યશ ગાવો-કીર્તિ કરવી તે; સ્તુતિ.

**પ્રશાસક**, વિ૦ શાસન કરનાર; અમલ બજાવનાર. (૨) રાજા; અમલદાર.

**પ્રશાંત**, વિ૦ ખૂબ શાંત; ટાઢું; ઠંડું. (૨) નીરવ; મૌન.

**પ્રશ્ન**, પું૦ [સં.] પૂછવું તે; પૃચ્છા; સવાલ.

**પ્રશ્નપત્ર**, ન૦ પ્રશ્નનું લખાણ તે; સવાલપત્રક; પરીક્ષા લેવાને માટે લખીને પુછેલો પ્રશ્ન તે.

**પ્રશ્નમાળા**, સ્ત્રી૦ પ્રશ્નાવલી; સવાલોનો સમૂહ તે; ઉપરાઉપરિ પુછેલા સવાલો તે.

**પ્રશ્નાર્થ**, વિ૦ પ્રશ્નવાળા અર્થનું તે; પ્રશ્ન સંબંધિ; પ્રશ્ન તરીકે પુછાયેલું.

**પ્રશ્નોત્તરી**, સ્ત્રી૦ પ્રશ્ન અને ઉત્તરની જેમાં પરંપરા હોય તે; પ્રશ્ન અને તેનો ઉત્તર એવું જે લખાણ, વિવાદ વગેરે તે; સવાલ જવાબવાળી રચના.

**પ્રસક્ત**, વિ૦ [ સં. ] લાગેલું; વળગેલું; અનુરક્ત; ચઢેલું; ખૂબ હળેલું; આસક્ત; છંદીલું.:–દ્યૂતપ્રસક્ત.

**પ્રસક્તિ**, સ્ત્રી૦ આસક્તિ; મોહિની; લગની; રઢ; છંદ; ગાઢ પ્રીતિ સંબંધ તે; વળગણ; આસંગો; હેડો.

**પ્રસન્ન**, વિ૦ [ સં. ] ખુશ; આનંદિત; પ્રફુલ્લ મનનું; હરખાળુ; ખુશખુશાલ; રાજી.

**પ્રસન્નતા**, સ્ત્રી૦ ખુશાલી; ચિત્તની આનંદમયતા; પ્રફુલ્લપણું; ખુશી; રાજીપો.

**પ્રસર**, પું૦ [ સં. ] ફેલાવો; પ્રસારો; ફેલાવું –પ્રસરવું તે; પ્રસરણ.

**પ્રસરણ**, ન૦ [ સં. ] પ્રસર; ફેલાવું તે; ફેલાવો.

**પ્રસરવું**, ક્રિ૦ અ૦ ફેલાવું; વિસ્તરવું; વ્યાપી જવું; રેલાવું.

**પ્રસવ**, પું૦ [ સં. ] જન્મ; પ્રસવવું તે; જનન; ગર્ભસ્થાનમાંથી બાળકનું બહાર પડવું તે.

**પ્રસવવું**, ક્રિ૦ જન્મવું; જણવું; ગર્ભમાંથી બહાર પડવું. (૨) ઉત્પન્ન કરવું.

**પ્રસંગ**, પું૦ [ સં. ] અનુકૂળ–કાર્યસિદ્ધ કરવાનો યોગ્ય વખત તે; લાગ; તાકડો; જોગ; અવસર; સંધિ; જોગવાઇ. (૨) મેળાપ; સંગ, સોબત; સહવાસ, પરિચય તે. (૩) વિષય; પ્રકરણ; વસ્તુ; વાત; બાબત.:–પ્રસંગ નીકળશે ત્યારે હું એ બધું સમજાવીશ. પ્રસંગવશાત્=અવસર–લાગ આવ્યાથી. વખતને લઇને. (૪) ટાણું; કાર્યસંધિ.

**પ્રસંગોપાત્ત**, અ૦ પ્રસંગે.

**પ્રસાદ**, પું૦ [સં.] ખુશાલીની નજર તે; રાજીખુશીની મહેર–બક્ષીસ વગેરે તે. (૨) અનુગ્રહ; કૃપા; મહેરબાની. (૩) દેવ, ગુરુ, રાજા, સ્વામી વગેરેએ પ્રસન્ન થઇને આપેલું જે કંઇ તે; નૈવેદ્યની શેષ. (૪) દેવને ધરાવેલું ખાવાનું તે; ભોજનનું અન્ન –ખાદ્ય તે.:–આપ હવે પ્રસાદ લો. (૫) ઠીક; ભાર. (૬) રચનામાં રહેલું જે મોહક શબ્દસૌંદર્ય તે; વાચકનું મન રંજન થાય એવી કાવ્યમાંની કવિની જે અલૌકિક રચના શક્તિ તે; કવિતામાં–વાણીમાં ચિત્તને પ્રસન્ન કરે એવું જે તત્ત્વ તે.

**પ્રસાદી**, સ્ત્રી૦ પ્રસાદ.

**પ્રસાધિકા**, સ્ત્રી૦ [ સં ] રાણીઓ અને ગૃહસ્થોની સ્ત્રીઓ ને ટાપટીપથી શણગારનારી દાસી તે.

**પ્રસાર**, પું૦ [સં.] પ્રસરણ; વિસ્તાર; ફેલાવ; ઠેકઠેકાણે પ્રસરી જવું તે.

**પ્રસારક**, વિ૦ પ્રસાર કરનાર; ફેલાવનાર.

**પ્રસારણ**, ન૦ ફેલાવું–પ્રસરવું તે; પ્રસાર; ફેલાવો.

**પ્રસારણું**, ક્રિ૦ સ૦ ફેલાવવું; પ્રવર્તાવવું; પ્રસરે એમ કરવું. (૨) પહોળું કરવું.

**પ્રસારિત**, વિ૦ પ્રસારેલું; પથરાઇ–ફેલાઇ રહેલું એવું તે.

**પ્રસિદ્ધ**, વિ૦ [સં.] જાણીતું; લોકમાં જાહેર થયેલું એવું; વિખ્યાત. (૨) ખુલ્લું; ચાહન; જાહેર.

**પ્રસિદ્ધિ**, સ્ત્રી૦ [સં.] ખ્યાતિ; નામના; જાણ –જાણીતાપણું. (૨) જાહેરાત; લોકની જાણમાં આવવું તે. (૨) ફેલાવો; પ્રસાર.

**પ્રસૂત**, વિ૦ [ સં. ] જન્મેલું; સંજાત; જણેલું.

**પ્રસૂતા**, સ્ત્રી૦ જણનારી; બાળકને જન્મ આપનાર સ્ત્રી; પ્રસુતિકા ઉ૦ શું વંઝયા જાણે પીડારે, પ્રસૂતા જે પડે વેઠ

**પ્રસૂતિ**, સ્ત્રી૦ જણવું તે; જનન; પ્રસવ; ઉદ્ભવ; જન્મ. (૨) સંતતિ; છોકરાં. ઉ૦ સ્નેહી વયસ્યતણી આ પ્રસૂતિ નિહાળી, આજે ઠરી કુંવર આંતરડી અમારી. (૩) પ્રસવ; સુવાવડ. ઉ૦ પ્રસુતિ કેડે તપ તાપતી હું તો; કરીશ ઇચ્છીશજ એમ હે, પ્રભો! તમેજ ભર્તા મળજો અને વળી, વિજોગ આવા પડશો નહિ કદી.

**પ્રસૂતિકા**, સ્ત્રી૦ [ સં. ] પ્રસૂતા; જણનારી.

(૨) સુવાવડી.
પ્રસૂતિકાગૃહ, ન૦ સુવાવડખાનું; પ્રસવ કરનારીઓને રાખવાનું સ્થાન
પ્રસ્તર, પું૦ [સં.] પથરો; પાષાણ (૨) શિલા.
પ્રસ્તાનું, ન૦ પ્રયાણે નીકળવું તે; પ્રયાણ કરવાને માટે સારા મુહૂર્તમાં સર સામાન સાથે બીજે ઠેકાણે જઇ રહેવું-ઉતરવું તે; પ્રયાણ.
પ્રસ્તાર, પું૦ [સં.] ઘાસની પથારી; સાથરો. (૨) પ્રસાર; ફેલાવો. (૩) છંદ શાસ્ત્ર પ્રમાણે ગુરૂ લઘુની માત્રાઓ મેળવવાનો કોઠો તે.
પ્રસ્તાવ, પું૦ [સં.] પ્રસંગ; અવસર; યોગ્ય વખત. (૨) પ્રકરણ; શરૂઆતનો બનાવ. ઉ૦ રાજાને કોઇએ નવ કહેરો, બાળકનો પ્રસ્તાવ. ગિર. કારણ; હેતુ. ઉ૦ હસે વિના પ્રસ્તાવ, ભાગ્યહીણ બાળપણ છાંડ.
પ્રસ્તાવના, સ્ત્રી૦ [સં.] ગ્રંથ પ્રયોજન દર્શક તેમજ ગ્રંથવસ્તુ નિદર્શક જે આદિ-શરૂઆતનો લેખ તે; દિબાચો; ઊપોદ્ઘાત. (૨) આરંભ. ઉ૦ ટંકાર ધ્વનિ આર્યનાં ચરિતની પ્રસ્તાવનાના સમો. મહાવીર. ચ.
પ્રસ્તાવિક, વિ૦ પ્રસંગને લગતું; પ્રસંગે ઉદાહરણ અપાય એવું; પરચૂરણ.
પ્રસ્તુત, વિ૦ [સં.] પ્રાસંગિક; ચાલુ; વર્તમાન. (૨) ના૦ અવસર; ટાણું. (૩) હાલમાં; અત્યારે.
પ્રસ્થાન, ન૦ [સં.] પરદેશ જવા ઉપડવું તે; પ્રયાણ, કુચ.
પ્રસ્થાપિત, વિ૦ [સં] સ્થાપન કરેલું; સારી રીતે બેસાડેલું; માંડેલું; દૃઢ કરેલું. (૨) મોકલેલું; પ્રેરિત.
પ્રસ્રવ, પું૦ [સં.] ઝરવું તે; ઝરણ; ગળવું -ટપકવું તે; વહેલુ.
પ્રસ્વેદ, પું૦ પરસેવો; પસીનો; ઘામ.
પ્રહર, પું૦ [સં.] ત્રણ કલાક-સાડા સાત ઘડી જેટલો વખત તે; પહોર; યામ.
પ્રહર્ષણ, ન૦ આનંદ; હરખ; ખુશાલી.
પ્રહર્ષણી, સ્ત્રી૦ [સં.] તેર અક્ષરનો એક ગણુ ગે૧ છંદ.
પ્રહસન, ન૦ [સં.] હાસ્ય; હસવું તે. (૨) ટોળ. (૩) હાસ્યરસવાળું નાનું નાટક તે.
પ્રહાર, પું૦ [સં.] આઘાત; ઘા; ઝટકો; ઝપાટો; ફટકો. (૨) માર.
પ્રહૃષ્ટ, વિ૦ રાજી; ખુશી; આનંદિત; હરખાયેલું.
પ્રાકટ્ય, ન૦ [સં.] પ્રકટવું તે; જાહેર થવું -ઉત્પન્ન થવું તે; જન્મ; અવતાર; આવિર્ભાવ.
પ્રાકાર, પું૦ [સં.] કોટ; કિલ્લો-કિલ્લાની દિવાલ.
પ્રાકૃત, વિ૦ નીચું; હલકું. (૨) પ્રકૃતિ સંબંધી. (૩) સામાન્ય હોય એવું; લોકમાં ચાલતું એવું તે. (૪) ના૦ સંસ્કૃતમાંથી નીકળેલી એક લોકભાષા તે; લોકમાં ચાલતી સામાન્ય બોલી તે. ઉ૦ સંસ્કૃતમાં શું આવી ગયુ ને પ્રાકૃતથી શું નાસી ગયુ. અખો.
પ્રાકૃતિક, વિ૦ પ્રકૃતિ સંબંધી; કુદરતી; સામાન્ય; લોકસંબંધી; લોકને લગતું.
પ્રાક્તન, વિ૦ આગલું; પહેલાંનું; પૂર્વનું. ઉ૦ પુરાં થયાં પ્રાક્તન પુણ્ય મારાં.
પ્રાગલ્ભ્ય, ન૦ [સં.] પ્રગલ્ભતા; ઉદ્ધતાઇ. (૨) નિર્લજ્જતા; બેશરમી; બેઅદબી.
પ્રાઘુણ, પું૦ [સં.] અતિથિ; પરોણો; આવી ચઢેલો માણસ.
પ્રાચી, સ્ત્રી૦ [સં.] પૂર્વ દિશા; ઉગમણ.
પ્રાચીન, વિ૦ [સં.] જુનું; અસલી; પૂર્વનું; આગલા વખતનું.:-પ્રાચીન ઇતિહાસ.
પ્રાચીનતા, સ્ત્રી૦ જુનાપણું; અસલીપણું.
પ્રાછીત, જુ૦ પ્રાયશ્ચિત્ત.
પ્રાજે, અ૦ પ્રલય. (૨) પરાજય. બળીને-હારીને કે બીજી રીતે તદન નાશ પામવું

તે; નાશ.

**પ્રાજ્ઞ**, વિ૰ [સં.] સારા જ્ઞાનવાળું; બુદ્ધિશાળી; પંડિત. (૨) ડહાપણું; શાણું; દક્ષ. (૩) કુશળ; પ્રવીણ.

**પ્રાણ**, પું૰ [સં.] શરીરમાંનો જિંદગીને આધાર રૂપ વાયુ; જેણે જીવો જીવે છે તે વાયુ; હૃદયમાં રહેલો વાયુ તે; શરીરમાં પાંચ વાયુ (પ્રાણ) રહેલા છે, તેમાંનો મુખ્ય પ્રાણવાયુ, બીજો અપાન, ત્રીજો વ્યાન, ચોથો ઉદાન અને પાંચમો સમાન. (૨) જીવ; ચૈતન્યાત્મા (૩) જીવનના આધાર રૂપ જે તે. પ્રાણમય કોશ=શરીરમાંનો તે ભાગ-અવયવ કે જેમાં પ્રાણ (વાયુ) રહે છે. શરીરમાં આવાં કેટલાંક સ્થાન-કોશ છે:-અન્નમયકોશ; મનોમય કોશ, વગેરે.

**પ્રાણઘાતક**, વિ૰ પ્રાણનો-જીવનો ઘાત કરે એવું; મારીનાખે-જીવ લઇ જાય એવું તે.

**પ્રાણજીવન**, વિ૰ પ્રાણની માફક જીવન ટકાવનારૂં; જીવનને પ્રાણ સમાન આધાર આપનાર.

**પ્રાણનાથ**, પું૰ [સં.] પ્રાણને રાખનારો તે; પ્રાણનો પણ આધાર તે; પતિ.

**પ્રાણપ્યારી**, સ્રી૰ પ્રાણ સમાન પ્રિય એવી જે સ્રી તે; પ્રિયા.

**પ્રાણપ્યારો**, પું૰ પ્રાણ સમાન પ્રિય તે; પ્રિય પતિ.

**પ્રાણપ્રિય**, વિ૰ પ્રાણ જેવું પ્રિય તે. પ્રિયપતિ.

**પ્રાણપ્રિયા**, સ્રી૰ પ્રાણ જેવી વહાલી સ્રી; દયિતા.

**પ્રાણવલ્લભ**, વિ૰ [સં.] પ્રાણપ્રિય.

**પ્રાણવલ્લભા**, સ્રી૰ પ્રાણપ્રિયા.

**પ્રાણવાયુ**, પું૰ [સં.] જીવને આધાર રૂપ જે વાયુ તે; હૃદયમાંનો વાયુ; શ્વાસ મારફતે લેવામા આવતા પવનમાંનો તે વાયુ કે જે પ્રાણીને જીવંત રાખે છે. અં. ઑક્સિજન.

**પ્રાણહારક**, વિ૰ પ્રાણ હરી લે એવું; પ્રાણ લઇ જાય એવું. (૨) વછનાગ.

**પ્રાણાધાર**, વિ૰ [સં.] પ્રાણને આધાર-આશ્રય રૂપ એવું. (૨) પતિ; વર.

**પ્રાણાયામ**, પું૰ [સં.] પ્રાણવાયુ-શ્વાસને શરીરમાં લઇ રોકવા અને ઘુંટવાની ક્રિયા તે. પ્રાણાયામની ત્રણ રીતો-કુંભક, પૂરક, અને રેચક કહેવાય છે.

**પ્રાણાહુતિ**, સ્રી૰ [સં.] પ્રાણને આહુતિ-બલિ-ભોગ આપવો તે. (૨) પ્રાણને બલિ તરીકે આપી દેવો તે; પ્રાણાર્પણ.

**પ્રાણાંત**, પું૰ [સં.] પ્રાણનો અંત-છેડો આવી રહેવો તે; મૃત્યુ. રૂ૰ પ્ર૰ પ્રાણાંતે =મરતાં; જીવ જાય તોપણ.:-પ્રાણાંતે પણ એ જરા ઊડરી નહિ.

**પ્રાણી**, ન૰ પ્રાણવાળું તે; જીવ ચેતનવાળું જંતુ વગેરે તે; જેને જીવ છે તે-માણસ; પશુ, પંખી, મત્સ્ય, કીટ વગેરે.

**પ્રાણીવિદ્યા**, સ્રી૰ પ્રાણીઓ સંબંધી જ્ઞાનનો સમુચ્ચય તે; પ્રાણી સંબંધી જ્ઞાતવ્ય તે.

**પ્રાણેશ**, પુ૰ પ્રાણના ઇશ જેવો તે; પ્રિયપતિ.

**પ્રાણેશ્વરી**, સ્રી૰ પ્રિયા સ્રી.

**પ્રાતઃકાળ**, પું૰ [સં.] પ્રભાત; સવારનો પહોર; સવાર; મળસકું; વહાણું.

**પ્રાતઃસંધ્યા**, સ્રી૰ [સં.] બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણને પ્રાતઃકાળે કરવાની દેવપૂજા, સ્તવન, ધ્યાન અને જપ વગેરે ઇશ્વરાધનનાં કર્મ તે. સવાર, બપોર અને સાંજ, એમ ત્રણ સંધ્યાઓએ ઇશ્વરારાધન કરવા કહેલું છે.

**પ્રાથમિક**, વિ૰ શરૂઆતનું; આરંભનું; પહેલું.

**પ્રાદુર્ભાવ**, પું૰ [સં.] બહાર નીકળી દેખાવું તે; પ્રકટવું તે; આવિર્ભાવ; ઉત્પન્ન થવું તે; ઉગમ; ઉદય.

**પ્રાધાન્ય**, ન૰ પ્રધાનતા; આગેવાની; મુખ્યત્વ મુખીપણું (૨) બળ; જોર; ચલણ.

**પ્રાપ્ત**, વિ૰ [સં.] મળેલું; પેદા કરેલું. (૨)

પહોંચેલું. ક્રિ૦ પ્ર૦ પ્રાપ્ત કરવું=મેળવવું. પ્રાપ્ત થવું=મળવું.

**પ્રાપ્તિ**, સ્ત્રી૦ [ સં. ] પ્રાપ્ત થવું-મળવું તે; લાભ; પેદાશ; આવક; ઉત્પન્ન.

**પ્રાપ્ય**, વિ૦ પ્રાપ્ત થાય એવું; મળે એવું.:-દુષ્પ્રાપ્ય.

**પ્રાબલ્ય**, ન૦ [સં.] પ્રબળતા; સામર્થ્ય; બળ; જોર. (૨) પ્રતાપ. (૩) ઘણું ચલણ હોવું તે.

**પ્રામાણિક**, વિ૦ [સં.] નેક; અદલ; ન્યાય-સત્ય ઉપર રહેનારૂં; સાચું. ઇમાનદાર; પક્ષપાત વગર જે ખરૂં લાગે તે કરનાર.

**પ્રાય**, વિ૦ [સં.] સમ; સમાન; સરખું જેવું.: મૃતપ્રાય. (૨) અ૦ ઘણું કરીને; બહુધા; ખસુસ.

**પ્રાયશ્ચિત્ત**, ન૦ [સં.] દોષ અથવા પાપની શુદ્ધિને અર્થે જે કંઈક્રિયા કરવી તે; પાપ ક્ષય; દોષનિવૃત્તિ; દોષમાંથી મુક્ત થવાનું જે સાધન તે. (૨) પશ્ચાત્તાપ; પાપમાંથી છૂટવાની ક્રિયા તે. (૩) પાપ. આ ઉલટો અર્થ છે પણ ચાલે છે.:-એને કોણ જાણે કોનાંએ પ્રાયશ્ચિત્ત લાગ્યાં.

**પ્રારબ્ધ**, ન૦ [ સં. ] પહેલેથી-જન્મથી શરૂ થતું જે અદૃષ્ટ તે; ભાગ્ય; નસીબ; ભાવી.

**પ્રારંભ**, પું૦ [ સં ] આરંભ; શરૂઆત.

**પ્રાર્થના**, સ્ત્રી૦ [ સં. ] સ્તુતિ કરીને માગવું તે; યાચના. (૨) વિનતિ; આજીજી; કાલાવાલા; અરજ. (૩) ઇશ્વરની સ્તુતિ; ભક્તિસ્તવ. ક્રિ૦ પ્રાર્થના કરવી=સ્તુતિ કરવી.

**પ્રાર્થવું**, ક્રિ૦ અ૦ સ્તુતિ કરીને માગવું; વિનવવું; યાચના કરવી; અરજ કરવી. (૨) ભક્તિ-સ્તુતિ કરવી; સ્તવવું.

**પ્રાર્થિત**, વિ૦ [ સં. ] યાચિત; અરજ કરીને માગેલું.

**પ્રાવીણ્ય**, ન૦ [ સં ] પ્રવીણતા; કુશળતા; હોશિયારી; સારી આવડ.

**પ્રાવૃષ**, પું૦ વર્ષાકાળ; ચોમાસું.

**પ્રાશન**, ન૦ પીવું-ખાવું તે.

**પ્રાસ**, પું૦ [ સં. ] એક હથિયાર; પાશ.(૨) કવિતાની કડીઓના અંત્યાક્ષરોનો એક સ્વરતા આણવી તે; અનુપ્રાસ. (૩) જાહો. (૪) જખમ કરવો તે.

**પ્રાસંગિક**, વિ૦ [ સં. ] પ્રસંગને અનુસરતું; પ્રસંગતું; સમયાનુસારી. પ્રસંગને શોભતું -ઘટતું-બંધબેસતું હોય એવું તે.

**પ્રાસાદ**, પું૦ [સં.] દેવમંદિર; દેવાલય. (૨) રાજમંદિર; મહેલ.

**પ્રાસાદિક**, વિ૦ [ સં. ] પ્રસાદવાળું; કૃપાથી પ્રાપ્ત થયેલું હોય એવું; દેવાનુગ્રહરૂપ. (૨) સુંદર; મનોહર. (૩) કાવ્યમાં-જેમાં પ્રાસાદ શુદ્ધ-અગ્રામ્ય શૈલી અને લલિત રચના કુદરતી રીતેજ આવેલી હોય એવું; વાંચતાં વાંત ચિત્તને પ્રસન્ન કરી નાંખે એવી શુદ્ધ -નિર્મળ સુલલિત રચનાવાળું તે.

**પ્રાસ્તાવિક**, વિ૦ પરચૂરણ; પ્રસંગે ઉદાહરણ આપવા જેવું; સાધારણ; પ્રાસ્તાવિક; વાર્તા પ્રસંગતું.

**પ્રાહુણો**, પું૦ પરોણો; અતિથિ; મહેમાન.

**પ્રાંત**, પું૦ [ સં. ] છેડો; અણી; કોર; ખુણો; અંતભાગ. (૨) રાજ્ય વ્યવસ્થાને માટે પાડેલો દેશનો અમુક હદવાળો એકાદ વિભાગ તે; નાનો દેશ; મુલક; જિલ્લો:- સોરઠ પ્રાંત; ગુજરાત પ્રાંત.

**પ્રાંતિક**, વિ૦ પ્રાંતને લગતું; પ્રાંતનું; અમુક દેશ વિભાગનું:-પ્રાંતિક કોન્ફ્રેન્સ કમીટીઓ પ્રાંતિક કોન્ફરન્સ; પ્રાંતિક શબ્દ ભેદ.

**પ્રિછ**, સ્ત્રી૦ પિછાન; ઓળખ; જાણવાપણું તે.

**પ્રિછવું**, ક્રિ૦ અ૦ [ સં. પૃચ્છ ] પૂછીને જાણવું; દેખીને ઓળખવું; સમજવું; સુઝવું. ઉ૦ દમયંતીએ પ્રિછયો નહિ, સુકયો મુખમાં રે પાય. (૨) સ૦ ભાળવવું; સોંપવું. ઉ૦ પ્રિછવી ઘરની નાર.

**પ્રિન્સ**, પું૦ [ અં. ] રાજકુંવર; શાહજાદો.

**પ્રિન્સિપાલ,** પું૦ [ અં. ] મુખ્ય ગુરૂ; પાઠશાળા વગેરેનો વડો આચાર્ય.

**પ્રિય,** વિ૦ [સં.] વહાલું; પ્યારૂં. (૨) ગમતું; રૂચતું; મનને પસંદ પડતું હોય તેવું. (૩) ના૦ વર; પતિ; ભર્તા.

**પ્રિયકર,** વિ૦ પ્રિય લાગે તેવું; વહાલું; મનગમતું. ઉ૦ પ્રિયકર બધી વ્હાલી વસ્તુ.

**પ્રિયજન,** ન૦ વહાલાં-ગમતાં માણસો તે; આપ્તજન; સ્નેહીજન.

**પ્રિયતમ,** વિ૦ [સં.] અત્યંત પ્રિય એવું તે; બહુ વહાલું. (૨) ના૦ વહાલો; પતિ.

**પ્રિયતમા,** સ્ત્રી૦ વહાલી સ્ત્રી; પ્રિયા; પ્રેયસી; વલ્લભા.

**પ્રિયતા,** સ્ત્રી૦ વહાલપ; પ્રીતિભાવ તે.

**પ્રિયવદ,** વિ૦ પ્રિય બોલનાર; ગમતું બોલે એવું.

**પ્રિયવદા,** સ્ત્રી૦ [ સં ] મીઠા બોલી; વહાલુ લાગે એવું બોલનારી સ્ત્રી. (૨) બાર અક્ષરનો એક ગણમેળ છંદ.

**પ્રિયા,** સ્ત્રી૦ [સં] પ્રિય-વહાલી સ્ત્રી તે; પ્યારી.

**પ્રિવિકૌંસિલ,** સ્ત્રી૦ [ અં. ] રાજાનું આપ્ત સલાહકારી મંડળ તે; ખાનગી મંત્રીઓનું મંડળ. (૨) છેવટનો ન્યાય આપનારી મંડળી-ફેંદ્રી-મોટી-રાજાની ખાનગી અદાલત તે.

**પ્રિસણું,** ન૦ પીરસેલુ તે; ભાણું. (૨) પીરસવાની રીત તે.

**પ્રીત,** સ્ત્રી૦ પ્રીતિ; વહાલ; માયા; હેત; પ્યાર. ઉ૦ પરી પ્રીત સેવાળની તે જળ ભેળા સુકાય. ક્રિ૦ પ્ર૦ પ્રીત જોડવી, પ્રીત કરવી, વગેરે. ઉ૦ મારે પેલા જનમની પ્રીત ટાળી ન ટળશે રે.

**પ્રીતમ,** પુ૦ પ્રિયતમ; વહાલો; પ્યારો; વર; પતિ.

**પ્રીતિ,** સ્ત્રી૦ [સ] વહાલ; હેત; માયા; પ્યાર. (૨) સ્નેહ; પ્રેમ. (૩) કૃપા; મહેરબાની. (૪) ચાહ; અનુરાગ. (૫) આનંદ; હરખ. (૬) રૂચિ. ઉ૦ પ્રીતિ કરવી તો સૌને સહેલ, જેવરવી ભારી રે.

**પ્રીતિકર,** વિ૦ પ્રીતિ ઉત્પન્ન કરે એવું; વહાલું. (૨) સુંદર; રમણીય.

**પ્રીતિપૂર્વક,** અ૦ વહાલભેર; હેતથી; ખુશીથી; વહાલથી એમ.

**પ્રેક્ષક,** વિ૦ [ સ ] જોનાર; તમાસગીર.

**પ્રેક્ષણીય,** વિ૦ જોવાજેવું; દર્શનીય.

**પ્રેત,** ન૦ ] સં. ] મડદું; શબ. (૨) સપિંડી કરણ લગીનો મુએલા માટે ગણાતો વખત તે. (૩) અવગતિયો જીવ; ભૂત; પિશાચ.

**પ્રેતકર્મ,** ન૦ મુએલાના ઉદ્ધાર માટે કરવાની ઔર્ધ્વદૈહિક ક્રિયાઓ-શ્રાદ્ધાદિક તે.

**પ્રેતભૂમિ,** સ્ત્રી૦ શ્મશાન; મુડદાં બાળવાની જગા તે.

**પ્રેતલોક,** પું૦ દેહ છોડી ગયેલા જીવનો ઉદ્ધાર થતા લગી અવગતિયા જીવને રહેવાનો પ્રદેશ તે; ભૂતલોક.

**પ્રેમ,** પું૦ [ સં. ] પ્રીતિ; સ્નેહ; પ્યાર. (૨) રૂચિ-પસંદગીની અધિકતા તે; અંતરનો અનુરાગ તે. ઉ૦ પ્રેમે પ્રાણ ટકી રહે, પ્રેમે પ્રાણ ન જાય; પ્રેમે પ્રાણ અપાય છે, પ્રેમે પ્રાણ રખાય. ભાષા.

**પ્રેમક્રીડા,** સ્ત્રી૦ પ્રેમની-વહાલની જે રસિક રમત તે; રતિવિલાસ.

**પ્રેમદા,** સ્ત્રી૦ પ્રેમ આપનારી સ્ત્રી, સુંદર સ્ત્રી; વહાલ ઉપજાવે એવી સ્ત્રી.

**પ્રેમપાશ,** પું૦ પ્રેમનું બંધન તે; સ્નેહનો ફાંસો.

**પ્રેમપત્રિકા,** સ્ત્રી૦ જુવાન સ્ત્રી પુરૂષ વચ્ચે પ્રેમથી ભરેલું જે લખાણ થાય તે, મદન પત્ર; પ્રીતિનો કાગળ; અનુરાગદર્શક લેખ તે.

**પ્રેમભાવ,** પું૦ [ સં. ] સ્નેહભાવ; વહાલનો ભાવ તે; અનુરાગઉત્કર્ષ.

**પ્રેમળ,** વિ૦ પ્રેમાળ. (૨) પરિમળયુક્ત.

**પ્રેમાર્દ્ર,** વિ૦ પ્રેમથી ગદ્દગદ્દ થઈ ગયેલું એવું; પ્રીતિભીનું.

પ્રેમાશ્રુ, ન૦ પ્રેમના ઉભરાને લીધે આંખમાં આવતું પાણી તે.
પ્રેમાળ, વિ૦ પ્રેમી; સ્નેહાળ; માયાળુ; અનુરાગી.
પ્રેમી, વિ૦ પ્રેમાળ; માયાળુ. (૨) અનુરાગી.
પ્રેય, ન૦ [સં.] પ્રિય એવું જે તે.
પ્રેયસી, સ્ત્રી૦ [ સં ] અત્યંત વહાલી સ્ત્રી; દયિતા; કાંતા; પ્રિયા.
પ્રેરક, વિ૦ પ્રેરણા કરનાર; ઉશ્કેરનાર. (૨) પ્રયોજક; મોકલનાર.
પ્રેરણા, સ્ત્રી૦ [ સં. ] અમુક કામ કરવાની પ્રાણીઓના અંતઃકરણમાંથી કુદરતી રીતે જ જે ભાવના-ઇચ્છા થાય છે તે; સૂત્ર; મનોભાવ; ભાવના; ઇચ્છા. (૨) અંતરની ઉશ્કેરણી; જાગર્તિ. ( ૩ ) સૂચના; આંતરિક સૂચન.
પ્રેરવું, ક્રિ૦ સ૦ ગોદવું; અંદરથી ઉશ્કેરવું; ઉભું કરવું. (૨) મોકલવું. (૩) વાવવું; જમીનમાં નાંખવું; ફેંકવું. (૪) સૂચના કરવી; પ્રેરણા કરવી.
પ્રેરિત, વિ૦ [ સં. ] પ્રેરણા કરેલું; મોકલેલું; ઉશ્કેરેલું; રોપેલું.
પ્રેષિત, વિ૦ [સં.] મોકલેલું.
પ્રેસ, ન૦ [ અં. Press ] દાબવાનું યંત્ર તે; રૂ વગેરેને દાબીને ગાંસડીઓ બાંધવાનો સંચો. (૨) ધાતુનાં બીબાં ઉપર કાગળ દાબીને છાપવાનું યંત્ર; છાપખાનું.
પ્રેસિડંટ, પું૦ [અં. President] સભાપતિ, પ્રમુખ; અધ્યક્ષ. (૨) વડો; ઉપરી; સૌથી અધિક અધિકારવાળો મંડળી-ટોળીનો ઉપરી તે.
પ્રોક્ષણ, ન૦ [સં.] મંતરેલું પાણી છાંટવું તે; કોઇ ચીજને પવિત્ર કરવાને તેની ઉપર મંતરેલું પાણી છાંટવું; સેચન.
પ્રોક્ષિત, વિ૦ સિંચેલું; મંતરેલું પાણી છાંટીને પવિત્ર કરેલું; છંટકાવ કરેલું.
પ્રોત, ન૦ [સં.] પોત; વસ્ત્ર. (૨) વિ૦ ગુંથેલું. (૩) પરોત-ધ-ક્ષત્રિયોનો ગોર.
પ્રોત્સાહ, પું૦ [ સં. ] અંતરનો ઉત્સાહ તે; ઉમળકો; ઉત્કટ ઉત્સાહ.
પ્રોત્સાહક, વિ૦ ઉત્સાહ ચઢાવે એવું; ઉત્તેજક; હોંશ કરાવે એવું.
પ્રોત્સાહન, ન૦ ખૂબ ઉત્સાહ-ઉત્તેજન આપવું તે; હોંશ; ઉમેદનો ઉછાળો.
પ્રોવું, ક્રિ૦ સ૦ નાકામાં દોરો ઘાલવો; પરોવવું.
પ્રોષિતભર્તૃકા, સ્ત્રી૦ જેનો પતિ વિદેશ ગયેલો હોય એવી સ્ત્રી; વિજોગણ; વિયોગી નાયિકા.
પ્રૌઢ, વિ૦ [ સં. ] પાકી ઉમ્મર અને પાકી સમજનું તે; પુખ્ત; આધેડ; ઉમ્મર લાયક તેમજ સારાસાર સમજવાળું. ( ૨ ) ઉચ્ચભાવ અને ઉંચી ભાષા તથા ઉચ્ચ વિચારવાળું લખાણ તે. ( ૩ ) વિવેકથી ભરેલું; ગંભીર ડાહ્યું. ( ૪ ) દેખાવમાં મોટું; ભવ્ય; કદાવર. (૪) વિદ્યાથી, ડહાપણથી અને દેખાવથી માનવંતું; ઉચ્ચ; ગંભીર; ભારેખમ.
પ્રૌઢતા, સ્ત્રી૦ મોટાઇ; પ્રૌઢપણું; પ્રૌઢિ; ઉચ્ચતા; પુખ્તપણું; ગાંભીર્ય.
પ્રૌઢત્વ, પ્રૌઢતા.
પ્રૌઢપણું, ન૦ પ્રૌઢતા.
પ્રૌઢા, સ્ત્રી૦ [ સં. ] ઉમ્મરે પહોંચેલી અને પ્રેમને સમજનારી પુખ્ત સ્ત્રી. ત્રીસથી પંચાવન વર્ષ લગી પ્રૌઢા ને પછી વૃદ્ધા કહેવાય.
પ્રૌઢિ, સ્ત્રી૦ [ સં. ] મોટાઇ; પુખ્તપણું. (૨) ગંભીરતા; શરીરનું અને મનનું પુખ્તપણું તે. (૩) ગૌરવ. (૪) ઉત્કંઠા; ઔત્સુક્ય. રીઢું; ઘણો વખત થવાથી જામેલું-પુખ્ત થએલું એવું તે. ઉ૦ પ્રૌઢિ બાંધી પ્રીત.
પ્લક્ષદ્વીપ, પું૦ [સં.] પુરાણાનુસાર પૃથ્વીના સાત દ્વીપોમાંનો એક દ્વીપ તે.
પ્લવગ, પું૦ [સં.] વાનર. (૨) મૃગ.
પ્લવંગમ, પું૦ વાનર, કપિ. (૨) એક રાગ.

પ્લાસ્ટર, ન૦ [ અં. Plaster ] ચામડી ઉપર ફોલ્લો ઉઠે એવું ઔસડ ખરડેલી પટી તે. ચામડી ઉપર ફોલ્લો પડે એવો લેપ મારવો તે. (૨) ફોલ્લો; ફફોલો. (૩) ભિંતે ચુનો રેતી વગેરેના ઠલકનો લેપ કરવામાં આવે છે તે; છો; કફલાત; સલો.

પ્લિહા, સ્ત્રી૦ [સં.] પકૃત; બરોળ; છાતીના ડાબા પડખામાંનો એક અવયવ.

પ્લુત, વિ૰ [સં.] દીર્ઘ સ્વરથી પણ લાંબા ઉચ્ચારનું તે; ત્રણ માત્રાનું. વ્યંજનની અપેક્ષાથી, હ્રસ્વની એક, દીર્ઘની બે અને પ્લુતની ત્રણ માત્રા ગણાય છે. ખેંચી–લંબાવીને બોલેલુ તે–પ્લુત.

પ્લેગ, સ્ત્રી૦ [અં. Plague] મરકી; મહામારી; ગાંઠિયો તાવ; એક પ્રકારનો ચેપી તાવ ને સન્નિપાતનો મરજ. આ મરજ સને ૧૮૯૬ ના સપટેમ્બરમાં પહેલ વહેલો મુંબાઈમાં દાખલ થયો હતો. ઉંદરો અને ચાંચડોથી તે ફેલાય છે.

પ્લેટિનમ, ન૦ [અં. Platinum] ધોળી, ચળકાટવાળી અને ભારે વજનની એક ધાતુ. સોનાની અને બીજી ધાતુઓની સાથે ભળેલી તે મળી આવે છે. કોઈ પણ ધાતુ કરતાં એનો તાર વધારે પાતળો થઈ શકે છે. તે ઝટ ગળતી નથી તેમ એને કાટ પણ ચઢતો નથી. કોઈ એસીડની એને અસર થતી નથી. રૂશિયા, સિંહલદ્વીપ અને બરમામાં તે મળી આવે છે.



**ફ**, પું૦ [ સં. ] ગુજરાતી વર્ણમાળાનો તેત્રીસમો ને વ્યંજનોમાંનો બાવીસમો ઓષ્ઠસ્થાનીવર્ણ; ફફ્ફો; ફકાર તે.

**ફઈ**, સ્ત્રી૦ ફોઈ; બાપની બહેન તે. રૂ૦ પ્ર૦ ફઈબા=બાયલો; રાંડવો.

**ફઉડી**, સ્ત્રી૦ ફાઉડી; શાનુ; એક વનચર પ્રાણી. એ શિયાળ જેવું હોય છે.

**ફકડી**, સ્ત્રી૦ ફરકડી. (૨) ફજેતી (?)

**ફકરડી**, સ્ત્રી૦ ફરકડી; ફીરકી; ચકરડી.

**ફકરો**, પું૦ પ્રસંગને યોગ્ય ઉદાહરણ આપવા જેવો નાનો લેખ; વાક્ય સમૂહ; નાનો જેવો ટુંકો નિબંધ કે વાત તે; ટુંકો લેખ. (૨) વર્તમાન-ખબર આપવા જેવો ટુંકો લેખ તે; નાનો ગદ્યલેખ; ઉતારો; પેરેગ્રાફ.

**ફકાર**, પું૦ ફફ્ફો; ફ એવો ઉચ્ચાર અને તેના ચિહ્નરૂપ અક્ષર તે.

**ફકાવવું**, ક્રિ૦ સ૦ ચૂર્ણ અથવા આટા જેવી ભુકી-ભુકો ખવરાવવો; મોમા નંખાવવું. ધૂળ ફકાવવી=નાસીપાસ થાય-હારે એમ કરવું.

**ફકીર**, પું૦ [ આ૦ फकीर ] દુનિયાદારી છોડી અલ્લાની બંદગીમા મચ્યો રહેનાર મુસલમાન; મુસલમાન ત્યાગી-વેરાગી. (૨) જેની પાસે કશું હોય નહિ અને આવે તો ઉડાવી દઇ નિષ્કિંચન થઈ રહેનારો માણસ; નિર્ધન પુરુષ. (૩) ગરીબ; દીન; ભિખારી. કહે૦ મળ્યા તો મીર નહિ તો ફકીર. ફકીરફકરું=મગતભિખારી. યાચક.

**ફકીરી**, સ્ત્રી૦ ફકીરની હાલત તે, અકિંચનતા; કંગાલિયત; ગરીબી; દુનિયાદારીની માયા કે ધનધાન્ય સંપત્તિ જેવું કંઇપણ પાસે હોય નહિ એની જે હાલત તે. (૨) ફકીરનો વેષ. (૩) ફકીરને મળેલી ભીખ તે. (૪) ભેખ; ત્યાગ. ઉ૦ કરના ફકીરી ક્યા દિલગીરી, સદા મગનમેં રહેના.

**ફકેડો**, પું૦ ખારનો તજેલો ગાંઠિયો; ફૂલનદીનો એકાદ ગાઠિયો તે.

**ફક્કડ**, વિ૦ છેલ; લાલ; વર્ણાગિયો; છેલાણી; સુંદર વેષથી ફાંકડું ફરે તે. (૨) સરસ; સુંદર; મજેનું. (૩) ઉડાઉ; ઘેલાળ; ન ફિકરું. (૪) લોકલાજને ન લેખવતાં સ્વચ્છંદે વર્તનાર; વ્યવહારથી ડરે નહિ એવું.

**ફક્કડાઇ**, સ્ત્રી૦ ફક્કડપણું; છેલાઇ. લોકલાજથી નહિ ડરતાં બોલવેચાલવે અને વર્તને બેપરવાઇ રાખવી તે; સ્વચ્છંદતા; ઉડાઉપણું.

**ફકંફકા**, અ૦ ખાઈ પી-ઉડાવી દઇને હાથ ખંખેરવાતે; ખાલીખમ; હવે નથી, ખલાસ એમ; ઉડાવી-ખલાસ કરી નાંખેલું છે એમ દેખાડવું તે; પૂર્ણ; સમાપ્ત.

**ફક્ત**, અ૦ [ આ. फक़त् ] માત્ર; કેવળ; નિરતુ; તેજ એક એમ; ચોખ્ખું એમ. :-ફક્ત એકજ વાત છે.

**ફગદંડ**, વિ૦ ઉડાઉ; જે પોતાની પાસે કંઇ રાખતો ન હોય એવો તે; અકિંચન; ખાખી બંગાળી. (૨) બોલ્યું પાળે નહિ-ફરી જાય અને પાછો દાંડાઇ કરે એવો તે; લુચ્ચો; ફાટેલો; જેની ઉપર કશો વિશ્વાસ રખાય નહિ એવો તે; બેફિકરો; ફકદંડ.

**ફગફગવું**, ક્રિ૦ અ૦ [ સં. फक्क ] આમતેમ આડુંઅવળું ઉડ્યા-ઝૂલ્યા કરવું; હવામાં ઉડ્યા કરવું, ફરફરવું. :-ફૂવડ તો એવી કે, આખો દહાડો વાળ ફગફગે પણ ચોટલો વાળે નહિ. (૨) ફગફગ એવો અવાજ થવો. (૩) ફફડવું.

**ફગર**, સ્ત્રી૦ [ સં. प्रकर ] ફાલ; ઢગ; રાશિ. (૨) ખુબ ફૂલથી ભરેલી ડાંખળી; ફૂલોની મંજરી. ઉ૦ ફૂલફગરનો ઘાઘરો ને સાલુડે ?સળી કોરરે.

**ફગવવું**, ક્રિ૦ સ૦ બીજા પાસે તેનું બોલ્યું ફેરવી નંખાવવું. (૨) ખોટું સમજાવવું. (૩) છેતરવું; ફરી જાય એમ કરાવવું. (૪) ભુલવાડવું; ગપાવવું; ફગાવવું.

**ફગવું**, ક્રિ૦ અ૦ ફરીજવું; પલટાવું; બદલા

• ફરી પાઘડી બાંધવી; નાકબુલ જવું. (૨) આડું ફંટાવું; ફેરવી તોળવું; વાંકું બોલવું. (૩) નિબંધનમાં નહિ રહેવું; સરવું; ખસીજવું.

**ફગવો,** પું૰ હોળીના દહાડાઓમાં રંગ છાંટી ભેટ માગનારો; ઘેરૈયો; ફાગ ગાનારો ને રંગે રોળનારો તે. ફાગણ મામના રંગે ચઢેલો તે.

**ફગાવવું,** ક્રિ૰ સ૰ બોલ્યું અબોલ્યું કરાવવું; વચન ન પાળે એમ ઉશ્કેરવું. (૨) ખોટું સમજાવવું; ભુલવાડવું; છેતરવું; પટાવવું તે. (૩) ઉશેટવું; દૂર નાખી દેવું; ફેંકવું; ઉડાડી નાખવું. :–એના રૂપિયા ફગાવી દે.

**ફગાવીદેવું,** ફેરવી નાખવું. નાંખીદેવું.

**ફગીજવું,** ક્રિ૰ અ૰ બોલીને ફરી જવું; ફેરવી તોળવું; ના મુકરર જવું.

**ફગેરો,** પું૰ પંજેલું.

**ફગોટવું,** ક્રિ૰ સ૰ ઉશેટવું; નાખવું; ઉછાળી દેવું; અદ્ધરથી દૂર ફેંકીદેવું.

**ફચફચ,** અ૰ કાદવ કે પાણીપોચા સ્થાનમાં પગ મૂકતાં થતો એવો અવાજ. (૨) કલેવરમાં હથિયાર લાગતાં થતો એવો અવાજ :–ફચફચ બે ત્રણ ચપ્પા માર્યા. ફચફચ ભાલા ભોંકી દેવામાંડ્યા.

**ફજર,** સ્ત્રી૰ સવાર; વહાણું; મળસકું. ઉ૰ બડી ફજર ઉઠીને, સ્વામીની શીખ માંગી, કરી સ્તુતિ પ્રભુ કેરી, સાસુની પાસ આવી. સંસાર દુઃખદર્શક-નાટક.

**ફજલ,** વિ૰ સુખી, આનંદી. (૨) ના૰ કૃપા; મહેરબાની. (૩) આબાદી.

**ફજેત,** વિ૰ વગોવાયેલું, લોકમાં જેને માટે ખોટું બોલાતું હોય તેવું; જેનો ભવાડો–ફજેતો થયો હોય તેવું, વગોણાને પાત્ર થયેલું તે. ક્રિ૰ પ્ર૰ ફજેત થવું=વગોવાવું; નિંદાવું, લોકમાં ખોટા માટે ચકચાર થવી; ચર્ચાવું.

**ફજેતી,** સ્ત્રી૰ [ अ ] વગોણું; ચર્ચા નિંદા; ભવાડો; ઉપહાસ્ય. (૨) અપજશ; બદનામી; બેઆબરૂ; અપ્રતિષ્ઠા. રૂ૰ પ્ર૰ ફજેતીનો ફાળકો=ચારે તરફ લોકોમાં (સર્વત્ર) નિંદા થવી તે; મોટો ભવાડો –બેઆબરૂ થવી તે; ચાર લોક જાણે, સાંભળે અને નિંદા કરે એવું થવું તે.

**ફજેતો,** પું૰ વગોણું; ફજેતી; ભવાડો. (૨) પાકી કેરીના છોડાં અને ગોટલા ધોઈને મસાલો નાંખી ઉકાળેલું પાણી, એ ધોવણની કઢી તે; સુંઠ અને બીજો મસાલો નાંખી બનાવેલું કેરીના ગોટલાના ધોવણનું પેય.

**ફટ,** અ૰ તિરસ્કારનો ફુત્કાર તે; સ્ફોટનો ફટ એવો અવાજ તે. ક્રિ૰ પ્ર૰ ફટ કહેવું =તિરસ્કાર કરવો; નિર્માલ્ય–તુચ્છ ગણવું; ધિક્કારવું. :–જો હું એ કામ પાર ન પાડીઆપું તો મને ફટ કહેજો.

**ફટક,** સ્ત્રી૰ ખાણીમાનું અનાજ ઉપણવાની ચાદર. (૨) સોક; ધાસ્તી; બીક. (૩) ચમક; ચોક. [ सं. स्फटिक ] ધોળો પત્થર; બિલોર; પાસાદાર મણુ. (૪) વિ૰ તરત ફરી જાય એવું. :–ફટક દેવાળિયો. અકિંચન.

**ફટકફટક,** અ૰ ધબધબ, ઉછળીને પડતું હોય તેમ; ફડફડ થવું તે. (૨) ધાસ્તીની હૃદય ઉપર થયેલી અસર તે.

**ફટકડી,** સ્ત્રી૰ ફટકી; એક જાતનો ખાર. આ ક્ષારના પત્થરો થાય છે અને તેની ઉપર કેટલીક ક્રિયા કરતા ફટકડી તૈયાર થાય છે. કચ્છ, રજપૂતાના, પંજાબ અને બિહાર પ્રાંતમા તેના ખડકો છે. ક્ષેત્રી, સિંધણુ અને કચ્છના મડ ગામમાં સં. ૧૯૨૦ લગી ફટકડી બનાવવાના કારખાનાં ચાલતા હતા. ફટકડી ધોળી, પીળી, લાલ અને કાળા રંગની પણ હોય છે. તે ઔષધમાં અને રંગની બનાવટોમાં કામ આવે છે.

**ફટકવું** ક્રિ૰ અ૰ ઠાગાથી ખસી જવી; બુદ્ધિ ભ્રષ્ટ થવું; બહાવરૂ થઇ જવું; ગાંડપણ આવવું. (૨) ચળીજવું; એક વાત ઉપરથી બીજી વાત ઉપર ઉતરી પડવું;

બહેકી જવું.(૩)ઊડી જવું; તેજ-છટા,કાંતિ વગેરેનું મંદ પડીજવું; સુરેખપણું ટાઢું પડી જવું; ઉખળી જવું. આ રંગ આખરે ફટકી જશે. (૪) આચકો લાગી ફાટી-ચિરાઇ જવું; ભેદ પડી જવો; ફસ, એમ થઇજવું.

**ફટકાર**, પું૦ ધિક્કાર. (૨) ચોંક; ચમક.

**ફટકારવું**, ક્રિ૦ ધિક્કાર કરવો. (૨) મારવું; ઝાપટવું; લાકડી-સોટીના ઝપાટા મારવા; લગાવવું.

**ફટકારું**, વિ૦ ઉઘાડું; ખુલ્લું. (૨) ચોંકેલું; ચકિત. (૩) મોહથી ઘેલું થઇ ગયેલું; દિવાનું; ચિત્તે સ્વસ્થ ન રહેતું હોય એવું. (૪) ચળી ગયેલું; દંડ જેવું-ફરકેરાયેલી હાલતનું; બેફિકર. ઉ૦ ફટકારી ફરે જો.

**ફટકારો**, પું૦ ફટ એવા અવાજથી-ભયથી પડેલો ફ્રાસકો તે; ભય કે બીકની ચોંક તે. (૨) ચિત્તભ્રમ; બહેબાકળાપણું. (૩) ફટકાનો અથવા ચાબુકના ઝપાટાનો અવાજ તે; ફટ એવો જોરદાર અવાજ તે. (૪) દંડો; આશ્ચર્ય-વિસ્મય-અલૌકિકતાનો ધડકો, ધોકો લાગવો તે.

**ફટકિયું**, વિ૦ ફટ દઇને, એટલે ઝટ ફૂટી જાય એવું; સહેજમાં-તરત નાશ પામે એવું:-ફટકિયું મોતી. (૨) દઢ-સ્થિર ન રહે એવું; ફૂટકળિયું:-ફટકિયો દલાલ=માથે જોખમદારી રાખે નહિ એવો દલાલ. (૩) ફટ ફટ એવો અવાજ કરે એવું:-ફટકિયું બારણું=એક કમાડનું બારણું. (૪) ફૂટેલ; ફૂટી જાય એવું; ચુના જેવું:-ફટકિયો સોમલ=ધોળા ચુના જેવો સોમલ તે.

**ફટકી**, સ્ત્રી૦ ફટકડી.

**ફટકેલું**, વિ૦ ચોંકેલું; ચળેલું; ફાટેલું. (૨) નિર્લજ્જ; બેશરમ. (૩) જેનું ચિત્ત મોહને, ભયને કે બીજી ઉશ્કેરણીને લીધે ઠેકાણે ન હોય એવું.

**ફટકો**, પું૦ ફટ એવો અવાજ થાય એમ મારવું-ઝાપટવું તે; ઝાપટ; પ્રહાર; સોટી, ચાબુક, અથવા લુગડાનો નાનો કકડો કે જેને હવામાં ઝાટકતાં અથવા મારતાં અવાજ થાય તે; ડોક;ઝાપટનો અવાજ. (૨) ધક્કો; ધોકો; ખોટ-હાનિ-નુકસાનીની ઠોકર તે:-રના ધંધામાં એને એવો ફટકો પડયો છે કે, ફરીને વેપાર કરવા જશે નહિ. (૩) નસિયત મળવીને પશ્ચાત્તાપ થવો તે: હાર મળવી-પાછા પડી જવાવું તે:-આ લડાઇ જગડયામાંથી જર્મનીને એવો ફટકો પડયો છે કે, સો વર્ષ સુધી એનાથી ટટાર થવાશે નહિ. થાપ; તાકો; ઘાવ; સપાટો લાગવો તે. ક્રિ૦ પ્ર૦ ફટકો. મારવો=જે ભુલી જાય એમ પાડી નાંખવું; નસિયત આપવી; ફટકો લગાવવો. ફટકો ખાવો=હાર ખાવી; માર ખાઇ પાછા પડીજવું; ધોકો-નુકસાન થવું. (૪) ટુવાલ જેવો નાનો ટુંકો લુગડાનો કકડો; છોગલો; અંગુછો; રૂમાલ:-તને જે આપે તે આ ફટકામાં બાંધી લેજે.

**ફટાકો**, પું૦ ટેટો; ફટાકડો.

**ફટાટોપ**, પું૦ [સં.] સાપે ગળું ઉંચું કરીને ફુલાવેલી મુખાકૃતિ; ફુંડ. (૨) આડંબર; ફુફવાટાવાળો દેખાવ તે; દમામ; રોફ.

**ફટાડવું**, ક્રિ૦ સ૦ ફાટવા દેવું;વંઠાડવું; બહેકાવવું; ચળાવવું; મોઢે ચઢાવવું; જેમ કહે અને જેમ કરે તેમ કરવા દઇને ખરાબ કરી નાંખવું.

**ફટાણાં**, ન૦ ફટાણું; ભુંડું નિર્લજ ગીત. ભુંડાળું બોલવું-ગાવું તે. (૨) અપશબ્દ. ઉ૦ મોઢું કટાણું ને બોલો ફટાણું.

**ફટાયો**, પું૦ દુહાગણનો-અમાનિતી રાણીનો તે કુંવર, કે જે પોતાનો વારસે આવતો ભાગ લઇ જુદો પડયો હોય; રાજ્યમાંથી જેને ભાગ મળતો હોય-મળેલો હોય એવો મુખ્ય રાજા-રાજ્યના ભાગિયાભાઇ તે; ફટૈયો.

**ફટાર**, વિ૦ ખુલ્લું; ઉઘાડું; બેફામ:-છોકરો કેવો બેદરકાર ! બારણાં ઉઘાડાં ફટાર મૂકીને ચાલ્યો ગયો.

**ફટારવું**, ક્રિ૦ સ૦ આંખ પહોળી કરવી; ડોળા કાઢવા; બહેબાકળી આંખે જોવું; તાણીને આંખ પહોળી કરવી.

**ફટારી**, સ્ત્રી૦ મોટાઇ; બડાઈ; ગર્વ.

**ફટારું**, વિ૦ ખુલ્લું; મોકળું; ફટાર.

**ફટારેલું**, વિ૦ ખુલ્લું; પહોળું કરેલું; ફાડીને ઉઘાડેલું.:–ફટારેલા ડોળા.

**ફટાવવું**, ક્રિ૦ સ૦ ફોડી નાખવું; બગાડી દેવું; ફિટાડવું; નસાડી મૂકવું. (૨) ઠગવું; છેતરવું. (૩) વંઠાડવું.

**ફટૈયો**, પું૦ ફટાયો.

**ફટો**, અ૦ ફાટેલો–કાણો–વેધવાળો એમ :–કાન ફાડીને કુંડળ પહેરનારા બાવાઓનો એક સંપ્રદાય.

**ફટોફટ**, અ૦ ફટફટ એવો અવાજ થાય તેમ; ઉપરા ઉપરી; ચપોચપ; તરતજ, ઝપાટાબંધ. એક પછી એક અવાજ કરતું હોય તેમ.:–રાણીએ હુકમ આપ્યો કે તરતજ બુરજ ઉપરથી ફટોફટ તોપો ફૂટવા માંડી.

**ફટોર**, વિ૦ પોચું ને મીઠું. (૨) પછડાયેલું.

**ફટોળ**, વિ૦ પવનથી ગરી પડેલું; અથડાવાથી કચરાયેલું; ન પાકે અને બગડી જાય એવું. ફળ–કેરી વગેરે.

**ફડ**, ન૦ દારૂ ગાળવાનું સ્થાન; ભઠ્ઠી. (૨) અમુક પક્ષનું ટોળું. (૩) અ૦ તડાક; ઉતાવળે; ઝટ લઇને; ફડ એવો અવાજ થાય તેમ.:–ફડ દઇને તમાચો ખેંચી કાઢ્યો.

**ફડક**, સ્ત્રી૦ પવનમાં ફડફડતો કપડાનો છેડો; ચડ, અંગરખાની ચાળ કે સાડલાનો છુટો રહેલો છેડો; પાલવ.

**ફડકાવવું**, ક્રિ૦ સ૦ સબડકાવવું; પેય ચાંગળામાં લઇ અવાજ થાય તેમ મોંમા લેવું; સબડકાબંધ ખાવું.

**ફડકિયું**, ન૦ ફડક; છેડો; પાલવ.

**ફડકો**, પું૦ સબડકો. (૨) ખેતરમાં અનાજ ઓરવાનું ઓજાર.

**ફડચ**, જુઓ ફડચો.

**ફડચો**, પું૦ ગુંચવણ મટાડી કંઇક નક્કી કરવું તે; છેવટ આણવું તે; નિકાલ; નિર્ણય; તોડ; પતાવટ.

**ફડદું**, ન૦ ધાંચ; ફાંસ; વાંકું; જેનો નિકાલ કર્યા વગર આગળ વધાય નહિ એવી બાબત; વાંધો; ગચિયું.

**ફડનવીસ**, પું૦ [ हिं ] મહાલ વગેરેનો વડો અમલદારનો પહેલો કારકુન; મુખ્ય કામદાર. (૨) જિલ્લાની મહેસુલનો હિસાબ કરનાર અને જમીન વગેરેની સનંદો આપનાર અમલદાર.

**ફડફડ**, અ૦ ઉડતી વસ્તુનો એવો અવાજ થવો તે; ફડફડ થવું તે; ફરફરવું તે.:–કપડાં ફડફડ થાય છે. પાંખો ફડફડ થઇ. (૨) તરોતડ; ઝપોઝપ; ઉપરાઉપરી. ફડફડ તમાચા માર્યા. (૩) ફરતું હોય એમ:–ફડફડ જવાબ આપ્યા.

**ફડફડવું**, ક્રિ૦ અ૦ ફડફડ એમ થવું; પવનમાં ઉડતા–ઝૂલતા અવાજ કરવો.:–પંખીની પાંખો ફડફડે છે. (૨) હવામાં ફરફર થવું; ઉડવું.:–ધજા ફડફડે છે. (૩) પાછળ–પુઠે બડબડવું; કોઇની પાછળ તેના કૃત્યથી થયેલા ગેરલાભ કે જુલમને માટે નાખુશીથી ગુસ્સામાં બોલવું; ઇતરાજી દેખાડવી; ગુસ્સાથી ફરિયાદ કરવી. (૪) ધ્રુજવું; બીવું; કંપી જવું; થરથર થવું.:–એ તો એની કુક ફડફડી જાય છે. કોઇ કંઇ કહે તોય એનું કાળજું ફડફડે છે.

**ફડફડાટ**, પું૦ ફડફડ એવો જે અવાજ તે; ખખડખડાટ. (૨) ફડફડ થવું–ઉડવું તે; ફરફરવું તે. (૩) બડબડાટ; કોઇની પાછળ ગુસ્સાથી બોલવું તે. (૪) પતરાજી; તોર. (૫) બીક; ભય; ધાસકો.

**ફડફડાવવું**, ક્રિ૦ સ૦ ફડફડ થાય એમ હલાવવું અથવા હવામાં વિંઝવું–ઉડાડવું. (૨) ભયભીત કરવું; ધ્રુજાવવું; કંપાવવું; થરથરાવવું. રૂ૦ પ્ર૦ કાન ફડફડાવવા=જાગ્રત થવું; આળસ કાઢી નાખ-

વો; કાર્ય કરવાને-લડવાને ગુસ્સો કરી તૈયાર થવું.

**ફડઅપતર,** અ૰ તડને ફડ; સાફ ચોખ્ખે ચોખ્ખું એમ; સાફ ખુલ્લું-જેવું હોય તેવું મોઢામોઢ. નકરૂં-છાતીમાં વાગે એવું.

**ફડશ,** સ્ત્રી૰ અડધિયું; કકડો; ફાડિયું; આખાનો અરધો અથવા સહેજ ઓછોવત્તો કકડો તે:-ફડશ લાડુ ખાધો.

**ફડાકો,** પું૰ ટેટો; ફટાકિયો; ફડ એવો અવાજ કરે તે. (૨) ખોટી પતરાજ; મિથ્યા બડાઇ. (૩) તોપ; ગપ; ખોટા ગર્વીફુલનો ગપારો. (૪) ધબાકો; ભ્રાસકો. ફડાકી=ફડાકા મારનાર; ગપ્પી; તોપચી.

**ફડાતાળ,** સ્ત્રી૰ પાટિયાંની દિવાલ; આગલી પડદી, લાકડાનું બિડનું.

**ફડાફડ,** અ૰ ભડાભડ; તાબડતોબ; ફડફડ થાય તેમ; ધડાધડ.

**ફડિયો,** પું૰ અનાજ વેચનારો; કણિયો; દાણાનો વેપારી.

**ફણગી,** સ્ત્રી૰ બીજાંકુર.

**ફણગો,** પું૰ બીજ ફોડીને તેમાથી નીકળેલી જે નાની અણી તે; અંકુર; પીલો; પ્રરોહ. (૨) કોઇ નવોજ ઉદ્દ્ભવ; નવો ઉગમ; નવી શાખાનો ઉદ્દ્ભવ તે. ધતિંગ; બનાવ; એકાદ બાબત; પ્રકરણ:-એક વાતનો તોડ લાવતાં વળી તેમાથી બીજો ફણગો ફૂટયો.

**ફણસ,** ન૰ પનસ, ફનસ; કાંગરા કાંગરા જેવી ખડબચડી છાલનું એક મોટું ફળ આ ફળ ઝાડને થડે અને ડાળાએ બાઝે છે અને તે પાકતા તેમાથી ચંપાના ફૂલ જેવી પીળી દળદાર ફેસીઓ નીકળે છે. તે ખવાય છે તથા તેનું શાક થાય છે. એ ચાંમાં કહેવાય છે. તેમાથી ઠળિયા પણ નીકળે છે.

**ફણસી,** સ્ત્રી૰ વાલોળના જેવી પણ જરા સાંકડી એક જાતની શિંગ. ફણસી શાકના ઉપયોગમા આવે છે.

**ફણા,** સ્ત્રી૰ ફેણ; ફુંડ; સાપનું ફુલાવી વિસ્તારેલું મો.

**ફણી,** સ્ત્રી૰ ફેણ; ફુંડ. (૨) સાપ. (૩) કાસકી. (૪) તાણાના તારની ગુંછળી; લાછો.

**ફણીધર,** પું૰ સાપ; નાગ.

**ફતવો,** પું૰ ઢોંગ; ફેલ; પાખંડ. ફતવાખોર= ઢોંગી; પાખંડી. ખાલી બખાળા કરનાર.

**ફતેહમારી,** સ્ત્રી૰ નાનું ને કિનારે કિનારે ચાલનારૂં શઢિયેલ વહાણ.

**ફતેહ,** સ્ત્રી૰ [ फा. ] જીત; કોઇ કામમાં પાર પડવું તે: કાર્યસિદ્ધિ; વિજય. (૨) જશ; આબરૂ. ઉ૰ યાહોમ કરીને પડો. યારો! ફતેહ છે આગે. નર્મદ.

**ફતેહમંદ,** વિ૰ ફતેહ પામેલું; જીતેલું; વિજયી.

**ફતેહમંદી,** સ્ત્રી૰ જીત; જય; ફતેહમંદપણું તે.

**ફદફદ,** વિ૰ અંદર ગળીને-સડીને અથવા કહોઇ કે પાકીને ઉપરથી ઢીલું-તરત ફૂટી જાય કે ફેંદાઇ જાય એવું થઇ રહેલું હોય તે; ગલગલ થઇ ગયેલું; ગદ્દગદિત. (૨) આથો આવવાથી અથવા અંદર ખટાશ ઉત્પન્ન થવાથી સપાટી પર પરપોટિયા થઇ ગયું હોય એવું તે; પોચુંને ગદગદી ગયેલુ.

**ફદફદવુ,** ક્રિ૰ અ૰ અંદરથી પાકી અથવા કહોઇ જઇ, તે વિકારનું બહાર દેખાવું તે; ગદ્ગદ થઈ જવું; કહોઇજવું; સડવું; ગળી કે સડીને ઉપરની સપાટીએ પોચું થઇ જવું. (૨) અથાઇને કે ખટાઇને ઉપર પરપોટીઓ આવે એવું થઇ જવુ; વિકૃત થઈ જવું; ઉભરાવું; અથાઇ જવું. (૩) પાકીને ફૂટવાની તૈયારી ઉપર આવી રહેવું-ગદગદવું. સડીજવું.

**ફદફદાટ,** પું૰ ફદફદ થઇ જવું તે; કહોવાટ; સડો; વિકારીપણું.

**ફદિયું,** ન૰ પૈસો; દોઢિયું (૨) ચાર પાઇ. મુબાઇમા. (૩) નાની ગળી રોટલી; સુંવાળી. સૈયદ-મજિયા કાકાનાં ફદિયા મુચિયા.

**ફેનસ**, ન૦ ૫ણસ; પનસ.
**ફેના**, વિ૦ [ પ્રા. ] નષ્ટ; નાશ પામેલું; સમૂળ નાશ થયો હોય એની હાલતનું; પાયમાલ; ધાણવાળી નાંખ્યો હોય એવું; હાસ; નષ્ટભ્રષ્ટ.
**ફેપ્ફો**, પું૦ ફકાર.
**ફેફડવું**, જુઓ ફડફડવું.
**ફેફડાટ**, જુઓ ફડફડાટ.
**ફેફોલો**, પું૦ ફોલ્લો; ફફોલો.
**ફેફોલો**, પું૦ ફોલ્લો; દાઝ્યાથી કે આકરી દવા લગાડયાથી ચામડી ઉપરથી પાતળું પડ ઉપસીને થયેલો પરપોટો તે.
**ફેફેફો**, પું૦ ફકાર.
**ફેરક**, પું૦ [ પ્રા. ] તફાવત; ફેર; અંતર; નમુના પ્રમાણે નહિ હોવું તે. (૨) વિપર્યય; ભિન્નત્વ; જુદાપણું; નહિ સરખાપણું તે; ન્યૂનતા; કમીપણું; ઓછપ.
**ફેરકડી**, સ્ત્રી૦ ફીરકી; ચકરડી; ગોળ પૈડા જેવું વળ ચઢાવવાનું ચકરડું તે.
**ફેરકવું**, ક્રિ૦ અ૦ થરકવું; કંપવું; ધ્રૂજવું; થોડું હાલવું; ફરફરવું; ફફડવું. ઉ૦ ફરકતી વામ અક્ષિ આ. (૨) જણાવું; દેખાવું; આવવું. :–એ તો મારા ઘર તરફ ફરકતોએ નથી.
**ફેરકારો**, પું૦ ફરકવું તે; ફંદ; ધ્રૂજ; કંપ.
**ફેરકી**, સ્ત્રી૦ ફીરકી; ફરકડી.
**ફેરજ**, સ્ત્રી૦ [ આ. ] માણસેને નિયમાનુસાર અમુક કામ કરવાની જરૂરિયાત તે; અવશ્ય કરવુંજ જોઇએ એવી જે માણસ ઉપરની જવાબદારી તે; કર્તવ્ય; ધર્મ; વ્યવહાર કે લૌકિક રિવાજને લીધે જે આચરણે ચાલવાની જરૂર તે
**[illegible]દ**, ન૦ [ ફા. ] છોકરા; સંતતિ, સંતાન; પુત્ર પૌત્રાદિક તે.
**ફેરજંદારી**, સ્ત્રી૦ એક પછી એક ફરજંદે ફરજંદ ચાલુજ રહે, વારસે ઉતર્યાજ કરે એવી ધારા–પદ્ધતિ કે હકદારી તે. એવી જમીન કે મિલકત કે જે સંતાન પરંપરાએ ચાલ્યા કરે.
**ફરતું**, વિ૦ ગોળાકારે ચારે તરફ આવરણ કરતું હોય એવું; વિંટાતું; સર્વ બાજુનું; આસપાસનું. :–શહેરને ફરતો કોટ છે. (૨) ચાલતું; ગતિમાન.
**ફરદ**, ન૦ [ આ. ] જોડ–જોડીમાંનું એક તે; એક પાટ–વસ્ત્ર; જોટામાંનું એક નંગ તે. :–નાગપુરી ધોતીજોડામાંનું એક ફરદ મને આપજે.
**ફરફર**, સ્ત્રી૦ ઝીણા ઝીણા જળકણનો સમૂહ તે; પવન સાથે ઝીણાં ઝીણા જળકણનું પડવું તે; ઝીણો ને આછો વરસાદ. (૨) અ૦ લહરીએ; ધીમી ધીમી તરંગ ગતિએ; વાળ, વસ્ત્ર, કાગળ અને પાંદડાં ધીમે ધીમે ફરફરતાં–હાલતા કે ઉડતા હોય એમ.
**ફરફરવું**, ક્રિ૦ અ૦ વિંઝાઇને–ઝૂલતાં ઉડવું; ધ્રૂજવું; હાલવું; હવામાં આમતેમ ઝોલાં ખાવા; ફરકવું; ધ્રૂજતા વિખરાવું; ફરકવું. (૨) ધીરી એક સરખી ગતિએ વાવું.
**ફરફરિયું**, વિ૦ ફરફરે એવું; હવામાં આમ તેમ ઉડતું ફરે એવું. (૨) અરજી; ચીઠી ચપાટી. :–એવા તેવા ફરફરિયાને કોણ ગણે છે? ચર્ચા–ફરિયાદનો નમાલો લેખ. (૩) પવનને સપાટે ફરે એવી કાગળની બનાવટનું છોકરાંનું ફીરકી જેવું એક રમકડું.
**ફરબે**, વિ૦ તાજું. (૨) ચરબીદાર. (૩) પુષ્ટ; જાડું; માતેલ.
**ફરમાન**, ન૦ [ ફા. ] સરકારી અથવા સત્તા વાળાનો હુકમ તે; રાજા અથવા અમલદારનું કરવુંજ પડે–અમલમા મૂકવુંજ પડે એવું કહેણુ તે. (૨) સરકારી મહોર છાપવાળો હુકમ અથવા સનંદ તે. આજ્ઞા; આદેશ; પાછું ન ફરે એવું–ફરજિયાત, જે પ્રમાણે વર્તવુંજ પડે એવો જે હુકમ–વચન કે લખાણ તે.
**ફરમાવવું**, ક્રિ૦ સ૦ અમુક રીતે કરો અથવા વર્તો એમ સત્તા સાથે કહેવું; આજ્ઞા કરવી; હુકમ કરવો. (૨) ઇચ્છા બતા-

વવી; પોતાની મરજી પ્રમાણે કરવાનું કહેવું; સૂચવવું; બતાવવું; ચિંધવું.

**ફરમાસ,** સ્ત્રી૦ સત્તા જણાવવી તે; ફરમાવવું તે; સૂચવવું તે; સૂચના. (૨) હુકમ; આજ્ઞા. (૩) ભલામણ; સિફારસ.

**ફરમાસી,** જુ૦ ફરમાસુ.

**ફરમાસુ,** વિ૦ પ્રીતિ ભાવથી આપેલું હોય એવું; ભલામણથી મળેલું; બક્ષીસનું. (૨) સરસ; નવાઇનું; ભેટને લાયક હોય એવું; ભલામણ કરવા જોગ. :-ફરમાસુ કેરીઓ.

**ફરમો,** પું૦ નકશો; નમુનો. (૨) સટ; રચનાકૃતિ.

**ફરવું,** ક્રિ૦ અ૦ [ સં. स्फुर् ] આમ તેમ જવું; આધાપાછા થવું. (૨) જઇને પાછા આવવું; વળી આવવું. (૩) ઠેકઠેકાણે જઇ આવવું. ઠામ ઠામ જવું. :-તે ઘેરેઘેર ફર્યો. (૪) પોતાની ધરી ઉપર પોતાના કેંદ્રપર પોતેજ ચક્કર ખાવા. :-પૈડું ને પૃથ્વી ફરે છે. (૫) બીજી વસ્તુ કે સ્થાનની આસપાસ ગોળાકારે આંટા મારવા. :-પૃથ્વી સૂર્ય પાછળ ફરે છેઃ-પ્રદક્ષિણા કરવી. (૬) ફેર આવવા; ચક્કર આવવાં; મન ઘુમાવું. :-માથું ફરે છે. ડહોળાવું. :-જીવ ફરે છે. (૭) બદલાવું; ફેરવાવું. :-એનો વિચાર ફર્યો છે. (૮) દિશા બદલવી; બીજી બાજુ તરફ વળવું. : (૯) વિરુદ્ધ પડવું; સામા થવું. (૧૦) ભ્રમણ કરવું; ભમવું; ભટકવું; રઝળવું; રખડવું. (૧૧) ખસવું; સ્થાન બદલવું; સરવું. રૂ૦ પ્ર૦ ફરી જવું-ઉપર થઇને જવું. :-એની ઉપરથી માતાનો રથ ફરી ગયો. બદલાઇ જવું. :-ચહેરો ફરી ગયો. નાકબુલ જવું; નહિ પળવું. :-વચન આપીને ફરી ગયો. ફરી બેસવું; સામા થઈ જવું; વિરુદ્ધ પડવું; મરડાવું. ફરવા જવું; પગ છુટા કરવાને હવા ખાવા જવું. મુસાફરીએ જવું. :-તે દુનિયા ફરવા ગયો છે. ભીખ માગવા જવું. ક્રિ૦ પ્ર૦ પાણું ફરવું=ઓકાવું; વમન થવું. વળી આવવું; નાસીપાસ થઇ આવવું. ફેરા ફરવા=પરણવું; પ્રદક્ષિણા કરવી; ગોળાકારે આસપાસ ફરવું. દિવસ ફરવો=ભાગ્ય ઉઘડવું કે ભુંડું થવા માંડવું. હાથ ફરવો; પંપાળાવું; ચંપાવું; સંભાળ લેવાવી; વ્યવસ્થા પૂર્વક કામ થવું. ખંખોળાવું; લુંટાઇ જવું. :-ચોરનો હાથ ફર્યો ત્યાં શું રહે ? મોં ફરી જવું=તમાચા પડવા. ફરી વળવું=પહોંચી વળવું; સઘળું કામકાજ કરી શકાવું; આસપાસ જઇ આવવું; પુરા પડવું. ફરતા ફરવું=કામકાજ વગર ભટકવું; રઝળતા ફરવું. હરવું ફરવું; આમ તેમ જવું આવવું; હાલચાલ કરતા રહેવું. આણ ફરવી=ઢંઢેરો પિટાવો; દુવાઇ ફરવી; હુકમ નીકળવો; આજ્ઞા ચાલવી. કહે૦ ફરે તે ચરે ને બાંધ્યું ભૂખે મરે=ઉદ્યોગ કરતા થોડું-ઘણુંએ મળે અને અનુદ્યોગથી કંઇજ પ્રાપ્ત થાય નહિં.

**ફરશી,** સ્ત્રી૦ [ સં. परशु ] કુહાડી; લાકડાં કાપવાના હથિયાર જેવું પણ વધારે ધારવાળું લડાઇનું હથિયાર; કોઢી.

**ફરસ,** સ્ત્રી૦ [ फा. ] શિલા; છાટ; ચોરસું; તખતી.

**ફરસબંધી,** સ્ત્રી૦ પત્થરનાં ચોસલાં બેસાડેલી જમીન; ચોરસી જડેલી જમીન :-ફરસબંધીનો ચોક.

**ફરસાટ,** પું૦ ફરસો સ્વાદ તે.

**ફરસી,** સ્ત્રી૦ [ સં. परशु ] હથિયાર તરીકે વાપરવાની લાબા હાથાની કુહાડી; ફરશી.

**ફરસીપૂરી,** સ્ત્રી૦ ઘઉં અને ચણાના લોટની મીઠું જીરૂ ને મરીમસાલો નાંખી બનાવેલી પુરી; ખારીપુરી તે.

**ફરસીબ,** સ્ત્રી૦ આજ્ઞા; ધારો; કાનુન. (૨) નિયમ; રીત.

**ફરસું,** વિ૦ ગળપણ ન હોય એવા લુખા જરા ખારા સ્વાદનું; ઢોકળાનો જે સ્વાદ હોય છે તે સ્વાદનું.

**ફરસુદ,** સ્ત્રી૦ [ फा. ] ફુરસદ; નવરાશ; પર-

વાર. (૨) સગવડનો વખત; કામકાજ ન હોય એવો આરામ-વિશ્રાંતિનો સમય તે; અવકાશ.

**ફરહંગ**, પું૦ [ ફા. ] શબ્દ તથા તેની જોડે તેના અર્થ લખ્યા હોય તેવો શબ્દ સંગ્રહ અથવા કોષ તે.

**ફરંદું**, વિ૦ આમતેમ ફરવાથી જગતનો અનુભવ પામેલું; પહોંચેલું; કાબેલ; છેતરાય-ઠગાય નહિ એવું. (૨) ભટકણું; અસ્થિર મનનું; નહિ સારી નીતિનું એવું; હરાયું.

**ફરાગત**, વિ૦ કામથી પરવારેલું; કામ કરીને છુટું થયેલું; ફુરસદમાં હોય તેવું; નવરૂં.

**ફરામોસી**, સ્ત્રી૦ ભુલકણાપણું; વિસ્મૃતિ. (૨) ગાફેલપણું.

**ફરાવી**, ન૦ ફાલુ; શિયાળ જેવું જંગલી પ્રાણી.

**ફરાસ**, પું૦ [ આ. ] બિછાનાં, આસન વગેરે સાફસુફ કરનારો નોકર; દીવાબત્તી અને કચેરીનું કામકાજ કરનારો ચાકર તે.

**ફરાસખાનું**, ન૦ ફરાસને બેસવા ઉઠવાનો અને બિછાનાં, તકિયા તથા દીવાબત્તી વગેરે રાખવાનો ખંડ-ઓરડો તે.

**ફરાળ**, ન૦ [ સં. फलाहार ] ફલનો આહાર તે; અગિયારસ અને બીજાં વ્રતોના ઉપવાસમાં અન્નનો ખોરાક નહિ લેતાં ફળનો ખોરાક લેવો તે. (૨) ફળાહારને ઉપયોગી જે કંદમૂળાદિક ફળ મૂળ વગેરે તે; ઉપવાસને દિવસે ખોરાક તરીકે વાપરી શકાય એવું જે તે. (બટાટા, સૂરણ, શક્કરકંદ, રાજગરો, કેળાં વગેરે તે.)

**ફરિયાદ**, સ્ત્રી૦ નુકસાની, હાનિ, મારફાડ, જુલમ અને અસંતાપનો પોકાર-રાડ તે; પોતાને દુઃખરૂપ થતી બાબત સામે થવું અથવા બોલવું તે. (૨) નુકસાની, હાનિ અને પોતાને પડતી આપદા-દુઃખ માટે સરકારને અરજ કરી સામેવાળાને શિક્ષા કરાવવાની, નુકસાનીનો બદલો લેવાની કે શાહિયત મેળવવાની અરજ કરવી તે, દાવો; મુકરદમો.

**ફરિયાદી**, સ્ત્રી૦ ફરિયાદ; અરજ; દાવો; મુકરદમો. (૨) ફરિયાદ કરનાર; અરજદાર; વાદી.

**ફરી**, અ૦ પુનઃ; પાછું; વળી.

**ફરીજવું**, ક્રિ૦ અ૦ ફરવું; કહ્યું હોય તેમાંથી ખસી જવું; વચન તોડવું.

**ફરીવળવું**, જુઓ ફરવું; બધે જઈ આવવું; બધે ઠામ પહોંચી જવું. (૨) પથરાઈ જવું; વ્યાપી જવું; ઉપર ઉપર થઈને જવું; વિંટાઈ વળવું:-નદીનાં પાણી બધે ફરી વળ્યાં=પથરાઈ ગયાં.

**ફરરફુશ**, અ૦ ફરરર, એવા અવાજ સાથે બેસીજવું-પડી જવું તે; ભાગી-પડવું; ધબાયનમઃ થઈ જવું તે. એકાએક-ઓચિંતું બંધપડવું તે. (૨) ભોપાળું નીકળવું તે.

**ફરેડાળ**, સ્ત્રી૦ પાટિયાનું બિલ્લું; પડદી; લાકડાની દિવાલ; ફડેતાળ.

**ફરેસુકામ**, અ૦ ખલાસ; પાર; છુટા થઈ જવાનું તે; ફરાગત થવું-થયા એમ.

**ફરેડી**, સ્ત્રી૦ પવન કે અજવાળા માટે ઉઘાડ વાસ થઈ શકે એવી ચીપોનાં બારણાં, તેમજ એ ચીપોનો સમુદાય તે; વિનિશિયન. (૨) કવાયત કરી રહ્યા પછી ફોડવામાં આવતી બંદુકોના અવાજની સલામતી તે.

**ફરેબ**, સ્ત્રી૦ ધોખો; કહેવું એક અને કરવું બીજું તે; વિશ્વાસ આપીને ફરીજવું તે; દગો; ભૂલથાપ દેવી તે; કપટ કરવું તે; છળબાજી.

**ફરેબી**, વિ૦ ફરેબ દે એવું; વિશ્વાસઘાતી; દગલબાજ. (૨) ના. ફરેબ.

**ફરેલ**, વિ૦ ઘણે ઠેકાણે ફરવાથી કાબેલ થયેલું; અનુભવી. (૨) ફરી ગયેલા મગજનું; અવિચારી; ભિન્નરૂચિ; ચસકેલું:- એ મગજનો ફરેલ છે. (૩) ક્રોધી; તામસી; નહિ પત કરે એવું; હઠીલું.

**ફરેસ્તો**, પું૦ [ ફા. फेरिस्त ] દેવદૂત. (૨) રૂપાળો ને નિષ્કપટી મનુષ્ય; દેવ-

તાફ માલુમ.

**ફેરો,** પું [સં फरक] અનાજ વગેરે ભરીને માપવાનું પાત્ર; ગોળ પાલી માય એવું મોગ માપનું પાત્ર (૨) અનાજ વગેરેનો મોળપાથી અથવા આઢરે મે મણ જેટલો જથ્થો તે. મુંબાઇ અને હિંદના બીજા કટલાક ભાગોમાં જોખ નહિ પણ ભરતથી અનાજ વગેરે મપાય છે. ફેરો, પાલી, ટીપરી વગેરે મોટા નાની માપ, એ જાણ. ચાર શેર અને પાશેર વગેરે માટે વપરાય છે.

**ફેલક,** નં૦ [ સં ] સપાટ પાટિયું; પાટી; તખતી.

**ફેલફૂટી,** સ્ત્રી૦ વખાણથી ફુલાઈ જાય અને કહ્યા દે એવી ભોળી સ્ત્રી.(૨) પેસો

**ફેલંગ,** સ્ત્રી૦ [ સં. ઘુચ્ ]પેટે; ફરમ; ઢાળ.

**ફેલાણું,** વિ [ फा ] નામ ગુણ વગેરેવા ઓળખાતું; અમુક, ચોક્કસ. ૬નણું ને દિ કું એમ બોલાય છે

**ફેલાલી,** સ્ત્રી૦ [ અ Flannel ] ઝીણી કુમાશનું ઊનનું કપડું.

**ફેલાહાર,** પું [ સં ]ઉપવાસમાં ફળાદિક ખાવાં તે; ફરાળ.

**ફેલિત,** [ સં ] ફળેલું; ફળ આવ્યાં હોય એવું ફળતું–શાલત ઝાડ (૨) પાકેલું; સિદ્ધ થયેલું, ફળરૂપ પરિણામે પરાચેલું; ફલેહમંદ.

**ફેલગુ,** વિ૦ માલ વગરનું, તુચ્છ, કુચા જેવું; અસાર. (૨)નં૦ ગુલાન. (૩) ગયા આગળ આવેલી એક નદી

**ફેલ્લું,** વિ૦ પહોળું; છાટર (૨) વલ્લ, વાંકું; વળી જાય તેવું. (૩) ભાળું; ખુલ્લા દિલનું.

**ફેશ,** સ્ત્રી૦ હાર; પરાજય: ઘસીને પછી હઠી જવું–પાછા પડી જવું તે; નહિ ફુ તું અવાજ ન હ થવો તે; ફુ થઇ જવું તે.

**ફેસ,** સ્ત્રી૦ [ આ फसद ]નસ, રગ, નાડિકા. (૨) નસ ઉઘડાવી લોહી લ્હાવું તે. ફ્રિ૦ પ્ર૦ ફસ ખોલાવવી=શરીરમાં લોહીનો ખૂબ વધારો થયો હોય તે કાઢી નંખાવવો. ઇશિન વગેરે તરફ માથે લોહી ચઢી જાય નહિ તે માટે ફસ ખોલાવવાની રીત છે.

**ફેસકવું,** ક્રિ૦ અ૦ દરૂ કર્યા પછી–આરંભ્યા પછી મદ પડી જવું, અથવા કરવા માંડેલા કામથી પાછા હઠી જવું; દબાઈ જવું (૨) ન પાર પડવું; અધુરે છોડી દેવું. ( ૩ ) ખસીજવું; સરીને છુટીજવું.:– અ મોઢો ફસગી ગયો. (૪)ફાટી કે ચિરાઇ જવું; વણાટમાંના તંતુઓ તૂટી જવા:– કપડું ફસકી ગયું.

**ફેસકીજવું,** ક્રિ૦ અ૦ પાછા પડીજવું; હઠી જવું (૨) ચિરાઈ–ફાટીજવું. (૩) કબુનાત તોડવી, ના કબુલ જવું.

**ફેસલ,** સ્ત્રી૦ [ फा ] અનાજનો પાક; પીક. (૨) ઋતુ.(૩) મોસમ; અમુક પાક તૈયાર થવાનો જે કાળ તે.

**ફેસલી,** વિ૦ ફસલનું–સંબંધી; મોસમનું. અકબર પાદશાહે પાક તૈયાર થાય તે વખતે નવું મેહનતી વરસ શરૂ કરવાને માટે, ફસલી સન ચલાવ્યો હતો. હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં તે જુદા જુદા માસથી એટલે ફસલ શરૂ થાય ત્યારથી ગણવામાં આવે છે. ફસલી સનનું વર્ષ સૌર અને મહીના હીજરી લેવામાં આવતા હોવાથી કેટલોક તફાવત પડે છે.

**ફેસાવવું,** ક્રિ૦ સ૦ ખોટું સમજાવી ફાંદામાં નાખવું; ભરાઇ પડે એમ કરવું, સપડાવવું, ફનાવવું; ભૂલથાપ ખવડાવવી; આંટીમાં–ગુંચવણમાં મુશ્કેલીમાં નાખવું.

**ફેસવું,** ક્રિ૦ અ૦ ભરાઇ પડવું; સપડાવું; ફાંદામાં છટકામાં પડીજવું; મુશ્કેલીમાં પડવું દબાવું, જાળમાં પકડાઇ જવાવું.

**ફેસાવું,** જુઓ૦ ફસવું

**ફેળ,** નં૦ [સં फल] ઝાડ, વેલા અને વનસ્પતિના જે બીજોત્પત્તિ તે; બીજ: બીજનું કે ટલું જેમાથી સ્વજાતીય નવાંકુરના ફરીને ઉદ્ભવ થાય એવી વનસ્પ-

તિની ઉપજ તે (૨) પરિણામ, અંત; છેડો. (૩) સિદ્ધિ; લાભ; પ્રાપ્તિ; ફાયદો. (૪) પાનું. ફણું:—ભાલાનું—તરવારનું ફળ. (ફલક) (૫) સંતાન; પ્રજા (૬) પટ વિસ્તાર; મેદાન. ક્ષેત્રફળ. (૭) સબબ; કારણ (૮) સોપારી; મદનફળ (૯) બદલો નઠારા કર્મનું એને ફળ મળ્યું=બદલો મળ્યો.

**ફળદાયક,** વિ૦ ફળ દે એવું (૨) લાભકારક.

**ફળદ્રુમ,** વિ૦ ફળ આપે એવું; સારો પાક થાય તેવું; રસાળ; અન્ન પનરપતિ ઉગે અને સારો પાક આપે જેવી હોય તે—જમીન.

**ફળદ્રુપતા,** સ્ત્રી૦ સારા ફળ—પાક આપવાપણું; રસાળતા.

**ફળફળવું,** વિ૦ ફળફળ એવો અવાજ કરવું; ગરમીથી ઉછળવું, ઉનું.—ફળફળતું પાણી.

**ફળફળાદિ,** ફળ અને ફળના જેવી ખાવાને યોગ્ય બીજી વસ્તુઓ વગેરે તે

**ફળમૂળ,** ન૦ ફળ અને ખાવા જેવાં વનસ્પતિનાં મૂળ તે, શક્કરકંદ વગેરે.

**ફળવંત,** વિ૦ ફળવાન; ફળવાળું (૨) વિજયી; ફતેહમંદ (૩) રસાળ.

**ફળવાન,** વિ૦ ફળવંત.

**ફળવું,** ક્રિ૦ અ૦ ફળવાળું થવું, પાકવું; તૈયાર થવું; ફળ આવે એવી હાલતમાં આવવું. (૨) પરિણામ આવવું; અંતનું—છેવટનું ફળ આવવું. (૩) લાભ આપે એવું થવું. (૪) બદલો મળવો :—એનું પુણ્ય ફળ્યું ને પુત્ર મળ્યો.

**ફળાઢ્ય,** વિ૦ જેને ફળ આવતાં હોય એવું, ફળ આપતું. (—વૃક્ષ તે). ફળનારું.

**ફળાધાર,** વિ૦ ફળ ઉપર જેનો આધાર હોય તે; ફળ ખાઈને જીવનારું—ચલાવનારું (૨) ના૦ ફળનો આધાર તે; ફળનો આશ્રય.

**ફળાહાર,** ન૦ ફલાહાર; ફરાળ.

**ફળિયું,** ન૦ મહોલ્લો; શેરી, વાડો; વાસ. (૨) પાનું; ફળ

**ફળીભૂત,** વિ૦ ફળ આપ્યું હોય તેવું, સફળ, પ્રાપ્ય; સધાયું હોય તેવું.

**ફણું,** ન૦ પાનું; ફળિયું :—ચપ્પાનું ફણું.

**ફંટાવું,** ક્રિ૦ અ૦ આડું જવું; રસ્તો બદલવો; જુદું પડવું:—નદી ઉતર્યા પછી રસ્તો ફંટાય છે. (૨) ઉડાવું, ચિટાઈને જુદું પડવું, અલગ કરવું. (૩) ટુંકું પડવું; નહિ પહોંચી રહેવું. આ લુગડું તો ફંટાય છે.

**ફંડ,** ન૦ (અં. Fund) ઉઘરાણું; ટીપ.

**ફંદ,** પું૦ [ હિં ] કાવતરાન; કારસ્તાન (૨) ઢોંગ; ફેલફિતુર. (૩) ફાંદો, જાળ.

**ફંદી,** વિ૦ ફંદખોર; કારસ્તાની. (૨) ફેલફિતુરી; ઢોંગી ઉ૦ ફંદી તારો ફેલ—ઘડો ફૂટ દઈ ફૂટશે. ફતવાખોર.

**ફંદીલું,** વિ૦ ફંદી, ઢોંગી; કારસ્તાની.

**ફંફોસવું,** ક્રિ૦ સ૦ ખાખાખોળા કરવા; આમ તેમ નજર નાખી તથા હાથ ઘાલી ઘાલીને શોધવું; ખોળવું; ભારીકાઈથી તપાસવું; ખૂણે ખોચરે બધે ઠેકાણેથી ખોળી જોવું તે.

**ફંફોળા,** પું ફંફોળવું તે, શોધ; તપાસ; ખોજ.

**ફાક.** પુ ફાકડો.

**ફાકડો,** પુ૦ ફાકો, ચૂર્ણ જેવું અથવા કણદાર અનાજ—ચેવડા વગેરે હાથેળીમાં લઈ મોમાં નાખવું તે; બુકડો; મો ભરાઈ જાય એવો બુકડો—ફાકો મારવો તે.

**ફાકવું,** ક્રિ૦ સ૦ આટા જેવી અથવા કણદાર ચીજની હાથેળીમાં લઈ મોમાં નાખવી; ફાકો ભરવો; છૂટી—ભભરી વસ્તુ મોમાં નાખવી :—લોટ ફાકવો રૂ૦ પ્ર૦ ધૂળ ફાકવી=જખ મારવી; હારી જવું. (૨) મોઢે માગવી; નમી પડી દૈન્ય દેખાડવું.

**ફાકી,** સ્ત્રી૦ ફાકવાનું તે ફાકી, ફકાય એવું ચૂર્ણ. (૨) એક મો ભરાય એટલું ચૂર્ણ તે; ચૂર્ણનો એટલો જથ્થો કે જે એકીવારે ફકાય :—અજીર્ણની ફાકી=અજીર્ણ ઉપર ફાકવાના ઔષધિ દ્રવ્યનું દાબ વેળીમાં માય એટલું ચૂર્ણ તે. ચૂર્ણ; ભાગ; કણનાર ભુકો.

**ફાંકો**, પું૦ ફાકવું તે; ફાકડો. ( ૨ ) ફાકવાનો જથ્થો તે, ચૂર્ણ. ( ૩ ) હાથેળીમાં લઈને ફાકી જવાય એટલો જથ્થો–માપ તે; અંદાજે એકવાર ફાકય એટલું તે. ક્રિ૦ પ્ર૦ ફાકો મારવો=ફાકવું; આટા કે ચૂર્ણ જેવી ચીજને હાથેળીમાં લઈ મોંમાં નાખવી:–ખાઉં ખાઉં જોખતાં જોખતાં તો છોકરો બે ત્રણ ફાકા મારી ગયો:–અમને જે ફાકો મળી જાય તે ખાજો.

**ફાગ**, પું૦ વસંતઋતુ (૨) હોળીમાં ગવાતાં જે શૃંગારનાં પદ તે; હોરીઓ (૩) હોળીના દહાડાઓમાં જે ખુલ્લું ભૂંડું બોલવામાં આવે છે તે. ( ૪ ) દિયર ભોજાઈની હોળીના રંગની રમત તે.

**ફાગણ**, પું૦ [स. फाल्गुन] વિક્રમસંવતનો પાંચમો અને શાલિવાહન–શાકે સંવતનો અગિયારમો, તથા ઉનાળાનો પહેલો મહીનો તે; વસંતમાસ.

**ફાગણિયું**, ન૦ નાની વહુવારુઓને પહેરવાનું ઝીણું મુલાયમ પોતનું અને કાચા રૂપાળા રંગનું વાસંતિક વસ્ત્ર, ઝીણા પોતનો સાલ્લો; વસંતઋતુને શોભે એવું ઝીણું ને ફૂલવાર વસ્ત્ર.

**ફાચર**, સ્ત્રી૦ ફાડ; લાકડાની તડમાં અને કુહાડી વગેરેના ઢીલા રહેતા હાથાઓમાં ઠોકી બેસાડવા જોગ લાકડાનો ટુકડો તે. (૨) ફાસ; નડતર; આડખીલી; હરકત કરવી તે. ( ૩ ) સુતારનું ઓજાર. ( ૪ ) ચિનાઈ; કમાગળ. રૂ૦ પ્ર૦ ફાચર મારવી=વાંધો પડે–અટકી જાય–મુશ્કેલીમાં પડે એમ કરવું, હરકત કરવી; ફાસ મારવી. આડખીલી કરવી; ચાલતું અટકાવી નાખવું.

**ફાચરું**, વિ૦ પહોળું; વધતું; છાકડું

**ફાચરો**, પું૦ લાકડાનો કટકો; ચિતાળ.

**ફાજલ**, વિ૦ ( आ. ) વધેલું; બાકી રહેલું; કામમાં નહિ આવતું; ફાજતું:–ફાજલ પુરાંત ( ૨ ) નિરુપયોગી, નકામું

**ફાજેલ**, વિ૦ ( फा. ) વિદ્વાન; વિદ્વાન, પંડિત. ( ૨ ) શાણું.

**ફાટ**, સ્ત્રી૦ ફાટેલું–વચમાંથી કે અમુક ભાગમાંથી ચિરાયેલું તે; ચીરો; તડ; ફાટવાથી આખી વસ્તુમાં પડેલો જે લાંબો ચીરવવો તે; આતરો. ( ૨ ) વિચારમાં જુદું પડવું તે; તડ; ફૂટ; વિરુદ્ધતા; વિચારાંતર; ભેદ. ( ૩ ) બહેક; તોર; ફાટેલપણું; ટૂંપણાનો ગર્વ; છાક; ફાટવ. ઉદ્ધતપણું. ( ૪ ) ફાટવું–ફાટવું લુગડાનું ફાટવું તે:–નવી વહુને લુગડાંની બહુ ફાટ છે. રૂ૦ પ્ર૦ હૈયાફાટ–છાતીફાટ =હૈયું ફાટી જાય એમ, અર્થાત–બહુજ ઉગ્ર–આકરું. હૈયાફાટ રોઈ.

**ફાટક**, સ્ત્રી૦ બારણું; દરવાજો. (૨) બખાડ,

**ફાટફૂટ**, સ્ત્રી૦ ઐક્યમાં પડેલો મત ભેદ તે; કુસંપ; સ્નેહભંગ; વિરોધ; ફાટાફાટ.

**ફાટવું**, ક્રિ૦ અ૦ આખી વસ્તુમાં ફાટ પડવી; ચિરાવું; તરડાવું તડ પડવી. ( ૨ ) ફૂટવું; છુટાયવું; ભેદ પડવો; એકતામાં આતરો પડવો. ( ૩ ) બહેકવું; વળવું; છકીજવું; અવિવેકી થવું વકીજવું મર્યાદાની બહાર જવું (૪) ફૂટવું; ચીરીને બહાર નીકળવું; ઊગવું. ( ૫ ) મસ્તીએ ચડવું, વિફરવું. ( ૬ ) ગર્વ આવવો–અભિમાનથી ફુલાવું; તોર–ઉદ્ધતાઈ કરવી ( ૭ ) ચિંતા અથવા શોકથી–ગભરાવું; મુંઝાઈ મરવું; અકળાઈને બેહાલ બનવું; ના હિમ્મત–હતાશ થઈ જવું; તૂટી પડવું. ઉ૦ હૃદય ન પડે ફાટી દુ:ખે દળાઈ પીડાય છે. ( ૮ ) કકડે કકડા થઈજવું; આચકો ભેર ફૂટીને ઉડીજવું:–તોપ ફાટી. (૯) પહોળું થવું; ખીલવું; વિસ્તરવું; સ્ફુટ થવું. હવે જુવાની ફાટી છાતી ફાડીને મરદ થયો. ક્રિ૦ પ્ર૦ ફાટીજવું=જીર્ણ થઈ ટુકડા થઈજવા, વપરાય એવું નહિ રહેવું:–લુગડાં બધાં ફાટી ગયાં ૨ વંઠી જવું; નિર્લજ્જ થઈ જવું; બહેકી જવું; વળી જવું. ફાટી નીકળવું=જોર ભેર પ્રકટવું;

'=વહેવરાવ દેવું.

**ફોરિયું**, ન૦ આખાનો બરોબર અરધો ભાગ તે. ( ૨ ) અરધો રૂપિયો. (૩) ફદ્દસ.

**ફોતડો**, પું૦ હિજડો; વ્યંઢળ; બાયલો ( ૨ ) પુરૂષ જેવા સ્વભાવની અને પુરૂષ જેવા કદાવર ચહેરાવાળી અથવા સ્ત્રીનાં ચિહ્ન જેની ઉપર ખીલેલા હોય નહિ એવી મોટી સ્ત્રી.

**ફોતિયા**, પું [આ.] ફાતિયો; કુરાનનો મુએલાં પછી પઢવાનો ફકરો:-ફનાર તિયા=નાશ પામેલાની પાછળ શોક કરવો તે; પાયમાલીનો શોક, આશ્વાસન લેવું તે.

**ફોતિયો**, પું૦ ( આ. ) કુરાનનો તે વિભાગ-ફકરો કે જે મુએલાની શાંતિ માટે પઢાય છે. ( ૨ ) કુરાનનો એકાદ ફકરો; પદ તે.

**ફાનસ**, ન૦ ( फा. ) પવન લાગે નહિ અને અજવાળું મળે એવી દીવો રાખવાની કરામત તે; દીવો રાખવાનું ઘર-પાંજરું; કંડીલ.

**ફાની**, વિ૦ ( આ. ) નાશ પામે એવું; ક્ષણભંગુર; નાશવાન:-ફાની દુનિયા.

**ફાફડાશિંગ**, સ્ત્રી૦ વાલોળના જેવી પણ વધારે પહોળી શાકની શિંગ તે.

**ફાફડો**, પુ૦ કાંટાવાળા થોરનો પંજા જેવો પહોળો અવયવ-ફણગો તે. ફાફડા થોર. ( ૨ ) દુખાવે પહોળું થયેલું હોય એવું જે તે; થાપડો.

**ફામ**, સ્ત્રી૦ ફેમ; સ્મરણ; યાદ.

**ફાયદાકારક**, વિ૦ ફિફાયતી; લાભકારક.

**ફાયદેમંદ**, વિ૦ ફાયદાકારક.

**ફાયદો**, પુ૦ ( આ. ) લાભ; પ્રાપ્તિ; નફો. ( ૨ ) ગુણ અસર:-ફાયદાકારક દવા.

**ફાયો**, પુ૦ અત્તરનું પુંમડું; સુગંધિ તેલ કે અર્કમાં બોળેલું રૂ. ઉ૦ સ્વામી અત્તર તે ગણુ લવરા; ફાયો મને કોણ આપશે. બાપુસાહેબ.

**ફારક**, જુઓ૦ ફારગ.

**ફારગ**, વિ૦ [ આ. ] છૂટું; મુક્ત; મોકળું. ( ૨ ) પરવારેલું; નવરું; ફુરસદ પામેલું. ગુંચવણમાંથી, કામમાંથી અથવા માયા મમતામાંથી અલગ થયેલું. ( ૩ ) કોઈ વાતની પંચાતી કે પીડામાંથી છુટેલું-મુક્ત થઇ=ગયેલું તે.

**ફારગત**, સ્ત્રી૦ છુટકારો; મુક્તિ; પરવાર; નવરાશ. ( ૨ ) વિ૦ છૂટું; મોકળું; નવરું.

**ફારગતી**, સ્ત્રી૦ ( ફારકગતી ) બંધનમાંથી રાજીખુશીએ કે પતાવટ કરીને છુટા થઇજવું તે. ( ૨ ) એવા છુટકારાનો જે લેખ-લખત તે. એક બીજાને લાગતું વળગતું નથી એવો જે અન્યોન્યને લેખ કરી આપવો તે. ક્રિ૦ પ્ર૦ ફારગતી આપવી=છુટાછેડા કરી આપવા.

**ફારમ**, ન૦ [ अं. Farm ] ખેતર; વાડી. ( ૨ ) (Form) છાપવાને માટે બીબાં ગોઠવી તથા પાના પાડીને તૈયાર કરેલું જે ચોખુણ-ચોકઠું તે; પાનાં પાડી ગોઠવી તે એક સ્થાગ છાપેલો કાગળ તે. ચાર પેજી, આઠપેજી, બારપેજી, સોળ ને બતરીસપેજી, વગેરે છાપેલા કાગળોમાંનો અમુક ભેદ જેમાં હોય એવો એક તાવ તે. ( ૩ ) કેફિયત; મજકુર; હકીકત. ( ૪ ) ચેરા; ક૦; ટેક્ષ.

**ફારસ**, ન૦ [ अं. Farce ] નાટકના એકાદ ભાગમાં કે છેલ્લે આવતો હસવા જેવો એકાદ બનાવ તે; પ્રહસન; મતકડું; હસવા-મશ્કરી ઠઠ્ઠા થાય એવો ગમ્મત કરાવનારો નાનો લેખ ખેલ તે.(૨) હસવા ને મશ્કરી કરવા જેવું કામ તે; ભવાડો:-માનપાન આપવા અને પાર્ટીઓ કરવી એ શાં ફારસ ? ( ભવાડો. )

**ફારસી**, વિ૦ ( सं. पारसिक ) પારસ-ઇરાન સંબંધી; ઇરાની:-ફારસી બોલી. ( ૨ ) ના૦ ફારસની ભાષા-બોલી તે; પારસી ભાષા; પરશિયન. ( ૩ ) સંકેતની ભાષા; ગુપ્ત-છુપી ભાષા:-એ બે જણ સભામાં બેઠા બેઠા કંઇક ફારસી -પારસી કરતા હતા; પણ હું સમજતો

નહતો, આ રૂપી ભાષા ફારસી નહિ પણ પારસી કહેવાય છે. ઇરાની ભાષા ફારસી કહેવાય છે.

**ફાલ,** પું૦ નવા પાન અને ફૂલફળ વગેરે આવી ખીલવું તે:-વસંત ઋતુ બેઠી એટલે ઝાડને નવા ફાલ આવ્યા; પ્રફુલ્લ થવું તે, ફૂલવું-ફૂલ આવવા તે. ( ૨ ) ફળ અને કણસલાં આવવાં તે; ફળ અનાજ વગેરેનો પાક આવવો તે ( ૩ ) ચડ્ડન.

**ફાલતું,** વિ૦ ઉપયોગમાં ન હોય એવું, વધારાનું; ફાજલ હોય એવું. ( ૨ ) પરચૂરણ; બહારનું-ઉપર ઉપરનું-મુખ્ય-અગત્યનું નહિ એવું:-ફાલતું કામ.

**ફાલવું,** ક્રિ૦ અ૦ ઉંચાણે નહિ પણ પહોળાણે ખીલવું-પહોળા થવું-પોષાવું; પ્રફુલ્લ થવું; ફટવા વધવું; સ્થૂલ-પુષ્ટ થવું ( ૨ ) નવાં ડાળ પાંખડાં ને ફૂલ પાનથી ભરાઉ થવું. ( ઝાડનું-વનસ્પતિનું ) ફણફૂલ આવવા. અંકુરિત થવું; નવા ફણગા ફૂટીને પાલવાવું; પલ્લવિત થવું.

**ફાલસા,** ન૦ ઉનાળામાં થતો એક લીલો મેવો. એ ખટમધુરો હોય છે, અને એનું ઝાડ ફાલસી કહેવાય છે.

**ફાલુ,** ન૦ શિયાળ જેવું એક જંગલી પ્રાણી. એમ કહેવાય છે કે, વાઘ આવ્યાની ચેતવણી તે બીજા પ્રાણીને આપે છે. ઉ૦ ફાલુ તે નાદ હોવે ઘણું, બહુ બોલે શિયાળ.

**ફાલુદો,** પું૦ ખાદ્ય; એક જાતની લાપસી.

**ફાલ્ગુન,** પું૦ ( સં. ) વિક્રમસંવતનો પાંચમો મહિનો.

**ફાવતું,** વિ૦ ફાવે એવું, અનુકૂલ; પસંદ પડતું; ગમતું; રૂચતું.

**ફાવવું,** ક્રિ૦ અ૦ ગોઠવું; માફક આવવું; અનુકૂળ પડવું ( ૨ ) કોઇ કામ ધંધામાં આગળ વધવું; સફળ થવું. ( ૩ ) મહેનતમાં પાર પડવું; ચાલવું. ( ૪ ) સુગમ પડવું, કરતાં અગવડ નહિ લાગવી. ( ૫ ) લાભ-જોગવાઇ મળવી.

**ફાસફરસ,** ન૦ (અ. I Phosphorus) અધાતુક અને પિંજાસ પડતા રંગનો મીણ જેવો દેખાવમાં એની ગંધ લસણ જેવી માટે એવો પ્રકારનાં હાડકાંમાંથી મળી આવતો એક પદાર્થ. એક જર્મન રસાયનિકે આ પદાર્થ સન ૧૬૬૯ માં શોધી કાડ્યો હતો. પ્રાણી અને વનસ્પતિ વગેરેને તેમાંથી પોષણ મળે છે અને ઘણે ભાગે ગળા વટાણા વગેરેમાં તેનો અંશ હોય છે. ફાસફરસ બે રંગનો પીળો ને લાલ આવે છે. પીળો બહુજ જ્વાળામાહી હોવાથી પાણીમાં રાખી મુકવો પડે છે. પાણી બહાર કાઢતા ને ઓક્સિજન લાગતાં તે બળવા માંડે છે. આ પીળા ફાસફરસની દીવાસળી બને છે. દીવાસળીના ગે પળા ફોસફરસમાં બોળી તેની ઉપર રોગાન ચડાવે છે. કોઇ પણ ચીજ સાથે એ સળી ઘસતાં રોગાન જતું રહી ફોસફરસ ઉઘાડું થઇ બળવા માંડે છે. ઘણી જાતની દવાઓમાં પણ આનો ઉપયોગ થાય છે. ફોસફરસ.

**ફાસફૂસ,** ન૦ હલકી તુચ્છ વસ્તુઓનો પરચૂરણ ખીચડો-જથો તે; હલકું ઘાસ વગેરે તે:-ફાસફુસનું તાપણું ( ૨ ) વિ૦ પરચૂરણ-તુચ્છ-વસ્તુ જેવું તે; આમ તેમથી જે તુચ્છ કચરો એકઠો કર્યો હોય તે. ફાંદો-ઝટ પતી જાય એવું જે તે.

**ફાસકુસિયું,** વિ૦ ગાભ વગરનું; હલકું; તુચ્છ. ( ૨ ) પોચું ને પેલું એવું. ( ૩ ) સત્વરહિત

**ફાળ,** સ્ત્રી૦ ફલંગ, કુદકો; ઠેકડો, છલંગ. ( ૨ ) ધાસ્તીનો ગભરાટ; ધ્રાસકો, હેબક; શું થયું ને શું થશે? એવા વિચારનો ધ્રાસકો લાગવો તે, ચીચરવટો; ચેક ક્રિ૦ પ્ર૦ ફાળ મારવી=કૂદવું; ઉછળીને પડવું ઠેકડો મારવો. ( ૨ ) સાહસ કરવું; ન પહોંચી વળાય એવું કામ કરવું, ફાળ પડવી=ધ્રાસકો-ત્રાસ પડવો, ચોંકવું.

**ફાળકું,** ન૦ સૂતરની આંટી; ફાળકા ઉપર વિ-

ટાળીને ફિતારી ચીપિયો તંતુ સમાન. (૨) ફાગણનું એક અગ વિભાગ તે.

**ફાળકો**, પુ૦ સૂતર અને રેશમ વગેરેના તાર વિંટાળવાની કાંઠાની બનાવટ; ફીરકી; પરેવડો.

**ફાળવવું**, ક્રિ૦ સ૦ ભાગ પાડવા, વહેંચણી કરવી; તફા પાડવા (૨) પરપટ ગડી કરવી. સૌને સરખું આવે એવા ભાગલા પાડવા.

**ફાળિયું**, ન૦ માથે વિંટવાનો ફેંટો; માથે વિંટાળવાનું લાંબું ને ટુંકા પનાનું કપડું. (૨) માથે પહેરવાનો નાની પાઘડી જેવો ઘાટ તે. (૩) પછેડી; જમવા બેસતા પહેરવનું ટુંકુ પીતાંબર.

**ફાળી**, સ્ત્રી૦ લુગડાનો લાંબો પહોળો પટ તે; ચાદર જેવો ફાળ-તાકો તે. (૨) સાડી; સાલ્લો

**ફાળો**, પું૦ ભાગ; હિસ્સો; વાંટો; પાતી; વહેંચણમાં અમુક એક જણ=ને ભાગે જે જથ્થો આવતો હોય તે; એકના ઘણા સરખા ભાગમાંનો એકાદ તે. (૨) વહેંચણી, વાટણી. (૩) સરખે ભાગે આપવાને આવ્યું હોય તે; એક મોટી રકમ ઉભી કરવાને માટે ઘણાઓમાંના એકને સરખે હિસ્સે જે આપવાનું હોય તે. ક્રિ૦ પ્ર૦ ફાળો નાંખવો=ઉઘરાણું-ટીપ કરવી; સરખે ભાગે આવે તેટલું ઉઘરાવવું. ફાળો પાડવો; ભાગ પાડવા; ફાળે પડવું=ભાગે પડવું.

**ફાંક**, સ્ત્રી૦ ફાટ, તરડ; ચીર.

**ફાંકડાઈ**, સ્ત્રી૦ છેલાઇ; વરણાગી, શકરાપણું; લાવાઈ.

**ફાંકડું**, વિ૦ શરીરના બાંધા અને ઘાટમથી તથા લુગડા લત્તા ને ટાપટીપથી શોભીતું; અનમોલું; મનોહર; સુંદર; દેખાવડું. (૨) રસિક; રંગીલુ; ખુશમિજાજી (૩) સુંદર; મજેનું; ચિત્ત અને નેત્રને આકર્ષણ કરે એવું, સુપક; સુવિત; સ્ફુટ.

**ફાંકું**, ન૦ લાડુ. (૨) તીરા

**ફાંકો**, પું૦ તોર; ગુમાન; ગરૂરી; અભિમાન. (૨) ટેક; મારાપણાનો આગ્રહ; આપમતનો આગ્રહી વિશ્વાસ.

**ફાંગડું**, ન૦ ફાંદો, પેચ; ટંટું. (૨) પ્રપંચ જાળ; કાવાદાવા કરવા પડે અને મુશ્કેલીમાં આવી પડાય એવી બાબત તે; જેમાં ઝગડો અને પંચાતી ઉભી થાય એવી બાબત.

**ફાંગો**, વિ૦ ૪ ગુ-એક આંખે વાંકું જોનાઈ; એક આંખે વાંકું હોય તે.

**ફાંટ**, સ્ત્રી૦ પહેરેલા અથવા ઓઢેલા કપડાના એક છેડાથી ઝોળી વાળવી તે; અંગરખાની ચાળનો છેડો તે; એ છેડાની ઝોળી બનાવવી તે. ખભે અથવા પીઠે ઝુલવી રહે એવી ઝોળી. બચ્ચાંને સુવાડવાને અથવા ટાલા અને ઘાસ વગેરે વિંણતાં બહુત ને કામ કરનારી સ્ત્રીઓ રાખે છે તે મોટી ઝોળી, (૨) છેડો; ચીરો; ફાટેલા ભાગને મારેલો સાંધ; સિવણ તે; કાચું સિવણ; ટાંકો; દોરો ભરવો તે. (૩) ઓષધિને પલાળી રાખીને બનાવેલું પેય; [illegible]

**ફાંટવવું**, ક્રિ૦ સ૦ વેતરીને કાચું કાચું-આછે દોરે સિવી તરેલું તે; બખિયા દેવાને અથવા ઓટવાને માટે તૈયાર કરવું; આમ તેમથી જોડી આપવું; ઝટ-સાંધ મારવી; દોરવવું.

**ફાંટો**, પું૦ દરિયાનો કે નદીનો ચાલુ વહેણથી આડે ગયેલો જે ભાગ-પ્રવાહ તે; પાણીનું આડવહેણ. [ ૨ ] જુસ્સો; તરંગ; બુટો; કલ્પના. (૩) આંટો; ઈનો; મનનો મેલ; લેપ. (૪) આડ કથા; મુખ્ય કથા ભાગથી આડી વાત તે. (૫) શાખા; ડાળ;-આડો ફુટેલો ફણગો-પરોહ તે.

**ફાંદ**, સ્ત્રી૦ મોટું-ઝુલતું પેટ તે; ગણપતિની ફાંદ.

**ફાંદો**, પું૦ ઝટપટી બાબત; ગુંચવણ; પ્રપંચ

જાળ. ( ૨ ) ઠગાઇ; કપટ; છળબાજી.
( ૩ ) ૧૬; છટકું.

**ફાંફરડીખાવું**, કરડી ખાવું, પીખી નાખવું; કરડીને શાડી નાખવું.—જો જો એ પોળમા કુતરા ફાફરડી ખાશે.

**ફાંફાં**, ન૦ આમ તેમ જ્યા ને ત્યાં ખાલી ધક્કા ખાવા તે; આમ તેમ શોધવું ને નિષ્ફળ થવું તે; ખાલી અથડાવું—અ- ધારામાં ફુટાવું તે:–ઘણે ઠેકાણે ફાફાં માર્યા પણ કઇ જડયું નહિ ( ૨ ) ખોટી આશા; મિથ્યા મન કરવું તે; વળખા. [ ૩ ] કંઇ નહિ; નિઃસારતા તે. ( ૪ ) ડાગેરની ધાણી

**ફાંફું**, અ૦ ખોટું જોર બતાવવું તે, પતરાજી મિથ્યા આડબર. ( ૨ ) ધતર મંતર.

**ફાંસ**, સ્રી૦ વાસ, લાકડા ને કાચ વગેરેની કાટા જેવી ચેપ તે, ઝીણી ને પાતળી કરચ. [ ૨ ] કટા જેવી કરચનુ ચમ ડીમા પેસી જવુ તે, લાકડા વગેરેની ઝીણી સળીનું ભોંકાવુ તે ( ૩ ) નુક- સાન કરવાને કે કોઇ કામ બનતુ અ- ટકી જાય એવી રીતે વચમાં આડ નાં- ખવી તે; કરેલ ડરી; પથ્થરો નાખવો; આડખીલી; વાધા પડે એમ કરવુ તે, ખલેલ કરવુ તે. ક્રિ૦ પ્ર૦ ફાસ મારવી =સમજાય નહિ તેમ હરકત–નુકસાન કરવુ; આડા ખીલી નાખવી, ગચિયું નાખવું; ગતિ રોકવી, ફારા કાઢવી=વચ મા હરકત કરતી હોય એવી વસ્તુ મા- ણસ કે૦બાબતને ઉઠાવી દેવી, વચમાથી દૂર કરવું, માનો નાખવુ. હરકત દૂર કરવી. ફાચર, ચીર, કાઠા જેવી સળી.

**ફાંસવું**, ક્રિ૦ સસ દોરડે બાધીને કુવામા ઉ- તારવુ ઉંડે ઉતારવુ—નાખવુ. ( ૨ ) ઘડા ને ગાળો ઘાલવો. ( ૩ ) ઉઝ ડી નાખવુ; ઉખાડવુ ૦ ઉખેડવુ; ઝરડી– ઉતરડી નાખવુ, ચુટી નાખવુ – માસ ફાસી નાખીદ્ય. ખેચીને જુદું પાડવુ; તાડી –નાખવુ.—વાઘરાએ ઘણ ફ્રગ ફાંસી નાંખ્યા [ ૪ ] પડતર જમીન ખેતી કરવાને ખોદવી. ( ૫ ) ગુંગ- ળાવી મારવું.

**ફાંસિયું**, વિ૦ ફસી નાખે એવું; ફાસો દઇ મારી નાખનારું, તરકટી; સમજાવી–ભૂ- લમા નાખી ફસાવી દે એવું.

**ફાંસી**, સ્રી૦ ફાસો દઇ મારી નાખવાની જે રીત તે, ફાસો દેવો ને; ગળુ સીકડાઇ જાય એવી રીતે દોરીનો ગાળો ગળામાં નાખી માણસને ગુગળાવી મારી ના- ખવું તે ( ૨ ) ફંદાઇ–ગળું સીકડાઇ મરણ થાય એવી યુક્તિ તે [ ૩ ] ગુંગળાવીને મારી નાખવાની શિક્ષા તે.:–ફાસીની સજા થઇ. ક્રિ૦ પ્ર૦ ફાસી દેવું=ફાસીએ ચઢાવવુ૦ ગુગળાવી મારી નાખવુ ૨૦ પ્ર૦ ફાસીએ ચઢાવવું=ગ- રી નાખવું.—સાહેબ પાસે જતા શું બીએ છે ? એ શું ફાસીએ ચઢાવ- વાને છે ?

**ફાંસીગરા**, પું૦ ફાસિયા; ફાસીએ ચડાવનારા માણસો [ ૨ ] જીવ લેનારા, જલ્લાદ.

**ફાંસુ**, અ૦ ફોગટ; અમસ્તુ, વગર કારણે. [ ૨ ] મફત, મૂલ આપ્યા વગર. (૩) ફાસિયું

**ફાંસો**, પું૦ દોરી–દોરડાનો ગાળો, સરકિયું, બધ. ( ૨ ) પાશ, પકડ, જાળ, જેથી મનુ- ષ્ય કે પ્રાણી સખત પકડાઇ–જકડાઇ જાય એવી યુક્તિ તે; છટકુ; ફંદો; ગળુ સીકડાઇ જાય એવો પેચ તે.

**ફાંસોટિયું**, ન૦ ફાંટ, ખોઇ, ઝોળી. [ ૨ ] બાથમા આવે એટલો ઘાસ વગેરેનો જથ્થો તે

**ફિકર**, સ્રી૦ [ श्रा फिक्र ] ચિંતા; ઉદ્- વેગ, [ ૨ ] કાળજી, દરકાર ક્રિ૦ પ્ર૦ ફિકર કરવી=ફિકરમા રહેવું, ચિંતાતુર રહેવું; ફિકર રાખવી=કાળજી રાખવી, ખતથી ચાદ રાખવુ.

**ફિકરાઇ**, સ્રી૦ ચપ, નિસ્તેજતા, વિવર્ણતા;

લાલી ઉડી ગઇ હોય એવો દેખાવ તે. ( ૨ ) સ્વાદ રહિતપણું; મિઠાશનો અભાવ તે; નીરસતા.

**ફિટકાર**, પું૦ ધિક્કાર; ફટફટ થવું તે; તુચ્છકાર; ધુત્કાર, અનાદર; અવગણના.

**ફિટકારવું**, ક્રિ૦ સ૦ ધિક્કારવું; તુચ્છગણી કાઢવું; ધુત્કારવું; હલકા શબ્દોથી ધિક્કાર આપવો; તરછોડી—તરસ્કારી કાઢવું.

**ફિટણ**, વિ૦ ફીટી જાય-ઝટ ક્ષય પામે એવું; નાશવંત; વિનાશી; જોતજોતામા ઘના થઇ જાય એવું:—ફિટણકાળ—ફીટી જવાય એવો વખત; પ્રલયકાળ. ફિટણજીવ=નાશવંત; જોતજોતામાં નાશ પામી જાય એવો—જીવ-દેહ તે.

**ફિટફિટ**, અ૦ ફટફટ ધિકધિક; થુથું. તુચ્છ—કંઇ નહિ-ધિક્કારના જોગ છે, એમ કહેવું અને તિરસ્કારી કાઢવું તે.

**ફિટવવું**, ક્રિ૦ સ૦ પતાવી દેવું; ઓછું કરી નાંખવું, છુટી જાય એમ કરવું:—ધીરે ધીરે તેણે બધું કરજ ફિટવ્યું. ( ૨ ) ફેરવવું; લાંચ આપીને લલચાવવું; ખસેડી મૂકવું; ફોડી બનાવવું:—તેણે શત્રુનાં માણસોને ફિટવ્યાં. ( ૩ ) બગાડવું; નાશ પામે એમ કરવું; ફિટાડવું.

**ફિટાડવું**, જુઓ ફિટવવું.

**ફિતનો**, પું૦ ફિતુર. ( ૨ ) ફેલ; ઢોંગ.

**ફિતુર**, ન૦[ફા.]દગલબાજીથી ઉપરી-રાજ્યસત્તાની સામે ઉશ્કેરાવું તે; બંડ; દંગો; બળવો; હુલ્લડ. [ ૨ ] તોફાન; ઝગડો; બખેડો. [ ૩ ] ઢોંગ; ફેલ; ફિતનો તે.

**ફિતુરી**, વિ૦ ફિતુર કરનાર, બંડખોર; હુલ્લડી. ( ૨ ) ઢોંગી; ફેલખોર; બહાનાબાજ; તોફાની; ધિંગાણું મચાવે એવું.

**ફિદવી**, પું૦ [ ફા. ] ચાકર; નોકર; દાસ.

**ફિદા**, વિ૦ [ આ. ] આસક્તિમા ઘેલુ ઘેલું થઇ ગયેલું; કુરબાન; પ્રાણ આપવાને પણ તૈયાર થઇ જાય એવું; અનુરક્ત. ( ૨ ) ખુશખુશ; પ્રસન્ન.

**ફિનિક્ષ**, ન૦ એક જાતનું ગરૂડ જેવું મોટું પંખી. મિસરની દંતકથાઓ પ્રમાણે તે બળી જાતું ને ફરીને જીવતું થતું. તે ૫૦૦—૬૦૦ વર્ષ જીવતું.

**ફિયો**, પું૦ અરીઠા; તાપતલ્લી.

**ફિરકી**, સ્ત્રી૦ નાનો ગાળકો; પરતી. ( ૨ ) ફરકડી; ચકરી. ( ૩ ) ચારે તરફ અણીઓ પાડી હોય એવું ફૂલ.

**ફિરકો**, પું૦ એકજ રાજ્ય અને એકજ દેશના રહેવાસીઓ હોય તે; કોમ; લોક.

**ફિરસ્તો**, પું૦ દેવદૂત. [ ૨ ] ફુટડો માણસ.

**ફિરંગી**, પુ૦ ( સ્ત્રી૦ ) ફિરંગ-પોર્તુગાલનો રહેવાસી-યવન તે; ખિસ્તી ધર્મમાં વટલાયેલો માણસ-કોઇ પણ ગોરો-યુરોપિયન તે; ટોપીવાળો. ઉ૦ ફરતી ફિરંગીની ફોજરે, મલાવરાવ.

**ફિરાવન**, વિ૦ માથાનો ફરેલો; મિજાજી; હઠીલો.

**ફિલ્ટર**, સ્ત્રી૦ [અં.] પાણી અને બીજાં બધાં પ્રવાહીને ગાળવાની ગળણી, કોલસા; રેતી વગેરેમાંથી પ્રવાહીને પસાર કરી શુદ્ધ બનાવવાની ગળણી. છિદ્રવાળા પોચા પત્થરની ગળણી તે.

**ફિલસુફ**, પું૦ [ અ. ] તત્ત્વજ્ઞાની; તત્ત્વ શોધક; મન અને પદાર્થના ધર્મ શોધનારો તે.

**ફિલસુફી**, સ્ત્રી૦ તત્ત્વજ્ઞાન; પદાર્થના ધર્મ અને તત્ત્વનો વિવેક કરવાની વિદ્યા તે; વિજ્ઞાનશાસ્ત્ર.

**ફિસાદ**, સ્ત્રી૦ [ આ. ] તોફાન; મસ્તી. [ ૨ ] ઢોંગ; ધિંગાણું. [ ૩ ] ફિતુર; બંડ; દંગો, હુલ્લડ.

**ફિસાદી**, વિ૦ ફિસાદ કરનાર; તોફાની; હુલ્લડી.

**ફિસિયારી**, સ્ત્રી૦ પતરાજ; બડાઇ; મગરૂરી; ડફાસ; ફૂલ; ખોટી હોશિયારી દેખાડવી તે.

**ફિસિયારીખોર**, પું૦ [ નિ૦ ] બડાઇખોર;

દંભી; ઢોંગી.

**ફિસોટો,** પું૦ પાણી અને પ્રવાહી વસ્તુ ડહોળાવાથી કે ગરમ થવાથી તેની ઉપર આવતા ફીણનો જે લોંદો તે; ફીણનો લચકો. [૨] થાક શ્રમ અને ભય વગેરેને લીધે મનુષ્યને કે પ્રાણીને મોંઢે અને નાકે આવતું ફીણ તે; દમના પ્રકરણ'કારથી આવતું ફીણ:–ફિસોટા કાઢવા=હંફાવી દેવું; થકવી નાખવું; ઢીલું–નરમ–પરાસ્ત કરી નાખવું.

**ફિંદવું,** ક્રિ૦ સ૦ ચુંથવું; ચોળવું; આમ તેમ ઉશલાવવું, છુંદુંછુંદું કરી નાખવું; પીપળવું; તળે ઉપર–આઘું પાછું કરવું. (૨) કચરવું; છિન્નભિન્ન કરીનાંખવું, ફેંદવું.

**ફી,** સ્ત્રી૦ [ અં. Fee ] હકના પૈસા; દસ્તુરી; હકસાઈ. [ ૨ ] લવાજમ. [ ૩ ] મહેનતનો બદલો–મહેનતાણું તે

**ફીક,** સ્ત્રી૦ મોઢામાં રસ નહિ હોવો તે; નિઃસ્વાદતા; મોની અંદરની ફિક્કાશ.

**ફીકું,** વિ૦ [ સં. स्फीत. ] ઝાંખું; નિસ્તેજ; નૂર વગરનું. (૨) સ્વાદ રહિત, મીઠાશ વગરનું. (૩) રોગ અથવા શરમને લીધે મંદ થયેલું; ભભક રહિત. (૪) નિઃસત્વ; સાર વગરનું; જેમા ઉત્સાહ રહેલો હોય નહિ એવું.

**ફીટવું,** ક્રિ૦ અ૦ [ સં. स्फुटितम् ] અબાધ રહેવું, પૂરું થઇ જવું. પતવું:—એનું દેવું ફીટી ગયું. (૨) નાશ પામવું; ક્ષય થવું; અદૃશ્ય થવું. ઉ૦ ફીટી ગઇ ફોગ સૌ આશા, પડયા પોબાર ના પાસા. (૩) મટવું; ઉડીજવું. ઉખળવું. ઉ૦ ચડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહિ. પ્રા. ફિટ્ટ.

**ફીણ,** ન૦ [ સં. फेन ] પાણી કે બીજું પ્રવાહી ડહોળાવાથી કે ગરમ થવાથી તેની ઉપર આવતો જે પરપોટીઓ પરપોટીઓ જેવો ધોળો વિકાર તે; પાણી ઉપર આવતા ધોળી પરપોટીઓનો જે ગોટો ઉભરો પાણી—પ્રવાહીનો સાર–મેલ (૨) પાણીને વાયુથી બનેલો પરપોટીઓનો સમૂહ તે. ક્રિ૦ પ્ર૦ ફીણ આવવું=બહુ મહેનત પડવી. થાક લાગવો; હાંફી જવાવું. ફીણ કાઢી નાખવું=થકવી નાંખવું.

**ફીણવું,** ક્રિ૦ સ૦ મસળવું; જોરથી ઘસીને ચોળવું:–બી ગોળ ફીણવા. (૨) ખૂબ ઘુમરડીને એકતાર કરી નાંખવું; ડહોળવું; વલોવવું; ઘુમરડવું; ઘુંટવું:–વેસણ–ભાજી ફીણવું; રાઇ ફીણવી. [ ૩ ] નફો–લાભ મેળવવો; ફાયદો કાઢવો; આમ કરવું:–ખુશામત કરવાથી શું ફીણી જવાનો છે?

**ફીત,** સ્ત્રી૦ બાદલું અને કસબની દોરી એ બેની ગુંથેલી કાંગરાદાર પટી; કોર; પટો. [ ૨ ] નાડું; પાતી:–તોઇફીત.

**ફીસી,** સ્ત્રી૦ વિસિયારી; પતરાજી; બડાઇ.

**ફીસું,** વિ૦ તરત ફાટી જાય એવું; જીર્ણ. (૨) ઢીલું: નરમ; લપકું. (૩) ફીકું; ગમગીન. (૪) પોચું; કડક–અક્કડ રહે નહિ એવું; લબપગું.

**ફુઆરો,** જુઓ૦ ફુવારો.

**ફુઈ,** સ્ત્રી૦ બાપની બહેન; ફોઇ.

**ફુઓ,** જુઓ૦ ફુવો, ફોઇનો વર તે.

**ફુકકો,** પું૦ પાતળા–નાજુક ચર્મના–પડનો પાણી કે પવનથી ફુલેલો દડો; ફુગારો; પરપોટા જેવો સહેજમા ફુટી જાય એવો ફુગ્ગારો તે. (૨) મૂત્રાશય, મૂત્રપિંડમાંથી ઝરી ઝરીને જ્યા મૂતર એકઠું થાય છે તે કોથળી. (૩) હવા ભરીને બનાવેલો ચીકણા પ્રવાહીનો કે પાતળા પડનો પરપોટો.

**ફુગવવું,** ક્રિ૦ સ૦ ફુગાય–ફુગ ચઢે એમ કરવું; ફોગાય તેમ કરવું; પલળવાથી પોચું પડી વિકૃત થાય એમ કરવું તે. બહુવાર પાણીમા રહેવાથી ચામડી ફીકી–પડે એમ કરવું. (૨) પવનથી ફુલાવવું. ફુલે એમ કરવું; ગોટું કરવું:—ગેસ ફુગવવું.

ફુગારો, પુ૦ ફુલાવો; ફોલ્લો; પરપોટો.

ફુગાવવું, ક્રિ૦ સ૦ ફુગવવું; ઉંચું થાય-ફુલે એમ કરવું. ( ૨ ) ઉશ્કેરવું; ચડાવવું.

ફુગાવું, ક્રિ૦ અ૦ પાણીને લીધે ફીકું પડવું; કોગાઇ જવું. ( ૨ ) ફુગ ચડવી; પા-ળવાથી ભેજ લાગવાથી કોઇ વસ્તુ ઉપર રૂંવાં જેવો ભાગ- બાઝવો; ક્વા ફુટી નિકળવવા.

ફુટકળ, વિ૦ ફૂટયું ને ભાગ્યું તુટયું હોય એવું; પરચુરણિયું; જુદી જુદી જાતનું—છુ-ટક જેવું. ફીરકોલ. ( ૨ ) નકા-મું; માલ વગરનું. ( ૩ ) ફુટી ગયેલું અથવા ફૂટી જાય એવું; નહિ વિશ્વાસ રાખવા જેવું; છાબરૂ.

ફુટડિયું, જુઓ ફુટડું.

ફુટડી, વિ૦ રૂપાળી ( ૨ ) ગાદી:-ફુટડીદાળ.

ફુટડું, વિ૦ રૂપાળું; શોભિતું; ખુબસુરત; દેખા-વડું. ( ૨ ) સ્વચ્છ-ચોખ્ખું-સફાઇદાર હોય એવું ને મજેનું.

ફુટાફુટ, સ્ત્રી૦ એક પછી એક ઘણા જણે દ્રોહ કરવો-વચનમાંથી ખસી જવું તે; સંપ તૂટવો-કુસંપ થવો તે; ભેદ પડી જવો તે; શટકુટ. ( ૨ ) ઉપરા ઉપરી ફૂટવું તે.

ફુણગી, સ્ત્રી૦ ઝીણી ફોલ્લી. ( ૨ ) પ્રવાહી ઉપરની પરપોટી.

ફુત્કાર, પુ૦ ફુફવાડો કરવો તે; ફું એમ કરીને મોમાંથી પવન ઉડાડવો તે; ફુફાડો.

ફુત્કારવું, ક્રિ૦ સ૦ જોરદાર ફુંકથી ઉડાડી મૂકવું; ફુંકી-ફુંકને ફુફવાડે ઉડાડી દેવું. ( ૨ ) ફુફવાડો મારવો.

ફુદડી, સ્ત્રી૦ આડીએ એક બીજાનાં કાંડાં પક-ડી ગોળ ચમકારે ફરવું તે; ગોળ ચક્કરમાં ફરવાની છોકરીઓની એક રમત. (૨) ફન અથવા તારા જેવું એક ચિહ્ન તે. * ( ૩ ) ફૂલની પાંદડીઓ જેવા ઘાટની ગોળ ચકતી. ક્રિ૦ પ્ર૦ ફુદડી ફરવી= ગોળ ચક્કરમાં ફરવું તે. ( ૨ ) પ્રદ-ક્ષિણા કરવી; આસપાસ આમ તેમ ફ-રવું-ભમવું તે.

ફુદડો, પું૦ એક જાતનો ઉડનો વડો, ગંદું જીવડું. ( ૨ ) એક જાતનું ઘાસ.

ફુદનો, પું૦ ફુદીનો,

ફુદીનો, પુ૦ લંબગોળ કરચલીવાળા પાનાનો ઘણ સુગંધીદાર એક છોડવો; ફુદનો. ફુદીનાના બી મળતા નથી તેથી માટીના કુંડા ઉપર ગોળવાળી દોરી બાંધે છે અને તેની ઉપર માખો બેસીને હગાર કરે છે. આ હગાર-માખીના છેરવાળી દોરીમાંથી ફુદીનો ઉગી નીકળે છે. ચીનાઓ ફુદી-નાનાં પાનમાંથી તેલ કાઢે છે. એ તેલ ગરમ ને પેટના વાયુ ઉપર અકસીર અ-સર કરે છે. ઠંડીમાં તેલ ઠરીને તેની સળી-ઓ પતરીઓ થાય છે. તે ઉગ્રવાસ આપે છે. આ ઠરેલા તેલને એક જાતનું કપુર પણ કહેવામા આવે છે. માથાના દુખા-વા ઉપર સુંઘવાનું ' મેંથોલ ' ફુદીનાના અર્કનું બનાવવામાં આવે છે.

ફુદું નં૦ ડાંગર વગેરેમાં પડતો નાનો લાંબો ને ઉડતો જીવ. ( ૨ ) પતંગિયું; પાંખો-વાળું નાનું રંગ બેરંગી જીવડું; શલભ; નાના ફૂલ જેવું જીવડું તે.

ફુફવાડો, પુ૦ મો ઉંચું કરી જોરદાર ફુંક સાથે બોલવું સી, ફુત્કાર કરવો તે.

ફુફવાડો, પુ૦ ફુફવાડો; ફુત્કાર કરવો, ફુફવા-ડો મારવો તે; સામો માણસ ડરી જાય તેમ જોરથી બોલવું તે. કહે૦ કરડાય નહિ તો બેર ફુફવાડો તો મારવો=રોફ-દંભ-દમામ તો બતાવવો.

ફુમતી, સ્ત્રી૦ નાનું ફુમતું; અંબોડે લટકતું રાખવાનું ઘુઘરિયાળું નાનું ઝુમખું તે. ( ૨ ) માંજર, મંજરી; નાની કલગી.

ફુમતું, ન૦ રેશમ અથવા કસબનો લટકતો રહે એવો ગુચ્છો; હવામાં ઉડતું રહે એવું તાર અને કમખ વગેરેનું ઝુમખું, નાનું છોગું. (૨) ઘુઘરિયાળો નાનો ગુચ્છ,

–લચકો. (૪) માજર; મંજરી, કલગી.

**ફુરજો**, પુ૦ બંદર ઉપરનો તે ભાગ–મથક કે જ્યાં આગળ થઈને જતા આવતા વહાણો પાસેથી જકાત લેવાતી હોય. (૨) વહાણો ઠેરવવાનું મથક.

**ફુરસદ**, સ્ત્રી૦ (આ.) નવરાસ; અવકાશ; પરવાર; કામ કરી રહ્યા પછીનો વખત. નવરાઈ, કામકાજ ન હોય એવો નિરાંતનો વખત તે.

**ફુરવું**, ક્રિ૦ અ૦ (સ. સ્ફુર્) સ્ફુરવું; ધબકવું; ફુદકે હાલવું. (૨) સૂઝી આવવું; યાદ આવવું, એકદમ મગજમા (વિચાર) આવવું.

**ફુર્તી**, સ્ત્રી૦ (સ. સ્ફુર્તિ) જાગર્તિ, જાગરૂકતા; તેજી, હોશિયારી; ચપળાઈ ચંચળાઈ. (૨) ઉત્સાહ; મનમા તેજદાર હોશ–જોશ ચઢી આવવો તે.

**ફુલકણી**, સ્ત્રી૦ સળગાવતા–ફૂટતા જેમાથી રંગબેરંગી ફૂલડા ઉડે એવી આતસબાજી, ફૂલના કણા ઉડે એવી બંદુકના દારૂની બનાવટ.

**ફુલકર**, જુઓ ફુલકણી.

**ફુલકરણી**, જુઓ ફુલકણી.

**ફુલડું**, ન૦ ફૂલેલુ હોય એવું જે તે; ફૂલેલું તે; નાની ને ફૂલેલી રોટલી, પુરી. (૨) ફુલેકુ. (૩) વિ૦ ફુલાઈ જાય એવું; વખાણતા વાએ ચડે એવુ

**ફુલખરણી**, જુઓ ફુલકણી.

**ફુલડું**, ન૦ ફૂલ; પુષ્પ ઉ૦ આવો ફુલડા મજેનારે.(૨) ફૂલની પાંદડીઓ જેના ચારે તરફ ફાંટા–ફળા હોય એવી બનાવટ; ફુદડી ચોકડી જેવી બનાવટ, ફૂલેલી વિકસિત આકૃતિ તે. (૩) ફૂટેલો કણ; ધાણીનો ફૂટેલો દાણો તે.

**ફુલણજી**, વિ૦ વખાણવાથી વાએ ચડે એવુ; વખાણ–માન આપવાથી ખીલે એવું; માનને માટે વાહવાહ કહેવાતા ઘેલુ ઘેલુ થઈ જાય એવું; ચડાક. ઉ૦ ફુલણજી તમે કોના ફુલાવ્યા ફૂલ્યા મારા ફુલણજી.

**ફુલતોડો**, પું૦ બક્ષીસ–શાબાશીનું સાંકળું; તોડો. કેટલાક લોક આગળ એક પગે તે પહેરતા. (૨) ફૂલભાતનુ પગનું ઘરેણું.

**ફુલદારૂ**, પુ૦ સ્પ્રિટ દારૂ, ઉંચો દારૂ. (૨) આલકોહોલ; દારૂનો અર્ક.

**ફુલફટાકિયું**, વિ૦ લાડ–વખાણમાં ફુલાઈને ફરતારૂં; વર્ણાગિયુ; છેલ, ફક્કડ થઈને ફરનારૂં. (૨) તકલેદી, નાજુક. (૩) લાડકુ, હાથમા ને હાથમા લડાવી રાખેલું હોય એવુ–સ્વરૂપને નહિ સમજનારૂં.

**ફુલમરડો**, પું૦ સોપારીની એક જાત.

**ફુલબાગ**, પું૦ ફૂલઝાડ માટેજ બનાવેલો બાગ તે, એટલે ફૂલનો બાગ

**ફુલવડી**, સ્ત્રી૦ તીખો મસાલો અને શાક–ભાજી મેળવીને તળેલા ચણાના લોટના ગરગોલા.

**ફુલવવું** ક્રિ૦ સ૦ ફૂલે તેમ કરવું; તપાવીને અથવા પવન ભરીને વિસ્તૃત કરવું.:–હિંગ ફુલવીને ખા.

**ફુલસાંકળાં**, ન૦ ફૂલની જાતના પગે પહેરવા ના સાંકળા તે. (સ્ત્રીઓને)

**ફુલાવવું**, ક્રિ૦ સ૦ ઉંચું કરવુ, ઉપસાવવું. (૨) પવન ભરવો (૩) તારીફ કરીને ચઢાવવું; મોટાભા કરવું; ઉશ્કેરવુ. ઉત્તેજવું. (૪) ખીલે તેમ કરવું.

**ફુલાવું**, ક્રિ૦ અ૦ વખાણથી મોટાઈ માનવી, ચડવું; ખીલવું, તાને ચડવું.

**ફુલાશ**, સ્ત્રી૦ ફુલ્ય, ગોટાર; પતંગનું ચડાઉ ફેરવો તે.

**ફુલિયું**, ન૦ એક વનસ્પતિ (૨) નાનું પ્યાલું

**ફુલું**, ન૦ ફૂલના જેવું મોળું ચાંદું, આંખમાંનું નાનુ પડલ.

**ફુલેકું**, ન૦ લગનને આગલે દિવસે વરકન્યાને ઘોડે બેસાડી વાજતે ગાજતે સગાસ્નેહીઓમા ફેરવવામાં આવે છે તે, નાનો વરઘોડો, વરકન્યા કે બાળવાનું સરઘસ ક્રિ૦ પ્ર૦ ફુલેકું ચડવું=ફજેતો થવો; ભવાડો થવો.

**ફુલેલ**, ન૦ ફૂલની વાસ આપેલું તેલ; સુગંધી તેલ; ધુપેલ. ઉ૦ વનમાં નહિ મળે તેલ ફુલેલ. ક. દ. ડા.

**ફુલેવર**, વિ૦ જેમાં ફૂલ જેવી ભાત હોય તેવું; ફૂલેવાર; ચિત્રિત-રંગબેરંગી ચિત્રવાળું. (ફપહું.)

**ફુલેવાર**, જુ૦ ફુલેવર.

**ફુલ્ય**, સ્ત્રી૦ ફુલ; બડાઇ; બેટાઇ નાખવી તે; ફુવારો.

**ફુલ્લસ**, પું૦ નાણું; રૂપિયા.

**ફુવડ**, વિ૦ મેલું; ગંદુ. (૨) આળસુ; એદી; નિર્માલ્ય. કામકાજમાં અચંચળ; ચાલાકી લેણ રહિત; ઘરબાર ગંદાં ગોબરાં રાખે અને પોતે પણ આળસમાં મલિન રહ્યા કરે એવી આદતનું. ઉ૦ જુઓ ફૂજેતી ફુવડ નારની. ફુઆડ.

**ફુવારો**, પું૦ એવી બનાવટનો પાણી કુંડ કે જેમાં પાણી ઉંચું ચઢીને ધારા રૂપે ઉડે; પાણી ઉંચે ઉડીને પડે એવી કરામતવાળો કુંડ. ફુઆરો.

**ફુવો**, પું૦ ફોઇનો વર તે; બાપની બહેનનો પતિ તે; ફુઓ.

**ફુસકાસ**, વિ૦ માલવગરનું, નકામું, આમતેમથી એકઠું કરેલું; ફાસફુસ.

**ફુસફુસિયું**, વિ૦ નબળું; હલકું; સહેજમાં ઉડી જાય એવું; દમ વગરનું.

**ફુસલાવવું**, ક્રિ૦ સ૦ ફોસલાવવું.

**ફુસિયું**, વિ૦ હલકું તુચ્છ; નિર્માલ્ય; નિરર્થક.

**ફૂં**, અ૦ ફુંકાર; મોમાથી જોરભેર વા ફુંકવો તે; ઓઠ લાંબા કરી વા ફુંકતાં થતો એવો અવાજ. (૨) મોટો અને ઉંડો શ્વાસ લેતાં મૂકતાં થતો અવાજ. (૩) સુંઘવું ને ફુંકવું એમ. :–ભુંડ ફુંફું કરતું આમ તેમ ફરતું હતું. ફુફવાડા મારતું એમ.:–સાપ ફૂંફું કરતો બહાર નિકળી આવ્યો.

**ફૂંક**, સ્ત્રી૦ મોથી પવન નાખવો-ફુંકવો તે. (૨) ફુંકામાં સમજાવી દેવું-ચેતવવું-સૂચવવું તે. :–તેં એના કાનમાં ફુંક મારી હશે, નહિ તો એ બોલે એવો નથી (૩) ફુફવાડો; ફુત્કાર. :–છોકરો તો એના બાપની ફુંકે ફાટી જાય છે. (૪) શ્વાસ; પ્રાણ:–ઉંચેથી પડ્યો તેની ફુંક નિકળી ગઇ. ક્રિ૦ પ્ર૦ ફુંક મારવી=ચેતવવું; સૂચના કરવી; છાની સલાહ આપવી; પ્રેરણા કરવી. ફુંકે ફાટવું=બીવું; થરથરી જવું; ડરવું; ફુંક નિકળી જવી=શ્વાસ-પ્રાણ નિકળી જવો; મરીજવું.

**ફુંકણી**, સ્ત્રી૦ ધાતુ કે વાંસની ફુંક મારવાની ભુંગળી:–સોનીની ફુંકણી. (૨) ફુંકવું તે; ફુંકવાની રીત. :–એની ફુંકણી એવી જબ્બર છે કે તરત દેવતા સળગે.

**ફુંકવું**, ક્રિ૦ સ૦ ઉંડો શ્વાસ લઇને પછી ઓઠ લાંબા કરી જોરથી મોઢા વાટે વાને બહાર કાઢવો, મોએ પવન દેવો-ફુંકારવો દે; ફુંક મારવી. (૨) દુઃખવાળા ભાગ પર ફુંક મારી સંવાહન કરવું:–એને વગ્યું છે જરા ફુંકો તો ખરી. (૩) વગાડવું; અવાજ-સૂર નીકળે એમ કરવું; બજાવવું.–બાવાજીએ શંખ ફુંક્યો. (૪) જાહેર કરવું; જણાવવું; કાઢવું:–ઢેંઢેરો ફુંકવું. (૫) સળગાવવું; ભભેરવું; ઉશ્કેરવું. (૬) બાળી નાખવું:–ઘાસની ગંજીઓ ફુંકી દીધી. (૭) ઉડાવી દેવું:–બધો પૈસો ફુંકી ખાધો. (૮) પંપાળવું; થાબડી રાખવું; લડાવવું.:–મનુ મોટો થયો-હવે એને ક્યા સુધી ફુંક્યાં રાખશો. સળગાવવું; જ્વાળાએ બળે એમ કરવું. (૧૦) હોલવવું; પવનનો ઝપાટો મારી જ્યોત કાઢી નાખવી.–દીવો ફુંક્યો૦ રૂ૦ પ્ર૦ ચુલો ફુંકવો=દેવતા સળગાવવો; રાંધવું.:–એને તો બિચારાને આખો જન્મારો ચુલો ફુંકવાનું થયું-(બૈરું મરી ગયું ને રાંધવાનું માથે પડ્યું).

**ફુંકારવું**, ક્રિ૦ સ૦ ફુંક મારવી; મંત્ર ભણીને ફુંકવું તે (૨) ફુફવાડો મારવો. (૩)

મોંમા પાણી લઇ ઓઠ દાબી જોરથી છાંટ ઉડાડવી.:-પાળીઆ ફુંકારવો. ( ૪ ) ચઢાવવું.

ફુંકારો, પું૦ ફુંક; ફુંફવાડો.

ફુંકીખાવું, ઉડાડી દેવું, વાપરી નાખવું. ( ૨ ) સમજાવી-પટાવીને ખાઇજવું; ધીરે ધીરે સામા માણસને ચઢાવી-પટાવી ખીલા-વીને ખાઇજવું તે. ( ઉંદરની માફક )

ફુંગરાવવું, ક્રિ૦ સ૦ ચઢાવવું; ઉશ્કેરવું; ઉત્તેજન આપવું; બહેકાવી દેવું.

ફૂ, અ૦ મોંથી પવન ફુંકતા થતો એવો અવાજ. ( ૨ ) ફુંક. (૩) સાવ પાયમાલ-એમ; ધૂળ; આખરે કંઇ નહિ એમ :-આખર ફુતી ફૂ

ફુગ, સ્ત્રી૦ સેંદ્રિય દ્રવ્યો ઉપર ભિનાશને લીધે ફૂટી નિકળતો વિકાર તે; અન્ન તેની બનાવટો અને બીજા પદાર્થો ઉપર રૂવા જેવો જે વિકાર બહાર નિકળી આવે છે તે:-પૂરી કે રોટલા ઉપર ફુગ આવી, લાકડાં વગેરે ઉપર બિલાડીના ટોપ ને નામે જે વિલીંઘ થાય છે તે પણ આ જાતની મોટી ફુગ જ છે. ફુગને સૂક્ષ્મ દર્શક યંત્રથી જોતા છોડવા ને ઝાડ જેવો દેખાવ લાગે છે.

ફૂગવું, ક્રિ૦ અ૦ ફુલવું, મોટું થવું; ઉપસવું; અંદરના ભરાવાથી વિસ્તૃત થવું. ( ૨ ) સૂજવું; સોજો ચઢવો; ચઢવું. ( ૩ ) ફુગ વળવી-આવવી. ( ૪ ) મહેકવું; આનંદથી ઉશ્કેરાવું; ચઢવું; ખીલવું; ઉન્મત્ત થઇજવું; ગર્વ કરવો.

ફુટ, પુ૦ [ અં. ] બાર ઇંચ-આગળનું લંબાઇ માપવાનું માપ; અરધો ગજ તે. ( ૨ ) ફુટય-સ્ત્રી૦ સંપભંગ; એકતામાં પડેલો ભેદ તે; ભેદ; ભંગાણ. એકસંપી-એક વિચારમાં જે વિચ્છેદ પડવો તે. :-શત્રુમાં ફુટય પડી એટલે આપણું લશ્કર ફાવ્યું. ( ૩ ) ભંગાણ. ( ૪ ) ફુટવું તે; વારંવાર ફુટવું તે. :-એ પનિહારીને હાથે ઘડાની બહુ ફુટ આવે છે: ( ૫ ) પાકીને ફાટીજવું; ચુનો થઇજવું.:-નદી કરતા ખાંણના મરડિયાની ફુટ સારી છે. ( ૬ ) ખંડિત થયેલું હોય તે.:-ચુનો દેતાં ફાટફુટ સુધારી-સરખી કરી લેજો.

ફૂટવું ક્રિ૦ અ૦ ( म. स्फुट ) દાકણ ફોડીને બહાર નિકળવું, ઉગવું, જોરથી બહાર ધસવું, અંકુર રૂપે બહાર નિકળવું—વધવું. ( ૨ ) પલ્લવિત થવું, પુનરૂજ્જીવન પામવું, મહોરાવું; ફળ આપવાને ખીલવું; નિધલવું. ઝાડટ. વિકસવું; પ્રફુલ્લ થવું. ( ૩ ) બરડ વસ્તુના આકારનું ભાગી જવું, નંદાવું, કકડા થઇ જવા. ઘડો ફુટ્યો. ( ૪ ) જોરથી ફાટવું; જોસભેર અવાજ સાથે ફાટીજવું; અવાજ સાથે જોરથી હવામા ભભુકી નિકળવું; અવાજ થવો:-ટાકાનું ફુટવું. તોપનું ફુટવું, ( ૫ ) આરપાર નિકળવું; બીજી બાજુએ દેખાવું; પરગવું-આ શાહી ફુટે છે. ( ૬ ) એકદમ જોરથી પ્રસરવું-ફેલાવું; પ્રસરી-વ્યાપી જવું; જોરથી ફેલાઇ જવું:-શહેરમાં કોઇ જાતનો મરજ ફુટી નિકળ્યો છે. ( ૭ ) જાહેરમા આવવું; જણાવું. ( ૮ ) રહસ્ય ભેદ થવો; નહિ છુપાવું; ઉઘાડું પડીજવું:-વાત ફુટી. ( ૯ ) જુદા પડવું, કુસંપ થવો, વિભેદ પડવો:-ઘરફુટવું ઘરફુટ્યું તેનું કર્મ ફુટ્યું. (૧૦) રદ જવું; બંધ પડવું. ( ૧૧ ) માઠું થવું. ( ૧૨ ) ફરીજવું.

ફુલ, ન૦ [ सं. फुल्ल ] પુષ્પ; સુમન; કુસુમ વનસ્પતિનો તે અવયવ કે જેમાથી બીજ ઉત્પન્ન થાય છે, ઝાડ, છોડ અને વેલીઓ વગેરેનો આકર્ષક સુગંધી અને પાંદડીઓ વાળો શાખાને છેડે નિકળેલો સુંદર અંકુરાવયવ, ફલોત્પાદક અવયવ; ઉઘડેલી કળી. ( ૨ ) ફુલના જેવો સુંદર ઘાટ તે, ( ૩ ) આતસબાજીમાથી નિકળતો ફુલ જેવો જે મોગરો તે; ચળકતો સુંદર

તણખો. (૪) આંખમાં છારીનું જે નાનું ટપકું આવે છે તે. (૫) સોપારીનો કાતરેલો ભુકો. (૬) જેમાં ગર્ભ બંધાય છે તે સ્ત્રી અવયવ; કમળ. (૭) પગની આંગળીએ પહેરવાનો રૂપાનો એક ઘાટ, છવિંટિયું. [૮] નાકનો કાંટો; ચુંક. [૯] રવૈનો પાખિયાંવાળો છેડો તે. [૧૦] પુરૂષની ઇંદ્રીનો આગલો ભાગ, માથું તે. (૧૧) સ્ત્રીને અટકાવ આવવો તે; રજ. [૧૨] ઔષધિ વગેરેને આચ આપવાથી ફુલીને જે પોચા પાસા-પડેલ પડે છે તે. :—અજમાના ફુલ. (વનસ્પતિનો રંગિતને સુગંધિદાર તે અવયવ કે જેમાંથી ફળોત્પત્તિ થાય છે.) [૧૩] સરસ વસ્તુ કલગી; મંજરી; ભૂષણ. (૧૪) વિ૦ સરસ; ઉત્તમ.:—ફુલ દારૂ.

ફૂલવું, ક્રિ૦ અ૦ પવન, વરાળ અને પાણી વગેરેના ભરાવાથી ઉચું થવું; ઉપસવું; (૨) વનસ્પતિનું પલ્લવિત થવું; ઝાડ વેલ વગેરે, નવા પાન શાખા વગેરે આવવાથી ખીલીરહેવાં તે. (૩) વનસ્પતિઓની કળીઓનું ઉઘડવું; ખીલવું; પ્રફુલ્લથવું; ફૂલ આવવાં. (૪) પહોળા વિસ્તૃતથવું; તાજા-દોંગા. પુષ્ટથવું; ભરાવું; ફાટવું; બહારમાં આવવું. (૫) વખાણથી રાજી થવું, હરખાવું. (૬) તાને ચડવું; બહેકવું; મોટાઇનો દેખાડો કરવા મંડવું; છાપરે ચડવું. (૭) બેડસાઇમારવી.

ફુસ, અ૦ તુચ્છ કંઇ નહિ એમ; રદ; તુચ્છ; નમાલું એમ. (૨) હાર; પરાજય; ફુ થઇજવું તે. ફોલા જેવું તુચ્છ એમ.

ફેજ, પુ૦ હાલત; સ્થિતિ; અવસ્થા. (૨) વલે; કર્યા કર્મને લીધે થયેલી એવી ખરાબી તે. બેહાલી; પાપની શિક્ષા તે. (પરિપાક) એનો કેવો ફેજ થાય છે તે જોજો.

ફેડવું, ક્રિ૦ સ૦ ટાળવું; ભુંસી નાખવું; બતાવવું.

ફેણ, સ્ત્રી૦ સાપે પહોળું કરેલું ગળું; સાપનું ફૂલેલું ગળું તેમાં તે. (૨) મગરનું ઉંચી કરીને જાણવા, જોવા કે સામે થવાને તત્પર થવું તે.:—કંઇ વાત કહેતા વાત તે તો સામી ફેણ માંડે છે. (૩) તાળાના કોઢિયા ઉપર રાખેલી એવી ચીપ; કોઢિયાની છભ. (૪) ફીણ; પ્રવાહીનો પરપોટિયોમેલતે:—સમુદરફેણ.

ફેન, જુ૦ ફેણ.

ફેફર, સ્ત્રી૦ મોં-ચહેરો, પગ અને બીજા ભાગઉપર આવેલી જે ફિકાશ તે, ચોથર. લોહી ઓછું થવાથી મો વગેરે અવયવો ઉપર આવતી પાંડુતા તે; આછો સોજો; અથવા સોજાનો જે વિકારી ભાસ તે. ક્રિ૦ પ્ર૦ ફેફર આવવી. મોંના ચામડીમાં પાણી ભરાયા જેવું લાગવું તે; પાંડુના આવવી. ખટાશ વગેરે ખાધાથી મંદવાડમાંથી ઉઠેલા માણસના લોહીમાં સહેજ વિકાર થઇ આવે છે તે. લોહીની ફિકાશ જણાવી તે.

ફેફરી, સ્ત્રી૦ ખરફર નિકળતા શ્વાસ સાથે બોલાવું તે; (૨) ફફર બોલવું તે.

ફેફરું, ન૦ વાયુનો એક રોગ; મોઢે ફીણ આવી ચક્કરખાઇ માણસ બેભાન થઇ જાય એવો એક રોગ; વાઇ, હિસ્ટિરિયા; એકદમ તાણ થઇ આવી મોઢે ફીણ આવે ને ભાન જતું રહે એવો ભ્રમીનો રોગ તે. (૨) દમ; ફરફર બોલવાનું ચાપ'ય તે; ફુફવાડા મારવા અને બોલવું તે.

ફેફસું, ન૦ છાતીમાનો શ્વાસ લેવા મૂકવાનો અવયવ. છાતીમા બે બાજુએ અબ્બે પડનો આ અવયવ હોઇ શ્વાસ લેતા તે ફુલે છે અને શ્વાસ મૂકતા સંકોચાય છે.

ફેબ્રુઆરી, પું૦ (અં.) અંગ્રેજી વર્ષનો બીજો મહીનો. ચોકડીના વર્ષમાં તે ૨૯ દિનનો અને બાકીનાં ત્રણ વર્ષમા ૨૮ દિવસનો ગણાય છે.

ફેર, પુ૦ અંતર; તફાવત, જુદાપણું. (૨) ચક્કર; તમ્મર. (૩) ઘેરાવો; ઘેર. (૪) હાલત બદલાવી તે. (૫) ફાળામા ફરીને બેસતી આવતી પેગાળી બાથી;

પેચ; આટાવાળી કરામત. ક્રિ૦ પ્ર૦ ફેર પડવો: આરામ થવો; તફાવત પડવો; સારૂંથવું; બદલાવું.

**ફેરણી,** સ્ત્રી૦ ફરવું તે; રખડપટ્ટી; આંટાદેવા-મારવા તે. (૨) વેચવાને ફરવું તે; છુટક માલ વેચવાને ફરવું તે.

**ફેરફેરક,** અવળું સવળું; આડુંઅવળું.

**ફેરફાર,** પું૦ અંતર; તફાવત. (૨) રદબદલી; કંઇ કાઢી કંઇ ઉમેરવું તે.

**ફેરબદલ,** વિ૦ બદલેલું હોય તેવું; અદલબદલ; કોઇને ઠેકાણે કોઇ હોય તેવું.

**ફેરબદલી,** સ્ત્રી૦ ફેરફારી; એક ઠેકાણેથી બદલાઇ બીજે ઠેકાણે જવું તે; સ્થાનાંતર.

**ફેરવણું,** ક્રિ૦ સ૦ બદલવું; કામ ફેરવવું.(૨) ચલાવવું; અહિંતહિં લઇ જવું.(૩)ગોળાકારે ચલાવવું. (૪) ફેરફાર કરવો.(૫) દુરસ્ત કરવું, (૬) રદ કરવું; નામંજુર કરવું. (૭) જુનાને ઠેકાણે નવું કરવું (૮) ધીમે રહીને ઘસવું; પંપાળવું. (૯) કં ફાળી લેવું. (૧૦) આંબળવું. રૂ૦ પ્ર૦ આંખ ફેરવવી; ગુસ્સો કરવો; ડોળા કાઢવા.

**ફેરાવો,** પું૦ લાંબે સુધી ફરવું-જવું પડે તે; ચક્કર. (૨) ઘેર; વિસ્તાર; લંબાણપટ.

**ફેરિયો,** પું૦ રસ્તે—શેરીએ શેરીએ ફરીને માલ વેચનારો; માલની ફેરણી કરનારો.

**ફેરિસ્ત,** સ્ત્રી૦ (ફા.) યાદી; ટીપ.

**ફેરી,** સ્ત્રી૦ ફરવું તે; ફેરણી, આંટો; ચક્કર; માલ વેચવાને ફરવું તે.(૨) વખત; વાર.

**ફેરેજવું,** ક્રિ૦ અ૦ ઝાડે જવું; દિશાએ જવું; હગવું.

**ફેરો,** પું૦ જવું આવવું તે. [ ૨ ] લાંબે જવું તે, ચકરાવો લેવો તે. ( ૩ ) આંટો; જવું—ફરવું તે. [ ૪ ] ઝાડો, હગામણ અતિસાર. ક્રિ૦ પ્ર૦ ફેરો થવો=અતિસાર થવો; વારંવાર ફેરે જવું પડે એવો એક રોગ તે; ઝાડાનો રોગ થવો.

**ફેલ,** પું૦ [ આ. ] પાખંડ; ઢોંગ, જુઠું આચરણ તે; ખોટો દેખાવ. [ ૨ ] બહાનું, મિષ. ( ૩ ) ગુનો; અપરાધ.

**ફેલખોર,** વિ૦ પાખંડી, ઢોંગી.

**ફેલજામીન,** પું૦ ફરીને જુઠું—નઠારું આચરણ ન કરે અને સારી ચાલ રાખે તે માટે લેવામા આવતો જામીન તે.

**ફેલવું,** ક્રિ૦ અ૦ ફેલાવું; પસરીજવું; વ્યાપવું. ( ૨ ) વધવું; ફાલવું.

**ફેલાવ,** પું૦ વિસ્તાર, પ્રસરણ, પ્રસાર. (૨) વધારો, ફેલાવો.

**ફેલાવવું,** ક્રિ૦ સ૦ પ્રસરે એમ કરવું; ઠેકઠેકાણે જાહેર થાય એમ કરવું; પ્રસિદ્ધ કરવું. ( ૨ ) વધારવું વિસ્તારવું; લંબાવવું. ( ૩ ) ઉડાવવું.

**ફેલાવું,** ક્રિ૦ અ૦ ફેલવું; પ્રસરવું. ( ૨ ) વધવું.

**ફેલાવો,** પું૦ ફેલાવ; પ્રસાર. [ ૨ ] વધારો; વિસ્તાર, વૃદ્ધિ.

**ફેલું,** ન૦ ફાસ; ફાચર; આડખીલી. [ ૨ ] લપ; ગુંચવણ, મુશ્કેલાઇ; મુસીબત [ ૩ ] ભિંડાના છોડાની લટ, પાન ગૂંથવા જેટલું છોડું. [ ૪ ] ગુંછળું.

**ફેંસલ,** વિ૦ અંત આવ્યો હોય તેવું, છેવટનું.

**ફેંસવું,** ક્રિ૦ સ૦ તોડવું; ઉતારી પાડવું.

**ફેં,** અ૦ દસ; થાકી ગયું હોય એમ; નિ:શ્વસ.

**ફેંકવું,** ક્રિ૦ સ૦ છેટેથી નાખવું; ઉછેરવું; ઉછાળીને નાખવું. [ ૨ ] દોડાવી મૂકવું; પુરપાટ છોડી મૂકવું. :—તેણે શત્રુ પાછળ ઘોડો ફેંક્યો. [ ૩ ] ગબડાવું નાખવું. ગુજરવું; નાંખવું.—પાસા ફેંકવા. ફેંકી દેવું તુચ્છ ગણી તિરસ્કારથી નાખીદેવું; કાઢી નાંખવું, નિરર્થક ખરચવું.

**ફેંટ,** સ્ત્રી૦ અંગરખા કે ઉપરણા વગેરેનો જે ઝુલતો છેડો તે ચાળ; પાલવ. ( ૨ ) ઉપરણાની પાલવની ઝોળ. [ ૩ ] પીઠ પર ઝુલતી રહે એવી ઝોળી, ફાંટ. ક્રિ૦ પ્ર૦ ફેંટ પકડવી=નાસી જાય નહિ એમ પકડવું; છેડો ઝાલીને ઉભું રાખવું.

**ફેંટો,** પું૦ માથે બાંધવાનો કસબી પટો તે; ગોળ, કસબી રૂમાલ. માથે બાંધવાનું

કપડું. [ ૨ ] માથે બાંધેલા કપડાનો અમુક આકારદાર ઘાટ તે [ ૩ ] તાડ વગેરેનાં પાદડાંના વચલા રેસા તે; મોટી અને જાડી પાનની નસ (૪) કપટ. દગાબાજી.

**ફેંદવું**, ક્રિ૦ સ૦ કપડા અને કાગળ વગેરે આમ તેમ ઉથલાવી નાંખવાં, ફુરડું—ચુંથું કરી નાખીને શોધવું—જોવું:—કાયદાના બધા ચોપડા ફેંદ્યા પણ કંઇ વળ્યું નહિ. ( ૩ ) છૂટું કરી નાંખવું, વેરવીખેરી નાંખવું; આમ તેમ આઘુંપાછું કરી નાંખવું ( ૪ , ભાંગી ભાગી નાંખવું; વલોવી નાંખવુ; અમુક ઘાટમાં—રચનામાં હોય તેને બગાડી નાંખવું; ચુંથી નાંખવું; ખરાબ કરવું; વિંખોટી નાખવું; કચરી નાંખવું

**ફેંફાટ**, અ૦ ચારેગમ; જેમ આવ્યું તેમ, ગમે તેમ. ( ૨ ) પુરપાટ. ફેંફાટ ઘોડો ફેંક્યો. ( ૩ ) છુટે મોંએ. નિર્લજ્જરીતે બેમર્યાદપણે; બેફાટ:—ફેંફાટ શું બોલે છે ?

**ફેંફેં**, અ૦ ઢીલુંવેંશ; થાકના ફફડાટ મારતું હોય તેમ; થાકીને લોથ થઇ ગયેલું હોય એમ; બોલતાં પણ શ્વાસને લીધે હાંફતું હોય એમ ક્રિ૦ ફેં ફેં કરી નાંખવું=હરાવી—થકવી નાંખવું; ઢીલુવેંશ કરી નાંખવું; બોલતા મોએ ફાંફા પડે એમ કરવું તે.

**ફેંસલો**, પું૦ નિકાલ; નિવેડો, તોડ; ચુકાદો; છેલ્લો ઠરાવ. ( ૨ ) હુકમનામું. ( ૩ ) ખુલાસો; છુટકો.

**ફૈ**, સ્રી૦ ફોઇ; બાપની બ્હેન. ઉ૦ આગળ આવે છે મારાં ફૈબાના માંડો, ત્યાં ને પેમાભ પોયરાનો, હાઉઉઉ.

**ફૈડકો**, પું૦ ઉતાવળે જવુંઆવવું તે. ફેરો, આંટો; ધુનાધુમ; ધુમાટો. [ ૨ ] નડસડાટ ચાલ્યા જતા પાલવનો જે વિંઝોટો થાય તે; પાંખની પહોળાઇનો સપાટો તે. કહે૦ ચકલી નાની ને ફૈડકો મોટો=કદ નાનું ને ઉગફેરાનો લગનાટ મોટો એમ.

**ફોઆ**, સ્રી૦ દરદનું શમવું તે; આરામ; સુવાણ.

**ફોઈ**, સ્રી૦ બાપની બ્હેન.

**ફોઇઆરૂં**, વિ૦ ફોઇ તરફનું. ( ૨ ) ના૦ ફોઇ તરફની ભેટ. ફોઇજી=વરની ફોઇ તે.

**ફોક**, વિ૦ મિથ્યા; વ્યર્થ; રદ; ખાલી; નિરર્થક; ફોગટ.

**ફોગટ**, વિ૦ ચામરતું; નકામું, વ્યર્થ જાય એવું. ( ૨ ) મફત; પૈસા આપવા પડે નહિ એવું.

**ફોગટિયું**, વિ૦ પૈસા આપ્યા વગર ઉપભોગમાં આવે એવું. ( ૨ ) કામ લાગે નહિ એવું; મફતિયું.

**ફોજ**, સ્રી૦ લસ્કર; સેના. [ ૨ ] માણસનો મોટો સમૂહ તે; ટોળું; ધાડ.

**ફોજદાર**, પું૦ કોટવાળ; શહેર અથવા કસ્બામાં થતા ગુના શોધી કાઢી ગુનેગારોને શિક્ષાએ પહોંચાડવાનું ને પ્રજાને રક્ષણ આપવાનું કામ કરનાર અમલદાર; પોલિસ અમલદાર.

**ફોજદારી**, સ્રી૦ ફોજદારનું કામ તે; કોટવાળી. ( ૨ ) ગુના સામેની ફરિયાદ તે; ગુનેગારને શિક્ષા મળે એવી ફરિયાદ તે, ( ૩ ) ગુનાની તપાસ કરી ગુનેગારને શિક્ષા કરનારૂં ખાતું તે. ( ૪ ) વિ૦ ગુના સંબંધી, શિક્ષણીય; જોરથી—ચાંપથી અમલ કરનારૂં.

**ફોટો**, પું૦ [ Photo ] છબિ; ચિત્ર.

**ફોટોગ્રાફ**, પું [ અં. ] છાયાચિત્ર તે; છબિ; ચિત્ર, છાયા પ્રતિકૃતિ.

**ફોડ**, પું૦ છુટી છુટી વિગત તે; છુટું પાડી દેખાડવું તે; વિગતવાર સ્પષ્ટીકરણ. ભાગ પાડી છુટીછુટી વિગત દેખાડવી તે. ( ૨ ) વહેંચણ ( ૩ ) નિકાલ; નિર્ણય. ક્રિ૦ પ્ર૦ ફોડપાડવો=છુટે છુટું કરી બતાવવું; વિગતવાર ખુલાસો કરવો.

**ફોડણી**, સ્રી૦ મરચાં, હિંગ અને રાઇ મેથી તેલમા કડકડાવી દાળ કઢી વગેરેમાં 'ફડ' થાય, એમ ઝબકોળવા તે; વઘાર.

**ફોડસો**, જુઓ 'ફાલ્સો.

જાતી-ફોસનાનીને ખાવું તે (૩) શિંગ વગેરેમાંથી કણ છૂટાપાડવા, કોલામાંથી રૂ કાઢવું –કલા કાવનાર્જ' ટનામાંથી રૂ જુદું પાડવું.

**કોલ્લી,** સ્ત્રી૦ ચામડી ઉપર પડેના નાનો પરપોટા થઇ આવવો તે; ચામડીપર ઉપસેલી ફરપોટી

**ફોલ્લો,** પું૦ ચામડી ઉપર ઉપસી આવેલો પરપોટો, એમા પરૂ ને લોહી હોય છે. ફોડલો; ફફોલો.

**ફોસલામણ,** ન૦ ફોસલાવવાનુ જે તે; ફોસલાવાનું સાધન.

**ફોસલા૰ણી,** સ્ત્રી૦ ફોસલાવવું તે, પગમણી.

**ફોસલા૰વું,** ક્રિ૦ સ૦ ખોટું સમજાવવું, વરાવવું (૨) ફેત ર; આગવું.

**ફોસ્ફરસ,** ન૦ [ અ૰ ] હવા લગતા સળગી ઉઠે એવું એક તત્ત્વ. આ તત્ત્વ પ્રાણીઓના હાડકામાંથી મળી આવે છે તે પાણી બહાર રખાતું નથી; કારણ કે હવા લગતાજ ધરેથી સળગવા માંડે છે. એની ગંધ લસણ જેવી આવે છે. તે પીળુને લાલ એ રંગનું મળે છે પીળું વધારે આકરૂ ને જલદ હોય છે દિવાસળી બનાવવામાં અને ઔષધમા તેનો પુષ્કળ ઉપયોગ થાય છે મનુષ્ય પ્રાણી અને વનસ્પતિને પોષણ આપી ટકાવનારા તત્ત્વોમાનું તે એક મુખ્ય તત્ત્વ છે, ફાસફરસ

**ફોડી,** સ્ત્રી૦ દા ડા, દિશાગના જેવું પણ તેનાથી કદમા જરા નાનું એક જંગલી પક્ષી.

**ફ્રિમેશન,** એક બીજા પ્રતિ બંધુભાવ રાખી એક બીજાને સંપૂર્ણ સહાય કરવા—થયેલા સંકેતવાળી એક સંસ્થા અથવા સંપ્રદાય તે. આ સંપ્રદાય અથવા છુપા સંકેતવાળી સંસ્થાનો જન્મ પણ બીજા ધાર્મિક સંપ્રદાયોની માફક એશિયા ખંડમા થયો હતો, છુટા વિચારના—પોતાના મંડળમા ભળેલાઓ પ્રતિ સંપૂર્ણ બંધુભાવે વર્તનારા સલાટો અને કડિયાઓએ બંધેલો ગોઠ. તેરમા સૈકામા આ સંપ્રદાય રોમમા દાખલ થયો હતો અને તે પછી યુરોપના બીજા દેશોમાં તેનો ફેલાવો થઇ જર્મનીમા તેનું—ફ્રિમેશન મંડળ સ્થપાયું હતું ઝનુની ખ્રિસ્તીઓથી પોતાનો બચાવ કરવાને સ્વાર્થ સાધવા માટે આફ્રિકાના મુસલમાનોએ તેને સ્પેનમાં દાખલ કર્યો હતો. દુનિયા ઉપર બધે તે હાલ પથરાઈ ગયેલો છે અને ધર્મ કે જાતિના તફાવત સિવાય હરકોઈ માણસ તેના સંકેતો સ્વીકારીને પાળવાના કડક સોગત ખાઇ તેમા દાખલ થઈ શકે છે.

**ફ્રેંચ,** વિ૦ ફ્રાન્સનું; ફ્રાંસ દેશનુ રહેવાસી તે. ૰-ફ્રેંચ આદમી (૨) ફ્રાંસની ભાષા. આખા યુરોપમા ફ્રેંચ ભાષા એક એવી ભાષા છે કે જે બધે જ ચાલી શકે છે.

**ફ્રેંચપેપર,** પુ૦ ઘોળા પાતળા ને સુંવાળા હલકા કાગળ તે.

બ, પું૦ [ સં. બ ] ગુજરાતી લિપિનો ચો- વીસમો અક્ષર અને તેવીસમો વ્યંજન વર્ણ.

બઈ, સ્ત્રી૦ બાઇ, સ્ત્રી. નીઓની નબોલતા વપરાય છે:—બઇ! તમાકે કોઇ સગું છે ?

બઈજી, સ્ત્રી૦ બાઇજી, સાસુના સંબંધ અને બીજા કેટલાક લોકમા વહુ તેની સાસુને આ શબ્દે સંબોધે છે. દ૦ આગળ બઇજી એમ કહેતા જે, વહુને આપીશ તોડારે, હવે તે બઇજી એમ શુ કહે જે, વહુ તો ઘંમર ઘોડારે. બાળાગીત.

બઇયર, સ્ત્રી૦ બૈયર, બાઇડી; સ્ત્રી; વહુવર મોટી ઉમ્મર લાયક કન્યા વગેરે. :—મોટીબઈયર એક થયા એટલે પરણ્યુ

બઈરી, સ્ત્રી૦ બૈરી, સ્ત્રી, બાઇડી (૨) પત્ની, વહુ, ભાર્યા.

બઇરૂં, ન૦ બૈરું, સ્ત્રી; બાઇડી. ( ૨ ) પત્ની; ભાર્યા:—બીજું બઇરૂ કરવા વિચાર છે કે?

બઉ, પુ૦ બાઉ, લાડુ ( ૨ ) ગળ્યું ખાવાનુ. બાળક માટે બોલાય છે.

બઉઓ, પુ૦ બાઉ, લાડુ.

બઉલું, ન૦ બાકળું, ગાય ભેંસનો ટપની બ- રેનો ચાર આયગન જો અનગા

બઉળું, ન૦ બાઉં, મેરળિયો અને તેની બાન ના ઝીનરાં લાગતી બગા માટે છે તે. જાંગનો લોચો -શામ છીણુત આગળી કપાઇ તેની પર ગાડવુ દાગી દા.

બક, પુ૦ [ સં. ] બગ, બગલો; મત્સ્યાહારી એક પખી. બકધ્યાન=ઢગ

બકબક, સ્ત્રી૦ બકરાંને પાસે ગોવાળનાને તેના અવાજનું અનુકરણ કરવુ તે (૨) લવ લવ, લવારો, નકામું ઘણું બોલવુ તે, બકવા.

બકબકાટ, પુ૦ બકબક, લવારો, મિથ્યા બોલ બોલ કરવુ તે

બકબકિયું, વિ૦ બકબક કરનારું, લ ડખોર તકરારી, માથાફોડિયુ

બકરકુંદી, સ્ત્રી૦ બકરાના જેવાં ગેલતાનની મસ્તી—કૂદાકુ તે, તાનમાઠ; તાગડ ધિન્ના. ખાઇ પીને વગર ફિકર રાખવે અભિમાન પૂર્વક સ્વચ્છંદે મહાલવું તે '—સાનુ સસરો બેઠા છે અને અઢ- ળક ધન છે એટલે વહુ બકરકુદી કરે એ. ' ઠાઠ, ઉછાછળાપણું, તોર તા- કન ( ૨ ) કસરતનો એક પ્રકાર. ક્રિ૦ પ્ર૦ બકરકુંદી કરવી—નિષ્કાળજીએ ખાઇ પીને, મોજમઝા કરતા સ્વચ્છંદે ફરવુ હર- વુ.—ઉછાછળાપણું વગેરે તે

બકરી, સ્ત્રી૦ બકરાની માદા, બોકડી, છાગી પાઠડી. રૂ૦ પ્ર૦ બકરી બે થઇજવુ= ગરીબ—નમ્ર થઇ જવુ; જેમ કહે તેમ હાજી હા કર્યા કરવુ; દીન અધીન થઇ જવું; વશ વર્તવું.

બકરીઈદ, સ્ત્રી૦ એક મુસલમાની તહેવાર. રમઝાન મહીના પછીની બીજ ને બીજે દિવસે આ તહેવાર પાળવામા આવે છે. કહે૦ બકરી-ઇદ સૌ કરે ને વાઘ ઇદ કોઇ ન કરે, અર્થાત્ સૌ ગરીબને સ- તાવે છે

બકરૂં, ન૦ એક ગરીબ નાનું ચોપગું દુધાળુ પ્રાણી, છાગ, બોકડું કહે૦ બકરૂં કાઢતાં ઊંટ પેસે=સહેજ સુખ કરવા જતા મોટી પીડા આવી પડે. એવા અર્થમા વ- પરાય છે

બકરો, પુ૦ બકરીનો નર તે, બોકડો. ( ૨ ) દોગો, માતેલો .—બકરા જેવો છે.

બકવા, પુ૦ બબડાટ કરવું, વોપ્રાટ કરવો તે, બોલબોલ કરવુ તે. ચૂપ રહો બકવા મત કરો ગડબડ, બકબકાટ; મિથ્યા લાપણ; લવારો

બકવાર, પુ૦ લવારો, બકબક.

બકવાદ, પુ૦ માલ વગરનુ—મુદ્દા વગર ખા- લી બોલ બોલ કરવુ તે, લવારો, વિતંડા

બકવું, ક્રિ૦ સ૦ બોલવુ, વદવુ. (૨) વિચાર કર્યા વગર ગમે તેમ બોલવુ. જૂઠું-એલ ફેલ સ્વચ્છંદી બોલવુ. ( ૩ ) લવરી

કરવી. ( ૮ ) સરત કરવી; બાધણીવાળું બોલવું :—હોડ બકવી.

**બકવૃત્તિ,** સ્ત્રી૦ ( સં. ) બગલાની માફક ઝડપ મારવાનો તાલ આવતા લગી ગરીબ ને મૌન થઈ ચૂપચાપ બેસી રહેવાનો સ્વભાવ—આદત તે. તાલ આવતા લગી ચૂપચાપ બેસી રહી સ્વાર્થ સાધી લેવો તે; બગલાના જેવું વર્તન તે.

**બકાઇ,** સ્ત્રી૦ બગાસું ઉ૦ જશોદા માતાનું દુઃખ જાણી, હરિએ ખાધી બકાઇ.

**બકાત,** વિ૦ બાકી; વધેલું; વાપરતા રહેલું.

**બકાર,** પુ૦ [ સં. ] બ એવો અક્ષર અને ઉચ્ચાર તે; બબ્બો.

**બકારી,** સ્ત્રી૦ ઉબકો; વમનનો ઉછાળો; ઓક; ખાધેલું ન ખીંચ જાય એમ થવું તે. ક્રિ૦ પ્ર૦ બકારી આવવી=ઉલટી ના ઉકાટો આવવો; વમન.

**બકારો,** પુ૦ ધાટો, ગોટો માર; બૂમ. ( ૨ ) બકબકાટ; લવારો.

**બકાલ,** [ આ. बक्कल ] જેમ તેમ કરીને દુકાન માડી બેઠેલો કાછિયો કે વાણિયો તે. પરચૂરણ શાકભાજી અને ધરગતુ ચાલે વેચનારો વેપારી. ( ૨ ) વાણિયો કંજૂસ, ચીકણા સ્વભાવનો અને સંભાળીને વેપાર કરનારો માણસ; પોચો—ગરીબ સ્વભાવનો માણસ; તિરસ્કારમાં હાલ વાણિયા માટે વપરાય છે.

**બકાલાપીઠ,** સ્ત્રી૦ શાકબજાર; જ્યા શાકભાજી વેચાતાં હોય તે સ્થાન.

**બકાલું,** ન૦ શાકભાજી; લીલોતરી શાક. (૨) લીલું-તાજું ઘાસ તે.

**બકાવવું,** ક્રિ૦ સ૦ બકે તેમ કરવું. (૨) ચઢાવવું; ઉશ્કેરવું. (૩) ખીજવવું.

**બકુડી,** અ૦ છોકરાં પ્રતિ ઉચ્ચરાતો બહુજ વહાલભર્યો ઉદ્ગાર.

**બકુલ,** ન૦ [ सं. ] એક જાતનું ઝાડ અને તેનું ફૂલ. બકુલનું ઝાડ ઘણું મોટું થાય છે. બગીચામા તે છાયા ને શોભા આપે છે. એના બિયા અતિસાર ઉપર અને એની છાલ વંધ્યત્વ નિવારણ માટે અપાય છે. બકુલનાં બિયાંમાંથી નિકળતું તેલ પણ ઉપયોગમાં આવે છે. એ બારેમાસ ફૂલ આપે છે અને ફૂલ પણ સદા સુગંધિ આપ્યા કરે છે. બાપાના કવિઓ એમ માનતા કે તેની પર મદ્યનો કોગળો કરે તો ફૂલ આવે.

**બકોર,** પું૦ ગોકાટ; કોલાહલ. ઉ૦ બકોર સંભળાયો બારણે, હાહાકારનો હેત, જાગ્યો બેનો ખાતરી, આવ્યો લોક સમેત સાભળ.

**બકોરવું,** ક્રિ૦ સ૦ મોટા ઘાંટા પાડીને બોલાવવું; હાકોટવું; સાદ દેવો; બરાડવું.

**બક્ષવું,** ક્રિ૦ સ૦ મોટા માણસે નાનાને ભેટ તરીકે કંઇ આપવું તે; ખુશી થઇને આપી દેવું; ભેટ કરવું; ઇનામ-પારિતોષિક રૂપે આપવું તે. (૨) માફી આપવી; ગુના-દોષમાંથી વગર સજાએ જવું કરવું; મૂકી દેવું; દાન આપવું.

**બક્ષી,** પું૦ લશ્કરને પગાર આપનારો અમલદાર. (૨) ઘોડેસ્વાર લશ્કરનો ઉપરી.

**બક્ષીસ,** સ્ત્રી૦ [ फा. ] ખુશી થઇ કોઇને કંઇ આપવું તે; ભેટ; ઇનામ; પારિતોષિક; પ્રસન્નતાની ભેટ. ગુણ-આવડ વગેરેની કદર કરી ભેટ વગેરે આપવું તે.

**બખતર,** ન૦ [ फा., बख्तर ] ઝટકો લાગે નહિ કે તીર ભોંકાય નહિ તે માટે પહેરવાનો સૈનિકોનો પોલાદની કડીઓનો ડગલો તે; કવચ; ઝિલણત.

**બખતાવર,** વિ૦ ભાગ્યશાળી; નસીબદાર; સુખી.

**બખર,** સ્ત્રી૦ તવારીખ; હકીકત; વૃત્તાંત; ઇતિહાસને યોગ્ય અમુક કાળનું અથવા રાજા કે અમલદારનું વૃત્ત-હેવાલ તે.:—મરાઠીબખર.

**બખરવું,** ક્રિ૦ અ૦ સાખવું; લાગવું. (૨) પચવું; ભોગવવું.

**બખાબખી,** સ્ત્રી૦ બોલચાલ; બોલંબોલા કરવી તે; સામસામે બખાળા કરવા તે.

(૨) ફિસાદ; બખેડો; લડાલડી કરવી તે.

**બખારવું**, ક્રિ૰ સ૰ બખાળવું; મોટેથી ઠપકો દેવો કે બોલવું; ઘુરકવું; ઘાંટા પાડવા. (૨) ગળું સાફ કરવાને મોટેથી ખુંખારવું.

**બખારું**, ન૰ કાણું; પોલ; દર; ગાબડું; બોદ.

**બખાળો**, પું૰ મોટો ઘાંટો; ખુમખરાડ; ભારે અવાજ. (૨) મોટેથી ખુંખારવું તે. (૩) પોકાર; ધાંધલ; હોહા; કોલાહલ. ક્રિ૰ પ્ર૰ બખાળા પાડવા=ઘાંટા કાઢવા.

**બખિયો**, પું૰ દોરાની આંટી દઈને ભરવામાં આવતો ટાંકો તે; તગે ઉપરની આંટી લઈ સીવવું તે. ક્રિ૰ પ્ર૰ બખિયો દેવા=આંટા લઈને સીવવું. ઝીણું અને પાસે પાસેના ટાંકાવાળું સીવવું તે.

**બખીલ**, વિ૰ [ અા ] કંજૂસ; કૃપણ; મખ્ખીચૂસ. (૨) શઠ; ધૂર્ત. (૩) ગરીબ; કંગાલ.

**બખીલાઈ**, સ્ત્રી૰ કૃપણતા; કંજૂસાઈ. (૨) કંગાલિયત. (૩) શઠતા.

**બખેડો**, પું૰ ટંટો; ફિસાદ; કજિયો; ધાંધલ; મારામારી; બખેડ.

**બખોલ**, સ્ત્રી૰ ઝાડ, પહાડ અને જમીન વગેરેમાં પડેલું બાખું-ગુફા જેવું પોલાણ તે; ખાડો; ખાણ; બોદ. ઝાડના થડમાનું બખારું; બાકું તે.:-ઝાડની બખોલમાં ભરાઈને બેઠો છે.

**બખ્તાવર**, વિ૰ નસીબદાર; ભાગ્યશાળી.

**બગ**, પું૰ બગલો. બગભગત=દંભી; ઢોંગી.

**બગડવું**, ક્રિ૰ અ૰ વિકૃત થવું; જેમ થવું કે હોવું જોઈએ તેમ નહિ થવું હોવું તે; અસલ-પ્રકૃતિસ્થ સ્વરૂપનું બદલાવું તે. (૨) ખરાબ થવું; સડી-ઉતરી જવું. (૩) ભ્રષ્ટ થવું; વ્યવહાર નીતિ વગેરે વર્તનમાંથી નીકળી જવું. (૪) સ્થિતિ કે ચાલુ સ્વરૂપથી વિકારી થવું:-તબિયત બગડી. (૫) નહિ સારું થવું:-કામ બગડવું. નુકસાન જવું. (૬) મલિન થવું; મેલ વગેરેથી ગલીચ થવું. રૂ૰ પ્ર૰ પેટિયું બગડવું=ઠગીજવું. (બીજાથી) વસ્તુ, વિચાર, કામ વગેરેના સ્વરૂપ અને યથાર્થતા-જે ગુણ ધર્મ કે યોગ્યતા હોવી જોઈએ તેમાંથી-તે ધર્મ, યથાર્થતા કે સ્વરૂપનું જતું રહેવું તે.

**બગડિયું**, વિ૰ એક તરફ ઠોળકી બજાવે એવું; બે બાજુએ ઢળી પડે એવું. (૨) જેમાં બેપણું હોય એવું; જોડીનું:-બગડિયો આરસો.

**બગડો**, પું૰ બેનો આંક; બે એમ સંખ્યાદર્શક ચિહ્ન-લખવું તે:-૨. (૨) પરણેલો-કુંવારો એકાકી નહિ તે; સપત્નીક. રૂ૰ પ્ર૰ બગડે બે=કંઈ માલ ન હોય એવો તે; નપુંસક; ધણી ધણિયાણી બે તે, બેનાં બેજ એમ. ક્રિ૰ પ્ર૰ બગડે બે થવું=નિર્વંશ જવો; ધનાયનમઃ થવું.

**બગદો**, પું૰ પાણી અનાજ વગેરેનો પાછળ રહેલો તળેનો કચરો તે, કાદવ; રગડો; ધૂળ રજ-પૂંજો, રેતી કાંકરી વગેરે તે. કચરોપૂંજો; ગંદવાડ-અંજવાડો.

**બગધ્યાન**, ન૰ બગલાની માફક એક ધ્યાન રાખી સ્વાર્થના ચોટ માગતાને મૌન બેસી રહેવું તે. મૌન રહીને તાકયા કરવું તે; ઉપર ઉપરનો દેખાડવા-ભરમાવવાનો ઢોંગ તે; ખોટી સાધુતા.

**બગમણું**, ન૰ દેખાય ન દેખાય એવા આછા અજવાળા અંધારાવાળો સમય; મળસકું; ઝાંખું ધુંધળું; ભાંભળું:-બગમણામાં ઉઠીને કામે ગયો છે. બગમણું થતાંજ રસ્તે પડ્યો.

**બગભગત**, પું૰ બગલા જેવી ઢોંગી સાધુતા દેખાડનારો તે. બહારથી સાધુ જેવો-ધાર્મિક દેખાતો અને મનમાં સ્વાર્થ સાધવાની તક જોયા કરનારો-ધૂર્ત માણસ તે; ઢોંગી.

**બગરું**, ન૰ ચીકું; ઘી ગરમ કરતાં તેમાંની છાશ અને મેલ જે ઉપર તરી આવે છે તે; ઘીનો બગરો. (૨) તેલનો કચરો-રગડો તે.

**બગલ,** સ્ત્રી૦ [ फा. बग़ल ] ખભાની તળેનો હાથના મૂળ આગળનો ખાડો તે; કાખ; કાખલી. (૨) આશરો; શરણ; ઓથ. (૩) અંગરખામાં બગલ આગળ આવતો જે ત્રિકોણાકાર કાપનો કટકો તે. (૪) બાજુ; પાર્શ્વ. ક્રિ૦ પ્ર૦ બગલમાં ઘાલવું=શરણે લેવું (૨) કબજે–તાબે લેવું; દબાવી દેવું (૩) ભેગવું બગલમાં મારવું=પોતાની પાસે–કબજે લઈ લેવું; ગટક કરવું. છુપાડીને લઈ લેવું; સ્વાધીન લેવું. બગલમાં ઘાલીને ઉડી જવું છેતરવું; આંખમાં ધૂળ નાખવી; ધૂર્તતા કરવી, નહિ બદલવું–ગાંઠવું તે બગલમાં રાખવું=પાસે–કબજામાં રાખવું. આશરામાં રાખવું; બગલમાં હોવું=કબજે હોવું. બગલો ઊંચી કરવી=દેવાળું કાઢવું: મારી પાસે કંઈ નથી એમ જણાવવું; નાદાર બનવું. (૨) નિર્લજ્જ થવું. બગલો દેખાડવી=દેવાળું કાઢવું; હાથેળીઓ દેખાડવી. બગલો કૂટવી=નાચી કૂદીને ખુશાલી દેખાડવી, ખુશી થઈ બગલો વગાડવી; ખૂબ હરખાઈ જવું. બગલો વગાડવી=બગલમાં પંજો ઘાલી અવાજ થાય તેમ હાથ ઊંચા નીચા કરી નાચવું કૂદવું ને ખુશાલી બતાવવી તે. રૂ૦ પ્ર૦ બગલ બચ્ચું=બગલમાં ઘાલ્યું હોય તે જણાય નહિ એવા નાજુક હિંગણા કદનું હોય એવું તે, મોટાની સાથે સરખાવતું ઘણું નાનું એવું તે. કહે૦ મુખમેં રામ બગલમેં છુરી=ઉપરની સાધુતા અને અંદર–મનમાં કપટ રાખવી તે.

**બગલગીરી,** સ્ત્રી૦ આલિંગન, ભેટ, કોટી; છાતી સાથે ચાંપવું તે.

**બગલદાણા,** પુ૦ પગે પહેરવાના તોડા; છુટી છુટી કડીઓના સાંકળા.

**બગલ ભગત–સ્વાર્થી,** વિ૦ બગલા જેવી મતલબ રાખનારો તે, ધૂર્ત, દંભી, ઢોંગી.

**બગલું,** ન૦ [ सं. बक ] જળાશયના કિનારા ઉપર રહેનારું અને માછલાંનો આહાર કરનારું ધોળી પાંખો, લાંબા પગ અને લાંબી અણીદાર ચાંચનું એક પંખી; બગલો કે બગલી તે.

**બગલો,** પું૦ નર બગલું તે. (૨) અમુક તરેહનું નાનું વહાણ તે. રૂ૦ પ્ર૦ બગલો પાવટ બેઠો=હારી થાકીને બેસવું તે. પ્રાવટ=ચોમાસું. ચોમાસું આવતાં બગલાના પગ કહોવાઈ જાય છે અને તેજ સમયે બગલી ઇંડાં મૂકે છે. એટલે બગલો માળામાં બેસી ઇંડાં સેવે છે અને બગલી માછલાં પકડી લાવી તેને ખોરાક આપે છે. ઢોંગ કરી બેસવું. ઉ૦ કાંઈ કર્યો કગનો કે, બગલો પ્રાવટ બેસી, દગલા માંડ્યું ઠીક કરીને રે, પાડી નવ જોઈ પેસી. ધીરો. દેવાળું કાઢવું.

**બગવા,** પું૦ નાના બાળકના કાનનો મેલ તે. બગવા કાઢવા=છોકરાના કાનમાંથી મેલ કાઢવો.

**બગાઈ,** સ્ત્રી૦ ઢોર અને કૂતરા વગેરેના શરીર ઉપર રહેનારી એક જાતની માખ. (૨) કાનમાં થતો એક રોગ.

**બગાડ,** પુ૦ ખરાબ થવું તે, વિકૃતિ, રોગ. (૨) અણબનાવ, કજિયો. (૩) નુકસાન; કસર (૪) સડો; સોજો; પોચ; પરૂ.

**બગાડવું,** ક્રિ૦ સ૦ ખરાબ કરવું. (૨) નુકસાન કરવું. (૩) રોગ આણવો. (૪) અણબનાવ કરવો, ભ્રષ્ટ કરવું.

**બગાડો,** પુ૦ બગાડ, ખરાબી

**બગાસું,** ન૦ આળસ આવતાં અને આળસ ઉડતાં લાંબો શ્વાસ લેવા મૂકવાને મુખ પહોળું કરવું તે, અવાચી, મુખવિકાર,

**બગી,** સ્ત્રી૦ સુંદર ઘોડાગાડી (૨) નજર (૩) ઉચ્ચારનું સ્થાન–ગળું–મોં. વગેરે. :–બગી ફાટીગઈ.

**બગીચો,** પુ૦ [ फा. ] બાગ, વાડી, ઉપવન.

**બગું,** ન૦ પોલ, બખાડું, કાણું. (૨) ભિંત વગેરેમાં આરપાર ભોંક હોય તે.

**બગો,** પુ૦ સ્ત્રીઓને શોકના વખતમાં પહેર-

વાનો કાળો–ગળીના રંગનો સાદ્રશ્ય તે.

**બધારે**, વિ૦ બહેબાકળા જેવું; અચયળ; સ્તબ્ધ; ભ્રમિત; ચક્ર થઇ ગયેલું હોય એવું. (૨) હૈયાસૂનુ; નિશ્ચેષ્ટ.

**બચકબચક**, અ૦ બાળક ધાવતા થતો એવો અવાજ; બચબચ.

**બચકડું**, ન૦ બચકું.

**બચકવા**, પું૦ એક જાતનું ગાંડપણ, જેને તેને બચકાં ભરવા જાય એવો રોગ; હડકવા.

**બચકાટવું**, ના૦ ધા૦ બચકાભરવા; કરડવું.

**બચકી**, સ્ત્રી૦ નાની ગાસડી; પોટલી.

**બચકું**, ન૦ દાત મારીને–કરડીને જે ઘા પાડવો તે; દાતથી પાડેલો જખમ; ડાકું; દાતે કરડવું તે.–(૨) દાંતે કાપીને કરેલો–મોંમા માય એવડો કકડો તે:–બચકું રોટલો નાંખ [ ૩ ] નાનું પોટલું; ગાંસડી.

**બચકો**. પું૦ મોટી પોટલી; ગાસડી [૨] ખેસૅચી; કોથળા જેવડે મોટા કપડા સૂકવાનો સરકિયો વાટવો તે.

**બચકોરવું**, ક્રિ૦ ઢોરને શાત પાડવાને બચબચ એવો મોથી અવાજ કરવો–કાઢવો તે, પંપાળી–લડકો–વહાલનો અવાજ કરી ઉશ્કેરાયેલા ઢોરને ધીમુ પાડવું તે. (૨) મોથી અવાજ કરી ઢોરને હંકારવુ–વારવું વગેરે. તે.[ ૩ ] હુંઆવવું બોલવું.

**બચકોરું**, ન૦ હુગળી, ખુંટડી.

**બચગી**, સ્ત્રી૦ [ ફા૦ ] નાનપણ; બાળપણ.

**બચરવાડ** જુઓ બચરવાડ.

**બચત**, સ્ત્રી૦ બચેલું તે; ઉગારો.

**બચપણ**, ન૦ બાળપણ; બાલ્યાવસ્થા.

**બચબચ**, અ૦ ધાવતા થતો એવો અવાજ, ધાવતા બચ્ચાના હોઠ મોમાથી દૂધ ખેંચતાં અવાજ થાય છે તે. જીભ અને હોઠ લાબા ટુંકા કરીને ઉતાવળે ધાવતા થતો અવાજ:–આ બકરીનું બચ્ચું કેવું બચબચ ધાવે છે.

**બચબચાટ**, પું૦ બચબચ એવો અવાજ તે. (૨) અ૦ બચબચ થાય તેમ; ઝપાટામા

**બચરવાડ**, વિ૦ બચ્ચાં છોકરાવાળું; જેને નાના નાના છોકરાં હોય એવું:–બચરવાડ કુટુંબ.

**બચવું**, ક્રિ૦ અ૦ સંકટમાથી ઉગરવું; સલામત રહેવું. [ ૨ ] જતું અટકવું; થતા થતા રહી જવું. :–વાગતા–પડતા પડતા બચ્યો. ( ૩ ) ફાજલ પડવું; વધવું, રીલકે રહેવું વાપરતાં બાકીરહેવું.

**બચાઇ**, સ્ત્રી૦ બચત; બચાવ.

**બચાઉ**, વિ૦ બચત થાય એવું.

**બચારવું**, ક્રિ૦ અ૦ ઢોરને હાકતાં મોઢેથી બચબચ એમ કરવુ.

**બચારૂં**, વિ૦ ગરીબ; રાંક. ( ૨ ) અશક્ત; કમજોર. ( ૩ ) દયા આવે એવું; બાપડું.

**બચાવ**, પું૦ સંકટમાંથી સહી સલામત બચી જવું તે; બચવું તે; સંકટ, હાનિ, ધાત વગેરે ન થતા, ઉગરીજવું તે, સંરક્ષણ; રક્ષણ થવું તે. ( ૨ ) પોતાના બોલવુ–કાર્યનું પ્રતિપાદન કરવું તે; દેષનું નિવારણ કરવું તે, સ્વપક્ષનું બોલવુ અને તેને મુદ્દાઓથી સાબીત કરવાનો–નિભા–આરોપમાથી બચી જવાનો જે યત્ન કરવો તે. ( ૩ ) વાપરતા અથવા ખરચ જતા જે બાકી વધે તે, વધારો; ઉગારો. ક્રિ૦ અ૦ બચાવ, કરવો=ઉગારવું; વધારવું. ( ૨ ) પોતાને માથે આવતા આરોપ સામે પોતાનું સંરક્ષણ કરવું.

**બચાવવું**, ક્રિ૦ સ૦ બચે એમ કરવું, રક્ષણ કરવું; ઉગારી લેવું ( ૨ ) કરકસર કરીને ફાજલ પાડવું, તારવું, ઉગારવું ( ૩ ) અટકાવવું. વારણકરવું.

**બચી**, સ્ત્રી૦ બચ્ચી, ચુંબન.

**બચીજવું**, સંરક્ષણ થવું, બચાવ થવો ( ૨ ) ઉગરીજવું.

**બચોળિયું**, ન૦ નાનું છોકરૂં, બચ્ચું.

**બચ્ચાંકચ્ચાં**, ન૦ છૈયાછોકરાં. બચ્ચાંકચ્ચાં વાળું=બચરવાડ.

**બચ્ચી**, સ્ત્રી૦ બોરી; ચુંબન; ચુમી.

**બચ્ચું**, ન૦ [ म. वत्स ] બાળ; છોકરૂં. રૂ૦ પ્ર૦ બચ્ચાં બાજીના ખેલ નથી, અર્થાત્ અમુક કામ કંઇ સહેલું નથી.

**બચ્ચો**, પું૦ પુત્ર, દીકરો. લાડ તેમજ તોછડા ભાવમાં વપરાય છે.

**બરછટ**, વિ૦ બરસટ; ખડબચડું; કડક. ( ૨ ) જાડું અને આકરું; નહિ મુંવાળું.

**બજર**, પું૦ તમાકુ; ભાંગ.

**બજરબટ્ટું**, ન૦ [ म. वज्रवत् ] પોરણીનું ફળ. ( ૨ ) એક કાળો મણકો. કરણ કાળાં લાકડાના મણકાને રિંછના મોમાં ઘાલી તરત બહાર કાઢી લે છે. એ મણકો પછી બજર—બજરબટ્ટું કહેવાય છે. નજર લાગે નહિ તે માટે એ મણકો રિંછના વાળ સાથે નાનાં બાળકના હાલરામાં નાંખવામાં આવે છે.

**બજવણી**, સ્ત્રી૦ બજાવવું તે; અમલમાં મૂકવું તે.

**બજવું**, ક્રિ૦ અ૦ અમલમાં આવવું; પાર પડવું. ( ૨ ) વાગવું.

**બજવૈયો**, પું૦ વગાડનારો; બજાવવામાં આહોશ માણસ તે. ( ૨ ) બજાવનારો.

**બજાખ**, વિ૦ બેવકૂફ; બજાક.

**બજાજ**, પું૦ કાપડનો વેપારી. ઉ૦ જે ચૌદ લોકનો મહારાજરે,. મહેતા માટે થયો બજાજરે. પ્રે.

**બજાજી**, સ્ત્રી૦ વેચવાની ચતુરાઇ. ( ૨ ) રગઝગ કરવી તે.

**બજાજીવેડા**, પું૦ રગઝગપણું; આનાકાની કરવાપણું. ( ૨ ) વેપારીની માફક હા ના કર્યા કરવાપણું તે; ચિકાશ.

**બજાણિયો**, પું૦ વાંસ અને દોરડાં ઉપર ચઢી કસરતના ખેલ કરી બતાવનારા લોકની એક જાતિ અને તે જાતિનો માણસ તે. ( ૨ ) બડાઇખોર; હલકો ને બહુ આંકુ કરો એવો—કુલક્ષણુ માણસ.

**બજાર**, ન૦ ( फा. बाजार ) નાણાંની અને માલની લેવડ દેવડ કરવાની જગા તે, ચૌટું; પીઠું; ગુજરી. ( ૨ ) માલ વેચવા લેવાને એકઠા થયેલા લોકોનો સમુદાય તે. વેપારીઓનો સમૂહ. ( ૩ ) માલ અને સરસામાન લેવા વેચવાનો વેપારીઓ જે દર ઠરાવે તે; પીઠનો ભાવ તે;—બજાર દહાડામાં કેટલીએ વાર ચઢે છે ને ઉતરે છે. ( ૪ ) જાહેર લોકમાંથી થતી ખરીદની માગણી તે; માંગ; ખરીદ. :—હિંદમાં આ માલનું બજાર નથી. (૫) ધમચકડ; ધાધલ; ગડબડાટ; માલ લેવા આપવાની હોંસાતુંસી તે. ક્રિ૦ પ્ર૦ બજાર વેહોરવા જવું=માલ લેવા જવું. બજાર કરવું=નિત્ય ખપનો માલ ખરીદ કરવા જવું. ભાવતાલ:—બજારનું ઠેકાણું નથી.

**બજારગપ**, સ્ત્રી૦ બજારમાં આવેલી ઉડતી વાત તે; અફવા; લોકવાયકા.

**બજારભાવ**, પું૦ આપનાર લેનાર બે જણ નક્કી કરે તે નહિ પરંતુ જાહેર બજારમાં જે કિમ્મત બોલાતી હોય તે; વખતો વખત ચૌટામાં જે ભાવ હોય તે ભાવ એમ.

**બજારૂં**, વિ૦ બજારનું; જાહેર વેચવાલીનું; સાધારણ; ખાસ બનાવટનું નહિ એવું; નરસું; હલકી બનાવટનું. :—બજારૂ માલ અને વરધીનો માલ." ( ૨ ) અનિશ્ચિત; ઉડતું; અસ્થિર; નહિ સત્તાવાર એવું. :—બજારૂ વાત ઉપર વિશ્વાસ રાખતા નહિ.

**બજાવણી**, સ્ત્રી૦ બજવણી; કલમબંદી; ટાચ; જપતી; અમલમાં મૂકવું તે. ( ૨ ) વગાડવું તે; વાદિત્ર વગેરે. ( ૩ ) બજાવવું તે.

**બજાવનાર**, વિ૦ અમલમાં મૂકનાર. ( ૨ ) વગાડનાર. ( ૩ ) કરનાર; બનાવનાર.

**બજાવવું**, ક્રિ૦ સ૦ અમલમાં મૂકવું. જપતી વગેરે. ( ૨ ) પાર પાડવું. કામ વગેરે. ( ૩ ) પાળવું. ( ૪ ) વગાડવું. વાદિત્ર વગેરે. ( ૫ ) મારવું; ઠોકવું. :—બંદ-

મોઠું; સાફ:–બડભાગી.

**બડધા**, પુ૦ ખૂરપા; તુવેર, એરંડા વગેરે કઠણ થડવાળા મોલનાં કાપતાં જમીનથી મુઠ ઉંચા રહેલા ઠુંઠાં, કરચા

**બડધો**, પુ૦ જાડો લઠ્ઠ–ભરાઉ અંગનો માણસ. તે. સંગીન મજબુત એને તે:–ડોસાને શું થાય છે ? એ તો એ બડધા જેવો બેઠો.

**બડછટ**, વિ૦ બરસટ; નહિ સુંવાળું; ખડબચડું

**બડકું**, ન૦ બચકું ભરવાની માફક કરવું તે; વાણીથી–ખીજથી તિરસ્કારવું તે, મિજાજમાં તરછોડી નાખવું તે; તમકો, છણકો:–નણંદોઇની વાત નિકળતાં પહેલા તો બડકા નાખતાં હતા. અણગમાનો પ્રકાર તે.

**બડબડ**, સ્ત્રી૦ બડબડાટ; બબડાટ; લવલવ, લવારી; અણગમાની રીસ ને ક્રોધમાં બબડ્યા કરવું તે

**બડબડવું**, ક્રિ૦ સ૦ [ सं. विलपन ] અણગમો, રીસ, અને અભાવ વગેરેને લીધે કોઇ બાબત કે માણસ સામે–વિરૂધ્ધ બડબડાટ કર્યા કરવો તે; ધીમેધીમે કંઇ બોલ્યા, મનમાં ગણગણ્યા કરવું, અણગમો અને અસંતોષ બતાવવો

**બડબડાટ**, પુ૦ બડબડ; બકબકાટ; ગણગણાટ; અસંતોષનો ખાલી લવારો

**બડબડિયું**, વિ૦ બડબડ કર્યા કરનારું; કકળિયું

**બડબવું**, ક્રિ૦ સ૦ અફાળવું; આપટવું. (૨) દબાવવું.

**બડભાગી**, વિ૦ મોટા ભાગ્યવાળું, સુભાગી. ઉ૦ મીરાંબાઇ બલિહારી તારી, આશા એક મને ઉરધારી, હવે હું તો બડભાગીરે.

**બડમુછિયું**, વિ૦ મુછરહિત; જેને મુછ ઉગી ન હોય એવું.

**બડમુછો**, પુ૦ જેને મુછ આવી નહોય એવો પુરુષ, ખુસરો મુછવાળી સ્ત્રી અને મુછરહિત પુરુષ હીણભાગી ગણાય છે.

**બડવા**, પુ૦ છોલેલી શેલડીના પિતા; કકડા; ગંડેરી; શરમા.

**બડવું**, ક્રિ૦ અ૦ જાડું ગાર કાઢવું; જાડા તારે કાંતવું. (૨) ના૦ બરડવું, મિજાજ...

**બડવો**, પુ૦ [ म. बटु ] દ્વિજવર્ણનો બાળક, નાનો છોકરો. (૨) જેને તરતમાંજ જનોઇ દીધેલી હોય એવો બ્રાહ્મણનો આઠ–નવ વર્ષનો છોકરો, જેને બ્રાહ્મચર્યની દીક્ષા અપાયેલી હોય એવો દ્વિજ બાળક, બાળક બ્રહ્મચારી, બાળવિદ્યાર્થી. ક્રિ૦ પ્ર૦ બડવો દોડાવવો=ઉપનયનસંસ્કાર થયા પછી બ્રહ્મચર્યની દીક્ષા આપેલા બાળકને ગુરુને ત્યાં મોકલાવવો તે, એવી કરવામાં આવતી એક ક્રિયા તે. બડવો દોડાવો=બ્રહ્મચર્યદીક્ષા લઇ કોઇ આશ્રમપ્રતિ ગુરુને ત્યાં ભણવા જતા વિદ્યાર્થીને પરણાવવાની લાલચ આપી પાછો વાળી લાવવાની ક્રિયા તે. આગળ બ્રહ્મચર્યદીક્ષા લઇ બટુ ગુરુને ત્યાં ભણવા જતો. ત્યાં બાર વર્ષ વિદ્યાભ્યાસ કરી પાછો ફરતો ત્યારે સમાવર્તન નામે સંસ્કાર કરી વિવાહની તજવીજ કરાતી આ સંસ્કાર હાલ ભણવાનું મંડી વળાવરાવી તરતજ કરવામાં આવે છે. અને બાળલગ્નની રીત પડવાથી તેની સાસુ ભિક્ષા પીરસી રાખી લે છે, અને તરત બીજે દહાડેજ ગુરુને ઘેર જવાના મિષે દોડાવી પાછો ફેરવતા કન્યાની સાથે તેનો વરઘોડો કાઢી ઘેર લઇ આવવામાં આવે છે.

**બડાઇ**, સ્ત્રી૦ વડાઇ, મોટાઇ. (૨) ફુલ; ફુલાઇ; પોતાના પરાક્રમ બોલવા–ગાવા તે. (૩) મગરૂબી, પતરાજ. ક્રિ૦ પ્ર૦ બડાઇ મારવી=પોતાના વખાણ ગાવા; પોતાને માટે મોટું–પરાક્રમવાળું બોલવું. બડાઇ હાંકવી, પોતાના વખાણ બોલવા, ફુલાવું

**બડાઇખોર**, વિ૦ પોતાના વખાણ કરનાર; ફુલણજી,

**બડાબુટ**, અ૦ જેમનું તેમ; આમ તેમ જે તે

ચીજ વેરાયલી પડી હોય તેમ; અવ્યવસ્થિત; જહિંતહિં જે તે વિખરાઈ પડેલું હોય તેમ:-નારે બહેન ! હું ક્યાં આવું ? મારું બધુએ કામ બડાબુટ પડેલું છેને ?

બડાશ, સ્ત્રી૦ બડાઈ, ફુલ; ગોટાઇ.

બડીફજર, સ્ત્રી૦ મળસકું; પ્રભાત. ઉ૦ બડી ફજર ઉઠીને સ્વામીની શીખ માગી રૂ. દુઃ ના.

બડું, વિ૦ [ વડ્ડ ] મોટું. મહત બડેલોક= મોટા લોક, ઉમરાવ; અમીર લોક. બડે મિયા=મુસલમાન વૃદ્ધ સજ્જનનું ઉપનામ, મોટા માણસ; ગૃહસ્થ.

બડુકો, પુ૦ કોઇ વસ્તુ ભાગતી ને ચાવતા થતો એવો અવાજ તે -કેવો બડુકા બોલાવીને ખાય છે. ક્રિ૦ પ્ર૦ બડુકા બોલાવવા=બેઠે બેઠે નિરાતે કોઈ ચીજ રસથી ભાગી ચાવીને ધીરે ધીરે ખાવી; આનંદે ખાવું પીવું.

બડેજાવ, ન૦ ખમ્મા, ખમ્મા થઇ રહેવું તે, વૈભવને લોક વખાણે એવી સુસ્થિતિ તે. ઉ૦ જે વેળા તુજ ભાગ્યનો ઉદય થઇ, થાયે ખડે જાવ તું ઞ. ઉ મા. (૨) ઘણું જીવો ચડતી થાઓ. એવો જે ધન્ય ઉદ્ગાર તે:-બડે જાઓ મહારાજાધિરાજ !

બઢતી, સ્ત્રી૦ [ સં. वृद्धि ] ચઢતી, ચઢતી કળા તે; ઉત્કર્ષ; અભિવૃદ્ધિ, પ્રતિદિન સ્થિતિનું સુધરતા અને વધતા જવુ તે, વધારો.

બઢવું, ક્રિ૦ અ૦ [ સં वृध् ] વધવુ; ચઢવુ, ઉન્નત થવું; મોટા થવુ; ઉગવું ને ઉછરવુ; પુષ્ટથવું.

બણગું, ન૦ તતુડી;રણશિંગુ:-બણગું ફુંકવું. (૨) ડિંગ, ગપગોળો. (૩) વખાણ; પાયા વગરની પણ મોટાઇની ખોટી વાત કરવી તે. (૪) હુલકું, હુલડ, બંડ-તોફાન. ખરે બપોરે બણગું ને પોપાં બાઈનું રાજ્ય. ક્રિ૦ પ્ર૦ બણગું ફુકવુ= ખરી ખોટી કોઇ વાત હોય તે વધારીને કહેવી, ગપ-તોપ મારવી; ઢોલ થાય એવી વાત જાહેરમાં જણાવવી.

બણબણવું, ક્રિ૦ અ૦ માખો ફડફડાવીને ઉપર ઉપર ઉડ્યા કરવું, માખીએ વારંવાર ઉડતાં અને બેસતા પાંખનો અવાજ કર્યા કરવો, ઉપરને ઉપર ઉડ્યા-ભમ્યા કરવું તે:-ગોળ ઉપર માખો બણબણે છે. (૨) અસ્વચ્છ-ગંદુ ગોબરું હોવુ; વગર સફાઇ કરવે જેમ ને તેમ ઉઘાડુ હોવાથી માખો ઉડ્યા કરતી હોય એવું રહેવું. (૩) ગણગણવું. (૪) આશામાં ને આશામા આગળ પાછળ ફર્યા કરવું.

બણબણાટ, પુ૦ ઉડતી માખોની પાંખનો અવાજ તે; ગણગણાટ; ગુંજાર. (૨) ગંદી અવ્યવસ્થિત હાલત તે; બંજવાડો. (૩) ફણફણાટ, બડબડાટ.

બણવું, જુઓ બનવું.

બતક, સ્ત્રી૦ [ સં. वर्तक ] કાચબા અથવા બતકના આકારનું પાણી ભરવાનું કચરાનું વાસણ. બતક અંડાકૃતિની પણ ચપટી હોય એ ઘણું નાનુ હોય છે. બતક પાણી ભરી સાથે રાખવાના અને દારૂ વગેરે પેય ભરી મૂકવાના કામમા આવે છે. (૨) કાદવ અને પાણીવાળા જમાવમાં રહેનારૂં એક પંખી; એક જાતનો હંસ. એના આંગળા વચ્ચે સળંગ ચામડી હોવાથી તે એક નાની હોડીની માફક પાણી ઉપર તરે છે

બતકી, સ્ત્રી૦ નાની બેઠા ઘાટની કુપી.

બતરીસ, વિ૦ ત્રીસને બે, ૩૨. માણસ બતરીસ લક્ષણો કહેવાય છે. ઉ૦ બતરીસ લક્ષણ આગતો, ચૈદ વિદ્યા ગુણ જાણ સામળ તે આ પ્રમાણે-સ્વમાન, ધીરજ, વાક્પટુતા, ક્ષમા, સસ, (પુરુષના લક્ષણ) અવિશ્વાસ, લાજ, સમય પરીક્ષા ચપળતા, શાંતિસમેલન. (કાગડાના લક્ષણ) સંતોષ, અપનિદ્રા, તરત સમજી જવું તે, સ્વામિભક્તિ, સાહસ ને કૃતજ્ઞતા (કુતરાના લક્ષણ) ઉચ્ચ સ્થાને રહેવુ, શત્રુને મારવો, મધુર ગાયણ કરવું,

સ્વરૂપે સુંદર હોવું; સુઘડતા રાખવી; યુક્તિ પ્રયુક્તિ જાણવી, તથા શીઘ્ર રહેવું; (મોરના લક્ષણ) વહેલા ઉઠવું, યુદ્ધમા અડગ રહેવું, પરિવારનું પોષણ કરવું ને સ્ત્રીપર પ્રીતિ રાખવી (કુકડાના લક્ષણ) મહેનત કરવી, દુઃખને ગણકારવું નહિ અને બરોડ રહેવું. (ગધેડાના લક્ષણ) એક ધ્યાન રાખવું [બગ લક્ષણ] અને પરાક્રમ કરતા રહેવું. સિંહનું લક્ષણ. આ બતરીસ લક્ષણ કહેના છે.

**બતરીસી**, સ્ત્રી૰ જેમા બતરીસ દાત જડાયેલા છે એવો સોસરો ભાગ, તો ઉપરના બે જડબા, કે જેમાં બતરીસ દાંત રહેલા છે:–બહુ બોલ્યો તો બતરીસી ભાગી નાંખીશ. (૨) દાતને લગાડવાનો રંગ તે. (૩) દંતમંજનનું ચૂર્ણ. (૪) બતરીસ વસાણાનો ભૂકો–ક્વાથ–એક દવા તે. એ સુવાવડીને પાવાના કામમા આવે છે. બતરીસું. રૂ૰ પ્ર૰ બતરીસીએ ચડવું, લોકોથી ચર્ચાવું; વગોવાવું; ગવાવું. ચાહત–જાહેરમા ચર્ચા થવી તે; કોઇની નજર ખેંચાય તેમ વર્તવું તે; બતરીસી બતાવવી=હસવું જોખમદારી આવતા હસીને ઉભા રહેવું; ફટકી–છુટીજવું; હસીને ઉડાડી દેવું. નિર્લજ્જ બનવું; બે મર્યાદ બનવું. (૫) વિ૰ બતરીસ વાની જેમા હોય અથવા બતરીસ રસ જેમા હોય એવી–રસોઇ. મોઢામા સ્વાદ ઉત્પન્ન કરે એવી–રસોઇ; રસવતી. ઉ૰ બતરીસી પીરસરે, બેમાડી બાજઠીએ.

**બતલાવવું**, ક્રિ૰ સ૰ દેખાડવું; જણાવવું (૨) અર્થ કરી શીખવાડવું; સમજાવવું; ભણાવવું.

**બતાવવું**, ક્રિ૰ સ૰ દેખાડવું; જોવડાવવું; દર્શાવવું. (૨) સમજાવવું. (૩) ઓળખાવવું (૪) વર્ણવવું. (૫) હાથના ચાળા કરવા; સાન કરવી. (૬) દોરવું. (૭) અનુમત આપવો (૮) શીખવાડવું; ભણાવવું. ક્રિ૰ પ્ર૰ આંખ બતાવવી=બીવડાવવું; ડરાવવું. ધાક બતાવવી=બીવડાવવું; બીએ–બીતું રહે એમ કરવું. હાથ બતાવવી=ધાક બતાવવી તે. હાથ બતાવવો=જોર દેખાડવું; મારવુ–ઠોકવુ; શેહ–ધક પડે એવું પરાક્રમ દેખાડવું. દાત બતાવવા=હસી દેવું; ઢીલાપણું બતાવવું. કંઇ નહિ બનીશકે–એવા અર્થે નિર્બળતા બતાવવી તે. દાખલો બતાવવો=રેખી પુરાવો આપવો; ઉદાહરણ આપવું; પડછો બતાવવો=પરખ આપવી; સાક્ષાત્કારિતાનો આભાસ આપવો; ખાતરી કરી આપવી. પાણી બતાવવું=શૌર્ય દેખાડવું; હોશિયારી બતાવવી; આવડ દેખાડવી. વ્યક્ત કરી આપવું; સાક્ષાત્ કરી દેખાડવું તે. કહે૰ બાપ બતાવ કે શ્રાદ્ધ સરાવ=બેમાનું એક કર. મો બતાવવું=મળવા જવું; સંમુખ જઇ ઉભવું; પ્રત્યક્ષ થવું. મળવું. તું તો અલ્યા! કોઇ દહાડો મોએ બતાવતો નથી=અર્થાત્ આવતો–મળતો કે નજરે પણ પડતો નથી.

**બતેલો**, પુ૰ કિનારે કિનારે ફરનારૂં નાનું વહાણ. માલની લામોદલ કરવાનું નાનું વહાણ.

**બત્તી**, સ્ત્રી૰ [ સ. वर्ति ] દિવેટ. વાટ. (૨) કાકડી, જામગરી; પલીતો (૩) દીવો, મસાલ. (૪) ઉત્તેજન; ઉશ્કેરણી, પ્રેરણા, પ્રોત્સાહન. ક્રિ૰ પ્ર૰ બત્તી આપવી=વધારે ઉશ્કેરાય–ચઢે એમ કરવું; ઉત્તેજન આપવું. પલીતો મૂકવો; બળતામા ઘી હોમવું. બત્તી બતાવવી=અજવાળું પાડવું; દીવો દેખાડવો (૫) કાસ; કાચર, આડબત્તી ઘાલવી.

**બત્તો**, પુ૰ ખાણીનું નાનું ને ટુકું મુસળ. (૨) કોઇ ચીજ ખાડવાનો લોઢાનો જાડો માથાદાર લઠ્ઠો, દસ્તો, મુસળી.

**બત્રીસ**, વિ૰ બતરીસ, ૩૨.

**બત્રીસું**, ન૰ સુવાવડીને ખવડાવવાનું બતરીસ વસાણાવાળું એક ચૂર્ણ તે.

**બથવો**, પુ૰ ભાજી; તાદળજાની–ચીલની ભાજી.

**બથાવવું**, ક્રિ૦ સ૦ બાથમા લઇ લેવું; બથાવી પડવું; બળાત્કારે લઇ પડવું; પડાવી લેવુ. ( ૨ ) હુંકાવવું; મથાવવુ; થકવી નાખવું પોતાની બગલમા ઘાલી દેવું. બથાવી લેવું બથાવી પડવું અને બથાવી બેસવું. કબજે કરી બેસવું. પોતાનું હોય એમ, બીજાના હાથમા જાય નહિ તે માટે કબજે રાખી મૂકવું–તળે ઘાલી રાખવું તે. ઝુંટાવી લઇ પોતાની પાસે –કબજે રાખવું–ભોગવવું તે :–તે પારકો માલ બથાવી બેઠો છે. બાથમાં ઘાલીને બેસીરહેવું.

**બદ**, વિ૦ ( फा. ) ખરાબ; નઠારૂ; ભુંડું. નાલાયક, ગર્હ્ય; નિંદ્ય :–બદકામ, બદદાનત. ( ૨ ) સ્ત્રી૦ જાંઘના સાધા આગળ થતું ગરમીનું એક દરદ–ગાંઠ તે. સોજાની લાંબી ગાંઠ થાય છે ને ઝટ ફાટતી કે રૂઝાતી નથી. પ્લેગની ગાંઠ પણ એ જગાએ નીકળે છે. (૩) વેપારીઓમા પાયનો સંકેત તે.

**બદકામ**, ન૦ ખરાબ કામ; વ્યભિચાર; છિનાળું તે. ખોટું–નિંધ કર્મ તે.

**બદખસલત**, સ્ત્રી૦ ( फा. ) ગેરવર્તણુક, ખરાબ ચાલ, કુટેવ.

**બદગોઈ**, સ્ત્રી૦ ( फा. ) ગીબત; નિંદા; કુથલી. ( ૨ ) ચાડી, કોઇની પાછળ ભુંડુ બોલવું તે.

**બદચાલ**, સ્ત્રી૦ દુર્વર્તન; ગેરરીત; ખરાબ ચાલ તે, દુરાચરણ.

**બદજબાં**, સ્ત્રી૦ નઠારી જીભ તે. ગાળ ગલોચ વાળુ બોલવુ તે; અપશબ્દ.

**બદદુવા**, સ્ત્રી૦ ( फा ) બદદુઆ, આંતરડીનો કકળાટ; શાપ; નિસાસો.

**બદદાનત**, સ્ત્રી૦ ( फा. ) દુરાશય; હરામ દાનત. અસન્નિષ્ઠા મનમાં જે બુરી ભાવના હોય તે

**બદન**, ન૦ ( फा. बदन ) શરીર; ડીલ; અંગ (૨) ગળાથી કમ્મર લગીનું સિવેલુ બેસતું વસ્ત્ર; કેડિયું; પહેરણ; કંચુક; કુડતું.

**બદનજર**, સ્ત્રી૦ ( फा. ) કુદૃષ્ટિ; દુષ્ટ ભાવનાવાળું લક્ષ તે; ખાસ જવાતી, કામ સાધવાની કે ગુહ્ય જોવાની આંતરવૃત્તિ તે.

**બદનસીબ**, ન૦ દુર્ભાગ્ય; અભાગિયાપણું. હીણભાગ્ય.

**બદનસીબી**, સ્ત્રી૦ દુર્ભાગ્યપણું;

**બદનામ**, વિ૦ લાંછિત; કલંકિત; અપજશવાળું; કુનામવાળું; રૂ૦ પ્ર૦ બદનામ કરવું=કલંકિત કરવું: નામને બટ્ટો લગાડવો.

**બદનામી**, સ્ત્રી૦ બટ્ટો; લાંછન, નામોસી; અપજશ.

**બદનું**, ન૦ ચણતા જોઇતું પાણી રાખવાનું કડિયાનું કુંડું; પાણીનું તગારૂં.

**બદનો**, પુ૦ હલકી ધાતુનું પવાલા જેવું પાણી રાખવાનું વાસણ; કળશિયો.

**બદફેલ**, વિ૦ ગેરચાલનું; દુષ્ટ; દોંગું ને તોફાની એવું; દફેલ. (૨) અનીતિમાન.

**બદફેલી**, સ્ત્રી૦ ગેરવર્તણુક; બદચાલ; અનીતિ. ( ૨ ) દોંગ; ધિંગાણું; તોફાન.

**બદબખ્ત**, વિ૦ અભાગિયું, કમનસીબ. ( ૨ ) હરામી; દુષ્ટ.

**બદબો**, પુ૦ ( फा ) દુર્ગંધ નઠારી વાસ આવવી તે. ( ૨ ) ગીબત; નિંદા.

**બદબોઈ**, સ્ત્રી૦ નિંદા; ગીબત; કુથલી. ( ૨ ) દુર્ગંધ, ખરાબ વાસ તે. ( ૩ ) ગંદવાડ; ગલીચી.

**બદરી**, સ્ત્રી૦ ( सं. बदरी ) બોરડી. ( ૨ ) કપાસનો છોડ.

**બદલ**, અ૦ સાટે; બદલે; ઠેકાણે; અવેજે. (૨) બદલવું તે.

**બદલવું**, ક્રિ૦ સ૦ એકને ઠેકાણે બીજું લેવું આપવુંવગેરે તે, સાટાપાટી કરવી, બદલો કરવો; ફેરફાર કરવો; ફેરવવું; ફેરવી નાંખવું, એક કાઢીને બીજું ધારણ કરવું. ઉ૦ બદલોની અબોટિયું વાર થઇ. જાતે દહાડે કેશ બદલે પણ લક્ષણ ન જાયે લાખા.

**બદલામ,** જુ૦ બદનામ.

**બદલાવવું,** ક્રિ૦ સ૦ જૂનું આપીને નવું લેવું; એકને બદલે બીજું લેવું :–વાસણ બદલાવવા. ( ૨ ) ફેરવવું; સુધરાવવું ( ૩ ) જે ધારણ કરેલું હોય તે કાઢી તેને ઠેકાણે બીજું ધારણ કરાવવું:–વાઘા બદલાવવા.

**બદલાવું,** ક્રિ૦ સ૦ ફરીજવું; એક સ્વરૂપમાંથી બીજા સ્વરૂપમા જવું; ફેરવાવું. ( ૨ ) એકને ઠેકાણે બીજું આવવું. ફેરફાર થવો. ( ૩ ) પલટાવું, ખસીજવુ ( ૪ ) ઉલટસુલટ થવું

**બદલી,** સ્રી૦ બદલાવું તે; ફેરફાર; સ્થાનાતર, એક ને ઠેકાણે બીજાનુ આવવું જવું તે. એક બીજાની જગાએ આમણસામણ જવું થાય તે. ( સરકારી નોકર વગેરે માટે ).

**બદલે,** અ૦ સાટે; એકને ઠેકાણે બીજું એમ; અવેજમા; ઠેકાણે. :–ગીતાને બદલે ઘેટા સાત.

**બદલો,** પુ૦ અદલબદલ કરવું તે; એકને ઠેકાણે બીજું લેવું આપવું તે; અવેજ સાટું. ( ૨ ) ઉપકાર; આભાર. ( ૩ ) વેરખાર. ( ૪ ) બદલાવવા કે પાછુ આપવાનો જે જોગ તે. ( ૫ ) પ્રતિફળ. ક્રિ૦ પ્ર૦ બદલો આપવો=ખોટ ભરી આપવી; સામાના કાર્યનો, ખોટનો, કે દેણગીનો ખંગ વાળી લેવો; પ્રત્યુપકાર માનવો. બદલો વાળવો, બદલો લેવો=ખોટ–દેણગી વગેરેનો ખંગવાળી લેવો, પ્રતિફળ લેવું. :–નુકસાનીનો બદલો લેવો; બદલો કરવો; આમણસામણ આપવું લેવું, વાસણ વગેરે બદલાવવા તે; એકને સાટે બીજુ આપવું લેવુ.

**બદવું,** ક્રિ૦ અ૦ ગાઠવુ, માનવુ; હુકમ માનવો, વશ વર્તવુ, મોટાની મરજી રાખીને ચાલવું; મર્યાદામા રહેવું. :–છોકરા મોટા થયા પછી બદતા નથી.

**બદસીકલ,** વિ૦ જેની સીકલ સારી હોય નહિ એવું; કદરૂપુ; વરવુ બેડોળ

**બદસુરત,** વિ૦ વરવુ; કદરૂપુ

**બદહજમી,** સ્રી૦ અપચો; અજીરણ

**બદામ,** સ્રી૦ [ फा. बादाम ] એક સુકો મેવો કે જેની તૈલી બીજ ખવાય છે. એ બહુ ગુણકારી મેવો હોઇ મિઠાઇઓમાં વપરાય છે. એના રોટલા ને પાક બનાવવામા આવે છે. બદામનું તેલ પણ નિકળે છે. કડવી બદામ ઝેરી હોય છે. ( ૨ ) ગુજરાતના કેટલાક ભાગમા હળવી કિમ્મતના નાણા (સિક્કા) તરીકે અગાઉ બદામ વપરાતી. હલકું ચલણ. :—એને તો હું ફૂટી બદામ પણ આપવાનો નથી. ( ૩ ) વાપરમા નહિ પણ ગણતરીમા લેવા માટે તો તેથી પણ હલકા અંશનો નાણુક અવયવ. :—એક દોકડાની સોળ બદામ રૂપિયાનો ૧૬૦૦ મો ભાગ તે.

**બદામડી,** સ્રી૦ બદામનું ઝાડ, બદામી.

**બદામી,** વિ૦ બદામના રંગનુ, ભુખરૂં લાલ.

**બદિયાન,** નં૦ બદન; કુડતું.

**બદી,** સ્રી૦ ( फा. ) દુરાચરણ અનીતિ; અધર્મ. :–નેકી ને બદી ( ૨ ) દુર્વ્યસન, કુટેવ; કુછંદ અવગુણ. ( ૩ ) નિંદા, ચુગલી, ચાડી. ( ૪ ) ગીલીદડાની અને ભમરા–લખોટીઓની રમત રમતા ભોયમા જે નાનો ખાડો કરવામાં આવે છે તે, ગબી.

**બદુ,** વિ૦ માલ વગરનો, ગંદુ.

**બદ્દલ** અ૦ બદલે, બદલ, સાટે, ઠેકાણે.

**બદ્ધ,** વિ૦ ( सं. ) બાધેલું; સજ્જડ. જકડેલું હોય તેવું, નહિ છુટુ. ( ૨ ) પરતંત્ર પરવશ. જેમકે બદ્ધ મુષ્ટ=કંજુસ, જેના હાથમાથી નાણા છુટે નહિ એવો.

**બધિર,** વિ૦ ( सं. ) બહેરૂ સાભળે નહિ એવું; કાન ફૂટેલું.

**બધુ,** વિ૦ સઘળું, તમામ પૂર્ણ. આખું; સર્વ. કહે૦ બધા પાલખીએ બેસે ત્યારે ઉચકે કોણ ? બધી વાતે પુરો=બરી રીતે ખરાબ–દુર્ભાગ્યની તે

બધે, અ૦ સર્વત્ર; સઘળે ઠેકાણે; સૌ જગાએ. :-પરમેશ્વર બધે હાજર છે.

બનડી, સ્ત્રી૦ તરત પરણેલી કન્યા; નવવધૂ.

બનડો પું૦ તરત પરણવા જતો છોકરો, વર. (૨) વિવાહમા ગાવાનું એક ગીત. ઉ૦ બનડા, ધીરે ચલો મેરી શેરીગલિયાં.

બનવું, ક્રિ૦ અ૦ ઓચિંતું—એકદમ થઇ આવવું તે; થવું; ઉપજવું, નિપજવું; પ્રાદુર્ભૂત થવું. :—અરેરે ! કેવો બનાવ બન્યો. ( ૨ ) જેવું જોઇએ તેવું થવું, ધાટમા આવવું. :—પૂરી ઠીક બને છે. ( ૩ ) અનુકૂળ આવવું; જોગાનજોગ બનવો. :—બહુ સારા સંજોગ બન્યા. ( ૪ ) સ્નેહ-મેળાપ હોવો; એકદિલ હોવું. :-વહુ વરને હવે બને છે. (૫) હળી મળીને રહેવું-ચાલવું:-કપરીની સાથે બને છે. (૬) નીશાના રંગમાં આવવું. (૭) સુઘડ થઇ શણગારાવું. :-આજે તે બની છે. ઉ૦ બનીઠનીને બધી અપ્સરાઓ આવેલ છે કિન્નર કિન્નરીઓ. (૮) ઉપહાસમા આવી પડવું; મસ્કરી થવી.:-બોલતા બોલતાં બની છે. ( ૧૦ ) કરી શકાવું.-એ કામ મારાથી બનશે નહિ રૂ૦ પ્ર૦ શરીરે બનવું=પુષ્ટ થવું. બનવા, જોગ=સંભવિત. બનતા લગી=ઘણું કરીને. બનવા કાળ=ભાવી.:-બનવા કાળ આગળ કોણ ડહાપણું છે? બનતીરાશ=મળતાવરોક; બનવું તે;એકદિલી.

બનાત, સ્ત્રી૦ ( फा. बानात ) જાડું-ધિંગું પણ મુલાયમ-સુંવાળા પોતનું ગરમ ઊનનું કપડું. એ ચોફાળ તરીકે ઓઢવાના અને ડગલા વગેરે કરવાના કામમાં આવે છે.

બનાવ, પું૦ કોઇ બાબતનું એકદમ બની આવવું તે; ઓચિંતું કંઇ થઇ આવવું તે; હોનારત, બીના; દૈવયોગ; ઘટના; છન્તેફાક, પ્રસંગ, જોગાનજોગ. ( ૨ )એક બીજાને અનુકૂલ-બોકતું આવવું તે, એક બીજામાં એકદિલે મળી જવું તે: મેળાપ, સ્નેહ; મિલન. :—વહુવરમાં બનાવ છે, સંપ; મેળ, અવિરુદ્ધતા. :-જુદા જુદા ધર્મની અંજાઓ હોવા છતા તેમની વચ્ચે સારો બનાવ છે.

બનાવટ, સ્ત્રી૦ બનાવવાની રીત તે; રચના; ઘટના; ડોળ. બનાવેલું-રચેલું-કરેલું તે. :—આ કોની બનાવટ છે. ( ૨ ) તરકટ; ખોટાઈ; કપટ; સાવતરું; કુભાંડ, ( ૩ ) વેષ બજવણી; ફજેતી; મસ્કરી, મજાક; ઉપહાસ્ય થાય એમ કરવું તે. :—પાચ માણસમા એની બનાવટ થાય તે સારૂં નહિ.

બનાવટી, વિ૦ બનાવેલું એવું; સ્વાભાવિક કુદરતી નહિ એવું; કૃત્રિમ. (૨ પોકળ; તકલાદી, (૩) જુઠું; ખોટું; ઢોંગી

બનાવવું, ક્રિ૦ સ૦ બને તેમ કરવું; તૈયાર કરવું; ઘડવું; રચવું; સાંધવું; જોડવું ( ૨ ) મજાક કરવી; બેવકૂફ ગણાય એમ કરવું; ઉપહાસ્ય થાય એમ કરવું; હસારત કરવી. ( ૩ ) ઉત્પન્ન કરવું. પેદા કરવું. ( ૪ ) તરવું; દોરવું; કાઢવું. ( ૫ ) શણગારવું; શોભે તેમ કરવું; ફક્કડ દેખાય એમ કરવું.

બનાં, સ્ત્રી૦ લાજ; શરમ, આબરૂ; ઇજ્જત.

બનુસ, ન૦ ( अ. बरनुस ) ઉનનો જાડા વણાટનો ઓઢવાનો કાળ. કાંબળો; ધાબળો; બોરો.

બન્નુસ, જુઓ બનુસ.

બન્ને, અ૦ બેઉજણ એમ; બન્નો; બેઉ. કહે૦ બન્ને બાજુએ ઢોલકી બજાવવી =બેઉ તરફનું સારૂં બોલવું. દૂધમા ને દહિંમા પગ રાખવો.

બન્નો, અ૦ બેઉ; બેઉજણ. ઉ૦ મગી આપણ જશું, બન્નો બહેન.

બપડું, ન૦ લાકડાનું ગોળ રમકડું. (૨) વિ૦ બે પડવાળું:—બપડી રોટલી.

બપૈયો, પું૦ ચાતક; દેવતરસ્યો; એક પંખી. વરસાદના પાણી વગર એની તરસ

છીપતી નથી એ વરસાદને માટે બહુ આતુર રહે છે. સ્ત્રી પુરુષના પ્રેમની આતુરતા માટે બપૈયાની આતુરતા કવિઓ કાવ્યમાં લે છે. ઉ૦ બપૈયેરે, પિઉ પિઉ ઉચરે.

**બપોર**, [ સં. દ્વિપ્રહર પ્રા. વિપુહુર ] દિવસના બીજા પહોરનો વખત તે; સૂર્ય માથે આવે છે તે સમય; મધ્યાહ્ન; દહાડાનો મધ્ય ભાગ તે; બીજા પહોરનો વખત. ઉ૦ પહિલઇ પુહરિ, બિપુહુરે, સાઝઈ. કા૦ પ્રબંધ.

**બપોરિયું**, ન૦ આતસબાજીમાંની એક એવી બનાવટ કે જે સળગાવતા બપોર જેવો પ્રકાશ આપે છે (૨) વિ૦ બપોરનું; બપોર લગીનું; બપોર સુધી કામ કરનારૂં (આખો દિવસ નહિ એમ.)

**બપોરિયો**, પું૦ એક ફૂલઝાડ અને તેનું ફૂલ તે. બપોરિયાનાં ફૂલ બપોરે ખીલે છે.

**બફો**, પું૦ બફારો; ધામ; તાપ; ઉકળાટ:–અફો સો નફો.

**બફોકરવું**, ક્રિ૦ સ૦ ગુણ કરવો; ફાયદો કરવો:– હમણા સંઘરશો તો આગળ બફો કરશે.

**બફાણું**, ન૦ બાફીને કરેલું અથાણું; કાચી કેરી વગેરે બાફીને તરત ખાવા માટે કરેલું અથાણું અથવા બાફલો તે.

**બફારો**, પું૦ ધામ; ઉકળાટ; બાફ; પરસેવો પડે એવી ગરમી લાગવી–થવી તે.

**બફાવવું**, ક્રિ૦ પ્ર૦ બાફે તેમ કરાવવું. (૨) રંધાવવું:–રસાલાના માણસો માટે મણનું ખીચડું બફાવજો.

**બફાવું**, ક્રિ૦ અ૦ બાફથી પોચું ને મીઠું થવું; ગરમી લાગવાથી પોચું થવું. (૨) ધામથી અકળાવું. (૩) રંધાવું; ચઢવું; સીઝવું.

**બબડ**, સ્ત્રી૦ બડબડવું તે; નારાજીનો ધીમો બડબડાટ તે:–રોજ ઉઠીને આ શી બબડ.

**બબડવું**, ક્રિ૦ અ૦ મરજી પ્રમાણે નહિ થવાથી ચીડમાં બોલ્યા કરવું; ગણગણવું; બડબડવું.

**બબડાટ**, પું૦ બબડવું તે. મરજી વિરૂધ્ધ થવાથી કકળવું તે.

**બબડાટિયું**, વિ૦ બડબડાટ કરે એવું.

**બબરચી**, પું૦ રંધવારો, રસોઇઓ.

**બબરચીખાનું**, ન૦ રસોડું, રાંધણી. (૨) ભંજવાડ; ગંદકી; બણબણાટ થતો હોય એવું–અસ્વચ્છ સ્થાન.

**બબુચક**, વિ૦ મૂર્ખ; કમ અક્કલ. (૨) ખાઉધરો; ખાવા માટે આતુર રહે એવું; લાલચુ.

**બબુન**, ન૦[ અં. Baboon ] આફ્રિકા અને બોર્નિયો તરફ થતાં મોટા વાંદરાંની એક જાત.

**બબ્બે**, અ૦ બે બેના જોડકાં એમ, એક સાથે બે હોય એમ, બેને જથ્થે, બેની જોડે:–બધે બબ્બે લાડુ પીરસો.

**બબ્બો**, પું૦ બકાર; બ; બ એવો અક્ષર અને ઉચ્ચાર તે.

**બમ**, અ૦ ગળામાંથી થતો એવો ભારે અવાજ તે; બાવાઓ ભીખ માગતાં જે ઉચ્ચાર કરે છે તે; મહાદેવને પ્રસન્ન કરવા ગાલ ફુલાવીને કરવામાં–કાઢવામાં આવતો એવો અવાજ તે:–બમ ભોળા ભંગભમ મહાદેવ. (૨) ભારે અને ફૂલેલું હોય એવું; જડૌ; કદાવર એમ.:–જાડુંબમ.

**બમણવું**, ક્રિ૦ અ૦ પાંખનો ગણગણાટ કરવો; પાંખ ગણગણાવી ઉડયા કરવું; આસપાસ અને ઉપર ઉડયા કરવું:–એના મોઢા ઉપર માખો બમણે છે. (૨) લાલચથી આગળ પાછળ ફર્યા કરવું; ભમવું; આશામાં ભટક્યા કરવું.

**બમણાટ**, પું૦ બણબણ થઇ રહેવું તે; માખો વગેરે નાનાં પંખાળી જીવડાંની ઉડાઉડ. (૨) ભંજવાડ; માખો વગેરે બમણે એવી ગંદકી તે.

**બમણું**, વિ૦ બેગણું; બેવડું; દ્વિગુણ:–એણે

ધારેલું તેથી બમણું તો વ્યાજ લીધું. રૂ૦ પ્ર૦ બમણી વારસ=બેવડી પીડા; વધારે મુશ્કેલી તે.

**બયાન**, ન૦ [ फा. ] વર્ણન; વિવેચન; વિગતવાર હકીકત તે, બયાન. ક્રિ૦ પ્ર૦ બયાન કરવું=વર્ણવવું; વિગતવાર હકીકત આપવી. ( ૨ ) વખાણ.

**બર**, પુ૦ પનો; પહોળાઇ. ( ૨ ) વિ૦ યોગ્ય; યુક્ત; લાયક; ઘટતું. ( ૩ ) પુરૂ પડયું હોય તેવું; અમલમાં આવ્યું હોય તેવું. ક્રિ૦ પ્ર૦ બર આવવું=પુરૂં પડવું; સ્વપ્નામા સરખા ઉતરવું; જેહએ લેવી જોઇ રૂપ થવું. ફલીભૂતથવું, ફતેહ મળવી. :—એની ઉમેદ બર આવી. પાર પડવું. ઠેકાણે આવવું:—હવે બર આવશે. સમોવડિયું થવું:—હનુમાન, ગરુડને બર આવશે. ( ૪ ) મુજબ, પ્રમાણે:—ફરમાન બર હુકમ.

**બરક**, પું૦ [ फा. ] ઉંટના વાળ; ઉંટિયું ઉન.:—બરકના ધાબળા.

**બરકત**, સ્ત્રી૦ ( आ. बरकत ) વિભૂતિ; ભરપુરતા; પ્રચુરતા. ( ૨ ) કલ્યાણ; શ્રેય ( ૩ ) પ્રપૂર્ણતા; છત. ( ૪ ) લાભ; ફાયદો, હાંસલ

**બરકવું**, ક્રિ૦ સ૦ મોટેથી બુમ પાડવી; મોટે ઘાંટે બોલાવવું; બકોરવું. ઉ૦ ભોળોનાથ ભુજંગમ ધરતા બરકે મધુરે સાદે. પ્રેમાનંદ

**બરકી**, સ્ત્રી૦ રૂની ગાસડી.

**બરકો**, પું૦ ઘાંટો, સાદ, મોટે અવાજે બુમ પાડવી તે:—શા માટે બરકો પાડે છે?

**બરખાસ્ત**, વિ૦ [ फा. ] વેરાયેલું; વિખરાયેલું; વિસર્જન:—સભા તે પછી બરખાસ્ત થઇ.=ઉઠીગઇ.

**બરછટ**, વિ૦ નહિ સુંવાળું; ખડબચડું. ( ૨ ) કડક; સખત, ન નમે એવું; કઠણ-ઉભું ને ઉભું વગર, વળવે કડક રહ્યા કરે એવું. ( ૩ ) બરડ; આકરૂં; બરસટ.

**બરછટ**, વિ૦ ખરબચડું; ખડબચડું; આકરૂ; બરડ. અનમ; નહિ લીસું.

**બરછી**, સ્ત્રી૦ નાનો ભાલો; તીરજેવું પણ ફણે મોટું ને લાકડીને છેડે જડેલું હથિયાર.

**બરછો**, પુ૦ ભાલો; મોટી ને લાંબી બરછી. ( ૨ ) ઉભો સીધો ને કડક લાગો સાઠો તે; કડક અને ઉભોડું એવું તે. ન નમે એવું; સીધું ને ઉભું તે.—બરછા જેવો તે સાગે ઉભો. શેલડીનો બરછો=સાંઠો.

**બરજાત**, વિ૦ હીણબીજનું, હલકા જન્મનું; કુજાત, બદજાત,

**બરજોરી**, સ્ત્રી૦ જોરાવરી; જબરજસ્તી; જુલમ; બળાત્કાર, અતિ આગ્રહ, સખતી; જોર કરવું તે. ઉ૦ છોડો બૈયાં ગોરી કનૈયા મત કરો બરજોરી.

**બરડ**, વિ૦ વાળતા-નમાવતાં ભાગી જાય એવું; કડક, કઠણ; સહેજમાં ભાગી જાય એવું. ( ૨ ) અ૦ દાંત તળે કચડાતાં થતો એવો અવાજ; કડક-કઠણ ચીજ ચાવતા થતો એવો અવાજ.:—બરડ બરડ બધું ચાવી ગયો.

**બરડવું**, ન૦ બારણા અને સાંખની વચ્ચે જડવાની ઉઘાડવાસ થાય એવી લોખંડની કરામત, મિજાગરૂ. બેડવું, વાળી ખુલ્લો ફરાય એવો સાંધો; કળ તે.

**બરડો**, પુ૦ વાંસો, પીઠ, કમાડ ( ૨ ) સોપારીની એક જાત. રૂ૦ પ્ર૦ બરડો થાપડવો=હિમ્મત આપવી, ઉત્તેજન આપવું, ઉશ્કેરવું; મદદ આપવા કહેવું. બરડો ભારે થવો=માર ખાવાના ચિહ્ન દેખાવા; માર માગવો. ( ૩ ) ગજા કરતાં વધારે થઇ પડવું; દેવા વગેરેનો માથે બોજો થઇ જવો. ( ૪ ) કાઠિયાવાડનો એક ડુંગર

**બરણી**, સ્ત્રી૦ ચિનાઇ માટીની અથવા દેશી હખોરેલી પાર; અથાણું, અને ઘી વગેરે ભરવાનું માટી કે કાચ વગેરેનું વાસણ.

**બરતરફ**, વિ૦ [ फा. ] પાસેથી દૂર કરેલું; કાઢી મૂકેલું; રજા દેવાયેલ. હોદ્દા કે ચાકરી ઉપરથી કામ કરનારને કાઢી

મૂકવું તે.:-કલેક્ટર સાહેબે એને ગુનો આવતાંવાત બરતરફ કર્યો.

**બરતરફી**, સ્ત્રી૦ ચાકરી-કામ ઉપરથી રજા-મળવી તે; બરતરફ કરવું તે.

**બરદ**, ન૦ બિરુદ; ભક્તને વરદાન આપવું તે; પ્રતિજ્ઞા; પણ; વરઆપવો તે; વચન.

**બરદાશ**, સ્ત્રી૦ બરદાસ્ત; સંભાળ. ક્રિ૦ પ્ર૦ બરદાશ રાખવી; બરદાશ લેવી.

**બરદાસ્ત**, સ્ત્રી૦ [ ફા. ] સંભાળ; જાળ; કાળજી રાખી ઢોર માણસ વગેરેને પાળવું તે; તજવીજ રાખવી; કાળજીથી પરો-ણાગત કરવી તે. દુઃખમાં-મુશ્કેલીમાં મદદ આપવી-સંભાળ લેવી અને પાલન કરવું તે.

**બરદિયો**, પું૦ વરદાન આપનારો; બંદિજન; ભાટ. ( ૨ ) બળદ.

**બરફ**, પું૦ ઠંડીથી અથવા કૃત્રિમ રીતે બંધા-યેલું-ઠરેલું પાણી તે; હિમ; હિમકણ; કરા. ક્રિ૦ પ્ર૦ બરફ પડવો=હિમ પડવું; અત્યંત ઠંડકને લીધે આકાશમાંથી વરસતું પાણી જ ઠાર થઇને પડે તે; ઠાર પડવો.

**બરફી**, સ્ત્રી૦ દૂધનો માવો, ખાંડ અને સૂકો મેવો નાંખીને બનાવેલી મિઠાઇ તે. બરફી પેંડા. ખાંડ મેવા ને માવાની બ-નાવટ તે.

**બરફીચુરમું**, ન૦ બરફીની આકૃ ઠરીને ચકતાં પાડેલું ચુરમું તે; ઠારેલો લાડુ.

**બરબડ**, સ્ત્રી૦ બડબડવું તે; ધીમે ધીમે ફરિ-યાદને રૂપે બોલ્યા કરવું તે; કણકણવું તે; લવલવ; લવારી; બડબડાટ.

**બરબાદ**, અ૦ [ ફા. ] રદ; બાતલ, નકામું; વ્યર્થ; મિથ્યા; ખાલી. ક્રિ૦ પ્ર૦ બરબાદ જવું=નકામું પડવું; વ્યર્થ જવું; બગડવું; નહિ કામ લાગવું; નિરર્થક જવું.

**બરબાદી**, સ્ત્રી૦ ખરાબી; વ્યર્થ જવું તે; ખોટો વ્યય થઇ જવો-કરવો તે; રદ જતા રહેવું-કાઢી નાંખવું તે અને મિ-થ્યા ખરચ થાય એમ કરવું અથવા થવું તે પાયમાલી. :-જર્મનોથી કંઇ થયું નહિ અને અમસ્તી પોતાના દેશની બરબાદી કરી.

**બરાગળ**, સ્ત્રી૦ ઝીણો તાવ; ધીકડી; જીર્ણ-જ્વર તે.

**બરાડ**, સ્ત્રી૦ મોટી ચીસ; બૂમ; રાડ; બરકો. ઉ૦ પાડે વાઘ બરાડ; પ્રેમાનંદ.

**બરાડવું**, ક્રિ૦ સ૦ ગળામાંથી તાણીને બો-લવું; આરડવું; મોટે સાદે-ઘોંટે ગરજવું; અવાજ કાઢવો. પશુનું બોલવું.:-રાતે ગાય બરાડે તે સારૂં નહિ. ( ૨ ) ક્રોધથી ગરજવું.:-સાહેબ જરા વાંક પડતાંવાંત બરાડે છે.

**બરાડો**, પું૦ મોટો ઘાંટો; બૂમ, મોટા ગળા-માંથી કાઢેલો અવાજ; બરાડવું તે. ( ૨ ) ગુસ્સામાં કાઢેલો ઘાંટો તે. ક્રિ૦ પ્ર૦ બરાડા પાડવા=જરાજરામાં ગુસ્સે થઇ મોટેથી બૂમ પાડવી; ઘાંટા કાઢવા.

**બરાત**, સ્ત્રી૦ વર સાથેની મંડળી તે; જાન. ( ૨ ) વરઘોડાનું સાજન તે.

**બરાતી**, પું૦ જાનૈયો; જાનમાંનો માણસ.

**બરાબર**, વિ૦ ( ફા. ) સરખું; સમાન ( ૨ ) ખરું; વાજબી; ઘટિત; યોગ્ય માફક; અનુરૂપ. ( ૪ ) વાંકુંચુંકું નહિ પણ સીધું-સપાટ. ( ૫ ) દુરસ્ત ભુલચૂક રહિત. ( ૬ ) ઠીકઠાક ગોઠ-વેલું. ( ૭ ) પુરૂં, જેટલું આપવું હોય એવું; યથાસ્થિત.

**બરાબરિયું**, વિ૦ સરખેસરખું; સમોવડિયું; સમાન-મળતું હોય એવું. વયે ધન બળ વગેરેમાં સમાન.

**બરાબરી**, સ્ત્રી૦ સમાનતા; સરખાપણું; સરખું થવું-હોવું તે ( ૨ ) સરસાઇ; હરિ-ફાઇ. સ્પર્ધા; ક્રિ૦ પ્ર૦ બરાબરી કરવી =બીજાની સમાન થવાનો યત્ન કરવો; હરિફાઇ કરવી.

**બરાસ**, ન૦ કપૂરમાં બીજો મસાલો નાંખીને બનાવેલો સુગંધી પદાર્થ. ( ૨ ) ભં. ચિની. કપૂર. ક્રો. ( ૩ ) ભીમસેની

એક માપ.

**બરી**, સ્ત્રી૦ અંગરખાનો એક ભાગ તે ( ૨ ) બળી; ખરેંડું.

**બરૂ**, પુ૦ ( प्रा. वरुओ ) નેતરની જાતનું પણ બરડ એક ઘાસ. ( ૨ ) એ ઘાસનો સાંઠો તે આ ઘાસ સાત આઠ ફીટ ઉંચું થાય છે. તેની ઉપર મંજરી આવે છે અને તેના સાંઠા ઉપરથી લાલ પાકટ ને અંદરથી પીળા હોય છે. એ સાંઠાની કલમો થાય છે.

**બરો**, પુ૦ અભિમાન, મગરૂરી; ગર્વ; અહંતાનો તોરઃ–કોણ એનો બરો ઉતારે ? ( ૨ ) હોશ; ઔધસ, તનમનાટ; ચસકોઃ–એને લડવાનો બહુ બરો છે. (૩) ચામોદી; પતરાજી. ક્રિ૦ બખ્મા ભાગી જાશે બરા, જે દિન આવી જાશે જરા. ભોજાભગત. ( ૪ ) ઘણો સખત તાવ આવી ગયા પછી હોઠ ઉપર જે ફોલ્લીઓ ફૂટી નિકળે છે તે. આવી ફોલ્લીઓને બરો મુતરી ગયો, એમ કહે છે.

**બરોડું**, ન૦ બરતું રાડું ( ૨ ) જુવાર બાજરીનો સાંઠો.

**બરોબર**, વિ૦ સરખુ; સમાન. ( ૨ ) યોગ્ય; ઉચિત. ( ૩ ) અદ્લ, ખરૂં ( ૪ ) પુરેપુરૂ, પૂરણ. ( ૫ ) સમતોલ, ધરાધર. ( ૬ ) સાદ; સપાટ, ખાડાખૈયા વગરનું, સરખુઃ–જમીન બરોબર છે, ખાડા ટેકરા નથી. એકરૂપ. ક્રિ૦ પ્ર૦ બરોબર થવું=સરખું સપાટ થઇ જવું; નાશ પામવું. જેમ ઘટિત હોય તેમ.

**બરોબરિયું**, વિ૦ સરખા સ્વરૂપનું; સમવયનું સનોવરિયુ; ઉમ્મર, ધન, કુળ, બળ; અને યોગ્યતા વગેરેમાં સમાન હોય એવું તે

**બરોબરી**, સ્ત્રી૦ બરાબરી

**બરોળ**, સ્ત્રી૦ ડાબા પાસામાં રહેલો એક અગત્યનો શરીરની અંદરનો અવયવ આ અવયવ ગેંદા જેવી વસ્તુનો બનેલો છત્રી જેવડો હોય છે પણ તેનું કામ શું છે તે નિશ્ચિતપણે જણાયેલું નથી. તાવમાં એ અવયવ મોટો થઇ જાય છે અને ક્વિનાઇનથી સંકોચાય છે. બરોળ વધવી=એમ કહેવાય છે.

**બર્બર**, વિ૦ ( सं. ) અજ્ઞાન; મૂર્ખ. (૨) અનાર્ય; જંગલી માણસ, ( ૩ ) એ જાતિનો એક લોક.

**બર્હી**, પુ૦ ( सं. बर्हिन ) મોર, મયૂર.

**બલ**, ન૦ ( सं. ) બળ; શક્તિ; કૌવત; જોર; સામર્થ્ય. ( ૨ ) બેલ; બળદ.

**બલકે**, અ૦ ( फा. ) બલ્કે; એથી પણ વધારે; તેના કરતાં વિશેષ એમ.

**બલગમ**, પુ૦ ( आ. ) ગળફો, ગળા–છાતીમાથી પડતો ઘટ ચીકણો પદાર્થ; કફ; બળખોઃ–બલગમ પડવા માંડે એટલે રૂઘણ ઓછી થાય.

**બલગીરી**, સ્ત્રી૦ સ્ત્રીઓને કોટે પહેરવાનું એક ઘરેણું.

**બલજાવું**, ક્રિ૦ વારીજવું.

**બલમ**, સ્ત્રી૦ બાફેલી ડાંગેર. ચોખા ભાગી જાય નહિ તે માટે ભાગણી ડાંગેરને બાફીને ખાંડવામાં આવે છે. બંગાળા અને બરમા તરફ ઘણું ખરૂ ડાંગેરને બાફીને જ ખાંડવામાં આવે છે.

**બલવણ**, ન૦ આમળાના પાણીમાં ઉકાળીને તૈયાર કરેલું મીઠું. શુદ્ધ કુદરતી મીઠું ખાવાની જેમને બાધા હોય તેઓ આ મીઠું ખાય છે. ( ૨ ) બીડલવણ

**બલવો** પુ૦ ( आ ) બંડ, તોફાન, રાજસત્તાની સામે ઝઘડો કરવો તે.

**બલા**, સ્ત્રી૦ ( आ. ) માથાફોડ; પીડા; પંચાતી, ઝટ પતી જાય નહિ એવી તકરારી બાબતઃ–આ શી બલા, રોજ ઉઠી હેરાન કરે ? ( ૨ ) પીડાકારક અને ઝટ ખસે નહિ એવું ચેટક; ભૂતપ્રેત; મેલુ તે. ( ૩ ) દૈત્યઃ–બલા જાણે. બલા લેવી=પંચાતીનું કામ હાથ ધરવું. બલા વહોરવી=પીડા–આફત માથે લેવી.

**બલાકા**, સ્ત્રી૦ ( सं. ) બગલી.

**બલાડી,** જુઓ બિલાડી.
**બલાત્કાર,** ( સં. ) બળાત્કાર; બળજોરી; જોરજુલમ; જોરાવરી કરવી તે.
**બલાલ,** વિ૦ હરામ; નીચ કર્મ કરનાર તે.
**બલાહક,** પું૦ ( સ. ) મેઘ; વરસાદ; વાદળા; મેહ.
**બલિ,** પું૦ ( સં. ) દેવતાઓ અને ભૂતાદિકને આપવામા આવતો ભોગ–ભેટ તે; બળી.
**બલિદાન.** ન૦ ( સ. ) ભોગ આપવો તે; ભૂતાદિને માટે–અન્નાદિકની ભેટ આપવી તે. દેવ–દેવતાને આપવામા આવતું જે ભક્ષ રૂપી દાન તે; બળીદાન.
**બલિવર્દ,** પું૦ ( સં. ) બળદિયો, બળદ.
**બલિષ્ઠ,** વિ૦ [ સં. ] બળવાન; જોરાવર; બળિયુ.
**બલિહારી,** સ્ત્રી૦ વાહવાહ; ધન્ય; રૂપ, પ્રતાપ, ને ખુબી જોતા મનમા જે સ્તુતિ ભાવ ઉત્પન્ન થાય છે તે વ્યંજક ઉદ્ગાર; ફિદાફિદા થયાનો શાબાશી ભર્યો ઉદ્ગાર; વારી જવું તે. ઉ૦ બલિહારીરે અંબે માત ! ( ૨ ) ખુબી, ધન્ય પ્રભાવ.
**બલુન,** ન૦ [ અ. ] વિમાન; હવામા ગતિ કરે એવું યાન–વાહન.
**બલે,** સ્ત્રી૦ કાખમા જે ગાઠ થઇ આવે છે તે;—કાખબલે.
**બલૈયું,** ન૦ ( સ. વલય ) ચુડી; દાતની ચુડી ને લાકડાનું બલૈયું ક્રિ૦ પ્ર૦ બલૈયા પહેરવા=નાતરૂ કરવું; ફરીને પતિ કરવો. ( ૨ ) બાયલા બનવું, નિર્બળતા દેખાડવી. ( ૨ ) બલૈયા=ઓવારણા; દુઃખડ; હરખથી આશીર્વાદ દઇ માથેથી હાથ ઉતારી પોતાને લમણે ટાચકા ફોડવા; હરખથી આશીર્વાદ દેવો અથવા અત્યંત વહાલ દેખાડવુ. ઉ૦ પનઘટ ઉપર દયાનો પ્રીતમ, મારા બલૈયા લે છે રે. રુ૦ પ્ર૦ બલૈયા, ખેચવા=ખાતાને આગળ ખેંચવા, હિસાબ માંડી વાળવો, ખાતા બંધ કરવા.
**બલોયું,** ન૦ બલૈયુ; ચુડી.
**બવાડું,** ન૦ નવી ખેડાયેલી જમીનનું બીજું વર્ષ.
**બવાસીર,** ન૦ અર્શ; ગુદામા થતો મસાનો રોગ તે.
**બશેર,** વિ૦ આઠ પાશેરા–અથવા–એંશી રૂપિયાભાર : જેટલુ વજન તે; બે વાર શેર શેર તે.
**બશેરી.** સ્ત્રી૦ બશેર વજનનું કાટલું.
**બસ,** અ૦ થયુ; એગલુંજ; પણુંજ. હદ બતાવે છે. પાણી લેતા–બસ=થયુ–હવે નહિ જોઇએ. પર્યાપ્ત, સંપૂર્ણ. આગ્રહમા અલબત, ખચીત; નહિ ચાલે, ફરજિયાત, વગેરે અર્થ બતાવે છે. :–બસ તમેજ જાઓ.
**બસી,** સ્ત્રી૦ રકાબી, છાછર.
**બસેં** વિ૦ બે વાર સો તે; બસો. ૨૦૦.
**બસો,** વિ૦ બસેં; બે વાર સો તે; ૨૦૦.
**બસ્તી** સ્ત્રી૦ ( સ. વસ્તિ ) મળમૂત્ર છોડવા માટે ગુદા વગેરે વાટે પિચકારી આપવી તે; પિચકારી, મળાદિની શુદ્ધિ માટે ગુદાવાટે પાણી અને દવા વગેરે આપવા તે; અને તે આપવાની નળી તે.
**બસ્તો.** પુ૦ ( फा. ) ગાસડી; પોટલી.
**બહલાવવું,** ક્રિ૦ સ૦ ખીલવવુ; ફુંગરાવવું.—( ૨ ) વધારવુ; ફેલાવવું, પ્રસાર કરવો.
**બહવવું,** ક્રિ૦ સ૦ બોલવું ( ૨ ) વહેવું.
**બહાદુર,** વિ૦ [ फा ] હિમ્મતવાન; સાહસિક, શૂરવીર; મર્દ.
**બહાદુરી,** સ્ત્રી૦ બહાદુરપણુ; સાહસ; હિમ્મત. ( ૨ ) પરાક્રમ મર્દાઇ
**બહાનું,** ન૦ મિષ, ઓઠુ, નિમિત્ત, ઢોંગ જુઠું કારણ.
**બહાર,** પુ૦ [ फा ] ખુબસુરતીનું ખીલી રહેવુ તે, ભભક, શોભા, રંગ; મઝા; ખુબી :–કેવો શરદ પુનમની ચંદનીના બહાર છે.
**બહાર,** અ૦ [ સ. વહિર્ ] બારણે, અંદર

ણીઓ જાંગુડિયા બેસતી બંગડીઓ. હાથનું પાતળું કંકણ તે બંગડી.

**બંગલી,** સ્ત્રી૦ નાનો બંગલો.

**બંગલો,** પું૦ [ઇં.] વાડી વચ્ચે બાંધેલું સુંદર મકાન.

**બંગાળી,** વિ૦ બંગાળદેશનું; બંગાળ સંબંધી.

**બંગાળું,** ન૦ લીલી કે પીળી ભોંય ને વચમાં બીજા રંગની ટપકીવાળું ઘાઘરાનું લુગડું; ભાતીગલ ઘાઘરાપાટ.

**બંડી,** સ્ત્રી૦ બિંદી; ટપકી; નાની ટીલડી; બે ભમરો વચ્ચે કરેલી ઝીણી ટપકી.

**બંટ,** પું૦ વાવીને પકવેલા અનાજ સાથે થયેલો જંગલી કણ તે; બંટિયો.

**બંટિયો,** પું૦ ચોખાની અંદરનો અણખેડ ખડનો કણ તે.

**બંટી,** સ્ત્રી૦ એક જાતનું સામા જેવું અનાજ. આ ધાન્ય જલદી પાકે છે અને થોડી મહેનતે એની મેળે ઉગી નીકળે છે. એના દાણાનો ભાત ને લોટના રોટલા થાય છે.

**બંઠ,** વિ૦ બુંઠ; અક્કલ વગરનું; ધાર વગરનું.

**બંડ,** ન૦ હુલ્લડ; ફિસાદ; બળવો.

**બંડખોર,** વિ૦ તોફાની; ફિસાદી; હુલ્લડી; બંડ કરનાર.

**બંડિયું** ન૦ બદન; બંડી.

**બંડી,** સ્ત્રી૦ કમ્મર લગી આવતું પહેરવાનું વસ્ત્ર તે; બદન.

**બંદ,** પું૦ બંધ; જેથી કોઇ ચીજ છુટી વહેતી બંધ થાય તે, આડ. (૨) બેડી; હેડ. (૩) હદમાં રાખવું તે; કેદ કરવું તે; પાણી અટકાવવાનો પુસ્તો; બાધ. (૪) પટો.

**બંદગી,** સ્ત્રી૦ (फा.) ઇશ્વર પ્રાર્થના; ભક્તિ; નિમાજ. (૨) હુકમ; આજ્ઞા.

**બંદર,** નં૦ સમુદ્ર અથવા નદી કિનારાની તે જગા કે જ્યાં આગળ આવીને વહાણો થોભતા હોય; જ્યા વહાણો છોપતા હોય તે સમુદ્ર કે નદીનો કિનારો. (૨) સમુદ્ર કે નદી ઉપરનું તે ગામ કે શહેર, કે જ્યા આગળ જળમાર્ગે વેપાર રોજગાર ચાલતો હોય. (૩) ફુરજો; માંડવી; ડક્કો; ધક્કો. ક્રિ૦ પ્ર૦ બંદરજવું—ઝાડેજવું.

**બંદરી,** સ્ત્રી૦ એક જાતનું બુટ્ટીવાળું કપડું; છિંટ. આ કપડાની પાઘડીઓ થતી હતી:—બંદરી પાઘડીઓ.

**બંદવો.** પું૦ બંધવો.

**બંદી,** પું૦ કેદી, બંદીવાન. (૨) સ્ત્રી૦ બંધી; અટકાવ; મનાઇ; બંધી. (૩) રાજા અને ગૃહસ્થ વગેરેનાં વખાણ કરનારો—ગીત ગાનારો ભાટ, ચારણ વગેરે; માગધ.

**બંદીજન,** પું૦ રાજા અને ગૃહસ્થ વગેરેનાં પરાક્રમ અને જશ ગાનાર એક જાતિ; ભાટ; માગધ. ઉ૦ બંદીજન કરે વખાણ.

**બંદુક,** સ્ત્રી૦ (अ. बुन्दुक) દારૂભરીને ફોડવાનો—ગોળી ઉડાવવાનો એક નળિકાયંત્ર; નલિકા; પિસ્તોલ; ગોળી ફેંકવાનો યંત્ર; એક અસ્ત્રશસ્ત્ર. રૂ૦ પ્ર૦ બંદુકભરવી=ખુબ ઉશ્કેરવું; જોરથી બબાળે એમ ચડાવવું; સામે કરવું; લડવાને—ઉડાવી—ઉથલાવી નાંખવાને તૈયાર કરવું:—આજે ભાઇને એકાંતમાં બેસાડીને ભાભીએ મારી સામે બંદુકભરી છે. (૨) ગોળી:—બંદુક મારી.

**બંદો,** પું૦ (फा बन्द) બંધાયેલો માણસ; સેવક; દાસ:—ખુદાનો બંદો=પરમેશ્વરનો દાસ, આજ્ઞાંકિત, તાબેદાર, અધીનજન. (૨) હું પોતે; સ્વાભિમાનપૂર્વક પોતાને માટે બોલાય છે:—બંદા ખાય કે તાપે. મારે કંઇ ફિકર નહિ. જ્યા બેઠા—પડયા ત્યાં ખેમ ને કુશળ:—હવે બંદાના સપાટા જોજો=હવે મારૂં પરાક્રમ જોજો.

**બંદોબસ્ત,** પું૦ (फा. बंदोबस्त) ગડબડ, દોગાઇ ને મારફાડ વગેરે ધાંધલ કે વસ્તુની રચના આઘીપાછી થાય નહિ એમ કરવું ને રાખવું તે; વ્યવસ્થા; નિયમન—નિયંત્રણ તે. (૨) ગોઠવણ; તજવીજ; તપાસ; તકેદારી; સોઇ; સગવડ.

કરવી તે, બળતરા, મનસ્તાપ. (૨) ફિકર; કાળજી; ચિંતા, સંતાપ (૩) દાઝ, અદેખાઈ, ઇર્ષા.

**બળબીજ,** સ્ત્રી૦ એક જાતની ઓષધિ.

**બળવતર,** વિ૦ વધારે બળવાન, ઘણું જોરદાર

**બળવંત,** વિ૦ બળવાન; બળિયુ.

**બળવાખોર,** પુ૦ બળવો કરનાર, ફિસાદી, બંડખોર

**બળવાન,** વિ૦ બળિયુ, બળવંત; જોરાવર, સમર્થ

**બળવું,** ક્રિ૦સ૦ અગ્નિ-દેવતાથી-ગરમીને લીધે ખાખ થવું; લાગવું, સળગવું; દાઝવું. લાકડા, ઘાસ, તેલ વગેરે બળવું (૨) જોસ્સાથી અકળાવવું. ગભરાવું. (૩) અદેખાઇ કરવી—થવી. (૪) સારૂં જોઇને મનમા બળવુ. ક્રિ૦ પ્ર૦ તાપે બળવું=ગરમીમા રહેવુ તાપસહેવો;-તાપથી પીડાવું વિરહે બળવુ=વિયોગની પીડ સહેવી; વિરહે શોષાવુ. બળીને ખાખ થઇ જવુ=અદેખાઇથી ખૂબ મનસ્તાપ ભોગવવો. (૫) પાણી વગર શોષાઇ—સુકાઇ જવું;-વરસાદવગર કરસણ બળી જાય છે. રુ૦ બળ્યું=વેર્યું; ઝેર ગયુ, કઇ દરકાર નહિ એમ:-બળી એ વાત જવા દો. ઉ૦ બળી વ્રાડીને બંગલો બેસ ન દેશ મને ગમે, બળ્યા કોય પલગને પાટ, ન ખાટ રૂચે મને..બળ્યું=સંતાપયેલું= બળ્યું બોલે એ ખરું શું કરીએ. કહે૦ બળતું ઘર કૃષ્ણાર્પણ=પીડા ટાળવા ને પુણ્ય કરવા નીકળવું તે. જેમા માલ નહિ તે આપવા તત્પરતા દેખાડવી તે. બળતામાંથી ખૂંટેલું=જતા જતા જે લાભ લીધો તે ખરો એવા અર્થમાં વપરાય છે.

...વો, પુ૦ બડ, બખેડો, ફિસાદ, તોફાન.

...હીન, વિ૦ નબળું, કમજોર

**બળાત્કાર,** પું૦ બલાત્કાર, બળજોરી, મરજી ઉપરાંત પરાણે કરવુ—કરાવવું તે ક્રિ૦ પ્ર૦ બળાત્કાર કરવો=સ્ત્રીની મરજી વિરૂદ્ધ સંગ કરવો જુલમ કરવો.

**બળાપો,** પુ૦ મનમા જે બળ બળ-ચિંતા થવી તે, શોક, સંતાપ; પશ્ચાતાપ વગેરે થવા તે, કેડાપો; મનસ્તાપ. ક્રિ૦ પ્ર૦ બળાપો કરવો=ચિંતા કરવી.

**બળિયું,** વિ૦ બળવાન, જોરાવર. કહે૦ બળિયા સાથે બાથ=બળવાનની સામે થવું તે.

**બળિયાકાકા,** પુ૦ સીતળા; એક જાતનો ઘણોજ ચેપી તાવ કે જેમાં માણસના શરીર ઉપર નાના નાના ફોલ્લા થઇ આવે છે. એક અઠવાડિયા પછી એનું જોર નરમ પડી-ભિંગડાં વળી દાગ રૂઝાઇ જાય છે

**બળિયેલ,** વિ૦ બળેલું, કર્યા વગેરેના જોસ્સા થી રાત દહાડો સંતાપ કરી કરીને સૌ રાઇ ગયેલું; કંકાસિયું, કડાપો કર્યા કરનારૂં.

**બળી,** સ્ત્રી૦ (પુ૦) [ સં બલિ ] દેવ, પિતૃઓ અને ભૂતાદિકને અર્પણ કરવામાં આવતું જે ભક્ષ્ય તે; ભોગ. ક્રિ૦ પ્ર૦ બળી આપવો=ભોગ આપવો.

**બળેવ,** સ્ત્રી૦ શ્રાવણ સુદિ પુનમ, યજુર્વેદી બ્રાહ્મણોને જનોઇ બદલવાનો દિવસ. શ્રાવણી પૂર્ણિમા; નાળિયેરી પુનમનો દિવસ-તહેવાર તે.

**બળી,** સ્ત્રી૦ ગાય ભેસ વિયાયા પછી તરત કાઢેલા દૂધની એક બનાવટ તે

**બળોતિયું,** ન૦ નાના બાળકની ગાડતળે રાખવાનો-મળ મૂત્ર ઝીલવાનો લુગડાનો કકડો તે.

**બકેરાવ,** વિ૦ (પુ૦) બોલવે કામ કરવે બહાદુર તે, છેલ બટાઉને ફક્કડ માણસ તે.

**બંખારવુ,** ક્રિ૦ સ૦ બખાળવુ, ઘાંટા પાડવા; ગુસ્સો કાઢવો.

**બંગ,** પુ૦ બુટ્ટો, તર્ક; તરંગ. (૨) તરેહ, ભાત; રંગ. (૩) કલ્પના, જુક્તિ. (૪) એક જાતનો ખાર, કલાઇની એક બનાવટ-ક્ષાર તે.

**બંગડી,** સ્ત્રી૦ સ્ત્રીઓને કાંડે પહેરવાનું કાચનું કે ધાતુનું ગોળ ઘરેણું; કંકણ; કંકણ, વલય. ઉ૦ શોભે સુનાની કર કંક-

ણીઓ જાંબુડિયા બેસતી બંગડીઓ. કાચનું પાતળું કંકણુ તે બંગડી.

**બંગલી**, સ્ત્રી૦ નાનો બંગલો.

**બંગલો**, પું૦ [જુ.] વાડી વચ્ચે બાંધેલું સુંદર મકાન.

**બંગાળી**, વિ૦ બંગાળદેશનું; બંગાળ સંબંધી.

**બંગાળું**, ન૦ લીલી કે પીળી ભોય ને વચમાં બીજા રંગની ટપકીવાળું ઘાઘરાનું લુગડું; ભાતીગલ ઘાઘરાપાટ.

**બંગી**, સ્ત્રી૦ બિંદી; ટપકી; નાની ટીલડી; બે ભમરો વચ્ચે કરેલી ઝીણી ટપકી.

**બંટ**, પું૦ વાવીને પકવેલા અનાજ સાથે થયેલો જંગલી કણુ તે; બંટિયો.

**બંટિયો**, પું૦ ચોખાની અંદરનો અણુખેડ ખડનો કણુ તે.

**બંટી**, સ્ત્રી૦ એક જાતનું સામા જેવું અનાજ. આ ધાન્ય જલદી પાકે છે અને થોડી મહેનતે એની મેળે ઉગી નીકળે છે. એના તાંદળાનો ભાત ને લોટના રોટલા થાય છે.

**બંઠ**, વિ૦ બુંઠ; અક્કલ વગરનું; ધાર વગરનું.

**બંડ**, ન૦ હુલડ; ફિસાદ; બળવો.

**બંડખોર**, વિ૦ તોફાની; ફિસાદી; હુલડી; બંડ કરનાર.

**બંડિયું** ન૦ બદન; બંડી.

**બંડી**, સ્ત્રી૦ કમ્મર લગી આવતું પહેરવાનું વસ્ત્ર તે; બદન.

**બંદ**, પું૦ બંધ; જેથી કોઇ ચીજ ખુલી વહેતી બંધ થાય તે, આડ. ( ૨ ) બેડી; હેડ. ( ૩ ) હદમાં રાખવું તે; કેદ કરવું તે; પાણી અટકાવવાનો પુસ્તો; બાધ. ( ૪ ) પટો.

**બંદગી**, સ્ત્રી૦ (फा.) ઈશ્વર પ્રાર્થના; ભક્તિ; નિમાજ. ( ૨ ) હુકમ; આજ્ઞા.

**બંદર**, ન૦ સમુદ્ર અથવા નદી કિનારાની તે જગા કે જ્યાં આગળ આવીને વહાણો થોભતા હોય; જ્યાં વહાણો છાપતા હોય તે સમુદ્ર કે નદીનો કિનારો. ( ૨ ) સમુદ્ર કે નદી ઉપરનું તે ગામ કે શહેર, કે જ્યાં આગળ જળમાર્ગે વેપાર રોજગાર ચાલતો હોય. ( ૩ ) પુરજો; માંડવી; ડક્કો; ધક્કો. ક્રિ૦ પ્ર૦ બંદરજવું–આડેજવું.

**બંદરી**, સ્ત્રી૦ એક જાતનું બુટ્ટીવાળું કપડું; છિંટ. આ કપડાની પાઘડીઓ થતી હતી.:–બંદરી પાઘડીઓ.

**બંદવો**, પું૦ બંધવો.

**બંદી**, પું૦ કેદી, બંદીવાન. ( ૨ ) સ્ત્રી૦ બંધી; અટકાવ; મનાઇ; બંધી. ( ૩ ) રાજા અને ગૃહસ્થ વગેરેના વખાણ કરનારો–ગીત ગાનારો ભાટ, ચારણ વગેરે; માગધ.

**બંદીજન**, પું૦ રાજા અને ગૃહસ્થ વગેરેનાં પરાક્રમ અને જશ ગાનાર એક જાતિ; ભાટ; માગધ. ઉ૦ બંદીજન કરે વખાણ.

**બંદુક**, સ્ત્રી૦ (અ. बुन्दुक) દારૂભરીને ફોડવાનો–ગોળી ઉડાવવાનો એક નળિકાયંત્ર; નલિકા; પિસ્તોલ; ગોળી ફેંકવાનો યંત્ર; એક અગ્ન્યસ્ત્ર. રૂ૦ પ્ર૦ બંદુકભરવી=ખૂબ ઉશ્કેરવું; જોરથી બબાળે એમ ચડાવવું; સામે કરવું; લડવાને–ઉડાવી–ઉથલાવી નાંખવાને તૈયાર કરવું.:–આજે બાઇને એકાંતમાં બેસાડીને ભાભીએ મારી સામે બંદુકભરી છે. (૨) ગોળી.:–બંદુક મારી.

**બંદો**, પું૦ (फा बन्द) બંધાયેલો માણસ; સેવક; દાસ.:–ખુદાનો બંદો=પરમેશ્વરનો દાસ, આશ્રિત, તાબેદાર, અધીનજન. (૨) હું પોતે; સ્વાભિમાનપૂર્વક પોતાને માટે બોલાય છે.:–બંદા ખાય કે તાપે. મારે કંઇ ફિકર નહિ. જ્યાં બેઠા–પડયા ત્યાં ખેમ ને કુશળ.:–હવે બંદાના સપાટા જોજો=હવે મારું પરાક્રમ જોજો.

**બંદોબસ્ત**, પું૦ ( फा. बंदोबस्त ) ગડબડ, દેંગાઇ ને મારફાડ વગેરે ઘાયલ કે વસ્તુની રચના આઘીપાછી થાય નહિ એમ કરવું ને રાખવું તે; વ્યવસ્થા, નિયમન–નિયંત્રણ તે. ( ૨ ) ગોઠવણ; તજવીજ, તપાસ; ચકેદારી; ગોઇ; સગવડ.

(૩) જાપતો. (૪) કરાર, ઠરાવ; કબુલાત, સુલેહ–શાંતિ જાળવી–રાખવી તે. દેશમાં બંદોબસ્ત રાખજો.

**બધ**, પું૦ (સં.) બંધન; બંધારણ. બાધવું –હદ કરવી તે; ધારો; નિયમ.(૨) અટકાવ; રોકાણ.(૩)બાધ; પાળ; ઘાટ. ઘોરી પુસ્તો (૪)જોડીને સાથે રાખનાર–પટો; પારો. ગોઠ; બેડી. (૫) બાંધવાના કામનું તે; દોર, દોરડું–વગેરે તે. (૬) સાથે ગોઠવેલું–યોજેલું તે; રચના; નિબંધન; ગુંથણી. :–પદબંધ; નિબંધ; પ્રબંધ. (૭) શરીર; દેહ, વગેરેનું બધારણ તે. ક્રિ૦ પ્ર૦ બંધ કરવું=મીચવું; ખીડવું. :–આખ બંધ કરવી, અટકાવવું; વાસવું; :–દરવાજા બંધ કરવા. અટકાવવું; રોકવું ખાળવું :–વ્યવહાર બંધ કરવો; પાણી બંધકરવું. ખીડવું; વાળવું; અંદર ઘાલવું :–કાગળ બંધ કરવો. આટોપવું; રહેવા દેવું. :–સાજપડી હવે કામ બંધ કરો. પુરૂં કરવું; સમાપ્ત કરવું; અંત આણવો. :–હવે એ વેપાર અમે બંધ કર્યો છે. બંધાયેલા હોવાપણું; બંધનમાં –પ્રતિજ્ઞા, પાળવીજ એવી કબુલાતમાં હોવાપણું. દાબ; ધાક; મર્યાદ; હદ; આંકો. બંધ બાંધવો–અમુક અમુક હદ લગી થાય એમ તે; નિયંત્રણ કરવું તે.

**બંધકી**, સ્ત્રી૦ વેસ્યા; છિનાળ, તાયફો.

**બંધકોશ**, પું૦ ઝાડો આવે નહિ એવી પેટની સ્થિતિ તે; કબજિયાત; મળબંધ.

**બંધન**, ન૦ (સં.) બધ; બાંધણી. (૨) નિયમ; ધારો. (૩) અટકાવ; પ્રતિબંધ (૪) પાશ; જાળ. (૫) કેદ; કબજે પડવું તે. ઉ૦ મોટાનો થઇ વેરી બધન પડ્યો, તે ભુંગ આ અણુજે. (૬) પટો; દોર; ચાપડો. (૭) મના બંધી.

**બંધબેસતુ**, વિ૦ માફક, આવતું, અનુકૂળ; ગમતું; ગોઠતું. (૨) બરોબર થઇ રહે એવું; બેસતું; યોગ્ય.

**બંધવ**, પું૦ બાધવ; ભાઇ; સહોદર.

**બધાણ**, ન૦ બાધવાનું તે; દોરડું, પટો વગેરે. (૨) ગાઠ; પાશ; જાળ. (૩) બંધન; અટકાવ; રોકાણ. (૪) બાંધણી; બાધવાની રીત તે. (૫) હેળ–ટેવ; આદત; વ્યસન :–ડોસાને અફીણનું બંધાણ છે.

**બંધાણી**, વિ૦ બધાયેલ, કાબુમાં હોય એવું; વ્યસનવશ, હેળ–ટેવવાળું; જેને અમુક વગર ચાલેજ નહિ એવું. :–અફીણનો બધાણી.

**બંધામણ**, ન૦ બધ રા કે બાંધવાનું લવાજમ મજુરી તે. :–પાઘડી બધામણ વધ્યું.

**બધામણી**, સ્ત્રી૦ બંધામણ. (૨) સરત; કબુલાત, કરાર.

**બંધારણ**, ન૦ એક બીજા સાથે ભેગા રહેવાપણું તે; ઘણી વસ્તુઓ કે તત્વનો સંયોગ તે; બનવટ; રચના; બાંધણી. :–એના બધારણમા ઘણી ચીજો આવે છે; એ–કે વધારે વસ્તુઓનું એક બીજા સાથેનું જોડાણ તે. (૨) યોજના; ગોઠવણ; ઘાટ. (૩) ગ્રથના–નિબંધના વિષયની ગોઠવણ તે. (૪) જેથી બાધી બંધાય તેવી વસ્તુ કે તત્ત્વ તે; બાધો. જે વસ્તુ ખાધા કે લીધા વિના ચાલેજ નહિ તે; વ્યસન; હેળ; :–અફીણનું બંધારણ ઓછું. (૫) બાધણું.

**બધારો**, પું૦ જેવી જેવી ભાત વેલ બુટ્ટા પાડવા હોય તેવી રીતે લુગડાને બાધીને જુદાં જુદા રંગથી રંગીને તૈયાર કરનારો; બાધણીઓ–રંગનારો તે. (૨) રેશમનાં કપડાંને ધોઇ કુંદી કરનારો; રગરેજની એક જાત. બાધણી બંધાવી. ને રંગવાનો ધધો કરનારો માણસ તે.

**બંધાવવું**. ક્રિ૦ સ૦ બંધન કરાવવું; કોઇ વસ્તુ એક સાથે જોડાઇ રહે એમ કરાવવું. (૨) અમુક ઘાટ આવે એમ વિંટાળવું. :–પાઘડી બધાવવી. ક્રિ૦ પ્ર૦ પાઘડી બંધાવવી–પોષાક આપવો; રીઝનો સરપાવ આપવો; શાબાશી આપવી.

**બંધાવું**, ક્રિ૦ અ૦ બંધન થવું; સરત–

કરારથી કબુલ થવું; પ્રતિજ્ઞાવશ થવું; બંધનમાં પડવું. (૨) ઠરવું; નક્કી થવું. :–પંદર રૂપિયા પેનશન બંધાયું. (૩) અકડાવું; રહીજવું; હિલચાલ અટકી પડવી. :–હવે પગ બંધાયો. ઘણા દિવસ પાંજરામાં રહેવાથી પોપટની પાંખો બંધાઇ ગઇ. (૪) સંઘટ્ટ થવું; મળી જવું. :–આ દૂધ બંધાય ત્યારે જોજો.

**બંધિયાર,** વિ૦ બાંધેલું હોય એવું; નહિ વહેતું એવું; નહિ હરતું ફરતું એવું. (૩) વાગ્યું રહેતું કે રહેલું હોય એવું; અવાવર. :–બંધિયાર પાણી–બંધિયાર ઢોર, અને બંધિયાર ઘર–ટાંકું વગેરે.

**બંધી,** સ્ત્રી૦ અટકાવ; રના. (૨) પુરહેજી; કરી. (૩) કરાર; બોલી; સરત. (૪) પાકી; અણોજો. ક્રિ૦ પ્ર૦ બંધી કરવી –મના કરવી. કરી પળાવવી. કરાર કરવો; અટકાવ કરવો.

**બંધીખાનું** ન૦ કેદખાનું; તુરંગ; જેલ.

**બંધીવાન,** વિ૦ બંધાયેલું; કબજામાનું; કબજે કરેલું હોય એવું; પુરેલું; અટકાવેલું; કેદી; બંધનમાં રાખેલુ તે.

**બંધુ,** પું૦ (સં.) ભાઇ; બાંધવ; સહોદર. (૨) દોસ્ત; સ્નેહી; સાથી: સોબતી. (૩) સગપણ કે નાત જાતમાંનો સંબંધી. વયસ્ક. બંધુજન=સહોદર; ભાઇભાંડું; આપ્તજન તે.

**બંધુતા,** સ્ત્રી૦ ભાઇપણું; ભાઇચારો; દોસ્તી; મિત્રભાવ.

**બંધુત્વ,** ન૦ [સં] ભાઇપણું; બંધુતા.

**બંધુર** વિ૦ (સં) સુંદર; રમણીય; પ્રીતિ ઉપજાવે એવું.

**બંબ,** વિ૦ મોટું અજરાસ; બિંબાકાર. :- જાડું બંબ. અગડબંબ. (૨) પુ૦ બાવળ. ઉ૦ એક ક્યારામાં દોનું રોપીયા, ભાઇ જાંબો ને વળી બંબ; આંબે અમૃતફળ નિપજ્યાં, ને ભાઇ બંબે આવી શૂળ. (૩) નરઘામાંનું બહાયું. મૃદંગના જે સામા ખરજનો સૂર વાગે છે તે. (૪) દંડુકો; દંકો. ક્રિ૦ પ્ર૦ બંબબજાવવું=નગારાની પેઠે ટીપવું; મારવું ઠોકવું.

**બબેબબ,** પું૦ બોટ બોટુ તે; જુદા તડાકા; તૂત-અંધેર.

**બંબો.** પું૦ જેને ચામડાની નળી હોય એવો પાણીની ધાર ઉડાડવાનો યંત્ર: પાણી કાઢવાનો સંચો. (૨) પાણીનો નળ તેઃ જેમાંથી પાણી વછી આવતું હોય તે નળ. (૩) પાણી ગરમ કરવાની નળ–કોઠીવાળી એક બનાવટ–ઘાટ તે. :–બંબામાં કોયલા નાંખીએ એટલે પાણી ગરમ થાય.

**બંસરી.** સ્ત્રી૦ વાંસળી; વેણુ; મોરલી.

**બંસી.** સ્ત્રી૦ વાંસળી; મોરલી.

**બંસુરી,** સ્ત્રી૦ વાંસળી.

**બા,** સ્ત્રી૦ મા; માતા. માને બા કહીને બોલાવવાનો ચાલ છે. (૨) બહેન. :–રૂપાળી બા. વહુઓ મોટી નણંદને પણ બા કહીને બોલાવે છે. (૩) લાડ અને વહાલનો આશ્વાસક ઉદ્ગાર મોટાં નાનાં બાળક ને ગરીબ તરફ વપરાય છે:–નહિ રે બા. પારસીઓમાં વપરાય છે. :–બા તમુને હું ઓળખતો નહિ તો.

**બાઇ,** સ્ત્રી૦ મોટી ઉમ્મરની વિધવા કે સધવા સ્ત્રીને બોલાવતા વપરાય છે–બાપડી, બહેન. ઉ૦ અરે બાઇ ભાઇ તમે, સર્વથી સગાઇ સારી. (૨) સાસુ. કહે૦ બાઇના ફૂલ બાઇને અને શોભા મારા ભાઇને. બાઇને કોઇ લેનાર નહિ ને ભાઇને કોઇ દેનાર નહિ.

**બાઇકલાણી,** સ્ત્રી૦ ગરીબી–દૈન્ય બતાવવું તે; આજીજી; યાચના. (૨) સાલસાઇ; નામર્દાઇ; ભિખારીવેડા કરવા તે. ક્રિ૦ પ્ર૦ બાઇકલાણી કરવું=ભીખીખાવું; ગરીબી દેખાડી દયા ઉસ્કેરી માગીખાવું: દૈન્ય દેખાડવું; આજીજી કરવી. (૩) કન્યારાશિ; બાયલો.

**બાઇજી,** સ્ત્રી૦ માનવંતા બા; સાસુજી; સાસુ. ઉ૦ આગળ બાઇજી એમ કહેતાં જે વહુને આપીશ સાકર રે, હવે તે બાઇજી

, એમ શું કહો જે, વહુ તો ઘરની ચા-
કર રે. બાળગીત.

**બાઈડી**, સ્ત્રી૦ બાઇ; સ્ત્રી; અબળા. (૨) ભાર્યા; પત્ની; વહુ.

**બાઈમાણસ**, ન૦ સ્ત્રી; અબળાજન; બૈરું.

**બાઉ**, પું૦ લાડુ; મિઠાઇ. નાનાં છોકરા પ્રત્યે વપરાય છે. (૨) હાઉ, બાળકને બીવ-રાવવાને કહેવાતી એક ભયંકર આકૃતિ-બિભીષિકા; હુક.

**બાઉલું**, ન૦ આઉ; ઔં; આંચળનો ચોલો.

**બાઉવો**, પુ૦ બૌઓ, બાઉ, લાડુ. [૨] મિઠાઇ.

**બાકરી**, સ્ત્રી૦ અહંકાર યુક્ત આગ્રહ-મમત; મમતની લડાઇ-તકરાર, અંટસની લડાઇ, મમતીલો વૈરાનુબંધ. ક્રિ૦ પ્ર૦ બાકરી બાધવી=મમતે ચઢી વેર માંડવું; વેર ઉભું કરવું.

**બાકળા**, પું૦ આખું બાફેલું કઠોળ; કઠોળ; તોહા, ગ્રામ દેવતા-યોગિની વગેરે ભૂતા દિકને આપવાનો બલિ તે. (૨) નહિ સીઝેલું અનાજ તે; નહિ અટવાઇ ગયેલું પાણીથી જુદું ને જુદું રહેલું અનાજ. ક્રિ૦ પ્ર૦ બાકળા આપવા=કઠોળનો બલિ આપવો. લાંચ આપવી; કંઇક નાખવું.

**બાકી**, સ્ત્રી૦ શેષ, અવશેષ, સીલક; વાપરતા વધેલું તે; પુરું કરતાં વધેલું-રાખેલું તેઃ—કંઇ બાકી રાખીશ નહિ. ભિખારીને આપતા બાકી રહ્યું તે ચકલાને નાખ્યું. (૨) વિ૦ અધુરું; અ-પૂર્ણ; કાચુંઃ—હવે બાકી રાખતો નહિ. (૩) અ૦ નહિતર; નહિતોઃ—ના પાડી એટલે રહ્યા બાકી હું તો જાત. ક્રિ૦ પ્ર૦ બાકી કાઢવી=જમે ઉધારના સરવાળા કરી વધારો કે ખોટ તારવી કાઢવાં તે. ઉ૦ કાંઇ બાકી ન રાખતી બાઇ. માસ-ણ ગુંથી લાવ ગુંણીયલ ગા૦રો૦. રૂ૦ પ્ર૦ બાકીસાકી=વધ્યુંઘટ્યું.

**બાકું**, ન૦ બાકોરું; મોટું છિદ્ર; કાણું.

**બાકોરું**, ન૦ મોટું કાણું; છિદ્ર; બાખું.

**બાખડવું**, ક્રિ૦ અ૦ કજિયો કરવો; લડી-કવું; અથડાવું; બાઝવું; ભીડવું.

**બાખડું**, વિ૦ વિયાયાને ઘણો વખત થઇ ગયો હોય એવું ઢોર.—બાખડી ભેંશ, ગા૦ ૫. (૨) પાકટ; ઘટ; સત્ત્વવાળુંઃ—બા-ખડું દૂધ. ઉ૦ બકપિંપલકી છાય, સો-બત બલ્લાકી, રગડ કસુંબા ઘોળ; કે શુદ્ધ ચનોથી; બાખડી ભેંશકા દૂધ સક-રમેં ઘોલનાજી, ઇતનાકે હિરતાર, હિર નહી મંગનાજી. ભાષા.

**બાખાબોલું**, વિ૦ તરત મોઢામોઢ જે તે ક-હી દે એવું; સામાને સારું ખોટું લાગ-વાની દરકાર નહી કરતાં પોતાને ખરું લાગે તે તરતજ બોલી દેનારું; તડને ફડ બોલી દેનાર; નિષ્કપટી; ખુલ્લું કહી દે એવું; બોળું; ભકભકબોલું.

**બાખું**, ન૦ કાણું. (૨) વિ૦ રંગીલું; ચેતી

**બાગ**, પું૦ [ फा ] ફુલઝાડવાવીને બનાવેલી મોજની વાડી તે; બગીચો; ઉદ્યાન; ઉ-પવન.

**બાગડોર**, સ્ત્રી૦ (વાગ્-દોર) લગામ; રે-ચોકડું.

**બાગનેટ**, સ્ત્રી૦ બંદુકના મોંઉપર ચડાવી લે વાનો ભાલો; ભાલોડું.

**બાગબાન**, પુ૦ માળી.

**બાગાયત**, સ્ત્રી૦ [ फा. ] વાડીવજીફા બના-વવા તે. ફળઝાડ વાવવાનું-ઉછેરવાનું કા-મ તે; બાગકામ; બાગ વગેરે બનાવવા-નો હુન્નર તે; બગીચા બનાવવાની રીત તે.

**બાગાયતી**, વિ૦ ફળ ફૂલનાં ઝાડ ઉછેરવા લાયક હોય એવું-ખેતર, જમીન વગેરે. બાગાયતી કામ=બાગ બનાવવા અને ફળ-ઝાડ ઉછેરવાનો ધંધો તે.

**બાંચડ**, વિ૦ બીએ નહિ-શરમાય કે દબાઇ જાય નહિ એવું; નિડર; બાહોશ; બહા-દુર. (૨) જાડું; જબરું અને ઉદ્ધત એવું; ગમે તેને ગમે તેવું કહી શકે એવું-માણસ.

બાધડો, પું૦ બીક લાગે એવો-બાઝીપડે એવો વિચિત્ર માણસ; ભડકામણો; બિજામણો નાનાં બાળકને બીક ઉપજાવવા માટે કહેવાતો એવો કલ્પિત બાધો; હાઉ.

બાચકો, પું૦ ઉંધે પંજે-પાંચ આંગળાં વચ્ચે ઘાલેલો-લીધેલો જેટલો જથો તે; ઉંધે હાથે પાંચ આંગળાંવતે લેવાય એટલી વસ્તુ તે.:-બાચકો લોટ આપ. પોલી-પહોળી આંગળાંવાળી મુઠી. (૨) પંજાનાં પાંચ આંગળાંવતે મારેલી ઝડપ તે; પંજાનો વલુરો; ચીમટો.:-આ, નાના ભાઈએ મને બાચકો ભર્યો. ક્રિ૦ પ્ર૦ બાચકા ભરવા=ચુંટે ને ચુંટે લેવું. વલુરાખણવા; પંજાની ઝપટો મારવી; (નખ વાગે તેમ) રૂ૦ પ્ર૦ ધુમાડીના બાચકા=નકામાં વળખાં; ફાંફાં મારવાં તે. ઉ૦ ધુમાડીના બાચકા ભરવે શું રંધાય ?

બાજ, પું૦ ચકલી જેવાં નાનાં પંખીઓને ઉડતા ઝડપ મારી પકડી લેનારૂં એક મોટું શિકારી પંખી; શકરો.:-શકરો બાજ; મોટી સમળી. ચીડિયાં પકડાવવાને માટે મુસલમાનો બાજ પાળે છે. (૨) ઘોડો; અશ્વ. (૩) વાજું; છંદીલું અને અનુરક્ત એવો અર્થ બતાવનારો ફારસી પ્રત્યય.:-જુક્તિબાજ; રંડીબાજ.

બાજ. ન૦ પતરાળું; બાજઠું; પત્રાવળી.

બાજઠ, પું૦ ચાર પાયાનું સુંદર બનાવટનું લાકડાનું આસન; નાનો આસનિયો મંચ -માંચો. પાટલાથી લગાર વધારે ઉંચી ને સારી બનાવટની બેઠક; બાજઠડો; બાજઠિયો.

બાજઠું, ન૦ પતરાળું.

બાજરિયું, ન૦ બાજરીનું ઠુંઠું-કણસલું.

બાજરિયો, પું૦ બાજરીના લોટનો બાટ-કંસાર તે. (૨) બાજરીને ખાડી છાસમાં રાંધીને બનાવેલો એક ખોરાક.

બાજરી, સ્ત્રી૦ ઝીણા લંબ ગોળ કણનું એક અનાજ; બાજરો. ઉ૦ મીઠી બાજરીરે; તને સૌ સવાદે ખાય. ગ્રામ્યગીત. (૨) બાજરાનું કણસલું; દળીને લોટ કરવાનું અનાજ છે.

બાજરો, પું૦ મોટા કણની બાજરી.

બાજંદાવેડા, પું૦ બાજંદાપણું કરવું તે; ધૂર્તતા; દોગાઈ; દુર્ગવિદ્યા કરવી તે; બંધાઈ; ખબડદારી; ખેલાડીવેડા.

બાજંદું, વિ૦ ધૂર્ત; ઠોંગું; પહોંચેલું; બંધું; ખેલાડી; ભૂલવી ભોળવી ને બચાવી પડે એવું, ચાલાક; ચંચળ પટામણું. ઉ૦ બબ્બા વિના બાજંદા.

બાજિયાકારૂ, પું૦ ફજેતો; બગાડો; વ્યવસ્થા -કાણ નહિ રહેતા જેમ તેમ થઈ જઈ ગોટાળો અને ઘોલાટ થઈ રહેવો તે.

બાજી, સ્ત્રી૦ પાસા નાખી તેના આંક પ્રમાણે સોગટાં ચલાવવાની એક રમત તે; સોગટાંની રમત. (૨) જે ખાના ખાનાદાર પટ ઉપર સોગટાં મંડાય છે તે; ખાનાં પાડેલું-આંકેલું પટ કે ફલક તે. હારજીતની રમત; ખેલ; ચોસર. (૨) દાવપેચવાળી ગોઠવણ-રચના તે; અમુક ગુપ્ત યોજના તે; છટકું; પ્રપંચ. ક્રિ૦ પ્ર૦ બાજી માંડવી=ચોસર માંડવી. કાર્ય સાધક યોજના યોજવી. બાજી ખેલવી-રમવી=દાવપેચ રમવો. બાજી હારવી=સિદ્ધ કરવા ધારેલા અર્થવાળી યોજનાનું રદ જવું. સાહસિક મંડાણ તે બાજી.:-આ સંસારની બાજી હારી ગયો.

બાજીગર, પું૦ ખેલાડી; યુક્તિથી રમત રમી -રમાડી જાણનારો તે. (૨) ગારુડી; મદારી (૩) હાથ ચાલાકીના હેરત ભર્યા ખેલ કરી બતાવનારો, જાદુગર.

બાજુ, સ્ત્રી૦ કોઈ ચીજના પહોળાઈ તરફનો ભાગ તે; પાર્શ્વ તરફનો ભાગ તે.:-તેની ડાબી બાજુએ બેસ. (૨) કોઈ ચીજના છેડા તરફનો ભાગ તે; છેડો, અંત, કોર કોરણ:-તે એની પાછલી બાજુએ ઉભો. (૩) પક્ષ; કુમક; તરફેણ -તું તો હંમેશ એની બાજુએજ બોલવાનો.

(૪) તરફ; ભણી, દિશા. આ બાજુએ થઈને મંદિરમાં જા. (૫) દૂર આઘે; છેટે.:–જરા બાજુએ બેસ. (૬) ઠેકાણે; ઠામે; જગાએ:–માથાની બાજુએ પગ ને પગની બાજુએ માથું ક્રિ૦ પ્ર૦ બાજુએ બેસવું=દૂર બેસવું (સ્ત્રીએ) તટસ્થ રહેવું; કામમાંથી ખસી જવું; બાજુ લેવી=પક્ષ લેવો; પાર.:–પેલી બીજુ તરીજા.

**બાજુબંધ**, પુ૦ હાથની કોણી ઉપર પહેરવાનું એક ઘરેણું; બેરખી–બેરખો.

**બાજે**, વિ૦ [ફા.] એકાદું; ગમે તે કોઇ એક; અમુક.

**બાઝવું**, ક્રિ૦ સ૦ કજિયો કરવો; તકરાર કરવી; લડવું; વઢવું. (૨) ઝાલવું; ધરવું; પકડવું. (૩) ભેટવું; બાથમા લેવું; વળગીપડવું. (૪) ચોંટીરહેવું, વળગવું; ચીકટાઈ રહેવું. (૫) ક્રિ૦ અ૦ ઉત્પન્ન થવું; ઉપજવું; આવવું.:–આંબે કેરીઓ બાઝી. (૬) બંધાવું; જામવું.:–દોસ્તી બાઝી.

**બાઝંદું**, વિ૦ [ફા] લુચ્ચું; ધૂર્ત; ખંધું; પહોંચેલું. (૨) હરામી

**બાર**, પુ૦ બાફેલો લોટ તે; કસાર; કંસાર.

**બાટલી**, સ્ત્રી૦ ચિનાઈમાટી અથવા કાચનું પ્રવાહી ભરવાનું નાળચા જેવું પાત્ર, શીશી.

**બાટલો**, પુ૦ મોટી શીશી; શીશો; બદો.

**બાટી**, સ્ત્રી૦ છાણાની કે કોલસાની આંચે શેકેલી જાડી ભાખરી.

**બાડું**, ન૦ કણ ભરાયા વગરનું ડુંડાંવાળું કણસલું; ડુંડાવાળું ઘાસ; (૨) બાટી.

**બાડું**, વિ૦ મુખાતરફ ડોળો ફેરવીને જોનારું ત્રાંસું. વાંકું; તિર્યક. (૨), જેનો ડોળો એક તરફ ખેંચાઇ ગયેલો હોય એવું; જેને જોવાને માટે ડોળાને બાજુએ ફેરવવો પડતો હોય એવુ–માણસ; ત્રાસું જોનારું ક્રિ૦ પ્ર૦ બાડુંજોવું=ઉપેક્ષા કરવી, નહિ લક્ષ આપવું. ડોળાતા ખૂણાને જોવું તે કહે૦ બાડો ને બતરીસ લક્ષણો.

**બાડુવાં**, વિ૦ બાપુડા; નાના અને ફુલાવી ફુલાવી રાખેલા; લાડકાં; રાંકડાં. ઉ૦ મોસાળે પધારોરે, બાળક મારાં બાડુવાં, બાડુવા.

**બાઢમ**, અ૦ [સં],વારુ; સારું; ઠીક, હા. (૨) ભલે; અસ્તુ; કબુલ. (૩) બંધ; બાતલ. ઉ૦ કહેવું નથી કાંઈ હાવાં, બોલવું બાઢમ, કર્યું. વર્દક્ષમ.

**બાણ**, ન૦ [સં.] તીર; શર.:–ધનુષબાણ. (૨) દારૂનો તે ગોળો કે જે સળગાવતાંજ ઉછળીને ફાટે, અથવા પછડાયાથી એની મેળે સળગીને જોરથી ફૂટે; હવાઈ; બોમ્બ; એક જાતની આતસબાજી. (૩) પત્થરનો લીસો ને અંડાકૃતિ ગોળવો; લિંગ, શંકરની મૂર્તિ તરીકે પૂજાય છે તે:–મહાદેવનું બાણ ભાગતાં તેમાંથી મ્લેચ્છોને અઢળક ધન મળ્યું. (૪) ખાડી નજીક આવેલી પહોળી જમીન, કે જ્યાં ભરતીના પાણી આવે છે તે. (૫) ખેતરોની હદ બતાવનારા માટીના નાના ટેકરા તે; ખાંભા, પાળિયા; ખુંટ. (૬) આધ; પુસ્તો. (૭), પગલું.:–બાણ કહ્યું=પગલું કાઢવું. ક્રિ૦ પ્ર૦ બાણમારવા=હૃદય ભેદાઇ જાય એવા મહેણા મારવા તે; આકરા ન સહન થાય એવાં વચન સંભળાવવાં. વાગબાણ=આકરા–દુઃખ થાય એવાં વચન તે; મહેણાં. હૃદયને વિંધી નાખે એવું વચન કે મરણ તે; મહા દુઃખ કારક મરણ. ઉ૦ વજ્જર બાણ માર્યાં, કરીને જુવાનના મરણમા બૈરા દુઃખ પોકારી કૂટે છે.

**બાણવું**, ક્રિ૦ અ૦ સાદું કરવું; ક્યાસો કરવો.

**બાણાવળી**, વિ૦ બાણ મારવામાં કુશળ તે; અચ્છો નિશાનબાજ; ધનુર્ધર.

**બાણી**, સ્ત્રી૦ ઠરાવેલો અમુક વખત તે; મુદત. (૨) સરત; કબુલાત. (૩) શકુન તરીકે અપાતી ભેટ; બક્ષીસ.

**બાણું**, વિ૦ નેવું ને બે; ૯૨.

**બાતમી**, સ્રી૦ (ફા.) છુપી ખબર; સમાચાર; વિગત; હકીકત. (૨) ભેદ; રહસ્ય.

**બાતમીદાર**, વિ૦ છુપી ખબર લાવી આપનાર; ભેદુ; જાસુસ (૨) ખબરપત્રી.

**બાતલ**, વિ૦ (આ. बातिल्) નિરુપયોગી. નકામું; રદ. ક્રિ૦ પ્ર૦ બાતલ કરવું=રદ કરવું; કમી કરવું; ગણતરીમાથી કાઢી નાખવું. વાળી નાંખવું. રદ બાતલ=નકામ; ફોગ.

**બાતેન**, વિ૦ (આ.) ખાનગી, ગુપ્ત; પડદામા હોય અંધારામા હોય એવું; છુપું.

**બાથ**, સ્રી૦ બે હાથ પહોળા કરી છાતી પાસે ધરી લેવું તે; એક હાથે ધરાય નહિ એવી વસ્તુ અથવા માણસ વગેરેને બે હાથ પહોળા કરી છાતી સરસુ ચાંપવું તે; કોટી, ભેટવું તે; આશ્લેષ. (૨) ટક્કર લેવી તે; સામે બીડવું તે; સામે થવું તે. ક્રિ૦ પ્ર૦ બાથ ભરવી=ભેટવું; છાતીએ લેવું; મોટું કામ ઉપાડવું; હિમ્મત ધરવી. (૩) બાકરી; સ્પર્ધા; હરિફાઇ; ટક્કર:—બળિયા સાથે બાથ બીડવી. બાથમા લેવું=આશ્રયમાં લેવું; ગોદમા—રક્ષણ તળે લેવું; કબજે લેવું; તાબામા પક્ષમાં લેવું. ના૦ ધા૦ બાથોટવું=અથંબથા કરવું; બાથે બાથ ભરીને લડવું; એક બીજાને બાથમા લઇ પછાડવાને મથવું.

**બાથોડું**, ન૦ આમ તેમ બાથો મારવી; કોઇ વસ્તુ લેવા પકડવા—(આશ્રય માટે) જવું તે; ફાંફા; કોશીશ; વળખા; પ્રયત્ન. ક્રિ૦ પ્ર૦ બાથોડિયાં મારવા=આમ તેમ આશ્રય માટે વળખા મારવા; ગડમથલ કરવી; યત્ન કરવો.

**બાદ**, વિ૦ (આ. बअद) સંખ્યા કે જથામાથી ઓછું કરવાનું હોય એવું; બાતલ; કમ; ઓછુ. ક્રિ૦ પ્ર૦ બાદ કરવું=ઓછુ કરવું; કમ કરવું. રદ કરવું; કાઢી નાખવું. (૨) અ૦ પછી; કેડે; વગતી. (૩) ઉપરાત; વધારામાં.

**બાદબાકી**, સ્રી૦ બાદકરવું તે; ગણિત પ્રમાણે અમુક રકમ—સખ્યામાથી ઓછી કરવાની રીત તે. (૨) બાકી રહેલું તે.

**બાદલું**, ન૦ કસબનું ગુચ્છળું; રેશમ ઉપર ચઢાવેલા કસબની આટી. (૨) વિ૦ નહિ ટકાઉ; ઝટ ભાગી કે ફીટી જાય એવું; કામચલાઉ; નાજુક, નહિ સંગીન. (૩) નકલી; બનાવટી:—બાદલા તારની કડીઓ. મોળું ચઢાવેલો તાર તે બાદલી તાર.

**બાદશાહ**, પુ૦ મોટો મુસલમાન રાજા તે; રાજાધિરાજ; શહેનશાહ. કહે૦ બાદશાહ ત્યા બઝાર—જ્યાં જેની ખપત ત્યાં તેનું બઝાર; યોગ્ય ઠેકાણેજ વસ્તુની ખપત હોય.

**બાદશાહી**, બાદશાહનો અમલ તે; મોટું મુસલમાની રાજ્ય; અથવા મોટા મુસલમાન રાજાની હાકમી તે; સામ્રાજ્ય; શહેનશાહત. (૨) વિ૦ બાદશાહ સંબંધનું; બાદશાહનુ;—બાદશાહી સિક્કો. (૩) રાજશાહી—રાજસી=રાજાને શોભે ઘટે એવું. ઉ૦ બાદશાહી પથરણાં પાથર્યાં.

**બાદિયાન**, ન૦ ચુંદ દાણા જેવું એક બી; એક જાતનું વસાણું.

**બાદી**, સ્રી૦ (ફા.) અજીરણ; અપચો; બદહજમી. (૨) પેટમા વાયુ રહેવો તે. બાદી અરશ=અજીરણથી ઉભળી આવતા મસાનો રોગ તે; આધળી અર્શ.

**બાધ**, પુ૦ (સં.) અડચણ; હરકત, વાંધો. (૨) નડતર; ઉપદ્રવ. (૩) દોષ; પાપ. [૪] પ્રતિબંધ; અટકાવ.

**બાધક**, વિ૦ (સં) બંધનકારક; હરકત કરતા.

**બાધા**, સ્રી૦ (સં.) બાધ; હરકત (૨) અમુક થતા લગી આમ કરવું નહિ, એવો નિયમ તે; આડી. ઉ૦ રિસાયા રસિક મંગાયેરે ગયા, બોલું નહિ શ્યામ સુંદર સાથે બાધા. (૩) માન્યતા; માનવું તે. (૪) દુઃખ; પીડા; અગવડ.

**બાધુ**, વિ૦ બધુ, તમામ; આખું; સંપૂર્ણ.
**બાધેભારે**, અ૦ મોઘમ; વગર નામ કે ઉપાધિ વાપર્યા વગર; એમને એમ; નામ નિર્દેશ વગર
**બાન**, વિ૦ જામીનગીરીમા પકડેલુ; જામીન તરીકેનું; સાગ બદલ. (૨) અમુક સરત માન્ય રહે ત્યા સુધી આંટમા—કબજે રહે તે માટે લીધેલુ હોય એવુ તે:—પાદશાહો આણુમોને બાન પકડી જતા, આટી, સાટું બાનું.
**બાનક**, સ્રી૦ બાધણી; રચના; બનાવટ તે, ઇમારત.
**બાનડી**, સ્રી૦ દાસી; ચેવિકા; સ્રી નોકર.
**બાની**, સ્રી૦ (સં. વાણી) વાણી; બોલી ભાષા,—કવિની બાની. (૨) બોલવા લખવાની શૈલી—સુદર યોજના તે, છટા; રીત, તરેહ તે. (૩) બાનડી; દાસી; લુંડી.
**બાનુ** સ્રી૦ બાઇ; સારા ઘરની—આબરૂદાર સ્રી તે; ગૃહસ્થની સ્રી, શેઠાણી; ઉમરાવ સ્રી:—બાનુઓ અને ગૃહસ્થો.
**બાનું**, ન૦ સોદાના સાટા તરીકે ખરીદ રકમની અમુક રકમ જે પહેલેથી આપવામા આવે છે તે; સોદા—સાટાની કબુલાતમા આગળથી જે નાણું કે ચીજ આપવામા આવે છે તે, સુધી, આટ; ઓટી. (૨) બહાનુ; નિમિત; મિષ, જૂઠું કારણ. ક્રિ૦ પ્ર૦ બાનું કાઢવું=ઉડાવ્યા કરવુ; ખુલ્લો નકાર નહિ વાસવાની યુક્તિ કરવી તે:—એને ચોપડી વાચવા આપવી નથી તેનાં આં બાના કાઢે છે,
**બાપ**, પુ૦ જનક પિતા; તાત. (૨) વ્યંગમા દુશ્મન—હિસક પ્રાણી વગેરે તે:—એમા હાથ ઘલીશ તો તારો બાપ (સાપ વિંછી —વાઘ) કરડી ખાશે બાપનું=પોતાનું, સપૂર્ણ કબ્જાનું:—આ ઘર મારા બાપનું છે, બાપરે=ભય અને વિસ્મય વગેરે દર્શાવનારો ઉદ્ગાર. ક્રિ૦ પ્ર૦ બાપનો બાપ બોલા વેલ્લરડીને મદદ માગવી; પુષ્કળ મદદ સાથે યત્ન કરવો; ખૂબ તરફડિયાં—ફાંફાં—મારવા. ઉ૦ લાડી તારા બાપનો બાપ બોલાવ કે દોરડો નવ છૂટે. કહે૦ બાપ તેવા બેટા ને વડ તેવા ટેટા:—જેવો બાપ તેવા તેના છોકરા. બાપના કુવામાં બુડી મરવું=પોતાનું જાણીને કંઇ ઝેર પિવાય ? એવા અર્થમા વપરાય છે. બાપ જન્મારે=જન્મથી તે આજ લગી એમ. બાપજી=ગરીબ—અધીન માણસનું મોટા—અમલદાર વગેરે જેવા મોટા માણસ આગળ વિનયથી બોલવું તે.
**બાપડું**, વિ૦ ગરીબ, માબાપ વગરનુ; બાપની ફિકર વગરનું; રાકડું; દયામણું. (૨) ભલું; સાલસ. (૩) નિર્બળ; કમજોર; અશક્ત; અનાથ; અસહાય.
**બાપદાદા**, પુ૦ પૂર્વજો; પિતૃઓ; ઘરડેરા; વડીલ.
**બાપરે**, બાપરે; શોક—મનની અકળામણ વગેરેમા થતો એવો ઉદ્ગાર.
**બાપલિયા**, બાપરે.
**બાપા**, પુ૦ બાપને, વડીલને, અન્નદાતાને અને લાડમા છોકરાને સંબોધવાનો શબ્દ. વહાલ તેમજ કંટાળાથી પોતાનું બળ ન વપરાય તેવે વખતે બોલાતો શબ્દ:—રહેવા દોને બાપા ! સમજાવટ, વહાલ અને ભક્તિ ભાવમા 'બાપા' કહી બોલાય છે.
**બાપીકું**, વિ૦ બાપ તરફનું; બાપનું; પોતાનુ; પોતાના સંપૂર્ણ હક—કબજાનું:—બાપીકું ઘર અને બાપીકી મિલકત કેમ જવા દેવાય ?
**બાપુ**, પુ૦ બાપ; પિતા, જનક, પ્યાર ભર્યો ઉમળકાનો ઉદ્ગાર. ભાઇ, વીરા, ભલા માણસ, એમ. વહાલ વિનય અને સમજાવટથી બોલવામાં વપરાય છે.—હવે જા બાપુ ! વહેલો વહેલો આવજે. જો બાપુ ! પરદેશમા મોઇલ રહીએ નહિ હો. (૨) બાપ:—મારા બાપુ ઘેર નથી.

**બાપુડી,** સ્ત્રી૦ માબાપને વહાલી શીળા સ્વભાવની છોકરી; છોકરીને માટે વહાલથી કરવામાં આવતું સંબોધન. (૨) ગરીબ; દીન; વહાલ ઉત્પન્ન કરે એવી શાણી. –બાપુડી–ડું=બાપુડિયું=માબાપને વહાલું ને લાડકું. (૨) ગરીબ; દીન; શીળું.

**બાફ,** સ્ત્રી૦ પાણી ગરમ થતાં તેમાંથી નીકળતો સહેજ ધોળા ધુણી જેવો વા; વરાળ. (૨) ધામ; બફારો; અકળામણ આવે ને પસીનો છુટે એવી ગરમી (૩) પસીનો; પરસેવો. ક્રિ૦ પ્ર૦ બાફ લેવો=શરીરમાંથી પરસેવો પડે એમ નિસ્ની વરાળ લેવી.

**બાફણું,** ન૦ પાણીમાં ઉકાળીને ગરમ કરેલું એવું તે; ચઢાવેલું, રાંધેલું તે; બાફવું તે. (૨) સ્વાદ વગરનું રાંધણું. (૩) ઢોરને માટે અનાજ, છોડા વગેરેને વરાળ વળે એટલાં ગરમ કરીને બનાવેલું ખાણુ; ગૉતું. (૪) કાચી કેરીને બાફી બનાવેલું અથાણું. ક્રિ૦ પ્ર૦ બાફણું બાફવું=જેવું તેવું રાંધવું.

**બાફવું,** ક્રિ૦ સ૦ બફાય–રંધાય એમ કરવું; ગરમી આપીને પોચું-ચઢી જાય-પાકી જાય એમ કરવું. (૩) અનાજ વગેરેને પાણીમાં ઉકાળી પોચાં કરવાં તે; રાંધવું; સીઝવવું; ચઢાવવું; પાકું કરવું.

**બાબ,** પું૦ [ फा. ] પ્રકરણ; અધ્યાય; વિભાગ. (૨) વિષય; બાબત. (૩) કામ.

**બાબત,** સ્ત્રી૦ [ फा. ] વિષય; વાત; બીના, હકીકત. (૨) મુદ્દો; મતલબ; હેતુ. (૩) વિગત; તપસીલ, (૪) પ્રકરણ. (૫) વિષે; સંબંધી; કારણસર. (૬) લીધે; વાસ્તે; માટે.

**બાબતી,** સ્ત્રી૦ માલ વેચાણ-વેવાલી વગેરે ઉપરનો વટાવ; હકસાઈ; દલાલી. (૨) ખેડુત વસવાયાંને ખળીમાંથી તેમની મજુરી બદલ જે કંઇ હિસ્સો આપે છે તે.

**બાબરાં,** ન૦ નાના બાળકના માથા ઉપરના સુંવાળા ટુંકા વાળ-નિમાળા તે.

**બાબરિયું,** વિ૦ બાબરાંવાળું; જેનું મુંડન થયેલું ન હોય તેવું-બાળક. (૨) ગુચ્છાદાર છુટા ટુંકા કેશવાળું; ઝુલતા વાળના ગુચ્છાઓવાળું. (૩) વાળવાળો, બાબરાં રાખેલાં હોય એવો બ્રહ્મ ચારી છોકરો; જટાવાળો જટિલ.

**બાબરી,** સ્ત્રી૦ બાળકના માથાપરના સુંવાળા ટુંકા વાળ તે. (૨) નાની શિખા–ચોટલી. (૩) બાળકની ટોપીએ મૂકેલી નિમાળાની ઝૂલ તે; ઘેરી.

**બાબસ્તા,** સ્ત્રી૦ લાગતું વળગતું તે; સંબંધી બાબત. (૨) માલમતા. (૩) સગાં વગેરે.

**બાબા,** પું૦ ભીલની એક જાતિ; લુંગરા (૨) રોટલા; તાતા. (૩) સાહેબ લોકનાં છોકરાં.

**બાબાશાહી,** વિ૦ બાબીઓના અમલમાં ચાલુ થયેલો-સિક્કો તે. (૨) વડોદરા રાજ્યમાં આગળ ચાલતો ગાયકવાડી સિક્કો.

**બાબુ,** પું૦ બંગાળનો વતની. (૨) બાવો.

**બાબે,** અ૦ બાબતે; કારણે; વાસ્તે; માટે.(૨) વિષે; લીધે; સંબંધે.

**બાબો,** પું૦ રોટલો; તાતા.

**બામ,** સ્ત્રી૦ એક જાતની ઓષધિ; એક વેલ.

**બામણિયું,** વિ૦ બ્રાહ્મણને ખપે એવું; ચોખ્ખુ; પવિત્ર; શુદ્ધ, બામણિયાં રસોઇ.

**બામણી,** સ્ત્રી૦ લાલ, લીસો ને ચળકતી ચામડીનો એક તંતુજીવડો. (૨) ચાકળ.

**બામદાદ,** સ્ત્રી૦ [ फा. ] પરોઢિયું; મળસકું; બડીફજર–મોર; પ્રભાત–વહાણું.

**બામલી,** સ્ત્રી૦ બગલમાં થતું નાનું ગુમડું; બગલપાક; કાખબિલાડી.

**બાયડ,** વિ૦ [ सं. बहिष्कृत ] નાતમહારિયું; સમુદાયથી બહાર નીકળી ગયેલું તે. :–બાયડ નાગર–બ્રાહ્મણ.

**બાયડી,** સ્ત્રી૦ બાઈડી; સ્ત્રી; (૨) વહુ; પત્ની.

**બાયલું,** વિ૦ બૈરાં જેવું; બૈરાંમાં બેસનારું; બૈરક સ્વભાવનું; કન્યા રાશિ. (૨)નમાલું;

ખીકણ; નામર્દ; કાયર. બાયલો=સ્ત્રીજીત પુરુષ; સ્ત્રીના જેવા સ્વભાવ-ખવાસનો માણસ તે. (૨) નામર્દ; વીર્યહીન; નપુંસક; અશક્ત; હીચકારો. સ્ત્રીના જેવા ચાળા લટકાવાળો માણસ તે.

**બાયું**, ન૦ નરઘાંની જોડીમાંનું ટોક-ઢોલકું.

**બાર**, વિ૦ [ सं. द्वादश ] દસ ને બે; ૧૨. ૨ જીદું જીદું પણું; બહુ; ગણતરીમાં વધારે.:-બારે દરવાજા ખુલ્લા છે. બારેવાટ.

**બાર**, પું૦ બહાર; મોટો અવાજ; ભડાકો; સ્ફોટ.:-બંદુકનો બાર. (૨) બારણું; દરવાજો; દ્વાર; બાકોરું; છિંડું; કાણું. (૩) બારણું. (૪) આનંદ; મોજ; ચેનબાજી. (૫) જાહોજલાલી; સારો-ઉજળાભાગ્યનો દિવસ. (૬) પ્રફુલ્લપણું, ભોગને યોગ્ય-મજેનો અનુકૂળ અવસર તે; જુવાની; તારુણ્ય. ક્રિ૦ પ્ર૦ બાર વાગવા=મોગ મળવા; પડતી આવવી.

**બારકસ**, ન૦ [ फा. ] બારે બોજ વહેનારું વહાણ; ઝાઝ; નાવ.

**બારખલું**, વિ૦ જાહેર સામાન્ય-ગામ આંકણીમાંથી બકાત રાખેલું; ઓછી આંકણીનું. :-બારખલું ખેતર. બારખલી જમીન.

**બારગીર**, પું૦ [ फा. ] ઘોડેસ્વાર પાયગાનો સિપાઇ. (૨) જાસુસ; ચાર; બાતમીદાર. (૩) બાહોશ ને ચાલાક માણસ.

**બારડ**, જુ૦ બાયડ.

**બારડી**, સ્રી૦ વલોણાનો વાંસ તાણવાની દોરી; નેતરું.

**બારણિયો**, પું૦ સોનીના હાટનો કચરો પુંજો લઇ જનારો; ધૂળધોયો.

**બારણું**, ન૦ [ सं. द्वार ] ભિંત અને કોટ વગેરેમાં થઇને જવા આવવાને માટે રાખેલો માર્ગ તે; તેમાં બેસાડેલું ચોકઠું તે. (૨) એ માર્ગ બંધ કરવાનું ફલક-પાટિયું તે; દરવાજો; કપાટ. (૩) આંગણું; દરવાજા સામેની છુટી જમીન તે. ક્રિ૦ પ્ર૦ બારણું તોડી પાડવું=વારંવાર બારણે આવી પડપૂછ કે માગણી કર્યા કરવી તે.

**બારદાન**, ન૦ જેમાં માલ બાંધેલો હોય તે વસ્તુ; બાંધણ; વેષ્ટન. ખોખું. (૨) જુવાનું.

**બારનીશી**, સ્રી. બહારથી આવતા કાગળપત્તર અને હુંડીપત્રી નોંધવાની ચોપડી-ફાઇલ.

**બારમાસી**, સ્રી. બારે માસ ફુલ આપતો એક છોડ. (૨) વિ૦ બારેમાસ ચાલે એવું.

**બારમું**, ન૦ મરનારને બારમે દિવસે કરવામાં આવતું ખરચ ને ક્રિયા તે.

**બારવટિયો**, પું૦ ન્યાય મેળવવા માટે રાજા પ્રજાને રંજાડવા-લુંટવાને બહાર પડેલો માણસ; લુંટારો; બખેડો કરનારો; અન્યાયનો બદલો લેવા તોફાને ચઢેલો તે; રાજ્યના વહિવટમાં ખલેલ કરનારો.

**બારવટું**, ન૦ બારવટિયાનો ધંધો તે; મારફાડ કરવી ને વાટ પાડવાનું કામ તે; વેર વાળવાને કાયદો તેમજ સુલેહની સામે થઇ લુંટફાટ ને રંજાડ કરવી તે.

**બારવાસિયો**, પું૦ ગામ બહાર રહેનારો તે; ભંગી; ચંડાળ.

**બારવું**, ક્રિ૦ સ૦ વાળવું; ઝાડવું; સાફસુફ કરવું; સાંભરવું.

**બારસ**, સ્રી૦ [ सं. द्वादशी ] પખવાડિયાની ૧૨ મી તિથિ. (૨) પાયમાલી; વિનાશ. ક્રિ૦ પ્ર૦ બારસ નાખવી=મુએલા પાછળ દાનમાં કપડાં વગેરે આપવાં.

**બારસાખ**, સ્રી૦ (ન૦) બારણાનું ચોકઠું. (૨) કુટુંબ; પેઢી; વંશ.

**બારસેં**, વિ૦ બારસો; એક હજાર ને બસેં.

**બારસો**, વિ૦ બારસેં; ૧૨૦૦

**બારાખડી**, સ્રી૦ વ્યંજનમાં બાર સ્વર મેળવીને બનાવેલાં પદ તે; કક્કાનાં પદ.

**બારિસ્ટર**, પું૦ [ अं. ] બેરિસ્ટર; મોટા દરજ્જાનો વકીલ; ધારાશાસ્ત્રી.

**બારી,** સ્ત્રી૦ નાનું-હવા અજવાળું આવે એવું તેમજ જાઆવ થાય એવું દ્વાર, બારણું (૨) બચાવનું સ્થાન; બહાનું; મિષ.
**બારીક,** વિ૦ ઝીણું; સૂક્ષ્મ. (૨) નાજુક; કોમળ; સુકુમાર. (૩) ધારસ્તી ભરેલું, કટકટીનું; અણીનું; તીક્ષ્ણ :-બારીક સમયછે.
**બારીકાઈ,** સ્ત્રી૦ ઝીણાશ: સૂક્ષ્મતા. (૨) ચતુરાઇ; ચાપલુસી; ચિકાશ.
**બારીકી,** સ્ત્રી૦ બારીકાઇ; ઝીણવટ; ઊંડી તપાસ -ખંત તે; ધ્યાન દઇ ચોકસાઇ કરવી તે.
**બારૂં,** ન૦ બાખું; કાણું: બાકોરું.(૨) બારી, બારણું, દરવાજો; દ્વાર. (૩) બચાવનું સ્થાન; બહાનું; મિષ. (૪) ખાડી (૫) બંદર. મુંબાઇના બારામાં સ્ટીમરો પડીછે.
**બારૂત,** પું૦ ફોડવાનો દારૂ.
**બારૂતદાન,** ન૦ દારૂ રાખવાનું શિંગડું. દારૂ વહાઇ જાય નહિ તે માટે સંભાળથી ભરી રાખવાની નળી.
**બારેમાસ,** અ૦ હમેશ, નિરંતર, સદા.
**બારેવાટ,** અ૦ જ્યાં ત્યાં અસ્તવ્યસ્ત એમ; વ્યવસ્થા વગર; સથરપથર. આમ તેમ થઇજઇ વેરાઇ-વિખરાઈ જવું તે.
**બારૈયો,** પું૦ બહાર-વગડે પડી રહી લૂંટ ફાટનો ધંધો કરનારો, ફટૈયો.
**બારોટ,** પું૦ ભાટની એક જાત.
**બારોત્રા,** અ૦ ટકા ઉપરાંત વ્યાજ તે; હદથી જાદે વ્યાજની રકમ તે.
**બારોબાર,** અ૦ પરબાર્યું; નિયતસ્થાન પર નહિ જતાં એકદમ; લાગલુજ; પોતાના સ્થાનની મુલાકાત લીધા વગર; અરધેથી.
**બાલ,** ન૦ [ સં. ] બાળ; છોકરું. (૨) મુવાળા; વાળ. રૂ૦પ્ર૦ બાલતોડ=વાળ તૂટવાથી થયેલી પીડા- ફોલ્લી વગેરે તે.
**બાલદી,** સ્ત્રી૦ પાણી વગેરે પ્રવાહી ભરાય ને કડીથી ઉપાડી જવાય એવું વાસણ; પાણીની ડોલ-બોખ, ઉંડી કુંડી.
**બાલમ,** પું૦ પતિ; ધણી. (૨)યાર; પ્રિયજન.
**બાલમપેચ,** પું૦ પાઘડી પરનો છુટો ને ઢીલો આંટો; છોગાદાર આંટો.
**બાલાતંગ,** પું૦ ખેંચાઇને આવે એવો પટો.
**બાલાશ,** સ્ત્રી૦ સંભાળ રાખવી તે; બરદાસ; સંભાળ; ભાળ; સાચવણી.
**બાલાશી,** સ્ત્રી૦ બાલાશ.
**બાલાં,** ન૦ બહાનાં; મિષ; ખોટા વાયદા.
**બાલુડું,** વિ૦ નાનું; તરુણ; જુવાન. ૨ બચ્ચું.
**બાલેબાલ,** અ૦ રૂંવેરૂંવે; રોમેરોમ; આખે અંગે:-બાલેબાલ જુદો. (૨) વાળેવાળે. ઉ૦ બાલેબાલે મોતી પરોવ્યાં.
**બાલેસરી,** સ્ત્રી૦ બોરસળી; એક જાતનું ફુલઝાડ. ૨ વહાલેસરી.
**બાલ્દી,** સ્ત્રી૦ બાલદી; ડોલ.
**બાલ્ય,** ન૦ [ સં. ] બચપણ; નાનપણ; બાળક અવસ્થા તે. બાલ્યાવસ્થા=બચપણ.
**બાલ્લું,** ન૦ ખોટું; નકલી; રૂપા પર સોનાનો ઢોળ ચડાવી બનાવેલો કસબ; રેશમ પર વિંટેલા ઢોળવાળા કસબનું ગુંછળું. બાલ્લી વાળો એ ભચકણિયાની નાતનો ગાળો.
**બાવચી,** સ્ત્રી૦ તુળસી અને ચાની જાતનો એક છોડ તેનાં બી. દવામાં કામ આવે છે.
**બાવટો,** પું૦ ઝીણા લાલ દાણાનું અનાજ; નાગલી.
**બાવડું,** ન૦ પાંગોહું; કોણી ને ખભા વચ્ચેનો હાથનો અવયવ તે.
**બાવન,** વિ૦ પચાસ ને બે; ૫૨.
**બાવનવીર,** વિ૦ બાહોશ-શૂરવીર માણસ તે; પુરુષાર્થી માણસ; બળિયો; જોરાવર; બહાદુર.
**બાવનાચંદન,** ન૦ ઉંચી જાતની સુખડ તે. (૨) સુગંધિદાર દ્રવ્યોનો લેપ-ચંદન-ઘસેલો રગડો ત.
**બાવની,** સ્ત્રી૦ બાવન કડીની સાંકળી; બાવન કડીઓ-પદનો જથ્થો-માળા તે. છોટાલાલ બાવની.

બાવરું, વિ૰ ધાસ્તીથી વ્યાકુળ ને બેમન થયેલું હોય એવું; ગાભરું; અકળાયેલું ને ઉતાવળું. શું કરૂં ને શું નહિ, એવા વિચારે ઉતાવળમાં પડી ગયેલું; અસ્વસ્થચિત્તનું
બાવલું, પું૰ માટી, પત્થર વગેરેનું પુતળું.
બાવળ, પું૰ મોટા કાંટા-શૂળોવાળું એક ઝાડ. એ દેખાવે ને લાકડે કાળું હોય છે.
બાવળિયો, પું૰ બાવળ. (૨) ઉચું, અકડું ને કુરૂપ એવું તે.
બાવળી, સ્ત્રી૰ નાના નાના બાવળિયા તે; છોડવા જેવા નાની જાતના બાવળ.
બાવા, પું૰ બાપ; બાપું. (૨) બાપ; પિતા (૩) માલીક; રાજા; સ્વામી; પાલક.
બાવી, વિ૰ વીસ ને બે; ૨૨. (૨) ના૰ બાવાની સ્ત્રી; સાધુડી; વેરાગણ; જોગણ.
બાવીસ, વિ૰ વીસ ને બે; ૨૨.
બાવું, ન૰ કરોળિયાનું જાળું.
બાવો, પું૰ વેરાગી; સાધુ; જોગી; ત્યાગી. (૨) બાપ; પિતા; તાત.
બાશ્કલ, વિ૰ ઘરહું; બેમર્યાદ; નિર્લજ્જ; વ ઠેલું. (૩) બોલે તે પાળે નહિ પણ હસીને-ખીખી કરીને ખસી જાય એવુ.
બાષ્પ, સ્ત્રી૰ [ સં. ] બાફ; વરાળ. (૨) આંસુ; અશ્રુ. (૩) ધુમસ.
બાસ, સ્ત્રી૰ વાસ; ગંધ; સોડમ; બો.
બાસઠી, સ્ત્રી૰ બાંક; બેસવાની લાંબી પાટ.
બાસઠ, વિ૰ સાઠ ને બે; ૬૨.
બાસુદી, સ્ત્રી૰ ઉકાળીને જાડું કરેલું મંસાલાદાર દૂધ; બાસુંદી; રબડી; ગાઢું દૂધ.
બાસેર, વિ૰ સાઠ ને બે; ૬૨.
બાસ્તો, પું૰ સારા મુલાયમ વણાટનું સફેદ કપડું. આગળ અહેમદાવાદનો બાસ્તો વખણાતો હતો.
બાહુ, પું૰ [ સં. ] હાથ; કર; ભુજ.
બાહુક, વિ૰ વિ ભાનસાન ઓછાં હોય એવું; ઉંડી સમજ રહિત; મૂઢ; દેખાવે કમઅકલ લાગતું હોય એવું. (૨) તરેહવાર-બિયામણું. (૩) વાંદરો.
બાહુલું, ન૰ પુતળું; માટી વગેરેની નાની મનુષ્યાકૃતિ; બાવલું. (૨) ગાયભેંસનો દુધાળો અવયવ.
બાહેર, અ૰ બહાર; અમુક હદની પાર એમ; ઘર વગેરેની અંદર નહિ એમ; વર્તુલ-અમુક મર્યાદાની પેલીપાર.
બાહોશ, વિ૰ બહાદુર; હોશિયાર; કાબેલ. (૨) ચાલાક. (૩) પ્રપંચાદિને પહોંચી વળે એવું; ખબરદાર.
બાહોશી, સ્ત્રી૰હોશિયારી; ખબરદારી; બહાદુરી.
બાહ્ય, અ૰ [ સં. ] બહાર; અમુક મર્યાદા કે વર્તુલમાં નહિ એમ; ઉપરતું.
બાહ્યગોળ, વિ૰ ઉપસેલું ગોળ; ગોળ પણ બહારની બાજુએ ઉપસતું હોય એવું. અંતર્ગોળથી ઉલટું.
બાહ્યાંતર, અ૰ બહાર અને અંદર એમ.
બાહ્યોપચાર, પું૰ [ સં. ] બહારનો-ઉપર ઉપરનો ઉપચાર-લેપ-પ્રતીકાર વગેરે તે; શરીરની અંદર-પેટમાં લેવા જેવી દવા તે. સિવાય નહિ પરંતુ શરીરની બહારની બાજુએ લગાડાય-ચોપડાય એવી રીત અથવા પ્રકાર તે.
બાળ, ન૰ [ સં. બાલ ] છોકરું; બચ્ચું; શિશુ; અર્ભક. બાળકુંવારું=નહિ પરણેલું.
બાળક, ન૰ બાળ; છોકરું
બાળકી, સ્ત્રી૰ બાળા; છોકરી; કન્યા.
બાળક્રીડા, સ્ત્રી૰ છોકરાંની રમત; બાળખેલ.
બાળગોપાળ, ન૰ છોકરાંછૈયાં; બાળબચ્ચાં.
બાળચરિત્ર, ન૰ નાના છોકરાંના જેવું વર્તન.
બાળપણ, ન૰ બચપણ; નાનપણ; બાલ્ય.
બાળબચ્ચાં, ન૰ છૈયાંછોકરાં; બાળગોપાળ.
બાળબોધ, વિ૰ બાળકથી સમજાય એવું; ઝટ સમજ પડે એવું. (૨) નાગરીલિપિ.
બાળબોધી, વિ૰ બાળકથી સમજાય એવું;

સહેલું; સરલ. હાલ ચાલતી નાગરીલિપિની વર્ણમાળા તે.

બાળબ્રહ્મચારી, પું૦નાનપણથી અવિવાહિત રહેલો હોય તે; જેણે સમાવર્તન કર્યું ન હોય એવો સંસારથી દૂર રહેલો માણસ.

બાળભાષા, સ્ત્રી૦ બાળકની બોલી તે; બોબડીતોતળી બોલી તે. (૨) માગધી.

બાળમિત્ર, પું૦ ધૂલિમિત્ર; નાનપણનો દોસ્તદાર તે; બાળ અવસ્થાથી જેની સાથે મિત્રતા થયેલી હોય તે ગોઠિયો.

બાળરાંડ, વિ૦ નાનપણમાંથી રાંડેલી તે; બાળવિધવા

બાળલીલા, સ્ત્રી૦ બાળકના જેવું વર્તન-ખેલ-ક્રીડન વગેરે તે.

બાળવિધવા, સ્ત્રી૦ નાનપણથી ગડેલી હોય તે; બાળરાંડ.

બાળવું, ક્રિ૦ સ૦ લગાડવું; સળગાવવું; બળી જાય એમ કરવું. (૨) જાંસવું.

બાળસ્વરૂપ, ન૦ નાનું નાજુક આકાર આકૃતિ.

બાળહત્યા, સ્ત્રી૦ નાના બાળકને મારી નાખવું તે; બાળકને માર્યાનું પાપ તે.

બાળા, [સં. बाला] જુવાન છોકરી; ઉમ્મરમાં આવતી કન્યા.

બાળાપણ, ન૦ નાનપણ; શૈશવ; બાલ્ય.

બાળાબંધ, પું૦ નાના બાળકને માથે બાંધવાનો ફેંટો.

બાળારાજા, વિ૦ રાજાની માફક ગમે તેમ કરવાની છુટવાળું છોકરું; ભોળું; નિખાલસ મનનું અણસમજુ.

બાળાંભોળાં, ન૦ બાળક અને વળી અણસમજુ; નિષ્કપટી છોકરાં વગેરે તે. (૨) આવાં નાનાં છોકરાંનાં શ્રાદ્ધ તે.-બાળાભોળાંની તેરસ.

બાળી, સ્ત્રી૦ બાળા; છોકરી; કન્યા. (૨)

બાળુ, અ૦ તુચ્છ; ફટ; નિષ્કામ એમ; તિરસ્કાર અને અભાવમાં-અણગમો બતાવતાં -શું સળગાવવું છે, એવા અર્થમાં વપરાય છે:-બાળુ પાટણ દેશ જિસે પરેળાં નીપજે. રા. રાંખેંગાર. (૨) બાપુ; લાકડા એવા-વહાલસોયાપણું બતાવતા અર્થમાં છોકરા માટે વપરાય છે:-બાળુ ! તમને તે ગમશે શું કરવાં, કુંવર ચાલો ઘેર મામી મનાવે. સ્ત્રીગીત.

બાળુવાં, ન૦ બાળેરાં, નાનાં લાકડાં બચ્ચાં; નાનેરાં હવેતાં. એમ બોલાય છે:-બાળક મારાં બાળુવાં. નળા૦

બાળેરું, વિ૦ બાળક જેવું; કિશોર વયનું.

બાળોઢા, વિ૦ નાનપણમાં પરણેલી છોકરી તે.

બાંક, પું૦ ટુંકી લાંબી•પાટ-પાટલી; અડેલીને બેસાય એવી પાટલી.

બાંકડો, પું૦ એકાદ બે જણ બેસે એવી પાટ તે.

બાંકાઇ, સ્ત્રી૦ ટેઢાઈ; ફાંકડાઇ. (૨) મિથ્યાભિમાનપણું; ફુલાશ, ફૂંપદ.

બાંકું, વિ૦ ટેઢું; ઓર મિજાજનું; તરેહવાર સ્વભાવનું. (૨) ફુટડું; રૂપાળું. (૩) નાજુક.

બાંકેરાવ, પું૦ ફાંકડો પુરુષ; છેલબટાઉ.

બાંગ, સ્ત્રી૦ પ્રાર્થના માટેનું હકારું; નિમાજ માટે લોકોને ચેતવણી આપનો સાદ.

બાંગડ, વિ૦ બહાદુર; કાબેલ. ૨ લુચ્ચો.

બાંગડવું, ક્રિ૦ અ૦ બાંધેડવું; ગળું તણાય એમ મોટે ઘેટે રોવું કે ઘણીવાર બોલવું તે; આરડવું. ભેંશ વગેરે પશુના વારંવાર થતા સાદને માટે વપરાય છે.

બાંગરો, પું૦મોઢે ચઢાવેલો;ફટાડી મૂકેલો છોકરો.

બાંઘેડવું, ક્રિ૦ અ૦ ગળું તાણીને બોલ બોલ કરવું; બાંગડવું.

બાંટ, ન૦ બાંધણી બાંધીને પાડેલી ભાતનું સ્ત્રીઓને પહેરવાનું રેશમી વસ્ત્ર. (૨) નાખ-કાટલાંનો સટ, ગંજ. (૩) ખુંપરા અથવા એક જાતના કાંટા.

બાંટલું, ન૦ નાનું-ઠીંગણું ઝાડ; હાથ દોઢ હાથ ઉંચાઇનો ઠંડાળી છોકરો.

**બાંટવું**, ક્રિ૦ અ૦ વહેંચી આપવું; હિસ્સા પાડી સૌને આપવું.

**બાંઠું**, વિ૦ અપરિપક્વ; પાણી-વરસાદની ટ્ચાશને લીધે બરાબર નહિ પાકેલું એવું. (૨) ન૦ ડૂંડાગેલું જુવારનું કરસણ.

**બાંડાબીજ**, સ્ત્રી૦ વૈશાખ સુદિ બીજ તે.

**બાંડિયો**, પું૦ તોછડાઈમાં મુસલમાન માટે બોલાય છે

**બાંડું**, વિ૦ પુંછડા વગરનું; છોગા વગરનું. (૨) ઝુલ-ઝાલર રહિત. (૩) અશોભન.

**બાંદડી**, સ્ત્રી૦ લુંડી; ચાકરડી; ગુલામડી

**બાંધ**, પું૦ પાણી ખાળવાને માટે કરેલી માટીની પાળ; નદી, વહેળાં વગેરેના પાણીના વહેણને અટકાવવાને બાંધેલો ધાર-પુસ્તો.

**બાંધકામ**, ન૦ માટી, ચુનો અને ઈટો વગેરેના ચણતરનું કામ તે; બાંધવા-ચણવાનું કામ તે; રસ્તા, મકાન, વગેરે જે રચના ચણતરનાં કામો તે; ઇમારતી કામકાજ.

**બાંધછોડ**, સ્ત્રી૦ બાંધવું ને વળી છોડવું તે; વારંવાર બાંધવું છોડવું તે (૨) છુટછાટ.

**બાંધણ**, ન૦ બાંધવાના કામનું કપડું ઘાસ. જાવળાં વગેરે તે; ઉપરનું આચ્છાદાન; પ્રચ્છદપટ. (૨) જેથી એક સાથે વસ્તુઓ જોડાઈ રહે એવું દોરડું; રસી વગેરે તે; બાન્દાન. (૩) બાંધવાનું કામ તે.

**બાંધણી**, સ્ત્રી૦ બાંધવાની ઢબ, અથવા રીત તે; વિંટાળવાની, ચણવાની, ઉભું કરવાની. (૨) ચપટીઓમાં કપડું પકડી દોરાથી બાંધી લેવાનું કામ તે. એથી કપડા ઉપર ટપકી ટપકી જેવી ભાત, રંગ દેતાં પડી રહે છે. (૩) ઉપર પ્રમાણે બાંધણીથી ભાત પાડેલી સાડી-ચુંદડી તે. (૪) ઇમારત; રચના.

**બાંધલું**, ન૦ મસાણ; સ્મશાન; મડદાં ઠેકાણે પાડવાની જગા.

**બાંધવ**, પું૦ [સં] ભાઈ; સહોદર:-બાંધવ હોય અબોલડા તોય પોતાની બાંય.

**બાંધવું**, ક્રિ૦ સ૦ [સં બન્ધ્] એકઠું કરી એક સાથે જોડવું; છુટું થઈ જાય નહિ એમ એકત્ર કરી રાખવું; એક એકથી જોડાઈને રહે એમ કરવું. (૨) ગાંઠ દેવી; મંથી પાડવી; ગાંઠવું; ગુંથવું. (૩) જકડવું; એક બીજાને અડીને રહે એમ કરવું; ન છટકે એમ કરવું; દૃઢ કરવું. (૪) રચવું; ઉભું કરવું; બનાવવું=ઘરબાંધવું. (૫) વિંટાળવું; આંટા દઈ ઘાટ કાઢવો=પાઘડી બાંધવી. (૬) ધરવું, કલ્પવું; વિચારવું; ઇચ્છવું; ભાવના કરવી=આશા બાંધવી. (૭) અમુક વિચાર અથવા કરારને વળગી રહે એમ કરવું; ન છટકે કે ન ફરી જાય એમ બંધનમાં લેવું (૮) એકઠું કરવું; પાણી વગેરે પ્રવાહી ભેગું કરવું=હોટ બાંધવો. (૯) જમાવવું; સમુદાય ઉભો કરવો; ટોળે કરવું. ગામ બાંધવું. (૧૦) હદમાં રાખવું; નિયમિત કરવું; અંકુશમાં આણવું; સીમા નક્કી કરવી.

**બાંધો**, પું૦ બંધારણ; રચના; ઘટના; બંધાઈ. (૨) શરીરનું દૃઢ બંધન તે; કાઠું; દળ; જમાવટ; દૃઢ સંઘટ્ટન. (૩) બંધ; બાંધણ.

**બાંબલી**, સ્ત્રી૦ બગલમાં થતા માસપાક તે.

**બાંબુ**, પું૦ [અં.] પોલો વાંસ.

**બાંભરો**, પું૦ ધોળો અને પોચો પત્થર તે.

**બાંય**, સ્ત્રી૦ [સં બાહુ] હાથ; કર. (૨) બાવડું. પ્રકોષ્ઠ:-બાંય મહાબાહુ મા ગ્રહો રાણી દેખશે ક્યાંક. (૩) કોણી ઉપરનો અંગરખા વગેરેનો સીવેલો ભાગ તે; ચારે તરફથી હાથ ઢંકાય એવી કપડાની ખોલ. (૪) સહાય; મદદ; ઓથ. બાંધવ હોય અબોલડા તોય પોતાની બાય

**બાંયડું**, ન૦ કોણી ઉપરના હાથનો અવયવ તે.

**બાંયધર**, પું૦ હાથ પકડનાર, મુશ્કેલીમાં મદદ આપનાર; અનેજ;-જવાબદાર થનાર; જમાન, જામીન; હામીદાર.

**બાંયધરી**, સ્ત્રી જમાની; જામીનગીરી; હામી.

**બાંયું**, ન૦ કમાડમાંનો ખુણો; આડબંધ. (૨) નરઘાંમાંનો બમ.

**બાંહ્ય**, સ્ત્રી૦ બાંય; હાથ, કર. (૨) સહાય.

**બિકટ**, વિ૦ વિકટ; વસમું; કઠણ; મુશ્કેલ. ભયંકર; મુશ્કેલી ભરેલું; ઝટ ન બને–જવાય કે થાય એવું તે.

**બિગાડ**, પું૦ બગાડ; ખરાબી; નુકસાન; અનુપયોગી થઇજવું તે.

**બિગાર**, પું૦ ભીખ; યાચના; માગી–ભીખી ખાવું તે. (૨) મજુરી; હેલ; વેઠ.

**બિગારી**, પું૦ હેલકરી; મજુર; વેતરો; બારવાહ. (૨) ભિખારી.

**બિચારું**, વિ૦ ગરીબ; બાપડું; દીન; રાંક. (૨) દુઃખી; હેરાન; (૩) અસહાય.

**બિછવા**; પું૦ વિછવા; સ્ત્રીઓના પગનાં આંગળાંનાં જોટવાં વગેરે તે.

**બિછાનું**, ન૦ બિછાવવાનું વસ્ત્ર; ગોદડું; જાજમ વગેરે તે; પાથરણું. (૨) પથારી.

**બિછાયત** સ્ત્રી૦ આરામથી બેસાય એવી રીતે જાજમ વગેરે પાથરીને બનાવેલી રચના તે: પાથરણાં સેતરંજી તકિયા વગેરે પાથરીને કરેલી બેઠકની સોઇ તે.

**બિછાવવું**, ક્રિ૦ સ૦ પાથરવું; પસરાઇ રહે એમ, જમીન ઉપર જાજમ વગેરેને પહોળાં કરવાં તે; ગાદલાં વગેરેને જમીન, ખાટ, પલંગ વગેરે ઉપર નાંખી સુવા બેસવાનું બનાવવું તે; ઢાળવું.

**બિજોરી**, સ્ત્રી૦ બિજોરાનું ઝાડ.

**બિજોરું**, ન૦ એક જાતનું ફળ; એ દવામાં વપરાય છે.

**બિડવું**, ક્રિ૦ સ૦ બીડવું; બંધ કરવું; વાસવું; અંદર પુરવું. (૨) અટકાવવું. (૩) સંકોચવું; એકઠું કરીને જોડીદેવું; જોડવું; બંધ કરવું. મોં બિડવું–હોઠ બિડવા.

**બિડાવવું**, ક્રિ૦ સ૦ બંધ કરાવવું. (૨) મોકલાવવું.

**બિન**, અ૦ વગર; વિના. (૨)ના૦ દીકરો.

**બિના**, સ્ત્રી૦ બાબત; હકીકત; તપસીલ. ૨ વિવેચન; વર્ણન.

**બિભાસ**, પું૦ એક રાગ. સવારમાં ગવાય છે.

**બિમાર**,વિ૦ [ हिं. ] માંદું; આજારી; અનારોગ્ય; કાયલી. (૨) ખિન્ન; ચિંતાતુર.

**બિમારી**, સ્ત્રી૦ મંદવાડ; માંદગી; અનારોગ્યતા.

**બિયાન**, ન૦ બ્યાન; વર્ણન, વિવેચન; હકીકત.

**બિયાબાન**, વિ૦ નિર્જન અને ઉજડ–વેરાન; ભયંકર, બીક લાગે એવું. આગળ બિયાબાન જંગલ આવ્યું ત્યારે હિમ્મત હઠીગઇ.

**બિયાબારું**, ન૦ અણબનાવ; સામીપ્રીત; એક બીજાને ગોઠતું આવે નહિ એવું.

**બિયામણું**, વિ૦ બીક લાગે એવું; ભયંકર; વિકરાળ; કારમું

**બિયું**, ન૦ બી; બીજ; જેમાંથી નવો અંકુર ફૂટે એવો કણ–કળિયો વગેરે તે.

**બિયો**, પું૦ બી; બીજ; ઠળિયો; ગોટલો; ઠીક્ષો. (૪) પેસી; શંકુ આકારનો કણ.

**બિરદ**, ન૦ [ हिं. ] પણ; વચન; વરદાન; પ્રતિજ્ઞા; ટેક; બોલ.

**બિરદાળ**, વિ૦ એકવચનીઃ પ્રતિજ્ઞા પાળે એવું; પોતાના બોલ માટે ટેકવાળું; ટેકી.

**બિરાજમાન**, વિ૦ સારી રીતે બેઠેલું; સુખાસીન. ૨ સુશોભિત; સુંદર લાગે એવી રીતે રચાયેલું–ગોઠવાયેલું.

**બિરાજવું**, ક્રિ૦ અ૦ [ सं. विराज् ] સારી રીતે માન–ભારભેર બેસવું. (૨) શોભવું; સુંદર દેખાવું; બરોબર શોભતી રીતે બેસવું. (૩) પધારવું; જઇને બેસવું.

**બિરાદર**, પું૦ [ फा. ] ભાઇ; બંધુ, સહોદર (૨) મિત્ર; દોસ્ત.

**બિરાદરી,** સ્ત્રી૰ ભાઇચારો; મિત્રતા; દોસ્તીસંબંધ; ભાઇબંધી.

**બિરાનું,** વિ૰ પારકું, પરનું; બીજાનું, પોતાનું નહિ એવું તે.

**બિલ,** ન૰ [ સં. बिल ] દર, ગોત; ગુફા. (૨) બોડ; હિંસક પ્રાણીએ પોતાને પડી-છુપાઇ રહેવાને ખોદેલો ખાડ. (૩) રાફડો.

**બિલ,** ન૰ [ અં ] કિમ્મતનું ભરતિયું; લહેણા ચીઠી (૨) હુંડી. (૩) મુસદો; ખરડો.

**બિલકુલ,** અ૰ તદન, સાવ, અનવશેષ; તમામ; સમુળગું.

**બિલંબી,** ન૰ એક જાતનું ફળ

**બિલાડી,** સ્ત્રી૰ [ સં. बिडाल ] કાળા ભુખરા રંગનું ને ધોળા ચટાપટાવાળી ચામડીનું એક નાનું-વાઘના જાતનું વસ્તી સહવાસી ચોપગુ પ્રાણી, મીનડી, માંજરી.

**બિલાડી,** સ્ત્રી૰ લોઢાના ઉલટસુલટ આંકડાનો ગુચ્છ, કુવા તળાવમા પડેલી ચીજ કાઢવાની અંકોડી. (૨) લંગર;નાગર. ( વહાણ નાગરવાની મોટી અંકોડી )

**બિલાડું,** ન૰ બિલ્લી, નહિ નર કે નહિ માદા એવું મીનડું (૨) નામનું નિશાન; સહી, હસ્તાક્ષરનો લિસોટો.

**બિલાડો,** પું૰ [ સં. बिडाल ] બિલાડીનો નર; ચોધર; મીનડો

**બિલાવર,** પું૰ સવારમાં ગવાતો એક રાગ.

**બિલાયન** ન૰ બિલિયાન, એક જાતનો હીરો

**બિલોર,** પું૰ ઉંચી જાતનો કાચ; પારદર્શક-નિર્મળ કાચ

**બિલોરી,** વિ૰ બિલોર-ઉંચી જાતના નિર્મળ કાચનું-તેને લગતું આગના વખતમાં ચીનથી હાંડી, ઝુમ્મર વગેરે સ્વચ્છ કાચનાં પાત્ર આવતાં તે બિલોરીકામ એમ કહેવાતાં

**બિલ્પ,** સ્ત્રી૰ અંગુઠો અને પ્રસારેલી હાથેળીની છેલ્લી-ટચલી આંગળી વચ્ચેનું છેટું તે; એ પ્રમાણનું માપ તે; વેત.

**બિલ્લી,** સ્ત્રી૰ [ हिं ] બિલાડી, મીંનડી

**બિલ્લુ,** વિ૰ લુચ્ચું; કપટી, ઢોંગું. (૨) ભીરુ; જોડીદાર;સામે બેસી ખેલનાર; મદદ કરનાર

**બિલ્લું,** ન૰ ફરેકાળને બદલે પાતળી ભિંત કરવામાં આવે છે તે; એક ઇંટના ઓસારની ભિંત

**બિલ્લું,** ન૰ કસવાળું માણસ-ગ્રાહક; જેની પાસેથી લાભ મેળવી શકાય એવું-પણ ભોળુ ને ભલું માણસ તે.

**બિલ્વ,** ન૰ એક જાતનું ઝાડ.

**બિવડાવવું,** ક્રિ૰ સ૰ ડરાવવું; ભય દેખાડવો.

**બિસાત,** સ્ત્રી૰ પુંજી, દોલત; ધન. (૨) શક્તિ; બળ, ગુંજાશ (૩) માલ,મૂલ.

**બિસ્તરો,** પું૰ બિછાનું; પાથરણું, પાગરણ-એમા ચરાઇ, નાની સેતરંજી નાનું રૂએલ ગાદલું ને ઓશિકું વગેરે હોય છે.

**બિસ્મિલ્લા,** અ૰ લો ખુદાનું નામ, અને કરો શુકરાના-આરંભ-કરતેક હિંદુઓમા 'ગણેશાય નમઃ' કહેવાય છે તેમ મુસલમાનોમા કોઇ કામ આરંભતા આ શબ્દ ઉચ્ચરાય છે.

**બિહાગ,** પું૰ એક ગાવાનો રાગ. આ રાગ રાતે દશેક વાગ્યાને અમલે ગવાય છે.

**બિહામણું,** વિ૰ બીક લાગે એવું; ડરામણું; ભયપ્રદ; ભયંકર.

**બિહારી,** વિ૰ વિહારી; ખેલ મોજ કરનાર. (૨) બિહારનું (૩) ફરંદ, પ્રવાસી

**બિંદગી,** સ્ત્રી૰ ચાંદ; ટીલી; બે ભ્રમરો વચ્ચે કરવામા આવતું નાનું ટપકું; બિંદી.

બિંદડી, સ્ત્રી૦ સિવી લીધેલી નાની પોટલી; બેંગી.

બિંદી, સ્ત્રી૦ બિંદગી, ટીપકી; ચાંદ; બીનકી ઉદ હોય લાર હું બિંદી બનાવું, ભમર પર તારીરે, ગોટા મુનિઓનાં મન ઠગી જાય એવી પ્રાણુધ્યારી રે.

બિંદુ, ન૦ [ સં. ] ટીપું; કોરું; ટપકું; બુંદ. :—આખું વર્ષ બિંદુએ વરસાદ પાયો નથી. (૨) મીંડું; શૂન્ય. (૩) ટાંપ; અનુસ્વાર. (૪) નાનું ટીલું; ચિહ્ન. (૫) બીજ; ધાતુકણ. કહે૦ બિંદુનો સિંધુ=નરણાને ગેર, અને કાગનો વાઘ.

બિંબ, ન૦ [ સં ] આકાશમાં સૂર્ય ચંદ્રની જે થાળી જેવી ગોળ સપાટી દેખાય છે તે; તખતી; ગોળાકાર સ્વરૂપ. (૨) કાચ અને પાણી વગેરેમાં જે આકૃતિ દેખાય છે તેનું અમલ સ્વરૂપ તે.:-બિંબ ને પ્રતિબિંબ. (૩) છબિ; છાયાચિત્ર. (૪) ઘીલોડું. આ ફળ પાકતાં ઘણુંજ લાલ અને સુરેખ બને છે તે ઉપરથી કવિઓએ હોઠને તેની ઉપમા આપી છે. :—બિંબોષ્ઠી=પાકેલા ઘીલોડા જેવા હોઠવાળી-સ્ત્રી.

બિંબાકાર, વિ૦ ગોળ તખતી જેવા આકારનું; ઉપમેલી સપાટીવાળા ગોળાકાર જેવું.

બી, ન૦ એવો કણ અથવા વસ્તુ, કે જેના જેવી બીજી વસ્તુ ઉત્પન્ન થાય તે; બીજ; બિયું; વનસ્પતિના કણ-દાણા વગેરે તે :-જેવું બી વાવીએ તેવું ઝાડ, છોડ ને ફળ થાય. (૨) મૂળ; ખંડાણ; પાયો. મૂળ કારણ. :-કડવી જમે લડાઇનાં બી ન વાવતાં (૩) અ૦ વળી; પણ. :-રહેતા બી દિવાના ને સણતા બી દિવાના. અમે બી જઇશું.

બીક, સ્ત્રી૦ ( સં. भीत ) ભય; ધાસ્તી; ડર; દહેશત. (૨) ધાક. (૩) ચિંતા; ફિકર.

બીકણ, વિ૦ બીએ એવું; ડરકણ; ડરકું; પોચી છાતીનું; હિમ્મત વગરનું; ડરી જાય એવું.

બીકણું, વિ૦ ડરકું; નાહિમ્મત; બીકણ.

બીચ, અ૦ વચ્ચે; ગમે; માં.

બીછવા, પું૦ સ્ત્રીઓને પગને અંગુઠે અને આંગળીએ પહેરવાનાં ઇનિટિયાં; કપડાં; અણવટ.

બીજ, ન૦ બી; બિયું. મૂળ; મૂળ ઉત્પત્તિનું કારણ તે. (૩) જેથી ગર્ભ ઉત્પન્ન થાય છે તે; સત્વ. (૪) વંશપરંપરા; ઓલાદ. (૫) ભાવાર્થ; તાત્પર્ય; સાર.

બીજ, સ્ત્રી૦ [ સં. द्वितीया ] બીજી તિથિ, પખવાડિયાનો બીજો દહાડો. :—બીજનો ચંદ્રમા.

બીજગણિત, ન૦ મોટી રકમોના બીજરૂપ ચિહ્ન-અક્ષરો માંડીને ગણિત કરવાની રીત તે; અક્ષરગણિત.

બીજમાર્ગ, પું૦ એક વહેમીને વિચિત્ર માન્યતા પ્રમાણે વર્તનારો ધર્મમાર્ગ-સંપ્રદાય-પંથ તે.

બીજમાર્ગી, વિ૦ બીજમાર્ગના મંતવ્યાનુસાર ચાલનાર; બીજમાર્ગનો અનુયાયી.

બીજવર, પું૦ મોરો વર, કે જેનાં બીજીવાર લગ્ન થતાં હોય તે; પહેલી વારની સ્ત્રી મરી જવાથી બીજીવાર પરણનારો પુરૂષ તે.

બીજીવાર, અ૦ ફરીને; બીજે વખત; પુનરપિ:—આ તને બીજીવાર ચોરી કરતાં પકડયો, હવે મારી નહિ મળે.

બીજું, વિ૦ ( સં. द्वितीय. ) એકની પછીનું; પહેલાની પછી તરતજ સાથે હોય-આવે તે-બીજું. બેની સંખ્યાનો અનુક્રમ બતાવે છે; અન્ય; ઇતર; પર. (૨) જુદી જાતનું. (૩) વધારામાં; વળી. :-

બીજું લખવાનું કે, અહિં વરસાદ પાણી પુષ્કળ થયાં છે

**બીટ,** ન૦ છાણું; ગોબર.

**બીડ,** ન૦ ઘાસની જમીન; જે જમીનમાં ઘાસ પુષ્કળ ઉગતું હોય તે; વીડ. (૨) કાચું ભરતનું લોઢું. :–બીડની જાળીઓ. (૩) [ અ ] સરત; સરતથી માગવું તે.

**બીડવું,** ક્રિ૦ સ૦ બંધકરવું. બે છેડા મળે એમ કરવું. કાગળ બીડયો. મોં બીડયું. (૨) ભરી–પુરીલેવું; પુરવું, ચણવું. –કોટમાંના બે ગાબડાં બીડવાનાં છે. (૩) છાપ મારવી; શીલ કરવી.

**બીડી,** સ્ત્રી૦ કાથો ચુનો વગેરે ચોપડી–માંહિ સોપારી મૂકીને વાળેલી નાગરવેલના પાનની ગેડ તે. ઉ૦ લેતા જારે શામળિયા બીડી પાનનકી. (૨) તમાકુ વગેરે ભરીને કાગળ કે ટીમરૂના પાનની વાળેલી નળી–ભુંગળી તે. એ સળગાવીને ફુંકાય છે; બળતાં ધુમાડો ખેંચ૦ ૫૦ એવી કોઇ પણ ચીજ મૂકીને બનાવેલી કાગળ–વગેરેની નાની ભુંગળી. –રજમાની. બીડી આપવી=સત્કાર કરવો; રજા આપવી.

**બીડું,** ન૦ કોઇ વસ્તુ ભરીને બનાવેલું પડીકું; મોટી ત્રણ ખુણિયા પાનબીડી. (૨) કોઇ મોટું દુર્ઘટ કામ કરવાની જાહેર માગણી, સરતવાળી માગણી :–બહારવટિયાને પકડી લાવવા રાજાએ ત્રણવાર દરબારમાં બીડું ફેરવ્યું પણ કોઇએ ઉપાડયું નહિ, આખરે ચમર ઢોળનારી ગણિકાની છોકરીએ ઉપાડયું. ક્રિ૦ પ્ર૦ બીડું ઝડપવું=દુર્ઘટ કામની માગણી કરવી, સાહસ માથે લેવું. (૩) નમન બીડાં=વિવાહની માગણી. ઉ૦ કયાનાં તે આવ્યાં બીડેમાં ગોરીરાણા ભમ જી.

**બીડો,** પુ૦ કાગળો ઘાલેલું મોટું પુસ્બીડિયું લબોટો.

**બીડયુંસીડયું,** વિ૦ મનમાં સમજવા છતાં કંઈ બોલાય નહિ એવું લાચાર; મૌન રહી સહેવું પડે એવી સ્થિતિ તે. (૨) અ૦ ગાવને બંધ જેમ હોય તેમનું તેમ મૌન રહ્યા કરવું પડે તે; જેમ કરે તેમ વગર બોલ્યે સહન કર્યા કરવું તે.–જે જુલમ કરે તે બીડયાસીડયા બેસી રહીને જોયા કરો. ફરિયાદનો અવાજ નહિ હોવો તે.

**બીન,** ન૦ બન્ને બાજુ તુમડાવાળું એક જાતનું તંતુવાદ્ય.

**બીનકી,** સ્ત્રી૦ બિંદી

**બીના,** સ્ત્રી૦ બનાવ, બનેલું તે (૨) હકીકત; હેવાલ; વાત; વર્ણન. (૩) બાબત; વિષય, વસ્તુ.

**બીબી,** સ્ત્રી૦ મુસલમાન ગૃહસ્થની સ્ત્રી; ખાનદાન કુટુંબની મુસલમાન બાનુ કહે૦ બીબી ઘર જોગ ત્યારે મિયાં ઘોર જોગ.

**બીબીજાયું,** વિ૦ ખાનદાન મુસલમાન સ્ત્રીને પેટ જન્મેલું; બીબીએ જન્મેલું, ખાનદાન મુસલમાનના ઘરનું–બાળક. –રાણી જાયો કે બીબીજાયો.

**બીબું,** ન૦ અમુક જાતની આકૃતિ વગેરે પાડવાનો જેમાં ઘાટ ખોદેલો હોય તે; ઢાળ, સાંચી, ઓઠું, અને એડી. (૨) જેની ઉપર અમુક ચિત્ર કે છાપ વગેરે આકૃતિ પડે એવું ઉપસાવણ ને કોતરણી કરેલી હોય તે પાત્ર; ઓજાર, વગેરે તે –ભાતનું બીબું, લાકડાની છાપ. (૩) જેને મથાળે અક્ષરાકૃતિ ઉપસાવેલી હોય એવો સીસા–ધાતુનો ખીલો તે; ટાઇપ (૪) નમુનો; પ્રતિકૃતિ, સ્વરૂપ, આકૃતિ પાડવાની રચના, વગેરે તે.

**બીભત્સ,** વિ૦ ( સં૦ ) ભુંડું; નઠારું.

નહિ ખોસાય કે જોવાય એવું. (૨) કંટાળો આપે એવું. (૩) નવરસમાંનો કંટાળો ઉપજાવનારો એક કાવ્ય રસ તે; ભાંડરસ.

**બીરંજ**, પુ૦ ચોખા અને ચણા દાળની મીઠી મેવા ખીચડી.

**બીલ**, ન૦ ખાડો; દર; બખોલ; રાફડો. (૨) [અ.] વેચેલા માલની કિમ્મતનો આંકડો. (૩) પહોંચ. (૪) ખરડો; મુસદો.

**બીલપન**, ન૦ પાસા પાડેલું નંગ; પાસાદાર હીરો.

**બીલી**, સ્ત્રી૦ ત્રણુ ત્રણુને ઝુમખે જેને પાનાં થાય છે એવું એક કાંટાળું ઝાડ. મહાદેવને એનાં પાન ચઢાવવામાં આવે છે.

**બીલું**, ન૦ બીલીનું અંડાકૃતિ લીલું ફળ, નાનાં કુમળાં બીલાનો મુરબ્બો અને અથાણું થાય છે. એનો ગુણગ્રાહી હોવાથી મરડા અને અતિસાર ઉપર ઉપયોગી થઇ પડે છે. (૨) બીલાનું કોટલું; હુલડો, પારો, તપખીર વગેરે ભરવાના કામમાં આવે છે. (૩) અંડ; વૃષણ. બળિયા-સૈયદથી સાધા ઉપર થએલી ગાંઠ તે.

**બીવું**, ક્રિ૦ અ૦ ડરવું; ભય લાગવો; ધાસ્તી લાગવી, (૨) ચોંકવું. (૩) ગભરાવું; કાયર થવું.

**બીહવું**, જુ૦ બીવું.

**બુક**, (અં.) ચોપડી; પુસ્તક. (૨) નોંધણું. (૩) બુકડો; ફાકો.

**બુકડો**, પુ૦ મોં ભરાઇ જાય એટલો જથો તે; ફાકો.

**બુકણી**, સ્ત્રી૦ ભુકી; ચૂર્ણ.

**બુકવું**, ક્રિ૦ સ૦ હાથ મોંને અડકે નહિ તેમ મોમાં નાંખવું; ફાકવું.

**બુકાની**, સ્ત્રી૦ દાઢી અને ગાલ ઉપર થઇ માથે બંધાય એવો ફટકા-લુગડાંનો કકડો.—દાઢીના વાળ આમતેમ વિખરાઇ જાય નહિ તેમજ ચહેરાનો ઘણો ભાગ ઢંકાવાને લીધે બીજો માણસ ઝટ ઓળખે નહિ, તે માટે બુકાની બંધાય છે.

**બુકડો**, પું૦ ફાકડો; ફાંકો; કોળિયો; ગ્રાસ.

**બુગડી**, સ્ત્રી૦ બુકડી; સ્ત્રીઓને કાને પહેરવાનું મોતીનું ઘરેણું.

**બુગણુ**, ન૦ ગાડામાં પાથરવાનું જાડપોતું કપડું; મોદ; આથર.

**બુઘલી**, સ્ત્રી૦ બરણી.

**બુચ**, પુ૦ એક જાતના પોચા લાકડાનો ડાટો; ઠુચો. (૨) પાનાંની રમતમાં હારનારને જીતેલો માગે તે પાનાં આપવાં પડે છે તે. ક્રિ૦ પ્ર૦ બુચ મારવો=વહેતું —ઢળીજતું બંધ કરવું; સજડ-બંધ કરવું.

**બુચટ**, વિ૦ બુદ્ધિ વગરનું; મૂર્ખ; કાચી સમજનું.

**બુચિયું**, વિ૦ બુચું; કાન વગરનું. (૨) બેઠેલા નાકનું; કપાઇ ગયેલા નાકનું.

**બુચી**, વિ૦ (સ્ત્રી.) નાની છોકરી; કન્યા પારસીઓમાં વપરાય છે.

**બુચું**, વિ૦ કાન વગરનું. (૨) બેઠેલા ચપટા નાકવાળું.

**બુચો**, પુ૦ છોકરો; દીકરો; પુત્ર. (પારસીમાં)

**બુજ**, સ્ત્રી. [सं. बुध्] કદર, કિમ્મત; તુલના; પરીક્ષા; ગુણુજાણુપણું. (૨) સમજ:-તમારા શેઠને કામની બુજ નથી.

**બુજરગ**, વિ૦ [फा.] વૃદ્ધ ઘરડું; (૨) મોટાઇપણાને લીધે માનને યોગ્ય.

**બુજરગી**, સ્ત્રી૦ ઘરડપણુ, મોટાઈ; બુઢાપો.

**બુજવું**, ક્રિ૦ સ૦ કદર કરવી; પરીક્ષા કરવી; સામો માણસ કેટલું કામકાજ કરે છે તેની કિમ્મત જાણવી; ગુણ સમજવો; તુલના કરવી. (૨) શોધ લેવો; સમ-

જવું. ઉ૦ પરનારીસ પ્રીત, બુદ્ધિ સારી નવ બુઝે. સામળ.

**બુઝવવું**, ક્રિ૦ સ૦ હોલવવું; બળતું બંધ કરવું; ટાઢું પાડવું. (૨) રોળા નાખવું.

**બુઝાવું**, ક્રિ૦ અ૦ હોલાવું; ઠરીયવું; બંધ પડવું.

**બુટ**, સ્ત્રી૦ (ત્રુટ્ય) કાનની નીચેના ભાગની ચામડી; લાળી. (૨) રૂ૦ પ્રં૦ કાનની બુટ પકડવી=કબુલ કરવું.

**બુટાક**, અ૦ ખૂબકાળું ને શરીરે જાડું એમ:—કાળુંબુટાક. (૨) લાટ–સોઢાની કાળી ને મજબુત લાટ ઉપરથી. રંગે કાળી ને શરીરે હૃષ્ટ સ્ત્રી તે.

**બુટિયું**, ન૦ બુટે પહેરવાનું લાકડાનું લોળિયું; બુટનો વિંધ પહોળો કરવાને લાકડાનું જે ઘરેણું પહેરવામાં આવે છે તે.

**બુટી**, સ્ત્રી૦ નાની ચોળી–કળી તે; નાની કળી જેવી ભાત–તરેહ તે:—ઝીણી બુટીનું અંબર. (૨) અજબ ગુણવાળી ઔષધિ–વનસ્પતિ તે:—જડીબુટી; ચમત્કારી ચીજ. (૩) પહોચેલું; તેજસ્વી ને ચતુર એવું જે તે; કાબેલ; નહિ ઉતર્યું જાય એવું અને અજબ રીતે પોતાનું કામ કાઢી લેનારઃ—એ કંઇ જાય તેવી બુટી નથી.

**બુટાદાર**, વિ૦ બુટાબુટાવાળું; જેમાં સુશોભિત ચાંલ્લા હોય એવું.

**બુટો**, પું૦ ખીલેલા નાના ફૂલના જેવી ભાતનો ચાંલ્લો; ભાતીગળ ચંદ્રક; ભરતનો ચાંલ્લો. (૨) તરંગ; કલ્પના; નવી જુગતી; અવનવો વિચાર.

**બુઠું** વિ૦ ઘસાઇને જાડું થઇ ગયેલું; ધાર જતી રહી હોય એવું; અણી કે ધારની તીક્ષ્ણતા રહિત. (૨) જાડી બુદ્ધિનું; કાંઇ વિષય જેને ઝટ મોએ ચડે નહિ એવું (૨) લાગણી વગરનું.

**બુડ્ડો** પું૦ મકાઇ ડોડો; બુટ્ટો.

**બુડકી**, સ્ત્રી૦ ડુબકી; એકદમ પાણીની અંદર પેસી જવું તે. (૨) કામની વખતે ખસીજવું તે.

**બુડથળ**, વિ૦ બેવકુફ; મૂર્ખ; દડિ. (૨) મંદ બુદ્ધિનું અચળ.

**બુડવું**, ક્રિ૦ અ૦ [પ્રા૦ બુડ્ડ] ડુબવું; પાણીની તળે બેસવું; નીચે જવું; પ્રવાહીની તળે બેસવું. (૨) ગરકાવ થઇ જવું; દટાઇ જવું કે ઉંડા ઉતરીજવું.

**બુડાડવું**, ક્રિ૦ પ્ર૦ બુડે એમ કરવું.

**બુડિયાળ**, વિ૦ મૂર્ખ; અણસમજુ.

**બુડિયો**, પું૦ કાળા મોંનો વાંદરો. (૨) ઘરડો માણસ; બુઢિયો.

**બુઢાપો**, પું૦ ઘરડપણ; જરા; વૃદ્ધાવસ્થા; જઇફી.

**બુઢિયો**, પું૦ બુડિયો; વાંદરીઓના ટોળામાંનો મોટો મસ્ત વાંદરો. (૨) જાડો હૃષ્ટ જેવો ને ઉમ્મરે મોટો માણસ.

**બુઢું**, વિ૦ [સં. વૃદ્ધ–બુઢો.] ઘરડું; જેને પળિયાં આવવા માંડ્યાં હોય તે; જઇફ; વૃદ્ધ.

**બુઢો**, પું૦ વૃદ્ધ; જેને જરા–ઘરડપણું આવ્યું હોય તે માણસ. (વિ૦) જઇફ.

**બુણી**, સ્ત્રી૦ બોણી. (૨) અણી; ભાલાનું ફળી.

**બુતકો**, પું૦ કાળી ને હૃષ્ટ સ્ત્રી; સીધણ.

**બુતપરસ્ત**, વિ૦ મૂર્તિપૂજક; મૂર્તિની પૂજા કરનાર તે; મૂર્તિને માનનાર, હિંદુ વગેરે.

**બુતપરસ્તી**. સ્ત્રી૦ મૂર્તિપૂજા.

**બુતાન**, ન૦ બટન; બોરિયું.

**બુતાઇ**, સ્ત્રી૦ બોતાનું; જુની પાઘડીનો ઝોલો કકડો. (૨) તોહમત; બટ્ટો.

**બુતાનો**, પું૦ ઝીણી ફાટેલી પાઘડીનો કકડો.

**બુતારો**. પું૦ (મુસ્તાન) જમીન

વાળવાનો સળિયો–સાવરણો; મોટી ઝાડુ.

બુતે, અ૦ થી; થકી; વતી:–માગીબુતે કામ થશે નહિ. ગ્રામ્ય.

બુદ્‌બુદ, પુ૦ (सं. बुद्बुद) પરપોટો.

બુદબુદો, પું૦ પરપોટો.

બુદ્ધ, વિ૦ [ સં. ] જેને જ્ઞાન થયું છે એવું; જેને સમજાયું હોય તેવું–સમજુ; જ્ઞાત; પંડિત. ( ૨ ) બુધ એકગ્રહ.

બુદ્ધાવતાર, પુ૦ [ સં. ] વિષ્ણુના દસ અવતારમાંનો નવમો અવતાર ( ૨ ) મૌન રહીને જે કંઈ બનતું હોય તે જોયા કરનાર.

બુદ્ધિ, સ્ત્રી૦ ( સં. ) વસ્તુને સમજવાની અને સમજ્યા પછી વિચાર કરી પોતાને તે માટે શું કરવા જેવું છે તેનો નિર્ણય કરવાની શક્તિ તે; વિચાર કરી પોતાને ફાવતી રીતે કામ કરવાનો નિશ્ચય કરનારી પ્રાણીની શક્તિ, સમજશક્તિ જ્ઞાન શક્તિ, મતિ; અક્કલ; સમજણ. ( ૨ ) મન; અંતઃકરણ; મનનું વલણ. ( ૩ ) વિવેક; ડહાપણ ( ૪ ) શીખ, શિખામણ. –મારે તારી બુદ્ધિ જોઈતી નથી. ( ૫ ) વૃત્તિ, ઇચ્છા; મન, અભિપ્રાય; વિચાર રૂ૦ પ્ર૦ બુદ્ધિનો આ બો=મૂર્ખ, બેવકૂફ. ક્રિ૦ પ્ર૦ બુદ્ધિ ફરી જવી=અવળી મતિ થવી; અક્કલ પલટાઈ જવી. બુદ્ધિબળ=બુદ્ધિનું જોર તે. જેમા બુદ્ધિનો ઉપયોગ કરવાથી તે ખીને એવી રમત તે; સેતરંજ. :–બુદ્ધિ=બળની રમત ભોળાઅબુદ્ધિનું=જાડીબુદ્ધિનું કુશાગ્રબુદ્ધિનું =ઝીણી બુદ્ધિનું બુદ્ધિપૂર્વક=જાણી જોઈને; જાણીબુજીને

બુદ્ધિમંત, વિ૦ બુદ્ધિવાળું; અક્કલમંદ.

બુદ્ધિમાન, વિ૦ બુદ્ધિવાળુ; બુદ્ધિશાળી.

બુદ્ધિશાળી, વિ૦ બુદ્ધિવાળું; અક્કલવાન.

બુદ્ધિહીન, વિ૦ બુદ્ધિવગરનું; ગમાર, મૂર્ખ.

બુધ, પુ૦ ( સં. ) એક ગ્રહ. ( ૨ ) સાત વારમાંનો એકવાર. ( ૩ ) દેવ. ( ૪ ) ડહાપો.

બુધવાર, પુ૦ સાત વારમાંનો ત્રીજો વાર. (૨) કંઈ નહિ. –એ શું કરવાર છે બાપનો બુધવાર !

બુધવારિયું, ન૦ બુધવારને દિવસે બહાર પડતું છાપું; દર બુધવારે નિકળતું વર્તમાનપત્ર.

બુધું, ન૦ જાડું ડંગોરું, ધોકો, ધોયકણું. ઉ૦ બુધે જાર બાજરી, બુધે નાર પાધરી; બુધે ડોબું દોહવા દે, ને બુધે છૈયુ છાનુ રહે. ( ૨ ) જાડું અને વાંકું દિખાય એવું લાકડું; ચુનો ભાગવાનું. ( ૩ ) ચુલે ચઢના વાસણનું બળીને કાળું પડી ગયેલું તળિયું તે. –બુધાવાળી તપેલી બુધાવાળુ ઉનામણુ.

બુન, પુ૦ એગડીના આકારના એક જાતના દાણા; કાફી.

બુનદાણા, પુ૦ બુન; કાફી

બુનિયાત, વિ૦ [ फा. बुनियाद ] કુલીન, ખાનદાન; અસલજાત; ઉચ્ચ કુળ પરંપરાનું હોય એવું; જુનું અને માનવંતુ.

બુનિયાતી, સ્ત્રી૦ કુલીનપણુ, ખાનદાની

બુબ્રસ, ન૦ ઉનનુ જાડા વણાટનું બુશર; કામ્મળો.

બુબક, વિ૦ બુદ્ધિ અને વિવેક વગરનું; જડભરત; જાડી બુદ્ધિનું–માણસ.

બુભુક્ષિત. વિ૦ ( सं ) ભૂખ્યું–ભુખાળવું; ખાઉખાઉ કરનારું.

બુમગાણુ, ન૦ બુમાબુમ, ઘોંઘાટ; કલાહોલ.

બુમારો, પુ૦ બૂમ; પોકાર; હોકાર. (૨) ગપ અફવા; ગપાટો. ( ૩ ) તોફાન; ગડબડ; ભોર; ઘણાઓનો એકો સોર–ફરિયાદ. –જુલમનો બુમારો તે.

બુમાબુમ, સ્ત્રી૦ ઉપરા ઉપરી બૂમો પડવી તે;

ડેરેકાણે બૂમ પડી રહેતી તે.

બુમેપોઢોલ, પું૦ મોટું ઢોલ; મોટી નોબત. બૂમ અથવા પોકાર ને બદલે લોક ભેળા કરવાને વગાડવાનું મોટું ઢોલ તે.

બુરખો, પું૦ (અા. બુરકઅ) માથાથી પગ લગી આખુંએ શરીર ઢંકાઈ રહે એવું સિવેલું ઢાંપણા વસ્ત્ર; ઉપર ઓઢવાનું વસ્ત્ર; ઉપવસ્ત્ર, ચાદર. (૨) ગાત્ર ગો ઢંકાય એવું મુલાયમ અને જાળીદાર કપડું કે જે સ્ત્રીઓ ગો ઉપર નાખે છે. અવગુંઠન. ઉ૦ બુરખાવાળી ચેલી, શરીર લાવણ્યતા ન સ્પષ્ટ જેતી.

બુરજ, પું૦ (આ. બુર્જ) કિલ્લાના મથાળા ઉપર તોપ ગોઠવવાને માટે કાંઠેથી અ-ગાસી જેવી રાવલી, કોટ ઉપર તોપના મોરચા ગાંડવાના ગુંબાર. (૨) હાથિણી; પુસ્તો; દિવાલને ટેકા રૂપ વધા-રાતુ ચણતર તે.

બુરજી, વિ૦ સેતરંજની રમતમાંની એક જીત કે જેમાં ચોપટ ઉપર એકલા પ્યાદાને પાદશાહજ રહેલા હોય .-બુરજી મહાત.

બુરાઇ, સ્ત્રી૦ બગાડ; અણબનાવ, ગરબડ; બુંડાપણું (૨) ખોટી-અન્યાયી રીતે વ-ર્તવું તે -બુરાઇનાં ફળ બુરાં.

બુરાખ, ન૦ બાખુ; કાણુ, ભોક; છેદ; વિંધ. (૨) બુલાખ

બુરાવું, ક્રિ૦ અ૦ પુરાવું; ભરાઈજવું.

બુરાશ, સ્ત્રી૦ બુરાઈ.

બુરૂં, ન૦ પીસેલી ખાંડ. (૨) વિ૦ નઠારૂં, ખરાબ, બુંડુ, નઠારું

બુલબુલ, ન૦ (ફા) મધુર અવાજે ગા-નાર એક નાનું પખી . આ પખી ગુલાબની ડાળ ઉપર બેસી બોલે છે. ઉ૦ સહવાસ જગ્યો, સુસ્વભાવ મળ્યો, રમે રસનો એકાકાર થયો, થઇ પ્રીત જરા મન થીર થયું, મુજ બુલબુલ ત્યાંથી ઉડીગયું

બુલંદ, વિ૦ (ફા.) ઉચી મોભાવાળું, પ્રૌઢ; મોટું.

બુલાખ, સ્ત્રી૦ (તુર્કી. બુલાક) નાકનો વચલો પડદો. નાકના વચલા પડદાગનો વેહ, (૨) નાકના વચલા પડદામાં પાડેલા વિંધમાં પહેરવાનું મોતી-હીરાનું એક ઘરેણું. ઉ૦ કાને મકરાકૃત કુંડળ કેરી જોડ, નાકે બુલાખ ને મુખમાં તંબોળ, ભાલશુ.

બુલું ન૦ ગાંડ (૨) ગાંડનાં હગરાં; તળુરા.

બુસકું, ન૦ વરસાદનું એકદમ તૂટી પડવું તે, ઝાપટું; થોડીવાર પડે પણ જોરથી એકદમ ખૂબ પાણી વરસાવે એવો વરસાદનો તરંગ -ઝપાટો તે.

બુસકું, ન૦ દિયેર કંકુવાળો હાથ કરી ઘેલુને ગાલે હળવો તમાચો મારવો તે; સીમંત-વાળી સ્ત્રીને થતો એક આચાર.

બુસટિયો, પું૦ બુસટ મારનારો તે, ઘેણુનો દિયેર

બુસું, વિ૦ જાડબુદ્ધિનું, અરસિક, નાગ રિક રીતભાતથી અજાણ તે. (૨) શોખ-કોડ વગરનું; જડ. .-બુસો=જડભરથ.

બુહારવું, ક્રિ૦ સ૦ વાળવું; ઝાડવુ, બોરવું.

બુટ, પુ૦ અન્ધકુ કુવો; બોખ જેવો ઉડો ખાડો.

બુંઠ, વિ૦ કમઅક્કલ, અચંચળ, અજ્ઞાન, ઝટ શીખે કે સમજે નહિ એવું; જાડબુદ્ધિનું.

બુંદ, ન૦ [સં વિન્દુ] ટીપું, ફોરું; ટપકુ. (૨) મવાલીનો કરો (૩) ડાઘો, તેના ગી.

બુધી, વિ૦ ઓછી અક્કલ, કમ સમજનું ઝટ શીખે સમજે નહિ એવુ, ચચચળ; અ-સાવધાન.

બુધુ, ન૦ જાડો ડંગોરો, ઘેપકણ, જાડી ટુકી લાકડી (૨) વાસણનું બગેલું, તળિયું, પુણી ને કાટ વગેરેથી કાણુ પડી ગયેલ. વાસણનું તળું તે.

**બુંબારવ**, પું૦ બુમાબુમ થઇ રહેવી તે. કોલાહલ; બુમરાણ; શોર બકોર.

**બુંભિયો**, પું૦ બુંગિયો; મોટા અવાજવાળો બુમિયો ઢોલ.

**બૂક**, પું૦ ફાકો; ગ્રાસ; કોળિયો. (૨) અં. ચોપડી; કિતાબ.

**બુચ**, પું૦ ડાટો; કુપીના મોંપર દોળવાનો ડુચો; શીશીનું લાકડાનું ઢાંકણ.

**બૂજ**, સ્ત્રી૦ તુલના; કદર; ગુણજ્ઞતા. (૨) સમજ; પરીક્ષા.

**બૂટ**, સ્ત્રી૦ કાનની લાળી. (૨) અં. ગાંઠ વગરનો વિલાયતી જોડો. ક્રિ૦ પ્ર૦ બુટ પકડવી=કબુલ કરવું.

**બૂન**, પું૦ વાલ અથવા એરંડી જેવાં એક જાતનાં બી, કોફી, એને શેકી દળીને કવાથ કરી પિવાય છે.

**બૂમ**, સ્ત્રી૦ મોટા ઘાંટે પોકારવું; ઘોંઘાટ; બરાડો, રાડ, પોકાર. (૨) લોક વાયકા. અફવા, કિંવદંતી. (૩) ફરિયાદ. કોણ બૂમ સાંભળે છે? બૂમ પાડવી=બોલાવવું. ફરિયાદ કરવી, પીડા પોકારવી. બૂમબોગો ગાયિયો=બેગામેગી સાધવું.

**બૃહત્**, વિ૦ [સં] મોટું કદાવર, સ્થૂલ વિશાળ.

**બૃહસ્પતિ**, પું૦ દેવ લોકના ગુરુ. મોટા અતિશાશાળી વિદ્વાન. (૨) સૂર્યમાળામાંનો એક ગ્રહ.

**બૃહસ્પતિવાર**, પું૦ ગુરૂવાર.

**બે**, વિ૦ એક ને એક તે, ૨. (૨) અ૦ નહિ, ગેર, કમ, ખરાબ, એ અર્થનો ફારસી ઉપસર્ગ. બેઅદબી. બેઆબરૂ. (૩) રે. ખરે, ઉત્તેજક ઉદ્ગાર—માર બે માર.

**બેઅક્કલ**, વિ૦ કમ અક્કલ, બુદ્ધિહીન, સમજ વગરનું, અજ્ઞાન, મૂર્ખ; અણસમજુ.

**બેઅદબ**, વિ૦ અવિવેકી; નિરલજ; અસભ્ય; અમર્યાદ.

**બેઅદબી**, સ્ત્રી૦ અદબ નહિ રાખવી તે; નિરલજપણું; બેશરમપણું; અસભ્યતા.

**બેઅસર**, વિ૦ નહિ ગુણ કરે એવું; ગુણ વગરનું; જે દવામાંથી તેનો ગુણ–અસર કરવાપણું જતું રહેલું હોય તે. (૨) લાગણી વગરનું; કઠોર; નિર્દય.

**બેઆની**, સ્ત્રી૦ બે આનાનો ચલણી સિક્કો.

**બેઆબરૂ**, વિ૦ આબરૂ વગરનું: જેની આબરૂ જતી રહી હોય એવું. (૨) ના૦ ફજેતી (૩) અપમાન; અપકીર્તિ; અપ્રતિષ્ઠા.

**બેઆરામ**, વિ૦ માંદું; અતંદુરસ્ત; જેના મન તથા શરીરને આરામ ના હોય એવું; ચિંતાતુર

**બેઇતબાર**, વિ૦ જેનો વિશ્વાસ પડે નહિ એવું; નહિ વિશ્વાસ રાખવા લાયક.

**બેઇતબારી**, સ્ત્રી૦ અવિશ્વાસ; ભરોસો નહિ તે.

**બેઇનસાફ**, પું૦ અન્યાય; ઇનસાફ નહિ તે; નહિ યોગ્ય–રાસ્ત તે.

**બેઇનસાફી**, સ્ત્રી૦ અન્યાય. (૨) વિ૦ અન્યાયી; નહિ વાજબી; ગેરકાયદે હોય એવું.

**બેઇમાન**, વિ૦ વિશ્વાસઘાતી; કૃતઘ્ની; નિમકહરામ (૨) અપ્રમાણિક. (૩) આસ્થારહિત, બોલ્યુ ન પાળે એવુ.

**બેઇમાની**, સ્ત્રી૦ અપ્રમાણિકતા; બોલ્યું નહિ પાળવાપણું તે; વિશ્વાસઘાત. (૨) અનાસ્થા. બોલ્યું નહિ પાળનાર, નેકીએ ચાલે નહિ એવું.

**બેઉ**, વિ૦ બન્ને; બન્નો; ઉભય.

**બેઉમેદ**, વિ૦ નાઉમેદ

**બેઉમેદી**, સ્ત્રી૦ નાઉમેદી.

**બેકદર**, વિ૦ કદર વગરનું; અગુણજ્ઞ, ગુણ વગરનું.

**બેકરાર**, વિ૦ બેઆરામ; બેચેન; કરાર ન હોય એવું; વ્યગ્ર.

**બેજાર**, વિ૦ (फा. बेजार) કંટાળેલું; અધર થઇ ગયેલું. અકળાયેલું; હેરાન.

**બેજીવ**, વિ૦ બેજીવવાળી; ગર્ભવંતી; ભારેવાઇ. (૨) ઉંચા મનવાળું; જીવ ઉડી ગયેલો હોય એવું; અણગમું.

**બેજીવવાળી**, વિ૦ ગર્ભવંતી.

**બેજીવસોતી**, વિ૦ ગર્ભવંતી; ભારેવાઇ.

**બેટ**, પું૦ જેની ચારે બાજુએ પાણી હોય એવી જમીન; દ્વીપ.

**બેટાજી**, પું૦ બચ્ચાજી, રીસ–ક્રોધમાં સામા માણસને મારતાં, એ રીતે હુંકારાય છે. બેટમજી.

**બેટાબેટી**, ન૦ બેટા અને બેટીઓ વગેરે તે; છોકરાંછૈયાં, છોકરાછોકરીઓ. ઉ૦ સો જાગેલા શોભિતા, બેટાબેટી પેટીના. નર્મદાશંકર.

**બેટી**, સ્ત્રી૦ પુત્રી; છોકરી; દીકરી.

**બેટીજી**, સ્ત્રી૦ મોટા માણસની–આચાર્યની પુત્રી તે; લાડકી–માનિતી દીકરી તે.

**બેટો**, પુ૦ દીકરો; છૈયો; પુત્ર; છોકરો.

**બેઠક**, સ્ત્રી૦ બેસવાની જગા, આસન. (૨) બેસવું તે; વાતચીત કરવા–ગમત માટે બેસવુ તે. :–એની ત્યાં બેઠક છે. (૩) જેટલી વાર બેસી રહેવું પડે તેટલો વખત તે; બેસીને હાજરી આપવી પડે એવો કાળ. :–ચાર કલાકની બેઠક છે. (૪) ઘણા જણનું એકઠા થઇને બેસવુ–મળવુ તે; મંડળી; સભા; પરિષદ, મિજલસ.:— એકાદ જલસાની બેઠક કરો. (૫) નાચ–મુજરાનું ઠેકાણું; મંડળી, મિજલસ કે નાચ જમાવટ તે. (૬) પાટલો; ખુરસી; માંચી; ગાદી, વગેરે બેસવાનું જે કંઇ સાધન તે. (૭) તળું; પાયો, જેની ઉપર મોટો ઘાટ ઉભો હોય તે; બેસણી. (૮) તાલીમની એક કસરત

**બેઠાખાઉ**, વિ૦ ધંધો રોજગાર નહિ કરતાં બેઠે બેઠે ખાવાની જેને ટેવ–આદત પડી હોય તે; નિરુદ્યમી; બેકાર; ઉદ્યોગ કર્યા વગર ખાનારું; આપ પણ કંઈ કામકાજ કરે નહિ એવું; આળસુ. પ્રાવુ ને કશી હિલચાલ નહિ કરતાં માત્ર બેસી રહેવું તે. :–નોકરી છોડયા પછી તે બેઠાખાઉ થઈ ગયો છે.

**બેઠાબેઠ**, સ્ત્રી૦ ઉદ્યમ નહિ કરતાં માત્ર બેસી જ રહેવું તે, બિનરોજગારી હાલત તે; ધંધો રોજગાર કરવો નહિ અને ખાલી બેઠે બેઠે ખાધા કરવું એવી જે આળસુ –નિરુદ્યમી સ્થિતિ–હાલત તે. (૨) અ૦ બેઠાને બેઠાજ રહેવું તે; જેમ હોય તેમજ; એમને એમ. :–એ ખાતું હવે બેઠબેઠ રાખજો.

**બેઠીબાંધણીનું**, વિ૦ નીચા પણ દૃઢ બંધારણવાળું; નીચી ઘાટદાર બાંધણીનું. (૨) મજબુત, દૃઢ; નરમ—ઉઘલાઇ પડે એવુ.

**બેઠું**, વિ૦ બેઠેલું; નીચા ઘાટનું; નહિ ઉંચું. (૨) ઉકાળવું પડે નહિ એવું; બેઠેબેઠે થઇ રહે એવુ :-બેઠો ભાત મૂકી દેજો. (૩) કામ કર્યા વગર–બેઠે બેઠે મળે એવુ. :–ને બેઠો પગાર ખાય છે. (૪) ઠંડું; ટાઢુ; શીત, નહિ આકરું. (૫) નહિ ઉછળતુ; ધીરું પણ ચાલુ એક સરખું :–બેઠું પાણી વહે છે. બેઠું ખાતું=કામ ખાતું. ક્રિ૦ પ્ર૦ બેઠા થવુ =સાજા થવુ; ફરીને સતેજ થવુ.– બેઠાની ડાળ કાપવી=પાગડું તોડી નાંખવુ. બેઠાંબેઠાં=નિરાંતે; અવકાશે.

**બેઠેલ**, વિ૦ બેઠેલું; બેઠું; નહિ ઉભું અથવા ઉંચું એવુ. (૨) દબાયેલું; ગાળો પડેલો હોય એવુ (૩) પડી રહ્યાથી બગડેલુ–ચોટેલુ. :–આ તાડો બેઠેલો છે.

**બેઠ**, સ્ત્રી૦ બેળ; સુલાની બે બાજુમાંની એક તે.

**બેડકું**, ન૦ આગળાના દરેક સાંધા વચ્ચેનો અંકોડો કકડો–ભાગ તે, પેર. (૨)

આળસીના કાતરામાંનો દરેક કચૂકાવાળો ભાગ તે.

બેદરથી, સ્ત્રી૰પતરાજ; બેડશાઇ.

બડસાઇ, સ્ત્રી૰ પોતાનાં પરાક્રમ ગાવાં તે, હું આવો તેવો અને મેં આવું તેવું કરેલું, એ રીતે પોતાનાં ભણગાં ફૂંકવાં તે; ફુલ, બડાઇ, પનરાજી.

બેડિયું, ન૰ બેડાં; આંબેથી અદ્ધર કેરી તોડી-વેડી લેવાની જાળીદાર ઝોળી. ( ૨ ) બતરીસ મણનો જથો; બતરીસ મણ તોલે હોય તેટલું તે-એ બેડિયાં બાજરી ઘરમાં રાખજો. ( ૩ ) બે બળદ ખેંચી શકે એટલા વજનનું ગાડું.

બેડી, સ્ત્રી૰ બેઉ હાથ કે પગ સજ્જડ જકડાઇ રહે એવો ધાતુનો કડા જેવો ઘાટ; જંજીર; (૨) પાશ; બંધન. ( ૩ ) બે આંગળીએ પહેરાય એવી વિંટી-વેઢો તે; એક ઘરેણું. ( ૪ ) અડચણ; અટકાવ, આડખીલી-મને તો ડોસાની બેડી છે નહિ તો હમણાં વિનાયત જાઉં.

બેડું, ન૰ ગાગર ને ઘડાની દેરડી-ઉતરડ, હાંડો ને આંબિયો ઉપરાઉપરિ મૂક્યા હોય તે, ઘડા ગાગરની જોડ તે ઉ૰ બેડું લઇને ગઇ જળ કાજે. ( ૨ ) બહેડું; એક ફળ; ત્રિફળામાંની એક ઓષધિ, હરડાં, બેડાં ને આંબળાં.

બેડો, પું૰ ઝહાજ; વહાણ ઉ૰ બેડો ભાઇ બુડતો તારોરે, અબે આઇ! પાર ઉતારોરે. (૨) હુકી; ટોળું; જથો:-આ-બાનો બેડો. (૩) ધારેલો અર્થ; મુદ્દાની વાત.-બેડો પાર. પાદશાહની મુલાકાતનું કામ મુશ્કેલ છે બીજું નહિ, મુલાકાત થઇ એટલે તો જાણો કે બેડો પાર.

બેડાલી, સ્ત્રી૰ જેને બેડોલ-સઢ હોય એવું વહાણ.

બેડાળ, વિ૰ ડાળ વગરનું, જેનો ઘાટ સારો-જોઇએ તેવો હોય નહિ એવું; કદરૂપું; બદસીકલ.

બેઢબ, વિ૰ ઢબ વગરનું રીતસરનું નહિ એવું; અમુક ધોરણ-પદ્ધતિ વગરનું. ( ૨ ) અમર્યાદ; બેઅદબ, તરેહવાર. ( ૩ ) બે પ્રકારે

બેઢંગ, વિ૰ ઢંગ વગરનું.

બેઢંગું, વિ૰ જેમાં ઢંગ ધોરણ કે ઢબ ન હોય એવું; તરેહવાર; અવ્યવસ્થિત, એકે ઘાટમાં-રૂપમાં ન હોય એવું. ( ૨ ) ઠેકાણા-નિશ્ચય વગરનું.

બેઢાચઢ, વિ૰ બેડા-ઢા જેવા ઉપર ઉપર જતાં નાના નાના થતા જતા ઘાટનું. (૨) ઉપર ઉપરથી ઉતરતું જાય એવું-જાગનાથજીની હાંડી બેઢાચઢ ઉપર ઉપરથી સીઝતી જાય છે. ( ૩ ) નીચે મોટુ ને ઉપર નાનુ એવું:-બેઢાચઢ.

બેઢાળિયું, વિ૰ જેને બન્ને બાજુએ ઢાળ હોય એવું-બેઢાળિયુ છાપરૂં.

બેઢું, ન૰ બેડું: બહેડું.

બેત, સ્ત્રી૰ ( फा. ) મનસૂબો, વિચાર. (૨) યુક્તિ; કળા, તજવીજ. ( ૩ ) દોહરાના જેવું બે ટુકનું ફારસી પદ્ય ( ૪ ) નેતર.

બેતકસીર, વિ૰બેગુના,નિર્દોષ; નહિ અપરાધી.

બેતમા, વિ૰ (फा.) તમા વગરનું; કશાની દરકાર-કાળજી રાખે નહિ એવુ, નિઃસ્પૃહી.

બેતર, અ૰ બહેતર, વધારે સારૂ; ખાસું;

બેતરફી, વિ૰ બન્ને તરફનું ( ૨ ) ના૰ બરતરફ કરવું તે; કહાડી-કાઢી મૂકવું તે.

બેતાલ, વિ૰ તાલ વગરનું; પ્રસંગ-મરોબર જોગ હોય નહિ એવું; ગોઠવણ વગરનું; લાગ ન હોય એવું. ( ૨ ) બેતાગ, અનંત; પુષ્કળ, ખૂબ, અતિશય. ( ૩ ) વહી-વંઠી ગયેલું; હાથથી ગયેલું.

બેતાળીસ, વિ૰ ચાળીસ ને બે; ૪૨.

બેતાળાં, ન૰ ચાળીસ બેતાળીસ વર્ષની ઉમ્મરે આંખે ઝાંખ આવે છે તે, અંધારાં.

**બેતાળું**, વ૦ બેતાળીસ શેરનો મણ એ ધોરણના તોલનું.

**બેદરકાર**, વિ૦ દરકારગરજું; બેકાળજી; બેતમા.

**બેદરકારી**, સ્ત્રી૦ બેતમાપણું; કાળજી નહિ રાખવાપણું.

**બેદરદી**, વિ૦ રોગી નહોય તેવું; નહિ દરદી તે; અરસિક.

**બેદસ્તુર**, વિ૦ ધારા રિવાજથી ઉલટું; નહિ નિયમસર એવું.

**બેદાણા**, પું૦ ( फा. ) એક જાતની ઓષધિ.

**બેદાદ**, વિ૦ દાદ-ફરિયાદ સંભળાતી ન હોય એવું; જેની ફરિયાદ સાંભળવામાં આવતી ન હોય એવું; અંધેર.

**બેદાદી**, સ્ત્રી૦ દાદ-ફરિયાદ પ્રતિ જે બેદરકારી તે; દાદ સંભાળાય નહિ એવી જે સ્થિતિ તે; અંધેર; અવ્યવસ્થા.

**બેદાંસકડી**, સ્ત્રી૦ એક જાતની ઓષધિ.

**બેદિલ**, વિ૦ મન નહિ હોવું તે; દિલ ઉઠી ગયું હોય તેવું; દિલગીર; નાખુશ.

**બેદિલી**, સ્ત્રી૦ દિલગીરી; નાખુશી; નહિ મન હોવાપણું તે.

**બેદું**, ન૦ ઇંડું.

**બેધડક**, અ૦ છાતી ધડકે નહિ એમ; નિર્ભય રીતે; નીડરપણે; કોઇ તરફની ફિકર રાખ્યા વગર; બિનધાસ્તી. ( ૨ ) જાહેરમાં જુસ્સાભેર ( બોલવું તે. ) ભય રાખ્યા વગર ખુલ્લું જાહેરમાં-હિમ્મતથી ( કહેવું-કરવું તે. )

**બેધારૂં**, વિ૦ બે તરફ ધારવાળું:-બે ધારી તરવાર. ( ૨ ) બેતંતુ-બે તારવાળું:-બે ધારી લાબસી. ( ૩ ) એકજ તરફનું નહિ એવું, ગોળગોળ; બેઉ અર્થ થાય એવું-:-બેધારૂં બોલે છે; અનિશ્ચિત.

**બેન**, સ્ત્રી૦ ( सं. भगिनी ) એક માબાપનાબે છોકરામાંનો દરેક છોકરી તે; કાકા મામા માસી, ફોઈ, અને કુટુંબની છોકરી તે.

**બેનડ**, સ્ત્રી૦ બેન; બહેન.

**બેનડી**, સ્ત્રી૦ બેન; બહેડી કવિતામાં અને લાડમાં વપરાય છે.

**બેનપણી**, સ્ત્રી૦ સાહેલી; બેયર; સજની; સખી ઉ૦ સુણ બેનપણી કહું આજ, પીની જે જે વેદના. ભા. ના.

**બેનપણું**, ન૦ બેનહોવાપણું. ( ૨ ) સ્ત્રીઓ સ્ત્રીઓમાં દોસ્તી તે; સ્ત્રીને બીજી સ્ત્રીસાથે મિત્રતા તે.

**બેનસીબ**, વિ૦ અભાગિયું; નસીબ વગરનું; ફૂટેલા કર્મનું.

**બેનસીબી**, સ્ત્રી૦ દુર્ભાગ્ય, નસીબ નહિ હોવું તે.

**બેની**, સ્ત્રી૦ બેન; બહેન. (૨) સખી; સજની. ઉ૦ બેનીરે તમે ભાવ ધરી ભણજો.

**બેપગું**, વિ૦ બે પગવાળું તે; પંખી, માણસ. ઉ૦ ચારપગમાંની જાત આ, જોડી બે પગાં માટે, સારૂં, સમજે તો સાર નવલ રહે, નહિ તો હસવું તો વારૂં.

**બેપરવા**, વિ૦ બેદરકાર; બેકાળજી જેને કોઇની પરવા ન હોય એવું; સ્વતંત્ર.

**બેપરવાઈ**, સ્ત્રી૦ પરવા નહિ રાખવી તે; બેદરકારી; નિસ્પૃહીપણું; ગાફેલપણું.

**બેફાક**, અ૦ છેક ઉઘાડું; ખુલ્લું; ભુંડું બોલવું તે.

**બેફાટ**, અ૦ ઉઘાડે છોક; બેશરમપણે; નિરંકુશ રીતે; બેમર્યાદ-ઉઘાડું એમ.

**બેફામ**, વિ૦ બેફોમ; લક્ષ-ધ્યાન રહિત; સંજ્ઞા-સમજ રહિત. (૨) નહિ સ્મરણ ન રહેલું હોય એવું; બેભાન; સુનું.

**બેફિકર**, વિ૦ ફિકર વગરનું; નફિકરું; નચિંત..

**બેફિકરૂં**, વિ૦ બેફિકર; નચિંત; કાળજી વગરનું.

**બેબનાવ**, પુ૦ અણબનાવ; મેળ નહિ હોવો તે; બનાવ-એકમનપણું નહિ હોવું તે; બનતું હોય નહિ એવું તે.

**બેબાક**, વિ૦ (ફા.) કર્જ બાકી ન રહ્યું હોય તેવું; ભય રહિત (૨) પુરું; પૂર્ણ.

**બેબાકળુ**, વિ૦ બહેબાકળું; બાવરું; ગભરુ; દરકરાયેલી ને ગભરાયેલી હાલતનું.

**બેબાપનું**, વિ૦ નહિ ઔરસ એવું; છિનાળનું; વ્યભિચારથી ઉત્પન્ન થએલું.

**બેબુનિયાત**, વિ૦ નીચ મુખમ્ટ, હરામજાદું. (૨) ઉત્તમ કુળ પરંપરાનું નહિ એવું; નગુ, હલકી જાતનું, નહિ ખાનદાન કુટુંબનું એવુ

**બેબોલું**, વિ૦ બોલીને ફરી જાય એવું, જેના બોલવા ઉપર વિશ્વાસ રહે નહિ એવું; ફેરવી તોળે એવું.

**બેભત્થુ**, વિ૦ ભેળભેળવાળુ, જેમાં એકથી વધારે વસ્તુઓનું મિશ્રણ હોય એવું, બે ભાતનું; બેતરેહનું.

**બેભાન**, વિ૦ ભાન વગરનું, બેશુદ્ધ, બેહોશ, સંજ્ઞારહિત, ભાનવગરનુ

**બેમના**, વિ૦ બેમનવાળું; આમ ને તેમ ઢળી પડતા મનનું. (૨) ઉદાસ, દિલગીર, એક મન નહિ એવુ, નારાજ.

**બેમર્જાદ**, વિ૦ બેશરમ, નિર્લજ્જ, મર્યાદા વગરનુ

**બેમાલમ**, વિ૦ ગુપ્ત, છુપુ અજ્ઞાત. (૨) માલમ પડે નહિ એવું તે, બેમાલમ ચાલી ગયો (૩) ખબર ન હોય તેમ, અજાણતાં; માહિતીમાં હોય નહિ એવી રીતનુ.

**બેમુનાસબ**, વિ૦ અયોગ્ય, અઘટિત

**બેમુરવત**, વિ૦ નિર્ગુણી; અગુણજ્ઞ, મુરવત વગરનું.

**બેર**, પુ૦ બહેર, બધિરતા (૨) સત્યાનાશ —હાથ બેર ગાગી ગયો છે.

**બેરખ**, અ૦ વારવાર, હરગીજ, હમેશ સદા

**બેરખી**, સ્ત્રી૦ સ્ત્રીઓને ડાબે હાથે કોણી ઉપર પહેરવાનું ઘરેણું

**બેરખો**, પું૦ તુલસી કે રૂદ્રાક્ષના મોગ મણકાની દોરી ભરવી શકાય એવી નાની માળા.

**બેરડાઇ**, સ્ત્રી૦ હઠીલાઇ; ખંધાઇ, અભિમાન —સ્વમાનમાં અક્કડ રહેવું તે.

**બેરડું**, વિ૦ હઠીલું, ખંધુ

**બેરત**, સ્ત્રી૦ કઋતુ; યોગ્ય સમય નહિ તે (૨) વિ૦ કમોસમ, અકાલિક.

**બેરંગ**, વિ૦ મિશ્ર રંગનું, રંગ ઉડી ગયો—ઉપટાઈ ગયેલો હોય એવું, નઠારા રંગનું (૨) બેતાલ, બેમિસાલ.

**બેરંગી**, વિ૦ બેરંગુ, એક સરખા સુરેખ રંગનું નહિ એવું, બગડી ગયેલા રંગનું. (૨) આમ તેમ જેવો વખત હોય તેવે રૂપે થઇ જાય એવું, કઢંગું; અનિશ્ચિત મનનું; એકધારૂ રહે નહિ એવું; તરેહવાર.

**બેરંજો**, પુ૦ એક ઓષધિ.

**બેરાગી**, વિ૦ બેરગી, આમ તેમ બન્ને બાજુએ ફરે એવું, અનિશ્ચિત મનનું (૨) પુ૦ વેરાગી, સાધુ—સંત, ત્યાગી

**બેરિયું**, ન૦ એક જાતનું પખી એને માથે કલગી હોય છે.

**બેરીજ**, સ્ત્રી૦ સરવાળાની રકમ, સરવાળો તે.

**બેરૂ**, વિ૦ બહેરૂ, બધિર, કાને સાંભળી શકે નહિ એવું.

**બેરોજગાર**, વિ૦ રોજગાર વગરનું બેકાર.

**બેરોજગારી**, સ્ત્રી૦ નવરાશ, કામકાજ—ધંધો રોજગાર ન હેય એવી હાલત તે અનુદ્યોગિતા, બેકારપણું

**બેલ**, પુ૦ [ સં. બલિવર્દ ] બળદ.

**બેલ**, સ્ત્રી૦ બે જણની જોડી તે; અન્યોન્ય સહાય કરનારમાંનું એક તે, જોડિયુ સાથી, બેનડી, જોડ. ઉ૦ મુદ્દવનયા બૂ ને દેવયાનિની બેલમાં. (૨) ગાનારીને સાથ આપનાર ગૃહસ્થોએ જે કંઇ ભેટ દાખલ આપવુ તે, બેગ, સાગાશીનું પરિતોષિક, ગોઠ.

**બેલડી**, સ્ત્રી૦ બેલ, જોડ; સાથી; મદદગાર; હાથ પકડનાર ઉ૦ દેરાણી જેઠાણીનાં

બેલડાં, હળી મળી પાણીડાં જાય. ગુજરી! (૨) હાથ; બાહુબળ.' ઉ૦ બેલડીએ વળગ્યા વિશ્વાધાર, સુદામાએ જાતાં કર્યો વિચાર.

**બેલદાર**, પુ૦ કાપડિયાને મદદ કરનારો મજુર (૨) ચાચરે જમીન ખોદનારો.

**બેલાશક**, અ૦ [ अ. ] મેરાય રાખ્યા વગર, બેધડક; નિર્ભય રીતે, ખુશીથી; છડેચોક

**બેલિયું**, ન૦ અશક્તિને લીધે આંગળાંનું થોડીવાર અકડાઇ જવું તે; ઝણઝણી, આંકડા. (૨) એક જાતનું ફૂલ અને તેનું અત્તર.

**બેલી**, પુ૦ સહાય કરનારો, સાથી, હાથઝાલનારો; મદદગાર, આશ્રય આપનારો, સ્વામી-ધણી. (૨) હિમાયતી :—અનાથનો બેલી રામ.

**બેલું**, ન૦ બેનું જોડકું તે; બેની જોડ, યુગ્મ, એકમાંનું અરધું તે, બેનો સમવાય તે, જોડું :—પ્રભુએ એમના બેલાં બાંધ્યાં હશે પ્રેમાનંદ. (૨) ઘોળાપત્થર.

**બેવકૂફ**, વિ૦ મૂર્ખ, અક્કલ વગરનું, નાદાન. બેવકૂફનો સરદાર=મૂર્ખ શિરોમણી, પાકોમૂર્ખ.

**બેવકૂફી**, સ્ત્રી૦ બેવકૂફાઇ, મુર્ખાઇ, નાદાની.

**બેવકર**, વિ૦ ભારબોજ, વગનું ઢંગરહિત.

**બેવખત**, અ૦ નક્કી-ઠરાવેલો-નિમેલો વખત નહિ તે, કવેળા નિશ્ચિત સમય નહિ એમ; વખત બેવખત=ગમે ત્યારે, મરજીમાં આવે ત્યારે. —વખત બે વખત આવજે.

**બેવચની**, વિ૦ વચન આપીને પાળે નહિ એવું; અપ્રમાણિક; વિશ્વાસ વગરનું; જેના વચન ઉપર વિશ્વાસ રખાય નહિ એવું; લબાડ, જુઠું, બોલીને ફરી જનાર

**બેવડ**, અ૦ બે પડવાળું એમ; બેવડેલું હોય તેમ; દુપટ; વચમાંથી વળી જેના બે છેડા ભેગા થઇ ગયેલા હોય એવું તે; બેવડું.

**બેવડવું**, ક્રિ૦ સ૦ બેવડું કરવું; લાંબા પટ-દોર વગેરેને વચમાંથી વાળી તેના બે છેડા ભેગા કરવા, દુપટ કરવું, બેપટ-બમણું બેવાર થાય એમ કરવું. (૨) એકનું એક બીજીવાર થાય એમ કરવું, વધારવું, દ્વિગુણ કરવું

**બેવડિયું**, વિ૦ બે પડવાળું, એકના બે થાય એવું, બેને સાંધી-જોડીને એક કરેલું હોય એવું —બેવડિયો પૈસો. બેવડિયો=દમ્મ.

**બેવડું**, વિ૦ બેપટવાળું, વચમાંથી વાળીને જેના બે છેડા ભેગા થયેલા હોય એવું. (૨) બમણું, દ્વિગુણ દુપટ, બેવડેલું હોય તેવું; બેવડું તેવડું=બે અને ત્રણ પટ-વધારે પડ હોય એવું.

**બેવતની**, વિ૦ વતનનું નહિ એવું; નહિ વતનનું તે, પરદેશી. (૨) વતન વગરનું, જેને ખેતર પાદર કે જમીન ન હોય એવું; વમવાયું આવીને રહેલું

**બેવફા** વિ૦ [ फा. ] બેઇમાન, દ્રોહી; કૃતઘ્ની, અપકારી; અપ્રમાણિક અગુણજ્ઞ

**બેવફાઈ**, સ્ત્રી૦ બેઇમાન, દ્રોહ

**બેવફાદાર**, વિ૦ બેવફા; દ્રોહી એકનિષ્ઠાવાળું નહિ તે, અપ્રમાણિક

**બેવફાદારી**, સ્ત્રી૦ દ્રોહ, ભક્તિ-નિષ્ઠા રહિતપણું, શુદ્ધ-વચને બંધાયલા નહિ રહેવાપણું, અપ્રમાણિકપણું

**બેવારસી**, વિ૦ જેનો કોઈ વારસ ન હોય એવું, નવારસી

**બેશ**, વિ૦ [ फा. ] સારું ખાસું; મજેનું, સુંદર. (૨) ઠીક, ગમતું આવતું —બેશ કર્યું. ઉ૦ બેશ કર્યાં શિર કેશ

**બેશક**, અ૦ અલબત, ખરેખર, નિસ્સંશય; ખચીત.

**બેશરમ,** વિ૦ નિર્લજ્જ જેને લાજ ન હોય એવુ, શરમ વગરનું

**બેશરમું,** વિ૦ નિર્લજ્જ, લાજ વગરનુ, ધૃષ્ટ, નહિ લજવાય એવુ. ( ૨ ) ટેક વગરનુ સ્વમાન વગરનું, રૂંદ-નાક વગરનું, નકટુ

**બેશુદ્ધ** વિ૦ જેને શુદ્ધિ-ભાન ન હોય એવુ, તે થી રહિત, અચેત, બેહોશ, મૂર્છિત.

**બેસઉઠ,** સ્ત્રી૦ બેસવુ -ને ઉઠવું તે, વારવાર બેસવુ ને ઉઠવું તે, બેસવા ઉઠવાની મહેનત તે -વારવાર બેસઉઠ કોણ કરે. ( ૨ ) વખત ો વખત મળવુ અને સાથે બેસી વાર્તચીત કરવી તે, મૈત્રી સંબધ મળવુ હળવુ તે .

**બેસણી,** સ્ત્રી૦ જે તળાના ભાગે પાયા (માંચી, ઢગરા, ઓભણુ) વગેરે ઉપર વસ્તુ જમીન પર સ્થિર રહે છે તે, જેની ઉપર વસ્તુ ટભી-સ્થિર રહે છે તે ભાગ, વસ્તુ-ઘાટ વગેરેનો જે ભાગ જમીન ઉપર ચપટ બેસીને રહે છે તે -બેસણીવાળો વાડકો-લોટો વગેરે (૨) બેઠક, ખુરસી, માંચી, આસન, ચાકળો વગેરે તે. ( ૩ ) બેસવાની જગા-સ્થાન -ઉંચી બેસણીએ

**બેસણુ** ,ન૦ જેની ઉપર બેસાતું હોય તે, બેઠક, ગાદી આસન, બેસવાનુ સ્થાન ઉ૦ માગ માગ રાજનગર શાં શહેર, ભદ્ર આપુ બેસણુ રે લોલ (૨) બેસવાની જીન-ઠામ ઠામ (૩) મરણાદિક પ્રસગે ઘણા જણનું સાથે મળીને બેસવુ તે જે કુટુબમાં મરણ થયુ હોય તે કુટુબનો શોક ઓછો કરાવવાને તેને ત્યાં રાખેલી બેઠક તે.

**બેસતમ,** વિ૦ [ फा ] પુષ્કળ, અત્યત ઘ ણું જ -બેસતમ તાવ આવ્યો

**બેસતુ** વિ૦ માફક આવતુ, અનુકૂળ પડતું જેમ બેસીને રહે તેમ બરોબર પડતુ માફકસરતું -જુઓ, આ જોડો-અંગરખો તમને બેસતો આવે છે? (૨) ઓપતું દેખાતુ ગમતું, ફાવતું મનમળતું -એમને આ વાત બેસતી આવશે ! (૩) લાયક, યોગ્ય. (૪) નવુ શરૂ થતું આરંભાતુ, જેની શરૂઆત થતી હોય એવુ -બેસતું વરસ; બેસતો મહીનો (૫) સિ કોતું, તગ, નહિ ઢીલુ-પહોળુ એવુ તે ઉ૦ શોભે સુનાની કર કકણીઓ, જાળિયા બેસતી બગડીઓ. નર્મકાવ્ય (૬) બે મળી-દોસ્તી, પ્રીતિ મનમેળાપ, એ બે જણને બેસતી છે, શલામણ કરશો તો કામ જરૂર થશે.

**બેસણુરી,** સ્ત્રી૦ અધીરાઇ

**બેસમજ,** વિ૦ સમજ વગરનું બુદ્ધિ રહિત (૨) સમજવામાં ફેર હોવો તે સમજભૂલ, ખોટુ સમજાઇ જવુ, ઉલટો અર્થ સમજાવો તે

**બેસરણ,** ન૦ કિમ્મત પડવી તે, ખરચ લાગવું તે, બેઠેલુ મૂલ તે બદલામાં કંઇ ગાંઠનુ આપવુ પડવુ તે. -એમાં કંઇ બેસરણ નથી બેસરામણી.

**બેસરામણ,** ન૦ બેસરણ ( ૨ ) કોઈ ચીજ બેસાડાવવાનુ લવાજમ-મહેનતાણું તે

**બેસરામણ,** સ્ત્રી૦ કિમ્મત, મૂલ ( ૨ ) બેસારવા-ચોટાડવાની કિમ્મત તે બેસવાનુ મૂલ પડવાનું - ભરવું બેપવુ - એમાં શી બેસરામણી છે ?

**બેસવુ,** ક્રિ૦ અ૦ [ सं विश् ] શરીરને આરામ મળે એવી રીતે ઠરી ઠામ રહેવુ આસન કરવુ, પગવાળી-પ્રસારી નિરાંતે સ્થિર થવુ, ભોય-આસન વગેરે ઉપર શરીર-સ્થિર કરવુ આરામસર રહે એમ કરવુ ( ૨ ) ગ્યારી કરવી, -ઘોડે બેસવુ. ( ૩ ) તગ પડવુ, ભિડાઇને આવી રહેવુ લગોલગ આવી રહેવુ -બેસનો કબજો બરોબર-જોઇએ તેમ આવી રહેવુ બેસતુ આવવુ બાઝી-ચોંટી

રહેવું. :-મેજ પર ધૂળ બેઠી છે. (૫) ઢપાવું :-છરી બેઠી છે. (૬) આરંભાવું. શરૂ થવું; નવું ચાલુ થવું. :-આજથી નવું વરસ બેઠું, સાસુનો ઉતરી વહુનો અમલ બેઠો. (૭) ગુંથાવું; કામકાજ માંડવું; ઉઘડવું. :-કાલથી કથા બેઠી છે. કોર્ટ બેસે કે તરત અરજી આપો. (૮) સમજાવું; અર્થ બેસવો; જુગતી લાગુ પાડવી. :-આ વાક્યનો અર્થ બેઠો. એ બાબત તમને બેસશે નહિ. (૯) વળગવું; આવવું; બાઝવું. :-આને મરવા બેઠા ત્યારથી ફરી ખાવા માંડી. (૧૦) ભારથી નીચે પડવું; ભાગી પડવું :-ઘર બેસવું:-મોટી ઇમારત બેસી ગઈ. (૧૧) કિમ્મત પડવી; ભાવ પડવો; મૂલ્ય આપવું :-આ ચોપડીના ત્રણ રૂપિયા બેઠા. (૧૨) ઠરવું; વળવું. :-હાથ બેઠો તેથી અક્ષર સુધર્યા. (૧૩) આળસુ પડી રહેવું; નિરુદ્યમી થવું; કામમાં નહિ હોવું. :-હમણાં એ ઘેર બેઠો છે, અર્થાત્ નોકરી નથી. (૧૪) જામવું, ઠરવું, નીચે બેસવું. :-ડહોળો -ને કચરો નીચે બેઠો. (૧૫) બોખરૂં થવું; તરડાઇ જવું. :-કંઠ બેઠો-ઘેરો બેસી ગયો. (૧૬) ટાઢા થઇ જવું; શાંત પડવું; થાકી જવું :-ધમાલ કરીને હવે ટેકો બેઠો. પડી જવું, :-મસ્તી કરીને વાંકું, એટલે બેઠો (૧૭) ખોટી થવું. :-અમે ક્યાં સુધી બેસ પણ તું આવ્યો નહિ. (૧૮) બળવું; દાઝવું; ગરમીને લીધે અનાજનું બળીને વાસણે ચોંટવું. :-દાળ બેઠી; ભાત જરા બેઠેલો-દાઝેલો છે. (૧૯) દેવાળું આવવું; સાખ ઘટી જવી; પાયમાલ થવું. :-ને સાહુકાર બેઠો; પેઢી બેઠી. (૨૦) ઘટી-ઉતરી જવું. :-ભાવ બેસી ગયો.(૨૧) સ્થિર રહેવું; ગોઠવું; ઠસમસું થવું બંધ પડવું :-હવે જીવ બેઠો. હવે કમાડ બરોબર બેઠું-ગોઠવ્યું. [૨૨] મનમળવું; રૂચવું; એક રાગ-એક મન થવું; સમભાવ આવવો. :-હવે પાટો બેઠો. પતિપત્નીને હવે બેસતું આવ્યું. (૨૩) સડવું; જુનું-ને જીર્ણ થઇ જવું; સત્ત્વ જતું રહ્યું હોય એવું થઇ જવું. :-ખારમાં કાપડ બેસી ગયું. બેઠેલું કાપડ (૨૪) વ્યાપવું; જામવું; અસરવાળું થવું; રંગ ચઢવો. :-પાસ બેઠો. આને ફૂલની વાસ બેઠેલી છે. ક્રિ૦ પ્ર૦ ઘેર બેસવું= ઉદ્યોગ જતો રહેવો; બેકાર થવું. અલગા બેસવું=અભડાવું, રજસ્વલા થવું. બારણે બેસવું=ઉઘરાણી માટે તગાદો કરવો; ધાગું કરવું. (૨) નિરાધારે થવું; રહેવા ખાવાનો હક-સાધન જતું રહેવું. બેસતાં શીખવું= લપસી પડવું. બેસવા જવું=ખરખરો કરવા જવું. બેસીને સૂઈ જવું=વિચારીને કામ કરવું; સાહસ નહિ કરવું; એકદમ અવિચારે કામ નહિ કરવું તે. બેસી રહેવું=નિષ્કર્મ થઇ રહેવું; મૌન રાખવું; પ્રતિજ્ઞા કરવી; પ્રસંગની રાહ જોતાં રહેવું. :-હમણાં બેસી રહો પછી જોઈ લઈશું. ખૂણે બેસવું=રાંડવું; વિધવા થવું. ૩૦ પ્ર૦ બેઠો ભાત=વગર ઓસાવે ચઢાવેલો-જોઇતું=પાણી મૂકીને પકવેલો ભાત તે. બેઠો ભાવ= જે કિમ્મત પડેલી હોય તેજ વેચાણની કિમ્મત રાખવી તે. :-બેઠે ભાવે આપો તો લઈએ. બેસતી રાશ=મળતાવશેક; બનાવ. કહે૦ બેસીએ જોઇ તો ઉઠાડે નહિ કોઈ. બેસતો રાજા અને આવતી વહુ, ભાર પડ્યો તો પડ્યો. આને મળવા માટે બેસાડ્યા દહાડા.

બેસારવું, ક્રિ૦ સ૦ બેસાડવું; બેસે એમ કરવું. ( ૨ ) રાહ જોતું રાખવું. ( ૩ ) બેસતું કરવું; જડવું, બરોબર આવી રહે એમ કરવું. ( ૪ ) નક્કી કરવું; ઠરાવવું; સ્થાપવું-કર, બેસાડવો. ( ૫ ) બરોબર અર્થ આણવો, તાળો મેળવવો:-હિસાબ બેસાડવો. ( ૬ ) રચવું; શોભીતું થઇ રહે એમ કરવું. સુલલિત-રાગદાર-ઢાળ-

બંધ થઇ રહે એમ કરવું:–કવિતાની ટુંકો બેસાડવી.

**બેસામણ**, ન૦ બેસવા માટે આપવાનું ભાડું=ખર્ચાજોગ તે. નાટકમાં, ગાડી–ઘોડામાં બેસવા માટે આપવું પડતું મૂલ્ય તે. [૨] ઢોર વગેરેથી નહિ ઉઠી શકાતું તે.

**બેસામણી**, સ્ત્રી૦ બેસવું તે; મૂલ પડવું તે. કંઇ આપવું પડે તે. –મોટથી એ બોલ કહેવો એમાં શું બેસામણી છ.

**બેસામણુ**, ન૦ બેસવું તે; મૂલ્ય. [૨] બેસણું; જેને ત્યાં મરણ થયું હોય, તેને ત્યાં શોક કરી કરાવવાને બેસવા જવું તે.

**બેસારૂ**, ન૦ બેસનાર તે; ઉતારુ; ગાડી વગેરેમાં બેસનાર માણસ તે; મુસાફર. –વણ બેસારૂ બેસે.

**બેશુમાર**, વિ૦ શુમાર વગરનું; અસંખ્ય; બેહદ; અતિશય.

**બેસૂરૂ**, વિ૦ જેમાંથી જેવા જોઇએ તેવો ચોખ્ખો સૂર નીકળતો ન હોય તેવું, બગડી ગયેલા સૂરનું; ખોખરૂં; લલિત સ્વર વગરનું; કર્કશ; કાનને ન ગમે એવું.

**બેસ્તી**, સ્ત્રી૦ બેસતું–શોભતું આવતું હોય એવું તે; ભાઇબંધી; મિત્રાઇ; મેળ; મનની એકતા તે; સ્નેહની ગાંઠ.

**બેસ્વાદ**, વિ૦ સ્વાદ વગરનું.

**બેહક**, વિ૦ [ फा. ] જેમાં આપણો હક પહોંચતો ન હોય એવું; હક નહિ હોવો તે. (૨) અ૦ ખાલી; મિથ્યા; અમસ્તું; કારણ વગર; અકારણ.

**બેહજુર**, અ૦ બન્ને પક્ષની હાજરી વચ્ચે; બેઉની હાજરીમાં. (૨) ગેરહાજર. (૩) હાજર ન હોય તેમ; ગેરહાજરીમાં.

**બેહદ**, વિ૦ અસીમ; બેશુમાર; અપાર; ઘણું જ; અતિશય.

**બેહયા**, વિ૦ લાજ વગરનું; બેશરમ; નફટ; હૈયાસનું. ઉ૦ બેહયા નાર ગમે તે કહે. સામળ.

**બેહાલ**, વિ૦ [ फा. ] ખરાબ; હાલત થઇ જતી તે; ભૂંડા હાલ; હેરાન. (૨) તંદુરસ્તી લથડી ગયેલી હોય એવું; અચેત.

**બેહાલી**, સ્ત્રી૦ ઢંગ વગરની–નિર્બળ હાલત તે; હાલહવાલ સ્થિતિ તે.

**બેહુરમત**, વિ૦ [ फा. ] બેઆબરૂ; માનભંગ થયેલ.

**બેહેક**, સ્ત્રી૦ ગંધ, વાસ; પરિમળ. (૨ ફાટ; તોર; અભિમાનની ઉદ્દંડતા.

**બેહેકવું**, ક્રિ૦ અ૦ મહેકવું; વાસ ઉડવી. (૨) ફાટવું; ઉન્મત્ત થઇ જવું.

**બેહેકાર**, પું૦ ફાટ; ઉદ્દંડતા; તોર. (૨) વાસ; ગંધ.

**બેહેતર**, અ૦ [ फा. ] મુનાસબ; બેશ; ઠીક; રૂડું.

**બેહેતાલ**, વિ૦ પુષ્કળ; પારવગરનું; અથાગ; અતિશય.

**બેહેર**, પું૦ શૂન્યકાર; નહિ સંભળાય એવી કાનની સ્થિતિ તે; બહેરાશ.

**બેહેરખ**, સ્ત્રી૦ [ अ. ] તાસુ ને ડુમકાની જોડ; નગારાં. (૨) પોતાના વાવટાને પોતાની પાંજવાળી એકાદ ટુકડી તે.

**બેહેરૂં**, વિ૦ બધિર; કાને સાંભળી શકતું ન હોય એવું. (૨) સ્પર્શાદિક જ્ઞાન વગરનું; શૂન્યકાર; લાગણી–અસર વગરનું.

**બેહેસ્ત**, ન૦ [ फा. ] સ્વર્ગ. બેહેસ્તનસીન–મરહૂમ–સ્વર્ગવાસી.

**બેહેસ્તી**, વિ૦ સ્વર્ગવાસી; મરહુમ.

**બેહોશ**, વિ૦ [ फा. ] નિઃશંક; શુદ્ધિ વગરનું. (૨) ગાફેલ.

**બેહોશી**, સ્ત્રી૦ હોશ હોય નહિ એવી હાલત તે; બેભાનપણું; અચેતના; મૂર્છા. (૨) ગાફેલપણું.

**બેં**, અ૦ બકરાનો એવો અવાજ.

**બૅંક**, સ્ત્રી૦ [ अं ] શરાફી પેઢી; નાણાંની આપલે કરનારી દુકાન.

ગી, સ્ત્રી० [ અં ] બિંદડી; સિવેલી નાની પોટલી; ટપાલ માર્ગે મોકલાતી નાની બચકી.

બેં, અ० બકરીના બચ્ચાનો એવો અવાજ તે:–બકરું બેંબેં કરે છે.

બેર, સ્ત્રી० ફરે મોટી એવી–બાજરમાન સ્ત્રી: બાયડી; પત્ની; વહુ; બૈયર.

બેડકબોલુ, વિ० આડું–અપ્રિય બોલનારું: તડ ને ફડ કહી દે એવું; ફરેડાગિયું.

બેડલું, ન० બરડલું: મિજાગરું; બેવડ વળે અને ઉઘડે એવું જે તે.

બેહડી, સ્ત્રી० એક જાતનો બેસો.

બૈયર, સ્ત્રી० બાઈડી; વહુ.

બૈયાબારૂં, ન० અણુબનાવ; ખટરટકુ; સામીપ્રીત.

બૈરક, વિ० બૈરાજેવું: સ્ત્રીજેવા સ્વભાવનું.

બૈરાછોકરાં, ન० કુટુંબકબીલો.

બૈરી, સ્ત્રી० બાયડી, ઓરત. (૨) વહુ; પત્ની.

બૈરૂં, ન० બાયડી; ઓરત.

બો, સ્ત્રી० [ फा. ] ગંધ; વાસ:–બદબો, ખુશબો. (૨) અભિમાન.

બોઇ, સ્ત્રી० એક જાતની માછલી; સુકી મુછલી.

બોકડી, સ્ત્રી० બકરી; અજા.

બોકડું, ન० બકરું.

બોકડો, પું० બકરો; અજ.–રૂ० પ્ર० બોકડાનું મોત=કપાઈને મરવું તે; ઝટકે મરણ થવું તે.

બોકાની, સ્ત્રી० બુકાની; જેથી કાન અને દાઢી ઢંકાય તેમ માથું બાંધવું તે.

બોકી, સ્ત્રી० ચુમી; ચુમ્બન, બચી.

બોકીલુ, ન० કુરકુરિયું, કુતરાનું બચ્ચું બોકીલું.

બોખ, સ્ત્રી० મોટો ઉંડો ખાડો; ગર્ત. (૨) ગાબડું, ભગદાળું. (૩) પાણી કાઢવાની ચામડા અથવા શણિયાની ડોલ, નાનો કોસ.

બોખલુ, વિ० બોખું; દાંત વગરનું; જેના દાંત પડી ગયા હોય એવું.

બોખાર, પુ० [અ] તાવ; જ્વર; તપત.

બોખું, વિ० દાંત વગરનું: પડી ગયેલા દાંતનું.

બોગદું, ન० ગાબડું; ભગદાળું. (૨) બોંયરું; સુરંગ.

બોઘરણુ, ન० પહોળા મોંની મટકોર.

બોઘરો, પું० મોટો સાવરણો; રસ્તામાંથી કચરો વાળવાની મોટી સાવરણી.

બોઘલું, વિ० ભોળું; અણસમજુ; ઓલિયું. નિષ્કપટી. (૨) મોં વિકાસી જોયા કરે એવું બાઘું.

બોચ, પું० સુથારનો રંધાનો ચાકુ.

બોચલો, પું० માથું અને પીઠ ઢંકાય એવો છોકરીઓને ઓઢવાનો ઓઢો; ટોપ. (૨) બોચી તરફ ઝુલે એવી બાજરી–જાળીની કિનારી મૂકેલી નાના બાળકની ટોપી.

બોચિયું, ન० વાંસની ચીપોની હલકી ટોપલી.

બોચી, સ્ત્રી० ગળાની પાછલો ભાગ; ગરદન; ગળચી. રૂ० પ્ર० બોચીએ કાંકરો મૂકીને કામ કરવું=સખત મહેનત લેવી–ઉઠાવવી. ક્રિ० પ્ર० બોચી પકડવી=પાછા પડવું. નાસી જાય નહિ તે માટે જોરથી પકડવું; ગરદન લેવું: બોચી ઝાલવી.

બોચું, ન० બોચી; ગરદન.

બોજ, પું० ભાર; વજન, બોજો; તોલ. (૨) વકર; મોભો. (૩) સાખ; આબરૂ: માન; ચલણ. (૪) પોત; કુમાશ.

બોજદાર, વિ० વજનદાર; ભારે. (૨) ભારેખમ, સાખ પડે એવું. (૨) ઘટ્ટ; ભરાઉ; નહિ હલકું; નીરમતાળું.

બોજવું, ક્રિ० અ० આપવા લેવાને અનુકૂળ આવવું; પાલવવું; પરવડવું.

બોજો, પુ० ભાર; વજન; ઓઝ, ભીરુમ. (૨) જવાબદારી; જોખમ.

બોટ, સ્ત્રી० [अं.] હોડી; પનાઈ; મછવો. (૨) વહાણ; ઝાજ.

બોટણુ, ન० બાળકને પહેલવહેલું–બોટતાં–ચાટતાં–ખાતાં શિખવાડવું તે; બાળકને ખવડાવવાની શરૂઆત કરવી તે; અન્નપ્રાશન, બોટવું તે. બોટણુ કરાવવું=ખવડાવવા માંડવું.

**ઓટવું**, ક્રિ૦ સ૦ સ્પર્શ કરી, જમી ખાઈ અથવા પીને બીજાને ખપે નહિ એવું બનાવવું, વટાળવું; અપવિત્ર કરવું "નાગરાએ પાણી ઓટયું (૨) પહેલેથી કબજે કરવો; રોકવું; પસંદ કરી નાંખવું (૩) આવું, બોલવું સંભળાવવું; બીજાને ન ખપે-બીજાનો હક ન પહોંચે, બીજાને નિરુપયોગી થાય એમ કરવું -સભામાં જતાંવાંત મેં તો આગલી ખુરશી ઓટી લીધી ઓટેલું=રોકેલું; અમુકનું કહેવાયેલ બીજાએ પહેલવહેલું રોક્યું હોય એવું, છાંડેલું -ઓટેલું અન્ન, ઓટેલી કન્યા

**ઓટિયું**, ન૦ અબોટિયું, બીજાએ નહિ અડકાવેલું-નહિ અપવિત્ર કરેલું એવું નહાઈને પહેરવાનું કપડું રાખેલું તે, સુગરો રેશમી વસ્ત્ર

**ઓડ**, સ્ત્રી૦ કુતરાં, શિયાળ, વાઘ વગેરે પોતાને પડી રહેવાને જમીનમાં જે ખાડો કરે છે તે, ખાડ, બો, કોતર, ગુફા ગત. કુતરાની અને વાઘની ઓડ-બોડય

**ઓડકી**, સ્ત્રી૦ નિમાળા-વાળ વગરની સ્ત્રી, વિધવા, રાંડીરાંડ

**ઓડકું**, વિ૦ બોડું નાળિયેરનું (૨) ઉઘાડું ઢાંકણ વગરનું, ખુલ્લું

**ઓડવું** ક્રિ૦ સ૦ તીક્ષ્ણ-ધારવાળા ઓજારથી વાળ કાઢવા, મુંડવું બોડું કરવું.

**ઓડાવવું**, ક્રિ૦ બોડું કરાવવું, મુંડાવવું વાળ કઢાવવા, હજામત કરવવી.

**ઓડી**, વિ૦ જેના માથા ઉપર કેશ-સુવાળા ન હોય એવી સ્ત્રી, રાંડીરાંડ; વિધવા. બોડી બામણી=બિનેસ જેવડું સાપના ફણા જેવું સ્વચ્છ તગતગતી ચામડીનું એક નાનું પેટે ચાલતું પ્રાણી-જીવ.

**ઓડું**, વિ૦ વાળ વગરનું, કેશ કાઢી નાંખ્યા હોય એવું. (૨) માથા ઉપરની શોભા-શણગાર વગરનું, માથેથી ખુલ્લું, ઉઘાડું -કે માથે બહાર ગયો ઢાંકણ-આચ્છાદન વગરનું; ખાલી, મથાળા વગરનું. બોડો અક્ષર. (૩) ઉજ્જડ વનસ્પતિ ન હોય એવું -બોડા ડુંગરા. બાંડું અમર-અંકુર-કેશ વગેરે કાઢી નાંખ્યા હોય એવું

**ઓણવું**, ક્રિ૦ સ૦ બોણી કરાવવી, રળાવવું પહેલવહેલી ખરીદી કરવી; આપવું (૨) ગાળ દેવી

**ઓણી**, સ્ત્રી૦ દુકાનદારને દુકાન ઉઘાડતાં પહેલવહેલો વકરો થાય તે, પહેલો વકરો વેચાણની-નફાની પહેલ તે (૨) ખુશખબરી, નોકર-ચાકરને માણસને બેસતા વરસને દહાડે ગાયક દાખલ જે બક્ષીસ આપવી તે (૩) સ્પર્શ, ગ.ગ.

**ઓત**, વિ૦ ઘણો પુષ્કળ, પર્યાપ્ત, બસ કોઈ ઓત ગઈ ને બોગ રહી=ઠેરનો વંશ, પાછળ દહાડા ઓત ગયા ને દિવસ ધાગ=ઘણું વાળ્યું ને કંઈ થયું નહિ એમ (૨) મૂર્ખ, મૂર્ખ; સદાચારહિત (૩) અસહ્ય ચમત્કારાઘાતથી બધિર-ભાન ભૂલી ગયેલું હોય એવું ચકચકાર સ્તબ્ધ થયું હોય એવું તે, મોં વિમાસી એકટગે જોઈ રહ્યું

**ઓતડો**, પુ૦ અપૂર્ણ જુવાન ઉમર જેની ઉપર પતાળ મડાયું ન હોય એવું જુવાન ઉટ (૨) ઉટનું બચ્ચું, ઉટડો

**ઓતાણું**, ન૦ જુનાણા પઘડીમાં ઘાલવાનું જુનું પાઘડીનું લુગડું, જુની પાઘડીનો કુચો પાઘડીમાંનું જુનું ચિંથરું (૨) આળ, ગપ ચાહ્ય તોહમત આરોપ, આક્ષેપ. (૩) આચ્છાદન કરે એવું પાતળું કાપડ

**ઓતેર**- વિ૦ સિત્તેર ને બે ૭૨.

**ઓથડ**, વિ૦ કંઈ સમજે નહિ એવું ઢોર અભણ જડ

**ઓદલો**, પુ૦ લખોટાની રમત પુરી થવી તે

**ઓદારશિંગ**, સ્ત્રી૦ એક ઔષધિ

**ઓદાવું**, ક્રિ૦ અ૦ પાણી પીને તર થવું પાણીને લીધે ફૂલીને લાકડા વગેરેનું સડવું

**ઓદુ**, વિ૦ બે દાઘ ગયેલું, સડેલું પાણીમાં પલળી પલળીને સત્વહીન થઇ ગયેલું, સડી ગયેલું (૨) બોખરું, અધકચરું

**બોધ**, પું૦ [ સં. ] ઉપદેશ; હિતશિક્ષા; (૨) જ્ઞાન. સમજ. (૩) અનુભવ; નસિયત. (૪) ગાંજો.
**બોધક**, વિ૦ [ સં. ] બોધ આપનાર; ઉપદેશક. (૨) ગુરુ; શિક્ષક.
**બોધન**, ન૦ [ સં. ] બોધ આપવો તે; બોધ; શિક્ષા.
**બોધલું**, વિ૦ ઊંડી સમજ અને ચંચળાઇ વગરનું; ભોળું; સાદું; સીધા-પ્રપંચમાં ઝટ સમજે નહિ એવું; નટખટ-આણી બાણીવાળું નહિ એવું; અણુસમજું.
**બોધવું**, ક્રિ૦ સ૦ ઉપદેશ આપવો; શિક્ષાદેવી; જ્ઞાન આપવું; સમજાવવું. ઉ૦ કંથને બોધ્યો તેં કામની, અમને પદ તારાં પૂજ્યજી.
**બોધિત**, વિ૦ બોધ પામેલું; જેને ઉપદેશ આપેલો હોય એવું; જેને જ્ઞાન પ્રાપ્ત થયેલું હોય તે.
**બોબડું**, વિ૦ બોલતાં જેની જીભ અટકતી હોય એવું; જેનાથી ચોખ્ખું બોલી શકાતું ન હોય એવું; તોતડું; કાલું. (૨) મુગું.
**બોબું**, ન૦ અંદરથી પોલું-પોચું. (૨) પોચો ગોળા જેવો દડો; અંદરથી કઠણ નહિ એવું તે.
**બોયું**, ન૦ છાલ ઉતારી સીધેલી કરાંઠીનું પોચું લાકડું. એનાં આંગળી-અંગુઠા જેટલાં જાડાં સાંઠા જેવાં પણ પોચાં લાકડાં દેવતા સળગાવવાના અને ગંધકિયા દિવાસળી બનાવવાના કામમાં આવે છે. (૨) દરિયામાં પાણીની સપાટી નીચેના ખરાબા સાથે અથડાઇ વહાણને નુકસાન લાગે નહિ તે માટે ખલાસીઓને ચેતવણી આપવાને તરતો રાખેલો લોઢાનો ગોળો તે; કુપક.
**બોર**, ન૦ [ સં. બદર ] ગોળ અને લંબગોળ ખટમધુરાં કંટાળા ઝાડ-બોરડીનાં ફળ તે; બોરાં. (૨) છોકરીઓ અને સ્ત્રીઓને માથે પરોવવાનું સોનાનું બોરની આકૃતિનું ઘરેણું:-સોનાનું બોર. (૩) ગેન; પગની આંગળીએ પહેરવાનો ડચકાદાર વિંટલો. ક્રિ૦ પ્ર૦ બોરકુરો=સંહાર; ભાગી-કચરાઇને લોચો થઈ જવું તે; પાયમાલી:-આ લડાઇમાં એમનો બોરકુરો નીકળી ગયો. બોરનું ડિંટ=કંઇ નહિ-એમ; સામાન્યમાં સામાન્ય વસ્તુનું પણ જ્ઞાન નહિ એમ:-એ શું જાણે છે! બોરનું ડિંટ.
**બોરડી**, સ્ત્રી૦ [ સં. બદરી ] બોર ફળનું ઝાડ. આ ઝાડ કંટાવાળું હોય છે. બોરડીનાં બાંટવાં અને ઝાડ બન્ને થાય છે. ક્રિ૦ પ્ર૦ બોરડી ખંખેરવી=ગરીબને મૂડી લેવો. મારી-રગદીને લેવું તે.
**બોરડું**, સ્ત્રી૦ બાજુ; કોર; કિનાર.
**બોરવું**, ક્રિ૦ સ૦ બોહરવું, વાળવું; સાફ કરવું; વાળી લેવું (૨) વાળવું; ઉગાડવાને જમીનમાં ઘાલવું; બોવું.
**બોરસળી**, સ્ત્રી૦ ઝીણાં, ધોળાં, કુદડી જેવાં ગોળ-સુગંધિદાર ફૂલનું ઝાડ અને તેનાં ફૂલ. આ ફૂલની માળા ઝાઝો વખત રહે છે અને જ્યારે પાણી છાંટે ત્યારે સુગંધી આપે છે. ઉ૦ સખી બોરસળીનાં વસ્ત્ર, ડોલરનો કમખોરે, જાવેલનો ગજરો હાથ, બંગડી સરખોરે. દો. કૃ. ૫.
**બોરિયું**, ન૦ નાકામાં ભેરવી શકાય એવી એક ગોળ ચપટી કપડાં, દોરા, કાચ, કચકડા કે ધાતુની બનાવટ; ડોરણું; નાની ચપટી ગોળી-ગદ્દી; બટન:-અંગરખાનું બોરિયું. (૨) એક ઘરેણું; બોર;-ચાક વગેરે ચોટલાનાં ઘરેણાં. (૩) એક છોડ અને તેનું ફૂલ.
**બોરી**, સ્ત્રી૦ જુવાર બાજરી વગેરેના કણસલાની ઝેણુ-ઝીણી ભુકી.
**બોરું**, ન૦ ઠુંઠું; બાજરિયા કે કણસલામાંનું તે બોખું કે જેમાં અકેકો કણ રહે છે.
**બોરો**, પું૦ ઉન-વાળનું જાડા વણાટનું પટ; કાંબળો; ભનુસ; ધાબળો.
**બોલ**, પું૦ વેણ; વચન; ઉચ્ચારણ; બોલવું તે. (૨) અક્ષર. (૩) શબ્દ; કડી; ટુક. (૪) મહેણું. (૫) શિખામણ-શિક્ષાનું કહેણ. ક્રિ૦ પ્ર૦ બોલ મારવો=ટાણો મારવો. ૨૦

પ્ર૦ બોલબંધ=કરાર.

**બોલકણુ**, વિ૦ બહુ બોલનારું; બોલ બોલ કરે એવુ, વાચાળ. (૨) તકરારી; લડકણુ.

**બોલચાલ**, સ્ત્રી૦ વાતચીત-ઉઠ બેસનો વહેવાર તે; મેળાપ, દોસ્તી, સંપ. (૨) ચઢાઉતરી; ઝગડો.

**બોલછા**, સ્ત્રી૦ બોલવાની ઢબછબ, બોલવાની રીત પદ્ધત તે.

**બોલબાલા**, સ્ત્રી૦ વાહવાહ; જેજેકાર. (૨) આબાદી, ચઢતી (૩) ફતેહ, ચોબાર.

**બોલવું**, ક્રિ૦ [સં. બૃંહ] અવાજ કાઢવો; ઉચ્ચાર કરવો; અંદરથી ધ્વનિ થવો -હિંચકો બોલે છે. બોદુ-પોલું બોલે છે. પખી બોલે છે. (૨) અર્થવાળી વાણી ઉચ્ચરવી; વદવુ, કથન કરવુ, કહેવુ; ભાખવુ; ભાષણ કરવુ (૩) ગોઠ કરવી, વાતચીત કરવી; સભાષણનો સબંધ હોવો -તે મારી સાથે બોલે છે

**બોલબોલા**, સ્ત્રી૦ બોલાબોલી; તકરાર. (૨) ઘણાઓ એક સાથે બોલવાથી થતો ઘોઘાટ તે -પેલી પોળમાં કઇ બોલબોલા થતી હોય એમ લાગે છે. એક બીજાની સામે બોલાબોલી થવી તે.

**બોલાચાલી**, સ્ત્રી૦ બોલચાલ સંપ સુસબધ (૨) તકરાર કુસપ, ચડભડાટ; ટંટો

**બોલાવવુ**, ક્રિ૦ સ૦ કોઈ બોલે તેમ કરવુ '-તમે મને ચાંલ્લુ કરી બોલાવશો નહિ બોલવાની ફરજ પાડવી; બોલવુજ પડે એમ કરવુ (૨) સાદ દેવો, બૂમ પાડવી, હાક મારવી, મોંથી અવાજ કાઢી કોઇને પોતાની પાસે આવવા જણાવવુ (૩) પોતાને ઘેર-પાસે મળવા તેડવુ '-દિવાળી ઉપર વહુને બોલાવીશુ=તેડાવીશુ. એકઠું કરવુ.'-સભા બોલાવવી, આમત્રણ કરવુ, આમત્રવુ. (૪) આવકાર આપવો, ખબર પૂછવી; 'આવો આવો' એમ કહી માન આપવુ; સત્કાર કરવો -હું તેમને મળવા ગયો પણ તેમણે તો મને બોલાવ્યોએ નહિ. આ શુ! ટપકીને હળવહારે બોલાવી.

**બોલી**, સ્ત્રી૦ બોલવુ તે, વાણી; ભાષા. (૨) બોલવાની ઢબછબ તે. (૨) કબુલાત, સરત; કરાર:-તમે કંઈ બોલી કરી છે? (૩) મહેણું, ટોણો

**બોલુ**, અ૦ બોલનાર એમ. આની આગળ એકાદ વિશેષણ જોડવામાં આવે છે:-થોડબોલું; મીઠાબોલુ. કહે૦ મીઠાબોલું ને થાબલચોર.

**બોવું**, ક્રિ૦ સ૦ અનાજ વગેરેનાં બીને જમીનમાં ઘાલવાં, વાવવુ, પ્રેરવુ -જેવાં બીજ બોવે તેવું તેવુ ઉગે. (૨) ગુમાવવું,ખોવુ.

**બોસ**, સ્ત્રી૦ બોશ, બહોશ. [ અ. बहोस ] આગ્રહ, મમત; હઠ. (૨) બળાત્કાર, જોરો. (૩) પતરાજી.

**બોસડું**, વિ૦ બોહડુ બો-ગધ મારતું, ગંધાતું, ગરમીને લીધે સડીને અથવા ઘણો વખત એમને એમ રહીને ખરાબ વાસ મારતું હોય એવુ, અત્યંત ખાટું થઇ જઇ ગધ મારતું હોય એવું

**બોસો**, પું૦ હોઠથી ચુંબન લેવો તે, ચુંબન; બચ્ચી; બોકી.

**બોહોત**, વિ૦ બહુ પુષ્કળ, ઘણું. ૧. પ્ર૦ બોહોત ખૂબ=બહુસારુ; વારુ.

**બોહોળુ**, વિ૦ મોટું; વિશાળ, ફેનાઈ રહેલું પહોળુ-વિસ્તારમાં વધેલું હોય એવુ મોકળું, ખુલ્લુ મગતું -બોહોળા પાણીમાં નહાવુ ઠીક પડે

**બોળ**, પું૦ એક જાતનો ગુંદર (૨) વિ૦ મીઠાના પાણીમાં બોળી રાખેલુ-આથેલું તે. બોળકેરી.

**બોળવું**, ક્રિ૦ સ૦ [સં.બુડ્] પાણી-તેલ વગેરે પ્રવાહીમાં ડુબાડવુ, પલાળવુ, ઝબોળવુ. (૨) લથપથ કરવું; પાસ-રંગ ચઢે એમ કરવું (૩) નષ્ટ કરવુ; બુડાડવું; ગુમાવવું; સાખ-કીર્તિ-આબરૂની પાયમાલી કરવી.'-કુળબોળું અથવા ઘરબોળું. (૪)

અંદર-માં-નાંખવું; ઘાલવું; સ્પર્શ કરવો; અડકવું; ખાવું.:-બે દિવસ થયા અન્નમાં ચાંચે બોળી નથી, અર્થાત્ બે દિવસથી ઉપવાસી છે.

**ઓળાવારો**, પું૦ પવિત્રતા જાળવી હોય તો જે તે બધી વસ્તુઓ પાણીમાં બોળવી પડે એવી આભડછેટ તે; અપવિત્રતા; ભ્રષ્ટતા; વટાળ.

**બોળિયા**, વિ૦ મીઠાના પાણીમાં રાખી મૂકેલું.:-બોળિયાલિંબુ અને ગુંદા વગેરે.

**બોળુ**ં, વિ૦ બોળનાર; ડુબાવનાર; પાયમાલી કરનાર.:-ઘરબોળુંં. (૨) બોડકોળું.

**બોળો**, પું૦ પાણીમાં ભિંજવી રાખેલો લોટકણક તે; આથો.

**બૉંબ**, પું૦ [અં] અથડાતાંવાંત સળગીને ફૂટે એવા પદાર્થો ભરીને બનાવેલો લોઢા અથવા ધાતુનો નાનો પોલો દડો-ગોળો.

**બૌ**, પું૦ બાઉ; હાઉ. (૨) વિ૦ બહુ; ઘણું

**બૌઉ**, ન૦ કરોળિયાનું મેલું જાળું.

**બૌદ્ધ**, વિ૦ [સં] બુદ્ધનું; બુદ્ધને લગતું.:-બૌદ્ધ ધર્મનાં પુસ્તકો.

**બૌદ્ધમાર્ગી**, વિ૦ બુદ્ધદેવનો ધર્મ પાળનાર.

**બ્યાન**, ન૦ વર્ણન; હકીકત; હેવાલ.

**બ્યાસી**, વિ૦ એંશી ને બે; ૮૨.

**બ્રહ્મ**, ન૦ [સં.] ચરાચર જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ છતાં નિર્ગુણ અને માયા-અવિદ્યા વગેરે ઉપાધિઓથી રહિત જે સચ્ચિત્ સ્વરૂપ તે; ચૈતન્યતત્વ તે. (૨) બ્રાહ્મણ. (૩) યજ્ઞકર્મ કરાવનાર ઋત્વિજ. (૪) પંચાંગમાંના ૨૭ યોગમાંનો એક યોગ (૫) વિષ્ણુ. (૬) વેદ. (૭) બ્રહ્મજ્ઞાન. (૮) શુદ્ધપણું; પવિત્રતા. (સર્વજ્ઞ સર્વશક્તિ સમન્વિત, નિત્ય શુદ્ધ મુક્ત સ્વભાવ જે ઈશ્વરત્વ તે બ્રહ્મ.)

**બ્રહ્મગાંઠ**, સ્ત્રી૦ જનોઈની જે ગાંઠ તે: જનોઈના સૂત્રમાં જે ગોળ ગાંઠ વાળવામાં આવે છે તે.

**બ્રહ્મચર્ય**, ન૦ [સં.] જનોઈ લીધા પછી વિદ્યાર્થીએ અભ્યાસ કરતાં ગુરુને ત્યાં રહી પાળવાનું જે ઇંદ્રિયદમનનું આચરણ-વ્રત તે; પુરૂષ જીવનમાંના પહેલા આશ્રમનું વ્રત તે; ઇંદ્રિયદમન.

**બ્રહ્મચારી**, પું૦ [સં.] જનોઈ લીધા પછી ગુરુને ત્યાં રહી ઇંદ્રિય દમન કરતાં વેદાભ્યાસ કરનારો વિદ્યાર્થી; બ્રહ્મચર્ય વ્રત પાળનારો જુવાન બ્રાહ્મણ. ગૃહસ્થાશ્રમી નહિ થતાં વ્રત નિયમ પૂર્વક વેદાભ્યાસી રહેલો હોય એવો તે. બ્રહ્મચારિણી, સ્ત્રી૦ ઇંદ્રિયદમન કરનારી સ્ત્રી; *કુંવારી રહી ઇંદ્રિય દમનનો વ્રત પાળતી* અને અભ્યાસ કર્યા કરતી સ્ત્રી તે.

**બ્રહ્મજ્ઞાન**, ન૦ [સં.] આત્મબોધ; બ્રહ્મ છે એજ સત્ય છે અને બીજું બધું ખોટું-મિથ્યા છે, એવી જે પાકી સમજ-માન્યતા તે; આત્માનો અપરોક્ષાનુભવ; હું તેજ-બ્રહ્મ સ્વરૂપ છે. એવી સમજણ તે. (૨) શાસ્ત્રીય જ્ઞાન તે; તત્ત્વજ્ઞાન.

**બ્રહ્મજ્ઞાની**, વિ૦ બ્રહ્મ સંબંધી જેને જ્ઞાન થયેલું હોય તે; આત્મજ્ઞાની; તત્ત્વજ્ઞાની.

**બ્રહ્મઠગ**, પું૦ ડોળી-ધુતારો; બગભગત; બ્રહ્મથી બ્રહ્મજ્ઞાનીપણું બતાવી મનથી સ્વાર્થ ઉપર નજર રાખીને વર્તનારો; ઢંગી માણસ.

**બ્રહ્મતેજ**, ન૦ [સં.] બ્રહ્મજ્ઞાનની-બ્રાહ્મણત્વની તેજસ્વિતા-ઉજ્જ્વલતા તે; આત્માના સ્વ સ્વરૂપજ્ઞાનની જે જ્યોતિ-પ્રકાશ તે; બ્રહ્મત્વનો જે લખલખાટ તે; આત્મબળની અપૂર્વ શક્તિ તે.

**બ્રહ્મત્વ**, ન૦ [સં.] બ્રહ્મતા; બ્રહ્મપણું; ઇશત્વ. (૨) બ્રાહ્મણપણું.

**બ્રહ્મદેવ**, પું૦ [સં.] બ્રહ્મા. (૨) મોટો-પૂજ્ય બ્રાહ્મણ.

**બ્રહ્મનિષ્ઠ**, વિ૦ [સં.] નિર્ગુણ બ્રહ્મ ઉપરજ જેની સદા સર્વદા નિષ્ઠા હોય તે.

**બ્રહ્મભોજન**, ન૦ બ્રાહ્મણ જમાડવા તે, બ્રાહ્મણોને ભોજન આપવું તે:-કંઇ જપ તપ અને બ્રહ્મભોજન કરો.

**બ્રહ્મરાક્ષસ**, પું૦ ભણેલો બ્રાહ્મણ મરણ પછી અવગતિયો થયો હોય તે; મરણ પછી પિશાચ થયેલો વિદ્વાન.

**બ્રહ્મર્ષિ**, પું૦ બ્રહ્મ સાક્ષાત્કારને પ્રાપ્ત થયેલો જે. મોટા તપરવી, બ્રહ્મજ્ઞાની બ્રાહ્મણ તે. અગસ્ત્યાદિ કેટલાક ઋષિઓ બ્રહ્મર્ષિ કહેવાતા હતા; સત્વગુણી ઋષિ.

**બ્રહ્મલોક**, પું૦ [સં.] સત્યલોક; બ્રહ્માનો પ્રદેશ તે; મુક્તાત્માઓનો પ્રદેશ.

**બ્રહ્મવાદી**, વિ૦ [સં.] બ્રહ્મ સત્ય ને જગત મિથ્યા-ખોટું છે, એમ માનનારો; એવો ઉપદેશ-બોધ અને વાદપુરવાર કરનારો તે. બ્રહ્મવાદિની=બ્રહ્મને માનનારી સ્ત્રી. (૨) ગાયત્રી.

**બ્રહ્મવેત્તા**, પું૦ [સં.] બ્રહ્મને જાણનારો; વેદાન્તી.

**બ્રહ્મસૂત્ર**, ન૦ [સં.] બ્રાહ્મણ ચિહ્નનું જે સૂત્ર તે; જનોઇ; ઉપવીત. (૨) વ્યાસે બનાવેલાં બ્રહ્મ પ્રતિપાદક સૂત્રો-વાકયોનો સંગ્રહ.

**બ્રહ્મહત્યા**, સ્ત્રી૦ [સં.] બ્રાહ્મણનો ઘાત-વધ કરવો તે; બ્રાહ્મણને મારી નાખવો તે. (૨) બ્રહ્મહત્યાનું જે પાપ તે. (૩) મોટી મુશ્કેલી; પીડા; કઠણ આપદા.

**બ્રહ્મા**, પું૦ જગત ઉત્પન્ન કરનારો દેવ; જગત ઉત્પન્ન કરનારું રજોગુણ પ્રધાન બ્રહ્મ સ્વરૂપ. ત્રણ દેવની ત્રિપુટીમાંનો જગત ઉત્પન્ન કરનાર દેવ. (૨) બ્રાહ્મણોનો મૂળ-આદિ પુરુષ.

**બ્રહ્માનંદ**, પું૦ [સં.] બ્રહ્મ સંબંધનો જે આનંદ તે; પરમાનંદ; આત્માનંદ.

**બ્રહ્મારણ્ય**, ન૦ જ્યાં બ્રહ્મ સંબંધી વિચાર અને પાન થતું હોય તે સ્થાન. (૨) એક અરણ્ય.

**બ્રહ્માર્પણ**, ન૦ બ્રહ્મને અર્પણ કરવું તે. (૨) ભોજન કરતા પહેલાં બ્રાહ્મણો જે થોડું અન્ન જળજંતુને અર્પણ કરે છે તે.

**બ્રહ્માસન**, ન૦ [સં.] યોગ સાધવા અને તપ કરવા બેસવાની એક રીત-તરેહ તે; એક પ્રકારનું આસન.

**બ્રહ્માસ્ત્ર**, ન૦ [સં.] બ્રહ્માનું અસ્ત્ર તે. (૨) બ્રાહ્મણોનું શાપ રૂપી અસ્ત્ર તે.

**બ્રહ્માંડ**, ન૦ [સં.] ચતુર્દશ ભુવનાત્મક જે ગોળ પ્રદેશ તે; અંડાકૃતિ એવું ચરાચર વિશ્વ તે.

**બ્રાહ્મણ**, પું૦ આર્ય પ્રજામાંની ચાર વર્ણોમાં પહેલી વર્ણનો માણસ તે; દ્વિજ; વિપ્ર; વાડવ. ભણવું ને ભણાવવું, યજ્ઞ કરવા ને કરાવવા, તથા દાન લેવું અને આપવું, એ છ કર્મોવડે આજિવિકા ગાળનારો માણસ તે. બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય, એ વર્ણને, ઉપવીતનો અધિકાર છે. (૨) આચાર્ય; ગોર.

**બ્રાહ્મણિયું**, વિ૦ બ્રાહ્મણને ખપે એવું; પવિત્ર; શુદ્ધ. (૨) શ્રીમંતાઇ ભરેલું નહિ એવું; સાદું અને સુઘડ.

**બ્રાહ્મણી**, સ્ત્રી૦ બ્રાહ્મણ જાતિની સ્ત્રી; ગોરાણી; ભટાણી. (૨) વિ૦ બ્રાહ્મણને લગતું; બ્રાહ્મણ સંબંધી.

**બ્રાહ્મી**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ; બરમી. :-બ્રાહ્મીનું ઘી ગાંડાને ડહાપણ કરેછે, અને તમામ મગજવાયુના રોગ હરે છે. (૨) વાચા; સરસ્વતી.

**બ્રીજવાસી**, વિ૦ [સં. વ્રજ.] મથુરા પાસેના એક પ્રદેશનો રહેવાસી; ચોબો. (૨) ગોવાળ. બ્રીજભાષા=વ્રજની બોલી તે.

## ભ.

**ભ**, પું૦ [સં.] ગુજરાતી મૂળાક્ષરોમાંનો પાંત્રીસમો અને વ્યંજનોમાંનો ચોવીસમો ઓષ્ઠસ્થાની વર્ણ. (૨) નક્ષત્ર. (૩) તેજ; કાન્તિ.

**ભઈ**, પું૦ ભાઈ; બંધુ.

**ભગડો**, પું૦ મહાદેવનો પૂજારી; તપોધન; ભૈડો.

**ભચો**, પું૦ ભૈયો; પરદેશી; ઉત્તર હિંદનો રહેવાસી.

**ભડિંકું**, ન૦ ભાંઉડું; ભીંડું; ડુંગરાળ પ્રદેશમાં રહેતી એક જંગલી જાત; પહાડી પ્રજા; આબુ પર્વતમાંહેંતા અનાર્ય જંગલી લોક તે.

**ભડભડ**, અ૦ ભગભગ; પાણી અને પવનથી થતો એવો અવાજ. (૨) ખાડખાડ. (૩) હવામાં ભડકા નીકળવાથી થતો એવો અવાજ.

**ભકાર**, પું૦ [સં.] ભ, એવો ઉચ્ચાર અને અક્ષર તે; ભબ્બો; ભ એવું ઉચ્ચારણ તે.

**ભક્ક.બોલુ**, વિ૦ મોઢામોઢ જેવું હોય તેવું ઝટ દેઇને કહીદેનારું—એવું તે:—ભક્કાબોલી મેઘીએ કહ્યુ કે, સારે કેમ વિલાયત ગયા?

**ભક્ત**, વિ૦ [સં.] પરમેશ્વરની ભક્તિ—સેવા—આરાધના કરનાર, સેવક; ઉપાસક. (૨) ભક્તિ કરી બીજાને પણ ભક્તિનો બોધક-નાર; ભગત. (૨) ભાગેલું; જુદુ પાડેલું.

**ભક્તવત્સલ**, વિ૦ [સં] ભક્ત ઉપર પ્રેમવાળુ. ભક્ત જેને વહાલો હોય તે; ભક્ત પ્રતિ અત્યંત માયાળુ; ભક્તની બૂજ જાણનાર (૧) પરમેશ્વર.

**ભક્તવત્સલતા**, સ્ત્રી૦ ભ ઉપર પ્રીતિભાવ રાખવાપણું; ભક્ત ઉ ની પ્રીતિ તે.

**ભક્તિ**, સ્ત્રી૦ [સં.] પ ભાવથી પરમેશ્વર ગુરૂને વડીલ વગેરે સેવા કરી, ગુણ ગાવા અને પરાધીન રહેવું તે; સેવા; આસક્તિ આરાધના; ઉપાસના, ભજન ભક્તિના નવ પ્રકાર છે. :—શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદ-સેવા, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન. ઇશ્વરને પામવાના મુખ્ય ત્રણ પ્રકાર છે. તેમાં ભક્તિ—કે ઉપાસના એક છે. :—ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્ય દેવાદિકને અર્ધન અનુકૂલ રહી દરેક રીતે તેની સેવા કરવી અને તેની ઉપર ફીદાફીદા થઇ રહેવું તે ભક્તિ.

**ભક્તિભાવ**, પું૦ [સં.] આરાધન વૃત્તિ તે; ભક્તિ ઉપર જે અંતઃકરણની ભાવના—પ્રીતિ તે; ઇશ્વર ભક્તિ ઉપર પ્રીતિની વૃત્તિ તે; ભજવાનું મન તે.

**ભક્તિમાન**, વિ૦ [સં.] આરાધન વૃત્તિ જેનામાં હોય તે; ભક્તિવાળું; ભજનપરાયણ, પ્રીતિવાળું.

**ભક્તિમાર્ગ**, પું૦ [સં.] ભક્તિથી ઇશ્વરને પામવાની જે રીતિ અથવા પ્રકાર તે.ઇશ્વરને પામવાના ત્રણ માર્ગમાં ભક્તિ પહેલી છે. ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય, અને ઉપાસના.

**ભક્ષ**, ન૦ [સં.] ખાવાનું; ખાવાનો પદાર્થ. (૨) જનાવરનો શિકાર.

**ભક્ષક**, વિ૦ ખાનાર; ભક્ષણ કરનાર. :—રાજા તે રક્ષક કે ભક્ષક?

**ભક્ષણ**, ન૦ ખાવું તે; જમવું—ભોજન કરવું તે (૨) કરડીને ખાવું તે (૩ ખાવાનું તે.

**ભક્ષણીય**, વિ૦ [સં.] ખાવા જેવું; ખાવાને યોગ્ય હોય એવું; ભક્ષ્ય

**ભક્ષી**, વિ૦[સં]ભક્ષકનાર;ખાનાર :—માંસભક્ષી, આહારી.

**ભક્ષ્ય**, વિ૦ [સં.] ખાવા લાયક; ખાવા લાયક; ખાઇ શકાય એવું

**ભખ**, અ૦ ઝટ; તરત. (૨) ભખ એવો અ-વાજ થાય તેમ. :—ભખ દેઇને બોલી દીધું.

**ભખવું** ક્રિ૦ બોલવું; ભાખવું (૨) ભરખવું; ખાવુ

**ભખાળ**, વિ૦ ભખેલ; ભુખાળવું, ખાઉધર. (૨) અપવિત્ર; કંજુસ. (૩) બહુ ખૈનું; બહુબોલું. (૪) ભ્રષ્ટ, અપવિત્ર.

**ભખળવું**, ક્રિ૦ અ૦ ખાઉખાઉ કરવું; ખા-વાને વળખાં મારવા. (૨) આચાર ભ્રષ્ટ થવું; વટલીજવું.

**ભખળેલ**, વિ૦ આચારભ્રષ્ટ; અપવિત્ર; ભ્રષ્ટ

**ભખ્ખડ**, વિ૦ સ્થૂલ અને ભારે એવું; ખા-બચડુ ને ખૂબ જાડું—ધિંગુ એવું તે. :—જાડું ભખ્ખડ—પખ્ખડ. (૨) ધૃષ્ટ; નિડર. (૩) બુદ્ધિ મુલાયમ; વિવેકરહિત.

**ભગ**, ન૦ (સં.)છિદ્ર; કાણું. (૨) ઉત્પત્તિસ્થાન; યોનિ (૩) ઐશ્વર્ય. (૪) સુભાગ્ય; કલ્યાણ.

**ભગણ**, પું૦ [સં.] આઠ ગણમાંનો એક ગણ —કવિતામાં. એમાં પહેલો ગુરૂ અને બે લઘુ અક્ષર હોય છે. :–ભોજન તે ગણ ભગણ, જતાત જગણ ગણ જાણો.પિંગળ.

**ભગત**, વિ૦ ભક્ત; ઈશ્વરના ગુણાનુવાદ કરનાર ને પ્રભુ પરાયણ તે.

**ભગતડું**, વિ૦ ભક્તિમાં ઘેલું; બહુજ ભજન કીર્તન અને સેવા પૂજા કર્યા કરનારૂં તે. કહેં૦ કુવો વંઠયો ત્યારે કબુતર પેઠું ને ઘર વંઠયું ત્યારે ભગતડું પેઠું.

**ભગતી**, સ્ત્રી૦ ભક્તિ; ઇશ્વરારાધન તે.

**ભગતું**, વિ૦ ભક્તિઘેલું; આચારની ખટપટ તે.

**ભગદાળું**, ન૦ મોટું ગોસલું ઢખડી જવાથી પડેલો જે ઉંડો ને પહોળો ખાડ તે; ગાબડું; બાકોરૂં; બાકું, કાણું.

**ભગની**, સ્ત્રી૦ બહેન; ભગિની.

**ભગભગ**, અ૦ જોરથી બહાર ન કળતા પાણીને અંદર જતા પવનને લીધે થતો એવો અવાજ તે; ઘડા વગેરે એકેજ મોંના પાત્રમાંથી પાણી બહાર વહેતાં અને પવન અંદર જતાં થતો અવાજ. :–ઘડો ઉંધો પડયો અને ભગભગ કરતો પાણીનો રેલો ચાલ્યો. (૨) વરાળ બહાર નીકળતાં થતો એવો અવાજ.

**ભગરૂં**, વિ૦ નહિ ચીકણું; કણેકણ છુટા પડી જાય એવું; ભભરૂં; ચિકાશ વગરનું (૨) ઉપટાઇ ગયેલા રંગનું; રંગબેરંગી.

**ભગરો**, પું૦ છુટા છુટા કણનો ભુકો; જેમાં ચિકાશ આવી ન હોય એવી ભભરી સુખડી

**ભગલ**, ન૦ ઢોંગ; દગાઇ.

**ભગવત**, વિ૦ ભાગ્યશાળી; ભગવંત. (૨) પ્રભુ; પરમેશ્વર.

**ભગવતી**, સ્ત્રી૦ [સં.] દેવી. (૨) રાણી; મહારાણીસ્ત્રી.(૩) ભજન કરનારી, ભક્તિ પરાયણ સ્ત્રી તે; તપસ્વિની,

**ભગવદીય**, વિ૦ ભક્તિ પરાયણ; ભક્તજન; પ્રભુપરાયણ. (૨) ભોળું; નિષ્કપટી.

**ભગવંત**, વિ૦ [સં.] સર્વૈશ્વર્યશાળી; અત્યંત સારા ભાગ્યનું. (૨) પરમેશ્વરના અંશવાળુ. (૩) સાધુસંત, વિદ્વાન, શ્રીમંત અને રાજા વગેરે. (૪) ઈશ્વર.

**ભગવાન**, પું૦ [સં.] સર્વૈશ્વર્યશાળી પરમેશ્વર; જગદીશ્વર (૨) વિ૦ ભાગ્યશાળી.

**ભગવું**, વિ૦ ગેરૂના રંગનું; ભુખરૂં:–ભગવું નિશાન. ક્રિ૦ પ્ર૦ ભગવાં કરવાં=વૈરાગી થવું; સંસાર છોડી દેવો. ભગવી ચીંદરડી. =સાધુસંત; બાવાવેરાગી.

**ભગળભાવાર્થી**, વિ૦ અંદર કંઈ અને બહાર કંઇ બતાવે એવું; બગભગત.

**ભગંદર**, ન૦ ગુદા અને તેની આસપાસના અવયવમાં થતો નાસૂર-નાસુરનો એક રોગ તે. (૨) કાણું; ભોક.

**ભગિની**, સ્ત્રી૦ [સં.] બહેન; ભગની.

**ભગીરથ**, પું [સં.] એક મોટો રાજા. (૨) વિ૦ જેમાં ખૂબ મહેનત લેવી પડે એવું; ગોઠું.–ભગીરથ પ્રયત્ન. (૩) મુશ્કેલ; કઠણ.

**ભગોડું**, ન૦ સ્ત્રીઓનો કોરોરો તે.

**ભગ્ન**, વિ૦ ભાગેલું; છેદાયલું; તૂટેલું.(૨)હારેલું (૩) હતાશ; જેની ઇચ્છા નાશ પામી હોય એવું.:-ભગ્નમનોરથ.

**ભચ**, અ૦ સપાટી વિંધાતાં થતો એવો અવાજ; એકદમ ચામડી ચિરાતાં થતો અવાજ.:–ભચ દઇને છરી ઘેં ચી ઘાલી.

**ભચકાવવું**, ક્રિ૦ સ૦ પચકાય એમ કરવું;અફાળવું; અથડાવવું. (૨) ભગવું; ભાગી નાખવું. (૩) ભચદઇને મારવું.

**ભચડભચડ**, અ૦ દાણા વગેરે ચાવતાં થતો એવો અવાજ; કડક વસ્તુ કચરાતાં થતો એવો અવાજ.'–ભચડભચડ ચોખા ચાવી ગયો. (૨) ડાંગર વગેરે ભરડતાં થતો એવો અવાજ.

**ભચડવું**, ક્રિ૦ સ૦ દાબીને ઘસડવું; દબાવીને કચરવું; ભરડવું, કચરી નાંખવું સંકોચસિવાય ને કચરાય એમ કરવું.

**ભચડાવું**, ક્રિ૦ અ૦ ભિડાવું; સંકોચાવું; દબાવું; ભરડાવું; સંકડાવું. (જગાની તંગાસથી).

**ભચો**, અ૦ પૂર્ણ; બસ.

**ભચોભચ**, અ૦ ઉપરાઉપરી ભચભચ થાય તેમ.:–ભચોભચ ભાલા ભોકયા.

**ભજન**, ન૦ [સં.] ભજવું તે; ભક્તિ કર્યા કરવી તે; જેની પર ભક્તિ પ્રેમભાવ હોય તેનાં કીર્તન ગુણાનુવાદ ગાવા તે. (૨) ઈશ્વર સ્મરણ; સ્તુતિ; પ્રાર્થના.(૩) ભક્તિનાં કાવ્ય [૦ પ્ર૦ ભજન કરવું=ઈશ્વ ના ગુણગાવા. (૨) છાનામાના બેસી રહેવું; હવે બેસી રહો. કંઇ કરવાનું રહ્યું નથી માટે નિવૃત્ત થઇ જાઓ એમ; પતી રહ્યું એમ.

**ભજનિક**, વિ૦ ભજન કરનાર; ભગત.

**ભજનિયાં**, ન૦ ઈશ્વરના ગુણાનુવાદનાં પદ ગાયન તે; ભજનનાં ગીત તે. (૨) ભજન કરતાં વગાડવાનાં કાંસાં; કરતાલ.

**ભજનિયો** પું૦ ગાઇને ભજન કરનારો.

**ભજવવું**, ક્રિ૦ સ૦ વેષ કાઢી બતાવવો; નાટક-ભવાઇ-વાતચીતમાં બીજાના જેવું આબેહુબ વર્તી દેખાડવું; અનુકરણ કરી બતાવવું.

**ભજવું** ક્રિ૦ સ૦ [સં.भज्] આસ્થા રાખી ઈશ્વર ગુરૂ અને વડીલ વગેરેની સેવા કરવી. સેવવું; એક નિષ્ઠાએ સેવન કરવું; અનુકૂલ રહીને વર્તવું; અધીન થઈ રહેવું (૨) પરમેશ્વરનું સ્મરણ કરવું; તેમના ગુણ ગાવા ને સેવા પૂજા કર્યા કરવી. (૩) દીપવું; શોભવું. (૪) લાંચ આપવી.

**ભજાવવું**, ક્રિ૦ સ૦ વેષ કાઢી બતાવવો; ભજવે એમ કરાવવું.

**ભજિયું**, ન૦ શાક–કંદફળ વગેરેના કકડા અથવા પાનને વેસણ ચઢાવી તળીને બનાવેલો ખાવાનો એક ફરસો પદાર્થ. બ. વ. ભજિયાં. ઉ૦ ભજિયાં ને ભાજી તો ભલી, સુંદર ચિરો ને રોટલી.

**ભજુ**, વિ૦ ભજનાર.

**ભટ**, પું૦ [સં] યોદ્ધો; લડવૈયો; વીરપુરૂષ. (૨) રાંધવા, પાણી ભરવા અને ભીખ માગવાનો ધંધો કરનારો ગરીબ બ્રાહ્મણ. (૩) વિદ્યોપજીવી બ્રાહ્મણ; ગુરુ તે.

**ભટકવું**, ક્રિ૦ અ૦ નકામા અહિં તહિં ફર્યા કરવું; રખડવું; રઝળવું. (૨)કંઇ તાકયા કરવું.

**ભટકાવવું**, ક્રિ૦ સ૦ અફળાવવું; અથડાવવું પછડાઇને–ભાગી ફૂટી જાય એમ કરવું; અફાળવું; પછાડવું. (૨) રખડાવવું; ફાંફાં મરાવવાં; ભુલા ભમાવવું.

**ભટકાં**, ન૦ વળખાં; ખાઉખાઉ કરવું તે; ફાંફાં. (૨) ભટકવું તે; ફરવું તે; ફેરાઆંટા. (૩) જેમાં તેમાં ભાવના કર્યા કરવી તે, ખાવા પીવા–ભોગવવાની ભાવનાની આતુરતા તે; ભોગેચ્છાની લઘુતા તે; રખડ. :–હું શું કરૂં ? મારૂં મન જેમાં ને તેમાં ભટકાં મારયાં કરે છે. લલોપતાં.

**ભટકિયાં**, ન૦ ભટકાં; વળખાં.

**ભટજી**, પું૦ ઘરનો–કુટુંબનો ગોર–પુરોહિત–બ્રાહ્મણ તે. માનાર્થે ભટ–ભટજી. ઉ૦ પત્ર આપ્યો પછી ભટજીને હાથે.

**ભટઈ**, સ્રી૦ ભાટઇ; ભાટાઇ; ખુશામતમાં જેટલું છે તેથી વધારે વખાણ કરવાં તે; આપ વડાઇ કરવી તે; ખૂબ દેખાડો કરવો તે. ઓપાગાળા કરવા; અતિશયોક્તિ કરવી તે.

**ભટાણી**, સ્રી૦ [સં. भट्टिनी] ભટની સ્રી તે; બ્રાહ્મણ સ્રી. (૨) રાણી; શેઠાણી.

**ભટિયો**, પું૦ ગોસાંઇજી મહારાજના મંદિરમાં રહેનારો મહારાજની નાતનો બ્રાહ્મણ તે; ભટ; બ્રાહ્મણ.

**ભટુરિયું**, ન૦ અનાજ ઘાસ વગેરેનો ભુકો તે; ઢોરનું ખાણું તે. (૨) કુરકુરિયું; નાનું ને ઠિંગણું કુતરૂં. (૩) વિ૦ બાગડું; ભુકા જેવું. (૪) નાનું.

**ભટ્ટ**, પું૦ [સં.] વિદ્વાન બ્રાહ્મણ; પંડિત; શાસ્ત્રી બ્રાહ્મણ.

**ભટ્ટિની**, સ્ત્રી૰ [સં.] રાજરાણી, શેઠાણી; સ્વામિની.

**ભટ્ટો**, પું૰ બ્રાહ્મણ. તિરસ્કારમાં.

**ભટ્ટું**, અ૰ ભડ; ધિક્; ફટ. ઉ૰ ભટ્ટું પડશે અવનાર, લોકમાં જરા નવ જાણ્યો.

**ભટ્ટી**, સ્ત્રી૰ માટી અને ધાતુ વગેરે પકવવા અને ગાળવાને માટે બનાવેલી ખૂબ આંચ લગાડાય એવી ચૂલ; શગડી. અગ્નિની આંચ લાગે એવી માટી વગેરેની સારી બનાવટ

**ભઠવું**, ક્રિ૰ સ૰ ચિડાવું, મનમાં આકળા થવું; મનમાં ને મનમાં ધખીજવું. (૨) ધમકાવવું, વઢવું; તપીજવું.

**ભઠિયારખાનું**, ન૰ રાંધણી; રસોડું. (૨) રસોડાનું નામકાજ તે, રાંધવા ની મહેનત–ખટપટ–કકાકુટ તે

**ભઠિયારી**, સ્ત્રી૰ રસોઇયણ, રાંધનારી.

**ભઠિયારૂ**, ન૰ રાંધવુ–રસોઇ કરવી તે (૨) રાંધવા સિંધવાનો ધંધો તે, રસોઇ કરી આપીને આજીવિકા કરવી તે :– આખો જન્મારો રાંડીરાંડ ભિખારી ભ રીને પેટ ભરે. (૩) રસોડાનું કામકાજ તે

**ભઠિયારો**, પું૰ રોટી બનાવનારો; રસોઇયો, રાંધનારો. મુસલમાન વગેરે જેઓ આભડછેટ રાખતા નથી તે લોકોને માટે ભઠ્ઠી રાખી પાઉં–રોટી વગેરે સામગ્રી બનાવી તે વેચવાનો ધંધો કરનારો તે. ભઠ્ઠી જેવો મોટો ચુલો રાખી રોટી બનાવનારો તે. મુસલમાન વગેરેમાંજ ભઠિયારો એમ કહેવાય છે હિંદુમાં રસોઇ કે રોટી વેચાતી નથી તેથી હિંદુઓમાં રાંધનાર કે રસોઇ કરનાર ભઠિયારો નહિ પણ રસોઇયો કે રાંધવારો કહેવાય છે.

**ભડ**, વિ૰ મોટું, ભારે એવું; રક્ષા–આધાર પ. (૨) બળિયું, પરાક્રમી. (૩) સમૃદ્ધિવાન. (૪) જોરથી બળતા અગ્નિમાંથી નીકળતો એવો અવાજ:–પછી ભડભડ બળવા માંડ્યું

**ભડક**, સ્ત્રી૰ ભડકવું તે; ભેદ; ચમક; ચોંક.

**ભડકણ**, વિ૰ ભડકે એવું; અવનવી ચીજ કે કલ્પિત વાતથી ચમકે–ભય પામે એવું બીકણ.

**ભડકણું**, નિ૰ ભડકે એવું, બીકણ

**ભડકવું**, ક્રિ૰ અ૰ અવનવી વસ્તુ જોવાથી અથવા એવી કોઇ વાત કે વસ્તુ સાંભળવાથી ચમકવું; ભય ધરવો, કંપવું, ધ્રુજવું વાં થઇ જવું તે; શું થશે ? એવી બીકથી ચોંકવું તે, ડરી–ધ્રુજી જવું.

**ભડકાવવું**, ક્રિ૰ સ૰ ભડકે એમ કરવું, ચોંકાવવું, ચમકાવવું. (૨) ગભરાવવું, આશ્ચર્ય પામે કે ચિંતાતુર થાય એમ કરવું. (૩) બીવડાવવું; એકદમ ડરીજાય એમ કરવું. (૪) ઝબકાવવું.

**ભડકિયું**, ન૰ કાકડી ને ગંધકને ઘી લગાડી પાડેલો ચુઓ. ચાંદાં વગેરે ઉપર ચોપડવાને. (૨) વિ૰ ભડકે એવું (૩) જોવામાત્રથી, તરત ભડકો થાય એવું.

**ભડકી**, સ્ત્રી૰ ભરડકી; બાજરી અને જાર વગેરેને ભરડી પાણીમાં ઉકાળીને બનાવેલું પેય, રાબડી, ઘેંશ; કાંજી

**ભડકું**, ન૰ ભડકો, અગ્નિશિખા જ્વાળા; ઝાળ, ભભુકો. (૨) ભરડકું, બાજરી અને જુવારને ભરડી પાણીમાં રાંધીને બનાવેલો ખાવાનો પદાર્થ, ઘેંશ

**ભડકો**, પું૰ લાકડાં અને કોલસા વગેરે બળતાં તેમાથી નીકળતી શિખા–જ્વાળાનું હવામાં બળવું તે, ઝાળ, જ્વાળા (૨) આગ, સખત તાપ; આંચ. (૩) ભૂખની ભારે અસર તે, લાય અંગ (૪) મનમાં દુઃખાદિકની કારી અસર થાય છે તે; મનસ્તાપ. (૪) પ્રકાશ, ઉજેશ, અજવાળું.

**ભડત**, ન૰ ભરત, શુજેના વેંગણનો છુંદો, બાફેલા વંત્યાકને છુંદી મીઠું દહિં ને મસાલો નાખી બનાવેલો ખાવાનો પદાર્થ.

**ભડથાવું**, ક્રિ૦ અ૦ અગ્નિ ઉપર સીઝવું; ભરસાડથી ચડવું-શેકાવું તે.

**ભડભડ**, અ૦ જોરથી બળાતું બળતાં થતો એવો અવાજ; લાકડાં કોલસા વગેરેને ગરમી લાગતાં તેમાંથી નીકળતો ગ્યાસ હવામાં બળતાં થતો અવાજ.ભડભડ એવો અવાજઃ–ભડભડ બળવુ લાગતા માંડ્યું.

**ભડભડાટ**, અ૦ ભડભડ થાય તેમ. (૨) ભડભડ થવુ તે; ભડભડ એવો અવાજ તે.

**ભડભડિયું**, વિ૦ મનમાં જે આવ્યું તે કહી દે એવું; ખુલ્લા–ભોળા મનનું અને સામાને પ્રિય લાગશે કે અપ્રિય, તેનો વિચાર કર્યા વગર ઝટ જેમ ગમે તેમ કહી દે–મનનો ઉભરો કાઢી નાખે એવું.

**ભડભડીઉઠવું**, ક્રિ૦ અ૦ ધુધવાઇને પછી એકદમ સળગી ઉઠવું તે; ભડભડાટ બળવા માંડવુ. (૨) એકદમ જોસથી મનમાં આવેલો ગુસ્સો કાઢવો; મનસ્તાપથી આકુળવ્યાકુળ થઇ મનમાં હોય તે બહાર કાઢવા માડવું:–મહેણું માર્યું કે તરત ભડભડીઉઠયો.

**ભડભાદર**, વિ૦ ભરભાદર; કદે ભારે ને મોટું એવું તે, ઉમ્મરે અને શરીરે જ્જરમાન એવુ તે, મોટું; આબરૂદાર.

**ભડવાઈ**, સ્ત્રી૦ ભડવાપણું ભડવાનું કામ કરવુ તે (૨) ભડવા તરીકે જે કમાઈ આવે તે; ભડવાની કમાણી (૩) વ્યભિચાર કરનારાં પાસેથી મળતી દલાલી.

**ભડસાળ**, સ્ત્રી૦ ભરસાડ; ચુલા અને અગ્નિ કુંડ આગળની ઉંની રાખનો જથો તે; થોડો દેવતા અને ઉની રાખનો જથો તે :–વેંગણને ભડસાળમાં ઘાલો બફાઈ જશે

**ભડવું**, ક્રિ૦ સ૦ ભરડવું; કઠોળની બે ફાડ થાય તેમ અને આખા કણના નાના કકડા થાય એમ કરવુ તે; જાડું દળવુ. (૨) લડવું; કજિયો કરવો. (૩) જોરથી ભડભડવું.

**ભડવો**, પું૦ [ સં ભાર્યાટ ] સ્ત્રી૦ પરપુરૂષ સાથે મેળાપ–સંબંધ કરાવી આપનારો; છિનાળાદલાલ.

**ભડંગ**, અ૦ તદન, બિલકુલ; સાવઃ–નાગો-ભડંગ.

**ભડાક**, અ૦ એકદમ અવાજ થાય તેમ; અવાજ સાથે અફળાતાં ભડ એવો અવાજ થાય તેમ; અવાજ સાથેજઃ–બૂમ પાડી કે ભડાક બારણું બંધ કરી દીધાં. (૨) તરત; તાબડતોબ :–ગોહ્યો કે ભડાક લાત મારી. (૩) મોં આડે પડદો ખેંચવો તે; અંતરપટઃ–ભડાક ખેંચવી.

**ભડાકો**, પુ૦ ઉંચેથી મોટી વસ્તુ નીચે પડવાથી અથવા દારુના ભરેલા બંદુકના દારૂનો સ્ફોટ–ભભુકો ઉડવાથી કે એકદમ ફાટવાથી થતો એવો અવાજ તે, ધડાકો; મોટો અવાજ એકદમ જોરથી મોટો અવાજ થવો તે. બંદુકનો ભડાકો (૨) છાપપડે કે ચમકે એવું કહેવુ–કરવુ તે. :–તમે ઠીક ભડાકો માર્યો. ગપગોળો; એવી વાત બોલ કે જેથી સામુ માણસ ચ કત થઇ જાય.

**ભડાભડ**, અ૦ ઉપરા ઉપરી ભડ ભડ અવાજ થાય તેમ; ભડોભડઃ–ભડાભડ બારણાં વાસી દીધાં

**ભડાભુટ**, અ૦ જે તે ચીજ જ્યાં ત્યાં ગમે તેમ પડેલી હોય એવી અવ્યવસ્થિત હાલત બતાવે છે; અહિં તહિં બધે વેરાયલુ–પડેલું હોય તેમ. (૨) ન૦ ધાંધલ, ગડબડ; ગડબડાટ; કોઇ ચીજ ક્યહિં ને કોઇ ચીજ તહિ નાંખી–મૂકી દેવા !! જે ઉતાવળીયા ધાંધલ–ગડબડાટ તે. (૩) એકદમ લડાલડી થઇજવી તે; ધમ્માચકડી.

**ભડું**, ન૦ ઘરમાંની વચલી ને ઢુંકા ઓસારની દિવાલ; બારીબારણાંનાં ચોકઠાં વાળી વચલી ને આગલી દિવાલ. રૂ૦ પ્ર૦ ભડે બેસવું. અંદરથી નાશ પામવું; પાયમાલ થઇ જવું; પડી ભાગવું; નસંતાન જવું.

**ભરોભડ**, અ० ઓરદર; ભટભડાટ થાય તેમ. ભરોભડ બારણાં દીધાં.

**ભગ્ગ**, પું० શાખ; સૂરજ, રવિ.

**ભણકાર**, પુ० ફલાણું એવો જે ભાસ તે; ભ્રાંતિજનક ઓળો અથવા અવાજ કે જેથી અમુક ફલાણુ એમ આભાસ થાય. ભણકો ભણકારો.

**ભણકારો**, પું० ભણકાર.

**ભણકો**, પું० ભણકાર.

**ભણતર**, ન० ભણવાનું તે, ભણવાનો વિષય. (૨) અધ્યયન, શિક્ષણ. (૩) વિદ્યા; જ્ઞાન. ઉ० ભણતર ભણીને ભણી રહ્યા, ભણનારારે.

**ભણવું**, ક્રિ० સ० [સં.ભણ.] અભ્યાસ કરવો; પઢવું શીખવું; લખતાં ને વાંચતાં શીખવું; જ્ઞાન મેળવવું; અધ્યયન કરવું. (૨) શિક્ષા બોધ લેવો; ન જાણવાનું હોય તે જાણી લેવું. (૩) બોલવું, કથવું; વદવું. (૪) ગોખે કરવું; પાઠ કરવું- રુ०પ્ર० ભણવું ગણવું=વાંચતા લખતાં શીખવું. ભણીજવું= નાસીજવું. હાભણવી=કબુલ કરવું.

**ભણામણ**, ન० ભણવા, ભણાવવાનું મહેનતાણું તે, ગુરુદક્ષિણા; ફી.

**ભણામણી**, સ્રી० ગુરુ દક્ષિણા; ભણાવવાનો બદલો

**ભણાવવું**, ક્રિ०સ० વાંચતાં લખતાં શિખવવું; પઢાવવું; અધ્યાયન કરાવવું. (૨) જ્ઞાન આપવું; ઉપદેશ કરવો. (૩) સમજાવવું; સલાહ આપવી (૪) શિખવણી કરવી, આમ કરજે કે કહેજે, એમ શિખવવું; ચઢાવવું; ઉશ્કેરવું; કાન ફુકવા. (૫) ટેવ પાડવી; મહાવરો પડાવવો.

**ભણી**, અ० બાજુએ; તરફ; મેર, ગમ. ઉ-તે ગામ ભણી ગયો.

**ભણેલું**, વિ० લખી વાંચી ને સમજી શકે એવું શીખેલું; જાણીતું; વિદ્વાન.

**ભતરીજી**, સ્રી० ભાઇની દીકરી, ભત્રીજી.

**ભતરીજો**, પુ० ભાઇનો દીકરો; ભત્રીજો.

**ભથ્થુ**, ન० રસ્તામાં ખાવાને માટે સાથે રાખેલું હોય તે; ભાથું; ટીંમણ (૨) વધારાના કામકાજ માટે દરમાયા ઉપરાંત આપવામાં આવતું જે લવાજમ તે; ખાવાના પૈસા. જવા આવવા અને ખાવા પીવાની સગવડને માટે બહાર જનારને આપવામાં આવતો બદલો તે.

**ભત્રીજો** પું० ભાઇનો દીકરો.:- કાકો ભત્રીજો.

**ભથવારૂ** વિ० ભાથું લઇ જનાર.

**ભથાયણું**, ન० ભાથું લઈ જવાનું વાસણ

**ભદલ**, ન० મુંડન.

**ભદ્ર**, વિ० [સં] ભલું; સારૂં. -ભદ્ર માણસ. (૨) સુખ મયન; ભાગ્યશાળી. (૩) શુભ; મંગળ. (૪) ના० કલ્યાણ; શ્રેય. (૫) ક્ષૌર; મુંડન.

**ભદ્રક**, વિ० સારૂ કરનાર; ભલું કરનાર. (૨) એક છંદ-વૃત્ત.

**ભદ્રકાળી**, સ્રી० [સં] શુભ કરનારી દેવી, દુર્ગાદેવી.

**ભદ્રા**, સ્રી० [સં] દુર્ગા; ગાય (૨)બીજ.

**ભદ્રાક્ષ** સ્રી० રૂદ્રાક્ષ જેવા એક ઝાડના ફળિયાના મણકા

**ભદ્રાસન**. ન० સિંહાસન, રાજગાદી નાંખવાનુ આસન. ઉ० ભદ્રાસને આરુઢ છે.

**ભપકાવવું**, ક્રિ० સ० ફફળાવવુ, ભપ ભપ એવા અવાજ સાથે વહી જાય એમ રેડવું, વહેવરાવવુ, ખાલી કરી નાંખવુ. (૨) ભડભડાટ બળતું કરવુ

**ભપકી**, સ્રી० ધમકી, દમ, દહેશત, રોફથી જરા ડર દેવો તે

**ભપકો**, પું० રોફ, ખુબ શોભાવાળો સુંદર દેખાવ તે. (૨) ધમકી,; ડપકો. (૩) તોર મિજાજ.

**ભપ્પ**, અ० વગર વિચારે-તેમ વગર વિલંબે :-ભપ્પ દઇને બેઠો

**ભપ્પલ**, વિ० સ્થુળ; જાડું, દોગું; જેતું શરીર ખૂબ ફૂલેલું હોય એવુ, ફેન્દું.

ભભક, સ્ત્રી० ભભ્ય ને સુંદર દેખાવ તે; તેજ; કાન્તિ; ચળકાટ; તેજ-સુંદરતાનો પ્રસર તે; બહાર પડતી છટા-પાણીદારપણું તે;-રંગની ભભક.

ભભકાદાર, વિ० ભભકાવાળું, સુશોભિત, છટાદાર.

ભભકાબંધ, વિ० ટટાર; શોભતું; સુંદર, (૨) અ० નિડરપણે એમ; છટાદાર રીતે; રોફબંધ.

ભભકાવવું, ક્રિ० અ० ભપકાવવું; ફફલાવવું.

ભભકો, પું० મનોહર ઠાઠ માઠવાળો દેખાવ તે; રોફ; સુશોભિત છટા તે. (૨) ભપકો. ડોળ; આડંબર ઠાઠમાઠ. ક્રિ० પ્ર० ભભકો મારવો=સુંદર દેખાવડો કરી ફરવું ઠાઠ માઠ કરવો; ટાપટીપમાં રહેવું.

ભભડવું, ક્રિ० અ० ખાવા સારૂં મોઢું ચવળવું, ખાઉખાઉ એમ થયા કરવું. (૩) ઘેરિ કાઢવો.

ભભડાટ, પું० ખાવાને મોઢું ચગળવું તે, ખાઉખાઉ એમ થવું તે.

ભભડો, પું० મોઢું ભભડવું તે. (૨) મરી ખારો હિંગ વગેરેનો ઉકાળો તે.

ભભરાવવું, ક્રિ० સ० કોઇ વસ્તુ વગેરે ઉપર આછો આછો ભુકો વેરવો, કચુદાર ચૂર્ણ ભભરાવું નાંખવું, ઉપર નાંખવું. વિ० પ્ર० ધૂળ ભભરાવવી=ખરાબ કરવું, બગાડી નાંખવું:-પૈસો ખરચી આખરે બધા ઉપર ધૂળ ભભરાવી (૨) ટપી જવું, વધવું, અમુક કરતાં વધી જવું. એના કાકાની ઉપર ધૂળ ભભરાવે એવો છે.

ભભરૂં, વિ० જેના કણે કણ જુદા હોય એવું; છુટું; વેરાઇ જાય એવું; લોચા પડતું નહિ એવું. (૨) જેના પરમાણું-કણ ભાગીને ભળી ગયા હોય નહિ એવું; લોટા (જેવું)થી ઉઘડું. :-ભભરીદાળ.

ભભુકો, પું० તેજનો ઉછાળો-ભડકો તે; ઝગઝગાટ; ભભક; પ્રકાશ કે ભજવાળાનો એકદમ ભારે ઉજેશ તે. (૨) એકદમ જોશમાં મોટી જ્વાળાઓ નીકળી ભડકો થવો તે; તેજનો સ્ફોટ તે.

ભભૂત, સ્ત્રી० [सं. विभुति] યજ્ઞ-હોમ કુંડમાંની રાખ તે; ભસ્મ; રાખોડી. ઉ० વેષ ભુખે નહિ ભભૂત લગાયે.

ભભૂતિ, સ્ત્રી० ભસ્મ; રાખ.

ભસ્મો, પું० [सं.] ભ એવો ઉચ્ચાર અને અક્ષર તે.

ભમગરો, પું० ગરાણિયો; ખરાદી; કંતારી.

ભમર, પું० [सं. भ्रमर] પીળા મોંનો અને કાળા રંગનો ગુંજે કરી ઉડનારો એક જીવડો; ભમરો. ભમર ફૂલો ઉપર ફરે છે, મધ બનાવે છે અને વાંસ તથા કઠણ લાકડાં કોરી નાંખે છે. (૨) સ્ત્રી० ભમર; આંખ ઉપરની કમાનદાર અને કાળા વાળની ભરેલી કિનાર-ભવું.

ભમરડી, સ્ત્રી० નાનો ભમરડો; ચકરડી; ફરકડી. ફરે એવું રમકડું. (૨) ચક્કર ફરવું તે; કુંડાળું; ગોળ ચકરાવો તે. રૂ० પ્ર० ચકરડી ભમરડી=ગોટાળો; વિભ્રમ; ભ્રમ; વહેમ વલણ, ગુંચવણ. :-એવી ચકરડી ભમરડીમાં નાંખ્યો કે કેમે છુટકોજ નહિ.

ભમરડો, પું० દોરી વિંટાળી વિંઝીને જમીન પર નાંખતાં ગુંઉંઉં કરીને ગોળ ફરે એવું લાકડા વગેરેનું એક રમકડું; ગેરિયો. (૨) એક જાતનું શાક ફળ. (૩) ભમરો. રૂ० પ્ર० ભમરડો=બુદ્ધિ વગરનો માણસ, ભમરડા જેવો=મૂર્ખ, અક્કલ બહારનો; ઝટ શીખે નહિ એવો. ક્રિ० પ્ર० ભમરડો ફેરવવો=ટાંકી ચુકી-જેમ આવડે તેમ સહી કરી નાંખવી તે

ભમરભોળું, વિ० નિખાલસ; નિષ્કપટીને પ્રેમીલું; સાદુ-સ્નેહાળ; ભેંમોળી. ઉ० દહિં દૂધને કરમઘડો, માંહિં સાકર ઘોળી, મારા વહાલાજી આરોગે ને હેત પીરસે ભમર ભોળી. નૃસિંહમહેતા.

**ભમરિયું**, વિ૦ ભમ્મર-ચક્કર આવે એવું; ગોળ ચક્કર ફરતું -ભમરિયો કુવે -જેને ગોળ ફરતાં પગથિયાં હોય એવો કુવો (૨) ભમર અથવા ભમરી નમૂના-તેમનું બનાવેલું :-ભમરિયું ગંધ (૩) ના૦ ચક્રીનો રોગ એન્દમ આવે -ભમરો ને ચક્કર આવી નીચે પડીને માણસ વગેરે મરી જાય એવો વ્યાધિ તે -તને ભમરિયું આવ શાપ-ગાળ છે (૪) જેમાં ભમ-ભમરી જેવી ભાત પાડેલી હોય એવું સ્ત્રીઓને પહેરવાનું એક વસ્ત્ર -ભમરિયું ભમરિયું વગેરે

**ભમરી**, સ્ત્રી૦ [ સં ભ્રમરી ] ભમરાની માદા (ધમાખ જાતિ મધ બનાવનારી ને માટીના ઘર બાંધનારી, પીળી, લાલ, કાળી અને નાની મોટી ઘણી જાતની ભમરીઓ થાય છે (૨) ચકરી ફેર, તમર અંધારાં (૩) નાની અને કાળા રંગની અને ભમરી મોટી બે અનવયે શરીરમાં વહેંચાયેલી અને પીળા, કાળા, કે લાલ રંગની થાય છે મેક ગંધ બનાવે છે, ફૂલો ઉપર ફરે છે અને ડંખ હોય છે (૩) વિ૦ અનુજ અસ્થિર મનની-ચંચળ-જ્યાં ત્યાં ફેરફર કરનારી અને તીખા સ્વભાવની તે -ભાઇ ઘરકુકડા અને બાઈ ભમરી છે

**ભમરો** પું૦ ગુંજનો ઉડ ઉડ કરે એવો એક ઉડણ જીવ પીળાઓનો ખૂબ કાળા રંગનો અને શરીરે મોટા જેવો એક ઉડતો જીવડો. ભ્રમર ભૃંગ મધુકર ભમરામાં પણ ઘણી જાતો છે (૨) મોટીને કાળી ડંખ વાળી મધમાખ-એ ફૂલો ઉપર ફરે છે, અને મધ બનાવે છે ઉ૦ ભમરો ઉડે રંગ મહેલમાંરે (૨) વહેતા પાણીમાં થતાં કુંડાળાં તે વમળ (૩) માણસ-ઢોર વગેરેના માથા-શરીર ઉપરના મુવાળાનું જે ગોળાકાર ચક્કર તે વાળનું કુંડાળું હાથ પગની રેખ એની માફક મુંવાળાનો ભમરો પણ સારૂં માઠું ભવિષ્ય દર્શાવનારો મનાય છે. ઘોડા બળદ વગેરેના શરીર, પગ અને માથા ઉપરના ભમરાઓ ઉપરથી સારા માઠાની આગાહી કરાય છે -ભમરાળો બેઠ -ભમરાળુ=દીણભાગી અપશુકનિયાળ, નઠારાં પગલાંનું રૂ૦ પ્ર૦ ગાંડે ભમરો=જપી નીચે છૂટે નહિ બેસનાર અસ્થિર-ચંચળ સ્વભાવનું એમ. -આવ્યો ને ગયો જરાય પગ વાળીને બેઠો નહિ શું બેરો? એની બેસણીએ ભમરો છે ક્રિ૦ મ૦ ભમરો ગુસાઇ જવો=રડાનું ગુંચું વળવું ફૂટી જવું જઇ (મકાનો, નદીઓ અને બીજગો વગેરેમાં ભમરાઓ મોટા મધપુડા બાંધે છે, અને જો ખિજવાયા હોય તો માણસ, ઢોર વગેરેને ડંખ દેતાં જરાય છોડતા નથી. માણસના ટોળાને પણ એના ડંખના ભયે ભાગી જવું પડે છે કેટલાંક તો એવાં સ્થાન હોય છે કે જ્યાં ભમરાને ભયે લોકો જઇ શકતા નથી.

**ભમવું** ક્રિ૦ અ૦ ફરવું રખડવું નકામા આમ તેમ જવું આવવું અને ફેરા આંટા મારવા (૨) ગોળાકારે આસપાસ ફરવું, ચકરમાં ફરવું (૩) ફાંફાં મારવાં, સૂઝ નહિ પડવાથી આમ તેમ ખાલી ભટકવું (૪) અંધારાં તમ્મર આવવાં,મગજમાં દુઃખ થવું જીવને ચેન નહિ પડવું -માથું ભમે છે દુખે છે જીવ ભમે છે - બેચેની રહે છે, ઉછાળો આવે છે (૫) બીજાની સમજે ચાલવું અમુક વિચારે દોરાઇ જવું ઉ૦ ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો, ભમ્યો દિવસ ને રાત, ભૂલ્યો મન ભમરા તું કયાં ભમ્યો

**ભમાવવું**, ક્રિ૦ સ૦ ફાંફાં મારવાં, ખોટે રસ્તે ચઢાવવું ઉંધું ચતું સમજાવવું ચેડું વગાડવું (૨) રખડાવવું ભટકાવવું, ખાલી રખડપટ્ટી થાય એમ કરાવવું. ( ૩ ) ઠગવું.

છેતરવું (૪) વહેમમાં નાંખવું; ભ્રમિત કરવું

**ભમીજવું**, ક્રિ૦ અ૦ ચક્કર આવવાં; તમ્મર ચઢતાં, ઉર્મા થતાં ચક્કરી આવતી, ફરી જવાવું (૨) ગંજ્ઞા જતી રહેવી, ભાનજવું (૩) મગજ અસ્થિર થઇ જવું (૪) અમુક વિચારમાં તણાઇ-દોરાઇ જવાવું, ફરી એ. સવું –આમ કહે ત્યારે આમ અને તેમ કહે ત્યારે તેમ, એમ તું તો વારવાર ભમી જાય છે

**ભમેલ**, વિ૦ રખડેલ (૨) ભ્રમિત, મગજનું ઠેકાણું હોય નહિ એવું ચિત્તભ્રમ મત્ત, ગાંડા જેવું ઉ૦ ભમેલ જાણી ભૂત છે, પિતા કહે કપૂત છે

**ભમ્મ**, અ૦ ભારે-નક્કર ચીજ ઉંચેથી નીચે પડતાં થતો મોટો એવો અવાજ (૨) ભમ્મ એવો અવાજ થાય તેમ (૩) વગર વિચારે-વગર વિલંબે – પડ્યું શું ? જરા ઠપકો દેતા દેતામાં તો ભમ્મ દઇને ગડ્ડો માર્યો ને પોતે પણ ભમ્મ દઇને ભોંય પડ્યો.

**ભમ્મર**, સ્ત્રી૦ [સં ભ્રૂ] આંખ ઉપરનો પાળની કિનારપરનો કમાનદાર અને નિમાળાની રેખા વાળો અવયવ ભ્રૂ ભમર, ભવું –ાળીને ભારે ભમ્મરો ઉ૦ નાન લાલ હું મિંદી બનાવવું, ભમ્મર પર તારીરે (૨) ગોળચક્કર, ચકરી ફેર ઉ૦ ભમ્મર ભૂલી, ગેરે ફુદડીએ ગોળ ફરવું તે

**ભય**,-યું [સં] બીક ડર ધાસ્તી ૨૦. અ૦ ભય લાગવો=વિનાશ થવી,બીક લાગવી ભય આવ્યો=સંકટ-આફત આવી

**ભયભીત**, વિ૦ [સં] ડર ખાઇ ગયેલું, બીકથી ડરીગયેલું

**ભયંકર**, વિ૦ [સં] ભય ઉપજાવે એવું; બિયામણું જોતાં સાંભળતાં બીક લાગે એવું –આગળ મોટું અને ભયકર વન આવે છે.

**ભયાતુર**, વિ૦ [સં] ભય વિહ્વળ

**ભયાનક**, વિ૦ ભયકર; ડર લાગે એવું, બિયામણું ડરામણું ઉ૦ ભયાનક ખોય

**ભયાવહ**, વિ૦ ભયકર, બિયામણું

**ભયો**, અ૦ પરિપૂર્ણતાનો સંતોષ તે, બસ, બસ, ભરપુર થયું એમ, સંતોષ બતાવે છે ક્રિ૦ પ્ર૦ ભયો કરાવવો=બાધા પરિપૂરણ કરાવી, ગોરને દાનથી સંતોષી તેનો આશીર્વાદ મેળવવો બાધાની સફળતા મેળવવી બાધા-માન્યતા પૂર્ણ કરાવી લેવી તે

**ભર**, વિ૦ ભરપુર, પરિપૂર્ણ ઘણામાં ઘણું જેટલું જોઇએ તેટલું-પુરા જોશવાળું – ભરઊંઘ ભરજુવાની, ભરચોમાસું (૨) જેટલું, માપભર, ભરેલું વજનદં, ભરાય તોળાય મપાય એટલું –હાથભર રોટી ને વહેંતભર દાળ શેરભર, મણભર

**ભરઉંઘ**, સ્ત્રી૦ પાકી ઉંઘ, સારીરીતે ઉંઘ લેતું હોય એવી જે નિદ્રાવસ્થા તે

**ભરકુસ**, સ્ત્રી૦ નાની-અસમ-પ્રૌઢ નહિ એવી વસ્તુઓ-માણસો વગેરેનો સમુદાય તે સામાન્ય સમૂહ, પરચુરણ વસ્તુ-લોક બાળક વગેરે તે –એની સભામાં કોઇ એવું જાણીતું નહતું, માત્ર ભરકુશ ભરાઇ હતી

**ભરખ**, ન૦ [સં] ખાવાનું ખાદ્ય

**ભરખવું**, ક્રિ૦ અ૦ ભક્ષણ કરવું, –ગ્રાસન ખાવું, ખાઈ જવું –માતા ભરખે.

**ભરખડ**, ન૦ લાકડાનું દળ બનાવતાં નહિ ભાગેલો ભાખરાનો કકડો, ભાખરા કે મુઠિયાં ખાતાં જે કઠણ ચપટા કકડા રહી જાય છે તે, ભાખરખડ

**ભરચક**, વિ૦ ભરપુર, જોઇએ તેટલું, ખીચો ખીચ ભરેલું પરિપૂર્ણ પુષ્કળ. (૨) અ૦ સારી પેઠે, ઠસોઠસ, ઠોઠાઠ, ખીચોખીચ

ભરચટ;જરાએ ઉણું-અધરૂં-બાકીનહિએવું.

ભ૰ચંદી, વિ૰ જ્યાં પુષ્કળ ઘાસદાણો હોય તેવું; ચંદી-ઢોર-ઘોડાને પુષ્કળ ખાવાનું મળે એવું. (૨) ના૰ ઘાસદાણાની પ્રેપૂર્ણતા તે.

ભરચોમાસું, ન૰ ખરેખરૂં જામેલું ચોમાસું તે; ખૂબ જોરથી લાગટ વરસાદ પડ્યા કરતો હોય એવો-અશાડ-શ્રાવણ માસનો વખત; ખરેખરા ચોમાસાના દહાડા તે.

ભરજુવાની, સ્ત્રી૰ ખરેખરા જોબનનો વખત તે; જુવાનીનો ખરેખરો સમય તે, પુરુષ ને ૨૦ થી ૩૫ અને સ્ત્રીને ૧૦ થી ૩૦ દરમિયાન ભરજુવાની રહે છે.

ભરડવું, ક્રિ૰ સ૰ કઠોળ-દ્વિદલ અનાજ દાણાને તેનાં બે દલ જુદાં પડે એમ કરવું; મળેલાં બેદલ છુટાં પડે એમ પીસવું દળવું તે. (૨) એક દળવાળા અનાજના કકડા થાય જુદા પડે એમ દળવું, જાડું દળવું તે. (૩) જોશમાં સમજ્યું ન સમજ્યું ગમે તેમ બોલી દેવું; એલફેલ જેમ ફાવે તેમ બોલવું બકવું.

ભરડાવવું, ક્રિ૰ પ્રે૰ કોઇ ભરડે એમ કરાવવું; કઠોળનાં દળ-દાળ પડાવવી. (૨) ગમે તેમ બોલાવરાવવું.- સભામાં તેમજ એને બોલવાની રજા આપી, ગમે તેમ ભરડાવોછો.

ભરડો, પુ૰ ભરડવું તે.-એક ભરડો કાઢી ડાળને મહોઇ રાખી મૂકવા. (૨) ભરડવાથી પડેલો જુદો તે (૩) તપોધન; મહાદેવની પૂજા કરનારો બ્રાહ્મણ. (૪) બંધ. (૫) ઘેવડીને આવતો એક રોગ.

ભરણ, નિ૰ [સં. ભૃ] ભરવું તે; ખવરાવવું પિવડાવવું ને પાળવું તે. :-ભરણપોષણ. (૨) આંખમાં ઓસડ ભરવું તે; આંખમાં ખાપરિયું જસત વગેરે ભરવાં તે. (૩) જાદુગરનો ટુચકો.

ભરણપોષણ, ન૰ [સં. ભૃ-ને પુષ્] ભરી પોષીને નિભાવવું તે; ખાવાનું પહેરવાનું અને રહેવાનું પુરૂં કરવું તે; પરિપાલન. (૨) આજીવિકા; ગુજરાન. ક્રિ૰ પ્રે૰ ભરણપોષણ કરવું; પાળીપોષીને નિભાવવું; ગુજરાન કરાવવું.

ભરણી, સ્ત્રી૰ સત્તાવીસ નક્ષત્રોમાંનું બીજું નક્ષત્ર (૨) ભરાવું તે; પુરણી; ઉમેરો; વધારો.

ભરણું, ન૰ નાણું ભરવાં તે, ગામના વસુનાતીએ કરનાં નાણું એકઠાં કરીને સરકારી તિજોરીમાં ભરવાં તે; ભરવું; ભરી દેવાનું કામ તે; હફતાનાં નાણાં-પહેલું ભરણું. (૨) અવેજ; નગદી; રોકડાં નાણાં ભરવાં તે. પોતું. (૩) અધુરૂં હોય તે પુરૂં કરવાને ભરવું તે. (૪) સંગ્રહ; જથો. (૫) થાંભલા અને ભાલ વચ્ચેનું લાકડું થાંભલા ઉપર શરૂ, શરા ઉપર ભરણું ને ભરણા ઉપર ભાલ-પાટડી, એ પ્રમાણે ગોઠવાય છે. ક્રિ૰ પ્રે૰ ભરણું ભરવું; પોતું મોકલી આપવું.

ભરત, ન૰ [સં. ભૃ] ભરવું-માપવું તે; માપ; પ્રમાણ; ભરતર; અનાજ પ્રવાહી વગેરે ભરીને આપવાનું પાત્ર તે. (૨) લુગડાં વગેરે ઉપર રેશમ,ઉન,અને દોરા આદિની ભાત-વેલબુટ્ટી-વગેરે પાડવું તે. સિવીને પાડેલી જે વેલબુટ્ટી તે ભરત. (૩) ભરીને સિઝાવેલું તે; છાણાં-ઉની રાખ વગેરેમાં પકવેલું વેંગણ (૪) એક પ્રાચીન મહારાજા

ભરતખંડ, પુ૰ [સં] ભરત રાજાનો દેશ તે; આર્યાવર્ત; હિંદુસ્થાન.

ભરતર, ન૰ ભરત (૨) માપ, પ્રમાણ; પાત્ર ગજ વગેરે તે; માપ કાઢવું તે. (૨) ભરીને રસ કરી બીબામાં રેડી ઠારીને બનાવેલ તે, ઢાળેલું હોય તે

ભરતવાક્ય, ન૰ [સં] નાટકમાં અંતે છેલ્લો આશીર્વાદાત્મક શ્લોક તે.

ભરતાર, પુ૰ [સં. ભર્તા] ભરણપોષણ કરનાર; ભરીપુરી રાખનાર; પતિ; વર; સ્વામી; ધણી. ઉ૰ આ મંત્ર કરો ઉચ્ચાર, વશ ભરતાર થશે.

**ભરતિયું**, ન૦ ખરીદનારને વેચનાર તરફથી માલની જે ગિનવાર કિમ્મતની યાદી આપવા મોકલવામાં આવે છે તે; માલના મૂલની યાદી; સતમી. (૨) કોઠીમાં જેટલું માઇ શકે તેટલું તે. (૩) વિ૦ ભરનારૂં; ખલ્લામાં નાંખ્યા ભરનારૂં :—ભરતિયાવર. કન્યાનાં માબાપને નાણાં આપવાં પડે એવા વર; અકુળવાન.

**ભરતિયો**, પું૦ ભરત ભરવાનું કામ કરનારો (૨) નાણાં ભરે ત્યારે કન્યા મળે એવા હલકા કુળનો.

**ભરતી**, સ્ત્રી૦ ભરવું તે; એકઠું કરવું; જમાવવું જથે કરવું તે. (૨) વધારો; ઉમેરો; કરમાં માણસો વધારવાં તે. (૩) દરિયાના પાણીનું ચંદ્રના આકર્ષણને લીધે ઉછળીને વધવું તે; જુવાળ; ઝાર. (૪) પુરૂં ભરાઇ રહેવું તે; જમાવ થવો તે. (૫) પ્રીતિની જમાવટ થવી તે. ક્રિ૦ પ્ર૦ ભરતી કરવી; વધારો કરવો; ઉમેરણ કરવું; વધારવું રૂ૦ પ્ર૦ ભરતીનાં પાણી, સ્થાયી નહિ એવો જે રંગ તે; થોડો વખત રહીને ઉતરી જાય એવો ઉભરો તે.

**ભરથાર**, જુઓ૦ ભરતાર

**ભરપટ્ટ**, અ૦ જોઇએ તેટલું એમ. પુરે પુરૂં એમ. વિ૦ પુષ્કળ; જોઇએ તેટલું; પેટપુર.

**ભરપાઈ**, સ્ત્રી૦ પુરેપુરૂં મળ્યાની પહોંચ, પુરેપુરૂં ભરી આપવું તે, જમે ઉધાર બેઉ બાજુ પુરી ભરી દેવી તે; સંપૂર્ણ પતાવટ.

**ભર[illegible]**, પુરેપુરૂં ભરાયેલું એવું; કાનાકનારી હેગા ભરેલું; છલોછલ; પરિપૂર્ણ; જોઇએ તેટલું.

**ભરભરૂ**, વિ૦ નહિ ચીકણું; છુટું; કણેકણ જુદા હેય એવું. (૨) અત્યંત ઝીણું નહિ એવું; કરકરૂં; કણદાર; નહિ બારીક. :—આ લોટ ભરભરો લાગે છે, ઝીણો નથી.

**[illegible]**(૩) નહિ ભળી-બળી ગયેલ એવું; ઢીલું પણ છુટા કણનું. :—ભરભરી દાળ. કોરૂં; ચીકટરહિત; લુખું; ઉડી વેરાઇ જાય એવું.

**ભરભાંખળું**, ન૦ સૂર્ય ઉગતા પહેલાંનો અને આથમ્યા પછીનો જે આછા ઉજેશનો વખત તે; સંધ્યાકાળ; ઝાંઝણું; મળસકું; મોટું પરોઢ; થોડું દેખાય ન દેખાય એવો અંધારા અને ઉજેશ વચ્ચેનો વખત તે.

**ભરમ**,પું૦ [સં. भ्रम] ઘુમેળો; ગુહ્ય. (૨) ભ્રાંતિ; વહેમ; શક. (૩) ઘરમાં પુંજી છે એવી જે લોકમાન્યતા તે; પૈસાદાર હોવાપણાની સાખ તે; પ્રતિષ્ઠા. કહે૦ ભરમ ભારી ને ખીસા ખાલી.

**ભરમાવવું**, ક્રિ૦ સ૦ વહેમ ખાઇ જાય એમ કરવું; વહેમાવવું; ભ્રાંતિમાં નાંખી દેવું; આડું અવળું જુદું સમજાવવું; કાન ભંભેરવા. (૨) છેતરવું; ઠગવું; ઉ૦ ધૂપ કરે ધ્યાન ધરે, બાવો બીજા લોકને ભરમાવવા. બો ભક્ત.

**ભરમાવું**, ક્રિ૦ અ૦ વહેમાવું; ભ્રાંતિમાં પડવું. (૨) આડે રસ્તે દોરાવું; ભ્રમથી ભુલાવું. (૩) છેતરાવું; ઠગાવું.

**ભરમિજલસ**, સ્ત્રી૦ પરિપૂર્ણ ભરાયેલી સભા તે. (૨) અ૦ ભરપુર ભરાયેલી સભા વચ્ચે એમ; ભરેલી સભા દરમિયાન. :—ભર મિજલસમાં બેઠેલ બોલ્યો અને ભર મિજલસમાંથી ઉઠીને ચાલ્યો ગયો.

**ભરમી**, સ્ત્રી૦ [સં. ब्राह्मी] એક વાતહર વનસ્પતિ-ઓષધિ; બ્રહ્મી. :—ભરમીનું ઘી —તેલ.

**ભરવાડ**, પું૦ બકરાં ઘેટાં અને ગાય વગેરે પાળી-તેમનેજ પોતાનું જીવન સર્વસ્વ માનનારી એક જાતિ; રબારી; ઢોર પાળનારી અને રાખનારી પશુધનવાળી એક જાતિ —નાત તે. રૂ૦ પ્ર૦ ભરવાડી તાણવી=લાંબી સોડ ઘાલીને સુઇ રહેવું.

**ભરવાડણ**, સ્ત્રી૦ ભરવાડની સ્ત્રી; રબારણ; રાયકણ.

**ભરવાડણી**, સ્ત્રી૦ ભરવાડણ.

**ભરવાડો** પું૦ ભરવાડ. (૨) ભરવાડના જેવો આચાર–વહીવટ–ધંધો તે. (૩) ભરવાડ વાડો; રબારીવાડો.

**ભરવું**. ક્રિ૦ સ૦ [સં. ભૃ] ખાડો અથવા પાત્ર વગેરે પ્રવાહી અથવા બીજી વસ્તુથી પુરવું–પૂરાય એમ કરવું તે; અંદર નાખવું. –રેડવું. :–કોઠીમાં દાણો ભરો; પાણીમાં દેગ ભરી. (૨) કુવા તળાવ વગેરેમાંથી પાણી લઇ આવવું; ખેંચી કાઢવું. તાણવું; પાત્ર ભરીને લઇ આવવું. જમુનાં જળ ભરવા રે. (૩) હિમ્મત, કર, ભાડું–ભાડું આપવું તે; ખાતે જમે કરાવવું તે. :–ભાડું ભરવું, દેવું ભરવું; નર ભરવું (૪) માપ કાઢવું; કેટલું લાંબું પહોળું છે તેનું પ્રમાણ લેવું. :–હાથને હાથ ભરે ને તસુએ કાપે નહિ એવો પક્કો છે. આ જમીન–લાકડું ભરો જોઇએ કેવડું છે? (૫) કપડાં વગેરે ઉપર રેશમ, ઉન કે દોરા વડે ભાત પાડવી; ફૂલ વેલ ભરવી. (૬) લોક એકઠા કરવા; બોલાવવું; ભેગા કરવું; મેળાવવું. :–સભા–મિજલસ ભરવી. (૭) ટીપમાં દાન પત્રમાં રકમનો આંક પાડી આપવો; આપીશ એમ લખી આપવું. :–ટીપમાં નાણાં ભરવાં. (૮) ખાલી–ખાના આસનમાં લખી આપવું; આંકડા પુરવા. :–આ પાણી પત્રક ભરવાનાં છે. (૯) રંગ પુરવો; ચિત્રમાં અધુરૂં હોય તે પુરૂં કરી આપવું. પાનું ભરી નાખો. :–આ છબિમાં રંગની ખામી હોય તે ભરી આપો. (૧૦) ટાંકા મારવો; સિવવું; સાંધવું: આટલો ઝેડો ભરી આપો. (૧૧) ઠાંસવું; ગડબવું; પુરવું; નાખવું. :–આ બંદુક ભરો. (૧૨) આમ તેમ પગલાં ભર્યાં કરવાં; આમ તેમ ફર ફર કરવું. :–પહેરો ભરવો. (૧૩) સંઘરવું. :–આગલું વરસ કેવું આવે કે કેવું નહિ માટે દાણો તો ભરવો જ. ભરવો ક્રિ૦ પ્ર૦ ભરત ભરવું=કપડા ઉપર રેશમ વગેરેનાં ફૂલ વેલ પાડવાં. વાડી ભરવી=માથામાં–વેણીમાં ફૂલ ગુંથવાં; ફૂલથી વેણી શણગારવી. પેટ ભરવું=ખાવું; ગુજરાન ચલાવવું; સ્વાર્થ સાધવો; માત્ર પોતાનોજ સ્વાર્થ કરવો. આંખ ભરવી=આંસુ પાડવાં. ન્યાળી ન્યાળીને જોવું=ઉ૦ આંખ ભરીમાં અલબેલડા ! ગોભરવું=ખાવું; કોળિયો લેવો. ચાળી જેવું મસ્તક ભરવું=કરડવું; સામા થવું; ઘુરકવું; તરકટ કરવાં; રંગ ભરવો=ચીતરવું; બદલાવવું, ઉત્તેજન આપવું; ખીલવવું; મરચું મીઠું ભભરાવવું. પહેરો ભરવો=દેખરેખ રાખવાને આમ તેમ ટહેલ્યાં કરવું; તકેદારી–તપાસ રાખવી; રખેવાળી કરવી; ચોકી કરવી. ભરી આપવું, નુકસાનીનો બદલો આપવો. દાન બક્ષીસની ટીપમાં કંઈ નાણું આપવા કબુલ થવું. ભરી પીવું; સુખદુઃખ, નફોનુકસાન જે થાય તે એકાદ જણે પોતાને માથે લઇ લેવું; ગમે તે પ્રકારે નિકાલ કરવાનું માથે લેવું. ભરીલેવું=નુકસાનનો બદલો લેવો. ભરી મૂકવું=સંઘી રાખવું. ભરી પુરી=સગાં સંબંધીએ અને પૈસે ટકે પોષાતી હોય તે; સુસમૃદ્ધ. ભર્યું ઘર–સરસામાન, અન્નપાણી અને પૈસેટકે પૂર્ણ ભરેલું ઘર. દોરો ભરવો=સિવવું; સાંધવું. કાને ભરવા= ભંભેરવું ચઢાવવું. ખોળોભરવો=અધરણી કરવી સીમંતનો વિધિ ને તેને લગતો કરિયાવર કરવો. મોટી બાથ ભરવી=ન બની શકે એવું મોટું સાહસ કરવું; મોટી ઇચ્છા કરવી; સામા થવું–પડવું; લડાઇ કરવી. તત્પર થવું; બળિયાસું કદી બાથ ન ભરીએ. પગલું ભરવું–ચાલવું, વ્યવહારમાં વર્તવું; આચરણ કરવું. ઉ૦ પગલે તમતણે પગલાં ભરીશરે સુંદર વર સાક્ષી સૂર્ય અગ્નિ ને સાજન આ બધુ. કહે૦ ભરતામાં ભરવું=જ્યાં પુષ્કળ હોય ત્યાં વધારો થયા કરવો; ભર્યાં પેટે સાકરે ખાટી=જેને દરકાર નથી તેને સારૂંએ ખોટું લાગે; ગરજ ન હોય તેને શું ! એવા અર્થમાં

**ભરાઈ**, સ્ત્રી૦ ભરામણ; નૂર; ભરવાની મજુરી. (૨) ભરવાની રીત તે.

**ભરાઉ**, વિ૦ ભરેલું; અંદરથી ભરાએલું; પુષ્ટ; માતેલું; જાડું :-ભરાઉ શરીરનું.

**ભરાવ**, પું૦ ભરેલું જે તે; ભરાવો. ભરાવું તે; ભરપુરતા; જમાવ.

**ભરાવવું**, ક્રિ૦ સ૦ ભરવા લાગવું. ભરવામાં મદદ કરવી. (૨) ઉંધું ચતું સમજાવવું. કાન ભરવા. (૩) વળગાડવું; ટાંગવું. લટકાવવું; ભેરવવું.-રુ૦ પ્ર૦ ઉચાળા ભરાવવા=ખાલી કરાવવું; ઉઠાંતરી કરાવવી; કાઢી મૂકવું; નહિ રહેવા દેવું; પાણી ભરાવવું=છળભાજીમાં વધવું; ટપીજવું; સરસ બીજા કરતાં ઉત્તમ–હોંશિયાર હોવું.:–એ તો તમનેએ પાણી ભરાવે એવી છે.

**ભરાવું**, ક્રિ૦ અ૦ ભરેલું થવું; ભરપુર થવું. (૨) સપડાવું; ફસાવું; વળગીને નીકળાય નહિ એમ સપડાવું; બંધાઇ જવું; કબજે પડવું. (૩) અંદર પેસવું; અંદર જઇ રહેવું. :-દરમાં ઘરમાં ભરાવું ગંતાવુ છુપાઇ રહેવું. (૪) ચઢી જવુ. ક્રિ૦ પ્ર૦ હાથ ભરાવો; ધન લાંચ લાભ પ્રાપ્ત થવો. :-દહાડા ભરાઇ રહ્યા છે–અંત પાસે આવ્યો છે.

**ભરીઆપવું**, ક્રિ૦ નુકસાનીનો બદલો આપવો; મજરે આપવુ.

**ભરૂસો**. પું૦ વિશ્વાસ, પતીજ; ભરોસો.

**ભરેડી**, સ્ત્રી૦ કાંતિ; તેજ, વાન.

**ભરેભાણે**, અ૦ એકવાર ખવાય તેટલું થાળીમાં પુરી લઇ ફરી માગવું પડે નહિ અને લીધેલું છંડાય નહિ એવે અંદાજે–એવી રીતે, જમવું તે ભરેભાણે; એકવાર નિરાંતે જમ્યો એટલે બસ.

**ભરોસાદાર**, વિ૦ ભરોસાનું. વિશ્વાસ રખાય એવું; ખાનગીનું; પ્રમાણિક.

**ભરોસો**, પું૦ [હિં] વિશ્વાસ; પતીજ; ખાતરી; પ્રતબાર. ભરોસો આપવો; લેવો કરવો અને રાખવો એમ કહેવાય છે. કહે૦ ભરોસાની ભેંસે પાડો જણ્યો=ગમે તેટલો આપણને વિશ્વાસ હોય પણ ભાવીમાં હોય તેજ થાય.

**ભર્ગ**; ન૦ [સં.] તેજ; કાંતિ. (૨) બ્રહ્મ. (૩) મહાદેવ.

**ભર્ત્તા**, પું [સં.] પતિ; સ્વામી; ધણી; ભરણ પોષણ કરનાર. ઉ૦ તમેજ ભર્તા મળજો અને વળી, વિજોગ આવા પડશો નહિ કદી.

**ભર્ત્રી** સ્ત્રી૦ રાણી; શેઠાણી; સ્વામિની.

**ભર્તૃદારક**, પું૦ [સં.] રાજકુમાર; યુવરાજ, ભર્તૃદારિકા=રાજકુંવરી. સંસ્કૃત નાટકોમાં રાજકુંવર અને રાજકુંવરીઓને માટે આ શબ્દ વપરાય છે.

**ભલકો**, પું૦ ચકચકાટ વાળું ભાલાનું ફળ તે; ભાલો; ભાલાનું પાનું. (૧) તીખું અને તેજદાર એવું-તે.

**ભલતાઈ**, સ્ત્રિ૦ મેળ; ભળતા રહેવાપણું; ભળી ને રહેવાનો સ્વભાવ તે.

**ભલતું** વિ૦ ભળતું; બેસતું; મળતું; પ્રસંગને અનુકૂલ આવી રહે એવું :–આમ ભલતુંજ બોલી તેને ખોટે રસ્તે દોરવી જતો નહિ. (૨) ગમે તે; કોઇ પણ; ફલાણાથી ઉલટું હોયપણ એકાદું.:–માર માર્યો એટલે ભળતુંજ કોઇનું નામ દીધુ.

**ભલપણ**, ન૦ ભલાપણું; ભલાઇ, સારાપણું. ઉ૦ હસે વિના પસ્તાવ, ભાવ વિણ ભલપણ છાંડે. સામળ.

**ભલભલા**, વિ૦ સારાસારા; મોટા મોટા.:–ભલભલા કુંવારા ને ખોજાને બે બાઇડીઓ. (૨) જેની ભલાઇ-શાબાસી બોલાતી હોય એવા.:–ભલભલા હારી ગયા તો એ બિચારો કોણ ?

**ભલમનસાઇ**, સ્ત્રી૦ ભલી માણસાઇ; સાલસાઈ; નમતાઇ. (૨) સભ્યતા; પ્રમાણિકતા; માયાળુપણું.

**ભલાઈ**, સ્ત્રી ભલપણ; સારાપણું નેકી, કોઇનું એ શુભ–હિત થાય એવી જે વૃતિ તે; ભલું કરવું તે; સુજનતા; સૌજન્ય.

**ભલાભલી**, વિ૦ ભલાભલા માણસોની; જેમાં આગળ અને હાલ કોઈ કોઈ જગાએ વર્તમાનમાં પણ મોટા મોટા જેમની ભલાઇ બોલાતી હોય એવા માણસો રહેતા હોય એવી, બહુરત્ના; જેમાં ઘણાએ ચીર સારા માણસો હોય એવી --ભલાભલી પૃથ્વી.

**ભલામણ**, સ્ત્રી૦ વગ પહોંચાડવી તે, સિફારસ, ભલામણ કરવી તે. સોંપણ. ક્રિ૦ પ્ર૦ ભલામણ કરવી=ભલું થાય તે માટે કંઇ ભલું કહેવું તે, સારો છે અને ભલું થાય એમ કરજે, એવી વગ ચલાવવી તે

**ભલામણી** સ્ત્રી૦ ભલામણ સોંપણ (૨) ભાળવણી.

**ભલીભાત**, અ૦ સારી રીતે, આનંદે, હરખે, વિના ગભરાયે, નિડરપણે

**ભલીવાર**, સ્ત્રી૦ સત્વ, હોંસ; રામ. (૨) આવડત; ગમ (૩) ચાનસોગત સારાપણું સાર, સુંદરતા સૌષ્ઠવ. -એના કામમાં કંઇ ભલીવાર નથી.

**ભલું** વિ૦ રૂડું સારૂં; શુભ. -ભલું ભુંડું (૨) માનું; પ્રમાણિક. (૩) સભ્ય, નરમ મિજાજનું, ડાહ્યું માયાળુ (૪) ભોળું, નીખાલસ, નિષ્કપટી-ભલુ માણસ છે, જેનામાં કુડકપટ હોય નહિ એવું. ક્રિ૦ પ્ર૦ ભલી ભુંડી ઉકેલવી=સારી ખોટી ચર્ચા ચલાવવી કહે૦ ભલાની દુનિયા નથી. જગત ભલા ભુંડા બેઉનુ છે એમાં એકલું મ ય ભલપણુ નથી ચાલતુ એમ, ભલપણ માર્યું જાય છે. ભલે કે ભુંડે ગમે તે પ્રકારે નામ કરવું (૫) અ૦ સારૂં, ઠીક ઉ૦ ભલું થયુ ભાંગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ. નૃસિંહ

ભલે અ૦ અચ્છુ, ઠીક, વારૂ, બહુ સારૂં, -શાબાશ સારૂં કમાયો. ભલે શાબાશ, અહો ભાગ્ય (૩) અસ્તુ. ઉ૦ ભલે ભાવ શુકન એહ સમયો,

ભેરૂ વિ૦ ભલું. સારૂ કવિતામાં વપરાય છે.

**ભલ્લ** પું ભાલો, (૨) રીંછ

**ભલ્લુક**, ન૦ [સં.] રીંછ. (૨) ભાલુ.

**ભવ**, પું૦ [સં] સંસાર --ભવકુપ. ઉ૦ ભવકૂપમાં પડયો. (૨) જન્મ; અવતાર; ઉત્પન્ન થવું તે (૩) શિવ; મહાદેવ. ક્રિ૦ પ્ર૦ ભવ બગડવો=સસાર-જીવન બગડવું તે, જન્મ નકામો જવો રૂ૦ પ્ર૦ ભવની ભાવટ=જન્મમરણની પીડા ઉ૦ પિઉ એક દિવસને ટચ્ચેરે, ભવની ભાવટ ભાગે છે. એક ભવમાં બે ભવ થવા=ધર્માંતરથી અથવા અનીતિથી જન્મના-કુલાચારની શ્રેણિમાંથી પાત થવો તે, જન્માંતર જેવું થવું તે.

**ભવતારણ**, વિ૦ [સં] સંસારમાંથી તારનાર-પરમેશ્વર.

**ભવદીય**, સ૦ [સં] આપનું, તમારૂં.

**ભવન**, ન૦ [સં] ઘર, મકાન. (૨) રહેઠાણ; મકાન. ઉ૦ ભવન વન જેવું લાગે.

**ભવસાગર**, પું૦ [સં] સસાર રૂપી સમુદ્ર, -ભવસિંધુ.

**ભવસિંધુ**, પું૦ [સં] ભવાબ્ધિ, ભવસાગર.

**ભવાઇ**, સ્ત્રી૦ વેષ કાઢીને ખેલ કરવો તે, અમુક માણસની રીતભાત, વાણી, અને ચાલીનું તેના જેવોજ વેષ લઈને અનુકરણ કરી બતાવવું તે. (૨) હલકા પ્રકારનું નાટક, ખેલ (૩) ભવાડો, ફજેતી. કહે૦ ભુંગળ વિનાની ભવાઇ=ખાલી ભવાડો ફજેતી.

**ભવાડો**, પું૦ કોઈ પણ વાતની સુવાનુવ કરવી તે, સાંસારિક ઝાડો-ઝગડો તે, ફજેતો, લોક હસે ને મશ્કરી કરે એવી નહિ શોભતી લડાઈ તોફાન-ધાંધલ તે રૂ૦ પ્ર૦ જગત ભવાડો=નામોશી, અપજશ.

**ભવાટવી**, સ્ત્રી૦ [સં] સંસાર રૂપી અટવી વન-વગડો તે ઉ૦ ભવાટવીમાં ભૂલો પડયો ને સૂઝે નહિ કંઇ મારગ.

**ભવાની**, સ્ત્રી૦ [સં] પાર્વતી, દુર્ગાદેવી, ગૌરી. ભવ=મહાદેવની. સ્ત્રી૦ આરોભવાનીમ=

કાતડો; બાયલો; જેનામાં પુરુષાર્થ ન હોય એવો પુરુષ; હિજડો.

**ભવાબ્ધિ**, પુ૦ [સં. ભવ+અબ્ધિ.] સંસાર રૂપી સમુદ્ર; ભવસાગર.

**ભવાયો**, પુ૦ ભવાઇ કરનારો; નટ, વેષ ભજવનારો; તરગાળો. (૨) ફજેતી કરતાં અને કરાવતાં લાજે નહિ એવો માણસ ફજેતો-ભવાડો કરનારો. (૩) ભાયડા જેવા દેખાવની ઉગ્રી અને પુરુષ જેવી ચાલ તથા હાવભાવવાળી સ્ત્રી, એળા.

**ભવાં**, ન૦ ભવું; ભમ્મર; આંખ ઉપરની કપાળની કિનારી પરના વાળની રેખા ક્રિ૦ પ્ર૦ ભવાં ચઢાવવાં=ક્રોધ કરવો. નાખુશી દેખાડવી; ગુસ્સે થવું.

**ભવિતવ્ય**, વિ૦ [સં.] ભવિષ્યમાં બનવાનું તે, હોનારૂં; થનાર. (૨) ના૦ બનનાર તે.

**ભવિતવ્યતા**, સ્ત્રી૦ [સ] થવા કાળ; પ્રારબ્ધ; પ્રાક્તન; દૈવ.

**ભવિષ્ય**, ન૦ [સ] હવે પછી આવતા સમયમાં જે બનવાનું તે, નસીબ; ભાવી (૨) ભાગ્ય, કર્મ, પ્રારબ્ધ. (૩) બનવાની વાત આગળથી કહેવી તે, આગળ ઉપર બન્યું હોય તે અનુમાનને બીજા ચિહ્ન ગણિત વગેરે ઉપરથી કહેવું તે. (૪) વિ૦ હવે પછીનું, થનાર હોનાર, આવતું (૫) સ્ત્રી૦ દોલત, ધન પૈસો. :-એની ભવિષ્ય એને ખાય મારે શું? ભવિષ્ય કાળ=આવતો વખત.

**ભવિષ્યવાદી**, વિ૦ [સ.] હવે પછી બનવાની વાતપર વિશ્વાસ રાખનાર, ભવીષ્ય ને માનનાર ભાવી ઉપર આધાર રાખનાર (૨) ભવીષ્ય કહેનાર જોશી.

**ભવિષ્યવેત્તા**, વિ૦ [સં.] ભવિષ્ય જાણનાર; જોશી.

**ભવું**, ન૦ ભમ્મર; ભ્રકુટી; ભવાં.

**ભવેડો**, જુ૦ ભવાડો.

**ભવે**, સ્ત્રી૦ ભવાઇ.

**ભવોભવ**, અ૦ જન્મોજન્મ, એક પછી એક અવતાર આવતા જાય તેમ. (૨) જન્માન્તર.

**ભવ્ય**, વિ૦ [સં.] ભભકાદાર; મોટું; તેજસ્વી ને બહુ સારા શોભ પડે એવા દેખાવનું; પ્રૌઢ; ઉંચું; શોભાવાળું, વિશાળ રોનકદાર અને જોતાં મનોહર લાગે એવું; ગંભીર; ગૌરવયુક્ત.

**ભશકો**, પુ૦ મન; ભાવ; ઇચ્છા; મરજી. ક્રિ૦ પ્ર૦ ભશકા થવા=જુદી જુદી વસ્તુઓ ખાવાનુ મન થવું.

**ભેસ**, ન૦ શંખ.

**ભસકું**, ન૦ વગસાદનું નાનું ઝાપટું.

**ભસમ**, સ્ત્રી૦ [સં ભસ્મ] ભસ્મ, રાખ; વિભૂતિ (૨) ધાતુ વગેરેની ખાખ, માત્રા.

**ભસવું**, ક્રિ૦ અ૦ [સં. ભષ્] કુતરાનું બોલવું. (૨) બોલવું. તિરસ્કારમાં:-તારે શું કહેવું છે ભસીમરને ? (૩) નિંદા કરવી; ખાલી બકબક કરવી. કહે૦ ભસતા કુત્તા કાટે નહિ ને ગર્જતા મેહ વરસે નહિ.—બહુ બોલનારો કંઈ કરી શકતો નથી. ભસતા કુતરાને ટકડો નાંખવો=ગમે તેમ કરી ચાડિયાનું મોં બંધ કરવું, ધાંધલિયાને કંઈ આપીને શાંત રાખવો. હાથી પાછળ કોને કુતરાં ભસેઃ નિંદકો ભલેને ગમે તેમ બોલે, આપણે તેમની પરવા કરવી નહિ.

**ભસ્તુ**, ન૦ પેટ; ઉદર. (૨) ચામડાની થેલી.

**ભસ્તો**, પુ૦ જઠર; પેટ. (૨) ચામડાની કોથળી. (૩) દોઝખ.

**ભસ્મ**, સ્ત્રી૦ [સં.] રાખ; રાખોડી, યજ્ઞની રાખ. (૨) રસાયન પ્રયોગથી બનાવેલી ધાતુઓ વગેરેની ખાખ; માત્રા.

**ભસ્મક**, વિ૦ ભસ્મ કરી નાખે એવું; બાળી દે એવું. (૨) ના૦ જેટલું ખાય તેટલું બળીને ભસ્મ થઈ જાય એવો જઠરનો રોગ; જઠરકોપ:-ભસ્મક રોગ.

**ભસ્મીભૂત**, વિ૦ [સં.] બળીને ખાખ થઇ

ગયેલું; ખાખ કરી નાંખેલું; બાળીને રાખ કરી નાંખેલું હોય એવું. ઉ૦ પાપ ચતુર્વિધ પલકમાં પળશે; વિવિધ તાપ તરત ભસ્મીભૂત થાશે. :–દયા, રાખ રૂપ; ખાખ જેવું:– બળીને બધું ભસ્મીભૂત થઈ ગયું.

**ભળ**, સ્ત્રી૦ ભળવું તે; હળી મળી જવાપણું. :–એનામાં આઝી ભળ નથી. (૨) હળી મળી જવાની પહેલાં અજાણ્યાપણાને લીધે જે થોડો સંકોચ રહેલો તે; ભળતાં ડરવું તે.:–ભળભાગવી=ભય–બીક–સંકોચ જવો.

**ભળકું**, વિ૦ ઝટ મળી જાય એવા સ્વભાવનું; પરિચય પાડી દેતાં જેને વાર લાગે નહિ એવું. (૨) ના. ભાલોકું; ઝળઝળતું ભાલું. ઉ૦ આંખ અણિયાળી તારી, છાતી સણકે, કાળજડું કોરાયે વચનને ભળકે. દયા.

**ભળકુંડું**, ન૦ ભળકકું; ભરભાંખળું; મળસકું. (૨) વિ૦ ભોળું; નિખાલસ; જે મનમાં હોય તે તરત કહી દે એવું; ખુલ્લા હૃદયનું.

**ભળભળિયું**, વિ૦ મનમાં હોય એવું સાચે સાચું કહી દે એવું; ભોળું; બોલકણું.

**ભળવું**, ક્રિ૦ અ૦ મળી જવું; હળવું; સામેલ થઈ જવું; સમભાવ થઈ જવું; સ્નેહ–મિત્રતા જોડવી. (૨) સરખું થઈ રહેવું; સમાન હોવું.

**ભળામણ**, સ્ત્રી૦ સોંપણ; સંભાળ રાખવાની ભલામણ; ભાવ રાખવાની ભલામણ. ઉ૦ ભલામણ વેરીને કરી.

**ભળાવવું**, ક્રિ૦ સ૦ સોંપવું; ભલામણ કરવી; ભળાવવું; સંભાળ–રાખવાની ભલામણ કરવી તે.

**ભંગ**, પું૦ [સં.] ભાંગવું તે; વચમાંથી તૂટવું તે; ભાગી પડવું; નાસીપાસી. (૨) નાશ; અંત આવી જવો તે; ધૂળધાણી–ફના ફાતિયાં થઈ જવું તે. (૩) વાંકું વાળી તરછોડવું તે; છટકારો.:–ભ્રૂભંગ. (૪) ભાંગ. (૫) અંતરો; આંતરો; અટકી પડવું–આડખીલી આવી જવી તે:–રંગમાં ભંગ પડ્યો. એકદમ ઉત્સાહ અટકી જવો; આડખીલી આવી પડવી; અધૂરે બંધ પડવું; ખતરો પડવો; વિઘ્ન આવી પડવું તે.:– રંગમાં ભંગ.

**ભંગડ**, વિ૦ ભાંગનો વ્યસની; કેફી; ભાંગ વગેરે કેફી પીણાં પીનારો માણસ.

**ભંગડખાતું**, ન૦ ભાંગ પીનારાઓ જ્યાં ભાંગને માટે એકઠા થતા હોય તે ઠેકાણું; ભાંગનું પીઠું.

**ભંગડી**, સ્ત્રી૦ ભંગિયણ; ભંગિયા–ચાંડાળની સ્ત્રી. મેલું બેરનારી અને નઠારી રંજિયા–ટકાસવાળી સ્ત્રી.

**ભંગડો**, પું૦ ભંગીની જાતિનો પુરુષ; ચાંડાળ; ભંગિયો. નઠારો દુષ્ટ–લફંગો.

**ભંગાણ**, ન૦ વચમાંથી ભાંગીતૂટી જવું તે; તૂટ; અહિં તહિંથી ભાગતૂટ થઈ હોય તે. (૨) બંધ પડી જવું તે; અટકી જવું તે; અરધેથી અકસ્માત અટકી જવું તે; એક તારતા–પ્રવાહ–ધારાનું અટકી બંધ પડી જવું તે. :–અમારી વાતચીતમાં વચ્ચે આવીને તેણે ભંગાણ પાડ્યું ને પછી એકાંતનો વખત મળ્યો જ નહિ.

**ભંગાર**, પું૦ ભાગી તૂટી ગયેલી વસ્તુઓ અને વાસણો વગેરે તે; ભાગેલા સરસામાનની ફૂટ તે. તૂટી–ઉતરી ગયેલી–રદ કરેલી ધાતુ વગેરેની ચીજોનો જથો તે.:–છાપખાનાંમાંથી ટાઈપનો ભંગાર સોંધામાં ખેંચી લાવી નવાં ટાઇપ બનાવે છે.

**ભંગારો**, પું૦ ભાગી તૂટી વસ્તુઓ લેનારો.

**ભંગિયણ**, સ્ત્રી૦ ભંગિયા–મેલું વાળનારની સ્ત્રી; ચંડાળણી.

**ભંગિયો**, પું૦ હલકી જાતિનો ચમાર; મુએલાં જાનવર ખેંચી જનાર, મેલું વાળનાર અને એવાં નિકૃષ્ટ કામકાજ કરનારી જાતિનો માણસ; ચાંડાળ.

**ભંગી**, પું૦ ભંગિયો; ભંગડો. (૨) વિ૦ ભાંગ પીનાર; ભાંગનો વ્યસની.

**ભંગીજંગી**, વિ૦ ભાંગનો વ્યસની ને જંગલી જેવો (માણસ.) જેના બોલવા ચાલવામાં

અને વર્તવામાં કંઇ ઢંગધડો હોય નહિ એવો; એલફેલ ગમે તેમ બોલે અને ગમે તેમ ચાલે એવો-વિશ્વાસને યોગ્ય નહિ એવો માણસ. ઠેકાણા વગરનો; ભાંગ-ગાંજો પીએ ને ગમે ત્યાં રખડતો ફરે એવો.

**ભંગુર**, વિ૦ [ સં ] ભાંગી જાય એવું; ખરડ-ખટક, સહેજમાં ભાગી તૂટી જાય એવું; તૂટી ખરી-ફના થઇ જાય એવું. :-ક્ષણભંગુર.

**ભંજક**, વિ૦ [ સં ] ભાગનાર (૨) ટાળનાર; નિવારનાર. :-ભીડભંજક.

**ભંજન**, ન૦ ભાગવું-તોડવું તે; નાશ. (૨) વિ૦ ભાગનાર; ટાળનાર. :-દુઃખભંજન.

**ભંડાર**, પું૦ [ સં. ] ધન ધાન્ય વગેરે ભરી રાખવાની જગા તે; ભોયરૂં; ધન વગેરે ભરવાનું મજબૂત બાંધણીનું છુપું સ્થાન તે; જામદારખાનું; ખજાનો; તિજોરી. (૨) વહાણમાં માલ ભરવાનો તૂતક નીચેનો ભાગ તે. (૩) સંગ્રહ; સંચય. (૪) ધન; દોલત; માલમિલકતનો ભરાવો તે કોઠાર; જેમાં કોઇ ચીજનો મોટો જથો ભરેલો હોય તે જગા-ઠેકાણું. નિધિ. :-વસ્ત્રનો-સૌ ચીજનો ભંડાર ભરેલો છે.

**ભંડારવું**, ક્રિ૦ સ૦ ભોંયમાં-ખજાનામાં છુપાવવુ; ભંડારમાં મૂકવું.

**ભંડારિયું**, ન૦ જમીનમાં, ભિંતમાં, ગાડામાં અથવા બીજે કોઇ ઠેકાણે કોઇ વસ્તુ છુપાવી રાખવાને માટે બનાવેલો સચ-છુપો દોલાબ તે; જેમાં કોઇ ચીજ ભંડારી રખાય એવું ઠેકાણુ-હાટિયુ વગેરે તે. (૨) ગાડા ને એક્કામાં બેસણી નીચે રાખવામાં આવતી નાની પેટી જેવી ગોઠવણ તે.

**ભંડારી**, પું૦ ભંડારનો ઉપરી અધિકારી તે; ખજાનચી; કોઠીદાર, તિજોરર. (૨) ભંડારનો રખેવાળ; અનાજ વગેરેના સંગ્રહનું રક્ષણ કરનાર; કોઠારી. (૩) દારૂ ગાળવાનો ને વેચવાનો ધંધો કરનારો માણસ.

**ભંડારો**, પું૦ ગામના તમામ લોકને સાથે જમવા નોતરવા તે; ગામ-નાતનાં તમામ માણસને આપવામાં આવતું મોટું જમણ તે; મોટો જમણવાર.

**ભંડોળ**, ન૦ વેપાર કરવાને માટે એકથી વધારે માણસોએ એકઠા થઇ ભેગું કરેલું જે ધન-થાપણ તે; વેપારને માટે એકઠી કરેલી એક રકમ તે; પુંજી; મુંડી; થાપણ.

**ભંડોળિયું**, વિ૦ ભંડોળને લગતું; ઘણા જણનો જેમાં હાથ હોય એવું; મિશ્ર. (૨) સમડળિયું; ગબડગંડું; સૌના સરખા ભાગવાળું, સૌની વાપરતું હોય એવુ. ભંડોળિયો વેપાર=પંસાળાનો વેપાર. ટુંક ભંડોળિયો= નાની મુંડી ઉપર વેપાર કરનારો; જેની થાપણ-જમાવટ સંગ્રહ મોટો હોય નહિ એવો.

**ભંપાડો**, વિ૦ મોટા પાડા જેવું; જાડું; સ્થૂલાંગ.

**ભંપોળ**, વિ૦ અંદરથી પોલું હોય એવું; બોદું; ઉપરથી મોટું ભવ્ય દેખાતું હોય પણ અંદરથી પોલું હોય એવું તે.

**ભંભારવ**, પું૦ મોટો ને અંદરથી પોલો લાગતો અવાજ તે; બળદનો અવાજ.

**ભંભેરણી**, સ્ત્રી૦ ભંભેરવું તે; કોઇને કોઇની સામે સાચું જુઠું સમજાવી ઉશ્કેરવું તે; કાન ભરવા તે.

**ભંભેરવું**, ક્રિ૦ સ૦ કોઇને કોઇની વિરૂદ્ધ સાચું જુઠું ભેરવી ઉશ્કેરવું; સામે થાય એમ ભમાવવું; ઉશ્કેરાય એમ કાન ભરવા તે.

**ભંભો**, પું૦ પાણી રાખવાનું માટીનું વાસણ.

**ભંભોરવું**, જુ૦ ભંભેરવું.

**ભંસોળવું**, ક્રિ૦ અ૦ અહિંતહિં-શોધવું-ખોળવું; ફાંફાં મારવાં; ખોળંખોળા કરવા.

**ભા**, પું૦ બાપ; દાદો; વડીલ. ગામડાના લોકોમાં અને ખાસ કરીને ભિલ્લ વગેરેમાં, ભા કહીને બાપ અને વડીલને બોલાવવામાં આવે છે. તારો ભા ખાઇ જશે=તારો બાપ. (૨) વડીલોનો નાનેરાં પ્રતિ નિકળતો વહાલ ને લાડ ભર્યો ઉદ્ગાર. :-ભા!

હવે હું જરા બેસું, પછી કામ કરજો. મારે શું છે ભાઈ ! જે કંઈ છે તે તમારું જ છેને ભાઈ.

**ભાઈ,** પું૦ [ સં. ભ્રાતા ] એક માના બે છોકરાંમાંના જે એકાદ છોકરો તે; તેઓ એક બીજાને જે સગાઈ ધરાવે છે. તે તેઓનો ભાઈ થાય; ભાઈબંધ; બંધુ; સોદર. (૨) કાકા, મામા, માસી વગેરેના છોકરા એક બીજાને જે સગાઈથી બોલાવે તે-પ્રમાણે છે તે. મસિયાઈ ભાઈ, પિતરાઈ ભાઈ. (૩) સ્નેહી; દોસ્ત; મિત્ર. (૪) જાતિના, ગામના અને સમવયના અજાણ્યા માણસને વિવેકથી સંબોધવાનો ઉદ્ગાર તે. :–ભાઈ ! તમે તો મને જીવતદાન આપ્યું. (૫) જાતિ, સ્વભાવ, મિજાજ વગેરે બતાવવાને બીજા શબ્દની સાથે જોડાય છે. :–બોટભાઈ, વાણિયાભાઈથી શું થાય ! માન વિવેક અને લાડમાં અસલ નામ સાથે જોડાય છે. :–શંકરભાઈ તમે આવજો. ક્રિ૦ પ્ર૦ ભાઈબાપા=આજીજી કરવી; મનાવવું; કરગરવું; પંપાળવું; લડાવવું. કહે૦ જે વ ભાઈની મોસાળી તેવી બહેનની ગીત. ભાઈ કરતાં ભાઈબંધ વધે

**ભાઈચારો,** પું૦ વહાલથી એક બીજાની સાથે સગા ભાઈ જેવો સંબંધ-સંવ્યવહાર રાખવો તે; ભાઈ જેવો જે સ્નેહ ભાવ અને વ્યવહાર તે. (૩) મિત્રતા; દોસ્તી; સ્નેહીપણું.

**ભાઈજી,** પું૦ જેઠ; વરનો મોટો ભાઈ તે. જેઠને સંબોધવાનો વિવેકી ઉદ્ગાર.

**ભાઈબંધ,** પું૦ ભાઈ જેવો જેની સાથે સ્નેહ સંબંધ હોય તે; મિત્ર; દોસ્તદાર; જોડિયો; સાથી.

**ભાઈબંધાઇ,** સ્ત્રી૦ મિત્રતા; દોસ્તી.

**ભાઈબંધી,** સ્ત્રી૦ મિત્રતા; દોસ્તી; ભાઈબંધપણું તે.

**ભાઈબીજ,** સ્ત્રી૦ યમદ્વિતીયા; કાર્તક સુદ બીજ તે; ભાવનબીજ. એ દિવસે ભાઈ બહેનને ત્યાં જમવા જાય છે.

**ભાઈભાંડુ,** નં૦ એક માબાપના છોકરાં તે; સગાં ભાઈબહેન તે.

**ભાઈવાળી,** સ્ત્રી૦ ભાઈ સમાન પ્રીતિ-સ્નેહ સંબંધ તે; ભાઈપણું; મિત્રતા; દોસ્તી.

**ભાઈલાબીજ,** સ્ત્રી૦ ભાઈબીજ; ભાવનબીજ.

**ભાકડ,** વિ૦ ઉગી ગયેલું; દૂધ નહિ આપતું. (૨) વાંઝિયું.

**ભાકડકથા,** સ્ત્રી૦ ન બને એવી જૂઠી ને લાંબી વાતો તે; માલ વગરની લાંબી વાત તે.

**ભાખર,** પું૦ જાડો મકઈનો રોટલો; ભાખરો.

**ભાખરી,** સ્ત્રી૦ નાની જાડી ને કઠણ રોટલી. :–ભાખરીમાં શાક. (૨) ભાવતું; ઓરાક. ઉ૦ ચાકરી કરતાં ભાખરી પામે રૂડી. પ્રેમ. ક.-દ. ડા.

**ભાખરો,** પું૦ કણ કણકનો ખૂબ જાડો મકઈનો રોટલો તે; મોટું તિક્કડ. :–ભાખરાનો લાડુ=ભાખરો જાડો બનાવી ભાગીને બનાવેલો લાડુ-તળેલો નહિ તે, બળેલો લાડુ.

**ભાખવું,** ક્રિ૦ સ૦ [ સં. भाष् ] ભાષણ કરવું; બોલવું. (૨) ભવિષ્ય કહેવું.

**ભાખા,** [ સં. भाषा ] બોલી; વાણી. (૨) હિંદી અથવા વ્રજભાષા; પ્રાકૃતભાષા.

**ભાગ,** [ સં. भाग ] અંશ; હિસ્સો; ફાળો; પાતી. (૨) ભાગવું તે; વહેંચણ. (૩) ભાગવાથી જે સંખ્યા ઉત્પન્ન થયેલી હોય તે; અપૂર્ણાંક. (૪) પક્ષી; રોળી; બાજુ. (૫) પ્રકરણ; વિભાગ; કકડો-અંશાવયવ તે. ઉ૦ સિંહનો ભાગ શિયાળ કયમ લેશે.

**ભાંગેલું,** વિ૦ ભાગેલું; તૂટેલું; તૂટેલું; નંદાવેલું; ખંડિ (૨) ખોખરું; તરડાયેલું; ફાટ પડેલું. (૩) કકડે કકડા થઈ ગયેલું; ભાંગીને આખાથી જુદું પડેલું; છુંદાયેલું; ચુરા-ચુરો થઈ ગયેલું. રૂ૦ પ્ર૦ પગનું

ભાગવું=ચાલવાને અશક્ત, ચાલતાં ફાંટી જનારૂં. હાથ પગનું ભાગલું=કામકાજ કરવાને અશક્ત; કામ કરવું જેને ગમતું ન હોય તેવું; આળસુ; સુસ્ત. ભાગલાં હાડકાં =કામ કરવું-અંગ કસીને કામ કરવું જેને ગમતું ન હોય એવું. ભાગલા હામ=નિરૂત્સાહ, નાઉમેદ થઇ ગયેલું એવું; આમળ આશા ન હોય એવું; નિરાશ થયેલું; નાસીપાસ થયેલું.

ભાગલો, પું૦ ભાગ; કકડો; ખંડ. (૨) માતાના નૈવેદ્ય માટે પુરેલો થાળ.

ભાગવત, ન૦ [સં.] એક મોટું ભક્તિ પોષક પુરાણ.

ભાગવું, ક્રિ૦ સ૦ કકડા કરવા; તોડવું; ફોડવું; ચુરો કરવો. (૨) હિસ્સા પાડવા; આખી રકમ કે વસ્તુને બે અથવા વધારે અંશે વિભિન્ન કરવી. (૩) તહિ અલગ કરવું, નહિ પાણું આપવું. ક્રિ૦ અ૦ વચમાંથી તૂટવું, ચીર-ભાગ પડવો; બટકવું. (૫) નાસી જવું; દોડી જવું. (૬) દેવાળું કાઢવું; બંધ પડવું; અટકી જવું; છેવટ સુધી નહિ નીભવું. ૨૦ અ૦ ભાગ્યોનો ભીરૂ મદદની જરૂર પડે ત્યારે સહાય કરનારો; જરૂરને વખતે મદદ આપનાર; સહાયક. માથે ભાગવું=નકામ-દુઃખકર થઇ પડવું, જોખમ લાગવું; નિરૂપયોગી હોઇ પીડારૂપ-ખાલી વિડંબના રૂપ થઇ પડવું તે.

ભાગળ, સ્ત્રી૦ ગામ અથવા શહેરના દરવાજા આગળનું છુટું ચોગાન; ભાગોળ. (૨) દરવાજો; મોટો મગતો દ્વારમાર્ગ; મોટું બખાર. (૩) ચકલું; બજાર.

ભાગળિયો, પું૦ બજારમાં દુકાન માંડી વેચવા બેસનાર; ફુટકળિયો વેપારી; ભાગળ આગળ બેસીને વેચનાર.

ભાગાકાર, પું૦ અમુક-સંખ્યાના ભાગ પાડવા તે; ભાગવું તે; ભાગવાની ગણિત પ્રમાણે એક રીત :-પંદરને ત્રણે ભાગવા તે એક ભાગાકાર. (૨) રકમને ભાગ્યાથી પડતો હિસ્સો.

ભાગાભાગ, સ્ત્રી૦ નાસાનાસ; ઘણા જણે જેમ પોતાને ફાવે તેમ નાસી જવું તે.

ભાગાભાગી, સ્ત્રી૦ નાસભાગ; આમ તેમ આઘાપાછા થઇ જવું તે; દોડાદોડી.

ભાગિયણ, સ્ત્રી૦ ભાગ લેવાનો જેને હક હોય એવી સ્ત્રી; લાભહાનિ, માલમિલકત અને સુખ દુઃખ વગેરેમાં જેનો ભાગ હોય તેવી સ્ત્રી તે; ભાગ પડાવનારી. :-વિવાહથી માંડીને પુરૂષનાં સુખ દુઃખ લાભહાનિ તથા કર્મની સ્ત્રી ભાગિયણ થાય છે. ભાગે પડતું ભોગવનારી; સંગી; સાથી.

ભાગિયું, વિ૦ ભાગીદાર; જેનો ભાગ હોય તે. (૨) સૈયારૂં; પંત્યાળું; ભાગ-હિસ્સાવાળું.

ભાગિયો, પું૦ ભાગીદાર; હિસ્સેદાર.

ભાગી, વિ૦ ભાગવાળું; હિસ્સેદાર. (૨) વિ૦ ભાગ્યવાળું; નસીબદાર. બીજા શબ્દ સાથે જોડાય છે. :-સુખભાગી-કર્મ-પુણ્ય પાપનો ભાગી.

ભાગીદાર, વિ૦ ભાગિયું; જેનો ભાગ હોય તે; હિસ્સેદાર. (૨) પંત્યાળું (૩) સામેલ

ભાગીદારી, સ્ત્રી૦ ભાગીદારપણું; હિસ્સો હોવાપણું; અમુકમાં ભાગ હોવો તે.

ભાગીરથી, સ્ત્રી૦ [સં.] સૂર્યવંશના ભગીરથ રાજાએ સ્વર્ગમાંથી આણેલી નદી; ગંગા.

ભાગુ, વિ૦ ભાગેલું; ફૂટેલ; કકડા થયેલ હોય એવું. (૨) જેનાથી મહેનત ન થતી હોય તેવું; એદીખાઉ. (૩ ભાગી નાંખે એવું; બહુ મહેનતનું; તોડી નાંખે એવું. માથું ભાંગનાર ધંધો. (૪) લઇ નાસનાર; ર - હાડભાગુ બતાવનાર : લેભાગુ=લઇ પડનાર; થોડું બહુ જાણી સૌથી સરસ જાણવાપણું બતાવનાર.

ભાગેવડ, વિ૦ મધ્યમસરનું; વચલા વર્ગનું

ભાગોળ, સ્ત્રી૦ ભાગળ; કોટ આગળનું-ગામની સરહદ ઉપરનું મેદાન-ચોગાન. (૨)

ગામ-શહેર વગેરેમાં દાખલ થવાનો ખુલ્લો મોટો માર્ગ-દરવાજો તે.

**ભાગ્ય**, નં૦ [સં.] પ્રારબ્ધ; દૈવ; ચઢતી દશા; અઢતી; ભાવી; નસીબ; કિસ્મત; તકદીર. (૨) પૂર્વાચરિત શુભાશુભ થનાર તે. ઉદ્યમ કરો અનેક, ભાગ્યબિના મળે ન કોડી. (૩) ભવિતવ્ય તે; ભવિષ્યમાં બનનાર તે; આગળ આવતા જીવન અને તેમાં બનનારા બનાવો વગેરે તે. :-કોણ જાણે છે કે એનું ભાગ્ય કેવું નિવડશે.

**ભાગ્યવંત**, વિ૦ ભાગ્યશાળી.

**ભાગ્યવાન**, વિ૦ ભાગ્યવાળું.

**ભાગ્યશાળી**, વિ૦ નસીબદાર; સુભાગી; સુખી.

**ભાગ્યહીન**, વિ૦ નસીબ વગરનું; કર્મનસીબ; અભાગિયું; જેના ભાગ્યમાં સારૂં-સુખ ન હોય એવું; અકરમી-દુઃખી.

**ભાગ્યુંખોખરૂં**, વિ૦ નહિ ભાગી ગયેલું તેમ નહિ આખું-કામ ચલાઉ એવું તે; અધકચરૂં; ભાગીને કકડેકકડા કે ભુકા જેવું નહિ થયેલું એવું. (૨) અસંપૂર્ણ; પરિપૂર્ણ-પુરપાશર નહિ એવું. :-ભાગ્યું ખોખરૂં ગુજરાતી બોલી જાણે છે.

**ભાગ્યે**, અ૦ કોઈક વારજ; ક્વચિતજ; જવલ્લે. (૨) દૈવયોગે; ભાગ્યવશાત્.

**ભાગ્યોદય**, પું૦ [સં.] ભાગ્યનો ઉદય થવો તે; સારૂં થવા માંડવું તે; નસીબની ચઢતી થવી તે; પ્રારબ્ધ ઉઘડવું તે.

**ભાચરો**, પું૦ પકાળા ગોળ અને ઘાટીલું નહિ એવું માટીનું ભાવડ વાસણ; મોટો ગોળો. :-ભાચરા જેવું મોં=ચપટું ને પહોળું મોં તે. -મોટું પહોળા ગોળ ચહેરા તે; ભાતનો ચરુ તે.

**ભાજક**, પું૦ જેનાવડે ભાગ પડતા હોય તે; જેવડે ભાગ લેવાના હોય તે રકમ કે સંખ્યા. (૨) ભાગનાર.

**ભાજન**, નં૦ [સં.] પાત્ર; ભાંડ; વાસણ. (૨) યોગ્ય પુરુષ.

**ભાજવું**, ક્રિ૦સ૦ ભાગવું; વિભાગ કરવા; તોડવું.

**ભાજી**, સ્ત્રી૦ શાક કરવા લાયક કેટલીક વનસ્પતિની કુમળી ડાંખળીઓ તે; નાના છોડવાને તેના પાન વગેરે, જેને બારી વઘારીને શાક થાય તે ભાજી. લીલી અને કુમળી વનસ્પતિ.

**ભાજીખાઉ**, વિ૦ વનસ્પતિ ખોરાક ખાનાર; શાકભાજી ઉપર નિર્વાહ કરનાર; અન્નભોજી; માંસાદિક નહિ લેનાર. (૨) પોચું; નિર્બળ; કમજોર.

**ભાજીપાલો**, પું૦ તાજી અને લીલી વનસ્પતિમાં પાંદડાં ને કુંપળાં તે. (૨) વનૌષધિ; કાષ્ઠૌષધિ (?) છોડ, વેલ અને ઘાસ વગેરે સામાન્ય વનસ્પતિ તે.

**ભાજીમૂળા**, નં૦ પાન, કુંપળો ને મૂળ સહિત તાજી વનસ્પતિ તે; ભાજીમૂળા વગેરેનો જે તુચ્છ હલકો ખોરાક તે. (૨) વિ૦ માલ વગરનું; તુચ્છ; સત્વ વગરની વસ્તુ-ચીજ તે; ઉપેક્ષ્ય; નહિ ધ્યાન આપવા જેવું; ત્યાજ્ય; કાઢી નાખવા જેવું. :-એ વાત કંઇ ભાજીમૂળા જેવી નથી. -ભાજીમૂળા જેવું ગણી કાઢતા તા.

**ભાજ્ય**, વિ૦ ભગાય તેવું; ભાગવાને યોગ્ય; ભાગ થઈ શકે તેવું.

**ભાટ**, પું૦ બંદી-માગધનું કામ કરનાર બ્રાહ્મણની એક જાતિ; ચારણ; રાજાઓ આગળ રહેનારા અને તેમની વંશાવલીઓ વગેરેની નોંધ રાખનારા લોક; બારોટ.

**ભાટડી**, સ્ત્રી૦ ભાટની સ્ત્રી; ભાટણ. (૨) વિ૦ જરા જેટલી વાતને સંભાની ગોતું ધિંગાણું કરી મૂકે એવી સ્ત્રી; જેતાંથી નહિ ડરનારી; બોપાગાળી.

**ભાટણ**, સ્ત્રી૦ ભાટની સ્ત્રી; ભાટ જાતિની સ્ત્રી.

**ભાટવાડો**, પું૦ જ્યાં એકઠા ભાટ લોકોજ રહેતા હોય તે મહોલ્લો; ભાટશેરી.

**ભાટવેડા**, પું૦ ભાટાઇ; ભાટપણું; બખાળિયાપણું; અથવા રજનું ગજ કરી નાખવાની વૃત્તિ-તેવું વર્તન તે.

**ભાટાઈ**, સ્ત્રી૦ ભાટપણું, ભાટવેડા

**ભાટિયણ**, સ્ત્રી૦ ભાટિયા જાતિની સ્ત્રી; ભાટિયાની સ્ત્રી

**ભાટિયો**, પુ૦ જાદવ કુળના જે ક્ષત્રિયો હાલ કચ્છ કાઠિયાવાડ વગેરેમાં વણિક વૃત્તિમાં પડેલા છે તેમનો એક જાતિ સમૂહ અને તેમનો પ્રત્યેક જણ તે.

**ભાઠું**, ન૦ નદી ઉપર આવેલી એડાણ જમીન. (૨) જેમાં છાછરૂં પાણી ભરાઈ રહેતું હોય તેવી જમીન, ચોમાસે અણવાવી રાખી પાણી પિવડાવેલી જમીન સર્ખુ. (૨) નદીના પ્રવાહ ઉપરની જેગા રેતાળ જમીન નદીન —ભાઠામાં રેટી અંતે તડબુચ વાવ્યાં છે પણ; પુલિન (૩) ઘસારાથી ચામડીપર પડેલું ચાંદું, વ્રણ, ક્ષત —એક પાસે સુઇ સુઇને બિચારાને ભાઠાં પડી ગયાં. (૪) શેતડીનો ટુકો કકડો શરમો.

**ભાઠેલો**, પુ૦ સુરત જિલ્લામાં વસતા અનાવલા બ્રાહ્મણોમાંનો એકાદ પુરૂષ—જણ તે, અનાવલો.

**ભાડ**, સ્ત્રી૦ અનાજ, શેકવાની ભઠ્ઠી (૨) ભાડભુંજાનું કલેડું, પેણો (૩) મોટો કુવો (૪) ભડવાઇ, વેશ્યાઓની દલાલી

**ભાડભુંજો**, પુ૦ ભાત ભુંજનારો—ડાંગેરને પલાળી ખાંડી તથા શેકીને પૌંઆ અને મમરા વગેરે બનાવનારો, પૌંઆ, ધાણી ને મમરા શેકનારો (૨) એ ધંધો કરનારાઓની નાત અને નાતમાંનો દરેક જણ તે ભાડભુંજો. ભાડભુંજણ=ભાડભુંજાની સ્ત્રી

**ભાડવાત**, વિ૦ ભાડે રહેનાર, ભાડુત

**ભાડાખત**, ન૦ ભાડાને લગતું લખત તે ભાડાચોઠી

**ભાડાચીઠી**, સ્ત્રી૦ ભાડા સબંધી લેખત, ભાડાખત

**ભાડાનામું**, ન૦ ભાડાખત, ભાડાચીઠી

**ભાડિયો**, પુ૦ અનાજ શેકવાનું કાંણાવાળું હાંલ્લું.

**ભાડું**, ન૦ [ सं भाटकम् ] મકાન અને વાહન વાપરવા માટે માલ ધણીને આપવામાં આવતું બદલા બદલ નાણું તે; વાપરવાનું ઉપયોગમાં લેવાનું લવાજમ; કિરાયું; નૂર કોઇ પણ વસ્તુ વાપરવા માટે તેના માલીકને આપવા ઠરાવેલો બદલો તે (૨) મજુરી, મહે તણ ક્રિ૦ પ્ર૦ ભાડે આપવું=લવાજમ લઇ વાપરવા આપવું; ભાડે નાખવું=કિરાયે લેવું. ભાડું ભરવું=નૂર આપવું કહે૦ ભાડાની વહેલ ને ઉનાળી મેલ=ઠરાવેલી મુદત થઇ રહી એટલે છુટા —કંઇ લાગે વળગે નહિ એમ

**ભાડુત**, વિ૦ ભાડું આપવાનું ઠરાવી વાપરનાર રહેનાર;ભાડવાત,ભાડે રહેનાર કહે૦ ભાડુતે કઇ ભીડ ભાગે=મદનો આપવાનો કરીને રાખેલા માણસથી કઇ ઘરના માણસની ગરજ સરે નહિ, અર્થાત્ ઘરધણી તે ઘરધણી.

**ભાડુતી**, વિ૦ ભાડે ફરતું હોય તે, ભાડે રાખેલું —લીધેલું તે —ભાડુતી ગાડીઓ (૨) મુસારો ઠરાવી અમુક કાર્ય કરવાને રાખેલું તે —ભાડુતી માણસે કઇ કામ થાય? એ તો અંતરનું માણસ જોઇએ (૩) અંગત નહિ એવું તે, અમુક દર—લવાજમ લઇ—આપીને ઠરાવેલું એવું, ખરી ખંતનું આત્મકાર્ય નહિ એવું-ઉપરકિયું ભાડુતી લખાણ.

**ભાણ**, પુ૦ [ सं भानु ] સૂરજ, ભાસ્કર. (૨) ન૦ નાટકના દશ પ્રકારમાંનો એક પ્રકાર, રૂપક તે.

**ભાણકી**, સ્ત્રી૦ ભાણી, બહેનની છોકરી

**ભાણજી**, સ્ત્રી૦ ભાણેજી, ભાણકી, ભાણી

**ભાણિયો** પુ૦ બહેનનો છોકરો, ભાણો, ભાણેજ

**ભાણી**, સ્ત્રી૦ ભાણકી, બહેનની પુત્રી તે.

થવું=જ્ઞાન થવું, સમજણ પડવી. ભાન રાખવું=યાદ–કાળજી–શું કરીએ છીએ, તેનું જ્ઞાન રાખવું. ભાન આવવું=શુદ્ધિ આવવી; મત્તા પ્રાપ્ત થવી.

**ભાનુ**, [સં.] સૂર્ય; રવિ; આદિત્ય; ભાસ્કર. ઉ૦ રાત્રી વિતી જાય અને પડશે સવાર, ભાનુતણો ઉદય થઇ ખીલશે સરોજ.

**ભાભલડી**, સ્ત્રી૦ ભાભી, ભોજાઈ;

**ભાભા** અ૦ ભાઇ–દિયેર–જેઠ–ભાઇજી એમ. કહે૦ ભાભાજી ભારમા તો વહુજી લાજમાં =ભાઇજી–જેઠ જેવો મર્તબો રાખે તેવી વહુ મર્યાદામાં રહે.

**ભાભી**, સ્ત્રી૦ [ સં ભ્રાતૃજાયા ] મોટા ભાઈની વહુ; ભોજાઇ.

**ભાભીજી**, સ્ત્રી૦ જેઠની વહુ તે. ઉ૦ ક્રોધ ધર્યો રે કાં' કયમ ભાભીજી ! વાંક પડયો શો વહુનોરે; ક્રોધ ધર્યો રે કાં' કયમ ભાભીજી ! (૨) વિ૦ ભાયલો; જનાની; દન્યાગનિ

**ભાભુ**, સ્ત્રી૦ મોટીમા. ( ૨ ) ભાભીજી.

**ભાભો**, પું૦ જડજેવો અડઘડ માણસ તે, ગમે, સ્વભરત ૩૦ પ્ર૦ ભાભો નાતરૂ, તો કહે કે તારીજ સાથે બોલવાની ગમ વગરનો માણસ

**ભામ**, પું૦ ચામડા ઉપરનો વેરો.

**ભામટો**, પું૦ જુઠો અને ચોરી કરવાને ભટક્યા કરનારો; લબાડ; લુચ્ચો; ચોર.

**ભામણાં**, ન૦ વારીજાઉ, બલિહારી રે, એવું બતાવી ખુશી કરવાને સામા માણસ પાસે હાથના ચાળા કરવા તે; ઓવારણાં દુ:ખડા લેવાં તે; વારણાં. ઉ૦ બ્રહ્માજી લે અતિ ભામણાંરે, શિવ સનકાદિક ગાય. અખો.

**ભામની**, જુ૦ ભામિની

**ભામણુ**, વિ૦ ભાંભળુ; મોળું, સ્વાદ વગરનું.

**ભામા**, સ્ત્રી૦ ભામિની.

**ભામા**, પું૦ ભ્રમ; દેખાડો; સારું લગાડવાનાં અવાવડાં; દેખાડવાનો ઉમળકો; ભ્રમ, ભમણા, ભ્રમ થાય એવો દેખાવ. ઉ૦ માણુ માણુ મનના ભામા રાજ, મારે ઘેર શિદ આવ્યા, તમે ગોવાળિયા મત કીધી રાજ, મારે ઘેર શિદ આવ્યા.

**ભામાં**, ન૦ ભામું, ભમણાં, ગાંડાવેડા. –તને આ શાં ભામાં લાગ્યા છે ? (૨) ખોટો ભાવ.

**ભામિની**, સ્ત્રી૦ [ સં. ] જુવાન રૂપાળી સ્ત્રી; બાઈડી

**ભામો**, પું૦ ભ્રમ, ભમણા. ભાવ; હોંશીલો ભાવ, ઉલ્લાસ. ઉ૦ બંસી બજાવી નિદ્ર ને, મને લગાડયો ભામો ભાલણ.

**ભાયગ**, ન૦ ભાગ્ય.

**ભાયડો**, પું૦ પુરુષ; નર; મોટીડો. (૨) વર; પતિ; ધણી. ૩૦ પ્ર૦ ઉભે ભાયડે=છતે ધણીએ; ધણી જીવતે. :–ઉભે ભાયડે નાતરે ગઇ.

**ભાયાત**, વિ૦ ભાઇના સંબંધનું; ભાઇના સગપણમાં હોય એવું. (૨) પિતરાઇ. :– રાજાનો ભાયાત; ભાયાતોમાં કુસંપ છે.

**ભાયાતી**, વિ૦ ભાયાત સબંધી; પિતરાઇ ભાઇ તરીકે હકવાળુ.

**ભાયો**, પું૦ ભાઇ.

**ભાર**, પું૦ [ સં. ] વજન; બોજો, બોજ; જડતા, વસ્તુમાં ગરીન બોજો હોવો તે (૨) તાકાત, શક્તિ, બળ. (૩) હિમ્મત; દમ, હામ, મગદુર. (૪) અપચો; અજીર્ણ. (૫) મોટપણું; માન; શોભો, ગૌરવ; વકર. (૬) ઉપકાર, પાડ; એહસાન, આભાર. (૭) સમૂહ; જથો; જુડો. (૮) ચોવીસ મણ જેટલું વજન તે (૯) વીસ કરોડ એકવીસ લાખ ને સુડતાતેર હજાર જેટલી સંખ્યા તે. આને એક ભાર કહેવામાં આવે છે. અને એવી અઢાર ભાર વનસ્પતિ કહેવાય છે (૧૦) વીસ તોલાભાર જેટલું વજન તે (૧૧) જોખમ; જવાબ-

**ભારબરદારી**, વિ૦ ભાર-બોજો વહેનારું પ્રાણી; ગધેડાં; ખચ્ચર; ઉંટ, બળદ પોઠી વગેરે તે.

**ભારબોજ**, પુ૦ ભાર; વજન, મર્તબો; વકર. (૨) મોટપણું.

**ભારવક્કર**, પુ૦ ભાર; મર્તબો (૫) મોટપણું (૩) આબરૂ, સાખ.

**ભારવટિયો**, પું૦ પાટડો, ભરાટિયો; મોટી આડી.

**ભારવું**, ક્રિ૦ સ૦. દેવતાને રાખમાં દાબી રાખવો; દાટી રાખવું; ભંડારવું. કહેવ૦ ભારેલો દેવતા શા માટે ઉઘાડવો=દબાઇ રહેલી વાતને શા માટે તાજી-જાગ્રત કરવી. ઉ૦ ભારેલા અગ્નિની પેઠે, ભરેલા હૃદયે સદા, દુઃખ ક્રોધ અને શોક વગેરેને દાબી રાખવાં તે.

**ભારંડ**, ન૦ એક જાતનું પંખી.

**ભારી**, વિ૦ ભારે; વજનદાર. (૨) મોંઘુ. (૩) મુશ્કેલ; અઘરૂં. કિમ્મતમાં વધારે; ભારવાળું, ઘણું; ખૂબ. ઉ૦ આપ વિચાર કરો જ્યમ કાંબળી ભીની થશે તેમ ભારી થવાની.

**ભારી**, સ્ત્રી૦ સળીઓ કે પાતળાં લાકડાં વગેરેને ભેગાં બાંધી કરેલી જુડી, નાનો ભારો; સમૂહ, બોજ; બંડલ:-લાકડાની ભારી. નાનોબોજ.

**ભારે**, વિ૦ વજનદાર; જેમાં ભાર હોય એવું તે. (૩) ઘણું; મોટું. (૩) અઘરૂં; મુશ્કેલ. (૪) સુસ્તીવાળું, ચંચળતા રહિત. (૫) રોગ, કફ વગેરેનો જેની ઉપર જોસ ભાર હોય એવું:-એની આંખો ભારે છે. (૬) અતિશયતા દેખાડે છે. ક્રિ૦ પ્ર૦ ભારે થવું=વજનમાં વધવું; મુશ્કેલ થઇ પડવું ભારે પડવું=મોંઘું પડવું, નહિ સ્હેવાવું

**ભારેખમ**, વિ૦ આબરૂદાર; પ્રતિષ્ઠિત; મોભાદાર. (૨) મોટાઇના ડોળવાળું. (૩) સભ્ય; ગંભીર, ભારેખમપણું પ્રતિષ્ઠા; સભ્યતા, ગાંભીર્ય; મોટપણું, મોટાઇ.

**ભારેવાઈ**, સ્ત્રી૦ દહાડાવાળી; સગર્ભા.

**ભારેશલ્ય**, વિ૦ જડ; પથરના જેવું; ખૂબ ભારે; શિલા જેવું સંગીન-વજનદાર તે. (૨) જરપત થાય નહિ એવું-ભોજન વગેરે.

**ભારો**, પું૦ જુડો; પુળો; ઘાસ અને લાકડાં વગેરે લાંબી ઘણીક વસ્તુઓનો એક સાથે બાંધેલો બોજ તે; મોટી ભારી:-લાકડાનો ભારો. (૨) ઘણી ચીજનું જૂથ તે; ઘણાનો સમુદાય. દુઃખનો ભારો રૂ૦ પ્ર૦ માપનો ભારો=મુશ્કેલીએ સચવાય અને સાચવતા જતાં પણ ચિંતા રહે એવી ઘણી બાબતો-ચીજો જેમાં રહેલી હોય એવો બોજ; જથો:-વિષયને સંભાળવી તે સાપનો ભારો વિંઢારવા જેવું કામ છે. (૩) શઢનો છેડો.

**ભારોટિયો**, પુ૦ જેની ઉપર પીઢો-માળ વગેરે મંડાય છે તે મોટું લાંબું લાકડું; પાટડો.

**ભારોટી**, સ્ત્રી૦ ભારી; જુડી; બિંદી, પોટલી.

**ભારોભાર**, અ૦ સરખેવજને; સાટે, એક પલ્લામાં એક અને બીજામાં બીજું એમ બરોબર; સમબોજ હોય એમ:-આ ઘઉંમાં તો ભારોભાર કાંકરી છે.

**ભાર્ગવ**, પુ૦ [સં] શુક્રાચાર્ય. (૨) પરશુરામ, ભૃગુવંશનો માણસ તે. (૨) એ નામે ઓળખાતી બ્રાહ્મણની એક નાત. ભૃગુપુર-ભરૂચ નિવાસી બ્રાહ્મણોનો સમુદાય તે.

**ભાર્યા**, સ્ત્રી૦ [સં] વિવાહિત સ્ત્રી; વહુ; ધણિયાણી.

**ભાલ**, ન૦ [સં.] કપાળ. (૨) પુ૦ પાટડો; ભારવટિયો. (૩) ચોમાસાનું પાણી પચીને જેમાં ભેજ રહેતો હોય એવી જમીન તે. પાણી પચાવનારો ભૂપ્રદેશ; રેતાળ સાથે રસાળ એવી જમીન તે. -ભાલના ઘઉં.

**ભાલદાર**, પું૦ છડીદાર, રાજાની આગળ ચાલનાર સેવક, રાજદંડ ઝાલનારો.

**ભાલિયો**, પુ૦ મોટો ઘડો; ગાગર.

હારી. (૧૨) અ૦ અમુક જેટલું એમ; અમુક પ્રમાણનું એમ; બરોબર. :–રતિભાર; રૂપિયાભાર ચૂર્ણ ને બે રૂપિયાભાર ખાંડ. કિ૦ પ્ર૦ ભાર વહેવો=જોખમ બેઠવું; બોજો ઉઠાવવો. ભાર મૂકવો=જોખમ આપવું–સોંપવું. ઉપકાર ચઢાવવો–કરવો તે; વજન આપવું ભાર ભાગવો=બોજો તોડવો. જે મર્યાદા હોય તે મુકાવવી; હલકું પાડવું; પ્રતિષ્ઠા–ગૌરવ ગુમાવવું. ભાર પડવો=મહત્વ પડવું, સાખ બેસવી; વકર–વજન પડવું; મોટામાં ગણાવું; શ્રદ્ધા–વિશ્વાસ પડવો. ભાર રાખવો=મર્યાદા જાળવવી, માન મર્તબો સાચવવો; સાખ રાખવી; બોલવા ચાલવાને કાર્ય કરવામાં સામાની ને આપણી યોગ્યાયોગ્યતા જોઇ વિવેકે વર્તવું તે. ભારખોવો=ગૌરવ ગુમાવવું; માનની લાગણી હોય તે રહે નહિ એમ કરવું. ઉ૦ ભાર ખોઇ દુઃખી થઇશ ખાલી. ભારે પડવું=નહિ ઉંચકાવું; મોંઘું પડવું; મુશ્કેલ થઇ પડવું; ગજા ઉપરાંત થઈ પડવું; વર્તન–વ્યવહારમાં મુશ્કેલી–ભય રૂપ થઈ પડવું :–ભાઇઓ સાથે વેર બાંધ્યું તે ભારે પડશે. કહે૦ ગાડા તળે કુતરૂં જાય તે જાણે કે હું જ ભાર ખેંચું છું. ભાર રહેવો=અપચો થવો; મળસંચય થઈજવો.

**ભારખાનું**, ન૦ બોજો–માલ ભરવાનાં ગાડાંનું મેન તે; ભાર વહી જનારાં ગાડાં તે; તે ગાડાં–ડબા કે જેમાં ભારે માલ વહી જવામાં આવતો હોય તે.

**ભારજા**, સ્ત્રી૦ [ સં. भार्या ] પરણેતી સ્ત્રી, પત્ની; વહુ; ધણિયાણી. ઉ૦ ભાઇઓ ! જેની ભારજા ભુંડીરે.

**ભારટિયો**, પુ૦ પાટડો; મેડા–માળ બનાવવાને માટે બે ઠરા ઉપર જેના છેડા રહે એમ નાંખવાનું મોટું મજબુત લાકડું તે; ભાલ; જેની ઉપર મેડાનો ભાર આવે છે તે–પાંટડી–પાટડો તે; ભારવટિયો.

**ભારણ**, ન૦ ભારવું તે; શર્મમાં ઘાલી રાખવું –સાચવી રાખવું તે. (૨) પુટપાક. (૩) ભારવાળી ચીજ તે. કામળ વગેરે ઉપર મૂકવાની.

**ભારત**, વિ૦ [ સં. ] ભરતનું; ભરત સંબંધી; ભરતના વંશજોનું :–ભારતવર્ષ=ભરતના વંશજોનો દેશ તે, હિંદુસ્થાન. ( ) ભરત રાજાના વંશજોનું જેમાં ચરિત છે એવું; ભરત નામે ઓળખાતા લોકોનો જેમાં ઇતિહાસ વર્ણવેલો છે એવું એક વીર કાવ્ય તે; મહાભારત. કૌરવ પાંડવનાં ચરિત અને યુદ્ધ વગેરે પ્રસંગોથી ભરપુર આપેલું વીરરસથી ભરપુર ઇતિહાસનું પુસ્તક. ઉ૦ વૈશંપાયન એણીપેરે બોલ્યા સુણ જનમેજય રાય, વિસ્તારી તુજને સંભળાવું, ભારતનો મહિમાય.

**ભારતી**, સ્ત્રી૦ [ સં. ] વાણી, સરસ્વતી. (૨) દસ જાતના ગોસાંઇઓમાંની એક જાતિની ઓળખ–અટક–ઉપનામ તે. ભારતી અને નાથ વગેરે વેરાગીઓની અટક.

**ભારતીય**, વિ૦ [ સં. ] ભારતને લગતું; ભરત સંબંધી. (૨) ભરતખંડનું. :–જુનો ભારતીય ઇતિહાસ લખવાનું કામ બિકટ છે.

**ભારથી**, વિ૦ વીર; શૂરવીર; શૂરો; બળવાન, એકલોજ ઘણાને પહોંચી વળે એવો, જુવાન માણસ, બહાદુર.

**ભારદોરી**, સ્ત્રી૦ ગર્ભસ્રાવ ન થાય તે માટે ચાર ચકલાંની ધૂળ અને મળી વગેરે સાથે મંતરેલો જે દોરો ગર્ભવતીની કમ્મરે બંધાવવામાં આવે છે તે; અધુરે જતું અટકાવવાને ગર્ભવતીની કેડે નાંખવાની મંતરેલી દોરી.

**ભારદ્વાજ**, ન૦ એક જાતનું પંખી. (૨) પુ૦ એક ઋષિ.

વાળું તે; ભક્તિવાળું; આસ્તિક.

**ભાવી**, ન૦ [ સં. ] ભવિષ્ય કાળમાં થનાર હોવાનું તે; બનવાકાળ તે; નસીબ; તકદીર; ભવિષ્ય

**ભાવેપ્રયોગ**, પું૦ જેમાં ક્રિયાપદનો ભાવ તેજ કર્તા હોય એવો પ્રયોગ તે:-પેટમાં દુઃખે છે. અહીં દુઃખ એ કર્તા છે માટે ભાવેપ્રયોગ.

**ભાષણ**, ન૦ [સં.] મોઢેથી બોલવું તે; કોઇ વાત કે વિષય શ્રોતાઓ આગળ બોલીને વિવેચન કરવું તે. (૨) બોલ, બોલવું; કહેવું. ઉ૦ ભાષણ કોનું ગમે ના, ચીઢવાય જઉં છું સહજ સહજ વાતે. ક્રિ૦ પ્ર૦ ભાષણ આપવું. ભાષણ કરવું. શ્રોતાઓ આગળ મોઢેથી બોલી સંભળાવવું.

**ભાષા**, સ્રી૦ [ સં. ] માણસ ને પશુ પંખી વગેરેએ મોઢેથી કોઈ ભાવનો ઉચ્ચાર કરવો તે; મોઢામાંથી કાઢેલો જે ધ્વનિ વિશેષ તે; બોલી; વાણી :-પશુ પંખીની ભાષા, કાક ભાષા. (૨) સ્ફુટ અર્થવાળી વાણી તે. (૩) સરસ્વતી; વાગ્દેવતા. જે વડે પોતાનું મનોગત બીજાને સ્પષ્ટ રીતે સમજાવી શકાય એવો વાગ્વ્યાપાર તે. ઉચ્ચાર; અવાજ; શબ્દ (૪) વ્રજભાષા-હિંદી ભાષા તે ગુજરાતમાં આ અર્થ રૂઢ થઇ ગયેલા છે.

**ભાષાન્તર**, ન૦ [ સં. ] એક ભાષામાંથી બીજી ભાષામાં બરોબર ઉતારવું તે, તરજુમો, અનુવાદ :-ઇંગ્રેજીનું ગુજરાતી-ગુજરાતીનું ઇંગ્રેજી કરવું, એમ હરકોઇ ભાષાના લખાણને જેવુંને તેવું બીજી ભાષામાં લઇ જવું-ઉતારવું તે, ભાષાંતર કરવું

**ભાષિત**, વિ૦ [ સં. ] બોલેલું; કહેલું.

**ભાષી**, વિ૦ બોલનાર. -મિતભાષી=થોડાબોલું

**ભાષ્ય**, ન૦ [ સં ] મૂળ સૂત્ર-લખાણ ઉપરનું વિવેચન-વ્યાખ્યાન તે, ટીકા, અસલ લખાણ ઉપર આપેલી લંબાણ સમજ તે : વિદ્યારણ્યસ્વામીએ વેદ ઉપર ભાષ્ય કર્યું અને પતંજલિએ પાણિનિનાં વ્યાકરણ સૂત્રો પર ભાષ્ય લખ્યું.

**ભાષ્યકાર**, વિ૦ ભાષ્યકર્તા; વ્યાખ્યા કરનાર; વિવેચક; ટીકા કરનાર

**ભાસ**, પું૦ [સં ], પ્રકાશ; ઉજેશ. (૨) મનમાં જે આછા જ્ઞાન-સમજનું દર્શન થાય તે; મનમાં જે છાયા-છાપ પડેલી-પડતી હોય તે; ઝાંખો ઉદ્બોધ થવો તે; ભાન; લાગવું તે. અસર. (૨) કોઇ વાત બનવાનો જોગ જણાવો તે (૩) સરખાપણું લાગવું-દેખાવું-પ્રતીત થવું તે :-મને તો જાણે ભાઇજ આવ્યા, એવો ભાસ થયો.

**ભાસમાન**, વિ૦ [ સં. ] દેખાતું; ઝળાંઝળાં થતું; દીપતું. સહેજ-છાયારૂપે સમજાતું. જણાતું; કલ્પનામાં આવતું.

**ભાસવું**, ક્રિ૦ અ૦ પ્રકાશવું; ઝગઝગી મારવી. (૨) કલ્પનામાં આવવું; મનમાં આછો બનતાંઅનબનાવનો જોગ જણાવો; દેખાવું; જણાવું; પટંતરે સમજવું; દિસવું; મનને લાગવું :-મને એનું ભવિષ્ય સારૂં ભાસતું નથી. (૩) અમુકની સદૃશ લાગવું-સરખું જણાવું :-મને તો એ ચોર જેવો ભાસ્યો.

**ભાસ્કર**, પું૦ [સં ] સૂર્ય; રવિ; સુરજ.

**ભાળ**, સ્રી૦ શોધ; પત્તો; ખોળ; ખબર. ઉ ક્રિ૦ પ્ર૦ ભાળ લાગવી=પત્તો મળવો. ભાળ કાઢવી=શોધ ચલાવવી, અમુક ક્યાં છે, શું કરે છે અને કેમ વર્તે છે ? તે જાણવાની તજવીજ કરવી; તપાસ કરવી; સભાળ લેવી.

**ભાળવણ**, સ્રી૦ ભુપરત; સોંપણ.

**ભાળવણી**, સ્રી૦ સોંપણ; સિફારસ, સંભાળ રાખવાની ભલામણ તે.

**ભાળવવું**, ક્રિ૦ સ૦ ભાળ લેતા રહેવાની ભલામણ કરવી; સંભાળ રાખવાનું કહેવું; સિફારસ કરવી.

**ભાળવું**, ક્રિ૦ સ૦ દેખવું; જોવું; અવલોકવું ઉ૦ એહો માળો બાંધતા, ભાળ્યો કાળો ઢંગ (૨) આંખે દેખાવું સૂઝવું. -કોમો

ભાલુ, ન૦ રીંછ (૨) શિયાળ. ઉ૦ ભાલુ તે નાદ હોયે ઘણા, બહુ બોલે શિયાળો એ (૩) ભાલો; બરછી

ભાલો, પુ૦ બે બાજુ ધાર અને છેડે અણિવાળુ પાનું જડેલી લાંબી લાકડીનું ઘોડેસ્વારના ઉપયોગનું એક હથિયાર, બરછી, ઘોડા ઉપર બેઠે બેઠે શત્રુ કે શિકારને ભોંકાય એવું હથિયાર.

ભાલોડું, ન૦ નાનું પણ ભાલાના ઘાટનું લોખંડનું ફૂલ-પાનું તે (૨) તીર, બાણ કામઠા ઉપર ચઢાવી તાણીને, ફેંકાતું છેડે ફણીવાળું હથિયાર

ભાવ પુ [ સં ] મનમાં ઉપજતી વૃત્તિ-ખુશી નો અથવા ઈચ્છાની લાગણી તે (૨) પ્રકૃતિ, સ્વભાવ (૩) ઈરાદો; મતલબ (૪) હેત, પ્રેમ, આસ્થા (૫) છુપો ભેદ; મર્મ, મનોગત (૬) ચાળા, ચેષ્ટા, અભિનય. (૭) સારાંશભૂત અર્થ; અભિપ્રાય (૮) મન, ચિત્તવૃત્તિ (૯) આર્ય, પૂજ્ય એમ નાટકમાં (૧૦) સ્થિતિ હાલત, સ્વરૂપ - પુરુભાવ (૧૧) સત્તા કર્મ, ક્રી-ભાવ (૧૨) મૂલ, કિંમત, દર ક્રિ૦ પ્ર૦ ભાવ ખાવો=જાણી જોઈને-મન હોવા છતાં પણ આગ્રહ કરાવવો, માન લેવું, આજીજી કરાવવી ભાવ પૂછવો=દરકાર કરવી, લેખવવું, ગણતરીમાં નહિ લેવું ભાવ આવવો=મોંઘુ થવું કિંમત ઉપજવી ભાવ ભજવવો-અસલ ખરાબ હોય તે બતાવવો, સ્વભાવ પ્રમાણે વર્તવું ભાવ રાખવો=પ્રેમ ઉમળકો રાખવો ચહાવું ભાવ કરવો=વેષ ભજવવો-ડોળ દેખાડવું ઉ૦ મોહની રૂપે દાનવ છળ્યા, તેવો કરતું ભાવ પ્રેમાનંદ ભાવ લેવો=ઇચ્છા-મન જાણવાને યત્ન કરવો -તમે મારો ભાવ લેવા આવ્યા હશો, અર્થાત્ મન લેવા-પારખવા. હાવ ભાવ=ચાળાચસકા લટકાં-નખરાં તે

ભાવઠ, જુ૦ ભાવઠ

ભાવઠ, સ્ત્રી૦ જંજાળ, આપદા, ઉપાધિ, પંચાત, કલેશ, પ્રકારનું દુઃખ, હમેશનું દુઃખ ઉ૦ જહુને જાચો જાદવરાય, ભાવઠ ભાગશેરે. વિડબના, મુશ્કેલી ઉ૦ વળી એક દિવસને દરરોરે, લાવતી ભાવઠ ભાંગે છે.

ભાવડ, ન૦ ભાંડું, (લોકોનું એક વચન ) આબુ પર્વતમાં રહેનારા જંગલી લોકો તે.

ભાવતબીજ, જુ૦ ભાવનબીજ

ભાવતુ, વિ૦ પસંદ પડતુ મનગમતું રૂચતું, કહે૦ ભાવતું હતું ને વૈદે કહ્યું

ભાવન, ન૦ રીસ ચઢે એવુ કહેવુ તે; મહેણું, ટોંક, ટાણો. (૨) પુ૦, ભાવના

ભાવનબીજ, સ્ત્રી૦ ભાઇબીજ, યમદ્વિતીયા.

ભાવના, સ્ત્રી૦ [ સ. ] મનમાં અમુક ભાવનું સ્વરૂપ ઉભું કરવું તે કલ્પના, ધારણા, ભાવ તે (૨) ઈચ્છા, વૃત્તિ, રૂચિ, અભિલાષ (૩) વિશ્વાસ, શ્રદ્ધા; આસ્થા, આકીન ભરોસો (૪) પ્રેમ, વહાલ માયા; સ્નેહ (૫) પાગી (૬) પટ, પુટ -મકુરને કેટલી ભાવનાઓ દેવાય છે મનકામના ક્રિ૦ પ્ર૦ ભાવનાદેવી=પુટ આપવો; પાસ દેવો

ભાવવાચક, વિ૦ [ સ ] ભાવ-પ્રકૃતિ-ગુણ બતાવનાર (નામ, ક્રિયાપદ, ઇત્યાદિ

ભાવવુ ક્રિ૦અ૦ સ્વાદ લાગવું ખપવું ગમવું (૨) પસંદ પડવું ગમવું ગોઠવું પ્રિય લાગવું

ભાવસાર, પું૦ કપડાં છાપવા-રંગવાનો ધંધો કરનારો છિપો. એ લોકની નાત તે

ભાવસારણ સ્ત્રી૦ ભાવસારની સ્ત્રી

ભાવાર્થ, પુ [ સ ] અક્ષરનો અર્થ, તાત્પર્ય (૨) હેતુ મતલબ, આશય (૩) છુપો ભેદ મનમાં રહેલી છુપી મતલબ

ભાવિક, વિ૦ [ સ ] વસ્તુ કાવ્યાદિક ઉપર પ્રીતિવાળુ અને તેના ભાવને સમજનાર તે, રસિક, મર્મજ્ઞ. (૨) ભાવ નિષ્ઠા-પ્રેમ

**ભાંડ**, ન૦ [सं. भाण्ड] ભાણું; વાસણ; પાત્ર ઠામ. (૨) વિ૦ નાગું; ઉઘાડું; ભુંડાળું. વસ્તીમાં ભાંડ બોલવું નહિ (૩) પુ૦ નાગું ભુંડાળું બોલી અસભ્ય ચાળા વગેરે કરી ગમત કરાવનાર-ભવાયાથી ઉતરતી પંક્તિના લોકની એક નાત ને તેનો પ્રત્યેક જન તે. આ લોકો ભુંડાળું બોલી અસભ્ય ચાળા ચસકા કરી મશ્કરાની રીતે આજીવિકા કરે છે. બોલવામાં છુટા ને અસભ્ય ગણાય છે. (૪) મશ્કરો; ગમે તેમ છુટથી બોલનાર. ઉ૦ જીતીજીતી માની ગાંડ, તુ ગુણકા ને હું ભાંડ. ભાંડ ભવાયા એમ કહેવાય છે. ચારણ. ભાટ ચારણ અને ભાંડ ભવાયા. નિર્લજ; બેશરમો.:—એ તો મુઓ ભાંડ જેવો છે.

**ભાંડણ**, ન૦ ભાંડવું તે; ગાળાગાળ.

**ભાંડવું**, ક્રિ૦ સ૦ ભુંડાળું ભુંડું બોલવું; ગાળ દેવી; નિંદા કરવી; ભુંડું ભાખવું. ;—ગાળો ભાંડવી. અસભ્ય અશુભ બોલી બોલવી; શાપ દેવો.

**ભાંડુ** ન૦ ભાણ્ડું; સગાં ભાઇબહેન; એક બાપનાં છોકરાં તે, એક કુટુંબી.

**ભાંભળું**, વિ૦ મોળું; સ્વાદ વગરનું; નહિ મીઠું નહિ ખારૂં એવું આ કુવાનું પાણી ભાંભળું છે.

**ભાંભેર** સ્ત્રી૦ કપાળ અને ઓઠ નીચેના મુવાળા ખેંચી નાખવા તે. ખુંટીઓ કઢાવવી તે.

**ભોંય** સ્ત્રી૦ [सं. भूमि-भुइ.] જમીન પૃથ્વી; ભૂપ્રદેશ, ક્ષેત્ર વગેરે તે. ક્રિ૦ પ્ર૦ ભોંય પડવું;—નીચે પડીજવું; ભોંયનાખવું= મરવા સુવાડવું; ચોકે નાખવું. પાડીદેવું. (૨) તળ; સપાટી.:—ભોંય લાલ ને અંદર ગલ તથા કોર, ફુલવેલની એમ. પોત રંગવાનું પટ. (૩) માંસના અંકુર, માંસલ અવયવની સપાટી. તે.:—ભોંય આવવી= અંકુર આવવો; રૂઝાવા માંડવું. ભોંયભાગવી=માંસલ અવયવની સપાટી ખણાતી જવી; ક્ષતની આસપાસનું માંસ ખોદાઇ ઘા કે ક્ષત, કાપ પહોળો ને ઉંડો થવો તે. ૩૦ પ્ર૦ ભોંય ભારે પડવી=નામી છુટાય નહિ એમ હિમ્મત જતી રહેવી. થરથરાટ થઇ જવો. ભોંયભારે-ભૂતપિચાશ કે કોઈ નહિ સમજાતા ભયનો આભાસ થવાથી ડર લાગવો.

**ભોંયચંપો**, પું૦ એક જાતનો ચંપો; ફૂલઝાડ.

**ભોંયતળિયું**, ન૦ ઘરનો છેક નીચેનો ભાગ તે; ઘરનો તળ પ્રદેશ; હેઠેની જમીન, મેડો નહિ તે-પૃથ્વી ઉપરનું સપાટ તળ.

**ભોંયપાતરી**, સ્ત્રી૦ એક જાતની ભાજી.

**ભોંયરસો**, પુ૦ , લિંપણવાળી જમીન ઉપર પાણી રેડી ઘસી કે ઉખાડીને જાડું રગડા જેવું કરી ઉસરડી લઇ ઉનું કરી તેનો જે લેપ-ખરડ કરેવો તે; લિંપણના પોપડાઓનો ઉનો કરેલો રગડો. મોં અને ગળા ઉપરના મોજાપર ,ભોંયરસો ચોપડવામાં-ખરડવામાં આવે છે.

**ભોંયરિંગણી**, સ્ત્રી૦ એક ઓષધિ. એનાં પાન અને બી દવામાં આવે છે.

**ભોંયરૂં**, ન૦ ભોંય ખોદી તેની અંદર ઉંડાણ ખાડો કરી તેને છાઈ ઉપર છાટવાળીને બનાવેલુ ગુપ્ત ઘર-ઓરડો તે. ( ૨ ) ગુફા.;-ઉનાળાના બપોર સુખી લોકો ભોંયરામાં ગાળે છે. કહે૦ ભોંયરામાં પેસીને નાચીએ તોય જગત તો જાણે.

**ભોંયશિંગ**, સ્ત્રી૦ મગફળી; એક એવી વનસ્પતિ કે જેના મૂળપર૦ ભોંયમાં શિંગો થાય છે. એ શિંગોમાંથી લંબગોળ દિદ૦ તૈલીમીંજે નીકળે છે. દખ્ખણમાં આની ખુબ ખેતી થાય છે. તે શેકીને ચવેણામ ખવાય છે તથા તેમાંથી તેલ નીકળે છે.

**ભિક્ષા**, સ્ત્રી૦ [सं.] ભીખ, યાચના. ખાવ માટે કે બીજી રીતે કોઈની પાસે વગર બદલે કંઇ આજીજી કરીને માગવું તે.

દષ્ટ આંખે ભાળે છે. (૩) મગજવું.

**ભાળિયો,** પું૦ ગાગર.

**ભાળું,** અ૦ વારૂ; ઠીક.

**ભાં,** અ૦ ગાય-બળદનું બરાડવું તે; જાડો-ભારે ગળામાંથી ભુંકારવ થાય તે. અહીં, ભુંકણુ; ભુકવું; અસ્પષ્ટ જરા અવાજ કરવો તે; ભુંગળાનો અવાજ.:-ભા ભાં કરતી મોટર દોડી આવી.

**ભાંગ,** સ્ત્રી૦ [ સં. भंगा ]ગાંજાની સુકી માંજરો તે, ગાંજાની કુણીઓ ને પાંદડી. (૨) ગાંજાની કળીઓની પાંદડી મરી ને બીજો મસાલો એક સાથે કચરી ઘુટીને બનાવેલુ કેફી પેય-પીણું-પાણી તે વિજયા. ક્રિ૦ અ૦ ભાંગ વાટવી=ગાંજાની પાંદડીને લ ઘોટવી=ગાંજાની પાંદડી વાટીને તેનું પેય બનાવવુ તે. ભાંગ પીવી=કેફ કરવી; સુસ્ત પડી રહેવું; ગાંડું ઘેલું બોલવું-વર્તવુ તે, ખોટે વર્તને ચાલવુ :-તમારી ઘડિઆળ તો ભાંગ પીએ છે=ચાલતી નથી ને ચાલે છે તો ખોટી, ચાલે છે એમ. ભાંગનો વ્યસની તે-ભંગી જંગી (૮) તમાકુ; ત પખીર, ભાંજય ભિલ્લ ચોર વગેરે વરેમાર્ગ આગળ જઇ ચોરીની શરૂઆતમાં ભાંગ-માગે છે.

**ભાંગણું,** વિ૦ ભાગણું; ભજનશીલ, ખાંડતાં ઘણા દાણા ભાગી જાય એવું.:-ભાંગણી ડાંગેર આવી એટલે ચોખા થોડા ઉતરે છે ને કણકી બહુ નીકળે છે.

**ભાંગરું,** વિ૦ કકડા થઇ જાય એવું; ભાગણુ

**ભાંગરો,** પું૦ એક જાતની ઓષધિ-વનસ્પતિ. (૨) પાકટ થઇ ગયેલાં ગાંજાનાં પાન કળીઓ ને બિયાનો ભુકો તે. ક્રિ૦ અ ભાંગરો વાટવો; ઓળનું ડાળ ભરડી દેવું, છુપો ભેદ ઉઘાડી નાંખવો; તડ ને ફડ જે મનમાં આવ્યું તે કહી દેવુ; ફોડી નાંખવુ; ભેદ ભાગી નાંખવો.

**ભાંગવું,** ક્રિ૦ અ૦ [ સં. भंज् ] ભાગવુ, કકડા કરવા; તોડવું, કોડવું; છુટું પોડવું. (૨) ભાગ કરવા; (સંખ્યાના) વહેંચી નાંખવુ;-પંદરને પાંચે ભાગવા. (૩) ઓછુ આપવું અથવા મૂળગું ન આપવુ; કોટલું કરવું :-તેણે નાણાં ભાગ્યાં. (૪) અગ્નિ-પ રહે નહિ, ભૂખ રહે નહિ એમ કરવું; તૃપ્ત કરવું; ભરીપુરીને આપવું; ટાંચ રહે નહિ એમ કરવું; ફિટાડવું, નાશ કરવુ; ફેડવું :-રાજાએ પ્રજાની બધી ભૂખ ભાગી -સૌનાં સૌ દુઃખ ભાગ્યાં=ફિટાડયાં. (૫) વણવુ; ગુંથવું :-દોરડાં વણવાં; રાશ ભાગવી.

**ભાંગ્યુ,** વિ૦ ભાગણું. (૨) કકડા થયેલું; ભુકાજેવુ.

**ભાંજગડ,** સ્ત્રી૦ ભાંગફોડ કરીને પડેલા વાંધાનો નિકાલ કાઢવાનો ઊહાપોહ તે, લડાઇને ભાગી નાંખી સુલેહ સ્થાપવા-કરવાની તકરાર ચલાવવી તે; પતવણીની પંચાતી. (૨) પચાત, તકરાર; બે જણની વચમાં પડી જોડતોડ કરવાની હિલચાલ તે. (૩) વાંધો, રોજની મારામારીને ત કરાર તે; પંચાત, હા નાનો ઝગડો તે. ક્રિ૦ અ૦ ભાંજગડ કરવી=સમાધાની-સુલેહ માટે ઊહાપોહ કરવો; નંદ વિવાદ ચલાવવો; વાંધો કાઢવાને વચમાં પડવું.

**ભાંજગડિયુ,** વિ૦ ભાંજગડ કરવી પડે એવું; ગુંચવણ ભરેલુ-માથાકુટિયું-કામ તે. (૨) ભાંજગડ કરનારૂ-માણસ તે. જુ૦ ભાંજગડિયા.

**ભાંજગડિયો,** પું૦ ભાંજગડ કરનારો, પંચાતિયો; ઊહાપોહ કરી કાઢવીને બેજણ વચ્ચે પડેલો વાંધો પતાવી નાખનારો; લવાદ, દલાલ. કહે૦ ભાંજગડિયાનાં છોકરાં ભૂખે મરે=પારકી પચાત કરનારનો વખત એળે જાય અને કામ ધંધો બને નહિ.

**ભાંજણી,** સ્ત્રી૦ ભાગવું તે, વહેંચણી, સંખ્યાના ભાગ કરવા તે. દોરડું વણવાની ક્રિયા તે.

**ભાંજવું,** ભાગવું

નર્મદાના કાંઠા ઉપર તેમની વિશેષ વસ્તી છે.

**ભિલ્લુ,** વિ૦ બીરૂં; કોઇ પણ રમત રમવાને માટે પાડેલા બે કે વધારે પક્ષમાંનો પ્રત્યેક જણ તે; સામાવાળાઓ, સાથી, મિત્ર ગોઠિયો.

**ભિષજ,** પું૦ [સં.] વૈદ; ઓસડ કરનારો, ચિકિત્સક.

**ભિસ્તી,** પું૦ [फा] ચામડાના કોથળામાં પાણી ભરી લાવવાનો ધંધો કરનારો; મશક વડે પાણી ભરવાનો અને છાંટવાનો ધંધો કરનાર પખાલી. (૨) એ નામે ઓળખાતી એક જાત.

**ભિંગડું,** ન૦ છાલ અથવા ચામડી ઉપરનું સખત થઇ ગયેલું છોડું.

**ભિંગારી,** સ્ત્રી૦ ભમરી.

**ભિંગારો,** પું૦ ભમરો.

**ભિંછરૂં,** વિ૦ ઘણા વાળવાળું; વિખરાયેલા વાળવાળું; ફેંચરું.

**ભિંજવવું,** ક્રિ૦સ૦ પલાળવું; ભીનું કરવું. (૨) પોચું-કૂણું કરવું. (૩) સમજાવી પટાવીને પોતાના મતનું કરવું; લલચાવવું.

**ભિંજાવું,** ક્રિ૦અ૦ ભીનું થવું; પલળવું. :– તે વરસાદમાં ભિંજાયો.

**ભિંડી,** સ્ત્રી૦ જેની છાલના રેસા નીકળે છે એવો એક છોડ. (૨) એક જાતના છોડની છાલ, કે જેના રેસાનાં દોરડાં વહાણ વગેરે વણવામાં આવે છે. આ તુવેરના જેવો છોડ થાય છે અને તેની કાંઠીને પલાળીને છાલ ઉતારી લેવામાં આવેછે. એના રેસા-કેલાં॥ પાન મૂકીને વણાય છે. એની પા-ળી દોરીઓ વરાડાં; રાશો અને મોટા દોર વગેરે બને છે.

**ભિંડો,** પું૦ એક જાતના શાકનો છોડ (૨) એ છોડને થતી છ આઠ પાસાદાર આંગળાં જેવી લાંબી શિંગ તે. એ શાકમાં વપરાય છે. (૨) ફાચર; ફાંસ; આડખીલી. ક્રિ૦પ્ર૦ ભિંડો મારવો=ફાંસ મારવી; આડખીલી નાંખવી. કહે૦ ભાદરવાનો ભિંડો-નવો નવો થોડા દિવસનો ઉદ્ધત જુસ્સો, તાજો ટકે નહિ એવો ઉછાળો, તે ચાર દિવસના ચાંદરણા જેવું.

**ભિંત,** સ્ત્રી૦ [સં.ભિત્તિ] માટી, ઇંટ અથવા પથ્થરનું ઉભું અને ઉંધું ચણતર; આડું ચણતર; દિવાલ; કોટડું. રૂ૦પ્ર૦ ભિંતે ચઢવું-અપકીર્ત થવી; વગોવાવું; નિંદાવું; ફજેતી થવી; લોકમાં દુર્વૃત્તની વાતો ને નિંદા થવી તે.

**ભિંતડી,** સ્ત્રી૦ ભિંત; દિવાલ.

**ભિંતર,** ન૦ દિલ; હૈડું; કાળજું; અંતર. :– ક્રિ૦ પ્ર૦ ભિંતર દાઝવું; મનમાં-અંતઃકરણમાં લાગણી થવી; કાળજું બળવું; ઉંડું મનમાં ખટકવું. (૨) અંદર: માં; મહીંલી પાસ, ઉંડાણમાં.

**ભિંતરડી,** સ્ત્રી૦ નાની ભીંત; દિવાલ બિચ્છું. ઉ૦ ગોળકેરી ભિંતરડી ને શેલડી કેરા દાંડા.

**ભિંદિપાલ,** પું૦ [સં.] લડાઈમાં વપરાતું એક હથિયાર. (૨) વિંઝીને ગોળા ફેંકવાનું યંત્ર-કરામત તે; ગોફણ.

**ભિંનું,** વિ૦ જેની અંદર પાણીનો અંશ હોય એવું; આર્દ્ર; પાણીએ પલળેલું; ભિંજાયેલું; લીલું; હવા-ભેજવાળું; સુકું નહિ એવું તે

**ભિંસવું,** ક્રિ૦સ૦ ભચરડવું; ચાંપી દાબીને પીસવું. (૨) નિચોવવું.

**ભીખ,** સ્ત્રી૦ [સં.ભિક્ષા] પોતાને જોઇતી ચીજો બીજા પાસે કરગરીને માગવી તે; ખાવા પહેરવાનું લોકમાંથી દીનતા દેખાડી માગી લેવું તે. (૨) ગરીબ માગનારને આપેલી ચીજ; ખાવાનું વગેરે તે. (૩) ઘરનું ન સહેવી માગી તાગીને મેળવેલું હોય તે.:-ભીખનાં લુગડાં પહેરાવે તો લાજ જવે. ભિક્ષા; યાચના; માંગ. ક્રિ૦પ્ર૦ ભિખ માગવી યાચના કરવી, માગવું નિર્ધન

બ્રાહ્મણ અને વિદ્યાર્થી વગેરેએ માગીને ગુજારો કરવો તે. (૨) ભીખની રીત તે. ઘેર ઘેર ભીખ માગવી તે; દાન; ખેરાત; બક્ષીસ.

**ભિક્ષાન્ન**, ન૦ [ સં. ] ભીખ માગીને આણેલું અનાજ-ખાવાનું તે; કણુક.

**ભિક્ષાવૃત્તિ**, સ્ત્રી૦ [ સં. ] ભીખ માગીને આજીવિકા ચલાવવી તે; ભીખનો ધંધો; ભિક્ષા ઉપર ગુજારો કરવો તે.

**ભિક્ષુ**, વિ૦ [ સં. ] ભીખ માગીને ગુજારો કરનાર. (૧) સંન્યાસી. (૨) બૌદ્ધસાધુ ભિખારી.

**ભિક્ષુક**, વિ૦ [ સં.] ભિક્ષા ઉપર ગુજારો કરનાર; ભિક્ષુ; ભિખારી, માગણ. ભિક્ષા ઉપર રહીને વેદાધ્યયન કરનાર વિદ્યાર્થી.

**ભિખવાળી**, સ્ત્રી૦ સંબંધી અને જાણીતા માણસો પાસે ભીખ માગીને બનાવેલી કાકડી; ઠાકરલું.

**ભિખારચોર**, વિ૦ ભિખારીજેવું; જૂજ કમાણવાળું. (૨) ભુખડું; દળદરી; જેના ગુજરાનનો આધાર ભીખ ઉપર હોય એવું.

**ભિખારણ**, સ્ત્રી૦ ભીખ માગનાર સ્ત્રી; ભીખારીની સ્ત્રી.

**ભિખારી**, વિ૦ ભીખ માગનાર. (૨) ગરીબ.

**ભિખારીવેડા**, પુ૦ ભિખારીપણું કરવું તે; ભિખારીના જેવી રીતભાત તે.

**ભિખાર**, જુ૦ ભિખારી.

**ભિચડાવું**, ક્રિ૦ અ૦ સાંકડમાં આવી જવું; ભચડાવું.

**ભિડાભીડ**, સ્ત્રી૦ ઘણી ચીજો કે ઘણા માણસો એક સાથે એકઠાં થયાં હોય એવી હાલત તે; ગીરદી; ભીડ; ઠઠ્ઠી, સંકડાશ.

**ભિડાવવું**, ક્રિ૦ સ૦ એક બીજાની સાથે ચંપાઈ-અડકીને રહે એમ વાસવું; સજડાસજડ આવી રહે એમ સખત વાસવું. :-બારણાં ભિડાવજો (૨) તકરારથી ગભરાવવું; ધમકી દેવી; દબડાવવું; બીક બતાવવી. (૩) જોરથી બઝાડવું-વળગાડવું; આલિંગન આપવું; દબાવવું;-સારી બાથ ભિડાવજો.

**ભિડાવું**, ક્રિ૦અ૦ સાંકડ-તંગી-ભીડમાં આવી જવું, ભેકડાવું; સજડાસજડ આવવું. (૨) રૂંધાવું; જગાની તંગાશને લીધે અકળાવું. (૩) સજડ બેસવું; ભરાઈને રહે એમ આવવું, છૂટથી ફરાય-વપરાય નહિ એવી હાલતમાં આવી જવું.

**ભિત્તિ**, સ્ત્રી૦ [ સં. ] ભિંત; દિવાલ.

**ભિનાવું**, ક્રિ૦ અ૦ પલળવું; ભીનું થવું; ભિંજાવું.

**ભિનાશ**, સ્ત્રી૦ થોડું ભીનાપણું હોય તે; આર્દ્રતા; પાણીની અસર હોવી તે.

**ભિન્ન**, વિ૦ [સં.] જુદું; અળગું; છૂટું પડેલું હોય એવું; નોખું. (૨) અંતર-ભેદ પડેલો હોય એવું; એકાકાર-એક નહિ એવું.:-એમનાં હૃદય ભિન્ન છે. (૨) ફૂટેલું; તૂટેલું; ભાગેલું. (૩) ખીલેલું; વિકસિત.

**ભિન્નતા**, સ્ત્રી૦ [સં. ] જુદાઇ; ભેદ; અંતર. (૨) પડદો, તફાવત; ફેરફાર.

**ભિન્નભાવ**, પું૦ [ સં. ] જુદાપણું; ફેરફાર; તફાવત; જુદાઈ ગણવી-રાખવી તે.

**ભિલામું**, ન૦ [ સં. भल्लातक ] એક જાતનું કાળા ચીલવાળું ચપટું બી. આ બી અંગુઠાના ટેરવા જેવા આકારનું ને ચપટું હોય છે. તેમાંથી સહેજ કાળો ચીલ નીકળે છે તે કપડાં ઉપર નામ-નિશાન કરવાના કામમાં આવે છે. એ ચીલ ચામડીને લાગતાં વર્ણ પડે છે અને તેનો ચેપ ઉડે છે. રૂ૦ પ્ર૦ ભિલામો ઉડાડવો=અહિં તહિં કજિયો કરાવવો. ભિલામાનું તેલ.

**ભિલ્લ**, પુ૦ [ સં. ] પહાડો અને જંગલોમાં વસતી શિકાર અને લુંટથી ગુજારો કરનારી એક અનાર્ય જાતિ; ઠાકરડો; કોળી; કિરાત. પશ્ચિમ હિંદુસ્તાન-ખાસ કરીને

**ભીલ**, પું૦ [સં. भिल्ल] પશ્ચિમ હિંદમાં-ન-મદાની ખીણમાં વસતા અસલ જંગલી લોકની એક જાતિ; કિરાત; કોળી: કા-કરડા.

**ભીલડી**, સ્ત્રી૦ ભીલ જાતની સ્ત્રી, ભીલની સ્ત્રી તે.

**ભીષણ**, [સં.] ભયાનક; બિયામણું; કરાલ. (૨) મોટું; દારુણ.:-ભીષણ યુદ્ધ.

**ભીષ્મ**, [સં] ભયંકર. (૨) મોટું; દારુણ; કારમું:-ભીષ્મ પ્રતિજ્ઞા (૩) ના૦ ચંદ્રવંશી શાન્તનુ રાજાનો ગંગાને પેટે અવતરેલો પુત્ર; ધૃતરાષ્ટ્ર અને પાંડુનો ભાઇ. પાંડવો ને કૌરવોના પિતામહ. મહાભારતના યુદ્ધમાં એ સેનાપતિ હતા, ગાંગેય.

**ભુ**, ન૦ પાણી; જળ. બાળભાષામાં:-મા ભુ પા. ભૂ.

**ભુઓ**, પું૦ મેલી વિદ્યા જાણનારો; ભૂતપ્રેત કાઢનારો; ધુણાવનારો; પંચાક્ષરી. કહે૦ ભુઆના ભુઆ ને જાગરિયાના જાગરિયા. :-શેઠના શેઠ ને ચાકરના ચાકર (૨) રેતીમાં ઉપરથી પહોળું ને તળે સાંકડું ગોળ ભોક કરી તેમાં દબાઇ રહેનારો જુઆ જેવડો એક જીવડો. (૩) પાણીના જોરને લીધે જમીનમાં પડતો ઉંડો ભોક-ગર્ત, બખાર-કાણુ તે પોચી ને અંદરથી પોલી જમીનમાં ચોમાસાને દહાડે ભુઆ પડે છે.

**ભુકી**, સ્ત્રી૦ કોઈ પણ ચીજનો ઝીણો ગર તે; કઠણ વસ્તુને ખાંડી, ભાગી અથવા દળીને બનાવેલું ચૂર્ણ તે; ઝીણા કણુકણ જેવી કડીઓ તે; રજ.

**ભુકેભુકા**, પું૦ ચુરેચુરા; કકડે કકડ; ભાગીને ખંડ ખંડમાં વહેંચાઈ જવું તે:-રકેબી હાથમાંથી પડતાં વાંત ભુકે ભુકા થઇ ગઈ.

**ભુકો**, પું૦ નાના મોટા કકડાઓનો જથો-ચૂરો તે; ચૂર્ણ; ગર. ભાગીને નાના નાના કકડા થઇ ગયેલું હોય એવું તે; જેર; ચુરો; ભુકી. ક્રિ૦ પ્ર૦ ભુકો થઇજવું:— ભાગીને નાના કકડા કકડા થઇ જવું તે; ભંગાર.

**ભુક્ત**, વિ૦ [સં.] ખાધેલું; ભોગવેલું.

**ભુક્તાવવું**, ક્રિ૦ સ૦ ભોગ કરાવવો; જમાડવું; આરોગાવવું.

**ભુક્તિ**, સ્ત્રી૦ [સં.] ઉપભોગ ભોગવવાનું મળવું તે; સંસારના લહાવા લેવા તે. (૨) ખાવું-ભોગવવું તે. (૩) ભોગવટો.

**ભુખડું**, વિ૦ ભુખાળવું; જેને ખાવાની ઇચ્છા હોય એવું; ભુખે પીડાતું હોય એવું; કંગાલ; ગરીબ; દીન; ખાવા પીવા તથા પહેરવાને જેની પાસે કંઇજ હોય નહિ એવું; નિર્માલ્ય; બુભુક્ષિત. (૨) ગરજુ; તંગીમાં આવેલું. ભુખડું બારસ-ભુખડી બારસ=અગિયારસ કરેલી હોવાથી બારસને દિવસે પારણાની આતુરતાથી રાહ જોતું હોય એવું; ખાઉખાઉની જેની દાનત હોય એવું કંગાલ; ગરીબ; દીન.

**ભુખર**, વિ૦ ભુંખરૂં. (૨) પું૦ વહાણને ઉત્તર તરફનો જે પવન લાગે છે તે; ઉત્તર દિશાનો વાયુ.

**ભુખાળવું**, વિ૦ જેને સારી ભૂખ લાગતી હોય અને જેને વારવાર ભૂખની અસર થતી હોય એવું; ખાઉનીજ દાનતવાળું; જેની ભૂખ મરતી ન હોય એવું; જ્યારે ને ત્યારે ભૂખ્યું ને ભૂખ્યું હોય એવું; બુભુક્ષિત; ખાઉધરૂં; ભુખડું.

**ભુચિયો**, વિ૦ ભાગી જાય એવો; કોરડો-લાડુ.

**ભુજ**, પું૦ [સં.] ખભાની બેમાં જુએ દ— બડનો આંગળીવાળો અવયવ; કર; બાહુ. ભુજદંડ=હાથ રૂપી દંડ તે; હાથ.

**ભુજ**, પું૦ [સં.] સાપ; અહિ; નાગ.

**ભુજવું**, જુ૦ ભુંજવું; શેકવું; દેવતામાં કે દેવતા ઉપર મૂકી ખાવાને યોગ્ય કરવું.

**ભુજંગ**, પું૦ સાપ; નાગ. (૨) સોરો-લુચ્ચો માણસ; કામીજન; કામુક.

થઈજવું કહે૦ ભીખનાં હાંલ્લાં શિકે ન ચઢે ભીખથી મુંડી બંધાય નહિ ભીખ તેને ભૂખ શી ? જેને યાચના કરવી છે તેને શા સંતાપ ભીખની બહેન ચાકરી=નોકરી ભીખ જેટલીજ હલકી આજીવિકા છે. ભીખ કરતાં ભૂખ સારી=માગીને ખાવા કરતાં ભૂખ્યા રહેવું સારૂં. ભીખને માથે ભાટ-ગમે તેવી મોટી હોય તોપણ ભીખ છે તે તુચ્છ-તિરસ્કાર કરવા જેવી છે.

**ભીખવું,** ક્રિ૦અ૦ માગીખાવું; યાચના કરવી; આજીજી કરી અથવા ગરીબી દેખાડીને વગર બદલે બીજાની પાસેથી પોતાને જોઈતું હોય તે માગી લેવું તે; ભીખ માગવી

**ભીછરા,** વિ૦ બરડ; ઉભા ને કડકવાળ. ઉ૦ 'ભીછરા ભૂરિ કેશ. રત્નો.

**ભીજ,** સ્ત્રી૦ ભિનાશ; ભેજ; કોઈ ચીજમાં રહેલો જળાંશ તે. (૨) લુણો.

**ભીડ,** સ્ત્રી૦ ઘણા જણનો એક ઠેકાણે થયેલો જમાવ તે, સંકડાઈને બેસવા કે ઉભા રહેવા જેવી હાલત તે, ગીરદી, ઠઠ; ભરાવો, મકડાશ, માગ નહિ હોવો તે (૨) તંગી; ઓછપ, છુટથી આપી-વાપરી શકાય નહિ એવો જે ઘટાડો-ઘટ તે. (૩) અડચણ; હરકત, નડ; મુશ્કેલી ક્રિ૦ પ્ર૦ ભીડ ભાગવી- તંગી કે મુશ્કેલીને વખતે મદદ કરવી, અણીએ કામ લાગવું. ભીડ ટાળવી, ભીડ પડવી-ઘટ જણાવી; ઓછપ લગાવી, તંગી પડવી પરાણે પુરું થવું-કહે૦ પડોશીથી કંઈ ઘર ધણીની ભીડ ભાગે? ભીડમાં હાથ=વાપરવાની છૂટ નહિ હોવી ટાંચમાં ઓછપમાં હોવું, :-હમણાં મારો હાથ ભીડમાં છે.

**ભીડવું,** ક્રિ૦ અ૦ એક બીજાની સાથે ચમસીને બેસી રહે એમ વાસવું-બંધ કરવું તે :-બારણાં સારી રીતે ભીડજો; જોરથી દાબીને વાસવું. (૨) બેટવું બાથમાં ઘાલવું; છાતી સરસું ચાંપવું; આલિંગવું; જોરથી શરીર સાથે અડકાને રહે એમ પહેરવું-કસવું; કસાને બાંધવું-ધરવું; જોરથી ખોસવું :-કચ્છ ભીડવો; ધાટડી ભીડવી. (૪) અડીજવું; દાખલ થઈજવું; ઘુસવું; પેસીજવું. -ભીડી જવું :-સભામાં ભીડજો, ચુડાને શત્રુ'ખરે' અડકતાં, બે એમ બાથા ભીડી; ઓઢ્યું છે મૃગચર્મ; લાંછિત કરી, છાતી શુચી ભસ્મથી.

**ભીડી,** જુ૦ ભિંડી.

**ભીત,** સ્ત્રી૦ ભિંત; દિવાલ. (૨) [સં. भीत] બીનેલું; ભય પામેલું.

**ભીતિ,** સ્ત્રી૦ [ સં. ] ભય; બીક; દહેશત; ડર.

**ભીતો,** પુ૦ ભિંતમાંનો ભારવટિયો: ચોકસવટ. (૨) ભિંતપરનો-સાથેનો થાભલો.

**ભીનું,** વિ૦ ભિંનું, પલળેલું; પાણીવાળું; સુકું નહિ એવું; આર્દ્ર. રૂ૦ પ્ર૦ ભીના ભઉ દલવા=બહુ મહેનત પડે એવું કામ કરવું; પુરાપરિશ્રમનું કામ તે; બહુ મુશ્કેલ કામ.

**ભીમ,** વિ૦ [ સં. ] ભયકર; વિકરાળ. (૨) ભારે; મોટું. (૩) ના૦ પાંચ પાંડવોમાંનો એક ભાઈ. એ બહુ બળિયો ને કસરતી યોધ્ધો હતો.

**ભીમઅગિઆરસ,** સ્ત્રી૦જેઠ સુદિ અગિયારસ તે; નિર્જળા એકાદશી.

**ભીમડાં,** ન૦ નાનાં બાળક ગો બીડી તથા ઓઠ ફફડાવી થુંક ઉડાડે છે તે. ભીમડાં ઉડાડવાં, એમ કહેવાય છે.

**ભીર,** સ્ત્રી૦ ભીડ; મુશ્કેલી. ઉ૦ ભીરભાજન શ્રીભગવાન.

**ભીરૂ,** પું૦ ભિડનું: સાગો રમનાર; સામે ભીડનારો (૨) સમોવડિયો; સાથી જોડિયો.

**ભીરુ,** વિ૦ [સં.] ભયશીલ, બીકણું; ડરકું.

**ભીરુતા,** સ્ત્રી૦ [ સં. ] બીકણપણું ભયશીલતા. (૨) બીક; ડર; દહેશત.

**ભીલ**, પું૦ [સં. भिल्ल] પશ્ચિમ હિંદમાં-નર્મદાની ખીણમાં વસતા અસભ્ય જંગલી લોકની એક જાતિ; કિરાત; કોળી; હારરડા.

**ભીલડી**, સ્ત્રી૦ ભીલ જાતની સ્ત્રી, ભીલની સ્ત્રી તે.

**ભીષણ**, [સં.] ભયાનક; બિહામણું; કરાલ. (૨) મોટું; દારૂણ.:-ભીષણ યુદ્ધ.

**ભીષ્મ**, [સં] ભયંકર (૨) મોટું; દારૂણ; કારમું:-ભીષ્મ પ્રતિજ્ઞા (૩) ના૦ ચંદ્રવંશી શાન્તનુ રાજાનો ગંગાને પેટે અવતરેલો પુત્ર; ધૃતરાષ્ટ્ર અને પાંડુનો ભાઇ. પાંડવો ને કૌરવોના પિતામહ. મહાભારતના યુદ્ધમાં એ સેનાપતિ હતા, ગાંગેય.

**ભુ**, ન૦ પાણી; જળ. બાળભાષામાં:-મા ભુ પા. ભૂ.

**ભુઓ**, પું૦ મેલી વિદ્યા જાણનારો; ભૂતપ્રેત કાઢનારો; ધુણાવનારો; પંચાક્ષરી. કહે૦ ભુઆના ભુઆ ને જાગરિયાના જાગરિયા. :-શેઠના શેઠ ને ચાકરના ચાકર (૨) રેતીમાં ઉપરથી પહોળું ને તળે સાંકડું ગોળ ભોંક કરી તેમાં દબાઇ રહેનારો જુઆ જેવડો એક જીવડો. (૩) પાણીના જોરને લીધે જમીનમાં પડતો ઉંડો ભોંક-ગર્ત, બખારૂ-કાણું તે પોચી ને અંદરથી પોલી જમીનમાં ચોમાસાને દહાડે ભુઆ પડે છે.

**ભુકી**, સ્ત્રી૦ કોઈ પણ ચીજનો ઝીણો ગર તે; કઠણ વસ્તુને ખાંડી,ભાગી અથવા દળીને બનાવેલું ચૂર્ણ તે; ઝીણા કણકણ જેવી કડીઓ તે; રજ.

**ભુકેભુકા**, પું૦ ચુરેચુરા; કકડે કકડા; ભાગીને ખંડ ખંડમાં વહેંચાઈ જવું તે:-રકેબી હાથમાંથી પડતાં વાંત ભુકે ભુકા થઇ ગઇ.

**ભુકો**, પું૦ નાના મોટા કકડાઓનો જથ્થો-ચૂરો તે; ચૂર્ણ; ગર. ભાગીને નાના નાના કકડા થઇ ગયેલું હોય એવું તે; જેર; ચુરો; ભુકી. ક્રિ૦ પ્ર૦ ભુકો થઇજવું :- ભાગીને નાના કકડા કકડા થઇ જવું તે; ભંગાર.

**ભુક્ત**, વિ૦ [સં.] ખાધેલું; ભોગવેલું.

**ભુક્તાવવું**, ક્રિ૦ સ૦ ભોગ કરાવવો; જમાડવું; ભોગાવવું.

**ભુક્તિ**, સ્ત્રી૦ [સં.] ઉપભોગ ભોગવવાનું મળવું તે; સંસારના લહાવા લેવા તે. (૨) ખાવું-ભોગવવું તે. (૩) ભોગવટો.

**ભુખડું**, વિ૦ ભુખાળવું; જેને ખાવાની ઇચ્છા હોય એવું; ભુખે પીડાતું હોય એવું; કંગાલ; ગરીબ; દીન; ખાવા પીવા તથા પહેરવાને જેની પાસે કંઇજ હોય નહિ એવું; નિર્માલ્ય; બુભુક્ષિત. (૨) ગરજુ; તંગીમાં આવેલું. ભુખડું બારસ-ભુખડી બારસ=અગિયારસ કરેલી હોવાથી બારસને દિવસે પારણાની આતુરતાથી રાહ જોતું હોય એવું; ખાઉખાઉની જેની દાનત હોય એવું કંગાલ; ગરીબ; દીન.

**ભુખર**, વિ૦ ભુંખરૂં. (૨) પું૦ વહાણને ઉત્તર તરફનો જે પવન લાગે છે તે; ઉત્તર દિશાનો વાયુ

**ભુખાળવું**, વિ૦ જેને સારી ભૂખ લાગતી હોય અને જેને વારંવાર ભૂખની અસર થતી હોય એવું; ખાઉતીજ દાનતવાળું; જેની ભૂખ મરતી ન હોય એવું; જ્યારે ને ત્યારે ભૂખ્યું ને ભૂખ્યું હોય એવું; બુભુક્ષિત; ખાઉધરૂં; ભુખડું.

**ભુચિયો**, વિ૦ ભાગી જાય એવો; કોરડો-લાકડું.

**ભુજ**, પું૦ [સં.] ખભાની બેખા જુએ હસ્તક સુધીનો આંગળાંવાળો અવયવ; કર; બાહુ. - ભુજદંડ=હાથ રૂપી દંડ તે; હાથ.

**ભુજ**, પું૦ [સં.] સાપ; અહિ; નાગ.

**ભુજવું**, જુ૦ ભુંજવું; શેકવું; દેવતામાં કે દેવતા ઉપર મૂકી ખાવાને યોગ્ય કરવું.

**ભુજંગ**, પુ૦ સાપ; નાગ. (૨) સોદો-લુચ્ચો માણસ; કામીજન; કાર્મુક.

**ભુજંગમ**, પું० [ સં. ] સાપ; નાગ; અહિ.

**ભુજંગી**, પું० બાર અક્ષરનો એક છંદ; ભુજંગપ્રયાત; એમાં ચાર ય ગણ આવે છે. ઉ૦ ભલા કેમ આભારે ભૂલું પિતાજી.

**ભુજા**, સ્ત્રી० હાથ; કર; બાહુ.

**ભુઠ્ઠાચોર**. વિ० હલકી ચોરીઓ કરનાર; કંગાલિયતને લીધે મકાઇના ભુઠ્ઠા ચોરી ખાનાર.

**ભુઠ્ઠો**, પું० મકાઇ ડોડો; જેમાં મકાઇના કણ હોય તે ડુંડું-કણસલું તે.

**ભુઠું**, વિ० શરમિંદું; ઓશિયાળું; નિસ્તેજ; ઝાંખું.

**ભુડકવું**, ભડકવું.

**ભુડકસ**, સ્ત્રી० ભુરકસ; નાનાં છોકરાં (૨) પરચૂરણ-સેળભેળ થઇ ગયેલી ઘણી વસ્તુઓનો ખીચડો-મિશ્રણ તે. (૩) ગર; ભુકો; અવશેષ.

**ભુતડું**, ન० ભૂત; અવગતિયો જીવ; પિશાચ. (૨) ગંદું અને તરેહવાર દેખાવનું હોવાથી બીક લાગે એવું-માણસ તે.

**ભુતડો**, પું० ખડી જેવી ચીકણી ને સુંવાળી માટી. આ માટી ધોવામાં વપરાય છે. (૨) મેલો અને બિહામણો માણસ.

**ભુતાવળ**, સ્ત્રી० [ સં. ભૂતાવલી ] ભૂતોની ધાડ-ટોળું તે; જુદી જુદી જાતનાં ભૂતોનો સંઘાત.:-સ્મશાન, એટલે ભુતાવળની ઓટ થી.

**ભુનાં**, ન० નહિ ભરાયેલા અને પાક્યા પહેલાં સુકાઇ ગયેલા તુવેરના દાણા; તુવેરનાં કોસલાં.

**ભુરકવુ**, ક્રિ० સ० મોહ લગાડવો; પોતાને વશ, પોતે કહે તેમ સામું માણસ કરે એવું બનાવવું; ભ્રમિત કરી દેવું; બીજાને રૂપે-સંકાએ નહિ, માત્ર એક જણનેજ રૂપે અને સાજો માને એમ ઘેલું કરવું; મોહનમંત્રથી વશ કરવું. (૨) ઉતરવું-ડમવું; ભરમાવવું.

**ભુરકસ**, સ્ત્રી० ઘણી ચીજોનો મિશ્ર ઢગ; પરચૂરણ-સારી નઠારી સૌ એકઠી કરેલી ચીજોનો જથો તે. (૨) નાનાં નાનાં છોકરાંની ટોળી તે.

**ભુરકી**, સ્ત્રી० બીજાને પોતાને વશ કરે એવી ર.ત્તાવાળી મંતરેલી રજ-ભસ્મ તે. (૨) એક જણે બીજાની ઉપર ફિદા ફિદા થઇ રહેવું, તેનામાં સર્વસ્વ માનવું તે (૩) મોહિની; ઘેલું લાગવું તે. ક્રિ૦પ્ર૦ ભુરકી નાંખવી=મોહન મંત્રથી વશ કરી લેવું; પોતામાં ઘેલું કરવું; ભ્રમિત કરી નાખવું; ભોળવવું; મોહિત કરવું :-બાવાએ તેલના કચોળામાં કંઇ નાખ્યું એટલે તે તેની પાછળ ગઇ. હાય હાયરે બાપ! એ તો બાવાએ ભુરકી નાંખી.

**ભુરસી**, સ્ત્રી० જનોઇ દીઠ વહેંચી લેવા માટે બ્રાહ્મણને યજમાને આપેલી બાંધી રકમની દક્ષિણા તે; વદાય દક્ષિણા તે.

**ભુરાટ**, પું० ભુરા જેવો જે આભાસ-રંગ છાયા જણાતી તે; ભુરાપણું; કંઇક ભુરૂં લાગતું હોય એવું તે ભુરાશ

**ભુરાટું**, ન० ભુરા રંગનું મટોડું; ભુરી માટી; ગોરાડુ.

**ભુરાશ**, સ્ત્રી० ભુરાપણું; ગોરાપણું; ભુરાટ.

**ભુરાંટું**, વિ० ભુલું પડવાથી ગભરાઇ ગયું હોય એવું; ભૂલમાં ગુંચવાતું હોય એવું; બે બાકળું; ભ્રમિત; ભરમાયેલા જેવું; ભૂલું પડેલું.

**ભુરૂં**, વિ० રાતો કાળો અને પીળો એ ત્રણ રંગના મિશ્રણથી જે રંગ થાય તેના જેવું; જરા રતાશવાળું. (૨) ગોરૂં; ગૌર; :- ભુરાશેઠ. ભુરિયો-ગોરો; ભુરોપીવન ઉ૦ કર્યાથી આણ્યો પિરણો ભુરિયોરે, સાથે રોગી ને ભુરો વેશરે.

**ભુરૂકોળું**, ન० એક જાતનું મોટું વેલફળ. રંગે ભુરૂ હોવાથી ભુરૂકોળું કહેવાય છે. એ દવાના અને પાકના કામમાં આવે છે. એનું પાણી પાપડ કરવા વપરાય છે.

**ભુલકણું**, વિ૦ વારંવાર કોઇવાત–વસ્તુ વગેરે વિસરી જાય એવું; જેની યાદદાસ્ત સારી ન હોય એવું; વારંવાર ભૂલ કરે એવું.

**ભુલચુક**, સ્ત્રી૦ ભૂલચૂક; ગણતરીમાં કામકાજમાં થયેલી ભૂલ તે; સાધારણ ચુક ખામી તે; કસર; ફેરફાર; ખોટ. રૂ૦ પ્ર૦ ભુલચુક લેવી દેવી; સરતચૂકથી જે ફેરફાર થયેલો હોય તે સુધારવો–આપવો લેવો.

**ભુલથાપ**, સ્ત્રી૦ ભુલાવીને–ભોળવીને ધપ્પો મારવો તે; ફરેબ; છેતરવું તે; આડુંઅવળું સમજાવવું તે; ભૂલ ખવરાવીને કામ કાઢી લેવું તે.

**ભુલભુલામણી**, સ્ત્રી ભુલાપડી જવાય એવું જે તે; સહેજે ભૂલ થઇ જાય એવી અટપટી બાજી–ખેલ, રચના તે; ભૂલ થાય એવી ગુંચવણી. :–સંસારની ભૂલ ભુલામણી બહુ જબરી છે; ભુલભુલામણું

**ભુલભુલામણું**, વિ૦ ગુંચવણ ભરેલું; ભૂલ થાય એવું; અટપટું; ભ્રમમાં નાખી દે એવું ભુલાવી ભોળવી દે એવું.

**ભુલવણ**, સ્ત્રી૦ ભુલથાપ ભુલવણી.

**ભુલવણી**, સ્ત્રી૦ ભૂલવું તે; ભૂલ થઇ જવી તે. (૨) ભ્રમ; વિસ્મૃતિ.

**ભુલાવવું**, ક્રિ૦સ૦ ભૂલે તેમ કરવું; યાદ આવે નહિ એમ કરાવવું. (૨) ગણતાં કામ કરતાં અનુક્રમ તોડાવવો; ભુલ ખવરાવવી; ચુકવવું. (૩) છેતરવું; ઠગવું; ભરમાવવું.

**ભુલાવો**, પું૦ ભૂલ પડવી તે; ભુલ; ચૂક. (૨) ઉંધું સમજાવવું તે; છેતરવું તે; સમજફેર; ઠગાઇ.

**ભુલ્યું**, વિ૦ ભુલકણું. (૨) ખરીવાત–વસ્તુ વગેરે ચુકી ગયેલું; ભ્રમિત; ભૂલી ગયેલું હોય એવું:–છોકરો ભુલો પડયો છે. (૩) મોહિત; મુગ્ધ; આમ તેમ આ 'મારું' એવા આતુર વળખાં મારતું ઉ૦ ભુલ્યો શું ફરે છે રે ભુલ્યો ભવકૂપમાં પડયો. કોઇમાં કોઇનો ભાસ માનવો તે.

**ભુવ**, પું૦ બિલાડીનો ટોપ જમીન અથવા લાકડાં ભિંજાઇ તે ઉપર ઉગી નીકળેલો જે છત્રાકાર તે; ભુંઇફોડ; કુતરાનો કાન.

**ભુવન**, ન૦ [ સં. ] જગત; લોક:–ચૌદ ભોવન. સાત ઉપર ને સાત નીચે. ત્રિભુવન–સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ.

**ભુવર્લોક**, પું૦ [ સં ] ભૂલોક અને સૂર્ય એ વચ્ચેનો પ્રદેશ તે; સિદ્ધ અને ઋષિઓને રહેવાનો દેશ તે.

**ભુવો**, પું૦ ભુઓ, મેલી વિદ્યા જાણનારો; ભૂતપ્રેત કાઢનારો; ધુણાવનારો.

**ભુશંડી**. [સં] એક હથિયાર; અગ્નસ્ત્ર.

**ભુસકો**, પું૦ ઉંચેથી નીચે કુદી પડવું તે કુદકો; ભુસકો.

**ભુસડવું**, ક્રિ૦ સ૦ લખેલું છેકી નાંખવું રદ કરવું.

**ભુસવું**, ક્રિ૦ અક્ષર ચિત્ર વગેરેને હાથ વને ઘસી નાંખવાં; કાઢી નાંખવું; ઘસી નાંખવું.

**ભુસકો**, જુ૦ ભુસકો.

**ભુંઆં**, ન૦ પાણી. ક્રિ૦ પ્ર૦ ભુંઆં ભરાઇજવાં=થાકીજવું; હારીજવું.

**ભુંઈ**, સ્ત્રી૦ [ સં. ભૂમિ ] ભોંય; ભૂમિ; જમીન. (૨) ખેતર.

**ભુંકવું**, ક્રિ૦ અ૦ ગધેડાનું બોલવું,–આરડવું; ભોંભો કરવું. (૨) વગર સમજે ગમે તેમ બોલવું.

**ભુંખરૂં**, વિ૦ ઉપટાઇ-ઉડી ગયેલા રંગનું; અસલ રંગની ભભક વગરનું; રાખોડિયા રંગનું

**ભુંગરા**, પું૦ શેકેલા–ઘઉ ચણા વગેરે તે.

**ભુંગરેટ,**, સ્ત્રી૦ તપેલી રાખ.

**ભુંગળ**, સ્ત્રી૦ ધંતુરાના ફૂલના આકારનું ફુંકીને વગાડવાનું લાંબી નળીનું વાજું; ફુંકીને વગાડવાની લાંબી નળી તે. (૨) બારણાં ભીડવાની લાકડા કે લોઢાની આડીઃ સાંબેલા જેવો લાકડાનો ધોકો કે જે

બારણાં ઉઘડે નહિ તે માટે આડો ઘલાય છે ઉ૦ ભ.ગી ભુંગળો ઉઘડયા દરવાજા, ખોડાણો. ૨૦ પ્ર૦ ભુંગળ વગરની ભવાઇ-ખાલી ફજેતો; ધિંગાણું ભુંગળભટિયું-ખૂબ લાંબું લખેલું, કાગળિયું; લંબાણ લખાણ; લખેલા કાગળનો વિંટો. (૨) ટીપણું.

ભુંગળિયો, પું૦ ભુંગળ વગાડનારો.

ભુંગળી, સ્ત્રી૦ વાંસ અથવા ધાતુની અંદરથી પોલી નળી. દેવતા ધમવાની ધમણી. (૨) છાતીપર મૂકી હૃદયના ધબકાર સાંભળવાનું દાક્તરનું નળાકાર યંત્ર. (૩) ફેમડી ફેરવાળું નાકું; પેચની માદા નળી; ફેરભુંગળી.

ભુંગળું, ન૦ અંદરથી પોલો નળાકાર તે; ભુંગળી; નળી. ક્રિ પ્ર૦ ભુંગળું ફૂંકવું=વખાણ કરવાં, દેવાળું કાઢવું; નાલારી બતાવવી; સત્યાનાશ જવું, નસેનાત જવું.

ભુંજરવાડ, સ્ત્રી૦ નાનાં નાનાં છોકરાંની ધાડ-ટોળું તે. (૨) ભુંડણનાં બચ્ચાંની ધાડની ધાડ તે.

ભુંજરવાડો, પું૦ ભુંજરવાડ; નાનાં છોકરાંનો વસ્તાર તે-ભરાવો તે. ભુંડણ ને તેનાં બચ્ચાંકચ્ચાંએ કરી મૂકેલી ગંદવાડ.

ભુંજવું, ક્રિ૦ સ૦ દેવતા ઉપર શેકવું; વગર પાણીએ દેવતા ઉપર રાખીને ચડવવું-ખરકડક થના દેવું; ગરમી આપીને તૈયાર કરવું.

ભુંજાવું, ક્રિ૦અ૦ શેકાવું

ભુંડ, ન૦ ડુક્કર, ભુંગળી જેવા લાંબા મોંનું ટુંકા પગનું અને શરીરે ખૂબ ભરેલું એવું એક ચાર પગું પ્રાણી; નરમ સ્વભાવનું ગંદુ અને વસ્તીમાં રહેનારું સુવર. વરાહ.

ભુંડણ, સ્ત્રી૦ ભુંડની માદા (૨) ઘણાં જણતરવાળી સ્ત્રી. (૩) ગંદી ગોબરી સ્ત્રી.

ભુંડણી, સ્ત્રી૦ ભુંડણ.

ભુંડમશેળિયું. વિ૦ દ્વેષી; ઝેરીલું. (૨) કપટી.

ભુંડાઈ, સ્ત્રી૦ ભુંડાપણું; દુર્ગુણ; બદી. (૨) મિનાકેસો; દ્વેષભાવ, નઠારાપણું, ભુંડાશ

ભુંડાશ, સ્ત્રી૦ ભુંડાઈ.

ભુંડાળું વિ૦ બિભત્સ; ભુંડું; શરમ આવે એવું; નઠારૂં; નિર્લજ્જ; ઉત્તાંકુ :-ગાળદેવી.

ભુંડું, વિ૦ નઠારૂં; ખરાબ; દુષ્ટ; પાપી; અનીતિનું (૨) વેરીલું; ખારીલું; દ્વેષી .(૩) કપટી; મીઠું;-અંતઃદ્વેષી. (૪) કજિયો-કંકાશ કરવાથી ડરે નહિ એવું; અસભ્ય; નિર્લજ્જ; દુર્વૃત્ત, દુર્ગુણોથી ભરેલું હોય એવું. કહે૦ ભુંડાથી ભૂત નામે=ભુંડું ભૂત કરતાંએ ખરાબ.

ભુંથું, ન૦ ભોથું. (૨) વિ૦ બોથડ; અણુ-મમલું. (૩) અરસિકત્વ; બેડોળ

ભુંભું, અ૦ ભુંગળનો એવો અવાજ તે; ભું-કણ-ભુંઉઉં એવો સૂર તે; ભુંગળાનો અવાજ:-ભુંભું કરતી મોટર ત્યાંથી સપાટાબંધ દોડી જતી જણાઈ. (૨) રોવું તે :-કોઇ જરા અડે એટલામાં ભુંભું શું કરે છે ?

ભુંસું, ન૦ ઘાસ સાંઠા વગેરેનો જે ઝીણો ભુકો તે. ( ૨ ) અનાજ ઉપરનાં છાંડાંનો ભુકો; થોથાં; જાડી કુશકી; છાલાં; કુશકા, ફોતરાં વગેરે; નકામુ ઘ.સ-ઓકાં-વગેરેનું કસ્તર તે. :-એના મગજમાં ભુસું ભરેલું છે-અર્થાત્ મતત્ર વસ્તુ નથી.

ભૂ, સ્ત્રી૦ [સં.] પૃથ્વી; ધરા, જમીન; ભોંય; ભૂમિ. (૩) ન૦ પાણી-બાળભાષામાં. ર૦પ્ર૦ ભૂપીતું કરવું=મારી નાખવું; પાયમાલ કરવું. ( ૪ ) વિ૦ જન્મેલું ઉત્પન્ન થયેલું સ્વયભૂ.

ભૂકંપ, પું૦ [સં.]. પૃથ્વીના કોઈ ભાગનું હાલવું તે;ધરતીકંપ,ભૂકંપ;ધરની ડોલવી તે.

ભૂખ, સ્ત્રી૦ [સં બુભુક્ષા ] પ્રાણી માત્રને પોતાના શરીરના પોષણ માટે શરીરમાં કંઇ ખોરાક લેવાની જે સ્વાભાવિક ઇચ્છા થાય છે તે; ખાવાની ભાવના તે, ક્ષુધા; બુભુક્ષા, (૨) ઇચ્છા; લોભ, તૃષ્ણા (૩) કોઇ પણ સ્વાભાવિક લાગણીની ભાવના ભરવાની ઇચ્છા તે; જેની પ્રાપ્તિને માટે આતુરતા રહેતી હોય એવી જે મનો-

વૃત્તિ તે. ( ૪ ) તંગી; ઓછપ; ખોટ; ગરજ. રૂ૦ પ્ર૦ ભૂખ ભાગવી=જોઇએ તેટલું આપવું તંગી–ઓછપ ટાળવી; તૃપ્ત થાય એમ કરવું. ભૂખતરસ=ખાવાની અને પીવાની ઇચ્છા તે; ખાવા પીવાની લાગણીઓ તે. ભૂખ વેઠવી=ભૂખ સહન કરવી; તંગીમાં રહેવું; ભૂખ લાગવી=ખાવાની–શરીરમાં ખોરાક લેવાની ઇચ્છા થવી. ભૂખટળવી=સંકોચ જતો રહેવો–માતબર થવું. ભૂખ કાઢવી=ચાંપીને ખાવું, તૃપ્તિ થાય તેમ ખૂબ ભોગવવું; ઘણા દહાડાની તંગી–ભાવના હોય તે બધી સારી રીતે પૂર્ણ કરવી. કહે૦ ભૂખના જેવું બીજું કોઇ દુઃખ નથી, ભૂખ સૌથી ભુંડી છે. લાલચ કીર્તિની ભૂખ રાજાની પદવી પ્રાપ્ત થતાં એ ના મટી.

**ભૂખમરો**, પું૦ ભૂખમાર્યા કરવી પડે તે; પુરતું ખાવાનું નહિ મળવાથી ભૂખે ચિમળાવું પડે તે; ભૂખથી મરવા જેવું થઇ જવાનું તે; ભૂખનું મરણ તે; ખોરાકનો સંકોચ પડવો તે :–મોંઘવારીને લીધે સારા સારા લોકપણ હાલ ભૂખમરો વેઠે છે.

**ભૂખર**, વિ૦ જેમાં પાક થાય નહિ એવી ક્ષાર વાળી જમીન; નહિ રસાળ; ઉખર. ઉ૦ ઉપર ભૂખર અવનીમાંએ વાત, આખા વિશ્વમાં વિખ્યાત. પ્રેમાનંદ.

**ભૂખ્યું**, વિ૦ જેને ભૂખ લાગેલી હોય એવું; બુભુક્ષિત (૨) લાલચું; લોભી; ગરજી; તંગીમાં હોય તેવું. કહે૦ ભૂખ્યો સિંહ ન તરણું ખાય.

**ભૂગોળ**, ન૦ [ સં ] ગોળાકાર પૃથ્વી તે; પૃથ્વીનો ગોળો. (૨) સ્ત્રી૦ પૃથ્વીના ગોળા ઉપરના પર્વતો, નદીઓ, સમુદ્રો, નગરો અને બીજી જે કંઇ જાણવા જોગ હકીકત જેમાં આપેલી હોય તે પુસ્તક; પૃથ્વીની સપાટી અને તેની ઉપરની હકીકત વાળું પુસ્તક; ભૂગોળવિદ્યા. એ તો ભમી ભમી ભૂગોળ ખગોળ, બીજે કહિં મનડું માન્યું નહિ રે.

**ભૂગોળવિદ્યા**, સ્ત્રી૦ [ સં ] પૃથ્વીની સપાટી–તલની હકીકતનું જેમાં વર્ણન આપેલું હોય તે શાસ્ત્ર–વિદ્યા. જેમાં ભૂગોળનું જ્ઞાન હોય તે.

**ભૂચર**, વિ૦ [ સં ] પૃથ્વી ઉપર ફરનાર, મનુષ્ય પ્રાણી વગેરે; જળચર કે ખેચર નહિ તે. જમીન ઉપર રહેનારાં અને જમીન ઉપર ચાલનારાં તે.

**ભૂછત્ર**, ન૦ [ સં. ] બિલાડીનો ટોપ, કુતરાનો કાન; પાણીથી ભિંજાયલાં લાકડાં વગેરે ઉપર ફૂટી નિકળતી વનસ્પતિનો એક પ્રકાર–ફુગ વગેરે તે.

**ભૂત**, ન૦ [ સં ] જગતમાંનું એક તત્ત્વ. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ, એ પાંચ મહાભૂત કહેવાય છે. (૨) પૃથ્વી ઉપરના દેહધારી જીવ તે; લોક; દેહી; શરીર તે. ઉ૦ જેણે આમંત્ર્યું છે ભૂતમાત્ર. જુઠા જાવ શું ભૂલે તે જામાત્ર. (૩) સંસારમાંના કોઈ ભાવમાં મન રહી જવાથી જીવ જે અવગતિને પામે છે તે; જીવની તે સ્થિતિ કે જે સ્થિતિમાં તે હમેશ ભટક્યા કરે છે; પિશાચ; પ્રેતઃ–ભૂત; ઝાંપડી, પ્રેત; પિશાચ; બ્રહ્મરાક્ષસ; ખવીસ વગેરે. (૪) વિ૦ ગત; ગયેલું; અતીત :–ભૂતકાળ. (૪) વિ૦ પહેલું; ગુદસ્ત. (૫) વાળું; રૂપ; સમાન :–આશ્રયભૂત; અંગભૂત. લાયક; યોગ્ય. રૂ૦ પ્ર૦ ભૂતભમવાં=ઘણા ઉમેદવાર હોવા; ઘણા લોક ગરજાઉ હોવા. દુઃખ આવી પડવાનો ભય હોવો. ભૂતભરાવું=ઘેલું લાગવું; ધુનમાં ચડવું; વાંકું પડવું; રિસાવું.;–વળી આજ તમને શું ભૂત ભરાયું છે ? ક્રિ૦ પ્ર૦ ભૂત વળગવું; ભૂત વળગાડવું. કહે૦ ભૂત ગયું ને પલિત આવ્યું ભૂત ભુકા મારે ને હનુમાન હડિયો કાઢે=સપાટ મેદાન હોવું, ગરીબાઈ હોવી તે; જેમાં કંઇ સરસામન હોય નહિ તેવું.

ભૂતકાળ, પું૦ ગયેલો વખત તે; ગતકાળ દેખાડનારો કાળદર્શક શબ્દ.
ભૂતખાનું, ન૦ ભૂતોને રહેવાની જગા; જેમાં ભૂતનો વાસો હોય એવું સ્થાન-ભૂતનું ઠેકાણું.
ભૂતળ, ન૦ [ સં. ] પૃથ્વીની તળ સપાટી; તળની જમીન; તળિયું.
ભૂતિ, સ્ત્રી૦ [સં.] આબાદી; બઢતી; ઉદય. (૨) પ્રભુતા; ગૌરવ. (૩) મોટપણું; પ્રૌઢી. (૪ કલ્યાણ; હિતસિદ્ધિ; ઐશ્વર્ય; વૈભવ.
ભૂદેવ, પું૦ [સં] બ્રાહ્મણ; દ્વિજ; વિપ્ર.
ભૂધર, પું૦ [ સં. ] પૃથ્વીને પર્વતને ધરનાર તે; કૃષ્ણ. (૨) શેષનાગ. (૩) રાજા.
ભૂનિંબ, ન૦ કરિયાતુ; કરિયાતાનો છોડ.
ભૂપ, પું૦ [ સં. ] પૃથ્વીનું પાલન કરનાર તે; રાજા; પૃથ્વીપાળ.
ભૂપકલ્યાણ પું૦ કલ્યાણ રાગનો એકભેદ.
ભૂપતિ પું૦ [ સં ] ભૂપ; રાજા; પૃથ્વીપતિ.
ભૂપાળ, પું૦ [સં] ભૂપ; રાજા; ભૂપતિ.
ભૂભા સ્ત્રી૦ [ સં ]પૃથ્વીની છાયા; પૃથ્વીના ગોળાનો તે પડછાયો કે, જે ચંદ્ર ઉપર પડતાં ગ્રહણ થાય છે.
ભૂભાર, પું૦ [ સં ] પૃથ્વી ઉપર થયેલો પાપનો ભાર તે; પાપપુંજ.
ભૂમધ્યરેખા સ્ત્રી૦ [સં.] વિષુવવૃત્ત.
ભૂમંડળ, ન૦ [સં] પૃથ્વીનો ગોળાકાર તે; જેમાં તમામ પૃથ્વી આવી જાય તેવું વર્તુલ-ગોળાકાર તે; સઘળો ભૂપ્રદેશ તે.
ભૂમિ, સ્ત્રી૦ [સં] પૃથ્વી; જમીન; ભુંઈ ભોય. (૨) પૃથ્વીની સપાટી તે; તેનો એકાદ પ્રદેશ તે. (૩) ખેતર; ક્ષેત્ર. (૪) તટબંધી; સપાટી; તળ. ભાતની ગોઠવણ તે-સમભૂમિના મહેલ બંધાવ્યા. (૫) સ્થળ; સ્થાન; ઠેકાણું; યુદ્ધ નાટક ને આવાં વગેરેનું સ્થાન. :-રંગભૂમિ (૬) પ્રસ્તાવના; પ્રસ્તાવ; ભૂમિકા.
ભૂમિકા, સ્ત્રી૦ [ સં.] ભૂમિ; સ્થળ; જગા, સ્થાન (૨) જ્ઞાનની ઉત્તરોત્તર ચડતી સાત સ્થિતિઓમાંની એકાદી તે. (૩) તળ, તળું. (૪) યુદ્ધ, નાટક વગેરેનાં સ્થાન તે. (૫) પ્રસ્તાવના.
ભૂમિતિ, સ્ત્રી૦ [સં.] જમીન માપવાની વિદ્યા; જમીન પરનાં અંતરો તેમજ જુદી જુદી જાતની આકૃતિઓનું માપ લેવાની વિદ્યા તે; રેખાગણિત.
ભૂર, વિ૦ મૂર્ખ; અણસમજુ; બાધક; અજ્ઞાની.
ભૂરિ, વિ૦ [ સં ] પુષ્કળ; ઘણું; અત્યંત.
ભૂર્જ, ન૦ [સં.] એક જાતનું ઝાડ અને તેની છાલ તે. ભૂર્જપત્ર આગળ જ્યારે કાગળ ન હતા ત્યારે લોકો ભૂર્જની છાલનો કાગળ તરીકે ઉપયોગ કરતા હતા.
ભૂર્જપત્ર, ન૦ ભોજપત્ર; ભૂર્જ નામના ઝાડની પાતળી ને સુંવાળી અંતરછાલ.
ભૂલ, સ્ત્રી૦ ચૂક; ખોટ; ખામી. (૨) ગફલત; વિસ્મૃતિ; ભુલાવો. (૩) મોહ; છેતરાવું તે. (૪) ખોડ; બરાબર નહિ એવું તે. ક્રિ૦ પ્ર૦ ભૂલ કરવી=ચૂકવું; ખામી આવવી; વિસરી જવું; યાદ ન હોય એવી સ્થિતિમાં આવવું તે.
ભૂલવું, ક્રિ૦ અ૦ વિસરવું; યાદ નહિ રહેવું; ચૂકીજવું (૨) આડું જવું; ગફલત કરવી. (૩) ખોટું કર્યું હોય એવી હાલતમાં આવવું (૪) અકલ ગુમાવવી; બેવકૂફ બનવું. (૫) ધાપ ખમજવી. (૬) મોહમાં ફસાવું; ભૂલ થવી.
ભૂલોક, પું૦ [ સં.] પૃથ્વી અને પૃથ્વી ઉપર રહેનારાઓ તે; મૃત્યુલોક.
ભૂશલાકા, સ્ત્રી૦ [ સં. ] પૃથ્વીની અણીધાર તે. જમીનની લાંબી પટી જે સમુદ્રમાં ગયેલી હોય તે, ભૂશિર.
ભૂશિર, સ્ત્રી૦ [સં] જમીનની સાંકડી પટી અણી જે લાંબી થઈ સમુદ્રમાં ગયેલી હોય તે; ભૂશલાકા.
ભૂષણ, ન૦ [સં] ઘરેણું. અલંકાર, દાગીનો; શણગાર. (૨) શોભા; શોભાવનાર દીપાવે-

કીર્તિ કરાવે– સુંદર સારૂં દેખાડે એવું તે:–કુળભૂષણ

ભૂષિત, વિ૦ [ સં ] શોભાવેલું; સુશોભિત; શણગારેલું; અલંકૃત.

ભૂસ્તરવિદ્યા, સ્ત્રી૦ [સં] પૃથ્વીના તળ ઉપરના થરો સંબંધી જેમાં જણાવ્યાનું હોય તે વિદ્યા. ભૂમિની રચના સંબંધી હકીકતનું શાસ્ત્ર તે.

ભૂસ્તરવેત્તા, પું૦ [સં] પૃથ્વીના તળની રચના સંબંધીનું જ્ઞાન ધરાવનાર વિદ્વાન તે; ભૂમિના થર કેવી રીતે બંધાયા અને તે શાના તથા ક્યારે બંધાયેલા હોવા જોઇએ, વગેરે બાબતો જાણનાર.

ભૂકુટી, સ્ત્રી૦ [સં] ભ્રૂકુટિ; બે ભમરો વચ્ચેને ભાગ તે; ભવું: ભમર

ભૃગુવાર, પું૦ [સં] શુક્રવાર.

ભૃત્ય, ન૦ [સં] સેવક; ચાકર; નોકર; દાસ.

ભૃંગ પું૦ [સં] ભમરો; ભમર; ષટ્પદ.

ભે, પું૦ ભય; બીક; ડર. ઉ૦ હું તો ચહાડમાં બે કોનો નવ ધરૂ. (૨) જોખમ,

ભેક, પું૦ [સં] દેડકો. મેડક.

ભેખ, પું૦ [સં.ભિક્ષ્ ] ભિખારીનો વેષ લેવો તે, ભિખારીવેષ; ગૃહસ્થ વેષ છોડી દેવો તે; વૈરાગ્ય; સંસારાભાવ તે. ઉ૦ ભેખ ઉતારો રાજા ભરથરી. (૨) મોજમઝા, સુખો પભોગ ને વૈભવ છોડી દઇ અમુક એકાદી અર્થમાપના પાછળ મચવું તે·–કોઇ કામ ભેખ લીધા વગર બનતું નથી, ભિક્ષાત્રત. (૩) સાધુ; વેરાગી. ક્રિ૦પ્ર૦ ભેખ લેવો; દુનિયાદારી છોડી દેવી તે; સાધ્યની સિદ્ધિને માટે બીજા અર્થોનો કરેલો ત્યાગ તે. જોગી ચોગીવેષ તે.

ભેખડ, સ્ત્રી૦ માટીનું મોટું ગચિયું; નદી–તળાવ વગેરેના તીર–કાંઠાના ઉંડા બંધ કિનારાનું મોટું માટીનું ઢેફું–માટીની ખડક; કિનારાની માટીનો ઝઝુમી રહેલો ભાગ તે. (૨) નાણાનો ઢગ; ભારે–મોટી રકમ:–હમણાં એમને ભેખડ પાડી છે. ક્રિ૦પ્ર૦ ભેખડાવું=ભેખડ ધસવાઇ પડવાથી પડી જવાવું; ભેખડ સાથે પડવું; ભેખડને લીધે પડી જવાવું. ભેખડો પડી પડીને કિનારો તૂટી જવો. શહેર તરફના નદી કિનારાની સરહદ–ભેખડાય છે, અર્થાત્ ભેખડો પડી પડીને શહેરની સરહદ ઓછી થાય છે.

ભેખધારી, પું૦ જેણે ભેખ ભીખી ખાવાનો વેષ લીધેલો હોય તે; સાધુ; વેરાગી.

ભેગ, પું૦ ભેળ; મિશ્રણ; મેળવણી. (૨) એક ચીજનું બીજાની ભેગું હોવું તે:–ઘઉંમાં જવનો ભેગ છે. ક્રિ૦ પ્ર૦ ભેગ કરવો= અમુક એક ચીજમાં બીજી ચીજ સામેલ કરવી., જણાય કે સમજાય નહિ તેમ મેળવવી; ભેગું કરવું તે.

ભેગવડું વિ૦ મિશ્ર; ભેળસેળિયું. બે ત્રણ વસ્તુનું મિશ્રણ હોય એવું; એકથી વધારે વસ્તુ જેમાં ભેગાયલી– ભેળા થયેલી હોય એવું, :–ભેગવડી દાળ ઓરો.

ભેગાભેગુ, અ૦ સાથે સાથે; ભઠિં મળતું એમ; સાથે લાગુ; એકની સાથેજ બીજું એમ.

ભેગુ, વિ૦ એક બીજા સાથે ભળેલું હોય એવું તે; મિશ્ર; મિશ્ર થયેલું; ભળેલું; સાથે મળેલું. (૨) અ૦ સાથે; એકબીજાનાં એક બીજાનું એકત્ર હોય તેમ; જોડે; સંગે ·–તમે મારી ભેગા આવજો. હુ એના ભેગો વેપાર કરૂં છું.

ભેચક, વિ૦ બીકથી આભું થઇ ગયેલું; બીનેલુ (૨) મુંઝાયલું; ગાભરૂ.

ભેચો, પું૦ ભરાવો; પાણી વગેરેથી ખૂબતર–બોળ હોય એવુ તે; રહેમચો. (૨) શક્તિ; કૌવત; જોર; આવ. કોઇ ચીજનો એક જગાએ ખૂબ ભરાવો–જમાવ હોવો તે.

ભેજ, પું૦ ભિનાશ; ખારને લીધે ઉત્પન્ન થતી આર્દ્રતા. હવા ( ૨ ) જમીન

વગેરેનું બહાર અને અંદરથી પલળી જવું તે; અંદરની ભિનાશ. ( ૩ ) ટાઢોડું; કુદંનની શરદ હવા તે. રૂ૦પ્ર૦ ભેજ થવા= વરસાદથી જમીનની સપાટી પલળીને અંદરની ભિનાશ સાથે એક થઈ જવી તે. ઉપલી કોરી જમીન અને નીચલી ભીની જમીન પલળીને એક સરખી પોચી થઇ, જવી તે. ભેજ થાય ત્યારેજ ખેડુતો હળોતરાં કરે છે.

**ભેજું**, ન૦ જ્ઞાનશક્તિવાળા તંતુઓ જેમાં ગુંથાયેલા હોય એવો માથાની ખોપમાંનો પોચો લોચો; માંસ ને જ્ઞાનતંતુઓથી ભરપુર મસ્તકમાંનો અવયવ. (૨) અક્કલ; બુદ્ધિ; મતિ, સમજશક્તિ. ( ૩ ) મગજ. ક્રિ૦ પ્ર૦ ભેજું ફાટી જવું=મગજ ખસી જવું; ગાંડા થવું. ભેજું ઠેકાણે રાખવું= ચળી-ઉદ્ધત નહિ થઇ જવું; મન સ્થિર રાખવું. ભેજું ખસવું=મગજ ચસકી જવું =વાત કરી કરીને અથવા સવાલ પૂછી પૂછીને કંટાળો આપવો; કાયર કરવું; સંતાપવું.

**ભેટ**, સ્ત્રી૦ ભેટવું-મળવું તે; મુલાકાત; મેળાપ. (૨) અર્પણ કરવું તે; બક્ષીસ; ઉપહાર; નજર; યાદગીરી દાખલ એકાદી ચીજ બીજાને આપવી તે. ક્રિ૦ પ્ર૦ ભેટે જવું=મળવા જવું. ભેટ દાખલ કોઇ વસ્તુ મોકલી આપવી. ઉ૦ ભરી ભરી આમસા મીઠી સાખ પતાપતિ ભેટે જશેરે લોલ. ભેટ આપવી=ખુશી થઈ કોઇને કોઇ વસ્તુ આપવી. ભેટ લેવી. નજરાણું.

**ભેટવું**, ક્રિ૦ સ૦ એક બીજાનાં અંગ એક બીજાની સાથે ભિડાય તેમ મળવું; આલિંગવું, કોટે વળગવું; ખભે ખભા અડકાડીને મળવું. (૨) મુલાકાત કરવી; મેળાપ કરવો; મળવું. (૩) લડવું; સામ સામા ઝપાવું.

**ભેટભેટા**, સ્ત્રી૦ સામ સામાં એક બીજાને અંગેઅંગ ભિડાવીને મળવું તે, એક બીજાને વળગી પડવું તે. (૨) મારામારી-લડાઈ વગેરેમાં એક બીજાની સામ સામા આવી જવું તે.

**ભેટામણ**, ન૦ ભેટામણું.

**ભેટામણી**, સ્ત્રી૦ ભેટ; મળવું તે; મુલાકાત; પ્રસંગમાં એક બીજાને કંઇ ઇનામ બક્ષીસ વગેરે આપવું તે.

**ભેટાડવું**, ક્રિ૦ સ૦ બે જણ એક બીજાને ભેટે એમ કરવું તે; ભેટાવવું.

**ભેટાવવું**, ક્રિ૦ સ૦ ભેટાડવું.

**ભેટિયો**, પું૦ ભેટ કરાવનારો. (૨) મંદિરનો ભટિયો.

**ભેટો**, પું૦ મુલાકાત; મેળાપ (૨) આલિંગન. કોટી. (૩) ઓચિંતા એકઠા થઈ જવું તે.

**ભેડ**, ન૦ મેંઢું; ઘેટું.

**ભેડિયો**, પું૦ વરૂ; ઘેટાનો કાળ; નાહર.

**ભેણું**, ન૦ પુરા કરવાનું માટીનું વાસણ; તાવણી.

**ભેદ**, પું૦ [ સં. ] જુદું પડવું તે; તફાવત; ફેરફ; ફેર; અંતર; જુદાઇ. (૨) વિઘ; ચીરો; તરડ; કાપ. (૩) જય મેળવવાના ચાર પ્રકારમાંનો એક પ્રકાર વિચ્છેદ; વિશેષ:-સામ, દામ, ભેદ ને દંડ. (૪) જાત; પ્રકાર; તરેહ; રીત. (૫) મર્મ; ભરમ; ગુહ્ય; છાની વાત; અંતરનો આશય:-ભેદ જાણીને વાત કરો. ભેદ લેવો. (૬) કપટ; પ્રપંચ. ક્રિ૦ પ્ર૦ ભેદ લેવો. ભેદ ફોડવો=જાહેર કરવું.

**ભેદન**, ન૦ [ સં. ] ભેદવું તે

**ભેદવું**, ક્રિ૦ સ૦ જુદું પાડવું; કાપવું; ચીર-પાડવું; છેદવું; વિંધીને આરપાર જવું. વિંધવું; છિદ્ર કરવું. ( ૨ ) જોરમાં ઉંડી અસર કરવી; પિંજણારી નાંખવું. (૩) ક્રિ૦ અ૦ અંદર પેસવું; લાગુ પડવું.

**ભેદાવું**, ક્રિ૦ અ૦ છેદાવું; કપાવું; બે ભાગે વહેંચાવું. (૨) ફુટ પડવી; ભિન્ન થવું. ચિરાવું આરપાર ઉતરવું.

**ભેદિયો,** પું૦ ભેદુ; છાની વાત જાણનારો. (૨) મળતિયો; સાથી.
**ભેદુ,** વિ૦ અંદરનો ભેદ જાણનાર. (૨) માહિતગાર; ભેદ જાણનારો. (૨) ભેદ પાડનાર.
**ભેભર,** સ્ત્રી૦ ઉની રાખ.
**ભેર,** ન૦ ચામડાનું ઢાંકીને વગાડવાનું એક જાતનું વાજું; ભેરી.
**ભેરવ,** પું૦ ભૈરવ; શિવનું ભયંકર સ્વરૂપ તે. (૨) એક રાગ. (૩) આકરૂં; ન સહન થાય એવું-ભયંકર. કહે૦-ભેરવજવ ખાવો=જેમાં ભય ખુલ્લો દેખાતો હોય એવું સાહસ કરવું તે; આંધળિયાં કરી-યાહોમ કરીને કોઈ કામ કરવું તે.
**ભેરવવું,** ક્રિ૦ સ૦ આંટ દઈને ભરવવું, લટકાવવું; લટકતું રહે એમ લબડાવવું; વળગાડવું; અંદર ઘાલી વળગાડવું; ટિંગાવવું.
**ભેરવાવું,** ક્રિ૦ અ૦ વળગી રહેવું; સાંકડામાં આવવું. (૨) ગુંચવણમાં પડી જવું; ગુંચાઈ જવું.
**ભેરવી,** સ્ત્રી૦ (પું૦) એક રાગ, અને તેને લગતી રાગિણી, એ પ્રભાતે ગવાય છે.
**ભેરી,** સ્ત્રી૦ [સ.] એક ચર્મવાદ્ય; પખાજ.
**ભેરૂ,** પું૦ ભીરૂ.
**ભેલાડ,** પું૦ ભેલાડવુ તે; ખવરાવી દેવું તે; ખરબાદ કરી કરાવી નાંખવુ તે બગાડ; નુકસાન.
**ભેલાડવું,** ક્રિ૦ સ૦ પાકેલા ખેતરમાં ઢોર ઘાલી અથવા લુંટી લઈ-ખેતરને પાક સાથે ખરાબ કરવું. વણસાડવું; ખેતરમાંના પાકને ખવડાવી તોડી-ફોડી નાંખી ધૂળધાણી કરી નાંખવો તે (૨) લુંટી, લુટાવી-આપી દઈ ખલાસ કરી નાંખવું; દુરૂપયોગ કરવો તે.:-રબારીઓ ગાયો પાસે ખેતરો ભેલાડે છે. તેણે બાપની મિલકત ભેલાડી દીધી. ખરાબ-દાંદારોળ કરી નાંખવું.
**ભેવ,** પું૦ ભેદ; મર્મ.
**ભેષજ,** ન૦ [ સં. ] ઓસડ; દવા.
**ભેળ,** પું૦ (સ્ત્રી૦) ભેગ; મેળવણી; મિશ્રણ. (૨) સંજોગ, એકમાં બીજી વસ્તુ મેળવી દેવી તે. (૩) છિન્નભિન્ન થઈ જવુ, સમવાય તૂટવો તે; ભંગાણ; તૂટ.:-લશ્કરમાં ભેળ પડી. (૪) પાકેલા ખેતરમાં ઢોર ઘાલી પાક ખવડાવી દેવો તે.
**ભેળવણી,** સ્ત્રી૦ ભેળવવું-મેળવવું તે; મિશ્રણ, ભેળ; ભેળવવાનું જે તે; મેળવણી; ભેગું નાંખવુ તે:-આ શાકમાં બીજી કંઇ ભેળવણી ભેળવો.
**ભેળવવું,** ક્રિ૦ સ૦ એકઠું કરવું; મેળવવું; મિશ્ર કરવું. (૨) સામેલ કરવું; સાથે રાખવું; જોડવું, સમવાયમાં લેવુ:-રાજકાજમાં એને ભેળવશો નહિ તો ઉંધુ મારશે.
**ભેળવું,** ક્રિ૦ સ૦ સામેલ રાખવું; સાથે લેવું. (૨) મેળવવું; મિશ્ર કરવું. (૩) સાથે ગણવુ; સરવાળો લેવો; એકઠું લેવું (૪) કામકાજ-વાત-વર્તાવમાં ભાગ લેવરાવવો. (૫) વણસાડવું; છિન્નભિન્ન કરી નાંખવું; ખરાબ કરવું; ઉજડ કરવું.
**ભેળસેળ,** સ્ત્રી૦ ભેળ; ભેળવેલું હોય એવું તે; ભેળવવું-મિશ્રણ વગેરે કરવું તે; ખીચડો; ભેગું કરી નાંખેલું હોય એવું તે.:-આ ઘીમાં કંઈ ભેળસેળ નથી. (૨) સમડળ. (૩) એક બીજામાં એકાકાર થઈ જવું તે; એકઠું થઈ જવું તે.
**ભેળસેળિયું,** વિ૦ જેમાં ભેળ-મિશ્રણ કરેલું હોય એવું; એવુ; એકથી વધારે જાતની વસ્તુઓ જેમાં ભળેલી હોય એવું; મિશ્ર ભેળવાળું; પરચૂરણિયું.
**ભેળામણ,** ન૦ ભેળવવાનું જે તે; ભેળવણી.
**ભેળામણી,** સ્ત્રી૦ ભેળવણી.
**ભેળાવું,** ક્રિ૦ અ૦ ખવાઇ-લુંટાઇ-ચોરાઈ-ખરબાદ થઇ જવુ તે.-ખેતર ભેળાયાં. (૨) એકાદ જણે બીજાઓ સાથે મળી જવું તે; મળતા ભળતા રહેવું:-સાથે ભણનારા વિદ્યાર્થીઓ સાથે પણ ભેળાતો નથી. પરિચય કરવો, મૈત્રી બાંધવી.

અપાતો નથી (૬) દેહ અને સુખભાગા-દિનો ત્યાગ તે. :-તેણે પોતાની તરફથી કેટલો ભોગ આપ્યો છે તે જાણો છો? સ્વાર્થત્યાગ; છોડી દેવું તે. રૂ૦ પ્ર૦ ભોગ લાગવા સહન કરવાનું હરી તેથી, મુશ્કેલી ભોગવવાનું કર્મે લખેલું હરી તેથી એમ, જખમારવી. ભોગ થઇ પડવું; બલિ પડવું; બીજો જેમ કરે તેમ સહેજ ની હાલતમાં થઇ પડવું.

**ભોગજોગે**, પું૦ અનુભવ મળવાનો જોગ બની આવવો તે; અકસ્માત ઓચિંતો આવી ચઢેલો કાઈ સંજોગ તે.

**ભોગજોગે**, અ૦ અકસ્માતથી; કદાપિ, કદ ચિત, કોઈ વારજ એમ; કવચિત અણ-ચિંતવ્યો કોઈ પ્રસંગ થઈ જાય એમ. :-, ભોગજોગે તે ત્યાં આવી ચઢ્યો ને લડાઇ થઇ.

**ભોગદાર**, વિ૦ ભોગવવાનો જેને હક હોય તે, ભોગવનાર.

**ભોગદારી**, સ્ત્રી૦ ભોગવવાનો હક તે, ભોગ વવાની સત્તા.

**ભોગવટો**, પું૦ ચાલુ ભોગ-ઉપભોગ કરાતો હોવો તે; વાપર. ચાલુ ભોગવાતો રહેલો હોય એવો ઉપયોગમાં લેવાનો હક તે, ઉપભોગ (૨) વહીવટ, વ્યવસ્થા રાખીને ઉપભોગ કરવો ઇત્યાદિ રીત અમુક વસ્તુ ચીજ વ રે ઉપરની જે વાપર સત્તા તે સત્તા કાળ (૩) ધણીપણું સ્વામિત્વ ભોગવવું-રહેવુ વાપરવું ને ઉપયોગમાં લેવા પણ તે, ભોગવટો. :-આ ઘર એ મેડી.થઇ અમારા કુટુંબના ભોગવટામાં છે

**ભોગવવું**, ક્રિ૦ સ૦ ઉપયોગમાં લેવું, સ્વાદ રસ અને અનુભવ લેવો, ઉપભોગ કરવો, સુખનો લહાવો લેવો (૨) સહન કરવુ ખમવું, વેઠવું. (૩) સત્તા રાખવી; વહી વટ ચલાવવો.

**ભોગળ**, સ્ત્રી૦ ભુંગળ; બારણાં બીડવાની આડી.

**ભોગી**, વિ૦ ભોગલેનાર; ભોગને ભોગવનાર (૨) સંસારી, વિષયી, રસિક, વિલાસી (૩) આશક, પ્રીતમ ૪) ભમરો. (૫) રાજા (૬) સાપ.

**ભાગ્ય**, ન૦ ભાવી, નસીબ; તકદીર.

**ભોજક**, પું૦ જૈનમંદિરમાં ગાયન કરનારો.

**ભોજન**, ન૦ [સં] જમવું-ખાવું તે (૨) ખાવાનો પદાર્થ તે; ખાવાનું જમણ ક્રિ૦પ્ર૦ ભોજન કરવું=ખાવું, જમવું.

**ભોજનીય**, વિ૦ [સં] ભોજન કરવા લાયક; ખાવાજોગ

**ભોજપત્ર**, ન૦ [સં] એક જાતના ઝાડની પાતળી અંતર છાલ. ભૂર્જપત્ર. આગળ જ્યારે કાગળ ન હતા ત્યારે એની ઉપર લખાણ લખાતાં હતાં

**ભોજણુ** ન૦ માકડું.

**ભોજાઈ**, સ્ત્રી૦ [સં ભ્રાતૃજાયા] ભાઇની વહુ તે, ભાભી

**ભોજ્ય**, વિ૦ [સં] ખાવાજોગ; ખાવાજેવું

**ભોટ**, વિ૦ ભોથડ

**ભોટવો**, પું૦ પાણી ભરવાનો કુંજો, ચબુ

**ભોટંગડી** સ્ત્રી૦ એક વેલી.

**ભોગીલુ**, ન૦ કુતરાનું બચ્ચું, કુરકુરિયું.

**ભોટું**, વિ૦ શરમિંદુ, એ શિયાળ ભ્રોણું પડી-ગયો

**ભોથડ**, વિ૦ મૂર્ખ; ઠોઠ

**ભોથું**, ન૦ દર્ભ ઘાસ અને ડાંગર વગેરેના છોડના મૂળીયાંનો જુડો તે, જડિયું. વનસ્પતિની શાખ પ્રશાખાઓનો ખૂબ વિસ્તાર ને ભરાવો તે (૨) શેરડીના ગાંઠા ઉપરનાં મૂળિયાંનો જથ્થો-ઝુડો તે મૂળિયાંનું જૂથ

**ભોપાળી**, સ્ત્રી૦ એક રાગિણી; મળસકામાં ગવાય છે અને તેમાં પુણ્યશ્લોક-રાજાઓ વગેરેનાં નામાભિધાન આવે છે.

**ભોપાળું**, ન૦ પોલું, પોકળ; ખોટાઈ; મહિલો ખાલી દમ-ભરમ તે; અંદરનું પોલાણ (૨) ફજેત, ઢોંગ :-ભટનું ભોપાળું.

**ભોપી**, પું૦ મહાદેવની પૂજા કરનારો; તપોધન, ભરડો.

**ભોમ**, પું૦ મંગળ-ગ્રહ અથવા વાર. ભોમવાર=મંગળવાર.

**ભોમિયો** પું૦ ઘર-દેશ,માર્ગ વગેરેનો જાણકાર; વસ્તુસ્થિતિ જાણનારો; જેને કોઈ ખોબતનું સરૂ જ્ઞાન-માહિતી હોય તે માણસ :-હું તારો ભોમિયો છું (૨) રસ્તો બતાવનારો, રાહબર, માર્ગ દેખાડનારો; વળાવો.

**ભોર**, પું૦ મળસકું, પરોઢિયું વાણું (૨) ઉજેશ, અજવાળું; ઝાંખરું. (૨) ગાડું ભરાય એટલું ઘાસ-અથવા-એક ગાડું ભરેલા પુળાનો જથ્થો તે; ઘાસના પુળાથી ભરેલું ગાડું -એક ભોર પુળા -ખેતરમાંથી બે ભોર ખેંચી આવ્યા એટલામાં બળદ થાકી ગયા.

**ભોર**, અ૦ પૂરું, સમાપ્ત, ખલાસ એમ; સાફ -જેટલા રૂપિયા આપ્યા એટલા ભોર ! જેટલું આપો એટલું ભોર કરે ભોર કરવું=ખલાસ કરવું.

**ભોરંભોર**, અ૦ તરત, તરત પાર, તમામ, પાર ખલાસ; સાફ.

**ભોરિંગ** પું૦ મોટો ભારે સાપ ઉ૦ સિંદુર બોરિંગ મણિ રૂપનું ધન સતીનાર જ્યાં જાતાં પર કર જાશે, પડ પાસા પોબાર. જેને મુટો અને મણિ હોય એવો ઘરડો મોટો સાપ -ખૂણામાં ભોરિંગ પડ્યો હતો.

**ભોરો**, પું૦ ભમરો, ભૂંગ; મધુપ.

**ભોલ**, વિ૦ ફોફું; અંદરથી પોલું પણ દેખાવે સ્થૂલ; જાડું; ફૂલેલું જાડો ભોલ. સંગીન નહિ પણ ફોફા જેવો.

**ભોવન**, ન૦ લોક, પ્રદેશ; દેશ. (૨) રહેઠાણ; ઘર, ભવન ઉ૦ નારદ ઇન્દ્ર ભોવનથી આવ્યા.

**ભોશ**, સ્ત્રી૦ જનનેંદ્રિય; યોનિ; ઉત્પત્તિસ્થાન

**ભોહ**, ન૦ વેલાનું-ઘાસનું-ઝાડની છાલનું ઉઠાણું

**ભોળ**, પું૦ છીર ફરવો તે; તમ્મર, ફેર, ચક્કર (૨) ફેર આવવાને લીધે થતી ઓકારી.

**ભોળપ**, સ્ત્રી૦ ભોળાપણું; ભોળાઈ, નિખાલસપણું, નિષ્કપટીપણું (૨) સરળતા; સાદાઈ સાલસાઈ.

**ભોળપણ**, ન૦, ભોળાપણું; ભોળપ (૨) સાલસાઈ (૨) લાભાલાભની ઊંડી સમજ વગરનું-જેવું હોય તેવું કહી દેવાની ખુદ ની સ્વાભાવિક વૃત્તિ તે

**ભોળવવું**, ક્રિ૦ સ૦ આપણી વાતમાં વિશ્વાસ રાખે એમ કહ્યું કર્યું કરે એવી રીતે સમજાવવું, છાની વાત કહી દે તેમ કરવું; આપણા મત સાથે મળતું કરવું (૨) ઉશ્કેરવું સમજાવી દેવું, છેતરવું ભરમાવવું

**ભોળવાવું**, ક્રિ૦ અ૦ બીજાના કહેવાને માની તે પ્રમાણે કરવું વિશ્વાસે રહેવું ઠગાવું છેતરાવું; ભરમાવવું

**ભોળાઈ**, સ્ત્રી૦ ભોળપણ

**ભોળારાજા**, વિ૦ નિષ્કપટી ને સરલ, (માણસ) નિખાલસ, સાફ; ખુદ ! દિલનું.

**ભોળિયું**, વિ૦ ભોળું નિખાલસ

**ભોળું**, વિ૦ જેના મનમાં કપટભાવ ન હોય એવું સરળ સ્વભાવનું નિખાલસ, ભોળિયું; નિષ્કપટી, ખુલ્લા દિલનું; પ્રપંચમાં ન સમજે એવું સાદું.

**ભોં**, અ૦ ગાયની બરાડ; પશુનો અવાજ. (૨) શુંગળનો અવાજ. (૩) ના. ભોંય; ભૂમિ

**ભોંઠી**, સ્ત્રી૦—ભોંયમાં ખાડો ખોદી દારૂ ભરીને ઉડાડવામાં આવે છે તે; સુરંગ.

**ભોંય** સ્ત્રી૦ [ સં. भूमि प्रा भुंइ. ] ભૂમિ; પૃથ્વી; જમીન. (૨) ખેતર. (૩) માસાં કુર (૪) પોત. કિનારે લાલવોક ભોંય પીળી અને ભોંયની અંદર થોડે થોડે છેટે ગલ પડે એમ સાળુ રંગજો.

**ભોંયગોળું**, ન૦ એક જાતનું કંદ ફળ.

**ભોંયતળિયું** ન૦ ઘર વગેરેનો જમીનને લગતો પથાર તે; તલપ્રદેશ.

**ભોંયપરસો**, પું૦ લિંપણના પોપડાનો જાડો રગડો અને તેનો લેપ તે; માટીને, મીઠું વગેરે નાખીને બનાવેલો ખરડ તે.

**ભોંયરિંગણી**, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ.

**ભોંયરું**, ન૦ ભોંયની અંદર બનાવેલું ઘર; ભોંયની અંદનો ઓરડો.

**ભોંયશિંગ**, સ્ત્રી૦ મગફળી.

**ભોપો**, પું૦ ભોમિયો; વાકેફગાર.

**ભોરી**, સ્ત્રી૦ ભમરી.

**ભોંસવું**, ક્રિ૦ અ૦ ભ્રસવું; લૂછી નાંખવું. (૩) બોલવું; કહેવું.

**ભૌંડા**, ન૦ આણમાં રહેતા અગાર્યલોક તે; આણના કાળી-ભિલ્લ તે.

**ભૌતિક**, વિ૦ [સં.] પાંચ મહાભૂત સંબંધિ; ઈંદ્રિયોના વિષયોને લગતું; જડ (૨)ભૂત-પ્રેત સંબંધિ.

**ભૌમ**, વિ૦ પૃથ્વીસંબંધી. (૨) મંગળનું; ભૌમસંબંધિ

**ભ્રમ**, પું૦ [સં] ભ્રાન્તિ; વહેમ, શંકા; મિથ્યા-જ્ઞાન; વિપર્યાસ; સંશય; ભ્રમણ. સંકલ્પ વિકલ્પ થવો તે; વ્યગ્રપણું; ખરા-ખોટાનો વહેમ પડવો તે; માયામોહ.

**ભ્રમણ**, ન૦ [સં.] આમતેમ ફરવું તે; ચકર ચકર ઘુમવું તે; કુંડાળે ગોથાં ખાવાં તે; ભમવું તે. (૨) ઘેલછા; મનની અસ્થિર, ડગુમગુ હાલત તે.

**ભ્રમણતા**, સ્ત્રી૦ મનની આમતેમ ડગુમગુ થયા કરતી હાલત તે; વિચારની અ-સ્થિરતા તે; મગજમાં આમતેમ ફરતા વિચાર આવ્યા કરવા તે; ભ્રમણ.

**ભ્રમણા**, સ્ત્રી૦ મનમાં અનિશ્ચિત તર્ક ઉઠયા કરવા તે; વારંવાર બદલાતી મનમાં ઉઠતી ભાવનાઓ તે. (૨) વહેમ; શંકા; મિથ્યા-જ્ઞાન. (૩) આતુર ભાવના; તાલાવેલી; ખોટી-તાર્કિક ભાવના. ખોટો વિચાર; ખોટો ખ્યાલ.

**ભ્રમર**, પું૦ [સં.] ૭ પગનો અને પાંખોવાળો એક જીવડો: મધુકર, ષટ્પદ ભમરો;

**ભ્રમિત**, વિ૦ [સં.] જેનું મન ફરી ગયેલું હોય એવું; અસ્થિર વિચાર-મગજનું તે; જેને ભ્રમ થયો હોય તે. (૨) ભટકણ.

**ભ્રમિષ્ટ**, વિ૦ [ સં ] જેનું મગજ ભમી ગયેલું હોય તે; ભમાવવું; વહેમી; (૨) ઘેલું; ગાંડું; અચોકસ મનનું.

**ભ્રમી**, વિ૦ [સં] અચોકસમનનું; ગાંડુંઘેલું: જેનું ચિત્ત ફરી ગયું હોય એવું. (૨) એક વનસ્પતિ; બ્રાહ્મી. એ ગાંડા ને ચળી ગયેલા મનના માણસને મન સ્થિર કરવા આપવામાં આવે છે

**ભ્રષ્ટ**, વિ૦ [સં] ઉતરેલું, ખરી ગયેલું; પડેલું ચ્યુત, ગલિત:- રાજભ્રષ્ટ. ભ્રષ્ટાચાર. જેનો આચાર ગલિત હોય તે; આચારથી પડેલું.

**ભ્રંશ**, પું૦ [સં] અધઃપાત, નાશ; પડી જવું તે; ઉંચામાંથી નીચામાં પડી જવું તે; પાતઃ પતન તે.

ભ્રાત, પું૦ ભાઈ, બંધુ

ભ્રાતા, પું૦ [સં] ભાઇ; બંધુ. (૨) મિત્ર, સ્નેહી.

ભ્રાતૃ, જુ૦ ભાઇ.

ભ્રાતૃત્વ, ન૦ [સં] ભાઇપણું બંધુત્વ.

ભ્રાંત, વિ૦ [સં] ભમી ગયેલું જેનું મન ઠેકાણે ન હોય—જેનું ચિત્ત ફરી ગયેલું હોય તે. (૨) ભાગીને થાકી ગયેલું, વ્યાકુળ.

ભ્રાંતિ, સ્ત્રી૦ [સં] ભ્રમ, વહેમ, અનવસ્થિતિ; સંશય; ખોટી સમજ; અયથાર્થ જ્ઞાન; મિથ્યાપણું, ખ્યાલ, ખોટો વહેમ—વિચાર તે.

ભ્રૂ, [સં] આંખ ઉપરની ઉપાગ નીચેની રોમરાજી તે; ભમર, ભવું.

ભ્રૂકુટી, સ્ત્રી૦ [સં] ક્રોધાદિકથી ફરી ગયેલી ભમર તે, ભવાં ચઢી જવાં તે (૨) ભમર, ભવું (૩) બે ભમરો વચ્ચેનો વાળવગરનો ભાગ તે.

**મ**, પું૦ [ सं. ] ગુજરાતી ભાષાનો છત્રીસમો મૂળાક્ષર અને વ્યંજનોમાંનો પચ્ચીસમો અનુનાસિક ઓષ્ઠસ્થાની વ્યંજનવર્ણ. (૨) અ૦ મા, નહિ; ના. ઉ૦ માણેરા મત રોય, મંકર આંખો રાતીઓ, કુવમાં લાગે ખોડ, મરતા મા ન મંભારીએ.

**મઇ**, સ્ત્રી૦ મૈ; મા; માતા. (૨) બાઇ.

**મઇયા**, સ્ત્રી૦ મૈયા; મા; માતાઃ—અંબામઇયા. (૨) બાઈ.

**મઉ**, સ્ત્રી૦ મૌ; ભૂખે મરતા કંગાલ લોકની રોળી તે. (૨) દરિદ્રીઓ; કંગાલો ને ભૂખડું લોકોઃ—મારવાડની મઉ. (૩) વિ૦ પોચું; નરમ સ્વભાવનું, વળી જાય એવું નરમ.

**મઉથવું**, ક્રિ૦ અ૦ નરમ થવું; નમી જવું; કંગાલ થઇ જવું. (૨) દોરાવું; ઘપવું

**મકતું**, વિ૦ મનસ્વી; મનમાં આવે તેમ મહાલનાર; મસ્ત;ગાંડું; ઉન્મત્તઃ—મકતો હાથી.

**મકર**, પુ૦ [ अ. मक्र ] દોંગાઇ; છળકપટ, ફેલ, દંભ. (૨) ખંધાઇ; ઠગાઇ. મકરબાજ=ઢોંગી; દંભી, ફેલકરીને ધૂતીખાનારો.

**મકર**, પું૦ [ सं. ] મગર, તિમિંગલ; મોટો મચ્છ. (૨) દશમી રાશિ. મકરાકર=દરિયો.

**મકરકેતન**, પું૦ [ सं. ] કામદેવ.

**મકરધ્વજ**, પુ૦ [ सं. ] કામદેવ.

**મકરવા**, પુ૦ શેલડીના કકડા; શરમા, ગંડેરી.

**મકરસંક્રમણ**, ન૦ [ सं. ] સૂર્યનું મકરરાશિમાં જવું તે; મકરના સૂર્ય થવા તે.

**મકરસંક્રાન્તિ**, સ્ત્રી૦ [ सं. ] મકરસંક્રમણ, સૂર્યનો મકરપ્રવેશ તે; ઉત્તરાયન.

**મકરંદ**, પુ૦ [ सं. ] ફૂલમાંની રૂંજોટી તે. (૨) પુષ્પમધુ (૩) આંબાની એક જાત.

**મકરાકર**, પુ૦ [ सं. ] મગરનું ઘર—તે દરિયો—સમુદ્ર; સાગર

**મકરાકૃત**, વિ૦ [ सं. ] મકરના જેવા આકારનું; વળેલું; મકરના જેવા આકારનું. ઉ૦ મકરાકૃત કુંડળ કાને શોભે.

**મકરી**, સ્ત્રી૦ મગરી; એક મોટી માછલી.

**મકલાવું**, ક્રિ૦ અ૦ રાજી થવું; હરખાવું; મંદ હાસ્ય કરવું; ખુશી થવું.

**મકસદ**, સ્ત્રી૦ [ अ. मकसद ] ઇરાદો; હેતુ; ધારણા; ઉદ્દેશ, આશય; મતલબ.

**મકસુદ**, અ૦ મુદામ; ખસુસ; ખાસ; જાણી બુજીને; હેતુસર.

**મકાઇ**, પું૦ એક જાતનું મોટા દાણાનું અનાજ. (૨) મકાઇડોડા.

**મકાત**, સ્ત્રી૦ [ अ. ] આવક ઉપર લેવાતી જકાત તે; દાણ; હાંસલ. (૨) દાણ લેવાનો એકહથ્થું હક તે.

**મકાતી**, વિ૦ મકાત લેનાર, દાણી, હાંસલ વસુલ કરવાનો જેણે એકલે હાથે બધો ઇજારો રાખેલો હોય તે. (૨) જકાતી અમલદાર.

**મકાન**, ન૦ [ अ. ] રહેવાનું ઠેકાણું; ઘર. (૨) મુસાફર વગેરેને વિશ્રામ લેવા કે રહેવા માટે બાંધેલું રહેઠાણ; ઉતારો. (૩) ઇમારત; મંદિર.

**મકાર**, પું૦ [ सं ] મ એવો અક્ષર અને ઉચ્ચાર તે. (૨) જેની શરૂઆતમાં મ આવતો હોય એવો શબ્દ.

**મકે**, જુઓ મકાઈ.

**મકોડી**, સ્ત્રી૦ મંકોડી; કાળા રંગની મોટી કીડી; કીડીની જાતનું જીવડુંઃ—કીડીમંકોડી.

**મકોડો**, પુ૦ મંકોડો; કાળા રંગનો કીડીની જાતનો જીવડો. એને ગળપણ બહુ ભાવે છે. ગોળનાં માટલાં આગળ તે વારંવાર જણાય છે. ખેતરોમાં અને ગુંદરવાળા ઝાડો ઉપર પણ મકોડા થાય છે. એ બચકું ભરે છે તે છોડતો નથી, ખેંચતાં પોતે વચમાંથી તૂટી જાય તોપણ મૂકતો નથી.

**મક્કમ**, વિ૦ [ अ. ] દૃઢ; નહિ ઢીલું—નરમ; મજબુત; જબરૂં. (૨) ધૈર્યવાન; ધીટ; પાકું; ન હઠે—છુટે કે નરમ પડે એવું જે તે.

**મક્કમપણું**, ન૦ નહિ ડગમગવાપણું; ધીટતા; મજબુતાઇ.

**મક્કર,** જુઓ મકર.

**મક્તબ,** સ્ત્રી૦ [ अ. ] નિશાળ; પાઠશાળા.

**મકતું,** વિ૦ મગતું; મોકળું; પહોળું; વિશાળ.

**મકતો,** પું૦ [अ.] ઇજારો; એક હત્થુ ઠરેલો હક તે. (૨) કરાર.

**મક્ષિકા,** સ્ત્રી૦ [ सं. ] માખ; માખી.

**મખ,** પું૦ [ सं. ] યાગ; યજ્ઞ.

**મખમલ,** સ્ત્રી૦ [ अ. मखमल ] એક જાતનું રેશમી વસ્ત્ર.

**મખાતર,** ન૦ નિમિત્ત; મિષ; બહાનું.

**મખ્ખીચૂસ,** વિ૦ અતિ કંજુસ; સૂમ; કૃપણ; બખીલ.

**મગ,** પું૦ [ सं. मुंग्द ] એક જાતનું કઠોળ. (૨) માર્ગ. (૩) તરફ; બાજુ:-આણી મગ ચાલ. રૂ૦ પ્ર૦ મગ ને અડદ ભેગા ભરડવા=ખીચડો કરી નાંખવો; જેમ ગમે તેમ બોલવું-કરવું તે. મોંમાં મગ ભરવા=મૌન રહેવું; બોલવુંજ નહિ તે. મગનું નામ મરી=સારૂં કે ખોટું કંઇપણ કહેવું જ નહિ તે; ખોટું થતું હોય તોપણ કંઇ બોલ્યા ચાલ્યા વગર જોયાજ કરવું. કહે૦ એ પાણીએ મગ નહિ ચઢે=એનાથી કંઈ વળશે નહિ. એથી કદી પણ ધારેલું કામ સિદ્ધ થશે નહિ એમ. મગ કસાર બાફણાં=લાકડાં, છાણા વગેરે બળતણ. મગ બાફણાં=મનમાં ને મનમાં મુંઝાવું તે; હૃદય શેકવાં તે. (૨) રૂગણું; અણમનાં ગમેતું તે. મનમાં કલેશ-સંતાપ થવો તે; હૃદય પરિતાપ.

**મગજ,** ન૦ માથાની ખોપરીમાંનો મજ્જાતંતુ અને જ્ઞાનને લગતા તંતુઓનો સમૂહ; ઇંદ્રિયોની મારફત મળતાં જુદાજુદા જ્ઞાનને ધારણ કરનારો-પોચો ને શેર્યાં જેવો માથામાંનો ઘણાક તંતુવાળો અવયવોનો પિંડ તે; ભેજું; માથું. (૨) ફળ-બી વગેરેની મીજ તે. (૩) ચણાના લોટનો ખાવાનો એક પદાર્થ; ચણાની સુખડી. રૂ૦ પ્ર૦ મગજ મારી=માથાકૂટ; વિચાર કરવાની-વિવાદ ચલાવવાની મહેનત તે; માથાઝીક. ક્રિ૦ પ્ર૦ મગજ ખસવું=ગાંડું થવું. મગજ ફરવું=ગુસ્સાથી, તાપથી અને બીજાં ઉગ્ર કારણોથી માથું ભમી જવું તે. મગજ ફોડવું=કંટાળો આપવો; માનસિક મહેનત લેવી-આપવી તે. કહે૦ મગજનો ફાટેલો=ઉદ્ધત; ઉચ્છૃંખલ; બેતમા. મગજમાં રાઈ હોવી=પોતાનાં ધન અને બળનો ગર્વ હોવો તે. મગજનું ચસકેલું=ગાંડું; ઘેલું; ચળેલું.

**મગજી,** સ્ત્રી૦ અમુક એકજ રંગના કપડાનો સાંધો લેતાં વચમાં બીજા રંગના કપડાની ચિંદરડીની ઝીણી પાતળી કિનાર લેવી તે;- સુગજી:-મગજીની સિલાઈ હવે નીકળી ગઈ, પણ એમાંએ બહુ કારીગરી હતી. સ્ત્રીઓની ચોળીઓ અને પુરુષોના બનાતના ડગલાઓના સાંધાપર મગજી મેલવામાં આવતી.

**મગડો,** પું૦ ગુલબાસનું બી.

**મગણ,** પું૦ [सं.] ત્રણ ગુરૂ અક્ષરનો સમૂહ-ગણ તે. ઉ૦ માતાજી તે મગણ, જકાત જગણ ગણ જાણો. પિંગળ.

**મગતરૂં,** ન૦ ઝીણું પાંખવાળું એક જીવડું; એક જાતનો પાણી ને ભેજવાળી જગામાં થતો મચ્છર; ડાંસ. (૨) માખનું નાનું બચ્ચું. આ જીવ નાના ને નાજુક હોય છે પણ તેમની સખ્યા એટલી બધી હોય છે કે, તેમના ઉડવાનો અવાજ હવાને ધ્વનિત કરી મૂકે છે. મગતરૂં એક ક્ષુદ્ર જંતુ હોવાથી બળહીન ને નિર્બળને માટે પોતાની મોટાઈ ને બળ બતાવવામાં વપરાય છે:- હઠ જા, નહિતર મગતરાની માફક મસળી નાંખીશ.

**મગતું,** વિ૦ મોકળું; લાંબુપહોળું એવું તે;

વિશાળ; પહોળું; ઘણા લોકોનો-જાગુનો સમાસ થાય એવું:-અહિં રમો ખૂબ મગતું છે.

**મગદળ**, ન૦ મગની દાળ શેકી તથા દળીને બનાવેલી કુલેર તે. ઉત્તરાયન ઉપર ઘાસિયાને મગદળ ખવરાવવામાં આવે છે. મગનો લાડુ-દળ તે.

**મગદળિયું**, વિ૦ જેને મગદળ ભાવતું હોય તે. (૨) જેમાં મગદળ રાખવામાં આવતું હોય તે. (૩) મગદળવાળું.

**મગદળિયો**, પું૦ કસરત કરનારાઓને હાથના માંસપિંડો મજબુત કરવા માટે ફેરવવાનો ઘંટાકાર ભારે-કળવો લાકડાનો ઘાટ તે. અમારો મલ મણમણ સવા મણના મગદળિયા ફેરવે છે.

**મગદૂર**, સ્રી૦ [ अ. ] શક્તિ; તાકાત. (૨) ગજુ; ધારણા શક્તિ; ક્ષમતા; સહન કરવા પણું તે:-એની મગદૂર નથી કે તમારી સામું જોઇ શકે, કિંવા ઘણું કામ કરી શકે.

**મગધ**, પું૦ [ सं ] ગંગાતીર ઉપરનો પટણાની આસપાસનો મુલક તે. આગલા વખતમાં મગધ સર્વોપરિ દેશ ગણાતો હતો. એમાં ઈ. સ. પૂર્વે નંદ, ચંદ્રગુપ્ત, અને અશોક જેવા ચક્રવર્તી રાજાઓ થયા હતા. મહાકવિ કાલિદાસના વખતમાં પણ મગધના રાજાઓ સર્વોપરિ ગણાતા હતા.

**મગન**, વિ૦ રાજી; ખુશી; રળિયાત. ક્રિ૦ પ્ર૦ મગન થવું=રાજી થવું; હરખાવું. (૨)માગ; જગા; આસન.

**મગફળી**, સ્રી૦ ભોંયશિંગ.

**મગર**, અ૦ [ फा. ] પણ; લેકીન. (૨) મચ્છ.

**મગરમચ્છ**, પુ૦ નદી, તળાવ અને દરિયામાં થતું એક જાતનુ મોટું મચ્છ તે; મગર.

**મગરમસ્ત**, વિ૦ ગરદન એક થઈ ગયેલાં હોય એવું સ્થૂલ-હૃષ્ટપુષ્ટ; જાડું. (૨) હુંપણાથી બહેકેલું; અહંકારી; ગર્વી, મદોન્મત્ત; ઉદ્ધત.

**મગરિયું**, ન૦ છાપરૂં ચાળનારને ઉપર ચડવા માટે રાખવામાં આવતું છાપરામાંનું જે બાકું તે; છાપરામાંની નાની દાદરબારી.

**મગરૂબ**. વિ૦ [ फा. ] અભિમાની; ગર્વી; અહંકારી; હુંપણામાં મસ્ત તે; મગરૂર.

**મગરૂર**, વિ૦ મગરૂબ; ગર્વી; અભિમાની.

**મગરૂરી**, સ્રી૦ અભિમાન; ગર્વ. (૨) પતરાજ; મગરૂબી.

**મગાવવું**, ક્રિ૦ સ૦ અણાવવું; લવરાવવું; મંગાવવું. (૨) યાચના કરાવવી.

**મગિયું**, વિ૦ મગ જેવડું; મગ જેટલું નાનું ને નાજુક:-મગિયા ઘુઘરીઓ.

**મગિયું**. ન૦ સ્રીઓને પહેરવાનું સુતરેલ પોત ને રેશમી કોરનું લુગડું; ચંદરકળા; રેશી સાડી.

**મગોડું**, ન૦ મગનું ગાંતર; મગના છોડપાનની પાદડી તે.

**મઘર**, પું૦ [ सं. मकर ] મગરમચ્છ; સુસવાળ.

**મગ્ન**, વિ૦ [ सं. ] ડુબેલું; ગરક થયેલું; સ્યુપચ્યુ; તરબોળ; એકતાન. (૨) આનંદી; પ્રસન્ન.

**મઘમઘવું**, ક્રિ૦ અ૦ ખોરાક ઉડી રહેવી; વાસ વાસ ફેલાઈ રહેવી; ફોરવું; સુગંધ પ્રસરી રહેવી. ઉ૦ મઘમઘી રહી છે મેડી સારી, તારી વેણીની વાસે પ્યારી. બહેક બહેક થઇ રહેવું તે.

**મઘમઘાટ**, પું૦ સુગંધિદાર મસાલાની અથવા ફૂલ વગેરેની વાસ ઉડી રહેવી તે; વાસંવાસ થઇ રહેવું તે; ખુશબોનું બહેક બહેક થઇ રહેવું તે.

**મઘરી**, સ્રી૦ મઘરની માદા, એક જાતની માછલી; સુસવાળ.

**મઘવા**, પું૦ [सं.] ઇન્દ્ર; દેવરાજ.

**મઘા**, સ્રી૦ [सं.] એક નક્ષત્ર. મઘાની એ-

**મક્કર,** જુઓ મકર.
**મક્તબ,** સ્ત્રી૦ [ अ. ] નિશાળ; પાઠશાળા.
**મક્તું,** વિ૦ મગતું; મોકળું; પહોળું; વિશાળ.
**મક્તો,** પું૦ [अ.] ઇજારો; એક હતું કરેલો ઠક તે. (૨) કરાર.
**મક્ષિકા,** સ્ત્રી૦ [ सं. ] માખ; માખી.
**મખ,** પું૦ [ सं. ] યાગ; યજ્ઞ.
**મખમલ,** સ્ત્રી૦ [ अ. मखमल ] એક જાતનું રેશમી વસ્ત્ર.
**મખાતર,** ન૦ નિમિત્ત; મિષ; બહાનું.
**મખ્ખીચૂસ,** વિ૦ અતિ કંજુસ; સૂમ; કૃપણ; ખખીસ
**મગ,** પુ૦ [ सं. मुंद्ग ] એક જાતનું કઠોળ. (૨) માર્ગ. (૩) તરફ; બાજુ:-આણી મગ ચાલ. રૂ૦ પ્ર૦ મગ ને અડદ ભેગા ભરડવા=ખીચડો કરી નાંખવો; જેમ ગમે તેમ બોલવું-કરવું તે. મોંમાં મગ ભરવા=મૌન રહેવું; બોલવુંજ નહિ તે. મગનું નામ મરી=સારૂ કે ખોટું કંઇપણ કહેવું જ નહિ તે, ખોટું થતું હોય તોપણ કંઇ બોલ્યા ચાલ્યા વગર જોયાજ કરવું. કહે૦ એ પાણીએ મગ નહિ ચઢે=એનાથી કંઈ વળશે નહિ. એથી કદી પણ ધારેલું કામ સિદ્ધ થશે નહિ એમ. મગ કસાર બાફણાં=લાકડાં, છાણાં વગેરે બળતણ. મગ બારણા=મનમા ને મનમાં મુંઝાવું તે; હૃદય શેકવાં તે. (૨) ઉરણાં; અણમનાં રહેવું તે. મનમાં ક્લેશ-સંતાપ થવો તે; હૃદય પરિતાપ.
**મગજ,** ન૦ માથાની ખોપરીમાંનો સમજણ અને જુસ્સાને લગતા તંતુઓનો સમૂહ; ઇંદ્રિયોની મારફત મળતાં જુદાજુદા જ્ઞાનને ધારણ કરનારો-પોચો ને લોચા જેવો માથામાંનો ઘણાક તંતુવાળો અવયવોનો પિંડ તે; ભેજું; માથું. (૨) ફળ-બી વગેરેની મીજ તે. (૩) ચણાના લોટનો ખાવાનો એક પદાર્થ; ચણાની સુખડી. રૂ૦ પ્ર૦ મગજ મારી=માથાફૂટ; વિચાર કરવાની-વિવાદ ચલાવવાની મહેનત તે; માથાઝીક. ક્રિ૦ પ્ર૦ મગજ ખસવું=ગાંડું થવું. મગજ ફરવું=ગુસ્સાથી, તાપથી અને બીજાં કંઇ કારણોથી માથું ભમી જવું તે. મગજ કોડવું=કંટાળો આપવો; માનસિક મહેનત લેવી-આપવી તે. કહે૦ મગજનો કારિસો=ઉદ્ધત; ઉચ્છૃંખલ; બેતમા. મગજમાં રાઈ હોવી=પોતાનાં ધન અને બળનો ગર્વ હોવો તે. મગજનું ચસકેલું=ગાંડું; ઘેલું; ચળેલું.
**મગજી,** સ્ત્રી૦ અમુક એકજ રંગના કપડાનો સાંધો લેતાં વચમાં બીજા રંગના કપડાની ચિંદરડીની ઝીણી પાતળી કિનાર લેવી તે:-મુગજી:-મગજીની સિલાઈ હવે નીકળી ગઈ, પણ એમાંએ બહુ કારીગરી હતી. સ્ત્રીઓની ચોળીઓ અને પુરુષોના બનાતના ડગલાઓના સાંધાપર મગજી મેલવામાં આવતી.
**મગડો,** પું૦ ગુલાબાસનું બી.
**મગણ,** પું૦ [सं.] ત્રણ ગુરુ અક્ષરનો સમૂહ-ગણ તે. ઉ૦ માતાજી તે મગણ, જકાત જગણ ગણ જાણો. પિંગળ.
**મગતરૂં,** ન૦ ઝીણું પાંખવાળું એક જીવડું; એક જાતનો પાણી ને ભેજવાળી જગામાં થતો મચ્છર; ડાસ. (૨)માખનું નાનું બચ્ચું. આ જીવ નાના ને નાજુક હોય છે પણ તેમની સખ્યા એટલી બધી હોય છે કે, તેમના ઉડવાનો અવાજ હવાને ધ્વનિત કરી મૂકે છે. મગતરૂં એક ક્ષુદ્ર જંતુ હોવાથી બળહીન ને નિર્બળને માટે પોતાની મોટાઈ ને બળ બતાવવામાં વપરાય છે-જો જા, નહિતર મગતરાની માફક મસળી નાંખીશ.
**મગતું,** વિ૦ મોકળું; લાબુપહોળું એવું તે;

વિશાળ; પહોળું; ઘણા લોકનો-જણનો સમાસ થાય એવું:-અહિં રમો ખૂબ મગતું છે.

**મગદળ**, ન૦ મગની દાળ શેકી તથા દળીને બનાવેલી કુલેર તે. ઉત્તરાયન ઉપર બ્રાહ્મણને મગદળ ખવરાવવામાં આવે છે. મગનો લાડુ-દળ તે.

**મગદળિયું**, વિ૦ જેને મગદળ ભાવતું હોય તે. (૨) જેમાં મગદળ રાખવામાં આવતું હોય તે. (૩) મગદળવાળું.

**મગદળિયો**, પું૦ કસરત કરનારાઓને હાથના માંસપિંડો મજબુત કરવા માટે ફેરવવાનો ઘંટાકાર ભારે-ફળવો લાકડાનો ઘાટ તે. અમારો મલ્લ મણમણ સવા મણના મગદળિયા ફેરવે છે.

**મગદૂર**, સ્ત્રી૦ [ अ. ] શક્તિ; તાકાત. (૨) ગજુ; ધારણા શક્તિ; ક્ષમતા; સહન કરવા પણું તે:-એની મગદુર નથી કે તમારી સામું જોઇ શકે, કિંવા ધાર્યું કામ કરી શકે.

**મગધ**, પું૦ [ सं ] ગંગાતીર ઉપરનો પટણાની આસપાસનો મુલક તે. આગલા વખતમાં મગધ સર્વોપરિ દેશ ગણાતો હતો. એમાં ઈ. સ. પૂર્વે નંદ, ચંદ્રગુપ્ત, અને અશોક જેવા ચક્રવર્તી રાજાઓ થયા હતા. મહાકવિ કાલિદાસના વખતમાં પણ મગધના રાજાઓ સર્વોપરિ ગણાતા હતા.

**મગન**, વિ૦ રાજી; ખુશી; રળિયાત. ક્રિ૦ પ્ર૦ મગન થવું=રાજી થવું; હરખાવું. (૨)માગ; જગા; આસન.

**મગફળી**, સ્ત્રી૦ ભોંયશિંગ.

**મગર**, અ૦ [ फा. ] પણ; લેકીન. (૨) મગર.

**મગરમચ્છ**, પું૦ નદી, તળાવ અને દરિયામાં થતું એક જાતનું મોટું મચ્છ તે, મગર.

**મગરમસ્ત**, વિ૦ ગજું ને ગરદન એક થઈ ગયેલાં હોય એવું સ્થૂલ-હૃષ્ટપુષ્ટ; જાડું. (૨) હુંપણાથી બહેકેલું; અહંકારી; ગર્વી, મદોન્મત્ત; ઉદ્ધત.

**મગરિયું**, ન૦ છાપરું ચાળનારને ઉપર ચઢવા માટે રાખવામાં આવતું છાપરામાંનું જે બારું તે; છાપરામાંની નાની દાદરબારી.

**મગરૂબ**. વિ૦ [ फा. ] અભિમાની; ગર્વી; અહંકારી; હુંપણામા મસ્ત તે; મગરૂર.

**મગરૂર**, વિ૦ મગરૂબ; ગર્વી; અભિમાની.

**મગરૂરી**, સ્ત્રી૦ અભિમાન; ગર્વ. (૨) પતરાજ; મગરૂબી.

**મગાવવું**, ક્રિ૦ સ૦ અણાવવું; લવરાવવું; મંગાવવું. (૨) યાચના કરાવવી.

**મગિયું**, વિ૦ મગ જેવડું; મગ જેટલું નાનું ને નાજુકઃ-મગિયા ઘુઘરીઓ.

**મગિયું**, ન૦ સ્ત્રીઓને પહેરવાનું સુતરેલ પોત ને રેશમી કોરનું લુગડું; ચંદરકળા; દેશી સાડી.

**મગોટું**, ન૦ મગનું ગોતર; મગના છોડપાનની પાંદડી તે.

**મગ્ધર**, પું૦ [ सं. मकर ] મગરમચ્છ; સુસવાળ.

**મગ્ન**, વિ૦ [ सं. ] ડુબેલું; ગરક થયેલું; રચ્યુપચ્યુ; તરબોળ; એકતાન. (૨) આનંદી; પ્રસન્ન.

**મઘમઘવું**, ક્રિ૦ અ૦ સોડમ ઉડી રહેવી; વાસ વાસ ફેલાઈ રહેવી, ફોરવું; સુગંધ પ્રસરી રહેવી. ઉ૦ મઘમઘી રહી છે મેડી સારી, તારી વેણીની વાસે પ્યારી. બહેક બહેક થઇ રહેવું તે.

**મઘમઘાટ**, પું૦ સુગંધિદાર મસાલાની અથવા ફૂલ વગેરેની વાસ ઉડી રહેવી તે; વાસંવાસ થઇ રહેવું તે, ખુશબોનું બહેક બહેક થઇ રહેવું તે.

**મઘરી**, સ્ત્રી૦ મગ્ધરની માદા; એક જાતની માછલી; સુસવાળ.

**મઘવા**, પું૦ [सं.] ઇન્દ્ર; દેવરાજ.

**મઘા**, સ્ત્રી૦ [सं.] એક નક્ષત્ર. મઘાની ઓ-

રણી=મઘા નક્ષત્રનું વાવેતર તે.

**મચક,** સ્ત્રી૦ નહિ પાછું હઠવું તે; ધ્યાન પર નહિ લેવું તે. તે મચક નહિ આપે એવો હઠીલો છે.

**મચકો,** પું૦ સ્ત્રીએ ચાલતાં મરડાવું તે; લહેકો; ચાળો; ઠમકો. અચકવું અને વળી લટકો કરી-પગ તથા અંગ મરડીને ચાલવું તે; છણકો કરીને હિંડવું તે. ઉ. અચકો મચકો કારેલી. મુખ, અંગ અને ગતિની એક સાથેજ કરવામાં આવેલી હલક તે:- ઓત્ તારો મચકો!

**મચકોડ,** પું૦ મરડાવું તે; અંબળાઇ જવું તે; પગ-હાથ વગેરેનું જરાક વાંક ખાઈ મરડાવું તે.

**મચકોડવું,** ક્રિ૦ સ૦ અભાવ-તિરસ્કાર દર્શક ચાળા સાથે ગોં ફેરવી નાંખવું; અભાવ-તિરસ્કાર-કંઇ નહિ, એમ ચાળો કરીને દેખાડવું; મોઢું કટાણું કરવું:- ભલેને. એ મોઢું મચકોડીને જાય, એનેજ ઘર માંડવું પડશે. (૨) આંબળવું; ઉલટી બાજુ તરફ વળે-અંબળાય એમ કરવું; લચકાવવું.

**મચકોડાવું,** ક્રિ૦ અ૦ વંકાવું. (૨) અંબળાવું.

**મચડવું,** ક્રિ૦ સ૦ દાબીને વાંકું કરવું; આંબળવું; મરડવું:-હાથ મચડવો.

**મચમચાવવું,** ક્રિ૦ સ૦ ઉઘાડ વાસ કરવું; નીચું ઉચું કરવું; મટમટાવવું:- આંખ મચમચાવવી. (૨) હાથવતે ભીનાં કપડાને ધોવાને છબછબ કરવું; હાથવતે પત્થર ઉપર ભીના લુગડાને ધીરધીરે પછાડવુ:- લુગડું-પંચિયું મચમચાવવું.-ધોવું.

**મચવું,** ક્રિ૦ અ૦ માવું; સમાવું:-ખોયમાં પાણી મચે છે. (૨) કામમાં ગુંથાવું; ખંતથી લાગવું; ઘૂમવું. (૩) લડાઇમાં-કાર્યમાં ચાલુ રહ્યા કરવું. (૪) જમાવ થવો; જુગતે જુગતવું. મળી રહેવું. (૫) ભીડ-ભીડા-પડાપડી થઇ રહેવી. (૬) ઉશ્કેરાયેલી હાલતમાં આવવું; મસ્તીમાં આવવું. જોરથી તાનભેર-ચાલી રહેવું-લાગુ રહેવું.

**મચાવવું,** ક્રિ૦ સ૦ જમાવવું; જોશભેર ચલાવવું:-તેણે ધૂમ મચાવી.=આનંદભેર કોઈ વસ્તુ-વગેરેને પ્રવર્તાવવાં:- ધમ્માચકડી મચાવવી. તાન જમાવવું; ખૂબ આનંદ રંગ ઉડાડવો. (૨) ઉઠાવવું.

**મચિયેર,** સ્ત્રી૦ મોરસની જાતનો એક છોડવો.

**મચ્છ,** પુ૦ (ન૦) [ सं. मत्स्य ] માછલું. (૨) વરસાદના દિવસોમાં આકાશમાં જણાતી સાત રંગની કમાન તે; મેઘધનુષ, ઇન્દ્રચાપ. (૩) કમાનનો વચલો ટેકો. (૪) દશાવતારમાંનો એક અવતાર:-મચ્છાવતાર તે. ક્રિ૦ પ્ર૦ મચ્છ તણાવો-ખેંચાવો= ઝીણો વરસાદ પડયા પછી તડકો નીકળતાં સૂર્ય હોય તેની સામી બાજુએ પાણીના કણમાંથી પસાર થતાં કિરણોને લીધે સાત રંગનો ધનુષાકાર થાય છે તે:-મચ્છ તણાય એટલે વરસાદ થાય, એમ જાણવું.

**મચ્છર,** પું૦ [ सं. मत्सर ] ઇર્ષા, અદેખાઈ. (૨) લાડકા અભિમાનનો તોર તે; ઉન્માદ; ગર્વનો આવેશ. (૩) ગર્વ; અભિમાન; દર્પ. ઉ૦ નણદી શું મચ્છર આવડો. મામેરુ.

**મચ્છર,** પું૦ ડાંસ; પાણી ઉપર અને ભેજવાળી જગાઓમાં થતું એક ઉડતું જીવડું.

**મચ્છરદાની,** સ્ત્રી૦ મચ્છરને અટકાવે તેવો પલંગ પર નાંખવાનો જાળીદાર કપડાનો પડદો.

**મચ્છી,** સ્ત્રી૦ માછલી.

**મચ્છીમાર,** પુ૦ માછી, માછલાં મારનારો. (૨) માછલાં મારવાનો ધંધો કરનારી એક જાતિ.

**મછણ,** ન૦ જમ્યા પછી મોઢું ધોવું તે; ચળુ.

**મચ્છરાળ,** વિ૦ જેને મચ્છર ચડેલો હોય તે; અહંકારથી ઉન્મત્ત થયેલું; તોરી; મસ્ત; ગર્વી; ઉદ્ધત; ઝનુની; છાકટું. ઉ૦ વાંકીને વરણાગણી રૂડી ને રસાળ; સલુણીને સલક્ષણી, માનની મદમચ્છરાળ. સામળભટ્ટ.

**મચ્છરૂં,** ન૦ મચ્છર; ડાંસ; નાની માંખ જેવું ઉડતું જીવડું.

**મચ્છવો,** પું૦ નાનું વહાણ; હોડી; પનાઇ.

**મજ,** સ૦ મુજ; મારૂં.

**મજક,** જુ૦ મચક.

**મજકુર,** પું૦ [ अ. मजकुर ] ખીના; હેવાલ; હકીકત; વર્ણન. (૨) વિષય; મતલબ; બાબત; જીકર. (૩) ઉપર કહેલું-અથવા લખેલું તે.

**મજનુ,** વિ૦ [ फा. मजनुन ] પ્રેમઘેલું; કામોન્મત્ત; આસક્ત. ( લેલીનો આશક. ) :-લેલીમજનુ.

**મજબુત** વિ૦ [ अ मजबूत ] નહિ તૂટે-ફૂટે એવું; ટકે એવું; સુસ્તકીન; જબરૂં; કઠણ; સખત; ચીવટ. (૨) નહિ ડગે એવું દૃઢ; પાકું. (૩) દાખલા દલીલવાળું; નહિ તૂટે એવું; અપ્રતિહત. (૪) એક નિશ્ચયનું; દૃઢ. (૫) અસરકારક. (૬) નહિ છુટે-સરે એવું:-મજબુત ગાંઠ. નહિ ઢીલું-પોચું એવું; મજબુત બાંધાનું.

**મજબુતી,** સ્ત્રી૦ મક્કમપણું; દૃઢતા; મજબુત હોવાપણું તે. મજબુત હાલત. (૨) તૂટવા-ફૂટવાપણું નહિ તે; કાઠિન્ય. (૩) બળ; જોર. (૪) ધીરજ; હામ; નહિ ડગુમગું થવાપણું તે. ક્રિ૦ પ્ર૦ મજબુતી આપવી=બળ-દૃઢતા આપવી; મક્કમતા આપવી; જોર આપવું; ટકાવ થાય એમ કરવું તે; સ્થિરતા.

**મજમલે,** અ૦ [ अ मिन+जुमला ] મજમલે; જુમલે; એકંદરે; કુલ. મજમલે માસ એકના રોકડા દસ વ્યાજના ચડેજાય.

**મજમું,** વિ૦ [ अ. मजमुअ ] ભાગિયા ભાગવાળું; સહિયારૂં; મઝિયારૂં.

**મજમુદાર,** પું૦ [ फा. ] પરગણાનો હિસાબ રાખનારો; પરગણાનો વસુલાતી વડો; મહાલકરી.

**મજમુદારી,** સ્ત્રી૦ મજમુદારનું કામ અને ઓધ્ધો તે. (૨) પંતિયાણું.

**મજરે,** અ૦ [ अ. मजरा ] પાછળથી ભેગું ગણી લેવું એમ; પેટે; સાટે; આગલા સાથે. ક્રિ૦ પ્ર૦ મજરે આપવું=પાછલા હિસાબની સાથે વાળી આપવું-હિસાબમાં ગણીલેવું; મજરે લેવું=વાળીલેવું.

**મજરો,** પું૦ મુજરો.

**મજલ,** સ્ત્રી૦ [ अ. मनजिल ] પગપાળો. સ્વાર કે ગાડાવાળો એક ઠેકાણેથી મુસાફરી શરૂ કરી સાંજે જ્યાં જઇને ઉતારો લે તેટલું અંતર તે; મજલ; ટપ્પો; અંતરાળ. (૨) કુચ; પંથ; મુસાફરી; હિંડવું તે. (૩) મુસાફર મુસાફરીનું પોતાથી કપાય તેટલું છેડું કાપી જ્યાં વિશ્રામ લેવા થોભે તે સ્થાન; મુકામ; ઉતારો. (૪) એકકે ફેરે જેટલો માર્ગ કપાય તેટલો તે; લાંબી વાટની વચમાં વચમાં થોભવાની સગવડ સાથે કરેલા અમુક અમુક અંતરના વિભાગ તે, એક એક મજલ કહેવાય છે:-સુરતથી મુંબાઈ ગાડા વાટે આઠ મજલ છે. (૫) એક દિવસની મુસાફરી તે મજલ. મજલ કાપવી=છેટું કમી કરવું; અમુક અંતરે જઇ પહોંચવું:-આવરદાની મોટી મજલ તો કાપી નાંખી.

**મજલો,** પું૦ માળ; મેડો.

**મજહબ,** પું૦ [ अ ] ધર્મ; મત; પંથ; ઇશ્વર સંબંધી અમુક તરેહનું જે મંતવ્ય તે.

**મજા,** સ્ત્રી૦ જુ. મઝા.

**મઝેદાર**, વિ૦ મઝા પડે એવું; લહેઝતદાર; સુંદર; મજેનું.

**મઝેદારી**, સ્ત્રી૦ મઝા કરવી-માણવી તે; રંગ રાગ-હાસ્યવિનોદ અને મોજમઝા કરવી તે; તાનગાન-ખુશીખુશાલીમાં-મનને સુખાનંદ અનુભવાવવાં તે; ચમન.

**મટ**, સ્ત્રી૦ એક સરત-એક ધ્યાન થઇ રહેવું તે; આંખ પણ નહિ મટમટાવતાં અને કશો આડો અવળો વિચાર પણ મનમાં નહિ આણતાં એકલી શાંતિ ઉપર મન રાખી બદ્ધદૃષ્ટિ રહેવું તે; નિષ્ક્રિય થઇ પડી રહેવું તે; નિરાંતે-જંપવું તે.:-મટ મારીને સૂઇ જા. ક્રિ૦ પ્ર૦ મટ મારવી=દુઃખાદિકનો વિચાર નહિ લાવતાં અને આમ તેમ ડોળા ફાડીને જો જો નહિ કરતાં એક ધ્યાન અને એકજ આંતરિક સરતે શાંત રહેવું- જંપ વાળવો તે; આંખ મીચી સહન કરવું-વહી-સહી લેવું તે. (૨) આંખને નહિ હલાવવી-ટપટપાવવી તે; બંધ તો બંધ અને ખુલી તો ખુલી જ રાખ્યા કરવી તે. ( ૩ ) પલકારો; નેત્રસ્પંદ. (૪) મટકો; ચાળો.

**મટક**, સ્ત્રી૦ ચાલનો-પગલાં માંડવાનો જે મોહક ચાળો-અભિનય તે; ગતિમરોડ. -લટક મટક ચાલે. (૨) આંખ-ભમરનું ફરુકવું તે; નેત્રસ્પંદ. ઉ૦ ભ્રૂકુટીની મટકમાં ચાલ તણી લટકમાં, મોહ ભર્યાં વચનમાં.

**મટકાવવું**, ક્રિ૦ સ૦ મટમટાવવું. (૨) આંખનાં પોપચાં હલાવી-ભમરની હિલચાલે વાત કરવી ? ઉ૦ ભ્રૂકુટીમાં મટકાવી ( ભ્રૂકુટીથી ભરમાવી ) ભુરકી નાંખ મારે દયા.

**મટકી**, સ્ત્રી૦ નાની માટલી; પાણી છાશ વગેરે ભરવાની માટીની ઘડુલી-દહોણી.

**મટકું**, ન૦ માટીનું ઘડા જેવું વાસણ; નાનું માટલું; ઢોચકું; હાંલ્લું. (૨) આંખનું ઉઘડમીચ થવું તે; પાંપણોનું બીડાવું ને ઉઘડવું તે; નેત્રસ્પંદ; પલકારો.:-તે એક ટસે મારી સામું જોઇ રહ્યો-ઘણીવાર થઈ તોપણ એની આંખે એક મટકું પણ માર્યું નહિ.

**મટકો**, પું૦ અંગને મોહક મરોડ દઇને ચાલવાની છટા તે; અંગ મરડીને ચાલવાની રીત; ચાલનો ચાળો; ગમનાભિનય. ઉ૦ લટકો મટકો ને ચટકો તમારો.

**મટમટાવવું**, ક્રિ૦ સ૦ આંખ મીચવી ઉઘાડવી તે; પોપચાં નીચાં ઉંચાં કરવાં.- આંખ મટમટાવ એટલે કસ્તર નીકળી જશે.

**મટવું**, ક્રિ૦ અ૦ દુઃખ જતું રહેવું; સારૂં-સાજું થવું; વ્યાધિ જઇ સુખ થવું; અસલ હાલતમાં આવવું; ફેર પડવો. (૨) ટળવું; જવું; દૂરથવું:-ચાલો પીડા મટી.

**મટાડવું**, ક્રિ૦ સ૦ મટી જાય એમ કરવું; વ્યાધિ-દુઃખ દૂર કરવું; સાજું કરવું. (૨) ટાળવું; દૂર કરવું.:-આ પીડા મટાડો.

**મટુકી**, સ્ત્રી૦ માટીનો નાનો ઘડો અથવા માટલી તે; હાંલ્લી. (૨) દહોણી; ગોરસી.

**મટોડી**, સ્ત્રી૦ માટી; મટોડું.

**મટોડું**, ન૦ જમીન ખોદતાં નીકળતો જે પદાર્થ-પૃથ્વીના બંધારણનો ભુકો તે; ભોંયનો ચીકણો, પોચો અને ગાંગડીદાર ભુકો તે; ભૂમિનો ગળ; મટોડી; માટી. (૨) કચરો; રજ; ધુળ વગેરે તે.

**મઠ**, પું૦ મગથી નાના ને ભુરા રંગના દાણાનું કઠોળ.

**મઠ**, પુ૦ [સં] આશ્રમ; વિદ્યાર્થીઓ અને સાધુ સંન્યાસીઓને રહેવાનું દેવસ્થાનવાળું સ્થળ-રહેઠાણ; મોટા વાડાવાળું અને અંદર ઓરડાળીઓ તથા એકાદ મંદિરવાળું સંત સાધુને રહેવાનું સ્થાન.

**મઠારવું**, જુ૦ મઠેરવું.

**મઠિયું**, ન૦ મઠની ખારી તીખી અને શેકીને ખાવાની ખાખરી; મઠનો પાપડ.

**મઠેરણી**, સ્ત્રી૦ મઠેરવું તે; હલકે હાથે ટી.

પીને ઘાટ કાઢવો-સુંદર બનાવવું તે; ઘડીને, છોલીને ઘસીને અથવા બીજી રીતે તૈયાર થયેલા ઘાટને સુશોભિત કરવાનું કામ તે. (૨) ઠીકઠાક કરવું તે, ટાપટીપ. (૩) રંદો; સફાઈ લાવવાનું ઓજારઃ નાની હથોડી-કુંભારનો ટપલો વગેરે તે.

**મડેરવું**, ક્રિ૰ સ૰ ટીપી-ચોળી મસળી, લાંબું ટુંકું કરીને ઘાટમાં આણવું; ટીપીને ઠીકઠાક કરવું=માટી-ધાતુનાં વાસણ અને દાગીનાને. (૨) ધીરેથી ચોળવું, કસણવું:-કણક મડેરવી. (૩) ટાપટીપ કરવી, ઘર ઘરેણાં અને અંગને ઘાટમાં-સફાઈમાં-સુંદરતામાં આણવાં. (૪) મારવું, ટીપવું:-નિશાળમાં લઈ જઈ એને જરા મડેરજો. (૫) તૃપ્તિથી સવાદે ખાવું:-એ એ જણ તો સારી પેઠે મડેરીને બેઠા છે.

**મડો**, પું૰ પાણી નિતાર્યા વગર દહિને છણીને બનાવેલી જાડી છાશ તે; દહિં ભાગી-છણીને બનાવેલુ ગાઢું પેય.

**મડોટી**, સ્ત્રી૰ મચોટી.

**મઢ**, સ્ત્રી૰ મરડાટ; આડ; વિરૂદ્ધતા, આડખીલી:-એકલા એનીજ મઢ છે.

**મઢદું**, ન૰ મૃતદેહ; શબ; મડું; મુડદું; લાશ. માણસનું મઢદું ને જનાવરની લાસ.

**મઢધો**, પુ૰ શરીરે હૃષ્ટપુષ્ટ-જાડું ને જોરાવર હોય તે; ખાઈપીને રીંગું થયેલ તે; શરીરે ખૂબ ભરાયેલું ને કદાવર તે:-એ તો હમણાં ખાઈ પીને મોટો મઢધો બની છે. (૨) એપિયાનો ઉપરી; મોટો મધ.

**મઢપ**, પું૰ એક જાતનો છોડ; ભાજી તે.

**મઢમ**, [ अ ] યુરોપિયન સ્ત્રી; બાનુ, ગોરી સ્ત્રી.

**મઢવું**, ક્રિ૰ સ૰ મરડવું. (૨) મઢવું.

**મઢિયાં**, ન૰ મરડીને ભરેલાનાં પોલાં કવા.

**મઢિયો**, પુ૰ મરડિયો; કાચા પત્થરનો કાંકરો. એનો પકવીને ચુનો થાય છે.

**મઢું**, ન૰ કસાઈ ગયેલું મઢદું; શબ, મૃતદેહ-કલેવર:-મડાપચ્ચીસી. ૨૦. પ્ર૦ મડાગાંઠ=છૂટે નહિ એવી ગાંઠ તે. જેમ મઢદાનાં અંગ વાળ્યાં વળતાં નથી તેમ મરતા માણસે ભેરવેલી બાથ પણ છોડાવી-છૂટતી નથી તે ઉપરથી મડાગાંઠ.

**મઢ**, પુ૰ દરબાર ગઢનો આગલો ઉંચો મેડાદાર ભાગ તે; સુંદર મોટું મકાન; મહેલ. (૨) ડહેલુ. (૩) પોળ; શેરી; ઘરોનો સમુદાય. ઉ૰ ગઢમઢ પોળ પ્રાકાર; સપ્ત ભુમિયા ઉત્તમ આવાસ. એતિ. રાસ.

**મઢવું**, ક્રિ૰ સ૰ પતરાં, લુગડાં; ચામડાં કે તારથી લપેટવું; અસલ ચીજ ઢંકાઈ જાય એમ કરવું; વિંટાળવું; જરાએ દેખાય નાહ એમ ઢાંકી દેવું. (૨) ઉપર ચઢાવવું; આચ્છાદન કરવું. (૩) શણગારવું; ધારણ કરાવવું; જડીને ભરચક કરી નાંખવું; અસ્તર કરવું:-માતાજીના દહેરાનાં દ્વાર સોને મઢેલા છે.

**મઢાવવું**, ક્રિ૰ પ્ર૰ મઢે એમ કરાવવું; મઢાવરાવવું, ઢંકાવવું; ચઢાવરાવવું; ઢાંકી દેવરાવવું; વિંટળાવવું; ઉપર ચઢાવવું; ઢંકાવવું; શણગારવું:-ચુડીઓ મઢાવવી=ચુડા ઉપર ચીપ ચઢાવરાવવી. મંદિરનાં બારણા ચાંદીને પતરે મઢાવજો.

**મઢી**, સ્ત્રી૰ નાની કુટી; ઝુંપડી; દેવસ્થાનનુ કે એકાદ સંત સાધુ રહે એવું નાનું રહેઠાણ-કે-બાંધકામ તે, પર્ણશાળા; ઉટજ:-સતીની મઢી, સાધુની મઢી.

**મઢુલી**, સ્ત્રી૰ નાની ઝુંપડી; મઢી; ઝુંપડી, ઉટજ; પર્ણશાળા.

**મણ**, પુ૰ [ सं. ] ચાળીસ શેરનું એક માપ-વજન તે, ચાળીસ ભાર વજન તે મણ. એક વજન-તોલ. ગુજરાતમાં ચાળીસ તોલાનો શેર ને ચાળીસ શેરનો મણ, એનું મણનુ તોલ ગણાય છે. કેટલેક ઠેકાણે ૨૮ અને ૮૦ શેરનો મણ તોળાય છે.

**મણકો**, પું૰ [ सं. मणि] કિમતી પથ્થરનો, કાચનો, લાકડાનો કે કોઈ વનસ્પતિના બીજનો વચમાં વેહ પાડેલો ગોળ દાણો;

કણુ:–માળાના મણકા. (૨) અંકોડો; ગંઠોડો:–કેરોડનો મણકો; હાડકાંની સાંધવાળી ગાંઠ તે. ૬હે૦ બંધાય માળાના મણકા=એક સરખા એમ. એ તો બધાય માણસો સારા હો કે ખોટા પણ એકજ માળાના મણકા.

**મણિ,** પું૦ [सं] સૌથી ઉંચામાં ઉંચું રત્ન–જવાહીર તે; હીરો; ધોળા રંગનો તેજદાર કિંમતી પત્થર. (૨) કિંમતી–મોંઘી ચીજ–દાગીનો તે. મોતી, પ્રવાલ વગેરે. (૩) કાચ–ચળકતો પત્થર, અકીક વગેરેનો નાનો ગોળ કણુ–દાણો તે; મણકો; રૂદ્રાક્ષ વગેરેનો મણકો–દાણો તે. (૫) શિર–ટોચનો જે સુંદર ગોળાકાર; છત્રાકાર તે; ફૂલ; તોરો; શિખરાંત તે.:–લિંગમણિ. (૬) ઉત્તમ ચીજ–માણસ–પુરૂષ તે. (૭) મહેરો.

**મણિધર,** પું૦ [सं.] નાગ; સાપ. જેને માથે મણિ હોય એવો સાપ તે; મોટો સાપ.

**મણિબંધ,** પું૦ [सं.] કોણી ઉપરનો હાથનો ભાગ, જ્યાં કડું પહેરવામાં આવે છે તે ભાગ. (૨) પોંચી; કાંડું.

**મણીકો,** પું૦ મણ ભાર વજનનો જોખ–કાટલું તે; જેથી મણ તોળાય અથવા જેથી એક મણ પ્રવાહી તોળાય અથવા મપાય તેવું કાટલું અથવા ભરત તે.

**મત,** પું૦ [सं.] અભિપ્રાય; આશય; ઉદ્દેશ; હેતુ. (૨) અનુમોદન; સંમતિ; પસંદગી. (૩) વિચાર–મંતવ્ય. તત્ત્વજ્ઞાનના જુદા જુદા પક્ષોમાંનો પ્રત્યેક પક્ષ તે:–સાંખ્યમત; યોગમત; નાસ્તિકમત, વગેરે. (૪) એકાદો ધર્મમાર્ગ અથવા પંથ તે:–બૌદ્ધમત; જૈનમત; સંપ્રદાય. (૫) મતનો ઠરાવ; મક્કમપણું. (૬) હઠ; આગ્રહ:–મતમાં માર્યો ગયો. પોતાના અમુક વિચાર ઉપર મુસ્તાક રહેવું તે. મતિયો=આગ્રહી:–હવે મત ના કર્યા કરો. (૭) અ૦ મા, નહિ; નકારાર્થે–ઉ૦ માગેશ મત રોય, મ કર આંખો રાતીઓ.

**મતમતાંતર,** ન૦ [सं] મત મત વચ્ચેનો જે ભેદ તે; ભિન્ન ભિન્ન સંપ્રદાય ધાર્મિક–તાત્ત્વિક વિચારો–મંતવ્યો વગેરે વચ્ચેનું અંતર–ભેદ તે. (૨) જુદા જુદા ધર્મ માર્ગો તે.

**મતલબ,** સ્ત્રી૦ અર્થ; સમજણ. (૨) ઉદ્દેશ; આશય; હેતુ. (૩) ઇચ્છા; મુરાદ; ભાવના. (૪) સાર; તાત્પર્યાર્થ; અંતરની વાત.

**મતલબી,** વિ૦ અર્થસાધુ; સ્વાર્થી; પોતાની મતલબ સાધનાર.

**મતવાદ,** પું૦ [सं] પોતાના મતનો આગ્રહ તે; પોતાના વિચાર માટેની ચોવટાઈ.

**મતવાદી,** વિ૦ મતનો આગ્રહી; પોતાના વિચારને મજબુત રીતે વળગી રહેનાર.

**મતવાલી,** વિ૦ [हिं] મદભર; મદની ભરેલી; ફાંકડી–સ્ત્રી.

**મતવાલું,** વિ૦ પુષ્કળ; ઘણુંજ; અતિશય.:–નદીએ મતવાલું પાણી આવ્યું છે.

**મતસરવણી,** સ્ત્રી૦ છોકરીઓનું એક વ્રત.

**મતંગ,** પું૦ [सं.] હાથી; ગજ.

**મતંગજ,** પું૦ [सं.] હાથી; ગજ.

**મતા,** સ્ત્રી૦ [अ.] માલમિલકત; પુંજી; ધન દોલત. (૨) માલ; સાર; સત્ત. (૩) મૂલ; *કિમ્મત; વિસાત; ગજ; દમ.* (૪) જણસ; વસ્તુ.

**મતાદાર,** પું૦ જેને સાક્ષી તરીકે સહી કરવાનો હક–અધિકાર હોય તે; પટેલ વસુલાત લઇ તેનું ભરણું સરકારને મોકલે તેનો સાક્ષીદાર તે. દરેક ગામમાં પટેલ અને મતાદાર હોય છે. મતાદારને વારી પ્રમાણે સુખીપણું મળે છે. (૨) સહી સાખ કરનારો.

**મતાદારી,** સ્ત્રી૦ મતાદારનું કામ તે; મતાદારપણું.

**મતાભિમાન,** ન૦ [सं.] પોતાના અથવા પોતાને માન્ય હોય એવા મતને માટે

અભિમાન તે; સ્વધર્માભિમાન; સાંપ્રદાયિક મમત્વ. (૨) પોતાના વિચાર માટેનો આગ્રહ તે; જીદ.

**મતાભિમાની**, વિ૦ સ્વમત માટે જેને આગ્રહ હોય તે. (૨) પોતાના–સ્વધર્માભિમાની. પોતાના સંપ્રદાય–પંથને માટે જેને પૂર્ણ ભક્તિ અને આગ્રહ હોય તે. પોતાના મત માટે ગર્વ રાખનાર; આગ્રહી; જિદ્દી; હઠીલું.

**મતારો**, પું૦ ખાધેલપીધેલ ઘરડો બુઢ. (૨) વૃદ્ધ; ઘરડો ડોસો.

**મતાલા**, પું૦ આળસને લીધે શરીર જે કસ-રોડા ખાય તે; આળસનાં આંકડાં.

**મતિ**, સ્ત્રી૦ [સં.] બુદ્ધિ; સમજણ; જ્ઞાન શક્તિ. (૨) સિદ્ધ વિચાર; અભિપ્રાય. (૩) ઇચ્છા; મનનું વલણ; ભાવના. ઉ૦ વ્યવહાર મતિ જેની, વિદ્યા ને ધન સંગ્રહે. ક્રિ૦ પ્ર૦ મતિ બગડવી=બુદ્ધિ–સન્નિષ્ઠા બગડવી, સમજ જતીરહેવી.

**મતિભ્રમ**, પું૦ [સં.] જેની બુદ્ધિ ફરી ગઈ હોય તે; અસ્થિરમન થઇ જવું તે; બુદ્ધિ ફરી જવી તે; બેસમજ. (૨) સન્મતિનો નાશ થઇ જવો તે. બુદ્ધિમાં થયેલો જે વિકાર–અસ્થિરતા તે. (૩) ગાંડપણ.

**મતિમંદ**, વિ૦ [સં.] જેની અક્કલ બહેર મારી ગઇ હોય એવું; જડ–બુધી; કમઅક્કલ; ઓછી બુદ્ધિનું.

**મતિમાન**, વિ૦ [સં.] બુદ્ધિમાન; અક્કલી; ચતુર; હોશિયાર.

**મતિયું**, વિ૦ મતવાળું; આગ્રહી; હઠીલું; પોતાના મતને છોડેજ નહિ એવું હઠી–જિદ્દી.

**મતીરું**, ન૦ કાકડી; ચીભડું.

**મતીલું**, વિ૦ પોતાના મતને પકડી રહેનાર; આગ્રહી; હઠીલું.

**મતું**, ન૦ સાખ મૂકવી તે; ચીઠી અથવા દસ્તાવેજની જમણી બાજુએ 'ઉપર લખ્યું તે ખરૂં છે' એવી સહી–સાખ કરી આપવી તે; સાખ. (૨) 'મારો મત–સંમતિ છે' એવું દર્શાવનારી સહી; હસ્તાક્ષર.

**મત્કુણ**, પું૦ [સં.] માકણ.

**મત્ત**, વિ૦ [સં.] કેફ જેને ચડેલી હોય એવું; કેફના નીશામાં હોય તેવું, છાકટું. (૨) ઘેલું; ગાંડું; જેને સારાસાર વિવેક રહેલો હોય નહિ એવું. (૩) ઉદ્ધત; ઉન્મદ; અભિમાની; ગર્વી. (૪) મદવાળું; જેને ચરબી ચઢી હોય એવું; ચકચૂર; ઘેઘટ.

**મત્સર** પું૦ [સં.] કોઇનું સારૂં જોયું–સાંભળ્યું ખમાય નહિ એવો જે સ્વભાવ તે; દ્વેષ, ઇર્ષ્યા; અદેખાઈ. (૨) અભિમાન અહંકારનો છકો તે; ઇર્ષ્યાનો છણકો; તુંડાઇ; અહંકારનો તોર તે. ઉ૦ નાણું દીઠું મત્સર આવડો.

**મત્સરી**, વિ૦ મત્સરવાળું; જેને મત્સર હોય તે; બેપરવાહ; ઇર્ષા–દ્વેષ અને અદેખાઈના અંશવાળું; પોતાના સુખ વૈભવમાં કોઇને ગણે નહિ એવું.

**મત્સ્ય**, ન૦ [સં.] માછલું; જળમાં રહેનારૂં એક પ્રાણી. એ નાનાં મોટાં અને વિવિધ પ્રકારનાં થાય છે. મીઠા પાણીમાં અને દરિયામાં બેઉ ઠેકાણે થાય છે.

**મત્સ્યગંધા**, સ્ત્રી૦ [સં.] માછલાના જેવી જેના શરીરમાંથી ગંધ નીકળતી હતી એવી ગંગા ઉપર રહેનાર એક માછીની છોકરી; વ્યાસમાતા; પાંડવોની દાદી.

**મત્સ્યાવતાર**, પું૦ [સં.] વિષ્ણુના દશાવતારમાંનો પહેલો અવતાર તે. આ વિષય ઉપર સંસ્કૃતમાં એક પુરાણ લખાયેલું છે.

**મથક**, ન૦ જ્યાં મોટો વેપાર ચાલતો હોય તે બંદર અથવા શહેર. (૨) જ્યાં વિદ્યાભ્યાસ અને જ્ઞાન વિષયક ચર્ચાઓ વગેરે ચાલતું હોય તે સ્થાન. (૩) જ્યાં મોટે ભાગે લશ્કરનો પડાવ પડી રહેતો હોય તે સ્થાન; છાવણી. (૪) કોઇ પણ

વસ્તુ કે પ્રાણી વગેરેનો જ્યાં પડાવ રહે-તો હોય-વસ્તી-વાસ હોય તે સ્થાન; મુખ્ય સ્થાન; રહેઠાણ; ઘર; મોટું-વડું સ્થાન-ઠે-કાણું તે:-ચોરનું મથક.

**મથન,** ન૦ [ सं ] મથવું તે; વલોવવું તે; માથાકુટ; ગડમથલ; ઉદ્યોગ; પ્રયાસ; શ્રમ; મહેનત. (૨) અમુક કાર્ય ઘડવા-પટાવ-વાને માટે ખૂબ મહેનત લઈ આમ તેમ યત્ન કર્યા કરવો તે.

**મથની,** સ્ત્રી૦ જેમાં દહિં વલોવવામાં આવે છે તે પાત્ર-ગોળી. (૨) દહિં ભાંગવાનું ફૂલદાંવાળું ઓજાર.

**મથવું,** ક્રિ૦ સ૦[સ. मन्थ]વલોવવું, ઘુમરડવું; ડહોળવું; રોળવું; ઘોળવું. (૨) ક્રિ૦ અ૦ ખૂબ મહેનત લેવી; ઉદ્યમ-યત્ન કરવો; ગડમથલ કરવી, ગોથાં મારવાં. એકાદું કાર્ય પોતાની ઇચ્છા પ્રમાણે પાર ઉતારવાને માટે આમતેમ ખૂબ મથન કર્યા કરવું-ઘણો પરિશ્રમ લેવો અને આમતેમ ગોઠવી-મચ-રડી તેને ઠેકાણે લાવવાને યત્ન કરવો તે:-સુનાર બિચારો બહુ મથ્યો પણ એકકે સાલ એઠું નહિ.

**મથાવવું,** ક્રિ૦ સ૦ મહેનત-માથાકુટ કરા-વવી; ખૂબ પ્રયાસ કરાવવો; મથવા દેવું. (૨) થકવવું; હરાવવું ન ફાવવા દેવું.

**મથાળી,** સ્ત્રી૦ પાઘડી. (૨) શિખર, શિખર વાળવું-નયાળું બાંધવું તે.

**મથાળું,** ન૦ ઉપરનો-શિખરનો ભાગ તે; ઉપલુ બંધારણ તે; ઉપલો થાર; શિખર. (૨) કોઇ લેખ-વિષયનું સ્વરૂપ દર્શાવનાર તેનું ટુંકું અને સૌ પહેલા લખવાનું નામ તે; મોટા વિષયનો ભાવાર્થદર્શક મુખલેખ. (૩) આંશરો; અંદાજ, સરેરાશ. આપવા લેવાના કામમાં બંધાતી હદ; તેનો કંઇક અંદાજ જણાવવો તે; દર્શાવવું તે:-પહેલાં મથાળું બાંધો પછી ભાવ કરીએ. (૪) પાઘડી.

**મથિત,** વિ૦ [सं.] મથેલું; ડહોળેલું; વલોવેલું.

**મથોટી,** સ્ત્રી૦ શિંગડાના મૂળનો ભાગ તે; શિંગડાનું મથક.

**મથોડું,** ન૦ માથું બુડી જાય એટલું તે; માણસ ઉભું ને ઉભું બુડી જાય એટલું ઉંડાણ તે; છપુરુ જેટલું ઉંડાણ:-બે મથોડાં પાણી છે.

**મદ,** પું૦ [ सं. ] ગર્વ;અભિમાન; અહંભાવ. (૨) ધન, યૌવન, બળ, અધિકાર વગેરેનો જુસ્સો-તોર તે; ઉન્મત્તતા; ખુમારી. (૩) ઇશ્કનો ઉન્માદ; સ્વરૂપાદિનો અહંભાવ તે; મરડ; જુસ્સો. (૪) કેફ; નીશો; ઘેન.(૫) જુવાની ખીલવાથી હાથીના ગંડસ્થળમાંથી નીકળતો પરસેવો; મધ; મધુ. (૬) અહંકાર; તોર; છાક.

**મદકલ,** વિ૦ મદ-યૌવનના ગર્વથી ઉન્મત્ત, મદભરેલું. (૨) ઘેલું.

**મદગળ,** પું૦ હાથી; ગજ.

**મદત,** સ્ત્રી૦ [ अ. ] સહાયતા, કુમક; મદદ.

**મદતિયું,** વિ૦ મદદ કરનારૂ; સાહાયકારક.

**મદદ,** સ્ત્રી૦ સાહાય; કુમક. (૨) આશરો; ઓથ, ટેકો. ક્રિ૦ પ્ર૦ મદદ કરવી=સાહાય કરવી; કામમાં ટેકો આપવો. મદદ લેવી= સહાયતા લેવી, કુમક લેવી.

**મદદગાર,** વિ૦ મદદ કરનાર; મદદનીસ.

**મદદનીસ,** વિ૦ મદદગાર.

**મદન,** પું૦ [ सं. ] સ્ત્રી પુરુષના મનમાં ઉ-ત્પન્ન થતી સંગ ઇચ્છા તે. કામ, કામ-દેવ, સ્મર. રુ૦ પ્ર૦ મદન પુતળું=કામદેવ જેવો રૂપાળો.

**મદનફળ,** ન૦ મિંઢળ.

**મદનબાણ,** ન૦ [ सं. ]કામદેવનું એક બાણ; પુષ્પ.

**મદમત્ત,** વિ૦ મદથી-ગવથી ઘેલુ થયેલુ એવું; ઉદ્ધત; ઉન્મત્ત. (૨) કેફથી-ગર્વથી-પુષ્ટિ પામવાથી ખૂબ ખીલેલ.

**મદમાતું,** વિ૦ અંકુશમાં ન રહે એવું; ધન,

૩૫, બળ અને યૌવનથી અહંકેલું-ખીલેલું; પ્રફુલ્લ; ઉન્મત્ત. (૨) પુષ્ટ થયેલું; જેને ચરબી ચઢી હોય એવું; કદે વધેલું; જાજરમાન.
**મદરેશા,** સ્ત્રી० [ अ. ] નિશાળ; પાઠશાળા.
**મદવિકાર,** પું० કેફની ખુમારી તે; ગર્વાદિકને લીધે સ્વભાવમાં થયેલો અહંભાવનો જે ફેરફાર તે.(૨) ચરબીનો વિકાર તે. ઉન્મત્તતા; ઉદ્ધતાઈ.
**મદાર,** પું० [ फा. ] આધાર; આશ્રય; ભરોંસો; વિશ્વાસ: (૨) હેતુ; કારણ. એની પર મદાર બાંધી બેસી રહેવાય નહિ:
**મદારત,** સ્ત્રી० બરદાસ્ત; પરોણા ચાકરી; ખાતરદારી.
**મદારી,** પું० રિંછ,અને માંકડાં વગેરે પશુઓને કેળવી લોકોને તેમના ખેલ કરી બતાવનાર; કલંધર; પશુંઓ અને જંગલી પ્રાણીઓને કેળવનાર; વાદી. (૨). હાથ ચાલાકીના ખેલો કરી બતાવનાર; મારૂડી; બાજીગર.
**મદાંધ,** વિ० [ सं ] મદ-અહંકાર-ગર્વથી આંધળું; મદથી વિવેક ભૂલી ગયેલું. ઉ० મદાંધ થઈ ન મારશો, જરૂર ઊપ જાણીને. ક० દ० ડા०
**મદિરા,** સ્ત્રી० [ सं. ] પીવાનો દારૂ; આસવ; સુરા; મધુ.
**મદિરાક્ષી,** સ્ત્રી० [ सं. ] મદિરાના જેવા રંગવાળી આંખોની; કેફવાળી આંખની; મદિરાની માફક મુગ્ધ બનાવે એવી મોહક ને માદક આંખવાળી સ્ત્રી.
**મદી,** વિ० મદવાળું; ચઢી ગયેલા જુસ્સાવાળું.
**મદોન્મત્ત,** વિ० [ सं. ] મદ-ગર્વથી ઉન્મત્ત થઈ ગયેલું હોય એવું તે; ઉચ્છૃંખલ; ઉન્મત્ત; ઉદ્ધત. (૨) ચરબીથી ભરેલું-પુષ્ટ; શરીર ખૂબ ખીલેલું-ફાલેલું હોય એવું ફાલેલું; પુષ્ટ અંગનું.
**મદ્ય,** ન० [ सं. ] દારૂ; સુરા; આસવ. (૨) મધુ; મધ.
**મદ્યપ,** પું० [ सं. ] દારૂ પીનારો; દારૂડિયો.
**મદ્યપાન,** ન० [ सं. ] દારૂ પીવો તે. ઉ० પીએજ શુદ્ધ દૂધ જે, કલાલની દુકાનનો; છણાય વાત છેક ને મનાય મદ્યપાનમાં.
**મદ્યપી,** પું० દારૂડિયો.
**મદ્ર,** પું० હિંદુસ્તાનનો એક પ્રાચીન વિભાગ-દેશનું નામ. મદ્રદેશ.
**મદ્રાસી,** વિ० મદ્રાસનું-મદ્રાસ સંબંધી.
**મધ,** ન० [ सं. मधु ] માખો અને ભમરીઓએ ફૂલોમાંનો મીઠો રસ એકઠો કરીને બનાવેલું ગાઢું ને ગળ્યું ચીકણું જેવું પ્રવાહી; માખીએ એકઠો કરેલો ફૂલનો રસ. રૂ० પ્ર० મધ જેવું=મીઠું; પ્રિય; રુચિકર. મધ મૂકીને ચાટવું=પંપાળી રાખવું; કામમાં નહિ આવવું તે; રાખી મૂકવું. મધવાળી જીભ=ખુશામતિયા બોલી. મધમાં હાથ બોળાવવો=લાલચ દેખાડવી.
**મધપુડો,** પું० માખીઓ અને ભમરા-ભમરીઓ જેમાં ફૂલનો રસ ભરી રાખે છે અને ઈંડાં મૂકે છે તે તેમનું મીણનું ઘર; ખાજલી; ખાનાં ખાનાં વાળી મોટા છાણાં જેવી-વાદળી જેવી માખીઓએ બનાવેલી રહેવા તથા મધ ભરવાની બનાવટ.ઉ० મધપુડો રૂડો રચે, માખી રાખી માપ.
**મધમાખ,** સ્ત્રી० ફૂલોનો રસ એકઠો કરનારી માખી તે.
**મધમાખી,** સ્ત્રી० મધમાખ.
**મધભાગ,** પુ० [ सं. मध्यभाग ] વચમાંનો અવયવ-ભાગ તે.
**મધરાત,** સ્ત્રી० [ सं. मध्यरात्रि ] રાતનો વચલો ભાગ તે; અરધી રાત.
**મધવો,** પું० ખાઈ પીને તાજું થયેલું; પુષ્ટ; જાડું; સ્થૂલ:-સાંઢ ખાઈ પીને મોટો મધવો થઈ છે.

**મધુ**, ન૦ [ સં. ] માખોએ ફૂલનો રસ એકઠો કરીને બનાવેલું મીઠું પ્રવાહી; મધ; મકરંદ. (૨) સુરા; મદ્ય; દારૂ—મધુપાન. (૩) સુગંધિદાર મીઠો અને માદક નિર્યાસ. એક જાતનો રસ; મદ; વૃક્ષાદિકનો પ્રવાહી નિગાળ. (૪) અમૃત; સુધા. (૫) મહુડાનું ઝાડ. (૬) વસંતઋતુ. (૭) વિ૦ગળ્યું; મીઠું.

**મધુકર**, પું૦ [ સં. ] મધમાખ; ભમરો; મધ બનાવનારું નાનું પાંખવાળું જીવડું; ષટ્પદ.

**મધુકરી**, સ્ત્રી૦ ભમરી; મધમાખી. (૨) માખો જેમ ફૂલે ફૂલ ફરીને મધ એકઠું કરે છે તેમ ઘેરે ઘેર ફરીને ભિક્ષા એકઠી કરવી તે; માધુકરી; વિદ્યાર્થીએ રાંધેલો ખોરાક એકઠો કરી આણવો તે.

**મધુપ**, પું૦ [ સં. ] મધુ પીનારો તે; ભમરો. (૨) દારૂડિયો.

**મધુપર્ક**, પું૦ [ સં. ] દહિં, ઘી, પાણી; મધ અને ખાંડનું મિશ્રણ તે; અતિથિ અને જમાઈને પોતાને ઘેર આવતાં સત્કાર કરી અર્પણ કરવાનું 'દ્રવ્ય તે;' વિવાહ વખતે જમાઈને મધુપર્ક અર્પણ કરીને સત્કાર કરવામાં આવે છે.

**મધુપાન**, ન૦ [ સં ] દારૂ પીવો તે; મદ્યપાન.

**મધુપાની**, વિ૦ મધ પીનાર; દારૂડિયો.

**મધુપ્રમેહ**, પું૦ મીઠી પેશાબનું દરદ; મૂત્રમા ખાંડ જવી તે; અને ઘણી વાર પેશાબ થયા કરવો તે—મૂત્રપિંડનું એક દરદ.

**મધુમક્ષિકા**, સ્ત્રી૦ [ સં. ] મધમાખ.

**મધુમાસ**, પું૦ [ સં. ] વસંતઋતુ.

**મધુર**, વિ૦ [ સં. ] સ્વાદે ગળ્યું ને મીઠું. (૨) કાનને પ્રિય લાગે એવું:—મધુર ગાયન. (૩) નાક—ઘ્રાણેન્દ્રિયને પ્રિય—સારું લાગે એવું:—મધુર વાસ. (૪) આંખને ગમે એવું, સુંદર; મોહક; મજેનું—મધુરમૂર્તિ—મધુર દર્શન. (૫) પ્રેમ—વહાલ ઉપજે એવું; મીઠા બોલીનું.

**મધુરતા**, સ્ત્રી૦ [ સં. ] મિઠાશ; ગળપણ. (૨) મનોહરતા; સુંદરતા. (૩) પ્રિય લાગવાપણું; આહ્લાદકપણું; મનને સુખકારક લાગવાપણું તે.

**મધુરા**, સ્ત્રી૦ [ સં. ] સાકર. (૨) જેઠીમધ (૩) સુરા.

**મધુરું**, વિ૦ મીઠું; રુચિકર; મન, કાન, નાક, અને આંખ વગેરેને ગમે એવું; મોહક; સુંદર, મજેનું. વહાલ ઉપજાવે એવું; પ્રિય લાગતું. ઉ૦ મધુરી મેના! શા માંગરે છે, પરંતુ આ પિંજર દુઃખ દે છે.

**મધુવન**, ન૦ [ સં ] વૃંદાવન.

**મધૂક**, પું૦ [ સં. ] મહુડો; જેને મહુડાં થાય છે તે ઝાડ.

**મધોમધ**, અ૦ વચમાં; વચ્ચે; મધ્યે.

**મધ્ય**, વિ૦ [ સં. ] વચલું; ઉપરનું કે નીચેનું નહિ એવું; વચમા આવેલું:—મધ્યદેશ. મધ્યલોક. (૨) ના૦ વચલો ભાગ. (૩) કમ્મર—કટિપ્રદેશ.

**મધ્યબિંદુ**, ન૦ [ સં. ] ગોળ—વર્તુલમાંનું વચલું બિંદુ—ટપકું તે; વર્તુલમાંનું તે બિંદુ કે જેમાંથી નીકળેલી પરિધિને અડતી બધી લીટીઓ સરખી હોય; કેન્દ્ર.

**મધ્યમ**, વિ૦ વચલું; સારું તેમજ નરતું એવું; બે છેડાની વચમાંનું તે. (૨) ના૦ સાત સૂરમાંનો એક સૂર; ચોથો સૂર.

**મધ્યમસર**, અ૦ સારું તેમજ છેક નરતું પણ નહિ એમ, વચલા માર્ગનું એમ; અંદાજસર; એક અંત તરફનું નહિ પણ મધ્યે રહે એ રીતનું તે, મોટું નાનું અથવા જાડું ઉંચું પણ નહિ એવા સમતોલ—માપ—વિવેકપૂર્ણ.

**મધ્યમા**, સ્ત્રી૦ [ સં. ] વચલી આંગળી. (૨) જુવાનીમાં આવેલી સ્ત્રી. (૩) વાણી ઉચ્ચારવાની ચાર રીતિઓમાંની ત્રીજી રીત તે; વચલી શબ્દોચ્ચાર પદ્ધતિ પરા,

પશ્યંતિ, મધ્યમા અને વૈખરી. નહિ નવોઢા નહિ પ્રૌઢા એવી જે નાયિકા તે.

**મધ્યરાત્ર,** સ્ત્રી૦ [ સં. ] અડધી રાત; મધરાત.

**મધ્યરેખા,** સ્ત્રી૦ [ સં. ] પૃથ્વીના ગોળાના ઉત્તર દક્ષિણ બે સરખા ભાગ કરનારી જે લીટી તે; વિષુવવૃત્ત.

**મધ્યસ્થ,** વિ૦ [ સં. ] વચલું; વચમાંનું. (૨) એકે પક્ષનું નહિ એવું તે; તટસ્થ. (૩) ના. બેઉ પક્ષનું સાંભળી તોલ કરનારો લવાદ; પંચ; સમાધાનિયો. મધ્યસ્થી=લવાદી; સમાધાન કરવાને વચમાં પડવું તે.

**મધ્યસ્થળ,** ન૦ [ સં. ] વચલો પ્રદેશ; મધ્ય ભાગ. (૨) કટિપ્રદેશ.

**મધ્યા,** સ્ત્રી૦ નાની પણ નહિ અને આધેડ પણ નહિ એવી જુવાન સ્ત્રી તે; મધ્યમા.

**મધ્યાન,** જુ. મધ્યાહ્ન.

**મધ્યાહ્ન,** પું૦ [ સં. ] દિવસનો વચલો સમય તે; બપોર; દહાડાનો વચલો ભાગ; સૂર્ય આકાશની મધ્યે આવેલો હોય તે વખત.

**મધ્યે,** અ૦ વચ્ચે; અંતરગળે; અંદર; માં.

**મન,** ન૦ [ સં. મનસ્ ] મનુષ્ય-પ્રાણીના દેહમાંનો તે અવયવ અથવા ઇંદ્રિય, કે જે બીજી ઇંદ્રિયોને તેમનાં કાર્ય કરવાની પ્રેરણા કરે છે; જ્ઞાનેંદ્રિય; સમજવાની, વિચારવાની અને ઇચ્છા કરવાની જ્યાંથી લાગણીઓ ઉદ્ભવે છે તે ઇંદ્રિય. (૨) સંકલ્પ વિકલ્પવાળી પ્રાણીઓની જે વૃત્તિ તે. (૩) જ્યાંથી લાગણીઓનો જુસ્સો ઉભરાય છે તે અવયવ; દિલ; હૈયું; કાળજું; ચિત્ત; અંતઃકરણ; મગજ. (૪) ઇચ્છા; મરજી; ભાવ:-એને બળવાનું મન છે. કેરી ખાવાનું મન છે. (૬) માન્યતા; વિચાર. (૭) સ્મરણ શક્તિ. (૮) સત્યાસત્યનું જ્ઞાન તે. ક્રિ૦ પ્ર૦ મન કરવું=ભાવ ઇચ્છા કરવી. મન થવું=ભાવ થવો. મન મારવું=લાગણીના જુસ્સાને દબાવી રાખવો. મનમાનવું=પ્રસન્ન થવું; સંતોષ લેવો; કબૂલ કરવું. ઉ૦ મન માને નહિ સોફેરા સમજાવું તોય શું થાય. મન ખાટું કરવું=નાખુશ કરવું. મન ચોરવું=પસ્તાવો કરવો. મન મનાવવું=રાજી-ખુશી કરવું; સંતોષવું, સમજાવવું. મનમાં આવવું=સમજવું, મરજી થવી; મનને ખરું લાગવું; લક્ષ ખેંચાવું. મનવાળવું=સંતોષે બેસવું; થયું-ભોગવ્યું-અનુભવ્યું અને હવે મન કરવાની જરૂર નથી એમ માની લેવું તે. મન ઉઠવું=મન ઉતરી જવું; અભાવ-વિરાગ આવવો; નહિ ગમવું, નહિ ગોઠવું તે; ઇચ્છા જતી રહેવી. મન જોવું=સામાનો ભાવ જોવો-શું વૃત્તિ છે તે સમજી લેવું. મન બેસવું=પ્રીતિ લાગવી; ગોઠવું; ગમવું. મન ઘાલવું=લક્ષપર લેવું; ધ્યાન આપવું. મન ઉંચું થવું=નાખુશ થવું; દિલ દુખાવું; સ્નેહ તૂટવો. મન બાળવું=જીવ બાળવો, સંતાપવું; નાખુશ કરવું; ચિંતા-શોક કરાવવો. લાગણી-દયાની પ્રીતિની ભાવના પ્રકટ કરવી-થવી તે. મનમાં લાવવું=ખોટું લગાડવું; દરકાર કરવી; ગણવું. રૂ૦ પ્ર૦ મોટા મનનું=ઉદાર; પરોપકાર બુદ્ધિનું. મોકળું મન=ખુલ્લું-ઉદાર મન; સંકોચ વગરનું મન તે. મનનું પોચું=ગરીબ; દીન; બીકણ. કહે૦ મન જાણે પાપ, ને મા જાણે બાપ. મન હોય ચંગા તો કથરોટમાં ગંગા. મન કહે હું માળિયે બેસું, અને કર્મ કહે હું કોઠીમાં પેસું.

**મનકલ્પિત,** વિ૦ [ સં. ] મનની કલ્પનાનું; તરંગ રૂપ; ખાલી બનાવટી; ખોટું; તરંગી, માત્ર વિચારનું-ખરું નહિ તે. (૨) અસત્ય; નહિ બનાવટ હોય એવું; જોડી કાઢેલું:-મન કલ્પિત વાત-કવિતા.

**મનકામના,** સ્ત્રી૦ [ સં. ] ભાવના; ઇચ્છા; વાંછા; મુરાદ.

**મનખા-દેહ,** પું૦ [ સં. मनुष्यदेह ] માણસનું શરીર તે; મનુષ્ય દેહ. (૨) માણસનો અવતાર તે; માણસપણું.

**મનખો,** પુ૦ માણસનો અવતાર; નરદેહ. (૨) જીવન; જિંદગી. (૩) માણસપણું.

**મનગમતું,** વિ૦ મનને ગમે તેવું; પસંદ; ગોઠતું; દિલચાહનાવાળું. ઉ૦ મનગમતાને દીધી માબાપે, વિધિએ ત્યારે આ વિજોગ કરાવ્યો. (૨) સુંદર; રમ્ય; પ્રિય લાગે એવું. (૩) ભાવતું; રસભર; રૂચતું.

**મનડું,** ન૦ મન.

**મનન,** ન૦ [ સં. ] વિચાર્યા કરવું તે; મનમાં ને મનમાં ગોખ્યા કરવું તે; ચિંતન. મનનશીલ=વિચાર કરનાર.

**મનપૂર્વક,** અ૦ મનથી; જાણીબુઝીને.

**મનફેર,** વિ૦ જરાક જ ફેર હોય તેવું; નહિ જેવા તફાવતનું; સહેજ ફેર હોય એવું.

**મનભાવતું,** વિ૦ રૂચતું; ખાવા ગમે એવું. (૨) ગમતું; ગોઠતું; મનપસંદ.

**મનમાનતું,** વિ૦ મનને પસંદ પડે તેવું; મનને પ્રિય. (૨) જોઇએ તેટલું; પુરૂ પડી રહે એટલું.

**મનમાન્યું,** વિ૦ જોઇએ તેટલું; પુષ્કળ; ખૂબ. (૨) મન તૃપ્ત થાય-સંતોખે એટલું અને એવું.

**મનમેળાપી,** વિ૦ મળતાવડુ; મન મેળવી દે એવું.

**મનમોજી,** વિ૦ મનમાં જેમ આવે તેમ કરનાર-વર્તનાર; તરંગી; આનંદી-વિલક્ષણ.

**મનમોહન,** વિ૦ મન મોહ પામે એવું; દિલપસંદ; ચિત્તને વશ કરી લે એવું.

**મનવણિયું,** મન વાળવા જેવું; મનને મનાવવા જેવું.

**મનવર,** સ્ત્રી૦ પરોણા ચાકરી; સરભરા; બરદાસ્ત.

**મનવવું,** ક્રિ૦ સ૦ મનાવવું; રીસ ઉતારવી; ખુશી કરવું; રીસ ટાળવી; સામાના મનનું સમાધાન કરવું; ગજી કરવું. ઉ૦ તમારીને મનવી હું નહિ મનાઉં, મારારાજ.

**મનવળવું,** ક્રિ૦ અ૦ મનને સંતાપ થઈ જવો; ભાવનાનો લય થવો; ઇચ્છા મટી જવી. (૨) માની લેવું; મનથી સમાધાન થવું.

**મનવા,** પું૦ માનવ; મન જેનું નાયક છે એવો જીવાત્મા; માણસ; મનવાળો જીવ. ઉ૦ ચૌદ ભુવનનો નાથ કરશે તે થાશે, તારા ધાર્યાં એળે જાશે, મનવા! ચૌદ ભુવનનો૦.

**મનવાંછિત,** વિ૦ મનથી ઇચ્છેલું હોય એવું; આકાંક્ષિત; ઇપ્સિત; ઇચ્છિત. મનથી જે સુભાગ્યની ઇચ્છા વગેરે હોય તે. ઉ૦ મનવાછિત તારાં ફળશે.

**મનવાર,** સ્ત્રી૦ [ અં. ] મોટું લશ્કરી વહાણ; લડાઇનું વહાણ.

**મનવેગી,** વિ૦ મનના જેવા વેગવાળું; મન જેમ પળ-વિપળમાં અનહદ છેટે જતું રહે છે તેવી અતિ જલદ ગતિવાળું.

**મનશિલ,** પુ૦ [ સં. ] પત્થરમાંથી બનેલો એક લાલ રંગનો ધાતુ જેવો ઝેરી ક્ષાર; લાલ રંગનો સોમલ તે-મનશિલ.

**મનસબદાર,** પુ૦ લશ્કરની ટુકડીનો ઉપરી; લશ્કરી અમલદાર.

**મનસબદારી,** સ્ત્રી૦ મનસબદારનું કામ તે. (૨) મનસબદારનો ઓદ્દો તે.

**મનસા,** પુ૦ [ સં. ] મનથી; મનવડે. (૨) આંતરિક ઇચ્છા; ઊંડી ભાવના; મન.

**મનસિજ,** અ૦ [ સં. ] કામદેવ; સ્મર.

**મનસુબો,** પું૦ [ આ. ] ધારણા બાંધવી તે; કામ કરવા માટેનો વિચાર તે; ઇરાદો; ઉદ્દેશ; હેતુ; મનસુબ (૩) તદબીર; યુક્તિ; ઘાટ.

**મનસ્વિતા,** સ્ત્રી૰ મનમા તરગ આવે તેમ વર્તનાપણુ, સ્વચ્છદતા (૨) ઇચ્છા અપેક્ષા

**મનસ્વી,** વિ૰ [ સં ] મનમા આવતા તરગો પ્રમાણે ચાલનાર–તરગી, સ્વચ્છદી (૨) જ્ઞાની, મન જેને વશ હોય તે, ચતુર

**મનહર,** પુ૰ એક રાગ, કવિત એને આઠ ચરણ હોય છે અને પહેલામા સોળ અને બીજામા પદર અક્ષર, એ ક્રમે બધા ચરણની રચના હોય છે ઉ૰ મોહુ એણે ડીઠુ કામ માટે દશે મોહુ માન, મોટા મોટા મહીપતિ મહીપતરામને ક દ ડા (૨) વિ૰ મનોહર સુદર, મનને હરી લે એવુ

**મના,** સ્ત્રી૰ [ આ ] કેઇ કામ કરવાની જવા આવવાની ના પાડવી તે, નમગી, અટકાવ, પ્રતિબધ, ના

**મનાઇ,** સ્ત્રી૰ મના, મધી નિષેધ નમરતા મનાઈ (ઉમરકાનું) કામ એકદમ અટકાવવાનો હુકમ તે

**મનામણુ,** ન૰ મનાવવુ તે, રીસ ઉતારવાને સમજાવવુ તે, મનાય તે માટે કરવાનુ જે સાત્વન–આશ્વાસન–નમન તે, વિરુદ્ધતા રીસ–ખોટુ લાગ્યુ હોય તે વગેરે અભાવ, અપ્રીતિ અને ગેરીનગ વગેરે મગડવા–ટાળી નાખવા માટે સામાના મનનુ સમાધાન કરવાની જે ક્રિયા–નમી પડવુ, માફી માગવી વગેરે તે (૨) લાડ, મનમ સમાધાની ગ્રિસામણા મનામણા એમ કહેવાય છે, કાલાવાલા, પ્રણિપત

**મનારો,** પુ૰ [ આ ] મિનારા, થાભના જેવુ ઘણું ઉચુ ચણતર તે ટાડો (૨) નગાડી

**મનાવણુ,** ન૰ મનામણુ

**મનાવવુ,** ક્રિ૰ સ૰ ગમે બનાવ્યુ હોય, સ્નેહ-મૈત્રી તોડી ગયુ હોય કે સદભાવથી અળગુ થઈ ગયુ હોય તેના મનનુ સમાધાન કરવુ તે, રીસ ઉતરાવવી, સમજાવવુ, લડાઈ લાવવુ, માને એમ કરવુ મેળાપ–મેળાપ કરવો, મન ગમે કરવુ, સાત્વન કરવુ, આરાધવુ, કાલાવાલા કરી ખુશ કરવુ ક્રિ પ્ર૰ મન મનાવવુ=ગમે કરવુ ઉ૰ કુઅર ક્યાએ તો ભલે ક્યાળે, તુ મ ક્યાળે ડુગર રાણા, ટાને કુઅરને મનાવવુ ને તુ તો પડ્યો ર પાણા

**મનાવુ,** ક્રિ૰ અ૰ રીસ–ગુસ્સો તજી દઈ મળી જવુ કરીને પ્રીતિ–સ્નેહ–સભાવ ગાઢવો માનવુ

**મનિયાર,** પુ૰ ચુડગર ચુડીઓ બનાવી વેચનાર, મનીહાર (૨) બવાઇમાનો એક વેષ

**મનિયારુ,** ન૰ મનિયારનુ કામ–ધધો તે, હાથીદાત વઉેરેનાનુ–ચુડીઓ ઉતારવાનુ અને તેના રમકડા ને ઘાટ બનાવવાનુ કામ તે

**મની,** સ્ત્રી૰ મીની, બિલાડી ઉ૰ મની મળે તો મજા સુખ થાય મિનડી, મિદડી

**મની-ઓર્ડર,** પુ [ अ Money-order ] ટપાલ ખાતાની એક ઠેકાણેથી બીજે ઠેકાણે વટાવ લઈ રૂપિયા મોકલી આપવાની ગોઠવણ–રીત તે, ટપાલ મારફતે નાણા મોકલવાની ઘન તે (૨) એ–માન મારફતે મોકલેલા–આવેલા નાણા તે ...ી

**મનીષા,** સ્ત્રી૰ [ સ ] બુદ્ધિ મતિ (૨) જ્ઞાન, સમજ

**મનીહાર,** પુ૰ મનિયાર, ચુડગર

**મનીશ,** ન૰ મનુષ્ય માણસ આદમી

**મનુ,** પુ૰ [ સં ] એક ઋષિ (૨) મનુષ્યોના વડો–ગ ન અમુક કાળ લગી જે મનુષ્યોનું શાસન કરે છે ને મહાપુ, ચૌદ નિયમ (૩) કલ્પના ચૌદમા ભાગ જેટલો ભાગ તે (૪) માનવ ધર્મશાસ્ત્ર ...ાર

નાર=હિંદુઓનો મૂળ કાયદાશાસ્ત્રી.

**મનુજ,** ન૦ [ સં ] માણસ; મનુષ્ય. (૨) મનુનો વસ્તાર–માણસ જાતિ તે.

**મનુષ્ય,** ન૦ [ સં. ] બે પગ ઉપર ટટાર રહી ચાલનારૂં એક બુદ્ધિશાળી પ્રાણી; માણસ; આદમ. (૨) પુરુષ; નર; આદમી.

**મનુષ્યગણ,** પું૦ [ સં. ] જ્યોતિષ પ્રમાણે સતાવીસ નક્ષત્રોના દેવ, રાક્ષસ ને મનુષ્ય એવા ત્રણ વર્ગમાંનો છેલ્લો વર્ગ તે. નવ નક્ષત્રો દરેક ગણનાં ગણાય છે અને તે તે નક્ષત્રોવાળો માણસ તે તે ગણનો ગણાય છે. એ ગણાનુસાર સ્વભાવ અને પ્રારબ્ધ કહેવાય છે. મનુષ્યયજ્ઞ=માણસને જમાડી તૃપ્ત કરવો તે; અતિથિને અન્નાદિથી સંતુષ્ટ કરવારૂપ યજ્ઞ તે. મનુષ્યલોક=મૃત્યુલોક; આ પૃથ્વી ઉપર રહેનારાં માણસો તે; આ લોક; પૃથ્વી.

**મનુષ્યતા,** સ્ત્રી૦ માણસપણું; મનુષ્યત્વ.

**મનુષ્યત્વ,** ન૦ [ સં. ] માણસાઈ; મનુષ્યતા.

**મનુહાર,** પું૦ મનામણાની આજીજી–કાલાવાલા કરવા તે; ખાતર; પ્રાર્થના; આરાધના.

**મને,** અ૦ મના; મનાઈ.

**મનોગત,** પુ૦ [ સં. ] મનમા રહેલુ હોય તે; મનમાંનો વિચાર–હેતુ–અર્થ તે, વિચાર; કલ્પના; અભિપ્રાય. (૨) ઇચ્છા; ભાવ.

**મનોગતિ,** સ્ત્રી૦ મનનો વેગ તે. (૨) મનની પહોંચ–ગ્રહણશક્તિ તે.

**મનોજ્ઞ,** વિ૦ મનોહર; સુંદર, મઝાનું. ઉ૦ મનોજ્ઞ કસ્તૂરિમૃગાભિસારથી.

**મનોજ્ઞતા,** સ્ત્રી૦ મનોહરતા; સૌંદર્ય.

**મનોધર્મ,** પું૦ [સં ] મનનું જે સ્વાભાવિક લક્ષણ તે; મનનું મનપણું તે. મનોધર્મમાં પ્રીતિ, ક્રોધ, અદેખાઈ, વિચાર; સ્મરણ શક્તિ વગેરેનો સમાવેશ થાય છે. મનનો વિકાર–મનની શક્તિ વગેરે તે.

**મનોનિગ્રહ,** પુ૦ [ સં. ] મનને વશ રાખવું તે; મનને કબજે રાખવું તે; સંયમ.

**મનોભંગ,** પું૦ મન–ભાવનાનો ઉત્સાહ ભાગી જવો તે; મનનું પાછા પડી જવુ તે; નાસીપાસી; ઉત્સાહભંગ, તેમજ આશા–ઇચ્છાભંગ તે.

**મનોભાવ,** પું૦ [ સં. ] મનની જે ઇચ્છાકાંક્ષા તે; મનમાંની લાગણી; વૃત્તિ; દિલની મતલબ. (૨) મનની–જે આંતરિક પ્રીતિ તે.

**મનોભૂ,** પું૦ [ સં. ] કામદેવ; મદન; સ્મર.

**મનોમય,** વિ૦ [ સં. ] મન સંબંધી; મન રૂપ એવું; મનનું; માનસિક. મનોમય–કોશ=દેહના પાંચ કોશોમાંનો 'હું છું, અને શરીરની સત્તા મારા હાથમાં છે,' એવું જ્ઞાન તે; કર્મેદ્રિય ઉપર જેને અધિકાર છે એવો શરીરમાંનો અંતઃકરણ વિશેષ વિભાગ તે.

**મનોયત્ન,** ન૦ મનવડે–સ્વતઃ જેને બેસાડવાનો યત્ન કરવો તે; જાતે જે યત્ન કરવો તે; પ્રયોગપાઠ; અમુક નિયમ કર્યા કે જાણ્યા પછી તે પ્રમાણે કરી જોવું તે; અભ્યાસપાઠ; ધડો, રીત્યનુસાર હિસાબ પોતાની મેળે ગણવાનુ કાર્ય–પ્રયોગ તે. પહેલા મનોયત્નના પાંચ દાખલા ગણી લાવ.

**મનોરંજક,** વિ૦ મનને રંજન કરે એવું; દિલ ખુશ કરે એવું; મનોહર.

**મનોરંજન,** વિ૦ મન ખુશ થાય એવું; મન રાજી થાય એવું; પ્રિય લાગે–પ્રીતિભાવ ઉપજાવે એવું.

**મનોરથ,** પું૦ [ સં. ] મનનો જે ભાવ–ઇચ્છા, કાંક્ષા તે; મનની ધારણા. (૨) મનના તરંગ–બુટ્ટા તે; ભાવનાઓના તરંગ અથવા વિચાર તે.

**મનોરમ,** વિ૦ [ સં. ] મનને રમાડે–આનંદ ઉપજાવે, ગમ્મત આપે એવું; સૌંદર્ય

અને ગુણથી જોનારને આનંદ આપે-રાજી-પ્રસન્ન કર એવુ
**મનોરમ્ય** વિ૦ મન રીઝે-રળિયાત થાય એવુ, સુંદર, મઝેનુ
**મનોવિકાર,** પુ૦ [ सं. ] કામ ક્રોધાદિનો જુસ્સો ચડી આવવો તે મનની સ્વાભાવિક સ્થિતિમાં વિકાર થવો તે, રાગ દ્વેષાદિકની લાગણીઓ ઉછળી આવી મનનુ ગદળાવુ તે લાગણીઓનો ઉગાળો-ભાવના વગેરે થઈ આવવા તે
**મનોવૃત્તિ,** સ્ત્રી૦ [ स ] મનનું અમુક બાબત તરફનું વલણ તે, સંકલ્પાદિક રૂપ મનમા ઉપજતી ચેતના તે, ઇચ્છા, ભાવના
**મનોવેગ,** પુ૦ મનનો વેગ-ઝડપ તે (૨) મનમા પ્રકટેલો લાગણીનો તીવ્ર જુસ્સો ઉભરો તે, મનની ધારણાસિદ્ધિને માટે થઈ આવતી તાલાવેલી તે
**મનોહર,** વિ૦ [ स ] મનને હરી લે એવુ મોહ પમાડે એવુ સુંદર રૂપાળુ, ખૂબસુરત, મનોજ્ઞ (૨) મધુર પ્રિય લાગે-દિલ રીઝવે એવુ
**મનોહારી,** વિ૦ મનોહર સુંદર દિલ રીઝવે એવુ (૨) આકર્ષક, ખેંચાણકારક
**મન્મથ,** પુ૦ [ स ] મનને મથી નાખનાર, તે કામદેવ સ્મર
**મન્ય,** વિ૦ [ स ] માનનાર-પંડિતમન્ય
**મન્યુ** પુ૦ [ स ] ક્રોધ ગુસ્સો (૨) મન સ્તાપ શોક
**મન્વંતર,** પું૦ [ सं. ] કલ્પના ચૌદ મનુ ઓમાંના કોઈ પણ બે મનુ વચ્ચેનો વખત-કાળ તે, એક મનુની કારકિર્દીનો ભાગ આ ભાગ ૩૦૬૭૨૦૦૦૦ વર્ષનો ગણાય છે હાલ વૈવસ્વત મનુ ચાલે છે
**મપારો,** પું૦ અનાજ વગેરે જોખનારો અથવા ભરનારો તે જોખોને પાલીવડે અનાજ ભરીને માપનાર-વેપારી મપારાની નાત અને અટક છે (૨) ધધો
**મપાવવું,** ક્રિ૦ સ૦ ભગાવવુ; તોળાવવું, વજન કરાવવુ માપ કઢાવવુ લબાઈ પહોળાઈ, ઉંડાણુ ને ઉંચાણુ, જગ્યા અને વજન અમુક રીતે કેટકેટલા છે તેનુ પ્રમાણ કઢાવવુ તે, માપ-પ્રમાણ કાઢવુ (૨) કિમ્મત કરાવવી તોલ કરાવવુ -બોલ્યા ઉપરથીજ એમની બુદ્ધિ મપાઇ ગઈ
**મપાવુ,** ક્રિ૦ અ૦ ભગવુ, તોળાવુ, માપ થવું, પ્રમાણ નીકળવુ
**મફત,** અ૦ [फा ] બદલા વગર, ફોગટ, વગર પૈસે (૨) અમસ્તુ, જૂજ કિમ્મતે
**મફતિયું,** વિ૦ મફતનુ, બદલામા કંઇ મળે નહિ એવુ ભીગરિયુ
**મફલીસ,** વિ૦ ગરીબ, કગાલ
**મબલક,** વિ૦ [फा ] ઘણુ, અતિશય, પુષ્કળ ફળવૃક્ષ પણ મબલક હતા પ્રિયદર્શના
**મબારખી,** સ્ત્રી૦ નાના છોકરાને થતો એક રોગ ઢોરને પણ આ રોગ થાય છે
**મભમ,** વિ૦ [ आ मुवहम ] બાધિભારે, અસ્પષ્ટ, ગર્ભિત ગમે તેનું નામ દઈ અદ્ધર જણાવેલુ ઉપનક-સંકેતમા જણાવેલું હોય ગબેલુ હોય તેવુ અનિશ્ચિત સ્થિતિમા, એમનું એમ રહેવા દીધેલુ હોય એવુ નિર્ણય નહિ કરેલો હોય એવુ અદ્ધર
**મમ,** સ૦ [ सं ] મારૂં, મુજ
**મમઇ,** સ્ત્રી૦ માની મા દાદી
**મમત,** પુ૦ [ स ममत्व ] પોતાપણાનુ અભિમાન અને આગ્રહ તે પોતાના મત ને પકડી રાખવો તે (૨) પોતાના માણસો આપ્તજનો ઉપરનુ મારાપણુ તે પોતાના માટે સ્નેહભાવ તે (૩) આગ્રહ, હઠ, જીદ, બહોશ ક્રિ૦ પ્ર૦ મમત કરવો= પોતાના મતને વળગી રહીને આગ્રહથી તે પાર ઉતારવાનો યત્ન કરવો પોતાનો વિચાર પાર પાડવાનો આગ્રહ રાખવો તે, પોતાપણાના અભિમાનમા તણાતું બહોશ કરવી મમત મૂકવો=આગ્રહ છોડી દેવો

**મમતા,** સ્ત્રી૦ મારાપણાની માયા તે, સ્નેહ; પ્રીતિ (૨) મારૂં છે એમ માનવુ તે; મોરાપણાનુ અભિમાન; મમત્વ (૩) આગ્રહ, હઠ ક્રિ૦પ્ર૦ મમતા રાખવી=માયા રાખવી મમતામમતી=ચઢાઉતરી, ચઢાચઢ; હરિફાઇ, સ્પર્ધા

**મમતાળુ,** વિ૦ મમતાવાળુ,માયાળુ; સ્નેહાળ, પ્રેમી. (૨) દયાળુ

**મમતાળુપણું,** ન૦ મમતા; માયા રાખવી તે, પ્રેમીપણુ. (૨) દયાળુતા

**મમતી,** વિ૦ હઠીલુ, આગ્રહી, પોતાના મતને વળગી રહેનારૂ

**મમતીલું,** વિ૦ મમતી, હઠીલુ, આગ્રહી, જિદ્દી.

**મમત્વ,** ન૦ [ સં. ] મારાપણુ, હુંપણાનુ અભિમાન તે (૨) પોતાના સંબંધી પરનુ વહાલ તે, 'મારૂં' એવા સ્વાભિમાનપૂર્વક સ્નેહ કરવો તે (૩) હઠ; આગ્રહ, જીદ, મારાપણાનો આગ્રહ તે

**મમરા,** પુ૦ ચોખાની ધાણી, ખારામા પલાળીને શેકેલા ચોખાની ધાણી. (૨) મમરો=મર્મનુ વચન, ફડદુ ક્રિ૦ પ્ર૦ મમરો મૂકવો=ઠંડુ પડતાં પડતાં પાછુ જાગ્રત થાય ઉશ્કેરાય એમ કરવુ તે, ચઢાવવું, રજક મૂકવી, બે જણને કલહ થાય એવુ મર્મનુ વચન-ફડદુ મૂકવુ રૂ૦પ્ર૦ કાનમા મમરો મૂકવો=છુપી ઉશ્કેરણી આપવી, છુપી સનાહ આપવી

**મમળાવવું,** ક્રિ૦ સ૦ ઓગાળવા માટે મોઢામા આમતેમ ફેરવ્યા કરવુ (નહિ ચાવી જવુ) રસ કરવાને મોમા હલાવવુ, દાતથી નહિ ભાગતાં મોમા ફેરવી રસ કરીને ચૂસવુ

**મમાવો,** પુ૦ માનો બાપ તે, દાદો

**મમ્મો,** પુ૦ [ સ. ] મ એવો ઉચ્ચાર ને અક્ષર તે રૂ૦ પ્ર૦ મમ્મો ચચ્ચો=અપશબ્દ, સામાને ખગમ લાગે એવુ બોલવું તે, ગાળ તું કઇ મમ્મો ચચ્ચો બોલવો નહિ. મમ્મો ચચ્ચો બોલવો=નઠારી ગાળ બોલવી-દેવી તે, આડુતેડુ બોલવુ.

**મય,** વિ૦ [ સ. ] ભરપુર, વિંટાયેલું, સમાન હોય એવુ -જળમય, આનદમય,સુવર્ણમય

**મયા,** સ્ત્રી૦ માયા વહાલ, સ્નેહ (૨) દયા, કૃપા

**મયૂખ,** ન૦ [ સ. ] કિરણ, કર, રશ્મિ

**મયૂર,** પુ૦ [ સ ] મોર, એક મોટુ સુદર પિંછવાળુ પખી, કલાપિ, કેકી

**મયૂરી,** સ્ત્રી૦ ઢેલ, મોરની માદા

**મય્યત.** ન૦ મરણું, મરણ, મૈયત

**મર,** અ૦ છો, છોને, ભલે, હશે, ગમેતેમ કરે તેની દરકાર નહિ, એવા અર્થમા વપરાય છે મર જાય મરને-મરને માથા ફૂટે

**મરકત,** પુ૦ [ સ. ] લીના રગનો કિમતી પથરો, પાનુ, એક જાતનુ રત્ન

**મરકલડું,** ન૦ હસતા મોનો લહેકો, મલમતા મોનો ચાળો, મદહાસ્ય પૂર્વક કરેલુ નખરૂં ઉ૦ મરકલડે મુખ મધુરે વચને, મરજાદા મન આણીજી, શાક પાક પીરુને નવ પીરસ્યા, આયો પાલવ તાણીજી પ્રેમાનદ.

**મરકી,** સ્ત્રી૦ ઘણા મરણ થાય એવો મરજ, એમ સરખા ચિહ્નવાળા રોગે ઘણા મરણ થવા તે અને તે રોગ, ચેપી-ફાટતો રોગ, મરણજ થાય એવો જીવલેણ રોગ તે, થોડા વખતમા ઘણાઓના જીવ લઇ નાખે એવો ભયકર આજાર-કોગળિયુ, ગાંઠિયો તાવ, ટુટિયુ ઇન્ફ્લુએન્ઝા બળિયા વગેરે-રોગો તે ક્રિ૦ પ્ર૦ મરકી ચાલવી-ફાટવી=પ્રજામા ઘણા મરણ થાય એવા રોગનુ એકદમ પ્રસરવુ-ફેલાવુ (૨) મરચી, અડદના લોટની જલેબી -અમદાવાદની મરકી વખણાય છે

**મરગ,** પુ૦ [ સ મૃગ ] હરિણ, કુરગ,મૃગ, શિકાર ઉ૦ મરગ મરતી નેણાએ પોમાર્યો રઘુપતિરામ હૃદેમા રહેજોરે મરઘ-મરઘલીલો ઉ૦ અમે ચઢિયા સમાગ, મારેલ મરઘનો, તેના ઉડયા તરવર, નોહિયાળા સુગાલ. લાખણશી ને માણકદેના સોરઠા.

**મરઘી,** સ્ત્રી૦ થોડું ઉડી શકે એવું એક પંખી; કુકડી, મરઘડી; મરઘાની માદા. કહે૦મરઘીનું મોંત ટપલે=ગરીબ સહેજે નાશ પામે.

**મરઘું,** ન૦ મરઘી ને મરઘો બેઉ તે; કુકડું; મરઘડું.

**મરઘો,** પું૦ કુકડો; મરઘડો; મરઘીનો નર; તામ્રચૂડ. મરઘાલડાઇ.

**મરચી,** સ્ત્રી૦ મરચાનો છોડ; જેને મરચાં થાય છે તે છોડ. (૨) કાને પહેરવાનું એક ઘરેણું; મોતીના ઝુમખાંવાળી વાળી. (૩) મરકી–મરચી=અડદના લોટની જલેબી.

**મરચું,** ન૦ મરચીનું ફળ, એક જાતની તીખી વનસ્પતિશિંગ. (૨) વિ૦ તીખા–આકળા સ્વભાવનું.–નાનો પણ મરચું છે, અર્થાત્ તીખો છે. રૂ૦ પ્ર૦ મરચું મીઠું ભભરાવવું=વધારીને–ટકા ચઢાવીને વાત કરવી.

**મરજ,** પું૦ [ આ. मरज़ ] આજાર, વાવર. (૨) વ્યાધિ; રોગ. મરણ થાય એવા રોગનો ઉપાડ તે.

**મરજાદ,** સ્ત્રી૦ [ सं. मर्यादा ] લાજ; અદબ; વિવેકી વર્તન. (૨) સભ્યતા; વિવેક. (૩) હદ.

**મરજાદા,** સ્ત્રી૦ લાજ, વિવેક; અદબ. (૨) હદ; સીમા.

**મરજાદી,** વિ૦ પુષ્ટિમાર્ગના આચારવિચારે ચાલનારૂં; પુષ્ટિમાર્ગના આચારના નિયમે વર્તનાર તે.

**મરજી,** સ્ત્રી૦ [ आ. मर्जि ] ઇચ્છા; ખુશી; ખાએશ. (૨) તબિયત; મિજાજ. મરજીઞ્ખું= મનરાખનારૂં; ખુશામતિયું. ક્રિ૦ પ્ર૦ મરજી રાખવી=સામા માણસની ઇચ્છાને અનુસરવું; સામાની ખુશી હોય એમ ક્યાં કરવું તે. કહે૦ મરજી પ્રમાણે થતું હોય તો સો પાવખીમાં એમે.

**મરજીવો,** પું૦ મોતીની છીપો કાઢવા માટે પાણીમાં ડુબકી મારનારો, મરણની દરકાર રાખ્યા વગર કામ કરનારો; મરજિયો; મરણથી નહિ ડરનારો. (૨) જીવ સટોસટનું કામ કરનારો.

**મરડ,** પું૦ મરડાટ; કરડાગીનું બોલવું તે; સ્વાભિમાનથી બીજાને મહેણા રૂપ લાગે એવું મર્મ-વચન કહેવું તે; ટકોર; ઉપાલંભ; મહેણું; ટાણો:–એ તો મરડમાં બોલે છે. (૨) ગર્વ; શેખી; ટેકનો ફાંકો. (૩) કાંકરો; જેનો ચુનો થાય છે તેનાના નાના કંકરાવાળી સહેજ ઉજળી ને ચીકણી માટી તે.

**મરડવું,** ક્રિ૦ સ૦ વાંકું વાળવું; વળે એમ આંબળવું; ઉલટી બાજુ તરફ ફેરવવું. (૨) આડુંપડવું; હરકત કરવી. (૩) દોરી ખેંચવી; કુંચી ફેરવવી. (૪) તાબે કરવું.

**મરડાટ,** પું૦ સ્વાભિમાનપૂર્વક ટેકમાં રહેવું તે; ગર્વી ટેક. (૨) રીસને લીધે આડું બોલવું અને ચાલવું તે; વળ–કસનું બોલવું–મહેણારૂપે–ટકોરમાં બોલવું તે. (૩) મરડ; મરડાતા ચાલીને લટકો–ચાળો કરવો તે; રૂપાદિકના ગર્વમાં અને સામા ઉપરની રીસમાં અકડાઇને હિંડવું–બોલવું વગેરે ભાવો તે. (૪) વિરૂદ્ધતા.

**મરડાવું,** ક્રિ૦ અ૦ વાંકાવળવું. (૨) રીસમાં આડા ચાલવું. (૩) નખરા કરવાં. (૪) જુદા પડવું; સામા પડવું; મુખ–મત–ફેરી દેવો.

**મરડાશિંગ,** સ્ત્રી૦ એક જાતની આંમળાવાળી શિંગ. દવા તરીકે વપરાય છે.

**મરડિયો,** પું૦ માટીમાં થતો કાચા પથ્થરનો કાંકરો તે; કંકર; મરડ. ઉ૦ કદે નરઓ ખરને લાભ શો, મિસરી ભર કે મગરિયા.

**મરડો,** પું૦ વારંવાર અંબળાઇને ઝાડો આવે ને જળસ–આમ પડે એવો એક રોગ;આમ.

**મરણ,** ન૦ [ सं. ] પ્રાણી–મનુષ્ય વગેરેના દેહમાં જે ચૈતન્ય હોય છે તે જતું રહેવું તે; નિર્જીવ થવું તે; મોત; મૃત્યુ, જીવ

જવો તે. (૨) મોટું સંકટ—પીડા તે. ક્રિ૦ પ્ર૦ મરણ આવવું=મોત થવું. મરણ થાય એવું સંકટ આવવું. મરણ પામવું=જીવ જવો. મરણ સાચવવું=મરતા માણસની સારવાર તેમજ મરણોત્તર ક્રિયા બરોબર કરવી તે. રૂ૦ પ્ર૦ મરણ વખતે આડે આવવું=મરણ સમે સહાય રૂપ કે પીડા રૂપ થવું; મરણ થતાં યાદ આવવું; મરતાં દુઃખ પડવું, વગેરે.

**મરણઘાત,** સ્ત્રી૦ મરણજ થાય એવો પ્રસંગ—અકસ્માત તે; પ્રાણહાનિનો પ્રસંગ તે.

**મરણતોલ,** વિ૦ મરણ થાય તેવું; મરણજ ન હોય તેવું. (૨) મરૂં મરૂં થઈ રહેલું હોય એવું; મરી ગયેલું હોય એવું:—મરણ તોલ માર માર્યો. મરણ=તોલ માંદો થઈ ગયો હતો.

**મરણપોક,** સ્ત્રી૦ મરતા માણસના કાનમાં મોં ઘાલી તેનું નામ દઈને મોટેથી રોવું તે.

**મરણાંત,** અ૦ [ सं. ] મરણ થાય ત્યાં લગી; મરતા સુધી.

**મરણિયું,** વિ૦ જીવપર આવેલું; મરવાને તૈયાર થયેલું; જેણે મરણજ આદર્યું હોય એવું. કહે૦ એક મરણિયો સોને ભારે.

**મરણું,** ન૦ મરણ મૃત્યુઃ—દરબારમાં જુવાન મરણું થયું છે. (૨) મરવું તે. ઉ૦ મરણાં મોંઘાં છે દુઃખિયાંને.

**મરતબો,** પું૦ [ अ. मरतब ] દરજ્જો; પદવી; અધિકાર; મોભો; મોટાનું માન ને અદબ રાખવી તે. (૨) મરજાદ; અદબ; વજન; ભારઓજ. ક્રિ૦ પ્ર૦ મરતબો સાચવવો=મોટાઈને ઘટિત અદબ રાખવી તે.

**મરદ,** પું૦ [ फा मर्द ] નર; પુરુષ. (૨) પતિ; ધણી. (૩) પુરુષાતનવાળો માણસ તે, શરીર; બહાદુર નર. કહે૦ મરદની ગરદમાં રહીએ પણ નામરદની સોડમાં ના-રહીએ=મરદની સામા થવું સારૂં પણ નામરદને આશરે રહેવું ખોટું, એમ.

**મરદવું,** ક્રિ૦ સ૦ [ सं. मर्द् ] મર્દન કરવું; ચોળવું; ઘસવું. (૨) મસળવું.

**મરદંગ,** સ્ત્રી૦ મૃદંગ; એક ચર્મવાદ્ય.

**મરદાઈ,** સ્ત્રી૦ મરદપણું; પુરુષાતન; બહાદુરી. (૨) પુરુષાર્થ; પરાક્રમ; વીરતા.

**મરદાનગી,** સ્ત્રી૦ મરદપણું; બહાદુરી.

**મરદાની,** વિ૦ [ फा. ] મરદને શોભે તેવું; મરદને યોગ્ય. (૨) નિડર; હિમ્મતવુંઃ—મરદાની કસરતો કરવી.

**મરદામી,** સ્ત્રી૦ મરદાઈ; પુરુષાતન; બહાદુરી.

**મરદી,** સ્ત્રી૦ મરદાઈ. (૨) પુરુષત્વ; વીરપણું.

**મરદુમી,** સ્ત્રી૦ મરદાઈ.

**મરદેઆદમી,** પું૦ બહાદુર માણસ; વીરનર. (૨) ખાનદાન કુટુંબનો માણસ.

**મરનાર,** વિ૦ મરણની દરકાર નહિ કરનાર; મરણથી નહિ ડરનાર; મરવાને તૈયાર તે. કોણ મરનાર છે? મરનારૂ. (૨) મરણ પામેલું તે; મુએલું તે; મુએલું; મૃત; મરી ગયેલું; જેનો જીવ દેહમાં રહેલો નથી તે. કહે૦ મરનારને ઉંચકનારની શી ફિકર=પોતાનું શું થશે તે જેને જોવું નથી તેને શું? એવા અર્થમાં.

**મરની,** અ૦ ચાલ્યો જા; દૂર ખસ; જતો રહે.—અહિંથી દૂર મરની. (૨) ભલે; છો.

**મરને,** અ૦ ભલે; છો; ભેરઃ—મરને ગમે તે થાય, આપણે શું?

**મરવત,** સ્ત્રી૦ સ્નેહ; પ્રીતિ. (૨) લાજ; વિનય; સભ્યતા.

**મરવું,** ક્રિ૦ અ૦ પ્રાણીનું ચૈતન્ય મુક્ત થવું; જીવ જતો રહેવો; ગુજરી જવું; મરણ પામવું. (૨) સુકાઈ-કરમાઈ-જવુંઃ—પાંચ છોડમાંના ત્રણ મરી ગયા. (૩) ધાતુ વગેરેની ખાખ થવીઃ—તાંબું મરે તો સોનું થાય. (૪) ચાલવું બંધ થવું; ઉપડી જવું; નહિ ચાલુ રહેવાવુંઃ—આ મોગરી મરે નહિ તે સંભાળજો. (૫) આવવું—જવુંઃ—એને અહિં મરવા દો=આવવા દો, ત્યાં

મરવા દો=જવા દો (૬) અધીરથવુ (૭) રિબાવુ, પીડાવુ, દુખી થવુ -ભૂખે મરવુ (૮) લાગણી જતીરહેવી, અસર ઓછી થઇજવી ભૂખ મરીગઈ (૯) પચવુ, ભરાવુ, રચવુ -પાણી મરે છે (૧૦) નુકસાન ખમવુ-ખોટ આવવી, દબાવુ -ભાવથી વેપારી મુઆ

**મરવો,** પુ૦ નાની કાચી કેરી, કુમળુ નાનુ આમ્રફળ ઉ૦ બાગ ઓવરો આજ, તો મરવા દઉ મહારાજ ક દ ડા (૨) કોઈપણ કુમળુ ફળ

**મરસિયા,** [अ मर्सिया ] શોકના ગીત, વિલપન, પરજિયા રાજિયા મહોરમમા અલીના વશજો તેને યાદ કરીને ર ડતા અને કૂટતા જે શોકના ગીતો ગાર કાઢે છે તે-લોકશોકના મરસિયા

**મરહુમ,** વિ૦ [ फा मरहूम ] મરણ પા મેલુ મરી ગયેલ હોય તે, ગત-થયેલુ, વ્યગરિથ -મરહુમ લાલશકર ઉમિયાશ કરની કારકિર્દી બહુ ઉજ્વળ હતી

**મરાઠણ,** સ્ત્રી૦ મરાઠેણ મરાઠાની-મહારા ટ્રની સ્ત્રી તે

**મરાઠો,** પુ૦ મહારાષ્ટ્રના રહેવાસી તે, દખ્ખ ણના લોક

**મરાઠી,** વિ૦ મહારાષ્ટ્રનુ-સબધી -મરાઠી ભાષા

**મરામત,** સ્ત્રી૦ [ अ मरम्मत ] ઠીક ઠાક કરાવવુ તે, બાગ્યુતૂટ્યુ સમરાવવુ તે, દુરસ્તી સમરામણ-ણી ઠીક-દુરસ્ત કરવુ-બગડ્યુ હોય તે સુધરાવવુ-સુધારી લેવુ તે, ટાપટીપ-સુશોભિત કરવુ તે

**મરામતી,** વિ૦ મરામતનુ ઠીકઠાક કરાવવુ પડે એવુ (૨) મરામત કરનાર

**મરાવવુ,** ક્રિ૦ પ્રે૦ મારે એમ કરાવવુ હોકાવવુ, ઝુડાવવુ હણાવવુ, ઘાત કરાવવો

**મરાસ,** ન૦ વારસો કુટુબીઓમા જે ખરા હકનુ ભોગવતા હોય તે

**મરિયુ,** ન૦ મરી, એક જાતના મોટાં ને ગોળ તીખાંબિયાં (૨) નાનો પણ આકરો અને તીખો ક્ષણ કે નાનો અંકુર તેઃ-એ તો મરિયું છે-સહેલ ધારતો નહિ મરી જેવુ તીખુ-કડક એમ

**મરી,** ન૦ [ सं. मरिच ] એક વેલનાં તીખા ને તમતમા કાળા તુવેર જેવડાં ગોળ બી, તીખા મરિયા, મરિચ રૂ૦ પ્ર૦ મરી ફાકવાં=ચઢી ચઢીને તીખુ બોલવુ મરી મસાલો=ગરમ મસાલો બહલામણ ભભેરણી, ચઢાવો, વધારો મરી મસાલો ભભરાવવો=વધારીને વાત કહેવી, અતિશયોક્તિ કરવી

**મરીચિ,** ન૦ [ सं. ] કિરણ

**મરીચિકા,** સ્ત્રી૦ [ सं. ] મૃગજળ, ઝાંઝવા

**મરીજવુ,** ક્રિ૦ અ૦ ગુજરીજવુ, પ્રાણ-જીવ જવો દેહાત થવો સ્વર્ગે જવુ (૨) સુકાવુ, કરમાવુ, નાશ પામવુ --એવો વા વાયો કે બધા ઝાડ મરી ગયા (૩) રીબાવુ પીડાવુ, દુખી થવુ -ભૂખે મરી ગયા (૪) લાગણી જતી રહેવી; નહિ અસર થવી, અસર રહિત થવુ, ભૂખ મરી ગઈ (૫) જતુ રહેવુ, કમી-ઓછુ થવુ -મન મરી ગયુ (૬) નકામુ થઈ જવુ-ચામડી મરી ગઈ નિરર્થક થઈ જવુ (૭) ચાલતુ બધ પડવુ, ઉપડી જવુ -આ સોગઠી મરી ગઈ (૮) અદર ને અંદર સમાવુ, પચવુ, રચવુ (૯) નુકસાનમા આવવુ, દબાવુ, ખોટ તળે આવવુ -ભાવ ઘટ્યા તો પછી વેપારી મરી ગયા, એમ જાણજો રૂ૦ પ્ર૦ મરી પડવુ=ઢીલા થઈ જવુ, મોળા પડવુ, વારી જવુ મરી ફીટવુ=મરીને માર્ગ આપવો, ઘેલા થઈ જવુ, કહે૦ મરીને કઈ મ ળવો હેવાય ? મરતાને મર ના કહેવુ મરતાએ નથી ને મારે મરતાએ નથી= કટાગારૂપ અન્તિમ થઇ પાવુ સૂઈ એસના મોઢા શેળ

**મરૂ**, અ૦ નાનાં-વહાલાં માણસ પ્રતિ પ્રેમમાં ઉચ્ચરાતો નિરર્થક ઉદ્‌ગાર; ભલા, અરેરે! હું તારે માટે જે હોય તે સહું; મને મારી નહિ પણ તારીજ દરકાર-વહાલપ વિશેષ છે, એવો-ઓવારણિયો અર્થ બતાવે છે. પારસી બૈરાંમાં વાક્યે વાક્યે વપરાય છેઃ- મરૂ, તમે કેમ આવ્યા નહિ? ઉ૦ ક્ષર શરીર આ પાપ પાંજરૂં, સ્મરણ તેહનું શું કરો મરૂ. વારી જાઉંના અર્થમાં પણ વપરાય છે. મરૂ આપે શા માટે તસ્દી લીધી. (૨) ઉજડ; રેતાળ; જળરહિત. મરૂભૂમિ. (૩) મારવાડ.

**મરૂડિયો**, પું૦ ચુડગર; મનિયાર. કહે૦ હું તો ચુડો પહેરવા ગઈ ત્યારે મરૂડિયો માંદો પડ્યો=બોજ એ ડગલાં આગળનું આગળ.

**મરૂઠી**, સ્ત્રી૦ સાધુ-બાવાની નાની ઝુંપડી; પર્ણકુટી; મઢુલી.

**મરૂત**, પું૦ [ સં. ] પવન; વાયુ.

**મરેઠણ**, સ્ત્રી૦ મરાઠણ; મહારાષ્ટ્રની સ્ત્રી.

**મરેઠી**, વિ૦ મરાઠી. (૨) એક ઓષધિ; એક જાતનો છોડ.

**મરેઠો**, પું૦ મહારાષ્ટ્રનો વતની.

**મરો**, પું૦ મરણ; મોત; ઘણાં મરણાં થવા તે. (૨) મોત જેવું દુઃખ; મોટી પીડા કે દુઃખ તે; માઠીદશા; હેરાનગતી. કહે૦ બ્રાહ્મણનો વરો અને કુતરાંનો મરો.

**મરોડ**, પું૦ વલણ; આકાર; ઝોક=અક્ષરનો મરોડ. (૨) અંગ મરડીને લટકે ચાલવું તે; છેલાઈ; વરણાગી. (૩) ટેક; માનાભિમાન. (૪) રાંટ; વિરૂદ્ધતા.

**મરોડવું**, ક્રિ૦ સ૦ મરડવું; મચરડવું; આંબળવું; બીજી બાજુ તરફ વાળવું-ફેરવવું. (૨) વાળી નાંખવું; ઉલટી બાજુ તરફ ફેરવવું; વિચાર બદલાવવો. (૩) ઉલટાવવું; ફેરવવું.

**મરોડી**, સ્ત્રી૦ બચ ઉઘાડવાનો પેચ-ફેરવાળો સ્ક્રૂ-આંકડી તે.

**મર્કટ**, ન૦ [ સં. ] માંકડું; વાંદરૂં; વાનર; કપિ. (૨) વિ૦ દુર્બળ; સુકલકડી; એકવડા બાંધાનું. કહે૦ મર્કટને નિસરણી આપવી=ખૂબ ચઢાવવું-કૂદવાનું કરી આપવું. મર્કટને વળી મદિરા પીએ. વગેરે.

**મર્ત્ય**, વિ૦ [ સં. ] મરણશીલ; મરનારૂં; જેને મરણ લાગેલું છે એવું. (૨) ના૦ જેને મરણ આવે છે એવું-માણસ; મનુષ્ય જાતિ-લોક તે; મર્ત્યલોક=પૃથ્વી અને તે પરનાં પ્રાણીઓ વગેરે; મરણ ધર્મવાળી જીવસૃષ્ટિ.

**મર્ત્યલોક**, પુ૦ [ સં. ] મૃત્યુલોક; માનવ સૃષ્ટિ; મનુષ્યલોક.

**મર્દ**, વિ૦ બહાદુર; હોશિયાર; શૂરવીર. (૨) ના૦ પુરૂષ; નર; આદમી; માણસ.

**મર્દન**, ન૦ [ સં. ] ચોળવું તે; રગડવું-મસળવું તે. તેલ અને ઔષધ વગેરે ઘસીને માલેસ કરવાં તે. (૨) ગદડવું તે; ગદડાટ; ખુંદવું તે. ઉ૦ મર્દન કરો મહારાજ! મર્દન કરીને ઉભા રહ્યા. થાળ.

**મર્દવું**, ક્રિ૦ અ૦ ચોળવું; રગડવું; મસળવું. (૨) ગદડવું; ખુંદવું. (૩) દાબી દેવું; ધીરે ધીરે નરમ કરવું; પીડવું; કમજોર કરવું. (૪) પરાસ્ટ પાડવું; હરાવવું; હલકું પાડવું; માન ભાગવું. ઉ૦ માંડી યત્નથી ગાધિરાજ સુતના, માંડ્યો તને મર્દવા, તારૂં નાક લીધું સ્વયંવર વિષે, મારી વળી તાડકા.

**મર્મ**, પું૦ [ સં ] શરીરમાંનો અતિ નાજુક અવયવ તે; સંધિસ્થાન; શરીરનો નાજુક ભાગ. (૨) ગૂઢાર્થ; ગુપ્તાર્થ; મનમાંની છાની વાત કે વિચાર તે. (૩) ભાવ; રહસ્ય; હેતુ; છુપોભેદ. (૪) ઉંડી સમજ; અંદર રહેલું જે સત્ય-હેતુ વગેરે તે; કર્તવ્યાદિકનું અંતઃકરણમાં રહેલું જે રહસ્ય તે. (૫) ઇંગિત; અભિપ્રાય; મત-

લન, સંતલસ (૬) દાવ, પેચ, મનમાનો છુપો ભેદ તે. મર્મવચન કટાક્ષનુ વેણુ, મહેણું

**મર્મજ્ઞ,** વિ૦ [ સં ] મર્મજાણનાર, મનનો જાણુકાર, સામાના પેટમા શુ છે તે સમજી જનાર ઉ૦ મર્મજ્ઞ મર્મના ગોપ્તા (૨) રસિક, રસ જાણનાર, ચતુર, ઉંડો અર્થ-ભાવ અથવા હેતુ વગેરે તરત સમજીજનાર

**મર્મર,** અ૦ ખરી પડેલા સુકા પાદડા ઉપર થઈને વહાતા પવને કરીને થતો ઝીણો અવાજ તે, પાદડાનો ખડખડાટ (૨) પાછળથી બડબડવુ તે

**મર્મવચન,** ન૦ [ સ ] જેમા ગૂઢાર્થ રહેલો હોય એવુ-રાટનુ મહેણારૂપ વચન તે, બોલી, કરડાગી વ્યગવચન, ટાણુ, ટોક, કટાક્ષમા સામા માણસને લાગણી થાય એવું વચન કહેવું તે

**મર્મસ્થળ,** ન૦ [ સં ] શરીરના કેટલાક અતિ નાજુક ભાગ-અવયવો તે, જ્યા ને જેની પર આઘાત લાગવાથી જીવ જાય એવો નાજુક અવયવ તે ખોપરી, લમણા, સાધા ઇંદ્રિયોનાં સ્થાન વગેરે (૨) અત કરણ

**મર્મસ્થાન,** ન૦ [ સં ] શરીરમાંનું નાજુક સ્થાન તે અત કરણ, કાળજુ ને માથું, વગેરે.

**મર્માળ,** વિ૦ મર્માળુ મર્મથી ભરેલ ગૂઢાર્થ યુક્ત

**મર્માળુ,** વિ૦ જેમા મર્મ રહેલો હોય એવું, મર્મવાળુ

**મર્યાદ,** સ્ત્રી૦ [ સં મર્યાદા ] અદબ, વિવેકાચાર, સભ્યતા (૨) હદ, સીમા

**મર્યાદશીલ,** વિ૦ વિનયી સભ્ય વિવેકી, માન-અદબ રાખનાર, નમ્રતા અને વિવેકવાળુ

**મર્યાદા,** સ્ત્રી૦ [ સં ] વિવેક, વિનય, અદબ, મોટપણુ જોઈ માન રાખીને વર્તવાની રીત તે, સભ્યાચાર (૨) હદ, સીમા (૩) બંધન, અટકાવ; પ્રતિબંધ, આડ ક્રિ૦ પ્ર૦ મર્યાદા છોડવી-મૂકવી=અદબ તજી દેવી, હદ ઓળગી જવું મર્યાદા રાખવી=મોટાનુ મોટપણુ સાચવીને વિવેકથી-સભ્યતાથી વર્તવુ

**મલ,** પુ૦ [ સં ] મળ, શરીરમાનો કચરો મેલ, મૂત્ર, વિષ્ઠા વગેરે મલિન પદાર્થ (૨) કસરતથી જેણે પોતાના અગ કસેલા હોય તે, કુસ્તીબાજ માણસ

**મલકટ,** પુ૦ કાપડા-કાચળીમા આવતો એક જરિયેલ કપડાનો કકડો તે કાચળીના ઘણાક ખડમાંનો એક ભાગ, તાનુ

**મલકવુ,** ક્રિ૦ અ૦ મો હસી રહેવુ, મોપર અતરનો રાજીપો દેખાવો મોં હસુહસુ થઈ રહેવુ તે અતરની ખુશાલી-આનદને લીધે મુખ હાસ્યવાળુ થઇ રહેવુ

**મલકાવવુ,** ક્રિ૦ સ૦ મો હસાવવુ મુખ ઉપર હાસ્ય તરી રહે એમ કરવું-હાસ્ય દેખાડવુ. (૨) મોથી ખુશાલી-આનદ દેખાડવો તે, રાજી-ખુશી કરવુ, ખુશખુશ થઇ જાય એમ ખીલવવુ તાન ચઢાવવુ, મો આનદમા આણવું

**મલકાવુ,** ક્રિ૦ અ૦ મદમદ હસવુ, અતરના આનદથી મો ઉપર હાસ્ય તરી રહે એમ ખુશ-રાજીથવુ, હસીજવુ-મુખઉપર આનદ ઉભરાવો હરખાવુ

**મલકુડું,** વિ૦ મલગુગડુ નહિખાટુ-નહિમોળુ એવુ કુચાપાણી થઈ ગયેલુ નહિ દૂધમા અને નહિ દહિમા એવુ બેસ્વાદ નહિ ખાટુ, તરેહવાર-મિશ્ર સ્વાદવાળુ દહિ તે. (૨) સંભળ્યા મલકા જાય-રાજીરાજી થઇ જાય એવુ આનદને નહિ ધારણ કરી શકે એવું, હરખાઇ જનારૂં

**મલકુસ્તી,** સ્ત્રી૦ હસ્તી માણસોનું દાવપેચ લઈ લડવુ તે, મલયુદ્ધ, હથિયાર વડે નહિ પણ હાથપગના જોરવડે એક બીજા સાથે બાથબાથા કરવી તે

**મલપતુ,** વિ૦ રાછપા આનંદના ડોળથીડો-લીને ચાલતું; ભારેખમપણે આનંદભેર ધીરે ધીરે ડોલતી છટાદાર ચાલે ચાલતું હોય એવું; ઝૂલતું ને હરખાતું હિંડતું. અંતરના આનંદ, અભિમાન અને મરોડથી જેનારની દૃષ્ટિ એંચાય તેમ લહેકાતી ચાલે ચાલતું;તે.:-મલપતી ચાલે, માનિની.

**મલબારી,** વિ૦ મલબારનું; મલબારનું વતનીઃ-મલબારી સુખડ.

**મલમ,** ન૦ [ अ.मरहम ]ધારાંઅને ગડગુમડ વગેરે ઉપર લગાડવાનું ઔષધિવાળું મીણુ; દવાને ઘીમાં, તેલમાં અથવા મીણમાં કાલવીને બનાવેલી ચામડી પર લગાડવાની દવા.

**મલમપટી,** સ્ત્રી૦ ધારા અને ચાંદા વગેરે ઉપર ચોડવાની મલમ લગાડેલી કાગળ કે કપડાની-નાની ડાગળી, આગળી અથવા ટકડો તે, મલમપટો; મલમ લગાડેલો લુગડાનો ટકડો. ક્રિ૦ પ્ર૦મલમપટી કરવી=ઘા-ચાંદા-વગેરે ઉપર તેના બે ભાગ મળી જાય એમ મલમ વગેરેની આગળી ચોઢવી તે, પટી મારવી. (૨) ફટકાવ્યા પછી પાછું મન મનાવી લેવું; થાબડથીબડ કરવું; સમજાવી-મનાવી લેવું, રૂઝ આવે-રોષ ઉતરે એમ કરવું.

**મલમલ,** ન૦ બારીક સુતરનું મુલાયમ કપડું; મજલિન; સુરેખ વણાટનું બારીક સુતરેલ કાપડ. મલમલના પહેરણ. ઢાકાની મ-લમલ=બંગાળમાં ઢાકા નામનું શહેર છે ત્યાંની મલમલ આગળના વખતમાં વખા-ણાતી.

**મલય,** પુ૦ [ सं. ] હિંદના દક્ષિણ પૂર્વકિના-રાનો પહાડીપ્રદેશ અને તે પ્રદેશમાં આ-વેલો પર્વત, મલબારમાં જ્યાં સુખડનાં પુ-ષ્કળ ઝાડ થાય છે તે-હિંદના દક્ષિણ-પૂર્વકિનારા ઉપર આવેલો ડુંગર. મલયા-નિલ=હિંદમાં વસંતઋતુ બેસતાં દક્ષિણ પૂર્વદિશાનો વાયુ વહાય છે તે, મલ-બાર ઉપર થઈને આવતો વાયુ-મલયા-નિલ વસંતાગમ સૂચવે છે.

**મલયાગુરુ,** ન૦ [सं] મલય પર્વત અને મલ-બારમાં થતું સુગંધિદાર લાકડાનું એક ઝાડ; રક્તચંદન; મલયનું સીસમ તે.

**મલાઇ,** સ્ત્રી૦ મલૈ; દૂધને ઉકાળતાં તેની ઉ-પર તરી આવતો તેલી ચીકણો મીઠો પદાર્થ; તર. દૂધને ઉંનું કરીને ઠારતાં સપાટી ઉપર જે ચીકણી તરની કપોટી બધાય છે તે-સ્નેહયુક્ત પદાર્થ. (૨) સત્ત્વ; સાર; તત્ત્વ.

**મલાજો,** પુ૦ મોટાનું મોટપણું અને અદબ રાખવી તે; મુલાજો. પડદો રાખવો તે. સભ્યતા; લાજ, વિવેક અને વિનય રાખવા તે. આમન્યા. શરમાવું-મોટાંના દેખતાં બો-લવા ચાલવાની ઝાઝી છૂટ ન લેવી તે. ઉ૦ તમે મારો મુકાવ્યો મલાજો. લીલા-વતી. પડદો; અંતરઃ-છોકરાને ત્યાં છોકરા થયાં પણ ઓહો ! એ મલાજો કેવો રાખે છે ?

**મલાર,** [ सं. मल्लारी ] ગાવાનો એક રાગ. કહે છે કે, આ રાગ ગાતાં વરસાદ આવે છે. નરસિંહ મહેતાએ મલાર ગાઇને વર-સાદ આણ્યો હતો. એક રાગિણી. ઉ૦ મયૂર આલાપે રાગ મલાર.

**મલાવડાં,** ન૦ સુખ હસતું રાખી કઈક ઇ-ચ્છિત સાથે ખુશામત કરવી તે; મોં મલ-કાવી પ્રિય વચન બોલવાં અને હસતે મોએ સારૂં લગાડવું-નખરાં કરવાં તે, માથું હલાવી સામાને પ્રિય લાગે એવું રીઝનું બોલવું તે. (૨) અનુનય; રીઝવણી.

**મલાવવું,** ક્રિ૦ પ્ર૦ આનંદ અનુભવે-ભોગવે હરેફરે અને મોજ કરે એમ કરાવવું તે; પ્રફુલ્લ કરી દીપાવવું; વિકાસવા દેવું. (૨) લંબાવવું; વધારવું; અતિશયોક્તિ કરવી. (૩) વધારીને રંગ પુરવો, બહલાવવું.

**મલાવો,** પું૦ મલાવવું તે; (૨) વધારો, ચ-ડાવો; ટકા ચડાવવા-બહલાવવું તે; અતિ-

શયોક્તિ કરવી તે.

**મલિકા,** સ્ત્રી૦ રાણી; રાજકર્ત્રી.

**મલિદો,** પું૦ [फा.] ખાવાનો નગદ-ઘી ખાંડથી ભરેલો પદાર્થ તે; સારો-ચીકણો-સત્વદાર ખોરાક; ચુરમું. (૨) વગરવાળેલો પણ ઘીગોળથી ભરપુર છુટો લાડુ-પીરને સવા પાંચ શેર મલિદો ધરાવજો.(૨)સત્ત્વ; તત્ત્વ; સારભૂત-નગદ માલ તે.

**મલિન,** વિ૦ [सं] મેલું; ગંદું; ગોબરું; અસ્વચ્છ. (૨) ઝાંખું; નહિ તેજસ્વી એવું. તે. (૩) ડહોળું; રજ-કચરાવાળું. (૪) દુષ્ટ; કપટી; નહિ ખુલ્લું.

**મલિનતા,** સ્ત્રી૦ [सं] મેલાપણું. (૨) ઝાંખ; અસ્વચ્છતા.

**મલીદો,** જુઓ મલિદો.

**મલુક,** વિ૦ સારું; ઉત્કૃષ્ટ. (૨)ના૦ દેશ; મુલક.

**મલેક,** પું૦ [फा.] અમીર; ઉમરાવ. (૨) મુસલમાનમાં આ એક મોટો ઇલકાબ છે.

**મલેરિયા,** ન૦ મેલેરિયા. [ अं. Malaria ] મચ્છરના ડંખથી ઉત્પન્ન થતો, ટાઢિયો-એકાંતરિયો તાવ. જેમાં વનસ્પતિનું કોહવાણ થતું હોય એવાં તલાવડાં ઉપરના મચ્છરો, એક જાતના જંતુઓ માણસને કરડતાં તેના લોહીમાં દાખલ કરે છે અને તેથી આ તાવ ઉત્પન્ન થાય છે.

**મલોખું,** વિ૦ ત્રાંસી આંખે જોનારું; જરા ત્રાંસે જુએ ત્યારે જેને બરોબર દેખાય એવું; બાડું.

**મલ્લ,** પું. કસરતથી શરીરને કસી, જોરાવર-લઠ્ઠ થયેલો માણસ તે; કુસ્તી-બત્થંબત્થા લડવામાં હોશિયાર અને સામા માણસ ઉપર કેમ ચિત લેવી તે જાણનાર માણસ. કુસ્તીબાજ; પહેલવાન. મલ્લયુદ્ધ=કુસ્તી.

**મલ્લાર,** પું૦ મલ્હાર; મલ્લારી રાગિણી તે; જુઓ મલ્હાર.

**મલ્લિકા,** સ્ત્રી૦ [सं.] એક જાતની વેલ.

**મલ્લિકાક્ષ,** પું૦ [सं.] રાતાં ગોં ચાંચ અને રાતા પંજાવાળો હંસ.

**મરકાવવું,** ક્રિ૦ પ્રે૦ સમાવવું; માય એમ કરવું; દાબીને-ઠાંસીને ભરવું-ઘાલવું. માત્ર એકજ પાત્રમાં ભરાઇ રહે એમ કરવું તે.

**મવાડવું,** ક્રિ૦સ૦ સમાય તેમ કરવું; સમાવવું.

**મશ,** ન૦ [ सं. मिष ] બહાનું; નિમિત્ત; જુઠો-ખોટો સબબ. ઉ૦ આડોશીપડોશીરે, મશી મેણાં મારે, લોક પુંઠળ બોલેરે; હું તો મોઢે કહું છું. દયારામ.

**મશક,** પું૦ [ सं ] મચ્છર; ડાંસ. (૨) સ્ત્રી૦ પાણી ભરવાની ચામડાની કોથળી; પીઠપર લઇ શકાય એવો પાણી ભરવાનો ચામડાનો કોથળો.

**મશગુલ,** વિ૦[फा.] કામમાં રોકાયેલું;વિચાર-કામ વગેરેમાં નિમગ્ન હોય એવું; ધ્યાનબદ્ધ; એકતાર;

**મશરૂ,** પું૦ વચમાં ધોળા લીટાવાળું એક જાતનું સુંદર રેશમી વસ્ત્ર; એક જાતનું હીરાગળ કપડું. અમદાવાદનો મશરૂ વખાણાતો હતો. ઉ૦ અતલસ અને મુલદાર મશરૂ લઇ દઇને લાવજો, વળી ઘર, દિશિ વરસાદ પડેલા આપ વહેલા આવજો.

**મશહુર,** વિ૦ જાણીતું; નામાંકિત; પ્રખ્યાત; લોકમાં સારી રીતે જાણીતું હોય એવું. (૨) પ્રસિદ્ધ; જાહેર.

**મશાગત,** સ્ત્રી૦ મહેનત; મજુરી. (૨) રોજ.

**મશાણ,** ન૦ [ सं. श्मशान ] મડદાં બાળવા-દાટવાની જગા તે; સમશાન.

**મશાણિયું,** વિ૦ શ્મશાન સંબંધિ-શ્મશાનનું. (૨) ભુંડું; અશુભ; અમંગળ. (૩) મડદું બાળવાને શ્મશાન જનારું; તે સંબંધીનું. મશાણિયો=ડાઘુ. મશાણિયા લાડુ=ચોખા-ચીના-ગંઠિયાલાડુ.

**મશાણી,** પું૦ મડદાંને લગતો સામાન વેચનારો.

**મશાલ,** સ્ત્રી૦ [ अ. मशअल ] લાકડી ઉપર ચિંથરાં વિંટાળીને બનાવેલો મોટો કાકડો; મોટા માણસો અને વરઘોડા વગેરેની આગળ અજવાળું રાખવા માટે

મોખરે લાકડી ઉપર ચિંથરાં વિંટાળી તેમાં તેલ રેડીરેડીને અજવાળું કરવામાં આવતું તે; એક જાતનો છુટો દીવો કે દીવી તે; મેરમેરાયું. રાજાઓ તરફથી માનના ચિહ્ન તરીકે આગળ મશાલ અને છત્રી આપવામાં આવતાં.

**મશાલચી,** પું૦ મશાલ લઈને ચાલનારો માણુસ તે; મશાલ ધરનારો; હજામ લોકો મશાલચીનું કામ કરે છે.

**મશાલી,** પું૦ મશાલ રાખનારો; મશાલચી.

**મશાલો,** પુ૦ [ सं. मिश्रित ] મસાલો, તીખી, ગળી, ચટકદાર અને સુગંધિવાળી કેટલીક વનસ્પતિઓ અને તેનાં બીજ વગેરે તે; તેજાનો. મસાલા બે જાતના છે. એક ખારાં ખાટાં પેયમાં નાંખવાના અને બીજા ગળ્યાં મીઠાં પેય ને પાક વગેરેમાં નાંખવાના. પહેલામાં મીઠું, મરચું, હળદર, હિંગ, રાઈ, મેથી વગેરે અને બીજામાં બદામ, પિસ્તાં, ઈલાયચી; તજ, જાયફળ, જાવંત્રી વગેરેનો સમાવેશ થાય છે. (૨) કોઈ ચીજ બનાવવાના જે જુદાજુદા પદાર્થો ચીજો તે, એકાદી ચીજ તૈયાર કરવાને જોઈતી બીજી જે મદદકારી ચીજો તે:–કેલ–ચુનાનો મસાલો. સંભાર, સામગ્રી. વગેરે. રૂ૦ પ્ર૦ મશાલો ભભરાવવો=વધારવું; બહલાવવું, ફીણાવવું કરવું; અતિશયોક્તિ કરવી તે. રસદાર, લહેઝાદાર બનાવવું.

**મશિયાઇ,** વિ૦ માસીના, મામીમાસીના–ઠેકાણ તે:–મશિયાઇ ભાઈબહેન.

**મશ્કરા,** સ્ત્રી૦ [अ.] મજાક, ઠઠ્ઠો; ટોળ, ચેષ્ટ.

**મશ્કરો,** પુ૦ મશ્કરી કરનારો; ટોળી માણુસ. (૨) જોકરણુ, વિદૂષક. (૩) નટક ભોવો, ચેષ્ટા કરનારો, નકલી; બીજાનો વેષ ભજવનારો.

**મષિ,** સ્ત્રી૦ શાહી; રૂશનાઈ. (૨) મેશ મશી મિસી.

**મસ,** વિ૦ ઘણું; પુષ્કળ; ખૂબ; બસહ; જાસ્તી. (૨) ના૦ મસો.

**મસકો,** પું૦ મસ્કો; માખણ; નવનીત. (૨) સાર; તત્વ. ક્રિ પ્ર૦ મસકો લગાડવો=ચુંવાળું કરવું; ખુશામત કરવી; સામાને મીઠું લાગે એમ બોલવું તે.

**મસજીદ,** સ્ત્રી૦ [ अ. ] મુસલમાનોને બંદગી કરવાને માટે બાંધેલું મોટું જાહેર મકાન તે, દરધા; રોજો. જે ઠેકાણે શુક્રવારને રોજ મુસલમાનો એકઠા થઈ જાહેર બંદગી કરે છે તે સ્થાન. કહે નિમાજ પઢના મસજીદ કોટે વળગવી=સારું કામ કરવા જતાં જોતરૂ ભેરવાવું; પુણ્ય કરવા જતા પીડા થવી.

**મસતાન,** વિ૦ મસ્તાન; મદમત્ત, માતેલું; પોતાના બલૈશ્વર્યમાં મગ્ન હોય એવું–એકતાર. (૨) મસ્તીના તાને ચઢેલું; ઉન્માતિયું; તોફાની.

**મસતી,** સ્ત્રી૦ મસ્તી, મસ્તાઈ; મસ્તપણું:–હમણા હમણાંની એને બહુ મસતી ચઢી છે. (૨) દોડવું; કૂદવું, વળગાઝૂમી ને અડપલા કરવાં વગેરે તોફાન; ઉન્મત્તપણે જે તોફાન–ધાંધલ–ગડબડ કરવી તે. મસતીખોર=તોફાની.

**મસનદ,** સ્ત્રી૦ [अ] ગાદી, તખ્ત, સિંહાસન.

**મસમસતું,** વિ૦ મઘમઘતું; ફોરતું, પરિમળ પ્રસારતું, વાસ આપતું; સુગંધ ફેલાવતું ઉ૦ મઘમસતો મોહન ઘેર આવ્યો, ડગમગતે ડગલે૦ નૃસિંહ.

**મસરકો,** પું૦ સામાને–સાંભળનારને ઝાટકો લાગે એવું મર્મનું વચન કહેવું તે, કરડાગીનો બોલ, વ્યંગમાં ટાણો મારવો તે. ઉ૦ તણખી મસરકે બોલિયા.

**મસલત,** સ્ત્રી૦ [ अ. ] બે અથવા વધારે માણસોએ એકઠા થઈ એક બીજાના મત મેળવવા તે, સલાહ કરવી તે, વિચાર ચલાવવો તે, મનસુબો; ગોઠવણ, ગંતલસ; એકાંતન વિચાર.

**મસલતિયો,** પું૦ મસલત કરનારો; સલાહ આપનારો, જેની સાથે વિચાર કરવામાં આવતો હોય તે માણસ; પચાતિયો; મંત્રી.

**મસવણી,** સ્ત્રી૦ જવારા વાવી તેનું પાંચ દિવસ પૂજન અર્ચન કરી પાળવાનું છોકરીઓ માટે એક વ્રત, ગૌરી પૂજન; ગોરો.

**મસવાડી,** સ્ત્રી૦ પારકી હદના લોકોને તેમનાં ઢોર ચરાવવા ગોચર આપીને લેવામાં આવતો કર તે; રખારી બરસાદ વગેરે પાસેથી ઢોર ચરાવવા માટે લેવામાં આવતો કર.

**મસવાડું,** ન૦ ઘરની પછીત પાછળની જમીન તે; છિંડી,ઘરનો પાછલો ભાગ; વાડો

**મસવાડો,** પું૦ ગામ પાછળનો ભાગ; ઉકરડ; પાદર. (૨) મહીનો; માસ. ઉ૦ પાંચ મસવાડા પુરા થયા. ગર્ભ રહ્યાના મહીના તે.

**મસળવું,** ક્રિ૦ સ૦ ચોળવું; ઘસવું; રગડવું, (૨) દાબવું; ચાંપવું. (૩) ચૂંથવું; ગરડવું. (૩) માર મારી મારીને અધમુઉં કરવું, દાબીને કચરી નાંખવું:–ચાંચડની માફક મસળી નાખીશ.

**મસળાવવું,** ક્રિ૦ પ્રે૦ ચોળાવવું, રગડાવવું; મ લીસ કરાવવું, મર્દન કરાવવું. (૨) ચંપાવવું.

**મસાત,** સ્ત્રી૦ ખેડવાની જમીનનો આકાર.

**મસાલો,** પુ૦ જુઓ મશાલો.

**મસિયેણ,** વિ૦ માશીનું; માની બહેન તરફની સગાઇનું –મસિયેણ બહેન.

**મસી,** સ્ત્રી૦ મિસ્સી, મષિ, કાજળ, મેશ–મષી અંજન (૨) તેલના અથવા અમુક વનસ્પતિને બાળીને બનાવેલો દાંતે ઘસવાનો કાળો ભુકો, દંતમંજન. (૩)શાહી, રૂશનાઈ. (૪) ઝાડ અને વેલાઓ ઉપર થતા એક જાતના જંતુ.

**મસીદ,** સ્ત્રી૦ મસજીદ; મુસલમાનોને નિમાજ પઢવાને બાંધેલી જગા. કહે૦ મસ્તનું ખાવું ને મસીદે સૂવું=બિલકુલ બેફિકરા રહેવું તે; ખાવા પીવા કે ઘરબારની જેને જરૂર ન હોય તેવું–ન ફકર.

**મસુર,** ન૦ એક જાતનું કઠોળ. એની દાળ વટાણાની દાળ જેવી પણ લાલ રંગની હોય છે. મુસલમાનો વગેરે તેનો બહોળો ઉપયોગ કરે છે. ક્રિ૦ મારો અમને લાવ્યા મસુરની દાળ.

**મસૂરિકા,** સ્ત્રી૦ શરીર ઉપર તુવેરના દાણા જેવડા ફોલ્લા ફૂટી નીકળવા તે, નાના મસા જેવી ફોલ્લીઓ થઈ આવવી તે રોગ; બળિયા–શીતળાનો રોગ તે; શીતળાકે અછબડાની છાર.

**મસો,** પુ૦ ચામડીની સપાટી ઉપર તુવેરના દાણા જેવો જે કઠણ ગાંઠો–અંકુર નીકળે છે તે; ચર્મકીલ;અર્શ; ચામડી ઉપર ફૂટેલો માંસનો મો વગરનો કઠણ દાણો તે. કેટલાક રોગીને આખે શરીરે મસા નીકળે છે, ગાડના મસા અર્શ કહેવાય છે.

**મસોતું,** ન૦ રસોઇ કરતાં ઊના વાસણ વગેરે પકડવાને માટે રાખવામાં આવતો લુગડાનો કકડો, મેલો લુગડાનો નાનો કાપલો (૨) મેલું ફાટયુંતૂટયુ લુગડું–ખાસ કરીને અતિ મલિનને જીર્ણ કપડુ –મસોતા જેવી એની પાઘડી જુઓને ! (૩) કુચડા તરીકે ભિંતે માટી ઘોળવાને વપરાતો લુગડાનો કકડો. (૪) મેલું, ચુંથાયેલું અને કાઢી નાખેલુ જીર્ણ કપડું.

**મસ્કતી,** વિ૦ મસ્કત બંદરનુ–સંબંધી. મસ્કતી મેવો.

**મસ્તાઇ,** સ્ત્રી૦ મસ્તી; મસ્તે, ધિંગાણું,તોફાન, ધાંધલ, ઉદમાત:–છોકરા બહુ મસ્તાઈ કરે છે

**મસ્તાન,** વિ૦ મદથી ઉન્મત્ત, વિફરેલ,ચંદેલ, તોફાની. (૨) હુંપદમા, બળમા અથવા કેફમાં ચકચૂર, પોતાપણામા કે પોતાને પ્રિય કામ–ભોગવગેરેમાં ખૂબ મચેલ હોય તે

**મસ્તાની,** વિ૦ મસ્ત; ચકચૂર; અહંકારે–

અભિમાનમાં ખૂબ ચડેલું તે; ખૂબ વિકૃરેલ તે. તોફાની; ઉન્માદી, મદોદ્ધત.

**મસ્તિષ્ક**, ન૦ [ સં. ] માથું; મસ્તક. (૨) મગજ.

**મસ્તી**, સ્ત્રી૦ મસ્તાઈ; તોફાન; ધાંધલ; ગડબડ કરવી,રોકવું, કૂદવું,બૂમો પાડવી, એક બીજા સાથે મારામાર કરવી વગેરે જે ધિંગાણું તે.

**મસ્તીખોર**, વિ૦ મસ્તાઈ કરનાર; તોફાની; ઉદમાતિયું.

**મસ્તુલ**, સ્ત્રી૦ (ન૦) સાળમાં વપરાતી રેશમી તારની ગુંછળી–કોકડી તે.

**મસ્નદ**, સ્ત્રી૦ [ फा. ] બેઠક; ગાદી, સિંહાસન; પાટ.

**મહકુબ**, વિ૦ [ अ. ] મુલતવી બંધ રાખેલું; થોડા-દિવસ પછી હાથ ધરવા માટે તરત વેળા બંધ રાખેલું પડતું મૂકેલું; ઢીલમાં રાખેલું.

**મહત્**, વિ૦ [ સં. ] મોટું; વિશાળ; ભારે.

**મહતાબ**, પું૦ [ फा. ] ચંદ્રમા. (૨) એક જાતનું દારૂખાનું.

**મહત્તા**, સ્ત્રી૦ [ સં. ] મોટાઈ; મોટપણ. (૨) ઐશ્વર્ય; પ્રભાવ, પ્રતિષ્ઠા; ગૌરવ.

**મહત્ત્વ**, ન૦ [સં.] મોટાપણું; ગુરુત્વ; ગૌરવ, મહિમા. (૨) વિસ્તાર; વિશાળતા. ( ૩) શોભા; મોટાપણાનું જે માન તે; મોટાઈનું સ્વરૂપ તે.

**મહર**, સ્ત્રી૦ મહેર, કૃપા; દયા; અમીદૃષ્ટિ, મહેરબાની. ( ૨ ) મર્મમાં કહેવું તે.

**મહર્લોક**, પું૦ [ સં. ] ભારતીય ધાર્મિક સાહિત્યમાં કલ્પેલા સાત લોકમાંનો એક લોક, કે જ્યાં લોકો પોતાની મહત્તા માણવા રહે છે તે.

**મહર્ષિ**, પું૦ [ સં. ] મોટા ઋષિ તે; મોટા તપસ્વી–ધાર્મિક અને જ્ઞાની બ્રાહ્મણ તે.

**મહશુર**, વિ૦ મશહૂર, પ્રખ્યાત; લોકવિશ્રુત; જાહેર; જાણીતું; છાપેલું કાટલું.

**મહંત**, પું૦ [ સં. ] મોટા તપસ્વી અને ઘણા સાધુઓનો ઉપરી તે; મહાધિકારી–સાધુ.

**મહા**, વિ૦ [ સં. ] મોટું; વિશાળ; ઉન્નત; ઉચ્ચું; જેમ:–મહોપદ. મહારાજ=મોટો રાજા. (૨) માઘ માસ; વિક્રમ સંવતનો ચોથો મહીનો. ઉ૦ મહા સુદિ સાતમ ને સોમવાર.

**મહાકાળી**, સ્ત્રી૦ મોટી કાલિકાદેવી તે; ઈશ્વરી; દેવી:–મહાકાળીનો ગરબો. ચાંપાનેરમાં–પાવાગઢ ઉપર મહાકાળીનું સ્થાનક બહુ મોટું છે.

**મહાજન**, પું૦ [ સં. ] મોટો માણસ; લોકપ્રધાન–પરાક્રમી માણસ તે; મહા પુરુષ (૨) ન૦ શહેર–ગામના આગેવાન વેપારી વગેરેનો જે સમૂહ–સંઘ તે; મોટા માણસોનું મંડળ તે. ( ૩ ) જુદા જુદા ધંધાદારીઓનાં જે જુદાં જુદાં મંડળો તે:–સોનીનું, લુહારનું; રૂપિયા, કણિયા; કાછિયા અને શરાફોનું મહાજન; સોજનું; જમાત; નાતના મોટા માણસોનો સમુદાય તે.

**મહાજનિયું**, વિ૦ મહાજનને લગતું–સંબંધી; સાર્વલૌકિક, જાહેરનું; સામયિક. (૨) ધણી વગરનું; રખડાઉ; હરાયું:–મહાજનિયું ઢોર.

**મહાજમ**, સ્ત્રી૦ ( જુઓ માઝમ, માજમ. ) ભાંગમાંથી બનાવેલો ખૂબ કેફી પદાર્થ. ( ૨ ) વિ૦ ઘોર અંધારી–અંધારવાળી, તમામ:–મહાજમ રાત જો.

**મહાડ**, પું૦ [ સં. મહાલય ] માઢ; મોટું મંદિર–મકાન; કિલ્લા જેવી બાંધણીનું–મેડાઓવાળું ઉંચુ–વિશાળ મકાન; રાજમંદિર; મહાલય. ઉ૦ આગળ આવે છે મારી ફઈબાના મહાડો; ત્યાંને પેગાંમ પોચડાવો, હો૭૭. (૨) કોટવાળો મહોલ્લો; પોળ; વાસ:–ગરાસિયાના મહાડ તરફ જઈને તપાસ કરશો તો મહેરામણજીનો પત્તો લાગશે. (૩) એ નામનો એક રાગ.

**મહાત**, સ્ત્રી૦ [ फा. ] હાર, હાર્યાની પાછે હદ જેવી શરમિંદી હાલત તે; હરાવવું–જોર તોડી

નાંખવું-હઠાવી દેવું તે:-હમણાં તમારા રાજાને મહાત કરીશ. (૨) કેદ કરવું તે; અટકાવવું; પાણી ઉતારી નાંખવું; શરમિંદુ પાડી નાંખવું તે; પાછું પાડી નાંખવું તે. ક્રિ૦ પ્ર૦ મહાત કરવું=પાછું પાડવું; હરાવવું; શરમિંદુ કરી નાંખવું; કેદ પકડવું; આગળ વધતાં અટકાવી દેવું.

**મહાતળ,** ન૦ [ સં. ] સાત પાતાળમાંનું પાંચમું પાતાળ. ત્યાં નાગલોક અને રાક્ષસો રહે છે.

**મહાત્મા,** વિ૦ [ સં. ] જેની અંદર મોટા-ઉદાર-ઉન્નત ભાવનાઓ આત્મા રહેલો હોય એવો માણસ; મોટા ને ઉદાર ખુલ્લા હૃદયનું; પરાર્થ અને પરમાર્થ વીર હોય તે-મહાત્મા. (૨) મોટા મનનું માણસ; સખી; ઉદાર. મહાત્મતા=મહાત્માપણું.

**મહાત્મ્ય,** ન૦ [ સં. ] મોટપણું; પ્રતાપ; પ્રભાવ. (૨) યશ; કીર્તિ. (૩) ઐશ્વર્ય; ગુણોત્કર્ષ; ગુણગાન; સ્તુતિપાઠ; મોટાઇ.

**મહાદશા,** સ્ત્રી૦ [ સં. ] જ્યોતિષ પ્રમાણે મુખ્ય ગ્રહની મનુષ્યના જીવન ઉપર લાંબો વખત ચાલતી અસર તે. એમાં બીજા ગ્રહોની અંતર્દશા પણ આવે છે.

**મહાદેવ,** પું૦ [ સં. ] મોટા દેવ તે; જેમાં સર્વ દેવનો સમાવેશ થતો હોય એવો દેવ; શિવ; શંકર. (૨) ભયાનક સંહાર શક્તિનું સ્વરૂપ તે.

**મહાનસ,** ન૦ [ સં. ] રસોડું; રાંધણી; અન્નરસીખાનું.

**મહાનુભાવ,** વિ૦ [સં.] ઉદાર ખુલ્લા મનવાળું; જેનું મન ઉદારતા અને દયા વગેરેથી ભરેલું હોય તે; ઉદાર; વિશાળ-દયાપૂર્ણ મનનું-માણસ તે.

**મહાન,** વિ૦ મહત; મોટું.

**મહાપદ્મ,** ન૦[સં]સહસ્ત્ર અબજ જેટલી સંખ્યા તે; ૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦. (૨) ધોળું કમળ.

**મહાપાતક,** ન૦ [ સં. ] મોટું પાપ તે. બ્રહ્મ હત્યા, સુરાપાન, સુવર્ણની ચોરી; ગુરુપત્ની ગમન; અને મહા પાતકીનો સંગ એ પાંચ મહા-પાતક ગણાય છે.

**મહાપાતકી,** વિ૦ મોટું પાપ કરનાર; અતિ દુષ્ટ.

**મહાપાપ,** ન૦ મોટું પાપ.

**મહાપ્રલય,** પું૦ [સં. ] ચાર અબજ ને બતરીસ કરોડ વર્ષને અંતે થતો કહેવાતો સૃષ્ટિનો સમૂળગો નાશ તે; મોટો પ્રલય.

**મહાપ્રાણ,** પું૦ [સં. ] જેનો ઉચ્ચાર કરતાં વધારે જોર કરવું પડે-શ્વાસ લેવો પડે તે-અક્ષરો :-ખ, ધ, ઢ, વગેરે. મહાપ્રાણી.

**મહાબો,** પું૦ ભાર; વકર; ઓજ.

**મહાભાગ,** વિ૦ [ સં. ] ભાગ્યશાળી; સારા નસીબનું; સદાચાર સંપન્ન.

**મહાભારત,** વિ૦ બહુ મોટું; જબરૂં. (૨) બહુ અઘરું; કઠણ. (૩) ગહન. (૪) ના૦ કૌરવ અને પાંડવ વચ્ચે થયેલા યુદ્ધ ઉપર લખાયેલું એક સંસ્કૃત વીરરસ પ્રધાન મોટું કાવ્ય.

**મહાભૂત,** ન૦ [સં. ] જગતની ઉત્પત્તિના મૂળ કારણ-રૂપ જે પાંચ આદિતત્ત્વ ગણાય છે તે. એમાં પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ, એ પાંચ મુખ્ય ભૂત કહેવાય છે.

**મહામાયા,** સ્ત્રી૦ [ સં. ] આદિ માયા તે. (૨) મોટી દેવતા શક્તિ; દુર્ગા; અંબા; ભવાની. મોટી દેવી માતા તે; મંબોવા.

**મહામારી,** સ્ત્રી૦ જેથી મરણનો રોગ વધી જાય એવો ભયંકર જીવલેણ રોગ તે; અને તેના ચેપ-આન્તરનો ફેલાવો તે. અત્યંત મરણ થવાં તે; જેમાં ઘણાં માણસોનાં મરણ થાય તે રોગ; કોગળિયું-કોલેરા; મરકી; પ્રાણહારક રોગનો પ્રચાર તે.

**મહાર,** પું૦ [ મ. ] ભંગી; ચંડાળ. જેને બીજા હિંદુઓ અડતા નથી તે જાતિનો માણસ; ઢેડ, વગેરે.

**મહારથી**, પું૦ [ सं. ] મોટા અને બળવાન યોદ્ધો તે; જે મોટા રથ લઈ દુસ્મનના મોટા સૈન્યની સામે બીડે તે; મોટો પરાક્રમી લડવૈયો તે. રથી. મહારથી ને અતિરથી વગેરે એના ચડતાર પાયરીઓ છે.

**મહારાજ**, પું૦ [ सं. ] મોટો રાજા અને શોભા રૂપ માણસ તે. આ શબ્દ મોટા પુરુષને, રાજાને, બ્રાહ્મણને અને સંત સાધુ તથા આચાર્ય વગેરેને લગાડવામા આવે છે. ઉ૦ × × ઝાઝું લખીએ શે કાજ, ઘરના ગુરુ મહારાજ.

**મહારાજા**, પું૦ મોટા રાજા, રાજાઓનો રાજા તે, સમ્રાટ. મહારાજાધિરાજ=સાર્વભૌમ રાજા. (૨) વિ૦ ભોળું; ઉંડી ગતાગમ વગરનું; ઓલિયું. (૩) આનંદી; લહેરી.

**મહારાણી**, સ્ત્રી૦ રાણીઓમાં સૌથી મોટી ને માનિતી રાણી તે; વડી રાણી.

**મહારાત્રી**, સ્ત્રી૦ [ सं. ] મહાવદિ ચૌદશ, શિવરાત્રી. (૨) કાળી રાત, આસો વદિ ચૌદશની રાત.

**મહારાષ્ટ્ર**, ન૦ [ सं ] મોટુ રાજ્ય તે. (૨) મરાઠાઓનું જેમાં રાજ્ય છે તે દેશ, મરાઠાઓની ભાષા જ્યાં બોલાય છે તે મુલક, હિંદનો દક્ષિણ પશ્ચિમ તરફનો મોટો પ્રદેશ તે.

**મહારું**, સ૦ મારું; મમ; મુજ.

**મહારૌરવ**, ન૦ [ सं. ] એક નરક. મહા દુઃખ ઉપજાવે એવું ગંદું અને અશિવ સ્થાન.

**મહાર્ઘ**, વિ૦ [ सं. ] મોટી કિમ્મતનું; મોંઘુ.

**મહાલ**, પુ૦ [ अ. ] પરગણા-તાલુકાનો એક ભાગ

**મહાલકરી**, પુ૦ મહાલનો ઉપરી અધિકારી; મહાલનો વહીવટદાર; મામલતદાર.

**મહાલય**, ન૦ [ सं. ] ભાદરવા વદમાં કરવાનુ એક મોટું શ્રાદ્ધ. (૨) મોટું ધામ; દેવાલય વગેરે તે. (૩) મહેલ; મંદિર.

**મહાલવું**, ક્રિ૦ અ૦ માલવું; ઘુમવું; સ્વચ્છંદે ખાવું પીવું રમવું અને ઇન્દ્રિયોમાં આવે તેમ મોજમાં ફરવું હરવું આનંદ અનુભવવો.

**મહાવત**, પું૦ હાથી હાંકનારો.

**મહાવરો**, પુ૦ અભ્યાસ; વહીવટ; ચાલુ કામ કરવાની ટેવ તે; આદત. (૨) સહવાસ; પરિચય. ખંતથી નિત્ય શ્રમ કરવો તે; હમેશ કામ વગેરે કર્યા કરવાથી પડતી જે સુગમતા-સહેલાઇ અને ટેવ તે. ક્રિ૦ પ્ર૦ મહાવરો કરવો=ટેવ પાડવી; મન-અંગ વગેરેને કેળવવાં-અનુભવ આપ્યા કરવો તે. મહાવરો પાડવો, વગેરે.

**મહાવીર**, પું૦ [ सं. ] મોટા વીર-પરાક્રમી પુરુષ. (૨) જૈન ધર્મના એક નામાંકિત આચાર્ય. વૈશાલીના લિચ્છવી રાજવંશીને ઘેર એમનો જન્મ થયો હતો. પોતાનો રાજવંશી વૈભવ છોડી પ્રથમ તે પાર્શ્વનાથના પંથમાં જોડાયા હતા; પરંતુ એ પંથથી સંતોષ નહિ મળતા ચાળીસ વર્ષની ઉમ્મરે તેમણે પોતાના મતનો જુદોજ સંપ્રદાય ચાલુ કર્યો હતો. ત્રીસ વર્ષ લગી મગધ-અથવા દક્ષિણ બિહાર વિદેહ, ( તિરહુત ) અને અંગ અથવા ભાગલપુરના પ્રદેશમા ગામેગામ ફરી તેમણે પોતાના સંપ્રદાયનો લોકોને ઉપદેશ કર્યો હતો. પ્રો. જેકોબીના કહેવા પ્રમાણે ઇ. સ. પૂર્વે ૪૭૭ માં જ્યારે પટના જિલ્લાના 'પાવા' ઉપર તેઓ મરણ પામ્યા ત્યારે ચૌદ હજાર માણસો તેમના અનુયાયી મંડળમાં હતા. વી એ. સ્મિથનો હિંદનો ઇતિહાસ.

**મહાશય**, વિ૦ [ सं. ] મોટા ઉદાર મનનું; ઉચ્ચ ગુણ અને ઉચ્ચ વિચાર-હેતુઓ

વાળું એવું તે; ઉદાર; મોટા મનના–એમ સંબોધને વપરાય છે.

**મહાશંકુ,** ન૦ દસ મહાપદ્મ જેટલી સંખ્યા તે; ઓગણીસમા-આંકડાની સંખ્યા.

**મહિમા,** પું૦ [ સં. ] વર્ણન કરવા જેવો પ્રતાપ તે; મોટાપણું; યશ; કીર્તિ. (૨) ઉપમા.

**મહિમાટલું,** ન૦ માતાના ઘરની ભેટ જેમાં ભરેલી હોય તે. માટલું–મહિયેર તરફનું માટ.

**મહિયારી,** સ્ત્રી૦ દહિં વેચનારી; ગોવાલણી; ગોપી. (૨) ગોત્રજની પૂજા કરનાર સ્ત્રી તે.

**મહિયેર,** ન૦ [ સં. માતૃગૃહ ] સ્ત્રીને તેનાં માતપિતાનું ઘર–વતન–ગામ તે; પિયેર. ઉ૦ મને મારે મહિયેર વળાવેરે, ઓધવરાય અમને. મહિર.

**મહિરૂં,** ન૦ મહિયેર; પિયેર.

**મહિલા,** સ્ત્રી૦ [સં.] બાઇડી. (૨) રાણી:–મહિલા વિદ્યાલય.

**મહિષ,** પું૦ [ સં. ] પાડો; ભેંશનો નર.

**મહિષી,** સ્ત્રી૦ [ સં. ] પટરાણી; મુખ્ય રાણી. (૨) ભેંશ.

**મહી,** સ્ત્રી૦ [ સં. ] પૃથ્વી; ભૂમિ; ધરા; ધરિણી. (૨) ગાય. (૩) દહિં. ઉ૦ મીઠડાં મહી વેચું મહી વેચું. (૪) ગુજરાતની એક મોટી નદી. મહી ૨૮૦ માઇલ લાંબી છે.

**મહીડું,** ન૦ દહિં. ઉ૦ મારી મહીડાની ગોળી ફોડી.

**મહીધર,** પું૦ [ સં. ] નાગ; સર્પ. (૨) પર્વત; પહાડ.

**મહીનો,** પું૦ [ ફા. ] ત્રીસ દિવસનો સમય-મુદત તે મહીનો; માસ; બે પખવાડિયાં અને ચાર અઠવાડિયાં જેટલો કાળ તે. કેટલાક સૂર્યની અને કેટલાક ચંદ્રની ગતિ પ્રમાણે મહીનાની ગણતરી કરે છે. આપણે અમાસના બીજા દિવસથી અમાસ લગીના કાળને મહીનો કહીએ છીએ, મુસલમાનો અમાસ પછી ચંદ્રદર્શન થાય–ચાંદરાત જુએ તેના બીજા દિવસથી કરીને ચંદ્ર દેખાય ત્યાં લગીના સમયને મહીનો ગણે છે. ખ્રિસ્તીઓ ચોવીસ કલાકનો એક દિવસ એવા ૩૦–૩૧ દિવસના કાળનો મહીનો કહે છે. પંચાંગોમાં વિશેષ વિગત જોવી. ૨૦પ્ર૦ મહીનો ચઢવો=ગર્ભ રહેવો. સ્ત્રીઓને ૨૭ દિવસે અથવા મહીનાની લગભગ અટકાવ આવે છે અને ગર્ભ રહેતાં અટકાવ આવતો બંધ થાય છે તેથી ગર્ભ રહેવાને 'મહીના ચઢવા–મહીના રહેવા, મહીના હોવા એમ કહેવામાં આવે છે. (૨) દરેક પહેલી તિથિએ અથવા તારીખે નોકર માણસને તેના મહેનતાણાનો જે દરમાયો આપવામાં આવે છે તે; દરમાયો; પગાર:–તમારા છોકરાને કેટલાને મહીના છે?

**મહીપતિ,** પું૦ [ સં. ] પૃથ્વીપતિ; રાજા નૃપ; ભૂપતિ.

**મહીપાળ,** પું૦ [ સં. ] મહી–પૃથ્વીનું પાલન કરનાર; રાજા; ભૂપતિ. ઉ૦ એક દિન કેક કરી મહીપાળ, મળીને મંડળીરે લોલ, ચઢતાં રંગ મહેલને માળ, પડયો ધરણી ઢળીરે લોલ.

**મહુ,** સ્ત્રી૦ મી; મારવાડ તરફના કંગાલ-લોકનાં ટોળાં તે. (૨) ગંદુ અને કંગાલ માણસ:–મારવાડની મહુ.

**મહુડાં,** ન૦ મહુડાનાં ફૂલ. આ ફૂલને દાબી કચરીને કાઢેલા રસમાંથી ગોળ અને દારૂ બનાવાય છે. ગરીબ લોકો તેને સુકવીને રાખી મૂકે છે અને ચોમાસામાં શેકીને લોટ ભેળી ખાય છે.

**મહુડી,** સ્ત્રી૦ નાનો–બાળ મહુડો. (૨) વિ૦ મહુડાનું:–મહુડી દારૂ.

**મહુડું**, જુઓ મહુડા

**મહુડો**, પુ૰ [सं. मधुक]એક જાતનુ મોટું ઝાડ, મવડો.

**મહુવર**, સ્ત્રી૰ મહુઅર, મોહર, મોહ લગાડે એવા સૂરનુ વાજુ, પાદીની વાંસળી; તુમડીને એક છેડે બે પાવા લગાડીને બનાવેલુ ફુકીને વગાડવાનુ વાજુ.

**મહેક**, સ્ત્રી૰ બહેક; વાસ, સુગંધિ, ફોરસોડમ

**મહેકવું**, ક્રિ૰ અ૰ સોડવુ; ફોરવું, વાસ ઉડવી; સુગંધ ફેલાવી.

**મહેકાટ**, પુ૰ મહેક મહેક થઈ રહેવું તે, ગંધ પ્રસાર, બહેકાટ.

**મહેણું**, ન૰ કરેલો ઉપકાર સામાને કહી સંભળાવવો તે, સામાને માઠું લાગે એવી રીતે તેની કોઈ પ્રત્યેની ચાલનો ટપ્પો મારવો તે, ટાણો, ટોક, બોલ ક્રિ૰ પ્ર૰ મહેણું મારવું=દોષ દેખાડી આપી કરેલો ગુણ-ઉપકાર ટોકને રૂપે કહી સંભળાવવો

**મહેતર**, પુ૰ ઢેડાઓનો વડો તે, ઢેડનો મુખી મહેતરાણી=ઢેડડી, ઘેડી

**મહેતલ**, સ્ત્રી૰ અમુક જવાબ દેવા કે કામ પુરૂ કરી આપવાને અપાતો વખત તે, મુદત, અમુક બાબતને માટે અમુક કાળ નક્કી કરવો તે

**મહેતાજી**, પુ૰ છોકરાને ભણાવનારો તે, ઉપાધ્યાય; ગુરૂ; શિક્ષક, બોધ આપનારો. (૨) નામાઠામાનુ-લખાણનુ કામ કરનારો માણસ તે; મહેતો

**મહેતાબ**, પુ૰ [फा] ચંદ્ર, ચાંદ (૨) બપોગિયાની રોશની

**મહેતી**, સ્ત્રી૰ છોકરીઓને ભણાવવાનુ કામ કરનારી સ્ત્રી, શિક્ષિકા

**મહેતો**, પુ૰ શિક્ષક, ગુરૂ, ઉપાધ્યાય (૨) નામુ-હિસાબ રાખનારો ગુમાસ્તો, હિસાબી કારકુન

**મહેનત**, સ્ત્રી૰ [अ.] કામ કરવામાં તન મનને જોર આપવુ તે, તનમનથી કામ કરવામા જે જોર-બળ વાપરવું તે; શ્રમ; આયાસ. (૨) મજુરી; ચાકરી. (૩) જોર; બળ, શક્તિ ખરચવી તે. (૪) દુઃખ; સંકટ; પીડા સહેવી તે.-મા વગરનાં છોકરાં ઉછેરવામા એણે બહુ મહેનત લીધી છે. કોઈ કાર્ય પાર પાડવાને ખંતથી તનમન કસવા તે. ક્રિ૰ પ્ર૰ મહેનત કરવી=શ્રમ લેવો. મહેનત ઉઠાવવી, વગેરે.

**મહેનતાણું**, ન૰ મહેનતનો બદલો તે; મહેનત બદલ જે કંઈ અપાય તે, મજુરી. (૨) પગાર, દરમાયો, વગેરે.

**મહેનતુ**, વિ૰ પ્રેમ ખંતથી મહેનત કરનાર, તનમન ને ખંતથી કસાનાર, કામગર.

**મહેન્દ્ર**, પુ૰ [सं.] દેવલોકનો રાજા, ઇન્દ્ર. (૨) એક પર્વતનુ નામ.

**મહેમાન**, પુ૰ [फा.] પરોણો; અતિથિ. મહેમાનગીરી=પરોણાચાકરી.

**મહેમાની**, સ્ત્રી૰ મહેમાનગીરી; આતિથ્ય; પરોણાગત-પરોણા ચાકરી.

**મહેર**, સ્ત્રી૰ [फा.] દયા, કૃપા. (૨) રાજીપો; સદ્ભાવ: માયા, લક્ષ આપવું તે

**મહેરબાન**, વિ૰ દયાળુ, કૃપાવંત; માયા રાખનાર, સદ્ભાવવાળો, માયાળુ.

**મહેરબાની**, સ્ત્રી૰ માયા, કૃપાભાવ; સદ્ભાવના; ખુશી-રાજીપો રાખવો.-હોવો તે. દયાભાવ, ખફા નહિ હોવાપણું તે.

**મહેરમ**, વિ૰ મનથી માનેલું તે; મનનો મેર; અંતઃકરણથી વહાલું તે.

**મહેરાબ**, સ્ત્રી૰ [अ.] ચણતરમા પાડેલી કમાન; કમાનદાર લાકડાનુ કે ચણતરનું કામ તે, વાળેલા ધનુષ્ય જેવી આકૃતિનુ હોય તે, અર્દ્ધવર્તુલાકાર-મહેરાબદાર અંગરખું.

**મહેરામણ**, પુ૰ સમુદ્ર; દરિયો.

**મહેલ**, પું૰ [अ] રાજાને રહેવાનુ મોટું માળવાળુ મકાન તે, રાજમંદિર

**મહેલ્લો**, પુ૰ મહોલો, મોલો, વાસ, પોળ-

પાડો; શેરી

**મહેશ**, પું૦ [ સં. ] મોટા ઇશ-પરમેશ્વર તે. શિવ; મહાદેવ.

**મહેશ્વર**, પું૦ [ સં. ] મોટા ઈશ્વર, પરમેશ્વર, શિવ, મહાદેવ.

**મહેસૂલ**, સ્ત્રી૦ (નં૦) [ અ. ] સરકાર તરફથી જમીન ઉપર લેવાતો કર તે; વજે. (૨) માલ ઉપર લેવામાં આવતી જકાત તે.

**મહેસુલી**, વિ૦ મહેસુલ સંબંધી, તેને લગતું:- મહેસુલી અમલદાર.

**મહોત્સવ**, પું૦ [ સં. ] મોટા-ઓચ્છવ તે; મોટા માંગલિક સમારંભ તે.

**મહોત્સાહ**, પું૦ [ સં. ] મોટા ઉત્સાહ-આનંદ તે, ઉમળકો-હોંશ.

**મહોદધિ**, પું૦ [ સં. ] મહાસાગર, મોટા સમુદ્ર.

**મહોર**, સ્ત્રી૦ સોનાનો ચલણી સિક્કો તે; સોનૈયો:-અકબરશાહી મહોર (૨) છાપ, સિક્કો, રાજા-સરકારના નામની છાપ પાડવાનું બીબું તે:-તે લખત ઉપર સરકારી મહોર-છાપ નથી. (૩) આંબાના ફૂલ તે-મોર.

**મહોરું**, ન૦ રૂપમાં, ગુણમાં, ચતુરાઇમાં અને વિદ્યામાં ગોળી નીકળેલું-ઓપતા રૂપ હોય એવું જે તે, મોખરાનું માણસ સર્વોપરી; ગુણોત્કર્ષવાળું જે તે; રમકડું; મૂર્તિમાન-મૂર્તિસ્વરૂપ. (૨) સેતરંજમાં જે જુદા જુદા આકારની સોગઠીઓ-પુતળા-આકાર હોય છે તે, પેદલ વગેરે. મુગટરૂપ-મહોરું.

**મહોલ્લો**, પું૦ મહેલ્લો; શેરી, પોળ, વાડો, વાસ, ફળિયું-ખાંચળી મહોલ્લો. મોહોલો; મોઢો-પોળપાડો.

**મળ**, પું૦ [ સં. મલ ] કચરો, મેલ; ગંદવાડ. (૨) પેટમાંનો કચરો; ગુ. વિષ્ઠા. (૩) કર્મનો વિકારીભાવ-દુર્વિચાર.

**મળડું**, વિ૦ જરા મોળું ( પાણી વગેરે. )

**મળગોળું**, વિ૦ સહેજ-જરા મોળું (૨) મેલું; અસ્વચ્છ; મલિન.

**મળણ**, ન૦ મેળાપ, સહવાસ, મુલાકાત. (૨) પ્રીતિ; સ્નેહ. (૩) મેળ, સંપ:-જેવું મળણ તેવું વળણ

**મળતર**, ન૦ મળવું તે; મળતું હોય તે, રળતર; કમાઈ; આમદાની; લાભ; નફો.

**મળતાવડું**, સૌમાં હળી મળી જાય એવું; મિલનસાર; મિલાપી, માયાળુ

**મળતાવશેક**, પું૦ ગ્રહ અને રાશિ વગેરે બંધ બેસતા-અન્યોન્યાનુકૂલ હોવા તે; વર કન્યાના ગ્રહાદિકનો સુયોગ હોવો અને તેને યોગે દંપતી વચ્ચે બહુ સારો મેળ હોવો તે-અમારે તો મળતાવશેક આવ્યા જ નહિ ? મારી હા તો એમની ના. ઉ૦ ભલી મળતાવશેકની એક બંગડી હોય હાથમાં.

**મળતિયો**, પું૦ મળીને-સાથે રહીને કામ કરનારો, સોબતી, સાથી. (૨) અમુક કાર્ય અથવા પ્રપંચાદિકમાં બીજાના મત સાથે મળી ગયેલો હોય તે

**મળમાસ**, પું૦ અધિક માસ; પુરૂષોત્તમ માસ.

**મળવિકાર**, પું૦ ઝાડાની કબજિયતને લીધે ચામડી ઉપર ખુજલી વગેરે જે રોગો થાય છે તે, બંધકોશને લીધે થતા શારીરિક વ્યાધિઓ વગેરે તે.

**મળવું**, ક્રિ૦ અ૦ [ સં. મિલ્ ] પ્રાપ્ત થવું, પેદાશ-કમાણી થવી. (૨) એકઠું-ભેગા થવું, સાથે-જોડે થવું. (૩) વિચારમાં એક થવું (૪) સ્નેહ થવો; દોસ્તીમાં જોડાવું (૫) ઘટ્ટ-જાડું થવું, જામી જવું. પોત મળવું-દૂધ મળવું. (૬) સરખા-સમાન હોવું; એક બીજા માટે ભૂલ થાય એવા હોવું. (૭) અનુકૂળ આવવું, બેસતું આવવું. (૮) જડવું, હાથ લાગવું (૯) એકાકાર થઈ જવું:-તેલ પાણી કદીએ ના મળે. (૧૦) મુલાકાત થવી;

ભેટવું; સામસામા આવવું. લડાઈમાં. ૨૦ પ્રં૦ જીવ મળવો=એક બીજાને ગોઠવું. મળી જવું=સામાના મતમાં ભળી જવું; ફુટી જવું. આવી મળવું=અચાનક યોગ બેસી જવો; (દૈવવશાત) આવવું. કહે૦ મળ્યા તો મીર નહિ તો ફકિર. મળ્યાની મકરકંદીઓ. મળ્યાને માથું આપેવું.

**મળસકું**, ન૦ પરોઢિયું; પ્રભાત; સવાર.

**મળી**, સ્ત્રી૦ ગાડા-ગાડીની લાટનો દિવેલ ને ચુંથરાનો ચીકણો ઘાસ; ઉંગ. (૨) હનુમાનની મૂર્તિ ઉપરનો તેલ ને સિંદુરનો ચીકણો રગડો-મેલ તે.

**મંકોડી**, સ્ત્રી૦ મોટી કાળી કીડી; મંકોડાની માદા; મકોડી. કીડીમંકોડી, એમ કહેવાય છે.

**મંકોડો**, પું૦ કીડીની જાતનો મોટો કાળો જીવડો; મંકોડો; મંકોડીનો નર. એ સુંદર અને ગળપણ તરફ ધસે છે. તે ચટકા દઇને કરડે છે અને ભરેલું બચકું, પોતે વચમાંથી પાતળો હોઈ તૂટી જાય તોપણ મૂકતો નથી.

**મંગન**, વિ૦ માગનાર; માગણ. (૨) માગવું પડે તે; યાચના; માંગ. ઉ૦ ચલનો ભલો ન હોય કો, દુહિતા ભલી ન એક; મંગન ભલો ન બાપ કો, જો પ્રભુ રાખે ટેક.

**મંગરો**, પું૦ ડુંગરો; પહાડ; ટેકરો; ટિંબો.

**મંગળ**, વિ૦ [ સં. मंगल ] શુભકારક સુલક્ષણ; સારું; આનંદ-હરખનું; કલ્યાણકારક:-આવો મંગળપ્રસંગ ફરી ફરીને ક્યારે આવે છે. (૨) ના૦ શુભકામ; આનંદ-હરખનો અવસર, પ્રસંગ તે. (૩) ખુશાલીનાં ગીત. ઉ૦ માનુની મંગળ ગાયે. (૪) જશ; ફતેહ. (૫) આનંદ; મોજમજા; ખુશખુશાલ રહેવું તે:-મંગળ કરો. (૬) કલ્યાણ; શ્રેય; શુભ:-મંગળ થાઓ. (૭) એ નામનો એક ગ્રહ. (૮) એ નામનો વાર, રવિથી ત્રીજો વાર તે; સોમવાર.

**મંગળફેરા**, પું૦ પરણતાં વર કન્યાએ સાથે પદીએ ફરવું તે; વરકન્યાએ અગ્નિને ચાર વખતે પ્રદક્ષિણા કરવી તે. ક્રિ પ્રિ૦ મંગળ ફેરા ફરવા=પરણવું.:- કન્યાને મંગળ ફેરા ફેરવી દો, એટલે બસ

**મંગળમય**, વિ૦ આનંદ ને ઉત્સાહથી ભરપુર; શુભકારક; સારું; શુભ; કલ્યાણમય ખુશી ખુશાલીવાળું અને વળી શુભ.

**મંગળમૂર્ત્તિ**, સ્ત્રી૦ જેને જોતાં દિલ ખુશ થાય એવું તે; જેનાં દર્શન આનંદ ને ઉત્સાહ ઉપજાવે એવું. જે તે; જેનું મોં હંમેશ હસતું-આનંદી લાગતું હોય એવા ચહેરાનું તે. (૨) કલ્યાણ કરે એવું તે; સુખને શુભકારક તે; ગણપતિ; ગજાનન; શુભ અને આનંદ ઉપજાવે એવા સુંદર સુખનું તે.

**મંગળવાર**, પું૦ ભોમવાર.

**મંગળસૂત્ર**, ન૦ [સં.] પરણતી કન્યાને કંઠે વર જે સૌભાગ્યસૂત્ર પહેરાવે છે, તે; સ્ત્રીઓ સૌભાગ્યદર્શક પંચરત્નનું જે કંઠાભરણ કોટે રાખે છે, તે; સૌભાગ્ય દર્શક એક અલંકાર-કંઠી તે. ઉ૦ આંતરડાંતણું સૂત્રમંગળ કર્યું, કાને ધર્યાં કુમણાં. માલતીમાધવ.

**મંગળા**, સ્ત્રી૦ વૈષ્ણવ મંદિરોમાં ઠાકોરજીનાં જે પહેલાં દર્શન કરાવવામાં આવે છે તે-મંગળાનાં દર્શન. (૨) કલ્યાણ-પુણ્ય-આનંદની મૂર્તિ તે; શુભ કરનારી; મંગળ કરનારી એવી તે. (૩) હળદર. (૪) દુર્ગા.

**મંગળાચરણ**, ન૦ [સં.] ગ્રંથ અને નાટક વગેરેમાં પહેલી જે ઇશ્વર સ્તુતિ કરવામાં આવે છે તે; ગ્રંથ પરિસમાપ્તિ

માટે આરભમાં કરાતો સ્તુતિપાઠ શ્લોક વગેરે બોલવા તે, આરભ કરતા પહેલા કરવામા આવતુ શુભ આચરણ તે

**મંગળાષ્ટક**, ન૦ [સં.] વિવાહ અને જનોઇ વગેરેના મુહૂર્ત થવાના અવસરમાં આઠ કલ્યાણકારક-આશીર્વાદાત્મક શ્લોક ભણવા-બોલવામા આવે છે તે, કલ્યાણાત્મક આઠ શ્લોકોનું મડળ તે

**મંગાવવું**, ક્રિ૦ સ૦ મગાવવુ, આણાવવુ, લાવવાને કહેવુ. ઉ૦ અનથમ અને મૂલદાર મશરૂ માલ એમ મગાવજે ...

**મંગાળો**, પુ૦ પથરા ગોઠવીને બનાવેલો, કામ ચલાઉ ચુલો

**મંચ**, પુ૦ [સં.] ચાર પાયાનુ બેસવાનુ સુંદર સુખાસન, કોચ, પલગ માચો ઉ૦ કોમળ મચ પલગથી સારી, શોભે પરે તમ પાસ પધારી।

**મંચક**, પુ૦ [સં.] માચો, ખાટલો, ઢોલિયો (૨) ખેતરમા ઉચે બેસવાને માટે બનાવેલી બેઠક માળો

**મંછા**, સ્ત્રી૦ [સં. मनीषा] ઇચ્છા મરજી, ઉમેદ (૨) અતરનો વિચાર-તર્ક-ભાન તે, મનનો વિચાર અતરનો ભાન-મછા ભૂત ને શકા ડાકણ-મારી જવાની મછા

**મંજન**, ન૦ [સં.] ચોળીને નહાવુ તે, સ્નાન (૨) માંજવું તે, ઉજળુ કરવું તે (૩) દાત સાફ કરવાનું ચૂર્ણ, દાતણને ઠેકાણે વપરાતો દાતે ઘસવાનો એક જાતનો ભુકો તે (૪) દાતે પીડ મૂકવી તે, દાતને કાળા કરવા તે, સાફસૂફ, ઉગટ

**મંજરી**, સ્ત્રી૦ [સં.] ફૂલની કળીઓનો ઝુમખો તે, ઝાડ-છોડ વગેરેને આવતા ફૂલના ગુચ્છો તે, માંજર (૨) છોગુ, કલગી; ફૂલઝરી પાંખડી, મહોરવાળી ડાળખી. મજરિત=મોર આવી ગયેલી હોય એવુ મહોરાયેલુ તે

**મંજાર**, પુ૦ [પ્રા.] બિલાડો, બોખર

**મંજિષ્ઠ**, સ્ત્રી૦ [સં.] મજીઠ, એક જાતની વનસ્પતિ એમાંથી લાલ રંગ નીકળે છે વળી એ દવામાં પણ વપરાય છે

**મંજીરા**, પુ૦ ગાતા ગાતા તાલ પુરાય તેમ વગાડવાના કાસાનાં બે છબીયાં તે, કાંસીજોડાં, ઝાલ, ઝાંઝરી

**મંજીર**, ન૦ [સં.] ઝાંઝર, તોડા, નૂપુર નાની નાની ઘુઘરીઓનું સ્ત્રીઓને પગે પહેરવાનુ ઘરેણુ

**મંજુ**, વિ૦ [સં.] ઝીણું, મૃદુ ધીરૂ (૨) મધુર

**મંજુર**, વિ૦ [અ.] કબુલ માન્ય (૨) પસદ મહાન માયમ

**મંજુરી**, સ્ત્રી૦ રજાચિઠ્ઠી, સંમતિ અનુમોદન (૨) પરવાનગી રજા, છૂટ સ્વીકાર

**મંજુલ**, વિ૦ [સં.] નરમ, મૃદુ, કોમળ (૨) મધુર; મિષ્ટ (૩) મદ, ધીમુ - મંજુવાદિની=ધીરૂ-મીઠું બોલનારી

**મંજુસ**, સ્ત્રી૦ મજુસ, પેટી

**મંજૂષા**, સ્ત્રી૦ [સં.] પેટી કોઈ વસ્તુ મૂકવાનુ મજેનુ ઘર-વરૂ તે (૨) મગ્રહસ્થાન સાનમંજૂષા ઉમદા ને મોઘી ચીજ રાખવાનુ પાત્ર પેટારો

**મંજો**, પુ૦ છોકરાઓની રમવાનો રંગિત લખોરો તે, ભેરો લખોરો ક્રિ૦ પ્ર૦ મજા ટીચવા=લખોટે રમા કરવુ લખોટા લડાવવા (૨) આજે માંજા ભૂકી ચડાવેલી દોરી પતગ માટેની

**મંડ**, ન૦ [સં.] રાબડી, કાંજી, ઢીલુ પણ ગાઢુ પેય તે ઉ૦ નીવારોદનમડ ઉષ્ણ મધુર, સર્વાવડી પ્યારીને, પીતા જે વધ્યુ તે તપોવનનણો પ્રેમે પીએ આ મૃગ ઉ૦ રા ચરિત

**મંડન**, ન૦ [સં.] શણગાર શોભીતું કરે

એવું તે; અલંકાર. (૨) વાદવિવાદમાં અમુક વિચારને, દાખલા દલીલોથી પુરવાર કરવો તે; અમુક વિચારને સિદ્ધ કરવો તે; મત-વિચાર વગેરેનું પ્રસ્થાપન તે, સ્થાપન; અમુક વિચારનું બળ જમાવવું તે; સ્થાપન, ખંડનથી ઉલટું માંડવું તે મંડન; સ્થાપવું તે.

**મંડપ,** પુ૦ [ સં ] સુંદર છતવાળી આંગણામાં કે ખુલ્લી જગામા બેઠક બનાવવી તે; માંડવો; લગ્નાદિક મંગળ પ્રસંગે ઘેર આવતા પરોણાઓને બેસાડવાને ઉભું કરેલું કામ ચલાઉ દિવાનખાનું-સભા-સામજનસ્થાન તે ઉ૦ મંડપ મોટો માંડીઓ રે. ક. દ. ડા. (૨) બાગ=ઉપવનમાં લીલી વેલીઓ ચઢાવીને કરેલી કુંજ તે; લતાગૃહ-માધવી મંડપ. વાસ અને કપડાં બાંધીને બનાવેલો કામ ચલાઉ સુંદર તંબુ-વસ્ત્રગૃહ.

**મંડવું,** ક્રિ૦ અ૦ [ સં. मंड् ] મચવું, મચ્યા રહેવું, લાગવું; જારી કર્યે જવું, ભીડ્યા રહેવું. (૨) શરૂ કરવું; ખંતથી આરંભવું, ખંત ઉત્સાહથી કોઈ કાર્ય વગેરે કરવામાં લાગ્યા અને લાગ્યા રહેવું, કામે ચઢ્યા રહેવું, પાછળ પડવું.-કાલ સવારથી મંડયો ત્યારે આજ આટલું થયું.

**મંડળ,** ન૦ [ સં. मण्डल ] ગોળાકાર-ગોળાકાર ચકતું-સપાટી-બિંબ. (૨) વૃત્તાકાર-વર્તુલાકાર ઘેર તે; ગોળ અથવા ચતુષ્કોણ રચના, સ્વસ્તિકરૂપ રચના, અમુક આકારની પુરણી તે.-માતૃકામંડળ. (૩) મોટો ગોળાકાર સમૂહ; મેઘમંડળ. મોટો ગોળાકાર વિસ્તાર-પ્રસર તે. નભોમંડળ. (૪) ટોળું; જૂથ, સંઘઃ-મંત્રીમંડળ; મિત્રમંડળ. (૫) અમુક હદમાં ફેલાયેલો રાજ્ય અમલ તે; રાજ્યનો મર્યાદિત ભૂપ્રદેશ, ભૂમંડળ; રાજ્યમંડળ-મુલક; દેશ તે. (૬) વર્તુલાકાર શરીરનો કોઈ ભાગ કે અવયવ ચહેરો વગેરે તે-નાભીમંડળ; મુખમંડળ. ચકરડું, કુંડાળું. (૭) નખિયો; અર્ધગોળવલુરો-ક્ષત તે. નખમંડળ ગંડસ્થળ પડિયાં. (૮) ગોળ સૃજન; ચકામાં; ધાબાં.

**મંડલીક,** [ સં ] સામંત; ખંડિયો રાજા; સામ્રાજ્યમાંના એકાદ પ્રાંતનો રાજા તે. -રાજમંડળમાંનો એકાદ રાજા.

**મંડળી,** સ્ત્રી૦ ટોળી; જૂથ; જોડી; સમુદાય, સમૂહ; સંઘ; સાથી-સમુદાય (૨) મિજલસ; ગવણું; સમાન સ્થિતિના માણસોનું મોજમઝા ભોજન અને મંત્ર વગેરે માટે એકઠું થયેલું ટોળું. કુંડાળું, ચક્રાકાર વર્તુલ. (૪) પેઢી, પંત્યાળે વેપાર કે કોઈ મોટું કાર્ય કરવાને એકત્ર થયેલા ભાગિયાઓનો સમૂહ તે, કંપની. (૪) સભા, પરિષદ.

**મંડાણ,** ન૦ આરંભ; શરૂઆત; માંડવું તે. (૨) પાયો. (૩) કુવાપર જે લાકડા સાથે ચાક હોય છે તે, પાણી ભર્યો કોશ જે લાકડા પર રહે છે તે.

**મંડામણી,** સ્ત્રી૦ નાણું ધીરનાર, ખાતું પાડવા માટે જે બક્ષીસ લેવાય છે તે, મંડામણ.

**મંડાવવું,** ક્રિ૦ સ૦ નોંધાવવું, લખાવવું. (૨) શરૂ કરાવવું.

**મંડાવું,** ક્રિ૦ અ૦ માંડેલ થવું. (૨) લખાવું. (૩) મોહકાણ થવી. (૪) પરણેલી હાલતમાં આવવું; ઠામબેસવું; ઠેકાણે પડવું. (૫) સારી સ્થિતિમાં આવવું.

**મંડિત,** વિ૦ [ સં. ] અલંકૃત; શણગારેલું; શોભાવાળું.

**મંડીલ,** ન૦ જરિયેલ કોરનો ફેંટો; માથે બાંધવાનું કસબી વસ્ત્ર, મંદિલ.

**મંડૂક** પું૦ [ સં ] દેડકો, ભેક.

**મંડૂર,** ન૦ લોઢાના કાટનો ભુકો. લોખંડની દવા તરીકે વપરાય છે. પાંડુરોગ, અને ક્ષય

વગેરે દરદો ઉપર પહેલેથી લેવાયો હોય તો સારો ફાયદો કરે છે. લોહ. રસાયન.

**મંતર,** પું૦ મંત્ર; જાદુઇ વચન-ઉચ્ચારણ તે.: અંતરેતંતર.

**મંતરવું,** ક્રિ૦ સ૦ મંત્રની અસર ઉપજાવવી; મંત્રની અસરવાળું કરવું; મંત્ર ભણીને અ-ડવું વા ફૂંક મારવી કે જેથી મંત્રનું સામર્થ્ય અને અસર ઉત્પન્ન થાય:- દોરો મંતરવો. (૨) ભોગવવું; છેતરવું; ભ-માવવું; જાદુ કરવું; વશીકરણ કરવું. (૩) છુપી સલાહ આપવી; ભણાવવું; શિખવવું; પોતાના મતનું-પોતાનું કહ્યું કરે એવું કરી મૂકવું.

**મંતરાવું,** ક્રિ૦ અ૦ છેતરાવું; ઠગાવું. (૨) સામાની સલાહમાં લેવાવું; ભરમાઈ જવું; વિશ્વાસમાં તણાઇ જવું; ભરમાવું.

**મંત્ર,** પું૦ [ સં ] જાદુઈ અસર ઉપજાવે એ-વો શબ્દાદિકનો ઉચ્ચાર-પાઠ તે; સા-રી માઠી અસર ઉપજાવવાની શક્તિવાળો કહેવાતો નાનો પદબંધ. (૨) દેવસ્તુતિ; ઋચા; સૂક્ત-વેદમંત્ર. (૩) છુપી મસલત =સલાહ-વિચારણા; ગોઠ. મનસુબો. (૪) એવું ચમત્કારી વાક્ય, પદ કે અક્ષરનું ઉ-ચ્ચારણ કે જેની બીજાને ખબર પડે નહિ, એમ ધારેલી અસર ઉત્પન્ન થાય. ઉ૦ આ મંત્ર કરો ઉચ્ચાર વશ ભરથાર થશે.

**મંત્રશાસ્ત્ર,** ન૦ [ સં. ] ચમત્કારિક અસર ઉપજાવે એવાં પદ વાક્ય ને અક્ષર વગેરેની સમજ અને તેનો ઉપયોગ કરવાની રીત; નિયમો વગેરેનો જેમાં બરોબર નિ-બંધ બાંધેલો હોય તે-પુસ્તક-લખાણ તે, મંત્રના વિધિનું શાસ્ત્ર.

**મંત્રી,** પું૦ [ સં ] જેની સાથે છુપી સલાહ -મસલત વગેરે કરવામાં આવતું હોય તે; પ્રધાન; વજીર; દિવાન; સલાહકાર. મુખ્ય-મંત્રી=વડોપ્રધાન.

**મંત્રીપદ,** ન૦ [ સં. ] પ્રધાનપદ; વજીરાત; (૨) મુખ્ય સલાહકારની પદ્દી-સ્થા-જગા તે.

**મંથન,** ન૦ [ સં. ] મથન; ગડમથલ; ડહો-ળવું-વલોવી નાંખવું તે; ખૂબ માથાકૂટ કરવી તે.

**મંથની,** સ્ત્રી૦ દહિં વલોવવાનું ઓજાર; ફુલ ડાંડાવાળો વાંસ. (૨) જેમાં દહિં વલોવવામાં આવતું હોય તે પાત્ર-ગોળી.

**મંદ,** વિ૦ [ સં. ] ધીમું; ઠંડું; ટાઢું. (૨) ધીમું નહિ જોર-વેગવાળું એવું:-મંદ પવન. (૩) ઓછું; કમ; થોડું:-મંદબુદ્ધિ. (૪) નરમ; શિથિલ; માંદું:-હમણાં પ્રકૃતિ જરા મંદ છે. (૫) ઝાંખું; નિસ્તેજ:-મંદ પ્રકાશ. (૬) સુસ્ત; આળસુ; એદી:-એ તો કામ કરવે બહુ મંદ છે. (૭) આછું; ઢળવું; ધીમું:-મંદહાસ્ય કરી વદી સુંદરી.

**મંદતા,** સ્ત્રી૦ ધીમાપણું; સુસ્તી; ઓછપ; જડતા; શૈથિલ્ય.

**મંદવાડ,** પું૦ માંદગી; બિમારી; આજાર. (૨) રોગ:- વ્યાધિ:- આ મંદવાડ કેવો કે જેની કોઇને ગતાગમજ પડતી નથી.

**મંદવાડિયું,** વિ૦ વારંવાર માંદું પડી જતું હોય એવું; રોગી; આજારી. (૨) મંદવાડ આવે એવું; જેથી-જેમાં માંદા પડી જવાય એવું:-શરદઋતુ તો મંદવાડિયાજ ગણાય છે. 'મંદવાડિયું' ઘર-વરસ મંદવાડવાળું.

**મંદહાસ્ય,** ન૦ [ સં. ] ધીરું-ધીમું મધુર હસવું તે; ગાલમાં ખાડા પડી જાય એમ સહેજ હસવું તે; મુખ મલકાવવું તે; અ-ટ્ટહાસ્યથી ઉલટું. જરાક હસવું તે. ઉ૦ મંદહાસ્ય મુખ ઉપર દિસે ને આંખે મોહન માંય; હૃદય ઉમંગે હરખે છે પણ બોલતાં શરમાય.

**મંદાકિની,** સ્ત્રી૦ [ સં ] ગંગાનદી. (૨) આકાશ ગંગા.

**મંદાર,** ન૦ [ સં. ] પીળાં સુગંધિદાર ફૂલનું ફૂલઝાડ અને તેનાં પુષ્પ તે; પારિજાતક;

દેવલોકમાંનું એક વૃક્ષઝાડ.

**મંદિર**, ન૦ [ सं ] સુંદર ઘર. (૨) દેવાલય; દેરું. (૩) રાજમહેલ; હવેલી; રહેવાનું મેડીદાર ઘર. ઉ૦ રૂડા દિસો છો રાજેશ્વર મંદિરે આવતારે. દયારામ.

**મંદિરિયું**, ન૦ મંદિર; સુંદર ઘર.

**મંદિલ**, ન૦ કસબી બારીક વણાટનું ગેવું ફેટા તે; મેળ; મોળિયું; જરિયેલ ફેટા.

**મંદી**, સ્રી૦ બાવતાસની જે મંદ હાલત તે; ઉતરતા ભાવ તે; ભાવની પડતી તે; તેજીથી ઉલટી સ્થિતિ તે.

**મંદું**, વિ૦ ધીમુ, ધીરૂં; ટાઢું. (૨) નબળું. જુ૦ મંદ.

**મા**, સ્રી૦ [ सं. माता ] જન્મ આપનારી; જનેતા; બા; આઈ; જનની. (૨) મોટી ઉમ્મરની સ્રીને સંબોધવાનો માન ભર્યો ઉદ્ગાર-શબ્દ. (૩) વડિયાઈ; દાદી. (૪) દેવી; અંબા; દુર્ગા. (૫) અ૦ ના; નહિ:-એવું બોલતા મા..

**માઆઝમા**, વિ૦ [ फा. ] મોટું; મહાન.

**માઈ**, સ્રી૦ મા; બા; જનની. (૨) ગૃહસ્થ અને પ્રૌઢ સ્રીને સંબોધવાનો શબ્દ; મૈયા. (૩) દેવી; દુર્ગા; અંબા.

**માઇકાંગલુ**ં, વિ૦ નબળું; ગરીબ; કંગાલ. (૨) બળ વગરનું; બાયલું; માવડિયું; ડરકું.

**માઇલ**, પુ૦ [ अं ] બાવનસે એંશી ફૂટ જેટલું અંતર-માપ-તે.

**માઉ**, સ્રી૦ દુકાળ પીડિત ભુખડ ને કંગાલ લોક; મડ, મૌઃ-મારવાડની માઉ. (૨) ગંદું, ગરીબ, ભૂખે મરતુ અને સ્વભાવે પણ અત્યંત રાંક એવું તે.

**માઉલું**, વિ૦ માલવમરતું; ગરીબ; બાપડું. (૨) શરીરે નબળું હોય એવું; હોશ વગરનું. (૨) માવડિયું.

**માએનો**, પુ૦ અર્થ.

**માએરૂં**, ન૦ માહેરૂં; માલરૂં; માયરૂં; માતાના-પિયેરના ઘરને આગળે કન્યાદાન લેવાને આવતા વરનો સત્કાર કરી બેસાડવાને બનાવેલો સુંદર મંડપ તે; જ્યાં વર કન્યા પરણવા બેસે છે તે ચોરી અથવા મંડપ. ઉ૦ માએરામાં તો કન્યા બેઠી છુટી વેણ્રે.

**માકડ**, જુ૦ માકણ.

**માકડમુખો**, વિ૦ માકડા જેવા લાલ મોંનો. (માણસ.)

**માકડમુછો**, વિ૦ વાંકડી મુંછોવાળો.

**માકડિયું**, ન૦ માણકને ભરાઈ રહેવાનું કાણાં કાણાંવાળું પાટિયું. પથારી કે પર્યંક તળે રાખતાં તેમાં બધા માકણ ભરાઈ જાય છે.

**માકડી**, સ્રી૦ લાલ મોંના વાંદરાની માદા. (૨) ધાંટીમા ફપવા પયિાની ગાળામાં બેસાડેલું માદા જેડવું-ખીલડાની અણી રહે એવા બોકવાળુ લાકડું:-દળવાના સંચા નીકળતાં સુતારો ખીલમાંકડી કરવાનુંએ ભૂલી ગયા. (૩) ઢોર બાધવાના દોરડાના ગાળામાંનું નાના બટન જેવું લાકડું; ગળિયામાંની બોરિયા તરીકે વપરાતી નાની મોઈ. (૪) કળ; છટકાવી શકાય એવી આંકડી.

**માકડું**, ન૦ રાતા મોંનુ વાદરૂ, બોજલું. (૨.) વિ૦ આખું રાતું:-માંકડો બળદ."

**માકડો**, પુ૦ રાતા મોંનો વાદરો; મર્કટ; ખર.

**માકણ**, પું૦ [ सं. मत्कुण ] સુવા બેસવાનાં બિછોનાં અને આસનોમાં થતો એક જાતનો જીવ; ખટમલ.

**માકુલ**, વિ૦ યોગ્ય; વાજબી.

**માકો**, પું૦ ભાગરો; એક વનસ્પતિ. ઉ૦ કાજળ જેટલો હીરાબોળ, તેથી બમણો ગુંગળ ગોળ, તેમાં જો માકો રસભળે, તો અક્ષરે અક્ષરે દીવા બળે.

**માક્ષિક**, ન૦ [ सं. ] ઝીણી મગતરા જેવી માખોએ બનાવેલું મધ; કુટિયું મધ. ઝાડના પોલાણમાં આ મધ ઝીણી માખો બનાવે છે. તે કાળુ અને તેલ જેવું હોય છે. એ હમેશા જુનું હોય છે કારણ કે તે ઝાડની

અગ્નના પોલમા હોવાથી ઝટ મળી આવતુ નથી (૯) એક જાતની હલકી ધાતુ આ ધાતુ દવા તરીકે વપરાય છે. તેની ઘણી જાતો છે – સુવર્ણમાક્ષિક રૌપ્યમાક્ષિક, વગેરે ધાતુનો રસ–રસાયન

**માખ,** સ્રી૦ [ સં. मक्षिका ] છ પગનુ–પાર દર્શક પાંખનુ એક નાનુ ઉડતુ જીવડુ–નાનુ પખેરુ, માખ ચોમાસામા આનો ઉપદ્રવ બહુ રહે છે ઉડતા–ચેપી રોગ તે ફેલાવે છે પ્લેગ, ઉંટનો રોગ અને ચામડીના રોગોના જતુઓ તેની મારફતે લોકમા પ્રસરે છે નાની મોટી–લીલી વગેરે ઘણી જાતની માખો થાય છે ગળપણ અને સત્વવાળી વસ્તુ ઉપર તે મરી પડે છે કહે૦ મધ ઉપર માખ=સ્વાર્થ પરવુ તે, કાઇની પાછળ ભમ્યા કરવુ તે રૂ૦ પ્ર૦ માખ છીંકવી= અપશુકન થવા, નુકસાનનુ સૂચન થવુ માખ બેસવુ=માખ બેસે એવુ ચાડુ લાછન, કલક, નબળી વાત ઉડવી તે માખ બેસે તો નાક કાપે માખો મારવી= નિરુદ્યમી પડી રહેવુ નવરા બેસી રહેવુ ભાઇ શુ કરે? બેઠા બેઠા માખો મારે છે માખ નિચોવી લે એવુ=મહાજ લોભુ. માખ મારે તે માણસ માર=નાના જીવનો ઘાત કરે તે મોટાને પણ હણે માખ ગળવી ના ગળાવાય= એવુ કામ કરવુ કે જે ગળાવાય નહિ

**માખણ,** ન૦ દહિ–દૂધનુ જે ચીકણુ સત્ત્વ તે, નવનીત, મસ્કો, જેને તાવવાથી ઘી થાય છે તે દહિંને વલોવવાથી નીકળતુ સત્ત્વ. ક્રિ૦ પ્ર૦ માખણ લગાડવુ=ખુશામત કરવી, સારુ લગાડવુ માખણ વાપરવુ માખણિયો=ખુશામતિયો હાજી હા કરનારો, મનામણ કરનાર, માખણચોર=કૃષ્ણ જે રણછોડ–માખણચોર

**માખણિયુ,** વિ૦ ખુશામતિયુ સારુ લગાડયા કરે એવુ (૨) માખણ જેવુ સુવાળુ સુલાયમ, પોચુ–નરમ તે

**માખળ,** ન૦ બારીમા અર્ધિયા ચાકનો સુરમારી ભાગ માટે અદાજ કાઢેલો તે

**માખી,** સ્રી૦ માખ (૨) મધ બનાવનારી માખ તે, માખની જાતની ભમરી કહે૦ માખી જુએ ચાંદુ અને વૈદ જુએ માંદુ. માખીનો વાઘ=એક જાતનો કરોળિયો, કુદતો કરોળિયો, એ માખીને પકડી મારી નાખે છે

**માખીધોયુ,** ન૦ બમેડાની રમતનો એક પ્રકાર એક કુડાળામા એક જણ ભમ રડો મુકાવી જેના ભમરાપર માખી બેસે તેની ઉપર બીજાઓ તાકીને ભમરડા મારે એવા પ્રકારની રમત તે

**માખો,** પુ૦ મોટી લીલી માખ

**માગ,** પુ૦ [ સં मार्ग ] માર્ગ–મારગ, રસ્તો, વાટ (૨) બેસવા–સમાવા જેટલી જગા, ઠામ, મગનાસ પૂરતી માગ આપે તો સારુ પેસી જઇએ બાકુ લાજ આવે છે (૩) મોકળાશ, વિસ્તાર, પહોળાપ અહિ કમાડ રહે એટલો માગ છે (૪) સ્થાન આસનજગા –અહિ મારો માગ આસન છે બેસવાની જગા (૫) અતર, આતરો, ગાળો, બે બાજુઓ વચ્ચે રહેલી ખાલી જગા, અતરાલ–કમાડના બે પાટિયા વચ્ચે માગ છે અવકાશ (૬) પગેરુ માર્ગ જોઇને શોધ કરવી તે (૭) માગણી ખપ, જરૂર કોઈ વસ્તુની માટે થતી ખરીદની માગણી તે –માગ પ્રમાણે ભાવ બોલાય (૮) ઉઘરાણી ક્રિ૦ પ્ર૦ માગ આપવો=મિજમાન વચ્ચે માન આપવુ સત્કારપૂર્વક બોલાવવુ માગ આપવો. માગ મુકાવવો=મોટી પ્રતિષ્ઠા હોવી, ચાર માણસ વચ્ચે સન્માન હોવુ, માનની શેહ પડાવવી

**માગણ,** વિ૦ [ સં. मार्गण ] માગનાર યાચક ભિક્ષુક

**માગણિયાટ,** વિ૦ માગવાનો–ભિક્ષાનો ધંધો

કરનાર; માગી ખાનાર:-માગણિયાટલોક. (૨) લેણદાર; જેણે બીજાને નાણાં ધીરેલાં હોય તે.

**માગણી**, સ્ત્રી૦ માગવું તે; માગું. (૨) ખપ; જરૂર. (૩) ભાવમાં વધવું તે; અમુક-અથવા તેથી ઉંચી કિમ્મતે લેવાની ઇચ્છા બતાવવી તે. (૪) પાનાં ઉઘરાવવાં તે. ગંજીફાની રમતમાં.

**માગણું**, ન૦ આપેલું પાછું માગવું તે; માગણી. (૨) માગતુંલહેણું. માગું.

**માગતું**, ન૦ બીજે માણસ જે માગતો હોય તે; સામાને આપવાનું જે તે; ઋણ; દેવું:-માગતુંલહેણું પતાવતાં એક લાખ રૂપિયે ખપશે.

**માગધ**, પું૦ રાજા અને તેના વંશજોની કીર્તિ કરનાર; રાજવંશી ગુણગાનાર; બંદીજન. (૨) વહીવંચા; ભાટ; ચારણ.

**માગધી**, સ્ત્રી૦ માગધની સ્ત્રી; અંતઃપુરમાં રહેનારી બંદીજનની સ્ત્રી; ચારિણી. (૨) વિ૦ મગધદેશનું-મગધસંબંધી. (૩) સ્ત્રી૦ મગધમાં બોલાતી અસલી ભાષા; પ્રાકૃત ભાષાઓમાંની એક મુખ્ય ભાષા. બુદ્ધ અને જૈનધર્મનું અસલ લખાણ એ ભાષામાં છે.

**માગનાર**, વિ૦ જ્યાં ત્યાં ફરીને અનાદિક માટે માગણી કરનાર; ભિક્ષુક; ભિખારી. (૨) લહેણદાર; હકદાર.

**માગરણા**, પું૦ સૌભાગ્યવતી સ્ત્રીઓ એકઠી થઇ વરને જે વાતો કહે છે તે.

**માગવું**, ક્રિ૦ સ૦ પોતાને જોઇતી વસ્તુ વાત કે વિચાર બીજા પાસેથી લેવા ઇચ્છવું. તે આપે એમ તેને કહેવું. પૂછવું તે; લેવાની ઇચ્છા બતાવવી; વિનવવું. ઓછીછી કરી મફત આપવા કહેવું, યાચવું-ભીખ માગવી. (૨) આપેલું પાછું લાવો એમ કહેવું; લહેણું પાછું આપવાનું પૂછવું; માગી લેવું. (૩) વિનતિ કરવી; કોઈ વસ્તુ મેળવવા માટે અરજ ગુજારવી; દક્ષીનું લેવું. માગી ખાવું=ભીખવું; ભીખીખાવું. કહે૦ માગી ખાવું ને મસીદે સુવું; એફિકરો અને રખડાઉ-ઠામ ઠેકાણા વગરનો. માગ્યાં મુક્તાફળ મળે પણ ભીખને માથે ભઠ્ઠ. માગ્યું મોત ન આવે. માગ્યા વગર માએ ના પીરસે. માગવાથી મરવું ભલું. માગ્યા મેહ વરસવા=જેમ જોઇતા હોય અને જેમ ઇચ્છના હોઇએ તેમ વરસાદ આવવો તે. મોંમાગ્યું=મુખે જેટલાની જેવી વસ્તુની માગણી-ઇચ્છા કરે તેટલું અને તેવું એમ:-અમે મોંમાગ્યા દામ આપશું, મગનારે જેટલા માગશે તેટલા આપીશું એમ.

**માગશર**, પું૦ [ સં. मार्गशीर्ष ] વિક્રમ સંવત્સરનો બીજો ને શાલિવાહન સંવત્સરનો નવમો મહીનો.

**માગું**, ન૦ માગવું તે; માગણી તે. (૨)લગન કરવાનું પુછાવવું તે. (૩) ઉઘરાણી. ક્રિ૦ પ્ર૦ માગું કરવું=કન્યાવાળાએ વરવાળાને ત્યાં કે તેથી ઉલટું વિવાહ માટે પુછાવવું તે; માગું મોકલવું=વરે કન્યાને ત્યાં કિંવા કન્યાએ વરને ત્યાં લગન માટે પુછાવવું-કહેણ મોકલવું તે. માગું ઝીલવું=લગનાદિકની માગણી સ્વીકારવી.

**માઘ**, પું૦ [ સં ] વિક્રમ સંવત્સરનો ચોથો અને શાલિવાહન સંવત્સરનો અગિયારમો મહીનો.

**માઘવટો**, પું૦ પોષ વદિ ૧ થી માઘ સુદિ ૧૫ લગી સૂર્યોદય પહેલા સ્નાન કરવાનું એક વ્રત તે:-માઘવટો નહાવો.

**માચડો**, પું૦ [ સં. मंचक ] ચાર પાયાવાળી ઉંચી બેઠક; પાટ. (૨) મોટો ખાટલો; માંચો. (૩) ઝાડ ઉપર અથવા ઉંચા થાંભલાઓ ઉપર ઉભી કરેલી બેઠક; માળો.

**માચી**, સ્ત્રી૦ નાનો માચો; ઢોલડી. (૨) ખુરસીના જેવી બેઠક:-સાગમાંચી.

**માચો**, પું૰ [ सं. मंच ] ચાર પાયાવાળી સૂવા બેસવાની એક બનાવટ તે; ખાટલો; પલંગ; ઢોલિયો. (૨) માચડો; માળો. (૩) સોગટાં રમવાની બાજીમાં ખાસ ખાનાં ઉપર પાડેલા સ્વસ્તિક તે; સાથિયા પાડેલાં ખાનાં તે. કહે૰ મરતોએ નથી ને માચોએ મૂકતો નથી, અર્થાત્ આમ કે તેમ એકે બાજુ પાર આવતો નથી, એમ-કંટાળ-અભાવમા બોલાય છે.

**માછણ**, સ્ત્રી૰ માછી જાતિની સ્ત્રી, મચ્છી-મારની સ્ત્રી; માછલાં મારનારી સ્ત્રી. (૨) ખલાસણ.

**માછલી**, સ્ત્રી૰ પાણીમાં ઉત્પન્ન થતું એક પ્રાણી. એ પાણીમાંજ રહે છે અને પાણીમાંથીજ ચૂઈવડે શ્વાસ પણ લેછે-પાણીની બહાર કાઢતાં તે મરી જાય છે. માછલી પાણીની બહાર જીવી શકતી નથી. મત્સ્ય.

**માછલું**, ન૰ પાણીમા થતો એક જીવ-પ્રાણી તે, માછલી; મત્સ્ય, મીન. રૂ૰ પ્ર૰માછલે ગળ ગળવી=લોભમાં ફસાવું.

**માછી**, પું૰ માછલાં મારવાનો અને વેચવાનો ધંધો કરનારા લોકનો એક વર્ગ અથવા નાત; ધીવર; ખલાસી; મચ્છી, મચ્છીમાર.

**માજમ**, જુ૰ માઝમ.

**માજર**, જુ૰ માંજર.

**માજરપાટ**, પું૰ માદરપાટ; ખાદીથી સુવાળમ વણાટનું સુતરાઉ કપડુ.

**માજરવેલ**, સ્ત્રી૰ એક જાતની કાંગર-ભાત.

**માજરૂં**, વિ૰ માંજરૂં; ભૂરું; જેની આંખો બિલાડીની માફક ભુરી હોય તે.

**માજવું**, ક્રિ૰ સ૰ ઘસીને સાફ-ઉજળું કરવું; ઉટકવું; ઉકટવું; રેતી વગેરે ઘસીને ચકચકિત કરવું; અજવાળવું:-વાસણ માજ્યા. ઉ૰ સાસુજી! પાત્ર માંજ્યાં, જળ-ભરણું ભર્યું છું, કામ છે માજી બીજાં?

**માજિસ્ટ્રેટ**, પું૰ [ अं ] ફોજદારી ગુનાઓની તપાસ કરનારો અમલદાર; કાજી, ન્યાયાધીશ.

**માજી**, સ્ત્રી૰ મા; વડિયાઈ; દાદી. (૨)અંબા; દેવી; દુર્ગા. કોઈપણ ઘરડી સ્ત્રીને માનાર્થે બોલાવવામાં વપરાય છે.

**માજી**, વિ૰ [ आ. माजी ] મરહુમ; થઈ ગયેલું; આગલું; ભૂતકાળનું; પહેલાં થયેલું કે થઇ ગયેલું.

**માજુફળ**, ન૰ એક જાતનું ફળ; માયું.

**માજુમી**, વિ૰ માઝમનુ વ્યસની.

**માજુર**, વિ૰ આંધળો.

**માજો**, પું૰ માજો; લાહીમાં કાલવેયો કાચનો ભુકો. (૨) કાચ પાયેલી દોરી.

**માઝમ**, સ્ત્રી૰ [ आ. मअजन ] ભાંગનસત્વમાં બીજાં વસાણાં મેળવીને બનાવેલો કેફી પદાર્થ. (૨) ( सं. मध्यम ) માઝમરાત=મધરાત; અંધારીરાત.

**માઝો**, પુ૰ મુલાઝો; મર્યાદા; અદબ. (૨) હદ; સીમા.

**માટ**, ન૰ માટનું; દૂધ ભરવાનું અને દૂધ મેળવવાનુ કે દહિં છાશ રાખવાનું જે માટીનું વાસણ તે. (૨) માટ, એક જાતની ભાજી. (૩) અ૰ માટે; વાસ્તે. ક-વિતામાં વપરાય છે.

**માટરિયો**, પું૰ નહિ બાંધેલો કુવો; થોળા વગરનો કુવો.

**માટલી**, સ્ત્રી૰ નાનું માટલું; પાણી ભરવાની માટીની ગોળી.

**માટલું**, ન૰ પહોળી કુખોનું પહોળા મોનું માટીનું વાસણ. પાણી, દાણા અને ગોળ વગેરે ભરવાના કામમાં આવે છે. (૨) અખાત્રીજ ઉપર મોટલાનુ દાન આપવું તે. ક્રિ૰ પ્ર૰ માટલું પૂરવું=કન્યાને સાસરે વળાવતાં લગનો રુપિયો, ઘઉં, પાપડ, વડીઓ વગેરે ભરીને માટલું તૈયાર કરી આપવું તે.

**માટી**, સ્ત્રી૰ [ सं. मृत्तिका ] જમીનમાંથી ઉખાડેલો પદાર્થ તે; ખડી; મૃત્તિકા; પૃથ્વીનું દ્રવ્ય તે. (૨) માંસ. ઉ૰ અમો

માટીના ભોગી. માટીનાં માનતી માટી-માંહે. (૩) વિ૦ નબળું; જોરાવર. ક્રિ૦ પ્ર૦ મટી થવું=રદ થવું; ખરાબ થઈ જવું; ખગડી જવું. માટી વાળવી=દાબી દેવું; ચર્ચા બંધ પાડવી. દાટીદેવું; ગતે ઘાલવું. (૪) માટી=ધણી; પતિ; વર. ઉ૦ માટીરે મારો માવડિયો, આલિ! કહે૦ મીયાંનોએ માટી જોઈએ=ધણી વગર ન ચાલે એમ. ગમે તેવો નિર્બળ હોય તોપણ સત્તાવાળો તે સત્તાવાળોજ-તેને માન આપવું-નમી કરીને ચાલવું જોઈએ એમ.

**માટીડો,** પું૦ પુરૂષ; નર; મરદ. (૨) ધણી; પતિ; વર. (૩) પુરૂષાર્થી; બહાદુર; વીર્યવાન.

**મારે,** અ૦ કાજે; સાર; વાસ્તે; અર્થે. (૨) તેથી; તે કારણે.

**માઠ,** સ્ત્રી૦ માટ; એક જાતની બાજી.

**માઠું,** વિ૦ ખરાબ; નઠારૂં; ભુંડું; નરસું. (૨) લાગણી દુઃખાય એવું; ખોટું. ઉ૦ માઠું લગાડો તો મારા સમ છે સાજણરે. (૨) ઓછું; કમ; કસરું-માઠું તે જવું. (૩) દુષ્ટ; પાતકી. (૪) અશુભ; અમંગળ-માઠા વાવડ=અમંગળ-અશુભ સમાચાર.

**માઠેરું,** ક્રિ૦ થોડું; લગાર; કમ; સહેજસાજ.

**માડ,** ન૦ નાળિયેરીનું ઝાડ. (૨) માઢ; ફેળનો મંડપ; બાજઠ ઉપર કેળના થાંભા બાંધીને બનાવેલું ઠાકોરજીનું સ્થાન. (૩) માળવાળું કિલ્લાની આગળનું મકાન; મજબુત મકાન તે. (૪) એ નામનો એક રાગ.

**માડણ,** ન૦ [ સં. मंडन ] કન્યા અથવા જુવાન સ્ત્રીઓ કમાનને આકારે કપાળથી ગાલ સુધી આડ કરી તે ઉપર જે તારા ટપકી લગાડે છે તે; પત્રરચના, તારા ટપકીની પિયળ. (૨) શણગાર. (૩) બેસ શરીરે જે કાદવ લગાડે છે તે; કાદવનો ખરડ.

**માડમાડ,** જુઓ માઠુમાણ.

**માડય,** પું૦ [ સં. मंडण ] વહેવાઇને પહેરામણી આપવાની રીત તે; માંડવાની રીત-ક્રિયાસર તે-માડવનો વરઘોડો.

**માડવિયો,** પું૦ માંડવા તરફનો-કન્યા તરફનો માણસ-જાન તરફનો નહિ તે.

**માડવી,** સ્ત્રી૦ ઘરનો આગળનો છુટો ખંડ; ઘરનો ઉપરથી છાપરાંવાળો ખુલ્લો આગળનો ભાગતે. (૨) નાનો માંડવો-મંડપ. (૩) પરદેશથી આવતાં વહાણમાંના માલ ઉપર જકાત લેવાને બંદર ઉપર રાખેલું થાણું તે; ફુરજો.

**માડવીની શિંગ,** સ્ત્રી૦ ભોંયશિંગ; મગફળી.

**માડવું,** ક્રિ૦ સ૦ આરંભ કરવો; શરૂ કરવું. (૨) ગોઠવવું; જુગતીથી ગોઠવવું. (૩) આંકડા લખવા-મૂકવા. (૪) નામું-રકમ વગેરે લખાણ કરવું તે. (૫) નવું સ્થાપન કરવું-કાઢવું. (૬) શોક કરવાને લોકોને એકઠા કરવા તે. 'કાણ માડવી. ક્રિ૦ પ્ર૦ મોકાણ માંડવી=નુકસાન કરવું-બગાડી નાંખવું. માડી વાળવું=બરાબર કરી મૂકવું; બંધ કરવું. (૩) સમાધાન કરવું. ઘર માડવું=સંસાર ચલાવવો.

**માડવો,** પું૦ [ સં. मंडप ] લગન અથવા ઉત્સવ વગેરેના પ્રસંગોમાં બારણા આગળ ચંદરવો બાંધીને બનાવેલી બેઠક; મંડપ. (૨) ફૂલવેલથી છવાયેલી કુંજ.

**માડા,** પું૦ જુવાર અથવા ઘઉંની હાથે ઘડેલી પાતળી રોટલી.

**માડી,** સ્ત્રી૦ માં; માતા. વહાલથી બોલાવવામાં વપરાય છે. ઉ૦ માડી મારા મથુરાં નગરીમાં દંત વ્હોર્યો, મેં અખંડ ચુડીલો -પ્રેમેયોર.

**માડો,** પું૦ રોટલાની ફુલેલી પાતળી કપોટી;

પોપડો. (૨) પુડો. (૩) ફુલકા રોટલી; ફુલકો.

**માડ઼,** પું૦ મહેલ; મેડીવાળું સુંદર મકાન. (૨) વાસ; લત્તો; મહોલ્લો.

**માડ઼ુઆં,** વિ૦ લાડકાં; લડાવેલાં; બાળુડાં; માહુડાં.

**માડ઼ુડાં,** વિ૦ માડુઆં.

**માણ,** ન૦ મોયણ; મોણ; આટાને પાણીથી બાંધતા-પલાળતા પહેલાં તેલ, અથવા ઘી વગેરેથી જરાં કરમોવવો તે; આટાને સ્નેહાળ કરવો તે; તેલ ઘી વગેરેથી આટો મસળવો તે. (૨) આટાને કરમોવવાનું ઘી-તેલ-વગેરે તે. (૨) સીમા; હદ. ઉ૦ શેષનાગ જમી (ભૂ) તેણી રહ્યા, જેમ સાગર ન મેલે માણ. શો. બ. (૩) મીણો; ફેણ. (૪) ઉતરડ; થપેરડી. (૫) ઘડિયાળી; પાણી ભરવાની કોઠલી. (૬) ગાગર.

**માણ કમાઉ,** વિ૦ માનકમાઉ; બેકાર; નિરુદ્યમી; આળસુ; સુસ્ત; બેસી રહેનાર. કહે૦ માણકમાઉ ને વળી મોકા ઉડયા.

**માણભટ,** પું૦ તાલ દેવા માટે તાંબાની માણ સાથે રાખી કથા કરનારો વ્યાસ.

**માણકી,** સ્ત્રી૦ એક જાતની ઘોડી; ઉંચી જાતના ઘોડાઓ જેનાથી ઉત્પન્ન થાય એવી ઉંચા તુખમની ઘોડી. (૨) ઘોડીનું લાડકું નામ.

**માણમાણ,** અ૦ જેમ તેમ કરીને; પરાણે. (૨) ધીરેધીરે. (૩) અમથું; નામનું. ઉ૦ માણમણ મનના ભામા રાજા, મારે ઘેર શીદ આવ્યાં.

**માણવક,** પું૦ [ સં. ] ગમની માણસ; મશ્કરો; વિદૂષક. ઢિંગણો-હસતું. આણે એવો-રાજા વગેરેની ગમ્મતને માટે રાખવામાં આવતો માણસ.

**માણવું,** ક્રિ૦ સ૦ [ સં. मन् ] મન હોય ત્ર પ્રમાણે અનુભવવું-ભોગવવું-તે; મનને ગમતી ગમ્મત કરવા દેવી તે; જાતે-પોતે કરી જોવું, લહાવો લેવો; સુખને સ્વાદ જેમ રૂચિ હોય તેમ લેવો તે. ઉ૦ આવો મારે ઘેર માણવા. (૨) ખમવું સહેવું.

**માણસ,** ન૦ [ સં. मनुष्य ] બધાં પ્રાણી કરતાં આકારમાં સુંદર અને બુદ્ધિ-અક્કલમાં ચડિયાતું બેપગું પ્રાણી-મનુષ્ય; આદમ; જન તે. (૨) નર; પુરૂષ; આદમી. રૂ૦ પ્ર૦ માણસની ઓળ=મનુષ્યને યોગ્ય વ્યવહાર, ચરિત; માણસાઈ-વિવેક વગેરે આચારણ, વિશેષ તે. ઉ૦ માણસ કેરી ઓળમાંથી ટળી ગઇ જો, સુણો સામળા.

**માણસાઈ,** સ્ત્રી૦ માણસપણું; માણસને યોગ્ય વર્તન-તે; રીતભાત વગેરે. (૨) ભલમનસાઇ; જનદયા. (૩) મર્દાઇ. ક્રિ૦ પ્ર૦ માણસાઇ રાખવી=દયા-ભાવવાળા થવું. વિવેકમાં રહેવું. (૪) વિ૦ માણસને લગતું-માણસ સંબંધી-માણસાઇ ખર્ચાસ. (મુંબાઇ તરફ વપરાય છે.)

**માણિક્ય,** ન૦ [સં] લાલ રંગનો કિમતી પત્થર; માણેક.

**માણિયો,** પું૦ ગાડવો; ઘડો; પાણી ભરવાનું વાસણ. (૨) જેમાં એક મણ પ્રવાહી માય એવું પાત્ર-કુપો. (૩) મણનું કાટલું-જોખ તે.

**માણી,** સ્ત્રી૦ સોળ મણનું માપ; સોળમણ વજન.

**માણીગર,** પું૦ માણી જાણનારો; ભોગ-સુખાનંદ ભોગવી જાણનારો તે; રસિક નર; ભોગી, વિલાસી પુરૂષ. ઉ૦ માણીગર મહેલે પધારો.

**માણીતલ,** ન૦ સુખસ્થળ; વિશ્રામધામ.

**માણેક,** ન૦ [ સં. माणिक्य ] લાલરંગનું કિમતી રત્ન તે; લાલ જવાહીર-હીરો. રૂ૦ પ્ર૦ માણેક જમાની=ધણી આપે તો આપું, એવી શરતવાળી જમાની. માણેક નોતરું= ખરું-જમવા જવાનું નહિ પણ માનને ખાતર નોતરું તે.

**માણેકઠારી,** સ્ત્રી૦ આસો સુદિ પુનેમ તે; શરદઋતુની પૂર્ણિમા.

**માણો,** પું૦ ભોગ; મોજનો અનુભવ તે. (૨) એક માપ.

**માત,** સ્ત્રી૦ [ સં. માતૃ ] મા; જનતી. (૨) દેવી. (૩) મકાન=ઘર; પિછેહેડ; પતન; પાત.

**માતબર,** વિ૦ [ અ. ] તાજું; ભરપુર; ભર્યુંપૂર્યું હોય તે; પ્રપૂર્ણ, ગમ્ભર. (૨) તાલેવાન; ધનાઢ્ય; પૈસાવાળું; શ્રીમંત.

**માતબરી,** સ્ત્રી૦ માતબરાઈ; માતબરપણું; ધનાઢ્યતા; પૈસાદારપણું. (૨) આબરૂ; ઇજ્જત; ગૌરવ.

**માતમ,** ન૦ મોટાઈ; માહાત્મ્ય. (૨) મહાતમ; શોક; વિલપન; રોકૂટ—રાડકૂટ તે.

**માતરિશ્વા,** પું૦ [ સં ] મરુત; પવન; વાયુ.

**માતરૂં,** ન૦ મૂતરવું તે; સહેજ સહેજમાં જેનાથી મૂતરાઇ જવાતું હોય એવું; મૂત્રકૃચ્છ્રના રોગવાળું.

**માતલિ,** પું૦ [ સં. ] ઇન્દ્રનો સારથિ.

**માતગ,** પું૦ [ સં. ] હાથી, ગજ.

**માતંગી,** સ્ત્રી૦ હાથીના વાહનવાળી દેવી. (૨) હાથિણી

**માતા,** સ્ત્રી૦ મા; જનતી. (૨) દેવી. (૩) સોપડ; શીતળા.

**માતાજી,** સ્ત્રી૦ મા; જનતી. ઘરડી ડોસી. (૨) દેવી; દેવતા.

**માતામહ,** પું૦ [ સં. ] માનો બાપ.

**માતામહી,** સ્ત્રી૦ માની મા.

**માતુ,** વિ૦ માતેલું; હૃષ્ટપુષ્ટ, જાડું; અભિમાની; અહંકારી. (૨) મા. ઇં પિતુમાતુ.

**માતુતાતું,** વિ૦ જાડું; લોહિયાળ અને તેજદાર, અહંકારી ને વળી તુંડમિજાજી.

**માતુલ,** પું૦ [ સં ] માનો ભાઈ તે, મામો. માતુલી=મામી.

**માતુશ્રી,** સ્ત્રી૦ મા; માતાજી; જનતી.

**માતૃ,** સ્ત્રી૦ [ સં. ] મા; માતા; જનતી.

**માતૃકા,** સ્ત્રી૦ [ સં. ] વિવાહાદિક ઉત્સવમાં જેની પૂજા કરવામાં આવે છે એવી દેવતા.

**માતૃપક્ષ,** પું૦ [ સં. ] માનાં માબાપ તરફનાં સગાં સાગવાં વગેરે તે.

**માતેલું,** વિ૦ ખાનપાનથી પુષ્ટ; જાડું; સ્થૂલ; લોહીમાંસથી ભરેલું. (૨) ગર્વિષ્ઠ; જોઇએ તેથી વધારે મળેલું હોવાથી આવેલા અભિમાનવાળું. (૩) રસથી ભરેલું; તરમતગ. (૪) વકરેલું; ગર્વથી છકેલું. :—માતેલો સાંઢ.

**માત્ર,** વિ૦ વર્ગમા હોય તેટલાજ, સઘળાજ. (૨) અ૦ એકલું એજ; તેજ, ફક્ત, કેવળ.

**માત્રા,** સ્ત્રી૦ [ સં ] એ સ્વરનું વ્યંજન ઉપર મુકાતું ચિહ્ન. (૨) લઘુ અક્ષરના ઉચ્ચારમાં લાગતો એટલો કાળ તે; હ્રસ્વ અક્ષરનો ઉચ્ચારણ કાળ. (૩) એક અલ્પ પ્રમાણ; ચપટી; નાનું પ્રમાણ :—થોડી માત્રામાં રસાયન બહુ ગુણ કરે છે. માવો. (૪) ધાતુ વગેરેની ખાખ તે, અગ્નિમાં સિદ્ધ કરેલી ધાતુ. મોતી અને બીજાં પાર્થિવ દ્રવ્યોની દવારૂપ બનાવટ તે; રસાયન :—વૈદ્ય વગર સમજે માણસને માત્રા ખવરાવે છે અને માત્રા પચી કાચી હોય છે તો ફૂટી નીકળે છે.

**માત્રામેળ,** વિ૦ જેમા ઓછી વધારે માત્રા ઉપર પદબંધનો આધાર હોય એવું:—માત્રામેળ છંદો:— ગીતિ; દોહરા; ચોપાઈ, હરિગીત વગેરે. માત્રાવૃત્ત.

**માત્સર્ય,** [ સં. ] બીજાનું સારૂં નહિ દેખી ખમાવું તે, ઇર્ષા; અદેખાઇ. (૨) મચ્છર; તોર, છક; ઉદ્ધતપણું; મારા જેવું કોણ છે ? અભિમાનનો ઉદ્ધત ઉછાળો તે.

**માથાઓળ,** સ્ત્રી૦ સંયુક્ત કુટુંબના જેઠ દિયેર વગેરે પાસેથી ભરપોષણ માગવાનો વિધવાનો હક તે.

**માથાકૂટ**, સ્ત્રી૰ નકામી મહેનત–ખાલી પચાત તે, પીડા, ભાંજગડ, માથાફોડ

**માથાકૂટિયું**, વિ૰ લમણાઝીક કરનારૂ, માથા ફોડિયું, ખાલી ભાંજગડ– ટૈંટાચેડ કરી મગજ પક્વી નાખે એ! ખૂબ ચીકણું અને મગજને બગાડી નાખે એવું–પોતાનો બોલ ખરો કર્યા કરનાર.

**માથાઝીક**, સ્ત્રી૰ માથાકૂટ

**માથાદીઠ**, અ૰ દરેક માથે આવે તેમ માથા પ્રમાણે, પ્રત્યેક જણજણે, માથે માથે એમ

**માથાફોડ**, સ્ત્રી૰ માથું ફૂટી જાય એવું અટપટું કામ તે, મગજને ઘસી નાખે એવું કામ તે, માથાકૂટ; ભાંજગડ, પચાતી

**માથાફોડિયું**, વિ૰ માથું ફૂટી જાય એવું, મગજને ઘસી નાખનાર, માથાકૂટિયું (૨) માથે અફળાય એવું, કપાળમાં વાગે એવું નીચું. આ માથાફોડિયું બારસાક ક્યાંથી વાવ્યા?

**માથાબાંધણું**, ન૰ માથાને પવન લાગે નહિ–શરદી લાગે નહિ તે માટે માથે બાંધવાનો ટુકડો લુગડાનો કટકો તે, માથે વિંટાળવાનો રૂમાલ પારસી સ્ત્રીઓ જે રૂમાલ માથે બાંધે છે તે

**માથાબોળ**, વિ૰ માથું બોળાય એવું–અને અડશો તો માથાબોળ નહાવું પડશે

**માથામેલી**, વિ૰ અટકાયેલી, રજસ્વલા, અભડાયેલી સ્ત્રી તે

**માથાવટી**, સ્ત્રી૰ [ સં મસ્તક×વર્તી ] માથાને લગતી–વ્યક્તિને લાગેલ્મા મનાતી જે પ્રતિષ્ઠા–આબરૂ–કીર્તિની છાપ તે, આબરૂ, નામના, સાખ વ્યક્તિગત ચરિતની જે માન્યતા–સાખ તે.–એની બોલબાલા મોટા શાખ–હલકી માથાવટીનું માણસ છે વ્યક્તિગત ચરિત–ચીત બાત તે માથાવટી

**માથું**, ન૰ [ સં. મસ્તક ] પ્રાણીઓના શરીરનો તે ભાગ કે જેમાં મોં, આંખ, નાક, કાન, વગેરે મુખ્ય ઈંદ્રિયો અને જ્ઞાન તંતુઓવાળું મગજ હોય છે, પેટ પગ, ગુદા, પુછ વગેરેથી જુદો પ્રાણીઓમાં આગળનો અને માણસમાં ઉપરનો ગળાપર ટેકવાયેલો લંબગોળ અવયવ, શરીરનો પ્રધાન ભાગ તે, મસ્તક, ડોકું, બોડું, શિર, ઉત્તમાંગ (૨) કોઈ પણ વસ્તુનો ઉપરનો ભાગ અથવા અવયવ તે, શિરોભાગ, શિખર, ટોચ (૩) કપાળ –ફૂટ્યું માથું (૪) જન–વ્યક્તિ, એક એક માથાવાળું, જન–પ્રાણી એમ માથાદીઠ –માથે બે રૂપિયા પડશે માથે કેટકેટલું ખરચ આવશે? (૫) મગજ, ભાન, જ્ઞાન–સમજ રૂ૰ પ્ર૰ માથા ઉતાર=લાગણી–ખંત–જોખમદારી સમજીને નહિ પણ બેદરકારીથી–પોતાની પરથી દૂર કરવા માત્ર એમ.–માથા ઉતાર કામ ના કરશો. માથાવગરનું=નિડર, નિર્ભય, જીવની–માથાની દરકાર રાખે નહિ, એવું; સાહસિક માથાનો મુગટ=માન્ય, પૂજ્ય, વડીલ (સ્ત્રીને) પતિ ઉ૰ માથાના મુગટ નારા પડ્યા કે કુંવરારે માથાનું=પગેચી નજે એવું માથું ભમે એવું માથાનો ઘા=કડુ વચન, કટાક્ષ સમાન લાગવું તે માથામાં ગજ ઘાલ્યા છે?=શા ભાર છે? ગજું શું છે માથા સરનું નિષ્કપટપણાથી હંમેશનું, રોજનું, પાસેનું નિત્ય સંબંધવાળું –મારે ક્યાં માથા સરસા જડ્યા છે? બેમાથા=અભિયુ, ગાંડું અથવા ગજુગારે નહિ એવું, ઉગ્ર ખંત –એને બેમાથા છે માથે અંકુશ=ઉપરી સત્તા, દાબ, ટોક માથે શિંગડાં=ખુલ્લું નિશાન ઉ૰ મૂરખ માથે શિંગડાં નહિ નિશાની હોય ક્રિ૰ પ્ર૰ માથાના કકડા થવા=ખૂબ મગજ દુખવું, મસ્તક થાક તે માથાના વાળ ઘસાઇ જવા=બહુ ચાકરી ઉઠાવવી, ઘણું કામ કર્યું છે એમ બતાવવા કહેવાય માથાની લુગડી રહીજવી=માથા ઉપર બહુ ચિંતા રહેવી, બહુભાર વહવે–સેવા ઉઠાવવી માથા પર નાચવું=નહિ

ગાવું. માથા પર ભમવું=નિરંતર ભય રહેવો. માથામાં ટપલા વાગવા=ખતિ અનુભવ મળવો; ઠોકરો સહીને ડહાપણ આવવું. માથામાં ધુમાડો રાખવો=બળ-પૈસા વગેરેનું જોર દેખાડવું; નહિ લેખવવું તે. માથામાં પવન ભરાવો=અમુક વાતના તરંગપર ચાલ્યા જવું; ગર્વ આવવો. માથામાં મારવું=સામું મહેણું દેવું. મગરૂરી ભેર આપી દેવું; તરત એવી રીતે આપવું કે જેથી માથામાં વાગે. માથું આપવું=જીવ આપવો:–માણસ તો મરવાને માથું આપે તેવો છે. માથું ઉંચકવું=સામે થવું. માથું ઉંચું રાખવું=પોતાનું માન રાખવું; વડાઈ હાંકવી. માથું કાપવું=છેહ દેવો; ઘાત કરવો. માથું કૂટવું=ખાલી મગજ મારી કરવી; ખાલી મહેનત ઉઠાવવી; અમર્થી પંચાત કરવી. માથું ખણવું=શરમિંદા પડી જવું; દબાઇ જવું. ઠપકો સાંભળી રહેવો. માથું ખાઈ જવું=ગડબડ કર્યા કરવું; એક ને એક બાબત વારંવાર કહ્યા કરવી. નહિ પિછો મૂકવો:–કેટલાએ દિવસ મારું માથું ખાઈ ગયો. માથું ઘરાણે મૂકવું= મોતની દરકાર નહિ રાખવી. માથું મારવું=ઘુસવું, વચ્ચે પડવું. કોઈ વાત–વિષયમાં વગર પૂછે વચ્ચે પડવું. માથું ચઢવું=મગજ દુખવું. માથું ઝીકવું–ફોડવું=ખાલી ટકટકારો કરવો; પંચાતી કરવી. માથું નીચું કરવું=નમાવવું; શરણે જવું. માથું ફરવું=ચિડાવું; ચક્કર આવવાં. માથું ફાટી જવું=મગજ ઉશ્કેરાઈ જાયે એવી ગંધ આવવી. માથું બોડવું=કંઇ નહિ આવડવું. ભાગવું=સરસાઇમાં ઉતરવું; સરસ નિવડવું. ખાધું ખાઇ જવું=પાંચ સાહુનાં માથાં ભાગી નાંખ્યાં. માથું રંગવું=માથું ફોડી નાંખવું. માથું સોંપવું=વિશ્વાસ કરવો–દેવો તે; દેહાર્પણ–ગી સેવા સોંપવી. શરણે પડવું. માથું હલાવવું=હા ના કહેવી. સંમતિ આપવી. માથે આવવું=અડકાવું, અભડાવું. જવાબદારી તળે આવવું. મધ્યાહ્ન થવો; સૂર્ય માથે આવ્યો. માથે ખેંચી લેવું=પોતાની ઉપર લઈ લેવું, જવાબદારી લેવી. માથે નાંખવું=જવાબદારી સોંપવી. જોખમ આપવું. માથે ચઢાવવું=સ્વીકારી લેવું, કબુલ કરવું. માથે ચઢી બેસવું=અહેકી જવું, સરસ થવું; વધી જવું. માથે છાણાં થાપવાં= નહિ ગણવું; નહિ લેખવવું. માથે છીણી મકવી=બગાડી–ખરાબ કરી નાખવું. માથે છેડો નાંખવો=બેઆબરૂ–નિર્લજ્જ થઇ જવું; રંડી જવું. માથે ઝાડ ઉગવાં=બહુ વિતકડાં વિતવાં; પસ્તાવું પડવી. માથે તાણી લેવું=પોતા પર લઈ લેવું. માથે ધૂળ ઘાલવી= ફજેત થવું; જાતે પોતાનો ભવાડો કરવો. માથે પડવું=જોખમ આવવું, નુકસાન ખમવું, નિરુપયોગી પડવું; નકામ પડવું. ઉપાડી લેવુંપડવું. વગર સુહાયે અને પોતાને જોખમે કરવાની ફરજ આવી પડવી તે; પોતાનેજ કરવાનું છે, એમ થઇ પડવું; બીજો ઉપાય નથી એમ થવું. માથે પાણી ઘાલવું=મદવાડમાંથી ઉઠવું. માથે પાણી ફરીવળવું=બુડીજવું. રદ બાતલ જવું; બગાડ થવો. માથે બાગવું=માથે પડવું, કર્મ જોગે પ્રતિકૂલ વસ્તુ પ્રાપ્ત થવી–મળવી તે. આ જન્મ લગી વેઠ વિંઢારવા જેવું થવું. આવો બાયડો ક્યાંથી માથે ભાગ્યો. માથે મારવું=છેતરીને વળગાડી દેવું; માથે હાથ દેવો=આશ્વાસન આપવું. માથે હાથ ફેરવવો=સંભાળ રાખવી–આશ્વાસન આપવું. માથેથી ટપલો ઉતારવો=માથેથી જુલમો કાઢી નાંખવો, મહેણું ઉતારવું. કહે૦ માથા કરતાં મનોહર મોઢું=હાથી કરતાં અંબાડી મોટી. માથું આપે તે મિત્ર=દુઃખ વખતે જીવ આપવાને તત્પર થાય તે ખરો મિત્ર.

**માદક,** વિ૦ [ सं. ] જેમાં કેફ હોય તેવું; કેફી; મદ ઉત્પન્ન કરે એવું.

**માદર,** સ્રી૦ [ फा. ] મા; માતા; જનની. માદરજાપ્ત.

**માદરપાટ,** પું૦ ઘટ વણાટનું સૂતરેલ કપડું.

**માદળિયું,** ન૦ પોલો અથવા લાખ ભરેલો સોના રૂપાનો તકિયા જેવો નાનો ઘાટ; પોટલિયો; ભુંગળી કે પખાજના ઘાટનું એક ઘરેણું. માદળિયાના પોલાણમાં દોરાચીઠી ઘાલવામાં આવે છે. તાવીજ.

**માદા,** સ્રી૦ [ फा. ] ઈંડાં-બચ્ચાંને જન્મ આપનારી-મા-સ્ત્રી જાતિનું પશુ-પખી તેઃ-સિંહની માદા એકજ વખત વિયાય છે. પાડાની માદા ભેંશ, ચીમડી નામનું ગત્રીચર, માદાના નામથીજ ઓળખાય છે. (૨) જેમાં ખીલાનું-લાટનું છિદ્ર હોય તે જોડવું; માંકડી

**માંદું,** વિ૦ રોગી; અજારી; અશક્ત. (૨) મંદ; ધીમું, સુસ્ત.

**માધવ,** પું૦ [ सं ] વૈશાખ માસ. શાલિવાહન સંવત્સરનો બીજો મહીનો. (૨) કૃષ્ણ; વિષ્ણુ.

**માધવિકા,** સ્રી૦ માધવી, એક ફૂલવેલ.

**માધવી,** સ્રી૦ [ सं. ] મધુમાધવી, એક જાતની લતા; ફૂલવેલ.

**માધુકરી,** સ્રી૦ [ सं. ] બ્રાહ્મણ વિદ્યાર્થીએ ઘરેઘર ફરી રાંધેલું અન્ન માગી લાવવું તે; સિદ્ધાન્નભિક્ષા.

**માધુરી,** સ્રી૦ [ सं. ] મધુરતા; મિઠાશ; માધુર્ય. (૨) ભલાઇ; ભલપણું; પ્રિયકરપણું તે.

**માધુર્ય,** ન૦ [ सं. ] મધુરતા, મિઠાશ. (૨) ભલપણું; પ્રિયકરપણું. (૩) નરમાશ; અંતઃકરણ દ્રવે એવો કાવ્યાદિકનો રસ તે.

**માધ્યમિક,** વિ૦ [ सं. ] વચલું; મધ્યે આવેલું હોય એવું.

**માધ્યસ્થ,** ન૦ [ सं. ] વચલું તે; વચમાં પડનાર-પડેલું હોય તે; મધ્યમાનું તે. (૨) મધ્યમ સ્થિતિ તે. (૩) ઉપેક્ષા વૃત્તિ તે; ઔદાસિન્ય; તટસ્થતા.

**માધ્યસ્થ્ય,** ન૦ લવાદી; વચમા રહીને કામ કરી આપવું તે.

**માન,** ન૦ [ सं. ] પોતાના વિચાર કાર્ય અને મોટાઇ-સુજનતા-સત્ય માટે જે અભિમાન તે. (૨) એક માણસે બીજાને માટે જે સદ્ભાવ જણાવવો તે. તેની મોટાઇ માટે ગૌરવ છે. (૩) એક માણસે બીજા પ્રતિ નમ્રતા, વિવેક અને અધીનત્વ બતાવી વર્તવું તે પૂજા; અર્ચન; આદર; સંભાવના તે. (૪) તોલ, માપ; પરિમાણ, પ્રમાણ તે. આબરૂ; યશ, કીર્તિ, પ્રતિષ્ઠા; ગૌરવ મોટાઈ; ગણના. ક્રિ૦ પ્ર૦ માન આપવું. માન લેવું. (૫) અ૦ વાળુંઃ- બુદ્ધિમાન. માન અકરામ= માનપાન અને ગૌરવ કરવું તે. આબરૂ આપવી તે, ખિતાબ વગેરેથી.

**માનકરી,** પું૦ જેને માન આપવામાં આવે તે પુરુષ.

**માનતા,** સ્રી૦ માનવું તે; માન્યતા (૨) કોઇ સંકટ નિવારણ કરવા અથવા કોઈ ઈચ્છા પુરી કરવાને કોઈ દેવ દેવીને કંઈ અર્પણ કરવાનો જે નિયમ કે વ્રત ધારણ તે, બાધા.

**માનની,** સ્રી૦ માનિની, માનવતી સ્રી.

**માનનીય,** વિ૦ [सं.] માનવા જેવું, પ્રતિષ્ઠિત; માન આપવાને યોગ્ય; (૨) સંમત; પોતાને કબુલ હોય તેવું.

**માનપત્ર,** ન૦ [ सं. ] કોઈ વ્યક્તિને તેના સુકાર્ય માટે આપવામા આવતો શાબાશી ધન્યવાદ તે; સ્તુતિપત્ર; સત્કાર્યના વખાણ કરી એકાદ પત્ર તે સત્કાર્ય કરનારને અર્પણ કરવું તે; પ્રશસ્તિપત્ર.

**માનપાન,** ન૦ ઈજ્જત-આબરૂ; સૌભાગ્ય; પ્રતિષ્ઠા; વડાઇ ભર્યો સદ્ભાવ ને ગૌરવ તે. ઉ૦

મારી મોટેરાંમાં માનપાન, જોઇ તમને થશે અભિમાન. માનઅકરામ.

**માનભંગ,** પું૦ [ સં. ] અપમાન; હીણપત; અવજ્ઞા; માનહાનિ તે.

**માનવ,** જુ૦ માનવી.

**માનવતી,** વિ૦ માનવાળી; પતિ તરફનું જેને માન હોય એવી સ્ત્રી. (૨) પતિ સાથે રિસાઇ પોતાના સ્વમાનના અભિમાનમાં રહેનારી.

**માનવી,** ન૦ માણસ; મનુષ્ય; માણસજાતિ તે; આદમ.

**માનવું,** ક્રિ૦ સ૦ કબુલ કરવું; હા પાડવી. (૨) હુકમ પ્રમાણે ચાલવું; બીજાની આજ્ઞા-વચન પ્રમાણે વર્તવું; તદનુસાર આચરણ કરવું. (૩) માનઆપવું; ગણવું; લેખવવું. (૪) ખરું, સત્ય અને હિત કરે છે એમ જાણવું-સ્વીકારવું; દર્યું કરવું; અનુકૂલ આવવું-રાજી-ખુશી થઇ તે પ્રમાણે વર્તવું-આચરવું તે.

**માનશકુન,** પું૦ અપશુકન; અશુભ દેખાવું તે.

**માનસિક,** વિ૦ [ સં. ] મન સંબંધી મનને લગતું.-માનસિક દુર્ગુણ. (૨) તાર્કિક; તરંગી-કલ્પિત. (૩) મનમાંથી ઉપજેલ.

**માનહાનિ,** સ્ત્રી૦ માનભંગ; અપમાન થવું તે; માન નહિ રહેવું તે; અકીર્તિ-અપયશ થવો-બોલાવો તે. (૨) તિરસ્કાર; તુચ્છકાર થવો તે.

**માનિતું,** વિ૦ જેને માટે માન-મમતા ને વહાલ હોય તે; ઘણું વહાલું; ઇષ્ટ. (૨) પ્રૌઢ; બારેખમ.

**માનિતી,** સ્ત્રી૦ માનવતી, માન અને મમતા જેને માટે હોય એવી પ્રિયા-સ્ત્રી.

**માની,** વિ૦ જેને સ્વમાન હોય તે; માનની દરકાર રાખનાર; હુંપદી. (૨) મગરૂર; અભિમાની; ટેકીલું.

**માનીપાત,** પું૦ માનવા જેવો જવાબ. (ઉડાવનારો નહિ એમ.)

**માનુની,** સ્ત્રી૦ માનિની; માનવતી. (૨) સ્ત્રી.

**માનુષ,** ન૦ [ સં. ] માણસ; આદમી.

**માનુષતા,** સ્ત્રી૦ માણસપણું; મનુષ્યત્વ.

**માનુષી,** વિ૦ મનુષ્ય સંબંધી-માણસનું. (૨) સ્ત્રી૦ નારી; સ્ત્રી; માણસી.

**માન્ય,** વિ૦ [ સં. ] કબુલ કરવા જેવું; માનવા જોગ; માનનીય. (૨) કબુલ; મંજુર.:-મને તમારી વાત માન્ય છે=કબુલ છે. ક્રિ૦ પ્ર૦ માન્ય કરવું, માન્ય રાખવું, વગેરે. (૩) પૂજ્ય; સંભાવિત. (૪) લાયક; યોગ્ય.

**માન્યતા,** સ્ત્રી૦ માનવું તે; માનવાપણું. અમુક ' આમ છે ', એમ માનવું તે. (૨) આદર.

**માપ,** ન૦ લંબાઇ, પહોળાઇ, વિસ્તાર અને વજન વગેરેનું પ્રમાણ તે; ભરતર; માન. (૨) ભાર; વજન; ગૌરવ; પ્રતિષ્ઠા.:-તમે કંઈ કહેશો તોપણ તમારું માપ ગમશે નહિ. માપકરણું=માપ કે પ્રમાણ કાઢવું તે.

**માપણી,** સ્ત્રી૦ માપવું તે; માપકરણ; માપ-પ્રમાણ કાઢવું, ભરવું-તોલવું વગેરે તે. (૨) માપ કાઢવાનું કામ તે. માપણી કામદાર =સરવેયર; જમીનને માપી તેનો અંદાજ કાઢનાર. માપણીખાતું=સરવેખાતું, જમાબંધીખાતું.

**માપલું,** ન૦ ઘરું ઓરનાર ખેડુતને માટે ઘેરથી જે ખાવાનું જાય છે તે; ભાતું, ભાત. (૨) માપવાનું પાત્ર તે; પાલી; ટીપરી વગેરે.

**માપવું,** ક્રિ૦ સ૦ માપ કરવું; વજન, વિસ્તાર અને જથાનું પ્રમાણ કાઢવું તે; ભરવું; તોળવું; જોખવું. (૨) નાસીજવું. (૩) સરકી-લપસીજવું.

**માપિયું,** ન૦ માપું; ભરત; પ્રમાણ કાઢવાનું પાત્ર વગેરે; પાલી, ટીપરી, પોશેરી, વગેરે. (૨) માપવું તે.

**માપું,** ન૦ માપવું તે. (૨) માપિયું; માપ કાઢવાનું પાત્ર.

**માફ**, [ अ. मुआफ. ] ક્ષમા; દોષમુક્તિ; તિતિક્ષા. (૨) વિ૦ દોષ-અપરાધ માટે સજા નહિ કરતાં જવા દીધેલું; અપરાધમાંથી છુટું કરેલું; છોડી દીધેલું; જતું કરેલું.

**માફક**, વિ૦ [अ.] જેવું જોઇએ તેવું; મન ગમતું-ગોઠતું; તનમનને અનુકૂલ-બેસતું-ગમતું હોય એવું; અનુકૂળ; લાયક; યોગ્ય; ભાવતું; રૂચતું. (૨) અ૦ પ્રમાણે; પેઠે; મુજબ; રીતે.:-દોરની માફક કેમ વર્તે છે. માફકસર=પ્રમાણસર; અંદાજ પ્રમાણે; યથાસ્થિત; જેટલું જોઇએ-ઘટે તેટલા પ્રમાણસર એમ. (૨) મધ્યમસર; નિયમ-રૂઢિસર; મામુલી.

**માફી**, સ્ત્રી૦ [अ.] ગુનેગારને તેના ગુના માટે સજા નહિ કરતાં મહેરબાનીથી જવા દેવો- છોડી દેવો તે; ક્ષમા; દોષીનો દોષ હોવા છતાં તેનાપર દયા કરવી તે; છોડી દેવું-જતું કરવું તે; માફ કરવું તે-માફી. (૨) પ્રતિબંધ-અટકાવ નહિ હોવો તે. રૂ૦ પ્ર૦ માફી આપવી=જવા દેવું. સજા કરવાનો જોગ હોવા છતાં મહેરબાનીની રાહે જતું કરવું. માફ કરવું=ગુનાને-દોષને નહિ ગણવો ને દયા ક્ષમા બતાવવી તે. માફીપત્ર=ક્ષમા આપ્યાનો લેખ કરી આપવો તે; છુટપત્ર, ક્ષમાપત્ર.

**માફીજમીન**, સ્ત્રી૦ પસાયતુ; જેની ઉપર સરકારી કર-વજે ન હોય તે જમીન.

**માફો**, પું૦ રથ; દેરાજેવી છત્રીવાળી ગાડી.

**માબાપ**, ન૦ મા અને બાપનું દ્વંદ્વ (જોડું) તે; માતપિતા; જન્મ આપનાર ને પાળનાર.

**મામ**, સ્ત્રી૦ મમતા; માયા; પ્રીતિ; વહાલ. (૨) ધનમાલ; સંપત. (૩) ટેક; મમત; અહંતા. ઉ૦ ઉઠો મૂકી મામ.

**મામલત**, સ્ત્રી૦ માલમતા; મૂલ્યવાન હોય એવું જે કંઈ તે; કિંમતી ચીજ; ધનમાલ=દોલત; સંપત્તિ. (૨) અગત્યની-ન આપી-માગી શકાય એવું તત્ત્વ-સારભૂત હોય તે. (૩) વિસાત; દમ; જીવ. (૪) [ अ. मुआमलत ] ઉઘરાનું કામ તે; ગામની વસુલાત લેવાનું અને લોક રક્ષણ તથા વ્યવહારની વ્યવસ્થા વગેરે કરવાનું કામ તે.:-મામલતદાર=તાલુકાની મહેસુલ વસુલ કરવાનું કામ કરનાર અમલદાર.

**મામલતદાર**, પું૦ પરગણાની મામલત=જિલ્લાનીને વ્યવસ્થા કરનારો સરકારી અમલદાર; તાલુકાનો વસુલાતી અમલદાર; મહાલકરી; તાલુકાના નાના કજિયાની તપાસ કરનાર, જમીન વગેરેની મહેસુલ ઉઘરાવી વસુલ લેનાર અને જમાબંધ વગેરે કરાવી ગામોની વ્યવસ્થા કરનાર સરકારી અમલદાર.

**મામલતદારી**, સ્ત્રી૦ મામલતદારનું કામ તે; મામલતદારપણું. (૨) મામલતદાર તરીકેની જે પદવી-હોદ્દો અથવા અધિકાર તે.

**મામલો**, પું૦ કટાકટી કે દુઃખ વગેરેનો જે મુશ્કેલ વખત પ્રસંગ તે; ભારે કામકાજ તે; જેના પરિણામને માટે ચિંતા થાય એવું કામ, પ્રવૃત્તિ વગેરે તે; ખટકો; મુશ્કેલ-બારીક જોગ. (૨) ખટાટોપ-આડંબર; ઉધામો-ચઢાવો તે.:-આ વખતનો મામલો જુદો છે.

**મામી**, સ્ત્રી૦ [ सं. मातुली ] મામાની સ્ત્રી તે. મામીજી=વહુને વરની અને વરને વહુની મામી તે; મામીસાસુ.

**મામુલ**, ન૦ [अ.] ચાલુ વહેવાર તે; રિવાજ રવૈયો; શિરસ્તો. (૨) વિ૦ સામાન્ય-ચાલુ વહેવારમાં હોય તેવું.

**મામુલી**, વિ૦ વ્યાવહારિક; વહેવારૂ; સામાન્ય; સાધારણ; ચાલુબરનું; નિત્યનું થઇ પડેલ હોય એવું તે.:-મામુલી કામકાજ.

**મામેરૂં**, ન૦ અધરણીમાં વહુને પિયેરથી જે રીત કરવામાં આવે છે તે; સીમંતવાળી સ્ત્રીને પિયેરથી જે કપડાંલત્તાં વગેરે મો-

કલવામાં આવે છે તે; મહિયેર તરફથી ભેટ અને રીતરિવાજ તે (મોસાળું). . મોટો દેખાવ કરવો-આડંબર તે; ટોળે મળી મોટા ડોળથી હિલચાલ કરવી તે.

**મામો,** પું૦ [ सं. मातुल ] માનો ભાઇ તે; માતુલ. રૂ૦ પ્ર૦ મામામાસીનાં=મોસાળ તરફનાં સગાં તે. (૨) વગિયાં કરવાં તે; પોતાનાં આપને મંતોખવાં તે. મામોજી= મામોસસરો.

**માય,** સ્ત્રી૦ માતા; મા; જનની. (૨) દેવી. (૩) અ૦ માં; અંદર.

**માયનો,** પુ૦ અર્થ; મતલબ; ભાવ; સાર; તાત્પર્ય.

**માયરૂં,** ન૦ તે મંડપ, કે જેમાં વરકન્યા પરણવા બેસે છે; માહેરૂં. (૨) મૈયેર; પિયેર; કન્યાની માતાના આંગણામાં કરેલો માંડવો.

**માયા,** સ્ત્રી૦ [ सं. ] ઇન્દ્રજાળ; છળ; જાદુ; જેનું સ્વરૂપ ન સમજાય જેવું જે કૌતુક તે; પ્રપંચ. (૨) જેમા જગત ભાસે છે તે જે આંદિશક્તિથી આ બ્રહ્માંડ આપણને ભાસમાન થઈ રહેલુ લાગે છે તે; આ વિશ્વ રૂપનું દર્શન તે. (૩) છળ, શઠતા; કપટ. (૪) પ્રીતિ; સ્નેહ, વહાલ તેઃ-બાવાજી માયા ઉતારજો તો કહે કે, બચ્ચા! માયા ચઢી છેજ કોને? (૫) માલમિલકત; ધનદોલત; પુંજી, ગર્થ. (૬) સુખ ભોગની ભાવના; સ્ત્રી છોકરાંને ધનમાલ ઉપરની લલુત ને અહંતા તે; સંસારનો મોહ તે. ઉ૦ મન માયામા રહે છે રમતું, એને હરિ ભજવાનુ નથી ગમતું. (૭) નશ્વરતા; નાશપણું; ખોટો-સહેજ વારમાં લય થઈ જાય એવો જે ભાસ તે. (૮) ભાંગ; સબજી. માયામમતા= વહાલ અને મારાપણું. માયામોસો=માયાને લીધે સ્વાર્થનું બોલવું. જેનોમા આને એક પાપ કહ્યુ છે. કહે૦ માયાને ભો છે કાયાને ભો નથી

**માયાવાદ,** પું૦ [ सं. ] જગતની પ્રત્યક્ષતા માયાને લીધે છે એમ કહેવું-માનવું-મનાવવું તે; મોહ, ભ્રમ માત્ર આ બધું જગત છે એવું જે મંતવ્ય તે; પ્રપંચવાદ. (૨) બૌદ્ધ મત તે-માયાવાદ, એમ પણ કહેવાય છે.

**માયાવી,** વિ૦ [ सं. ] માયા-મોહ-ભ્રમ ઉપજાવનાર-ઉપજાવે એવું તે; અદ્ભુત=અજાએબ જેવું તે; મોહરૂપ; ભ્રમમાં નાંખીદે એવું; નહિ સમજાય એવું અજબ; જાદુઈ; ઠગાઈ ભરેલું; પ્રપંચયુક્ત. (૨) નાશવંત; નહિ શકર એવું જે તે; કૃત્રિમ.

**માયાળુ,** વિ૦ સ્નેહ પ્રીતિ, પ્રેમવાળું, હેતાળ; સ્નેહાળ; વહાલ રાખનારૂં તે. (૨) મમતાળુ; દયાથી-વાત્સલ્યવાળે હૃદયે વર્તનારૂં એવું તે; પ્રેમઘેલું.

**માયિક,** વિ૦ [ सं. ] માયાથી ઉપજેલું; મોહ-ભ્રમરૂપ એવું. (૨) જણાય-ભાસે આખરે કઈજ ન હોય એવું; મિથ્યા ભાસરૂપ; ખોટું; મિથ્યા; નાશવંત.

**માયું,** ન૦ મીંઢળ-જાયફળ જેવડું એક ફળ. એ કર્પટા જેવું હોય છે અને દવા તથા રંગ બનાવવાના કામમાં આવેછેઃ-માયુ ઘસીને ચોપડ બેમી જશે.

**માયો,** પુ૦ એકઠો થયેલો પૈસાનો જથો તે; સંગ્રહ, ભરાવો; જમાવ. (૨) પુંજી, ગર્થ; ધનનો ભાર.:-છેલ્લા વેપારથી તેની પાસે કંઇક માયો થયો.

**માર,** પુ૦ મારવું તે; લાકડી; પત્થર, હાથ વગેરેના આઘાતનો સપાટો લાગવો તે; શરીરને વાગવું તે; ઠોક; ઝાપટો. (૨) સંહાર; જેથી મરો થાય તેવો હથિયાર વગેરેનો ઉપયોગ તે; પ્રાણી-માણસ ઉપર તીર, ગોળીઓ, અથવા પત્થરો વગેરે નાખવાં તે મારો (૩) અતિશય; ઘણો બોજો-પ્રપાત તેઃ-કામનો હમણાં ઘણો માર છે; ધાઇ; ધમાલ. (૪) દુઃખ; વિપત્તિ; ગોપ, અંતર ઉપર લાગણી થમાજ કરે એવું તે; અં-

તરની પીડા.ઃ-કુમોમાર. (૫) [ સં. ] કામદેવ. (૬) ગેરવાજ; નુકસાન; ટટકો; ખોટના આઘાત.ઃ-સટ્ટામાં આ વખતે એને ખૂબ માર પડ્યો છે. માર ખાવો= ઠગાવું-નુકસાની વેઠવી; ખોટ ખમવી.

**મારકણું**, વિ૦ મારે-વગાડે એવું. મારવાની જેને ટેવ પડેલી હોય એવું. ઉ૦ મારકણો સાંઢ ચોમાસું મહાલ્યો.

**મારકૂટ**, સ્ત્રી૦ મારવું ને કૂટવું તે; મારપીટ; વારંવાર મારવું અથવા ખુંદવું તે.(૨) અ૦ ધમધોકાર; ઉતાવળે; રમઝટ.ઃ-મારકુટ તળાવ ખોદાવા માંડ્યું છે (૩) માથાફોડ.

**મારકો**, પું૦ [ અં. ] નિશાન, રેખાટણી. (૨) મારો; કોઇ બાબત કે ચીજની ઉપરાઉપરી ચાલતી પ્રવૃત્તિ તે; ધમાલ; વિપુલતા; અતિશયતા.ઃ-શિયાળો છે માત્રાનું સેવન કરો છો ત્યારે તો ઘી દૂધનો મારકો રાખજો.

**મારખાઉ**, વિ૦ માર ખાય ત્યારે સીધું થાય ને કામ કરે એવું; માર્યાથી સીધું રહે એવું; માર ખાય તોપણ એની એ તરેહે ચાલે એવું; નિર્લજ્જ; બેશરમું; નહિ ટેકીલું; માર ખાય નુકસાન વેઠે તોપણ તેને તે રસ્તે જાય એવા સ્વભાવનું; ધોકાખાઉ

**મારગ**, પું૦ માર્ગ; રસ્તો. (૨) માગ, અવકાશ; બેસવાનું સ્થાન-ઠામ તે (૩) નિકાલ, તોડ.

**મારગડો**, પુ૦ માર્ગ; રસ્તો. ઉ૦ મારગડો મૂકોને મોહનલાલજી, મારગડે મને જાવા-દો. પ્રા. કા.

**મારગી**, બાગી.

**મારગુ**, માર્ગુ.

**મારઝપટ**, સ્ત્રી૦ એકદમ ઉપરાઉપરી ઝડપથી ચાલતું તે; ઝુંટ મારવી તે. (૨) લપડાકે મારવું તે; મારઝુડ.ઃ-બાળક વિદ્યાર્થીને મારઝપટ કરવી નહિ, એથી તે નઠોર થઇ જાય છે.

**મારઝુડ**, સ્ત્રી૦ મારવું ને ઝૂડવું તે; મારવું -વારંવાર મારવું તે.ઃ-સુધરેલા અને સારાં કુટુંબમા 'મારઝુડ થાય તે સારૂં નહિ. સૌએ વિવેકથી રહેવું ને વિવેકસર ઠપકો પણ આપવો. અજાણ્યું અને હલકી જાતના લોક વહુને મારઝુડ કરે છે.

**મારણ**, ન૦ [ સં. ] મારવું તે; મંત્રતંત્રથી કોઇનો જીવ લેવાનો પ્રયોગ તે; મારવાનો મંત્ર વિધિ

**મારપીટ**, સ્ત્રી૦ મારઝુડ; મારફાડ.

**મારફત**, સ્ત્રી૦ [ અ. ] કોઇને વચમા ગણીને કામ કરવાની રીત તે,'કોઇ કામ કરતા બીજાને વચમાં રાખવો 'તે. માધ્યસ્થ (૨) આડતિયાંથી કામ લેવું તે'-ત્યાંના વતનીની મારફત વગર સોદો થશે નહિ. (૩) જેથી કાર્ય સિદ્ધ થાય તે ઉપાય. (૪) અ૦ દ્વારા; વચમાં નાખીને'

**મારફતિયું**, વિ૦ મારફતથી થયેલું; જેની મારફતે થયેલું હોય તે; બીજા માણસને વચમા રાખીને કરવાનું.

**મારફતિયો**, પુ૦ મારફતનું કામ કરનારો, બે જણની વચમા રહીને સોદા અને વેચાણ વગેરે ગોઠવી આપનારો; વચ્ચે રહીને કામ કરનારો માણસ તે, આડતિયો દલાલ, બીજાની તરફથી કામ કરનારો તે.

**મારફાડ**, સ્ત્રી૦ મારઝુડ; મારપીટ -આજ પછી કદી આવી મારફાડ કરતો ના, એવી તાકીદ આપીને છોડી દીધો.

**મારવાડા**, વિ૦ મારવાડનું; મારવાડ સંબંધી, મારવાડનું વતની.

**મારવું**, ક્રિ૦સ૦ હાથ કે હથિયાર વગેરે કોઇ વસ્તુ-પ્રાણીના શરીર ઉપર જોરથી વગાડવી-અફાળવી તે, વગાડવું, વાગે-લાગે 'એમ કરવું; આઘાત થાય-દુઃખ થાય 'એમ' કરવું ' તમાચો, મુકી, લાકડી, પત્થર વગેરે મારવાં, ટીપવું; ટપેરવું; ઠોકવું. (૨) હથિયારથી, ઝેરથી કે મંત્રાદિકના પ્રયોગથી કોઇનું મોત આણવું; જીવ લેવો;

ચેતન જતું રહે એમ કરવું. (૩) રોગ અને આજત વગેરેથી કોઇનું મૃત્યુ આણવું. (૪) કોઈ વસ્તુને આધારે બીજી ચીજ ઉડે એમ કરવું; ઉડાડવું; કોઇને કે કોઈ સ્થળે ઉડીને વાગે એમ કરવું.:–તીર કે ગોળી મારવી. (૫) ધાતુ બાળવી ને તેની ખાખ થાય એમ કરવું:–પારો ધાતુ કે તાંબું મારવું. (૬) એક ચીજ બીજામાં–કાણામાં ઘાલવી; ખોસવું; પરોવવું; પહેરાવવું.:–શીશીને ખૂચ માર; મોંમાં ડુચો માર. (૭) લુંટી લેવું; ચોરવું; લુંટનો હલ્લો કરવો.:–ગામ મારવું; ખજાનો મારવો. (૮) ઝડપીલેવું; એકદમ હાથમાં લઇ લેવું; કબજે લઇ લેવું; ઝડપવું.:–એણે સારો શિકાર માર્યો. (૯) હરાવવું; પરાજિત કરવું; પાડવું; પાછળ હઠાવવું:–જે સામે થયા તેમને માર્યા.(૧૦) ગુસ્સાને દબાવવો; જીતવું; દાબી રાખવું; ઉછાળો અટકાવવો; 'સહન કરવું'.:–મન મારવું; ભૂખ મારવી; ક્રોધ મારવો. (૧૧) જડવું; સજ્જડ બેસાડવું; ઠોકી ઘાલવું; અંદર પેસાડવું.:–ખીલો અથવા મેખ મારવી. ચોટાડવું= લચકો મારવો. (૧૨) સાધવું, જોડવું. ટાંકા મારવો. બંધ કરવુ–ફળ બેસાડવી:–નાળું મારવું. (૧૩) જેરથી–મોટેથી ઘાંટો પાડવો:–ખૂમ મારવી. (૧૪) ચાળો, સાન–ઇસારત કરવી:–આંખ મારવી. (૧૫) મનમાં ચિરાડો પડે લાગણી દુખાય એમ કરવું; મનમાં આઘાત થાય એમ કરવું.:–મહેણું મારવું, ટાણો મારવો. (૧૬) ઉથાપન કરવું: હાથ મારવો. (૧૭) અ૦ ક્રિ૦ ઝગઝગવું; ચમકવું; ચળકવું.:–તેજ મારવું, ચળકાટ મારવો. (૧૮) કોઇમાં કોઇના રૂપ કે ગુણનો ભાસ થવો.:–એની કવિતા દલપતરામની છાયા મારે છે. (૧૯) દુઃખવું; સળકવું; ભોંકાવું.:–છાતીમાં શૂળ મારે છે. ક્રિ૦ પ્ર૦ આંખ મારવી= કટાક્ષ કરવો, સાનો કરવી; નેત્રપલ્લવીએ સમજાવવું. ગાંડ મારવી=હેરાન કરવું; પજવવું; વિતાડવું; કાયર કરવું. ઘર મારવું= ઘરમાં દાખલ થઇ વ્યભિચાર કરવો; વિશ્વાસઘાત કરવો; ઘર વણસાડવું. જખમારવી =પસ્તાવું. ડુચો મારવો=બંધ કરવું; નહિ વહેવા દેવું; મુગા રહેવું; ચૂપ કરી દેવું. તરવાર મારવી=પરાક્રમ કરવું; બહાદુરીનું કામ કરવું; શૌર્ય બતાવવું. ધાડ મારવી= હોશિયારી દેખાડવી; પરાક્રમ કરવું. મશ્કરીમાં કહેવાયછે.:–જરા ઉતાવળે ઠપકો દીધો એમાં શી ધાડમારી બે પાનાં લખ્યાં એમાં શી ધાડમારી, શું વખાણવા જેવું કે જોરનું કામ કર્યું એમ. ધાતુ મારવી=તાંબું, પારો, લોખંડ વગેરેની ખાખ કરવી. ધોલ મારવી =દેખ દેખતાં–છેતરી–ધાપ દઇને કાર્ય કરવું; છચોક કામકરવું; કાઢી લેવું. સામાથી કંઇ થાય નહિ એમ તે જોતાજ રહે અને કાર્ય કરી ચાલ્યા જવું છક્કડ મારવી; સ્પર્ધાથી કાર્ય કરી નાંખવું. ફાંફાં મારવા =ગુંચવાવું; નહિ સૂઝ પડવી; આમ તેમ જોયા કરવું; ખાલી યત્ન કરવો; વળખાં મારવાં; જડે નહિ અને અમસ્તુ આમતેમ શોધ્યા કરવું. બંદુક મારવી=ગોળી મારવી; મહેણું મારવું=સામાને લાગણી થાય તેમ તેનો દોષ બતાવવો; ટાણો મારવો; કહી દેખાડવું; કરેલા ઉપકારને બતાવવો. મનમારવું=મનમાં થઇ આવેલી લાગણી–ભાવ વગેરેના જોસને દાબી રાખવો; સંયમ પકડવો. માથુ મારવું=વચમાં ઘૂસવું; વચ્ચે વચ્ચે પડવું. માથે મારવું=ખોટું બઝાડવું; ખરાબ વસ્તુ આપવી; મુઠ મારવી=મારણ પ્રયોગ કરવો; સામાનું મરણ થાય એવો તાંત્રિક પ્રયોગ કરવો. મેખમારવી=ફાંસ મારવી; આડ નાંખવી; અટકાવવું; અફળ કરવું; વણસાડવું; ન પાર પડવા દેવું; હેરાન કરવું; વિતાડવું; પીડાય તેમ કરવું;

લાત મારવી=નહિ દરકાર રાખવી; તુચ્છ ગણી કાઢવું; અવગણના કરવી:-લક્ષ્મીને લાત મારે એવો છે. સરત મારવી=પણ લેવું; પ્રતિજ્ઞા કરવી; અટ-આંટ કરવી. રૂ૦ પ્ર૦ હાથ મારવો=ઉચાપત કરવું; ઉપાડી લેવું; ચોરવું. (૨) તરવું. (૩) લપેટો દેવો. રોગાન અથવા ચુનાનો હાથમારવો.માથામાં મારવું=તરતજ આપી દેવું; સખત આચકો લાગે એમ કરવું, જુલમ કરવો. ઠાર મારવું=જીવ લેવો, ખૂન કરવું. મારી કાઢવું= તિરસ્કારથી કાઢી મૂકવું. મારીખાવું=લાંચ રૂશવત લેવી. માર્યા માર્યા ફરવું=કાયરથવું; ગભરાયેલા-કામમાં અને ચિંતામાં રહ્યા કરવું; અશાંત રહેવું. મારેલું ઘી=સિઝવેલ, લોટમાં-ચઢતાં-સીઝતાં નાખેલું ઘી. મારેલું માણસ=વશ કરેલું; જેનાથી અમુકની આગળ બોલાય નહિ એવું તે. મારી મૂકવું=દોડાવી જવું; જોરથી લઇજવું. મોમાગ= બાહોશ, ધૃષ્ટ; નહિ શરમાળ, બોલે બહાદુર તે. મારમારવું=ખૂબ, પુષ્કળ, અતિશય; ગભરાવી નાંખે એવું. મારમાગનો તડકો ને વરસાદ પડે છે.

**મારમાર**, સ્ત્રી૦ આમતેમથી માર પડવો-ચાલવો તે. (૨) મારામાર; લડાઇટંટો; કજિયો. (૩) તાણપિંજ; ખેંચાખેંચ. (૪) અ૦ હડધુત:-જ્યાં ત્યાંથી મારમાર થયો. (૫) અત્યંતપણું; ગભરાવી નાંખે એવી રમઝટ તે:-મારમારનો તડકો પડતો હતો અને શરીર પાણીપાણી થઇ જતું હતું. (૬) પ્રયાણે; મુશ્કેલીએ, મહા વિડંબના એ:-મારમાર કરતા ત્યાં પહોચ્યા.

**મારામારી**, સ્ત્રી૦ મારામાર; વઢવાડ, ટંટો; સામ સામે માર પડતો હોય એવું ધિંગાણું તે. (૨) તાણ; ઘટ; ઓછપ:-અક્કલની મારામારી છે.

**મારિષ**, પુ૦ [ સં ] નાટકમાંનો મુખ્ય નટ તે;.

**મારૂ**, વિ૦ મરૂદેશનું; મારવાડી. (૨) એ નામનો એક રાગ. (૩) મરૂપતિ; રાણો. ઢોલામારૂ=પ્રિયરાણો-પતિ-પ્રિય નાયક તે. (૪) સ૦ મ્હારૂં મહારૂ; પોતાનું. રૂ૦ પ્ર૦ મારીતારી=પારગોઇ; નિંદા. મારૂં સારૂં, તારૂં નઠારૂં વગેરે માટે મારીતારી કરતીજ નથી.

**મારૂત**, પું૦ [ સં. ] પવન;વા;પવન વાયુ દેવતા.

**મારૂતિ**, પું૦ [ સં ] વાયુપુત્ર; હનુમાન.

**મારેલું**, વિ૦ સીઝવેલું; અંદર નાંખી-બેળી દઇને ચઢવેલું. (૨) ઉપકારથી-દાનથી મોહ વશ થયેલું હોય એવું:-એ તો એનો મારેલો માણસ છે. (૩) ખરાબ અસર કાઢી નાખેલી હોય એવું; ખાખ કરેલું-ધાતુ વગેરે.

**મારો**, પુ૦ શસ્ત્રથી પ્રાણીને-માણસને મારી નાંખનારો; જલ્લાદ; ઘાતક.-એની પાછળ મારા મૂકવામાં આવ્યા છે (૨) મારફાડ; કતલ, સંહાર. (૩) તીર અને ગોળીઓ વગેરે અસ્ત્ર શસ્ત્રની રમઝટ તે, શસ્ત્રસંપાત. પછી જ્યારે તોપનો મારો ચાલ્યો ત્યારે શત્રુના લશ્કરમાં ભેળ પડી. (૪) મંત્રતંત્રના પ્રયોગથી ખૂબ મરણ થાય તે. મરકી જેવા વ્યાધિથી લોકમાં ઘણાક મરણ નીપજે તે-મરો. (૫) ખૂબ વાપર-માંગ હોવી તે; એકાદી વસ્તુ ઉપર ઘણી માગણી થવી તે; પુષ્કળ ખપત-ઉપયોગ તે:-હમણાં ગરમીના દિવસો હોવાથી શિખંડ ઉપર મારો ચાલે છે. તડીપડવી.

**માર્ક**, પુ૦ [ અ. ] આંકો; રેખા; નિશાની (૨) ગુણાંક, અંશવિભાગ; દોકડા.

**માર્ગ**, પુ૦ [ સં. ] રસ્તો; વાટ; ગેરડો.(૨) પંથ, સંપ્રદાય; મત; ફાંટો તે:-મોક્ષ માર્ગ; ભક્તિમાર્ગ. (૩) રૂઢિ; રીત; વ્યવહાર; ચાલ; વર્તન ક્રમ. ક્રિ૦ પ્ર૦ માર્ગ કરવો= જગા કરી; રસ્તો પાડવો, રસ્તે પડવું. માર્ગ કાઢવો=ગુંચવણમાંથી નીકળવું; તોડ કાઢવો; અટકેલી વસ્તુ-વાતને આગળ વધવાનો રસ્તો શોધવો; વચમાંની અડચણ-અ-

ટકાવ હોય તે દૂર કરવો. માર્ગ દેખાડવો -અનલાવવો=ગુંચવણમાંથી નીકળવાનો-ધંધારોજગારનો રસ્તો બતાવવો.

**માર્ગશીર્ષ**, પું૦ [ सं ] વિક્રમ સંવતનો બીજો મહીનો; માગસર મહીનો.

**માર્ગી**, વિ૦ માર્ગે ચાલનારૂં; પંથી; વટેમાર્ગુ. (૨) અમુક સંપ્રદાય અથવા મતનું તે; અમુક મત-ધર્મના કાંટા પ્રમાણે ચાલનારૂં; અમુક મતે ચડેલું.:-શિવમાર્ગી; વામમાર્ગી.

**માર્ગુ**, વિ૦માર્ગેજનારૂં.:-વટેમાર્ગુ-વાટ કરનારૂં.

**માર્ચ**, પું૦ [ अं ] ખ્રિસ્તી સનનો ત્રીજો મહીનો. એના ૩૧ દિવસ-તારીખો હોય છે. (૨) કુચ; પ્રયાણ; ઉપડવું તે. (૩) લશ્કરી.

**માર્જન**, ન૦ [ सं ] શુદ્ધ કરવું તે. મંત્રાદિકથી માણસ કે વસ્તુ વગેરેને પવિત્ર કરવા પાણી છાંટવું તે. (૨) માંજવું-સ્વચ્છ કરવું તે; શોધન; શુદ્ધિ; ધોવું તે.

**માર્જાર**, [ सं. ] બિલાડો; ઘોઘર.

**માર્જારી**, સ્ત્રી૦ બિલાડી, મીની.

**માર્જિત**, વિ૦ માંજેલું; શુદ્ધ કરેલું; સ્વચ્છ; પવિત્ર કરેલું.

**માર્તંડ**, પું૦ [ सं. ] સુરજ; રવિ; આદિત્ય.

**માર્દવ**, ન૦ [ सं. ] પોચાશ; નરમાશ; ઢીલાપણું; મૃદુતા. ગળગળ થઇ જવું તે

**માર્મિક**, વિ૦ મર્મવાળું; ઉંડા ગંભીર પણ મર્મવેધક અર્થનું તે. (૨) તીક્ષ્ણ, ચટકી લાગે એવું; મહેણા-ટીકા રૂપ.:-જુઓ બાઇજી કેવાં માર્મિક વેણ બોલે છે.

**માર્મિકતા**, સ્ત્રી૦ ઉંડું સચોટ અર્થ ગાંભીર્ય હોવાપણું; મર્મને અસર કરે એવી જે વાક્ચાતુરી તે. જેમાં ઉંડો ફટકો લગાવવા જેવો ચમત્કારી અર્થ આવે એવી બોલવાની-લખવાની ચતુરાઇ તે. અર્થ ગાંભીર્ય;

**માલ**, પું૦ [ अ. ] વેપારની વસ્તુ-ચીજો તે.:-ગાંધીની દુકાનમાં ઘણી જાતનો માલ હોય છે. (૨) મિલકત, ધન; દોલત.:-આ ખેતરપાદર બધું મારા બાપનો પોતીકો માલ છે ને હું તે ભોગવું છું, કોઇના બાપનો માલ છે ? (૩) કિંમત; મૂલ; સત્ત્વ; તત્ત્વ.:-તમે ભલે દસ આપ્યા હોય પણ હું તો તેમાં પાંચનોએ માલ હોય એવું માનતો નથી:-એના બોલવામાં કંઇ માલ નથી. માલ વગરનો માણસ છે. (વજનસાર ભાગ) (૪) જીવ; દમ; વિશાત.:-તમારે જોઇએ તો લઇ જાઓ એમાં શો માલ છે ? (૫) ગાંજો.:-માલપાણી. ક્રિ૦ પ્ર૦ માલ જોવો=સત્ત્વ-હિમ્મત છે કે નહિ તે જોવું. માલ હજમ કરવો=કોઇની દોલત -વસ્તુ પચાવી-ખાઇ જવી તે. કહે૦ માલ ખાવો માંડીનો નેં ગીત ગાવાં વીરાનાં. રૂ૦ પ્ર૦ માલ વગરનું=અસાર; તુચ્છ, જેની કંઇ કિમ્મત ન હોય એવું. માલવાળું= સત્ત્વ-ધનદોલતવાળું; સારભૂત.

**માલકરી**, જુ૦ મહાલકરી.

**માલકાંકણી**, સ્ત્રી૦ એક ઔષધિ. એનાં બીમાંથી તેલ નીકળે છે અને કહે છે કે તે બુદ્ધિને તેજ કરે છે.

**માલકી**, સ્ત્રી૦ માલીકપણું તે; ધણીપણું.:- આ કોની માલકીનું ઘર છે ?

**માલકું**, વિ૦ ત્રાંસી આંખે દેખે એવું; જેની નજર ત્રાસી હોય એવું; બાડું. માલખું.:- વર છે તો સારો પણ જરા માલકું જુએ છે. ક્રિ૦ પ્ર૦ માલકું જોવું=ત્રાસું જોવું.

**માલકોશ**, પું૦ [ सं. मालकौश ] દેશી ગાયનનો રાગ.

**માલખું**, ન૦ માળખું; માળાની પેઠે સળિયા કે દોરડામાં ભરવેલા કાગળોની શાંકળ તે; કાગળ-ચીઠીઓ વગેરેનો હારડો તે.:-હુંડીઓ ભરપાઇ થઈ જાય એટલે માલખામાં નાંખવી. (૨) લીલું અને સત્ત્વવાળું જુવારનું કરસણ-ઘાસ તે. વાવટાનું ઘાસ.

**માલજાદી**, સ્ત્રી૦ વેસ્યા; કસબણ.

**માલજામીન**, પું૦ સારા ખોટા માલની જેણે આડ રાખેલી હોય તે; માલને માટે જેણે

જામીનગીરી લીધી-આપી હોય તે.

**માલણ**, સ્ત્રી૰ [ સં. मालिनी ] માળીની સ્ત્રી; ફૂલ વિંણવા વેચવા-આપવાનું કામ કરનારી સ્ત્રી. ઉ૰ માલણ ગુંથી લાવ ગુંણિયેલ ગજરો. સ્ત્રીઓમાં માલણ ધૂર્ત ગણાય છે. (૨) નાકમાંની ફેરકડી.

**માલતી**, સ્ત્રી૰ મોગરા જેવા ફૂલની એક વેલ. તેનાં ફૂલ તે.

**માલદાર**, વિ૰ સત્ત્વવાળું-પૈસાદાર; તવંગર.

**માલધણી**, પું૰ માલિક; ધણી; સ્વામી; અમુક માલ જેના કબજા કે ભોગવટામાં હોય તે માણસ. કહેo સો વર્ષનો સુતાર ને પાચ વર્ષનો માલધણી.

**માલપુડો**, પું૰ ઘઉંનો લોટ અને ગોળના પાણીનું ખીરૂં બનાવી ઘીમાં તળી સીઝવેલી નરમ રોટલી; ગળ્યો પુડો તે. માલપુડો -માલપુંવો; કાળીરોટી.

**માલમ**, પુ૰ વહાણમાંના માવનો હિસાબ રાખનારો તે;ખલાસીઓનો ઉપરી તે; ટંડેલ.

**માલમતા**, સ્ત્રી૰ મિલકત; ધન જમીન સરસામાન વગેરે જે કિમતી વસ્તુઓ વગેરે તે.

**માલમસ્ત**, વિ૰ ધન દોલતથી છકી ગયેલું; ધનોન્મત્ત, પૈસાના મદવાળું.

**માલમિલકત**, સ્ત્રી૰ માલમતા, ધન જમીન સરસામાન વગેરે તે.

**માલવું** ન૰ નાનુ માટીનું વાસણ; લોટું; ઢોચકું. દૂધ-ઘી ભરવાનુ માટીનું પાત્ર.

**માલવું**, ક્રિ અ૰ મહાલવું; ઠાઠમાઠથી આનંદભેર આમ તેમ હરવુંફરવું; મોજ માણવી; ખુશાલ-નચિંત રીતે આનંદનો અનુભવ સેવો.:-લગનમાં માલવું.

**માલિક**, પુ૰ [ अ. ] સ્વામી; ધણી; શેઠ; જેના કબજા ભોગવટામાં માલ મિલકત ને સત્તા હોય તે. (૨) પરમેશ્વર;ખુદા.:-દોલત મળવી ન મળવી એ તો માલિકના હાથમાં છે.

**માલિકી**, જુ૰ માલકી.

**માલિની**, પું૰ [ સં. ] એક ગણમેળ છંદ, રાગ, એમાં પંદર અક્ષરનું એક ચરણ એવાં ચાર સરખાં ચરણ આવે છે. આઠમે અક્ષરે યતિ પડે છે. બે નગણ, એક મગણ ને છેલ્લા બે ય ગણથી ચરણ પુરૂં થાય છે.

**માલિન્ય**, ન૰ [ સં ] મલિનતા; ગંદવાડ; મેલાપણું; અસ્વચ્છતા.

**માલિયાત**, ન૰ શેલડી-આદુ વગેરે ઉંચી જાતનું બાગાયત તૂલ-પાક તે.

**માલુકાર**, પું૰ વણકર ઢેડ. ઉ૰ તે મંદિર માલુકારનું; છે ધરમાં સાળ બે ચાર. શામળ.

**માલુમક**, વિ૰ [ अ. मअलूम ] જાણમાં આવેલું-હોય એવું; જાણીતું; જ્ઞાત; વાકેફ.

**માલેસ**, વિ [ फा. मालिश ] ચાંપેલું; રગડેલું; ચોળેલું. ચોળવું તે. ક્રિ પ્ર૰ માલેસ કરવું=ચોળવું; રગડવું; ચાંપવું; ઓળાસવું; ઘસીને જોરથી લગાડવું: તેલ વગેરે. ઘોડાને માલેસ કરે છે એટલે ચંપી કરે છે.

**માવ**, પુ૰ વહાલો-પ્યારો પતિ તે, વલ્લભ. ઉ૰ મોડી રહ્યા માવા રે ! શ્રીકૃષ્ણનુ લાડકું સંબોધન.:-મીઠામાવ.

**માવજત**, સ્ત્રી૰ [ फा. महाफजत ] સંભાળ, ખબરદાસ; સરભરા.

**માવઠું**, ન૰ શિયાળામાં વરસાદ થવો તે, પોષ-મહીનાનો વરસાદ, કઋતુનો વરસાદ.

**માવડિયું**, વિ૰ માવડું; મા-બાનું કહ્યું માન્યા કરે એવું; માની સોડમાં ભરાઇ રહે-તેના ઉપર આધાર રાખે એવું-માણસ, બાયલું; પુરુષપણાની સ્વતંત્ર સમજ વગરનું. ઉ૰ માંટીરે મારો માવડિયો આલી !

**માવડી**, સ્ત્રી૰ માતા;બા; મા; જનેતા; માડી. (૨) દેવી-અંબા; ભવાની; ગૌરી. ઉ૰ અંબાય મોરી માવડી. કાનને વારો જસોદા

માવડી. લાડ-વહાલમાં અને કવિતામાં વપરાય છે.

**માવત,** પું૦ મહાવત; હાથી હાંકનાર; હાથીનો રખેવાળ.

**માવતર,** ન૦ માતપિતા; માબાપ; માવિતર.

**માવરો,** પું૦ મહાવરો; અભ્યાસ; ટેવ; આદત.

**માવું,** ક્રિ૦ અ૦ સમાવું; સમામ થવો; અંદર ભરાઈ રહેવું. (૨) ન ઉભરાવું; હદમાં રહેવું.

**માવો,** પું૦ દૂધ બાળીને બનાવેલો ગાઢો લોંદા જેવો પદાર્થ. (૨) સત્ત્વ; તત્ત્વ. (૩) બારીક ભુકો; નરમ સુંવાળું ને ગાઢું સત્ત્વ.

**માશુક,** સ્ત્રી૦ [ अ. मअशूक ] પ્રિયા; લલના. (૨) વિ૦ મોહામણું; રૂપાળું.

**માષ,** પું૦ [ सं ] અડદ.

**માસ,** પુ૦ [ सं ] મહીનો; અઠ્ઠાવીસથી એકત્રીસ દિવસનો કાળ-સમય તે; બે પખવાડિયાં જેટલો વખત તે. (૨) ન૦ પ્રાણીઓના શરીરમાંનો લોંદા જેવો લાલ-ગર-માવો તે; માંસ; માટી.

**માસલો,** પું૦ નમુનો; વાનગી. (૨) ઘાટ; તરેહ.

**માસિક,** વિ૦ [ सं. ] માસ-મહીનાનું; દરમહીને આવતું હોય એવું; મહીના સંબંધી. માસિક માંદગી=અટકાવનો સમય.

**માસિયો,** પું૦ મુએલા માણસનું મહીને મહીને કરવામાં આવતું શ્રાદ્ધ તે.

**માસી,** સ્ત્રી૦ માની બહેન તે. ( બાણેજને )

**માસીસો,** પું૦ મસીસો; માસિયો; મરનારની માસિક તિથિએ કરવામાં આવતું શ્રાદ્ધ અને બ્રહ્મભોજન તે.

**માસો,** પુ૦ માસીનો વર-પતિ-તે. (૨) અમુક વજનનું એક તોલ તે; આઠ રતીભાર વજન તે. ૮ રતીનો માસો ને ૧૨ માસાનો તોલો.

**માહ,** પું૦ માઘ; માહ મહીનો. (૨) [ फा. ] માસ; મહીનો.

**માહતમ,** ન૦ [ सं. माहात्म्य ] મોટપ; મોટાપણું; પ્રતાપ; બળ. (૨) કીર્તિ; યશ; ખ્યાતિ. ૩ [ फा. ] વિલપન; દિલગીરી; શોક; રૂદન; વિલાપ.

**માહવારી,** વિ૦ મહીના મહીનાનું; માસિક; મહીનાવાર.-માહવારી તારીજ.

**માંહાડ,** પું૦ મહોલ્લો; વાસ; શેરી. (૨)મોટા મહેલ-મહોલ્લાનો આગલો ભાગ; ડેલી. (૩) એક ગંગ. (૪) નાળિયેરીનું ઝાડ.

**માહાત,** સ્ત્રી૦ હાર; હરાવવું તે; બાંધી લેવું, નિરપાય કરવું-હઠાવી દેવું તે. સેતરંજમાં. વઝીર માહાત આપી પણ શાહ માહાત અપાઇ નહિને ! ક્રિ૦ પ્ર૦ માહાત કરવું= હરાવવું; પાડું પાડવું; હઠાવવું; ઘેરી લઇ બળજીણ કરી નાંખવું. માહાત આપવી= હાર આપવી; નીચું જોવડાવી દેવું.

**માહાત્મ્ય,** ન૦ [ सं. ] મહિમા; પ્રભાવ; બળ-શક્તિ. (૨) મોટપ; વડાઈ. (૩) કીર્તિ; ખ્યાતિ.

**માહિત,** વિ૦ [ अ. माहियत ] જાણમાં આવી ગયેલું; જાણીતું; વાકેફ. (૨) પરિચયનું; જાણમાં-અનુભવમાં-જોયામાં આવેલું હોય એવું તે.

**માહિતગાર,** વિ૦ જાણીતું; ભોમિયું; વાકેફગાર. (૨) હોશિયાર; કાબેલ.

**માહિતગારી,** સ્ત્રી૦ માહિતી; વાકેફગારી; જાણ; અનુભવ; જાણવાપણું તે.

**માહિતી,** સ્ત્રી૦ માહિતપણું; વાકેફગારી; જાણવાપણું તે.

**માહી,** સ્ત્રી૦ માછલી. માહીગીર=માછી.

**માહુ,** વિ૦ દુઃખી; કંગાલ.

**માહે,** અ૦ અંદર; માંહે; મધ્યે; વચ્ચે. (૨) માસે; અમુક મહીનો એમ. માહે માર્ચ.

**માહેર,** વિ૦ માહિત; જાણીતું; જાણકાર; જેણે જોયેલું, જાણેલું અથવા અનુભવેલું હોય તે; વાકેફગાર. (૨) હોશિયાર; કાબેલ; અમુક કામકાજથી જાણીતું-પરિચિત-માવરાવાળું.

**માહેરૂં**, નં૦ માંયરૂં; વરકન્યા લગ્ન વખતે જે મંડપમાં બેસે છે તે; લગ્નવિધિ કરવાનો મંડપ. ઉ૦ માહેરામાં તો કન્યા બેઠી છુટી વેગેરે.

**માહોમાહે**, અ૦ અંદર અંદર; માંયમાંય; પરસ્પર; પોતપોતાની વચ્ચેઃ–મોટાઇની લડાઇઓ માહોમાહે લડયા તેથી શું વળ્યું સાસું સૌનુ નિકંદન ગયું. (૨) ઘરમેળે; કચેરીએ ચઢી કે બીજાને વચમાં નાંખ્યા વગર એમઃ–માજીસ્ટ્રેટ સાહેબે કહ્યું કે, અલ્યા! માહોમાહે સમજો નહિ તો ખાલી હેરાન થશો અને પૈસો બરબાદ કરશો.

**માળ**, પું૦ ઘરના ભાંયતળિયા ઉપર લાકડાનો જે જડિત મેડો તે, ઠેઠ ઠેઠ મથોડાની ઉચાઇએ જડેલા મેડાઓ તેઃ–સાત માળની હવેલી છેઃ (૨) ઉપરાઉપરી પરોવેલી જે હાર–આવલી તે; માળા; હાર. (૩) પરંપરા; શ્રેણિ; હારકતાર; ઓળ; ઘટમાળ. (૪) તરાક ફરે એવી રીતે રેંટિયાના મોટા ચક્રર ઉપર ભેરવેલી દોરી.

**માળખું**, નં૦ દાગળો–હુંડીઓ વગેરે ભેરવવાનો સળિયો; સળિયામાં નાંખેલા કાગળો વગેરેનો હાગડો.

**માળવી**, વિ૦ [ સં. मालवीय ] માળવા દેશ સંબંધી; માળવાનું:–માળવી અફીણ.

**માળવું**, ક્રિ૦ સ૦ વળીઓ અને સેંડણથી છાપરૂં બનાવવું; ઓળે ઓળ વળીઓ અને ખપાટિયાં નાંખવાં; છાપરૂં છાવવું; સેંડવું.

**માળા**, સ્ત્રી૦ [ સં. माला ] લાકડાંના, ધાતુના, કાચના કે મોતીનાં દાણા દોરામાં પરોવી બનવિેલું લાંબું માળખું–હારડો તે. રૂ૦ પ્ર૦ માળા લેવી=સંસારના પ્રપંચથી અળગા થવું. માળા જપવી=પ્રિયજનને વારંવાર યાદ કર્યા કરવું. માળાના મણકા=સૌ એક સરખા એમ. માળાનો મેરૂ=ટોળી મંડળીનો આગેવાન; સૌથી સરસ. કહે માળાના મૂળગા ગયા=એક લેવા જતા બધુંએ જતું રહે, એવું દર્શાવે છે.

**માળિયું**, નં૦ નાનો ને નીચો માળ કે મેડો તે; છાપરા કે મેડા તળે લાંબા લાકડાં જડી ભાગ્યોતૂટયો સરસામાન પડયો રહે તે માટે બનાવેલું નાના મેડા જેવું તે.

**માળી**, પું૦ ફૂલઝાડ ઉછેરનાર ને વેચનાર તે; ફૂલ વેચવાનો ને બાગ બનાવી ફૂલઝાડ ઉછેરવાનું કામ કરનારો તે. કહે૦ માળી રૂઠયો ફૂલ લેશે ચોટલી તો નહિ લે. માળી મિંચે સોગણા પણ રત વણ ફૂલ ન હોય. (૨) માળિયું.

**માળો**, પું૦ જેમાં ઘણાં કુટુંબો રહી શકે એવું ઘણા ઓરડા ઓરડીઓવાળું એક એકની ઉપર મેડા ચઢાવેલું મોટું મકાન તેઃ–નરોત્તમ શેઠનો માળો. (૨) ખેતરમાં પંખીઓ ઉડાડવાને બાંધેલો ઉંચો માંડવા જેવો માચડો તે. (૩) ઝાડ કે ભારવટિયાં વગેરેમાં ઉંચે સ્થળે બેસવા તથા વિયાવા માટે તરણાંવડે પંખીએ બનાવેલું ઘર.

**માં**, અ૦ [સં. मा ]અંદર; માંય; માહે; મધ્યે. (૨) મા; ના; નહિ. ઉ૦ માગેરા મો રોય, મકર આંખો રાતીઓ; કુળમાં લાગે ખોડ, મરતા મા ન સંભારીએ. (૩) ગુજરાતી સાતમી વિભક્તિનો પ્રત્યય:–કુવામાં પાણી છે.

**માંઇ**, અ૦ માં; મહિ; અંદર; માહે; મધ્યે.

**માંકડ**, વિ૦ વાંકું; વાકડું. (૨) ના૦ માંકણ.

**માંકડી**, સ્ત્રી૦ જેમાં ધ્રુંસીના ખીલાની અણી રહે છે એવું ઉપલા પડના ગાળામાંનું ઓમણુદાર લાકડું. (૨) ઢોર બાંધવાના ગળિયામાંનું લાકડું. (૩) માકડાની માદા; વાંદરી; ભૅાજલી. (૪) ભુરી ભેંશ. (૫) ચોમાસામાં લીલાછોડ ને ઘાસ ઉપર થતું ઘાસના તરણા જેવા લાંબા પગવાળું સંઠેકડી જીવડું; માંકડીકુકડી.

**માંકડીકુકડી,** સ્ત્રી૦ ઘાસ ઉપર થતું ઘાસનાં તરણાં જેવા લાંબા પગનું છવડું. તીડ જેવું એક છવડું. એના મૂતરથી શરીર ઉપર ફોલ્લા ઉઠે છે.

**માંકડું,** ન૦ લાલ મોંનું વાંદરું; બોજ્હું.

**માંકડો,** પું૦ વાંદરો; બોજ્હો.

**માંકણ,** પું૦ માકડ; પરસેવાથી થતો ખાટલા ગોદડાંમાંનો એક છવ; ખટમલ.

**માંકણિયું,** વિ૦ માંકણ પકડવાનું કાણાંવાળું લાકડું. (૨) જેમાં માંકણ પડેલા હોય તે.

**માંગ,** સ્ત્રી૦ માગણી:– હમણાં વિલાયતી કાપડની માંગ નથી. (૨) ચોટલાની લમણા તરફની લટરો; સેંથો; હાળબંધ લમણા પર પટિયાં પાડીને વાળ હોળવા તે. ઉ૦ માંગ સમારૂં રે મોતીડે, સેંથે ભરૂંએ સિંદૂર. (૩) આડનો સંકેત.

**માંગલિક,** વિ૦ [ સં. ] મંગળકારક; આનંદ ઉત્સવવાળું; શુભ.

**માંગલ્ય,** ન૦ મંગળકારક હોય એવું તે; શુભ; સૌભાગ્ય; સુકાર્ય–આનંદ–ઉત્સવનો અવસર–પ્રસંગ તે. (૨) કલ્યાણ.

**માંચડો,** પું૦ ઉંચી બેસણીએ બેસાય એવો લાકડાનો મોટો પાટલો–પાટ તે. (૨) ગાડાના પૈડાની ધરી ઉપરનો પાટલો–પાટ તે. માંચો; મોટી ઘણા માણસો બેસે એવી પાટ તે.

**માંચી,** સ્ત્રી૦ નાની ખાટ; ખાટલી; ચારપાઇ. નાનાં બાળકને સુવાડવાની ખાટલી. સાંગામાંચી=ખુરસી જેવું બેસવાનું આસન.

**માંચો,** પું૦ [ સં. મંચ ] ખાટલો; ઢોલિયો. કહે૦ મરતોએ નથી ને માંચોએ મૂકતો નથી.

**માંજર,** સ્ત્રી૦ [સં. મંજરી] તુળસી, ડમરો અને બીજી વનસ્પતિની ફૂલવાળી ડાંખળી–શાખા તે; મંજરી; લટર; જેમાં બી બાઝયાં હોય એવી ડાળી. (૨) જોડામાંની સુખતળી. (૩) મરઘાની ચાંચ ઉપરની લાલ કલગી. (૪) બિલાડું.

**માંજરૂં,** વિ૦ ભુરા ને કંઇક પીળાશપર ચળકાટ મારતા ડોળાવાળું; ભુરી કીકીનું; બિલાડીના જેવી આંખવાળું.

**માંજવું,** ક્રિ૦ સ૦ ઉટકવું; ઉગટવું; વાસણ ઘસવાં; ઘસીને સાફ કરવું.

**માંટી,** પું૦ ધણી; ભાયડો; પતિ; વર. માંટી મૂઈ= રાંડ.

**માંટીડો,** પું૦ પુરૂષ; મરદ; ભાયડો. (૨) સ્વામી; ધણી.

**માંડ,** પું૦ મુગટ; સ્ત્રીઓએ માથે મૂકવાની મોતી વગેરેની સુશોભિત ટોપી જેવી એક બનાવટ; મોડ. (૨) શોભા માટે ગોઠવેલાં વાસણની ઉતરડો તે. (૩)

**માંડણ,** ન૦ નાનું તળાવડું; પાણી ને કચરાથી ભરેલું ખાઓચિયું. (૨) પત્રરચના; જુવાન સ્ત્રીઓ અને છોકરીઓને કપાળે તારા ટપકી ચોઢીને બનાવવામાં આવતી શોભા–શણુગાર તે.

**માંડણી,** સ્ત્રી૦ માંડવું–સ્થાપન કરવું તે; ગોઠવણ; રીતસર ઠરાવીને મૂકવું તે. (૨) મજલા માળની ઉભણી.

**માંડમાંડ,** અ૦ માણમાણ; મહા મુશ્કેલીએ; અમસ્તુ; ઉપરચોટિયું.

**માંડલિક,** વિ૦ [ સં. ] ખંડિયું; મંડળમાંનું. (૨) સામંત.

**માંડવી,** સ્ત્રી૦ ઘરના ત્રણ ખંડમાંનો આગલો છુટો ભાગ તે. (૨) નાનો મંડપ; દેવીના વ્રત–તહેવારોમાં દીવો રાખવાને બનાવેલી નાના મંડપ જેવી રચના તે; ગોરી કે ગરબા મંડપ. (૩) શહેર–મહોલ્લાના વચલા ભાગમાં ચારે તરફ દરવાજાવાળું ચકલું–બજાર. (૪) જકાત લેવાનું ઠેકાણું; ફુરજો; ટોલનું નાકું. (૫) ભોંયશિંગ.

**માંડવું,** ક્રિ૦ સ૦ જારી કરવું; ચાલુકરવું; શરૂ કરવું:–નવી ચોપડી તમે આજ માંડી. (૨) મૂકવું; ગોઠવીને જુગતીથી મેલવું:–મોઢવું માંડવું. (૩) લખવું; નોંધવું. નામું

માંડવું. (૪) જોડવું; ઉભું કરવું; સ્થાપવું; ચાલુ કરવું. કારખાનું માંડવું. ઉ૦ પૂછી ઘરડાંને માંડયું પૈઠલિયું. ક્રિ૦ પ્ર૦ માંડીવાળવું=પતાવી દેવું; પૂરૂં કરવું. (૨) છોડી દેવું; જતું કરવું:– 'પાંચ રૂપિયા માંડીવાળ્યા. (૩) મોકુફ રાખવું; બંધ પાડવું; રહેવા દેવું:– આજે મુંબાઇ જવાનું માંડીવાળ્યું છે. મોં માંડવું–ધ્યાન દઇ સાંભળવું; લક્ષમાં લેવું; અરજ વગેરે ઉપર ધ્યાન આપવું. (૨) ખાવું પગ માંડવા=પગલાં ભરવાં; બાળકે ઉભા થઇ ચાલવા શીખવું. ગાંડ માંડવી=નિરાંતે ચપટ બેસવું; સ્થિર થઇને બેસવું. કાન માંડવા=ધ્યાનથી સાંભળવું; સાંભળવાની ઇંતેજારી દેખાડવી. (૨) સામા થવું; વઢવાને તૈયાર થવું. મોઢે માડવું=પીવું. સંસાર માડવો=ગૃહસ્થાશ્રમ ચાલુ કરવો.

**માંડવો,** પુ૦ [सं. मंडप] મંડપ; ચંદરવો બાંધીને બનાવેલી સુંદર બેઠક; મિજલસ ભરવાનું કામ ચલાઉ સ્થાન; કપડાનું સુંદર દિવાનખાનું. રૂ૦ પ્ર૦ માંડવો=બાંધવો ઠજેત કરવું; સૌ કોઇ જાણે એમ કરવું. માંડવો આવવો=છોકરી આવવી–જન્મવી. (છોકરીના વિવાહ વખતે માંડવાનું મોટું ખરચ કરવાનો રિવાજ હોવા ઉપરથી):–માઇને ઘેર માંડવો આવ્યો એમાં તે શી વધામણી ખાઉં? માંડવા ખરચ=વિવાહને લગતું ખરચખૂરણ તે. માંડવા ખરચ કાઢીને કન્યા લઇ જાઓ, અમારે બીજું કંઇ વધારે જોઇતું નથી. કહે૦ 'માંડવો બાંધવા સૌ આવે માડવો છોડવવા કોઈ આવતું નથી, અર્થાત્ ખુશાલીના અવસરમા સૌ કોઇ ભાગ લે છે પરંતુ તેના ખરચમાં કોઇ ભાગ લેતું નથી.

**માંણ,** ન૦ મોયણ; મોવણ; બનનાર ચીજ સુંવાળી અને પોચી થાય તે માટે આટાલોટમાં તે બાંધતા પહેલાં નાંખવામાં આવતું તેલ–ઘી વગેરે તે; કણકમાં પાણી નાંખતા પહેલાં આટાને તેલ ઘીનો હાથ દેવામાં આવે છે તેઃ–માંણ નાંખશો તો પૂરિ સારી થશે. (૨) ગાગર.

**માંણમાંણ,** અ૦ સહેજસાજ; હસવામાં–અમસ્તુંજ એમ; ખાલી; ઉપરચોટિયું; માંડમાંડ. ઉ૦ માંણમાંણ મનના બામાં-રાજ! મારે ઘેર શીદ આવ્યા? તમે ગોવાળિયા મન કીધી રાજ! મારે ઘેર શીત આવ્યા. પ્રા. કા.

**માંદગી,** સ્ત્રી૦ [फा.] બિમારી; મંદવાડ; વ્યાધિગ્રસ્ત સ્થિતિ; રોગવાળી હાલત તે. (૧) રોગ, વ્યાધિ; આજારઃ–એને શાની માંદગી છે?

**માંદું,** વિ૦ મંદવાડવાળું; આજારી; બિમાર; વ્યાધિગ્રસ્ત; કાયલી; રોગી

**માંધ,** ન૦ [सं.] મંદતા–મંદપણું; શિથિલતા; ઓછપ; કમીપણું.

**માંય,** અ૦ માં; અંદર; મહિં.

**માંસ,** ન૦ [सं] પ્રાણીઓના શરીરમાંનો ચામડી નીચેનો અને હાડકાંની ઉપરનો લાલ જેવો રાતો પેશીદાર પદાર્થ; માટી; ગોસ; માસ. કહે૦ માંસ ખાના હશે તે શું હાડકાં કોટે બાંધતા હશે?

**માંસાહારી,** વિ૦ માસ ખાનાર; મિસભક્ષી.

**માંહિ,** અ૦ અંદર; માં; મહિં.

**માંહે,** અ૦ અંદર; માંહિ; માંય;

**માંહેમાંહે,** અ૦ પરસ્પર; અન્યોઅન્ય; એક બીજામાં; અંદરઅંદર.

**માંહ્ય,** અ૦ અંદર; માં; મહિં.

**મિ–આઉ,** અ૦ બિલાડીનું બોલવું તે.

**મિચાવું,** ક્રિ૦ અ૦ બિડાવું; બંધથવું; સંકોચાવું:–આંખમિચાવી=મરણ થવું.

**મિજમાન,** વિ૦ પરોણો; મહેમાન.

**મિજબાની,** સ્ત્રી૦ ચાર સ્નેહીએ મળી ખાન પાન ને રમતગમ્મત કરવી તે, ઉજાણી; જાફત.

**મિજલસ,** સ્ત્રી૦ [ अ. मिजलिस ] ગમ્મતનો મેળાવડો; થોડાક મિત્રો વગેરેએ એકઠા થઈ ગોઠ કરવી તે; એકક; રાવણું. (૨) મંડળી; સભા; પરિષદ. (૩) કચેરી; અધિકારીઓનો સમૂહ-મેળાવો તે. (૪) મેળો.

**મિજલસિયા,** પું૦ મિજલસમાં એક બીજાની સાથે બેસનારા; મિજલસમાં ભાગ લેનારા; સભાસદ; શોખતી; સાથી.

**મિજાગરાં,** ન૦ ખરડવાં; જેને લીધે બારણું ઉઘડવાસ થાય એવી બનાવટ.

**મિજાગરું,** જુ૦ મિજાગરાં.

**મિજાજ,** પું૦ [ फा. मिज़ाज ] મનની જે અમુક હાલત તે; રંગ-આવેશ તે. (૨) સ્વભાવ; પ્રકૃતિ; તબિયત. (૩) ગુસ્સો; તામસ. (૪) મગરૂબી; ગરૂરી. ક્રિ૦ પ્ર૦ મિજાજ કરવો-નપી જવું; તામસ ચઢાવવી; ગુસ્સે થવું. મિજાજ ખોવો=ક્રોધે ભરાવું; આવેશપર ચઢીજવું.

**મિજાજી,** વિ૦ વારંવાર અથવા સહેજવારમા જેના મન ઉપરનો કાબુ જતો રહેતો હોય એવું; સહેજવારમાં ગુસ્સો કરે એવું તે. (૨) ચીઢિયું (૨) સ્વાભિમાની; પોતાના તોરમા-રંગમા મગરૂર રહેનારું; મગરૂર.

**મિજાન,** ન૦ [ अ. मिजान ] અંદાજ; સુમાર: આશરો; ધડો; માપ; પ્રમાણ. મિજાનસર=જેને જેટલું જોઇએ તેને તેટલુ મળે તેમ; અંદાજસર, પ્રમાણ-માપસર.

**મિટ,** સ્ત્રી૦ ટસ, વગર આખ પલકાવ્યે એક દૃષ્ટિએ જોઇ રહેવું તે, ધ્યાનથી જોવું તે; તાકીને જોવું તે. (૨) નજર; દૃષ્ટિ; આલોચન. ક્રિ૦ પ્ર૦ મિ' માંડવી=એક-દૃષ્ટિએ-અનિમેષ દૃષ્ટિએ જોવું તે. (૩) દુઃખ સહન કરવું તે.

**મિટ્ટી,** સ્ત્રી૦ [ सं. मृत्तिका ] માટી; મટોડી. મિટ્ટીમા મળીજવું=પંચ મહા ભૂતમાં ભળી જવું; માટી સાથે મળી જવું. મરણ થવું. (૨) પાયમાલ થઇજવું; નાબુદ-ધૂળધાણી થઇજવું:-કર્યું કારવ્યું બધું મિટ્ટીમાં જતું રહેવું.

**મિઠાઇ,** સ્ત્રી૦ દૂધ સાકર-ખાંડનો ગળ્યો ખાવાનો પદાર્થ; ગળપણવાળો દૂધ ને તેના માવામાંથી બનાવેલો પદાર્થ. બરફી પેંડા વગેરે.

**મિઠાશ,** સ્ત્રી૦ થોડું મીઠું-ગળ્યું હોય તેવું તે; જેમાં ગળપણનો અંશ હોય એવું તે; ગળપણ. (૨) આનંદ ઉત્પન્ન કરે, એવો જે રસાસ્વાદ તે; જેમાં મીઠો રસ હોય તે; મધુરતા; માધુર્ય; પ્રિય લાગવાપણું:-અહો! એની વાણીમાં કેવી મિઠાશ છે.

**મિઠું,** વિ૦ મીઠું; ગળ્યા સ્વાદનું: ગળ્યુ મધુર. (૨) પ્રિય-વહાલ ઉપજાવે-આનંદ આપે એવું:-મીઠાબોલું.

**મિણાવું,** ક્રિ૦ અ૦ આળસ ભરાવી, આંખ મિચાવી; ઘેન ચઢવું; કેફ આવવી-ચઢવી: (૨) ભારે અન્ન અને ઝેરી પદાર્થની અસર થવી; મીણો ચઢવો. (૩) પાનો ખેંચી-ચોરી લેવો; દૂધ નહિ મૂકવું. (૪) ઉડી જવું. આળસાવું, અનાજની, જમ્યાની કેફ ઉંઘ-ઘેનની અસર થવી.

**મિત,** વિ૦ [सं. ] માફકસર હોય-ઘટે તેટલું; માપ-પ્રમાણસરનું; તોળેલું, માપેલું; ઓછું, યથાપ્રમાણ; ઘટતું હોય તેટલુંજ. મિતવ્યય; મિતભાષણ. પરિમિત.

**મિતભાષી,** વિ૦ થોડબોલું; ઓછું-ઘટિત હોય તેટલુંજ ભાષણ કરનાર.

**મિતવ્યય,** પુ૦ [सं.] નિયમિત ઘટિત ખરચ; કરકસર; જેટલું ઘટે-જોઇએ તેટલુંજ ખરચ કરવું તે, ઓછું ખરચ.

**મિતાહાર,** પુ૦ થોડું જમવું તે; જોઇએ તેટલોજ ખોરાક લેવો તે, મિજાનસર ખાવું. મિતાહારી=જોઇએ તેટલુંજ ખાનાર; અકરાંતિયું' નહિ તે; અલ્પાહારી; થોડખાઉ.

**મિતિ,** સ્ત્રી૦ [सं.] માપસરની તિથિ; તારીખ; રોજ:-મિતિ શ્રાવણ સુદિ ૨ ને મંગળવાર. મહીનામાનો દરેક રોજ-દિવસ તે.

**મિત્ર,** પું૦ [ सं ] દોસ્ત; દોસ્તદાર; ભાઇબંધ; સમાન વયનો સ્નેહી સુહૃદ.

**મિત્રતા,** સ્ત્રી૦ દોસ્તી; દોસ્તદારી; ભાઇબંધી; મૈત્રી.

**મિત્રમંડળ,** ન૦ દોસ્તદારોની ટોળી, ભાઇબંધોનો સમુદાય સંઘ-મંડળી તે.

**મિત્રાઈ,** સ્ત્રી૦ મૈત્રી; દોસ્તદારી; ભાઇબંધી.

**મિત્રાચારી,** સ્ત્રી૦ મૈત્રી; ભાઇબંધી (૨) સ્નેહ વ્યવહાર-મિત્રના જેવો સંબંધ સ્નેહ અને વ્યવહાર હોય તે; ઘરવટ. ઉ૦ મિત્રાચારી મૂલ દેઇ પીશે ને પાશે.

**મિથુન,** ન૦[ सं. ] જોડું; જોડકું; બેની બેલ. (૨) સ્ત્રી પુરૂષની જોડ; દંપતી. (૩) સ્ત્રી પુરૂષનો સંબંધ. (૪) એક રાશિ; ત્રીજી રાશિ.

**મિથ્યા,** વિ૦ [ सं. ] ખોટું; અસત્ય; જુઠું; કલ્પિત. (૨) અ૦ ફોગટ; ખાલી.

**મિથ્યાભિમાન,** ન૦ ખોટું ખાલી અભિમાન; ખોટી બડાઈ; પોતામાં જે શક્તિ ન હોય તે શક્તિનો દેખાડો કરવો તે. મિથ્યાભિમાની=ખાલી બડાઇખોર.

**મિનતજારી,** સ્ત્રી૦ આજીજી, કાલાંવાલા.

**મિનાકારી,** સ્ત્રી૦ મીનાકારી; સોના ઉપર કાચ જેવી ચકચકિત રંગિત ભાત પાડવી તે, સોના રૂપાના દાગીના ઉપર પાડેલી રંગિત વેલબુટ્ટી તે.

**મિનાકેસો,** પું૦ ખાર; કીનો; દ્વેષ, વેરભાવ. (૨) વિરોધ; અણુબનાવ.

**મિનારો,** પું૦ [ फा. ] મનારો, રોડો; બુરજ, ખૂબ ઉંચો ચણતરનો સ્તંભ. (૨) ઉંચો ઢગ; ડુંગર.-અહિં કાગળનો મોટો મિનારો થયો છે.

**મિનિટ,** સ્ત્રી૦ [ अं. ] કલાકના સાઠમા ભાગ જેટલો વખત; અતિ પળ જેટલો વખત.

**મિનો,** પું૦ મીનો, પાના જેવો સોનાપર રંગ પુરવો તે; સોનાપર લીલી ચકચકિત ભાત પાડવી તે; મરકત.

**મિયાન,** ન૦ મ્યાન; ઘર; છરી-તરવારની ખોલી; મેણુ.

**મિયાનો,** પું૦ પેટીના ઘાટની પાયખી; સુખપાલ.

**મિયાં,** પું૦ મુસલમાન; ઇસ્લામી ધર્મનો ગૃહસ્થ; સજ્જન મુસલમાનને માનથી બોલાવતા વપરાય છે. સજ્જન; સભ્ય, અને ગૃહસ્થને અર્થે ચાલે છે. કહે૦ મિયા ઘોર જોગ ને બીબી ઘર જોગ. મિયા પડયા પણ તંગડી ઉંચી. મિયાં મસાલા વગર રતા છે. મિયાના ચાદે ચાંદ. મિયાં મહાદેવનો જોગ ન ખાય. મિયાં ચોરે મુઠિ ને અલ્લા ચોરે ઉંટ. મૂળ મિયાં ગાંડા ને ભાગ પીધી. મિયા છોડે પણ બીબી કેમ છોડે! મિયાની મીનડી

**મિરજા,** પું૦ મુસલમાનોમા એક ઉંચો ખિતાબ; અમીર, ઉમરાવ.

**મિરજાન,** ન૦ માળાનો એક ભાગ

**મિરાત,** સ્ત્રી૦ થાપણ; મુડી, પુંજી. (૨) ધનમાલ, દોલત, પૈસો. (૩) મોંઘીચીજ. ગરથ, હમિયાણી.

**મિરાસી,** સ્ત્રી૦ વારસામાં મળેલો પૈસો તે, મિલકત.

**મિલકત,** સ્ત્રી૦ [ फा ] ધનમાલ; પૈસોટકો; રોકડ, માલ અને કિંમતી સરજામ વગેરે ગર્થ તે; દોલત, પુંજી.

**મિલન,** ન૦ મળવું તે, મુલાકાત.

**મિલનસાર,** વિ૦ મળતાવડું, સૌ સાથે હળી મળી જાય એવું.

**મિલનસારી,** સ્ત્રી૦ મળતાવડાપણું; સૌ સાથે હળીમળીને રહેવા-મામલવાનો જે

સ્વભાવ અથવા રીતભાત તે. (૨) મળતાવડું; હળીમળીને ચાલે એવું.

**મિલાપ,** પું૦ સંજોગ; મેળાપ; સમાગમ. (૨) એકથી વધારે વસ્તુઓનું એકમેકમાં ભેળાઈ રહેવું તે. (૩) વિચાર વગેરેમાં એક્તા હોવી તે; એક્તા કયના; મુલાકાત;ભેટ.

**મિલાપી** વિ૦ મેળાપ રાખનાર;, સંપીલું; મિલનસાર.

**મિલાવટ** સ્ત્રી૦ મેળવણી; મેળવવું તે; મિલાપ; એકરાગપણું તે.:–સૂરમિલાવટ.

**મિલાવડો,** પું૦ મેળાવડો; સ્નેહી–સંબંધી અને મિત્રો વગેરેનું એક સાથે ગમ્મત માટે ભેગા થવું તે; મિજલસ; રાવણું.

**મિલિત,** વિ૦ [ सं. ] મળેલું.

**મિશ્ર,** વિ૦ [ सं. ] મળેલું; ભેળસેળ; એકઠું થઈ ગયેલું; બીજા સાથે ભળેલું.

**મિશ્રણ,** ન૦ મેળવણી; ઘણી વસ્તુઓ જેમા એકઠી કરેલી હોય તે. (૨) જેમા બીજી વસ્તુ મેળવેલી હોય તે. (૩) જુદાં જુદા દવ્યો અને ઓષધો એકઠા કરીને બનાવેલી દવા તે.

**મિષ,** ન૦ [ सं. ] બહાનું; નિમિત્ત, મસ; ખોટું કારણ તે.

**મિષ્ટ;** વિ૦ [ सं. ] મીઠું; ગળ્યું; જેમા ગળપણ હોય એવું. (૨) પ્રિય, વહાલું લાગે એવું; આનંદ ઉપજાવે એવું; મધુર.

**મિષ્ટાન્ન,** ન૦ [ सं ] ગળપણવાળું ભોજન; અન્નમાં ગળપણ નાખી બનાવેલો ખાવાનો પદાર્થ તે; ગળ્યા સ્વાદવાળું અન્ન.

**મિસરી,** સ્ત્રી૦ સાકર; દાણાદાર ખાંડ.

**મિસલ,** સ્ત્રી૦ [अ] રીત; જુગતી; તરેહ. (૨) ઉપમા; ઉદાહરણ. (૩) અ૦ પેઠ; માફક.:–માદા મિસલ કેમ ચાલે છે ?

**મિસકિન** વિ૦ [फा] કંગાલ; ગરીબ; રાંક લાચાર.

**મિસાલ** સ્ત્રી૦ મિસલ; રીત; તરેહ. (૨) અ૦ પેઠ; માફક.:–રાંક મિસાલે શું ખોવે છે.

**મિસ્કિન,** વિ૦ [अ] બિચારૂં; ગરીબ; દીન; રાંક; પામર.

**મિસ્તરી,** પું૦ મિસ્ત્રી; સુતાર; કડિયા અને કારીગરોનો ઉપરી–કામ ચિંધનાર, કારીગરીનું કામ જાણનાર ગજ્જર; માણસો રાખીને કામ કરાવનાર.

**મિસ્ત્રી,** પું૦ મિસ્તરી; સારો કારીગર; ગજ્જર.

**મિસ્સી,** સ્ત્રી૦ મસી; મેંશ; કાળપ આપનારો ભુકો. (૨) વનસ્પતિ વગેરેના કોલસા વાટીને બનાવેલું દંતમંજન. (૩) શાહી.

**મિંજ,** જુઓ૦ મીજ; બિયાંના કોટલામાંનું માવા જેવું દળ; જેમાંથી નવો છોડ–ઝાડ વગેરે ઉત્પન્ન થાય છે એવો જે બીજાંશ તે; બીજાંકુર.

**મિંડું,** ન૦ મીંડું; શૂન્ય; નાનામાં નાનું બિંદુ તે.

**મિંઢળ,** ન૦ મીંઢળ; એક જાતનું ફળ.

**મિંઢાઇ,** સ્ત્રી૦ મિંઢાપણું.

**મિંઢીઆવળ,** સ્ત્રી૦ મોનાસુખી; આવળ જેવી એક વનસ્પતિ અને તેનાં સુકાં પાન. એ પાનનો ભુકો અને ઉકાળો જુલાપ આપવામા વપરાય છે.

**મિંઢું,** વિ૦ મીઢું; ઉંડામનનું; સમજે પણ બોલે બહુજ થોડું એવા સ્વભાવનું; બોલી દે નહિ પણ વખતે સચોટ કામ કરે એવું.

**મિંદડી,** સ્ત્રી૦ બિલાડી.

**મિંદડું,** ન૦ બિલાડું; મીનડું.

**મીચ,** જુઓ૦ મીજ.

**મીચવું,** ક્રિ૦ સ૦ બંધ કરવું; બીડવું; સંકોચવું.:– આંખ મીચવી. રૂ૦ પ્ર૦ આંખ મીચ રીજ્=આંધળિયાં કરવાં; જે થવાનું હોય તે થાય એવા નિશ્ચયથી યા હોમ કરી પડવું–ધૂસવું આખ મીચવી=મરણ

થવું. આંખ મિચામણાં= જાણ્યું ન જાણ્યું કરવું–જાણે દીઠુંજ નથી, એમ ગણીને ચાલવા દેવું; ઢાંકપિછોડો કરવો.

**મીજ,** સ્ત્રી૦ વનસ્પતિ બીજના પડમાં–છોડા–કોટલામાંનો ગર–ગર્ભ તે; બિયામાંનો ગર; મગજ; ગોટલી. (૨) બીજાંશ; ફળના બિયામાંનો માવો; કીલામાની દાળ.

**મીટ,** સ્ત્રી૦ મિટ; કોઇ વસ્તુની સામે નજર માડીને જોઇ રહેવું તે; નજર; એકામ દૃષ્ટિ, અનિમેષ દૃષ્ટિએ જોવું તે. (૨) આખ, સરત. મીટ મેળાવો થાય.

**મીટવું,** ક્રિ૦ અ૦ મટવું; માફ થવું. (૨) પાર આવવો; નિકાલ થઇજવો.

**મીઠબંદર,** ન૦ દરિયા કિનારાનો તે ભાગ કે જ્યાં મીઠું પાકતુ હોય; અગર.

**મીઠડાં,** ન૦ વહાલનાં આલિંગન. (૨) મીઠી નજરનાં–આશીર્વાદાત્મક ઓવારણાં;દુઃખડાં લેવા તે; વારી જવું તે. ઉ. મીઠડાં લેની હેતે માત.

**મીઠડું,** વિ૦ મીઠું–વહાલું લાગે એવું; મધુર; પ્રિય; લલિત. ઉ૦ મીઠડા બોલી નીર. નણદલ તો બા! બહુ મીઠડાં છે. (૨) વહાલનું ચુંબન, આલિંગન વગેરે; ઓવારણું:–મામીએ લીધાં મીઠડાં.

**મીઠાબોલું,** વિ૦ વહાલું લાગે તેમજ સારૂ લાગે એવું બોલનાર; પ્રિય ભાષણ કરનાર. કહે૦ મીઠાબોલું મૂળ કાટે.

**મીઠી,** સ્ત્રી૦ વહાલની ચુમી, બોકી; બચ્ચી. (૨) વહાલથી છાતી સાથે ચાંપવું તે; સ્નેહાલિંગન.

**મીઠું,** ન૦ દરિયાનું–અથવા વરીઆનું ખારૂ પાણી સુકાઇને બનતો ખારો પહેલદાર પદાર્થ તે; લવણ; લૂણ; નિમક. દરિયાનું પાણી સુકવ્યાથી, ખારા કુવાઓનું પાણી સુકવ્યાથી અને જમીનમાંથી મીઠું મળી આવે છે. મીઠું ખોરાકને સ્વાદિષ્ટ બનાવે છે. તે ખાતરમાં અને ઔષધમાં કામ આવે છે (૨) સત્ત્વ; બળ; વીર્ય:–એનામાં કઈ મીઠું નથી રૂ૦ પ્ર૦ મીઠાવગરનું=સત્ત્વ-બળ–જોર વગરનું–સાર રહિત. મોળું; નરમ; જોહાણી વગરનું; માલવગરનું. મીઠું વાપરવું જમણ કરવાં; મોટાં ખાણાં–ભોજન આપવાં. આંખમા મીઠું પડવું=અદેખાઈ આવવી; ઇર્ષ્યા–દ્વેષ થવો.

**મીઠું,** વિ૦ ખારૂં, કડવું કે મોળું નહિ એવું; સ્વાદિષ્ટ:–મીઠું પાણી પીવા યોગ્ય છે. (૨) સહેજ ગળપણવાળું; મોઢામાં સ્વાદ ઉત્પન્ન કરે એવું. ઉ૦ મીઠી બાજરીરે, તને સૌ સવાદે ખાય–મીઠી૦ ભૂખમાં સુકા રોટલાએ મીઠા લાગે છે. (૩) ગળ્યું; ખાંડ–ગોળના સ્વાદનું; જેમા ગળપણ નાંખેલું હોય એવું:–મીઠો ભાત. (૪) ઘ્રાણેન્દ્રિયને પસંદ પડે એવું:—મીઠી વાસ. કાન–કર્ણેન્દ્રિયને ગમે એવું; મધુર લાગે એવું:–કોયલ બોલે મીઠાબોલ. આંખને જોવું ગમે એવું; અમીવાળું:–મીઠી નજર. (૫) વહાલું; ગમતું; પસંદ પડે તેવું; ખુશ કરે એવું. (૬) ટાઢું; ધીરૂ; ગંભીર. (૭) મધુર; કોમળ; કુણું; રસભર્યું; પ્રેમથી ભરપુર; વહાલસોયું. ઉ૦ મીઠી આખ તણે અણસારે. મારી સખીઓથી જોવાયા ક્યારે? કહે૦ મીઠા ઠઠું મૂળ કાઢવું=સહન કરે અને આપે એવા માયાળુ માણસને રગડ રગડ કરવું તે. સારા માણસનો પૂરા લાભ લેવો–કેડો ન મુકવો એવા અર્થમા વપરાય છે; થોડા લાભથી સંતોષ રાખવો એવો અર્થ લેવો.

**મીંઢયો,** પુ૦ મઢયો; હટ્ટપુષ્ટ માણસ; કુંદા જેવું–જાડું ને બાધડ માણસ તે; જોરાવર ને કામ કરવે હડે નહિ એવું તે. (૨) કાસદ; ખેપિયો; લટ્ઠ માણસ તે. (૩) [ મુંડ ] મુડાયેલા માથાની ગંદીરાંડ એ શિકર—ઢોંગી સ્ત્રી:—મીંઢયા જેવી ઘરમાં બેઠી બેઠી શુ કરે છે? (૪) મુખી; આગેવો; અગ્રેસર.

**મીંઢિયો,** પું૦ અંદર વળેલાં શિંગડાંવાળો બળદ કે બોકડો તે; જેનાં શિંગડાં ગુંછળાની પેઠે વળીને આગળ આવેલાં હોય તે ભેંશી.

**મીંડું,** ન૦ જેને લંબાઈ પહોળાઈ ન હોય એવું ઝીણું બિંદુ-ટપકું તે; શૂન્ય. (૨) ઝીણી ગોળ કુંડાળી. (૩) એમાં કંઈ નહિ; રદબાતલ એમ, થઈ રહ્યું, કંઈ મળવાનું વળવાનું નથી, આગળ પાછળ કોઈ નથી, એવો અર્થ બતાવે છે. રૂ૦ પ્ર૦ એકડા વગરનાં મીંડાં=કંઈએ કામનું નહિ એમ, તે ગણતરીમાં ગણાયજ નહિ. પાયા-આધાર વગરનું-નકામું એમ.:-એના નામનું મીંડું=થઇ રહ્યું; કંઇ નહિ એવો અર્થ. ક્રિ૦ પ્ર૦ મીંડું મૂકવું=રદ-બાતલ ગણવું; કંઇ મળે કે વળે નહિ એમ ગણવું-માનવું તે. ટાળી મૂકવું; એને લેખામાં નહિ લેવો એમ. મીંડું વળવું=નસંતાન જવું; વંશ જવો; આગળ વધવાનું બંધ પડીજવું એમ. રદ-બાતલ જવું. (૪) ગણિતમાં દશક દર્શક ચિહ્ન:-એકડો ને એક મીંડે દશ બે મીંડે સો ને ત્રણ મીંડે હજાર. ૧, ૧૦, ૧૦૦, ૧૦૦૦. આવું એક ચિહ્ન; નિશાન.

**મીંઢું,** વિ૦ ઉંડામનનું; બોલે નહિ પણ કરે ધાર્યું એવું; ગૂઢ હૃદયનું.

**મીણ,** ન૦ મધમાખીઓ મધપુડો બનાવવાને જે ચીકણો, પીળો અને પોચો મુલાયમ પદાર્થ બનાવે છે તે; મધપુડાનો ચીકણો ધોળો-પીળો અને લોંદા જેવો પણ નરમ પદાર્થ તે; મધમાખે બનાવેલી હમેશ નરમ રહે એવી-મુલાયમ એક જાતની લાખ. ક્રિ૦ પ્ર૦ મીણ મીણ થઇ જવું=ગળીને એકતાર થઈ જવું, ગાઢ, ગડી કે કણ ન રહે એવું મુલાયમ થઈજવું તે. :-દાળ તો ઓર્યા પછી એક કલાકે મીણ મીણ જેવી થઇ જાય છે. કહે૦ મીણનો પણ માટી=નમળો પોચો તોપણ મત્તાવાળો ઉપરી તે ઉપરીજ. મીણ કાપડ=મીણ ચઢાવેલું કપડું; મીણિયું.

**મીણબત્તી,** સ્ત્રી૦ જેની અંદર વાટ ઘાલેલી હોય એવી મીણની બત્તી તે. મીનબત્તી= વહેલ નામના માછલાના શરીરમાંથી નીકળતી ને ઠરી જાય એવી ચરબી-તેલની વાટવાળી નાની દંડુકી તે. હમણાં વનસ્પતિ તેલોમાંથી પણ મીણબત્તી બનાવવામાં આવે છે.

**મીણિયું,** ન૦ પલળી-ભિંજાય નહિ તે માટે મીણ અથવા રોગાન ચઢાવેલું કપડું; મીણ કપડ.

**મીણો,** પું૦ કેફ; નીશો; ઘેન ચઢે એવો ઝેરી પદાર્થ તે. કોદરા અને સોપારીના ભીમા મીણો હોય છે. (૨) યૌવન; ધન; અધિકાર, અને કામ ઇત્યાદિનો મદ તે; અભિમાનની અકડાઈ તે. ઉ૦ મદનં મદ મીણી=કામના મદથી ઘેનાયેલી-અકડાયેલી.

**મીન,** ન૦ [ સં. ] એક રાશિ. (૨) માછલું; મત્સ્ય. (૩) મીંચ; સામાવાળિયાપણું.

**મીનકેતન,** પુ૦ [ સં. મદન; કામદેવ; સ્મર.

**મીનડી,** સ્ત્રી૦ બિલાડી.

**મીનડું,** ન૦ બિલાડું.

**મીનમેખ,** સ્ત્રી૦ વાંધોવાંધી; હરકત; પ્રત્યવાય; ખાંચોખચકો. જેમાં જરાય વાંધો આવે નહિ એવું તે; રોષારપદપણું.:-એના કામમાં મીનમેખ આવશે નહિ.

**મીની,** સ્ત્રી૦ બિલાડી. ઉ૦ મીની મળે તો મહા સુખ થાય. કહે૦ મીની.મીની દૂધપી તો કહે ' તૈયાર. ' એવો અર્થ બતાવે છે.

**મીનો,** પું૦ ધાતુ ઉપરનું રંગિત ચિત્રકામ તે; ધાતુ પર રંગિત-લીલું પાનું લગાડવું તે. (૨) લીલો વરખ. મીનાકારી; મીનાકામ.

**મીમાંસા,** સ્ત્રી૦ [ સં. ] ઝીણવટે વિચાર ચલાવવો તે; બારીક વિચારણા; સમાલોચના. (૨) વેદના કર્મ કાંડ ઉપર લખા-

ગેસો એનરૂપ એક નિર્ગત-ગ્રંથ તે, કર્મ નગરની જેમાં ઊહાપોહ કરેલો છે એવુ એક નાત્ય. (૩) ચોકસી, તપાસ.

**મર,** પું० [फा.] મુસલમાન રાજા, અમીર, ઉમ-રાવ તે. સિંધના મુસલમાન રાજાઓ મીર કહેવાય છે (૨) ભાટના જેવી આજી-વિકા કરનાર, મુસલમાન, મુસલમાન કવિ-ચારણ, વાત કહેનારો મુસલમાન

**મીલ,** સ્ત્રી० [ अं. ] કાતવા વણવાનુ કાર-ખાનુ, મીરની. (૨) ખાકરી, સામી જુ-એશ, પ્રતિપક્ષ, પક્ષ; તડ. '-કોઇની સામે મીલ બાધવી નહિ

**મુકટો,** પુ० મુગટો, નહાઇને પહેરવાનુ હિ રાગળ જુગટુ સાદી કોરનું રેશમી વસ્ત્ર – બ્રાહ્મણો મુકટા પહેરીને જમવા બેસે છે.

**મુકદ્દમો,** પુ० [फा.] દાવો, કજિયો, ફરિયાદને લગતી તપાસણીતું કામકાજ તે; ગુનાની તપાસને લગતી બાબત, મુકદ્દમો. (૨) મુ-દ્દાની બાબત તે, કોરીક્રમ.

**મુકરર,** વિ० નકી કરેલ, ઠરેલ, ખચીત, નિયત. (૨) અ० જરૂર, નક્કી; ખાતરીવાળુ, ખચ્ચિત

**મુકરી-જવું,** ના પાડવી; ફરી જવુ, ફસીજવુ ઉ०, નિત નિત તમને પ તી, કયા ગે ગે તમે ગત, મુજ આગળ મુકરી જતા, વિપરીત કે'તા વાત.

**મુકદ્દમ,** પું० સિપાઇઓ, મજુરો અને કારી-ગરો વગેરેનો ઉપરી, નાયક; જમાદાર, અગ્રેસર, મુખી. (૨) દારોગો

**મુકાદમી,** સ્ત્રી० મુકાદમપણું તે, અગ્રેસરપણુ, મુખીપણું. (૨) મુકાદમ તરીકેનું કામ કાજ તે.

**મુકાબલ,** વિ० મેળવેલ, અસલ સાથે તપ ખાસેલુ (૨) મુકાબલો; સરખામણી, મેળવણી, અસલ અને નકલ સાથે જોડે તપાસવી તે

**મુકાબલો,** પું० જોડાજોડ મૂકી એમાથી ક્યા ચીજ સરસ નરમ છે તેની તુલના કરવી તે, સરખામણી (૨) મુકાબલો (૩) સમો-વડિયાપણુ; પડછો.

**મુકામ,** પુ० ઉતારો, પડાવ, છાવણી, તળ દઈ રહેવું તે. (૨) ગામ-ઘર-રહેઠાણ કે જ્યા રહેવાનું થતુ હોય તે વાસસ્થાન. (૩) મેલાણ :-સાહેબનો મુકામ આંબાવાડિ-યામા છે.

**મુકાવવું,** ક્રિ० સ० મેલાવવું, છૂટું પાડવુ; છોડાવવુ; મૂકે તેમ કરવું ઉ० હુ તને સર્વ પાપોથી, મુકાવીશ ન શોચનો મુગત, છૂટવુ,' મુક્તથવુ

**મુકુટ,** પુ० [ सं. ] રાજા વગેરેના માથાનુ જે મુકુટ અને કિંમતી વેષ્ટન તે, શિરોમ ણિ; જવાહીરથી જડિત શિરોવેષ્ટન તે, કલગીદાર સુંદર ટોપ, મુગટ. (૨) મેર, ઉપરી, વડીલ, સર્વોપરી હોય એવું તે.

**મુકુલ,** ન० [ सं. ] ફૂલની ફૂટતી ખીલતી કળી, નવુ પુષ્પ. (૨) માંજરમાનાં ખીલતા ફૂલ.

**મુકુલિત,** કળિયેલ; કળીઓવાળુ, માજરો આવી ગયેલી હોય એવુ, પુષ્પિત, મહો-રાઈ ગયેલ. (૨) ઉઘડેલ, ફૂલેલ, ખીલેલુ

**મુકુન્દ,** પુ० વિષ્ણુ ભગવાન

**મુક્કર,** વિ० મુકરર, નક્કી, જરૂર, ખચીત. (૨) અ० નક્કી કરેલ હામે.

**મુક્કી,** સ્ત્રી० હાથનાં આગળાંની મુઠીવાળી જેથી મારવી તે; મુઠીનો માર તે.

**મુક્કો,** પું० જબરી મુકી તે, ગડદો, ઠોસો.

**મુક્ત,** વિ० [ सं ] છુટેલું; છુટું; બંધન રહિત સંસારની માયાથી મોક્ષ થયેલ. ૩० પ્ર० મુક્તકંઠે=ખુલ્લેગળે, મોટેઅવાજે, મોટે ને છુટે પાટે એમ મુક્ત હસ્ત=ઉદાર, ખુલ્લા હાથનુ; મોટા હાથનુ, હાથનું છુટુ.

**મુક્તા,** ન० [सं.] મોતી, મોટા દાણો મણકો.

**મુક્તાદ,** ન૦ મુખતાદ; પારસીઓના પિતરોને યાદ કરવાના દિવસો તે.

**મુક્તાફળ,** ન૦ મોતી.

**મુક્તાવલી,** સ્ત્રી૦ [ સં. ] મોતીની માળા; મુક્તાહાર.

**મુક્તિ,** સ્ત્રી૦ [ સં. ] છુટાપણું; છુટકારો. (૨) સંસારની માયાના બંધનમાંથી અને જન્મમરણના ફેરામાંથી સદાના છુટું થઈ જવું તે. મોક્ષ. મુક્તિના ચાર પ્રકાર આ પ્રમાણે છે:—સાયુજ્યતા, સરૂપતા, સમીપતા ને સલોકતા. મુક્તિપદ=પરમ નિવૃત્તિનું સ્થાન; જેમાં કંઈ માયા કે કોઈ જાતનું બંધન રહેતું ન હોય એવી જે હાલત તે; બ્રહ્મપદ. મુક્તિમાર્ગ=મોક્ષમાર્ગ, જેથી સંસારની માયા છોડી શકાય તે માર્ગ—ધર્મ-સંપ્રદાય તે; જ્ઞાનમાર્ગ.

**મુખ,** ન૦ [ સં. ] મોં; મોઢું. (૨) માથાના આગલા ભાગનો જે આખો દેખાવ તે; ચહેરો; વદન. (૩) સમુદ્રને મળતો નદીનો જે છેલ્લો ભાગ તે; નદીનો તે ભાગ કે જે સમુદ્રને જઈ મળે છે તે. :—ગંગા ઘણે મુખે બંગાળના ઉપસાગરને મળે છે. (૪) બાકું; વાટ; રસ્તો, નાકું; દરવાજો; દ્વાર. રૂ૦ પ્ર૦ મુખનાં મલોખાં કરવાં=મોઢે સારૂં લગાડવું, મલામલાં કરવાં.

**મુખકમળ,** ન૦ કમળના જેવું જે મોં તે; મુખારવિંદ.

**મુખકળા,** સ્ત્રી૦ મોંનો, ચહેરાનો ઘાટ—દેખાવ તે; ચહેરાનો સુશોભિત શકલ.

**મુખચંદ્ર,** પું૦ [ સં. ] ચંદ્રમાના જેવું સુંદર મુખ તે; મુખ રૂપી ચંદ્ર તે.

**મુખજુબાની,** સ્ત્રી૦ મોઢાની સાક્ષી તે; લેખથી નહિ પણ બોલીને આપેલી સાખ તે.

**મુખડું,** ન૦ મોં; મોઢું, વદન

**મુખતેસર,** વિ૦ [ ફા. ] સારરૂપ; સંક્ષિપ્ત; થોડામાં; ટુંકું; અગત્ય જેવું.

**મુખત્યાર,** વિ૦ [ફા.] પોતાની મરજીમાં આવે તેમ કરવાને સત્તા અપાયેલું તે:—હું મારી જાતનો મુખત્યાર છું. સર્વ હકવાળું. (૨) કોઈ તરફની સત્તા મેળવીને તેની-વતી કામ કરનાર; એલચી; વકીલ. રૂ૦પ્ર૦ આપ અખત્યાર=પોતાની મરજીમાં આવે તેમ કરી શકનાર; કોઈના બંધનમાં નહિ તે.

**મુખત્યારનામું,** ન૦ પોતાની તરફથી બીજાને બોલવા—લખવા વગેરેનો હક આપવા સંબંધી લેખ; પોતા તરફથી કામ કરવાની બીજાને સત્તા આપવી તે, વકીલાતનામું.

**મુખત્યારી,** સ્ત્રી૦ આપ અધિકાર; સ્વસત્તા. (૨) સદર પરવાનગી; કુલ અખત્યાર તે. (૩) મુખત્યાર તરીકે કામ કાજ કરવું તે; વકીલાત; બીજાની પરવાનગીથી તેનું કામ કરવું તે.

**મુખપરીક્ષા,** સ્ત્રી૦ લેખી નહિ પણ મોઢામોઢ સવાલ જવાબ થાય એ પ્રમાણેની તપાસણી તે.

**મુખપાક,** પું૦ [ સં ] મોઢું આવી જવું—મોંમાં કોલા ને ચાંદીઓ પડી જાય એવો એક રોગ. નાનાં બાળકોને આ રોગ જીવલેણ નીવડે છે.

**મુખપાઠ,** પું૦ [ સં. ] મોં ઉપર હોવું તે; કંઠાગ્ર હોવું—કરવું તે. લખાણ, સ્તુતિઓ, શાસ્ત્ર વગેરે મોઢે કરવાં તે; પાનાં પુસ્તક લીધા વગર મોઢે બોલી જવાય એવો જે અભ્યાસ તે; મોઢે બોલવાનું તે.

**મુખમુદ્રા,** સ્ત્રી૦ [ સં. ] મોંનો શકલ તે; મુખાલોક—મોંનો મજેનો સુંદર ઘાટ તે.

**મુખર,** વિ૦ [ સં. ] બોલકણું; બહુ બોલે એવું, બોલવાનાં પાછા પગ અચકાય કે શરમાય

નહિ એવું; વાચાળ. (૨) ઠઠ્ઠાબાજ; મશ્કરું. (૩) વાગતું; ખડખડતું.

**મુખરિત,** વિ૦ [ સં. ] વાગતું; ગાજતું; ખડખડતું. (૨) વાચાળ.

**મુખવાસ,** પુ૦ મોંને સુવાસિત કરે એવી વસ્તુ ખાવી તે; જમી ઉઠીને પાન સોપારી એલચી વગેરે ખાઇને મોં સુવાસિત કરવું તે. (૨) મુખને વાસિત કરવાને ખાવાની ચીજ, સોપારી, પાન એલચી વગેરે વસ્તુઓ તે; તાંબૂલ. ઉ૦ બાદશાની અમોટિયું વાર થઇ, મુખવાસ કરો ઘડી વાગી ગઇ.

**મુખસામુદ્રિક,** ન૦ [ સં. ] મોંના દેખાવ ઉપરથી સ્વભાવ પારખવાની વિદ્યા તે.

**મુખિયું,** ન૦ કોથળા-છાલકાનાં મોં સિવી લેવાનું સુતળીનું ગુંછળું.

**મુખિયો,** પું૦ ઠાકોરજીની સેવાપૂજાની સામગ્રી કરનારાઓનો ઉપરી; સેવાનો સામાન-ભોજન વગેરે તૈયાર કરાવનારો જે મુખ્ય માણસ તે.

**મુખી,** પું૦ વસુલાતી અમલદારને મદદ કરનાર અને ગામની વ્યવસ્થા રાખનાર ગામનો વડો તે; પટેલ, પટેલિયો તે. (૨) આગેવાન; અગ્રેસર; ઉપરી; નાયક. મુખીમતાદાર.

**મુખ્ય,** વિ૦ [ સં. ] ઘણામાં જેની પહેલી ગણના થતી હોય એવું, સૌથી સારું શ્રેષ્ઠ તે; અગ્રે ગણાય એવું. (૨) પ્રધાન, પહેલું; મોટું; ઉત્તમ.

**મુખ્યતા,** સ્ત્રી૦ [સં] આગળતા; અગ્રગણ્યતા; વર્ચસ્વ.

**મુખ્યત્વેકરી,** અ૦ ઘણુંકરી; વિશેષેકરી; મુખ્ય મુખ્યમાં.

**મુખ્યશહેર,** ન૦ દેશનું અથવા રાજ્યનું મોટું શહેર; રાજનગર.

**મુગટ,** પુ૦ માથે પહેરવાનો સુંદર ને કિમતી ટોપ; શિરોવેષ્ટન; મોરપિંછ, કલગી; તોરાદાર પાઘડી, તાજ, શિરબંધ. (૨) મુરબ્બી, વડીલ. ઉ૦ માથાના મુગટ મારા પરણે કે કુંવારા?

**મુગટી,** સ્ત્રી૦ નાના-છોકરાને પહેરવાનો મુગટો તે; ધડી.

**મુગટો,** પુ૦ અબોટમાં સ્ત્રી પુરૂષ બન્ને પહેરી શકે એવું રેશમી વસ્ત્ર; નહાઇને પૂજા કરતા તથા જમવા બેસવા બ્રાહ્મણો વગેરે પહેરવાનું જે શણિયું અથવા રેશમી ... ગુંટનું વસ્ત્ર તે.

**મુગડી,** સ્ત્રી૦ કાનનું મોતીનું ઘરેણું-સ્ત્રીઓનું

**મુગલ,** વિ૦ ચંગિસ અને તાતાર તરફના મુસલમાનોની એક જાત. ઉ૦ મુગલ ભલે ખુરાસાન કે. પૃ. રાગો.

**મુગલાઇ,** સ્ત્રી૦ મુગલ રાજા-પાદશાહોની કારકિર્દી તે; મુગલોનો રાજ્ય અમલ તે (૨) મુગલોની જોહકી, દોરદમાર. (૩) સભ્યતા-ઠાઠમાઠ વગેરે તે:-મુગલાઇ મુજરો કરીને પછી બેસવું.

**મુંગામાડી,** સ્ત્રી૦ મુગટાની જાતનું સ્ત્રીઓને અબોટમાં પહેરવાનું કીરમજી રેશમી વસ્ત્ર; ચોકડિયું.

**મુગ્ધ,** વિ૦ [ સં. ] થોડી સમજણવાળું; બાલિશ. (૨) સાલસ, સીધું, ભોળું.

**મુગ્ધા,** સ્ત્રી૦ [ સં. ] નવા યૌવનમાં આવેલી પણ ભોળી-નતિમાં થોડી સમજવાળી સ્ત્રી, પ્રેમઘેલી, કાલી-બાળુ કાબેલ-ચતુર નહિ એવી તે. ત્રણ પ્રકારની નાયિકાઓમાં પહેલા પ્રકારની નાયિકા તે.

**મુચરકો,** પુ૦ ફરીને કરૂં અથવા મુદતે હાજર ન થાઉં તો જે દંડ કે શિક્ષા થાય તે ભોગવુ, એવો ગુનેગારે કરી આપવાનો લેખ તે. કાગ:-હાથ મુચરકા= નજરના જામીન; જામીનગીરી આપવી જ પડે એવા જવાનો કરાર તે

**મુછ,** જુઓ મુછ.
**મુછાળો,** પુ૦ ઉમ્મર લાયક-જેને મુછો આવેલી હોય એવો મરદ પુરુષ તે. રૂ૦ મુછાળો મૂર્ખ મોટો થે, પસ્તાવામાં પછી પડે.
**મુજ,** સ૦ મારૂં; હુંનું છઠ્ઠી વિભક્તિનું રૂપ. આને તેમ છતાં છઓ વિભક્તિના પ્રત્યયો હું,ની માફક લાગે છે:-મુજને, મુજથી. મુજમાં.
**મુજબ,** અ૦ [ अ. ] પેઠે; માફક, પ્રમાણે; રીતે. (૨) વિ૦ સરખું. સમાન.
**મુજમુદાર,** જુઓ મજમુદાર.
**મુજરે,** અ૦ મજરે; વળતરમાં એમ.
**મુજરો,** પુ૦ મજરો; નમન; વંદન; સલામ. (૨) ભેટ-મહેરબાનીની આશાએ બહુ વિવેકસર વંદન કરી રાજા કે મોટા માણસ આગળ જઈ બેસવું તે. ઉ૦ મુજરો લઈ મુજ રોગ લે હરિ: ક. દ. ડા.
**મુજહામત,** સ્ત્રી૦ ટીકા; વિવેચન. (૨) અટકાવ; પ્રતિબંધ.
**મુજાખો,** પુ૦ [ अ. ] મહત્ત્વ; વજન; ઓજ. (૨) દરકાર; ગણના; લેખું.
**મુજાવર,** પુ૦ [ फा. ] કબર ઉપર ફૂલ ચઢાવનારો; કબર વગેરેની સંભાળ રાખનાર-વ્યવસ્થા વગેરે કરનાર તે:-પીરનો મહિમા મુજાવર વધારે, ને મહાદેવના ગુણ ભરડો જાણે.
**મુજિયો,** પુ૦ તરતમાંજ જનોઈ દીધેલો બ્રહ્મચારી બટુક. કંકુના છડાટે દેવાડિયે; મોતીડે ચોક પુરાવો, લાડકડોડે મુજિયો.
**મુઝારો,** પુ૦ મુઝેરો; તાવ ઉધરસ ને ફેફસાંના સોજાનો રોગ તે; ત્રિદોષ.
**મુઝાવું,** ક્રિ૦ અ૦ અકળાવું; ગભરાવું; રિબાવું. (૨) શ્વાસ બરોબર નહિ લેવાવાને ગભરામણ થવી તે (૩) કંટાળવું. કોઈ સુરકસીના તોડ નહિ જડવાથી મનમાં ને મનમાં ગુંચવાવું તેમજ શ્વાસ બરોબર નહિ આવવા-લેવાવાથી ગુંગળાવું તે.
**મુઠ,** સ્ત્રી૦ મુઠ; તરવાર; મુદ્ગર વગેરે મુઠીથી પકડાય એવો હાથો તે; હથિયાર વગેરેના પકડ તે. (૨) ગીલીદંડાની રમતનો એક દાવ. (૩) મુઠી. (૪) તંત્રશાસ્ત્રનો એક મારણ પ્રયોગ. મુઠીવાળી તે ઉપર મંત્ર ભણી.જેને પીડા કરવી કે મારવો હોય તેની ઉપર મુઠી ઉઘાડી નાંખવી તે. મુઠ મારવી, એમ કહેવાય છે. મુઠચોટ.
**મુઠિયું,** ન૦ ચાર આંગળાં અને અંગુઠાથી મુઠી વાળીને બનાવેલો કણક વગેરેનો લંબગોળ આકાર તે:-લાડુનાં મુઠિયાં. તેમજ દુધીના અને મેથીની ભાજી વગેરેના મુઠિયાં; ગરગોળો.
**મુઠી,** સ્ત્રી૦ [ सं. मुष्टि ] હથેળી સાથે જેથી આંગળાં વાળેલાં તે. (૨) હથેળીને આંગળાંમાં સમાય તેટલું તે:-મુઠી અન્ન ભિખારીને આપવું. રૂ૦ પ્ર૦ મુઠી વાળવી. સંગ્રહ કરવો; ભેગું કરવું, ગાંઠ કરવી. છાનું રાખવું; કોઈને જાણવા નહિ દેવું; બંધ પાડવું. કંજુસાઈ કરવી; નહિ ખરચવું. મુઠીઓ વાળીને દોડવું=તરાથી નાસવું, છટકી જવું.
**મુઠીભર,** વિ૦ મુઠી ભરાય તેટલું; મુઠીમા માય એટલું. એક મુઠીભર અનાજ આપવું. (૨) થોડુંક; જુજ-મુઠીભર ઘોડેસ્વાર સાથે હોવા છતાં તેણે કિલ્લા ઉપર હલ્લો કર્યો અને વિજય મેળવ્યો.
**મુડણ,** ન૦ મુડવું તે; બોડાવવું તે, માથેથી-શરીર ઉપરથી વાળ કઢાવવા તે, હજામત; વતું. (૨) બાળકના પહેલ વહેલા વાળ ઉતરાવવા તે. (૩) દીક્ષા લેવી તે.
**મુડદારશિંગ,** સ્ત્રી૦ એક જાતની ઓષધિ.
**મુડદાલ,** વિ૦ [ फा. मुर्दार ] મરી ગયેલા જેવું; ચેતન-ઉમંગ વગરનું, નરમાઈ લાગવી

રહિત થઇ ગયેલું હોય એવું-ગુમડા ઉપરની મુડદાલ ચામડી લીધી ત્યા સુધી તો કંઇજ લાગ્યુ નહિ. (૨) અશક્ત; નિર્માલ્ય; દમ વગરનું, લેવાઇ ગયેલું; નિ.સત્ત્વ, મરવા પડેલું હોય એવું:-ગગરિયા બિચારા અફીણને લીને મુડદાલ થ૦ ગયા.

**મુડદું**, ન૦ [ फा. ] ચૈતન્ય વગરનું કલેવર; જેમાથી જીવ જતો રહ્યો હોય એવું શરીર, શબ, પ્રેત; મડદું; લાશ, લોથ. (૨) જડ-ચેતન રહિત એવું તે, દુર્બળ-નિર્માલ્ય તે

**મુડવુ**, ક્રિ૦ સ૦ અસ્ત્રાથી વાળ કાઢવા બોડવું. (૨) છેતરવું; ઠગવું; ધૂતવું. (૩) દીક્ષા આપવી, શિષ્ય કરવો; સંપ્રદાયમા લેવું:-તમે કેટલા ચેલા મુડયાં? રૂ૦ પ્ર૦ પાડા મુડવા=આળસુ બેસી રહેવું

**મુડાવું**, ક્રિ૦ અ૦ બોડાવું. (૨) છેતરાવું, ઠગાવું. (૩) ચેલા થવું, સંપ્રદાયમાં જવું.

**મુડિયો**, પુ૦ મુડણ કરાવી-અમુક પંથમા ગયેલો તે; મુડાયેલો; ચેલો થયેલો-ચેલો શિષ્ય.-સ્વામીનારાયણના મુડિયા.

**મુડી**, સ્ત્રી૦ થાપણ, ભંડોળ. (૨) પુજી; રોકડ પૈસો. (૩) ગરદન, ગળચી, બોચી. (૪) માથુ, ટોકું. (૫) મો, મુખ. મુડી નીચી કરવી=લજવાવ શરમાવુ, ઝખાણા પડવુ.

**મુડો**, પુ૦ બોમણુ ભાગ તે; બોમણનુ એક માપ તે (૨) મુડિયો, બોડો. (૩) વાળનો જુડો.

**મુતરડી**, સ્ત્રી૦ પિશાબખાનુ; મુત્રી, મુતરવાની જગા.,

**મુતરવું**, ક્રિ૦ અ૦ મુત્રપિંડ મારફત લોહીથી છુટો પડેલો ક્ષાર યુક્ત પ્રવાહી શરીર બહાર કાઢવો; પિશાબ કરવો; મૂત્ર કરવુ. (૨) ગભરાવું; ધ્રુજવું; થરથરવુ. (૩) મુતરી દેવું=ડરી જવુ, ભયથી પાણી પાણી થઇ જવુ. રૂઢિ૦ મોપર મુતરવુ=અપમાન કરવુ; નહિ ગાંઠવું; નહિ લેખવવુ

**મુતરાણી**, સ્ત્રી૦ મૂત્ર બહાર કાઢવાનો અવયવ છિદ્ર-નાડું-દ્વાર તે.

**મુતરાણું**, વિ૦ મુતરવાની હાજતવાળું;મુતરવાની નાકીદ હોય તેવું.

**મુતરાવવું**, ક્રિ૦ સ૦ મુતરે એમ કરાવવું; પિશાબ કરાવવો. (૨) ડગાવવુ, ધમધમાવી નાખવુ; ગભડાવવું; મુતરી જાય એવો ભય દેખાડવો.

**મુતરિયું**, ન૦ મુતરવાનું ઠામડુ

**મુતલક**, અ૦ [ अ. मुतलक ] તદન,જરાએ જગ, બિલકુલ; તમામ.

**મુતાલિક**, પુ૦ [ अ. मुतअल्लिक ] દિવાનથી ઉતરતા ઓહ્દાનો અમલદાર; નાયબ દિવાન.

**મુદઇ**, ન૦ શત્રુ, દુશ્મન :(૨) પ્રતિપક્ષી, વાદી

**મુદત**, સ્ત્રી૦ [ अ. मुद्दत ] અમુક વખત તે, અમુક નક્કી કરેલો વખત તે; ઠેરવેલા વખત પહેલાં પાકી મુદત=ઠેરવેલો વખત પુરો થયો હોય તે સમય. મુદતે સર=બરોબર વખતે.

**મુદલ**, ન૦ [ अ. ] વેપાર ધંધા માટે કઢેલી મૂળ થાપણ તે, મુડી; પુજી; ભડોળ (૨) અ૦ લગારે લગાર, જરાએ જરા તમામ, સમૂળ; માત્ર

**મુદા**, સ્ત્રી૦ [ स ] ઉલ્લાસ, આનંદ, હરખ ખુશાલી

**મુદિત**, વિ૦ [ सं. ] હરખાયેલુ, રાજી; ખુશ થયેલું; આનદિત, પ્રસન્ન થયેલુ એવુ (૨) ખીલેલું; ફૂલેલું

**મુદામ**, વિ૦ [ अ. मुदाम ] ઘણા વખતનું; ચાલુ (૨) અ૦ ખામોખામ વિશેષેકરીને; ખાસ.

**મુદ્દો**, પુ૦ [ अ. मुद्दआ ] પુરાવો; સાબીતી (૨) ગુનાનું મૂળ જેને મળિ ગુનો થયો હોય તે ચીજ-સાન વગેરે તે, ગાબા

સાક્ષી; પત્તો, ખાતરીની-જરૂરી ગુનાની પુરવારી થાય એવી બાબત તે.

**મુદ્રા,** સ્ત્રી૦ [ सं. ] ઉપરના દેખાવની સુંદર છટા તે; છાપ; આલેખ, સુંદર ચિહ્નથી આલેખિત દેખાવ. (૨) ચિહ્ન; નિશાની; રેખા. (૩) છાપ; સિક્કો; મહોર. (૪) છાપવાના ધાતુના અક્ષરો અને તેનાં કારખાનાં. (૫) છાપવાનાં બીબાં અને તેનાથી છાપવું તે.:-મુદ્રાંકિત=છાપેલું. (૬) એક પ્રકારનું યોગાસન. (૭) વિંટી; અંગુઠી. મુદ્રાલેખ=આગલો અગ્ર લેખ. તપ્તમુદ્રા=અમુક દેવના મંત્ર અને નિશાનીઓ અથવા પગલાં કોતરેલાં ધાતુના બીબાંને ગરમ કરાવી ચામડી ઉપર તેનો ડામ દેવડાવવો તે. છાપાંતિલક લીધાં એમ કહેવાય છે. ગોસાંઈ લોકો કાનમાં જે કુંડલાદિક લટકાવે છે તે.

**મુદ્રાંકિત,** વિ૦ [ सं. ] છાપેલું; ટાઈપ ઉપર શાહી લગાડી કાગળ ઉપર જે અક્ષરાદિકની છાપ લેવામાં આવે છે તે.

**મુદ્રિકા,** સ્ત્રી૦ [ सं ] જેની ઉપર નામ કોતરેલું હોય એવી વીંટી; જેવડે છાપ મારી તથા સિક્કો પાડી શકાય એવી વીંટી.

**મુનશી,**-પું૦ ઉર્દુ ફારસી અરબી વગેરેનો શિક્ષક. (૨) લખાણ પત્તરનું કામ કરનાર.

**મુનસફ**-પું૦ દિવાની કજિયા સાંભળી ન્યાય આપનાર; ન્યાયાધીશ.

**મુનસફી,** સ્ત્રી૦ મુનસફનું કામ તે. (૨) કોઈને પૂછ્યાગાછ્યા વગર પોતાની મરજી પ્રમાણે વર્તવા-કરવાની છૂટ-સદર પરવાનગી તે; પોતાના મનમાં આવે તેમ ફાવે અખત્યારે કાર્ય કરવાની છૂટ તે.

**મુનાસબ,** વિ૦ [अ.] વાજબી; યોગ્ય; ઘટિત.

**મુનિ,** પું૦ [ सं. ] ઋષિ; તપસ્વી; યોગી; મૌન રહી તપ કરનાર સાધુ. મુનિવ્રત=મુનિ જેવું-નહિ બોલવાનું વ્રત તે.

**મુનીમ,** પું૦ [ अ. ] પેઢીનું કામ કરનાર મુખ્ય ગુમાસ્તો. શરાફની પેઢીનો મુખ્ય કારભારી તે. (૨) આડતિયો.

**મુનીમી,** સ્ત્રી૦ મુનીમગીરી.

**મુન્ય,** ન૦ અણબોલ્યા રહેવું તે; મૌન; મુગા રહેવું તે.

**મુફત,** જુઓ મફત.

**મુફતી,** પું૦ મુસલમાન પંચાતિયો.

**મુફલસ,** વિ૦ [ अ. ] ગરીબ; દીન; લાચાર; કંગાલ.

**મુફલસી,** સ્ત્રી૦ ગરીબી; દીનતા; કંગાલિયત.

**મુફસીલ,** ન૦ બહારગામ; પરદેશ.

**મુબારક,** વિ૦ [ अ. ] ભાગ્યશાળી; સુખી; ભલું, ભલે હો એવું; આબાદ.

**મુબારકબાદી,** સ્ત્રી૦ સારૂં થયા બદલ પ્રસન્નતા-ખુશાલી બતાવવી તે; કોઈના કલ્યાણથી ઉપજેલા આનંદને લીધે તેનું તે સૌભાગ્ય આબાદ-ચાલુ રહો, એવો જે આશીર્વાદાત્મક ઉદ્ગાર તે; અભિનંદન; ધન્યવાદ.

**મુમતી,** સ્ત્રી૦ જૈનયતિઓ મોંની ફાડ સામે લુગડાનો જે નાનો કકડો બાંધે છે તે.

**મુમનો,** પું૦ મુસલમાન ધર્મમાં ગયેલા હિંદુઓની એક જાતિ. એ લોકો રીતરિવાજમાં અને લૌકિક આચારમાં અરધા હિંદુ માફક અને અરધા મુસલમાન માફક રહે છે.

**મુમુક્ષુ,** વિ૦ [ सं. ] મોક્ષની ઇચ્છાવાળો; મુક્તિની ઇચ્છા રાખનાર.

**મુમ્મૈ,** સ્ત્રી૦ ( फा. मूम्याइ. Mummy ] માણસની ચરબીની મેળવણીથી બનાવેલી એક દવા. કચરાયેલા શરીર ઉપર લગાડવામાં અને પેટમાં આપવાના કામમાં આવે છે. મુમ્માઈ.

**મુરખ,** વિ૦ મૂર્ખ; બેવકૂફ; મુરખનું નાશુ બિંતે. મુરખનો સરદાર-શિરોમણિ.

**મુરખાઇ,** સ્ત્રી૦ મૂર્ખતા, મૂર્ખપણું.
**મુરઘી,** સ્ત્રી૦ મરઘડી; કુકડી.
**મુરઘો,** પુ૦ કુકડો; મરઘડો; મરઘો.
**મુરચંગ,** ન૦ મોરચંગ, એક જાતનું વાજું.
**મુરછા,** સ્ત્રી૦ મૂર્છા.
**મુરજ,** ન૦ [ सं ] એક જાતનું વાજું. ઉ૦ વીણા મુરજ મૃદંગ ને મધ્યે મોરલી વાગેજી. ગિરધર.
**મુરત,** સ્ત્રી૦ મૂર્તિ. (૨) મુહૂર્ત.
**મુરતિયો,** પુ૦ કન્યાને પરણવા આવનારો; જમાઇ:—મુરતિયો મારો જોજો.
**મુરતી,** જુ૦ મૂર્તિ.
**મુરબ્બી,** વિ૦ [ अ. ] કુટુંબનો મોટો—આગેવાન—વૃદ્ધ માણસ તે; વડીલ; ગુરુજન, શિરજ્ઞ; ઉપરી; મોટેરૂં.
**મુરબ્બો,** પું૦ [ अ. मुरब्बा ] ચાસણી પાયેલો ફળ ને કચુંબરનો આથો તે; ખાંડમાં આથેલાં ફળાદિક તે.
**મુરલી,** સ્ત્રી૦ મોરલી; વાંસળી. મુરલીધર—કૃષ્ણ. (૨) દેવને અર્પણ કરેલી છોકરી, દેવસ્થાનમાં દેવને અર્પણ કરાયેલી જે અવિવાહિત છોકરીઓ સેવાપૂજા કરવા ને નાચવા રહે છે તે.
**મુરવત,** સ્ત્રી૦ [ आ. मुरुवत ] આબરૂ—ઓજ; વજન, ગૌરવ; પ્રતિષ્ઠા. (૨) અદબ; વિવેક; સભ્યાચાર.
**મુરસદ,** પુ૦ ગુરુ. ધર્મનો ઉપદેશ કરનાર. ઉ૦ પ્રથમ અક્કલકે બડે કહાવો, 'સમઝુ તુમ સમઝાવો, મેં મુખસે કહું મુરસદ રોગ, મરેગમ મોઢે બતાવો. નિરાંત.
**મુરાતબ,** સ્ત્રી૦ [ अ. ] મોભો; પ્રતિષ્ઠા; મોભો; વજન.: માન—મુરાતબ.
**મુરાદ,** સ્ત્રી૦ [ अ. ] ઇચ્છા; આશા; ઉમેદ. મનોભાવ; હેતુ.
**મુરારિ,** પુ૦ [ सं ] મુર દૈત્યનો શત્રુ તે. શ્રીકૃષ્ણ. મોરારિ—મોરાર
**મુરીદ,** સ્ત્રી૦ ચેલી; શિષ્યા; ભક્તસ્ત્રી.
**મુલક,** પુ૦ [ अ. ] દેશ, જનપદ, પ્રદેશ; અમુક નામ પાડેલો જે ભૂભાગ—પ્રદેશ તે. ઉ૦ રૂડો રૂડો મુલક ગુજરાત રૂડો.
**મુલકગીરી,** સ્ત્રી૦ દેશના વડાએ વસુલાતના તેમજ બંદોબસ્તના કામ માટે પોતાના તાબાના મુલકમાં આમતેમ ફરવું—સ્વારીએ નીકળવું તે. (૨) મુલક જોવા ફરવું તે; મુસાફરી.
**મુલકી,** વિ૦ મુલક સંબંધી—મુલકને લગતું. (૨) દિવાની; વસુલાતી:—મુલકીખાતું=વસુલાતીખાતું—મહેસુલી ખાતું.
**મુલતવી,** અ૦ અદ્ધર, અદ્ધર મોકૂફ. ક્રિ૦ પ્ર૦ મુલતવી રાખવું—થોડા વખત પછી હાથ ધરવા ઉપર રાખવું; તરત વેળા બંધ રાખવું; થોડું ચાલ્યા—તપાસ્યા—આરંભ્યા પછી ફરીને વિચાર ઉપર લેવા બંધ રાખવું. (૨) છેવટનું મોડીવાળવું; બંધ રાખવું:—કાશી જવાનું અમે મુલતવી રાખ્યું. હવે જ્યારે જવાય ત્યારે ખરૂ.
**મુલતાની,** વિ૦ મુલતાનનું—મુલતાન સંબંધી. (૨) મુલતાનનો રહેવાસી:—જોડેની ચાલમાં બધા મુલતાનીઓ રહે છે.
**મુલદાર,** વિ૦ કિંમતી; મોંઘું; મૂલ્યવાન. ઉ૦ મુલદાર મદાર લાવજો. ક. દ ડા.
**મુલવવું,** ક્રિ૦ સ૦ મૂલ કરવું; કિંમત કરાવવી; વેચાતી લેવાને માટે કિંમત મુકરર કરવી. ઉ૦ હિયા બાઇએ મોતીડા મુલવ્યાં.
**મુલાઇમ,** વિ૦ [ अ ] સુંવાળું; નરમ; પોચું; કુમળું. (૨) બારીક વણાટનું, ઝીણું.
**મુલાકાત,** સ્ત્રી૦ [ अ ] મેળાપ, ભેટ; સમાગમ. (૨) પરિચય; સહવાસ. (૩) સંબંધ ઓળખાણ; મેળ.
**મુલાખું,** વિ૦ જરાક બાડું. ત્રાંસી નજરે જોનારૂં બલોખું.

**મુલાજો,** પું૰ [अ. मुलाहज] મલાજો; મર્યાદા; અદબ; આમન્યા; વિવેક; શરમ-લાજ. ક્રિ૰ પ્ર૰ મુલાજો પાળવો-રાખવો=અદબ રાખવી.

**મુલામ,** વિ૰ [अ. मुलम्मअ] મગ્સ; સુંદર. (૨) રસવું-ઢોળ ચઢાવવો તે.

**મુલ્લાં,** પું૰[फा.] મુસલમાન-વ્હોરાઓનો પંડિત; ધર્મ અને ન્યાયનું સાહિત્ય જાણનારો અને ઉપદેશ આપનારો ગુરુ. ઉ૰ મુલ્લાં નીકળ્યા માર્ગે, મેં જોયું તે દિશ, પાણી અધિક તેથી પડ્યું, ગજ છડો રીશ.

**મુવાડું,** ન૰ ભિલલોકનું ગામ; મો-વાડ-મઙ-વાડ તે મુવાડું.-બ૰ મુવાડાં.

**મુવાળો,** પું૰ નિમાળો; વાળ; કેશ; બાલ.

**મુવું,** વિ૰ મરી ગયું; ખેગયું. એવો અર્થ બતાવે છે. બળ્યું; ટળ્યું ધોયું એમ તિરસ્કાર અને ઉપેક્ષામાં કહેવાય છે. મુવો એ ગયો તો. મુવું મારે શું કરવું હતું. મુવો નઠારો છે એવું નામ ન લેતાં. રુ૰ પ્ર૰ મુવા પહેલી ઘોર. મુવા પહેલી મોકાણ. મુવો વરને બળી જાન. મુવા નહિ ને માંદા પડયા. મુઇ ભેંશના મોટા ડોળા. મુઈ-મુવો, મુવું. મરવા-નાશ પામ્યાના તિરસ્કારમાં-પાપ ગયું, એવો અણગમાનો અર્થ રાખે છે.

**મુશ્કેટાટ,** વિ૰ વાંસા પાછળ હાથ બાંધેલા હોય એવું, ખેંચીને કોણીથી હાથ પીઠે બાધવા તે. ક્રિ૰ પ્ર૰ મુશ્કેટાટ બાંધવું=વાંસા સાથે હાથને બાધી લેવા; એવી રીતે બાંધવું કે જેથી પીઠે બાધેલા હાથ બિલકુલ ચસકે નહિ.

**મુશ્કેલ,** વિ૰ [अ. मुश्किल] મહેનતે-મહાશ્રમે બને એવું; અઘરું, કઠણ; દુસ્સાધ્ય; મુસીબત પડે એવું; વિષમ.

**મુશ્કેલી,** સ્ત્રી૰ મુસીબત; -મહેનત પડવી તે; ઝટ-વગર મહેનતે ન બને-થાય એવી જે દુર્ઘટના તે; કઠણાઈ.

**મુષ્ઠી,** સ્ત્રી૰ [सं.] મુઠી.

**મુસદ્દી,** વિ૰ [अ.] મુસદ્દો બનાવી જાણનાર; લખાણ કરવામાં કાબેલ તે; કારકુન; મહેતો; અચ્છી ઇબારતથી લખાણ કરી જાણનારો તે. (૨) રાજ્ય કાજ કુશળ; રાજ્યનીતિ-કારસ્થાન કરી અથવા રમી જાણે એવો તે.

**મુસદ્દો,** પું૰ [अ. मुसव्वद] ઉંડા અર્થ વાળી ઇબારતનું લખાણ તે; યુક્તિદાર લખાણવાળો લેખ તે; ખરડો; લખાણની રૂપરેખા તે; ખોળિયું.

**મુસલમાની,** વિ૰ (फा.) મુસલમાનનું-સંબંધી-તેને લગતું; ઇસ્લામી.-મુસલમાની ધર્મ; મુસલમાની રીતરિવાજ-ભાષા, વગેરે. તે મુસલમાનીમાં બોલે છે.

**મુસલ્લો,** પું૰ નિમાજ પઢવાની ચટાઇ.

**મુસળ,** ન૰ (सं) ખાંડવાનું ઓજાર-સાંબેલું.

**મુસળખંડી,** સ્ત્રી૰ ચોખા. (૨) ખાંડવું તે.-હવે બૈરાંને મુસળખંડી કરવી પડતી નથી.

**મુસળધાર,** વિ૰ મુસળ-સાંબેલા જેવી જાડી ધારાવાળું. અર્થાત્ પુષ્કળ-ધોધમાર.-પછી મુસળધાર વરસાદ પડયો.

**મુસળસ્નાન,** ન૰ જેવું તેવું એટલે કે, શરીર પલળ્યું ન પલળ્યું થાય એમ નહાવું તે; જેવું તેવું સ્નાન તે.

**મુસળી,** સ્ત્રી૰ (सं. मुसली) એક જાતની ઓષધિ. એ વસાણામાં પડે છે. અને શક્તિ આપનાર છે. (૨) નાનું મુસળ; પરાર-પરાઈ; બત્તો.

**મુસળું,** ન૰ (सं.मुसल) ડાંગેર ખાડવાનું ઓજાર; સાંબેલું.

**મુસાફર,** પું૰ (अ.) વટેમાર્ગુ; પ્રવાસી; પંથી.

**મુસાફરી,** સ્ત્રી૰ દેશપરદેશ ફરવું તે; પ્રવાસ; પંથ.

**મુસારો**, પુ૦ દિવસ અથવા મહીનાનો પગાર તે; દરમાયો.

**મુસાહિબ**, પું૦ (અ.) સાથેરહેનારો; મિત્ર, સાથી, તે.

**મુસીબત**, સ્ત્રી૦ મુસ્કેલી; મહેનત; કઠણાશ.

**મુસ્તકીમ**, વિ૦ (અ.) મક્કમ; મજબુત, ચોટી રહેલું તે. (૨) જોરાવર.

**મુહૂર્ત**, ન૦ (સં) કોઈ માઠું કામ આરંભવાનો અનુકૂળ ને શુભ દિવસ-વખત; પળ ચોઘડિયું તે. (૨) ૪૮ મિનિટ-બે ઘડી જેટલો સમય તે.

**મુળગું**, વિ૦ ખરું; સ્રપણું (૨) અ૦ તમામ, જરાએ જરા; બિલકુલ, તદન.

**મુળાભાજી**, સ્ત્રી૦ મૂળાની જુડી, મુળાના પાનની ભાજી.

**મુળિયું**, ન૦ ઝાડ છોડવા વગેરેનું ભોયમાથી રસકસ ચૂસનારી મૂળ-શાખા તે, જડ.

**મુળો**, પું૦ મૂળમાં થતા ધોળા કંદની ભાજી.

**મુંએલું**, વિ૦ મરી ગએલું; મરણ પામેલું.

**મુંગણી**, સ્ત્રી૦ ગથેલા ચોખાને ચોળી મગનું ભીરૂ નાખી બનાવેલી રોટલી.

**મુંગું**, વિ૦ (સં મૂક) જેને વાચા ન હોય તેવું; અવાચક જેને બોલતા આવડતુ ન હોય તેનુ, ગુગુ. મૂક. કહે૦ મુગાને આવ્યુ આવ્યુ તે ગિયારો શું કહે? મુગો ખાડ ખાય=અર્થાત્ મનમાં ને મનમા હરખાય -બીજાને શુ કહે? (૨) ગુપચુપ, છાનુમાનુ

**મુંછ**, સ્ત્રી૦ નાક નીચે હોઠના ઉપર પુરુષને જે વાળ આવે છે તે. રૂ૦ પ્ર૦ મુછો મરડવી= અક્કડાઈ કરવી મુછમા હસવું=મનમા રાજી થવું, સામાની ઠીક ઠેકડી થાય છે, એમ મલકાવું મુંછનો વાળ=માનીતો માણસ

**મુંછાળું**, વિ૦ મુછોવાળું, જેને મુછો હોય તેવું. (૨) મર્દ, પ્રતાપી, જોરાવર. (૨) હુમ્મર લાયક; આપેક; રૂ૦-મુંછાળો સાપ.

**મુંજ**, ન૦ એક જાતનું-ડાભ જેવું ઘાસ. એ પવિત્ર ગણાય છે અને તેની દોરીઓ દોરડા વણાય છે. બ્રહ્મચારી એના દોરડાનો કંદોરો રાખે છે.

**મુંજી**, વિ૦ કંજુસ; કૃપણ, બખીલ. (૨) મુંગું બોલે નહિ એવું; અક્કલ વગરનું; હોસ વગરનું.

**મુંઝડો**, પું૦ ઘોડો; જેને મોઢે કાળા ને શરીર ધોળાવાળ હોય એવો વાછડો.

**મુંઝણ**, સ્ત્રી૦ મુઝાવું તે; અમુઝણ; મુઝવણ.

**મુંઝવણ**, સ્ત્રી૦ અકળામણ, ગભરામણ, બેચેની, વ્યગ્રતા ક્ષોભ, ઉચાટ; ઉદ્વેગ; આકુળતા.

**મુંઝવણી**, સ્ત્રી૦ મુઝવણ; અકળામણ. (૨) મુસ્કેલી, ગુચવણ

**મુંઝાવું**, ક્રિ૦ અ૦ અકળાવું, ગભરાવું. (૨) અટકી-અટકીને શ્વાસ ચાલવો તે, રિબાવું, કંટાળવું. (૩) મનમાં ને મનમાં ગુંચાવું.

**મુંડ**, ન૦ [ સં. ] માથું, ડોકું; મસ્તક.

**મુંડન**, ન૦ બોડાવવું તે, વાળ ક્ષૌરાવવા તે.

**મુંડમાળ**, સ્ત્રી૦ માથાની ખોપરીઓની માળા તે

**મુંડવું**, ક્રિ૦ સ૦ ખરું ઝીણી ધારવાળા હથિઆરથી વાળ લેવા, બોડવું; વતુમ્રવું. (૨) છેતરવું, ફોસલાવવુ; ધૂતવું. (૩) દીક્ષા આપવી, પોતાના મતમા લેવું.

**મુંડી**, સ્ત્રી૦ પુંજી, થાપણ (૨) મુદ્દલ, અસલ રકમ તે

**મુક**, વિ૦ [ સં. ] મુગું, જેને વાણી-વાચા ન હોય તે; અવાચક.

**મૂકવું**, ક્રિ૦ સ૦ મેલવું, મુકવું, રાખવું. જુ. મુક્વું

**મૂઢ**, વિ૦ [ સં. ] અબુજ; અજાન; કંઇ સમજે નહિ એવું-મૂર્ખ. (૨) ગાંડું ઘેલું. મૂઢ મતિ=જેની બુદ્ધિ ચાલી ગઇ હોય એવું-જેની મતિમંદ હોય એવું

**મૂતર**, ન૦ [ સં. મૂત્ર ] પ્રાણીઓના શરીરમાંથી છુટું પડીને બહાર નીકળી જત્ર

જે પ્રવાહી તે; મૂત્ર; પિશાબ.
**મૂત્ર,** ન૦ [ સં. ] મૂતર; પિશાબ.
**મૂત્રકચ્છ,** પુ૦ [ સં. ] મૂત્રપિંડને લગતો એક રોગ.
**મૂત્રપિંડ,** પુ૦ [ સં. ] છાતીની બખોલ ને પીઠ તરફના એક પાસે લોહીને ગાળી શુદ્ધ લોહી અને મૂત્રને જુદાં પાડનારા બે માંસલપિંડ-ગોળા જેવા અવયવ તે.
**મૂત્રલ,** વિ૦ મૂત્ર વધારે કરાવે એવું; મૂત્ર વર્દ્ધક. (ઓસડ.) મૂત્ર લાવનાર.
**મૂત્રાશય,** ન૦ [ સં. ] મૂત્રપિંડે લોહીમાંથી છૂટું કરેલું મૂત્ર બહાર નીકળતા પહેલાં એકઠું થાય છે તે કોથળી; ફુકંકા.
**મૂત્રાહ,** ન૦ જે દ્વારે મૂત્ર બહાર પડે છે તે.
**મૂર્ખ,** વિ૦ [ સં. ] અક્કલ વગરનું; અભણ; આવડ વગરનું; ઓછી બુદ્ધિનું. (૨) રીતભાત-વિવેક વગેરે સમજે નહિ એવું, સ્વાદ સમજે નહિ એવું.
**મૂર્ખતા,** સ્રી૦ મૂર્ખપણું; મુરખાઇ, કમ અક્કલ. (૨) અણસમજુપણું.
**મૂર્ખાઈ,** સ્રી૦ મૂર્ખતા.
**મૂર્ચ્છના,** સ્રી૦ [ સં. ] શુદ્ધિ થોડીવાર માટે જતી રહી હોય એવી સ્થિતિ તે, મૂર્ચ્છા, અચેતનતા; બેશુદ્ધિ, બેભાન અવસ્થા.
**મૂર્ચ્છા,** સ્રી૦ [ સં. ] મૂર્ચ્છના; બેશુદ્ધિ, બેભાન અવસ્થા. કોઇ રોગાદિકને કારણે અથવા એવો કંઇ આચકો લાગવાથી બેભાન થઇજવું તે. ક્રિ૦ પ્ર૦ મૂર્ચ્છા આવવી=બેભાન થઇજવું; મૂર્ચ્છાવળવી= ચેતન-ભાન આવવું.
**મૂર્ચ્છાગત,** વિ૦ મૂર્ચ્છામાં પડેલ; મૂર્ચ્છિત; મગજ ઉપર કોઇ જાતનો અઘાત-આચકો લાગવાથી અચેત થઇ ગયેલું.
**મૂર્ચ્છિત,** વિ૦ મૂર્ચ્છામાં પડેલ, બેભાન, અચેત થઇ ગયેલુ
**મૂર્છના,** સ્રી૦ [ સં. ] સ્વરને ઉંચો ચઢાવી ખેંચીને પાછો નીચે ઉતરવો તે; સ્વર ઘુંટણી; સ્વરમાધુર્ય.
**મૂર્ત,** વિ૦ [ સં. ] મૂર્તિમાન; જેને આકાર હોય તે; મૂર્તિ-પ્રતિમા જેવું.
**મૂર્તિ,** સ્રી૦ [સં] ધાતુ પત્થર, દાંત, લાકડું કે માટીની દેવ / દેવી વગેરેની પ્રતિમા-આકૃતિ તે; પુતળું; છબિ; તસવીર; બાવલું. (૨) માણુ-સંતઃ-આ મઠમાં કેટલી મૂર્તિ રહે છે મહારાજ? (૩) કોઈ પણ ચીજનો તેને મળતો આકાર તે. (૪) શરીર; દેહ મૂર્તિપૂજક=મૂર્તિને પુજનારો-માનનારો તે.
**મૂર્ધન્ય,** વિ૦ [સં.] માથાને-લગતું; તાળવા ઉપરના ભાગનુ. જીભ તાળવાને ઉપલે ભાગે અડતાં ઉચ્ચારાતું હોય એવું; મૂર્ધસ્થાની અક્ષરો.
**મૂર્ધસ્થાની,** વિ૦ મૂર્ધન્ય. ઈ, ચ છ જ ઝ ઞ ય ને શ. આ અક્ષરો તાળવે જીભ અડકાડવાથી બોલાય છે.
**મૂલ,** ન૦ [ સં. मूल्य ] કોઇ ચીજની કિમ્મત; દામ, દર; ભાવ; મૂલ્ય. (૪) પારખ; પરીક્ષા; તુલના. (૩) મજુરી; મહેનતાણાના દામ. (૪) ઝાડ-છોડવા વગેરેની જમીનમા ગયેલી જડ તે. (૫) આદિ કારણ વગેરે, જુઓ મૂળ.
**મૂલક,** વિ૦ અસલ કારણરૂપ; મૂળરૂપ, અસલ-ઉત્પત્તિ થવામાં જે પાયા-આધાર રૂપ હોય તે.
**મૂલ્ય,** ન૦ [ સં. ] કિમ્મત; દામ; દર.
**મૂલ્યવાન,** વિ૦ કિમતી; મૂળવાળું; મોંઘું; ઉંચાભાવનું.
**મૂષક,** પું [ સં. ] ઉંદર.
**મૂસ,** સ્રી૦ [ સં. मुषा ] ધાતુ ગાળવાની કુલડી, ધાતુનો રસ કરવાને બકરીમા મુકવાનું કુલડું-કુંડું. (૨) ભીમું.

**મૂળ,** નં૦ [સં. મૂલ] વનસ્પતિ—ઝાડ છોડવા વગેરેની પૃથ્વીમાંથી રસ ચૂસનારી જડ; જમીનમાં રહી વનસ્પતિને પોષણ ખેંચી આપનારો મુખ્ય અવયવ. તે. મૂશાખા. (૨) પાયો; મંડાણ. (૩) અસલ; મુખ્ય ચીજ તે. (૪) આદિ કારણ; ઉત્પત્તિ સ્થાનઃ—નીલ નદીના મૂળની શોધ કરવાને કેટલાએ યુરોપિયનો ગયા હતા. (૫) ઓગણીસમું નક્ષત્ર. (૬) આધાર; ટેકો. (૭) સંખ્યાનો ઘાત તે; —ઘનમૂળ. (૮) ભંડોળ; પુંજી. ક્રિ૦ પ્ર૦ મૂળ ઘાલવું—નાખવું—જડ ઘાલવી, ઉંડા દાખલ થઈજવું, અચળ થવું, દૃઢ થવું. મૂળ શોધવું—ઉત્પત્તિ સ્થાન શોધી કાઢવું; અસલની શોધ કરવી. મૂળ કાઢી નાંખવું—નાશ કરવું; ફરીને થાય નહિ એમ કરવું; જડ ઉખાડી નાખવી.

**મૂળપીઠિકા,** સ્ત્રી૦ [સં] પ્રસ્તાવના; ઉપોદ્ઘાત; શરૂઆતનું પ્રતિસારરૂપ લખાણ. પારિભાષિક કથન.

**મૂળપુરૂષ,** પુ૦ [સં.] વંશ—કુળનો આદિ પુરૂષ તે; પૂર્વજ.

**મૂળાક્ષર,** પુ૦ વર્ણમાળાના અસલ અક્ષરો તે.

**મૂળાડિયું,** નં૦ નાનું જાડું મૂળ.

**મૂળી,** સ્ત્રી૦ મૂળના ઝીણા ઝીણા કણગા તે

**મૂળે,** અ૦ પહેલેથી; અસલથી; (૨) નામ માત્રે; કંઈ હોયજ નહિ એમ.—મૂળે માંટી નહિ ત્યાં રંડાપો શાનો?

**મૃગ,** પું૦ (સં) વનમાં રહેનારૂં એક ચોપગું બકરા જેવડું પ્રાણી, હરણ, કુરંગ. (૨) પાંચમું નક્ષત્ર.

**મૃગચર્મ,** નં૦ (સં) હરણનું ચામડું તે. બ્રહ્મચારી અને ઋષિ વગેરે તપસ્વીઓ ઓઢવા પાથરવાને ગમે છે.

**મૃગજળ,** નં૦ રેતાળ જમીન ઉપર ઉભા સૂર્ય કિરણ પડતા દૂરથી પાણી વરસતું હોય એવો જે ભાસ થાય છે તે, મરીચિકા, ઝાંઝવા

**મૃગતૃષ્ણા,** સ્ત્રી૦ મૃગજળ.

**મૃગનયની,** સ્ત્રી૦ મૃગ જેવાં ચંચળ નેત્રવાળી સ્ત્રી.

**મૃગપતિ,** પુ૦ સિંહ; વનરાજ.

**મૃગમદ,** પું૦ કસ્તૂરી; હિમાલયમાં થતા એક જાતના મૃગની નાભીમાંથી મળતું બહુજ સુવાસવાળું એક દ્રવ્ય. ઉ૦ મૃગમદ લેપ કરેલો ગળે છે, ચિહ્ન ન હોય નીચું આ ગરલનું

**મૃગયા,** સ્ત્રી૦ [ સં. ] શિકાર; આખેટ.

**મૃગલાંછન,** નં૦ [ સં. ] ચંદ્રમા; ચાંદો

**મૃગલી,** સ્ત્રી૦ મૃગની માદા, નાની હરિણી.

**મૃગલોચના,** સ્ત્રી૦ મૃગ જેવા ચંચળ—સુંદર લોચનની સ્ત્રી તે.

**મૃગસર,** નં૦ [ સં. મૃગશીર્ષ ] મૃગશિર નામનું એક નક્ષત્ર તે.

**મૃગાક્ષી,** સ્ત્રી૦ [ સં. ] મૃગનયની.

**મૃગાંક,** પુ૦ ચંદ્ર; ચાંદો, જેના બિંબમાં મૃગનું ચિહ્ન છે એવો તે.

**મૃગી,** સ્ત્રી૦ હરિણી; કુરંગી. (૨) એક વનસ્પતિ. ઉ૦ મૃગી અનણી ને મરેદી. પ્રેમાનંદ. એનું ઘી વાયુના રોગ ઉપર વપરાય છે.

**મૃગેન્દ્ર,** પુ૦ [ સં. ] મૃગોમાં ઇન્દ્ર જેવો—મુખ્ય તે; સિંહ, વનરાજ.

**મૃણાલ,** નં૦ [ સં ] કમળ; કમળ તંતુ

**મૃણાલિની,** સ્ત્રી૦ [ સં. ] નલિની; કમલિની.

**મૃત,** વિ૦ [ સં. ] મુએલ; મરી ગયેલ. (૨) પ્રેત, શબ. (૩) બાળીને ભસ્મ કરેલું એવું; મારેલું. (૪) મુડદાલ થઈગયેલું.

**મૃતસંજીવની,** સ્ત્રી૦ [ સં ] મુએલાને જીવતું કરવાની વિદ્યા; એક તાન્ત્રિકકળા તે.

**મૃતક,** નં૦ મડદું; શબ, પ્રેત. (૨) મરનાર

**મૃતાશૌચ,** નં૦ મરી ગયેલાનું સૂતક તે.

**મૃત્તિકા,** સ્ત્રી૦ [ સં ] માટી; મટોડી.

**મૃત્યુ,** ન૦ [ સં ] મરણ; મોત; પ્રાણીઓમાં જે ચૈતન્ય હોય છે તેનું નીકળી જવું તે.
**મૃત્યુપત્ર,** ન૦ [ સં ] વસિયતનામું; વિલ.
**મૃત્યુલોક,** પુ૦ મરણ ધર્મવાળાં પ્રાણીઓનું વાસસ્થાન-જગત તે; પૃથ્વી ઉપરના લોક પ્રાણીઓ વગેરે તે; જગત; દુનિયા.
**મૃત્યુંજય,** પું૦ [ સં. ] મહાદેવ; શિવ.
**મૃદંગ,** સ્રી૦[ સં ] હાથવતે ઠોકીને વગાડવાનું એક ચર્મવાદ્ય; પખવાજ.
**મૃદુ,** વિ૦ [ સં ] કોમળ; નરમ; પોચું. (૨) મધુર. (૩) સુંવાળું ઢીલું.
**મૃદુતા,** સ્રી૦ મૃદુપણું; કોમળપણું; નરમાશ.
**મૃદુલ,** વિ૦ મૃદુ; નરમ; કોમળ.
**મૃન્મય,** વિ૦ નદન માટીનું; મૃત્તિકામય.
**મે,** પું૦ [ સં. મેઘ ] મેહ; મ્હે; વરસાદ; મેઘ; મેહુલો. (૨) ખ્રિસ્તી વર્ષનો પાંચમો મહીનો. (૩) સ્રી૦ અમલ; સત્તા.
**મેક્ષણ,** પું૦ કસાર હલાવવાનો લાકડાનો દંડો; લાંબો ચાટવો.
**મેખ,** સ્રી૦ ખીલી; લાકડાનો જમીન અથવા ભિંત વગેરેમાં ઠોકી બેસાડાય એવો અણીવાળો ખીલો. (૨) સુંક; કીલ; ખીલડો. (૩) ખીટી. (૪) ફાચર; ફાંસ; સાલ. ક્રિ૦ પ્ર૦ મેખમારવી=ફાચર મારવી; આડખીલી નાખવી. સજ્જડ કરવું; હદ બાંધી નક્કી કરી નાંખવું. ફડદું નાખવું.
**મેખચું,** જુઓ મેચકું.
**મેખળ,** ન૦ લડાઇનું એક હથિયાર. (૨) કંદોરો. (૩) લંગર; લાર; વચમાં અથડાયા ને ખડખડયા કરે એવું જે તે; તરીઉં:-હળમેખળ.
**મેખળા,** સ્રી૦ [ સં મેખલા ] સ્રીઓનો કંદોરો; મેર; રસના; કાંચી. (૨) ફરતી ગોળવર્તુલ રેખા અથવા મર્યાદા તે.
**મેખિયું,** ન૦ મેખું; અણીનુ.
**મેખી,** વિ૦ અણીળી.
**મેખું,** ન૦ અણીનુ.
**મેગની,** સ્રી૦ ઘેટાંની હગાર. મેંઢાંનું છાણું.
**મેગળ,** પું૦ [ સં. મદગલ ] હાથી; ગજ; માતંગ. જેને મદ ઝરતો હોય એવો મોટો અને જુવાન હાથી.
**મેઘ,** પું૦ [ સં. ] વરસાદ; મેહ; મેહુલો;
**મેઘધનુષ,** ન૦ તડકો હોય અને વરસાદ પડે ત્યારે જે દિશામાં સૂર્ય હોય તેની સામેની દિશાએ ફરફરમાં કિરણોનું વક્રીભવન થવાથી સાત રંગવાળું જે અર્ધ ગોળ વર્તુલ દેખાય છે તે; મચ્છ; ઇન્દ્ર ચાપ. મચ્છ નભુવો, એમ કહેવાય છે.
**મેઘરવો,** પું૦ વસંત ઋતુમાં આંબા વગેર ઝાડોને ખૂબ મહોર આવી તેનાં નાના નાના ફૂલમાંથી જે ઝીણી મધુની છાંટ વરસે છે તે; વરસાદની ફરફર જેવી ફૂલમાંના મધની છાંટ. મેઘરવાથી આબાના પાંદડાં ગળ્યાં થઈ જાય છે પણ મધ વરસી જવાથી ફૂલમાં-મહોરમાં મરવા બંધાતા નથી.
**મેઘરાજા,** પું૦ મેઘ તે. (૨) મેઘનો શાસકઇન્દ્ર તે.:-રાજામાં રાજા તો મેઘરાજા.
**મેઘાડંબર,** ન૦ મેઘનાં વાદળાંનો જમાવ તે; ઘેરંબો. (૩) છત્રીવાળી અંબાડી; હાથી ઉપરની સુંદર બેઠક. (૩) ઠઠારો; ડોળ, દિમાક; ઠઠારો.
**મેચકું,** ન૦ નાના પુતળા જેવું છોકરૂં; પુતળું. (૨) ખીલાની માફક જમીનમાં ઠોકી બેસાડાય એવી દીવી. (બેસણીવાળી નહિ.)
**મેજ,** ન૦ ટેબલ, ખુરસીમાં બેસી લખાય એવી ઉંચી પાટિયાની ઘોડી.
**મેજર,** પું૦ [ અં ] ટુકડીનો નાયક, મોટો જમાદાર. (૨) માપ, ભરત.
**મેડક,** ન૦ દેડકું; દાદુર.
**મેડી,** સ્રી૦ નાનો સુંદર મેડાપરનો એકાદ ખંડ તે. નાનો આગલો મેડો; શયનગૃહ.

**મેડો,** પું૦ મકાનમાં એક એકની ઉપર જે પાટિયાં બાંધીને બનાવેલું રહેવા લાયક માળિયું તે.

**મેઢ,** પું૦ ઘેટો, મેઢી, ઘેટી, મેઢું=ઘેટું=ગાડરૂં; ગાડર.

**મેઢ,** પું. [સં.] લિંગ; નરઈંદ્રિય.

**મેણું,** જુઓ મહેણું; ટાણો.

**મેતર,** પુ૦ [સ. महत्तर] મોટોઢેડ; ઢેઢનો મુખી.

**મેતરાણી,** સ્ત્રી૦ ટેટડી, ઢેયડી, ઢડી.

**મેથિયું,** વિ૦ મેથીનો મસાલો ચઢાવેલું; મેથીવાળું:–મેથિયાકેરી. મેથિયા=મેથીનો મસાલો ચઢાવી બનાવેલા અથાણા.

**મેથી,** સ્ત્રી૦ [સં मेथिका] એક જાતની દ્વિદલ વનસ્પતિ અને તેનાં બી–દાણા તે, એક જાતના વઘાણા ને મસાલા તરીકે વપરાતાં બિયા તે. એ સ્વાદે જરા કડવી હોય છે. તે પૌષ્ટિક છે અને તેનાં પાક મસાલો વગેરે કેટલીક વાનીઓ બને છે. મેથીપાક=મેથીના લાડુ. (૨) માર.

**મેદ,** પુ૦ [સં.] પ્રાણીઓના શરીરમાંનો એક રસ–ધાતુ તે; હાડકામાંનો માવો; મેદુર; ચરબી.

**મેદની,** સ્ત્રી૦ [સં.] આલમ; દુનિયા. (૨) લોકનો ખૂબ મોટો જમાવ–જથ્થો તે.–તમાસાને કંઇ તેડું હોય? ત્યા તો કેટલીએ મેદની મળી છે.

**મેદાન,** [अ. मयदान] ટેકરા, ઝાડ કે મકાન રહિત ખુલ્લી સપાટ રસાળ જમીન તે; ખુલ્લી સપાટ જમીન, રણ. ક્રિ૦ પ્રં૦ મેદાન કરવું=ખુલ્લું કરવું; પાધરૂં કરવું, જમીનદોસ્ત કરવું. મેદાનપડવું=બહાર–ખુલ્લા પડવું; આગળ નીકળવું; જાહેરમાં આવવું.

**મેદિની,** સ્ત્રી૦ પૃથ્વી, જમીન. ભૂમિ (૨) દુનિયા; આલમ

**મેદી,** જુ મેદી .

**મેધ,** પું૦ [સં.] બલિ; ભોગ. બલિદાન આપવું તે; યજ્ઞ:–અશ્વમેધ.

**મેધા,** સ્ત્રી૦ [સં.] બુદ્ધિ; સારી યાદદાસ્તવાળી બુદ્ધિ તે.

**મેધાવી,** વિ૦ [સં.] બુધ્ધિશાળી; મતિમાન. સ્મરણ શક્તિ સાથે ઉચ્ચ બુધ્ધિવાળું–ઊંડી ગંભીર મતિવાળું.

**મેના,** સ્ત્રી૦ પોપટની માફક શીખવાડીએ તે બોલે એવું કાબર જેવડું એક પંખી; સારિકા:–મેના પોપટની વાર્તા. એ પોપટની માદા નથી પણ પોપટી તરીકે તેને ખોટી રીતે ઓળખાવવામાં આવે છે. એ પોપટથી જુદી જાતનું પંખી છે. (૨) પાર્વતીદેવીની માતા.

**મેનો,** પું૦ મ્યાનો, મિયાનો; પેટીના ઘાટની પાલખી.

**મેમણ,** પું૦ મુસલમાનોમાંની એક જાતિ અને તે જાતિમાંનો માણસ તે:–આફ્રિકામાં ખોજા અને મેમણો વેપારમાં બહુ ફાવી ગયા છે.

**મેમનો,** પું૦ નાકનું જડાવ ઘરેણું; કાંટો; નાસામણિ; ચુંક.

**મેમાન,** પુ૦ મહેમાન, પરોણો; અતિથિ.

**મેમા,** સ્ત્રી૦ મહેમાની; પરોણાગત; આતિથ્ય

**મેર,** પું૦ [સં. मेरु] સૌથી મોટો એક પર્વત તે. (૨) માળાનો મોટો મણકો. એ મણકાથી બીજા મણકાની ગણતરી શરૂ થાય છે. (૩) સર્વથી મોટું ઉપરી તે; નાયક; અગ્રગણ્ય હોય તે, શિરોમણિ; મુગટ:–એ કોના બાપનો મેર? (૪) એક જાતના લોક. વાઘેર અને મેર લોકો.

**મેરૈયાં,** ન૦ દિવાળીની રાતે છોકરાં જે શેલડીને સાંઠે મસાલ કરે છે તે. (૨) બળતું–જ્વાળાએ બળતું ઉંબાડિયું તે.

**મેરાઇ,** પું૦ દરજી, સઇ, કપડાં સાંધવા–સીવવાનું કામ કરનારો તે

**મેરાયું,** ન૦ બળતું ખોયણું; મમાસ દિવાળા।

રાતે છોકરાં શેવડીને સાંઠે જે કાકડો બાંધી–મસાલ-દીવો કરે છે તે. (૨) ઉંબાડિયું; સળગતું ડફણું–હાથે પકડીને ઉંચું રાખેલું–ધરેલું તે. મશ્કરીમાં વ્યંગમાં હુકકો, છોકરૂં વગેરે.:–અફીણી ભાઇને માન શાં ? લગાર મોનિયું કર્યું એટલે આ મેરાયાં, લઇલઇને રાવણે ચાલ્યા. ઘર કામથી પરવાર્યા કે તરત મેરાયું લઇને વહુ મૈયર ચાલ્યાં.

**મેરૂ,** પું૦ [ સં. ] એક સૌથી મોટો પૌરાણિક પર્વત. એમ કહેવાય છે કે તે સાવ સોનાનો છે અને સૂર્ય તેની આસપાસ ફરે છે.

**મેરી,** સ્ત્રી૦ બૈરી; સ્ત્રી; અબળા; બાઇડી.:–મરદ કે મ્હેરી ?

**મેરૈયું,** જુઓ૦ મેરાયું.

**મેલ,** પું૦ ( સં. મેલન ) એકાદ ઠેકાણે અથવા એકાદ ચીજ ઉપર પડેલો કે તેમાં ભળી ગયેલો જે નકામો ખરાબ પદાર્થ તે; મળ; કચરો; બગદો; કાટ; કદા–રગડો વગેરે તે. (૨) શરીરમાંથી નીકળેલો, ઝરેલો અથવા આમ તેમથી એકઠો થયેલો કચરો. મળી–કાદવ–મલ તે.:–કાનનો મેલ. (૩) પ્રવાહીમાંનું નકામું કસ્તર વગેરે તે; અવશેષ. (૪) મનમાંની છુપી વાત; ગૂઢ આશય; મનમાં જે ઘોળાયા કરતું હોય તે.:–એ મનનો મેલ ક્યાં આપે છે.

**મેલડી,** સ્ત્રી૦ નીચ જાતિની ભૂત થયેલી સ્ત્રી; ચંડાળભૂતડી. મલિન દેવી. ક્રિ૦ પ્ર૦ મેલડી મૂકવી=ભૂતડી વળગાડવી. શત્રુને મારવા અથવા હેરાન કરવાને મેલી દેવતાને તેની પર મંત્રથી છોડીદેવી.

**મેલવું,** ક્રિ૦ સ૦ મૂકવું; સ્થાપવું.:–ખડિયો અહિં મેલ. (૨) છોડવું; જતુંકરવું; છોડી દેવું.:–એનો કેડો મેલ. એક આનો છૂટ મેલ. (૩) મુકત કરવું; નહિ પકડી રાખવું; મરી દેવું. ઉ૦ તું કુવા માંહેમો કેવડો ને હું વાડી માંહેલી વેલ, તેં કે દી આલ્યો શેડલો ને મેં કે દી કિધું જે મેલ. (૪) સરવા–સરકવા–આગળ જવા દેવું.:–પેચ થયા હવે દોરી મેલ. (૫) પીરસવું.:–સાહુને દાળ તો મેલ. (૬) જમે કરાવવું; રોકવું. સો રૂપિયા શરાફને ત્યાં વ્યાજે મેલ. (૭) રહેવા દેવું; રાખી જવું; હવાલે રહેવા દેવું.:–છોકરાને અહિં મેલતો જા, હું ભણાવીશ. (૮) તજવું; છોડી દેવું.:–ટેવ પડી તે મેલવી બહુ મુશ્કેલ છે, અફીણ મેલ.

**મેલાણ,** ન૦ વિસામો લેવાને ભાર–બોજો ઉતારવાનું–નીચે મેલીને બેસવાનું ઠામ; મુકામ; થોડી વાર થાક ખાવા થોભવાની જગા. ( ૨ ) છુટકારો; મુક્તિ; છુટાછેડા. ( ૩ ) ડગલું; કદમ.

**મેળાપ,** પું૦ મિલાપ; મુલાકાત; સમાગમ; સંપ કરી એકઠા થવું–મળવું તે. (૧) ભેટ; ભેટો; મેળાપ.

**મેલાવવું,** ક્રિ૦ સ૦ મુકાવવું; ગોઠવાવવું; જમે કરાવરાવવું; છોડાવવું; તજાવવું; બંધનમુક્તિ અપાવવી; અંદર નંખાવવું; પીરસાવવું.

**મેલી,** સ્ત્રી૦ ઓર; જરાયુ.:–મુએલું વાછરું આવ્યું ને મેલી પડી નહિ તેથી ગાય મરી ગઇ.

**મેલીવિદ્યા,** સ્ત્રી૦ ભૂત પલિત કાઢવાની અને મારણતરણની વિદ્યા તે; કોઇનું અહિત–નુકસાન કરવાની કહેવાતી મંત્રવિદ્યા તે; મુંચોટની વિદ્યા.

**મેલું,** વિ૦ ગંદું; મલિન; મેલવાળું. (૨) અશુદ્ધ; અપવિત્ર. (૩) અનુદાર; ખુલ્લા મનનું નહિ એવું; કપટી; મીંઢું.

**મેલું,** ન૦ ભૂત પ્રેત વગેરે તે; વળગણ; છુપું નડે એવું જે તે.:–એને મેલું વળગ્યું છે. (૨) નરક; મળ; કચરો.:–મેલું ઉપાડવું=બોગવું. વાળવું.

**મેવલો,** પું૦. મેહુલો; મેઘલો; મેહ; વરસાદ.

(૨) મેઘસ્તુતિનું ગીત:-ગેવલો ગા. ગોસમ આવ્યા છતાં જ્યારે વરસાદ આવતો નથી ત્યારે ગરીબ લોકો કાદવનો મ્હો બનાવી પોળોમાં ગાતા પાણી રેડાવતા અને માગતા ફરવા નીકળે છે. ઉ૦ ગેવલાની માએ વિજળીને પૂછ્યું કહેની મારા ગેવલાની પેર, હો વિજળી. ઓત્તર ગાજ્યો ને દખ્ખણ વરસ્યો, વરસ્યો ચારે ખંડ. હો વિજળી; કુવામાં બોલ્યાં કાચબા હો વિજળી વનમાં બોલ્યા મોર, હો વિજળી; ગેવલા જાજે મારે મહિયેરીએરે. વગેરે.

**મેવાડી,** વિ૦ મેવાડનું-મેવાડ સંબંધી. (૨) મેવાડની સ્ત્રી.

**મેવાડો,** પું૦ એક રાગ-ગાવાનો. (૨) મેવાડથી આવી ગુજરાતમાં રહેલા બ્રાહ્મણની એક નાત અને તેમાંનો અટક જણ તે. મેવાડા બ્રાહ્મણ, સુતાર, વગેરે ઘણી જાતિઓ છે.

**મેવાસ,** પું૦ મહીકાંઠામાંનો ભિલ લોકનો પ્રાંત; ભિલ, લુંટારા અને બીજા અણુઘડ લોકના વસવાટવાળો ડુંગરી પ્રદેશ.

**મેવાસી,** વિ૦ મેવાસનું-મેવાસ સંબંધી.

**મેવો,** પું૦ ખાવા જેવાં લીલાં અથવા સુકાં મીઠાં ફળ તે; ફળફળાદિ તે. આમાં કેરી, અંજીર, દ્રાક્ષ, મતગં, લિંબુ; કેળાં, અને અનાસ વગેરેનો સમાવેશ થાય છે. (૨) તેલી મીઠી મીજવાળાં બી વગેરે પણ મેવામાં ગણાય છે. બદામ, પિસ્તાં, ચારોળી, સુકી દ્રાખ વગેરે. મીઠું ને રસદાર ફળ તે. (૩) મિઠાઈ વગેરે.

**મેશી,** વિ૦ કંજુસ; કૃપણ; બખીલ.

**મેષ,** પું૦ [ સં. ] ઘેટો. (૨) પહેલી રાશિ.

**મેષોન્મેષ,** અ૦ આંખ ઉઘાડવી અને મીચવી તે; પલકાર.

**મેસ,** સ્ત્રી૦ મેશ; કાજળ; મસી; બળતા દીવાના ઉપરના (કાર્બન) કાળા ધુમાડાની રજ તે. મોઢે મેસ મસોઢવું=મુંડું કરવું; અપજશ લેવો. મેસ આંજવી=આંખને રૂડું થવા અને સારી કાળપ જણાવા માટે તેમાં હલકી આંગળીએ કાજળ લગાડવું.

**મેસરી,** વિ૦ માહેશ્વરી; શૈવ; વૈષ્ણવ (૨) જેમના વ્યવહારમાં જૈન અને વૈષ્ણવ એઉ ધર્મ ચાલે છે એવા-વાણિયા.:-મેસરી જૈનમાં અને જૈન મેસરીમાં કન્યા આપ લે કરે છે. વર વૈષ્ણવ સંપ્રદાયનો હોય અને કન્યા જૈન માબાપની હોય તોપણ ચાલે, એવા ઉભયાવલબી તે મેસરી.

**મેસુર,** ન૦ એક જાતની મિઠાઈ; ચણાના લોટની સુખડી.

**મેહુલાયત,** સ્ત્રી૦ મહેલ; અંદરના અંતઃપુર વગેરે તે; મોટા મહેલની અંદરનાં જુદાં જુદાં મકાનો-ખડો વગેરેનો સમુદાય તે.

**મેહલ્લો,** પું૦ મોહાલ્લો; મહોલ્લો; શેરી; પોળ; વાસ.

**મેહુલો,** પું૦ મેહુલો; મેઘ; વરસાદ.

**મેળ,** પું૦ મળવાપણું તે; એકમેક થઇ ગયેલું હોય એવું, નહિ જુદાપણું તે. સંપ; જમાવટ; મિશ્ર થવાપણું તે.:-દૂધ સાકરનો મેળ. પતિપત્નીનો મેળ; સુસંગતા. (૨) મળતું-ભળતું આવવું; બરાબર બેસી જવું તે. ગોઠવણ; સંસ્થાપન; બંધ બેસવું-જોગ, અનુકૂલ આવવું તે.:-અત્યારે એ વાતનો મેળ નહિ ખાય. (૩) મુલાકાત; મેળાપ (૪) જરૂર; અગત્ય; અટકળ; શુમાર; અડસટો. (૫) લેખું; ગણતરી; જમાઉધારની સમતા. (૬) રોજને રોજ હિસાબ લખવાનો ચોપડો:-રોજમેળ. ક્રિ૦ પ્ર૦ મેળ આવવો=એક મન થવું; સંપ થવો. બંધ બેસતું થઇ જવું. જોગ મળવો. અવસર આવવો. મેળ ખાવો=એકતાર થઈ જવું; બણીજવું; એકરસ થવું. બણીનો મેળ

દાળમાં નાંખ્યો કે તરત મેળ ખાધો. મેળ, મળવો=એકદિલી થવી. જમા ઉધારની રકમો મળવી; સરવાળો બેસવો.

**મેળવણ**, ન૦ મેળવવું તે; મિશ્રણ (૨) દૂધ જમાવવાને તેમાં નાંખવામાં આવતી ખટાશ તે; અખગમણ.

**મેળવણી**, સ્ત્રી૦ મેળવવું તે; ભેગું કરવું તે. (૨) ભેળવવાની ચીજ તે; એક મુખ્ય ચીજમાં બીજી ચીજ મેળવાય છે તેઃ– આ શાકમાં કંઈ મેળવણી જોઇએ. (૩) સરખામણી; સરખું કરી જોવું તે; મુકાબલો. તુલના, મિશ્રણ.

**મેળવવું**, ક્રિ૦ સ૦ એકઠું કરવું; ભેગું કરવું; મિશ્ર કરવું. (૨) સરખાવવું; સરખું મળતું છે કે નહિ તે જોઈ લેવું. (૩) મેળાપ કરાવવો, મુલાકાત-સમાગમ કરાવવો. (૪) પ્રાપ્ત કરવું; ગળવું; કોઇપણ રીતે કબજે-હાથમાં-તાબામાં લઇ લેવું. (૫) સંગ્રહ કરવો; સાચવવું. (૬) એક રંગ-એકરસ-ને એકતાર કરવું:–સૂર મેળવવો. (૭) આખરવું.

**મેળાપ**, પુ૦ મુલાકાત; ભેટ; સમાગમ, સંયોગ, ભેટ.

**મેળાવડો**, પુ૦ મિત્રો, ઓળખીતા કે બીજા ઘણા માણસોનું એક સ્થળે એકઠું થવું તે; મિજલસ, સભા; પરિષદ; મિત્ર મહકારી વગેરેનું ભેગા થવું તે. (૨) એક બીજાને મળવાને-ભેગા થયેલાં માણસોનો સમૂહ તે; ઉ૦ સજ્જન મેળાવડોરે. ક. દ. ડા. ટોળું; જમાવ, મેળાવો; મેળો.

**મેળાવો**, પુ૦ ઘણાનું એકઠા થવું તે; ઘણા માણસોનો જમાવ તે, સંઘ; ટોળું; જમાવ.

**મેળે**, અ૦ આપોઆપ, પોતે, જાતે, એમ. (૨) ખુશીથી

**મેળો**, પુ૦ મેળાપ; મુલાકાત; ભેટ; ભેટો:– બાપદીકરાનો મેળો થયો નહિ. (૨) જમાવ; મેલાવડો; ઘણા જનનું એકઠા થવું તે. (૩) તમાશો; બાળક ને માણસનો સંઘ તે; કોઇ ઉત્સવની ઉજવણી નિમિત્ત ગમ્મત કરવાને, ભેગા થયેલા લોકો તે; જાતરા.

**મેંઢક**, ન૦ દેડકું; મંડૂક.

**મેંઢી**, સ્ત્રી૦ ઘેટી; ગાડરમાદા.

**મેંઢું**, ન૦ ઘેટું; ગાડર.

**મેંઢો**, પું૦ ઘેટો; ગાડરનર.

**મેંદી**, સ્ત્રી૦ નાનાં લીલાં પાંદડાંની એક બાગાયત વનસ્પતિ. એના પાંદડાં વાટીને પગે અને હાથે લગાડયાં હોય તો ચામડી ઉપર લાલ રંગ ચઢે છે. એનાં ફૂલનું અત્તર થાય છે:–હેનો. રૂ૦ પ્ર૦ મેંદી મૂકવી=હાથ પગ ઝાલીને બેસી રહેવું; હાથનો ઉપયોગ નહિ કરતાં બેસી રહેવું, કામને માટે હાથ નહિ વાપરવા. વહુ તો હાથેપગે મેંદી મૂકી હોય તેમ રહે ને સાસુ નણંદ અટવાય.

**મેંદો**, પુ૦ ધોયેલા ઘઉંનો ઝીણો લોટ; પરસુલી. ખુબ બારીક ભુકો તે; જેમાં કણી ન હોય એવો બારીક આટો તે. મેંદા જેવું=બહુજ બારીક વાટેલું-દળેલું હોય એવું. (૩) ઘઉં વગેરેનું સત્ત્વ તે.

**મૈશ**, સ્ત્રી૦ મસી, કાજળ. રૂ૦ પ્ર૦ મેશનો ચાંલ્લો=અપજશ; અકીર્તિ થાય એવું કાર્ય-પગલું તે; લાંછન.

**મૈ**, માઈ, મા.

**મૈડ**, પું૦ મરડ, ઝીણી પત્થરની કાંકરીવાળી ચીકણી માટી અને તેમાંના ચુનાના કાંકરા તે. (૨) આમળો; સ્વમાનની ટેક.

**મૈડાશિંગ**, સ્ત્રી૦ એક જાતની ઓષધિ-વનસ્પતિ. આંબળા જેવી શિંગ. આ દવામા વપરાય છે.

**મૈડિયો**, પુ૦ મરડિયો; મરડ. ઉ૦ કહે નરસો ખરને લાભ શો, મિસરી ભર કે મૈડિયા.

**મૈડો**, પું૦ મરડો; આમવાયુ; વારંવાર જ્જાડો પડે અને પેટમાં પીડ આવ્યા કરે એવો અતિસારનો રોગ.

**મૈત્રી**, સ્ત્રી૦ [ सं. ] મિત્રતા; દોસ્તી ભાઈબંધી.

**મૈથુન**, ન૦ [ सं. ] બેનું જોડાવું તે; મળવું તે; નરમાદાનો સમાગમ તે.

**મૈથુની**, વિ૦ મૈથુનથી ઉપજેલી; તે સંબંધી; તેને લગતું:–મૈથુનીસૃષ્ટિ. સંયોગજન્ય.

**મૈયત**, સ્ત્રી૦ મરણું; મરણ; મૃત્યુ; મોત. (૨) મોકાણ. (૩) વિ૦ મરનાર; મરી ગયેલું. મૈયત ખરચ=મરનાર પાછળ કરવામાં આવતું ખરચ તે.

**મયર**, ન૦ [ सं. मातृगृह ] સ્ત્રીને પોતાનાં માબાપનું ઘર અથવા વતન તે, પિયેર, ઉ૦ મને મારે મૈયર વળાવો રે, ઓધવરાજ અમને.

**મૈયા**, સ્ત્રી૦ મા; માતા:–અંબામૈયા. ( ૨ ) ભાવી; સહુડી.

**મૈલ**, પું૦ [ अं. ] લંબાઈનું અમુક અંતર જેટલું માપ તે; લબાણ માપ. આપણો ગાઉ દોઢ મૈલનો ગણાય છે. માઇલ.

**મોઈ**, સ્ત્રી૦, એકાદ બિલ્લસનો બંને બાજુ આગળ કાઢેલો લાકડાનો કકડો, ગિલ્લી. ગીલીદંડાની રમતમા દંડાથી ગુજારાતો નાનો કકડો

**મોઇલુ**, ન૦ બિલ્લસ લાગું અણીવાળું પણ મુંઠું લાકડું અથવા તેવું બીજું જે કંઇ હોય તે. (૨) ગઠ્ઠો; લાંબો સખત સોજો, બાર્સ પાકની લાંબી ગાંઠ–પ્લેગથી જાગમાં મોઇલા જેવી ગાંઠ થાય છે.

**મોકમ**, અ૦ બાંધે ભારે, ખાસ નામ ઠામ દીધા વગર; ચોક્કસ નહિ એમ; અનિશ્ચિત; મોઘમ. (૨) દેખાય નહિ તેમ, સ્પષ્ટ સમજાય નહિ એવી રીતે

**મોકલવું**, ક્રિ૦ સ૦ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાય તેમ કરવું તે, રવાના કરવું; ભેજવું; પહોંચાડવું; પ્રેરવું. (૨) વળાવવું.

**મોકળાશ**, સ્ત્રી૦ જગાની છૂટ તે, મગતાશ, માગ; વિશાળતા; ખૂબ ખાલી જગા હોવી તે.

**મોકળું**, વિ૦ છુટવાળું; ખૂબ જગા હોય એવું; જોઇએ તેમ વાપરી શકાય એવી મગતાશનું. (૨) ખુલ્લું; ઉઘાડું; ઘણાનો સમાવેશ થાય એવું. ( ૩ ) ઉદાર; ખુલ્લા હાથનું; સખી. (૪) નિષ્કપટી; નિખાલસ. મન મોકળું રાખશો તો સૌ થઇ રહેશે.

**મોકાણ**, સ્ત્રી૦ મરનાર પાછળ સ્નેહી સંબંધીએ એકઠાં થઇ રોવું કૂટવું તે; મરનાર પાછળ શોક કરવો તે. (૨) પાયમાલી; ખરાબી; સત્યાનાશ. (૩) જેને માટે પરિતાપ થાય–દિલગીર થવું પડે એવું કામ તે.

**મોકુફ**, અ૦ [अ.] બંધપાડેલું; રહેવા દીધેલું; કાઢી નાંખેલું. (૨) પડતું રહેવા દેવું તે.

**મોકુફી**, સ્ત્રી૦ બંધી; બંધ પાડી દેવું તે; મુલતવી રાખવું તે.

**મોક્ષ**, પુ૦ [ सं. ] સંસારની માયામાંથી છુટકારો; મુક્તિ; છુટવું તે; ઉદ્ધાર; સદ્ગતિ; ભ્રાંતિરહિત થઈ બ્રહ્મમાં એકાકાર થઇ જવું તે.

**મોખ**, પુ૦ લાગ, તાલ, અનુકૂળતા, યોગ્ય પ્રસંગ (૨) તંબુમાનો વાસ

**મોખરે**, અ૦ સૌથી આગળ, અગ્રે; આગલા ભાગમાં. (૨) ઉચ્ચ સ્થાને. આગેવાનીમાં.

**મોખરો**, પુ૦ ટોળા–ઓળ કે પંક્તિની આગલી જગા તે, ખુલ્લી જગાનું મથાળુ તે; આગલો ભાગ–જગા તે; બહાર પડતી જગા. (૨) ઉચ્ચસ્થાન, અગ્રસ્થાન.

**મોગ**, પું૦ મગ; એક જાતનું કઠોળ (૨) બન્ને લમણા ઉપરની લટ–પટ્ટો તે. ઉ૦ મોગ સમારીરે મોતીએ.

**મોગર**, વિ૦ મોગ–મગનો ગર=છોડાં કાઢી નાખેલી એવી–દાળ તે, છોડા રહિત, જેનાં છોડા કાઢી નાંખ્યાં હોય એવું–કઠોળ અથવા દાળ તે.

**મોગરી,** સ્ત્રી૦ મુળાની સાથે થતી એક જાતની શાકશિંગ. એ હાથ દોઢ હાથ લાંબી કાળીને આંગળી જેવી પાતળી થાય છે અને લીલા શાક તરીકે વપરાય છે. (૨) હથોડી જેવું લાકડાનુ ખાડવાનું ઓજાર; મુદ્‌ગર; ખાડવા અથવા ઠોકવા–ટોલ્વા માગ્વાનું હથોડી જેવું લાકડાનું ઓજાર:–લાહું ખાંડવાની મોગરી.

**મોગરેલ,** વિ૦ મોગરાનું–જેમા મોગરાના ફૂલની વાસ હોય એવું–તેલ તે, મોગરાનું તેલ તે, ફુલેલ, માથે નાખવાનુ મોગરાના ફૂલની વાસવાળું તેલ

**મોગરો,** પુ૦ મોઘરો, વોળાં સુગધિદાર ફૂલનો એક વેલા જેવો છોડવો અને તેના ફૂલ તે. આ બાગાયત ફૂલઝાડની કેટલીક જાતો થાય છે:–બટ, હજારી રિરકી ને દૂધ મોગરો. (૨) ખાંડવા–રો'ચા દેવાનું હથોડી જેવું ઓજાર; મોટી મોગરી. (૩) ઉપરથી ગોળ અણીદાર કે સાદો સપાટીથી ઉચો ઘાટ તે, નાના શિખર જેવી સુદર આકૃતિ તે; કાગરો. (૪) કાગરા કાંગરા જેવા ઘાટનું ઘરેણું તે. (૫) વાટના મો ઉપર બળતી મેશનો જે ઢીંચકો બાઝે છે તે, દિવેટના બળતા ભાગ ઉપર બાઝેલો કોયલો, ગુલ.

**મોગલ,** પુ૦ એ નામના તુર્કસ્તાનના રહેવાસીઓ; મુસલમાનની એક જાતિ.

**મોગલાઈ,** સ્ત્રી૦ મોગલોનો અમલ તે, મોગલશાહી (૨) વિ૦ મોગલોના રાજ્ય અમલ જેવું; મોગલનું; મોગલને લગતું:–મોગલાઇ ઠાઠ, મોગલાઈ અદબ.

**મોગલી,** વિ૦ મોગલનું–સંબધી; મોગલાઇ.

**મોઘમ,** અ૦ બાધે ભારે, નામ ઠામ લીધા વગર. (૨) વિ૦ ચોકસ નહિ એવુ, અચોકસ, અનિશ્ચિત

**મોઘવારી,** સ્ત્રી૦ વધારે કિમ્મત આપવી પડે એવી જે વેચવા સાટવાની હાલત તે, મોઘ; ભારે કિમ્મત હોવાપણું; મોઘું હોવું તે; ભારે ભાવ.

**મોઘું,** વિ૦ ભારે મૂલનું; જાસ્તી કિમ્મતનું; કિમતી; ઘણી મહેનતે મળે એવું; વધારે ભાવનું; સોઘાથી ઉલટું. (૨) ન મળે–પ્રાપ્ત થાય નહિ એવું; અતિપ્રિય; વહાલુ. ઉ૦ મોઘી કરીના નિજ આબરૂને મોઘી કરી તે તો તુજ તાણીને.

**મોચક,** વિ૦ [सं.] છોડવનાર, છુટું કરનાર:–પાપમોચક.

**મોચણ,** સ્ત્રી૦ મોચીની સ્ત્રી, મોચેણ

**મોચન,** ન૦ [सं.] મુકાવવું તે, છુટકારો થવો, છોડવું મુક્ત થવું તે

**મોચરસ,** પુ૦ એક જાતનાં ઔષધિ, એક જાતનો વનસ્પતિ ગુદર.

**મોચાવું,** ક્રિ૦ અ૦ કરમોડાવું; અંબળાઈ જવું; સહેજ વાંકું કે તેઢું થઇજવું; અંબળાવું:–તેનો પગ મોચાઇ ગયો.

**મોચી,** પું૦ કેળવેલા ચામડાના જોડા વગેરે ચીજો બનાવનાર માણસ અને તેનો ધધો કરનારી એક નાત તે; પગરખાં સિવનાર.

**મોજ,** સ્ત્રી૦ [अ.] ખાવું પીવું રમવું ને આનદમા રહેવું તે; મન ગમે તેમ આનંદે ભોગવવું તે:–તમે તો રાજમહેલમાં રહી ખૂબ મોજ કરો છો. (૨) આનંદ, હરખ; ખુશી ખુશાલી, ઉલ્લાસ (૩) મઝા, સેલ; રગરાગમા ગુલતાન રહેવું તે, ગમ્મત કરવી, આનંદે રહેવું અને બેફિકર રહી મહાલ્યા કરવું તે. (૪) ઇચ્છા; મરજી:–તમારી મોજમાં આવે તેમ કરો.

**મોજડી,** સ્ત્રી૦ જરિયેલ પાવડી ખાસડિયો તે, સ્ત્રીઓની સારી ને કિમતી બનાવટની જોડીઓ, કપડાના ભરેલા પગરખાં.

**મોજડું,** ન૦ પગરખુ; પગે પહેરવાનુ કપડાનુ–કે ઉન વગેરેના દોરાથી ગુથેલ બાસ્તુ.

કહે૦ પાણી પહેલાં શા માટે મોજડાં ઉતારવાં ?

**મોજણી,** સ્ત્રી૦ મોજવું-માપવું-ભરવું તે; (જમીન-પાક વગેરે ) અંદાજ કાઢવો તે; ખેતર-જમીન વગેરેનું માપ-ભરતર કરવું તે. (૨) લેવું, જાણવું, તે.

**મોજણીદાર,** વિ૦ જમીન વગેરે ભરનાર; માપ કાઢનાર; માપણી કરનાર, તે.

**મોજા,** પું૦ આગળા અને પંજો ઢંકાય તેમ પગે ઘાલવા-પહેરવાની કપડા કે દોરાની ગુંથણીની બનાવટ તે. મોજા એનું એક વચન મોજો. (૨) પાણીમાં જે છોળો આવે છે તે; તરંગ, લહેરો; ઘોડા, હોડા.

**મોઝાર,** અ૦ મા; માહે. ઉ૦ તે ગયો વન મોઝાર-મોઝાર.

**મોજી,** વિ૦ મોજ કરનાર, આનંદી; વિલાસી, લહેરી, મોજ માણનાર. (૨) મનમાં આવે તેમ કરનાર; મનસ્વી.

**મોજીલું,** વિ૦ મોજી.

**મોજુદ,** અ૦ [ अ. ] તૈયાર; હાજર. (૨) વિ૦ હયાતીમાં હોય એવું, નહિ નાશ પામેલ; હયાત.

**મોજે,** અ૦ અમુક ગામ-સ્થાને એમ (મોજે -હિંદી=તકસીમ; મોજણીમાં એક વિભાગ તરીકે મોજાયેલો જમીનનો કકડો-ખેતરો -ગામ કે તાલુકાનો (વિભાગ તે) તાલુકે; જિલ્લે એમ. મોજે-મોજે, દરેક ગામ.

**મોજેજો,** પું૦ [ अ. ] ચમત્કાર; અદ્ભુત લીલા; ન સમજાય એવું જે અજબ તે, દૈવી બનાવ.

**મોજો,** પું૦ પગે પહેરવાનું ગુંથેલું પગને બરાબર બેસતું કોથળી જેવું કપડું. (૨) તરંગ; લહેર; ઘોડો. (૩) જેસમાં તણાઇ આવેલો ઝાંપ તે, પાણીની તરી. (૪) વાટો; જમીન, ખેતરોનો જુમલો:-ખુશી થઇ રાજાએ પંડિતજીને બે મોજા જમીન બક્ષીસ આપી.

**મોટપ,** સ્ત્રી૦ મોટાપણું, મોટાઇ, ગૌરવ; વડીલપણું. (૨) શોભા, પ્રતિષ્ઠા. (૩) મગરૂબી, અહંકાર.

**મોટમ,** જુઓ૦ મોટપ

**મોટલુ,** ન૦ અનાજ ભરવાનો કોથળો, મોટલો

**મોટાઈ,** સ્ત્રી૦ મોટાપણું; મોટપ (૨) ગર્વ; અભિમાન, મમત્વ. (૩) ઉદારતા

**મોટિયું,** ન૦ અનાજનો થેલો.

**મોટિયો,** પું૦ વૈતરો; અનાજ ભરેલા કોથળા ઉપાડનાર.

**મોટીબાઇ,** સ્ત્રી૦ વરની મોટી બહેન, મોટી નણંદ.

**મોટું,** વિ૦ [ सं. महत् ] કદ, વિસ્તાર, ઉંચાઈ, લંબાઇ, પહોળાઇ, વય, અને ગુણ વગેરેમાં સાધારણ રીતે જોઇએ તે કરતાં વધારે એવું તે:-અર્ધાં ફળોમાં આ ફળ મોટું છે, બીજોમાં મહુડા મોટું છે. ઝાડોમાં તાડ મોટો છે, નદીઓમાં નીલ મોટી છે, આમાશયનો પટ મોટો છે, બચ્ચામાં આ મોટું છે ને ગુણોમાં પરોપકાર મોટો છે. (૨) ખરું; શ્રેષ્ઠ, ઉંચું:-એનું ભાગ્ય મોટું છે. (૩) સંખ્યામાં વધારે. પેલી રકમ મોટી છે. (૪) અગત્યનું; જરૂરી, નહિ ચાલે એવું:-લગનનું કામ મોટું છે (૫) ઉદાર, મોટી, સહન કરે અને જરા ઇ-નહિ ખોટું લગાડે એવું. એનું મન મોટું છે. (૬) સંભાવિત; ઇજ્જતદાર, આગેવાન:-તેજ ગામનો મોટો માણસ છે. (૭) વડીલ, માન આપવા યોગ્ય, કહ્યું સાંભળવા જેવું:-કાકો કહે છે તે સાંભળો, એ મોટા છે. (૮) મહાન્:-તેણે મોટું પરાક્રમ કર્યું. (૯) ભારે; વજનદાર. આ પોટલું નાથી મોટું છે. (૧૦) અતિશય, પ્રૌઢ, કારી:-આ દુઃખ મોટું છે, ઇશ્વર સારું કરે ત્યારે ખરું. (૧૧) મોટું ઉ-ગતું-ખોટું. એવી મોટી મોટી વાતો ના

કર. (૧૨) મોટાંઘર=ખાનદાન; ગૃહસ્થ; આબરૂદાર.:-મોટાં ઘર. ઉ૦ અમે મોટાં ઘરની વહુવાર, તમે કાનકુંવર નારૂકાકે, (૧૩) અમલ.:-મોટું મૂળ આ છે. (૧૪) ઉચ્ચ.:-એને હમણાં મોટી જગા મળી. રૂ૦ પ્ર૦ મોટાભા થવું=આગળ પડીને-જાણે હુંજ આગેવાન કર્તા છું એમ ગણીને કામ કરવું તે, આગળ પડવું, મોખરે ધપવું. કહે૦ મોટે પાટલે બેસાડવું=વખાણ કરવાં; ફુલાવવુ. માન આપવું. મોટું પેટ રાખવું=સહન કરવુ, લોહીનો ઘુંટ ગળી જવો, અવગુણ ઉપર પણ ગુણ કરવો તે; કોઇનો પણ દોષ માફ કરવો. મોટું માથું=વયે નાનું પણ પદવીએ મોટું-વડીલ એમ. મોટાની મોટી વાત, અડધો રોટલો ને આખી રાત મોટા સૌથી ખોટા, વગેરે.

મોટેથી, અ૦ ઉતાવળે; મોટે ઘાંટે, ભારે અવાજે.

મોટેરૂં, વિ૦ મોટું; વયોવૃદ્ધ, વડીલ.

મોટોપૈસો, પું૦ દોઢપૈસો તે, માડાચાર પાઈનો સિક્કો.

મોઠા, સ્ત્રી૦ ખાવુ-પીવુ તે; ખાકધર.

મોઢ, વિ૦ વાણિયા, સુતાર તેમજ બ્રાહ્મણની એક નાતનું આદ્ય નામ. જુ૦ મોઢ.

મોઢ, પું૦ મૈંડ; ટેક; અભિમાન. (૨) છંદ; આગ્રહ.

મોઢવું, ન૦ ગોઢવુ; છાણા વગેરેના તગરડી, છાણાંનો -ગોઠવીને કરેલો ઢગ; ગંજ; ઢગલી. (૨) ઘાસની પુળીઓની ગંજી; ઓઘલો. કહે૦ આંધળી બેરી મોઢવું દીઠું.

મોડવું, ક્રિ૦ સ૦ મરડવું; આંમળીએ તોડી નાખવું; ભાગવું. (૨) માન ભંગ કરવું.

મોડા, પું૦ હાજરી પત્રક; ગામઠી નિશાળોમાં જેમ જેમ છોકરા આવતા જાય તેમ તેમ હાજરી દાખલ તેમનાં નામ લખાતાં જાય છે તે મોડા કહેવાય છે. મોડા વંચાવા.

મોઢિયું, ન૦ મોં તરફનો ભાગ તે; વાસણ વગેરેનો મોં આગલો ભાગ. (૨) ભરેલા વાસણમાંની મોં આગલી વસ્તુ તે; મોં પાસે જે ભરેલુ હોય તે. ગોળના માટલા વગેરેમાં વેપારીઓ મોઢિયું રાખે છે અને અંદર ભેળ હોય છે. (૩) મોં ઉઘડે નહિ તે માટે કુતરા ને ઘોડા વગેરેને મોઢે જે જાળી દાર ગુંથણીની દોરડીઓ બાંધવામાં આવે છે તે; શિકી.

મોડી, વિ૦ મરાઠી ભાષાની લિપિ. મરાઠી બોલે છે પણ લખે છે મોડીમાં; મોડીમાં લખેલો લેખ તેનાથી વંચાય નહિ.

મોડું, વિ૦ મુકરર વખત પછીનું; જોઇએ તેટલા સમય ઉપરાંત તે; અસુરું; નક્કી કરેલા વખત પછી તે; વેળા વહી ગઈ હોય તેવું. ઘણી વાર ઉપરનું. (૨) મોટું.

મોડ, પું૦ બ્રાહ્મણોની એક નાતવાચક ઓળખ તે. તે નાતનો એકાદ માણસ તે. (૨) મોડ; શુભ પ્રસંગે સુથાડિયા નામના ઘાસનો બનાવેલો જે મુગટ સ્ત્રીઓ પહેરે છે તે; સ્ત્રીઓને માથે પહેરવાની ઘાસના સાંઠા અથવા ભરતી બનાવટ. (૨) સાંઠાવાળા ઘાસનુ ઓયાંવાળું ઝાડ. : મોઢ વિણવા કહેવાય તે

મોઢવું, જુ૦ મોડવું.

મોઢું, ન૦ [સં. मुख.] મુખ; વદન, મોં. (૨)ચહેરો, માથાનો આગલો ભાગ તે. (૨) હોઠ વચ્ચેની ફાટ અને તેની અંદરનો દાંત ને જીભવાળો પોકળ ભાગ તે. (૩) વાસણ વગેરે ઉપરનું બાકું તે; દાર. (૪) વાટ; રસ્તો. ઉઘાડું મોઢું. ક્રિ૦ પ્ર૦ મોઢું ઉતરી જવું=જુદા પડવાથી અથવા વિવાદમાં હારવાથી ફીકા-ઝાંખા થઇ જવાનું. મોઢુ આપવું=બોલવા દેવું-સાભળવું તે.-આવવું=મોંમા ચાંદીઓ પડી લાળ ગળવી.-ઢાકવું=રોવું; શરમાવું, લાજ કાઢવી.-બનાવવું=મળવું. શરમાવું-દવા.

વવું=ખાવું, બોલવું; હાજિયો ભણવો.-ચઢાવવું=રીસે ભરાવું, નારાજ થવું. મોઢે ચઢાવવું=અતિશય લાડ લડાવવાં, બહેકાવવું. મોઢે કહેવું=પુઠે નહિ પણ હાજરાહજુર જે કંઇ કહેવું હોય તે કહેવું તે. મોઢે કરવું=યાદ રાખવું; જેમ બોલી જવાય તેમ કરવું; પાઠે કરવું-પર આવવું =યાદ આવવું,-મલકાવવું=હસવું.-રાખવું =માનવું; શરમાઇને કહેનારના માન ખાતર કરવું.-ભડભડવું=ખાઉંખાઉં એમ થવું.-વાળવું=શોક કરશો, રોવું. મોઢું બહાર કાઢવું=જાહેરમાં આવવું; ઉઘાડા પડવું. મોઢે લાગવું=ભાવવું, સ્વાદ પડવો. મોઢું મિંચી લેવું=નહિ બોલવા દેવું. કાળું મોઢું કરવું=જતા રહેવું; બુરૂ-ખરાબ કામ કરવું. તિરસ્કાર કરી કાઢી મૂકવું. મોઢે માગ્યું=ઇચ્છાનુસાર. મોઢામોઢ =રૂબરૂ. મોંઢું બાંધીને માર મારવો=માગવું તેમ વળી રોવા પણ દેવું નહિ તે. મુગે મોઢે માર ખાવો તે. મોઢાની મિઠાશ= પ્રિય બોલવાપણું તે; વિવેકથી બોલવું તે. મોઢાની વાતો=ખાલી ડંફાસ, હવાઇ કિલ્લા, મોઢાનુ છુટું=વાચાળ, બહુ બોલુ. મોઢાપર થુ કવું =તિરસ્કાર કરવો. મોઢાપરથી માખે નહિ ઉડવી=કંઈ નહિ બનવું; પરાક્રમ-બળ રહિત, બાયલું; નાદાર; દમ વગરનું. મોઢામા આંગળી ઘાલવી=પરાણે બોલાવવું; બોલવાની ફરજ પાડવી. ચકિત થઇ જવું; હબકી જવું. મોઢામાં લીલું તરણું લેવરાવવું=લાચાર બનાવી દેવું; ખૂબ નમાવવું; છ લજ્જે કરી નાંખવું. મોઢું ગંધાવું=બુરૂં-ખરાબ દેખાવું; અહિસારૂં લાગવું. લોકમાં નિંદા થવી. મોઢું ઠેકાણે રાખવું=નિરાંત હોઇએ તેમ ગંભીર ચહેરો રાખવો (મશ્કરી કરતાં) મોઢું બાગવું =અફીમ કે લાયથી આડી કરતાં અટકાવવું-જેમ કહીએ તેમ મુગે મોઢે કર્યું જાય એવું બનાવવું તે; મોઢેતાળું દેવું=બોલાય નહિ એમ કરવું.

**મોણ,** ન૦ મોયણ; બહુજ થોડા પ્રમાણમાં કોરા લોટને પાવાતું ઘી કે તેલ તે મોણ.

**મોણમોણ,** અ૦ ગોરગોર; છુટેછુટું; તરત ભાગી જાય-કણેકણ જુદા પડી જાય એવું એમ; મોરમોર. (૨) 'માણમાણું' જેમ તેમ કરતાં; પરાણે; બળાત્કારે. :- મોણમોણ સમજાવી લાવ્યા ત્યારે વળી તમે માન આપ્યું નહિ એટલે પાછા રિસાઇ ગયા. (૩) ધારેધારે; આસ્તે રહીને.

**મોત,** ન૦[ આ ] મરણ; મૃત્યુ.

**મોતિયું,** ન૦ મ્હોતિયું; છાપરાને છેડે જ્યાથી નેવ પડે છે ત્યા વળીઓ આવે બેસાડવામા આવતું પાટિયું.

**મોતિયો,** પુ૦ મોગરો; કાગરો.(૨) હોશ; શક્તિ આય. (૩)આંખની કીકી પર આવતી ભુરી છારી તે; પડળ. (૪) જળ બિંદુ; છાંટો; પાણીનો કણ તે. રૂ૦ પ્ર૦ મોતિયા મરી જવા =થાકી જવું; નાહિમ્મતથઇજવું; ઢીલાપડી જવું. મોતિયો આવવો=કીકી ઉપર છારી વળવી, પડળ આવવાં.મોતિયા છૂટવા=અતિશ્રમથી-અથવા મોટા ભયથી પરસેવો થવો.

**મોતી,** ન૦ [ સં૦ मौक्तिक ] કાણુ માછલીના શરીરમાથી નીકળતી રસીનાં બિંદુથી કથી છીપમાં બંધાયેલો સહેજ ધોળો લાલ -પિળાશ પડતો કણ-દાણો તે; મુક્તા મુક્તાફળ; ગોળ મણકો, મણિ; છીપમાંથી નીકળતો સુંદર દાણાદાર ગોળ પદાર્થ તે. (૨) કોડિયું. છીપમાંથી નીકળતા દાણા તે. ખરાં મોતી ને મોતીની છીપના કકડા કરી ઘસીને બનાવેલા નાના મણકા કે કાચના તેવા કણ તે-ખોટાં મોતી. કાગનાં મોતી ફટકિયા મોતી કહેવાય છે. મોતીના જવાહીરમાં ગણના છે.-દાગ

મોતીના દાગીના. ૩૦ પ્ર૦ મોતીએ ચોક પુરવા=મોટા મોટા ઉજળા અને ઉમળકાના મનોરથ કરવા. હવામાં . કિલ્લા બાંધવા, બડાશ મારવી; ફુલાવું. મોતીએ વધાવવું =બહુ માન આપવું, સારો સત્કાર કરવો. કહે૦ મોતીનાં પાણી ઉતારવાં=માન ઉતારવું ભાર- ભાંગી નાખવો. મોતી પરોવવાં =ઝીણું તે ધ્યાન દઈ કરવાનું કામ કરવું. વિંધ્યું તે મોતી=જે થયું તે કામ; વહેલું તે પહેલું; સીધું ને સારૂં; કરવાનું તે કરી નાખ્યું એટલે પાર એમ. હીરાની જોતી ને મોતીની રોતી=હીરો બળીને કોયલો થઈ જાય અને મોતીનું પાણી ઉતરી જાય એટલે થઈ રહ્યું–અર્થાત્ હીરા મોતી કરતાં સોનું રૂપું સારૂં. મોતી-સર=મોતીની સેર; મોતીનો હાર તે.

**મોતીચુર,** વિ૦ મોતી જેવી ઝીણી કળીનો લાડુ તે; મોતૈયા લાડુ.

**મોતૈયો,** પું૦મોતીનો દાણો તે. (૨) મોતિયો; પડળ. (૩) જળકણ. (૪) કંઠી.

**મોથ,** સ્ત્રી૦ ચીડા નામના ઘાસના મૂળમા થતી સુગંધીદાર કાળી ગાંઠ તે. આ ઓસડ ક્વાથ ચૂર્ણ વગેરેમાં વપરાય છે.

**મોદ,** પુ૦ આનંદ; હર્ષ; ખુશી. (૨) સ્ત્રી૦ ગાડા-માં અનાજ ભરતા પહેલાં પાથરવાનું મોટું જાડા વણાટનું કપડું તે; ગાડામાં પાથર-વાની મોટી ચાદર.

**મોદક,** પુ૦ [ સં. ] લાડુ.

**મોદવું,** ક્રિ૰ અ૰ ખુશી થવું; રાજી થવું; આનંદવું.

**મોદિક,** જુ૦ મોદક.

**મોદી,** પું૦ અનાજ, ગોળ અને ઘી વગેરે ખાવાની ચીજો વેચનારો વેપારી. (૨) મોટા ઘરનો –રાજ્યનો કોઠારી; ભંડારી.

**મોદીખાનું,** ન૦ લશ્કરને દાણોદુણી ખોરાક પુરો પાડનારૂં ખાતું; અનાજ વગેરે આપનાર; ભંડાર; કોઠાર.

**મોનિયું,** ન૦ ઉપરચોટિયું આમંત્રણ; માણેક , નોંતરૂ, ખરૂં નહિ પણ માણુમાણુ કહેલું તે; સારૂં લગાડવા, માન રાખવાને કહેલું તે:– તમે જમવા બેસતા હતા ને એ આવ્યો તેમ છતાં તમે મોનિયુંએ કર્યું નહિ. માનામંત્રણ.

**મોબેદ,** પું૦ પારસીઓને ધર્મક્રિયા કરાવનારો ગોર તે.

**મોભ,** પું૦ છાપરાનો મુખ્ય અને સૌથી ઉંચો ભારવટિયો તે; ભારવટિયો; એ ફરા ઉપર રાખવામાં આવતાં છાપરાનો ભાર-ઝીલનારાં જે લાંબાં આડ લાકડાં તે. (૨) મુખ્ય ટેકો; જેની ઉપર બીજાનો આધાર હોય એવો મુખ્ય તે; મુખી; આગેવાન; વડો; વડીલ.

**મોભણ,** સ્ત્રી૦ ઘર–કુટુંબની મોટી વહુ; મોટા છોકરાની ધણિયાણી; પટરાણી; પાટવણ. (૨) જેનું ચલણ હોય અને જે ઘરની ફરતા ફરવતા હોય તે મુખ્ય સ્ત્રી.

**મોભાગ્ર,** વિ૦ મોભનો જાડો છેડો તે–તેના જેવું; સ્થૂલ; બુઠ્ઠું. મોભાગ્ર બુદ્ધિ=સ્થૂલ-બુદ્ધિ. એથી ઉલટું કુશાગ્ર બુદ્ધિ.

**મોભાદાર,** વિ૦ વજનદાર; પ્રતિષ્ઠિત; સંભાવિત, જેનું વજન અને ભારબોજ હોય એવું.

**મોભારિયું,** ન૦ વચલા ઉંચા મોભ ( જ્યાં આગળથી બન્ને બાજુ છાપરાના ઢાળ ઉતર છે તેની ) ઉપર ઢાંકવાનું પહોળું નળિયું; મોભ ઉપર ઢાંકવાનું મોટું નેવ. મોટી જાડી ઠીબ.

**મોભારો,** પુ૦ છાપરાનો સૌથી ઉંચો ભાગ તે; છાપરાનો સૌથી ઉંચો ને વચગાળાનો ભાગ તે, કે જ્યાંથી બેઉ બાજુ તરફ છાપરાના ઢોળાવ ઉતરે છે.

**મોભી,** વિ૦ જેની ઉપર મુખ્ય આધાર રહેતો હોય તે; ઘર અથવા કુટુંબનું સૌથી મોટું –વડીલ માણસ તે.

**મોભો,** પું૦ મોટાપણું; મોટાઈ; મોટાપણાનું માન અથવા પ્રતિષ્ઠા તે; ભારબોજ; વજન; ઇજ્જત; આબરૂ; દરજ્જો.

**મોમ,** ન૦ [ फा. ] મીણ. મોમબત્તી.

**મોયડી,** સ્ત્રી૦ ઢોરના મોં ઉપર આવીને રહે એવો તેને બાંધવાનો દોરડાં વગેરેનો ગાળો તે; ગાળિયું. મોયડો.

**મોર,** પું૦ [सं. मयूर] સુંદર રંગદાર લાંબાં પીંછાંવાળું એક મોટું પંખી; મયૂર; ઢેલનો નર. રૂ૦ પ્રં૦ મોરમારવો=દાવ જીતવો. ન્યાલ થવું.

**મોર,** પું૦ મહોર; મ્હોર; આંબા આંબલી વગેરે ઝાડોને આવતાં નાનાં નાનાં ફૂલોનો ફાલ તે.

**મો-રખું,** વિ૦ મોરખું; મોં રાખીને કામ કરનારું-બોલનારું તે; મોં જોઈ શરમાય અને તેને પ્રિય લાગે તેવું બોલે કે કાર્ય કરે એવા સ્વભાવનું-માણસ તે.

**મોરચંગ,** પું૦ [ हिं. ] દાંતની વચમાં રાખીને વગાડવાનું એક વાજું; ઘોડાલિયું.

**મોરચી,** સ્ત્રી૦ સુરછી.

**મોરચો,** પું૦ લડવાની તદબીરથી, શત્રુને બરાબર જવાબ દેવાય તે માટે સેનાના આગલા ભાગમાં કરેલી ગોઠવણું; શત્રુનો હલ્લો ઝીલી તેને મહાત કરાય એવી મોખરા ઉપર કરવામાં આવતી વ્યૂહરચના; શત્રુને હરાવાય અને બરોબર નિશાન લાગે એવી રીતે કિલ્લાના અથવા મેદાનના ઊંચા ભાગમાં તોપો ગોઠવી લડાઈની કડેકોટ તૈયાર કરવી તે; વ્યૂહ. (૨) સેનાનો આગલો ભાગ ને તેની ગોઠવણ. ક્રિ૦ પ્રં૦ મોરચો મારવો =દાવ જીતવો; શત્રુને પાછો પાડી હરાવવો. શત્રુના મોરચાને તોડી પાડવો. મુખ્ય-અગત્યનું કાર્ય કરી-સાધી લેવું તે.

**મોરડ,** ન૦ દૂધી વગેરેનાં બિયાં (૨) મોરસ.

**મોરડી,** સ્ત્રી૦ મયૂરી; ઢેલ. (૨) મોં-દોરડી; મોયડી.

**મોરથુથુ,** ન૦ [ सं. मयूरतुत्थ ] તાંબાનો લીલા રંગનો અને ઝેરી ખાર-ક્ષાર તે. Black Vitriol.

**મોરલી,** સ્ત્રી૦ વાંસળી; બંસી. મોરલીધર=કૃષ્ણ (૨) દેવને અર્પણ કરાયેલી ને દેવસ્થાનમાં સેવા ને નાચ કરતી રહેલી કન્યા-છોકરી રૂ૦ પ્ર૦ મોરલી બજાવવી=ભૂંગળી ફૂંકી; રાંધવું; રસોઈ કરવી તે.

**મોરવણ,** ન૦ દેવતા સળગાવવાને છાણાંનો ભુક્કો મૂકવો તે; ગોર. (૨) અખરામણ; મેળવણ.

**મોરવવું,** ક્રિ૦ સ૦ આખરવું; મેળવવું; જમાવવું. ( દૂધ. )

**મોરવું,** ક્રિ૦ અ૦ મહોરવું; મહોર આવવો; આંબા-આંબલી વગેરે ઝાડને નાનાં નાનાં ફૂલનો ફાલ આવવો; ફૂલવું; પુષ્પિત થવું: -આંબો મોરિયો. મોરે એટલો મારવા બાઝે તો આંબો ફેંસાઈ પડે.

**મોરવેલ,** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ.

**મોરસ,** પું૦ દરિયા કિનારે થતી વનસ્પતિ; એક ભાજી. એ શાક તરીકે ખવાય છે.

**મોરાણી,** વિ૦ મુખ્ય; પ્રધાન.

**મોરાપી,** પું૦ ગુનો પકડી આપનાર મુખ્ય માણસ. સરકારથી માફી મેળવી પોતાના ગુનેગાર સાથીઓના ગુનો જાહેર કરનારો.

**મોરિયા,** પું૦ ધડો; દોરિયો. (૨) સામા જેવા એક જાતના આબુમેક જમીનમાં પાકેલા કણ-ચોખા. એ ફરાળમાં વપરાય છે.

**મોરી,** સ્ત્રી૦ એઠવાડનું ગંદુ મેલું પાણી જવાની નીક તે; ખાળ; ગટર. (૨) મોયડી; ગાળિયું.

**મોરું,** ન૦ મહોરું; સેતરંજનું રમકડું-પેદુ-સોગઠું તે. (૨) રમણીય પૂતળું; નંગ.

**મોરે,** અ૦ આગળ:-ચાલ મોરે થા. (૨) સાથે:-હું મોરે હોઉં તો પછી ચોરના

શા ભાર છે?

**મોરો,** પું૦ સાપના મોંમાં-તાળવામાં રહેતો ગોળ ચકતી જેવો પદાર્થ તે. એમ કહેવાય છે કે, એમાં ઝેર ચૂસી લેવાની શક્તિ હોય છે. જળો જેમ લોહી ખેંચે છે તેમ એ ડંખવાળા ભાગ ઉપર લગાડતાં તમામ ઝેર ચૂસી લે છે.:-સાંપનો મ્હોરો.

**મોરથ,** અ૦ આગળ; પહેલાં; અગ્રે. (૨)સાથે.

**મોલ,** પું૦ કરસણ; તુલ. (૨) મહોલ; રાજમંદિર. (૩) લીલો પાક; ઉત્પન્ન.

**મોલવી,** પું૦ [ फा. ] મુસલમાની કાયદા પ્રમાણે ન્યાય દેખાડનારો મુસલમાન મુલ્લાં પંડિત; શરેહના અર્થ પ્રમાણે મત આપનારો. (૨) વિદ્વાન; પંડિત.

**મોલ્લેદાર,** વિ૦ મહોલ્લાવાળો; મહોલ્લાનો ઇજારદાર-ચોકી કરનારો અથવા મહોલ્લાની તપાસ રાખનારો માણસ.

**મોલ્લો,** પું૦ મહોલ્લો; ગામ અથવા શહેરના જુદા જુદા લોકના વસવાટના જુદા જુદા ભાગ તે; શેરી, પોળ; ફળિયું; વાસ.:-બુહારમોલ્લો.

**મોવણ,** ન૦ મોયણ; આટા-લોટને જરાક પોલાણ-નેશી કરવાનું જે સ્નેહ-ચીકટ ઘી અને તેલ વગેરે તે; આટાને કરમોવવાનું તેલ ઘી તે.

**મોવાસો,** પું૦ ઢોરના મોંમાં થતો એક રોગ. આ રોગથી ઘણાં ઢોર મરી જાય છે.

**મોવાળ,** પું૦ વસ્તાર; ઘરાઓ; અખંડનેહ સંબંધ તે.

**મોવાળો,** પું૦ મુવાળો; વાળ; કેશ.

**મોવું,** ક્રિ૦ સ૦ મહોવું; ઘી અથવા તેલથી આટો કરમોવવો. (૨) ઘઉં વગેરે અનાજ સડે નહિ તે માટે તેને એરંડિયું લગાડવું તે. (૩) ચીકટવાળું કરવું; ચોળવું; ચોપડવું; વહાવું; હાથદેવો.

**મોસમ,** સ્ત્રી૦ ઋતુ, અમુક પાક, ફાલ, અને નવી ઉત્પત્તિ વગેરે થવા માટેનો યોગ્ય વખત તે.:-કપાસની મોસમ.

**મોસલ,** પું૦ [ अ. ] સરકારના હુકમથી તેડવા આવેલો ને તાકીદ કરનારો એલીફ.

**મોસંબી,** સ્ત્રી૦ મોઝાંબિક તરફથી આવતી નારંગી; ખટ મધુરા રસવાળું એક ફળ.

**મોસાળ,** ન૦ માનું પિયેર; દાદાનું ઘર.

**મોસાળિયાં,** ન૦ મોસાળ તરફનાં સગાં તે; મામા અને માસીઓ વગેરે તે.

**મોસાળું,** ન૦ માબાપ તરફથી છોકરીને સીમંત વખતે અને છોકરીનાં છોકરાંને જનોઇ અને વિવાહ વખતે કરવામાં આવતી રીતની બક્ષીસ, પોષાક વગેરે. (૨) મોસાળ તરફની રીત-બક્ષીસ કરવી તે. ને તેને લગતું સરઘસ.(૩) મોસાળામાં ગવાતાં ગીત તે. મોસાળામાં માણેકમોતી.

**મોહ,** પુ૦ [सं.] રૂપ ગુણ ને છટા વગેરેની દૃઢ લાગવી તે; રૂપ ગુણ ઉપર ફિદા થઇ જવું ઘેલા થઇ જવું તે; પ્રેમાસક્તિ. (૨) માયા; અજ્ઞાન; સંસાર ઉપરનો ગાઢ અનુરાગ તે. (૩) ભ્રાંતિ; મૂર્છા; બેહોશી; ભ્રમ-ભ્રમણા.

**મોહક,** વિ૦ મોહ લગાડે એવું; સુંદર; મનોહર; આકર્ષક.

**મોહકમ,** વિ૦ ઘણું મોહું; ભારે; પુષ્કળ; ખુબ; અતિશય.

**મોહજાળ,** સ્ત્રી૦ મોહની આંટીઘુંટી; મોહપાશ.

**મોહન,** વિ૦ મોહ લગાડે એવું; મોહ પેદા કરે એવું. સુંદર; રમણીય. (૨) ન૦ મહોવું તે; કામણ; વશીકરણ.

**મોહનમાળા,** સ્ત્રી૦ સોનાના ઝીણા તારની ગુંથણીના મણકાઓની માળા અથવા હાર તે; એક જાતનું સુંદર કંઠાભરણ.

**મોહબત,** સ્ત્રી૦ [ फा. ] પ્યાર; સ્નેહ; પ્રીતિ; પ્રેમ. (૨) માયા; મિત્રતા; બેસવા ઉઠવા જેવો મૈત્રીસંબંધ તે; સ્નેહભાવ.

**મોહબાણ,** ન૦ મોહનાં બાણ તે; મોહ ઉ-

લગ્ન કરે-પ્રેમ પ્રકટાવે એવું કામણ તે.

**મોહર,** સ્ત્રી૦ મહોર; છાપ. (૨) ફુંકીને વગાડવાનું વાજું; વાંસળી; બંસી.

**મોહરમ,** ન૦ મહોરમ: મોહોરમ; મુસલમાની વર્ષનો પહેલો મહીનો; જે મહીનામાં તાબુત આવે છે તે મહીનો. તાબુત કાઢવા-બનાવવાના દિવસો વગેરેને લગતો તહેવારનો સમય તે.

**મોહોરું,** ન૦ મહોરું; રૂપ, ગુણ, અને ચતુરાઇ વગેરેમાં આગળ પડતું નગ તે. (૨) સેતરંજની બાજીનું રમકડું. એમાં બત્રીસ મોહોરાં હોય છે. અંકવાળી મૂર્તિ-આકૃતિ તે. એમાં હાથી ઘોડા ઉંટ ને પાયદળ વગેરે હોય છે. નંગ; સુંદર રમકડું; ખેલાણું.

**મોહોલ,** પું૦ મહેલ; મોલ; રાજમંદિર; હવેલી.

**મોળ,** સ્ત્રી૦ પેટમાં વાયુ થવાથી મોઢામાંથી જે પાણી-લાળ છૂટે છે તે; મોંમાં વારંવાર પાણી આવવું તે. મોળપ; વાળો. (૨) ઉદાણ-ણી.(૩) ઈંટ કે પત્થરની હાર તે.

**મોળવું,** ક્રિ૦ સ૦ કાપીને કકડા કરવા; સમારવું; સુધારવું. (૨) ભાગવું; મોડવું.

**મોળાઈ,** વિ૦ મા તરફનાં-સગાં; મામાનું.-મોળાઈ બાપ્પાબહેન.

**મોળિયું,** ન૦ કાપડાં કમખા ચોળી વગેરેની બાંયની જરિયેલ પટ્ટી. (૨) પટા જેવી દોરી અથવા કસબીકોર. (૩) સ્ત્રીઓને શોકમાં પહેરવાનો તમામ લાલ કે કાળો સાલ્લો તે. (૪) મોળ; કમની કેરી. ઉ૦ ઝળક્યાં ઝળક્યાં વીરા માથે મોળિયા; ઝળકી ઝળકી ભોજાઈ માથે છાબ, મોંમેરું મોંઘા.

**મોળી,** સ્ત્રી૦ ચણાના લોટની પાતળી સેવ: પાતળો તાંતણા જેવો ખાવાનો પદાર્થ.

**મોળું,** વિ૦ ખાર, ખટાશ, અથવા ગળપણ જેમાંજો તેટલા પ્રમાણમાં ન હોય એવું મોળો ભાત; મીઠા-લૂણ વગરનો. મોળી દાળ-ખટાશ વગરની; અને મોળો દૂધપાક=પુરતા ગળપણ વગરનો. (૨) સ્વાદ વગરનું.:-આ કુવાનું પાણી સાવ મોળું છે. (૩) તેજ, ચંચળાઇ, શૌર્ય ઉત્સાહ વગરનું; મંદ; શિથિલ; ટાઢું. (૪) લખલખાટ વગરનું; નહિ આકરૂં; નબળું; ફીકું.

**મોળેણ,** વિ૦ મામાની:-મોળેણ બહેન. મામાની છોકરી.

**મોં,** ન૦ [ સં. मुख ] મોઢું; મુખ; વદન. (૨) ચહેરો. માથાનો આગલો ભાગ, એમાં કપાળ, આંખો, નાક, ગાલ, કાન, મોંની કાડ હડપચી વગેરેનો સમાવેશ થાય છે. મોં એટલે બે હોઠ વચ્ચેનું જેમાં દાંત અને જીભ હોય છે તે ઠાડ જે વડે પ્રાણીઓ ખોરાક લે છે તે. રૂ૦ પ્ર૦ મોં ઉપર શાહી ઢોળાવી=ફીકા પડી જવું; શરમિંદા પડી જવું; કલંક લાગવું; ઝાંખા પડી જવું. મોંચઢવું=રીસ ચઢવી; નાખુશ થવું; નારાજ થવું. મોંજોયું=એકનું એક; એકલું; ખોટનું-લાડકું છોકરું. ઉ૦ જ્યારે વાડું હું મળી છું ગોરઘાટે. ત્યારે દીકરાનાં સુખ જોવા માટે, તરસે ચરકેચાં મોંજોયા માટે, મોહન૦ મોંધોઇ જવું=પાછા પડી જવું; હટી જવું; ગરી જવું. મોંમાંથુ=પત્તો; શોધવાનો રસ્તો; મૂળાધાર:-આનું મોંમાથુ કેમ જણાતું નથી. મોં વાળવું-વિલાપ કરવો; રોવું. મોં મુકીને=છૂટે મોંઢે; મુક્તકંઠે. (૨) શરમ છાંડીને. મોં સેવાવું=શરમાઇ જવું. મોં ઉતરી જવું; ઝાંખા પડી જવું. મોંમાં મગ ભરવા=મુંગા રહેવું. મોંમાં માતું-મોંને શોભે નહિ એવું, જેમ આવડે તેમ, ખરાબ અઘટિત-ભુંડુ બાપાગ કરવું. ગાળ વગેરે. મોમા આવે તેમ=વગર વિચારે; કંઇ પણ વિચાર કર્યા વગર. મોંઝડાવું=શરમ લગાવી, શરમ-લાજ લાગવી, વિશેષ

–મોટાનું માન નહિ મુકાવું એમ. મોં આવવું=શેહ પડવી, શરમ લાગવી. મોંમાં ચાંદીઓ પડી જવી. કહે૦ મોં ખાય તે આંખ લાજે=વિવેકથી કામ કરવું.

**મોંકાણ,** સ્ત્રી૦ મરનાર પાછળ ઘણા જણે એકઠા થઇ શોક કરવો તે; મરનાર પાછળ શોક અને વિલાપ કરવાને એકઠાથવું તે. રૂ૦ પ્ર૦ મોંકાણના સમાચાર=બુરા શોકના સમાચાર તે; મારાવાવડ.

**મોંકાણિયું,** વિ૦ મોંકાણ કરનાર. (૨) માઠું; ભુંડું; અશુભ. (૩) હીણ પગલાંનું.

**મોંધમ,** વિ૦ મોઘમ; ચોકસ નહિ એવું: બાધેભારે; અંતરપટે; વગરનામે.

**મોંઘવારી,** સ્ત્રી૦ ઉંચે ભાવે વસ્તુઓ મળે એવો વખત તે; ઉંચા દરનો વખત.

**મોંઘાઈ,** સ્ત્રી૦ મોંઘાપણું; ઉંચો દર–ભાવ હોવો તે. (૨) મોંઘવારી. (૩) પોતે દુર્લભ–ઝટ નમળે એવી કિમ્મતનાં છીએ, એવો દેખાવ ડોળ કરવું તે; અલભ્યતા બતાવવી તે; પોતાનું વજન વધારવાને પોતાની મોટાઇ દેખાડવી તે. (૪) લાડ, માન, વગેરે તે. અગત્ય–જરૂર બતાવવી તે.:–હવે ચાલ મોંઘાઇ કર્યામાં માલ નથી, નહિ તો મોતીનાં પાણી ઉતરી જશે.

**મોંઘું,** વિ૦ [ સં. महार्घ ] વધારે મૂલનું; કિંમતી; ઘણી મહેનત અથવા મોટો બદલો આપતાં પણ ન મળે એવું; દુર્લભ; ભારે કિમ્મતનું.

**મોંજોણું,** ન૦ મોંજોવું તે. (૨) મોંજોયાની વધાઇ; મોં જોઇને ભેટ આપવી તે.

**મોંજોયણું,** ન૦ મોંજોણું.

**મોંજોયું,** વિ૦ મોં જોયા કરીએ એવું; દુર્લભ; મોંઘું. (૨) માબાપને માત્ર એકનું એક હોવાથી બહુજ વહાલું અનેલાડકું; એકપુરૂ; એકનું એકજ એવું.

**મોંઢું,** વિ૦ મોડું; વખત વીતી ગયા પછીનું; વખત વીત્યા બાદ બનેલું; આવેલું–અમુરૂં; અસુર. ન૦ મોં; મુખ.

**મોંનિયું,** ન મોઢે મીઠું–સારૂં લગાડવું તે; મોંએ મોં મેળાપ થતાં અલાવડું કરવું તે; મોઢાનું; ખાલી; ઉપરચોટિયું કહેણું; આમંત્રણ તે.

**મોંમાગ્યું,** વિ૦ યથારૂચિ; ઇચ્છાનુરૂપ; મોં જેવું માગે ઇચ્છે કે ખાવાનો ભાવ કરે એવું.

**મોંમાર,** વિ૦ બોલવે બહાદુર; છપાય નહિ એવું; બાહોશ.

**મોંયરૂં,** ન૦ વર કન્યા જ્યાં પરણવા બેસે છે તે મંડપ; કન્યાની માનાનું ઘર અને તેના આંગણામાં વિવાહ માટે બાંધવામાં આવતી ચોરીનો મંડપ તે. ઉ૦ મોયરામાં તો મગળ વરત્યાં ચારરે.

**મોંર,** અ૦ આગળ; મોખરે.

**મોંરખું,** વિ૦ મો રાખીને બોલે એવું; હાજી હા કરનારૂં.

**મોંરડી,** સ્ત્રી૦ મોંયડી; ઢોરને મોંએ ઘાલવાનું ગાળિયું. મોંરડો; મોંએ બાંધવાનો ગાળો.

**મોંવડ,** અ૦ આગળ; અગ્રે; પાસે.

**મોંવાસો,** પુ૦ ઢોર ગાય વગેરેને થતો મોનો એક રોગ તે.

**મોંવાળવું,** ક્રિ૦ અ૦ મોં ઢાંકીને રોવું; રડવું. મરનાર પાછળ શોક કરવો; વિલાપ કરવો.

**મોંસાળ,** ન૦ મોસાળ, મામાનું ઘર તે; માતાનું પિયેર.

**મોંસાળું,** ન૦ મોંસાળ તરફથી ભાણેજને આપવામાં આવતી ભેટ અને ભેટઆપવા જતાં કાઢવામાં આવતો વરઘોડો તે.

**મો,** વિ૦ નરમ; કુંમળું. (૨) ઘણા દહાડાનું ભૂખ્યું; ખાવાને તલસી રહેલું; કંગાલ.

**મૌક્તિક,** [ સં ] મોતી.

**મોઉં,** ન૦ મહુડાનું ફૂલ; મહૂડું.

**મોડો,** પુ૦ [ સં. मधुक ] મહુડો. એનાં ફૂલ

મહુડાં; આનો હાર થાય છે અને મોડાનાં બી ડોળ, તેમાંથી ડોળિયું નામનું જાડું તેલ નીકળે છે.

**મૌન,** ન૦ [ सं ] મુગું રહેવું તે; મોટે બોલવું નહિ તે; ચુપકીદી.

**મૌર્ખ્ય,** ન૦ [ सं ] મૂર્ખતા.

**મૌર્વી,** સ્ત્રી૦ [ सं. ] પણછ; ધનુષની તાંત-દોરી તે.

**મૌલ,** સ્ત્રી૦ [ सं. ] મથાળું; શિખર; ટોચ. (૨) કલગી; છોગું.

**મૌલ્ય,** ન૦ [ सं. ] કિંમત; મૂલ.

**મૌવર,** સ્ત્રી૦ મહુઅર; મોરલી; વાંસળી.

**મૌંજી,** સ્ત્રી૦ [ सं. ] મુંજની દોરી; મુંજની દોરીનો કંદોરો તે. (૨) જનોઇ.

**મ્યાન,** ન૦ મેનઃ તરવાર, છરા વગેરે ધાર-વાળાં હથિયાર રાખવાની ખોળી.

**મ્યાનો,** પું૦ [ फा. ] પેટી ઘાટની પાલખી; મિયાનો.

**મ્લાન,** વિ૦ [ सं ] કરમાયેલું, કુમળું થયેલું.

**મ્લેચ્છ** વિ૦ [सं] હિંદુ ધર્મ નહિ માનનારો તે; ચાર વર્ણમાં અને હિંદુધર્મમાં જેનો સમાવેશ ન હોય તે.



## ય.

**ય,** પું૦ [सं.] ગુજરાતી લિપિનો સાડત્રીસમો મૂળાક્ષર અને છવ્વીસમો વ્યંજન વર્ણ. એનું ઉચ્ચાર સ્થાન તાળુ છે, અને તે અરધો સ્વર ને અરધો વ્યંજન ગણાય છે. (૨) સ્પષ્ટીકરણમાં, ભાર દઇ બનાવવામાં, તેમજ પણ અને વળી, બી, એવા અર્થમાં શબ્દની આગળ જોડાય છે.:-રાતે ઘોપટ પાંખો ફફડાવે તોય એમના ભણકારા વાગે છે. ગુ. ચો. ૨૦ પ્ર૦ યપલાયન= નાસી જવું.:- લડતાં લડતા આખરે કંટાળીને તે યત્પલાયન કરી ગયો.:-તમેય આવજો.

**યકાર,** પું૦ [ सं. ] ય એવો અક્ષર અને ઉચ્ચાર તે.

**યકૃત,** ન૦ [ सं. ] કલેજું; કાળજું; પિત્તાશય.

**યક્ષ,** પું૦ [ सं. ] ઘોડાના જેવાં મોંના ઉપ-દેવ; કુબેરના આશ્રિત અને નોકર. મેઘ દૂતનો નાયક યક્ષ હતો. યક્ષ; કિંનર; ગંધર્વ, વગેરે બધા અર્ધદેવમાં ગણાય છે. (૨) પ્રેતયોનિનો એક મલિન પિશાચ; જખ. યક્ષરાજ=કુબેર; ધનપતિ. યક્ષરાત્રિ= દિવાળી યક્ષકર્દમ=સુગંધિ દ્રવ્યોને ઘસીને બનાવેલો લેપ, ચંદન.

**યક્ષિણી,** સ્ત્રી૦ [ सं. ] યક્ષની સ્ત્રી. (૨) દુર્ગાદેવીની પરિચારિકા. (૩) એક ભૂત જાતિની મલિન દેવતા; ભૂતડી; જક્ષણી. નાશ કરનારી ખરાબ દેવતા.

**યખ,** પું૦ [ फा. ] બરફ; હિમ; ટાઢોડું.

**યગણ,** પું૦ [ सं. ] પિંગળના આઠ ગણમાંનો એક ગણ. ત્રણ અક્ષરનો સમૂહ તે ગણ. ય ગણના ત્રણ અક્ષરોમાં પહેલો અક્ષર લઘુ ને બીજા બે ગુરુ હોય છે.:- યશોદા, નિસાસો, ભવાડો.

**યજન,** ન૦ [ सं. ] પૂજન; સેવા કરવી તે. (૨) હોમવું-બલિ આપવો તે; યજ્ઞ કરવો-અગ્નિ સળગાવી તેમા હુત દ્રવ્ય હોમવાનું જે કર્મ તે, યજ્ઞ યાગ વગેરે તે; જજન.

**યજમાન,** પું૦ [ सं. ] યજન-હોમ-યજ્ઞ કરાવનારો, ગૃહસ્થ તે; બ્રાહ્મણ પાસે યજ્ઞ કરાવી તેને દક્ષિણા આપી યજ્ઞફલ લેનારો તે; યજ્ઞાદિક દ્વારા બ્રાહ્મણને આશ્રય આપનારો તે. (૨) આશ્રય આપનારો; પોષિંદો; દક્ષિણા વગેરેથી બ્રાહ્મણને પોષનારો તે; દાતા; દેનાર; પાળનાર.

**યજમાનવૃત્તિ,** સ્ત્રી૦ યજમાન ઉપર આજીવિકા કરવી તે; યજમાનને ત્યાંથી મળતાં અન્ન, વસ્ત્ર અને દક્ષિણાઓ વગેરે ઉપર

રુજવદો કરવો તે; જજમાની.
**યજવું,** ક્રિ૦ સ૦ [ सं. यज् ] અગ્નિમાં હોમ કરવો; બલિ આપવો; હોમવું; અગ્નિને આહુતિઓ આપી તૃપ્ત કરવો. (૨) પૂજવું; સેવા કરવી.
**યજુર્વેદ,** પું૦ [ सं. यजुस् ] યજ્ઞ કરવાના મંત્રોનો સમુદાય-બીજો વેદ તે.
**યજુર્વેદી,** પું૦ [ सं. ] યજુર્વેદ ભણેલો અને તે પ્રમાણે યજ્ઞ કર્મ કરનારો બ્રાહ્મણ તે. યજુર્વેદમાં ફરમાવ્યા પ્રમાણે કર્માદિક કરનાર-યજુર્વેદથી દીક્ષિત હોય તે; યજુર્વેદનો અભ્યાસી. વિ૦ યજુર્વેદ પ્રમાણેનું. યજુર્વેદી કર્મ-સંધ્યા વગેરે.
**યજ્ઞ,** પું૦ [ सं. ] વેદમાં કહેલા વિધિ પ્રમાણે વેદ મંત્રથી અગ્નિમાં હોમ કરવાનું એક કર્મ તે; હોમ કરવો તે; યાગ; મખ; મેધ; અગ્નિ આરાધન અને અગ્નિને આહુતિઓ આપવી તે. યજ્ઞનાગમણ= યજ્ઞદેવતા.
**યજ્ઞપશુ,** ન૦ [ सं. ] અગ્નિમાં બલિ તરીકે હોમવાનું પ્રાણી તે. (૨) અજ્ઞ; અજ્ઞાન; અણસમજુ-પશુ જેવો માણસ તે. આખરે જેનો વધ કરવાનો હોય તેવું પોષેલું ને પૂજેલું પ્રાણી વગેરે તે.
**યજ્ઞયાગ,** પું૦ હોમહવન; મખ; મેધ.
**યજ્ઞશાળા,** સ્ત્રી૦ [ सं. ] યજ્ઞ કરવાની જગા; હવન-અગ્નિ હોત્રનો ઓરડો તે.
**યજ્ઞોપવીત,** ન૦ યજ્ઞ કરીને ધારણ કરેલું સૂત્ર તે; ઉપવીત; જનોઇ; બ્રહ્મસૂત્ર.
**યતિ,** પું૦ [ सं. ] સાંસારિક ઉપાધિ અળગી કરી મોક્ષને માટે યત્ન કરનારો તે; ત્યાગી; જોગી; સંત. (૨) છંદ-રાગમાં આવતો જે વિરામ તે; અટક. (૩) જૈન સાધુ. ઉ૦ યતિ ને ગૃહમેધીના, ધર્મ અન્યોન્ય સાધવા.
**યત્કિંચિત,** અ૦ [ सं. ] જરાક; લગારેક; (૨) સહેજ; કંઇક; લેશ; અલ્પ.
**યત્ન,** પું૦ [ सं. ] ઉદ્યોગ; મહેનત; શ્રમ; કોશીશ. (૨) વ્યવસાય; ઉપાય, કોઇ કાર્ય કરવા-સાધવા માટે જે કંઇ પણ ઉદ્યોગ કરવો પડે તે-યત્ન; ખંતથી કામ કરવું ચલાવવું તે.
**યત્નતઃ,** અ૦ યત્નથી; ઉદ્યોગવડે.
**યત્ર,** અ૦ [ सं. ] જ્યાં; જે ઠેકાણે.
**યથા,** અ૦ [ सं. ] જેમ; જેવી રીતે; જે પ્રકારે. (૨) જેવું; જેવી રીતનું યથા રાજા તથા પ્રજા.
**યથાક્રમ,** અ૦ એક પછી એક એમ; જેમ હોય તેમ; અનુક્રમે; પહેલું તે પહેલું અને બીજું તે બીજું, એમ અસલ ગોઠવણ પ્રમાણે.
**યથાતથ્ય,** અ૦ જેમ હોય તેમ.
**યથાનુક્રમ,** અ૦ જેવો અનુક્રમ હોય તેવા અનુક્રમ પ્રમાણે.
**યથાન્યાય,** અ૦ ન્યાય જેમ થતો હોય તેમ; કાયદેસર-રીતે એમ. (૨) વાજબી.
**યથાબુદ્ધિ,** અ૦ જેવી બુદ્ધિ હોય તે પ્રમાણે; બુદ્ધિના પ્રમાણસર; યથામતિ.
**યથામતિ,** અ૦ જેવી મતિ હોય તે પ્રમાણે; જેમ મતિ પહોંચે તેમ.
**યથાયુક્ત,** અ૦ જેમ ઘટતું હોય તેમ; જેમ શોભે તેમ.
**યથાયોગ્ય,** અ૦ યથાયુક્ત; જેમ જોઇએ-જેમ ઘટતું હોય તેમ. (૨) પું૦ નમસ્કાર; ઘટતું હોય તેવું નમન તે; ઘટિત.
**યથારૂચિ,** અ૦ જેવી રૂચિ-ભાવ હોય તે પ્રમાણે; ઇચ્છા પ્રમાણે; મરજી માફક.
**યથાર્થ,** અ૦ જે પ્રમાણે અર્થ થતો હોય તે પ્રમાણે; બરોબર; ખરેખર; આબેહૂબ. (૨) સત્ય; સાચું; ખરૂં; જેવું હોય તેવુંજ બરોબર એમ.
**યથાવિધિ,** અ૦ જેવો વિધિ હોય તે પ્રમાણે બરોબર; વિધિ પ્રમાણેજ એમ.
**યથાશક્તિ,** અ૦ જેવી શક્તિ હોય તે પ્રમાણે;

શક્તિ અનુસાર-ગજા પ્રમાણે.

**યથાસ્થિત,** અ૦ જેમ હોય-ઘટિત હોય તેમ; જેવું જોઈએ તેવું એમ; યોગ્ય; બરોબર.

**યથાજ્ઞાન,** અ૦ જ્ઞાન પ્રમાણે; જેવી સમજ હોય તે પ્રમાણે; મગદુરસર.

**યથેચ્છા,** અ૦ જેવી ઇચ્છા હોય તેમ; મરજી માફક.

**યથેષ્ટ,** અ૦ ઇચ્છાનુરૂપ; જેમ ઠીક લાગે તેમ; યથારુચિ.

**યથોક્ત,** અ૦ જેમ કહેવાયું હોય તેમ; જે હુકમ: હુકમનર.

**યદા,** અ૦ જ્યારે; જે વખતે.

**યદિ,** અ૦ જો; જોકે.

**યદૃચ્છા,** સ્ત્રી૦ [ સં. ] સ્વેચ્છા: સ્વતંત્રતા. (૨) અ૦ એની મેળે એમ; વગર યત્ને, કુદરતી રીતે એમ; આકસ્મિક; અણચિંતવ્યું એમ.

**યદ્યપિ,** અ૦ [ સં. ] અગર જો; જો; જો કદાપિ; આમ છે તોપણ.

**યદ્વાતદ્વા,** અ૦ જેમ તેમ; ગમે તેમ; ઠામ ઠેકાણા વગર.

**યમ,** પું૦ [ સં ] મરણ પછી જીવને તેનાં કૃત્ય પ્રમાણે શિક્ષા કરનાર દેવ; મૃત્યુનો દેવ તે; પ્રેતપતિ. (૨) ઇંદ્રિયોને જીતવી તે; સંયમ. (૩) ભયંકર અને ઉગ્ર દેખાવનો માણસ; કાળ; જમ; જીવોને કર્માનુસાર યોજનાર દેવ.

**યમક,** પું૦ [સં] ગદ્યપદ્ય રચનામાં સવર્ણ-સજાતીય અક્ષરોની આવૃત્તિઓ આણવી તે; અનુપ્રાસ; ઝડઝમક, એક શબ્દાલંકાર. ઉ૦ જાણીતો નહતો પંથ જોઈને જાણી તો થયો, જાણીના મર્મને ટીધા જાણીના તમામને.

**યમદૂત,** પું૦ જમ; જમદૂત; પ્રાણીઓના જીવને કર્માનુસાર શિક્ષા કરવા યમરાય પાસે લઈ જનારા તેમના દૂત-અનુચર-સિપાઈ તે.

**યમન,** પું૦ કલ્યાણ રાગનો એક ભેદ.

**યમપાશ,** પું૦ [ સં ] મૃત્યુના દેવનો ફાંસો તે; જમનો દંડુકો-કોરડો. જે વડે ખોળિયામાંથી જીવને ખેંચી લેવાતો કહેવામાં આવે છે તે; જમની દોરી.

**યમપુરી,** સ્ત્રી૦ [ સં. ] જમપુર; મૃત્યુના દેવનું રહેઠાણ. (૨) મરણ પછી જીવોને જ્યાં લઈ જવાતા કહેવાય છે તે સ્થાન. ત્યાં જીવોને તેમના કર્મ પ્રમાણે શિક્ષા થાય છે અને તેવી યાતનાઓનાં ત્યાં રાખેલાં સ્થાનમાં મૂકવામાં આવે છે:-નરક: અસિપત્રનું વન; વૈતરણી નદી વગેરે સ્થાનો યમપુરી અથવા યમલોકમાં છે.

**યમી,** સ્ત્રી૦ [ સં ] યમની બહેન તે. (૨) વિ૦ જેણે ઇંદ્રિયોને કબજે રાખેલી હોય એવો-માણસ. ઇંદ્રિયો ઉપર જેનો કાબુ હોય તે.

**યક્ષ્મ,** પું૦ [ સં ] ક્ષયરોગ; ખે; ખય.

**યવ,** પું૦ [ સં ] જવ; ઘઉંથી ઉતરતું પણ ધોળા છોડાવાળું તેનાજ જેવું લંબગોળ એક અનાજ. આ શિયાળામાં થાય છે. Barly.

**યવક્ષાર,** પું૦ [ સં ] જવખાર; Saltpetre.

**યવન,** પું૦ [ સં ] હિંદુ આચાર-ધર્મનો નહિ એવો માણસ તે; યુનાન કે ગ્રીસદેશનો વતની તે. મુસલમાન; મિસરી વગેરે કોઈ પણ પરધર્મી માણસ તે; મ્લેચ્છ.

**યવાગૂ,** સ્ત્રી૦ [ સં ] રાબ; કાંજી. (૨) ઓસામણ.

**યશ,** પું૦ [ સં ] જે હેતુએ ઉદ્યોગ કરાતો હોય તેમાં ફતેહ મળવી તે:-આ કામમાં તમને યશ મળશે નહિ, અર્થાત્ ફતેહ પામશો નહિ. (૨) કીર્તિ; આબરૂ. (૩) જય; ફતેહ. (૪) ભાગ્યશાળીપણું; દેવકૃપા. જેમ; ધન્યવાદ. શાબાશી; ખ્યાતિ; વાહવાહ; સારું બોલાવું તે.

**યશસ્વી,** વિ૰ યશ પામેલ; જેને જશ મળતો હોય કે મળ્યો હોય તે. (૨) ભાગ્યશાળી; સુભાગી. (૩) પ્રખ્યાત; નામાંકિત.

**યષ્ટિ;** સ્ત્રી૰ [ सं ] લાકડી; સોટી. (૨) પાતળો ને ઉંચો આકાર તે.:-દેહયષ્ટિ.

**યષ્ટિકા,** સ્ત્રી૰ [ सं ] લાકડી; સોટી.

**યંત્ર,** પું૰ (ન૰) [ सं ] એવી જાતની બનાવટ -ગોઠવણ, કે જેથી કોઈ કામ સહેલાઇથી અને ઝટ થાય; ચક્કરચક્કર ફરે અને તેના વેગના બળથી કેટલુંક કામ થાય એવી રચના તે; સંચો; કળ; કરામત. (૨) દેવ દેવીના મંત્રનું અથવા તેમનાં અમુક ચિહ્નનું ગોળ ખાનાં પાડીને બનાવેલું મંડળ અથવા સ્વસ્તિક ફૂલક-પતરૂં પતા કરું તે.:-ઘંટાકરણનો યંત્ર; ભૈરવનો યંત્ર.

**યંત્રણ,** ન૰ [ सं. ] બંધન; પ્રતિબંધ; રોકાણ; અટકાવ; કબજો.

**યંત્રવિદ્યા,** સ્ત્રી૰ સહેલાઇથી અને ઝટ ઘણું કામ થાય એવી બનાવટો બનાવવાની વિદ્યા તે; યંત્રશાસ્ત્ર.

**યંત્રશાસ્ત્ર,** ન૰ યંત્રવિદ્યા.

**યંત્રશાસ્ત્રી,** પુ૰ [सं.] યંત્ર બનાવવાનું ને સમારવાનું કામ જાણનારો.

**યંત્રિત,** વિ૰ [ सं. ] નિયમમાં હોય એવું; યંત્રના જેવું વ્યવસ્થિત; નિયમબદ્ધ. (૨) અંકુશમાં-બંધમાં રાખેલું હોય એવું; બંધાયેલું; રોકાયેલું.

**યા,** અ૰ [ फा. ] ઓર; અથવા; કે; વા.

**યાકુત,** ન૰ [ फा. ] માણેક; એક જાતનો કિંમતી પથ્થર; રત્ન.

**યાકુતી,** સ્ત્રી૰ ભાંગના ઘીમાં મસાલો મેળવીને તૈયાર કરેલું માદક દ્રવ્ય; એક જાતનો કેરીપાક

**યાગ,** પું૰ [ सं ] અગ્નિ અને દેવને અગ્નિ મારફતે બલિ-ભોગ આપવો તે; હોમ; હવન; યજ્ઞ, જાગ.

**યાચક,** પું૰ [ सं ] યાચના કરનાર; માગણ; ભિક્ષુક; જાચક.

**યાચના,** સ્ત્રી૰ [ सं ] યાચવું-માગવું તે; ભીખ. (૨) કરગરવું તે; કાલાવાલા; પ્રાર્થના.

**યાચવું,** ક્રિ૰ સ૰ [ सं ] માગવું; ભીખવું. (૨) કરગરવું; કાલાવાલા કરવા; પ્રાર્થના કરવી.

**યાચ્ઞા,** સ્ત્રી૰ [ सं. ] પ્રાર્થના; અરજ.(૨) કાલાવાલા; આજીજી. (૩) ભીખ; માગણી.

**યાજ્ઞિક,** વિ૰ [ सं ] યજ્ઞ-યાગ કરનાર; અગ્નિહોત્ર રાખનાર. (૨) ગુરુ; ગોર.

**યાતના,** સ્ત્રી૰ [सं] નરકનાં દુઃખ તે; મહાપીડા; સંકટ; કષ્ટ; યમનો માર-દંડ તે. પીડાવું-રિબાવું તે.

**યાતુધાન,** પું૰ [ सं ] દૈત્ય; રાક્ષસ.

**યાત્રા,** સ્ત્રી૰ ] सं ] ગ્રામાંતરગમન તે; દેશાંતરમાં ફરવું તે. પવિત્ર તીર્થસ્થાનોમાં દેવદર્શન અને સ્નાનાદિક માટે ફરવું તે; જાતરા. (૨) તહેવાર ઉપર અથવા દેવ પ્રતિષ્ઠાની યાદ માટે કે કોઇ વ્રતના માહાત્મ્ય માટે અમુક દેવસ્થાનમાં ઘણા લોકે સાથે મળીને ઉત્સવ કરવો તે.

**યાત્રાળુ,** વિ૰ યાત્રા કરવા કરનાર; પ્રવાસી; તીર્થોમાં ફરનાર; યાત્રિક; તીરથવાસી.

**યાત્રિક,** યાત્રાળુ.

**યાત્રી,** જુઓ યાત્રાળુ.

**યાદ,** સ્ત્રી૰ [फा.] સ્મરણ; સ્મૃતિ; કોમ; સરત. (૨) આગળ જે જોયું અથવા સાંભળેલું મનમાં આણવું તે; નહિ વિસરી જવું તે. (૩) યાદી; નોંધ.

**યાદગીરી,** સ્ત્રી૰ યાદ; સ્મરણ. (૨) જેને જોવા સાંભળવાથી અમુક વસ્તુ કે વાત યાદ આવે-મનમાં ઉપસ્થિત થાય એવું કાર્ય; ચિહ્ન કે એંધાણી તે; સંભારણું. (૩) નામ; નામના; વખાણ.

**યાદદાસ્ત,** સ્ત્રી૰ સ્મરણશક્તિ; આગળ જો-

જોયેલી કે સાંભળેલી બાબત ફરીને મન આગળ ઉભી કરવાની શક્તિ તે; યાદ.

**યાદદાસ્તી,** સ્ત્રી૦ સ્મરણશક્તિ; યાદ કરવાની શક્તિ.

**યાદી,** સ્ત્રી૦ યાદ રહેવા માટે લખી રાખેલું જે ટાંચણ તે; ટીપ; ટિપ્પણ; નોંધ; ઓળિયું. (૨) અરજી. (૩) મુદ્દાઓનું ટાંચણ; મુદ્દાની વાત મગાવવાનો લેખ-પત્ર; રૂક્કો; ચીઠી; યાદ દાખલ લખેલો પત્ર તે.

**યાદૃશ,** વિ૦ [સં] જેવું; જેમ; આદૃક.

**યાન,** ન૦ [સં] વાહન; ગાડું; સવારી કરીને જવું તે. (૨) સ્વારી; ચઢાઈ; આક્રમણ. રાજનીતિ પ્રમાણે સંધિનો એક પ્રકાર. :- સંધિ, વિગ્રહ; આસન; યાન; સંશ્રય; દ્વૈધીભાવ.

**યાને,** અ૦ અથવા; વા. (૨) બદલે.

**યામ,** પું૦ [સં] પહોર; ત્રણ કલાક જેટલો કાળ તે. (૨) ક્ષમા. (૩) અટકવું-થોભવું તે.

**યામિની,** સ્ત્રી૦ [સં] રાત્રિ; રજની; નિશા; જામિની.

**યાર,** પું૦ દોસ્ત; મિત્ર. (૨) આશક; પ્રીતમ. (૩) પ્યાર; પ્રેમ.

**યારબાજ,** વિ૦ પ્રેમઘેલું; છેલીયું; કામી; કામુક.

**યારી,** સ્ત્રી૦ દોસ્તી; મૈત્રી; પ્રેમબંધન-ગાંઠ. સ્ત્રીપુરૂષ વચ્ચેનો પ્રેમ તે. (૨) ઈશ્ક; પ્રેમ. (૩) ગઢ છુટા મૂકવાનો દોર તે. (૪) મદદનો હાથ; પ્રભુ-ભાગ્યની મહેરબાની, સુયોગ; સહાય. :-જો ભાગ્યદેવતા યારી આપે તો આ વખતે જરૂર લાભ થાય.

**યાલ,** સ્ત્રી૦ ઈયાલ; કેશવાળી; સિંહ વગેરેની ગરદન ઉપરના વાળ તે.

**યાવક,** પું૦ અળતો; લાખમાંથી બનાવેલો લાલ રંગ.

**યાવત્** અ૦ [સં] જ્યાંસુધી; જેટલે લગી; જ્યાં લગણ યાવચ્ચંદ્રદિવાકરૌ=જ્યાં લગી ચંદ્રમા અને સૂર્ય હોય ત્યાં લગી; હમેશને માટે; નિરંતર ચલ્યા કરે એમ.

**યાવની,** વિ૦ [સં] યવન સંબંધી, પરદેશી ને પરધર્મનું એવું તે; મ્લેચ્છનું; હિંદુને લગતું નહિ તે. :-યાવની ભાષા=મ્લેચ્છભાષા.

**યાહુદી,** વિ૦ [અ. यहुदी] હિબ્રુ લોક તે; જુડિયાના રહેવાસી; જ્યુ લોક.

**યાહોમ,** અ૦ એકદમ આંધળિયાં કરીને (પડવું તે) મરણિયા થઈને; આંખો મીચીને; જેમ થવાનું હોય તેમ થાય એમ કરીને. ઉ૦ યાહોમ કરીને પડો યાશે ફતેહ છે આગે.

**યાંત્રિક,** વિ૦ [સં] યંત્ર સંબંધી; કરામતી.

**યુક્ત,** વિ૦ [સં] જોડાયેલું; મળેલું; બજેલું. (૨) યોગ્ય; લાયક; જોઈએ તેવું.

**યુક્તિ** સ્ત્રી૦ [સં] કળા; તદબીર; કરામત. (૨) ઉપાય; ઇલાજ. (૩) હિકમત; હુન્નર; ઇલમ. (૪) ચાલાકી; ચતુરાઈ; ખૂબી. (૫) રચના; ગોઠવણ.

**યુક્તિમાન,** વિ૦ યુક્તિવાળું; ચતુર. (૨) કસબી; હુનરી; ઇલમી.

**યુગ,** પું૦ [સં.] પૌરાણિક રીતે પાડેલા કાળના ચાર મોટા ભાગમાંનો દરેક તે; મોટા લંબાણ કાળવિભાગ.:-સત્યયુગ; દ્વાપરયુગ. વગેરે.

**યુગલ,** ન૦ [સં] જોડું; જુગલ; દંપતી.

**યુગેયુગ,** અ૦ વખતો વખત; દરેક ફરી ફરીને આવતા કાળે; બહોળત.

**યુગ્મ,** ન૦ [સં.] જોડું; દંપતી; બેની બેવ તે.

**યુત,** વિ૦ [સં.] જેવું; યોગ્ય; લાયક. (૨) યુક્ત; વાળું.:- શ્રીયુત.

**યુદ્ધ,** ન૦ [સં.] લડાઈ; સંગ્રામ; વિગ્રહ. વઢવાડ; મારામારી.

**યુદ્ધવિદ્યા,** સ્ત્રી૦ [સં] લડાઈ સંબંધી વિજ્ઞાન તે; લડવાની યુક્તિઓ, રચનાઓ અને ગોઠવણો વગેરે સંબંધી જ્ઞાનનો સંગ્રહ તે; લડવાની કળા તે.

**યુનાની,** વિ० [ અ. ] યુનાન દેશનું-તે સંબંધી, ઇરાનનું; મુસલમાની. યુનાની વૈદ.
**યુરોપીયન,** વિ० યુરોપસંબંધી, યુરોપનું. (૨) યુરોપનું વતની તે.
**યુવતી,** સ્ત્રી० [ સં. ] જુવાન સ્ત્રી; જુવતી; જુવંતી, યૌવના. સોળથી ત્રીસ વર્ષની વયની સ્ત્રી તે.
**યુવરાજ,** પું० [સં.] જુવાન રાજકુંવર; પાટવી કુંવર; ગાદીનો વારસ રાજપુત્ર તે, રાજાનો મોટો છોકરો.
**યુવરાણી,** સ્ત્રી० પાટવી કુંવરની વહુ તે. નાની જુવાન રાણી તે.
**યુવાન,** વિ० [ સં. ]ઉમ્મરમાં આવેલું; પ્રજોત્પત્તિને યોગ્ય વયે આવેલું, તરુણ (૨) જુવાન માણસ. સોળથી ચાળીસ વર્ષની વયનો મરદ તે.
**યુવાવસ્થા,** સ્ત્રી० [ સં. ] તારુણ્ય; યૌવન; જોબન. (૨) જુવાનીનો વખત તે, જોબનકાળ તે; યૌવનાવસ્થા
**યૂકા,** સ્ત્રી० [ સં. ] જૂ.
**યૂથ,** ન० [ સં. ] ટોળું; સમૂહ; મંડળ; ગોગ.
**યૂપ,** પું० [ સં. ] યજ્ઞશાળામાં યજ્ઞના પશુને બાંધવાનો થાંભલો.
**યોગ,** [ સં ] બેનું જોડાવું; એકઠા થવું; મળવું તે, મેળાપ, મેળ; સંગમ (૨) સંધિ; સંબંધ (૩) લગાડવું તે; યોજના, ઉપયોગ (૪) રીત, પ્રકાર, યુક્તિ, ઢબ. (૫) યાન, વાહન. (૬) મારફત; દ્વારા. (૭) બંધબેસતાપણું; યોગ્યતા. (૮) લાગ, તાકડો, પ્રસંગ. (૯) બંદોબસ્ત, ગોઠવણ, જોગ; સાધણ
**યોગ,** પું० [ સં. ] ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવો તે; આસન, પ્રાણાયામ, ધ્યાન વગેરે દ્વારા અંતઃકરણની ઈશ્વર સાથે એકાગ્રતા કરવાનો માર્ગ તે. પતંજલિ મુનિએ શોધી કાઢેલી બ્રહ્મૈક્ય સાધવાની એક રીત અને તેને લગતું વિજ્ઞાન તે.
**યોગક્ષેમ,** ન० [ સં. ] અન્ન વસ્ત્ર અને આરોગ્યથી સારી રીતે નિભાવ ચાલવો તે, કલ્યાણ, સુસ્થિતિ; આબાદી. ઉ० યોગક્ષેમ સદા આપે વિશ્વરૂપી કુટુંબને.
**યોગમાયા,** સ્ત્રી० દુર્ગાદેવી, દુર્ગા; એક અદ્ભુત કાર્ય કરવામાં કુશળદેવી. (૨) જગતનો અંત આણે એવી પરમેશ્વરની શક્તિ તે.
**યોગરૂઢ,** વિ० [ સં. ] વ્યુત્પત્તિ પ્રમાણે તેમજ બોલવામાં લગીરે અર્થભેદ ન હોય એવું :- યોગરૂઢ શબ્દ.
**યોગાભ્યાસ,** પું० [ સં. ] યોગતત્ત્વનો અભ્યાસ તેમજ તેની પ્રક્રિયાઓનો મહાવરો પાડવો તે. યોગ એટલે શું અને તેનું તાત્પર્ય-અર્થ શો, વગેરે વાંચીને મનમાં ઉતારવું-સમજવું તે; અને આસન, ધ્યાન, પ્રાણાયામ વગેરેથી તેમાં બતાવેલી પ્રક્રિયાઓ જાતે કરીને અનુભવ લેવો-કરી જાણવાનો મહાવરો પાડવો તે. યોગાભ્યાસી= તેનો મહાવરો કરનારો અને શિખનાર તે, જેને પ્રક્રિયાઓ આવડતી હોય તે.
**યોગાયોગ,** લાગ બેલાગ, અનુકૂળ પ્રતિકૂળ તે.
**યોગાસન,** ન० [ સં. ] ધ્યાન ધરવા-સમાધિ લેવાને યોગશાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે બેસવાની જે તરેહ, જુદી જુદી રીતિઓ-ઢબ તે
**યોગિની,** સ્ત્રી० [ સં. ] ઉપદેવી; દુર્ગાદેવીની પરિચારિકા; અર્ધ દેવતા. (૨) જોગણી; મેલીદેવી. (૩) સાધ્વી, તાપસી.
**યોગી,** પું० [ સં ] યોગ સાધનારો; ધ્યાન અને સમાધિ વગેરે યોગની પ્રક્રિયાઓથી બ્રહ્મનું ચિંતન કરનારો; તપસ્વી, સાધુ.
**યોગીશ્વર,** પું० [ સં ] યોગીઓમાં ઈશ્વર જેવો તે, મોટો યોગી; મહા તપસ્વી.

**યોગ્ય,** વિ૦ [ સં ] બેસતું; બરોબર આવતું—ઘટતું હોય એવું તે; છાજતું; માફક. (૨) ઘટતું; શોભતું; ખરતું (૩) સમ; સમાન; સરખું. (૪) લાયક; પાત્ર. (૫) ચતુર; દક્ષ; કુશળ.

**યોગ્યતા,** સ્ત્રી૦ [ સં. ] લાયકી, પાત્રતા; પ્રતિષ્ઠા. (૨) ઉચિતપણું, અર્હતા. (૩) આબરૂ.

**યોગ્યાયોગ્ય,** વિ૦ યોગ્ય ને અયોગ્ય તે.

**યોજક,** પું૦ [ સં. ] યોજના કરનાર; રચના—પ્રેરણા કરનાર, બનાવનાર, ઘડનાર; જોડનાર, વસ્તુ, વાત, અને કલ્પના વગેરેને ગોઠવનાર તે.

**યોજન,** પુ૦ [ સં ] ચાર ગાઉ જેટલું છેટું—માપ તે, લંબાણનું માપ—ભરત તે.

**યોજનગંધા,** સ્ત્રી૦ કસ્તૂરી (૨) મત્સ્યગંધા; વ્યાસની માતા, પાંડવોની દાદી.

**યોજના,** સ્ત્રી૦ [ સં. ] બંધબેસતી રચના—ગોઠવણ તે; વ્યવસ્થા; રચના, જોડાણ. (૨) જુક્તિ; કરામત; હિકમત.

**યોજનીય,** વિ૦ [ સં ] યોજવા યોગ્ય; જોડવાલાયક.

**યોજવું,** ક્રિ૦ સ૦ [ સં. युज् ] જોડવું; રચવું; ગોઠવવું; બનાવવું; બેસાડવું. (૨) બેસતું કરવું, સાંધવું; મેળવવું (૩) મૂકવું, સામેલ કરવું, સાથે જોડવું.

**યોધ,** પું૦ [ સં. ] સૈનિક; લડવૈયો; સિપાઈ. (૨) શૂરવીર; મરદ.

**યોદ્ધો,** પુ૦ [ સં. ] સૈનિક; લડવૈયો, સિપાઇ. (૨) શૂરવીર, પહેલવાન.

**યોનિ,** સ્ત્રી૦ [ સં. ] સ્ત્રીની જનનેંદ્રિય. (૨) જન્મસ્થાન; ઉત્પત્તિની જગા. (૩) આદિકારણ; મૂળ (૪) અવતાર; જન્મ.

**યોષિતા,** સ્ત્રી૦ [ સં. ] સ્ત્રી; બાઇડી; નારી.

**યૌવન,** ન૦ [ સં. ] વિવાહને યોગ્ય વય તે, જુવાની, તારુણ્ય, જોબન.

**યૌવના,** સ્ત્રી૦ [ સં. ] જુવાન સ્ત્રી, તરુણી; જુવતી.

**યૌવરાજ્ય,** ન૦ [ સં. ] ગાદીવારસનું જે પદ તે, પાટવીકુંવરનો અધિકાર તે, યુવરાજપદનો—ઓધ્ધો તે.

## ર.

**ર,** પુ૦ [ સં. ] આડત્રીસમો મૂળાક્ષર અને સત્તાવીસમો મૂર્ધસ્થાની વ્યંજન વર્ણ ર, લ અને ડ એક બીજાને સ્થાને પ્રાકૃતપણે વપરાય છે. બોગણું=બોયણું; પાળણું=પાયણું; સાડલો=સાલ્લો. રકાર.

**રઇ,** સ્ત્રી૦ ગઈ, રે. લાલ રંગના ઝીણા ગોળ તેલી ને તીખા વસાણાના બી (૨) ગતિ ઉ૦ રઇ તું તો ડઇ થઇને આવી રે

**રઈયત,** સ્ત્રી૦ રૈયત, પ્રજા; ગામ કે દેશમાં અમુક રાજા વગેરેને તાબે એક જગ્યે રહેનારા લોક તે, ખેડુત, ધંધાદારી અને બીજા જે સાધારણ લોક તે (૨) રાજા કે જમીનદાર વગેરેએ જમીન તથા આશ્રય આપીને રાખેલા માણસો તે., આશ્રિતો—અમે કંઇ તમારી રઇયત નથી જે કારીગર વગેરે સન્માનિક લોક

**રકઝક,** સ્ત્રી૦ લેવા આપવામાં આનાકાની કરવી તે; હા ના કર્યા કરવી તે, વિવાદ. (૨) બાજગાડ, પંચાત, તકરાર. (૩) હઠ; આગ્રહ, રૂઢ ક્રિ૦ પ્ર૦ રકઝક કરવી=હા, ના કરવી, સામસામા આનાકાની કર્યા કરવી, પંચાતી કરવી.

**રકમ,** સ્ત્રી૦ [ अ. ] ગણતરીવાળો અમુક આંકડો તે, સંખ્યા; ગણતરીવાળો અમુક એક જુમલો તે. (૨) ચીજ; વસ્તુ, બાબત, બીના. (૩) પેટા કલમ, આખા માંનો અમુક એકાદો વિભાગ—અંકપત્રક તે. રકમબંધ=જથાબંધ, એક જુમલે; મોટે આંકડે—સંખ્યાએ અથવા સાથે, સામટું. (૨) જુમલે જુમલે; ક્રમસર, દ-

રૈક સંખ્યાવાર; રકમવાર એમ; બાધી રકમે.

**રકોન**, પું૦ [ फा. ] ધારો; નિયમ; કાનુન. (૨) રીતરિવાજ; ચાલ.

**રકાબ**, પું૦ [ अ. ] પેંગડું; ઘોડાપર ચઢવાને અને બેઠા પછી પગ ટેકવવાને રાખેલાં જીનમાંનાં કડાં તે. રકાબદાર=ખીજમતદાર.

**રકાબા**, ન૦ ખેડાતી જમીનનો તે ભાગ કે જેમાં તુલ બરોબર ઉગતું ને ઉછરતું હોય નહિ તે; ખેતર કે જમીનની આસપાસની જગા.

**રકાર**, પું૦ [ सं. ] ર એવો અક્ષર અને ઉચ્ચાર તે, ર-એમ.

**રકાબી**, સ્ત્રી૦ [ अ. ] નાની છાછર થાળી, નાનું ટાટ; તબકડી.

**રકેબી**, સ્ત્રી૦ રકાબી.

**રક્કો**, પું૦ રુક્કો; ચીઠી; ટુંકો લેખ. (૨) ઠરાવ; નિયમ; બંદોબસ્ત.

**રક્ત**, વિ૦ [ सं. ] લાલ; રાતું; લોહીના રંગનું.

**રક્ત**, ન૦ [ स. ] રુધિર; લોહી.

**રક્તકોઢ**, પું૦ જેમાથી લોહી મિશ્ર રાતું ચીકણું પાણી–રસી ઝર્યા કરે અને ચામડી ખવાતી ને ખોદાતી જાય એવો એક ભયંકર ત્વચારોગ; રક્તપિત્ત.

**રક્તચંદન**, ન૦ [ सं. ] રાતા રંગની સુખડ; રાતા રંગનું એક સહેજ સુગંધિવાળું લાકડું અને તેનું ઝાડ તે, રતાંજળી.

**રક્તપિત્ત**, ન૦ લોહી અને પિત્ત બેઉના વિકારથી થતો એક ચેપી આજાર. ૧૬ જાતના કોઢમાંનો રોગ; પન; રક્ત પ્રમેહ.

**રક્તબીજ**, પું૦ [ सं. ] એક રાક્ષસ; જ્યાં લોહી પડે ત્યા ફરી ફરીને ઉત્પન્ન થાય એવો એક દૈત્ય. (૨) માકણ.

**રક્તસ્રાવ**, પું૦ [ सं. ] શરીરમાથી લોહી વહેવું તે; લોહીનું વહી–નીકળી જવું તે.

**રક્તાશય**, ન૦ [ सं. ] લોહીને રહેવાની જગા; હૃદય; કાળજું; અંતઃકરણ; ફેફસાં.

**રક્ષક**, પું૦ [ सं. ] રક્ષણકર્ત્તા; રખવાળ; બચાવ કરનાર; પાલક. (૨) ચોકીદાર.

**રક્ષણ**, ન૦ [ स. ] રખવાળું; રખવાળું કરવું તે; સાચવવું તે; બચાવવું કે નહિ નુકસાન હાનિ થવા દેવાં તે; પાળવું તે; બચાવ, સાચવણી, સંભાળ.

**રક્ષવું**, ક્રિ૦ સ૦ રખવાળું–રક્ષણ કરવું; બચાવવું; સંભાળવું; સાચવવું; ઉગારવું. (૨) પાળવું.

**રક્ષા**, સ્ત્રી૦ રાખ; રાખોડી; ટાઢી; ગેલી.

**રક્ષા**, સ્ત્રી૦ [ सं. ] રક્ષણ; બચાવ; સંભાળ; તપાસ. (૨) રક્ષણ કરે એવું જે તે; રાખડી. રક્ષાબંધન=આશીર્વાદ દઈ હાથને કાંડે મંત્રિત દોરો બાંધવો–રાખડી બાંધવી તે.

**રક્ષિત**, વિ૦ [ सं ] જેનું રખવાળું કરેલું હોય તે; જે રક્ષણ નીચે હોય તે; સંભાળમાંનું; સાચવેલું; આશ્રિત; પાળેલું.

**રખડ**, સ્ત્રી૦ રખડવું તે; આમ તેમ અર્થ વગર ભટકવું તે; ફેરા આટા ખાધા કરવા તે. અથડામણ; ભ્રમણ; રખડપટ્ટી.

**રખડપટ્ટી**, સ્ત્રી૦ રખડ, આમ તેમ ખાલી ફેરા આંટા કર્યા કરવા તે.

**રખડવું**, ક્રિ૦ અ૦ અહિં તહિં નકામું અથડાવું–ફેરા આંટા ખાવા; રઝળવું. (૨) નિરાશ થવું; ધારેલું કામ નહિ થવું; નાસીપાસ થવું; રહીજવું; ફાંફાં મારવાં.

**રખડાઉ**, વિ૦ આમ તેમ રખડનારું રઝળનાર; નકામું ફર્યા કરનાર; સ્થાયી નહિ એવું. (૨) હરાયું; ભટકણુ; સ્વેચ્છાચારી.

**રખડાટ**, પું૦ રખડામણ; રખડ, રખડપટ્ટી તે.

**રખડામણ**, સ્ત્રી૦ અથડામણ, ફેરા આંટા પડવા તે; ભ્રમણ; નકામી રખડપટ્ટી.

**રખડામણી,** સ્રી૦ રખડ; અથડામણ; ર-ખડાટ.

**રખડાવવું,** ક્રિ૦ સ૦ રખડે એમ કરવું; રઝળાવવું; ભમાવવું; ફેરા ખવરાવવા. (૨) નહિ ફાવવા દેવું; નહિ ઠેકાણે પડવા દેવું; એકકે અર્થ સરે નહિ એમ કરવું.

**રખડેલ,** વિ૦ રખડતું ફરનાર; ભટકનારું; ભટકણ; સ્વેચ્છાચારી; નહિ સ્થિર વાસનું એવું; જ્યાં ત્યાં ભટકયા કરે એવું.

**રખતી,** સ્રી૦ સામાનું માન અને અણીના વખતનું કામ કરી તેની આબરૂ સાચવવી તે; માન.

**રખપત,** સ્રી૦ પત રાખવી તે; સાખ-આબરૂ સંભાળવી તે.

**રખરખ,** સ્રી૦ મંદવાડને-અસુખને લીધે બાળક વગેરેએ વારંવાર અણગમો કર્યા કરવો તે; અણગમાને લીધે વારંવાર બેચેની બતાવવી તે. વારંવાર ઝીણું ઝીણું રડવું તે. (૨) તલસવું; તલપવું; વલખાં મારવાં.

**રખરખવું,** ક્રિ૦ અ૦ તલપવું; તરસવું; નહિ ચેન પડવું ને ઝીણું ઝીણું રોવું અથવા વારંવાર અણગમો કર્યા કરવો તે.

**રખરખાવટ,** સ્રી૦ રખતી, આબરૂ અને અણીનું કામ સાચવી લેવું તે; રખાવટ.

**રખવાળ,** પું૦ રક્ષક; રક્ષણ કરનારો; સાચવનારો, ચોકસી રાખનારો તે. (૨) પાળક. (૩) બચાવનાર, સંભાળનાર.

**રખવાળી,** સ્રી૦ રખવાળનું કામ તે, સાચવવાનું કામ. (૨) સાચવવાના કામનું લવાજમ તે.

**રખવાળું,** ન૦ રક્ષણ; સંભાળ, સાચવણી; સંભાળ; રક્ષા; તપાસ. (૨) રક્ષણ કરવા માટેનું લવાજમ તે; ચોકી.

**રખાપત,** જુઓ રખાવટ. રાખપત તો ર-ખાપટ.

**રખાવટ,** સ્રી૦ કોઈ આબરૂ ઇજત-અથવા અણીનો વખત સાચવી લેવો તે; કોઈનું રાખવું-સંભાળવું તે. (૨) પક્ષપાત, તરફદારી; ઉપરાણું.

**રખી,** પું૦ ભગિયો.

**રખીસર,** જુઓ રખી; રખેસર પણ બોલાય છે.

**રખું,** વિ૦ રક્ષણ કરનાર; સાચવનાર; સંભાળનાર.— ઘરરખુ બાઇડી. વળી પગરખું; અંગરખું વગેરે.

**રખે,** અ૦ કદાપિ; કોણ જાણે; રખેને.

**રખેવાળ,** પું૦ રખવાળ; ચોકીદાર.

**રખેળવું,** ક્રિ૦ સ૦ રાખવાળું કરવું, રાખમાં રગદોળવું, અનાજ વગેરેને સળે નહિ તે માટે રાખમાં ભેળવવાં-અથવા રાખ અનાજમાં ભેળવવી તે.

**રખો,** પું૦ રખવાળ; રક્ષણ કરનારો. ખેતરમાંનાં ઝાડ અને પાકની તપાસ રાખનારો તે. (૨) વસાવો-ભીલ.

**રખોટવું,** ક્રિ૦ સ૦ આંકાથી ચિહ્ન કરવું; રેખા-આંકો પાડવો; લીટો દોરવો; નિશાન-આકૃતિ વગેરે પાડવા માટે રેખાઓ ખેંચવી તે. (૨) રખેળવું.

**રખોપિયો,** પું૦ રખો; રક્ષણ કરનારો; રખેવાળ; ચોકિયાટ.

**રખોપું,** ન૦ રખવાળું; રક્ષા; રક્ષણ કરવું તે. (૨) રાખવા-સાચવવાનું લવાજમ તે-મહેનતાણું; ચોકી, રખવાળું કરવાનો બદલો આપવો તે.

**રખ્યા,** સ્રી૦ રાખ, રાખોડી; હેલી, ભસ્મ.

**રગ,** સ્રી૦ નાની નાડી, નસ; રક્તવાહિની; શિરા. (૨) સ્વભાવનો ઝોક; મનોવૃત્તિ; પ્રકૃતિ, તબિયત. રગ જોવી-વિચારવી= સામાની મનોવૃત્તિ સમજીને વર્તવું, તે. (૩) મર્મ, ભેદ.— રગેરગનો ભોમિયો= બધી વાતનો-મર્મનો જાણીતો. રગ હાથમાં આવવી=સ્વભાવનો ઝોક તે.

**રગડ,** સ્ત્રી૦ હેરાનગતિ; રંજાડ; પજવણી; રગડાટ. (૨) ખૂબ ઘસવું-રગડવું તે; માલેસ કરવું તે; જોરથી મસળવું તે; ચંપી. (૩) મહેનત; પરિશ્રમ.

**રગડદગડ,** અ૦ જેમતેમ; બહુ સારી રીતે તેમ છેક ખરાબ રીતે પણ નહિ એવી રીતે નીભવું-ચાલવું તે; ધીરધીરે; આસ્તે આસ્તે, જેમતેમ કરીને.

**રગડમલ,** વિ૦ અખાડામાં રગડી રગડીને રીઢું થયેલું હોય એવું; કસાયેલું ને કસરતથી હૃષ્ટપુષ્ટ થયેલું હોય એવું; ભરેલા પુષ્ટ અંગનું. (૨) જંગલી જેવું; ખૂબ માતેલું-જાડું; તરેહવાર.

**રગડવું,** ક્રિ૦ સ૦ હેરાનકરવું; પજવવું. વિતાડવું; રંજાડવું. (૨) જોરથી ચાંપવું-ચોળવું; મસળવું; માલેસ કરવું; ખૂબ દબાવવું. (ધ) ખૂબ વાટવું; ઘુંટવું, લસોટવું; કચરી ઘુંટીને બારીક કરવું. દુઃખ દેવું; પીડા કરવી.:- એને ભૂત રગડે છે. મર્દન કરવું. (૪) ગડબડવું; ગુલાંટો ખાતાં સરકવું, ગડવું:-મોભારેથી રગડતો રગડતો નીચે પડયો.

**રગડાટ,** પુ૦ હેરાનગતિ; પજવણી; રંજાડ. દુઃખ; પીડા.:-એને કંઈ ભૂત પ્રેતનો રગડાટ હોય તો જતિ ભુવો બોલાવો. (૨) વેઠ; વૈતરું; સખત મહેનત તે. (૩) ગડબડવાથી થતો ધાંધાટ તે.

**રગડાવવું,** ક્રિ૦ સ૦ હેરાન કરાવવું; પજવાવવું; પીડા કરાવવી. (૩) જોરથી-ભાર દઈને ઘસાવવું-માલેસ કરાવવું:-નસ બાઝી ગઈ હોય તો તેલ રગડાવો. (૪) ઘુંટાવવું:-જુદાં જુદાં અનુપાનોમાં સો વાર રગડાવે ત્યારે શતપુટી ભસ્મ થાય. (૫) પોતાની જાતે ફરે ને આગળ વધે એમ સરાવવું-ગબડાવવું, ગુલાંટો ખાતું ગગડે એમ કરવું.

**રગડાવું,** હેરાન થવું; દુઃખી થવું. (૨) પીડા પડવી. (૨) ગુલાટ ખાતાં ગડબડવું. (૩) વટાવું; મસળાવું; દબાવું-ચંપાવું.

**રગડો,** પું૦ જાડો ગાઢો પ્રવાહી. (૨) પ્રવાહીની નીચે ઠરેલો કચરો; કાદવ; રેઢો.

**રગદોળવું,** ક્રિ૦ સ૦ ધૂળ અથવા કાદવ ભેગું કરી નાંખવું; માટી-મેલ વળગે એમ જમીન સાથે ભૂસી-ઘસી રદ કરી નાંખવું; કીચડવાળું કરવું જમીન-પાક સાથે ભેળી દેવું. ઉ૦ તુજ સરિખા કે કે મેં તો રણ રગદોળી નાંખ્યા. ખરડવું; મેલુ કરવું; રજ-મેલ ચોંટાડવો. નવી સાલ કચરામાં રગદોળી. (૨) ખૂબ વાપરવું; ઘણી મહેનત આપવી. જમીન દોસ્ત કરીનાંખવું.

**રગણ,** પુ૦ [ सं. ] પિંગળ પ્રમાણે ત્રણ ત્રણ અક્ષરનો એક ગણ ગણાય છે. આવા આઠ ગણ છે તેમાંનો પહેલો ને છેલ્લો ગુરૂ ને વચલો લઘુ અક્ષર હોય એવો ગણ તે.:-રામજી, ગોમતી; ફાળકો.

**રગત,** ન૦ [ सं. रक्त ] લોહી; રૂધિર; રક્ત. રગતરોટી=સૈનિક નોકરીની આજીવિકા. લોહી રેડવું પડે એવી નોકરીથી ગુજરો કરવાનુ કામ તે.

**રગતરોયડો,** પુ૦ જેથી વહેતું લોહી બંધ થાય અને ઘા રૂઝાય એવી એક વનસ્પતિ-છોડ તે; એક ઓષધિ.

**રગરગાવવું,** ક્રિ૦ સ૦ આશામાને આશામા રાખ્યા કરવું; કેટલી આજીજી અને વાર લગાડયા-રાહ જોવરાવ્યા પછી થોડું આપવું તે; રકઝક કરાવવી, રાહ જોવ ડાની થકવી નાંખવું; ખાલીજ ખોટી કરવું. (૨) વિતાડવું; હેરાન કરવું; પજવવું; વળખાં મરાવવા; (૩) મહેનત આપવી, આશા આપી દુઃખી કરવું. (૪) મુલતવી ગણવું.

**રગવું**, ક્રિ૦ અ૦ કરગરવું; કાલાવાલા કરવા.

**રગસિયું**, વિ૦ ચાલે, ઉભું રહે અને વળી હેલા ખાતું ખાતું ધીરે ધીરે ચાલે એવું:–રગસિયું ગાડું. સુસ્ત; આળસુ. ગતિમાં ઝડપવાળું નહિ એવું.

**રગિયું**, વિ૦ હઠીલું; મતીલું; તંતી.

**રગ્ગડ**, વિ૦ ખૂબ જાડું; ઘટ્ટ; ગાઢું. ધિંગું; ચવ્વડ.:–જાડું રગ્ગડ.

**રઘવાટ**, પું૦ હાંફળાફાંફળા થઈજઈ ઉતાવળ કરવી તે; ઉતાવળનો ગભરાટ; બાવરા થઈજવું તે; ગાભરા પડીજવું તે; ખૂબ ઉતાવળ કરવી તે.

**રઘવાટિયું**, વિ૦ ખૂબ ઉતાવળ કરી પોતે ને પોતે ગાભરું પડી જાય એવું; આકળા–ઉતાવળિયા સ્વભાવનું; આકરૂં; બાવરૂં. રુ૦ પ્ર૦ રગવાયું ભૂત=બહુ ઉતાવળિયું; કોઈ કામ કરવા કે ખાવાપીવાને અધીરૂં થઈજાય એવું.

**રઘવાયું**, વિ૦ આકરૂં; ગાભરૂં; બાવરૂં; ઉતાવળિયું. (૨) બેચેન.

**રચના**, સ્રી૦ [ સં. ] યુક્તિસર કરેલી સરસ ગોઠવણ–બનાવટ તે. (૨) શોભા; ઠાઠ બનાવવું તે; રીતસર સફાઈથી વસ્તુઓ વગેરેની સુંદર ગોઠવણી તે–રચના. (૩) વ્યવસ્થા; સરજત તે; ચમત્કારી ઘટના. ઉ૦ રચના રચનાર રે ધણી, કરુણાળુ કરુણા કરો ધણી. પદ્યરચના=કવિતા; (૪) દેખાવ; આલોક. (૫) છબ; ખૂબી.

**રચવું**, ક્રિ૦ સ૦ [ સં. रच् ] યુક્તિસર ગોઠવવું; એક એક સાથે શોભે અને સારૂં દેખાય એમ સજ્જ કરવું; વ્યવસ્થામાં મૂકવું; યુક્તિથી માંડવું. (૨) ઉભું કરવું. બંધાવવું; ચણવું–ચણાવવું.

**રચામણી** સ્રી૦ રચવાનું મહેનતાણું; રચવા માટેનો બદલો.

**રચાવવું**, ક્રિ૦ પ્ર૦ રચના કરાવવી; બનાવરાવવું; ગોઠવાવવું; વ્યવસ્થા કરાવવી. બંધાવવું; ઉભું કરાવવું.

**રચિત**, વિ૦ [ સં. ] રચેલું; ગોઠવેલું; યુક્તિસર રચના કરેલી હોય એવું.

**રચ્યુંપચ્યું**, વિ૦ મશગુલ; એકતાર ને એક મન થઇ ગયેલું હોય એવું; એકજીવ; તલ્લીન; આસક્ત; ગુલતાન.

**રચ્ચક**, વિ૦ ઘણું; પુષ્કળ; અતિશય.(૨)પૂર્ણ.

**રજ**, વિ૦ જરા; થોડું; અલ્પ; લગાર; કિંચિત.

**રજ**, ન૦ [ સં. ] અટકાવ. સ્રીનો (૨) સ્રી૦ કસ્તર; ઝીણી ધૂળ–કણ; કકડી તે; અણુ. કહે૦ રજનું ગજ=કાગનો વાઘ.

**રજઈ**, સ્રી૦ રજાઈ.

**રજક**, પું૦ [ સં. ] ધોબી; પર્યટ; ધાવક. (૨) [ અ. रिजक ] સરજિત; નિર્માણ; ભાગ્યમાં લખાયેલું હોય એવું તે; દાણો પાણી; પ્રારબ્ધ.

**રજકણ**, ન૦ રજ; અણુ; ઝીણામાં ઝીણી કરચ તે; કણી; ઝીણો અતિ સૂક્ષ્મ રેતી વગેરેનો કણ તે. (૨) ઝિયાંડી; બારીક ધૂળ.

**રજત**, ન૦ [ સં. ] રૂપું; ચાંદી; ધોળા રંગની કિંમતી ધાતુ.

**રજની**, સ્રી૦ [ સં. ] રાત; રાત્રિ.

**રજનીકર**, પું૦ [ સં. ] ચંદ; ચંદ્રમા; ચાંદો.

**રજનીચર**, વિ૦ રાત્રિએ ભટકનાર; રાતનો ફરનાર. (૨) પું૦ રાક્ષસ; દૈત્ય. (૩) ચોર; નઠારો માણસ.

**રજપૂત**, પું૦ [ સં. राजपुत्र ] રાજાનો છોકરો–રાજ કરતા વંશનો માણસ; ગરાસિયો; ક્ષત્રિય. એ નામની લડાયક–વીર જાતિ તે.

**રજપૂતાણી**, સ્રી૦ રજપૂતની સ્રી; રજપૂત જાતની સ્રી; ગરાસણી; ક્ષત્રિયાણી.

**રજવાડું**–ન૦ રજપૂત લોકનું રાજ્ય–સંસ્થાન તે; રજપૂત રાજાનું રાજ્ય તે:–દેશી રજવાડામાં નોકરી સો તો ઠીક.

**રજવાડો,** પું૦ રજપૂતનો દેશ-સંસ્થાન તે. (૨) જ્યાં રજપૂતો રહેતા હોય તે મુલક કે વિભાગ તે. (૩) રાજા અને તેના કુટુંબ પરિવારને રહેવાનો મહોલ્લો-મહેલ વગેરે તે.

**રજસ્વલા,** સ્ત્રી૦ [ सं. ] જેને રજ આવેલું હોય એવી સ્ત્રી; અડકાવવાળી સ્ત્રી; અભડાયેલી; અળગી બેઠેલી સ્ત્રી.

**રજા,** સ્ત્રી૦ [ अ. रिजा ] છૂટ; છુટી. (૨)પરવાનગી; હુકમ; આજ્ઞા. (૩) મંજુરી; કબુલાત; અનુજ્ઞા. (૪) રૂખસદ; ફરાગતી. ક્રિ૦ પ્ર૦ રજા લેવી=જવાનો-કામ કરવાનો કે નોકરી ઉપરથી ગેરહાજર રહેવાનો હુકમ મંજુરી અથવા અનુમતિ લેવી; જવું; ચાલી નીકળવું; છુટા થવું. રજા આપવી=રૂખસદ આપવી; કાઢી મૂકવું; નોકરી ધંધા ઉપર નહિ રાખવું.

**રજાકજા** સ્ત્રી૦ મોત; મરણ.:-રણમાં જઇએ છીએ ને રજાકજા થાય તો કુટુંબને તમે પાળજો. (૨) દૈવજોગ. (૩) અકસ્માત મરણ કે મોટી આફત આવી પડવી તે.

**રજાઈ,** સ્ત્રી૦ આછું આછું રૂ ભરેલું ઓઢવાનું ગોદડું; રૂએલ સુંદર આસ્તરણ; પચ્છેડ્ડપટ.

**રજીલ઼ુ,** વિ૦ [ अ. रजील ] નીચ; હલકટ. (૨) બેશરમું; નિર્લજ્જ.

**રજિયું,** ન૦ રેતદાની; કાળી રેતી રાખવાની ઝીણાં કાણાંવાળી દાબડી.

**રજ્જ,** સ્ત્રી૦ રજ; ઉત્પાદક રસ-દ્રવ્ય તે; વીર્ય.

**રજુ,** વિ૦ [ अ. रजुअ ] મો સામે ધરેલું; નજર આગળ લાવી મૂકેલું; દાખલ કરેલું; હાજર; તૈયાર; તરતજ હાથ આવે એવું. ક્રિ૦ પ્ર૦ રજુ કરવું=મોં આગળ લાવી મૂકવું; હાજર કરી દેવું.

**રજુઆત,** સ્ત્રી૦ રજુ કરવું તે; મોં નજર આગળ લાવી દેખાડવું તે; દાખલ કરવું તે. હાજર કરવું તે. (૨) મોઢામોઢ કરી દેવું. નજરો નજર દેખાડવું તે. (૩) કબુલાત; મેળાપ.

**રજેરજ,** અ૦ તમામ; લગારેલગાર; જરાએ જરા.

**રજૈ,** સ્ત્રી૦ રજાઈ; પાતળી અને રંગિત ઓઢવાની ગોદડી.

**રજોગુણ,** પું૦ [ सं. ] દરેક પદાર્થમાં રહેલા ત્રણ ગુણ-ધર્મમાંનો બીજો ગુણ; પ્રાણી પદાર્થમાં જે કામધુંસ-પ્રવૃત્તિ રહેલી છે, તે એ ગુણને લીધે છે. મનુષ્યમાં-આલોકમાં રજોગુણ આગળ પડતો છે, દેવોમાં સત્વગુણ ને દૈત્યોમાં તમોગુણ આગળ પડતો છે. રાજસીવૃત્તિ-ઝગઝગવું-દીપવું; તેજવૃત્તિએ રહેવાનો એ ગુણ છે. વિષયી ગુણ; ગર્વ; લોભ, કામ ને ક્રોધ વગેરેની પ્રવૃત્તિ કરાવનારો ગુણ તે.

**રજોગુણી,** વિ૦ રજોગુણનું; રાજસીવૃત્તિનું; વિષયી; પ્રવૃત્તિમય સ્વભાવનું.

**રજોટી,** સ્ત્રી૦ ઝીણાં રજકણ તે; બારીક કચરો-ધૂળ વગેરે રજ.

**રજોઠિયું,** ન૦ માળિયું; કાતરિયું; નીચો મેડો.

**રજોણો,** જુઓ રજોયણો.

**રજોદર્શન,** ન૦ [सं] ઉમ્મરે આવતા સ્ત્રીને જે રજ-આર્તવ જણાય છે તે; અડકાવ આવવો તે; સ્ત્રીએ અભડાવા માંડવું તે; સ્ત્રીએ પ્રજોત્પત્તિને યોગ્ય ઉમ્મરે પહોંચવું તે.: રજોદર્શનઃ-થયા પછી ત્રણ વર્ષ લગી લાયક વર ન મળે તો કન્યાને પરણાવવી નહિ.

**રજોયણો,** પું૦ બિયાડી અને જીવજંતુ ખંખેરવાનો સુંવાળા રેસાનો અથવા ઉનનો સાવરણો; જતિઓનો ઓઘો; ચરવળો; લાકડીને એક છેડે ઉનનો ગુચ્છ બાંધીને બનાવેલું જીવ મરી જાય નહિ એવું ઝાટકણું.

**રજ્જુ,** સ્ત્રી૦ [ सं ] દોરડું-ડી; તાંતણો; તંતુ.

**રઝળવું**, ક્રિ૦ અ૦ આમ તેમ નકામા ભટકવું-આથડવું, રખડવું; ભમવું; કામકાજ વગર અમસ્તા આમતેમ ફર્યા કરવું.

**રઝળાટ**, પું૦ રખડાટ; અથડામણ; ભમણ.

**રઝળાવવું**, ક્રિ૦ સ૦ આમતેમ નકામા અથડાવવું-ભટકાં મરાવવાં, ભમાવવું તે; 'રખડાવવું'. (૨) રખડતું રાખવું; અડધેથી પડતું અધુરૂં મેલીદેવું; નહિ પાર ઉતારવું; અધવચ છોડી દેવું; રસળાવવું; નકામો વખત કાઢી નંખાવવો.

**રટણ**, ન૦ રટવું-બોલબોલ કરવું તે; વારંવાર એકની એક બાબત કે અમુક નામ મોઢે બોલ્યા કરવું તે; જપ, જાપ. નામ દીધા કરવું તે. ઉ૦ રટણ રામના પુણ્ય નામનું. (૨) અટન; અથડાવું-વારંવાર એકને એક માર્ગ-ક્ષેત્રને ખુંધા કરવું તે. (૩) ઘણો અભ્યાસ રાખવો તે; મહાવરો; ટેવ પડી જવી તે; મોઢે ચઢી જવું તે. જાણીતું; મોઢે થઇ ગયેલું; વારંવાર જપ્યા કરવું તે.

**રટ્ટણ**, વિ૦ બગડી-ઓદાઇ-સડી ગયેલું; ખરાબ થઇ ગયેલું; નકામું પડી ગયેલું હોય એવું; કુત્સિત; નરસું; ઉતરી ગયેલું; સત્ત્વહીન થઇ ગયેલું.:-રટ્ટણમાલ.

**રઠ**, જુ૦ રઠ; મોહિની.

**રડકણું**, વિ૦ સહેજ સહેજમાં રોઇ જાય એવું; વારંવાર રડ્યાં કરે એવું; કાંગલું.

**રડતીસુરત**, વિ૦ રડતા અથવા ઉદાસી ચહેરાનું; તેજ વગરનું-માણસ. (૨) ભૂંડું; કંગાલ.

**રડવડવું**, ક્રિ૦ અ૦ રખડવું; આમતેમ અથડાયા કરવું; રવડવું.

**રડવું**, ક્રિ૦ અ૦ રોવું; રુદન કરવું; દુઃખ શોકને લીધે આંખમાંથી પાણી અને કંઠમાંથી ઘરઘર એવો અવાજ કાઢવો શોકનો સોર કરવો; દુઃખ દર્શાવવું. (૨) નિરાશ થવું; નિરુપાય થઇ જવું, પોક મૂકવી; બળાપો કરવો; હારવું; નાસીપાસ થવું.

**રડાકૂટ**, સ્ત્રી૦ રોવું ને કૂટવું તે; શોક કરવો તે. (૨) બળાપો; રોજનો કલેશ કંકાસ. (૩) ઝગડો; વાંધાસાંધો; પંચાતી; ઉદ્વેગ; રકઝક.:-રોજ ઉઠીને આ શી રડાકુટ. હાયહોશ.

**રડાકુટો**, પું૦ રડવું અને કુટવું તે; રડાકુટ. (૨) પંચાત; ઝગડો; બળાપો.

**રડારડ**, સ્ત્રી૦ સામસામે અથવા એક આમ તો બીજું તેમ રડ્યા કરે એવું તે; રોકકળ; કલેશકંકાસ. પોક મૂકીને રડવું તે; રડારોળ

**રડારોળ**, સ્ત્રી૦ રડારડ; પોકેપોક મૂકીને ઘણાં જણે સાથે રડારડ કરી મૂકવી તે; રોકકળ; એકદમ ઘણાં જણે એક સાથે રોવા માંડવું તે.:-ઓચો આવ્યો કે રડારોળ થઇ રહી.

**રડાવવું**, ક્રિ૦ સ૦ રોવડાવવું; રડે તેમ કરવું. (૨) નિરાશ કરવું; છેતરવું; છેહ દેવો; વિશ્વાસઘાત કરવો; ફરેબ દઈ કોઇનું ખાઇજવું; ઉડાડી દેવરાવવું; લુંટી-ફના ફાતિયા કરાવી દેવું.:-ગૃહસ્થના છોકરાને બિચારાને જુગારને રસ્તે ચઢાવી એણે રડાવ્યો-પાયમાલ કરી નાખ્યો.

**રડીઉઠવું**, ક્રિ૦ અ૦ નહિ બની શકવું; હિમ્મત જતી રહેવી; નિરૂપાય-નાસીપાસ થઇ જવું. (૨) માથે લીધા પછી મૂકી દેવું-અધુરૂં મૂકી દેવું; હાથ ધોઇ નાંખવા; નહિ બને એમ નિરૂપાયે કહી દેવું. પાછા પડીજવું; હારીજવું.

**રડ્યું**, વિ૦ અભાવ અને અણગમાનો ઉદ્‌ગાર; વહાલસોઇ ગાળ. આ શબ્દ માત્ર સ્ત્રીઓજ વાપરે છે. રડ્યું; રડ્યો ને રડી.:-રડ્યું ! રોજ ને રોજ ફરવા જવું તે કેમ ફાવે? રડ્યો ચાકરે મારા માથાનો મળ્યો છે. રડી, રોજ ને રોજ ટેટી પણ કેમ ભાવે?

જેને માટે ક્લેશ થાય–મહેનત પડે અને કંટાળો આવે એવું.

**રડયુંખડયું,** વિ૦ આમતેમ કહિં પડેલું અથડાતું; ખરી નીચે પડી આમતેમ કોઇ જગાએ રડી–ગબડી ગયેલું હોય એવું; હમેશનું નહિ પણ આકસ્મિક–ગામડામાં કહિંક રડયુંખડયું શાક મળે. (૨) અ૦ કથચિત; જવલ્લે.

**રઢ,** સ્ત્રી૦ રઢ; સ્નેહ; લગની; મોહિની.

**રઢિયાર,** વિ૦ ઘણી રિમોતું; સુંદર; રઢિયાળી; રેવડીઓ પર ચડેલું; રખડાઉ; ભટકણ.

**રઢિયાળું,** વિ૦ રૂપાળું; સુંદર; મોહ ઉપજાવે એવું. (૨) રઢ લાગે એવું; વહાલ–પ્રેમ ઉછાળે એવું. ઉ૦ રાધે ! રઢિયાળીરે.

**રણ,** ન૦ [ સં ] યુદ્ધ; લડાઇ; સંગ્રામ. (૨) લડાઇનું મેદાન; યુદ્ધક્ષેત્ર; સંગ્રામભૂમિ. [ ऋण ] દેવું; કરજ; દેણું. (૪) રેતીવાળો સપાટ પ્રદેશ; મેદાન; રાન; જેમાં રેતી વધારે હોઇ ઝાડપાન ને વનસ્પતિનો જ્યો થોડો હોય એવી સપાટ ભૂમિ. કચ્છનું રણ, સહરાનું રણ, અને ગોબીનું રણ. ક્રિ૦ પ્ર૦ રણ ચડવું=લડાઇમાં ઉતરવું; લડવા જવું. ઉ૦ વળી વળી શીખ શી માગવી, રણ ચડતાં રણધીર, લો આ શિરને પરવરો, માની નણંદના વીર. રણ ખેડવું=લડાઇઓ મારવી; યુદ્ધ કરવાં. દેશ પરદેશ ફરવું ને દુઃખાદિક સહેવાં.

**રણકાર,** પું૦ ધાતુ ઠોકાવાથી–અફળાવાથી નિકળતો અવાજ, તે; રણકો.

**રણકારો,** પું૦ [ સં. रणत्कार ] ધાતુનો અવાજ. ઉ૦ રણકારો રૂપાતણો, એ એ ચિત્ત–ખચીત.

**રણકું,** વિ૦ ધૂળ રેતી ને કચરા પુંજા વગરનું; ચોખ્ખી કઠણ સપાટીવાળું; રેતી વગરનું કાંઇ; ચોખ્ખું.–રણકી જમીન–રણકો રસ્તો.

**રણકો,** પું૦ ધાતુ ઠોકવાથી કે અફળાવાથી નિકળતો અવાજ–ઝણકાર તે; ધાતુનો અવાજ.–રણકાદાર રુપિયો.

**રણક્ષેત્ર,** ન૦ [સં.] લડાઇનું મેદાન; રણભૂમિ.

**રણજંગ,** પું૦ મોટી અને સખત લડાઇ તે; મોટું યુદ્ધ.

**રણઝણ,** સ્ત્રી૦ ધાતુમાં અવાજનો ઝીણો ખણખણાટ; ઝણઝણ થવું તે; ધાતુના અવાજનો ઝીણો થરથરાટ તે. (૨) ગુંજારવ; ગુંજારવ.

**રણઝણવું,** ક્રિ૦ અ૦ ઝણઝણ એમ થવું; ઝીણો ઝીણો ધાતુનો અવાજ થવો તે; લાગવું; ઠમકવું.

**રણઝણાટ,** પું૦ રણઝણ; ખણખણાટ; ઝીણો ઠણઠણાટ; રણઝણ થવું તે.

**રણતૂર,** ન૦ લડાઇનું વાજું; તુરે; તતુડું.

**રણત્કાર,** પું૦ ધાતુમાંથી અવાજ નિકળવો તે; ધાતુનો અવાજ, તે; રણરણ એવો અવાજ; રણકી રહેવું તે.

**રણથંભ,** પું૦ [ સં. रणस्तंभ ] લડાઇના મંડાણની નિશાનીનો વાવટો; લડાઇનું પગરણ દેખાડનારો થાંભલો. મોટી લડાઇનું મંડાણ તે.

**રણધીર,** વિ૦ લડાઇમાં ધીરજ રાખનાર; લડાઇમાં હિમ્મતથી દૃઢ–મક્કમ થઇ રહેનાર; લડવાથી કાયર નહિ થનાર.

**રણભૂમિ,** સ્ત્રી૦ [સં.] સંગ્રામભૂમિ; લડાઇનું મેદાન; યુદ્ધ કરવાની જગા.

**રણમલ,** પું૦ ખૂબ લડાઇઓ લડવાથી પાવરધો થયેલો લડવૈયો; યોદ્ધો; રણધુરંધર; શૂરવીર; જોધ.

**રણરણવું,** ક્રિ૦ અ૦ અવાજ નિકળવો–થવો તે; ખડખડવું; રણઝણવું; સમ સમ એવો અવાજ થવો. (૨) પવન વાતાવરણ વિંધાતાં રણરણ એવો અવાજ થવો; સણસણવું; સમસમવું–વાતાવરણને વિંધતા બાણો રણરણી રહ્યાં.

**રણરણાટ,** પું૦ રણરણ એવો અવાજ થવો તે; સણસણાટ.:–વાતાવરણમાં બેઉ બાજુના તીર રણરણાટ કરી રહ્યા. જોરદાર ગતિને લીધે હવામાં થતા અવાજની ધુંસ તે.

**રણવગડો,** પું૦ ઉજડ ને બીક લાગે એવો લુખો પ્રદેશ; વગડો; ઝાડપાન વગરનું ખાલી વન તે.

**રણવટ,** સ્ત્રી૦ લડાઈની સાખ–ટેક તે. (૨) લડાઈની રીતિ નીતિ તે; લડનારની આંટ અને રીત તે; યુદ્ધ ધર્મ તે.

**રણવાટ,** સ્ત્રી૦ બહારવટું.

**રણવાદ્ય,** ન૦ [સં.] લડાઈનાં વાજાં; લડવૈયાઓને શૂર ચઢાવનારાં વાજાં તે.

**રણવાસ,** પું૦ રાણીવાસ; રાણીઓને રહેવાનું સ્થાન તે; અંતઃપુર; જનાનખાનું.

**રણશિંગું,** ન૦ રણમાં લડાઇ વખતે સૈનિકોને શૂર ચઢાવવા વગાડવાનું શિંગડું અથવા શિંગડાના ઘાટનું ફુંકીને વગાડવાનું વાજું; તુતુડું; તુરાઈ. રૂ૦ પ્ર૦ રણશિંગું ફુંકવું=જાહેર કરવું; લોક જાણે એમ ઉઘાડું પાડવું; મોટેથી સૌને જણાવવું; વખાણ કરવાં. (૨) કદરૂપું અને તરેહવાર આકારનું; જાડું; સ્થૂલ; બેડોળ.:–મોટી.રણશિંગા જેવી છે, રણશિંગડું.

**રણસંગ્રામ,** પું૦ [સં.] ખુલ્લા મેદાનની મોટી લડાઇ; મોટો જંગ; જબ્બર લડાઇ ચાલવી તે. (૨) લડાઈનું મેદાન, રણભૂમિ; યુદ્ધક્ષેત્ર.

**રણસ્તંભ,** પું૦ [ સં. ] બે સેનાઓની વચ્ચે લડાઈની નિશાની દાખલ ઉભો કરેલો લડાઇના વાવટાનો થાંભલો. હારજીતની આંટનો થાંભલો.

**રણહાક,** સ્ત્રી૦ લડાઈના મેદાનમાં હાક વગાડી દેવી–ત્રાસ પોકરાવી દેવો તે; સૈનિકોમાં ત્રાસ ત્રાસની બૂમ પડાવી તે; સંગ્રામ દરમિયાન પોતાના પરાક્રમથી શત્રુના સૈન્યમાં ધાક પાડી દેવી તે. (૨) લડાઇની હોકિ-યારી, મારામારીનો હોકારો તે.

**રણાનુબંધ,** પું૦ [ સં ऋणानुबन्ध ] પૂર્વ જન્મના માગના લહેણાનો સંબંધ તે; દેણુ સંબંધ; લહેણાદેણી.:–અમારો અને એમનો જેવો રણાનુબંધ હશે તેવું થશે.

**રણાંગણ,** ન૦ [સં] લડાઇનું મેદાન; રણભૂમિ; યુદ્ધક્ષેત્ર.

**રણિત,** વિ૦ ગાજતું; રણરણ થઇ રહેલું હોય એવું; વાગતું; રણકાર કરતું.

**રણિયું,** વિ૦ દેવાદાર; ઋણી; કરજી. (૨) ઉપકાર તળે આવેલું, આભારી; ઓશિયાળું.

**રણી,** વિ૦ [સં ऋणी] દેવાદાર; કરજી.

**રણી,** સ્ત્રી૦ કણી; દાણો; લગડી. ધાતુને ગાળી ઢાળીને પાડેલો નાનો કણ; ધાતુ ઢાળતા પડેલી નાની ગડી–કણી તે; કરચ. ક્રિ૦ પ્ર૦ રણી પાડવી=સોના–રૂપાનો રસ કરી તેને ઢાળવો તે; સોના રૂપાના રસના કણ પાડવા.

**રત,** સ્ત્રી૦ [ સં. ऋतु ] ઠંડી ગરમી ને વરસાદ વગેરે તેમજ પાક ને તેની ઉત્પત્તિ વગેરેને લઇ પાડવામાં આવેલા કાળના પેટા વિભાગમાંનો અકેકો સમય તે.:–શિયાળો ઉનાળો, ચોમાસું.:–શિયાળાની રત. કેરીઓની રત. રત રતનો પહેરવેશ ને રત રતના જમણ. મોસમ; ઋતુ; વેળા; સમય. (૨) વિ૦ પરાયણ; લાગેલું; પ્રેમવાળું.:–ભક્તિરત.

**રતન,** ન૦ [સં. रत्न ] રત્ન; જવાહીર. (૨) ઉત્તમ એવું તે, શોભારૂપ તે; અલંકાર; ભૂષણ (૩) આંખની કીકી.

**રતનજોત,** સ્ત્રી૦ એક ઔષધિ–વનસ્પતિ.:–રતનજોતના પાનનો રસ ચાકુના પાનાને લગાડ્યા પછી તે વડે લિંગ કાપવામાં આવે તો લિંગમાંથી લાલ લોહી જેવો રસ નિકળે આંખની દવામાં પણ રતનજોત કામ આવે છે.

**રતલ,** પુંo અમુક-ભારનું એક માપ; સાડીસાડત્રીસ રૂપિયાભાર જેટલું વજન તે, એક સુરતી શેર.

**રતવા,** પુંo રાતા રંગના સોજાનો એક બાળ રોગ, શરીર પર રાતાંચકામાં પડે એવો રોગ. આ લોહી વિકારનો રોગ હોઈ બાળકોમાં દેખાય છે. માના કોઠા પરથી તે બાળકમાં ઉતરતો કહેવાય છે.

**રતાશ,** સ્ત્રીo લાલાશ, રક્તતા; રાતાપણું. (૨) રાતા રંગનો આભાસ તે; થોડુ રાતું તે

**રતાળુ,** નo રાતા રંગના માવા-દળનો કંદ; શક્કરકંદ.

**રતાંજલી,** સ્ત્રીo રાતા રંગની સુખડ, રક્તચંદન.

**રતાંધળું,** વિo રાત આંધળું. જેને રાતે દેખાતું ન હોય તે, દહાડે દેખાય પણ અંધારુ થતા દેખાય નહિ એવી આંખવાળું.

**રતિ,** સ્ત્રીo [સં.] પ્રીતિ; વહાલપ; પ્રેમ. (૨) વિષય ઇચ્છા તે. (૨) ભોગ-સંભોગ.(૪) કામદેવની સ્ત્રી.

**રતિપતિ,** પુo [સં.] કામદેવ.

**રતી,** સ્ત્રીo કિમતી ધાતુ જોખવાનુ એક નાનુ વજન-માપ તે; ચનોઠી ભાર જેટલુ વજન તે. ચનોઠી; ગુંજ; એક રાતા રંગનુ નાનુ બી. (૨) ગતિ; ઝોક; વલણ, સંજોગ. :-એના કર્મની રતી. નસીબ; ભાગ્ય. રતીપુર =રતી-ચનોઠી ભાર, જરાક. રતીભર=રતી પ્રમાણ; ગુંજાપુર; જરા; કિંચિંત, લગાર, અલ્પ. :-એમા એનો રતીભરે વાંક નથી.

**રતુ,** સ્ત્રીo [સં. ઋતુ] રત; મોસમ; અમુક કાળ તે; વેળા; સમય. (૨) અટકાવ.

**રતુમડું,** વિo રાતું; લાલ. (૨) સહેજ રાતું; રતાશ પડતું; જરા રાતું હોય એવુ.

**રતોવાઈ,** અo રાતે ને રાતે; રાતોરાત; રાતમાં ને રાતમાં એમ:-એ તો એવો બીન્યો કે, રતોવાઈ ત્યાંથી ચાલ્યો ગયો.

**રતોવે,** રતોવાઇ.

**રત્ન,** નo [સં.] કિમતી ને તેજદાર પત્થર-નંગ તે; હીરો, માણેક કે નીલમ કોઈ જાતનું નગ હોય તે; જવાહીર. (૨) અમુક જાત કે વર્ગમાં સૌથી સરસ હોય એવું તે; સૌથી સારૂં ને ભૂષણ રૂપ તે:-નરરત્ન.

**રત્નગર્ભા,** સ્ત્રીo [સં.] પૃથ્વી; ધરા; ભૂમિ.

**રત્નજડિત,** વિo રત્ન, હીરો, માણેક વગેરે નંગ બેસાડેલું; નંગવાળું; જવાહીરથી જડેલુ-ઘરેણું. મુંક હાથો વગેરે. :-રત્નજડિત સિંહાસન બેઠો રાજા વિક્રમરાય.

**રત્નાકર,** પુo [સં.] રતનાગર; સમુદ્ર; દરિયો.

**રથ,** પુo [સં.] ચાર પૈડાં ને બે ઘુમ્મટવાળી ગાડી, વહેલ. (૨) લડાઇની ગાડી.

**રથકાર,** પુo સુતાર; શિલ્પી.

**રથયાત્રા,** સ્ત્રીo અશાડ સુદિ ૨ નો તહેવાર. જગન્નાથજીનો રથ બહાર ફરવા કાઢવો અને તે નિમિત્ત ઉત્સવ વગેરે કરવાં તે.

**રથી,** પુo [સં.] રથમાં બેસીને લડનાર મોટો યોદ્ધો; વીર લડવૈયો.

**રથ્થડ,** પુo મટોડી અને છાણનો થર; થેપ તે. માટી અને છાણનું જાડુ લિંપણ તે.

**રથ્યા,** સ્ત્રીo [સં.] પોળ; શેરી; મહોલ્લો; ફળિયું.

**રદ,** વિo નકામુ; નહિ કામનુ; નિરર્થક; બાતલ. (૨) તુચ્છ, માલવગરનું; નિરૂપયોગી.

**રદકરવું,** ક્રિo સo કાઢીનાંખવું બાતલકરવું; નકામું ગણી ઉડાવી દેવું; છેકી નાંખવું. (૨) નહિ સ્વીકારવું; નામંજુર કરવું.

**રદન,** પુંo [ સં. ] દાંત:-રદન્ન વદન મોર્યું, બીછરા સુરિકેશ. રત્નો. (૨) હૃદય; હૈયું; કાળજું:-રદન શેકવાં=હૃદય બાળવું; દુઃખ દેવું; ચિંતા કરાવવી.

**રદિયો,** પુo એક વાતને રદ કરે એવી તેની સામે રજુ કરેલી જે બીજી વાત તે; પહેલી બાબતને રદ ગણાવનારે એવી તેના જ-

(૨) મોટો ઝગડો; જંગ. (૩) નાસભાગ, મારામાર અને ખેંચતાણ જેવું થવું તે. (૪) ધાડ; ફિતુર; મારફાડ.

**રમચિયું**, ન૦ રમચી બાળવાનું ધાતુનું ચિમળિયું (સુથારનું.)

**રમચી**, સ્ત્રી૦ સોનાગેરુ; લાલમાટી; રંગી.

**રમઝાન**, પું૦ [ફા] હીજરી સંવતનો નવમો મહીનો.

**રમઝમ**, વિ૦ રૂમઝુમ; અવાજ કરતું; વાગતું; લટકદાર ચાલે ચાલતાં વાગતાં ઝીણી ઘુઘરીઓવાળાં ઝાંઝરથી થતા ઝણકારવાળું.

**રમઝમાટ**, પું૦ રૂમઝુમ ઝાંઝરનો ઘણઘણાટ થઈ રહેવો તે; ઉતાવળી ઉત્સાહે ભરી ચાલને લીધે થતો ઝાંઝરનો ઘોર તે.

**રમણ**, પું૦ [સં.] રમનારો તે; ભોગી; સ્વામી; પતિ; વર.–રાધારમણ. (૨) ન૦ રમવું તે; ખેલવું–ગમ્મત ઉડાવવી તે. (૩) ખેલ; ગમ્મત; રમતમાં ઉદ્દેમાત; રંગમાં ઉશ્કેરાઈ જવું તે.–રમણે ચડવું= કોઈ વાતમાં એકતાર થઈ જઈ તેમાં ધ્યાન કરવું–મંડ્યા રહેવું તે. ઉ૦ વિંઝણો રમણ ચઢ્યો રે.

**રમણભમણ**, અ૦ વેરણખેરણ; આમતેમ રખડતું અને અથડાતું પડેલું હોય એમ; અસ્તવ્યસ્ત; તળે ઉપર–ઉલટસુલટ–આમતેમ.

**રમણિક**, વિ૦ ખુશી ઉપજાવે એવું; આંખને સારૂં લાગે એવું; સુંદર; રૂપાળું.

**રમણી**, સ્ત્રી૦ રમનારી–ગમ્મત કરાવે એવી સુંદર અને રસુજી જુવાન સ્ત્રી તે; વિલાસી મોજીલીને સુંદર સ્ત્રી.

**રમણીય**, વિ૦ [સં.] આંખને ગમે–પ્રિય લાગે એવું; મનખુશ થાય એવું; સુંદર; રૂપાળું.

**રમણીયતા**, સ્ત્રી૦ સુંદરતા; આંખ અને મનને આનંદ ઉપજાવે એવી જે અલૌકિકતા તે; મનોહરતા.

**રમણું**, ન૦ રમવાની જગા તે; આંગણું; ખુલી મજેની જગા; મેદાન; ચોગાન. (૨) બારસાખમાંનો એક ભાગ તે.

**રમત**, સ્ત્રી૦ રમવું=ખેલવું તે; ખુશી–મોજને માટે જે સ્વાભાવિક હિલચાલ અને ચેષ્ટા કરવી તે; ખેલ; ગમ્મત. (૨) ખેલ; તમાસો. (૩) રમવાની ચીજ. (૪) મઝા; મોજ, લીલા; ક્રીડા.

**રમતગમત**, સ્ત્રી૦ મનને આનંદ અને આરામ મળે એવી જે પ્રવૃત્તિ–વર્તાવ વગેરે તે; મોજ; ખેલ; ખેલવું અને મનને ગમે તેમ કરવું તે.

**રમતારામ**, વિ૦ જ્યાં ત્યાં ફરતું ફરનાર; એક ઠેકાણે ટકીને નહિ રહેનાર; જ્યાં જોઈએ ત્યાં આનંદે ફરતું જણાઈ આવે એવું તે; સર્વવ્યાપી (૨) જેને એક ઠેકાણે ટકી રહેવા જેવો પ્રેમ બંધાયેલો નહોય એવું; વિતરાગી; રાગદ્વેષ વગરેનું.

**રમતિયાળ**, વિ૦ રમવા ઉપર જેનું મન રહેતું હોય એવું; ગમ્મતની પ્રવૃત્તિમાં રહેનાર; રમતમાંજ જેની વૃત્તિ હોય એવું; આનંદ–ખુશી ઉપજે અને બીજાને ખુશી ઉપજાવે એવી બોલીચાલી અને પ્રવૃત્તિવાળું માણસ તે, રમવામાં ધ્યાનવાળું.–આ છોકરાં બધાં જ રમતિયાળ થઈ ગયાં; ધાક જોઈએ સાહેબ. (૨) ગમતી; મોજી; આનંદી.

**રમતું**, વિ૦ ખેલતું; ગમત કરતું; પોતાને આનંદ મળે એવી પ્રવૃત્તિ કરતું–રમતમાં પરેલું તે. (૨) ઢીલું; નહિ બેસતું; અંદર ફરતું રહેતું હોય એવું; નહિ સખત; અથવા કડક એવું તે.

**રમરમાટ**, પું૦ રમ રમ એવો હવામાં અવાજ થવો તે; સણણ એવો અવાજ; સડસડાટ; સપાટાબંધ. (૨) ઉતાવળે ચાલતાં અથવા ઉતાવળી ગતિને લીધે થતો અવાજ તે; રમ રમ થાય તેમ.–

ખેડુત ધુંસરે બેઠો કે તરત બળદો રમ-રમાટ ચાલવા લાગ્યા.

**રમરમાવવું**, ક્રિ૦ રમ રમ એવો અવાજ થાય એમ ચલાવવું–હાંકવું–મારવું; જોરથી ચલાવવું. (૨) ઝાપટવું; મારવું, ઠોકવું. હવામાં અવાજ થાય તેમ જોરથી ફેંકવું–નાખવું અથવા ફેરવવું તે.

**રમવું**, ક્રિ૦ અ૦ [ सं. रम् ] મનને આનંદ થાય એવી રીતે આચરવું–હિલચાલ કરવી–ખેલવું, ગમ્મત કરવી; ક્રીડવું. (૨) લાડવું; મારૂ લાગે એમ કરવું. (૩) તમાસો કરવો; રમત કરવી. (૪) ભટકવું; રખડવું; આમ તેમ આનંદે ફરવું અને મોજ કરવી, આનંદ માણવો; હસારત કરવી, ગેલ કરવાં. (૫) ગોઠવું; ગમવું; મનબેસવું; પ્રિય લાગવું:–ત્યાં મન રમે છે.

**રમસ્તાન** ન૦ મારી ઝૂડી ખુદી ફોડીને અસ્તો વ્યસ્ત કરી નાંખવું તે, ફાડી તોડી આમ તેમ વિખેરી નાંખીને તરેહવાર સ્થિતિમાં મૂકી દેવું તે. (૨) તોફાન; રમખાણ, ધડમધડા, ધાંધલ, ધિંગાણું; મારફાડ ને ભાગફોડ તે. ત્રાસ પડે એવો જંગ મચાવી દેવો તે.

**રમળ**, પુ૦ ભવિષ્ય કહેનારાઓ પાચ ધાતુનો બનાવેલો પાસો ગણે છે તે.

**રમળી**, વિ૦ રમળનો પાસો નંખાવી લાભાલાભ કહેનાર, જોશી.

**રમા**, સ્ત્રી૦ [सं] સુંદર સ્ત્રી, રમકડા જેવી સુંદર ને મોહની સ્ત્રી. (૨) લક્ષ્મી.

**રમાડવું**, ક્રિ૦ સ૦ રમે એમ કરવું; ખેલવું (૨) પોતાની રમતમા સામેલ રાખવું, રાજી થાય તેમ સાથે રમવું; પોતે રમવું નહીં જાને તેમાં ભાગ લેવરાવવો તે. (૩) ગમ્મત કરાવવી, ગમાડવું. (૪) એવી લેહ લગાડવી કે પોતાની ઇચ્છાએ ઇચ્છા કર્યા કરે, આશામા રાખવું. (૫) ચઢાવવું. (૬) છેતરવું.

**રમાડો**, પુ૦ રમત જેવું લાગવું તે; રમતના જેવો આનંદ લાગવો તે; ગમવું તે, મન ખુશીમાં રહેવું તે; મનને રમત રમવા જેવો આનંદ મળવો તે, ગમાડો; વિનોદ:–એને મન રમાડો થાય એવી વાતો કરો ને હરોફરો.

**રમુજ**, સ્ત્રી૦ મન ખુશ થાય એવી બાબત તે, ગમ્મત; મોજ, ટિખળ. (૨) ટોળ, મશ્કરી; ઠઠ્ઠી.

**રમુજી**, વિ૦ ગમતી, વિનોદી; આનંદ ઉત્પન્ન કરે એવું, ટિખળી, હસવું આવે અને આનંદ ઉપજાવે એવું; ટોળી.

**રમ્ય**, વિ૦ [सं] મનને અને આંખને આનંદ ઉપજાવે એવું; રમણીય, રૂપાળું, સુંદર, શોભિતું.

**રયણ**, ન૦ [ सं. ] રત્ન; જવાહીર, હીરો. ઉ૦ વાગે ફરકે મુઠડી ને રયણ જડ્યું દંત.

**રયણી**, સ્ત્રી૦ [ सं. रजनी ] રાત, નિશા, રજની.

**રવ**, પું૦ [सं] નાદ, અવાજ, સાદ.

**રવઈ**, સ્ત્રી૦ રવૈ; દહિં ભાગવાનું ઓજાર.

**રવરવ**, અ૦ કડક તીખા અથવા ચામડીને ઉશ્કેરે એવા રસ–સ્વાદ વગેરેની જે અસર તે, અકલકરાની જીભ ઉપર થતી એવી અસર તે:–અકલકરો મોંમા નાખવાથી જીભ રવરવ થાય છે.

**રવલીપંચક**, વિ૦ વતીપાતિયું, વલવલિયું. (૨) દાધારંગું, ઘેલું.

**રવા**, પુ૦ ઝીણા કણ, દાણા તે. ધાતુનો રસ ઠરી જઇ પડેલી નાની ગોળીઓ તે (૨) ઠરાવ. (૩) વિ૦ અનુકૂળ, યોગ્ય; લાયક (૪) સમધાત; બરાબર.

**રવાદાર**, વિ૦ દાણાદાર, કણવાળું; નાની ગાગડીવાળું; કણીદાર. (૨) કિનાર પર બાઝેલી કાંગરીવાળું.

**રવાદારગી**, સ્ત્રી૦ રવાદારી, તરફદારી; પક્ષ

પાત. (૨) વખાણ; તરફેણ લઈ સારું બોલવું તે. (૩) કોઇએ સોંપેલી રકમ ચીજ-માંથી હાથ મારી લેવો તે; ઉચાપત કરવું; દલાલી કાઢવી તે.

**રવાનગી,** સ્ત્રી૦ વદાયગીરી; રવાના થતા માણસને ભેટ દાખલ કંઈ આપવું તે; કોઇને જતી વખતે બક્ષીસ આપવી તે. (૨) જવું તે; વદાય થવું તે; બહારગામ જવું તે; ગમન. (૩) દેશમાંથી માલ વગેરેનું બહાર-બીજે દેશ જવું તે;- નિરગમન; નિકાશ; નિરગમ.

**રવાના,** અ૦ વદાય; મોકલવું-જવાદેવું તે. ક્રિ૦ પ્ર૦ રવાના કરવું=મોકલવું; ભેજવું; વદાય કરવું; જવાને પ્રેરવું. (૨) નિકાશ કરવું; બહારગામ મોકલવું.

**રવાને,** અ૦ વદાય; મોકલેલું એમ; ભેજવું તે; વદાય કરેલું.

**રવાનાચીઠી,** સ્ત્રી૦ માલ બહાર લઈજવાની પાવતી; નિકાશ માટેનો પરવાનો-પાસ.

**રવાબ,** ન૦ રવાજ; રિવાજ; શિરસ્તો, ધારો; ચાલ. (૨) રૂઆબ; દમામ. (૩) એક જાતનું વાજું.

**રવાયો,** પું૦ રવૈયો; ધારો; ચાલ, રૂઢિ.

**રવાલ,** સ્ત્રી૦ ઘોડા અને બળદ વગેરેની ચાલની એક તરેહ; નહિ ઉતાવળી નહિ ધીમી એવી ઘોડા વગેરેની જે ચાલ તે. (૨) આસ્તે; ધીરે; કુદરતી ચાલની ઢબે.:-તમે ધુંસરે બેસો પણ હાકતા નહિ, રવાલે રવાલે બળદને એમની મેળેજ ચાલવા દેજો.

**રવિ,** પું૦ [ સં ] સૂર્ય; સૂરજ; સવિતા; ભાસ્કર; આદિત્ય.

**રવિવાર,** પું૦ [ સં. ] આદિત્યવાર, સાત વારમાંનો એકવાર.

**રવી,** વિ૦ રબી; શિયાળુ; ઝાકળ, ભેજ અને તાપને લીધે પાકનારૂં. (૨) ન૦ શિયાળુ પાક. જવ, ઘઉં, ચણા, વટાણા, વગેરે. (૩) કવાયત; સૈનિકની આવડતની તપાસ તે.

**રવેઉ,** પું૦ રવિવાર; આદિત્યવાર.

**રવેશ,** પું૦ ઘર-મકાનના આગલા ભાગના મેડાપરથી બહાર ઝુલતો રહે એમ ધસાવેલો ભાગ તે; છજું; ઝરૂખું, અટારી, ડાખલી. (૨) રિવાજ; ચાલ; ધારો; નિયમ.

**રવૈ,** સ્ત્રી૦ રવઇ, દહિં ભાગીને છાશ કરવાનું છેડે ફુલડાંવાળું એક પતરણું-ઓજાર. નાનો ફૂલડાવાળો વલોવવાનો દંડુકો-વાંસ; રવૈયો.

**રવૈયાં,** ન૦ ચાર કકડા થાય એમ ચીરીને મસાલો ભરી પકવાય એવાં શાકફળ.:-રવૈયાં વંત્યાક-વેંગણ. ડોડકાં, કેળાં; નાના ભિંડા, પાતળી નાની કાકડી વગેરે શાક ફળનાં રવૈયાં થાય છે. (૨) ચીરી મસાલો ભરીને બનાવેલું શાક તે.

**રવૈયો,** પું૦ રવઇયો; દહિં વલોવવાનો ફૂલડાંવાળો વાંસ. (૨) ચાલ; રિવાજ; ઘણા વખતની ચાલ્યા કરતી રૂઢિ તે.

**રવો,** પું૦ દાણા દાણાદાર લોટ તે; જાડો ઝીણા કણ કણવાળો આરો. (૨) સોના-રૂપાના ધાતુના રસના કણ-દાણા-નાની ગોળી તે. સોનારૂપાનો નાનો કકડો-કરચ; માસલો. (૩) ગોળનાં ગચિયાં-ચાકી; કપડામાં ગાંસડી માફક બંધાયલો ગોળ તે.:-રવાનો ગોળ. (૪) ફૂલ; પાસા; ઢેકાં તે.

**રશ્મિ,** ન૦ [સં] તેજનો પ્રસાર તે; કિરણ; કર; મરીચિ. (૨) દોરી: રાશ; અછોડો.

**રસ,** પું૦ [ સં ] પાણી જેવો પાતળો ને રેલે એવો પદાર્થ તે; દ્રવ; પ્રવાહી. (૨) વનસ્પતિમાંથી નિકળતું પ્રવાહી તે; નિર્યાસ; ચીક. (૩) પાકેલાં ફળાદિકનો ગાઢો દ્રવ-પ્રવાહી. તે:-કેરીનો રસ. (૪) ધાતુ-માટી વગેરે કઠણ પદાર્થોને ગરમી લાગતાં થતો જે પ્રવાહી દ્રવ તે. (૫) ખાર વગેરે કેટલીક ચીજો મેળવતાં થતું જે

પાણી તે (૬) શરીરના બધારણમા રહેલો જે ઢીલો ને પાણી જેવો પદાર્થ તે-લોહી વગેરે (૭) શરીરમાંના પ્રવાહીઓનો તે વિકાર કે જે શરીર ઉપર જુદા જુદા રોગને નામે દેખાય છે તે: ગતડા, ચકામા, માસના ગડગુમડ-ફોલ્લા, ગોળીનો બગવો મોજા, અને શરદીને લીધે નાક આખમાથી પડતું પાણી-સળેખમ વગેરે-રસનો રોગ તે (૮) પારો ગંધક વગેરે ખનિજ દ્રવ્યો તે. તેની દવા તરીકે બનતી બનાવટો (૯) ખારુ ખાટુ, મીઠુ કડવુ વગેરે જીભથી ઓળખાતા સ્વાદ, તે એ ખટરસ કહેવાય છે ને તેમા, ગળ્યુ, ખારુ, ખાટુ, કડવુ, તુરાશું અને તીખુ, એ છ રસનો સમાવેશ થાય છે. (૧૦) મનોવૃત્તિ ઉપર જુદી જુદી જાતની અસરો ઉત્પન્ન કરે એવા ભાવો તે. આ કાવ્ય રસ કહેવાય છે, અને તેના શૃંગાર, હાસ્ય, કરુણા, વીર, રૌદ્ર, ભયાનક, બીભત્સ, વીર અને અદ્ભુત એ નવ રસનો સમાવેશ થાય છે (૧૧) છ અને નવનો સંકેત ને (રસ=૬ રસ=૯) (૧૨) ખૂબી, ગુણ (૧૩) અર્થ, લાભ (૧૪) ગમ્મત, મઝા, આનંદ (૧૫) મમત, હઠ, ચડસ (૧૬) ધાતુ પ્રીતિ, અનુરાગ, પ્રેમ, ઉમળકો, ગીતી ગીતી થવુ તે ક્રિ પ્ર૦ રસ પડવો=સ્વાદ લાગવો, મઝા પડવી, -રસ જામવો=પ્રવાહી ચીજનુ ઠરવુ-ઘટ્ટ થવો (૨) ગમ્મત પડવી, મઝા આવવી રસ બગડવું=ફેરાવુ, ઉત્તેજન મળવુ, જોશ ચડવો, (૩) ચડસે બગડવું, મમતે ચડવુ રસમાણવો=આનંદી-રમતને ઉમંગમાંથી અનુભવવુ, ભોગવવુ.

**રસકપૂર**, ન૦ પારાની મેળવણીનો એક પદાર્થ. આ ઔષધ તરીકે વપરાય છે ગંધક અને પારાના દ્રવ પાડી બનાવેલી એક દવા

**રસકસ**, પું૦ દ્રવ પ્રવાહી ને તેનું સત્ત્વ તે, કુદરતી રીતે નિકળે એટલો રસ અને કૃત્રિમ રીતે-નાખી-કચરીને કાઢેલો જે ગાઢો રસ -મતલબ તો કસ રસના મૂળમા રહેલું જે સત્ત્વ તે-કસ વસ્તુની સર્વ શક્તિ તે, રસકસ, તમામ સત્ત્વ (૨) રસાળતા, ફળદ્રુપતા જમીનનો બધો રસકસ ચુસાઈ જાય ત્યા લગી ખેડુતો તેમા ખાતર નાખતા નથી. આર્દ્રતા રસને રસની ઉત્પત્તિનુ કારણ તત્ત્વ એવુ અર્થ

**રસબિયો**, પુ૦ એક ધાતુ ઉપર બીજી ધાતુનો રસ-રંગ આપનાર, ઢોળ ચઢાવનાર રસી જાણનાર ધાતુનો રસ કરી તે બીજા ઉપર ચઢાવનાર.

**રસજ્ઞ**, વિ૦ [ सं ] રસને સમજનાર, રસભોગી રસનો અનુભવ લેનાર, રસિક; રસનો જાણનાર

**રસદાર**, વિ૦ રસવાળુ; રસથી ભરેલુ, રસાળ, મિ

**રસના**, સ્ત્રી૦ [ સં. ] રસ લેનારી ઇંદ્રિય, જીભ ઉ૦ રસનાએ નામ દે નળ તણું, જાપ જપતી રે જાય (૨) સ્ત્રીઓને કમરે પહેરવાની સેર, કંદોરો, મેખળા, કાચી

**રસનેંદ્રિય**, સ્ત્રી૦ [ सं ] રસ ગ્રહણ કરનારી ઇંદ્રિય તે સ્વાદેંદ્રિય, જીભ

**રસબસ**, વિ૦ રસથી પરિપૂર્ણ, રસમય, રસ ને રસથી ભરેલુ એવુ તે, રસથી પિગળતું

**રસભંગ**, પુ૦ રસમા ભંગ પડવો તે, રસ ક્ષતિ, આનંદમાં-ચાલુ રમત વાર્તામાં આનંદ પડવો તે, આનંદ પ્રવાહની તૂટ-જોડ તે

**રસમ**, સ્ત્રી૦ ઘણા કાળથી ચાલી આવતી જે વ્યાવહારિક રીત તે, રિવાજ, ધોરો પદ્ધતિ ધારો ચાલ

**રસમય**, વિ૦ રસ રૂપ રસથી ભરપૂર એવું તે: રસવાળુ, આનંદરૂપ રસ સિવાય જેમા બીજુ કંઈ હોય નહિ એવું રસ રસને રસનાગુજ તે

**રસમંડળી**, સ્ત્રી૦ રસની મઝા લેનાર મંડળ

રોણું-સમૂહ તે; રસિકોનો મેળાવડો તે.

**રસરાજ,** પું૦ [ સં. ] રસોમાં રાજા જેવો રસ તે; શૃંગાર રસ. (૨) પારદ; પારો. (૩) પ્રેમ. (૪) પારામાંથી બનાવેલું ઔષધ.

**રસવંતી,** સ્ત્રી૦ એક જાતની ઔષધિ: એક દવા.

**રસવાદ,** પું૦ રસે ચઢવું તે; સરસાઈના જુસ્સાથી ઉશ્કેરાયેલી હાલત; મમત; ઈર્ષા.

**રસવું,** ક્રિ૦ સ૦ ધાતુનો રસ કરી તે બીજી ધાતુ પર ચઢાવવો; ઢોળ ચઢાવવો; પટે દેવો. (૨) સુશોભિત કરવું; રંગવું; ધોળવું.

**રસસિંદુર,** ન૦ જસત, પારો અને બીજી મેળવણીઓથી બનાવેલું ચૂર્ણ.

**રસળવું,** ક્રિ૦ અ૦ નકામો કાળ કાઢવો; રમાટામા કરવા; ઢીલ કરવાને નકામા આમ તેમ ફર્યા કરવું; ભટકવું.

**રસળાટ,** પું૦ રસળવું તે; નકામો વખત કાઢી નાંખવો તે; રામાટામા કરી વખત કાઢવો; કામમાં ઢીલ કર્યા કરવી તે.

**રસા,** સ્ત્રી૦ રસવતી પૃથ્વી; ધરા; ભૂમિ.

**રસાતળ,** ન૦ [ સં. रसातल ] સાત પાતાળમાંનું પાચમુ પાતાળ; નીચેનું પાતાળ. રસાતળમાં અનંત નાગ રહે છે. (૨) પૃથ્વીની સપાટી તે. ક્રિ૦ પ્ર૦ રસાતળ ઘાલવું=પાયમાલ કરી નાંખવું, દુર્દશામા આણી મૂકવું; છેક નીચું પાડી નાંખવું. રસાતલ જવું=દન ભાગી પડવું; ભોંય બેસી જવું. (૨) હાહાકાર થઇ જવો; ગજબ થવો; મોટી પાયમાલી થવી. (૩) નર્મતાન જવું.

**રસાયન,** ન૦ [ સં. ] જુદાં જુદાં દ્રવ્યોની મિલાવટ અને પૃથક્કૃતિ તે; પાર્થિવ વસ્તુઓ કયાં કયાં દ્રવ્યોની બનેલી છે તે જાણવાનું અને જુદા જુદાં દ્રવ્યોને એકઠાં કરીને નવી બનાવટો બનાવવાની જે ક્રિયા અને જ્ઞાન તે. (૨) પારાની મેળવણીવાળી દવા. (૩) કીમિયો. રસાયનશાસ્ત્ર=રસાયનની વિદ્યા તે.

**રસાયની,** વિ૦ રસાયન જાણનાર; દ્રવ્યોનાં ગુણાવગુણ-ધર્માધર્મ જાણનાર. (૨) કીમિયાગર. રસાયનિક=રસાયનને લગતું-સંબંધી.

**રસાલ,** પું૦ [સં.] આંબો; કેરીનું ઝાડ. (૨) ફળદ્રૂપ. (૩) રસવાળું; સ્વાદિષ્ટ.

**રસાલદાર,** પું૦ ઘોડેસ્વાર પલટણનો ઉપરી; ઘોડેસ્વાર ટુકડીનો નાયક.

**રસાલો,** પું૦ [ फा. ] ઘોડેસ્વાર પલટણ. (૨) અમલદાર અથવા ગૃહસ્થનો ઘરઅટલો વગેરે તે.

**રસાવવું,** ક્રિ૦ સ૦ ઢોળ ચઢાવરાવવો; ધાતુનો રસ બીજા પાત્ર ઉપર ચઢાવવો તે.

**રસાળ,** વિ૦ સ્વાદિષ્ટ; રસવાળું; જેમાં રસકસ હોય એવું. (૨) આનંદ ઉપજાવે એવું. (૩) ફળદ્રૂપ=જેમાં પાક સારો થાય એવી રસવાળી જમીન તે. (૪) ખાવા યોગ્ય-રસ-સ્વાદવાળું અન.:-ગુજરાતની ભૂમિ રસાળ હોઇ તેમાં બધી રસાળ પાકે છે.

**રસાળું,** વિ૦ રસવાળું; બહુજ સ્વાદિષ્ટ; રસાળ.

**રસાંજન,** ન૦ પારાના અંશવાળો દવા દાખલ વપરાતો સુરમો. (૨) એક જાતનું ઝાડ.

**રસિક,** વિ૦ [સં.] વિષયો ઉપર પ્રીતિવાળું; કાવ્યાદિક ઉપર પ્રેમવાળું; રસમાં જેને અભિરુચિ હોય એવું; રસને સમજનાર; ગુણજ્ઞ; કદરદાન. (૨) સામાનું મન ખુશ કરે એવા રસથી ભરેલું.:-રસિક કાવ્ય. (૩) ભાવિક; રસવાળું.

**રસિકતા,** સ્ત્રી૦ [સં.] રસિકપણું.

**રસિકા,** સ્ત્રી૦ [ સં. ] રસ સમજનારી સ્ત્રી; રસભોગી; વિલાસી; વિષય-કાવ્ય વગેરેમાં પ્રીતિવાળી સ્ત્રી.

**રસિયણ,** વિ૦ રસ લાલચુ; રસઘેલી; રસ લેનારી; રસ માણવાને ઉત્સુક. (૨) ચટક ચીકી; અવઢાગી; ભાવિક.

**રસિયું**, વિ૦ રસભોગી, હોંસીલું; કોડીલું; રસ લાલસાવાળું; રસમાં પ્રીતિવાળું.
**રસિયો**, પું૦ રસિક; વિલાસી; મોજી, રસ-વિષયભોગી; રસ માણી જાણનાર.
**રસીલું**, વિ૦ રસમાં પ્રીતિવાળું; રસલાલચું; ભોગી; રસમાં એકતાર થઇ જાય એવું તે. (૨) રસવાળું; સ્વાદિષ્ટ; રસથી ભરેલું.
**રસી**, સ્ત્રી૦ [ म. ] દોરી; રાશ, દોરડી. (૨) શરીર-ઝાડ વગેરેમાંથી નિકળતું ચીકણું પ્રવાહી તે. (૩) પરૂ; પાચ; એરંડું પાણી.
**રસીદ**, સ્ત્રી૦ [अ.] પાવતી; પહોચ. નાંણાં સરસામાન વગેરે લીધાની ચીઠી તે.
**રસેલું**, વિ૦ ધાતુનો રસ ચઢાવેલું-ખીડેલું-સાધેલું; ઢોળ ચઢાવેલું.
**રસેંદ્રિય**, સ્ત્રી૦ [स.] રસને ગ્રહણ કરનારી ઇંદ્રિય તે. કાવ્યાદિકનો, વિષયભોગ વગેરેનો રસ, જે ઇંદ્રિય ગ્રહણ કરે છે તે. (૨) જીભ; રસનેંદ્રિય; જિહ્વા.
**રસો**, પું૦ જાડો-રગડા જેવો પ્રવાહી તે; શાક, અથાણાં અને મુરબ્બા વગેરેનો મસાલાદાર જાડો રગડો. (૨) દોર.
**રસોઈ**, સ્ત્રી૦ રસ આવે તેમ વસ્તુને પકવવી તે; રાંધવું તે.:-રસોઇ કરતા આવડવી જોઇએ. (૨) રસ આવે એમ પકવેલું અનાદિક ખાવાનું તે; રસ આવે તેમ રાંધેલું હોય તે; ભોજન; જમણ; ખાવાને તૈયાર કરેલી રસદાર ચીજો તે. ઉ૦ રાંધી રસોઇઓ એમ રહીરે. પાક, ખોરાક; સ્વાદિષ્ટ પકવાન. ક્રિ૦ પ્ર૦ રસોઇ કરવી= રાંધવું.
**રસોઈયણ**, સ્ત્રી૦ રાંધનારી; રંધવારેણું; રસોઇ કરનારી સ્ત્રી.
**રસોઇયો**, પું૦ રસોઈ કરનારો પુરૂષ; રંધવારો; રાંધનારો; બાવરચી; ભઠિયારો.
**રસોડું**, ન૦ રસોઇ કરવાની જગા-ઓરડી તે; પાકશાળા; રાંધણી; ભોજનશાળા; ભનસ્ખી ખાણું ભઠિયારખાનું.
**રસોળી**, સ્ત્રી૦ નરમોળી, શરીરમાંના રસવિકારની, શરીરની સપાટી ઉપર ઉપસી આવેલી ગાંઠ તે.
**રસ્તો**, પુ૦ માર્ગ; વાટ; રાહ. ક્રિ૦ પ્ર૦ રસ્તો કાપવો=ચાલ્યાં જવું; રસ્તે પડવું=કામમાં લાગી જવું; ઉદ્યમે ચઢવું. (૨) પ્રપંચમાંથી ખસીજવું. (૩) મરીજવું. રસ્તો પાડવો=ગુંચવણ ટાળવી; માર્ગ કાઢવો; રિવાજ પાડવો.
**રહસ્ય**, ન૦ [ स. ] મર્મ; ભેદ; ગુપ્તભાવ; અંતરની ઇચ્છા-લાગણી તે.
**રહિત**, વિ૦ [ सं ] વગરનું; વિનાનું.:-વિધારહિત; ધનરહિત.
**રહીજવું**, ક્રિ૦ અ૦ અકડાવું, અનયવની હિલચાલ બંધ પડીજવી. (૨) પાછળ રહેવું.
**રહીરહીને**, અ૦ થોડી થોડી વારે એમ; વચમા; વખત લઇલઇને.
**રહીશ**, વિ૦ રહેવાસી, વતની, રહેનાર.
**રહેણાક**, પુ૦ રહેઠાણ, મુકામ.
**રહેણી**, સ્ત્રી૦ રહેવાની રીત; આચાર, આચરણ; રીતભાત; વ્યવહાર. રહેણી કરણી= રહેવાની અને કામકાજ કરવાની જે ઢબ -વર્તન-રીતભાત તે.
**રહેમ**, સ્ત્રી૦ [फा.] મહેરબાની; કૃપા, દયા; કરૂણા. રહેમનજર=કૃપાદૃષ્ટિ.
**રહેમિયત**, સ્ત્રી૦ રહેમ; કૃપાદૃષ્ટિ; માયા; દિલમોજી.
**રહેવાસ**, પુ૦ રહેવાની જગા; રહેઠાણ; મકાન. (૨) રહેવા-રહ્યાનો સમય તે.
**રહેવાસી**, વિ૦ રહેનાર, વતની; વસનારૂં; નિવાસી.
**રહેવું**, ક્રિ૦ અ૦ વસવું; એક સ્થાને મુકામ કરવો, કાયમનું ઘર કરવું. (૨) ટકવું; ઠરવું.:-આગળીપર લપેટી શી રીતે રહે? (૩) માવું; સમાવું.:-આ ટેબલના ખાનામાં ચોપડો નહિ રહે. (૪) થોભવું; ખોટી થવું.:-મારાથી બોલ્યા વગર નહિ રહે.

વાય? (૫) ગમવું; ચેન પડવું:-પરદેશમાં એકલું રહેવાશે નહિ. (૬) અટકવું; થોભવું:-વરસાદ રહે એટલે જાઓ. (૭) નિર્વાહ કરવો; આજીવિકા ચલાવવી; ગુજારો કરવો:-પાંચ રૂપિયાના પગારે કેમ કરીને રહેવાય? (૮) છવાવું; જીવતા રહેવું. :-વા ભરખીને કંઈ રહેવાય? (૯) વખત કાઢવો; કાળ ગુજારવો; જ્યાં ત્યાં આયુષ્ય ચલાવી લેવું:-હવે રોઇને રહેવાનું છે. (૧૦) બાકીહોવું, બચવું; વધવું:-હવે તારા બે રૂપિયા રહ્યા. (૧૧) આચરવું; વર્તવું; ચાલવું:-તું મોટો થવો હવે રીતમાં રહે. સ્થિતિ કરવી, પુરૂ કરવું; તજી દેવું, વગેરે અનેક અર્થમાં જુદા જુદા ક્રિયાપદ સાથે જોડાઇ વપરાય છે:-સુઇ રહેવું; પડી રહેવું. રહેવાદેવું; જમીરહેવું; થઇરહેવું, વગેરે. [ सं. रह् = છોડી દેવું-ભાગવું-નાસી જવુંનો ઉલટાઇ ગયેલો અર્થ ગુજરાતીમાં રહ્યો છે.:-रह्=જતા રહેવું ત્યારે ગુજરાતીમાં રહે-વું=સ્થિર થઇ એક ઠેકાણે વાસ કરવો. ] ઘણે ઠેકાણે ઉલટા અર્થ પ્રાકૃતમાં થઇ ગયેલા છે.

**રહ્યું**, અ૦ બસબંધ; ખલાસ, પતીગયું એમ; અંત આવી ગયો એમ.:-તમને ન પાલવતું હોય તો રહ્યું. બસ, ધાર્યું; પત્યું.

**રહ્યુંસહ્યું**, વિ૦ બાકી બચેલ; થોડું અવશેષ રહેલું-એવું, વધેલું; એઠુંજુઠું:-હવે શું? મો પતી ગયું, તેમ છતાં કંઇ રહ્યુંસહ્યું હોય તો ગરીબ લોકને આપો.

**રળતર**, ન૦ કમાણી; પેદાશ; પ્રાપ્તિ; રળો, અર્જન. (૨) લાભ; નફો; ફાયદો.

**રળવું**, ક્રિ૦ અ૦ કમાવું; પેદા કરવું; ઉદ્યોગ ધંધો કરીને બદલો મેળવવો. (૨) નફો કરવો; લાભવું; ખાટવું; પ્રાપ્ત કરવું, મહેનત મજુરી અથવા કામકાજનો બદલો મળવો.

**રળાઉ**, વિ૦ કમાઉ; પેદાગરૂ; રળનાર તે.

**રળિયાત**, વિ૦ રાજી; પ્રસન્ન; ખુશ. ક્રિ૦ પ્ર૦ રળિયાત થવું=રાજીથવું; ખુશી થવું.

**રળિયામણું**, વિ૦ સુંદર; મનોહર; આંખને પ્રિય લાગે એવું; સુશોભિત; મન ખુશ થાય એવું.

**રળી**, સ્ત્રી૦ ખુશી; હરખ. (૨) હોંશ; ઉમંગ. ઉ૦ નાથ કહે લાવો દ્વિજ રખે ખાળો, અંતર્યામી પામ્યા રળીરે. રૂક્મિણીહરણ. રળી રાશ=આનંદ; ખુશખખ્તીમાં. (૨) ઘટતી રીતે; ગજા પ્રમાણે.

**રળો**, પુ૦ રળતર તે; કમાણી; પેદાશ. (૨) લાભ; નફો; ફાયદો.

**રંક**, વિ૦ ગરીબ; પામર; રાંકડું; ધનહીન તેમજ બળ રહિત તે. (૨) નરમ; શીળું.

**રંકરંજાડ**, સ્ત્રી૦ ગરીબોને રંજાડવાં તે; અણુસમજુ, નિર્બળ અને ધન રહિત કંગાલ માણસોને પજવવાં તે.

**રંગ**, પું૦ [सं.] કાળું ધોળું લાલ, એવો જે વર્ણાંતર ભેદ તે; આંખથી પરખાતો પ્રકાશની છાયાનો વર્ણ ધર્મ તે; વર્ણ; વાન; પ્રકાશનાં કિરણની ભિન્ન ભિન્ન છાયાનો દેખાવ તે. રાતો, પીળો ને વાદળી, એ ત્રણ મુખ્ય રંગોના મિશ્રણથી જુદા જુદા ઘણા રંગ બને છે. (૨) પ્રેમ પ્રીતિ, અનુરાગ.:-હવે એનો રંગ લાગ્યો. (૩) આનંદ; મોદ; ખુશાલી.:-તે રંગમાં છે. (૪) તાન; મઝા; રમુજ.:-હવે તે રંગમાં આવ્યો. (૫) કેફ; નિશો; ઝૂમ; અમલ. ગાંજો ભાગ, અફીણ વગેરેની કેફ તે. (૬) દુરંગ, મુદ્રો; તબિયત; મનની મોજીલી સ્થિતિ. (૭) રાહ; ઢબ; રીત.:-રંગે રંગે ચાલવા દો. (૮) આબરૂ; શોભા. ઉ૦ જાણે મારા બાપાજી સાથે આવે ને મારા સસરાનો રંગ રાખે. સ્ત્રીગીત. (૯) અ૦ ધન્ય, શાબાશ. :-રંગ છે, વીરા!

અમારો રંગ રાખ્યો. (૧૦) વનસ્પતિ અને પાર્થિવ પદાર્થોમાંથી નિકળતા જુદી જુદી છાયાના રંગમાંનો પ્રત્યેક તે. ગળીમાંથી નિકળતો કોજાર'ગ; કસુંબીમાંથી નિકળતો લાલ રંગ; માટીમાંનો રંગીનો લાલ રંગ વગેરે તે. ક્રિ૦ પ્ર૦ રંગ રાખવો=આબરૂ—શોભા—ગૌરવ રાખવું, ટેક રાખવો. રંગે રમવું=આનંદભેર ભોગ કરવો. રંગ પુરવો=વધારવું, મરચું મીઠું નાંખીને વાત કરવી, બહલાવવું. રંગમાં રહેવું=તાનમાં—મોજમાં રહેવું.

**રંગડ,** વિ૦ વિષયી; કામી; (૨) વ્યસની.

**રંગણું,** ન૦ રંગ લગાડવાનું ઓજાર—પિંછી. (૨) રંગવાનું કામ તે.

**રંગતાળી,** સ્ત્રી૦ આનંદનો ઉછાળો, હરખના ઉભરાનો તાબોટો—તાળી તે; આનંદ ઉત્કર્ષનો અવાજ—ઉદ્‌ગાર; મોજમઝાનું પ્રહસન તે. ઉ૦ રંગતાળી રંગતાળી રંગ તાળીરે રંગમાં રંગતાળી.

**રંગદા,** સ્ત્રી૦ કટકડી.

**રંગદાર,** વિ૦ રંગવાળું; સારા—ભભકદાર—રંગનું; રંગિત.

**રંગપાણી,** ન૦ કેફી પેય બનાવી પીને આનંદમાં રહેવું તે; અમલ કરી આનંદ ઉડાવવો તે. (૨) કસુંબો કાઢવો, ભાંગ ઘુંટવી, ગાંજો તૈયાર કરી પીવો વગેરે કેફી પીણાંની મોજ માણવી તે.—કંઇ રંગપાણી કરો તો રાવણું મળે.

**રંગબહાર,** પું૦ તમાસો.

**રંગબાજી,** સ્ત્રી૦ મોજમઝા; ખુશી ખુશાલી તે; આનંદોત્સવ.

**રંગબેરંગી,** વિ. ચિત્રવિચિત્ર; જુદા જુદા રંગનું; ભાતભાતનું. (૨) તરેહવાર. (૩) મનમાં ભ્રમ ઉપજાવે એવું; મોહક; આંજી નાંખે એવું. (૭) મોહિની. ઉ૦ રંગ બેરંગી પસારી, માયા તોરી રંગ બેરંગી પસારી

**રંગભૂમિ,** સ્ત્રી૦ કથા કરવા; ગાયન કરવા, નાટક ને ભાષણ કરવા માટે બનાવેલો ઓતરો; નૃત્ય ગાન નાટક અને ખેલ કરનારાઓ માટે પ્રેક્ષકોની સામે બનાવેલો ઉંચો ભૂમિપ્રસ્તાર તે. નૃત્યસ્થાન; નૃત્યગાન કરનાર માટે ઉભો કરેલો માંચડો; નાટકશાળાનો આગલો પ્રસ્તાર. (૨) અખાડો; તાલીમખાનું. (૩) રણક્ષેત્ર; મહાલવાની ભૂમિ.

**રંગભેર,** અ૦ આનંદભેર; ખુશીખુશાલી સાથે; હરખભેર; ઉત્સાહ ભર્યા. ઉ૦ અમો આવ્યાં તાં રંગભેર રમવારે, રંગભેર રાતલડી.

**રંગભોગ,** પું૦ આનંદે ભોગવવું તે; આનંદભેર વિષયાદિક સુખનો ભોગ લેવો તે; વિષયાનંદની રમતગમત તે.

**રંગમંડપ,** પું૦ કોઈ ઉત્સવ મત અને રમત ગમત વગેરે ઉજવવા માટે બનાવેલો સુંદર માંડવો તે; રંગપુરી તથા ચિત્ર કાઢી શણગારેલો મંડપ. (૨) રંગભૂમિ. (૩) દેવમંદિર આદિક આગળનો છુટો ચોક ને ચાચર.

**રંગમહેલ,** પું૦ રમતગમત અને વિષય ભોગ વગેરેની મોજ—આનંદ માણવાને લાયક બનાવેલું સુંદર મંદિર તે; સુશોભિત—આનંદ માણવાને લાયકનું ઘર સ્થાન તે; રંગમહાલ. ઉ૦ એકદિન કેદ કીધી મહીપાળ, મળીને મંડળીરે લોલ, ચડતાં રંગમહેલને માળ, પડયો ધરણી ઢળીરે, લોલ. ક. દ. ડા.

**રંગરાગ,** પું૦ ગાનતાન; મોજમઝા; રમત ગમત.

**રંગરાતું,** વિ૦ વિષયાનંદથી મચેલું; રંગીલું; વિષયાનંદ મસ્ત. ઉ૦ રંગરાતો મદમાતો, વાંસલડીમાં ગીત ગાતો. દયારામ.

**રંગરૂપ,** ન૦ વર્ણ અને ઘાટ તે; સ્વરૂપ. (૨) જાતભાત; આકાર; ભાત ને રંગ વગેરેવાળો દેખાવ.

**રંગરેજ,** પું૦ વસ્ત્રોને રંગ ચઢાવવાનો ધંધો કરનારો; કપડાં રંગનાર. છિંપો, ભાવસાર, વગેરે રંગારા ને છાપગરા તે.

**રંગરોળ,** સ્ત્રી૦ મોજમઝાની રેલછેલ; આનંદાતિરેક; આનંદ-ગમતની ઝડીઓ તે. (૨) આનંદભેર ખૂબ મંગળાચાર કરવો તે; કંકુ અને કેસુડી વગેરેનો રહેળચો થઇ રહે એમ આનંદ ઉડાવવો તે. (૩) બેહદ ખુશાલી તે; ખૂબમઝા.

**રંગલો,** પું૦ મસ્કરો; એલફેલ બોલીને હસાવી ગમત કરાવનારો તે; વિદૂષક; જુઠણુ; તરકડિયો. (૨) રંગિલો—તાની—ગમતી માણસ. ઉ૦ તરખું, તરકરખું ને તંતરખું, તે રંગલા! આડે આપ કળાય.

**રંગવું,** ક્રિ૦ સ૦ રંગ ચઢાવવો; રંગયુકત કરવું. (૨) રંગમાં બોળવું-રંગથી ધોળવું, અને રંગવાળું કરવું કે રંગ ચઢાવવો. (૩) અમુક વિચાર ઉપર ચઢાવવું; ઉશ્કેરવું; ખીલવવું; ચઢાવવું. (૪) વધારવું; મીઠુ મરચું ભભરાવવું.:–કોઇ વાત રંગીને ના કહેતો? (૫) લોહી તરી આવે-નિકળે એમ મારવું તે.:–એકવાર એનાં હાડાં રંગોને, તરત પાંશરો થશે.

**રંગરસ,** પું૦ આનંદ-મોજમઝા કરવી તે; વિષયરસનો આનંદ લેવો તે; આનંદનો રસા સ્વાદ તે; ચમન.

**રંગાઇ,** સ્ત્રી૦ રંગવાની મજુરી-મહેનતાણું તે; રંગામણ-મણી તે. (૨) રંગવાની રીત-આવડ-કસબ તે; રંગવાની ઢબછબ.

**રંગાટ,** પું૦ રંગવું તે; રગ ચઢાવવાનું કામ ને કળા તે.

**રંગાટી,** સ્ત્રી૦ રંગવાનું કામ તે. (૨) રંગવાની જે રીત તે-રંગ આપવાની કળા. (૩) કપડાં વગેરે રંગવાનું કારખાનું તે.:–ગાટીનું કામ=રગ ચઢાવવાનું કામ, રંગરેજનું કામ

**રંગાડું,** ન૦ રંગવાળું પાણી ભરવાનું કુંડું; રંગ બનાવવાનું વાસણ.

**રંગામણ,** ન૦ રંગવાની મજુરી-મહેનતાણું તે; રંગ ચઢાવી આપવાનો બદલો તે.

**રંગામણી,** સ્ત્રી૦ રંગામણ તે.

**રંગારો,** પું૦ રંગ લગાડનારો; ઘર ગાડી વગેરે રંગનારો તે. (૨) રંગરેજ.

**રંગાવવું,** ક્રિ૦ સ૦ રંગ કરાવવો; રંગ ચઢાવવો; રંગે એમ કરાવવું. (૨) અમુક મત કે વિચારવાળું-અમુક અભિપ્રાયનું કરી નાખવું. (૩) લોહીતરી-આવે એમ મરાવવું:–એનાં હાડકાં રંગાવો (મરાવો) તો સારૂ, કારણ કે તે વગર ઠેકાણે આવશે નહિ.

**રંગાવું,** ક્રિ૦ અ૦ રંગવાળું થવું; રંગ ચડવો; ચિતરાવું; રંગથી ધોળાવું-પુરાવું તે. (૨) રાતુંથવું; લોહીલુહાણ થવું; વાગવું.

**રંગી,** વિ૦ રંગીલું; આનંદી; મોજી; ગમતી સ્વભાવનું; લહેરી. (૨) અનુરાગી. (૩) સ્ત્રી૦ રાતારંગની માટી; રમચી. રૂ૦ પ્ર૦ રંગીભંગી=ગાંજાની કેફ કરનાર; વ્યસની; ગંજેરી. કેફ લઇને આનંદમાં રહે એવુ; લહેરી.

**રંગીત,** વિ૦ [ સં. रंजित ] રંગવાળું; રંગેલું.:–રંગિત લુગડાં.

**રંગીન,** વિ૦ રંગેલ; રંગવાળું; જેને રંગ ચઢાવેલો હોય એવું. (૨) રંગી; આનંદી; ખુશમિજાજી; હસમુખ.

**રંગીલું,** વિ૦ મોજી; આનંદી; લહેરી; ગુલાબી. (૨) ચહેરા અને બીજા અવયવો ઉપર થઈ આવતો લાલ-લોહીનો સોજો (રોગ) તે.

**રંગેચંગે,** અ૦ આનંદભેર; હસતે મને; ખુશીથી; વિના તકરારે; કંઇપણ તકરાર કે ટંટા વધરા વગર એમ.:–રંગેચંગે બધું પતી ગયું એટલે બસ.

**રંગોળિયું,** ન૦ જુદા જુદા રંગના ભુકા ભરવાના ખાનાંવાળું પાત્ર; જમીન ઉપર

ગડમડાવતાં કાણાંમાથી રંગ બહાર પડે એવી બનાવટનું ભૂંગળું; રંગોળી. (૨) જેમાં રંગ ઘોળવામાં આવતો હોય તે કુંડ કે પાત્ર તે; કંકાવટી. (૩) સુનાર-વરેરણિયા વગેરેનું રંગવી પકાવવાનું કઠોડું.

**રંગોળી,** સ્ત્રી૰ રંગથી પાડેલી–ઓળો તે; જમવા બેસનારને પંક્તિ પાડવા માટે રંગ બેરંગી ભુકાથી પાડેલા જે પાટ-ઓળો તે. (૨) રંગના ભુકા ભરીને ગબડાવનાં રંગીન ઓળો પડી રહે એવી બનાવટનું ભૂંગળું. ક્રિ૰ પ્ર૰ રંગોળી પુરવી=માનવના પરોણાઓને પંક્તિ બંધ બેસવા માટે જમીન ઉપર રંગની ઓળો અને આસનનાં ખાનાં વગેરે પાડી નોખા કરવી તે.

**રંચ,** વિ૰ જરા; લગાર; ગજ. (૨) હલકું; તુચ્છ. (૩) સ્ત્રી૰ રંજાડ; પીડા, દુઃખ તે, મુશ્કેલીઓના પરંપગ તે.:-કેટલી રંચ ખેંચી એને ઉછેર્યો. (૪) ઝગડો.

**રંજ,** સ્ત્રી૰ પીડા, દુઃખ; સંકટ, રંજાડ; રગડાટ રંચ. (૨) મહેનત; મુશ્કેલી દુઃખ સહેવું તે. ક્રિ૰ પ્ર૰ રંજ ખેંચવી=રગડાટ સહેવો.

**રંજક,** વિ૰ આનંદ ઉપજાવે એવું; ખુશ કરે એવું, રિઝાવે એવું; મોહક; આકર્ષક:-મનોરંજક (૨) સ્ત્રી૰ ભડકો–ભડાકો ઉપજ કરે એવી બંદુકના દારૂની ચપટી; બંદુકની અંદરનો દારૂ સળગે એમ તેના કાનકાણામાં પુરવાની સળગી ઉઠે એવી ભુકી તે; જામગરી (૩) મમરા; ઉશ્કેરણી. ક્રિ૰ પ્ર૰ રંજક મૂકવી=જામગરી મૂકવી. ઉશ્કેરણી કરવી. રંજક ખાઇ જવી=ફુસ થઇ જવું; નહિ ફૂટવું–ઉશ્કેરાવું તે; પાછા પડી જવું.

**રંજન,** વિ૰ ખુશી કરે એવું; રળિયાત કરનાર; રંગ ચઢાવે એવું, આનંદ ઉપજાવનારું:-મનોરંજન.

**રંજવું,** ક્રિ૰ સ૰ [સં. रञ्ज्] રંગવું; રંગવાળું કરવું. (૨) ખુશ કરવું; આનંદ ઉપજાવવો; પ્રસન્ન કરવું. (૩) પીડવું; દુઃખ દેવું.

**રંજાડ,** સ્ત્રી૰ મનને વારંવાર કલેશ થાય તે. સંતાપ; દુઃખ; પીડા; રંજાડવું તે; વિતાડવું તે. ઉ૰ રાતે તો મારે રંજાડ. (૨) બગાડ. (૩) બિગાડવું; તોફાન.

**રંજાડવું,** ક્રિ૰ સ૰ રંજ પહોંચાડવી; દુઃખ દેવું વિતાડવું; પીડવું; દમવું; સંતાપવું. (૨) તોફાન–બિગાડવું કરવું; મહું કોડાવવું.

**રંજિત** વિ૰ [ સં. ] રંગેલું; રંગ ચઢાવેલું; રંગીન.

**રંજીદા,** વિ૰ રંજપામેલું; હેરાન, કાયર; અકળાયેલું. (૨) ચિડાયેલું.

**રંડવો,** પું૰ રાંડેલો પુરુષ; વિધુર. (૨) બાયલો; નામર્દ; કન્યારાશી, રાંડ જેવો બાયડો તે.

**રંડા,** સ્ત્રી૰ [ સં. ] સ્ત્રી પ્રતિ વપરાતી એક ગાળ; તિરસ્કારમાં સ્ત્રી પ્રતિ વપરાતો તુચ્છકાર તે. ઉ૰ કેઈ રંડા આવીરે મારી હારામતી છંડાવી કેઈરે ભામિનીએ મુજને ભોળવ્યોરે. (૨) વિધવા; રાંડેલી સ્ત્રી તે. (૩) નઠારી–દુષ્ટ કે કાસિયણ સ્ત્રી તે.

**રંડાપો,** પું૰ રાંડેલી હાલત તે, વૈધવ્ય; વિધવાપણું. (૨) દુર્ભાગ્ય; કમનસીબી:-રંડાપો તો રોકડો.

**રંડાયેલું,** વિ૰ બેવ-સાથ વગરનું; સ્ત્રીનો પુરુષ ને પુરુષની સ્ત્રી મરી ગયેલી હોય એવું રાંડેલું વિધુર.

**રંડાવું,** ક્રિ૰ અ૰ રાંડવું; સ્ત્રીપુરુષમાંનું એક મરી જવાથી બીજાની એકલવાઇ હાલત થવી તે; રંડાપો આવવો; દંપતીમાંનું એક મરી જવાથી બીજાને દુઃખ થવું.

**રંડી,** સ્ત્રી૰ વેશ્યા; રાંડ; કસબણ, પાતર.

**રંડીબાજ,** વિ૰ વેશ્યાઓના છંદમા પડેલ; છિનાળવો, વ્યભિચારી; લુચ્ચો.

**રંડીબાજી,** સ્ત્રી૰ વેશ્યાઓનો છંદ તે. રાંડોમાં

કરવું ને વિલાસમાં રંગી પંગી રહેવું તે. વેશ્યા ગંગની આસક્તિ તે.

**રંદો,** પું૦ લાકડું સાફ કરવાનું ઓજાર; સુતારનું લાકડાં સુંવાળાં કરવાનું હથિયાર. ક્રિ૦ પ્ર૦ રંદો ફેરવવો=સાફસૂફ કરવું; સરલ-સીધું કરવું; ટાપટીપ કરવી.

**રંધવારો,** પું૦ રસોઇઓ; રાંધનારો; ભઠિયારો.

**રંધામણ,** ન૦ રાંધવાની મજુરી તે; રંધામણી. (૨) પુટપાક; અંદરને અંદર સિઝાવું તે; અંદરનો બફારો-ધામ-અકળામણ તે.

**રંધામણી,** સ્ત્રી૦ રંધામણ; રસોઈ કરાવવાની મજુરી.

**રંધાવું,** ક્રિ૦ અ૦ પાકવું; ચઢવું; બફાવું; સીઝવું. (૨) તૈયાર થવું; ફાયદો થવો.

**રંધો,** પું૦ રંદો.

**રંધ્ર,** ન૦ [ सं. ] છિદ્ર; ભોક; કાણું. (૨) ખોડ; દોષ; ચાડું; દૂષણ.

**રંભા,** સ્ત્રી૦ [ सं. ] એક અપ્સરા, પરી; રૂપાળી સ્ત્રી. (૨) કેળ; કદળી રંભાફળ=કેળું.

**રંભોરૂ,** વિ૦ [ सं. ] કેળ જેવા ઊરૂવાળી તે; સુંદર જાંઘવાળી સ્ત્રી.

**રા,** પું૦ રાજા; રાવ; હાકેમ. ઉ૦ રૈયો ચાલ્યો રાની વાડીએ, શોભા૦ (૨) પ્રભુ, ઇશ્વર. (૩) સ્ત્રી૦ લક્ષ્મી. (૪) વહાર, સહાય. (૫) ફરિયાદ.:- કોણ રા ખાય છે.

**રાઇ,** સ્ત્રી૦ એક જાતના તીખા મસાલાનાં બી. એના દાણા ઝીણા, ગોળ, ને ઝાખા લાલ હોય છે. તેમાંથી તેલ પણ નીકળે છે. તે તીખા અને દાહક છે. મસાલામા અને ઔષધમાં તેનો ઉપયોગ થાય છે. રૈ. ક્રિ૦ પ્ર૦ રાઇ ચઢાવવી=તેજ કરવું. ઉશ્કેરવું. રાઇ મરચા લાગવાં=લાગણી દુખાવી; રીસ ચઢવી; ખોટું લાગવું. કહે૦ રાઇના પાર રાતે વહી ગયા. રાઇ મરચાં= અદેખાઈ સામે ઝેર આવવું. આંખમાં રાઇ મરચા પાડવાં.

**રાઇજગ,** જંગ, પું૦ રાઈજગન [ सं. राजसूय ] રાજાનો દિગ્વિજય દર્શક યજ્ઞ તે; વિજયનો યજ્ઞ-સમારંભ તે. વિજય-આનંદની ઉજવણીનો મોટો ઠાઠમાઠ તે; કોઇ મોટો સમારંભ.:-એણે શો રાઇજગ માંડ્યો ?

**રાઇતીકેરી,** સ્ત્રી૦ મસાલામાં આગળ પડતી રાઇવાળી આથેલી કેરી તે; રાઈ જેમા નાખેલી હોય એવી કેરીનું અથાણું તે.

**રાઇતું,** ન૦ શાક અને ફળ વગેરેની કચુંબર કે છીણ નાંખી રાઈ ચઢાવેલું દહિં તે; રાઇ ચઢાવેલા દહિંમાં ફળની બારીક કચુંબર નાખીને બનાવેલો લેહ્ય પદાર્થ. (૨) કચુંબર, છીણ; છુંદો.:-એનું રાઇતું કર=કકડા કર. ક્રિ૦ પ્ર૦ રાઇતું કરવું=છુંદી નાંખવું; કકડા કરી નાંખવા. (૨) ખરાબી-હાનિ કરવી; કચરીનાખવું.

**રાઇમીઠું,** ન૦ રાઇ અને મીઠું બેઉ તે. (૨) અદેખાઇ; બળતરા; ઝેર. (૩) મેલી-નબળી નજરના ઉતાર માટે આ બે વસ્તુ દેવતામાં નાંખી ટુચકો કરવામાં આવે છે. રૂ૦ પ્ર૦ રાઇ મીઠું પડવાં=અદેખાઇ આવવી. (૨) તેની આંખો ફૂટજો. એક શાપ. કોઈનું સારૂ જોઇ બળનારને માટે કહેવાય છે.

**રાઉત,** વિ૦ રાવંત; હોંશિયાર; બહાદુર; બાહોશ; કામમાં એક્કો હોય એવું; આંવડત વાળું હોંશિયારીવાળું.:-કામની રાઉત છે. રાજા; સર્વથી ચઢી જાય એવું.

**રાઉસ,** વિ૦ બરાબર, વાજબી.

**રાએણ,** સ્ત્રી૦ રાયણું, રાણ; એક જાતનું ફળ ઝાડ. (૨) રાએણનું પાતળી ખારેક જેવું પીળું ફળ તે

**રાકા,** સ્ત્રી૦ [ सं ] પૂર્ણચંદ્રવાળી રાત્રી; પુનમની રાત; જે દિવસે પૂર્ણચંદ્ર હતો

હોય તે દિવસની રાત-તે. (૨) શરદ પુનમ; પૂર્ણિમાની રાત.

**રાકાપતિ,** પું૦ [ સં ] ચંદ્ર; ચાંદો; પૂર્ણિમાનો સોળે કળાનો ચંદ્રમા તે.

**રાકેશ,** પું૦ [ સં ] પૂર્ણિમાનો પૂર્ણ ચંદ્ર તે.

**રાક્ષસ,** પું૦ [ સં. ] કદરૂપો પણ શરીરે મોટો અને ભયંકર દેખાવ તેમજ ક્રૂર સ્વભાવનો દેવ અને માણસનો વેરી તે; દૈત્ય; દાનવ; અસુર. (૨) બિયામણા દેખાવનો અને દુષ્ટવૃત્તિ તથા ક્રૂર કર્મ કરનારો માણસ —જન તે; જેની પાપ વૃત્તિઓ હોય અને દેખાવે ભય ઉપજાવે એવો પાપી માણસ તે.

**રાક્ષસણી,** સ્ત્રી૦ રાક્ષસની સ્ત્રી. (૨) રાક્ષસના જેવી ક્રૂર ને ભયંકર દેખાવની સ્ત્રી.

**રાક્ષસી,** વિ૦ રાક્ષસના જેવું; રાક્ષસ સંબંધી. (૨) મોટું; ભવ્ય; જંગી:—રાક્ષસી કદવું ઇંડું. (૩) ભયંકર; વિકરાળ; બિયામણું. (૪) પાપી, ક્રૂર; નિર્દય. ઘોર કરાળ. (૫) ખરાબ, નઠારૂં; હીણું. (૬) કઠોર, કર્કશ. (૭) ઉત્તાન; ઉચું. બેટની અંદરના ભાગમાં રાક્ષસી ઝાડોથી ભરેલાં મોટાં વનો આવેલાં છે. (૮) રાક્ષસ જાતિની સ્ત્રી.

**રાક્ષી,** સ્ત્રી૦ મોઢાની ફાડની બન્ને બાજુએ આવેલી તીણી અણીવાળી ફાડવાની ઉભા ખીલા જેવી દંતુડીઓ તે; ચીરવા—ફાડવાના અણીદાર દાંત.

**રાખ,** સ્ત્રી૦ વસ્તુ બળી ગયા પછી પાછળ જે ભુકો અવશેષ રહે છે તે; ખાખ; હેલી; ભસ્મ; છાણોડી; રખ્યા. (૨) રાખેલી સ્ત્રી. ઉપનાયિકા. (૩) અં૦ કંઇ નહિ એમ; નકામુ—અમસ્તુ એમ; ફોગટ.—એનાથી શું બને ? રાખ !. ક્રિ૦ પ્ર૦ રાખ ચોળવી= પાયમાલ થવું. (૨) બાવા વેરાગી થઇ જવું; ભીખ માગવી. રાખ ચોળાવવી= નિર્ધન થઈ જાય એમ કરવું; વેરાગી—ભિખારી બનાવવું. દેવાળું કઢાવવું.

**રાખડી,** [ સં. રક્ષ. ] ભૂત પ્રેત અને અભિચારાદિકથી રક્ષણ થવા માટે મંતરેલી અંગ ઉપર બાંધી રાખવાની જે દોરી—પટી વગેરે તે; મંતરેલું રક્ષાસૂત્ર. (૨) કોઇ જાતનું વિઘ્ન નડે નહિ અને દુસ્મનના અભિચારો સામે રક્ષણ મળે, તે માટે બળેવને દિવસે ગુરુ—સ્નેહીજન વગેરે જે મંતરેલો દોરો બાંધે છે તે. (૩) ગર્ભનું રક્ષણ થાય તે માટે પહેલીવાર બારેવાઇ થયેલી સ્ત્રીને પાંચમે મહીને જે મંતરેલું સૂત્ર બાંધવામાં આવે છે તે. ઉ૦ દુર્બળની દીકરી રાંકડી, આચાર કરી બાંધો રાખડી. મામેરૂં. ગખડી ઘણું કરીને નણંદ બાંધે છે. ઉ૦ રાખલડી તો હુંજ છુની બાંધનારી, બાભલડી.

**રાખપત,** સ્ત્રી૦ કોઇનો અણીનો વખત સાંચવી લેવો તે; આબરૂ, સાખ, અણીની વેળા રાખવી તે.

**રાખરખાવટ,** સ્ત્રી૦ અન્યોન્ય સાહાય કરવાનો વ્યવહાર તે.

**રાખવું,** ક્રિ૦ સ૦ [ સં. ] રક્ષણ કરવું; પાળવું; ( ૨ ) સંઘરવું; મૂકી છાંડવું; જાળવવું. ( ૩ ) બચાવવું; ઉગારવું:—માર ખાતો રાખ્યો. (૪) સંભાળવું; સાચવવું:—તું મારૂં રાખે છે તો હું તારૂં રાખીશ. (૫) રોકવું; ઉપયોગ માટે સાથે રહે તેમ કરવું:—તેણે ચાકર રાખ્યો. ચાર આસન —જગા રાખી. (૬) બહાર નહિ કાઢવું; પાછું હઠાવવું; અંદર રહેવા દેવું. (૭) પડતું મૂકવું; શેષ રહેવા દેવું:—આ કામ કોને માટે રાખ્યું ? ( ૮ ) જમાવવું; એકઠું કરવું. (૯) પોતાનું કરવું; અંગનું —ઉપયોગનું કરી લેવું; વહોરવું. ( ૧૦ ) માન આપવું. (૧૧) અટકાવવું:—તુરંગમાં રાખ્યો. (૧૨) ભોગવવું. (૧૩) છોડી દેવું; તજવું:—વહાલા ! તમે મને અહિં રોતી આ માટે રાખી ગયા. બીજાં ક્રિયા

પો સાથે જેડાઈ વિવિધ અર્થ વપ- રાય છે.

**રાખસ**, પું૰ રાક્ષસ.

**રાખસી**, વિ૰ રાક્ષસી.

**રાખેલું**, વિ૰ પાળેલું; ઉછેરેલું. (૨) કબજા ભોગવટામાંનું. (૩) વધારેલું. (૪ રક્ષણ કરેલું. જુઓ રાખવું.

**રાખોડી**, સ્ત્રી૰ રાખ; ખાખ. ભસ્મ.

**રાખોડો**, પું૰ રાખ; ભસ્મ.

**રાગ**, પું૰ [सं] સ્વર તાણીને ગાવાના જે જુદા જુદા ઢાળ તે; મધુર લાગે એવી રીતે અનુક્રમિવાર કરી અવાજ કાઢવાની રીત તે; ગાવાની રીત તે; ગાવાની ઢબે વાણીને ગોઠવવાની રચના તે; પદબંધ કળા; મીઠો સાદ કાઢવો તે. દેશી; ચાલ; પદ. (૨) અવાજ; સાદ; ઘાંટી. (૩) સુગંધિવાળું દ્રવ્ય તે; રંગવાળો લેપ તે; ચંદનાદિક. (૪) પ્રીતિ; પ્રેમ; ઇચ્છા; અભિલાષ. (૮) ક્રોધ; ગુસ્સો:–રાગે ભરાવું. (૯) ચીડ. (૧૦) બેસવું આવવું– ગોઠવું તે; આનુકૂલ્ય:– એ બે જણને સારો રાગ આવે છે. ક્રિ૰ પ્ર૰ રાગ કાઢવો=ગાવું; લલકારવું. રાગે પડવું=સરાડે ચઢવું; બરાબર ચાલવા માંડવું.

**રાગડો**, પું૰ મોટા લાંબો રાગ કાઢવો તે. (૨) મોટેથી ગાવું તે. (૨) મોટા સાદ; ઘાંટો. (૩) ભેંકડો.

**રાગણી**, સ્ત્રી૰ રાગિણી, કોમળ સૂરવાળાં જુદા જુદા રાગનાં મિશ્ર પ્રકારવાળી મધુર રચના તે. મોટા મોટા રાગને કેટલીક રાગણીઓ હોય છે.

**રાગમાળા**, સ્ત્રી૰ જુદા જુદા રાગોનો જથ્થો તે; જેમાં ઘણા રાગો સાથે ગવાતા હોય તે; આવલી. (૨) પિંગળ.

**રાગાંધ**, વિ૰ [सं.] કામ ક્રોધાદિકને લીધે જેને કંઇ ગમ પડે નહિ એવું; વિષયાંધ.

**રાગી**, વિ૰ [सं.] લાગણીવાળું; કામ ક્રોધાદિની અસરવાળું. (૨) વિષયી. (૩) પ્રેમી–અનુરાગી.

**રાગોટવું**, ના. ધા. સૂર બેસાડવાને ગણ- ગણના ગાયા કરવું; રાગ કાઢ્યા કરવો; વારંવાર ગાયા કરવું તે.

**રાગોટો**, પું૰ ખુશામાં ગમે તેવી રીતે મોટેથી સાદ કાઢવો તે. (૨) ભેંકડો.

**રાઘુ**, પું૰ પોપટ; જેવું શીખવાડીએ તેવું જ અનુકરણ કરી બોલનાર એક પંખી.

**રાચ**, ન૰ રાછ; ઓજાર; હથિયાર. (૨) ઘ- રમાં વાપરવાનો સામાન:–રાચરચીલું.

**રાચવું**, ક્રિ૰ અ૰ ખુશીથવું; પ્રસન્નથવું; ગર્વિષ્ઠથવું. (૨) શોભવું; સુંદર દેખાવું; ખપવું; છાજવું.

**રાછ**, ન૰ ઓજાર; હથિયાર; કારીગરનું ઉપ- કરણ:–સુતારનાં બધાં રાછ હવે વિલાયત- થી આવે છે. (૨) સાળમાંના દોરા ઉ- ચાનીચા કરવાનો લાકડાં અને વજન તે. (૩) પહોંચેલું–પાંશરું કરે એવું; હોશિયાર –કાબેલ:–એના ઘરમાં એ તો એક રાછ છે.

**રાજ**, પુ૰ [सं] રાજા; ભૂપ. (૨) સ્વામી શેઠ. (૩) વિ૰ સુંદર, શોભીતું; રઢિયાળું. ઉ૰ તમે ગોવાળિયા મત કીધી રાજ! મારે ઘેર શીદ આવ્યા ? ક્રિ૰ પ્ર૰ રાજ, આવવું=અમલ–સત્તા પ્રાપ્ત થવી; મોટાઇ કરવાનો વખત મળવો. લાક્ષણિક–અળગું બેસવું (સ્ત્રીએ) એમ કે કામકાજ કરવું ન પડે અને હુકમ બંધ જોઇતી ચીજ મા- ગી લેવાય. રાજ્યથવું=ઓલાઇ જવું; ગુલ થવું–દીવાનું. દીવો રાજ થયા પછી ચોર ખૂણામાંથી બહાર નિકળ્યો.

**રાજકંદૈવક**, ન૰ આસમાની સુલતાની; રાજા કે ઈશ્વર તરફનો ઓચિંતા કોપ–ફટકો તે.

**રાજકન્યા**, સ્ત્રી૰ [सं] રાજકુંવરી, રાજ- પુત્રી.

**રાજકવિ**, પું૰ રાજાનો માનીતો અને

તરફથી જેને આશ્રય મળતો હોય એવા કવિ તે.

**રાજકાજ,** ન૦ રાજાને અને રાજ્યને લગતું કામકાજ તે; રાજ્યના અંગનું કામ. (૨) રાજનીત.

**રાજકીય,** વિ૦ [ સં ] રાજ્યસંબંધી; રાજા ને રાજ્યને લગતું; રાજ્ય પ્રકરણી.

**રાજકુમાર,** પું૦ રાજપુત્ર.

**રાજકુમારી,** સ્ત્રી૦ રાજપુત્રી.

**રાજકુંવર,** રાજકુંઅર, રાજપુત્ર.

**રાજકુંવરી,** સ્ત્રી૦ રાજપુત્રી.

**રાજગરી,** સ્ત્રી૦ ડુંગળી; પ્યાજ; કાંદા.

**રાજગરો,** પું૦ ઝીણા ધોળા દાણાનું એક અનાજ. એનો લોટ ને ધાણી થાય છે અને હિંદુઓ ફળાહાર તરીકે ઉપયોગ કરે છે.

**રાજગાદી,** સ્ત્રી૦ રાજાને બેસવાનું આસન; સિંહાસન. (૨) રાજાના ઓદ્ધાનું સ્થાન—રાજાની સત્તા—અમલ બજવણીનો અધિકાર તે. (૩) રાજ્ય; સરકાર.

**રાજગોર,** પું૦ રાજાનો ગુરૂ; રાજપુરોહિત.

**રાજચિહ્ન,** ન૦ [ સં ] 'રાજા છે' એમ જણાય—ઓળખાય એવો જે ઠાઠ—આજે તે. :- છત્ર, ચામર, છડી, અને મુગટ વગેરે, (૨) રાજા થશે એવાં હાથ અને પગ ઉપરનાં ચિહ્ન તે. (૩) રાજાના સિક્કાની છાપ અથવા નિશાન તે.

**રાજત,** ન૦ [સં. रजत] ચાંદી; રૂપું. ઉ૦ કનક રાજત આદિકે યુક્ત, જાગતા પર્વત જેહ. રત્નો.

**રાજતું,** વિ૦ શોભતું; સુંદર; દીપતું; ખલતું. (૨) યોગ્ય; બરાબર; ઘટિત.

**રાજતેજ,** ન૦ રાજ્યશ્રી.

**રાજદરબાર,** પું૦ [राजद्वार] રાજાને રહેવાનું અને દરબાર—સભા ભરવાનું મોટું—ભવ્ય મકાન—રોઢી વગેરે તે, રાજ મંદિર. (૨) સરકારી કામકાજ કરવાની મોટી મકાન તે; કચેરી; રાજસભાનું સ્થાન. :- અમારે રાજદરબાર નથી ચઢવું. (૩) સરકાર.

**રાજદરબારી,** વિ૦ રાજાનું અને રાજ્ય સંબંધી તે; રાજદ્વારી. (૨) સરકારી.

**રાજદંડ,** પું૦ [સં] રાજાના એક ચિહ્ન તરીકે ગણાતી છડી તે. (૨) રાજાએ કરેલો દંડ-શિક્ષા તે. ધન, માર, કે તુરંગ વગેરેની સજા. (૩) પ્રજાને વશ રાખવાની રાજાની સત્તા તે; શાસન સત્તા તે.

**રાજદૂત,** પું૦ [ સં ] રાજાનો હજુરિયો; રાજાનો સિપાઇ. (૨) રાજાનો જાસુસ; રાજાને છુપી બાતમીઓ લાવી આપનાર.

**રાજદ્રોહ,** પું૦ [ સં ] રાજા અથવા રાજ્યને નુકસાન—હાનિ થાય એવો વિચાર, વર્તન, અથવા કામ તે; રાજા અને રાજ્યને દગો દે એવું તે; રાજા કે રાજ્યને પુરે ધા કરવો પ્રપંચ કરવો—દેવો તે; રાજા ને રાજ્ય પ્રતિ ભક્તિને ભાવના રાખવાનો જે પ્રજાનો ધર્મ છે તેમાં બેવફાઇ.

**રાજદ્રોહી,** વિ૦ રાજા અથવા રાજ્યને દ્રોહ દેનાર, રાજા કે રાજ્યને નુકસાન—હાનિ થાય એવું કરનાર; રાજભક્તિ રહિત; રાજા ને રાજ્ય પ્રતિ પ્રેતનો જે ધર્મ છે તેમાં ચૂકનાર.

**રાજદ્વાર,** ન૦ [ સં ] રાજાને રહેવાનું અને રાજકાજ કરવાનું સ્થાન તે; રાજમહેલ અને રાજસભા—કચેરીનું મકાન તે, રાજમહેલ. (૨) સરકાર.

**રાજદ્વારી,** વિ૦ રાજા અને રાજ્યને લગતું; રાજ્યસંબંધી; રાજ્યકીય. (૨) રાજા અને રાજ્યને શોભે એવું; મોટું વૈભવી.

**રાજધાની,** સ્ત્રી૦ રાજ્યનું મુખ્ય શહેર; રાજા જેમાં રહેતો હોય તે શહેર, પાયતખ્ત; રાજનગર—નગરી; મોટાં ભવ્ય મકાનો, રાજમંદિરો, કચેરીઓ અને કિલ્લા કોટવાળું રાજ્યનું મુખ્ય શહેર તે.

**રાજપુત્ર,** પું૦ [ सं ] રાજકુમાર.

**'રાજપુરૂષ,** પું૦ [ सं ] રાજા ને રાજ્યના કાર્યમાં સલાહ આપનારો. પ્રધાન, દિવાન; રાજાની સાથે જમનાર સભ્ય.

**રાજબીજ,** વિ૦ ઉમદા–ઉંચા કુળમનું; રાજવંશનું; જેનામાં રાજ અંશ હોય એવું.

**રાજભક્તિ,** [ स ] પોતાના રાજકર્તા ઉપર પ્રેમ રાખવો અને તેનું યોગક્ષેમ હમેશ ઇચ્છ્યા કરવું તે; રાજા અને રાજ્ય ઉપર ભાવ રાખવો તે; વફાદારી.

**રાજભોગ,** પું૦ [ स ] મોટું જમણ; મુખ્ય ભોજન તે; મહાપ્રસાદ. દેવમંદિરમાં ઠાકોરજીને જે મુખ્ય ભોજન–પ્રસાદ ધરાવવામાં આવે છે તે. (૨) વૈષ્ણવ મંદિરમાં થતાં મુખ્ય ઠાકોર ભોજન–નાં દર્શન તે. :–રાજભોગમાં દર્શન.

**રાજમંદિર,** ન૦ [ सं ] રાજાનો મહેલ તે, રાજગૃહ.

**રાજમાન્ય,** વિ૦ રાજાથી માન પામેલું; જેને રાજ્યપ્રતિષ્ઠા મળેલી હોય એવું; પ્રતિષ્ઠિત.

**રાજમાર્ગ,** પું૦ [सं] ધોરી રસ્તો; ભાગ, મુખ્ય માર્ગ તે.

**રાજમુદ્રા,** સ્ત્રી૦ [ स ] રાજાની મહોર; રાજ સિક્કો; રાજાની છાપ.

**રાજયોગ,** પું૦ રાજા થવા જેવો ગ્રહયોગ તે. (૨) મનને ઇશ્વરમા એકાગ્ર કરવાનો માર્ગ તે; સુભાગી લક્ષણ.

**રાજરોગ,** પું૦ અસાધ્ય અને લંબાણ મંદવાડ ચાલે એવો રોગ તે; ક્ષય.

**રાજલક્ષ્મી,** સ્ત્રી૦ રાજાની સમૃદ્ધિ તે; રાજ્ય સમૃદ્ધિ.

**રાજર્ષિ,** પું૦ [स] તપ કરીને ઋષિ થયેલો ક્ષત્રિય તે; ક્ષત્રિય તપસ્વી. (૨) ઋષિઓમાં રાજા જેવો મોટે માનવાળો ઋષિ તે.

**રાજવણ,** સ્ત્રી૦ રાજસી–રાણી જેવી સુભાગી સ્વરૂપવાળી અને સારી એવી નજરમાન સ્ત્રી તે; નસીબદાર સ્ત્રી; રાણી; ઠકરાણી.

**રાજવંશી,** વિ૦ રાજવંશનું; રાજાના કુટુંબનું, ખાનદાન.

**રાજવી,** વિ૦ રાજવૈભવવાળું; રાજાના જેવું તે. (૨) રાજા; રાજકુમાર અથવા મોટી જાહોજલાલીવાળું.

**રાજવૈદ,** પું૦ રાજા અને રાજ્યનો આશ્રિત વૈદ તે, રાજાને ત્યાં જેવું માન હોય તે વૈદ. (૨) વૈદોમા ઉત્તમ વૈદ તે; વૈદોનો વૈદ્ય=રાજવૈદ–ધ.

**રાજવૈભવ,** પું૦ [सं.] રાજાની સુખસાહેબી તે. (૨) રાજાના જેવી મોટી સુખસાહેબી તે; ઉંચા પ્રકારનો ઠાઠમાઠ; મોટી જાહોજલાલી; ધન, અધિકાર અને સુખસાજ વગેરે સૌ ઉંચા પ્રકારનાં અને અનુકૂળ હોય એવી સ્થિતિ તે.

**રાજશ્રિયાવિરાજિત,** વિ૦ રાજલક્ષ્મીવડે શોભિત; રાજાના જેવી ઉંચી સુખ સંપત્તિએ યુક્ત તે; રાજશ્રીએ અલંકૃત.

**રાજશ્રી,** વિ૦ રાજાના જેવાં સુખ સંપત્તિ ને વૈભવ હોવા તે; વા રાજા જેવું તે. (૨) રાજ લક્ષ્મી; રાજાના જેવા ઐશ્વર્યવાળું.

**રાજસ,** વિ૦ [स.] રજોગુણ વિશિષ્ટ; રજોગુણી; રજોગુણ પ્રધાન. (૨) વૈભવી–મોજી; સુખોપભોગી. ઉ૦ ગૃહસ્થાવટ રાજસ રીત. સામળ. (૩) આકળું; ઉગ્ર સ્વભાવનું.

**રાજસત્તા,** સ્ત્રી૦ [सं.] રાજાનાં જે અધિકાર, અમલ અને બળ વગેરે તે; રાજાની અમલ બજાવણીની જે શક્તિ તે; રાજબળ. (૨) રાજાનો પ્રતાપ; દોર તે; રાજ હકુમત.

**રાજસભા,** સ્ત્રી૦ [सं.] રાજ્ય સંબંધી વિચાર કરનારાઓની મંડળી તે; રાજા, સામંત અને પ્રધાન વગેરે પ્રજાના આગેવાનોનું મંડળ તે. (૨) રાજ્ય સંબંધી વિચાર કરવાને ભેળા થવાનું જે સ્થાન તે, રાજા અને પ્રધાનોને મળવાનું સ્થાન.

(૩) મોટા મોટા રાજાઓનું મંડળ. તે.

**રાજસૂય,** પું૦ [ सं ] એ નામનો એક અગ્નિહોત્ર; સાર્વભૌમ રાજાએ બીજાને હંગાવેલા-તાબે કરેલા છે, એમ સાબીત કરી આપનારો યજ્ઞ તે; અશ્વમેધ.

**રાજહંસ,** પું૦ [ सं ] સૌથી મોટા અને દેખાવે સુંદર એવો હંસ તે; જેની ચાંચ અને પગ સુરેખ લાલ હોય અને જે મજેની સુંદર ચાલવાળો હોય તે; હંસ. ઉ૦ જે ચાલે તુજ ચાલ હાલ જગથી, તે રાજહંસો થયા.

**રાજા,** પું૦ [ सं राजन् ] અમુક પ્રજાથી વસાયેલા વિસ્તાર ઉપર અમલ ચલાવનારો જે શૂરવીર-પ્રતાપી માણસ તે; અમુક હદવાળા દેશની પ્રજાએ પોતાનું રક્ષણ અને વ્યવસ્થા કરવા માટે ઉપરી સ્થાને પસંદ કરેલો વડો તે; નૃપ, ભૂપ; નરપતિ, ભૂપાળ. (૨) અમુક વર્ગ-જાતમાં સૌથી સરસ અને મોટું તે. :-રાજહંસ. (૩) ઉદાર, ભોળો અને જેને કશી કાળજી ન હોય એવો માણસ. :-એ તો રાજા માણસ છે. (૪) સ્વામી; માલીક; મુખત્યાર, વડો :-એ તો નામે ઘરનો રાજા છે. (૫) મુખ્ય, શ્રેષ્ઠ, અને ખાસ એવું જે તે :-શાક દાળમાં શું ખાવું રાજા સાટે (લાડુ-મિષ્ટાન્ન) લઉં કે? રાજા જેવું=ભોળિયું, ઉદાર, નિખાલસ. રાજાભોજ=મોટા ઉદાર દિલનો માણસ; દાનવીર. કહે૦ યથા રાજા તથા પ્રજા=જેવો રાજા તેવી તેની રૈયત.

**રાજાધિરાજ,** પું૦ સૌથી મોટામાં મોટા રાજા તે; સાર્વભૌમ રાજા, સમ્રાટ, શહેનશાહ; ચક્રવર્તી રાજા, રાજાઓનો પણ રાજા તે.

**રાજિ,** સ્ત્રી૦ [ सं. ] ઓળ, પંક્તિ; હાર (૨) લેખા, આંકો, રોમરાજિ

**રાજિત,** વિ૦ [ सं. ] શોભતું, સુંદર લાગતું; લખલખાટવાળું; અલંકૃત.

**રાજિયો,** પું૦ રાજા, વડો સરદાર; રાજવી. ઉ૦ કિયા રે મુલકનો રાજિયો. (૨) શોકની કૂટણીનું ગાણું; શોક ઉપજાવે એવી હલકનો એક રાગ; મરસિયો. (૩) મોટેથી ગુણ દોષ બતાવી શોક કરવો તે, રોવું તે. ' તારો રાજિયો ગાઉં, તું અહિં શીદ આવ્યો ?

**રાજી,** વિ૦ [अ. राजि] મનને ગમતી રીતે કબુલ; મન ખુશી થતું હોય તેવું; ખુશી, પ્રસન્ન. (૨) અનુમત, અનુકૂલ; ગમતું હોય એવું. ક્રિ૦ પ્ર૦ રાજીકરવું=ખુશીકરવું, પ્રસન્ન થાય-આનંદ પામે એમ કરવું. રાજીખુશીથી=મનની પ્રસન્નતાના ઊર્મિએ એમ; ખરા ખુશ દિલથી.

**રાજીનામું,** ન૦ ખુશીથી કોઈ માગત, અથવા કામ વગેરે ઉપરથી હાથ ઉઠાવી લેવો તે, મન પૂર્વક પોતાનો હક, દાવો કે કામ છોડી દેવાનું લખી દેવું તે. ઇચ્છાથી નોકરી છોડી દેવાની અરજ કરવી-લખી આપવું તે

**રાજીપો,** પું૦ રાજીખુશી તે, રાજીપણું, પ્રસન્નતા. (૨) સુસંબંધ, સુસંપ, મનની ખરેખરી ઇચ્છા તે, સંમતિ અંતઃકરણનો મત તે, પ્રસન્નપણું તે

**રાજીવ,** ન૦ [ सं. ] એક જાતનું સુંદર કમળફૂલ, કમળ, પદ્મ. :-રાજીવલોચન=કમળનેત્ર, પદ્મનયન. રામ રાજીવલોચન.

**રાજેન્દ્ર,** પું૦ [ सं. ] રાજાઓમાં ઇન્દ્ર જેવો રાજા તે, રાજાધિરાજ; વડો રાજા

**રાજેશ્રી,** વિ૦ રાજશ્રીવાળું, રાજલક્ષ્મી યુક્ત, રાજાના જેવા ઉમદા ઉદાર ગુણ અને વૈભવી ઠાઠમાઠવાળું એવું તે

**રાજો,** પું૦ રાજા, નૃપ, ભૂપાળ. (૨) મોટો, વડો, પ્રતાપી માણસ. અભણ લોકમાં વપરાય છે :-અમારો રાજો તો ગડુબડુ માણસ છે.

**રાજ્ય**, ન૦ [सं] અમુક રાજાની હકુમતમાંનો પ્રદેશ તે; રાજાનો તાબાનો વિસ્તાર તે. (૨) રાજાથી કરાતી જે પ્રજા વ્યવસ્થા તે; અમલ બજવણી; વ્યવસ્થા અને તેનુ પરિપાલન કરવાને રાજાએ ચલાવેલું જે ધોરણ તે; અમલ ચલાવવાની રીત. પ્રજાની સુવ્યવસ્થા અને તેમનું રક્ષણ કરવાને લગતી ગોઠવણ તે. (૩) સત્તાનો સ્વચ્છંદે ફરાય એવો વિસ્તાર.

**રાજ્યકીય**, વિ૦ રાજ્ય સંબંધી, રાજ્યને લગતું. (૨) સરકારી.

**રાજ્યતંત્ર**, ન૦ પ્રજા અને દેશને આબાદ, સુખી રાખી તેનુ પરિપાલન કરવાની સંકલના તે.

**રાજ્યભ્રષ્ટ**, વિ૦ [सं.] રાજ્યથી ઉતરી ગયેલ; પદચ્યુત, રાજગાદી ઉપરથી ઉઠાડી મૂકેલ.

**રાજ્યમંડળ**, ન૦ રાજ્ય સંબંધી વ્યવસ્થા ને વિચાર કરનારૂ સામંતો અને પ્રધાનો વગેરેનું મંડળ તે.

**રાજ્યાભિષેક**, પુ૦ [सं.] રાજાને રાજગાદી ઉપર બેસાડવાની જે ક્રિયા તે, ગાદીએ બેસાડવું તે; રાજા તરીકે જાહેર કરવું તે; કોરોનેશન.

**રાજ્યાસન**, ન૦ [सं.] રાજ્યપદ તે, રાજગાદી, રાજ્ય કરતા રાજાને બેસવાનુ જે આસન તે. સિંહાસન; તખત.

**રાડ**, સ્ત્રી૦ રાડચ; રાઢ; ચીસ; કીકિયારી, ભયની કે દુઃખની તીણી બૂમ. (૨) મોટો ભારે સાદ; ઘોરો; હોકારો. (૩) કજિયો, તકરાગ, લડાઈ. (૪) ફરિયાદ. (૫) અનુરાગ, આસક્તિ; હેડો. ઉ૦ જળિયામાં લાગી છે રાડ, એહ વાત મને કહીને દેખાડ. મામળ.

**રાડું**, ન૦ જુવાર બાજરી અને સરકટ વગેરેનો સાંઠો તે, સળી કરતા જાડું ને વાસ કરતા પાતળુ જુવાર વગેરેનુ સુકુ ઘાસનું થડ તે (૨) બરૂ. (૩) તીર; બાણુ:-ત્રણ રાડાં નાંખ્યાં તેમાંનું એકકે નિશાન પર લાગ્યું નહિ. (૪) કડિયાનું એક ઓજાર.

**રાણ**, ન૦ રાન; જંગલ. (૨) સ્ત્રી૦ રાયણ.

**રાણી**, સ્ત્રી૦ રાજાની સ્ત્રી; મહિષી; રાજ્યકર્તાની સ્ત્રી; ક્ષત્રિયાણી; રજપુતાણી. (૨) સ્ત્રીઓમા મોટી રૂપાળી અને રૂઆબદાર સ્ત્રી તે; સ્ત્રીજાતિ કે ટોળાની વડી; જેનું ચલણ- સત્તા હોય તે સ્ત્રી. મધમાખોની રાણી. રૂ૦ પ્ર૦ રાણીનો સાળો=બહેનના અધિકારે ઉન્મત્ત અને બહેનના વૈભવે વૈભવી થઇ ફરનાર; શેખીખોર, અહંકારી-મૂર્ખ માણસ તે. રાણીનો ખટમલ=રાણીનો સાળો-બહેનની સાહેબીએ રાતોપીળો થઇને ફરનાર તે.

**રાણીજાઇ**, જાયી, સ્ત્રી૦ રાણીને પેટ જન્મેલી; કુંવરી; રાજપુત્રી.

**રાણીજાયો**, પુ૦ રાણીને પેટ જન્મેલો; કુંવર; રાજપુત્ર. કહે૦ રાણીજાયો કે ખોબીજાયો.

**રાણીપ**, જુઓ રાણપો.

**રાણીવાસ**, પું૦ રાણીઓને રહેવાનો મહેલ-વાસ તે, જનાનખાનુ, અંતઃપુર; રણવાસ.

**રાણો**, પુ૦ રજપુતરાજા; મોટો કુળવાન રાજા તે. (૨) મોટો અને પોતાના વર્ગમા શ્રેષ્ઠ તે:-ઘોઘર; ઘોઘોરાણો. (૩) ડોળી, દમામી, ભભકો રાખનાર; ખાલી મોટાઇવાળો તે, રાજાના ઘરખાટલાનો મુખ્ય ખવાસ:-ગોલોરાણો.

**રાત**, પુ૦ હજામ; વાળંદ; ગાયજો માનથી હજામને સંબોધવામાં વપરાય છે હજામની માનની અટક. (૨) અ૦ બેદરકારી ને તુચ્છકારમાં વપરાય છે:-દેવરાત જાણે.

**રાત**, સ્ત્રી૦ [सं. रात्र] સૂરજ આથમીને ફરી ઉગે તે દરમિયાનનો વખત; સૂર્યરહિત અંધારાનો ઠંડકનો અને આરામ લેવાનો વખત; નિશા; રજની. રૂ૦ પ્ર૦ રાતનો રાજા=રાતે જાગનાર. રાતનો રાણો=

ધ્રુવડ. રાતવરત= રાતને વખતે; કદાપિ રાતે જ એમ.:–રાતવરત કામ પડે તો શું કરવું ?

**રાતડ,** નo ખડખડિયાં; સુંવાળી.

**રાતડિયું,** નo રાતા ગળચટા ગર્ભનું કંદફળ; સુરણની જાતનું એક લાલકંદ; ગાજર; ગાજરિયું.

**રાતડિયો,** પુંo રાતો જુવાર.

**રાતડી,** સ્ત્રીo રાત; નિશા. ઉo શિયાળુ વેરણ રાતડી. (૨) વિo રાતાવર્ણની:–રાતડી ગાય, કુતરી.

**રાતદહાડો,** પુo રાત અને દહાડો તે. (૨) અo રાતે તેમજ દહાડે એમ; ચાલુ ને ચાલુ એમ; રોજ; હમેશ; નિત્ય. (૩) વારંવાર; પુનઃપુનઃ; ફરીફરીને.

**રાતબ,** સ્ત્રીo તાજે તાજી વસ્તુઓ રોજને રોજ મજવાજ કરે તે માટે બાંધેલી ખરીદ તે; ચાલુ ખરીદ; વારો; નેક. ઉo રાતબ રાણીને આપવા, આવે તંબોળી ઘેર; બીડાં બાસઠ પાનનાં, પચાસ પહોચાડે ફેર. સામળ. (૨) સીધુ; ભથ્થું. રાતમ, પણ બોલાય છે.

**રાતર,** સ્ત્રીo રાત; રાત્રી.

**રાતલડી,** સ્ત્રીo રાત; રજની, નિશા. ઉo રૂડી શરદ પુનમની રાતલડી.

**રાતવાસો,** પુo પોતાના ઘર સિવાય બીજે ઠેકાણે રાત રહેવું તે; મુસાફરીમા, ખેતરમા કે બીજે સ્થળે રાત કહાડવી તે; રાતે વાસ કરવો તે.:– તે અહિં આવ્યો તો ખરો પણ રાતવાસો ન્હી રહ્યો વહાણેજ ચાલ્યો ગયો હતો.

**રાતવું,** ક્રિo સાથે રાતવાસો રહેવું; સ્ત્રીપુરૂષનું સાથે રહેવું.

**રાતું,** વિo [ સં. रक्त ] ઉગતા સૂર્યના જેવા વર્ણનું; લોહિત; લાલ, ચણોઠીના રંગનું, આતસી. (૨) લોહીનુ ભરેલું ને દઢ:–નનું રાયણ જેવું. (૩) ઉજાના– ઉમંગી લોહીનુ; આનંદિત; ઉત્સાહી. (૪) આસક્ત; મગ્ન; તલ્લીન. (૫) કોઈપણ જાતની લાગણીથી ઉશ્કેરાયેલું, આકળું:–રાતાપીળા કેમ થઈ જાઓ છો ?

**રાતોરાત,** અo રાતેજ; રાતે ને રાતેજ; રતોવાઈ.

**રાત્ર,** સ્ત્રીo રાત; નિશા; રજની.

**રાત્રી,** સ્ત્રીo [ સં. ] સૂર્ય આથમીને ફરી ઉગે તેની વચલો વખત; અંધારા ને આરામનો સમય; રાત.

**રાત્રીચર,** વિo રાતને વખતે ભટકનાર; રાતે ખોરાક શોધવા ફરનાર. (૨) રાક્ષસ, દૈત્ય; અસુર. (૩) ચંદ્રમા.

**રાધા,** સ્ત્રીo વર-પ્રેમ ઘેલી સ્ત્રી. રૂo પ્રo રાધાઘેલી= પ્રેમ ઘેલી; વર. ઘેલી. (૨) ત્રણ પાયાની.

**રાધિકા,** સ્ત્રીo શ્રીકૃષ્ણ પર મોહેલી એક ગોપી; વૃષભાણ કુમારી. ઉo સજની શામાટે રિસાણી કે રાણી રાધિકારે, લોલ.

**રાન,** [ સ. अरण्य ] ખૂબ ઝાડીવાળો ભુભાગ તે, જંગલ; વન. (૨) ઝાડપાન રહિત ઉજડ પ્રદેશ તે; મોટું મેદાન, રણ. (૩) જાગ, જંઘા. રૂo પ્રo રાન રાન થઇજવું=પાયમાલ થઈજવું; ઘરબાર કે ઠરઠેકાણા વગરના થઇજવું; હેરાન– થઈ જવું. બેહાલ થઇજવું.:–એનુ કુટુંબ રાનરાન અને પાનપાન થઇગયુ.

**રાનટી,** વિo જંગલી; વનેરૂ; અશિક્ષિત, અસભ્ય, નહિ કેળવાયેલું; અવિવેકી. (૨) મૂર્ખ.

**રાનવું,** વિo વનેરૂ; રખડાઉ. (૨) જંગલી; અસ્થિર મનનું; ઉડબંગ.

**રાની,** વિo જંગલી; રાનવું. (૨) અણુસમજુ, અવિવેકી, અસભ્ય.

**રાપડી,** સ્ત્રીo ખેતરમાંનું ઘાસ કાઢી નાખવાનુ ઓજાર. રૂo પ્રo રાપડીએ બાજવી=

દિગ્રણુ સામી બાજરી-એટલું ઉચું કરસણુ એમ.

**રાપી,** સ્ત્રી૦ ચામડી કાપવાનું ઓજાર. કહે૦ રાપીનો ઘા=આડકતરી કબુલાત.

**રાફ,** પું૦ રાફડો. ઉ૦ રાફમાં સાપજ ફૂફવે, માંહિ ધુધવે ધોમ, વૈદરભી વનમાં વલવલે.

**રાફડો,** પું૦ જમીન ખણી માટી બહાર કાઢવાથી મોં પર પોચા માટીના ઢગલાવાળું ઉંદર વગેરેનું દર. (૨) ઉધેઇએ માટી બહાર કાઢીને કરેલો મોટા ઢગલો તે. ક્રિ૦ પ્રં૦ રાફડો ફાટવો=ઉભરાઇ નિકળવું; એકદમ ઘણા જણનું બહાર પડવું; ખૂબ ઉભરાવું.

**રાબ,** સ્ત્રી૦ ઘેંસ; ઢીલું ભરડકું; કાંજી; રાબડી.

**રાબડિયું,** વિ૦ રાબજેવું; ઢીલું; પોચું.

**રાબડી,** સ્ત્રી૦ લોટ અને દવાઓનો ભુકો ઉકાળીને બનાવેલું પેય; કાંજી.

**રાબડું,** ન૦ રાબડી. (૨) વિ૦ રાબડી જેવું.

**રાબેતો,** પું૦ નિત્યનિયમ; ચાલ; ધારો; રિવાજ. (૨) હમેશનો જે નેક હોય તે, નિમણૂંક:-રાબેતાનું કામ પહેલાં કરવું.

**રાભો,** પું૦ ગોવાળ; ખેડુત; ગામડીઓ. ઉ૦ આભો થયેલો આ ઉભો રાભો ગ્રહી કર રાસડી.

**રામ,** પું૦ [ सं. ] સર્વત્ર વ્યાપીને રહેલો પરમાત્મા તે; ઇશ્વર. (૨) ઇશ્વરશી જીવ તે. (૨) હોંશ; ઉગર; દમ; હિમ્મત; ઉમંગ. (૩) આનો:-આજથી રામ ચઢતા થશે. રામ પાંચ પ્રમાણે વ્યાજ મળશે. રૂ૦ પ્રં૦ રામરાજ્ય=પ્રજાને સુખ અને અભય હોય તેવું રાજ્ય તે. ક્રિ૦ પ્ર૦ રામ બોલવા=મરી જવું; થઇરહેવું. રામ શરણ થવું=મરણ પામવું. રામ રમી જવા=ઢાહું પડીજવું; નિર્જીવ થઇ જવું. સત્વ જવુંરહેવું. રામનું નામ દેવું=માયા છોડી દેવી; શાંત રહેવું; નિર્મળ થઇ રહેવું. કહે૦ રામ નામે પત્થર તરે=મોટાને નામે કામ થાય. રામને રળવું નહિ અને સીતાને દળવું નહિ=એક પક્ષ આળસુ હોવો; બંન્ને સરખાં હોવાં. રામનું સ્વપ્નુ ભરતને ફળ્યું=એકની ભાવના બીજાને ફળે તે. રામચક્કર=મોટું મીઠું; કુંડાળું; ગોળ ચક્કર. રામગાંડિયું=વેતા વગરનું. રામગોટીલો=ગોળ દડા જેવું સ્થૂલ; ખૂબ જાડું અને ધિંગું તે. રામરામ=રજા લેતાં કરવામાં આવતી સલામ; જેગોપાલ; છેલ્લી સલામ. રામ કાહિયુસ્સાલ્પોલિયું; ભાગ્યું તૂટયું; નહિ મજબુત; માલવગરનું.

**રામકળી,** સ્ત્રી૦ એ નામની એક રાગિણી; એ સવારમાં ગવાય છે.

**રામકી,** સ્ત્રી૦ બાવી; સાધુડી. ભિખારણ.

**રામગોવાળિયો,** પું૦ નાગો નાગો ભટકે એવો નાનો છોકરો; નાદાન છોકરો.

**રામગ્રી,** પું૦ એક રાગ.

**રામજણી,** સ્ત્રી૦ મિજલસ વગેરેમાં નૃત્ય ને ગાન કરનારી સ્ત્રી; નાચ કરનારી-ગાનારી; તાયફો. (૨) વેશ્યા; કસબણ.

**રામડાળી,** સ્ત્રી૦ કર્કટી; કાકડી.

**રામઢોલ,** ન૦ મોટું ઢોલ તે; નોબત. (૨) ખૂબ જાડું-બેડોળ દેખાય એવું સ્થૂલ તે.

**રામણદીવો,** [ स रामणीयक ] રમણિક-મંગળ-આનંદ ઉલ્લાસમાં પામે ગણવાનો શુભ સૂચક દીવો તે; મંગળ દીવો; શકુનનો દીવો. વરઘોડામાં વરની માતા જે મંગળ દીપ રાખે છે તે. ઉ૦ ચાલે શચી પ્રથમ રામણુ ગોદવાળાં; ગાતી વિવાહ ગીત કિન્નરીઓ રૂપાળાં.

**રામદુવાઈ,** સ્ત્રી૦ રામની આણ; રામને નામે આણ કરવી તે. રામને માટે એટલી રાજભક્તિ તેમ એટલી ધાક હતી કે તેમની આજ્ઞાનું કોઈ ઉલંઘન કરતું નહિ, તેથી "રામની આણ" "રામદુવાઈ" એવી વિશ્વાસ શ્રદ્ધા ચાલ્યા કરે છે.

**રામનવમી,** સ્ત્રી૦ રામજયંતી; ચૈત્ર સુદિ

નોમને રામ જન્મનો દિવસ તે.

**રામનૌમી,** સ્ત્રી૦ રામનવમી; રામજયંતી.

**રામપગલું,** ન૦ રામનાં પગલાં પાડેલું મિનાકારીવાળું વરેણું; રામનાં પગલું જેમાં ચિહ્ન—છાપ હોય એવી ચકતી તે.

**રામપાત્ર,** ન૦ શકોરું; બટેરું; ચપણિયું; રામૈયું, માટીનું મોટું કોડિયું. (૨) હીણું, તુચ્છ ચીજ તે.—એમાંથી એને એ રામપાત્ર મળવાનું છે?

**રામફળ,** ન૦ એક જાતનું ફળ એ ફળ ભુખરા રંગનું મરઘીના ઈંડા જેવા આકારનું થાય છે અને તેમાંથી કાળો લાબો ઠળિયો નિકળે છે

**રામબાણ,** ન૦ રામનું નિષ્ફળ જાય નહિ એવું બાણ તે. કારી—હૃદય વિંધી નાખે એવું દુસહ તીર તે. ઉ૦ રામબાણ વાગ્યા હોય તે જાણે. (૨) વિ૦ રામના બાણની માફક નિષ્ફળ જાય નહિ એવું, આબાદ અસર કરે એવું, જેની અસરને મોટે શકાજ રહે નહિ એવું આબાદ, ધારી અસર કરે એવું.—રામબાણ ઉપાય; રામબાણ ઓસડ.

**રામણુઆરું,** ન૦ જાડુ અને બેડોળ લાગે એવું માટીનું ગુઆરું, ઢાંકણું તે, ગોળા વગેરે ઉપર ઢાંકવાનું જાડુ અને બેડોળ માટીનું શકોરું. (૨) વિ૦ રૂપ રંગ કે ઘાટ ગમ વગરનું, બેડોલ, વરવું; તરેહવાર—એને રામણુઆરા જોઈને કોણ રૂપાળી કહે?

**રામરસ,** પુ૦ રામની ભક્તિ રૂઢ તે, રામ ઉપરની અત્યંત ભક્તિનો પ્રેમ તે. (૨) મીઠું; લુણ ઉ૦ રામરસ બીન ફીકા અન.

**રામરાજ્ય,** ન૦ [ સં ] રામનો ન્યાયી, સુખકર, સુલેહ, સંપવાળો અમલ તે, રામના અમલ જેવો ન્યાયી, સુખકર અને કોઇ વાતે જરાય ભય રહે નહિ એવો ચોખ્ખો ને શાંતિ રાજ્ય કારભાર—વહીવટ તે; નિર્ભય—સુલેહનો અમલ:—અમારે અહિં તો રામરાજ્ય છે, અર્થાત્ કશો ભય કે દુખ નથી.

**રામરોટી,** સ્ત્રી૦ રાંધેલા અન્નની ભિક્ષા તે; તૈયાર રોટલા તે, ચણુમેળાની સબડેળ રગોઈ તે. (૨) માલપુવા.

**રામા,** સ્ત્રી૦ [સં] સુંદર—રમણીય સ્ત્રી તે, રૂપાળી સ્ત્રી (૨) નારી, વનિતા, સ્ત્રી ઉ૦ રમે જતા રામાઓના ટોળે, ટોળા જેખુ. વેનચરિત્ર.

**રામાનુજ,** પુ [સં] વિષ્ણુની ભક્તિવાળો, પણ વેદાન્ત તત્ત્વ પૂર્ણ ગ્રંથવાળો એક સંપ્રદાય સ્થાપનાર આચાર્ય; તત્ત્વજ્ઞાનના વેદાંતને લગતા કેટલાક ગ્રંથ બનાવનાર—વેદાંતની એક શાખા સ્થાપનાર મહંત, અને તેમનો પંથ તે. રામાનુજી=રામાનુજ સંપ્રદાયનું; રામાનુજના અનુયાયી તે.

**રામાયણ,** ન૦ [સં] અયોધ્યાના રાજા દશરથના પુત્ર રામચંદ્રની કથા તે, રામકથા, રામચરિત (૨) લબાણુ વાર્તા કે કથાનક તે, લબાણુ ટાયલું, જેમાં સાંસારિક લડાઇ ઝગડાની લબાણુ વાત હોય તે.—હવે તમારું રામાયણ રહેવા દો.

**રામી,** પુ૦ બાગવાન, માળી (૨) જેની ઉપર રામ નામ છાપેલું હોય એવી પિછોડી.

**રામૈયું,** ન૦ ચપણિયું, કાડિયું; બટેરું; શકોરું.

**રામૈયો,** પુ૦ શઠ વગેરેનો કાસ, રામનું નામ દઇને ઝીલવામાં આવતો કાસ અથવા તે રીતે પાણી કાઢવાની રીત તે.

**રામોસી,** પુ૦ સિપાઈ, પાળિયો (૨) પહેરેગીર, પગી, ચોકિયાત (૩) લુંટારાની એક જાત

**રાય,** પુ૦ રાજા; મોટો—ધનવાન માણસ તે, રાજ્યશ્રીથી શોભતો માણસ, વૈભવી જન

**રાયઆંબળાં,** ન૦ મોટાં આંબળાં તે.

**રાયકવાળ,** પુ૦ બ્રાહ્મણની એક નાત, રાયકા

ગામમા જઈ તે નામે ઓળખાયેલો ઓ-દિચ્ય બ્રાહ્મણોમાંનો એક ભાગ—શાખા તે. મોઢગના મોઢ તેમજ રાયકાના રૈકવ અથવા રાયકવાળ બ્રાહ્મણ તે.

**રાયકો**, પુ૰ રબારી, ભરવાડ; ઉંટ ચરાવનાર અને ચારનાર—ગોવાળ તે. આગળ રાયકા -સાંઢણીઓ ખેડતા.

**રાયજાદી**, સ્ત્રી૰ રાજકુંવરી, રાણીને પેટે જન્મેલી પુત્રી તે

**રાયજાદું**, વિ૰ સારૂં, સુંદર, રૂપાળું, મજેનું રાજાને શોભતું :—નમે તો ખાસુ રાય-જાદું કર્યું, લોકને જશ આપવો હોય તો આપે ન આપે તેમા શું ?

**રાયજાદો**, પુ૰ રાજકુંવર, રાજાનો પુત્ર. ઉ૰ રફુ દિસે છે રાયજાદા રૂપ તમારૂં. ક૰ દ૰ ડા૰

**રાયણ**, સ્ત્રી૰ એક જાતનું ઝાડ, રાયેણ આ ઝાડ મોટું થાય છે અને ઉનાળામા તેને ખારેકના ઠળિયા જેવા પીળા ફળ આવે છે. એમાથી નિકળતા બીની મીંજ માંથી તેલ નિકળે છે. પીળા રાયણ ફળ સુકાતા ઝાખા લાલ રંગનાં બને છે ને તે કોકડી કહેવાય છે. રાયણ બહુ ધીમે વધતી હોવાથી એમ કહેવાય છે કે, તે સો વરસે ફળે છે. એનું લાકડું લાલ ને બહુ સંગીન હોય છે

**રાયણકોકડી**, સ્ત્રી૰ સુકાં રાયણના ફળ તે.

**રાયત**, સ્ત્રી૰ [ अ ] રાહિયત, આરામ, આ-સાએશ, વિસામો (૨) નિરાંત; ટાઢક, ટાઢક (૩) કિફાયત, ફાયદા પડતું, કમી, ઓછુ

**રાયતીકેરી**, સ્ત્રી૰ રાઇ ચડાવીને કરેલું કે-રીનું અથાણું.

**રાયતું**, ન૰ રાઈતું, શાક ફળનું દહીં ભેળવા રાઈ ચડાવેલો દહિનો મેળો તે

**રાલ**, સ્ત્રી૰ દેવદાર અને બીજા કેટલાંક ઝાડ માંથી મળતો જાડાબચાકડો ગુંદર, એક જાતની લાખ

**રાવ**, પુ૰ રાજા. (૨) સ્ત્રી૰ ફરિયાદ, અ-રજ. (૩) મદદ, સહાય, કુમક. (૪) ચા-ડી. ક્રિ૰ પ્ર૰ રાવ ખાવી=દુ:ખ પોકારવું પોતાને પડતા દુ:ખને માટે દાદ માગવી

**રાવટી**, સ્ત્રી૰ રાવઠી, ઝૂંપડું; ડાળખી. ( ૨ ) નાનો તંબુ.

**રાવઠી**, સ્ત્રી૰ રાવટી, ઝૂંપડું, છજું. ( ૨ ) નાનો તંબુ

**રાવણિયો**, પુ૰ ગામની ચોકી કરનારો; ના-વર્ણું ભેગું કરનારો ચોરાનો હવાલદાર.

**રાવણ**, પુ૰ [ सं ] રાક્ષસોનો રાજા એને દસ માથા ને વીસ હાથ હતા રામચં-દ્રની સ્ત્રી સીતાનું હરણ કરવાથી થયેલી લડાઇમા રામને હાથે એનું મરણ થયું હતું. રૂ૰ પ્ર૰ રાવણ જેવું=સુજેલું; ફૂલેલું, રમિકાર કે ગ્રાજાના પાણી ભરવાથી ભારે થયેલું —રાવણ જેવા પગ થઇ ગયા છે. ભારે ને ભયંકર, બિયામણું—, રાવણ જેવું મો કરીને બેઠા

**રાવણું**, ન૰ ગરાસિયા અને ગામના આગે-વાનોની મિજલસ, જમીનદાર અને મોટા માણસોની મંડળી. (૨) ગામના રહેવાસીઓ કે અમુક નાતના અને બીજા અગેવાનોનું પંચ—જમાત તે. (૩) સિપા-ઇઓને રહેવાનું ઠેકાણું—થાણું તે ક્રિ૰ પ્ર૰ રાવણું કરવું=મિજલસ ભરવી, પંચ બોલા-વવું. મિત્રો અને ઓળખીતાઓને એકઠા કરી રમત—વાતચીત કરવી ગરાસિયા અને પાટીદારો વગેરેની અફીણ—કસુંબાની મિજલસ તે

**રાવત**, પુ૰ ઘોડેસ્વાર, લડવૈયો, યોદ્ધો (૨) ઘોડાવાળો, ચરવાદાર (૨) શરવીર, હશિ-યાર, બહાદુર, ચાલાક, મરદ, જોરાવર — રતન કામ કાજમાં તો રાવત છે

**રાવળિયો**, પુ૰ રાવળ નામની શુદ્ર જાતિનો માણસ તે આ લોક ગામમા પોળોમા માગી ખાય છે, પાટીઓ વણે છે અને ઢાલ

વેચવા ને ઢોર વગોવવાનો ધંધો કરે છે.

**રાવણું,** ન૦ ગવણું.

**રાશ,** સ્ત્રી૦ બળદ-ઘોડા વગેરેનો અછોડો તે, રેન; લગામ. (૨) દોરડું; લાંબી અને જાડી રસ્સી. રાશ પંદર હાથની ગણાય છે. (૩) બઉળ; નિધિ; સંચય. (૪) સરખાપણું; મળતાપણું; મેળ. (૫) પંત્યાળું; ભાગીદારી. (૬) રાશિ

**રાશડી,** સ્ત્રી૦ અછોડો, રેન. (૨) દોર; જાડી દોરી. ઉ૦ ઘડુલો ન ખૂડે મારી રાશડી ન પહોંચેરે.

**રાશિ,** સ્ત્રી૦ [ સં. ] ક્રાંતિવૃત્તનાં તારક ચક્રમાનુ અકેક તે, તારાઓનો અમુક સમૂહ તે, નક્ષત્રનાં ઝુમખા-બાર રાશિઓ, -મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર ને કુંભ એમ બાર છે. (૨) ઢગલો; ઢગ.

**રાશી,** વિ૦ નઠાર; ખરાબ; નરસું, નમળું:-એને ન બોલાવવો, રાશી માણસ છે

**રાષણા,** સ્ત્રી૦ રાસ્ના, એક ઓષધિ.

**રાષ્ટ્ર,** ન૦ [ સં. ] રાજ્ય, સરકાર; અમલ (૨) અમુક રાજા કે પ્રજા હસ્તકનો જેટલો પ્રદેશ તે; મુલક; દેશ, જનપદ

**રાષ્ટ્રીય,** વિ૦ [ સં. ] રાજ્ય સંબંધી, રાજકારી. (૨) પ્રજાકીય; પ્રજાનું; જનપદ સંબંધી.

**રાસ,** સ્ત્રી૦ રસી, દોરી. (૨) અછોડો, રેન; ચોકડા સાથે બાંધેલું-મોરડાને બાંધેલું દોરડું તે. (૩) [ સં. ] ગોળ કુંડીએ ફરતા રમવું-ગમન કરવું તે; ગોળાકારે ફરતાં ગાવું ને દાંડિયા રમવા તે. (૪) સરખાપણું, સમાનાપણું, મેલ. (૫) પંત્યાળું. (૬) ગરબાની પેઠે મોટે રાગે ગાવાનું નાનું કથાનક તે, ખરી બનેલી વાર્તાની કવિતાઓ તે; પ્રાકૃત કાવ્ય પ્રબંધ. ચંદ બારોટનો પૃથુરાજ રાસ-સો.

**રાસડો,** પુ૦ કોઈ ખરા બનેલા બનાવોનો ગરબો:-મલ્હારરાવનો-હીરાભાઈ ફોજદારનો રાસડો.

**રાસધારી,** પું૦ કૃષ્ણ ગોપીના કુંડીએ રમવાના ખેલ કરી બતાવનારા રામચરિત અને કૃષ્ણ ચરિત ભજવી બતાવનારાઓ તે.

**રાસભ,** પુ૦ [ સં. ] ગધેડો; ખર.

**રાસભી,** સ્ત્રી૦ ગધેડી; ખરમાદા.

**રાસમંડળ,** પુ૦ રાસનો ખેલ કરી બતાવનારાઓનો સમુદાય તે.

**રાસલીલા,** સ્ત્રી૦ રાસનું ખેલન તે; દાંડિયા રસ-દાંડિયા રમતાં ગાવું ને ગોળ કુંડીએ ફરવું વગેરે તે.

**રાસી,** વિ૦ રાશી, નઠાર; ખરાબ, નરસું; ભુંડું.

**રાસુંદો,** વિ૦ રાતના પાછલા ભાગમાં દેખનારો; રતાંધળાથી ઉલટું. (૨) આંધળો.

**રાસો,** પુ૦ વીર રસવાળું કાવ્ય કે કથાનક તે; ખરા બનેલા બનાવનું અથવા તેનાજ બનાવટી બનાવનુ કથાનક-કાવ્ય તે:-પૃથુરાજ રાસો.

**રાસ્ત,** વિ૦ [ ફા. ] સાચું; સત્ય; ખરૂં. (૨) વાજબી; યોગ્ય, નેક; પ્રામાણિક.

**રાસ્તી,** સ્ત્રી૦ રાસ્તપણું, સાચવટ; સત્ય, ખરાપણુ; ઇમાનદારી

**રાસ્ના,** સ્ત્રી૦ [ સં. ] એક ઓષધિ.

**રાહ,** પુ૦ [ ફા. ] રસ્તો; માર્ગ. (૨) રીત; ચાલ; ઢાળ. (૩) વાટ; ખોટી રહેવું તે (૪) સમધારણપણું; એક સરખી ચાલ-રીત તે:-રાહે રાહે બેલને ચાલવા દો. ક્રિ૦ પ્ર૦ રાહ જોવી=વાટ જોવી; પ્રતિક્ષા કરવી. ૨૦ પ્ર૦ રાં'મારવો= ફોડી દેઇને બગાડવું. ભૂલ કરી દેવાથી ધારેલી ધારણા રદ જતી રહેવી

**રાહદારી,** વિ૦ માર્ગે જનાર તે; વટેમાર્ગુ, પ્રવાસી, રસ્તે ચાલનાર (૨) એક ઠેકાણેથી બીજે ઠેકાણે માલ-વસ્તુ વગેરે લઈ જવાની રજા ચીઠી.

**રાહવટ,** સ્ત્રી૦ સ્ત્રી પુ-ષે સમાગ માડી સાથે

રહેવું તે; લમ઼કનો ભોગવટો તે; સહવાસ.
**રાહિત્ય,** ન૦ [ સં. ] રહિતપણું; નહિ હોવાપણું; અભાવ.
**રાહુ,** પું૦ [ સં. ] એક આસુરી ગ્રહ. (૨) નઠારો દુષ્ટ માણુસ તે; તોફાની માણુસ; હરકત કરનારો:– એને રાહુને ક્યાં અહિં લઈ આવ્યા.
**રાળ,** સ્ત્રી૦ એક જાતની લાખ; જ્વાળાગ્રાહી ગુંદર.
**રાળવું,** ક્રિ૦ સ૦ રોળી નાંખવું; માંડીવાળવું; ખતાવી દેવું. (૨) રાળવાળું કરવું; રાળ લાગવી તે.
**રાળો,** પું૦ રાડો; હઠ, આડાઈ. (૨) આડા થઇ જઈ ઝગડો મચાવી ધાંધલ કરી મૂકવી તે.
**રાંક,** વિ૦ શરીરથી, મનથી અને ધન વગેરેથી નબળું તે; નિર્બળ; સાવસ; નિર્ધન. (૨) ગરીબ; ભિખારું; દીન; કંગાલ; નિસ્તેજ; અસહનશીલ; નાહિમ્મત; રડી દે એવું; દયા આવે એવું.
**રાંકડું,** વિ૦ રાંક; ગરીબ; દીન.
**રાંકું,** વિ૦ રાંકડું; રાંક; ગરીબ. (૨) સહેજ સહેજમાં રોઈ જાય એવું; નિર્માલ્ય.
**રાંગ,** સ્ત્રી૦ રાંધ; કોટ કિલ્લાની દિવાલને લગતો નીચલો ભાગ. ઉપરકંઠ:–કોટની રાગે આવીને પડ્યો.
**રાંગો,** પું૦ ધીમે ધીમે ચાલનારો.
**રાંગોળી,** સ્ત્રી૦ રગોળી; રંગાવલી; રંગદાર વેલની ઓળો–હારો તે. દક્ષણીઓમાં પંક્તિ પાડતા પહેલાં જમીન ઉપર સલો કરી વાટેલા રંગની ઓળો ભેકો પાડે છે તે.
**રાંચો,** પું૦ અભણ ગામડિયો; ગમાર; નાગરિક વિવેક નહિ જાણનારો; ખુસો.
**રાંઝણ,** સ્ત્રી૦ ઝમઝમ થયા કરે એવો વાત રાગનો એક રોગ
**રાંઝણી,** સ્ત્રી૦ રાંઝણ.
**રાંટ,** સ્ત્રી૦ વાંકું આડું તે; વાંધો; વિરૂદ્ધતા; મતભેદ; મતભેદનો કીનો તે. (૨) ખોટું વિરૂદ્ધ હોય એવું જે તે; અવળું તે.
**રાંટું,** વિ૦ વાંકું; મરડાલું; વળેલું; આડું; સીધું નહિ તે (૨) ખોટું; જુઠું; અસત્ય, અવળું; કરી બોલેલું એવું:– તે લગારે રાંટું બોલતો નથી– આડું; વિરૂદ્ધ.
**રાંડ,** વિ૦ રાંડેલી; વિધવા; જેનો પતિ મરી ગયેલો હોય તે. (૨) વેશ્યા; પાતર.
**રાંડબાજ,** વિ૦ રંડીબાજ; અનીતિમાં પડી ગયેલ.
**રાંડબાજી,** સ્ત્રી૦ વેશ્યાગમનાદિ અનીતિ તે; રંડીબાજીનો છંદ તે.
**રાંડવું,** ક્રિ૦ અ૦ દંપતીમાંનું એક મરણ પામવાથી બીજાની જે હાલત થવી તે; સ્ત્રીએ પતિ અથવા પતિએ પત્ની ગુમાવવી તે. મા રાંડી ને તરત છોકરો ગંડ્યો. (૨) માલીક સરદાર અથવા જેના વડે યશ શોભા હોય તેના મરણથી આગલી શોભા ને સ્વરૂપ જતું રહેવું તે. સુરપાળ જેવો સરદાર પડતાં ગુજરાત રાંડી. દયાજનક સ્થિતિ થવી.
**રાંડવો,** પું૦ બાયલો; રાંડોમાં રાંડીરાંડોમાં બેસી વાતો કરનારો; બૈરાં જેવું બોલવું ચાલવું હોય તે; જનાની; નામર્દ.
**રાંડીછાંડી,** વિ૦ રાંડેલી અથવા તજાએલી જુવાન સ્ત્રી તે. :– કોઈ રાંડી છાંડી બાઈ મળે તો મિયાં ઘર કરે.
**રાંડીરાંડ,** વિ૦ રાંડેલી નિરાધાર સ્ત્રી; વિધવા.
**રાંઢવું,** ન૦ પાણી કાઢવાનું દોરડું; રસી.
**રાંદો,** પું૦ નાસ્તો; થોડો કામચલાઉ ખોરાક લઇલેવો તે.
**રાંદેલ,** ન૦ જવારા વાવી દેવીની પૂજાનું સ્થાપન કરવું તે; જાગ વાવવા; રન્નાદેવ, દેવી પૂજનનો એક પ્રકાર. ઉ૦ તમને દિયા બાઈ મનાવે ગરવ શે' ગે' રે.

**રાંધણછઠ**, સ્ત્રી૦ શીળી સાતમને દિવસે ટાઢું ખાવાને રાંધી મૂકવાની આગલા દિવસે પ-ડતી છઠ તે; નર્મદાની ઉત્તર તરફના ગુજરા-તના ભાગમાં શ્રાવણ વદિ અને દક્ષિણ તેમજ સુરત તરફના ભાગમાં શ્રાવણ સુદિ છઠનો દિવસ તે.

**રાંધણિયું**, નં૦ રાંધવાનું ઠેકાણું; રસોડું.

**રાંધણિયો**, પું૦ રાંધનારો; રસોઇયો; રંધવારો.

**રાંધણી**, સ્ત્રી૦ રસોડું. (૨) રાંધવાની તરેહ-ઢબ તે; રાંધવું તે.—બીજાઓ કરતાં એ વાડાઓની રાંધણી સારી.

**રાંધણું**, નં૦ રાંધવું તે; રાંધવાની રીત.

**રાંધવું**, ક્રિ૦ સ૦ અન્નાદિક ખાવાને યોગ્ય થાય એમ અગ્નિ ઉપર તૈયાર કરવું; બાફવું; પકવવું; ગરમી આપીને વસ્તુ રંધાય તેમ કરવું; સીઝવવું; ચઢાવવું. (૨) ઉપભોગને માટે તૈયાર કરવું.—બારિસ્ટરો ને સોલિ-સિટરો બધું જ રાંધીને આપે છે. તેમને તો કોર્ટમાં માત્ર બોલવાનું જ બાકી રહેછે. આપે દેશ પરદેશ ફરી પેઢીઓ સ્થાપી હવે આ ચિરંજીવીને તો રાંધેલું ખાવાનું છે.

**રાંપ**, જુઓ રાંપડી; કળાપી.

**રાંપડી**, સ્ત્રી૦ કળાપી; અનાજના કરસણમાં ઊગેલું ઘાસ કાઢી નાંખવાનું ખેડૂતનું ઓજાર.

**રાંપવું**, ક્રિ૦ રાંપડી ફેરવવી.

**રાંપી**, સ્ત્રી૦ ખરપડી; ચામડાં કાપવાનું મોચીનું એક ઓજાર. કહેવત રાંપીનો ઘા=અંતે પોતાનો દોષ કહેવો તે.

**રાંફ**, પું૦ રાફડો.

**રાંફડો**, પું૦ રાફડો; કીડીઓ વગેરેએ જમીન ખણીને બાંધેલું દર અને તેના મોં ઉપરનો માટીનો ઢગલો તે; ઉધેઈએ માટી કાઢીને બનાવેલો ઢગ.

**રાંભો**, પું૦ ખાડો ખોદવાનું ઓજાર. (૨) રાભો; અંબણ ને અણપડ આમળિયો.

**રિકાબી**, સ્ત્રી૦ રકાબી; ડીશ.

**રિખવું**, ક્રિ૦ અ૦ ઘુંટણીએ ફરવું; ઘસડી કરવી; પેટે ચાલવું. ઉ૦ રિખતા આરે રામજી, ચકોરને જેમ ચંદ્ર. ઉદ્ધવ.

**રિઝાવવું**, ક્રિ૦ સ૦ ખુશ કરવું; પ્રસન્ન કરવું.

**રિઝવટ**, સ્ત્રી૦ રીઝવવાની કળા-યુક્તિ તે; ખુશ કરવાની કળા.

**રિદ્ધિ**, સ્ત્રી૦ લક્ષ્મી; પૈસો ટકો ને તેની સાહેબી; દોલત; આબાદાની. રિદ્ધિસિદ્ધિ=પૈસા ને સાહેબી.

**રિપુ**, પું૦ [સં] શત્રુ; દુશ્મન. (૨) જાસૂસ; ભેદુ.

**રિપોર્ટ**, પું૦ [અં] કોઈ બનાવનો હેવાલ કે હકીકત તે; વૃત્તાંત. (૨) કોઈ બાબત અને બનાવનું ટાંચણ-નોંધ તે. ગપ; લોકવાયકા.

**રિબાવું**, ક્રિ૦ અ૦ દુઃખમાં સબડવું; ઘણા દિવસ લગી દુઃખમાં પડ્યા રહેવું; પીડાવું.

**રિવાજ**, પું૦ ચાલ; ધારો; નિયમ; વહીવટ; રસમ; પદ્ધતિ; શિરસ્તો. (૨) મહાવરો; અભ્યાસ. (૩) આચાર.

**રિશ્વત**, સ્ત્રી૦ રુશવત; લાંચ.

**રિષ્ટ**, વિ૦ ખોટું; નઠારું; ખરાબ.

**રિસામણી**, સ્ત્રી૦ રિસાવું તે; રીસ ચઢાવવી તે; રીસ; ઈતરાજી; રુસણું.

**રિસામણું**, નં૦ રીસ ચઢાવવી તે; રિસાવું તે; રીસ; ગુસ્સો; ક્રોધ. (૨) રીસ ઉતારવી તે; ગુસ્સો ચઢેલો હોય તે ઉતારી-રાજી કરવું તે. રિસામણાં મનામણાં=રિસાવું અને મનાવું-મનવવું વગેરે તે.

**રિસાવું**, ક્રિ૦ અ૦ રીસ ચઢાવવી; નારાજ થવું; અપ્રિય વાતની અસર લાગવી થવી તે. (૨) ગુસ્સે થવું; ક્રોધે ભરાવું. (૩) ચિડાવું. ઉ૦ રિસાયાં રસિક સંગાથે રે રાધા, બોલ્યું નહિ શ્યામસુંદર સાથે બાધા.

**રિસાળ**, વિ૦ સહેજમાં રિસાય એવું; સહેજ રીસ ચઢે એવું; રિસાળવું. ઉ૦ રિસાળ

રસિક ગાનારે, આથા નવ રહો મુગટ મણિ.

**રિસાળવું**, વિ૦ રીસ ચઢાવે એવું; અહેજમાં નાખુશ થાય અને બોલે ચાલે નહિ એવું; રિમાળ.

**રિંગણી**, સ્ત્રી૦ વેંગણનો છોડ; વતાકડી. (૨) વ્યંગાર્થ=વિ૦ નીચીખામણીનું.

**રિંગણું**, ન૦ વેંગણ, વંતાક; એક જાતનું શાકફળ. (૨) ડિંગણું.

**રિંછ**, ન૦ [ સં. ऋक्ष ] આખે શરીરે જાડા વાળવાળું એક હિંસક પ્રાણી એને શરીરે બરસટ જાડા ને લાંબા વાળ હોય છે, તેના નખ મોટા ને મોં ભોટવા જેવું હોય છે. તે પાછલા પગ પર ઉભું થઈ શકે છે.

**રિંછડી**, સ્ત્રી૦ રિંછની માદા.

**રિંછડું**, ન૦ રિંછ. (૨) ખૂબ વાળવાળું ને ભડભડિયું તે. (૨) જેને શરીરે વાળ હોય તે.

**રીકઝીક**, સ્ત્રી૦ માથાકૂટ; તકરાર, કલહ. (૨) હાના; આનાકાની

**રીઝ**, સ્ત્રી૦ ખુશી, આનંદ, હરખ; પ્રસન્ન થવું તે. (૨) ખુશી થઈને કંઇ આપવું તે. ભેટ, બક્ષીસ. (૩) રીખ; રાજીપો; કૃપા, મહેરબાની,

**રીઝવણી**, સ્ત્રી૦ ખુશાલી; ખુશ થાય એમ કરવું તે; ખુશી થવાનું કારણ તે.

**રીઝવું**, ક્રિ૦ અ૦ ખુશી થવું; પ્રસન્ન થવું; ગમી થવું; રળિયાત થવું. બીજાની રીત ભાત, કામકાજ અથવા દેખાવથી આનંદ ઉપજવો તે.

**રીઠ**, સ્ત્રી૦ ખસ; રાઢ; ચીસ.

**રીઢ**, સ્ત્રી૦ રીડ, ખમ; ચીસ.

**રીઢું**, વિ૦ વપરાઇને મજબુત થયેલું; પાકું, કઠણ; ઝટ ભાગે નહિ એવું:–રીઢું માટલું. (૨) દુઃખ અને સખતી વેઠીને અનુભવી થયેલું; સહન કરીને સખત થયેલું; અનુભવી; કઠણ મનનું; ગભરાઈ જાય નહિ એવું; ખડતલ.

**રીત**, સ્ત્રી૦ કામકાજ કરવાનો, વર્તવાનો–યુક્તિ ચલાવવાનો માર્ગ તે, પદ્ધતિ; રૂઢિ; વર્તન વર્તણૂક. (૨) ધારો; નિયમ. (૩) ચાલ; શિરસ્તો, રસમ; ઘણો વખત ચાલતું આવેલું ધોરણ–માર્ગ તે; રિવાજ. (૪) પ્રકાર; તરેહ. રીતભાત=વર્તણૂક; ચાલચલગત. રીતસર=યથાવિધિ, જેમ આચારવાનો રિવાજ હોય તેમ, આચરણ કરવું તે, ધારાસર; યથાનુક્રમ; જેમ ઘટિત હોય તેમ:–બધું રીતસર કરવામાં આવશે.

**રીતભાત**, સ્ત્રી૦ વ્યવહારમાં કાર્ય કરવાની–ચાલવાની પદ્ધતિ–રીત તે, વર્તણૂક; આચરણ; આચારપ્રકાર, ચાલચલગત. (૨) કરકરિયાવર.

**રીતિ**, સ્ત્રી૦ રીત; પ્રકાર, આચાર; પદ્ધતિ.

**રીધ**, સ્ત્રી૦ રિદ્ધિ

**રીબવું**, ક્રિ૦ સ૦ દુઃખ દેવું; હેરાન કરવું; પીડવું; વિતાડવું. ક્રિ૦ અ૦ રિબાવું દુઃખી થવું, પીડાવું.

**રીમ**, ન૦ [ अ. ] કાગળના વીસ દસ્તાનો જથો, તે, પાચસેં કાગળનો પડો.

**રીર**, સ્ત્રી૦ ચીસ, ખમ, તીણો દુઃખ–ભય વગેરેનો અવાજ.

**રીસ**, સ્ત્રી૦ બીજાના બોલથી કે કામથી મનમાં જે અપ્રિય લાગણી થઈ આવવી તે; રોષ, ચીઢ; મનમાં ખોટું લાગવું તે, કમન; નાખુશી. (૨) ગુસ્સો, ક્રોધ; કોપ. અણગમો, અભાવ, અપ્રીતિ અને ધિક્કાર ઉપજવો તે; મનમાં અપ્રિયતાનો ક્ષણિક ગુસ્સો ચઢવો તે. અણમનાનો આઘાત તે. ક્રિ૦ પ્ર૦ રીસ કરવી=અપ્રિય લાગવાથી ઉદાસી આણવી, કોપ–રોષ કરવો. રીસ ચઢવી=ખોટું લાગવું. અણમનાપણાના

ક્રોધનો આવેશ ચડવો.

**રૂઆબ,** પુ૦ [ फा. ] રોફ; ભભકો; અધિકાર–અભિમાનનો તોરી ઠસક દેખાવ તે, દમામ, રોળ.

**રૂઆંટી,** સ્ત્રી૦ ઝીણા સુંવાળા ને ટૂંકા વાળ તે; રુંવા.

**રૂઇદાર,** વિ૦ જેમાં રૂ ભરેલું હોય એવું; રૂએલ.

**રૂએલ,** વિ૦ જેમાં રૂ ભરેલું હોય એવું, રૂવાળું.

**રૂક્કો,** સ્ત્રી૦ સંક્ષેપમાં લખેલી કોઈ મતલબ, ટૂંકી ચીઠી; ટુંકોલેખ.

**રૂક્તિ,** સ્ત્રી૦ મનનું વલણ; ઇચ્છા; ભાવ; જે વખતે જેવો ભાવ વૃત્તિ તરફ મન હોય તે. (૨) રૂખ; તાન; પ્રસંગ; સમય સમજવું જે સ્વરૂપાંતર તે.– રૂક્તિ જોઇને વાત કરશો તો ફાવશો.

**રૂખડું,** ન૦ ઝાડ; વૃક્ષ; વનસ્પતિ. (૨) તરી; કાપ.

**રૂખસત,** સ્ત્રી૦ રજા; છુટી. (૨) બરતરફી.

**રૂચવું,** ક્રિ૦ અ૦ પસંદ પડવું; ગમવું. (૨) ઠીક પડવું,ફાવવું.(૩)સ્વાદલાગવો, ભાવવું.

**રૂચિ,** સ્ત્રી૦ [ सं. ] ભાવ; મરજી; ઇચ્છા; અભિલાષ. (૨)મન, મનોભાવ, (ખાવાની વસ્તુ કરવાની ) સ્વાદ. (૩) તેજ પ્રસાર; ઝગઝગાટ; પ્રભા, કાંતિ.

**રૂચિકર,** વિ૦ સુંદર; મનોહર; મનને પ્રસન્ન કરે એવું. (૨) ખાવાની ભાવના ઉપજાવે એવું, સ્વાદુ.

**રૂચિર,** વિ૦ [ सं. ] સુંદર; સુશોભિત; મનોહર; દિલપસંદ. (૨) સ્વાદુ, મધુર; ગમે ભાવે મન પસંદ પડે એવું તે.

**રૂજવાત,** સ્ત્રી૦ રજુઆત; હાજર કરવું; મો આગળ ધરી દેવું તે; રજુ કરી દેવું તે; નિવેદન

**રૂજુ,** વિ૦ [ सं. ऋजु ] સરલ, સીધું. (૨) કોમળ; નરમ.

**રૂઝવું,** ક્રિ૦ અ૦ ગુમડાપર નવી ચામડી વગેરે આવવું; ઘા પુરાવો, દરદ મટવું.

**રૂઠવું,** ક્રિ૦ અ૦ ગુસ્સે થવું, રોષે ભરાવું; નાખુશ થવું; ક્રોધે ચડવું; કોપવું.

**રૂડું,** વિ૦ સારૂં; મજેનું. (૨) રૂપાળું; દેખાવડું. (૩) સુંદર; સુશોભિત. (૪) ભલું; નહિ બુરૂં. ઉ૦ રૂડો મુલક ગુજરાત રૂડો, જગકર્તાએ જગમાં ખૂબ ઘડયો.

**રૂદન,** ન૦ [ सं. ] રોવું–રડવું તે; વિલાપ, આક્રંદ. દુઃખ પોકારવુ તે; વિલપન; ગળગળું દયાજનક ગળામાંથી બોલવું તે. રૂ૦ પ્ર૦ અરણ્ય રૂદન=કોઈ સાંભળે નહિ એમ દુઃખ પોકારવું–કંઈ કહેવું તે; દાદ પ્રતીકાર કે આશ્વાસન મળે નહિ એમ વલવલવું–બોલવું તે. ક્રિ૦ પ્ર૦ રૂદન કરવું=રડવું વિલાપ કરવો

**રૂદય,** ન૦ હૈયું, મન; હૃદય. ઉ૦ ના વિસારે શોરે–રૂદયામાંથી રામ.

**રૂદિત,** વિ૦ [ सं. ] રડેલું; શોએલું.

**રૂદ્ર,** પું૦ [ सं ] શિવ; શંકર; મહાદેવ. (૨) વિ૦ ઉગ્ર, ભયંકર. (૩) સંકેત.

**રૂદ્રતાલ,** પુ૦ [ सं ] ગાયામાનો એક ઠોકો–તાલ તે; જેથી નરઘાં ઉપર મારવામાં આવતી થાપ તે.

**રૂદ્રાક્ષ,** સ્ત્રી૦ [ सं. ] હિમાલયની તળેટીમાં થતું એક જાતનું ઝાડ અને તેનાં બિયાં તે, રૂદ્રાક્ષ, સાપની કરોડના મણકા જેવું બી હોય છે અને તેને વિધીને માળા તથા બેરખા કરવામાં આવે છે. શિવ ભક્ત રૂદ્રાક્ષ ધારણ કરે છે.

**રૂદ્રી,** સ્ત્રી૦ રૂદ્ર–મહાદેવની સ્તુતિ તે; મહાદેવ ઉપર અભિષેક કરતાં ભણવાનો સ્તુતિપાઠ તે.–બ્રાહ્મણના છોકરાને રૂદ્રીનો આવડવીજ જોઇએ.

**રૂધિર,** ન૦ [ सं. ] લોહી; રક્ત, પ્રાણીઓના શરીરમાં હરહમેશ ફરતું રહેતું લાલ પ્રવાહી તે.

**રુદ્ધ**; વિ૦ [ સં. ] રોકેલું; અટકાવેલું; ખાળેલું બાંધેલું.

**રુબરુ**, અ૦ મોઢામોઢ; મોં આગળ-સંમુખ જ્યુ કરેલું હોય એમ; હજુરમાં હાજર કરેલું-રાખેલું હોય એમ; સમક્ષ; સામે નજર આગળ; પ્રત્યક્ષ એમ.

**રૂમઝુમ**, અ૦ ઠમક ઠમક ચાલુ અવાજ કરતું હોય એમ; આમતેમ ફરતાં ઝાંઝરની ઘુઘરીઓનો ચાલુ અવાજ કરવો તે; ઝીણા અવાજની ધુંસ થઈ રહેલી હોય એમ. ઉ૦ રૂમઝુમ રૂમઝુમ નેપુર વાગે. (૨) ઝીણી ફરફરે થોડો થોડો વરસાદ વરસ્યા કરતો હોય એમ; કંઇક અવાજ કરતું ઝીણું વર્ષણ તે:– રૂમઝુમ રૂમઝુમ વરસાદ તો હતો ને વાડોમાં તમરાંના અવાજ થઈ રહ્યા હતા.

**રૂમડી**, સ્ત્રી૦ એક છેડે પાતળી અને બીજે છેડે પહોળી શિંગડીને નિર્વાત કરીને શરીરમાંથી નઠારૂં લોહી ખેંચી લેવાને લગાડાય છે તે; ભુંગળી:– રૂમડી મુકાવવી, એમ કહેવાય છે. સાંધાઓ ઉપર વાયુને લીધે થીજી ગયેલા લોહીના ગઠ્ઠા વિખેરી નાખવાનો-રૂમડીથી લોહી ખેંચી લેવાનો ઉપાય.

**રૂમેમસ્તકી**, સ્ત્રી૦ એક ઓષધિ; એક જાતનો સુંદર.

**રૂરૂ**, ન૦ [ સં ] એક જાતનું હરણુ. એનાં ચામડાં પવિત્ર ગણાતાં અને બ્રહ્મચારીઓ તે પોતાની પાસે રાખતા. ઉ૦ ઓઢી ત્વચા રૂરૂની.

**રૂવાંટી**, સ્ત્રી૦ શરીર ઉપરના કુમળા ઝીણા વાળ તે; રૂંઆટી, રૂઆં-વાં તે.

**રૂવાંડું**, ન૦ કુમળો ઝીણો ટુંકો વાળતે; રૂંઉ-વું.

**રૂવાન**, ન૦ [ फा ] રાગ; મદદ.

**રૂવું**, ન૦ નાનો સુંવાળો સુવાળો તે.

**રૂવેલ**, વિ૦ રૂ એલ; રૂભરેલું; રૂવું.

**રૂવો**, પું૦ રૂઓ; ચણિઆરાની અણી જેમાં ફરતી રહે છે તે; વચમાં નાની અણી રહે એવા ખામણાવાળો ઉંબરામાં બેસાડવાનો લોખંડનો કકડો-ચોરસ પાશેરો તે.

**રૂખનાઇ**, સ્ત્રી૦ લખવાની સાહી; રોશની; મસી. (૨) રોશની; દીવાઓનો ઝાક ઝમાળ.

**રૂશ્વત**, સ્ત્રી૦ પોતાનું કામ કાઢી લેવાને બીજાને છુપું કંઈ આપવું તે; લાંચ; લાલચ.

**રુષા**, સ્ત્રી૦[ સં] રીસ; રાગ; ક્રોધ; ગુસ્સો.

**રુષ્ટ**, વિ૦ [ સં ] રિસાયેલું; કુપિત; રીસે ભરાયેલું. (૨) અ૦ ગુસ્સે.

**રૂસણું**, ન૦ રૂશણું; લાડનું માન ધરવું તે. રીસ રાખવી તે.

**રૂંઉ**, ન૦ રવું; કુમળો ટુંકો સુવાળો તે; બ. વ. રૂંઆં.

**રૂંઆંટી**, સ્ત્રી૦ રૂવાંનો ભરાવો તે; કુમળા સુવાળા તે.

**રૂંઆંડું**, ન૦ [ सं रुहांकुर ] નાનો કુમળો સુવાળો-વાળ તે.

**રૂંગું**, ન૦ રોવું; રડવું; રૂદન:–છોરૂ સાંભરે ને રૂંગું, આંવે, માવિતરનો જીવ એવો.

**રૂંછાં**, ન૦ નાના-સુવાળા કે તંતુ-તાંતણાનાં લટિયાં,લાંબા ટુંકા વાળ કે તાંતણાનાં ઝુંછાં.

**રૂંડ**, ન૦ [ सं. रुण्ड ] ધડથી જુદું પાડેલું એક મસ્તક તે; માથું; ડોકું; રૂંડમાળ= માથાંની માળા તે. શિવ ધારણ કરે છે. રૂંડમુંડ=મુંડેલું ગોળમટોળ માથું અથવા માથા જેવું ગોળમટોળ હોય એવું જે તે. રૂંડમુંડ=આકારની રૂપરેખા જણાય નહિ એવું ભારે બેડોળ-સ્થૂલ તે.

**રૂંધન**, ન૦ [ सं ] અટકાવ; રોકાણ. (૨) ગુંગળાટ.

**રૂંધવું**, ક્રિ૦ સ૦ અટકાવવું; રોકવું, ખાળવું.

(૨) ગુંગળાવવું; અંદર ને અંદર ઘોળાય એમ કરવું તે.

રૂંધાવું, ક્રિ૦ અ૦ રોકાવું; ખેંચાવું. (૨) ગુંગળાવું; અંદર અંતરમાં અકળાવું; ગોટાવું–ધુમાવું:–શ્વાસ રૂંધાય છે.

રૂંવાડું, ન૦ રૂંડું; રૂંઆંટું.

રૂંવું, ન૦ રૂંડું; રોમ:–એને રૂંવે રૂંવે ક્રોધ વ્યાપી ગયો.

રૂ, ન૦ વનસ્પતિનાં કેટલીક જાતનાં જિંડવાંમાંથી નિકળતો સુંવાળો જેવો તંતુ રૂપી પદાર્થ: તુર; કપાસનાં બી ઉપરનાં ધોળા તંતુ તે. કપાસનું, સીમળાનું; આંકડાનું વગેરેના તંતુઓ રૂ કહેવાય છે, પરંતુ કપાસનું રૂજ વધારે ઉપયોગમાં છે. એની બ્હોળી ખેતી થાય છે અને એ રૂનાં કપડાં બને છે. બીજાં રૂ ઓસિકાં વગેરે ભરેવાનાં કામમાં આવે છે.

રૂઆબ, પું૦ ભભકો; રોફ; દમામ; તોર; ઝોકી.

રૂઇએ, અ૦ રીતે; પેઠે; પ્રમાણે રૂએ; મારફતે; વડે; યોગે.

રૂએલ, વિ૦ રૂ ભરેલું હોય એવું; રૂવાળું.

રૂકાર, પું૦ રૂ એવો અક્ષર અને ઉચ્ચાર તે. (૨) કબુલાત; હા પાડવી તે.

રૂક્ષ, વિ૦ [ સં૦ ] ખડબચડું; નહિ લીસું; લુખું, સુકું; કર્કશ. (૨૨) કઠોર; કઠણ.

રૂક્ષતા, સ્ત્રી૦ કઠોરતા; કઠણાશ, સુંવાળાપણું; કોમળાશ નહિ એવું તે.

રૂખ, સ્ત્રી૦ સમય સમયનો વા–ધાટ–વિચાર તે; યોગ; પ્રસંગ; અનુકૂળતા. (૨) તર્ક; કલ્પના; અનુમાન; અટકળ; કયાસ. મોખ; તોલ. (૩) હેતુ. (૪) વલણ. ભાવ તાલની; વધઘટવાળી આટી તે:–રૂખ જોઇને માલ વેચજો.

રૂખી, પું૦ [ ऋषि ] તપસ્વી; વિદ્વાન–સંત; તપ કરનારો વિતરાગી બ્રાહ્મણ.

રૂઝ, સ્ત્રી૦ અંકુર; ભીંગ; માંસ–ચામડી આવવી તે; ઘા–ગુમડ પુરાવાં તે; રૂઝવું તે; આરામ થવો તે; દુઃખ દરદનું સરખું થઇ જવું તે.

રૂઝવું, ક્રિ૦ અ૦ ઘા–ગુમડું માંસ ચામડીથી પુરાવા માંડવું; અંકુર આવવા માંડવાં; દુઃખ દરદ મટવા માંડવું; નવું માંસ આવી ઘા સારો થવા માંડવો તે. (૨) શાતા વળવી; આરામ થવો:–પુત્ર મરણનો ઘા રૂઝાયો નથી તે પહેલાં બીજો ઘા થયો.

રૂઝાવું, ક્રિ૦ રૂઝવા માંડવું; પુરાવું; ઘાનો ખાડ–અને ગુમડાં વગેરેના ખાડ પુરાઇ જઇ સમ થવું. (૨) દુઃખ દરદ કમી થવું.

રૂઠવું, ક્રિ૦ અ૦ રીસે ભરાવું; કોપવું; ગુસ્સે થવું; મહેરબાની ઉતારી નાંખવી; ક્રોધે ભરાવું.

રૂઢ, વિ૦ વપરાઇને રીઢું થયેલું; અમુક અર્થમાં વપરાઇ સિદ્ધ થયેલું; વ્યવહારમાં અમુક રીતે અમુક અર્થે સર્વ કોઇએ સ્વીકાર્યું હોય એવું તે. વ્યુત્પન્ન; લોકપ્રસિદ્ધ; ખ્યાત; ચાલુ વાપર–વ્યવહારનું.

રૂઢિ, ન૦ [ સં૦ ] વ્યવહારમાં ચાલ્યાથી દૃઢ થયેલી રીત; વર્તન પ્રકાર તે; લોકમાં ઘણો વખત થયાં ચાલી રહેલો ચાલ–પ્રચાર–આચાર તે; રિવાજ, રવૈયો. રૂઢ થઇ ગયેલો–ખણાઇ–આચરાઇને સર્વમાન્ય થયેલો રિવાજ તે.

રૂણ, ન૦ [ સં૦ ऋण ] દેવું; કરજ.

રૂતુ, સ્ત્રી૦ [ ऋतु ] મોસમ; તક; શીતાદિ વિભાગ તે.

રૂપ, ન૦ [ સં૦ ] રંગ, આકાર અને રચનાથી આંખને ગમે એવો દેખાવ તે; સૌંદર્ય; સુરત; શિકલ; ઘાટ; ડોળ; ખુબસુરતી; કાંતિ; તેજ–સ્વરૂપ. (૨) ધર્મ; સ્વભાવ; પ્રકૃતિ. (૩) વલણ; ગતિ–ક્રમ:–કેવું રૂપ લે છે તે હવે પછી જણાશે. (૪) વિ૦ જેવું; સરખું; સમાન. સમ; મથ. રૂપ રંગ

=આકારવર્ણ વગેરે યુક્ત ઘટમ તે; સમગ્રાલોક તે; સ્વરૂપ.

**રૂપક,** ન૦ [ स ] કોઇ બાબતને અમુકનું રૂપ આપવું તે;, ઉપમા; બનાવટ. (૨) નાટક; ખેલન. (૩) એક અર્થાલંકાર. (૪) ગાયનમાં એક તાલ.

**રૂપવતી,** વિ૦ રૂપાળી; સૌંદર્યવાન; ફુટડી; ખુબસુરત.

**રૂપાળું,** વિ૦ રૂપવાળું, સુંદર, સારા–આંખને ગમે એવા દેખાવનું; સૌંદર્યવાન; ખુબસુરત, સુશોભિત

**રૂપિયો,** પુ૦ રૂપાનો ચલણી સિક્કો; સોળ આના, છાપેલી–ઠરાવેલી કિમ્મતનો સિક્કો, રૂપૈયો. (૨) લક્ષ્મી, ધન, દોલત:–રૂપિયો રૂપિયાને લાવે. ગાડી ઘોડા રાખવા એ તો રૂપિયાનાં કામ. રૂ૦ પ્ર૦ ખોટો રૂપિયો=ન ચાલે એવો સિક્કો તે. (૨) આખરે ખોટા ઠરે–મરી જાય એવો (માઠો) માણસ:–તમારો સગો ભલે હરે ફરે, પણ આખરે ખોટો રૂપિયો છે. ક્રિ૦ પ્ર૦ રૂપિયો આપવો=વિવાહનું બાનું આપવું.

**રૂપું,** ન૦ [ स. रूप्य ] ધોળા રંગની એક ચકચકતી ધાતુ; ચાંદી, રજત.

**રૂપેરી,** વિ૦ રૂપાનું, રૂપા જેવું, રૂપાની બનાવટનું:–રૂપેરી દસળ. રૂ૦ પ્ર૦ રૂપેરી બંધ છૂટવા=નાડીઓ તૂટવી, મરણ ચિહ્ન જણાવાં.

**રૂપૈયો,** પુ૦ રૂપિયો; રૂપાનો ચલણી સિક્કો.

**રૂબરૂ,** [फा.] હજુર, હાજર; સંમુખ; નજર સામે; સમક્ષ; મોઢામોઢ.

**રૂમવું,** ક્રિ૦ અ૦ મસ્ત થઇ સ્વચ્છંદે ફરવું; ઘૂમવું; મ્હાલવું. (૨) ઝુમવું, આમતેમ–જેમ ફાવે તેમ આરમાર કરવું; ગાંડા થઇ કંઇ ક્રમ કે વિચાર વગર કાપણી કરવી, લડવું. (૩) તાનમાં ચઢી જેમ ફાવે તેમ બોલવું, ફરવું વર્તવું વગેરે તે.

**રૂમાટ,** પું૦ રૂમવાનો તોર–જુસ્સો તે, આનંદ–અભિમાન ને શૌર્યનો મલકાટ.

**રૂમામસ્તકી,** સ્ત્રી૦ એક જાતની ઓષધિ. (૨) એક દવા; એક જાતનો ગુંદર.

**રૂમાલ,** પુ૦ [फा.] હાથ મોં લૂછવાનો કકડો; લુગડાનો કટકો; હજુરિયો; અંગુછો.

**રૂલ,** પું૦ [ अं ] નિયમ; ધારો; કાનુન. (૨) સામાન્ય નહિ પણ વિશેષ એવો ઠરાવ. (૩) શિરસ્તો.

**રૂલર,** સ્ત્રી૦ [अ.] લીટીઓ દોરવાની ચપટી કે ગોળ નાની લાકડી, આંકણી.

**રૂવાન,** ન૦ [फा. रवां] શમ, મડદું.

**રૂવું,** ન૦ રૂનું; રૂઉં,, નાનો રૂમેળો સુંવાળો.

**રૂશણું,** ન૦ લાડકી રીસ ચઢાવવી તે, લાડનું માન, રીસે ભરાવું–કૃત્રિમ રીસ તે

**રૂશ્વત,** સ્ત્રી૦ [अ. रिश्वत ] કામ કરી આપવાને નહિ હકનું કંઈ લેવું–આપવું તે. લાંચ:–લાંચરૂશ્વત એમ બોલાય છે. રૂશ્વતખોર=લાંચિયો.

**રૂહ,** ન૦ [अ.] પ્રાણ; જીવ; જીવાત્મા; પ્રાણીઓમાનું જીવતત્ત્વ તે.

**રે,** અ૦ ઓ, હે, અરે, દુ:ખનો; નિસાસાનો અથવા સંબોધન કરવાનો ઉદ્દગાર. (૨) સૂર મિલાવટ–અને લહેકણીને માટે કવિતાના પદને છેડે આવતો ઉદ્દગાર:–અલબેલીરે ! અંબેમાત જોવાને જઈએ લોલ.

**રેખ,** સ્ત્રી૦ [सं. रेखा] લીટી, આંકો; છેકો. (૨) વળ; વળિયું. (૩) રજ; કરચ; કકડી. (૪) નાની ચક્તી; જડ; દાંતમાં મારેલી સોનાની ખીલીનો ચપટો અને ટીપકી જેવો ભાગ તે. (૫) અ૦ લગારે; કિંચિત; જરાએ.

**રેખતો,** પું૦ ફારસી ને ઉર્દુ કવિતાનો એક ઢાળ; ગાનનો લહેકો.

**રેખા,** સ્ત્રી૦ [ सं ] લીટી; આંકો. (૨)શુભાશુભ દર્શક ચિહ્ન; ચામડી ઉપરના કાપાળિયા તે કર્મગતિ (૩) વિષુવવૃત્તને છેદી

ઉત્તર દક્ષિણ ધ્રુવ તરફ જતી લીટીઓ તે, દક્ષિણોત્તર સૂત્ર

**રેખાંશ,** પુ૦ [સં.] ગોળાની વિભાગણી કરનારી દક્ષિણોત્તર રેખાઓથી પડતા વિભાગ તે પૃથ્વીના ગોળા ઉપર એકાદ કલ્પિત સ્થળથી બીજા સ્થળ લગીનું પૂર્વ પશ્ચિમ દોરેલી રેખાઓથી મપાતુ અંતર હિંદુસ્તાનના જોશીઓ ઉજ્જનથી રેખાંશનુ માપ લેતા.

**રેચ,** પુ૦ પેટ અને આંતરડાંમાંના મળ પાતળો થઇ બહાર પડવો તે, હગામણ (૨) જેથી મળ પાતળો થઇ નીકળે તે ઓસડ, જુલાબ, સારકઔષધ ક્રિ૦ પ્ર૦ રેચ આપવો=ધમકી આપવી, ભય લગાડવો, દાબ બતાવવો, ગભરાવવુ, બીવડાવવુ.

**રેચક,** વિ૦ ઝાડા થાય એવુ, સારક, પેટમાંથી મળ કાઢે એવુ

**રેચકુ** નં૦ મમરો, સળી, ટૂચકો, કોઇ વાત સાભળે ને ઉશ્કેરાય એવુ ફૂટકુ—ચાદવુ તે

**રેજ,** અ૦ જેર, હરાવેલુ એમ, પરાજિત (૩) તાબે, હવાલે

**રેજી,** વિ૦ જોડકાનુ જુદે જુદે પાસે-એક એક મળીને બે થાય એવુ —રેજી દાન

**રેજુ,** ન૦ બે પાસના એક એક અકની જોડ તે, સરવાળે સામટા બે તે, બેલુ, જોડુ, જુગ પાસા બાજીની રમતમા (૨) ફુમતું, કલગી, ફેટાનો હવામાં ફરફરતો રહે એવો છેડો તે (૩) બાલા ઉપરનો ઝાવટો, વાવટાવાળા બાલા-ઘરોની જોડ ઉ૦ તારૂં રેજા ફરકતા મેલ, માડરી જશે તો મારી હોગકોંગ ભેટ (૪) મોજ, ગમ્મત.—રેજા ઉડાવવા=ગમ્મત-મોજ કરવી.

**રેજો,** પુ૦ સુતરાઉ અથવા રેશમી કપડાનો એક કકડો ખંડ

**રેઠાણ,** ન૦ રહેઠાણ રહેવાનું ઠામ-ઠેકાણું તે મુકામ, વાસ (૨) આશ્રમ.

**રેઠ,** સ્ત્રી૦ પુઠ, કેડો, પાછળ પડવું તે, અનુસરણ

**રેઠવવું,** ક્રિ૦ સ૦ ગબડાવવુ, તળે ઉપર થતું થતું પડે એમ ઠેલી મૂકવુ, ગગડાવવુ. (૨) રડે એમ કરાવવુ (પ્રવાહી) (૪) નિભાવી લેવુ, ચલાવવુ

**રેડવું,** ક્રિ૦ સ૦ પ્રવાહીની ધાર કરી, એક પાત્રમાંનું પ્રવાહી બીજા પાત્રમા અથવા નીચે પડે-રેલે એમ કરવુ તે ઘણુંરો કરવો ધાર કરીને ઢાળવુ—નાખવુ, નામવુ

**રેઢિયાળ,** વિ૦ રખડાઉ ભટકતું, હરાયુ (૨) નમાતુ

**રેઢિયાળુ,** ન૦ રખડાઉપણુ, આમતેમ અમસ્તા ભટક્યા કરવુ તે (૨) વિ૦ નહિ સુરપષ્ટ એવુ, તરેહવાર લક્ષ રહિત, ઉપરહિયુ (૩) નઠારૂં, નરસુ, ખરાબ

**રેઢિયું,** વિ૦ જાડુ, ઘટ, ગાઢુ; માવાદાર (પ્રવાહી) રેઢિયોદૂધઓ.

**રેઢું,** વિ૦ રઝળતુ છુટુ, એકાંત, રખડતુ, સભાળ વગરનું, નધણિયાતુ (૨) ગાઢુ, જાડુ

**રેણ,** સ્ત્રી૦ રેન, રાત રાત્રિ ઉ૦ ઝાઝી રેણ ગઇ જગજીવન, તેણે નિંદ ખુમારી નહિનંદ (૨) રેણ, રેત (૩) ધાતુની સાધ મેળવવાનો મસાલો, મિશ્રણ, રહેણુ તે. ક્રિ૦ પ્ર૦ રેણુ કરાવવુ=રેણાવવું સાંધાપુરાવવા, ગંધાવવુ

**રેણી,** સ્ત્રી૦ રાત, રાત્રિ

**રેણી,** સ્ત્રી૦ રહેણી, રહેવાની રીત તે, ચાલ, આચાર, વર્તણૂક, રહેવાની-જીવન ગુજરાનની કળા-રીતભાત વગેરે તે રેણી કરણી, એમ કહેવાય છે

**રેણુ,** સ્ત્રી૦ રેતી, રેત, રજ, ધૂળ

**રેણુકબીજ,** ન૦ એક જાતની ઓષધિ

**રેત,** ન૦ [ સં ] વીર્ય ધાત (૨) સ્ત્રી૦ રેતી

**રેતડી,** સ્ત્રી૦ કાનસ; અતરડી; ધાતુ ઘસી નાંખવાનું રેતીના કણ જેવું કરકરૂં ઓજાર.

**રેતદાની,** સ્ત્રી૦ તાજી શાહી ઉપર નાંખવાની કાળી રેત રાખવાનુ પાત્ર; રજિયું; રેતદાન.

**રેતરડી,** સ્ત્રી૦ ધાતુ ઘસવાનું લુહાર–સોની વગેરેનું એક ઓજાર; કાનસ; અતરડો.

**રેતવી,** વિ૦ રેતીના ભેળવાળું; કણદાર.

**રેતાળ,** વિ૦ રેતવાળું; રેતીનો ભરાવો હોય એવું.

**રેતિયું,** ન૦ રજિયું; રેતદાની.

**રેતી,** સ્ત્રી૦ નાની નાની કાંકરીવાળી રજ તે; કણદાર ભુકો; કરકરી ધૂળ. રૂ૦ પ્ર૦ રેતીમાં નાવ ચલાવવું=પોલંપોલ ચલાવવું; ખોટારૂં ચલાવવું.

**રેથળ,** પું૦ સ્થળ; થાપ; કુએ.

**રેન,** સ્ત્રી૦ રાત; રજની. (૨) રાશ; લગામ.

**રેફ,** સ્ત્રી૦ [ સં. ] સ્વર રહિત 'રકાર' નું તેની આગલા અક્ષર ઉપર કરાતું અર્ધ વર્તુલાકાર ચિહ્ન. ગરૂવ= ગર્વ.

**રેફુ,** પું૦ બાતમીદાર; જાસૂસ; દૂત.

**રેલ,** સ્ત્રી૦ ઘણો વરસાદ થવાથી નદીમાં પાણી વધીને ઉભરાઇ જવું તે; પુર. (૨) છોળ; પુષ્કળતા.:–રેલછેલ. (૩) લોઢાની સડક; આગગાડી.:–રેલગાડી.

**રેલછેલ,** અ૦ રેલીને છલકાઇ જવું તે; ચારે તરફ ઉછળી–પથરાઇ રહેવું; ખૂબ ઉડવું– વ્યાપી જવું–રહેવું–ઉભરાવું તે. ઉ૦ વાડીમાં રેલછેલ મોગરો. સ્ત્રીગીત.

**રેલવું,** ક્રિ૦ અ૦ પ્રવાહીનું વહેવું; રેલો ચાલવો. (૨) બધે ફેલાવું; પ્રસરવું; પથરાવું; પડવું. ઉ૦ કુંવરી મારે દુઃખના ડુંગર આજ રેલ્યા, તેં કુળના મારગ મેલ્યા રે.

**રેલવે,** સ્ત્રી૦ [ ઇં. ] લોઢાની સડકનો રસ્તો તે; આગગાડી; રેલ.

**રેલાવું,** ક્રિ૦ અ૦ રેલેરેલા આવવા; દરોડે–ધારે વહેવું–દદડવું. (૨) ફેલાવું; પ્રસરવું; પુરની માફક બધે ફરી વળવું–વ્યાપી જવું.

**રેલિયું,** વિ૦ ઢીલું હોવાથી પ્રસરી–ફેલાઇ જાય એવું.:–રેલિયો ગોળ. (૨) રેલનું; પુરમાં તણાઇ આવેલું.:–રેલિયો કાટ સોંઘો મળે.

**રેલો,** પુ૦ ઢીલા પ્રવાહી પદાર્થનું વહેવું તે; વહેણ; પ્રવાહ; ધાર; દદુડો; જથામાંથી નીકળી નિચાણ તરફ નદીની માફક લંબાણે વહેવું તે. રેલો ચાલવો=વહેવું; ધારે ચાલવું. ઉ૦ રેલો રાંની વાડીએ શોભા નંદનારે.

**રેવડી,** સ્ત્રી૦ ખાંડની ચાસણીમાં તલ નાંખીને પાડેલી નાની ચકતીઓ તે. (૨) ફજેતી.:– રેવડી દાણાદાણ=ગભરામણ; મુશ્કેલીનો સમય.

**રેવતી,** સ્ત્રી૦ [ સં ] સત્તાવીસમું નક્ષત્ર. (૨) તુવેરની દાળ.

**રેવન્યુ,** સ્ત્રી૦ [ અં. ] જમીન વગેરેના કરની જે સરકારી ઉપજ તે; જમીનનો કર; કિસ્ત; મહેસુલ તે. રેવન્યુ ખાતું=મહેસુલ વસુલ કરનારૂં ખાતું; જમાબંધીખાતું; કર ઉઘરાતખાતું.

**રેવવું,** ક્રિ૦ અ૦ ઝાલવું.

**રેવંચી,** સ્ત્રી૦ એક વનસ્પતિનો ગુંદર–ચીક. એનો ગુણ રેચક છે. રેવંચીના ચીકને દૂધમાં ઉકાળી પાડેલા ગાગડા, રેવંચીના શિરાને નામે ઓળખાય છે.

**રેવંત,** પુ૦ ઘોડો; અશ્વ.

**રેવાસી,** જુઓ રહેવાસી.

**રેવું,** જુઓ રહેવું.

**રેશ,** વિ૦ જરા; લગાર; કિંચિત.

**રેશમ,** ન૦ [ ફા. ] એક જાતના કીડાઓની લાળના તંતુ તે; હીર. સેતુરના ઝાડ ઉપર થતા કીડા ઝાડનાં પાન ખાઇ લાળના લાંબા ને ઝીણા તંતુઓ કાઢે છે તે કોશીરો ગરમ પાણીમાં નાંખી કીડાને મારી નાંખી તેનો તાર–તંતુ ફાળકાપર ઉતારી લેવામાં આવે છે. કેટલીક જાતના

કરોળિયા પણ આવા તંતુઓ બનાવે છે.

**રેશમી,** વિ૰ રેશમનું; હિરાગળ:–રેશમી વસ્ત્ર. રેશમ સંબંધી.

**રેષા,** સ્ત્રી૰[ સં૰] લીટી; રેખા. (૨) ફળમાંના તંતુઓ; બીજના કોટલાપરના મુવાળા. (૩) વનસ્પતિની નેસ–નસ; તંતુ.

**રેસ,** વિ૰ જરા; કિંચિત; લગારેક. (૨) સ્ત્રી૰ રૂપિયાના બારસેમો હિસ્સો–અંશ.

**રેસા,** પું૰ તાર; તંતુ; ફળ, પાન વગેરેમાંના તાંતણા, નેસ રેસાદાર=તંતુવાળું.

**રેહેણી,** સ્ત્રી૰ રહેવાની રીત; રેણી; રહેણી.

**રેહેમ,** સ્ત્રી૰ રહેમ; કૃપા; દયા; મહેરબાની.

**રેળવું,** ક્રિ૰ સ૰ છુટું પાડી નાંખવું; સમાધાન કરી દેવું; વિખેરી નાખવું.

**રેળીનાંખવું,** રેળી નાંખવું.

**રેંકડો,** પું૰ રેંકળો; ચાર માણસ બેસે એવી બળદની ગાડી. મુંબાઈમાં ફરતી ભાડાની એલગાડી તે. (૨) બેંકડો; મોટેથી રોવું તે.

**રેંકવું,** ક્રિ૰ અ૰ ભેંસ ગાય વગેરેનું બોલવું; બરાડવું; આરડવું.

**રેંકળો,** પું૰ એલગાડી.

**રેંગણ,** ન૰ રિંગણું; વેંગણું; વંતાક.

**રેંજીપેંજી** વિ૰ નમાલું; હોશ વગરનું, નિર્માલ્ય; નબળું; પોચું; સાલસ; ગરીબ.

**રેંટ,** પું૰ કુવામાંથી પાણી કાઢવાનો ઉપર ગોઠવેલા ટોચકાની માળા ફરે ને વારાફરતી પાણી આવ્યા કરે એવો યંત્ર.

**રેંટિયો,** પું૰ કાંતવાનું યંત્ર; રૂમાંથી તાર કાઢવાનો એક સાદો ઘરગતુયંત્ર.

**રેંહટો,** પું૰ રેંટ; ઘરમાળ.

**રેંટો,** પું૰ માથે બાંધવાનો કસબી કિનારનો ઉપરણો; ફેંટો; ભોળ; પિછોડી.

**રેંડલો,** જુ૰ રેંહલો.

**રેંડવું,** ન૰ ગાડું; શકટ.

**રેણ,** ન૰ ધાતુનાં વાસણ સાંધવાની ધાતુ ને ક્ષારની મેળવણી; ઝાળણ. તાંબા પિત્તળનું અને સોનારૂપાનું રેણ જુદી જુદી ધાતુનું હોય છે.

**રેણવું,** ક્રિ૰ સ૰ ધાતુમાં પડેલું છિદ્ર, તરડ અથવા સાંધ બીજી ધાતુથી પુરી બાકી બંધ કરવી તે; ધાતુ ને ક્ષારથી તાંબા પિત્તળની સાંધ સીકવી બંધ કરવી:–રેણ દેવું. તરડ, સાંધ કે છિદ્રને સાંધી–રેણ ઝાળણથી પુરીદેવું તે; ઝાળવું.

**રેંહલો,** પું૰ જુવાન વાછરડો; ગોલ્લો–લ્યો નાનો–ઉછરતો બળદ; વાછરડો. સ્ત્રી૰ રેંહલી–વાછરડી; નાની ગાય.

**રેંસવું,** ક્રિ૰ સ૰ કાપીનાખવું કાડીનાખવું; ઉતરડીનાખવું.

**રેંસીનાખવું,** ક્રિ૰ સ૰ ફાડી–ચીરીનાખવું; બે કરવું.

**રૈ,** સ્ત્રી૰ રાઇ; તીખાં તેલી એક મસાલાનાં બીજ તે.

**રૈયત,** સ્ત્રી૰ દેશ ગામ અથવા શહેરમા વાસ કરી રહેલા જે લોક તે; જનસમૂહ તે; પ્રજા; દેશમાંની જે વસ્તી તે; વસ્તીના જન.

**રોક,** વિ૰ રોકડ; હાજરાહજુર; તરત રજુ થાય તેવું. ઉ૰રામ રૂપિયા રોક(૨)રોકાણ.

**રોકકળ,** સ્ત્રી૰ રોવું ને કળકળવું તે; રડારડ. આક્રંદ.

**રોકડ,** વિ૰ રોકડું; તરત ગણાય બતાવાય–હાજર કરાય તેવું. (૨) તરત ગણાય પ્રત્યક્ષ કરાય એવી ગણતી નાણું તે, નાણું–નગદ રકમ તે; સિક્કા.–હમણાં તિજોરીમા ઝાઝી રોકડ રાખતા નથી.

**રોકડમેળ,** પું૰ જેમા રોકડ રકમોનો હિસાબ રાખવામાં આવતો હોય તે ચોપડી કે ચોપડો તે; રોકડ–નાણાની ઉથલપાથલનો હિસાબ તે.

**રોકડિયું,** વિ૰ તરતજ નાણાં આપવા લેવાની રીતવાળું; રોકડે વહેવાર કરનારું; તરત–

હાજરાહજુર. આપવેથી કામ ચલાવ-નારૂં:-રોકડિયું ધરાક. ઉધારે નહિ રાખનારૂં. (૨)પ્રશ્નનો બરોબર ઉત્તર આપી દેનાર; હાજર જવાબી; તરત જવાબ દેનાર-વાયદેચઢાવનાર નહિ.

**રોકડી,** સ્ત્રી૦ તરતજ ચલણી નાણામાં આપી દેવામાં આવતી મજુરી તે; કડિયા સુતાર વગેરેની મજુરી-લવાજમ-રોજી કે જે અઢી ત્રણ કલાકના કામને અંતે તરતજ રોકડે નાણે આપી દેવાય છે તે.

**રોકડું,** વિ૦ તરતજ અપાય-ગણાય-વપરાય એવું; જેને માટે વાયદો થાય નહિ તેવું; તાજું-તરત અપાતું એવું; નહિ ઉધાર; તરતનું; તરત હાજર કરવાનું; ચાલુ ચલણ નું-નાણું, સિક્કા વગેરે. (૨) તરત જવાબ દે એવું. હાજરાહજુર. (૩)સ્પષ્ટ; ચોખ્ખું:-રોકડો જવાબ દીધો.

**રોકણી,** સ્ત્રી૦ રોકવું તે; અટકાયત; અવરોધ. (૨) ખોટી; રોકી રાખવું તે.

**રોકવું,** ક્રિ૦ સ૦ [સં. રુધ્]અટકાવવું, ખાળવું; થોભાવવું; ખોટી કરવું; નહિ જવા દેવું; પ્રતિ બંધમાં રાખવું. (૨) કામે વળગાડવું; નોક-રીમાં રાખવું; કામ કરાવવા દરમાયો કરીને રાખવું:-મેં પાંચ નોકર તેને માટે રોકયા છે=કામે લગાડયા છે. (૩) ઘેરીલેવું; આંતરવું; ખાલી ન રહે એમ કરવું, ભરીપૂરવું-તેણે બધી જગા રોકી:-અધો માર્ગ ન રોકશો.

**રોકાણ,** ન૦ રોકવું તે, અટકાવ; અવરોધ, ખાળો. (૨) કામ સોંપી ખાળવું તે; કામ નોકરીમાં ખોટી રહેવું પડે તે. (૩) આંતરવું ઘેરીલેવું; પુરાઈ રહે એમ કરવું; દબાણ:-જમીનનું રોકાણ.

**રોકાવું,** ક્રિ૦ સ૦ અટકાવવું; ખાળવું; રહીજવું; અટકવું; (૨) ખોટી થવું; રાહ જોતા રહેવું. (૩) ઘેરાવું; ગુંથાવું. કામમાં હોવું.

**રોકું,** વિ૦ અમુક આકારનું. અમુકના જેવું; સરખું; સમાન; મળતું:-ભાલા રોકું ફળ હોય તે કટાર અને તરવાર રોકું નાનું ફળ હોય તે જમૈયો:-ભાલા રોકું શિંગડું.

**રોકુટ,** સ્ત્રી૦ રોવું અને કુટવું તે; કલ્પાંત; આક્રંદ.

**રોખ,** વિ૦ રોકડું. (૨) ના૦ ઇચ્છા; આકાંક્ષા. (૩) રૂખ. (૪) દમામ; રોફ; ભભકો.

**રોખણું,** ન૦ કજિયા ટંટામાં લોકનું ભેગા થવું તે; બખેડો; ફિસાદ. (૨) ઘોંઘાટ.

**રોખું,** વિ૦ રોકું; અમુક જેટલી કિમ્મતનું. (૨) ના૦ બળતણ; લાકડાં.

**રોગ,** પું૦ [ સં ] શરીર પ્રકૃતિનો બગાડ તે; વ્યાધિ; દરદ; આજાર; પ્રકૃતિની વિકૃતિ. તે. (૨) અંદરની રીસ; મગરૂબી; અડ તે; અંતરનો આંબળો. ક્રિ૦ પ્ર૦ રોગ કાઢવો =મદ ઉતારવો; મન મનવવું. રૂ૦ પ્ર૦ રોગચાળો=રોગનો ફેલાવો-પ્રસાર તે.

**રોગરાઇ,** ન૦ રોગ અને વળગાટ વગેરે તે; રોગ જેવું જે કંઇ તે.

**રોગાન,** પુ૦ [ फ. ] તેલ, મીણ અને લાખ વગેરેની એક જાતની મેળવણીનું પ્રવાહી. એ લાકડાં, લુગડાં વગેરે ઉપર ચઢાવવાના કામમાં આવે છે. વાર્નિશ. ક્રિ૦ પ્ર૦ રોગાન ચઢાવવો=ઉપર ઉપરથી સુશોભિત કરવું; ટાપટીપ કરવી.

**રોગાની,** વિ૦ રોગાન ચઢાવેલું. (૨) રોગાન ચઢાવનાર.

**રોગિયુ,** વિ૦ રાગીલુ, રાગી.

**રોગિયું,** વિ૦ રોગી, રોગથી ઘેરાયેલું. (૨) રોગ ઉત્પન્ન કરે એવું.

**રોગી,** વિ૦ રોગવાળું; માંદું; દરદી; આજારી; વિકારી.

**રોગીલું,** વિ૦ રોગી.

**રોગો,** પુ૦ ચુનો.

**રોચક,** વિ૦ રૂચે-ભાવે તેવું; પ્રકૃતિને અનુકૂળ આવે એવું. (૨) લહેજતદાર; સ્વાદિષ્ટ.

**રોચટી,** સ્ત્રી૦ જાડ; લુચ્ચાઈ; અણુગી.
**રોચું,** વિ૦ જંગલી, અસભ્ય; અણુસમજુ:–ગામડિયું–રોચું.
**રોજ,** પું૦ [ फा ] દહાડો, દિવસ. (૨) મજુરનો એક દિવસનો મુસારો તે; એક દિવસનું મહેનતાણું. (૩) અ૦ હમેશ, નિત્ય; સતત; દહાડી, અપ્પટ.
**રોજગાર,** પું૦ રોજનો જે ધંધો–વેપાર તે; આજીવિકા; નિર્વાહનું કામકાજ તે.
**રોજગારી,** સ્ત્રી૦ ધંધો; વેપાર. (૨) નોકરી–ચાકરી, જેથી આજીવિકા ચાલે તે.
**રોજનામું,** ન૦ રોજમેળ; રોજ ને રોજ લખાતો હિસાબ તે.
**રોજનિશી,** સ્ત્રી૦ રોજ ને રોજના કામની નોધ પોથી તે; રોજના કામની નોંધણી, કચેરીમાં રોજ રોજ થતા કામનું ટાંચણ તે: ડાયરી.
**રોજમેળ,** પું૦ જેમાં રોજ ને રોજની જમા-ખરચી થતી હોય તે ચોપડી.
**રોજરોજ,** અ૦ હમેશ; નિત્ય; દરરોજ.
**રોજિંદાર,** વિ૦ રોજને સુમારે કામ કરનાર, રોકડી મજુરી લઈને કામ કરનાર.
**રોજિંદું,** વિ૦ હમેશનું; રોજનું; દૈનિક.
**રોજી,** સ્ત્રી૦ જે ધંધા રોજગાર ઉપર ગુજરાન ચાલતું હોય તે. (૨) ગુજરાન; આજીવિકા. (૩) રોજની આવક; પેદાશ તે.
**રોજો,** પું૦ [ फा ] મુસલમાની દીનમાં રહેલો દિવસનો ઉપવાસ તે, દિન ભર ખવાય નહિ અને રાતે ખવાય એવો જે ઉપવાસ તે. (૨) કબર; મોટા ને ધાર્મિક મુસલમાનની સમાધ.
**રોઝ,** ન૦ [ सं. ऋष्य ] ઘોડાની આકૃતિને મળતું એક વગડાઉ પ્રાણી; જંગલમાં રહેતું હરિણની જાતનું એક પ્રાણી. (૨) ઉંડી સમજ વગરનું, ભોળું; સાદું અને સરલ. રોઝ જેવું=અણુસમજુ. ઉ૦ રોજ રખડતો રોઝ રહ્યો.
**રોઝડી,** સ્ત્રી૦ રોઝની માદા. (૨) અણુસમજુ–અથંગળ સ્ત્રી; જેને શરીરે ખૂબ વાળ હોય અને નાગરિક–સંસ્કાર ન હોય એવી ભોળી ભલી સ્ત્રી.
**રોટલી,** સ્ત્રી૦ ઘઉં અને બાજરી વગેરેના લોટની પાતળી ગોળ ને વણેલા ખાવાની ચીજ; પાતળો–ઝીણો રોટલો તે; પાતળી ભાખરી, ખાવાનો પદાર્થ.(૨) આજીવિકા; પોષણ; ગુજરાન.
**રોટલો,** પું૦ જાડીને મોટી ગોળી તે, ભાખરી (૨) આજીવિકા; ગુજરાન, પોષણ. ક્રિ૦ પ્ર૦ રોટલો થઈ જવું=ચગદાઈ જવું; ચપાવું, ચપટ થઈ જવું. રોટલો વાળવો= વાળીને બેવડ ત્રેવડ કરી નાખવું; લોચો કરી નાંખવું; સુંથી નાંખવું. રોટલા ભેગા થવું=આજીવિકા મળવી. વખતસર–ખાવાને વખતે જવું. રોટલો ટાળવો=કોઈની આજીવિકા ટાળવી–જતી રહે એમ કરવું; ગુજરાન તોડવું. રુ૦ પ્ર૦ રોટલાનું ભૂખ્યું= નાદાર; કંગાલ; આજીવિકા મેળવવાને આતુર:–રોટલાનું ભૂખ્યું નથી=આજીવિકા છે, એમ.
**રોટી** સ્ત્રી૦ રોટલી; રોટલો. (૨) ગુજરાન. રોટીવહેવાર.
**રોઠું,** વિ૦ પરિપક્વ થતા પહેલાં સુકાઈ ગયેલું, કાચું; અપરિપક્વ; ચીમળાયેલ (૨) કાચુ હોવાથી દુર:–રોઠી સોપારી
**રોડ,** વિ૦ રગડા જેવું, ગાઢું; રાબડી જેવું (૨) ખૂબ જાડું:–જાડુંરોડ છે. (૨) [અં રસ્તો; માર્ગ; :–રીચીરોડ, સેંડહર્સ્ટ રોડ સ્ટેશનરોડ.
**રોડું,** ન૦ પત્થર ઈંટ વગેરેનો કકડો; પેપોપો ઈંટાળો, ભિતમાંથી નિકળેલી ઈંટનો કકડો તે, ઢેખું.
**રોઢું,** ન૦ રોડું; ઈંટાળો. (૨) મોઢું છાણું.

(૩) વિ૦ રખડતું; અથડાતું. (૨) ન ધણિયાતું.

**રોઢો**, પુ૦ દગડ; મોટો સુકો લોચો.

**રોણ**, પુ૦ જોશમાં ચાલતો કજિયો; ફિસાદ; બખેડો; તોફાન. (૨) રાતચોકી.

**રોતરડું**, વિ૦ વારંવાર રડયા કરે એવું; રડકણું; બહુ રોનારૂં. (૨) સહેજ સહેજમાં રડી દે એવું પોચું.

**રોદણાં**, ન૦ રડતાં રડતાં દુઃખ કહેવું તે; દુઃખની વાત; જુલમ-સીતમની વાત; વિતકડાં. • રોદણાં રોવાં=દુઃખની વાત કહ્યા કરવી; દુઃખ પોકારવું; રોદડા.

**રોદડા**, પું૦ રોઈને દુઃખ પોકારવું તે; રોદણાં. (૨) બડબડાટ.

**રોદન**, ન૦ [સં.] રોવું તે; વિલપન; આક્રંદ.

**રોરો** પું૦ ખાડો; ગર્ત.

**રોધ**, પું૦[ સં ] અટકાવ; પ્રતિબંધ; ખાળો.

**રોધક**, વિ૦ [ સં. ] અટકાવ કરે એવું; રૂંધનારૂં; ખાળે એવું.

**રોધન**, ન૦ [સં. ] રૂંધાવું તે; અટકાવ; ખાળો; પ્રતિબંધ.

**રોધવું**, ક્રિ૦ સ૦ અટકાવવું; ખાળી રાખવું; અટકાવ કરવો; રૂંધવું. (૨) પુરી નાંખવું. રોકવું; ઘેરવું.

**રોન**, સ્રી૦ [ અં. ] બે ચાર સિપાઈઓએ રાતની ચોકી માટે ફરવું તે; રાતની ચોકી.

**રોનક**, સ્રી૦ [फा.] છટા; મકાન અને મંડપ વગેરેનો ભભકાદાર દેખાવ તે; રચનાની શોભા. ( ૨ )ઝલે; તેજી.( ૩ ) નોંખ.

**રોનકદાર**, વિ૦ ઝલેદાર; સુશોભિત; છટાદાર, ફક્કડ રચનાવાળું.

**રોપ**, પુ૦ રોપો; છોડવો; વનસ્પતિનો પ્રરોહ; નાનું ઝાડ.

**રોપણ**, ન૦ રોપવું તે; રોપાયેલી હાલત તે. (૨) રોપવાનુ કામ તે

**રોપણી**, સ્રી૦ રોપવું તે; રોપવાનું કામ; ઘર ચાંપવાં તે; ચોપણી; વાવેતર.

**રોપવું**, ક્રિ૦ સ૦ વનસ્પતિના નાના છોડને અથવા ડાળને એક ઠેકાણેથી ઉપાડી બીજે ઠેકાણે ઘાલવાં તે; છોડ, કલમ, અને ડાળ વગેરેને એક સ્થળેથી લઇ બીજે સ્થળે જમીનમાં ખોડવાં; ચાંપવું. (૨) જમીનમાં દાટવું; ખોડવું; ઉભું કરવું; પાયો નાંખવો; સ્થાપવું; શરૂ કરવું. ઉ૦ રણજંગ રોપ્યો રાવણે.

**રોપી**, વિ૦ રોરી; ડોળી; આડંબરી.

**રોપો**, પું૦ ઉગેલા કરસણનો પ્રરોહ-ફણગો તે; છોડ; એક ઠેકાણેથી ઉખેડી બીજે ઠેકાણે જમીનમા ઘલાય એવો ફણગો-છોડ તે. નાનુ ફૂલઝાડ; નવો ઉગતો બાળ છોડ વગેરે તે; લીલી ને ફરીને મળ નાખી જમીનમાં ચોટે એવી વનસ્પતિ તે. (૨) રોપણી; રોપવાનું કામ.

**રોફ**, પુ૦ [फा.]સુંદર તેમજ તેજસ્વી દેખાવ તે; ભભકાદાર દેખાવ તે, ભભકો; ડોળ; ટાપટીપવાળી મજેની સુંદરતા તે; મોટાઈનો ને પહેરવેશ વગેરેનો છટાદાર દેખાવ તે. (૨) ડોળ; આડંબર; પતરાજી.-રોફ મારતો નહિ, તારૂં કશુ ચાલશે નહિ. (૩) પ્રતાપ; દમામ; કરપ.:-ઓધ્ધે ચઢયો પણ કંઇ રોફ પડતો નથી.

**રોફી**, વિ ટાપટીપિયું; ભભકો રાખનાર; પોષાક વગેરેનો ઠાઠમાઠ કરનાર. (૨) દેખવડું; શોભિતું; શણગારપ્રિય. (૩) શેખી; પતરાજખોર; ડોળી; આડંબરી; ગર્વી.

**રોબ**, પું૦ [અં.] મોટા ગુંવનો રહે એવો ડગલો; ઓઢો; મોટા ખભેથી નાંખવાનો ઓચલો.

**રોબડ**, વિ૦ અક્કલ વગરનું; બુદ્ધિહીન. (૨) અરસિક; નિરાનંદ. (૪) અચતુર; અણસમજુ.

રોબડી, સ્ત્રી૦ એક જાતનું ઘરેણું. ઉ૦ આલા, લાખ ટકાની મારી રોબડી જો; મોટા હીરા જડિત મારો હાર જો ગતનિધી. (૨) રોમડી–નોમડી. રૂવાં–રોમ–ઉનની સુંદર સાડી; હીરાગળી–ઉનનુ ઉંચી જાતનુ નાજુક વણાટનુ સ્ત્રીઓને પહેરવાનું વસ્ત્ર.

રોમ, નં૦ [ સં ] શરીરપરનો નાજુક નાનો ને સુંવાળો સુવાળો તે, રૂવું. રોમ રૂપ, સુવાળાનુ છિદ્ર, જેમાથી પરસેવો નીકળે છે તે, વાળના મૂળ આગળનુ નાજુક છિદ્ર. રોમરાનુ=હજામ, ગાયજો. રોમરાજી=કવાટીની હાર તે. પેટ ઉપરની; રોમાવલી રોમરોમ=રૂવેરૂવે, રગેરગે, અંગેઅંગ. રોમહર્ષ=હરખને લીધે રૂવા ઉભાં થવા તે

રોમાવળી, સ્ત્રી૦ [ સં. रोमावली ] રૂવાટાની હાર–ઓળ તે, રોમરાજી ઉ૦ રામા અંગની રોમાવળી; જોઈ વનસ્પતિ ભગતી બળી. પ્રેમાનંદ

રોમાંચ, ન૦ [ સં ] હરખ, ભ્રમ, ક્રોધ અને અત્યંત ગીથી રૂંવાં ઉભા થાય એવું તે; રોમોદ્ગમ. ટાઢની–ગભીની કંપારી આવી રૂંવા ઉભા થવા તે.

રોમાંચિત, વિ૦ [ સં ] રૂંવાં ઉભાં થયા હોય એવુ; કંપારી આવી રૂંવા ઉભા થવા તે

રોયણું, સ્ત્રી૦ રોહિણી નક્ષત્ર. (૨) ન૦ રુદન; વિલાપ ઉ૦ રામા રોયણુ રોયથી, નયને ભરિયા નીર.

રોયલી, સ્ત્રી૦ મચ્છવો નાગરવાળી નાની બિલાડી, નાનું લંગર.

રોયું, વિ૦ રડ્યુ; પિટ્યુ. લાડકી ગાળ તરીકે અને સહજ કંટાળો તરીકે સ્ત્રીઓ બોલે છે –રોયુ કામે નીકળતુ નથી

રોલ, ન૦ [ અં. ] હાજરી પત્રક, રજીસ્ટર. (૨) ચક્કર; ચકરડું (૩) વેલણ (૪) વિટા.

રોવું, [illegible] અર્થ

સમજવું; ચોક્કસ નહિ–ફરતા મનનું; બાયું. (૨) અચતુર; અરધુ ઘેલુ.

રોવરાવવું, ક્રિ૦ સ૦ રડાવવું; રુવેરડે એમ કરવુ; વિલાપ કરાવવો

રોવું, ક્રિ૦ અ૦ [ સં. रुद् ] રડવું; રુદન કરવું; વિલપવું (૨) ઝીણા મંદ અવાજે–ગળામાંથી ગણગણવું; રોકકરવો, અંતર દાઝવું. કહે૦ રોતો જાય તે મુવાની ખબર લાવે

રોશન, વિ૦ ચળકતું; ચકચકિત. (૨) જાહેર; ખુલ્લું. (૩) પાયમાલી, સમુળો નાશ, મોટી ખરાબી, નુકસાની –એણે તો રોશન વાળી નાખ્યુ.

રોશનાઇ, સ્ત્રી૦ તેજનો ભભુકો તે, તેજશક્તિ, પ્રકાશ, દીવાઓ કરી ખૂબ અજવાળુ–પ્રકાશ કરવો તે, રોશની (૨) શાહી. સાહી લખવાની.

રોશની, સ્ત્રી૦ તેજ, પ્રકાશ; જ્યોતિ. (૨) ભભક; ચળકાટ. (૩) શાઇ–હી.

રોષ, પુ૦ [ સં. ] રીસ, ગુસ્સો, ક્રોધ.

રોહ, પુ૦ એક જાતનું ઘાસ.

રોહડો, પુ૦ એક ઝાડ. રોહડી, રોહીડો.

રોહિણી, સ્ત્રી૦ [ સ. ] સત્તાવીશ નક્ષત્રોમા ચોથુ નક્ષત્ર તે, પાંચ તારાનો સમૂહ.

રોળ, પુ૦ ધમ્માચકડી, ગોંધળ, અવ્યવસ્થા. (૨) નુકસાન, ખરાબી, પાયમાલી (૩) મરણાતિરેક, ઘણા મરણ થવાં તે.–મેરહીએ રોળવર્તાવ્યો ઘાણ, ગજબ, ભરભગટ. ક્રિ૦ પ્ર૦ રોળ લેજાવો=ઘાણ નીકળી જવો. (૨) ખુબ વપરાઈ જવુ.–કંસારનું જમણ તો સારૂ પણ આતો ગોંધવારીમાં ઘીનો રોળ વળી જાય

રોળવાવું, ક્રિ૦ અ૦ ચિડાવું, ગુસ્સે થવું; ખિજવાવુ.

રોળવું, ક્રિ૦ સ૦ ચોળવું, મસળવું; કચરી નાખવું; રગદોળવુ (૨) મારી નાખવું, પાયમાલ કરવુ, ધૂળ ધાણી કરી નાખવું ઉ૦

તમારાં ગર્વથી ઘેલા, રાજાને રણ રોળતા.

રોળાવું, ક્રિ૰ અ૰ ચોળાવું; મસળાવું:– અશ્રી કરેલું અંગરખું ધૂળમાં રોળાયું (૨) રગદોળાવું; ખરડાવું. (૩) બગડવું; પાયમાલ થવું (૪) જમીન પર લોટાવુ. (૫) કામમાં વપરાવું.

રોળું, વિ૰ મલિન, અસ્વચ્છ. (૨) અંધારાવાળુ; સૂઝે નહિ એવું:–રોળીકાળી વેળા. ધુંધળીવેળા; સંધ્યાકાળ.

રોળો, પુ૰ મોટી ધમ્માચકડી–ઘોંઘાટ ને તોફાન તે; આફતનો ધુમાટો. (૨) ભાજગડ, પંચાત. (૩) કમાઇ, પેદાશ

રોખડી, સ્રી૰ સુતારનો રંદો.

રોંખણું, ન૰ પત્થર લાકડા વગેરે ઉપર આંકો પાડવા–તાણવાનું ઓજાર; ચકણું.

રોંચું, વિ૰ ગામડિયું.

રોંચો, પુ૰ અણસમજુ; ખેડુત; રાબો.

રોંઢો, પું૰ ત્રીજા પહોરનું જમણ (૨)મોં મીઠું કરવું તે.

રૌદ્રરસ, પું૰ [ सं ] કાવ્યનાં નવ રસમાંનો એક રસ; ક્રોધથી ઉત્પન્ન થતો રસ તે.

રોરવ, ન૰ [ सं ] પાપીઓને શિક્ષા કરવાનાં સાત નરક સ્થાનોમાંનું બીજું સ્થાન; ભ-રામ કારાગ્રહ–કુસ્થાન.

## લ

લ, પું૰ [ सं ] ગુજરાતી મૂળાક્ષરોમાં ૩૯ મો. ને વ્યંજનોમાં ૨૮ મો. વ્યંજનવર્ણ–અક્ષર તે.

લઇઆવવું, ક્રિ૰ સ૰ આણવું, લાવવુ. (૨) ખરીદ કરી લાવવુ; સાથે લઇને આવવુ.

લઇપડવું, ક્રિ૰ સાથે ભેળવવું, સામેલ ગણવુ. (૨) સતાવવુ. (૩) મ ની લેવુ.

લઇબેસવું, ક્રિ૰ આરંભવું;શરૂ કરવુ; માંડવું.

લઇલેવું, ક્રિ૰ ખુચી લેવું, આચકીલેવુ

લઉઓ, પુ૰ લોવો, હાજર જવાબી, ચતુર ને ગમતી માણસ, ટાળી, મસ્કરો. (૨) નર્મસચીવ.

લકવો, પું૰ શરીરના અમુક અંગની સત્તા જતી રહેવી તે; અર્ધાંગવાયુ; પક્ષાઘાત. વાયુનો એક એવો રોગ કે જેથી અવયવો પોતાનું કામ કરતા અટકી જાય. જીભને લકવો થતાં બોલાતું નથી અને હાથ પગને થાય તો તે હાલતા નથી.

લકાર, પુ૰[ सं. ] લ એવો ઉચ્ચાર અને અક્ષર તે.

લકીર, સ્રી૰ લીટી; રેખા.

લકુંદરો, પુ૰ વઠેલો–લુચ્ચો માણસ; રંડીબાજ; ઇશ્કી.

લકુંબો, પું૰ નિતરતા સત્ત્વવાળો નવાલો; કોળિયો (૨) લાભ, નફો; ફાયદો:–તું ત્યાં શો લકુબો લેવા ગયો હતો?

લક્કડ, ન૰ લાકડું; કાઠી. લક્કડ કામ=લાકડાનું બાધકામ તે, એકલાં લાકડાંની રચના કે બનાવટ તે (૨) સુતારે કરવાનું કામ તે. લક્કડ પીઠ=લાકડાંનું બજાર. લક્કડકોટ=લાકડાંનો કોટ–આંતરો–વાડ તે. (૨) લાકડાથી બાંધેલો માલ ઉતારવાનો દરિયા અથવા નદી કિનારાપરનો ધક્કો, લાકડાંનો વાડો તે

લક્કડખોદ, પું૰ લાકડાંને ચાંચ મારી ટોચનારું એક પખી; સુતારિયો વારો. મોટાં ઝાડવાનાં જંગલોમાં આ પંખીઓ લાકડાંને ટોચવા તેના સ્વરકારથી દિશાઓ ગાજી રહે છે.

લક્કડધક્કડ, અ૰ લાકડાંને જેમ નાખી

આગળ વધારાય તેમ, લાકડાની માફક ધક્કા મારીને. (૨) ધમધોકાર; સપાટે; રપેટીમાં લઈને. (૩) દમ દમ માર મારીને. દોરથી; જોરથી:–લક્કડધક્કડ કામ લે. ક્રિ૰ પ્ર૰ લક્કડધક્કડ લેવું=દાદ નહિ આપતાં દમથી કામ કરાવવું; કામમાં પલોટવું (૨) દમ દેવો. ગુનો મનાવવા માટે.

**લક્કડસી,** વિ૰ લાકડા જેવું કઠણ; નહિ પોચું; સખત એવું તે:–લક્કડસી લાડુ. ચણાના લોટને ચાસણી પાઈ સખત બાંધેલા લાડુ તે; લક્કડસી લાડુ.

**લક્કડિયું,** ન૰ લાકડામાંથી બનાવેલું પાત્ર તે; લાકડાનું પાત્ર અથવા ખાંડણિયો. કઠોડું; વગેરે. (૨) તમાકુનો ભુકો કરવાનું લાકડાનું ખામણાવાળું ગચિયું. (૩) વિ૰ લાકડાનું. લક્કડિયો પુરજો-પુસ્તો વગેરે.

**લક્કી,** વિ૰ અમુક ચિહ્ન–રીતથી ઓળખાતું (કબુતર.):–લક્કીકબુતર.

**લક્ષ,** ન૰ [ સં. ] મન અમે દૃષ્ટિની એકાગ્રતા તે; એક બાબત ઉપરની જે ચોટ તે; ધ્યાન; જે તરફ મન ને નજર એકતાર હોય તે. (૨) ચિહ્ન; નિશાન; ચોટ. (૩) હેતુ; ઉદ્દેશ. (૪) મન; છવ; ચિત્ત. ક્રિ૰ પ્ર૰ લક્ષ રાખવું=ધ્યાન રાખવું. એકાગ્રતાથી એક બિંદુ અથવા હેતુ ઉપર ચિત્ત રાખવું તે; મન રાખવું. સિદ્ધ કરવાના આશય–હેતુ તરફ મનની જે એકાગ્રતા તે; એક ચિત્તતા તે. લક્ષ દેવું=ધ્યાન આપવું. (૫) સો હજાર તે; લાખ. ઉ૰ લક્ષ ચોરાસીવાર.

**લક્ષણ,** ન૰ [ સં. ] જેનાવડે વસ્તુ ઓળખાય તે; ચિહ્ન; નિશાન. (૨) ખાસ અસગત; પરખ્યુક; આચરણ. (૩) વ્યાખ્યા; ઓળખનું બ્યોન; નામ; જેમાં ઓળખાવવાની વસ્તુનું જ સ્વરૂપ અપેક્ષિત હોય તે. (૪) ટેવ; લત. (૫) ગુણ; સંભાર. (૬) રૂખાર; રૂપક:–કુલક્ષણ; સુલક્ષણ; માનુષ્ય અથવા વસ્તુમાં રહેલા તે તે ગુણાવગુણ, કે જે ઉપરથી તે ઓળખાય.

**લક્ષણવંતુ,** વિ૰ લક્ષણવાળું; સુલક્ષણું; સારી વર્તણુંકનું. (૨) ચતુર; ગુણવાન.

**લક્ષણા,** સ્ત્રી૰ [ સં. ] એક મુખ્યાર્થમાંથી બીજો સંબંધી અર્થ લેવાય તે:–ગામ ખી ગયું–અર્થાત ગામ નહિ પરંતુ તેમ રહેનારા લોક તે. આ લક્ષણાશક્તિ કહેવાય છે. ભાવાર્થ. મુખ્યાર્થમાં રહેલો બીજો જે શક્ય સંબંધી અર્થ તે–લક્ષણા.

**લક્ષવું,** ક્રિ૰ સ૰ કોઈ મામ, નિશાન, હેતુ વગેરે પર લક્ષ કરવું તે; ધારવું; તાકવું. (૨) આશા રાખવી; વાટ જોવી. (૩) શોધી કાઢવું; ધ્યાનમાં રાખવું. અટકળ કરવી; જાણવું; નિશાન માંડવું.

**લક્ષવેધી,** વિ૰ [ સં. ] તાકેલું નિશાન પાડનાર. (૨) ધારેલો હેતુ બર લાવનાર; તાકોડી.

**લક્ષાધિપતિ,** પું૰ લાખ રૂપિયાની પુંજીવાળો; જેની પાસે લાખો રૂપિયા હોય તે.

**લક્ષાવધિ,** અ૰ લાખ લગી; લાખની સંખ્યા લગણ; લાખે જેનો અંદાજ હોય તેમ.

**લક્ષી,** વિ૰ લક્ષ ઉપર ધ્યાનવાળું; અમુક હેતુ રાખીને કામ કરનાર; ધ્યાન રાખનાર.

**લક્ષ્મી,** સ્ત્રી૰ [ સં. ] પૈસો; સંપત્તિ; દોલત. (૨) ધન આપનારી દેવી; અથવા ધન દેવતા તે. (૩) વિષ્ણુની સ્ત્રી. (૪) શોભા; શ્રી. (૫) ભાગ્યશાળી સ્ત્રી. દસ પ્રકારની લક્ષ્મી કહેવાય છે:–રોકડ પૈસો; ખેતર–જાગીર; સુખસાધન; વાહન; ઢોર; સ્ત્રી; છોકરા; મકાન; ઘરા સુકુળમાં જન્મ અને આબરૂ ઈજ્જત. વળી બીજે પ્રકારે:– ૧ ધન, ૨ ધાન્ય, ૩ પશુ, ૪ સ્ત્રી, ૫ પુત્ર, આરોગ્ય, ૬ આશ્રય, ૭ આવરદા ૮ ઉદ્યમ, ૯ સંતોષ, ૧૦ જ્ઞાન. કહેવત–લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જવું=વખત નહિ વિચારવો; જે

વખતે જે લેવાય તે લછાવેલું.

**લક્ષ્મીવાન,** વિ૦ [ સં. ] પૈસાદાર; ધનવાન; શ્રીમંત; તવંગર.

**લક્ષ્ય,** વિ૦ [ સં. ] લક્ષ આપવા જેવું; લક્ષ આપી શકાય એવું; તાકી-ધારી શકાય તેવું.

**લખ,** સ્ત્રી૦ લત. (૨) લક્ષ્મી. (૩) વિ૦ લાખ. ઉ૦ લખચોરાસીનું લફરું; માથે વહોરી લીધું રે.

**લખણી,** સ્ત્રી૦ દાન-બક્ષીસની યાદી; ટીપ. આટલું આપીશ એમ જેમાં લખી આપેલું હોય એવો માગણનો કાગળ તે; ઉઘરાણાનો કાગળ-યાદી તે.

**લખાણું,** ન૦ લખવાનું વતરણું; ટાંકણું; કલમ; લેખણ. (૨) લખાણ; લખેલું તે. (૩) ભેટ-દાન-બક્ષીસ આપવાને કરી આપેલી યાદી-ટીપ તે લખણી.

**લખત,** ન૦ લખાણ; લખેલું તે; લેખ. (૨) ખત; દસ્તાવેજ; ઠરાવનું લખાણ તે. લખતપત્તર=લખાણ કરેલું પતુ-પાન-તખતી વગેરે તે; દસ્તાવેજ.

**લખપતિ,** પું૦ લાખો રૂપિયાનો આસામી તે, લખેસરી; મોટો ધનવાન.

**લખમી,** સ્ત્રી૦ લક્ષ્મી.

**લખલખ,** અ૦ ઝળાંઝળા. (૨) પ્રવાહી ઉછળતાં થતો એવો અવાજ તે:-કુતરૂં પાણી પીએ ત્યારે લખલખ થાય છે.

**લખલખવું,** ક્રિ૦ અ૦ ઝળાંઝળાં થવું; ચકચકવું; તેજમારવું; પ્રકાશનાં કિરણોનું ઉડવું. (૨) લખલખ થવું; પાણી ઉછળવાથી લખલખ એમ થવું. (૩) જેમ તેમ બોલબોલ કરવું; બડબડવું.

**લખલખાટ,** પું૦ તેજનું ઝળાઝળાં થઇ રહેવું તે; ઝગઝગાટ; હીરા મોતી અને તાજેલા સુવર્ણ વગેરેમાંથી ઉડતો તેજપ્રભાવ; લાવણ્ય. (૨) લખલખ થવું તે. (૩) બડબડાટ; લવારો; ઘોંઘાટ. (૪) હવામણ; સંક્ષોભ; આનંદઉત્સાહ અને કામકાજ વગેરેની જે તેજી-ધમાલ તે.

**લખલુંટ,** વિ૦ પુષ્કળ; બહુજ; અતિઘણું; ભરપુર; બેશુમાર:-આમ લખલુંટ ખરચ કરશો ત્યારે બચશે શું ?

**લખવું,** ક્રિ૦સ૦ [સં. લિખ્] ટાંકણા-વતરણાથી સપાટીપર ખોદીને ચિહ્ન કે આકૃતિ પાડવી; ખોતરવું-કોતરવું-ખોદવું; ઉંડા આંકા પાડવા. (૨) પિંછી અથવા કલમ પ્રવાહી રંગમાં બોળી લીસી સપાટી ઉપર ચિહ્ન કે આકાર પાડવો. આલેખવું; ચિતરવું; કાઢવું. (૩) ગ્રંથ કરવો; બનાવવું:-એક ચોપડી કે નિબંધ લખ. (૪) યાદ રહે-વિસરાય નહિ એમ કરવું.

**લખાણ,** ન૦ લખેલું તે; લેખ. (૨) લખીને વસ્તુ બતાવવી તે; લખવાની છટા.

**લખામણ,** ન૦ લખવાનું મહેનતાણું; લખાવવાનો બદલો તે; લખામણી; લખાઈ.

**લખામણી,** સ્ત્રી૦ લખામણ; લખાઈ તે.

**લખારો,** પુ૦ બોલબોલ કરવું તે; બબડાટ.

**લખાવટ,** સ્ત્રી૦ લખાણ કરવું તે; મોઢે નહિ પણ લખીને કામ કરવું તે. (૨) ધાસ્તી. (૩) લવારો.

**લખાવવું,** ક્રિ૦ સ૦ લખે તેમ કરવું. (૨) ઝંખવાવવું; ડુલાવવું; તલપ મારવી.

**લખાવું,** ક્રિ૦ અ૦ ઘસાઇ જવું; નિર્બળ થવું; શરીર લેવાવું.

**લખિત,** વિ૦ [ સં. ] લખેલું. (૨) ભાગ્યમાં જે લખાયેલું હોય તે:-લખિત સાંધ મરે છે.

**લખિતગ,** વિ૦ લખનાર; લખાણ કરનાર. ઉ૦ ચંપા નગરીથી લખિતંગ લલિતા દાસીરે.

**લખીઆપવું,** ક્રિ૦ સ૦ દસ્તાવેજ કરી આપવો; લખીને કબુલાત આપવી.

**લખેશરી,** વિ૦ જેની પાસે લાખો રૂપિયા

હોય તે; ધનવાન. ઉ૦ લખેશરી હશે તાત જેહનો, મારે તે બાઈ શા કામનો. મેમેરૂ.

**લખોટવું**, ક્રિ૦ સ૦ લાખ લગાડીને ઘુંટવું; જેમાં લાખ હોય એવું દ્રાવણ ચઢાવવું; લાખ ચઢાવી ઘુંટીને ચળકતું કરવું.

**લખોટી**, સ્ત્રી૦ લાખની ગોળી; મંજો; ઠેરી; છોકરાઓને રમવાની ખોર, ખોર, જેવડી પત્થર, કાચ અથવા લાખની ગોળીઓ તે; નાની ગોળી; લકટી.

**લખોટો**, પું૦ મોટી લખોટી; લકરો; ઢીખો. (૨) અગત્યના કાગળોનો બીડો તે; સરકારી હુકમ-તુમાર વગેરે ઘાલેલું મોટું સીલબંધ પડખીડિયું.

**લખ્ખણ**, ન૦ લક્ષણ

**લખ્યુંપત્રું** ન૦ લખત; લેખ; ખત; દસ્તાવેજ.

**લગ**, સ્ત્રી૦ ઘોડિયાટ ઉપરથી મે ભને લાગે ટેકો દેવાય છે તે; ટેકણ; ટેકો. (૨) પાછલો ટેકો; આગલી ઠોકઠાક કરવા પાછલી તરફ જે જોર રાખવામાં આવે છે તે. (૩) સુતર-વાળની લટ તે. (૪) લગણ; લગી; સુધી.

**લગડું**, ન૦ ગધેડાની પીઠપર માલ ભરવાને મૂકવામાં આવતું ચોકડું. (૨) છાલકું; ગધેડા ઉપર નાંખવાની ગુંણ; બન્ને બાજુ માલ ભરાય એવી ડળી; પીઠે બંધાય એવો ભારે ને કંટાળા ભરેલો બોજ તે. ઉ૦ લખ ચોરાશી કેરૂં લગડું, માથે વહોરી લીધુંરે.

**લગણ**, અ૦ લગી; સુધી; પર્યંત; મર્યાદા-હદ બતાવે છે. (૨) પું૦ બોજ; ભાર. (૩) છેલ્લો અક્ષર લઘુ હોય એવો ગણ તે.

**લગત**, ન૦ સંબંધ. (૨) લગતું; સંબંધવાળું. (૩) પાસે; જોડે. આ પત્ર લગત ચેક છે.

**લગતી**, સ્ત્રી૦ સંબંધ; લાગતુંવળગતું. (૨) વગ; તરફેણ. પક્ષ; શરમ. (૩) નજીક; પાસે.

**લગતું**, વિ૦ સંબંધી; સંબંધ ધરાવતું; સાથે હોય એવું. (૨) લગતું; પાસેનું; નજીકનું; સંબંધ-જોડાણમાં રહેલું.-મારા ઘરને લગતી છુટી જમીન છે.

**લગદી**, સ્ત્રી૦ લુગદી; થપોલી.

**લગન**, ન૦ લગ્ન; વિવાહ; સાદી; વરકન્યાનું એક બીજા સાથે જોડાવું તે.

**લગનગાળો**, પું૦ લગન કરવાના શુભ દિવસો તે; લગનની મોસમ; થોડા દિવસમાં જે વખતે ઘણાં લગન થતાં હોય તે સમય. ઉત્તરાયણથી માંડીને ભડળી નોમ લગી શુભ-ચોખ્ખા દિવસોમાં લગન થાય છે. લગન પડો=લગનનો શુભ દિવસ લખી મંગલાર્થ કંકુ ભરીને બનાવેલી લગ્નપત્રિકા તે. લગનસરા=લગનગાળો.

**લગનિયો**, પું૦ કન્યા તરફનો વરને તેડવા જનારો માણસ:-મામો લગનિયો. (૨) દાઢમાઢયો-માણસ.

**લગની**, સ્ત્રી૦ લેહ; ધ્યાન; લક્ષવૃત્તિ; મોહિની; રટ; શુભકાર્યોની આસક્તિ; લગનસંબંધ પાડવાનું એક સરણું લક્ષ લાગી રહેવું તે. ઉ૦ લગની લાગી નંદલાલસુ.

**લગભગ**, અ૦ બહુ પાસે લગી એમ; પાસે; નજીક; અડોઅડ; સમતલ સુધી પહોંચેલું એમ.

**લગરીએક**, વિ૦ જરા; થોડું; કંઈક.

**લગવાડ**, સ્ત્રી૦ સંબંધ; લાગતુંવળગતું હોય તે. (૨) આશકમાશુકનો સંબંધ તે.

**લગાડવું**, ક્રિ૦ સ૦ ચોપડવું; ચોળવું; ચામડી પર ઘી લગાડ. (૨) અડકાડવું; સ્પર્શ થાય તેમ કરવું. ટેબલને હાથ લગાડતો નહિ. (૩) કામ-ધંધે વળગાડવું; ભઝાડવું; નોકરાવવું:-નાપાસ થયો એટલે ધંધે લગાડયો. (૪) બાળવું; સળગાવવું; પેટવવું:-ચુલામાં લગાડ. (૫) લડાઈ કરાવવી. (૬) સારી-માઠી અસર કરાવવી. (૭) ધ્યાન આપવું; મનપર લેવું. (૮) યોજવું; ખંત મચી. પ્રેરવું:-અભ્યાસમાં જીવ લગાડ. હવે ભક્તિમાં મન લગાડો.

**લગામ,** સ્ત્રી૦ [ ફા. ] પશુને રાખવા અને ધાર્યા પ્રમાણે ચલાવવા તેના મોં અથવા નાકમાં જે નથદોરી ઘાલવામાં આવે છે તે; નાથ; ચોકડું; વાગ; નાથ કે ચોકડાની રાશ-દોરી તે. (૨) અંકુશ; દાબ. (૩) મર્યાદા; હદ. (૪) અટકણ; અટકાવ, પ્રતિબંધ. (૫) વિવેક; શરમ.:-એને મોઢે લગામ નથી.

**લગાર,** વિ૦ થોડું; સહેજ; જરાક.

**લગારેક,** વિ૦ બહુજ થોડું; કિંચિત.

**લગાવવું,** ક્રિ૦ સ૦ લેપવું;ચોપડવું. (૨) મારવું; ઠોકવું. (૩) લાગુ પાડવું; કામમાં આણવું. (૪) સોબત કરવી.

**લગી,** અ૦ સુધી; તક; લગણ; વેર. મર્યાદા-હદ બતાવે છે.

**લગીર,** વિ૦ જરા; થોડું.

**લગે,** અ૦ ઉત્તેજનને માટે ‘ ભલે, એવા અર્થમાં વપરાય છે.

**લગોલગ,** અ૦ છેક પાસપાસે; એક બીજાને અડીને રહેલું હોય તેમ; લગભગ.

**લગ્ગુ,** અ૦ પાછળ લાગેલું હોય તેમ; સાથે; જોડે. (૨) પાસે; નજીક.

**લગ્ન,** ન૦ [ સં ] સંબંધ વગરના વરકન્યાનો યોગ તે, વરકન્યાનો પતિપત્ની તરીકે રહેવાનો સંબંધ-બંધ તે; એક બીજા સાથે જોડાવું તે; વિવાહ. (૨) વરકન્યાએ પતિ પત્ની તરીકે સાથે રહેવાને શાસ્ત્રાનુસાર વિધિ કરવો તે; તે સંબંધી બેસાંની રીત, નાતજાતનો વહેવાર તે. ( ૩ ) વિવાહનો અવસર-ટાણું તે. (૪) પાંચ ઘડી જેટલો સમય તે. જે રાશિનો સૂર્ય હોય તે રાશિનું પહેલું લગ્ન ગણાય છે. ( ૫ ) સ્નેહ; પ્રેમબંધ; ચિત્ત લાગવું તે.

**લગ્નકુંડળી,** સ્ત્રી૦ જ્યોતિષનું વિવાહ સંબંધ દર્શક ગ્રહ ચક્ર.

**લગ્નપત્રિકા,** સ્ત્રી૦ [ સં ] જેમાં લગ્ન જણાવેલું હોય તેવી પત્રિકા; કંકાતરી.

**લગ્નમંડપ,** પું૦ [સં] લગ્નનો વિધિ કરવાને બાંધેલો માંડવો તે.

**લઘિમા,** સ્ત્રી૦ [સં] આઠ યોગિક સિદ્ધિઓમાંની તે સિદ્ધિ, કે જેવડે શરીરને લઘુ-હળવું કરી શકાય છે.

**લઘુ,** વિ૦ [ સં ] નાનું; ટુંકું; સૂક્ષ્મ. ( ૨ ) હળવું; નહિ ભારે એવું. (૩) થોડું; અલ્પ; જરા. (૪) ઉચ્ચારમાં ભારે નહિ એવું; મૃદુસ્વરવું-સ્વરનું. દીર્ઘથી ઉલટું; હ્રસ્વ.:-લઘુ ઉચ્ચાર-અક્ષર તે.

**લઘુતા,** સ્ત્રી૦ [ સં ] નાનાપણું; થોડપણું. (૨) હળવી હલક તે. (૩) નીચપણું.

**લઘુતાઇ,** સ્ત્રી૦ લઘુતા, હલકાપણું. (૨) ટુંકાણ; હ્રસ્વત્વ.

**લઘુત્વ,** ન૦ લઘુતા; ટુંકાણ.

**લઘુલાઘવી,** સ્ત્રી૦ એવી વિદ્યા કે જેથી નાના અને હલકા બની શકાય; ઇચ્છા પ્રમાણે શરીરને નાનું અને હલવું બનાવાય એવી સિદ્ધિ-આવડ તે. (૨) એક જાદુઈ કળા; હાથચાલાકી; પેચવાળી તદબીર; ઉંધુંચતું કરવાની, સામુ માણસ સમજે નહિ એવી કળા તે.

**લઘુશંકા,** સ્ત્રી૦ પિશાબ કરવો તે; મુતરવું તે.

**લચક,** સ્ત્રી૦ જોર વાગવાથી, ભારપડવાથી અથવા આઘાતથી હાથ-પગના એકાદ અવયવનું લચકાવું-મરોડાવું, નમી પડવું તે; લબડવું-લટકવું થઇ જવું તે; લંઘાવું તે; મચકોડ; કરમોડ. લચકલચક-ઢીલું પડી-સાંધાનો સબંધ શિથિલ થઇ ઝુલતું-ઝોલાતું લબડતું; લટકી પડી આમતેમ હાલતું ને અથડાતું.

**લચકવું,** ક્રિ૦ અં૦ ભારથી અથવા ઠપકાવાથી સાંધામાંથી ખસી જવું-વાંકું વળવું; નમી-જવું; મરડાવું; મોચાવું; કરમોડાવું; લચી-જવું; ભારથી નમવું; ઉતરવું; ખોબરાવું.

(૨) જોખમના મદમાં ચાલતાં કમ્મરથી મરડાવું—નમી જવાવું.

**લચકો,** પું૦ પોચા—ઢીલા પદાર્થનો લોંદો; હાથમાં લઇ શકાય એટલો ઢીલા પદાર્થનો થેડો જથ્થો તે. પાંચ આંગળાં વચ્ચે રહે એટલો ઢીલો કે લોંદા જેવો પદાર્થ. ૯.:–લચકો દાળ—ઢીલીદાળ—( પ્રવાહ નહિ. ) લચકો લાપસી.

**લચડવું,** ક્રિ૦ સ૦ ચોપડવું; ખરડવું; લપેડવું.

**લચપચ,** વિ૦ રસ–પ્રવાહીથી ભરપુર; પ્રવાહી ભળવાથી લોચા–લોદા જેવું થયેલું હોય એવું; અંદરથી પ્રવાહી ટપકે એવું; તરબોળ. (૨) સુંદર જેવું.

**લચપચતું,** વિ૦ પ્રવાહીપૂર્ણ—તરબોળ; લોંદા–લચકા પડે એવું; રસ વગેરે પ્રવાહીથી ભરપુર.:–લચપચતી લાપસી.

**લચલચવું,** ક્રિ૦ અ૦ સાંધેથી ઢીલું પડી લબડવું; પસરી જાય એવું અથવા લેતાં લચકા થઈ સરી–પડી જાય એવું. ( ૨ ) લચકવું.

**લચવું,** ક્રિ૦ અ૦ વચમાંથી જરાક નમી જવું; સાંધામાંથી મરડાવું. (૨) તરખરી મૂકવી; આગ્રહ મૂકી દેવો. (૩) ફરી જવું; ભોંઠવાવું. (૪) ગાંસુ થઇ નગી પડવું; સૂતરમાંથી–સીધી લીટીમાંથી એકાદ બાજુ ખસી જવું.:–ભારથી ભારવટિયો લચ્યો ને ભારે અગ્માદથી ફરો લચ્યો.

**લચંડ,** વિ૦ માથાફોડિયું.

**લચાંડ,** વિ૦ માથાફોડિયું; તકરારી. (૨) બેન પડાવે એવું.

**લચ્છન,** ન૦ લક્ષણ.

**લચ્છો,** પુ૦ હાથ ચડાવેલા દોરાની આંટી; આંટો.

**લછ,** સ્ત્રી૦ [ સં. લક્ષ્મી ] લક્ષ્મી; લછ.

**લછો,** પુ૦ પગનું ઘરેણું; સેરોનો પગમાં નાખવાનો ગુચ્છ. ( છલ્લો ! )

**લજાવવું,** ક્રિ૦ સ૦ શરમમાં નાખવું; શરમાવવું; લાજ લાગે એમ કરવું.:–નઠારો પોશાક પહેરી તમે મને લજવો છો.

**લજાવાવું,** ક્રિ૦ અ૦ લાજ આવવી; શરમાવું. (૨) શેહ પડવી; સંકોચ લાગવો; બોલતાં મળતાં ને મર્યાદા સાચવતાં–વિનયથી અચકાવું તે.

**લજામણી,** સ્ત્રી૦ સ્પર્શથી–લાજથી સંકોચાઇ જનારી એક વનસ્પતિ; બીજાનો સ્પર્શ થતાં જેની પાંદડી નમીને પડી જાય છે એવી વનસ્પતિ.

**લજામણું,** વિ૦ લાજ આવે એવું; શરમ લગાડે તેવું. (૨) નહિ શોભતું; અયુક્ત લાગે એવું; નગારું.

**લજાવવું,** ક્રિ૦ સ૦ શરમ પહોંચે તેમ કરવું; શરમાવવું.

**લજ્જા,** સ્ત્રી૦ [ સં. ] લાજ; શરમ. (૨) મર્યાદા; અદબ. (૩) સંકોચ. (૪) ધિક્કાર. લજ્જાવાન્=લાજવાળું.

**લજ્જાળુ,** વિ૦ શરમાળ; અદબવાળું; લાજે એવું; મર્યાદાશીલ. (૨) લજ્જાવતીનો છોડ.

**લજ્જિત,** વિ૦ [સં.] લાજેલું; લજ્જા પામેલું; શરમિંદું.

**લટ,** સ્ત્રી૦ ચોટલામાંના વાળનું ફેંડું; ગોળ લાંબા વાળમાંનો થોડાક વાળનો એક જથ્થો–ગુચ્છ તે; જટિયું; લાંબા વાળની એક સેર; વેણી; વાળની પાતળી લડી. (૨) હીર અને સતરના તારની પાતળી લડી. (૩) વડની તંતુદાર શૂળી; પાતળી વડવાઈ. (૪) મોટકો સણગારવાની મોતીની પરોવેલી સેર; મોતીસેર.

**લટક,** સ્ત્રી૦ લળતા—નમી–લચી પડતા અંગનો લહેકાવ તે; અંગ હિલોળી લળાવીને ચાલવાની ખૂબી તે; અવયવોનો મોહક ને શોભીતો ઝુકાવ તે; લટકો; અંગ મરોડ; અંગભંગ; ચાંક. શોભીતું માથું હલાવવું;

હાથે સેંઠોથી લઈ જવું; ચાલતાં મરોડ લઈ અંગ લચાવવાં વગેરે તે. ઉ૦ લટક ઉપર વારી-વારી જાઉં વારીરે. મચકોડ; મચકો; લટકોમટકો.

**લટકણુ**, વિ૦ લટકણારું; લટકતું હોય એવું; લટકતું; લબડતું:-એ વનમાં મેં કણી ન જાઉં; અને જાઉં તો લટકણુ ફળ મેં કણી ન ખાઉં. (૨) લટકતું રહેલું હોય એવું અંતરાળિયું તે. છંડાયેલું; કાર્ય કરવા જતાં અધવચ રહેલું એવું તે.

**લટકણિયું**, વિ૦ લટકતું એવું; ઝુલતું-લટકયા કરતું હોય એવું. (૨) ના૦ પાંદડી; લોલક; ઘુલેર; લટકતું રહે અને ઝુલ્યા કરે એવું; સ્ત્રીઓમાં કાનનું એક ભૂષણ.

**લટકતું**, વિ૦ લબડતું; ટિંગાતું; ઝુલાતું; લટકયા કરતું. (૨) પૂર્ણ મૂલાધાર રહિત; ઉપરથી વળગેલું અને નીચેથી આધાર વગરનું. (૩) ઉદ્યમ વગરનું; બેકાર. (૪) અધવચ રહેલું; અંતરાળિયું. ક્રિ૦ પ્ર૦ લટકતું મૂકવું=શરૂઆતમાં પૂછી, કામે લગાડી, અથવા નોંતરીને પછી અધવચ છોડીદેવું, પડતું મૂકવું, જવાદેવું; અધેથી તજી દીધેલું.

**લટકવું**, ક્રિ૦ અ૦ ઉપરને આધારે નીચેના આધાર વગર ઝુલતું રહેવું; લબડવું; ટંગાઈ રહેવું. (૨) આધાર રહિત થઈ જવું; ધારેલું નહિ પાર પડવું; રહીજવું નિરુદ્યમી થવું; અંતરિયાળ રહીજવું; નિષ્ફળ થવું.

**લટકાવવું** ક્રિ૦ સ૦ લટકે એમ કરવું; ટાંગવું; ઝુલતું રાખવું. (૨) ઉપરથી આધાર આપી બાંધી-નીચેથી આધારરહિત કરવું; લબડે ટંગાઈ રહે એમ કરવું:-થાય તે કર, જોઈએ તો ફાંસીએ લટકાવને! અધવચ-અંતરિયાળ રાખવું.

**લટકાવું**, ક્રિ૦ અ૦ ટંગાવું, ટિંગાવું; લબડવું; ઝુલતું રહેવું.

**લટકાળું**, વિ૦ લટકવાળું; શોભિતા મજેના મોહક અંગ મરોડવાળું લચી પડતી મોહક ચાલવાળું; મોં, હાથ પગ અને બીજા અવયવોની મોહક સ્વાભાવિક લટકવાળું તે; ચટકતી ચાલવાળું:-લટકાળી સ્ત્રી.

**લટકું**, ન૦ છટાદાર અંગચાળો; નખરું; મજેદાર અંગ તરછોડનો લહેકો તે. ઉ૦ અમુલખ લટકું લાખનું, જીત્યા તે પામ્યા પાર. દયા.

**લટકો**, પું૦ શરીરના એકાદ અવયવની મોહક છટાદાર હિલચાલ તે; ભાવ ભર્યો અંગ મરોડ; મોં, હાથ, કમ્મર પગ વગેરેનો મચકોડ-લહેકાવ તે; છટાદાર મોહક અંગ ચાલન તે. (૨) છટાદાર મજેની લળી પડતા અંગવાળી મોહક ચાલનો મરોડ; ગમન છટા; મદભર ગતિવાળી મજેની હલક તે. ઉ૦ મોલો મોલો ઝાંઝરને ઝમકે, માલો મોલો લીલાગત લટકે. અભિનય; નખરું; ચાળો. (૩) ચપળ લહેકાવ; સહેજ નમી-ઝુકીને પાછું હતું તેમ થઈ જાય એવું ઝમુકવું તે; લહેજવું; લળક:-લટકો ઝટકો=સહેજસાજ; બન્યું ન બન્યું હોય એમ થઈ જવું તે; સહેજવાર એમ.:-મોટા કુટુંબમાં દહાડે તો વહુવર લટકો ઝટકો મળે એટલામાં શી વાતચીત કરે. લટકોમટકો=શરીરનો અને આંખનો ચાળો તે; ચાંપી ચાંપી-નમી લચી અંગ બાંધીને ચાલવું તે. ઉ૦ લટકો મટકોને ચટકો તમારો.

**લટપટ**, સ્ત્રી૦ લાડવું અને પડવું-નમવું તે; ખૂબ લાડવું ને ગેલ કરવાં તે; ઢીક અંગ નાખી દઈ ખૂબ લડી પડવું તે:-લટપટ પંખી ચતુરસુજાણ. (૨) ઘાલમેલ; ગાઢ સંબંધ; ઉદારસ્નેહ સંબંધ. (૩) ઝટપટ; ઝપટ. (૪) ઉદાર-ખુલ્લા દિલની આપલે; અતિશય:-ઝાઝી લડપટ ગમશો નહિ, ક્યાંક ઘસાઈ જશો.

**લટપટિયું**, વિ૦ લીસું, એવું ઘેળાઈને લટી

પડે એવું. (૨) ઉતાવળું; ચચંળ.

**લટર,** સ્રીo લટ; ફેલું; શાખા; નાની ડાળીઓનો ગુચ્છ. ઉo લીલી લટરો લહેરે, રઘુપતિ. (૨) લટાર=આંટો; ફેરો.

**લટવું,** ક્રિo અo સમજવું; લટીપડવું; નમી-પડવું; ફેરવી વાળવું. (૨) સંકોચાવું.

**લટાર,** સ્રીo આમતેમ ફરી આવવું તે; જૈડકો; આંટો; ફેરો.

**લટિયાં,** નo વેણીથી છુટાવાળનો પાતળો જથ્થો તે; લટ; ગુંચાયેલી લટો તે; વાળનો ગુચ્છો તે; બાબરાં. (૨) પાતળી ડાળીઓ-શાખાઓ અને વેલના આગલા અંકુરો વગેરે તે ક્રિo પ્રo લટિયા પીંખવા=ભવાડો ફજેતો કરવો, કેદી નાંખવું; મારવું.

**લટીપડવું,** ક્રિo અo લાડવું ને પગે પડવું, ગેવ કરવા; નમી પડવું, રીસ ઉતારી નાંખી બળીજવું; આજીજી કરીદેવી. (૨) સમજી જવું.

**લટુરી,** વિo ઝુલતી; આનંદે નાચતી.

**લટોઝટો,** અo સહેજસાજ; લેવાયુ ન લેવાયુ હોય તેમ; અતિ ઉતાવળે; ધાઇમાં; નહિ નિરાંતે; નાસતા ભાગતાં-ભયમાં થોડું ઘણું એમ, જૂજજાજ.

**લટોરો,** પુo લટર, લટ. (૨) શાખા જૂથ.

**લટ્ટુ,** વિo લીન, તલ્લીન; એકદમ અધીન-વશ. (૨) પરાધીન, પરવશ. (૩) એકજ વિષયમાં ચિત્ત ચોંટી રહેલું હોય- એવું, મશગુલ; એકતાર; ધેંધટ. (૪) સ્તબ્ધ; કંઈ પણ કરવાને અશક્ત; થોથા જેવું; નિર્બળ; મન તથા શરીરની હિલચાલ જેની બીજા ઉપર આધાર રાખનારી થઇ ગઈ હોય એવું તે.

**લટ્ઠ,** પુંo જાડી, ટુંકી અને મજબુત લાકડી; ડાંગ; દંડો. (૨) વિo શરીરે ભારે ને મજબુત, ધરખમ, પુષ્ટ ને બળવાળું:-એ તો હજી લઠ્ઠ જેવો છે.

**લટ્ઠો,** પુo ગાડાં ગાડી વગેરેના નાયડીમાંનો તે લોખડી દંડો-ખીલો કે જેમા પૈડાં પરોવવામાં આવે છે; જેમાં ગાડીનાં પૈડાં પરોવાય છે તે લોઢાનો દાંડો. (૨) જાડો ને મજબુત માણસ તે; નમે નહિ એવો બળવાન કડક વીર તે. (૩) જાડો માદરપાટ. (૪) પાટલો; ઢાળકી; મોટી લગડી; ગાળેલી ધાતુનુ ગચિયું; ઘર બળી ગયું પણ સોના રૂપાના દાગીના અને રોકડ રૂપિયાના તો ગળીને લઠ્ઠા થઈ ગયેલા તે રાખના ઢગલા શોધતાં મળી આવ્યા.

**લઠ,** વિo પુષ્ટ તેમજ મજબુત; શરીરે પોષાતો ને બળવાન. (૨) પુંo જાડી મજબુત લાકડી.

**લઠિંગો,** પુંo શરીરે પુષ્ટ મજબુત અને અક્કલે મૂર્ખ એવો તે; લઠિયો. (૨) લુચ્ચો.

**લડકણ,** વિo લડાઇખોર; સહેજસહેજમાં લડી પડે એવું; લટકણું.

**લડકણું,** વિo લડે-કંકાસ કરે એવું, લડવાડિયું.

**લડત,** સ્રીo બે જણ અથવા બે પક્ષ વચ્ચેનો ઝગડો તે; તકરાર; ટંટો; કજિયો; મુકદમો. (૨) મારામારિયો ઝગડો; લડાઈ.

**લડથડવું,** ક્રિo અo શરીરની ધારણ સમતોલતા જતી રહેવાથી ઉથલી પડાવું; ગોથું ખાઇ જવું; અંબળાઈ-ઢળી પડાવું; ધારણ તૂટવાથી પડીજવાવું.

**લડથડિયું,** નo ગોઠિમડું; ગોથું; ગુલાંટ; અડબડિયુ; લડથડી પડાવું તે. શરીરની ધારણ-સમતોલતા જતી રહેતા ઉથલી પડાવું તે; સમતોલતા નહિ રહેવાથી આમ તેમ ડોલડોલા થઈ જવાવું તે.-આ લડથડિયાં ખાતો કેમ ચાલે છે? પીધેલો છે કે શું?

**લડઠવું,** વિo અલમસ્ત; લઠ્ઠ; ખાધેલ પીધેલ ને હષ્ટપુષ્ટ એવું તે.

**લડધો,** પુંo લઠિયો; લઠિંગો; લઠ્ઠ (૨) ખાધેલ પીધેલ તોફાની છોકરો તે.

**લડબડવું,** ક્રિo અo લટકી રહેવું; ટંગાઈ રહેવું; ઝુલવું, ઠુકવું. (૨) લાભ વગર

રહી-જવું; અરધે રસ્તે ગયા પછી નીચેનો આધાર જતો રહેવો અને નાસીપાસ થવું; નિષ્ફળ જવું. (૩) બાતલ રહેવું; નહિ લેખાવું; ઇચ્છા-ઉમેદનું અધુરે જવું.

**લડઅડિયું**, ન૦ લગડી પડાવું તે; ઠોકર ખાઇ પડવું તે. (૨) વિ૦ લડગડતું રહેતું હોય એવું.

**લડમલડા**, સ્ત્રી૦ લડાવડી તે. (૨) મસ્તી તોફાન.

**લડવાડ**, સ્ત્રી૦ લડાઈ; ટંટો; તકરાર, કજિયો; મારામાર, ઝગડો. (૨) બોલાબોલ.

**લડવું**, ક્રિ૦ અ૦ ગાળાગાળ કરવી; ખિજાવું; તકરાર કરવી. (૨) મારામાર કરવી; સામસામા હાથનો અને હથિયારનો ઉપયોગ કરવો; બળ બતાવવું, કાપાકાપી કરવી (૩) બે જણે અથવા બે પક્ષવાળાઓએ પોતાનો મત-વિચાર સાબીત કરવાને મથવું; કજિયો-વાદવિવાદ ચલાવવો. પોતાનું મંતવ્યસ્થાપન ખરૂં છે એમ બતાવવા કોઇ પણ રીતે બીજાની-વિરૂદ્ધવાળાની સાથે મોઢેથી કે હથિયારથી તોડ કાઢવાને મથવું તે.

**લડવૈયો**, પુ૦ લડનારો; યોદ્ધો, શૂરવીર; સૈનિક-જોધ; સિપાઇ. (૨) લડાઈ લડવામા પારંગત તે; લડનાર-લડી જાણનાર; જેને લડતા આવડતું હોય તે.:—ગુલામ અચ્છો લડવૈયો છે. કુસ્તીબાજ.

**લડસડવું**, ક્રિ૦ અ૦ સમતોલપણું નહિ રહેવાથી આમતેમ લગી પડાવું; લહેરથી મદથી પગ આમતેમ ફરી જવાને લીધે અડબડિયાં ખાવાં; ડોલતા લથડતા પગે ચાલવું. ઉ૦ લડસડતી ચાલે.

**લડંલડા**, સ્ત્રી૦ અંદર અંદર લડાઈ ટંટા કર્યા કરવો તે; વળગાઝુમી કર્યા કરવી તે; લડાલડ; બાઝંબાઝા, વઢંવઢા, કજિયો કંકાસ.

**લડાઇ**, સ્ત્રી૦ લડવું તે, બે માણસોએ અથવા સામસામા બે પક્ષોએ પોતપોતાના વિચાર અને હેતુઓ-સ્વાર્થો બર લાવવાને શારીરિક તેમજ માનસિક બળ એક બીજાની સામે અજમાવવા તે; ઝગડો, તકરાર.(૨) વાદવિવાદ; બોલ ચાલી, ટંટો. (૩) કજિયો; મુકદમો. (૪) બન્ને પક્ષે શસ્ત્ર લઈ એક બીજા સામે ભીડવું-મારામારી કરવી તે. અણબનાવ=બે ભાઇઓને લડાઇ છે. કંકાસ; ગાળાગાળ. સંગ્રામ; યુદ્ધ; જંગ.

**લડાઇખોર**, વિ૦ લડકણું; લડનારૂ; લડે એવા સ્વભાવનું.

**લડાક**, વિ૦ લડકણું. (૨) લડાવેલું; લાડકું.

**લડાયક**, વિ૦ લડકણું; લડનારૂ. (૨) લડવૈયું લડી શકે એવું. (૩) લડવામા કામ લાગે એવું; લડાઇના બનું:—લડાયક વહાણો.

**લડાલડ**, સ્ત્રી૦ સામ સામે લડાઇ કર્યા કરવી તે, લડમલડા; ચઢાવઢી. (૨) રોજનો કજિયો તે

**લડાલડી**, સ્ત્રી૦ લડાવડ; લડાઇ. વડવાદ, ટંટો; ફિસાદ.

**લડાવવું**, ક્રિ૦ સ૦ બે જણ લડે એમ કરવું; બઝાડવું. (૨) કુસંપ કરાવવો; કજિયો કરાવવા (૩) લાડ કરાવવું; વહાલથી રમાડવું; ફુલાવવું; જે માગે તે આપી તથા જે કહે તે સહી ખુશીમા રાખવું:—લાડ લડાવવા; પંપાળવું; ફુલાવીફુલાવી રાખવું.

**લઢ**, ન૦ ગુંછળું; આંટી. (૩) સોનીનું તાર વીંટવાનું ઓજાર. (૪) લડ્ડુ, લડ્ડુ; લાડવો; ગોળો.

**લઢણ**, સ્ત્રી૦ આચરણ; રીત, પદ્ધતિ. (૨) આદત, ટેવ. (૩) મહાવરો, જખ.

**લઢવું**, જુ લડવું.

**લણનાર**, વિ૦ કણસલા તોડીને એકઠાં કરનાર, બાજરિયાં, વગેરે. વિણનાર, પાક ઉતારનાર

**લણવું**, ક્રિ૦ સ૦ અનાજના છોડ, ઉપરથી બાજરી વગેરેના ડુંડાં-કણસલાં તોડવાં, કાપવાં

કાઢવા માટે કણસલાં એકઠાં કરવાં, પાકેલા છોડ પરના દાણિયા ચુંટી લેવા. (૨) ગુણ લેવો, સથરવું (૩) ફળ પામવું ભોગવવું. (૪) સામળવું; જાણીલેવું (૫) થોડે થોડે વિણી વિણીને ભેગું કરવું

**લત,** સ્ત્રી૦ વળી વળી અમુક કર્યા કરવાનું મન થવું તે, હમેશ મનમાં થયા કરતી ઇચ્છા–ભાવના તે, જેની તરફ વારંવાર લક્ષ જતું હોય તે, ઇચ્છા કે મનનું વલણ તે, લેહ, ધ્યાન, લગની (૨) આદત ટેવ. (૩) વ્યસન, છંદ

**લતા,** સ્ત્રી૦ [ સં ] વેલ, વેલી, એવી વનસ્પતિ કે જેના વેલા નિમળતા હોય તે

**લતાગૃહ,** ન૦ [ સં ] વેલીનો માંડવો, વેલમંડપ, જેની પર લીલી વનસ્પતિના વેલા ચઢેલા હોય એવી ઝુંપડી–કુંજ, કુટિ તે

**લતામંડપ** પું૦ [સં] વેલનો માંડવો, કુંજ

**લતાડ,** સ્ત્રી૦ યુક્તિથી ફરી જવું તે ફરીને તોળવું તે, ફરી પાઘડી બાંધવી (૨) છળ પ્રપંચ, તરકટ (૩) ગોથ–ગોથ ખવડાવી પતંગને બીજી બાજુ ખેંચી લઈજવો તે.

**લતાડવું,** ક્રિ૦ સ૦ ખરાબ કરવું મારી લાતમાં આણવું, કોઇ જાતની લતથી ખરાબ થયું હોય તેમ થવું (૨) જુઠે-જુઠું તાકવું

**લતિકા,** સ્ત્રી [ સં ] લતા વેલ વેલી વેલાવાળી વનસ્પતિ

**લત્તાં,** અ૦ લુગડાની સાથ જોડીને વપરાતો એક શબ્દ –લુગડાંલત્તાં લેવા છે?

**લત્તો,** પું૦ અમુક પ્રદેશ જિલ્લા કે મહોલ્લાને લગતો અમુક નામે ઓળખાતો વિભાગ તે મુલક, વસ્તી રાજ્ય અથવા ક્ષેત્રને લગતો ભાગ (૨) મહોલ્લો, વાસ, પોળ–પાડો તે (૩) જિલ્લો, વિભાગ, પ્રદેશ, ક્ષેત્ર.

**લથડપથડ,** અ૦ પાણીથી ભિંજાયેલ એમ, તરબોળ (૨) અંરેવાળિયો આવે તેમ લથડે અને પગે અથડાય એમઃ–વરસાદ આવ્યો તેથી લથડપથડ થઈ ગયો અને એવાં લથડપથડ કપડાં પહેર્યાં હતાં કે ચાલનારે અંરેવાળિયે આવે સથરપથર, વેરણ છેરણ

**લદબદ,** વિ૦ પ્રવાહીથી ભરપુર ભરેલું હોય એવું; ખુબ પલળેલું–ભિંજાયેલું–એવું. (૨) અ૦ લચબ જેવું હોય તેમ, કોઇ ઢીલા પદાર્થમાં હાથ પગ પડી ખરડાયા હોય તેમ (૩) લીન; તલ્લીન, ચકચૂર, મસ્ત.

**લદાવવું,** ક્રિ૦ સ૦ પીઠ પર ભરાવવું, ઉપર સિંચાવવું, પશુઓની પીઠ પર માલ નંખાવવો

**લપ,** સ્ત્રી૦ પીડા, આપદા, સતાપ, પચાત, ઉપાધિ, લફરુ. (૨) ચીકણો માણસ, માથું પકવનારો (૩) અ૦ ઉપરા ઉપરી લપાટા ખધ ઉપાડતા થતો એવો અવાજ, ઉતાવળે બોલતા થતો અવાજ, લપલપ એમ, ચટ, ચટ, ઝટ ક્રિ૦ પ્ર૦ લપલપ કરવું=વચમાં બોલ બોલ કરવું તે.

**લપકારો,** પું૦ જીભ અથવા બીજા કોઈ અંદરના અવયવનું બહાર પેસીનું ઉતાવળે બુજવું તે

**લપકો,** પું૦ ચીકણા ગંદા પદાર્થનો લોંદો, ગગડો (૨) લોંદો, લચકો. નરકનો (૩) મહેણું; ટાણો ક્રિ૦ પ્ર૦ લપકા તોડવા= ટાણા મારવા. બોલચાલમાં અને કામકાજમાં દોષ કાઢ્યા કરવા

**લપકોઝપકો,** પું૦ તાણખેંચ, સબળ કોઈ કામ થયું ન થયું કરી નાંખવું તે ઝટ ઝટ કે ઇકિ બનવું બનાવવું તે. (૨) સહેજ નસાકરમ એમ, થોડું ઘણું એમ.

**લપછપ,** અ૦ ધામધૂમ પેસનિમળ, લટપટ.

**લપટ,** સ્ત્રી૦ ઝપટ, ઝુટ (૨) તલપ (૩) ધીમે ધીમે ચઢવું તે, લહેર (૪) લોચ, કાંતિ. (૫) એકાએક સુગંધિ ઉડી આવવી તે

**લપટ,** વિ૦ લીન, એકતાર મગ્ન (૨) એ૦ હદ અતિ ચિકાશને લીધે ચોટેલું રે

એવું; સજાડ વળગેલું-ઓગળેલું હોય તેવું. અત્યંત ચીકણું; ચીવટ:-ચીકણું લપટ. ચોંટી જાય એવું.

**લપટઝપટ,** સ્ત્રી૦ ઓચિંતી ઝડપ-ઝુંટ મારવી તે. (૨) લાપોટઝાપોટ; લપ્પડથપ્પડ. (૩) જે કંઈ થોડું ઘણું થવું-હાથ આવ્યું તે ખરું એમ.

**લપટવું,** ક્રિ૦ સ૦ લપેટવું; વિંટાળવું; ગુંડાળવું; એકાદ ચીજની આસપાસ ચારે બાજુ લુગડું કે કાગળ વિંટાળવા. (૨) આંબળામાં લેવું; પેચમા-વળમાં ગુંચવી નાખવું; વિંટલાઇ જાય એમ કરવું.

**લપટાવું,** ક્રિ૦ અ૦ ચોટી જવું; લીન થવું, ગુલતાન થઈ જવું. (૨) જાળમાં-ફંદામા જવું; ફસાવું; લાલચમાં પડવું; ગુંચાઈ જવું; વળગી રહેવું. (૩) આંબળો આવ્યો હોય તેવું થવું; ચિકાશમાં ખરડાવું.

**લપટું,** વિ૦ ઢીલું; રમતું; પેચમાં બરોબર પકડ રાખે નહિ એવું; અંદરના ગાળાને નહિ બેસતું; ગાળા-કાણા કરતા પાતળા કદનું; ઢીલા થઈ ગયેલા ફેરનું અથવા પેચનું તે. (૨) ચીકણું; લીસું; નરમ. (૩) લાલચુ; લોલુપ; સહેજમા અનુકૂલ થઈ જાય એવું. (૪) લાસરિયું.

**લપડવું,** ક્રિ૦ સ૦ [ સં लिप ] ચોપડવું; ચીકણું લગાડવું; લપરડવું; લપેડવું; લેપન કરવું.

**લપડાક,** સ્ત્રી૦ તમાચો; લાપોટ; ધોલ. (૨) દાન; મહેણું; ટાણો. ક્રિ૦ સ૦ લપડાક-મારવી=ટાણો મારવો, ચોકનો ચોઢવો; ટકો મારવો; બનાવવું.

**લપરડવું,** ક્રિ૦ સ૦ લપેડવું; ચોપડવું; લગાડવું; લેપન કરવું; ખરડવું.

**લપરડો,** પુ૦ ગાઢા પ્રવાહીનો લેપ; જાડી ને ચીકણી ચીજનું લેપન તે; ઓઘરાળો.

**લપલપ,** અ૦ ચપચપ; ઉપરા ઉપરી લપલપ એવો અવાજ થાય તેમ; ઝડપથી; ઝડપથી; જીભ હાલ્યા કરતી હોય તેમ:-લપલપ ખાઇ ગયો. (૨) સ્ત્રી૦ વલવલાટ; બકવાદ; બકબક:-લપલપ ના કર.

**લપલપાટ,** પુ૦ લપલપ કરવું તે; ઉતાવળે સમજ્યું ન સમજ્યું બોલબોલ કરવું તે. બકબકાટ; લવારો; બોલબોલ. (૨) ઝટ ઝટ જેમતેમ ઉતાવળે કરી નાંખવું તે.

**લપલપિયું,** વિ૦ લપલપ કરનારૂં; ઉતાવળિયું, ઉત્પાતિયું. (૨) લવરીખોર, બોલકણું.

**લપવું,** ક્રિ૦ અ૦ ગંતાવું; છુપાવું.

**લપસણું,** વિ૦ લપસી જવાય એવું; સરકણું; પગ ખસી જાય એવું, લીસું.

**લપસવું,** ક્રિ૦ અ૦ સરકવું; ખસી જવું; સરવું; પગ નહિ ઠરવો; પડી જવાવું.

**લપસિંદર,** ન૦ ઘણું લાંબું ને ટાયલું એવું તે; ખૂબ લાંબું; કંટાળો આપે એવું.

**લપાટિયો,** પું૦ ઘુસટિયો; લપડાક મારનારો.

**લપાવું,** ક્રિ૦ અ૦ ઓઠે ભરાવું; આશ્રયમાં સંકોરાઇ બેસવું; ગંતાવું; છુપાવું; અંગ સંકોચી બીજાના ઓઠામાં ભરાઇ બેસવું

**લપુકલપુક,** અ૦ ડરથી મનનું-અંગનું ઉઘડવું ને સંકોચાવું તે; ભયથી મન અને ગાત્ર ઉપર થતી અધીરતાની અસર તે. લચુકલચુક; ભયની થરથરાટી,

**લપુડું,** વિ૦ જેના પેટમા વાત રહે નહિ એવું; લપલપિયું; વેવલું; અવાવરૂ. (૨)

**લપુ લપુ,** અ૦ લપુક લપુક; મન અને ગાત્રનું સંકોચાવું ને વિસ્તૃત થવું તે; ભયની અસર.

**લપેટવું,** ક્રિ૦ સ૦ ઢંકાય તેમ વિંટાળવું, આંટા લઈ ઢાંકવું; પડમાં ઘાલવું; કોઈ વસ્તુ ઉપર લુગડું કે કાગળ વિંટવા તે; ઢાંકી દેવું; વેષ્ટન કરવું. (૨) સંડોવવું; સાથે જોડવું; સામેલ કરવું; ફાંદામાં લેવું; ગુંચવવું.

**લપેટાવું**, ક્રિ૦ અ૦ વિંટાવું, ઢંકાવું; વિંટાઇને ઢંકાઈ જવું; વેષ્ટિત થવું; બીજા ઉપર-આસપાસ ચિકટાઇ જવું. (૨) સામેલ થવું; ગુંચાઈ જવું; ફાંદામાં પડવું

**લપેટો**, પું૦ એવો પટો અથવા કોર કે જેમાં રેશમના તારો કરતાં કસબ-જરી-વધારે હોય; ખૂબ કસબવાળુ વણતર તે; કસબથી લપેટી લીધેલા તાગનો વણાટ તે, રેશમ કે સુતર જેમાં કસબથી બિલકુલ ઢંકાઇ ગયેલું હોય એવું તે.:-લપેટાની સાડી. લપ્પો (૩) આચ્છાદન; ઢાંકણ; આવરણ.

**લપેડવું**, ક્રિ૦ સ૦ જાડું ચોપડવું, ખરડવું; લિંપાય એમ કરવું.

**લપેડાવું**, ક્રિ૦ અ૦ ચોપડાવું; ખરડાવું

**લપેડ**, વિ૦ ચોંટી જાય એવું; ખૂબ ચીકણું; ચીબટ. (૨) સ્ત્રી૦ ચીકણું-કંટાળો આપે એવું કામ; પંચાત

**લપેડવું**, ક્રિ૦ અ૦ જાડ ચોપડવું; જાડું લિંપવું; જાડો લેપ ચઢી રહે એમ કરવું; લગાડવું; ખરડવું, ગંદું કરવું. (૨) લેપમાં ઢાંકી દેવું. (૩) ભેળવવું; સામેલ કરવું, સાથે જોડી દેવું; બીજાની ભેગું લઈ લેવું.

**લપેડો**, પું૦ જાડો લેપ; ઓઘરાળો; જાડા પ્રવાહીનો લીટો-પટ તે; ચીકણા જાડા પ્રવાહી વગેરેનો લાંબો લેપ.

**લપોડ**, વિ૦ બુદ્ધિ કે સારી સમજ વગરનો મૂર્ખ; અણસમજુ. (૨) જુઠો તેમજ ઠેકાણા વગરનો; ચૈર્ય-ચારિત્ર્ય રહિત, ઉદ્ધત ને ઓજ વગરનો. ૨૦ પ્ર૦ લપોડશંખ=મોટો ને બહુ બોલો મૂર્ખ.

**લપોડો**, પું૦ મોટી ઉમરના પુરુષની ઇંદ્રી.

**લપ્પક**, વિ૦ લપટાઇ જાય એવું, ચીકણું. સહજ ચોંટી જાય એવું. (૨) સ્ત્રી૦ થપ્પડ; લિંપણ; ધોલ, લપેડ.

**લપ્પનછપ્પન**, સ્ત્રી૦ લપાઈ છુપાઇને કરવું તે; છુપી મેળમેલ; કોઇજાણે નહિ તેમ અહિંનું તહિં-આઘુંપાછું ને ઉછુંચનું કરવું તે, છુપું કામમાજ-વ્યવહાર; છાનો સંબંધ તે; ખાનગી લાગતું વળગતું રાખવું તે. (૨) સાફ ખુલ્લું-ઉઘાડું નહિ તે, સ્પષ્ટ ને જાહેર નહિ તે.:-કોઈની સાથે લપ્પનછપ્પન રાખવી નહિ, છાનું જુઠાણું. (૩) બહાનું, નિમિત્ત, લાગ. (૪) અ૦ છુપાછુપ ચાલતી લેવડ દેવડ; છાની ધાલમેલ; ખાનગી કહેતા કહેતી વગેરે તે.

**લપ્પાકાર**, વિ૦ લપ્પો, લપેટો ચઢાવેલું એવું, ખૂબ કસબ-જરીવાળું; પુષ્કળ ભારેજરીતી ભરચકતાવાળું.

**લપ્પો**, પું૦ ખૂબ-ભરપુર કસબ ચઢાવેલો હોય એવો પટો-કોર તે, કસબથી ખૂબ લપેટેલું હોય એવું તે, ભરચક કસબવાળો વણાટ તે:-લપ્પાની સાડી-લપ્પાનીકોર.

**લકડલફ્કડ**, અ૦ આમ તેમ લબડલબડ થતું હોય તેમ, લટકતું ને ફડફડ થતું હોય તેમ. (૨) ઝુલતું, લબડતું; આમ તેમ લટકતુ રહેલું હોય એવું (૩) ડોલતું, ફુંફરતું; ડગમગતુ, અંટેવાળિયે આવતું અથડાઇ વિંજાતું, લકડફકડ.

**લકડખંધુ**, વિ૦ સેંધુ પણ સ્વભાવે ધૂર્ત્ત એવું, સાદુ છતાં ધૂર્ત્ત.

**લકડતું**, વિ૦ આમ તેમ છુટુ અને લબડતું હોય તેવું, લટકતું, લબડતું; ઝુલતું ને ફફડતું, અંટેવાળિયે આવતુ, પગે અથડાતુ-આડે આવતું.

**લકડવું**, ક્રિ૦ અ૦ લબડવું, આમ તેમ લબડ્યા કરવું, આડે આવે, અથવા અથડાય એમ લટકવું; નીચે અડતું-તણાતું રહે એમ લબડવું લફડબફડ થવું તે, અથડાવું, અંટેવાળિયે આવવું

**લફરૂં**, ન૦ કામમાં આડે આવે એવું તે, વચમાં પીડા સમાન-કંટાળો ઉપજાવે એવું અને અણગમતું તે, જટ ખમે કે છુટે

–નહિ એવું તે. (૨) નડતર; પેન. (૩) .પજવે, દુઃખી કરે ને કંટાળો આપે એવું માણસ, કામ વગેરે તે; સાથે વળગેલું–ન છોડી દેવાય એવું છતાં પજવે કંટાળો આપે તે. (સ્ત્રી છોકરાં પરિવાર વગેરે તે.) :–સાથે આ લફરૂ ક્યાંથી લાવ્યા ? અણગમતું એવું તે–સૌ.

**લફરું**, ન૦ નાકના ચીકણા મળનો લોદો; લિંટનો લપકો, નાકનો મળ.

**લફંગાઈ**, સ્ત્રી૦ લફંગાપણું; લુચ્ચાઇ, ઇજ્જત–આબરૂની દરકાર વગર અનીતિએ ચાલવાપણું તે; નફટતા; ઉદ્ધતાઈ; બેશરમીપણું. (૨) ધૂર્તતા; રીતભાત નીતિરીતિ તેમજ સત્યાસત્ય જોયા વગર સ્વચ્છંદે ચાલવું તે.

**લફંગાવેડા**, પુ૦ લફંગાની માફક વર્તવું તે. લફંગાઇ કરવી તે; લફંગી વર્તણૂક તે. ગમે તેમ એવફેલ અસત્ય બોલવું; ઉદ્ધતાઇથી અનીતિએ વર્તવું વગેરે આચરણો તે.

**લફંગું**, વિ૦ જેની લુચ્ચાઇમા સાખ હોય એવું, જુઠું; નિર્લજ્જ, અને નીતિભ્રષ્ટ તે; ઠેકાણા–વિશ્વાસ વગરનું, અસત્ આચરણવાળું. (૨) ખધું; પાકું. (૩) કપટી, દગલબાજ.

**લબ**, પું૦ [ फा. ] ઓઠ. (૨) લાળ; મુખમાંથી નિકળતુ પ્રવાહી. (૩) અ૦ લપ. એવો અવાજ; ઉતાવળે હાસતાં–ધ્રુજતાં થતો એવો અવાજ. (૪) ઝટ.

**લબલબ**, અ૦ લપકે લપકે, ઝટઝટ; ઉતાવળે ચાટતાં થતો એવો અવાજ

**લબડધક્કે**, અ૦ દમમાં લેવું ધમકાવીને–બીજાથી કામ કરાવવું ઠપકો દેવો તે બળાત્કારે; જોરથી, દમભેર; નામરજીએ.

**લબડવું**, ક્રિ૦ અ૦ ઉપરના આધારે નીચેની તરફ ઝુલતા રહેવું; લટકાવું; ટંગાઈ રહેવું; ઝોલાંખાવાં; ઝુલવું; અદ્ધર રહેવું. (૩) ધ્યેય–હાથમાંથી જતું રહેવું; ધારેલું અરપેથી તૂટીજવું; નિષ્ફળજવું.

**લબડાવવું**, ક્રિ૦ સ૦ લબડે એમ કરવું, લટકાવવું; ઉપરથી ચોંટાડી નીચેથી ઝુલતું રહે એમ કરવું; ટાંગવું; ઝુલાવવું (૨) આશા ભંગ કરવું; નહિ સફળ થવા દેવું; નાસીપાસ કરવું.

**લબનરૂં**, વિ૦ પોચું અને સુવાળુ, નરમ; સ્નિગ્ધ. (૨) કૌવત વગરનું; પાતળું, કૃશ; ક્ષીણ, નબળું; લબોતરૂં.

**લબાચિયો**, વિ૦ ચિંથરિયો; લુગડાંના ચુંથા રાખનારો.

**લબાચો**, પુ૦ ભેગાં ધૂંટેલા લુગડાંના લોચાનો જથો; જેવાં તેવાં લુગડાં વગેરેનું પોટલું; ડુચાનો જથો તે. (૨) લુગડા, ડુચા વગેરે જેવો તેવો સર સામાન અને કપડાનો જથો તે :–આ તારો લબાચો લઈજા.

**લબાડ**, વિ૦ [ म ] જુઠું; અસત્ય બોલનારૂં.

**લબાડી**, સ્ત્રી૦ જુઠ; જુઠાણું; અસત્ય.

**લબુલબુ**, અ૦ અવયવનું ભયને લીધે શિથિલ થવું ને થરથરવું; અંતરની બીકે અવયવનું ઢીલા થઈજવું તે; વેપથુ; થરથરાટી; ઢીલા પડી જવું તે. લપુકલપુક થવું તે. 'શુ થશે ને શુ નહિ' એવા ભયના વિચારે મન અને શરીર ઉપર થતી અસર તે.:–ગામમા વાઘ મારવાની વાતો કરતા હતા પણ જંગલમાં આવ્યા એટલે લબુલબુ થઈ ગયા.

**લબુકલબુક**, અ૦ લબલબ; લપલપ; લબુલબુ થવું તે.

**લબુકિયાં**, ન૦ લબુલબુ થવું તે.

**લબોચું**, ન૦ મોં; મોઢું; માથાનો આગલો ભાગ. (૨) ડાચુ; આંખો નીચેનો ગાલ ને જડબાનો ભાગ તે:–પીલ મારી લબોચું ફેરવી નાંખીશ.

**લબ્ધ**, વિ૦ [ सं. ] મળેલું; પ્રાપ્ત; લાધેલું.

**લબ્ધિ**, સ્ત્રી૦ [સં.] પ્રાપ્તિ; લાભ; ઉપજ; મળવું તે.

**લભ્ય**, વિ૦ [સં.] મળે એવું; પ્રાપ્ત થઈ શકે એવું; પહોંચાય; લેવાય એવું તે.

**લમણું**, નં૦ ગાલની બાજુનો કાન આગળનો માથા નીચેનો ભાગ તે; કપાળના બે પડખાં તરફનો ભાગ-અવયવ પ્રદેશ તે.

**લય**, પું૦ [સં.] નાશ; વિધ્વંસ; પાયમાલી. (૨) જગતનો નાશ તે; પ્રલય. (૩) ગળીને એક થઈ જવું તે. (૪) એકાગ્રતા; કોઈ બાબત-વસ્તુમાં લીન થઈ જવું તે; એકલક્ષતા. (૫) ગાયનમાં સુરતી જે એકતારતા તે; સ્વરમી એકતાલતા-ઐક્ય તે; સ્વરનું ધારે ધારે એકાકારતામાં વિરમવું તે; વિરામ.

**લયાનત**, સ્ત્રી૦ (નં૦) શૈરિયત; શરમ; લાજ. (૨) ધિક્કાર; ફિટકાર; ફટ. (૩) ફદુઆ. લ્યાનત.

**લલકાર**, પું૦ આનંદ ભેર લાંબો સૂર કાઢી ગાવું તે; આનંદે છુટે મોંએ સૂર કાઢવો તે; આનંદી-લલિત [illegible] તે. (૨) લલિત

**લલકારવું**, ક્રિ૦ સ૦ આનંદભેર લાંબે સ્વરે ગાવું; છુટે મોંએ-આનંદી ઉંચે સ્વર તાણવો; મોટે રાગે સૂર એથીને ગાવું તે.

**લલચાવવું**, ક્રિ૦ સ૦ લાલચમાં નાખવું; લાલચ આપવી; લલચાઈ લોભાય તેમ કરવું; મળવાનું મન કરે એમ કરવું. (૨) ભમાવવું. (૩) મોહિત કરવું; આકર્ષવું.

**લલચાવું**, ક્રિ૦ અ૦ લાલચમાં સપડાવું; લોભાવું; ચાહના થવી; લોભમાં લેવાવું. (૨) મોહિત થવું; પ્રેમ લાગવો.

**લલના**, સ્ત્રી૦ [સં.] વિલાસી-લહેરી-ક્રીડાસક્ત-સુંદર-નાજુક સ્ત્રી તે; રસિક અને વિલાસી સ્ત્રી; જુવાન, પ્રેમશીલી રંગિયાળી બાળા તે.

**લલંતિકા**, સ્ત્રી૦ [સં.] નાભી લગી લટકતી રહે એવી લાંબી માળા તે; મોટો અને લાંબો હાર; કંઠી.

**લલાટ**, નં૦ [સં.] કપાળ; ભાલ. (૨) નસીબ; ભાગ્ય. લલાટલેખ=ભાગ્યલેખ. છઠ્ઠીનો લેખ.

**લલાટિકા**, સ્ત્રી૦ [સં.] સ્ત્રીઓના કપાળ પર પડી રહે એવું જડિત ઘરેણું; દામણી; લલાટભૂષણ.

**લલિત**, વિ૦ [સં.] રંજન કરે એવું; ખુશકારક; આનંદ ઉપજાવે એવું. (૨) સુંદર; મનોહર; છબીલું. (૩) ચંચળ; અસ્થિર; હાલતું; કંપિત; કંપતું. (૪) નાજુક; રમણું; રંગિયાળું; રોચક. (૫) એક રાગ-છંદ.

**લલિતા**, સ્ત્રી૦ [સં.] રસિક, સુંદર ને નાજુક સ્ત્રી; લલના; મનોહર વરણ સ્ત્રી. (૨) રાધાની એક સખી.

**લલુતા**, સ્ત્રી૦ લાલચ; ચાહના; લોભ; તૃષ્ણા; કોઈ ચીજ મેળવી લેવાની મોટી આતુરતા-ઇચ્છા તે; આશા; આકાંક્ષા.

**લલપતા**, સ્ત્રી૦ લાલચ; લલુતા; તૃષ્ણા; [illegible] લાડકાં; સવાસલાં; ઓવારણાં; ખુશામતમાં વખાણ. (૨) અલાવડાં; હાંજીહા કરવું તે; સારું લાગે અને ખુશ થાય એમ કરવું તે. (૩) લાડ; વહાલ ભર્યાં, મનવણાં; પ્રેમથી ખુસામતથી ફુલાવ્યા કરવું તે. બહુ પ્રેમ અને લાલસાની શુશ્રૂષાઓવાળી લાડકાં વર્તન તે.-લલપતાં કરશો તો છોકરાં બગડશે. લલેપતાં.

**લલ્લો**, પું૦ લકાર; લ, એવો અક્ષર અને ઉચ્ચાર તે.

**લવ**, પું૦ [સં.] કણ; દાણો; અણુ. (૨) અંશ; ભાગ. (૩) નિમેષનો સોળમો ભાગ. (૪) લવારો; બકબકાટ. (૫) વિ૦ લેશમાત્ર; જરા; થોડુંક; લવલેશ.

**લવણ**, નં૦ મીઠું; લૂણ-નિમક. (૨) તેજ; નૂર; કાંતિ. (૩) ચાલાકી; હોશિયારી.

**લવરી,** સ્રી૦ [સં. લપ્ ઉપરથી. ] વગર સમજે તેમ સંબંધ વગર ગમે તેમ બોલ બોલ કરવું તે; બકવા; લવારો. રોગના જોરમાં, કેફમાં કે મગજના બગાડાથી સંબંધ વગર અતિશય બોલ બોલ કરવું તે. ક્રિ પ્ર૦ લવરીએ ચઢવું=વગર સમજ અને સંબંધનું બોલબોલ કરવું; ગમે તેમ બોલ્યા કરવું; મગજની સમતા વગરનો બકવાદ.

**લવલવ,** સ્રી૦ લવરી; બકવા; લવારો.

**લવલવવું,** ક્રિ અ૦ નકામું=લાભવગરનું બોલ બોલ કરવું; વગર સમજે સંબંધ વગરનું જેમ ગમે તેમ બોલ્યા કરવું; લવરી-લવારો કરવો. તે; બકવું; તિરર્થક બબડયા કરવું.

**લવલવાટ,** પું૦ લવરી; બકવા; લવલવ-લપ લપ કરવું તે.

**લવલી,** સ્રી૦ [સં.] એક જાતની વેલી; લતા.

**લવલેશ,** વિ૦ જરાક; કંઇક; કિંચિત; તલમાત્ર.

**લવવું,** ક્રિ૦ અ૦ લવારો કરવો; વગર કારણે વગર સંબંધનું બોલબોલ કરવું; બકવું; બડબડવું.

**લવંગ,** [ સં. ] એક જાતનો ગરમ તેજાનો અને તેનું ઝાડ તે; લવિંગ. લવંગલતા. લવંગિયું=વિ૦ લવંગ જેવું નાનું ને તીખું. (૨) ના૦ કર્ણભૂષણ.

**લવંત્રી,** સ્રી૦ લવરી.

**લવાજણ,** [ સં. લાવણ્ય ] બોલવા ચાલવાની લાયકી તે; વિવેક; મર્જાદા બોલીની મિઠાશ; રીતભાત-આચાર-વર્તણુક વગેરેમાં લાયકી ને મિઠાશ-સુલાયમપણું તે.

**લવાજમ,** ન૦ [ અ. ] અમુક મુદતે આપવાની રકમ તે; વરસંદ; મુકરર કરેલો મુદતનો દર-ભાવ કે મૂલ તે. (૨) મજુરી; કામનો બદલો; દસ્તુરી; હકસાઇ. ( ૩ ) હપતે આપવામાં આવતું નાણું તે.

**લવાદ,** પું૦ [ અ. ] પક્ષકારો વચ્ચે પડેલો વાંધો પતવી આપનાર; પંચાતિયો મધ્યસ્થ બેઉ પક્ષની વાત સાંભળી તોડ લાવી આપનાર પંચ.

**લવાદી,** સ્રી૦ લવાદનું કામ તે; તકરારની પતવણી; મધ્યસ્થી પંચાત તે.

**લવાર,** પું૦ લુહાર; લોઢું ગાળવા ને ઘડવાનો ધંધો કરનારા લોકની નાત તે. લવારવાડો=લવારવાસ; લુહારવાસ; લુહારોનો મહોલ્લો તે. કહે૦ લવારવાડે સોય વેચવી. જ્યાં જેની કિમ્મત નહિ ત્યાં તેનો ભાવ કરવો; સ્થાન પસંદગીની અનાવડ-મૂર્ખતા.

**લવારી,** સ્રી૦ લવારો; બકવાદ; લવલવ, મિથ્યા ભાષણ.

**લવારૂં,** ન૦ બકરીનું બચ્ચું; (૨) ધાવણું બાળક.

**લવારો,** પું૦ લવારી; બકવાદ; લવલવ.

**લવિંગ,** ન૦ લવંગ.

**લવિંગિયું,** વિ૦ લવંગ જેવું નાનું અને તીખું. (૨) ન૦ કર્ણભૂષણ; લવંગ જેવું નાજુક કાનની બુટનું ઘરેણું.

**લવજ,** પું૦ [ અ. ] શબ્દ; બોલ.

**લવ્વો,** પું૦ લકઓ; લોઓ; મશ્કરો; વિદૂષક. (૨) બોલવા માટે જીભના છેડાનું સારી રીતે હાલવું તે; જીભનો લોળો; જીભની હિલચાલ તે:-હવે બોલતાં લવ્વો-પવો વળતો નથી. સ્પષ્ટ ઉચ્ચાર કરવાને ઇચ્છા પ્રમાણે જીભ હલવી શકાતી તે.

**લશ્કર,** ન૦ [ ફા. ] લડનારા માણસોનો સમૂહ તે; લડવૈયાનું ટોળું-સમુદાય તે; સેન; ફોજ. ( ૨ ) ઝુંડ; ટોળું; માણસો વગેરેનો મોટો સમૂહ તે; જૂથ.

**લશ્કરી,** વિ૦ લશ્કર સંબંધી; સૈનિક; ફોજનું.

**લસણ,** ન૦ [ સં. લશુન ], ઉગ્રવાસવાળો એક કંદ; કળીદાર કંદ. મસાલા અને ઓસડમાં એનો ઉપયોગ થાય છે.

**લસણિયું**, વિ૦ લસણની મેળવણીવાળુ, જેમાં લસણ મેળવેલુ હોય એવુ. (૨) લસણ જેવુ, લસણની કળીના આકાર અને રગનુ

**લસણિયો**, પુ૦ લસણની કળીના જેવા રંગનુ નગ, કિમતી પત્થર હીરો તે

**લસતું**, વિ૦ શોભતુ, સુદર (૨) ઢીલુ, નરમ

**લસરક**, અ૦ ખૂબ લાબુ એમ –લાંબુ લસરક.

**લસરકો**, પુ૦ લાબો લીટો, આકો, ઉઝરડો, કાપ, રેખા (૨) સપાટી ઉપર લબાણે ઘસવુ તે, ઘસરકો –એ લસરકા સુઠ ઘસી આપ

**લસલસતું**, વિ૦ સુગાળુ અને સ્નેહથી ભરપુર, તાજુ, તાતું ને ઘીથી ભરેલુ –નસ લસતી લાપસી (૨) ચગક ચગક થતું, તેજ મારતું ને લલિત લાગતું (૩) મોજમા ડોલતુ નાચતું હોય એવુ, સ્નિગ્ધ, મધુર, ભરપુર ભરેલુ

**લસલસવુ**, ક્રિ૦ અ૦ સ્નેહથી ભરપુર હોવુ (૨) તેજથી–કાતિથી ચળકવુ, તેજ મારવુ (૩) મોજમા–આનદથી ડોલવુ–નાચવુ.

**લસલસાટ**, અ૦ લસલસ, શ્વાસ ચાલતો હોય તેમ, સારી રીતે ઉઘાતુ હોય તેમ નિર્ભ્રાન્ત નિદ્રા આવી રહેલી હોય તેમ –તે લસલસાટ ઉઘ્યો સારી રીતે કંઈપણ ખલેલ વગર, પૂર્ણ શાત એમ લસલસાટ, શ્વાસની ઘોર બોલે એમ

**લસવુ**, ક્રિ૦ અ૦ ચગકવુ, ઝગઝગા થવુ (૨) શોભવુ, ખલવુ, સારૂં લાગવુ. (૩) રમવુ નાચવુ, થનથન થવુ. (૪) સરીજવુ, સરકવું.

**લસોટવું**, ક્રિ૦ સ૦ લસરકે વાટવુ, ઘસીને વાટવુ, ઘુટવું પીસવુ, ઝીણું કરવુ, ખૂબ બારીક થાય–સુવાળમ થાય એમ કરવુ

**લહેકો**, પુ૦ ખાવાની ટેવ–આવ તે, જિહ્વા સ્વાદ, ચોહ, લગકો (૨) ચાગો, મરોડ

**લહર**, સ્ત્રી૦ લહેર, તરગ, મોજુ નાની છોળ –પાણીમા કેવી લહર આવ્યા કરે છે (૨) ઝાપટ, ફરૂંકુ; મંદ પવન આવવો–વાગવો તે —શીળા પવનની લહર (૩) તુરગ, ઉભરો, વેળ– બાઈ તો લહર આવે તેમ નાચે એવા છે (૪) આનદની ખુશાલી મોજમઝા–એને લહર છે, શા માટે સુજી જેવો રહે

**લહરી**, સ્ત્રી૦ તરગ, મોજુ, ધીરી નાની છોળની પરંપરા તે –સરોવરમા રૂપાના લાગ જેવી લહરીઓ આવી રહી હતી

**લહવું**, ક્રિ૦ અ૦ લહેવુ, જાણવુ, સમજવુ

**લહાણ**, ન૦ ફળ, લાભ, નફો, પરિણામે જે કંઈ ફળ પ્રાપ્તિ થતી તે–તોફાન કર્યું તેમા શુ લહાણુ મળ્યુ, ખાલી ફજેતી થયા (૨) કમાઇ, આયપત

**લહાણી**, સ્ત્રી૦ શુભ કાર્યમા, ઉત્સવના મેળાવડામા તથા રમત ગમત અને ગાયન વગેરેમા ભાગ લેનારને કઈ બક્ષીસ આપવી તે, લહાણુ આપવુ તે, સમાપ્તિની ભેટ, ઈનામ –ગરબો માડીએ તો લહાણી લહાવી પડે (૨) બક્ષીસ ભેટ–ઈનામની ચીજ–વસ્તુ તે

**લહાણું**, ન૦ લાણુ લહાણુ એક વર્ણના વર્ગના અથવા નાતના દરેક ઘર જન અથવા કુટુબ દીઠ ભેટ–બક્ષીસ આપવી તે, બક્ષીસની વસ્તુ પોતાના વર્ગમા નાતમા નામ રાખવા માટે ધાતુપાત્ર વગેરેની વહેંચણી કરવામાં આવે છે તે એથી કુટુબ કે વ્યક્તિત્વની ગણતરી અને પિછાન થાય છે –તમારી નાતમાં કેટલાં લહાણાં લેનાર છે ? ફ૦ પ્ર૦ લહાણુંલેતફ= વ્યક્તિત્વની નજીના, એક વર્ગ–સમૂહના પ્રમાણભૂત નજીક અસુના તે

**લહાવું**, ક્રિ૦ સ૦ પોતાના વર્ગના કે ઓળખીતાઓમાં જાણીદીઠ કંઈ આપવું; વહેંચવું; -વાંટવું;-પિછાનવાળાને ભેટ-બક્ષીસ વહેંચી આપવી તે.

**લહાવો**, પું૦ ઉપભોગાનુભવ; લાભ; ભોગવટો. ઉ૦ મેડકે લે ન લહાવો, જળનો વાસી છતાંય પદ્મતણો.-(૨) અરિયો; ઓરતો.

**લહિયો**, પું૦ લખવાનું કામ કરનારો; પુસ્તકનો ઉતારો-નકલ કરવાનું કામ કરનારો; લેખક; લખનાર.

**લહી**, સ્ત્રી૦ લાહી; લાઈ; ખેળ; કાંજી; ઘઉંના મેંદાને પાણીમાં ઉકાળીને બનાવેલ કોઈ વસ્તુ ચીકટાવવાનો ચીકણો પદાર્થ તે.

**લહે**, સ્ત્રી૦ લેહ, તાન; નેડો; અનુરાગ; મોહ.:-લહે લાગી, લહે લાગી. (૨) એક ચિત્ત થઈ જવાવું તે; એક લક્ષપણું; એક ધ્યાન.:-હવે એને લહે લાગી ખરી. (૩) આનંદ આવવો તે; મઝા પડવી તે. (૪) સ્વાદ લાગવો; એક ભાવ થવાવું તે; લહેજત.

**લહેકવું**, ક્રિ૦ અ૦ હવામાં ફરફરી રહેવું; ઝૂલી રહેવું; ઝૂકવું; ફરકવું; અદ્ધર-હવામાં નાચી-રમી રહેવું. ઉ૦ લીલી લતાઓ લહેકે, રહ્યુ૦

**લહેકો**, પું૦ આકર્ષણ કરે એવું જે અંગ સંચાલન તે; મજેદાર ચાળો; અંગવિક્ષેપ. (૨) તાણી ઝુલાવી ચાંપીને બોલવું તે; ચાપલુસી.:-છાતી બેસ-બહુ લહેકા કરતી ના.

**લહેર**, સ્ત્રી૦ લહર; લ્હેર; મંદ પવનની ઝાપટ; ફેરકું; ધીરાવાયુની ફુંક. (૨) પવનને લીધે પાણીમાં આવતાં નાનાં નાનાં મોજાં તે; તરંગ; લહરી. (૩) સાપની ચાલ જેવી વાંકડી-તીરછી ઉંચી લીટીની ભાત તે; તરેહ.:-લહેર ભાતનું લહેરિયું. (૪) વિચારનો ઉછાળો-મોજું તે; તરંગ; ઊર્મિ. (૫) કેફ, ઉંઘ અને આનંદની ખુમારી. (૬) સમૃદ્ધિની વૃદ્ધિ; આબાદી. (૭) મોજમજા; આનંદ.:-લહેર મારવી=આનંદમાં-મોજમઝામાં રહેવું. (૮) મદ; અહંતાનો ઝોકો. (૯) એડકી.

**લહેરિયું**, ન૦ વાંકડિયા લીટીની ભાતનું સ્ત્રીઓને પહેરવાનું લુગડું. (૨) એક ઘરેણું. (૩) મદ, ખુમારી, ઉંઘ વગેરેનું ઝોકું; ઝુલન. (૪) એડકી.

**લહેરી**, વિ૦ આનંદી; મનમોજી. ઊર્મિવાળું. (૩) રંગીલું; તાની. (૪) કેફી; વ્યસની. (૫) પ્યાલી. (૬) ફક્કડ; વિલાસી; તરંગી.

**લહેવું**, ક્રિ૦ સ૦ ધ્યાનપર લેવું; સાંભળવું; (૨) સમજવું.

**લહેડું**, ન૦ લ્હોડું; લોઢું, લોખંડ.

**લહોવું**, ક્રિ૦ સ૦ લુંછવું; લુછવું. (૨) ઉપરથી ઝાટકી નાખવું; ઘસરડીને સાફ કરવું. (૩) ચોટેલું-વળગેલું લઇલેવું.

**લળકવું**, ક્રિ૦ અ૦ લળવું; નીચા નમવું; ઝૂલવું લમડવું. (૨) લટકતાં હાલવાથી ઝળકવું; તેજ મારવું; લળાં લળાં થવું. (૩) શોભવું; દીપવું; સારૂં દેખાવું. (૪) ખાવાનો ભાવ થવો.:-એની જીભ લળકે છે.

**લળવું**, ક્રિ૦ અ૦ નીચું વળવું; નમવું; ઝુકવું; નમી પડવું. ઉ૦ આંમાં લળી લળી જાય (૨) તેજ મારવું; ચળકવું. (૩) પ્રેમથી ઉભરાવું. (૪) ભાવના ભારથી નમી જવાવું. (૫) સ્વાદ લાગવો; ભાવવું; રસ આવવો; ખાવાનો ભાવ થવો.

**લળીપડવું**, નમી પડવું; ઝોંક આવવો; ભારથી નમવું; લચી પડવું:-ધાંચરો તો ઘરેણે લચી પડતી હતી.

**લંક**, સ્ત્રી૦ (ન૦) લંકા; રાવણની નગરી. ઉ૦ લંકપુરી સળગી બળગી, ભભકારથી રાવણની છબિ ભાગી. (૨) કમ્મરનો સંકોચ;

આંબળિયું. જુઓ લંગૂરિયું.

**લંગરી,** સ્ત્રી૦ ઘુઘરીઓવાળું પગનું ઘરેણું; ઝાંઝર; તોડા. ઉ૦ સુંદર બાળક રૂપરૂપાળું, ચરણે લંગરી વાગેરે. દમા.

**લંગાર,** સ્ત્રી૦ લાંબીહાર; પંક્તિ; ધાર. (૨) સાંકળી, એક એકને અંકોડે ગંઠાયેલ હોય એવું તે.

**લંગાવું,** ક્રિ૦ અ૦ સંધાવું; લંગડાવું; પગ તાણી-તરછોડીને ચલાવું તે; ખોડ ગાવું; ઝોક લઇ હિંડાવું.

**લંગૂર,** ન૦ [સં. लंगूल.] પુચ્છ; પુછડું. (૨) વાંદરું; માકડું. ઉ૦ પ્રતીહાર અચરતં પામીઓ લહર જોઇ લંગૂરની-સાંકળ. (૩) લંગૂરવા=પિછો; કેડો. (૪) લફરું.

**લંગૂરિયું,** વિ૦ પુછડાવાળું; પુંછડિયું. (૨) ના૦ માકડું; વાંદરું. (૩) લફરું.

**લંગોટ,** પું૦ ખેંચીને સખત વાળેલી લંગોટી; કાછોટો. રૂ૦ પ્ર૦ લંગોટબંધ=લંગોટ છુટ્યો ન હોય તેમ; બ્રહ્મચારી અવસ્થામાં; સંયમમાં. ક્રિ૦ પ્ર૦ લંગોટ મારવો=સસારથી દૂર રહેવું; સાધુ-વૈરાગી થઈ જવું.

**લંગોટિયું,** વિ૦ લંગોટી વાળીને ફર્યા કરે એવું; બાળ-અપુખ્ત અવસ્થાનું; નાનું. લંગોટિયામિત્ર=બાલ્યાવસ્થામાં દોસ્તદારી બંધાઈ હોય એવા દોસ્ત; બાળમિત્ર; સાથે રમનારા; લંગોટી પહેરી સાથે ફરતા હોય એવા સોબતી. લંગોટિયો વસ્તાર =પુત્રસંતતિ; કન્યા નહિ પણ છોકરાઓજ હોય એવો લંગોટિયું ધન, વગેરે.

**લંગોટી,** સ્ત્રી૦ એબ ઢંકાય તેમ કમ્મરે બાંધેલા દોરા સાથે ખેંચીને બાંધવાનો લુગડાનો કકડો, નાભીથી બે પગ વચ્ચે લઈ પાછળ કમ્મરના કંદોરામાં ખોસી શકાય એવડો વેંત પહોળો ને દોઢેક હાથ લાંબો ટાપસો. ક્રિ૦ પ્ર૦ લંગોટી વાળવી=બાવા થવું; સાધુ-વૈરાગી થઇજવું; સંસાર છોડી દેવો. (૨) માલમિલકત ગુમાવી દેવાં, બધું ઉડાવી દેવું; ગરીબ થઇજવું.

**લંગોટો,** પું૦ મોટી લંગોટી; કચ્છ. (૨) વૈરાગી; બાવો; સાધુ; લંગોટી વાળનારો.

**લંઘન,** ન૦ [સં] લાંઘવું તે; લાંઘણ; કપોઘણ કરવું તે; ઉપવાસ. (૨) કુદી જવું તે; કુદકો; હદ કુદી આગળ જવું તે. (૩)દેવ, રાજા કે શાસ્ત્ર વગેરેની આજ્ઞાનો અનાદર તે.

**લંઘવું,** ક્રિ૦ અ૦ નહિ જમવું; ઉપવાસ કરવો, ભોગક તદિ લેવો. (૨) નહિ ખાવાની હઠ લઈ બેસવું; લાંઘણો કરવી. (૩) ઓળંગવું; કુદી જવું; અનાદર કરવો.

**લંધી,** સ્ત્રી૦ કુટાવનારી; રાજિયા ગાઇ કુટણી કરાવનારી, ભાટડી; વડારણ કે હજામડી તે.

**લંધો,** પુ૦ સરણાઈ વગાડવાનો ધંધો કરનારો.

**લંધોરૂ,** વિ૦ સુદર જાંગવાળી; રૂપાળી સ્ત્રી. (લંગરવા?)

**લંચ્છન,** જુઓ [ સં. लाञ्छन ] લાંછન, લાખુ; ચિહ્ન; નિશાન. (૨) કાળાટીલી. (૩) ખોડ.

**લંઠ,** વિ૦ લાઠ; ઢાંગું; દાડિયું: લાઠિયું. (૨) લુચ્ચું; ધૂર્ત. (૩) તોફાની; વંઠેલ.

**લંડ,** વિ૦ લબાડ; જુઠું. (૨) ઢાંગું; લાઠિયું. (૩) લુચ્ચું. (૪) પું૦ પુરુષની ઇન્દ્રી.

**લંડૂર,** વિ૦ મોટી ઉમરનો કુંવારો અને ઠેકાણા વગરનો; રાંડેલો; સંસાર વ્યવહાર બહારનો (બહિષ્કૃત) નામેો; રખડેલ; સ્થિર ગૃહસ્થાશ્રમી નહિ એવો.

**લંપટ,** વિ૦ [ સં. ] વિષયમાં લપટાઈ ગયેલો; કામી; કામાનુરક્ત; કામુક; લાગુ-મગ્ન રહેનાર; વિષયમાં લઇ થઇ ગયેલો; લુચ્ચો; રંડીબાજ-સ્ત્રીલંપટ, વ્યભિચારી.

**લંબ,** વિ૦ [ સં. ] લાંબું; દીર્ઘ. (૨) વિસ્તીર્ણ; વિશાળ. (૩) ઓળખો, લંગર;

પાણી આપવાની દોરી. (૪) કાટખુણો. લંબકર્ણ=અધેડો. લંબોદર=ગણેશ.

**લંબકર્ણ**, વિ૰ [સં.] લાંબા કાનવાળું. (૨) ના૰ ગધેડું.

**લંબગોળ**, વિ૰ અંડાકૃતિ; અંડાકાર; મધ્યમાંથી સામસામી બે બાજુ તરફ ગોળ થતી લાંબી સપાટીવાળું.

**લંબાઇ**, સ્ત્રી૰ લંબાણું; દીર્ઘતા; લાંબું પ્રસરેલું એવું તે; લાંબું અંતર તે.

**લંબાણ**, ન૰ લંબાઈ; દીર્ઘતા; મોટા દૂર લગીના વિસ્તારવાળું એવું તે. (૨) છેટું; દૂર લગીનું અંતર-માપ તે; વિસ્તાર; ફેલાવો.

**લંબાવવું**, ક્રિ૰ સ૰ લાંબું કરવું, વધારવું; તાણી-ખેંચીને દૂર લગી જાય એમ કરવું; ઘણો વખત લે એવું કરવું; દૂર લગી પહોંચાડવું; ઘણો વખત ચલાવવું.

**લંબાવું**, ક્રિ૰ અ૰ લાંબું થવું; ઘણો વખત ને દૂરને અંતરે પહોંચવું; વધવું; તણાવું; ખેંચાવું; ચાલવું.

**લંબુશ**, વિ૰ શિરસ્તાથી વધારે ઉંચું કે લાંબું હોય એવું; લાણ, ઉંચુ; દીર્ઘ.

**લંબોચાઇ**, સ્ત્રી૰ સીધી ઉંચાઇ.

**લંબોદર**, વિ૰ [સં.] લાંબા પેટવાળું; ફાંદવાળું. (૨) ના૰ ગણપતિ.

**લાઇ**, સ્ત્રી૰ લે; લ્હાઈ; લોહી; ઘઉં વગેરેના આટાને પાણીમાં ઉકાળીને બનાવેલો ચીકણો પદાર્થ તે; કાંજી; ખેળ.

**લાઇલાજ**, વિ૰ લાચાર; નિરુપાય; ઇલાજ થાય એમ ન હોય એવું; અશરણું.

**લાઉલશ્કર**, ન૰ સાધનવાળું લશ્કર; રાજા અને ફોજ સૌ તે; લાવ લશ્કર; રાવ અને લશ્કર; જે કોઇ મદદ કરનાર હોય તે સૌનો સમુદાય. (૨) બેરાં રસાલો; કુટુંબપરિવાર; બચ્ચાં છોકરાં સૌ તે; વરતાર:-ખિલાડીબાઈ તો એમનું લાઉલશ્કર લઇને આવ્યાં છે. (૩) સહાય; કુમક:-જા તારૂં લાઉલશ્કર લઇને આવજે, પછી વાત!

**લાએક**, વિ૰ લાયક; યોગ્ય.

**લાકડ**, ન૰ લાકડું; કાષ્ઠ; કાઠી. (૨) લાકડાનું; કાષ્ઠ સંબંધી:-લાકડકામ.

**લાકડકુકડ**, ન૰ આખાં ને ભાગ્યાંતૂટયાં લાકડાં વગેરે તે; લાકડાંના કકડા વગેરે તે; કાષ્ઠકુટ.

**લાકડસી**, વિ૰ લાકડા જેવા કઠણ-લાડુ તે; લાકડ સદૃશ; ચણાના આટાના ચાસણીથી બાંધેલા લાડુ તે. (૨) કણસાઇ.

**લાકડસાઇ**, વિ૰ લાકડસી લાડુ; કણસાઇ.

**લાકડાં**, ન૰ લાકડું (બ. વ.) લકુડ; લાકડ, લક્કડ; કાષ્ટ, કાઠી; વનસ્પતિનું સ્થૂલાંગ તે, ઝાડનાં હાડ તે.

**લાકડિયું**, વિ૰ લાકડાનું; લાકડાની બનાવટ તે લાકડિયું-તમાકુ કરવાનું લાકડિયું (૨) કઠોડું; આખાં લાકડામાં ખાનાં પાડીને મસાલો ભરવાને બનાવેલી બનાવટ.

**લાકડી**, સ્ત્રી૰ હાથમાં પકડાય એવો પાતળો ને લાંબો લાકડાનો કટકો-કકડો; દંડ; જષ્ટિકા; લાઠી; કાઠી; સોટો; ડાંગ. શોખથી હાથમાં રાખવાની લાકડી-છડી; સોટી. ક્રિ૰ પ્ર૰ લાકડી કરવી=આંગળી કરવી, ઉશ્કેરવું; તકરાર, મારામાર કરવાને સાન-ઇસારો કરવો તે. લાકડી ઉગામવી=મારવા જવું, તડવું-બીક બતાવવી. એક લાકડીએ હાંકવું=નાના મોટા ઉપર એક સરખો દોર ચલાવવો; એક અસ્ત્રે મુંડવું; સૌને સરખાં ગણી હુકમ ચલાવવો. લાકડી લેવી=મારવા તડવું; જોર વાપરવું; લડવા તૈયાર થવું, અશક્તિને લીધે ચાલવા માટે ટેકો લેવો; ઘરડપણ આવવું. લાકડીઓ ઉડવી=મારામાર-લડાઇ થવી.

**લાકડું**, ન૰ [સં. लकुट-लगुड.] ઝાડનું કલેવર તે; ઝાડના કલેવરનો કૂંપળ ગરનો સીધો અથવા ગુંડો એકાદ ભાગ-કકડો તે;

કાથ; દારુ. કેટલાક ઝાડનાં કાઠાં-લાકડાં ઘર બાંધવા ને સરસામાન કરવાના કામમાં આવે છે, અને કેટલાકનાં બાળવાના કામમાં આવે છે. ઇમારતી લાકડું અને બળતણનું લાકડું. ક્રિ૦ પ્ર૦ લાકડું ઘાલવું=વચમાં નવી-આકરી બાબત ઘુસાડવી; કર-દાણ-રિવાજ વગેરે હરકત કરે એવી બાબત આડખીલી દાખલ કરી દેવી તે. પોતાના સ્વાર્થની બાબત વચમાં અડાવી દેવી; પગપેસારો કરવો તે. લાકડે માંકડું વળગાડવું=એક બીજાને અનુકૂલ પડે નહિ એવાં બે માણસને સાથે જોડી દેવાં; બને ન બને એવું જોયા વિચાર્યા વગર ગમે તેવા ઉલટા સુલટ સ્વભાવનાં વરકન્યાનો સંબંધ બાંધી દેવો; એક બીજાને હમેશ તકરાર થાય તેમ કરવું; યોગ્યતા જોયા જાણ્યા વગર સંબંધ બાંધી દેવો તે. લાકડાં લડાવવાં=એકને આમ ને બીજાને તેમ ઉલટું સુલટું સમજાવી ઝગડો-તકરાર થાય તેમ કરવું; સાચાં જુઠાં કરી લડાઈ કરાવવી. લાકડાં સંકોરવાં=લડનારાંને લડવાને ઉત્તેજન આપવું, તકરાર લંબાય એમ કર્યા કરવું; ઉશ્કેરણી આપ્યા કરવી તે. લાકડાંમાં જવું=મરી જવું. કહે૦ લાકડાની તરવારે મહીનો ખાવો=પોલંપોલ દમમાં ને દમમાં કામ કર્યે જવું; આડંબર ખોટા દેખાવમાં ને દેખાવમાં કામ ચલાવ્યે જવું તે. સત્ત્વ બળ વગર કામ કરવું તે; ખોટે ખોટું દમમાં ચલાવવું તે. (૨) આડખીલી; નડતર:-આપણા કામમાં આ શું લાકડું. એનું લાકડું ન જોઈએ. લાકડા જેવું=બરડ; નહિ નરમ; સુકું; રસ કસ વગરનું; લુખું. (૩) બળતણ.

સાક્ષણિક, વિ૦ [ સં. ] લક્ષણથી જાણવા જોગ ને અર્થ વગેરે તે; લક્ષણયુક્ત; સાંકેતિક; લક્ષણ સૂચક. (૨) અસાધારણ; સ્વભાવદર્શક; ગૌણ; અપ્રધાન વિશેષ ગુણબોધક. (૩) પારિભાષિક; લક્ષણ સંબંધી.

લાક્ષા, સ્ત્રી૦ [ સં. ] લાખ; લાલ રંગનો ઝાડનો ચીકણો ચીક-ગુંદર.

લાખ, વિ૦ [ સં. ] લક્ષ; સો હજાર; ૧૦૦૦૦૦. ૨૦ પ્ર૦ લાખ રૂપિયાનું માણસ; પ્રમાણિક-સત્યવાદી ભલું માણસ. (૨) કિંમતી; અમૂલ્ય; મોંઘું. ઉ૦ લાખ ટકાની મારી સોબડી જો:-લાખ ટકાની વાત=ખરી-અમૂલ્ય વાત એમ. ઉ૦ અજાચક મત સૂઝ્યું આજ, લાખ ટકાની ખોઈ છે લાજ. લાખ વાતની એક વાત=ટુંકામાં એમ; ઝાઝી વાત નહિ પણ ટુંકામાં સારાંશ. કહે૦ લાખ જજો પણ સાખ ન જશો. લાખના તુટયા કોડીએ સંધાય નહિ. લાખ પંચોતરી=લબાડી; વધારી વધારીને બોલનાર. લાખો વણજારો=લાખ પોઠી રાખનારો મોટી વણજારનો ધણી. લાખે લેખાં=સોએ કે હજારે નાહ પણ જ્યાં લાખે લખાણ ચાલતાં હોય તે; નાનું નહિ પરંતુ મોટે સાગે ચાલતું એવું કામ-વ્યવહાર, લાખોની લેવડ દેવડ તે. (૨) અગણિતપણું:-બાપને ત્યાં લાખે લેખાં છે ત્યાં સો પચાસનો શો હિસાબ!

લાખ, સ્ત્રી૦ [ સં. લાક્ષા. ] ઝાડમાંથી નીકળતો લાલ રંગનો ચીકણો ચીક; એક જાતનો વૃક્ષ નિર્યાસ. પિંપર-બોરડી વગેરે કેટલાંક ઝાડોને એક જાતની કીડ લાગતાં તેમાંથી રસ ઝરી આ ચીક ઉત્પન્ન થાય છે. આને શાળી ચોખ્ખી લાખ બનાવવામાં આવે છે. (૨) એક જાતનાં જીવડાંનાં ખોખાંમાંથી બનાવેલી લાલ રંગની ચીકણી બનાવટ; લાલ રંગ; અળતો. આગળ સ્ત્રીઓ આના વડે પગ રંગતી. શાહી કરવામાં તેનો ઉપયોગ થતો. લાખ પાણીમાં નહિ પણ ગરમી લગાડતાં ઓગળે છે.

**લાખવું**, ક્રિ૰ સ૰ લાખવાળું કરવું; માટીનાં વાસણો ઉપર લાખ ચઢાવવી. (૨) લાખની સીલ મારવી; રહેવું; બંધ કરવું. (૩) નાંખવું; ફેંકવું. સુરત તરફ લ ને ઠેકાણે ન બોલાય છે.:–મારી લાખી; મારી નાંખ્યો; કરી લાખ=કરી નાંખ.

**લાખિયું**, વિ૰ લાખનું; લાખવાળું; લાખ ચઢાવેલું; લાખેલું. (૨) ના૰ લાખનું કંકણ અથવા કડું તે.:–લાખિયાં કંકણ કાશીમાં સારાં બને છે.

**લાખું**, ન૰ જન્મથી પડેલો શરીર ઉપરનો લાખના જેવો–લાલ ડાઘ તે; શરીર ઉપરનું ચાઠું; લાંછન; ગુંજ; ચિહ્ન.

**લાખેણું**, વિ૰ પ્રતિષ્ઠિત; આબરૂદાર; પ્રમાણિક ને ભલું એવું. (૨) ઉંચા ગુણવાળું; અમૂલ્ય; જેના ગુણની રૂપની, ભલાઇની કિંમત ન અંકાય એવું. ઉ૰ લાખેણી લાડી લઇ ગયો રે.

**લાખોટું**, વિ૰ લાખેલું; લાખ ચઢાવેલું.

**લાખોટો**, પું૰ લખોટો; લાખની સીલ મારી બીડેલો કાગળ તે; લાખથી બંધ કરેલા કાગળનો બીડો તે.(૨)લાખની મોટી લકડી; લખોટી; લાખની ગોળી.

**લાગ**, પું૰ કામ કરવાને યોગ્ય વખત–લાભકારક સંજોગ તે; વકર; તાલ; પ્રસંગ; યોગ્ય અવસર; અનુકૂલ જોગ; લાકડો; દાવ; ચોટ; ધાર્યું પાર પડે એવી જોગવાઇ તે. (૨)ટેકણ; પાછનું–ઓથણ, આધાર:–લાગ ગખીને પછી ખાધો ઠેકો જ જેથી પાટિયું ધુંજે કે ફાટે નહિ. ક્રિ૰ પ્ર૰ લાગ આરવો=તક મળવી; લાગમાં આવવું=દાવમાં–ચોટમાં આવવું. (૩) યુક્તિ; કળ; સવળ:–લાગે લાકડું ફાટે; અર્થાત્ યુક્તિએ લાકડું ચિરાય જોરથી નહિ. કાર્ય કરવાને અનુકૂલ–કાર્ય સિદ્ધ થાય એવો વખત–જોગ તે લાગ.

**લાગટ**, અ૰ હમેશ; ચાલુ; એક પછી એક ચાલુ એમ; જારી; ખંડ ન પડે એમ; એક સરખું; સતત; નિરંતર.

**લાગઠું**, ન૰ અંતરમાં ચાલુ સંબંધ તે; ગાઢો સંબંધ; એક બીજાને લાગુ ને લાગુ રહેવું તે; બે જણ વચ્ચેનો ચાલુ ગાઢ સંબંધ–દોસ્તી તે. (૨) ખરાબ સંબંધ. સ્ત્રી પુરુષનો. (૩) ઘરવટ; પરિચય; સંબંધ.

**લાગણી**, સ્ત્રી૰ અંતરમાં થતી સારી માઠી અસર તે; મનોવૃત્તિ; ભાવના. પ્રેમ, દયા અને ક્રોધ વગેરેની અસર તે.:–દયાની લાગણી. (૨) જ્ઞાન; બોધ; સમજ. (૩) દુખ; દાઝ; મનમાં ખુપીને પ્રેમ, વાત્સલ્ય, દયા, અભાવ, વગેરે સંબંધી જે અસર કરનારો વિચાર તે.

**લાગત**, સ્ત્રી૰ લાગેલું–બેઠેલું તે; બેસરામણી; ખરચ; આપવું–ખરચવું પડેલું–ચડેલું જે મૂલ તે.

**લાગતું**, વિ૰ લાગેલું હોય એવું; સંબંધવાળું.

**લાગતુવળગતું**, ન૰ સંબંધ રાખતું હોય એવું જે તે; સંબંધ; લાગેલું અને વળગેલું હોય એવું તે; જેની સાથે કંઇ સંબંધ જોડાણ હોય એવું તે–સ્નેહ, ઓળખાણ; સગાઇ; પરિચય; આર્થિક સંબંધ વગેરે હોય તે.:–મારે ને એને કંઇ લાગતુંવળગતું નથી. વળી લાગતાવળગતા= અમુક વાત–કામ વગેરે સાથે જોડાયેલા અથવા સંબંધવાળા તે.

**લાગભાગ**, પું૰ સંબંધનો જે હક અને હિસ્સો તે; સંબંધીઓનો જે સાધિકાર ભાગ કે હિસ્સો તે; વહેંચણી; વાટણી.

**લાગલાગટ**, અ૰ ચાલુ; નિરંતર; હમેશ; જારી; તાબડતોબ. (૨) એક પછી એક ચાલુ ધારામાં એમ; ઉપરાઉપરી; સંબંધમાં સાથે સાથે. (૩) તરતજ; તેજ વેળાએ.

**લાગલું**, અ૰ તરતજ; તેજ વેળાએ; સંબં-

ધર્માં સાથે સાથેજ.

લાગવું, ક્રિ૦અ૦[સં૦ લગ્]સંબંધ થવો;સ્પર્શ થવો; અથડાવું; અડકવું; ઝપટાવું:–મારા હાથને એનો પગ લાગ્યો. (૨) વાગવું; આઘાત થવો; ઘા–કાપ પડવો:–પટા ખેલતાં તરવારની અણી લાગી. (૩) ફૂટવું; બાઝવું; વળગવું:–કેળે કેળાં લાગ્યાં. (૪) જણાવું; દેખાવું; ભાસવું:–તે ડાકણ જેવી લાગે છે. (૫) સારી માઠી લાગણીની–અસર થવી:–એને સહેજમાં ખોટું લાગે છે. તે હસીને બોલ્યો તેથી મને બહુજ સારું લાગ્યું. (૬) ભાવના થવી; મન થવું; હાજત થવી; ઇચ્છા ઉપજવી:–ભૂખ તરસ લાગવી;–પેશાબ લાગવો. (૭) બળવું; સળગવું; ભડકો થવો:–આ લાકડાં લાગતાં નથી; લાય લાગવી. (૮) ચોટવું; લપેટાવું; ઉપર ટકવું; લિંપાવવું; બિઝાવું; વળગી રહેવું; ચીકટાવું:–તેલિયા કાગળ પર શાહી લાગતી નથી. મારવાડીને લુગડે માણી લાગતું નથી. (૯) કિમ્મત પડવી; મૂલ બેસવું; ખરચ થવું:–ધોતરના મને પાંચ રૂપિયા લાગ્યા. મુંબઇ પ્રસવાખરો લઈ આવતાં પાંચ પચીસ રૂપિયા લાગશે. (૧૦) જડવું; મળવું; પ્રાપ્ત થવું:–એનો મને કંઈ પત્તો લાગ્યો નહિ. (૧૧) સંબંધી થવું;સગપણ હોવું:–તે એમનો બાપ લાગે છે. (૧૨) ભાસવું; દીસવું:–એને ફતેહ મળે એમ ભાસે છે. (૧૩) કામે વળગવું;ઉદ્યોગે ચઢવું; જોડાવું; લાગુ થવું:–હવે એ બરાબર ધંધે લાગ્યો. (૧૪) બેસતું આવવું; લાગું પડવું; અનુકૂલ આવવું:–આ તાળાને આ કુંચી લાગતી નથી; ઘસેલી કલમ એને લાગશે. (૧૫) મચ્યાં રહેવું; પછવાડે પડવું; વળગ્યા રહેવું; કેડો લેવો:–તે મારી પુઠે લાગ્યો છે. (૧૬) હેરાનગતિ પહોચવી; દુઃખ થવું; સતાવું:–ફિરંગરો લાગ્યો. (૧૭) રીસ ચઢવી; તીવ્ર લાગણી થવી; મનમાં આવવું:–કંઈ કહેતાં એને ચટકો લાગે છે. (૧૮) ઉપયોગી થવું; સહાયકારક નિવડવું:–તે મને આજે કામ લાગ્યો. બીજાં ક્રિયાપદ સાથે જોડાઇ વિવિધ અર્થે વપરાય છે. શરૂ થઇ ચાલુ રહેવું:–તે ખાવાને રોવા લાગ્યો. રૂ૦ પ્ર૦ પગે લાગવું=નમવું, વિનય કરવો. કામ લાગવું=ઉપયોગી થઈ પડવું. ચટકો લાગવો=રીસ ચઢવી. રંગ લાગવો=રસ પડવો; મોહિત થઇ જવું; વળગ્યા રહેવું; ચડસ પડવો; અનુરાગ ચઢવો. શાપ લાગવો; પાપ લાગવું; હાય લાગવી; વગ લાગવી; અચંબો લાગવો વગેરે.

લાગુ, વિ૦ લાગેલું; વળગેલું હોય એવું; સાથે જોડાયેલું; સંબંધ હોય તેવું. (૨) મળતું; બંધબેસતું; અનુકૂલ આવતું. (૩) પ્રેમમાં–મોહમાં પડેલું; અનુરક્ત. (૪) ચાલુ; જારી. ક્રિ૦ પ્ર૦ લાગુ પડવું=સામેલ થઇ જવું; સાથે જોડાઈ જવું. પ્રેમમાં–મોહમાં પડવું; સંબંધ બાંધી દેવો. લાગુ થવું; પાછળ પડવું; પુંઠ લેવી. સાથે મળવું; સામેલ થવું. બેસતું આવવું:–આ ચાવી લાગુ થશે. લાગુ પડવું=પાછળ પાછળ જવું.

લાગેલું, વિ૦ અડકેલું; વળગેલું:–ભીમનો છેડો એની ભિંતને લાગેલો છે. (૨) બાઝેલું; ચોટેલું; લિંપાઇ રહેલું:–જોડાને કચરો લાગેલો છે. (૩) મોહમાં પડેલું; સંબંધે જોડાઇ રહેલું. (૪) બળેલું; સળગેલું.

લાગો, પું૦ સત્તાથી નંખાયેલો–આપેલો જે હાંસલ–કર–વેરો વગેરે લેવાનો હક–અખતિયાર તે; હકનો કર; દાપું; વેરો; દાણ; જકાત; હાંસલ; હકસાઈ. (૨) લાગવું ક્ર

જોગતુ હોવુ તે, સંબધ, સગપણુ (૩) પીછો, કેડો

**લાઘવ**, ન૦ [ સં ] નાનાપણુ, લઘુત્વ, નાનુ છોટુ કદ–આકાર તે (૨) હળવાપણું, હલકાપણુ. (૩) નીચતા (૪) નાજુકપણુ, મૃદુતા, કોમળતા (૫) ચપળતા, ચચળાઈ (૬) ક્ષુદ્રપણુ, નાનમ, લઘુતા

**લાચાર**, વિ૦ [ फा ] નિરૂપાય, પોતાનાથી કંઈ બની શકે નહિ એવી સ્થિતિમાં આવી પડેલ, અશક્ત, નિરાશ, અસમર્થ (૨) ગરીબ, રાંક, દીન, પામર

**લાચારી**, સ્ત્રી૦ કઇ બની શકે નહિ એવી હાલત તે, અશકતતા, નિરૂપાયતા (૨) ગરીબાઈ, દીનતા સાધન–શકિત રહિતપણું

**લાછ**, સ્ત્રી૦ [ सं. लक्ष्मी ] લક્ષ્મી ધન, દોલત. ઉ૦ વિદ્યા આગળ લાછ હિંડે છે આઘુ ઓઢી. સામગ લાછાકુવર=લક્ષ્મીના છોકરા, ધનવાનના પુત્ર, પૈસાદાર વર.

**લાછાં**, ન૦ લાછો–લાછા (પું૦) હાથેળી અને પગનાં તળિયા બળવાં–દાઝવાં તે, ગરમ કરેલા તવેથાને લિંબડો ને જરા છાંટી દરદીનાં તળા શેકવા–ડામવાં તે – લાછાં સેવડાવાના અમુક જાતના દરદના ઉપાય તરીકે ગરમ લોખડથી તળાં દઝાડવા તે ૨૦ પ્ર૦ લાછા સેવડાવવા=ત્રાસ આપવો, ધૂમ સંતાપવુ, ત્રાહ ત્રાહ પોકરાવવી. ગરમ રેતીપર ચલાવવુ અગ્નિ દિવ્યની એક ક્રિયા=શિક્ષા તે –અધિકારીઓ લાછાં સેવડાવે છે

**લાછો**, પું૦હીરની પોચી ને સુવાળી આંટી–ગુંછળી તે, નરમ ને સવાળા રેશમની કોકડી –આંજોકો તે ૨૦ પ્ર૦ હીરનો લાછો જેવુ =સુવાળુ અને નરમ સ્વભાવનું–જેમ વાળીએ તેમ વળે એવુ, જરાએ કડક ન હિ એવુ, સીધુ ને સુનારૂ.–છોકરો તો હિરનો લાછો જેવો છે, વહુ લાડ છે (૨) તળિયાની દાઝ–ડામ તે –લાછો સેવડાવવો

**લાજ**, સ્ત્રી૦ [ सं लज्जा ] મનનો સંકોચ તે, શરમ, છોભાતુ તે (૨) અદબ મર્યાદા, મર્યાજો, વિવેક (૩) વડીલો અને વર વગેરેની અદબ રાખવા માટે વહુઓ ને જુવાન સ્ત્રીઓ માથા ઉપરનો છેડો મો પર ખેચે છે તે, મો ન દેખાય એમ વસ્ત્ર રાખવુ તે, ઘુમટો; આઘુ ઓઢવુ તે –ગુજરાત કાઠિયાવાડમા સ્ત્રીઓ વડીલોની લાજ કાઢે છે (૪) માન; પ્રતિષ્ઠા, આબરૂ, ટેક, સાખ.–આટલી વખત થોડાં નાણા ધીરીને મારી લાજ રાખો ક્રિ૦ પ્રિ૦ લાજ રાખવી=આબરૂ–સાખ સાચવવી, માન જાળવવુ કહે૦ જેણે મૂકી લાજ તેને નાનુ શુ રાજ લોકલાજ=લોકમા નિંદા થવાનો ભય–માન–પ્રતિષ્ઠા ભગનો ભય તે, વ્યવહાર મર્યાદા તે, વ્રીડા, હ્રી, લજ્જા

**લાજમ**, વિ૦ [ आ ] ઘટિત, યોગ્ય લાયક

**લાજલજામણી**, સ્ત્રી૦ શરમ, લજ્જા, સંકોચ, –માગતા લહેણાની બાબતમાં એને લાજલજામણી લાગવાની નહિ, ચોખ્ખો છે (૨) લાજુપણુ–આગળી કે પવનનો સપાટો લાગતાં પાતરીઓ કરમાઇ જાય એવી એક નાની વેલ–છોડ તે

**લાજવાળુ**, વિ૦ શરમાળ (૨) આબરૂદાર, વ્યવહારભગની બીક રાખનારૂં

**લાજવુ**, ક્રિ૦ અ૦ શરમાવુ, મનથી સંકોચાવુ, લાજ આવવી, અદબમાં રહેવુ. (૨) માન ભગનો ડર રહેવો, ટેકમાં રહેવુ, આબરૂ માટે બીવુ

**લાજા**, [ सं. ] ડાંગેરની ધાણી મમરા, કુરમરા લાજાહોમ=લગ્ન વિધિમાં વરકન્યા વેદીમાં જે ડાંગેર હોમે છે તે ક્રિયા–વિધિ, એક વૈવાહિક વિધિ,

**લાજાળી**, સ્ત્રી૦ લજામણી, સ્પર્શથી જેની પાતરી કરમાય છે એવી એક નાની વેલ

**લાજાળું,** વિ૦ લાજવાળું; શરમાળ. (૨) લજામણીનો છોડ.

**લાજુલાડી,** વિ૦ શરમાળ; મોં સંતાડતું ફરે એવું; ચબરાક-નિડર-ધૃષ્ટ નહિ એવું. સ્ત્રી પુરુષ અને બાળક સૌ માટે વપરાય છે. આ છોકરો જરા લાજુલાડી છે તો.

**લાટ,** સ્ત્રી૦ ધાતુ અથવા લાકડાની ધરી તે; ચાક વગેરેની વચ્ચે રહેતો જાડો ખીલો તે; લઠ્ઠો; મધ્યે રહેલો ખીલો; કેન્દ્રાધાર (૨) ચરખાની ધરી. (૩) ઘાણીનું ફરતું મોટું લાકડું કે જેના ફરવાથી તેલી બિયાં પિલાય છેઃ-ઘાણીની લાટ. (૪) સોરઠીમાં નક્કી કરેલા નંબર તે; મોટા જથ્થાનો એકાદો ભાગ. (૫) લાકડી; સળિયો. (૬) તરંગ; મોજું; વેઢ-ઓઢો. લાટબંધ=જથાબંધ; નહિ છૂટક. અ૦ સાગે; સામટી રીતે.

**લાટાનુપ્રાસ,** પું૦ [ सं. ] કવિતાની રચનામાં આવતો એક શબ્દાલંકાર; સમ ઉચ્ચારવાળા એક વર્ગના અક્ષરનું આવર્તન તે; વર્ણ-સગાઈ; યમક. ઉ૦ મોટું એણે કીધું કામ માટે દેશે મોટું માન, મોટા મોટા મહીપતિ મહીપતરામ. ક. દ. ડા.

**લાટી,** સ્ત્રી૦ લાકડાંની વખાર-દુકાન; લક્કડપીઠ. (૨) લખાણની એક રીત, શૈલી. લાટી; ગૌડી વગેરે. (૩) લાટ દેશની ભાષા; ભરૂચીભાષા; દખ્ખણ તરફની ગુજરાતી.

**લાઠ,** પું૦ મોજું; તરંગ; ઓઢો.

**લાઠી,** સ્ત્રી૦ જાડી અને મજબૂત લાકડી; જેષ્ટિકા, ડાંગ.

**લાઠો,** પું૦ ધાતુનો ભારે પાસલો; લગડી. (૨) દંડ. (૩) તરંગ; ઓઢો; મોજું.

**લાડ,** ન૦ પ્રેમના ઉભરાથી ખેલાવવું તે; ખવરાવવું અને બોલાવવું વગેરે જે વહાલસોયું વર્તન તે; સારી વસ્તુ આપી, હસાવી ખેલાવી બાળકને રાજીરાજી રાખવું તે; બાળક, સ્ત્રી વગેરેને પ્રસન્ન રાખવા તે. (૨) પ્રસન્ન રાખવાનાં સાધન અને વર્તન તે. (૩) હેત; પ્રેમ; વહાલ. (૪) લાટ દેશનું વતની; વાણિયાની એક નાત.

**લાડકડું,** વિ૦ લાડકું; લાડમાં રાખેલું-અત્યંત વહાલું. લાડકડી=લડાવેલી અને વહાલી છોકરી; લાડી; લાડકી; લાડકવાઈ. (૨) માનીતું; ખૂબ વહાલું.

**લાડકવાઈ,** સ્ત્રી૦ લાડકી છોકરી; વહાલી છોકરી. લાડકવાયો=લાડકો. લાડકવાયું =વહાલું ને લડાવેલું; લાડમાં રાખેલું.

**લાડકાલાડ,** પું૦ જનોઈ ને વિવાહ વગેરે અવસરે સ્નેહીસગાં તરફથી ભેટ અપાતી મિઠાઈ તે.

**લાડકું,** વિ૦ વહાલથી કલાવી રાખેલું-ઉછેરેલું; વહાલું ને રમાડવા જેવું; લડાવેલું; વહાલુ લાગે એવું; મોજમાં-આનંદમાં રાજી રાખેલું હોય એવું; કાલું; સ્વચ્છંદમાં ઉછરેલું ને વહાલથી પાલન કરેલું. લાડકી=લડાવેલી છોડી. લાડકો=લડાવેલો છોકરો; બાળેલો અને ખૂબ લાલન પાલન કરી વહાલમાં રાખેલો.

**લાડણી,** સ્ત્રી૦ લાડઘેલી કન્યા;-નવવધૂ. (૨) માનીતી; વહાલી.

**લાડણો,** પું૦ લાડઘેલો-છોકરો-વર તે. લાડકડો; લાડવાયો. ખૂબ લાલનપાલનમાં ઉછેરેલો ને વહાલો. (૨) માનીતો; પ્રેમપાત્ર પુત્ર.

**લાડલી,** સ્ત્રી૦ લાડમાં ઉછેરેલી-કન્યા કે સ્ત્રી; લાડકવાઈ. ઉ૦ આંખભરોમાં અલબેલડા, લાડલી લાવું. (૨) કાલી; લાડ કરે એવી; રમતિયાળ-રમુજી.

**લાડવણ,** સ્ત્રી૦ લાડકી સ્ત્રી; માનીતી સ્ત્રી; મોંઘીવહુ.

**લાડવાઈ,** સ્ત્રી૦ લાડકી; વહાલી; જેને ખૂબ લાડ લડાવવામાં આવતાં હોય એવી.

**લાડવાયું,** વિ૦ લાડકવાયું; લાડકું; લાડમાં સુખથી મોજમાં રાખેલું એવું. વહાલ બતાવીને આગળ લાડ કરનાર-લાડ માણનાર તે; લાડઘેલું. લાડવાયો=લાડકો,

લડાવી ગયેલો છોકરો, વહાલો પુત્ર તે.
લાડવું, ક્રિ૦ અ૦ લાડ કરવું; વહાલ બતાવનાર આગળ રિસાવું; આનાકાની કરવી; માન ધરવું; ગેલ કરવાં; કાલાં કાઢવાં.
લાડવો, પું૦ પાણી ઘી વગેરેમાં પલાળેલી વસ્તુ ને બે હાથ વડે દાબીને બનાવેલો ગોળો; માટી; આટો; મિઠાઇ વગેરેનો ગોળ લોંદો. ગોળો; લાડુ; મોદક. (૨) ગુંથણ વગેરેની ગોળાકાર ભાત તે; ચંદ્રક. (૩) લાભ; નફો; ફાયદો; પ્રાપ્તિ:–એમાં શો લાડવો છે ?
લાડસલું, વિ૦ લાડથી કાલું થઇ ગયેલું; વહાલ–લાડથી બાળક જેવા સ્વભાવનું બની ગયેલું; લાડઘેલું; ચાવળું; કાલું. વહાલનાં ગાંડાં કાઢતું. ઉ૦ મારી લાડસઘેલી લાડણીરે.
લાડાલાડ, સ્ત્રી૦ લાડ લાડ કરવું તે, વહાલના ઓવારણાં; કાલાં કાઢયા કરવાં તે, વારંવાર રિસાવું ને મનાવું તે.
લાડી, સ્ત્રી૦ લાડકી; લાડવાળી; માનીતી; ખૂબ વહાલી–વહુ, છોકરી, સ્ત્રી વગેરે. આનંદમાં મોજમઝામાં રાખ્યા કરેલી સ્ત્રી, અથવા કન્યા તે.
લાડીલું, વિ૦ લાડકું; લાડવાયું; લાડમાં ઉછેરેલું–રાખેલું તે.
લાડુ, પું૦ ઘઉં, બાજરી અને ચણા વગેરેના લોટનો ઘી ગોળ નાંખીને બનાવેલો ગોળો તે, લાડવો; મિઠાઇ વગેરેનો ગોળો; મોદક. (૨) ફાયદો; લાભ, પ્રાપ્તિ.
લાડુવો, જુ૦ લાડવો.
લાડો, પું૦ લાડમાં ઉછેરેલો જુવાન છોકરો; માનીતો, લાડકવાયો છોકરો; વર. ઉ૦ લાડોલાડી જમેરે કંસાર.
લાણ, ન૦ લહાણ; લાભ; નફો; ફાયદો:–વાઘને છોડીને શું લાણ કાઢશો ? (૨) ઇનામ; બક્ષીસ; પરિતોષિક.
લાણી, સ્ત્રી૦ લહાણી: પર્વને લાભ થાય એમ વહેંચી આપવું તે; લહાવું તે; બક્ષીસ ઇનામ–વહેંચી આપવાં તે. (૨) ઘણાં જણની લાભ માટે વહેંચવાની વસ્તુ તે, ઘણાં જણમા લહી આપવાની ચીજ તે. ગરબો મંડાવશો ત્યારે લાણીઓ પણ લહાશોને ? (૩) કાપણી.
લાણું, ન૦ લહાણું;ઘણા જણના લાભાર્થે કરવામાં આવતી વહેંચણી તે; ઘણા જણને લાભ થાય એમ અથવા મંડળ કે નાતમાંના દરેકને મળે એમ વહેંચવું તે; વહેંચણી; વાટણી; બક્ષીસ વહેંચી આપવી તે. (૨) લહાવાની–વહેંચણીની વસ્તુ–ચીજ તે. લાણું નોતરૂં=જ્ઞાતિમંડળમાંની વહેંચણી–વાટણી અને આમંત્રણનો હક તે, મંડળના સભ્ય તરીકેનો હક–અધિકાર તે.:–નાતના લાણા નોતરાનો સર્વેને હક છે.
લાત, સ્ત્રી૦ પગથી કરેલો આઘાત–ઝાપટ મારવી તે; પદાઘાત; પાટુ; ક્રિ૦ પ્ર૦લાત મારવી= તરછોડી નાખવું; નહિ દરકાર કરવી, નહિ સ્વીકારવું–કબુલ રાખવું:–તેણે નોકરીને લાત મારી. લાત ખાવી=તુચ્છકાર સહવો.
લાતી, સ્ત્રી૦ બંદર ઉપર વહાણમાંથી ઉતરેલો માલ રાખવાની જગા, મોટી ખુલ્લી વખારની જગા; પીઠું; પીઠ; વખાર; કોઠી. વેચાઉ માલ ભરી કે ગોઠવી રાખવાની જગા.
લાદ, સ્ત્રી૦ ઘોડા ને ગધેડા વગેરે પશુનો મળ, ખડ ખાનારાં પ્રાણીઓનાં લિંડાં.
લાદવું, ક્રિ૦ સ૦ પીઠ પર વાહન નૌકા પર ભરવું–સિંચવું તે; ખડકવું; ઉંટને ગધેડાં વગેરે પ્રાણીની પીઠ ઉપર માલ સામાન વગેરે ભરવા સિંચવા તે; ભાર ભરવો.
લાદી, સ્ત્રી૦ ફરસબંધીનાં પત્થરનાં પાતળાં ચોસલાં; પત્થરની નાની અને પાતળી તખતી; પત્થરનાં પાટિયાં. (૨) ફરસબંધી.
લાધવું, ક્રિ૦ અ૦ પ્રાપ્ત થવું; મળવું; જડવું; પાવું; હાથ લાગવું; ઉ૦ એક હીરો લાધ્યો છે મારા હાથમાંજે. (૨) જમીન–કાદવ સાથે વહાણ વગેરેનું ચોંટી બેસવું; અથડાવું; અટકી પડવું; ખોળી જવું:–બાપ્ટ

અખાતમાં સહેજ વહાણુ લાધી જાય છે. (૩) વહાણુ ઉપર અથવા ભાર બરદારી પ્રાણીઓની પીઠ ઉપર માલ ભરવો–ખડકવો.

**લાનત,** સ્ત્રી૦ શરમ; ગેરિયત.

**લાપટ,** સ્ત્રી૦ લાપોટ; થપડાક; તમાચો. લાપટિયો=અધરણિયાતને ગાલે કંકુનો હાથો મારનાર–દિયેર.

**લાપન,** ન૦ અન્વય પાડી અર્થ કરવો તે; અર્થ જ્ઞાન કરવું તે.

**લાપસી,** સ્ત્રી૦ બાફેલો લોટ–આરો તે; કંસાર; લાબસી.

**લાપી,** સ્ત્રી૦ . લાંપી.

**લાપોટ,** સ્ત્રી૦ લપડાક; તમાચો; થાપટ.

**લાપોટિયું,** ન૦ ગાલ અને ગળા આગળ થઇ આવતો સોજાનો એક રોગ; એક જાતનો તાવ, કે જેમાં કાન આગળ લાપોટ વાગી હોય એવો લાલ સોજો થઈ આવે છે. આ ચેપી રોગ છે.

**લાફાલાફ,** સ્ત્રી૦ જેમ ફાવે તેમ ફેંકવું; વેડફવું તે; ઉડાડવું તે; લખલુટપણું. (૨) મોટાઇમાં ઘણું ખરચવું–ઉડાડવું તે. (૩) ફુલ, ફુલાશ; બહાશ.

**લાફાવેડા,** પુ૦ ઉડાઉવેડા; જેમ ફાવે તેમ ઉડાવવાની ટેવ–વૃત્તિ તે.

**લાફો,** પું૦ પોલા હાથની થાપટ; લપડાક; તમાચો; પાછળથી બોચી પર થાપટ મારવી તે લાફો.

**લાબડી,** સ્ત્રી૦ લાવરી.

**લાબરૂં,** ન૦ લાવરી; એક જાતનું પ્રાણી. (૨) વિ૦ પોચું ને સુંવાળું હોય એવું; અક્કડપણા વગરનું. (૩) કુમળું; નરમ.

**લાભ,** પું૦ ફાયદો; નફો; લબ્ધિ; પ્રાપ્તિ તે. (૨) નાપણિયા–મપારાનો માલ આપતા પહેલાં ઉચ્ચરાતો શકુન; જોખાઓ પહેલું તોલું જોખતાં એક એમ નહિ પરંતુ 'લાભ સવાયા' એમ કહે છે તે લાભકારીઃલાભ કરે એવું.

**લાભવું,** ક્રિ૦ અ૦ [सं. लभ्] લાભ કરવો; કમાવું; રળવું.

**લાભાલાભ,** પું૦ લાભ અને અલાભ તે; નફો નુકસાન. (૨) ઠાઠ.

**લાભોઉછીલાભ,** પું૦ ઉડાઉવેડા કરવા તે; લાભ છે લાભ છે એવી હઠીલી અંધેર ચલાવ્યે જવું–ઉડાવ્યા કરવું તે.

**લામણદીવો,** પુ૦ રામણદીવો; નામણદીવો. વરની માતા વરઘોડામાં જે શકુનનો દીવો હાથમાં રાખે છે તે. દેવને નમન કરી કાર્ય સિદ્ધિ માટે ઉપાડેલો શુભ શકુનનો દીવો.

**લામા,** પુ૦ ટિબેટના બૌદ્ધ મતના વડા આચાર્યનો ઇલકાબ અથવા ઉપનામ તે. ટિબેટના બૌદ્ધધર્મ રાજ્યનો વડો તે–લામા.

**લાંય,** સ્ત્રી૦ આગ; અગ્નિ. (૨) બળતરા; ઝાળ; તીવ્ર લાગણી; કારી દુઃખ લાગવું તે.

**લાયક,** વિ૦ [ फा. ] યોગ્ય, ઘટિત. (૨) પાત્ર, ગુણવાન. (૩) અનુરૂપ; સમાન; સરખું.

**લાયકાત,** સ્ત્રી૦ યોગ્યતા. (૨) પાત્રતા. (૩) કામ કરવા–પસંદગીને યોગ્ય ગુણ હોશિયારી વગેરે હોવાપણું તે; લાયકી.

**લાયકી,** સ્ત્રી૦ લાયકપણું; પાત્રતા; યોગ્યતા. (૨) વિવેક, સભ્યતા; વિનય.

**લાયરી,** સ્ત્રી૦ બોલવાની બડાઇ, આડંબર; ચાપલુસી. (૨) પતરાજ; એકસાઈ.

**લાયલેપા,** પુ૦ ત્રાસ, તોબાતોબા; ખેંન. (૨) મહા–મુશ્કેલી વેઠવી કે ખમવી પડે એવું તે.

**લાર,** સ્ત્રી૦ લહાર; હાર; ઓળ; પંક્તિ; લીટી જેવી સીધી પંક્તિ–પરંપરા તે. (૨) ટોળું; સમૂહ; ધાડું:–કીડાઓની લાર.

**લારી,** સ્ત્રી૦ [ अ. Lorry ] લોઢાની સડક ઉપર ધકેલીને ચલાવાય એવી ખુલ્લી ગાડી; ઠેલણગાડી. એ રેલવે સડકની તપાસ માટે ઉપયોગમાં આવે છે.

**લારૂં,** ન૦ લહારૂં; ટોળું, ધાડું; સમૂહ; મંડળ;

ઘણા જણાઓ-પ્રાણી જીવાત વગેરેની ધાડની ધાડ તે (૨), ઝાંખરૂં; લક્કડું ઉ૦ મન મૂકી દેજેરે માયાનું લારૂં.

**લારે,** અ૦ ઓળખાય; હારે (૨) સાથે, મંગાથે (૩) ટોળે, ધાડે. લારે આવે ને લારે જાય. ઘણાઓના ટોળા સાથે આવે ને ટોળા સાથે જાય તે. બધીદે, સથવારે, ટોળાબંધ

**લાલ,** પું૦ છેલ-ફાંકડો જુવાન, રંગીલો, ઇસ્કી, બાંકો ઉ૦ બસે લાલ તમાચો મારી મુખડુ લાલ રાખો રે કે બોળક વરણાગિયો (૨) રાતા રંગનો પખી (૩) રાતા રંગનું નગ; માણેક. (૪) સ્ત્રી૦ માણેકની કણી-મણકો, રાતું લોલક; કિમતી પત્થરનું નંગ, ચુની છેન કડીમા આગળ પાછળ બાજુએએ મોતી ને વચમા લબગોળ લાલ હોય છે

**લાલ,** વિ૦ રાતુ, રાતા રંગનુ રક્ત, લોહિત.

**લાલચ,** સ્ત્રી૦ લાભની આશા તે, લાલસા, કંઈક મેળવી લેવાની ભાવના-ઇચ્છા તે, લોભ, ગરજ (૨) લોભથી મોહિમા પડવુ તે (૩) નાચ રૂ૦ પ્ર૦ લાલચ આપવી= ફાયદો બતાવવો લાલચમા પડવુ=લોભ લાગવો, કંઈક મળવાની આશામા લોભાવુ લાલચ રાખવી=કંઈક મળવાની ઇચ્છા રાખવી તે ઉ૦ લાલચમાં લપટાયા

**લાલચટક,** વિ૦ લાલ સુરખીદાર, તેજ મારતી લાલાશવાળું, ચળકદાર લાલ, રાતુંચોળ, ગુલાનસુરેખ.

**લાલચોળ,** વિ૦ ખૂબ રાતું, ઘણુ લાલ

**લાલચુ,** વિ૦ લાલચવાળુ, લાલસા રાખનાર, લલુતાવાળુ, કોઇ સ્વાર્થ સાધી લેનાની કામનાવાળું (૨)ખાવા-જે ગવાની ઇચ્છાવાળુ, સાર ખાવાપીવાની લાલચ રાખનારૂં -આ છોકરુ જરા લાલચુ છે એટલે કોઈ મિઠાઈ આપીને કલ્લાઇ કાઢી લે

**લાલજી,** પુ૦ ઘુટણિયે ચાલતા શ્રીકૃષ્ણની બાળમૂર્તિ તે, શ્રીકૃષ્ણના બાળ સ્વરૂપની પ્રતિમા

**લાલન,** ન૦ [ સં. ] લાડ, લડાવવું તે, હાથમાં ઝુલાવી રાખવું તે, લાડમાં ઉછેરવુ-રાખવું તે.-લાલનપાલન=સારી રીતે રાખવુ અને પાળવું તે

**લાલપાલ,** ન૦ લાડકોડથી પાળવું-મોટુ કરવુ ને ખુશીમા રાખવુ તે, ખૂબ આસના વાસના કરવી તે

**લાલબાઇ,** સ્ત્રી૦ આગ, લાય અગ્નિ.-એના ઠામમા લાલબાઇ મૂકો બળ્યુ, એવા અર્થમા વપરાય છે

**લાલમલાલ,** વિ૦ રાતુંચોળ, ખૂબ લાલ (૨) સુંદર, સુરેખ; ફાંકડુ. (૩) દિલ બહલાવે એવુ, મદ-આનંદ-ઉત્સાહ ઉપજાવે એવુ

**લાલસા,** સ્ત્રી૦ [ સં. ] લાલચ, લોભ, તૃષ્ણા (૨) ઇચ્છા, આશા; કામના, આતુરતા

**લાલા,** સ્ત્રી૦ [ સં ] મોંની લાળ (૨) પુ૦ ગુલાલા (૩) લાલાઇવાળો રંગીલો જન તે ,-ભાઈ તો લાના સાહેબ છે

**લાલાઇ,** સ્ત્રી૦ છૈનાઈ, રંગીલાપણુ, ફાંકડાઈ

**લાલાજી,** પુ૦ ફક્કડ ખુશ મિજાજી, રંગીલો ફક્કડ થઇને-વરણાગિયા થઇને ફરવુ અને જવા કે વ્યવહાર તરફ બેદરકાર રહેવુ, એવી વૃત્તિનો માણસ તે (૨) ગૃહસ્થ, સજ્જનજન-પ્રયોગ તરફ

**લાલાશ,** સ્ત્રી૦ રતાશ, રક્તતા (૨) જેમા થોડો લાલ રંગનો અશ હોય એવુ તે.

**લાલિત્ય,** ન૦ [ સં ] બાયણ અને કવિતા વગેરેમાં આવતી મજેની સુંદરતા તે, શબ્દ અને પદની ગોઠવણ અને તેમના અર્થનું સૌંદર્ય તે -શબ્દ લાલિત્ય, પદલાલિત્ય અને અર્થ લાલિત્ય. (૨) સુંદરતા, શોભા, કાન્તિ, લાવણ્ય સુરેખપણું, મન હસે-આનંદિત થાય એવુ જે વાણી વગેરેનુ માર્દવ ને માધુર્ય તે. લલિતપણુ, છટા, ચાતુર્ય

**લાંલિયો,** પું૦ ઢેડો; અત્યંજ સુરત તરફ વપરાય છે.

**લાલી,** સ્ત્રી૦ લાલાશ; રક્તિમા. (૨) સુંવાળી ચામડીમાંથી સ્વચ્છ લોહીની જે તેજી ને લખલખાટ દેખાય છે તે; સારી તંદુરસ્તીને લીધે શરીર–ખાસ કરીને ગાલ ઉપર દેખાતી રાતા અને સ્વચ્છ લોહીની સુરખી તે; નવા, તાજા, સ્વચ્છ અને રાતા લોહીની ચામડી પર દેખાતી ભભક તે. (૩) લાળી; જીભ; ઘંટડીનું લોલક.

**લાવ,** પું૦ લહાવ; ઓરિયો; લાભ; ઓરતો; મનનો અભિલાષ તે.

**લાવણી,** સ્ત્રી૦ લલકોરાય એવી ચર્ચાતી વાતની કવિતા; એક રાગ–અથવા ઢાળ તે.

**લાવણીપત્રક,** ન૦ સરકારી લહેણાનું આસામીવાર પત્રક તે.

**લાવણ્ય,** ન૦ તેજસ્વી છતાં કોમળ–મૃદુતાપૂર્ણ સુંદરતા તે; સૌંદર્યનો લખલખાટ; સુંદર ને મોહક તરલત્વ તે; નાજુક સુંદરપણું; ઉડતી છટાવાળી સુંદર ભભક તે.

**લાવણ્યતા,** સ્ત્રી૦ લખલખાટી.

**લાવરી,** સ્ત્રી૦ એક જાતનું પંખી. એ ખેતરોમાં ફરે છે ને માળામાં રહે છે.

**લાવરું,** ન૦ એક પંખી; લાવરી. (૨) કુતરાનું બસવું.

**લાવલશ્કર,** ન૦ સરંજામ સાથેનું મોટું લશ્કર; બધું–તમામ લશ્કર.

**લાવવું;** ક્રિ૦ સ૦ આણવું; લઇ આવવું; પાસે આવે તેમ કરવું. (૨) ખરીદ કરી આણવું; વેચાતું લઈ આવવું.=બજારમાંથી કાપડ લાવ્યો. તું શું લાવ્યો? જ. ટોપી. (૩) બંધ કરવું; વાસવું. ક્રિ૦ પ્ર૦ ઠાવી મૂકવું =ઠેકાણે આણવું; બેસતું કરવું; બેસાડવું.

**લાવું,** જુઓ લહાવું.

**લાવો,** પું૦ લહાવો.

**લાશ,** વિ૦ બરબાદ; નકામ. (૨) છેલ્લું. (૩) નુકસાનીમાં આવી ગયેલું. ક્રિ૦ પ્ર૦ લાશ જવું=નકામ થઈ પડવું; પાયમાલ થવું; ખતમ થવું. (૨) બેહાલ થઈ જવું; બરબાદ જવું.

**લાસ,** સ્ત્રી૦ મડદું; શબ; લોથ. જનાવરની લાસ ને માણસનું મડદું.

**લાસરિયાપણું,** ન૦ કહેવું ને કરવું નહિ–બોલ્યુ નહિ પાળવાપણું; લપસી જવાપણું; આમતેમ ફરી જવાપણું તે.

**લાસરિયું,** વિ૦ વિસરભોળું; ઠામઠેકાણા વગરનું; બોલ્યું નહિ પાળનારું; ધડા વગરનું.

**લાહ,** જુઓ લાય; આગ. (૨) ભૂખ. (૩) રેશમી કપડું.

**લાહાવું,** જુ૦ લહાવું; સૌને સરખે હિસ્સે પાંતીએ વહેચી આપવું.

**લાહુડાળો,** પુ૦ જીવતો કોયલો; અંગારો, લાળો.

**લાહી,** સ્ત્રી૦ લાઇ, ખેળ; ઘઉ વગેરેના લોટને બાફીને બનાવેલો ચીકટપદાર્થ.

**લાહે,** જુઓ લાય; આગ (૨) ઉગ્ર વેદના. અંતરનો બળાપો.

**લાહેરી,** સ્ત્રી૦ પતરાજી; ખેડસાઈ; ચાપલુસી. (૨) દોઢડહાપણ.

**લાળ,** સ્ત્રી૦ [સં. લાલા] મોઢાનો ચીકણો પ્રવાહી. ખટાશ અને ગળપણ જોતા મોમાંથી આ પ્રવાહી છુટે છે. સુકો ખોરાક મોંમાં નાખી ચાવતા લાળથી ભિંજાઇ નરમ થાય છે અને પચે છે.

**લાળિયું,** ન૦ તાજી ઉબી; કણ ભરાતું કણસલું. (૨) વિ૦ લાળ પડતી હોય તેવું છોકરું; (૩) ના૦ લાળથી બદન પલળે નહિ તે માટે બાળકોને પહેરાવવાનું ગળે બાંધવાનું જાડું કુડતું.

**લાળી,** સ્ત્રી૦ ટાનની નીચે લબડતી કુમળી ચામડી તે; ખુટ. (૨) લોલક.

**લાળો,** પું૦ અંગારો; બળતો કોયલો.

**લાંક,** પુ૦ પાતળી વસ્તુનો વાક–મરોડ તે કમ્મર વગેરેનો. ઉ૦ સિંહાકારે કટીનો લાંક. મારો ફરકે છે ડાબા પગનો લાંક.

**લાંગ,** પુ૦ એક જાતનુ મ્હોળ. એના દાણા વટાણા જેવડો પણ જરાક ચપટો થાય છે

**લાંગક્લૉથ,** ન૦ [ અ ] લાંબો પાટ; એક જાતનુ સુતરેલ કપડું

**લાંગર,** ન૦ લંગર, વહાણ થોભાવવાની બિનાડી.

**લાંગરવું,** ક્રિ૦ સ૦ લંગર નાખીને અટકાવવું વહાણ થોભાવવું, ઉભું રાખવું

**લાંઘ,** સ્રી૦ લાંઘણ કરવી તે, ભૂખ્યા રહેવું તે, ઉપવાસ

**લાંઘણ,** સ્રી૦ ઉપવાસ, ભૂખ્યા રહેવું, નિરાહાર રહેવું તે

**લાંઘણી,** સ્રી૦ ગાડીના ધુસરા નીચે મૂકવાની ઘોડી તે

**લાંઘણું,** ન૦ દેણદાર દેવું પતાવે ત્યાં લગી લેણદારે ભૂખ્યા તરસ્યા તેને આંગણે બેસી રહેવું તે લાંઘણ ઘાલવું એમ કહેવાય છે લાંઘણું ઘાલવું=ખાવાપીવાના સોગન લઈ આડા થઈ બેસવું

**લાંઘવું,** ક્રિ૦ અ૦ ભૂખ્યા તરસ્યા બેસી રહેવું, ભૂખ્યા રહેવું, ઉપવાસ કરવો.

**લાંઘો,** પુ૦ લાંઘણ ઉપવાસ (૨) લાંઘણું

**લાંચ,** સ્રી૦ કામ કાઢી લેવા સારૂ કોઇને છાનુમાનુ કઈ આપવુ તે, રૂશ્વત ક્રિ૦ પ્ર૦ લાંચ આપવી=કામ કાઢી લેવાને પૈસા કે બીજી કઇ વસ્તુ આપવી લાંચ લેવી=કામ કરી આપવાને બીજાથી છાનુ માનું કઈ લેવુ તે

**લાંચખાઉ,** વિ૦ લાંચિયુ, લાંચ-રૂશ્વત લેનાર

**લાંચખોર,** વિ૦ લાંચ ખાનાર, રૂશ્વત લેનાર

**લાંચવુ,** ક્રિ૦ અ૦ ભીંજવું વાંકાવળવું (૨) રૂશ્વત આપવી

**લાંચિયુ,** વિ૦ લાંચ લેનાર, રૂશ્વતખોર

**લાંચું,** વિ૦ કમી, ઓછુ. ન્યૂન -એને કઇ લાચુ પડયુ ?

**લાંછું,** ન૦ લાંછન, ડાઘ, બટ્ટો

**લાંજો,** પુ વાંધો, હરકત નડતર

**લાંઠ,** વિ૦ વશમાં રહે નહિ એવુ, તોફાની, મસ્તાની (૨) ખધુ, ધૂર્ત. (૩) ધીઠ

**લાંઠાઇ,** સ્રી૦ લાઠપણુ, નફટ્ટપણું (૨) ખધાંઇ, ધિટાઇ, લુચ્ચાઈ (૩) શઠતા

**લાંઠિયું,** વિ૦ વશમાં રહે નહિ એવું, નિરંકુશ; તોફાન કરે એવુ, નફટ. (૨) લુચ્ચુ, ઠીંગું, તોફાની, ખધુ, કારસ્તાની (૩) જબરૂં; ન ઝાલ્યું રહે એવુ, નહિ પકડાય એવુ.

**લાંઠો,** પુ૦ લાઠ માણસ, દાંગો, જબરો (૨) ધૂર્ત, લટ્ટુ, કર્યું આપે પરખાવે નહિ અને કામ બહી જાય એવો (૩) ધાગ, ગભેલો.

**લાંણ,** ન૦ લાભ, નફો, ફાયદો (૨) લહાવો ઓરિયો.

**લાંદો,** પુ૦ પનળેલા દ્રવ્યનો લોચો, લચકો

**લાંપ,** પુ૦ [ અ લૅમ્પ ] દીવો, બત્તી

**લાંપડું,** ન૦ સુકુ ઘાસ, ચીમળાયેલું ઘાસ

**લાંપી,** સ્રી૦ સપેતાને એરંડિયામાં ઘુંટીને બનાવેલી ચીકણી લુગદી એ કાચ ચોડવાના અને તરડો પુરવાના કામમાં આવે છે લાંબી

**લાંબટંગિયો,** વિ૦ શરીરના પ્રમાણમાં જેના પગ લાંબા હોય તે, લાંબા પગવાળો

**લાંબભાત,** પુ૦ આગલા વર્ષના ડાંગેરના છોડ તે, મહધો

**લાંબી,** સ્રી૦ લાપી, સપેતામાં દિવેલ નાખી ઘુંટીને બનાવેલો ચીકણો પદાર્થ.

**લાંબીટૂંકી,** વિ૦ આડીતેડી, એલફેલ (૨) પંચાતી ચિકાશ, ચર્ચા (૩) ગાળાગાળી તકરાર.

**લાંબીનજર,** સ્રી૦ દૂર લગીનો-પરિણામનો વિચાર કરવો તે, બનવાની-કરવાની વાત બાબત-સંબંધી આગળ શુ થશે તેનો વિચાર રાખવો તે -લાંબી નજર પહોંચાડીને કામ કરજે નહિ તો ફસાઇ જશો અગમચેતી

**લાંબું**, [ સં. लम्ब ] સીધી લીટીએ વધારે આગળ વધેલું હોય એવું; પહોળાઇ કરતાં બીજી તરફ વધારે લંબાણ હોય એવું:-ઘર લાંબું છે પણ પહોળું નથી. પનો બરોબર છે પણ કપડું લાંબું બહુ છે. ટુંકાણુથી ઉલટું. (૨) ઘણું; મોટું.-એ હવે લાંબું જીવશે નહિ. (૩) ઉંચું:-આ છોકરો પાતળો છે એટલે લાંબો લાગે છે. (૪) વિસ્તારવાળું; ફેલાવાવાળું:-લાંબાં સગા એટલે નાતમાં તે ફાવે છે. લાંબાં વાર્તાઓ. (૫) અ૦ આઘે; છેટે; દૂર:-અહિથી ગામ તો હજી બહુ લાંબે રહ્યું. ક્રિ૦ પ્ર૦ લાંબા થવું=સૂઇ જવું; પગ પસારીને પડવું. લાંબો થઇ જવું=પાયમાલ થઇ જવું; મરી જવું લાંબું કાઢવું=ઘણું જીવવું. લાંબું ચાટવું=મામલો લંબાવો. દીર્ઘ; વિશાળ:-ઉનાળાના દહાડા લાંબા અને શિયાળાના ટુંકા.

**લાંભવું**, ન૦ લાંભું; વિભાગ; અંશ; હિસ્સો, (૨) પાડેલા સરખા ભાગમાથી કયો કોણે લેવો તે નક્કી કરવાને નાંખવામાં આવતી-તે ભાગ-જ્યો દેખાડનારી ચીઠી-કાપલી તે.

**લાંભુ**, ન૦ જુઓ લાભવું.

**લિખિત**, વિ૦ [ સં. ] લખેલું:-હસ્તલિખિત

**લિથોગ્રાફ**, પું૦ શિલાછાપ. પથ્થર ઉપર અથવા અક્ષર લખીને ઉતારેલા લખાણને બીજા કાગળ પર છાપવાની કળા તે.

**લિપિ**, સ્ત્રી૦ [ સં. ] એક એક ઉચ્ચારનાં ચિહ્ન અથવા શબ્દના ચિહ્નથી મનોગત જણાવવાની લેખન કળા તે; ભાષામાં બોલાતા બોલને વર્ણ રૂપે ઓળખંવ માંડવાની રીત તે; લખવાની ભાષા; લખાણની પંક્તિ તે. લિપિધારા=જોડણી; લખવાની કળા તે.

**લિપ્ત**, વિ૦ [ સ. ] લિંપાયેલું; ખરડાયેલું. (૨) ચોપડેલું. (૩) મશગુલ; તલ્લીન, તદા કાર; વ્યાપ્ત; સંમિશ્ર; ભળેલું; રચીપચી રહેલું; આસક્ત:-એમાં લિપ્ત થઇ ગયો તે પાછો આવ્યો નહિ.

**લિપ્સા**, સ્ત્રી૦ [ સં. ] ઇચ્છા; વાંછા; મન કામના; આશા.

**લિંબોત્સવ**, પુ૦ લિંબડો ખાવાનો મહોત્સવ; ચૈત્ર સુદિ પડવો. એ દિવસે લિંબડાના પાન અને તેનો રસ પીવાનું માહાત્મ્ય છે.

**લિલમ**, ન૦ કાનની વાળી વગેરેમાં પરોવવામાં આવતો હીરો અથવા કિંમતી રત્ન વગેરે તે; લાલ; લોલક.

**લિલવટ**, ન૦ કપાળ; ભાલ ઉ૦ લિલવટ ઉપરરે શોભે કુંકુમ બિંદુ કીધું. દયારામ.

**લિલાઉ**, ન૦ લિલામ; હરાજ; ઘણા ગ્રાહકો. વચ્ચે કિંમત પોકારાવી જે વધારે આપે તેને માલ વેચવાની રીત તે. Lilao આ ચિનાઇ શબ્દ પોર્ટુગીઝો મારફત હિંદમાં આવેલો છે. ( કકરિયા. )

**લિલાણ**, નo લાલાપણું; તાજી વનસ્પતિ તે; વનસ્પતિની જે તાજી હાલત તે. (૨) લિલોતરીથી ભરપુર હોય એવું તે; લિલોતરીવાળી જગા. (૩) વિ૦ લીલું; નહિ સુકું; ભીનું; ભેજ આર્દ્ર; ચવડું.

**લિલામ**, ન૦ હરાજી, ઉઠામણી

**લિલાસું** ન૦ આવાસથી સોહી ભાઝી જઇ ચામડીપર પડેલું લીલા રંગનું ચાઠું, ચકામું.

**લિલાશ**, સ્ત્રી૦ વનસ્પતિની તાજગી તે; વનસ્પતિમાંની આર્દ્રતા-ભીનાપણું તે. (૨) વનસ્પતિ જેવા રંગની જે છટા-ઝમક તે; નીલત્વ; લીલારંગપણું (૩) ભિનાશ; જલાંશતા; નહિ સુકાપણું તે; આર્દ્રતા.

**લિલોતરી**, સ્ત્રી૦ લીલોતરી: જે કંઈ તાજી વનસ્પતિ તે; ઝાડ છોડવા ને ઘાસ વગેરે તે ભાજીપાલો; બકાલું.

**લિસોટી**, સ્ત્રી૦ [ સં. लिप् ] ઝીણી નાની

રેખા-લીટી તે; પાતળો ટુકડો-ઉઝરડો તે.

**લિસોટા,** પું૦ મોટો ને વાંકો આડો અવળો લીટો તે.આંકો સાપ ગયા તે લિસોટા રહ્યા.

**લિસ્ટ,** ન૦ [અં. List] યાદી; ટીપ.

**લિંગ,** ન૦ [સં.] ચિહ્ન; નિશાની. (૨) જાતિ દર્શક સંજ્ઞા અથવા ચિહ્ન. (૩) મહાદેવની પિણ્ડી-બાણ તે. (૪) સૂક્ષ્મતા અરૂપ દેહતત્વ. પ્રજોત્પાદક અવયવ.

**લિંગદેહ,** પું૦ [સં.] સૂક્ષ્મદેહ; ઇંદ્રિય, પ્રાણ, મન અને બુદ્ધિ સમન્વિત અદૃશ્ય જીવ તે; સ્થૂલદેહથી ઉલટો દેહ-માનવા માત્ર-કર્મસંસ્કાર જેને વળગેલાં હોય એવો જીવાત્મા.

**લિંગશરીર,** ન૦ [સં.] લિંગદેહ.

**લિંગાયત,** વિ૦ ગળામાં શિવલિંગ રાખનારા લોકની જાતિ. (દક્ષણમાં.)

**લિંટ,** સ્ત્રી૦ શ્લેષ્મ;નાકમાંથી નિકળતો ગાઢોને ચીકણો મળ.

**લિંટિયું,** વિ૦ લિંટ ગળ્યા કરતા હોય એવું ગંદું-છોકરું. (૨) લિંટ લેવાનો રૂમાલ.

**લિંડી,** સ્ત્રી૦ ઉંદર, બકરી વગેરેના મળની ગરગોલી; ગરગોલીના આકારની હગાર.

**લિંડીપિંપર,** સ્ત્રી૦ લાંબી ગોળ લિંડી જેવા આકારની ઝીણી પિંપર. એક જાતની ગરમ ઓષધિ.

**લિંડું,** ન૦ [સં. લોષ્ટ]ગરગોલા જેવો કઠણ મળ તે. ઉંટ, ગધેડાં ને ઘોડાનો મળ તે.

**લિંપણ,** ન૦ લિપેલું તે; છાણ માટીનો લેપ તે. કહે૦ ધૂળ ઉપર લિંપણ—ન રહે ન ટકે એવું અફળ કામકાજ-બોલવું વગેરે તે:—એને કહેવું-ઠપકો દેવો તે તો ધૂળ ઉપર લિંપણ છે.

**લિંપવું,** ક્રિ૦ સ૦ છાણમાટીની ગાર કરી જમીન ઉપર લગાડવી; લેપ કરવો; ચોપડવું; વહાવું; લગાડવું; ગારનો થર-લપરડો કરવો તે. (૨) કોઇ ઢીલો પદાર્થ બીજા પદાર્થ ઉપર થરની માફક લગાડવો. લીપવું. ઉ૦ લીપી ધારા દિલધરી, ભૂમિ સહી ચીતરેલ.

**લિંબડી,** સ્ત્રી૦ નાનો લિંબડો.

**લિંબડો,** પું૦[સં નીમ્બ]લીમડો; એક જાતનું મોટું ઝાડ, એનાં સર્વાંગ કડવાં હોય છે. બીજો મીઠો લિંબડો થાય છે તે જાતજ તદ્દન જુદી છે. એનાં પાંદડા સુગંધિદાર હોય તે કઢી વગેરેમાં વપરાય છે.

**લિંબુ,** ન૦[સં. નીમ્બૂ] ખાટા રસથી ભરપુર એક જાતનું નાનું ફળ. એ ખટાશ તરીકે દાળ શાકમાં નિચોવી ખવાય છે અને એનું અથાણું પણ થાય છે. રંગવાના કામમાં અને ઓસડ તરીકે પણ તેનો ઉપયોગ થાય છે.(૨)કોઠ-નારંગી જેવડું બીજું એક મીઠા રસથી ભરેલું ફળ થાય છે, તે મીઠું લિંબુ કહેવાય છે. તે તાજા ફળ તરીકે ખાવા-ચુસવાના કામમાં આવે છે. લીલામેવામાં તે ગણાય છે.

**લિંબોઇ,** સ્ત્રી૦ લિંબોળીના ઘાટનું પહોળા મોંનું એક વાસણ. (૨) લિંબોળી.

**લિંબોડી,** સ્ત્રી૦ લિંબોળી. (૨)એક જાતનો સોનાનો દાગીનો.

**લિંબોળી,** સ્ત્રી૦ લિંબડાનું રાયણ જેવું પણ કડવા રસથી ભરેલું ફળ. એ પાકતાં સહેજ ગળ્યું થાય છે, તે ઉપરથી પ્રૌઢ વયે પહોંચવા છતાં પણ કડવા સ્વભાવના માણસને ટાણો મારતાં એમ કહેવાય છે કે, પાકતાં તો લિંબોળીએ મીઠી થાય છે. લિંબોળીના ઠળિયા પીસતાં તેમાંથી ગંધાતું તેલ નિકળે છે. એ તેલથી કીડ મરી જાય છે. ગરીબો તેને દીવે પણ બાળે છે. એનો ખોળ ક્યારાઓની જીવાતનો નાશ કરે છે.

**લીક,** સ્ત્રી૦ લીટી; પંક્તિ; હાર (૨) હદ; સીમા. ઉ૦ હમે લોક રૂપે હદવાળી, નાંખે ઠોકરા ને પાડે તાળી પ્રેમાનંદ.

**લીખ,** સ્ત્રી૦ નિમાળા-વાળમાં પડતાં જૂઓનાં

ઝીણાં ઈંડાં તે. (૨) ઝીણા જંતુનાં ઇંડાં.

**લીખિયું,** ન૦ લીખ કાઢી નાંખવાની ઝીણા દાંતાની કાંસકી.

**લીટી,** સ્ત્રી૦ રંગ કે શાહીથી પાડેલો સીધો આંકો તે; રેખા; છેકો. (૨) હાર; પંક્તિ; ઓળ. (૩) પદ; કડી. (૪) થોડુંક લખેલું હોય તે.(૫) પા રૂપિયાનો અથવા આખી વસ્તુના ચોથા ભાગનો સંકેત તે.(૬)પહોળાઇ નહિ પણ લંબાઈ હોય એવી પાતળી રેખા; આડ. (૭) હદ; સીમા. ક્રિ૦ પ્ર૦ લીટી દોરવી=છેકો કરવો; રદ કરવું. (૨) હદ બાંધવી. (૩) લખવું.

**લીટો,** પુ૦જાડી લીટી; આંકો; ઉઝરડો.(૨)છેકો.

**લીદ,** સ્ત્રી૦ પશુઓની લિંડા જેવી હગાર. હાથી, ઘોડા અને ગધેડાંની હગાર-લાદ તે.

**લીધરો,** પું૦ લમાચિયો; ચિંથરિયો.

**લીધે,** અ૦ તથી; તેટલા માટે; કબૂલ રાખ્યા પછી.

**લીન,** વિ૦ [ સં ] તલ્લીન; એકતાર. (૨) સમાઈ ગયેલું; ગરકાવ. (૩) લેહ લાગેલી હોય એવું; એકાગ્રચિત્ત; (૪) નમ્ર. ક્રિ૦ પ્ર૦ લીન થવું=એકતાર થવું; તલ્લીન થઇજવું.

**લીપવું,** જુ૦ લિંપવું.

**લીમડો,** પું૦ લિંબડો; નીમ્બ.

**લીલ,** સ્ત્રી૦ સેવાળ; ચાલુ પાણી રહેવાથી ભિંત અને પત્થર વગેરે ઉપર બાઝતી નાની અને સુંવાળી ચીકણી વનસ્પતિ તે. (૩)નદી વગેરેમાં થતી રેશમના તાર-નિમળા જેવી સુંવાળી ને લાંબી વનસ્પતિ. (૨) વાછડી; જુવાન ગાય. ઉ૦ લીલ પરણાવવી નીલોદ્વાહ.

**લીલછોયું,** વિ૦ લીલું; લીલી છાલનું; ઉપરથી લીલું દેખાતું પણ અંદરથી પાકેલું હોય એવું.

**લીલઝામું,** ન૦ લીલામું; ચાંદું.

**લીલતરુ,** સ્ત્રી૦ લીલોતરી; તાજી વનસ્પતિ; તાજાં છોડવા-શાક વગેરે તે.

**લીલવણી,** સ્ત્રી૦ લીલોતરી; તાજી ભાજી વગેરે વનસ્પતિ; સુકવણીથી ઉલટું.

**લીલવા,** પું૦ વાલ; પાપડીમાંના દાણા; કઠોળના લીલા દાણા.

**લીલવેણુ,** સ્ત્રી૦ સુકાતાં પણ લીલા રંગની રહે એવી સળીનું ઘાસ. આ સળીઓની ટોપલીઓ અને કરંડિયા વગેરે થાય છે.

**લીલવો,** પું૦ વાલ પાપડીનો લીલો કણ; કોઇ પણ કઠોળ વગેરેનો લીલો દાણો તે. (૨) ટણિયો.

**લીલા,** સ્ત્રી૦ [ સં. ] ક્રીડા; ખેલ; તમાસો. (૨) અદ્ભુત કરામત; ખુબી; ચમત્કારી બનાવ. (૩) વેષ; અવતાર; સ્વાંગ. (૪) વિલાસ; વિનોદી ગમ્મત. ક્રિ૦ પ્ર૦ લીલા કરવી; રંગરાગ ભર્યા વિલાસ કરવા. (૨) મરી જવું:-મહારાજે ગઈ કાલે લીલા કરી.

**લીલાલહેર,** સ્ત્રી૦ આબાદી; આનંદ-મંગળ હોવાં તે; સુખ કરતુ એવું જે ભરપુરપણુ તે; મોજમઝા; સુસ્થિતિ; પૂર્ણ સુખ રૂપતા. (૨) આનંદ ઉપજાવે એવું પૂર્ણત્વ. જેથી આબાદી-વિભુતિ વધે એવી આનંદ રૂપતા તે.

**લીલાંપાણી,** ન૦ ઘુટેલી ભાંગનું પાણી તે.

**લીલીઘોડી,** સ્ત્રી૦ ભાગ. (૨) ભાગની કેફ. જેમ વછેરી નાચે કૂદે તેમ લહેર ચઢાવનારી ભાંગની કેફ તે:-આવાજી લીલી ઘોડીએ ચઢે એટલે અગમનિગમની વાતો કરવા મંડી જાય. (૩) સુંદર ઘોડી:- લીલીઘોડી ને લીલો ચાબકો.

**લીલીચા,** સ્ત્રી૦ લીલી ચાહ; સુકી પણ પાન લીલા રંગનાં લાગે એવી ચાહ તે; ચાની એક જાત. (૨) કુશ-દાભના જેવું એક જાતનું સુગંધિદાર બાગાયતી ઘાસ. આની લાંબી પાનડી થાય છે તે લીલીચા તરીકે ઓળખાય છે. એનો ઉકાળો કરી લોક પીએ છે અને ન્યાસ પણ લે છે.

**લીલીપીઠ,** સ્ત્રી૦ શાક બજાર, ખકાલું; જ્યાં લીલોતરી શાક વેચાતું હોય તે જગા.

**લીલું,** [ सं. नीलम् ] વનસ્પતિ જેવા રંગનું; મોરથુથાના રંગનું, આસમાની અને પીળો રંગ એકઠો કરવાથી જે વર્ણ થાય છે તેની છટાનું; સહેજ કાળી-પીળી છાયાનું. (૨) પાણીવાળું, પચપચું; ભીનું:-આ દ:-આ જમીન અને ધોતિયું બેઉ લીલાં છે. (૩) રસકસ ભરેલું; તાજું; નહિ સૂકું:-લીલોમેવો. (૪) પૈસાટકાવાળું; સુખી-ધનવાન, તાજું:-એ તો કોઈ લીલો માણસ શોધે છે. (૫) સારૂં; ઉજળું:-એ શુ લીલું કરશે? ક્રિ૦ પ્ર૦ લીલું કરવું; સારૂં કરવું; કલ્યાણ-ઉદય કરવો તે. લીલું પીળું થવું=એકદમ ગુસ્સે થઇ જવું; ક્રોધ કરવો. (૨) છેલ-ફક્કડ બનવું-થવું તે, રોફ મારવો; ભભકો કરવો:-લીલા પીળા થઇને ફર્યા તેથી શું કંઇ કમાઈ જાણ્યુ? રૂ૦ પ્ર૦ લીલી લેખણ=તાજો લેખ. (૨) ધીકતી પેઢી-કામકાજ. લીલે તોરણે=કાર્ય સિદ્ધ થયા વગર; એમને એમ; વગર પરણ્યે:-એને લીલે તોરણે પાછો કાઢયો. લીલુપીળું તરેહવાર રંગવાળું. મજેનું સુંદર રંગીન.:-વહુવારૂ માણસ લીલાંપીળાં પહેરીને ફરેસ્તો કહે૦ લીલા ઝાડ તળે ભૂખે મરે એવું; અચતુર; સહેજ મળે એવું હોય તે પણ મેળવી ન શકે એવું; બોઘુ; નિર્બળ. (૨) આળસુ, અકુશળ, આવડ-હોંશિયારી વગરનું; બોટ.

**લીસું,** વિ૦ નરમ, કણુ વગરનું, હળવું, ચીકટ ને સુંવાળું:-આ ઘી લીસું છે. (૨) નહિ ખડબચડું, સાફ; નહિ બરસટ, ખાડા-ગોબા વગરનું; હાથ લીસી સરકી જાય એવું, સુંવાળુ. (૩) સાફ; સ્વચ્છ; ચકચકિત; (૪) પોચું; સરકણું; મક્કમ રહે નહિ એવું, ખસી જાય એવું:-એ જરા લીસો માણસ છે; એટલે એની સાથે લિખિત કરાર વગર કામ પડાય નહિ. લસરિયું.

**લીહ,** સ્ત્રી૦ લીટી. (૨) હદ; સીમા.

**લુઓ,** પું૦ લુવો; કણકનો ગોળો; કણકનો રોટલો-રોટલા કરવાનો લોચો. ક્રિ૦ પ્ર૦ લુઆ કરવા-પાડવા=કણકના નાના નાના ગોળા કરવા પૂરી વગેરે વણવા માટે. લુઆ દાબવા. ચાંપવા=મર્દન.

**લુખરી,** સ્ત્રી૦ ખુજલી.

**લુખસ,** સ્ત્રી૦ ચામડી લુખી પડી જઇ ખણજ આવ્યા કરે એવો એક ત્વચારોગ, ખુજલી.

**લુખિયું,** ન૦ તમાકુ પીવાની માટીની ભુંગી; નાની ચલમ.

**લુખું,** વિ૦ [ सं. रूक्ष ] જેમા સ્નેહાંશ અને સુંવાળાપણું ન હોય એવું; રસકસ વગરનું, રૂક્ષ. (૨) ચોપડયા વગરનું; ગળે વળગે એવુ. (૩) શાકાદિ વગરનું; એકલું:-લુખી રોટલી-ખીચડી વગેરે. (૪) તેજ વગરનું, ભભક રહિત. (૫) ધન વગરનું; ગરીબ; ખાલી, વિત્ત રહિત:-એ લુખા માણસ પાસેથી તમે શું લેશો?

**લુગડાં,** ન૦ માણસને પહેરવા ઓઢવાનાં વસ્ત્ર; લુગડાં લત્તા એમ કહેવાય છે ક્રિ૦ પ્ર૦ લુગડાં લેવા=આબરૂ લેવી, લુંટવું; હરાવવું; ફજેતો કરવો.:-સૌ દેખતાં એણે મારા લુગડાં લીધાં. રૂ૦ પ્ર૦ લુગડા ભેળ=લુગડાં સાથે-લુગડાં ઓળવાં પડે તેમ. કહે૦ લુગડે માણસ ઉજળું અને વહેવારિયું ગણાય છે.

**લુગડું,** ન૦ વસ્ત્ર, વસન; પટ. (૨) સાલ્લો; સ્ત્રીઓને પહેરવાનું વસ્ત્ર તે.

**લુગત,** ન૦ શબ્દકોષ; સમૂહ.

**લુગદી,** સ્ત્રી૦ એકાદો પદાર્થ પ્રવાહીમાં ઘુંટીને બનાવેલી ઢીલી ગોળી, લોચો તે. તેલ-પાણી વગેરેમાં કોઇ ચીજને ખરલ કરીને બનાવેલો ચીકણો લોંદો તે:-લાખીની લુગદી.

**લુચ્ચ,ઇ,** સ્ત્રી૦ ખંધાઇ; ઠગવિદ્યા; લુચ્ચાપણું.

(૨) દોંગાઇ; કપટથી છેતરવું તે; ચોટાઇ; અનીતિએ ચાલવું તે, ધૂર્તતા.

**લુચ્ચું**, વિ૦ ખંધું; સમજાવી-કપટ કરી કે ભોળવીને કામ કાઢી લે એવું; પક્કું; ઠગ. (૨) જુગતીવાળું; છળભેદ જાણનાર. જુ-ઠાણું, ચોરી ને દોંગાઇવાળું.

**લુછણિયું**, ન૦ લુછવાનું કપડું; અંગુછો.

**લુછવું**, ક્રિ૦ સ૦ લૂંછવું; ભીનું કે મેલું હોય તેને કપડું ફેરવી સાફ કરવું; લોવું; ઘસીને કોરૂં કરવું.

**લુણચાં**, ન૦ લુણચાં; મીઠું-લુણ ચઢાવેલાં ચીગિયાં; કાતળી વગેરે તે

**લુણહરામ**, વિ૦ લુણહરામ, કૃતઘ્ની; જેનું ખાય તેનુંજ ખોદનાર; નિમકહરામ. લુણ-હરામી=કૃતઘ્નતા; નિમકહરામી.

**લુણી**, સ્રી૦ ખારાટ જમીનમાં થતી એક જાતની ભાજી; પહેલે વરસાદે એની મેળેજ ઉગી નિકળતી ઝીણાં પાદડાંની ભાજી.

**લુણો**, પું૦ માટી, ઇંટ, અને છો વગેરેમાં રહેલો એવો ક્ષાર કે જે ચોમાસામાં એ-લળે છે. ભેજ; હવા અને જમીન ભિંત વગે-રેમાં વરસાદને લીધે ભિનાશ આવવી તે; માટી વગેરેમાંના ક્ષારનું ઓગળવું તે, ભિંતને છારી વળવી તે:-આ ભિંતે લુણો લાગ્યો છે.

**લુપ્ત**, વિ૦ [ સં ] નાશ પામેલ, ઉડી ગયેલ; રહી ગયેલ; વચમાંથી જતું રહેલ.

**લુપ્તોપમા**, સ્રી૦ [ સં. ] અસપૂર્ણ ઉપમા તે; વચમાં એકાદ ગુણદર્શક વિશેષણ રહી જતું હોય એવી ઉપમા તે.

**લુબ્ધ**, વિ૦ [ સં.] લોભાયેલ; લાલચુ; જેને લોભ લાગેલો હોય એવું.

**લુબ્ધક**, પુ૦ [ સં.] લોભાયેલો; જેને લાલચ લાગેલી હોય એવો, શિકારી, વ્યાધ.

**લુબ્ધાવું**, ક્રિ૦ અ૦ લોભાવું; લલચાવું; લોભ લાગવો

**લુમખું**, ન૦ ઘણાં ફળફૂલ અને પાનવાળો ગુચ્છ; ફળફૂલવાળી માંજર; ઝુમખું.

**લુલરી**, સ્રી૦ દાસી; ચાકરડી. ઉ૦ આહિરડાં અમો કયમ ગમુ રે; લુલરી લાગ્યો રંગ.

**લુલી**, સ્રી૦ જીભ.

**લુલું**, વિ૦ ટટાર રહી શકે નહિ એવું; લંગડું; ખોડું. (૨) ઢીલું; ઉભું રહી શકે નહિ એવું; શક્તિ-બળ વગરનું:-તે પગે લુલો છે. (૩) નિર્બળ; અશક્ત.

**લુવાણી**, સ્રી૦ લુવાણાની સ્રી.

**લુવાણો**, પુ૦ રજપૂતમાંની વેપાર કરનારી એક જાતિ-નાત અને તેનો એકાદ જણ તે.

**લુવાર**, પું૦ લુહાર, લોઢું ઘડનારાઓની એક નાત અને તેનો એકાદ-જણ તે.

**લુવારણ**, સ્રી૦ લુવારની સ્રી; લુહારજાતિની સ્રી; લુવારેણ.

**લુવો**, પું૦ રોટલી કે પૂરી વણવાને બનાવેલો કણકનો નાનો ગોળો; લુઓ.

**લુશ**, વિ૦ નરમ; ઢીલું; શિથિલ:-થાકીને લુશ થઈ ગયો.

**લુશલુશ**, અ૦ ઉતાવળે; ઝટઝટ; જલદી જ-લદી:-તે લુશલુશ ખાય છે.

**લુંગી**, સ્રી૦ વાળ ઝીલવાની હજામની નાની પિછોડી-રૂમાલ તે લુગડાનો કકડો.

**લુંચી**, સ્રી૦ દોડતાં દોડતાં એકદમ ઉલટા ફરી જવું તે:-ચલરે લુચી ખાય શિકા-રીના ઘોડાના પેટમાં કોસી મારી.)

**લુંટ**, સ્રી૦ [ સં. લુંટ ] લુટવું તે; ચોરી. :-આ વારંવાર લુંટ થાય છે. (૨) લુંટેલી જે ચીજો અને માલમતા વગેરે તે:-અ-મીરના ઘરમાંથી એમને ખૂબ લુંટ મળી. (૩) અપહરણ.

**લુંટણિયો**, પુ૦ લુંટ પાડનારો; ચોર; લુટારો.

**લુંટફાટ**, સ્રી૦ ચોરી, તસ્કરી:-આ રસ્તે વારવાર લુંટફાટ થાય છે.

**લુંટવું**, ક્રિ૦ સ૦ [ સં. લુંટ્ ] જબર-જસ્તીથી-સામાને માર મારીને તેની પાસે જે કંઇ માલમતા વગેરે હોય તે લેઈ લેવી;

મળાત્કારે છીનવી લેવું; ચોરવુ. (૨) ઘણા જણે એક સાથે તૂટી પડી જે કઈ હાથ આવે તે ઝપાટીને લઇ લેવુ.–વરઘોડાની વાડી લુંટી (૩) દરોડો પાડી ગામ ઘર વગેરેમાંથી જેને જેમ ફાવે તેમ જે હા થમા આવે તે ઉપાડી જવુ. (૪) સામાની સારી વસ્તુનો ઉપયોગ કરવો જોગન લુટવું (૫) છેતરી સમજાવી કે જોર કરી બીજાના માન ઉપર હાથ ચલાવવો

**લુંટાઉ**, વિ૦ લુંટી લેવા જેવુ, લુટવુ, ચોરીનું લુટાઉ માલ (૨) નધણિયાતું.

**લુંટારૂ**, પુ૦ [ स लुंटक ] લુંટારો, ચોર, દરોડો પાડનારો.–લુટારૂની ટોળી

**લુટારો**, પુ૦ ચોર, તસ્કર જોર વાપરી બી જાની માલમિલકત હરી લેનારો

**લુંગલુર**, સ્ત્રી૦ જેને જેમ ફાવે તેમ અને જ્યાથી જેમ હાથ લાગે તેમ જે તે લુંટી લેવુ તે, આમ તેમથી લુંટલુટ કરવુ તે, પરાયો માલ જેને જેમ ગમે તેમ જોર વાપરી લઇ લેવો તે ઘણા જણે એક સાથે કોઇ ગામ કે ઘરમા પેસી જે કઈ જડે તે લઈ લેવુ

**લુંટાવવું**, ક્રિ૦ સ૦ કોઇ લુટે તેમ કરાવવુ. (૨) ઉડાડી નંખાવવું, ફેંદે કરાવવુ.

**લુંટાવું**, ક્રિ૦ અ૦ લુંટને ભોગ પડવુ, ચોરથી આનમતા લઈ લેવાવી

**લુંડાપણું**, ન૦ દાસત્વ; ગુલામગીરી

**લુંડી**, સ્ત્રી૦ ઘરનુ કામકાજ કરનારી ચાકરડી, બુદી, ગુલામડી

**લુંડો**, પું૦ હલકુ–ઘરગતું કામકાજ કરનારો ચાકર, દાસ, ગુલામ મજુરી–મહેનતનુ કામકાજ કરાવવા વેચાતી રાખેલો દાસ

**લુંઠ**, પુ૦ લઠ્ઠો, ધૂર્ત (૨) પતિ, ધણી ? (૩) વિ૦ વસરું જબર

**લુંઠવું**, ક્રિ૦ અ૦ [ स लुठ ] આળોટવુ (૨) ભોખોડિયે ચાલવુ, ડિચયિયે હિંડવુ.

**લુંદ્રો**, પું૦ લોંદો, બચકો, લોચો.

**લુંબ**, સ્ત્રી૦ ઝુમખુ, ફૂળ-પાનના ભગવાવાળી ડાળી, ગુચ્છ.

**લુંબેલુંબે**, અ૦ ઝુમખે ઝુમખે, માંજરે (૨) માંજર ફૂલ ફળના જથાવાળી ડાળખી એ ડાળખીએ એમ, લટરેલટરે

**લુ**, સ્ત્રી૦ તપેલી જમીન પરનો ઉનો વા તે, ગરમ પવન અને તડકાથી આવતી બિ માંરી તે, ઉનો પવન લાગવાથી આવતો તાવ તે –આ છોકરાને લૂ લાગી છે

**લૂઈ**, સ્ત્રી૦ રોટલી કે પૂરી વણવાની ગણની ગરગોલી –પાપડની લૂઈ

**લકુ**, સ્ત્રી૦ ગરમ પવનનો ઝપાટો લાગવાથી આવતી બિમારી, તડકાનો તાવ –બપોરે બહાર રખડવાથી લુખ લાગે છે

**લૂણ**, ન૦ મીઠુ, નિમક, સમરસ ખાવાનો ખાર (૨) ખાધાનું એહસાન, બીજાને ત્યાં ખાવાથી તેનો આપણા ઉપર ચડેલો ઉપકાર તે, અન્ન, જળનો આભાર – મે એનુ લૂણ ખાધુ છે તે હલાલ કરીશ ક્રિ૦ પ્ર૦ લૂણ ઉતારવુ=અલાબલા દૂર રહે તે માટે વરના માથા પર નિમક વાળવુ–ફેરવવુ વરને કોઇની નજર લાગે નહિ તે માટે બહેન તેની પાછળ ઘોડે બેસી એક વાડકીમાં મીઠાના કકરા ભરીને તેના માથા પર ફેરવ્યા કરે છે તે લૂણ ઉતાર નારી 'લુણારી કહેવાય છે

**લૂમ**, સ્ત્રી૦ ફળ, ફૂલ પાન ભરેલી ડાળી, લુબ, ઝુમખુ, ગુંચ્છ (૨) ડાળી ઉપલી શાખાને લાગેલો ફળોનો મોટો જથો તે.– કેળાની લૂમ (૩) અ સાળ

**લે**, સ્ત્રી૦ લેહ, રટ અનુરાગ આસક્તિ, લગની, મોહિની (૨) સ્વાદ, રસ (૩) એકતાન–એકતાર થઇ જવુ તે, તલ્લી નતા, એક ધ્યાનપણું (૪) ચડસ, વ્યસન, ટેવ આદત (૫) ગમત, મઝા

**લેકિન**, અ૦ [ फा ] પણ, તોપણ, તથાપિ.

**લેખ,** પુ૦ [ સં. लिख ] લખેલું તે; લખેલો નિબંધ કે લખાણુ તે. (૨) ખત; કરાર, વગેરે.

**લેખક,** પું૦ લખનારો; કર્તા; લેખ ઉપજાવી કાઢનારો. (૨) લહિયો; લખનાર.

**લેખણુ,** સ્ત્રી૦ [ સં. लेखिनी ] અક્ષર કાઢવાની કલમ; ટાંકણું; પિંછી; લખવાનું વતરણું. ક્રિ૦ પ્ર૦ લેખણુ ચલાવવી=લખાણુ પરી કરવી. (૨) ઉતાવળે લખવું.

**લેખન,** ન૦ ખોદવું તે; ખોતરવું–કોતરવું તે; ખોદેલું હોય એવું જે તે. (૨) લખેલું તે; લખાણુ. લેખન કળા=લખવાની કળા તે; જેથી સારૂં લખતાં આવડે તે.

**લેખપત્ર,** ન૦ લખાણુ; લખેલું હોય તે. (૨) ખત; દસ્તાવેજ સંબંધી જે લખાણુ–કરાર વગેરે તે.

**લેખવવું,** ક્રિ૦ અ૦ ગણવું; ગણકારવું, દરકાર રાખવી; હિસાબમાં લેવું.

**લેખવું,** ક્રિ૦ અ૦ ગણવું; હિસાબમા લેવું; ધ્યાન પર લેવું.

**લેખા,** સ્ત્રી૦ લિપિ; લીટી; રેષા.

**લેખાવટિયો,** પું૦ ચોપડા વગેરે લખનારો માણુસ; લેખક; લખાણુ કરનારો. (૨) ગણિત જાણુનારો, જોશી; ગણક.

**લેખિની,** સ્ત્રી૦ [ સં. ] કલમ; લેખણુ.

**લેખું,** ન૦ લખાણુ. (૨) વગર આંકડા માંડયે મોએ ગણાય એવા હિસાબ તે; ટુંકા સહેલા હિસાબ. (૩) ગણુતરી; હિસાબ. (૪) પ્રમાણુ; માપ; ગજુ:- રાજદરબારમાં એનું શું લેખુ ?

**લેખે,** અ૦ હિસાબે; દરમુજબ. (૨) દરકાર રાખીને; વાસ્તે; અર્થે:–પરમેશ્વરને લેખે. ક્રિ૦ પ્ર૦ લેખે લાગવું=નજરે પડવું; સાર્થ થવું; કામ લાગવું.

**લેજત,** સ્ત્રી૦ લેઝત, લહેજત, મઝા; ગમત. (૨) સ્વાદ; રસ.

**લેઝો,** પુ૦ આંખ ઉઘડે ને બંધ થાય એટલો વખત તે; નિમેષ; પળ વાર. (૨) પલકારો.

**લેટવું,** ક્રિ૦ અ૦ આળોટવું; થોડીવાર સૂવું; આડું થવું.

**લેણ,** ન૦ લહેણું; માગતું; લેવાનું તે. (૨) ગીલીદંડાની રમતમાંનો એક દાવ. (૩) લે એવું–( પ્રત્યય. ).–જીવલેણ=જીવ લે એવું.

**લેણદાર,** વિ૦ માગનાર, આપેલુ પાછુ લેનાર; દેણદારથી ઉલટું લેણદાર; લેણિયાત.

**લેણાદેણી,** સ્ત્રી૦ લેવાદેવાનો પૂર્વ સંબંધ તે, ઋણાનુબંધ; અમુકની લેવાની સરજત હોય એવો સંબંધ તે

**લેણિયાત,** વિ૦ લેણદાર; માગનાર; આપેલું પાછુ લેવાનો હકદાર તે, ધીરનાર; જેનું બીજાપર લહેણું હોય તે:–છોકરો લેણિયાત થઇ આવ્યો છે તે લેણું વસુલ કરી જતો રહેશે.

**લેણું,** ન૦ આ જન્મનું અથવા પેલા જન્મનું માગતું તે; પાછુ લેવાને આપેલું હોય તે; દેવાથી ઉલટું. (૨)બીજાની પાસેથી લેવાનો સંબંધ તે, સુસંબંધ; સુખ થાય એવો સંબંધ તે.

**લેતાણ,** સ્ત્રી૦ ભય ભરી ગભરામણુ; લેમેલ; હાયવાય. (૨) એકદમ ઉતાવળે કામ કરી દેવાની વ્યાકુળતા તે.

**લેપ,** પુ૦ [ સં ] જાડા–ગાઢા પાણીમાં કાલવેલા દ્રવ્યનું લિંપણુ તે; ઢીલા પદાર્થનું લેપન તે; ખરડ, ચોપડેલું–લગાડેલું દ્રવ્ય તે. (૨) પાતળો થર; લપેડો .(૩) ચોપડવાનું–ખરડ કરવાનુ ઓસડ તે.

**લેપટી,** સ્ત્રી૦ લીંદા જેવા દ્રવ્યની લુગદી

**લેપડો,** પુ૦ પોપડો, થથરડો, થર.

**લેપન,** ન૦ લેપ કરવો તે, લગાડવું–ચોપડવું તે, લેપ, ખરડ.

**લેપવું,** ક્રિ૦ સ૦ લગાડવું; ચોપડવું; (૨)

લાગવું; વળગવું; ઢાંકવું. ઉ૦ ગ્રહ ચંદ્રને લેપે. (૩) ઓલંગવું; કૂદી જવું-લોપવું જુઓ. લિંપવું.

**લેંદો**, પું૦ લોંદો, લપકો; વળગેલો કાદવ મળ વગેરે તે.

**લેબાસ**, પું૦ [ ફા. ] પોષાક; પહેરવેશ. (૨) પહેરવા ઓઢવાની રીત-ઢબ તે.

**લેભાગુ**, વિ૦ લઇ પડેલું; ઉંડી આવડ હોશિયારી વગરનું; ઉપરચોટિયા જ્ઞાનવાળું. (૨) પારકું થોડું થોડું લઈ પોતાનું છે એમ બતાવનાર; કોઈ કામમાં દોડા દોડી કરનાર, લઇને નાસીજનાર.

**લેમેલ**, સ્ત્રી૦ લેવા મૂકવાની ઉતાવળ તે, ઉતાવળે કામ કરી દેવાની ગભરામણ; ધાઈ. (૨) વિણાસુંટા, મરવાની તૈયારી. (૩) લેતાણુ.

**લેર**, સ્ત્રી૦ લહેર; પવનનો મંદ મંદ તરંગ તે; વાયુનો ધીરો ને ઉતાવળો ઝપાટો તે. (૨) પવનને લીધે હાલતા પાણીપર આવતી નાની છોળો તે; ઝીણી તરંગમાળા. કપડાની કરચલી જેવી પાણીની સપાટી પરની હિલચાલ તે. (૩) આનંદી વિચારનો ઉછાળો; ગમતનો ઉભરો. (૪) કેફની ખુમારી:-બાવાજી ગાંજાની લેરમાં છે. (૫) ઉંઘની અસર. ઉંઘ-આળસના ઘેનનું ડોલન તે. છેડ.ળ; ઉભરો; ખળકો. (૬) આનંદ; મોજ; ગમત; તન મનની પ્રસન્નાવસ્થા; સ્વાસ્થ્ય:-બધાંય લેરમાં છે. ક્રિ પ્ર૦ લેરે ચઢવું=ગમતમાં ઉત્સાહે ઉભરાવું; તરંગે ચઢવું; સ્વચ્છંદતાએ બોલવું ચાલવું તે. લેર કરવી=આનંદે સુખ ભોગવવું; મોજમજા માણવી. લેરમાં હોવું=સુખી હોવું. લક્ષ્મી આબાદીની વૃદ્ધિ તે.

**લેરખડું**, ન૦ લેરખું; ઝુમખું.

**લેરખું**, ન૦ ફૂલ ફળ કે પાન વગેરેના ભારથી નમીને પવનમાં ઝુલી રહેલું ડાળખીવાળું ઝુમખું; ફળ ફૂલના જથ્થાથી ઝુલતી ડાળી; મજરી; માંજર; ઝુમખું.

**લેરિયું**, ન૦ લહેરની ભાતવાળું લુગડું; એક ઢળીદાર તરેહનું લુગડું. લેરિયાં=લહેરલહેર જેવી ભાત-તરેહ તે.

**લેરી**, વિ૦ મનમોજી; તરંગી; આનંદી; ખુશાલ ચિત્તનું. (૨) વાયે ચડે એવું; વાયલ; ઠેકાણા વગરનું.

**લેલાટ**, ન૦ કપાળ; ભાલ. ઉ૦ ટીલડી તપે લેલાટરે.

**લેલી**, સ્ત્રી૦ લાલ રંગની ચકલી.

**લેલું**, ન૦ કડિયાનું કેલ પાથરવાનું ઓજાર; લેલો.

**લેલુંટ**, વિ૦ જેમ લેવાય ને લુંટાય તેવું; નધણિયાતું. (૨) લેવા લુટવાની છુટ હોય, એવું; ઉડાવવાને ખુલ્લુ મુકાયેલું હોય, એવું તે.

**લેલુર**, વિ૦ ઉંધે ઘેગયેલું; ઉંઘેરું. (૨) ચારે તરફથી મગતું ને ખુલતું એવું તે; ખૂબ લાંબુ-પહોળું ને પહોચતું એવું; તંગ કે ટુંકું પડતું નહિ એવું.

**લેલેમજતું**, વિ૦ હાલ બેહાલ; નિર્ગત; ઝુરીને કાયર ને નિર્જીવ થઈ ગયેલું.

**લેલો**, પું૦ કડિયાનું ઓજાર; લેલું.

**લેવટાં**, ન૦ નાનાં માછલાં.

**લેવડ**, સ્ત્રી૦ ઉધાર લેવાનો વ્યવહાર તે, લેવું કરવું તે.

**લેવડદેવડ**, સ્ત્રી૦ લેવા દેવાનો વ્યવહાર તે; આપલેનો સંબંધ; લેણદેણ.

**લેવડાઉ**, વિ૦ છિનાળ

**લેવડાવવું**, ક્રિ૦ સ૦ લઇ લે એમ કરાવવું; ઉપડાવવું, ઉપાવરાવવું. (૨) ખરીદ કરાવવું. (૩) લે-ધારણ કરે-ચઢે-અસર તળે જાય એમ કરાવવું:-વૈદ લેવડાવશે; મોં લેવડાવવું, વગેરે.

**લેવાદેવા**, અ૦ કોઇ પણ જાતનો સંબંધ; આપવા લેવાનો સંબંધ; લાગતું વળગતું. મારે કંઈ લેવાદેવા નથી; લેવા આપવા ! સંબંધ તે.

**લેવાવું**, ક્રિ૦ અ૦ શરીરે સુકાવું; ફીકા પડી જવું. (૨) લુંટાવું.

**લેવું**, ક્રિ૦ સ૦ ઇંદ્રિયો અને અવયવોવડે ગ્રહણ કરવું; ધરવું; ઝાલવું; પકડવું; ગ્રહવું ગ્રેવું; ધારણ કરવું:-ઘડો લે. શીખ લે. (૨) ઉપાડવું; ઉંચકવું. (૩) અંદર દાખલ કરવું; ગળવું. (૪) ખેચવું; વળગવું. (૫) કબુલ કરવું. (૬) ખરીદવું; કિમ્મત આપી કબજે કરવું:-એક રૂપિયામાં આ ચોપડી મળે છે તું લે. (૭) આણવું; લાવવું. (૮) તોડી પાડવું; હરવું; નાશ કરવો. (૯) ધમકાવવું; ઠપકો આપવો. (૧૦) ઉચ્ચારવું; બોલવું; રટવું:-ઇશ્વરનું નામ લે. (૧૧) અસર કરવી. બીજા ધાતુઓ સાથે મળતાં જુદા જુદા અર્થ થાય છે:-ક્રિ૦ પ્ર૦ કામ લેવું=ચાંપથી તકેદારી રાખીને કામ કરાવવું. મોં લેવું=મોં આવી જાય એવી દવા લેવી. પત લેવી=ટેક તોડવો, આબરૂ બાગવી. પણ લેવું=નહિ કરવાનો ઠરાવ કરવો. ગુણ લેવો=આભાર માનવો. ચપ્પણ લેવું=ચાડી ખાવી, ભીખ માગવી, બનવું. લોહી લેવું=નાજા થવું લડાય લેવી=દેવાળું કાઢવું. હાય લેવી-શાપ લેવો, શોષાઇજવું; નબળા પડીજવું. મન લેવું=બીજા માણસના મનનો ભેદ લેવો.

**લેવુંદેવું**, ન૦ લેણદેણ.

**લેશ**, વિ૦ કિંચિત્, જરાક; રજ. લેશમાત્ર=થોડુંક; અલ્પ; રજ.

**લેસ**, સ્ત્રી૦ જરિયેલ કોર-પટી તે; જરીની કિનાર.

**લેહ**, સ્ત્રી૦ તલ્લીનતા; તાન; રાગ.

**લેહકવું**, ક્રિ૦ અ૦ ઝુલવું; લચકવું (૨)મરોડે ડોલવું; હિલોળાવું.

**લેહકો**, પું૦ અવયવનો ઝુકાવ; મરોડદાર હિલોળ તે; ચાળો; હાથ અને પગ વગેરેનો રચાબદાર મરોડ તે. (૨) લટકો.

**લેહલીન**, વિ૦ એકતાર; તલ્લીન, મશગુલ. ઉ૦ લક્ષવેત્તા લેહલીન વાસના, પરખે પરખનહારેરે. નિર્ગુણભક્ત.

**લેહેજત**, સ્ત્રી૦ [ આ.लज्ज़त ] રસ; સ્વાદ; અંતરની મન રીઝવે એવી ખુબી તે (૨) મઝા; ગમત અનંદ મોજ; રસ મિઠાશ.

**લેહેજો**, પું૦ [ આ. लहज ] આંખ મિચાઇને ઉઘડે એટલો અલ્પ વખત તે; ક્ષણ; પળ.

**લેહેણું**, ન૦ મ ગણું (૨) લેણદેણ. (૩) ભિંડીની દોરી વણતાં એક પછી એક અકેકું છોડું આપવું તે

**લેહેર**, સ્ત્રી૦ લહેર; વેગ, તરંગ. (૨) વેળ; વા; મનનો તર્ક-ઘેરો તે

**લેહેરિયાં**, ન૦ વાળી ચુંકી હારો-ઓકળીઓ તે; પવન અને પાણીના તરંગોથી રેતી ઉપર પડતી લહેરની ભાત તે.

**લેહેરી**, વિ૦ વાયલ; તરગી. (૨) મોજી; ગુલાબી; આનંદી.

**લેહેવું**, ક્રિ૦ સ૦ જાણવું; સમજવું. (૨) પિછાણવું, ઓળખવું; મનમાં આણવું. ઉ૦ જે ચિત્ત અણથી ઉપજે બાઈ! એમ નિપજતાં લેહેવાય. ધીરો.

**લેંકવું**, ક્રિ૦ અ૦ ઝુલવું; લચકવું; ડોલવું; ફરફર થવું. (૨) મરોડે ચાલતાં અથવા હિલચાલ કરતાં શોભવું-સુંદર લાગવું. ઉ૦ એવી લીલી લટરો લેંકે, રઘુપતિરામ.

**લેંકાવવું**, ક્રિ૦ સ૦ લહેકાવવું; ઝુલાવવું; વિંઝવું; હિલોળવું. (૨) તાણી-લબાવીને બોલવું; દીર્ઘ ઉચ્ચાર થાય તેમ ખેંચીને ઉચ્ચાર કાઢવો. (૪) ધ્રુજાવવું:-ફરકાવવું.

**લેંકો**, પુ૦ લહેકો,. હાથ વગેરે અવયવ હિ-

લોળી–લાંબા ટુંકા કરીને ચાળા કરવો તે; લટકો; મરોડ. (૨) ચાવી ચાવીને ડહાપણના બોલ બોલવા તે; દીર્ઘ ઉચ્ચાર થાય તેમ ખેંચીને બોલ કાઢવો તે:–હવે તારા લેંકા જવા દે, સાંભળ્યું?

**લેંધાવું**, ક્રિ૦ અ૦ ખોડાવું; લંગડાવું; ચાલતાં પગ ખેંચાવો.

**લેંધી**, સ્ત્રી૦ બાળકની સુંથણી; ચોરણી.

**લેંધું**, વિ૦ જરા ગાંડા જેવું–અદપાંસળી જેવું તે; ચાલાક ને તેજસ્વી નહિ એવું; દાધારેંગું; ભોળું, ચાલાક નહિ એવું તે.

**લેંઘો**, પું૦ કમ્મરથી ઘુંટીએ પહોંચી રહે એવું પુરુષ કે સ્ત્રીનું સિવેલું કમ્મરે પહેરવાનું કપડું; ચોરણો; સુરવાળ; સુંથણો. બેઉ પગને માટે જુદી જુદી ખોલ હોય એવો ઘાઘરો.

**લેંચી**, સ્ત્રી૦ પાતળી ને કુમળી ચેપડી રોટલી; મોટી સુંવાળી–પોચી રોટલી:–કેળાં લેંચીનું જમણ.

**લૈ**, સ્ત્રી૦ લાહી; લાઈ; પેસ્ટ. (૨) લોકોને લાગતા વળગતા એમ:–લોક લૈ. લોકો અને લોકોની પાછળ રહેનારા વગેરે એમ: ઉ૦ લોકલૈ પુંઠે વાત કરે છે.

**લૈયો**, પુ૦ લહિયો; લેખક; નકલ કરનારો; પુસ્તકોનો ઉતારો કરવાનો ધંધો કરનાર

**લો**, અ૦ લોહ; લોઢું. (લોહ ઉપરથી.)

**લોઇ**, ન૦ લોહી; રુધિર; રક્ત. (૨) લુમ; કણકની ગોળી.

**લોઇયું**, વિ૦ લોહવાનું. (૨) લોઢી.

**લોક**, પુ૦ [ સં. ] નહિ જાણીતાં માણસો તે; વસ્તીમાંનાં માણસો તે; જન. (૨) તર્કશક્તિ ને બુદ્ધિવાળાં પ્રાણીઓથી વસાયેલો દેશ ભૂમિ; ખંડ વગેરે તે:–માનવલોક; દેવલોક; સ્વર્ગલોક, વગેરે. (૩) દુનિયા; જગત; ખલક; આલમ; મૃત્યુવશજન્ય સૃષ્ટિ. (૪) પ્રજા; રૈયત. (૫) કોમ; જાતિ; વર્ગ વગેરેમાં વહેંચાયલો માનવસમૂહ તે:–કોળીલોક; ધોબી લોક ક્રિ૦ વનવાયા લોકે વિપ્ર સંઘાતે પાડ્યો વાંધો. (૬) માણસ જાતિ તે; માનવ. ત્રણ લોક=સ્વર્ગ. મૃત્યુ અને પાતાળ. સાતલોક=ભૂર, ભુવર, સ્વર, મહર, જન, તપ અને સત્ય. ભૂર્લોકમાં બીજા સાત લોક ગણાય, એટલે ચૌદ લોક થાય છે.

**લોકડિયાં**, ન૦ સાધારણ લોક તે. કવિતામાં વપરાય છે.

**લોકપાળ**, પું૦ [ સં. ] ગ્રામ દેવતા; દિશાઓનું રક્ષણ કરનાર દેવ તે.

**લોકપ્રિય**, વિ૦ [ સં. ] જન સમુદાયમાં જેણે પ્રેમ ચાહ ઉત્પન્ન કરેલો હોય તે; લોકને ગમતું–માનીતું એવું તે.

**લોકમત**, પું૦ [ સં. ] આસપાસની વસ્તીમાં અમુકને માટે જે સારો ખોટો વિચાર બોલાતો હોય તે; લોકાભિપ્રાય; સામાન્ય માણસો જે સારું ખોટું કહેતાં હોય તે.

**લોકલાજ**, સ્ત્રી૦ લોકમાં લાજ લાગવી તે; લોક શરમ; લોકમાં સારું ખોટું બોલાય તેનો જે ડર તે.

**લોકવાયકા**, સ્ત્રી૦ લોકમાં બોલાતી–ચર્ચાતી વાત તે; લોકમાં વગર આધારે બીન સત્તાવાર રીતે જે કંઇ વાત થતી હોય તે, ગપ; અફવા.

**લોકાઇ**, સ્ત્રી૦ લોકપણું; પરાયાપણું.

**લોકાચાર**, પુ૦ લોકમાં ચાલતો આચાર તે; લોકોમાં મોટે ભાગે ચાલતી જે આચરણ પદ્ધતિ હોય તે; વ્યવહાર; રૂઢિ; રીત; ચાલ. ઉ૦ લોકાચારથી ઉલટું, સાચું ખોટું ગણાય; 'મા' કહેવાય, પરંતુ ના 'બાપની વહુ' કહેવાય.

**લોકાપવાદ,** પું૦ [ સં. ] લોકમાં અમુકને માટે જે બુરું બોલાતું તે; લોકો તરફથી મુકાતો દોષ તે; લોકમાં નઠારું કહેવાવું તે.

**લોકાયત,** પું૦ [સં.] ચાર્વાક મત, કર્મ અને ઈશ્વર વગેરે પ્રાચીન સિદ્ધાંતોને નહિ માનનારાઓનો એક મત-સંપ્રદાય. ગમે તે રીતે ઈશ્વરને નહિ માનનારાઓનો પંથ તે; નાસ્તિક મત તે.

**લોકીક,** ન૦ સગાં સ્નેહી કે ઓળખીતાને ત્યાં થયેલા મરણ ટાણે દુઃખ કરવા-દુઃખ વિસરાવવા જવું તે; રોવા-કાણ કૂટવા કે નાંખવા જવું તે; ખરખરો.

**લોકો,** પું૦ લોક; જન; જનતા; પ્રજા; રૈયત; માણસો. (૨) નહિ ઓળખીતા અને નહિ જાણીતાં એવા માણસો તે.

**લોકોત્તર,** વિ૦ [સં.] લોકમાં ઉત્તમ ગણાતું હોય એવું; આલોકમાં શ્રેષ્ઠ હોય એવું; અતિ ઉત્તમ; લોકમાં ન હોય એવું; ઘણું સરસ; દેવી.

**લોકોપકાર,** પું૦ [ સં. ] સૌ લોકનું સારૂં કરવું તે; સૌ લોકના કલ્યાણની વાત-બાબત તે; સાર્વજનિક કલ્યાણ.

**લોખંડ,** [સં. लोह. ] લોઢું; લોહ; ખરૂં; તીખું; કાળી પણ કઠણ અને ઘસવાથી ચકચકિત થનારી એક સાધારણ થઈ પડેલી ધાતુ. એનાં ઓજાર વગેરે બને છે.

**લોખંડી,** વિ૦ લોખંડનું; લોઢાની બનાવટનું. (૨) લોખંડના જેવું દૃઢ, ભાગે તૂટે નહિ એવું; સખત; મજબુત. (૩) કઠણ:-લોખંડી મુક્કો.

**લોચક,** વિ૦ લોચા જેવું પોચું; રૂના લોચા જેવું. (૨) ન૦ લોચો; લોંદો; પિંડ; ગોળો. (૩) સ્તન; કુચ. (૪) સુતારનું હથિયાર-ઓજાર. (૫) કાજળ. (૬) સાપની કાંચળી.

**લોચન,** ન૦ [ સં. ] આંખ; નેત્ર; નયન; ચક્ષ. ઉ૦ લોચન મનનો હો ગાજ, ઝગડો લોચન મનનો. (૨) ચુંટી નાંખવું; તોડી નાંખી દેવું. ઉતારી લેવું. તે તો વસ્તર લોચન કરી ગયો.

**લોચના,** સ્ત્રી૦ બેચેની; અમુખ.

**લોચવું,** ક્રિ૦ અ૦ આમ તેમ આળોટવું; ગોથાં ખાવાં; લોથવું. (૨) ચુંથાવું; લોચા જેવું થઈ જવું. (૩) ચઢાવું; નથ-સવું. (૪) બોલબોલ કરવું.

**લોચાવું,** ક્રિ૦ અ૦ લોચા જેવું થઈ જવું; ગુંથાવું-એક મગનું નહિ રંધેલું પણ એક 'દાણું નરદ રંધું' થઈ જવું. (૨) ચિંચાવું; પાંપરો. આળમાંથી જોવે તો બિરાજ જવી.

**લોચો,** પુ૦ [ સં. लुंच् ] લોંદો; લચકો, ગોળો; ટીલા ઘટ પદાર્થનો પોચો જથ્થો તે. (૨) ડચુચો; ભેગું થઇ ગયેલું કપડું કે બીજો પદાર્થ તે. (૩) નહિ સુલાયમ થઇ જતાં લચકા=ગોળા જેવું આમ તેમ ધોળાયા કરતું તે:-મોંમાં લોચા વળે છે (૪) ગડબડ ગોટાળો. (૫) નહિ સમજાય-વેચાય એવું કરી નાંખેલું તે. (૬) વાંધો; તકરાર. ક્રિ૦ પ્ર૦ લોચા વાળવા-ગડબડ ગોટાળો કરવો. ખુલ્લે ખુલ્લું સમજાય તેમ સ્પષ્ટ નહિ લખવું બોલવું તે; ગોંધળ કરી મૂકવું. લોચા કાઢવા=ચોખ્ખું કરવું; દેવું લહેણું, ખરૂં ખોટું-દીધું ચતું જે ગડબડગોટું હોય તે બધું જોઈ નિકાલ કરવો. લોચો પોચો=કપડું અથવા ભિંજાયેલા ચૂર્ણ જેવું જે એક આકારમાં ટટક-અક્કડ રહી શકે નહિ એવું તે; લોદા-લચકા જેવું; પિંડ જેવું:-લોચો પોચો માડીનો ને છેલ છબિલો લાડીનો. સત્યભામાખ્યાન.

**લોટ,** પું૦ [ સં. लोष्ट. ] અનાજ વગેરેનો બારીક ભુકો તે; આટો; ચૂર્ણ. (૨) જેર; ભુકલી; રેત; ઝીણી કસુંબર; ગર. ક્રિ૦ પ્ર૦ લોટ માગવો=ભીખ માગવી. કંગાલ ભિખારી થઈ જવું. લોટ ફાકવો=ખાવાની

મારફ ગમે તેમ બકવું; વિકળતા-કાયરતા દેખાડવી; સાધન રહિત સ્થિતિ બતાવવી. રૂ૦ પ્ર૦ લોટ ચાટતું=પાયમાલ કંગાલ હાલતે જઈ પડેલું; નિર્ધન; સાધનરહિત; લોટ ચાટતો કર્યો=પાયમાલ કર્યો; ખરાબ કરી નાંખ્યો એમ. કહે૦ હસવું ને લોટ ફાકવો=એમાંથી એકકે બરોબર બની શકે નહિ એવું મોર્ખ્ય તે. લોટ ફાકે ને હસવા જાય એટલે લોટ મોંમાંથી ઉડી જાય અને બરોબર હસાય નહિ અને બેઉ બગડે. સાથે ન બને એવી બે બાબતો કરવા જેવી મૂર્ખતા કરવી તે. લોટ ઉડવો=સડી જવું; પાયમાલ થઈ જવું; ભિખારી થઇ જવું; ખલાસ થઇ જવું; કંઈ અવશેષ નહિ રહેવું.

**લોટકું**, ન૦ માટીનું નાનું વાસણ; ઢોચકું; સહેજ મોટો ચૈડવો; લોટું.

**લોટણ**, ન૦ [ સં. लुठ. ] લોટવું તે; લુંઠન; આળોટવું તે; લોટવાની ટેવ તે. ગધેડાં, ઘોડાં અને ઉંટ વગેરે પ્રાણીઓ લોટીને થાક ઉતારે છે. એક પ્રાણી આળોટે એટલે બીજાને તેમ કરવાનું મન થાય છે.:-અરધી નદીએ ગયા એટલે ઉંટ કહ્યું કે મને લોટણ આવ્યું છે. ગધેડા! તને જેમ ખેતરમાં ભુંકણ આવ્યું હતું તેમ મને લોટણ આવ્યું, હું શું કરૂં, હું તો લોટીશ. (૨) વિ૦ લોટતું હોય તેમ ઉડનારૂં, કબુતરની એક જાત.

**લોટપોટ**, વિ૦ મોઢે માથે-અધું શરીર ઢાંકીને સુતેલું-પડેલું; ગોટમોટ થઈ ઓઢીને પડેલું. (૨) થાક અથવા અશક્તિથી નિઃસત્ત્વ થઇ પડેલું; આય વગર થઈ ગયેલું; બોલવું ચાલવું બંધ કરી પડેલું.

**લોટવું**, ક્રિ૦ અ૦ [ સં. लुट्. ] અહીં આમ તેમ શરીર ફેરવ્યા કરવું; સુતા સુતા આળોટવું; શરીરને આમ તેમ ગબડાવ્યા કરવું. (૨) સુવું.:-ઘડીવાર લોટીજાઓ.

**લોટિયું**, ન૦ ઘંટીના થાળામાંથી લોટ વાળી લેવાનું લુગડું; લોટ ઉસરડી લેવાનો કપડાનો કકડો તે.:-ઘંટીમાંથી કુતરાં લોટિયાં લઇ જાય છે. (૨) વિ૦ માટીના લોટાના તળિયા જેવું; બોડું રોડું.:-લોટિયો વહોરો. લોટા જેવા બોડા માથાવાળો.

**લોટી**, સ્ત્રી૦ નાનો લોટો; કસલી. (૨) માટીનું નાનું લોટા જેવું વાસણ.

**લોટું**, ન૦ માટીનો કળસિયો; ટોચકું; માટીનું નાના ઘડા-ચૈડવા જેવું વાસણ તે.

**લોટો**, પું૦ નાના ઘડા જેવું ધાતુનું પાણી પાત્ર; કળસિયો; તાંબિયો. રૂ૦ પ્ર૦ લોટે જવું=ઝાડે જવું; હગવા જવું.

**લોડ**, પું૦ લોઢ; તરંગ; છોળ. (૨) તાપથી માટી ગળી જઇને બાઝેલો ગઠ્ઠો.

**લોડી**, સ્ત્રી૦ લોટી; તવી.

**લોઢં**, ન૦ લોહ; લોઢું; લોખંડ. (૨) હથિયાર. (૩) લોઢાનું ઓજાર.:-આ સુતારનાં લોઢાં-ઢાં સારાં નથી.

**લોઢ**, પું૦ મોજો; તરંગ; છોળ.:-દરિયામાં ભરતી ચઢતાં મોટા લોઢ આવે છે. (૨) હિંદોળો; હિલોળ. (૩) માટી મળ વગેરેનો કઠણ ગઠ્ઠો તે.:-બંધકોશને લીધે એના પેટમાં લોઢ બાઝી ગયા છે તે નિકળશે ત્યારે તાવ ઉતરશે. (૪) લોઢાનો લઠ્ઠો-લાટ તે.:-ચરખામાં એક લોઢાનો લોઢ ને બીજી લાકડાની લાટ એ બેની વચે કપાસ લોઢાય છે. લોખંડનો પાટડો.

**લોઢવું**, ક્રિ૦ સ૦ બે લાટા વડે કપાસમાંથી કપાસિયા ને રૂ જુદાં પાડવાં; પીલવું; કપાસને રૂ જુદાં પાડવાં. કપાસ લોઢવાનો સાંચો 'જીન' અથવા લાટાથી પીલવું.

**લોઢી**, સ્ત્રી૦ તવી; તવો. (૨) બહેન.

**લોઢું**, ન૦ [ सं. लोह ] લોહું; લોખંડ; ખરૂં; પોલાદ; કાળી ને કઠણ ધાતુ. (૨) ઓજાર; હથિયાર; વતરણું:-ધેલા દાર! કાલે તમે કામે આવશો એવી ખાતરી

તો ત્યારે પડે કે જ્યારે તમે લોટાં અહિં મૂકતા જાઓ.

**લોથ**, સ્ત્રી૰ લાસ; મડદું; શબ (૨) ટટાર રહી ન શકે એવું થઇગયેલું તે; નિઃસત્ત્વ થાકીને લોચા જેવું થઇ ગયેલું હોય એવું તે. (૩) વિ૰ ઠોઠ; બેહોશ; ઢીલું-નરમ થઇ ગયેલું.

**લોથડી**, સ્ત્રી૰ ભરસાડમાં શેકેલી બાખરી.

**લોથવું**, ક્રિ૰ અ૰ પીડાને લીધે ચેન નહિ પડવાથી પથારીમાં આમતેમ આળોટવું; આમતેમ ગોથાં-ગડથલિયાં મારર્યા કરવાં; ગડમથલ કર્યા કરવું; આમતેમ લોટયા કરવું. (૨) આરામ માટે વળખાં મારવાં; અજંપો કર્યા કરવો.

**લોથિયું**, વિ૰ નરસું; નઠારૂં; ખરાબ. (૨) માલ વગરનું; નિઃસત્ત્વ; કંઈ કામનું નહિ એવું; લોથાડ; નકામું.

**લોદવું**, ક્રિ૰ સ૰ ખુંદવું; ગુંદવું. ?

**લોધર**, ન૰ [ સં. લોધ્ર ] એક ઓષધિ; એક જાતના ઝાડનું છોડિયું. દવા તરીકે વપરાય છે. (૨) એક ઝાડ.

**લોધો**, પું૰ ઠોંગો; લાંબો ને મજબુત બાંધાનો માણસ; લઠ્ઠ.

**લોપ**, પું૰ [ સં ] નહિ દેખાવું તે; નજર બહાર હોવું તે; જતું રહેવું તે; અભાવ. પ્રત્યક્ષ નહિ જણાવું-દેખાવું તે.

**લોપડચોપડ**, ન૰ ચીકટ; ઘી, તેલ વગેરે ચીકણાં દ્રવ્યો-તેલો વગેરે તે.

**લોપવું**, ક્રિ૰ સ૰ ઓલંગવું; ઉથાપવું; નહિ માનવું; અવજ્ઞા કરવી:-તેણે મારી આજ્ઞા લોપી.

**લોબડી**, સ્ત્રી૰ ઉનનું બારીક વણાટનું સુંદર વસ્ત્ર; સ્ત્રીઓને પહેરવાની સુંદર ધાબળી; બારીક વણાટનું ઉનનું કાપડ-એ કાપડની ઓઢણી વગેરે તે. ઉ૰ અલ્યા! લાખ ટકાની મારી લોબડીજો.

**લોબાન**, પું૰ એક જાતનો સુંદર. એ ધૂપ કરવાના તેમજ દવાના કામમાં આવે છે.

**લોભ**, પું૰ [ સં. ] કાઈ વસ્તુ મેળવી લેવાની તીવ્ર લાગણી-ઇચ્છા તે; તૃષ્ણા; લાલચ. કહે૰ લોભ પાપનું મૂળ. લોભે લક્ષણ જાય.

**લોભાવવું**, ક્રિ૰ સ૰ લલચાવવું; મેળવવાની ઇચ્છા કરાવવી; લાલચમાં નાંખવું.

**લોભાવું**, ક્રિ૰ અ૰ લોભમાં પડવું; લાલચું થવું.

**લોભિયું**, વિ૰ લોભી; તૃષ્ણાવાળું. કહે૰ લોભિયા હોય ત્યાં ધુતારા ભૂખે ન મરે.

**લોભી**, વિ૰ લાલચું; જેને કોઈ વસ્તુ મેળવવાની ઘણી ઇચ્છા હોય એવું; તૃષ્ણાળુ.

**લોમ**, ન૰ [ સં. ] રોમ, વાળ; કેશ; રૂંવું; નિમાળો.

**લોમડી**, સ્ત્રી૰ પાતળી કાંબળી; બારીક વણાટની ધાબળી.

**લોમવિલોમ**. વિ૰ ઉલટું સુલટું; અવળું સવળું. (૨) સમવિષમ; વહેરો આંતરો.

**લોયું**, જુઓ૰ લોહિયું.

**લોલ**, વિ૰ ચચળ; ફરફર થતું હોય એવું; ઝુલતું ને રમતું. (૨) સુંદર; સુરેખ. લચીને તાળી પાડતાં રાગની ટુકમાં વધારાતો લલિત શબ્દ. ઉ૰ સજની શા માટે રિસાણી, કે રાણી રાધિકારે લોલ.

**લોલક**, ન૰ ઝુલતું લટકણિયું; લટકતી ને ઝુલતી એવી વસ્તુ:-ઘંટની જીભ, લોળિયું વગેરે. ઘડિયાળનું લોલક; પેંડુલમ.

**લોલણી**, સ્ત્રી૰ લટકાળી સ્ત્રી; લાડલી; સુંદર સ્ત્રી. ઉ૰ શીલ સંતોષ કહો સો તુસીઓ ઘડાવું; ગનાન ઘુઘરા સુકાવું, હો લોલણી, સાચી સમજણ બુદ્ધિને ખોટીરે લાગે.

**લોલા**, સ્ત્રી૰ જીભ.

**લોલિયું**, ન૰ લોળિયું; કણુસલું; ઉંબી; કંટી. (૨) વિ૰ નમાલું.

**લોલુપ**, વિ૰ [ સં. ] લાલચું; લોભિયું; ઈચ્છાવાળું; ઇપ્સુ.

**લોચું**, ક્રિ૦ સ૦ લહોવું; લૂછવું; કપડાથી પાણી-મેલ વગેરે ઘસી કાઢવાં તે.

**લોહ**, ન૦ [ સં. ] લોઢું: લોખંડ.:-લોહભસ્મ. લોહકાન્ત=ચમકપહાણ.

**લોહચુંબક**, ન૦ ચમકપહાણ; અયસ્કાન્ત; લોઢાને ખેંચવાના ગુણવાળું એક દ્રવ્ય; પત્થર.

**લોહડું**, ન૦ લોઢું; લોઢું; લ્હોઢું.

**લોહર**, વિ૦ લાંબો ને જાડો લોઢાનો સળિયો. પાતળો લાંબો ને કડક માણસ-લોહરિયો. નિર્લજ, બેશરમો.

**લોહવું**, જુ૦ લોવું; લૂછવું.

**લોહિયાળ**, વિ૦ લોહીનું ભરેલ; સ્થૂન નહિ પણ જેનામાં તાજું ખૂબ લોહી હોય એવું.

**લોહિયાળું**, વિ૦ લોહીવાળું; લોહીથી ખરડાયેલું હોય એવું. ઉ૦ મુખ લોહિયાળું પેસે કર્યું ને જાણ્યું, માએ બાળક મર્યું. સામળ

**લોહિયું**, ન૦ પેણી; કઢાઈ. (૨) તવો; લોઢી;

**લોહી**, ન૦ [ સં. લોહ ] પ્રાણીઓના શરીરમાં ખરતું રહેતું લાલ-લોહિત પ્રવાહી તે; રૂધિર; રક્ત; ખૂન. (૨) તુકમ. (૩) સગપણ. ક્રિ૦ પ્ર૦ લોહી આવવું=શરીર ભરાવું; પુષ્ટ થવું. લોહી ઉકળવું=ક્રોધ ચઢવો. લોહી ઉડીજવું=ફીકા પડી જવું. શરમિંદા થઈ જવું; ઝાંખા પડી જવું. લોહી પડવું=છાતી કે ગુદામાંથી ચોખ્ખુ લોહી નિકળવું. લોહી પીવું=સંતાપવું; દુઃખ દેવું; હેરાન કરવું. લોહી બળવું=ચિંતા થવી; સોસાઇ જવાવું; સંતાપ થવો. લોહી સુતરાવવું=ખૂબ સીતમ ગુજારવો, મહા દુઃખ દેવું ને દુઃખી કરવું. ત્રાસ આપવો. રૂ૦ પ્ર૦ લોહીનું તરસ્યું=દુઃખ દેનારૂં; સંતાપનારૂં. લોહીનો કોળિયો=મહા દુઃખ ને શોકનો ભોગવટો; દિલગીરીનું ખાવું તે. લોહિયાળે મોઢે=મોટા શોકને વખતે; કારી ઘા વાગેલો હોય તેવે સમે. મીઠા લોહીનું=વહાલ ઉત્પન્ન કરે એવા શરીર અને સ્વભાવનું; વહાલ આણે એવું.

**લોહીલુહાણ**, વિ૦ લોહીલોહી થઇ ગયેલું; લોહીના ઓઘરાળાવાળું; લોહીચુતું.

**લોળિયું**, ન૦ કાનની બુટનું ઘરેણું. (૨) કણુસલું.

**લોળો**, પું૦ જીભના ટેરવાનો ભાગ તે.

**લોંકડી**, સ્ત્રી૦ એક નાનું ચોપગું જનાવર.

**લોંડાપણું**, ન૦ ગુલામગીરી; દાસત્વ.

**લોંડી**, સ્ત્રી૦ ઘરકામ કરવાને વેચાતી રાખેલી સ્ત્રી; દાસી; ચાકરડી.

**લોંડો**, પું૦ ગુલામ; દાસ; ચાકર; હલકાં ઘરકામ વગેરે કરવાને વેચાતી રાખી લીધેલો માણસ તે.

**લોંદો**, પું૦ લચકો; ચીકણા નરમ પદાર્થનો લોચો તે.

**લોંબડી**, સ્ત્રી૦ [ સં. रोम. ] ઉનનું બારીક વણેલું કપડું તે.

**લૌઓ**, પું૦ લઉઓ, લૌવો. મોટા માણસો અને રાજાઓ આગળ તગકડાં કરનારો-હાજરજવાબી માણસ; મશ્કરો; વિદૂષક; વૈહાસિક.

**લૌકિક**, વિ૦ [ સં. ) લોકમાં ચાલતુ એવું; સાધારણ. (૨) દુનિયાદારી (૩) ખરખરો.

**લૌહિત**, વિ૦ [ સં. ) લાલ રંગનું; રાતુ.

**લ્યાનત**, સ્ત્રી૦ ધિક્; ફટ; શરમ; ધિક્કાર.(૨) નામોશી; બદનામી.

**લ્યાળો**, પુ૦ અંગારો; બળતો કોયલો.

—x—

**વ,** પું૦ [ સં. व ] ગુજરાતી મૂળાક્ષરોમાંનો ૪૦ મો અને વ્યંજનોમાંનો ૨૯ મો વર્ણ. (૨) અ૦ અથવા; વા. (૩) અને.

**વઇ,** સ્ત્રી૦ વૈ; વાઇ. વાયુનું દરદ; ફેફરૂં. આ દરદથી માણસના હાથ પગ અને મોં વગેરે ખેંચાઈ જાય છે, ફીણ આવે છે અને ભાન જતું રહે છે.

**વઇદ,** પું૦ [ સં. वैद्य ] દવા કરનારો; ચિકિત્સક; કવિ રાજ; વૈદ. ઉ૦ ફારયું ગુમડું વઇદ થયો વેરી; મોહન વહેલા આવજો મથુરાંથી.

**વઇદું,** ન૦ દવા આપવાનું કામ તે; પ્રાણીનો રોગ જોઇ તેના પ્રતીકાર માટે ઉપચાર કરવાનું કામ-ધંધો તે. વૈદું. (૨) ફૂંકી નાંખવું તે; દવાની માફક કચરી નાંખવું તે:-તારી પાસે આવે તો તું એવું વઇદું કરજે.

**વઇશાખ,** પું૦ [ સં. वैशाख, ] વૈશાખ વિક્રમ સંવતનો સાતમો ને શાલિવાહન શકસંવત્સરનો બીજો મહીનો. ઉ૦ વઇશાખે વાવલિયા વાયા.

**વઉ,** સ્ત્રી૦ [ સં. वधू ] પરણેલી-પત્ની; બાઈડી; ધણિયાણી. ( પુરુષની. ):-મોતીલાલની વઉ=મોતીલાલની પત્ની. (૨) છોકરાની, ભાઈની, ભાણેજ ભતરીજાની કે સ્નેહી સંબંધીની-વરવાળાં તરફની સગાઇએ પરણેતર તે; છોકરાની સ્ત્રી તે. ઉ૦ વઉરે વઉ મારાં સરદાર વઉ લંકા લખી દેખાડો કઉ. (૩) પરણેલી સ્ત્રીના નામ આગળ સાસરિયાં તરફથી પત્નીને અર્થે લગાડતો શબ્દ:-ગિરિજાવઉ; શામાવઉ (૪) ચીરો; તરડ; ફાટ:-પગમાં વઉઓ પડી જાય છે.

**વઉઅર,** ન૦ વહુવર; પતિપત્ની; ધણી ધણિયાણી. (૨) નવું પરણેલું વરકન્યાનું જોડું તે. (૩) તરત પરણીને આવેલી નવોઢા; વરવાળી-સૌભાગ્યવતી સ્ત્રી; માથે વડીલો હોય એવી જુવાન સ્ત્રી. ઉ૦ ઓશિયાળી દિસે દમણી, વઉઅર આગી સાસુ ભણી. પ્રેમાનંદ, લાડકી-માનિતી વહુ તે. ઉ૦ વઉઅર વહેલાં આવજો, વહુવર; વધુવર.

**વઉઆરુ,** ન૦ વહુવારુ; સાસરિયાંમાં વહુરૂપે રહેલી જુવાન સ્ત્રી; પાકી સમજણ વાળી નહિ એવી જુવાન-વરઘેલી વહુ તે. વહુપણામાં રહેતી એવી તરુણ સ્ત્રી. ઉ૦ વઉઆરુ માણસરે, ટાણાં બહુ થશે માં, જાગી ભરવા એકલડાંરે, હવે પછી જાશો માં. દયારામ.

**વકટ,** ન૦ [ સં. वकतु-એક ] ગીલી દંડાની રમતમાં મોઇ અને ગબી( બદી ) ની વચ્ચેનું અંતર તે. એ અંતરાળ ભરતાં વકટ ભરવી, એમ બોલાય છે. વકટરેંડ=એક બે, એમ ગણતરીમાં બોલાય છે.

**વકરવું,** ક્રિ૦ અ૦ [ સં. वि-कृ ] ફરી જવું; વિકાર પામી બદલાવું; પટલાઈ જવું; વિપરીત થઇ જવું. (૨) ફાટવું; બહેકવું.-વકર્યો ઉંદર કોળ ખા. (૩) જોરથી ફુટી નિકળવું; શાલવું.-તડકો નિકળ્યો, રાખડી દીધી ને પછી બાજરીના છોડ એવા વકર્યા કે કંઇ પ્રયોજન નહિ. (૪) આડુંવાંકું થવું. (૫) સામા થવું; છટકવું; ખસીજવું.

**વકરો,** પું૦ [ સં. विक्रय ] વેચવું તે. (૨) વેચાણ. (૩) વેચાણથી ઉપજેલા પૈસા તે. (૪) વેચાણને લગતું નાણું તે. (૫) બદલે-કિમ્મત આપીને લીધેલું હોય તે. ક્રિ૦ પ્ર૦ વકરો કરવો=વેચવું; માલ વેચીને નાણાં કરવાં તે.

**વકારવું,** ક્રિ૦ અ૦ વકરે એમ કરવું; ચઢાવવું; ઉસ્કેરી મૂકવું. (૨) બહેકાવવું; સામું થાય એવું બનાવવું. (૩) બળ આણવું; ધણપણાકી આણવી. ઉ૦ જૂકો-

હરે વકારી, એક મુક્કી તેને શિર મારી.

**વકાલત**, સ્ત્રી૦ [ अ. ] વકીલનું કામ તે; વકીલ તરીકેનો ધંધો તે.

**વકાલતનામું**, ન૦ વકાલત કરવાની સત્તાનો લેખ; મુખત્યારનામુ તે.

**વકાસ**, પું૦ ખીલવું તે; અવકાશ, તરડ; બોલ.:- બારણામાં વકાસ છે.

**વકાસવું**, ક્રિ૦ અ૦ ફાડવું; પહોળું કરવું ઉઘાડવું. (૨) મોં ફાડીને ટકટક જોયા કરવું; નહિ ફાવવાથી નાસીપાસ થઈને બેસી રહેવું. (૩) ક્રિ૦ અ૦ ઉઘડવું; ખીલવું; પ્રફુલ્લિત થવું.

**વકી**, સ્ત્રી૦ [ अ. वाकिअ ] વકી; સંભવ; જોગ. (૨) વાટ; લાગ; રાહ. (૩) ઉમેદ; આશા; ધારણા. (૪) અંદાજ; મહાર. ધારેલા સમયની આશા. વકી રાખવી=આશા-ઇચ્છા રાખવી. (૩) લાગ; પ્રસંગ; કોઇ વસ્તુ બનવા-થવાનો સંભવ હોવો તે.

**વકીલ**, [ अ ] પર રાજાના દરબારમાં રાખેલો પોતાનો માણસ તે; એલચી. (૨) આડતિયો; સત્તાથી કામ કરનારો માણસ. મુખત્યાર. (૩) ઇનસાફની અદાલતમાં પક્ષકારો તરફની દલીલો કરનાર સનંદી માણસ. અમુકની તરફેણ સત્તા-લઇ કાયદેસર લડત ચલાવનારો માણસ.

**વકીલાત**, સ્ત્રી૦ વકીલનુ કામ-ધંધો તે. (૨) વકીલપણું; બીજાની તરફથી દલીલ-વિવાદ ચલાવવાનું કામ તે.

**વકૂફ**, સ્ત્રી૦ [ अ वक़ूफ़ ] સમજ; અક્કલ. (૨) ડહાપણ; શાણપણ; ધીરજ અને જ્ઞાનવાળી યોગ્યતા તે. વકૂફદાર=સમજુ; ડહાપણું; વકુબ.

**વક્કર**, પું૦ [ अ. वक़्र ] ભાર બોજ; માન મરતબો; મોભો; વજન. (૨) દાબ; માનીતો. (૩) લાયકીવાળી રીતભાત; ઢંગ. (૪) વિ૦ લાંઠ; કપરું; તોફાની; પક્કું ને આકરા મિજાજનું:-વક્કરનો પિંડ. ક્રિ૦ પ્ર૦ વક્કર ખોવો=વજન ગુમાવવું; હલકા પડી જવું.

**વક્તવ્ય**, વિ૦ [ सं. ] બોલવા જેવું; બોલવાને-યોગ્ય કહેવા જેવું તે. (૨) ભાષણ; ઉક્તિ.

**વક્તવ્યતા**, સ્ત્રી૦ [ सं. ] બોલવાપણું; કહેવા જેવું જે તે. (૨) અપવાદ; દૂષણ.

**વક્તા**, વિ૦ [ सं ] બોલનાર; ભાષણકાર; કથા કરનાર.:-શ્રોતાવક્તા.

**વક્તૃત્વ**, ન૦ [ सं. ] બોલવું તે; બોલવાની શક્તિ-છટા તે; ભાષણછાપ. છટાદાર રીતે બોલવાની સફાઇ તે.

**વક્ત્ર**, ન૦ [ सं. ] મોં; મોઢું; મુખ; વદન. (૨) ચહેરો.

**વક્ર**, [ सं. ] વાંકું; આડું; તેડું. (૨) વગોવું. (૩) ઉલટું; વિરુદ્ધ.

**વક્રતા**, સ્ત્રી૦ [ सं. ] વાંકાપણું; વાંકડાઇ; વાંક; આડ.

**વક્રી**, વિ૦ [ सं. ] વાંકી ગતિએ જનાર; વાંકુ ચાલનાર. (૨) એક રાશિમાંથી બીજી રાશિમાં જતું-રહે એવું વક્રનો ગ્રહ. વક્રીભવન=કિરણોનું ઉલટાં-સામે આડાપડવુ તે.

**વક્રોક્તિ**, સ્ત્રી૦ [ सं. ] કટાક્ષનું બોલવું તે; વાંકમાં કહેવું તે. (૨) મહેણું; ટાણો; ટપકો. (૩) એક કાવ્યાલંકાર.

**વક્ષઃસ્થળ**, ન૦ [ सं. ] છાતી; પેટની ઉપરની પાંસળીઓની પેટી તે.

**વક્ષ્યમાણ**, વિ૦ [ सं. ] આગળ કહેવામાં આવનારું તે; આગળ પર બોલવાનું તે.

**વખ**, ન૦ [ सं.विष ] વિષ; ઝેર. (૨) દ્વેષ.

**વખત**, પું૦ [ अ. वक़्त ] કાળ; સમય. (૨) મોસમ; ઋતુ. (૩) સંધી; લાગ; તક; જોગ. (૪) માઠી હાલત. (૫) મોડું. (૬) નવરાશ; ફુરસદ. (૭) ગીલી

દડાની રમતમાં એક દાવ. ૦ પ્ર૦ એ વખત=કરખત–યોગ્ય અવસર નહિ એમ, મોસમનો વખત નહિ તે

**વખવખ,** સ્ત્રી૦ ખાઉખાઉ, ભૂખના વળખા, વલોપાત, વખવખાટ, વખવખો. કોઇ પ્રકારની ઇચ્છાની તૃપ્તિ માટેનો વાલોપાત તે (૨) કણુકણુ; રગરગ (૩) વિણાચુંટા.

**વખવખવું,** ક્રિ૦ સ૦ ખાઉખાઉ કરવું, વળખા મારવા, ફાંફા મારવા (૨) રગરગ કરવુ, કણુકણુવું.

**વખવખાટ,** પુ૦ વખવખ; વલોપાત. અન્ન પાણી અથવા બીજી કોઇ ઇચ્છાને તૃપ્ત કરવા માટે વલોપાત કર્યા કરવો તે; વળખા મારવા તે (૨) ખાઉખાઉ કર્યા કરવુ તે, ખાઉધરા વેડા (૩) કકળાટ

**વખવાદ,** પુ૦ વિખવાદ, દ્વેષ; ઝેર. (૨) ટંટો, કજિયો.

**વખાણ,** ન૦ [ स. व्याख्यान ] પરમેશ્વરના ગુણ ગાવા તે, તીર્થંકરોનો ગુણાનુવાદ ગાવો તે જૈનોમાં (૨) તારીફ, સ્તુતિ; પ્રશંસા (૩) શાબાશી

**વખાણવું,** ક્રિ૦ સ૦ તારીફ કરવી, ગુણ ગાવા (૨) માન આપવું પ્રશંસા–સ્તુતિ કરવી કહે૦ વખાણી ખીચડી દાંતે વળગી

**વખાણું,** ન૦ નેમમાં વ્યાખ્યાન રૂપ થઇ પડેલી જે શિખામણની ધાત તે, શિક્ષા વચન, લોકમત; ઉખાણું, કહેતી

**વખાર,** સ્ત્રી૦ [ प्रा. वखारिअ ] વેચવાનો માલ રાખવાનું સ્થાન–મકાન તે, કોઠાર, કોઠી, માલ ભરેલી દુકાન ક્રિ૦ પ્ર૦ વખારે નાખવુ ઓછી અગત્ય આપવી, ટાઢો આવકાર આપવો લમાણ પર–પસ્તા ખાતે નાખી મૂકવુ બહુ દરકાર કે ઉત્સાહ નહિ દેખાડવો તે

**વખારિયો,** વિ૦ વખારનો માલીક (૨) વખાર ઉપર રહેનારો નોકર ( ગોડાઉનકિપર )

**વખારી,** વિ૦ વખારિયો ક્ટે૦ છાપન વખારી ને બારો કચી

**વખુટું,** વિ૦ વિખુટું; જૂથથી જુદું પડેલુ; સાથમાથી છુટું પડી ગયેલું

**વખું,** વિ૦ પક્ષનું, તરફનું, ચાહ–પ્રીતિ–લગણવાળુ : પિયેરવખુ બાઇડી (૨) ના૦ પક્ષ, ઓથ, વગ, સહાય

**વખેરવું,** ક્રિ૦ સ૦ વિખેરવું, જુદા પડે એમ કરવું, છુટું કરી નાખવું, વેરી નાખવુ (૨) પાથરવુ; પહોળું કરી નાખવુ (૩) એક જગ્યે નહિ રહેવા દેવુ, છિન્નભિન્ન કરી નાખવુ, ભાગ–ભરોસા છુટા કરી નાખવા

**વખો,** પુ૦ વિપત્તિ, ભૂખનું દુઃખ અથવા હેરાનગતી, સંકટ, આજીવિકાની મુશ્કેલી–તંગીનુ દુઃખ તે –વખાના માર્યા દેશ છોડી પરદેશ આવ્યા તો અહિં એ દુકાળ પડ્યો

**વખોડવું,** ક્રિ૦ સ૦ [ प्रा पक्खोड ] ખોડ કાઢવી, નિંદવું, સારૂં નથી એમ કહેવુ, ધિક્કારવુ; રદ ગણવું, ખોડ દોષવાળું ઠરાવવું; નહિ વખાણવું

**વખોરો,** પુ૦ ટેમલ–કમાટ વગેરેનું ખાનુ તે (૨) પાન પેટી

**વગ,** સ્ત્રી૦ [ फा ] ઓળખાણ–પિછાણનો જે સારા સબંધ તે, રિશ્તાસ (૨) લાગ, તક, અવસર, યોગ (૩) જગા, ભાગ (૪) પક્ષ, તરફેણ લાગતા સંબંધ–પરિચય –તે મારી વગનો માણસ છે (૫) સત્તા, ટેકો. રૂ૦ પ્ર૦ વગેવગ કરવુ= લાગ ને સગવડ હોય તે પ્રમાણે કાર્ય કરવુ

**વગડવું,** વાગવું, વગડાવવું

**વગડાઉ,** વિ૦ જંગલી રાની

**વગડો,** પુ૦ [ स वाटिका ] જંગલ રાન

**વગદાં,** ન૦ ફાંફા; વળખા –જ્યાં ને ત્યાં વગલાં શું વિણો છો ?

**વગર,** અ૦ [ अ ] સિવાય વિના, વણ

**વગવસીલો,** પુ૦ સહવાસથી ઉત્પન્ન થયેલો સુસંબંધ તે, મોટાની સહાય તે, ઓળખાણ અને મહેરબાનીને લીધે બીજાની ઉપર

મત્તા ચલાવી શકાતી તે; સહવાસનું ચલણ.

**વગસગ**, સ્ત્રી૦ વગ; વસીલો; શિફારસ. (૨) સમાવેશ થાય એવી જગો; સગવડ.

**વગળ**, ન૦ [ મ. વિગલ્લ ] ભેગ, ભેળવણી; મિશ્રણ. (૨) ભ્રષ્ટતા. (૩) કપટ.

**વગાડવું**, ક્રિ૦ સ૦ આઘાત અથવા ફુંકથી શબ્દ નિકળે એમ કરવું; ઠોકીને ફુંકીને અવાજ થાય એમ કરવું.–ઢોલ વગાડવું=ઠોકીને–આઘાતથી અને ભુંગળ વગાડવી=ફુંકીને પવનપ્રયોગે. (૨) વાગે–આઘાત થાય એમ કરવું; અથડાય–અફળાય–ઘા પડે એમ કરવું.:–જો જો બરછી વગાડતા? (૩) લાગવું; મારવું.–ઢોર વગાડે તેમાં આપણે શું કરીએ?

**વગિયું**, વિ૦ વગનું; તરફેણનું; પક્ષનું. (૨) ઓળખીતું; સબંધનું. (૩) ના૦ વગ વાળાને આપવું–પોષવું તે, તરફદારી; પક્ષપાત.:–વગિયાં કરવાં.

**વગુ**, અ૦ જયે; તરફે. (૨) બાજુ; તરફેણ.:–છાણું એક વગુ કરો=એક બાજુએ કરો.

**વગુતવું**, ક્રિ૦ અ૦ ખુંચાવું; ભરાવું; સંકડામણમાં આવી પડવું.

**વગુતી**, વિ૦ (સ્ત્રી૦) ભટકતી; રખડતી; અસંયમિતવાળી–સ્ત્રી.

**વગેરે**, અ૦ અમુક અમુક અને બીજા સર્વે એમ; ઇત્યાદિ; અમુક અને બીજું રૂપ લક બધુ–એમ તે.:–કાશી જગન્નાથજી વગેરે બધીએ જાતરાઓ કરી, તમે છોકરાં વગેરે સૌ આવજો. અમુક અને બીજું બાધિમારે.

**વગો**, પું૦ વગુ; બાજુ; અમુક ભાગની જગા.

**વગોણું**, ન૦ [ સં. વિગર્હણા ] નિંદા; ફજેતી; લોકમાં ખોટું બોલવું તે.

**વગોવવું**, ક્રિ૦ સ૦ નિંદા કરવી; પોતાના માણસના દોષ બીજાને કહી તેની ચાલ ચલગતને હીણું લાગે એમ કરવું; ફજેત કરવું; ખરાખોટા દોષ બહાર મુકી સામાની અકીર્તિ થાય એમ કરવું.

**વગોળવું**, ક્રિ૦ સ૦ વાગોળવું; ઢોર વગેરે પ્રાણીઓ ચાવેલાને ફરીને ચાવે છે તે; ફરીને ચાવવું; મમળાવવું.

**વઘરકું**, ન૦ [ સં. વિઘ્ન ] વઘેડું; વઘરણું હરકત; અડચણ. (૨) વિઘ્ન; આડખીલી; અપાય. (૩) [ વિગર્હિત ] નિંદી કાઢેલું એવું તે; સેળભેળ થઈ ગયેલું અને કુશકામાં કાઢી નાખેલું એવું–અનાજ વગેરે–બગડેલ તે.

**વઘરણું**, ન૦ વિઘ્ન; હરકત; અડચણ. (૨) આડખીલી.

**વઘરો**, પું૦ [ સં. વિગ્રહ ] ટંટો; કજિયો; અણબનાવ. (૨) વિઘ્ન.

**વઘળવું**, ક્રિ૦ ઝરવું.

**વઘાર**, પું૦ મરચાં રાઇ ને હિંગ વગેરે તેલમાં તડતડાવી દાળ–શાક વગેરેમાં છમકારવાં તે; ખોરણી. (૨) મમરો; ટુચકો.:–તમે વઘાર ના મમતા.

**વઘારણી**, સ્ત્રી૦ હિંગ. (૨) વઘાર કરવાની ઢબ તે.

**વઘારવું**, ક્રિ૦ સ૦ વઘાર કરવો; ખોરણી કરવી; છમકારવું. (૨) લાભ કરવો; ફળ મેળવવું; નફો કરવો; અર્થ કાઢવો–સરવો..–મારી પાસેથી લીધું એમાં એણે શું વઘાર્યું? ગયું તો બીજાના હાથમાને? (૩) તીખી–મીઠી ધુણી દેવી.

**વઘારિયાં**, વિ૦ મસાલાની તીખી મીઠી ધુણી દીધેલાં; વઘારની વાસ આપેલાં ખોરણી દીધેલાં.

**વચકડું**, ન૦ વાંકું; આડું; વાંધો. અરુચિથી આડું પડવું તે.:–એને વચકડું ના પડે તે સંભાળજો.

**વચકવું**, ક્રિ૦ અ૦ અરુચિથી–અણગમાથી ઊભાઈને

જવું; સરકવું; રિસાવું; છટકી જવું; બે-
દિલ થવું.
**વચકાવું,** ક્રિ૦ અ૦ રિસાવું; વચ્ચેથી છટકી
જવું. (૨) વાંધો પાડી વિરુદ્ધ પડવું; છેડાવું.
**વચકેલ,** વિ૦ વંઠેલ; આડે માર્ગે ઉતરી પડેલું;
છટકેલ; નહિ હાથમાં રહેલું એવું તે. (૨)
અટકચાળું; આડું; રિસાયેલું. (૩) તોફાની.
**વચકો,** પું૦ બેદિલી. (૨) વહેમ. (૩) વાંધો.
**વચગાળે,** અ૦ વચ્ચે; અરધે રસ્તે; દરમિયાન;
મધ્યે. (૨) અંતરાળે. (૩) અવકાશમાં;
ખાલી રહેલા ભાગમાં; મધ્યાંતરે; મહિંમહિં.
**વચગાળો,** પું૦ વચમાંનું અંતર; બે ચીજ
વચ્ચેનો માગ તે; વચલો ભાગ. આતંગ,
વચમાં આવતું જે હાંધ તે.
**વચડવું,** ક્રિ૦ અ૦ વુલુરવું; ઉઝરડા પાડવા.
**વચન,** ન૦ [ સં. ] શબ્દ; બોલ. (૨) વાણી;
ભાષણ; કથન. (૩) કબુલાત; કોલ; બોલની
દૃઢતા ઉપર બીજાને વિશ્વાસ આપવો
તે. (૪) પ્રતિજ્ઞા; પણ; ટેક. (૫) મહેણું;
ટાણો; મર્મનો બોલ. (૬) પ્રમાણ વાક્ય;
ઉદાહરણ. (૭) વ્યાકરણમાં એક અને
અનેક એવી સંખ્યા બનાવનારની સંજ્ઞા.
ક્રિ૦ પ્ર૦ વચન આપવું=કબુલાત-વિશ્વાસ
આપવો. વચન કાઢવું=બોલવું; ઉચ્ચાર
કરવો. વચન તોડવું=ફરી જવું; બોલ્યું ન
બોલ્યું કરવું. વચન પાળવું=જેમ બોલ્યા
હોઇએ તેમજ કરવું; બોલ્યા પ્રમાણે વર્તવું.
વચન લેવું=કોલ-વિશ્વાસ-ખાતરી કરી લેવી.
**વચનાથ,** વિ૦ તાબેદાર.
**વચનિકા,** સ્ત્રી૦ ઉદાહરણ; પ્રમાણનું ટુચકું;
વિદ્વાનના વચનની પ્રતિઉક્તિ તે.
**વચની,** વિ૦ વચનવાળો; વચન-બોલથી ફરે
નહિ એવું:-એકવચની માણસ છે. (૨)
પ્રમાણિક; સત્યવાદી.
**વચનીય,** વિ૦ કહેવા જોગ; બોલવાને યોગ્ય
હોય તે. (૨) ઠપકાને યોગ્ય. (૩) ન૦
કહેતી; મહેણું; ટાણો. (૪) દૂષણ; લાંછન;
નિંદા. વચનીયતા=દૂષણ; દોષ. (૨) નિંદા;
લોકમાં નઠારું બોલાવું તે.
**વચમાં,** અ૦ વચ્ચે.
**વચરમાવું,** ક્રિ૦ અ૦ પાણી અને ઠંડકને
અભાવે કુમળી વનસ્પતિનું કરમાવું તે:
તાજગી જતી રહેવી; શાકભાજી વાસી
રહેવાથી ચિમળાવાં તે. (૨) વચળવું (?)
**વચલાવાંધાનું,** વિ૦ મધ્યમ સરનું; સાધા-
રણ હાલતનું; ઘણું ઉંચું-સારું નહિ
તેમ ઘણું નીચું કે નરમું પણ નહિ એવું;
માધ્યમિક:-આ મોંઘવારીમાં વચલા
વાંધાના લોકને દુઃખ છે, ગરીબને નહિ.
**વચલું,** વિ૦ વચમાનું, વચ્ચેનું, મધ્યમ (૨)
ના૦ વચમાં જે હોય તે.
**વચવચ,** સ્ત્રી૦ વચલી બડબડ તે; બડબડાટ.
**વચવચાટ,** પું૦ વચમાં વચમાં ઉતાવળથી
બડબડવું તે; વગર પૂછે વચમાં બોલ બોલ
કરવું તે; બહુ બોલાપણું. (૨) ચાપલ્ય.
**વચળવું,** ક્રિ૦ અ૦ જુવાનીના મદમાં છકી
જવું; મર્યાદા બહાર જતા રહેવું:-છોકરો
વચળી ગયો. (૨) વચમાં વિઘ્ન નડવું;
હરકત પડવી; કથળી જવું; ઉંધ વચળી
ગઇ. (૩) ગળી ખસી જવી; ગાંડા થઇ
જવું; ચળી-બહેકી જવું. વચળેલ=વિચળેલ;
બહેકી ગયેલ; ફાટી ગયેલું; મર્યાદા બહાર
જતું રહેલું હોય એવું તે; નિર્લજ્જ.
**વચાળું,** ન૦ કોઠી, અને પેટી પટારા વગેરે સર-
સામાન વચ્ચેની ખાલી અવ્વડ જગા તે; બે
વસ્તુ વચ્ચે રહેલો અવકાશ-ખાલી જગા:-
કોઠી વચાળે હાથ ઘાલતો નહિ, એરૂઝાંઝર
હોય તો કરડે. (૨) ખુણો; બાકું; કાણું:-
ખુણેવચાળે જુઓ ઝીણી ચીજ એટલે
કહિં પડી હશે તો જડશે.
**વંચેટ,** વિ૦ વચલું; મધ્યમ.
**વચ્ચે,** અ૦ બન્ને બાજુ સરખું અંતર હોય
તેવે ઠેકાણે અથવા ત્યાં એમ. ગામ ગામની
વચ્ચે એક એક થાણું. (૨) કોઇ કામ

અથવા વાતને વચલે ભાગે, કામની અંદર; મધ્યમાં. (૩) અન્યોન્ય પ્રતિ; એક બીજાની મહિંમહિં; પરસ્પરના સંબંધે:–મારી તમારી વચ્ચે શી શી વાત થઇ તે તમે કોઇને કહેતા નહિ. (૪) જાહેરમાં; ખુલ્લંખુલ્લા; સૌ કોઈ જાણે તેમ:–ગામ વચ્ચે કુવો તે કોઈ ઉંડો કહે ને કોઈ ઉનળો પણ કહે. વચમાં; દરમિયાન; અંદર; આં. ક્રિ૦ પ્ર૦ વચ્ચે આવવું=દરમિયાનગીરી કરવી. વચ્ચે પડવું=હાથ ઘાલવો; સમાધાન કરવું; અંતરાળમાં ઉભા રહેવું.

**વચ્ચોવચ,** અ૦ મધ્ય ભાગે, વચ્ચે; કેન્દ્રસ્થાને.

**વચ્છ,** પું૦ [ सं. वत्स ] છોકરું; બાળક; બચ્ચું. ગાયનું બચ્ચું.

**વછનાગ,** પું૦ [ सं. वत्सनाभ] વચ્છનાગ; એક ઝેરી ઓષધિ. aconite. આ બહુ ઝેરી વનસ્પતિ છે અને તે ઝેર બહુ કારી હોય છે. ઉ૦ વ્યભિચાર વેર્યો વચ્છનાગ, સમજ મન મારારે.

**વછિયાત,** પું૦ મોટા વેપારી તરફથી માલ ખરીદ કે વેચાણ કરવા પરદેશ ગયેલો ગુમાસ્તો–નોકર માણસ તે; આડતિયો.

**વછુટવું,** ક્રિ૦ અ૦ જોરશોર બીજાનો સંગ છોડી દેવો; જોરથી ઉખડવું–જુદું પડવું; છુટવું; જોરથી ઉડી નિકળવું; જેની સાથે જોડાયેલું હોય તેની સામેના આકર્ષણ–જોરથી તુટવું; છુટું પડવું. (૨) ફુટવું; સ્ફોટ સાથે ઉડી પડવું:–તીર–ગોળી, પત્થર વછુટ્યો (૩) હેડો છોડવો; સ્વતંત્ર રમતું થવું:–બાળક વછુટ્યું. (૪) વિયોગ થવો.

**વછુટું,** વિ૦ જુદું; છુટું; અળગું; આઘું ખસેડેલું, નોંખું.

**વછેરી,** સ્ત્રી૦ ઘોડીનું માદા બચ્ચું; નાની ઘોડી; ટટવાણી. (૨) તિરસ્કારમા છોડી–જુવાન કન્યા–બૈરી તે.

**વછેરો,** પું૦ ઘોડીનું નર બચ્ચું; નાનો ઘોડો; ટટવો. (૨) તેણે ને જુવાનીનું જોર દેખાડવા માટે વપરાયમાં છે તેજ–છોકરો; જુવાનિયો.

**વછો,** પું૦[ सं. वियोग ] વિજોગ; જુદાઈ. ઉ૦ મેં જાણ્યું વધૂવછો નહિ પડે, પૂરશે મનની આશ. નાકર. અભિમન્યુ આખ્યાન. (૨) વિચ્છેદ; ભેદ; ફાટફુટ.

**વછોડવું,** ક્રિ૦ સ૦ બાઝેલું–ચોંટેલું હોય તેને જોરથી ખેચી બીજાથી અળગું કરવું; જોર કરીને જુદું પાડવું; આઘું ખસેડવું. (૨) ધીરે ધીરે સંગ–હેવા–વ્યસન મુકાવવું; ઓછું કરતાં કરતાં તદન મૂકી દે એમ કરાવવું. વ્યસન, ટેવ, કુસંગ; પ્રેમ વગેરે માટે વપરાય છે. (૩) છોડવું; ફોડવું; એક ઠેકાણેથી છુટી વેગભેર દૂર જાય એમ કરવું. ગોળી અને તીર વછોડવાં.

**વછોયું,** વિ૦ વિખુટું પડેલું; વિયોગી. ઉ૦ ટોળા વિછોઈ મરગલી.

**વજન,** ન૦ [ अ. ] ભારેપણું તે; બોજ; તોલ; ભાર. (૨) તોળવાનું કાટલું; જોખ. (૩) ભારબોજ; મોભો; માન. (૪) પ્રભાવ; ગૌરવ; શેહ; વકર. (૫) દબાણ, (૬) વગ

**વજનદાર,** વિ૦ ભારે; વજનવાળું; બોજદાર; સંગીન. (૨) ભારબોજવાળું; માન આબરૂ ને શેહ પડે એવું; પ્રતિષ્ઠિત.

**વજનસર,** વિ૦ પ્રમાણમાં જોઇએ તેટલું; ઘટતા વજનનું.

**વજરબટ્ટું,** ન૦ એક જાતનું કડણ બી. રિછના મોમાં રખાતી મંતરેલું જેથી નજર લાગે નહિ એવું મનાતું એક જાતનું કાગુ બી. એ છોકરાના હાલરામાં રાખવામાં આવે છે.

**વજંતર,** ન૦ વાજિંતર; વાજંતર; વાજું.

**વજા,** સ્ત્રી૦ મતિ; બુદ્ધિ. (૨) વૃત્તિ; વલણ, (૩) ફાંફાં; વળખા; ભમખા. ઉ૦ અખાજીવ તણી એ વજા, અજને ફાંસે પૂરે આજા.

**વજાડવું**, ક્રિ૦ સ૦ વગાડવું; બજાવવું; ઠોક દઇ કે પવન પુરી વાજામાંથી અવાજ કાઢવો.

**વજીફદાર**, વિ૦ જેને સરકાર તરફથી વજીફો-ઇનામી જમીન-મળેલી હોય તે; જમીનદાર; જાગીરદાર; ગરાસિયો; દેસાઈ.

**વજીફો**, પું૦ રાજા કે સરકાર તરફથી ઇનામ દાખલ મળેલી વાડીની જમીન તે; વાડી-બાગ બગીચો બનાવવા જેવી જમીનનો કકડો તે; ઇનામી-બાગાયતી જમીન તે.

**વજીર**, પું૦ [ અ. ] પાદશાહને સલાહ આપનારો મુખ્ય મસલતિયો; પ્રધાન; મંત્રી. (૨) સેતરંજમાંનું પાદશાહથી ઉતરતી પંક્તિનું મહોરું.

**વજીરાઇ**, સ્ત્રી૦ વજીરપણું; પ્રધાનનો ઓદ્ધો અમલ અને કારકિર્દી તે.

**વજીરાત**, સ્ત્રી૦ વજીરાઇ; પ્રધાનવટું. (૨) વજીરનો દરજ્જો. (૩) વજીર તરીકેની સાહેબી તે.

**વજીરી**, સ્ત્રી૦ વજીરાત.

**વજુ**, ન૦ વઝુ; હાથ પગ અને મોં ધોવાં તે. વજુ કરવું.

**વજુદ**, ન૦ સત્ય; ખરાપણું. (૨) વાસ્તવિકના; વિશ્વાસ કરવા જેવું તે. (૩) મૂળ; આધાર. (૪) વિ૦ સાચું; ખરું; ખાતરી લાયક.

**વજે**, સ્ત્રી૦ ગલ્લોત; નગદમાં નહિ પરંતુ પાકેલા અનાજ વગેરેમાં હિસ્સો પાડીને લેવાતી મહેસુલ-રાજ્યકર-માલકીનો કર તે.

**વજેવળતિયુ**, વિ૦ બાકું જમે થાય અને વ્યાજ ખાતે મંડાય એવી સરતવાળું ખાતું અથવા લખત તે.

**વજ્જર**, ન૦ વજ્ર; ઇન્દ્રનું બળજ કઠણ હથિયાર (૨) વિ૦ અતિ કઠણ; કદીએ ભાગે, વળે કે તૂટે નહિ એવું શસ્ત્ર:-વજ્જરબાણ.

**વજ્ર**, ન૦ [ સં ] ઇંદ્રનું આયુધ. (૨) ભાગે, તૂટે વળે કે ખંડિત થાય નહિ અને જેના પર પછાડે તેનો ભુકો કરી નાખે એવું એક અતિ કઠણ અને મજબુત હથિયાર. (૩) વિદ્યુત, વિજળી; વાદળના અરાળનો અગ્નિ તે. (૪) હીરો-(એ પણ બહુ કઠણ હોય છે.) બીજાથી ઘસાય છેદાય નહિ પરંતુ બીજાને ઘસે છેદે એવું જે તે. (૫) દીંટું; ફૂલની ડાંડી; તે સળેખડી કે જેને ફૂલ લાગેલું હોય:-દેવને ચઢાવવાનાં ફૂલ છે તેનાં વજ્ર કાઢી નાંખ.

**વજ્રદંતી**, સ્ત્રી૦ એક ઓષધિ.

**વજ્રલેપ**, પું૦ એવો લેપ કે જે ઝટ ઉખડે કે ખરે નહિ. (૨) વિ૦ કદી ઉખડે કે ખરી પડે અથવા ખસે નહિ એવું તે; સખત; ખરેખર સજ્જડ; જેમાં પવન કે પાણી પણ નિકળી શકે નહિ અથવા જેને કોઈથી કોઈ રીતે આઘુંપાછું કરી શકાય નહિ એવું તે.

**વજ્રી**, વિ૦ [ સં ] વજ્રને ધારણ કરનાર; ઇન્દ્ર; દેવોનો રાજા.

**વડ**, પું૦ [ સં. ] વટ; એક મોટું ઝાડ. એની શાખાઓ અને કાલ ઘણો વધે છે, અને ડાળમાંથી નવાં મૂળિયાં ફુટી નીચે બખડી થઇનું રૂપ લે છે.

**વટ**, પું૦ (સ્ત્રી૦) ટેક; પણ. (૨) આબરૂ; ધીર. (૩) [ યાદ ] ધીરધાર કરવાની જગા-સ્થાન તે; બજારના અર્થમાં:-નાણાવટ.

**વટક**, સ્ત્રી૦ ઉપરામણી; વધારાની રકમ. (૨) નુકસાની; ખોટ; બદલો. ક્રિ૦ પ્ર૦ વટકવાળવી=બદલો વાળવો; વેર વાળવું.

**વટકવું**, ક્રિ૦ અ૦ વટકી જવું; રીસથી પ્રતિકૂળ થઈ જવું; વંકાવું; છટકી-જવું. અવળું થઇ જવું.

**વટકીજવું**, ક્રિ૦ અ૦ વટકવું; વંકાવું; છટ-

ફી-છોડાઇ જવું. પાહુ મારી ખસી જવું.

**વટલવું**, ક્રિ૦ અ૦ સ્વજાતિ ને ધર્મ તજીને પર-જાતિ ને પર ધર્મ સ્વીકારવો; કુલાચાર ભ્રષ્ટ થવું; પતિતથવું.

**વટલાવવું**, ક્રિ૦ સ૦ વટલે એમ કરવું; સ્વ-ધર્મ કે અસલ કુલાચાર તજાવવો.

**વટલાવું**, ક્રિ૦ અ૦ વટલીજવું; આચાર ભ્રષ્ટથવું.

**વટલેલ**, વિ૦ વટલેલું; ધર્મભ્રષ્ટ.

**વટલો**, વિ૦ નરસું; પાજી.

**વંટલોઇ**, સ્ત્રી૦ ઝારી જેવું વાસણ; તાંબડી.

**વટવું**, ક્રિ૦ અ૦ થઈ ચૂકવું; જતું રહેવું; પસાર થઈ ગયેલું હોવું. (૨) પાછું હઠવું; ઓસરવું. (૩) નામીજવું; આવાપાછા થઇ સંતાઈજવું.

**વટહુકમ**, પું૦ સંબંધવાળા સર્વ જણ તરફ લખેલો હુકમ; મુખ્ય હુકમ.

**વટંતર**, વિ૦ વટાંતર; ધરેણિયાત; રૂપિયાનું વ્યાજ નહિ ને ઘરનું ભાડું નહિ એવું; વટાવથી જેવું અંતર ભાગી નાંખવામાં આવેલું હોય એવું.વ્યાજ વટંતરનો ધંધો.

**વટાણો**, પું૦ [ સ; વાતાન ] એક જાતનું કઠોળ. ક્રિ૦ પ્ર૦ વટાણાવાળા જવા=નામી જવું; સટકીજવું.

**વાટણું**, ન૦ ધૂળિયા પાટી ઉપર લખવાની લાકડાની કલમ; વતરણું.

**વટાવ**, પું૦ [ હિં ] વળતર; તાકીદે વસૂલ કરવા માટે અવેજ લેતાં કંઇ ઓછું લેવું અથવા કાપી આપવું તે. (૨) મોટા સિક્કાનું પરચૂરણ લેતાં જે ઓછું આવે તે; વેચાણ, રોકડ વગેરે ઉપર બદલો-વળતર આપવું લેવું તે.

**વટાવવું**, ક્રિ૦ સ૦ એક જાતનું નાણું આપી બીજી જાતનું-પરચૂરણ નાણું લેવું; ખુરદો કરવો. બદલો કરાવવો. (૨) હુંડી; નોટ, વગેરેનાં રોકડ નાણાં કરવાં તે. (૩)પસાર કરાવવું; પાછળ મૂકવું; ઓળંગવું; છોડવું. (૪) કચરાવવું; લોટ કરાવવો; ઝીણું કરાવવું; ભગાવવું; ભુક્કો થાય એમ કરાવવું.

**વટાવું**, ક્રિ૦ અ૦ ભુક્કો થવો; લોટ થવો; ચુરો થવો. (૨) કચરાવું; છુંદાવું; ભિડાવું. (૩) ખૂબ મહેનત લેવી; ઘસાવું:-નાનો ગુમાસ્તો ઘણું વટાય.

**વટાળ**, પું૦ વટલાવું તે; વટલાવાપણું, ભ્રષ્ટતા:-વહાલાંમાં વળી વટાળ શો ?

**વટાળવું**, ક્રિ૦ સ૦ કોઇએ કોઇનો ધર્મ છોડાવવો; આચાર મુકાવવો. (૨) નહિ ખપતું ખાય તેમ કરવું. (૩) પોતાના મત ધર્મમાં લઇ આવવું; જન્મ ધર્મા-ચારને તજાવી પોતાના મતધર્મના આચારમાં આણવું. (૪) ક્રિ૦ અ૦ ટપી જવું; ઉપરી થવું; આગળ જવું; અમુક કરતાં શ્રેષ્ઠ કે કનિષ્ઠ બનવું:-છોકરો એના બાપને વટાળે એવો છે.

**વટાળો**, પું૦ વટાળ; ભ્રષ્ટતા. (૨) વગળ.

**વટિકા**, સ્ત્રી૦ [ સં ] ગોળી.

**વટી**, વિ૦ ટેકવાળું. (૨) ધીરધાર કરનાર:-નાણાવટી. (૩) ધારણ કરનાર:-કંઠાવટી. કેફ ધારણ કરનાર=પાન વિશેષ.

**વટીક**, અ૦ પણ; સુદ્ધાંત.

**વટીજવું**, ક્રિ૦ પસાર કરી જવું; દૂર જતા રહેવું; ઓલંગી જવું.

**વટું**, વિ૦ [ સં. વત્-ત્વ ] ત્વ ને પણું ના અર્થમાં શબ્દની આગળ જોડાય છે:-પ્રધાનવટું.

**વટુક**, પું૦ [ સં ] બટુક; બાળક છોકરો.

**વટુકાર**, પું૦ ઢંગ; રીતભાત; વટુકો.

**વટુકો**, પું૦ ઢંગ; વટુકાર.

**વટેણું**, ન૦ વતરણું; વટાણું.

**વટેમાર્ગુ**, વિ૦ વાટે જનાર; રાહદારી; મુસાફર; પ્રવાસી.

**વડ**, પું૦ [ સં. વટ ] સારી છાયા આપનારું એક મોટું અને ઘટાદાર ઝાડ. આ

આડ મોટા વિસ્તાર ઉપર ફેલાય છે અને તેનાં લાંબાં ડાળાંમાંથી મૂળિયાં ફૂટી લબડતાં લબડતાં જમીનમાં જઇ પહોંચી ભોંય ઉતરી નવા વડનું રૂપ લેછે. ચણી બોર જેવાં અંદરથી અંજીર જેવા દાણાનાં એને ફળ થાય છે. એની શાખા ને પાન તોડતાં દૂધ જેવો પ્રવાહી નિકળે છે. કહે૦ બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા. વડનાં વાંદરાં ઉતારવાં=મહા તોફાન કરવું. તોફાની છોકરા માટે કહેવાય છે કે 'બા! એ તો વડનાં વાંદરાં ઉતારે એવો છે.

**વડકણું**, વિ૦ વઢકણું; તકરાર કરે એવા સ્વભાવનું; વઢવાડિયું; તકરારી; લડકણું; ટંટાખોર; સહેજ વાતમાં કજિયો કરે એવું; વડકારૂ. ઉ૦ વડકણી વહુએ દીકરો જણ્યો.

**વડકારૂં**, વિ૦ વડકણું; કજિયાખોર; લડવાડિયું; તકરારી; મિજાજી.

**વડકાવવું**, ક્રિ૦ સ૦ ખીજવવું. (૨) ધમકાવવું. (૩) વઢવું.

**વડભીરૂ**, પું૦ મોટો–મુખ્ય સાથી તે; વડોમિત્ર, મંડળનો આગેવાન.

**વડવાઇ**, સ્ત્રી૦ વડવાઇ.

**વડવા**, પું૦ પિતૃઓ; પૂર્વજો. [ સં. ] સ્ત્રી૦ ઘોડી.

**વડવાઇ**, સ્ત્રી૦ વડ અને પિંપર વગેરેનાં ડાળમાંથી ફૂટીને લબડતાં મૂળિયાં તે; વડ અને તેની જાતનાં ઝાડોને ડાળમાંથી મૂલ જેવા જે રેસા ફૂટે છે તે; વડની જટા.

**વડવાગોલ**, સ્ત્રી૦ [ સં. वल्गुली ] એક જાતનું રાત્રિચર પંખી. આ પંખી આખો દિવસ મોટાં ઝાડને ડાળે ઉંધે માથે લટકી રહે છે અને રાતે ચારો કરવા આમતેમ ઉડી જાય છે. આ પંખી ઈંડાં મૂકતું નથી પણ બચ્ચાંને જન્મ આપે છે.

**વડવાડ**, સ્ત્રી૦ વઢવાડ; લડાઇ; ટંટો; કજિયો; મારામાર; બોલચાલ.

**વડવાડિયું**, વિ૦ ટંટાખોરિયું; લડકણું. (૨) વડવાડિયાં=એક જાતનાં પંખી; ચીબડી વગેરે. વડવાગલાં.

**વડવાનળ**, પું૦ [ સં. वडवानल ] સમુદ્રમાં રહેલો અગ્નિ તે; સમુદ્રના તળિયામાં રહેલી ગરમી તે. (૨) જળમાંની પૌરાણિક અગ્નિદેવતા. એનું મોં ઘોડી જેવું ને શરીર જ્વાળારૂપ કહેવાય છે.

**વડવું**, ક્રિ૦ અ૦ બોલચાલ કરવી; કજિયો કરવો; બાઝવું; લડવું. (૨) સ૦ ઠપકો આપવો; ચીડવું; ખીજવું.

**વડવો**, પું૦ બાપ અથવા માનો બાપ તે; દાદો; આજો. વડવા=પૂર્વજો.

**વડસસરો**, પું૦ સસરાનો અથવા સાસુનો બાપ તે.

**વડસાવિત્રી**, સ્ત્રી૦ વટસાવિત્રી; એ નામનું જેઠ સુદમાં આવતું એક વ્રત. નવાં પરણેલાં વરવહુએ સૌભાગ્યને માટે તેનું આરાધન અને વ્રત પૂજા વગેરે કરવાં તે.

**વડસાસુ**, સ્ત્રી૦ સસરા કે સાસુની મા તે. ઉ૦ વડસાસુ ઘણું મોટું માણસ.

**વડહથ્થ**, વિ૦ મહાબાહુ; બળવાન; સમર્થ. જબરો હાથ, મોટા સહાયક.

**વડાઈ**, સ્ત્રી૦ મોટાઇ; લોકમાં મોટા ગણાવાપણું તે. (૨) આબરૂ, ઇજ્જત, કીર્તિ. (૩) અભિમાન; પતરાજ; ફુલાશ.

**વડાગરૂં**, વિ૦ દરિયા કિનારા ઉપર ખોદેલા કુવાઓના ખારા પાણીને સુકવીને બનાવેલું; મોટા અગરનું–મીઠું. પાસાદાર ગાંગડું મીઠું.

**વડારણ**, સ્ત્રી૦ ગોલી; ખવાસણ; રાણીની દાસી.

**વડાવડ**, સ્ત્રી૦ લડાલડ; ટંટાફિસાદ. (૨) એક બીજા સાથે ટંટા કર્યા કરવો તે:– એમના ઘરમાં નિત્ય વડાવડ થવાની.

**વડાવડી**, સ્ત્રી૦ લડાલડી; ટંટા; કજિયો; વડાવડ.

**વડાવા**, પું૦ બાપદાદાઓ; પૂર્વજો.
**વડાંડસાંત;** સ્ત્રી૦ વિનાયક શાન્તિ.
**વડિઆઈ**, સ્ત્રી૦ બાપાની અથવા માની મા તે; દાદી.
**વડિયો**,–પ્રતિસ્પર્ધિ; સામાવાળિયો. (૨) સમાનતા ધરાવનારો:–સગોવડિયો;=ગોનાની સમાન હોય એવો તે;બીજું; સમબળવાળો –સરખેસરખો તે.
**વડી**, સ્ત્રી૦ [ સં. वटी ] ગોળી; ગરગોલી; નાની લુચકી. (૨) ચોળાની દાળને વાટી મસાલો નાંખી તેની નાની લુગદીઓ બનાવી સુકેલી જે ગરગોલીઓ તે; વડીઓ:–વડીઓપાપડ, વડી વંતાકનું શાક.
**વડીલ**, વિ૦ મોટું; માનનીય, પૂજ્ય; મુરબ્બી. (૨) ગુરુજન કુટુંબ સગાંસ્નેહી તેમજ ઓળખીતાંમાંનું જે માનનીય મોટું માણસ તે. (૩) પું૦ વડવો; દાદો;પૂર્વજ:–વડીલોપાર્જિત=દાદાએ પેદા કરેલું; વડવાની (માલમિલકત) તે: વારસે મળેલું; વડીલનું કમાયેલું એવું.
**વડું**, વિ૦ મોટું. (૨) વૃદ્ધ. સગપણ, ઉમ્મર, ગુણ, પદવી અને ઓદ્ધા વગેરેમાં મોટું; ઉત્તમ: શ્રેષ્ઠ તે. ક્રિ૦ પ્ર૦ વડું કરવું=બુઝાવવું:–દીવો વડો કરીને સૂઈ જા.
**વડું**, ન૦ અડદની દાળ વાટી તેની તળી કાઢેલી નાની પણ જાડી પેપલીઓ તે; પારી ( નાગરમાં ) અડદની જાડી પૂરિ:–વડાં પૂરી ને બાકળા.
**વડે**, અ૦ એ અને થી વિભક્તિઓનો પર્યાય:–ગોળીવડે વાઘ મરાયો. એ તમારા વડે પૂજ્ય છે. (૨) મારફત; લીધે; દ્વારા; યોગે, સાધને, વગેરેના અર્થમાં વપરાય છે.
**વડેરો**, પું૦ દાદો; આજો. (૨) પૂર્વજ:–તારા વડેરાનું ઘર છે ?
**વઢકણું**, વિ૦ લડવાડિયું; કજિયાખોર; સહેજમાં લડી પડે એવું.
**વઢવાડ**, સ્ત્રી૦ અણુબનાવ; તકરાર.(૨) કજિયો; લડાઈ; મારામાર.
**વઢવું**, ક્રિ૦ અ૦ વડવું; લડવું. (૨) ઠપકો દેવો. (૩) તકરાર કરવી; વિવાદ કરવો.
**વઢાવું**, ક્રિ૦ અ૦ કપાવું; છેદાવું:–જિંકનારનું નાક વઢાય.
**વણ**, અ૦ વિના; વગર; સિવાય. (૨) પું૦ કપાસના છોડ તે.
**વણકર**,પું૦ સુતર, રેશમ કે રેસાના તંતુઓનું લુગડું બનાવનાર; વણનારો. ( ૨ ) પું૦ કપડાં વણવાનો ધંધો કરનારાઓની એક નાત–સમાજ તે.
**વણકરી**, સ્ત્રી૦ વણાવવાનું લવાજમ–મજુરી તે; વણાઇ.
**વણછો**, પું૦ છાયો; છાંયડો. (૨) ઓથ. ઝાડની છાયાની મર્યાદા તે.
**વણજ**, ન૦ [ સં. वाणिज्य ] વેપાર, ધંધો; વેચવુંસાટવું તે. ( ૨ ) કાર્યસંબંધ; વ્યવહાર.
**વણજાર**, સ્ત્રી૦ વેપારી માલની પોઠ તે; માલ ભરેલા પોઠીની લંગાર તે; કાફલો. (૨) હેલ; એક સામટો આવેલો માલનો જથો. :–કાલે તલની વણજાર આવી. વેપારી માલની પરંપરા તે; દેશપરદેશના વેપારી માલની આવજાનો વહેવાર.
**વણજારી**, સ્ત્રી૦ વણજારાની સ્ત્રી. (૨) વેપારીની સ્ત્રી; શેઠાણી; વેપારણ. ઉ૦ વણજારો હું, હું વણજારી, ઝુમખર મેંવારી, મે વારી.
**વણજારું**, વિ૦ વણજારમાંનું; ટાંડાનું. (૨) વેપારીનું; બજારું.
**વણજારો**, પું૦ બળદની પીઠપર માલ ભરી દેશ પરદેશ લઇજનાર વેપારી. (૨) દેશ પરદેશ માલ લાવલાવ કરવાનો વેપાર ખેડનારી એક નાત અને તેમાંનું માણસ તે; પરદેશી માલનો આયાતદાર વેપારી.
**વણતર**, ન૦ વણવું તે; વણાટ. (૨) વણવાની તરેહ–રીત તે. (૩) પોત: કુમાશ:–

આ કપડાનુ વગતર સારૂં નથી આછુ વણનાર હવે ના વણતા

**વણવું**, ક્રિ૦ સ૦ -મા અને તતુઓને એક બીજા સાથે આમળી લાંબો દોર કે તાર બનાવવા, આમળવુ, આમળા દઇ લાંબુ કરવુ.-દોર વણવો. (૨) આડા ઉભા તતુઓ-તારને સાળ પર ચઢાવી ઠોકીને કપડું બનાવવુ ર, રેશમ, શણ અને બીજા ઝીણા રેસાઓની સંકલના કરવી તે (૩) કણકના લુવાને વેલણવતે ચદા જેવો બનાવવો, લુવાને પાતળો ને મોટો કરવો -રાટલી ને પૂરી વણવી (૪) વિસ્તારવું, વધારવુ, બનાવટ કરવી, ખીલવવુ -વાતને એવી વણીને મૂકી કે તરતજ રાજાને ધણધણાટ લાગી આવ્યુ (૫) ગુંદી કાઢવુ; ચગદી દાબીને રોટલા જેવુ કરી નાખવુ; પાયમાલ કરવુ ઉ૦ નાટ આવ્યો • નાખે વળી (૭) ફેરવવુ ફેરવવુ, ગબડવુ ડુબવુ, ખુદવુ -દીકરી જણી ત્યારે વણી ગે નહિ ? (૮) જુઓ વિણવુ

**વણસવુ**, અ૦ ક્રિ૦ પોષણ વગર બગડવુ. ખરાબ થ જવુ, કથળી જવુ - કરસણ વ ણસ્યુ=પાણી વ ગર રણચ્યુ-સુ ૧૮-૧૭ માઠિયુ (૫) નાશ પામવુ પાયમાલ થઈ જવુ સુકાવુ, કરમાવુ, ડળ થઇ જવુ, તેજ-ત દુરસ્તી ઉતરી જવી

**વણસાડ**, પુ૦ બગાડ; કરમાઇને ખરાબ થઇ જવું તે નાશ, ક્ષય, લય

**વણસાડવું**, ક્રિ૦ સ૦ બગાડવુ, તોડી ફોડીને ખરાબ કરી નાખવુ, ખરાબ કરવુ ઉ૦ વણ સાડ્યાં વન ઉપવન, લ કા ળાળી ઉનધીઓ ઉદધિ (૨) પાયમાન કરવુ, નાશ પામે એમ કરવુ મગડવુ, ફ્રિટાડવુ ઉ૦ સિહ બળદનો વન વિષે, વધ્યો હતો સરૂ સ્નેહ, લોભી સુમન શિયાળવે, વણસાડ્યો પ ા તેહ

**વણાઈ**, સ્ત્રી૦ વણવાનું મહેનતાણું તે, વણનારનું લવાજમ તે, વણામણ ણી (૨) વ ણવાની-ખુબી કારીગરી તે વણાટ - આ પીતાબરની વણાઇ જગ આડી છે

**વણાટ**, પુ૦ વણાઇ, વણનાર (૨) કુમાશ, પોત.

**વણાવવું**, ક્રિ૦ સ૦ કપડુ બીજા પાસે તૈયાર કરાવવુ, બીજાને વણે એમ કરાવવુ. (૨) રાટલી પૂરી કરાવવી, લુવાને વેલણથી ચ દ્ર જેવો ગોળ ને પાતળો બનાવરાવવો

**વણિક**, પુ૦ વેપારથી આજીવિકા કરનાર તે, ખેતી નહિ પરતુ ધધો કરનાર (૨) ધધો કરનાર વેપારીઓનો સમુદાય-નાત તે, ધધાદારી જાતિ વિશેષ

**વણિયર**, ન૦ નોળીયા જેવુ ભારે પુછડાવાળુ ને કાબરા રગનુ એક રાત્રિચર નાનું ચેપગુ-પ્રાણી એમ કહેવાય છે કે, એને ગોળ બહુ ભાવે છે.

**વત**, અ૦ પેઠે; માફક, રીતે, પ્રમાણે (૨) જેવું, સરખુ, સમાન -એ તો સોનાને લોહવત ગણે છે

**વતડવું**, ક્રિ૦ અ૦ વતેડવુ, વતરડવુ વતુ ડ, (૨) નખથી ચામડી ખણી નાખવી ઉઝરડી નાખવુ -નાદરૂ તો ચિગાય ત્યારે વતરડી-વતેડી નાંખે. લુખસવાળો દરદી હમેશ ચામડી વતડ વતડ કરે છે

**વતન**, ન૦ પોતાનુ મૂળ ગામ કે દેશ તે અસલ રહેઠાણ જન્મભૂમિ -હું મારે વતન સુરત ગયો હતો, સ્વદેશ (૨) વ ંશપરપરા આજીવિકા ચા યા કરે તે માટ સેવાના બદલામા સરકાર ગજ્ય ત રફથી અપાયેલી જમીન, ખેતર વગેરે તે જાગીર, ગામગિરાસ

**વતનદાર**, વિ૦ જાગીરદાર, મજમુદાર, દેસાઇ

**વતનવાડી**, સ્ત્રી૦ રાજા તરફથી રાજ્યસેવાના

બદલામાં મળેલી જમીન વગેરે તે; સ્થાવર મિલકત:-હાલ તો નામની દેસાઇગીરી છે, વતન વાડી તો દેદહાડાનાં જતા રહ્યાં.

**વતની,** વિ૦ રહેવાસી; રહીશ; રહેનાર:-દેસાઇજી સુરતના વતની છે.

**વતરડવું,** જુઓ વતડવું; વતેડવું; વલુરવું; (૨) નખથી ખણવું.

**વતરણું,** ન૦ લખવા; ચિતરવા, કોતરવાનું ઓજાર, કલમ; પિંછી ટાંકણું તે.:- નઠારા છોકરાને વતરણાં ઘણાં.

**વતરેક,** અ૦ [ સં. व्यतिरेक. ]સિવાય; વગર; વિના.

**વતરોગ,** અ૦ વિના; વગર; સિવાય.

**વતાગરો,** પું૦ વેતરા; હેલકરી; મજુર; મોટલિયો.

**વતાડવું,** ક્રિ૦ સ૦ વિતાડવું; ખુટવાડવું; ગુમાવવું. (૨) સતાવવું; પજવવું.

**વતાવવું,** ક્રિ૦ અ૦ છેડવું; અડપલું કરવું; અડવું; અડકવું; ચાંદવું કરવું:-એ ગાંડાને વતાવશો નહિ, ગાળ દેશે. (૨) સળી કરવી; બોલાવવું; ચીઢવવું; છંછેડવું.

**વતીપાત,** પું૦ જુઓ વ્યતીપાત; સત્તરમો યોગ.

**વતીપાતિયું,** વિ૦ અડપલું; ચાંદવું; જંપીને બેમે કે બેસવા દે નહિ એવું-તોફાની; છલાંછળું. (૨) ચંચળ. (૩) વિઘ્ન કરે એવું.

**વતી,** અ૦ વિભક્તિનો પ્રત્યય; થી-થકી. માટે, વાસ્તે. એ; વડે. (૨) બદલે; માટે.

**વતું,** વિ૦ [ સં. वर्धित ] વધું; વધારે; ઘણું; બહુ. (૨) વધેલા વાળ, હજામત.

**વતે,** અ૦ વિભક્તિ-પ્રત્યય; થી થકી; એ; વડે:-હાથવતે. (૨) મારફતે.

**વતેસર,** વિ૦ લંબાણવાળું; વિસ્તારવાળું. (૨)ના૦ ટામલું લંબાણ પિંગળ. કથાનક:-વાનનું વતેસર ન કરતા.

**વતેડ,** સ્ત્રી૦ વલુર; ખણુજ, ગેગદ-કાળી દાદરને લીધે ખણ વતેડ આવે છે. (૨) ખુજલીનો રોગ.

**વતેડવું,** ક્રિ૦ અ૦ વલુરવું; ખણવું, ખંજવાળવું. (૨) નખથી ચીરી નાંખવું.

**વતું,** વિ૦ ઘણું; વધારે; પુષ્કળવતુંઓછું=વધારેઓછું. (૨) ન૦ વધેલી હજામત તે.

**વત્સ,** ન૦ [ સં. ] બાળ; બાળક; છોકરું; બચ્ચું. (૨) ગાયનું બચ્ચું-વાછડું.

**વત્સા,** સ્ત્રી૦ પુત્રી; દીકરી. (૨) બાળકી. (૩) વાછડી.

**વધાવો,** પું આશિષ અને સંમતિની ભેટ તે; ખુશાલીની બક્ષીસ તે. (૨) અમુક ધારણા બાંધી નાંખેલા દાણામાં એકી આવવી તે. (૩) મંગળસૂચક પાસો તે; કાર્યારંભની ફતેહ બતાવનારૂં પહેલું શુભ-મંગળ તે. ઉ૦ ભમરા પહેલો વધાવો મારે આવિયો.

**વધુ,** વિ૦ વધારે; ઘણું; પુષ્કળ.

**વધૂ,** સ્ત્રી૦ વહુ; બૈરી; સ્ત્રી; જુવાન બાઇડી. (૨) છોકરાની વહુ તે. વરવધૂ.

**વધેરવું,** ક્રિ૦ સ૦ બલિદાન આપવું; ભોગ આપવો. (૨) દેવની પ્રસન્નતા માટે પશુ શ્રીફળ વગેરે તેની આગળ કાપવું-ફોડવું તે; વધ કરવો; ભોગ દેવો; ઝટકે નાંખવું.:-સ્ત્રીએ પણ મરદની માફક કેટલાય દુશ્મનોને રાણીવાસમા પેસતાં પેસતાં વધેરી નાંખ્યા.

**વધ્ય,** વિ૦ [ સં ] વધ કરવાને યોગ્ય; મારવા જોગ.

**વન,** ન૦ [ સં ] ખુબ ઝાડપાનથી ભરેલું ક્ષેત્ર, ભૂમિભાગ તે; બાગ; બગીચો; વાડી. (૨) ઝાડી; વગડો; જંગલ; અરણ્ય.

**વનકૂલ,** ન૦ ઝાડની છાલના રેસાનું વસ્ત્ર તે; વલ્કલ.

**વનચર,** વિ૦ વનમાં રહેનાર-ફરનાર-પ્રાણી તે. (૨) રાક્ષસ. (૩) વાનર. ઉ૦ વનચર વીરા ! વધામણી.

**વનદેવતા,** સ્ત્રી૦ [ સં. ] વનની દેવી તે;

વનમાં રહેનારી જે શક્તિ તે; ઇશ્વરની વનમાં રહેલી જે શક્તિદેવતા તે

**વનપ્રિયા**, સ્ત્રી૦ [સં.] કોકિલા; કોયલ.

**વનમાળા**, સ્ત્રી૦ [સં.] ઢિંચણ લગી લબડતી રહે એવી પુષ્પમાળ તે; ફુલનો મોટો હાર.

**વનરાજ**, પું૦ [ સં. ] વનનો રાજા તે; સિંહ. (૨) મોટો કેશાળીવાળો વાઘ. ઉ૦ એક વિકટ વનમાં વસે, સિંહ વડો વનગજ.

**વનવાગળું**, ન૦ વાગોલ; એક દ્વિવાંધ નિશાચર પંખી. પંખીમાં વનવાગળું બચ્ચાંને જન્મ આપે છે.

**વનવાસ**, પું [સં.] વનમાં જઇ રહેવું તે; વનમાં વાસ કરવો તે. (૨) દેશવટો.

**વનવાસી**, વિ૦ [સં.] વનમાં જઇ રહેલ; વનમાં રહેનારૂં. ( ૨ ) જોગી, જતિ ને તપસ્વી વગેરે.

**વનવિહાર**, પું૦ [ સં. ] વનોવન ફરવું તે. (૨) બાગ બગીચાની ગમ્મત મેળવવી તે; વાડી ઉપવનમાં ફરવું હરવું ને આનંદ માણવો તે.

**વનસ્પતિ**, સ્ત્રી૦ [સં.] જમીન પર ઉગતાં ઘાસ, મોલ, છોડવા અને ઝાડપાન વગેરે લીલોતરી; ઝાડપાલો; ઉદ્ભિજ્ય વગેરે તે. વનસ્પતિવિદ્યા=ઉદ્ભિજ્યવિદ્યા, ઝાડપાલા સંબંધીનું જ્ઞાન વિજ્ઞાન તે.

**વના**, અ૦ વગર; સિવાય; વણ.:-મીઠા વના નહિ ચાલે. વિના.

**વનિતા**, સ્ત્રી૦ [ સં. ] નારી; સ્ત્રી; બાયડી. (૨) અનુરાગવાળી જુવાન સ્ત્રી તે.

**વનેખા**, પું૦ પીડા; દુઃખ; સંકટ. ( ૨ ) મુશ્કેલી; આફત; હેરાનગતી. ( ૩ ) અડચણ; આપદા.

**વનેચર**, વિ૦ વનચર; જંગલી. ( ૨ ) રખડાઉ; કમઅક્કલ.

**વનો**, પું૦ [ સં. विनय ] વિનય; સભ્યતા; વિવેકી શાંત વર્તન તે. કહે૦ વનો વેરીને વશ કરે.

**વનેડવું**, ક્રિ૦ સ૦ બગાડવું; ખરાબ કરી નાંખવું; યુક્તિથી ગોઠવેલા કાર્યને અરધેથી બગાડી નાંખવું.:-એણે કામ વનેડયું.

**વનેડો**, પું૦ બગાડો; કોઇ કાર્યક્રમ અરધેથી છિન્નભિન્ન થઇ જાય-એવો જે ઝગડો-વાંધો તે; વાદ; કાર્ય બગડે-એવી મુશ્કેલી તે.

**વપત**, સ્ત્રી૦ [સં. विपत्ति] વિપત્તિ; દુઃખ; પીડા. (૨) મુશ્કેલી; હેરાનગતી; આપદા; અડચણ; હરકત.

**વપન**, ન૦ [સં.] મુંડન; વાળ બોડાવી નાંખવા તે. (૨) હજામત; વત્તું.

**વપની**, સ્ત્રી૦ વપન કરવાનું ઓજાર; અસ્ત્રો. (૨) વણવાનું સાધન.

**વપરાવું**, ક્રિ૦ અ૦ વાપરમાં આવવું; કામમાં આવવું. ( ૨ ) ખરચાવું.:-ધન છે પણ વપરાતું નથી (૩) ઘસાવું; ઓછું થવું.

**વપરાશ**, સ્ત્રી૦ વાપર; ઉપયોગ. (૨) ખપત. (૩) ઘાસ; ઘસારો થવો તે.

**વપલો**, પું૦ કૌતુક; અચરત.

**વપા**, સ્ત્રી૦ [સં] મજ્જા; હાડકામા રહેલો ચીકણો રસ તે; ચરબી. (૨) રાફડો.

**વપુ**, વિ૦ [સં] સુંદર. (૨) ના૦ શરીર; તન; કાયા; દેહ.

**વફા**, સ્ત્રી૦ [ અ. वफा ] વચનને વળગી રહેવું તે; પ્રમાણિકપણું; સન્નિષ્ઠા. (૨) ભક્તિ; શ્રદ્ધા; વિશ્વાસ.

**વફાદાર**, વિ૦ વચનને વળગી રહેનાર; સત્યવાદી; પ્રમાણિક (૨) વિશ્વાસુ; ભક્તિવાળું; સન્નિષ્ઠ.

**વફાદારી**, સ્ત્રી૦ વચનને વળગી રહેવાપણું; પ્રમાણિકતા; પરમભક્તિ; અચલિત શ્રદ્ધા-વિશ્વાસ રાખ્યા કરવો તે.

**વભુહણ**, ન૦ પીડા; આપદા; દુઃખ.

**વભો,** પું૦ મહત્તા; ભાર. (૨) મર્યાદા; અદબ. (૩) ઠાઠ; વૈભવ.

**વમન,** ન૦ [સં] ઉલટી થવી તે; ઓકારી.

**વમળ,** ન૦ વહેતા પાણીમાં થતાં કુંડાળાં તે; આવર્ત; ભમરી; પાણીની ઘુમરીઓ તે. (૨) વિચારની ગુંચ; ભ્રમ; આમ કરું કે તેમ કરું ? એવી વિચારની ડગુમગુ હાલત તે; ગુંચવારો ડામાડોળ હાલત તે; કિંકર્તવ્ય મૂઢતા તે.

**વમાસવું,** ક્રિ૦ સ૦ અમુક કાર્ય છોડી દીધા પછી તેને માટે વિચાર કરવો; પશ્ચાત્તાપ કરવો; પસ્તાવું; ચિંતવું;વિચારમાં પડવું તે; વિમાસવું. કર્યું હોત તો ઠીક, એવો વિચાર આણ્યા કરવો.

**વય,** સ્ત્રી૦ [ સં. ] જન્મથી માંડીને ગણાતો જીવનકાળ તે; ઉમ્મર. (૨) આયુષ્ય; આવરદા. રૂ૦ પ્ર૦ નવીવય=જુવાની; જોબન; યૌવન.વયોવૃદ્ધ=વયમાં મોટું, વૃદ્ધ.

**વયણ,** ન૦ વચન; વેણ; બોલ.

**વયસ્ય,** પું૦ [સં] મિત્ર; દોસ્ત; સોબતી.

**વયસ્યા,** સ્ત્રી૦ સરખી વયની સાહેલી;સખી; મૈયર.

**વયા,** વિ૦ વયનું; ઉમ્મરનું.:-સમવયી=સરખી વયનું.

**વર,** વિ૦ [સં.] સારૂં; ઉત્તમ; શ્રેષ્ઠ.

**વર,** પું૦ પરણવા યોગ્ય છોકરો-પુરૂષ તે. (૨) પતિ; સ્વામી; ધણી. (૩) તપશ્ચર્યા કે દેવારાધન કરવાથી જે અભીષ્ટ પ્રાપ્ત થાય છે તે; શુભાશિષ. દેણગી; પ્રસન્નતાનું ફળ તે; વરદાન.

**વરક,** પું૦ સોના રૂપાનાં પાતળા પાનાં તે; વરખ.

**વરકન્યા,** ન૦ વિવાહિત છોકરો છોકરી તે; પરણતું સ્ત્રી પુરૂષનું જોડું. ઉ૦ વરકન્યા પરણી પરવર્યાં-ફેવા.'

**વરખ,** પું૦ વરક. (૨) ત્રીજી રાશિ. બ, વ, ઉ, આક્ષર ઉપરનાં નામ એ રાશિ ગણાય છે.

**વરખડી,** સ્ત્રી૦ એક ઝાડ.

**વરખાસન,** ન૦ વર્ષાસન; સાલિયાણું.

**વરખે,** અ૦ વરસમાં.

**વરગ,** જુઓ વર્ગ.

**વરગણી,** સ્ત્રી૦ વર્ગણી; વહેંચણી. (૨) વળગણી. ( કપડાં નાંખવાની )

**વરઘેડ,** સ્ત્રી૦ વરઘોડાની સામે ઘોડે બેસીને જતી કન્યા સાથેનું સરઘસ.

**વરઘોડો,** પું૦ વરનો ઘોડો તે. (૨) પરણવા જતા વરની સ્નેહી સંબંધી સાથેની સ્વારી તે; પરણવા જતા વરનું સરઘસ. ઠાઠ માઠવાળી સ્વારી. (૩) ફજેતી; ધાંધલ. રૂ૦ પ્ર૦ વરઘોડાની વાડી=ચાર ઘડીની શોભા. ક્રિ૦ પ્ર૦ વરઘોડો કઢવો=ધતિંગ ઉભું કરવું; વિઘ્ન આણવું. વરઘોડે ચઢવું=પરણવા જવું. (૨) ફજેત થવું. (૩) જાહેરમ આગળ પડવું.

**વરચવું,** કંટાળવું; કાયર થવું.

**વરચસ,** પું૦ બીજાને ઓશિયાળું કરવાની રીસ તે.

**વરજવું,** વર્જવું, તજવું; છોડીદેવું.

**વરજેળો,** પું૦ ઉચાટ; સંતાપ; ફિકર, ચિંતા; કંટાળો આપે એવો ઉદ્વેગ તે; પીડા.

**વરડવું,** ક્રિ૦ સ૦ ઉઝરડવું; સાંબરી-ખણી ખોતરી લેવું. (૨) ચર્ગ પાડવા.

**વરડું,** ન૦ ફૂટેલો-ફણગાયેલો કઠોળનો દાણ; વાલ; વટાણા, મગ વગેરેના ફણગાયેલા દાણા.:-વાલ-મગનાં વરડાં. (૨) વ્યંજન સાથે જોડાતું ઉકારનું ચિહ્ન; ઉનું નીચેનું પાંખડું.

**વરણ,** સ્ત્રી૦ [ સં. वर्ण ] જાતિ; પ્રકાર. (૨) પું૦ રંગ. (૩) અક્ષર. વરણસંકર=જુદી જુદી જાતિનું-ભેળ વગળવાળું; મા અને બાપ જુદા વર્ણનાં હોય એવું; મિશ્ર

લોહીનું. (૪) ખરાબ.

**વરણાગિયું**, વિ૦ જેને રૂપાળા દેખડાવવાનો કોડ હોય તે; ટાપટીપિયું; છેલબાઇવાળું. વરણાગિયો=ફક્કડ થઇને ફરનારો; છેલ; રંગીલો. ઉ૦ વેગળો રે'ની વરણાગિયા. દયા.

**વરણાગી**, સ્ત્રી૦ વરણાગિયા થવું તે; સારા રૂપાળા દેખાવું તે; ટાપટીપ; રૂપાળા દેખાવાને માટે શણગાર સજવામાં ચપચાપ કરવી તે; શણગાર; શોભા. ગોસાંઇજીના લાલના લગનમાં બધાં સ્વરૂપની વરણાગી નિકળે છે. કહે૦ વરણાગીમાં વાટ ઉઠી.

**વરણાવરણી**, સ્ત્રી૦ વરણાવરણની જે વહેંચણી તે. વર્ણાશ્રમ ધર્મ તે. જાત પ્રમાણે જુદા જુદા તફા પાડવા તે; ચુંટણી. (૨) વિ૦ જુદી જુદી જાતનું. વરણાવરણી. પહેરવેશ.

**વરત**, ન૦ [सं. व्रत] ઇચ્છિત વસ્તુ મેળવવા માટે દેહને કષ્ટ આપીને નિયમ-સંયમ રાખીને કોઇ દેવનું પૂજન આરાધન વગેરે કરવું તે. (૨) માન્યતા, બાધા. (૩)નિયમ; પણ; સંકલ્પ. (૪) પું૦ કોસ ખેંચવાનો જાડો-ચામડાનો દોર તે. વા'લે ઉંડ કુવામાં ઉતાર્યાં, વા'લે. વા'લા વરત વાઢી શીદ લો છો ઘટે નહિ તમને રે. (૫) ઢોરની ચરાઈ.

**વરતડી**, સ્ત્રી૦ પાતળો વરત-દોર તે.

**વરતણિયો**, પું૦ ગામનું રખવાળું કરનારો પગી; ચોરી શોધી આપનારો; ગામનો ચોકીદાર; તલાટીનો સિપાઇ. (૨)વળાવો; મુસાફરને બીજા ગામ સુધી સહીસલામત વળાવી આવનારો.

**વરતલો**, પું૦ કાપલો; બાળોતિયું.

**વરતવું**, ક્રિ૦ અ૦ [ सं. वर्त् ] વર્તવું; ચાલવું; આચરવું. (૨) પારખવું; જાણવું. (૩) (૩) બનવું; થવું.

**વરતારો**, પું૦ ભવિષ્યમાં બનનાર બનાવો કહેવા તે; હવે પછી શું થશે ? તે સંબંધીનું અનુમાન તે; જોશ જોવો તે; અગમચેતી; થનાર વસ્તુનું આગળથી કરવામાં આવતું કથન તે.

**વરતાવવું**, ક્રિ૦ સ૦ ફેલાવવું; પ્રસિદ્ધ કરવું. (૨) ધંધે લગાડવું. (૩) ઉડાડી દેવું; વેડફી નાંખવું; કાઢી નાંખવું. (૪) આપી દેવું; જોખમ નાંખી દેવું. વર્તાવવું=ચલાવવું.

**વરતાવું**, ક્રિ૦ અ૦ પોષાવું; વપરાવું; જણાવું; પરખાવું

**વરતી**, અ૦ વળતી; પછી; પછવાડેથી; કેડે.

**વરદ**, વિ૦ વરદાન આપનાર; દાતા; દયાળુ; વરદાયી.

**વરદાઈ**, વિ૦ વર આપનાર; કૃપાળુ. (૨) જેને વરદાન મળેલું હોય એવું; જેને દેવાદિકનો વર મળેલો હોય તે; બરદાયી:- ચંદબરદાયી.

**વરદાન**, ન૦ ભક્તની ભક્તિ-તપ વગેરેથી પ્રસન્ન થઇ દેવ દેવીએ તેની આશા પૂર્તિ થાય એવું વચન આપવું તે; આશીર્વાદ; દુવા; કૃપાપ્રસાદ; વર.

**વરદાયી**, જુ૦ વરદાઇ.

**વરદી**, સ્ત્રી૦ વરધી; ખબર; કહેણ; સંદેશ.(૨) હુકમ; આજ્ઞા. (૩) રજા; પરવાનગી. આગળથી કોઇ કામકાજને માટે આપવામાં આવતી ખબર તે.

**વરધ**, સ્ત્રી૦ સારા અવસરને માટે નક્કી કરેલા દિવસની આડે રહેલા દિવસ-સમય તે; મુહૂર્ત દરમિયાન આડા રહેલા જે દિવસો તે; મુદત પહેલાંનો વાર-વાસર-વાસો તે. ત્રીજી વરધે ગણપતિ બેસાડ્યા, ત્યારથી વૈવાહિક ધામધુમ શરૂ થઇ છે. ઉ૦ ત્રણ દીની વરધે લગન લીધાં આજ, શિશુપાળ આવે છે લેઇ એનો સાજ, વ્હેલા વળજો હોરાજ !

**વરધસુંવાળું**, ન૦ જનનાશૌચ; બાળકની વૃદ્ધિ-જન્મનું સૂતક તે.

**વરધસાંકળી**, સ્ત્રી૦ બાળકની કેડે પહેરા-

વાતી વર્ષે વર્ષ એક એક અંકોડો ,વધારતા જવાની સાંકળી તે. જેનાં બાળક જીવતાં ન હોય તે માતા, જેનું એકકે બાળક મરી ગયું ન હોય એવી 'અખો વનદૂધની માતા પાસેથી સોના કે રૂપાનો એક અંકોડો લઇ તે પોતાના બાળકની કેડે નાખે ને જેમ જેમ વર્ષ થતાં જાય તેમ તેમ અકકેકો અંકોડો એવી સાંકળીમાં ઉમેરતાં જાય. બાળકનો મરણભય ટાળનારી સાંકળી-હાલડું.

**વરમ,** પુ૦ સોજો.

**વરમાળ,** સ્ત્રી૦ પસંદ કરેલા વરને કન્યા જે ફૂલહાર પહેરાવે છે તે, સ્વયંવરમાં કન્યા જેને પસંદ કરી આરોપે છે તે ફૂલમાળા. (૨) હસ્ત મેળાપ કરતી વર કન્યાના કંઠમાં જે સૂતરની આંટી નાંખવામાં આવે છે તે; વરને પહેરાવવાની માળા—હાગવલી તે.

**વરરાજા,** પુ૦ રાજા જેવા ઠાઠમાઠથી પરણવા જનારો તે; પરણનાર-પરણવા જતો જુવાન તે.

**વરવાડ,** સ્ત્રી૦ લડાઇ; તકરાર; ટંટો; કજિયો; મારામાર.

**વરવાઢિયું,** વિ૦ તકરારી, કજિયાખોર.

**વરવું,** વિ૦ અશોભન, બેડોળ, કદરૂપું; બદસૂરત. (૨) નરસું; નઠારૂં

**વરવું,** ક્રિ૦ અ૦ પસંદ કરવું; પરણવું, ચુંટી કાઢવું. (૨) જોડાઇ જવું; સલગ્ન થવું. ઉ૦ વરિયા વરિયા શ્રી ગોરધનલાલ, મીરાં મન મોહનસું મોહ્યું.

**વરવેશ,** પુ૦ સારો વેશ.

**વરસ,** ન૦ [ સં. વર્ષ ] બાર મહીના જેટલો કાળ તે, સાલ, પૃથ્વીને સૂર્યની પાછળ ફરતા જે વખત લાગે છે તે. (૨) વાર્ષિક મુસારો તે; સાલિયાણું —આગળ તો ગુમાસ્તાને પાંચ રૂપિયાનું વરસ મળતું. રૂ૦ પ્ર૦ વરસ થવાં=મોટા ઘરડા થવું. (૩) ઉમ્મર; વય :—આ છોકરાને પાંચ વરસ થયાં.

**વરસગાંઠ,** સ્ત્રી૦ દર વર્ષે આવતો જન્મનો દિવસ તે; જન્મદિવસ; સાલગીરી.

**વરસવું,** ક્રિ૦ અ૦ [ સં. વર્ષ્ ] મોટે જથે પણ વેરાતું વેગવું ઉંચેથી પડવું; ઉપરથી આકાશમાંથી નીચે છુટાં-વેગવું તે; વરસાદ પડવો. (૨) ઉદાર થવું અને આપવું; મહેરબાની કરવી; નવાજેશ કરવી; છૂટે હાથે વેરવું. ઉ૦ વીરો ક્યારે ગાજ્યો ને ક્યારે ગડગડયો, ક્યાં વરસ્યો અસાડો મેહ. સ્ત્રીગીત.

**વરસાણ,** ન૦ વર્ષે વર્ષ અમુક ધર્મભાગ આપવો તે; વાર્ષિક દેણગી-બક્ષીસ તે; સાલિયાણું.

**વરસાદ,** પુ૦ [ સં. વર્ષા ] આકાશમાંથી બિંદુરૂપે જે પુષ્કળ પાણી પડે છે તે; મેઘ; વૃષ્ટિ; મેહ (૨) ઉંચેથી-ઉપરથી ધારની માફક ઘણું પડવું તે :—તીર, પથરા અને ગાળોનો વરસાદ. ક્રિ૦ પ્ર૦ વરસાદ વરસવો=ધારાની માફક ઉપરાઉપરી પુષ્કળ વર્ષણ થવું રૂ૦ પ્ર૦ વરસાદની પેઠે વાટ જોવી=બહુ આતુરતાથી રાહ જોવી કહે૦ વહુ, વરસાદ ને ધુમાડો, ત્રણનો ગધવા ગમે નહિ ને ત્રણ વગર ચાલે નહિ વરસાદનો વખત તે ચોમાસું. વરસાત, એમ પણ બોલાય છે.

**વરસાવવું,** ક્રિ૦ સ૦ ઉંચેથી નીચે પડે એમ કરવું; પાડવું; વેરવું. નાંખવું ( ૨ ) ઉદારતા બતાવવી, ગુઠવું; સારી પેઠે આપવું.

**વરસી,** સ્ત્રી૦ મરનારની પહેલી વાર્ષિક તિથિ; વરસને આવતી મરનારની મરણતિથિ (૨) મરનારની પહેલી વાર્ષિક તિથિએ કરવામાં આવતી ક્રિયા ને બ્રહ્મભોજન તે. આ અશુભ અવસર ગણાય છે તેથી

કહે૦ વિવાહની વરસી. ઉલટુંસુલટું કરી નાંખવું–શુભનું અશુભ કરી નાંખવું, એવા ખરાબ અર્થમાં કહેવાય છે કે, એ તો વિવાહની વરસી કરે એવો તરેહવાર માણસ છે.

**વરસુંડી,** સ્ત્રી૦ બળદ વગેરેની ખાંધે પડેલા આંટણનો પાક; ગરદનનો રોગ. (૨) ગળાપર ગાંઠો નિકળીને પાકે એવો રોગ; કંઠમાળ.

**વરસુંડ,** સ્ત્ર૦ હજામ, ધોબી અને દરજી વગેરેને તેમના કામના મહેનતાણા તરીકે વરસ દિવસે આપવા ઠરાવેલું બાંધ્યું લવાજમ તે; ઉધડ ઠરાવેલું વાર્ષિક મહેનતાણું. વરસોત–સોંધ.

**વરસોંત,** વરસોંધ; વરસુંદ; વાર્ષિક મહેનતાણું તે. (૨) દર વર્ષે મળતો હક તે.

**વરસોવરસ,** અ૦ દરવરસ; પ્રતિવર્ષ; હરહમેશ; વરસે વરસે ચાલુ એમ.

**વરસોળી,** સ્ત્રી૦ પ્રાણીઓના શરીર ઉપર નહિ દુખતી પણ કદે વધ્યા કરતી માસની ગાંઠ; રસોળી.

**વરસોંધ,** સ્ત્રી૦ જુઓ વરસુંદ.

**વરંગો,** પુ૦ ઢોરને થતો એક રોગ.

**વરાક,** વિ૦ [सं] કંગાલ; ગરીબ. (૨) નીચ; હલકટ; અધમ.

**વરાગડું,** વિ૦ તડકે સુકાઇને હલકું ને પાસાદાર થયેલું–ઓટું.

**વરાટી,** સ્ત્રી૦ [सं वाटिका] કોડી; જાતી મજબુત પોટલિયા જેવી છીપ.

**વરાડ,** સ્ત્રી૦ ભાગ; હિસ્સો; વારો:–વરાડે આવે તે તમે લો, વધારે શાના લો ?

**વરાડું,** ન૦ [સં. वराट] દોરડું; દોરી; રજ્જુ.

**વરાઢ,** સ્ત્રી૦ લડાઈ; કજિયો; ઝઘડો. (૨) ભાગ ?

**વરાઢવું** ક્રિ૦ સ૦ લડાવવું; કજિયો કરાવવો. (૨) ના૦ દોરડું; રોઢવું.

**વરાઢિયો,** પુ૦ એક જાતનો વેલો ને તેના ફૂલ. એમ કહેવાય છે કે એ વેલો કે તેનાં ફુલ બે જણ ઉપર નાંખ્યાં હોય તો તેમને લડાઇ થાય.

**વરાણિયે,** અ૦ વડે; થી. (૨) આધારે; સહાય–હુંફ–ટેરને લીધે:—પગ વરાણિયે= પગવડે–પગને આધારે. વરસ મારૂં છે ને પાકરી એ વગણિયે હું જીવતી હતી, પણ તીડ પડયા એટલે પગ ભાગી ગયા

**વરાધ,** સ્ત્રી૦ ઉધરસ, તાવ, કબજિયત ને હાંફનો નાના છોકરાને થતો જીવ લેણ રોગ; ન્યુમોનિયા–ત્રિદોષ, ભારે સસણી.

**વરાધે,** અ૦ બહાને; મિષે.

**વરામ,** સ્ત્રી૦ અંતરાળની શાંતિ; ગયત; અપ્રવૃત્તિ,–બહુ હેલી થઇ હવે ડાગેર ચોપવાની વગપ આપે તો સારૂં. થોડા વખતની અટકાયત; વિરામ, અવકાશ. (૨) તલપ, ઇચ્છા; આતુરતા:–એને હુક્કાની વરાપ આવી છે.

**વરાપિયું,** ન૦ કોરી ડાગેર પુખીને કરેલું ધરુ, વરસાદ આવે તે અંતરાળમાં પાણી પાઇને ઉગાડેલા છોડવા તે

**વરારોહા,** વિ૦ [सं.] કમ્મર નીચેના માંસલ ઉંચા અવયવોવાળી સુંદર સ્ત્રી ઉ૦ ચાલ ચાલ વરારોહે, ચાલ આ રંગમેહેલમાં, સમુદ્ર વચમાં છૂ ને, દેવયાનિની એશમાં.

**વરાવવું,** ક્રિ૦ સ૦ પરણાવવું. (૨) ચુંદી કઢાવવું; આમ ત્રવું. (૩) આપીદેવું.

**વરાવું,** ક્રિ૦ અ૦ વરેલું થવું. (૨) વરણીમાં આવવું:–ચાર બ્રાહ્મણ વરાયા છે.

**વરાહ,** ન૦ [सं.] ભુંડ; ડુક્કર; સુવર. વરાહાવતાર=વિષ્ણુનો ત્રીજો અવતાર.

**વરાળ,** સ્ત્રી૦ પાણી અથવા બિનાશ ગરમ થતાં તેમાંથી ધોળી વાયુરૂપ જે ધુમાડી નિકળે છે તે, બાષ્પ; બાફ આ વરાળ સ્થિતિસ્થાપક હોય છે અને, તેને ઠંડી કે ટાઢક લાગતાં તેનું ફરીને પાણી થય છે. વરાળનાં વાદળાં બને છે અને

તેને ઠંડી હવા લાગતાં વરસાદ રૂપે પાણી થઇને પૃથ્વી ઉપર પડે છે. (૨) ગુસ્સા-ક્રોધનો ઉદ્ગાર; દાઝ; લાગણીનો ધ્વનિ. (૩) જોસ; બળનો ઉછાળો; ક્રોધનો ઉભરો; અહંકાર. વરાળયંત્ર=આફના જોરથી ચાલે એવી કરામત તે; સાચો. આગગાડી, મિલો અને કારખાનાંના મોટા યંત્રો વરાળથી ચાલે છે.

**વરાળિયું**, વિ૦ વરાળવાળું; જેમાંથી વરાળ નિકળતી હોય એવું-ઉનું. વરાળિયો શેક.

**વરાં**, ન૦ વેળા; વખત.

**વરાંગ**, ન૦ [ સં ] મસ્તક; માથું.

**વરાંગના**, સ્ત્રી૦ [સં.] સુંદર શરીરવાળી સ્ત્રી; રૂપાળી સ્ત્રી.

**વરાંગી**, સ્ત્રી૦ સુઘડ ને સુંદર સ્ત્રી; સુંદરાંગી.

**વરાંમવું**, ક્રિ૦ અ૦ પસ્તાવું; પાછળથી અફસોસ થવો. (૨) ભરોસે ભૂલવું; છેતરાવું.

**વરાંસે**, અ૦ ભરોસે; જાણે હોય નહિ તેમ. (૨) મિષે; ભ્રમે. (૩) વડે; આશ્રયે.

**વરાંસો**, પું૦ ભરોસો. આશ્રય; વિશ્વાસ.

**વરિયાળી**, સ્ત્રી૦ જીરાની જાતનાં સુગંધિદાર બિયાં; એક વસાણું. એ ઠંડી ને કફ હરનારી છે તથા મુખવાસમાં વપરાય છે.

**વરિષ્ઠ**, વિ૦ [સં.] વડું; મોટું; સર્વોત્તમ. ઉપલું; ઉપરનું.

**વરી**, અ૦ ફરીથી; બીજીવાર; પુનઃ (૨) ના૦ સારી.

**વરીડા**, પું૦ નદી અથવા તળાવના સુકા તળિયામાં ખણેલો કાચો કુવો; વીડા.

**વરૂ**, ન૦ કુતરાંના જેવું માંસાહારી જંગલી ચોપગું; વૃક; નાહર.

**વરૂડ**, ન૦ પલાળીને ફૂટવા દીધેલી ડાંગેર; ફણગાવેલી ડાંગેર.

**વરૂણ**, પું૦ [સં.] પાણીનો દેવ; પશ્ચિમ દિશાનું રક્ષણ કરનારો દેવ. (૨) વેદનો એક મોટો દેવ, ઇન્દ્ર.

**વરૂણી**, સ્ત્રી૦ ક્રિયા-કર્મ કરવાને બ્રાહ્મણ ચુંટી કાઢવો તે; ચુંટણી; વરણી. (૨) શિક્ષા; સપડાવવું તે.

**વરે**, અ૦ સાથે; સોબતે.

**વરેઠી**, સ્ત્રી૦ વરેઠી; વર તરફથી લગનની ખુશાલીમાં અપાયેલું જમણ. (૨) જનોઇ લગન વગેરેની ક્રિયાઓમાં અપાયેલું ખુશાલીનું જમણ તે.

**વરેડું**, ન૦ દોર; દોરડું.

**વરો**, પું૦ નાતનું જમણ; નાત મિત્રો વગેરેને જમાડવા પાછળ વાવરવું તે; સ્નેહી સંબંધીને ખાણું આપવું તે. ઉ૦ વરો ન કરીએ ઘર વેચીને, જુગટડે નવ રમીએજી. (૨) ખૂબ વપરાશ તે; ઘણી ખપત થઇ જવી તે; વાપર-વાવર તે. :-અમારે ઘેર ખાંડ-ગળપણનો બહુ વરો છે, તોપણ વરા કરતાં વધારે ભરી રાખતા નથી."

**વરોટો**, પું૦ વાટા-ઘાટ જેવો મોટો ગોળ પથ્થર તે; શેલ; રસ્તો સરખો કરવાને કાંકરેટ દબાવવાનો ગોળ પથ્થર તે.

**વરોઠી**, સ્ત્રી૦ વરેઠી; લગનની ખુશાલીમાં વર વાળાઓ તરફથી અપાતું જમણ-જમણવાર તે. :-વરની વરોઠી.

**વરોત**, ન૦ વરત; મોટું જાડું દોરડું.

**વરોલ**, ન૦ વાંઝિયા ઘર્ણું. (૨) ભમરો. વરોલા= ભમરી. (૩) બરોળ; ડાબા પડખાના હૃદય નીચેનો એક અવયવ તાવની બિમારીમાં તે વધીને હોજરી ઉપર દબાણ કરે છે.

**વરોળવું**, ક્રિ૦ સ૦ વલોવવું.

**વર્ગ**, પું૦ [ સં. ] સજાતીય વસ્તુઓ-પ્રાણી વગેરેનો એકાદ સમુદાય તે; જથો. એક જાતિયોનું ટોળું-મંડળ તે. :-દેવ-વર્ગ; પ્રાણીવર્ગ; મત્સ્ય વર્ગ. (૨) ભાગ-વિભાગ; ટુકડી. (૩) મંડળ. (૪) ખંડ; પ્રકરણ વગેરે. (૫) એક સંખ્યાને તેજ સંખ્યાએ ગુણવી તે. :-૯×૯=૮૧ વર્ગ.

**વર્ગમૂળ**, ન૦ [સં.] ગણિત પ્રમાણે અમુક

આંકની–વર્ગની મૂળ સંખ્યા કાઢવાની જે રીત તે, અને વર્ગનો મૂળાંક. :–૧૬ નું વર્ગમૂળ ૪; ૬૪ નું આઠ અને ૮૧ નું ૯.

**વર્ગીકરણ,** ન૦ [ સં. ] સરખે સરખી વસ્તુઓને એક જથે કરવી તે; સમાનતાવાળી વસ્તુઓ જાતવાર જુદી પાડવી–વહેંચી નાંખવી તે; જથા પાડવા; સરખાપણાને ધોરણે જુદું જુદું કરવું–પાડવું; વર્ગીકરણ; વર્ગ કરવા.

**વર્ગીય,** વિ૦ [સં] સજાતીય; એકજ વર્ગનું હોય એવું; સરખાપણામાં એક બીજાને મળતું હોય એવું તે. (૨) વર્ગનું; વર્ગ સંબંધી.

**વર્જનીય,** વિ૦ [સં] તજવા જોગ; છોડી દેવા જેવું.

**વર્જવું,** ક્રિ૦ સ૦ તજવું; છોડીદેવું. (૨) રદ કરવું.

**વર્જિત,** વિ૦ [સં.] તજવા જોગ; છોડી દેવા જેવું.

**વર્જ્ય,** વિ૦ [સં.] ત્યાગ કરવા જોગ; તજવા લાયક.

**વર્ણ,** પું૦ [સં.] રંગ; ભાત; તરેહ. (૨) અમુક ચિહ્ન અને તેનો ઉચ્ચાર કરવોતે; ઉચ્ચારનું રેખાત્મક ચિહ્ન તે; અક્ષર; હરફ; દસ્કત. (૩) સ્ત્રી૦ જાતિ; ગોરા કાળા વગેરે ચામડીના રંગ ઉપરથી ઓળખાયેલો અમુક જન સમૂહ તે, નાત જાત; કર્માનુસાર પાડેલા મનુષ્યના વર્ગમાંનો એક વર્ગ તે. —બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર. (૪) ભેદ; વિભાગ.

**વર્ણન,** ન૦ [સં.] કોઇ વસ્તુને તે જેવી હોય તેવી કહી–લખી જણાવવી તે; યથાર્થ સ્વરૂપાલેખન; બ્યાન; હકીકત; વિવેચન; જેવું જોઇએ તેવું આલેચન તે.:–બહુ સારૂં વનવર્ણન છે. ( ૨ ) તારીફ; વખાણ; પ્રશંસા. ઉ૦ ભોજન આજ જમ્યા જે અમો, તેનું વર્ણન સુણજો તમો. ક૦ દ૦ ડા૦

**વર્ણનીય,** વિ૦ [ સં ] વર્ણન કરવા જોગ; વિવેચન કરવા લાયક. ( ૨ ) જેનું વર્ણન કરવાનું હોય તે. (૩) વખાણવા લાયક.

**વર્ણમાલા,** સ્રી૦ અક્ષરમાળા; કક્કો; મૂળાક્ષરો.

**વર્ણવું,** ક્રિ૦ સ૦ વર્ણન કરવું; હકીકત જણાવવી. ( ૨ ) વખાણવું. ઉ૦ અલ્પ મતિ અજ્ઞાની હું તે, કયી પેરે ગુણ વર્ણું.

**વર્ણસગાઇ,** સ્રી૦ એકજ સ્થાનના–જાતના વર્ણોનું એક પછી એક આવવું તે; સજાતીય વર્ણોનું આવર્તન તે; વર્ણાનુપ્રાસ. ઉ૦ મોહું એણે કીધું કામ મોટે દેશે મોહું માન, મોટા મોટા મહીપતિ મહીપતરામને.

**વર્ણસંકર,** વિં૦ જેનાં માબાપે ફેર હોય એવું; જેનામાં મિશ્ર વર્ણ હોય તે; વગળવાળું; વ્યભિચારથી ઉપજ્ન થયેલું; મિશ્ર વર્ણનું. (૨) તોફાની; ઉચ્છૃખળ; અનાડી; અયોગ્ય રીતભાતનું.

**વર્ણાવર્ણ,** વિ૦ વર્ણ ને અવર્ણનું જેમાં ઠેકાણું ન હોય એવું; ખીચડખાતું. ( ૨ ) શંભુ મેળો; સેળભેળ, ખીચડો.

**વર્ણાશ્રમ,** પું૦ [સં] જાતિવાર વિભાગ અને તેમનાં કર્તવ્યો વગેરેની જે વ્યવસ્થા તે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ચારે વર્ણના વિભાગ અને તેમને વહેંચી આપેલાં કાર્ય વગેરે કરવાની તેમની ફરજ વગેરેની વ્યવસ્થા તે. વર્ણાશ્રમ ધર્મ=વર્ણ વર્ણના વિભાગે આચરવાના જે ધર્મ–કર્તવ્ય–ફરજ વગેરે તે. વર્ણ પ્રમાણે અને વય પ્રમાણે મનુષ્યે કેમ ચાલવું તેને લગતાં ફરમાન તે.

**વર્ણોચ્ચાર,** પું૦ [ સં ] વર્ણ–અક્ષરનું જે સ્પષ્ટ ઉચ્ચારણ તે; અક્ષરે અક્ષર ખુલ્લા સમજાય એમ બોલવું તે.

**વર્તણૂક,** સ્રી૦ આચરણ; વર્તવાની રીતભાત

તે; ચાલચલણ; ચાલ; વર્તન.

**વર્તન,** ન૦ [સં.] સંસારમાં વર્તવાની જે રીત ચાલચલણ તે; આચરણ. (૨) ચરિત; વર્તણૂક; આચાર.

**વર્તમાન,** વિ૦ [ સં ] ચાલુ; ચાલતું. (૨) આધુનિક; હમણાંનું; ચાલુ જમાનાનું.(૩) ન૦ સમાચાર; ખબર; વૃત્ત; ચાલતી વાત કે ચર્ચા તે. વર્તમાનકાળ=ચાલતો સમય; વ્યાકરણમાં-ચાલતો વખત દેખાડનારી ક્રિયા અને તેના પ્રત્યયો વગેરે; મુખ્ય ત્રણ કાળ છેઃ-ભૂત-વર્તમાન ને ભવિષ્ય.

**વર્તમાનપત્ર,** ન૦ જેમાં ચાલુ સમયના વર્તમાન-સમાચાર છપાતા હોય એવું પત્ર તે; છાપું. રોજિંદું, અઠવાડિક, કે માસિક વગેરે. જે પત્રમાં ચાલતા સમયની ચર્ચાઓ આવતી હોય તે સામયિક લેખપત્રિકા.

**વર્તવું,** ક્રિ૦ અ૦ [ સં. વર્ત ] અમુક રીત પડી તે પ્રમાણે ચાલવું; અમુક રીત આચરણ કરવું; ચાલવું; વ્યવહરવું; વર્તન કરવું. (૨) હોવું; રહેવું; થવું; બનવું. (૩) સ૦ ક્રિ૦ પારખવું; જોવું; જાણવું:-તેણે ભવિષ્ય વર્ત્યું.

**વર્તારો,** પું૦ વરતારો; ભવિષ્યમાં બનનાર બનાવ સંબંધી જ્યોતિષ જોઈને તારવેલાં અનુમાનો તે.(૨)અંદાજ; આશરો; અડસટ્ટો; કલણ.-વર્તારો કાઢવો=અંદાજ કાઢવો; આશરે શું થશે ? કેટલું થશે ? તે સંબંધી અનુમાન કરવું.

**વર્તાવવું,** ક્રિ૦ સ૦ પરખાવવું; શું છે, કેવું ને કેટલું છે તેનું અનુમાન કરાવવું. (૨) ભવિષ્યમાં શું બનશે તે જ્યોતિષ પ્રમાણે જોવરાવવું. (૩) વહેંચવું. (૪) લુંટાવવું. (૫) વળગાડી દેવું; માથે મારવું; આપી દેવું; ખઝાડવું; ચોરીનો માલ છે જેને તેને ઝટ વર્તાવી દોને !

**વર્તિક,** પું૦ શ્રાવકલોકનો જતિ.

**વર્તી,** વિ૦ [ સં ] અંદર, તરફ અથવા હોનાર; રહેનાર. અગ્રવર્તી; સૌથી આગળ રહેનાર; ચક્રવર્તી.

**વર્તુલ,** ન૦ [ સં ]. કુંડાળું; ગોળચક્કર; ગોળ આકાર તે. (૨) વિ૦ ગોળ, ગોળ આકારનું.

**વર્ધક,** વિ૦ [ સં ] વધારનાર; -પ્રજાહિતવર્ધક, આરોગ્યવર્ધન.

**વર્ધન,** ન૦ [ સં ] વધારવું તે.

**વર્ધમાન,** વિ૦ વધતું રહેતું; વધે એવું; પ્રતિદિન સુખ સંપત્તિમાં વધતું એવું તે; ચઢતી દશામાં આવતું; આબાદ થતું; ઉગતું.

**વર્ધિત,** વિ૦ [સં.] વધેલું; લંબાણે જયે વગેરે ગુણે માતું થયેલું.

**વર્મ,** ન૦ [સં.] રક્ષણ કરનાર-કવચ તે; બખતર. (ઇષ્ટદેવનું નામ કે મંત્ર તે.)

**વર્ય,** વિ૦ [સં.] ઉત્તમ; શ્રેષ્ઠ. (૨) મુખ્ય; પ્રધાન.

**વર્ષ,** ન૦ [સં.] બાર મહીના અથવા ૩૬૦ દિવસ જેટલો કાળ તે. (૨) ઉમ્મર; વય.

**વર્ષણ,** ન૦ વરસવું તે; વરસાદ, તીર, પત્થર વગેરેનું મોટે જયે ઉપરથી નીચે પડવું-વરસવું તે.

**વર્ષફળ,** ન૦ આવતા-આગલા વર્ષ દરમિયાન શું ફળ મળશે તે સંબંધીનો જોશીઓ જે વર્તારો કાઢે છે તે.

**વર્ષા,** સ્ત્રી૦ છ ઋતુઓમાંની વરસાદની ઋતુ તે; અસાડ શ્રાવણ-વરસાદની મોસમ તે; ચોમાસું; વર્ષાકાળ; વરસાદના દહાડા.

**વર્ષાસન,** ન૦ વરખાસન; વરસંદ; બ્રાહ્મણો-, પંડિતો અને બીજા આશ્રિતો વગેરેને રાજા કે ગૃહસ્થ તરફથી મળતી વાર્ષિક આજીવિકા તે; સાલિયાણું; જીવાઈ.

**વલણ,** ન૦ મનનું જે તરફ વળવું થાય છે તે; મનનો ઝોક; મરજી; ઇચ્છા; મનોવૃત્તિ,

(૨) મરોડ; વાંક; વળવું તે. (૩) કવિતામાં કડવાની અંતે અને શરૂઆતમાં આવની સાખી તે, ઉથલો. (૪) જુવારના પહોળા ચાસ હોય તેમાંથી ઉખેડી લીધેલા છોડ તે.

**વલદદાણિયાં**, ન૦ મુદલ ને વ્યાજ વળે ત્યાં લગી કબજે રાખેલી જમીન. એવું લખત કે જ્યાં લગી વ્યાજ ને મુંડી વસુલ થઇ જાય ત્યાં લગી ખેતરમાં થતા દાણા વાળી લેવાતા જાય.

**વલદે**, અ૦ [અ] દીકરો—પુત્ર એમ. —મહમદમિયાં વલદે રહેમાનખાન. અર્થાત્ મહમદમિયાં તે રહેમાનખાનનો દીકરો.

**વલપ**, ન૦ [સ.] સ્ત્રીઓને હાંડે પહેરવાના કંકણ; બલૈયાં.

**વલવલ**, સ્ત્રી૦ બોલ બોલ કરવું તે; વારંવાર વગર પૂછ્યે ઘણું બોલ્યા કરવાપણું તે. ટાયલ; મિથ્યા ભાષણ. :—તું વચમાં વલવલ ના કરતી. (૨) જોઇએ તેથી વધારે ચંચલતા તે. (૩) ચિબાવલાવેડા ને ચાળા કરવા તે.

**વલવલતું**, વિ૦ વલવલ—બોલબોલ કરે એવું; છુટી જીભનું; સમજ્યું ન સમજ્યું માત્ર બોલ્યા કરે એવું ટાયલું કરનારૂં. (૨) અતિ ચંચળ; ચિબાવલું.

**વલવલવું**, ક્રિ૦ સ૦ બોલબોલ કરવું; ટાયલું કર્યા કરવું; મોઢામાં જીભ નહિ ઘાલવી તે. (૨) વિલાપ કરવો; રોતા રોતાં બોલવું; દુઃખ પોકારતા રડવું; સંભારવું ને શોક કરવો. ઉ૦ વૈદર્ભી વનમાં વલવલે (૩) વલખાં મારવાં; કાયરતાથી આમ તેમ જોવું ને રોવું.

**વલવલાટ**, પું૦ વલવલ કરવું તે; વલોપાત; હાયવાય. (૨) ખણુજ આવ્યા જેવું થવું તે; મળવળાટ; ચામડી ઉપર થતી ખણુજ જેવી જે લાગણી—સ્પર્શની અસર તે:—પથારીમાં જોઇએ છીએ તો માંકણ જણાતો નથી ને આંખ મળતાં વાંત પીડે વલવલાટ થાય છે.

**વલવલિયું**, વિ૦ વલવલતું; બોલબોલ કરનારૂં. (૨) વલોપાત કરતું. (૩) ટાયલું કર્યા કરે એવું; બહુબોલું.

**વલંદો**, પું૦ હોલંડનો રહેવાસી; ડચ.

**વલંબાવું**, ક્રિ૦ અ૦ રોકાવું; ગુંચાવું.

**વલી**, પું૦ [ અ. ] બંદો; ઓલિયો. (મુસલમાનમાં )

**વલું**, ન૦ વળું; પડ; થર; પોપડો.

**વલુધવું**, ક્રિ૦ સ૦ મંડવું; વળગવું; વિંટાળવું. (૨) પેધવું; પલકવું.

**વલુંધું**. વિ૦ પેધેલું; ટેવાયેલું; લાગેલું. (૨) અ૦ વડે; લીધે.

**વલુર**, સ્ત્રી૦ ખણુજ; ચેળ; વતૈડ.

**વલુરવું**, ક્રિ૦ અ૦ ખણવું; વતૈડવું; ચેળ ભાગવી; ઉઝરડા ભરવા.

**વલે**, સ્ત્રી૦ સ્થિતિ; અવસ્થા; હાલ; દશા. (૨) ભુંડા હાલ. (૩) વેતરણ:—હવે તારી વલે કરીશ. (૪) ઉપાય.

**વલેણ**, ન૦ વણિયર.

**વલો**, પુ૦ ધંખના. (૨) જોઇએ તેવી હિલચાલ થવી તે; જીભનું હાલવું તે.

**વલોણાવારે**, અ૦ ત્રણ ચાર દિવસે; હમેશ; વાર વાર; આખો દહાડો:—વલોણાવારે લડવું અને એકઠા થવું, એ ટેક કહેવાય નહિ.

**વલોણું**, ન૦ માખણ કાઢવા માટે દહિંને વલોવવું તે; રવૈથી દહિં ભાગીને માખણ કાઢવું તે. (૨) વિચારો કામકાજ અને લડાઇની જે ડહોળાડહોળ તે; ધુમાધુમી; ઘોળાઘોળ. રુ૦ પ્ર૦ વલોણામાં સુતરવું:—સારાં કામમાં ધડકું નાંખવું; ઠીક થવા ઉપર હોય એવા કામને અગાડી નાંખવું.

**વલોપાત**, પું૦ આતુર હદયે રડતાં રડતાં વલવલ કરવું તે; સતાપ—ચિંતા—હું થશે?

શું નહિ ? એવા વિચારની હાયવલ્લાળ તે; અધીરતાથી આકળાપણું દેખાડવું તે. (૨) હાયત્રાય; આક્રંદ. (૩) ગાભરા પડી જવુ તે.

**વલોપાતિયું**, વિ૦ વલોપાત કરનારૂં; અધીર થઇ ચિંતા ને ઉતાવળ કર્યા કરનારૂં. (૨) અધીરૂં; વલવલારિયું; ઇચ્છિત શ્રેય અને પ્રેમને માટે અધીર.

**વલોરવું**, ક્રિ૦ સ૦ વલુરવું; ખણવું; ખંજવાળવું.

**વલોવવું**, ક્રિ૦ સ૦ માખણ કાઢવા માટે રવૈથી દહિંને ડહોળી-હલાવી નાંખવું; દહિં ભાગવું. (૨) આમતેમ હલાવવું; ડહોળી નાંખવું, ઘુમરડવું, ખૂબ સંડોવવું; ઉથલપાથલ કરી નાંખવું, તળે ઉપર-ઉલટ સુલટ કરી નાંખવું; ચર્ચવું; ચુંથવું. આ બાબત ઝાઝી વલોવશો નહિ. મંથન કરવું; મથવું.

**વલ્કલ**, ન૦ [સં] ઝાડની અંતર છાલના રેસાઓમાંથી બનાવેલું વસ્ત્ર, શણિયુ, આશ્રમવાસીઓ વલ્કલ વાપરતા. ઉ૦ વલ્કલ અતિ ઝીણું ઓઢતી જે ખભે બે. શાકુન્તલ. ઝ. ઉ.

**વલ્મીક**, પું૦ [સં] ઉદર અને કીડી વગેરે ભોયમા રહેનારા પ્રાણી-જંતુએ જમીન ખણી દરની આગળ કરેલો માટીનો ઢગ; રાફડો.

**વલ્લભ**, વિ૦ [સં] વહાલું; પ્રિય. (૨) પું૦ પતિ; સ્વામી. (૩) આશક; પ્રીતમ; યાર.

**વલ્લભા**, વિ૦ વહાલી; પ્રિયા; પ્રિયતમા. (૨) પત્ની; વહુ. (૩) માશૂક.

**વલ્લભી**, વિ૦ [સં. વલ્લભીય] વલ્લભ સંપ્રદાયનું; વલ્લભાચાર્યનું-સંબંધી તે.

**વલ્લંખખ્ખા**, અ૦ સામ સામા દાવની બનાવટ; સરખેસરખું; પૂરે થઇ ગયુ એમ; નહિ લાગતું વળગતું, કે માગતું લહેણું રહ્યુ નથી એમ કહી હાથ ખખેરતાં-સંબંધ ... કહેવાય છે.

**વલ્લરી**, સ્ત્રી૦ વેલ; લતા. ઉ૦ વૈરાગ્યવલ્લરી હરિ ભજવા વખાણી.

**વલ્લવ**, પું૦ ગોપ, ગોવાળિયો.

**વલ્લી**, સ્ત્રી૦ [સં] વેલ; વેલી; લતા.

**વલ્લું**, વિ૦ પહોળું; ઝાડું. (૨) ફેંટાવું; રાંડું. વલ્લું ચાલવું=પહોળે પગે ચાલવું; બે પગ વચ્ચે થયેલા ગડગુમડને લીધે કે સાથળો ઘસાવાને લીધે બે પગ વચ્ચેના અંતરને મોકળું રાખી ચાલવું તે; ચેંડું ચાલવું.

**વંવરાવું**, ક્રિ૦ અ૦ વપરાવું; ખપવું ખરચાવું.

**વવળતું**, વિ૦ વવળાટ કરતું; વવળે એવું. ખંજવાળું પડે એવી ચામડી પર અસર ઉપજાવતું. (૨) ચીની થાય એવી અસર કરતું.

**વવળવુ**, ક્રિ૦ અ૦ ખંજવાળવું પડે એમ થવું; ચામડી ઉપર લાગે એમ ખુચવું; ખુજળી થવી-લાગવી તે જંગલી પતરવેલિયાં ગળામાં વવળે છે.

**વવળાટ**, પું૦ વવળવુ તે; વપસ્પતિની રૂંઃ અને જંતુના પગનુ ખુંચવું તે, ખણુજ ખંજવાળ, ચેળ.

**વવાવું**, ક્રિ૦ અ૦ છેતરવું; ઠગાવું, ઉદા૦ ... વુ :-પાખ્યા કે વવાયા તેથી શુ ?

**વવ્વો**, પું૦ વકાર. (૨) વિવેક. ઉ૦ એક વવ્વા વિના સર્વે કાચુ.

**વશ**, વિ૦ [સં] જીતેલુ-તાબાનું હોય તેવુ, અધીન, તાબેદાર, અનુકૂળ. (૨) મુગ્ધ; મોહિત. તાબે; શરણે. આજ્ઞા-હુકમમા રહેલું હોય એવું.

**વશા**, સ્ત્રી૦ [સં.] વાંઝણી સ્ત્રી. (૨) હાથિણી. (૩) પું૦ અંશાક; આના; દોકડા-અમુક ભાગ તે.:-મગના ૫ વશા, સોનાના ૧૫ વશા. ઉ૦ કહેવત છે કે ભૂષણ વીસ વશાનાં શરીર શોભાવે, પણ આનાં અંગો તો ભૂષણને પણ વિશેષ શોભાવે છે. ધ. બદ.:-એ તો વીસે

.. વીસ વશાનું માણસ છે વસો.

**વશાત્**, અ૦ [ સં ] થી-થકી; લીધે; કારણ-સર :-દેવવશાત્, પ્રસંગવશાત્.

**વશિયર**, પું૦ વિષધર; સાપ; નાગ. ઉ૦ આ-ડો વશિયર ઉતર્યો, પ્રભાત કેરે પહોર. ગોપિચંદ.

**વશિષ્ઠ**, પું૦ એક મોટા પ્રસિદ્ધ વૈદિક ઋષિ; સૂર્યવંશના મુખ્ય ગુરૂ.

**વશીકરણ**, ન૦ [ સં ] વશ કરવું તે; વશ કરવાનો મંત્ર અથવા યુક્તિ તે.

**વશેક**, વિ૦ વિશેષ. (૨) અ૦ (ના૦) મળતા વશેક=વીગેનીમ વશા મળતી રાશિ હોય એમ. સ્વરૈક્ય; એક મનસ્કતા; સારો મે-ળ હોવો તે. ઉ૦ ભલી બનતા વશેકની એક, બંગડી હોય હાથમાં.

**વશ્ય**, વિ૦ વશ કરાય એવું; તાબે થાય એવું; અધીન.

**વસટાણું**, ન૦ રિસાએલા-એદવ થયેલાને સમજાવવાનું કામ તે; વિષ્ટિનું કામ તે. કુટિણીપણું; કુટણું. (૨) દરખાસ્ત.

**વસટાળો**, પું૦ ભડવો. (૨) સમજાવટ કરાવનારો.

**વસતી**, સ્ત્રી૦ [ સં ] વસવું તે; વાસ (૨) રહેવાનું સ્થાન; રહેઠાણ. (૩) લોકો જ્યાં વસેલા હોય તે જગા; વાસ હોવો તે. (૪) અમુક સ્થાન રોકીને રહેલા માણ-સોનો સમુદાય તે; લોક સંખ્યા તે. (૫) બાળબચ્ચાંનો વધારો તે; માણસોનો ભરાવો-વધારો તે.

**વસંતીપત્રક**, ન૦ ગામ, શહેર, દેશ, નાત કે અમુક સમૂહમાંના માણસોની ગણતરીનો કોઠો તે; માણસોની સંખ્યાની ગણતરીની કુલ ાંધ

**વસતીવાડી**, સ્ત્રી૦ છોકરાં છૈયાં; બાળબચ્ચાં.

**વસતેવ**, પું. અગ્નિ; દેવતા; આગ.

**વસન**, ન૦ [સં] વસ્ત્ર; કપડું; લુગડું.

**વસમું**, વિ૦ મુશ્કેલ; અઘરૂં; કઠણ. (૨) કપરૂં; વાંકું; તરેહવાર. (૩) ખરાબ; ખોટું; માઠું. :-વસમો બનાવ.

**વસલ**, પું૦ ગબંધ.

**વસલો**, પું૦ ભાગ.

**વસલ્લો**, પું૦ વચ્છલ્લો; કપડું વણતાં વચમાં તાર એકઠો થઇ જવાથી આવેલી ધ્રુંચ; જાળું તે. (૨) બારદાન; ગુણપાટ.

**વસવસો**, પું૦ અંદેશો; ખતરો; શક; વહેમ; સાંસો.

**વસવાયું**, ન૦ બોલાવીને વસાવેલું તે; વસ-વાને બોલાવેલું તે;ગામ વસાવતાં ગામના લોકોને મદદ કરવા અમુક ઠરાવથી જમીનનો બદલો આપી વસવાને બોલા-વેલા જે કારીગર લોક તે. સોની, સુતાર, લુહાર, કુંભાર, ઘાંચી; સઇ; સાળવી; મોચી તથા હજામ વગેરે લોક તે. આ લોક ગામના લોકનું કારીગરી વગેરેને લગતું કામકાજ કરે છે અને તેના બદલામાં પસાયતી જમીન ભોગવે છે. વસવાયા લોકે વિપ્ર ગંધાયે પાડયો વાંધો, વેનચરિત્ર.

**વસવાસ**, સ્ત્રી૦ સરસાઇ; ચડસાચડસી,સ્પર્ધા.

**વસવું**, ક્રિ૦ અ૦ [ સં. વસ્ ] વાસ કરવો; રહેવું; વસ્તી કરવી. (૨) મનમાં આવવું; દિલમાં ઉતરવું. (૩) ગમવું; પસંદ પડવું; મોહવું. ઉ૦ દાદાજી ! એ વર જોજો, એ વર મારે મન વસ્યારે. સ્ત્રીગીત.

**વસંત**, પું૦ (સ્ત્રી૦) [ સં.] વરસની છ ઋતુ ઓમાંની ફાગણ ચૈત્રમાં પડતી ઋતુ તે; વરસની ત્રણ ઋતુ ગણતાં શરૂઆતનો ઉનાળો તે. મીન અને મેષ રાશિમાં સૂર્ય હોય તે કાળ.'વસંતમાં વનસ્પતિ નવાં પા-નથી અને મ્હોર ફૂલ વગેરેથી ખીલી રહે છે. (૨) એ નામનો એક રાગ. (૩) વર તરફથી કન્યાને આપવામાં આવતી વસ્ત્રા-લંકારની ભેટ. :-વહુને વસંત ચઢાવ્યું તેમાં આટલો બધો ખરચ શો? (૪)

આનંદ-મોજનો સમય તે; જુવાનીના બહારનો વખત તે.

**વસંતતિલકા,** પું૦ [ સં. ] ચૌદ અક્ષરનો એક ગણુ મેળ છંદ. એમા તગણ, ભગણ, બે જગણ ને છેલ્લા બે ગુરૂ અક્ષરો આવે છે.

**વસંતપંચમી,** સ્ત્રી૦ માઘ શુકલ પંચમી તે; મહા સુદિ પાંચમ તે.આ દિવસથી વસંત ઋતુની શરૂઆત થવા મંડે છે.

**વસંતપૂજા,** સ્ત્રી૦ રળિયામણી વસંત આવવાથી ખુશી થયેલા લોક ઈશ્વરનો ઉપકાર માનતાં જે આનંદ ઉત્સવ અને ધર્મ દાન નિમિત્તે પૂજન વગેરે કરે છે તે; હોળીનો ઓચ્છવ. બાગ બગીચાઓમાં જઈ મિજબાનીઓ કરી વનસ્પતિના સૌભાગ્યને પૂજી બ્રાહ્મણોને દાન દક્ષિણા વગેરે આપવાં તે.

**વસંતિયું,** ન૦ વસંત ઋતુમાં પહેરવા જેવું ફૂલપટાકિયું ચિત્ર વિચિત્ર સુંદર ઝીણા પોતનું વસ્ત્ર તે; વસંતનો ફૂલ બહાર ખીલ્યો હોય એવું મઝેનું ધોળું અને અંદર ફૂલવાળું વહુવારુને પહેરવાનું વસ્ત્ર તે; સાળુ વગેરે. મુલાયમ પોતનું વસંતની શોભાવાળું સુંદર ફૂલેદાર વસ્ત્ર તે.

**વસાણું,** ન૦ વનસ્પતિનાં મૂળ, લાકડાં, પાન, ફળ ને બીજ વગેરે જે ઓસડ તરીકે વપરાય છે તેમાંનું એક એક તે; વનસ્પતિની વસ્તુ તે; ઓષધિ. (૨) દવા; ઓસડ; ઓસડિયા તરીકે વપરાતી ચીજ તે (૩) રોગ મટાડે અને શરીરને સુધારી દૃઢ કરે એવો ઓષધિ નાંખીને બનાવવામાં આવેલો પાક તે. :-ડોસો દરજીએ શિયાળામાં વસાણું ખાધા વગર રહેતો નથી. કાષ્ઠૌષધિ. તીખી.તમતમી, તેજી અને મીઠી ઓષધિ ઘણું ખરૂં વસાણામાં ગણાય છે.

**વસાત,** સ્ત્રી૦ વિસાત; માન; પુંજી; સામર્થ. :-ડાચામાં શી વસાત છે, તર્પ-જતાં રહેલ (૨) હિસાબ; ગણતરી; લેખું; કિંમત. :-હજાર પંદરસેં રૂપિયા ખરચવા એ તો એને કંઈ વસાતમાં નથી.

**વસાવવું,** ક્રિ૦ સ૦ વસ્તી કરવી; વાસ કરાવવો. (૨) ઉપયોગને માટે ખરીદી રાખવું; ખરીદ કરવું; વેચાતી લઇ રાખવું; ઉપયોગ માટે સંઘરવું. ઉ૦ શેલાં વસાવ્યાં તે તો પોતાને કાજે રાજ, સાડીઓ વસવે તો ભવાઈ-સ્ત્રીગીત. સર્વ સાધન ખરીદી તૈયાર કરવું. :-એણે બન્ને ઘરમાં જોઇતી તમામ વસ્તુઓ વસાવી છે.

**વસાવું,** ન૦ વસ્તીનું રખેવાળું કરવું તે. (૨) રખેવાળી કરવાનું મહેનતાણું તે. (૩) રહેવાનું; ટકાવું. :-જંગલમાં કેમ વસાય?

**વસાવો,** પું૦ વસ્તીની રખવાળી કરનારો; રખો; ચોકિયાત; પગી.

**વસિયત,** સ્ત્રી૦ [અ.] વારસા તરીકે આપવું-તેમજ આપવાનું તે; મુવા પછી અમુકને છડકામત મળે, એવો મરનારે કરેલો લેખ. (૨) વારસો.

**વસિયતનામું,** ન૦ મરનારે પોતાની મિલકતની વ્યવસ્થા માટે કરેલો લેખ તે; મૃત્યુપત્ર; વિલ; વસિયત.

**વસી,** વહીવટ કરનાર; ગામ ઉપર રહી તેનો બંદોબસ્ત રાખનાર.

**વસીલો,** પું૦ [અ.] લાગવગ; બલામણ થાય એવો સુગંધ તે. (૨)મોટાની લાગવગનો ટેકો તે; હુંફ; મદદ વગેરે. (૩) યોગ; સંધિ. (૪) મારફત; દ્વારા.

**વસુ,** પું૦ [સં.] પૈસો; ધન; દ્રવ્ય; લક્ષ્મી. (૨) આઠની સંખ્યાનો સંકેત. કહે૦ વસુ વગર નર પશુ.

**વસુકવું,** ક્રિ. અ૦ ગાય ભેંસે દૂધ દેતાં બંધ થવું; દૂધ સુકાઇ જવું. નહિ આવવું તે; ફરી-ફરી જવું તે. વસુકી જવું.

**વસુધા,** સ્ત્રી૦ [સં] પૃથ્વી; ધરા; જમીન.

**વસુમતિ,** સ્ત્રી૦ [સં.] વસુધા; પૃથ્વી.

**વસુલ**, ન० (સ્રી०) જમે લેવાનું જે તે; માગતા પેટે અથવા કર તરીકે જમે લેવું તે. (૨) આવક; આમદાની; મહેસુલ. (૩) જમીન ઉપરનો કર કે ભાડું તે.

**વસુલદાર**, વિ० માગતું અને કર વગેરે ઉઘરાવનાર તે; આમદાની ભેગી કરનાર.

**વસુલાત**, સ્રી० જમીન ઉપર લેવાતો કર તે; વસુલ કરવાની સાંથ, ભાડું અથવા કર વગેરે તે; જમાબંધી; મહેસુલ; વસુલ. (૨) માગતું હોય તે એકઠું કરવું તે; વસુલ લેવું તે.

**વસુંધરા**, સ્રી० [સં.] પૃથ્વી; વસુધા; ધરા; જમીન.

**વસો**, પું० જમીનનું એક માપ; વિઘાનો ૨૦ મો. ભાગ તે. (૨) સો અથવા વીસનો અનુક્રમે સોમો કે વીસમો જે અંશ-વિભાગ તે; આની-આનો; અંશ હિસ્સો; દોકડો. :-સો વસા તમારૂં કામ થશે. (૩) આબરૂ; સાખ. :-તે વસા હાર્યો.

**વસ્ત**, જુઓ વસ્તુ.

**વસ્તારણ**, સ્રી० જેને પુષ્કળ વસ્તાર બાળ બચ્ચાં હોય તે સ્રી; પનોતી; વસ્તીવાળી; પુત્ર પૌત્રાદિકવાળી.

**વસ્તારી**, વિ० વસ્તીવાળું; બચરવાડ; બાળ બચ્ચાં અને કુટુંબ પરિવારવાળું તે; કુટુંબ કબીલાવાળું.

**વસ્તી**, સ્રી० વસતી; બાળબચ્ચાં વગેરેનો ભરાવો તે; પરિવાર; પુત્રાદિક તે. (૨) રૈયત; પ્રજા. (૩) એક સ્થાને રહેનારો સમુદાય તે.:-આ ગામમાં સારી વસ્તી છે. વસેલા લોક તે; રહેનારા તે; લોક-જનતા.

**વસ્તુ**, સ્રી० [સં.] હર કોઇ પદાર્થ તે; ચીજ. (૨) મૂળ સ્વભાવ; ગુણ ધર્મ. (૩) મૂળ ઉદ્દેશ, ભાવ, મતલબ. (૪) વિષય; વાર્તા; વૃત્ત; હકીકત.

**વસ્તુત:**, અ० [સં.] વસ્તુ રૂપે; ખરી રીતે; નિશ્ચય રૂપે; કામ રૂપે; મૂળ સ્વરૂપે એમ.

**વસ્તેવ**, પું० દેવતા; આગ; અગ્નિ.

**વસ્ત્ર**, ન० [સં.] લુગડું; કપડું; પટ. ૨० પ્ર० નવસ્ત્ર=નાગું; ઉઘાડું. વસ્ત્રલોચન=ચોરી; લુગડાં વગેરે સૌ ચોરાઇ જવું તે; નાગા થઈ રહેવું તે.:-ધાડ પાડી તેમાં શેઠ વસ્ત્ર-લોચન થઇ ગયા-નાગા-ઉઘાડા થઇ ગયા.

**વહન**, ન० [ સં. वह्नि ] અગ્નિ, દેવતા; આગ.

**વહન**, ન० વહેવું; ઉપાડી લઈ જવું તે; ચલાવવું-નિભાવ કરવો તે. (૨) વહેવું તે; વોહ; ચલન; ગમન-પાણી વગેરેનું. (૩) વાહન; માન.

**વહવાવું**, ક્રિ० અ० છેતરવું; ઠગવું; વહાવું.

**વહાડ**, પું० ઝટકો; જખમ; ઘા :-એને શા વહાડ મડ્યા છે? (૨) કાપ; ચીરો; છેદ; કાપવાનો કે કાપેલો જે ભાગ તે.:-આ શડિયામાં ત્રણ વહાડ મૂકજો એટલે લાંબી ચિતાળો પડે નહિ. (૩) કાપવાની શક્તિ તે; ધાર; કાપણી; વહાડવાપણું તે.:-આ છરીનો વહાડ સારો છે. (૪) કાપેલો છેડો તે; વહેરીને આણેલો છેડો તે. (૫) કાપણીને યોગ્ય થયેલું શેલડીનું વાવેતર તે; શેલડીનું ખેતર અથવા વાવેતર અને તેની કાપણી તે. આ ગામમાં શેલડીના બે ત્રણ વહાડ હસે. ૨० પ્ર० વહાડકાપ= પ્રાણીના શરીર ઉપર છેદાદિક ક્રિયા કરવી તે; વૈદ્યનું છેદન કર્મ તે. (૨) કડદો કરવો તે; કાપકુપ, વહાડકુટિયું=કડદો કરનારૂં. (૨) કાપકુપ કરનાર; મૂળમાંથી ઓછું આપનાર. (૩) તોફાની; મારફાડિયું. ક્રિ० પ્ર० વહાડ મૂકવો=કાપવું. (૨) ઓછું કરવું. (૩) ખરાબ કરવું.

**વહાડવું**, ક્રિ० સ० કાપવું; છેદવું; વાઢવું. (૨) બાતલ કરવું; છુંદં પાડવું.

**વહાડિયું**, નં૦ તાડ–ખજુરીનાં છોટાંનો કોથળો; જેમાં ખજુર ભરવામાં આવે છે તે થેલો.

**વહાડિયો**, પું૦ વાઢિયો; ગળકો; ભાવ; હોંસ; ઈચ્છા; ઉમળકો.

**વહાડી**, સ્ત્રી૦ વાઢી; ટુંકા નાળચાની ઝારી; ઘી તેલ વગેરે ભરવાનું નાના નાળચાવાળું માટી કે ધાતુનું લોટા જેવું પાત્ર.:–વાઢીએ ઘી પીરસો.

**વહાણ**, નં૦ ઝાઝ; બારકસ; નાવ; મોટી હોડી –મછવો. રૂ૦ પ્ર૦ વહાણ કમાવું=મોટો પરદેશી વેપાર ખેડવો; સારી કમાઈ કરવી. દરિયાઇ વેપાર કરવો.

**વહાણઇ**, સ્ત્રી૦ પાવડી; ખડા. ઉ૦ વહાણઇ પગે પહેરી 'તી જેહ; શિલા પર પછાડી તેહ. ફદ્દવ.

**વહાણવટી**, પું૦ વહાણો ખેડનારો; વહાણોથી દેશ પરદેશનો વેપાર ખેડનાર; વહાણ મારફતે દરિયો ખેડનારો. (૨) વહાણ રાખનાર અને ચલાવનાર તે;વહાણનો માલીક અને ઉપરી તે; મોટો ખલાસીઓ. (૩) મોટો દરિયાઈ વેપારી.

**વહાણવટું**, નં૦ વહાણ રાખી દરિયાઇ સફરો કરવા કરાવવાનું અને માલની આયાત નિકાશ કરવાનું કામ–ધંધો તે; વહાણો રાખીને દરિયાઈ વેપાર ખેડવો તે. (૨) સફરો કરવી કરાવવી તે; વહાણવટીપણું તે.

**વહાણું**, નં૦ પ્રાતઃકાળ; ઉષાકાળ; સવાર. (૨) પ્રભાત; પરોઢિયું; મળસકું. કવિતામાં વહાણલિયું પણ વપરાય છે. ઉ૦ ઉગતે વહાણે રાધાની માડી જાગી ૨ × × વહાણલિયા ભલે વહાયાંરે. વળી વહાણેલું, પણ કહેવાય છે.

**વહાર**, સ્ત્રી૦ મદદ; કુમક; ઉપરાણું. (૨) સહાય; આશ્રય. (૩) દાદફરિયાદ; પોકાર; મદદ માટેની અરજ તે. ઉ૦ વહારે વળજો રે વિઠ્ઠલા! હરિ હદ થઇ દીનાનાથ. (૪) ત્રણ ફુટનું માપ તે; બે હાથનું પ્રમાણ. ડગલામાં અઢી વહાર બનાત જોઇશે.

**વહાલ**, નં૦ પ્રેમ; માયા; સ્નેહ; પ્રીતિ.

**વહાલપ**, સ્ત્રી૦ પ્રેમ; વહાલ તે. (૨) પ્રેમમયપણું તે; માયાળુપણું.

**વહાલા**, વિ૦ (સ્ત્રી૦) પ્રિયા; પ્રિયતમા; વલ્લભા.

**વહાલું**, વિ૦ પ્રિય; પ્રેમપાત્ર; ઉમળકો આવે, સ્નેહ ઉપજે એવું; વલ્લભ. વહાલેરડું. (૨) મન ગમતું; જીવને આનંદ આપે મનમાં હરખ આણે એવું જે તે:–નદી કિનારો વાઘને બહુ વહાલો, કારણ કે ત્યાંથી એને ઝટ ભરખ મળી આવે છે.

**વહી**, સ્ત્રી૦ વઇ; લખવાની ચોપડી; હિસાબ –નામાની ચોપડી; કિતાબ. (૨) પેઢીનામું; વંશાવલી; પાઠવો ઇતિહાસ; પૂર્વ વૃત્તાંત.:–હવે એની વધારે વહી ના વાંચતો?

**વહીજવું**, ક્રિ૦ અ૦ [સં૦ वह्] વહેવું તે; માથે ઉચકીને લઈ જવું;ઉપાડી ઉંચકી જવું. (૨) વહન થઇ જવું; રેલવું; ચાલી જવું. :–પાણી વહીજવું=જતું રહેવું. (૩) વીતીજવું; જતું રહેવું; સમય થઇ જવો:–રેના પાર ગતે વહીગયા. (૪) ઉચ્છ્રંખળ થઈ જવું; વહીવટ–રીતરિવાજ બહાર જતા રહેવું; ઉદ્ધત થઈ જવું.:–દાબ નહિ રાખો તો આ છોકરો–વહીજશે. ઉન્માર્ગગામી થઈજવું.

**વહીતરું**, નં૦ વૈતરું; મહેનત; મજુરી; થાક લાગે એવું સખત કામ તે. (૨) મહેનતાણું.

**વહીતરો**, પું૦ વૈતરો; વઇતરો; મજુર; મહેનત કરનાર; બોજો ઉઠાવવાનું કામ કરનારો તે.

**વહીપૂજા**, સ્ત્રી૦ ચોપડાપૂજન; શારદાપૂજન; પુસ્તકની પૂજા કરવી તે

**વહીલાવવું**, ક્રિ૦ સ૦ ઉપાડી લાવવું; ઉંચકી લાવવું.

**વહીલેવું**, ક્રિ૦ સ૦ સહી લેવું; નિભાવી લેવું. (૨) છેતરી લેવું.

**વહીવટ**, પું૦ વ્યવસ્થાપૂર્વક કામ કરવું-ચલાવવું તે; લેવડદેવડનું નામું વહી રાખીને કામ કરવું તે. (૨) કારભાર કરવો તે; બંદોબસ્ત રાખવો તે. (૩) ચાલતો વ્યવહાર તે; શિરસ્તો; રવૈયો. (૪) સંબંધ; પ્રસંગ, વ્યવસ્થા.

**વહીવટી**, વિ૦ વહીવટનું; ચોપડાને લગતું; વ્યવસ્થા-બંદોબસ્તથી કાર્ય ચલાવવાનું-વહીવટી કામ. ચાલુ ધોરણ પ્રમાણેનું. કારભાર સંબંધી.

**વહીવટદાર**, પું૦ વહીવટ કરનારો કારભારી; વ્યવસ્થાથી કામ ચલાવનારો. (૨) દિવાન; વજીર; પ્રધાન.

**વહીવંચો**, પું૦ અન્નદાતાનું પેઢીનામું રાખનાર; રજપૂત-ગરાસિયા અને જમીનદાર ખાનદાનોની વંશાવલી રાખનાર અને તેમના પૂર્વજોનાં પરાક્રમોની નોંધો વાંચી આજીવિકા ઉપજાવી લેનાર ચારણ જેવી એક જાતિ. બારોટ; ભાટ.:—વહીવંચાના ચોપડામાંથી કેટલાક નાના નાના સરદારો ને ઠાકોરોની વંશવલીઓ મળી આવે છે.

**વહુ**, સ્ત્રી૦ [ સં. વધૂ ] સાસરે આવેલી જુવાન સ્ત્રી તે; પરણીને સાસરે આવેલી જુવાન સ્ત્રી.:-ગુલાબવહુ, શ્યામાવહુ વગેરે. સાસરિયાંથી જુવાન સ્ત્રીને વહુ કહીને બોલાવાય છે. (૨) છોકરાની સ્ત્રી; પુત્રવધૂ. ઉ૦ સાસુ કે' વહુ ! પગેપરણાં શાં લાવ્યાં રે. (૩) સ્ત્રી; પત્ની; ધણિયાણી; બૈરી; ભાર્યા. (૪) સ્ત્રી; બાઇડી.

**વહુવર**, ન૦ [ સં. વધૂવર ] વહુને વરતે. (૨) નવું પરણેલું જોડું. (૩) જુવાન નવોઢા સ્ત્રી. વહાલથી વહુને વર સાથે જોડીને બોલવાનો ચાલ છે. ઉ૦ ઓશિયાળી દિસે દામણી, ને વહુવર આવી સાસુ ભણી. મામેરૂં. લાડકી-માનિતી એમ. વરને હજોલી.

**વહુવારૂ**, ન૦ વહુવર; જુવાન-માનિતી વહુ તે. (૨) વેહુ રૂપે હોવું તે; કન્યા કે પ્રૌઢાની તેમજ પિયેરની પરિસ્થિતિમાં રહેલી નહિ પરંતુ હલેતી-જુવાન અને સાસરાની પરિસ્થિતિમાં-વહુ તરીકેની પરિસ્થિતિ તે. ઉ૦ વહુવારૂ માણસ રે, ડાહ્યાં બહુ થાશો માં, જળ ભરવા એકલડાંરે; હવે પછી જાશો માં. દયારામ.

**વહેતું**, વિ૦ રેલતું; વહીજતું; પ્રવાહમાં ચાલતું; ગતિ કરતું. રૂ૦ પ્ર૦ વહેતી નીક=ચાલુ પ્રવાહ; ચાલુ જીવિકા-જીવનઉદ્યોગ, વગેરે તે. ઉ૦ મેં તો વહેતી નીકે પગ મૂક્યો. વહેતીસેર=ચાલુ ચાલ્યાજ કરતું હોય તે.:-વહેતી સેર ના તોડીએ ક્રિ૦ પ્ર૦ વહેતું મૂકવું=છુટું મૂકી દેવું. (૨) જતું કરવું; અંકુશ નહિ રાખવું; જેમ જાય-ચાલે તેમ સ્વચ્છંદે ચાલવા દેવું.

**વહેમ**, પું૦ શક; સંદેહ. (૨) ભ્રમ; ભ્રાંતિ; ખોટી માન્યતા; શંકા; અજ્ઞાનને લીધે ખરૂં માની લીધેલું હોય એવું તે. ભૂત પ્રેત, મંતરજંતર વગેરે વહેમ છે. (૩) અવિશ્વાસ. (૪) વસવસો; દગ.ગો.

**વહેમી**, વિ૦ શંકાશીલ; વહેમાય એવું; અવિશ્વાસી. (૨) કાચા કાનનું; તરંગી; લહેરી.

**વહેર**, પું૦ લાકડાને વહેરતાં કે શારતાં પડતો ગેર તે; લાકડાનો ઝીણો ભુક્કો.

**વહેરણ**, ન૦ વહેરવું તે. (૨) વહેરામણ (૩) વહેરવાનું ઓજાર; આરિયું; કરવત.

**વહેરણિયો**, પું૦ વહેરનારો; લાકડાંને કરવતથી વહેરીને ચીપો-પાટિયાં વગેરે પાડનારો :-વહેરણિયા સુતાર.

**વહેરવું**, ક્રિ૦ સ૦ દાંતાવાળા ઓજારથી ધીરેધીરે લાકડાની ચીપો-પાટિયાં વગેરે પાડવાની ક્રિયા કરવી તે; કરવત અથવા

આડિયાથી લાકડાને ઉભું અથવા આડું કાપવું; લાકડાને ધારેથી ઘસીને છેદવું.(૨) દાંતવાળા ઓજારથી ઘસીને ધારેધારે કાપવું; ઝટ જુદું પડી જાય નહિ એમ કાપવું. (૩) દુઃખ દેવું; રિબાવવું; લસરકા દઇ.દઇને વાઢવું.

**વહેરાઇ**, સ્ત્રી૦ વહેરામણ; વહેરામણી.

**વહેરામણ**, ન૦ વહેરાઇ.

**વહેરામણી**, સ્ત્રી૦ વહેરામણ.

**વહેરો**, પું૦ ભેદ, આંતરો; તફાવત. (૨) જુદાઇઃ-વહેરોઆંતરો. તફાવત-અંતર રાખવું તે.

**વહેલ**, સ્ત્રી૦ વેલ; મટ્ટો; સુંદરગાડી; રથ. (૨) ન૦ શીતકટિબંધના સમુદ્રોમાં થતું એક મોટું માછલું. એની ચરબીની મીનબત્તીઓ બને છે.

**વહેલું**, વિ૦ ઉતાવળુંઃ-વહેલો હિંડજે. (૨) જલદી; સત્વર. ઉ૦ ચાલ ચાલ ઝટ વહેલી, તજ તુજ મનથી તમામ લજ્જાને ઉ. રા. ચ. (૩) અમુક નિર્ણીત વખત પહેલાંઃ-વહેલો આવજે; વહેલો ઉઠજે. મોડાથી ઉલટું તે વહેલું. અગાઉ; આગળ. રૂ૦ પ્ર૦ વહેલા થવું=જલદી કરવું; પાર લાવવો. વહેલું તે પહેલું=આગળ જાય તે જીતે. યથાનુક્રમે એમ.

**વહેવડાવવું**, ક્રિ૦ સ૦ વહે-રેલો ચાલે એમ કરવું; રેલાવવું; નિગળાવવું; ધાર ચાલે એમ કરવુંઃ-એણે અમસ્તાં આંસુ વહેવડાવ્યાં (૨) છેતરાય એમ કરવું; ઠગાવવું. (૩) માથે પીઠે ઉપડાવી લેવરાવવું; ઉચકાવરાવવું, વહન-સહન કરાવવું; ઉપડાવવું.

**વહેવરામણ**, ન૦ વહેવાની-ઉંચકી લઇ જવાની મજુરી તે; મહેનતાણું. (૨) તણામણ.

**વહેવરાવવું**, ક્રિ૦ સ૦ નફો કરાવવો; રળાવવું.

**વહેવાઇ**, પું૦ વરકન્યાના બાપે આમણસામણ જે સંબંધે ઓળખાય છે તે. વરનો બાપ કન્યાના બાપનો વહેવાઇ ને કન્યાનો બાપ વરના બાપનો વહેવાઇ.

**વહેવાણ**, સ્ત્રી૦ વરકન્યાની માતાઓની આમણસામણ સગાઇ કે ઓળખ તે.

**વહેવાર**, પું૦ લેવડદેવડ અને બીજું કામકાજ કરવાનો આમણ સામણ જે સંબંધ કે વહીવટ તે; ચાલ; રિવાજ; પૃથા; રવૈયો. :-પંક્તિવહેવાર, અને કન્યા વહેવાર, વગેરે કાર્ય કરવી અને કરાવવાની ચાલુ રૂઢિ વગેરે તે. (૨) સંબંધી સમૂહ; ભોજન વગેરે કરવા કરાવવાને બાધેલો સભા તેઃ નાત નહિ પણ વહેવાર જમાડશો તોપણ ચાલશે. (૩) આબરૂ; સાખ. (૪) ઘરોબો; ગાઢસબંધ. (૫) પરિચય; સંબંધ; છુટ.:- એને બોલચાલનોએ વહેવાર નથી.

**વહેવારિયો**, પું૦. લેવડદેવડમાં ચોખ્ખવટવાળો માણસ; સાહુકાર, ચોખ્ખો વહીવટ રાખનારો; વહેવારે ચાલનારો.

**વહેવારીકું**, વિ૦ સાધારણ; વહેવારને શોભતું; એકદમ મોટું-ઉચ્ચ કે એકદમ નીચું-ઉતરતું નહિ પણ વચગાળાનું હોય એવું; મધ્યમ; જેથી કામ ચાલે એવું તે

**વહેવારૂ**, વિ૦ વ્યાવહારિક; મુખ્યમસરનું; વ્યવહારમાં કામ આવે એવું; સર્વ સાધારણ, સર્વોપયોગી થઇ પડે એવું તે.-(૨) શક્ય; બની શકે એવું.

**વહેવું**, ક્રિ૦ સ૦ [ सं. वह् ] ઉંચકવું; ઉપાડવુંઃ-આ બળદ કેટલો ભાર વહે છે. (૨) વેઠવું; સહન કરવું; સહેવું. (૩) નિભાવવું; ચલાવવું. (૪) ક્રિ૦ અ૦ પ્રવાહે ચાલવું; ધારે સરવું; રેલવું. (૫) ઘસડાઇ જવું; તણાવું; ખેંચાઇજવું; ખરી-સરીજવું. ઉ૦ આંખે ચોધાર આંસુ વહે છે.

**વહેળો**, પું૦ વહેતા પાણીનો નાનો પ્રવાહ તે; નાની નદી, ઝરણું; ઝરો; પાણીનો રેલો-વહેળ-તે. (૨) જ્યાં થઇને પાણી

જતું હોય તે ખોદાયેલી જમીન; વહેણનો લાબો ખાડ તે.
**વહેંચણ**, સ્રી૦ વાંટણી; વહેંચણી; બે અથવા વધારે સરખા ભાગ પાડવા તે; વહેંચવું તે; વિભાગ કરવા-હિસ્સા પાડવા તે.(૨) વિભાગ; હિસ્સો; ફાળો.
**વહેંચણી**, સ્રી૦ વહેંચણ.
**વહેંચવું**, ક્રિ૦ સ૦ ભાગ-હિસ્સા પાડવા; જુદું કરવું; સરખે હિસ્સે જુદું જુદું કરી નાંખવું; આખાને બે અથવા વધારે સરખે કકડે-વિભાગે ભાગવું; વાંટવું; નિરાળું કરવું.(૨) મતભેદ પડવો.
**વહેંચાવું**, ક્રિ૦ અ૦ ભાગ થવા; જુદુ થવું-પડવું. (૨) ફુટ પડવી; ભગાવુ
**વહોણું**, અ૦ વગર; વિના; વિહોણું. ઉ૦ માતા વહોણાં બાલુડાં.
**વહોન**, ન૦ વહન.
**વહોરત**, સ્રી૦ વોરત; ખરીદ; વેચાણ. (૨) વહોરવું-માગવું તે. (૩) વહોરવામાં આવેલું અન્ન વગેરે તે.-શી વહોરત મળી (૪) જોખમ.
**વહોરતિયો**, પું૦ ખરીદનાર; ગ્રાહક. (૨)વહોરનાર-યતિ; શ્રમણ.
**વહોરવું**, ક્રિ૦ સ૦ વોરવુ; ખરીદ કરવુ; વેચાતું લેવું. (૨) સંઘરવું; એકઠું કરવું. (૩) માંગી લાવવું; આણવું; લઇ આવવુ.
**વહોરો**, પું૦ દેશી મુસલમાનની એક નાત-જાત. :-લોટિયા વહોરા; હોરા; વોરા.
**વહ્નિ**, પું૦ (સ.) અગ્નિ; દેવતા.
**વહ્યુંજવું**, ચાસ્યાજવું; ખેંચાઇજવું, તણાવું; નકામુ જતું રહેવુ. (૨) છેતરાવું; ઠગાવું.
**વળ**, પું૦ આંમળો; આંટો; ફેર. (૨) મારાપણાનું અભિમાન તે; મમત. (૩) કસ; આગ્રહ. (૪) અંટસ; કીનો; ખાર. (૫) જુગતી; પ્રપચ. (૬) લાગ. દાવ; તાકડો. (૭) પક્ષ; સ્નેહ-મિત્રતા વગેરેનો સંબંધ. (૮) ઉનાર; ઢાળ. ક્રિ૦ પ્ર૦ વળ દેવો=આંબળવું; ચઢાવવું. વળ ચઢાવવો=કસ ચઢાવવો; ઉશ્કેરવું; ઉત્તેજન આપવું; મમત કરાવવો. વળ ઉતારવો=હુંપદ તોડવું; મમત મુકાવવો. રૂ૦ પ્ર૦ વળેવળે=લાગે લાગે; યુક્તિએ. વળકવળ=પ્રસંગે પ્રસંગ; યુક્તાયુક્તઃ—એ તો વળકવળ ગમે તેમ બોલે છે.
**વળકો**, પું૦ બાફલો; ગરમી લાગવાથી વરાળ વળવી તે; બફાવું-ચઢવું તે; શાક વગેરેને ગરમી લાગતાં છુટેલી વરાળ શમીને જરા પરિપકવતા-બાફલો આવવો તે.:-તાજું શાકને તો વળકો વળે એટલે ઉનારી નાંખવાં. (૨) શાન્ત પડવું તે વિશ્રામ મળવો તે; ઠરે પડવું તે; સાંસતા.
**વળગણ**, ન૦ નિસબત, સંબંધ; લાગતું વળગતું; જોડાણ. (૨) પ્યાર પ્રેમની ગાંઠ. (૩) ભૂતાદિકથી સપડાવું તે; વળગાટ.
**વળગણી**, સ્રી૦ અદ્ધર ગબેલી લાકડી કે દોરી, જેની ઉપર લુગડાં સુકવવા અથવા મૂકવામાં આવે છે તે; અવળી, ઓવરણ; કપડાં મૂકવા સુકવવાની ઘોડી.
**વળગવું**, ક્રિ૦ અ૦ બાઝવું; ચોટવું; બીજાને અડી-ચીકટાઇ રહેવું. (૨) ભેટવું; કોટી કરવી. (૩) વિંટાવું; લપેટાવું. (૪) આગ્રહથી લાગ્યા રહેવું. (૫) તકરાર કરવી; લડવું. (૬) મન-શરીરમાં દાખલ થવું. રૂ૦ પ્ર૦ ગળે વળગવું=માથે પડવું. ઝાંખરૂં-પાપ વળગવું=દુર્વ્યસન પડવું; પીડા લાગવી. ક્રિ૦ પ્ર૦ ભૂત વળગવું=શરીરમાં ભૂત આવવું. ભ્રમણા લાગવી. (૭) રોકાવું.:-વાતે વળગવું. ઉ૦ વાટે ને ઘાટે રે કે વળગો છો વાતે. દયારામ.
**વળગાટ**, પું૦ વળગાડ; (ભૂત) વળગેલું એવું તે; ભૂતાદિકનો કહેવાતો સંચાર તે.:-છોકરાનો મદવાડ કંઇ રોગનો છે, કે કાંઇ વળગાટનો છે તે નક્કી કરાવો ?
**વળગાડવું**, ક્રિ૦ સ૦ બઝાડવું; ચોટાડવું;

મેટાડવું. (૨) સોંપવું; જુમે કરવું; ભેરવવું; માથે નાંખવું. (૩) લપેટવું; વિંટાળવું; લગાડવું.

**વળણુ,** ન૦ વલણ; વૃત્તિ; મન-સ્વભાવનો ઝોક. (૨) મરોડ; ઢંગ; રીત. (૩) ખુણો; વળવાનું સ્થાન; વાંક. (૪) રાગનો ઉથલો; સાખી-દુહો વગેરે તે.

**વળણદાર,** વિ૦ મરોડદાર.

**વળતર,** ન૦ બદલા તરીકે જે કંઇ મજરે આપવાનું હોય તે; ઠકસાઇ; વટાવ; બદલો; એવેજ.

**વળતી,** અ૦ પછી; બાદ; ફરીને, પછવાડેથી જરા રહીને એમ.

**વળદાર,** વિ૦ આંબળાવાળું; મરોડદાર; ટેકીલું; મમતી; સ્વમત માટે આગ્રહી. (૩) અટસિયું. (૪) પેચદાર; આંટીઘુંટીવાળું.

**વળવળ,** સ્ત્રી૦ ચામડી ઉપર થતી એવી અસર; ખણુજ; ચેળ; પંપાળવું પડે એવી લાગણી-ખનખન થવી તે; ચટપટ; ચળવળ. કીડી જેવા જંતુના પગના સ્પર્શ જેવી અસર તે.

**વળવું,** ક્રિ૦ અ૦ પાછા ફરવું; આગળ નહિ વધતાં જ્યાંથી આવ્યા હોઇએ તે તરફ આવવું. (૨) વાંકું થવું; વચ્ચેથી નમવું; મરડાવું વંકાવું. (૩) ઠાહે આવવું; સીધા થવું; માનવું; મનાવું. (૪) મહાવરો પડવો; ફરવું; કસાવું; કેળવણી મળવી. (૫) સુધરવું, મરોડમાં આવવું:-એના અક્ષર વળ્યા. (૬) બાંધો પકડાવો; તાજા થવું; આરોગ્ય આવવું:-એનું શરીર વળ્યું. (૭) ગુંછળા ગાંઠ રૂપ થવું; ગંઠાવું:-અંબોડો વળે એટલા લાંબા વાળ નથી. (૮) પાકવું; ફળ મળવું; સરવું:-એમાં કંઇ વળે નહિ. (૯) ભાગવું; ચિરાશથી એકઠા થવું-જોડાવું; ચોચો વળવો; લાડુ વળવો.

**વળાવવું,** ક્રિ૦ સ૦ વદાય કરવું; મોકલવું. ઉ૦ મને મારે મહિયેર વળાવોરે, ઓધ વગાય અમને. (૨) કાઢી મૂકવું; દૂરકરવું (૩) જનારને રસ્તો દેખાડવો-માર્ગે પાડી આવવું. (૪) ઝાડું કઢાવવું; સાફ કરાવવું; પુંજો કઢાવવો.

**વળાવિયો,** પું૦ વળાવો; વાટ દેખાડનારો; રક્ષક અને ભોમિયા તરીકે મુસાફરની સાથે રહેનારો.

**વળાવું,** ક્રિ૦ અ૦ વાંકું થવું-કરાવું. (૨) ના૦ રક્ષક અને ભોમિયા તરીકેનું કામ તે; સંગાથે જવું તે. ઉ૦ વળાવું વેરીને કર્યું. (૩) ભોમિયા કે માગદર્શકનું મહેનતાણું-લવાજમ તે.

**વળાવો,** પું૦ રસ્તો દેખાડનારો તેમજ રસ્તે રક્ષણ કરનારો ભોમિયો તે; વરતણિયો.

**વળિયાં,** ન૦ દમાણ વગેરેના આંકા-લિસોટા જેવાં નિશાન-ડાઘ તે; આંબળા; આંકા; છાપાં; ચાઠાં. (૨) આંટણ. (૩) વચ્છટલાં. (૪) થર; પડ; એક એક ઉપર નીચેના પોપડા, જમીનના.

**વળિયું,** ન૦ ડાઘ.

**વળી,** સ્ત્રી૦ પાતળો પણ લાંબો સોટો; કહે૦ વળીને એક અને મોભને હજાર ખીલા=નાના ને થોડું ને મોટાને વધારે, દુઃખની પીડા એમ.

**વળી,** અ૦ પણ; અને. (૨) પછી; ફરીથી; બીજીવાર એકથી વધારે એમ. પાછું-વળી તમે કહેશો કે બોલે છે?

**વળીજવું,** વાંકું થવું; નમવું. (૨) સમજી જવું; ઉશ્કેરાયેલા વિચારમાંથી પાછા ઠેકાણે આવી જવું. (૩) પક્ષમાં જના રહેવું:-એ તમારી તરફ વળીગયો.

**વણું,** ન૦ થર; પડ; પોપડો. (૨) અભ્યાસ; માંડેલું દફતર-પરથાર-નળિયું. (૩) ગોળ. (૪) મંડળ; સમુદાય; ગાદ; દાવ; પક્ષ.-એ એમના વળા બહાર કન્યા દેતા નથી.

વળો, પું૦ જાડી ને લાંબી વળી તે; સાગટો; મોટો સોટો
વળોક, પું૦ વિવેક; રીતભાત; રૂપ; વાણી, રીતભાત વગેરેનું સૌષ્ઠવ તે. (૨) ઘાટ; મરોડ.
વળોટવું, ક્રિ૦ અ૦ ચઢિયાતા થવું; ઉત્તમમાં ગણાવું.
વંક, પું૦ વાંક; આડું વલણ તે.
વંકાઈ, સ્ત્રી૦ આડાઈ; અવળાઈ. (૨) વિરોધ; વિરુદ્ધતા. (૩) હઠ; આગ્રહ.
વંકાવું, ક્રિ૦ અ૦ વાંકું થવું; આડા થવું; રિસાવું. (૨) પ્રળવું; વાંક આવવો. પોતાના મતની વિરુદ્ધ કે પોતાને 'નહિ પસંદ' કંઇ બનતાં સહકારમાંથી દૂર ખસી જવું તે.
વંગ, સ્ત્રી૦ [ સં વંગ ] કલાઇ; ઝટ ગળે એવી આછા ધોળા રંગની એક ધાતુ.
વંચક, વિ૦ [ સં ] ઠગ; કપટી; છેતરનાર; છળ કરનાર. (૨) ન૦ વાંચનનો વિષય તે; વાંચવું તે. વાચનઃ- એને વંચકમાં કંઇ દોકડા મળ્યા નહિ.
વંચવું, ક્રિ૦ અ૦ ઉગરીજવું; બચવું:- ઉંચેથી પડયો પણ વંચીગયો.
વંચાર, ન૦ કમ્મર.
વંચાવું, ક્રિ૦ અ૦ ઉકલવું (અક્ષરનું) વાંચી શકાવું; લખેલી બાબત ઉચ્ચારે ઓળવી તે. (૨) ચર્ચાવું; નિંદા થવી, ફજેતી થવી.
વંચાળો, પું૦ અવાવરો ખુણો; ખાલી-અવ્વડ જગા.
વંજી, સ્ત્રી૦ ખપાટોની બારી.
વંઝા, સ્ત્રી૦ [ સં. वन्ध्या ] વાંઝણી. સ્ત્રી.
વંટોળ, પું૦ ઘુમરી લેઈ ફરતો જોરદાર પવન; વાવાઝોડું; કુંડાળે વહેતો વાયુ; વાવંટોળ.
વંટોળિયો, પું૦ કુંડાળાં લેતા જોરમાં છુટેલો પવન તે.
વંઠ, પું૦ શરીરમાં વાયુના ગોળા આવવા તે.
વંઠવું, ક્રિ૦ અ૦ મર્યાદા બહાર જવું; શટવું; બહેકવું; બગડવું; હદ બહાર જવું.
વંઠીજવું, ક્રિ૦ અ૦ બગડી જવું.
વંઠેલ, વિ૦ વંઠેલું; છટકીગયેલું.
વંડળ, પું [ સં. व्यंडल ] વ્યંડળ; હિજડો; ખોજો.
વંડી, સ્ત્રી૦ માટીનો નાનો કોટ-દિવાલ તે. (૨) વાડો; ભિંતથી આંતરી લીધેલી જગા. રૂ૦ પ્ર૦ વંડી છાવી=નાનું ક્ષુલ્લક-કામ તે કહે૦ વંડીપરનું ખરસલું=તુચ્છ; નિર્બળ; તત્ત્વરહિત.
વંડો, [ સં. वरण्ड ], મોટી વંડી, માટીનો કોટ. (૨) દિવાલથી આંતરી લીધેલું મોટું ખુલ્લું વાડી જેવું સ્થાન. (૩) કોટથી આંતરી લીધેલું ખુલ્લા ચોગાનમાનું ભવ્ય મકાન. નગરશેઠનો વંડો. (૪) પોળ; પાડો; મહોલ્લો.
વંત, વિ૦ વાન; વાળું:-ધનવંત;
વંતરી, સ્ત્રી૦ જે રાંડીરાંડ વિધવા ભૂત થયેલી હોય તે; ડાકણ; સ્ત્રીપ્રેત; ભૂતડી. (૨) નઠારી લડકણી સ્ત્રી.
વંતાક, ન૦ વંત્યાક; વેગણ; એક શાક ફળ; રિંગણાં.
વંદન, ન૦ [ સં ] વંદવું તે; નમન.
વંદનીય, વિ૦ [ સં ] વંદન કરવા જોગ. (૨) વખાણવા લાયક.
વંદવું, ક્રિ૦ સ૦ પૂજન-સ્તુતિ કરીને દેવને પગે લાગવું તે; નમવું; પ્રણામ કરવો. (૨) પ્રસાદ લેવો; જરા ખાવું; ચાખવું.
વંદિત, વિ૦ વંદન કરેલું.
વંદો, પું૦ વાંદો; ઝલ.
વંદ્ય, વિ૦ [સં.] વંદન કરવા જોગ; પૂજ્ય; નમવા યોગ્ય. (૨) વખાણવા લાયક.
વંધ્યા, વિ૦ [સં] વાંઝણી, છોકરાં ન થયાં હોય એવી-સ્ત્રી; વંઝયા.
વંશ, પું૦ [સં.] એક પુરૂષથી પુત્ર, પૌત્ર, વગેરે

રૂપે ચાલેલી જે પરંપરા તે; એક પછી એક ચાલતો જે પુરૂષ-પુત્ર-પૌત્ર વગેરેનો ક્રમ તે; કુળ; ગોત્ર. (૨) સંતતિ; બાળબચ્ચાં; પરિવાર.

**વંશજ,** વિ૦ વંશનું; વંશમાં જન્મેલું.

**વંશાવળી,** સ્ત્રી૦ [ સં. ] એક એકની પછી થયેલા પિતા-પુત્ર-પૌત્ર વગેરેની જે અનુક્રમણી તે; વંશમાં થયેલા પુરૂષોની યથાક્રમ નોંધ તે; પેઢીનામું.

**વંશવૃક્ષ,** ન૦ [સં.] વંશનો શાખા પ્રશાખાવાળો વિસ્તાર બતાવતું પેઢીનામું તે.

**વંશી,** વિ૦ વંશનું; કુટુંબનું:-સૂર્યવંશી.

**વંશી.** સ્ત્રી૦ વેણું; વાંસળી; વાંસની ફુકીને વગાડવાની ભુંગળી.

**વા,** પું૦ [ સં. વાયુ ] વાયુ; પવન. (૨) શરીરના વાયુનો વિકાર-સાંધા દુઃખે એવો એક રોગ (૩) વાઇનો રોગ; ફેફરૂં. (૪) મનસ્વી તુરંગ; લહેર; મનનો ફાટો; વિચારનો ઉછાળો-જોસ. (૫) મગરૂબી. (૬) જીવ; ચૈતન્ય; પ્રાણવાયુ. ક્રિ૦ પ્ર૦ વા આવવો=સાંધા દુખવા. (૨) વિચારનો જોસ આવવો; તરંગ ચઢવો. વા કાઢી નાંખવો=પ્રાણવાયુ જતો રહે એમ કરવું-મારવું-ધમકાવવું તે. વાખાતું કરવું=રખડાવવું; નહિ ફાવવા દેવું. વાખાવો=રખડવું; નહિ અર્થ સરવો. વા નીકળી જવો=મરી જવું. (૨) થાકી જવું, કાયર થઇ જવું. વા વહાવો=અસર થવી:-સસારનો વા વહાયો નથી. (૨) અમુક જાતના વિચાર કે ભાવનાઓની ખૂબ પ્રવૃત્તિ થવી:-હમણાં એવો વા વહાયો છે કે જે તે અમુક વાતપર દોડયુજ જાય છે. પ્રસર પસરવો; ઘેનછા આવવી. રૂ૦ પ્ર૦ વાએ ચઢવું=લહેરે ચઢવું; મનસ્વીપણે કામ કર્યે જવું; ઉડેલની પેઠ કામ કરવું; ખીલવું. ઉશ્કેરાવુ-આનંદે ઝુમવું=કાર્ય કરવું. કહે૦ વા સાથે લડે એવું=સહેજ સહેજમાં લડી ઉઠે એવા સ્વભાવનું; લડકણું. વાનું ફોફું=સંગીન નહિ પણ માત્ર પોચું જાડું. વાએજવું=ગર્ભ ઉડી જવો; અધુરે જવું; રજ ચઢીજવું તે. વાના ઘોડા=જેવો તુરંગ આવે તેવું કરનારા;-દઢ વિચાર ઉપર નહિ રહી શકે એવા; વાએ-ચલ, ના ઘેલું=મનસ્વી. વા કઢવું=સહેજ કડવું.

**વા,** અ૦ અથવા; કિંવા; યા. (૨) વાત આ શું કર્યું?

**વાઇ,** સ્ત્રી૦ એક મહા મોટો પીડાકારી અસાધ્ય વાયુરોગ. એથી શરીર ખેંચાય છે, મોઢે ફેણ આવે છે અને હાથપગ તણાય છે, ફેફરૂં, હિસ્ટીરિયા.

**વાઉ,** સ્ત્રી૦ પગને તળિયે પડતા ચિરાડા તે:-વાઉફાટી છે. (૨) વિ૦ બેવકુફ; વાયલ; ઢંગ વગરનું.

**વાએજ.** જુ. વાયજ.

**વાએડું,** વાયડું.

**વાએદો,** વાયદો.

**વાક્,** સ્ત્રી૦ [સં.] વાણી; બોલી; બોલવું તે. (૨) વચન; બોલ વાક્ચાતુરી=બોલવાની ચતુરાઇ તે; બોલવાની ખુબી. વાક્પટુતા=બોલવાની છટા.

**વાક,** પુ૦ (સ્ત્રી) ગંધાય એવું ચીવટ સત્વ તે; કસ; ચિકાશ; સાર. (૨) દમ; બળ, જોર; સત્વ (૩) પાણી; તેજ; નૂર.

**વાકડવું,** વિ૦ સહેજ કડવું. (૨) હઠીલું. (૩) સહેજમા વાંકું પાડે એવું.

**વાકફ,** વિ૦ [અ वाकिफ] વાકેફ; જાણીતું.

**વાકળો,** પું૦ વહેળો; નાળુ; નહેર.

**વાકેફ,** વિ૦ માહિતગાર. જાણીતું; ભોમિયું; પ્રવીણ; નિપુણ.

**વાકેફગારી,** સ્ત્રી૦ માહિતી; જાણ; ખબર. (૨) પ્રવીણતા.

**વાકય,** ન૦ [ સં. ] પૂર્ણ અર્થ બતાવતો એકથી વધારે શબ્દોનો જે સમૂહ તે; એ અથવા વધારે શબ્દોનો પુરેપુરો વિચાર

દેખાડનારો શબ્દ સમુચ્ચય. (૨) વચન; કહેણ; કથન વાક્યરચના=વાક્ય બનાવવાની કળા તે. વાક્યાર્થ=વાક્યનો મુખ્ય અર્થ તે.

**વાક્‌વિદગ્ધા,** સ્ત્રી૰ [સં] સંકેતની વાણી બોલવામાં ચતુર સ્ત્રી; બોલવામાં કુશળ એવી એક નાયિકા.

**વાખ,** પું૰ તાડછાંના ફેંટા; દાંડાના દોરા જેવા રેસા. (૨) શિંગની બાજુની નસ-(નેસ)

**વાખરો,** પું૰ ભાગ્યો-તૂટ્યો તેમજ ઘરગતુ કામનો સરસામાન તે; ઘર ચલાવવાને ઉપયોગી સામાન તે.:-ઘરવાખરો.

**વાખદ,** વિ૰ વા લાગતાં ખદખદે એવું-વાથી ઉભળતું-આંખનું એક દરદ. વારંવાર થતું આંખનું દરદ અને તે દરદથી ઝીણી થઈ ગયેલી એવી આંખો તે.

**વાખો,** પું૰ વખો; ભૂખમરાની પીડા; ભૂખનું દુઃખ તે; આજીવિકાની સંકડામણ તે, આપદા. (૨) કમબખ્તી; મુસ્કેલી; વિપત. સાંસો.:-ખાવાના વાખા છે. વખાનાં માર્યાં પરદેશ ભટકે છે.

**વાગ,** સ્ત્રી૰ વાણી; બોલી. વાગ્‌દાન, વાગ્‌દેવતા, વાગ્‌બાણ.

**વાગડિયું,** વિ૰ વાગડનું, વાગડ સંબંધી. (૨) ન૰ અમુક તરેહથી છાપેલું છયલ-સ્ત્રીઓને પહેરવાનું એક જાતનું કપડું.

**વાગવું,** ક્રિ૰ અ૰ એક વસ્તુ બીજીને જોરથી અથડાવી-લાગવી તે; અથડાવું; ચોટ-ધક્કો-લાગવો; ઉપર આવી ટિચાવું; પછડાવું.:-તેને મારી સોટી લાગી. (૨) ઇજા થવી; આઘાત લાગવો.:-છરીવાગી, કુહાડીવાગી. (૩) ઠોકાથી અને ફુંક વગેરેથી અવાજ નીકળવો; અંદરથી-અવાજ થવો. :-ઢોલ વાગ્યું; ભુંગળ વાગી.

**વાગળું,** ન૰ વાગલુ એક રાત્રિચર પંખી; વનવાગોલ.

**વાગીશ,** પુ૰ [સં] બૃહસ્પતિ.

**વાગીશ્વરી,** સ્ત્રી૰ [સં] સરસ્વતી; શારદા.

**વાગો,** પું૰ વાઘો; ગળાથી ઘુંટણ લગીનો મોટો ડગલો. (૨) પોષાક.

**વાગોલ,** સ્ત્રી૰ રાત્રિચર પંખી.

**વાગોલવું,** ક્રિ૰ અ૰ ખાધેલું મોંમાં લાવી ફ-રીને ચાવવું; ચગળવું; ચાવવું; ધીરેધીરે ચાવીને ખાવું. (૩) મનન કરવું. ઢોર-જેમની ખરીમાં ફાટ હોય છે તે વાગોલે છે.

**વાઘ,** પું૰ [સં. व्याघ्र] પીળા રંગનું કાળા ચટાપટાવાળું એક હિંસક પશુ.

**વાઘણ,** સ્ત્રી૰ વાઘની માદા.

**વાઘબકરી,** સ્ત્રી૰ કાંકરીઓની એક રમત અથવા ખેલ બાજી.(૨)તરતાં પાણીમાં રમાતી અથવા જમીન ઉપર ખેલાતી એક રમત.

**વાઘબારસ,** સ્ત્રી૰ આસો વદ બારસને દિવસે પડતો દિવાળીનો પહેલો તહેવાર. એ દિવસે બારણામાં વાઘ કાઢવામાં આવે છે.

**વાઘમારુ,** વિ૰ વાઘ મારનાર; વાઘનો શિકારી. (૨) બહાદુર; શૂરવીર. (૩) ફીસિયારીખોર; મોટી મોટી બડાશની વાતો કરનાર; બાયલો; બીકણ.

**વાઘરણ,** સ્ત્રી૰ વાઘરીની સ્ત્રી. (૨) ફુવડ-નઠારી-ગંદી અને અમભ્ય સ્ત્રી; વાઘરણ.

**વાઘરી,** પું૰ [ सं. वागुरिक ] જાળ નાંખી પશુ પંખીઓ પકડી આજીવિકા કરનારો; અનાર્ય શિકારી; પારધી. (૨) એ લોકની એક નાત તે. (૩) જાળ નાંખી પંખી પકડનારાઓની જાતિનો એકાદ માણસ તે. (૪) મલિન અનાર્ય-નીચ માણસ તે.

**વાઘાંબર,** [સં.] વાઘના ચામડાનું વસ્ત્ર તે; વસ્ત્ર-પાથરણું-આસન તરીકે વપરાતું વાઘનું ચામડું તે, વાઘાંબરી=વાઘના ચામડાને વસ્ત્ર તરીકે વાપરનાર તે; શિવ; શંકર; જોગી.

**વાઘેણ,** સ્ત્રી૰ વાઘની માદા.

**વાઘેર,** પું૰ કાઠી લોકની એક જાત. એ-

ખામંડળમાં આ જાતના લોકો વસે છે.:-વાઘેરાનું તોફાન.

**વાઘેલો,** પું૦ રજપૂતની એક પેટા જાતિ-શાખા. પાટણની ગાદી ઉપર સોલંકીઓ પછી વાઘેલા આવ્યા હતા. :-કર્ણ વાઘેલો, વાઘેલી રાણી=વાઘેલા રજપૂત-પિતાની કન્યા તે.

**વાઘો,** પું૦ વાગો; ગળાથી ઘુંટી લગીનો સુંદર ડગલો. (૨) પોષાક.

**વાચ,** સ્ત્રી૦ વાચા; વાણી; બોલી; ભાષા.

**વાચક,** વિ૦ બોલનાર; બોલતું. (૨) દર્શક; દેખાડનાર બોધક. :-ગુણવાચક. (૩) વાંચનાર. અવાચક=જેને વાચા ન હોય તે. (૨) અજ્ઞાન; બોલવાની શક્તિ રહિત. :-અવાચક જીવ બિચારો શું કરે?

**વાચન,** ન૦ વાંચવું તે; પાઠ કરવો તે. (૨) વાંચવાની ઢબ-છબ તે. :-એનું વાંચન બહુ સારૂં છે.

**વાચસ્પતિ,** પું૦ બૃહસ્પતિ; દેવના ગુરુ. (૨) વિદ્યાનો ભંડાર. (૩) ડાહ્યો.

**વાચા,** સ્ત્રી૦ [સં] બોલી; વાણી. (૨) બોલવાની શક્તિ. ઉ૦ વાચા નહિ તે બોલે કેમ.

**વાચાળ,** વિ૦ જેને બોલવાની ખૂબ છુટ હોય એવું; ધડેડાટ બોલતું; છટાદાર બોલી બોલનારૂં. (૨) બહુ બોલું; બોલ બોલ કરનારૂં; વાતોડું. વાચાળપણું=બહુ બોલવાપણું.

**વાચિક,** વિ૦ [ સં. ] વાણીનું બોલી સંબંધી; મુખનું; વચનથી કરેલું એવું. :-વાચિક પાપ. :-કાયિક-વાચિક.

**વાચ્ય,** વિ૦ [સં.] બોલવા જેવું; બોલવા જોગ. (૨) બોલેલું; કહેલું.

**વાચ્યાર્થ,** પું૦ [સં.] ખુલો-સ્પષ્ટ અર્થ તે. બોલેલા બોલનો જે ચોખ્ખો અર્થ થતો હોય તે

**વાછટ,** વાછંટ.

**વાછડું,** ન૦ [ સં. वत्स] ગાયનું બચ્ચું, વાછડી, વાછડો, વાછરડું.

**વાછરડી,** સ્ત્રી૦ ગાયનું માદા બચ્ચું; વાછડી; નાની ગાય.

**વાછરડું,** ન૦ વાછડું.

**વાછરડો,** પું૦ ગાયનું નર બચ્ચું; વાછડો; વત્સ; ધોલ્યો.

**વાછરૂ,** ન૦ [સં.वत्स] ગાયનું બચ્ચું; વાછડું.

**વાછલ,** [સં. वत्सल] વહાલું; પ્યારૂં. (૨) લડાવેલું; લાડકું; લાડમાં ઉછેરેલું.

**વાછંટ,** સ્ત્રી૦ પવનથી ઉડેલા વરસાદના છાંટા; વરસાદનાં ફોરાં પડવાં-ઉડવાં તે.

**વાછંટિયું,** ન૦ વરસાદની છાંટ આવતી અટકાવનારૂં પાટિયું; ઘરમાં-બારીમાં વરસાદની છાંટ આવે નહિ તે માટે બાંધેલું ટાટું. (૨) છજું.

**વાછુટ,** સ્ત્રી૦ અધોવાયુ; પાદ.

**વાજ,** વ્યાકુળ થઈ જવાનું તે; તોબા; ત્રાસ; હેરાન થવાનું તે. (૨) હારી જવું તે. ક્રિ૦ પ્ર૦ વાજ આવવું=તોબા તોબા પોકારવી; કાયર થઈ જવું; હેરાન થવું. ઉ૦ દામોદર આવું વાજ, વહેલા વળજો હો રાજ!

**વાજણ,** સ્ત્રી૦ સારી ઓલાદ ઉત્પન્ન કરે એવી ઘોડી; ઘોડારમાંની મુખ્ય મોટી અને સારી જાતની ઘોડી તે.

**વાજબી,** વિ૦ [અ. वाजिब] યોગ્ય; બરોબર; યુક્ત. (૨) ખરૂં; સત્ય; રાસ્ત. (૩) ઉચિત; લાયક; વાજ્બી.

**વાજવું,** ક્રિ૦ અ૦ વાગવું; ઠોકવાથી અથવા ઘસવાથી અવાજ નીકળવો; ખડખડવું; ગાજવું; સૂર થવો. રૂ૦ પ્ર૦ વાજતે ગાજતે=બડી ધામધુમથી; ઠાઠમાઠથી ઢોલે ડંકા દેતા એમ. (૨) ચાહન, જાહેરનીતે.

**વાજંતર,** ન૦ વાજાં, ઢોલ, સરણાઇ વગેરે જે વાદિત્ર તે. ઉ૦ વાજંતર વાગિયાં.

**વાજાં,** ન૦ વાજંતર, વાજાંવાળા=ઢોલ પ:-

ધમ, પિપુડી વગેરે વગાડનારા.

**વાજિયા,** વિ૦ પાણી પાઇને પકવેલા ઘઉ તે. ઘઉંની એક જાત.

**વાજિંત્ર,** ન૦ વાજુ; વાદિત્ર.

**વાજી,** પું૦ સારી ઓલાદનો ઉચા તુખમનો જે ઘોડો તે. અશ્વ; હય. ૨૦ પ્ર૦ વાજીઘુલ વજુદ=પોતાની મેળે હયાતીમાં આવેલું.

**વાજીકરણ,** ન૦ સારૂ પુરુષત્વ આપનારી જે ઔષધક્રિયા તે; બળ વીર્ય આપે એવો જે પ્રયોગ તે. (૨) વિ૦ બળ–વીર્યવર્દ્ધક; જાદું.

**વાજુ,** ન૦ ઠોકવાથી, ફુકવાથી અને ઘસવા કે થરકાવ્યાથી અવાજ કાઢે એવી બનાવટ તે; વાદ્ય; વાજિંત્ર. (૨) મંડળ; ટોળુ; જૂથ ધાડું. :–વઠેલ વાજુ (૩) જમાવટ.

**વાઝડું,** ન૦ પવનનુ તોફાન; વાવાઝોડુ.

**વાઝોડું,** ન૦ વાવાઝોડું.

**વાઝોડું,** ન૦ વાઝોડું.

**વાટ,** સ્ત્રી૦ રસ્તો; માર્ગ; પથ વાટે ને ઘાટેરે, વગેરે છો વ.તે. દયા (૨) ખોટી–રહેવુ–થવું તે; પ્રતીક્ષા–ગહ ઉ૦ વાટ જોઇ જોઇ હું વાજ આવી. (૩) દિવેટ; બત્તી; કાકડો. (૪) લોઢા કે પથ્થરનો ગાડીના પૈડા પર ચઢાવવામા આવતો પાટો ક્રિ૦ પ્ર૦ વાટ ઉઠવી=બળવું; જવા દેવું; કટાળાને પડતું મૂકવું. વાટ જોવી=રાહ જોવી, ખોટી રહેવુ; વણસવુ. વાટ પડવી=રસ્તો થઇ જવો, છિદ્ર પડવુ, હમેશ–નિર્બંધ થઇ જવું :–ઝાડાની વાટ પડી, હવે અરીણે પણ ઝાડો અટકતો નથી. વાટ પાડવી= છિંડુ–પાડવું; ધાડ પડવી, લુટ ચલાવવી. વાટમારૂ=લુટારો; ચોર, ધાડપાડ.

**વાટકી,** સ્ત્રી૦ વાડકી, છાલિયું. વાટકી=ચિતામા–ઉ૦ વાટકડીમાં દહોતી ગોરી ગાય જો.

**વાટખરચ,** ન૦ મુસાફરી જનારને વાટમાં થનારૂ ખરચ તે; મુસાફરી દરમિયાન લાગતું ખરચ

**વાટખરચી,** સ્ત્રી૦ મુસાફરી દરમિયાન ખરચવાની રકમ તે. વાટમાં લાગતું ખરચ તે:–પરદેશ જવા માટે તમારે વાટ ખરચી આપવી જોઇશે.

**વાટણિયો,** પું૦ વાટવાનો ગોળ પથરો, નિશાતરો ઉપરવટણો.

**વાટણી,** સ્ત્રી૦ વાંટણી, વહેંચણી; ભાગ પાડી આપવા તે

**વાટણો,** પુ૦ વાટવાનો ગોળ પત્થર; નિશાતરો.

**વાટપાડુ,** પુ૦ વાટે–રસ્તે અટકાવી લુટનાર. (૨) ખેતરની વાડ–ઘર વગેરે ફાડી–વાટ પાડીને લુટનાર, ખાતરપાડુ. (૩) નવો રસ્તો કાઢનાર; લુટારો; ચોર.

**વાટમારૂ,** પું૦ મુસાફરોને મારીને લુટીલેનાર. (૨) મારનારો.

**વાટલો,** પુ૦ અરધાથી નાનો ચોખાનો કણ; મોટી કણકી.

**વાટવુ,** ક્રિ૦ સ૦ કુટી–ખુદીને બારીક કરવું, કચરવું; કુટવુ; ખાંડવુ. (૨) વહેંચવુ; ભાગ પાડવા, ભાગલા કરી આપવા.

**વાટવો,** પુ૦ પાન સોપારી અને પૈસા વગેરે રાખવાની પડ–ખાના પાડેલી સરકિયા દોરીવાળી થેલી કોથળી તે.

**વાટસરૂ,** પુ૦ વાટે સરનારો તે, મુસાફર, પ્રવાસી, પથી.

**વાટિકા,** સ્ત્રી૦ [ सं. ] ફલબાગ; બગીચો; વાડી, ઉદ્યાન. (૨) વાડકી

**વાટી,** સ્ત્રી૦ નાળિયેરમાથી નિકળેલા સુકા કોપરના ગોળાનો કચોળા જેવો અર્ધો ભાગ તે, કાચલી (૨) વાડકી

**વાટું,** ન૦ ઓઘરણાના ધાટનું એક વાસણ.

**વાટુઓ,** પુ૦ વાટવો; મોબંધ કરવાની સર-

કિયા દોરીવાળી ખાનાંદાર કોથળી.

**વાટો**, પું૦ ગોળ લાંબો વિટો તે; વિંટલો. પત્તરવેલિયાંનો વાટો. (૨) ચુનાનો લાંબો ગોળાકાર તે. ચોકડીમાં ભિંત જોડે વાટો નાંખજે નહિ તો પાણી ચૂસે. (૩) ચામડીની કરચલી; વલ્લિ; વિંટલો :–સુખ ને સંતોષ હોય ત્યારેજ પેટે વાટા પડે. (૪) તરંગ; લોઢ; મોજું.

**વાડ**; સ્ત્રી૦ જમીન કે ખેતરની આસપાસ કાંટા કે કાંટાવાળાં ઝાડ વાવીને કરેલો આંતરો તે; ઝાંખરાંની આડ–દિવાલ તે.: વાડવાળું ખેતર ભેળાય નહિ. (૨) મહોલ્લો; માઢ; વાસ; ફળિયું; પાડો; વાડો :– કાપડીવાડ. રૂ૦ પ્ર૦ વાડ તેવો વેલો= જેવો રાજા તેવી પ્રજા. વાડ સાંભળે, વાડનો કાંટો સાંભળે=બહુજ ધીરેથી મંત્ર વગેરે છાની વાત બોલવી–કોઈ નહિ નેકોઇપણ સાંભળે નહિ માટે. વાડ તુરિયાં ગળે=જેનો આશ્રય તેજ હણે ત્યારે શું કરવું, એમ. વાડ બાંધવી=આસપાસ રક્ષક જમાવટ કરવી. સારા નરસા કામ માટે સાથ જમાવવો. જુઓ વાઢ.

**વાડકી**, સ્ત્રી૦ પેય ભરવાનું નાનું પાત્ર; છાલી; પ્યાલી.:–થાળી વાડકી. રૂ૦ પ્ર૦ વાડકીનો વહેવાર=રાંધેલું આપવા લેવાનો વહેવાર તે.

**વાડકો**, પું૦ જમતી વખતે નરમ ખોરાક લેવાનું પાત્ર; મોટી વાડકી; પ્યાલો; કાંસિયો; છાલું.:–વાડકો ભરીને દૂધ પી ગયો. વાટકડો; કટોરો.

**વાડવ**, પું૦ [ सं ] બ્રાહ્મણ; વિપ્ર; દ્વિજ.

**વાઢવું**, ક્રિ૦ સ૦ વાઢવું; કાપવું; છેદવું. (૨) ચીરવું. (૩) જુદું પાડવું. (૪) બાતલ કરવું.

**વાઢિયું**, ન૦ વાઢિયું; ખજુર ભરવાનો સાદડાંનો થેલો.

**વાડી**, [ सं. वाटिका ] બાગ, બગીચો; ઉદ્યાન. (૨) માથે ફૂલ ગુંથવાં તે; ફુલનો શણગાર કરવો તે :–બેનને વાડી ભરાવો. (૩) બાજુએ અડાળીઓ ઉતારેલું જમણવાર માટેનું ખુલ્લું મકાન; નાતવરા કરવાની બંધિયાર થોડી પડાળીઓ અને છુટા ચોકવાળું ચોગાન તે. (૪) હુકા નાળચાની ઝારી.

**વાડો**, પું૦ ચોમેર વાડથી આંતરી લીધેલું ચોગાન;કાપણી કરેલો પાક પુળા અને ઘાસ વગેરે નાંખવા–રાખવાનું બંધિયાર ચોગાન તે. (૨) ઘરપાછળની બાંધયાર ખુલ્લી જગા; મોટી છિંડી તે. (૩) મહોલ્લો; પાડો; પોળ; શેરી; વાસ.:–લુહારવાડો, ઢેડવાડો. સંડાસ; તાજખાનું; પાયખાનું; જાજરૂ. (૫) પક્ષ; તડ; તરો, સમૂહ; જૂથ. ઉ૦ વાડોવાળી બેઠાર. ક્રિ૦ પ્ર૦ વાડો વાળવો=પક્ષ–તડ–ટોળું બાંધવું. વાડેજવું=ઝાડે જવું.

**વાડોલિયું**, ન૦ નાનો વાડો; વાડથી આંતરેલી થોડી જગા. (૨) ઢુંગલું; નાનાં બાળ ઝાડના રક્ષણ માટે તેની આસપાસ કરેલો વાડનો આંતરો તે.

**વાઢ**, પું૦ ચીરો; કાપ; ઘા; જખમ. (૨) કાપવાની શક્તિ તે:–આ છરીનો વાઢ બહુ સારો છે. (૩) ધાર; તીક્ષ્ણતા. (૪) શેલડીનું ખેતર–વાવેતર તે. (૫) કોહલ; શેલડી પીલવાનું યંત્ર. ચીચુડો. ક્રિ૦ પ્ર૦ વાઢમૂકવો=કાપવું; આડું કાપવું તે. ઉભું રદ કરવું, બગાડી નાખવું. રૂ૦ પ્ર૦ વાઢકાપ= શરીરના કોઇ અવયવ ઉપર કાપકુપ કરાવવી તે; ગડગુમડ વગેરે કાપવાં છેદવાં તે. તકરાર કરી કંઇક ઓછું કરવું–કરાવવું તે. સુતારી કામકાજ તે. લડાઈટંટા અને કુસંપ કરાવવો તે.

**વાઢકુટિયો**, પું૦ વાઢકાપ કરનારો; શસ્ત્રવૈદ્ય. (૨) આમતેમ ઉંધું ચત્તું કરનારો; આમ

તેમ જ્યાં ત્યાં બગાડે કે લડાઈટંટો ઉભો કરાવે એવો ખટપટિયો.

**વાઢવું**, ક્રિ૦ સ૦ આડું કાપવું; જુદું પાડવું; (વહેરવાથી ઉલટું) આડા-ભાગ પડે એમ કરવું; તોડી જુદું કરવું; કાપી નાખવું. (૨) ચીરવું; ફાડવું. કાપ પાડવો; ચીરા પડે એમ કરવું. (૩) ખાતલ કરવું; કાઢી નાખવું; કાપકુપ કરવી.

**વાઢિયું**, ન૦ ખજુર ભરવાની (ભરેલી) સાદડાની ગુંણ; ખજુરીનાં છોટાંની ગુંથેલી થેલી; છોટાં-સાદડાંનો પોચો કરંડિયો.

**વાઢિયો**, પું૦ ઉત્કટ ઇચ્છા; ખૂબ-હોંશિલી ભવના; ઉમેદ; લલુતા. (૨) ચડસ; મોટો ઉમળકો ઉછરંગ. (૩) વાઢો; સુતાર; કાપનારો.

**વાઢી**, સ્ત્રી૦ ઘી વગેરે ભરવાનું નાળચાવાળું વાસણ; ઝારી.:-વાઢીએ ઘી પિરસવું.

**વાઢો**, પું૦ વાઢનારો-સુતાર.

**વાણ**, સ્ત્રી૦ વાણી; બોલી. ઉ૦ સાચી વદજો વાણ. (૨) ફાયદો-લાભ થાય એમ મળવું તે; કિફાયત. :-વાણ પડતું લેવું. (૩) ન૦ શણ, ભિંડી અને બીજા વનસ્પતિ રેસાઓની દોરી તે. :-વાણ ક્હોઇ ગયું ને ખાટલો ભાગી પડી ગયો. ખાટલાનું વાણ. (૪) સ્ત્રી૦ કસર; ટાંચ; કમીના; ઓછપ. :-વરામાં જરાએ વાણ આવવા દેતા નહિ.

**વાણ**, ન૦ વહાણ; નાવ; નૌકા. દરિયા પર તરતું વાહન-યાન તે.

**વાણવટી** પું૦ વહાણ ઉપર વૃત્તિ કરનારો; વહાણ ચલાવનારો; વહાણનો માલીક-વહાણ રાખી ધંધો કરનાર ખલાસી.

**વાણિજ્ય**, ન૦ [સં.] માલ લેવા આપવાનો અને નાણાંની ધીરધાર વગેરેનો ધંધો તે; વેપાર.

**વાણિયણ**, સ્ત્રી૦ વાણિયાની સ્ત્રી; સ્ત્રી વણિક; વાણિયેણ. (૨) વણજારી.

**વાણિયાશાહી**, વિ૦ વણિકની ઢબ-નીતિ રીતિનું. ના૦ વાણિયાની માફક કામકાજ ચલાવવાં તે; કરકસરિયો શાંત અને ખામોશવાળો કારભાર તે.

**વાણિયો**, પું૦ [ સં. वणिक् ] વેપાર ધંધો કરનારી એક જાતિ અને તેમાંનો એકાદો માણસ તે; વૈસ્ય; વણિક. (૨) વેપારી; મોદી. ક્હે૦ વાણિયા મુંછ નીચી=પાછા પડયા તોપણ કંઇ નહિ, કાર્ય સરે એટલે બસ.

**વાણી**, સ્ત્રી૦ [સં.] વાચા; સ્પષ્ટ ઉચ્ચારેલો-અવાજ-સ્વર તે; બોલી; (૨) ભાષા. (૩) રાગ. (૪) સરસ્વતી. :-કાગ કપોતની વાણી. ક. દ. ડા.

**વાણું**, ન૦ વહાણું; સવાર. (૨) પ્રભાત; મળસકું. વાણેલું, વાણલિયું. કવિતામાં વપરાય છે. ઉ૦ વાણલિયાં ભલે વાયાં રે.

**વાણો**, પું૦ વણતરમાં નંખાતા જે આડા તાંતણા-સુતર તે. ઉભા તાતણા તે 'તાણો' ને આડા-પને પડતા તાણા તે 'વાણો' ક્હેવાય છે.

**વાણોતર**, પું૦ ગુમાસ્તો; વેપારીનું નામું લખનાર તથા સોદા વગેરેનું કામ કરનાર નોકર; મહેતો. ઉ૦ વિશ્વાસુ વાણોતર ક્યાં છે મારા ?

**વાણ્ણું**, ન૦ વાયણું; ઉમળકાનું-અભિનંદક જમણ તે. તરતનાં પરણેલાં વરકન્યાને અને સીમંતવાળી સ્ત્રી વગેરેને હોંસનુ જમણ આપવું તે.

**વાત**, પું૦ [ સં. ] પવન; વાયુ. (૨) શરીરમાંહેલો વિકારી થયેલો વાયુ, અને તેથી ઉત્પન્ન થતા રોગો વગેરે તે.:-વાતપિત્ત, વાતરક્ત; સંધિવાત-વગેરે તે.

**વાત**, સ્ત્રી૦ [ સં. वार्त्ता ] વાર્તા; કથા; કહાણી; ગાથા. (૨) બીના; હકીકત.:-ત્યાંની વાત કહો ? (૩) ઇતિહાસ; તવારીખ. (૪) બ્યાન; વર્ણન. (૫) સમા-

ચાર; ખબર. (૬) વિષય; બાબત:--આ વાત તારા કામની નથી. (૭) વિનતિ; અરજ:-- ગરીબની વાત કોઇ સાંભળતું નથી. (૮) લોકમા ચાલતી ચર્ચા; કુથલી નિંદા:--લોક ગમે તેવી વાત કરે તેથી શું? (૯) ગપ; ખોટી અફવા; ગપાટો. એવી વાત ચાલી છે કે, ગાય બોલે છે. (૧૦) હાલત; સંસ્થિતિ; સામર્થ્ય. પૈસાદારની વાત જુદી, તે ચાહે સો કરે, ને ગરીબની વાત જુદી. (૧૧) મુદ્દો; ધારેલો હેતુ-કર્તવ્ય, ધારણા; દરખાસ્ત વગેરે:--કમિટીમાં એની વાત મારી ગઈ. (૧૨) શિખામણ; કહેણ (૧૩) મંત્ર; ખાનગી બાબત. ક્રિ૰ પ્ર૰ વાત ઉડાડવી= મુદ્દાનો વિષય મૂકી દેવો ને બીજી બાબત ઉપર બોલવા માંડવું. ગપ ચલાવવી, વાત કહેવી, જેમાં રસ પડે એવો બનાવ કહી સંભળાવવો વાત કહું=વાતને બહાને ખાનગીમા બોલાવવું; ઉભું રાખવું, ખોટી કરવું. ઉ૰ હું વાત કહું ઉભાં તે રહોની અલબેલી. વાત ચાલવી= ગપ ચાલવી; ચર્ચા ચાલવી; નિંદા થવી વાત પામવી=જાણી જવું; સમજાઈજવું. વાત ફોડવી=ખાનગી બાબત જાહેર કરવી, મંત્ર ભાગવો. વાત બનાવવી=ગોઠવણ કરવી; જુઠાણું ઉભું કરવું. વાત મળવી= સમાચાર મળવા; બીજાની મારફત જાણવું વાત મારીજવી=મુદ્દાની બાબત ઉડી જવી, ધારેલી બાબત નહિ પાર પડવી રૂ૰ પ્ર૰ વાત કરવાનું ઠેકાણું=સુખ દુઃખની બાબત જણાવાય એવું પ્રિય-ખાસ માણસ તે, ખાનગી વાત કરી હૈયું હળવું કરવાનું ઠેકાણું. વાતનું વતેસર=પિંજણું પાર્યું-- કાગનો વાઘ કરવો તે વાતે વળગવું=બીજું કામ રહેવા દઇ રસની વાતમાં રોકાવું; વાતમા ગુલતાન થઇ જવું.

**વાતગરૂ**, વિ૰ વાત કર્યા કરવાની ટેવવાળુ; વાતોડું.

**વાતગુલ્મ**, ન૰ [સં.] બાધળુ ગડ. વૈદકમાં આના ત્રણ ચાર પ્રકાર છે, અને તે પીઠે, તથા પાસાંએ થાય છે. પાડુ.

**વાતઘ્ન**, વિ૰ [સં.] વાયુને હઠાવનારૂ, વાતહારક. દવા-ઓષધ તે.

**વાતચીત**, સ્ત્રી૰ કામકાજ સંબંધી અથવા ખાલી ગપ્પાં જેવું સંભાષણ તે; વાત તે. ચિત્ત રાખીને કોઇ ખાસ બાબત સંબંધી ખાનગી મસલત કરવી તે.

**વાતજ્વર**, પું૰ [સં.] અજીર્ણને લીધે પેટમાનો વાયુ વિકારી થવાથી આવતો તાવ તે

**વાતંડ**, સ્ત્રી૰ લાગી લાબી વાત તે; ટાયલું. (૨) વા-તોડ=નહિ દેખાય એવી ચુના માટી વગેરેની બનાવટમા કે લાકડામાં પડેલી તરડ ચીર તે

**વાતાયન**, સ્ત્રી૰ [સં] બારી.

**વાતરક્ત**, ન૰ [સં] શરીરમાં રહેલા વાયુના પ્રકોપથી થયેલો રોગ, હાથ પગ અને બીજા અવયવો સુજી તેમાંથી ઝાખું પાણીજેવું લોહી-રસી ઝર્યા કરે એવો એક રોગ, પત.

**વાતાવરણ**, ન૰ [સં.] પૃથ્વીની આસપાસ વિંટાયેલું વાયુનુ પડ-આવરણ તે, પૃથ્વીના ગોળાની ચોફેર રહેલી હવા તે. (૨) સંસ્થિતિ; હાલત; વર્તમાન વૃત્ત તે:-- હાલ તો ત્યાંનું વાતાવરણ સુભિન્ન છે. વાદળ, સંજોગ વગેરે તે

**વાતી**, સ્ત્રી૰ વાટ; દિવેટ; બત્તિ (૨) જેની ધુણીમાથી સુવાસ આવે એવી સુગંધિદાર વનસ્પતિ દ્રવ્યોની સળી, અગરબત્તી.

**વાતુલ**, પુ૰ વાનો ગોટો; પવનનો ગોળો (૨) વિ૰ વાવાળુ; વાયલ

**વાતોડું**, વિ૰ વાતગરૂ, વાચાળ

**વાત્સલ્ય**, ન૰ [સં.] વત્સલતા, મમતા,

માયા; બાળક વગેરે ઉપરનો જે દયાળુ-તાવાળો સ્નેહ તે. (૨) દયાળુના.

**વાદ**, પું૦ [ સં. ] કોઈ પણ બાબતના નિર્ણયને માટે બે અથવા વધારે જન વચ્ચે પ્રશ્નોત્તર રૂપે જે સંભાષણ થાય તે; નિર્ણય-તારણ માટેનું ભાષણ તે. (૨) સામ સામે તકરાર કરવી તે; ભાંજગડ; ચર્ચા; ઊહાપોહ. (૩) કજિયો; ટંટો (૪) ફરિયાદ. (૫) સ્પર્ધા; સરસાઈ; હરીફાઈ. (૬) છંદ; મમતા; રાડો. ઉ૦ મારી બેનોને સખીઓના વાદે, મારે જાવું મેવર બ લાડે.

**વાદન**, ન૦ [ સં. ] વગાડવું તે; બજવણી. (વાધની.)

**વાદવિવાદ**, પું૦ [ સં. ] સામ સામી પ્રશ્નો પૂછવા અને ઉત્તર આપવા સબંધી જે ભાષણ તે; વાદ; સંભાષણ. (૨) તકરાર; ભાંજગડ; પંચાતી.

**વાદળ**, ન૦ આકાશમાં ઘુમાતો બાફ-વરાળનો સમૂહ તે; ગરમીથી પાણી સોસાઈ થયેલી ધુમાડા રૂપ આકાશમાં ગોટાતી દેખાય એવી વરાળ; અભ્ર; આભલું; ઘનસમૂહ-મેઘ મંડળ તે. (૨) અણગમતો અવરોધ; અડખીલી. (૩) ભય; સંકટ, દુઃખ વગેરેનો ઘેરવો-ઓઘ તે. (૪) છાયા; ઢાંકણ; આવરણ. ક્રિ૦ પ્ર૦ વાદળાં આવવાં=વરસાદનાં પગરણ થવાં. વાદળ ઘેરાવું=ભય-દુઃખનો ચઢાવો ઝઝુમી રહેવો તે; વાદળ ચઢવું. વાદળ વિખરાવું=સંકટ-દુઃખ ઉતરી જવું. રૂ૦ પ્ર૦ દળવાદળ=ખૂબ ભરાવો; બહુ મોટો ચઢાવો.

**વાદળી**, સ્ત્રી૦ ભુંખરી ને આછી વરાળનો આકાશમાં ઘુમાતો સમૂહ તે; લગભગ જળરૂપ થઇ ગયેલી વરાળનો સમૂહ તે. ઉ૦ આ વાદળીઓએ ઘુમાઘુમ માંડીરે. રૂ૦ પ્ર૦ વાદળી તાપ= આછી વાદળીઓમા થઇને પડતો કડક તડકો તે; ચોમાસાનો વાદળીમાં થઇને પડતો બહુજ આકરો તડકો તે. ઘેરાવો ગગડે અને વાદળી તો વરસે અર્થાત્ મોટા ફુફવાડા=ફડાકા મારે, જ્યારે નાના માણસો તો કરી દેખાડે. (૨) વિ૦ વાદળાના જેવા રંગનું; ભુરૂં.

**વાદળી**, સ્ત્રી૦ દરિયામાં ખડકોને ચોટી રહીને થતાં હાડ રહિત દરિયાઇ પ્રાણીનું મધપુડા જેવાં કાણાં કાણાંવાળું પોચું અને આછા પીળા રંગનું સુકું શરીર-ખોખું. આ કાણાં કાણાંવાળાં ખોખાં પાણીમાં બોળતાં ભરાય છે'ને દાબતાં ઝટ નિચોવાય છે. ગડગુમડ ધોવાના કામમાં તેનો ઉપયોગ થાય છે.

**વાદળું**, ન૦ વાદળ. (૨) અણગમતું આવરણ. (૩) સંકટ; દુઃખ, વગેરે તે.

**વાદિત્ર**, ન૦ વાજું; ઢોલ; ભુંગળ; સારંગી; વગેરે તે; વાદ્ય.

**વાદી**, વિ૦ વાદ કરનાર; તકરારી. (૨) પહેલી ફરિયાદ-અરજ કરનાર; દાદ માગનાર; ફરિયાદી. (૩) અમુક એકાદા મતવાળુ; એક વાતને સમર્થન કરવાના આગ્રહવાળું:-અભેદવાદી. (૪) ગારૂડી; ખેલાડી; જાદુગર. (૫) સાપ, નોળ વગેરે પ્રાણીને પાળનાર; જંગલી અને ઝેરી પ્રાણીઓ પકડી, પાળી, કેળવી તેમનો ખેલ કરી બતાવી આજીવિકા કરનારી એક અનાર્ય જાતિ.

**વાદીગર**, પું. ગારૂડી; ખેલાડી; બાજીગર.

**વાદીલું**, વિ૦ વાદે ચઢી જાય એવું. (૨) મમતી. (૩) સ્પર્ધાળુ; ચડસીલું; છંદીલું.

**વાદ્ય**, ન૦ [સં.] વાજું; વાજિત્ર; વાજિંતર.

**વાધણ**, સ્ત્રી૦ અટકડી; હેડકી; અટકેલા શ્વાસનું રહી રહીને અવાજ સાથે બહાર નીકળવું તે.

**વાધણી**, સ્ત્રી૦ વાધણ; અટકડી.

**વાધર,** નં૦ વાધરડી.

**વાધરડી,** સ્ત્રી૦ લીલા-તાજા ચામડાની પટી-સાટ. કહે૦ વાધરડી માટે ભેંશ મારવીઃ-ઉંદર પકડવા ડુંગર ખણવો.

**વાધરી,** સ્ત્રી૦ વાધરડી.

**વાધવું,** ક્રિ૦ અ૦ વધવું; આગળ ધપવું; કલ્યાણ-સૌભાગ્ય-સારું થવું. (૨) બનવું.

**વાન,** અ૦ વાળું ને અર્થે વપરાતો પ્રત્યય.:-ધનવાન, પુત્રવાન થાઓ.

**વાન,** નં૦ શરીર; દેહ; બાંધો. ( ૨ ) શરીરનો વર્ણ; રંગ. ( ૩ ) સ્વરૂપ. ( ૪ ) ટાઢથી ઉખડેલી ચામડી. ક્રિ૦ પ્ર૦ વાન વળવું=શરીર અસલ ધાટમાં આવવું-ભરાવું તે. કહે૦ સોળે સાન ને વીસે વાન

**વાનગી,** સ્ત્રી૦ કોઈ સારી ચીજ વાપરી નાંખતાં બાકી રાખેલી શેષ તે; થોડી ને સારી નવાઈની ચીજ તે; નમુનો; માસલો.

**વાનપ્રસ્થ,** પું૦ [સં.] એક અવસ્થા વિશેષ; ત્રીજો આશ્રમ તે. બ્રહ્મચર્યાશ્રમ અને ગૃહસ્થાશ્રમ ભલી રીતે ગાળી સ્ત્રી સાથે વનમાં જઈ રહેવાની સ્થિતિ બ્રાહ્મણાદિક સ્વીકારે છે તે. ( ૨ ) વનમાં જઈને રહેવું તે. ધર્મ શાસ્ત્રોમાં બ્રાહ્મણાદિકની જિંદગીના ચાર ભાગ કરી તેને ચાર આશ્રમ એવાં નામ આપેલાં છે. બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ.

**વાનર,** પું૦ [સં.] માણસના આકારનું પણ પુંછડાવાળું વાણી રહિત એક અર્ધ જંગલી પ્રાણી; મર્કટ; માંકડું; કપિ; વાંદર. ૨૦ પ્ર૦ વાનરચેષ્ટા=ચાંદવાં કરવાં તે.

**વાનવું,** વિ૦ જંગલી; રાની.

**વાની,** સ્ત્રી૦ જાત; પ્રકાર.:-પાંચવાનીનાં પકવાન. (૨) નવા અન્નમાંથી બનાવેલો પદાર્થ; કુમળી જુવારનો પોંખ. (૩) રાખ, છાર. (૪) ચિતાની રાખ વાની વાળવી =બાળ્યા પછી ત્રીજે દિવસે ચિતાની રાખને નદીમાં નાંખી ટાઢી વાળવી.

**વાનીર,** નં૦ [સં.] એક જાતનું પાણીમાં થતું ઘાસ, નેતર; બરૂ જેવા સાંઠાનું ઘાસ.

**વાનું,** નં૦ ચીજ, વસ્તુ; જણસ.:-એકકે વાનું ભૂલતો નથી. (૨) વાત; બાબત.:-કેટલાં વાનાં યાદ રખાય, સાહેબ ! ( ૩ ) કપકાનાં વચન; વાક્ પ્રહાર.:-ચાકરને ઘણાંએ વાનાં કર્યાં. (૪) સમજુતી આપવી તે; વિનવવું તે; આજીજી; આગ્રહ; વિનંતિ. -વહેવાઈએ ઘણાંએ વાનાં કર્યાં પણ હું વધારે રહ્યોજ નહિ. (૫) અકેકું, નિરાળું કંઇ કંઇ તે; અકેકું સાહિત્ય-ઘરેણાં કેટલાં વાનાં થાય છે, તે કહે ? (૬) રીત; પ્રકાર; જાત.

**વાનો,** પું૦ એક જાતનો સુગંધિદાર પદાર્થ. ધૂપેલ-પીઠી વગેરેમાં પડે છે. ક્રિ૦ અ૦ વાનો ઘાલવું=વિવાહાદિકની દીક્ષા આપવી; પીઠી ચોળવી. ( ૨ ) લેપ; ખરડ; ખડી-રંગ વગેરેનો હાથ મારવો તે. ઉ૦ ચિત્ર ચાળીને, વાનો વાળીને, રંગ પુરીને. ઓખાહરણ.

**વાન્તિ,** સ્ત્રી૦ [સં.] ઉલટી; ઓકારી.

**વાપર,** પુ૦ વપરાવું તે; ખરચ થઈ જવું તે; ખપ; વપરાશ; ખરચ (૨) ઉપયોગ. (૩) ભોગવટો.:-એના ઘરમાં ખાંડનો વાપર છે.

**વાપરવું,** ક્રિ૦ સ૦ વાવરવું; ખરચવું; ખપમાં લેવું. (૨) ઉપયોગ કરવો; ભોગવવું. (૩) રોકવું, ભોગવટામાં રાખવું.

**વાપી,** સ્ત્રી૦ [સં.] વાવ; વાવડી; પગથિયે પગથિયે અંદર ઉતરાય એવો ખંડ પાડેલો લંબાકૃતિ કુવો તે '

**વાફો,** પું૦ [સં. વાષ્પ] બાફો; બીજમાંથી અંકુર ફુટાડવા માટે બીને બાફ આપવાને બનાવેલી ખાતર ને માટીવાળી પોચી જમીન; બીજ ફણગાવવાને બનાવેલો ક્યારો.

**વા-અસ્તું,** વિ૦ સગું, સંબંધી, સ્નેહી ને

ઓળખીતું તે; સંબંધી.

વા–આરૂં, ન૦ વા આવે એવું જાળિયું–બાકું તે.

વામ, સ્ત્રી૦ બે હાથ પહોળા કરી છાતી સાથે મપાતી જે લંબાઇ તે; આશરે ત્રણ ગજ, છ ફુટ જેટલી લંબાઇનું માપ તે. (૨) વિ૦ [સં.] સુંદર; મનોહરઃ–વામલોચના. વામોરૂ. (૩) ડાબુંઃ–વામ હસ્ત–વામાંગ. (૪) ઉલટું; અવળુંઃ–વામમાર્ગ. રૂ૦ પ્ર૦ વામકૂક્ષિ કરવી=જમીને ડાબે પાસે સૂઈ રહેવું તે.

વામણું, વિ૦ ઠીંગણું; નાના–ટુંકા કદનું; નીચું.

વામતા, સ્ત્રી૦ અધમતા; હલકાઇ; નીચપણું.

વામન, વિ૦ [સં.] ઠીંગણું; નીચું; ટુંકું. (૨) ના૦ વિષ્ણુનો પાંચમો અવતાર. વામન દ્વાદશી=ભાદરવા સુદિ બારસનો દિવસ તે.

વામમાર્ગી, વિ૦ આર્ય ધર્મ નીતિથી ઉલટી રૂઢિ–રીતનું; વામ સંપ્રદાયનું–વામમાર્ગ–ઉલટા માર્ગવાળા સંપ્રદાયને માનનારૂં તે.વામમાર્ગમાં મદ્ય, માંસ વગેરે નિષિદ્ધ પદાર્થો ને અવળો માર્ગ લેવાય છે. વેદમાર્ગથી ઉલટો માગ–સંપ્રદાય છે તેને મારનાર. (૨) દેવીભક્ત; શાક્ત; શક્તિને માનનાર.

વામવું, ક્રિ૦ સ૦ ભાર ઓછો કરવાને કાઢી નાખવું; કમીકરવું; બોજો ઘટાડવો. (૨) ઉલટી કરવી; કાઢી નાખવું; ઉછાળી બહાર ફેંકી દેવું.

વામવું, ક્રિ૦ ઓછું કરવું; કમી કરવું. ઘટાડવું. (૨) મટવું; શમીજવુંઃ–દુઃખ વામ્યું.

વામા, સ્ત્રી૦ [સં.] સ્ત્રી; બાઇડી; નારી. (૨) લક્ષ્મી. (૩) સરસ્વતી.

વામાંગ, ન૦ [સં.] ડાબું અંગ તે; શરીરની જે ડાબી બાજુ તે. ઉ૦ વામાંગે પાર્વતી. (૨) સ્ત્રી; પત્ની.

વામાટામા, પું૦ અનિશ્ચયમાં–સંશયમાં વખત ગાળવો તે; રસળાટ. (૨) આનાકાની; ગલ્લાંતલ્લાં.

વામી, વિ૦ વામમાર્ગી; વેદ વિરૂદ્ધ નીતિના સંપ્રદાયને માનનાર. (૨) મંત્રશાસ્ત્ર પ્રમાણે દેવીને ભજનાર. મદ્ય, માંસ મત્સ્ય, મુદ્રા ને મૈથુન્ય, આ પાંચ મમ્માના ભોક્તાઓ તે. (૩) નાસ્તિક.

વામોરૂ, વિ૦ [સં.] વામ–સુંદર–સાથળવાળી સ્ત્રી; રૂપાળી.

વાય, પું૦ વાયુ; પવન. ઉ૦ વાયે વાય સવાય, વાયે વેણુ પરજળે. રાણુક. (૨) અ૦ હાય. (૩) વાહવાહ. કહે૦ આય તેની વાય; અર્થાત્ મળતરની વાહવાહ છે.

વાયક, ન૦ [પ્રા.] વચન; વેણ; વાક્ય; બોલ; કહેણ. ઉ૦ એકાંતમાં શંકરને કહેજે, માનો વળી વાયક આ પ્રમાણે.

વાયજ, સ્ત્રી૦ મૌલાઓ ઇસ્લામી ધર્મ સંબંધી જે ઉપદેશ દે છે તે;મુસલમાન ધર્મગુરૂનું મોઢાનું વ્યાખ્યાન; ઉપદેશ; ભાષણ.

વાયડું, વિ૦ પેટમાં વાયુ ઉત્પન્ન કરે એવું; બાદી કરે એવું. (૨) મમતી; જિદ્દી. (૩) વહેમી; તરેહવાર સ્વભાવનું; સ્થિર, દૃઢ વૃત્તિવાળું નહિ એવું; ઢીલગંદું.

વાયણું, ન૦ નવાં પરણી આવેલાં વરકન્યાને અને સીમંતિનીને સગાં તરફનું અભિનંદક હોંસનું જમણ આપવું તે; ખુશાલીનું જમણ.

વાયદાસર, અ૦ નક્કી કરેલે વખતેજ એમ; મુદત પ્રમાણે; અવધિને દિવસેઃ–એ વાયદાસર નાણાં આપશે નહિ.

વાયદો, પું૦ [अ. वअद.] કોઈપણ કામને માટે મુકરર કરેલો વખત તે; મુદત; અવધિ; કાર્ય કરવા, નાણાં આપવા લેવા કે જવા આવવા માટે ઠરાવેલો અમુક વખત કે દિવસ તે. ક્રિ૦ પ્ર૦ વાયદો બાંધવો=મુદત ઠરાવવી. વાયદે ચઢવું=એક પ-

છી એક મુદત મળતી; ટાલ્લે ચઢવું.' કહે૦ અગરતના વાયદા=ખોટા વાયદા; મુદત આપવી પણ તે કદી પાળવી નહિ એમ.

**વાયન,** ન૦ એક સુપડામાં ફળ, કંકુ અને કાંસકી મૂકી બ્રાહ્મણને દાનમાં આપવું તે. ઉ૦ વાયન દાનને વાયે લેવા, લલના શકે ભૂમિ'ભેટે. પ્રેમાનંદ.

**વાયરૂં,** ન૦ ખરડિયું; કોરડું ચોસાસું.

**વાયરો,** પું૦ વાયુ; પવન. ક્રિ૦ પ્ર૦ વાયરે ચઢવું=કોઇના કહેવાથી ઉશ્કેરાઈ જવું; વિચારના તરંગો ઉપર ઉડવું. (૨) ખૂબ ખીલવું; મનસ્વીપણે વિચારોના ઉભરા સાથે દોડવું-ઘુમવું તે.

**વાયલ,** વિ૦ વાતુલ; જેમ વામાં-વિચારના ઉભરામાં આવે તેમ કરનારૂં; વા આવે-તુરંગ આવે તેમ વર્તનારૂં; ચંચળ; અનિશ્ચિત વિચારનું; સહેજ વારમાં ફરી જાય એવું; દઢતા વગરનું. (૨) વહેમી; તરંગી; ઉડેલ મનનું.

**વાયલી,** વિ૦ વાયલ; તરંગી; તરેહવાર-અનિશ્ચિત વિચારનું.

**વાયવડિંગ,** ન૦ એક જાતની ઓસડમાં વપરાતી વનસ્પતિ ને તેનાં મરી જેવાં બિયાં તે.

**વાયવ્ય,** વિ૦ [ સં. ] પશ્ચિમ અને ઉત્તર દિશા વચ્ચેનો ખુણો તે.

**વાયસ,** પું૦ [સં.] કાગડો; કાકપક્ષી, વાયસાન્ન=શ્રાદ્ધમાં કાગડાને નાખવાનું અન્ન તે (૨) ઉડી જાય એવું એક ઝાડમાંથી નિકળતું તેલ તે; ટરપેનટાઇન.

**વાયુ,** પું૦ [સં.] વા; પવન. (૨) બાદી; અપચો. વાયુચક્ર=પૃથ્વીની આસપાસ વિંટાયેલું વાયુનું પડ તે; પૃથ્વીની પાછળ ફરતો વાયુ; વાતાવરણ. વાયુચર=વાયુમાં ફરનારૂં પંખી.

**વાયું,** ન૦ પવન લાગે નહિ એવું દીવો મૂકવાનું માટીનું ફાનસ.

**વાર,** પું૦ વહાર; ત્રણ ફુટની લંબાઇનું માપ; બે હાથ જેટલું માપ-દોઢ ગજ તે, યાર્ડ.

**વાર,** પું૦ [ સં. ] સાત ગ્રહોના નામ ઉપરથી પાડેલાં સાત દિવસનાં નામ તે.:-રવિ ઉપરથી રવિવાર, મંગળ ઉપરથી મંગળવાર, શુક્ર ઉપરથી શુક્રવાર વગેરે; અઠવાડિયાના સાત દિવસમાંનો એકેકો દિવસ તે. (૨) ન૦ વારિ ઉપરથી વાર=પાણી; જળ.

**વાર,** સ્રી૦ ઢીલ; ખોટી. (૨) સમય; વેળા. (૩) ખેપ; પાળી; ફેરો; આવૃત્તિ. (૪) મુજબ; પ્રમાણે.:-તપસીલવાર. (૫) તરત; આ ઘડીએજ.:-આ વાર જોઇએ. (૬) વહાર; કુમક; મદદ.

**વારણ,** ન૦ [ સં. ] વારવું તે; અટકાયત; રોકાણ; રોધ; અટકાવવું તે. (૨) હાથી; ગજ.

**વારણાં,** ન૦ વહાલનાં અભિનંદન; મીઠડાં; ઓવારણાં.

**વારતા,** સ્રી૦ વાર્તા; કથા; કહેણી.

**વારતેહવાર,** પું૦ વ્રત ઉત્સવનો દિવસ; મંગળ-આનંદનો અવસર-પ્રસંગ.

**વારવું,** ક્રિ૦ સ૦ અટકાવવું; મના કરવી. થોભાવવું; નહિ કરવા-આચરવાનું કહેવું.

**વારસ,** વિ૦ [અ.] મરનારની પછી આવનાર; મિલકતનો હકદાર; મિરાશગીર. (૨) પું૦ ઉત્તરાધિકારી; દાયાદ; ઔરસ અથવા દત્તક, જેને મરનારની મિલકતનો હક અને અધિકાર હોય તે.

**વારસનામું,** ન૦ મરનારે પોતાની મિલકત અને અધિકાર, અમુકને મળે એવા હેતુથી કરેલો લેખ તે; વસિયતનામું.

**વારસો,** પું૦ [અ.] મરનારની માલ મિલકત તેના વારસને મળી હોય તે; મિરાશ; વતન; દાયભાગ; મરનારની મિલકત અને અધિકારના ભોગવટાનો હક તે. (૨) માલમિલકત; ધન-પૈસો વગેરે તે. (૩) પરંપરાએ ઉતરી આવેલું તે.

**વારંટ,** ન૦ [અં.] ગુનેગારને એકદમ પકડી લાવવાનો તાકીદનો હુકમ તે.

**વારંવાર,** અ૦ વારેઘડીએ; આખોદહાડો; રહી રહીને; ફરીને.

**વારાણસી,** સ્ત્રી૦ [સં.] કાશી; બનારસ.

**વારાફરતી,** અ૦ જેમ જેનો વારો આવે તેમ; એક પછી એક યથા અનુક્રમે; ક્રમ પ્રમાણે. (૨) રહીરહીને; થોડી થોડી વારે એમ.

**વારાફેરા,** પું૦ વારંવાર આવવું જવું; આંટા ખાવા તે; આમતેમ વારંવાર આવજા કર્યા કરવી તે.

**વારાંગના,** સ્ત્રી૦ [ સં. ] ગણિકા; વેસ્યા; વારસ્ત્રી.

**વારિ,** ન૦ [સં.] જળ; પાણી; સલિલ.

**વારિજ,** ન૦ [ સં. ] પાણીમાં ઉપજ થયેલું એવું તે; કમળ; પદ્મ; પોયણું.

**વારિજા,** સ્ત્રી૦ [ સં. ] પાણીમાંથી ઉપજ થયેલ—લક્ષ્મી; રમા; વિષ્ણુના પત્ની. દેવ દાનવોએ મળીને સમુદ્ર મંથન કર્યું ત્યારે તેમાથી ચૌદ રત્ન નિકળ્યાં હતાં, તેમાં લક્ષ્મી પણ એક હતાં. તે સમુદ્રની પુત્રી કહેવાય છે.

**વારિજવું,** ક્રિ૦ અ૦ ફીદા ફીદા થઈ જવું; વહાલના ઉમરાથી ખુશ ખુશ થઇ જવું. (૨) મોહી પડવું; મુગ્ધ થઇ જવું; ઓવારણાં લેવાં. ઉ૦ હું વારી જાઉં ઉમાં તે રહોની અલબેલી ! (૩) તારી બલા—રોગ દોગ લેઉં.

**વારિધિ,** પું૦ [ સં. ] સમુદ્ર; સાગર; દરિયો.

**વારિનિધિ,** પું૦ [ સં. ] પાણીનો ભંડાર; સમુદ્ર; સાગર; દરિયો.

**વારી,** સ્ત્રી૦ વારો; પાળી; અનુક્રમે કામ કરવાના સમયની મુદત તે. (૨) શેલડીનો રસ ઉકાળવાનું ઝરડતુ ખળતણુ. (૩) હય; ઘોડો.

**વારી,** અ૦ વિભાગ પાડેલુ હોય તેમ; વિગત જુદી પાડી હોય તેવું:—તુલવારીપત્રક, જાતવારી.

**વારુ,** વિ૦ સારું; મજેનું; સુંદર. (૨) અ૦ ઠીક; સારું; હા; અસ્તુ. (૩) ભલે; વાહ; ઓહો. ઉ૦ વારુ પાળો છો વિઠ્ઠલવર આપ્યા વાયદારે.

**વારુણી,** સ્ત્રી૦ [ સં. ] પશ્ચિમ દિશા. (૨) મદિરા; એક જાતનો પીવાનો દારૂ.

**વારેઘડીએ,** અ૦ વારંવાર; આખો દહાડી; ઘડીએ; ઘડીએ; થોડી થોડી વારે રહી રહીને એમ; હમેશ; ઘણીવાર એમ.

**વારેદાર,** વિ૦ વારાવાળું; કામકાજ કરવા અને લેવા દેવા માટે રાખેલી બાંધી મુદતનું; જેનો વાર હોય તે. (૨) કર ઉઘરાવનાર. (૩) ક્રમાનુસાર અધિકાર અથવા કામ ઉપર ચઢનાર તે. (૪) અનુક્રમે જેનો જેનો હક હોય તે.

**વારેવારે,** અ૦ વારવાર; ઘડીએ ઘડીએ; રહી રહીને—હમેશ.

**વારો,** પું૦ ઠરાવેલી મુદતે હર કોઇ કામ થયા કરવું તે; પાળા; વખતસર આપવે કરવાને ઠરાવેલો અનુક્રમ તે:—દૂધનો વારો છાશનો વારો. (૩) વેપારીઓએ પાળવાની રજાઓમાં એકાદ જણે દુકાન ખુલ્લી રાખવાને ગોઠવેલો અનુક્રમ તે; પાળી વારી. (૩) કામકાજને માટે ઠરાવેલો સમય તે.:—હજામતનો વારો; તક; પ્રસંગ; અનુક્રમમાં ગોઠવેલો અવસર તે. (૪) દાવ; લાગ. (૫) ખેપ; ફેરો. (૬) અણોજો. કહે૦ સો વારા સાસુના તો એક વારો વહુનો.

**વાર્ત્તા,** સ્ત્રી૦ [ સં. ] વાત; કથા; કહાણી; ગાથા; (૨) સમાચાર; ખબર. (૩) બનાવ. (૪) હકીકત; વૃત્તાંત.

**વાર્તિક,** ન૦ [ સં. ] સૂત્રાદિ ઉપરની લંબાણ ખુલાસાવાર સમજુતી તે; વિવેચનવાળી

ટીકા તે. (૨) બાતમીદાર; ચાર.

**વાર્ષિક**, વિ૦ [ सं. ] વરસે વરસે આવતું-બનતું હોય એવું તે; વર્ષ સંબંધી; વર્ષો વર્ષનું; પ્રતિવરસ આવતું. (૨) વરસ દિવસનું.-વાર્ષિક હિસાબ.

**વાલ**, પું૦ એક જાતનું કઠોળ; ઝાલર; ઓલિયા. ઉ૦ લાડુ ને વાલ, ખાઓ મારા લાલ. (૨) ત્રણ રતિભાર જેટલું વજન તે; તોલાનો ૩૨ મો. ભાગ તે વાલ.-વાલ સોને ગયેલું મડાય (૩) વહાલ; પ્યાર; પ્રેમ; હેત; ઉમળકો.

**વાલપાપડી**, સ્ત્રી૦ વાલની શિંગ તે; જેમાંથી ઝાલર નિકળે છે તે-લીલી શિંગપાપડી.

**વાલરા**, સ્ત્રી૦ જેની ઉપરથી આગલા પાકના ખુંપરા બાળવામાં આવ્યા હોય એવી જમીન.

**વાલંદ**, પું૦ હજામ; નાપિત; વાળલેનારો.

**વાલમ**, વિ૦ વહાલો; વલ્લભ; પ્રિયજન. ઉ૦ જઈને કહેજો મારા વાલમને રે. (૨) બ્રાહ્મણની એક વાત.

**વાલિયા**, પું૦ ઝોળી બાંધવાની દોરી; ડોયણાંની દોરી. (૨) તાજવાંની દોરીઓ-સાટો. (૩) નેતરાં.

**વાલી**, વિ૦ [ આ. ] રક્ષક-પાલક તે; પાળી પોષી ઉછેરનાર મુરબ્બી; વડીલપણાનો જેને હક હોય તે; શરણ આપનાર; હિમાયતી.-એનાં નાનાં છોકરાંનું વાલી કોણ? (૨) સ્વામી; ધણી; માલીક. (૨) વહાલી; વલ્લભા; પ્રિયા.

**વાલીઘોડો**, પું૦ ઘોડારમાંનો મુખ્ય-ઉંચા તુખમનો ઘોડો તે; મજબુત બાંધાનો ને સારી જાતનો-આધાન માટે ખાસ રાખેલો ઘોડો તે.

**વાલુકા**, સ્ત્રી૦ [ सं. ] રેતી. વાલુકાયંત્ર=રેતી ગરાવી વખત માપવાની શીશી; વખત માપવાની ઘડિયાળ તે.

**વાલું**, [ सं. ] વહાલું; વલ્લભ; પ્રિય; પ્યારૂં. (૨) હેત ઉપજે એવું. (૩) મનને પસંદ પડતું; મનગમતું. (૪) માનીતું.

**વાલેસરી**, વિ૦ વહાલ રાખનારૂં. (૨) હિતસ્વી; શુભચિંતક. (૩) આપ્ત.

**વાલોળ**, સ્ત્રી૦ જાડા-શાકના વાલની શિંગ તે; લાલ-જાડા વાલની પાપડી. એનું શાક થાય છે અને પાકતાં કડવા વાલ નીકળે છે.

**વાલ્લો**, પું૦ વેલ્લો; સ્ત્રીઓને કાને અને નાકે પહેરવાનો સોનાનો વાળો તે, વેલા; મોટી નથ. (હિંદી અને મુલતાનીઓ વાપરે છે.)

**વાવ**, સ્ત્રી૦ [सं. वापिका] ઢાળ પડતાં પગથિયાં વાળો-લંબાણ કુવો; (ફેર પગથિયાં વાળો ઉભો ઉંડો કુવો નહિ.) વાપિકા; વાવડી. ઉ૦ વાવ કુવા નદી તીર તળાવો. ક. દ. ડા. દાદાહરિની વાવ.

**વાવટો**, પું૦ ધ્વજ; પતાકા; અમુક નિશાન કરેલો લાકડીને છેડે બાંધી ઉંચે વામાં ફરફરતો રાખેલો લુગડાનો કકડો તે; નેજો વાવટા કાઠી=ધજાનો દંડ તે. ઝંડો. ક્રિ. પ્ર. વાવટો ચઢાવવો=જય ચિન્હ રોપવું. (૨) જાહેર કરવું; ફતેહનું નિશાન ફરકાવવું. વાવટા ઉડાડવા=ફજેત કરવું; ના લાસી જાહેર કરવી.

**વાવડ**, પું૦ સમાચાર; ખબર. (૨) ભાળ; પત્તો. (૩) વાવર; મરજ; વ્યાધિ પ્રસર.

**વાવડી**, સ્ત્રી૦ વાપિકા; નાની વાવ. (૨) કુવો.

**વાવણિયો**, પું૦ ખેતરને ખેડયા પછી તેમાં અનાજ ઓરવાનું ઓજાર; ફડચી; ચાઓળ.

**વાવણી**, સ્ત્રી૦ વાવવું તે; ઓરણી; બેવું તે. વાવણી અને રોપણમાં ફેર છે વાવણી એટલે બી જમીનમાં નાખવાં અને રોપણી =ફગેલા છોડને ફરીને જમીનમાં ચોપવા.

**વાવર**, પું૦ મરજ; પ્રસર; કોઇએક રોગનો ઉપાડ. (૨) વપરાશ; ખપ; ઉપયોગ.

**વાવરવું**, ક્રિ૦ સ૦ ખરચવું; વાપરવું; ઉડાડી દેવું; ખપમાં લેવું.

**વાવલાં**, ન૦ વળખાં; ઝાંફાં. (૨) વસવાયાંને ગામનું કામકાજ કરવાના બદલામાં ખેડી ખાવા આપેલી જમીન તે; પસાયતું.

**વાવલું**, ન૦ પસાયતું. (૨) આંખમાં પડેલું ઝીણું ફૂલ તે.

**વાવવું**, ક્રિ૦ સ૦ બિયાંને જમીનમાં દાટવાં-નાખવાં; પ્રેરવું. (૨) ઉગે-આગળ ઉપર ફુટી નીકળે એમ કરવું; ઉત્પન્ન થાય, ફળે કે ઉગીનીકળે એમ કરવું.:-તમે ઝેર વાવના નહિ.

**વા-વંટોળ**, ન૦ વંટોળિયા-ઘુમાતા વાનું તોફાન તે; ચક્રવાત; ઠેકઠેકાણે ઘુમરી લેતા વાયુનું જોર, વહાવું તે; વાનું તોફાનઃ-વા-વંટોળ થઇને વરસાદ આવે.

**વાવા**, વિ૦ સારૂ મજેનું; સરસ; સુંદર (૨) અ૦ વાહવાહ.

**વાવાઝોડું**, ન૦ પવનનું મોટું તોફાન તે; વા-વંટોળ; જોરથી પવન ફુંકાવો તે.

**વા-વાદળ**, ન૦ જોરથી પવન ચાલવો અને વાદળ ચઢી આવવાં તે; તોફાન સાથે વાદળ ચડી આવી વરસાદ થવો તે. (૨) જોરથી પવન ફુંકાવો ને સાથે સાથે વરસાદ પડવો તે. (૩) સંકટ; મોટી આપત્તિ. કટકદળ; એક સાથે થયેલું મોટું આક્રમણ;

**વાવું**, ક્રિ૦ અ૦ વહાવું; પવન ફુંકાવો; વા ચાલવો. (૨) શરીરને હવા લાગવી; ચામડી ઉપર ટાઢા ઉના પવનની અસર થવી.:-ટાઢ વાય છે, લૂ વાય છે માટે બપોરે બહાર ના જતો. (૩) વાગવું; બજવું; અવાજ-સૂર નિકળવો. (૪) ખેચાવું; તણાવું. (૫) વિયાવું; બચ્ચાને જન્મ આપવો, પ્રસવ થવો.:-હમણાં ગાય વાઇ.

**વાવું**, ક્રિ૦ સ૦ પોતાનું નામ કાઢી લેવાને સમજાવવું; પટાવવું; છેતરવું. (૨) ફોસલાવવું; ઠગવું. (૩) ફુંકવાથી સૂર નિકળે એમ કરવું; વગાડવું; બજાવવું. ઉ૦ વાઈ છું વિરુસ રે મોરલી વાસોમાં.

**વાવેતર**, ન૦ વાવવું તે. (૨) વાવેલું તે; કરસણ; ઉગેલા છોડ વગેરે તે. (૩) જેમાં વાવેલું હોય તે જમીન-ખેતર વગેરે તે. (૪) પાક.

**વાવ્ય**, સ્ત્રી૦ પશ્ચિમ અને ઉત્તર વચ્ચેની દિશા તે; વાયવ્ય.

**વાસ**, પું૦ સ્ત્રી૦ [ સં. ] ગંધ; પરિમળ; બો. ( સારી નઠારી બેઉ ) (૨) વસ્ત્ર.

**વાસ**, પું૦ [ સં. ] વસવું તે; રહેવું; રહેઠાણ. (૨) વસ્તી.:- ગામમાં સારા લોકનો વાસ નથી. (૩) મહોલ્લો; પોળ; વાડો.:-અર્જુનજીના વાસમાં તપાસ કરજો, પત્તો લાગશે. (૪) ઘર; મકાન; સ્થાન. (૫) આશ્રમ; મુકામ. (૬) ઘરખટલો અહિંથી વાસ ઉઠાવો. ક્રિ૦ પ્ર૦ વાસ પુરવો= રહેવું; વસવાટની શરૂઆત કરવી.

**વાસકસજ્જા**, સ્ત્રી૦ અષ્ટ નાયિકાઓમાંની એક નાયિકા. ભોગની તૈયારી કરી ઠીક ઠાક થઇ પ્રીતમની વાટ જોયા કરતી હોય એવી નાયિકા તે. ઉ૦ પંખી કે પવને કરી ખડખડે, પત્રો લગારેક કે, શય્યા સજ્જ કરે ઘડે ઘટવિષે, લાખો અભિલાખ તે. કે. હ. ધ્રુવ.

**વાસકુટ**, પું૦ [ અં. WaistCoat. ] બાંડિયો કબજો; બંડી; કબજો; બદન. (૨) ચોળી; પોલકો.

**વાસણ**, ન૦ રસોઇ કરવાની તેમજ પ્રવાહી કે દાણા દુણી ભરવાની માટી, કાચ કે ધાતુની બનાવટો તે; ઠામ; ભાંડ, પાત્ર; ભાજન. વાસણકુસણ=વાસણ વગેરે તે. કહે૦ બે વાસણ હોય તો ખડખડે. સગાંસબંધી હોય તો તકરાર થાય, ન હોય તો ક્યાંથી થાય? એમ.

**વાસના**, સ્ત્રી૦ [સં.] મનમાં થઇ આવતી સ્વાભાવિક ઇચ્છા તે; ભાવના; મન. (૨) ગંધ પરિમળ.

**વાસર**, પું [સં.] દિવસ; દહાડો; વાર; દિન.

**વાસરમણિ**, પું [ સં ] સૂર્ય; રવિ; આદિત્ય.
**વાસવ**, પું૦ [સં.] દેવ લોકોનો રાજા; ઇંદ્ર.
**વાસવું**, ક્રિ૦ સ૦ બંધકરવું; ઢાંકવું; અડકાવવું.:- બારણાં વાસવાં. પેટી વાસવી; તાળું વાસવું. (૨) વગાડવું; બજાવવું. ઉ૦ વાંસલડી માં વાસો. (૩) ક્રિ૦ અ૦ સુગંધીદાર થઈ રહેવું; વાસવાળું થવું. ફોરી રહેવું. ઉ૦ કેવડે વાસ્યાં વન ખેતરો.
**વાસંતી**, સ્રી૦ [ સં. ] વસંત ઋતુમાં ફાલનારી એક ફુલવેલ. (૨)વિ૦ વસંત ઋતુ સંબંધી, વસંતને લાગતું-વસંતનું. ઉ૦ દિન ધાલ તા'તા ચૈત્રકેરા, બધે વાસંતી લીલા ભરેલા.
**વાસિત**, વિ૦ [સં.] વાસવાળું; પરિમલ; યુક્ત ; ફોરીરહેલું; સુગંધીદાર.
**વાસી**, વિ૦ રહેનાર; વાસ કરનારૂં.:- ઉ૦ મથુરાંના વાસીરે. (૨) એક રાત જેટલું જાનું; પડી રહેલું ; નહિ તાજું-આગલા દિવસનું- (૩) કરમાયેલું; ચીમળાયેલું; (૪) બગડી ગયેલું વાસમારતું.
**વાસીદું**, ન૦ ઢોરનું છાણ અને કચરા પુંજો તે; ગોશાળાનો કચરો ; કાઢિઆતું ગોબર. (૨) કચરો; પુંજો; કેર; ઝાડું;-વાસીદે, કંઇ સાંબેલું જાય? અર્થાત્ નહિ બનવા જોગ હોય તે કંઇ બને ? એમ. જેની ભૂલ સંભવિતજ ન હોય તેવી ભૂલ થાયજ-થવી જોઇએજ નહિ.
**વાસુકિ**, પું૦ નાગનો રાજા; મોટા નાગ.
**વાસુદેવ**, પું૦ વાસુદેવનો પુત્ર ; કૃષ્ણ
**વાસુપિયો**, પું૦ તૈયાર થયેલા પાકની ચોકી કરવાને રાતે સીમમાં-ખેતરમાં જઈ રહેનારો તે; ખેતરમાં રાતવાસો રહેનારો
**વાસેલ**, વિ૦ ચાલુ વાવેતરને લીધે જતો રહેલો કસ લાવવાને માટે વાવણી કર્યા વગર-વાસી રાખેલું એવું-ખેતર; સાંખું; કાજળી; કાસવી; પડતર રાખેલું એવું તે.
**વાસો**, પું૦ વાસ કરવો તે; રહેવું-રાખવું.:- રાત વાસોએ ત્યાં ના રહો. રાત રહેવું તે; વિસામો લેવા-ચોકી કરવા વસવું તે-વાસો. (૨) વાસર, દિવસ. સારા વખતની ગણતરીમાં 'દહાડો' નહિ પણ 'વાસો' કહેવાય છે.:- વહુને છોકરો આવ્યા ને પાંચ વાસા થયા..
**વાસ્તવ**, વિ૦ [ સં. ] બરાબર; યોગ્ય; ઘટિત. (૨) સાચું; ખરૂં; વાજબી.
**વાસ્તવિક**, વિ૦ જેવું હોય-જોઇએ તેવું; ખરેખરૂં; વાજબી; યોગ્ય; બરાબર.
**વાસ્તવ્ય**, વિ૦ [ સં. ] રહેવા-વસવા યોગ્ય; વસવાને યોગ્ય એવું. (૨) વાસ કરનાર; રહેનાર; રહેવાસી.:- સુરત બંદરે વાસ્તવ્ય પંડયા હરજીવન ગોપાળ.
**વાસ્તુ**, ન૦ [ સં. ] ઘર બાંધવાની જગા તે. (૨) ઘર; મકાન; વાસસ્થાન. (૩) નવા ઘરમાં રહેવા જવાની ક્રિયા તે; નવા ઘરમાં રહેવા જતાં પહેલાં ભૂમિદેવતાની શાંતિ અર્થે જે હોમાદિક ક્રિયા કરવામાં આવે છે તે. (૨) નવી ચીજનો પ્રથમ ઉપયોગ કરવો તે.
**વાસ્તુપૂજન**, ન૦ ઘરનો પાયો નાખતાં જે ક્રિયા કરવામાં આવે છે તે. (૨) નવા બંધાવેલા ઘરમા રહેવા જતા પહેલાં કરવામાં આવતી હોમાદિક ક્રિયા તે.
**વાસ્તુવિદ્યા**, સ્રી૦ શિલ્પ; મકાન માટે કેવી જગા પસંદ કરવી અને કેવી સગવડવાળાં બાંધવાં તે સંબંધીની વિદ્યા તે.
**વાસ્તુશાંતિ**, સ્રી૦ નવા ઘરમાં રહેવા જતા પહેલાં તેમાં જે શાંતિહોમ અને બ્રહ્મભોજન વગેરે ક્રિયા કરવી તે.
**વાસ્તે**, અ૦ કાજે; માટે; અર્થે; માર્ફ. (૨) લીધે.
**વાહ**, અ૦ વાહ; શાબાશ; ધન્ય. (૨) શરમ ભરેલું છે એમ; ખરાબ; ખોટું કહેવાય એમ.:- વાહ ! તમારે હાથે એવું અહિત

થયું. સારૂં ન કર્યું, એમ. વાહ ? ધાર્યું જ કર્યું ! (૩) અરે હા. ૨૦ પ્ર૦ વાહવાહ=બહુ સારૂ; ધન્ય; ધન્ય; શાબાશીનો ઉદ્‌ગાર:– વાહવાહ ! શું મજેનો કારભાર કર્યો. (૨) ઠીકજ; સાધારણ; ગરીબને ઘરે તેવું એમ. જેને ધણીનું માન તેને ઘરેણું જોઇએ, અમારે તો વાહવાહ ? સ્ત્રી સંભાવણ. મજેનું, રળિયામણું; ખુશકારક બહુ અચ્છુ એવા આનંદના ઉદ્‌ગારમાં વપરાય છે. ઉ૦ વાહરે વાહ રસાળી મહીજ જહી મળી સાર હવારે હવા. ક. દ. ડા.

**વાહક**, વિ૦ વહી જનાર; ઉંચકી અથવા ખેંચીને લઇ જનાર:– ભારવાહક વહેનાર; ઉઠાવી લઇ જનાર. (૨) હાકનાર; ચલાવી જનાર.:– રથવાહક.

**વાહન**, ન૦ જેની ઉપર બેસી દૂર જવાય તે; પોતાની ઉપર બેસાડી લઇ જનાર. ઘોડો, બળદ, ઉંટ, હાથી વગેરે પ્રાણીઓ અને રથ વગેરે ગાડાં ગાડીઓ તથા ડોળી પાલખીઓ તે. જેની ઉપર બેસાય એવું તે. વાહન.:–આગગાડીમાં ઉતર્યા પછી ગામ જવાને કંઇ વાહન મળે એમ છે કે નહિ ! ગરૂડ વાહન=વિષ્ણુ. મશકવાહન=ગણપતિ.

**વાહરવું**, અધોવાયુ મૂકવો; પાદવું.

**વાહવું**, વાવું; છેતરવું; ઠગવું.

**વાહિની**, વિ૦ વહેનારી; વહીજનારી: ધારા–પ્રવાહ રૂપે દોડનારી તે.– રક્તવાહિની=લોહીને વહેવનારી–નાડી–રગ તે. (૨) નદી; (૩) સેના

**વાહી**, વિ૦ વહેવું તે; વહેનારૂં.:– ભારવાહી. (૨) વાહિની.

**વાહેલું**, વિ૦ જેણે બચ્ચાંને જન્મ આપેલો હોય એવું નિયાયેલું.:– પોળમાં વાહેલી કુતરી છે તે છાનીમાની કરડે છે. (૨) છેતરાયલું ઠગાયેલું.

**વાળ**, પું૦ બાલ; સુવાળો; કેશ.

**વાળણ**, ન૦ ઉનાર.:– રેચનું વાળણ ખીચડી. વાળવું તે. મારણ જાણે તે વાળણ કેમ ન જાણે ?

**વાળન**, પું૦ હજામ; વાળંદ.

**વાળવું**, ક્રિ૦ સ૦ વાંકું કરવું; નમાવવું; મરડવું. (૨) ગોળાકારે બનાવવું; વિંટો કરવો; ગોળ લપેટવું. (૩) ગાડી કરવી: કલ્લી કરવી. ઉપરા ઉપરી આવે એમ ગોઠવવું; સંકેલવું.:– લુગડાની ગડીવાળ; કલ્લી વાળવી. (૪) શળ પડે તેમ કરવું; ભુંગળા જેવું કરવું.:– બીડી વાળવી. બીડવું;– કાગળ નાખવો. (૫) ગોળગાંઠ બાંધવી:– અંબોડો વાળવો. (૬) પાછું ફેરવવું; બીજી દિશા તરફ હંકારવું; બીજી બાજુ તરફ જાય એમ કરવું:– ગાયો વાળવી; ગાડીને પેલે ખાંચેથી વાળી લેજે, એટલે સીધા અહિં આવશે. હવે ટાંકામાં પાણી વાળજો. (૭) પાણી પસરાવવું; ફેલાવવું; બધે ફેરવવું.:– ખેતરમાં પાણી વાળવું. (૮) અટકાવવું; જતું બંધ કરવું; ગળતું અટકાવી લેવું.:– નીક વાળવી, કાનો વાળજો. (૯) મોં ઢાંકીને રડવું.:– મોં વાળવાં. (૧૦) પુરૂ કરવું: ઉઠામણું કરવું; સામાપ્ત કરવું.:– વરસી વાળવી. (૧૧) અસર ન કરે એમ કરવું; ઉતારવી; મુંઠ વાળવી; ઝેર વાળવું. (૧૨) ટુચકો કરવો; માથે ઉતારવું.:– દાણા વાળવા. (૧૩) ગોળો બઝાડવો.:– લાડુ વાળવો. (૧૪) ખાચડો કરવો; એકઠું ને શેળભેળ કરી નાખવું. (૧૫) ઉંધું ખણવું; બગાડી–વેતરી નાંખવું. (૧૬) જોરવાળું ને પુષ્ટ કરવું.:– શરીર વાળવું. (૧૭) સુધારવું; ઠરાવવું મરોડદાર કરવું.:– અક્ષર વાળવા. (૧૮) ઉભરો શમાવવો; દિલાસો દેવો; નિરાંત વાળવી.:– મન વાળવું. (૧૯) પાછું આપવું; ભરપાઇ કરવું:– દેવું કરવું. (૨૦) જવાબ દેવો:– સવાલ વાળવો; ઉત્તર વાળવો. (૨૧) બદલો લેવો.

વેર વાળવું. (૨૨) કચરો કાઢવો; સાર કરવું; બહારવું; ઝાડુ દેવું.:- પુંજો વાળવો. (૨૩) વિખરાએલા કેશને હોળીને ઠીક-ઠાક કરવા.:- ચોટલો વાળવો. ક્રિ. પ્ર. હાથ વાળવા=કૂટવું. પગ વાળવા=થાક ખાવો. મન વાળવું=સંતોષ પકડવો; સમાધાન કરી લેવું. જીભ વાળવી; અઘરા ઉચ્ચાર કરવા શીખવું. કમ્મર વાળવી= મહેનત ઉઠાવવી; પરિશ્રમ લેવો. વાળી આપવું=માગતા પેટે માલ વગેરે જમે આપવો; અદા કરવું. વાળીલેવું=બદલો વસુલ કરી લઇને આપવું. (૨) વગર સહાયે ઉંચકી લેવું; જાતે ઉઠાવી લેવું.

**વાળંદ**, પું૦ હજામ.

**વાળા**, પું૦ ધાતુના તારનાં ગુંછળાં તે. (૨) ધાતુ-વનસ્પતિ વગેરેના લાંબા પાતળા તાર તે. (૩) કડીઓ; કડક-મોતી.

**વાળાકુંચી**, સ્ત્રી૦ જાડા બરસટ વાળની સોનીની દાગીના ધોવાની પિંછી; જાડા વાળનો ઓપણિઓ; ગુચ્છ-જુડો તે.

**વાળાગરણું**, વિ૦ ભેળસેળવાળું; મિશ્ર; મૌલિક નહિ એવું. (૨) બાતલ; તકલેદી.

**વાળિયો**, પું૦ ખળીમાં અનાજ ઉપણતાં જે હુંદાંવાળો કચરો તે; ઉપણો.

**વાળી**, સ્ત્રી૦ નથ; વેસર; નાસાભૂષણ; વિટલી (પુરુષનું) કોકરવું.

**વાળુ**, સ્ત્રી૦ કણદાર રેતી. (૨) કાંકરી; ચોળિયું.

**વાળું**, ન૦ સાંજનું-રાતનું ભોજન તે; વિયાળુ. આપણે મન વરો અને નાતને મન એક દહાડાનું વાળું, એવું ખરચ ન થાય તો શું.

**વાળું**, અ૦ (પ્રત્યય) યુક્ત; નહવર્તમાન.:- ગુણવાળું. (૨) ભરેલું; ભરપુર. આ પુડો -મધવાળો છે. (૩) ખરડાએલું; ચોપડાએલું; અમુક લાગેલું હોય એવું.:- કાદવવાળું, ઘીવાળી રોટલી તથા ગમનાર, સંબંધ વગેરે અર્થ બતાવે છે.

**વાળો**, પું૦ ધાતુ વગેરેનો તાર-નાંનસો તે. (૨) વનસ્પતિનો તાર જેવો રેસો. (૩) એક જાતની વનસ્પતિનાં લાંબાં તાર જેવાં સુગંધીદાર મૂળિયાં.:- વાળાની ટટ્ટી-વિજણો. (૪) એક જાતનું સુગધીદાર ઘાસ ને તેની સળીઓ તે. (૫) પાણી મારફત શરીરમાં ગયેલો તંતુ જેવો એક જીવડો કે જે અંદર ગયા પછી શરીરના એકાદ ભાગને સુજાડી નારૂ પાડી ધીરેધીરે બહાર નિકળે છે; શરીરમાંથી તંતુ રૂપે બહાર નિકળતો એક પાણી વિકારી રોગ. વાળો નિકળવો, શરીરમાંથી પાતળો તાંત જેવો તતુ પીડા કરીને નિકળતો જાય એવો એક રોગ, ચામડીની અંદર થતો વાળ જેવો તંતુજીવ ને તે સબંધીનો રોગ તે. guinea worm.

**વાળોળ**, સ્ત્રી૦ વાલપાપડીની જાતની એક શાક શિંગ વાળોળ ત્રણ ચાર જાતની થાય છે. તેમાંથી એક પાકે ત્યારે જાડા લાલ વાલ નિકળે છે.

**વાળોળિયો**, પું૦ જેને વાળોળ થાય છે તે વેલો.

**વાંક**, પું૦ વાંકાપણું તે; વક્રતા, વાંકપણું; વાંકાશ-ઇ. (૨) રાંટ; વળ તે; મરડાટ. નહિ સીધાપણું તે; તેડાઇ; ઘુંક.

**વાંક**, પું૦ સ્ત્રીઓને કોણી ઉપર પહેરવાનું એક જાળીદાર ઘરેણું; વાંકડુ; સોના રૂપાના વાળાનો આમળો.

**વાંક**, પું૦ ગુનો; અપરાધ; દોષ; તકસીર. (૨) ખોટ-ડ; ભૂલ. (૩) રાટ; મરડાટ. ઉ૦ વાંક પડયો શો વહુનો રે. વાંક કાઢવો=ભૂલ કાઢવી. (૪) દુષણ.

**વાંકડલું**, વિ૦ વાંકું; વળેલું એવું. ૨) ખોટું લાગતું ને; [ રૂઢ લાગતું કવિતાઓમાં વપરાય છે (૩) વાંક ઘેડાવાક.

**વાંકડવેલું**, વિ૦ વેલા જેવું વાંકું; નથનીના વાંકડા આંટાઓવાળું.

**વાંકડી,** વિં૦ સેવરધની; સારી જાતની સોપારી. (૨) ફક્કડ; સરસ.

**વાંકડું,** ન૦ સ્ત્રીઓએ કોણી ઉપર પહેરવાનું એક ઘરેણું; વાંક; ઘોડાવાંક. (૨) સ્ત્રી પુરુષ બન્નેને હાથની વચલી આંગળીએ પહેરવાનું વિંટલા જેવું એક ઘરેણું; વેઢ; ઘોડો.

**વાંકડો,** પું૦ કન્યાવાળા તરફથી વરને આપવાની રોકડ પૈઠણ તે; પહેરામણી; વરને આપવા ઠરાવેલી રોકડ રકમ તે. ચરોતરના પાટીદારો, બંગાળીઓ, પારસીઓ અને સુરત તરફના અનાવિલ બ્રાહ્મણોમાં વાંકડાની રીત છે. દક્ષિણીઓમાં કહેવાય છે.

**વાંકસાથીઓ,** પું૦ મોટા હાથીઓ; સાથિયાની એક તરેહ. (૨) મંડળ; રેખાચિત્ર.

**વાંકાઇ,** સ્ત્રી૦ વાંકાપણું; વાંકાશ. (૨) છેલાઈ ટેડાઈ. (૩) આડાશ વિરૂદ્ધ આગ્રહ તે; હઠીલાઇ.

**વાંકાબોલું,** વિ૦ બોલીને ફરી જનારૂં; આડાબોલું. (૨) જુઠું; અપ્રમાણિક. (૩) નિંદક; ખોટું અને અવળું-ભુંડું બોલનારૂં.

**વાંકાશ,** સ્ત્રી૦ વાંકાઇ; વક્રતા. (૨) આડાઈ (૩) વિરૂદ્ધતા.

**વાંકું,** વિ૦ નહિ સીધું; વળેલું; વાંકવાળું; અસમાન; એકાદ બાજુ નમેલું. (૨) ઉલટું; અવળું; વિરૂદ્ધ. (૩) જુઠું; ખોટું. (૪) બાંકું; છેલ; તેડું; ફાંકડું. (૫) ઓરભિન્નજનું; વિચિત્ર વલણનું. (૬) કુટિલ. ક્રિ૦ પ્ર૦ વાંકું ચાલવું=ઉખર રસ્તે જવું; વિરૂદ્ધ વર્તવું અનીતિએ ચાલવું. વાંકી નજરે જેવું=નાખુશીથી જોવું. અપ્રસન્નતા દેખાડવી. વાંકુ પડવું=નાખુશ થવું; ખોટું લગાડવું; ઇતરાજ થવું. (૨) ઉધું પડવું; ગુસ્સે થવું. વાંકું બોલવું=બોલીને ફરી જવું, નાસુકર જવું; આડું બોલવું. જુઠું બોલવું; નિંદા કરવી. વાંકું વળવું=નમી જવું; વાંકા થઇ જવું; નીચા વળવું; નમવું; ફંટાવું. વાંકું વાળવું=મરડવું; નમાવવું. વાંકી પાઘડી મૂકવી; છેલાઇ કરવી; ટાપટીપ કરવી. ઉ૦ વાંકી મેલે પાઘડી ને છાંયડો જેતા જાય રે ગોરમા. (૨) દેવાળુ કાઢવું; દાંત દેખાડવાં રૂ૦ પ્ર૦ વાંકો દહાડો કમબખતીનો સમય; નહિ લાભકારક સમય; અવળો દહાડો; વાંકી નજર કટાક્ષ. ઇતરાજી વાંકું મો કરવું; અવળું જેવું. (૨) ચેષ્ટા;-મશ્કરી કરવી. વાંકો વાળ યત્કિંચિત્ પીડા ઇજા; હરકત હેલો; નડતર; આંચ, ગેર સમજુતી; અણબનાવ.

**વાંકુંચુકું,** વિ૦ આડુંતેડું; સહેજસાજ વાંકું. (૨) આડું-અયોગ્ય લાગે એવું; ખોટું-નઠારૂં એવું (૩) ગાળા ગાળનું; વધારે પડતું; સર્પાકાર વાંકુ તે.

**વાંકુંતેડ,** વિ૦ બહુજ વાંકું થઈ ગયેલું હોય એવું તે; વળીગયેલું.

**વાંકુંવસમું,** વિ૦ આડુંતેડું; અયોગ્ય અને આકરૂં લાગે એવું; વિરૂદ્ધ અને કઠણઃ-ત્યાં કઇ વાંકું વસમું બોલતો નહિ. જુઠું ને રીસ ચઢે એવું.

**વાંકુંવરણાગિયું,** વિ૦ ટેડાઇને ટાપટીપવાળું; ફક્કડતા દેખાડવાને અક્કડપણે વર્તનારૂં; છેલાઇના મરોડમાં રહેનારૂં; ટાપટીપિયું.

**વાંગલાં,** ન૦ વળખાં; ફાંફાં. ઉ૦ અન્ન વિના છેયાં મારે વાંગલાં તો ક્યાંથી કરીએ ટોપી આંગલાં.

**વાંઘું,** ન૦ ચોમાસાના પાણીના જોરથી કે નદીના પુરથી જમીન ખોદાઇ જઈને પડેલો લાંબો અને ઉંડો ખાડો તે; કોતર.

**વાંઘો,** પું૦ [સં. વર્ગ] વર્ગ; પંક્તિ:-વચલા વાંઘાના લોક દુકાળમાં બહુ દુઃખી થાય છે. (૨) જાત; તરેહ.

**વાંચન,** ન૦ [ સં. વાચન ] વાંચવું તે; ઉકેલવાની હમજણ તે; પઠન; ચિહ્ન અક્ષરે

લખેલી બાબત મુખથી ઉચ્ચારવી તે. (૨) ચિહ્નનો અથવા સંજ્ઞાઓ બેસાડી અર્થ સમજવો તે. (૩) કહેવું; ભાખવું તે. (૪) અભ્યાસ; જ્ઞાન; માહિતી.

**વાંચનમાળા**, સ્ત્રી૦ વાંચવા-ભણવાથી ક્રમાનુસારી ચોપડીઓ તે; વાંચવાની ચોપડીઓની માળા-શ્રેણિ તે.:-હોપવાંચનમાળા.

**વાંચનાલય**, ન૦ [ सं. वाचन आलय ] વાંચનશાળા; ગ્રંથાલય; પુસ્તકશાળા; લાયબ્રેરી. (૨) અભ્યાસગૃહ.

**વાંચવું**. ક્રિ૦ સ૦ [ સં. वाच ] ચિહ્ન-સંજ્ઞાઓ કે અક્ષરે લખેલી ભાષા સમજાય તેમ ઉકેલવી; કોતરેલું, લખેલું, કે ચીતરેલું જોઈને સમજવું અને બોલવું; લખેલું મનમાં બેસાડી સમજવું અથવા તો મોટેથી ઉકેલવું તે. (૨) અભ્યાસ કરવો; જ્ઞાન મેળવવું; સમજવું; જાણવું; ભણવું. (૩) કહેવું; ભાખવું:-ગઇ વેળા બ્રાહ્મણે વચનો નથી. (૪) ઇચ્છવું; ચિંતવું:-કોઈનું ૫ણ ભલું વાંચવું.

**વાંછના**, સ્ત્રી૦ [ સં. ] ઇચ્છા; ભાવના; કામના; મરજી.

**વાંછા**, સ્ત્રી૦ [ સં. ] ઇચ્છા; અભિલાષ; ભાવ. ઉ૦ વરવાંછા નથી બીજી. (૨) મરજી.

**વાંછિત**, વિ૦ [ સં. ] ઇચ્છેલું; ધારેલું; અભિલષિત.

**વાંઝ**, સ્ત્રી૦ અફળદ્રુપતા; નહિ ફળવાપણું તે; નવો ઉદ્ભવ કે પ્રજોત્પત્તિ નહિ થવાપણું તે-વાંઝ.

**વાંઝણી**, વિ૦ [ સં वन्ध्या ] જેને પ્રજા ન થતી હોય એવી માદા-સ્ત્રી તે.

**વંઝણું**, વિ૦ પોતાના જેવું નવું બીજું બનાવવાની શક્તિરહિત; પોતાની જાતિ વધારવાને-પ્રજોત્પત્તિ કરવાને અશક્ત; પ્રજોત્પત્તિ જેને થઈ કે થતી ન હોય એવું તે. (૨) ન ફળે ફૂટે એવું તે.

**વાંઝિયાબારું**, વિ૦ વાંઝિયાનું; બીનવારસી. (૨) વાંઝણું ઘર-કુટુંબ તે. (૩) વાંઝણું થતાં ઘરનાં બારણાં ઉઘાડાં રાખી આપનારું; નિર્વંશ જતો રાખી આપનારું; એકનું એક-બહુજ વહાલું-મોંઘું છોકરું તે.:-વાંઝિયાબારનો દીકરો;

**વાંઝિયું**, વિ૦ જેને છોકરાં ન થયાં હોય એવું-સ્ત્રી તેમજ પુરુષ-બન્ને માટે વપરાય છે; પ્રજારહિત; પ્રજોત્પાદનની શક્તિ રહિત, અફળ રહે એવું; નવી ઉત્પત્તિ ન કરી શકે એવું; જેમાંથી નફો-લાભ થાય નહિ એવું:-વાંઝિયો ધંધો.

**વાંટ**, સ્ત્રી૦ વહેંચણી; વિભાજણી; ભાગ પાડવા તે. (૨) ભાગ; હિસ્સો; શાળા. (૩) નૈવેદ્યની પ્રસાદી

**વાંટવું**, ક્રિ૦ સ૦ વહેંચવું; ભાગ પાડવા.

**વાંટો**, પુ૦ ભાગ. હિસ્સો. (૨) ગરાસમાં મળેલી જમીનનો ભાગ તે; જેની ઉપર સરકારી કર આપવાનો ન હોય એવી જમીન-ખેતર તે; રાજસેવાના બદલામાં મળેલી બીનકરવાળી જમીન તે.

**વાંઢો**, પુ૦ કુંવારો; વગર પરણેલો પુરુષ:-કેટલીક નાતોમાં કન્યાની અછતને લીધે ઘણા પુરુષો વાંઢાજ મરી જાય છે. (૨) વિધુર; રંડાયેલો. વગર પરણેલો માણસ. (૩) કુટુંબ-સ્ત્રી છોકરાં વગરનો માણસ-પુરુષ તે. વાંઢી=વગર પરણેલી. બાપડો વાઢો હોય કઈ સ્ત્રી વાંઢી હોય છે ?

**વાંતરવું**, ક્રિ૦ સ૦ દાદાદોરા કરી નાખવું; વિખેરી-વછેરી નાખવું; બગાડી નાખવું. (૨) વેતરવું; કાપવું. (૨) કરડવું.

**વાંતરી**, સ્ત્રી૦ ઉનનાં કપડાં અને કાગળને લાગતી કીડ તે; ઉન, અને કાગળ વગેરેને કરડી ખાનારાં એક જાતનાં નાનાં જીવડાં તે.

(૨) અનાજમાં પડતાં જીવડાં તે. (૩) ઉધેઇ જેવી જીવાત તે.:-શાલને છુટી અને વપરાતી રાખજે, નહિ તો વાંતરી ખાઇ જશે.

**વાંતિ,** સ્ત્રી૦ [ સં. વાન્તિ ] ઉલટી; ખાધેલું પાછું કરવું તે.

**વાંદર,** પું૦ [ સં. વાનર ] માણસને મળતી આકૃતિનું શરીર વાળવાળું અને અટકચાળા સ્વભાવનું એક વનચર પ્રાણી; વાનર; કપિ; મર્કટ; ભોજલું. આની ઘણી જાતો થાય છે. કેટલાકને પુંછડી નથી હોતી. વાંદર ચેષ્ટા=અટકચાળાં કરવાં તે. વાંદર વેડા=વાંદરાની માફક ચાળા કરવા તે.

**વાંદરી,** સ્ત્રી૦ વાંદરની માદા; ભોજલી. (૨) બેડોળ ને ચિબાવલી સ્ત્રી તે.

**વાંદરૂં,** ન૦ વાંદર; મર્કટ; કપિ; વાનર. કહે૦ વાંદરાને નીસરણી આપવી=ખીલવા ને ખીલાવવું, મૂર્ખને ઉશ્કેરણી આપવી; ચઢાઉને ચઢાવવો એમ.

**વાંદરો,** પું૦ નર વાનર તે; કપિ. (૨) કળ; ચાંપ; ઘોડો:—બંદુકનો વાંદરો. (૩) તાળાનો ખીલો; ઉલાળો. (૪) સળગાવતાં આમતેમ કુદે ને ઘુમરી ખાય એવી આતસબાજી. રૂ૦ પ્ર૦ વાંદરાનો ઘા=થોડાને ઘણું કરી નાખવું; સુધીને બગાડવું તે.

**વાંદો,** પું૦ હવા ને ભેજવાળી અંધારી જગોમાં થતો રાતી પાંખવાળો જીવડો; ઝલ; વંદો. (૨) એક ઝાડમાંથી બીજી જતના ઝાડનો જે પ્રરોહનું એકાદ જુદી જાતના ઝાડના પોલાણમાં થાય તે.

**વાંધર,** વિ૦ વૃષણ વિકારવાળું-બળદ. ખાસી કરતાં રહી ગયેલી એકાદ રગને લીધે જેના વૃષણ વધી ગયેલા હોય એવું-આખલું.

**વાંધો,** પું૦ હરકત; અડચણ (૨) બાધ; મતભેદ. (૩) વિરોધ; તકરાર. (૪) શક; વહેમ. વાંધોસાંધો=બાધ; હરકત. ક્રિ૦ પ્ર૦ વાંધો કહાડવો=બાધ લેવો; વિરૂદ્ધ પડવું; શક લઇજવો. ખોટું લાગવું. (૫) દોષ; ભૂલ; ખોડ.

**વાંન,** ન૦ વાન; વર્ણ; રૂપરંગ. (૨) અ૦ વંત; વાન; વાળું. જાતવાન.

**વાંફળ,** વિ૦ વાયેલ; જેમ તેમ બોલે અને વિવેક વગર ચાલે-ખરચે-વાવરે એવું; અસ્થિર સ્વભાવનું; અબી બોલ્યું ને અબી ફોગ કરે એવા સ્વભાવનું; વિકળ. (૨) ફોગટ; અમથું. (૩) માલ વગરનું.

**વાંફળાઈ,** સ્ત્રી૦ વિકળતા; મનની અસ્થિરતા; વાયેલપણું. (૨) ઉડાઉપણું.

**વાંસ,** પું૦ [સં.વંશ] ઉભા સોટા જેવી ગડિપેરે પેરે પાન ને ગાંઠવાળી એક વનસ્પતિ; વંશ; કીચક; વેણું. (૨) લાંબો ગાંઠાદાર સોટો; વળો; લાંબો ને જાડો સાંઠો. (૩) ૭-૮ હાથ જેટલું કે ૧૦ ફુટ જેટલું પરિમાણ-માપ તે.:—વાંસજાળ બે વાંસ પાણી છે. (૪) મોટો રવૈયો; છેડે લાકડાનો ફૂલ જડેલો દહિં ભાગવાનો વાંસ.:—વલોણાનો વાંસ. રૂ૦ પ્ર૦ વાંસ ફરવો=ઘરમાં રાચરચીલુ સરખુંએ નહિ હોવું. નિષ્કિંચનતા દેખાડે છે.:—એના ઘરમાં તો વાંસ ફરે છે! પછી આપે શું રાખ? સુકો વાંસ મારવો=ઘસીને ના પાડવી. વાંસ બંધાય=હાડકી બંધાય-મરી જાય એ૦ ગાળ.

**વાંસકપૂર,** ન૦ વાંસ ફોડતાં તેમાંથી નિકળતો કપૂર જેવો ધોળો ઠરી ગયેલો વાંસનો રસ; વંશનિર્યાસ; વંશલોચન.

**વાંસડો,** પું૦ વાંસ; લાંબો વાંસનો સોટો; વળો.

**વાંસણી,** જુ૦ વાંસળી.

**વાંસફોડો,** પું૦ વાંસને ફોડનારો; વાંસને ચીરી તેનાં કામડાં કરનારો. (૨) વાંસ ફોડી ને ટી ચીપોની ટોપલીઓ અને છાબલાં બનાવનારો

**વાંસલડી,** સ્ત્રી૦ વા ફુંકવાથી વાગે એવી વાંસની ભુંગળી; વાંસળી. પાવો; વેણુ;

વેણું; બંસી. ઉ૦ વાંસલડી વાગીને હું તો જાગી.

**વાંસલો,** પું૦ લાકડાં છોલવાનું સુતારનું ઓજાર. કહે૦ વાંસલો હલાવીને ચાલ્યા જવું=કામ કરવું નહિ પણ માત્ર દહાડો ભરવો.

**વાંસળી,** સ્ત્રી૦ વેણુ; બંસી ફુંકવાથી વાગે એવી વાંસની ભુંગળી; પાવો. (૨) હારે એક એક રૂપિયો રહે એવી મજબુત કપડાની કોથળી.

**વાંસી,** સ્ત્રી૦ એક છેડે દાતરડા જેવું ફળું બેસાડેલો વાસ, ઉંચા ઝાડનાં નાનાં ડાળાં કાપી નાખવાનું એક ઓજાર.: વાંસી લઇને ડાળાં ખાંપીનાંખ્યાં.

**વાંસે,** અ૦ પાછળ પુંઠે. મારી વાંસે આવ. (૨) પુઠે લાગુ ને લાગુ રહેવું તે. તે વાંસે લાગ્યો કે, મને સાહેબની મુલાકાત બસ કરાવો જ, એટલે હું શું કરૂં ? ખતે

**વાંસો,** પુ૦ બરડો; પીઠ રૂ૦ પ્ર૦ વાંસો ભારે થવો=માર ખાવાનાં લક્ષણ થવાં.

**વાંસોદ,** ન૦ વાંસનું વન; વાંસવાડો.

**વિ,** અ૦ [सं] જુદાઈ, અભાવ, ફેરફાર, વિવિધતા, વિરોધ, પ્રતિકૂળતા, ચલન, ફેલાવો અને પુષ્કળપણું વગેરે બતાવનારો ઉપસર્ગઃ—વિક્ષેપ, વિધવા, વિકાર, વિસ્મરણ વગેરે.

**વિઆજ,** ન૦ વ્યાજ.

**વિઆજુ,** વિ૦ વ્યાજુ; વ્યાજ સંબંધી

**વિઆવુ,** ક્રિ૦ અ૦ [સં. वी.] વહાવું; જણવું પ્રસવવું; બચ્ચાને જન્મ આપવો.

**વિઆળુ,** ન૦ વાળુ, સાંજનું રાત્રિભોજન તે, ઉ૦ વિઆળુની વેળા બાઇજી.

**વિકટ,** [सं] અઘરૂં; મુશ્કેલ. (૨) કઠણ; જબરૂં. (૩) ભયંકર; ભારે. (૪) અણઘડ.

**વિકરાળ,** વિ૦ [સં.] બીક લાગે એવું; બિયામણું ડરામણું.

**વિકલ્પ,** પુ૦ [सं] અપવાદ; શક; તફાવત. (૨) અનિશ્ચય; સ્વપ્નું. (૩) બદલ. (૪) કલ્પનામય વિચાર; તર્કવિતર્ક.

**વિકસવું,** ક્રિ૦ અ૦ [सं] ખીલવું, ઉઘડવું ફૂલવું. (૨) પહોળું થવું.

**વિકળ,** વિ૦ [સં.]આતુર; આકળું; શું કરવું ને શું નહિ ? એવી વિમાસણમાં પડેલ. ઉ૦ સખી! મને વિકળ કરી છે એની વાંસળીએરે. દયા.

**વિકળતા,** સ્ત્રી૦ વિકળપણું; આતુરતા; અકળામણ; વિમાસણ.

**વિકળા,** સ્ત્રી૦ કળાનો સાઠમો ભાગ તે; ક્ષણથી પણ થોડો વખત તે.

**વિકંપિત,** વિ૦ ધ્રૂજતું; કંપતું; થરથરતું; કંપાયમાન.

**વિકાર** પું૦[સં.]કોઇ પણ વસ્તુની સ્વાભાવિક–અસલ સ્થિતિમાં થતો જે (નરતો)ફેરફાર તે; બગાડ. (૨) શરીરનો તે રોગ; વ્યાધિ. મનનો તે–જુસ્સો, આવેશ, લાગણી. (૩) મૌલિક ગુણ–સ્વરૂપની વિપરીતતા; વિપર્યય.

**વિકારી,** વિ૦ વિકારવાળું; બગડીગયેલું. (૨) વિકાર ઉત્પન કરે એવું; શરીર–મન વગેરે બગડે એવુ; રોગી; અપથ્ય. (૩) ખરાબ ભાવનાવાળું; કુત્સિત; જેમાં સ્વાર્થભાવના ભરેલી હોય એવું:- વિકારી આંખ–મન વગેરે.

**વિકાશ,** પું૦ [सं.] વિકાસ; ખીલવું તે; ઉઘડવું–ફૂલવું તે; ઉદ્‌ઘાટન; ખિલાવ; ઉઘાડ. (૨) ખુલ્લું થવું તે; સ્પષ્ટ–ઉઘાડા–સ્વરૂપમા આવવું તે; ફેલાવ; પ્રસવ; વધ; આવિષ્કાર. (૩) તેજોમયતા; ભભુકો.

**વિકાશવાદ,** પું૦ વનસ્પતિ અને પ્રાણીઓ વગેરે દેશ, કાળ અને પરસ્થિતિને લઇને વધતા અને ખીલતા જાય છે એવો જે ક્રમિક–મત તે. ઉત્ક્રાન્તિવાદ. યુરોપમાં ડાર્વિન નામના વિદ્વાને ગયા સૈકામાં આ મત પ્રતિપાદન કર્યો ત્યારપછી ઘણાં શાસ્ત્રોને તે લગાડવામાં આવ્યો છે. બીજોકોશ

પોતામાં રહેલી શક્તિઓથી પરિસ્થિતિને યોગ્ય સ્વરૂપ લે છે અને તે પોતા । જેવું બીજું પોતામાંથી ઉત્પન્ન કરી સ્થિતિ ક્રમ ણે ખીલવણી કર્યે જાય છે, એવો આ મત -વાદનો મુદ્દો છે.

**વિકાસ**, પું૦ [सं.] ઉઘડવું તે; ફૂલવું ખીલવું તે. (૨) તેજ; પ્રકાશ. (૩) હરખ; આનંદ.

**વિકાસવું**, ક્રિ૦ અ૦ ખીલવું; ફૂલવું; ઉઘડવું. (૨) ક્રિ૦ સ૦ ઉઘાડવું; પહોળું કરવું; ફાડવું. ઉ૦ અજગર પડયો'તોરે વાગ્માં, વિકાસી મુખ ભાગ; દમયંતીએ પ્રીછયો નહિ. (૩) ટગરટગર જોયાકરવું.

**વિકાસી**, વિ૦ ફૂલનારૂં; ખીલનારૂં:- પોયણાં ચંદ્ર વિકાસી ને પદ્મ સૂર્ય વિકાસી (૨) ખુલતું; પહોળું. (૩) આનંદ આપે એવું.

**વિકીર્ણ**, વિ૦ [सं.] વેરાયલું; આમ તેમ ફેંકાયેલું-ફેલાયલું હોય તેવું; વિખરાયેલું. (૨) ઉડાડેલું; છુટું છુટું કરી નાંખેલું, ફેંદાયેલું.

**વિકૃત**, વિ૦ [सं.] જેના સ્વરૂપમાં-ગુણમાં ફેરફાર થઇ ગયેલો હોય એવું; બગડી ગયેલું; ખરાબ; બેડોળ; તરેહવાર. (૨) વિકાર પામેલું.

**વિકૃતિ**, સ્ત્રી૦ [सं.] વિકાર; વિક્રિયા; સ્વાભાવિક સ્વરૂપ-ગુણ વગેરેમાં થયેલો જે નરસો ફેરફાર તે; બગાડો.

**વિકૃષ્ટ**, વિ૦ [सं.] ખેંચેલું; તાણેલું; વાળી નાખેલું. (૨) ઘસરડેલું.

**વિક્રમ**, પું૦ [सं] પરાક્રમ; પુરૂષાર્થ; શૌર્ય; બળ. (૨) પરાક્રમવાળું સૌભાગ્ય; જાહોજલાલી ઉ૦ રાવણ વિક્રમ રવિના, અસ્ત સમયને સમીપ સૂચવે છે. (૨) પગલું; કદમ. વિક્રમ ઉજ્જનનો પરાક્રમી પરોપકારી એક મોટો રાજા. વિક્રમ સંવત=વિક્રમ રાજાએ ચલાવેલો સંવત્સર. ગુજરાતમાં વિક્રમ સંવત્ ચાલે છે, વિક્રમ અને વિક્રમ સંવત માટે ઇતિહાસકોમાં ઘણો મતભેદ છે ઇતિહાસમાં વિક્રમ સંવતની શરૂઆતના કાળમાં કોઈ એ નામનો રાજા થયો જણાતો નથી, તેમ વિક્રમ સંવતનાં પહેલાં ચાર પાંચ સૈકામાં લખાયેલો કોઇ લેખી પુરાવો મળતો નથી પણ એમ કહેવાય છે કે, એક જુના 'માળવ સંવત્' ને પાછળથી ઉપાડેલો તે એ છે.

**વિક્રય**, પું૦ [सं.] વેચાણ; મૂલ્ય લઇને આપવું તે:- કન્યાવિક્રય. (૨) વકરો.

**વિક્રાંત**, વિ [सं.] પરાક્રમી; બહાદુર. (૨) બિયામણું; બીક લાગે એવું. (૩) ઉશ્કેરાયલું; ઉન્માદ ઉપર ચઢેલું.

**વિક્રિયા**, સ્ત્રી૦ [सं.] વિકાર; વિકૃતિ. (૨) ઉલટી ક્રિયા થવી-બગડવું તે.

**વિક્ષેપ**, પું૦ [सं.] આંતરો; ખતરો; આડ; અડચણ; હરકત; અટકાવ. (૨) કોઈ કાર્ય-વિચારમાં લાગી રહેલા ધ્યાનમાં વ્યવધાન પડવું તે; મનનું સાતત્ય તૂટવું તે; વ્યવધાન. (૩) વાર; વિલંબ.

**વિખ**, ન૦ [सं. विष.] ઝેર; પ્રાણ હાનિ કરે એવું દ્રવ્ય તે; વિષ, વખ.

**વિખડું**, ન૦ વિખ; વખ; ઝેર. ઉ૦ વહાલે અમરત પૈને ઉછેર્યાં, વહાલે મારે અમને રે, હવે ત્રિખડાં ઘોળી ઘોળી દો છો, ઘટે નહિ તમને રે. પ્રા. કા.

**વિખરવું**, ક્રિ૦ અ૦ [सं. विष्किर्] વેરાવું; છુટું છુટું પડવું; પથરાતાં પડવું; ખરવું. ઉ૦ વિખરતાં ખરતાં કુસુમોવડે.

**વિખરાવું**, ક્રિ૦ અ૦ વેરાવું; ફેલાવું; પથરાવું. (૨) આમ તેમ છુટું છુટું થઇ જવું. ઉ૦ છુટો સુંવાળો વિખરાયલો હતો, નિતંબની ઉપર કૃષ્ણ ચોટલો.

**વિખવાદ**, પું૦ વેર ઝેર થાય એવી બોલચાલ; કજિયો; તકરાર; વેરઝેર.

**વિખવું**, ક્રિ૦ સ૦ પાખવું; ફેંદવું; ચુંટી નાંખવું;-ફાડી તોડીનાખવું.

**વિખિયો,** સ્ત્રી૰ સ્ત્રી; બાયડી. (૨) ઝેરીલી –કુલટા સ્ત્રી. (૩) વિષકન્યા.

**વિખે,** અ૰ વિષે; માં. (૨) સંબંધે; અર્થે. સાતમી અને ચોથી વિભક્તિને અર્થે વ-પરાય છે.

**વિખેરવું,** ક્રિ૰ સ૰ જુદું પાડવું; આમતેમ આઘું પાછું કરી નાંખવું; વેરી–વખેરી નાંખવું. ઉ૦ એ વેરીઓના વાસને વિ-ખેરી નાંખી. ક–દ ડા વેરાતુ કરવું.

**વિખ્યાત,** વિ૰ [ સં. ] નામાંકિત; પ્રખ્યાત; લોકમાં જાણીતું હોય એવું; નામીચું.

**વિખ્યાતિ,** સ્ત્રી૰ [ સં. ] નામાંકિતપણું; પ્રખ્યાતિ; પ્રસિદ્ધિ. (૨) યશ; કીર્તિ; આબરૂ. સારાં કામથી લોકમાં ઓળ-ખાવું તે.

**વિગત,** સ્ત્રી૰ સારી રીતે જાણેલું એવું તે; બીના; સંપૂર્ણ વાત–વૃત્ત તે; હકીકત; તપ સીલ; જેમ બન્યું હોય તેમ ક્રમવાર અ-થેતિ કથન તે. વિગતે=એ રીતે. અર્થ–સમજણ અને વિવેચન–મનન વગેરે સા-થે ઉ૦ પણ વિગતેથી જો વંચાય, તો તે-માંથી કારજ થાય. (૨) માહિતી; જાણ.

**વિગતવાર,** અ૰ સઘળી અથેતિ હકીકત સા-થે; તપસીલવાર; જુદી જુદી વસ્તુઓના જુદા જુદા સ્પષ્ટ ખુલાસાઓ સાથે:– કાલે હું તમને વિગતવાર પત્ર લખીશ.

**વિગેરે,** અ૰ વગેરે: આદિ લઇને–સો એમ; અમુક અમુક અને બીજાં વધારે એમ:– કાગળ, શાહી, કલમ વિગેરે લખવાનાં સાધન જોઇશે.

**વિગ્રહ,** પું૰ [ સં. ] તકરાર, ઝગડો; નહિ મેળ તે. (૨) લડાઇ, ચડવાડ. (૩) શ-રીર; દેહ. (૪) વ્યાકરણમાં–સમાસના અન્વયવો–શબ્દ જુદા પાડવા તે (૫) અંશ; ભાગ; ટુકડો. (૬) આકાર; સ્વરૂપ.

**વિગ્રહવાન,** વિ૰ શરીરી; દેહી; દેહધારી. (૨) પ્રાણી

**વિઘરવું,** ક્રિ૰ અ૰ વેરાઇ જવું; આમતેમ જુદું પડી જવું; છૂટીજવું. (૨) તાપથી ઓગળીજવું.

**વિઘરાવું,** ક્રિ૰ અ૰ વિઘરવું; વેરાઇ જવું; સમૂહનો જુસ્સો જતો રહેવો. (૨) ઓ-ગળી જવું.

**વિઘરો,** પું૰ કજિયો, ઝગડો; ટંટો. (૨) કુ-સંપ થવો તે.

**વિઘાત,** પું૰ [ સં. ] મારવું તે; ઘા કરવો તે; ઘાત; સંહાર. (૨) હાણ; નાશ.

**વિઘાતક,** વિ૰ તોડી પાડનાર; નાશ કરનાર. (૨) પાયમાલી કરે એવું; ઉચ્છેદક.

**વિઘું,** ન૰ સો હાથ ચોરસ, ચાળીસ ગુંઠા જે-ટલું જમીનનું પ્રમાણ–એક માપ તે; વિઘો.

**વિઘો,** પું૰ વિઘું; ચાળીસ ગુંઠા માપ તે. (૨) સો હાથ લાંબો પહોળો જમીનનો કકડો તે. એકરનો નવ આની જેટલો ભાગ તે વિઘાનો એકર.

**વિઘ્ન,** ન૰ [ સં ] કોઇ કાર્ય કરવામાં જે વાંધો–હરકત આવે તે; અડચણ, નડન-આડખીલી; પ્રત્યવાય. (૨) સંકટ; વિ-પત્તિ; દુઃખ. (૩) મુશ્કેલી; વિડંબના. વિઘ્નહર–હારી, વિઘ્નહરણ=ગણપતિ.

**વિઘ્નહર,** વિ૰ વિઘ્નને હરનાર; ગણપતિ ગણેશ.

**વિઘ્નિત,** વિ૰ વાંધામાં–હરકતમાં આવી રહેલું. (૨) કોઇ કારણે અટકેલું; કોઇ ડરને લીધે ખળેલું.

**વિચક્ષણ,** વિ૰ [ સં ] ચતુર–તીવ્ર સમ-શક્તિવાળું, તરત સમજી જાય એવું. (૨) ચંચળાઇવાળું; ચાલાક. (૩) બણેલ જ્ઞાની, શાણું. (૪) નહિ ગાંજ્યું જાય એવું કાબેલ; બહુશ્રુત ને ઘણી બાબતોનું જાણ-કાર હોય એવું.

**વિચરવું,** ક્રિ૰ અ૰ [ સં. ] ફર–આમ જવું; ચાલવું; જવું. (૨) બહાર જવું નીકળવું; આમજ ગતિ કરવી. (૩) દાખ

લ થવું; પેમવું. ઉ૦ વિચરી વિશ્રામત લાયક વિલોકયા લોક. ક. ૯. ડા.

**વિચાર,** પું૦ [ સં ] સારૂં ખોટું; ખરૂ ખોટું અને કર્તવ્યાકર્તવ્ય સંબંધી તુલના-પરીક્ષા કરવાની જે સમજશક્તિ તે; સદ્સદ્ વિવેક કરવાનું જ્ઞાન તે; ઇંદ્રિયો મારફત જણાયેલી બાબત ઉપર મનમાં ચાલતો જે વ્યાપાર તે; મનમાંનું ચિંતન; મનન તે; મનોવ્યાપાર. (૨) મન, બુદ્ધિ અને અંતઃકરણમાં ઊહાપોહ થઇ બંધાયેલો અભિપ્રાય તે;(૨) મત; નિશ્ચય;ઠરાવ.: ઘર રાખવાનો વિચાર થયો કે નહિ ? (૩) ઉદેશ: હેતુ; આશય:-ઘર લેવું એવો વિચાર છે પણ જોઇએ છીએ. (૪) વિવેક; સભ્યતા; મર્યાદા:-કંઇક બોલતાં વિચાર રાખવો, એ તો ગમે તેવો પણ અમલદાર છે. (૫) કલ્પના; તર્ક; મનસુબો. (૬) આનાકાની; ગુંચવણ; ગડમથલ. (૭) બીક; ભય. (૮) અટકાવ; અડચણ; થોભવું તે. (૯) ચિંતા; ફિકર; કાળજી. (૧૦) ધ્યાન; લક્ષ. (૧૧) પશ્ચાત્તાપ. ક્રિ૦ પ્ર૦ વિચાર આવવો=કાર્યાકાર્ય સંબંધી મનોવ્યાપાર ચાલવો. (૨) કલ્પના ઉઠવી. (૩) ડખકો-વહેમ-શંકા પડવી. વિચાર ઉઠવો=તર્ક થવો. વિચાર કરવો=મનોવ્યાપાર ચલાવવો; કાર્યાકાર્ય નિર્ણય માટે મનમાં મથવું. (૨) મનસુબા-ઠરાવ કરવો. (૩) થોભવુ; બોલતાં અટકવું. (૪) બીજા સાથે વિવાદ ચલાવવો. વિચાર ચલાવવો,વિચાર કરવો;વિવાદ કરવો; નિર્ણયને માટે થોભવુ-વખત લેવો. વિચાર છુપાવવો=હેતુ જાહેર નહિ કરવો. વિચાર જાણવો=સામાનો શો અભિપ્રાય છે તે જાણવાનો યત્ન કરવો. વિચાર ડગમગવો =ઠરાવ, મનોભિપ્રાય શિથિલ થવો; આનાકાની ઉજવવી. વિચાર દબાવવો=મનોભાવ છુપાવવો અથવા સંયમ ધરવો. વિચાર ધરવો=મનસુબો રાખવો. વિચાર પરખવો=સામાનુ મન જોઇ લેવું. વિચાર ભમવો-દોલાયમાન થઇજવું; મનની સમતોલતા જતી રહેવી. વિચાર રાખવો =વિવેક રાખવો. વિચાર સાંભળવો=બીજાનો મત સાંભળવો, વક્તવ્ય જાણવું. ૩૦ પ્ર૦ વિચારપૂર્વક વિચાર સાથે, જાણી બુજીને; અજાણતાં કે અકસ્માત એકદમ નહિ એમ. વિચારશીલ=ડહાયું વિચાર-વિવેકવાળું; ગંભીર; સાહસિક નહિ એવું.

**વિચારક,** વિ૦ વિચાર કરનાર.

**વિચારણા,** સ્ત્રી૦ વિચાર કરવો તે. (૨) પરીક્ષા; તપાસ.

**વિચારવું,** ક્રિ૦ સ૦ વિચાર કરવો; જોવા જાણવા સમજવામાં આવેલી બાબત ઉપર મનમાં વ્યાપાર ચલાવવો તે; સાર અસાર સમજવો

**વિચારિત,** વિ૦ વિચારેલું; ચિંતેલું. (૨) મનથી નક્કી કરેલું.

**વિચારી,** વિ૦ વિચારશીલ; વિચારવાળું. (૨) ડહાયું; શાણું.

**વિચિ,** સ્ત્રી૦ તરંગ; લહેર; મોજો.

**વિચિક્ષણ,** વિ૦ વિચક્ષણ; ચતુર; ચાલાક. (૨) ઝટ સમજી જાય એની તીવ્ર બુદ્ધિનું.

**વિચિત્ર,** વિ૦ [સં] વિવિધતાવાળું; ભાત ભાતનું. (રંગ વગેરે માટે) તરેહવાર. (૨) અજાયબ જેવું; અદ્ભુત; નવલ. (૩) ઘાટ, ડોળ કે સમતા વગરનું. (૪) ભળીવાર વગરનું; ચંચળ મનનુ;સ્વભ વના ઠેકાણા વગરનું.

**વિચિત્રતા,** સ્ત્રી૦ વિચિત્રપણું; તરેહવારપણું.

**વિચેતન,** વિ૦ [સં.] ચેતનારહિત; બેભાન; નિઃસંજ્ઞ.

**વિચેષ્ટા,** સ્ત્રી૦ (સં.) ચેષ્ટા; મશ્કરી. (૨) અડપલું.

**વિચ્છિન્ન,** વિ૦ (સં.) જાદું છુટું પડેલું; છેદાઇ ભેદાઇ ગયેલું; ફાટી-તૂટી ગયેલું.

**વિચ્છેદ,** પું૦ (સં.) છેદ; કાપ; ઘા. (૨)

કાપીને જુદું પાડવું તે. (૩) જુદાઈ; વિ-જોગ; છુટા પડીજવું તે.

**વિછળવું**, ક્રિ૦ સ૦ વાસણ અથવા વસ્ત્રને પાણીએ ખંખાળવું; પાણીમાં ઝબકોળી અથવા પાણી નાંખીને ધોવું તે. :-ગોળી-કળશિયો વિછળવો=તેમાં પાણી નાંખી ખૂબ હલાવીને સાફ કરવાં; પાણીથી સાફ કરવું-ધોવું. :-લુગડાં વિછળવાં=પાણીમાં ઝબકોળી-મચમચાવીને ધોવું. (૨) ઉછળવું; ચમકવું. (૩) છેતરવું; ઠગવું. (૪) ઝાપટી નાંખવું; ખખેરવું; પીખી નાંખવું.

**વિછુઆ**, પું૦ (સ્ત્રીઓ) પગને અંગુઠે પહેરવાનું ઘરેણું; વિંછીના આકારનાં ફૂલ. વિછુવા ઉ૦ અણુવટ વિછુઆ.

**વિછોહ**, પું૦ બે સ્નેહીઓ વચ્ચે જુદાગરી પડાવવી તે; જુદું પાડવું તે; અળગું રાખવું તે; વિજોગ; જુદાઇ.

**વિજણવારા**, પું૦ વિંજણાનો પવન. વિરણ-વાળા=એક જાતના ઘાસનાં સુગંધિદાર મૂળિયાંના વાળા તે. આ વાળા-વિંજણો, ટટ્ટી વગેરે બનાવવાના કામમાં આવે છે. વિરણવાળાના વિંજણાનો પવન તે.

**વિજણો**, પું૦ [सं. व्यजन] વિંઝણો; પંખો. હવામાં હલાવ્યાથી વાની લહરીઓ આપે એવી કાગળ, કાંમડાં, વાસની ચીપો કે તાડપત્રની બનાવટ તે, વિજણલો કવિ-તામાં-ઉ૦ વિજણલે વા ઢોળું રાજ.

**વિજન**, વિ૦ [सं.] માણસના વસવાટ કિંવા અવરજવર વગરનું; જ્યાં મનુ-ષ્યનો સંચાર ન હોય એવું; ઉજડ ઉ૦ વિજન વગડે આર્ય રખડયા. ઉ. રા. ચરિત. (૨) એકાંત; જ્યાં કોઈ હોય નહિ એવું (સ્થાન. જંગલ.) વેરાન.

**વિજય**, પુ૦ [सं] જીત; ફતેહ; જય. (૨) એ નામનો વિષ્ણુનો પોળિયો:-જય વિજય.

**વિજયા**, સ્ત્રી૦ [सं] દુર્ગા; પાર્વતી. (૨) ભાંગ; ગાંજાની મોજરો અને પાનનો ભુકો. ઉ૦ આક, ધંતુરો, શિવજી વિજ-યાના ભોગી.

**વિજયાદશમી**, સ્ત્રી૦ આસો સુદિ દશમનો તહેવાર તે; દસરા. ઉ૦ વિજયા દશમીના વાયદા વીતિયા, નણદી! નાવ્યા તમારા વીર. મુસાફરો અને યતિઓ વગેરે જેઓ ચોમાસુ એક ઠેકાણે અટકી રહ્યા હોય તેમને પ્રયાણ કરવાનો દિવસ. સીમાનું ઉલ્લંઘન કરવાનો અને ચાસ પંખી જોવાનો મહિમા તે દિવસે હોય છે. રાવણ ઉપર ચઢાઈ લઈ જવાને રામ કિષ્કિંધાથી અને પાંડવો વિરાટ નગરમાંથી એ દિવસે શમી-સીમળાનું પૂજન કરીને નિકળ્યા હતા, અને વિજય પામ્યા હતા.

**વિજયાનંદ**, પું૦ [सं.] જીત થયાની ખુ-શાલી તે; જય થયાનો આનંદ તે.

**વિજયી**, વિ૦ [सं.] જીતેલ; ફતેહ મેળવેલી હોય એવું; જીત પામેલ; ફતેહમંદ; જય-વંત; યશસ્વી

**વિજવું**, ક્રિ૦ સ૦ વિંઝવું; હવામાં આમતેમ જોરથી ફેરવવું; આમતેમ ઘુમાવવું.

**વિજળી**, સ્ત્રી૦ [सं. विद्युत्] વાદળાં એક બીજા સાથે અથડાવાથી આકાશમાં તેજનો જે ભબુકો થતો દેખાય છે તે; વિજ; વિ-દ્યુત. (૨) એક જથામાં રહેલા સૂક્ષ્મ અ-ણુઓ અને તેની આસપાસ રહેલા ઇથરમાં-સૂક્ષ્મ વાયુમાં થતી હિલચાલથી ઉત્પન્ન થતી એક તેજોમય શક્તિ તે. ઇલેક્ટ્રીસિટી, વિજળી રાસાયનિક પ્રયોગથી ઉત્પન્ન થતી એક શક્તિ.

**વિજાતિ**, સ્ત્રી૦ પર નાત-જાત તે

**વિજાતીય**, વિ૦ [सं.] બીજી નાત જાતનું, જુદી જાતનું.

**વિજાપરો**, પુ૦ છુટકો; નિકાલ; તોડ

**વિજારી**, સ્ત્રી૦ જારીને છુપાવવાની કળા -ચચળાઇ તે.:-જારીવિજારી.

**વિજોગ,** પું [ सं. वियोग ] પ્રિયજનથી, સ્વજન અને સ્વદેશથી દૂર હોવું તે; જુદાઈ; વિરહ; નહિ સંયોગ તે; અળગું; વિખુટું દૂર રહેવું તે. (૨) નહિ મેળાપ–મુલાકાત હોવી તે; અળગા–અતડા રહેવાપણું તે; નહિ સંસર્ગ–સોબત તે.

**વિજોગણ,** સ્ત્રી૦ પતિથી દૂર પડેલી સ્ત્રી; વિજોગી; વિરહિણી. ઉ૦ હું વિજોગણને મુકી અહિં, પતિ છે વર્ષ થયું વસ્યા તહિં.

**વિજોગી,** વિ૦ વિયોગી; વિરહી; પ્રિયજન, સ્વજન અથવા સ્વદેશથી દૂર રહેલું–પડેલું તે. સ્વજનથી વિખુટું; દૂર પડેલ; વિજોગ વાળું.

**વિજ્ઞપ્તિ,** સ્ત્રી૦ [ सं. ] વિનંતિ; અરજ; આજીજી. વિજ્ઞાપના.

**વિજ્ઞાત,** વિ૦ [ सं. ] સારી રીતે જાણેલું; વિદિત.

**વિજ્ઞાન,** ન૦ [ सं. ] પ્રવિશેષ–ખાસ જે જ્ઞાન તે; ઉંડું અને ઉચ્ચ પ્રતિનું જ્ઞાન તે; તત્ત્વજ્ઞાન, કેવળજ્ઞાન. (૨) વિદ્યા શાસ્ત્રીયજ્ઞાન; પૂર્ણજ્ઞાન; શુદ્ધ અને વિષયનાં અંગેઅંગનું અનુભવમાં આવેલું જ્ઞાન તે; ભણતર:– મનોવિજ્ઞાન; તત્ત્વ ને વસ્તુસ્થિતિને લાગતું પૂર્ણ જ્ઞાન તે.

**વિજ્ઞાનમયકોશ,** પું૦ [ सं. ] શરીરમાં કલ્પેલા પાંચ કોશમાંનો તે કોશ કે જે જ્ઞાન ને છણીને સમજે છે–હૃદયમા ઉતારે છે, ગ્રહણ કરેલા જ્ઞાનનો વિવેક કરી તેને ધારણ કરવાની શક્તિ તે.

**વિજ્ઞાનિક,** વિ૦ વિજ્ઞાનનું, વિજ્ઞાન સંબંધી–લાગતું તે:-વિજ્ઞાનિકકોશ. શાસ્ત્રીય.

**વિજ્ઞાની,** વિ૦ વિજ્ઞાન જાણનાર; ઉંડા તત્વનો વિચારક; શાસ્ત્રી; જ્ઞાની.

**વિજ્ઞાપના,** સ્ત્રી૦ [ सं. ] બહુ વિવેકથી વિનવવું–અરજ કરવી તે. વિજ્ઞપ્તિ; વિનતિ સાથે નિવેદન કરવું તે.

**વિટ,** પું૦ [ सं. ] શઠ; ધૂર્ત; ઠગ. (૨) ભડવો; જાર. (૩) મળ; વિષ્ટા.

**વિટપ,** સ્ત્રી૦ [ सं. ] ડાળી; પલ્લવ; શાખા; નવો અંકુર.

**વિટપી,** ન૦ [ सं. [ શાખાવાળું તે; ઝાડ; વૃક્ષ, તરુ.

**વિટલ,** વિ૦ ન ટળે એવું; અવિચળ; દૃઢ. (૨) મૂર્ખ; અણસમજુ

**વિટલા,** પુ૦ સ્ત્રીઓ અને છોકરાંને કાને પહેરવાના સોનાના વાળા.

**વિટલાવું,** ક્રિ૦ અ૦ વિટાવું; આસપાસ ફરી વળવું; લપેટાવું; ઘેરાવું.

**વિટવું,** ક્રિ૦ સ૦ વિંટવું; લપેટવું; દોરો–વસ્ત્ર વગેરે બીજાની આસપાસ ગોળાકારે લપેટવું; ચોમેર ફેરવવું. (૨) ઘેરીલેવું; કબજામાં ઘાલવું.

**વિટંગા,** સ્ત્રી૦ કુલટા.

**વિટંડ,** પાખંડ; વિતંડ ફેલ.

**વિટંબણા,** સ્ત્રી૦ [ सं. विडंबन ] પીડા; દુઃખ; સંકટ. (૨) મુશ્કેલી; હરકત; નડતર. (૩) માથાફોડ; પંચાતી; તકરાર.

**વિટાળવું,** ક્રિ૦ સ૦ વિટવું. (૨) ગોળાકાર ગડી કરવી.:– બિસ્તરો વિટાળી ચાલ્યો.

**વિટાળો,** પુ૦ વિંટો.

**વિંટો,** પું૦ વિંટો; લિંટલો; ભુંગળા જેવી ગોળ ગડી.:– ગાંદડાંનો વિંટો; (૨) આંટી. ગુંછળી.

**વિઠ્ઠલ,** પુ૦ [ सं. ] વિષ્ણુનો અવતાર; કૃષ્ણ; પરમેશ્વર; એક દેવ. પંઢરપુર વિઠ્ઠલનાથજીનુ ધામ છે.

**વિડંબન** ન૦ [ सं. ] પીડા; સંકટ; આપદા. (૨) મુશ્કેલી; અડચણ. (૩) પંચાતી; ગુંચવણ. વિટંબના.

**વિડારવું,** ક્રિ૦ સ૦ [ सं. वि+दार ] ચીરવું; ફાડવું. (૨) મારી નાખવું. (૩) શમાવવું; ઓછું કરવું.

**વિણ,** અ૦ વિના; વગર; સિવાય. ઉ૦ જળ વિણ કેમ રહેવાય ?

**વિણવું,** ક્રિ૦ સ૦ અનાજમાંથી કાંકરા, કસ્તર ને જીવ વગેરે કાઢી નાખવાં. (૨) સારૂં સારૂં જોઇને ઉપાડી લેવું. (૩) ઘણામાંથી પસંદ કરી લેવું; વરણી કરવી તે. (૪) એકઠું કરી લેવું; ભેગું કરવું (૫) ચુંટી લેવું; તોડવું; વેડવું; ઉપરથી ખેચી તોડી લેવું:–ફૂલ વિણવાં; ઉતારવું. રૂ૦ પ્ર૦ વિણી લઇએ એવું=સુબ્યક્ત; સુંદર. મજેનું સ્પષ્ટ:– એના ઓંસ જો જાણે વિણી લઇએ એવા સ્પષ્ટ આવે છે. ખુલ્લું; તરત દૃષ્ટ ને ધ્યાન ખેચે એવું.

**વિણાચુંટા,** પું૦ વહાલ, બીક, અને અધીરપણાથી શું થશે ? શું કરીશું અને ક્યારે મળાશે ? એવો જે વલોપાત થઇ રહેવો તે; વ્યાકુળતા; અકળામણ; ગભરામણ; ઉત્તાપ; ચિંતા; બહુજ કાળજી થવી તે. બેચેની; વ્યગ્રતા:– ત્યાંથી વિણાચુંટા થાય એવા સમાચાર આવ્યા. હાયહાય.

**વિણામણ,** ન૦ અનાજ વગેરેમાંનું કાંકરા વગેરે કસ્તર તે. (૨) વણવાનું જે તે. બદલવા જેવું–ખાતલ કરવા જેવું–ટાળવા જેવું જે કંઇ તે; ખોડખાંપણ; દોષ; કહેવા જેવું:– એનામાં કંઇ વિણામણ નથી (૩) વિણવાનું મહેનતાણું તે:–પાંચ શેર દાળે પાઇ વિણામણ મળે તેમાં શું કમાયાં ? કહે૦ ધૂળનું વિણામણ કાંકરા.

**વિણામણી,** સ્ત્રી૦ વિણામણ.

**વિતક,** ન૦ વિતેલું જે તે; ગુજરી; ગુજરેલું તે; ગુજરેલી હાડમારી–સંકટ વગેરે તે. વિતક વાર્તા.

**વિતકડાં,** ન૦ વિતેલાં જે સંકટ–મુસ્કેલીઓ વગેરે તે. ઉ૦ વિતકડાં વિસ્મે તે કોને કીજીએ.

**વિતથ,** વિ૦ નહિ સાચું; ખોટું; અસત્ય.

**વિતનુ,** પું૦ [ सं. ] અનંગ; કામ; સ્મર. (૨) વિંધણું ઝીણું.(૩) સુંદર. (૪)નાજુક.

**વિતર્ક,** પું૦ [ सं. ] ઉડતા વિચાર તે; તરેહવાર તર્ક. (૨) કલ્પના, તરંગ. (૩) ભ્રાન્તિ; અંદેશો. (૪) અટકળ; ધારણા તે.

**વિતલ,** ન૦ [ सं. ] સાત પાતાળમાંનું બીજું પાતાળ તે.

**વિતવું,** ક્રિ૦ અ૦ ગુજરવું; પડવું; અનુભવમાં આવવું. (૨) વહીજવું.

**વિતસ્તા,** સ્ત્રી૦ [ सं. ] એક પુરાણ પ્રસિદ્ધ નદી.

**વિતંડા,** પું૦ ખોટો વાદ; બકવાદ. ઉ૦ વિતથ વિતંડા કરી મરે, લેવો તેરો આ લાવ. વિતંડવાદ=નકામી તકરાર; માથાઝીક; પોતાનો લુલો પક્ષ સ્થાપિત કરવાને ખોટા મુદ્દાઓ આણ્યા કરવા તે.

**વિતાડવું,** ક્રિ૦ સ૦ દુઃખ દેવું; પજવવું; હેરાન કરવું; પીડા કરવી.

**વિતાન,** ન૦ [ सं. ] ચંદરવો; છત.

**વિતી,** સ્ત્રી૦ ગુજરી; વિતેલું જે તે; આપદા; પીડા; સંકટ; દુઃખ. ઉ૦ મુજ વિતી તુજ વિતશે ધીરી બાપુડિયાં.

**વિત્ત,** ન૦ [ सं. ] સત્ત્વ; બળ; હીર; કૌવત. (૨) ધન; દોલત, પૈસોટકો. (૩) માલ મિલકત (૪) સાર; કસ. (૫) રસ; પાણી; હીર. (૬) જીવ, વિત્તપાળ=ધનપતિ; કુબેર.

**વિદગ્ધ,** વિ૦ [ सं. ] બળેલું; દાઝેલું. (૨) ચતુર; હોશિયાર; કાબેલ; સુસદી. (૩) ઠગણું; ધુર્ત્ત; પહોંચેલું. (૪) આવડવાળું.

**વિદગ્ધતા,** સ્ત્રી૦ હોશિયારી; ચતુરાઇ. (૨) આવડ; કારીગરી, વૈદગ્ધ્ય.

**વિદગ્ધા,** વિ૦ ચતુર–કાબેલ સ્ત્રી. (૨)કાવ્યશાસ્ત્ર પ્રમાણે ચતુર નાયકા.

**વિદળ,** વિ૦ બે ભાગે વહેંચાયેલું; જેમાં તડ પડેલા હોય એવું.

**વિદાય,** વિ૦ વળાવેલું; મોકલેલું; વદાય.

**વિદાયગીરી,** સ્ત્રી૦ મોકલવું–વળાવવું તે; પ્રેષણ.

(૨) જવાની રજા આપવી તે. (૩) વળાવતાં-જતા માણસને જવાની રજા અને ભેટ આશિષ આપવી તે.:- વિદાયગીરીનો પોષાક આપ્યો.

**વિદારક,** વિ૦ [ સં. ] વિદારનાર; ફાડનાર; ચીરનાર.(૨) ડાળનાર; મટાડનાર; ભાગનાર.

**વિદારણ,** ન૦ [ સં. ] વિદારવું-ફાડવું તે. (૨) વિ૦ ટાળનાર.:-દુ:ખ વિદારણ. તોડનાર; મટાડનાર; ભાગનાર.

**વિદારવું,** ક્રિ૦ સ૦ ફાડવું; ચીરવું. (૨) મટાડવું; ટાળવું. (૩) નાશકરવું.

**વિદિત,** વિ૦ [ સં. ] માહિત, જાણમાં આવેલું; જાણેલું; જણાવેલું.

**વિદિશા,** સ્ત્રી૦ મધ્ય દેશનું એક પ્રાચીન નગર.

**વિદુર,** વિ૦ [ સં. ] ડાહ્યું; શાણું; અનુભવી ને બહુશ્રુત હોય એવું. (૨) કંગાલ; ગરીબ; દીન. વિદુરવેડા=કંગાલિયત બતાવ્યા કરવી તે; દુ:ખ પોકાર્યા કરવું તે.:-ગરીબ હોઇએ તેથી શું જ્યાં ને ત્યાં વિદુરવેડા કર્યા કરીએ. દીનતા દેખાડવાની વૃત્તિ સ્વભાવ તે.

**વિદૂષક,** પું૦ [ સં. ] ભણેલો ગણેલો ટોળી માણસ; રાજા અને મોટા માણસો પાસે હાજરજવાબી માટે રહેતો ટોળી માણસ-મિત્ર હોય છે તે. સંસ્કૃત નાટકોમાં રાજાની સોબતમાં એને રાખવામાં આવે છે. (૨) મસ્કરો; રંગલો; જુઠણું; તરકડિયો. ભવાઇ વગેરે ખેલો અને જલસાઓમાં હાસ્ય ઉપજાવે એવું બોલનાર રમુજી પાત્ર તે.

**વિદૂષકપણું,** ન૦ વિદૂષકનું કામ તે; મસ્કરાનું કામ. (૨) અમુકને એક અને બીજાને બીજી વાત કહી થોડી ઘણી મોજી તકરાર કરાવવાપણું તે; વિદૂષકવેડા તે સાંહી ઝીખરાં-આમતેમ-ઉલટસુલટ કહીને બે મિત્ર કે દંપતી વગેરે વચ્ચે ગંમતી તકરાર થાય એમ કરવાપણું.

**વિદેશ,** પું૦ [ સં ] પોતાનો જન્મદેશ નહિ તે; પરદેશ; પારકો-પરાયો દેશ તે.

**વિદેશી,** વિ૦ બીજા દેશનું; સ્વદેશી નહિ તે; પરદેશી. બીજા દેશ સંબંધી.

**વિદેહી,** વિ૦ [ સં. ] દેહ-શરીરને લગતી માયા જેને ન હોય એવું; છતે દેહે જેણે દેહને વળગેલા સંસારનો તેમજ દેહનો અહંકાર તજ્યો હોય એવું; જીવનમુક્ત; જ્ઞાની.

**વિદ્ધ,** વિ૦ [ સં ] વિંધાયેલું;વેહ પડેલો હોય એવું. (૨) વપરાયેલું; ઉપયોગમાં આવેલું. (૩) અનુભવી; જેને વિતેલું હોય, જેણે દુ:ખ સહેલાં હોય એવું.

**વિદ્યમાન,** વિ૦ [ સં ] જાગતું; જીવતું; હયાત. (૨) નજર સામે હોય એવું; હાજર; સમક્ષ; પ્રત્યક્ષ.

**વિદ્યા,** સ્ત્રી૦ [ સં ] સારી રીતે જાણવાનું જે તે; ઉંડી સમજ તે. (૨) ભાષા, વિચાર, અને અમુક વિષય સંબંધી જે ઉંડું જ્ઞાન-અને જ્ઞાન લેવા જેવું ભણતર તે; જ્ઞાન; સમજણ. (૩) સુશિક્ષા; કેળવણી. (૪) કોઇ વસ્તુ કે કામની માહિતી અથવા આવડત તે; ઇલમ; હુન્નર; કળા વગેરે. (૫) બરૂમાના રેસા. ચાર વિદ્યા= આન્વીક્ષકી,ત્રયી,વાર્તા ને દંડનીતિ. ૫ ચમી આત્મવિદ્યા ચૌદવિદ્યા=૧ ઋગ, ૨ યજુસ્, ૩ સામ, ૪ અથર્વ (ચારવેદ) ૫ શિક્ષા, ૬ કલ્પ, ૭ વ્યાકરણ, ૮ નિરુક્ત, ૯ છંદ, ૧૦ જ્યોતિષ (છ અંગ) ૧૧ ધર્મ, ૧૨ મીમાંસા, ૧૩ તર્ક અથવા ન્યાય ને ૧૪ પુરાણ. ચૌદવિદ્યા જાણ=પંડિત; વિદ્વાન. (૨) ભણેલો; અનુભવી. (૩) હોશિયાર; કાબેલ; પહોંચેલો. (૪) છેતરાય નહિ એવો; ઠગ; ધૂર્ત. અવિદ્યા=અજ્ઞાન, માયા; અણસમજ. મેલી વિદ્યા=મંતરજંતર સંબંધી જ્ઞાન તે; ભૂતપ્રેત સંબંધી વશીકરણનું જ્ઞાન તે.

**વિદ્યાગુરુ,** પુ૦ વિદ્યા ભણાવનારો તે; આચાર્ય; શિક્ષક; મહેતાજી.

**વિદ્યાધર,** પુ૦ કૈલાસ પર્વત ઉપર રહેતા અર્ધ દેવલોકની એક જાતિ; કુબેરના સંબંધી એ તે યક્ષ; ગાંધર્વ, વિદ્યાધર, અને કિન્નર વગેરે. વિદ્યાધરી=વિદ્યાધરની સ્ત્રી.

**વિદ્યાભ્યાસ,** પુ૦ ભાષા, વિચાર, વિષય વગેરે બાબતોના સારા જ્ઞાનને માટે જે બોધ-શિક્ષા લેવી તે; ભણવું તે; જ્ઞાન લેવું-વ ચી સમજી ગોખી મનમા ઉતારવું તે.

**વિદ્યાલય,** ન૦ [સં ] શાળા; પાઠશાળા; જ્યાં વિદ્યાભ્યાસ કરાવવામાં આવતો હોય તે સ્થાન.

**વિદ્યાર્થી,** પુ૦ ભણનાર; નિશાળિયો; શિષ્ય; શીખનાર તે

**વિદ્યાશાળા,** સ્ત્રી૦ વિદ્યાલય; પાઠશાળા; નિશાળ.

**વિદ્યુત,** સ્ત્રી૦ [સં વિદ્યુત] વિજળી; વાદળાં એક બીજા સાથે અથડાવાથી ઉત્પન્ન થતો અગ્નિ તે; ઘર્ષણાગ્નિનો ભભુકો તે; ચંપળા.

**વિદ્રાવણ,** ન૦ [સં.] ગળીને પાણી થયેલું હોય તે; કોઇ ચીજ ગળવાથી થયેલું જે પ્રવાહી તે. અમુક દ્રવ્ય જેમાં ગાળેલું હોય તે પાણી-પ્રવાહી. (૨) ઓગાળવુ તે; પ્રવાહી કરવું તે.

**વિદ્રુમ,** ન૦ [સં.] પ્રવાલ; પરવાળુ. (૨) પરવાળાનું ઝાડ. ( દરિયામા એક જાતના જીવડા પોતાના શરીરના મળમાંથી ગદ્દડા જેવું ઘર બાંધે છે તે ) એક રત્ન વિશેષ. (૨) કિસલય; કુંપળ.

**વિદ્વજ્જન,** ન૦ [ સં.] વિદ્વાન માણસ; પંડિત; ભણેલા ગણેલા માણસ તે.

**વિદ્વત્તા,** સ્ત્રી૦ [ સં.] વિદ્વાનપણું તે; પંડિતાઇ. (૨) જ્ઞાન.

**વિદ્વાન,** વિ૦ [સં ] વિદ્યા ભરેલું; જ્ઞાનવાન —જ્ઞાની; પંડિત; વિબુધ.

**વિદ્વેષ,** પું૦ [ સં.] વેર; ખાર; અદેખાઇ; ઇર્ષ્યા.

**વિધ,** પું૦ [સં.] પ્રકાર; તરેહ; જાત:—નાના વિધ; બહુવિધ.

**વિધણું** ન૦ વિંધણું; સુતારનું એક હથિયાર, ફરસી.

**વિધવા,** સ્ત્રી૦ [ સં ] જેનો પતિ મરી ગયેલો હોય તે સ્ત્રી; રંડીરાંડ; પતિરૂપી સૌભાગ્યરહિત સ્ત્રી.

**વિધવિધ** વિ૦ જુદી જુદી જાતનું, બહુ પ્રકારોવાળું; જેમાં ઘણી તરેહો હોય-વિચિત્ર રંગ, આકૃતિઓ વગેરે હોય એવું.

**વિધાતા,** પું૦ [સં.] બ્રહ્મદેવ; બ્રહ્મા; પ્રજાપતિ. (૨) ભાગ્યદેવતા; દૈવ.

**વિધાત્રી,** સ્ત્રી૦ ભાગ્ય નિર્માણ કરનાર દેવતા; કર્મ દેવતા, દૈવ. લોકમાન્યતા એવી છે કે, બાળક જન્મ્યા પછી છઠ્ઠે દિવસે ભાગ્યદેવતા તેની આગળ આવી તેનું નસીબ આંકી જાય છે. ઉ૦ વિધાત્રી તું છે દીન દયાળ, એવું કહીને પગે લાગી બાળ.

**વિધાન,** ન૦ [સં.] વિધિ; રીત; પ્રકાર:—વ્રતવિધાન. (૨) સેવા, ઉપાસના. (૩) ઉપાય; ઉપચાર. (૪) ક્રિયા; સંસ્કાર. (૫) વળગાડવું તે.

**વિધિ,** પુ૦ [સં.] બ્રહ્મદેવ, પ્રજાપતિ. (૨)ભાગ્ય દેવતા; દૈવ. ઉ૦ વિધિ છે તે કન્યાને અનુકૂલ ભર્તા સદાય આપે છે. (૩) પ્રકાર રીતિ; પદ્ધતિ, યજ્ઞવિધિ. (૪) કરવાનુ તે; કરવુંજ જોઇએ એવા અર્થમાં વપરાય છે આજ્ઞા;આદેશ; શાસ્ત્રપ્રમાણ:—વિધિવાક્ય વિધિ-નિષેધ કરવાની રીત; ધારો (૫) સંસ્કાર.

**વિધિનિષેધ,** પુ૦ આમ કરવું અને આમ ન કરવું, એવી શાસ્ત્રની જે આજ્ઞા તે; કરવા ન કરવા સંબંધી શાસ્ત્રનું વિધાન તે.

**વિધિયુક્ત,** વિ૦ [સં.] શાસ્ત્રમા બતાવેલા પ્રકારને અનુસાર, જેમ કરવુ જોઇએ તેમ કરવું તે

**વિધિવત,** અ૰ વિધિ પ્રમાણે; શાસ્ત્રમાં કહેલી રીતે.
**વિધુ,** પું૰ [સં.] ચંદ્ર; ચંદ્રમા; શશી.:– વિધુવદની=ચંદ્રમુખી.
**વિધુર,** વિ૰ વ્યાકુળ; અકળાયેલું; (૨) વિયોગી. (૩) રંડાયેલો.
**વિધુરૂં,** વિ૰ આકુળવ્યાકુળ; અકળાયેલું. (૨) વિયોગી. (૩) ગભરાયેલું; ગાભરૂં.
**વિધુત,** વિ૰ [સં.] ફેંકી દીધેલું; ખંખેરેલું; ઉડાડી મૂકેલું–નાંખેલું. (૨) કંપિત.
**વિધૃત,** વિ૰ [સં.] ધરી રાખેલું; ધારણ કરેલું; ઉપાડેલું.
**વિધેય,** વિ૰ [સં.] કરવાજોગ. (૨) અધીન; તાબાનું; વશ હોય એવું. (૩) આજ્ઞાધારક
**વિધ્યર્થ,** અ૰ [સં.] આજ્ઞા પ્રકારે એમ; આજ્ઞાના અર્થમાં, ક્રિયાકાળદર્શક તે.:–કર; બનાવ; રચ. આજ્ઞાર્થ.
**વિધ્વંસ,** પું૰ [સં.] નાશ; પાયમાલી; ખરાબી. ઉ૰ યજ્ઞનો વિધ્વંસ કરતા, ગાજતા ગભીર, ઉધ્ધવ. (૨) પ્રતિકૂળતા. વિધ્વંસી=નાશ કરનાર; પાયમાલી આણનાર; ઉચ્છેદક.
**વિનતા,** સ્ત્રી૰ [સં.] ગરૂડ અને અરૂણની માતા. ગુજરાતીમા વનિતા=સ્ત્રી એ અર્થે પણ વપરાયેલ છે.
**વિનતિ,** સ્ત્રી૰ [સં.] નમંતાઈથી કહેવું તે; અરજ; વિનંતિ. (૨) નમ્રતા.
**વિનય,** પું૰ [સં.] નમંતાઇ; નમ્રતા દેખાડવી તે; નમ્રવિવેક; સભ્યતા; સલુકાઇ; નમતા રહી વર્તવું તે. ઉ૰ સામળ વિદ્યા વશીકરણની વિનય વિષે વાસો વસે. વિવેકી રીતભાત–વર્તન તે.
**વિનવવું,** ક્રિ૰ અ૰ વિનતિ કરવી; નમંતાઇથી કહેવું; અરજ કરવી. (૨) કરગરવું; કાલાવાલા કરવા; આજીજી કરીને કહેવું.
**વિનષ્ટ,** વિ૰ [સં.] પાયમાલ બગાડી નાંખેલું; નાશ કરેલું–થયેલું હોય તેવું; ખરાબખસ્ત; ધનાશાતિયા.
**વિનંતિ,** સ્ત્રી૰ વિનતિ; વિનયથી કહેવું તે; અરજ; કાલાવાલા; આજીજી.
**વિના,** અ૰ વના; વગર; સિવાય.
**વિનાયક,** પું૰ [સં.] ગણપતિ; ગણેશ; ગજાનન; શંકરસુત; ગૌરીપુત્ર.
**વિનાશ,** પું૰ [સં.] નાશ; પાયમાલી થવી તે; બગાડો. (૨) તદન–સાવ પાયમાલી; નામાવશેષ થઇ જવું તે. કહે૰ વિનાશ કાળે વિપરીત બુદ્ધિ=જ્યારે ખરાબી થવાની હોય ત્યારે બુદ્ધિએ પલટાઈ જાય, એમ.
**વિનાશક,** વિ૰ નાશકારક; નાશ કરનાર; વિધ્વંસક.
**વિનાશી,** વિ૰ નાશ પામે એવું; નાટકે એવું; ભંગુર.
**વિનિપાત,** પું [સં.] પતન; પડવું તે. (૨) અવનતિ, પરાજય; પાત; મોટી આફત.
**વિનિમય,** પું૰ [સં.] અદલોબદલો; ફેરફાર કરવો તે; મોબદલો; એક વસ્તુ આપીને બીજી વસ્તુ લેવી તે. (૨) મૂકવું તે; નિક્ષેપ.
**વિનિયોગ,** પું૰ [સં.] અર્થ સિદ્ધિને માટે સ્વકર્મ–વસ્તુ વગેરેનો ઉત્સર્ગ કરવો તે; ત્યાગ; છોડીદેવું, તજવું, અર્પણકરી દેવું તે. (૨) અમુક અર્થની બીજી બાબત સાથે યોજના કરવી તે; જોડી દેવું તે; નાંખવું મૂકવું–જતું કરવું તે; નિમણુક; યોજના; સંધાન.
**વિનીત,** વિ૰ [સં.] નમ્ર; સૌમ્ય; વિનય સંપન્ન; વિવેકી; મર્યાદ શીલ; સભ્ય (૨) સુશિક્ષિત; સુધરેલું; અનુદ્ધત. (૩) પાળેલું; પળોટાય એવુ ગરીબ.
**વિને,** પું૰ વિનય; સલુકાઇ; વનો.
**વિનોદ,** પું૰ [સં.] આનંદમાં રહેવું–ગમ્મતું તે; ખુશીમાં હસવું બોલવું વગેરે તે; મોજ; ગમત. (૨) રમુજ; મજા; ગટા. (૩) ઠઠ્ઠામશ્કરી; મજાક. ખુશીખુશાલી અને રમતગમતમા વખત કાઢવો તે.

**વિનોદી,** વિ૰ આનંદી; ગમતી; રમુજી; હસે હસાવે એવું. (૨) ઠઠ્ઠા મશ્કરી કરી વખત ગાળાવે એવું; લહેરી.

**વિન્યાસ,** પું૰ [ સં. ] મૂકવું તે; માંડવું તે; વ્યવસ્થા પૂર્વક ગોઠવવું; નિયમિત રચના થાય એમ મેલવું તે. (૨) સ્થાપના; માંડનચાતુર્ય.:–પદવિન્યાસ.

**વિપક્ષ,** પું૰ [ સં. ] સામોપક્ષ; વિરૂદ્ધતાવાળું મંડળ તે; વિરોધી લોક તે; સામાવાળિયા. (૨) શત્રુ; દુશ્મન.

**વિપત,** સ્રી૰ [ સં. विपद् ] દુઃખ; પીડા. (૨) આફત; મુશ્કેલી; વિડંબના.

**વિપત્તિ,** સ્રી૰ [ સં. ] વિપદ; પીડા; દુઃખ. (૨) મુશ્કેલી; વિટંબણા.

**વિપથ,** પુ૰ [ સં. ] અવળો માર્ગ; કુમાર્ગ; આડો રસ્તો.

**વિપરીત,** વિ૰ [ સં. ] ઉલટું; અવળું; વિરૂદ્ધ; ઉંધું. (૨) સામું; પ્રતિકૂલ.

**વિપરીતતા,** સ્રી૰ ઉલટપણું; વિપર્યય. (૨) પ્રતિકૂલતા.

**વિપર્યય,** પું૰ [ સં. ] પલટો, ઉલટું તે, વ્યત્યય; ઉધુંચતું થઈજવું તે; વિપરીતતા (૨) ફેરફાર (૩) અડચણ.

**વિપર્યાસ,** પુ૰ [ સં. ] વિપર્યય. (૨) શત્રુતા; વિરૂદ્ધતા. (૨) ફેરફાર, વિક્રિયા.

**વિપળ,** સ્રી૰ [ સં. विपल ] પળનો સાઠમો ભાગ તે; એક સેકંડના ત્રીજા ભાગ જેટલો અલ્પ વખત તે.

**વિપાક,** પું૰ [ સં. ] સારી રીતે પાકી–ચઢી–તૈયાર થઈજવું તે. પરિપક્વતા, પચન. (૨) છેવટ; પરિણામ; છેલ્લું ફળ તે. (૨) રૂચિ; લહેજત; સ્વાદ.

**વિપાશા,** સ્રી૰ પંજાબમાંની એક નદી, બિયાનદીનું યૌગિક નામ.

**વિપિન,** ન૰ [ સં. ] વન; અરણ્ય; રાન.

**વિપુલ,** વિ૰ [ સં ] મોટું; વિશાળ, વિસ્તીર્ણ. (૨) પુષ્કળ; ખૂબ. (૩) ઉંચું.

**વિપુલતા,** સ્રી૰ મોટાપણું; વિસ્તીર્ણતા. (૨) પુષ્કળપણું.

**વિપ્ર,** પું૰ [ સં. ] બ્રાહ્મણ. (૨) ઋષિ.

**વિપ્રયુક્ત,** વિ૰ [ સં. ] પ્રિયજનથી છુટું–અલગ; દૂર પડેલું–રહેલું હોય તે; વિજોગી; વિરહી.

**વિપ્રયોગ,** પુ૰ [ સં. ] સ્વજન, પ્રિયજનનો સહવાસ નહિ તે; જુદાઈ; વિજોગ. (૨) જુદાપણું; ફાટફુટ; અમેળ.

**વિપ્રયોગી,** વિ૰ [ સં. ] વિયોગી; વિરહી; પ્રિયજનથી જુદું પડેલું; અળગું રહેલું તે

**વિપ્રલબ્ધ,** વિ૰ [ સં. ] ઠગાયેલું; વંચિત; પ્રતારિત. (૨)નિરાશ;નાસીપાસ થઇ ગયેલું.

**વિપ્રલંભ,** પું૰ [ સં. ] વિપ્રયોગ; વિયોગ. (૨) વિયોગનો શૃંગાર તે.

**વિપ્રિય,** વિ૰ [ સં. ] અપ્રિય; નહિ પ્રિય, અળખામણું.

**વિપ્લવ,** પુ૰ બોળાણ; પૂરમાં બોળાઈ નાશ પામવું તે; મોટા પૂરમાં ડુબાડુબ થઈ જવું તે; જળપ્રલય. (૨) પ્રજામા બખેડો થઇ રહેવો તે; ઉથલપાથલ અને અંધાધુંધી થઈજવી તે. (૩) અરિષ્ટ; સંકટ; પાયમાલી, સંહારકાળ.

**વિફરવું,** ક્રિ૰ અ૰ મિજાજ ખોવો; ઉશ્કેરાવું; શૂર ચઢવું. ફાટવું; બહેકવું વકરવું.

**વિફળ,** વિ૰ [ સં. विफल ] નિષ્ફળ;નકામ; ખાલી;. નહિ ફળ થવું–આવવું તે; મિથ્યા.

**વિબુધ,** પું૰ [ સં. ] પંડિત; જ્ઞાની. (૨) દેવ; સુર.

**વિભક્ત,** વિ૰ [સં.] સમુદાયથી જુદું પડેલું; નહિ જોડાયેલું; અળગું થયેલું. (૨)વહેંચાઈ ગયેલું; વાંટા પડી ગયા હોય એવું.

**વિભક્તિ,** સ્રી૰ [સં.] વ્યાકરણના કારક પ્રત્યયો તે; નામનો ક્રિયા સાથેનો સંબંધ દેખાડનારા પ્રત્યયો તે.

**વિભવ,** પું૦ [સં.] ઐશ્વર્ય; સાહેબી; વૈભવ; જાહોજલાલી; આબાદી.
**વિભા,** સ્ત્રી૦ [સં.] પ્રભા; પ્રકાશ. (૨) શોભા. (૩) કિરણ.
**વિભાકર,** પું૦ [સં.] સૂર્ય; રવિ.
**વિભાગ,** પું૦ [સં.] ભાગ; હિસ્સો; વાંટો; શાળો.
**વિભાજ્ય,** વિ૦ [સં.] ભાગી-વહેંચી શકાય એવું; ભાગવા જેવું; વાંટા-હિસ્સા કરવા જોગ.
**વિભાવ,** પું૦ [સં.] રસ ઉત્પન્ન કરે એવો ભાવ તે; ઉશ્કેરનારૂં કારણ તે. ભાવ, અનુભાવ, વિભાવ, વ્યભિચારિભાવ, કાવ્ય અને નાટક વગેરેમાં વર્ણવાય છે. અને વસ્ત્ર, શૃંગાર વગેરેથી જે ભાવનાનો પ્રાદુર્ભાવ થાય તે. (૨) પ્રેમ; માયા.
**વિભાવના,** સ્ત્રી૦ [સં.] ધારણા; કલ્પના કરવી તે. (૨) પદાર્થના ગુણવિષે વિચાર તે.
**વિભાવરી,** સ્ત્રી૦ [સં.] રાત્રિ; રાત; નિશા.
**વિભાવું,** ક્રિ૦ અ૦ શોભવું; પ્રકાશવું.
**વિભાષા,** સ્ત્રી૦ [સં.] વિકલ્પ; આમે થાય ને તેમે થાય એવી જે છુટ તે.
**વિભિન્ન,** વિ૦ [સં.] જુદું; છુટું પડેલું; અલગ; (૨) છેદાયલું.
**વિભિન્નતા,** સ્ત્રી૦ જુદાપણું; પાર્થક્ય.
**વિભીષિકા,** સ્ત્રી૦ [સં.] ભય; બીક. (૨) ખોટો વહેમ; ભયનો ઓળો તે.
**વિભુ,** વિ૦ [સં.] સર્વવ્યાપક; નિત્ય. (૨) પું૦ પરમેશ્વર
**વિભૂતિ,** સ્ત્રી૦ [સં.] સંપત્તિ; ઐશ્વર્ય. (૨) આબાદી; કલ્યાણ; શ્રેય. (૩) પ્રસાદી. (૪) યજ્ઞની ભસ્મ તે; હોમની-હુતદ્રવ્યની રાખ તે.
**વિભૂષણ,** ન૦ [સં.] શણગાર; અલંકાર; ઘરેણું. (૨) શ્રી; શોભા; સારૂં દેખાય-દેખાડે એવું જે કંઈ તે.
**વિભૂષિત,** વિ૦ [સં.] અલંકૃત; શણગારેલું.
**વિભેદ,** પું૦ [સં.] જુદાઇ તે; આંતરો; ભેદ. (૨) છેદ; ક્ષત. (૩) વિરોધ; વેર; અંટસ.
**વિભ્રમ,** પું૦ [સં.] ચિત્તની અનવસ્થા તે; વહેમ; શક; ભ્રાન્તિ; (૨) સ્ત્રીઓનો એક હાવ તે; મનની મોજ; ઘેલછા.
**વિભ્રાન્ત,** [સં.] ગુંચવાયેલું; બેશુદ્ધ નિઃસંજ્ઞ.
**વિમત્સર,** વિ૦ મત્સરરહિત; નહિ અદેખું; ઇર્ષ્યારહિત
**વિમર્ષ,** પું૦ [સં.] રહી રહીને મનમાં વિચાર્યા કરવું તે; વિવાદ; મનમાં ને મનમાં તત્વ શોધનાર્થે ઉંડો વિચાર કરવો તે; આલોચન; મનન કરવું તે. (૨) નહિ સહન થવાપણું; ચીઢ; ક્રોધનો આવેશ; નાખુશી.
**વિમળ,** વિ૦ [સં.] મળરહિત; નિર્મળ; ચોખ્ખું, સ્વચ્છ;
**વિમળતા,** સ્ત્રી૦ સ્વચ્છતા; મળ-ગંદવાડ-મેલરહિતપણું.
**વિમાચીઠી,** સ્ત્રી૦ એક ઠેકાણાનો માલ બીજે ઠેકાણે સહીસલામત પહોંચે તે માટે કરાવેલી વિમાની ચીઠી તે.
**વિમાન,** [સં.] આકાશમાં ઉડે એવું વાહન તે; આકાશયાન; બલૂન.
**વિમાની,** વિ૦ વિમાન ચલાવનાર; વિમાનવાળો (૨) વિમાન ચલાવવાની કળાનો જાણકાર.
**વિમાવાળો,** પું૦ વિમો ઉતારવાનો ધંધો કરનારો; અમુક રકમ લઈને માલની કિમ્મત ભરી આપવાની, અને જિંદગીની આખરીએ અમુક રકમ આપવાની જોખમદારી લેનારો વેપારી-માણસ તે.
**વિમાસણ,** સ્ત્રી૦ કાર્ય નહિ કરવા માટે પાછળથી થતી ચિંતા કે વિચાર તે; પશ્ચાત્તાપ; પસ્તાવો; નાસીપાસીની લાગણી તે; મનસ્તાપ.
**વિમાસવું,** ક્રિ૦ સ૦ પશ્ચાત્તાપ કરવો; પસ્તાવું; કોઈ કાર્ય નહિ કરવા માટે પાછળથી ચિંતા કરવી; નહિ કરવા માટે શોક કરવો.
**વિમુક્ત,** વિ૦ [સં.] છુટું; બંધનથી મોકલું;

છુટેલું; સ્વતંત્ર. (૨) ત્યક્ત; તજેલું, મૂકી દીધેલું.

**વિમુખ,** વિ૦ [ સં. ] મોં ફેરવી બેઠેલું; વિરુદ્ધ. (૨) અળગું; જુદું; (૩) દૂર રહેલું; નહિ મુલાકાતમાં રહેલું; અવળું; પ્રતિકૂળ

**વિમુખતા,** સ્ત્રી૦ પરાંગમુખપણું; અવળાઇ; જુદાઈ; વિરુદ્ધતા.

**વિમુગ્ધ,** વિ૦ [ સં. ] બહેબાકળું; ગભરાયેલું, ભ્રાન્ત, વ્યાકુળ ચિત્તવાળું. (૨) ઘેલું; મોહપામેલું.

**વિમૂઢ,** વિ૦ [ સં. ] અણસમજુ; નહિ સમજી શકે એવી ઓછી અક્કલનું; મૂર્ખ.

**વિમો,** પુ૦ હકસાઈ લઇ જિંદગી અને માલની નુકસાનીનું જોખમ માથે લેવું તે. અમુક મુદત દરમિયાન મરણ થાય તો અમુક હકસાઇએ અમુક રકમ ભરી આપવી, અથવા આગ, જળ અને બીજી આફતોમાંથી અમુક મુદત દરમિયાન મકાન અને માલમતાને નુકસાન લાગે તો ભરપાઇ કરી આપવાં, એવો કરારીમોહો તે.:-વિમો ઉતારવો, એમ કહેવાય છે.

**વિયત,** નં૦ [ સં. ] આકાશ. વ્યોમ; નભ; ઉ૦ વિયત સરિતમાં વિહરતી અમરીના.

**વિયાણ,** વિ૦ વિયાતી:-વરસ વિયાણ. (૨) ના૦ વિયાવુ તે.

**વિયાવું,** ક્રિ૦ અ૦ [ સં. વી ] બચ્ચાંને જન્મ આપવો; પ્રસવવું; જણવું:-ભેંસ વિયાઇને પાડો આવ્યો. ( આ શબ્દ કેટલીક નીચી ન્યાતિના માણસોમાં સ્ત્રીના જણવાને માટે પણ વપરાય છે. ) પશુ પંખીની માદાઓને માટે વિયાવું કહેવાય છે.

**વિયોગ** પું૦ [ સં. ] પ્રિયજનની જુદાઈ; વહાલામાંથી વેગળા હોવું તે; નહિ જોગ મેળ-સમાગમ તે.

**વિયોગિની,** સ્ત્રી૦ વિરહિણી; વિજોગણ; પતિથી દૂર-જુદી પડેલી સ્ત્રી.

**વિયોગી,** વિ૦ પ્રિયજનથી દૂર પડેલું; સમાગમ -સહવાસથી અલગ રહેલું હોય એવું; પ્રિયજનથી વિખુટું; વિરહી.

**વિરક્ત,** વિ૦ [ સં ] નહિ આસક્ત; જેણે માયા-સંસાર ઉપરની પ્રીતિ=મોહ તજી દીધો હોય એવું; સંસારની આસક્તિરહિત; નિઃસ્પૃહ; બેદરકાર; ત્યાગી.

**વિરક્તિ,** સ્ત્રી૦ નહિ આસક્તપણું તે; ત્યાગ; સંસાર ઉપર નહિ ભાવ હોવો તે.

**વિરચિત,** વિ૦ [ સં ] રચેલું; બનાવેલું.(૨) સરજેલું.

**વિરડો;** પું૦ વરીડો; વરડો; જળાશયમાંનું પાણી સુકાઇ ગયા પછી તેના તળિયામાં અથવા કાંઠા ઉપર ખણેલો કાચો કુવો; નદી કે તળાવના સુકા તળમાં ખોદેલો ખાડો.

**વિરણ,** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ. આનાં રેસા રેસા જેવાં મૂળિયાં સુગંધિદાર હોય છે અને તે વિરણવાળા કહેવાય છે. તેની ટટ્ટીઓ અને વિંજણા વગેરે બને છે. પાણી છાંટવાથી તે ઠંડક સાથે સુગંધ આપે છે. વિરણ વાળાનો પંખો.

**વિરતિ,** સ્ત્રી૦ [ સં ] પ્રવૃત્તિ છોડીને આરામ લેવો તે

**વિરમવું,** ક્રિ૦ અ૦ અટકવું; થોભવું; કામ કરતા બંધ પડવું; જંપવું; નિરાંતે બેસવું; આરામ લેવો. ઉ૦ વિરામ્યાં વાડીમાં, વિહગ પણ ચારો લઇ કરી.

**વિરલ,** વિ૦ [ સં. ] આછું; ગીચ નહિ એવું; પાંખું. (૨) દુર્લભ; નહિ સાધારણ; ક્વચિત બનતું હોય એવું. (૩) કોમળ; નાજુક.

**વિરલતા,** સ્ત્રી૦ આછાપણું; ઓછપ. (૨) દુર્લભતા

**વિરલું,** વિ૦ ક્વચિતજ બની આવતું હોય એવું; ઘણામાં કોઇક જ વાર બનતું-જણાતું-ઉત્પન્ન થતું હોય એવું; અસાધા-

રણ. ઉ૦ દાદાભાઇ જેવા નર પાકવા તે વિરલાજ.

**વિરવણ,** ન૦ વિરણવાળા; એ નામના સુગંધિદાર ઘાસ–વનસ્પતિનાં મૂળ

**વિરસ,** પું૦ [ સં. ] રસ વગરનું; બેસ્વાદ. રસ રહિત.

**વિરહ,** પું૦ વિજોગ; જુદાઈ; (૨) પ્રિયજનના સહવાસ વગર થતી લાગણી તે.

**વિરહાતુર,** વિ૦ વિજોગથી અકળાયેલું; પ્રિયજનને મળવાને અકળાતું–આતુર તે; વહાલાંની જુદાઈથી વ્યાકુળ.

**વિરહિણી,** સ્ત્રી૦ પતિથી દૂર પડેલી જુદાઈવાળી સ્ત્રી; નાથ વિખુટી; વિજોગણ.

**વિરહિત,** વિ૦ વિજોગી· પ્રિયજનથી વિખુટું તે.

**વિરહી,** વિ૦ વિરહવાળું;વિજોગી;જુદું પડેલું.

**વિરંચિ,** પું૦ [ સં. ] બ્રહ્મા, પ્રજાપતિ.

**વિરાગ,** પું૦ [ સં. ] સંસાર ઉપરનો પ્રેમ ઉઠી જવો તે; વૈરાગ્ય; ત્યાગ.

**વિરાગી,** પું૦ ત્યાગી; વેરાગી; સાધુ–સંત.(૨) સંસાર ઉપરની માયા વગરનું.

**વિરાજમાન,** વિ૦ શોભાયમાન; શોભા–ભભકવાળું: સુંદરતા અને ઠાઠથી તેજ મારતું; દેદીપ્યમાન. (૨) બેઠેલું; બિરાજેલું.

**વિરાજવું,** ક્રિ૦ અ૦ [સં· विराज] શોભવું; દીપવું; ખલવું; સારૂં દેખાવું. (૨) ભભકાદાર લાગવું; પ્રકાશવું; વિલસવું.

**વિરાજિત,** વિ૦ [ સં.] શોભતું; સુંદર લાગતું. (૨) શોભી રહેલું; સુશોભિત; જોવા જેવું કરેલું હોય તે. (૩) આવિષ્કૃત.

**વિરાટ,** વિ૦ [સં] મોટું; વિશાળ; ભવ્ય. (૨) બ્રહ્માંડ; વિશ્વ રૂપે ઈશ્વરનો દેહ તે.

**વિરામ,** પું૦ [ સં.] આરામ; વિશ્રામ (૨) જંપ; થોભ; અટકાવ. (૩) અંત; અવસાન: મરણ. વિરામચિહ્ન=વિશ્રામ લેવાની નિશાની (વાક્યમાં.):–અલ્પવિરામ=થોડી વાર થોભવાનું તે, અને પૂર્ણવિરામ=પુરો શ્વાસ મૂકી દઈને અટકવાનું ચિહ્ન તે.

**વિરામવું,** ક્રિ૦ અ૦ અટકવું; થોભવું; કામ કરતા બંધ પડવું. (૨) આરામ લેવો; કામ બંધ કરી બેસવું; થાક ખાવો; જંપવું. (૩) નિવૃત્ત થવું; મરીજવું.

**વિરાવ,** પું૦ [સં.] ધ્વનિ; અવાજ; શબ્દ; નાદ.

**વિરૂદ્ધ,** વિ૦ [ સં. ] ઉલટું; સામું; પ્રતિકૂલ. (૨) રોકેલું; અટકાવેલું. (૩) નહિ મળતું; અયોગ્ય; અવળું; જુદા વિચારનું.

**વિરૂદ્ધતા,** સ્ત્રી૦ સામાપણું; ભિન્ન મત હોઇ નહિ સંમતપણું દેખાડવું તે; વૈપરીત્ય; પ્રતિકૂલતા.

**વિરૂપ,** વિ૦ કદરૂપું; વરવું: રૂપરહિત; બદસીકલ.

**વિરૂપતા,** સ્ત્રી૦ બેસુરતપણું; અસુંદરતા; બેડોળપણું; બદસીકલ.

**વિરેચન,** ન૦ જુલાપ; રેચ. (૨) દસ્ત થાય એમ કરવું તે; રેચ આપવો તે, રેડામણ; છેરામણ; મળશુદ્ધિ.

**વિરોચન,** પુ૦ એક રાક્ષસ રાજા; વિષ્ણુ ભક્ત પ્રહ્લાદનો પુત્ર.

**વિરોધ,** પુ૦ [ સં. ] વેર; અંટસ; દ્વેષ. (૨) વિરૂદ્ધતા; સામાવાળિયાપણું; વિપક્ષતા. (૩) લડાઇ; ટંટો; તકરાર (૪) અટકાવ; અવરોધ; વારણ. (૫) અભાવ; દુશ્મનાઇ. (૬) સંકટ; આફત. (૭) અવળાઈ; એક બીજાથી ઉલટ અભિપ્રાય વગેરેનો ઉછાળો તે. (૮) એક બીજાથી ઉલટાસુલટી હોવુ તે. (૯) એક અલંકાર (સાહિત્યમાં) ઉ૦ વિરોધે સૌ વામ્યો, નિરૃત્તિ ઘન છાયો રસ બધે. ક. રા. ચ.

**વિરોધી,** વિ૦ વેરી; દ્વેષીલું; ઝેરી. (૨) સામાવાળિયો; પ્રતિપક્ષી; દુશ્મન. (૩) કજિયો–તકરાર કરે એવું.

**વિલક્ષણ,** વિ૦ [સં.] ઢંગધડા વગરનું, તરેહવાર; ઠેકાણા વગરનું. (૨) અદ્ભુત;

નવાઇનું; અલૌકિક:-એને બોલાવશો નહિ, વિલક્ષણ છે.

**વિલપન**, ન૰ [સં.] રૂદન; બોલીને રડવું તે; શોક કરવો તે. (૨) બડબડાટ.

**વિલપવું**, ક્રિ૰ સ૰ બોલીને રડવું; શોક કરવો; આક્રંદ કરવું.

**વિલય**, પું૰ [સં.] ગળીને પ્રવાહી થઇજવું તે; દ્રાવણ; બીજાની સાથે મળીને એક થઇજવું તે. (૨) ગળી-ગરક થઈ નાશ પામવું તે. (૩) નાશ; પાયમાલી; પ્રલય

**વિલસવું**, ક્રિ૰ અ૰ [સં.] સુંદર-મોહક દેખાવું; ઝળકી રહેવું; તેજની-શોભાની ભભકથી ઝગાંઝગાં થઇરહેવું; શોભવું; વિરાજવું (૨) ફરફવું; હવામાં ઉડવુ. (૩) આનંદ-ગમતમાં રમવું; ક્રીડા કરવી.

**વિલસિત**, ન૰ [સં] રમત ગમતનાં મલાવડાં, ગતકડાં; લટકાં; નખરાં આનંદી-ગમતી ચેષ્ટાઓ.

**વિલંબ**, સ્ત્રી૰ વાર; ખોટી; ઢીલ; મોડું કરવું તે.

**વિલાત**, વિલાયત, વતન; સ્વદેશ.

**વિલાપ**, પું૰ [સં.] રોવું તે; શોક કરવો તે; રૂદન; બોલીને રડવું તે. (૨) ખરેખરા અંતરના દુઃખનો પોકાર તે; સાંભળતાં દુઃખ ઉપજે એવું દીનતા પૂર્ણ રૂદન તે:-એના વિલાપ નથી સંભળાતા, છાતી ફાટી જાય છે.

**વિલાયત**, સ્ત્રી૰ (ન.) સ્વદેશ; વતન; જન્મભૂમિ (૨) તુર્ક મલ્તનતનો એક ભાગ: તુર્ક પ્રજાનો અસલ દેશ. (૩) ગોરા-યુરોપિયન લોકનો દેશ; યુરોપ.:-વિલાયતના લોક ગોરા હોય છે.

**વિલાયતી**, વિ૰ વિલાયતનું-વિલાયત સંબંધી, વિલાયતમાં બનેલુ:-વિલાયતી માલના વેપારીઓને હમણાં ખોટ છે. (૨) તરેહવાર; સ્વભાવના ઠેકાણા વગરનું; વિચિત્ર:-એ વિલાયતી માણસ છે-ફક્કડ.

**વિલાવું**, ક્રિ૰ અ૰ કરમાવું; ઢીલા-મંદ પડી જવું; ઉતરી જવું. (૨) પીગળવું; ગળીજવું.

**વિલાસ**, પું૰ [સં.] આનંદી ખેલન; ગમતી ક્રીડા; રસિક રમત. (૨) મોહક હિલચાલ; લટકા; લહેરી લહેકા, ઉત્તેજક અંગ મરોડ વગેરે તે. (૩) તાન ભરી રંગબાજી, આનંદી નખરાં તે; ગેલ; લટકમટક

**વિલાસી**, વિ૰ આનંદી-રમતિયાળ;મોજીલું; ગમતી; રંગી; ક્રીડાસક્ત (૨) લહેરી; ગુલાબી; લટકમટકિયું; ચેનચાળાવાળું; નખરાબાજ; રસિક. (૩) ગેલમાં-મોજમઝાને રમતગમત પ્રિય તે.

**વિલિયું**, ન૰ અરધો રૂપિયો.

**વિલીન**, વિ૰ [સં] બીજામાં એકતાન-ર; તન્મય; તદાકાર (૨) ગળીભૂત; બીજામાં ભળી-ગળી ગયેલું. (૩) નાશ પામી ગયેલું. એકાકાર.

**વિલુબ્ધ**, વિ૰ [સં.] લોભાયેલું; આકર્ષિત; ખેંચાયેલું; કામનાનો જેને લોભ લાગ્યો હોય એવું.

**વિલેપન**, ન૰ [સં] ચોપડવું તે; ચંદનાદિકના ઘાસનો લપેડો તે; લેપ.

**વિલોકણી** સ્ત્રી૰ જોવાની ઢબ; વિલોકન છટા -ખુબી તે. (૨) નિરીક્ષા; તપાસણી.

**વિલોકન**, ન૰ [સં.] જોવું તે. નિરખવું તે; અવલોકન.

**વિલોકનીય**, વિ૰ [સં] જોવાજોગ; સુંદર.

**વિલોકવું**, ક્રિ૰ સ૰ જોવું, નિહાળવું. (૨) તપાસવું.

**વિલોચન**, ન૰ [સં.] નેત્ર; આંખ; નયન; (૨) તપાસવું.

**વિલોમ**, વિ૰ (સં.) ઉલટ ક્રમવાળું; વિપરીત; અસમ; વ્યસ્ત; વિલોમજ=ઉચ્ચ જાતિની સ્ત્રીમાં નીચ-હલકી જાતના પુરૂષથી ઉત્પન્ન થયેલું.

**વિલોલ**, વિ૰ (સં.) હાલતું; કંપતું; ફરફરતું, ધ્રુજતું. (૨) તરલ; ચંચળ.

**વિલોલતા,** સ્ત્રી૦ ગંચળતા; તરલતા; અસ્થિરતા; હાલહાલ થયા કરવું તે.

**વિવક્ષા,** સ્ત્રી૦ [સં.]બોલવા-કહેવાની ઇચ્છા કે સ્પૃહા તે. (૨) ઇરાદો. (૩) કંઈ પૂછવાની મરજી તે; પૃચ્છા.

**વિવક્ષિત,** વિ૦ મનમાં ધારેલું બોલવાનું તે; આગળ બોલવા ધારેલો અર્થ તે; મનમાં બોલવા માટે ઇચ્છેલું-ધારેલું.

**વિવર,** ન૦ (સં.) છિદ્ર; કાણું; દર. (૨) પોલાણ; ગુફા.

**વિવરણ,** ન૦ (સં) શબ્દ અથવા પદનો લંબાણ ખુલાસો કરવો તે; વ્યાખ્યાન; સ્પષ્ટીકરણ; વિવેચન; ટીકા.

**વિવર્જિત,** વિ (સં) ત્યાગ કરેલું; તજેલું.

**વિવર્ણ** વિ૦ (સં.) બેરંગું; ફીકું. (૨) બેડોળ; કરૂપ. (૩) લાલી-ઉત્સાહ અથવા ઝળકી રહિતઃ- વિવર્ણ વદન.

**વિવર્ત,** પું૦ (સં.) ચક્રાકાર ફરવું તે; પરિભ્રમ (૨) અવિદ્યાભ્યાસ; મિથ્યામતિ. (૩) વિકૃતિ; વિકાર. (૪) જમાવ; રાશિ.

**વિવર્તન,** ન૦ ફરવુ-ફરી જવું તે; ફેરફાર; ઉલટસુલટ થઇ જવું તે; પાછા ફરી બદલાઈ જવું તે; ઉલટ ચક્કર. (૨) ફરક; ફેરફાર; પ્રત્યાવર્તન.

**વિવર્દ્ધિત,** વિ૦ [સં.] વધેલું; ઉમેરાયેલું; આગળ વિસ્તાર પામેલું.

**વિવશ,** વિ૦ [સં.] બીજાને વશ હોય એવું; પરાધીન; પરતંત્ર; તાબેદાર; વ્યાકુળ.

**વિવસ્વત,** પું૦ [સં. ] સૂર્ય; રવિ; આદિત્ય.

**વિવાદ,** પું૦ [ સં. ] કોઇ બાબતની યોગ્યાયોગ્યતા કે સારાસારતા સબંધી બે જણ કે બે પક્ષ વચ્ચેનું સામસામે મુદ્દાસર બોલવું તે; ઊહાપોહ; વિચારની તકરારઃ ટીકા; ટં ા; વાદ. ( ૨ ) કજિયો; તકરાર. ( ૩ ) બોલચાલ.

**વિવાદી,** વિ૦ વાદ કરનાર; તકરારી.

**વિવાસન,** ન૦ [ સં. ] દેશવટો; દેશનિકાલ. ઉ૦ ગઇ અનુપમા, ગાદી આવ્યો, વિરામન વાસ ને, તરત નિપજ્યું, તેમાં પાછું, પિતાતણું મૃત્યુ એ.

**વિવાહ,** પું૦ [સં.] વરકન્યાનો સંબધ કરવો તે; વેસવાળ; સગાઈ. ( ૨ ) વર કિંવા કન્યા પરણાવવાનો સંબંધ તે તથા -તૈયારી વગેરે તે. ઉ૦ બળદ વડા વઢિયારના રે, મંગાવો સૈદાં બેચાર, વિવાહ આવ્યો ઢુંકડોરે. ( ૩ ) દાંપત્ય સંબંધનો સંસ્કાર તે; પાણિગ્રહણ; લગ્ન; વરકન્યાને ગૃહસ્થાશ્રમ ચલાવવા માટે એક બીજા સાથે જોડવાં તે. ક્રિ૦ પ્ર૦ વિવાહ માંડવો= વિવાહની ગોઠવણ તેમજ ઉજવણી કરવી તે. કહે૦ વિવાહ માંડી જુઓ ને ઘર ઉકેલી જુઓ. વિવાહનાં ગીત વિવાહેજ ગવાય વિવાહ પહેલાં માંડવો. વિવાહ વીત્યો ને મોઢ થાંભલે. રૂ૦ પ્ર૦ વિવાહની વરસી=ઓળનું ડોળ; અવળસવળ કરી નાંખવું; બગાડી નાંખવું તે.

**વિવાહવાજન,** ન૦ વિવાહ અને તેને લગતી વાજાં વગેરેની ધામધુમ તે; મોટા આનંદ મંગળનો ધામધુમિયો અવસર તે. ( ૨ ) વાજાં વાગતાં હોય અને મોટી ધામધુમ થઇ રહી હોય એવું તેઃ-ગામમાં કંઈ વિવાહ વાજન છે કે શું? ના ભાઇ! રાજાની વરસગાંઠ છે.

**વિવાહિત,** વિ૦ પરણેલું; જેનું લગ્ન થયેલું હોય તે; લગ્ન કરેલ.

**વિવિધ,** વિ૦ [સં.] અનેક પ્રકારનું; બહુવિધ; જેમાં ઘણી જાતો-તરેહો હોય એવું.

**વિવૃત,** વિ૦ ઉઘાડું; ખુલ્લું. (૨) વિસ્તૃત.

**વિવેક,** પું૦[સં.] સારાસાર સમજવાની શક્તિ તે; કેમ કરવું અને શું ન કરવું તે પારખીને કાર્ય કરવાની સમજ તે; સદસદ્ વિચાર. (૨) સભ્યાચાર; સભ્યતા; વિનય; મર્યાદા; મલાજો. (૩) જ્ઞાન; ડહાપણ. (૪) કરકસર; સંભાળીને વાપરવા-ખરચવાની રીત તે.

**વિવેકી,** વિ૦ સભ્ય; વિનયવાળુ; વિવેકથી વર્તનાર. (૨) સમજુ; ડહાયું.
**વિવેચન,** ન૦ [સં.] વિગતે ખોલવું-સમજાવવું તે; સ્પષ્ટીકરણ; ગુણ દોષ જુદા પાડી બતાવવા તે; ટીકા; ચર્ચા.
**વિશદ,** વિ૦ [સં.] ચોખ્ખું; સ્વચ્છ; નિર્મળ. (૨) સ્પષ્ટ; ખુલ્લુ. (૩) શ્વેત; ધવલ.
**વિશાખા,** ન૦ શોળમુ નક્ષત્ર.
**વિશારદ,** વિ૦ [સં] નિપુણ; કુશળ; જાણીતું. (૨) દક્ષ; ચતુર,
**વિશાળ,** વિ૦ [સં] બહોળું; મોટું; લાંબું,-પહોળુ અને ઉચું એવુ, વિસ્તીર્ણ.
**વિશાળતા,** સ્ત્રી૦ વિસ્તીર્ણતા બહોળા-મગતાપણું. (૨) મોટાઈ.
**વિશાંપતિ,** પુ૦ [ સં. ] રાજા; નૃપ; ટોળાનો વડો તે. ઉ૦ વચને બધાયા વિશાંપતે। આપ્યા આપણે કોલ.
**વિશિષ્ટ,** વિ૦ [ સં. ] બીજાથી વધારે સારૂં તે; ઉત્કૃષ્ટ; ઉત્તમ. (૨) અસાધારણ. વિશિષ્ટતા=વિશેષતા; વધારેપણું.
**વિશુદ્ધ,** વિ૦ [ સં. ] સારૂં શુદ્ધ તે; પવિત્ર; દોષરહિત. (૨) ચોખ્ખું; ભેળ વગરનું. વિશુદ્ધતા=પવિત્રતા ચોખ્ખાઈ,નિર્મળપણું.
**વિશુદ્ધિ,** સ્ત્રી૦ સારી શુદ્ધિ તે; પવિત્રતા; દોષરાહિત્ય; વિશુદ્ધતા.
**વિશે,** અ૦ વિષે; મા. (૨) સબધી બાબત; ઉપર.
**વિશેષ,** વિ૦ ઘણું; બહુ; પ્રમાણ કરતાં વધારે તે. (૨) અમુક; ખસુસ. (૩) જાત; પ્રકાર; ભાત.
**વિશેષણ,** ન૦ [ સં. ] પ્રાણી પદાર્થની સખ્યા અને ગુણ બતાવનાર શબ્દ; પ્રકાર દર્શક,અને ગુણ-સખ્યા વગેરે બોધક શબ્દ તે; દસ માણસ લાલ ઘોડો; ખરાબ છોકરો.
**વિશેષત:,** અ૦ [ સં. ] ઘણુ કરીને; મુખ્યત્વે કરીને, ખસુસ.
**વિશેષતા,** સ્ત્રી૦ વધારેપણું; ઉત્કૃષ્ટતા શ્રેષ્ઠાઈ.
**વિશેષેકરીને,** અ૦ ખસુસ કરીને, ઘણું કરીને
**વિશેષ્ય,** ન૦ [ સં. ] વ્યાકરણ પ્રમાણે વિશેષણનો જેની પર અન્વય થતો હોય તે.:-લાલ ઘોડો, એમાં લાલ વિશેષણ ને ઘોડો વિશેષ્ય. (૨) વિશેષે કરીને જાણવા જોગ વિષય તે.
**વિશ્રામ,** પુ૦ વિસામો; આરામ. (૨) થાકીને બેસવું તે; વિરામ લેવો તે.
**વિશ્રામવું,** ક્રિ૦ અ૦ આરામ લેવો; થાક ખાવો; ઉભારહેવું; કામ કરતાં અટકવું; દમખાવો.
**વિશ્રાંતિ,** સ્ત્રી૦ [ સં. ] વિશ્રામ, આરામ. (૨) થાક ખાવા ચોભવુ તે; દમ ખાવો તે.
**વિશ્રુત,** વિ૦ [ સં. ] જાણીતું; પ્રખ્યાત; જાહેરમાં જણાયેલું (૨) વિદિત.
**વિશ્લેષ,** પું૦ [ સં. ] જુદાપણું; ભેદ; અંતર; પાર્થક્ય. (૨) વિજોગ.
**વિશ્વ,** ન૦ [ સં. ] બ્રહ્માંડ; જગત; સૃષ્ટિ; દુનિયા;ભૂગોલ ખગોલ જે આ બધું આપણી નજરે પડે છે તે.
**વિશ્વકર્મા,** પુ૦ [ સં. ] દેવનો શિલ્પી. (૨) કારીગર, સુતાર.
**વિશ્વસનીય,** વિ૦ [ સં.] વિશ્વાસનુ-વિશ્વાસને યોગ્ય; ખાતરીનું.
**વિશ્વંભર,** વિ૦ [ સં. ] વિશ્વનું ભરણપોષણ કરનાર; પરમેશ્વર
**વિશ્વાત્મા,** પું૦ વિશ્વનો આત્મા તે; પરમેશ્વર.
**વિશ્વામિત્ર,** પું૦ ગાધીરાજાનો પુત્ર-એક મોટા રાજા. (૨) એક ક્ષત્રિય ઋષિ.
**વિશ્વાસ,** પું૦ [સં.] ભરોસો; ખાતરી; ઈતબાર. (૨) શ્રદ્ધા; આકીન. પ્રતીતિ; પ્રત્યય; નિષ્ઠા. નિઃશંકતા વિશ્વાસઘાત=વિશ્વાસ આપીને અવળું કરવું તે; દ્રોહ દેવો તે. વિશ્વાસઘાતી=દ્રોહી, વિશ્વાસ આપીને ફરી જનાર; ગળાકાપુ; નિમકહરામ
**વિશ્વાસી,** વિ૦ વિશ્વાસુ; વિશ્વાસ રાખે એવું.

પ્રામાણિક. (૨) ખ્રિસ્તી; ઇસુના ધર્મને માનનાર.:-વિશ્વાસીલોક.

**વિશ્વાસુ,** વિ૦ વિશ્વાસ કરવા જોગ; વિશ્વાસી; પ્રામાણિક.

**વિશ્વેશ્વર,** પું૦ વિશ્વનો ઇશ્વર તે; પરમેશ્વર. (૨) કાશીનાથ; કાશીમાંના મહાદેવ.:-કાશી વિશ્વેશ્વર.

**વિષ,** ન૦ [સં.] ઝેર; જેથી જીવ જાય એવું દ્રવ્ય તે; હાલાહલ. (૨) અત્યંત કડવું દ્રવ્ય તે: વખ.

**વિષણ્ણ,** વિ૦ [સં.] ખિન્ન; ઉદાસ. (૨) ફીકું; ઉતરી ગયેલું હોય એવું નિસ્તેજ.

**વિષધર,** પું૦ [સં.] ઝેરવાળો સાપ; ઝેર ધરનાર ભુજંગ.

**વિષમ,** વિ૦ [ સં. ] મુશ્કેલ; કઠણ; કષ્ટસાધ્ય; મહેનતનું. (૨) અસમ; ઉચુંનીચું; નહિ સરખું. (૩) ઉલટું; વિરુદ્ધ. (૪) દારૂણ.

**વિષમતા,** સ્ત્રી૦ કઠણાઈ; મુશ્કેલી. (૨) ન્યૂનાધિકતા, અસમતા.

**વિષય,** પું૦ [ સં. ] ઇંદ્રિય ગ્રાહ્ય બાબત તે; ઇન્દ્રિયોથી જે કર્મ કરી શકાય તે.:-બોલવું, એ વાગિંદ્રિયનો વિષય છે. (૨) મનોવૃત્તિ; વિચારણા તે. વસ્તુ; વાત; બાબત; પદાર્થ. (૩) દેશ; મુલક; જમીન. ઉ૦ વિષય લઘુ લાગે ભ્રમણથી.

**વિષયાનંદ,** પું૦ [ સં. ] ઇંદ્રિયોને પોતાના કર્મના ભોગથી થતો આનંદ તે; ભોગાનંદ; સંસારી બાબતોમાં જે રસ આવવો તે.

**વિષયાંધ,** વિ૦ વિષયની લાલચમાં અંધ તે.

**વિષયી,** વિ૦ વિષયાસક્ત; વિષય ભોગી; વિષય-લોલુપ; કામી.

**વિષયે,** અ૦ વિષે, માં; અંદર. (૨) સંબંધે; ઉપર.

**વિષાદ,** પું૦ [ સં ] ઉત્સાહ ભંગ થવાથી મન ઉપર થતી જે દુઃખદ લાગણી તે; શોક; દિલગીરી. (૪) આપદા; દુઃખ.

**વિષુવ,** ન૦ [ સં. ] વર્તુલ-ગોળના બે સરખા ભાગ કરનારી રેખા-લીટી તે. (૨) પૃથ્વીના ગોળાના ઉત્તર દક્ષિણએ સરખા ભાગ દેખાડનારી રેખા. મેષ અને તુલા સંક્રાન્તિમાં રાત અને દિવસ સરખાં થાય છે, તે અયન દર્શાવનારી ભૂરેખા. વિષુવ વૃત્ત-વર્તુલની મધ્યરેખા.

**વિષૂચિકા,** સ્ત્રી૦ ઝાડાનો એકદમ થઇ આવતો રોગ તે; કોલેરા.

**વિષે,** અ૦ માં; અંદર; મહિં. (૨) ઉપર; બાબત; સંબંધે.

**વિષ્કંભક,** પું૦ [સં.] ભજવવામાં આવતા નાટકની વસ્તુનો આગલો અને આગળ આવનારો વૃત્તાંત જેમાં ઇશારા રૂપે-પ્રેક્ષકોને સમજવા માટે જણાવવામાં આવેલો હોય એવો અગ્રલેખ તે; ઉપોદ્ઘાત; આમુખ; અવતરણ લેખ. પૂર્વકથા સાર સાથે ભાવિકથા સંદર્ભનું કથન તે.

**વિષ્ટર,** પું૦ [સં.] દર્ભાસન; ઘાસનું આસન.

**વિષ્ટિ,** સ્ત્રી૦ [સં.] સમાધાનીની પંચાત તે; સંધિ માટેની ખટપટ; ઝગડો નહિ થાય તે માટે સમજુતીનું કહેણ તે; શિષ્ટાઇ; સમજુતીની ખટપટ. (૨) સંધિવિગ્રહ કરવામાં કુશળ વકીલનું પ્રેષણ તે.

**વિષ્ઠા,** સ્ત્રી૦ [સં.] પ્રાણીએ ઉત્સર્ગ કરેલો મળ તે; ગુ; નરક.

**વિષ્ણુ,** પું૦ [ સં. ] પરમેશ્વર; સત્વગુણનું સ્વરૂપ: સૃષ્ટિનું પાલન કરનાર દેવ; નારાયણ. (૨) સ્થિતિપાલકશાક્ત.

**વિષ્ણુતેજ,** ન૦ વિષ્ણુનું જે ઐશ્વર્ય તે. (૨) ઘી; ધૃત.

**વિષ્ણુપદ,** ન૦ [સં.] આકાશ; ગગન; વ્યોમ. ઉ૦ ઉચે ઉચ્ચ વિશાળ વિષ્ણુપદમાં જેને વસેલો હશે.

**વિસમવું**, ક્રિ૦ અ૦ ગરમી ઉતરવી; શાંત પડવું; શમવું; શમવું.:-ખીચડી વિસમે છે. (૨) જોસ-થાક-ઉત્તાપ ઉતરવો; થોડી વાર આરામ મળે એમ થવું. (૩) ઉભરણ ઉતરી જવું. રેલનાં પાણી હવે વિસમે છે.

**વિસરભોળું**, વિ૦ સહેજ વારમાં ભૂલી જાય એવું; ભૂલકણું. (૨) નિષ્કપટી.

**વિસરવું**, ક્રિ૦ સ૦ [સં. વિસ્મૃ] ભૂલવું; ચૂકવું; નહિ સ્મરણ રહેવું.

**વિસર્ગ**, પુ૦ [સં.] સ્વર આગળ કંઇક ઉચ્ચાર ભાર દર્શાવનારું ચિહ્ન તે; એક વર્ણસ્વરૂપ. (૨) ત્યાગ; દાન; છોડી-મૂકી દેવું તે.

**વિસર્જન**, ન૦ [સં.] છોડી દેવું તે; જતું કરવું તે. (૨) ત્યાગ; દાન; જળ મૂકવું તે. (૩) કામ બંધ કરી છુટા પડીજવું તે.:-સભા વિસર્જન થઇ.

**વિસર્જનીય**, વિ૦ [સં.] છોડી-ત્યજી દેવા જેવું; આપી દેવા જેવું; ઉત્સર્જનીય તે.

**વિસંજ્ઞ**, વિ૦ [સં.] સંજ્ઞા-ભાન રહિત એવું; બેભાન; અચેત

**વિસંવાદ**, પું૦ [સં.] મિથ્યાભાષણ; ખોટું બોલવું તે; નકામો ઝગડો તે. (૨) મિથ્યારોપ, ઉલટ ભાષણ.

**વિસાત**, સ્ત્રી૦ ઉપયોગિતા-સત્વ-સાર દેખાડે છે:-એમાં શી વિસાત છે? જાઓ લેઇ જાઓ. (૨) બળ; જોર; દમ.

**વિસામો**, પુ૦ [સં. વિશ્રામ] થોભવું-અટકવું તે; થાક ખાવો તે; થોડી વાર કામથી ફારગ થઇબેસવું તે. (૨) થોભવાની જગા; વિસમવાનું સ્થાન તે. (૩) શબ લઇ જતાં થોભવાની જગા.

**વિસાર**, પુ૦ વિસારો; ભુલાવું તે; વિસ્મરણ.

**વિસારવું**, ક્રિ૦ સ૦ વિસરવું; ભૂલીજવું. (૨) મનમાંથી કાઢી નાખવું; યાદદાસ્ત પર નહિ લાવવું.

**વિસારો**, પું૦ વિસાર; વિસ્મરણ; વિસ્મૃતિ.

**વિસ્તૃત** વિ૦ (સ) વિસ્તૃત.

**વિસ્તરવું** ક્રિ૦ અ૦ ફેલાવું; પ્રસરવું; વધવું; વિસ્તાર પામવું.

**વિસ્તાર** પું૦ [સં.] ફેલાવો; પ્રસાર; વધારો; વિશાળતા; જમીન વગેરેનું લાંબું પહોળું ક્ષેત્રફળ તે (૨) પરિવાર.

**વિસ્તારવું**, ક્રિ૦ સ૦ ફેલાવવું; વધારવું; લંબાવવું.

**વિસ્તીર્ણ**, વિ [સં.] વિસ્તારવાળું; વિશાળ; ખૂબ મગદું; મોટું; ઘણી લંબાઇપહોળાઇવાળું,

**વિસ્તીર્ણતા**, સ્ત્રી૦ વિશાળતા; મોટો ઘેરાવ તે; મોકળાશ.

**વિસ્તૃત**, વિ૦ [સં.] મોટું; બહોળું; વિશાળ; ફેલાયેલું.

**વિસ્ફોટક**, પું૦ [સં.] લોહી વિકારનો એક ત્વચા રોગ. આ રોગમાં શરીર ઉપર પૈસા પૈસા જેવડા ધોળા ફોલા ફુટી નિકળે છે. ચાંદીના રોગનો આ વિકાર છે.

**વિસ્મય**, પું૦ [સં.] અજબ લાગવું તે; આશ્ચર્ય; અચંબો; અચરતી, તાજુબી.

**વિસ્મરણ**, ન૦ [સં.] ભૂલી જવું તે; વિસ્મૃતિ; નહિ યાદ રહેવું તે.

**વિસ્મિત**, વિ૦ વિસ્મય પામેલું; ચકિત; આશ્ચર્યાન્વિત,

**વિસ્મૃતિ**, સ્ત્રી૦ વિસ્મરણ; નહિ યાદ રહેવું તે. (૨) ભૂલ.

**વિસ્રંભ**, વિ૦ [સં.] એકાંતિક; ખાનગી; ગુહ્ય (૨) એકાંત-પ્રણય; વિશ્વાસી. (૩) ના. પ્રણયપ્રાર્થના

**વિહગ**, ન૦ [સં.] પક્ષી; પંખી.

**વિહરવું**, ક્રિ૦ અ૦ આનંદે મહાલવું-રમવું; ખેલવું; ક્રીડા કરવી

**વિહંગ**, ન૦ [સં.]પંખી; પક્ષી.(૨) એક રાગ

**વિહંગમ**, ન૦ [સં.] પંખી; પક્ષી. ઉ૦ હોરે વિહંગમ, હોરે વિહંગમ, પ્રે૦

**વિહાણવું**, ક્રિ૦ સ૦ વટાવવું; ગુજારવું; ગાળવું. ઉ૦ રમતાં તે રજની વિહાણીજી.

**વિહાર**, પું૦ [સં] રમત; ખેલ; ક્રીડા (૨) આનંદે હરવું ફરવું અને રમવું તે. (૩) આમ તેમ ફરવું–મુસાફરી કર્યા કરવી તે; અહિંતહિં જવું આવવું તે; ઠામઠામ ફરતા રહેવું તે; ભ્રમણ.

**વિહારી**, વિ૦ વિહાર કરનાર; ફરનાર. (૨) હોંશભેર આનંદ માણનાર; ખેલાડી; ક્રીડા કરનાર.

**વિહીન**, અ૦ [સં.] વગર; સિવાય. (૨) વિ૦ રહિત:–બુદ્ધિવિહીન.

**વિહીલું**, વિ૦ વીલું; ફીકું; શરમિંદું. (૨) છુટું; રઝળતું; બેદરકારીથી વહેતું મૂકેલું; નજર–ધ્યાન બહાર જવા દીધેલું.

**વિહુણું**, વિ૦ વિખુટું; વગરનું.

**વિહોણું**, વિ૦ વિખુટું; છુટું; વગરનું. સાથ રહિત; અળગું. (૨) એકલું.

**વિહ્વલ**, વિ૦ [સં.] કામ, ક્રોધ, લોભ અને ભય વગેરેની લાગણીથી અકળાયેલું; જુસ્સાથી ગભરાઇ ગયેલું; લાગણીના જોરે બાવરૂં પડી ગયેલું. (૨) આતુર; આકળું; ગાભરું; ભારે લાગણીવાળું; વિષયઘેલું.

**વિહ્વલતા**, સ્ત્રી૦ ગભરાટ; અકળામણ. (૨) બાવરાપણું. (૩) અતિ આતુરતા તે; વિષયઘેલછા; અત્યાસક્તિ. (૪) ગુંચવણ; કોઈ પણ જાતની અત્યંત આતુરતાવાળી બેચેન મનસ્થિતિ તે.

**વિળાલો**, પું૦ બાવરો; વેવલો; બેવકુફ.

**વિંછી**, પું૦ [સં વૃશ્ચિક] ઝેરી ડંખવાળો એક જીવ; વીછુ; વિંછુડો; એને આઠ પગ, બે લાળિયાં અને છ ગાંઠો વાળી એક પુંછડી હોય છે. પુંછડીને છેડે કાળો વાંકડો અણીદાર આંકડો હોય છે. પોતાના રક્ષણ માટે તે પુંછડી છટકાવી આંકડો મારે છે.

**વિંજણો**, પું૦ [સં. વ્યજન] હવામાં વિંઝવાથી પવનની લહેરો ઉત્પન્ન કરવાની એક બનાવટ; પંખો; વ્યજન; વીંઝણો.

**વિંજવું**, ક્રિ૦ સ૦ વીઝવું; હવામાં આમતેમ જોરથી ફેરવવું–હલાવવું; હવામાં ઘુમાવવું.

**વિંઝણું**, ન૦ લાકડાં કોચવાનું સુતારનું ઓજાર; ફરથી. વિંધવાનું જે તે. (૨) ચમરી.

**વિંટલો**, પું૦ વીટલો; ગોળ વાળેલી ગડી; ભુંગળા જેવી ગડી તે.

**વિંટવું**, ક્રિ૦ સ૦ લપેટવું; એક એકની ઉપર વળાતું જાય એમ કરવું; વીટવું.

**વિંટાવું**, ક્રિ૦ અ૦ લપેટાવું.

**વિંટાળવું**, વિંટવું; લપેટવું; એકની ઉપર એક આંટા આવે એમ કરવું; એકઠું કરવું; ગુંડાળવું.

**વિંટાળો**, પું૦ ગુંડાળો; વિંટીને બનાવેલો ગોળ ઘાટ તે; વીંટો.

**વિંટી**, સ્ત્રી૦ વીંટી; મુદ્રિકા; અંગુઠી. રૂ૦ પ્ર૦ વિંટીમાંનું નંગ=કાબેલ; પહોંચેલું; ઉસ્તાદ. (૨) અળવીતરું; ચાંદલું. દુર્ગુણી તરીકે જાણીતું થયેલું–ચોર, લુચ્ચો, ઠગ, ઉઠાઉગીર. એ તો વિંટીમાંનું નંગ છે. વિંટી બદલવી=વરકન્યાએ એક બીજાના હાથમાંની વિંટીઓ બદલી સ્ત્રીપુરૂષ બનવું; વિવાહિત થવું. યુરોપ તરફની વિવાહની એક રીત.

**વિંટો**, પું૦ વીંટો; લાંબાં પાથરણ વગેરેની ગોળ ગડી તે, એક એકની ઉપર લપેટાય એમ વાળેલું ભુંગળું; ભુંગળા જેવો આકાર તે.

**વિંઢારવું**, ક્રિ૦ સ૦ પાલવવું; નિભાવવું; ચલવવું. (૨) ખરદાસ કરી સંભાળીને સાથે રાખ્યા કરવું; દુઃખ; અગવડ પડે તોપણ પાસે રાખ્યાં કરવું. (૩) ભાર–દુઃખ, અગવડ સહીને ચલાવવું.

**વિંધ,** પું૦ વેહ; ભોક; કાણું; નાકું.

**વિંધણું,** ન૦ સુતારનું ભોક પાડવાનું ઓજાર; ફરશી; વિંઝણું.

**વિંધવું,** ક્રિ૦ સ૦ કાણું કરવું; વેહ પાડવો, શારવું. (૨) કોરવું; પોલ-પાડવું; આર પાર માર્ગ કરવો. (૩) ઘા કરવો, ભોક પાડવું. (૪) પિંગળવું; ભાગે દુઃખ થાય એમ કરવું.

**વિંધારો,** પું૦ વિંધનારો; વેહ પાડનારો; મોતી વિંધનાર તે. કાન, દાંત, અને મોતી વગેરેમાં વેહ પાડવાનું કામ કરનારો માણસ તે.

**વિંધાવું,** ક્રિ૦ અ૦ કાણા-વેહવાળા થવું; શરાવું, કોચાવું; ઘવાવું, છેદાવું (૨) દુઃખમાં-કામના બોજામાં કુટાવું; અનુભવ થવો; પળોટાવું; પાવરધા થવું.

**વીખ,** ન૦ [ સં. विष ] ઝેર; હલાહલ, જીવનને હાનિ કરે એવું દ્રવ્ય તે. (૨) ખાર, દ્વેષ; અંટસ:-વીખવાદ=દ્વેષ-ખારની લડાઇ; ઝેરીલડાઇ.

**વીઘું,** ન૦ વીઘો; સો હાથ લાંબી અને સો હાથ પહોળું જમીનનું એક માપ; ૨૩ ગુંઠા જેટલું માપ તે.

**વીઘો,** પું૦-વીઘું. પાચ વીઘા જમીનવાળો હોય તે પણ જમીનદાર, તો ખરો.

**વીઘોટી,** સ્ત્રી૦ વીઘાને હિસાબે જમીન ઉપર લેવાતો કર તે; કિસ્ત, સાથ, મહેસુલ.

**વીચિ,** સ્ત્રી૦ તરંગ, છોળ.

**વીજ,** સ્ત્રી૦ વિજળી.

**વીજન,** પું૦ [ સં ] વિંઝણો; પંખો.

**વીણ,** અ૦ વગર, સિવાય; વિના.

**વીણા,** સ્ત્રી૦ [ સં ] એક તંતુવાદ્ય, બીન, તંબુરો. વીણાપાણિ=નારદ.

**વીત,** ન૦ વિત્ત, ધન; પૈસો.

**વીતક,** ન૦ વીતવું હોય તે. વિપત્તિ; દુઃખ; સંકટ.

**વીતરાગ,** વિ૦ [ સં. ] જેનો રાગ ગયેલો છે એવું; શાંત; સંયમી. (૨) જૈન તીર્થંકર.

**વીતવું,** ક્રિ૦ અ૦ વિપત્તિ પડવી, દુઃખ થવું, સંકટ-મુશ્કેલી પડવી. (૨) ગુજરવું; પુરૂ થવું; પસાર થઇ જવું; જવું. ઉ૦ પિંપળ પાન ખરંતાં. હસતી કુંપળિયું; મુજ વીતી તુજ વીતશે, ધીરી બાપુડિયું ભાખા.

**વીતાડવું,** ક્રિ૦ સ૦ દુઃખ દેવું, હેરાન કરવું; પીડવું.

**વીથિ,** સ્ત્રી૦ કુંજ; બાગમાંની શેરડી, લતાઓ વચ્ચેની સાંકડી વાટ.

**વીમો,** પું૦ અમુક હકસાઇથી જિંદગી કે માલમિલકતનું જોખમ રાખવું તે; માણસ અને પ્રાણી વગેરેની જિંદગીને માટે અમુક હકસાઇથી અમુક રકમ ભરી આપવાનો કરાર તે, માલ, મકાન વગેરેના જોખમ નુકસાનનો બદલો આપવાનું સાટું તે.

**વીર,** વિ૦ [ સં. ] શૂર; પરાક્રમી, બળવાન; બહાદુર; જોરાવર. (૨) ના૦ મરદ માણસ, લડવૈયો, જોધ, શૂર પુરૂષ (૩) પૌરૂષ, મરદાઇ (૪) બળ, પરાક્રમ, ઉછળતો જોસ તે. (૫) ઉગ્ર સ્વભાવનું એક ભૂત તે; બળવાન પિશાચ:-એ તો જાતે ગરીબ છે પણ એના શરીરમાં કોઈએ વીર મૂક્યો છે, તે આવે ત્યારે તોફાન કરે છે. વીર મૂકવો=બળવાન પિશાચ વળગાડવું.

**વીરણ,** સ્ત્રી૦ સુગંધવાળા મૂળિયાંની એક વનસ્પતિ. એનાં મૂળિયાં વાળા કહેવાય છે એના પંખા, અને ટટ્ટીઓ વગેરે થાય છે પાણી છાંટતાં તેમાંથી મીઠી વાસ આવે છે. -વીરણનો પંખો

**વીરતા,** સ્ત્રી૦ વીરપણું, શૌર્ય; બળ, પરાક્રમ, પૌરૂષ; મરદાઇ

**વીરપત્ની,** સ્ત્રી૦ શૂરવીર પુરૂષની પત્ની; બહાદુર માણસની બાયડી. (૨) પુરાણના જેવાજ શૌર્યવાળી સ્ત્રી તે.

**વીરરસ,** પું૦ [સં.] વાંચનાર કે સાંભળનારને પૌરૂષ–જુસ્સો ઉશ્કેરે એવો કાવ્ય કે લખાણનો ભાવ તે; જુસ્સો ઉપજાવે–પરાક્રમ કરવાને પ્રેરે એવું વર્ણન તે. કાવ્યના નવરસમાંનો એક રસ તે.

**વીરવિદ્યા,** સ્ત્રી૦ મરદાનગીને લગતું શિક્ષણ તે. (૨) ઉગ્રસ્વભાવનું–બળવાન ભૂત સાધવાની મંત્રવિદ્યા તે. (૩) પરાક્રમ કરવા સંબંધી સમજણ તે; લડાયક તાલીમ.

**વીરશ્રી,** સ્ત્રી૦ પરાક્રમની ઝળકી; જુસ્સાની તેજી (૨) બળ–પરાક્રમની વાહ વાહ તે.

**વીરહાક,** સ્ત્રી૦ લડવાના ઉકાંટાથી શત્રુને ભય ઉપજાવે એવો જોરથી હાકોટો પાડવો તે; જુસ્સાભેર હોકારો કરી લડવા માંડવું તે. (૨) ત્રાડીને એવું લડવું કે જેથી રણ ગાજી રહે; લડવાના જુસ્સાથી રણ ગજવી મૂકવું તે. (૩) એવી ત્રાડ કે જેથી શત્રુનાં-સામાનાં હૃદયમાં ત્રાસ પડે અને ખૂબ ભય થાય.

**વીરૂધ,** સ્ત્રી૦ [ સં. ] એક જાતની વેલ; વેલી.

**વીરો,** પું૦ ભાઇ; બંધુ.

**વીર્ય,** ન૦ [સં.] શુક્ર; ધાતુ; બીજ. (૨) બળ; શક્તિ; કૌવત. (૩) મર્દાઇ; શૌર્ય. (૪) તેજ; કાન્તિ. (૫) ગૌરવ.

**વીર્યવાન,** વિ૦ બળવાન; જોરાવર.

**વીર્યહીન,** વિ૦ નિર્બળ; અશક્ત; શૌર્ય રહિત. (૨) પૌરૂષરહિત.

**વીલ,** ન૦ અરધિયું; અરધો; ફાડિયું–સંકેતમાં. (૨) વારસનામું; વસિયતનામું. (૩) ભરતી.

**વીલાં,** ન૦ એક જાતનાં પંખી. આ પંખી કાબરો જેવાં હોય છે અને ટોળે ઉડે છે.

**વીલું,** વિ૦ વિલીલું; ફીકુ; ઝાંખું; નિસ્તેજ. (૨) ઓશિયાળું; શરમિંદું પડી ગયેલું. નાસીપાસીથી ખિન્ન–પડી ગયેલા મોંવાળું. (૪) વિખુટું; છુટું; રખડતું રહેવા દીધેલું; રઝળતું.

**વીસ,** વિ૦ [ સં. विंशति ] બે વાર દસ દસ તે; ૨૦; કોડી ૩૦ પ્ર૦ વીસવસા= સોળ આની; સો ટકા; ઘણું ખરૂં; મોટે ભાગે; લગભગ ખાતરીનું; પૂર્ણ; ખચીત; ન્યૂનતા–ખામી આવે–હોય નહિ એવું; જરૂર. ઉ૦ કહેવત છે કે ભૂષણ, વીસવસાનાં શરીર શોભાવે; પણ આનાં અંગો તો, ભૂષણને પણ વિશેષ દીપાવે. ફી. ધ.

**વીસી,** સ્ત્રી૦ વીસ વરસનો જુમલો; વીસ વીસનો સમુદાય–એકમ તે. (૨) ભોજન ગૃહ; ખાણાવળ; પૈસા આપીને જમવાનું ઠેકાણું. છુટક અથવા માસિક લવાજમ લઇ જમવાની સગવડ આપે એવું રસોડું. (૩) વિ૦ પ્રમાણિક; સત્યવાદી; ડહાપું; વ્યવહાર કુશળ; શાણું; વિવેકી· સમજુ· એ તો વીસી માણસ છે.

**વુજુ,** ન૦ વજુ; હાથ મોં ધોવાં તે. પ્રાર્થના પહેલાં નહાવું–શુદ્ધ થવું તે.

**વુજુદ,** ન૦ હયાતી. (૨) તત્ત્વ.

**વુઠવું,** ક્રિ૦ અ૦ ત્રુઠવું. (૨) વરસવું. ઉ૦ અમૃત વુઠયા મેહ.

**વુઠવું,** ક્રિ૦ અ૦ જવું.

**વૃક,** ન૦ [સં] વરૂ; નાહર.

**વૃકોદર,** પું૦ વરૂના જેવા પેટવાળો; ભૂખાળવો. (૨) પાંડુરાજાનો બીજો પુત્ર; ભીમસેન.

**વૃક્ષ,** ન૦ [સં.] ઝાડ; તરુ. (૨) છોડવો. પુષ્પવૃક્ષ. (૩) વનસ્પતિ; ઉદ્‌ભિજ્જ.

**વૃત્ત,** ન૦ [સં.] વળેલી આકૃતિ; વર્તુલની લીટી; કંદોરા જેવી રેખા. (૨) વર્તુળ; ગોળાકૃતિ. (૩) આચરણ; વર્તણુક; રીતભાત. (૪) ચરિત; ચાલ. (૫) કવિતાના માપનો એક પ્રકાર; છંદ; ઢાળરાગ. (૬) કામ;

ધંધો; ઉદ્યોગ (૭) બાબત; વાત. (૮) ખબર; સમાચાર. (૯) હકીકત; ઇતિહાસ.

**વૃત્તાન્ત,** ન૦ [સં.] હકીકત; વિગત; વર્ણન. (૨) કથા; કહાણી, ઇતિહાસ, પ્રકરણ. જાતિ, તરેહ. (૫) વર્તણૂક; રીતભાત.

**વૃત્તિ,** સ્ત્રી૦ [સં.] ગુજરા માટે જે ધંધો વગેરે કરવાનું તે, જીવનોપાય; નિર્વાહાર્થ વ્યાપાર, આજીવિકા; ઉદ્યમ. (૨) અંતઃકરણનુ વલણ, મનનો ભાવ. (૩) પ્રકાર; પદ્ધતિ. (૪) ટીકા; વિવરણ; ટિપ્પણ. (૫) શબ્દાર્થનો બોધ કરનારો પ્રકાર. (૬) વાણીની અમુક અમુક પ્રકારની રચનાઓ તે. (૭) નિષ્ઠા

**વૃત્યનુપ્રાસ,** પુ૦ [સં] ગદ્યપદ્યમાં એકમેં એક જાતના અક્ષરોની આવૃત્તિથી આવતી વાણીની શોભા તે, ઝડઝમક; એક શબ્દાલંકાર. ઉ૦'મોટું' એણે કીધું કામ માટે દેશે મોટું માન, મોટામોટા મહીપતિ મહીપતગમને.

**વૃત્ર,** પું૦ એક રાક્ષસ. એને ને ઇન્દ્રને લડાઈ થઇ હતી.

**વૃથા,** અ૦ [સં.] મિથ્યા; નિરર્થક; ફોગટ. (૨) નકામું, નિષ્ફળ.

**વૃદ્ધ,** વિ૦ [સં.] ઘરડું; ઉમ્મરે પહોંચેલું; જઇફ, જૈફ. (૨)વડીલ, વડવાઓ.:-વૃદ્ધોના પુણ્યપ્રતાપે પરિવાર સારો છે.

**વૃદ્ધતા,** સ્ત્રી૦ ઘરડપણું; જરા, જૈફી.

**વૃદ્ધત્વ,** ન૦ [સં.] ઘડપણ; જૈફી.

**વૃદ્ધા,** સ્ત્રી૦ [સં.] ઉમ્મરે પહોંચેલી સ્ત્રી, ડોસી.

**વૃદ્ધાવસ્થા,** સ્ત્રી૦ [સં.] ઘરડપણ; મોટી અવસ્થા; જરાવસ્થા; જૈફી.

**વૃદ્ધિ,** સ્ત્રી૦ [સં.] વધારો; ઉમેરો. (૨) અભ્યુદય; આબાદી. વૃદ્ધિશ્રાદ્ધ=પુત્ર જન્મ વગેરે મંગળ પ્રસગે કરવામાં આવતી પિતૃતર્પણની ક્રિયા તે

**વૃદ્ધિંગત,** વિ૦ વધી ગયેલું; વિસ્તાર પામેલું.

**વૃશ્ચિક,** પું૦ [સં.] વિંછી; ઝેરી ડંખવાળો એક જીવ. (૨) આઠમી રાશિ.

**વૃષણ,** ન૦ અંડ; ગોળીની કોથળી, આંડવો

**વૃષભ,** પું૦ [સં.] ગોધો, પોઠિયો; આખલો; સાંઢ. (૨) બીજી રાશિ.

**વૃષભધ્વજ,** પુ૦ મહાદેવ; શિવ; શંકર.

**વૃષલી,** સ્ત્રી૦ પતિત સ્ત્રી; શૂદ્રા, ધર્મભ્રષ્ટ સ્ત્રી.

**વૃષ્ટિ,** સ્ત્રી૦ [સં.] વરસાદ; ઉંચેથી-આકાશમાંથી વિખરાઈ પાણી પડવું તે. (૨) કોઇ પણ વસ્તુનું ખૂબ આવી પડવું તે, મોટા પ્રપાત.:-પુષ્પવૃષ્ટિ.

**વૃંદ,** ન૦ [સં.] ટોળું; જથો; સમુદાય.

**વૃંદા,** સ્ત્રી૦ [સં.] ઘણુંખરું ઉગતી એક વનસ્પતિ; તુળસી.

**વૃંદારક,** વિ૦ [સં.] સુંદર; મનોહર; રમણીય (૨) ઉત્તમ; શ્રેષ્ઠ; મુખ્ય

**વૃંદાવન,** ન૦ [સં.] તુળસીનું વન. (૨) મથુરાં પાસેનું એક ધામ

**વૃંતાક,** ન૦ રિંગણું.

**વે,** પું૦ [સં.વેધ] વેહ; છિદ્ર, કાણું; નાકું; વ્હે. (૨) દર; પોલ; વિવર.

**વે,** સ્ત્રી૦ વય, ઉમ્મર.

**વેકળો,** પુ૦ વહેળો; વહેળિયું. (૨) નાળું; વરસાદના પાણીના પ્રવાહે પડેલ વહેણ તે

**વેખળ,** વિ૦ સ્વમાન રહિત, ઠપકો દેતા ખડખડ હસી પડે એવું અને, ગાંભીર્યરહિત. (૨) અસભ્ય; મશ્કરું; નિર્લજ્જ; ઢુંક વગરનું.

**વેખંડ,** સ્ત્રી૦ એક ઔષધિ; કાષ્ઠદવા.

**વેગ,** પું૦ ગતિ-ધાવનની ઝડપ તે; દોડનો ધસારો-જોસ તે, ઝડપ, જવ; ત્વરિતપણું. (૨) ગતિનો ઉભરો; જોસ (૩) ગતિ, દોડ. (૪) ચંચળાઇ; ભાવનો ઉછાળો. (૫) ધક્કો, આચકો. ચલનનો સપાટો

**વેગ,** પુ૦ માથાના સણકા, શળના જેવા વાયુના ભોક-માથે વેગ થયા છે, ચસકા.

**વેગણ**, ન૦ વંતાક; રિંગણું; એક જાતનું શાક ફળ; વેંગણ.
**વેગણી**, સ્ત્રી૦ વંત્યાકડી; રિંગણી, વેંગણી.
**વેગણું**, ન૦ વંત્યાક; રિંગણું. વેગણું.
**વેગરવું**, ક્રિ૦ સ૦ વેઠવું; સહન કરવું. ( ૨ ) પાળવું; નિભાવવું.
**વેગળાઈ**, સ્ત્રી૦ છેટું; અંતર. ( ૨ ) દૂર હોવું તે. ( ૩ ) જુદાઇ.
**વેગળું**, વિ૦ દૂર; છેટે; આઘું. ઉ૦ વેગળો રેની વરણાગિયા. (૨) છુટું; જુદું. ક્રિ૦ પ્ર૦ વેગળું રહેવું. વેગળું પડવું. વેગળું બેસવું= અડકાવું; અભડાવું.
**વેગળે**, અ૦ આઘે; છેટે; લાંબે અંતરે.
**વેગુ**, વિ૦ વંગ; જડસુ.
**વેચતું**, વિ૦ કિમ્મત આપ્યે મળે એવું; વેચાતું.
**વેચવું**, ક્રિ૦ સ૦ કિમ્મત લઇને આપવું; બદલો લઇને આપી દેવું. (૨) ગુમાવવું.
**વેચાઉ**, વિ૦ વેચવા મૂકેલું; કિમ્મત અથવા બદલો લઇને આપી દેવાનું હોય એવું. આ વેચાઉ અનાજ છે, બાકીનું ઘર વાપર માટે છે. વેચાઉ માલ. (૨) વેચવાનું જે તે.
**વેચાણ**, ન૦ વેચવું તે; કિમ્મત અથવા બદલો લઇને આપવું તે. ( ૨ ) જેટલું વેચેલું હોય તેટલું તે; વેચાવું તે.
**વેચાણિયું**, વિ૦ વેચાણ લીધેલું; અધાટિયું; ખરીદેલું;
**વેચાતું**, વિ૦ વેચાઉ, વેચવા મૂકેલું.
**વેચાવું**, ક્રિ૦ અ૦ કિમ્મતે મળવું; પ્રાપ્તથવું; ખરીદાવું;
**વેજા**, પું૦ નિશાનઃ નેજા. (૨) હરકત; દુઃખ; વિપતઃ—વેજા વિતાડયા.
**વેજા**, ન૦ ફાંફાં; વળખા.
**વેજાળું**, ન૦ પાણી અટકાવવાનો બંધ; આડસર.
**વેઠ**, સ્ત્રી૦ વગર દામનું વૈતરું; જેમાં કંઇ મળતર ન હોય એવી મહેનત. વગર દામ મજુરી આપવે ફરજિયાત વૈતરૂં–કામ–સેવા કરાવવાં તેઃ–સરકારી વેઠ. ( ૨ ) નડતર; હરકત; પીડા. ( ૩ ) ખાલી મહેનત–માથાકુટ તે; નકામો ભાર વહેવો તે. ઉ૦ અંધો થઇને ધંધે ધાયો, વેઠ ઉપાડી ભાર વહ્યો. ઉઠવેઠ–ચાકરી; બરદાસ.
**વેઠવું**, ક્રિ૦ સ૦ સહન કરવું; ખમવું; માથે પડેલું ભોગવ્યા કરવું; દુઃખે નિભાવવું.
**વેઠાવું**, ક્રિ૦ અ૦ સહન થવું; સહેવાવું; ખમાવું; સંખાવું. ઉ૦ આ દુઃખ હવે નથી વેઠાતાં.
**વેઠિયાવાડ**, વિ૦ વેઠ કરવાની માફક જેમ તેમ ન ચાલે ફરજિયાત કરેલું એવું તે; ઢંગ વગરનું; ક્રમને ઘસી–કરી નાંખેલું; બળાત્કારે કરેલું–કરવાનું હોય એવું મન કે ઉત્સાહથી કર્તવ્ય સમજી કરવાનું કે કરેલું નહિ એવું તે.
**વેઠિયો**, પું૦ વેઠ કરનારો; વગર લવાજમનો નોકર; બળાત્કારે જેની પાસેથી મહેનત મજુરી કરાવવામાં આવતી હોય તે. (૨) વૈતરો; મજુર; ભાર–બોજો ઉપાડનારો કે કામ કરનારો તે.
**વેડ**, પું૦ વેઢ; બેથી વધારે આંટાની વીંટી; મોટી અંગુઠી.
**વેડફવું**, ક્રિ૦ સ૦ ઉડાડી દેવું; જેમ તેમ ખરચી નાંખવું ( ૨ ) ગુમાવવું; અકારણ જતું કરવું
**વેડમી**, સ્ત્રી૦ તુવેર કે ચણા દાળમાં ગળપણ નાંખી બનાવેલો માવો કે પુરણ બે પડની વચ્ચે આવે એવી રીતે કરેલી રોટલી; પુરણપોળી; ગળી રોટલી.
**વેડવું**, ક્રિ૦ સ૦ વીણવું; ઉતારવું; તોડી લેવું; ચુંટવું; ઝાડપરથી લાંબા ઓજારે ફળ તોડી–વીણી લેવાં. ( ૨) ફળ મેળવવું;

પ્રાપ્ત કરવું; પામવું; લણવું; લાભ કાઢવોઃ- બાવળ વાવીને શું વેડયુ ? કાંટાને !

**વેડાવવું**, ક્રિ૦ પ્રે૦ ફળ ઉતરાવવાં; ચુંટાવવું, વિણાવી લેવુઃ–આંબો વેડાવવો.

**વેઢાંગ**, પુ૦ ઘોડો; અશ્વ; હય.

**વેડી**, સ્ત્રી૦ કેરી તોડી લેવાની । છેડે જાળીદાર ઝોળીવાળી લાંબી લાકડી-આંકડીવાળો-વાંસ.

**વેડું**, વિ૦ ફાંકડું, સુંદર.

**વેડો**, પુ૦ કેરી વગેરે ફળ ઉતારનારો, ઉંચા ઝાડ ઉપરથી ફળ તોડી આપનારો.

**વેઢ**, પુ૦ વેડ; ચોડી એથી વધારે આટાની અંગુઠી. ( ૨ ) વેઢો; કાપો; આંકો.

**વેઢવવું**, ક્રિ૦ સ૦ મુકાબલો કરવો, સરખાવવું, મેળવવુ.

**વેઢો**, પુ૦ આંગળાં પરનો કાપો; આંગળાંની એક એક સાધા લગીની પેર. ( ૨ ) ઝટ ફાટે, નહિ એવી લાકડાની ગાંઠ; ગુંચવાળી ભારે ને ઠુંઠી ચિતાળ.

**વેણ**, ન૦ વચન; બોલ. ( ૨ ) વેણુ; વાંસળી; મોરલી. ( ૩ ) ગુથેલો ચોટલો; લાંબા વાળની લટરો તે. ( ૪ ) વહેણ; પાણીનું વહેવુ તે; પ્રવાહ માર્ગ; ખેંચાઇ જવાય એવું પાણીનુ જોરભેર વહેવું તે. ( ૫ ) નાળુ ( ૬ ) જનનનો દુખાવો; ગર્ભને બહાર ધકેલવાને થતું આકુંચન તે. ( ૭ ) કપાસનો છોડ.

**વેણા**, સ્ત્રી૦ વીણા, તંબુરો, એક તંતુવાદ્ય.

**વેણાચુંટો**, પુ૦હાયવાય; મનની મુઝવણ–ગભરામણ, આતુર અકળામણ, વિંણાચુંટા. ( ૨ ) ભૂખને લીધે થતી મુઝવણ, ભૂખને લીધે થતા વલખા ને દુખ

**વેણી**, સ્ત્રી૦ [ सं. ] સ્ત્રીઓના માથાના વાળની ગુથેલી લટરો તે; ચોટલો. ( ૨ ) વાળની લટો ગુંથીને વાળેલી ગાંઠ–અંબોડા પર બાંધવાનો ફૂલનો કે ઉનનો સુંદર ગજરો તે. ઉ૦ મઘમઘી રહી છે મેડી સારી, તારી વેણીની વાસે પ્યારી. ( ૩ ) કમાડના ઉભા પારિયા પર જડવામાં આવતી લાંબી ચીપ; ઉભો ચુસોઃ–વેણી ફાંગવા તો, સારા કરજો દ્વાર !

**વેણુ**, સ્ત્રી૦ વાંસળી; મોરલી. (૨) વાંસ

**વેણુક–વાળુ**, ક્રિ૦ અ૦ વહાણું વાવું સવાર થવું.

**વેણુકા**, સ્ત્રી૦ વાસળી. (૨) પાતળા નક્કર વાસની ઝાડી.

**વેણું**, ન૦ પાણી ભરી લાવવાની ગાડી.

**વેત**, પુ૦ વેત, વ્હેંત (૨) ઘાટ, મેળ, ત્રેવડ.

**વેતન**, ન૦ [सं.] મહેનતાણું; રોજ. (૨) દરમાયો; પગાર. (૩) જીવાઇ, વર્ષાસન.

**વેતર**, ન૦ વિયાવુ તે; એક એક વારનું જનન તે, દરેક વખતનુ વિયાણ તે ક્રિ૦ અ૦ વેતરે આવવુ=પશુમાદાને આધાન કાળ આવવો; સવાણે આવવું.

**વેતરણ**, સ્ત્રી૦ જુગતી; ગોઠવણ; તજવીજ; ત્રેવડ. (૨) વધે; શિક્ષા કરવાનો ઘાટ.

**વેતરવું**, ક્રિ૦ સ૦ શરીરને બેસતું આવે એવી રીતે માપસર કપડા વગેરેને કાતરવાં તે, બંધબેસતો ઘાટ થવા માટે કપડાને કાતરવું. (૨) કાપીકુપીને ઘાટમાં લાવવું; બેમતું–અનુકૂળ–ગોઠતું આવે તેમ કરવું. (૩) વ્યંગમાં–બગાડવુ; છિન્નભિન્ન કરી નાખવું; બગાડી નાખવું.

**વેતસ**, ન૦ નેતર. (૨) બરૂ.

**વેતા**, પુ૦ ઢાકો; ટગ, બળીવાર. (૨) સારી સમજ, ડહાપણ. (૩) આવડ; કાર્યચાતુર્ય

**વેતાળ**, પુ૦ [सं. वेताल] એક ઉપદ્રવ. (૨) પિશાચનો રાજા (૩) ભૂતની એક જાતિ આગિયો વેતાળ (૨) દ્વારપાળ; હજુરિયો.

**વેત્તા**, વિ૦ [सं.] જાણનાર :–તત્ત્વવેત્તા.

**વેત્ર**, ન૦ [ सं. ] નેતર; વેતસ, બરૂ. (૨) છડી.

**વેત્રધર**, પુ૦ [ सं ] છડીદાર, દારપાળ.

**વેત્રાસન**, ન૦ [ सं ] નેતરનું ગુંથીને બનાવેલું આસન; ખુરસી, બેઠકિયું.

**વેદ,** પું૦ [ સં. ] જ્ઞાન. (૨) આર્ય પ્રજાનું આદિ ધર્મ પુસ્તક. વેદ ચાર છે, ઋક્, યજુ, સામ અને અથર્વવેદ. વેદત્રયી, એમ પણ કહેવાય છે.

**વેદના,** સ્રી૦ [ સં ] પીડા; દુઃખ; કળતર.

**વેદમૂર્તિ,** વિ૦ જાણે વેદજ ન હોય એવું; વેદની પ્રતિકૃતિ રૂપ. વેદ ભણેલો હોવાથી તેના જેવો, એમ.

**વેદાંત,** ન૦ [ સ. ] વેદમાંનું તત્ત્વજ્ઞાન તે; ઉપનિષદનું જ્ઞાન; તત્ત્વ વિચારણાનાં છ દર્શનમાંનું છેલ્લું દર્શન તે; 'જગત મિથ્યા છે અને જ્ઞાનથીજ મોક્ષ મળે છે' એમ બતાવનારૂં વેદમાંનું જે રહસ્ય જ્ઞાન તે; એક બ્રહ્મ સિવાય બીજું બધું ખોટું છે, એવો મત તે.

**વેદાંતી,** વિ૦ વેદાંતના મતને માનનાર; અદ્વૈતવાદી; તત્ત્વજ્ઞાની; બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા, એવું માનનાર; અદ્વૈત મત પ્રતિપાદન કરનાર.

**વેદિકા,** સ્રી૦ [ સં ] વેદી; યજ્ઞ, હોમ કરવાને બનાવેલી માટીની ઓટલી અથવા કુંડ જેવી રચના તે.

**વેદિયો,** પું૦ વેદનો પાઠ કરનારો; વૈદિક કર્મકાંડ કરાવનારો; વેદપાઠી. (૨) દુનિયાદારીથી અજ્ઞાત; વ્યવહારની સમજ વગરનો માણસ.

**વેદી,** સ્રી૦ [ સં. ] હોમ કરવાનો અગ્નિ સળગાવવાની માટીની ઓટલી અથવા નાનો કુંડ તે. (૨) જમીનની સપાટીથી સહેજ ઉંચી માટીની ઓટલી ચોરો તે. ઉ૦ સતી જે સુખ રોજમા ગિરિસુતા, તે વેદિએ પોઢતી. પાર્વતીપરિણય.

**વેદોક્ત,** વિ૦ [ સં ] વેદમાં કહેલું હોય તે; વેદભાષિત; વેદમાં ફરમાવેલું.

**વેદ્ય,** વિ૦ [ સં. ] જાણવા જેવું; વેદિતવ્ય.

**વેધ,** પું૦ [ સં. ] વિંધેલું તે; છિદ્ર; વેહ. (૨) સૂર્ય ચંદ્રનું જેટલું આ ગ્રહણ થાય તે; ગ્રહાદિકના બિંબનો છેદાયેલો ભાગ તે. (૩) રાહુ. (૪) સુતાર કડિયાના કામમાં સમાન્તરતાનો દોષ તે; બાધ, દોષ; નડતર. (૫) ગ્રહાદિકની ગતિ અને તેમના ભ્રમણ વગેરેનું પ્રમાણ–કાળ માપણી તે; વખતનું પરિમાણ.

**વેધન,** ન૦ [ સં ] વિંધવું તે; વિધ. (૨) વિંધવાનું ઓજાર; સૂઇઓ; વિંઝણું.

**વેધલો,** પું૦ કાનના ઉપલા વેહમાં પહેરવાનું ઘરેણું.

**વેધવું,** ક્રિ૦ સ૦ [ સં. विध् ] વિંધવું; ભોકવું; છિદ્ર–કાણું પાડવું. (૨) મનમાં ઉંડી અસર કરવી.

**વેધશાળા,** સ્રી૦ [ સં ] ગ્રહાદિકની ગતિ અને તેમના ભ્રમણનો કાળ વગેરે ગ્રહ–સ્થાન તે; ગ્રહાવલોકન ગ્રહશાળા. observatory.

**વેધા,** પું૦ [ સં. ] બ્રહ્મદેવ; પ્રજાપતિ; બ્રહ્મા.

**વેધી,** વિ૦ વેધવાળું; દોષવાળું. (૨) વિંધે એવું; ચોટ–નિશાન પર જઇ વાગે એવું; વિંધી નાંખે એવું:–શબ્દવેધી. હૃદયવેધી.

**વેન,** ન૦ [ સં. वेण् ] વહન; વહેવું તે. (૨) વાહન; યાન; વહેણ. (૩) સંગાર; હાર; જૂથ; પરંપરા. (૪) એક પ્રાચીન સુધારક રાજા. મનુનો પૌત્ર; એણે વર્ણભેદ વગેરેમાં સુધારો દાખલ કરવાથી પ્રજામાં મોટી હોહા થઇ હતી, ને બ્રાહ્મણોએ એને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો હતો.

**વેપથુ,** ન૦ [ સં. ] કંપ; ધ્રુજ; થરથરાટ.

**વેપલો,** પું૦ વેપાર. ( તિરસ્કારમાં )

**વેપાર,** પું૦ માલ વેચવા સાટવાનો ધંધો તે; રોજગાર; ઉદ્યમ; લેવડ દેવડનું કામકાજ કરવું તે. (૨) જીવન વ્યવહાર ચલાવવો તે; સંસારની પ્રવૃત્તિમાં રહેવું–વર્તવું તે; જીવન વ્યવહાર સંબંધી વ્યવસાય. રૂ૦ પ્ર૦ વેપાર માંડવો=સ્રીપુરુષ બન્નેએ સંસાર ચલાવવો તે.

**વેપારી,** વિ૦ વેપાર કરનાર; ધંધાદારી; ક્રય વિક્રય કરનાર. (૨) વ્યવહારવાળો; સંસારી; ઉદ્યમી; વ્યવસાયી.

**વેર,** ન૦ [ सं. वैर ] દુશ્મનાઇ; શત્રુવટ. (૨) ખાર; ઝેર; અદાવત; દ્વેષ. (૩) વહેરતાં કે કોતરતાં થયેલો લાકડાનો ભુકો તે, વહેર. (૪) અ૦ લગી; સુધી; પર્યંત.:–અત્યારવેર–સાંજવેર આવ્યો નહિ.

**વેરણ,** સ્ત્રી૦ વેરી, શત્રુ; દુશ્મન; દુઃખ દેનારી–નડનારી, પીડાકારી સ્ત્રી. (૨) વિ૦ ખારીલી–દ્વેષ કરનારી.સ્ત્રી:–રાતવેરણ કયમે નવ ખૂટે (૩) વિ૦ વેરાયેલું; વિખરાઇ ગયેલું એવું:–વેરણખેરણ. (૪) વહેરવું તે.

**વેરણખેરણ,** વિ૦ વેરાયેલું; આમ તેમ વેરાઇ ગયેલું; અસ્તવ્યસ્ત; વેરાયેલું તે, આમતેમ ખરેલું એવુ તે.

**વેરણિયો,** પું૦, વહેરવાનું કામ કરનારો; વહેરણિયો સુતાર.

**વેરભાવ,** પું૦ વેર લેવાની બુદ્ધિ તે; ખાર.

**વેરવી,** પું૦ વેરી; દુસ્મન; શત્રુ. (૪) વિ૦ દુસ્મનાઇ રાખનાર, ઝેરીલું; દ્વેષી.

**વેરવું,** ક્રિ૦ સ૦ આમ તેમ પડી જાય એમ કરવુ; છુટું છુટું પડે તેમ કરવું; વિખેરી નાંખવું; વિખરાતું પડે એમ કરવું. (૨) ઢોળવું. (૩) પાથરવુ. (૪) ઉડાડી દેવું; વાવરી નાંખવુ; જુદે જુદે ઠેકાણે નાંખવું. (૫) વહેરવું; કરવતથી કાપવું.

**વેરાગ,** પું૦ સંસાર ઉપરથી પ્રીતિ ઉતારી નાંખવી તે; ત્યાગ; સંસારાભાવ; ગૃહસ્થાશ્રમથી અલગ થઇ જવું તે; માયામમતાનો ત્યાગ તે.

**વેરાગણ,** સ્ત્રી૦ ત્યાગી સ્ત્રી; બાવી; મારુડી.

**વેરાગી,** પું૦ ત્યાગી; બાવો; સાધુ. જેણે સંસારની માયામમતા છોડી દીધી હોય તે:–ત્યાગી વેરાગી કયમ થયા.

**વેરાતું,** વિખરાતું; આમ તેમ છુટું છુટું ખરતું–ઢળતું હોય તેવું; પથરાતું.

**વેરાન,** વિ૦ ઉજડ; નિર્જન; જ્યાં કોઇનો વાસ હોય નહિ એવું; વસ્તી વગરનું. (૨) ના. જંગલ; રાન.

**વેરી,** વિ૦ વેર રાખે એવું; ઝેરીલું; ડંખીલું. (૨) દુશ્મન; શત્રુ. ઉ૦ કુંવરી મારા કિયા વેરીએ વેર સાંધ્યાં.

**વેગે,** અ૦ સાથે; સંગાથે; જોડે:–ચકુવેરે પરણુશે તો સુખી થશે.

**વેરો,** પું૦ રાજ્ય તરફનો કર; માલમિલકત ઉપરની સરકારી, જકાત. (૨) મહેસુલ; રાજ્ય ઉપજ. (૩) વહેરો; અંતર; ભેદ; ફરક રાખવો તે:–વેરોઆંતરો.

**વેલ,** સ્ત્રી૦ [ सं वल्लि ] વેલી; લતા. (૨) વેલી જેવી ફૂલપાનની ભાત; ભરત–છાપ વગેરેની; ફૂલ પાનવાળી લતાના જેવી છાપ –તરેહ તે. (૩) વહેલ; રથ, માફો. ઉ૦ વેલે કરી સજ્જ છે. પ્રતિમા. ના:–ઘોડવેલ.

**વેલણ,** ન૦ રોટલી વણવાનું વતરણું (૨) માલ વગરની વસ્તુ; વ્યર્થ–ખરાબ અર્થે વપરાય છે –શું મળવાનું છે ? વેલણ !

**વેલણિયું,** વિ૦ વેલણ જેવું.

**વેલા,** સ્ત્રી૦ આપત્તિ; વિપત્તિ. (૨) વેળા; વખત; મુકરર સમય (૩) ખરાબ વખત; પડતીનો દુર્દશાનો વખત, દુર્ભાગ્ય. (૪) સમુદ્ર કિનારો; હદ; સીમા.

**વેલિયું,** ન૦ વેલિયું; સોના રૂપાના તારની કડી–કાનનું ઘરેણું. વેલા જેવો વિંટલો તે. (૨) અરધો રૂપિયો; અડધો. (૩) વિ૦ ઢંગલગરનું; વલુકડું; ભોવરે ચાલવે ને પહેરવેશે સારું રહેનાર.

**વેલી,** સ્ત્રી૦ જમીન ઉપર પથરાય અથવા છોડ કે ઝાડનો આધાર હોય તો તે ઉપર વિંટાતી વિંટાતી ચડે એવી વનસ્પતિ; નાનો વેલો; લતા

**વેલું**, વિ૦ વહેલું; અમુક નિશ્ચિત સમય પૂર્વે તે.—વેલા ઉઠવું. (૨) ઉતાવળું. (૩) અ૦ જલદી; ઝડપથી; વગર વિલંબે. ઉ૦ ચાલ ચાલ ઝટ વે'લી, તજ તુજ મનથી તમામ લજ્જાને. ઉ. રા. ચ.

**વેલો**, પું૦ મોટી વેલ; જેની શાખાઓ જમીન ઉપર પથરાય અથવા ઝાડને વળગી ઉંચે ચઢે એની જાતની વનસ્પતિ; શાખા પ્રતિ શાખાવડે પથરાનારી વનસ્પતિની શાખા તે. વેલાતોડ વરસાદ—ચોમાસાના અંતનો વરસાદ.

**વેવ**, સ્ત્રી૦ એક જાતની વેલ. એનાં પાન મસળીને કાઢેલો રસ થોડીજ વારે દૂધની માફક જામી જાય છે. વેવનું દહિં બળતા સોજા ઉપર લગાડાય છે.

**વેવડાવવું**, ક્રિ૦ સ૦ વહે-પ્રવાહે ચાલે એમ કરવું; રેલો ચલાવવો. (૨) બહેકાવવું; ફટાડવું; લડાવ્યાથી છકી જાય એમ કરવું.

**વેવણ**, સ્ત્રી૦ વેવાણ; વહેવાણ; વર કન્યાની માતાઓ—એકબીજાને સામસામે ઓળખેતે.

**વેવરામણ**, ન૦ વહી—ઉપાડી-ઉંચકી લઇ જવું તે. (૨) વહી—લઈ જવાની મજુરી. ગામડે ઈંટો સોંઘી મળે ખરી પણ વેવરામણ ભારે પડે. (૨) સસ્તે મળવું તે, લાભનફો થવો તે.:—એમાં કંઈ વેવરામણ નથી, તેમ છેતરામણ પણ નથી, ઠીકઠીક છે.

**વેવલાં**, ન૦ ફાંફાં; વળખાં. (૨) તુચ્છ—નમાલી વસ્તુની કામના કરવી વગેરે તે:—એમ વેવલાં વિણે કંઈ અર્થ સરશે નહિ, તરણાં; વેવનાં ડાંખળાં.

**વેવલું**, વિ૦ બોલવે ચાલવે તેમજ પહેરવે ઓઢવે—સાદું—ટાપટીપ વગરનું; ઢાધારેંગું; સાબડબોથું. (૨) લપુડું; વલવલતું; અસંસ્કૃત; અચતુર.

**વેવાઈ**, વહેવાઇ; વરકન્યાના બાપ—એક બીજાને સામસામે ઓળખે તે. ઉ૦ મળિયા વેવાઇને દીધાં માન. છોકરાંના વિવાહથી થયેલાં સંબંધી.

**વેવાણ**, સ્ત્રી૦ વરકન્યાની માતાઓ; વહેવાણ; વેવણ.

**વેવાર**, પું૦ વહેવાર; વ્યવહાર; આપવા લેવાનો, બોલવા જમવાનો—વ્યવહરવાનો બીજા સાથેનો સંબંધ તે. (૨) લોક નાત વગેરેએ ચલાવેલો નૈતિક આચાર; વર્તન; ચાલ. (૩) સાખ; આબરૂ.

**વેવારિયો**, પું૦ નૈતિક વહેવારે ચાલનારો; પૈસા ટકાની બાબતમાં પ્રમાણિકપણે વર્તનારો; સાખવાળો; સાહુકાર; શાહ.

**વેવીશાળ**, ન૦ વિવાહ કરવાથી થયેલો સંબંધ તે; વાગ્દાન; સગાઇ. (૨) જ્યાં છોકરો છોકરી દીધેલાં હોય તે કુટુંબ સાથેનો સંબંધ.:—વેવીશાળમાં નોતરા દેજો. વેવીશાળિયો=વિવાહ કરનારો.

**વેવું**, ક્રિ૦ સ૦ [ સં. वह ] વહેવું; ઉંચકીને લઈજવું; ઉપાડવું; તાણવું; ખેંચવું. (૨) સહન કરવું; વેઠવું; સહેવું. (૩) ક્રિ૦ અ૦ રેલો ચાલવો; પ્રવાહ ચાલવો; નિકળવું; હુંડવું; ધારપડવી:—નદી વે'છે. લોહી વે'છે. (૪) વંઠીજવું; બહેકવું; ફાટીજવું; હદ બહાર જવું:—છોકરો વઇ ( વહી ) ગયો. (૫) ઠગવું; છેતરવું.

**વેશ્યા**, સ્ત્રી૦ [સં. ગણિકા; વારાંગના; પુંશ્ચલી; પાતર. વેશ્યાચારજ=ભડવો.

**વેષ**, પુ૦ [સં.] વેશ; કપડાં ઘરેણાંવાળા પહેરવેશનો દેખાવ; શોભીતો દેખાવ તે. (૨) પહેરવેશ, લિબાસ; પરિધાન; પોષાક. (૩) બીજાના જેવું બનવું તે; સોંગ; બરોબરી કરી દેખાડવી તે:—કાબાનો વેષ ભજવ્યો. નાટક—ભવાઇ વગેરેમાં. (૪) સુહાગણના ચિહ્ન રૂપ શણગાર તે; સૌભાગ્યવતીનો પોષાક તે. વાળ, ચુડો, ચાંલ્લો વગેરે:—વેષ ઉતારવો; વેષરાખવો.

**વેષધારી,** વિ૦ બીજાના જેવા પોષાક, બોલી ચાલી વગેરે વાળુ, સોંગ લેનાર; ઢોંગી. (૨) ઠગ; લુચ્ચું.

**વેષ્ટન,** ન૦ [સં.] ઢાંકણુ; આચ્છાદન; પડ, છાલ–કોટલુ; પરબીડિયું. (૨) બાધણુ. (૩) વિંટાળવું તે; બીજાપર વિંટાયેલું હોય એવું તે.

**વેષ્ટિત,** વિ૦ [સં.] વિંટાએલું, છવાયેલું; આચ્છાદિત. (૨) ઘેરાયેલુ.

**વેસણ,** ન૦ ચણાનો લોટ; કઠોળનો આટો. (૨) ચણા અથવા કઠોળના આટાનું ખીરું. ભજિયાં, પાતરા ઉપર ચોપડવામા આવે છે, પાણીમા અડવાળેલો બાજરી–કઠોળ વગેરેનો લોટ. દાળમાં વેસણ ઘાલશો તોજ મેળ ખાશે.

**વેસર,** સ્ત્રી૦ નથ; વાળી, વીટલી; બુલાખ. ઉ૦ નકવેસર મોતી લળકે. (૨) ન૦ ઘોડા ગધેડામાથી ઉપજેલું સકરપ્રાણી, ખચ્ચર, અશ્વતર :–એ તો વેહર ગધેડો છે

**વેસરી,** સ્ત્રી૦ વાળી; નથ.

**વેસવાળ,** ન૦ વિવાહ સંબંધ; સગાઈ, વાગ્દાન :–આ છોકરાનું વેસવાળ ક્યા કરશો ?

**વેહ,** પું૦ વે, વિંધ, વેધ, કાણું; શાર. (૨) નાકુ :–સોયનો વેહ. (૩) દર

**વેળ,** સ્ત્રી૦ વેળા; સમય, અમુક નિશ્ચિત વખત તે (૨) તાણ; આંકડી. (૩) તરંગી ભાવના, વિચારનો ઉછાળો; અમુક કરવાનું જોર–જોસ:–કોણ જાણે એને શી વેળ આવે છે. ( વેએળ ).

**વેળા,** સ્ત્રી૦ વખત, સમય. (૨) અમુક નિશ્ચિત સમય. (૩) જરૂર સંભાળવા જેવુ ટાણું; સંધિ, પ્રસંગ (૪) ઢીલ, વાર; વિલંબ. (૫) મુસીબતીનો વખત, દુર્ભાગ્ય. ક્રિ૦ પ્ર૦ વેળા વટાવવી=નિશ્ચિત સમય જવા દેવો, મોડું કરવું, સમય વીતી જાય એમ કરવું. વેળાવળી=ભાગ–સુખી દિવસો આવવા, ભાગ્ય ઉઘડવું:–હમણા છોકરા ભણયાગણ્યા ત્યારે એની વેળાવળી. કહે૦ પડી વેળાએ પાર.

**વેળાસર,** અ૦ વખતસર, સમય ઉપર. (૨) ઉતાવળે; જલદી, વહેલા; નક્કી કરેલો વખત થાય તે પહેલા એમ :–સવારમા વેળાસર ઉઠવાની છોકરાંને ટેવ પાડવી

**વેળિયું,** ન૦ કાને પહેરવાનું વિંટી–વાળાની કડી જેવું ઘરેણું, વાળાતુ ગુંચળુ. (૨) વહેળિયુ, પાણીના વહેણથી પડેલો લાંબો જળમાર્ગ; ઝરણું, નાળુ.

**વેળુ,** સ્ત્રી૦ રેતી; ધૂળ.

**વેળો,** પુ૦ વહેળો; નાળું.

**વેંગણ,** ન૦ વંત્યાક, રિંગણું.

**વેંચણ,** સ્ત્રી૦ વહેંચાણ, વાંગણી. (૨) ભાગ, ફાળો.

**વેંચવુ,** ક્રિ૦ સ૦ વહેંચવુ; ભાગ પાડવા; નાણું કરવું; વાટવુ.

**વેંત,** સ્ત્રી૦ અંગુઠાના ટેરવાથી ટચલી આંગળીના ટેરવા જેટલી લબાઇ તે, બિલ્લસ. રૂ. પ્ર૦ વેંત સુઝ સૂઝતી નથી=બીજાની સલાહ વગર ગમ પડતી નથી (૨) કર્તવ્ય નહિ સૂઝવું તે, પોતાની અક્કલે કામનો ઉકેલ નહિ થવો તે

**વેંતિયું,** વિ૦ વેંત જેવડું; ઠુંકું. (૨) ઠિંગણું :–વેંતિયાં માણસ.

**વૈ,** સ્ત્રી૦ વાઇ, વાયુનો રોગ. આ રોગ અસાધ્ય છે. મોઢે ફીણ આવી માણસ બેભાન થઇ જાય છે અને અંગો તણાઇ ખેંચાઈ જાય છે (૨) શરદીને લીધે થયેલી માંદગી; એમાં પેટમાં આંકડી આવે છે અને ઉલટી થાય છે. (૩) તણુ,આંચકીનો રોગ. વૈના બધા રોગ વાતરોગમાં આવે છે

**વૈ,** સ્ત્રી૦ વહી, હિસાબ અને વરાવરાની વગેરેની નોંધપોથી, ચોપડો:–વૈપૂજ દિવાળીને દહાડે થાય છે ક્રિ૦ પ્ર૦ વૈ વાચવી–

ગણગુજરી—સારી ખોટી બાબતોનું ટાયલું કરવું; ભુલાઇ ગયેલી લાંછનવાળી જુની વાતો કાઢી ચૂંથણાં મારવા. વૈવંચા=વંશાવળીની નોંધ રાખી વખતો વખત તે તે વંશના કુટુંબીઓ આગળ વાંચનાર એક જાતિ—ભાટ, ચારણ વગેરે:—વૈવંચાના ચોપડા ઉપરથી તારવેલી વંશાવળી.

**વૈ,** સ્ત્રી૦ મોટું અને ઉંડું દર; ભોંયમાં પાડેલો ઉંડો ખાડ—ભોક તે. (૨) કોળ પકડવાનો ફાંદો; કોળવૈ; ઉંદરિયું.

**વૈકલ,** વિ૦ વિકળ; ગાયેલ; ઘેલું.

**વૈકલ્પિક,** વિ૦ [સં.] વિકલ્પવાળું; આમ તેમ બેઉ પ્રકારે લખાય—થાય એવું તે; વિકલ્પયુત; અડુકદડુકિયું.

**વૈકલ્ય,** ન૦ [ સં. ] વિકળતા; ઘેલછા; મનની અસ્થિર અવસ્થા તે. (૨) ગુચવાડો; ગડબડ.

**વૈકુંઠ,** ન૦ [સં.] વિષ્ણુનું નિવાસસ્થાન; વિષ્ણુનું ધામ. વૈકુંઠવાસ—મરતાં વૈકુંઠમાં વાસ મળવો તે. મરણ; સદ્ગતિ:—એનો વૈકુંઠવાસ થએો.

**વૈકુંઠવાસી,** વિ૦ મરણ થતાં વૈકુંઠ પામેલું; વૈકુંઠમાં જઈ વસેલું; અર્થાત્ મુએલું; મરનાર; મરી ગયેલું, સદ્ગતિ પામેલું.

**વૈકૃત,** વિ૦ વિકૃતિ પામેલું; બગડી ગયેલું—મન અને આકાર ખરાબ થઇ ગયાં હોય એવું; અસલ રૂપરંગ ને વિચાર બદલાઇ ગયેલા હોય એવું.

**વૈખરી,** વિ૦ [સં.] સ્પષ્ટ ઉચ્ચારવાળું; ચોખ્ખું. (૨) વાણી—શબ્દોચ્ચારની ચાર રીતિઓમાંની ચોથી રીતિ તે:—વૈખરી વાણી. પરા, પસ્યંતી, મધ્યમા અને વૈખરી; ધડધડાટ—ધાણી ફૂટે તેમ બોલાતી વાણી તે.

**વૈચિત્ર્ય,** ન૦ [સં.] વિચિત્રતા; વિચિત્રપણું. (૨) નવાઇ; અદ્ભુતતા. (૩) તરેહવારપણું; નવું અને આશ્ચર્યકારક લાગે એવું જે તે.

**વૈજયંત,** પું૦ [સં.] ઇન્દ્રનો વાવટો; ધ્વજા.

**વૈજયંતિક,** પું૦ વાવટો ધરનાર—ઉડાડનાર; ધ્વજા પકડનાર.

**વૈજયંતી** સ્ત્રી૦ કાળી તુળસી. (૨) તુલસીની મંજરીઓની વિષ્ણુની માળા તે. વિષ્ણુની આ માળામાં પાંચ ભૂતનાં તત્ત્વ અને જુદી જુદી જાતનાં રત્નો હોય છે. ઉ૦ શોભે લાંછન પર્વત માળ, કૌસ્તુભ કંઠે વૈજયંતી. ગિરધર.

**વૈજવું,** ક્રિ૦ અ૦ વહીજવું; નિર્લજ્જ ને ઉદ્ધત થઇ જવું; વંઠીજવું; બહેકીજવું.

**વૈજાત્ય,** વિ૦ [સં.] વિજાતીયતા; માણસ, પ્રાણી અને વનસ્પતિ વગેરેના વર્ગમાં થયેલો સંકર. (૨) અસામ્ય; ફેરફાર.

**વૈજ્ઞાનિક,** વિ૦ [સં.] વિજ્ઞાન સબંધી; ઉચ્ચ જ્ઞાનનું; શાસ્ત્રીય.

**વૈતનિક,** વિ૦ [સં.] વેતન—પગાર લઇને કામ કરનાર; પગારદાર; દાહ્ડિયું; દરમાયાદાર. (૨) મજુર; રોજદાર.

**વૈતરણી,** સ્ત્રી૦ યમલોકના માર્ગમાં આવતી એક નદી. (૨)જગદીશ તરફ જતાં મહાનદી આગળ આવેલી બંગાળના ઉપસાગરને મળતી એક નદી અને તે નામનું તીર્થ. હિંદુઓમાં એવી માન્યતા છે કે, દાનમાં આપેલી ગાયનું પુંછડું પકડીને મુએલાનો જીવ એ નદી ઉતરી—પાર જાય છે. ઉ૦ ગૌદાન દો બહુ વિપ્રને, જો તરવી હોય વૈતરણી.

**વૈતરું,** ન૦ ખૂબ મહેનત—કડાકુટ પડવી તે; શક્તિ ઉપરાંત કામ કરવું પડે તે; મજુરી; વેઠ; થાકી જવાય એવું સખત કામ તે.

**વૈતરો,** પું૦ સખત મહેનત કરનારો મજુર; વેઠ ઉપાડનારો.

**વૈતાલિક,** પું૦ [સં.] સ્તુતિ પાઠથી રાજાને જાગ્રત કરનારો; માગધ; ભાટ, ચારણ; સ્તુતિપાઠક.

**વેતાલ,** પું૦ વેતાલ; એક બળવાન પિશાચ; પિશાચનો વડો. (૨) શિવનો ગણ.

**વેદ,** પું૦ વૈદ્ય; રોગની પરીક્ષા કરી તે મટે એવો ઉપાય કરનારો; ચિકિત્સક; હકીમ; તબીબ; દાક્તર.

**વૈદક,** ન૦ રોગ પારખવાની ને તે મટાડવાની વિદ્યા તે. (૨) વૈદનું કામ તે. વ્યાધિની પરીક્ષા કરવી અને દ્રવ્ય ગુણ જાણી તેનો રોગ ઉપર ઉપયોગ કરવો વગેરે નિદાન અને ચિકિત્સાને લગતું કામકાજ તે.

**વૈદગ્ધ્ય,** ન૦ [સં.] ચતુરાઇ; પ્રવીણતા; સારી આવડ. (૨) કારીગરી. (૩) ધૂર્તતા. ઉ૦ વૈદગ્ધ્ય વ્યાપ્યું બધું વણસીજ જાશે. માલતીમાધવ.

**વૈદર્ભ,** વિ૦ વિદર્ભનું-વિદર્ભને લગતું. (૨) વિદર્ભ દેશ-પ્રજાનો રાજા તે; દમયંતીનો પિતા. વૈદર્ભી=દમયંતી. રુક્મિણી. ઉ૦ વૈદર્ભ દેશ વિખ્યાતરે રાજાજી.

**વૈદિક,** વિ૦ [સં.] વેદનું-વેદ સંબંધી. (૨) વેદ ભણેલો; વેદ વિધિએ ક્રિયા કરાવનાર; વેદિયો.

**વૈદું,** ન૦ વૈદનું કામ-ધંધો તે; રોગ પારખી દવા આપવાનો ધંધો તે. કહે૦ ના આવડે ભીખ તો વૈદું શીખ.

**વૈડૂર્ય,** ન૦ [સં.] નીલરત્ન; લીલા કંઇક કાળા રંગનો કિંમતી પત્થર તે; આસમાની હીરા-મણિ.

**વૈદેશિક,** વિ૦ [સં.] પરદેશનું; પરદેશી; વિદેશી.

**વૈદેહી,** સ્ત્રી૦ [સં.] જાનકી; સીતા; વિદેહના રાજાની પુત્રી.

**વૈદ્ય,** પું૦ [સં.] રોગની પરીક્ષા કરી દવા આપવાનો ધંધો કરનારો; ચિકિત્સક; હકીમ; તબીબ; દાક્તર; કવિ (બંગાળીમાં.)

**વૈદ્યુત,** વિ૦ [સં.] વિજળીનું-સંબંધી. વૈદ્યુતાગ્નિ=વિજળીનો દેવતા.

**વૈધરત,** ન૦ એક યોગ; વૈધૃતિ.

**વૈધર્મ્ય,** ન૦ [સં.] વિધર્મતા; પરધર્મપણું; અધર્મતા. (૨) આચારભેદ. (૩) ગુણમાં-મૂળ સ્વરૂપમાં ભિન્નતા તે.

**વૈધવ્ય,** ન૦ [સં.] રંડાપો; વિધવાપણું; વિધવાવસ્થા.

**વૈધૃતિ,** સ્ત્રી૦ [સં.] પંચાંગ પ્રમાણે સત્તાવીસમો યોગ. આ યોગ અશુભ ગણાય છે. વૈધરત.

**વૈનીતક,** ન૦ [સં.] પાલખી, સુખપાલ; ડોળી. ઉ૦ વૈનીતકમાં બેસી ર્ચે રત્નો.

**વૈપરીત્ય,** ન૦ [સં.] વિપરીતપણું; ઉલટાઇ. (૨) ખરાબી.

**વૈપુલ્ય,** ન૦ [સં.] વિપુલતા; પુષ્કળપણું.

**વૈભવ,** પું૦ [સં.] ભોગ્ય વસ્તુઓની જોઇતી સગવડ-સાધન તે; સાહેબી; ઠાઠમાઠ; સુખકર સાહિત્યનાં અનુકૂળ સર્વ સાધન તે. (૨) ધન સામગ્રી વગેરેનો પૂર્ણ ભરાવ; સમૃદ્ધિનો ઝળકાટ; સરસ ભોગ્ય સાધનોવાળી ભભક તે. (૩) ઐશ્વર્ય; પ્રતાપ; કીર્તિ. ભોગ્ય સામગ્રીનું પુષ્કળપણું.

**વૈભવી,** વિ૦ વૈભવવાળું; સારાં સુખકર સાહિત્યનો ઉપભોગ કરી જાણનાર; સાહેબીવાળું; ઠાઠમાઠથી રહેનારૂં; સુખોપભોગી; ભોગી; અમીરી; ગૃહસ્થાઇ માણનાર.

**વૈભોગ,** પું૦ વૈભવ; ભોગ્ય સાહિત્યનું પ્રાચુર્ય તે. (૨) મોજમઝા; સાહેબી; ઠાઠ.

**વૈમાન,** ન૦ વિમાન; વાયુવાહન, આકાશમાં ચાલનારૂં યાન-વાહન તે.

**વૈમાનિક,** વિ૦ [સં.] વિમાન સંબંધી. (૨) વિમાન ચલાવનાર.

**વૈયાકરણ,** વિ૦ [સં.] વ્યાકરણ સંબંધી.(૨) પું૦ વ્યાકરણ શાસ્ત્ર જાણનાર.

**વૈયાકરણી,** વિ૦ વ્યાકરણ શાસ્ત્રી.

**વૈર,** ન૦ [સં.] વેર; દ્વેષ; દુશ્મનાઈ. (૨) કીનો.

**વૈરકૃત્ય,** ન૦ [સં.] જુદાઇ; વિરક્તિ; નહિ આસક્તિ તે; નહિ આગ્રહપણું.

**વૈરલ્ય,** ન૦ [ સં ] વિરલતા; આછાપણું (૨) ઓછપ; ખોટ; અછત.
**વૈરાગ,** પું૦ વૈરાગ્ય.
**વૈરાગી,** પું૦ વેરાગી; બાવો; જોગી; સાધુ.
**વૈરાગ્ય,** પું૦ [ સં ] સંસારની માયા મમતા રહિતપણું; આસક્તિનો અભાવ તે; સંસાર ઉપરની પ્રીતિનો ત્યાગ-અભાવ તે. અનાસક્તિ.
**વૈરાટ,** વિ૦ [ સં. ] વિરાટ સંબંધી. (૨) ખોટું; અતલીમળ.
**વૈરી,** વિ૦ [ સં ] વેરી; દુશ્મન. ઉ૦ મોટાનો વૈરી ને ચોર, દેવાદાર લુંટાયલા.
**વૈરૂપ્ય,** ન૦ [ સં ] અસુંદરતા; નહિ રૂપાળા પણું તે; વરવાપણું; બેડોળપણું.
**વૈવટ,** જુ૦ વહીવટ, શિરસ્તો; વહેવાર.
**વૈવર્ણ્ય,** ન૦ [ સ. ] વિવર્ણતા તે; ફિકાશ. (૨) કદરૂપાપણું.
**વૈવર્ત,** પું૦ [ સં ] ફેર; પલટો; સ્થિતિ, કાળ, અને સ્વરૂપમાં થતો ફેરફાર તે; સ્વરૂપાન્તર; રંગ-વાતાવરણ-આકારનું પલટાઇ જવું તે. (૨) નવું-બીજુ સ્વરૂપ ( ઉદ્‌ભવવું ) તે; ચક્કર.
**વૈવસ્વત,** પું૦ [ સં. ] હાલ ચાલતા મન્વન્તર-મોટા કાળ વિભાગનો આદિ કર્તા; સાતમો મનુ. હાલ જે મનુ-મોટા કાળ વિભાગ ચાલે છે તેમાંનો વૈવસ્વત મનુનો કાળ છે. આગળ એવા છ કાળ થઇ ગયા છે.
**વૈવાહિક,** વિ૦ [ સં ] વિવાહ સંબંધી, લગ્ન બાબત.:-વૈવાહિક સંબંધી=વિવાહથી થયેલો સંબંધ-જોડાણ તે.
**વૈશંપાયન,** પું૦ [ સ ] વ્યાસનો એક વિદ્વાન શિષ્ય; જનમેજય રાજાને એણે મહા ભારત સંભળાવ્યું હતું.
**વૈશાખ,** પું૦ [ સં. ] કાર્તિકથી સાતમો મહીનો તે; ઉનાળાનો ત્રીજો મહીનો.
**વૈશેષિક,** ન૦ [ સં. ] કણાદ મુનિએ બનાવેલું એક શાસ્ત્ર. ન્યાયશાસ્ત્રથી એમાં ઓછા પદાર્થ માનેલા છે, એટલે માત્ર સાત પદાર્થ વૈશેષિક શાસ્ત્રે માનેલા છે.
**વૈશ્ય,** વિ૦ [ સં ] આર્યોના વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે ત્રીજી વર્ણના લોક તે; વેપાર ધંધો કરનાર એક જાતિ-વર્ણ તે; વણિક. ૧ વર્ણ બ્રાહ્મણ, ૨ વર્ણ ક્ષત્રિય, ૩ વર્ણ વૈશ્ય અને ૪ વર્ણ શૂદ્ર.
**વૈશ્વદેવ,** ન૦ [ સં. ] ગૃહસ્થાશ્રમી આર્ય પોતે જમતા પહેલાં વિશ્વેદેવાને જે બલિ આપે છે તે કર્મ; નિત્ય બલિ આપવો તે.
**વૈશ્વદેવિયું,** ન૦ વૈશ્વદેવને બલિ આપવાને અગ્નિ રાખવાનું પાત્ર, યજ્ઞકુંડના જેવા આકારની તાંબાની સગડી.
**વૈશ્વાનર,** પું૦ [ સં. ] દેવતા; અગ્નિ. ઉ૦ વૈશ્વાનર નિપાવે પાક, ષટરસ ભોજન સઘળા શાક. ઉદ્ધવ.
**વૈશ્વાસિક,** વિ૦ [ સં ] વિશ્વાસનું; વિશ્વાસુ.
**વૈષમ્ય,** ન૦ [ સં. ] વિષમતા; અસમતા; ભેદભાવ; ન્યૂનાધિકતા. ( ૨ ) કઠણાશ; મુશ્કેલી.
**વૈષ્ણવ,** વિ૦ [ સ. ] વિષ્ણુ ભક્તિના સંપ્રદાયને માનનારો તે; વિષ્ણુભક્ત; વિષ્ણુને માનનાર. (૨) વિષ્ણુ સંબંધી.
**વૈષ્ણવી,** સ્ત્રી૦ લક્ષ્મી.
**વૈહાયસ,** વિ૦ [ સં. ] આકાશી; હવામાં ચાલે એવું; આકાશ માર્ગે જાય એવું. ઉ૦ જુઓ વૈહાયસ આ યાનો, સુર વૈભવ ભોગવવાશો; મુનિ ! અમને મુકી કહિં જાશો ? બો ! અત્ર પધારો યોગી.
**વૈહાસિક,** પું૦ [ સં ] મશ્કરો; હસાવનારો; જુઠણું; ભાંડ.
**વો,** પું૦ વોહ, જોસભેર પાણીનું વહેવું તે; વહેણ, પાણીનો આગળ ને આગળ વધતો ધસારો તે. (૨) ધોધ; ધારાવહન.
**વોકળો,** પું૦ વોહકળો; વહોકળો; પાણીનું નાનું વહેણ; નાળું.

**વોડકી**, સ્ત્રી૦ જુવાન ગાય-ભેંશ; જોટડી.
**વોડકું**, નં૦ જોટકું; જુવાન ગાય-ભેંશ.
**વોણ**, નં૦ વહોણું; જ્યાંથી પાણી વહી જતું હોય તે; નાળું; વહેણ. (૨) નાળા જેવો સીમમાં વહેતું પાણી સેરાઇ રહે એવો લાંબો ખાડો.
**વોણું**, અ૦ વિનાનું; વિહોણું.
**વોરત**, સ્ત્રી૦ વહોરત; ખરીદી; વેચાતી લીધેલું-લેવું તે.
**વોરતિયો**, પું૦ વહોરતિયો; ખરીદ કરનારો; વહોરનારો; લેનારો.
**વોરવું**, ક્રિ૦ સ૦ વહોરવું; ખરીદ કરવું; વેચાતી લેવું. (૨) એકઠું કરવું; સંઘરવું. (૩) ઘેર ઘેર ફરી પકવાન્ન ભિક્ષા કરવી તે; માધુકરી.
**વોરો**, પું૦ વોહરો, વહોરો; ઓરો; ઇસ્લામ ધર્મની અમુક શાખાના અનુયાયી મુસલમાનોની એક જાત-ન્યાત.
**વોંહ**, પું૦ જોરથી વહેતા પાણીનો પ્રવાહ તે; વહેણ. (૨) પાણીને વહી જવાનો વેગદાર માર્ગ તે.:-અહિં પાણીનો વોંહ છે માટે ખરાબો ગણાય.
**વોહોરવું**, ક્રિ૦ સ૦ ખરીદવું; વેચાતું લેવું. (૨) સંઘરવું; એકઠું કરવું. (૩) જૈનમાં માધુકરી એકઠી કરવી:-જે સાધુ આવે તેને વોહોરાવજે.-ભિક્ષા-(તૈયાર રસોઇની) આપજે.
**વ્યક્ત**, વિ૦ [ સં. ] સમજી શકાય એવું; સ્પષ્ટ; ખુલ્લું; સ્ફુટ; ઉઘાડું.
**વ્યક્તિ**, સ્ત્રી૦ [ સં. ] એક જણ; એકત્વ; અવયવ વિશેષ; પૃથક્-ત્વતા. ઘણામાંનું અમુક એક તે; એક માણસ એમ:-વ્યક્તિ અને સમાજ.
**વ્યગ્ર**, વિ૦ [ સં. ] મુશ્કેલી, ભય અને દુઃખ વગેરેથી અસ્થિર બનવાળું; માનસિક ગભરામણમાં પડેલું; વ્યાકુળ; ભય, દુઃખ અને મુશ્કેલ પ્રશ્નમાં શું ચવાયેલું; ચિંતાતુર, વિહ્વલ.
**વ્યગ્રતા**, સ્ત્રી૦ વિહ્વલતા; માનસિક અસ્વસ્થતા.
**વ્યજન**, પું૦ [ સં ] વિંઝણો; પંખો.
**વ્યતિક્રમ**, પું૦ [ સં ] વિપર્યાસ; વ્યત્યાસ; ઉલટાઇ; પલટો. (૨) આજ્ઞા વગેરેનું ઉલ્લંઘન તે; ઉલટો ક્રમ.
**વ્યતિરિક્ત**, વિ૦ [ સં. ] જુદું; અળગું. (૨) બીજું; ઇતર; ભિન્ન. (૩) વગર; સિવાય.
**વ્યતિરેક**, પું૦ [ સં. ] ભિન્નત્વ; જુદાપણું; પૃથગ્ત્વ. (૨) ત્યાગ; વર્જન. (૩) નહિ મળતાપણું.
**વ્યતીપાત**, પું૦ [ સં ] સત્તાવીસ યોગમાંનો એક યોગ. આ યોગ અશુભ ગણાય છે. (૨) આડખીલી; ધ્વંસ.
**વ્યતીપાતિયું**, વિ૦ જંપીને બેસે નહિ એવું; સનેપાતિયું; તોફાની; મસ્તીખોર.
**વ્યત્યય**, પું૦ [સં.] ઉલટાઇ; વિરુદ્ધતા. (૨) આડખીલી. (૩) ઉલટસુલટપણું. અવળાઇ.
**વ્યથા**, સ્ત્રી૦ [સં.] પીડા; દુઃખ. (૨) મનસ્તાપ.
**વ્યથિત**, વિ૦ [સં.] પીડિત; દુઃખી. (૨) ખિન્ન; ક્લાન્ત. (૩) ગભરાયેલું.
**વ્યભિચાર**, પું૦ [સં] સ્વીકારેલા નિયમની વિરુદ્ધ જવું તે; સ્વીકૃતાચાર ભંગ. એક બીજાને પર હોય એવાં સ્ત્રી પુરુષનો સંબંધ તે; છિનાળું; જારકર્મ.
**વ્યભિચારિણી**, સ્ત્રી૦ વ્યભિચારી સ્ત્રી; છિનાળ; પર પુરુષ સંગી સ્ત્રી.
**વ્યભિચારી**, વિ૦ છિનાળવું; લોદું; વિષયાસક્ત. (૨) રસને સહાયક ભાવ તે.
**વ્યય**, પું૦ [સં.] ખરચ; ખપત. (૨) વાપર.
**વ્યર્થ**, વિ૦ [સં.] નકામું; નિરર્થક; ફોગટ; મિથ્યા; અપ્રયોજક.

**વ્યલીક**, વિ૦ [સં.] ખોટું; ખરાબ. (૧) નહિ કરવા યોગ્ય; અકાર્ય. (૨) કૃત્રિમ; બનાવટી; અસત્ય.

**વ્યવસાય**, પું૦ [સં.] ક્રયવિક્રય રૂપ વ્યાપાર તે. ધંધો; ઉદ્યોગ; બહોળું કામકાજ; રોકાણ; પ્રવૃત્તિ. (૨) નિશ્ચય; ઠરાવ.

**વ્યવસ્થા**, સ્ત્રી૦ [સં.] બંદોબસ્ત; રીતસર ગોઠવણ કરવી તે; વ્યવસ્થિતિ, નિયમસર મૂકવું, ચલાવવું અને રાખવું તે.

**વ્યવસ્થાપક**, પું૦ [સં.] વ્યવસ્થા કરનારો; બંદોબસ્ત રાખનારો; નિયમસર ચલાવનારો.

**વ્યવસ્થિત**, વિ૦ યથાક્રમ; ઠીકઠાક; રીતસરનું; સારા બંદોબસ્તવાળું.

**વ્યવહાર**, પું૦ [સં] વહેવાર; વહીવટ; રૂઢિ; ગ્વંચો. (૨) ધંધો; આપલેનો સંબંધ તે; ઉદ્યોગ. (૩) ધારો; નિયમ.

**વ્યવહારિક**, વિ૦ વહેવાર સંબંધી; વ્યવહારને અનુકૂળ. (૨) આપયેની રૂઢિએ નીભતું–ચાલતું હોય એવું; આચરવા યોગ્ય.

**વ્યવહાર્ય**, વિ૦ [સં.] વહેવારમાં મુકાય એવું; આચરવા યોગ્ય. (૨) નિયમસર ચલાવવા જેવું; સંબંધ–ક્રયવિક્રય–આપલે કરી શકાય એવું.

**વ્યષ્ટિ**, સ્ત્રી૦ [સં.] જુદી જુદી ઘણી વસ્તુઓમાંનું એકાદ જુદું અંગ–અવયવ તે; એકપણું; એકાંક; ઘણુમાંનું એક સ્વરૂપ તે; સમષ્ટિથી ઉલટું.

**વ્યસન**, ન૦ [સં.] દુઃખ; આપદા; સંકટ. (૨) માદક પદાર્થ સેવાની હેળ તે; કૈફ કરવાની ટેવ; આદત તે. (૩) છંદ; લત; હવશ.

**વ્યસની**, વિ૦ દુઃખી; સંકટમાં પડેલું. (૨) માદક પદાર્થ સેવાની હેળવાળું; બંધાણી; કેફ કરનારું; ગાંજો, અફીણ અને દારૂ વગેરે પીવાની કુટેવવાળું.

**વ્યસ્ત**, વિ૦ [સં.] આમતેમ ફેંકાયેલું; વિખેરી નાંખેલું; વેરાયેલું (૨) ઉલટું વિપરીત. (૩) વહેંચીનાંખેલું; છુટુંપાડેલું.

**વ્યાકરણ**, ન૦ [સં.] કોઈ પણ ભાષા બોલવાના અને લખવાના નિયમોનું શાસ્ત્ર તે; શુદ્ધ બોલવા લખવાની રીતિનું શાસ્ત્ર, અથવા ભાષાના નિયમોને લગતી વિદ્યા તે.

**વ્યાકરણી**, વિ૦ વ્યાકરણ જાણનાર; કોઈપણ ભાષાના નિયમો વગેરેનો જાણકાર તે; ભાષાશાસ્ત્ર; ભાષાના શબ્દ, વાક્ય અને રચના વગેરેનો પ્રબંધ કરનાર તથા જાણનાર તે.

**વ્યાકુળ**, વિ૦ [સં. व्याकुल] દુઃખ, શોક, ક્રોધ અને ભય વગેરેથી ક્ષુબ્ધ મનવાળું–ગભરાયેલું; આવરું; વિહ્વલ; આકુળ; મુશ્કેલીમા ગુંચાયેલા મનનું; અસ્થિર–અશાંત ચિત્તવાળું.

**વ્યાકુળતા**, સ્ત્રી૦ વિહ્વલતા; મુશ્કેલીની ગભરામણ; મુંઝવણ.

**વ્યાખ્યા**, સ્ત્રી૦ [સં] શબ્દ, વાક્ય અને વિષયનો ખુલ્લો–સ્પષ્ટ અર્થ સમજાવનારું વિવેચન–બ્યાન તે; ટીકા; સમજુતી.

**વ્યાખ્યાન**, ન૦ [સં.] વિવેચન; કોઈ પણ વિષયને વધારે સ્પષ્ટ કરી બતાવવો તે. ટીકા; સમજુતી. (૨) ભાષણ; વિગતવાર એકાદો વિષય પ્રતિપાદન કરવો તે. (૩) વ્યાખ્યા કરવી તે.

**વ્યાઘ્ર**, પું૦ [સં.] માસાહારી અને જંગલી કૂર પ્રાણી; વાઘ; શેર.

**વ્યાજ**, ન૦ ધીરેલાં નાણાં ઉપર મુદતના પ્રમાણે લેવામાં આવતો બદલો તે; અમુક મુદત અને અમુક રકમ ઉછીની લેનારને લીધેલી રકમ ઉપરાંત આપવો પડતો વધારો તે; વૃદ્ધિ. (૨) સં. બહાનું; મિષ; ઢોંગ. (૩) યુક્તિ; તદબીર; કપટ; છેતરપિંડી.

**વ્યાજખાઉ**, વિ૦ મોટે વ્યાજે નાણાંની ધીરધાર કરનાર; વ્યાજલોભી; વ્યાજ ઉપર કમાઇ કરનાર; આકરું વ્યાજ લેનાર; વ્યાજ ખાવાની વૃત્તિવાળું

**વ્યાજવટંતર,** નo વ્યાજ અને હકસાઈ વ- ટાવ વગેરે, નાણાંની ધીરધીરનો બદલો અને આપલેનો વટાવ વગેરે ઉપજ, તે: –આ વરસે વ્યાજ વટંતરમાંથી કંઈ ઝાઝું મળ્યું નથી. વ્યાજવટંતરનો ધંધો=નાણાં ફેરવવાનો ધંધો તે.

**વ્યાજવટું,** નo વ્યાજ અને વટાવ મળે એવો ધંધો; નાણાંની આપલે ને ધીરતો ધંધો. :–વ્યાજવટાના ધંધામાં સારું કમાયો.

**વ્યાજુચીઠી,** સ્ત્રીo વ્યાજ લેવાતી સરતે ધી- રેલી રકમ આદિનું લખાણ તે.

**વ્યાધ,** પુંo [સં.] પારધી; શિકારી; હિંસા કરનારો. (૨) વિo દુષ્ટ; ક્રૂર.

**વ્યાધિ,** પુંo [સં.] રોગ; આજાર; મરજ; દરદ. (૨) દુઃખ; પીડા; શારીરિક બગાડ; વિકૃતિ.

**વ્યાન,** પુંo [સં.] શરીરમાંના પાંચ વાયુઓ- માંનો ત્રીજો વાયુ. શરીરમાંના પાંચ વાયુઃ –પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન.

**વ્યાપક,** વિo [સં.] સર્વ ઠેકાણે વ્યાપી રહે- નાર; જેની હાજરી દરેક ઠેકાણે હોય એવું; બહોળા ફેલાવવાળું; જેનો પ્રસર સર્વત્ર હોય એવું. વિસ્તૃત.

**વ્યાપવું,** ક્રિo અo ફેલાવું; સર્વત્ર હોવું; પ- થરાઈ રહેવું; પ્રસરવું; સર્વત્ર અંદર અને બહાર પેસીને રહેવું.

**વ્યાપાર,** પુંo [સં.] પદાર્થ પ્રાણીની ક્રિયા- પ્રવૃત્તિ; એક બીજા સાથેનો વ્યવહાર. (૨) ઇંદ્રિયો દ્વારા ચાલતો પ્રવૃત્તિ ક્ષોભ તે; માનસિક ગડમથલ. (૩) ધંધો; રોજગાર; ક્રયવિક્રયાદિકનો વ્યવસાય; વેપાર:–વ્યા- પારે વસતી લક્ષ્મી. આજીવિકા સંબંધી ઉદ્યોગ; કોઈ પણ જાતની ક્રિયા–કાર્ય પ્રવૃત્તિ તે.

**વ્યાપ્ત,** વિo [સં.] સર્વત્ર ફેલાઈ ગયેલું; ચારે તરફ પ્રસરી રહેલું; બધે જે ભરેલું હોય તે; વ્યાપેલું. (૨) પૂર્ણ. (૩) પ્રખ્યાત.

**વ્યાપ્તિ,** સ્ત્રીo [સં.] ફેલાવ; પ્રસર; વ્યાપકતા. કોઈ પદાર્થની બીજા કોઈ પણ પદાર્થમાં અંશતઃ વ્યાપકતા હોવી તે; જેનો બધેઠેકાણે પ્રસાર હોય તે; જ્યાં ત્યાં હોવાપણું; ભરપુરતા.

**વ્યામોહ,** પુંo [સં.] અજ્ઞાન; મૂર્ખપણું.

**વ્યાયામ,** પુંo [સં.] શરીરને લાગતો શ્રમ; કસરત; અવયવોને મહેનતથી કસવા તે. (૨) થાક.

**વ્યાયોગ,** પુંo [સં.] નાટક–રૂપકનો એક પ્ર- કાર તે. મધ્યમવ્યાયોગ:

**વ્યાલ,** પુંo [સં.] સાપ; નાગ; અહિ. (૨) ચિત્તો, વાઘ.

**વ્યાવહારિક,** ત્રિo [સં.] વહેવારૂ; વ્યવહાર સંબંધી.

**વ્યાવું,** ક્રિo અo વિયાવું; પ્રસૂત થવું; જણવું.

**વ્યાસ,** પુંo [સં.] પરાશરo અને સત્યવતીના પુત્ર, પુરાણો બનાવનાર ઋષિ. (૨) મધ્ય રેખા. ગર્ભસૂત્ર. (૩) જાડાઈ. (૪) વિસ્તાર.

**વ્યાસંગ,** પુંo [સં.] બહુ આસક્તિ; આસંગો; હેળ; હેડો. (૨) વિદ્યાકળાનો ઘણો પરિ- ચય તે; મહાવરો; ઘણો અભ્યાસ. (૩) પૂર્ણભક્તિ.

**વ્યુત્ક્રમ,** પુંo [સં.] ઉલટો ક્રમ તે; ગોટાળો; અવળો ક્રમ.

**વ્યુત્પત્તિ,** સ્ત્રીo [સં.] સારી રીતે જાણવું તે; સમજવા જેટલું જ્ઞાન; જાણપણું. (૨) શબ્દ અને અર્થ વગેરેની મૂળોત્પત્તિ સં- બંધી જ્ઞાન તે; શબ્દની ઉત્પત્તિ ઘટના અને અર્થ સંબંધી યથાર્થ જ્ઞાન તે.

**વ્યુત્પન્ન,** વિo [સં.] વિદ્યાકળા સંબંધી પૂર્ણ જ્ઞાનવાળું; જાણકાર; જાણીતું; માહિતગાર; નિષ્ણાત; સારું જ્ઞાન પ્રાપ્ત કરેલું હોય એવું. (૨) પૂર્ણ.

**વ્યૂહ,** પુંo [સં.] શત્રુના સૈન્યથી જ્યાં આક- મણ થાય નહિ એવી લશ્કરી ગોઠવણ;

સૈનિકોની અભેદ્ય હાર રચના તે; લશ્કરને ગોઠવવાની રીત, વ્યૂહ રચના ઘણી જાતની છે અને તે જુદે જુદે નામે ઓળખાય છે.:–શ્યેનવ્યૂહ, શકરવ્યૂહ, વગેરે.

**વ્યોમ,** ન૦ [સં.] આકાશ; ગગન; નભ.

**વ્યોમચર,** ન૦ આકાશમાં ફરનાર–ઉડનાર; પંખી.

**વ્રજ,** ન૦ [સં.] ગાયો અને ગોવાળનું સ્થાન –ગામ તે; ગોસ્થાન; ગોપગ્રામ. (૨) પોતાનાં ઢોર લઇને ફરતા ગોપાળવૃત્તિના લોકો જે ઠેકાણે પડાવ નાંખે છે તે સ્થાન.

**વ્રજવું,** ક્રિ૦ અ૦ જવું; ગમન કરવું.

**વ્રણ,** ન૦ [સં.] ચામડી પર ગડગુમડથી અથવા વાગવાથી પડેલો ક્ષત–કાપ–ચાંદું તે; ઘા; છિદ્ર; કાણું; નારૂ.

**વ્રત,** ન૦ [સં.] ઇશ્વર પ્રસાદન, પાપક્ષય અથવા ફળ પ્રાપ્તિને માટે ઉપોષણાદિક નિયમ પાળવા તે; બાધા. (૨) પણ; અમુક કરવા ન કરવાનો આગ્રહ તે.

**વ્રતાળ,** જુ૦ વ્રતી.

**વ્રતી,** વિ૦ [સં.] જેણે વ્રત લીધેલું હોય એવું; વ્રત પાળનારૂં. (૨) બ્રહ્મચારી; નિયમવાળું; તપસ્વી; સાધુ; અમુક નિયમથી દેહદમન કરનાર.

**વ્રાત્ય,** વિ૦ [સં.] સોળ વર્ષ લગી જેને ઉપવીત સંસ્કાર થયો ન હોય તેવો ત્રિવર્ણિક; સંસ્કાર વગરનો; બહિષ્કૃત. (૨) શૂદ્રથી ક્ષત્રિયાણીને પેટ જન્મેલો તે.

**વ્રીડા,** સ્ત્રી૦ [સં.] લાજ; શરમ.

**વ્રીહિ,** પું૦ [સં.] ચોખા; ભાત; ચાવળ.

**વ્રેહ,** પું૦ વિરહ; વિયોગ.

**વ્હાર,** સ્ત્રી૦ વહાર; મદદ; કુમક; સહાય. ક્રિ૦ પ્ર૦ વ્હારે ધાવું=કુમકે જવું; બચાવ કરવો.

**વ્હેલ,** સ્ત્રી૦ વહેલ; રથ; સુંદર ગાડી. (૨) ન૦ [અં.] મોટું ચરબીદાર મગરમચ્છ.

શ, પુ૦ [સં. શ્] ગુજરાતી ભાષાના મૂળા ક્ષરોમાંનો ૪૧ મો. અને વ્યંજનોમાંનો ૩૦ મો.' તાળુસ્થાની વર્ણ-અક્ષર (૨) કલ્યાણઃ-ઇતિશમ્.

શઇ, સ્ત્રી૦ શાહી; રૂશનાઇ. (૨) સહી; હસ્તાક્ષર.

શક, પુ૦ [સં.] રાજાઓના કોઈ મોટા વિજયથી અને બહુ પ્રજાપ્રિય ગજાના જન્મ દિવસથી માંડીને વર્ષવાર જે કાળ ગણના કરવામાં આવે છે તે. સંવત્સર. ઘણું કરીને શાલિવાહનના સંવત્સર સાથે શક અથવા શાકે શબ્દ લખાય છેઃ- શક શાલિવાહન તણો, ચૈત્રે ચઢગો કહીશ. વિક્રમ સ્વત્સર સંવત્ કહેવાય છે. (૨) વિજયડંકો; સ્મરણીય વિજય કે પરાક્રમ તે. તેણે શક વર્તાવ્યો. (૩) સિક્કો-છાપ મારવી તે. (૪) વહેમ; સંશય; ભ્રાંતિ; શંકા. (૫) એ નામના શૂરવીર લોક. વિક્રમે તેમને હરાવ્યા હતા એમ કહેવાય છે, સિથિયન. (૬) છાપ; દાબ; ધાક; નાણું :-એ શક બેસાડે એવો માણસ છે.

શકટ, ન૦ [સં.] ગાડું; ગાડી શકટવ્યૂહ= ગાડાને આકારે કરાતી સૈન્યની ગોઠવણ તે.

શકટી, સ્ત્રી૦ ગાડી; ગાડી. (૨) સઘડી; કોલસા સળગાવી શકાય-દેવતા પાડી અને રાખી શકાય એવી માટી કે લોખંડની બનાવટ; ફરતી ચુલી

શકન, પું૦ શકુન; શુકન.

શકરો, પુ૦ [સં. શ્યેન.] ચંચળ ને તેજદાર ઝડપી શિકારી પંખી; સમડો. શકરોબાજ= સમડીની જાતિનું વેગવાળી ઝડપથી શિકાર કરનારૂં એક મોટું પંખી. (૨) ઝડપે કામ કરનાર-ચચલ ને બાહોશ માણસ; બડો હશિયાર.

શકલ, પું૦ [સં.] કકડો; ટુકડો. (૨) શુકલ; બ્રાહ્મણોનો ગોર.

શકવું, ક્રિ૦ અ૦ શક્તિમાન થવું; સંભવિત હોવું. મુખ્ય ક્રિયાપદને સાહાય કરવામાં વપરાય છે.ઃ-બની શકવું; કરીશકવું.

શકચો, પું૦ સકંચો; દાબવા-ભીડવા કે પકડવાની કરામત તે; દાબવાનું યંત્રઃ છટકું; ભીડો. (૨) હેડ. (૩) સંકડામણ.

શકાર, પું૦ [સં.] શ, એવો અક્ષર અને ઉચ્ચાર તે. (૨) સ્વાદ; લહેજત; મઝા. (૩) માલ; સાર; લાભ.ઃ-એમાં કંઇ શકાર નથી.

શકારિ, પુ૦ [સં.] શક લોકોનો દુશ્મન તે, વિક્રમાદિત્ય. એમ કહેવાય છે કે, ઉજ્જયિનીના વિક્રમ રાજાએ શક લોકને હરાવી દેશમાંથી કાઢી મૂક્યા હતા.

શકુન, ન૦ [સં.] શુભાશુભ સૂચક પ્રસંગ, સ્ફુરણ, ચિહ્ન; જેના પરથી સારા માઠાની આગાહી કરાય એવાં ચિહ્ન; બનાવ વગેરે તે (૨) પ્રશ્ન.

શકુનિ, ન૦ એક પંખી. (૨) દુર્યોધનનો મામો. મામો શકુનિ=અવળે માર્ગે દોરનાર, મહા ખટપટી ને પ્રપંચી માણસ તે.

શકુંત, ન૦ [સં.] પંખી; અમુક જાતનાં પંખી. એના શકુન લેવાય છે. ચાસ.

શકુંતલા, સ્ત્રી૦ [સં] વિશ્વામિત્ર અને મેનકાથી ઉત્પન્ન થયેલી અને શકુંત પંખીઓએ વનમાં સાચવેલી એક કન્યા. કણ્વઋષિએ એને મોટી કરી હતી. જુવાન વયે તે દુષ્યંતરાજાને પરણી હતી. એને ભરત નામે પરાક્રમી પુત્ર થયો હતો. મહાભારત આદિપર્વમાં એની કથા છે, ને કાલિદાસે તેના વૃત્તાન્તનું નાટક બનાવેલું છે.

શકે, અ૦ જાણે; જાણેકે; શંકા થાય છે કે; આમ હોય નહિ શું? એમ. ઉ૦ રસાળ વાણી વેણુની, શકે કામબાણ મૂક્યાં કશી.

**શકોરૂં**, ન૦ ચપણિયું; રામપાતર; બટેરૂં.

**શકાદાર**, વિ૦ જેના ચહેરાનો દેખાવ ઘાટદાર, મોહક અને ધાક પડે તેવો હોય તે; છાપ પડે એવું. ( ૨ ) ઘાટીલું; રૂપાળું; બીબામાં પાડેલું હોય તેવું.

**શક્કો**, પું૦ સિક્કો; છાપ; મહોર. (૨) ચોખ્ખી છાપ પડી હોય એવો સ્વચ્છ ચહેરાવાળો ઘાટ તે; સુંદર ભવ્ય મુખવટો. (૩) રમણીય અને જોનાર ઉપર સુરેખતાની છાપ પાડે એવો સુંદર ઘાંટીલો દેખાવ તે, ચહેરો; ઘરેણાં અને લુગડાં વગેરેની ટાપટીપવાળી દેખવડી ભભક તે. ઉ૦ વારી જાઉં શક્કો બંન્યો રે. ક્રિ૦ પ્ર૦ શક્કો પાડવો=છાપ–ધાક–સાખ પાડવી; અમલ બેસાડવો; જબ્બર–ભાર પાડવો. શાબાશી મેળવવી. સારૂં વિજયવંત કહેવાવું; સારાપણું બોલાવવું.

**શક્ત**, વિ૦ [ સં ] કરી શકે એવું; શક્તિવાળું, સમર્થ; જેનામાં શક્તિ હોય એવું.

**શક્તિ**, સ્રી૦ [ સં. ] પ્રાણી અને પદાર્થ વગેરેમાં રહેલું તેમનાં કાર્ય ચલાવનારૂં બળ તે; સામર્થ્ય; બળ; જોર; તાકાત; કૌવત. (૨) સત્ત્વ, કસ; હૈવત. (૩) સાર; જીવ; દમ. (૪) જેથી મનોવ્યાપાર ચાલે છે તેના કારણરૂપ જે ધર્મ તે; મનોબળ; પહોંચ:—તર્કશક્તિ; સ્મરણશક્તિ. (૫) સાધનરૂપ માનેલી સત્તા. (૬) ગુણ; અસર. (૭) માયા; પ્રકૃતિ. (૮) દેવી; માતા. કાર્ય—વિચાર, અસર વગેરે ઉત્પન્ન કરવાં, સહન કરવાં; ચલાવવાં, પાર પાડવાં, વગેરે જુદા જુદા પ્રસંગો ને વ્યાપારોમાનું "કર્તૃત્વ બળ" તે.

**શક્તિમાન**, વિ૦ શક્તિવાળું; સમર્થ; કરી શકે એવું

**શક્તિહીન**, વિ૦ બળરહિત; અસમર્થ; નિર્બળ.

**શક્ય**, વિ૦ બની શકે એવું; કરાય તેવું, સંભવિત.

**શક્ર**, પું૦ [સં.] ઇન્દ્ર; દેવલોકનો રાજા.

**શખસ**, પું૦ [અ] સખ્સ; એકાદ જણ; પુરૂષ અમુક માણસ તે.

**શગ**, સ્રી૦ [ સં. શૃંગ ] શંકુ આકારની ટોચ; શિખર. (૨) સો ઉપરનું તે; મથાળાપરનું તે; ઉપલો-ઉંચો ઘુમટદાર ભાગ તે. (૩) કળી જેવો આકાર; જ્યોત દીવાની જોત

**શગડી**, સ્રી૦ શગડી; આમ તેમ ઉપાડી લઇ જવાય એવી કોયલા ચુલી, નાની ગાશી જેવી ચુલી; અંગીઠી; કોલસા બાળવાની મીટી કે ધાતુની બનાવટ.

**શચી**, સ્રી૦ [સં] ઇન્દ્રાણી; દેવોના રાજા ઇન્દ્રની પત્ની.

**શઠ**, વિ૦ [સં] ધન કે બળ બીજાને અર્થે આપે કે વાપરે નહિ એવું બખીલ; ધૂર્ત; લુચ્ચું. (૨) રસાદિકની અસર રહિત; ગુણ જાણે નહિ એવું; કઠણ છાતીનું. (૩) નિર્દય; દુષ્ટ.

**શઠતા**, સ્રી૦ બખીલાઇ, શઠપણું.

**શઠત્વ**, ન૦ શઠપણું; ધૂર્તતા.

**શણ**, ન૦ [ સં. ] ભિંડીની જાતનો રેસાદાર છાલનો એક રોપો અને તેના છોટાં–છાલ તે. આ રોપા ઉપરની છાલના રેસાનાં દોરડા અને કપડા બને છે.

**શણગટ**, પુ૦ ઘુંઘટો; છેડો; લાજ; મોં ઢંકાય તેમ ઓઢવું કે ઓઢેલું હોય તે ઉ૦ શણગટ વાળે ને મુખ મલકાવે, કુચપર પાલવ ઢાળેરે. નૃસિંહ મહેતાનાં પદોમાં આ શબ્દ વારવાર આવે છે.

**શણગો**, પુ૦ અંકુર; ફણગો. શણગાવું=અંકુરિત થવું. મગ ને વાલ વગેરે કઠોળને પલાળી શણગા ફુટે ત્યારે રાંધીખાવાના ઉપયોગમાં લેવામાં આવે છે:–શણગેલ વાલની દાળ, કઢી ને ભાત.

**શણવું**, ક્રિ૦ અ૦ સંભાળથી–ધ્યાનથી સાંભળી લેવું; સુણવું. (૨) ખાનગી વાત સમજી

લેવી; થોડું સંભળાયું હોય તે ઉપરથી રહસ્ય સમજી જવું.

**શણિયું**, ન૦ શણના રેસામાંથી બનાવેલું કપડું; નહાઇને સોળે પહેરવાનું શણનું લુગડું; અબોટિયું.

**શત**, વિ૦ [સં] સો-૧૦૦ની સંખ્યા તે; સૈકું; દસ દસ વાર દસ તે;

**શતક**, ન૦ [સં, સોનો જુલમો; સોનો સમુદાય:-નીતિશતક=નીતિના સો શ્લોકનો સમુદાય તે. (૨) સૈકું; સીદી:-પાંચમા શતકમાં-સૈકામાં-પાંચમી સીદીમાં શક લોકનું બહુ જોર હતું.

**શતક્રતુ**, વિ૦ [સં.] સો યજ્ઞ કરનાર (૨) ઇન્દ્ર; દેવોનો રાજા.

**શતઘ્ની**, સ્ત્રી૦ [સં.] એકે સપાટે સો જણને મારે એવું એક પ્રાચીન અસ્ત્ર; પત્થરના ગોળા ફેંકવાની એક અસલી યાંત્રિક બનાવટ-તોપ.

**શતધા**, અ૦ સો રીતે, સો પ્રકારે.

**શતભિષા**, સ્ત્રી૦ [ સં. ] ચોવીસમું નક્ષત્ર. એમાં સો તારાઓનો સમુદાય છે.

**શતપદી**, વિ૦ સો પગવાળું; બહુપગી. કાનખજુરા વગેરે પ્રાણીઓ શતપદી કહેવાય છે

**શતસાઇ**, સ્ત્રી૦ શતક; સોનો સમુચ્ચય:-મામળશતસાઇ. સો કવિતાઓની કડીઓનો સંગ્રહ તે.

**શતંજીવી**, વિ૦ સો વર્ષ જીવે એવું; સો વર્ષ જીવનારૂં.

**શતાવરી**, સ્ત્રી૦ એક ઓષધિ-વનસ્પતિ. દવાના કામમાં આવે છે. એનાં મૂળિયાં દરેક આંખરોગને મટાડે છે.

**શત્રુ**, પું૦ [ સં. ] દુસ્મન; અરિ; વેરી. (૨) સામા પક્ષનું તે; હરીફ.

**શત્રુતા**, સ્ત્રી૦ દુસ્મનાઇ, વેર; શત્રુવટ.

**શત્રુતાઈ**, સ્ત્રી૦ શત્રુતા; દુસ્મનાઈ.

**શત્રુવટ**, સ્ત્રી૦ દુસ્મનાવટ; વેર. (૨) અદેખાઇ, ખાર.

**શત્રુંજય**, પું૦ જૈન દેવાલયો અને તીર્થસ્થાન તરીકે જાણીતો કાઠિયાવાડનો એક ડુંગર. એ ભાવનગર પાસે પાલીટાણાના રાજ્યમાં આવેલો છે.

**શનિ**, પું૦ [સં.] સૂર્યમંડળમાંના નવ ગ્રહોમાંનો એક મોટો ગ્રહ. (૨) સાત વારમાંનો એક વાર. (૩) એક જાતનો કિંમતી પત્થર; નીલમણિ.

**શનિવાર**, પું૦ સાત વારમાંનો એક વાર; મંદવાર.

**શનિશ્ચર**, પું૦ શનિ. (૨) અદેખાઇ; ઝેરવેર; ઇર્ષ્યા

**શનેઉ**, પું૦ શનિવાર.

**શનૈઃ**, અ૦ [ સં. ] ધીમે ધીમે; આસ્તે; હળવે હળવે.

**શનૈશ્ચર**, જુ૦ શનિશ્ચર. (૨) ઝેર; અદેખાઇ.

**શપત**, પું૦ શપથ; સોગન; સમ.

**શપથ**, પું૦ [ સં ] સોગન; સમ; કસમ. આમ ન હોય તો આમ થાય, એવી કબુલાતથી, પોતાને પ્રિય-ઇષ્ટ વસ્તુરહિત થાઉં, એવી પ્રતિજ્ઞા કરવી-લેવી વગેરે તે.

**શપ્પું**, ન૦ શરીર પરનો તુચ્છ વાળ તે. ઝીંરું.

**શફરી**, સ્ત્રી૦ [ સં ] નાની માછલી.

**શબ**, ન૦ [ સં ] જીવરહિત કલેવર તે; મુડદું; મડું.

**શબ્દ**, પું૦ [ સં ] અવાજ; સૂર. (૨) બોલ; વચન; સખુન. (૩) અર્થ સમજાય તેવો એક કે વધારે અક્ષરોનો સમુચ્ચય તે. (૪) ટપકો; મહેણું

**શબ્દયોગી**, વિ૦ બીજા સાથે સંબંધ દેખાડનારો અવ્યય:-ઉપર, પાસે, તરફ, વગેરે.

**શબ્દવેધી**, વિ૦ શબ્દ સાંભળી તે ઉપર નિશાન મારે એવું; વસ્તુ દેખાય નહિ પરંતુ તેનો અવાજ સંભળાય તે તરફ લક્ષ કરી ગોળી કે તીર મારવામાં બાહોશ માણસ.

દશરથ ને પૃથુરાજ. દશરથે શ્રવણે ઘડો બ-ર્યો તેથી જે અવાજ થયો તે શબ્દધારે તીર નાંખ્યો તે શ્રવણને લાગ્યો. પૃથુરાજે અંધ છતાં તવાઓના અવાજ ઉપરથી તીર મારી શાહબુદ્દીનને વિંધી નાંખ્યો, વગેરે.

**શબ્દશાસ્ત્ર,** ન૦ [ सं ] શબ્દસિદ્ધિને લ-ગતું શાસ્ત્ર તે; શબ્દવિચાર.

**શબ્દાલંકાર,** પું૦ [ सं. ] કવિતામાં શબ્દ રૂપી અલંકાર-શોભા આણવી તે; ઝડ ઝમક; પ્રાસ, વગેરે.

**શમ,** પું૦ [ सं ] મનના જોસ્સાઓને દાબી રાખવાનું બળ-ધૈર્યવૃત્તિ તે; ઇન્દ્રિયોના ઉછાળાને શાંત રાખવા અથવા મંદ પાડી નાંખવાનો મન ઉપરનો કાબુ તે.

**શમતા,** સ્ત્રી૦ શાંતિ; ટાઢક. (૨) ક્ષમા; ધીરજ; ખામોશ.

**શમન,** ન૦ શમવું તે; ટાઢું પાડવું તે; આશ્વા-સન આપવું તે; સાંત્વન.

**શમનલોક,** પું૦ માણસના અવસાનને વખતે જે લાડુનું દાન અપાય છે તે; મરણસમાનો દાનનો લાડુ.

**શમવું,** ક્રિ૦ અ૦ જોસ-ઉભરણ-ઉછાળો મંદ પડવો; નરમ પડવું; ટાઢુંપડવું; ઉનરવું; શાંતથવું. (૨) ઠંડું થવું; વિ-સમવું. (૩) સીઝવું:-ખીચડી શમે એ-ટલે ખાવા બેસ.

**શમશમાકાર,** વિ૦ ઇન્દ્રિયોનો વ્યાપાર બંધ પડી ગયેલો હોય એવું; હીલચાલ, જોવું અને બોલવું બંધ હોય એવું; જેવું ને તેવુંજ મંદ સંજ્ઞા વગેરે રહિત. (૨) કશી હીલચાલ કે અવાજ થતો ન હોય એવું; સોપો પડી ગયેલું.

**શમશેર,** સ્ત્રી૦ [ फा. ] તરવાર; અસિ. શ-મશેર તો શિરોહીની પ્રતિમા ભલી ડુંગર-પુરી. શમશેરબહાદુર=તરવારિયો; શૂરવીર જોધ; તરવાર ચલાવવામાં બહાદુર તે. એક જાતનું ઘાસ. ગાયકવાડ-શમશેરબહાદુર ક-હાય છે (૨) ગંજીફાનાં પાનામાંનો એક રંગ

**શમાવવું,** ક્રિ૦ સ૦ ટાઢું પાડવું; શાંત ક-રવું; ઉનાળવું. (૨) સીઝવવું. (૩) નરમ પાડવું.

**શમી,** સ્ત્રી૦ [ सं. ] કાંટાવાળું એક ઝાડ; સમડી; ખીજડી-ડો. એનાં ડાળાંની સ-મિધ થાય છે. ઋષિઓ એના લાકડાની શાગડીએ અગ્નિ ઉત્પન્ન કરતા.

**શયન,** ન૦ [ सं ] સુવું તે (૨) પથારી; બિછાનું. (૩) સુવાનું સ્થાન

**શયનગૃહ,** ન૦ [ सं ] સુવાનો ઓરડો.

**શયનીય,** વિ૦ સુવાજોગ.

**શય્યા,** સ્ત્રી૦ [ स ] પથારી; બિછાનું; સેજ.

**શર,** પું૦ [ सं ] તીર; બાણ.

**શરણ,** ન૦ [ स ] ઓથ; આશ્રય; ભયથી બચવાને બીજાના આશ્રયમાં જઇ ભરાવું તે. (૨) સહાયતા; કુમક.

**શરણાગત,** વિ૦ [ सं. ] શરણે આવેલું; આશ્રિત.

**શરણાર્થી,** વિ૦ શરણ લેવા ઇચ્છનાર.

**શરણું,** ન૦ શરણ; ઓથ; આશ્રય.

**શરત,** સ્ત્રી૦ આમ થશે અથવા આમ નહિ થાય તો હું આમ કરીશ, એવી કબુલાત કે પ્રતિજ્ઞા લેવી તે; હોડ; બોલી; હારજી-તની કસોટીનું પણ તે.

**શરદ,** સ્ત્રી૦ [ सं. शरद् ] છ ઋતુઓમાંનો આસો ને કાર્તિક મહીનાનો સમય તે; ચોમાસા પછી આવતી મોસમ. (૨) વિ૦ ભીનું-ટાઢી અસરવાળું; ઠંડક કરે એવું. (૩) ભેજવાળું; પાણી જેવી અસર ઉપ-જાવનારૂં તે

**શરદપુનમ,** સ્ત્રી૦ આસો સુદિ પુનમ; મા-ણેકઠારી. શરદ ઋતુમાં આકાશ સ્વચ્છ હોવાથી બહુજ સારી ચાંદની પડે છે.

**શરદી,** સ્ત્રી૰ ઠંડી હવાની અસર તે. ટાઢક; ઠંડી; પાણી-ભેજવાળી હવા તે. (૨) ભેજવાળી-ભીની હવાથી થતી અસર તે; શરીર વગેરેને પાણીની ભીની અસર થવી તે. (૩) સળેખમ.

**શરધિ,** પું૰ [ सं. ] બાણનો ભાથો.

**શરબત,** પું૰ [ फा. ] લિંબુ અને નારંગી વગેરે ફળનો રસ પાતળી ચાસણી સાથે મેળવીને બનાવેલું પેય-પીણું; ઠંડક આપે એવું પાન.

**શરભ,** પું૰ [ सं ] એક કહેવાતો આઠ પગો મૃગ. એ સિંહથી પણ વધારે બળવાન કહેવાય છે.

**શરમ,** સ્ત્રી૰ [ फा. शर्म ] સ્વભાવનો જે વિવેકી સંકોચ તે; લાજ; શર્મ. (૨ ટેક; સ્વમાનનું અભિમાન; આબરૂ. (૩) લાંછન; લ્યાનત. (૪) ધિક્કાર.

**શરમાવવું,** ક્રિ૰ સ૰ કોઇને સંકોચમાં નાંખવું; શરમ પાડવી. (૨) માન રખાવવું. (૩) ઝાંખું પાડવું; લજાવવું.

**શરમાવું,** ક્રિ૰ અ૰ સંકોચાવું; લાજવું. (૨) નીચું જોવું; ઝાંખું પડવું.

**શરમાળ,** વિ૰ વિવેકી-નરમ સ્વભાવનું; લજ્જાળુ; શરમાય-સંકોચાય એવું.

**શરમિંદગી,** સ્ત્રી૰ શરમ; હીણપરતી; ગેરિયત.

**શરમિંદું,** વિ૰ શરમથી ઝાંખું; વિવેકથી નરમ પડીગયેલું; ઝાંખું; ફીકું.

**શરમો,** પું૰ શેલડીનો કકડો; પીતો.

**શરવડું,** ન૰ સરવડું; નાનું ઝાપટું (વરસાદનું.) ઝડી. શ્રાવણ શરવડીએ વરસ્યો.

**શરવું,** વિ૰ તીક્ષ્ણ, શ્રવણેન્દ્રિયવાળું; ઝટ સાંભળે એવું (૨) થોડું સાંભળતાં પણ ઝટ ચેતી સમજી જાય એવું; સાંભળે ને સમજે ચતુર-ચંચળ એવું. (૩) શરીદાર; મીઠા સ્વાદનું; શર્યું.

**શરાધ,** ન૰ [सं. श्राद्ध ] પિતૃઓને જળ ને પિંડ આપવાની ક્રિયા તે; શ્રાદ્ધ; પિતતર્પણ.

**શરાધિયાં,** ન૰ શ્રાદ્ધપક્ષ; શ્રાદ્ધ કરવા ઠરાવેલા દિવસો. ભાદરવા સુદિ ૧૫ થી વદિ અમાસ લગીની તિથિઓ તે; પિતૃપક્ષ.

**શરાપ,** પું૰ [सं. शाप ] શાપ; સંતાપનારનું 'આવું તેવું થજો' એવો સંતાપિતનો આંતરિક ઉદ્ગાર તે; બદદુવા; દુઃખી-કલેશ પામેલાની કરડી વાણી તે.

**શરાબ,** પું૰ [ अ. ] પીવાનો દારૂ; કેફી પેય તે; મદ્ય. કહે૰ શરાબ. તેરા ખાના ખરાબ. દારૂ પીવો તે બહુજ બુરૂં છે એમ.

**શરાવલું,** ન૰ ચપણિયું; શકોરૂં.

**શરાવવું,** ક્રિ૰ સ૰ કાણું પડાવવું. સરાવવું.

**શરાવું,** ક્રિ૰ અ૰ કાણાવાળા થવું; નથાવું; સંસારની જંજાળના અનુભવી થવું; ટેવાવું; રગડાવું. (૨) સુખી થવું:-પરગામ દીકરી દઇને શરાયાં નહિ.

**શરાસન,** ન૰ [ सं. ] ધનુષ; કામઠું; ચાપ.

**શરી,** સ્ત્રી૰ સ્વાદ ઉસ્કેરે એવી મીઠીવાસ. આ કેરીઓની શરી સારી છે. સુસ્વાદુતા.

**શરીક,** વિ૰ [ अ. ] ભાગિયો; સાથી.

**શરીગત,** વિ૰ સહાયક; સાથે રહેનાર; સાથી; ભાગીદાર.

**શરીર,** ન૰ [ सं. ] દેહ; તન; કલેવર; બદન. (૨) તંદુરસ્તી. શરીર સારૂં નથી. ક્રિ૰ પ્ર૰ શરીર ભરાવું=લોહિયાળ થવું. (૨) વાવ આવવો. શરીર વળવું=તંદુરસ્તી સુધારવી. (૪) કસરતથી બાંધો આણવો. શરીર બગડવું=આજારી થવું. શરીર લેવાવું=દુર્બળ થઇજવું. શરીરમાં લેવું= ગુદા-યોનિ વાટે ઔષધાદિક લેવાં.

**શરીરી,** વિ૰ [ सं. ] દેહી; જેને શરીર છે તે-માણસ પ્રાણી વગેરે. (૨) શરીર સંબંધી.

**શરૂ,** વિ૰ [ अ. ] ચાલુ; ચાલતું; મંડાયેલું; આરંભાયેલું; જારી. (૨) એક જાતનું ઝાડ.

**શરૂઆત**, સ્ત્રી૰ આરંભ; મૂળમંડાણુ; કોઈ કામને પહેલવહેલું ચાલુ કરવું તે; પહેલ

**શરૂઓ**, વિ૰ તેજદાર શ્રવણેન્દ્રિયનો; તીક્ષ્ણ કાનનો; તરત સાંભળે એવું; જેની સાંભળવાની શક્તિ બહુ સારી હોય એવું (૨) કોમળ-તીણો સ્વર.

**શરૂવો**, પુ૰ [ सं. स्रुव ] યજ્ઞમાં ઘી હોમવાનો લાકડાનો ચાટવો.

**શરે**, પુ૰ [ अ. ] મુસલમાની કાયદો; શરેહ.

**શર્કરા**, સ્ત્રી૰ [ सं. ] ખડીસાકર; ખાંડ.

**શર્મ**, ન૰ સુખ; આનંદ. ( ૨ ) શાંતિ. (૩) શરમ; લાજ. ( ૪ ) લાજમ; ધિક્કાર.

**શર્મિષ્ઠા**, સ્ત્રી૰ વૃષપર્વા નામના દૈત્યની પુત્રી ને યયાતિરાજાની બીજી રાણી.

**શર્વરી**, સ્ત્રી૰ [ सं. ] રાત્રિ, રાત; રજની.

**શર્વું**, વિ૰ તીક્ષ્ણ કાનનું; ઝટ સાંભળે એવું. ( ૨ ) ચતુર; ચેતીજાય એવું.

**શલભ**, ન૰ [ सं. ] તીતીઘોડો; તીડ; અંગુઠા જેવડું એક ઉડતું જીવડું.

**શલાકા**, સ્ત્રી૰ [सं.] સળી; ઘાસની કે ધાતુની પાતળી ને ગોળ સળેખડી. આંખ આંજવાની શળી. ( ૨ ) રંગવાની કલમ; પિંછી. ( ૩ ) ટાંકણું

**શલાટ**, પું૰ પત્થરફોડો; શિલાઓ ઘડનારો; પત્થર ટાંકી તેને ઘાટમાં લાવનારો. ઢોડ ફોડાની એક જાતિ તે.

**શલ્ય**, ન૰ [ सं. ] તીર; બાણ; ભાલો. (૨) મેખ; ખીલી. ( ૩ ) કાંટો.

**શલ્યા**, સ્ત્રી૰ [ सं. शिला ] શિલા; પત્થરની છાટ.

**શવ**, ન૰ [सं] મડદું; જીવ ગયા પછી રહેલુ ખોળિયું; શબ શવયાન=ઠાઠડી.

**શવલ**, વિ૰ [सं.] બહુરંગી.

**શશ**, ન૰ [सं.] સસલું. શશધર=ચંદ્રમા. શશલાંછન=ચંદ્રમા.

**શશશૃંગ**, ન૰ [सं] સસલાનુ શિંગડું; ન હોય એવી વસ્તુની ખોટી કલ્પના કરવી તે:-વંઝયાપુત્ર, આકાશકુસુમ, જેવું-જેનો સંભવજ ન હોય એવી બાબત.

**શશાંક**, પું૰ [सं.] ચંદ્રમા; ચંદ્ર.

**શશિ**, પું૰ [सं.] ચંદ્રમા, ચાંદો.

**શશિકાંત**, પું૰ [सं.] એક જાતનો પથ્થર; ચન્દ્રકાન્ત એમ કહેવાય છે કે, એ પથરા ઉપર ચંદ્રનાં કિરણ પડતાં તેમાંથી પાણી ઝરે છે.

**શશિમુખી**, વિ૰ ચંદ્રના જેવા સુંદર મુખવાળી-સ્ત્રી; ચંદ્રમુખી.

**શષ્પ**, ન૰ શષ્પ તુચ્છોષ-વાળ તે; રૂવાડું.

**શસ્ય**, ન૰ [सं] લીલી ચાર; ઘાસ; તૃણ; કરસણ. (૨) મોલ.

**શસ્ત્ર**, ન૰ [सं] હથિયાર; આયુધ. (૨) રાછ; વતરણું.

**શસ્ત્રવિદ્યા**, સ્ત્રી૰ લડાઇમાં હથિયાર કેમ વાપરવાં તે સંબંધી પદ્ધતિસરનું જ્ઞાન-સમજ તે; હથિયારના ઉપયોગને લગતી વિદ્યા તે. ધનુર્વેદ, વગેરે.

**શસ્ત્રવૈદ્ય**, ન૰ ચામડી, માંસ અને હાડ ઉપરના રોગ શસ્ત્રથી કાપીને મટાડવાની રીત તે; વાઢકાપની વિદ્યા; કાતરી, છેદી તથા વહેરીને રોગ-બગાડ કાઢવો તે; શસ્ત્રથી રોગ કાઢવાનું કામ-ઉપચાર તે.

**શહ**, સ્ત્રી૰ શેહ; શરમ; છાપ; ધાક.

**શહા**, જુઓ૰ શાહ.

**શહેર**, ન૰ નગર; પુર; મોટું ગામ.

**શહેરી**, વિ૰ શહેરનું; નાગરિક; શહેરસંબંધી.

**શળ**, પું૰ કાગળ કે કપડાની ગડીથી પડેલો આંકો; હાસિયો ગડ;વળ (૨) આઘાત-સોટી તમાચાનો ચામડીપર ઉઠેલો આંકો; સોળ. સોટી વગેરેનો સોળો તે. (૪) પત્થરની છાટ; શિલા.

**શળી,** સ્ત્રી૦ [ સં૦शलाका. ] ઘાસ કે વાંસ વગેરેની પ તળી લાંબી અને ગોળ સાંઠી તે; શલાકા; ચીપ; સળેખડી–કું. (૨) પાવલાનો સંકેત. (૩) તુચ્છચીજ; તૃણ. (૪) જામગરી; ખોરણું; ચાંદ્દયું. ક્રિ૦ પ્ર૦ શળી કરવી=ચઢાવવું; ઉશ્કેરવું.

**શળો,** પું૦ સડો; સળો; સળવું તે. (૨) જેથી કોઈ વસ્તુ શળી જાય તે. (૩) બગાડો; ખરાબી. (૪) વિકાર; ક્ષય કરનારો વ્યાધિ. વિકૃતિઃ–શરીરમાં શળો પેઠો તે પેઠોજ.

**શંકનીય,** વિ૦ [ સં ] શંકા કરવા–રાખવા જેવું; શક ભરેલું; ભ્રાંતિકર; સંદેહવાળું. ( ૨ ) બીકણુ

**શંકર,** પું૦ [સં] મહાદેવ; શિવ; શંભુ. સારૂં કરનારો–કલ્યાણ કરનારો દેવ તે.

**શંકરાચાર્ય,** પું૦ પાખંડમતનું ખંડન કરી વેદોક્ત અદ્વૈતમત ચલાવનાર એક આચાર્ય. બૌદ્ધ, જૈન, શાક્ત, નાસ્તિક અને બીજા સંપ્રદાયો અને ધર્મપંથોની સામે થઇ વેદોક્ત વિધિ અને વર્ણાશ્રમ ધર્મની પરંપરા ફરીને લોકમાં ચાલુ કરાવનાર છઠ્ઠા સૈકામાં થયેલા એક મોટા આદિ આચાર્ય તે. (૨) એમની ગાદીઓપર આવતા આચાર્યો એજ નામથી ઓળખાય છે.

**શંકરો,** પું૦ એ નામનો એક રાગ.

**શંકવું,** ક્રિ૦ અ૦ શંકા આણવી; શંકાવું; વહેમખાવો.

**શંકા,** સ્ત્રી૦ [સં.] શક; સંદેહ; વહેમ. (૨) કલ્પિતભય; સંશય; ખતરો.

**શંકાવું,** ક્રિ૦ અ૦ શંકા આણવી; વહેમાવું. (૨) શરમાવું; મનમાં લાજ લાગવી. (૩) હાજત થવી–લાગવી.

**શંકાસ્પદ,** વિ૦ [ સં. ] શંકા પડે એવું; સંશયવાળું.

**શંકિત,** વિ૦ શંકા પડેલું; સંશય પડેલો હોયએવું.

**શંકી,** વિ૦ સંશયવાળું; વહેમી.

**શંકુ,** ન૦ [ સં. ] શૃંગવાળો ઉભો આકાર–ઘાટ તે; પડા જેવા આકારનો નક્કર પદાર્થ તે; ઉપરથી અણીદાર ભાલોડું. (૨) છાયા ઉપરથી વખત માપવાનો ચુડા ઉતાર અણીદાર ખીલો–ભાલો તે; નીચેથી જાડી ને છેડે પાતળી શલાકા. (૩) દસકે ગણાતી ચૌદમા આંક ઉપરની સંખ્યા તે. હજાર અબજઃ–૧૦૦૦૦૦,૦૦,૦૦,૦૦૦૦.

**શંખ,** પું૦ [સં.] એક જાતના જળચર પ્રાણુનું કઠણ હાડ જેવું કોટલું; ગોળ વળાંદા જાડી છીપ; શુક્તિમાં રહેનારી માછલીનું ઘર. ( ૨ ) શંખના આકારનું આંગળ પરનું ચિહ્ન. ( ૩ ) વિ૦ મૂર્ખ; ઠોઠ બખાળિયો. ( ૪ ) જેની પાસે કંઇ હોય નહિ એવો; ખાખી બંગાળી. ક્રિ૦ પ્ર૦ શંખ ફુંકવો=દેવાળું કાઢવું. ( ૨ ) ઉત્તેજન આપવું; ઉશ્કેરવું. ( ૩ ) તૈયારી બતાવવી. શંખ વાગવો=ખાલીખમ થઇજવું; સીલકે કંઇ નહિ હોવું. રૂ૦ પ્ર૦ શંખ જેવો મૂર્ખ, શંખોવાય=કંઇનહિ; પતીરહ્યું એમ. શંખબારથી=ખરેખરો મૂર્ખ. લપોડશંખ=બુદ્ધિવગરનો–જડમાણસ, કમઅક્કલ.

**શંખજીરૂં,** ન૦ ખડી જેવી એક ઔષધિ; એક દવા

**શંખણી,** જુ, શંખિણી.

**શંખલા,** સ્ત્રી૦ [ સં. शृंखला ] બેડી, બંધન; હેડ.

**શંખલી,** સ્ત્રી૦ નાનો શંખ. શંખના ઘાટની છીપોલી.

**શંખલો,** પું૦ મોટો શંખ.

**શંખાવું,** ક્રિ૦ અ૦ શરમાવું; લજાવું. ગંઠોચાવું. (૨) સૂગ ચઢવી.

**શંખાવો,** પું૦ શરમ ( ૨ ) સંકોચ. ( ૩ ) વહેમ. (૪) સૂગ; ચીતળી.

**શંખિની,** સ્ત્રી૦ [ સં. ] કામશાસ્ત્ર પ્રમાણે ઉંચી, ચીઢિયણ અને ઉગ્ર સ્વભાવની સ્ત્રી. (૨) કંકાસિયણ–નઠાર–ખરાબ સ્ત્રી.

કામશાસ્ત્રમાં ચાર જાતની સ્ત્રીઓ કહી છે. પદ્મિની, ચિત્રિણી, હસ્તિની ને શંખિની

**શંડ,** જુઓ શંઢ.

**શંડલી,** સ્ત્રી૦ સાડી

**શંઢ,** વિ૦ ( પું૦ ) [સં.] નપુંસક; નષ્ટવીર્ય.

**શંઢતા,** સ્ત્રી૦ નપુંસકપણું; વીર્યહીનતા; પ્રજનનશક્તિહીનતા.

**શંભુ,** પું૦ [સં] મહાદેવ; શિવ; શંકર.

**શંભુમેળો** પું૦ ઘણી જાતિઓનો એક સામટો સમુદાય તે; ખીચડો; એકપંક્તિએ જમી કે બેસી શકે એવું જમણ. જુદી જુદી ન્યાત કે વર્ગના લોકનો અથવા વિજાતીય વસ્તુઓ વગેરેનો સમવાય તે.

**શંસિત,** વિ૦ [સં] કહેલું. (૨) દૂષિત.

**શા,** વિ૦ શાહ-સાહુકારનું ટુંકું રૂપ તે.:-શા. મોતીચંદ પુંજાશા. આબરૂદાર મોટો વેપારી; વાણિયાની ઓળખ-અટક.(૨)વહેવારિયો; સાહુકાર; સત્યવાદી; શરાફ. શા કે ચોર. શાના કનિષ્ઠ કુળદીપક પુત્ર આ છે. શિ. દી.

**શાઇ,** વિ૦ શાહી; શાહનું-પાદશાહ-સરકારનું:-અકબરશાઇ; વાણિયાશાઇ-મોટકનું; ના-જેવું, કા કિર્દીનું-એમ. (૨) ના૦ રૂશનાઇ; સહી; મશી

**શાઉ,** સાઉ.

**શાઉકાર,** જુઓ સાહુકાર; વહેવારિયો.

**શાઉકારી,** જુઓ સાહુકારી,

**શાઉડી,** સ્ત્રી૦ જમીન ખોદીને ઉંડાં દરમાં રહેનાર તરાક જેવાં અણીદાર સિસોળિયાંવાળું એક પ્રાણી. Porcupine. આખે શરીરે તરાક જેવાં તીણાં અને કાણ-કંપારી-તણેણી ખાતાં તીરની માફક છૂટે એવી શલાકાવાળું ચારપગું એક નાનું પ્રાણી.

**શાક,** ન૦ રાંધીને અથવા તળીને ખાવાના કામમાં લેવાતી લીલોતરી; ફળ, મૂળ, અને પાંદડાં વગેરે ખવાય એવી લીલી વનસ્પતિ; ખોરાક તરીકે વપરાતી લીલોતરી; કંદમૂળ વગેરે. ઉ૦ કોઈ દિન તો કેવળ શાક, વિન લુણ પાક, પધારો. ક૦ દ૦ ડા૦.

**શાકણી,** સ્ત્રી૦ એક જાતની પિશાચ સ્ત્રી; ભૂતડી. (૨) હલકી જોગણી.

**શાકભાજી,** સ્ત્રી૦ કંદમૂળ અને ફળ વગેરે લીલોતરી શાક તે; છોડવાનાં ડાળખાં પાન વગેરે તે. ભાજી મૂળિયાં કંદ તથા ફળ; તે બેઉ શાકમાં ગણાય છે. વેંગણ ફળ શાક અને મેથીના ડાંખળાં ને પાતરાં તે ભાજી.

**શાકંભરી,** સ્ત્રી૦ એક દેવી; દુર્ગા; અંબા. (૨) અજમીરની રાજધાની.

**શાકુનિક,** વિ૦ [ સં. ] શકુન સંબંધી. (૨) શકુનનું સારૂં માઠું ફળ જાણનાર અથવા કહેનાર; શકુન જોઇ પરિણામ કહેનારો જોશી.

**શાકે,** અ૦ શાલિવાહન સંવત્સરનું એમ; અમુક શક સંવત્સર એમ.:-શાકે ૧૮૪૩.

**શાકેર,** સ્ત્રી૦ [ સં. शर्करा ] સાકર; ખાંડની ચાસણી કરીને પાડેલા પાસાદાર ગાંગડા.

**શાક્ત,** વિ૦ શક્તિ સંબંધી; દેવીને લગતું. (૨) શક્તિ ઉપાસક; દેવીભક્ત. શાક્તમત= શક્તિને માનનાર પંથ-સંપ્રદાય તે.

**શાખ,** સ્ત્રી૦ સાખ; અવટંક; અટક. ( ૨ ) આબરૂ; ઇજ્જત. ( ૩ ) વટ; વહેનાર. (૪) કબુલાત; સાક્ષી.

**શાખા,** સ્ત્રી૦ [ સં. ] ડાળ, ડાળી; ઝાડ છોડ વગેરે વનસ્પતિ થડમાંથી નિકળેલા અવયવ-અંકુર વગેરે તે. ( ૨ ) ફાંટો; આગળ વધેલો અમુક મૂળનો વિસ્તાર-વિભાગ તે. ( ૩ ) એકાદ મોટા વિષયનો ભાગ-પ્રકરણ. ( ૪ ) વેદમંત્ર ભણવાની એક પદ્ધતિ. ( ૫ ) સમૂહ; ટોળી.

**શાખિયું,** જુઓ સાખ. આંબા ઉપરજ પાકપર આવેલી કેરી.

**શાગરિત,** પું૦ [ फा. शागिर्द ] સાથે કામ કરનારો; સહાયક; મદદનિસ. ( ૨ ) સાથી

રાખેલો પોતાની સાથે સામેલ હોય એવો માણસ. (૩) શિષ્ય; ચેલો. (૪) કારીગર.

શાજોગ, વિ૦ શાહજોગ; લઇ આવનારને તરતજ નાણાં આપવાં પડે એવો-લેખ. વહેવારસર પતાવી દેવું પડે એવું-કાગળિયું; હુંડી; ખાતું વગેરે. (૨) ખરૂં; જેની ના કહેવાયજ નહિ એવું.

શાઠ્ય, ન૦ [ સં. ] શઠપણું; શઠતા. (૨) બખીલાઈ

શાણ, ન૦ [ સં. ] ચાર માસા ભારનું વજન તે; ૪ માસા. (૨) સરાણ.

શાણકું, ન૦ ચપણિયું; શકોરૂં. (૨) ભીખ માગવાનું ભાણડ; મોટું પહોળું કોડિયું.

શાણપણ, ન૦ ડહાપણ; દાક્ષિણ્ય. (૨) સભ્યતા; વિવેક; શિષ્ટાચાર. (૩) અક્કલ; સારી સમજ તે.

શાણું, વિ૦ ડહાપું; વિવેકી; સભ્ય. (૨) સમજી વિચારીને કામ કરે એવું; અનુદ્ધત.

શાતા, સ્ત્રી૦ શાંતિ; ટાઢક; સંતોષ મળવો-વળવો તે. (૨) નિરાંત; ઉદ્વેગ ઉતરી જવો તે; મનસ્તાપ શમી જવો તે (૩) ક્રોધાદિકનો જુસ્સો નરમ પડવો તે. ચટપટી, ચચરાટ, બળતરા ને ગરમીનું શાંત પડવું ને આરામ મળવો તે :—હિં લગાડતાં શાતાવળી. છોકરો ઠેકાણે પડશે ત્યારે એને શાતા વળશે, ત્યાં લગી રાત દહાડો વલોપાત કર્યાજ કરશે.

શાદી, સ્ત્રી૦ [ फा. ] વિવાહ—લગન તે; પરણવું તે (૨) ચાલ્લો થવો તે:—કમાલખાંની આગે શાદી થઈ.

શાદ્વલ, ન૦ [ સં. ] નિર્દેલી ચોખી જમીન પર રાખેલું કિંવા રહેલું લીલોતરીપૂર્ણ એક નાનું સ્થળ; નિરતૃણ જગામાંનું લીલોતરીવાળું ખાજલું.

શાન, સ્ત્રી૦ [ अ. ] ચહેરાનો દેખાવ; શિકલ; રૂપ, વસ્ત્ર ને અલંકારથી શોભતો ઘાટ; આકાર. (૨) પહેરવા ઓઢવાની જે ઉત્તમ મનોહરતા તે; ભભક.

શાનદાર, વિ૦ છટાદાર; ઘાટીલું; સારા દેખાવનું. (૨) જાજરમાન.

શાનસોગાત, સ્ત્રી૦ છેલાઇ; ફાંકડાપણું. (૨) માલ, શક્તિ, હીર; તત્ત્વ. (૪) બાહોસી; હોંશિયારી.

શાને, અ૦ શા માટે; શે કાજે; કેમ; શીદને.

શાપ, પું૦ [ સં. ] ક્રોધથી, કકળાટથી કે પીડથી બીજાનું બુરૂં ઇચ્છવું તે; કકળીને 'તારૂં આમ તેમ થજો ' એમ કહેવું તે; બદદુવા દેવી તે.

શાપિત, વિ૦ બદદુવા પામેલું; શાપ દેવાયેલું.

શાબાન, પુ૦ [ फा. ] મુસલમાની વર્ષનો આઠમો મહીનો.

શાબાશ, અ૦ પરાક્રમ કે બીજા સારા કામને માટે તે કરનારને ઉત્તેજન આપવું અથવા વખાણ કરવાં તે; ધન્ય ધન્ય એમ કહીને વખાણ કરવાં તે; ઠીક કર્યું, વાહ વાહ ! ભલે ભલે, એમ કહેવું તે.

શાબાશી, સ્ત્રી૦ ધન્ય, શાબાશ એમ કહેવું તે; ધન્યવાદ; વાહવાહ; વડાઇ; તારીફ. ઉ૦ શાબાશી છે અવધ ઉપરે પ્રાણ પાછા વળો તો.

શાબિત, વિ૦ [अ.] પુરવાર કરેલું હોય એવું; ખાતરીનું; પ્રમાણથી સિદ્ધ. (૨) મક્કમ; પાકું; મજબુત; અખોવન. જુ૦ સાબુત; જેમને તેમ સારી હાલતમાં રહેલું.

શાબિતી, સ્ત્રી૦ પ્રમાણ; દાખલો; સાબીતી.

શાબુત, વિ૦ જેમને તેમ અસલ હાલતમાં રહેલું; નહિ બગડેલું; સાબુત; મજબુત:—ડોસાના કાન તો શાબુત છે.

શાબુતી, સ્ત્રી૦ મજબુતી; અખંડતા. (૨) સાબીતી; પુરવારી.

શાબ્દિક, વિ૦ [ સં. ] શબ્દ સંબંધી; બોલનું; ઉચ્ચારને લગતું.

શામ, વિ૦ શ્યામ. ન૦ કૃષ્ણ.

**શામળ,** વિ૦ શ્યામળ; કાળું; નહિ ગોર.
**શામળું,** વિ૦-કાળું, ઘેરા રંગનું; નહિ ગોરું. ઉ૦ કાનો શામળી સૂરત પર વારી!
**શામિલ,** વિ૦ અંદર ભેળેલું; મંતવ્યમાં જોડાયેલું; જોડે રહેલું, ભેળું; વળગેલું. હું પણ રમતમાં શામિલ હતો. સામેલ. (૨) ના. સાથી; જોડિયો.
**શાયડી,** જુ૦ શારડી.
**શાયર,** પું૦ [ फा. ] કવિ; વિદ્વાન; પંડિત. (૨) ભાટ; વહીવંચો.
**શાયી,** વિ૦ શયન કરનાર; સૂનાર; પોઢનાર:—શેષશાયી ભગવાનની મૂર્તિ.
**શાર,** ન૦ કાણું; વેહ; છિદ્ર. (૨) બાખું; પેલ.
**શારડી,** સ્ત્રી૦ કાણું—શાર પાડવાનું સુતારનું ઓજાર; કોરવાનું ઓજાર. (૨) છિદ્ર પાડે એવું જે તે; રિબાવે અથવા દમ્યા કરે એવું તે
**શારડો,** પું૦ મોટી શારડી. મોટું ભોક પાડવાનું યંત્ર:—તમારા કુવાનું પાણી ત્રણ કલાકમાં ખૂટી જાય છે માટે શારડો મુકાવો, પાતાળનું પાણી આવશે.
**શારદ,** જુ૦ શારદા; સરસ્વતી
**શારદા,** સ્ત્રી૦ [ सं. ] વિદ્યાની જ્ઞાનની દેવી તે; સરસ્વતી.
**શારદીય,** વિ૦ [ सं. ] શરદ ઋતુનું; શરદ સંબંધી—તેને લગતું
**શારવું,** ક્રિ૦ સ૦ કાણું પાડવું; વેહ—છિદ્ર કરવું. (૨) કટુ વચનથી—ટાણાથી બાળવું; હૃદયમાં કાણું પડે એવાં વચનથી પીડવું; દમવું. થોડું થોડું હમેશ દુઃખ દીધા કરવું:—સાસુ અને નણંદ રોજ મને શારી નાખે છે.
**શારંગ,** ન૦ [ सं. शार्ङ्ग ] ધનુષ; કામઠું. (૨) વિષ્ણુનું ધનુષ.
**શારિ,** પું૦ [ सं. ] દાવ રમનારો. (૨) પાસો; અક્ષ.
**શારીર,** વિ૦ [ सं. ] શરીર સંબંધી; શરીરને લગતું.
**શારીરિક,** વિ૦ [ सं. ] શરીર સંબંધી. શારીરિક પીડા.
**શાર્દૂલ,** પું૦ [ सं ] વાઘ; ચિત્તો—વાઘ.
**શાર્દૂલવિક્રીડિત,** પું૦ [ सं. ] ઓગણીસ અક્ષરનો એક છંદ. એમાં મ, સ, જ, સ, ત, ત, એ છ ગણ ને છેલ્લે એક ગુરુ અક્ષર આવે છે.
**શાલ,** સ્ત્રી૦ [ फा. ] ઉંચી જાતનું ભરેલી કિનારનું ઓઢવાનું ઉનનું વસ્ત્ર. શાલજોડો; શાલદુશાલા=કેમકી શાલો જોડે-બેવડે આવે છે તેથી શાલજોડો અને શાલદુશાલા એમ કહેવાય છે. ઉ૦ શાલદુશાલારે ઓઢતા.
**શાલ,** પું [ सं. ] સાગનું ઝાડ; સાગ. એનાં લાકડાં ઇમારતના કામમાં આવે છે. (૨) જુ૦ શાળ.
**શાલગ્રામ,** પું૦ [ सं ] વિષ્ણુ; કાળો, લીસો અને કાણાવાળો પત્થરનો ગોળ કકડો—પેપોયો; કાળો લીસો લખોટા જેવો કંકર દેવપૂજામાં એ વિષ્ણુ તરીકે પૂજાય છે. એમ કહેવાય છે કે, શાલગ્રામ ગંડકી નદીમાંથી મળે છે અને તેને ગરમ કરી અંદરનું સોનું કાઢી લેવામાં આવે છે.
**શાલભંજિકા,** સ્ત્રી૦ [ सं ] પુતળી; બાવલી.
**શાલા,** સ્ત્રી૦ [ सं. ] વસવા—વસાવવા, કામ કરવા, મળવા કે વસ્તુઓ રાખવા માટે બાંધેલું સ્થાનક તે; મકાન; ઘર; આશ્રમ તે:—પાકશાલા, અશ્વશાલા, ઔષધશાળા અને નાટકશાલા, વગેરે. (૨) નિશાળ; અધ્યયન મંદિર.
**શાલિ,** સ્ત્રી૦ [ सं ] ડાંગેર; સાળ; ભાત. ઉ૦ પાકી આ સાવ રસાળી રે, શાલિ પાકી પીળી થઇ. ભાઈ.
**શાલિગ્રામ,** જુ૦ શાલગ્રામ; વિષ્ણુ તરીકે પૂજાતો કાળો લીસો પત્થરનો ગોળવો.

**શાલિની,** પું૦ [ સં. ] અગિયાર અક્ષરનો એક છંદ એના પહેલા ચાર અક્ષર દીર્ઘ અને પછી બે રગણ ને એક ગુરુ હોય છે. દુર્ભિક્ષે ના, હિન્દ પીડા પ્રભુજી.

**શાલિહોત્ર,** પું૦ [ સં. ] ઘોડો, અશ્વ. (૨) ઘોડાની પરીક્ષાને લગતો ગ્રન્થ; અશ્વ પરીક્ષા કરવાની વિદ્યા.

**શાલ્મલિ,** સ્ત્રી૦ [ સં ] સમડી; જેને થડે ને ડાળે કાંટા હોય એવું એક ઝાડ.

**શાવક,** ન૦ [ સં. ] બાળ; બચ્ચું. (૨) શ્રાવક; જૈન.

**શાવડી,** જુઓ શાહડી.

**શાશ્વત,** વિ૦ [ સં ] હમેશનું; કાયમનું. નિત્ય; હમેશ. આ દેહ ક્યાં શાશ્વત છે (૨) ખાતરી ભરેલુ, નક્કી એવું. ખાતરી; નિશ્ચય; પ્રમાણુ.:-તેને આવવાનું શાશ્વત નહિ

**શાસક,** વિ૦ [ સં. ] શાસન-કરનાર; અમલદાર; હુકમ ચલાવનાર; સજા કરનાર.

**શાસન,** ન૦ [ સં. ] શિક્ષા; સજા. (૨) અમલ; રાજ્ય; કારકિર્દી. (૩) આજ્ઞા; હુકમ

**શાસનીય,** વિ૦ શિક્ષા કરવાલાયક, અમલ કરવા જેવુ, આજ્ઞા કરવાલાયક.

**શાસિત,** વિ૦ [ સં. ] અમલમાં હુકમમાં રાખેલું. (૨) શિક્ષા આપેલું; ઉપદેશેલુ

**શાસિતાર,** વિ૦ અમલ કરનાર, હુકમ ચલાવનાર. (૨) રાજા. ઉ૦ સૌરાષ્ટ્રને શોભન શાસિતારે, પ્રણામ કીધો શિરને નમાવી, મેગવતી તોપણ ના મનાતી.

**શાસ્તા,** પું૦ [ સં ] શિક્ષા કરનાર, હુકમ -અમલ ચલાવનાર; રાજા

**શાસ્ય,** વિ૦ શાસનીય.

**શાસ્ત્ર,** ન૦ [ સં. ] કોઇપણ વિદ્યા-વિષયનુ ધોરણસર કરેલુ નિબંધન તે.

**શાસ્ત્રાર્થ,** પું૦ [ સં. ] પૂર્વાપર વિચાર ચલાવી કરવામા આવતો શાસ્ત્રનો અર્થ તે (૨) શાસ્ત્રના મુદ્દા ઉપર ચલાવવામાં આવતી ચર્ચા; શાસ્ત્રનો બરોબર અર્થ ઘટાવવાને કરવામાં આવતો વાદવિવાદ તે. ખરૂં શુ? તે નક્કી કરવાને માટે રીતસર વાદવિવાદ ચલાવવો તે.

**શાસ્ત્રી,** પું૦ [ સં. ] શાસ્ત્ર જાણનારો; અટપટા વિષયોનુ જેને પદ્ધતિસરનુ જ્ઞાન હોય તે, પંડિત; વિદ્વાન.

**શાસ્ત્રીય,** વિ૦ [ સં ] શાસ્ત્ર સંબધી; શાસ્ત્રની રીતનુ, શાસ્ત્રના ધોરણને અનુસરતું.

**શાહ,** પું૦ [ ફા.] મુસલમાન રાજા.:-ઇરાનના રાજાનો ઇલકાબ. (૨) નાણાવટી; વહેવારિયો, વટવાળો પ્રમાણિક ગૃહસ્થ.

**શાહજાદી,** સ્ત્રી૦ શાહની પુત્રી; કુંવરી.

**શાહજાદો,** પું૦ શાહ-પાદશાહનો પુત્ર; કુંવર.

**શાહજીરૂં,** ન૦ ખડી જેવી એક દવા; દ્રવ્ય વિશેષ

**શાહજોગ,** વિ૦ શાહુકારને યોગ્ય-( માધાનુ નહિ એમ) ચીઠી-હુંડી વગેરે લઇને આવનારને તરત નાણાં આપવાં પડે એવા ચોખ્ખા વહેવારવાળું. (૨) ખરૂ; સ્વીકારવા જેગ; પ્રામાણિક-પત્ર-ખત. હુંડી વગેરે તે વહેવારિયાને ઘટે તેવું.

**શાહવટ,** સ્ત્રી૦ શરાફ-નાણાવટીપણું તે, ચોખ્ખો વહેવાર તે; પ્રમાણિકપણું તે.

**શાહી,** સ્ત્રી૦ રૂશનાઈ; શાઇ. ( લખવાની )

**શાહી,** વિ૦ શાહનું-શાહને લગતું; શાહ ગંબંધી રાજવહીવટ, કારકિર્દી, શાહીસિક્કો.

**શાહુકાર,** પું૦ વહેવારિયો. શરાફ; વેપારી; નાણાવટી (૨) પૈસાદાર; પ્રમાણિક ગૃહસ્થ.

**શાહુકારી,** સ્ત્રી૦ શાહુકારપણુ. (૨) પ્રમાણિકતા; સાચવટ; સાહુકારી.

**શાહુડી,** જુઓ શાહુડી.

**શાહેદ,** પું૦ [ ફા ] સાક્ષી આપનારો; સાખ પુરનારો; સાક્ષીદાર.

**શાહેદી**, સ્ત્રી૦ સાક્ષી; શાહેદનું કહેવું તે; સાખ; પુરાવો.

**શાહેર**, પું૦ ( અ. ) કવિ; પંડિત.

**શાહેરી**, સ્ત્રી૦ કવિતા; શાહેરનું પદ્ય કથન તે.

**શાળ**, સ્ત્રી૦ શાલિ; ડાંગેર; ભાત. (૨) લુગડાં વણવાનું યંત્ર; જેમાં કાપડ વણાય છે તે સંચો અથવા બનાવટ.

**શાળા**, સ્ત્રી૦ [ सं. शाला. ] નિશાળ; શિક્ષાગૃહ; સ્કૂલ; મદરેસા

**શાળિયું**, ન૦ હલકી જાતની ડાંગેર; સાઠી ભાત.

**શાળી**, સ્ત્રી૦ ડાંગેર, ભાત.

**શાળોપયોગી**, વિ૦ શાળાના કામનું; નિશાળમાં છોકરાંને કામ લાગે એવું. અભ્યાસના ખપનું:-શાળોપયોગી પુસ્તકો, નકશા ને વતરણાં વગેરે

**શાંકરી**, વિ૦ મહાદેવિયા; શંકરમતના. (૨) શંકર સંબંધી.

**શાંઢ**, પું૦ આખલો; ગોધો; સાંઢ. (૨) બેતમા ઉદ્ધત માણસ. (૩) માતેલો માણસ.

**શાંઢિયો**, પું૦ સાંઢ

**શાંત**, વિ૦ [ सं. ] ગુસ્સા વગરનું. ઠંડું. (૨) ધીમું; હળવું; નરમ. (૩) ઘોંઘાટ વગરનું; ચૂપ; નીરવ; કંઇપણ હિલચાલ કે ગડબડ વગરનું; મંદ; નહિ ગરમ.

**શાંતતા**, સ્ત્રી૦ શાંતપણું; શાંતિ. (૨) ચુપકીદી; નીરવતા. ઠંડ—મંદપણું; અનુદ્વેગતા.

**શાંતનુ**, પું૦ ભીષ્મ; શંતનુનો પુત્ર; ગાંગેય.

**શાંતિ**, સ્ત્રી૦ [ सं. ] શાંતતા; શાંતપણું; અનુદ્વેગપણું; નચિંતાઇ. (૨) ધીરજ; ધૃતિ. (૩) મનનું સ્વાસ્થ્ય; આરામ; નિરાંત.

**શાંર્ગ**, ન૦ [सं.] ધનુષ. (૨) વિષ્ણુનું ધનુષ

**શિઆળ**, સ્ત્રી૦ [ सं. शृगाल ] શિયાળ; કોહલું; કુતરાની જાતનું એક જંગલી પ્રાણી.

**શિઆળવું**, ન૦ શિયાળ; કોહલું.

**શિઆળો**, પું૦ શિયાળો; શીતકાળ; ટાઢની મોસમ.

**શિકલ**, સ્ત્રી૦ [ फा. ] ચહેરો; મુખાકૃતિ; એકંદર દેખાવ-મુદ્રા. (૨) આકાર; ઘાટ; સ્વરૂપ.:—એની શિકલ જોને ચાડિયા જેવી.

**શિકસ્ત**, સ્ત્રી૦ [ फा. ] મહાત; પરાભવ; હાર. (૨) નિર્ભયત; ધક્કો. (૩) વિ૦ હારીને પાછું પડેલું; છક્કડ ખાઇને ઠેકાણે આવેલું; હારીને સમજેલું.

**શિકાં**, ન૦ મોતીની સેરોનાં લુમખાં; દામણીની મોતીસર ઝૂલ; સ્ત્રીઓનો મોતીનો શણગાર કે જેની સેરો કપાળપર ઝૂલતી રહે.

**શિકાકઇ**, સ્ત્રી૦ ચિકાખાઇ; વાળ, રેશમ ને ઉનનો મેલ કાપે એવી એક વનસ્પતિ. એ માથું ચોળવાના કામમાં આવે છે.

**શિકાર**, પું૦ [ फा. ] ગમત, કસરત કે ખોરાકને માટે જનાવર પાછળ તેને મારવા જવું તે; મૃગયા; આખેટ. (૨) ખોરાક; ભરખ. (૩) ચોટ મારીને લેઇ લેવું તે; હરામીથી કોઇ ચીજ હાથ કરવી તે. (૪) મારવા જેવાં જંગલી જનાવરો વગેરે તે.

**શિકારવું**, ક્રિ૦ સ૦ સ્વીકારવું; કબુલ રાખવું. (૨) ભરવું; આપવું; હુંડી વગેરે કબુલ રાખી-તેનાં નાણાં આપવાં. (૨) પાછળ પડીને મારવું; વધ કરવો.

**શિકારી**, પું૦ શિકાર કરનારો; પારધી; વ્યાધ; (૨) વિ૦ બીજાં ગરીબ પ્રાણીને પોતાના ખોરાક માટે મારનારાં-વાઘ વરૂ વગેરે. (૩) શિકાર કરવાને યોગ્ય જનાવર તે. (૪) શિકાર સંબંધી.

**શિકારૂ**, વિ૦ શિકારી; શિકાર કરનાર:-શિકારૂ ટોળાંઓ જંગલમાં આવે છે.

**શિકે**, અ૦; સિકે; સુદ્ધાં; સાથે; સહિત. બાઇડી છોકરાં શિકે તે ત્યાં આવ્યો હતો.

**શિકોતર**, ન૦ એક જાતનું પ્રેત-ભૂત.

**શિકોતરી,** સ્ત્રી૦ ભૂતમાં હલકી જાતની ભૂતડી.
**શિકોતરૂં,** ન૦ નઠારૂં-વળગ્યું વછુટે નહિ એવી જાતનું ભૂત.
**શિક્કાઈ,** વિ૦ સિક્કાઈ; સક્કાઇ; રાજાની મહોરવાળો સિક્કો તે; રાજાની છાપનો સિક્કો. શિક્કાઇને બાબાશાહી એક જાતના સિક્કા ગુજરાતમાં ચાલુ હતા.
**શિક્ષક,** પું૦ [સં.] શિક્ષા આપનારો-ગુરુ; મહેતાજી; ભણાવનારો; માસ્તર; ઉસ્તાદ.
**શિક્ષણ,** ન૦ શિક્ષા આપવી, ભણાવવું તે; બોધ; ઉપદેશ; વિદ્યા, આચારવિચાર, રીતભાત, અને કલા વગેરેનું જ્ઞાન દાન તે.
**શિક્ષણીય,** વિ૦ શિખવવા જેવું જે તે; ઉપદેશ આપવા-બોધ લેવા જોગ (૨) સજા કરવા લાયક
**શિક્ષા,** સ્ત્રી૦ [સં] જ્ઞાન આપવું તે; બોધ; ઉપદેશ. (૨) શિખામણ. (૩) જ્ઞાન-વિજ્ઞાન; વિદ્યા. (૪) સજા; શાસન; ચાલચલગત સુધારવા માટે અપાતી સજા-દંડ.
**શિક્ષિત,** વિ૦ ભણેલું; શિક્ષા પામેલું; સંસ્કૃત; સુધરેલું.
**શિખ,** સ્ત્રી. [સં. શિક્ષા] શિક્ષા; શિખામણ, બોધ; ઉપદેશ. (૨) વદાયગીરી; વદાય રજા. (૩) આશિષ-ભેટ ઉ૦ વળી વળી શિખ શી માગવી, રણ જાતાં રણુંગીર
**શિખર,** ન૦ [સં.] શૃંગ; ટોચ; ઉભી વસ્તુનો છેલ્લો ઉપરનો છેડો તે; છેક ઉપલો શંકુવાકાર અંત તે. (૨) મથાળુ. ક્રિ૦ પ્ર૦ શિખર ચઢાવવું=કોઇ કામને પાર ઉતારવું. માથે ચઢાવવું; ફુલાવવું.
**શિખરબંધી,** વિ૦ મથાળાબંધ; શિખરવાળું. ત્રણ શિખરબંધી દેવળો છે.
**શિખરિણી,** પું૦ [સં.] સત્તર અક્ષરનો એક અક્ષરમેળ છંદ. ય, મ, ન, સ, ભગણ અને છેલ્લે લઘુ અને ગુરુ અક્ષર આવે છે. તેમાં છઠે તથા બારમે યતિ પડે છે.
**શિખવણી,** સ્ત્રી૦ કોઇની સામે થવા, અમુક કામ કરવા કે અમુક રીતે વર્તવા કોઇને શિખવવું તે; ઉશ્કેરણી; ભંભેરણી; આમ તેમ કર, એવી છાની શિખામણ આપવી તે (૨) ચેતવણી; શિક્ષા.
**શિખવવું,** ક્રિ૦ સ૦ શિખવાડવું; શિખે એમ કરવું; ભણાવવું; જ્ઞાન-બોધ-આપવો; ઉપદેશ કરવો. (૨) ભંભેરવું; ઉશ્કેરવું; ફુંગરાવવું; ચઢાવવું.
**શિખવું,** ક્રિ૦ સ૦ [ સં. શિક્ષ્ ] શિક્ષા લેવી; જ્ઞાન મેળવવું; જાણવું; ભણવું; કોઇ વિષય બાબત પોતાને આવડે એમ કરવું; અનુભવ લેવો.
**શિખંડ,** પું૦ શ્રીખંડ; નિતારેલા દહિંમાં ખાંડ નાંખીને બનાવેલો ખાવાનો પદાર્થ; દહિંના મસ્કામાં ખાંડ ભેળી છળીને બનાવેલું લેહ.
**શિખંડી,** પું૦ દ્રુપદ રાજાનો પુત્ર. (૨)મોર;મયુર.
**શિખા,** સ્ત્રી૦ [ સં. ] ચોટલી; પુરૂષના માથા પરના ગાંઠ વળે એવા લાંબા કેશ. (૨) કલગી; છોગું. (૩) ઉપરથી શંકુવાકાર ટોચ હોય તે. (૪) જ્યોત; શગ. ઉ. જ્યાં ન દીપક શિખાય ડોલતી.
**શિખાઉ,** વિ૦ શિખનાર; શિખતું; નહિપાવરધું; અજ્ઞાન; અનુભવ લેતું હોય એવું; અજાણ્યું.
**શિખાડવું** ક્રિ૦ સ૦ શિખવાડવું; ભણાવવું; બતાવવું; શિખે એમ કરવું.
**શિખામણ,** સ્ત્રી૦ શિક્ષા; બોધ. (૨) સારી સમજ આપવી-લેવી તે; સલાહ. (૩) ચેતવણી.
**શિખી,** પું૦ મોર; મયૂર.
**શિજડો,** પું૦ ખીજડી, સમડો; એક કંટાળી ઝાડ.
**શિતળા,** સ્ત્રી૦ મેયક; બળિયા; શીળી; સખત તાવ સાથે આખા શરીરે ફ્રેલા થઇ આવે એવો એક ચેપી રોગ. આ મરજવાળી ગાયની રસી મુકાવવાથી તેનો ચેપ ઉઠી ફરીને રોગ થતો નથી. સરકારી વૈદકખાતા

તરફથી ગૌશિતળાની રસી લોકોને મફત મૂકવામાં આવે છે. ઇંગ્રેજીમાં સ્મોલપોક્ષ કહેવાય છે.

**શિતાબ,** પું૦ એક વનસ્પતિ. (૨) વિ૦ ઉતાવળું; જલદ.

**શિતાબી** સ્ત્રી૦ ઉતાવળ; ત્વરા; ધાઈ; ઝૂટ.

**શિથળ,** વિ૦ નરમ; ઢીલું; પોચું. (૨) નિર્બળ, શક્તિહીન. (૩) થાકેલું; દમ-કૌવતરહિત.

**શિથિલ,** વિ૦ [સં] શિથળ; નરમ; પોચું; ઢીલું.

**શિથો** પું૦ સેથો; પાંથી, સીમંત.

**શિફારસ** સ્ત્રી૦ [ फा. ] ઓળખીતાને કોઇના લાભનું કામ કરવા કહેવું તે; લાગવગ; ભલામણ કરવી તે; સોંપણ; બીજાને માટે પોતાની વગ ચલાવવી તે.

**શિબિકા,** સ્ત્રી૦ [સં] પાલખી; પડદાવાળી ડોળી.

**શિબિર,** પું૦ [ सं. ] તંબુ; વસ્ત્રગૃહ. (૨) છાવણી.

**શિયળ,** ન૦ શીયળ; શીલ; પોતાના પતિને ભજવો ને તેનેજ પગાયણ રહેવું તે; સત્ય-એકનિષ્ઠ રહેવું તે, સતીત્વ (૨) ઇંદ્રિય-નિગ્રહ; સંયમ. (૩) શુચિતા.

**શિયાવિયા,** વિ૦ ઝાંખા પડી જવું, કમાઇ ઢીલા થઇ જવું તે. (૨) શર્મિંદા પડી જવું; ગભરાઇ જવું તે. (૩) બહાવરું; લજ્જાખિન્ન; હોશરહિત.

**શિયાળ,** સ્ત્રી૦ કોહલું; શિયાળવું.

**શિયાળું,** વિ૦ શિયાળાનું; શિયાળામાં પાકનારું. (૨) ઠંડું; ટાઢું એવું. ઉ૦ શિયાળું વા વા'યરે, હલકી ટાઢના.

**શિયાળો,** પું૦ ટાઢની મોસમ; ઠંડી ઋતુ; હેમંત ને શિશિર ઋતુ. કાર્તિકથી માઘ લગી ચાર મહિનાનો ઠંડીનો વખત તે; શીતકાળ.

**શિર,** ન૦ [ सं. ] માથું; મસ્તક, ઉત્તમાંગ. (૨) શિખર; શૃંગ, ટોચ; મથાળું. (૩) લશ્કરની આગલી હાર.

**શિરચ્છેદ,** પું૦ માથું કાપી નાંખવું તે; મસ્તક છેદવું-છેદાવવું તે. (૨) વધશિક્ષા; દેહાંત દંડ દેવો તે.

**શિરછત્ર,** ન૦ માથાનું ઢાંકણું; પાળક; સંરક્ષણ કરનાર; વડીલ. (૨) ઉપરી; આશ્રયદાતા. પોતાની શોભારૂપ-માથાના મુગટરૂપ જે તે. પુરુષને વડીલ ને સ્ત્રીને પતિ-શિરછત્ર.

**શિરજોર,** વિ૦ માથું ઉંચું કરે એવું; આપ બળના અભિમાનથી કામ કરનાર; ઉપર વાળિયું; માથાફરેલ; કોઇને નહિ ગાંઠતાં, નહિ ગણકારતાં પોતાના બળાભિમાનથી કામ લેનાર કે કરનાર તે

**શિરજોરી,** સ્ત્રી૦ સરજોરી; આપ બળની ખુમારી તે; જોગવરી. (૨) બળાત્કાર; બીજાને નહિ ગણકારતાં પોતાના બળે કામ લેવાપણું તે.

**શિરતાજ,** પું૦ શિરછત્ર; માથાનો મુગટ. (૨) વડીલ; ઉપરી.

**શિરનામું,** ન૦ સરનામું; નામ ઠામ ને પત્તો; નામ નિશાનની ઓળખ તે. કાગળ વગેરે ઉપર લખવાનું નામ ને ઠામ ઠેકાણું વગેરે તે.

**શિરપાવ,** પું૦ [ फा. ] સરપાવ: પોષાકની ભેટ. રાજા કે શેઠસાહુકાર તરફથી પોતાના આશ્રિતને તેના સારા કામ બદલ અપાતી બક્ષીસ; પાઘડી (૨) ધન્યવાદ; શાબાશી.

**શિરપેચ,** પું૦ માથાપરનું કિંમતી છોગું; સુંદર તોરો; ફેંટા કે પાઘડીપરની કલગી.

**શિરબંધી,** વિ૦ તહેનાતનું-(લશ્કર,) કિલ્લાપરની રજવાડાના રક્ષણ માટેની (પલટણ) (૨) ખંડિયા રાજ્યને ખરચે ગખેલું સામ્રાટનું લશ્કર તે.

**શિરસ્તેદાર,** પું૦ અમલદારના હાથનીચે કામ કરનારો મુખ્ય કારકુન તે, વડો કારકુન. એ જુબાનીઓ લેવા ને લખવાનું કામકાજ કરે છે.

**શિરસ્તેદારી**, સ્ત્રી૦ શિરસ્તેદારનું કામ; શિરસ્તેદારપણું; શિરસ્તેદારનો હોદ્દો.

**શિરસ્તો**, પું૦ [ फा. ] પ્રથા; નિયમ; ધારો; રીત; ચાલ; રવૈયો. ચાલુ રિવાજને તે.

**શિરા**, સ્ત્રી૦ ઝીણી નાડી; રગે; રક્તવાહિની; નસ.

**શિરાણું**, ન૦ ઓસીકું; ઉપધાન.

**શિરામણ**, ન૦ નાસ્તો; સવારનું ટાઢું ઉનું સહેજસાજ ખાવું તે.

**શિરામણી**, સ્ત્રી૦ નાસ્તો; શિરામણ.

**શિરાવવું**, ક્રિ૦ સ૦ સ્વાદભેર સબડકે જમવું; આરોગવું; નાસ્તો કરવો.

**શિરી**, સ્ત્રી૦ [ फा. ] મિઠાશ; શરી; શરે. સુગંધ અને સ્વાદ એ'ની લહેઝત તે.

**શિરીન**, વિ૦ [ फा. ] મીઠું; મધુરું, ગળ્યું.

**શિરીષ**, ન૦ [ सं. ] એક જાતનાં સુંદર ફૂલ. ઉ૦ કિંચિત્ કિંચિત્ સુમ્બિત, ભ્રમર થશી છે શિરીષનાં ફૂલડાં. શાકુન્તલ.

**શિરો**, પું૦ લોટને ઘીમાં શેકી ગોળ કે ખાંડનું પાણી નાંખી મીઝવેલો ખાવાનો પદાર્થ. ( ૨ ) લોટ જેવા પદાર્થને ચાસણીમા મેળવવો તે; ચાટવા જેની નરમ બનાવટ.

**શિરોમણિ**, પું૦ માથાના શણગારરૂપ જે તે; કલગીમાંનું રત્ન; મુગટમણિ ( ૨ ) સમૂહ-વર્ગમાં ઉંચામા ઉંચું એવું તે; સર્વોત્તમ તે.

**શિરોરુહ**, પું૦ [ सं. ] વાળ; કેશ

**શિલક**, સ્ત્રી૦ ખર્ચ જતાં રહેલી બાકી તે; જણશ; વધેલી રકમ; અવશેષ; સીલક.

**શિલા**, સ્ત્રી૦ [ सं. ] લાંબો ને પાતળો પત્થર; પત્થરનું પાટિયું; છાટ. ( ૨ ) પત્થર.

**શિલાછાપ**, સ્ત્રી૦ પત્થર ઉપર અવળા અક્ષર પાડી તે ઉપરથી બીજા કાગળપર છાપ લેવી તે; પત્થરને પાટિયે છાપવાનું—છાપેલું તે.

**શિલાજીત**, પું૦ પત્થરનો રસ. આ દ્રવ્ય ધાતુપુષ્ટ છે.

**શિલારસ**, પું૦ એક જાતનો ગુંદર; આ ધૂપના ને લેપના કામમાં આવે છે.

**શિલાલેખ**, પું૦ [ सं. ] પત્થર ઉપર કોતરેલું લખાણ; પ્રશસ્તિ વગેરે.

**શિલીમુખ**, પું૦ [ सं. ] બાણ; તીર. ઉ૦ શિલીમુખ રેખા કરીને સંચરિયા. (૨) ભમરો.

**શિલીન્ધ્ર**, ન૦ [ सं ] બિલાડીનો ટોપ; કુતરાનો કાન; ભૂછત્ર; સડતાં લાકડામાંથી ફૂટી નિકળતી એક જાતની વનસ્પતિ; ઉકરડા વગેરેમાં ચોમાસે ફૂટી નિકળતી છત્ર જેવી ધોળી પોચી વનસ્પતિ કેટલાક લોક આને ખાય છે.

**શિલોંછ**, પું૦ [ सं ] ખળી અને ખેતર વગેરેમા પડેલા કણવીણી લેવા તે. શિલોંછવૃત્તિ=વેરાયેલા કણ વીણી લાવી તે પર આજીવિકા કરવી તે.

**શિલ્પ**, ન૦ [ स. ] હાથ અથવા યંત્રથી કોઈ બનાવટ બનાવવાની કિંવા ઉભી કરવાની કળા તે.

**શિલ્પકાર**, પું૦ કારીગર; સુતાર; લુહાર; સલાટ વગેરે.

**શિલ્પશાળા**, સ્ત્રી૦ કળા—કારીગરી શિખવાનું સ્થાન; કળાભવન. (૨) કોડચ.

**શિલ્પશાસ્ત્ર**, ન૦ કારીગરીને લગતી વિદ્યા, કળાજ્ઞાન.

**શિલ્પશાસ્ત્રી**, પું૦ શિલ્પશાસ્ત્ર જાણનારો; કળાપ્રવીણ માણસ તે.

**શિલ્પી**, પું૦ કારીગર.

**શિવ**, પું૦ [ सं. ] કલ્યાણકારી દેવ; મહાદેવ; શંકર; શંભુ. (૨) પરમાત્મા. (૩) કલ્યાણ.

**શિવનિર્માલ્ય**, વિ૦ શિવ ઉપરથી ઉતરેલું; શિવાર્પણ થઇ ગયું હોય એવું. (૨) વાપરતાં પાપ લાગે એવું; નહિ ઉપયોગ કરવા જેવું.

**શિવશાઈ,** પું૦ શિવાજી મહારાજે ચલાવેલો સિક્કો.

**શિવરાત,** સ્ત્રી૦ દરેક મહિનાની વદિ ૧૪નું શિવ વ્રત તે.

**શિવરાત્રી,** સ્ત્રી૦ [ સં. ] શિવજયંતી; માઘ વદિ ૧૪ ને દિવસે શિવનું જે વ્રત થાય છે તે.

**શિવા,** સ્ત્રી૦ [ સં. ] પાર્વતી; દુર્ગા. (૨) શિયાળ.

**શિવાય,** અ૦ વગર; વિના.

**શિવાલય,** ન૦ [ સં. ] શંકરનું દહેરું; શિવમંદિર.

**શિશિર,** પું૦ [ સં. ] ઠંડા પવનવાળી ઋતુ; -શિયાળાના પહેલા બે મહિનાનો કાળ તે, માઘ ફાલ્ગુન.

**શિશુ,** ન૦ [ સં. બાળક; છોકરૂં. (૨) બચ્ચું.

**શિશ્ન,** ન૦ પુરૂષની જનનેંદ્રિય.

**શિષ્ટ,** વિ૦ [ સં. ] બોલચાલમાં અને આચાર વિચારમાં કેળવાયેલું; સુસંસ્કૃત; ભણેલું ગણેલું ને સુધરેલું; કુળ, વિદ્યા, ડહાપણ અને વર્તનમાં ઉચ્ચ એવું; મોટું ને સભ્ય મનાયેલું; વિવેકી; આબરૂદાર. (૨) ડેહાયું; સમજુ; ચતુર.

**શિષ્ટાઈ,** સ્ત્રી. શિષ્ટપણું; શિષ્ટાચાર. (૨) ડહાપણ વિવેકી વર્તન તે.

**શિષ્ટાચાર,** પું૦ સભ્ય ચાલચલગત અને સદ્વ્યવહારવાળું વર્તન તે; સુઘડ રીતભાત. (૨) આદરસત્કાર.

**શિષ્ય,** પું૦ [ સં. ] વિદ્યાર્થે ગુરૂને ઘેર રહેલો બાળબ્રહ્મચારી; વિદ્યાર્થી; ભણનારો. (૨) ચેલો; ઉપદેશ લેનારો.

**શિષ્યા,** સ્ત્રી૦ વિદ્યાર્થિની; શિખનારી; અભ્યાસ કરનારી કન્યા. (૨) ચેલી.

**શિસ્ત,** વિ૦ અનુકૂળ પડતું લાયક.

**શિતળી,** સ્ત્રી૦ બળિયા; સૈયડ, (૨) ગરમી શમાવનારી દેવી.

**શિળીસાતમ,** સ્ત્રી૦ શીતળાદેવીનું વ્રત. શ્રાવણી સાતમે આ વ્રત આવે છે અને તે દિવસે લોક ટાઢે પાણીએ નહાય છે તથા ટાઢું જમે છે.

**શિંકું,** ન૦ ( સં. શિક્ય ) પાત્ર કે વસ્તુ રહે એવી દોરી વગેરેની ગુથેલી ઝોળી.

**શિંગ,** ન૦ શિંગડું; (૨) સ્ત્રી૦ દ્વિદલ અનાજનાં બીવાળી પાપડી; ભુંગળી જેવું અનાજના કણનું કોટલું.

**શિંગડી,** સ્ત્રી૦ નાનું શિંગડું. (૨) બંદુકનો દારૂ ભરવાનું શિંગડા જેવું ભુંગળું તે.

**શિંગડું,** ન૦ પશુના માથાપર ફૂટી નિકળતો મોટો અસ્થિ અંકુર તે. (૨) શિંગડાના આકારનું ફુંકીને વગાડવાનું વાદ્ય.

**શિંગિયોવછનાગ,** પું૦ એક જાતનું ઝેરી વનસ્પતિનું મૂળિયું; શિંગ જેવો કળીદાર વછનાગ.

**શિંગી,** સ્ત્રી૦ નાના શિંગડા જેવી પીપુડી.

**શિંગોટી,** સ્ત્રી૦ શિંગડાનું વલણ તે. (૨) નાનું શિંગડું. (૩) જે ઠેકાણેથી શિંગડાં ફૂટે છે તે માથાપરનો ભાગ.

**શિંગોડી,** સ્ત્રી૦ પાણીમાં થતી ગરદાર ફળની વેલ.

**શિંગોડું,** ન૦ ત્રણ ખુણિયોં એક ગરદાર કંદફળ. આ જમીનમાં નહિ પણ પાણીમાં શિંગોડીની ડાળીઓએ લાગે છે. તે લીલાં બાફીને અને સુકાં લોટ કરીને ખવાય છે. ફળાહારમાં શિંગોડાં ને તેનો લોટ વપરાય છે. એનો ગર-માવો ધોળો ને મુલાયમ હોય છે.

**શિંપવું,** ક્રિ૦ સ૦ પાણી છાંટવું; છીપવું.

**શિંશપ,** પું૦ [ સં. ] સીસમ; કાળા ને કઠણ લાકડાનું ઝાડ. શિશવ.

**શી,** સ૦ કયી; શું. (૨) કેવી; કેવા પ્રકારની:—તમને શી હરકત છે ? (૩) અ૦ સીત્કાર.

શીકર, ન૦ [ સં. ] પાણીના ઝીણા કણ તે. છાંટ; ફરફર.

શીકું, ન૦ શિંકું; દોરી કે તાર ગુંથીને બનાવેલી અધ્ધર લટકાવાય એવી ઝોળી.

શીખ, સ્ત્રી૦ [ સં. શિક્ષા. ] શિખામણ; બોધ; સારી સલાહ. (૨) આજ્ઞા; હુકમ. (૩) વદાય.

શીઘ્ર, વિ૦ [ સં. ] સત્વર; જલદી; તરત; તાબડતોબ.

શીઘ્રકવિ, પું૦ તાબડતોબ કવિતા બનાવી દે એવી શક્તિવાળો કવિ તે. શીઘ્ર કવિતા=પૂછતાંવાંત અથવા વિચાર આવતાં વાંત બનાવેલી કવિતા તે.

શીઘ્રબોધ, પું૦ તત્કાળ જે ગ્નાન થાય તે; તરતજ લાગેલો બોધ તે. (૨) ગાંજો. ગંજેરીઓ—ગાંજાની ચલમ પીનારને વ્યંગમાં શીઘ્રબોધી કહે છે.

શીડવું, ક્રિ૦ સ૦ ગજડ બંધ કરવું; છાણ, માટી કે બીજા કોઈ ચીકણા પદાર્થથી—રાયથી બંધ કરવું; સજડ થઇ જાય એમ કરવું. ગોળનું માટલું અને કોઠીનું સાણું શીડવું. (૨) પૂરવું; ઉઘડે નહિ એમ કરવુ.

શીત, વિ૦ [ સ ] ટાઢું; ઠંડું. (૨) ટાઢ; ઠંડી. શીતકાળ. (૩) લોહીનો ગરમાવો ઘટી જવો તે; શરીર ઠંડું પડવું તે. શીત આવવા માંડયાં એટલે જાણ્યું કે થઇ રહ્યું. (૪) ટાઢા ભાતના દાણા. :—જો જો શીત ચ પારી.

શીતકટિબંધ, પું૦ પૃથ્વીના ગોળાપરનો તે પટો કે જેમાં ખૂબ ટાઢ પડે છે; વિષુવ વૃત્તની ઉત્તર દક્ષિણ ક્રમથીતોષ્ણ પટા છે અને તેની પેલી તરફ વધારે ઉત્તરમાં અને વધારે દક્ષિણમા જે પટા-ભાગ આવેલા છે તે, કારણ કે ત્યાં ઠંડી વિશેષ પડે છે. ઘણે ભાગે, જમીન બરફથી ઢંકાયેલી રહે છે.

શીતકાળ, પું૦ [ સં. ] શિયાળો; ઠંડીનો વખત; શિશિર, હેમંત.

શીતળ, વિ૦ [ સં. શીતલ ] ટાઢું; ઠંડું. શિયાળે શીતળ વા વા'ય. (૨) ભેજવાળું; પાણીના અંશને લીધે ઠંડું. (૩) ગરમીરહિત; તાપ—તડકા વગરનું:—શીતળ છાંયા. (૪) નરમ; પોચું. (૫) ટાઢું; મંદ; આળસુ; ધીમું.

શીતળા, સ્ત્રી૦ [ સં. શીતલી ] એક જાતનો બહુજ ચેપી ગરમીનો તાવ. આ મરજમાં સખત તાવ આવ્યા પછી શરીરે ધોળા મોંના ફોલ્લા થઇ આવે છે. આઠ દિવસે ફોલ્લા નરમ પડી તાવ ઉતરવા માંડે છે આ જીવલેણ રોગ છે અને બચનારની ચામડી ઉપર તેના ડાઘ પડી રહે છે. કોઇ લુલું, બહેરૂં, આંધળું કે અપંગ પણ થઇ જાય છે. સૈયડ; માતા; બળિયાકાકા, વગેરે નામથી આ મરજ ઓળખાય છે. (૨) ઠંડક બક્ષનારી દેવતા. શ્રાવણી સાતમે લોકો એનુ મત કરી ટાઢું ખાય છે.:—શીતળાસાતમ; શીળીસાતમ.

શીથળો, પું૦ શીળો; ઠાવકો; નરમ સ્વભાવનો માણસ.

શીદ, અ૦ શા માટે; શા સારૂ; કેમ; શાને. ઉ૦ શીદને આવ્યો મારે આંગણે, હો સલુણારે. (૨) ક્યાં; કહિં; કયે ઠેકાણે.:—તમે શીદ જાઓ છો ?

શીધુ, ન૦ [ સં. ] સીધું; એક જાતનો પીવાનો દારૂ.

શીધું ન૦ સીધું; રસોઇની કાચી સામગ્રી તે; માણસને થાય એટલું કાચું અનાજ—લોટ, દાળ, ચોખા વગેરે અને તેનું દાન તે.

શીરો, પું૦ શિરો; ઘીમાં લોટ શેકી ખાંડ ગોળનું પાણી નાંખી સીઝાવેલો ખાવાનો પદાર્થ. (૨) ચાસણીમાં કોઇ દ્રવ્યનો ભુકો નાખીને બનાવેલો, લોટ જેવો પદાર્થ.

**શીષ,** ન૦ માથું; મસ્તક. (૨) મથાળું; ટોચ; શિખર.

**શીસો,** પું૦ [ फा. ] પ્રવાહી ભરવાનું કાચનું ભુંગળી જેવું પાત્ર; બાટલી; કુપો; સાંકડા મોંનું નળા જેવું કાચનું વાસણ.

**શાળ,** જુ૦ શીલ.

**શીળા,** જુ૦ શિલા;

**શીળી,** સ્ત્રી૦ માતા; સૈયદ; બળિયાકાકા. જુ૦ શીતળા.

**શીળું,** વિ૦ નરમ સ્વભાવનું; વિવેકી; સભ્ય; અનુદ્ધત. (૨) ગરીબ; દીન (૩) ઠંડું; ટાઢું.

**શીળો,** પું૦ મવાળ; ઠંડા–શાંત સ્વભાવનો વિવેકી માણસ. (૨) શેળો; આખે શરીરે કાંટાવાળું એક નાનું પ્રાણી.

**શુક,** પું૦ [ સં. ] પોપટ; રાતા નાકનું ને કોટે કાળા કાંઠલાવાળું લીલા રંગનું એક પંખી. એને શીખવ્યું હોય તો માણસના જેવા ઉચ્ચાર કરે છે. (૨) વ્યાસ પુત્ર–એક મોટા બાળ બ્રહ્મચારી અને વિદ્વાન.

**શુકન,** ન૦ સારા મીઠાં ચિહ્નન, કોઈ કાર્યના આરંભમાં જણાતાં પગરણ તે, શકુન. સારો–મંગળ દેખાવ; શુભ સૂચક એવું જે તે. ઉ૦ ભલે જાઓ શુકન જોઈ સંચરો.

**શુકર,** પું૦ [ अ. शुक्र् ] જેજેકાર, ફતેહ. (૨) ઉપકાર. શુકર ગુજારવા=ઉપકાર માનવો. ઈશ્વરનો ઉપકાર મનાવો તે. સુભાગ્ય. શુકર ભલા બન્યો=સુભાગ્ય કે બન્યો.

**શુકરાના,** પું૦ શુકર; જેજેકાર. જાઓ શુકરાના કરો. આશિષ દેતાં કહેવાય છે.

**શુક્તિ,** સ્ત્રી૦ [ સં. ] એક જાતની માછલીનું ઘર-કોટલું; છીપોલી. છિપ; શીપ. જેમાં મોતી થાય છે તે છિપ.

**શુક્ર,** પું૦ [ સં ] સૂર્ય મંડળમાંનો એક ગ્રહ. (૨) એ નામનો વાર. (૩) એક ઋષિ—દૈત્યોના પુરોહિત; શુક્રાચાર્ય; ભાર્ગવ.

**શુક્રવાર,** પું૦ સાત વારમાંનો એક વાર; ભૃગુવાર.

**શુક્રાચાર્ય,** પું૦ ભાર્ગવ; શુક્ર. (૨) વિ૦ કાણું:–વર વર્ણે તો ગોરો પણ આખે શુક્રાચાર્ય છે.

**શુકલ,** વિ૦ [ સં ] શુભ્ર; શ્વેત; ધોળું. (૨) ઉજળું; સ્વચ્છ. શુક્લપક્ષ.

**શુકલ,** પું૦ બ્રાહ્મણોને કર્માંતર કરાવનારો પુરોહિત. એ બ્રાહ્મણ સિવાય બીજાનું દાન–અન્ન લેતો નથી.

**શુકલપક્ષ,** પું૦ સુદપક્ષ; જેમાં ચન્દ્રની કળાઓ વધતી જાય છે તે પક્ષ; અજવાળિયું.

**શુચિ,** વિ૦ [ સં. ] પવિત્ર; શુદ્ધ; પુનિત. ઉ૦ સીતા ન્હાવે શુચિજળ ભર્યાં, ને ધણી આડીવાગા, રામાદિના સ્થિતિ કરિ રહ્યો, આશ્રમોમાં રૂપાળા.

**શુકો,** પું૦ શુક; પોપટ. (૨) સુડો; જંગલી પોપટ; શુડલો. ઉ૦ શુડલો કોયલડીને વિનવે રે.

**શુદ,** જુ૦ સુદ; શુકલપક્ષ; અજવાળિયું.

**શુદ્ધ,** વિ૦ [ સં ] ચોખ્ખું; સ્વચ્છ. (૨) પવિત્ર; શુચિ (૩) ભૂલ વગરનું; દોષ રહિત (૪) ખરૂં; ભેળ વગરનું; અસલ.

**શુદ્ધાન્ત,** ન૦ [ સં. ] સ્ત્રીગૃહ; અંતઃપુર; જનાનખાનું. (૨) રંગમહેલ.

**શુદ્ધિ,** સ્ત્રી૦ [ સં. ] ધર્મક્રિયા કરી પવિત્ર થવું તે; પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થવું તે. શુચિતા; દોષ રહિત થવું તે (૨) માલિન્યમુક્તિ; સ્વચ્છતા. (૩) ખરાપણું; અચૂકપણું. (૪) ચોખ્ખું ભાન; સંજ્ઞા. (૫) જાગૃતિ.

**શુદ્ધિપત્ર,** ન૦ [ સં. ] ગ્રન્થની ભૂલ બાબત

-ભૂલ ચૂકના સુધારાનું પત્રક-યાદી તે; શુદ્ધિદર્શક યાદી.

**શુધબુધ**, સ્રી૦ શુદ્ધિ બુદ્ધિ; ચોખ્ખું ભાન; સારી મેધા. (૨) કુર્તવ્યાકર્તવ્ય નિર્ણાયક મતિ તે. (૨) સુબુદ્ધિ; સન્મતિ.

**શુની**, સ્રી૦ [ सं. ] કુતરી; કુતરાની માદા.

**શુભ**, ન૦ [ सं ] કલ્યાણ; મંગળ; શ્રેય. (૨) પું૦ સત્તાવીશ યોગમાંનો ૨૩ મો. યોગ તે વિ૦ કલ્યાણકારક; સુખદાયક. (૨) સારૂં; સુભાગ્યવાળું. (૩) સુંદર; મજેનું.

**શુભેચ્છક**, વિ૦ સારૂં ઇચ્છનાર; શુભચિંતક. શુભેચ્છુ.

**શુભેચ્છુ**, વિ૦ સારૂં ચહાનાર; કલ્યાણ ઇચ્છનાર.

**શુભ્ર**, વિ૦ [ सं. ] ધોળું; શ્વેત; ધવલ. (૨) ઉજળું; તેજસ્વી.

**શુમાર**, પું૦ [ फा. ] આશરો; અડસટ્ટો; અંદાજ. (૨) સંખ્યા; પ્રમાણ; પાર.:-બેશુમાર જીવ પડયા છે. (૩) વિચાર; ચોકસી; સુમાર.

**શુમારે**, અ૦ આશરે; અંદાજે.

**શુલ્ક**, ન૦ [सं.] સ્રીને તેનાં માબાપ અને સ્વામી તરફથી બક્ષીસ તરીકે જે મળેલું તે; સ્રીધન. ઘરખરચમાંથી કરકસરે અને સંભાળે બચાવેલી મિલકત નાણું હોય તે સ્રીની પોતાની ( ખાનગી ) ગણાય છે.

**શરૂ**, વિ૦ [ फा. ] આરંભેલું; મંડાણ કરેલું; ચાલુ. (૨) ના એક જાતનું ઝાડ.

**શુશ્રૂષા**, સ્રી૦ [ स ] આજ્ઞાંકિતપણું; આજ્ઞામાં રહેવું તે; અધીન રહીને કાર્ય બજાવવું તે. (૨) સારવાર સેવા-ચાકરી. (૩) ખુશામત; વડીલને મળતા રહી તેની સેવા ઉઠાવી તે કહે તે કાર્ય વગેરે કરવાપણું તે.

**શુષ્ક**, વિ૦ [ सं. ] સુકું; જેમાં પાણી કે લીલાશનો અંશ ન હોય એવું; કોરું (૨) તવાઇ ગયેલું; નહિ પુષ્ટ-સ્થૂલ તે; દુર્બળ. (૩) રસ વગરનું; અરસિક.

**શુષ્કતા**, સ્રી૦ સુકાપણું; શુષ્કત્વ. (૨) અર્થ-રસ રાહિત્ય તે.

**શું**, સ૦ માણસ સિવાય બીજાં બધાં નામને બદલે વપરાતું સર્વનામ; શિયું. (૨) વિ૦ કેવું; કેવા પ્રકારનું. શું માણસ છે ? અર્થાત્ કેવો એ માણસ છે. (૩) અ૦ કંઇ નહિ; હિસાબમાં નથી એમ.:-પાંચ માઇલ ચાલવું એમાં શું ? (૪) કંઇ નહિ જાણેલું એવું છે એવો પ્રશ્ન પૂછવામાં વપરાય છે.:-ગામમાં આજે શું છે ?

**શુંઠ**, સ્રી૦ [ सं. शुंठि ] સુકવેલા આદુના ગાંઠિયા તે; સુકું આદું. એ પાકે મધુર અને સ્વાદે તીખી છે, તથા ઔષધ તરીકે વપરાય છે. તે જુસ્સો અને બળ આપનારી હોવાથી એમ કહેવાય છે કે, કોની માએ શુંઠ ખાધી છે કે મને ના પાડે ?

**શુંડ**, સ્રી૦ [ सं. शुंडा. ] હાથીનું પગલગી નીચું ને પોલું ભુંગળા જેવું નાક. આ અવયવ તેને હાથ તરીકે પણ ઉપયોગમાં આવે છે.

**શુંઢ**, સ્રી૦ શુંડ.

**શુંઢમુંઢ**, વિ૦ સંજ્ઞારહિત; બેભાન. (૨) વિચાર કે શોકમાં મૌન થઇ ગયેલું; ચુપચુપ; છાનુંમાનું.

**શુંઢવું**, ક્રિ૦ સ૦ જમાવવું; એકઠું કરવું; જવાને માટે ઠાઠમાઠ સાથે તૈયાર કરવું.:-જાન શુંઢાડી કયાં જશો ?

**શુંઢિયું**, વિ૦ શુંઢ જેવા ચામડા વગેરેની બનાવટવાળું:-શુંઢિયો કોશ ચાલે તો એકજ માણસ-ચલાવનારો બસ છે, રાવૈયામાં વધારે માણસ જોઇએ.

**શૂકર**, ન૦ [ सं. ] સૂકર; ભુંડ; ડુક્કર; વરાહ.

**શૂદ્ર,** પું૦ [ સં ] ચોથી વર્ણનો માણસ; સેવા જેનો ધર્મ છે એવો ઉતરતી વર્ણનો માણસ. (૨) ચાર મુખ્ય વર્ણોમાંની છેલ્લી વર્ણ-જાતિ તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય ને શદ્ર.

**શૂદ્રાણી,** સ્ત્રી૦ શદ્રની સ્ત્રી; શદ્રવર્ણની સ્ત્રી; શદ્રી.

**શૂદ્રી,** સ્ત્રી૦ શદ્ર જાતિની સ્ત્રી; શદ્રાણી.

**શૂન,** સ્ત્રી૦ મીંડું; નાનું ટપકું.

**શૂનકાર,** પું૦ જ્યાં કશું હોય નહિ એવાપણું; ઉજડપણું. (૨) નીરવતા; જ્યાં કશો ગોંધાટ નહિ હોવાપણું. (૩) સંજ્ઞા રાહિત્ય; બેભાન અવસ્થા તે (૪) ગમે એવું નહિ તે; બીક લાગે એવું તે. (૪) વિ૦ ખાલી; નીરવ; ઉજડ. સંજ્ઞા રહિત, સંવેદ સાન વગરનું; સુનકાર.

**શૂન્ય,** સ્ત્રી૦ ( ન૦ ) [ સં. ] નાનું મીંડું; બિંદુ; ટપકું-અનુસ્વારનું ચિહ્ન. (૨) ખાલીપણું; કંઇ નહિ હોવાપણું.

**શૂન્ય,** વિ૦ ખાલી; રિક્ત; જ્યાં કંઇ હોય નહિ એવું; ઠાલું, સુનું. (૨) રહિત; વગરનું:-જ્ઞાનશૂન્ય

**શૂન્યવાદી,** પું૦ [ સં. ] જગત કે ઇશ્વર કંઇ છેજ નહિ એવુ માનનારો; આ બધું જે દેખાય છે તે કંઇજ નથી, એવા મતને માનનાર નાસ્તિક.

**શૂર,** ન૦ [ સ૦ શૌર્ય ] બળ-જુસ્સાનો ઉભરો તે; લાગણીનો ઉછાળો:-તેં ટેકો આપ્યો એટલે એને શૂર ચડ્યું, જોસ થઇ આવવો તે. (૨) બહાદુરી; હિમ્મત; બળનો ઉછારો તે; શૌર્ય. (૩) પું૦ બળના જોસવાળો યોદ્ધો; લડવૈયો; બહાદુર માણસ; પરાક્રમી.

**શૂર,** વિ૦ શૌર્યવાન; પરાક્રમી; બહાદુર. (૨) હિમ્મતવાન. ( ૩ ) આગળ પડતા હરકોઇ ગુણવાળું:-દાનશૂર.

**શૂરણ,** ન૦ [ સં. ] સૂરણ; એક જાતનો પેશીદાર કંદ. એ શાખના કામમાં આવે છે.

**શૂરવીર,** પું૦ બહાદુર; હિમ્મતવાન. ( ૨ ) યોદ્ધો; લડવૈયો; મરતાં કે મારતાં ડરે નહિ એવો બળવાન માણસ તે.

**શૂરાતન,** ન૦ શૌર્ય; શૂરપણું; શૂરતા. ( ૨ ) બહાદુરી; બળ.

**શૂરું,** વિ૦ શૂરવાળું; બહાદુર. (૨) જુસ્સાદાર.

**શૂરો,** પું૦ યોદ્ધો, લડવૈયો; બળના જોસવાળો માણસ; લડાઇમાં તરત ઝંપલાવે એવો તે.

**શૂર્પ,** ન૦ [ સં. ] સુપડું; અનાજ વગેરે ઝાટકવાની તૃણ-કામડીની બનાવટ.

**શૂળ,** સ્ત્રી૦ [ સં. શૂલ ] એક છેડે અણીવાળો સળિયો; કાંટો; અણીદાર-ખીલો-ગરજો ( ૨ ) ન૦ વાયુની સળક; શરીરમાંના વાયુનો પાંસળાં વગેરેમાં જે સણકો આવે છે તે; ભોંકાતું હોય એવી વાયુની પીડ તે:-તાવ ને શૂળ થયાં છે શૂળ મારે છે,

**શૂળી,** સ્ત્રી૦ એક તરફ અણીવાળો મોટો જાડો સળિયો; અણીદાર લોખંડનો કાંટો. ખૂની ગુનેગારને એની ઉપર ચઢાવી આગળ મારવામાં આવતો; શૂળીએ ચઢાવવું=શૂળી પરોવાઇ જાય એમ કરવું; શૂળીથી મારવું-દેહાંતદંડની શિક્ષા કરવી. (૨) ડખ્યાં કે એવી પીડા તે; શૂળીની માફક ભોંક-ખટક દે એવું તે; મહાપીડા-સંતાપકારક એ તે; સોકયની શૂળી.

**શૃગાલ,** ન૦ [સં] શિયાલ; કોહલું.

**શૃણિ,** સ્ત્રી૦ [સં ] હાથી હાંકવાની આંકડી; અંકુશ.

**શૃંખલા,** સ્ત્રી૦ [સં] સાંકળી-સાકળ. (૨) બેડી

**શૃંખલિત,** વિ૦ સાંકળથી બંધાયેલું; આડા અવળા બંધનમાં સકળાયલું પડેલું; બધાઇ ગયેલું, ગુંચવાયેલું. (૨) કડીબંધ; આંકડે આંકડે બેડેલું. (૨) બેડીમાં પડેલું.

**શૃંગ,** ન૦ [સં]. પર્વત વગેરેની ટોચ; શિખર;

ઉપનું મથાળું:–ગિરિશૃંગ. (૨) શિંગડું.

**શૃંગાર**, પું૦ [સં.] શોભા આપે, સુંદરતા આણે એવું જે તે; અલંકાર; ઘરેણાં અને પોશાક વગેરે તે; શણગાર. (૨) શોભિતી રચના–ગોઠવણ તે. સુંદર દેખાય એવી રચના. ઘરેણાં વગેરેની યથાસ્થાન વ્યવસ્થા તે. (૩) સ્ત્રી પુરુષના પ્રેમનો ભાવ–વ્યવહાર તે; વિલાસ–ચેષ્ટિત. (૪) પ્રેમભાવ; રતિ.(૫) પ્રેમ–રતિનાં વર્ણનથી ઉપજતો ઉલ્લાસ તે; પ્રેમ–પ્યારનો ઉત્તેજક રસ. કાવ્યના નવ રસમાંનો એક મુખ્ય રસ તે શૃંગારરસ.

**શૃંગારી**, વિ૦ ઇશ્કી; શૃંગારપ્રિય; કામી; ઇશ્કબાજીમાં ગુલતાન (૨) શૃંગાર રસ સમજનાર.

**શૃંગી**, વિ૦ શિંગડાવાળું પશુ. (૨) પર્વત.

**શેક**, પું૦ પોતાં, ભુકાની પોટલીઓ કે વનસ્પતિનાં પાન વગેરેને ગરમ કરી શરીરના વ્યાધિવાળા ભાગને ગરમાવો આપવો તે; દેવતા–અગ્નિથી શરીરને ગરમી આપવી તે.

**શેકવું**, ક્રિ૦ સ૦ દેવતા ઉપર ગરમ કરવું; પાકી–ચઢીને ખણખણું થાય એમ કરવું; અગ્નિ ઉપર ભુંજાય–તડતડે ફુલે અને ફુટે એમ કરવું. ભાખરી, કંદ, પાપડ, રોટલી ને ચણા વગેરે શેકવું. (૨) શરીરને ગરમી આપવી. (૩) સંતાપવું; ચાલુ ઉદ્વેગ કરાવવો. ચિંતા કરાવ્યા કરવી:–આ છોકરે તો શેકી નાંખ્યાં, શું કરીએ?

**શેખચલ્લી**, વિ૦ શેખસલ્લી; મનગમતા મનસુબા કર્યા કરનાર–તરંગી; ન બને એવા મનોરથ કરનાર; ખોટા ખોટા–મોટી મોટી અભિલાષાઓના વિચાર કરી ખીલનાર–રાજી થનાર. (૨) આળસુ; મોટા મોટા વિચારમાં મગ્ન થઈ પડી રહેનાર.

**શેખદાર**, પું૦ કુમાવિસદારનો કારકુન; પરગણાના વડાનો પત્રક કારકુન. એ ગામની રજુઆત, ઝાડની હરાજી, અને માપણી વગેરેનું કામ કરે છે.

**શેખર**, પું૦ [સં.] હાર; માળા. તોરો; છોગું; શિરપેચ; શિખામણિ; શિરોભૂષણ.

**શેખસલ્લી**, જુ૦ શેખચલ્લી.

**શેખાઈ**, સ્ત્રી૦ શેખઇ. પતરાજી; ગરૂરી; શેખી; બડાઇ.

**શેખી**, સ્ત્રી૦ શેખાઇ; પતરાજ.

**શેખીખોર**, વિ૦ પતરાજખોર; બડાઇ–પોતાની મોટાઇ–અહંતા દેખાડનાર.

**શેજ**, સ્ત્રી૦ શય્યા; બિછાનું. (૨) પલંગ; સુવાનો સાથરો–પાથરણુ વગેરે તે.

**શેઠ**, પું૦ [સં. શ્રેષ્ઠી] મોટો આબરૂદાર વણિક અથવા વેપારી તે; સાહુકાર; તવંગર માણસ. (૨) સ્વામી; ધણી; માલીક. (૩) ઉપરી; વડો; મુખી; મુરબ્બી:–શેઠ ને વાણોતર–શેઠ ને ચાકર–નોકર.

**શેઠાઇ**, સ્ત્રી૦ શેઠપણું; વડા–મુખી તરીકે કામ કરવું તે. (૨) શેઠનો દરજ્જો–ઓદ્ધો. (૩) ન્યાતો–મંડળો વગેરેના આગેવાન તરીકેનું કામ તે. (૪) શેઠપણાનો લહાવો.

**શેઠાણી**, સ્ત્રી૦ શેઠની સ્ત્રી; વેપારી–વણિકની પત્ની તે. (૨) સ્વામિની; ઘરની વડી સ્ત્રી; માલીક સ્ત્રી; ઉપરી–મોટા માનવાળી સ્ત્રી.

**શેઠિયો**, પું૦ શેઠ; સાહુકાર; મોટો વેપારી; આબરૂદાર અને વ્યવહાર કુશળ તવંગર માણસ તે; ગૃહસ્થ.

**શેઢો**, પું૦ ખેતરની હદ ઉપરની પાળ–પાળી તે; ખેતરની સીમા–મર્યાદાનો ભાગ તે; બે ખેતર વચ્ચેનું અંતરાળ તે; આતરો. (૨) ખેતરોના વિભાગોમાંનો માર્ગ; પગથી; રસ્તો તે.

**શેણ**, જુ૦ શણ.

**શેણિયું**, ન૦ શણનું કપડું તે.

**શેણે**, અ૦ શાથી; કેમ; શા માટે:–એમ શેણે મરે છે? (૨) શામાં; શાઉપર. ઉ૦ શેણે તારાં મન વસ્યાં રે.

**શેતરંજ,** પું૰ ચતુરાઈ ભરેલી એક રાજસી રમત; ચોપટ; બુદ્ધિબળની રમત. આમાં પાદશાહ, વજીર, હાથી, ઉંટ, ઘોડો ,અને પેદળ મળીને ૧૬ મહોરાં હોય છે. ચોપટમાં ૬૪ ખાના હોય છે અને બે જણુ પોતપોતાના ૧૬ સોળ મહોરાં ગોઠવી રમે છે. એમાં રાજા ઘેરાય એટલે રમત પુરી થઇ એમ ગણાય છે. આ રમતથી બુદ્ધિ ખીલે છે. ચતુરંગ.

**શેતરંજી,** સ્ત્રી૰ રંગદાર પટા અથવા ચોકડીઓ પાડીને વણેલું જાડપોતું પાથરણું; સુંદર ને મજબુત વણાટની જાજમ.

**શેતાન,** પું૰ [અ૰] ભયંકર ક્રૂર કર્મ કરનારો દુષ્ટ દેવદૂત; ભૂત; મોટો જીન; ખબ્બીસ. (૨) રાક્ષસ; દૈત્ય. (૩) તકટી–દુષ્ટ માણસ; નઠારૂં કામ કરતા ડરે નહિ, તેમ ઝટ સપડાય નહિ એવો ધૂર્ત–ઠગો માણસ. (૪) તોફાની; મસ્તીખોર.

**શેતાનિયત,** સ્ત્રી૰ શેતાની; શેતાનપણું.

**શેતાની,** સ્ત્રી૰ શેતાયત.

**શેતુર,** ન૰ એક જાતનું ઝાડ. રેશમ બનાવનારા કીડા એનાં પાંદડાં ખાય છે. (૨) એક જાતનું ફળ.

**શેર,** પું૰ અમુક ભરતર અથવા જોખનું માપ; વજન તે. મણના ૪૦ મા ભાગ જેટલું માપ તે. (૨) [ અં. Share ] પંત્યાળાના ભાગીદાર તરીકે જે ભાગપત્ર તે; ભાગનું લખત; વિભાગી લેખ.

**શેર,** પું૰ વાઘ, ચિત્તો, ક્રિ૰ પ્ર૰ શેર થવું=બહાદુરી આણવી. તાફ્ડી ઉઠવું:–તમારૂં મુખ દીઠું એટલે એ શેર થયો, નહિ તો ત્યારનો ગરીબ ગાય જેવો બની બેસી રહ્યો હતો.

**શેરડી,** સ્ત્રી૰ શેલડી; ઉસ; ઇક્ષુ. જેનાં રસમાંથી ગોળ અને ખાંડ બને છે તે વાંસ સમાણી વનસ્પતિ. (૨) પગવાટ; નાનો સાંકડો રસ્તો.

**શેરિયાં,** ન૰ શણુનાં બિયાં, ભીંડીની જાતના છોડનાં બિયા. (૨) એક શેરજ પ્રવાહી માય એવા માપનું ભાંડ તે.

**શેરિયું,** વિ૰ શેર ભાર જેમાં માય તેવું–માટી કે ધાતુનું પાત્ર; શેર જેટલા વજનનું. (૨) મેરેનાળું.

**શેરી,** સ્ત્રી૰ ઘરોની ઓળ વચ્ચેનો રસ્તો, સાંકડા માર્ગનો મહોલ્લો; પોળ અથવા પાડો; ફળિયું. ઘણાં ઘરોવાળો સાંકડો નાનો વાસ; ગલી. ઉ૰ બના ધીરા ચાલો મોરી શેરી ગલિયાં. સ્ત્રી. ગી. લુહારશેરી.

**શેરીલોબાન,** પું૰ સ્હેરીસોબાન; એક ઝાડનો બાળતાં સુગંધિવાળો ધુમાડો આપે એવો ગુંદર; એક જાતના ગુંદરનો ધૂપ.

**શેરો,** પું૰ સેરો; અરજી, દસ્તાવેજ અથવા લખત ઉપર ઉપરી અધિકારીએ લખેલું ટુંકું જવાબ અથવા નિકાલ સંબંધી લખાણ; ટિપ્પણ. ટુંકો જવાબ કે હુકમ તે.

**શેલડી,** સ્ત્રી૰ શેરડી; ઇક્ષુ; ઉસ. ઉ૰ શેલડી સાકરગોળ. ક૰ દ૰ ડા૰.

**શેલારી,** સ્ત્રી૰ છોકરીઓ અથવા સ્ત્રીઓ ઉપરણી તરીકે વાપરે એવું કસબી રેશમનું સુંદર શેલું તે; શાલ તરીકે વાપરવાનું સુંદર ઉપવસ્ત્ર. ઉ૰ વીરા ! લાવે શેલારી રૂડી ભાવનગરી.

**શેલી,** સ્ત્રી૰ ચકમકથી દેવતા પાડવાની મુંજ કે રૂ વગેરેની દોરડી. (૨) ભસ્મ; રાખ; રખ્યા; :–એમાં શું હેલી–શેલી મળવાની છે ?

**શેલું,** ન૰ કસબી કોરપાલવવાળો બારીક સુંદર વણાટનો ખેસ, કસબી ઉપરણો; ઉત્તરીય વસ્ત્ર. શેલું પાઘડી, એમ કહેવાય છે પાદશાહી વખતમાં શેલાની બક્ષીસ મોટા માનવાળી ગણાતી હતી ઉ૰ ગાડ્યા શેલા પાનેતરના છેડલા.

**શેલો,** પું૰ દોહતાં લાત મારે નહિ તે માટે

ઢાયના પાછલા બે પગ બાંધવા તે; પાછલા બે પગે એક દોરડાના કકડાથી આંટી નાંખવી તે. (૨) પગે આંટી નાંખીને બંધાય એવો દોરડાનો કકડો તે. શેલો વાગવો, એમ કહેવાય છે.

**શેલોત,** પું૦ તાલુકદારો, ગરાસિયા અને દેશાઇઓ વગેરે જમીનદારોનો ગામનું વસુલ ઉઘરાવનારો-મહેતો; તલાટી.

**શેવગાંઠિયા,** પું૦ ચણાના વેસણની ઝીણા ઝારાએ પાડેલી અને હાથે વણેલી જાડી પાતળી ને તળેલી ખારી સેવો; તે ચણાનું મસાલાદાર ચવેણું.

**શેવટ,** ન૦ છેડો; અંત; આખર. (૨) પરિણામ; ફળ. (૩) નિકાલ.

**શેવડો,** પું૦ શ્રમણ; બુદ્ધ-જૈનધર્મનો સાધુ.

**શેવાળ,** સ્ત્રી૦ પાણીમાં ડુબકુબાં રહેતાં પગથિયાં અને પત્થર વગેરે ઉપર બાઝતો ચીકણો ને લીસો નાજુક વનસ્પતિનો થર; લીલ. (૨) પાણીમાં થતી રેશમના લાંબા ગુંછળા જેવી લીસી વનસ્પતિ; લીલ.(૩) તાજાં શાકભાજી અને પાણી ગરમ થતાં તેમાંથી નીકળતી ઉંની વરાળ- વરાળિયા બિનારા-આછી વરાળ.

**શેવાળિયું,** વિ૦ શેવાળવાળું; લીલી સુંવાળી શેવાળ બાઝી હોય એવું. (૨) આછી વરાળ નિકળતી હોય એવું; વરાળિયું.

**શેવી,** સ્ત્રી૦ જુઓ શેવ; સેવ.

**શેવું,** વિ૦ ઢાળપડતું; સહેજ નમતું.

**શેવો,** સ્ત્રી૦ શેવ; સેવ. મેંદાની કણકને વણીને કાઢેલા તાર તે. એને સુકવી દેછે અને જ્યારે ખાવી હોય ત્યારે ખળખળતે પાણીએ બાફી ઓસાવી ઘી-ગોળ-ખાંડ નાખીને ખાય છે. (૨) ચણાની કણકને ઝારામાં ઘસીને પાડેલા તાણ ખારા તળેલા તાર તે. ખારી તીખી સેવો. શેવો પાપડ= સારે ટાણે અને તહેવાર ઉપર શેવો પાપડ બનાવવામાં આવે છે.

**શેષ,** વિ૦ [ सं ] વધેલું; બાકી રહેલું. વધેલું; બચેલું. (૨) વાપરતાં વધેલું જે તે; વાનગી. (૩) પ્રસાદ.

**શેષનાગ,** પું૦ મોટો સાપ; સાપ-નાગનો રાજા. પુરાણો પ્રમાણે જેના માથાપર પૃથ્વી રહેલી છે તે મોટો સર્પ.

**શેષશાયી,** વિ૦ શેષનાગપર સુતેલ; શેષ પર સુનાર. પુરાણો પ્રમાણે જ્યારે યુગક્ષય થાય છે ત્યારે વિષ્ણુ ભગવાન જળમાં શેષનાગ ઉપર પોઢે છે. આ ઉપરથી ભગવાન શેષશાયી કહેવાય છે. શેષશાયી વિષ્ણુ.

**શેહ,** સ્ત્રી૦ [ फा. शह. ] પ્રતિબંધ; અટકાવ; અનુરોધ. (૨) સામાના સામીપ્યથી દબાઇ જવું તે; છાયા પડી જવી તે; દાબ; છાપ. (૩) શરમ લાગવી. લજાઇ જવું તે.

**શેહેનશાહ,** પું૦ [ फा. ] મોટો રાજા; સાશ્રાટ; ચક્રવર્તી રાજા.

**શેહેનશાહી,** વિ૦ શેહનશાહનું-તેને લગતું; તેની કારકિર્દીનું.

**શેહેર,** ન૦ [ फा. ] મોટા વેપારનું અને ઝાઝી વસ્તીનું સ્થાન-મથક તે; નગર; પુર.

**શેહેરી,** વિ૦ શેહેરનું; શેહેર સંબંધી (૨) નાગરિક; સુસંસ્કૃત; સારી રીતભાતનું; સભ્ય.

**શેહેવત,** ન૦ વિષયસુખની ઇચ્છા; હવશ.

**શૈં,** અ૦ શા માટે; કેમ; કયા કારણે; શા અર્થે.

**શેંકડો,** સેંકડો; સોનો જુમલો, સો.

**શેંકી,** સ્ત્રી૦ શિંકા જેવી જુડી, પડી પડિયાની શેંકી. (૨) ઢોરને મોઢે બાંધવાની શિંકા જેવી જાળી; મોં બાંધણું.

**શૈકું,** જુઓ સૈકું; સોનો જુમલો.

**શૈકો,** પું૦ સૈકો; સૈકું.

**શૈત્ય,** ન૦ [ सं. ] શીતળતા; ઠંડક. (૨) ટાઢ, શીત.

**શૈથિલ્ય**, ન૦ [ સં. ] શિથિલતા, નરમાશ; ઢીલ; ઢંડાપણું ( ૨ ) નબળાઇ; કમજોરી.

**શૈલ**, પુ૦ [ સં. ] પર્વત, પહાડ; ગિરિ.

**શૈલી**, સ્ત્રી૦ [ સં. ] લખાણની ઢબ; પ્રકાર; રત; રીત; પ્રકાર; તરેહ.

**શૈવ**, વિ૦ [ સં ] શિવ–શંકર સબંધી (૨) શિવભક્ત.

**શૈવી**, વિ૦ શિવનું, શિવ સબંધી; શિવધર્મનું.

**શૈશવ**, ન૦ [ સં. ] શિશુપણું; બાળપણું; નાનપણ.

**શોક**, પું૦ [ સં. ] પ્રિયજન કે પ્રિય વસ્તુ વગેરેના નાશથી ઉપજતી નાસીપાસી; નાઉમેદી તે, ખેદ; દિલગીરી. (૨) ના ઉમેદ થઇ ગયેલી–ગુમાવેલી બાબત ખેદ કરવો તે; રૂદન. ( ૩ ) નાઉમેદી, નિરુત્સાહ રાખવો–ધારણ કરવો તે, વ્યવહારથી ખિન્ન રહેવું તે.:–શોક પાળવો; દુઃખવાળી લાગણીથી કરેલો સુખાભાવ તે.

**શોકકારક**, વિ૦ ખેદકારક, દિલગીરી ઉપજાવે એવું; દુઃખજનક.

**શોક્ય**, સ્ત્રી૦ સૌક્ય, પોતાના પતિની બીજી સ્ત્રી તે, એક પુરુષની એકથી વધારે સ્ત્રીઓ એક બીજાને જે સબંધથી ઓળખે છે તે, સપત્ની, પતિસુખમાં ભાગ પડાવનારી તે (૨) પ્રતિસ્પર્ધી.

**શોખ**, પુ૦ [ અ. શવક઼ ], હોશ; સુખાનંદ સેવાનો ભાવ તે, ચાહ; ઇચ્છા; કોડ ( ૨ ) મનને ગમતી વસ્તુનો ભોગ તે; મોજમઝા કે રંગરાગની ભાવના કે ઉત્સાહ તે.

**શોખી**, વિ૦ સુખાનંદની ઇચ્છાવાળુ; શોખીલુ; ઉમેદી, મોજી, કોડીલુ.

**શોખીલું**, વિ૦ શોખ–આનંદની ભાવનાવાળુ

**શોચ**, પુ૦ શોક, ખેદ, દિલગીરી ( ૨ ) ફિકર; ચિંતા, કાળજી ( ૩ ) અફસોસ, પશ્ચાત્તાપ.

**શોચના**, સ્ત્રી૦ શોચ, શોક. ( ૨ ) ચિંતા. ( ૩ ) અફસોસ. ઉ૦ જીવ ! તું શીદને શોચના કરે, કૃષ્ણને.

**શોચનીય**, વિ૦ શોચ કરવાયોગ્ય; અફસોસકારક.

**શોચ્ય**, વિ૦ [સં.] શોક–દુઃખ કરવા જેવું; દિલગીરી કરવા જેવું

**શોણિત**, ન૦ [ સં. ] લોહી; રુધિર; રક્ત.

**શોણિતપુર**, ન૦ બાણાસુરનું રાજનગર.

**શોથ**, પું૦ સોજો, સુજ, લોહી જમાવ થઇ ચામડી ફુલવી તે.

**શોધ**, સ્ત્રી૦ [ સં. ] ખોળ, તપાસ; તજવીજ શોધવું તે; તલાસ. ( ૨ ) પત્તો, ભાળ 'શોધખોળ=છુપું રહેલું હોય, અને જાણમાં હોય નહિ તેને જાણમાં લાવવું અને તેની તપાસ કરવી. અણછતાને છતું કરી તે સંબંધી હકીકત મેળવવી તે; નહિ જાણીતી વાત અને વસ્તુ વગેરેને જાણમાં–જાહેરમાં લાવવાનું કામ વગેરે તે–શોધખોળ.

**શોધક**, વિ૦ શોધ કરનાર; ઢુંઢનાર; તલાસ કરનાર ( ૨ ) નહિ જાણમાં હોય એવી વસ્તુ તથા વિચાર વગેરેને જાણમાં–જાહેરમાં લાવનાર. ( ૩ ) શોધ કરે એવું; ઝીણી તપાસ–નિરીક્ષણ કરવાની ટેવવાળું.

**શોધખોળ**, સ્ત્રી૦ શોધવું અને ખોળવું તે, તપાસ કરી, નહિ જણાયેલી બાબત તલાસ કરી જાહેરમાં લાવવી અથવા તેમ કરવાનું કામ તે.

**શોધન**, ન૦ [ સં ] શોધવુ તે, ખોળ. (૨) તપાસ, તલાસ ( ૩ ) પરીક્ષા. ( ૪ ) દુરસ્તી.

**શોધવું**, ક્રિ૦ સ૦ ખોળવું, ઢુંઢવું. ( ૨ ) તપાસ કરવી. ( ૩ ) પરીક્ષા કરવી ( ૪ ) દુરસ્ત કરવુ; દોષ કાઢી નાખી બરોબર કરવું ( ૫ ) ભેળ કાઢી નાંખી કોઈ વસ્તુને ચોખ્ખી કરવી; કોઇ ચીજને સ્વચ્છ કરવી; ભૂલ સુધારવી–વગેરે.

**શોધાશોધ**, સ્ત્રી૦ ખોળાખોળા; ઢુંઢાઢુંઢ. આમ તેમ બે ત્રણ જણાએ એક સાથેજ ઉતાવળે શોધવા માંડવું તે.

**શોધિત**, વિ૦ શોધી કાઢેલું. ( ૨ ) ચોખ્ખું કરેલું; સ્વચ્છ કરેલું; સુધારેલું. ભેળ અથવા દોષ વગરનું.

**શોફા**, પું૦ એક વનૌષધિ.

**શોભન**, વિ૦ શોભારૂપ; સુંદર; ઉત્તમ; તેજસ્વી. ( ૨ ) શોભે એવું તે.

**શોભતું**, વિ૦ શોભા આપે એવું; મજેનું. ( ૨ ) લાયક; ઘટતું; છાજતું; ઉચિત.

**શોભવું**, ક્રિ૦ અ૦ સારું દેખાવું; સુંદર લાગવું. ( ૨ ) ઘટવું; યુક્ત હોવું; વ્યાજબી લાગવું.

**શોભા**, સ્ત્રી૦ [ સં. ] સારો-સુંદર દેખાવ તે; ખુબસુરત દેખાવ. ( ૨ ) પ્રતિષ્ઠા; આબરૂ. ( ૩ ) લાજ; માન; મલાજો. ( ૪ ) સૌંદર્ય; અલંકારરૂપતા.

**શોભાયમાન**, વિ૦ શોભાવાળું; સુંદર; શોભતું

**શોભિત**, વિ૦ શોભે એવું; સુંદર દેખાય એવું; શોભા આપતું. ( ૨ ) ખલતું; ઘટતું.

**શોભિતું**, વિ૦ શોભતું; સારું દેખાતું; ખલતું.

**શોર**, પું૦ ગોંધાટ; કોલાહલ; ગડબડ. ( ૨ ) અવાજ; ધ્વનિ.

**શોરબકોર**, પું૦ ગોંધાટ; કલાહોલ.

**શોષ**, પું૦ [ સં. ] સુકાવું તે; સુકવણ; અનાર્દ્રતા. ( ૨ ) ચુસ; પ્રવાહી લેવા ખેંચવાની માંગ; પ્યાસ; તરસ. ઉ૦ કંઠે તો કાંટા પડ્યા, મુખે પડીઓ શોષ-વૈ. (૩) લીનતા; દુર્બળતા; કરમાઈજવું તે; ઉતરી જવું તે.

**શોષણ**, ન૦ [ સં. ] સુકાઇ જવું તે; રસાદિકનું ખેંચાઇજવું તે. ( ૨ ) ચુસ; ખેંચ; ગળ.

**શોષવું**, ક્રિ૦ સ૦ ચૂસવું; ખેંચવું; પીવું. (૨) દુઃખદેવું; સંતાપવું.

**શોષાવું**, ક્રિ૦ અ૦ સુકાવું (૨) દુર્બળ થવું; પ્રવાહી-વિત્ત અને રસ વગેરે ઓછાં થઇજવાં. (૩) કદમાં ઘટવું; સંકુચિત થઇજવું; ઘટીજવું. (૪) કરમાવું. ઉ૦ કુમાર! કયા દુઃખથી શોષાઇ ગયારે.

**શોહવું**, સારું દેખાવું.

**શોહાવું**, ક્રિ૦ અ૦ શોભવું; ખલવું; સારું દેખાવું.

**શોળ**, વિ૦ [ સં. ષોડશ. ] સોળ; દસને છ; ૧૬.

**શોંઢવું**, ક્રિ૦ સ૦ તૈયારકરવું; જમાવવું; એકઠું કરવું.

**શૌચ**, ન૦ [ સં. ] સ્વચ્છતા; દોષ, મળ અને આભડછેટ વગેરેનું માર્જન તે; શુદ્ધતા. (૨) પ્રાયશ્ચિત્ત; પવિત્રતા.

**શૌરસેની**, સ્ત્રી૦ શૂરસેન દેશની ભાષા; પ્રાકૃત ભાષાઓમાંની મથુરાં તરફની ભાષા.

**શૌર્ય**, ન૦ [ સં. ] શૂરત્વ; બળ; ઉત્તેજનાથી ઉભરાતી શક્તિ; ઉત્સાહશક્તિ. (૨) પરાક્રમ; બહાદુરી.

**શ્મશાન**, ન૦ [ સં. ] મડદાં ઠેકાણે પાડવાનું સ્થાન; મશાણ; પ્રેતભૂમિ. શ્મશાન વૈરાગ્ય= તાજું મરણ થતાં અને તેને બાળતાં દાટતાં સસાર ઉપર આવેલો ક્ષણિક અભાવ તે. મડદાને ઠેકાણે પાડવા જતાં તે જોઇને 'સંસાર અસાર છે' એમ થઇ આવેલી લાગણી તે; થોડીવાર ટકે એવા વિચારનો ઉભરો તે.

**શ્મશ્રુ**, સ્ત્રી૦ [ સં. ] પુરુષના ઉપલા હોઠ ઉપરના વાળ તે; મુછ.

**શ્યામ**, વિ૦ [ સં. ] કાળું; ઘેરા આસમાની રંગનું. (૨) પું૦ કનૈયો; કાન. (૩) પ્રીતમ.

**શ્યામકર્ણ**, પું૦ કાળા કાન અને કાળા પુછડાવાળો ઘોડો. અશ્વમેધમાં આવો ઘોડો જોઇએ છીએ.

**શ્યામળ,** વિ૰ શામળ; કાળું; નીલું; ઘેરા આસમાની રંગનું.

**શ્યામા,** સ્ત્રી૰ [ સં ] તારુણ્યના, લોહીના ભરાવાથી સહેજ ઘેરા વર્ણની સ્ત્રી; સોળ વર્ષની જુવાન સ્ત્રી તે.

**શ્યામિકા,** સ્ત્રી૰ [ સં. ] કાળપ. કાળાશ. (૨) ધાતુ વગેરેનો કાટ તે.

**શ્યાલક,** પું૰ [ સં. ] વહુનો ભાઈ તે; સાળો. ઉ૰ મારી માતને હેતને હાથે, જમજો સમવય સ્યાલક સાથે.

**શ્યાલી,** સ્ત્રી૰ સાળી; વહુની બહેન તે.

**શ્યેની,** સ્ત્રી૰ સમળી; બાજપંખીની માદા.

**શ્રદ્ધા,** સ્ત્રી૰ [ સં. ] આસ્તિક બુદ્ધિ; વિશ્વાસ બુદ્ધિ; આસ્થા; આકીન, ભરોસો; પતીજ. (૨) ભક્તિભાવ, પ્રેમ ને ભક્તિ પૂર્ણ એક નિશ્ચયવાળું મંતવ્ય તે; અચળભાવ.

**શ્રદ્ધાળુ,** વિ૰ શ્રદ્ધાવાળું; વિશ્વાસી; આસ્તિક; ભક્તિમાન.

**શ્રમ,** પું૰ [ સ. ] શરીર અને મનને કામ અને વિચાર કરતાં પડતું જે જોર તે; આયાસ; રંજ; જહેમત; ચેનરૂ. (૨) યત્ન; મહેનત. (૩) થાક; શરીર અને મનને પડેલા જોરથી આવેલી અશક્તિ, ધાસ; શોચિસ. (૪) દુઃખ.

**શ્રમણ,** પું૰ [ સ ] બૌદ્ધભિક્ષુ; બુદ્ધ અથવા જૈન ધમનો સાધુ તે. શરવણ:-બ્રાહ્મણશ્રવણ.

**શ્રમિત,** વિ૰ થાકેલું; શ્રમ ચઢયો હોય એવું

**શ્રવણ,** ન૰ [ સ. ] સાંભળવાની ઇંદ્રિય; કાન. (૨) સાંભળવું તે. ( કથા વાર્તાદિક ) બાવીસમું નક્ષત્ર.

**શ્રાદ્ધ,** ન૰ [ સં. ] શ્રદ્ધાથી પિતૃઓની તૃપ્તિ માટે કરાતી તર્પણ પિંડદાનાદિક ક્રિયા તે; પૂર્વજોને જલાંજલિ-પિંડ આપવા તે.

**શ્રાપ,** પું૰ શાપ; બદદુવા.

**શ્રાવક,** પું૰ જૈનધર્મનો માણસ: જૈન-જૈની

**શ્રાવણ,** પું૰ [ સં.] વિક્રમ સંવત્સરનો દસમો અને ચોમાસાનો બીજો મહીનો.

**શ્રાવણી,** સ્ત્રી૰ શ્રાવણ મહીનાની પુનમ; બળેવ; યજુર્વેદીઓને જનોઇ બદલવાનો દિવસ-તહેવાર; નળિયેરી પૂર્ણિમા.

**શ્રાવિકા,** સ્ત્રી૰ શ્રાવકની સ્ત્રી; જૈન ધર્મ (દીક્ષિત) પાળનારી સ્ત્રી.-શ્રાવિકાશ્રમ.

**શ્રાવ્ય,** વિ૰ [ સં. ] સાંભળવા યોગ્ય. સાહિત્યમાં નાટકના બે પ્રકાર કહેલા છે. એક જોવાયોગ્ય અને બીજો સાંભળવા યોગ્ય:-શ્રાવ્ય અને દશ્ય.

**શ્રાંત,** વિ૰ [ સ. ] થાકેલું; કંટાળી ગયેલું; હારી ગયેલું. (૨) શાંત

**શ્રી,** સ્ત્રી૰ [ સં. ] લક્ષ્મી; વિષ્ણુપત્ની. (૨) સંપત્તિ; દોલત; દ્રવ્ય. (૩) શોભા; ભભક; લખલખાટ; સૌંદર્ય. (૪) કીર્તિ; ખ્યાતિ. મહિમા. (૫) ઐશ્વર્ય; વૈભવ; જાહોજલાલી. (૬) સુભાગ્ય; બઢતી. (૭) ધર્મ, અર્થ અને કામ એ ત્રણ અર્થસિદ્ધિ તે. ( ૮ ) શુભસૂચક ગુણદર્શક ઉપસર્ગ:-શ્રી ગણેશ; શ્રીકાશી

**શ્રીકંઠ,** પું [ સ ] મહાદેવ; શંકર

**શ્રીકાર,** વિ૰ સુંદર, મજેનું. (૨) સરસ; ઉત્તમ:-શ્રીકારમાલ.

**શ્રીખંડ,** પું૰ દહીંમાં ખાંડ નાખીને બનાવેલો ખાવાનો એક પદાર્થ. (૨) [ સં ] ચંદન; સુખડ.

**શ્રીગણેશાયનમઃ** અ૰ મંગળસૂચક ગણપતિ વંદન. (૨) આરંભ; શરૂઆત, પગરણ; મંડાણ-એમ. કરીને ઓગ્રેજ શ્રીગણેશાયનમઃ. સરસ્વતીચંદ્ર. શિવપુત્ર ગણેસ વિઘ્નહારી હોવાથી દરેક શુભકાર્યના આરંભમાં તેમને નમન કરવાનો હિંદુઓમાં રિવાજ છે તે ઉપરથી આરંભને માટે શ્રીગણેશાયનમઃ એમ કહેવાય છે

**શ્રીધર,** પું૦ [ સં. ] વિષ્ણુ; લક્ષ્મીને ધારણ કરનાર પ્રભુ.

**શ્રીપાત,** પું૦ સંન્યાસી; ત્યાગી. ઉ૦ યતિ શુદ્ધ શ્રીપાત વૈરાગી. રત્નો.

**શ્રીફળ,** ન૦ નાળિયેરીનું ફળ; નાળિયેર. ક્રિ૦ પ્ર૦ શ્રીફળ આપવું=રજા આપવી; બરતરફ કરવું; રૂખસદ આપવી. (૨) બીલું; બીલીનું ફળ.

**શ્રીમત્,** વિ૦ [ સં. ] સુભાગી; સુખી; ભાગ્યશાળી. (૨) ધનવાન; પૈસાદારને ઉત્તમતા વગેરે અર્થમાં બીજા શબ્દ સાથે જોડાય છેઃ-શ્રીમદ્ગીતાજી.

**શ્રીમંત,** વિ૦ ધન, પદવી, યશ અને ઉત્તમતાવાળું; સુભાગી; યશસ્વી; ઉંચા દરજ્જાનુંઃ -શ્રીમંત સરકાર શ્રીશયાજીરાવ બહાદુર. (૨) પૈસાદાર; ધની; ગૃહસ્થ એ કંઈ ગરીબ નથી, શ્રીમંત છે શ્રીમંતની શી વાત, એ તો ચહાય તે કરે.

**શ્રીમંતાઈ,** સ્ત્રી૦ ગૃહસ્થાઈ; પૈસાદારપણું; ધનાઢ્યતા. ( ૨ ) જાહોજલાલી; વૈભવ; સાહેબી.

**શ્રીમાન,** વિ૦ ભાગ્યશાળી; સુખી; વૈભવી; ધનવાન અને યશસ્વી એવું.

**શ્રીમુખ,** ન૦ સુંદર, સુભાગી, ધન્ય પુણ્યસ્વરૂપ મુખદર્શન એમ. ઉ૦ ચાલો તો શ્રીજી જઇએરે, શ્રીમુખ સુંદર જોવાને. ( ૨ ) સ્વમુખ; પોતાનું મોં તે.:—જે કહેવું હોય તે આપ શ્રીમુખે કહોને ? ( ૩ ) સાઠ સંવત્સરમાંનો એક સંવત્સર.:—શ્રીમુખ -સંવત્સરે.

**શ્રીયુક્ત,** વિ૦ બડભાગી; ધનવાન અને યશસ્વી; લક્ષ્મીવાળું; શ્રીયુત.

**શ્રીયુત,** જુઓ શ્રીયુક્ત; શ્રીમાન.

**શ્રીરંગ,** પું૦ વિષ્ણુ; ભગવાન.

**શ્રીરાગ,** પું૦ એક રાગ.

**શ્રીરામ,** પું૦ શુભકારક—કલ્યાણ નિધાન-રામ તે. ( ૨ ) છેલ્લું શરણુ તે; અંત વખતે શ્રીરામ બોલાય છે. અશુભ ઉચ્ચાર ગણાય છે; પડતી-અંતનો વખત, એવા અર્થમાં વપરાય છેઃ-હવે શ્રીરામ થઈ જવાના. શ્રીરામ બોલાઇ ગયા=પતી રહ્યું; પુરૂં થઈ રહ્યું, એમ.

**શ્રીવત્સ,** પું૦ છાતીમાં લક્ષ્મીના ચિહ્નવાળા-વિષ્ણુ; છાતીમાં શુભ ચિહ્નવાળા દેવ તે.

**શ્રુત,** વિ૦ [ સં ] સાંભળેલું.

**શ્રુતકીર્તિ,** વિ૦ નામાંકિત; પ્રખ્યાત.

**શ્રુતિ,** સ્ત્રી૦ [ સં. ] સાંભળવાની ઇંદ્રિય; કાન; શ્રવણ. (૨) વેદ; શાસ્ત્ર.

**શ્રુતિકટુ.** વિ૦ કાનને કડવું લાગે એવું; અપ્રિય-કઠોર.

**શ્રુતિસુખ,** વિ૦ કાનને સુખ ઉપજાવે એવું; મીઠું.

**શ્રુત્વા,** અ૦ [ સં ] સાંભળીને.

**શ્રુવ,** પું૦ [ સં ] યજ્ઞમાં ઘી વગેરે હોમવાનો લાકડાનો ચાટવો; શરવો.

**શ્રેઢી,** સ્ત્રી૦ આગળ વધ્યા કરવું તેઃ-ગણિત શ્રેઢી, ભૂમિતિશ્રેઢી.

**શ્રેણી,** સ્ત્રી૦ [ સં. ] પંક્તિ; હાર; ઓળ; લાર; અનુક્રમે એક પછી એક ચાલુ પરંપરા તે. શ્રેણીભૂત=ઢગલેઢગલા; એક એક પર સિંચાયેલું એવું તે.

**શ્રેય,** પું૦ [ સં. ] સારૂં; શુભ હોવું તે; કલ્યાણ; પુણ્ય. ( ૨ ) મોક્ષ; મુક્તિ. (૩) હિત; શુભ. ( ૪ ) આરોગ્ય, ધનલાભ, આયુર્વૃદ્ધિ વગેરે જે સારૂં તે.

**શ્રેયસ્કર,** વિ૦ [ સં. ] શ્રેય કરે એવું; કલ્યાણકારક; હિતકર.

**શ્રેષ્ઠ,** વિ૦ [ સં.] સર્વોત્તમ; સૌથી સરસ. (૨) મોટું; વડું.

**શ્રેષ્ઠતા,** સ્ત્રી૦ ઉત્તમતા; સરસપણું. ( ૨ ) મોટાઇ; વડાઇ.

**શ્રેષ્ઠી,** વિ૦ ઉત્તમ એવું; શ્રેષ્ઠ; પ્રધાન; મુખ્ય. ( ૨ ) શેઠ; વડો.

**શ્રોણી**, સ્ત્રી૦ [ સં. ] શ્રેણિ; થાપો; નિતંબ.
**શ્રોતા**, વિ૦ [ સં. ] સાંભળનાર; શ્રવણ કરનાર. ઉ૦ શ્રોતાજન સૈકો બોલો, જે જે શ્રી રણછોડ.
**શ્રોત્ર**, પુ૦ [સં.] કાન; શ્રવણ.
**શ્રોત્રિય**, વિ૦ વેદોક્ત કર્મ કરનાર.
**શ્રોત્રી**, શ્રોત્રિય; વેદોક્તકર્મ કરનાર.
**શ્લથ**, વિ૦ [સં.] છુટી ગયેલું; ઢીલુ પડી ગયેલું; પોચુ. ( ૨ ) નરમ. ( ૩ ) થાકી ગયેલું; લબડી ગયેલું.
**શ્લાઘા**, સ્ત્રી૦ [ સં ] આપ વખાણ; વડાઇ-બડાઇ; આત્મસ્તુતિ.
**શ્લાઘ્ય**, વિ૦ વખાણવા લાયક; સ્તુત્ય.
**શ્લિષ્ટ**, વિ૦ [ સં. ] જોડેલું; ભેટેલું; મળેલું. ( ૨ ) દ્વિઅર્થી.
**શ્લીપદ**, ન૦ [ સં. ] પગ વગેરે જાડા થઇ જાય એવો એક લોહી વિગારી રોગ.
**શ્લેષ**, પુ૦ [સં.] ભેટો; બાથ; આલિંગન. ( ૨ ) જેમા બે અર્થ રહેલા હોય એવું તે. વાક્ય શબ્દ વગેરે.
**શ્લેષ્મ**, ન૦ [સં.] શરીરમાંનો ચીકણો ધાતુ; કફ. (૨) બળેખમ.
**શ્લોક**, પુ૦ [ સં. ] કવિતામાનું લગભગ પુરા વિચારવાળુ બે અથવા ચાર ચરણનુ પદ, વૃત્ત; છંદ. અક્ષરમેળ રચનામાનું એક પૂર્ણ વિચારવાળુ પદ્ય.
**શ્વપચ**, પુ૦ [ સં. ] ચંડાળ; ભંગી ( ૨ ) દુષ્ટ અતિ નીચ જાતિનો માણસ તે ઉ૦ શ્વાન, શ્વપચ પક્ષીને મારે. પ્રેમા.
**શ્વશુર**, પુ૦ [સં] સસરો; વધૂવરનો બાપ એક બીજાને જે સંગાઇએ થાય તે.
**શ્વશ્રૂ**, સ્ત્રી૦ [સં.] સાસુ.
**શ્વસિત**, વિ૦ શ્વાસ લેતું; હાંફતું; થાકી ગયેલું.
**શ્વાન**, પુ૦ કુતરો.
**શ્વાનનિદ્રા**, સ્ત્રી૦ કુતરાંની ઉંઘ; તરંત જાગ્રત થઇ જવાય એવી ઉંઘ તે
**શ્વાપદ**, ન૦ [ સ. ] ચારપગુ જંગલી જનાવર; શિકારી પ્રાણી.
**શ્વાસ**, પું૦ [ સં. ] નાકથી વાયુ લેવો મૂકવો તે; દમ લેવો તે; શ્વાસોચ્છ્વાસ. નાક વાટે પ્રાણીઓ બહારનો જે પ્રાણવાયુ લે છે અને ફેરીવાર પાછો કાઢે છે તે ક્રિયા. ( ૨ ) શ્વાસોચ્છ્વાસને મુશ્કેલ બનાવનારો એક કફજનિતકરોગ; દમ.
**શ્વાસોચ્છ્વાસ**, પું૦ [ સં. ] શ્વાસ લેવો ને મૂકવો તે, દમ લેવા મૂકવાની જે ક્રિયા તે. શ્વાસોચ્છ્વાસ ચાલે છે, કંઈ દમ બંધ પડી ગયો નથી.
**શ્વેત**, વિ૦ [ સં. ] ધોળું; સફેત.
**શ્વેતાંબરી**, વિ૦ ધોળા વસ્ત્રવાળા; જૈન સાધુઓની એક જાત.

---

## ષ.

**ષ**, પું૦ [ સં. ] ગુજરાતી લિપિના મૂળાક્ષરોમાં તો એકત્રીસમો વ્યંજનવર્ણ. યજુર્વેદની માધ્યદિની શાખાવાળા આનો ઉચ્ચાર ' ખ ' કરે છે. આથી ગુજરાતીમાં પણ આગળ ખ ઉચ્ચાર થતો અને હાલ પણ થાય છે:-ખટરસ, રૂખી.
**ષટ્ક**, ન૦ છક્કું; છનો સમૂહ તે.
**ષટ્કર્મ**, ન૦ [ સ. ] કોઇપણ છ કર્મ તે. બ્રાહ્મણનાં છ કર્મ-અધ્યયન, અધ્યાપન, દાન, પ્રતિગ્રહ, યજન અને યાજન છે. તાંત્રિક છ કર્મ-જારણ, મારણ, ઉચ્ચાટન, મોહન, સ્તંભન, અને વિધ્વંસન છે.
**ષટ્કોણ**, વિ૦ છ ખુણાવાળુ; જેને છ ખુણાં હોય એવુ:-ષટ્કોણાકૃતિ. ષટ્કોણ મંડળ.

**ષટ્ચક્ર**, ન૦ જેમાં ૭ ચક્ર-કુંડળી હોય તે; વિ૦ ૭ કુંડળીવાળું.

**ષટ્પદ**, પું૦ [ सं. ] ભ્રમર; ભમરો. (૨) ૭ પગેવાળું પ્રાણી. (૩) છપદ-છ ટુકોવાળું કાવ્ય; છપ્પો.

**ષટ્શાસ્ત્ર**, ન૦ ૭ શાસ્ત્ર તે; ૭ દર્શન શાસ્ત્રો. સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા ને વેદાંત.

**ષડ્ગુણ**, પું૦ ૭ ગુણ તે: સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ, ને સમાશ્રય.

**ષડ્રસ**, પું૦ [ सं. ] ૭ રસ તે.

**ષડ્રિપુ**, પું૦ [ सं. ] ૭ શત્રુઓ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, અને મત્સર.

**ષડ્ઋતુ**, પું૦ ( સ્ત્રી૦ ) ૭ ઋતુઓ તે. વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત, અને શિશિર.

**ષડંગ**, ન૦ [ सं ] વેદનાં ૭ અંગ-વિભાગ તે.

**ષણ્માસ**, પું૦ [ सं. ] ૭ મહીના.

**ષષ્ટિ**, વિ૦ [ सं. ] સાઠ; ૬૦.

**ષષ્ઠી**, સ્ત્રી૦ [ सं. ] છઠ; છઠ્ઠો દિવસ તે.

**ષંઢ**, વિ૦ [ सं. ] નપુંસક; હિજડો; ખોજો.

**ષોડશ**, વિ૦ [ सं. ] સોળ; ૧૬.

**ષોડશોપચાર**, વિ૦ સોળ પ્રકારના ઉપચારવાળું; સોળ ઉપચાર યુક્ત.

---

# સ.

**સ**, પું૦ [ सं. स. ] ગુજરાતી ભાષાના મૂળાક્ષરોમાં ૪૩ મો ને વ્યંજનવર્ણોમાં ૩૨ મો દંતસ્થાની અક્ષર. (૨) અ૦ સહિત, સહ અને સાથે અર્થ બતાવનારો શબ્દની આગળ આવતો આદ્યયઃ-સપ્રમાણ, સકુટુંબ. (૩) સુ, સારૂં ને ઉત્તમ.:-સપૂત, સજાત. (૪) વળી સ્વ-પોતાનું:-સધામ=પોતાનું ધામ.

**સઇ**, પું૦ દરજી; મેંરાઇ, કપડાં સિવવાનો ધંધો કરનારી એક નાત-જાત.:-સઈ, સોની ને સાળવી. કહે૦ સઇની સાંજ ને મોચીનું વહાણું. (૨) સ્ત્રી૦ સખી; બહેનપણી. (૩) વિ૦ [ सं. सदृश ] સમાન, સરખું, જેવું. નાગરસઇ કારભાર; વાણિયાસઇ પાઘડી. (૪) પાંચ માપ. (૫) કબૂલ; મંજુર; ખરૂં.-તમેં કર્યું તે અમારે સઇ છે. (૬) નામાક્ષર પાડવા તે; નામ લખવું તે; પોતે સંમત, અથવા સાક્ષી છે તેમજ પોતાને કબૂલ મંજુર છે એમ જણાવવાને હસ્તાક્ષર કરવા તે.:-અહિં તમારી સઇ કરો.

**સઇયર**, સ્ત્રી૦ સઇઅર; સૈયર; સખી; બહેનપણી; સ્ત્રીની સ્ત્રી મિત્ર તે. ઉ૦ વસંત વધાવો મારી સઇયર સમાણી, મોતીડાંનો થાળ ભરી ઉઠો રાધારાણી.

**સઇદર**, પું૦ [ फा. ] વેરો; કર; માથાવેરો.

**સઇયદ**, પું૦ [ अ. ] સૈયદ; મુસલમાન ધર્મગુરુઓની જાત; પેગંબરના વંશજો.

**સઉ**, વિ૦ [ सं. सर्व ] સૌ; સર્વે; સઘળાં; બધાંય, સઉકો=સર્વે; તમામ.

**સકડવું**, ક્રિ૦ સ૦ તાણીને બાંધવું; જકડવું.

**સકણું**, વિ૦ સખણું; સમું; સીધું; નહિ ચાંદવું; ઠાવકું. સુલક્ષણુ.

**સકન**, પું૦ [ सं. शकुन ] શુકન; શકન; શુભ સંકેત-ચિહ્ન. (૨) વચન; બોલ; શબ્દ. તે તમારે સકન રાખશે. ( ૩ ) ગાંડાની આડખીલી.

**સકરકંદ**, પું૦ જમીનની અંદર થતો એક જાતનો ગળપણવાળો કંદ; શકરિયાં. (૨) ગાજર અને રતાળુ વગેરે કંદમૂળ તે. બીટરૂટ.

**સકરમી**, વિ૦ ભાગ્યશાળી; નસીબદાર; સુભાગી.

(૨) સુખી-પૈસાદાર. (૩) સારાં કર્મ કરનાર.
સકરિયું, ન૦ શકરિયું; મીઠું કંદમૂળ; પગના અંગુઠા જેવું જાડું બિષમ લાંબું મીઠા પીળા ગરનું કંદ. એનું શાક થાય છે.
સકરુણ, વિ૦ કરુણાયુક્ત; દયાળુ; કરુણા ઉપજાવે એવું.
સકરો, પું૦ બાજ; શકરો.
સકલાત, સ્ત્રી૦ [ તુર્ક. સુક્કલાત ] જાડા તંતુનું પણ સુલાયમ કાપડ; બનાત. ઉ૦ ગજેબ્રીય જાજમ તકિયા, સકલાત રૂપ વિશાળ.
સકર્મક, વિ૦ [ સં. ] જેને કર્મ હોય એવું-ક્રિયાપદ; કર્મયુક્ત. જેમાં કર્તા ને કર્મ બેઉ હોય તે-ક્રિયાપદ.
સકળ, વિ૦ [ સં. सकल ] સર્વ; બધું; તમામ. (૨) સંપૂર્ણ. સકળગુણ સંપન્ન=સર્વગુણ જેનામાં હોય એવું;સર્વ ગુણાન્વિત.
સકંચો, પુ૦ સચો; યંત્ર (૨) જકડ; ભીડો; સખત પકડવાળો યંત્ર, હેડ; દબાણ.
સકંટક, વિ૦ [ સં. ] કાંટાવાળું; વિષમ; ખુંચ્યા-વાગ્યા કરે એવું; ચિંતા રાખવી પડે એવું, વાધા અને મુશ્કેલીઓ-આફખીલીઓવાળું તે.
સકામ, વિ૦ [ સં. ] જેમાં પોતાનો કંઇભાવ-ઇચ્છા હોય એવું;સ્વાર્થયુક્ત; જેમાં કંઈ હેતુ-કામના હોય એવું તે.:-સકામ કર્મ ને નિષ્કામ કર્મ; સકામ ભક્તિ.
સકાર, પુ૦ સારાપણું; સુકાર્યતા; સ્વાદુતા; સાર સત્વ. (૨) ચતુરાઇ; ઢંગ; વખાણવા જેવું તત્ત્વ તે:-એના કામમાં કંઇ સકાર નથી. (૩) [ सकार ] સ, એવો ઉચ્ચાર અને અક્ષર તે સ, એમ.
સકારણ, વિ૦ સહેતુક; કારણસર; અર્થયુક્ત.
સકારવું, ક્રિ૦ સ્વીકારવું; કબુલ રાખવું.
સકારો, પું૦ શાળના તંતુઓને સરખા રાખનારી લાકડી-કે ચીપ તે; શાળવતરણું.
સકાશ, પુ૦ [ સં. ] પાસેપણું; સાન્નિધ્ય; નિકટતા
સકાળ, પુ૦ સુકાળ; સારા પાકનું વર્ષ તે.:-સકાળડકાળ જોશીઓ પણ કહી શકતા નથી. (૨) સવાર; પ્રભાત. ( મરાઠીમાં )
સકુમાર, વિ૦ સુકુમાર; નાનું ને સુંદર; નાજુક; કુમળું-કોમળ; કરમાઇ જાય એવું.
સકૃત, ન૦ [ સં. ] સારૂં કામ તે; પુણ્ય કર્મ તે. (૨) સકૃત્, અ૦ એકજવાર.
સકોપ, વિ૦ [ સં. ] કોપ-ગુસ્સાભેર; કોપ સહિત.
સકોમળ, વિ૦ સુકુમાર; નાજુક.
સકોરૂં, ન૦ શકોરૂં; ચપણિયું.
સક્કર, સ્ત્રી૦ સાકર; ખાંડ. સક્કરખોર=સાકર ખાનારો-જીવડો. સક્કરટેટી, સક્કરપારો.
સક્કઇ, વિ૦ સિક્કાઇ; સિક્કાવાળું; સુંદર; સરસ; તોફે; મજેનું:-સક્કઇ રૂપૈયો, સક્કાઇ માલ.
સક્કરટેટી, સ્ત્રી૦ ગળ્યા ગરનું પાણીદાર આરિયાની જાતનું એક ઉનાળું ફળ; ખડબુચું.
સક્કરપારો, પું૦ ગળપણ નાંખીને બનાવેલી ભાખરીનો તળેલો કકડો તે.
સક્કસ, વિ૦ મજબુત; દૃઢ; કઠણ; જકડીને બાંધેલું-પકડેલું હોય એવું તે; ન છૂટે એવું; સખત; સારી રીતે કસેલું.
સક્કાઈ, વિ૦ સક્કઇ; સરસ છાપવાળું; સિક્કાદાર, સુંદર. (૨) ચોખ્ખું સોહું:-સક્કાઇ અને ગજવેલ. સક્કાઇ સોહાની હળપુણી.
સક્કો, પું૦ સિક્કો; શક્કો; સુંદર છાપ-મહોરો તે. (૨) સાખ; શેહ; દાબ. (૩) રોફ; ભભકો; છાપ પડે મજેનું મોહક લાગે એવો દેખાવ તે. ઉ૦ વારી જાઉં સક્કો બન્યોરે. (૪) પત્થરની લખોટી (૫) સુંદર-ચોખ્ખી છાપનું નાણું તે.

**સક્ત**, વિ૦ [ सं. ] જોડાયેલું; લાગેલું; વળગેલું:-પાપસક્ત; પ્રેમસક્ત.
**સક્તુ**, પું૦ [ सं. ] શેકેલા જવનો-ધાણીનો લોટ; સાથવો; સાતુ.
**સક્રિય**, વિ૦ [ सं. ] ચાલુ; કામ કરતું; સોદ્યોગ; ચાલુ ક્રિયાવાન; નિષ્ક્રિયથી ઉલટું.
**સખણું**, વિ૦ સુલક્ષણુ; સારાં લક્ષણવાળું; નહિ ચાંદવું; અડપલા નહિ કરે એવું-ઠાવકું; સભ્ય; સાલસ; વિવેક-વિનય-અદબમાં રહેનારૂં; સગું.
**સખત**, વિ૦ [ अ ] સખ્ત; કઠણ; નહિ પોચું; કઠોર. (૨) દઢ; મજબુત. (૩) કરડું; કડોર (૪) મહેનત કરવી પડે એવું; થકવી નાંખે એવું; જોર પડે એવું. :-કામકાજ. (૫) નિર્દય; જાલમ.:-સખત હાકેમ-શેઠ. (૬) અઘરૂં; મુશ્કેલ.
**સખતાઇ**, સ્ત્રી૦ કઠણી; નહિ ઢીલાપણું તે; કઠણ દિસે કામ લેવું તે; સખતી; કઠોરતા; કરડાઇ. (૨) જુલમ; નિર્દયતા. (૩) આકરાપણું. (૪) બંધી; પ્રતિબંધ.
**સખતી**, સ્ત્રી૦ સખતાઇ.
**સખલાત**, સ્ત્રી૦ [ तुर्की ] સકલાત, એક જાતનું ગરમ કાપડ; બનાત.
**સખા**, પું૦ મિત્ર; દોસ્ત; સાથી; જોડિયો. (૨) સ્નેહી.
**સખાવત**, સ્ત્રી૦ છુટે હાથે દાન બક્ષીસ વગેરે આપવું તે; દાન; બક્ષીસ વગેરે. (૨) દાનેશ્વરીપણું; ઉદારતા; ઘોતાળપણું.
**સખાવતી**, વિ૦ દાનેશ્વરી; ઉદાર; દાતા; છુટે હાથે દાન તથા બક્ષીસ વગેરે દેનાર. (૨) સખાવતનું; દાનનું.
**સંખી**, સ્ત્રી૦ [ सं. ] બહેનપણી. સાહેલી; વયસ્યા. (૨) સ્ત્રીનો વેષ લઇને ગાનારો પુરુષ; સખીભાવથી પરમેશ્વરનાં ભજન કીર્તન કરનાર-આયલો, સખીજન-બહેનપણીઓનો સાથ તે.
**સખી**, વિ૦ દાનેસરી; ઉદાર; છુટથી દાન અને બક્ષીસ આપનાર; ખેરાતી; દાનવીર.
**સખીભાવ**, પું૦ સ્ત્રીરૂપે પરમેશ્વર ઉપર પ્રેમ પૂર્વક ભક્તિ રાખવી તે. (૨) બૈરકચાળો; સ્ત્રીના જેવો સ્વભાવ ને હિલચાલનું વલણ વર્તન વગેરે તે; બાયલાપણું.
**સખુન**, પું૦ [ अ. ] બોલ; વેણ; વચન; શબ્દ. (૨) ભાષણ, સુકન, શકન.
**સખો**, પું૦ મિત્ર; દોસ્ત.
**સખ્ય**, ન૦ [ सं ] મિત્રતા; દોસ્તી. (૨) સરખાપણું; સાદૃશ્ય.
**સગ**, સ્ત્રી૦ શગ; શિખા; ટોચ; શિખર. (૨) દીવાની જ્યોતનું શિખર તે.
**સગટો**, પું૦ સાલ્લો પહેરતાં કૂખે ખોસવાનો છેડો તે;
**સગઠ**, સ્ત્રી૦ ખબર; બાતમી. (૨) થાગ.
**સગડી**, સ્ત્રી૦ [ सं. शकटी] શગડી; અંગારા રાખવાની ચાલણચુલી; કોયલા બાળવા-સળગાવવાની માટી અને ધાતુ વગેરેની અહિં તહિં ફેરવી શકાય એવી બનાવટ તે.
**સગડો**, પું૦ ચાળેલો ઘઉંના લોટ.
**સગણ**, પું૦ પિંગળ પ્રમાણે પહેલા બે લઘુ ને ત્રીજો ગુરુ અક્ષર હોય એવો ગણ તે=સમતા. સમતા તે ગણ સગણ, જકાત જગણ ગણ જાણો. પિંગળ. (૨) કેડો; પુંઠ.
**સગન**, પું૦ હળની સેઢને ધુંસરૂં બાંધવાને મારેલો જે ખીલો તે.
**સગપણ**, ન૦ સગાઇ; સગાસંબંધ; લોહીનો કે લગ્ન સંબંધ તે. રૂ૦ પ્ર૦ સગપણ કરવું =વિવાહ કરવો.
**સગરણ**, સ્ત્રી૦ તક; લાગ; પ્રસંગ.
**સગરામ**, ન૦ છત્રીવાળી ગાડી.
**સગર્ભ**, વિ૦ [ सं ] એકજ ગર્ભનું; સહોદર; ભાણ્ડુ. (૨) ગાભણું; જેને ગર્ભ હોય તે.
**સગર્ભા**, સ્ત્રી૦ [ सं. ] ગર્ભવતી; ભારેવાઇ.
**સગર્વ**, વિ૦ ગર્વભેર-ગર્વસહિત (૨) ગર્વી; અભિમાની; મગરૂર.

સગવડ, સ્ત્રી૦ અનુકૂળતા; કામ કરવાની સુગમતા હોવી તે; સોઇ; જોગવાઇ. (૨) ફુરસદ; અવકાશ (૩) મોકળાશ; સમાસની જગા. (૪) લાગ; તક.

સગવાડ, સ્ત્રી૦ સગાઇ; સગાસંબંધ; સગપણ.

સગાઇ, સ્ત્રી૦ સગપણ; સગાસંબંધ. (૨) વિવાહ.:–સગાઇ કરવી.

સગીર, વિ૦ [ ફા ] કાચી ઉમ્મરનું; નાનું; અપુખ્ત; હલેતું; કાયદેસર પુખ્ત નહિ તે.

સગું, વિ૦ લોહી કુટુંબ–અને લગ્નાદિકથી જોડાયેલું–સંબંધી; માતા પિતા અને પત્ની તરફના સંબંધનું; જેની સાથે સગાઇ સંબંધ હોય તે.

સગુણ, વિ૦ [ સં. ] ગુણયુક્ત; સત્વ, રજ અને તમ, એ ત્રણ ગુણાંશ જેનામાં હોય તેવું; રૂપ, રંગ, આકાર, ભાવ વગેરે ગુણોવાળું. જગતના વ્યવસાયમાં કર્તારૂપે રહેલું તે. અગુણ અને નિરાકાર નિરંજન રૂપે શાંત રહેલું તે નિર્ગુણ.

સગોત્ર, વિ૦ એકજ ગોત્રનું તે; પોતાના ગોત્રનું; સમગોત્રનું તે; કુટુંબી. (૨) બાંધવ.

સઘન, વિ૦ ગાઢ; દાટ; ઘનઘોર થઇ રહેલું હોય એવું તે.

સઘળું, વિ૦ બધું; તમામ; અનવશેષ, સર્વ.

સચરાચર, વિ૦ [ સં. ] ચર અને અચર સર્વસહિત; જડ ચૈતન્યમય સઘળું: સ્થાવર જંગમ બન્ને યુક્ત–અથવા હાલી ચાલી શકે એવું અને ન હાલી ચાલી શકે એવું જે આ જગતમાં બધું છે તે તમામ. રૂ૦ પ્ર૦ સચરાચર ઉતરવું=નિર્વિઘ્ને પાર પડવું, સાંગોપાંગ પુરૂં થવું. ક્રિ૦ પ્ર૦ સચરાચર વ્યાપવું=સર્વત્ર પ્રથરાઇ રહેવું.

સચિત્ર, વિ૦ [ સં. ] ચિત્રસહિત; ચિત્રયુક્ત; ચિત્ર સહવર્તમાન.

સચિવ, પું૦ [ સં. ] પ્રધાન; મંત્રી; વજીર, દિવાન

સચિવતા, સ્ત્રી૦ પ્રધાનવટું; વજીરાત.

સચેતન, વિ૦ ચેતનાયુક્ત જેને બોધસંજ્ઞા હોય એવું; જાગરૂક; સાવધ; જીવતું.

સચેલ, વિ૦ [ સં. ] સચૈલ; કપડાંસહિત; માથાબોળ.

સચોટ, વિ૦ ચોટપર લાગે એવું; આબાદ; અચૂક; નિષ્ફળ જાય નહિ એવું; નિશાન બંધ. (૨) અકસીર.

સચોડું, અ૦ તદ્દન; બિલકુલ.

સચ્ચરિત, ન૦ સદ્વર્તન; સદાચાર; સારૂં ચરિત્ર તે. (૨) વિ૦ સદાચારી; સારી રીત ભાત ને વર્તણુકવાળું; સારી ચાલનું તે.

સચ્ચિદાનંદ, પું૦ [ સં. ] સત્ ચિત્ અને આનંદસ્વરૂપ તે; બ્રહ્મ.

સચ્ચું, વિ૦ સાચું; ખરૂં; સત્ય. (૨) અડગ; સાબુત. (૩) પાકું; મજબુત; દૃઢ. (૪) વગાળ–ભેળ વગરનું; અસલ; નહિ બનાવટી.

સજ, સજ્જ; તૈયાર.

સજડ, વિ૦ જડ જેવું દૃઢ–મજબુત; ન ખસે–હાલે કે ડગમગે એવું; અક્કમ; જક્કડ; છુટે નહિ એવું. (૨) પાસે પાસે ભરાયેલું એવું; બીડાવું; અવકાશરહિત (૩) સખત ચીકટાયેલું–ચોટેલું એવું તે. (૪) પાર પડે એવું; જબરૂં; સચોટ (૫) અચંબાથી કે બીકથી જડવત્ થઇ ગયેલું; નિ સંજ્ઞ–અને ક્રોધમાં જોઈ તે સજડ થઇ ગયો. (૬) મરી ગયેલું; નિર્જીવ; (૭) અકડાયેલ; હિલચાલ કરવાને અશક્ત; રહી ગયેલું એવું; ટાઢમાં પગ સજડ થઇ ગયા.

સજન, ન૦ સુજન; સારો માણસ. (૨) સ્વજન; પોતાનો માણસ; આપ્તજન.

સજનતા, સ્ત્રી૦ સુજનતા; સારાપણું; સજ્જનપણું.

સજની, સ્ત્રી૦ સખી, સાહેલી; સૈયર; બ્હેનપણી. (૨) પ્રિયા; કાન્તા.

સજવું, ક્રિ૦ સ૦ ઘરેણાં અને વસ્ત્ર વગેરે

પહેરવાં, ધારણ કરવાં તે. (૩) ધાર કાઢવી; ઉતારવું; પથરીપર-નાંખવું. (૩) ક્રિ૰અ૰ તૈયાર થવું; હથિયાર, શણગાર અને ખાજાંકરવા જેવાં કાર્ય કરીને તત્પર થઇજવું; પરવારવું:-ડોસો સજીને બેઠા છે. સજીને બેસવું=કર્તવ્યથી પરવારી તત્પર થઇરહેવું તે.

સજળ, વિ૰ પાણીવાળું; જળયુક્ત:-સજળ નયન.

સજા, સ્ત્રી૰ શિક્ષા; શાસન; નસિયત. (૨) ખોટા વર્તન અને કામ વગેરેનો નુકસાન-પૂરક બદલો તે; પ્રસાઘાત.:-ભાઇ પડયો તો કહે કે, પહેરતો-બહુ દોડયાની સજા.

સજાઈ, સ્ત્રી૰ સામગ્રી; તૈયારી.

સજાત, વિ૰ સુજાત; સારી જાતનું; કુલીન; ઉંચા તુખમનું; ખાનદાન; સારા કુટુંબમાં જન્મેલું;. ઉમદા પેદાશનું.

સજાતિ, વિ૰ સ્વજાતિ; પોતાની સમાન જાતનું; એક સરખા જન્મ, વર્ણ, પ્રકાર, અને વર્ગ વગેરેનું તે.

સજાતીય, વિ૰ [ સં. ] એક જાતનું; સમ-જાતિનું; એકજ વર્ગ અથવા વર્ણનું.

સજાપો, પું૰ તંદુરસ્તી; આરોગ્ય.

સજાય, સ્ત્રી૰ શિખામણ; બોધ. (૨) સમજણ.

સજાયો, પું૰ છોર, છર; અસ્રો. ઉ૰ સોનાનો સજાયો ને સલાટીએ સોનાની કરું. ક. દ. ડા.

સજાવવું, ક્રિ૰ સ. શણગાર વગેરે ધરાવી-પહેરાવી તૈયાર કરવું; શણગારવું; શોભા-વવું; અલંકૃત કરવું; પહેરાવવું; ધરાવવું. (૨) ઉતરાવવું; ધાર કઢાવવી; તૈયાર કરાવવું.

સજાવાર, વિ૰ સજા કરવાલાયક; શિક્ષણીય; શિક્ષાને યોગ્ય તે.

સજિત, વિ૰ સજ્જિત; સજ્જ થયેલું; તૈયાર.

સજીવ, વિ૰ જીવવાળું; જીવતું.

સજીવન, વિ૰ સજીવ; જીવતું. (૨) ફરીને જીવ પામેલું; જીવતું થયેલું; જીવ આવેલો હોય એવું. ક્રિ૰ પ્ર૰ સજીવન કરવું= ફરીને જીવતું કરવું; જીવ લાવવો; તાજું-લીલું કરવું; મરતા-સુકાતાને ઉગારવું; તંદુ-રસ્ત કરવું. (૩) નહિ નાશ પામતું; નહિ સુકાતું વા ખૂટતું એવું; અમર; અખૂટ:- સજીવન પાણીથી ભરપુર કુંડ.

સજીવારોપણ, ન૰ [ સં. ] નિર્જીવમાં સજીવપણાનો આરોપ કરવો તે; જડમાં જીવંતભાવ મૂકવો તે.

સજોડ, વિ૰ પોતાની જોડ સાથેનું; સાથી-વાળું; જોડયુક્ત; જોડીદારસહિત. સ્ત્રી પુરુષની જે જોડ તે; બન્નેનો એક સાથ મિલન. ઉ૰ ધનપતિ આવ્યા સજોડ સુત સાથે. સજોડે સાજન મળ્યું.

સજોડું, ન૰ પોતાના સાથી સાથે હોવું તે; પતિપત્નીનો એક સાથ તે; વહુવર; દંપતી.

સજ્જ, અ૰ [ સં. ] તૈયાર; તત્પર.

સજ્જડ, વિ૰ સજડ; મજબુત; દૃઢ; ચપટ; ન ડગે, ખસે કે સરે એવું તે.

સજ્જતા, સ્ત્રી૰ તૈયારી; તત્પરતા.

સજ્જન, ન૰ [સં.] સારું માણસ; ઉંચા કુળનું અને સારી ચાલનું શીળ મનુષ્ય તે; ખાન-દાન માણસ; સારા ગુણ અને વિવેક-વાળું જન.

સજ્જનતા, સ્ત્રી૰ સજ્જનપણું; સજ્જનાઇ.

સજ્જનાઈ, સ્ત્રી૰ સજ્જનપણું.

સજ્જા, સ્ત્રી૰ [ સં ] પોષાક; બખતર. (૨) શય્યા; સુવાનો સરંજામ તે. (૩) મરના-રના તેરમાને દિવસે સુવા બેસવાની સામ-ગ્રીનું જે દાન દેવાય છે તે. સજ્જાદાન.

સજ્જિત, વિ૰ [ સં. ] સજ્જ કરેલું; તૈયાર કરેલું. (૨) ધારણ કરેલું; પહેરેલું. (૩) ઉતારેલું; ધાર કાઢેલું.

સટ, પું૰ એક બીજા સાથે બેસતી ચીજોનો જથો તે; અનુક્રમે એક બીજામાં ગોઠવાય

એવી બેસતી વસ્તુઓનો સમવાય તે.

**સટકાવવું**, ક્રિ૦ સ૦ મારવું; ઝાપટવું. (૨) દોરો ભરવો; સિવવું. (૩) છટકવું; જોરથી છોડીદેવું; ખસેડી નાખવું.

**સટકિયું**, ન૦ સરકિયું; સરે એવી ગાંઠ તે. પહોળો અને સાંકડો થાય એવો ગાળો.

**સટકો**, પું૦ જેષ્ઠિકા; લાકડી; (૨) છડી; સોટી.

**સટરપટર**, અ૦ ટાપટીપ વગર; જેમતેમ; ગડબડસડબડ; વ્યવસ્થિતિ રહિત—ગમે તેમ; સફાઇબંધ નહિ એમ.

**સટવું**, ક્રિ૦ અ૦ ચુપચુપ દૂર ખસીજવું; છટકામાંથી ભાગીજવું. (૨) નાસીજવું; દોડીજવું.

**સટાક**, સ્ત્રી૦ ચામડાની સાટ કે કોરડાને હવામાં છટકાવીને કરવામાં આવતો અવાજ; સાટ છટકાવવાથી થતો સ્ફોટ તે. (૨) અ૦ વિંઝીને તરછોડતાં અવાજ થાય તેમ. (૩) તરતઃ—સટાક ચાબુક મારી.

**સટાકાબંધ**, અ૦ ચાબુકના તરછોડ સાથેજ; વિંઝની ત્વરાએ; તરત; એકદમ; ઝટ. (૨) રોફ ને તોરના આવેશબંધ; સપાટામાં.

**સટીક**, વિ૦ ટીકાસહિત; સમજુતી સાથે; અન્વયાર્થસહિત.

**સટીજવું**, ક્રિ૦ અ૦ ચુપચુપ નાસીજવું; કોઇ જાણે નહિ તેમ વેગળા ખસીજવું.

**સટોરિયો**, પું૦ સટ્ટો કરનાર; વાયદાના ભાવે મોટા વેપાર કરનાર; સટ્ટાબાજ.

**સટોસટ**, અ૦ ઉપરાઉપરી; સટાક સટાક થાય એમ.

**સટ્ટવું**, સટવું—નાસીજવું.

**સટ્ટાખોર**, વિ૦ સટોરિયો; ચઢઉતર વાયદાના ભાવે ક્રયવિક્રય કરનાર.

**સટ્ટો**, પું૦ અમુક વખતે—વાયદે અમુક ભાવે આપવા લેવાની સરતે માલ લેવાનો ધંધો તે; ફરેકે વાયદે અમુક દરે લેવાદેવાની સરત તે; તેજીમંદીનો ધંધો. (૨) છેતરીને અથવા લુચ્ચાઇ કરીને મોટી રકમ કે વસ્તુ ઉપાચત કરવી તે; લાગનો લાભ લઇ ખૂબ ઉડાવીજવું તે.:—આગની ગભરામણમાં લુચ્ચા પડોસીઓ સટ્ટો મારી ગયા=ઉડાવીગયા.

**સડ**, વિ૦ જડ; ડમ; ખૂબ ભરાવાથી તંગ—કઠણઃ—મોકળે મોંએ જમ્યો તેથી પેટ સડ થઇ ગયું. વરાધમાં પેટ સડ થઇ જાય છે. (૨) સ્તબ્ધ; દિઙ્મૂઢ; સ્તબ્ધ હિલચાલરહિતઃ—એ વચન કહ્યાં કે સડ થઇગયો. (૩) અ૦ ઝડપથી. (૪) ના૦ સડો.

**સડક**, સ્ત્રી૦ ટેકરા ખાડાખૈયા ખોદી પુરીને બનાવેલો સીધો સપાટ માર્ગ; મોટો રસ્તો; બાંધેલો રસ્તો. (૨) વિ૦ સ્તબ્ધ; દિઙ્મૂઢ જડ; આભું.:—સાહેબને ગુસ્સે જોઇને તે તો સડક થઇગયો. વિસ્મ યાહત.

**સડકો**, પું૦ સડાકો; સબડકો; આંગળાથી પ્રવાહી ખોરાક મોંમાં લેતાં થતો અવાજ તે. નાક અથવા મોંએ જોરથી વાયુ અંદર ખેંચતાં થતો એવો અવાજ.

**સડવું**, ક્રિ૦ અ૦ પાણી અને હવાથી કોહોઇ જવું; બગડવું; ગળવું; બદબદી—વિકૃતિ આવવી. (૧) સૈડવું; સરડવું; વળીઓ ઉપર કાંબડાં નાંખવાં.

**સડસડવું**, ક્રિ૦ અ૦ લીલા અને પાણીવાળા પદાર્થનું તેલ કે ઘીમાં તળાવું; ઘી તેલમાં પાણી બળવું; ગરમથવું; ઉકળવું. (૨) સડસડ એવો અવાજ થવો.

**સડસડાટ**, અ૦ થોભ્યા વગર સપાટાબંધ આગળ વધ્યે જવું તે; રેલાની પેઠ; ઝડપથી; ધડધડાટ; વગર ખંચાયે; કડકડાટ. (૨) સડસડ થવું તે.

**સડસડાવવું**, ક્રિ૦ સ૦ સડસડ થાય એમ કરવું; લીલા ને પાણીદાર પદાર્થને ઘી કે તેલમાં ખૂબ તળવો—પકવવો. (૨) ધમકાવવું; દમદેવો; ફટકાવવું.

સડસેટ, વિ૰ સડસેઠ, સાઠ ને સાત; ૬૭

સડાકો, પું૰ ચાબુકનો અવાજ. (૨) સબડકો. (૩) નાકથી ઉંચો પવન લેતાં થતો અવાજ.

સડિયો, પું૰ પત્તરવેલિયાનો દાંડો પત્તરવેલિયાં; અળવીનાં પાન.

સડો, પું૰ કોહ; સડવું તે; બગાડ; બદબદ થઈજવું, જંતુઓથી વિકૃતથવું તે. (૨) પડોસી?

સઢ, પું૰ પવન ભરાય ને ગતિ મળે તે માટે વહાણ કે નાવ વચ્ચેના ઉભા થાભલાને બાંધવામાં આવતું દોટીનું કપડું; પવનને જોરે વહાણ ચાલે તે માટે ઉભો કરવામાં આવતો જાડા કપડાનો ઓઢો તે. (૨) અ૰ સડ; જડ; દિંગમૂઢ.

સણકો, પું૰ હથિયારની અણી ભોકાતી હોય એવું શરીરમાંનું દરદ; શૂળ; તણુછ; ખટક (૨) ભાવનાનો ઉછાળો; તરંગ; વેળ. વળી શો સણકો આવ્યો?

સણગટ, પું૰ શણગટ; ઘુંઘટ; છેડો; સેંડકો. સોડિયું.

સણગો, પું૰ પલાળેલા દાણા–કઠોળમાંથી ફૂટી નિકળતો તંતુ–ફણગો તે; અંકુર; બીમાંથી નિકળતી શાખા–પ્રરોહ તે.

સણભિંડી, સ્ત્રી૰ શણથી જાડા ને ભિંડીથી પાતળા રેસાનો છોડ; શેરિયાનો એક છોડ તે. એની છાલના રેસામાંથી પાતળી દોરીઓ થાય છે.

સણસણ, અ૰ ઉકળતા પાણીનો અવાજ; પાણી બળતાં થતો એવો અવાજ.

સણસણવું, ક્રિ૰ અ૰ સણસણ થવું; લીલોતરી અને પાણીનું સણસણ અવાજે ચઢવું અથવા બળવું તે. વેગને લીધે હવા અથવા વરાળનો અવાજ થવો.

સણસણાટ, પું૰ પાણી બળતાં ને હવા ચિરાતાં થતો અવાજ તે.:—તીર દેખાતા નહિ પણ સણગણાટ સંભળાતો હતો.

સણુસાર, પું૰ બળદ કે ઘોડાને ઉતાવળે ચલાવવા માટે કરવામાં આવતો ચાબુકનો અવાજ. (૨) ઇસારો; નિશાની; પ્રેરક અવાજ. (૩) ધીમો ઘસાગનો અવાજ; પગરવ; આછો હળવો પણ જાગૃતિ પ્રેરક અવાજ.

સણુસારવું, ક્રિ૰ સ૰ ઇસારો કરવો; ચાબુક ફેરવી તથા હવામાં ફેંડીને ચલાવવું–હાંકવું; સાનકરવી.

સણુસારો, પું૰ સાન; ઇસારો; અણસારો. (૨) ધીમા ઘસારાનો અવાજ—પગ વગેરેનો. સણુસારો થતાંવાંત હું જાગ્યો અને ચોર નાઠો.

સણુંગ, સ્ત્રી૰ જમીનની અંદરનું લાંબું પોલાણ; જમીન ખણીને કરેલો સાંકડો અંતર્માર્ગ; ભૂમાર્ગ; સુરંગ; બુગદું. (૨) વિ૰ અંકુરવાળું; ફણગા ફુટેલા હોય એવું; સણગાયેલું.:-વાલની સણુંગ દાળ.

સણુંદ, સ્ત્રી૰ [ अ. सनद् ] સનદ, સનંદ; પરવાનો; રજાચીઠી. (૨) સત્તા; અધિકાર. (૩) સરકારે આપેલા હક–પરવાનગીનો દસ્તાવેજ; અધિકારપત્રિકા.

સણીજી, વિ૰ સગપણના સંબંધવાળી; સગી. (મા—નહિ.) સણીજો=સગો.

સત, વિ૰ [ सं. सत्य ] સાચું; ખરૂં. (૨) વાસ્તવિક; યથાર્થ. (૩) ન૰ દૈવત; સાચ.:—દેવમાં હવે સત રહ્યું નથી. (૪) સત્યાવેશ; સતીત્વનો ખરેખરો ઉછાળો.:—હાલ કોઇને સત ચઢતું નથી. (૫) સાર; કસ; સત્વ.

સતજુગ, પું૰ [ सं. सत्ययुग ] ચાર જુગમાંનો પહેલો સાચવટ અને સંસ્કૃતિનો જુગ તે.

સતત, અ૰ [ सं. ] સદૈવ; નિરંતર; સદા કાળ; હમેશ.

**સતમ**, પું૦ [ अ. सितम ] જુલમ; ત્રાસ; પરાકાષ્ટા.

**સતમી**, સ્ત્રી૦ ટીપ; નોંધ; યાદી. (૨) પરદેશથી આવેલા માલની કિંમતનું ભરતિયું.

**સતર**, સ્ત્રી૦ [ अ. ] લીટી; ઓળ; કોલમ.

**સતાર**, પું૦ [ फा. सितार ] ૭ તારનું થરકાવીને વગાડવાનું તંતુવાદ્ય; સિતાર.

**સતારો**, પું૦ ભાગ્ય; નસીબ; સારા ભાગ્યનો જોગ (૨) ગ્રહ; ગ્રહબળ. (૩) તારો.

**સતાવણી**, સ્ત્રી૦ પજવણી; દુઃખ દીધા કરવું તે; પીડા. (૨) હેરાનગતિ. (૩) ચીઢાય એમ કરવું તે.

**સતાવવું**, ક્રિ૦ સ૦ પજવવું; વિતાડવું; દુઃખ દેવું; હેરાનકરવું (૨) ચીડવવું.

**સતિયો**, પું૦ સત્ય બોલનારો; સાચો-ખરાવાદી માણસ. (૨) પ્રમાણિક માણસ.

**સતી**, સ્ત્રી૦ સાચા શીલપર રહેનારી સ્ત્રી; પતિવ્રતા; સદ્‌ગુણી સ્ત્રી; પતિનેજ પરમેશ્વર માની પતિપ્રાણા થઇ રહેનાર સ્ત્રી. (૨) પાર્વતી; મહાદેવપત્ની.

**સતીત્વ**, ન૦ સતીપણું; પતિ એજ ઈશ્વર ને પોતાનું સર્વસ્વ એવી સ્ત્રી ની માન્યતા તેઃ પતિવ્રતપણું; પાતિવ્રત્ય.

**સતુ**, વિ૦ સાચું; સત્ય એજ ખરૂં છે એમ માનનારૂં; સત્ય માર્ગે ચાલનારૂં. (૨) છતું. પ્રકટ. (૩) સાથવો.

**સતોસતિયું**, વિ૦ સોસણું; કોઇને માથે જોખમ ન હોય એવું; ઠેકાણા વગરનું; ગડબડિયું.

**સત્**, ન૦ સત્ય; સાચ. (૨) વિ૦ સત્ય; સાચું. (૩) ઉત્તમ; શ્રેષ્ઠ-સત્કર્મ.

**સત્કર્મ**, ન૦ [सं.] સારૂં કામ તે; પુણ્યનું, ઉપકારનું, કોઇના હિતનું કામ તે.

**સત્કાર**, પું૦ [सं.] આદરમાન; વિવેક. (૨) પૂજા; આતિથ્ય.

**સત્કારવું**, ક્રિ૦ સ૦ સત્કાર કરવો; સારી રીતે માન આવકાર આપવો; સંમાન કરવું.(૨) સ્વીકારવું.

**સત્કૃત**, વિ૦ [ सं. ] સત્કાર કરાયેલું; માન આપેલ; જેનું આદરાતિથ્ય કરેલું હોય તે. (૨) સ્વીકારેલું.

**સત્કૃત્ય**, વિ૦ [ सं. ] સત્કાર કરીને; માન આપીને; સંમાન આપી. (૨) ના. સત્કર્મ; પુણ્ય કર્મ તે.

**સત્ક્રિયા**, સ્ત્રી૦ [सं.] સત્કર્મ; સારૂં કામ તે.

**સત્તમ**, વિ૦ [सं.] ઉત્તમ; શ્રેષ્ઠ.

**સત્તર**, વિ૦ દસ ને સાતની સંખ્યા તે; ૧૭. રૂ૦ પ્ર૦ સત્તરવાર=વારંવાર; ખાસ; ખસુસ. સત્તર જગાએ=ઘણે ઠેકાણે, ઠામઠામ. સત્તર આની=ખૂબ સરસ; સૌથી સારૂં એમ.

**સત્તા**, સ્ત્રી૦ [सं.] અસ્તિત્વ; હોવાપણું. (૨) ધણીપણું; સ્વામિત્વ. (૩) બળ; જોર; કૌવત; શક્તિ. (૪) અધિકાર; હક. (૫) અમલ; હાકમી. (૬) ધન; પૈસો. ક્રિ૦ પ્ર૦ સત્તા આપવી=હક; અધિકાર આપવો. સત્તા આવવી=શક્તિ-કૌવત આવવું (માંદા નિર્બળને). સત્તા ચલાવવી=અમલ કરવો. કહે૦ સત્તા આગળ શાણપણ શા કામનું=બળવાન-શક્તિમાન આગળ ડહાપણ કરવું નકામું છે.

**સત્તાણું**, વિ૦ નેઉ ને સાત; ૯૭.

**સત્તાધારી**, વિ૦ સત્તાવાળું; શક્તિમાન. (૨) જેને સત્તા હોય તે.

**સત્તાવન**, વિ૦ પચાસ ને સાત; ૫૭.

**સત્તાવાન**, વિ૦ સત્તાવાળું. (૨) બળવાન; અધિકારી.

**સત્તાવીસ**, વિ૦ વીસ ને સાત; ૨૭.

**સત્તો**, પું૦ જેની ઉપર સાતનો આંક હોય તે. (પત્તુ-પાસો વગેરે.)

**સત્પાત્ર**, વિ૦ [सं.] લાયક દાન વગેરે આપવાને માટે સારૂં ઠામ-જન તે; સારૂં પાત્ર; યોગ્યતાવાળું; સારૂં; ઉંચું; ઉત્તમ પાત્ર તે.:- સત્પાત્રે દાન.

**સત્પુત્ર**, પું૦ [सं.] કુટુંબની શોભામાં-આબરૂમાં વધારો કરે એવો સારો છોકરો તે; સદ્દગુણી પુત્ર.

**સત્પુરૂષ**, પું૦ [सं.] સુજન; સારો માણસ; સદાચારી માણસ; સાહુકાર.

**સત્ય**, ન૦ [सं.] સાચ; ખરાપણું; તથ્ય; સચ્ચાઇ; સાચવટ. (૨) ચાર યુગમાંનો પહેલો યુગ તે; કૃતયુગ. (૩) વિ૦ સાચું; ખરૂં; વાસ્તવિક.

**સત્યતા**, સ્ત્રી૦ સાચવટ; સચ્ચાઇ; ખરાપણું. (૨) પ્રમાણિકતા.

**સત્યયુગ**, પું૦ [सं.] પહેલો યુગ; કૃતયુગ.

**સત્યલોક**, પું૦ [सं.] એક એકની ઉપર આવેલી ઉચ્ચઉચ્ચ વસ્તીવાળી ભૂમિકાઓમાંની સૌથી ઉપલી-સાતમી ભૂમિકા તે; સાત લોકોમાંનો ઉપલો લોક તે.

**સત્યવાદી**, વિ૦ ખરાબોલું; સાચું બોલનાર; પ્રમાણિક; ઇમાનદાર.

**સત્યશીલ**, વિ૦ સાચું બોલવાના સ્વભાવનું; સત્ય-ખરાને વળગી રહેનારૂં; સાચું.

**સત્યાનાશ**, ન૦ ધન, માલ અને કુટુંબ વગેરેની સાવ પાયમાલી થઇજવી તે; ખેદાન મેદાન થઇજવું તે; સાવ નાશ થઇજવો તે. (૨) એક શાપ-ગાળ, કે કુદુવા.

**સત્યાશી**, વિ૦ એંશી ને સાત; ૮૭.

**સત્ર**, [सं.] યજ્ઞ; યાગ.

**સત્રપ**, પું૦ સુબો; હાકેમ; મહાલકરી.

**સત્રશાળા**, સ્ત્રી૦ યજ્ઞશાળા. (૨) અન્નક્ષેત્ર; ગરીબ-યાત્રી વગેરેને અન્નદાન દેવાનું સ્થળ તે.

**સત્વ**, ન૦ [सं.] માયાના ત્રણ ગુણોમાંનો પહેલો અને સારો ગુણ તે. (૨) મૂળ સ્વભાવ; મૂળતત્વ. (૩) બળ; શક્તિ; કૌવત; હીર. (૪) સાર; કસ. (૫) વસ્તુ; પદાર્થ; દ્રવ્ય. (૬) પરાક્રમ

**સત્વર**, અ૦ [सं.] જલદી; તરત; શીઘ્ર; ઝટ; ત્વરાથી એમ.

**સત્વરતા**, સ્ત્રી૦ ઉતાવળ; ધાઇ; ત્વરા. (૨) ઝડપ.

**સત્સમાગમ**, પું૦ સારા-સાધુ માણસનો મેળાપ તે; સંતસમાગમ; સુજન સંબંધ-મૈત્રી; સદાચારી ને ધર્મિષ્ઠ માણસ સાથે બેઠક તે.

**સત્સંગ**, પું૦ સારા-સાધુ માણસની સોબત તે; સુજનની મૈત્રીનો સંબંધ તે.

**સત્સંગી**, વિ૦ સંત સાધુનો સંગાતી તે; જ્ઞાનીની સોબતવાળો. (૨) સ્વામીનારાયણ સંપ્રદાયનો માણસ; જિજ્ઞાસુ.

**સથરપથર**, અ૦ જેમતેમ; આમતેમ વિખરાયેલું હોય તેમ. (૨) વિ૦ અવ્યવસ્થિત; ટાપટીપ રહિત. (૪) ગુંચવાયેલું; અસ્થિર-ડોલંડોલ; ગભરાયેલા જેવું.

**સથવારો**, પું૦ સંગાથ; સંગ-સોબત; સાથ. (૨) સંઘ; કાફલો.

**સદગરવું**, ક્રિ૦ સ૦ માનવું; ગાંઠવું; પત કરવું. (૨) સ્વીકારવું.

**સદન**, ન૦ [सं.] ગૃહ; ઘર; મંદિર; ધામ. (૨) રહેઠાણ.

**સદય**, વિ૦ દયાળુ; કૃપાળુ; જેના હૃદયમાં દયા હોય તે.

**સદર**, વિ૦ [अ. सद्र] મુખ્ય; મોટું; વડું. (૨) ઉત્તમ; શ્રેષ્ઠ. (૩) ઉંચા દરજ્જાનું. (૪) કુલ.

**સદરઅમીન**, પું૦ ઉંચા દરજ્જાનો ઇનસાફી અમલદાર; ન્યાયખાતાનો વડો અમલદાર.

**સદરપરવાનગી**, સ્ત્રી૦ જેમ ફાવે તેમ કરવાની કુલ છુટ તે; મોટામાં મોટી છુટ; કોઇ પણ જાતની આડ આંટી વગર જેમ ગમે તેમ વર્તવાની છુટ તે. (૨) કુલ મુખત્યારી તે.

**સદરબજાર**, ન૦ મોટું બજાર; મુખ્ય બજાર. (૨) છાવણીમાંનું બજાર તે.

**સદરહુ**, વિ૦ ઉપર અથવા આગળ જણાવવામાં આવેલું એવું તે; ઉપરોક્ત; પૂર્વોક્ત; જાણીતું છે તે.

સદરો, પું૦ કુંકી બાંયનું ખુલતું પહેરણ. પારસી લોક તેમના ધર્મને લીધે જરૂરિયાત તે શરીરપર રાખે છે. સદરોકસ્તી.

સદવું, ક્રિ૦ અ૦ માફક આવવું; રૂચવું; અનુકૂળ પડવું.

સદસત, વિ૦ સાચુંખોટું; સારૂંનરસું.

સદસ્ય, પું૦ [સં.] સભાસદ; સભ્ય; મંડળીમાંનો એકદો જણ તે.

સદળ, વિ૦ દળવાળું; જાડું; સ્થૂલ.

સદળું, ત્રિ૦ જાડું; દળવાળું. (૨) ભારે.

સદા, અ૦ [સં.] હમેશ; નિત્ય; નિરંતર; રોજ.

સદાચરણ, ન૦ સારૂં આચરણ તે; સદ્વર્તન; સારી ચાલચલગત.

સદાચરણી, વિ૦ સારી ચાલચલગતનું; નીતિ રીતિને માર્ગે ચાલનાર.

સદાચાર, પું૦ [સં.] સારો આચાર; રીતભાત તે.

સદાચારી, વિ૦ સારા આચારવાળું; સચ્ચરિત.

સદાનંદ, પું૦ હરહમેશ આનંદ હોવો તે. (૨) વિ૦ સદાય આનંદમાં રહેનારૂં.

સદાબડું, જુ૦ સદાવડું.

સદાવડું, વિ૦ સમુળગું; અનવશેષઃ–ચોરીમાં તેનું થોડું ગયું, તો કહે સદાવડું જશે. તમામ. (૨) આખું; બધું. (૩) હમેશનું સદાને માટે.

સદાવ્રત, ન૦ અન્નક્ષેત્ર, યાત્રી, વટેમાર્ગુ અને ગરીબને અન્નદાન આપવું તે; અન્નદાન. (૨) અન્નદાન દેવાનું વ્રત તે. (૩) અન્નદાન દેવાનું ઠામ.

સદાશિવ, પું૦ મહાદેવ; શંકર.

સદાસર્વદા, અ૦ હરહમેશ; નિત્ય; નિરંતર.

સદી, સ્ત્રી૦ [ફા.] સો વર્ષનો કાળ તે; સૈકું; સેંકડો; શતક.

સદીસા, અ૦ વેળાસર; જેટલી વારમાં કરવું જોઇએ તેટલી વારમાં એમ; સવેળા.

સદૃશ, વિ૦ [સં] સરખું; જેવું; સમરૂપ; સમાન.

સદૃશતા, સ્ત્રી૦ સાદૃશ્ય; સમાનતા; સમરૂપતા.

સદૈવ, અ૦ [સં] હમેશ; સદા; નિરંતર.

સદોદિત, વિ૦ નિત્ય પ્રકાશમય. (૨) હરહમેશ; રોજ ઉગીને. ઉ૦ સત્ય સદોદિત જ્ય મનું ત્યમ છે, ના આવે ના જાય; પદ અવિનાશીરે, અલખ લખમાં આવે. નિરાંતભક્ત.

સદ્ગતિ, સ્ત્રી૦ મોક્ષ; ઉદ્ધાર; મુવા પછી જીવનો પુનર્જન્મનો ફેરો મટવો–સ્વર્ગ પ્રાપ્તિ થવી તે; સારી ગતિ થવી તે.

સદ્ગુણ, પું૦ સારો ગુણ; સુસ્વભાવ; રીતભાત, ચાલચલગત વગેરેનું સારાપણું તે.

સદ્ગુણી, વિ૦ સારા ગુણવાળું; ગુણવંત; સદાચારી; સારી ચાલનું.

સદ્ગૃહસ્થ, પું૦ કુટુંબ કબીલાવાળો પ્રતિષ્ઠિત માણસ તે; સજ્જન, ગુણવાન; કુટુંબી અને વળી પૈસાદાર એવો તે.

સદ્ધર્મ, પું૦ સાચો–શ્રેષ્ઠ ધર્મ તે; નીતિ રીતિ ને સારો માર્ગ તે; સુકર્તવ્ય તે.

સદ્બુદ્ધિ, સ્ત્રી૦ સન્મતિ; સારી સમજ તે; ચોખ્ખી–શુદ્ધ બુદ્ધિ તે.

સદ્ભાવ, પું૦ [સં.] સારો ભાવ તે; સુસ્વભાવ. (૨) સ્નેહ; માયા; પ્રીતિ; પ્રેમભાવ.

સદ્મ, ન૦ [સં.] ઘર; ગૃહ; મંદિર.

સદ્ય, અ૦ [સં.] તરત; તાબડતોબ; તત્ક્ષણ. (૨) હમણાંજ.

સદ્વર્તન, ન૦ [સં.] સારી ચાલચલગત તે; સદ્વૃત્ત; સચ્ચરિત.

સદ્વાસના, સ્ત્રી૦ [સં.] સારી ઇચ્છા તે; ઉંચો મનોભાવ–આકાંક્ષા તે; સારી ભાવના તે.

સદ્વૃત્ત, ન૦ સદ્વર્તન; સારી ચાલ તે. (૨) વિ૦ સારી ચાલનું; સુશીલ; સચ્ચરિત.

સધન, વિ૦ ધનવાન; પૈસાદાર; ધની.

સધર, જુ૦ સદ્ધર; શક્તિમાન.

સધરવું, ક્રિ૦ અ૦ સુધરવું; સારૂં થવું–બનવું

તે; નહિ બગડવું. (૨) સારી રીતે પાર પડવું; સાંગોપાંગ પાર ઉતરવું.

**સધર્મિણી**, સ્ત્રી૰ સમાન ધર્મવાળી; સાથે રહીને ધર્મમાં વર્તનારી સ્ત્રી.

**સધર્મી**, વિ૰ સમાન ધર્મનું; એકજ ધર્મનું. (૨) સરખા ગુણનું; સમભાવ–અસર ઉપજાવે એવું; એક મત–ગુણ વગેરેનું હોય તે;

**સધવા**, સ્ત્રી૰ જેનો સ્વામી જીવતો હોય તે, સૌભાગ્યવતી સ્ત્રી; હેવાતનવાળી, સોવાશણ સ્ત્રી; પતિવાળી; અવિધવા.

**સધામ**, ન૰ સ્વધામ; પોતાનું અસલસ્થાન તે; સ્વર્ગ. જીવ જ્યાંથી આવ્યો છે ત્યાં દેહ મૂકીને જાય છે તેથી–સધામ. ક્રિ૰ પ્ર૰ સધામ જવું=પોતાને સ્થાને પાછા જવું, અર્થાત્ મરીજવું.

**સધારવું**, ક્રિ૰ અ૰ જવું; વદાય થવું:–હવે તમે સધારો.

**સધાવવું**, ક્રિ૰ અ૰ સિધાવવું; જવું; વદાય થવું. (૨) ક્રિ૰ સ૰ ફલિત થાય એમ કરાવવું; પાર ઉતરાવવું; સિદ્ધ કરાવવું.

**સદ્ધર**, વિ૰ સારી રીતે ધુરા વહી શકે એવું; શક્તિમાન; બળવાન. (૨) ભારે; મક્કમ. (૩) પૈસાદાર, મોભાવાળું:—સદ્ધર આસામી પકડયો છે.

**સન**, પું૰ [ अ. सन्न ] અમુક રાજા કે મોટા બનાવથી ગણાતો વર્ષાનુક્રમ તે; સંવત–સંવત્સર; શક–શાકે. (૨) ખ્રિસ્તી સંવત્સર; ઇસવીસન–સને. (૩) સાલ; વર્ષ.:–સન ૧૯૨૧.

**સનદ**, સ્ત્રી૰ [ अ. ] સનંદ; કોઈ કામ કે ધંધો અને હક કે ભોગવટા માટેનું અધિકાર પત્ર; પરવાનગી; પરવાનો; પટો. (૨) બક્ષીસનામું. (૩) પ્રમાણપત્રિકા. (૪) ફરમાન; હુકમ.

**સનમના**, અ૰ ગમગીન; ઉદાસ; નાખુશ. ઉ૰ સુણ્યાં એમ સનમના થઇ મહુ હર્યાં, ઉદ્યમ માંડયો વિવાતણો રે. દયારામ. (૨) દિલગીર; અણુમન.

**સનસ**, સ્ત્રી૰ પ્રેમ સંબંધની, મોટપના માનની અથવા તો ભયની અદબ–શરમ તે; માનમર્તબો; સંમાનની શેહ.–એને તમારીએ સનસ ના પડી. (૨) દરકાર; ગરજ; તમા.

**સનાતન**, વિ૰ [ सं. ] આગળ હતું, હાલ છે અને ભવિષ્યમાં હશે–રહેશે એવું જે તે; અવિનાશી; સદોદિત; અનાદ્યન્ત; અચળ; હમેશ જેવું અને તેવુંજ રહેનારૂં; પરાપૂર્વથી એક સરખાપણે ચાલી આવતું હોય એવું.

**સનાથ**, વિ૰ [ सं. ] નાથ–ઉપરિ–માલીક; આશ્રય દેનાર; ઉપરિ ઓથવાળું; જેને માથે વડીલ, રાજા કે સ્વામી હોય તે. નિરાશ્રિત નહિ એવું, સુભાગી. (૨) સ્ત્રી પક્ષે–સધવા, સોવાશણ. (૩) કૃતફલ.

**સનાથતા**, સ્ત્રી૰ સનાથપણું.

**સનાદ**, વિ૰ નાદીલું; છંદી. (૨) સુલક્ષણું; પાંશરૂં; સીધું; સખણું. ઉ૰ મારા વહાલા સનાદે રહેજો. ગોવિંદ.

**સનાન**, ન૰ સ્નાન; અંઘોળ. (૨) મરણાશૌચ; સગાં સંબંધીના મરણથી નહાવાનું તે. (૩) મરણનો શોક–કેર. રૂ. પ્ર. સનાનના સમાચાર=માઠા વાવડ.

**સનાનિયું**, વિ૰ સનાનવાળું; સનાન કરવા ઉતરેલું; મરણાશૌચથી અભડાયેલું. દુઃખદ અને અશુભ સૂચક એવું.

**સને**. અ૰ સનમાં; સંવત્સરમાં; અમુક જાતના સંવત્સરે એમ.:–સને ૧૯૨૦.

**સનેડો**, પું૰ સ્નેહ બંધન તે; પ્રેમાસક્તિ; સ્નેહની લગની તે; હેડો. ઉ૰ છબીલા સંગાથે મારો સનેડો બંધાણો, ચાલી સંસારની લાજ સર્વે છોડી. મો. બ.

**સનેપાત,** પુ૦ [ સં. सन्निपात ] શરીરમાંના રસો-વાતપિત ને કફ એકસાથે બગડી જવાથી થતી ભયંકર માંદગી; તાવ અને બીજા વિકાર એકઠા થવાથી થતી ગભરામણ. (૨) વિંણાસુંટા; એબાકળાપણું; ભારે ગભરામણ.

**સન્નિકર્ષ,** પું૦ [ સં ] પાસે ખેંચવું તે; પાસેપણું; સામીપ્ય.

**સન્નિધિ,** સ્ત્રી૦ [ સં. ] પાસેપણું; સમીપતા.

**સન્નિપાત,** પુ૦ [ સં. ] સનેપાત; વિંણાચુંટા ગભરામણ. (૨) મરણ વખતે થતી ગભરામણ; લવારી; તલપાપડ. (૩) જમાવ; મિલાપ; ઐક્ય.

**સન્માન,** ન૦ સારૂં માન મળવું તે; આદરસત્કાર.

**સન્માનિત,** વિ૦ સત્કારાયેલું; સારૂં માન આપેલું; સંપૂજિત.

**સન્માર્ગ,** પુ૦ [ સં. ] સારો રસ્તો, સુપંથ; નીતિરીતિનો માર્ગ તે.

**સપકણ,** ન૦ સગપણ.

**સપટાવવું,** ક્રિ૦ સ૦ જકડવું; મજબૂત કરવું; દાબીને બંધકરવું.

**સપટેમ્બર,** પું૦ [ સં. ] ખ્રિસ્તી સંવત્સરસનેનો નવમો મહિનો.

**સપડાવવું,** ક્રિ૦ સ૦ ફસાવવું; સુંગલમાં-આંટીમાં લેવું; ફાંદામાં લેવું; ઘેરીલેવું; ધમકાવવું.

**સપડાવું,** ક્રિ૦ અ૦ ફસાવું, ઝલાવું; પેચ આંટીમાં આવવું; ફસીપડવું.

**સપત,** પું૦ સમ; સોગન.

**સપત્ન,** પું૦ [ સં. ] દુશ્મન; શત્રુ; વેરી.

**સપત્ની,** સ્ત્રી૦ પતિની બીજી સ્ત્રી તે. ( સ્ત્રીને ) શોક્ય.

**સપથ,** પું૦ સોગન; સમ.

**સપન,** ન૦ સ્વપ્નું; સ્વપ્ન. ઉ૦ સપનાં સાચાં ન હોય રે.

**સપનું,** ન૦ સ્વપ્ન.

**સપરમું,** વિ૦ માંગલિક; શુભ; રૂડું; ખુશાલીનું. તહેવાર અથવા અવસરનું:-સપરમો દહાડો સવારથી જણાય.

**સપરાણું,** વિ૦ સબળું; બધું. (૨) જબરૂં; બળવાન. વાઘઈ ઢોરઢાર, સપરાણા માણસ ઝાલઈ બાન. કાન્હડદે પ્રબંધ.

**સપરિવાર,** વિ૦ પરિવાર સહિત; સકુટુંબ.

**સપસપ,** અ૦ ચપચપ; ઝડપથી.

**સપાટ,** વિ૦ ઉંચુંનીચું-ખાડા ટેકરા વગરનું; એક સરખું સીધું; સમાન્તર. (૨) તમામ; બધું.

**સપાટ,** સ્ત્રી૦ [ પોર્ટું. Sapatos] ચાપવે ભરાઇ રહે ને ખરા હોય નહિ એવી જોડિયો; સ્ત્રીઓ વગેરેને પહેરવાના ઝટ નિકળી જાય એવી પાની તરફના બંધરહિત પગરખિયો.

**સપાટાબંધ,** વિ૦ ( અ૦ ) તરત; ઝટ; તાબડતોબ.

**સપાટિયું,** ન૦ વાંસ અથવા બરૂની ચીપ.

**સપાટી,** સ્ત્રી૦ જમીન, લાકડા અથવા બીજી કોઇ પણ ચીજનો ઉપલો એક સરખો ઉંચો નીચો કે ખાડા ટેકરા વગરનો ભાગ તે; કોઇ પણ આકાર-વસ્તુની સમાન્તર ભૂમિકા તે; એક સરખાપણું સપાટપણું.

**સપાટો,** પું૦ ઝડપ; ત્વરા; જોસભરી દોડ તે. (૨) પવનનું જોરથી ફુંકાવું તે. (૩) ચાબૂક અથવા સાટની જોરદાર વિંઝ અને તેનો હવામાં સ્ફોટ તે. (૪) ધમધોકાર-કામ ચાલવું તે.

**સપાડું,** ન૦ આભાર; એહસાન; ભાર; પાડ. (૨) વગ, ભલામણ.

**સપારે,** અ૦ બરોબર; ઠીક; દુરોબસ્ત.

**સપાસપ,** અ૦ ઉપરાઉપરી એક પછી એક, સપાટાબંધ એમ; ચપોચપ.

**સપ્રચુ**, વિ૦ સમુળગું; નિરવશેષ; તમામ. (૨) બધું; સઘળું.

**સપુરત**, સ્ત્રી૦ સુપરત; સોંપણ; ભાળવણી; સોંપવું તે.

**સપૂત**, પું૦ સારો—ગુણિયેલ છોકરો તે; કુટુંબની આબરૂમાં વધારો કરે એવો દીકરો.

**સપેત**, વિ૦ સફેદ; ધોળું; શ્વેત.

**સપ્ત**, વિ૦ સાત; ૭.

**સપ્તક**, ન૦ સાતનો સમુદાય; સત્તો.

**સપ્તકોણ**, વિ૦ જેને સાત ખુણા હોય એવું; સાત ખુણાવાળું.

**સપ્તદ્વીપ**, પું૦ [સં.] સાત બેટ તે; સાત ખંડ—(પૌરાણિક સાહિત્યમાંના.):–જંબુ, કુશ, પ્લક્ષ, શાલ્મલી, ક્રૌંચ, શાક અને પુષ્કર.

**સપ્તધાતુ**, સ્ત્રી૦ લોકપ્રસિદ્ધ સાત ધાતુઓ તે. –સોનું, રૂપું, તાબું, લોઢું, કલાઇ, સીસું અને જશત. (૨) શરીરના બંધારણમાંનાં સાતતત્ત્વો તે:–રસ, રક્ત, માંસ, મજ્જા, ચરબી, હાડ અને વીર્ય.

**સપ્તપદી**, સ્ત્રી૦ [સં.] વિવાહમાંનો એક અગત્યનો વિધિ; વરકન્યાએ સાત પગલાં સાથે ચાલી અન્યોન્ય મૈત્રી સંબંધ જોડવો તે. વિવાહમાં સપ્તપદી મુખ્ય ગણાય છે.

**સપ્તપર્ણ**, વિ૦ સાત પાંદડાંવાળું; એક ઢુંખમાં સાત પાન હોય એવું. (૨) એ નામની એક વેલ.

**સપ્તમી**, સ્ત્રી૦ સાતમી તિથિ તે; સાતમ. (૨) આઠ વિભક્તિઓમાં સાતમે નંબરે પડતી વિભક્તિ.

**સપ્તર્ષિ**, પું૦ [સં.] પુરાણના મુખ્ય સાત ઋષિઓ તે. (૨) એ નામથી ઓળખાતા સાત તારાઓનું ઝુમખું. સાત ઋષિઓ.– કશ્યપ, અત્રિ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, ગૌતમ, જમદગ્નિ, ને વસિષ્ઠ.

**સપ્તશતી**, સ્ત્રી૦ સાતસે શ્લોકનો એક સમુદાય તે, ચંડીપાઠ.

**સપ્તસ્વર**, પું૦ [સં.] ગાયનના મૂળ સાત સ્વર તે:–સા, રી, ગ, મ, પ, ધ, ની.

**સપ્તાહ**, ન૦ [સં.] સાત દિવસનો સમુદાય તે; અઠવાડિયું. (૨) સાત દિવસમાં ભાગવત પારાયણ કરવું તે.

**સપ્પટ**, વિ૦ બેસતું; તંગ; સજ્જડ વળગેલું; છેક પાસે પાસે ભિડાઇને આવેલું.

**સફ**, સ્ત્રી૦ બાજુ; કોર; પાર્શ્વ. (૨) હાર; ઓળ.

**સફર**, સ્ત્રી૦ [અ.] વહાણનું એક બંદરેથી બીજે બંદરે જવું તે; વહાણનું ભ્રમણ તે; વહાણની મુસાફરી તે. (૨) વહાણ ખેડવાનો ધંધો.

**સફરજન**, ન૦ એક જાતનું મીઠા પોળા ગરનું ફળ.

**સફરી**, વિ૦ મુસાફરીનું–સફર કરનારૂં વહાણ. (૨) લહેરી, ઉદાર ખુલ્લા મન અને હાથનું.

**સફળ**, વિ૦ [સં. सफल] ફળવાન; સિદ્ધ; કૃતકાર્ય; ધાર્યા પ્રમાણે પાર ઉતરેલું; પાર પડેલું. (૨) પ્રમાણ રૂપ.

**સફા**, અ૦ સારૂ; સ્વચ્છ; નિર્મળ; સપાટ. (૨) ખલાસ; તમામ; ચોખ્ખું.

**સફાઈ**, સ્ત્રી૦ સ્વચ્છતા; નિર્મળતા. (૨) નહિ ખડબચડાપણું તે. (૩) બોલવાની સ્પષ્ટતા; છટા. (૪) અહમહમિકા; બડાઇ; ચાતુર્ય. (૫) ટાપટીપ; ભભક. (૬) ગુંચવણ રહિતપણું; ચોખવટ.

**સફાઇદાર**, વિ૦ સફાઇવાળું; સુરેખ; સ્વચ્છ. (૨) સુંવાળું; એક સરખી સપાટ સપાટીવાળું. ગડબડ, ગંદકી, કે કરચથી વગરનું–સાફ.

**સફાળુ**, વિ૦ ઓચિંતો ભય વગેરેનો ધ્રાસકો પડેલો હોય એવું; ફાળ પડી હોય એવું; બેબાકળું; ગભરાયેલું; ઓચિંતો જેને ભય લાગેલો હોય એવું. (૨) સ્વપ્નાદિકમાં જોયેલા ભયથી ઓચિંતા જાગ્રત થતાં વિહ્વલ

થયેલું. અયગુંચ ગભરાઈને જાગેલું એવું. :–કઈક ધબાકો થયો એટલે ફીકો પડયો એમ જાણી તે તો સફાળી ઉઠી.

**સફીત**, સ્ત્રી૦ છોકરાંની એક રમત; ખોબીલું.

**સફીલ**, વિ૦ પાસેનું; જોડેનું; લગ્નોલગ અડેલું એવું; પડોસનું.

**સફીલદાર**, પું૦ હદેહદના જોડાણવાળો; પડોસી; જેના ઘરની કે ખેતરની સાથે આપણી હદ જોડાયેલી હોય તે પડોસી.

**સફેત**, વિ૦ [फा.] સફેદ–ધોળું; ધવલ. (૨) ચળકતું; ઉજળું.

**સફેતી**, સ્ત્રી૦ ધોળી–ઉજળી ભુકી. (૨) ધોળાશ, ઉજવળતા (૩) ધોળું સુરેખ પડ. (૩) ઇંડામાનો શ્વેત ગર.

**સફેતો**, પું૦ ધોળો ભુકો; ચાક, સપેતો.

**સફ્ફું**, ન૦ ઝાંડું; શિકું.

**સફ્ફો**, પું૦ પાનું; પૃષ્ઠ.

**સબ**, વિ૦ [ हि. ] સઘળું; બધું; સવ; સૌ. કહે૦ સમસે બડી ચૂપ. સબ સુતા જગ અલ્લા જાગા.

**સબક**, ન૦ પાઠ, ધડો

**સબજી**, સ્ત્રી૦ ભાગનું લીલું પેય–પાણી તે; તૈયાર ભાંગ.

**સબજો**, પું૦ એક જાતનો સુગંધિદાર છોડવો; ડમરો.

**સબડકો**, પું૦ ચાગળામાંનું પેય ચૂસતાં થતો એવો અવાજ, પ્રવાહી–પેય કે ખોરાક વાયુ ખેંચી મોંમાં લેતાં થતો અવાજ તે. (૨) લહેજતથી આગળા ભરી ચૂસવું તે.:– સબડકા વગર ધબડકો=ઢીલા લહેજતદાર પેય વગર કંઇ મઝા નહિ.

**સબડવું**, ક્રિ૦ અ૦ વાસી પડયું રહેવાથી બગડવું; ધૂળ ખાતું પડીરહેવું. (૨) રઝળવું; નકામ સડયાકરવું. (૩) વિકૃતથવું; સડવું; કોહવું.

**સબડાક**, અ૦ સબડકો થાય એમ ઢીલો ખોરાક વાયુ ખેંચી ઉપરાઉપરી મોમા મૂકતાં અવાજ થવો તે :–રાબડી તો ડોસો સબડાક સબડાક સબડાવે છે.

**સબડાવવું**, ક્રિ૦ સ૦ ઢીલો ખોરાક આંગળાં વડે મોંમાં ચૂસીલેવો; રઝળાવવું; બગાડવું; કોહગાવવું.

**સબધું**, વિ૦ મજબુત; સારા બાંધાનું.

**સબબ**, પું૦ [ अ. ] કારણ, હેતુ; ઉદ્દેશ. (૨) બહાનું; તકરાર–મુદ્દો. (૩) અ. અમુક કારણ છે માટે; વાસ્તે, અમુક ઉપરથી–તેથી; કારણે

**સબર**, અ૦ રહો; થોભો; અટકો. (૨) ધીરા પડો, ખોટીરહો; થોડી ગમ જુઓ. સબુર.

**સબરસ**, ન૦ મીઠું; નિમક; સૌમાં સ્વાદ આણે એવી ચીજ તે; સર્વે રસ જેનામાં હોય તે.

**સબળ**, વિ૦ બળવાન; જોરાવર. (૨) સગુણ.

**સબળું**, વિ૦ બળવાન

**સબી**, સ્ત્રી૦ છબિ, તસવીર; પ્રતિકૃતિ; છાયા ચિત્ર. (૨) શકલ; મુખની–ચહેરાની સ્વચ્છ છટા–શોભાની છાપ તે. (૩) શોભા; કાન્તિ, ભભક.

**સબુદ્ધિ**, સ્ત્રી૦ સુબુદ્ધિ; સારી મતિ. (૨) અ૦ બુદ્ધિથી, બુદ્ધિપૂર્વક એમ.

**સબુર**, અ૦ ધીરજ, જરા થોભવું–ધીરજ રાખવી તે; સબુરી. (૨) અ૦ થોભો; રહો.

**સબુરાઈ**, સ્ત્રી૦ સબુરી.

**સબુરી**, સ્ત્રી૦ ધીરજ; ધીમા–ધીરા રહેવું; નહિ અધીરા થઈજવું તે. (૨) સહન શક્તિ.

**સભય**, વિ૦ ભયભરેલ; ભયવાળું નહિ સલામત.

**સભર**, વિ૦ ભરપુર; સર્વત્ર ભરેલું હોય એવું તે. (૨) તદન; ટાકોટાક.:–એનુ સભરે બરાબે.

**સભા,** સ્ત્રી૦ [ સં. ] વિચાર કરવાને એકઠા થયેલા માણસોનો સમૂહ; મેળાવડો; સભ્ય, માનવંતા માણસોની મંડળીનો જમાવ તે; પરિષદ; માણસોનો એકઠો થયેલો સમુદાય તે.

**સભાપતિ,** પું૦ અધ્યક્ષ;પ્રમુખ; મંડળીનો વડો.

**સભાસદ,** પું૦ સભામાંનો એકાદ જણ.

**સભ્ભર,** વિ૦ ભરપુર; પૂર્ણ ભરેલું. (૨) માતબર; સબળ.

**સભ્ય,** વિ૦ [ સં. ] વિવેકી; ડહાપું; શિષ્ટ. (૨) સભા શોભતું-સભાની શોભા રૂપ. (૩) ના. સભાસદ.

**સભ્યતા,** સ્ત્રી૦ વિવેક; ડહાપણ; લાયકી; શિષ્ટતા; વિનય.

**સમ,** પું૦ શપથ; સોગન. (૨) વિ૦ સરખું; સમાન; બરોબર. (૩) અ૦ સપાટ.

**સમઈ,** સ્ત્રી૦ પીતળની દીવી.

**સમકાલી,** વિ૦ એકજ કાળે બનેલું-થયેલું એવું તે; એક વખતનું.

**સમક્ષ,** અ૦ રૂબરૂ; નજર આગળ-સામે. (૨) નજીક; પાસે.

**સમખાવા,** અ૦ સોગન લેવા જેટલું પણ; યત્કિંચિત્ પણ નહિ એમ.:-મારી પાસે તો સમખાવા પણ પૈસો નથી.

**સમગ્ર,** વિ૦ [ સં. ] સઘળું; બધું; તમામ; અનવશેષ.

**સમચોરસ,** વિ૦ જેની ચારે બાજુ સરખી હોય એવું; ચારે બાજુ ને ખુણાઓ સહિત તમામ.

**સમચ્છેદ,** પું૦ સરખા ભાગ પાડવા તે; સરખા ભાગ પાડવાની રીત તે; જુદા જુદા છેદવાળા પૂર્ણાંકોને એક સરખા છેદવાળા અપૂર્ણાંકો બનાવવાની રીત.

**સમજ,** સ્ત્રી૦ સમજણ; જ્ઞાન; સારી રીતે સમજાયેલો વિચાર તે. (૨) અક્કલ.

**સમજણ,** સ્ત્રી૦ વસ્તુસ્થિતિ ઉપર મનમાં વિચાર ચાલી નકકી થયેલું જે જ્ઞાન તે; વસ્તુ પર વિચાર કરી તેમાંનો સારાર્થ ગ્રહણ કરવાની જે શક્તિ તે; અક્કલ; બુદ્ધિ; યથાર્થ જ્ઞાન. (૨) અર્થજ્ઞાન; ટીકા; ખુલાસો. (૩) ડહાપણ; શાણપણ.

**સમજણું,** વિ૦ સારૂં ખોટું શું ? અને અર્થાનર્થ શો તેનો વિવેક કરી જાણનારૂં તે; સમજદાર. (૨) ડહાપું; દક્ષ. (૩) ચતુર. (૪) ઉમ્મર લાયક; પોતાનો અર્થ શામાં છે તેનો વિવેક કરી જાણે એટલી વયનું; અનુભવી.

**સમજદાર,** વિ૦ સમજણું; ડહાપું; સમજુ.

**સમજવું,** ક્રિ૦ સ૦ જાણવું; મનથી માનવું; પિછાણવું. ઉ૦ ચતુરાઈઓ તમારીરે, સરવ હું સમજું છું. (૨) યથાર્થ જ્ઞાન લેવું; જ્ઞાન પામવું; અર્થ ગ્રહણ કરવો. આ વાક્ય હું સમજું છું. (૩) ખરા ખોટાની તુલના કરવી; વસ્તુ-વાતનો વિવેક કરી જાણવો.:-મારે શું કરવું, તે હું સમજું છુ. (૪) માનવું; શિક્ષા લેવી; સુલેહ કરવી; આગ્રહ છોડવો.:-હવે સમજવું જોઈએ, ઘરમાં આવો આડો સારો નહિ. સલાહ સંપ કરવો, સમાધાન કરવું.

**સમજાવવું,** ક્રિ૦ પ્રે૦ સમજે એમ કરવું; મનવવું; પટાવવું. (૨) શાંત કરવું; નરમ પાડવું. (૩) જ્ઞાન આપવું; બોધ કરવો; અર્થ મનમાં ઉતારવો. (૪) અસર કરવી. (૫) છેતરવું; ઠગવું; જણાવવું.

**સમજુ,** વિ૦ સમજણું; ડહાપું; વિવેકી; સારાસાર વિચારવાળું.

**સમજુક,** વિ૦ સમજુ; વિવેકી; સમજણું.

**સમજુત,** સ્ત્રી૦ સમજ આપવી કરવી તે; ખરી વાત જણાવી ભ્રમ કે વિરોધ મટાડવો તે. (૨) શિખામણ; બોધ; ઉપદેશ. (૩) સુલેહ; સંધિ; સલાહ સંપ; સમાધાન. (૪) ખુલાસો.

**સમજુતી,** સ્ત્રી૦ સમજ; સમજુત. (૨) અર્થ બોધ; વિવેચનાત્મક ટીકા.

**સમડી,** સ્ત્રી૦ એક જાતનું પંખી, બાજની માદા. (૨) એક જાતનું કટાળી વૃક્ષ, ખીજડી.

**સમડો,** પુ૦ સમડીનો નર, બાજ. (૨) એક વૃક્ષ, ખીજડો. (૩) કામણું ટુમણિયો બાવો.

**સમણ,** ન૦ ઉમેરણ, અંદાજસર ઉમેરવાની ચીજ-પાણી તે, મેળવવાની વસ્તુ. ઉના પાણીને માફકસર બનાવવા માટે તેમાં ઉમેરવાનું ટાઢું પાણી તે, પુરવણ.

**સમણી,** સ્ત્રી૦ સોની-લુહારનું એક ઓજાર.

**સમણું,** ન૦ સ્વપ્ન; સ્વપ્નું. ઉ૦ બેની સમણાં સાચાં નહોયરે.

**સમતલ,** વિ૦ સરખી સપાટીનું; જેની ભૂમિકા એક સરખી હોય એવું. (૨) ન૦ સપાટ ભૂમિકા તે.

**સમતા,** ૦ સમત્વ, સરખાપણું (૨) ધીરજ, શાંતતા, અતિ આતુર કે ઉતાવળા નહિ થતાં શાંતિ રાખી ગ્રોભવું તે.

**સમતોલ,** વિ૦ બીજાના જેટલાજ તોલનું, સરખા વજનનું, સરખું તે, બરાબર. (૨) એક સપાટી પર હોય એવું, વધતું ઓછું, નમતું-કસતું નહિ એવું.

**સમત્વ,** ન૦ [ સં ] સમતા સમાનતા સરખાપણું.

**સમદરસોથ,** સ્ત્રી૦ એક જાતની વેલ-વનસ્પતિ. આના પાન ગડગુમડ ઉપર વપરાય છે

**સમદર્શી,** વિ૦ [સં.] સૌની તરફ એક સરખી નજરે જોનાર, નિષ્પક્ષપાતી; ભિન્નભાવરહિત

**સમદુઃખી,** વિ૦ પરદુખે દુખી થનાર, બીજાનું દુઃખ જોઇ પોતે પણ તેના જેટલુંજ દુખ ધરનાર

**સમદૃષ્ટિ,** સ્ત્રી૦ સૌ ઉપર એક સરખી નજર વાળુ; સમવિષમપણે નહિ પણ એક સરખી સૌ પર સમાન દૃષ્ટિએ જોનાર તે.

**સમદો,** પુ૦ નહિ કમાવેલું તાજું ચામડું; સાદું રંગ વગરનું ચામડું ?

**સમધાત,** વિ૦ અંદાજસરનું, નહિ વધતું ઓછું; મધ્યમસરનું, માફકસર હોય એવું

**સમન,** પું૦ [ અ. ] હજુરમાં હાજર રહેવાનું ફરમાન-હુકમ તે; અમુક તારીખે જવાબ દેવાને હાજર રહેવાનો સરકારી હુકમ તે

**સમન્ધ,** પું૦ સંબન્ધ; લાગતું વળગતું તે. (૨) જોડાણ; વળગણું તે

**સમન્વય,** પું૦ [સં.] એક સરખો ક્રમ તે, એક એકની સાથે સંબંધવાળા શબ્દાર્થનો અનુક્રમ તે, પરસ્પરનો સંબંધ તે, અંકોડા બંધ સાંકળ, ક્રમાવલી.

**સમન્વિત,** વિ૦ સમન્વય કરેલો હોય એવું; એક બીજાનો સંબંધ બેસે તેમ ગોઠવેલું

**સમભાગ,** પું૦ એક સરખો ભાગ તે, અરધો અરધ અથવા ઓછોવત્તો નહિ એવો હિસ્સો તે.

**સમભાવ,** પું૦ એક સરખો ભાવ તે, સમવૃત્તિ; તદ્રૂપતા. (૨) એક સરખું વહાલ-પ્રેમ તે એક સરખા સ્નેહની લાગણી-અસર વગેરે તે.

**સમય,** [સ.] કાળ, વખત, વેળા (૨) મોસમ, રત (૩) લાગ, સંધિ, અવસર. કહે૦ સમય સમયની છાયડી.

**સમયસૂચકતા,** સ્ત્રી૦ જે સમયે જે બોલવા ને કરવા જેવું હોય તે તત્કાળ સૂઝી આવવાપણું, સમયને યોગ્ય-તત્કાળ કાર્ય કરવાની બુદ્ધિમત્તા

**સમયાનુસાર,** અ૦ સમય પ્રમાણે, જેવો વખત હોય તેવી રીતે એમ. (૨) વિ૦ સમયને અનુકૂળ

**સમર,** ન૦ [સં.] યુદ્ધ, લડાઇ. ઉ૦ ક્યારે ચઢી સમર સન્મુખ. મ ન સમરવિજયી, સ્વામી જેણે, હણી વિધવા કરી

**સમરણ,** ન૦ [ સં સ્મરણ ] સ્મરવું તે; યાદ (૨) રટણ; નામનો ઉચ્ચાર-જપ કર્યા કરવો તે.

**સમરણી,** સ્ત્રી૦ જપમાળા; સ્મરણ કરવાની નાની માળા-બેરખો.

**સમરથ,** વિ૰ સમર્થ; બળવાન. (૨) મોટું; ભારે. ઉ૰ સૌથી સમરથ રાઘાવરનો આશરો.

**સમરપણી,** વિ૰ પોતાને હાથેજ રસોઇપાણી કરી જમનાર; બહુ શુદ્ધાચારવાળું વૈષ્ણવધર્મની જેણે મર્યાદ-દીક્ષા લીધી હોય તે.

**સમરપણું,** ન૰ વૈષ્ણવધર્મની શુદ્ધાચાર મર્યાદા તે; અતિ પવિત્રતા અને અમુક રીતની ચોખવટ-મરજાદ.

**સમરવું,** ક્રિ૰ સ૰ સ્મરણ કરવું; સ્મરવું; નામ જપ્યા કરવું; યાદ કર્યા કરવું.

**સમરાવવું,** ક્રિ૰ સ૰ ભાગ્યુંતૂટ્યું દુરસ્ત કરાવવું; મરામત કરવી; સુધારવું; બગડેલું હોય તે ઠીકઠાક કરાવવું; ચોખ્ખું કરાવવું.

**સમરાંગણ,** ન૰ લડાઇનું મેદાન; યુદ્ધભૂમિ.

**સમરી,** વિ૰ [ અં. ] ટૂંકું; ઉપરટપકેનું; સંક્ષિપ્ત.

**સમર્થ,** વિ૰ બળવાન; જોરાવર; શક્તિમાન. (૨) નિપુણ; કાબેલ. (૩) બળ, બુદ્ધિ, ધન અને બીજી બધી બાહોશીવાળું; ધનવાન; પૈસાદાર. (૪) મોટું; ભારે.

**સમર્થક,** વિ૰ સમર્થન કરનાર; અમુક બાબત પુરવાર કરનાર. (૨) પુરવારીની દલીલો વગેરે તે.

**સમર્થતા,** સ્ત્રી૰ સમર્થપણું; શક્તિમાનપણું બળ; જોર

**સમર્થન,** ન૰ [સં.] દલીલોથી પુરવાર કરવું તે; ટેકો આપવો અને યોગ્યાયોગ્યતા દેખાડની તે; પુરવારી. (૨) બળ આપવું તે

**સમર્પણ,** ન૰ આપી દેવું તે; અર્પણ કરવું તે; સોંપવું. (૨) ભેટ આપવું; પોતાનું સ્વામિત્વ છોડી દઇ બીજાને આપી દેવું તે.

**સમર્પણી,** વિ૰ જેણે સર્વસ્વ અર્પણ કરી દીધેલું હોય તે; પુષ્ટિ માર્ગ પ્રમાણે સર્વ શ્રીકૃષ્ણને અર્પણ કરી આત્મશુદ્ધાચારે રહેનાર તે.

**સમર્પવું,** ક્રિ૰ સ૰ સામાને આપી દેવું ઉત્સગ કરવો. (૨) ભક્તિથી આપવું.

**સમર્પિત,** વિ૰ [સં] અર્પણ કરેલું; આપી દીધેલું.

**સમલો,** પું૰ મુસલમાન પાઘડીના ઘાટની તારા ટપકી મૂકેલી ટોપી.

**સમવયસ્ક,** વિ૰ [ સં. ] સરખી સમ-ઉમ્મરનું; બરોબરિયું.

**સમવાય,** પું૰ [સં.] સંગ્રહ; સમૂહ. (૨) જૂથ; મેળાવો; ભેળાવો; જમાવ.

**સમવિષમ,** વિ૰ સરખું ને નહિ સરખું એવું; વત્તુઓછું; વહાલું અળખામણું; એકને પોતા જેવું અને બીજાને ઉતરતું માનવું વગેરે તે; ભિન્નભાવ; અખડાબખડી.

**સમાવષમતા,** સ્ત્રી૰ ભિન્નભાવપણું; ભેદ; ન્યૂનાધિકતા. (૨) વહાલા અળખામણાપણું.

**સમવું,** ક્રિ૰ અ૰ સમાવું; માવું; અંદર ને અંદર રહેવું; ભરાવું. (૨) ધીમુ પડવું, ઉતરવું, નમાવું; શાંતથવું; હોલાવું; બુઝાવું; ટાઢું થવું.

**સમશીતોષ્ણ,** વિ૰ સરખી ગરમી ને ઠંડીવાળું; ગરમીને ઠંડી સરખાં પડતાં હોય તેવું-પ્રદેશ.

**સમશેર,** સ્ત્રી૰ તરવાર; ખડ્ગ; અસિ; તેગ. સમશેર બહાદુર=તરવારિયો યોદ્ધો; તરવાર બાજ-લડવૈયો; તરવારથી પરાક્રમ કરનારો.

**સમષ્ટિ,** સ્ત્રી૰ [ સં. ] ઘણી વ્યષ્ટિઓનો સાથ તે; સમુદાય સ્વરૂપ; વિરાટરૂપ; જેમાં ઘણાનો સમાવેશ થયેલો હોય એવું એકમ; ટોળું; સમગ્રપણું.

**સમસમાકાર,** વિ૰ નીરવ; ઘોંઘાટરહિત. (૨) જેમનું તેમ રહેલું હોય એવું; કોઇ જાતની હિલચાલ, અસર અથવા ઓલચાલ રહિત; ચૈતન્યની તેજ રહિત; શૂન્યકાર.

**સમસાન,** ન૰ [સં. સ્મશાન] મસાણ; પ્રેતભૂમિ.

**સમસાનિયું,** વિ૰ પ્રેત-મડદાને અડેલું ને તેની સાથે જનારું; મરણારોચવાળું. (૨) અશુભ;

અમંગળ. (૩) ના૦ સમસાનિયો=ઠાઘું.

**સમસ્ત,** વિ૦ જેમાં સૌનો સમાસ થતો હોય એવું; સઘળું; બધું; તમામ; સમગ્ર. (૨) આખુ; પૂર્ણ, અનવશેષ.

**સમસ્યા,** સ્ત્રી૦ થોડામાં ઘણું સમજવાનું હોય તે; ઇશારો; સાન; સંકેત; નિશાની. (૨) ઉત્તરદાયક પૃચ્છા; ચુરતીનો પ્રશ્ન; ઉખાણું. (૨) ગૂઢાર્થસૂચક પદ-વાક્ય

**સમંજસ,** વિ૦ [સં] બરોબર; ખરૂં; યોગ્ય. (૨) સારૂં; ઉત્તમ. (૩) પ્રમાણિક; સાચું.

**સમાકાર,** વિ૦ એક સરખા આકાર-ઘાટનું તે; સમરૂપ; સમઘાત. (૨) શાંત, મૌન.

**સમાકુલ,** વિ૦ [સં.] હેરાન; વ્યાકુળ, ક્ષુબ્ધ; ગાભરૂં; અસ્વસ્થ.

**સમાગમ,** પું૦ [સં.] સાથે મળવું-રહેવુ તે; મેળાપ; મિલન. (૨) સંગતિ; સોબત;સંયોગ. (૩) પિછાન; પરિચય. ભેટો; એકઠાં થવુ તે; મૈત્રી: વાતચીતનો પ્રસંગ તે.:-સજ્જન-સંત સમાગમ.

**સમાચાર,** પું૦ બનતા બનાવોની ખબર કે હકીકત તે; બાતમી; વર્તમાન. (૨) હાલત સંબંધી પૂછપરછ તે.

**સમાજ,** પુ૦ [સં.] સમુદાય; સમૂહ; ગણ; મંડળી (૨) સભા; પરિષદ. (૩) સાજનું; જમાત.

**સમાજી,** વિ૦ સમાજમાં જોડાયેલો, સમાજનો અનુયાયી-સભાસદ તે. 'આર્ય સમાજ'ના અનુયાયી માટે હાલ ખાસ વપરાય છે

**સમાણ,** જુ૦ સમજ; ઉમેરણનું પાણી. (૨) સમાય થાય એટલું તે.

**સમાણું,** વિ૦ સરખું; સમાન; બરોબરિયું-ઉમ્મરમાં. ઉ૦ વસંત વધાવો મારી નેપર સમાણી,મોતીડાનો થાળ ભરી હેઠે રાધારાણી.

**સમાણો,** પું૦ સોનાનું એક ઓજાર-કડીઓ વાળવાનું. સમાણી=નાની આબુથી જેવી પકડ.

**સમાધ,** સ્ત્રી૦ સંન્યાસી અથવા સાધુસંતને જ્યાં દાટ્યા હોય તે જગા અથવા તેમના દટન ઉપર બનાવેલી દેરી-પાળિયો વગેરે તે; સમાધિની જગા. સમાધ લેવી=અધેથી પ્રાણ વાયુ ખેંચી લઈ બ્રહ્માંડમાં ચઢાવી પાણીમાં અથવા જમીનમાં ગરક થઇ જવું તે. ઘોર, કબર.

**સમાધાન,** ન૦ [સં.] વેરઝેર ને લડાઇ ટંટો કાઢી નાંખી સમભાવ બનવું તે, વેર, ગુંચવણ, ચિંતા, મુસ્કેલી અને વિરોધ કે વિરૂદ્ધતાનું સમીકરણ તે. (૨) નિવેડો, નિકાલ; છુટકારો. (૩) સંપ-સુલેહ સ્થાપવી કરવી તે (૪) ખુલાસો. (૫) વિષયાદિકમાંથી મનવાળી લેવુ તે.

**સમાધાની,**વિ૦ લવાદ;સમાધાન કરાવી આપનાર. (૨)પુ૦પંચાતિયો; ચુકવણી કરનારો, વ્યવસ્થા કરનારો. (વૈષ્ણવ મંદિરમાં રહેતો એક અધિકારી.) (૨) સ્ત્રી૦ સમાધાન; નિવેડો. (૨) ખુલાસાબંધ સુલેહ સંપ.

**સમાધિ,** સ્ત્રી૦ [સં] પ્રપંચમાંથી ઇન્દ્રિયોને વાળી લઇ પ્રાણવાયુને બ્રહ્માંડમાં ચઢાવી એકાગ્રત્ત થવું તે; અમુક આસને બેસી પ્રાણાયામથી બ્રહ્મપર થવું તે; યોગની ઈશ્વરમાં એકાગ્રતા કરવાની એક પ્રક્રિયા. (૨) એકધ્યાનતા. (૩) સમાધિ લઇ જળમાં અથવા જમીનમાં દટાવું તે.

**સમાધિસ્થ,** વિ૦ [સં.] સમાધિ લઇ બેઠેલ; સમાધિમાં હોય તે; એકચિત્ત-બ્રહ્મપર એકધ્યાન થયેલ. (૨) સમાધિ સાધનાર -યોગી, યતિ, સાધુ. ઉ૦ સમાધિયો જાગ્યા. (૩) ગત; ગયેલું; મુએલું :-સમાધિસ્થ આચાર્ય ઉપર કશો આક્ષેપ કરતા નહિ.

**સમાન,** વિ૦ [સં.] સમ; સરખું. (૨) સપાટ; ખાડાખૈયા વગરનું; સમતલ. (૩) બરોબરિયું; સરખી વયનું. (૪) આકાર, વય, અને ગુણ વગેરેમાં સરખું હોય એવું તે. (૫) જેવું; તુલ્ય.

**સમાનતા**, સ્ત્રી૦ સરખાપણું; સદૃશતા. (૨) બરોબરી; સ્પર્ધા; હરિફાઇ.

**સમાનવૃત્તિ**,સ્ત્રી૦ મળતી–સમજીવિકાવાળું તે. (૨) એક સરખો મનોભાવ–વલણ હોય તે.

**સમાનશીલ**, વિ૦ [સં.] એક સરખા ગુણ, ધર્મ અને આચારવાળું; સરખા સ્વભાવનું; એક એકને મળતી ચાલચલગતવાળું.

**સમાનાર્થ**, વિ૦ સરખા અર્થ–મતલબવાળું; એક અર્થનું; પર્યાયરૂપ.

**સમાનિકા**, સ્ત્રી૦ આઠ અક્ષરના પદવાળો એક છંદ. એના દરેક પદમાં રગણ, જગણ ને એક એક લઘુ ગુરુ અક્ષર આવે છે.

**સમાનોદક**, વિ૦ [સં.] જેની શ્રાદ્ધાંજલિ પહોંચતી હોય એટલું દૂરનું; ચૌદથી એક વીસ પેઢી લગીનું કુટુંબી તે; જેની અંજલિ પિતૃઓને પહોંચે છે એવું; એક ગોત્ર–કુટુંબનું.

**સમાપ્ત**, વિ૦ [સં.] પુરૂં; પૂર્ણ; ખલાસ; પાર.

**સમાપ્તિ**, સ્ત્રી૦ [સં.] પૂર્ણતા; આખર; છેવટ; અંત; પાર. (૨) પરિણામ; પૂર્ણાહુતિ.

**સમાર**, પું૦ સમારવું તે; દુરસ્તી. સમારકામ. (૨) ચાસમાં બી નાંખ્યા પછી તે ઢંકાય એમ ચાસની કોરો ભાગી જમીન સરખી કરવાનું એકુતનું નાના ભારવટિયા જેવું એક ઓજાર. ક્રિ૦ પ્ર૦ સમાર દેવો=સરખું કરવું. સમારે આવવું=કરસણ બિલ્લસ દોઢ બે જેવડું થવું. બાજરી વગેરેના કરસણને સમારથી જરા નમાવી ભાગ્યાથી વધારે ફૂટી નિકળે છે.

**સમારકામ**, ન૦ દુરસ્તી; મરામત.

**સમારંભ**, પું૦ [ સં. ] કોઈ સારા કામનો ઠાઠમાઠથી આરંભ કરવો તે; ધામધુમથી વૈવાહિક કે યાજ્ઞિક કામની શરૂઆત કરવી તે; પગરણ.

**સમારવું**, ક્રિ૦ સં૦ દુરસ્ત કરવું; બગડેલું હોય તે સુધારવું. (૨) છીનવું; મોળવું; છોલી કાપીને રાંધવા માટે તૈયાર કરવું (શાક). (૩) ટાપટીપ કરવી; શોભે એમ કરવું; શણગારવું.

**સમારાધન**, ન૦ [સં.] સારી રીતે આરાધન કરવું તે; પૂર્ણ શ્રદ્ધાથી ભક્તિ, જપ પૂજન વગેરે કરવાં તે; અધીન રહીને ખૂબ સેવા કરવી; શુશ્રૂષા; પરિચર્યા; સેવા.

**સમાલવું**, ક્રિ૦ સ૦ સાચવવું; સંભાળવું. (૨) તપાસ રાખવી; ચોકસી રાખવી. (૩) બચાવવું; રક્ષણ કરવું. (૪) સાવચેત રહેવું; ધ્યાન રાખવું.

**સમાવ**, પું૦ સમાવેશ; સમાસ; જગા; વગ.

**સમાવર્તન**, ન૦ [સં.] બહુ–બ્રહ્મચારી વિદ્યાર્થીએ ભણીને પાછા ફરી આવવું તે. બ્રહ્મચર્યાશ્રમમાંથી ગૃહસ્થાશ્રમમાં દાખલ થનાર કૃતવિદ્યને કરવાની એક ક્રિયા–સંસ્કાર તે.

**સમાવવું**, ક્રિ૦ સ૦ ટાઢું પાડવું; નરમ પાડવું; શમાવવું; ઓછુંકરવું. અંદર દાબીદેવું. ક્રોધ સમાવવો. (૨) અંદરને અંદર ભરાવવું; સમાસ કરવો; વગ–સગવડ કરવી.

**સમાવું**, ક્રિ૦ અ૦ માવું; અંદર ને અંદર પુરાવું; અંદર આવી–વગ થઈ રહેવી. (૨) નરમ પડવું; ઓછુંથવું; દબાવું;

**સમાવેશ**, પું૦ [સં.] સમાસ; સંગ્રહ; સમાવું તે; વગ. હજારમાં એક જણનો સમાવેશ નહિ થાય ?

**સમાસ**, પું૦ [સં.] એકથી વધારે શબ્દ મળીને થયેલું એક પદ તે; શબ્દનું બીજા શબ્દ સાથે જોડાણ થવું તે. વ્યાકરણમાં:– આકાશગંગા, રામલક્ષ્મણ.

**સમાસ**, પું૦સમાવુંતે; સંગ્રહ; જગા થવી–મળવી તે; વગ; સગવડ; સમાવેશ. (૨) બીજા ઘણાની સાથે સહવાસ પાડી તેમનામાં હળીમળી જવું તે; વાસ કરવો તે.:— આવી તોછડાઇ રાખીશ તો સાસરે સમાસ થશે નહિ.

**સમાસોક્તિ**, સ્ત્રી૦ [સં.] એક અર્થાલંકાર

**સમાહાર**, પું૦ [સં.] સંગ્રહ; જથો; જુડો; (૨) સંયોગ. (૩) સંક્ષેપ.

**સમિતિ**, સ્ત્રી૦ [સં.] મંડળી; ટોળી. (૨) સભા; મેળાવડો.

**સમિધ**, સ્ત્રી૦ [સં] યજ્ઞમાં વપરાતાં તૃણ-કાષ્ઠ, હવનનું બળતણ.

**સમિયાણો**, પું૦ સામિયાણો; માંડવો; મંડપ; ખુલ્લો તંબુ; ડેરો.

**સમીકરણ**, ન૦ [સં.] સરખું કરવું તે. (૨) ગણિતમાં બેઉ બાજુ સરખી કરવાનો પ્રકાર-રીત તે.

**સમીચીન**, વિ૦ [સં.] સારુ; ઉત્તમ. (૨) અ૦ બરોબર; વાસ્તવિક.

**સમીપ**, અ૦ [સં.] પાસે; નજીક; નિકટ.

**સમીપતા**, સ્ત્રી૦ પાસેપણું; નજીક તે.

**સમીપસ્થ**, વિ૦ પાસેનું; નજીકઆવેલું.

**સમીર**, પું૦ [સં] વાયુ; પવન.

**સમીરણ**, ન૦ વાયુ; પવન; વાતાવરણ; વાયુનું પટલ.

**સમીશીલે**, અ૦ સમીશમે; વગર ઇજાએ; અખોવન; હાનિવગર.

**સમીસાંજ**, સ્ત્રી૦ સંધ્યાકાળ; દીવા વખત, દિનાંત; અજવાળુ અંધારું સરખાં હોય એવી વેળા તે.

**સમુચિત**, વિ૦ [સં] યોગ્ય; ઘટિત; ઉચિત; બરાબર; સરસ.

**સમુચ્ચય**, પું૦ [સં.] ભેગો કરેલો જથો; ઢગલો; રાશિ. (૨) સંગ્રહ; સમૂહ. (૩) ભેસળ.

**સમુદર**, પું૦ સમુદ્ર; દરિયો; સાગર.

**સમુદરફેણ**, ન૦ દરિયા કિનારા ઉપર સુકાઈ ગયેલા ફેણના પોપડા તે, સુકાઈ ગયેલું દરિયાઈ ફેણ. આ ઓસડ તરીકે વપરાય છે.

**સમુદાચાર**, પું૦ [સં.] યોગ્ય આચાર; રૂઢિ, રીત. (૨) વિવેક.

**સમુદાય**, પું૦ [સં.] ઘણાનો એક સાથે જમાવ તે; સમૂહ, ટોળું; જથો.

**સમુદ્ર**, પું૦ [સં.] સાગર; દરિયો; અર્ણવ.

**સમુદ્રધુની**, સ્ત્રી૦ [સં.] સમુદ્રરૂપી નદી—બે મોટા સમુદ્રોને જોડનારી નદીના જેવી સમુદ્રની લાંબી પટી તે, બે મોટા પાણીના ભાગને જોડનારો જે નાનો પણ લાંબાણ પાણીનો ભાગ તે.

**સમુન્નતિ**, સ્ત્રી૦ [સં.] આબાદી; ચઢતી; પ્રૌઢિ. (૨) વૃદ્ધિ; ઉત્કર્ષ. (૩) મોટપ.

**સમુરત**, ન૦ સારૂ-શુભ મુહૂર્ત

**સમુળગું**, વિ૦ (અ.) સમુળું; બિલકુલ; તમામ; અનવશેષ; જરેજર.

**સમું**, વિ૦ સચ; સાજું, જેવું હોવું જોઇએ તેવું; દુરસ્ત; બરોબર; યથાસ્થિત. (૨) સીધું; સપાટ. (૩) સ્વચ્છ. (૪) તંદુરસ્ત. (૫) સાચું; ન્યાયી; યોગ્ય ક્રિ૦ પ્ર૦ સમું કરવું=ઝગડેલાને સુધારવું-સમારવું-દુરસ્ત કરવું પાંશરું, સીધું કરવું, વ્યવસ્થિત કરવું, સાજું કરવું. ટીપવું; શિક્ષા કરવી, મારવું. જમાદાર! તમે એને સમો કરો નહિ તો ગરીબોને હેરાન કરશે.

**સમૂહ**, પું૦ [સં.] ટોળું; જથો; રાશિ; ઢગલો. (૨) સંગ્રહ.

**સમૃદ્ધ**, વિ૦ આબાદ; ધન અને સુખ વૈભવની પુષ્કળતાવાળું; સમર્થ; શ્રીમંત. (૨) પુષ્કળ; ભરપુર; ભર્યુંપૂર્યું.

**સમૃદ્ધિ**, સ્ત્રી૦ [સં] આબાદી, ભરપુરતા; પુષ્કળપણું; છત; વિપુલતા, રેલછેલ. (૨) પુષ્કળ ધનદોલત તે. જાહોજલાલી; ચડતી હાલત; વૃદ્ધિ.

**સમે**, અ૦ સમયે, વખતે. (૨) મોસમમાં; વેળાએ. ઉ૦ એક સમે હનુમાન મારુ ને.

**સમેટવું**, ક્રિ૦ સ૦ આટોપવું, પતાવવું; અંત આણવો. (૨) ભેગું કરવું; સંકેલવું.

સમેત, અ૦ સાથે; જોડે; સહિત. (૨) સુદ્ધાં; યુક્ત.

સમેદાની, સ્ત્રી૦સમે; પીતળની દીવી· સમેદાની.

સમૈયો, પું૦ સમૈયું; સામૈયું. દેવજયંતીનો મેળાવડો; અમુક દેવની પ્રતિષ્ઠા અને સ્થાપના વગેરેના સ્મરણ માટે મોટો મેળાવડો કરી કાઢવામાં આવતું સરઘસ–વરઘોડો ઉત્સવ વગેરે તે; ભક્તિ પ્રદર્શક વરઘોડો; માન પ્રતિષ્ઠાની ઉજવણી કે સત્કારનું મોટું સરઘસ કાઢવું વગેરે તે. ઉ૦ સમૈયાં શણગારિયાં. વીરજી.

સમો, પું૦ સમય; વખત; કાળ. (૨) ઋતુ; મોસમ. (૩) અવસર; પ્રસંગ; સંધિ. દાવ; લાગ.

સમોતી, સ્ત્રી૦ સંપમાં રહેવાથી મળતી સુખશાન્તિ તે.

સમોતું, વિ૦ સામટું; એક સાથે–સઘળું.

સમોર, અ૦ સામે; નજર આગળ; સંમુખ.

સમોલ, સ્ત્રી૦ જોતરુ ભરવવાની ધુંસરામાંની ખીલી.

સમોવડ, વિ૦ સમાન; સરખું; બરોબરિયું.

સમોવડિયો, પું૦ બરોબરિયો; જોડીરું. (૨) સમાન બળિયો, પોતાની હારનો માણસ. (૩) સામેવાળિયો; પ્રતિસ્પર્ધી.

સમ્યક્, વિ૦ [ સં. ] સારું; ઠીકઠીક; બરાબર. (૨) પુરેપુરું; પૂર્ણ; બધું. (૩) ખરેખરું.

સયદન, ન૦ વાંસ. (૨) સાગટી; વળી.

સર, ન૦ [ સં. ] તળાવ; સરોવર. (૨) હોજ; કુંડ.

સર, પું૦ વ્યાજ ગણતાં મુદ્દલ અને મુદ્દલનો ગુણાકાર તે. જેમકેઃ–મુદ્દલ સો રૂપિયા અને મુદત ચાર મહિના હોય તો તે બેનો ગુણાકાર ૪૦૦ તે સર કહેવાય. આ સરને વ્યાજના આનાએ ગુણતાં બદામ આવે છેઃ–૪૦૦ સર આવ્યો. હવે માસિક ૮ આના પ્રમાણે વ્યાજ ઠરાવેલું હોય તો ૩૨૦૦ થયા. રૂપિયાની ૧૬૦૦ બદામ માટે તેથે ભાગતાં વ્યાજ રૂ ૨) આવ્યું. વ્યાજની પરિભાષાનો આંકડો. (૨) [ અં. ] વાંટો; હિસ્સો. (૩) હિસ્સા પત્ર; ભાગીદારીનો પ્રમાણલેખ.:–કારખાનાના સર.

સર, ન૦ [ સં. शिर ] માથું; ડોકું. (૨) સ્ત્રી૦ સાંકળી; સેર; આવલી.:–નવસરહાર; મોતીસર=મોતીની સેર.

સર, વિ૦ વડું; મોટું;ઉપરી. સરકારકુન; સરસુબો. (૨) અ૦ રૂએ; પ્રમાણે.:-કાયદાસર. (૩) રીતસર, નિયમસર. (૪) માટે; વાસ્તે; અર્થે.:–ધંધાસર. એને ત્યાં મારે કામસર જવું પડયું. ક્રિ૦ પ્ર૦ સર કરવું; કબજેકરવું; તાબેકરવું; જીતવું.

સરઇયો, પું૦ ગંધ દ્રવ્યો વેચનારો વેપારી; સરૈયો.

સરકટ, સ્ત્રી૦ ધોળા, કઠણ અને સીધા સાંઠાનું એક જાતનું ઘાસ. વાંસની માફક આ ઘાસ ભોંયે ઉગે છે અને તેનાં રાડાં સીધાં ઉભાં થાય છે. એના સાંઠા તીર બનાવવાના કામમાં આવે છે. એના રેસાનું મુંજ થાય છે. એનો તાપ આકરો થાય છે.

સરકજ, સ્ત્રી૦ નાથ; રેન; અછોડો. ઉ૦ સરકજ લીધી હાથ. સામળ.

સરકણું, વિ૦ સરી–સરકી જવાય એવું; લપસણું. (૨) લીસું.

સરકલ, ન૦ [ અં. ] ગોળ પોલી આકૃતિ; કુંડાળું; પરિવેષ.

સરકરવું, ક્રિ૦ સ૦ તાબે કરવું; કબજે લેવું; અધિકારમાં લેવું. વશ કરવું; સત્તા બેસાડવી; જીતી લેવું.

સરકસ, ન૦ [ અં. Cercus ] વરઘોડો કરી ફરવું તે; મોટા સમુદાય સાથે ફરવું તે. (૨) જનાવરોને કેળવી તેના ખેલ કરી બતાવનારું મંડળ. (૩) સરમ–ઘ–સ.

સરકાર, સ્ત્રી૦ (પું૦) પ્રજાનું શાસન કરનારી સત્તા તે; રાજ અમલ; રાજ્ય; રાજા; અમલ કરનારો, તે. (૨) સ્વામી; ધણી. (૩) માનીતું, તેમ છતાં કડક, જેનો હુકમ માન્ય કરવો પડે એવું તે; હુકમીજન.

સરકારી, વિ૦ સરકારનું-લગતું-સબંધી. (૨) રાજ્ય સબંધી, જાહેર લાભનું-હિતનું.

સરકાવવું, ક્રિ૦ સ૦ સરકે એમ કરવું; સેરવવું; ખસેડવું, આઘુંપાછું કરવું.

સરકિયું, ન૦ સરકાવી શકાય એવી આંટીની ગાંઠ તે; ગાળાગાંઠ; ફાંસાની આંટી

સરકો, પું૦ અત્યંત ખાટો રસ. તાડી ને શેલડીનો ખરાશ આવેલો રસ તે.

સરક્યુલર, પું૦ [અં.] ઘણી જગાએ ફેરવવાનો પત્ર તે. ઘણા જણને પહોંચાડવાની ખબર મત અથવા સંમતિની પત્રિકા તે (૨) ઘણાને લાગુ પડતો ધારો

સરખામણી, સ્ત્રી૦ સરખાવવું તે; સમાનતા કરી જોવી તે, તુલના; તોલ; પડછો, મુકાબલો.

સરખાવવું, ક્રિ૦ સ૦ મુકાબલો કરવો, મેળવવું; પડછે નાખીજોવું.

સરખું, વિ૦ સમ; સમાન. સદશ. (૨) જેવું; બરોબર; લાયક.

સરખેસરખું, વિ૦ એક બીજા સાથે આકાર, ગુણ, ઉંચાઇ, વજન અને વય વગેરેમાં સમાન હોય એવું.

સરગ, ન૦ [સં. स्वर्ग.] દેવભૂમિ; સ્વર્ગ; દેવલોકનું સ્થાન તે. (૨) સુખ-આરામ-મોજનું સ્થાન તે.

સરગવો, પું૦ એક જાતનું ઝડ. સેકટો; એનાં ફૂલની ભાજી થાય છે ને દહી વગેરેમા પણ નખાય છે. મીઠા સરગવાની શિંગોનું શાક થાય છે.

સરગસ, ન૦ [અ. झादर+गस्त] સરઘસ; ટોળે થઇ શહેરમા ફરવું તે; વરઘોડો લઇ ફરવુ તે (૨) લોકના મોટા ટોળાએ ધામધુમ સાથે શહેરમા ફરવા નિકળવું તે.

સરઘસ, ઉપલો શબ્દ જુઓ.

સરજણ, ન૦ સરજવું તે, ઉત્પન્ન કરવું તે; નિર્માણ, સરજન.

સરજણહાર, પું૦ સરજનાર; ઉત્પન્ન કરનાર; ઇશ્વર.

સરજવું, ક્રિ૦ સ૦ ઉત્પન્ન કરવું; બનાવવું; રચવુ, પેદાકરવુ.

સરજાવવું, સરજવું; પેદાકરવું (૨) ઉપજાવવુ.

સરજીત, સ્ત્રી૦ મોટીજીત, મહાવિજય (૨) નિર્માણ થયેલું, સરજાયેલું, નક્કી થયેલું-ભાવી.

સરજોરી, સ્ત્રી૦ શિરજોરી; સ્વસત્તાથી કાર્ય કરવાપણું તે, બળજોરી, સામાની સંમતિ કે વિરોધ છતા આપ બળે કામ કરવાપણું તે, હું જ મોટો જોરાવર છુ એવા અભિમાનથી કાર્ય કરવા તત્પર થવુ તે

સરડવુ, ક્રિ૦ સ૦ સૈડવુ, સાધવું; જોડવુ; સાથે ગુંથવુ-ગાઠવુ; સીકડી લેવુ:-છાપરૂં સરડવુ=નળીઓ ઉપર ખપાટિયાં બાધી લેવાં.

સરડો, પું૦ કાચિંડો, કાંકીડો; સાપના જેવા મોનું ઘોની જાતનું એક પ્રાણી.

સરણાઇ, સ્ત્રી૦ ફુંકીને વગાડવાનું એક વાજુ પીપુડી.

સરણિ, સ્ત્રી૦ નાનો પગ રસ્તો; વાટ, શેરડી

સરત, સ્ત્રી૦ નજર; દૃષ્ટિ:-સરત માંડવી (૨) સ્મૃતિ; યાદદાસ્ત:-તમે શુ કહ્યું હતું ને ચોપડી ક્યાં મુકી છે તેની, મને સરત નથી. (૩) ધ્યાન; લક્ષ (૪) બોલી; હોડ, કરાર (૫) ઘોડદોડની હોડ.

સરતા, સ્ત્રી૦ સરત; સુરતા.

સરદાર, પું૦ ટોળી, ટુકડી, અથવા મડળીનો ઉપરી, આગેવાન, મુખી. (૨) લશ્કર અથવા રાજ્ય। અમુક પ્રાત કે વિભાગ

વગેરેનો વડો તે. (૩) બહાદુર અગ્રેસર. (૪) વિ૦ વડું; મુખ્ય; ઘણાઓ ઉપરના ઉપરીપણાવાળું. ઉ૦ સારા ગામનો સરદાર, ઝીણા મારુજી હો રાજ. (૫) અગ્રસદાર; અમીર; નાયક; ઉપરી અધિકારી.

**સરદારી,** સ્ત્રી૦ સરદારની સત્તા તે; સરદારપણું. (૨) ઉપરીપણું; આગેવાની.

**સરદી,** જુઓ શરદી.

**સરદે,** વિ૦ દયાળુ એવું. (૨) [સં સહૃદય] દુ.ખ, ગુણ અને સ્થિતિ વગેરે જાણનાર.

**સરનસીર,** પું૦ સરનશાર; અધ્યક્ષ; સભાપતિ; પ્રમુખ. (૨) વિ૦ મુખ્ય; વડું; ઉપરી.

**સરનામું,** ન૦ સિ (શિ)રનામું; બીડા ઉપર લખાતું નામ ઠામ ઠેકાણું-વગેરે લખાણ તે; પત્ર દસ્તાવેજ વગેરે જેને પહોંચાડવાનાં હોય તેનું તે બીડા ઉપર લખાતું નામ અને ઠેકાણું વગેરે તે; નામ ઠામ સંબંધી શેરો. (૨) નામ રહેઠાણની ભાળ; પત્તો.

**સરપણ,** ન૦ બાળવાનાં લાકડાં; કાઠી.

**સરપંખો,** પું૦ એક જાતની દવા તરીકે વપરાતી વનસ્પતિ; ધોળો ધમાસો.

**સરપંચ,** પું૦ પંચનો વડો તે; પચાતિયાઓમાંનો વડો; અધ્યક્ષ.

**સરપાવ,** પું૦ સિ (શિ)રપાવ; મોટું કાર્ય કરવાની શાબાશી બદલ આપવામાં આવતો પોષાક તે; કપડાં, ઘરેણાં વગેરેની બક્ષીસ તે. (૨) શાબાશી; ધન્યવાદ. કોઇ મુશ્કેલ કાર્યને ફતેહમંદીથી પાર પાડનારને પ્રસન્ન થઇને આપવામાં આવતી બક્ષીસ, ઇનામ તે.

**સરપેચ,** પું૦ શિરપેચ; પાઘડી ઉપર બાંધવાનો હીરા મોતીએ ભરેલો સુશોભિત ફેંટો-પટકો તે, પાઘડીમાં ખોસવાની મોતી વગેરેની કલગી; હીરામોતીની ઝાલર.

**સરપોશ,** ન૦ ઢાંકણ. (૩) ગલેફ; આચ્છાદન તે.

**સરફરાજ,** વિ૦ [ફા.] પ્રખ્યાત; નામાંકિત.

**સરફરાજી,** સ્ત્રી૦ વખાણ; સ્તુતિ. (૨) પદવી ચઢાવ.

**સરબત,** પું૦ [ફા.] શરબત; ફળફળાદિના રસવાળું મીઠું પેય. સરબતે અનાર=દાડમ વગેરેના રસને ચાસણીમાં મેળવીને બનાવેલું પીણું; ગુલાબનું સરબત.

**સરબતી,** વિ૦ સરસ ઝીણા કુમાશવાળું; ઝીણા-નાજુક તારનું.:-સરબતી મલમલ.

**સરબંદી,** વિ૦ સિરબંદી; શહેર અને કિલ્લાના ખાસ સંરક્ષણ માટેનું.:-સરબંદી લશ્કર.

**સરભર,** વિ૦ બેઉ બાજુ બરોબર ઉતરે-થાય એવું તે; સરખેસરખું; ઓછુંવત્તું નહિ એવું. (૨) પુરેપુરું; સમધાત; નકોરાટા સરખાં કરેલાં હોય એવું.:-સરભરખાતું.

**સરભરા,** સ્ત્રી૦ મહેમાનની સગવડ સાચવણી તે; પરોણાચાકરી; સારી રીતે સેવાચાકરી-આદર સત્કાર વગેરે કરવાં તે; પરોણાની સેવાને લગતું કામકાજ તે; ઓછુવત્તું પડે નહિ એમ સામાની મન પ્રસન્નતા રાખવી તે.

**સરમિયો,** પું૦ નાનો કરમ; ઝાડા વાટે પડતો એક તંતુજીવડો તે.

**સરલ,** વિ૦ [સં.] સીધું; સપાટ; સમભૂમિવાળું. (૨) સહેલું; મુશ્કેલી વગરનું; ઝટ થાય એવું. (૩) વાધા વગરનું; સુગમ; નિષ્કંટક.

**સરવડાં,** ન૦ થાય થાય ને વળી રહી જાય એવો જે જલાસાર-વરસાદ તે; ઝાપટાં. (૨) પાણીના ખાબોચિયાં. (૩) સારસ પંખી.

**સરવડિયાં,** ન૦ થોડી થોડી વારે વરસતો વરસાદ તે; ઝાપટાં. ઉ૦ શ્રાવણ સરવડિયે વરસ્યો.

**સરવણ,** પું૦ [સ. શ્રમણ] બુદ્ધ ધર્મનો શ્રમણ સાધુ-ભિક્ષુ તે. (૨) ત્યાગી; યતિ; વૈરાગી. (૩) બ્રાહ્મણથી ઉતરતી વર્ણનો ટેલિયો. (૪) ભિક્ષુઓની એક નાત-જાતિ.:-બ્રાહ્મણ સરવણ.

**સરવણી**, સ્ત્રી૦ તેરમાના છેલ્લા શ્રાદ્ધની ઉ-જવણી.

**સરવસ**, વિ૦ [ સં. સર્વસ્વ ] સઘળું; બધું; તમામ; અનવશેષ.

**સરવાણી**, સ્ત્રી૦ [ સં. સ્રોત ] પાણીનો ઝરો; ઝરણું.

**સરવાયું**, ન૦ આખા વર્ષના હિસાબનું તારણ તે; નફાટોટાનો નક્કી કરેલો હિસાબ; જમા ઉધારની છેલ્લી તારવણી.

**સરવાળો**, પું૦ એકથી વધારે રકમોના જુમલો તે; ઘણી રકમ-સંખ્યાઓનું જે એકીકરણ તે. ક્રિ૦ પ્ર૦ સરવાળો કરવો=ઘણી રકમો એકઠી કરવી-જુમલો કરવો તે; સંખ્યાઓ એકએકમાં ઉમેરવી. રૂ૦ પ્ર૦ સરવાળે=છેવટ; અંતે; પરિણામે. છેલ્લે સરવાળે નાસીપાસીજ મળશે.

**સરવું**, ક્રિ૦ અ૦ [ સં. સૃ ] ખસવું; લપસવું; સરકવું; જવું; વગર અડચણે ચાલ્યા જવું. (૧) પાર પડવું; બનવું; વળવું; સીઝવું:-કાલાવાલા કરવાથી કંઇ સરશે નહિ. (૩) [ સં. શ્રૂ ] વિ૦ ઝટ સાંભળે એવું; તરત સાંભળી-સમજી જાય એવું (૪) ચતુર; ચાલાક:-એના કાન સરવા છે.

**સરવે**, સ્ત્રી૦ [ અં. ] માપણી; ભૂમાપન.

**સરવેખાતું**, ન૦ માપણીખાતું.

**સરવેયર**, પું૦ માપણી કરનારો.

**સરવો**, પું૦ [ સં. સ્રુવ ] યજ્ઞમાં ઘી હોમવાની લાકડાની કડછી; ચાટવો. (૨) ઉદાર પુરુષ. (૩) ચોકીયું; ચપચિયું.

**સરસ**, વિ૦ સૌથી સારું; ઉત્તમ; શ્રેષ્ઠ (૨) ચઢિયાતું. (૩) રસવાળું; સ્વાદિષ્ટ. (૪) વધતું; નમતું. ( તોલમાં ) (૫) સરેસ; ચામડા અને હાડકાંમાંથી મળતો એક ચીકણો પદાર્થ. (૬) ધોળા અને કુમળા જેવી ફૂલમાં જરવાળું એક ફુલઝાડ.

**સરસર**, વિ૦ એક એકની પાછળ ઝટ સરતું હોય એમ; સરીજતું એમ; ચટ ચટ સરતું-ચાલતું એવું; સડસડાટ. એની કલમ સરસર ચાલવા માંડી. ઘડો ફૂટયો ને સરસર પાણી વહેવા માંડયું.

**સરસવ**, પું૦ [ સં. સર્ષપ. ] એક જાતનાં તીખી વાસવાળાં તેલી બિયાં તે. એ અક્ષત તરીકે વપરાતાં.

**સરસંદેશો**, પું૦ ખબરઅંતર.

**સરસાઇ**, સ્ત્રી૦ એક બીજાથી સરસ થવું તે; બરોબરી; સ્પર્ધા; હરિફાઈ; ચઢાચઢી; ચડસાચડસી.

**સરસામાન**, પું૦ રાચરચીલું; ઘરગતુ સામાન; સરંજામ.

**સરસાસરસી**, અ૦ જોડાજોડ; પાસેપાસે. (૧) ના. સરસાઇ.

**સરસિજ**, ન૦ [સં.] સરસિ-તળાવડી-જ-જન્મેલું થયેલું તે; કમળ; પોયણું.

**સરાસયું**, ન૦ સરસવનું તેલ; આ તેલ સ્વાદે ને વાસે તીખું હોય છે. તે અથાણાંમાં નાંખવામાં આવે છે, તેમજ શાક વગેરેમાં પણ વપરાય છે.(૨) ચોમાસામાં પાણીથી ગદગદી ગયેલી જમીનમાં સૂતળી જેવા જાડા ને લાલ જે તતુજીવ થાય છે તે; અળસિયાં.

**સરસિપારસ**, સ્ત્રી૦ લાગવગ; વગસગ; ભલામણ વગેરે-તે સરસિફારસ.

**સરસી**, સ્ત્રી૦ સરસાઇ; ચઢાચઢી; સ્પર્ધા; હરિફાઇ.

**સરસું**, વિ૦ બહુજ પાસે; અડકેલું હોય એટલું નજીક; લાગી-દબાઇને રહેલું; વળગેલું. જોડાજોડ. (૨) સરસ; સારું.

**સરસુબો**, પું૦ મોટો મહાલકરી; વડો સુબો; પ્રાંતનો ઉપરી અધિકારી

**સરસ્વતી**, સ્ત્રી૦ [સં] વાગ્દેવી; શારદા,વિદ્યા-જ્ઞાન-દેવતા. (૨) બ્રહ્માની પુત્રી. (૩) આર્યાવર્તની ત્રણ પવિત્ર નદીઓમાંની એક; ગુજરાત પાટણ આગળની નાની નદી.

સરહદ, સ્ત્રી૦ સીમા; હદ; કોઇપણ પ્રદેશના છેડાનો ભાગ તે; કોઇપણ ક્ષેત્રનો વિસ્તાર પુરો થતો હોય તે ઠેકાણું, કાંઠો.

સરળ, વિ૦ [सं. सरल] સીધું; પાંશરું; સરખું. (૨) સહેલું; ઝટ આવડે અને થાય એવું; નહિ અઘરું. (૩) સાદું; આડંબર રહિત; સાધારણ. (૪) કપટ રહિત; ભોળું; આંટીઘુંટીમાં સમજે નહિ એવું; નિખાલસ.

સરળતા, સ્ત્રી૦ સરળપણું; સહેલાઇ; ભોળપ.

સરંગ, પું૦ સારંગ; વહાણ ઉપરનો વડો ખલાસી; ટંડેલ.

સરંજામ, પું૦ ઘર અથવા ધંધો ચલાવવાને જોઇતી સામગ્રી તે; ઉપયોગી સાધન; સરસામાન; વાપરમાં જોઇતી ચીજો તે.

સરા, સ્ત્રી૦ શેરી; પોળ. (૨) ઋતુ; મોસમ; ટાણાનો વખતઃ—લગનસરા. (૩) મુસાફરખાનું; ધર્મશાળા. (૪) ધારા, ધોધ, પ્રવાહપરંપરા.

સરાક, પું૦ ફાંસ; કાંટો; ખુંપરો.

સરાકતી, વિ૦ બક્ષીસ અથવા ઇનામી જમીન ઉપરનો—વેરો—કર.

સરાટ, પું૦ શરાટ; શાક, અન્ન, ઘી વગેરે સીઝતાં નિકળતી સ્વાદ ઉશ્કેરનારી વાસ; શરી. (૨) મુખમાંના લાળપિંડોને ઉત્તેજે એવી મિષ્ટાશ—લહેઝત તે, મીઠી—ખાવાનો ભાવ કરાવે એવી વાસ તે.

સરાડે, અ૦ સારે માર્ગે; કામસરે એમ સારીયે. ક્રિ૦ પ્ર૦ સરાડે ચઢવું—ચઢાવવું=કામસરે એમ થવું ચાલવું; સારી રીતે ચાલ્યા કરે એમ કરવું—કરી આપવું; સરલ રીતે ચાલ્યા કરે એમ કરવું તે.

સરાણ, સ્ત્રી૦ [सं. शाण] ધાતુ છોલવાનું અને ધાર કાઢવાનું યંત્ર; જેના ફરવાથી ધાતુ ઘસાય એવા પત્થર અને માટી વગેરે પદાર્થોની મેળવણીથી બનાવેલું ઘસવાનું ચક્કર.

સરાણિયો, પું૦ સરાણ રાખી ધાતુ છોલવાનું અને હથિયારો વગેરેને ધાર કાઢી આપવાનું કામ કરનારો; ઓજારો ફતારવાનો ધંધો કરનારો.

સરાધ, ન૦ [सं. श्राद्ध] પિતૃઓની તૃપ્તિ માટે તેમના નિમિત્તે શ્રદ્ધાથી જે જલાંજલી, પિંડદાન, અને બ્રહ્મ ભોજન વગેરે આપવાં તે; શ્રદ્ધાથી પિતૃઓને અર્પણ કરવાનું કર્મ તે શ્રાદ્ધ. ઉ૦ સાર્યાંસરાધો પિંડે રૂડાં તે. નર્મદ.

સરાધરા, અ૦ સાંગોપાંગ; અથેતિ; પહેલેથી છેવટ લગી એમ.

સરાધિયાં, ન૦ ભાદરવાના કૃષ્ણ પક્ષના બધા દિવસો, કે જેમાં પિતૃઓ નિમિત્ત તિથિ પ્રમાણે બ્રહ્મ ભોજન અને તર્પણાદિક કરવામાં આવે છે તે; શ્રાદ્ધ કરવાના દિવસો.

સરાપ, પું૦ [सं. शाप] શાપ, શરાપ, કુદવા; અંતઃકરણથી બુરી ઇચ્છા કરવી તે.

સરાફ, પું૦ [अ. सर्‌ राफ्] રોકડ નાણાંની આપ લે અને ચાળવણી કરી વટાવ અને વ્યાજ ઉપજાવવાનો ધંધો કરનારો તે; નાણાંની ધીરધાર અને આપલે કરનારો સાહુકાર.

સરાફી, સ્ત્રી૦ નાણાંવટું; પૈસાની આપલે કરવી તે; રોકડનાણાની ચાલવણી.

સરાબ, પું૦ [फा.] શરાબ; પીવાનો દારૂ; મધ.

સરામણું, ન૦ બચાવ.

સરાવલું, ન૦ મોટું ચપણિયું; શકોરૂં.

સરાવવું, ક્રિ૦ સ૦ પિતૃઓને પિંડ આપવા; શ્રાદ્ધ કરવું. (૨) અંજાવવું; લગાડાવવું:—આંખે કાજળ સરાવિયાં.

સરાવું, ક્રિ૦ અ૦ ખુશી થવું; સુખ મળવું. (૨) લાભવું; કૃતાર્થ થવું:—એનાં લગન કરીને હું સરાઈ નહિ. (૩) શરાવું; કાણું થવું; છેદાવું. (૪) અંજાવું.

૨ ૦ લગભગ; બરાબર થાય એમ;

પડછામાં-ગણતરી વગેરેમાં પહેલાની બરાબરીનો અંદાજ દર્શાવે છે. (૨) જોઇએ તેટલું, લગભગ સરખું એમ.

સરાસરી, અ૦ સગોલમ; લગભગ; અંદાજે સરખું એમ, શુમાર; અજમાયેશમાં સમતાપર આવે તેમ. (૨) એકંદરે.

સરાહ, સ્ત્રી૦ સરે; મુસાફરખાનું; ધર્મશાળા. (૨) વખાર.

સરાહવું. ક્રિ૦ સ૦ વખાણવું; માન વધારવું; મહિમા વધારવો.

સરાહી, વિ૦ વખાણવા લાયક; સારૂં, સુશોભિત.

સરીગત, વિ૦ [શરણાગત] શરણુ આપનાર; આશ્રય દેનાર; બેલી, વાલી (૨) સાથી, મિત્ર; સોબતી.

સરિતા, સ્ત્રી૦ [સં] નદી.

સરિયત, સ્ત્રી૦ શરત; પ્રતિજ્ઞા; પણ.

સરિયાણ, જુઓ સરિયામ.

સરિયામ, વિ૦ મુખ્ય; ધોરી; મોટું. (૨) જાહેર; સર્વને માટે ખુલ્લું હોય એવું; સાર્વજનિક. (૩) સળંગ:—સરિયામ રસ્તો રાજમાર્ગ.

સરૂ, ન૦ શરૂ; એક જાતનું ઝાડ.

સરૂપ, ન૦ આકાર; આકૃતિ. (૨) કાન્તિ; ચહેરો (૩) વિ૦ સરખું; સમાન.

સરૂપતા, સ્ત્રી૦ એકરૂપતા; સરખાપણું, સદૃશતા.

સરેતારે, અ૦ અયેતિ ઠીક ઠીક એમ; સાંગોપાગ, સારી રીતે પાર પાડવું-પડવું એમ. (૨) ઉતારે છોગે; ખુલ્લંખુલ્લા; છચોક. (૩) સિરેતારે-અખોવન-કશપણ અડચણ આવ્યા વગર એમ; વગર લુંટાએ; વગર હરકતે.

સરેગગ. અ૦ સરાસરી; લગભગ (૨) એકંદરે; એક બીજાની સરખામણીમાં સરખેપણે આવી રહેલું હોય એમ; સગોલમ મળતા મેળે. (૪) એક સરખું સીધું-કે-સપાટ હોય એમ; સમાનતાપર

સરેસ, પું૦ ચામડાં અને હાડકાંમાંથી નિકળતો એક જાતનો ચીકણો પદાર્થ.

સરૈયો, પું૦ સુગંધવાળી વસ્તુઓ વેચનારો; પૂજાપો અને ઔષધદ્રવ્યનો વેપારી.

સરોજ, ન૦ [સં.] તળાવમાં ઉગતું એક જાતનું ફૂલ; કમળ; પોયણું

સરોડવું, ક્રિ૦ સ૦ મરોડાં-જાર બાજરી વગેરે ઘાસના પુળા છુટા કરી નાંખવા તે; સરોડાં-સાંઠા સંકોરલા-ગમાણે ઘાલવા-એકઠા કરવા; ગમાણમાં વિખરાયેલું ઘાસ ભેગું કરી આપવું. (૨) સાથે બાંધવું જોડવું; વળગાડવું. તોફાની-હરાયા ઢોરને બીજા ઢોરની સાથે એક દોરે બાંધવું.

સરોડું, ન૦ જુવાર બાજરીનો સાંઠો; જાડી સળીનું ઘાસ; રાડું; જાડા ઘાસમો કકડો.

સરોદો, પું૦ એક જાતનું તતુવાદ્ય; સારંગી. (૨) સુડી. (૩) ડાબા જમણી નાકમાંથી ચાલતા શ્વાસ ઉપરથી ભવિષ્ય કહેવું તે.

સરોરુહ, ન૦ [સં.] સરોવર-પાણીમાં થતી વેલનું ફૂલ; કમળ; પોયણું.

સરોવર, ન૦ મોટું ને બાંધેલું તળાવ; સર; જળાશય

સરોષ, વિ૦ રોષયુક્ત ગુસ્સાવાળું; ક્રોધી.

સર્ગ, પું. [સં]. વિષ્ણુ. (૨) સૃષ્ટિ, ઉત્પત્તિ, સર્જન. (૩) તજવું છોડી દેવું તે. (૪) કાવ્યાદિકમાં વિષય વિભાગ તે; પ્રકરણ અધ્યાય:—રઘુવંશના છઠ્ઠા સર્ગમાં સ્વયંવરનું વર્ણન છે.

સર્જન, ન૦ [સં.] પેદા કરવું-બનાવવું તે; ઉત્પત્તિ (૨) છોડી દેવું તે; વિખેરવું; વિસર્જન

સર્જિત, વિ૦ સર્જેલું; અંકિત; નિર્માણ થયેલું; ભાગ્ય; નસીબ; કિસ્મત.

સર્પ, પું૦ [સં] સાપ નાગ; ભુજંગ

સર્પણ, સ્ત્રી૦ [સં સર્પિણી] સાપણ; નાગેણ. (૨) ન૦ સરપણ; બાળવાનાં લાકડાં. (૩) ખસવું તે.

સર્પવું, ક્રિ૰ અ૰ [સં. सर्प] ખસવું; વાંકડી. ધસરકાતી ગતિ કરવી; સરવું.
સર્વ, વિ૰ [સં.] સૌ; સહુ; બધું; સઘળું. (૨) આખું; પૂર્ણ; અનવશેષ.
સર્વજ્ઞ, વિ૰ [સં.] સૌ જાણનાર; તમામ વસ્તુનો જાણકાર તે; જ્ઞાની. (૨) ઈશ્વર; પરમેશ્વર.
સર્વજ્ઞતા, સ્ત્રી૰[સં.] સર્વવસ્તુ જાણવાપણું તે.
સર્વણી, સ્ત્રી૰ મરનારના તેરમાને દિવસે કરવામાં આવતી શ્રાદ્ધ ક્રિયા તે.
સર્વતોભદ્ર, પું૰ [સં.] બધી બાજુએથી સુંદર મંગળ દેખાવવાળું મંડળ કે સ્વસ્તિક તે. (૨) ચારે બાજુ બારણાંવાળું, સુંદર ગોળાકાર બાંધકામ અથવા રચના તે. (૩) દરેક બાજુથી એક સરખી વંચાય એવી પદ્ય રચના તેઃ—ઉ૰ વાહ રે વાહ રસાળી મહીજ, જહી. મળી સાર હવા રે હવા. ક૰ દ૰ ડા.
સર્વત્ર, અ૰ [સં.] બધે; સઘળે; દરેક જગાએ.
સર્વથા, અ૰ બધી રીતે; કોઈ પણ પ્રકારે.
સર્વદા, અ૰ હમેશ; નિરંતર; રોજરોજ. (૨) વારંવાર; આખો દહાડો.
સર્વનામ, ન૰ (વ્યાકરણમાં) નામને બદલે આવતો શબ્દ તે; નામને ઠેકાણે નામ વારંવાર નહિ બોલતાં જે શબ્દ વપરાય છે તેઃ—અમદાવાદ મોટું શહેર છે. પણ તે (અમદાવાદ) બંદર કહેવાય નહિ.
સર્વપ્રિય, વિ૰ [સં] સૌને વહાલું; સૌજનને પ્રિય-પ્રીતિપાત્ર હોય તે.
સર્વભક્ષ, વિ૰ સર્વભક્ષી; જે તે બધું ખાઈ જાય એવું; જે તે ખાય એવું :—અગ્નિ, કાગડો, ભૂકરું વગેરે સર્વભક્ષ-ક્ષી કહેવાયછે.
સર્વમાન્ય, વિ૰ [સં.] જે સૌને માન્ય હોય તે; સૌ કબુલ કરે એવું; બધા માને એવું.
સર્વવ્યાપક, વિ૰ [સં.] સૌ ઠેકાણે વ્યાપીને રહેલું હોય એવું તે; દરેક સ્થળે રહેલું એવું તે. (૨) ઈશ્વર; બ્રહ્મ.
સર્વસ્વ, વિ૰ [સં] બધુંજ; તમામ. સઘળું; અનવશેષ. (૨) પોતાનું બધું તે.
સર્વાતીત, વિ૰ [સં.] સર્વથી ન્યારું- જુદું તે; સૌથી ભિન્ન-અલગ રહેલું એવું તે. ઉ૰ મુજમાં મેં, હું સર્વાતીત, હું છું ત્યાં નહિ દ્વૈતાદ્વૈત. અખો.
સર્વે, અ૰ બધું; સૌ. (૨) ન૰ [સં.] જમીનની માપણી તે; ક્ષેત્રનું પ્રમાણ કાઢવું તે; વિસ્તારનું પરિમાણ વગેરે કાઢવું તે.
સર્વેશ, પું૰ [સં.] સૌનો માલીક તે; સૌનો સ્વામી-ઉપરી અધિકારી તે. (૨) પરમેશ્વર.
સર્વો, પું૰ [સં.] હોમ કુંડમાં ઘી-ચોખા વગેરે હોમવાની લાકડાની લાંબી કડછી-ચાટવો.
સર્વોત્કૃષ્ટ, વિ૰ [સં.] સૌથી ઉત્કૃષ્ટ એવું જે તે; સરસમાં સરસ શ્રેષ્ઠ; ઉત્તમોત્તમ.
સર્વોપયોગી, વિ૰ [સં.] સર્વ જનને કામ લાગે એવું; સૌને ઉપયોગી થઇ પડે એવું.
સર્વોપરી, વિ૰ સૌથી ઉપરનું એવું તે; સૌને ટપી પડે એવું; સરસ-શ્રેષ્ઠ. (૨ સૌથી વડું-મોટા-સૌ પરના અધિકારવાળું.
સલ, સ્ત્રી૰ [સં. शिला] પત્થરની છાટ; છીપર (૨) શિલાસમ; પત્થર જેવું:—ભારેસલ-શા ભારમાં પત્થર જેવું. (૩) સકણુ-ડુંડાંવાળું ઘાસ તે; જારબાજરીનું કણસલાંવાળું કપાણ તે.
સલક્ષણું, વિ૰ સારા લક્ષણવાળું; સારી રીતભાતનું; ડહાપું; ઠાવકું. (૨) સુલક્ષણવાળું; જેનાપર અને જેનામાં ભાવી ઉન્નતિનાં ચિહ્‌ન હોય એવું; સુભાગ્યનાં ચિહ્‌નવાળું.
સલજ્જ, વિ૰ [સં.] લાજવાળું; શરમાળ. (૨) વિવેકી; સભ્ય; વિનયવાન.
સલતનત, સ્ત્રી૰ [अ.] રાજ્ય; પાદશાહત; શહેનશાહત.
સલપો, પું૰ તડાકો; સપાટો; દમ; ફુંક:—

ચલમનો સલાપો. (૨) એકીવાર; ફેરો; એક ગકમ—જથો:—એક સલાપે લાખ રૂપિયા આપશે ?

**સલવવું**, ક્રિ૦ સ૦ સાલને છિદ્રમાં બરોબર બેસાડવું તે; એક લાકડાને કોચવું ને બીજાને તેમાં બેસતું આવે તેમ છોલી બરોબર બેસાડવું:—ખાટલો સલવવો.

**સલવાવવું**, ક્રિ૦ પ્રે૦ સાલ બેસડાવવાં; સલવાય એમ કરાવવું (૨) ગુંચવણ—ગોટાળામાં નાંખી દેવું; માર્ગ ન સૂઝે અને ગભરાય એમ કરવું.

**સલવાવું**, ક્રિ૦ અ૦ સાલબંધ થવું; ગોઠવાવું; રચાવું; જોડાવું, બીજા સાથે સજડ થવું. (૨) અભરાવું; ગુંચવાવું; માર્ગ—તોડ નહિ સૂઝવાથી આમતેમ ફાંફાં મારતાં અકળાવું; શ્વાસ—શ્વાસની પીડા પડવી; મનમાં ખટખટ થવું.

**સલંગ**, વિ૦ [ સં. સલગ્ન ] એક બીજાને જારી લાગેલું એવું; આંતરાળ રહિત; નહિ તૂટક, અખંડ; આખું.

**સલાટ**, પું૦ પથ્થર ઘડનારો; ધીંડ ફોડો; શિલા બનાવનારો; પત્થરનું કામ કરનારો. (૨) પથ્થર ઘડનાર ને તેને લગતું કામ કરનારાઓની નાત તે.

**સલાટી**, સ્ત્રી૦ કાળા લીસા પત્થરની ચોરસી; છીપર; નાની શિલા. (૨) મોચી અને હજામની હથિયારની ધાર તેજ કરવાની પથરી. ઉ૦ સોનાનો સન્જ્યો ને સલાટીએ સોનાની કરૂં. ક૦ દ૦ ડા૦

**સલાડું**, ન૦ સાલ—ફ્રાયર જેવી પત્થરની ચોરસી; છીપર. (૨) ખુશામત રૂપે લાકડું ભંભેરણુ તે; લાડ કરતાં કરતાં બીજાએ આમ આમ તમારે માટે કહ્યું એમ સાચું જૂઠું કહેવું તે; ઉધુંચતું—ખરૂં ખોટું એક બીજાને કહીને ભંભેરણી થાય એમ કરવું તે

**સલાબત**, સ્ત્રી૦ મોટાઇ, બારેખમપણું પ્રૌઢતા.

**સલામ**, સ્ત્રી૦ [ અ. ] મોટા, વડીલ કે ઉપરી માણસને માન આપવા હાથ ઉંચો કરી કપાળે અડાડવો તે; હાથ ઉંચો કરવો ને માથું નમાવી આદરસત્કાર કરવો; માન આપવું તે; નમન; વંદન.

**સલામત**, વિ૦ [ અ. ] જેમ ને તેમ રહેલું હોય એવું; હાનિ, નુકસાન લાગ્યા વગરનું; કાયમ, હયાત; સારી હાલતમાં રહેલું; જેવું ને તેવુંજ; અખોવન ક્રિ૦ પ્ર૦ સલામત રહેવું=કાયમ રહેવું; આબાદીમાં—આરોગ્ય—વૈભવ વગેરે જેમને તેમ રહ્યા કરવાં; ચિરંજીવ રહેવું; મચવાઇ રહેવું.

**સલામતી**, સ્ત્રી૦ હયાતી; અસ્તિત્વ; કાયમી. (૨) ખાતરી; વિશ્વાસ. (૩) રક્ષા માટેની ખાતરી તે; અભયપણું; નિઃશંકતા. (૪) સુલેહશાન્તિ. (૫) સત્કારનો ઉદ્‌ઘોષ, સલામી; ધન્યવાદ આદરાતિથ્ય. (૬) હયાતી ઇચ્છવી તે.

**સલામી**, સ્ત્રી૦ સલામ દાખલ અપાતું માન—ભેટ વગેરે તે, સલામતી. (૨) કિસ્ત; મહેસૂલ.

**સલાહ**, સ્ત્રી૦ [ અ.] મેળ; મેળાપ; મિત્રતા; દોસ્તી:—સલાહ કરો તો સારૂં. (૨) શાંતિવાળો સંબંધ;લડાઇ ટંટાની માંડવાળ તે. (૩) મત; અભિપ્રાય. (૪) શિખામણ; બોધ.

**સલિલ**, ન૦ [ સં. ] પાણી; જળ.

**સલુક**, સ્ત્રી૦ [ અ. ] સલુક; રીતભાત; ચાલચલગત; વર્તણૂક. (૨) સભ્યતા; વિવેક.

**સલુકાઈ**, સ્ત્રી૦ વિવેક; વિનયી વર્તણૂક; સભ્યતા; કોમળ બોલીચાલીને સારી નમ્ર રીતભાત તે. (૨) બલમનસાઇ.

**સલુણું** વિ૦ રસવાળું; મિઠાશદાર, મીઠડું. (૨) સુંદર; મનોરંજક; મનોહર કાંતિવાળું.

**સલુડું**, વિ૦ અહિં તહિંનું આમતેમ બોલનાર; સવાસલિયું; વલકુડું. (૨) એક

બીજાનું ખાનગી એક બીજાને કહી ખુશામત કરનારું; (૩) સલાકાં કરનારું.

સલેટ, સ્ત્રી૰ [ અં. ] સ્લેટ; પથરપાટી.

સલો, પું૰ જમીનને સરખી કરી તે ઉપર પાતળું છાણપાણી પાથરવું તે; પાતળું લીપણઃ–સલો કરવો=અબોટ કરવો; છાણપાણી વાળવાં.

સલોકતા, સ્ત્રી૰ [ સં. ] એક પ્રકારની મુક્તિ. (૨) એકલોકપણું; જુદાપણું નહિ તે.

સલોકો, પું૰ [ સં. શ્લોક ] પ્રશ્નોત્તરરૂપે પદ્ય; સમસ્યારૂપે અથવા સામસામે મહેણા ટાણાએ બોલાય એવી કવિતાની કડીઓ તે; શ્લોક, દોહરા, સોરઠા ને છપ્પા જેવી જે પ્રશ્નોતરી કવિતા તે. ચબોલા, ચાબખાની કવિતા.

સલ્લ, પું૰ વહેમ; શક; અંદેશો. (૨) [ સં. શલ્ય ] સલ્ય; તીર; ભાલોડું. (૩) [ સં. શિલા ] શિલા; પત્થરની છાટ. અત્યંત ભારેપણું બતાવવા બોલાય છેઃ–ભારેસલ્લ.

સલ્લો, પું૰ ચુનાને ખાંડી–કૂટીને બનાવેલો ભુકો; સાગોળ.

સવઈ, સ્ત્રી૰ સવાઈ; સવાગણું તે; સવાયું સેવા દેવાની રીત તે. (૨) પોલિસ–સિપાઈની પાઘડી–અથવા ફેંટો તે. (૩) શ્રેષ્ઠતા; ઉત્તમતા; સવાગણું સરસ તે; વધારેપણું —

સવડ, સ્ત્રી૰ સગવડ; જોગવાઇ. (૨) ગોઠવણ.

સવત્સ, વિ૰ [ સં. ] બચ્ચા–બાળક સહિત; વાછડાવાળું; સબાળ. સવત્સા=વાછડાવાળી.
• સવત્સા ગાયનું દાન. સવત્સી.

સવર્ણ, વિ૰ [ સં. ] એક વર્ણનું–જાતિનું તે; એક રંગનું. (૨) સરખું; મળતું; એકજ વર્ગનું.

સવલવું, ક્રિ૰ સ૰ ચાસને ગાળેગાળેથી છોડ ઉખેડવા તે.

સવળવું, ક્રિ૰, અ૰ સળવળવું; ચામડીને લાગે–ખણાય–ગીલી થાય એમ નાના જીવ જંતુનું હાલવું–ફરવું તે; લોટવું; પાસે ફરવું, આળોટવું. (૨) તરફડિયાં મારવાં.

સવળું, વિ૰ સીધું, સુનરું; સારી ઉજ્વળબાજુ તરફનું; વળપડતું. (૨) ગમે–ફાવે તેવું; અનુકૂળ પડતું; રુચતું. (૨) શોભતું; દીપતું અવળાથી ઉલટું સવળું.

સવા, પું૰ સુવા; એક વસાણું; જીરા જેવાં પણ તીખા સ્વાદનાં બિયાં. (૨) પાપણમાં પડતી ઝીણી જૂ; ઝીણી જીવાત તે. (૩) *અનુકૂળ પવન; વહાણને માટે.* (૪) ક્રિ૰ એક અને ઉપર તેના ચોથા ભાગ જેટલું. (૫) પાધરું; સીધું; અનુકૂળ; રુચતું.

સવાઈ, સ્ત્રી૰ ચોથાઈ, એક ને તેના ચોથા ભાગ જેટલું વધારે તે; સવાગણું તે. (૨) સિપાઇનો ફેંટો–પાઘડી.

સવાકો, પું૰ પૈસો; કાવડિયો; દોઢિયું.

સવાણ, સ્ત્રી૰ મઝા; આનંદ. સવાણ પડશે. (૨) આરામ; ફેર.

સવાણ, ન૰ પશુ માદાઓનો ગર્ભધારણનો કાળ; મદોત્પત્તિ; ઉન્માદ, ક્રિ૰ પ્ર૰ સવાણે આવવું=પશુ માદાને આર્તવ આવવું, –આરે આવવું.

સવાદ, પું૰ [ સં. સ્વાદ ] કોઇપણ ચીજનો જીભથી પરખાતો રસધર્મ તે; જીહ્વા ઇંદ્રિયથી સમજાતી મિષ્ટામિષ્ટતા તે; સ્વાદ; મિઠાશ; લહેજત, ખારો, ખાટો, કડવો, મીઠો, તીખો; કટાણો, વગેરે સવાદો–રસધર્મ છે.

સવાદદાર, વિ૰ સવાદવાળું; લહેજતદાર; સ્વાદિષ્ટ.

સવાદિયું, વિ૰ સવાદદાર ચીજના ભાવવાળું; મીઠું, તીખું વગેરે રસાદિકનું ભોગી. (૨) સ્વાદની પરીક્ષા કરનારું.

સવાબ, ન [ અ. ] સદ્ગુણ. (૨) પ્રમાણિક-

પણું; નેકી. (૩) ધર્મનું કામ.

**સવાર્યાં**, ન૦ સવા સવાગણી ગણતરી થયે જાય એવા ઘડિયાં-પાડા તે:-સવાર્યાં, દોઢાં અને અઢિયાં વગેરે.

**સવાયું**, વિ૦ એક આખું-પૂર્ણ અને તેના ચોથા ભાગ જેટલું વધારે તે; સવાગણું. (૨) ચઢિયાતું; વધતું; જાદે.'-છોકરો એના બાપથી સવાયો છે.

**સવાયો**, પું૦ સવાકા; મોટાપૈસો; પૈમો.

**સવાર**, ન૦ પ્રાતઃકાળ; સૂર્યોદયનો સમય; પહેલા પહોરનો વખત. (૨) મળસકું; ભોર.

**સવાર**, પું૦ વાહન ઉપર બેઠેલું-ચડેલું તે; સ્વાર. (૨) ઘોડા-હાથી વગેરે ઉપર બેઠેલો તે; પ્રાણીની પીઠપર ચઢી બેઠેલ તે. (૩) વાહન ઉપર ચઢવું તે.'-બીજા વહાણ પર સવાર થયો. (૪) ઘોડાપર બેસીને લડનારો સિપાઈ, ચોકીદાર કે બહાદુર તે. (૫) દમભેર ઉપરવટિયા થઈ જવું; દમપર ચઢી જવું:-કોનીપર સવાર થતો આવે છે.

**સવારી**, સ્ત્રી૦ ઘોડો અથવા બીજા વાહન ઉપર બેસવું તે; સવાર થવું તે. (૨) બેસારૂ; બેસનાર તે; ઉતારૂ:-આ ગાડીમાં ત્રણજ સ્વારી લેવાય છે. (૩) વાહને ચઢી ઠાઠ માઠથી ફરવું તે; ફેરણી (૪) હુમલો; ચઢાઇ. (૫) ફરવા નીકળવું; આમ તેમ જવું આવવું તે.:-સવારી બાગ તરફ ચાલી કે? (૬) પડાવ; મુકામ; છાવણી. (૭) ગાયનમાં એક તાલ.

**સવારૂં**, ન૦ સવાર:-સાંજ સવાર. (૨) [અ.] વિ૦ વહેલું; ઉતાવળું, સવેળું; વખતસર.

**સવાલ**, પું૦ [અ.] પૂછવું તે; પ્રશ્ન. (૨) માગણી; અરજ. (૩) સુખન; બોલ. સવાલપત્ર=પ્રશ્નપત્ર. રૂ૦ પ્ર૦ સવાલ કરવો= માગવું; અરજ ગુજારવી. સવાલચિહ્ન= પ્રશ્નચિહ્ન.

**સવાવું**, ક્રિ૦ અ૦ પશુમાદાનું ગાભણાં થવું. (૨) પકડાવું. (૩) સોવાવું; ગમવું; ચેન પડવું; શોહવું.

**સવાસલું**, ન૦ સામાને સારૂં લગાડવા તેને રૂચતું મીઠું બોલવું તે; મીઠા-પ્રિયકર બોલ બોલવા તે. (૨) સારૂં લાગે એવાં કાલાં કાઢવાં તે. (૩) આજીજી; કાલાવાલા.

**સવાસો**, વિ૦ સો ને પચીસ તે; ૧૨૫.

**સવિ**, વિ૦ સર્વ; બધું; સઘળું. જુના કાવ્યમાં.

**સવિતા**, પું૦ [સં.] સૂર્ય; રવિ; આદિત્ય.

**સવિસ્તર**, વિ૦ વિગતવાર; વિસ્તારપૂર્વક; તપસીલ સહિત; સાંગોપાંગ.

**સવે**, અ૦ સુવ્યવસ્થિત એમ; ઠેકાણે; રસ્તે:-આટલું કામ સવે પાડો એટલે બસ (૨) શવે શુભે; સારામાઠાના શિવમ્-શમ્ એવા અર્થમાં; વિવાદવાળી બાબતમાં-એમ.:-એ તો સવેકુસવે કંઇ બોલી નથી, એને શા માટે કહો છો?

**સવેળા**, અ૦ વખત પહેલાં; આગળથી; સમય ઉપર. ઉ૦ સવેળાનું મંત્રયું હોય તે આગળ આવે કામ, હો રમતાં રઢ લાગી ચણીને.

**સવૈ**, સ્ત્રી૦ સવાગણું લેવું દેવું તે; એકને તેના ચોથા ભાગ જેટલું વધારે એમ.'-સવૈનો ધંધો,

**સવૈયો**, પું૦ એકરાગ; કવિતાની એક રચના તે.

**સવ્ય**, વિ૦ [સં.] ડાબું; દક્ષિણ તરફનું. સવ્યસાચી=ડાબોડી, ડાબે હાથે પણ કામ કરી શકે એવું-અર્જુન.

**સસડવું**, ક્રિ૦ અ૦ ઘી કે તેલમાં પાકવું-ચઢવું; ખૂબ ગરમ થવું; ધમધમવું; ગરમ ચીકટમાં ખદખદ થવું; તળાવું. ક્રિ૦ સ૦ સસડાવવું=પકવવું; ચઢવું; તળવું.

**સસણી**, સ્ત્રી૦ શ્વાસ જતાં આવતાં છાતી અને

ગળામાં કફ બોને એવો બાળકને થતો એક રોગ; નરમ પ્રકારનો ત્રિદોષ.

**સસતું**, વિ૦ સોંઘું, થોડી કિમ્મતનું; થોડી કિમ્મતે ઘણું મળે એવું.

**સસરો**, પું૦ વરને વહુનો અને વહુને વરનો બાપ, જે સગાઇ-નામે વ્યવહરાય છે તે.

**સસલું**, ન૦ મોટા કાન અને નાના કદનું એક ગરીબ ચોપગું. એ મોટા કોળ કે નાની બિલાડી જેવડું થાય છે એ બહુ બીકણ પણ વહાલું લાગે એવું પ્રાણી છે.

**સસવું**, ક્રિ૦ અ૦ કુવાવો નરમ પડવો; બેસી-જવું; કદે ઘટીજવું; સોસાવું.

**સસ્તું**, વિ૦ સોંઘું. કહે૦ સસ્તુ ભાડું ને સીધપુરની જાતરા. થોડી બેસરણ-મહેનતે મોટું ફળ મળવું તે.

**સસ્સો**, પું૦ સ એવો અક્ષર અને ઉચ્ચાર તે; સકાર.

**સહ**, અ૦ [સં.] સાથે; જોડે, સહિત.

**સહકાર**, પું૦ [સં.] આંબો; જેને કેરી થાય તે ઝાડ; (૨) સાથે મળીને કામ કરવું તે: એકબીજાને મદદગાર રહી મળીને કામ કરવું.

**સહકારી**, વિ૦ મળીને કામ કરનાર; સહાયમાં રહી કામ કરવા લાગનાર.

**સહગમન**, ન૦ [સં.] સાથે જવું તે; સ્ત્રીએ પતિની પાછળ (મરી-બળી) જવું તે; સતી થવું તે.

**સહચર**, પું૦ [સં.] સાથે ફરનારો-મિત્ર; દોસ્તદાર; સોબતી; ગોઠિયો

**સહચરી**, સ્ત્રી૦ [સં.] સખી; સૈયર; સાહેલી.

**સહજ**, વિ૦ [સં.] સાથે જન્મેલું. (૨) સ્વાભાવિક; કુદરતી. (૩) સહેલું; સુલભ. (૪) લગીરેક; જરા; અતિઅલ્પ. (૫) અમસ્તુ; કારણ વગર. સહજસાજ=જરાક; માણમાણ; નામનું, એમ.

**સહજાનંદ**, પું૦ સ્વામિનારાયણ સંપ્રદાય પ્રવર્તક આચાર્યનું નામ. સ્વાભાવિક રીતેજ આનંદ પામેલ એવા-બ્રહ્માનંદી તે.

**સહન**, ન૦ સહેવું-ખમવું તે; સહી રહેવું તે; વેઠવું તે.

**સહનતા**, સ્ત્રી૦ સહન કરવાપણું; ખામોશ. (૨) ધીરજ; ધૈર્ય.

**સહનશીલ**, વિ૦ સહન કરે એવા સ્વભાવનું; વેઠી લેનારૂં, સાંખી જનાર. (૨) ધીરૂં.

**સહનશીલતા**, સ્ત્રી૦ સહનશીલપણું: સાંખવાપણું; ખામોશ. (૨) ધીરજ; ધૈર્ય.

**સહપાઠી**, વિ૦ સાથે રહી પાઠ લેનાર; સાથે ભણનાર; સાથે અભ્યાસ કરનાર ગોઠિયો.

**સહરાવું**, ક્રિ૦ અ૦ ખુશીથવું, રાજીથવું. ઉ૦ બીડી ખાઇને બે બાઇ ઉભા, મુખ જોઇ માંડી સહરાણી.

**સહવર્તમાન**, અ૦ [સં.] સાથે; જોડે. બીજું માણસ સાથમાં હોય એમ; સહિત.

**સહવાસ**, પું૦ [સં.] સાથે વસવું તે; સાથે રહેવું તે. (૨) પરિચય મહાવરો; ટેવ; અભ્યાસ. (૩) સ્નેહભાવ; બોલવા ચાલવાનો સારો સંબંધ તે.

**સહવાસી**, વિ૦ સાથે વસનાર; પરિચિત; ઓળખીતું; સાથે રહેવાથી જાણીતું થયેલું એવું સંબંધી.

**સહસા**, અ૦ [સં.] વિચાર કર્યા વગર ઉતાવળે; આકળા-ઉત્સાહથી એકદમ. (૨) વિ૦ ઓચિંતું; વગર વિચાર્યું; એકદમ આદરવું તે; આંખો મીચીને-યા હોમ કરવાપણું તે.

**સહસ્ર**, વિ૦ [સં.] દસવાર સો તે; હજાર; ૧૦૦૦.

**સહાધ્યાયી**, વિ૦ [સં] સાથે અધ્યયન-અભ્યાસ કરનાર; વિદ્યાર્થી મિત્ર તે; સહપાઠી.

**સહાય**, સ્ત્રી૦ મદદ; કુમક. (૨) ટેકો; આશ્રય. (૩) મિત્ર; સાથી. (૪) મહેરબાની; કૃપા. (૫) વિ૦ મદદગાર. સહાયભૂત=મદદગાર થઇ પડનાર.

**સહાયતા,** સ્ત્રી૦ મદદ; કુમક. (૨) આશ્રય; ટેકો.

**સહાયી,** વિ૦ મદદગાર; સહાય કરનાર. (૨) ન૦ મિત્ર-સાથે કામ કરવા લાગનારો.

**સહારો,** પું૦ સહવાસી આશ્રય; આશરો; માથે ગેવા રૂપી મન રમાડો તે

**સહિત,** અ૦ [સં] સાથે; જોડે. (૨) સુદ્ધાં.

**સહિયડ,** પું૦ સૈયડ, બળિયા; શીતળા.

**સહિયર,** સ્ત્રી૦ સૈયર; સખી; સાહેલી; બહેનપણી.

**સહિયારૂં,** વિ૦ સરખાભાગવાળું; ભેગું; ભાગિયા બાગવાળું. (૨) ન૦ પંત્યાળું; મઝિયારૂં.

**સહિષ્ણુ,** વિ૦ [સં.] સહન કરે એવું; વેઠનાર; સાંખી રહે એવું.

**સહી,** સ્ત્રી૦ ખરૂં છે, એમ જણાવવાને નામ લખી આપવું તે; લેખ વગેરેમાં હસ્તાક્ષર કરવા તે મતુ; નામાક્ષરનું નિશાન. (૨) કબુલ, મંજુર. (૩) નક્કી, સિદ્ધ; પાર; 'જાઓ ખરૂં' એમ. (૪) સખી; બહેનપણી. (૫) શાહી; રૂશનાઇ.

**સહીસલામત,** વિ૦ જેમનું તેમ રહેલું એવું; ખેમકુશળ; જેવું હતું તેવુંજ. (૨) અ૦ હરકત હેલો પામ્યા વગરનું; જેમનું તેમ આબાદ, જરા પણ ધોકો-ખોટ, હરકત-હાનિ વગર જેમનું તેમ રહેલું તે.

**સહીસલામતી,** સ્ત્રી૦ હરકત હેલો પહોંચે નહિ-કંઇ નુકસાન હાનિ લાગે નહિ એવી •જે સુરક્ષિત સ્થિતિ તે. સંપૂર્ણ સંભાળ; નિર્ભયતા; આબાદી તે.

**સહુ,** વિ૦ સઉ, સૌ; સઘળું.

**સહેરો,** પું૦ જરીનો પટકો; મડીલ

**સહેલ,** વિ૦ સહેલું; સુતરું; થોડી મહેનતે થાય એવું; નહિ અઘરૂં.

**સહેલ,** સ્ત્રી૦ આનંદે આમતેમ ફરવું તે; મોજ ખાતર ફરવું કે પ્રવાસ કરવો તે. (૨) આનંદ; મોજમઝા માણવી તે; ખુશી ખુશાલીમાં રહેવું અને ભોગ ભોગવવા તે. સહેલસપાટા=મોજમઝા; આનંદે-સ્વચ્છંદપણે આમતેમ ફરવું અને આનંદમાં રહેવું તે. સહેલઘા=ખુશાલીનું મોજનું આમતેમ જવુંઆવવું તે.

**સહેલાણી,** વિ૦ મોજી; આનંદી; ગમત-મોજ માણવા આમતેમ આનંદે મહાલનાર; સ્વચ્છંદે મોજ માટે ફરનાર.

**સહેલું,** વિ૦ થોડી મહેનતે થાય એવું; સુતરૂં; સરલ; નહિ અઘરૂં

**સહેવું,** ક્રિ૦ સ૦ સાંખવું; વેઠવું; દુઃખાદિક ધીરજથી ખમી રહેવાં તે; ભોગવવું

**સહોદર,** વિ૦ એક માના પેટનાં-(છોકરાં એક બીજાને સંબંધે) એક પેટથી જન્મેલાં તે. એક માનાં, ઓરમાન નહિ તે; માજાયા.

**સહોવું,** ક્રિ૦ ગમવું; ગોઠવું; ફાવવું; રુચવું. (૨) સોહવું; શોભવું; સારૂં દેખાવું.

**સહ્ય,** વિ૦ [સં.] સહેવાય એવું; ખમાય એવું. અસહ્ય=ન ખમાય એવું-દારુણ.

**સળ,** પું૦ ગેડનો આંકો; હાંસિયો; દોરા ઉપર કાગળ દાબી કે વાળીને પાડેલો લીટો તે. ગડીનું વળિયું. (૨) સોળ, સોટી કે લાકડાના આઘાતથી ચામડીપર ઉપસી આવેલો લીટા જેવો સોજો; ફટકાની ચામડ પરની નિશાની. (૩) પોચી વસ્તુપર બીજી વસ્તુના દબાણથી પડેલી ભાત-ખુણ; ગોળ જેવી નિશાની ઉર કંકણના સળ દીઠે પીઠે. દયારામ.

**સળક,** સ્ત્રી૦ સોય ભોંકાતી હોય એવી રહી રહીને થઇ આવતી પીડા તે; શૂળ; વાયુના કે ત્રિદોષના રોગમાં છાતીમાં થતી ભોંકના આઘાત જેવી પીડ; તીર વાગતો હોય એવું એકદમ થઇ આવતું દુઃખ.

**સળકડી,** સ્ત્રી૰ સળેખડી; સાંઠા, કાંબડાં કે ઘાસની પાતળી પણ લાંબી સળી તે.

**સળકડું,** ન૰ સળેખડું; સળકડી; સળી. રૂ. પ્ર૰ સળકડું કરવું=ઉશ્કેરવું; ચઢાવવું; ખીજવવું; તકરાર થાય એમ કરવું; પલિતો મૂકવો; ચાંદલું કરવું.

**સળકમ,** ન૰ સળેખમ; રસવિકાર; ઋતુની ફેરફારીમાં અથવા શરદી લાગવાથી નાકમાંથી ચીકણું પાણી પડવાનો એક સાધારણ રોગ એની સાથે તાવ, માથાનો દુખાવો અને ઉધરસ પણ હોય છે.

**સળકવું,** ક્રિ૰ અ૰ [સં. સૃ–સદ્] સહેજ હાલવું; અંગ સરકવાં; ધ્રૂજવું; આમતેમ મરોડાવું. ઉ૰ શેષ સળકયો. (૨) ભાવ થવો; પાણી છૂટવું; સ્વાદ થવો:—એનીએ દાઢ સળકી.

**સળકાવવું,** ક્રિ૰ સ૰ હલાવવું; અંગને આમતેમ ફેરવવું. (૨) વેગથી ખસે–સરી જાય તેમ ચલાવવું; ઉતાવળે મારી મૂકવું. ઉ૰ સાંઢ સરકાવી સલક્ષણે સામળ.

**સળકું,** ન૰ ઝરડાં અને કાંટા વાળાં ડાળખાં એકઠાં કરવાનું તથા ઉપાડવાનું બે પાંખડાંનું લાકડું; છીટલો.

**સળકો,** પું૰ સોય ઘોચાતી હોય એવું માંસ પાકમાં થતું દુઃખ–પીડ તે. (૨) એકદમ મન થઇ આવવું તે; મનોભાવનો ઉછાળો; ઇચ્છાવેશ–વેગ તે. મિઠાઇ જોઇ એને તો ખાવાનો સળકો થઇ આવ્યો.

**સળગવું,** ક્રિ૰ અ૰ લાગવું; અગ્નિથી પ્રજ્વલિત થવું; બળવું. (૨) લડાઇ લાગવી; તકરાર થવી; ટંટો જાગવો.

**સળગાવવું,** ક્રિ૰ સ૰ દેવતા પાડવો; બળતું કરવું; લગાડવું. (૨) જવાળાએ બળે એમ કરવું. અગ્નિ સળગાવવો; દીવો સળગાવવો. (૩) લડાઇ–ટંટો થાય એમ કરવું.

**સળવળ,** સ્ત્રી૰ સળવળવું તે; આમતેમ હાલવું મોટવું તે. (૨) ખણુજ; ચેળ: કાંઇ ઘસાતું હાલતું હોય એવી ચામડીપર થતી અસર તે.

**સળવળવું,** ક્રિ૰ અ૰ થોડું થોડું આમતેમ હાલવું; સૂતા સૂતા આમતેમ ફરવું; મરોડાવું:–એવી ઉંઘ આવી કે રાતે સળવળ્યોએ નથી. (૨) શરીરપર કંઇ ચાલતું હોય એવી અસર થવી; ખણુજ આવવી, ગલીથવી.

**સળવું,** ક્રિ૰ અ૰ જીવજંતુ–કીડ–વગેરેથી ખવાઇ જવું; જીવોત્પત્તિ થઇ વસ્તુ–અનાજ વગેરેનું અંદરનું સત ખવાવું તે; અંદરથી બગડવું; (૨) સડવું; કોહવું; જીવ પડવા.

**સળંગ,** વિ૰ નહિતૂટક; આખું; ચાલુને ચાલુ; એક સરખું જોડાયેલું હોય એવું; અખોવન. (૨) એક છેડાથી બીજા છેડા લગી સાંધ રહિત:–સળંગબાંધ ને કાપબાંધ.

**સળિયો,** પું૰ [સં.–શલાકા] ઘાસનો, લાકડાનો કે ધાતુનો ગોળ ને પાતળો લાંબો કકડો કે આકાર તે; સોટી અથવા લાકડી જેવો ધાતુનો દંડીકો; ગજ.

**સળી,** સ્ત્રી૰ ઘાસની, લાકડાની કે ધાતુની પાતળી ને લાંબી ગોળ કકડી–ચીપ; કાંમડી. રૂ૰ પ્ર૰ સળી કરવી=ઉશ્કેરવું; ઉત્તેજન આપવું. અડપલું–ચાંદલું કરવું. (૨) ધાતુના તારનો કકડો, સાંઠા–કાંબડાની પાતળી ચીપ.

**સળેકમ,** ન૰ સળેખમ; શ્લેષ્મ; રસવિકાર. નાકમાંથી પાતળી રસી ગરે એવો શરદીનો વિકાર.

**સળેકડું,** ન૰ સળેખડું; સાંઠા કે ઘાસનો કકડો; સળી. રૂ૰ પ્ર૰ સળેખડું કરવું=ઉશ્કેરવું; અટકચાળું કરવું.

**સળો,** પું૰ સળવું તે; અનાજ; શિંગ; શરીર વગેરેનું અંદરથી ખવાવું તે; અંદર ને અંદર જીવ ઉત્પન્ન થઇ ખવાવું તે. (૨) કોહવું, સડવું તે. (૩) ઘણા દિવસ–વખત–લગી અંદર ને અંદર ખરાબી થયા કરે ને બહાર

જણાય નહિ એવો ખગાડો, અવ્યવસ્થા વગેરે તેઃ-દેશીરાજ્યોનો સડો તો જ્યારે કોઈ રાજા પદભ્રષ્ટ થાય ત્યારેજ ઉઘાડો પડે છે.

**સંકટ**, ન૦ [સં.] દુઃખ; પીડા. (૨) આપત્તિ; આફત, વિઘ્ન. (૩) ભીડ; તાણ; સાંકડ. (૪) મુશ્કેલી; ગુંચવણ.

**સંકડામણ**, સ્ત્રી૦ આમતેમ હરાયફરાય નહિ એવું બિડાણ તે; કોઇ તરફ છુટામાગી હોય નહિ એવી સ્થિતિ તે; ભીડઃ-સંક ડામણમાં આવ્યો ત્યારે વાત માની. (૨) જગાની તંગાશ; નહિ મોકળાશ.

**સંકડામણી**, સ્ત્રી૦ સંકડાશ; ભીડ; બિડાણ. (૨) મુશ્કેલી.

**સંકડાવું**, ક્રિ૦ અ૦ સાંકડમાં આવવું; બિડાવું (૨) દબાવું; ભચડાવું:-અંગડી સંકડાય છે. (૩) જગાની તંગાશ પડવી; મોકળાશ નાહ રહેવી. (૪) બિડાવું.

**સંકડાશ**, સ્ત્રી૦ ગાની તંગાશ; સાંકડ; નહિ મોકળાશ. (૨) મુસ્કેલ્ય.

**સંકર**, પું૦ [ સં. ] ભેળસેળ; મિશ્રણ. (૨) મિશ્રજાતિ. (૩) વિ૦ ભેળમેળિયુ; જુદી જુદી જાતિનાં માબાપથી ઉત્પન્ન થયેલું

**સંકરતા**, સ્ત્રી૦ ભેળસેળ; નહિ એક જાતીયત્વ તે, મિશ્રણ; વગળ.

**સંકર્પણ**, ન૦ [સં.] ખેંચવું તે. (૨) ખેડવું તે. (૩) પું૦ બળદેવ (૪) શેષનાગ.

**સંકલન**, ન૦ એકઠું-એકત્ર-કરીને કરવું તે; સરવાળો; જમાવટ, સંગ્રહ.

**સંક** , વિ૦ એકઠું કરેલું; ભેગકેલું.

**સંકલ્પ**, [ સં. ] મનનો ઠરાવ; મનસુબો; ઇચ્છા; મનોભાવ. (૨) નિર્ધારણ; નિયમ. (૩) ધર્મ કર્મ વગેરે કરવા માટે લેવામાં આવતો નિયમ તે, આમ અમુક કર્મ ને ક્રિયા-કરીશ, એવો જે મનનો નિશ્ચય તે, હેતુ; વિચાર. સંકલ્પવિકલ્પ=ડચુપચુ; ડગુમગુપણું.

**સંકલ્પિત**, વિ૦ મનથી નક્કી કરેલું; સંકલ્પ કરેલો હોય એવું; નિશ્ચિત ઠરાવેલું.

**સંકષ્ટ**, ન૦ [ સં. ] સંકટ; દુઃખ; આપત્તિ. (૨) મુશ્કેલી, ગુંચવણ. (૩) ભીડ; તંગી; મુશીબત.

**સંકાશ**, વિ૦ સરખું; જેવું.

**સંકીર્ણ** વિ૦ [ સં. ] સંકુળ; ભરાયેલું; ભરચક; વ્યાપ્ત.

**સંકીર્તન**, ન૦ સ્તુતિ; પ્રાર્થના (૨) વખાણ.

**સંકુચિત**, વિ૦ સાંકડું; નહિ મોકળું, જોઇએ તેટલી મોકળાશ કે છૂટ હોય નહિ એવું. તાણ પડતું, સંકોચ પામેલું; કુંજરાયેલું. (૨) બિડાયેલું; નહિ ઉઘડેલું, નહિ ખુલ્લું; પોતેજ પોતાની વિસ્તૃતતા ઢંકી રે'લું હોય એવું (૩) અંદર ને અંદર ગુંચાયેલું.

**સંકેત**, પું૦ [ સ. ] કોઈ કામને માટે કરેલી છુપી ગોઠવણ તે; છુપી યોજના; ઇશારાથી કે ખાનગી મેળાપ માટે કરેલો મનસુબો તે. (૨) છુપી રીતે મળવાને નક્કી કરેલી જગા-સ્થળ વગેરે તે (૩) સાન; ઇશારો; (૪) સામગ્રી.

**સંકેલવું**, ક્રિ૦ સ૦ ફેલાયેલું હોય તેને એકત્ર કરવું; વેરાયેલું ખુલ્લું પડેલું હોય તેને એકઠું કરવું (૨) આરોપવું; એક સ્થળે કેન્દ્રસ્થ કરવું. (૩) જેમ તેમ ચુંથાઈ ફરચલી પડી ગયેલું હોય તેને વ્યવસ્થિત રૂપમાં-ગડીબંધ કરવું; સમારવું, સુધારવું; વ્યવસ્થિત કરવું (૪) વાળીલેવું. પાછું ખેંચીલેવું,

**સંકોચ**, પું૦ કમીના, ઓછપ, ઉણપ, ઓછું પડવું તે. (૨) વિવેક, મર્યાદ, લજ્જા; શરમ, આચકો ખાવો તેઃ મ્હેતા, જતાં આવતાં મનનું ખમચાવું તે. (૩) તંગી; ભીડ; અછત. (૪) સંકડાશ. ભીડ; જગાની તાણ તે. (૫) અંદર ને અંદર સમાતો સિડાવ; પીછેહઠ; પાછું પડવું તે, પોતાની હદમાંજ ખેંચાઇ સમાવાપણું; શોષ.

**સંકોચવું,** ક્રિ૦ સ૦ હદમાં ખેંચી લેવું; ટુંકાવવું; નહિ ફાલવું-વિસ્તારવું. (૨) એકઠું કરવું; આરોપવું; વાળીલેવું.

**સંકોચાવું,** ક્રિ૦ અ૦ સંકોચ થવો; ચઢી જવું; અંદર ખેંચાવું; ટુંકું-કુંજરું થઈજવું; કરમાવું; (૨) શરમાવું; લજવાવું; આચકો ખાવો. (૩) બીડાવું; શોષાવું.

**સંકોડાવું,** ક્રિ૦ અ૦ સંકડાવું; બિડાઇ રહેવું; હાથ પગ ખેંચી દાબી રાખ્યાં હોય એવી હાલતમાં હોવું.

**સંકોરણી,** સ્ત્રી૦ ઉશ્કેરણી; ઉત્તેજના. (૨) આગળ ધકેલવું તે.

**સંકોરવું,** ક્રિ૦ સ૦ આઘું ઠેલવું; આગળ ધકેલવું; જાગ્રત કરવું. (૨) ઉશ્કેરવું.

**સંકોલવું,** જુઓ સંકેલવું.

**સંક્રમણ,** ન૦ [ સં ] ગ્રહાદિકનું એક રાશિમાંથી બીજી રાશિમાં જવું તે; એક વસ્તુને ઉલ્લંઘી બીજીમાં પ્રવેશ કરવો તે.

**સંક્રાન્ત,** સ્ત્રી૦ ઉત્તરાયણ; સૂર્યનું મકર રાશિમાં સંક્રમણ તે.

**સંક્રાન્તિ,** સ્ત્રી૦ સંક્રાન્ત; ઉત્તરાયણ. (૨) સંક્રમણ. એક વર્તુલની પાર થઇ બીજા વર્તુલમાં પેસવું તે.

**સંક્ષિપ્ત,** વિ૦ [ સં. ] ટુંકું; નાનું; થોડામાં આણી મૂકેલું.

**સંક્ષેપ,** પું૦ [ સં ] થોડો સાર; ટુંકાણ; અલ્પત્વ; થોડાપણું.

**સંક્ષોભ,** પું૦ [ સં. ] ગડબડ; ધાંધલ. (૨) ગોંધાટ; ખળભળાટ.

**સંખારો,** પું૦ પાણી ગાળતાં ગળણામાં રહેલું અવશેષ તે; કચરો-પોરા વગેરે.

**સંખાવું,** ક્રિ૦ અ૦ શંકાથતી; ચિતરી ચઢતી; શરમાવું; લજવાવું; સહનથવું; સહેવાવું

**સંખાવો,** પું૦ શંકા; વહેમ. (૨) શરમ; લાજ; ઓઝંપો; (૩) કમકમાટી; ધ્રૂજ; નિર્વેદ; કંટાળો; જુગુપ્સા.

**સંખ્ય,** વિ૦ [ સં. ] ગણાય એવું; સંખ્યામાં અણાય એવું. (૨) ના. ગણના; પરિમિતિ.

**સંખ્યા,** સ્ત્રી૦ [ સં. ] ગણાય એવો આંક; અમુક નંબર; ચીજનો જુમલો તે; આંકડો; પરિમાણ; સંખ્યાવાચક=સંખ્યા દર્શક-બોધક:-સંખ્યાવાચક વિશેષણ, સંખ્યાતઃ-સંખ્યાથી.

**સંગ,** પું૦ [ સં. ] સાથે અને સાથે જવું આવવું તથા બેસવું બેસવું તે; સોબત; મૈત્રી દોસ્તી; સહવાસ. પરિચય. (૨) સંસર્ગ; સ્પર્શ, જોડે રહેવાપણું તે. (૩) ગાઢ સંબંધ, અંગ સંબંધ, સયોગ. (૩) મુલાકાત; મેળાપ; ભેટો.

**સંગત,** સ્ત્રી૦ સોબત; મૈત્રી; દોસ્તી. (૨) મેળાપ. (૩) મળેલું; ગયેલું.

**સંગતિ,** સ્ત્રી૦ [સં.] સાથે જવું આવવું અને રહેવું વગેરેનો જે પરિચય તે; સહવાસ; સોબત; સંગ; મૈત્રી. (૨) ભેટ; મેળાપ; સમાગમ.

**સંગદિલ,** વિ૦ [ ફા. ] પત્થર જેવા કઠણ હૃદયનું.

**સંગમ,** પું૦ [ સં, ] મેળાપ; સમાગમ; સંધિ; બે કે વધારેનું એકઠાથવું તે.:-ગંગા જમનાનો સંગમ. (૨) ક્રીડ; ઠઠ. (૩) છંદ; નાદ. (૪) સંજોગ.

**સંગાત,** પું૦ સંગાથ; સાથે જનાર તે; સથવારો; સાથ; વાટનો સોબતી.

**સંગી,** વિ૦ સાથી; સોબતી; સંગે રહેનાર. (૨) મેળાપી.

**સંગીત,** ન૦ [ સં. ] વાદિત્ર સાથેનું ગાણું; નાચવું, ગાવું ને બજાવવું તે. (૨) વાજા સાથે ગવાય એવી જે રચના તે; ગવાય તેવું પદ. (૩) ગાવા બજાવવાનું શાસ્ત્ર તે.

**સંગીન,** વિ૦ પત્થર જેવું ભારે ને કઠણ; નક્કર; વજનદાર; અંદર સત્તવાળું. (૨) મજબુત; જોરાવર; લઈ.

**સંગે,** અ૦ સાથે; સોબતે; સંગાતે. ઉ૦ શામળિયાની સંગે.

**સંગેમરમર,** પું૦ રગ) બેરંગી ચકચકિત પાસાદાર બંધનવાળો પથ્થર; પાસા પાસાદાર ચકમકોની છાંટવાળો આરસપહાણ.

**સંગો,** પું૦ ખૂબ આસક્તિ તે; હેડો; ગાઢ સહવાસમાં રહેવાની આદત તે, આસંગો.

**સંગ્રહ,** પું૦ [ સં. ] એક જથે-સાથે એકઠું કરવું તે; સારી સારી વસ્તુઓનો સામટો જમાવ તે. ( ૨ ) સંઘરી રાખેલું જે તે; ધન, વસ્તુ, પુસ્તક, અને સુભાષિત વગેરેનો ભંડાર તે; સંચય. ( ૩ ) નમુના દાખલ થોડી થોડી કવિતાઓ-વસ્તુઓ વગેરેનું ટિપ્પણ તે.

**સંગ્રહણી,** સ્રી૦ [ સં. ] વારંવાર ઝાડો થયા કરે એવો રોગ; અતિસાર; મરડો; સંઘરણી.

**સંગ્રહસ્થાન,** ન૦ [ સં. ] નમુનાની અથવા જોવા જાણવા જેવી વસ્તુઓ એકઠી કરાયેલી હોય કે જ્યાં તે એકત્ર કરવાને રાખવામાં આવતી હોય તે સ્થાન; ભંડાર.

**સંગ્રામ,** પું૦ [ સં. ] યુદ્ધ; લડાઇ. ( ૨ ) બે જણ કિંવા બે પક્ષ વચ્ચે હારજીત માટેની ગંડમથલ તે.

**સંગ્રાહ,** પું૦ [ સં. ] પકડ; જબરાઇથી ઝાલવું તે; ચૂડ; જબરજસ્તી કરવી તે.

**સંઘ,** પું૦ [ સં. ] ટોળું; જૂથ; જથો; સમૂહ; જમાવ. ( ૨ ) ઘણા જણે એકઠા થઇ જાતરા જવું તે; યાત્રાળુઓનો સમુદાય. (૩) ઘણાંનો એક સાથ મેળાવો તે. રૂ૦ પ્ર૦ સંઘ કાઢવો=ધતિંગ ઉઠું કરવું; કોઇ કાર્યની વચ્ચે આડખીલી નાખવી.

**સંઘટ,** વિ૦ સંઘટ; સજડ; ભિડાયેલું; ચપસીને બેઠેલું; દબાઇને ભરાયેલું; અગાડ રહેલું.

**સંઘરડો,** પું૦ સંઘાડો; લાકડાં વગેરેના ગોળઘાટ ઉતારવાનું યંત્ર; સુડગરનું યંત્ર.-સંઘરડાઉતાર=ઉતરતું ગોળ.

**સંઘરણી,** સ્રી૦ અતિસાર; મરડો; ઝાડાનો રોગ

**સંઘરવું,** ક્રિ૦ અ૦ એકઠું કરવું; ભેગું કરવું. ( ૨ ) જાળવી રાખવું; આગળ કામ આવે તે માટે એકઠું કરી સંભાળી રાખવું. (૩) સ્વીકારવું; રાખવું; દાખલ કરવું; ધારણકરવું.:—એને હવે કોણ સંઘરશે.

**સંઘરો,** સ્રી૦, શરીરમાંથી લોહી કઢાવવું તે; પસ ખેલાવવી તે.

**સંઘરો,** પું૦ સંગ્રહ; સાચવીને રાખેલી વસ્તુનો જથો.

**સંઘવી,** વિ૦ સંઘ કાઢનાર; યાત્રાળુઓનો નેતા.

**સંઘાડિયો,** પું૦ સંઘરડાથી લાકડાં ને હાથીદાંત વગેરેના ઘાટ ઉતારનારો.

**સંઘાડો,** પું૦ સંઘરડો; હાથીદાંત અને લાકડાં વગેરેને ગોળઘાટે ઉતારવાનું યંત્ર તે.

**સંઘાત,** પું૦ સંગાથ; વાટનાં સોબતી; માર્ગે જતાં વટેમાર્ગુનો સાથ મળે તે: સથવારો. ( ૨ ) [ સં. ] મારવું તે; હનન; ઘા કરવો તે. ( ૩ ) ઘણાનો એક સાથે જમાવ તે, સમૂહ; જથો; સમુદાય; એકઠા થવું-સાથે મળવું તે.

**સંગાથ,** પું૦ સંઘાત; વાટે જનારનો સાથ તે; સાથેજનારો.

**સંગાથી,** વિ૦ સાથી; સોબતી; સાથે-સોબતે રહેનાર-જનાર ( ૨ ) મિત્ર; કોઇ પણ કામમાં સાથ કરનાર.

**સંઘાથે,** અ૦ સંઘાતે; સાથે; જોડે.

**સંચ,** પું૦ બીજાને ઝટ સમજાય નહિ એવી કરામત-યંત્રકળા વગેરે તે; સચો; યંત્ર; અટપટી રચના. ( ૨ ) ધન વગેરે છુપાવવાનું ગુપ્ત સ્થાન; શીખની; ઓળખ.

**સંચકવું,** ક્રિ૦ સ૦ સચવાઇ રહે એવી રીતે એકઠું કરવું; સચવાય અને ભેગું થયા કરે એવી રીતે સંભાળીને રાખવું; સંચવું. ભેગું કરવું; સાચવી રાખવું; જથે થાય

તેમ એકઠું કર્યા કરવું; ભગતો કરવો.

**સંચય**, પું૦ [ સં. ] સંગ્રહ; ઢગ; અંબાર; જમાવ; સાચવી રાખેલી અને એકઠી કરેલી ચીજોનો મોટો એકત્ર ઢગ-સમૂહ તે; સંભાળી એકઠી કરેલી વસ્તુઓનો રાશિ-ઢગલો તે.

**સંચરવું**, ક્રિ૦ સ૦ [ સં. चर् ] જવું; ચાલતું થવું; એક સ્થાનેથી બીજા સ્થાને જવાને ગતિ કરવી; શુકન જોઈને સંચરજોરે. (૨) અંદર દાખલ થવું; વ્યાપીજવું; પ્રવેશકરવો.

**સંચરામણ**, ન૦ સંચરામણી

**સંચરામણી** સ્ત્રી૦ સંચલામણી; ચળામણી; પાણી ગરે નહિ તે માટે છાપરાનાં નળિયાં ફેરાવવાની મજુરી-લવાજમ તે.

**સંચરાવવું**, ક્રિ૦ પ્ર૦ પાણી ગરે નહિ તે માટે છાપરાનાં નેવ બરોબર ગોઠવાવવાં; ચળાવવું; નળિયાં ફેરવાવવાં.

**સંચલન**, ન૦ [ સં. ] આમ તેમ ફરવું-જવું તે; એક સ્થાનમાંથી બીજા સ્થાન તરફ ફેરફારી કરવી તે; ફેરફાર. (૨) કંપન

**સંચવું**, ક્રિ૦ સ૦ સચવાઇ રહે એવી રીતે એક ઠેકાણે એકઠું કરવું; સંભાળીને રાખી મૂકવું; સંઘરવું. (૨) ઉંચુ મૂકવું; બચાવવું. (૩) જમાવકરવો; એક એકની ઉપર ગોઠવ્યા કરવું; ઢગ કરવો; સિંચવું.

**સંચળ**, પું૦ ઓષધિમાં પકવેલું મીઠું; વાયુ હારક ખાર. એ રેચ વગેરેની દવાઓમાં વપરાય છે.

**સંચાર**, પું૦ [ સં. ] આમ તેમ ગતિ કરવી તે; આવજા-અવરજવર; ગમન. (૨) દાખલ થવું-અંદર જવું તે; પ્રવેશ. (૩) પગરવટ.

**સંચારવું**, ક્રિ૦ સ૦ ચોમાસાનું પાણી ગરે નહિ તે માટે છાપરા પરનાં નળિયાં ફેરવીને ઠીકઠાક કરવાં; ચાળવું; છાપરું ઠીક કરવું. (૨) સર્વત્ર પ્રસરે એમ નાંખવું-ઘાલવું-સિંચવું તે. (૩) ચોળવું; મર્દન કરવું (૪) આંજવું; બધે ફરી વળે-દાખલ થાય એમ કરવું.

**સંચારી**. વિ૦ ફરનાર; ભમનાર (૨) ચંચળ.

**સંચિત**, વિ૦ [સં] એકઠું કરી રાખેલું; સંઘરેલું. (૨) પૂર્વ જન્મનાં કર્મ-બાકી રહેલાં કર્મ તે; પ્રારબ્ધ.

**સંચો**, પું૦ થોડી મહેનતે અને થોડા વખતમાં વધુ કામ થાય એવી યુક્તિવાળી ગોઠવણ-રચના તે; યંત્ર, ચક્કરો ફેરવ્યાથી આખી રચના સચાલિત થઇને કામ નીકળે એવી હિકમતી બનાવટ તે; ઝટ કામ આપે એવું જંતર. (૨) ચરખો.

**સંચોરો**, પું૦ પાપડિયો ખારો. ( સુરત તરફ બોલાય છે. )

**સંજમ**, પું૦ [ સં. सयमी ] કબજો, કાબ; અંકુશ; ઇંદ્રિયોને વશ રાખવી તે. (૨) ઇંદ્રિયનિગ્રહ, વૈરાગ્ય.

**સંજાત**, વિ૦ [સં] ઉત્પન્ન થયેલું; પ્રકટેલું; ઉદ્‌ભૂત.

**સંજાપ**, પું૦ ડગલા અને ચોળાઓ વગેરેના સિવણમાં સાંધની ધારે બીજા રંગના કપડાની દોરી જેવી જે કિનાર મુકાય છે તે, મુગજી; સાંધાપર લીટીની માફક આવતી બીજા રંગના કપડાની ઝીણી પટી તે.

**સંજમી**, વિ૦ [ સં संयमी] જિતેંદ્રિય; ઇંદ્રિયોને કાબુમાં રાખનાર. (૨) સાધુ; જોગીઓની એક ઓળખ.

**સંજીવન**, વિ૦ [સં] જીવતું; જીવનવાળું; જીવન આપે એવું;-સંજીવન ઔષધિ.

**સંજીવની**, સ્ત્રી૦ [સં] મુએલાને જીવતું કરનારી દવા; ફરીને જીવન આપે-જીવ લાવે એવી વિદ્યા-ઓષધિ વગેરે તે. શુક્રાચાર્યને સંજીવની વિદ્યા આવડતી હતી

**સંજીક્ત**, વિ૦ [ સં संयुक्त] સાથે મળે-

લું–ચુંથાયેલું; સાથે વળગેલું. (૨) સંધાયેલું.

**સંજુત,** વિ૦ જોડાયેલું; વળગેલું; લાગેલું. (૨) અભિન્ન; સળંગ.

**સંજોગ,** પું૦ [ સં. સંયોગ ] સાથે જોડાવું તે; મેળાપ; સંગ; સંગમ; મિલન. (૨) ઇત્તિફાખ; અણધર્યો બનાવ; યોગ–જોગ તે. (૩) ભેગ.થવું તે; ભેટો, જોડાણ. સંધિ; પ્રસંગ; અવસર.

**સંજોગી,** વિ૦ સંસારના વિષયો સાથે જોડાયેલું; સંસારી. (૨) બીજા સાથે સંબંધવાળું; જોડવાળું; નહિ એકલું–સંબંધી.

**સંજોરી,** સ્ત્રી૦ એક જાતનું ખાવું; ઘુઘરા.

**સંજ્યા,** સ્ત્રી૦ સંધ્યા.

**સંજ્ઞા,** [સં] ભાન; ચેતના. (૨) જ્ઞાન; સમજ; સાન. (૩) સાન; ઇશારત; નિશાની. (૪) નામ; વસ્તુ–પદાર્થ વગેરેની ઓળખ તે. ઇન્દ્રિયો અને જીવાત્માનો કાય કારણ સમજવાળો સંબંધ તે.

**સંડાસ,** પું૦ જાજરૂ; પાયખાનું; તાજખાનું.

**સંઢ,** નપુંસક; હિજડો; નામર્દ.

**સંત,** વિ૦ [સં] સત્યશીલ; સારો, નીતિમાન ને પ્રમાણિક; નેક. (૨) સાંસારિક પ્રપંચ રહિત; સાધુ; રાગદ્વેષ રહિત ને ઇશ્વર ભજન કરનાર; ભક્તજન; વૈરાગી.

**સંતતિ,** સ્ત્રી૦ [સં] બાળપરંપરા; છોકરાં છૈયાં, ઓલાદ. (૨) વંશ; ગોત્ર. (૩) વિસ્તાર; પ્રસર પરંપરા–ઉત્પત્તિ તે.

**સંતપ્ત,** વિ૦ [સં] ખુબ તપેલું; ક્રોધ અને દુઃખાદિકથી તપી ગયેલું; સંતાપિત; દુઃખ ને શોક વગેરેથી કાયર થઈ ગયેલું. (૨) ગુસ્સે થયેલું; ખુબ અકળાયેલું કે ચીઢાયેલું.

**સંતરૂં,** ન૦ [પો] ખાટા–મધુરા પાણીથી ભરેલી પેશીઓવાળું એક ફળ, મીઠા લિંબુ કે નારંગીની જાતનું ફળ, આનું છોડું જાડું ને પેશીઓથી જુદા છુટું હોય છે. નારંગીનું છોડું પેશીઓને સખત લાગેલું હોય છે.

**સંતર્પણ,** ન૦ [સં] તૃપ્ત કરવું તે; તૃપ્ત.

**સંતલસ,** સ્ત્રી૦ ખાનગી ગોઠવણ; મંત્ર; મસલત. (૨) મનસુબો.

**સંતાકૂકડી,** સ્ત્રી૦ સંતાઇને રમવાની એક રમત.

**સંતાડવું,** ક્રિ૦ સ૦ છુપાવવું; છાનું રાખવું; ગુપ્ત રાખવું. (૨) ઢાંકવું; કોઇના જોવા કિંવા જાણવામાં આવે નહિ એવે ઠેકાણે રાખવું. (૩) યુક્તિથી અભિપ્રાય ગુપ્ત રાખવો.

**સંતાન,** ન૦ [ સં ] છોકરાં; બચ્ચાં; અપત્ય; બાળપરિવાર.

**સંતાનિકા,** સ્ત્રી૦ દૂધનું ફેણ.

**સંતાપ,** પું૦ [ સં. ] કામ, ક્રોધ, અને લોભ વગેરેથી ઉપજતો મનસ્તાપ તે; પીડા; દુઃખ. (૨) મનની અકળામણનો જુસ્સો; આવેશ. (૩) ફિકર; ચિંતા; કાળજી.

**સંતાપવું,** ક્રિ૦ સ૦ પીડવું; દુઃખવવું; મનમાં ગુસ્સો આવે અકળામણ આવે એમ કરવું; હેરાન કરવું તાપ આપવો, પજવવું; વિતાડવું; બાળવું; ઉત્તાપ કરાવવો.

**સંતાપિત,** વિ૦ કામ ક્રોધાદિકથી તાપ પામેલું; ગરમ થયેલું; દુઃખી; ક્લેશથી વ્યાકુળ થયેલું.

**સંતાવું,** ક્રિ૦ અ૦ છુપાવું, છાનું રહેવું; ભરાવું, ગુપ્તરહેવું.

**સંતુષ્ટ,** વિ૦ [ સં. ] તૃપ્ત; ધરાયેલું; સંતોષને પ્રાપ્ત થયેલું. (૨) ખુશ; રાજી.

**સંતોખ,** પું૦ સંતોષ; તૃપ્તિ; ધરપત.

**સંતોખવું,** ક્રિ૦ સ૦ સંતોષ આપવો; મન સમાધાન કરવું; મંશય કાઢવો. (૨) મન કામના પૂર્ણ કરવી; રાજી કરવું. (૩) તૃપ્ત કરવુ; ધરાવવું.

સંતોલો, પું૦ પાત્ર-બારદાન સહિત કુલ તોલ-વજન તે.
સંતોષ, પું૦ [ સં. ] સંતોખ; તૃપ્તિ. (૨) ધીર, ધીરજ; સબુરી. (૩) આનંદ; ઉત્સાહ.
સંતોષકારક, વિ૦ ખાતરી ભરેલું; મનમાનતું; ખુશી થવાય એવું; સંતોષ મળે એવું.
સંતોષી, વિ૦ સંતુષ્ટ; થોડાથી તૃપ્ત થનાર; ધરપતી.
સંથારો, પું૦ મરણ પથારો તે; મરવાને સૂવું તે.
સંથાવું, ક્રિ૦ અ૦ શુંથાવું; રોકાવું; સંધાન થઇજવું; ભેળાવું. (૨) વિવાહથવો.
સંદર્ભ, પું૦ [ સં. ] વાક્ય કે વસ્તુનો આગળ પાછળના અર્થ સાથે સંબંધ તે.
સંદિગ્ધ, વિ૦ [ સં. ] વહેમ પડતું; અચોકસ;
સંદૂક, સ્ત્રી૦ [ હિં ] પેટી; પટારો.
સંદેશ, પું૦ [ સં. ] લખીને નહિ પણ મોઢે કહાવેલું-કહાવવું તે; કહેણ; પેગામ; ખબર.
સંદેશો, પું૦ સંદેશ; પેગામ; કહાવી મોકલવું તે.
સંદેહ, પું૦ [ સં. ] વહેમ; શક; શંકા; ખરખરો.
સંધાન, ન૦ [ સં. ] જોડાણ; સાંધવું તે; મેળાપ; મિલન. (૨) જોગ; લાગ; તાકડો. (૩) લક્ષ; ધ્યાન. (૪) અનુકૂળતા
સંધાની, વિ૦ સાંધી આપનાર; સંજોગી.
સંધારો, પું૦ સાંધનારો-( વાસણ વગેરેનો ) કંસારો.
સંધિ, સ્ત્રી૦ [ સં. ] સંધાવું-જોડાવું તે; મિલન; મેળાપ; મેળ; વહ.:-સંધિ વિગ્રહ. (૨ વ્યાકરણ)-શબ્દ કે અક્ષરોનું એક બીજા સાથેનું જોડાણ તે.:-સંધિ પ્રકરણ (૩) સાંધાની જગા; વળે હાલે એવા બે ભાગવાળા અવયવનો સાંધો તે.:-સંધિવા. (૪) અવસર; પ્રસંગ; ટાંકણું. (૫) શટ; ચીરો; બખાડું; પહાડ કે ભીતમાંનું પોલ તે (૬) અણીનો વખત. (૭) બે ઋતુઓ અથવા યુગની વચલો વખત તે. (૮) નાટકમાં બે વસ્તુની વાતને જોડનારો વિભાગ તે. એવા પાંચ સંધિ છે. (૯) ભાગ; કકડો; સલાહ.
સંધિવા, પું૦ શરીરના સાંધાઓ અકડાવે એવો વાયુનો રોગ તે; અવયવના સાંધા દુખવે એવો વાતરોગ.
સંધિવિગ્રહ, પું૦ પ્રપંચવિદ્યા; કારસ્તાન; લડાઈ ટંટો કરાવવો અને વળી પાછો મેળાપ-મિત્રતા ને સુલેહ વગેરે કરાવવા સંબંધી રાજનીતિ તે.
સંધું, વિ૦ સઘળું; બધું; તમામ.
સંધુકણ, ન૦ એક વાત-વસ્તુ બીજાને લગાડવી-સાંધવી તે; જોડાણ કરી આપવું તે; અહિં તહિંની વાત જોડી ઝગડો થાય એમ કરવું તે; સળેખડું કરવું તે; ખોરણું, પલિતો મૂકવો-ઉશ્કેરવું તે.
સંધે, પું૦ સંદેહ. (૨) અ૦ બધે; સઘળે.
સંધ્યા, સ્ત્રી૦ [ સં. ] સંધિ; સાંધ; જોડાણ; જોડનારો વિભાગ. (૨) બે સમયની વચલો વખત; રાતનો અંત અને દિવસના આરંભનો તેમજ દિવસના અંત ને રાત્રિના આરંભનો વખત તે; સંધિનો સમય. ગુજરાતીમાં સવારના સંધિકાળને માટે નહિ પણ સાંજના સંધિ કાળને માટે વપરાય છે. સંધ્યાકાળે=દીવા વખતે. (૩) સવાર, બપોર અને સાંજની સ્તુતિ-પ્રાર્થના.:-ત્રિકાળ સંધ્યા. સંધ્યા કરવી=બ્રાહ્મણે ગાયત્રી દેવીની સ્તુતિ અને ધ્યાન કરવું તે; ધ્યાન ધરવા રૂપી કર્મ તે (૪) ઝાંઝણું; સાંજ; અસુર.
સંધ્યાકાળ, પું૦ સાંજના ઝાંઝણાનો વખત; સૂર્યાસ્તનો વખત.
સંનિધ, અ૦ [ સં. ] પાસે; નજીક.
સંન્યસ્ત, કૃ૦ [ સં. ] તજેલું; છોડી દીધેલું;

નાંખી દીધેલું; ત્યાગ કરેલું, મૂકેલું. (૨) સંસારના પ્રપંચનો ત્યાગ તે, સંસારી ભાવ વેષ વગેરેનો ત્યાગ કરવો તે. મરતી વખતે સંન્યસ્ત થયા તેમાં શું? સંન્યાસને અર્થે વપરાય છે.

**સંન્યાસ,** પું૦ [ સં ] સંસારના પ્રપંચ અને કામ્યકર્મો વગેરેનો મૂળમાંથી ત્યાગ તે.

**સંન્યાસી,** પું૦ [ સં. ] જેણે સંન્યાસ લીધેલો હોય તે, ત્યાગી. ઉ૦ સાધુ સન્યાસી કયમ થયા, વણજારારે.

**સંપ,** પું૦ [ સં ] બે વ્યક્તિ અથવા બે સમૂહ વગેરે વચ્ચેનો સુસબંધ તે, મૈત્રી; સ્નેહભાવ; ઐક્ય; મેળ, મેળાપ, મુલાકાત. (૨) સુલેહ, સંધિ. એકમત અને અન્યોન્ય સહાય કરવા જેવો સારો સબંધ તે કહે૦ સંપ ત્યાં જંપ.

**સંપત,** સ્ત્રી૦ [ સં ,संपत् ] આજીવિકાનાં સાધન તે, ધન; દોલત, પૈસોટકો, ખેતર, ઢોર અને રોકડ વગેરે ઉપજના સાધન ઉ૦ સંપત હોય તો ઘર ભલા, નહિ તો ભલો વિદેશ. (૨) ખરચ વગેરે કરવા નિભાવવાની શક્તિ તે, સાધનબળ; તાકાત ઉ૦ વીરા! એટલી સંપત હોય તો આવજો, નહિ તો રહેજો તમારે ઘેર.

**સંપત્તિ,** સ્ત્રી૦ [ સં, ] ધન, દોલત, પૈસો. (૨) ગુજારાના ને વૈભવ ભોગના સાધન

**સંપદા,** સ્ત્રી૦ સંપત, સંપત્તિ, ધન, દોલત.

**સંપન્ન,** વિ૦ [ સં. ] સંપત્તિવાળું; પ્રાપ્ત થયેલું. (૨) યુક્ત-સહિત

**સંપરસંપીલું,** વિ૦ પોતપોતામાં સંપીને રહેનાર, સંપ કરી-રાખીને સાથે રહેવાની વૃત્તિવાળું, પરસ્પરમાં સંપ રાખનારું

**સંપરસંપી,** સ્ત્રી૦ અન્યોન્ય સારો સુસબંધ તે, પરસ્પરમાં સંપ હોવો તે; એક બીજા સાથેનો સારો મેળમિલાપ.

**સંપર્ક,** પું૦ [સં] મેળ; સંગ, સંબંધ; મેળ મિશ્રીભાવ, સંમિશ્રણ; સંયોગ.

**સંપાદન,** ન૦ [ સં ] સંપાદવું તે. ઉપાર્જન. વિદ્યાધન વગેરે પ્રાપ્ત કરવાં તે, મેળવવું તે.

**સંપાદિત,** વિ૦ [ સં. ] મેળવેલું; પ્રાપ્ત કરેલું.

**સંપાદવું,** ક્રિ૦ સ૦ પ્રાપ્ત કરવું, મેળવવું, પેદા કરવું. (૨) વહોરી મૂકવું, પ્રાપ્ત કરી રાખવું-કામ કાઢી લેવું

**સંપી,** વિ૦ સંપવાળું; એક બીજાને મળતું બનતું હોય એવું, મળીને ચાલનારું સંપીલું. (૨) મતભેદ નહિ હોવાપણું, સાથે રહી એકેજ મતે વળગી રહેવાપણું તે -એક સંપી

**સંપીલું,** વિ૦ સંપમાં રહેનારું; સંપ સંપીને ચાલનાર, સંપવાળું, એકમતે રહેનાર-ચાલનાર તે; પોત પોતામાં સંપથી રહેનાર તે.

**સંપુટ,** ન૦ [ સં ] બે કોટલાના જોડાણનો દાબડો તે, એક કોડિયાપર બીજું કોડિયું ઉંધું ઢાંકીને બનાવેલું પોકળ જોડકું તે (૨) બે પંજાઓનું જોડાણ તે. ઉ૦ કર સંપુટ કરી ઉભી નારી, કેમ થયા ઉદાસ લજ્જારાય.

**સંપૂર્ણ,** વિ૦ [ સં ] પરિપૂર્ણ સમાપ્ત (૨) બરોબર આખું, બધું તમામ

**સંપૂર્ણતા,** સ્ત્રી૦ પરિપૂર્ણતા, કંઇ પણ ન્યૂનતા નહિ હોવાપણું તે

**સંપ્રદાય,** ન૦ [ સં ] વ્યાકરણમાં જેને ઉદ્દેશી ક્રિયા પ્રવર્તતી હોય તે, ચોથી વિભક્તિનો અર્થ તે

**સંપ્રદાય,** પું [ સં ] ચાલુ વહીવટ તે, શિરસ્તો; રવૈયો, રિવાજ, ચાલ રીત. (૨ ધર્મ ઉપરથી નિકળેલો અમુક મતનો ફાંટો, ધર્મમત

**સંબદ્ધ,** વિ૦ સાથે બંધાયેલું વળગેલું લગરે લાગેલું જોડાયેલું નદિ વ ક તે

**સંબંધ** પું૦ [ સં ] બે અથવા વધારે પ્રાણી કે વસ્તુ વગેરેનું એક બીજા સાથેનું જોડાણ-સમેલન તે, વળગણ, લગાડ (૨) સગપણ.

**સંબંધી**, વિ૦ સંબંધવાળું. (૨) સગું.

**સંબોધન**, ન૦ [સં.] જે ઉચ્ચારણથી સામાને-બોધ-પોતા સંબંધી જ્ઞાન થાય તેવા ઉચ્ચાર તે; નામ વગેરેથી અમુકને ઉદ્દેશીને બોલવું કે બોલાવવું તે. એહ. અરે અયિ વગેરે કોઇને બોલાવવાને ઉદ્દેશી નિકળેલા ઉચ્ચાર તે

**સંબોધવું**, ક્રિ૦ સ૦ અમુકને પોતા માટે કહે છે કે બોલે છે એ પ્રમાણે બોલાવું તે; અમુકને ઉદ્દેશીને બોલવું વા કહેવું. સામાને બોધ થાય એમ બોલવું બોલાવવું; હાકોટવું: ઉદ્દેશીને કહેવું.

**સંભવ**, પું૦ [સં.] કારણ; હેતુ. (૨) ઉત્પત્તિ. (૩) સંમેલન; સંયોગ; બની શકવું તે; અમુક રીતે થાય કે બને એવી જોગ વાઇ અથવા શક્યતા તે. (૪) ખાતરી; પુરાવો; સાબીતી. (૫) યુગ

**સંભવવું**, ક્રિ૦ અ૦ ઉત્પન્ન થવું; ઉપજવું; બનવું. (૨) ખાતરી હોવી.

**સંભવિત**, વિ૦ શક્ય; બને એવું. (૨) ખાતરીલાયક; સંભવ હોય એવું.

**સંભળાવવું**, ક્રિ૦ સ૦ સાંભળે તેમ કરવું; શ્રવણ કરાવવું (૨) જણાવવું; જાહેર કરવું. (૩) ટકોર રૂપે સામો ઉત્તર આપવો; મહેણું મારવું.

**સંભાર**, પું૦ [સં.] કોઇપણ કામને માટે જોઇતી વસ્તુઓનો સંગ્રહ તે; જોઇતી ચીજની તૈયારી તે (૨) શાક અને અથાણા માટેનો મસાલો. જોઇતો જે કંઇસામાન તે.

**સંભારણું**. ન૦ જેને લીધે અમુક વાત યાદ રહ્યા કરે એવી ચીજ; ઇનામ-બક્ષીસ વગેરે તે; નામ રાખવાનું સાધન; એવી વસ્તુ કે જેને જોતાં અમુક યાદ આવે તે.

**સંભારવું**, ક્રિ૦ સ૦ યાદ કરવું; સાંભરવું તે. (૨) યાદ કરાવવું તે; સાંભરે એમ કરાવવું; સ્મરાવવું.

**સંભારિયું**. ન૦ સંભાર-મસાલો ભરેલો હોય એવું તે; વિ૦ સંભારવાળું; મસાલો ચઢાવેલું:-સંભારિયા ભિંડા. (૨) મસાલો ચડાવવા યોગ્ય:-સંભારિયાં રિંગણાં.

**સંભાવના**, સ્ત્રી૦ [સં.] સંભવ. (૨) આદરમાન. (૩) એ નામનો અલંકાર.

**સંભાવિત**, વિ૦ [સં.] પ્રતિષ્ઠિત; આબરૂદાર.

**સંભાષણ**, ન૦ સામ સામે બોલવું-વાતચીત વિવાદ-ચર્ચા કરવી તે; બોલચાલ; વાત કરવી-એક બીજા સાથે સવાલ જવાબ કરવા વગેરે તે.

**સંભાળ**, સ્ત્રી૦ તપાસ રાખવી તે; ખબર રાખવી; કોઇ પણ વસ્તુ કે પ્રાણી વગેરે સુસ્થિતિમાં રહે છે કે કેમ તે માટે લક્ષ રાખવું તે; રક્ષણ માટેની કાળજી. (૨) આશ્રય; આશરો; રક્ષણ કરવું તે, દરકાર રાખવી તે.

**સંભાળવું**, ક્રિ૦ સ૦ બગડે નહિ અને સુરક્ષિત રહ્યા કરે એમ લક્ષ રાખવું; સાચવવું; કાળજી રાખવી. (૨) આશ્રય આપવો. (૩) ઉછેરવું; તપાસ રાખવી બેદરકારીમાં કે ગફલતમાં નહિ રહેવું તે; જોપાસના કરવી; બગડે કે ખરાબ થાય નહિ તે માટે ધ્યાન રાખવું

**સંભોગ**, પું૦ [સં] કોઈ પણ વસ્તુનો જે સુખરૂપ ભોગવટો તે; સારી રીતે ભોગવવું માણવું તે; ઉપભોગ; સુખનો અનુભવ લેવો તે. (૨) સ્ત્રી પુરુષનો અંગસંગ તે; વિષયભોગ તે (૩) સારો વાપર વહીવટ-વ્યાપાર તે.

**સંભ્રમ**, પું૦ [સં] મનની અસ્થિર અવસ્થા તે; બુદ્ધિભ્રંશ; વ્યાકુળતા. (૨) મોહ અવિદ્યા, ભ્રાંતિ. (૩) ભય; ધાસ્તી દહેસત. (૪) મનમાં ત્વરા-ગભરાટ થઈ આવવો તે; પ્રસંગ આવ્યા છતાં કર્તવ્ય-સૂઝ પડે નહિ એવો ભ્રમ થવો તે.

**સંમત**, વિ૦ સામાની સાથે મળતાપણું તે; કબુલ; મંજુર; સામાના વિચાર અભિપ્રાય સાથે એકમત તે.

**સંમિત**, સ્ત્રી૦ મળતાપણું; હા; કબુલાત; અનુમત; મળતો વિચાર હોવો તે.

**સંમર્દ**, પું૦ [સં] મર્દવું, હરાવું, પીડવું પીડન; ચોળી નાખવું; કચરી નાંખવું તે (૨) ઘસારો. (૩) કજિયો, લડાઇ.

**સંમાર્જની**, સ્ત્રી૦ સાવરણી; ઝાડુ.

**સંમુખ**, અ૦ [સં] સામે; મોં આગે; રૂબરૂ; હાજરાહજુર.

**સંયમ**, પું૦ [સં] ઘેરી કે આવરી રાખવું તે; ઇન્દ્રિયો અને મનને નિયમમા રાખવાં તે; નિગ્રહ; નિરોધ. (૨) ભોગાદિકનું વર્જન તે. (૩) બીજાને દુ:ખ દેવાથી દૂર રહેવું તે; નિયમ, બંધન.

**સયમી**, વિ૦ સયમવાન; જેણે મન અને ઇંદ્રિયો વશ કરી હોય તે.

**સંયુક્ત**, વિ૦ સાથે જોડાયેલું, વળગેલું; સંયુત.

**સંયુત**, વિ૦ વળગેલું, સાથે જડાયેલું-જોડાયેલું. (૨) મેળવેલું; મળેલું; સહવર્તમાન.

**સયોગ**, પું૦ [સં] જોડાવું-મળવું-એકઠા થવું તે, જોગ, મેળાપ; સંધિ. (૨) સંપ, ઐક્ય; મેળ.

**સંયોગીકરણ**, ન૦ એકઠા થવાપણું તે, મિશ્રણ કરવું તે; ભેળા થવા-કરવાપણું તે.

**સંયોગીજળ**, ન૦ એક બીજાની સાથે ભળવાના ચાલુ પાણી તે, સામુદ્રધુનીનાં પાણી

**સંયોગીભૂમિ** સ્ત્રી૦ જમીનના બે મોટા ભાગને સાંધનારો નાનો પટી જેવો જમીનનો ચચરવો.

**સંયોજિત**, વિ૦ [સં] સાથે જોડેલું; સાથે મેળવી લીધેલું; સાથ સાથે યોજેલું.

**સંરક્ષણ**, ન૦ [સં] સારી રીતે રક્ષણું-સંચવાવું કે સાચવવું તે; રક્ષણ રક્ષા; (૨) બચાવ. (૩) આશ્રય; ઓથ; સહાય. (૪) પાલન.

**સંરક્ષિત**, વિ૦ સારી રીતે રક્ષણ કરેલું; સંભાળી રાખેલું; પાળીપોષીને રાખેલું. બચાવેલું; સાચવેલું. (૨) બીજાના રક્ષણમાં રહેલું; શરણે રાખેલું.

**સંલગ્ન**, વિ૦ [સં.] જોડે લાગેલું; જોડેલું; વળગેલું, સંયુક્ત.

**સંવત**, પું૦ [સં. संवत्सर] વરસોની ગણનાનો અનુક્રમ તે, વર્ષ ગણના; શક. વિક્રમરાજાના શકને સંવત લખવામાં આવે છે.

**સંવત્સર**, પું૦ [સં.] સંવત; શક; વર્ષ ગણના. (૨) બાર માસ જેટલો કાળ તે; વર્ષ, સાલ. શકમાં સાઠ સંવત્સરનો એક સમૂહ બનાવી તેના એક એક વર્ષને-સંવત્સર એવાં સાઠ નામ આપેલાં છે. પંચાગમાં અમુક સાલને એ સમૂહના અમુક સંવત્સર તરીકે નામ આપેલું હોય છેઃ-ક્રોધી નામ સંવત્સર.

**સંવરવું**, ક્રિ૦ આવરવું; ઘેરી લેવું; ઢાંકવું. (૨) સમેટવું; આરોપવું.

**સંવર્દ્ધિત**, વિ૦ [સં] વધારેલું. (૨) ઉછેરેલું; મોટું કરેલું. (૩) ચઢાવેલું

**સંવાદ**, પું૦ [સં.] સામ સામે સવાલ જવાબ ચલાવવા તે; વાદ; સંભાષણ. (૨) તકરાર; સામસામી બોલચાલ તે, પોતપોતાના મતના ખરાપણાની લડત તે

**સંવાહન**, ન૦ [સં.] થાકેલા અથવા અકડાઇ ગયેલા અંગને ચોળવાં તે; અંગ દબાવવાં તે; અંગમર્દન; ચંપી.

**સંવેદ**, પું૦ [સં] ઇન્દ્રિયો દ્વારા જ્ઞાનબોધ થવો તે, લાગણી-અસર વગેરેનું જ્ઞાન થવું તે. સમજાવું-જાણવું તે.

**સંવેદન**, ન૦ પદાર્થાદિકની લાગણી-જ્ઞાન તે;

સંવેદ; ઇંદ્રિય દ્વારા જ્ઞાન ઉપજવું-થવું તે

**સંશય,** પું૦ [ સં. ] શક; શંકા; સંદેહ; વહેમ, અંદેશો. (૨) ભય; બીક.

**સંશયાત્મક,** વિ૦ શક પડતું; સંદેહવાળું. અનિશ્ચિત; નહિ ખાતરીનું તે.

**સંશયી,** વિ૦ વહેમી; શંકાશીલ.

**સંશુદ્ધિ,** સ્ત્રી૦ [ સં. ] સારી રીતે થયેલી અથવા કરેલી શુદ્ધિ–ચોખવટ તે; અપરાધ, દોષ, પાપ અને માલિન્યનું માર્જન: સ્વચ્છતા: પવિત્રતા; પ્રક્ષાલન; સંપૂર્ણ શુચિતા; દોષમુક્તિ.

**સંશોધન,** ન૦ શોધી શોધીને દોષ, ભૂલ વગેરે કાઢી નાંખવાં તે; સારી રીતે કરેલું શોધન–દોષાદિકનું સમાર્જન તે.

**સંશોધિત,** વિ૦ સ્વચ્છ, દોષ રહિત કરેલું; દોષ અને માલિન્ય કાઢી નાંખેલું; શુદ્ધ કરેલું.

**સંશ્રય,** પું૦ [ સં. ] આશ્રય; આશરો; આધાર. (૨) શરણું; વિશ્રામઠામ.

**સંસર્ગ,** પું [ સં. ] એક બીજા વચ્ચેનો નિકટ સંવ્યવહાર તે; લાગતું વળગતું રાખવું તે; અડકાઅડકી; સ્પર્શ; સંયોગ; ગાઢસ્પર્શ કે સંબંધ તે.

**સંસર્ગી,** વિ૦ અડકાઅડકીના વહેવારવાળું; એક બીજા સાથેના ગાઢ સ્પર્શ સંબંધ વાળુ; સંબંધી; સાથી.

**સંસાર,** પું૦ [સં] જીવોનું ઉત્પન્ન થવું, સુખ દુઃખ ભોગવતા જીવવું અને આખરે મરવું વગેરે જીવનકલહ રૂપ વ્યવહાર તે સંસાર જન્મીને મરવા લગીનો ખટરાગ તે; આ લોકમાં સ્થિતિ તે (૨) ભૂલોકવાસ; પૃથ્વી ઉપરની જીવસૃષ્ટિ તે; દુનિયા-દુનિદારી તે. (૩) નરમાદા સ્ત્રી પુરુષનું એક થઇ રહેવું; વ્યવહરવું અને પ્રજોત્પત્તિ કરવી વગેરે તે. (૪) સ્ત્રી છોકરાં અને પરિવાર વાળી સ્ત્રી પુરુષની સંયુક્ત સ્થિતિ તે. (૫) જન્મ મરણાદિક જે ઘટમાળ તે. (૬) સૃષ્ટિ. જગત; વિશ્વ. ક્રિ૦ પ્ર૦ સંસાર તરવો=જીવન કલહના ઝગડામાંથી છૂટવું; મુક્તિ મેળવવી સંસાર માંડવો=પરણવું; પ્રજોત્પત્તિને માટે સ્ત્રી પુરુષે સંબંધ બાંધવો. સંસારનો વા વહાવો=સંસારના પ્રપંચની અસર થવી; સુખદુઃખનો અનુભવ થવો; નિખાલસપણું જતું રહેવું; પ્રપંચ બાજી આવડવી.

**સંસારી,** વિ૦ ઘરબાર અને પરિવારવાળું; સ્ત્રીછોકરાંવાળું; વસ્તારી. (૨) સંસારને લગતું; વ્યવહાર સંબંધી.

**સંસ્કાર,** પું૦ [સં] સારૂં કરવું–સંપૂર્ણ કરવું વા સુધારવું તે; શુદ્ધીકરણ; સારૂ શુદ્ધ ચોખ્ખું કરવાનો પ્રકાર તે. (૨) મન મગજ પર થતી કે પડેલી પાડેલી સારી ખોટી છાપ તે; સ્વભાવ રૂપ થઇ ગયેલી અસર. (૩) કેળવણી (૪) પવિત્રતા; સ્વચ્છપણું. (૫) અભિમંત્રણ; સારી છાપ પાડવાનો વિધિ. ધર્મશાસ્ત્ર પ્રમાણે માણસના સારા માટે કરવામાં આવતા શોળ વિધિ. ગર્ભાધાન જાતકર્મ ઉપવીત વિવાહ વગેરે ક્રિયાઓ સંસ્કાર કહેવાય છે.

**સંસ્કારી,** વિ૦ જેના મૂળ બીજ સારી અસર થયેલી હોય એવું સંસ્કારવાળું (૨) સુભાગી; સારા શીલ અને સારી કેળવણી વગેરેની છાપવાળું; પુણ્યશાળી.

**સંસ્કૃત,** વ૦ [ સં. ] શુદ્ધ અને પૂર્ણ કરેલું: ચોખ્ખું–પવિત્ર કરેલું; સંસ્કાર આપેલું. (૨) ના૦ આર્યોનું સાહિત્ય જેમાં લખાયેલું છે તે ભાષા દેવવાણી. (૩) શણગારેલું.

**સંસ્થા,** સ્ત્રી૦ [ સં ] વેપાર, વ્યવહાર અને બીજાં કામકાજ કરવાને માટે સ્થાપેલી નિયમ–બંધારણવાળી ટોળી- સભા–મંડળી. પંચ–જમાત; ભાગીદારીવાળુ મંડળ વગેરે. (૨) સારી રીતે સ્થપાયેલું જે તે.

**સંસ્થાન,** ન૦ [ સં. ] પોતાના અમલવાળું

ને પોતાને રહેવાનું સ્થાન-પ્રદેશ તે; પોતાના તાબાના કે જાતના લોક સાથે જે રહેતા હોયએ તે અમુક મર્યાદાવાળો ભૂભાગ-મુલક તે. પોતાનાં રાજ્ય ક્ષેત્રો પ્રદેશ. (૨) સમાજ; સમૂહ; એક જાતિના માણસોનો એક મોટો સમુદાય અને તેના વસવાટનો પ્રદેશ; કાયમ વસવાટનું સ્થાન.

**સંસ્થાની,** વિ૦ સંસ્થાનવાસી.

**સંસ્થાપક,** વિ૦ સારી રીતે સ્થાપન કરનાર.

**સંસ્થાપન,** ન૦ સારી રીતે સ્થાપવું, બેસાડવું તે; પ્રતિષ્ઠા (૨) વિયોજન; રોપણ. નિબંધન; વ્યવસ્થા.

**સંસ્થાપિત,** વિ૦ સારી રીતે સ્થાપેલું; દૃઢ કરેલું; ચાલુ કરેલું; ઉઘાડેલું; વસાવેલું; બેસાડેલું.

**સંહાર,** પું૦ [ સં. ] ઉચ્છેદ; કતલ; પ્રલય; એકદમ ઘણાઓનો સામટો નાશ થવો તે. (૨) સંગ્રહ; સમુચ્ચય; જેમ:-ઋતુસંહાર. વેણીસંહાર.

**સંહારવું,** ક્રિ૦ સ૦ મોટો નાશ થાય એમ કરવું; કતલ ચલાવવી; સામટું મારી નાંખવું, ઉચ્છેદ કરવો.

**સંહિતા,** સ્ત્રી૦ [ સં ] ક્રમસર કરેલો અમુક સંગ્રહ તે.—ઋગ્વેદ સંહિતા. સ્મરણ સંહિતા

**સંહત,** વિ૦ [ સં. ] આંતરેલું; આવરેલું. (૨) ભેંચેલું; વાળેલું. (૩) ઉચ્છિન્ન.

**સા,** સ૦ [ સ. ] તે (સ્ત્રી.) તેણી. મરણે યા મતિ સા ગતિ.

**સાઈ,** વિ૦ [ સં. સદૃશ ] સરખું; જેવું:-વાણિયાસાઈ. (૨) સ્ત્રી૦ મસી; શાહી; રૂશનાઈ.

**સાંઇડી,** સ્ત્રી૦ સાયડી; કાણું પાડવાનું ઓજાર-સુતારનું, સોની વગેરેનું. વિંધણી.

**સાઇસ,** પું૦ ઘોડાવાળો, રાવત.

**સાઉકાર,** પું૦ સાહુકાર; વહેવારિયો; પૈસાદાર; શરાફ. (૨) સજ્જન.

**સાઉકારી,** સ્ત્રી૦ સાહુકારી. (૨) સજ્જનતા.

**સાઉડી,** સ્ત્રી૦ સાહુડી. શરીરે સોયા જેવાં સિસોળિયાંવાળું એક જંગલી પ્રાણી.

**સાએલી,** સ્ત્રી૦ સાહેલી; સખી; બહેનપણી.

**સાક**—જુ૦ સાખ. શાક.

**સાકટી,** સ્ત્રી૦ સાગનો પાતળો સોટો; વળી.

**સાકઠી,** વિ૦ સાગનું. ઇમારતી સાગનાં લાકડાનું.

**સાકણ,** સ્ત્રી૦ [ સં. શાકિની ] મેલી દેવી; ડૂસા; દુર્ગાદેવીની દાસીઓમાની સ્ત્રી (૨) પિશાચી; ભૂતડી. ડાકણની સાથે વપરાય છે.:-ડાકણ સાકણ.

**સાકણી,** સ્ત્રી૦ સાકણ.

**સાકર,** સ્ત્રી૦ [ સં. શર્કરા ] ગોળ-ખાંડને ઘોઇને પાડેલા પાસાદાર ગાંગડા તે; ખડી સાકર. (૨) ખાંડ.

**સાકરવું,** ક્રિ૦ અ૦ બોલાવવું; સાદદેવો; બર કરવું. (૨) સાકરવાળું કરવું; ગળપણ ચઢાવવું.

**સાકરિયું,** વિ૦ સાકર ચઢાવેલું-પાયેલું. (૨) ગળ્યું; મીઠું. સાકરિયાચણા. સાકરિયાજીભ.

**સાકરિયો,** પું૦ આંબા વગેરે કેટલાંક ઝાડનાં ઝીણાં ફૂલમાંથી ઝરતો-ઉડતો મીઠો રસ તે, ફૂલના મધની ઝરમર તે.

**સાકાર,** વિ૦ [ સં ] આકારવાળું; નજરે પડે એવા આકારવાળું.

**સાકુણ,** જુ૦ સાકણ

**સાકેરિયું** જુ૦ સાકરિયું.

**સાક્ષર,** વિ૦ [ સં. ] લખી વાંચી જાણનાર; ભણેલું. (૨) વિદ્વાન-લેખક, પંડિત.

**સાક્ષરતા,** સ્ત્રી૦ સાક્ષરપણું; વિદ્વત્તા.

**સાક્ષાત**, અ૦ [ સં ] જાતોજાત; ખુલ્લું-દેખાય એમ. (૨) વિ. ખરેખરું; ખુલ્લું; ઉઘાડું; રૂબરૂ; હાજરાહાજુર; સ્પષ્ટ.

**સાક્ષાત્કાર,** પું૦ પ્રત્યક્ષતા; નજરોનજર દેખાવું

તે. (૨) અનુભવે; ખુલ્લું સમજાવું-જ્ઞાન થવું તે; સ્પષ્ટજ્ઞાન.

સાક્ષી, સ્ત્રી૦ જુબાની; નજરે જોયેલું જાણેલું હોય તે કહી બતાવવું તે; શાહેદી; સાખ. (૨) સહી; પુરવારી-જાતહાજરી દર્શક હસ્તાક્ષર કરવા તે; સાબીતી.

સાક્ષી, વિ૦ જુબાની આપનાર; નજરે જોયેલું-જાણેલું કહેનાર; શાહેદ.

સાખ, સ્ત્રી૦ સાક્ષી; શાહેદી; પુરાવો; સાબીતી. (૨) સારો માઠો લોકમત તે; લોકાભિપ્રાય. એની સાખ સારી નથી. આબરૂ; વટ; ટેક. (૩) ઝાડપરજ પાકે આવેલું ફળ-કેરી તે. (૪) ડાળ; શાખા. (૫) બારણાના ચોકઠાના ઉભા ટેકા તે; બારણું; આંગણું. અમારી સાખે એ વર નહોય?

સાખિયું, ન૦ ઝાડપરજ પાકે આવેલું જે ફળ તે; સાખ.

સાખી, સ્ત્રી૦ દહોરા જેવી લંબાવીને ગવાતી ટુંકી બે ચરણની કવિતા. પદ અને ગરબીમાં પણ પૂરવણીમાં એ આવે છે. માત્રા માલિનીવૃત્ત.

સાખો, પું૦ ત્રાહે ત્રાહેનો બનાવ તે; ગજબ; હેરત-અચંબો ઉપજાવે એવો બનાવ. (૨) કજિયો; કંકાસ. (૩) લોકાભિપ્રાય; સાખ; છાપ; કાર.

સાગ, પું૦ એક જાતનું ઝાડ અને તેનું ઇમારતી લાકડું. (૨) વાંસ; વાચર.

સાગર, પું૦ દરિયો; સમુદ્ર. (૨) ભંડાર.:-ગુણસાગર.

સાગરજા, સ્ત્રી૦ [सं] સમુદ્રમાંથી જન્મેલી-ઉત્પન્ન થયેલી તે; લક્ષ્મી.

સાગરીદ, પું૦ [फा. शागीर्द] શિષ્ય; ચેલો; કામ કરે અને શીખે એવો સાથી; ભળતિયો.

સાગવાન, સાગનાં લાકડાં તે.

સાગુચોખા, પું૦ ખજુરીના થડમાંના ગરના દુધિયા કણ તે; ખજુરીના થડમાંના દૂધનો સુકો સ્ટાર્ચ. એ માંદા માણસને પાણી કે દૂધમાં ઉકાળીને અપાય છે. ED૦ મૂળ મલાય શબ્દ 'સાગુ' ઉપરથી.

સાગોળ, પું૦ ચાળેલો બારીક ચુનો; સલ્લો.

સાગ્રુ, વિ૦ [सं.] સઘળું; તમામ; બધું.

સાચ, ન૦ સત્ય; ખરાપણું. ખરૂં; સાચું. સાચેસાચે જગપતિ.

સાચમાચ. વિ૦ ખરેખરૂં; ખરૂં હોય તેવુંજ; સાચું એમ.

સાચવટ, સ્ત્રી૦ સત્યતા; સચ્ચાઇ.

સાચવણ, સ્ત્રી૦ સાચવવું તે; રક્ષણની કાળજી; જતન કરવાપણું.

સાચવણી, સ્ત્રી૦ સંભાળી રાખવું તે; જતન; સંભાળ; રક્ષણ.

સાચવવું, ક્રિ૦ સ૦ સંભાળ-કાળજીથી રક્ષણ કરવું; સંભાળવું; જતન કરી રાખવું. (૨) વાસવું; બંધ કરવું. બહાર જાઓ તો તાળું સાચવીને જજો.

સાચાઇ, સ્ત્રી૦ સચ્ચાઇ; સત્યતા; સાચવટ; ખરાપણું.

સાચાંજુઠાં, ન૦ ઉશ્કેરણી થાય તેમ થોડું સાચું તેમજ જુઠું કહેવું તે; ખરૂં ખોટું ભરવવું તે; ભંભેરણી; ઉશ્કેરણી થાય એવું કથન તે.

સાચું, વિ૦ ખરૂં; સત્ય; જેવું હોય તેવું પ્રમાણિક, નહિ ખોટું; વફાદાર; એકવચની.

સાચે, અ૦ ખરે (૨) હેં ખરેખર! ખરૂં કહો છો? એમ.

સાચો, પુ૦ રેશમનો પાકો દોરો; મોતી પરોવી ગાંઠવાનું રેશમ.

સાજ, પું૦ (ન૦) [फा. साज] કોઇ કામ કરવાને માટે જરૂરની જે વસ્તુઓ વગેરે તે; સાધન સામગ્રી. (૨) પતરણાં; કાગળ, શાહી, કલમ; રાંધવાનાં:-કડછી, વેલણ, તવો વગેરે. મોની સુતાર-વૈદ્ય વગેરેનાં-

ઓજાર, હથિયાર વગેરે તે. (૩) ઉંટ ઘોડા વગેરેની પીઠપર બેસવાને માટે માંડવાનો સામાન-દળી, કાઠો વગેરે તે; પલાણનો સામાન. (૪) પોશાક; સજવાનું જે તે. તૈયારી માટેનો સામાન તે. ગાનારીનો સાજ-સારંગી, તબલા અને ઝાંઝ વગેરે તે.

સાજન, નં૦ લગનવિવાહને વખતે જે સ્વજન સુજન અને પ્રતિષ્ઠિત માણસનો મેળાવડો થાય છે તે. (૨) વરના વરઘોડા સાથે રહેલા સારા સારા માણસોનો સાથ તે; સાધુજન સમુદાય.

સાજનું, નં૦ નાતના પ્રતિષ્ઠિત માણસોનું મંડળ તે; નાતનું પંચ કે જે નાતના માણસો વચ્ચેના વાંધા અને કજિયા પતવે છે તે; જમાત.

સાજરૂં, વિ૦ અલંકૃત; શણગારવાળું; શોભીતું; સૌભાગ્યવાળું. હાથ સાજરા રહ્યા એટલે બસ. ( ચુડો ન ભાગ્યો એટલું સારૂં ) એમ.

સાજવું, ના. ધા. સાધન સામગ્રી તૈયાર કરી રાખવી તે; સાધન એકઠાં કરી તૈયાર રહેવું. તત્પર થઇ રહેવું. (૨) પરવારવું; સજ્જ થઇ રહેવું.

સાજસરંજામ, પું૦ કાર્ય માટે જોઇતાં સાધન વગેરે તે; સરસામગ્રી.

સાજિંદો, પું૦ [ फा॰ ] ગાનાર અને નાચનાર સાથેનાં સાધન તૈયાર કરી આપનારો, તબલા સારંગીવાળો સાથી તે; નાચનારી માટેનો સાજ તૈયાર રાખનારો; તબલચી.

સાજીખાર, [ सं. सर्जिका ] એક જાતનો ખાર; ઉસ. એ નદી કાંઠે થાય છે ને ગાળવાના તથા દવાના કામમાં આવે છે. Natron.

સાજું, વિ૦ શારીરિક રોગરંગરનું; નીરોગી; તંદુરસ્ત. (૨) આખું; નહિ ભાગેલું-તૂટેલું એવું; નહિ ફાટેલું. સાજુંતાજું=તંદુરસ્ત તાજું-નહિ જીર્ણ થયેલું એવું; વળી નીરોગી અને નહિ કરમાયેલું-તરુણ-તંદુરસ્ત. સાજું સમૂ=સાજું અને વળી ખોડ ખાંપણ-લંગડાશ, વાંક હીનાંગતા વગેરે રહિત.

સાજોગ, વિ૦ શાહજોગ, લઇ આવનાર અથવા આપીને દેખાડનારને તરતજ નાણાં આપવાં પડે એવી ચીઠી, લખાણ અથવા હુંડી તે. (૨) કબુલ-મંજુર-માન્ય રાખવું પડે એવું; જેનો જ્વાબ દેવામાં આનાકાની થાય નહિ એવું; વહેવારિયાની રીતનું:-સાજોગ હુંડી.

સાટ, સ્રી૦ સાટય; ચામડાની લાંબી ને પાતળી પટી; વાધરડી; ચામડાની લાંબી ચીર.

સાટકો, પું૦ ટુંકી લાકડીને છેડે પાતળી સોટી બાંધીને બનાવેલી ચાબૂક, કોયડો. (૨) પીઠનું વચલું હાડકું; કરોડ.

સાટમાર, વિ૦ ચાબૂક અથવા ભાલો મારીને ચીડવનાર; હાથી વાઘ વગેરે પ્રાણીઓને ચાબૂક કે ભાલો લગાવી ખીજવીને દાવપેચ લડનાર.

સાટમારી, સ્રી૦ સાઠમારી; હાથી અને વાઘ વગેરે જંગલી પ્રાણીઓને ચાંદવાં કરી ખીજવીને માંહોમાંહિ અથવા પોતપોતાની સાથે લડાવવાનો તમાસો-ખેલ તે; જંગલી પ્રાણીઓની કે માણસ ને પ્રાણીઓની લડાલડીનો ખેલ તે, હાથી વાઘ, પાડા, ગેંધા, કે માણસની જીવસટોસટ લડાલડીની રમત તે.

સાટવું, ક્રિ૦ સાટે-બદલે આપવું; બીજી વસ્તુની બરોબર આપવું:-વેચવું સાટવું નથી. (૨) સાટું કરવું; કબાલો કરવો. ( ૩ ) સરત કરવી. (૪) મૂલ ઠરાવવું.

સાંટાંતેખડાં, નં૦ સામસામા નહિ પરંતુ પહેલો બીજાને બીજો ત્રીજાને અને ત્રીજો પહેલાને સાટું આપે એવો કન્યા લેવા દેવાનો કરારી વહીવટ તે.

**સાટી**, સ્ત્રી૦ [ सं सात्रिका ] સાડી; રેશમી વસ્ત્ર. (૨) ગાડીતને બેસવાનું ચોકઠું.

**સાટીન**, સ્ત્રી૦ ઘટ વણાટનું સુંવાળું રેશમી કાપડ; ગજિયાણી.

**સાટું**, ન૦ બોલી; શરત; પકણ. (૨) બદલો આપવાનો ઠરાવ; કબાલો; કરાર.

**સાટે**, અ૦ બદલે; સરખે વજને-તોલે એમ; ભારોભાર.

**સાટો**, પું૦ ચોખાના લોટની કુલેર; ઘીથી મોએલો ચોખાનો લોટ. (૨) ગાડામાં જ્યાં માલ ભરાય છે અને માણસો બેસે છે તે ચોકઠું.

**સાટોપ**, મોટા દેખાવવાળું-ફુલાશવાળું; આડંબરવાળું. (૨) અભિમાની; ગર્વી.

**સાઠ**, વિ૦ પચાસ ને દસ; ૬૦.

**સાઠી**, સ્ત્રી૦ સાઠ વર્ષનો જુમલો તે. સાઠી ને બુદ્ધિ નાઠી.

**સાઠી**, સ્ત્રી૦ સાઠ દિવસે પાકતી જાડા લાલ ચોખાની ડાંગેર. (૨) બે મહિને થતી જુવાર.

**સાડત્રીસ**, વિ૦ ત્રીસ ને સાત; ૩૭.

**સાડલો**, પું૦ સાલ્લો; સ્ત્રીઓને પહેરવાનું ને ઓઢવાનું વસ્ત્ર-છાયલ.

**સાણપણ**, જુઓ શાણપણ.

**સાણસી**, સ્ત્રી૦ સાંડસી; ચીપિયો; નાની પકડ.

**સાણસો**, પું૦ સાંડસો; મોટી પકડ; સુંગલ; ચીપિયો. (૨) સંકડામણ; મુશ્કેલાઇ.

**સાણું**, ન૦ કોઠાર કે કોઠીની બાજુએ રાખેલું કાણું; બાખું. (૨) બારી; સાંકડો માર્ગ; ગળું:-રોટલો એને સાણે ઉતરતો નથી,

**સાત**, વિ૦ [ सं. सप्त ] પાંચ ને બે; ૭. વિ૦ સાતની સંખ્યા શુભસૂચક ગણાય છે. એકીની સંખ્યામાં તે સૌથી છેલ્લી પૂર્ણતા બતાવે છે. ૩-૫-અને ૭. સાત સોપારી, સાત નાળિયેર, સાત સોવાશણો; વગેરે. મોટાઇમાં, પૂર્ણતામાં અને છેલ્લી વાતમાં સાતનો અંક વપરાય છે. સાત માળની હવેલી, એક વાર નહિ પણ સાતવાર પગે લાગે. એની સાત પેઢીને પાલવે તો આવે.

**સાતડેસાત**, અ૦ થઇ રહ્યું, કંઇ માલ નથી, શૂન્ય જેવું છે, કશું હીર નથી-આવડ નથી, એવા અર્થમાં વપરાય છે.

**સાતપડું**, વિ૦ જેને અથવા જેમાં સાત પડ કે દળ હોય એવું: સાતપડવાળું. ચોપડું; જેનાં પડે પડ જુદાં પડે એવી રોટલી; સાતપડી. (૨) સાતપડો=ચામડીનાં સાને પડને સુજાવે-વિકાર કરે એવું-ગડ=ગુમડું તે. ત્વચાનો એક રોગ. આ દરદ હાથેળી અને પાનીએ થાય છે

**સાડા**, વિ૦ [ सं. सार्ध ] ઉપર અડધું; અડધા સહિત; અડધું વધારે.:-સાડાચાર. અઢારમા અંક પછી 'સાડા'નું 'સાડી' થઇ જાય છે.:-સાડાબાર, સાડા અઢાર સાડી ઓગણીસ.

**સાડી**, [ सं सात्रिका ] સ્ત્રીઓને પહેરવાનું રેશમી લાંબું ચીર; કૌશેયવસ્ત્ર.

**સાઢુ**, પું૦ સાઢુ; સાળીનો વર તે. કહે૦ સગાઇમાં સાઢુ ને જમણમાં લાડુ

**સાણકું**, ન૦ શકોરું; કઢાઇ જેવું ધાતુ કે માટીનું ભિક્ષાપાત્ર તાસળું; ઠીબ.

**સાતમ**, સ્ત્રી૦ [ सं. सप्तमी ] પખવાડિયાની સાતમી તિથિ; સાતમો દિવસ.

**સાતમું**, વિ૦ સાતમા નંબરનું; સાતે ગણાતું એવું; સાતમા દિવસ ઉપરનું.

**સાતરા**, પું૦ સાથરો-સાથરા; કાપેલા કરસણનો પથારો; કાપીને આડું પાડેલું કરસણ; છુટા પુળા. (૨) ઘાસના પથારા. (૩) શણગારીને તૈયાર કરેલા.

**સાતવો**, પું૦ સાથવો; સાતુ; શેકેલા અનાજનો આટો.

**સાતા**, સ્ત્રી૦ શાંતિ; નિરાંત; ઠંડક. (૨) આરામ; કરાર.

**સાત્વિક**, વિ૦ [ सं. ] સત્વવાળું; સારા અને

ઠરેલ શાંત સ્વભાવનું; અનુગ્ર, અનુદ્ધત. સમતા-ગુણનું; ધીર ગંભીર ક્ષમાશીલ સ્વભાવનું.

**સાત્વિકતા,** સ્ત્રી૦ સાત્વિકપણું; સમભાવપણું; શાંતિ; રાગદ્વેષ રહિતપણું.

**સાત્વિકભાવ,** પું૦ મનની અંદરનો ભાવ તે; માનસિક વ્યાપાર પ્રદર્શક ભાવ તે. સ્વેદ-રોમાંચાદિ કામ ભાવના દર્શક વિકાર તે.

**સાથ,** પું૦ ગંગાથ; પ્રવાસમાં જે સાથેના માણસો તે; સથવારો. (૨) સંગ; સોબત; સાથે રહેવું-ફરવું તે. (૩) અ૦ સાથે; સંગે; જોડે.

**સાથરિયો,** પું૦ સાથરે બેસનારો; નદી કે નવાણુ ઉપર સ્નાન કરવા આવનારને સ્નાનાદિ ક્રિયા કરાવનારો બ્રાહ્મણ.

**સાથરી,** સ્ત્રી૦ સાથરાની નાની ચટાઇ; ત્રાપડાનો કકડો; નાનું આસનિયું.

**સાથરો,** પું૦ ઘાસનું બિછાનું; પરાળની શય્યા. (૨) નવાણુ પર સ્નાન કરનારનાં કપડાં ઉતારી મૂકવાનું ને સ્નાન; દાન લેનારનું બ્રાહ્મણને બેસવાનું સાદડાં પાથરેલું આસન; સાદડાંનો બેસવાનો પથારો.

**સાથળ,** સ્ત્રી૦ ઘુંટણ ઉપરનો પગનો માંસલ દંડભાગ; જાંગ.

**સાથિયો,** પું૦ સં [ स्वस्तिक ] એક બીજાને કાટખુણે કાપતી લીટીઓની ચોખુણ આકૃતિ; મંદિર અને ઘરના આંગણામાં અથવા ભીતપર પાડવામાં આવતી કંકુ, ચોખા કે રંગવગેરેની મંગળમયતા સૂચક ચોખુણ આકૃતિ. (૨) મંગળ સૂચક ચિહ્ન; સાખ, સહીદર્શક નિશાની.

**સાથી,** પું૦ સાથે રહેનારો-ભણનારો-સોબતી તે; મિત્ર; જોડિયો; દોસ્ત. (૨) બેડ કરવાને સાથે રાખેલો માણસ; હાળી; મદદગાર; સાથે-રહીને કામ કરનારો તે. (૩) ભાગિયો. (૪) જોડ-દંપતીમાંનું એક તે-બીપરે પતિ, સ્વામી.

**સાથે,** અ૦ જોડે; સંગાથે. ક્રિ૦ પ્ર૦ સાથે લાગુ=ભેગાભેગું; એકેકેરે; જોડેજ. સાથે સાથે=હારે; વારાફરતી નહિ પણ જોડેજ; સામટું; એકેવખતે.

**સાદ,** પું૦ અવાજ; ઘાંટો. (૨) બૂમ; બરકો. (૩) સૂર; સ્વર. ક્રિ૦ પ્ર૦ સાદ કરવો=બોલાવવું; હાકલવું. સાદ પાડવો=મોટે ઘાંટે સૌ સાંભળે તેમ જાહેર કરવું; ઢાંડી પિટાવવી. ગામમાં ઉજાણી જવાનો સાદ પડાવ્યો.

**સાદડ,** ન૦ એક જાતનું ઝાડ, સાગથી ઉતરતા પ્રકારના લાકડાનું ઝાડ.

**સાદડનાણું,** ન૦ લોક-જાહેર ઉઘરાણાનું સરકારના હવાલામાં રાખેલું નાણું તે, સાદડ ખરચ=ઉઘરાણાનું કે ધર્માદાનું સરકાર હવાલામાંના નાણાંમાંથી જાહેર લાભને માટે થતું જે ખરચ તે.

**સાદડી,** સ્ત્રી૦ ભીડી, દર્ભ, અને બીજી છાલ વગેરેની ચટાઇ તે; તાડ-નાળિયેરીના પાન, વાંસની ચીપો અને ઘાસ વગેરેને વણી કે ગુંથીને બનાવેલું બિછાનું.

**સાદડું,** ન૦ જુની જુની તૂટી ચટાઇનો કકડો. (૨) ખજુરાંના પાનના રેસા; જાવલું.

**સાદડો,** પું૦ સાદડ; એક જાતનું ઝાડ.

**સાદર,** વિ૦ આદરપૂર્વક; માન-ભાવ સેર; સાવકાર. (૨) નિવેદન; રજુઆત; વિદિત-જાહેર કરવું તે. લખોરો સાદર કર્યો.

**સાદર,** સ્ત્રી૦ ગર્ભવતીને થતી ખાવા પીવા અને મહાલવા ફરવા વગેરે ભાવનાઓ તે; કોડ; લહાવો; અભાવા; દોહદ. ઉ૦ કુંવરબાઇને આવ્યું સીમંત, સાદર વાત ન પૂછે કંથ. (૨) ઇચ્છા-ભાવના પુરવી તે; ઉપાહાર વગેરે. ઉ૦ સાસુએ થી થી સાદર પુરીરે.

**સાદાઇ,** સ્ત્રી૦ મોટપણાના અભિમાન રહિત

પણું તે; બોલવામાં, પહેરવેશમાં અને વર્તવામાંનું નરમાઇ તે; નિરભિમાનપણું; ભભક, તુંડાઇ વગેરે નહિ રાખવાપણું તે. (૨) અકૃત્રિમતા; સરલતા; સમતા.

**સાદું**, વિ૦ સાધારણ; સામાન્ય. (૨) અકૃત્રિમ; કુદરતી. (૩) સરલ; સીધું. (૪) ભભક કે તુંડાઇ રહિત; દંભ રહિત; મોટાઇ કે ઠાઠમાઠ વગરનું; લોક સમાન–સરખું. નિત્ય વ્યવહારનુ; ભભકરહિત.

**સાદૃશ્ય**, ન૦ [ સં. ] સરખાપણું; મળતાપણું; સામ્ય. (૨) તુલ્યતા.

**સાદ્યંત**, વિ૦ આદિ ને અંત લગી સંપૂર્ણ; અથેતિ. (૨) સળંગ; મૂળથી છેડા સુધી.

**સાધક**, વિ૦ કામ સિદ્ધ કરી લેનાર; સાધનાર. (૨) મદદગાર; સહાયક. (૩) સાધના કરનાર; દેવાદિકને ભક્તિથી વશ કરનાર; ભક્ત.

**સાધન**, ન૦ [ સં. ] જે વડે કામ સિદ્ધ કરાય તે; ઉપયોગી ચીજ; પરિકર; ઉપકરણ; સામગ્રી. (૨) ઉપાય; યુક્તિ. (૩) ઓજાર. (૪) પ્રમાણ; દાખલો. સાધન ચતુષ્ટય=મોક્ષના જે ચાર ઉપાય તે.

**સાધના**, સ્ત્રી૦ કાર્ય સિદ્ધિ માટેની ભક્તિ, તપ, હોમ ઇત્યાદિ ક્રિયાઓ તે; સિદ્ધ કરવું વા સાધવું તે; વશ કરવું તે.

**સાધનિકા**, સ્ત્રી૦ સાધ્ય કરવાનું જે સાધન તે; કામ સિદ્ધ કરી આપનાર અથવા હરકોઇ કામ સિદ્ધ કરવામાં કામ લાગે એવું જે તે. (૨) દૂતી. (૩) પદચ્છેદ.

**સાધની**, સ્ત્રી૦ સપાટી એક સરખી છે કે નહિ ? તે સિદ્ધ કરી આપે એવું જે ઉપકરણ–વદરણું તે; કડિયાનું એક ઓજાર; સોધણી.

**સાધનીય**, વિ૦ [ સં. ] સાધવા જોગ; સિદ્ધ કરવા લાયક. સાધ્ય.

**સાધવી**, વિ૦ સચ્ચરિતવાળી; સારા ગુણ અને શીલવાળી. (૨) સૌભાગ્યવતી; સોવાસણ. શીલવતી; સત્વગુણશાળી. (૩) બાવી; સાધુડી.

**સાધવું**, ક્રિ૦સ૦ કામ કાઢી લેવું; અર્થ સિદ્ધ કરવો; હરેક રીતે પોતાનું કામ થાય એમ કરવું તે. (૨) પોતાનું કરી લેવું; પોતાના કહ્યા પ્રમાણે કરે એમ વશ કરી લેવું; હાથમાં લેવું; અધીન બનાવવું. (૩) ભક્તિ પરિચર્યા વગેરેથી વશ કરવું.:–વૈતાળ સાધવો. (૪) અમુક શબ્દાદિ કેમ બન્યાં તે બતાવી આપવું; આમ આમ ને આમ થયું, એમ દેખાડી સિદ્ધ કરી આપવું તે. વ્યાકરણમાં શબ્દ તથા ક્રિયાનાં રૂપ સાધવાં. સિદ્ધ કરી બતાવવું. (૬) અમુક રીતિએ આચરણ કરવું; કામ સિદ્ધ થાય એમ વર્તવું, નિયમ પાળવો. (૭) પતાવવું. (૮) બેસાડવું; ટાળો મેળવવો. (૯) વખત રાખવો; સંજોગ જોઇ લેવો; વેળા સાધવી, પ્રસંગ–લાગ લેવો.:–તમે પણ આજ ઠીક જોગ સાધ્યો તો !

**સાધારણ**, વિ૦ [ સં. ] સામાન્ય; સૌની સમાન હોય એવું; નહિ જુદું પડે એવું; મધ્યમ સરનું અલૌકિક, મોંઘું કે મોટા નાનામાં નહિ એવું; નિત્યનું–સહજ સ્વભાવનું; સર્વ સામાન્ય સર્વને ઉપયોગી–ગમ્ય હોય એવું. (૨) સમતવાળું; સમાન; સર્વને એક સરખું લાગે એવું; મધ્યમ પ્રતિનું. એકદમ ઉત્કૃષ્ટ નહિ અને એકદમ નિકૃષ્ટ નહિ એવું તે. (૩) ગૌરવ રહિત; સાદું. (૪) ૬૦ સંવત્સરમાંનો એક સંવત્સર.

**સાધારણતા**, સ્ત્રી૦ સાધારણપણું; સાધારણત્વ; સાદાપણું; સામાન્યપણું; સાદાઇ.

**સાધિત**, વિ૦ [ સં ] સાધેલું એવું તે; સિદ્ધ કરેલું. (૨) ખરું છે એમ સિદ્ધ કરાયેલું; સાબીત કરાયેલું; બીજા ઉપરથી બનાવાયેલું. વ્યાકરણ રીતે.–સાધિત શબ્દ. (૩) પાર પાડેલું; નક્કી કરેલું (૪) વશ આણેલું કે કરેલું એવું તે.

**સાધુ**, વિ૦ [ સં. ] સારું; ઉત્તમ. (૨) શુદ્ધ; પવિત્ર. (૩) પ્રમાણિક; શીલવાળું. (૪) ધર્મી; સદ્‌ગુણવાળું. (૫) પું૦ સજ્જન; સત્પુરુષ. (૬) બાવો; જોગી; વેરાગી. (૭) નીતિમાન અને ભક્ત માણસ તે.

**સાધુતા**, સ્ત્રી૦ સારાપણું; સુજનતા; ધર્મ, નીતિ, ભક્તિ અને શીલવત્તવા તે. (૨) વૈરાગ્ય; ત્યાગ, નિષ્કપટીપણું; નીતિરીતિ ને ભક્તિપરતા વગેરે તે.

**સાધુસંત**, પું૦ સચ્ચરિત્રવાળા, ધર્મી, ભક્ત અને જ્ઞાની પુરુષો તે.

**સાધ્ય**, વિ૦ [ સં ] સિદ્ધ કરાય એવું; શક્ય; બની શકે–પાળી શકાય એવું જે તે;સાધનીય.

**સાધ્વસ**, ન. [ સં. ] બીક; ભય; ગભરાટ; ક્ષોભ. હાંફળાંફાંફળાં પડી જવાપણું તે. ચેતન્યસ્તમ્ભતા.

**સાધ્વી**, સ્ત્રી૦ [ સં. ] શીલવતી; પતિવ્રતા સ્ત્રી; પવિત્ર અને સચ્ચરિતવાળી સ્ત્રી તે.

**સાન**, સ્ત્રી૦ [અ.] ઇશારત; આંખ મચકારો; નિશાની કરવી તે; ઇશારો; સમસ્યા. (૨) સમજણ; અક્કલ; બુદ્ધિ; શાન કહે૦ વીસે વાન તે સોળે સાન. (૩) છટા. (૪) આડ, આંટી, ગીરવી. આ ઘર સાનમાં લખી લીધેલું છે. (૫).સ્વમાનનું અભિમાન; ટેક; લાજ; આબરૂ.–ઘણુંએ કહીએ છીએ પણ એને ક્યાં સાન છે ?

**સાનક**, સ્ત્રી૦ ઠીબ; રકેબી; તાસક.

**સાનંદાશ્ચર્ય**, ન૦ આનંદ સાથેજ અચંબો ઉપજવો તે; તાજુબી.

**સાની**, સ્ત્રી૦ કચરિયું; તેલ ભર્યો કચરેલા તલનો ભુકો.

**સાનુકૂળ**, વિ૦ અનુકૂળ પડતું; બંધબેસતું; રુચતું; ફાવતું.

**સાનુનય**, વિ૦ અનુનય સહિત; આજીજી સહિત; વિનય–વિવેક ભેર; વિનવણી કરતું; નમીને વિનંતિ કરતું.

**સાનુસ્વર**, વિ૦ અનુસ્વારવાળું.

**સાન્ત્વન**, ન૦ [ સં. ] શાંત થાય તેમ આશ્વાસન આપવું તે; શાન્ત પાડવું, સંભાવના કરવી; ટાઢું પાડવું અને ધીરજ આપવી તે.

**સાન્નિધ્ય** ન૦ [સં.] પાસેપણું; સમીપતા.

**સાપ**, પુ૦ [ સં. સર્પ ] નાગ, ભુજંગ; અહિ. સાપની કાંચળી=સાપની ચામડીની ખોલ. એ આખા શરીર ઉપરથી આખી નિકળે છે.

**સાપણ**, સ્ત્રી૦ સાપેણ; નાગણ; ભુજંગી. સાપની માદા.

**સાપબામણી**, સ્ત્રી૦ સાપના કણા જેવો લાલ રંગનો બિલ્લસ લાંબો એક જીવ.

**સાપરાધ**, વિ૦ [ સં ] અપરાધવાળું; દોષિત; ગુનેગાર.

**સાપિંડ્ય**, વિ૦ [સં.] શ્રાદ્ધનો હક પહોંચતો હોય. એટલી લંબાણ સગાઇનું કુટુંબી; ગોત્ર કે વંશનું; પિતરાઇ.

**સાપેણ**, જુ૦ સાપણ; નાગણ.

**સાપોલિયું**, ન૦ સાપનું બચ્ચું; કણો. નાનો સાપ.

**સાફ**, વિ૦ [ફા.] સ્વચ્છ; ચોખ્ખું. (૨) સપાટી ઉપર કચરો, ખાડો કે ઉપસણ ન હોય એવું; ખાડા, ટેકરા અને ગુંચવગરનું સપાટ; સીધુંસડાક; એક સરખું સરસ. (૩) લીસું; સુંવાળું. (૪) સ્પષ્ટ; ખુલ્લું; વ્યવધાન રહિત. આડ કે ઓઝારહિત.

**સારી**, સ્ત્રી૦ ચલમની ધુમાડી સાફ અને ઠંડી થઈને મોંમાં આવે તે માટે રાખવામાં

આવતો કપડાનો કકડો; ચલમનો રૂમાલ. (૨) પતરાજી. (૩) વળતરવગરનું.

**સદાબંદું**, વિ૦ બધુંય; તમામ; સાવ; અનવશેષ; સમૂળગું.

**સાબર**, ન૦ શાખાદાર શિંગડાંવાળું એક જાતનું હરણ. એનું શિંગડું સાબરશિંગું કહેવાય છે અને તે કેટલાક ઉપચારોમાં કામ આવેછે. આપ્રાણીના પગ નાજુક ને માથે પાંખડિયાં શિંગડાં હોય છે.

**સાબરી**, સ્ત્રી૦ સાબરની માદા; એક જાતની હરિણી.

**સાબળિયો**, પું૦ દૂધ દહિંનો વેપાર કરનારો; દૂધ વગેરે વેચનાર ઘાંચીની એક નાત અને એકએક તેમાંનો જન તે.

**સાબીત**, વિ૦ [ સં ] સિદ્ધ; પુરવાર; નક્કી કરેલું; દાખલા દલીલ આપી પુરવાર કરેલું.

**સાબુ**, પું૦ ખારો અને તેલની મેળવણીથી બનાવેલો મેલ કાપે એવો એક પદાર્થ. રૂ૦ પ્ર૦ સાબુ ગોળો=રૂડભુંડ; ગોળમટોળ; સ્થૂલ; ખૂબ જાડું—સાબુગોળા જેવો થયો છે.

**સાબુચોખા**, પું૦ સાગુચોખા; ખજુરિયાંના થડમાંના મીદાગર–સ્ટાર્ચના કણ–દાણા તે. સાગુ–મલાય શબ્દ છે. અં. sago.

**સાબુત**, વિ૦ આખું; અખોવન; જેવું ને તેવું જ–સારી હાલતવાળું; સંગીન; નક્કર; અભંગ; અવિકૃત.

**સાબેલો**, પું૦ વરની સાથે શણગરાઈને ઘોડે બેઠેલો સાથી–છોકરો; તે વરઘોડામાં વરની બરોબર શણગરાયેલાં બાળક તે.

**સામ**, પું૦ [ સં. ] ત્રીજો વેદ; ઋગ્વેદમાંથી લીધેલાં ગેય સૂક્તોનો સંગ્રહ તે

**સામ**, પું૦ [ સં. સ્વામી ] સ્વામી; (શ્યામ-કૃષ્ણ) વલ્લભ. ઉ૦ મારા સામ કાલે મળજો. સામ સલુણો. (૨) સમજાવીને સમાધાની પૂર્વક કામ કાઢી લેવાનો પ્રકાર; સમજુતીની રીત; નીતિ. સામ, દામ ને દંડ. ઉ૦ સામ દામના ભેદ બતાવી. (૩) ત્રાહીત.

**સામગ્રી**, સ્ત્રી૦ કોઇ એક કાર્ય કરવાને માટે જોઇતાં ઉપકરણ–સાધન વગેરે તે; કાર્ય કરવામાં જોઇતી ચીજોનો સંગ્રહ–જમાવ તે; સંભાર; સાહિત્ય. (૨) વતરણાં, ઓજાર વગેરે વસ્તુઓ તે. (૩) રસોઇનો સામાન. (૪) વાનીઓ; પ્રસાદની–ખાવાની વિવિધ ચીજો તે. ભોગનાં ઉપકરણ તે. પુષ્પમાળા ચંદન વગેરે.

**સામટું**, વિ૦ સાથે લાગું; થોકબંધ; એકજથ્થે; એકીવારે. (૨) તમામ; સર્વે–અનવશેષ; એકજ વારે–ફેરે સઘળું. (૩) ઉઘડ; ભાગ પાડી–જથા પાડીને નહિ પણ એકદમ એકસાથ.

**સામત**, પું૦ ખંડિયો રાજા. (૨) લડવૈયો; યોદ્ધો; સામંત; સામદ.

**સામદ**, સામત; સામંત, રાજાનો સગો, ભાગિયાને સહાયક ગરાસિયા અને લડવૈયા વીર તે. ઉ૦ સામદ સઉ બેઠા હવા.

**સામનસુમન**, પું૦ સરસામાન; પરચૂરણ ઉપયોગની વસ્તુઓ વગેરે તે; સામગ્રી; સાહિત્ય; ઘર વાખરાની ચીજો તે.

**સામનો**, પું૦ સામે થવાપણું તે; બાકરી; વિરુદ્ધતા; સામો પક્ષ તે. (૨) લડાઇ.

**સામર**, ન૦ એક ઝાડ.

**સામર્થ્ય**, ન૦ [ સં. ) બળ; જોર; શક્તિ. (૨) મગદૂર; મમતા; તાકાદ. (૩) ગુણ; અસર કરવાની શક્તિ તે.

**સામયિક**, વિ૦ સમયપરનું; વખતને લગતું; અમુક કાલિન. સમય સયમને યોગ્ય અથવા બંધબેસતું હોય એવું તે.

**સામસામું**, અ૦ એક બીજાની નજર કે ચહેરા એક બીજાની બરોબર રહે એમ; બીજાના મોં સામે એમ. (૨) એક બીજાની વિરુદ્ધ; હરિફાઈમાં એમ; સ્પર્ધામાં; પ્રતિપક્ષે.

**સામળું**, વિ ૦ [સં શ્યામ. ] સહેજ કાળું ઘેરં-કાળાશ પડતું; નરસું. ઉ૦ સામળી સુરત પર વારી રે.

**સામંજસ્ય**, ન૦ [સં] યોગ્યતા; ઘટારથપણું જોઇએ તેવી યોગ્ય સમતાવાળું; ખરેખર પણું. ચોકસાઇ; ખરાપણું.

**સામંત**, વિ૦ જોડેનું; પાસેનું; પડોસનું. (૨) પું૦ સામ્રાજ્યમાંનો નાનો રાજા; ખંડિયો રાજા; ઠાકોર. (૩) મોટો યોદ્ધો-લડવૈયો સરદાર; ગામધણી ને નાના લશ્કરનો વડો નાયક.

**સામાજિક**, વિ૦ [સં.] સમાજ સંબંધી સંસાર-સહકાર સંબંધી; સંસારને લગતું સમુદાય બાબત.

**સામાદસ્તક** પું૦ [फा.] લેણદેણની બાબત એક બીજાને સામસામી કરી આપેલું જે લખાણ તે; દેણદાર લેણદારને તેની ચોપડીમાં લખાણ કરી આપે છે તે.

**સામાન**, પું૦ જીવન વ્યવહારને માટે જોઇતી જે વસ્તુઓ વગેરે તે; ઉપયોગની ચીજો વગેરે તે; સામગ્રી; સાહિત્ય; સરંજામ રાચરાચીલું; ઘરવાખરો; ઉપકરણ; પરચૂરણ વસ્તુઓ; ઓજાર, વતરણાં, વાસણ, વગેરે વગેરે કામની વસ્તુઓ તમામ આવી જાય છે.

**સામાન્ય**, વિ૦ [સં.] સર્વને એક સરખું એવું તે; સાધારણ; મધ્યમ; એકદમ મોટું કે ઉચ્ચ નહિ તેમ નીચું કે છેક હલકું પણ નહિ એવું; વચગાળેનું. (૨) ખાસ નહિ એવું.

**સામાન્યનામ**, ન૦ આખા વર્ગને લાગુ પડે એવું નામ; ઘણાને લાગુ પડતું; ખાસ-વિશેષથી ઉલટું એવું તે.:-ગામ; માણસ સિવાય તમામ વર્ગને માટે વપરાય છે. કામધેનુ ને માણેકલાલ. ખાસ-વિશેષ વ્યક્તિ માટે વપરાય છે.

**સામાન્યા**, સ્ત્રી૦ [સં.] સર્વે પુરુષને ખપતી -સામાન્ય એવી સ્ત્રી તે; વારાંગના; વેશ્યા.

**સામાપાંચમ**, સ્ત્રી૦ ભાદરવા સુદિ પાંચમ-ઋષિ પંચમી તે. એ દિને સામો-અણખેડ ધાન્ય ખાઇને રહેવાનું વ્રત કરાય છે.

**સામાવાળિયો**, પું૦ સામા-વિરુદ્ધ પક્ષનો માણસ તે; શત્રુ; હરીફ પ્રતિપક્ષી. બીરુ.

**સામાવાળો**, પું૦ સામાવાળિયો; હરીફ; પ્રતિપક્ષી શત્રુ.

**સામસામી**, અ૦ એક બીજાની સંમુખ એમ. મોઢામોઢ, એકબીજાની સામે-પ્રત્યક્ષ એમ. (૨) એક બીજાની સામે સ્પર્ધા-હરીફાઇમાં એમ. (૩) જાતોજાત. ક્રિ૦ પ્ર૦ સામાસામી આવવું=જાતોજાત-ભેટાની લડાઇ કરવી; લડવું; હરીફાઇમાં પડવું, ઝમઝુમવું.

**સામી**, જુ૦ સ્વામી.

**સામિપ્ય**, ન૦ [સં.] સમીપતા; પાસેપણું; નજીકપણું.

**સામીલ**, વિ૦ [फा.] સામેલ; કોઇ પણ કામકાજમાં બીજા કે ઘણાઓની સાથમાંનું તે; જોડાયેલું; મળેલું. (૨) ભાગીદાર; હિસ્સાવાળું. (૩) સોબતી; મદદગાર.

**સામું**, અ૦ સંમુખ; ગતિ, ચહેરા અને નજર આગળનું. (૨) ઉલટું; વિરુદ્ધ; અવળું. (૩) પ્રત્યુત્તરમાં; વિવેક છોડીને; બેમર્યાદપણે.:-સામુ બોલવું. (૪) આગળ -પાસે જવું તે.:-સામા જવું. (૫) સ્પર્ધામાં, હરીફાઇમાં આગળ પડવું તે. (૬) તરફ; ભણી. ઉ૦ સામું જો નંદના છોગાળા; (૭) બીજાની આવ-આગમન-પ્રવૃત્તિ વગેરે પ્રતિ ધસવું તે; અટકાવ; અવરોધ કરવો તે:-સામું થવું (૮) વિપક્ષ તરફનું. (૯) બદલા-સાટામાં એમ. (૧૦) હજુરમાં, રુબરૂમાં; પ્રત્યક્ષ; મોં આગળ:-મારી સામો આવીને બોલે ને

**સામુદ્રધુનિ,** સ્ત્રી૰ પાણીના બે મોટા ભાગને જોડનારો પાણીનો જે નાનો ભાગ તે; બે મોટા સમુદ્રોને જોડનારી ખાડી.

**સામુદ્રિક,** વિ૰ શુભાશુભદર્શક શરીર પરનાં ચિહ્ન સંબંધી; હાથ, પગ, કપાળ વગેરે અવયવો પરની રેખાઓ અને નિશાનોને લગતું. (૨) શરીર પરનાં ચિહ્ન પરથી જે શુભાશુભ વર્તવા કે જોવામાં આવે છે તે સંબંધીનું.

**સામે,** અ૰ સંમુખ; મુખ-નજરની આગળ એમ; સામે (૨) વિરૂદ્ધમાં; ઉલટા પક્ષમાં. (૩) દુશ્મન તરીકે.

**સામેલ,** વિ૰ સામીલ; જોડાયલું; સાથી; ભાગીદાર. (૨) ધુંસરી ખસી જાય નહિ તે માટે રાખવામાં આવતી એક આડખીલી તે; સમેલ.

**સમેલું,** ન૰ સાંબેલું; મુસલ.

**સામૈયું,** ન૰ દેવ, રાજા કે મોટા માણસને વાજતે ગાજતે સાજન સાથે સામા લેવા જવું તે; નવા આવનારની સામે લેવા જવું સરઘસ તે; આદર સત્કાર કરનારું સરઘસ.

**સામો,** પું૰ વગર ખેડે કે વગર વાવે થતું એક જાતનું ખડ ધાન્ય. આ ધાન્યને ખાંડતાં તેમાંથી નાના કણના ચોખા નીકળે છે અને ઋષિવ્રતમાં તે ફરાળ તરીકે ખવાય છે. ભાદરવા સુદિ પાંચમે તે ખાવાનું માહાત્મ્ય છે.

**સામોપચાર,** પું૰ [ સં. ] મીઠાં વચને કરીને મનવવું તે; ગુસ્સે થાય નહિ તેમ સમજાવીને કામ કાઢી લેવાની નીતિ; સામ ઉપચાર; સામાને પ્રિય લાગે એવી સમજાવવાની રીત તે.

**સામ્રાજ્ય,** ન૰ [ સં. ] જેમાં ઘણાં ખંડિયાં રાજ્યો હોય એવું એક મોટું રાજ્ય તે; મહારાજ્ય; ચક્રવર્તીરાજ્ય; શહેનશાહત; પાદશાહી.

**સામ્રાટ,** પું૰ [ સં. ] સમ્રાટ્-જેને ઘણા સામંત રાજાઓ હોય એવો મોટો રાજા; ચક્રવર્તી રાજા; પાદશાહ; શહેનશાહ.

**સાયક,** ન૰ [ સં. ] બાણ; શર; તીર. (૨) ખડ્ગ; હથિયાર.

**સાયર,** પું૰ સાગર; સમુદ્ર; દરિયો. (૨) કવિ; કાવ્ય કરનારો. સાયરી=કાવ્યવિદ્યા. (૩) દારૂ અને તાડી વગેરે કેફી ચીજો ઉપરનો કર તે.

**સાયંકાળ,** પું૰ સંધ્યાકાળ; સમીસાંજ; અસુર.

**સાયુજ્ય,** વિ૰ સાથે મળી-જોડાઇ જાય એવું; સમાઇ જાય એવું. ચાર પ્રકારની મુક્તિ. બ્રહ્માકારતા-બ્રહ્મ-ઇશ્વરમાં એકાકાર થઇ જવાનું તે.

**સાયો,** પું૰ મદદ; આશરો. (૨) ફકિરનો ઝભ્ભો.

**સાર,** વિ૰ સારું.

**સાર,** પું૰ કસ; સત્વ. (૨) તાત્પર્ય; મતલબ; સારાંશ. (૩) મૂલાર્થ; (૪) ઉદ્દેશ; હેતુ. (૫) લાભ; ફળ; માલ. (૬) સ્ત્રી૰ સારવાર; આશ્વાસના. (૭) સાંત્વના; બરદાસ.

**સારક,** વિ૰ [ સં. ] સરકાવે એવું;-સારક દવા આપો એટલે પેટનો વિકાર નિકળી જાય. (૨) ઠીક ઠાક કરનાર; કુંચ કાઢનાર, હોળનાર.

**સારઠી,** સ્ત્રી૰ સાયડી; છિદ્ર; વિંધ પાડવાનું ઓજાર. (૨) દમનાર; દુઃખ દેનાર; રોજ ને રોજ કનડનાર.

**સારણ,** ન૰ કુવાનું વહેણ; વાવ કુવામાંથી કાઢેલી નહેર. (૨) વિ૰ સારનાર; નિભાવનાર, ચલાવનાર. (૩) ન૰ પેઢુમાંની આંતરડા ગાંઠ; અંતર્ગળ.

**સારણગાંઠ,** સ્ત્રી૰ પેઢુમાંની અંત્રગાંઠ, જે વાયુના જોરે કાથળીમાં સરી પડે છે તે. અંગ્રેજીમાં હર્નિયા-Hernia કહે છે. આ અંત્રગાંઠને નીચે સરતી અટકાવવાને આં-

તરડા ઉપર દબાણ રાખે એવો પટો રાખવો પડે છે અને તેને સારણ ગાંઠનો પટો કહે છે.

**સારણી**, સ્ત્રી૦ [ સં. ] નહેર; વહેળુ; નીક. (૨)અનુક્રમ દર્શકધારા—આવલી,કોષ્ટક, કોઠો

**સારતા**, સ્ત્રી૦ સારપણુ; સત્વપણું.

**સારથિ**, પું૦ [ સ. ] રથ હાંકનારો; ગાડીવાન.

**સારપવું**, ક્રિ૦ સ૦ ક્યારામાંના નકામા છોડ તાણી નાંખીને પાછા કાદવમાં દાબવા તે. ક્યારા નીંદવા.

**સારમંડળ**, ન૦ એક જાતનું તંતુવાદ્ય.

**સારવા**, સ્ત્રી૦ ફળદ્રૂપ—સરસ જમીન.

**સારવાન**, પુ૦ ઉંટવાળો; રાયકો; ઉંટ હાંકનારો.

**સારવું**, ક્રિ૦ સ૦ શ્રાદ્ધ કરવું, તર્પણ કરવું. ઉ૦ સાર્યાં સરાદો પિતૃકે રુડાં તે. નર્મદ. (૨) વિંધવું, કાણું પાડવું, વેહ પડે એમ કરવું. (૩) પરોવવું; અંદર ઘાલવું. પેસાડવું. (૪) દુઃખ દેવુ; કનડવુ, દિલ દુભાવ્યા કરવુ (૫) ખેરવવું; પાડવું; ધાર ચલવવી :—આંસું સારવાં. (૬) આંજવું, લગાડવું,—આંખે કાજળ સાર્યાંજી (૭) પાર પાડવું; નિભાવવુ; બની આવવું; પૂર્ણ કરવુ. ચલાવવુ :—નરેથી કંઇ તરનારનુ કામ સારે.

**સારસ**, ન૦ સરોવર—તળાવને કાંઠે રહેવાં લાલ પગ અને લાલ ચાંચના શખોડિયા રંગનાં પંખી. આ પખી નરમાદાની જોડેજ રહે છે અને એક મરતાં બીજુ વિયોગથી કંટાળી પ્રાણ કાઢી નાખે છે એ ટોળાબંધ હાએ સરે બોલતાં ઉંચે ઉડે છે. એના બોલવાને કૂજન કહેવાંમા આવે છે. સારસડાં, સારસ પંખીની જોડ.

**સારંગ**, પું૦ [ સં. ] એક રાગ. (૨) મૃગ, હરણ. (૩) ધનુષ્ય; ચાપ; કામઠું. (૪) હાથી; ગજ. (૫) સિંહ (૬) ભમરો.

**સારંગપાણિ**, પું૦ [ સં. શાંર્ગ. ] જેના હાથમાં સારંગ છે એવા વિષ્ણુ.

**સારંગી** સ્ત્રી૦ એક જાતનું તંતુવાદ્ય એ ખેંચીને તંગ કરેલા તાર ઉપર ઘોડાના વાળની કામઠી ઘસીને વગાડાય છે, કીનરી.

**સારાશ**, સ્ત્રી૦ સારાપણું; ભલાઇ (૨) મિલાપ; મેળ; દોસ્તી.

**સારાસાર**, પું૦ સાર ને અસારના તે; સારા ખોટાનો વિચાર—ખ્યાલ કરવા—રાખવાપણું તે; કસ અને કસરાહિત્ય; સારા માઠાપણાની પરીક્ષા કરવાપણું તે, વાત—વસ્તુ વગેરે સંબંધીનો વિવેક તે :—કોઇ પણ કામ કરવા પહેલાં સારાસાર વિચાર કરી જોવો.

**સારામારી**, સ્ત્રી૦ એક બીજામા સારો સંબંધ હોવાપણું તે; મૈત્રી; મિલાપ, દોસ્તી. સુસંબંધ. (૨) અંતર પ્રેમની ગાઢ તે.

**સારાં**, રહાચ; રખડતા ગરીબ ચોર લોક તે એ ભટકતી જાતિ છે અને ગધેડાં, પાડા, કે આખના—પોઠિયા પર ઘર વાખરો લાધી ગામે ગામ ફરતા ફરે છે અને લાગ આવે તો ઘરમા પેસી ચોરી કરી જાય છે. નાઠુકારુ.

**સારાંશ**, પુ૦ સારનો ભાગ તે; મતલબ, તાત્પર્ય

**સારિકા**, સ્ત્રી૦ પોપટની માફક શીખવેલું બોલે એવી એક પંખિણી, મેના. પોપટની માફક લોકો એને પાળે છે અને બોલતાં શીખવાડેછે.

**સારીગમ**, સ્ત્રી૦ ગેયરાગના સ્વરની બારાખડી; સ્વરની પરિભાષા.

**સારીપેઠ**, અ૦ સારીપેઠે, પુરતી રીતે; ખૂબ, પૂર્ણ રીતે. (૨) ખૂબ; પુષ્કળ, જોઇએ તેટલું (૩) તદુરસ્ત સંતોષ મળે—વળે એમ. સારીકાણી, ધરાઇને એમ.

**સારીવા**, ઔષધિ.

**સારૂ**, અ૦ માટે; વાસ્તે, લીધે

**સારું**, વિ૦ સુંદર; સરસ; રૂડું (૨) આખું; બધું; પૂર્ણ. ક્રિ૦ પ્ર૦ સારું કરવું=મટાડવું. ભલું-કલ્યાણ કરવું. સુધારવું; ઠીકકરવું; દુરસ્ત કરવું.

**સારેવડું**, ન૦ ચોખાનો પાપડ.

**સારો**, પું૦ મારપત્રિકા; વર્ષ દરમિયાન બનવા સંભવ હોય એવા બનાવો માટે કાઢેલી આગાહી તે.

**સાર્થ**, વિ૦ [સં] અર્થયુક્ત.

**સાર્થક**, ન૦ સફળતા; પાર પાડવું તે; સાફલ્ય; કૃતાર્થ. (૨) પ્રમાણ.

**સાર્થવાહ**, પું૦ માલ વેચવા માટે દેશપરદેશમાં ફરનારો વેપારી; વણજારો. (૨) સંઘવી; યાત્રાળુઓને સાચવી સંભાળીને લઇ જનારો:ભોમિયો.

**સાર્વજનિક**, વિ૦ સર્વે જણના ઉપયોગનું; જાહેર પ્રજાના ઉપયોગ-ભોગવટાનું તે; બધાને લાગુ પડે એવું; લોકોપયોગી.

**સાર્વત્રિક**, વિ૦ સર્વ ઠેકાણે વ્યાપી રહેલું હોય એવું; સર્વત્ર લાગુ હોય એવું; વ્યાપક હોય એવું.

**સાર્વભૌમ**, વિ૦ [સં.] સર્વ ભૂમિ ઉપરનું; સઘળી પૃથ્વીનું; ચક્રવર્તી; શહેનશાહી.

**સાલ**, સ્રી૦ વર્ષ; બાર મહિના જેટલો કાળ તે. (૨) વર્ષની-પાકની મોસમ તે. (૩) વિધમાં બેસે એવો છેડો-અણી તે; બેસતો સાંધો. (૪) નડતર; હરકત; આડખીલી; પ્રાસ.:-આ સાલ વળી તમે કયાં અહિં આણ્યું. રૂ૦ પ્ર૦ સાલસકંચો=છુપી ગોઠવણ.

**સાલગીરી**, સ્રી૦ વર્ષગાંઠ; જન્મદિવસ.

**સાલમ**, પું૦ ધાતુપુષ્ટ એક જાતનો કંદ. ધાતુપુષ્ટ વનસ્પતિ.

**સાલવવું**, ક્રિ૦ સ૦ સલની-સાલ બેસતાં કરીને ઉભું કરવું; સાલ ઘાલવાં; વિધમાં બેસતું કરવું; સાલેસાલ મેળવવાં. (૨) હલામણ થાય એમ કરવું; ગુંચરી નાંખવું; પંચાતી ઉભી કરવી

**સાલવાર**, અ૦ વરસવાર; વર્ષાનુક્રમસર.

**સાલવારી**, વિ૦ વર્ષાનુક્રમવાળું; એક પછી એક સાલવાર હોય તેવું.

**સાલવી**, પું૦ સુતાર. (૨) વણકર; શાળવી= શાળ પર કામ કરનાર.

**સાલવું**, ક્રિ૦ અ૦ ખુંચવું; ખટકવું; દુઃખ થવું; રહીરહીને સાંભરવું ને દુખવું. (૨) લાગવું; અસર થવી.

**સાલસ**, વિ૦ નહિ આકરૂં; મવાલ; નરમ સ્વભાવનું; ભલું. (૨) સુધું; વિવેકી. મર્યાદશીલ; ડરકુ; શરમાળ.

**સાલસાઈ**, સ્રી૦ ભલમનસાઇ; શીલતા; સાલસપણું. (૨) સરલતા-નરમાશપણું.

**સાલાતુલું**, વિ૦ ભોળું; નિષ્કપટી; નિખાલસ; ઉંડી-પ્રપંચબુદ્ધિનું નહિ એવું; સુધું. (૨) ઢંગવગરનું;

**સાલિયાં**, ન૦ સાલિયું; સાલ કાઢેલું આડું-ગાડાનું.

**સાલિયાણું**, ન૦ સાલોસાલ મળ્યા કરે એવું વેતન; જીવાઇ; આખી સાલ માટેનો ઉચક બદલો-દેણગી તે.

**સાલિયું**, ન૦ જુ૦ સાલિયાં. (૨) વર્ષાસન. (૩) વિ૦ સાલસાલનું; વાર્ષિક.

**સાલોક્ય**, ન૦ [સં.] બ્રહ્મલોકપણાને પ્રાપ્ત થવું તે; ઈશ્વર-વૈકુંઠ લોકમાં વાસ થવો તે. મુક્તિના ચાર પ્રકારમાંની એક મુક્તિ કે જેથી વૈકુંઠમાં વાસ થાય છે.

**સાલ્લો**, પું૦ [સં. સાટો-સાડી-સાડલો] સ્રીઓને પહેરવાનું રંગિત વસ્ર; છાયલ.

**સાવ**, વિ૦ [સં. સર્વ] તમામ; બધુંજ; અનવશેષ. અ૦ (૨) તદન; બિલકુલ; નરાતાળ.:- તમારી આગળ તે સાવ જુઠું બોલ્યો.

**સાવકું**, વિ૦ [ સં. सापत्नीक ] ઓરમાઈ; બીજી માનું; માની સૌક્યનું:–સાવકાભાઇઓ. સાવકી મા=પોતાને જન્મ આપનારીની સૌક્ય તે.

**સાવચેત**, વિ૦ સાવધાન; નહિ ગાફેલ; હોંશિયાર; જાગ્રત; સચેત.

**સાવચેતી**, સ્ત્રી૦ સાવધપણું; સાવધાનતા; હોંશિયારી, જાગર્તિ.(૨) ખબડદારી; તપાસ; તજવીજ; નીધા.

**સાવજ**, પું૦ ચિત્તો; વાઘ; એક હિંસક જંગલી પ્રાણી. ઉ૦ સાવજ થાયે ગાભરો. પ્રે. (૨) વિ૦ જંગલી; રાની.

**સાવણ**, પું૦ શ્રાવણ; ચોમાસાનો બીજો મહિનો. ઉ૦ સાવણ સરવડીએ વરસ્યો.

**સાવધ**, વિ૦ સચેત; જાગ્રત; આવી પડનાર ભય સામેની ખબડદારીવાળું.

**સાવધાન**, વિ૦ [ સં. ] સાવ્હ્ય; સચેત; ખબડદાર નિરલસ. (૨) ધ્યાન દઇ રહેલું; સલક્ષ્ય.

**સાવધાનતા**, સ્ત્રી૦ સાવધાનપણું; સાવધાની.

**સાવધાની**, સ્ત્રી૦ હોંશિયારી; ખબડદારી. (૨) તપાસ.

**સાવન**, [સં.] સૂર્ય સંબંધી; એક સૂર્યોદયથી માંડીને બીજા સૂર્યોદય લગીનો એક દિવસ અને સૂર્યની આ ચાલ પ્રમાણેના ત્રીસ દિવસનું તેમજ એ ગણતરીના બારમાસનું તે: સાવન માસ, સાવનવર્ષ.

**સાવરણી**, સ્ત્રી૦ કચરો કાઢવાની ઘાસ અથવા તાડછાંના રેસાની જુડી; ઝાડુ; કેરસુણી.

**સાવરણો**, પું૦ મોટી સાવરણી.

**સાવરિયું**, ન૦ સાસરું.

**સાવર્ણ્ય**, વિ૦ [ સં. ] સમાન વર્ણનું. (૨) ન૦ એકજાતીયત્વ.

**સાવલું**, ન૦ થેકાઈ; અપલિયું.

**સાવિત્રી**, સ્ત્રી૦ [ સં ] ગાયત્રી. બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈસ્ય એ ત્રણ વર્ણની મંત્રદેવતા. (૨) શિવપત્ની; ઉમા; પાર્વતી. (૩) બ્રહ્માની સ્ત્રી.

**સાવું**, ક્રિ૦ સ૦ સહાવું; પકડવું; ઝાલવું; ધરવું. (૨) કબજે લેવું. (૩) રોકી રેવો. સાહે છછુંદરને મુખ સાપ, મરે તરત તે ગળતાં આપ.

**સાશ્ચર્ય**, વિ૦ આશ્ચર્યયુક્ત સવિસ્મય; અચંબાપૂર્વક.

**સાષ્ટાંગ**, વિ૦ અ૦ [ સં. ] આઠે અંગ સહિત; આઠે અંગે-મસ્તક, આંખ, હાથ, છાતી, પગ, ઘુંટણ, મન અને વાણી, એ સર્વે અંગસહિત.–સાષ્ટાંગ પ્રણામ.

**સાસ**, પું૦ [ સં. श्वास. ] શ્વાસ, દમ. (૨) હાંફ. (૩) જીવ. કહે૦ સાસ ત્યાં લગી શોષ.

**સાસરવાસ**, પું૦ સાસરામાં વસવું–રહેવું તે; સસરાને ઘેર (વર પાસે) રહેવું તે. (૨) સાસરે રહેવા જતી દીકરીને કપડાં વગેરે અપાય છે તે

**સાસરવ ા**, પું૦ છોકરીને સાસરે જતાં તેના ઉપયોગ માટે આપવાનું લુગડાં ઘરેણાં અને અગત્યનો સરસામાન વગેરે તે; કરિયાવ .

**સાસરવેલ**, સ્ત્રી સસરાના કુટુંબનો પરિવાર વગેરે તે; સસરાના કુટુંબનાં સગાંવહાલાં; વગેરે તે. સસરાનો પરિવાર

**સાસરિયાં**, ન૦ સાસરાનાં સગાં–કુટુંબીજન વગેરે તે. ઉ૦ લાગે પિયેરિયાં તને પ્યારાં, થયાં સાસરિયાં સહુ ખારાં.

**સાસરું**, ન૦ વહુને વરના બાપનું અને વરને વહુના બાપનુ ઘર–કુટુંબ વગેરે તે; વર વહુને પરસ્પર તેમ તેમના બાપનાં ઘર–વતન તે સાસરૂં કહેવાય છે. કહે૦ સાસરે સંપ નહિ અને પિયેર જંપ નહિ.

**સાસુ**, સ્ત્રી [સં. श्वश्रू] વહુને વરની મા અને વરને વહુની મા તે સાસુ; બાઇજી. કહે૦

સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો પણ આવે. સાસુજી, એમ માનાર્થે કહેવાય છે. ઉ૦ એવાં વચન સુણીનેરે, વળતી બોલ્યાં વહુજી, ગંગાજળ જેવાંરે સાંભળો સાસુજી. સાસુ ફોડે તે ઠીકરાં તે વહુ ફોડે તે કલાડાં.

**સાસુજાયો**, પું૦ સાસુનો છોકરો તે; વર; પતિ. સંસ્કૃતમાં જેમ આર્યપુત્ર વપરાય છે તેમ ગુજરાતી પ્રાચીન સાહિત્યમાં સાસુ જાયો શબ્દ વપરાય છે. ઉ૦ સાસુજીના જાયા ! ઉંઘો છો કે જાગોરે. સાસુજાયો નિત સંતાપે, નણદી કાળી નાગેણુરે.

**સાસુડી**, સ્ત્રી૦ સાસુ.

**સાસોટ**, વિ૦ શ્વાસભેર; હાંફતું. ઉ૦ એવું કહીને મેલી દોટ, ઉવાટે ચાલ્યો સાસોટ. પ્રેમાનંદ.

**સાસ્ના**, સ્ત્રી૦ [સં.] ગાયને ગળે જે ગોદડી જેવી ચામડી લબડે છે તે; ગૌકાંબળ.

**સાહ**, શાહ; સાહુકાર.

**સાહચર્ય**, ન૦ [સં] બહુ ગાઢ સંબંધ-સંસર્ગ તે; સાથે રહેવા ફરવાપણું તે, સહચરપણું; ખૂબ પરિચય. (૨) મૈત્રી, મેળાપ; ગાઢો સહવાસ તે. (૩) એક બીજાની ગાઢસમાનતા તે. (૪) સહવાસની અસર તે.

**સાહજન**, ન૦ સાજન; સારા માણસોનો સમુદાય તે.

**સાહજનું**, ન૦ સાજનું; ન્યાતનું પંચ, જમાત; ન્યાતના સભ્યોનો સમાજ-મંડળ તે.

**સાહજિક**, વિ૦ સહજ એવું તે, સ્વાભાવિક; કુદરતી; યદૃચ્છા.

**સાહજોગ**, વિ૦ ખરેખરી સાખદાર; જેને માટે હાના કરાયજ નહિ એવું; રજુ કરે તે વખતેજ લખ્યું પાળવું પડે એવું-નાણાંની આપ લેના સંબંધનું-લખાણ હુંડી વગેરે.:-સો રૂપિયાની સાહજોગ ચીઠી. સાહજોગ,જેમા પેલીત્રીજ બોલાવજ નહિ.

**સાહજોગી**, વિ૦ સાહજોગ, શાહજોગ.

**સાહસ**, વિ૦ આગળથી નહિ વિચારેલું એવું; ઉભરણ ભર્યું; અવિચારી; જોયા વિચાર્યા અથવા તપાસ કર્યા વગરનું-ઉતાવળિયું; ઉ૦ સાહસકામ કર્યા થકી હોય હંધનો નાશ. (૨) ન૦ અવિચારી કામ. (૩) શૂરત્વ. (૪) ધાઇ; ધાધલ.

**સાહસિક**, વિ૦ સહસા; અવિચારી; વગર વિચારે ઉડી પડે એવું; ઉતાવળિયું; જોખમ ખેડનાર. (૨) હિમ્મતવાળું; બહાદુર

**સાહસિકતા**, સ્ત્રી૦ સાહસિકપણું.

**સાહસ્ર**, વિ૦ સહસ્ર સંબંધી; હજારની સંખ્યાએ ગણાય એવું; હજારનું.

**સાહાયક**, વિ૦ મદદ કરનાર. (૨) સાથી; મિત્ર; મદદગાર.

**સાહાય**, સ્ત્રી૦ મદદ; કુમક. (૨) મૈત્રી; દોસ્તી. (૩) ઓથ; ટેકો.

**સાહાવું**, ક્રિ૦ સ૦ પકડવું; ઝાલવું; ધરવું.

**સાહિત્ય**, [ સં. ] કાવ્ય, નાટક અને લલિત, રસિક ભાવવાળું વાઙ્મય તે; આનંદ; ઉત્સાહ, ઉપદેશ અને રસ ઉપજાવે એવું મનોરંજક લખાણ, કાવ્ય વગેરે તે. (૨) સાધન; સામગ્રી; કોઇ ક્રિયાને પૂર્ણ કરવાને ઉપયોગી જે ઉપકરણ વગેરે તે.

**સાહી**, સ્ત્રી૦ રૂશનાઇ; શાહી; મસી.

**સાહીબી**, સ્ત્રી૦ સાહેબી; વૈભવ; ઠાઠમાઠ.

**સાહુ**, વિ૦ [ સં. સાધુ ] સારો; પ્રમાણિક; વટ-આબરૂ-સાખવાળો.

**સાહુકાર**, પું૦ સારા-પ્રમાણિક માણસ તરીકે જેનો વહીવટ-આબરૂ હોય તે; વહેવારિયો; લેવડ દેવડમાં ચોખ્ખો માણસ; શરાફ. (૨) ભલો માણસ. રૂ૦ પ્ર૦ ચીનનો સાહુકાર=ચોર; ઠગાઉગીર; લુચ્ચો.

**સાહુકારી**, સ્ત્રી૦ પ્રમાણિકતા; વહેવાર સચ્ચાઇ; સત્યપરતા; સાખ; આબરૂ. (૨) સુજનતા; ભલાઈ.

**સાહુડી**, સ્ત્રી૦ સસલા જેવડું વાળને ઠેકાણે સિસોળિયાંવાળું એક ચાર પગું પ્રાણી.

**સાહેત**, અ૦ (સ્ત્રી૦) મીચકારામાં;-નિમેષમાં એમ; જગકમાં, સાત-પળમાં. (૨) વિપળ; સેકંડ; આંખ મીચાઇને ઉઘડે એટલો અલ્પતર કાળ તે.

**સાહેદ**, પું૦ સાક્ષી; જુબાની આપનાર; જોયેલી જાણેલી બાબત જણાવનાર.

**સાહેદી**, સ્ત્રી૦ સાક્ષી-સાખ આપનાર; જુબાની; પુરાવો.

**સાહેબ**, પું૦ માલીક, ધણી; શેઠ. (૨) સ્વામી. (૩) મોટા માણસ, ગૃહસ્થ. (૪) મહેરબાન; સુરબ્બી. (૫) ઈશ્વર; પ્રભુ (૬) ટોપીવાળા; યુરોપવાસી તે.

**સાહેબખાની**, વિ૦ ઉચી જાતનું અને ઉંચી બનાવટનું; ખાનદાન માણસોના ઉપયોગનું. અમદાવાદી સારી ઉંચી બનાવટના કાગળો માટે આ શબ્દ ખાસ વપરાય છે.

**સાહેબજાદી**, સ્ત્રી૦ ગૃહસ્થ, ઉમરાવની દીકરી; કુંવરી. ઉ૦ તમે એટા સાહેબજાદી સુંદરી.

**સાહેબજાદો**, પું૦ ઉમરાવનો જણ્યો; ગૃહસ્થનો પુત્ર; ખાનદાન કુટુંબનો નબીરો.

**સાહેબલોક**, પું૦ ગૃહસ્થ; મોટા હોદ્દેદાર વૈભવી ને મોભાલા માણસો તે. (૨) ગોરાલોક; ટોપીવાળા; યુરોપિયનો.

**સાહેબી**, સ્ત્રી૦ સાય-બાબી; ગૃહસ્થ; હોદ્દેદાર અને મોટાલોકથી ગણાતું જે 'બડે લોગો'પણું તે; અમીરી-જાહોજલાલી; મોટો વૈભવ, શેઠાઇ. (૨) ધણીપણું. સત્તા.

**સાહેબો**, પું૦ સ્વામી; વર; ધણી. ઉ૦ ગુણવાન સાહેબારે. ક-દ-ડા.

**સાહેર**, પું૦ સાયર, સાગર; સમુદ્ર; દરિયો. ઉ૦ સાહેર બંધાણો પાજ.

**સાહેલી**, સ્ત્રી૦ સખી; બહેનપણી. (૨) એક જાતનું ફુલઝાડ. એ ચંબેલીને મળતું હોય છે ને બાગોમાં ઉછેરાય છે.

**સાંહ્ય**, સ્ત્રી૦ સહાય; મદદ; કુમક.

**સાહ્યતા**, સ્ત્રી૦ સહાયતા; મદદ.

**સાહ્યો**, પું૦ કુમક; ઓથ; પાછળના બળનો ટેકો; આશ્રય.

**સાળ**, સ્ત્રી૦ શાળ; કાપડ વણવાનું યંત્ર.

**સાળવી**, પું૦ સાળે પર કાપડ વણવાનો ધંધો કરનારાઓનું મંડળ. (૨) તેઓની એક ન્યાત.:-સઈ, સોની ને સાળવી.

**સાળાવેલી**, સ્ત્રી૦ સાળાની વહુ તે.

**સાળિયું**, ન૦ નાના જાડા ચોખાની ડાંગેર.

**સાળી**, સ્ત્રી૦ વહુની બહેન.

**સાળુ**, પું૦ સ્ત્રીઓને પહેરવાનું ઝીણું રંગિત કપડું; કસુંબો.

**સાળુડો**, પું૦ સાળુ. ઉ૦ ગુલાબી સાલુડે કવ૦ ચિદપિ ચ લીલા લહરતી.

**સાળું**, અ૦ વિચારની મુશ્કેલીમાં ગાળ જેવા તિરસ્કાર-કંટાળાનો ઉદ્ગાર. આ બાબત ઘણીએ વિચાર કર્યો પણ સાળું કંઇ સઝતું નથી.

**સાળેલી**, સ્ત્રી૦ સાળાની વહુ તે.

**સાળો**, પું૦ [ સં. श्यालक ] વહુનો ભાઇ.

**સાંઇ**, પું૦ ખુદા; પરમેશ્વર. (૨) ફકિર. કહે. સાઇ કે ટટ્ટુ ચલને દો=જેમ ચાલતું હોય તેમ ધીરે ધીરે ચાલવા દો.

**સાંઇડું**, ન૦ આલિંગન; ભેટ; ભેટવું તે. (૨) અંગોઅંગ મળવું તે. (૩) ખેમકુશળ; સમાચાર; ખબર અંતર.

**સાંકડ**, સ્ત્રી૦ અડચણ; સંકડામણ; મુસીબત; હરકત; મુશ્કેલી.

**સાંકડું**, વિ૦ નહિ મોકળું; સમાસ થાય નહિ એવું; લાંબું પણ પહોળું નહિ એવું. (૨)

બીડાતું; પાસે પાસે હોય એવું. સાંકો સંબંધ. (૩) છૂટ રહિત; તંગીવાળું; કરકસર કરવા જેવું; ઓછું; થોડું. કહે૦ સાંકડે સમાસ કરવો=થોડાથી ચલાવી લેવું. (૪) મુશ્કેલી. સાંકડેઆવવું=મુશ્કેલીમાં હોવું.

**સાંકવું,** ક્રિ૦ સ૦ સાંખવું; માપવું; ભરી અથવા જોખીને અંદાજ કાઢવો.

**સાંકળ,** સ્ત્રી૦ ધાતુની કડીઓ અથવા અંકોડા જોડીને બનાવેલો લાંબો ઘાટ. (૨) કડી; આંકડી; ધાતુની સેર.

**સાંકળ,** સ્ત્રી૦ જમીન ભરવાનું એક માપ; ૧૦૦ ફુટ લંબાઇનું માપ. સાંકળરીતિ=એક બીજા સાથે સંબંધ રાખતી રકમોના પ્રમાણસર હિસાબ ગણવાની એક રીત.

**સાંકળવું,** ક્રિ૦ સ૦ એક બીજા સાથે જોડવું-મેળવવું; વળગાડવું; ગુંથવું; બઝાડવું. (૨) ઘેરાલેવું; ગુંચવવું; વિંટાળવું.

**સાંકળિયું,** ન૦ અનુક્રમણિકા. વિષય કે નામ નંબરવાર કરેલું ટિપ્પણ; સૂચિ.

**સાંકળી,** સ્ત્રી૦ કડીઓ અથવા અંકોડા વગેરે એક સાથે જોડી અથવા મેરવી કે ગુંથીને બનાવેલો લાંબો ઘાટ; સેર. (૨) સોના રૂપાના તારની ગુંથણીની માળા અને હાર વગેરે. (૩) મેળવેલું-મિશ્ર કરેલું એવું:-તલસાંકળી.

**સાંકળું,** ન૦ સોના રૂપાના અંકોડા એક બીજા સાથે જોડીને બનાવેલો એક ઘરેણા-ઘાટ; તાર અથવા સળિયાના અંકોડા મેળવી હાથે પગે પહેરવાને બનાવેલું ગોળચકરડું. બ.વ. સાંકળાં. સોના રૂપાની ગુંથણીનાં વલય; નેપુર.

**સાંકેતિક,** વિ૦ [સં.] સંકેતનું; સંકેત સંબંધી; અમુક ઓળખ, મેળાપ, અને ઠરાવ વગેરે અમુકજ સમજી શકે એવો સંબંધનું.

**સાંકો,** પું૦ સાંખો.

**સાંખવું,** ક્રિ૦ સ૦ ખમવું; સહેવું; વેઠવું; સહન કરવું. (૨) ધારણ કરવું; ઝીલવું. (૩) ક્ષમા રાખવી; સહી રહેવું. (૪) માપવું; અડસટ્ટો કાઢવો. (૫) બરોબર કરી જોવું; સમતા તપાસવી.

**સાંખું,** ન૦ સરખામણીનું માપ; ભરત તે; અંદાજ કાઢેલું જોખ. (૨) કસ આવવા માટે એક ચોમાસુ પડતર રાખેલું ખેતર તે; વાસી ખેતર.

**સાંખો,** પું૦ એકનો સંકેત.

**સાંખ્ય,** ન૦ [ સં. ] છ દર્શન શાસ્ત્રોમાંનું કપિલ મુનિકૃત દર્શનશાસ્ત્ર. એમાં પચીસ તત્ત્વ માનેલાં છે.

**સાંગ,** સ્ત્રી૦ શળીના આકારનું એક હથિયાર; લડાઇમાં વપરાતું.

**સાંગ,** વિ૦ [ સં. ] અંગો સહિત; બધા ભાગ-અવયવ સહિત; અનુષંગી ભાગ વિભાગ સાથે. સાંગવેદ ભણવો. (૨) આખું, તમામ; સંપૂર્ણ. (૩) એકનો સંકેત.

**સાંગરી,** સ્ત્રી૦ સમડીની શિંગ તે. એનું શાક થાય છે ને કાચી ખવાય છે.

**સાંગલું,** ન૦ બાળકનું રક્ષાસૂત્ર; હાલરૂં. વાઘનખ, ઘુવડની નળી, અને વજરબટ્ટું વગેરે પરોવીને બનાવેલો નાનાં છોકરાંની રક્ષા થાય એવો તાંત્રિક હાર-માળા તે.

**સાંગળવું,** સાંકળવું.

**સાંગામાચી,** સ્ત્રી૦ આઢેલીને બેસાય એવા કઠેડાવાળી પાટી ભરેલી લાકડાની સુંદર બેઠક; અસલી-દેશી બનાવટની ખુરસી; આઢેલાય એવી માંચી.

**સાંગી,** સ્ત્રી૦ ઉતારૂ ગાડીનો ધરી અને સાટી વચ્ચેનો કઠેડાવાળો માંચડો; છકડાખાનો ખાટલો. (૨) કઠેડાવાળી પાટી-વાણ વગેરેથી ભરેલી બેઠક તે.

સાંગોપાંગ, વિ૰ અંગ ઉપાંગ સહિત; તમામ અથેતિ સંપૂર્ણ; એકે અનુષંગી બાબત બાકી ન હોય એવું-એમ-તે.

સાંચરવું, ક્રિ૰ અ૰ સંચરવું; જવું; વદાય થવું. ઉ૰ શુકન જોઈને સાંચરજોરે. (૨) સંચરવું, એકઠું કરવું.

સાંચો, પું૰ યંત્ર; સહેલાઇથી કામ થાય એવા સાજની ગોઠવણવાળી બનાવટ. સંચો. (૨).બીબું. (૩) ઓઠું. જુદા જુદા અવયવો કે સાજના વિભાગોની એવી જાતની રચનાવાળી બનાવટ કે જેમના સંયુક્ત સંચલનથી નિયમિત ને સરલ રીતે કામ ચાલે; યુક્તિવાળી રચના.

સાંજ, સ્ત્રી૰ સંધ્યાકાળ; દીવા વખત. ક્રિ૰ પ્ર૰ સાંજ પાડવી=મોડું કરવું. રૂ૰ પ્ર૰ સાંજ સવાર=રોજ, નિરંતર.

સાંજી, સ્ત્રી૰ સાંજે ગાવાનાં ગીત તે. (૨) આરતી.

સાંજે, અ૰ સંધ્યાકાળે; સૂર્યાસ્ત સમયે.

સાંજો, પું૰ ધુધરા, સંજેરીમાં ભરવાનો માવો —મસાલો તે.

સાંઠો, પું૰ ધાસ, બાજરી અને જુવાર વગેરેનો પેરવાળો લાંબો ફણગો: પાતળો વાસિયા બરછો-સોટો; જુવાર, બાજરી અને શેલડી વગેરેના જે ઉંચો દંડાકાર તે. શેલડીનો સાંઠો, સાંઠે કુટી પાનકની ફ્લાંઠે.

સાંડ, પું૰ સાંઢ; ગોધો; આખલો. (૨) નિરંકુશ મનાતો માણસ.

સાંડસી, જુઓ સાણસી; લોખંડની બે ફળાંની પકડ; ચીપિયો.

સાંડસો, પું૰ સાણસો.

સાંઢ, પું૰ આખલો; ગોધો; નંદી; (૨) મનાતો નિરકુશ માણસ. ઉ૰ મારકણો સાંઢ ચોમાસુ મહાલ્યો.

સાંઢણી, સ્ત્રી૰ ઉતાવળી ચાલનું કાસદી સવારીનું ઉંટ તે; ભાર બરદારી નહિ પણ સવારીનું ઉંટ. (૨) ઉંટની માદા, ઉંટડી. Dromedary.

સાંઢવું, ક્રિ૰ સ૰ પ્રવાસની તૈયારી કરવી; જવાને તત્પર થવું; ઉતાવળે જવાનો બંદોબસ્ત કરવો; જવા-પ્રવાસે ઉપડવા માટે સોબતીઓ અને સાધનોની ઉતાવળે તૈયારી કરવી.

સાંઢિયો પું૰ સાંઢ; ગોધો. (૨) સવારીનો ઉંટ. ઉંટડો.

સાંણસી, સ્ત્રી૰ બે ફળાંવાળી પકડ, ચીપિયો.

સાંણસો, પું૰ મોટી અને લાંબી સાણસી.

સાંતરૂં, ન૰ રસોઇની સામગ્રી; એક દિવસનું સીધું.

સાંતવું, ક્રિ૰ સ૰ સંતાડવું; છુપાવવું.

સાંતળવું, ક્રિ૰ સ૰ ઘી કે તેલમાં શેકવું; ઉંનાં ઘી તેલમાં શેકાય એમ કરવું.

સાંતિડું, ન૰ હળ. (૨) હળ તેને લગતાં સાધન વગેરે તે. (૨) એક હળે ખેડાય એટલી જમીન.

સાંતી, સ્ત્રી૰ એક હળથી વવાય એટલી જમીન તે. (૨) એક હળનો ખેડુત. (૩) હળ.

સાંતીવેરો, પું૰ હળ ઉપરનો કર તે.

સાંતેલી, સ્ત્રી૰ છોકરાંની એક રમત.

સાંથ, સ્ત્રી૰ ખેડુત જમીનદારને ખેતી કરવા બદલ જે જમીન ભાડું આપવું પડે છે તે; ખેડ ભાડું; ગણોત.

સાંથવું, ક્રિ૰ સ૰ સાંથે આપવું; ખેડવા-વાવવાને માટે જમીન ભાડે આપવી તે. ગણોતે આપવું. (૨) જોડવું; સંલગ્ન કરવું. રોકવું; કામે વળગાડવું.

સાંથળ, સ્ત્રી૰ સાથળ.

સાંથી, વિ૰ ખેડવા-વાવવા માટે જેણે જમીન ભાડે લીધી હોય તે; સાંથે રાખનાર; ખેડુત.

સાંથીડા, પું૰ ખેડુત; ગણોતિયો; ભાડે અથવા ભાગે જમીન ખેડનારો.
સાંધ, સ્ત્રી૰ ફાટ; ચીરો. (૨) સાંધો. (૩) સિવણ. (૪) જોડેલો કે સાંધેલો ભાગ તે; થીગડું.
સાંધણ, ન૰ સાંધાનો ભાગ તે; સાંધ. (૨) સાધવું-સિવવું તે. (૩) અનુસંધાન તરીકે મૂકેલો ભાગ તે; વધારાનો બાકી રહેલો ભાગ; પુરવણી.
સાંધવું, ક્રિ૰ સ૰ જોડવું; સિવવું; સાથે લગાડવું; વળગાડવું. (૨) સામેલ કરવું; મેળવવું; એકઠું કરવું; જોડાણ કરવું; સંપ કરવો
સાંધો, પું૰ ફાટ; ચીર. (૨) સાંધણ; સાંધનો ભાગ તે. (૩) આંતરો; સાંધેલો ભાગ તે; થીગડું. રૂ૰ પ્ર૰ સાંધો ખાવો=મેળાપ થવો; પ્રસંગ મળવો; લાગ ફાવવો.
સાંપડ, પું૰ સંપુટ.
સાંપડવું, ક્રિ૰ અ૰ મળવું; પ્રાપ્ત થવું; લાભ મળવો; જડવું. ઉ૰ સપે સંપત સાંપડે. (૨) જન્મવું; અવતરવું; જન્મથવો.
સાંપવું, ક્રિ૰ સ૰ સંભાળ રાખવાને આપવું; તજવીજને માટે હવાલે કરવું.
સાંપ્રત, અ૰ હમણાં; હાલ; વર્તમાનમાં. (૨) તૈયાર.
સાંબ, સ્ત્રી૰ સામ; મુસળની લોખંડની ખોલી.
સાંબેલ, સ્ત્રી૰ સમોલ.
સાંબેલી, સ્ત્રી૰ નાનું સાબેલું.
સાંબેલું, ન૰ મુસળ; ડાંગર વગેરે ખાંડવાનું છેડે લોખંડની ખોલીવાળું બુધું, લાકડાનો દસ્તો.
સાંભરવું, ક્રિ૰ અ૰ યાદ આવવું; સ્મરણ થવું. (૨) એકઠું કરવું; ભેગું કરીલેવું.
સાંભળવું, ક્રિ૰ સ૰ અવાજ સમજવો; શ્રવણ કરવું. (૨) મન પર લેવું. ધ્યાન આપવું. (૩) માનવું. કબુલ કરવું. (૪) દાદ આપવી.
સાંસણી, સ્ત્રી૰ છુપી ઉશ્કેરણી.
સાંસતા, સ્ત્રી૰ ધીરજ; સબુરી.(૨) સત્તા; શક્તિ.
સાંસતું, વિ૰ ધીમું; નરમ. (૨) શ્વાસલેતું; નહિ ઉતાવળું-ગાભરૂં; સબુરી રાખતું; ધીરૂં.
સાંસરૂં, વિ૰ આરપાર; એક છેડાથી બીજા છેડા લગી-સળંગ; બન્ને બાજુની પેલીમેર.
સાંસા, પું૰ સાંસો; તંગી; અછત; ટંચ (૨) મુસ્કેલી; વિડંબના (૩) ફાંફાં; હાડમારી. બહુવચનને વપરાય છે.(૪) સંશય; શક; વાંધો.
સાંસારિક, વિ૰ [સં] સંસાર સંબંધી, દુનિયાંદારીનું; સામાજિક.
સાંસો, પું૰ સંશય; શક; વહેમ; ખતરો. ઉ૰ સાદ સાંભળીને સાસો કીધો ત્યારે હેત જણાણું હો, રમતાં રઢ લાગી રાણીને. (૨) તાણ; ખોટ; તંગી. જુ૰ સાંસા.
સાંસોઠ, અ૰ આરપાર; સોંસરૂં.
સિકતા, સ્ત્રી૰ રેતી.
સિકલ, સ્ત્રી૰ મુખવટો; ચહેરો. (૨) દેખાવ; ડોળ; ઢંગ. (૩) ઘાટ; રોનક; તેજ.
સિકલીગર, પુ૰ ઘસીને સાફ કરનારો; ઘસનારો સરાણિયો. (૨) ઓપણિયો; ઓપ દેનારો.
સિકંદર, પું૰ ગ્રીસનો મહાન્ શહેનશાહ; એલેકઝાંડર. આના ભાગ્યના મોટા પ્રતાપ ઉપરથી ઉન્નતિનો સિતારો; સુભાગ્યપણું; ઉદયજોગ, વગેરે અર્થે વપરાય છે.:-એનો સિકંદર ચઢતો છે.
સિકારવું, ક્રિ૰ સ૰ સ્વીકારવું; માન્ય રાખવું; કબુલ કરવું. (૨) લેવું; પાસકરવું.
સિકોતરૂ, ન૰ એક જાતનું ભૂત.
સિકોરૂં, ન૰ શકોરૂં; ચપણિયું
સિક્કાદાર, વિ૰ છાપવાળું; ચોખ્ખી ભભકનું; જેની પર સુંદર છાપ મારેલી હોય એવું. (૨) સુંદર દેખાવનું; તેજદાર મોંના દેખાવનું ખુલ્લા ચહેરાવાળું; ભભકાદાર.
સિક્કાબંધ, વિ૰ મહોર છાપવાળું; બંધ કરી જેની પર છાપ મારેલી હોય એવું-નહિ ફોડેલું; નહિ ખુલ્લું; બીડેલું. (૨) અનામત; છાપબંધ રાખી મૂકેલું.

**સિક્કેકટાર,** સ્ત્રી૦ કટાર જેની છાપમાં હોય એવી મહોર અથવા નિશાની તે. રાજાઓની મહોર છાપમાં કટારી પાડવામાં આવતી તેથી, જેમ તરવાર વગેરેની છાપ હોય છે તેમ. બળાભિમાન અને વિક્રમ દર્શક છાપ તે.

**સિક્કો,** પું૦ છાપ; મહોરો; ધાતુ વગેરે ઉપર પાડેલી નિશાનની આકૃતિ તે. (૨) ધાક; ચહેરો; દેખાવની ભભક તે. (૩) ચલણી નાણું. (૪) મોટી લખોટી.

**સિચાણો,** પું૦ [ સં. શ્યેન ] એક શિકારી પંખી; બાજ; સમડો. ઉ૦ સિચાણાનો ભે છે રે પારધીએ બાણ ભર્યો.

**સિજવવું,** ક્રિ૦સ૦ ચઢવવું; સીજે એમ કરવું; ધીમી ગરમીએ બફાવા દેવું તે. (૨) ટાઢું પાડવું.

**સિજવું,** ક્રિ૦ અ૦ ચઢવું; પરિપક્વથવું; રંધાવું; બફાવું. (૨) બળવું; દાઝવું. (૩) પારપડવું; સિદ્ધથવું.

**સિટ્ટી,** સ્ત્રી૦ સીટી. સિસોટી; ઓઠથી અથવા ઓઠ પર ભુંગળી રાખીને કરવામાં આવતો તીણો લાંબો અવાજ તે.

**સિતળા,** જુ૦ શીતળા; બળિયા.

**સિતાફળ,** ન૦ એક જાતનું શરદ ઋતુમાં પાકતું ફળ; અનુર, અનુચ.

**સિતાફળી,** સ્ત્રી૦ સિતાફળનું ઝાડ; અનુરી; અનુછડી.

**સિતાર,** પું૦ એક જાતનું તંતુવાદ્ય.

**સિતારો,** પું૦ [ફા.] ગ્રહ; તારો. (૨) નસીબ, દશાયોગ. (૩) ચડતી; આબાદી.

**સિત્તેર,** વિ૦ સાઠ ને દસ; ૭૦.

**સિત્યાશી,** વિ૦ એંશી ને સાત; ૮૭.

**સિત્યોતેર,** વિ૦ સિત્તેર ને સાત; ૭૭.

**સિદ,** અ૦ શીદ; શા માટે; શા કારણે. ઉ૦ સિદને આવ્યો મારે આંગણે, હો સહુગુણારે.

**સિદાવવું,** ક્રિ૦ સ૦ પીડાવવું; દુઃખી-મનમાં ને મનમાં દુઃખી થયા કરે એમ કરવું તે; પજવવું; રિબાવવું; હેરાન કરવું.

**સિદાવું,** ક્રિ૦ અ૦ [ સં. सद् सीद् ] પીડાવું;દુઃખી થવું;મનમાં દુઃખ થવું; રિબાવું.

**સિદ્ધ,** વિ૦ [ સં ] પક્કું; પાકું; નક્કી. (૨) પાર પડેલું; તૈયાર; સજ્જ. (૩) પ્રમાણ વગેરેથી પુરવાર કરેલું એવું તે. (૪) યમ નિયમ જપ ને તપથી જેણે પોતાનું નિઃશ્રેયસ દૃઢ કરેલું હોય તે; જ્ઞાનથી પૂર્ણ એવો સંત; નિશ્ચયવાળો તે.

**સિદ્ધતા,** સ્ત્રી૦ સિદ્ધપણું; સિદ્ધત્વ.

**સિદ્ધત્વ,** ન૦ સિદ્ધપણું; સિદ્ધાઈ.

**સિદ્ધસાધક,** ના૦ ધારેલું કામ પાર ઉતારવાને માટે મળી ગયેલા ગુરુ ચેલો તે; કોઈ પ્રપંચ કે ધતિંગમાંના તે બે કે જેમાં એક સિદ્ધ અને બીજો સાધક હોય. (૨) બેઉ કાર્ય કરી જાણે એવો જે તે; સિધ્ધિ થાય પોતે અને સિદ્ધની સિદ્ધાઈએ થાય પોતે એવો જે પ્રપંચી માણસ તે; સિદ્ધનું ને સાધકનું એમ બેઉ કામ કરી જાણતો હોય એવો તે. ભુવો ને જાગરિયો એકનો એક એવો ઉસ્તાદ.

**સિદ્ધાઈ,** સ્ત્રી૦ સિદ્ધપણું; સિદ્ધતા. (૨) સિદ્ધની મોટાઈ.

**સિદ્ધાંત,** પું૦ [ સં ] વિચારી-ચર્ચીને નક્કી કરેલી જેબાબત-વાત કે વિચાર તે; પ્રમાણ આપી પુરવાર કરેલો નિયમ તે; નિશ્ચય; દૃઢમત; ઠરાવ. (૨) મંતવ્ય; વિચાર.

**સિદ્ધાંતી,** વિ૦ સિદ્ધાંતવાળું; એક નક્કી વિચાર ઉપર આવેલું; અમુક વિચાર કે મંતવ્ય નક્કી કરી જેણે પકડેલું હોય તે. (૨) ન ફરે-ડગે એવું; દૃઢ ઠરાવનું.

**સિદ્ધિ,** સ્ત્રી૦ [ સં. ] કાર્ય કે ધારણાની પરિપૂર્ણતા તે સિદ્ધિ; પાર ઉતરણી. (૨) જન્મ મરણના ફેરામાંથી છુટકારો થવો તે; મુક્તિ; છુટકો. (૩) જય; ફતેહ. (૪) તપ મંત્ર વગેરેથી પ્રાપ્ત થતી ધારણાપૂરક અલૌકિક શક્તિ તે; યોગશાસ્ત્રની રીતે આ સિદ્ધિઓ આઠ છે. અણિમા, મહિમા,

ગરિમા, લધિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ અને વશિત્વ, (૫) વિવાદિત બાબતનું છેલ્લું નિર્બાધ પરિણામ-નિર્ણય તે. (૬) કલ્યાણ; પ્રકર્ષ; બઢતી. (૭) ઋદ્ધિ.

**સિદ્ધિદાયક**, વિ૦ સિદ્ધિ દેનાર-આપનાર.

**સિધવું**, ક્રિ૦ અ૦ પાર પડવું; પૂર્ણ થવું; સિદ્ધથવું; ફળવુ.

**સિધવો**, પું૦ ગાડાના પાછલા ભાગમાં મૂકવાનું જે ટેકણ લાકડું તે.

**સિધારવું**, ક્રિ૦ અ૦ સિધાવવું; જવું; ચાલતી પકડવી; ઉપીજવું; જતારહેવું.

**સિધી**, પું૦ આફ્રિકાનો-(સિંધ) કાળી ચામડીનો રહેવાસી; હબસી.

**સિપણી**, સ્ત્રી૦ સિપવું તે; છંટકાવ.

**સિપવું**, ક્રિ સ૦ છાંટવું; રેડવું; ધીરેધીરે પાણી મૂકવું-પાવું.

**સિપાઈ**, પું૦ મુસલમાન લડવૈયો; હથિયાર બંધ રહેનાર માણસ; યોધ, સિપાઇ બચ્ચો. શૂરવીરનો પુત્ર એવું અભિમાન લેતાં બોલાય છે. (૨) તહેનાતમા રહીને અમલદારનું અમલદારીને લગતું કામકાજ બજા લાવનાર માણસ તે; પટાવાળો.

**સિપાઇગીરી**, સ્ત્રી૦ સિપાઇનું કામ તે.

**સિપાણી**, સ્ત્રી૦ નાની છીપ; શંખલી.

**સિપાત**, પું. સંન્યાસી; શીપાત

**સિફત**, સ્ત્રી૦ ગુણ; ખાસિયત. (૨) તારીફ; વખાણ. (૩) તરેહ; છટા. (૪) હિકમત; કરામત.

**સિફલું**, વિ૦ છછુકલું; ભલીવાર વગરનું; ગાંભીર્ય રહિત; છાંછરું, છાલકું.

**સિફાબહાદુર**, વિ૦ હિમ્મતવાળો; છાતી ધડો; મજબુત મનનો માણસ.

**સિફારસ**, સ્ત્રી૦ [ फा. ] સિપારસ; અમુક માણસે પોતાના ઓળખીતા કે સ્નેહી માણસને બીજાના ભલા માટે કંઇ કહેવું તે; ભલામણ; ભાળવણી. કોઇના શ્રેય માટે પોતાના જાણીતા ઉપર વગ ચલાવવી તે.

**સિબંદી**, જુ૦ સિરબંદી.

**સિમલો**, પું૦ સીમળો; શમી; સમડી; લાકડા પર ટુંકા તીણા કાંટાવાળું ઝાડ. એનાં જિંડવાંમાંથી બહુ સુંવાળું રૂ નીકળે છે. સિમલાના રૂનાં ઓસિકાં ને ગાલ મસુરિયાં ભરાય છે.

**સિમાડો**, પું૦ ગામને લગતી અમુક મર્યાદાવાળી જમીન તે. દરેક ગામ ને શહેર વગેરેની આસપાસ આવેલી તેની હદ આંકતી જમીન તે. (૨) સરહદ; મર્યાદા; હદ.:-ત્યાં આગળ બે ગામના સિમાડા એકઠા થાય છે.

**સિમિટ**, પું૦ [ cement ] પકવેલા ચુનાને ખૂબ બારીક લસોટીને બનાવેલો ઇંટો અને પત્થરને પત્થરની માફક બઝાડી દે એવો પદાર્થ; કોઇ ચીજને વધારે ચીવટ ચોંટાડી દે એવી ચીજ-વસ્તુ તે.

**સિયાળ**, જુ૦ શિયાળ.

**સિર**, ન૦ [सं. शिरस्] માથું; મસ્તક; શિર.

**સિરતાજ**, પું૦ માથાનો મુગટ.

**સિરપેચ**, પું૦ ફેંટા અથવા પાઘડી ઉપર બાંધવાનો હીરામોતી જડિત પટકો.

**સિરબંદી**, વિ૦ સમ્રાટને માટે સામંત રાજાએ પોતાને ખરચે રાખેલું-લશ્કર તે. ખડિયા રાજાઓ ઉપર રાજાને જરૂર પડવે સહાય કરવાને પોતાને ખરચે જે લશ્કર રાખે છે તે; અથવા મહારાજાના લશ્કરનો જે ભાગ ખંડિયા રાજાને ત્યાં તેના ખરચે રહે છે તે.

**સિરસ**, પું૦ સિળવા; ધયરકાવિકાર; આ રોગ ઓચિંતો થઇ આવે છે ને ચામડી પર તેથી લોહીનાં જાડાં ખડમાં બાઝી જાય છે ને તેમાં ચળ આવે છે. થોડા વખતમાં તે પાછાં વિખરાઇ જાય છે. આને ' સિળવા ધાવો ' એમ કહે છે.

**સિરસ્તેદાર,** અમલદારનો મુખ્ય કારકુન તે. તે અમલદાર આગળ વિગત રજુ કરે છે અને જુબાનીઓ વગેરે લખે છે.

**સિરસ્તેદારી,** સ્ત્રી૰ સિરસ્તેદારપણું; વડા કારકુનનો દરજ્જો.

**સિરસ્તો,** પું૰ રિવાજ; રવૈયો; ધારો; નિયમ; ચાલુ વહીવટ તે.

**સિરામણ,** ન૰ સિરાવવાનું તે; નાસ્તો; સવારનું ખાવાનું.

**સિરામણી,** સ્ત્રી૰ નાસ્તો.

**સિરાવવું,** ક્રિ૰ સ૰ નાસ્તો કરવો. (૨) સબડકે ખાવું; હોંશથી ઝપાટે ખાવું.

**સિરો,** પું૰ શિરો.

**સિરોઈ,** સ્ત્રી૰ મુસાફરીમાં પાણી ભરી રાખવાનું નળી જેવા મોંનું વાસણ.

**સિલક,** સ્ત્રી૰ ખરચ બાદ જતાં રહેલી રકમ તે; બાકી રહેલું તે; વધારો; પુરાંત; જણસ.

**સિલસિલાબંધ,** અ૰ એક પછી એક એમ હારદોર. (૩) અકબંધ; જેમનું તેમ; નહિ ખોલેલું–ફફેલેલું અથવા નહિ વાપરેલું પણ જેવી સ્થિતિમાં હોય તેવીને તેવીજ સ્થિતિમાં રાખેલું.

**સિલાઇ,** સ્ત્રી૰ સિવડામણ; સિવ્વાની મજુરી. સિવણ. (૩) સિવવાની કળા અથવા આવડ તે; સિવવાની ઢબ.

**સિલાજીત,** પું૰ પત્થરમાંથી ઝરેલી રસીનો પદાર્થ; પત્થરમાંથી નીકળેલું એક દ્રવ્ય. એ શક્તિ આપનાર ઓસડ તરીકે વપરાય છે. Oxygonated hydrocarbon.

**સિલેદાર,** પું૰ ઘોડેસ્વાર સિપાઇ. ઘોડાનું ખરચ તેને પોતાને માથે હોય છે.

**સિવડામણ,** ન૰ સિલાઇ.

**સિવડામણી,** સ્ત્રી૰ સિલાઇ.

**સિવડાવવું,** ક્રિ૰પ્રે. સિવનાર દરજીપાસે અમુક રીતે કપડાને કાપી સાંધીને બેસતો ઘાટ કરાવવો; શરીરે પહેરાય તે પ્રમાણે કપડું તૈયાર કરાવી આપવું. છોકરાને અંગરખી સિવડાવો.

**સિવણ,** ન૰ સિવવું–સાંધવું–ટાંકાવા જોડવું તે; દોરા ભરવા રૂપી કામ તે. (૨) સિલાઇ; સિવવાની ઢબછબ તે; સિવાઇ. (૩) સિવવાની મજુરી તે. (૪) સિવેલું તે.

**સિવણી,** સ્ત્રી૰ સિવવાની રીત–ઢબછબ તે; સાંધવું તે.

**સિવવું,** ક્રિ૰ સ૰ [ સં. સિ–સીવ ] સોયદોરાથી ટાંકા મારી જોડવું–સાંધવું; સીવવું, દોરો ભરવો, ટાંકા દેવા; જોડવું–એક બીજા સાથે દોરાથી વળગાડવું; ન છુટું પડે એમ જોડવું.

**સિવાઈ,** સ્ત્રી૰ સીવડામણ.

**સિવાય,** અ૰ વગર, વિના.

**સિસમ,** પું૰ એક જાતનું ઝાડ. આનું લાકડું ભારે, મજબુત અને રંગે કાળું હોય છે.

**સિ [illegible]ટી,** સ્ત્રી૰ ઓઠ દાબીને અથવા ઓઠમાં ભુંગળી રાખી પવન ફુંકીને તીણો અવાજ કાઢવો તે; પવન અથવા વરાળથી ભુંગળામાંથી ચીર કરવો તે. સીટી. (૨) એક જાતનું ઝાડ સિસોટી આપવી=ચેતવણી આપવી.

**સિસોળિયું,** ન૰ સાહુડીના શરીર પરનો જાડો શળ જેવો વાળ–અથવા પિછાનો –સળિયો. આની પર કાળા પટા હોય છે.

**સિહાવિહા,** અ૰ શિયાવિયા; ગુનાને લીધે વડીલ–ઉપરી આગળ જતાં ગભરાટથી નિસ્તેજ થઇ જવાવું તે, શરમિંદા પડી જવાવું; હોંકપિછોડો નહિ કરી શકાવાથી મંદ–ઝાંખા ને ગભરાયેલા જેવા થઇ જવાવું તે. ૩ મને જોતાંજ તે સિહાવિહા થઇ ગયો.

**સિંગ**, સ્ત્રી૦ શિંગ; કઠોળ વગેરેનાં બીજના દાણા જેમાં થાય છે તે બે પડવાળું બંધ છોડું; ભુંગળી કે કાતરા જેવું બેપડવાળું છોડું કે જેમાં કઠોળ વગેરેનાં બીજ પાકે છે.

**સિંગડી**, જુ૦ શિંગડી.

**સિંગડું**, ન૦ શિંગડું; પશુ વગેરેને માથે ફૂટતાં અસ્થિશૃંગ.

**સિંગોટી**, સ્ત્રી૦ શિંગડાંની ફૂટ; શિંગડાં ઉગે છે તે મસ્તક પરનો ભાગ. (૨) કપાળ ઉપર ફૂટતાં નાનાં શિંગડાં તે. (૩) પુખ્ત વયનાં-શિંગડાં જેને આવેલાં હોય તેવાં પશુ પરનો વેરો તે:-પુંછડી વેરો; સિંગોટી વેરો

**સિંગોડી**, સ્ત્રી૦ પાણીમાં થતી એક વેલ; જેને શિંગોડાં થાય છે તે જળવેલ.

**સિંગોડું**, ન૦ પાણીમાં થતી એક વેલનું ફળ. એ ત્રિકોણાકાર કાંટાવાળા કોટલામાં સહેજ મીઠા ગરવાળું થાય છે. એને સુકવી ખાંડી કે દળીને લોટ કરવામાં આવે છે.

**સિંચણિયું**, ન૦ ફૂલઝાડને પાણી સિંચવાની ઝારી; પાણી સિંચવાનું પાત્ર. (૨) કુવામાં સિંચવાનું તે-દોરડું સિંચણિયો= પાણી સિંચનારો.

**સિંચવું**, ક્રિ૦ સ૦ કુવામાં મૂકવું; ઉતારવું તે. (૨) છાંટવું; રેડવું; પાણી પાવું તે. (૩) ઉપરા ઉપરી ભરવું-ઓઢવવુ (૪) ભર્યા કરવું; લાધવું; ખૂબ પીવું:-જે તે માળીએ સિંચ્યો છે તેથી મળિયું તુટી પડશે. દૂધ શું સિંચ્યા કરે છે ?

**સિંચાણો**, પુ૦ બાજ; શકરો; સમડો.

**સિંદરી**, સ્ત્રી૦ દોરી; કાથાની દોરડી.

**સિંદૂર**, ન૦ [સં.] પારો, સીસુ ને ગંધકની મેળવણીનો લાલ સુરેખ ભુકો તે; સીસા ને રાધીને પારો તથા ગંધક મેળવી બનાવેલું ચૂર્ણ. એ કંકુની માફક ટીલડી-આરકા-આડ કરવામાં વપરાય છે.

**સિંદૂરિયા**, વિ૦ સિંદૂરના જેવા રંગનું.

**સિંધવ**, પું૦ એક જાતનો ખાર. એ ખાણમાંથી નિકળે છે અને મીઠાને ઠેકાણે વપરાય છે. (૨) ઘોડો; અશ્વ.

**સિંધુ**, પું૦ [સં.] દરિયો; સમુદ્ર. (૨) હિંદની એક મોટી દરિયાવ નદી. [સિંધુસાગર

**સંધુડો**, પું૦ શૂર ચઢે એવા સુરનો એક રાગ.

**સિંહ**, પું૦ [સં.] એક મોટું બળવાન હિંસક પ્રાણી; વનગજ; મૃગરાજ. હિંદ અને આફ્રિકાનાં ગરમ જંગલોમાં આ પ્રાણી થાય છે. એનો દેખાવ દમામદાર, ચાલ ધીરી મર્યાદિત, અવાજ ઘોર-ગર્જના જેવો અને સ્વભાવ ક્રૂર પણ ગંભીર હોય છે. એની ગરદન ઉપર કેશાળી હોય છે. મોટાઇ દર્શક ઉપમાએ એના નામનો ઉપયોગ થાય છે:-રાજ સિંહ. એની પ્રવૃત્તિ જયવંતજ હોવાથી જયમાં પણ એના નામનો ઉપયોગ થાય છે:-કેમ શા વર્તમાન સિંહ કે શિયાળ! જય કે નાસીપાસી. (૨) એક રાશિ.

**સિંહણ**, સ્ત્રી૦ સિંહની માદા; સિંહિકા. એને કેશાળી હોતી નથી.

**સિંહનાદ**, પું [સં] હુંકાર; બળ અને ગર્વભર્યો મોટો અવાજ; ગર્જના.

**સિંહસ્થ**, વિ૦ જેમાં બૃહસ્પતિ સિંહ રાશિમાં હોય એવું વર્ષ. બાર વરસ સિંહના બૃહસ્પતિ થાય છે. આ વર્ષે નર્મદાની ઉત્તરે લગ્નાદિક થતાં નથી અને નાશિકત્ર્યંબકની યાત્રાનું માહાત્મ્ય મનાય છે.

**સિંહાસન**, ન૦ [સં.] મોટા વડા માણસને બેસવા જોગ આસન તે; મોટું બેસણું-ગાદી. દેવ, રાજા, આચાર્ય અને મોટાજનને બેસવાનું સારૂં સુખ્યાસન, ભદ્રાસન; રાજ્યાસન. (૨) સુંદર અને કિમતી કારીગરીવાળી બેઠક-ખુરસી, માંચી-વગેરે તે.

સીક, ન૦ (સ્ત્રી૦) લોઢાનો લાંબો પાતળો સળિયો; લોખંડી ગજ.

સીકું, જુઓ શિંકું.

સીડવું, ક્રિ૦ સ૦ દાબીને બંધ કરવું, 'સજ્જડ પુરવું-છાંદી લેવું; મજબુત રહે ખુલ્લું થઇ જાય નહિ એમ સજ્જડ કરી નાંખવું. રૂ૦ પ્ર૦ બીડયુંસીડયું=ચૂપચાપ; હોઠ બીડયાને સીડયા હોય તેમ કંઇ પણ બોલાય ચલાય નહિ એવું:-બીડયાંસીડયાં કયાં સુધી રહેવાય? હવે તો બોલશે.

સીડી, સ્ત્રી૦ નિસરણી, દાદર; ચઢ ઉતર કરવાની પગથિયાંવાળી બનાવટ-ઘાટ તે.

સીત, સ્ત્રી૦ હળપુણી; ચાસ. ઉ૦ સીત વળગ્યાં માટે સીતા, વેદ પુરાણે વિદીતા.

સીત્કાર, પું૦ હોઠથી પવન ફુંકી અવાજ કાઢવો તે; હોઠના સ્પર્શથી થતો અવાજ. (૨) ઉશ્કેરવા-ઉત્તેજવાનો અવાજ તે. (૩) દાંત હોઠ ને જીભથી ધ્યાન ખેંચવા ખસીજવા કે તિરસ્કાર બતાવવા કરવામાં આવતો અવાજ. મંદ-કોમળ સીટી જેવો અવાજ. ઉ૦ સીત્કારી, જોઇ દુવા દેતાં ઘરડો ડોસો ચડ્ડે કરી કહેતાં. (૪) ભય, અને ઠંડીની ધ્રુજારીથી હોઠ મોં ધ્રુજતાં થતો એવો અવાજ.

સીદ, અ૦ શીદ; શા માટે.

સીદાવું, ક્રિ૦ અ૦ દુઃખી થવું; પીડાવું.

સીદી, સ્ત્રી૦ સૈકું; શતક:-વીસમી સીદી. (૨) પું૦ સીધી, હબસી.

સીધુ, ન૦ [સં.] દારૂ; વારુણી.

સીધુ, ન૦ રાંધી ખાવા જેટલું કાચું અનાજ વગેરે તે; લોટ, ચોખા, દાળ, ઘી, લાકડાં વગેરે રાંધી ખાવાનો સરસામાન તે. (૨) ખોરાકી; ખરચી. રૂ૦ પ્ર૦ સીધાં પાણી ખૂટયાં ત્યારે ઘર ગામ છોડયાં.

સીધું, વિ૦ પાંશરૂં; વાંક રહિત; પાધરૂં. (૨) સરલ; નિષ્કપટી; પ્રમાણિક.

સીનો, પું૦ છાતીનો ફેલાવ; છાતીનો ખુલ્લો વિશાળ ઉઠાવદાર દેખાવ તે; છાતીની વિશાળતા તે.

સીપ, સ્ત્રી૦ [સં. શુક્તિ] માછલીને રહેવાનું ઘર-કોટલું તે; છીપ.

સીમ, સ્ત્રી૦ ગામને લગતી ખેતરપાદરની-જમીન. (૨) હદ; મર્યાદા. (૩) છેડો.

સીમંત, ન૦ [સં.] સેંથો; સ્ત્રીઓ માથાના વાળ હોળતાં નાકની સીધી લીટીએ વાળને બે બાજુ રાખી જે આંતરો પાડે છે તે. (૨) અઘરણી; પહેલી ગર્ભાવસ્થાનો સંસ્કાર.

સીમંતિની, સ્ત્રી૦ સૌવાસણ; સ્ત્રી; સૌભાગ્યવતી સ્ત્રી. (૨) અઘરણિયાત; પેણ.

સીમા, સ્ત્રી૦ [સં] હદ; મર્યાદા. (૨) અમુક મર્યાદિત ભૂભાગ તે.

સીમાડો, પું૦ સીમ.

સીયમ, વિ૦ ઉતરતા દરજ્જાનું; હલકી જમીન. ત્રીજા નંબરે મુકાય એવી હલકી જમીન.

સીરી, સ્ત્રી૦ શરી; મીઠી-સ્વાદ ઉસ્કેરે એવી વાસ. (૨) લહેજત.

સીસી, સ્ત્રી૦ શીશી.

સીસુ, ન૦ ધોળા સહેજ ઝાંખા વાદળી રંગની એક ધાતુ. એ ભારે; ઝટ ગળે એવી અને જેમ વાળીએ તેમ વળે એવી નરમ હોય છે. કલાઇ કરતાં એનો રંગ વધારે ઝાંખો-વાદળી હોય છે. એની ગોળીઓ અને બટન વગેરે ચીજો બને છે.

સીસો, પું૦ સાંકડા મોંનું નળાકાર કાચનું વાસણ; મોટી શીશી.

સીળી, શીળી; બળિયા; સેયડ.

સીળું, વિ૦ શીળું; નરમ સ્વભાવનું; મોળું. (૨) વિવેકી; અનુમ સ્વભાવનું; ગુણવાન. (૩) ધીમું; નહિ ઉતાવળું. (૪) ટાઢું.

સુ, અ૦ [ સં. ] સારું, સુંદર, અને વધારે વગેરે અર્થ બતાવનારો પ્રત્યયઃ-સુકૃત્ય, સુજન. સુસ્વરૂપ; સુમુખી સુદૃર. વિ૦ સરખું.

સુઇ, સ્ત્રી૦ સોય.

સુઇજવું, ક્રિ૦ સુવું. (૨) કરવા ધારેલું અથવા માંડેલું કામ બંધકરવું; માંડીવાળવું; બેસીરહેવું.

સુઇયાણી, સ્ત્રી૦ દાઇ; પ્રસવ કરાવનારી.

સુઇરહેવુ, ક્રિ૦ બિછાનામાં જાગતા પડી રહેવું. (૨) બેસી રહેવું; અનુદ્યોગી રહેવું; નહિ આરંભવું

સુક, સ્ત્રી૦ 'સુકવણું'; શુષ્કતા; સુકાપણું:-શ્રાવણમાં સુક પડી એટલે કરસણ કરમાયું.

સુકડ, જુ૦ સુખડ.

સુકન, પું૦ શુકન; સારાં ચિહ્ન; શકુન. (૨) બોલ; વચન. (૩)

સુકર, વિ૦ [ સં. ] સહેલું; સરલ; સુસાધ્ય; ઝટ બને-થાય એવું.

સુકલકડી, વિ૦ લાકડી જેવું સુકું-લાંબું-ઉચું પણ ભરાઉ નહિ એવું; દુર્બળ શરીરનું.

સુકવણી, સ્ત્રી૦ સુકવેલું તે. (૨) સુકાવું તે; સુકવણું.

સુકવણું, ન૦ વરસાદ વગર જમીન વાવેતર વગેરેનું સુકાવું તે; સુક; કોરડું; વરસાદ નહિ થવાથી સુક પડવી તે. ઉ૦ કર્મ વિનાનો ખેતી કરે, બળદ મરે કે સુકવણું પડે.

સુકવવું, ક્રિ૦ સ૦ સુકાવા નાંખવું-મૂકવું; વાવાથી કે તડકે નાંખવું; સુકાય તેમ કરવું.

સુકવું, જુ૦ સુકાવું.

સુકાઇજવું, ક્રિ૦ અ૦ ભિનાશ ઉડી જવી; સુકાવું; કોરૂં પડવું. ૨ કરમાવું; ચીમળાવું. (૩) દુર્બળ થઇજવું.

સુકાન, ન૦ [ અ. ] વહાણને ધારેલે માર્ગે ચલાવવાની કળ; જે મરડવાથી વહાણ દિશા બદલે છે તે લાકડું-કુંચી; કર્ણ. (૨) ચલાવનાર; ધારેલે માર્ગે ગતિ કરાવનાર. કળ; કુંચી; લગામ; કર્ણ.

સુકાની, વિ૦ વહાણને ચલાવનાર-સુકાન ફેરવનાર ખલાસી; કર્ણધાર; નેતા-ટંડેલ, પ્રચાલક.

સુકાવું, ક્રિ૦ અ૦ કોરૂં પડવું; શુષ્ક થઇ જવું.

સુકાળ, પું૦ અન્નાદિકના સારા પાકવાળો વખત તે; અન્નપાણીની પુષ્કળતાવાળું વર્ષ તે; સારો વખત.

સુકીર્તિ, સ્ત્રી૦ સારી નામના; યશ બોલાવો તે; આબરૂ.

સુકું, વિ૦ [ સં. શુષ્ક ] ભિનાશ રહિત; કોરૂં; જળાંશ વગરનું. (૨) સુકાઇ ગયેલું. (૩) દુર્બળ; નહિ પુષ્ટ. (૪) છાલકું. (૫) ખાલી. સુકો દુકાળ=વરસાદ વગર પડેલો કાળ તે. સુકુબંદ=નદન સુકું.

સુકુમાર, વિ૦ ઘણું કોમળ; સુમૃદુ શરીરનું; નાજુક; નરમ, સુંવાળું.

સુકુમારતા, સ્ત્રી૦ કોમળપણું; મૃદુતા; નાજુકાઇ.

સુકૃત, ન૦ [ સં.] સારૂંકામ; પુણ્ય. તપ અને પુણ્ય વગેરે તે; પ્રભુ પ્રીત્યર્થ કરવામાં આવતાં જે સઘળાં કર્મ તે. ( ૨) વિ૦ રૂડું, સારૂં-કામ.

સુકૃતિ, સ્ત્રી૦[ સં. ] સારું કામ; સુકૃત; પુણ્યકર્મ.

સુકો, પું૦ ચલમમાં પીવાય એવો તમાકુનો ભુકો; તમાકુ-પીવાની.

સુકોમળ, વિ૦ સુકુમાર; કુમળું. (૨) પોચું. નરમ; સુંવાળું.

સુક્કો, વિ. લુખો; કોરડો; પૈસાવગરનો; ખાલી; નકામો.

સુખ, ન૦ શરીર અને મન એકને અનુકૂળ દશા-અવસ્થાનો અનુભવ મળવો તે; કામનો સિદ્ધિજનક તોષાનંદ તે સુખ; તૃપ્તિ; આરામ. ૨ આનંદ; હર્ષ.

સુખંકર, વિ૰ સુખ ઉપજાવે એવું; સુખદાયી.
સુખકારક, વિ૰ સુખ ઉપજાવે એવું; સુખકર.
સુખકારી, વિ૰ સુખ કરે એવું; સુખ આપે એવું.
સુખચેન, ન૰ સુખારામ, નિરાંત; શાન્તિ.
સુખડ, સ્ત્રી૰ ચંદન; એક જાતનું મીઠી વાસવાળું લાકડું ને તેનું ઝાડ.
સુખડિયો, પું૰ સુખડી બનાવી વેચનારો; મિઠાઇવાળો; કંદોઇ; હલવાઇ.
સુખડી, સ્ત્રી૰ ઘી ગોળમાં ઘઉંનો લોટ શેકીને બનાવેલો ખાવાનો પદાર્થ. (૨) તળી શેકીને બનાવેલી મિઠાઇ.
સુખડી, સ્ત્રી૰ દેશી પેઢિઓ ને કારખાનાંમાં કામ કરનારા નોકરોને સારી નોકરીના બદલામાં મિઠાઇ તરીકે આપવામાં આવતી બક્ષીસ તે.
સુખતળી, સ્ત્રી૰ જોડાના ટાંકા પગને તળિયે ખુચે નહિ તે માટે જોડાની અંદર નાંખવામાં આવતું નરમ ચામડાનું પડ.
સુખદ, વિ૰ સુખ દેનાર; સુખદાયક; સુખવાળું; સુખ આપે એવું. ઉ૰ સુતનુ! સુખદ દાદા, સાંભરે છે તને કે?
સુખદાઇ, વિ૰ સુખદાયી; સુખ આપે એવું.
સુખદાયક, વિ૰ સુખ દે એવું; સુખ આપનારૂં.
સુખન, પું૰ બોલ; વચન; વેણ.—જાઓ, તમારો સુખન રાખરો.
સુખપાલ, સ્ત્રી૰ સુખે બેસાય એવી સુંદર પાલખી; મેના.
સુખરૂપ, અ૰ સુખમાં.
સુખલો. પું૰ ઘઉંનો જાડો લોટ; રવો.
સુખવાસી, વિ૰ સુખમાં રહેનારૂં; સુખથી રહેલું; સુખમાં વસેલું; મોજી; આનંદી; વેઠવી મહેનત, દુઃખ વગેરે આપદા નહિ વેઠતાં આરામથી રહેવાની ટેવવાળું; સુખી.
સુખવેલ, સ્ત્રી૰ એક જાતની રંગિર; કમોદની એક જાત.
સુખશય્યા, સ્ત્રી૰ સુખરૂપે સુવાય એવું સરસ ને સુંદર બિછાનું તે.
સુખશાતા, સ્ત્રી૰ આરામ; નિરાંત; સુખ અને શાંતિવાળી અવસ્થા તે. (૨) શારીરિક સુખ; આરોગ્ય; તંદુરસ્તી.
સુખાકારી, સ્ત્રી૰ સુખરૂપતા, તનમનની સુખકર અવસ્થા તે; સુખી હાલત; તંદુરસ્તી.
સુખાસ્વાદ, પું૰ [સં.] સુખનો સ્વાદ લેવો તે; સુખાનુભવ; સુખ માણવાપણું તે.
સુખાળું, વિ૰ સુખવાળું; સુખમાં રહેનારું; સુખવાળી; સુખી.
સુખિયું, વિ૰ સુખી, સુખભોગી.
સુખી, વિ૰ સુખવાળું; તન,મન, અને ધનથી સારી રીતે હોય એવું; આનંદી; શરીર સંસાર અને આજીવિકા વગેરેની સુસ્થિતિવાળું તે; સ્વાસ્થ્યવાળું.
સુગ, સ્ત્રી૰ કોઇ વસ્તુ કે દેખાવ વગેરે જોતાં અથવા સાંભળતાં અપ્રિયતાની કમકમી આવવી તે, તીવ્રાભાવ વસ્તુભાવ; કંટાળો; નિર્વેદ; ચીતળી; ઘૃણા; જુગુપ્સા.
સુગમ, વિ૰ સહેલું; ઝટ થાય—આવડે એવું; સરલ; સુતરું.
સુગરી, સ્ત્રી૰ એક જાતનું પંખી. ઘાસની સળિયો એક બીજા સાથે ગુંથીને ઘરમાળો બનાવવામાં આ પંખી બહુ ચતુર અને ખંતી ગણાય છે.
સુગરું, વિ૰ સગરું; જેને માથે ગુરુ છે એવું; કોઇ અંકુશ—મર્યાદાવાળું; નગરથી ઉલટું.
સુગંધ, સ્ત્રી૰ સારી વાસ તે; ખુશબો; પરિમળ.
સુગંધી, વિ૰ સારીવાસવાળું. (૨) ન૰ ખુશબો; પરિમળ.
સુગંધીદાર, વિ૰ સારીવાસવાળું; ખુશબોદાર.
સુગામણું, વિ૰ સુગ ચડે—આવે એવું; અપ્રિયદર્શન; ઘૃણા ઉપજાવે એવું.
સુગાવું, ક્રિ૰ અ૰ અભાવ—ઘૃણા થવી; સુગ ચઢવી; કંટાળો ખાવો.

**સુગાળ**, વિ૦ અપ્રિય વસ્તુ જોતાંજ જેને કંટાળો–સુગ આવતી હોય એવું તે; સહેજમાં કંટાળો ચઢી જાય એવું ચીતળીવાળું સુગાળવું.

**સુગાળવું**, વિ૦ સુગાળ.

**સુઘડ**, વિ૦ સ્વચ્છ; ચોખ્ખું. (૨) ચતુર; વિવેકી.

**સુઘડતા**, સ્ત્રી૦ સુઘડપણું; સ્વચ્છતા; ચોખ્ખાઇ.

**સુચરિત**, વિ૦ ચોખ્ખી અને પ્રમાણિક ચાલ ચલગત અને સુવ્યવહારવાળું; જીવન દરમિયાન સારી રીતભાત રાખી હોય એવું; નીતિ અને સદાચારવાળું; સારા પ્રમાણિક જીવન ક્રમવાળું; સવૃત્ત.

**સુચવવું**, ક્રિ સ૦ સૂચના કરવી તે; બતાવ ; જણાવવું; ઇશારો કરવો. (૨) સમજે એમ કરવું.

**સુજન**, પું૦ સારો–પ્રમાણિક માણસ તે; ગુણવાન માણસ.

**સુજનતા**, સ્ત્રી૦ સજ્જનપણું; સારાપણું; અસરાફી; ભલાઇ.

**સુજની**, સ્ત્રી૦ રજાઇ; આખું રૂ ભરેલું ઓઢવાનું પાતળું ગોદડું–ડી–તે.

**સુજવું**, ક્રિ૦ અ૦ શરીરના અવયવ લોહી ભરાવાથી ઉપસવા; ઉપસી આવવું; ફૂલવું. (૨) દેખાવું.

**સુજશ**, પું૦ નામના; કીર્તિ; પ્રખ્યાતિ; લોકોમાં સારું બોલાવું તે.

**સુજાણ**, વિ૦ ડાહ્યું; સારી રીતે વાત–વસ્તુનું જાણકાર તે; ચતુર; પ્રવીણ. (૨) માહિતગાર. (૨) અક્કલમંદ; જાણીતું; બુદ્ધિમાન.

**સુજાત**, વિ૦ સારામાંથી ઉત્પન્ન થયેલું; ઉંચા કુળનું; ઉમદા. (૨) ભલું. (૩) સારી જાતનું.

**સુજ્ઞ**, વિ૦ સુજાણ;ગુણવાન ને ગુણ સમજનાર; જેને સારાપણાની પિછાન હોય એવું.

**સુજ્ઞતા**, સ્ત્રી૦ સુજાણપણું; સારી રીતે જાણવાપણું. (૨) સુજનતા; સૌજન્ય.

**સુઝ**, સ્ત્રી૦ સૂઝ; સમજ; અક્કલ; નજર પહોંચવી તે. (૨) કર્તવ્યની પરખ તે.

**સુઝવું**, ક્રિ૦ અ૦ દેખાવું; નજરે પડવું. (૨) સમજાવું; જ્ઞાનથવું; મનમાં આવવું. (૩) ભાસ થવો. (૪) અક્કલ પહોંચવી. (૫) પરખાવું.

**સુડતાળી**, વિ૦ ચાળીસ ને સાત; ૪૭.

**સુડતાળીસ**, વિ૦ ચાળીસ ને સાત; ૪૭.

**સુડતાળો**, પું૦ સંવત્ ૧૮૪૭ માં પડેલો દુકાળ તે.

**સુડવું**, ક્રિ૦ સ૦ કાપણી કરવી; ઢાળવું; વીઢવું.

**સુડી**, સ્ત્રી૦ સોપારી કાતરવાનું ઓજાર; સોપારી કાતણી.

**સુડો**, પું૦ મોટી સુડી; કેરી વગેરે ફળની કાપણી. (૨) શુડો; પોપટ (૩) ઘાસ થાય એવી જમીન.

**સુણવું**, ક્રિ૦ સ૦ સાંભળવું. (૨) ક્રિ૦અ૦ સુજવું; ફૂલવું; ઢીમણું થવું.

**સુણાવણી**, સ્ત્રી૦ સુણવું તે; ફરિયાદ ને લગતી બાબતો સાંભળવી તે; સાંભળવું ને; ન્યાય તોળવા માટે બન્ને પક્ષનાં કારણો અને વાદવિવાદ સાંભળવાપણું તે.

**સુણાવવું**, ક્રિ૦ સ૦ સંભળાવવું. (૨) જણાવવું.

**સુત**, પું૦ [ સં. ] પુત્ર; છોકરો; દીકરો.

**સુતક**, ન૦ મરણ જનનને લગતી અસ્પર્શતા રાખવી–પાળવી વગેરે તે; આશૌચ. રુ૦ પ્ર૦ રબારીનું સુતક=જેનો પારજ આવે નહિ એવું તે.

**સુતનુ**, વિ૦ સુંદર શરીરવાળી; સ્વરૂપા; નાજુકડી. ઉ૦ સુતનુ ! સુખદ દાદા, સાંભરે છે તને કે ?

**સુતર**, ન૦ સતર; રૂનો તાર; તાંતણો; દોરો.

**સુતર**, વિ૦ સહેલું; સુગમ; પાંશરૂં.

**સુતરફેણી**, સ્ત્રી૦ તળતાં સુતર જેવા તાર પડી રહે એવી મિઠાઇની ખાજલી. સુત૦

રફેણી ખંભાતની વખણાય છે.

**સુતરશાળ**, સ્ત્રી૦ એક જાતની ડાંગેર. એના ચોખા જરા જાડા હોય છે.

**સુતરાઉ**, વિ૦ રૂના તારની બનાવટનું; સુતરેલ સુતરનું:–સુતરાઉ કપડાં.

**સુતરિયો**, પું૦ સુતરનો વેપારી. (૨) સુનાર.

**સુતરું**, વિ૦ સહેલું; સુગમ; સરલ.

**સુતળ**, ન૦ [ સં. ] ત્રીજુ પાતાળ.

**સુતળવું**, ક્રિ૦ સ૦ જોડવું; સાંકળી લેવું; બાંધવું. ઉ૦ દેવ, દનુ મનુ આદિ પુતળાંરે લોલ, પુણ્ય પાપતણા સૂત્ર થકી સુતળ્યાં રે લોલ. પ્રા. કા.

**સુતળી**, સ્ત્રી૦ શણની પાતળી દોરી; સિંદરી.

**સુતા**, સ્ત્રી૦ [ સં ] પુત્રી, દીકરી; છોકરી.

**સુતાર**, પું૦ લાકડાનું કામ કરનાર–લાકડાં ઘડનાર; સુથાર; ઠાર.

**સુતારી**, વિ૦ સુતારનું:–સુતારીકામ, ઓજ.

**સુથાડિયો**, પું૦ એક જાતનું ઘાસ.

**સુથાર**, પું૦ સુતાર

**સુદ**, અ૦ શુકલ પક્ષ–અજવાળિયું "મહા સુદ સાતમ ને સોમવાર," એ તો મહુરત લીધાં નિરધાર.

**સુદર્શન**, વિ૦ સારા દેખાવનું; રૂપાળું. (૨) ન૦ વિષ્ણુનું ચક્ર.

**સુદામન**, અ૦ નુકસાન ન થાય તેમ, સલામતીથી.

**સુદિ**, અ૦ સુદ; શુદ; શુક્લપક્ષ એમ; અજવાળિયું.

**સુદિન**, પું૦ સારો દિવસ; શુભદિન, આનંદનો વધાઈ–હરખનો દિવસ.

**સુદીર્ઘ**, વિ૦ ખૂબ લાંબું, વિસ્તારવાળું; વિશાળ.

**સુદૃઢ**, વિ૦ ખૂબ મજબુત; ન તૂટે કે ભાગે એવું; જરા પણ ડગે નહિ એવું.

**સુદ્ધાં**, અ૦ સાથે; સહિત.

**સુધી**, જુઓ શુદ્ધિ.

**સુધ**, સ્ત્રી૦ [ સં. સુધી ] સારી બુદ્ધિ; સમજ; ભાન; જ્ઞાન.

**સુધબુધ**, સ્ત્રી૦ [ સં. શુદ્ધબુદ્ધિ ] ચોખી બુદ્ધિ તે; વિચારી, ઉશ્કેરાયથી કે સ્વતંત્ર સમજશક્તિથી કર્તવ્યાકર્તવ્યનો નિર્ણય કરી શકે એવું જ્ઞાન–સમજ તે; સંપૂર્ણ જ્ઞાન–ભાન તે; સ્થિર સ્વચ્છ મતિ તે. ક્રિ૦પ્ર૦ સુધબુધ ઉડીજવી–કર્તવ્યાકર્તવ્ય નિર્ણાયક બુદ્ધિ જતી રહેવી.:–એની સુધબુધ હમણા ઠેકાણે નથી.

**સુધરવું**, ક્રિ અ૦ સારા થવું; નીતિ રીતિ ને વ્યવહારની સમજમા આવવું; અનૃત અને બુરાઇ તજી સુમાર્ગ પર આવવું; નીતિનું જ્ઞાન થવું (૨) સમરાવું; દુરસ્ત થવું, દોષ–બગાડામાથી બચવું. આ ઘડિયાળ સુધરશે નહિ. એને હાથે રસોઇ સુધરશે નહિ.

**સુધરાઈ**, સ્ત્રી૦ સુધારો; સુધરવું તે. (૨) સુધરેલી સ્થિતિ

**સુધરાઈખાતું**, ન૦ સુધારો કરનારૂં ખાતું નગર વ્યવસ્થા રાખનાર સંસ્થા, મ્યુનિસિપાલિટી.

**સુધા**, સ્ત્રી૦ [ સં. ] અમૃત. (૨) મધ. સુધારસ=અમૃત જેવા મિઠાશ.

**સુધાકર**, પું૦ [ સં. ] ચન્દ્ર; ચંદરમા. ઉ૦ શરદ પુનમના સુધાકર સરખો.

**સુધારક**, પું૦ સુધારો કરનારો; સુધરેલો.

**સુધારવું**, ક્રિ૦ સ૦ સારુ કરવું; સારી હાલતમાં લાવવુ (૨) નીતિ–વ્યવહારના સારા માર્ગ પર આણવું; સારૂ જ્ઞાન–સમજ આપવી. (૩) (૩) દોષ–બગાડા રહિત કરવુ; ભૂલ સુધારવી, શુદ્ધ કરવું. (૪) દુરસ્ત કરવું; સમારવું; 'ઠીકઠાક' કરવું (યંત્રાદિકને) મેળવું; ચોખ્ખુ કરવું.

**સુધારો**, પું૦ સુધરવું તે, સારું સુઘડ દોષ રહિત થવું તે; સારાપણું; સુસ્થિતિ તે. (૨) દુરસ્તી; મરામત. સારાપણા તરફ જવાનું વલણ તે; નઠારાનો ત્યાગ અને સારાનો સ્વીકાર કરવાપણું તે. (૩) સારા ધારા–નિયમોનું અનુવર્તન તે સુધારો.

**સુધાંશુ**, પું૦ [ સં. ] ચદ્રમા; ચંદ્ર; શશી.
**સુધી**, અ૦ લગી; પર્યંત. (૨) દરમિયાન.
**સુધી**, વિ૦ [ સં. ] સારી બુદ્ધિનું; ડહાપું; શાણુ.
**સુધીર**, વિ૦ સારી ધીરજ–પણુવાળું; ઠાવકું; ઠરેલ (૨) હિંમતવાળું; અડગ; બહાદુર. (૩) દૃઢ; સુસ્ત.
**સુધું**, વિ૦ સીધું; પાંશરૂં (૨) સરલ; નિષ્કપટી; દાવપેચથી અજ્ઞાત; ભોળું. (૩) ખરું; સાચું. ૩૦ સુધી વાત કોઇને નવ ગમે.
**સુનકાર**, જુઓ શૂન્યકાર.
**સુનત**, સ્ત્રી૦ મુસલમાન ગણાતો એક સંસ્કાર. આમાં લિંગપરિનું ઢાંકણ–ત્વચાનો છેદ કરવામાં આવે છે. ૩૦ શિવાજી ન હોત તો સુનત હોત સબકી.
**સુનસુન**, જુઓ શૂન્યમુન્ય; સાંભળે નહિ એવું. ભાનરહિત; તેમજ બોલે પણ નહિ એવું; ભાન ને સાન રહિત; ચૂપચાપ.
**સુનાગેરુ**, પું૦ પિળાશ પડતી એક જાતની લાલ માટી. લોઢાના કાટના રંગવાળી મ- ટોડી; સોનાગેરુ.
**સુનામકી**, જુઓ સોનામુખી.
**સુની**, મુસલમાની સંપ્રદાય. મુસલમાનોમાં શિયા અને સુની નામે બે સંપ્રદાય અથવા પંથ છે. શિયા સંપ્રદાયવાળા મહમદપેગંબર સાહેબ પછી અલીને પહેલા ઇમામ તરીકે માને છે અને સુની સંપ્રદાયવાળા પેગંબર સાહેબનાં અનુલખ્યાં મુખવચનો અને કામ પ્રમાણે વર્તી પહેલા ત્રણ ખલીફાઓને માને છે
**સુનું**, વિ૦ સહવાસ વગરનું; એકાંતિક; માણસ–પડોસી કે માણસની વસ્તી વગરનું; અડવું અતડું; ભોક્તા, મિત્ર માલીક–રક્ષક રહિત. ધણી વગર ઢોર સુના. (૨) શોભારહિત, ઉજ્જડ; શાન; ઉજાગમણ ને આનંદ રહિત. ૩૦ સુનાં મંદિર મેડી, રાજ્ય સુનું આ સુનાં વિહારવનો. ભા. બુ.
**સુનું**, ન૦ સોનું; સુવર્ણ. ૩૦ શોભે સુનાની કર કંકણીઓ, જાંબૂડિયા બેસતી બંગડીઓ–નર્મદ.
**સુનેરી**, વિ૦ સોનેરી; સોનાનું.
**સુપડી**, સ્ત્રી૦ નાનું સુપડું; ત્રણ બાજુ મના કિનાર ને એક બાજુ કાનાકિનાર નહિ એવો અનાજ વગેરે ઝાટકવાનો એક ઘાટ. (૨) પાણી ઉલેચવાનું સુપડા જેવું પાત્ર– બનાવટ તે. (૩) સુપડા જેવી ચોરસ ઉભી કિનારોવાળી માટી અને ધાતું વગેરેની બનાવટ; નાની ચોરસ પડનાળ. કરાને પાંખ આગળ છાપરામાં રખાય છે. ૪ ગાડીનાં પૈડાંના ફરવાથી ઉડતી ધૂળ અને કાદવ અટકાવે એવું પૈડાપર રહેતું ઢાંકણ.
**સુપડું**, ન૦ અનાજ વગેરેને ઉછાળી ઝાપટીને સાફ કરવાનો વાંસ, ઘાસ અથવા ધાતુનો ત્રણ બાજુ ઉંચી કિનારવાળો એક ચોરસ ઘાટ તે, મોટી સુપડી. રૂ૦ પ્ર૦ સુપડે ને ટોપલે=ખૂબ; પુષ્કળ (૨) મુસળધાર. સુપડે ને ટોપલે મે વરસે છે. ક્રિ૦ પ્ર૦ સુપડે આવવું=ઋતુ આવવો. (૨) પહેલે આણે સાસરે આવવું; કરકરિયાવર લઇ સાસરે આવવું. (સુરત તરફ)
**સુપતી**, સ્ત્રી૦ પત્થર ઘડનાર સલાટની હથોડી.
**સુપન**, ન૦ સ્વપ્ન; સ્વપનું. ૩૦ માતાજીરે, આજે સુપન એવું દીઠુંરે, અમૃતથી લાગ્યું મુજને મીઠુંરે.
**સુપાત્ર**, ન૦ સારું–યોગ્ય–માણસ, વસ્તુ–વગેરે તે. (૨) વિ૦ યોગ્ય; લાયક. (૩) ઉચ્ચ; કુલીન; ખાનદાન. કહે૦ સુપાત્રે દાન. લાયકને આપવું તે.
**સુપુત્ર**, પું૦ કુટુંબની આબરૂ ઇજ્જતમાં વધારો કરે એવો દીકરો તે; કુળદીપક.
**સુપૂરત**, સ્ત્રી૦ સુપરત; સોંપણ; ભાળવણ.
**સુપ્ત**, વિ૦ [ સં. ] સુતેલું; ઉંઘેલું.
**સુષિ**, સ્ત્રી૦ [ સં. ] ઘોરનિદ્રા. (૨) પ્રેમની એકતારતા.

**સુબુદ્ધિ,** સ્ત્રી૦ [સં] સારી મતિ; નીતિ રીતિ અને કોઇના પણ કલ્યાણની બુદ્ધિ તે; સારી સમજ. (૨) નિષ્કપટ બુદ્ધિ; સજ્જિથ તે

**સુબેદાર,** પું૦ સિપાઇઓની નાની ટુકડીનો ઉપરી અમલદાર; જમાદારથી ઉપલી પદવીનો અમલદાર; મોટો નાયક

**સુબેદારી,** સ્ત્રી૦ સુબેદારપણું, સુબેદાર તરીકેનું કામ-ઓધો તે.

**સુબો,** પું૦ (અ) જિલ્લો; પ્રાંત (૨) જિલ્લા કે પ્રાતનો ઉપરી અમલદાર, અમુક વિસ્તારના મુલક ઉપર અમલ કરવાને નિમાયેલો અધિકારી તે.

**સુબોધ,** પું૦ [ સં ] સારો બોધ તે, શિખામણની વાત તે. (૨) સહેલથી સમજાય એવી સરળ વાત-વિષય-વસ્તુ તે; ઝટ સમજાય એવી શિક્ષા તે.

**સુભગ,** વિ૦ [ સં.] સુંદર, મઝેનું; રમણીય (૨) નસીબદાર, ભાગ્યશાળી

**સુભગા,** સ્ત્રી૦ સ્વરૂપવાન સ્ત્રી, સુંદરી (૨) નસીબદાર-ભાગ્યશાળી સ્ત્રી

**સુભટ,** પું૦ યોધ, લડવૈયો, શૂરો, જોગવર માણસ.

**સુભાગ્ય,** ન૦ હિત નસીબ તે, ચઢતી વેળા (૨) વિ૦ નસીબદાર.

**સુભાષિત,** વિ૦ સરસ વચન વાક્ય વગેરે તે, મધુર વાણીવાળું પદ; સારી રીતે બોલાયેલુ તે

**સુભ્રૂ,** વિ૦ સુંદર ભ્રમરવાળી, કમાનદાર સુશોભિત ભવાંવાળી સ્ત્રી ઉ૦ તમારા સમ છે સુભ્રુ' તમને અથવા મને.

**સુમતિ,** સ્ત્રી૦ [સં.] સુબુદ્ધિ (૨) ડહાપણ (૩) અક્કલ.

**સુમન,** ન૦ [સં] પુષ્પ, ફુલ

**સુમસાન,** વિ૦ ભાન તેમજ વાચા રહિત; મુંગું અને ભાન વગરનું. જેમને તેમ પડી રહેલું હોય એવું.

**સુમાર,** પું૦ શુમાર; અંદાજ, અડસટ્ટો; આશરો; અટકળ (૨) અનુમાની, માપ વજન. (૩) નીશો.

**સુમારે,** અ૦ આશરે, અડસટ્ટે; અંદાજે; અટકળે

**સુમુખ,** વિ૦ [સં] સારા સુંદર મુખવાળું.

**સુમુખી,** વિ૦ સુંદર મુખવાળી, સુવદના

**સુમેરુ,** પું૦ એક મોટો ને ઉંચો પૌરાણિક પર્વત; મેરુ. ઉ૦ સુમેરુ, શૃંગે પડતી સુરાપગાતણા પ્રપાતે ઉડતા લવે યથા

**સુયાણી,** સ્ત્રી૦ સોયાણી, દાયણ

**સુર,** પું૦ [સં] દેવ, દેવતા, વિબુધ (૨) સૂર, સ્વર, અવાજ-ગાયનનો

**સુરઈ,** સ્ત્રી૦ સિરોઇ, આંકડા નગા જેવા મોનું પાણી વાસણ

**સુરખી** સ્ત્રી૦ લાલી, લાલાશ, ચોખ્ખા તાજા ને તંદુરસ્ત લોહીની ઝળકી ને (૨) તેજ, ચળકાટ ભભક (૨) અમર ચંગળી

**સુરજ,** પું૦ [સં. સૂર્ય] સૂર્ય, આદિત્ય, રવિ

**સુરત,** સ્ત્રી૦ ચહેરો, મુખાકૃતિ, સુરતરો. (૨) સંગ, રતિ; સંભોગ

**સુરતા,** સ્ત્રી૦ લક્ષ, નજર, ધ્યાન (૨) યાદદાસ્ત સ્મૃતિ (૩) સારી મોસમ

**સુરતી,** વિ૦ સુરત સંબંધી, સુરતનું સુરત શહેરનું (૨) સ્ત્રી૦ યાદ દાસ્ત, સ્મૃતિ. (૩) મોહ

**સુરદાસ,** પું૦ હિંદીભાષાનો એક પ્રસિદ્ધ કવિ. (૨) આંધળો. -એવા સુરદાસને શું કરે ?

**સુરધન,** ન૦ પૂર્વજ.

**સુરધનુ,** ન૦ [સં] મેઘધનુષ્ય

**સુરપતિ,** પું૦ [સં ] ઇન્દ્ર; દેવનો રાજા.

**સુરભિ,** સ્ત્રી૦ [સં.] મનવાંછિત ફળ આપનારી ગાય, કામધેનુ (૨) વિ૦ સુવાસિક, સુગંધિયુત

**સુરમો,** પું૦ અંજનમાં વપરાતું એક ખનિજ દ્રવ્ય, અંજનદ્રવ્ય; ધોળી આસમાની ધાતુ ને બીજા દ્રવ્યો મેળવીને બનાવેલું આંજણ.

**સુરલોક,** પું૦ [ સં. ] દેવલોક જ્યાં રહે છે તે સ્થળ; સ્વર્ગ; દેવભૂમિ; દિવ; ત્રિવિષ્ટપ.

**સુરવાળ,** પું૦ પાયજામો; ચોરણો; સેંધો.

**સુરંગ,** સ્ત્રી૦ ખડકવાળી જમીનમાં કુવો કરવા અથવા પત્થર કાઢવા માટે નાનું બખારું પાડી દારૂ ભરીને ઉડાડવાની ક્રિયા તે; પત્થર ઉખાડવાની અને ભારે વસ્તુ તોડી ઉડાડી મૂકવાની સ્ફોટક્રિયા તે. (૨) ભૂમાર્ગ; ભોંયમાંથી ખચીને કરેલો-કાઢેલો રસ્તો તે; ભોયરું. (૩) જોરથી ફાટી જેને અથડાય તેને ઉડાડી દે એવી પાણીમાં ને ભોંયમાં મૂકવાની એક બનાવટ તે:-જર્મન કાફલો આવે નહિ તે માટે ઇંગ્લાંડની ખાડીમાં સુરંગો મૂકવામાં આવી હતી.

**સુરંગી,** વિ૦ સારા-ભભકાદાર રંગવાળું; સારા રંગનું; સુશોભિત. (૨) ના ઉચા જાતનો રંગ નીકળે એવો પદાર્થ. મેરંગી. (૩) (૩) વિ૦ લહેરી; વિલાસી; રંગીલું; રમુજી.

**સુરા,** સ્ત્રી૦ [ સં. ] મદિરા; મદ્ય; દારૂ પીવાનો.

**સુરાખ,** સ્ત્રી૦ વિંધ; વેહ; બાકોરું.

**સુરાપાન,** ન૦ મધુપાન; દારૂ પીવો તે.

**સુરાંગના,** સ્ત્રી૦ [ સં. ] દેવલોકની સ્ત્રી તે; દેવી; દેવસ્ત્રી.

**સુરીનર,** પું૦ દેવ; દેવ જેવો સારો મંત માણસ તે; વિબુધ.

**સુરૂપ,** વિ૦ સારું રૂપાળું; દેખાવડું; રૂપવાન; સુંદર; ફાંકડું.

**સુરૂપતા,** સ્ત્રી૦ દેખાવડાપણું; રૂપવાનપણું. (૨) સૌંદર્ય- સુન્દરતા.

**સુરેખ,** વિ૦ ચોખ્ખા ચહેરા-છાપનું; ભભકદાર; ખોડ ખાંપણ રહિત-સ્પષ્ટ-ખુલ્લી સ્વચ્છ મુદ્રાનું. (૨) સુંદર; મજેનું, શોભિતું. (૩) સફાઈદાર.

**સુરેખતા,** સ્ત્રી૦ અચ્છી ભભક તે; સ્વચ્છ-ચોખ્ખી છાપ; સુસ્વચ્છતા. (૨) સુવ્યક્તપણું. (૪) સફાઇ.

**સુરેશ,** પું૦ [ સં. ] સુર-દેવનો ઈશ તે; દેવનો રાજા; ઇન્દ્ર.

**સુરેશ્વર,** પું૦ [ સં. ] સુરેશ; ઈન્દ્ર; દેવનો રાજા.

**સુરોખાર,** પું૦ ધોળો ને લાંબા પાસાનો એક ખાર. ફોડવાનો દારૂ બનાવવામાં, ધાતુઓ ગાળવામાં અને દવામાં વપરાય છે.

**સુલટાવવું,** ક્રિ૦ સ૦ સુલટું કરવું; ચતું કરવું; સવળે પાસે આણવું. ઉલટાવવાથી ઉલટું તે સુલટાવવું. (૨) સમું કરવું.

**સુલટું,** વિ૦ મુદ્રા, છાપ ઉપર દેખાતી રહે એવું તે; ચતું; સવળું; જેવું ઘટે તેવું; સવળ (સવ્ય) બાજુનું અવળાથી ઉલટું તે સુલટું. (૨) સવળ પડતું; અનુકૂળ; સારું.

**સુલતાન,** પું૦ [ ફા. ] મોટા મુલકનો ઉપરી હાકેમ તે; રાજા; પાદશાહ. (૨) સુબો; મોટા પ્રાંતનો અધિકારી.

**સુલતાની,** સ્ત્રી૦ સુલતાનની કારકિર્દી તે; પાદશાહી; સુલતાનનો અમલ તે. (૨) વિ૦ સુલતાનનું; સુલતાનને લગતું.

**સુલક્ષણ,** વિ૦ સદ્ગુણ; સારા ગુણનું; સારી રીતભાત અને વર્તણુકનું.

**સુલભ,** વિ૦ [સં.] ઝટ મળે-પ્રાપ્ત થાય એવું; સહેલું; મળવા તથા જાણવાને કઠિન નહિ એવું; સરલ; સુગમ્ય.

**સુલભતા,** સહેજ મળવાપણું; ઝટ પ્રાપ્ત થવાપણું; સહેલાઇ; અનુકૂળતા; સુગમતા.

**સુલલિત,** વિ૦ [ સં. ] મનોહર; છબીલું: ઉમળકો આણે એવું-સુંદર. (૨) સુકુમારતા. મૃદુતાવાળું

**સુલાખ,** સ્ત્રી૦ વિંધ; વેહ; સુરાખ.

**સુલુક,** વિ૦ મિલનસાર; મળતાવડું. (૨) સુલક્ષણ. (૩) નરમ-સદાચારવાળું.

**સુલેહ,** સ્ત્રી૦ સલાહ; શાંતિ; લડાઇ ટંટા રહિત ઉચાટ રહિત દેશ ને લોકની હાલતનો વખત તે; અનુદ્વેગપણાનો કાળ તે. (૨) સમાધાની; સંપ, ઝઘડાની માંડવાળ તે.

**સુવર,** ન૦ ડુક્કર; ભુંડ; વરાહ.

**સુવર્ણ**, ન૦ [સં] સોનું; હેમ; કંચન. (૨) વિ૦ ઉજળા ગૌરવર્ણનું.
**સુવર્ણતા**, સ્ત્રી૦ સુવર્ણપણું; સુવર્ણરૂપતા.
**સુવા**, પું૦ એક જાતનાં સુગ ધિદાર મસાલાનાં બી. એ ગરમ ને પાચક છે
**સુવા**, પું૦ સવા; અનુકૂળ પવન તે. (૨) અનુકૂળ–લાભકારક સમય; સારો; સહાયક વખત.
**સુવારોગ**, પું૦ પ્રસુતિમાંથી લાગુ પડેલો એક સ્ત્રીરોગ; સુવાવડમાંથી લાગતો રોગ.
**સુવાવડ**, સ્ત્રી૦ જનન કાળ–પ્રસંગ તે; પ્રસૂતિ; બાળકને જન્મ આપવાનો અને તે પછીની માંદગી અથવા અશક્તિનો વખત.
**સુવાવડી**, વિ૦ પ્રસૂતા; બાળકને જન્મ આપ્યા પછીની અશક્તિ કે માંદગીવાળી; સુવાવડ સુતેલી સ્ત્રી.
**સુવાસ**, સ્ત્રી૦ સારી પરિમળ ખુશબો; સુગંધિ.
**સુવાશણ**, વિ૦ સૌભાગ્યવતી; સોહાગણ; જેનો પતિ જીવતો હોય એવી–સ્ત્રી.
**સુવાસણી**, સ્ત્રી૦ સૌભાગ્ય–એવાતનવાળી સ્ત્રી
**સુવાસિત**, વિ૦ ખુશબોદાર.
**સુવાસિની**, વિ૦ સોવાશણ; સૌભાગ્યવતી.
**સુવાળું**, વિ૦ સુંવાળું; લીસુ; મુલાયમ–નરમ લીસી સપાટીવાળું. (૨) સૂતક
**સુવાંગ**, પું૦ સ્વાંગ; પોષાક. (૨) વેષ. (૩) બીજાનો ભાગ નહિ ને પોતાનુંજ હોય એવું તે.
**સુવાંણ**, આરામ; ફેર. (૨) ગમત; મઝા; આનંદ.
**સુવું**, ક્રિ૦ સૂવું; શયન કરવું. (૨) ઉંઘવું.
**સુશિક્ષિત**, વિ૦ [સં.] સારી કેળવણી પામેલું; ભણ્યુ ગણ્યું; કેળવાયેલું.
**સુશીલ**, વિ૦ સારા નરમ સ્વભાવનું; ગુણવાન; વિવેકી; મર્યાદશીલ.
**સુશીલતા**, સ્ત્રી૦ સુશીલપણું; સરલ ને નરમ પ્રકૃતિ તે.
**સુશોભિત**, વિ૦ ખૂબ શોભાવાળું.
**સુષુપ્તિ**, સ્ત્રી૦ ગાઢ ઉંઘ; નિદ્રા; જેમાં કોઈ બાબતની સ્ફુર્તિ રહેતી નથી એવી નિદ્રા તે. (૨) સ્વપ્ન.
**સુષુમ્ના**, સ્ત્રી૦ એક શ્વાસ નળી; નાકની વાટે જે નાડીમાંથી શ્વાસ નિકળે છે તે.
**સુસવાટ**, સ્ત્રી૦ પવનના સપાટાનો અવાજ; જોરથી પવન વહાતાં થતો અવાજ. (૨) તીર પત્થર વગેરે વાતાવરણમાંથી વેગે પસાર થતો અવાજ.
**સુસવાટો**, પું૦ સુસવાટ; પવન ચિરાતાં થતો એવો અવાજ. (૨) વેગે ધમતા પાણીનો અવાજ. (૩) પવનનો ઝપાટો; જોરદાર લહેરિયું.
**સુસવાડ**, સ્ત્રી૦ અવાજની પરંપરા; ઘોર; ઘોંઘાટ; કલાબકોર :–રાતે કુતરાં સુસવાડ કરી મૂકે છે. (૨) મચ્છર, તિમિંગલ.
**સુસવાડો**, પું૦ જોરદાર પવનનો ઝપાટો અને તેનો અવાજ તે; જોરથી પવન વહાવો નીકળવો તે; જોમદાર નિસાસો; નિશ્વાસ; ફુંફાડો.
**સુસ્ત**, સ્ત્રી૦ આળસુ; મંદ; ઢીલું; એદી
**સુસ્તી**, સ્ત્રી૦ આળસ ઉંઘનું ઘેન (૨) અસ્ફુર્તિ મંદતા; શૈથિલ્ય
**સુસ્વર**, પુ૦ સારો અવાજ તે.
**સુહાગ**, વિ૦ મધુર; સુંદર; શોભિતું.
**સુહાગણ**, સ્ત્રી૦ સૌભાગ્યવતીસ્ત્રી.(૨)માનિની; વહાલી,પતિના પ્રેમવાળી સ્ત્રી.(૩)સોવાશણ.
**સુહાગી**, વિ૦ સુભાગી; સુખી. (૨) વૈભવી; સૌભાગ્યયુક્ત.
**સુહાવું**, ક્રિ૦ અ૦ શોભવું; દીપવું; સારૂં લાગવું,–દેખાવું તે.
**સુહૃદ**, પું૦ [સં.] મિત્ર; દોસ્ત; સોબતી. (૨) વહાલું; સ્નેહી.
**સુહૃદજન**, ન૦ સ્નેહીજન; વહાલાં. મિત્રતા –સ્નેહવાળા–આપ્ત માણસો.
**સુળ**, ન૦ શૂળ; એક જાતનું તીક્ષ્ણ દરદ. (૨) કાંટો.

**સુંખળાં**, ન૦ સુંખળું; ઉંબી ઉપરના સોય જેવા રેસા; પાતળા તીણા ને લાંબા કણુસલા પરના રેસા તે.

**સુંઘવું**, ક્રિ૦ સ૦ નાકથી વાસ લેવી. (૨) નાક વાટે કોઇ ચીજ અંદર લેવી:-તપખીર સુંઘવી.

**સુંઠ**, સ્ત્રી૦ [સં.] તિખાશવાળા એક કંદની સુકવણી; સુકવેલું આદું. એ પાચક ને બળ આપનાર છે તેથી એમ કહેવાય છે કે, કોની માએ સુંઠ ખાધી છે?

**સુંઠીપાક**, પું૦ મોટો ભાગ જેમાં સુંઠનો હોય એવો પાક. ઘણે ભાગે પૌષ્ટિક દવા તરીકે વપરાય છે. (૨) માર.

**સુંઢ**, સ્ત્રી૦ શુંઢ; હાથીના નાકનો અવયવ, કે જેવડે તે ખોરાક અને બીજી વસ્તુઓ લે છે. હાથીનો આ અવયવ તેને હાથ તરીકે ઉપયોગમાં આવે છે.

**સુંઢલી**, સ્ત્રી૦ નાનો ટોપલો; ખોચિયું; ટોપલી.

**સુંડલો**, પું૦ મોટી સુંડલી; ટોપલો.

**સુંથિયું**, ન૦ માટીની ગોળી નીચે મૂકવાનું ઘાસનું ઉઢાણું. એ ઘાસના રેસા અને સાંઠા સળીઓ વગેરેનું કુંડાળા જેવું બને છે.-સુથિયું ને સાવરણી.

**સુંદર**, વિ૦ [સં.] આંખને અને મનને ગમે એવું સારૂં; રૂપાળું; મનોહર. (૨) શોભાવાળું. (૩) દેખાવમાં રમણીક લાગે એવું; દેખાવડું; મજેનું.

**સુંદરાંગી**, વિ૦ દેખવડા-મજેના મનોહર અંગવાળી સ્ત્રી; રૂપવાન રૂપાળી.

**સુંદરી**, સ્ત્રી૦ [સં.] રૂપવાન સ્ત્રી; દેખવડી-મોહક સ્ત્રી. ઉ૦ તમેય છો સુંદરિ! ક્ષત્રિયાણી.

**સુંવાળી**, સ્ત્રી૦ સુકવીને તળેલી પૂરી.

**સુંવાળું**, વિ૦ સ્પર્શ કરતાં નરમ પોચું ને લીસું લાગે એવું; નહિ ખરબચડું.

**સૂકર**, ન૦ શૂકર; ભુંડ; ડુક્કર.

**સૂકું**, વિ૦ સુકું; નહિ લીલું; તાજગી વગરનું; શુષ્ક; સુકાઇ ગયેલું. (૨) ભિનાશ વગરનું; જેમા જલાંશ ન હોય એવું (૩) સત્વહીન નિર્બળ. (૪) નહિ પુષ્ટ; નહિ ભરાઉં; પાતળું. (૫) ધન રહિત; જેમાંથી કંઇ પ્રાપ્ત થાય નહિ એવું; કોરડું.

**સૂકો**, પું૦ સુકો; તમાકુનો ભુકો; જરદો.

**સૂક્ત**, ન૦ [સં.] સારી રીતે બોલાયેલું; મજેનું ટુંકું વાકય. (૨) નાનું વૈદિક પદ.

**સૂક્તિ**, સ્ત્રી૦ શક્તિ; છિપોલી; સીપ.

**સૂક્ષ્મ**, વિ૦ [સં] પાતળું; ઝીણું; બારીક; ઘણુંજ નાનું. (૨) અલ્પ; થોડું. (૩) અત્યંત નાજુક. (૪) તીક્ષ્ણ.

**સૂક્ષ્મદર્શક**, વિ૦ બારીક વસ્તુને દેખાડનારું; અલ્પ હોય તેને મોટા રૂપમાં દેખાડે એવું. -સૂક્ષ્મદર્શકયંત્ર=બારીક ચીજને મોટી કરીને દેખાડે એવી રીતે ગોઠવેલા કાચનું યંત્ર તે.

**સૂક્ષ્મદર્શી**, વિ૦ બારીક નજરે જોનાર; ઉંડાણમાં ઉતરીને ઝીણવટથી જોનાર. (૨) ચતુર; અંતઃપાતી; તત્ત્વદર્શી.

**સૂક્ષ્મદેહ**, પું૦ [સં.] શરીર-દેહથી છુટો પડેલો જીવ જેનો આશ્રય કરી રહે છે એવો કલ્પિત બારીક દેહ તે; લિંગ દેહ-શરીર.

**સૂગ**, સ્ત્રી૦ સુગ; ઘૃણા; કંટાળો; ચીતળી. સાંભળતાં કે જોતાં તિરસ્કાર અને અભાવ અણગમો ઉત્પન્ન થવો તે; કંપારી.

**સૂચક**, વિ૦ જેથી ચેતવણી મળે એવું; સૂચના આપે એવું; ઇસારે સમજાય એવું; માર્ગ મુશ્કેલીમાંથી છુટકારો સુઝાડે એવું; કર્તાપ્રેરક.

**સૂચના**, સ્ત્રી૦ ઇસારો; ચેતવણી; સાવધ રહેવાની ખબર; પ્રેરણા.

**સૂચિ**, સ્ત્રી [સં.] સૂચી; યાદી; સાંકળિયું. (૨) સોય.

**સૂચિકા**, સ્રી૦ યાદી; ટીપ, અનુક્રમણિકા.

**સૂચિત**, વિ૦ સૂચના થયેલી-કરેલી હોય એવું તે; જણાવેલું; આગળથી ચેતવણી આપેલું દર્શાવેલું; બતાવેલું; સમજાવેલું.

**સૂચિપત્ર**, ન૦ સાંકળિયું; અનુક્રમણિકા; યાદી; ક્રમાનુસારી ટીપ તે.

**સૂઝ**, સ્રી૦ ગમ; સમજ; જ્ઞાન. (૨) પરોંચ; કાર્ય કરવાની કુશળતા. (૩) હુકમ.

**સૂડવ્યાજ**, ન૦ રૂપિયા રહ્યા હોય તેટલા વખતનું સોંઘું વ્યાજ તે

**સૂડી**, સ્રી સુડી; સોપારી કાતરવાની કાતર; કકડા કે બારીક ચુરી કરવાનું ઓજાર.

**સૂડો**, પુંં૦ મોટી સુડી. (ર) કેરી વગેરે મોટાં ફળ કાપવાનું ઓજાર.

**સૂત**, પું૦ [સં.] સારથિ, રથ હાંકનાર.

**સૂતક**, ન૦ જન્મ તેમજ મરણ વગેરેની આભડછેટ તે; મરણ અથવા જન્મના આ શૌચથી પળવામાં આવતું અલગપણું તે.

**સૂતકી**, વિ૦ જન્મ મરણની અપવિત્રતાથી દૂષિત; જેને સૂતક લાગેલું હોય તે.

**સૂતિકા**, સ્રી૦ [સં.] સુવાવડી સ્રી.

**સૂતિકાગૃહ**, ન૦ સુવાવડખાનું.

**સૂત્ર**, ન૦ [સં.] તાર; તાંતણો; દોરો. (૨) રૂનો તાર-તાંતણો તે; સુતર. (૩) નિયમ; ધારો. (૪) નાનું વાક્ય; ટૂંકું વચન; થોડા શબ્દ કે અક્ષરોમાં ઘણો અર્થ સમાયેલો હોય એવી રીતે બનાવેલું નાનું વાક્ય પદ તે (૫) પદ્ધતિ. ગોઠવણ.

**સૂત્રધાર**, પું૦ નાટક બજવનારો; કોઇ કાર્ય કે સંસ્થાનો ચલાવનાર તે, નટલોકનો નાયક. (૨) સુતાર.

**સૂદ**, અ. (સ્રી૦) શુક્લપક્ષ. અજવાળિયું; સુદિ.

**સૂધ**, સ્રી૦ [સં. સુધી.] સારી બુદ્ધિ; સુધ બુધ; ભાન; સંજ્ઞા. (૨) સંભાળ; ખબર ક્રિ૦ પ્ર૦ સૂધ આવવી=ભાન આવવું. (૨) સમજ પડવી-અનુભવથી.

**સૂધી**, અ૦ સુધી

**સૂનું**, વિ૦ સુનું; એકાંત; વસ્તી રહિત; સહવાસ-ગમત આપનાર વગરનું તે; ઉજડ.

**સૂફ**, ન૦ ઊનનું વસ્ત્ર.

**સૂમ**, પું કૃપણ; કંજુસ; બખીલ, કહે૦ સૂમ દાતારનો એક વરો.

**સૂર**, પું૦ સ્વર; અવાજ; રાગ. (૨) સૂરજ. (૩) શૂર.

**સૂરજ**, પું૦ [સં. સૂર્ય] રવિ; આદિત્ય સૂર્ય.

**સૂરણ**, ન૦ એક જાતનો કંદ. એ ની મોટી ગાંઠો થાય છે

**સૂરિ**, પું૦ [સં.] કવિ, પંડિત; વિદ્વાન. (૨) ધર્મગુરુ; સાધુ.

**સૂરિયું**, વિ૦ શૂર ચઢાવે એવું.

**સૂરી**, સ્રી૦ સતી. પતિ સાથે બળી મરવા તૈયાર થયેલી સ્રી. (૨) વિ૦ પાણીદાર; તેજ. ઉ૦ સૂરી શૂર ચઢાવિયું; ખોંખારીને ખચીત

**સૂરો**, પું૦ બહાદુર; ઝનુની માણસ.

**સૂર્ય**, પું૦ [સં.] જેના ઉદયાસ્તથી દિવસ રાત થાય છે તે સર્વ ગ્રહમાં એક તેજસ્વી ગ્રહ તે; આદિત્ય; રવિ; સૂરજ.

**સૂર્યકાન્ત**, પું૦ [સં.] સૂર્યમણિ; જેમાં થઇને પડતાં સૂર્યકિરણો આગ ઉત્પન્ન કરે છે તે કાચમણિ; સ્ફટિક

**સૂર્યગ્રહણ**, ન૦ [સં.] સૂર્ય, ચંદ્ર અને પૃથ્વી સીધી લીટીમાં આવતાં ચંદ્રને લીધે સૂર્યબિંબનો જે ભાગ પૃથ્વી પરથી ઝાંખો દેખાય છે તે; ચંદ્ર આડે આવવાથી સૂર્ય બિંબનું ઢંકાવું તે

**સૂર્યપુટ**, પું૦ ઔષધિઓને સૂર્યનો તડકો ખવરાવવો તે.

**સૂર્યબિંબ**, ન૦ સૂર્યની ગોળ તખતી તે; ચાંદી જેવું ગોળ સૂર્યનું ચકરડું દેખાય છે તે; સૂર્યમંડળ.

**સૂર્યમંડળ**, ન૦ સૂર્ય અને તેની આસપાસના ગ્રહોનો સમૂહ તે. (૨) સૂર્યબિંબ.

**સૂર્યમંડળ**, ન૦ સૂર્ય અને તેની આસપાસના ગ્રહોનો સમૂહ તે. (૨)સૂર્યબિંબ.

**સૂર્યમાળા**, સ્ત્રી૦ સૂર્ય અને તેની આસપાસ ફરનારા ગ્રહોનું ચક્કર વર્તુલ તે; સૂર્યને તેના ગ્રહોનું ઝુમખું.

**સૂર્યાસ્ત**, પું૦ [સં.] સૂર્યનું આથમવું તે.

**સૂર્યોદય**, પું૦ [સં] સૂર્યનું ઉગવું તે.

**સૂલ**, વિ૦ પાશરૂં; સીધું. (૨) મરખું. (૩) ના-સમાધાન; નિવેડો; પતવણી ઝઘડો–તકરાર હોય તે ભાગી મલાહ સંપ થવા તે; સમાધાન થવું તે.

**સૂવર**, ન૦ ભુંડ; હુક્કર.

**સૂવા**, જુ૦ સુવા.

**સૂવું**, ક્રિ૦ અ૦ શયન કરવું; લોટવું; આડાથવું. (૨) ઉંઘવું; નિદ્રા કરવી; ઘોરવુ.

**સૂસવું**, ક્રિ૦ અ૦ સીતકાર કરવો; જોરદાર શ્વાસની ધોર નિકળવી. સુ–સુ થાય એમ કરવું. ઉ૦ સીતકારો સૂસવે, લવે, ઉઠીઉઠી દોડે, પડે ભૂતળે. ગીતગોવિંદ.

**સૂળ**, ન૦ શૂળ; કાંટો.

**સૃજવું**, ક્રિ૦ સ૦ ઉત્પન્ન કરવુ; બનાવવું. ઉ૦ સૃજી નથી સુંદરિ ! એકલી તને.

**સૃણિ**, સ્ત્રી૦ [સં] અંકુશ.

**સૃષ્ટ**, વિ૦ [સં.] બનાવેલું; ઉત્પન્ન કરેલું; પેદા કરેલું; ઉદ્ભૂત.

**સૃષ્ટિ**, સ્ત્રી૦ [સં] વિશ્વ; જગત; દુનિયા. (૨) ઉત્પત્તિ, ઉદ્ભવ. (૩) પૃથ્વી; મૃત્યુલોક.

**સૃષ્ટિજન્ય**, વિ૦ સૃષ્ટિ થકી ઉપજેલું જગતમનું; કુદરતી.

**સૃષ્ટિલીલા**, સ્ત્રી૦ આ જગતની જે ઉથલપાથલો, બનાવો અને તેના વિવિધ ફેરફારો વગેરે તે (૨) કુદરતની શોભા–રચના ને સૌંદર્ય વગેરે તે.

**સૃષ્ટિસૌંદર્ય**, ન૦ કુદરતી–કુદરતની મનોહરતા અજબ શોભા તે, જગતની જે સ્વાભાવિક રમણીયતા કે સુંદરતા તે.

**સે**, સ્ત્રી૦ સહનશક્તિ; અભ્યાસ. (૨) ટેવ; રિવાજ. (૩) શેહ; છાયા; દાબ.

**સેક**, પું૦ શેક; ગરમ પાણી અથવા તપાવેલી ચીજથી શરીરને ગરમી આપવી તે.

**સેકટો**, પું૦ સરગવો.

**સેકવું**, ક્રિ૦ સ૦ શેકવું; ગરમ પાણી, વરાળ, કે તપાવેલી ચીજથી શરીરને ગરમી આપવી; શેક કરવો. (૨) અગ્નિ ઉપર ગરમ કરવું–તપાવવું. (૩) ભુંજવું, કોઈ તળવું; અગ્નિ ઉપર નાખી અથવા આંચ લગાડીને ફોડવું.(૪) સંતાપવું; ચિંતા કરાવવી બાળવું.

**સેખઇ**, સ્ત્રી૦ સેખાઈ, બડાઈ; પતરાજ; ગરૂરી.

**સેખી**, સ્ત્રી૦ બડાઇ, પતગાજ; ગરૂરી.

**સેચન**, ન૦ ધીરેધીરે પાણી પાવું–સિંચવું તે; ધીમે ધીમે–થોડે થોડે રેડયા કરવું તે; છાંટણુ.

**સેજ**, સ્ત્રી૦ શય્યા; પથારી. (૨) રુદન; રોવું તે.

**સેજ**, વિ૦ જરાક; થોડું; અલ્પ. (૨) અમસ્તું; પ્રયોજન રહિત.

**સેજસાજ**, વિ૦ થોડું ઘણું, અમસ્તુ–લમારેક. (૨) અ૦ મશ્કરીમાં; ગમતમાં સહેજજ એમ; ઉપરચોટિયું; નામનું.

**સેજાર**, ન૦ વરાળ. (૨) અંશ; થોડો ભાગ.

**સેજારત**, અ૦ સહેજ, અમસ્તુ; કારણે–ઊર્મિ આવતાં; હસતા કે મજાક દાખલ

**સેજિયું**, ન૦ પચિયું, ટુંકું કોર વગરનું ધોતર.

**સેજી**, ન૦ મજાતાપણું, ગુણાંશ; સ્વભાવ-સાદૃશ્ય. (૨) કૈવું; આભિજાત્ય;–આ છોકરામાં એના બાપનું જરાય સેજી નથી. (૩) સોજ; ગુણવત્તા.

**સેજે**, અ૦ વગર મહેનતે; ફોગટ. (૨) સહેજ અમસ્તુજ.

**સેઠડી**, વિ૦ ગરીબ–નિર્મળ પણ આમ તેમ માથાં મારનારી; હલકા પેટની.

**સેડ**, સ્ત્રી૦ હળની લાંબી સીધી ધરી તે. (૨) ધાર; ધારા; પ્રવાહની જે જોરદાર ધારા

તેઃ-દૂધની સેડ. ફુવારામાંથી સેડો છૂટે છે. (૩) પક્ષ; વગ. (૪) જોર-શેહ.

**સેડો,** પું૦ ખેતરની હદ ઉપરનો બાંધ, સીમાનો બંધ. (૨) સીમા; પાળી; હદ. (૩) પગરસ્તો શેરડો.

**સેઢો,** પું૦ સેડો.

**સેણ,** સ્ત્રી૦ શણ; ભિંડી.

**સેણિયું,** ન૦ શણનું લુગડું.

**સેણી,** સ્ત્રી૦ સહનતા.

**સેતરંજ,** પું૦ ચોપટ બુદ્ધિબળની એક રમત. આમાં રાજા, વજીર, હાથી, ઘોડા, પેદળ વગેરે રાજ વિગ્રહનો ઠાઠ હોય છે અને એક બાજુના એ મહોરાની હારજીતનું ખેલન તેમાં ખેલાય છે. એમાં ૩૨ મહોરાં હોય છે, આ રાજસી બુદ્ધિ ખીલવે એવી રમત છે.

**સેતરંજી,** સ્ત્રી રંગદાર જાડા સુતરના વણાટનું પાથરણું; જાજમ.

**સેતાન,** પું૦ [ફા.] ભૂતપ્રેત. (૨) દુષ્ટ-નઠારો માણસઃ બુડો સેતાન છે.

**સેતુ,** પું૦ [સં.] પુલ; પાણી ઉપર થઈને જવા આવવા માટે બાંધેલો રસ્તો. રામનો સેતુ

**સેતુર,** ન૦ એક જાતનું ઝાડ અને તેનાં ફળ. આ ઝાડનાં પાંદડાં ખાઈને કીડાઓ રેશમના તાર કાઢી કોશેટો બનાવે છે.

**સેન,** ન૦ [સં. सैन्य] સેના; સૈન્ય, ફોજ; લશ્કર. (૨) આંખનો ચાળો; સાનઃ-નેનસેન.

**સેનવો,** પું૦ સેન નામની જાતિનો માણસ.

**સેના,** સ્ત્રી૦ ફોજ; લશ્કર. (૨) માણસ વગેરેનું મોટું ટોળું અથવા ધાડું તે; સહાયક સમુદાય. (૩) બખતર; કવચ

**સેનાની,** પું૦ [સં.] લશ્કરી ટુકડીનો ઉપરી નાયક.

**સેનાપતિ,** પું૦ [સં.] આખા સૈન્યનો ઉપરી સરદાર તે.

**સેનો,** પું૦ ધોયેલું જાડું પણ ઘટ સફાઈદાર સુતરાઉ કાપડ તે.

**સેપ,** ન૦ સેગ; સેક; સપરજન; એક જાતનું ફળ.

**સેર,** પું૦ શેર; ૪૦ રૂપિયાભાર જેટલું વજન તે; મણનો ૪૦ મો ભાગ; વજન. (૨) (૨) શેર; વાઘ,

**સેર,** સ્ત્રી૦ શળી; ડાભ-કુશની પાતળી ને ચપટી પાનકું; ઘાસનું લાંબું તરખલું-તરણું. (૨) માળા; મણકાની આવલી. (૩) ગુંથેલી દોરી; સાંકળી; તાર, તાંતણો. (૪) ધારાઃ-દૂધની સેર. (૫) આંટો; ફેરો; આનંદ-મેજમા કરવું તે. (૬) નાડી; રંગ; રુધિરની દોડઃ-સેરે આવવું=રગે રગમાં ભૂત ક્રોધ વગેરેનું ભરાઇ આવવું.

**સેરડી,** સ્ત્રી૦ સાંકડી પગવાટ; પગે ચાલી જવાય એવો રસ્તો. (૨) શેરડી, ઇક્ષુ. (૩) શેરી; પોળપાડો.

**સેરડો,** પું૦ સાંકડો-પગરસ્તો; વાટ; મારગ. (૨) ઓઘરાળો; સળ; વળ; ઝાંખી કરચલી. એને ગોએ સેરડા પડી જાય છે.

**સેરમાઈ,** સ્ત્રી૦ એક જાતની માછલી.

**સેરવવું,** ક્રિ૦ સ૦ [સં. सृ] ખસેડવું; સરકાવવું. (૨) લપસી જાય એમ કરવું.

**સેરવો,** પું૦ માંસને ઉકાળીને બનાવેલો રસ તે.

**સેરિયું,** વિ૦ સેર માય-સમાય એવું. (૨) ના. સેર ભાર માય એવું પાત્ર અથવા માપ તે.

**સેરિયું,** ન૦ ભિંડીની જાતના એક છોડનું બી તે. સેરિયાં. એ દોરને બેવગવાય છે.

**સેરી,** સ્ત્રી૦ શેરી; નાની પોળ; ફળિયું.

**સેરીસોભાન,** પું૦ એક જાતના ઝાડનો સુગંધી નિર્યાસ-ગુંદર. આ ધૂપ તરીકે વપરાય છે.

**સેરો,** પું૦ પોતાના અભિપ્રાયનો ટુંકો લેખ; મનદર્શક લેખ.

**સેલ,** સ્ત્રી૦ આનંદપૂર્વક હરવું ફરવું ને મોજ માણવી તે. (૨) પથ્થરની અટ૦

**સેલ**, વિ૰ સહેલું; નહિ કઠણ; અઘરું નહિ એવું. ઉ૰ દાતાને મન સેલ છે.

**સેલડમેલી**, વિ૰ અણસમજમાં–બાળભાવથી–હલેતા જેવી લાગતી; આનંદી–મોજીલી; પ્રેમની વેળ ગાંડી; મોજ–ટાપટીપને ફૂટડાઇની ધુનવાળી; મુગ્ધા.

**સેલડી**, સ્ત્રી૰ શેલડી; મીઠા રસભર્યા સાંઠાની વનસ્પતિ. એના રસનો ગોળ ને ખાંડ વગેરે થાય છે; ઉસ; ઇક્ષુ. ઉ૰ સેલડી સાકરગોળ.

**સેલડું**, ન૰ સેલરું; કુંવરનું ફૂલ.

**સેલરું**, ન૰ સેલડું.

**સેલાણી**, વિ૰ ગોજી, ફક્કડ; આનંદે હરે ફરે ને મોજ કર્યા કરે એવું; આનંદી; ખુશ મોકળા–લહેરી સ્વભાવનું; સહેલાણી.

**સેલારસ**, પું૰ શિલારસ; એક જાતનો ચીકણો ધાતુપુષ્ટ પદાર્થ.

**સેલારી**, સ્ત્રી૰ સ્ત્રીઓને પહેરવાનું કસબી કોર પાલવનું સુંદર વસ્ત્ર.

**સેલાસાડી**, સ્ત્રી૰ સેલારી; કસબી ને બારીક વણાટનું વસ્ત્ર.

**સેલી**, સ્ત્રી૰ હેલી; રાખ; છાર.

**સેલું**, ન૰ બારીક વણાટનું કસબી વસ્ત્ર; કસબી ઉપરણો.

**સેલું**, વિ૰ સહેલું; સુગમ; સુતરું.

**સેલો**, પું૰ ગાય વગેરે ઢોરને દોહતાં તેના પાછલા પગ બાંધવા તે. (૨) ઢોર કૂદીને દોહોણી ઉડાડી મૂકે નહિ તે માટે તેના પગ બાંધવાનું દોરડું. સેલો બાંધવો–વાળવો.

**સેવ**, સ્ત્રી૰ [ સં. સેવા ] ચાકરી; પૂજા. (૨) ઘઉં ચણાની કણકના તાર–તાંતણા તે. ઘઉંના મેંદાની કણકના તાર જેવા તાંતણા કાઢી સુકવાય છે. એને ઉકળતા પાણીમાં બાફી પાણી કાઢી નાંખી ઘી ગોળ કે સાકર સાથે ખવાય છે. ચણાના લોટની સેવ ખારી મસાલાદાર કરાય છે.

**સેવક**, પું૰ [ સં. ] ભક્ત; ઉપાસક; સેવા કરનારો; શિષ્ય. (૨) તાબેદાર; આધીન જન. (૩) પગાર લઈ કામકાજ કરનારો નોકર; ચાકર.

**સેવકાઈ**, સ્ત્રી૰ સેવા કરવાની રીત તે; સેવા કરવાપણું.

**સેવટ**, અ૰ છેવટ; આખરે; અંતે; પરિણામે; છેલ્લું.

**સેવડી**, સ્ત્રી૰ સાધુડી; આર્જા.

**સેવડો**, પું૰ [ સં. શ્રમણ ] જૈનસાધુ; ત્યાગી; યતિ; દીક્ષિત.

**સેવતી**, સ્ત્રી૰ એક જાતનાં સુગંધીદાર ફૂલ અને તેની વેલ તે.

**સેવન**, ન૰ સેવવું તે; સેવા. (૨) પંખીની માદાએ ઇંડાંને હુંફ આપવા તેપર બેસવું તે.

**સેવના**, સ્ત્રી૰ સેવા કરવી તે.

**સેવર્ધન**, વિ૰ ઉત્તમ જાતિનું–સોપારી. સોપારીની એક ઉંચી જાતનું વિશેષણ.

**સેવવું**, ક્રિ૰ સ૰ [સં.]સેવા કરવી. ભજવું; રાત દહાડો સાથે રહી સેવ્યની તહેનાત ઉઠાવવી. (૨) પંખીની માદાએ ઇંડાંને ગરમી આપવા તેની ઉપર બેસવું. (૩) કામમાં લેવું.

**સેવંતરૂં**, એક જાતની સોપારી.

**સેવા**, સ્ત્રી૰ [સં.]ચાકરી; નોકરી. (૨) પૂજા. (૩) સારવાર; બરદાસ્ત.

**સેવાળ**, સ્ત્રી૰ ચાલુ પાણીના પ્રવાહમાં થતી નિમાળા જેવી સુંવાળી વનસ્પતિ; લીલ; પાણીમાં રહેતા પત્થર–ચુનાગચ્ચીવાળા ભાગ પર થતી નાજુક લીસી વનસ્પતિ. ઉ૰ ખરી પ્રીત સેવાળની તે જળ ભેળી સુકાય. (૨) વાળા; રેસા; તંતુ; નસ.

**સેવિત**, વિ૰ સેવેલું; સેવાતું હોય એવું.

**સેવું**, સહેવું; સેહવું, અનુકૂળ પડવું; ગમવું. (૨) સદવું; માફક આવવું. (૩) ઘણી વાર ટકવું.

**સેવું**, સહેવું, સહન કરવું; ખમવું; સાંખવું. (૨) ધરવું; ઝીલવું. (૩) વેઠવું.

**સેવૈ**, સ્ત્રી૰ સેવઇ; સેવી; સેવ. ઘઉંના મેંદાની કણકને વણીને બનાવેલા તાર-તાંતણા તે. (૨) ચણાના લોટની કણકને ઝારામાં ઘસીને તળવા માટે પેણામાં પાડેલા ખારા તીખા તાર તે.

**સેવ્ય**, વિ૰ [ सं. ] સેવા કરવા જોગ; સેવાને લાયક; ભજવા લાયક; ચાકરી કરવા લાયક.

**સેસ**, સ્ત્રી૰ વરકન્યા અને અધરણિયાત સ્ત્રીને અનુક્રમે વિવાહ અને સીમંતોન્નયનની દીક્ષા વખતે ખોબામાં નાળિયેર, પાન, સોપારી અને રૂપિયો આપવામાં આવે છે તે; પોસ. સેસ અથવા પોસ ભરવી-ભરાવવી એમ કહેવાય છે. ઉ૰ કોણે તારી સેસ ભરીરે. સ્ત્રીગીત. (૨) વિવાહાદિક શુભ અવસરે આપવામાં આવતી ભેટ.

**સેસફૂલ**, ન૰ [ सं. शीर्ष-फुल ] સ્ત્રીઓ તાજાં ફૂલને બદલે માથે-વેણીમાં જે સોનાનું ફૂલ ઘાલે છે તે; સેથા આગળ ચોટલામાં ગુંથવાનું ઘરેણું; સીમંતભૂષણ

**સેસવા**, પું૰ વધારેલા ચણા.

**સેહ**, સ્ત્રી૰ બીજાના પ્રતાપમાં અંજાઇ જવું છાયામાં મંદ પડી જવાવું તે. (૨) *સેતરંજમાં પ્રતિપક્ષીના મહોરાંને રોધ-* અટકાવ દેવો-આપવો તે. (૩) શરમ; લાજ. (૪) દાબ. (૫) ક્ષોભ. (૬) સહેવાપણું; સહનશક્તિ. (૭) ટેવ, ધારો.

**સેહેજ**, વિ૰ થોડું; અલ્પ; જરાક; કિંચિત્. (૨) અમસ્તુ રોગ

**સેહેતું**, વિ૰ સહન થતું; ખમાતું; સહી શકાય એવું; રૂપાળું.

**સેહેનશાહ**, પું૰ શહેનશાહ; પાદશાહ

**સેહેલ**, સ્ત્રી૰ આનંદની મોજમાં આમ તેમ ફરવું ફરવું તે. (૨) સહેલું; સુતરૂં; સરલ.

**સેહેલાણી**, વિ૰ સહેલ કરનાર; આનંદ મોજમા રહેનાર; લહેરી; ફક્કડ થઇને આમ તેમ ફર્યા કરનાર.

**સેહેલું**, વિ૰ સહેલું; સુગમ; સુતરું

**સેહેવું**, જુઓ સહેવું; ખમવું; સહન કરવું.

**સૈં**, અ૰ શે; શા માટે. (૨) સો; શત, એમ:-પાંચસેં સાતસેં રૂપિયા જોઇશે.

**સૈંકડે**, અ૰ સો ઉપર, સૈંકે:-સેંકડે ૭ ટકા વ્યાજ હવે સરકાર આપે છે.

**સૈંકડો**, પું૰ સોનો જુમલો; જુમલે સો. (૨) સૈકું; શતક; સદી.

**સૈંતાક**, વિ૰ પુષ્કળ; ઘણું.

**સેંતલો**, પું૰ સળકું; ઝરડાં ઉપાડવાનું બે ફળાંનું લાકડું

**સેંતી**, જુઓ સેંથી.

**સેંથી**, સ્ત્રી૰ માથાની બે બાજુએ વાળ હોળતાં પડતી જે આંતરા લીટી તે; સેથો; સીમંત.

**સેંથો**, પું૰ સેંથી. ઉ૰ સેંથે ભરું સિંદૂર.

**સૈ**, પું૰ સઈ; દરજી; ભેરાઇ. કહે૰ સૈની સોંઝ ને મોચીનું વહાણું. (૨) સિંહ, સઈ. (૩) કળશીનો દશમો ભાગ (૪) હસ્તાક્ષર.

**સૈ**, સ્ત્રી૰ સહી; સહિયર; સખી; બહેનપણી.

**સૈકત**, પું૰ [ स. ] રેતીવાળો કિનારો તે; વાલુકામય તીર ઉ૰ સુરાપગા સૈકતને તટે તટે.

**સૈકું**, ન૰ *સો, સોનો જથો તે; શતક.* (૨) સો વર્ષનો જુમલો તે. બારમા સૈકામાં મુસલમાન આવ્યા.

**સૈકો**, પુ૰ સોનો જુમલો; શતક; સદી; સૈકું.

**સૈડાકયું**, ન૰ સરકાવાય એવી આંટીવાળી ગાંઠ તે. (૨) છોકરાંની એક રમત.

**સૈડણ**, ન૰ છાપરાની વળીઓ ઉપર નાંખવાનાં કાંબડા, કમોઇની પાતળી સોટીઓ વગેરે તે; છાજ; સડવાનું જે તે; સૈડણુ.

**સૈડવું**, ક્રિ૰ સ૰ વળીઓ ઉપર કાંબડાં પાથરી તે બાંધવાં; છાવું; કાંબડાં પાથરવાં.

(૨) આંટી દઇ બે વસ્તુઓ એક બીજા સાથે બાંધવી; જોડવું; સાંધવું.
**સૈઢણુ,** ન૦ જુઓ સૈડણુ.
**સૈનિક,** પું૦ [ સં. ] સેનામાંનો માણસ, યોધ; સિપાઇ; પાળો. (૨) વિ૦ સૈન્ય સંબંધી:–સૈનિક શિક્ષણ.
**સૈન્ય,** ન૦ [ સં. ] લશ્કર; ફોજ; સેના; દળ.
**સૈયડ,** પું૦ બળિયા; શીતળા. એક સાથે ફેલાલાનો રોગ.
**સૈયદ,** પું૦ મહમદ પેગંબર સાહેબનાં વંશજો તે.
**સૈયર,** સ્ત્રી૦ સખી; સાહેલી; બહેનપણી.
**સૈયારું,** વિ૦ એકઠું; ભેગું; ભાગીદારીવાળું; એકનું નહિ પણ એકથી વધારે જણ જેમાં ભાગિયા હોય એવું. (૨) મજિયારું. (૩) પંચાળું; પાંતીઓવાળું.
**સૈં,** પું૦ રમેદ.
**સૈંધવ,** વિ૦ [ સં. ] સિધનું; સિંધને લગતું. (૨) પું૦ સિધવ; એક ક્ષાર. (૩) ઘોડો; (૪) એક રાગ.
**સૈંહિક,** પું૦ [ સં. ] રાહુગ્રહ. (૨) વિ૦ સિંહ સરખું.
**સો,** વિ૦ દસ વખત દસ તે; ૧૦૦. ક્રિ૦ પ્ર૦ સોએ વર્ષ પુરા થવાં=આરી બનવું સોએ સહસ્ર વંચાય=પિંડાનું પારેખું થાય. સો ગળણે ગાળીને પાણી પીવું=બહુ વિચારી–સાવચેતી રાખીને કામ કરવું. સોના સાઠ કરવા=નુકસાનમાં ઉતરવું. સોમણ રૂની તળાઇમાં સુવું=તદન નચિંત થઇ રહેવું: સુખ આનંદ અને અનુદ્વેગમાં રહેવું. દહેંસો ઉંદર મારી બિલાડી પાટ બેઠી, મહા પાતક કરીને પછી સાધુ બનવું. સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો= એકાદ વખત તો લાગ આવેજ સો ઠાગડામાં એક દંસ=નાદારામાં સારો શોભે નહિ. સો જોથી બરોબર એક ડોસી=વિદ્વતા કરતાં અનુભવ વધે સો મણ તેલે અંધારૂં વ્યવસ્થા વગર કંઇ નહિ. સો મણ ના-રમાં અંગારો. એક ભુંડો આખા સમાજને વગોવે. સો વર્ષનો સુતાર ને પાંચ વર્ષનો ઘરધણી=માલીક કહે તેજ ખરૂં. સો સગાનું સગું=બહોળું વસ્તારી
**સોઈ,** સ્ત્રી૦ સગવડ; ગોઠવણ; વ્યવસ્થા.
**સોઇ,** સ્ત્રી૦ સોય. (૨) દરજી.
**સોઇયાણી,** સ્ત્રી૦ દાઇ; દાયણ.
**સોઈયો,** પું૦ મોટી સોય.
**સોઈલો,** પું૦ આનંદ ઉત્સવનો દિવસ; મંગળ અવસર, સોહેલો. સીતાજીનો સોઇલો.
**સોએક,** વિ૦ સોની લગભગ.
**સોક,** સ્ત્રી૦ સૉક્ય, શૉક્ય, એક પુરૂષની બે સ્ત્રીઓ આમનસામન જે સગાઇએ ઓળખાય છે તે.
**સોકટી,** સ્ત્રી૦ ચોપટ–બાજીનું લાકડા કે હાથી દાંતનું મહોરૂં; ગુજરડાના ઘાટનું રમકડું. ક્રિ૦ પ્ર૦ સોકટી મારવી=ધારેલું કામ પાર પાડવું; વિજય મેળવવો; ફતેહ પામવું. સોટકી ઉડાડવી=પ્રપંચ તોડી–ફાડી નાખવો; નહિ ફાવવા દેવું; સામાની જાળ ઉલટાવી નાંખવી; નેમનાં નસીવાસ કરવું.
**સોકટું,** ન૦ સોકટી; મહોરૂં.
**સોકલડી,** સ્ત્રી૦ સૉક્ય; સપત્ની: ઉ૦ મારે સોકલડીનું સાલજો
**સોક્ય,** સ્ત્રી૦ જુઓ સોક.
**સોખ,** પું૦ શોખ; કોડ; ઇચ્છા; ભાવના; મનોવાંછના; કોઇ ચીજ પરની વિશેષ પ્રીતિ: ભાવના તે.
**સોગટું,** ન૦ સોકટું; મહોરું.
**સોગન,** પું૦ સોગંદ; સમ; કસમ; શપથ.
**સોગંદ,** પું૦ સમ; કસમ.
**સોગાત,** સ્ત્રી૦ કિંમતી ભેટ; નજરાણાની ચીજ; નવાઇની તેમજ મૂલ્યવાન વસ્તુ. (૨) કિંમતી વસ્તુ; ઉમદા વસ્તુ; મિલકત, સારવાળી વસ્તુ.
**સોચ,** પું૦ શોચ, શોક; પરિતાપ; પશ્ચાતાપ.

સોચના, સ્ત્રી૦ શોચ; શોક; પરિદેવન. (૨) ચિંતા, ફિકર, પરિતાપ. ઉ૦ જીવતું શીદને સોચના કરે કૃષ્ણને કરવું હોય તે કરે.

સોજ, પું૦ સુજનતા; સૌજન્ય, સારાપણું. (૨) સુલક્ષણપણું; સારી વિવેકી વર્તણૂક તે.

સોજી, સ્ત્રી૦ મેંદો; પરસુલી.

સોજીરું, વિ૦ સારા વિવેકી ગુણવાળું; સુજનતાવાળું; જેનું સૌજન્ય સૌને ગમે એવું હોય તે; મળતાવડા કોમળ-મૃદુ સ્વભાવનું.

સોજું, વિ૦ સારું; ઉત્તમ; સ્વચ્છ; ચોખ્ખું; • સુરત તરફ સારા-સ્વચ્છના અર્થમાં ખાસ પારસીઓમાં વપરાય છે. ગુજરાતમાં કસોજું=અસ્વચ્છ એ શબ્દ વપરાય છે.

સોજો, પું૦ આઘાતથી અથવા અંદરના વિકારથી માંસના લોચામાં લોહીને જમાવ થઇ ચામડી ઉપસી આવવી તે; માંસ પાક. (૨) ચામડીના ઉપલા પડમાં નિર્બળતાને લીધે પાણી ભરાઇ આવવું તે; વિકારી લોહીના પાણીને ભરાવે ચામડીનું ઉપસવું તે.

સોટી, સ્ત્રી૦ લીલા લાકડાની પાતળી લાકડી; છડી. સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ઝમઝમ.

સોટો, પું૦ મોટી લાંબી લાકડી-સોટી તે; ડાંગ. (૨) દાબ; શેહ; મારફાડથી અથવા કડક અમલથી પાડેલી ધાક તે

સોડ, સ્ત્રી૦ પાર્શ્વ; પાસુ; બાજુ; છાતીની બન્ને બાજુએ તરફનો ભાગ તેઃ—સોડમાં ભરાવું=પરખામાં પેસવું. (૨) પગથી તે માથા લગી પહોચે એવું જે ઓઢણ તે; તેમજ આખું શરીર ઢંકાઇ રહે એમ ઓઢવું તે-સોડ. (૩) સ્ત્રીએ જે વસ્ત્ર બાજુએથી લઈ માથે ઓઢે છે તે વસ્ત્રને બાજુ તરફનો અવકાશ-અંતરાળ તે; સોડિયુ. ક્રિ૦ પ્ર૦ સોડતાણીને સુવું=નિરાંતે લાંબે પગે મોઢે માથે ઓઢીને આડા પડવું; નિરાંતે-ફરીને નહિ ઉઠવાને સુવું તે; આળસુ પડી રહેવું; રિસાઇને સુવું. કહે૦ સોડ પ્રમાણે સાથરો=ગજુ હોય તે પ્રમાણે કામ કરવું; પહોચે તેટલુંજ લંબાવવું તે (૪) વાસ; પરિમળ; બો.

સોડમ, સ્ત્રી૦ વાસ; પરિમળ; બો; ગંધ.

સોડવણ, ન૦ સોડિયું; સોડ લેવાનું વસ્ત્ર.

સોડવું, ક્રિ૦ અ૦ ફોરવું; વાસ ઉડવી; પિમળવું; ગંધાવું.

સોડિયું, ન૦ સ્ત્રીના પહેરવેશમાં એક બાજુ તરફનો અંતરપટ-અંતરાળ અથવા અવકાશ તે.

સોડે, અ૦ પાસે; પડખે; બાજુએ; કને પાસે. (૨) જોડે; (૩) પ્રમાણે; રીતે.

સોડો, પુ૦ સોડ. (૨) મદદગાર.

સોઢ, વિ૦ [સં.] સહન કરનાર; ખમનાર; સહનશીળ; સોસનાર. (૨) ધરખમ.

સોણ, પું૦ વાંસની ખીલી; ફાચર.

સોણું, ન૦ સ્વપનું. (૨) આફું.

સોત, અ૦ સુદ્ધાં; સહિતઃ—છોડા સોત કેળું ખાઇ ગયો.

સોતું, અ૦ સહિત; સુદ્ધાં.

સોત્કંઠ, વિ૦ [સં.] ઉત્કંઠ; આતુર; આનંદ માણવાને તૈયાર; હોશ ભર્યું.

સોદર, વિ૦ [સં.] એક ઉદરનું; માજાયું; એક માનું-બાંકું. (૨) પું૦ સગો ભાઇ.

સોદાઈ, સ્ત્રી૦ લુચ્ચાઇ. (૨) વ્યભિચાર.

સોદાગર, પું૦ કિમતી ચીજો વેચનારો; મોટો વેપારી.

સોદાગીરી, સ્ત્રી૦ મોટી કિમ્મતના માલને વેપાર તે; મોટો વેપાર; ધંધો. (૨) સોદાગરપણું.

સોદું, વિ૦ લુચ્ચું; ખંધું. (૨) વ્યાભિચારી; કામી; વિષયી. (૩) હરામી

સોદો, પું૦ વેચવાનો ધંધો તે; વેચાણ; વેચવાલેવાનું કામ તે. (૨) વેપાર; ખ-

રીદી. (૩) લુચ્ચો; વ્યભિચારી માણસ. (૪) ઠગ; ધૂર્ત્ત; છેતરપિંડી કરનારો; દોગો.

**સોધ,** સ્ત્રી૦ શોધ.

**સોધવું,** ક્રિ૦ શોધવું.

**સોધો,** પું૦ પડોપાંદડી.

**સોનાપાણી,** ન૦ સોનાને અડકાડેલું પાણી; જેમાં સોનું બોળી કાઢેલું હોય તે પાણી. આ પાણીની છાંટથી સ્પર્શાસ્પર્શની આભડછેટ જાય છે.

**સોનાગેરુ,** પું૦ એક જાતની પીળી ધમકવાળી લાલ માટી.

**સોનામુખી,** સ્ત્રી૦ એક જાતની વનસ્પતિનાં સારક પાન; મીંઢીઆવળ.

**સોનાર,** પું૦ સોની; સોનાના ઘાટ ઘડનાર.

**સોનારણ,** સ્ત્રી૦ સોનીની સ્ત્રી. (૨) સોની એ નામની જાતિમાંની સ્ત્રી તે.

**સોની,** વિ૦ સોનું ઘડનારની જાતિનું-નામ ઓળખ. (૨) સોનાર; સોનાના ઘાટ ઘડનારો તે.

**સોનું,** ન૦ સુવર્ણ; હેમ.

**સોનેરી,** વિ૦ સોના જેવા રંગનું; સોના જેવા-પીળારંગનું.

***સોનેરીકેળાં,** ન૦ સોના જેવી પીળી પાતળી છાલનાં નાનાં કેળાં તે.

**સોનૈયો,** પું૦ સોનાનો સિક્કો; સોનાનાણું. ઉ૦ સોનૈયા આપ્યા, રૂપૈયા આપ્યા.

**સોપાન,** પું૦ [સં.] નિસરણી; સીડી; દાદર. (૨) પગથિયાં; પગથીવાળો ચઢાવ તે.

**સોપારો,** પું૦ અધ્યાય; બાબ.

**સોપારી,** સ્ત્રી૦ ફોફળ; સોગટા જેવડું એક નાનું દધિયાગરનું ફળ; એ કાતરીને મુખ સાફ કરવાને ખવાય છે. અકોટ. (૨) એ નામનું ઝાડ; જેને સોપારીઓ થાય છે તે.

**સોફ,** સ્ત્રી૦ ભયનો ધ્રાસકો; ભયનો ગભરાટ; મોંએ શ્વાસ માય નહિ અને મન ભય વિહ્વલ થઇ ગયું હોય એવી સ્થિતિ તે; ધાક. (૨) સોજો.

**સોફવા,** પું૦ શરીર ફૂલી જાય એવો વાયુનો એક રોગ તે; ફૂલણવા.

**સોબત,** સ્ત્રી૦ સગત; સાથ; મૈત્રી. (૨) સ્ત્રી પુરુષનો સંગ તે.

**સોબતી,** વિ૦ સાથી; જોડિયો. (૨) મિત્ર; દોસ્ત.

**સોભ,** ન૦ સૌભાગ્યનાં ગીત, જે વરકન્યા પરણ્યા પછી ગણપતિ પૂજન વખતે ગવાય છે તે.

**સોભાગ,** ન૦ સૌભાગ્ય; હેવાતન. (૨) સારું ભાગ્ય તે.

**સોભાગવડું,** ન૦ બારસાખ ઉપરનું લાકડું.

**સોભાગવટી,** વિ૦ સૌભાગ્યવટી; સોવાસણ; સધવા; સુવાસિની.

**સોમ,** પું૦ [સં] એક જાતની માદક વનસ્પતિ. વેદકાળમાં યજ્ઞ કરનારાઓ એનો રસ કાઢી દેવોને અર્પણ કરતા અને પોતે પીતા. (૨) ચંદ્રમા; શશી. (૩) એ નામનો રવિવાર પછીનો વાર; સોમવાર.

**સોમપા,** [સં] પું૦ સોમરસ પીનારા; યાજ્ઞિક.

**સોમયાગ,** પું૦ [સં] સોમરસ જેમાં દેવોને અર્પણ કરવામાં આવે છે એવો યજ્ઞ તે.

**સોમલ,** પું૦ પત્થર અને ધાતુ સંમિશ્ર પોલાદ જેવા સહેજ લીલા રંગનો બરડ પદાર્થ. એ લાલ અને પીળો એમ બે રંગનો આવે છે લાલ મનશિલ કહેવાય છે. આ હળાહળ ઝેર છે અને તેમાં સ્વાદ નથી

**સોમવતી,** વિ૦ સોમવાર યુક્ત અમાંસ એ પુણ્યતિથિ ગણાય છે. કહે૦ સોમવતી અમાંસ ને શુક્રવાર એટલે તદન ખોટું; અસંભવિત બાબત તે.

**સોમવલ્લી,** સ્ત્રી૦ [સં] સોમ નામની વનસ્પતિનો વેલો તે.

**સોમવાર,** પું૦ [સં] રવિવાર પછીનો વાર તે; ચંદ્રવાર.

**સોય,** સ્ત્રી૦ સુઇ; સિવણનું પાતળા સળી જેવું દોરો નાંખવાના નાકાવાળું ઓજાર.

સોય, સ૦ તે. (૨) સૌ; સઘળાં. (૩) એમ.
સોયણી, સ્ત્રી૦ સોહિની; એક રાગિણી.
સોયમ, વિ૦ ઉતરતી પ્રતિની જમીન, અવલ, દોયમ, ને સોયમ.
સોયલું, વિ૦ શોભીતું; સુંદર; સોહેલું. (૨) સહેલું; સરલ.
સોયાણી સ્ત્રી૦ જણાવનારી; સુયાણી; દાયણ; દાઇ.
સોયો, પું૦ મોટી સોય; સુતળી પરોવાય એવા નાકાવાળી આર.
સોરટી, સ્ત્રી૦ નાની નાની ઘણી રકમોથી બનાવેલી એક મોટી રકમમાંથી અમુક રકમ ગખી બાકીની રકમ ઇનામ તરીકે આપવાને કાઢવામાં આવતી ચીઠીઓવાળી ભાગ્ય અજમાવવાની એક ક્રિયા કે ગોઠવણ તે
સોરઠ, [सं सौराष्ट्र] કાઠિયાવાડ, તેનો ગિરનારની આસપાસનો ભાગ તે. (૨) એ નામનો એક રાગ.
સોરઠી, વિ૦ સોરઠનું; સોરઠને લગતું:-સોરઠી સોમનાથ. સોરઠનું રહેવાસી ઉ૦ સ્વપનંતરમાં આવી સોરઠિયાની જાન રે
સોરઠો, પું૦ એ નામનો એક રાગ. દોહરાને ઉલટાવવાથી સોરઠો બને છે. ઉ૦ પ્રથમ ત્રીજે અગિયાર, ચાર બીજે તો તેર કળ; પદ દોહરા પ્રકાર,સારધાર તે સોરઠા. પિંગળ
સોરણ, ન૦ સોસાવું તે, સોસ. (૨) અણગમો; પશ્ચાત્તાપ
સોરની, સ્ત્રી૦ જુ. સોરટી.
સોરમ, સ્ત્રી૦ ખુશબો; સુવાસ; પરિમળ.
સોરવવું, ક્રિ૦ ગમવું; ગોઠવું; ચેન પડવું.
સોરવું, ક્રિ૦ સ૦ છોલવું; ઉપર ઉપરથી ઉખાડવું. (૨) દુખાવું. (૩) ભુંડું બોલવું; ખંડન કર્યા કરવું; વિપરીત બોલવું; ઘસાતું બોલવું.
સોરંગી, સ્ત્રી૦ એક જાતની વનસ્પતિ. એનો લાલ રંગ બને છે.
સોરંભ, સ્ત્રી૦ ખુશબો; સુગંધ.
સોરાટવું, ક્રિ૦ સ૦ ઝુડવું; જેમ ફાવે તેમ ઝાપટવું. (૨) ગાળો દેવી.
સોરાવક, સ્ત્રી૦ સોસ.
સોરાવું, ક્રિ૦ અ. છોલાવું; ઘસારે ઉખડવું.
સોરાસોર, સ્ત્રી૦ છોલાછોલ. (૨) ઘોંઘાટ; ગડબડ. (૩) ડોળાડોળ; પંચાત એક બીજાનું વિપરીત બોલ્યા કરવું તે, ધમાલ; કલમક્લાટ
સોરી, સ્ત્રી૦ કળ; ગમ. (૨) ગોઠવું; ગમવું તે; ધરાપતા. (૩) કરસણના સાંઠાને સુકાવા માટે ઉભા મૂકવા તે ક્રિ૦ પ્ર૦ સોરી વળવી =ધરપત થવી ગમવું-ગોઠવું.
સોરું, અ૦ લગી; સુધી; અમુક વખતમાં એમ: -અહારથી ક્યાર મોરા આવશે ?
સોવરાવવું, ક્રિ૦ સુશોભિત કરવું; સોહે-સુંદર દેખાય એમ કરવું; શણગારવું-તહેવાર આવ્યો કે તરત ઘરેણાં સોવરાવીને ચાલ્યાં. શોભાવવુ.
સોવસા, અ૦ લગભગ નક્કી એમ; ખાતરી પૂર્વક; સોળે સોળ આના ઘણું કરીને ચોક્કસ. આજ નો સોવસા આવશેજ આવશે. સોવશા.
સોવાસણ, વિ૦ સોહાગણ; સુવાસિની; સધવા; સોભાગ્યવતી, ઉ૦ તાંબાને બેડે ને સોનાને ચુડે, સોને સોવાસણ પાણી ભરશે.
સોવાવું, ક્રિ૦ અ૦ આમતેમ અથડાવું; અહિં તહિં ફાંફાં મારવાં; મુશ્કેલીમાંથી છુટવા માટે આમ તેમ બેફામ જેવા કરવું; ગડબડમાં પડવું; હિલોળાવું.
સોવાટ, પું૦ આમતેમ અથડા અથડી થવી તે; ગડબડાટ; ગભરાટનાં ફાંફાં. (૨) ધાંધલ; શોરબકોર; ગડમથલ.

**સોવું**, ક્રિ૦ સ૦ સોહોવું; સુપડામાં નાખી આમ તેમ હલાવવું; આમ તેમ અથડાવવું; આમ તેમ ફેરવીને ઝાટકવું. (૨) વાગ ફરતી બન્ને બાજુ તરફ ઝુલાવવું; હિલોળવું.

**સોસ**, પું૦ વારંવાર તરસ લાગ્યા કરવી તે; પાણીથી તૃપ્તિ નહિ થવી તે; પાણી વગર ગળું સુકાવું તે; પિપાસા. (૨) શોષ; હૃદયદાહ; અંતરના દુઃખની લાગણી તે.(૩) વલવલાટ; ચિંતા; ફિકર; કાળજી.

**સોસવાટ**, પું૦ સુસવાડ; સગરર.ર૭.(૨) સૈડકો.

**સોસવાવું**, ક્રિ૦ સ૦ વનસ્પતિ વગેરેનું ગરમી લાગવાથી કદે ઘટવું; દુર્બળ-ઓછું થઈજવું; શોષાવું. (૨) મનસ્તાપથી દુર્બળ થઇ જવું. રસ-તાજગી ઉડીજવી.

**સોસવું**, ક્રિ૦ અ૦ ખમવું; સહન કરવું. (૨) ક્રિ૦ સ૦ ખેંચવું; ચુસી લેવું:-માટી બાંધો આંખની ગરમી સોસી લેશે.

**સોસળાઈ**, સ્ત્રી૦ ધ્યાન નહિ રાખવાપણું; અનુપલક્ષતા; બેફામપણું.

**સોસળું**, વિ૦ ભુલકણું; વિસર સોળું. (૨) સુનું; લક્ષ ન હોય એવી રીતનું; તપાસ સંભાળ વગર રાખેલું એવું. હોહણું.

**સોહણી**, સ્ત્રી૦ શોભા. ઉ૦ સુખતણી મોટી મોહિની, ઉપર અલકતણી સોહણી ગીરધર.

**સોહમ્**, અ૦ તે હું છું, એવો નાદ તે. શ્વાસ લેતાં ને મૂકતાં, અંદર થનો એવો ધ્વનિ.

**સોહલું**, વિ૦ સુંદર; શોભીતું. (૨) સારું; સ્વચ્છ. (૩) મઝા પડે એવી ગમત-ઉત્સવ-રંગરાગ; શોભા તે-શૃંગારનાં લાડ. ઉ૦ સખી માગસર મહીને મનમાંહિં કોણ કરે સોહલાં.

**સોહવું**, ક્રિ૦ અ૦ સુંદર દેખાવું; શોભવું; ખપવું. (૨) સોવું.

**સોહાગ**, ન૦ શોભા આપે સુંદર દેખાય એવી સ્થિતિ-હાલત તે; સોભાગ્ય હેવાતન. ઉ૦ હજો એનો અખંડ સોહાગ. જીવો-વિક. (૨) નસીબદારપણું, સુભાગ્ય તે.

**સોહાગણ**, વિ૦ સારી શોભા-વેષવાળી; સોભાગ્યવતી; સધવા. ઉ૦ સોહાગણ બોલ્યાંરે. દયારામ.

**સોહાગી**, વિ૦ સુંદર-શોભાવાળું; સુશોભિત. (૨) સારા ભાગ્યવાળું; સુખી; શ્રીસંપન્ન. (૨) આનંદી; મોજીલું.

**સોહામણું** વિ૦ સુંદર દેખાવનું; શોભાવાળું; સુશોભિત.

**સોહાવું**, ક્રિ૦ અ૦ શોભવું; સારું લાગવું; ખપવું.

**સોહિની**, સ્ત્રી૦ સુંદર-મનોહર દેખાવની અને મોજીલી સ્ત્રી.

**સોહેણી** સ્ત્રી૦ એ નામની રાગણી. આ રાગણી રાતે ગવાય છે.

**સોહેલો**, પું૦ શોભીતા સુંદર દેખાવ તે; ભભકો; રોફ; દીપી ઉઠતી મજેની ભભક. ઝગક તે (૨) આનંદનો ઉછાળો ને ઉત્સવ તે. (૩) પોતાની શોભા સુંદરતાને લીધે અનુરક્ત જન તરફના માન સૌભાગ્યનું અભિમાન તે-સીતાજીનો સોહેલો; સૌભાગ્યાભિમાન-ગર્વ તે. સોભાગ્યના માનનું લાડ તે.

**સોહોડ**, સ્ત્રી૦ સોડ; પાર્શ્વ; પડખું.

**સોહોર**, પું૦ ધોંધાટ; ગડબડાટ. (૨) ધાંધલ; ધમાલ.

**સોહોવું**, ક્રિ૦ અ૦ શોભવું; સુંદર દેખાવું. (૨) ગમવું; ગોઠવું; સહવાસમાં રહેવું; ફાવવું.

**સોહ્યલું**, વિ૦ સારું; શોભીતું; સુંદર. (૨) સોરઠું; સરસ.

**સોળ**, વિ૦ શોળ; દસ ને છ જેટલું; ૧૬.

**સોળ**, પું૦ સોટી વગેરેના આઘાતથી ચામડીનું ઉપસવું તે; આઘાતથી ચામડી ઉપસીને પડેલો આંકો તે; સળઃ-બરડે સોટીના સોળ પડ્યા છે.

**સોળું**, વિ૦ પોઇને અલગ રાખેલું; પવિત્રતામાં રાખેલું.

**સોળું**, ન૦ જમવા બેસવાને માટે પોઇને

અલગ પવિત્રતામાં રાખેલું વસ્ત્ર; રેશમી વસ્ત્ર; અબોટિયું; સ્વચ્છ પવિત્ર રેશમી વસ્ત્ર.

**સોળિયો**, પું० લાંબો વળો; સોળ ફુટનો સાગરો.

**સોંગ**, પું० વેષ; અમુક તરેહનો પોષાક તે; ખોટો-કૃત્રિમ દેખાવ. (૨) ઢોંગ; આડંબર.

**સોંઘ**, સ્ત્રી० સસ્તાઇ; છત; થોડી કિમ્મતે ઘણું મળવું તે.

**સોંઘવારી**, સ્ત્રી० સોંઘનો વખત તે; થોડી કિમ્મતમાં વધારે વસ્તુ મળે એવી મોસમ; વખત. (૨) સસ્તાઇ; છત; સોંઘું મળવું તે.

**સોંઘું**, વિ० સસ્તું; થોડામાં ઘણું મળે એવું; છતવાળું; નહિ નાટું. ક્રિ० પ્ર० સોંઘું મોંઘું થવું=માન ખાવું; આનાકાની કરવી.

**સોંઢ**, પું० આખલો; નંદી. કહે० આંકેલો સોંઢ નિરંકુશ માણસ. (૨) ખાઇ પી મસ્તાન થઇને ફર્યા કરનારો; નબ્દું માણસ.

**સોંઢવું**, ક્રિ० અ० મોટી તૈયારીએ-ધામધુમ કરીને નીકળવું; સ્નેહીસમાં સાથે પ્રવાસે જવા તૈયાર થવું:-જાન સોંઢીને નીકળ્યા. (૨) ધસવું.

**સોંતળવું**, ક્રિ० અ० ઘી તેલમાં શેકવું; તળવું.

**સોંધા**, પું० એક સુવાસી દ્રવ્ય; સુગંધી પદાર્થ. ઉ० સુગંધ સોંધાં કુંકુમ કેસર, ઉડે અબીલ ગુલાલ. પ્રેમા.

**સોંધો**, પું० સાંધો.

**સોંપડવું**, જુ० સાંપડવું; અવતરવું; જણવું. (૨) જડવું; પ્રાપ્ત થવું.

**સોંપણ**, સ્ત્રી० સોંપેલું તે; સુંપરત; ભાળવણી. (૨) હવાલો.

**સોંપવું**, ક્રિ० સ० ભાળવવું; સંભાળમાં મૂકવું; સુંપરત કરવી.

**સોંસરું**, વિ० એક છેડાથી બીજા છેડા લગી ગયેલું; આરપાર; સળંગ. (૨) અવિકૃત-અણઅગડયું-આરપાર નીકળેલું-નીકળનાર એવું. ક્રિ० પ્ર० સોંસરું પડવું=નહિ પચવું; નહિ હજમ થવું.

**સોંહ**, ન० ભાન; શુદ્ધિ; સમજણ.

**સૌ**, વિ० સઉ; સહુ; સઘળાં; સર્વ; બધાં. કહે० સૌ સૌનાં ગીત ગાય=સૌ પોતપોતાનું સારું બોલે-વખાણ કરે. સૌ સૌને મન સવા શેર=દરેક માણસ પોતાને માટે અભિમાન રાખે સૌ સુતા જમ અલ્લા જાગા. છેલ્લે ઉભા થવું; છેવટના ભાગમાં નવી વાત-બાબત લાવી રજુ કરવી.

**સૌકુમાર્ય**, ન० [સં.] સુકુમારતા; કોમળતા; નાજુકતા. (૨) મૃદુત્વ.

**સૌખ્ય**, ન० [ સં. ] સુખ. (૨) આરોગ્ય.

**સૌજન્ય**, ન० [ સં. ] સુજનતા; સુજનપણું. (૨) સારાપણું; ભલાઇ. (૩) કૃપાળુતા.

**સૌદામિની**, સ્ત્રી० [ સં. ] વિજળી; વિદ્યુત; વિદ્યુલ્લતા.

**સૌભાગ્ય**, સ્ત્રી०. [ સં.] ભાગ્યશાળીપણું સુખ-રૂપતા; મંગળતા; સારૂં શોભીતું એવું જે તે. (૨) એવાતન; સધવાવસ્થા. (૩) શોભા; સુંદરતા. (૪) સત્તાવીસ યોગમાંનો એક યોગ તે.

**સૌભાગ્યવતી**, વિ० સધવા; સુવાસિની; સારા ભાગ્યવાળી.

**સૌમ્ય**, વિ० [ સં. ] સાત્વિક વૃત્તિનું; નમ્ર-વિવેકી સ્વભાવનું; શાન્ત; ભલું; સાલસ. (૨) સુંદર; મનોહર.

**સૌરમાસ**, પું० [સં] એક સંક્રાંતિથી બીજી સંક્રાંતિ લગીનો કાળ તે; સૌર વર્ષનો બારમા ભાગ જેટલો સમય તે. આ મહિનો ચાંદ્રમાસથી સહેજ મોટો હોય છે.

**સૌષ્ઠવ**, ન० [ સં.] સારાપણું; સુંદરતા; શોભા. (૨) ઉત્તમતા; શ્રેષ્ઠતા; ગુણની અધિકતા તે.

**સૌંદર્ય**, ન० [ સં. ] સુંદરતા; શોભા; કાંતિ; ખુબસુરતી.

**સ્કંધ**, પું० [ સં. ] ખભો; હાથનો ઉપલો ભાગ તે; ખાંધ. (૨) પ્રકરણ; અધ્યાય; ભાગ. (૩) ડાળાં વગરનું ઝાડનું થડિયું તે; ઝાડ

**સ્ટેશન,** [station] રેલ ગાડીને ઉભી રાખવાનું ઉતારૂઓ ચઢે ઉતરે એવી સગવડવાળું સ્થાન તે. (૨) સ્થાન; ઠેકાણું. (૩) પડાવ; રહેઠાણ.

**સ્તન,** પું૰ [ સં. ] જેની અંદર બચ્ચાને માટેનું દૂધ ઉત્પન્ન થાય છે તે માદાઓનો માંસ પિંડ; દૂધ ઉત્પન્ન કરનારો માદાનો અવયવ; થાન; ધાઇ; આંચળ.

**સ્તનપાન,** ન૰ [ સં. ] ધાવવું તે; દૂધ પીવું તે; બચ્ચાએ માદા-માતાના સ્તનમાંથી દૂધ ખેંચી પીવું તે.

**સ્તબક,** પું૰ [ સં. ] ફુલનો ગુચ્છ; મંજરી; ફુલવાળું લુમખું.

**સ્તબ્ધ,** વિ૰ [ સં. ] ચકિત થયેલું; દિઙ્મૂઢ; વિચારમાં ગુમ થઇ ગયેલું (૨) ઠક; કુંઠિત; બેહોશ; નષ્ટગતિ.

**સ્તબ્ધતા,** સ્ત્રી૰ સ્થિરતા; દિઙ્મૂઢતા; ચકિતતા; વિસ્મયતા.

**સ્તવ,** પું૰ [ સં. ] તારીફ-વખાણ કરવાં તે; સ્તુતિ; ગુણપ્રશંસા.

**સ્તવન,** ન૰ સ્તુતિ કરવી તે; તારીફ.

**સ્તવવું,** ક્રિ૰ સ૰ સ્તુતિ કરવી; ગુણ ગાવા; વખાણ કરવાં.

**સ્તવ્ય,** વિ૰ સ્તુતિ કરવાને યોગ્ય તે; વખાણવા લાયક.

**સ્તંભ,** વિ૰ થાંભલો; ખાંભ; ધારણ દેવાનો દંડ; ટેકાનું ઉભું લાકડું.

**સ્તંભન** ન૰ ધરી રાખવું તે; રોધ; અટકાવ. (૨) થોભાવવું તે; અદ્ધર રાખવું તે.

**સ્તુતિ,** સ્ત્રી૰ દેવ, રાજા કે મોટા માણસની ગુણપ્રશંસા તે; તારીફ; વખાણ.

**સ્તુતિપાત્ર,** વિ૰ વખાણ કરવા લાયક.

**સ્તુત્ય,** વિ૰ [ સં. ] સ્તુતિ કરવા જોગ; વખાણવા લાયક.

**સ્તુપ,** પું૰ [ સં. ] રાફડો; માટી ઇંટ વગેરેનું ઘુમ્મટ જેવું બાંધકામ; સમાધ; પાળિયો. બુદ્ધનાં હાડ અને દાંત વગેરે અવશેષ જાળવી રાખવાને માટે બનાવેલું મોટું બાંધ કામ. ઇજીપ્તના પિરામીડોની માફક બુદ્ધ ધર્મીઓ પણ બુદ્ધ, બોધિસત્ત્વ વગેરેનાં અવશેષ સાચવવાને માટે મોટી સમાધિ બનાવતા તે.

**સ્તેન,** પું૰ [ સં. ] ચોર; તસ્કર; લુંટારો.

**સ્તેય,** ન૰ ચોરી; ચૌર્યકર્મ.

**સ્તોત્ર,** ન૰ [ સં. ] સ્તુતિનો પાઠ તે; ગુણ પ્રશંસાનો સંગ્રહ તે.

**સ્તોય,** વિ૰ વળેલું; વાંકું. (૨) પું૰ જમાવ; ગંજ; રાશિ.

**સ્ત્રી,** સ્ત્રી૰ [ સં. ]માનવ માદા; મનુષ્યજાતિમાંની તે વ્યક્તિ કે જે ગર્ભ ધારણ કરે છે. નારી; બાઇડી; માદા. (૨) વહુ; પત્ની; ધણિયાણી; ભાર્યા. ક્રિ.પ્ર. સ્ત્રી કરવી=પરણવું; નાતરું કરવું. રૂ૰ પ્ર૰ સ્ત્રી વેપ=રજ પ્રાપ્ત થવું તે; ગર્ભધારણની ઉમ્મરે આવવું તે. સ્ત્રિયારાજ=સ્ત્રીનું ચલણ તે. એવો દેશ કે જ્યાં સ્ત્રીઓનુંજ રાજ્ય હોય તે. કહે૰ સ્ત્રીની બુદ્ધિ પાનીએ=સ્ત્રીની માન તુચ્છ હોય એમ; હલકાઇ ઉપર જ જાય એમ. સ્ત્રીનું જોર જીભે=સ્ત્રી બિચારી મોઢે બોલી જાણે, હાથ ચલાવી શકે નહિ એમ. સ્ત્રીહઠ=ન હઠે એવો આગ્રહ તે; ભારે-ન ટળે એવી જીદ તે.

**સ્ત્રીકેસર,** ન૰ વનસ્પતિમાં રહેલો ફલોત્પાદક રેસો તે; પુષ્પમાંનો ગર્ભોત્પાદક અંકુર.

**સ્ત્રીચરિત્ર,** ન૰ સ્ત્રીની જે આંતરિક-સ્વાભાવિક ચાલચલગત તે; સ્ત્રીના કાવાદાવા, પ્રપંચ. કહે૰ સ્ત્રીચરિત્રને રોતાં બાળ, તેનો કોઇ નવ પામે પાર.

**સ્ત્રીજિત,** વિ૰ સ્ત્રીથી જીતાયેલો તે; સ્ત્રીવશ.

**સ્ત્રીધન,** ન૰ [ સં. ] વિવાહ વખતે પિતા, માતા, ભાઇ, પતિ અને સ્નેહીઓએ ભેટ આપેલું જે ધન-ચાંલ્લો વગેરે તે; જેની ઉપર સ્ત્રીનો હક હોય તે ધન; બક્ષીસ, દાન વગેરે રૂપે સ્ત્રીને પ્રાપ્ત થયેલું જે તે. સ્ત્રીધન ધર્મશાસ્ત્રોમાં ૭ પ્રકારનું કહેલું છે.

સ્ત્રીધર્મ, પું૦ સ્ત્રીએ કેવી રીતે ચાલવું-આચરણ કરવું-જોઈએ તેને લગતા નિયમો તે; સ્ત્રીની ફરજ તે. (૨) ઋતુ; રજ; રજસ્વલા થવું તે-સ્ત્રીધર્મ.

સ્ત્રીપુરૂષ, પું૦ [ સં. ] ધણી ધણિયાણી; પતિપત્ની; વરવહુ; દંપતી.

સ્ત્રીલંપટ, વિ૦ વિષયી; કામી; વ્યભિચારી.

સ્ત્રીલિંગ, ન૦ [ સં. ] સ્ત્રીચિહ્ન તે; સ્ત્રી જેથી ઓળખાય તે; નારીજાતિ.

સ્ત્રીહત્યા, સ્ત્રી૦ [ સં. ] સ્ત્રીને મારી નાખવી તે; સ્ત્રી માર્યાનું પાપ તે.

સ્ત્રૈણ, ન૦ [ સં ] સ્ત્રીત્વ; બાયલાપણું

સ્થ, અ૦ [ સં. ] સ્થાન, રહેઠાણ, વાસ સ્થિતિ દર્શક પ્રત્યય. વિ૦ સ્થાનમાં રહેલું.-માર્ગસ્થ; ગર્ભસ્થ.

સ્થવિર, વિ૦ [ સં. ] પાકટ ઉમ્મરનું; વૃદ્ધ (૨) જીર્ણ.

સ્થલ, ન૦ [ સં. ] જગા; સ્થાન; ઠેકાણું.

સ્થલચર, વિ૦ [ સં ] સ્થળ-પૃથ્વી ઉપર ફરનાર તે; ભૂચર. જેનો જન્મ ભૂમિ ઉપર થાય છે અને ભૂમિ ઉપર વસતાં વસતાંજ જેનો જન્મ જાય છે તે.

સ્થલમાર્ગ, પું૦ [ સં ] જમીન ઉપરનો રસ્તો; ખુશકી માર્ગ.

સ્થલાંતર, ન૦ [ સં ] જગાની અદલા બદલી તે; સ્થાન-રહેઠાણ ફેરવવું-બદલવું તે

સ્થંડિલ, ન૦ [ સં. ] જમીનની સપાટીથી સહેજ ઉંચી ચોરસ ઓટલી; ચોતરો; ચોરો; વેદી.

સ્થાણું, વિ૦ [ સં. ] સ્થિર; અચલ (૨) પું૦ ઝાડનું ડાળાં પાંખડાં વગરનું ઉભું થડ; ખોડ; ઠાંઠ; ખાંભો. (૩) કુદરતે ઉગેલી ઝાડી-ઝરડ. (૪) મહાદેવ.

સ્થાન, ન૦ [ સં. ] જગા; ઠેકાણું; સ્થળ. (૨) રહેઠાણ; ગૃહ; ઘર. (૩) પદ; પદવી; હોદ્દો; દરજ્જો.

સ્થાનક, ન૦ [ સં. ] સ્થાન; ધામ, રહેઠાણ. (૨) ગાદી; આસન; જગા. (૩) બેઠક.

સ્થાનિક, વિ૦ સ્થાનનું, જગાને લગતું; ઠેકાણાનું :-પિતૃસ્થાનિક.

સ્થાપક, વિ૦ [ સં. ] થાપનાર; ઉભું-ખડું કરનાર. (૨) સાબીત કરી આપનાર; મંડાણ કરનાર; રોપનાર; આરંભ કરનાર.

સ્થાપત્ય, ન૦ [ સં ] સ્થાપનાને લગતું જે કામ તે. શિલ્પવિદ્યા પ્રમાણે ગૃહ મંદિરાદિક બાંધવાનું કામ તે. કડિયા, સલાટ અને સુતારને લગતાં બાંધકામો તે.

સ્થાપન, ન૦ [ સં ] થાપના; માંડણી; મંડાણ; રચવું-નિર્માણ કરવું તે; ખડું કરવું તે. (૨) સાબીતી; પુરવારી.

સ્થાપના, સ્ત્રી૦ [ સં. ] સ્થાપવું તે; સ્થાપન; મંડાણ. (૨) નાટકમાં ગોઠવેલી વ્યવસ્થા તે.

સ્થાપવું, ક્રિ૦ સ૦ [ સંસ્થા ] માંડવું; ઉભું કરવું; નિર્માણ કરવું. (૨) ગોઠવવું; બેસાડવું. (૩) મુકરર કરવું; નિમવું; યોજવું (૪) સાબીત કરવું; પુરવાર કરવું

સ્થાપિત વિ૦ [ સં. ] સ્થાપેલું, બેસાડેલું; મુકરર કરેલું; પુરવાર કરેલું; સિદ્ધ કરેલું.

સ્થાયિભાવ, પું૦ [ સં. ] જે રસનો ભાવ છેવટ લગી જેનો તેમ રહ્યા કરે તે ભાવ તે; સ્થિર ભાવ તે.

સ્થાયી, વિ૦ ઘણીવાર ટકે એવું; અચલ; નિશ્ચય, ટકાઉ. (૨) હમેશનું; કાયમનું નહિ ડગે એવું; સ્થિર રહે એવું.

સ્થાલી, સ્ત્રી૦ [ સં ] થાળી; ટાટ; જમવાનું-ગોળ ને કાનાવાળું સપાટ છીછરૂં પાત્ર; નાની કથરોટ; ખુમચો.

સ્થાવર, વિ૦ [ સં. ] એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખસે કે ખસેડી શકાય નહિ એવું તે; સંચાર શક્તિ રહિત; અડગ :-ઘર, વૃક્ષ, ક્ષેત્રાદિ તે. જંગમથી ઉલટું તે.:-

સ્થાવર જંગમ સ્થાવર મિલકત=ઘર વા-
ડીવછ્યા વગેરે તે.

સ્થિત, વિ૦ [ સં. ] ઉભેલું; સ્થિર રહેલું; નિશ્ચિત; અચીવ; દૃઢ; અડગ ઉભેલું. એકજ ઠેકાણે સ્થિર રાખેલું–નક્કી કરી જેમને તેમ રહેવા દીધેલું એવું તે.

સ્થિતિ, સ્ત્રી૦ [ સં. ] સ્થિરાવસ્થા તે; કાયમ એક ઠેકાણે અડગ રહેવાપણું તે; સંસ્થિતિ. ( ૨ ) મુકામ; રહેઠાણ; એક સ્થાનાવાસ. ( ૩ ) એક સરખી નિશ્ચિત હાલત–દશા તે. ( ૪ ) અવસ્થા; હાલત; દશા. (૫) વાસ; નિવાસ; રહેવાપણું:- અહિંયાં કયાં સુધી સ્થિતિ છે; સ્થિરતા. ( ૬ ) પદ; પદવી; સ્થાનાપન્નતા; ટકાવ ( ૭ ) મગદૂર; ધારણ શક્તિ; ક્ષમતા.

સ્થિતિસ્થાપક, વિ૦ અસલ જે સ્થિતિ–હાલતમાં હોય એની એ સ્થિતિએ આવીને પાછું સ્થિત થાય એવું; અસલ સ્થિતિને વળગી રહેનારૂં; વાળીએ કે સીધું કરીએ પણ પાછું મૂકી દેતાં જેમનું તેમ થઇ જાય એવું તે; પૂર્વ સ્થિતિગામી; અસલ હાલતમાં આવી જનારૂં એવું તે.

સ્થિર, વિ૦ [ સં. ] એકજ હાલત અથવા સ્થાનપર અચલ રહેલું અથવા રહેતું એવું તે; અડગ; દૃઢ; નિશ્ચલ. જેમા સંચાર શક્તિનો અભાવ હોય એવું. (૨) કાયમ; જામી રહે એવું; ઠરેલ; ચોટેલું.

સ્થિરતા, સ્ત્રી૦ સ્થિરપણું, અડગતા; દૃઢતા; નિશ્ચલતા.

સ્થૂલ, વિ૦ [ સં ] જાડું; પુષ્ટ; ભરેલું-ભારે. (૨) ગાઢું; ગીચ; ઘટ (૩) મોટું; કદાવર (૪) જડ; અચંચળ; અતીવ:-સ્થૂલબુદ્ધિનું.

સ્થૂલતા, સ્ત્રી૦ જાડાપણું; જાડાપણું.

સ્થૂલદેહ, પું૦ [ સં ] હાડમાંસથી ભરપુર દેહ તે; કલેવર, પુરાણોમાં બે દેહ માનેલા છે. એક હાલતો ચાલતો હાડમાંસવાળો દેખીતો દેહ તે, અને બીજો સૂક્ષ્મ એટલે નરી આંખે નહિ દેખાતો એવો જીવને વહેનારો દેહ તે.

સ્થૈર્ય, ન૦ [ સં. ] સ્થિરતા; અડગપણું; નહિ ડગમગવાપણું તે; દૃઢતા.

સ્નાત, વિ૦ [ સં. ] નહાએલું; પાણીએ ધોવાયેલું.

સ્નાતક, વિ૦ [ સં. ] ઉપવીત લઇ ગુરુને ત્યાં જઇ બાર વર્ષ લગી વેદાધ્યયન કરી બીજા ગૃહસ્થાશ્રમમાં દાખલ થવા ઘેર પાછો ફરી આવેલો જુવાન બ્રહ્મચારી તે; ગૃહસ્થાશ્રમમાં દાખલ થવાને યોગ્ય બનેલો બ્રહ્મચારી વિદ્યાર્થી તે; પ્રથમાશ્રમ જેણે પુરો કરેલો હોય તે જુવાનિયો.

સ્નાન, ન૦ [ સં. ] નહાવું તે; અંઘોળ; અંગ ધોવું તે. (૨) મુએલાને નહાવું તે; મૃતકને નહાવું તે. (૩) માતા પિતા તરફનાં સગાંના મરણની અસ્પર્શતા તે; આશૌચ; સંબંધીના મરણથી લાગતી અશુદ્ધિ તે–સ્નાન:–દશ પેઢી પછીના સગાનું સ્નાન ન આવે–લાગે, એમ કહેવાય છે. (૪) નહાઇને પવિત્ર થવું તે; દોષ, પાતક; સંસર્ગ–સંસ્પર્શ વગેરેથી શુદ્ધ પવિત્ર થવું તે; નહાવાથી આવતી શુદ્ધિ પવિત્રતા તે; માલિન્ય શુદ્ધિ તે:–ગંગાસ્નાન કર્યું એટલે બધાંએ પાપ ગયાં. ક્રિ૦ પ૦ સ્નાન કરવું–નહાવું. (૨) સગાઇ સંબંધ તોડી નાંખવો; મુઓ એમ માની લેવું; એક ગાળ.

સ્નાયુ, પું૦ [ સં. ] જે તંતુએ કરીને માંસ અસ્થિને વળગી રહે છે તે; બંધ–પાટા જેવો જે અંદરની ચામડીનો રેસો તે; માંસ અને અંદરના અવયવોના બાંધાના તંતુઓ તે. જે લાંબા ટુંકા થવાથી સાંધાઓની હિલચાલ થાય છે તે ચર્મપટાઓ; નાડીઓનાં ગુંછળાં ને તેનાં બંધની તાંતો તે.

**સ્નિગ્ધ**, વિ૦ [સં.] લીસું; સુંવાળું; ચીકટવાળું; ચીકણું. (૨) કોમળ; મૃદુ; મુલાયમ.

**સ્નિગ્ધતા**, સ્ત્રી૦ સુંવાળાશ. (૨) ચિકાશ. (૩) મૃદુતા

**સ્નુષા**, સ્ત્રી૦ [સં] છોકરાની વહુ તે; પુત્રવધૂ

**સ્નેહ**, પું૦ [સં] માયા; મમતા; વાત્સલ્ય; પ્રીતિ; પ્રેમ; વહાલ; હેત. (૨) મૈત્રી; દોસ્તી. (૩) અંતરનું વળગણ; અંતરનો કોમળ ચીવટ ભાવ તે. (૪) ચીકટ; તેલ, ઘી વગેરે–ચીકણું દ્રવ્ય તે.

**સ્નેહાકર્ષણ**, ન૦ [સં] સ્નેહનું ખેંચાણ તે; એક બીજા પ્રતિ પરમાણુઓનું એકત્ર થવા માટેનું ખેંચાણ તે.

**સ્નેહાળ**, વિ૦ સ્નેહ રાખનારું; સ્નેહવાળું; અંતરના પ્રેમી ઉમળકાવાળું; હેતાળ; માયાળુ; વાત્સલ્યથી ભરપુર.

**સ્નેહી**, વિ૦ સ્નેહવાળું, પ્રીતિ રાખનાર; પ્રેમવાળું; વહાલું. (૨) જેની સાથે સ્નેહ હોય તે; મિત્ર; દોસ્ત; પ્રિયજન.

**સ્પર્ધા**, સ્ત્રી૦ [સં] સરસાઇ, બરાબરી; ચડસાચડસી. (૨) ઈર્ષ્યા; અદેખાઇ.

**સ્પર્ધાળુ**, વિ૦ ચડસીલું; વાદીલું. (૨) અદેખું; હરિફાઇ કરવાના સ્વભાવવાળું.

**સ્પર્શ**, પું૦ [સં] લાગવું–અડવું તે; એક બીજાને કલેવરે કલેવર–સ્થૂલે સ્થૂલને અડવું અડાવું તે, કોઇપણ ચીજને અડકવું તે. સંસર્ગ; સંગઠન; મેળાપ. (૨) ચામડી દ્વારા બીજી વસ્તુનું જ્ઞાન થવું તે; અડકવાથી પડતી ઓળખ.

**સ્પર્શમણિ**, પું૦ [સં.] જેના અડવાથી લોઢું સુવર્ણ થઇ જ કહેવાય છે તે ચમત્કારી પથ્થર; જેના સ્પર્શથી ઉત્તમતા આવે એવું તે. (૨) કાચમણિ; પારસમણિ.

**સ્પર્શાસ્પર્શ**, પું૦ અડકાઅડકી; આભડછેટ.

**સ્પષ્ટ**, [સં.] ચોખ્ખું; ખુલ્લું; સાફ. (૨) ગાબડ રહિત; સમજાય એવું; સુગમ. (૩) બરાબર; ચોકસ.

**સ્પષ્ટવક્તા**, વિ૦ ખરાબોલું; જેવું હોય તેવું ચોખ્ખેચોખ્ખું કહી દેનાર.

**સ્પષ્ટીકરણ**, ન૦ [સં.] સ્પષ્ટ કરવું તે; ખુલાસો; ચોખવટ. ખુલ્લી સમજ પડી જાય એમ કરવું કહેવું તે.

**સ્પંદ**, પું૦ [સં.] થરકો; સ્ફુરણ; ફરકો; પલકારો.

**સ્પંદન**, ન૦ [સં] થરકાર; ધ્રુજ; કંપ; ફરકવું તે.

**સ્પૃહણીય**, વિ૦ [સં.] ઇચ્છા કરવા યોગ્ય; વાંછા કરવા યોગ્ય. (૨) સુંદર; જોવા જાણવા–મેળવવા જેવું; ઇચ્છવા યોગ્ય.

**સ્પૃહા**, સ્ત્રી૦ [સં] ઇચ્છા; તૃષ્ણા; ગરજ; દરકાર; પરવા.

**સ્ફટિક**, પું૦ પાસાદાર ચળકતી બાજુઓવાળો એક સુંદર પથ્થર; કાચ જેવો ચકચકિત નિર્મળ પથ્થર. એના મણકા અને ચોરસાં વગેરે બને છે.

**સ્ફાટિક**, વિ૦ [સં.] સ્ફટિકનું; સ્ફટિકમય. (૨) સ્ફટિક; સુંદર દેખાવનો સ્વચ્છ ચળકતો પથ્થર.

**સ્ફુટ**, વિ૦ ફુટેલું; ઉઘડેલું; ખુલ્લું થઇ ગયેલું; વિકસિત. (૨) સ્પષ્ટ, ચોખ્ખું; ઉઘાડું; (૩) છુટુંછુટું; નવું–સમજાય, દેખાય, ને સમજાય એવું.

**સ્ફુટતા**, સ્ત્રી૦ સ્પષ્ટતા; ચોખવટ. (૨) ખુલ્લી સફાઇ તે; સુરેખપણું.

**સ્ફુરણ**, ન૦ [સં.] ઝીણી–ધીરી ધ્રુજ–કંપ તે; ચામડી, પાંપણ, હોઠ, વગેરેમાં આવતી સહેજ કંપારી તે. (૨) એકાએક સુઝી આવવું; ઓચિંતુંજ મનમાં યાદ આવી જવું તે; પ્રકટીકરણ; સ્ફુરી આવવું તે

**સ્ફુરવું**, ક્રિ૦ અ૦ થરકવું; ધ્રુજવું; કંપવું; હાલવું; ફરકવું. (૨) એકદમ સુઝી આવવું; એકાએક યાદ આવવું. (૩) પ્રગટ થવું; અંકુર ફુટવે.

**સ્ફૂર્તિ**, સ્ત્રી૦ [સં.] સ્ફુરણ; ધીમી ધ્રુજ; કંપ. (૨) જાગર્તિ; તેજી; અનાલસ્યતા; ચંચળાઈ.

**સ્ફોટ**, પું૦ [સં.] જોરથી ફુટવું તે. (૨) ભંજન; ફોડ; ધડાકો. (૩) ખુલાસો; ચોખ્ખી વિભાજણી તે; ખુલાસો ને નિર્મળ નિવડો.

**સ્મર**, પું૦ [સં.] કામદેવ; મદન; અનંગ.

**સ્મરણ**, ન૦ [સં.] સ્મરવું તે; યાદ કરીને જપવું તે ઉ૦ સ્મરણ રામના પુણ્ય નામનું. (૨) સ્મૃતિ; યાદ; ફોજ; સરત; સાંભરવું તે.

**સ્મરણી**, સ્ત્રી૦ સ્મરણ-જપ-કરવાની માળા; બેરખો.

**સ્મરણીય**, વિ૦ [સં.] સ્મરવા-યાદ કરવા જોગ :-પ્રાતઃસ્મરણીય.

**સ્મરવું**, ક્રિ૦ સ૦ યાદ કરવું; સંભારવું. (૨) ગોખવું; ભજવું.

**સ્મર્તવ્ય**, વિ૦ [સં.] સ્મરવા-યાદ કરવા જોગ; સ્મરણીય.

**સ્મારક**, વિ૦ યાદ દેનારું; સ્મરણ કરાવે-આપે એવું તે. (૨) સંભારણું

**સ્માર્ત**, વિ૦ [સં.] સ્મૃતિ સંબંધી. (૨) સ્મૃતિમાં કહ્યું હોય તેમ ધર્માચરણ કરનાર.

**સ્મિત**, ન૦ [ સં. ] મંદહાસ; સહેજ મોં મલકાવવું તે.

**સ્મૃતિ**, સ્ત્રી૦ [ સં. ] પરંપરાની યાદદાસ્ત ઉપરથી ઋષિઓએ બનાવેલા ધર્મ,આચાર નીતિ વગેરેને લગતા ગ્રંથો તે; ધર્મસંહિતા. (૨) યાદ; સ્મરણ; ફોમ. (૩) જ્ઞાન.

**સ્મેર**, વિ. [ સં. ] હસતું; હાસ્ય તરી રહેવાથી રમણીય લાગતું એવું; મલકતું. આનંદ ઉત્પન્ન કરે એવું-મજેનું; સુંદર.

**સ્યંદન**, પું૦ [ સં. ] લડાઈનો રથ તે.

**સ્યાલક**, પું૦ સ્યાલક; વહુનો ભાઈ; સાળો.

**સ્રગ્ધરા**, વિ૦ [ સં. ] માળાવાળું; પુષ્પહાર યુક્ત. (૨) પું૦ એકવીસ અક્ષરનો એક ગણુ મેળ છંદ. એમાં સાત સાત અક્ષરનાં ત્રણ પદ આવે છે.:-આપો આનંદ આજે, પરિષદ જનને, રામ રૂપે અમોને.

**સ્રજ**, સ્ત્રી૦ [સં. સ્રજ્ ] માળા; ફુલનો હાર.

**સ્રસ્ત**, વિ૦ [ સં. ] ઉતરી પડેલું; ખસી ગએલું. (૨) ગલિત; તૂટેલું.

**સ્રાવ**, પું૦ [ સં ] ધીમે ધીમે ગળવું-ઝરવું તે; ગળતર; ધીરો ને ધીમો પ્રવાહ; ઝરણ. (૨) રસ; ગુંદર; ગાળ.

**સ્રુવ**, પું૦ હોમવાની લાકડાની કડછી; ચાટવો.

**સ્રોત**, પું૦ [ સં. ] ઝરો; ઝરણ; નાનું વહેણ. (૨) જમીનમાંથી એની મેળે નીકળતો પ્રાણીનો નાનો પ્રવાહ.

**સ્લેટ**, સ્ત્રી૦ [ અં. ] પત્થરપાટી.

**સ્વ**, સ૦ પોતાનું; પોતીકું.

**સ્વકર્મ**, ન૦ પોતાનું કર્મ અથવા કામ તે.

**સ્વકલ્પિત**, વિ૦ [ સં. ] મનના ઉઠાવનું; જાતે વિચારી કાઢેલું.

**સ્વકીય**, સ૦ પોતાનું; બીજાનું-પારકાનું નહિ તે.

**સ્વકીયા**, સ્ત્રી૦ પોતે પરણેલી તે; પરણેતરસ્ત્રી.

**સ્વચ્છ**, વિ૦ [ સં. ] ચોખ્ખુ; સાફ. (૨) નિર્મળ; શુદ્ધ. (૩) શ્વેત; ધવલ. (૪) નિર્દોષ.

**સ્વચ્છતા**, સ્ત્રી૦ ચોખ્ખાઈ; સફાઈ. (૨) નિર્મળતા. (૩) સ્પષ્ટતા. (૪) ઉજળામણુ.

**સ્વચ્છંદ**, પું૦ મન ગમતો આચાર તે; પોતાને ગમે તેમ વર્તવું તે; સ્વેચ્છાચાર.

**સ્વચ્છંદતા**, સ્ત્રી૦ સ્વચ્છંદપણું; આપખુદી.

**સ્વચ્છંદી**, વિ૦ સ્વેચ્છાચારી; આપમતિયું; મનમાં આવે તેમ વર્તનાર-ચાલનાર.

**સ્વચ્છંદીપણું**, ન૦ સ્વેચ્છાચાર.

**સ્વજન**, ન૦ [ સં. ] પોતાનાં અંગત-ખાસ માણસો તે; સગાં-કુટુંબીજન તે.

**સ્વજાતિ** સ્ત્રી૦ પોતાની જાતિ અથવા વર્ગ તે; ધર્મ, રંગ ને આકાર વગેરેમાં એક બીજાને મળતું આવતું એક નાતતં.

**સ્વજાતીય**, વિ૦ પોતાની જાતિનું; એક વર્ણનું; એકજ ખાસિયતનું.

**સ્વજાતીયતા**, સ્ત્રી૦ સ્વજાતીયપણું.

**સ્વતઃ**, અ૦ પોતે; આપોઆપ.

**સ્વતઃસિદ્ધ**, વિ૦ આપપ્રત્યય; પોતાનું ખરાપણું કે સ્વરૂપ પોતેજ કહે એવું; દેખીતું; પ્રત્યક્ષ.

**સ્વતંત્ર**, વિ૦ આપ અખત્યાર; અપરાધીન; બીજા પર નહિ આધાર રાખનું; બીજાના તાબામાં કે હુકમમાં નાહે એવું; સ્વચ્છંદી.

**સ્વતંત્રતા**, સ્ત્રી૦ સ્વતંત્ર સ્થિતિ તે; સ્વાતંત્ર્ય; આપઅખત્યારપણું;

**સ્વતંત્રપણું**, ન૦ આપ અખત્યારપણું; સ્વતંત્રતા.

**સ્વદેશ**, પું૦ [ સં. ] પોતાનો–માપીકો દેશ; જન્મભૂમિ; વતન

**સ્વદેશાભિમાન**, ન૦ [ સં. ] પોતાની જન્મભૂમિ માટેની મમતા તે.

**સ્વદેશાભિમાની**, વિ૦ દેશને માટે અભિમાન ધરાવનાર.

**સ્વદેશી**, વિ૦ પોતાના મુલકનું; સ્વદેશનું તે.

**સ્વધર્મ**, પું૦ [સં.] શાસ્ત્રવિહિત આચાર કર્તવ્ય તે; પોતાનો પરંપરાગત આચાર તે (૨) પ્રસંગને લઇ પોતાને પ્રાપ્ત થયેલું જે કર્તવ્ય અને તેને અનુસરવાપણું તે. (૩) પોતામાં રહેલાં–પોતાની સાથે જોડાયેલાં ધર્મ ગુણ અને ખાસિયત વગેરે તે

**સ્વધર્મી**, વિ૦ પોતાના ધર્મનું; પોતાને મળતા ધર્માદિકવાળું તે.

**સ્વધા**, અ૦ [ સં ] પિતરોને અન્નાદિક અર્પણ કરતા કરવાનો ઉદ્ગાર તે. (૨) પિતરોને અર્પણ કરવાનું અન્ન વગેરે તે.

**સ્વધાકાર**, પું૦ સ્વધા શબ્દનો ઉચ્ચાર તે.

**સ્વધામ**, ન૦ [ સં. ] પોતાના હમેશના વસવાટનું સ્થાન તે; રહેઠાણ; નિજધામ; વતન. (૨) સ્વર્ગ. ક્રિ૦પ્ર૦ સ્વધામ જવું =આ દેહનો ત્યાગ કરી સ્વર્ગેજવું.

**સ્વન**, પું૦ [ સં. ] સૂર; અવાજ; ઘોર; નાદ.

**સ્વપ્ન**, ન૦ [ સં. ] નિદ્રામાં જે માયિક પ્રપંચ–વ્યવહાર દેખાય છે તે; સમણું; ઉંઘમાં ખરા જેવા દેખાતા જે સંસારી દેખાવો વગેરે તે.

**સ્વપ્નદર્શન**, ન૦ સ્વપ્ન લાધવું તે (૨) સ્વપ્નનાં દેખાવવું તે; ઉંઘમાં જણાયેલો ઓળો.

**સ્વપ્નવત્**, વિ૦ સ્વપ્ન જેવું; મિથ્યા; ખોટું.

**સ્વપ્નાવસ્થા**, સ્ત્રી૦ સ્વપ્નવાળી હાલત; સ્વપ્ન આવ્યું હોય એવી સ્થિતિ તે.

**સ્વપ્નાન્તર**, ન૦ સ્વપ્ન દરમિયાન; સ્વપ્ન ને જાગર્તિ વચ્ચેનું અંતર તે; સ્વપ્નમાં થયેલો ભાસ. ઉ૦ સ્વપ્નાંતરમાં આવી સોરઠિયાની જાનરે.

**સ્વપ્રકાશ**, વિ૦ નિજતેજવાળું; પરપ્રકાશ નહિ એવું. (૨) સ્વતઃજ્ઞાન પામેલું.

**સ્વભાવ**, પું૦ [ સં. ] મનુષ્ય પ્રાણીનું અંતરનું જે કુદરતી વલણ તે; ગુણ; ધર્મ; પ્રકૃતિ; ખાસિયત તે. જાતિ, દેહ દેશકાળને લઇ બંધાયેલો પ્રાણીઓનો જે કુદરતી મનોભાવ તે.

**સ્વભાવજ**, વિ૦ સ્વભાવ સિદ્ધ, સ્વાભાવિક.

**સ્વભાવોક્તિ**, સ્ત્રી૦ [ સં ] સહજ ઉક્તિ તે, કોઇ ચીજનું આબેહુબ વર્ણન તે.

**સ્વભાષા**, સ્ત્રી૦ પોતાની ભાષા તે; માતૃભાષા.

**સ્વભૂમિ**, સ્ત્રી૦ સ્વદેશ; વતન. (૨) પોતાની બાપીકી જમીન તે.

**સ્વયં**, અ૦ આપોઆપ; પોતેજાતે; પોતાની મેળે.

**સ્વયંપાક**, પું૦ પોતાને માટે બનાવેલો પાક તે (૨) રસોઇ.

**સ્વયંપ્રકાશ**, વિ૦ આપ–જાતે પ્રકાશ તેજવાળું હોય એવું તે; સૂર્ય અગ્નિ વગેરે.

**સ્વયંભૂ**, વિ૦ [ સં ] પોતાની મેળે ઉત્પન્ન થનાર; પોતે પોતામાંથી ઉપજેલું તે (૨) ઇશ્વર; બ્રહ્મા, વિષ્ણુ વગેરે દેવ તે.

**સ્વયંવર**, પું૦ [ સં. ] કન્યાએ પોતે પોતાને માટે વરની ચુંટણી કરવી તે; પોતાની પસંદગીનો પુરુષ-કોઇ પરાક્રમદ્વારા પરીક્ષા કરાવી પસંદ કરવાનું કન્યાનું કામ તે. ઘણા જુવાનોને એકઠા કરી અમુક કાર્ય કરનારને કન્યાએ પોતાના વર તરીકે પસંદ કરવાની રીત તે.

**સ્વયંવહ**, વિ૦ પોતાની મેળે ગતિ કરનારું; પોતામાંજ સંચલન શક્તિવાળું.

**સ્વર**, પું૦ [ સં. ] અવાજ; સાદ; ઉચ્ચાર (૨) સૂર; ધાંટી. (૩) બીજાની સહાય વગર જેનો ઉચ્ચાર થાય એવો વર્ણ-અક્ષર.:-અ, ઇ, ઉ. (૪) નાક વાટે ચાલતો શ્વાસનો ધોર તે. શુભાશુભ વિચારણા માટે કેટલાક લોકો ડાબા જમણી નાકે ચાલતા શ્વાસને 'સ્વર જોવો' એમ કહે છે.

**સ્વરક્ષણ**, ન૦ [ સં. ] આત્મરક્ષણ; પોતે પોતાની જાતની સંભાળ રાખવી-સાચવવી તે.

**સ્વરસ**, પું૦ ઉત્તમ સ્વાદ; સરસ સ્વાદવાળું તે. (૨) લીલી વનસ્પતિ કચરીને બીજું પાણી નાંખ્યા વગર કાઢેલો નિરતો રસ તે. ઔષધિમાં વપરાય છે.

**સ્વરાજ્ય**, ન૦ [ સં. ] પ્રજાએ પોતે પોતાના ધારા ઘડી તે પ્રમાણે પોતાની વ્યવસ્થા રાખવી તે; પોતાનું-સ્વાયત્ત સત્તાનું રાજ્ય તે-સ્વરાજ્ય.

**સ્વરિત**, વિ૦ [ સં. ] સ્વર-ઉચ્ચારવાળું-લંબાઇને સ્પષ્ટ અવાજે બોલાય એવું. (૨) સમાન ઉચ્ચારવાળું; ચોખ્ખા એક સરખા અવાજનું સ્વરના ત્રણ પ્રકારના ઉચ્ચાર છે, તેમાંના છેલ્લા પ્રકારનું. ઉદાત્ત, અનુદાત્ત ને સ્વરિત.

**સ્વરૂપ**, ન૦ [ સં. ] ધાટ; આકાર. (૨) દેખાવ. (૩) વર્ણ; રંગદાર છટા. (૪) સુંદરતા; ફુટડાઇ; રૂપ. (૫) લક્ષણ; નિશાન; ઓળખ. (૬) ઝાંખી; કંઇક આભાસ. (૭) વિચાર; ઉદ્દેશ; વલણ. (૮) મળતાપણું; સામ્ય.

**સ્વરૂપતા**, સ્ત્રી૦ ફુટડાઇ; સૌંદર્ય. (૨) સમેકતા; સામ્યતા. ચાર પ્રકારની મુક્તિઓમાં ત્રીજી ઇશ્વરરૂપતા તે.

**સ્વરૂવાન**, વિ૦ ખૂબસૂરત; રૂપાળું.

**સ્વરોદય**, પું૦ [ સં. ] સ્વરનો ઉદય તે; ધાંટો ઉઘડવો તે.

**સ્વર્ગ**, ન૦ [ સં. ] દેવલોકને રહેવાનો દેશ તે; સુરભૂમિ. સ્વર્ગવાસ=સ્વર્ગમાં વાસ કરવો મળવો તે. પુણ્ય કર્યાં હોય તેને દેવલોક સાથે વૈભવમા રહેવાનું મળે છે (૨) મરણ; મૃત્યુ. સ્વર્ગવાસી=સ્વર્ગમાં વાસ કરનારું; દેવલોકમાં વસનાર તે. (૨) મરી ગયેલું; મરહુમ.:-સ્વર્ગવાસી શેઠને માટે. ક્રિ૦ પ્ર૦ સ્વર્ગેજવું=મરીજવું; મરણ પામવું. કહે૦ સ્વર્ગનાં સુખ=મહુ વૈભવી સુખો તે.

**સ્વર્ગંગા**, સ્ત્રી૦ [ સં. ] દેવનદી; સુર-આપગા.

**સ્વર્ગીય**, વિ૦ સ્વર્ગ સંબંધી; સ્વર્ગસમાન. (૨) અલૌકિક; દિવ્ય.

**સ્વર્ગ્ય**, વિ૦ સ્વર્ગીય. સ્વર્ગ અપાવે એવું.

**સ્વર્ણ**, ન૦ [ સં. ] સોનું; હેમ; સુવર્ણ.

**સ્વલ્પ**, વિ૦ બહુજ થોડું; અત્યલ્પ; કિંચિત્.

**સ્વવશ**, વિ૦ [ સં. ] સ્વાધીન; આપ અખત્યાર; સ્વતંત્ર. (૨) જિતેંદ્રિય.

**સ્વશુર**, પું૦ શ્વશુર-સસરો.

**સ્વસા**, સ્ત્રી૦ બહેન; ભગિની.

**સ્વસ્તિ**, અ૦ કલ્યાણરૂપ; 'સારું થાઓ' એવો આશીર્વાદાત્મક ઉદ્‌ગાર (૨) કલ્યાણ; ક્ષેમ.

**સ્વસ્તિક**, પું૦ [ સં.] મંગળ સુચક એક ચિહ્ન; સાથિયો; ચોકડી; ચતુષ્પથ

**સ્વાસ્તક્ષેમ**, અ૦ 'સારું થાઓ' અને 'આબાદ રહો' એવો દુવા-આશિષ-સંતોષનો ઉદ્‌ગાર.

**સ્વસ્તિવાચન**, ન૦ [ સં. ] કોઇ પણ કર્મની શરૂઆતમાં મંગળાર્થે કરવામાં આવતો મંત્રાશીર્વાદ તે; પુણ્યાહવાચન.

**સ્વસ્તિશ્રી**, અ૦ કાગળપત્તરના આરંભમાં લખાતું મંગળસૂચક પદ.

**સ્વસ્થ**, વિ૦ [ સં. ] કારેગ; કામથી પરવારેલું–નચિંત; શાંત, સારી રીતે બેઠેલું; સુખરૂપ; કુશળ; નિરામય.

**સ્વસ્થતા**, સ્ત્રી૦ નચિંતાઇ; સુખરૂપતા–નિરાંત; શાન્તતા; સ્થિરતા; સ્વાસ્થ્ય.

**સ્વસ્થાન**, ન૦ પોતાનું રહેઠાણ; મુકામ.

**સ્વહિત**, ન૦ [ સં. ] પોતાનું હિત તે; સ્વાર્થ.

**સ્વાગત**, સ્ત્રી૦ આવકાર; આવનારને અપાતું માન તે.

**સ્વાગતા**, સ્ત્રી૦ આવકાર; સંમાન; અભિનંદન, આંગણે આવનારને પ્રિયવચન વગેરેથી દેવામાં આવતું માન તે.

**સ્વાતંત્ર્ય**, ન૦ [ સં. ] સ્વતંત્રતા; આપ અખત્યારપણું.

**સ્વાતિ**, સ્ત્રી૦ પંદરમું નક્ષત્ર. એ આસો સુદમા આવે છે. 'સ્વાતિનાં જળ બિંદુનાં મોતી થાય છે એવી ખોટા લોકમાન્યતા હતી.

**સ્વાદ**, પું૦ [સં.] જીભથી સમજાતા વસ્તુમાંના સારા નરસા રસાદિક–પરિપાક તે. (૨) લહેજત; મિઠાશ; રસવાનપણું; રસાળતા. (૩)રુચિ.(૪) શોખ. ક્રિ પ્ર. સ્વાદ લાગવું=રસાળ–રસ ઉપજાવે–સારું લાગે એવું જીભથી જણાવું. લહેજત આવવી; મિઠાશ પડવી; ખાવું ગમવું તે. સ્વાદ પડવો=રસ પડવો; ગમવું; રુચિકર લાગવું. (૨) પેધુ પડવું; ટેવ પડવી. ખાવા, સાંભળવા ને જોવા વગેરેની ચાહના રહેવી.

**સ્વાદિષ્ઠ**, વિ૦ સ્વાદવાળું; રસાળ; લહેજતદાર.

**સ્વાદીલું**, વિ૦ સ્વાદવાળું ખાવાનું ખાવાની ચાહનાવાળું; સ્વાદપરાયણ; રસિક. (૮) છદીલું.

**સ્વાદુ**, વિ૦ સ્વાદવાળું; રસાળ; મીઠું.

**સ્વાધ્યાય**, પું૦ [ સં. ] બ્રાહ્મણે નિત્ય કરવાનો મંત્રપાઠ તે. (૨) વેદાભ્યાસ

**સ્વાધીન**, વિ૦ [ સં. ] પોતાને વશ; સ્વવશ. (૨) સ્વતંત્ર; આપ અખત્યાર. (૩) તાબે; કબજે.

**સ્વાધીનતા**, સ્ત્રી૦ [ સં. ] સ્વચ્છંદતા; આપ અખત્યારી; સ્વાતંત્ર્ય સ્વવશતા.

**સ્વાધીનપતિકા**, સ્ત્રી૦ જેને સ્વામી સ્વાધીન હોય તે સ્ત્રી; પતિને નચવનારી કાવ્ય શાસ્ત્ર પ્રમાણેની એક નાયિકા.

**સ્વાભાવિક**, વિ. સ્વભાવ સિદ્ધ; કુદરતી; મૂળ પ્રકૃતિનું; અકૃત્રિમ; સ્વાનુરૂપ.

**સ્વાભિમાન**, ન૦ પોતાને માટે અભિમાન રાખવું તે; ટેક; હુંપદ.

**સ્વાભિમાની**, વિ૦ ટેકી; હુંપદવાળું; પોતાને માટે અભિમાન રાખનારું.

**સ્વામ**, પું૦ ધણી; પતિ. (૨) ઉપરી.

**સ્વામિતા**, સ્ત્રી૦ધણીપણું;બાદશાહી; રાજાપણું.

**સ્વામિની**, સ્ત્રી૦ ધણિયાણી; શેઠાણી.

**સ્વામિત્વ**, ન૦ ધણીપણું; માલીકી.

**સ્વામી**, પું૦ [ સં ] ધણી; વર; પતિ. (૨) માલીક; શેઠ. (૩) રાજા. (૪) મહાત્મા.

**સ્વાયંભુવ**, પું૦ પહેલો મનુ; સ્વયંભૂ, બ્રહ્માનો પહેલો પુત્ર.

**સ્વાર**, પું૦ અસવાર; અશ્વાવાર; ઘોડા પર બેઠેલું તે. (૨) વાહન પર ચઢીને બેઠેલું તે. સ્વાર થવું. ઘોડા પર ચઢવું; વાહન ઉપર ચઢી બેસવું. વહાણ પર સ્વાર થયો. (૨) તગાદો કરવો; ઘોડા ઉપર ચઢી આવવું; ઉતાવળે અને હુકમભેર કાર્ય કરાવવા તૈયાર થવું. (૩) ખૂબ ગુસ્સે થવું; સામા થઇ પડવું.

સ્વારી, સ્ત્રી૦ સવારી; ઘોડા કે વાહન પર બેસવું તે. (૨) ચઢાઇ; હુમલો. (૩) ઠાઠ બંધ જવું આવવું તે; પ્રવાસે નીકળવું તે; ફેરણી; મુકામ. (૫) ઉતારૂ; બેસારૂ.

સ્વાર્થ, પું૦ [સં.] સ્વહેતુ; આપ મતલબ. (૨) દ્રવ્ય; ધન. (૪) લાભ (૫) જેમાં ચોખ્ખો અક્ષરાર્થજ હોય તે.

સ્વાર્થી, વિ૦ આપ મતલબી; એકલપેટું.

સ્વાસ્થ્ય, ન૦ [સં.] સ્વસ્થતા; આરોગ્ય. (૨) નચિંતતા; નિરાંત.

સ્વાહા, સ્ત્રી૦ [સં.] અગ્નિની સ્ત્રી. (૨) અ૦ દેવને હવિ આપતાં કરાતો એવો શબ્દ.

સ્વાહાકાર, પું૦ સ્વાહા શબ્દનો ઉચ્ચાર તે.

સ્વાંગ, પું૦ સોંગ; વેષ; બીજાના જેવો વેષ લેવો તે.

સ્વીકાર, પું૦ [સં.] માન્યતા; કબુલાત; અંગીકાર; એકરાર;

સ્વીકારવું, ક્રિ૦ સ૦ માન્ય રાખવું; કબુલ કરવું. (૨) માથે લેવું; ગ્રહણ કરવું.

સ્વીકૃત્ય, વિ૦ માની લીધેલું; સ્વીકારેલું.

સ્વીય, વિ૦ પોતાનું; સ્વસત્તાનું.

સ્વીયા, સ્ત્રી૦ પોતાની સ્ત્રી; પરણેલી સ્ત્રી.

સ્વેચ્છા, સ્ત્રી૦ પોતાની ઇચ્છા તે; પોતાની મરજી.

સ્વેચ્છાચાર, પું૦ મરજીમાં આવે તેમ ચાલવું વર્તવું તે; સ્વચ્છંદ.

સ્વેચ્છાચારી, વિ૦ મરજીમાં આવે તેમ વર્તનાર; સ્વચ્છંદી; નિરંકુશ.

સ્વેદ, પું૦ [સં.] પરસેવો; ઘામ; બાફ.

સ્વેદજ, વિ૦ પરસેવાથી ઉત્પન્ન થયેલ-માકણ. જૂ વગેરે જીવ, સ્વેદજ કહેવાય છે.

સ્વેદન, ન૦ પરસેવો આવવો તે. (૨) પરસેવો લાવે એવી દવા.

સ્વૈર, વિ૦ [સં.] મનમાં આવે તેમ કરનાર-ફરનાર; સ્વચ્છંદ; સ્વતંત્ર; મનમોજી. (૨) નિરંકુશ; બેલગામ.

સ્વૈરણી, સ્ત્રી૦ [સં.] પોતાની મરજી માફક ચાલનારી સ્ત્રી; વ્યભિચારિણી; સ્વચ્છંદી સ્ત્રી.

સ્વોપાર્જિત, વિ૦ [સં] પોતે જાતે પેદા કરેલું; પોતે વસાવેલું.

---

## હ.

હ, પું૦ [સં.] ગુજરાતી મૂળાક્ષરોમાંનો ૪૪ મો અક્ષર અને વ્યંજનોમાંનો ૩૩ મો કંઠસ્થાની વર્ણ. વિશેષ-ગુજરાતમાં 'અ' ને હના ઉચ્ચારનો ગોટાળો થાય છેઃ-હગવું નું અઘવું, અને અર્શનું હર્શ વગેરે.

હઇયું, ન૦ (હૈયું) [ . हृदयनुं प्रा. हिअअं તેનું ગુ. હઇયું, ભાં.] મન; દિલ; અંતર. ૨ છાતી; અંતઃકરણ; ભીતર. ૩ સ્મરણશક્તિ; યાદદાસ્ત. ૪ હિમ્મત; ધીરજ. રૂ૦ પ્ર૦ હઇયા ફુટયું=ભાન વગરનું, બેફામ; કાળજી વગરનું; બેવકુફ, મૂર્ખ, બેઅક્કલ. હઇયામેલું=કોઇને મન આપે નહિ એવું; પ્રપંચી; ખરી વાત કહી દે નહિ એવું; ગૂઢ હૃદયનું. હઇયાનો હાર=બહુજ વહાલું; અતિ પ્રિય. હઇયાહોળી=જેને જોઇને હમેશ મન બળે એવું માણસ, વસ્તુ અથવા બનાવ વગેરે તે; જેનાથી નિરંતર કલેશ રહ્યા કરે એવું તે. હઇયાના લાળા=અંતરની દાઝ; દ્વેષ-કીનાની તીવ્ર લાગણી તે. હઇયા ગગડી=રાતદહાડો નજર સામે રહે અને ચિત્ત બાળે એવું તે. હઇયા ફાટ=બેસુમાર-હઇયું ફાટી જાય એવું ( રોવું તે. ) મુક્તકંઠ. ક્રિ૦ પ્ર૦ હઇએ હાથ મૂકવો=ધીરજ આપવી-ધરવી, આશ્વાસન આપવું-લેવું. હઇયું

ખાલી કરવું=મનના ઉભરા-દુમો ઉતારવો, પોક મૂકીને છૂટે મોઢે દુઃખ રડીદેવું. હઇયું ભરાઇ આવવું=રડું રડું થઇજવાવું; સ્નેહીનું મરણ કે કોઇ મોટું દુઃખ સાંભરી આવવાથી દુઃખની અત્યંત લાગણી થઇ આવવી; રોઇ જવાય એવો છાતીમાં દુઃખ ભાર થઇ આવવો. હઇયે ધરવું=મન પર લેવું. કહે૦ હઇયું બાળ્યા કરતાં હાથ બાળ્યા સારા=બીજાને કામ સોંપી તે બરાબર નહિ થવાને લીધે માનસિક ક્લેશ સહેવો તેના કરતાં પોતાની જાતે મહેનત લેવી તે સારૂ એમ.

**હુઉ,** ન૰ (હાઉ, આઉ, બાઉ) [સં. अहि] ઍરુ; કરડે એવો જંતુ; બાળકને બીવડાવવાને માટે એમ બોલાય છેઃ-કીકા ત્યાં તો હઉ છે, પાછો વળ.

**હક,** [અ. हक़.] સ્વામિત્વઃ માલકી; સત્તા; અધિકાર; દાવો; ઇલાકો. ૨ દસ્તુરી; કોઇને કંઇ નિયમિત આવવું લેવું પડતું હોય તે. ૩ વિ૰ વાજબી; ખરૂં; સાચું. ક્રિ૰ પ્ર૰ હક કરવું=યોગ્ય બદલો આપવો; મજરે લેવું. હકથવું=મરી જવું. હક પહોંચવો =દાવો લાગવો; અધિકાર લંબાવો.

**હકતાલા,** પું૰ [અ. हक़-त आला.]. ખુદા; પરમેશ્વર.

**હકદાર,** વિ૰ જેનો હક પહોંચતો હોય તે; હિસ્સો વગેરે મેળવવાની સત્તાવાળું; વાજબી, યોગ્ય; ખરૂં. ૨ હક ધરાવનાર.

**હકદારણ,** સ્ત્રી૰ હકદાર સ્ત્રી.

**હકદારી,** સ્ત્રી૰ હકદારપણું; માલકી; સ્વામિત્વ. ૨ હિસ્સો-લાભ મેળવવાનો હક તે

**હક-નાહક,** અ૰ વગર કારણે; અમસ્તું; ખાલી; મિથ્યા; ફોગટ.

**હકસાઇ,** સ્ત્રી૰ (હકસાઇ.) [અ.] દસ્તુરી; દલાલી; હકનું લવાજમ.

**હકાર,** પું૰ [સં.] 'હ' એવો અક્ષર અને ઉચ્ચાર તે; હ, એમ. ૨ 'હા' સ્વીકારો-દ્ગાર. ક્રિ૰ પ્ર૰ હકાર ભણવો=હા કહેવી; મંજુર રાખવું; કબુલ કરવું; સ્વીકારવું.

**હકારવું,** ક્રિ૰ સ૰ [સં. हक्क: હાથીને ચલાવવાને કરાતો ઉદ્ગાર.] હાંકવું; ચલાવવું; 'ચાલ' એમ મોઢેથી બોલીને ચાલવાને પ્રેરવું. ૨ હા કહેવું; સ્વીકારવું; મન્જુર રાખવું. ૩ બોલાવવું; સંબોધવું; હાકલવું.

**હકારું,** ન૰ હાકમારીને તેડવું-બોલાવવું તેઃ-તેડંહકારાં કરો, વખત થયો છે ૨ હાક મારીને બોલાવનારૂં; તેડાગર.

**હકારો,** પું૰ હાક મારીને બોલાવનારો; નોતરિયો; તેડાગર. ૨ હોકારો; ધાટો; મોટો સાદ.

**હકાલવું,** ક્રિ. સ૰ હાંકી કાઢવું; હોકારો કરી કાઢી મૂકવું. ૨ હાંકવું; ચલાવવું. ૩ બોલાવવું -હાકલવું=બોલાવવું

**હકીકત,** સ્ત્રી૰ [અ. हक़ीक़त.] કોઇ બનાવ કે બાબતની પૂર્ણ વિગત તે, વૃત્ત; હેવાલ; બીના; પ્રસંગ સમજવા જેટલી બધી વાત. ૨ ખબર; બાતમી, સમાચાર.

**હકીમ,** [અ हकीम.] યુનાની વૈદું કરનારો મુસલમાન વૈદ

**હકીમી,** સ્ત્રી૰ હકીમપણું; હકીમનો ધંધો; વૈદું. વિ૰ હકીમનું-સંબંધી-લગતું.

**હકીમું,** ન૰ યુનાની વૈદું; યુનાની વૈદક મુજબ દવાદારૂ કરવાં તે.

**હકુમત,** સ્ત્રી૰ (હકૂમત) [અ. हक़ूमत] સત્તા; અમલ; અધિકાર. ૨ રાજ્ય; હાકમી. ૩ તાબો.

**હક્ક,** પું૰ (હક) અ. [हक़] હક; અધિકાર; સત્તા. ૨ લાગત; લાગો.

**હક્કાર,** પું૰ [સં.] 'ચલ' એવો ઉદ્ગાર તે. ૨ હાક મારવી તે; આહ્વાન.

**હખળડખળ,** વિ૰ (સખળડખળ) આમ તેમ ડગમગી જતું; ખળખળી ગયેલું; ડગમગતું; હાલકડોલક. ૨ અવ્યવસ્થિત; આમ તેમ ઉલટસુલટ થઇ ગયેલું; અધ

ક્રમમાં અથવા વ્યવસ્થિત દઢ હાલતમાં નહિ એવું.

**હગઓક**, સ્ત્રી૦ ઝાડો ને ઉલટી, વમન તેમજ અતિસાર એક સાથે થઇ આવવા તે. ઉ૦ હગઓકતણા અંબાર ભર્યા. ૨ મહામારીના રોગ; કોગળિયું

**હગણ**, ન૦ ( અપભ્ર ) હગવું; ઝાડો; દસ્ત. :–સડાસ એવો ગંદો છે કે હગણ પણ આવે નહિ.

**હગણો**, પું૦ મળદ્વાર. અસ્લીલ ગ્રામ્ય છે.

**હગબગ**, અ૦ તાકીને ટગર ટગર (જોવું તે) એક નજરે, બાંધી મરતે, એક ધ્યાનથી.

**હગબગવું**, ક્રિ૦ એક ધ્યાનથી તાકવું; બાંધી નજરે જોવું હરમડી જવું.

**હગમરટપર**, અ૦ બોડિયા અક્ષરના લેખનો એક ગમ્મતી ઉખાણો વિશેષ:–ગુજરાતમાં આગળ કાના માત્ર વગરનું લખાણ લખાતું અને વાચનાર તે ગોઠવી સમજી લેતો. આમા હિંગ મરી ને ટોપરાં એ શબ્દો છે બીજી રીતે હગી મરી ટપ રહી ગયો. એટલે કે કોલેરાથી હગઓક થઇ ટપ મરી ગયો !

**હગવું**, ક્રિ૦ અ૦ (અપભ્ર) [ સં. हद्=મળ ત્યાગ કરવો. ] પેટનો મળ ગુદાદ્વારા બહાર કાઢવો; મળત્યાગ કરવો, ઝાડે ફરવું ૨ (પ ખીનું) ચરકવું. હગીજવું; બીક ત્રાસથી ધીરજ જતી રહેવી; ઢીલા થઇ જવુ. હગી'વુ=ભય–બીકને લીધે બંધ છુટી જવા; કહીદેવાવુ, કબુલ થઇજવાવું હગી પડવું, ભય બીકથી ધારણ નહિ ધરી રહેવાવુ, તરતજ ચરકી જવુ; ઢીલા નરમ પડી જવુ, નિર્માલ્ય થઇજવુ.

**હગાણુ**, વિ૦ ઝાડે ફરાણુ (૨) ઢીલું નરમ સ્વભાવનું, ધારણ પકડ–બંધ વગરનું

**હગામણ**, સ્ત્રી૦ વારવાર દસ્ત થયા કરવો તે; અતિસાર; ઝાડે ફરવાનું (આ નામ છે)

**હગાર**, સ્ત્રી૦ પંખીઓનો મળ; ચરક:–કબુતરની હગાર.

**હચમચવું**, ક્રિ૦ અ૦ હાલીને ખળખળી જવું; સાવ–સાંધામાંથી ઢીલું થઇજવું

**હચમચાટ**, પું૦ ખળખળાવી નાખવું તે; આમ તેમ હલાવી–ખડખડાવી નાખવું તે. (બારણાં વગેરેનો હચમચાટ)

**હચમચાવવું**, ક્રિ૦ સ૦ સરસું આણવું અને વળી પાછુ ધકેલવું; બન્ને બાજુ તરફ જોરથી હલાવી ખળખળાવી નાંખવું; હલાવી–ખડખડાવી ઢીલું કરી નાખવું; ડગાવવું:–બારણા કેમ હચમચાવી નાખે છે ? ૨ અવ્યવસ્થિત કરી નાખવુ; ટટાર નહિ રહેવા દેવું; દઢતા તોડી નાખવી

**હજ**, સ્ત્રી૦ [ अ. हजज्. ] યાત્રા જાતરા; મુસલમાનો મક્કાની જાતરા જાય છે તે. હજ કરનાર તે હાજી=જાતગળુ.

**હજમ**, વિ૦ [ अ. हज़्म्. ] પચેલું; જરેલું. ૨ જીરવેલુ; પોતામા ભેળવી દીધેલું, ઉચાપત કરેલું. ક્રિ૦ પ્ર૦ હજમ કરવુ પચાવી નાખવું; જીરવવુ ઉચાપત કરવુ; ઓળવવુ, ખાઇજવુ. હજમ થવુ; પચવું; જરવું, ઓગળીને શરીરમા એકાકાર થઇ જવુ. નુકસાનકારક નહિ નીવડવુ; વિકાર રહિત થવુ.

**હજમિયત**, સ્ત્રી૦ પાચન, જરપન થવુ તે; જરી–પચી જવાપણું; હજમ કરવાની શક્તિ, જઠરબળ

**હજરત**, પું૦ [ अ हज़रत् ] ' માલીક, સ્વામી, શ્રીમાન, મોટી પદવીના માણસને સંબોધવાનો શબ્દ'–જી, હજરત ' માનવત. ક્રિ૦ પ્ર૦ હજરત ભરવી=આત્મ બળે બીજાની સત્તા હરીલઇ તેને પોતાની ઇચ્છાશક્તિમા લઇ પીરજાદાઓની મિજલસ દેખાડવી અને પુછાતા પ્રશ્નોના પોતાની ઇચ્છા મુજબ જવાબ અપાવવાની

યોગિક ક્રિયા. પ્રાણવિનિયમ; મેસમેરિઝ્મથી મુસલમાન ફકિરો એકાદ માણસને બેભાન બનાવી તેની મારફત જે ગુપ્ત બાબતોના ભેદ જાહેર કરાવવાને છે તે ક્રિયાપ્રયોગ. કોઈ મોટી ચોરી કે મોટા બનાવની તજવીજ આગળ ઘણીવાર અને હાલ કવચિત-વહેમી લોકમાં હાજરત ભરાવાય છે.

**હજામ,** પું૦ [ अ हज्जाम्. ] મુંડન કરનારો વાળંદ; નાઇ; રાત; ગાંયજો. ૨ અબુધડ માણસ. ક્રિ૦ પ્ર૦ હજામ પટીકરવી= લાભ વગરનું-નકામું કામ કર્યા કરવું. કહે૦ હજામને હાથ આરસી=ચિમાવલા વેડા કર્યા કરવા તે; જ્યાં ત્યાં પોતાનું સારું બનાવ્યા કરવું તે; આપુઠલાઇ.

**હજામડી,** સ્ત્રી૦ હજામની સ્ત્રી.

**હજામડો,** પું૦ હજામ. (તુંકારામાં તિરસ્કારમાં)

**હજામત,** સ્ત્રી૦ [अ. हजामत] મુંડન; ક્ષૌર; વપન. ૨ મુંડવું તે; હજામનું કામ તે. ૩ દાઢી માથા પર વધેલા કુંકા બોડવા જેવા વાળ તે. ક્રિ૦ પ્ર૦ હજામત કરવી=મુંડવું; બોડવું; અસ્ત્રાથી વાળ લેવા. ૨ ફરી ફરીને કરવું તે; ફરીને સુધારવું પડવું. ૩ વ્યંગમાં સાફ કરી નાંખવું; રહ્યું સહ્યું હોય તે લઇલેઇ ખાલીખમ કરવું; નવરાવી નાંખવું.

**હજાર,** વિ૦ [ अ हजार ] દસ વાર સો તે; સહસ્ર; ૧૦૦૦. ૨ પુષ્કળ; ઘણું અગણિત. એને હજાર વાર શિખામણ દીધી પણ માનતો નથી. હજાર હાથનો ધણી= પરમેશ્વર; સહસ્ર શીર્ષા.

**હજારી,** વિ૦ કાયળી સાંથની ઉપજવાળું; વાર્ષિક હજાર રૂપિયાની દેશાઇગીરી જેને મળતી હોય તેવું. ઉ૦ તમારો ને વીરો હજારી, તમાચા મરિયા, મારા રાજ! ૨ ઘણાં-પર-પાંદડી કે રેસાવાળું:-હજારી ગલ-ગોટો.

**હજી,** અ૦ [सं. अद्यापि तु प्रा. अज्जवि तु अप अज्जि.] અજી; હજુ; અત્યાર લગી-સુધી: આજ-હમણાં પર્યંત એમ

**હજીરો,** પું૦ [अ. हजीर ] મિનારાઓવાળું સુંદર કબરનું મકાન. અંગ્રેજી-મૌસોલિયમ. સીરિયાના રાજા મૌસોલસની રાણી અર્તેમિશિયાએ તેના સ્વામીની કબર ઉપર ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં એક સુંદર બાંધકામ કરાવ્યું હતું તે ઉપરથી તેમજ વળી હજ ઉપરથી તીર્થ રૂપ મોટું અને સુંદર બાંધકામ એમ પણ થાય છે. ૨ મોટી નામનાનું કામ તે.:-આરંભું કર્યું તેમાં તે તેં શો મોટો હજીરો કર્યો કે આટલો બધો ફુલાય છે?

**હજુ,** અ૦ [सं.अद्यपुनः] હજી પણ; અત્યાર લગી એમ.:-રાત પડી હજુ આવ્યા નહિ?

**હજુર,** સ્ત્રી૦ [अ हजूर] મોટા માનનું પદ તે. 'મહેરબાન, કૃપાવંત' માનનું સંબોધન. હાજી હજુર ૨ હાજરી; સમુપસ્થિતિ સાન્નિધ્ય; તહેનાત.:-તમે આજ હજુરમાં રહેજો નજર આગળ, રાજા અમલદારની પાસે એમ. મુસલમાની વિવેકમાં વપરાતો માનનો-ખુદ- આપના અર્થનો ઉદ્ગાર.

**હજુરિયો,** પું૦ મોટા માણસની હાજરીમાં રહેનારો નોકર; પ્રતીહારી.

**હટખટ,** સ્ત્રી૦ ખટકવું તે; મનમાં થતી લાગણી; ખટક.

**હટારિયું,** ન૦ [सं. हद्] બંધ કરાય એવું તાકું; હાટડું; દોલાબ; ભંડારિયું;

**હટ્ટું,** વિ૦ (હટ્ટી, હટ્ટો) જક્કી; જિદ્દી; હઠીલું; ન હઠે-ન માને એવું; દઢપ્રતિજ્ઞ

**હઠ,** સ્ત્રી૦ [सं] જીદ; જક; દુરાગ્રહ; મમત. ૨ આડાઇ. ક્રિ૦ પ્ર૦ હઠ કરવી=જકલેવી; દુરાગ્રહ કરવો. નહિ માનવું;હઠે ચડવું= મમત ધરવો. હઠ લેવી=આડાઇ માંડવી; હઠે ચડવું=મમત રાખવો; વધારે દૃઢ

આગ્રહ બેસો. હઠ પર આવવું; મમત કરવો; હઠમાં આવવું; જિદ્દે ચઢવું.

**હઠયોગ**, પું૦ [સં૦] ઇશ્વર આરાધનાર્થે આગ્રહ પૂર્વક દેહને કષ્ટ આપવું તે; દેહ કષ્ટાય એવી રીતનું; આગ્રહથી તપ આરાધના વગેરે કરવું તે; આગ્રહપૂર્વક અનુવર્તવાનો એક યોગિક આરાધના પ્રકાર. રાજયોગથી ઉલટો હઠયોગ.

**હઠવું**, ક્રિ૦ અ૦ [સં हठ्] પાછા પડવું; પાછાં પગલાં ભરવાં. ૨ હારીજવું તકરાર–લડાઇમાં નબળા પડવું; નરમ થઇ જવું. ૩ ફરી જવું; ગુલાંટ મારવી.

**હઠાવવું**, ક્રિ સ૦ પાછું ધકેલવું; પાછું ખસેડવું. ૨ હરાવવું;સાગેથી નસાડવું;નહિ ફરવા દેવું;

**હઠીલાઈ**, સ્રી૦ હઠ; દુરાગ્રહ; જક; જીદ; મમત. (૨) આડાઇ.

**હઠીલું**, વિ૦ (હઠીલી, હઠીલો.) જક્કી; જિદ્દી; દુરાગ્રહી; મમતી. (૨) આડું. હોરે હઠીલા રાણા. રુ૦પ્ર૦ હઠીલો હનમાનજી; જબરો ને વળી હઠીલો એવો તે; કેમે કર્યો હઠે ખસે કે માને નહિ એવો જબરો તે; જડપથરો.

**હઠેઠ**, સ્રી૦ જોશ; આગ્રહ. ૨ કાલાવાલા; આજીજી.

**હડ**, સ્રી૦ (હેડ.) [ સં हडि. ] કબજે રાખવાના માણુસના પગ ભરાઇ રહે એવી રીતે કોચેલો લાકડાનો વેઢો; હેડ; ડસકલો.

**હડકવા**, પું૦ કુતરાં અને શિયાળવાંને થતો એક જાતનો સન્નિપાત. આ રોગવાળુ જનાવર બીજાને કરડતાં તેને પણુ હડકવા થાય છે. ૨ ચીડનાં ફાંફાં મારવાં તે; જ્યાં ત્યાં લોવાં નાખતાં તે; ચીઢિયાં કરવા તે.

**હડકાયું**, વિ૦ હડકવા જેને લાગ્યો હોય તે; હડકવાથી પીડિત.

**હડકાયેલું**, વિ૦ જેને હડકવા હાલ્યો હોય તે; હડકાયું.

**હડકું**, ન૦ હડકવા–અજંપો કરે એવો સન્નિપાત. હાયવલાય; અતિક્ષોભ–ચીડનાં લોવાં ૩ હડકાયું.

**હડખું**, ન૦ હડકવા; હડકું.

**હડતાળ**, સ્રી૦ [ સં. हरिताली ] પીળા રંગનો એક ઝેરી ખાર; રંગદાર સોમલ. ૨ આખા ગામની દુકાનો અને લેવડદેવડ બંધ રાખવા–રહેવાં તે. શોકના ગમમાં કે ગામપ્રજાને થયેલા ગેરઇન્સાફના ખોફમાં પ્રજાજન પોતાનાં કામકાજ બંધ પાડે તે પ્રસંગ. ઉ૦ હડતાળ પડી હાટેહાટ, ઘણા લોક રુવે વાટે ઘાટ. વેન. ચ. *એક૦ સંપી; સંપ.

**હડધુત**, સ્રી૦ તરછોડ; તિરસ્કાર; અપમાન કરી કાઢી મૂકવું તે; વારંવાર તરછોડી નાંખવું–કે–હાંકી કાઢવું તે.

**હડપ**, સ્રી૦ ઝડપ; સપાટો; ઝુંટ મારવી–લગાવવી તે. ૨ અ૦ તરત; એકદમ:–તેં આંખ કાઢી કે હડપ નાઠો.

**હડપચી**, સ્રી૦ ઓડની નીચેનો ભાગ; દાઢી આગળનો અવયવ.

**હડફેટ**, સ્રી૦ (હડફોટ.) દોડતાનો ધક્કો; ઉડતાજતાની બાજુનો આઘાત.

**હડફાઉ**, વિ૦ (અડફાઉ.) પરચૂરણુ: ઓછી જોખમદારીનું;

**હડફો**, પું૦ જડસો; મૂર્ખ; બેવકુફ.

**હડફોટ**, સ્રી૦ વેગભેર જનારની ઝપટ; ધક્કો; હડસેલો; આચકો.

**હડબડવું**, ક્રિ૦અ૦ નાહિમ્મત થઇ જવું; નરમ પડીજવું. ૨ ગભરાવું; થરકીજવું.

**હડસાંકળા**, સ્રી૦ હડસાંકળી; ટોડા; સાંકળાં; સ્રીઓના પગનું ઘરેણું. હેડ વચ્ચે નાંખવાની ખીલી પરની સાંકળ કે જેને તાલુ દેવાય છે

**હડસેલવું**, ક્રિ૦સ૦ જોરથી આગળ પાછળ ઠેલવું; આંચકા મારવા; ધક્કા દેવા; ધકેલવું.

હડસેલો, પું૦ આંચકો; ધક્કો.

હડહડ, અ૦ કુતરાને ધુતકારી કાઢવાનો ઉદ્‌ગાર. ક્રિ૦પ્ર૦ હડહડ કરવું=ધિક્કારી ધુતકારી કાઢવું; તિરસ્કાર કરી 'જાઓ' કરી મૂકવું.

હડહડતું, વિ૦ ઉત્કટ લાગણીવાળું; ચુસ્ત; ખરેખરું; પાકુ; આસક્ત; દૃઢભક્ત.

હડહડવું, ક્રિ૦અ૦ (સડસડવું) ઉછળીને દોડતાં બોલવું; સડસડ થવું. ૨ પાણી સાથે બળવું.

હડાકું, વિ૦ જોરજોર; સપાટાબંધ; ઝડપથી. ઉ૦ બસો ખુરો તાપતણો ભડાકો, હવા વિષે હોય જતો હડાકો. ૨ ધારેલે-નિયત વખતે સપાટાબંધ આવી-જઇ પહોંચતું એવું:-વાયદાભેર હડાકો આવીને ઉભો રહે છે.

હડિયાદોટ, સ્ત્રી૦ આમતેમ દોડાદોડ કરવી તે; આમતેમની રખડ.

હડીયો, પું૦ હરડિયો; કુકરો; ગળાની ઘાંટી.

હડી, વિ૦ (અઢી) બે ને અડધો; ૨ા. ૨ ના૦ દોટ; દોડ. ઉ૦ હડી કાઢ=જલદી જા-દોડ.

હડુડાટ, અ૦ એકદમ તથા ધસારા કે પ્રપાતનો ઘોંઘાટ; ધસારાબંધ પડવું તે

હડુડુ, અ૦ ધસારા-પ્રપાતનો વેગ બતાવે છે; ઓચિંતા ધસારાનો અવાજ.

હડે, અં૦ કુતરાને હાંકી મૂકવા કરાતો એવો અવાજ. ૨ તિરસ્કાર-ધુત્કારનો ઉદ્‌ગાર. રૂ૦ પ્ર૦ હુ હુ' કરતાં આવે અને હડે હડે કરતા નાસી જાય એવો છે, નાકજ ક્યાં બળ્યું છે મુઆને!

હડો, પું૦ (અડો) આગળી તરફથી ગાડું ટેકાય એવો પાયો તે. ૨ ધુંસરી પાસેનો ગાડાનો આગલો ભાગ-પ્રાંત તે.

હણવું, ક્રિ૦ અ૦ [સં. हन्] મારી નાંખવું; નાશ કરવું. ૨ હથિયારથી મારવું; કાપી નાંખવું.

હણહણવું, ક્રિ૦ અ૦ ઘોડાનું બોલવું; ઘોડા હણહણે છે. ૨ ઉત્સાહથી ખોંખારવું; તનમનાટ કરી મૂકવો.

હણહણાટ, પું૦ હણહણવું તે; ઘોડાનો અવાજ. ૨ ગર્વ-તોરનો ખુંખારો; તનમનાટ. કહે૦ જમાઇને ઘેર ઘોડાંને સાસુને-હણહણાટ=ખોટો દિમાક-ગર્વ-તોર તે.

હણહણાટી, સ્ત્રી૦ ઘોડાની ખંખારનો પ્રતિધ્વનિ; હણહણાટ.

હણિયું, ન૦ ગાડાની આગળી બાજુ હાંકનારને બેસવા કરેલી જગા; ગાડાની સુપડી.

હત્, અ૦ પશ્ચાત્તાપ-દિલગીરીનો ઉદ્‌ગાર; અરેરે! ધિક્. ૨ ઢોર હાંકવાનો એવો ઉદ્‌ગાર.

હત, વિ૦ [સં.] હણેલું; ધવાયેલું; મારેલું; વાગેલું. (૨) માર્યું ગયેલું; નાશ પામેલું.

હતભાગી, વિ૦ અકરમી; કમનસીબ; નિભાંગી,

હતભાગ્ય, સ્ત્રી૦ કમનસીબી; દુર્દૈવ.

હતાશ, વિ૦ કમનસીબ, નિર્ભાગી ૨ આશાભંગ થયેલું; નાસીપાસ થયેલું; નિર્બળ; અશક્ત

હત્યા, સ્ત્રી૦ [સં.] પ્રાણીનો જીવ લેવો તે; જીવથી મારી નાંખવું તે; વધ; હિંસા; ઘાત; ખૂન ૨ પ્રાણીને ઠાર કરવાથી લાગતો દોષ-પાપ તે. ઉ૦ હત્યાની કરનારી હું નથી, વડો નહિ મુજ વાંક. ક દ ડા. ક્રિ૦પ્ર૦ હત્યા કરવી=ઠાર મારવું; ઘાત કરવો. પ્રાણીનો જીવ લેવા રૂપી પાપ કરવું.' હત્યા-લાગવી-લેવી-વહોરવી; વગેરે ક્રિયાપદ લગાડાય છે.

હત્યારું, વિ૦ હત્યા કરનારું; ઘાતકી; ખૂની. ૨. પાપી.

**હથરોટા**, પું૰ હાથનાં ઘરેણાં; બાજુબંધ; બેરખા.

**હથવાર**, વિ૰ એકજ હાથને હળેલું; - અમુક એકજ માણસના હાથે ટેવાયલું–દોહવા દે એવું:–હથવાર્ બેશ બીજાને દોહવા દે નહિ.

**હથ્થુ**, વિ૰ (હત્થું) [ सं. हस्तक ] એક હાથ હોય એવું; એકજ જણને હાથ હોય એવું; એક હાથનું:–અમેરિકાના વેપારીઓ ઘણીવાર અમુક વેપારી ચીજ એક હથ્થું કરી લે છે.

**હથેળી**, સ્રી૰ [ सं. हस्तापसारितं ] કરતલ; ચપટ, આંગળી અને અંગુઠા વચ્ચેનો હાથના પંજામાંનો સપાટ ભાગ તે; હસ્તતલ. રૂ૰પ્ર૰ હથેળીમાં પૂરી આવી જવી=કટાકટીનો વખત–મહા મુશ્કેલીનો વખત આવી જવો. જગજિતાય જવું પાણીએ દીવો બળી જવો. હથેળીમાં નચાવવું=રમકડા રૂપ બનાવી દેવું; મરજી માફક ખેલાવવું.

**હથોટી**, સ્રી૰ હાથે કામ કરવાની છાપ તે; ઢબ; આવડત. ૨ ટેવ; આદત; મહાવરો. ૩ ઝડપ ને સફાઇથી કામ કરવાની ખ ખ તે. ક્રિ૰પ્ર૰ હથોટી પડવી=કામની આવડત આવી જવી. હથોટી બેસવી= કામ કરવાની ઝડપ ને પદ્ધતિનો મહાવરો તે.

**હથોડી**, સ્રી૰ હાથવડે ઘા મારવાનું નક્કર લોઢાનું ઓજાર; ઘાણ; મુદગર; લોખંડની મોગરી.

**હથોડો**, પું૰ ઘાણ; મોટા જબરા ઘા મારવાનું ભારે નક્કર લોખંડનું ઓજાર;

**હદ**; સ્રી. [ अ. हद्दू ] મર્યાદા; સીમા; અવધ. ૨. અંત; છેડો; આખર. ક્રિ૰ પ્ર૰ હદ આવવી=આખર આવવું; બહુથવું; ન સહેવાય એટલે લગી જવું. હદવાળવી= બહુ કરવું; પુષ્કળ થઇ જવું; ઘાણ વાળી નાંખવો. રૂ૰પ્ર૰ હદ ઉપરાંત=ગજા ઉપરાંત, બહુજ વધારે. હદપાર=પુષ્કળ; ખૂબ. બેહદ=ખૂબ; બહુ; અપાર; મર્યાદા બાંધી શકાય નહિ એટલું બધું.

**હનકન**, સ્રી૰ આનાકાની; હાના.

**હનન**, ન૰ [ सं. ] હણવું તે; ઠાર મારવું તે; હત્યા; હિંસા કરવી તે.

**હનુ**, ન૰ [ सं. ] દાઢીનો નીચલો ભાગ; ચિબુક; હડપચી; ઠુંઠરી.

**હનુમાન**, પું૰ રામના વાનર ભક્તોમાંનો એક મોટો બળવાન વાનર. ૨ કપિ; વાંદરો. કહે૰ હનુમાન હડીઓ કાઢે એવું= ખાલીખમ; જ્યાં કંઇ અંટેવાળિયે આવે એવું રહ્યું ન હોય એવું; પાયમાલ. હનુમાન જેવું= શરીરે મોટું પણ વાણી રહિત; સ્થૂલ ને સ્થૂલ બુદ્ધિનું.

**હનુવટી**, સ્રી૰ દાઢી ની કિનારનો ભાગ; હડપચી.

**હપતો**, પું૰ [ फा. हफ्त् ] હફતો; કાંધું; કકડેકકડે રકમ ભરવી તે. ૨ કીસ્ત સરકારી મહેસુલ–કર.

**હફતો**, પું૰ હપતો; કાંધું. ૨ કિસ્ત.

**હફુસ**, વિ૰ ( હાફુસ–આફુસ. ) રેસા રહિત ગરનું ફળ–કેરી. પોર્ટુ. આલ્ફોન્સો નામનો માણસ અમેરિકાથી રેસા રહિત ગરની કેરીનું બીજ–ગોટલો લાવ્યો અને તે મુંબાઇ–માહિમની આસપાસ વાવી આંબા ઉછેર્યા. એ આંબાનું ફળ તેના નામ ઉપરથી આફુસ, હાફુસ કે હફુસ કહેવાયું. અદ્યાપિ મુંબાઇનાં પરાંમાં અને આસપાસ 'આફુસ' નો પાક સૌથી સારો થાય છે. વલસાડ, દમણ ને સુરત તરફ પણ હાલ એ આંબા ઉછેરવામાં આવે છે. આફુસ મિઠાશમાં, સુવાસમાં ને શરીમાં જેમ ઉત્તમ છે તેમ તેનું ફળ ચીમળાવા છતાં પણ ઝટ બગડી કે બેસ્વાદ થઇ જતું નથી.

**હબક**, સ્રી૰ બીકથી મનને લાગતો ઓચિંતો

આઘાત તે; મોટી ધાસ્તી પડી જવી તે; ધાસકો; ફાળ. ક્રિ૦પ્ર૦ હબક ખાવી=ત્રાસી જવું, ચોંક-ધાસકાની નઠારી અસર થવી; ગભરાઇ જવાવું.

**હબકવું**, ક્રિ૦ અ૦ ભય અથવા ત્રાસથી ચોંકવું; ધાસકો પડવો-ખાવો; હડબડી જવું.

**હબકાવવું**, ક્રિ૦ સ૦ ધાસકો ખવગવો; ગભરાવવું; બીવડાવવું હડબડાવવું.

**હબશણ**, સ્ત્રી૦ હબશીની સ્ત્રી; આબીસીનિયાની કાળી સ્ત્રી.

**હબશી**, પું૦ [अ. हबशी ] આબીસીનિયાનો કાળો માણસ; સીધી.

**હબહબાટ**, પું૦ નળ વગેરેમાંથી પાણી કે પ્રવાહી નિકળતાં ને ઘડા વગેરેમાં દાખલ થતાં થતો એવો એક જાતનો અવાજ; 'હબડબ-ફળફળ' એવો અવાજ. ૨. બખાળા; ગડબડાટ;

**હમચડી**, જુ૦ હમચી.

**હમચી**, સ્ત્રી૦ કુદડીએ ફરવું ને ગાવું તે; ગાતાં ગાતાં ગાનના તાને ઉછળીને કુદડી લેવી તે. તાનભેર આમતેમ ફરવું ને મહાલવું તે. ક્રિ૦ પ્ર૦ હમચી ખુંદવી, કુદવું ને કુદડીએ ફરવું તે; ધીંગાણું કરવું. ૨ કુદડીએ ફરતાં તાન ચઢે એમ ગવાય એવો એક રાગ; હગચડી. પ્રાચીન કાવ્યોમાં આવા રાગ છે.

**હમજાત**, વિ૦ પોતાની જાતિનું-સર્જનું તે; સમધર્માચારનું.

**હમડી**, સ્ત્રી૦ હુંપણાની ગરૂરી તે; અહમહમિકા; મગરૂરી. ૨ હુંપદ.

**હમણાં**, અ૦ (હવણાં, અવણાં, અઉણાં) [ सं. अधुना. प्रा. अहुणा. ] આ વખતે; હાલ; આસમે થોડાજ વખત પર; અચિરજ.

**હમામ**, ન૦ [ अ. हम्माम ] નહાવાની જગા; નહાવાનું સ્થાન-નવાણ.

**હમામખાનું**, ન૦ નહાવાને માટે બાંધેલું મકાન; સ્નાનગૃહ; નહાવાની ઓરડી; નહાણી.

**હમામદસ્તો**, પું૦ [ फा. हावन्-दस्त. ] પરાર; મુસળી; દસ્તો; ઉપરવટણો.

**હમાલ**, સ્ત્રી૦ હમાલપણું; હમાલનું કામ તે. ૨ હમાલ તરીકેનું મહેનતાણું; મજુરી.

**હમાલી**, પું૦ [ अ. हम्माल ] વાળઝુડનું પરચૂરણ કામકાજ કરનારો ચાકર-નોકર તે; ફરાસ; કચેરીનું હલકું કામ કરનારો. ૨ ભાર ઉપાડવાનું કામ કરનારો; હેલકરી; મજુર.

**હમિયાણી**, સ્ત્રી૦ [ अ. हिमयान ] થેલી; કોથળી; પૈસા ભરવાની લાંબી કોથળી; વાંસળી ૨ ધન; દોલત; પુંજી. ઉ૦ એમને ઘેર નથી હામયાણી, ઘર વેચે કે ઘર ધણિયાણી. સ્ત્રીગીત.

**હમી**, સ્ત્રી૦ જામીની; બાંહેધરી; જામીનગીરી. અવેજ; ખાન.

**હમીદાર**, પું૦ બાંહેધર; જામીન.

**હમીર**, પું૦ એક રાગનો ઢાળ; કલ્યાણ રાગનો એક પ્રકાર.

**હમેલ**, પું૦ [ अ. हम्ल्=भार ] ગર્ભ; ગાભ; દહાડા.

**હમેલ**, સ્ત્રી૦ [ अ. हमाइल ] ચપરાસ; પટાપરની ચકતી. ૨ પટો.

**હમેશ**, અ૦ [ फा. हमेश ] સદા; રોજ; 'નિત્ય.'

**હમેશગી**, સ્ત્રી૦ હમેશ હોય એવું; અવિચ્છિન્નતા; નિરંતરતા; સાતત્ય. ૨ અનંતપણું.

**હમેશાં**, અ૦ નિત્ય; સદા; રોજ; નિરંતર; સદૈવ.

**હય**, પું૦ [ सं. ] ઘોડો; અશ્વ; વાજી; તુરગ.

**હયગ્રીવ**, પું૦ [ सं. ] વિષ્ણુ; ઘોડાના જેવી કાંધવાળું તે.

**હયદલ**, ન૦ [ सं. ] ઘોડે સ્વાર લશ્કર; આશ્વિક; અશ્વારૂઢ સૈન્ય તે.

**હયશાળા**, સ્ત્રી૦ ઘોડાર; અશ્વશાળા.
**હયાત**, વિ૦ [ अ. हयात् . ] જીવત; જીવતું. વિદ્યમાન.
**હયાતી**, સ્ત્રી૦ જીવંત સ્થિતિ; જીવિતાવસ્થા. ૨. જિંદગી. અસ્તિત્વ. ઉ૦ હયાતી=અસ્તિત્વ. ઉ૦ હયાતી અમારી તમારી હશે તો.
**હર**, પું૦ [ स. ] શંકર; શિવ; મહાદેવ:–હરગૌરી.
**હર**, વિ૦ [ स. हृ–हर ] હરનાર; લેનાર:–શોકહર, દુખહર.
**હર**, અ૦ [ फा. ] એકેક; વ્યક્તિ–વસ્તુવાર; પ્રતિએક; દરેક:–હરવખત, હરઘડી.
**હરએક**, દરેક; હરેક; પ્રત્યેક ૨ સર્વે, સૌજણ.
**હરકત**, સ્ત્રી૦ [ अ. हरकत् ] અડચણ; નડતર; આડ–ડખલ. ૨ વાંધો ક્રિ૦પ્ર૦ હરકત પડવી=અડચણ પડવી સુગમતા નહિ હોવી; ડખલ થવી; મુશ્કેલી પડવી. કહે૦ હરકત ત્યાં બરકત.
**હરકોઈ**, વિ૦ ગમે તે કોઇ એક; કોઇ પણ એક. ૨ અ૦ કોઇ પણ, ગમે તે કોઇ, એમ
**હરખ**, પુ૦ [ सं हर्ष ] આનંદ, ખુશી ખુશાલી. ઉ૦ મે તો હરખે ઉપરણી ઓઢી. ૨. સંતોષ
**હરખચમક**, સ્ત્રી૦ અતિ હરખથી મગજનું સમતોલપણું જતું રહેવું તે, હરખ ઘેલછા. ૨ અતિ હરખના વેગથી થતો એક વાયુ વિકાર; તાણ, ધનુર્વા.
**હરખવા**, પુ હરખને લીધે આવેલું ગાંડપણ. હરખ ઘેલછા.
**હરખવું**, ક્રિ૦ અ૦ રાજી થવું; ખુશી થવું; હરખાવું. ઉ૦ હું તો સો સો મોઢે જાણે હરખું, મારે આ તે શું સોના સરખું.
**હરખાવું**, ક્રિ૦ અ૦ હરખવું, ખુશી થવું; રાજીથવું આનંદવું.
**હરગીજ**, અ૦ [ फा. हरगिज् ] કોઇપણ રીતે, કદીપણ. હકીકત નકાર બતાવતાં બોલાય છે:–હરગીજ હું તો આવીશ નહિ–માનીશ નહિ.
**હરઘડી**, અ૦ વારંવાર. આખો દહાડો; ઘડી-એ઼પલકે; હમેશ.
**હરડ**, સ્ત્રી૦ [ सं. हरितकी ] ખારેક જેવું એક જાતનું ફળ. એ રેચક ને રંગ આપનાર છે હરડે.
**હરડતું**, ત્રિ૦ (હડહડતું) નજીકતું; અડીને હોય એવું: હરડતું સગું ૨ પૂર્ણ આસ્તિક; ચુસ્ત:–હરડતો વૈષ્ણવ ૩ જાલીમ. હરડતો દુસ્મન.
**હરડાં**, ન૦ હરડેના હિમજેથી મોટાં ને મોટી હરડથી નાનાં અધકચરાં–સુકાં ફળ–હરડનાં ઠોયાં. આ ફળ રેચક અને રંગ આપનારાં છે. બહેડા સાથે તે દવા તરીકે અને રંગ કાઢવામાં વપરાય છે. દેશી દવાઓમાં–હરડાં, બહેડાં અને આંબળાંનું ચૂર્ણ બહુ અસરકારક હોઇ તે 'ત્રિફળા' કહેવાય છે
**હરડે**, સ્ત્રી૦ (હરડ) હરડી નામના ઝાડનું ખારેક જેવું પીળા રંગનું ફળ. દેશી વસાણામાં એ બહુ સારી અસરવાળું ને ઉપયોગી ગણાય છે. નાનું ફળ હિમજ, વચલું હરડું ને પાકું હરડ કહેવાય છે. એમાંથી રંગ પણ કાઢવામાં આવે છે.
**હરણ**, ન૦ [ सं हरिण ] હરિણ; કુરંગ; મૃગ, છિંકારું,
**હરણ**, ન૦ [ सं. हृ–हर् ઉપરથી. ] ઉપાડી જવું–ખેંચીને લઇજવું તે; ઝુંટવી લેવું, હરવું તે. ૨ વિ૦ દૂર કરનાર, અવગ કરે એવું. છોડવે એવું:–પાપહરણ.
**હરણી**, સ્ત્રી૦ હરિણની માદા, મૃગલી, કુરંગી.
**હરણું**, ન૦ હરણ, કુરંગ; મૃગ. ૨ વિ૦ હરનાર.

**હરતાલ**, સ્ત્રી૰ [ सं. हरिताल. ] પીળા રંગનો સોમલખાર; હડતાળ.

**હરતુંફરતું**, વિ૰ આમતેમ જતું આવતું; હાલતું ચાલતું. ૨ તંદુરસ્તીમાં આવતું; સાજું થતું.

**હરદમ**, અ૰ હમેશ; રોજ. ૨ વારંવાર; ક્ષણેક્ષણ.

**હરદાસ**, પું૰ હરિકથા કરનારો; હરિભક્તની આખ્યાયિકાઓ કહેનારો.

**હરનિશ**, અ૰ [ सं. अहर्निश ] દિનરાત; હરહમેશ. નિરંતર; સદૈવ.

**હરફ**, પું૰ (હર્ફ.) [ अ. हर्फ़. ] બોલ; શબ્દ; ઉચ્ચાર. ૨ અક્ષર; વર્ણ.

**હરફર**, સ્ત્રી૰ હરવું ફરવું તે; હાલચાલ; આવજા:–એનાથી હવે હરફર થતી નથી.

**હરબડવું**, ક્રિ૰ અ૰ (હડબડવું.) ડરીજવું; હિમ્મત જતી રહેવી. ૨ ગભરાવું; મુંઝાવું. ૩ નાસીપાસ થવું.

**હરસું**, વિ૰ હળદરના સ્વાદનું; કષાય.

**હરરોજ**, અ૰ હમેશ; રોજ; નિત્ય; સદૈવ; નિરંતર.

**હરવખત**, અ૰ દરેક વખતે; વારેઘડીએ; વારંવાર; હમેશ.

**હરવર**, સ્ત્રી૰ યાદ; સ્મરણ. ૨ સરત; ધ્યાન; લક્ષ:–મને એ વાતની હરવર રહી નહિ

**હરવરસ**, અ૰ વર્ષોવર્ષ.

**હરવાયું**, વિ૰ રખડેલ; ગમે ત્યાં ફરતું ફરનાર; ધોહલેયું. ૨ કાયર; સુસ્ત; બેઠું અને આળસુ.

**હરવું**, ક્રિ૰ સ૰ [ सं. ह्र–हृ ] ખેચી–ઝું-ટી લેવું; લઇલેવું; પકડીલેવું. ૨ દૂર કરવું; છોડવવું; મુક્ત કરવું. ૩ ફરવું.

**હરવું**, વિ૰ [ सं. हरित ઉપરથી. ] લીલું; વનસ્પતિના રંગનું. ૨ તાજું.

**હરવુંફરવું**, ક્રિ૰અ૰ આમતેમ જાઆવ કરવી; આંટા મારવા; આખુંપાખું થવું. ૨ મહાલવું; માણવું; આનંદ અનુભવવો. ઉ૰ ભલે હરેફરે પ્રભુ દીધેલ સુખમાણીને.

**હરસ**, પું૰ [ सं. अर्श. ] ગુદામાં થતો એક રોગ; મસા; ગુદાંકુર.

**હરસાલ**, અ૰ વર્ષોવર્ષ દરેક વર્ષે.

**હરહરમહાદેવ**, અ૰ આનંદની લાગણી સહિત આરંભ કરવાનો ઉદ્ગાર. ( બ્રાહ્મણો માટે જમતાં, અને ) બેધડક તૂટી પડવાનો શૌર્યોત્તેજક ઉદ્ગાર. ( સૈનિકોનો )

**હરહુનર**, પું૰ દરેક હુનર; કોઇ પણ યુક્તિ તે; પ્રત્યેક જાતની કારીગરી.

**હરાખ**, [ तुर्क–हराफ. ] ઘોડો બાધવાનો દોર; રાશ. ૨ ઓરડીનો કરો.

**હરાજ**, વિ૰ [ अ. हर्राज़. ] જાહેર માગણીએ વેચવાનું–વેચાય એવું–વેચેલું; ઉછળામણીએ વેચેલું કે વેચવા કાઢેલું. ૨ સોંઘું; જૂજ કિમ્મતનું. જાહેરમાં જે કિમ્મત આવે તે ખરી એવું. ક્રિ૰પ્ર૰ હરાજ કરવું–લેનારા ભેગા કરીને જાહેરમાં કિમ્મત બોલાવરાવી વેચવું.

**હરાજી**, સ્ત્રી૰ જાહેરમાં કિમ્મત બોલાવરાવી વેચવું તે; લીલામ.

**હરાડ**, વિ૰ (અઢર.) [ सं. अष्टादश. ] અરાડ; દસ ને આઠ તે ૧૮.

**હરામ**, વિ૰ [ अ. हराम्. ] વગર હકનું; અઘટિત; નહિવાજબ; નામુનાસીબ; અયોગ્ય; ધર્મ, નીતિ અને વ્યવહારની વિરુદ્ધ હોય એવું. ૨ સુસ્ત; આળસુ. બેઠા ખાઉ.

**હરામખોર**, વિ૰ હરામનું તાકવનાર; પારકું ખાવા ઇચ્છનાર; લુચ્ચું; દુષ્ટ.

**હરામખોરી**, સ્ત્રી૰ હરામખોરપણું; લુચ્ચાઇ; દાંગાઇ; હરામી.

**હરામચસ્કો**, પું૰ વગર હકનું લેવા–ખાવા–ભોગવવાનો ભાવ–ચસ્કો તે.

**હરામજાદું**, વિ૦ પરણેલા જોડાનું નહિ એવું; વ્યભિચારથી ઉત્પન્ન થયેલું; બેબાપનું; અનૌરસ; જારજ; સંકર.

**હરામી**, વિ૦ હરામખોર. ના. હરામખોરી.

**હરાયું**, વિ૦ રખડેલ; જ્યાં ત્યાં ઘુસનારું; રવડતું. ૨ નિરંકુશ; અનિર્બંધ, અવિયત. બેલગામ. હરાયું ઢોર—રખડેલ માણસ. હરાયા દિન=ફુરના અનિર્બંધતાના દહાડા:—હોળીના દહાડા. ઉ૦ હાનાં હરાયા તે દિન હોરીતણા. દયા.

**હરાર**, અ૦ જરૂર; નક્કી; અવશ્ય.

**હરિ**, પું૦ [ સં. ] વિષ્ણુ; પરમેશ્વર. ૨ ઘોડો. ૩ સિંહ. ઉ૦ પીડથી પેટ ચીરી હરિ વિંધ્યો. દયા. ૪ ચંદ્રમા.:—હરિવદની. ૫ ઉનાળામાં કુવાના પાણીએ પકવેલો પાક. રવિ ને હરિ.

**હરિકીર્તન**, ન૦ [સં.] સંગીત સાથે પરમેશ્વરના ગુણ ગાવા ઇશ્વરપ્રાર્થના; હરિભજન.

**હરિગીત**, પું૦ [ સં. ] એક માત્રા મેળ છંદ.

**હરિચંદન**, ન૦ [સં.] પીળા રંગની સુખડનું ઝાડ; વાસવાળા લાકડાનું એક ઝાડ. ૨ કલ્પવૃક્ષ. ઉ૦ હારો રૂપાળી હરિચંદનનાં દ્રુમોની.

**હરિજન**, પું૦ [ સં. ] (ન૦) પરમેશ્વરનો માણસ; ભક્તજન ૨ ભોળો માણસ.

**હરિણ**, ન૦ [ સં. ] હરણ; મૃગ; કુરંગ.

**હરિણાક્ષી**, સ્ત્રી૦ [ સં. ] હરિણના જેવી મોટી ને કાળી સુંદર ચંચળ આંખોવાળી સ્ત્રી; મૃગાક્ષી.

**હરિણી**, સ્ત્રી૦ [ સં. ] હરણી; મૃગલી; કુરંગી; હરિણની માદા.

**હરિત**, વિ૦ [ સં. ] વનસ્પતિ જેવા રંગનું લીલું. ૨ નવાં લીલાં તાજાં પાન પલ્લવવાળું.

**હરિતાલ**, સ્ત્રી૦ [ સં. ] હડતાળ; પીળોસોમલ.

**હરિદ્રા**, સ્ત્રી૦ [ સં. ] એક જાતનો પીળા રંગનો કંદ; હળદર. આના સુકા ગાંઠિયાનું ચૂર્ણ; રસોઇમાં રંગ આણવાને વપરાય છે. દવા તરીકે પણ આરામ આણવાને વપરાય છે.

**હરિયાળી**, સ્ત્રી૦ [ सं. हरिताली ] લીલોતરી; લીલી તાજી વનસ્પતિની શોભા—બહાર તે; ઝાડપાન, છોડછોડવા વેલીઓ વગેરે વનસ્પતિનો લીલો કુંજાર દેખાવ.

**હરિયાળું**, વિ૦ હરિયાળીવાળું; લીલું કુંજાર.

**હરિવદની**, સ્ત્રી૦ [ સં. ] ચંદ્રના જેવા સુન્દર મુખવાળી સ્ત્રી; ચંદ્રમુખી.

**હરી**, વિ૦ કુવેતરનું; પાણનું—કુવાના પાણીએ પકવેલું; હરિ.:—રવી અને હરી. શિયાળુ—ભેજથી પાકેલો પાક તે. રવીને કુવે પકવેલો પાક.

**હરીતકી**, સ્ત્રી૦ [ સં. ] હરડ; પાકેલી હિમજ તે. દેશી દવામાં હરીતકી બહુ અગત્યનું વસાણું ગણાય છે.

**હરીફ**, પું૦ [ अ. हरीफ ] સામાવાળિયો; વિરુદ્ધ—સામે પડીને કામ કરનારો; પ્રતિપક્ષી કે પ્રતિસ્પર્ધી. ૨ શત્રુ; દુશ્મન; વિરોધી. સરસાઇ કરનારો.

**હરીફાઈ**, સ્ત્રી૦ સરસાઇ; ચડસાચડસી; સ્પર્ધા. ૨ દુશ્મનાઇ; શત્રુતા.

**હરૂં**, વિ૦ [ सं. हरित ] લીલું. ૨ શેકેલા ચણાના સ્વાદનું; રૂચિ ઉશ્કેરે એવા સ્વાદનું; સ્વાદુ.:—હરૂંહરૂં લાગે છે. ૩ અ૦ અહિં.:—હરૂંપરૂં=અહિંતહિં; આમતેમ. હરૂંપરૂં જોઇને દુકાનમાં પેઠો. સંમુખ; સામે. હરૂબરૂ—રૂબરૂ.

**હરેક**, અ૦ પ્રત્યેક; દરેક.

**હરેડી**, સ્ત્રી૦ (હરેરી) દડબડી; દોડ; કોઇની પાછળ પડવું તે.

**હરેરાં**, ન૦ હરેરાનાં ફળ.

**હરેરી**, સ્ત્રી૦ [ सं. ह्री ह्री. ] નાસીપાસીના કંટાળાની 'હીહી' એવી ચીસ પાડીને—મરણિયા કોશિયારી કરીને ધસવું તે. ખૂબ

ચીડાઇને સામાથવું:-હરેરી કરીને ગાય મારવા આવી.

હરેરો, પું૦ એક જાતનું ઝાડ. ૨ ખરેરો.

હરોલ, સ્ત્રી૦ [ फा. हरावल. ] હાર; પંક્તિ; ઓળ. ૨ લશ્કરમાં પાછલી ઓળ. ૩ સાથ; જોડ; ગંધાવલીમાંની સમ નતા. ૪ વિ૦ અગાઉ; પહેલાં.

હર્તવ્ય, વિ૦ [ સં. ] લઇ લેવા જેવું; હરવાને યોગ્ય; હરણીય.

હર્તા, વિ૦ લઇ લેનાર; હરનાર.:-દુઃખ હર્તા. ૨ નાશ કરનાર.

હર્મ્ય, પું૦ મોટું અને સુંદર મકાન; મહેલ. ઉ૦ રુડા હારે હર્મ્યો ધનપતિ અનુવર્તી જનતા.

હર્ષ, પું૦ આનંદ; હરખ; ખુશી. હર્ષનાદ=જયઘોષ.

હર્ષિત, વિ૦ હરખાયેલું; ખુશી થયેલું.

હલ, ન૦ [સં.] હળ; નાંગર; સાંતીડું; હોળ.

હલક, સ્ત્રી૦ [ अ. हल्क. ] સાદ; સૂર; અવાજ. ૨ મૂર્છના; ધીરેધીરે સૂર ખીલવવો ને ધીરેધીરે ઉતારવો તે; રાગની મધુરતા વધારતી ગતિ તે. ૩ ગભીર-ધીરી લટકની ઢબ તે. ૪ રોનક; મનોહર ઘટમ તે.

હલકટ, વિ૦ હલકું; નીચું; ક્ષુલ્લક. ૨ છછુંદલા સ્વભાવનું

હલકાઈ, સ્ત્રી૦ નીચતા; અધમતા; હલકાપણું. ૨ અપ્રતિષ્ઠા. ૩ છછુકલાઇ.

હલકાર, પું૦ ઉત્તેજક પ્રેરણા; મોટા ઘાંટાની. ઉ૦ હાંકયા હરતી તે દે હલકાર, થાય ખડ્ગતણા ચમકાર. પ્રેમાનંદ.

હલકારવું, ક્રિ૦ સ૦ જોસથી હાંકવું-ચલાવવું. ઉ૦ માછીડા તારી હોડી હલકાર.

હલકારો, પું૦ [ फा. हरकार ] દોડનારો; ખેપિયો; કાસદ. ૨ જાસૂસ.

હલકું, વિ૦ હળવું; ભાર-વજન વગરનું; નહિ તોલદાર. ૨ ઝટ પચે એવું; નહિ ગરિષ્ઠ. ૩ ઓછા મૂલનું; સોંઘું. ૪ ઉતરતું; કનિષ્ઠ; ઉચ્ચ પ્રતિનું નહિ એવું. ૫ સુગમ; સહેલું; ઝટ બને-ઘણી મહેનત પડે નહિ એવું. ૬ નીચું; ખરાબ; ૭ અઘટિત; અયોગ્ય. ૮ છીછરું; નહિ ગંભીર; અનુદાર. ૯ જૂજ; થોડું; અલ્પ. ૧૦ નજીવું; માલ-સત્ત્વ વગરનું. ક્રિ૦પ્ર૦ હલકું કરવું=મદ ઉતારવો; મારવું; ખંખેરવું. ૨ દૂભો-અકળામણ કાઢવી; મનખાલીકરવું. હલકું પાડવું=વજન બોજ તોડી નાંખવો, આબરૂ, પ્રતિષ્ઠા ઘટી જાય એમ કરવું. રૂ૦પ્ર૦ હલકું પેટ=છીછરું; નહિ ગભીર; મોટા પેટનું નહિ તે. હલકું લોહી=અકુળવાન; ખાનદાન-મોટા કુટુંબનું નહિ તે; ઉતરતા દરજ્જાનું તે. કહે૦ હલકું લોકી હવાલદારનું=નીચ, ઉતરતા દરજ્જાની ઉપર સૌ પડે. નાના-કનિષ્ઠને માથે દોષ આવે; બકરાનો ભોગ અપાય વાઘનો નહિ એવા અર્થમાં વપરાય છે. હલકી ગાડી વધારે દોડે=સહેલું-સરલ કામ ઝટ થાય-મોટાને વાર લાગે એ અર્થે.

હલડ, વિ૦ ( અલડ ) અ-હ-લેવું અણસમજું; દુનિયાદારીમાં નહિ પળોટાયેલું; કાચી બુદ્ધિનું; બાલિશ. ૨ ઉછેર; ઉંચી વધવાળું; મોટું-ઉંચું.

હલફલવું, ક્રિ૦અ૦ ખળભળવું; ઉશ્કેરાવું.

હલભલ, સ્ત્રી૦ ગભરાટમાં આમતેમ હાલવું ને ભોળાવું તે; ધુમાધુમ.

હલમલ, સ્ત્રી૦ આમતેમ હાલવું મળવું ને ધાંધલ કરવી તે; હિલચાલ; ગભરાટનો અજંપો તે.

હલમસ્ત, વિ૦ [ अ. अलमस्त. ] અલમસ્ત; હાલમસ્ત; કસરતી હૃષ્ટપુષ્ટ શરીરનું; જોરાવર; સ્થૂલ-ધિંગડમલ. ૨ મદોન્મત્ત.

હલવા, સ્ત્રી૦ એક જાતની માછલી.

**હલવાઇ**, પું૦ મિઠાઇ બનાવી વેચનારો; સુખડિયો; કંદોઇ.

**હલવાન**, ન૦ [ અ. હ્લ્વન્ ] કોર-ભરત વગરનું ઓઢવાનું ઉની કપડું-ચાદર તે; કાંબળ; શાલનું ફરદ; અલવાન; બનાત.

**હલવું**, વિ૦ હળવું; હલકું; નહિ ભારે એવું.

**હલવો**, પું૦ [ અ. હલ્વા ] સુખડી; મિઠાઇઃ-દુધીનો હલવો.

**હલસો**, પું૦ શ્વાસનો ઉઠાવ; મોટેથી દમ ચાલવો તે. ૨ હરેસું.

**હલા**, અ૦ [સં] બહેનપણી-સખીને સંબોધવા-બોલાવવાનો ઉદ્ગારઃ-હલા માલતિ ૨ ના૦ સખી; બહેનપણી; સાહેલી.

**હલાક**, વિ૦ [ અ. હ્લાક્ ] હેરાન; દુઃખી; અથડામણથી કંટાળેલું; શ્રમિત. ૨ કંગાલ.

**હલાકી**, સ્ત્રી૦ હેરાનગતી; અથડામણની મહેનત; આપદા; વિડંબના. ૨ શ્રમવાળી મુશ્કેલી તે. ૩ તાણ; તંગી; દુર્મિલતાની આપદા-હલામણ.

**હલાણું**, ન૦ અલેણું; નહિ લેણું તે; નહિ અનુકૂળતા-બેસતી તે.

**હલામણ**, સ્ત્રી૦ આમતેમ હાલવું-પિંજાવું-ડહોળાવું; તે; અથડામણ; માયાફેરા; વિડંબના પડવી તે; હલાકી. એવી પીડા કે જેને માટે આમતેમ ફરવું અને હિલચાલ કરવી પડે તે; ડહોળાડહોળ; પંચાતી.

**હલાલ**, વિ૦ [ અ. હલાલ્ ] યોગ્ય રીતે-કાયદેસર; વાજબી; ધર્મ-ફરજ બજાવીને પ્રાપ્ત કરેલું; રીતનું; હકનું. ક્રિ૦ પ્ર૦ હલાલ કરવું=ધર્મમાં ફરમાવ્યા પ્રમાણે બજા લાવવું; વાજબી રીતે-મારવું-પ્રાપ્ત કરવું-કાર્ય બજાવવું તે.

**હલાલખોર**, પું૦ ભંગી. ૨ હલાલ કરી લેનારો; બરાબર કાર્ય કરીને બદલો મેળવનારો.

**હલાલી**, સ્ત્રી૦ કાયદેસર રીતે વર્તવાપણું તે; હલાલ કરવું-સોંપેલું કાર્ય નિષ્ઠાથી કરવાપણું. ૨ આસક્તિ; અનુરાગ ૩ નિષ્ઠા.

**હલાવવું**, ક્રિ૦ [ સં. હલ્ ] તળે ઉપર કરવું; ફેરવવું; કંપાવવું; ધુણાવવું; ડગમગાવવું; આમતેમ એકાદ બાજુ નમે-હાલે-ઝૂલે એમ કરવું. ૩ ઝુલાવવું; હિંદોળવું. ૩ ઉસ્કેરવું; ઉત્તેજિત કરવું. ૪ આધુ પાછું કરવું. ૫ ઉખેળવું; ૬ ફરીને ઉઠું થાય એમ કરવું; જાગ્રત કરવું. ક્રિ૦ પ્ર૦ માથું હલાવવું=સંમતિ આપવી. હા, ના, કહેવી. જીભ હલાવવી=બોલવું; ભલામણ કરવી; ઉત્તર આપવો. હાથ હલાવવા=કામ કરવું; ઉદ્યોગે લાગવું. કહે૦ હલાવી ખીચડી ને લડાવી દીકરી=ખીચડી હલાવ્યાથી ને દીકરી લડાવ્યાથી બગડે છે.

**હલાહલ**, ન૦ [ સં. ] કાતીલ ઝેર; મહા કારીઝેર; વિષ; કાળકૂટ વિષ. ૨. તદ્દન; સાવ; નરદમ; સદંતરઃ-હલાહલ જુઠું બોલે છે; હલાહલ ખોટારૂં-જુઠાણું તે.

**હલુવો**, પું૦ જુ૦ હલવો.

**હલેણું**, ન૦ અલેણું; નહિ લેણું તે; નહિ બેસતી; નહિ લાભતું એવું તે. કહે૦ હલેણાની ભેંશે પાડો જણ્યો.

**હલેતું**, વિ૦ અલેતું; દુનિયાંદારીથી અણુવાકેફગાર; કાચી સમજણવાળું. ઉ૦ હલેતી એવી હું તરત મળવાને મન કરું. ૨ ધીમું; હળવું; ધીરૂં.

**હલેસું**, ન૦ હોડીને ગતિ મળે એમ પાણી હલાવવાનો ચાટરો; હલ્લેસું.

**હલ્યા**, અ૦ અલ્યા; અરે, ઓ. સંબોધક ઉદ્ગાર.

**હલ્લો**, પું૦ [ अ हमूल ] ધસારો; હુમલો. ૨ ધક્કો; નુકસાન. ચઢ, ચઢાઇ, સ્વારી.

**હવાઈ**, સ્ત્રી૦ હવે; આકાશમાં ઉડે અને ઉપર જઇ ફાટે એવી એક આતસબાજી; હવાઇ.

**હવડ**, વિ૦ અબ્નડ; અવાવરૂં; નહિ વપરાસમાં એવું.

**હવણાં**, અ૦ હમણાં; હાલ તરત; સત્વર; આ ઘડીએ.

**હવન**, પું૦ [ सं. ] દેવતાઓને ઉદ્દેશીને ભાત ઘી વગેરે અગ્નિમાં હોમવાની ક્રિયા તે; હોમ; યાગ.

**હવસ**, પું૦ [ फा. ] ઇચ્છા; વાસના. ૨ લોભ. ૩ કોઇ કામના માટેની આતુરતા તે; તલપ.

**હવળાઈ**, સ્ત્રી૦ હવળે; હવાઇ.

**હવણે**, સ્ત્રી૦ અભરાઇ; ભિંતે જડેલું પાટિયું. ૨ સુવાવડીને ખવડાવવાનો તેજાનો.

**હવા**, સ્ત્રી૦ [अ] પવન; વાયુ; ૨ પૃથ્વીની આસપાસ વિંટાયલો વા તે; વાતાવરણ. ૩ ભેજ; ભિનાશ. ૪ આકાશ. ૫ આરોગ્યને અનુકૂળ સ્થિતિ વગેરે તે. ૬ ધૂળ; ગ્યાસ વગેરે તે. ક્રિ૦પ્ર૦ હવા ખાવી=પ્યારી સ્વચ્છ હવામાં રહેવું ફરવું તે. હવામાં ઉડી જવું ખાલી–નકામા જવુ; અસર ઉપજાવ્યા વગર કોઇ વાતનું વ્યર્થ જવું તે. ગુમથવું. ક્રિ૦ પ્ર૦ હવાફેર=તંદુરસ્તીને અનુકૂળ પરિસ્થિતિમાં જવું તે. હવાપાણી=આરોગ્યને અનુકૂળ જમીન પવનવાળી સારી સ્વચ્છતા વગેરેવાળી પરિસ્થિતિ તે. હવામાં બાચકા-ભરવા વળખાં મારવાં, એક હવા સો દવા=હવાની તંદુરસ્તી ઉપર સૌથી સારી અસર થાય છે.

**હવાઇ**, વિ૦ હવાનું; હવા સંબંધી. ૨ આકાશ વાતાવરણમાં આવે–ઉડે એવું; ઉંચે ઉડનારું. ૩ ખાલી; મિથ્યા; પવનના લહેરા જેવું; કલ્પનામય:–હવાઇ વિચાર શા કામના. તરંગી. ૪ એક જાતની આતસબાજી; હવે

**હવાટ**, પું૦ ભિનાશ; ભેજ; શરદી.

**હવાડું**, ન૦ ગાય ભેંશનો તે અવયવ કે જેમાં દૂધ રહે છે; બાવલું; પાખર; દુગ્ધપિંડ.

**હવાડો**, [ दे. अवडो. ] ઢોરને પાણી પીવા માટે બનાવેલો કુવા પરનો કુંડ. ક્રિ૦પ્ર૦ કુવો હવાડો કરવો=આપઘાત કરવો; જીવ પર જોરાવરી કરવી.

**હવાયેલું**, વિ૦ ભીનું; ભેજવાળું.

**હવાલ**, પું૦ [ [ अ. हवाल ] હાલત; અવસ્થા; દશા; ગતિ. ૨ બ્યાન; હકીકત.

**હવાલદાર**, પું૦ ગામ ઉઘરાત ખાતાનો પટેલ તલાટીનો સિપાઇ; પટાવાળો. ૨ ચોકીક કોટવાળી સિપાઇઓનો ઉપરી–વડો સિપાઇ. ૩ નાની સૈનિક ટુકડીનો વડો નાયક.

**હવાલદારી**, સ્ત્રી૦ હવાલદારનું કામ તે; સિપાઇગીરી.

**હવાલો**, પું૦[ अ-हवाल ] કબજો; તાબો. ૨ સુપરત; ભાળવણ. અખત્યાર; સત્તા. ૩ સેરો પાડવાની કપડાની ઝીણી ચાયણી.

**હવાં**, અ૦ હવે; અતઃપર. ૨ હમણાં.

**હવિષ્ય**, ન૦ [ सं. ] હોમવાનું દ્રવ્ય ને; ઘૃતમિશ્રિત ચરુ વગેરે તે. હવિષ્યાન્ન=હોમવાનું અન્ન.

**હવું**, હોવું; થવું.

**હવે**, અ૦ હવાં; આજપછી; અતઃપર. ૨ અધુના આગલી વાતનો સંબંધ લઇ આગળ વધવાની વાત બતાવે છે.

**હવેજ**, પું૦ [ सं. हरिद्रा ] હળદરનો ભુક્કો; હળદરનું ચૂર્ણ.

**હવેથી**, અ૦ આજપછી; અત્યારપછી.

**હવેરું**, વિ૦ બહાવરું; ગભરાયેલું.

**હવેલી**, સ્ત્રી૦ [अ. हवाली. ] મોટું ને સુંદર મકાન; મહેલ. વૈષ્ણવ ધર્મનું મંદિર.

**હવૈ**, હવાઇ.

**હવ્ય**, વિ૦ [ सं. ] હોમવા યોગ્ય અન્નાદિક તે.

**હશે**, અ૦ ખેર; કંઇ ચિંતા નહિ.

**હસકેતસકે**, અ૦ હસકેતસકે; વારેઘડીએ, સહેજ મહેજમાં.

**હસણી**, સ્ત્રી૦ હસવાની રીત તે; હસવું તે.

**હસતાન,ખુરાકત, દસ્તાન**, [ सं. हस्ताक्षरेण दत्तम् ] હસ્તાક્ષર–સહી કરીને આપ્યું એવુ દસ્તાવેજોમાં લખાતું એક પદ.

**હસદ**, સ્ત્રી૦ [ सं. हसद्. ] અદેખાઇ; કીનો; વેર.

હસદખોર, પું૦ અદેખો; કીનાખોર.
હસમુખું, વિ૦ આનંદી; હસતા મોંનું; ખુશ મિજાજી.
હસવું, ક્રિ૦ અ૦ [ સં. हस् ] અંતરની ખુશાલી મોં ઉપર જણાય એમ કરવું; મોં મલકાવવું. ૨ ખુશી થવું; હર્ષિત થવું. ૩ હાંસી કરવી; મશ્કરી કરવી. ૪ તુચ્છકારવું; અવગણના કરવી; બનાવવું. ૫ ચાળા પાડવા. ૬ (નામ) હાસ. ક્રિ૦પ્ર૦ હસવામાંથી ખસવું=સહેજ મજા કરતાં લડાઈ થવી તે. હસી નાંખવું. નહિ લક્ષમાં લેવું. નમાલું ગણી કાઢવું-મજાકમાં મચવું. હસી પડવું=એકદમ હસવું. ખડખડ હસવું=જોરથી હસવું હસતાં હાડ ભાગવાં=મીઠી બોલીમાં ઠપકો દેવો. રુ૦પ્ર૦હસતું પક્ષી=આનંદી, રમુજી, હસમુખું.
હસામણું, વિ૦ હસાવે એવું; હાસ્ય ઉત્પન્ન કરનારું.
હસારત, સ્ત્રી૦ હાંસી; હાસ્ય. ઉ૦ હસારત થાય
હસાવવું, ક્રિ૦સ૦ હસે એમ કરવું. ૨ ખુશ કરવું. ૩ ફજેતી થાય એમ કરવું.
હસિત, વિ૦ [ સં. ] હસેલું.
હસી, સ્ત્રી૦ હસારત; હાસ્ય; હસવું. ૨ મજાક; મશ્કરી.
હસ્ત, પું૦ [ સં. ] હાથ; કર; પાણિ. ૨ તેરમું નક્ષત્ર.
હસ્તક, અ. મારફતે; દ્વારા. ૨ હવાલે; તાબે.
હસ્તકૌશલ, ન૦ [ સ ] હાથની આવડ; હાથે કામ કરવાની ચાલાકી તે; હાથ છટા; કારીગરી. ૨ હાથચાલાકી; બીજાને ખબર પડે નહિ એમ કાર્ય કરવાની છાપ.
હસ્તક્રિયા, સ્ત્રી૦ હાથકામ; હાથે કરેલી કારીગરી તે. (૨) ચતુરાઇ; કોઈ જાણે નહિ એમ કામ કરવાની અજબ આવડ તે(જાદુ).
હસ્તગત, વિ૦ [ સં. ] હાથ ગયેલું-આવેલું એવું તે; તાબે-હવાલે-કબજે થયેલું તે; મેવાડ તેને હસ્તગત થયું.
હસ્તદોષ, પું૦ હાથે લખતાં થઇ ગયેલી ભૂલ; બુદ્ધિની કે વગર ધ્યાન આપ્યાને લીધે થયેલી નહિ પણ-સ્વાભાવિક રીતેજ હાથથી થઇ ગયેલો એવો દોષ તે.
હસ્તમેળાપ, પું૦ હાથેવાળો; વરકન્યાના હાથ મેળવવાની એક વૈવાહિક ક્રિયા તે. ૨ હાથે હાથ મેળવવા તે; મૈત્રી-દોસ્તી બાંધવી-સલાહ કરવી તે.
હસ્તામલ, ન૦ [ સં. हस्तामलक. ] હાથમાંનું આંબળું. સંસ્કૃતમાં એવો રૂઢિ પ્રયોગ છે કે-હાથેળીમાંનું આંબળું એટલે ચારે બાજુથી બધું દેખાય-સમજાય એવું. તે; ચાટલા જેવું; સ્પષ્ટ; ખુલ્લું સમજાય એવું.
હસ્તિદંત, પું૦ હાથીદાંત. હાથીદાંત અને તેનાં હાડ વગેરે 'હાથીદાંત' કહેવાય છે. તેનાં રમકડાં વગેરે ઘાટ અને ચુડા-વલય-હાથા વગેરે થાય છે.
હસ્તિની, સ્ત્રી૦[સં.] હાથીની માદા; હાથણી. ૨ રસિકોએ સ્ત્રીઓની ચાર જાતિ પાડેલી છે તેમાંની એક જાતિની સ્ત્રી; ૨શ્રિણી.
હસ્તિનખ, પું૦ [ ,, ] કિલ્લાની દિવાલ સાથે કરેલો રેતી કે માટીનો બાંધ-ઓઢો તે.
હસ્તિમદ, પું૦ [ ,, ]હાથીના ગંડસ્થળમાંથી નિકળતો પરસેવો તે; જુવાની દેખાડનારો હાથીના ગંડમાંથી ઝરતો રસ તે.
હસ્તિશાળા, સ્ત્રી૦ હાથીખાનું.
હસ્તી, પું૦ [ સં. हस्तिन् ] હાથી; ગજ; માતંગ.
હસ્તી, સ્ત્રી૦ [સં. अस्ति=છે. ઉપરથી ] હોવું તે; હયાતી. પારસીઓ વગેરે વાપરે છે.
હસ્તે, અ૦ અમુકને હાથે-પોતે-જાતે એમ.: હસ્તે ગીરધરદાસ. ૨ હાથથી; અમુકથી પોતાની જાતે થયેલું એમ. ૩ દ્વારા; મારફત, તમારે હસ્તે કામ કરાવીશું.
હળ, ન૦ [ સં. हल. ]ખેતર ખેડવાનું ખેડુતનું ઓજાર; જમીનમાં ઉભા ઉંડા ચીરા-ચાસ પડાય એવું એક યંત્ર; હોળ; નાંગર; સાંતીડું.

ક્રિ૦પ્ર૦ હળે જોડવું=કામ ધધે વળગાડવું; પલોટવું; કામે જોડવું. હળ ખેડવુ=ખેતી કરવી. હળેથી છુટવું=સખત કામ કરીને વિરામ માટે મોકળા-ફારગ થવું.

**હળકવું,** ક્રિ૦ અ૦ સળકવું; અંગ હાલવાં; આઘું પાછું થવું; હાલવું. ૨ ઝુલવું.

**હળદ,** સ્ત્રી૦ [ સં. हरिद्रा. ] હળદર; પીળા રંગના ગરવાળો એક પાંતળો ને ગાંઠેગાંઠો વાળો કંદ. સુકા કંદનું ચૂર્ણ-અથવા ભૂકો તે.

**હળદર,** સ્ત્રી૦ હળદ.

**હળધર,** પું બળરામ-દેવ; કૃષ્ણનો મોટો ભાઇ.

**હળપુણી,** સ્ત્રી૦ હળની અંદરનો જમીન થી રનારો અણીદાર લોખંડનો સળિયો તે. કોશ; નરાજ.

**હળમળ,** સ્ત્રી૦ મળવું-હળવું તે; બેસઉઠ; પરિચય; મળવા ભેળાવાનો સારો સંબંધ તે; સંપ; મેળ. સૌ સાથે હળમળ રાખવી. ૩ ખળભળ ધાંધલ (?)

**હળવટ,** સ્ત્રી૦ [ સં. हलवृत्ति. ] ખેતી; ખેડુત તરીકે આજીવિકા કરવી તે.

**હળવું,** વિ૦ હલકું. ૨ ધીમું; પોચું; નરમ.

**હળવે,** અ૦આસ્તે; ધીમે; નરમાશથી;સબુરીથી.

**હળાહળ,** વિ૦ અતિશય, બધું; તમામ, બિલકુલ. ૨ કારી ઝેર. ૩ ઘણુંજ કડવું

**હળિયું,** ન૦ નાનું હળ.

**હળુહળુ,** વિ૦ ધીમે. ૨ અ૦ હળવેહળવે; આસ્તેથી.

**હળોતરાં,** ન૦ વરસાદ થયા પછી પહેલવહેલાં હળ જોતરવાં તે; પહેલવહેલાં હળ જોડવાનું મુહૂર્ત કરવું તે. છેક બુદ્ધજન્મ પહેલેથી હિંદના ખેડુતો આ ક્રિયા કરે છે.

**હું,** અ૦ અનુમતિ ને ઉત્સાહ આપવાનો ઉદ્ગાર. ૨ આશ્ચર્ય, તુચ્છકાર ને હકાર દર્શક ઉદ્ગાર.

સ્ત્રી૦ હાંકવાની મજુરી; હંકામણ.

**હંકાર,** પુ૦ [ સં. अहंकार ] હુંપદ; ગર્વ; અભિમાન.

**હંકારવું,** વિ૦ સ૦ હાંકવું; ચાલતું કરવું; ચલાવવું. ૨ માર્ગે પાડવું.

**હંકાવું,** ક્રિ૦ અ૦ ચાલતું કરાવું; હાંકી શકાવું.

**હંખારવું,** ક્રિ૦ સ૦ ગાળવું-(પાણી) સ્વચ્છ કરવું.

**હંખારો,** પું૦ ગાળ; ગળતાં રહેલો કચરો; ગળામણ.

**હંગામ,** પું૦ [ સં. हंगाम्. ] અવસર; મોસમ. ૩ ધમાલ; ધિંગાણું-તેનો વખત.

**હંગામી,** વિ૦ મોસમનું; મોસમ-અવસર પુરતા કામનું; કામ ચલાઉ; નહિ કાયમી. કપાસની મોસમમા જીનવાળા કેટલાક હંગામી નોકર રાખી લે છે.

**હંગામો,** પું૦ અવસરની ધમાલ; ધમ્માચકડી, ગડબડ. ૨ તોફાન; હુલડ; દંગો. ૩ ચઢાવો.

**હંત,** અ૦ [ સં. ] અનુકંપા-દયા, કંટાળો અને ચીડનો ઉદ્ગાર.

**હંતવ્ય,** વિ૦ [ સં. ] હણવા જોગ; મારવા જોગ, હનનીય.

**હંતા,** પું૦ [ સં. ] હણનારો; હિંસક; ઘાતક.

**હંભા,** અ૦ [ સં. ] ગાયનો અવ્યક્ત ઉચ્ચાર, -અવાજ તે.

**હંસ,** પું૦ [ સં. ] લાલ પગ ને લાલ ચાંચવાળું એક ધોળુ જળચર પંખી. ૨ જીવ; આત્મા.

**હંસગામિની,** સ્ત્રી૦ [ સં. ] હંસના જેવી ચાલની સ્ત્રી.

**હંસણી,** સ્ત્રી૦ હંસની માદા; હંસી.

**હંસપદ,** ન૦ [ સં. ] હંસના પગલા જેવી આકૃતિ. લખાણમાં ઉમેરો દર્શાવવાને કરાતું એવું ચિહ્ન.

સ્ત્રી૦ [ સં. ] હંસની માદા; હંસણી.

**હા**, અ૦ [ સં. ] ખેદ, શોક ને ક્રોધદર્શક ઉદ્ગાર.:-હા ! રામ. ૨ સંમતિ, અને મંજુરીદર્શક ઉદ્ગાર; હકાર. રુ૦પ્ર૦ હાના=આનાકાની. કહે૦ હા નાને વેર= એક બીજાની વિરુદ્ધજ રહે એમ; પૂર્વ પશ્ચિમ જેમ.

**હાઉ**, ન૦ જેના નામથી બાળકને ભય ઉપજે એવો એક કાલ્પનિક જીવ-બૅર. ૨ ઘોયર.

**હાક**, સ્ત્રી૦ હોકારાની ભયજનક છાપ તે; પ્રતાપની-શૂરત્વની સામા માણસને પડતી જે ડર-દાબની શેહ તે; દોર; તોર અને પરાક્રમની ભય-ત્રાસની અસર. ઉ૦ વાગી વાગી સ્વયંવરમાં હાક હો નળ આવ્યોરે. (૨) મોટો સાદ; બૂમ. ક્રિ૦પ્ર૦ હાક મારવી= બોલાવવું; ઘાંટો પાડવો; મોટેથી સાદ કરવો. હાક દેખાડવી= ભય-ડર દેખાડવો; બીએ એવી છાપ પાડવી; ધાક બતાવવી.

**હાકટવું**, ક્રિ૦સ૦ હાકોટવું; ધમકાવવું. ૨ બોલાવવું.

**હાકળ**, પું૦ [ अ. हाकिम ] હાકેમ; સુબો. ૨ સરદાર; અમલદાર.

**હાકમી**, સ્ત્રી૦ અમલ; કારકિર્દી; હાકમની સત્તા તે; અમલ બજવણી; કારભાર.

**હાકલ**, સ્ત્રી૦ સાદ; બૂમ; ઘાંટો.

**હાકલવું**, ક્રિ૦ સ૦ હાક મારીને બોલાવવું; સાદ દેવો; બૂમ પાડવી. ૨ દાબ દેવો; ધમકાવવું.

**હાકવું**, ક્રિ૦ સ૦ હાકથી-દાબ-ડરથી ચલાવવું; હાંકવું; ખબરદારીથી કામ કરવું; બળદ; વહાણ કે કામકાજના ઉપરી નાયક થઈ તેને દાબ અને સંભાળથી યોગ્ય માર્ગે ચલાવવું તે. ૨ પ્રેરવું; પ્રવર્તાવવું; આગળ ગતિ કરાવવી. ૩ જોરથી-મોટે ઘોટે બોલાવવું.

**હાકેટવું**, ક્રિ૦ સ૦ જોરથી બોલાવવુ. ૨ હાકવું. ૩ ધમકાવવું.

**હાકેમ**, પું૦ હાકમ; સુબો; અમલદાર.

**હાકોટો**, પું૦ મોટો ઘાંટો; બૂમ; બરાડો. ૨ ધાક પડે ને ભય ઉપજે એવો ભારે ઘાંટો તે.

**હાકોટવું**, ક્રિ સ૦ મોટે ઘાંટે ડર બતાવવો; ધમકાવવું; ખબરદાર, એમ કહી દમ દેવો; ધાક પડે એમ કરવું. ઉ૦ કુંવરીએ ક્રોધ જણાવીઓ, હાકોટયો પરધાન. કુંવરીએ.

**હાજત**, સ્ત્રી૦ [ अ. हाजत ] જરૂરિયાત; અગત્ય; આવશ્યકતા. ૨ ખણુસ; ઝાડા પિસાબની અસર. ૩ ટેવ; આદત.:-હાજત પડવી=ટેવ પડવી.

**હાજર**, વિ૦ [ अ. हाज़िर ] પ્રત્યક્ષ; રૂબરૂ; મોં-નજર સામે તૈયાર; મોજુદ. કહે૦ હાજર સો હથિયાર.

**હાજરજવાબી**, સ્ત્રી૦ સવાલ થતાની સાથેજ જવાબ આપવાની જે સ્વાભાવિક આવડ તે; સમયાનુસાર ઉત્તર દેવાપણું તે. ૨ સમયસૂચકતા.

**હાજરજામીન**, પું૦ બોલાવતાં વાંત ગુનેગારને હાજર કરે એવો જે બાંયધર તે. વગર તેડાવ્યે વખતસર જે હાજર હોય તેને જામીન તરીકે રજુ કરવો તે. સાથે હોય તેનોજ જામીન તરીકે સ્વીકાર કરાવવો તે.

**હાજરાત**, સ્ત્રી જાદુમંતરની એક ક્રિયા; હજરત ભરવી-બોલાવવી એમ કહેવાય છે. પ્રાણવિનિમય જેવી એક ક્રિયા.

**હાજરાહજુર**, વિ૦ સાક્ષાત્; તરત હાજર થાય-પ્રત્યક્ષ પરછો આપે એવું; બોલતાં -સ્મરતાંવાંત નજર આગળ આવીને ઉભું -તૈયાર થઇ ગયેલું હોય એવું પ્રત્યક્ષ.

**હાજરી**, સ્ત્રી૦ હાજર હોવું તે, તૈયાર-પ્રત્યક્ષ હોવું તે; પ્રત્યક્ષતા; અનુપસ્થિતિ. ક્રિ૦પ્ર૦ હાજરી લેવી=પ્રત્યક્ષતા તપાસવી; હાજર છે કે નહિ તે જોવું. ૨ શરીર પર છુપા-

વેલું છે કે નહિ તેની તપાસ કરવી. ૩ સપડાવવું.

હાજરી, સ્ત્રી૦ નાસ્તો, સહેજસાજ જમી લેવું તે; શિરામણી; હાજર-તૈયાર હોય તે થોડું ખાઈ લેવું તે.

હાજવું, ક્રિ૦અ૦ ખટકવું; લાગવું; અડી રહેવું. એને શું હાજે છે ?

હાજિયો, પુ૦ હકાર; હા કહેવી તે; સંગતિ આપવી તે. તમે હાજિયો ભણો તો મારું કામ થાય. ૨ ખુશામતિયો.

હાજી, અ૦ વિવેકી હુંકારો; હા કહેવું તે. હાજી હા=જેમ કહે તેમ કર્યા કરવું તે.

હાજી, પું૦ (વિ૦) મુસલમાન યાત્રાળુ; હજ-જાતરા કરવા નીકળેલ.

હાટ, ન૦ [ સં. હટ્ટ ] દુકાન. ૨ ગુજરી; બજાર. હાટ ભાડે, ઘર ભાડે, વણોતરને વ્યાજ, તેને દેવાળાની શી લાજ ?

હાટક ન૦ [ સં. ] સોનું; સુવર્ણ.

હાટકવું, ક્રિ૦સ૦ બોલાવવું; ગર્જના કરવી.

હાટડું ન૦ હાટ; દુકાન. (૨) તાકું; ભંડારિયું.

હાડે, અ૦ સારે; માટે; કાજે.

હાડ, ન૦ [ સં. હડ્ડ ] અસ્થિ. ૨ બાંધો; હાડકાનું પિંજર-ચોકઠું.: એનું હાડ મોટું છે. ૩ હૈયું; અંતર:-હાડનો રંક માણસ. ૨૦પ્ર૦ હાડનો તાવ=હાડમાંમાં રહેતી ગરમી-તાવ તે. હાડવેર=કટ્ટી દુશ્મનાઈ. ક્રિ૦પ્ર૦ હાડજવું=ઠેલ્લે પાટલે બેસવું; છેક નિર્દય થવું. હાડદૂઝવાં=હાડકાંમાનું સત્વ વહી જવું. હાડ ભાગવાં= ખુબ મહેનત કરાવવી

હાડકી, સ્ત્રી૦ નાનું ને પોચું હાડકું.

હાડકું, ન૦ હાડ; અસ્થિ. ૨૦પ્ર૦ હાડકાનો આખો=આળસુ, કામ કરવે કાયર; ખપૈો; બખીલ. હાડકાં ખોખરાં કરવાં=મારવું હાડભાગવાં=મહેનત કરાવવી. મારવું; હાડકાં ભારે થવાં=આળસ ભરાવું. ૨ માર ખાવા જેટલી હદે બખીલાઈ કરવી. હાડકાં રંગવાં=મારવું; આપદવું. હાડકાં રઝળવાં=કમોતે મરવું; દુઃખી થઈ મરવું; અને પછી મૃત દેહને પણ કોઈ ઠેકાણે પાડે નહિ એમ થવું.

હાડછેડ, સ્ત્રી૦ તિરસ્કાર; ધૂતકાર.

હાડજવર, પું૦ હાડમાં રહેતો ઝીણો તાવ તે.

હાડપિંજર, ન૦ હાડકાનું પાંજરૂં; હાડકાંનો માળો.

હાડમાર, વિ૦ તુચ્છ-અણગમતું; ધિક્કાર યુક્ત:-હાડમાર થવું=તિરસ્કારિત થવું; હડહડ થવું. ૨ દુઃખી; હેરાન. ૩ ના૦ વિપત્તિ; દુઃખ, વિડંબના. ૪ મુશ્કેલી.

હાડમારી, સ્ત્રી૦ હડધૂત થઈ જવુ તે; દુઃખ-મુશ્કેલીઓ પડવી તે; હેરાનગતી; વિડંબના; દુઃખ; મુશ્કેલી; આપદા.

હાડવું, ક્રિ૦અ૦ ઢોર ચરાવવા જવું. ઉ૦ ગામોમાં કોણ હાડશે.

હાડવેર, ન૦ ઉંડું-અંતરનું વેર-દુશ્મનાઈ તે; પાકું વેર તે.

હાડવેરી, વિ૦ કટ્ટો દુશ્મન અંતરની લાગણીથી પ્રેરાતી શત્રુતા ધરાવનાર તે.

હાડવૈદ, પું૦ ઉતરી ગયેલાં ને ભાગેલાં હાડકાંની દવા કરનારો; હાડ ચઢાવનારો.

હાડિયાકરસણ, ન૦ એક જાતની વનસ્પતિ. એ દવામાં વપરાય છે. એને પાંચ પાનવાળી ડાળીઓ થાય છે. તનમનની.

હાડિયો, પું૦ કાગડો; વાયસ. ૨ ચતુરમાણસ. કહે૦ પંખીમાં લુચ્ચો હાડિયો ને માણસમાં લુચ્ચો બાડિયો.

હાડી, વિ૦ મજબુત હાડનું. ૨ મહેનતું; શ્રમ લઈ શકે એવું. ૩ હઠીલું; મમતી.

હાણ, સ્ત્રી૦ હાનિ, નુકસાન; ખોટ; રોગ; ગેરલાભ. ૨ નાશ.

હાતવ્ય, વિ૦ [સં] તજવા યોગ્ય; છોડી દેવા જેવું.

**હાથ,** પું૦ [ सं. हस्त-प्रा. हत्थां ] જેથી માણસો ઝાલવાની ક્રિયા કરે છે તે પંજાવાળો અવયવ; હસ્ત; કર; બાહુ. (૨) કોણીથી વચલી આંગળી લગીની લંબાઈનું એક માપ; અરધો ગજ અથવા બાર આંગળ જેટલી લંબાઈનું માપ તે. (૩) બાજુ; પડખું; પાર્શ્વ. (૪) તાબો; કબજો. (૫) અખત્યાર; અધિકાર. (૬) શક્તિ; સત્તા; બળ. (૭) માણસ; વ્યક્તિ. (૮) આવડ; હિસબ; ચતુરાઈ. (૯) સાથી; મદદ નીસ. (૧૦) સંબંધ; સામેલગીરી; મદદ. (૧૧) કૃપા; રહેમ; દયા; મહેરબાની. (૧૨) લપેટો; બગાડ; એક એક વારની ક્રિયા તે. રંગને ચુનો મળીને બે હાથ મારવા પડશે. (૧૩) પોતે; જાતે એમઃ-તે તો હાથે કામ કરે છે. ક્રિ૦ પ્ર૦ હાથ આપવો=સહાય કરવી; સાથે જોડાવું. હાથ આવવું=જડવું; પ્રાપ્ત થવું. પકડાવું. હાથ ઉગામવો=મારવા ઉઠવું. જતું કરવું; સત્તા હક છોડી દેવો. હાથ ઉપાડવો=મારવાને સામા થવું. ઝટ અને જોરથી કામ ચલાવવું. હાથ કાપી આપવો=સહી કરી આપવી. હાથ કરવું=કબજે વશ કરવું; તાબામાં લઈ લેવું. હાથ કાળા કરવા =લાંચ લેવી. બુરૂ કામ કરવું. હાથ ખંખેરવા=છુટી પડવું; ફારેગ થઇ જવું; નાસુકર જવું. હાથ ખેંચી પકડવો=કસર કરવી; સંભાળી-વિચારીને ખરચવું. હાથ ઘસવા =પશ્ચાત્તાપ કરવો; ભૂલને માટે ખેદ કરવો. હાથ ઘાલવો=વચ્ચે પડવું; માથું મારવું; સામે લડવું. હાથ ચાટવા=વળખાં મારવાં. પશ્ચાત્તાપ કરવો. હાથ જોડવા=નમવું; માફી માગવી; પગે લાગવું. તોબા પોકારવી. હાથ ઝાલવો=મદદ આપવી; આશ્રય આપવો. પરણવું, સંબંધ બાંધવો. હાથ ટાઢા કરવા=લહાવો લેવો. હાથ દાબવો=વારવું; ચૂપ રાખવું. હાથ દેખાડવો=બળ બતાવવું. હાથ દેવો=ટેકો આપવો; મદદ કરવી. વારવું; અટકાવવું. હાથ ધોવા=આશા મૂકવી; છુટા થઇ જવું; છોડી દેવું. દેવાળું કાઢવું. હાથ નાંખવો=ઝડપ મારવી; લુંટવું; સાહસ કરવું. હાથ હેઠા પડવા=નિરાશ થવું; હિમ્મત જતી રહેવી. હાથ ધરવો =પકડવો; સાથી કરવું. મદદ આપવી; માગવું. હાથપર લેવું=પોતાની દેખરેખમાં ને સંભાળમાં લેવું; ધ્યાન આપવા માંડવું; જાતે કરવા માંડવું. હાથ બેસવો=મહાવરો પડવો; ટેવાવું; હાથ મારવો=ઉઠાવી લેવું; ઉચાપત કરવું. ચુનો, રંગ ઝાખી વગેરે આવે તેમ લપેટો મારવો. હાથ વળવો=ટેવ-આદત પડી જવી; ટેવાવું; મહાવરો થવો. હાથ વાળવા=કૂટવું; પીટણી પાડવી. હાથથી જવું=હાડ જવું; છેક વંઠી જવું; બેલગામ થઇ જવું. ૨૦ પ્ર૦ હાથ પગ=આધાર; આશ્રય. કાર્ય કરી આપનાર તે. કાર્ય શક્તિ. ચાકર નફ્ફર તો મોટા ઘરનાં માણસોના હાથ પગ કહેવાય. હાથ પગ હલાવવા=ઉદ્યોગ કરવો. હાથનું પોલું =રુડાઉ. હાથ લાકડી=ટેકો, મુખ્ય સહાયક તે હાથ વેંતમાં=નજીક, પાસે. થોડા વખતમાં. હાથ નીચેનું=તાબાનું; અધીન. કહે૦ હાથનાં કર્યાં હૈયે વાગ્યાં. ઝાઝા હાથ રળિયામણા. હાથ પછાડવા=ગુસ્સા=કંટાળાથી પશ્ચાત્તાપ કે શોક કરવો, નિરાશાનો કઢાપો કરવો, ગુસ્સે થવું.

**હાથકડી,** સ્ત્રી૦ હાથ એક બીજા સાથે બંધાઇ રહે એવી કડી-સાંકળ તે; જંઝીર; ડસકલાં. ક્રિ. પ્ર. હાથકડી કરવી=હાથ બાંધી લેવા.

**હાથચાલાકી,** સ્ત્રી૦ બીજાના જોવા-સમજવામાં આવે નહિ એમ કામ કરવાની ઝડપી આવડ તે; હાથ ચાળવણીની ચતુ-

રાઈ; કાર્ય કરવાની હોશિયારી.

**હાથણી**, [ सं. हस्तिनी ] સ્ત્રી૦ હાથીની માદા.

**હાથધોણું**, ન૦ અતિસારનો રોગ; ઝાડા.

**હાથરસ**, પું૦ હાથે વીર્ય પાડવું તે.

**હાથા**, પું૦ હાથના પંજાની છાપો તે. સતીએ પાટણને દરવાજે કંકુના હાથા દીધા.

**હાથિયો**, પું૦ હસ્ત નક્ષત્ર ૨ માનીતો હાથી; મોટો-મુખ્ય હાથી. ૩ ભડવીર. ઉ૦ હરિ મારો હાથિયો. ૪ ઘોડા વગેરેના વાળ સાફ કરવાનો કાથીનો ખરેરો; કાથીનું ઝગ.

**હાથી**, પુ૦ [ सं. हस्ति, प्रा. हत्थी ] એક મોટું સ્થૂલ શરીરનું ચોપગું; ગજ; માતંગ.

**હાથેવાળો**, પું૦ વરકન્યાના હાથ મેળવવા તે; લગ્ન સંબંધ.

**હાથેળી**, સ્ત્રી૦ ચના હાથનો અંગુઠા અને આંગળીઓ વચ્ચેનો ચોખુણુ અવયવ તે; કરતલ. ક્રિ૦ પ્ર૦ હાથેળી દેખાડવી=કંઇ મળે એમ નથી એવું સૂચન કરવું. હાથેળીમાં પૃથ્વી આવી જવી=પાણીએ દીવો બળી જવો. મોટી મુશ્કેલીમાં આવી પડવું. હાથેળીમાં નચાવવું=જેમ કહીએ તેમ કરે એવું બનાવી દેવું; વશ કરી લેવું.

**હાથો**, પું૦ હથિયાર ઝાલવાનો લાકડા વગેરેનો દંડો તે. કુહાડીનો હાથો. પકડ -દંડ. ૨ દસ્તો. ૩ છાપ; મુદ્રા ૪ સહાયક આશિષ; મદદનો કોલ:-કોઇ દેવનો હાથો હોય તો કામ થાય. સહાય; મદદ પીઠબળ. ૫ પક્ષ.

**હાથોહાથ**, અ૦ સહકારથી; એક બીજાની સહાયથી. ૨ હળીમળીને; સંપસપથી. ૩ જાતોજાત.

**હાન**, સ્ત્રી૦ બાધા; આખડી; માનતા. હાણ; હાનિ.

**હાનિ**, સ્ત્રી૦ [ सं. ] નુકસાન; ખરાબી; ગેરલાભ. ૨ નાશ; પાયમાલી ૩ ઇજા.

**હાનિકારક**, વિ૦ નુકસાન કરે એવું; ગેરલાભનું; ઇજા કરે એવું.

**હાફ્કિા**, સ્ત્રી૦ બગાસું; અવાચી.

**હાબધું-હું**, વિ૦ બધું, તમામ; સર્વ. ૨ એક સામટું.

**હામ**, સ્ત્રી૦ [ अ. हामी ] હિમ્મત; કાર્ય કરવાનું ઉત્સાહથી બળ ધરવું તે; છાતી ચલાવવી તે. મગદુર. કાર્ય કરવાનું મનોબળ.

**હામલવું**, ક્રિ૦ અ૦ નાહિમ્મત થઇ જવું; હિમ્મત જતી રહેવી; ડગીજવું; નિરાશ થવું.

**હામી**, સ્ત્રી૦ જામીનગીરી; બાંયધરી.

**હામીદાર**, પું૦ જામીન; હમીદાર.

**હાય**, સ્ત્રી૦ દુ:ખ, ત્રાસ અને અફસોસનો ઉદ્ગાર; અરેરી; ધ્રંખ; અનુકંપા-નિરાશાની વેદના. ૨ અંતરના-ઉંડા દુ:ખની -નિસાસાની બદદુવા; શાપ. ઉ૦ તુલસી હાય ગરીબની. ક્રિ૦ પ્ર૦ હાય પોકારવી =ત્રાસ-નિરાશાની ઉંડી ખરાબ લાગણીની અરેરી. હાય લેવી=મન સંતાપવું; છુપું દુ:ખ દેવું; ત્રાસ આપવો. ૩ આપ; શક્તિ; બળ; જોર. ૪ ભય; બીક. ૫ ગજબ.

**હાર**, પું૦ [ सं. ] સોના, મોતી, હીરા માણેક કે ફૂલની મોટી માળા તે; મૂલ્યવાન કંઠાભરણ; મણિમાળા.

**હારક**, વિ૦ હરણ કરનાર; હરનાર; દૂર કરનાર.

**હારજિત**, સ્ત્રી૦ હારવું કે જિતવું તે; જય પરાજય. ૨ હારવા જિતવાની અનિશ્ચિતતા તે:-હારજિતની બાજી.

**હાયવલાળ**, સ્ત્રી૦ અંતરનો વલોપાત; અર્થ પ્રાપ્તિની અતિ આતુરતા તે. ૨ દુ:ખ; ચિંતા; પીડા. ૩ અફસોસ; શોક; ધ્રંખ.

**હાર**, સ્ત્રી૦ પરાજય; પરાભવ; નબળા થઈ પાછા પડવું તે; મહાત. ૨ ઓળ; પંક્તિ; ધારા; એક પછી એકની આવૃત્તિ-અનુગતતા તે. ઉ૦ કીડીઓની હાર. ૩ કાંજી; ખેળ; કપડાં વગેરે અક્કડ રહે તે માટે

પાવામાં આવતી અનાજ વગેરેની રાબ –ચીકણું પાણી તે. ૪ આહાર; ક્ષુધાપૂર ખોરાક અને તેનો જોઇતો જથ્થો તેઃ–હાર તેવો ઓહકાર.

**હારડો**, પું૦ મોટા મણકા–દાણા કે છાપાંની લાંબી માળા તે. ખાંડનાં ચાકતાંના હારડા હોળી ઉપર ગામડિયા લોક ને છોકરાં ગળે નાંખે છે.

**હારણું**, વિ૦ હરનાર; હારી ગયેલું ?

**હારદ**, ન૦ [ સં हार्द ] હૃદયનો ભાવ તે; સ્નેહ. ૨ ઇચ્છા; મનોભાવ. ૩ મતલબ. મકસદ. ૪ રહસ્ય; સારાંશ.

**હારદાર**, અ૦ (વિ૦) હારના મણકાની માફક એકએકની પાછળ ચાલે. એક સરખા અનુક્રમે; એક પછી એક સાથે ને સાથે ઓળબંધ એમ.

**હારપડવું**, ક્રિ૦ અ૦ વ્યવસ્થિત રીતે ચાલતું થવું; શરૂઆતની મુશ્કેલીઓ મટી જઇ જેમ ચાલવું જોઇએ તેમ ચાલવા માંડવું. ૨ ઠેકાણે પડવું; વ્યવસ્થિત થઇજવું; ચીલે–રસ્તે પડવું.

**હારબંધ**, વિ૦ એક એકની પાછળ અનુક્રમ-બંધ; પંક્તિબંધ;એળે; સીધા ક્રમ પ્રમાણે.

**હારવું**, ક્રિ૦ અ૦ થાકી–મારખાઇને કે શું માવીને પાછા પડવું; પરાજિત થવું.

**હારિયલ**, ન૦ એક હઠીલું પંખી. જુ. હારીલ.

**હારિયું**, વિ૦ હારતું; સમ વય, બળ ને પ્રકૃતિ વાળું; સરખું; સમાનઃ સમોવડિયું. ૨ જોડેનું; સાથવાળું.

**હારી**, વિ૦ હરનાર; દૂર કરનાર; મુક્ત કરનાર.

**હારીલ**, ન૦ હારિયલ; એક હઠીલું પંખી એમ કહેવાય છે કે, આ પંખીનું બચ્ચું ઇંડામાંથી નીકળતાંવેંત માળામાંની એક સળી પગે પકડી લે છે અને જીવે ત્યાં લગી તેને મૂકતું નથી. પકડેલી વાત કે વસ્તુને ન છોડવાના દૃઢ આગ્રહવાળું. પુ-રાવામાં આ પંખીનું ઉદાહરણ આપવામાં આવે છે.

**હારે**, અ૦ જોડે; સાથે. ૨ ઓળે; હારબંધ એમ.:–રોળે નહિ પણ હારે ઉભા રાખો.

**હારેડું**, વિ૦ રોતડું; રે રે કરનારું; રોતાં થાકે નહિ એવું. ૨ આડું; હઠીલું; જક્કી ૩ તોફની; મરતીખોર ?

**હારો**, પું૦ સાત મણ જેટલું વજન–જથ્થો તે; ગાડી, બેડિયું કહેવાય છે તેમ હારોઃ–એક હારો જુવાર અને બે હારા કાંગ ૨ મોટલું–છાણાંનું.

**હારોદાર**, અ૦ એક એકની પછી ચાલુ પંક્તિએ; હાર પછી હાર આવ્યાજ કરે એમ. એક રસ્તે હારોદાર માણસ મળ્યા કરે છે.

**હારોહાર**, વિ૦ હારબંધ; ઓળ પછી ઓળ વાળું; એક એકની પછી ઓળબંધ માંડેલું–ગોઠવેલું હોય એમ. ૨ અ. જોડે એક પંક્તિ–ધુરાએ:–એ તમારી હારો-હાર ચાલશે પાછળ પડશે નહિ.

**હાર્દ**, ન૦ હારદ; મતલબ, મનોભાવ. ૨ સારાંશ; હેતુ.

**હાલ**, પું૦ [ अ हाल. ] અવસ્થા; દશા; સ્થિતિ. ૨ મુશ્કેલી; આપદા; સુસીબત.

**હાલ**, અ૦ હમણાં; અબી; અમુક વખતેજ એમ; તત્ક્ષણ; તેજ–આજ વખતે એમ.

**હાલકહુલક**, વિ૦ નહિ સ્થિર અથવા વ્યવસ્થા પૂર્વક એવું; હાલતું અને ઉભરાતું; અ-શાંત; હાલતું ઉધલતું–ઉછળતું એવું. ૨ ના. અવ્યવસ્થા; ગડબડ. ૩ ગતિ ? અ શાંત–અસ્થિર હાલતનું; દંગાદિશાદની સ્થિતિ ?

**હાલચાલ**,સ્ત્રી૦ હાલવું ચાલવું તે; હરફર. ૨ કામકાજ, પ્રવૃત્તિ, બેઠાબેઠ નહિ તે; ઉદ્યોગશીલતા. ૩ રીતભાત.

**હાલત**, સ્ત્રી૦ [ અ. ] અવસ્થા; દશા; હાલ; સ્થિતિ. ૨ ટેવ.

**હાલમસ્ત,** વિ૦ અલમસ્ત; ખાઇપીને રોંગું બનેલું.

**હાલરડું,** ન૦ બાળકને ઝુલાવતાં ગવાતું લાડકું ગીત તે. ૨ ટોળું; સમુદાય.

**હાલરૂં,** ન૦ બાળ રક્ષાસૂત્ર; બાળકને નજર ન લાગે અને પીડા ન થાય એવી ચીજોની તાંત્રિક માળા. ૨ ટોળું; જૂથ; સમુદાય. ૩ કણસલાંમાંથી કણ છુટા પાડવાને બળદોનું ટોળું ખળામાં ફેરવવું તે.

**હાલવું,** ક્રિ૦ અ૦ ગતિમાન થવું; ધ્રુજવું; ડગવું. ૨ એક જગાએથી ખસવું; ચાલવું.

**હાલસો.** પું૦ [ સં હાનિસ. ] હરકત, હાનિ; નુકસાન.

**હાલહવાલ,** પું૦ દુર્દશા; ખરાબી; પાયમાલી; દુર્બળ; વ્યવસ્થા રહિત અવસ્થા તે, બેહાલ. વિ૦ દુર્દશામાં આવેલું, દુઃખી; હેરાન.

**હાલહાલ,** અ૦ તરત; તાબડતોબ; વગર વિલબે.

**હાલાહલ,** વિ૦ તદ્દન; સાવ; નરદમ. ૨ અત્યંત કારી; ઘણુંજ આકરું; ભારે વિષ.

**હાલી,** સ્ત્રી૦ બાળકને સુવાડવાની ઝોળી; ખોયુ.

**હાલીગોરી,** સ્ત્રી૦ બાળકને ઝોળામાં નાખી ઉંઘાડતાં ગવાતું ગીત; હાલરડું.

**હાલીમુવાળી,** વિ૦ બાળક અને મોટાં સૌ; બધાં, તમામ.

**હાલો,** પું૦ બાળકને ઝુલાવતાં ગાવું તે; હાલરડું; ઝોળી હલાવીને લાડકું ગીત ગાવું તે. ઝુલણ ઉ૦ કુંવરને હાલો હાલો. ક્રિ૦ પ્ર૦ હાલો ગાવો=હાલરડાં ગાવાં.

**હાવ,** પું૦ [ સં. ] બોલાવવું, આમંત્રવું તે, આહ્વાન. ૨ આકર્ષક ચાળો; પુરુષ નો કામ ઉદ્દીપન કરે એવો સ્ત્રીનો વિલાસ તે; પ્રેમનો ચાળો; શૃંગાર ચેષ્ટા. ૩ ઇચ્છા; આશા. ૩ હવસ.

**હાવભાવ,** પું૦ શારીરિક ચાળા અને મનની ઇચ્છા, ભાવના તે; મનની ઇચ્છા પ્રેમ અને તે સાથે શરીરનું ચલન વલન કે જે રંજન કરી બીજાને આકર્ષે છે તે. ૨ સંધાન; આદરમાન. નખરાં; લટકાં; વિલસન—ઇચ્છા તે.

**હાવરૂં,** વિ૦ અસંતોષી, ખાઉધરું; અતિ લોભી. ૨ ગાભરું; વખવખિયું; બાવરું.

**હાવરો,** પું૦ આવરો; આવકનો ચોપડો.

**હાવાં,** અ૦ હવે; હમણાં; અધુના; આ વખતે.

**હાશ,** અ૦ કોઇ બાબતથી ફરાગત થઇ બેસતાં થતો એવો સંતોષનો ઉદ્ગાર; શ્વાસ—જીવને મનને કાર્ય પરિપૂર્ણતાથી વળતી નિરાંતનો ઉદ્ગાર; ચિંતાવિરામ; સંતોષનો ઉદ્ગાર.

**હાસ,** [ સં. ] હસવું તે; હાસ્ય; આનંદની લાગણી મુખ મલકાટથી દેખાતી તે.

**હાસી,** સ્ત્રી૦ હાંસી; મશ્કરી કરી હસવું; ઠેકડી કરવી તે; બીજાની રીતભાત, દેખાવ અને કૃતિ સામે કટાક્ષથી બોલવું, મશ્કરી કરવી તે; ચાળો કરવો તે. ૨ ફજેતી.

**હાસ્ય,** ન૦ હાસ; હસવું, મુખ મલકાવવું તે. ૨ સ્મિત.

**હાસ્યરસ,** પું૦ [ સં ] હાસ ઉપજાવે એવી લાગણી કરનાર વાત વસ્તુ કે વર્ણન તે; જેથી હાસ્યની લાગણી ઉત્પન્ન થાય તે; શૃંગારાદિક નવ કાવ્ય રસમાંનો એક રસ તે.

**હાહાકાર,** પું૦ શોક ત્રાસની લાગણીનો સર્વત્ર ઉદ્ગાર થઇ રહેવો તે; જ્યાં ને ત્યાં અરેરીની લાગણી પ્રસરી રહેવી તે; ત્રાસ જુલમ, ગભરામણી અને ભય વ્યાપી જવો તે; અરેરી; મોટા દુઃખની હાય બોલાવી તે ઉ૦ હાહાકાર પડયો હારોહાર, ઘણા લોક ફરે વારે વાર.

**હાહો,** સ્ત્રી૦ ધાંધલ; ગડબડ; શોરબકોર; ધોધાટ.

**હાળો,** પું૦ હળ ખેડનારો. ૨ પતિ; સ્વામી. ૩ પુરુષ, મરદ. હસતો હાળો ને રોતી રાંડ.

**હાં,** અ૦ પ્રતિહુંકાર; એમ; ઠીક; વારુ. ૨ હા, સંમતિસૂચક ઉદ્ગાર. ૩ હુંકારો;

સમજ્યા, વારૂ પછી. ૪ બસ; થયું; પર્યાપ્ત.
હાંઉ, અ૦ હાં; હા; બસ.
હાંક, સ્ત્રી૦ સાદ; ધાંટો; આહ્વાન; ખૂબ; જોરથી બોલાવવું તે.
હાંકણી, સ્ત્રી૦ હાંકવાની રીત.
હાંકનાર, વિ૦ પશુને માર્ગ ઉપર ચલાવનાર; પ્રચાલક; ગાડીત.
હાંકવું, ક્રિ૦ સ. પશુ વગેરેને હાકોટીને ઇચ્છિત માર્ગે ચલાવવાં તે; વહાણ, અશ્વિરથ વગેરેને ઇચ્છિત માર્ગે ચલાવી લઇ જવાં. ૨ જોરથી ચલાવવું; આગળ વધારવું. ૩ નસાડવું; દૂર કરવું:– કુતરાને હાંક. ૪ ચલાવવું; પ્રવર્તાવવું; ચાલુ ગતિમાં રાખવું: ચાલવા દેવું.
હાંકેડુ, વિ૦ હાંકનાર; ગાડીત.
હાંજા, પું૦ (બ. વ.) હાંસભરી શક્તિઓ; ઉત્તેજનાઓ. ૨ હિમ્મત; મનની દઢતાઓ. ૩ ગાત્ર; અવયવો અને મનની ઉત્સાહ શક્તિઓ તે.
હાંજી, અ૦ માન સાથે હુંકારો દેવો તે; આવોજી, હાજરજી, વગેરે ઉત્તર દર્શક ઉદ્ગાર. ૨ વારુ એમ; કબૂલ; વિવેકી સંમતિ–કહેણ, સ્વીકારનો ઉદ્ગાર. હાજી; હાજીસાહેબ; હજુર; હાજર.
હાંડલું, ન૦ હાંલ્લું; માટીનું વાસણ.
હાંડો, સ્ત્રી૦ પાણી ભરવાનું કે રાંધવાનું માટીનું વાસણ. ૨ ધાતુપાત્ર. ૩ હાંડા જેવું દીવો મૂકવાનું પારદર્શક કાચનું વાસણ. અસલ દીવાઓ મૂકવાને માટે વપરાતું.પવાલી કે હાંડાના ઘાટનાં કાચનાં પાત્ર, સિંકાની માફક ઉંચે લટકાવી તેમાં દીવો મુકાતો.
હાંડીધોયો, પું૦ રાંધવાનાં વાસણ માંજનારો.
હાંડો, પું૦ [ સં. हुंडा ] પાણી ભરવાનું મોટું પાત્ર; દેગડો. ૨ બેવકૂફ.
હાંણું, ન૦ સારણું; કોઠીને નીચલે ભાગે રાખવામાં આવતું બાખું, મોં.
હાંફ, સ્ત્રી૦ ઉતાવળે શ્વાસ ચાલવો તે; જોરથી શ્વાસોચ્છ્વાસ ચાલવો તે. ૨ હૃદયનો થાક; શ્વાસનો સંકોચ–રુંધણ તે.
હાંફણ, સ્ત્રી૦ હાંફ. ૨ શ્વાસ; દમ; રૂંધામણ.
હાંફળું, વિ૦ હાંફ ચઢી હોય એવું બાવરું; વ્યાકુળ.
હાંફળુંફાંફળું, વિ૦ ગભરાયલું; બાવરું; બેબાકળું. ૨ હર્ષશોકના અતિશયવાળું; કિંકર્તવ્યમૂઢ.
હાંફવું, ક્રિ૦ અ૦ જોરથી શ્વાસ લેવો મૂકવો; ખૂબ શ્વાસ ચાલવો; દોડ, થાક કે શોકને લીધે જોરભેર શ્વાસ ચાલવો; ફુરવાડા મારવા.
હાંલ્લી, સ્ત્રી૦ હાંડલી; નાનું હાંલ્લું. રસોઇનું પાત્ર.
હાંલ્લું, ન૦ હાંડલું; માટીનું મોટું ને પહોળા પડખાનું વાસણ. પાણી પ્રવાહી તથા અનાજ વગેરે ભરવાના અને રસોઇના કામમાં આવે એવું માટીનું વાસણ. રૂ૦ પ્ર૦ હાલ્લાં ફોડવાં=વારંવાર કજિયો કરવો; અંદર ને અંદર વારંવાર તકરારનાં છિદ્ર શોધ્યા કરવાં. ૨ આમતેમ વારંવાર ઘર વાખરો ફેરવ્યા કરવો; ભટકવું. હાલ્લું ફોડવું=પેટ ફોડવું; આજીવિકાના સાધનનો નાશ કરવો. હાલ્લાં=ઘરવાખરો. કહે૦ હાલ્લાં કુસ્તી કરે છે=ખાવાપીવાના વાખા છે એમ; ઘરમાં કંઇ સાધન નથી.
હાંસ, સ્ત્રી૦ ઉમંગ; ઉત્સાહ; કોડ; ઇચ્છા; હરખે કાર્ય કરવાની ભાવના. ૨ શ્વાસ; દમ. હાંસ ઉડી ગયા.
હાંસકાંસ, પું૦ શ્વાસ ને પ્રાણ; જીવનબળ; પ્રાણશક્તિ; મનની દઢતા ને વિશ્વાસ.
હાંસડી, સ્ત્રી૦ ગળા–ડોકની આસપાસનું–છેલ્લી ઉપલી પાંસળીનું ગોળાકાર હાડકું; જત્રુ. ૨ ગળે પહેરવાનું એક ઘરેણું. ૩ ઘોડાને ગળે પહેરાવવાનું અંડાકૃતિ ચામડાનું ચકરડું. ૪ કોશનું લોઢાનું ચકરડું. (૫) પૈડાનો લોખંડી પાટો.
હાંસલ, ન૦ [અ. हासइल] કર; વેરો; દાણ; જકાત. ૨ ફળ; ફાયદો; લાભ: નફો. ૩ પેદાશ.

**હાંસવો**, પું૰ ચાંચવો; વિક્રમ; મોટા ફળાની કોદાળી

**હાંસિયાઘઉં**, પું૰ ઘઉંની એક જાત.

**હાંસિયો**, પું૰ [अ० हाशिय.] કાગળ વગેરે પર આંકાથી પાડેલો આંતરો; આંકાથી જુદો પાડેલો ભાગ; આકો; ગેક; કોર; બાજુનો ભાગ.

**હાંસી**, સ્ત્રી૰ મશ્કરી; હસવા જેવી ટકોર; મજાક; ચેકડી, ચેષ્ટા. ૨ ફજેતી. ૩.વિ૰ ઉમંગી; ઉત્સાહી.

**હાંસીલ**, ન૰ હાંસલ; દાણ; જકાત; વેરો. ૨ ફાયદો; લાભ. ૩ લવાજમ; મહેસૂલ.

**હાંસીલું**, ન૰ ઉમંગી; ઉત્સાહી; અમુક કાર્ય કરવામાં હરખવાળું; હાંસી.

**હિ**, અ૰ [ स. ] નક્કી; જરૂર; ખચીત; નિશ્ચે. ૨ તુચ્છકાર કે હોઠોનો સીતકાર; ચેકડીનો હિસકાર તે; છી-છટ.

**હિક**, સ્ત્રી૰ છાતીમાં પવન-શ્વાસનો ધક્કો લાગવો તે; શ્વાસ ઉંચો થઈ જવો તે. ૨ વાધણી.

**હિકમત**, સ્ત્રી૰ [ अ. हिक्मत ] યુક્તિ, કરામત; કારીગરી. ૨ ઉપાય; ઇલાજ. ૩ યોજના; કિસમ. ૪ અક્કલ; ચતુરાઈ. ૫ દાવપેચ.

**હિકમતી**, વિ૰ કરામતી; હિકમતવાળું; ફરેબી. ૨ યોજક.

**હિકરાણ**, ન૰ રોકકળ; ભય શોક વગેરેનો ઘોંઘાટ, બૂમાબૂમ. ૨ કકલાણ.

**હિકાયત**, સ્ત્રી૰ [ अ. हिकायत ] વાર્તા; કથા; કહાણી; કિસ્સો.

**હિક્કડ**, વિ૰ લાગણી વગરનું; નિર્દય; કઠોર.

**હિક્કળ**, ન૰ ઠાર; જલાંશવાળી બહુજ ઠંડી હવા તે; શરદી; ચાલુ હેલીની ટાઢ.

**હિક્કા**, પું૰ અનિયમિત શ્વાસથી છાતીમાં લાગતો ધક્કો. ૨ અવાચી; વાધણી ૩ શ્વાસ.

**હિક્કાનાદ**, પું૰ શ્વાસોચ્છ્વાસને લીધે હૃદયમાં ઉત્પન્ન થતો અવાજ તે; અવ્યક્ત ધ્વનિ. રુધિરાભિસરણનો આંતરધ્વનિ તે. ૩ પાધો; પડઘો; પ્રતિધ્વનિ.

**હિચકારું**, વિ૰ [ फा. हीचकार ] કાયર; શેખી કરી પાછું પડી જાય એવું; નબળા મનનું; બાયલું; નામર્દ; બીકણ.

**હિજડો**, પું૰ [फा हीज.] નપુંસક; વ્યંઢળ; નર ચિહ્ન-પુરુષાર્થ રહિત હોય તે; બાયલો. હિજડાને દાઢી મુંછ આવે છે, પણ નહિ.

**હિજરાવું**, ક્રિ૰ અ૰ મનમાં બળ્યા કરવું; મનથી ઝૂર્યા કરવું; હુમાવું; ધુંવાવું.

**હિજરી**, વિ૰ [ अ. ] મુસલમાની સંવતની ઓળખ. પેગંબર સાહેબ મક્કેથી મદિને ગયા ત્યાંથી ગણવા માંડેલો સંવત. મુસલમાની-અરબી.

**હિત**, ન૰ [ सं. ] લાભનું હોય એવું તે; કલ્યાણ; શ્રેય; ફાયદાનું તે ૨ લાભ; ફાયદો. ૩ ગુણ; મતલબ.

**હિતકર**, વિ૰ હિત કરે એવું; હિતકારક.

**હિતકર્તા**, પું૰ હિત કરનારો; લાભ થાય એવી વાત-વસ્તુ વગેરે દેખાડનારો.

**હિતકારક**, વિ૰ હિતકર; લાભનું; ફાયદાનું.

**હિતકારી**, વિ૰ હિત કરે એવું; ગુણકારી.

**હિતાર્થ**, અ૰ હિત માટે; લાભ સારૂ. ૨ કલ્યાણની વાત-વિષય વગેરે તે; લાભની ફાયદાની બાબત.

**હિતુ**, વિ૰ હિત કરનાર; હિતેચ્છુ; સારું ઇચ્છનાર.

**હિતેચ્છુ**, વિ૰ હિત ઇચ્છનાર, સારું ચહાનાર.

**હિતૈષી**, વિ૰ હિત ઇચ્છનાર; શુભેચ્છક.

**હિતોપદેશ**, પું૰ [ सं. ] સારુ કરે કે થાય એવો બોધ-શિખામણ તે; હિત-કલ્યાણની બાબત.

**હિમ**, ન૰ [ सं. ] બરફ; ઠાર; ઓસ. ૨ અતિ ઠંડી તે; ઘણી ટાઢ તે. ૩ સુખડ. ૪ ટોરા વાસણમાં ખુલ્લી હવામાં પલાળી રાખેલી દવાનું પાણી; પલાળેલી ઓષધિનું ઠંડું પાણી.

**હિમકર**, પું૰ [ सं. ] ઠંડાં કિરણવાળો-ચંદ્ર ચંદરમા.

હિમજ, સ્ત્રી૦ નાનાં કાચાં સુકાં હરડાં તે; એક રેચક વસાણું.
હિમજીહરડે, સ્ત્રી૦ નાની કાચી ને સુકી હરડે તે; હરડાં.
હિમરૂ, ન૦ એક જાતનું રેશમી કપડું.
હિમાયત, સ્ત્રી૦ તરફનું બોલવું તે; પ્રતિપાલન; સમર્થન; ઉપરાણું; પક્ષદારી. ૨ સિફારસ; વસીલો; હુંફ.
હિમાયતી, વિ૦ હિમાયત કરનાર; તરફદારી લેનાર; વાદી; અમુક મતવાળો; અમુક વિચાર કે મત વગેરેની તરફદારી કરનાર.
હિમાયલું, વિ૦ હિમ-ઠંડકથી બળી ગયેલું; હીમ ખાધેલું; ટાઢથી સોસાયેલું એવું તે.
હિમાવું, ક્રિ૦ અ૦ હિમથી બળવું; ઠીંગરાવું; સોસાવું; ક્ષીણથવું.
હિમાળુ, વિ૦હિમવાળું; અતિ ઠંડીવાળું :-હિમાળુ વા. ઠંડો પવન. ઉ૦ હિમાળુ વા વાળારે હલકી ટાઢના.
હિમાંશુ, પું૦ [ સં. ] શશી; ચંદ્રમા.
હિમ્મત, સ્ત્રી૦ હૃદયની ધારણાશક્તિ; હૃદય છાતી-મનનું જે સહન કરવાનું જોર-બળ તે; બહાદુરી; હામ; દામ; પાણી; મગદૂર. ૨ સત્ત્વ.
હિમ્મતવાન, વિ૦ બહાદુર; હામ ધરે-રાખે એવું તે.
હિરણ્ય, ન૦ [ સં. ] સુવર્ણ; સોનું; હેમ. ૨ સત્ત્વ; દૈવત.
હિરણ્યગર્ભ, પું૦ જગદુત્પત્તિ કરનાર સુવર્ણાંડમાંનું દૈવત-સત્ત્વ તે; બ્રહ્મદેવ. ૨ વિષ્ણુ.
હિરાકશી, સ્ત્રી૦ આછા લીલા રંગનો એક જાતનો ક્ષાર તે.
હિરાગળ, વિ૦ રેશમી.
હિરાદખ્ખણુ, ન૦ ગાંધીને ત્યાં મળતું એક વસાણું.
હિરાબોળ, પું૦ એક જાતનો કડવો વનસ્પતિનો નિર્યાસ-ગુંદર.
હિરામલ, ન૦ પોપટની જાતિનું લીલા રંગનું એક પંખી.
હિરાવેધ, વિ૦ હોશિયાર; ખબડદાર. ૨ ચાલાક; ચતુર. ૩ બાહોશ.
હિલચાલ, સ્ત્રી૦ હાલવું ચાલવું તે; આઘા પાછા થવું. ૨ પ્રવૃત્તિ-ગતિ કરવી તે. ૩ કામકાજ વ્યાપૃતિ.
હિલવું, ક્રિ૦ અ૦ હાલવું; આમ તેમ ડોલવું; ડગમગવું. ૨ લમડતાં ઝૂલવું. ૩ ધ્રુજવું; ફરુંકવું.
હિલાળો, પું૦ ગમ્મત; મોજમઝા; ખુશાલી; ઉલ્લાસ.
હિલોળો, પું૦ તરંગનો ઉછાળો; ઉલ્લાળો; ઉંચું ઉછળવું તે. ૨ દોલવું ઘુમવું તે; ઘુમરડી.
હિલ્લો, પું૦ હેલો; ધક્કો; આંચકો. ૨ ઉછાળો. ૨ હરકત; નુકસાન.
હિસવું, ક્રિ૦અ૦ ઉલ્લાસિત થવું; મલકાવું; આંખ-મુખ પર આનંદ દેખાવો; હરખાવું. ઉ૦ આંખ હિસે છે.
હિસાબ, પું૦ [ फा. ] ગણવું તે; ગણના; ગણતરી. ૨ સંખ્યા કે ખાતામાં આવતીને જતી વસ્તુ અને બીજાં કામકાજની નોંધણી તે; આવકજાવકનું લેખું; ખરીદ ને વેચાણ વગેરેની નોંધ; ટીપ. ૩ પૈસાટકાની આયવ્યયનો ટાળો મેળવવો તે. ૪ આવક, ખરચ, કિમ્મત, અને પરિણામ સંબંધી પડપૂછ તે; તારીજ; લેખું. ૬ માગતા લહેણાનો જોડતોડ કાઢવો તે. ૭ જવાબદારી; જોખમ.:-તમારે હિસાબે રાખીશું. ૮ અડસટ્ટો, આશરો; અંદાજ. ૯ દાખલો. ૧૦ તુલના; સરખામણી; લેખું; ગજું, ગુંજાશ:-એ શા હિસાબમાં છે ? ૧૧ જવાબ; ખુલાસો. ૧૨ ભાવ; દર. ૧૩ જમા ઉધાર કરવા-રાખવાની રીત તે; આંકડાવિદ્યા; ગણિત.
હિસાબી, વિ૦ હિસાબ રાખનાર, મહેતો. ૨ ગણતરીબાજ; ગણક; લેખાં, આંકડા પરિગણના વગેરેમાં કુશળ. ૩ અંદાજ રાખીને કામ-ખરચખુટણ વગેરે કરનાર; કરકસરિયું. ૪ ચોકસાઇદાર.

હિસારવ, પું૦ ઘોડાનો અવાજ; હણહણાટ; ખોંખાર.

હિસ્સેદાર, વિ૦ ભાગદાર; પાંતીદાર. ૨ ગોઠિયો; સાથી; ભીરૂ.

હિસ્સો, પું૦ [ फा. ] ભાગ; પાંતી; ફાળો.

હિંગ, સ્ત્રી૦ એક ઝાડનો ઉગ્ર વાસવાળો રસ-નિર્યાસ; વઘારણી.

હિંગરો, પું૦ હલકી જાતની હિંગ તે; હિંગના ગઠ્ઠા-ગાંગડા.

હિંગળો, જુઓ હિંગળોક.

હિંગળોક, પું૦ ગંધક અને પારાની મેળવણીનું ચૂર્ણ; પારાની મેળવણીનો લાલ ભુકો.

હિંગળોકિયું, ન૦ હિંગળોક રાખવાની કુપી; દાબડી.

હિંગામ, પું૦ હંગામ; મામલો; અણીનો વખત; કટાકટીનો વખત.

હિંગોરૂં, ન૦ એક જાતના ફળનો અંડાકૃતિ બિયો-ઠળિયો. એની ઉપર કહોળાના જેવા આંકા હોય છે.

હિંચકો, પું૦ અદ્ધર ઝૂલતું રહે એવું પાટિયું તે; ઝૂલતી રહે એવી બેઠક; દોલ; ઝુલો; હિંદોળો.

હિંચવું, ક્રિ૦ અ૦ ઉપરથી નીચે તરફ લબડતા આસન ઉપર બેસી કે સૂઇને ઝૂલવું; હિચકા ખાવા.

હિંચાડવું, ક્રિ૦ સ૦ ઝુલાવવું; હિંચકો હલાવવો. ૨ અદ્ધર ઝૂલતું રહેવા દેવું.

હિંડવું, ક્રિ૦ અ૦ [ सं. ] ગતિ કરવી; પગલાં ભરવાં; ચાલવું; હાલવું.

હિંડોળ, પું૦ એ નામનો એક ગાવાનો રાગ.

હિંદવાણી, સ્ત્રી૦ હિંદુ સ્ત્રી; હિંદની રહેવાસી-હિંદુ જાતિની સ્ત્રી તે.

હિંદવી, વિ૦ હિંદનું; હિંદને લગતું.

હિંદી, વિ૦ હિંદુસ્તાનનું; હિંદનું વતની.

હિંદુ, વિ૦ હિંદુસ્તાન-ભરતખંડનું-રહેવાસી; ભારતનું-સિંધુ અને ગંગાજમનાં ઉપરના અસલી આર્યોના વંશનું અને તે નામે પરદેશીઓથી ઓળખાતું-જન. ૨ વેદ-બ્રાહ્મણધર્મનું-આર્ય.

હિંદુસ્તાની, વિ૦ હિંદ-ભરતખંડનું.

હિંદોલ, પું૦ હિંચકો; દોલ; ચોપાળો; ખાટ.

હિંદોળાખાટ, સ્ત્રી૦ સુવાનો હિંચકો; ખાટ; ચોપાળો.

હિંયાં, અ૦ અહિંયાં; અત્રે; અહિં આગળ.

હિંસક, વિ૦ [ सं. ] હિંસા કરનાર; ઘાતક; ખુની. (૨) ક્રૂર; ભયંકર; ઉગ્ર.

હિંસન ન૦ હિંસા કરવી તે; ઠાર મારવું વા વધ કરવો તે.

હિંસા, સ્ત્રી૦ [ सं. ]જીવથી મારવું તે; ખૂન; ઘાત; વધ. પ્રાણી વગેરેનો જીવ લેવો તે.

હિંસારવું, ક્રિ૦સ૦ મારવું; જીવલેવો;વધ કરવો.

હિંસારી, વિ૦ હિંસા કરનારું; ઘાતક; ક્રૂર; શિકારી.

હિંસ્ર, વિ૦ [ सं. ] ઘાતુક; જીવથી મારી નાંખે એવું; ઉગ્ર; શિકારી.

હી, અ૦ તુચ્છકારનો-ઠઠોળાનો અવાજ; ખીખી.

હીક, સ્ત્રી૦ ટાઢની કે પારીથી શ્વાસોચ્છ્વાસમાં લાગતો આંચકો તે; વાધણી. ૨ સળક.

હીકા, સ્ત્રી૦ ઉપરાઉપરી હીક આવવી તે; જોરદાર વાધણીઓ

હીટ, ન૦ [ अ. ] હીર; રેશમ.

હીણ, વિ૦ [ सं. हीन ] ઓછું; કમ. ૨ ઉતરતું; હલકું, નીચ; અધમ. ૩ ખરાબ; નબળું. ૪ રહિત; વગરનું.

હીણવું, ક્રિ૦ અ૦ ઉતારી પાડવું; નિંદવું; બુરું બોલવું; હલકું ગણવું.

હીણકમાઉ, વિ૦ ઓછું અગર બિલકુલ નહિ કમાનાર; આળસુ; અનુદ્યોગી

હીણપત, ન૦ હલકાઇ; લાંછન; બટ્ટો; દોષ.

હીણભાગ્ય, ન૦ કમનસીબી; દુર્ભાગ્યપણું.

હીણભાગી, વિ૦ અકરમી; કમનસીબ; ભાગ્ય વગરનું.

હીણવર, પું૦ કન્યાની સરખામણીએ ઉતરતો વર તે.

હીણવરૂ, ન૦ કજોડું; જેમાં વરકન્યા ઉતરતા ચઢતા દરજ્જાનાં કે નાની મોટી ઉમ્મરનાં હોય તે.

હીણું, વિ૦ નઠારું; બુરું; ખરાબ. ૨ નીચું;

હલકું; અધમ. ૩ ભેળવાણું;
**હીન**, વિ૦ [ सं. ] ઓછું; કમ. ૨ હલકું; નીચું. ૩ રહિત; વિનાનું.
**હીનતા**, સ્ત્રી૦ અધમતા; નીચતા; હલકાઇ. ૨ લાંછન; બટ્ટો; અપવાદ.
**હીનવાદી**, વિ૦ મુંગો; વાણી વગરનો.
**હીનો**, પું૦એક જાતનો છોડ; હેનો; મેંદી.૨ હિમ.
**હીર**, ન૦ રેશમ. ૨ તેજ; સત્ત્વ. ૩ પાણી; નૂર. ૪ દૈવત; કૌવત; પરાક્રમપણું. ૫. શોભા; ઝળેહ; કાંતિ. ૬ રસકસ. ૭ હિમ્મત.
**હીરકોરી**, વિ૦ રેશમી કિનારનું-વસ્ત્ર.
**હીરચીર**, ન૦ ઉંચી જાતનાં કિમતી વસ્ત્ર.
**હીરનીર**, ન૦ પાણી, નૂર. ૨ હિમ્મત; ખબડદારી.
**હીરાકણી**, સ્ત્રી૦ હીરાની કરચ.
**હીરાકંઠી**, સ્ત્રી૦ પાસાદાર સોનાના દાણા-મણુકાની કંઠી-માળા તે.
**હીરાગળ**, વિ૦ રેશમી.
**હીરાવેધ**, વિ૦ ઉત્તમ; શ્રેષ્ઠ ૨ ચાલાક; હોશિયાર; ચતુર.
**હીરો**, પું૦ [ सं. हीरक ] તેજદાર ધોળો કિમતી પત્થર; મણિ; રત્ન.
**હીલવુ**, ક્રિ૦ અ૦ ડોલવું; આમતેમ ઝુલવું; કંપવું; ધ્રુજવું; હાલવું.
**હીલો**, પું૦ હેલો; આંચકો; ધક્કો. ૨ ધરડ; ચીલો. ૩ હરકત; નુકસાન.
**હીસવું**, ક્રિ૦ અ૦ હસવું; મલકાવું. ૨ પ્રફુલ્લ દેખાવું; આનંદી લાગવું:-આંખ હીસે છે.
**હીહી**, અ૦ મજાક કે તુચ્છકારનો અવાજ.
**હુકમ**, પું૦ [ फा. हुकम ] આજ્ઞા; ફરમાન; ફરજ પાડે એવું કહેલું. ૨ શાસન; સત્તા; આધકાર. ૩ ઠરાવ; કાનુની ફેંસલો. ૪ ગંજીફામાં મહત્ત્વનું પાનું.
**હુકમનામું**, ન૦ પક્ષકારોની દલીલો સાંભળી લઇ જાહેર કરેલો નિર્ણય; કાયદેસર કરેલું ફરમાન; ચુકાદો; ફેંસલો.
**હુકુમત**, સ્ત્રી૦ હકુમત; સત્તા-અધિકાર; અમલ, વહીવટ; કારકિર્દી. ૩ હાકમી.
**હુકો**, પું૦ હુક્કો.
**હુકદો**, પું૦ હુક્કો; તમાકુની ધુણી ગળાઇ તથા ઠંડી થઇને મોંમાં આવે એવું યંત્ર.
**હુજત**, સ્ત્રી૦ હુજ્જત; હઠ; મમત; આગ્રહ; જીદ. ૨ તકરાર.
**હુજતખોર**, વિ૦ હુજતી; મમતી; આગ્રહી; હઠી. ૨ તકરારી, ઉદ્ધત.
**હુજતી**, વિ૦ હુજતખોર; મમતી; હઠીલું.
**હુજરડો**, પું૦ ઉઝરડો; સુંવાળી સપાટી પર પડેલો ઘસારો; અણીનો અંકો; ચીરાડો.
**હુડતાવવું**, ક્રિ૦ સ૦ તુચ્છકારવું; તરછોડી નાંખવું. ૨ ધમકાવવું; દબડાવવું.
**હુડદો**, પું૦ મશ્કરી; મજાક.
**હુડો**, પું૦ જંગલી પોપટ; હિયો.
**હુત**, વિ૦ [सं.] હોમેલું; બલિ આપેલું.
**હુતદ્રવ્ય**, ન૦ [सं.] હોમવાની વસ્તુ તે; બલિ.
**હુતાશ**, પું૦ [ सं ] અગ્નિ; દેવતા; વસ્તેવ.
**હુતાશન**, પું૦ [ सं ] અગ્નિ; દેવતા; વસ્તેવ.
**હુતાશની**, સ્ત્રી૦ હોળી; હોલિકા.
**હુનર**, પું૦ હુન્નર, [ फा. हुनर् ] કારીગરી; કિસબ; કળા. ૨ ચતુરાઇ.
**હુનરી**, વિ૦ કિસબી; કારીગર; ચતુર; કરામતી; કળાબાજ.
**હુનાળુ**, વિ૦ ઉનાળાનું; ગીષ્મ ઋતુનું-હુનાળુ વા-વાવેતર.
**હુનાળો**, પું૦ ઉનાળો; ગીષ્મ; નિદાઘ; ગરમીની મોસમ. ફાગણથી જેઠ લગીની ઋતુ-મોસમ તે.
**હુનું**, વિ૦ ઉનું. [ सं उष्ण ] ગરમ; તાતું; દઝાય એવું; તપેલું; ગરમ લાગતું.
**હુન્નર**, પું૦ હુનર; કળા; કિસબ; કારીગરી.
**હુપકો**, પું૦ ઉબકો; ઉલટીનો ઉછાળો; ઓકારીની અસર તે.
**હુબેહુબ**, વિ૦ જેવું ને તેવુંજ, બરોબર બનતાપણાનું; એક સરખા સ્વરૂપનું; સદશ; સમસ્વરૂપ.
**હુમલો**, પું૦ હલ્લો; છાપો; ધસારો; ચઢાઇ; સ્વારી; આક્રમણ.
**હુમાયુ**, ન૦ એક જાતનું પંખી. એમ કહેવાય છે કે, તેના એક શરીરમાંજ નરમાદાની

**હેડ**, સ્ત્રી૰ [ सं. हडि ] ગુનેગાર અને ગાંડાઓને નાસી જતા ને તોફાન કરતા અટકાવવા માટે તેમનો પગ ભરાઇ-બંધાઇ રહે એવું ભારે, લાકડાને કોચીને બનાવેલું પગ ભરાઇ રહે એવું જંત્ર; પગ જકડાય એવું લાકડું. (૨) હાડ; રોળું.

**હેડકી**, સ્ત્રી૰ શ્વાસ લેતાં હેડિયો ઉછળવો તે; ભારે શ્વાસનાં ઠગકાં તે. ૨ વાધણી.

**હેડંબા**, સ્ત્રી૰ [सं.] ભીમની રાક્ષસપત્ની; ઘટોત્કચની મા. ૨ ઉંચી ને જબરી સ્ત્રી; એળો.

**હેડિયો**, પું૰ હેડ-હાડમાંનો વાછરડો; ધોલ્લો. ૨ ઢોર વેચનારો.

**હેડી**, સ્ત્રી૰ સરખે સરખાં ઢોર-વાછરડાં વગેરેની ટોળી તે. ૨ બરોબરીનું; સમાન, વયનું-સદૃશ્યતા.:-તમારામાં મારી હેડીનું કોણ છે ? અર્થાત્ મારી બરોબરીનું. ગુણ, વય, કુળ, અને આવક વગેરેમાં સમાનતા વાળું એવું.

**હેડો**, પું૰ આમંગો; અનુરક્તતા; સંગાસક્તિ; આસક્તિ. ૨ પ્યાર; માયા; વળગણ. ૩ હળીજવું તે.

**હેણુ**, સ્ત્રી તળાઇ; બિછાનું; ગાદલું.

**હેત**, ન૰ પ્યાર, સ્નેહ; માયા; પ્રીતિ; પ્રેમ. ૨ ચાહ.

**હેતકનું**, ન૰ ભરેલું ગાડું; ગાલ્લી.

**હેતપ્રીત**, સ્ત્રી૰ વહાલ; માયા; પ્રેમ. ૨ અનુરાગ ૩ કૃપા; મહેરબાની.

**હેતસ્વી**, વિ૰ હિતસ્વી; શુભેચ્છક. ૨ માયાળુ; હેતપ્રીતવાળું.

**હેતાળ**, વિ૰ હેતવાળું; માયાળું; જેનામાં અનુરાગ હોય એવું.

**હેતુ**, પું૰ [ सं ] ઉદ્દેશ; આશય; મતલબ, મનજ; અર્થ. ૨. કારણ; નિમિત્ત. ૩ કામનાર્થ. ૪ હિતસ્વી; શુભેચ્છક. ઉ૰ ગુર્જરના હેતુએ ગયા, સમજ પ્રાણિયા ની મતિ થરી.

**હેતુક**, વિ૰ હેતવાળું; કારણયુક્ત :-પુત્રહેતુક.

**હેતુતા**, સ્ત્રી૰ હેતુત્વ.

**હેતેસરી**, વિ૰ વહાલેસરી; પ્રીતિપાત્ર, શુભેચ્છક.

**હેત્વાભાસ**, પું૰ [ सं. ], હેતુનો જેમાં આભાસ હોય તે; મિથ્યાજ્ઞાન તે; ખોટો હેતુનો ભાસ તે; ભ્રાંતિ; ભ્રમ.

**હેદળ**, ન૰ ઘોડેસ્વાર લશ્કર તે; હયદળ.

**હેબક**, સ્ત્રી૰ [ अ. हयबत् ] ઓચિંતા ભયનો ત્રાસ તે; ધાસકો; બીકનો ધક્કો; ફાળ; ધાસ્તી.

**હેમ**, ન૰ [ सं. ] સુવર્ણ; સોનું.

**હેમક**, વિ૰ [ अ. हमक ] બેવકુફ; મૂર્ખ; અણસમજુ. ૨ બીકણ; ડરકું.

**હેમકાર**, પું૰ [सं.] સોની; સોનાના ઘાટ ઘડનાર; ઉ૰ હે હેમકાર! પરદુઃખ વિચાર મૂઢ

**હેમક્ષેમ**, વિ૰ કુશળ કલ્યાણ; ખુશખુશાલ; આરોગ્ય-તંદુરસ્ત. ૨ સહીસલામત.

**હેમગિરિ**, પું૰ [ सं. ] સોનાનો પર્વત; મેરુ.

**હેમજ**, જુ૰ હિમજ; નાની સુકી હરડે.

**હેમંત**, સ્ત્રી૰ [ सं. ] શિયાળાના પહેલા બે મહિનાની મોસમ તે; ઠંડીની મોસમ.

**હેય**, વિ૰ [ सं. ] તજવાજોગ; ત્યાજ્ય.

**હેર**, પું૰ બાતમીદાર; જાસુસ; ચાર.

**હેરક**, પું૰ જાસુસ; ચાર. ૨ નિહાળી-ધારીધારીને જોનાર.

**હેરણ**, સ્ત્રી૰ ઍરણ; લુહાર અને સોની વગેરે જેની પર ધાતુ ટીપે છે તે.

**હેરણાં** ન૰ હેરિયાં; ધારીધારીને છુપી નજરો કર્યા કરવી તે; જોયા-નિહાળ્યા કરવું તે.

**હેરફેર**, પું૰ ફેરફાર; અદલોબદલો; ફરક. ૨ ઉલટસુલટ કરી નાખવું તે; ફરક, ભિન્નતા. એકને ઠેકાણે બીજું હડસાવવું-મેલવું-કરવું વગેરે તે; વહાવત.

**હેરવું**, ક્રિ૰ સ૰ ધારીધારીને છુપી રીતે જોવું; તપાસ કર્યા કરવી; નિહાળીને જોવું; પુંઠ જોવી; ખોતરવાં કાઢવાં; છિદ્ર તપાસવાં.

**હેરંબ**, પું૰ [ सं. ] ગણપતિ; ગજાનન.

**હેરાન**, વિ૰ [ अ. हयरान ] વ્યાકુળ; વ્યાધિ-મુશ્કેલી વગેરેથી પીડિત; દુઃખી; તાપ; અસ્વસ્થ. ૨ કાયર; મુશ્કેલીઓ વગેરેથી ખીદીખીદી થઇ ગયેલું એવું તે.

**હેરાનગતી,** સ્ત્રી૦ દુઃખી હાલત તે; વિપત્તિ; પીડા; વિડંબના; મુશ્કેલી–દુઃખપડવું તે. ૨ નુકસાન.

**હેરાવવું,** ક્રિ૦ સ૦ છુપી નજર રખાવવી. ૨ ખોળાવવું;ચોરાવવું.૩ પ્યારથી જોવરાવવું.

**હેરિયું,** ન૦ હેરિયાં; ધારીને છુપી નજરે જોવું તે. ૨ ઝોકું; ઝોલું. ૩ કૂદકીએ ફરવું તે.

**હેરૂં,** ન૦ ઍરૂ; નાનો સાપ. ૨ છુપી નજરે જોવું તે; આંખ નાંખવી તે.

**હેરો,** પું૦ જાસુસ; ભેદુ; ચાર. ૨ ડેરો.

**હેરોફેરો,** પું૦ ફેરોઆંટો; જવું આવવું તે; ધક્કાખાવો તે.

**હેલ,** સ્ત્રી૦ એક ગાડી બોજો તે. ૨ બેડું; પાણી દૂધ વગેરે ભરેલાં બે પાત્ર જેટલો માથે ઉંચકેલો બોજો તે.:–પાણીડાંની હેલ. આજ સવારે એકલી, માથે હેલ ઉપાડી. પ્રા૦ કા૦ ૩ ભાર; બોજો; ભોર. ૪ મજુરી; વૈતરું; ઉંચકામણી.

**હેલકરી,** પું૦ મજુર; વૈતરો; ભારવાહ;માથે બોજો ઉઠાવનાર.

**હેલના,** સ્ત્રી૦ [ सं ] તિરસ્કાર; તરછોડ; અવગણના; અસંતોષ બનાવવો તે.

**હેલપટો,**પું૦ નકામો ફેરો; આંટો. ૨ મજુરી; વેઠ; મહેનત.

**હેલવું,** ક્રિ૦ અ૦ હળીજવું. ૨ ઝોલાંખાવાં.

**હેલા,** સ્ત્રી૦ [ सं. ] ચેષ્ટા; ચાળા; વિલાસ.

**હેલામાં,** અ૦ સપાટામાં; સહેજવારમાં; આંખ મીચતામાં એમ.

**હેલાલિ,** ન૦ [अ.] મુસલમાની ૩૫૪ દિવસનું વર્ષ.

**હેલિ,** પું૦ [ सं. ] સૂર્ય; રવિ; આદિત્ય.

**હેલી,** સ્ત્રી૦ ચાલુ અને ચાલુ વૃષ્ટિ થતી તે; સતત વરસાદ પડયા કરવો તે ૨ સખી; સાહેલી. ૩ એક જાતની દેશી–રાગિણી. ૪ બગલ. ૫ રાખ; ભસ્મ.

**હેલો,** પું૦ અફાળ; આંચકો; ધક્કે ઉંચુંનીચું થયા કરવું તે. ૨ હેલ; પુર; તરંગ, છોળ. ૩ નુકસાન; ખોટ. ૪ ઝપાટો; સપાટો.

**હેલ્શો,** પું હેલો; આંચકો.

**હેવા,** પું ટેવ; આદત; મહાવરો; અભ્યાસ ૨ મનગમો; પરિચય; સહવાસ.

**હેવાતન,** ન૦ સ્ત્રીની સધવા અવસ્થાતે;સૌભાગ્ય

**હેવાન,** ન૦ [ अ.हयवान् ] પશુ; ઢોર; જનાવર. ૨. વિ૦ ઢોરજેવું; અણુસમજુ; કમઅક્કલ.

**હેવાનિયત,** સ્ત્રી૦ પશુપણું; પાશવ. ૨ અણુસમજુપણું; નાદાનિયત; ઢોરપણું.

**હેવાલ,** પું૦ [फा.] હકીકત; વૃત્તાંત. ૨ વર્ણન; બ્યાન; આખ્યાન ૩ હાલત.

**હેષારવ,** પું૦ ઘોડાનો અવાજ; હણહણાટ; ખોખાર.

**હેળ,** સ્ત્રી૦ ટેવ; આદત; મહાવરો.

**હેળવવું,** ક્રિ૦ સ૦ પ્રેમભાવ કરાવવો; સ્નેહમાં લાવવું; પરિચય–સહવાસ કરાવવો. ૨ ટેવ પાડવી; સહવાસી કરવું; કેળવવું; પાળવું.

**હેં,** અ૦ અરે; અહો; આશું, એમ વિસ્મયવાદર્શક ઉદ્‌ગાર.

**હેંકવું,** ક્રિ૦ અ૦ ઝૂલવું; હિંચકા ખાવા. ૨ તંગીમાં હોવું.

**હેંકાર,** પું૦ હુંપદ; હુંપણાનું અભિમાન તે; અહંભાવ.

**હેંકારી,** વિ૦ અહંકારી; અભિમાની.

**હેંડવું,** ક્રિ૦ અ૦ ચાલવું; જવું; ગતિ કરવી.

**હેંશી,** વિ૦ આઠ વાર દસની સંખ્યા તે;૮૦.

**હેંઢિયો,** પું૦ ગળામાંનો શિંગોડા જેવો અવયવ; ગળાની ઘાંટી.

**હૈડું,** ન૦ છાતી; મન; અંતઃકરણ, ૨ યાદદાસ્ત.

**હૈણિયો,** સ્ત્રી૦ હૈણો; આકાશમાં ૭ તારાઓનું ઝુમખું દેખાય છે તે; મૃગશીર્ષ.

**હૈણો,** સ્ત્રી૦ હરણના આકારે રહેલા ૭ તારાઓનું જૂથ; મૃગશીર્ષ. ઉ૦ હૈણો લગીને હેઠી આવી.

**હૈતુક,** વિ૦ [ सं. ] હેતુવાળું હેતુસંબંધી.

**હૈયાચેળો,** પું૦ મનમાં ચિંતાની ગભરામણ થવી તે; ઠરાવ પર ન અવાય એવી ફિકર.

**હૈયાત,** વિ૦ [ फा. ] જીવતું; જીવંતું; સજીવ.

**હૈયાતી,** સ્ત્રી૦ હયાતી; અસ્તિત્વ; જીવિતાવસ્થા.

જોડ હોય છે. એક પગ અને એક પાંખ પાસેથી જોડાયેલાં તેમનાં શરીર હોય છે. જેની ઉપર એમની છાયા પડે તે રાજા થાય એવી અસલ માન્યતા છે. એ બળી જાય છે ને સ્વાતી નક્ષત્રમાં પાછું સજીવન થાય છે.

**હુરમત**, સ્રી૦ સાખ, પ્રતિષ્ઠા. ૨ આબરૂ; ઇજ્જત; માન-મર્તબો.

**હુરિયો**, પું૦ ફજેતો; ભવાડો. ૨ મજાક ઉડાવવી તે; હીહી કરી કાઢવું.

**હુલકું**, ન૦ ઓચિંતો ગભરાટ ફેલાવો તે; સંક્ષોભ; ઝાઝા માણસોના સમુદાયમાં કંઇક અણધાર્યા ઘોંઘાટથી નાસભાગ થઇ રહેવી તે; ભયની દોડાદોડી; ઉત્પાત.

**હુલડ**, ન૦ તોફાન; બખેડો; બંડ; બગાવો. ૨ સુલેહનો ભંગ; ફિતુરી ગડબડાટ; દંગો.

**હુલડખોર**, વિ૦, હુલડી; બંડખોર; તોફાની; સ્વામીદ્રોહી.

**હુલડાઈ**, સ્રી૦ હુલડી વર્તન તે; બંડખોરપણું.

**હુલડી**, વિ૦ હુલડખોર; તોફાની.

**હુલરાવવું**, ક્રિ૦ સ૦ બાળકને ઉછાળીને રમાડવું; ખીલવવું; ઉચ્કેરવું.

**હુલવું**, ક્રિ૦ અ૦ સમયાતીત થવું; ખલાસ થઇ જવું; બંધ પડવું; રત પસાર થવું.

**હુલામણું**, ન૦ લાડ દેખાડો; આનંદનું ઉભરણ; ઝુલણ. ૨ સ્નેહ ને ઉમળકાનું લડામણ તે.

**હુલાવું**, પું૦ ક્રિ૦ અ૦ પુરું થઇ જવું; બંધ પડવું; પતી રહેવું. ૨ ક્રિ૦ સ૦ લડાવવું. ૩ સમજાવવું.

**હુલાસ**, પું૦ ઉલ્લાસ; ઉમંગ; ઉત્સાહ.

**હુલ્લડ**, ન૦ હુલડ; તોફાન-મસ્તી; બંડ-બખેડો; ફિતુર.

**હુસન**, ન૦ [ અ. हुस्न ] ચહેરો; કાન્તિ; સુરત. ૨ સૌંદર્ય.

**હુસાહુસ**, અ૦ ઝટપટ; જ્યાં ત્યાં ઉતાવળે જેમ તેમ; ધાઇમાં:-હુસહુસ કામ કરી લીધું.

**હું**, સ૦ પહેલો પુરૂષ એક વચન-સર્વનામ; બોલનાર પોતે તે; જાતે પોતે-વ્યક્તિ વિશેષ પોતે.

**હું**, અ૦ હાં; હા, પ્રત્યુત્તરાત્મક ઉદ્ગાર તે; હુંકારો. ૨ હુંપણાના અભિમાનનો ઉદ્ગાર. ૩ ખામોશનો ઉદ્ગાર.

**હુંકવું**, ક્રિ૦ અ૦ તવપી રહેવું; ટમટમવું ૨ જલદી પુરૂં કરવું.

**હુંકાર**, પું૦ હુંકારો; 'સાંભળું છું' 'મારું ધ્યાન છે.' એમ દેખાડનારો પ્રત્યુદ્ગાર. ૨ ગર્વોદ્ગાર; તાડુકો; ખોંખારીને બોલવું તે.

**હુંકારો**, પું૦ હુંકાર.

**હુંઢી**, વિ૦ હીણપગુ; અપશુકનિયાળ; અશુભ ચિહ્નવાળું; ઍબવાળું. ૨ નિર્ભાગી; અકરમી.

**હુંડું**, ન૦ મોં; મુખ; મોંઢું; ૨ ઘાસનું ફૂમતું. ૩ છેડાના તંતુ.

**હુંડલો**, પું૦ ઝુંડલો; ટોપલો.

**હુંડિયામણ**, ન૦ હુંડી માટેનો વટાવ; પરદેશ નાણાં મળે એવી ચીઠી કરી આપવાનો બદલો તે, હુંડીની લાગત.

**હુંડી**, સ્રી૦ દેશ પરદેશ વચ્ચે નાણાંની આપ લે કરવાને ચલાવવામાં આવતી સાહુકારી ચીઠી તે; એક ગામ ભરેલાં નાણાં બીજે ગામ મળે એવો સાહુકારી કાગળ તે.

**હુંડે**, અ૦ એકજથે; જુમલે; ટોળે-સાથે.

**હુંઢળ**, સ્રી૦ હુંડળ; પહોળા કરેલા બે હાથ વચ્ચેના આહ તે; બાથ ૨ બે હાથે બાથમાં લેવાય એટલો જથ્થો તે. ૩ વિ૦ સહિયારું.

**હુંથિયુ**, ન૦ ગુંથિયુ; માટીના ગોળા ને માટલા વગેરે નીચ મૂકવાનો ઘાસનો વિંટો; ઉંઢરણું.

**હુંપણ**, ન૦ પોતાપણું; અહમહમિકા. ૨ પોતાપણાનું અભિમાન; અહંકાર. ૩ આપવડાઇ.

**હુંપણું**, ન૦ પોતાપણું. ૨ અહંતા.

**હુંપદ**, ન૦ પોતાપણાનું અભિમાન તે.

**હુંપદી**, વિ૦ અભિમાની; ગર્વી. આપ બડાઇ રાખનાર; અહંકારી.

**હુંફ**, સ્રી૦ ગરમાવો. ૨ સહાય; આશ્રય, ટેકો; પ્રતિભળ. ૩ સહાયતા; મદદ; કુમક.

**હુંફાયેલું**, વિ૰ ગરમાવાવાળું; અંદરના તપો-ટાવાળું; થોડું ગરમ.
**હુંફાવું**, ક્રિ૰ અ૰ હુંફ–ગરમી મળવી; ગરમી આવવી; ઉષ્ણતા આવવી; તપાવું
**હુંફાળું**, વિ૰ હુંફવાળું; ગરમી આપે એવું.
**હુંશ**, સ્ત્રી૰ હોંશ; કોડ; ઉમંગ; ઉત્સાહ. ૨ ભાવના; લાલસા.
**હુંશળમુસળ**, ન૰ ઘરગતુ કામનાં ઓજાર વગેરે તે. ખેડ માટે હળ, ખાંડવા માટે ઉખળ ને મુસળ વગેરે તે. પરણતા વરને સંસાર ચલાવવાનાં એ સાધન દેખાડી પુંખાય છે.
**હુંશિયાર**, વિ૰ હોશિયાર; ચાલાક; બાહોશ; ખબરદાર. ૨ કુશળ; કામ કરવે ઉસ્તાદ; ચતુર. ૩ સાવધાન; ન ભૂલે કે ન ગફલત કરે એવું. ૪ ઝટ સમજે–શીખે–કાર્ય કરે એવું.
**હુંશિયારી**, સ્ત્રી૰ હોશિયારી; બાહોશી; કાર્યકુશળતા.
**હુંશી**, વિ૰ ઉમંગી; કોડીલું; હોંશી.૨ ઉત્સાહી.
**હૂક**, પું૰ [ અ. ] આંકડો; છેડેથી વાળેલો ખીલો. ૨ (બાળ ભાષામાં) વાંદરો; મર્કટ. ૩ વાનરનું બોલવું–અવાજ તે.
**હૂકાહૂક**, સ્ત્રી૰ સામસામે મોટેથી હોકારા કરવા તે; જોસભરી તકરાર. ૨ વાંદરાંની ધુરકાધુરકી.
**હૂરી**, સ્ત્રી૰ પરી; અપ્સરા; દેવતાઈ સૌંદર્ય-વાળી નાજુક સ્ત્રી.
**હૂડ**, અ૰ છટ; હડ; તિરસ્કારી ઉદ્ગાર.:–હૂડધૂત.
**હૂણ**, પું૰ હિમાલય પારના અસલી રહેવા-સીઓ–એ જાતિના લોક મધ્ય એશિયામાં રહેતા હતા અને ઘોડાઓ પાળતા. એ લોકોએ હિંદ અને બીજા દેશો ઉપર ચઢી કેટલીકવાર રાજ્ય સત્તા ભોગવેલી ઇતિહા-સમાં પ્રસિદ્ધ છે. એ જંગલી અને ક્રૂર હતા. યુરોપને પણ એમણે થરથરાવ્યું હતું. અત્યારે પણ યુરોપમાં લડાયક વૃત્તિના ક્રૂર લોકને હૂણ વિશેષણ લગાડવામાં આવે છે.
**હૂપ**, અ૰ વાનરનું બોલવું તે.
**હૃત**, વિ૰ [ સં. ] હરાયેલું–લેવાયેલું, લુંટા-યેલું. છાનું લીધેલું.
**હૃદય**, ન૰ [ સં. ] હઇયું; કાળજું; અંતઃક-રણ. ૨ છાતી. ૩ ફેફસાં; હવાલેનારો લોહીને નાડીઓમાં ધકેલનારો છાતીમાંનો ધડકનો અવયવ. ૪ મન; અંદરના વિચાર; લાગણીઓ; કામનાઓ વગેરે તે.
**હૃદયભેદક**, વિ૰ કાળજું ભેદે એવું.
**હૃદયવેધક**, વિ૰ કાળજું વિંધી નાંખે એવું; કારી.
**હૃદયશૂન્ય**, વિ૰ વિચાર–લાગણી વગરનું; નિર્દય. ૨ સારી સંજ્ઞારહિત.
**હૃદયંગમ**, વિ૰ હૃદય–મનને ગમે–પસંદપડે એવું; આહ્લાદક; મજેનું; મનને રંજન કરે એવું.
**હૃષીકેશ**, પું૰ [ સં. ] વિષ્ણુ
**હૃષ્ટ**, વિ૰ [ સં. ] ખુશ; પ્રસન્ન.
**હૃષ્ટપુષ્ટ**, વિ૰ [ સં. ] આનંદે ખીલેલું; હોંશ-ભરેલું. ૨ શરીરે ગાતેલું; તાજું. ૩ જાડું; સ્થૂલ શરીરનું; ભરેલું.
**હે**, અ૰ [સં.] સંબોધક ઉદ્ગાર; બોલાવવાનો એવો ઉચ્ચાર. હે રામ ! ઓ; અરે; અયિ.
**હે**, સ્ત્રી૰ પરિપૂર્તિ; પ્રપૂર્ણતા તે; અક્ષયતા; હયાતી રહેવી તે.:–સામઠું ભરશો તો હે પૂરશે. ૨ હિમ્મત; ધીરજ; સબુરી.
**હેજ**, ન૰ હેત; માયા; પ્રીતિ. ઉ૦ હૈડામાં નહિ હેજ. ૨ ભેજ; મિનાશ; લુણો.
**હેઠ**, અ૰ નીચે; તળે; નીચલે ભાગે. ક્રિ૰ અમારા ગઢ હેઠ, કોણે તંબુ તાણ્યા.
**હેઠલાણ**, ન૰ હેઠેનો ભાગ તે; નીચેની જગા; બોયતળિયું.
**હેઠળ**, વિ૰ નીચે; હેઠે; નહિ ઉપર; ઉંચે નહિ એમ. ૨ ઉતરતું; નમતું; કમ; ઓછું:–શીખવામાં બધા એની હેઠળ.
**હેઠાણું**, વિ૰ નીચલું; તળેનું. ૨ ઉતરતું; હલકું; કમ.
**હેઠું**, વિ૰ નીચું; હેઠળ. ૨ કમ; ઓછું; ઉતરતું–હલકું. ૩ નમતું.
**હેઠે**, અ૰ નીચે–તળે. ક્રિ૰ પ્ર૰ હેઠે બેમવું= થાકીને શાંત પડવું; હારીને બેસવું. ૨ તાળવે જામવું.

હૈયાતોડ, વિ૦ સખત મહેનતનું; ભારે; હૈડું તૂટી જાય એવું સખત; જબ્બર.

હૈયાફૂટ, વિ૦ હૈયું-છાતી ફાટી જાય એવું; હૃદય ફાડી નાખે એવું:-હૈયાફાટ રોયો.

હૈયારખી, સ્ત્રી૦ છાતી જેટલો ઉંચો કઠેડો-ભિંત તે.

હૈયાસુનું, વિ૦ મન ઠેકાણે ન હોય એવું; શુનકણું; બેફામ; મૂઢ, અસ્વસ્થ અસ્થિર ચિત્તનું.

હૈયાહેડો, પું૦ અંતરનો અનુરાગ; આંતરિક પ્રેમની લાગણી તે.

હૈયું, ન૦ [ સ. हृदय. ] હૃદય; મન; અંતઃકરણ; છાતી, દિલ; હઇયું; હૈડું ૨ કાળજું; સ્થિર વિચારનું સ્થાન. ૩ સ્મરણશક્તિ; યાદદાસ્ત. ૪ હિમ્મત; ધીરજ. ક્રિ૦ પ્ર૦ હૈયાટવું હૈયું લેવું; મનથી નાસીપાસ નિરાશ થઇ જવું. રૂ૦ પ્ર૦ હૈયા ધારણ=સંતોષ લેવો. હૈયાનો હાર=અતિ પ્રિયજન; વલ્લભ. ઉ૦ હરિ હૈયાના હાર છો.

હો, અ૦ વારુ; ઠીક; સારુ; હા; બસ; પર્યાપ્ત, થયું. ૩ જરૂર; નક્કી; ખાતરી-સંમતિ આપવી તે. ૪ વદાયગીરી આપતાં કરાતો ઉદ્ગાર. ૫ અરે; ઓ.

હોઇયાં, અ૦ ઓડકારનો ઉદ્ગાર; ગળે ઉતરી ગયાનો ઉદ્ગાર, ક્રિ૦ પ્ર૦ હોઇયાં કરી જવું=હજમ કરીજવું; પચાવી નાખવું; ગળીજવું.

હોકારવું, ક્રિ૦ અ૦ હોકારો કરીને વારવું; ઠપકો દેવો; બીક બતાવવી. મ દેવો.

હોકાયંત્ર, પુ૦ દિશા બતાવનારું યંત્ર; મચ્છ-યંત્ર

હોકાર, પું૦ હોહાટ; ગડબડ; હોકારાઓનો અવાજ; બખાળા. ૨ ત્રાસ; તોફાનો પોકાર; બધનો ખુમારો.

હોકારો, પું૦ મોટો પોકાર, ધુમખરાડ; મોટો અવાજ; બરાડ; ત્રાડ.

હોકોરો, પું૦ ખુમારો; બરાડ; ત્રાડ.

હોકો, પું૦ હુક્કો; તમાકુની ધુણી લેવા-પીવાનું એક યંત્ર.

હોજ, પુ૦ [ अ. हयज ] પાણીનો કુંડ; પાણી ભરી રાખવાને બાંધેલી તગારડી જેવી નાની ટાંકી; ટાંકલી.

હોજક, સ્ત્રી૦ ઓઝટ; આડફટકો; અડાટ; બાજુનો ધક્કો તે ૨ ભૂતાદિકના ઓળાની છાયા પડી જવી તે. ૩ જમીનદાર અને ખેડુત વચ્ચેનો વાર્ષિક હિસાબ.

હોજરી, સ્ત્રી૦ મોંએ ગળેલો ખોરાક પેટમાં જે કોથળીમાં જઇ પડે છે તે; ઉદર; પેટ; જઠર.

હોજરું ન૦ પેટ; ઉદર. ક્રિ૦પ્ર૦ હોજરું ભરવું ખાવું; જમવું.

હોઠ, પુ૦ [ सं. ओष्ठ ] મોંની ફાડની ઉપર નીચેની જાડી ચામડી; ઓઠ. ક્રિ. પ્ર૦ હોઠ હલાવવા=બોલવું. હોઠ ફફડે=ધ્રૂજે, હોઠે ચાવી રહેવું=બોલીએ એટલીજ વાર.

હોડ, સ્ત્રી૦ સરત; આમ થાય તો આમ કરવું કે કરીશ, એવી પ્રતિજ્ઞા તે; પણ; વચન; હડપ. ૨ સરસાઇ. ક્રિ૦પ્ર૦ હોડ બકવી-મારવી=સરત કરવી. ૩ કારજનો કબાલો-કરાર.

હોડકું, ન૦ નાની હોડી; પનાઇ, નૌકા; બોટ. ૨ હોડકાના ઘાટનું લગ ગોળ કાચલું.

હોડવું, ક્રિ૦અ૦ સોડવું; પીમળવું; ફોરવું; વાસ ઉડવી ૨ ઓઢવું; ઢાંકવું; કપડા વગેરેથી ઢાંકવું; અંતરપટથીઢેરો; આચ્છાદવું; ઉપર ઢાંકવું.

હોડી, સ્ત્રી૦ મછવો; પનાઇ, બોટ.

હોડો, પું૦ ઓઢો; ઢાંકણ; પરિચ્છદ; ઓઢવાનું વસ્ત્ર ૨ મોજું; તરંગ, લોઢ.

હોણ, અ૦ આ સાલ; ચાલુ વર્ષ.-હોણ આજો વરસાદ નથી.

હોતા, પું૦ [ सं. ] યજ્ઞમાં મંત્ર ભણી હોમનાર મુખ્ય માણસ; હોમ કરનાર.

હોત્ર, પુ૦ હવનનો કુંડ; વેદી, અગ્નિ રાખવાનું ઠેકાણું.

હોત્રી, વિ૦ હોમ-હવન કરનાર, બલિઆપનાર તે.

હોદ્દેદાર, વિ૦ અધિકારી; અમલદાર; કામદાર.

હોદ્દો, પું૦ પદવી; દરજ્જો; મોટાઈની જગા તે. ૨ અધિકાર; સત્તા. ૩ હાથી ને ઘોડા પર બેસવાને બનાવેલી સુંદર બેઠક; સાજ સામાન; અંબાડી ૪ માન મર્તબો.

હોન, પું૦ એક જાતનો અસલી સોનાનો સિક્કો.

હોનાર, વિ૦ થનાર; બનનાર; ભાવી.

હોનારત, સ્ત્રી૦ અકસ્માત; બનનાર કે બનેલો અણુચિંતવ્યો બનાવ તે. ૨ ભવિષ્ય; ભવિતવ્ય; પ્રારબ્ધ વગેરે તે. રસ્તે કંઈ હોનારત થાય તો સંભાળજો.

હોરૂ, સ્ત્રી૦ સોપ; બીક; ભય; ધાસ્તી.

હોબાળો, પું૦ મોટો ધાંધાટિયો બનાવ; મોટી ધુમધડાક. ૨ ભવાડો; ફજેતો. ૩ લોકમાં ધુમાડો કે ચર્ચા ચાલે એવો બનાવ તે. ૪ ઉંધિયા પર મૂકેલું તાપનું ભડકું.

હોમ, પું૦ [ સં. ] હોમવાનું કર્મ અને તેને લગતો વિધિ તે; યજ્ઞ; હવન.

હોમવું, ક્રિ૦ સ૦ ઉછાળીને અગ્નિકુંડમાં નાંખવુ; આહુતિ આપવી; પ્રજ્વલિત અગ્નિને અર્પણ કરવું. ૨ ચઢાવવું; વધેરવું; દેવાદિને બલિ તરીકે આપવું. ૩ ઝગડામાં નાંખવું; પચાતીમાં પડે-બખેડામાં ગુંચવાય એમ વગર વિચારે કોઈને કોઈ બાબતમાં ઉતારવું- નાંખવું તે.

હોમાવું, ક્રિ૦અ૦ ઝંપલાવું; ઝગડામાં પડવુ.

હોય, અ૦ હશે, ખેર, એમ પણ બને, એવા અર્થમાં વપરાય છે. ૨ સંમતિ અર્થે; ભલે એમ.

હોયહોય, અ૦ હાયહાય.

હોરમાન, વિ૦ અપર, અવર, બીજું. ઓરમાન; સૌક્યનું; જોડાનું; માતાપિતાની સમાન સગાઈનું પણ એકોદર નહિ એવું.

હોરવવું, ક્રિ૦ ગમવું; ચેન પડવું; સોરવવું. ૨ છોલવું.

હોરવું, ક્રિ૦ સ૦ વચાતું લેવું; ખરીદવું. ઉ૦ દુપટ્ટા હોર્યા તે પોતાને કાજે રાજ. ૨ માગી લઈઆવવું; બિરાજ ભેગું કરવું. ૩ ઓરવું; બોલવું.

હોરા, સ્ત્રી૦ [ અ. ] અઢી ઘડી જેટલો વખત તે; મેષાદિ રાશિનો અર્ધ કાળ તે. જ્યોતિષમાં. ૨ ભવિષ્ય. ૩ રેખા; ચિહ્ન વગેરે. ૪ લગ્ન; સંધિકાળ.

હોરામણ, ન૦ વહોરામણ; ખરીદી; હોરવું તે. ૨ મુઆમણ.

હોરી, સ્ત્રી૦ એક ફાગ રાગ; લાવણી ॥ હમે ગવાતી એક રાગિણી. ૨ વહોરી

હોરો, પુ૦ વહોરો.

હોલ, સ્ત્રી૦ તમણ, ચારી; જમીન ખોદીને કરેલી ચૂલ. ૨ ભય; બીક; ધાસ્તી.

હોલવણ, ન૦ હોલાણ; હોલાઈ જવું તે.

હોલવવું, ક્રિ૦ સ૦ બુઝવવું; શાંતપાડવું; ટાઢુંકરવું. ૨ સમજાવવું; પતાવવું; શમાવવું.

હોલાણ, ન૦ હોલવણ.

હોલિકા, સ્ત્રી૦ [ સં ] ફાગણ સુદ પુનમને દિવસે પડતો એક તહેવાર; હોળી; હુતાશણી.

હોલેદિલ, વિ૦ અસ્થિર મનનું, ઉડેલ; ફટકેલું. ૨ ભોળું.

હોલો, પું૦ કબુતરથી સહેજ નાનું રાંખોડિયા રંગનું એક પંખી; કપોત. ૨ ઓમો; મુખ્ય ચુલાની ઝાળ ને તાપ જાય એવી તેની જોડેની બખોલ તે.

હોવા, પું૦ હોહા; પીવાર; બખાળા; ગડબડ.

હોવાવું, ક્રિ૦અ૦ ગભરાટમાં આમ તેમ અથડાવું; મુંઝાવું; ગુંચવાવું; કિટાળાવું. ૨. અકળાવું; ગભરાવું.

**હોવું**, ક્રિ૦અ૦ રહવું; બનવું; હયાતીમાં આવવું.

**હોવે**, અ૦ હા; અલબત. ૨ અવશ્ય; જરૂર એમ.

**હોશ**, સ્ત્રી૦ ભાન; શુદ્ધિ; ચેતના. ૨ શક્તિ; બળ; સત્વ, તેજસ્વિતા; તેજી. ૩ હોશિયારી.

**હોશિયાર** વિ૦ [ फा. ] કુશળ; નિપુણ; ખબરદાર; કાબેલ; ચતુર, ચાલાક. ૨ કારીગર; આવડતવાળું;

**હોશિયારી**, સ્ત્રી૦ નિપુણતા; કાબેલિયત; ચતુરાઇ; ચાલાકી. ૨ ખબરદારી.

**હોશે**, અ૦ હસી. ૨ હોંસે; ઉલટે—એમ.

**હોમાન**, ન૦ ઉપકાર; ભાર; પાડ. ૨ કૃપા; મહેરબાની. ૩ ચહેરાની ભભક.

**હોહળાઇ**, સ્ત્રી૦ સોસળાઇ, અલક્ષ; અનવધાનપણું; બેદરકારી. ૨ આળસાઇ.

**હોહળું**, વિ૦ અનવધાની, બેદરકાર; આળસુ, નલક્ષ રાખે એવું. ૨ ભુલકણું; ભોળું.

**હોહા**, સ્ત્રી૦ ઘોંઘાટ, ગડબડ; ધાંધલ—ધમાલ. ૨ જાહેરાત.

**હોળ**, ન૦ હળ, સાંતી.

**હોળવું**, ક્રિ૦ સ૦ કાંસકીથી વાળની આંટીઓ કાઢી સાફ કરવું; વાળ ઠીક કરવા; સમારવું; સીધુંકરવું; ઓળબંધ કરવું :—માથું હોળવું

**હોળાઇયો**, પુ૦ ઓળાઓ; પૂર્ણતા દેખાડનારો, ) આવો અર્ધચંદ્રાકાર—ગણિતમાં:— ૧૦૦ ) પ્રા. ઘેરૈયો.

**હોળાયાં**, ન૦ હોળીમાં નાંખવાનાં નાનાં છાણાં.

**હોળિયાં**, ન૦ હોળાયાં.

**હોળિયો**, પુ૦ ઘેરૈયો, રાગ ગાનારો.

**હોળી**, સ્ત્રી૦ [ सं. होलिका ] ફાગણ સુદ પુનમે પડતો ( એક મોટા ઉત્સવનો ) તહેવાર; મોટી જ્વાળા પ્રકટતી વસંત પલ્લવ ને રજિ મંજરી હોમવાનો દિવસ. ૨ મોટી ઉદ્વેગકારક ચિંતા તે; મોટા ઉતાપો એના નામની હોળી. રૂ. પ્ર૦ હોળીનું નાળિયેર=ઉદ્ધત આગેવાન; એકદમ વગર વિચારે કૂદી પડનાર. હોળી વાળવી=નુકસાન કરવું; ખરાબી કરવી તે.

**હોળૈયો**, પું૦ હોળાઇયો. ૨ ઘેરૈયો, રાગ ગાનારો—છોકરો.

**હોંશ**, સ્ત્રી૦ હોશ; ઉમંગ; ઉલટ; -ઉત્સાહ, ઉત્કટભાવ; ઓરિયો; મનોભાવ.

**હોંસાતુસી**, સ્ત્રી૦ સ્પર્ધા; હરિફાઇ; સરસાઇ. ૨ ધમાલ; ધાંધલ, લેવાદેવાની ધામ.

**હોંસિયાર**, જુઓ૦ હોશિયાર.

**હોંસીલું**, વિ૦ ઉમંગી, ઉત્સાહી, ભાવનાવાળું.

**હોમ્ય**, વિ૦ [ सं. ] હોમવાને યોગ્ય દ્રવ્ય તે; ઘૃત; ઘી, તૂપ.

**હ્રદ**, પું૦ [ सं. ] ધરો; પાણીનો ખાડો; ઓખ; ગર્ત. ઉ૦ પરિખાના હ્રદ પાણી ભર્યાં.

**હ્રાસ**, પું૦ [ सं. ] ઘટાડો; ક્ષય, નાશ; લય ધીરે ધીરે ઓછુંથવું તે.

**હ્રસ્વ**, વિ૦ [ सं ] લઘુ; ટૂંકું; નાનું; અલ્પ; ટૂંકા ઉચ્ચારનું.

**હ્રી**, સ્ત્રી૦ [ सं. ] લાજ, શરમ; ત્રપા ૨ મર્યાદા.

**હ્રીમ**, [ सं. ] લક્ષ્મીનો બીજમંત્ર.

**હ્લાદ**, પું૦ [ सं ] આનંદ; હર્ષ; ઉમંગ ૨ ૩ સુપર્ણીન; બોજમંત્ર.



ગુજરાતી ભાષાનો કોષ સંપૂર્ણ.